॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચિ

—■—

## (રેખાચિત્ર)



—■—

ॐ શ્રીપરમાત્મને નમઃ

# પ્રાક્કથન

વંશીધરં તોત્ત્રધરં નમામિ મનોહરં મોહહરં ચ કૃષ્ણમ્ ।
માલાધરં ધર્મધુરન્ધરં ચ પાર્થસ્ય સારથ્યકરં ચ દેવમ્ ॥
કર્તવ્યદીક્ષાં ચ સમત્વશિક્ષાં જ્ઞાનસ્ય ભિક્ષાં શરણાગતિં ચ ।
દદાતિ ગીતા કરુણાર્દ્રભૂતા કૃષ્ણેન ગીતા જગતો હિતાય ॥
સંજીવની સાધકજીવનીયં પ્રાપ્તિં હરેર્વૈ સરલં બ્રવીતિ ।
કરોતિ દૂરં પથિવિઘ્નબાધાં દદાતિ શીઘ્રં પરમાત્મસિદ્ધિમ્ ॥[1]

# ગીતાનો મહિમા

શ્રીમદ્ભગવદ્ગીતાનો મહિમા અગાધ અને અસીમ છે. આ ભગવદ્ગીતા ગ્રંથ પ્રસ્થાનત્રયમાંનો માનવામાં આવે છે. મનુષ્યમાત્રના ઉદ્ધારને માટે ત્રણ રાજમાર્ગો 'પ્રસ્થાનત્રય'ના નામથી ઓળખવામાં આવે છે - એક વૈદિક પ્રસ્થાન છે, જેને 'ઉપનિષદ્' કહે છે; એક દાર્શનિક પ્રસ્થાન છે, જેને 'બ્રહ્મસૂત્ર' કહે છે અને એક સ્માર્ત પ્રસ્થાન છે, જેને 'ભગવદ્ગીતા' કહે છે. ઉપનિષદોમાં મંત્ર છે, બ્રહ્મસૂત્રમાં સૂત્ર છે અને ભગવદ્ગીતામાં શ્લોક છે. ભગવદ્ગીતામાં શ્લોકો હોવા છતાં પણ ભગવાનની વાણી હોવાથી એ મંત્રો જ છે. આ શ્લોકોમાં બહુ જ ઊંડા અર્થ ભરેલા હોવાથી એમને સૂત્રો પણ કહી શકાય છે. 'ઉપનિષદ્' અધિકારી મનુષ્યોના કામની ચીજ છે અને 'બ્રહ્મસૂત્ર' વિદ્વાનોના કામની ચીજ છે; પરંતુ 'ભગવદ્ગીતા' બધાયના કામની ચીજ છે.

ભગવદ્ગીતા એક બહુ જ અલૌકિક અને વિલક્ષણ ગ્રંથ છે. એમાં સાધકને માટે ઉપયોગી સઘળી સામગ્રી મળે છે, ચાહે તે કોઈ પણ દેશની, કોઈ પણ વેશની, કોઈ પણ સમુદાયની, કોઈ પણ સંપ્રદાયની, કોઈ પણ વર્ણની કે કોઈ પણ આશ્રમની વ્યક્તિ કેમ ન હોય. એનું કારણ એ છે કે એમાં કોઈ સમુદાયવિશેષની નિંદા કે પ્રશંસા નથી, પરંતુ વાસ્તવિક તત્ત્વનું જ વર્ણન છે. વાસ્તવિક તત્ત્વ (પરમાત્મા) છે, જે પરિવર્તનશીલ પ્રકૃતિ અને પ્રકૃતિજન્ય પદાર્થોથી સર્વથા અતીત અને સકળ દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેમાં નિત્ય-નિરંતર એકરસ-એકરૂપ રહેવાવાળું છે. જે મનુષ્ય જ્યાં છે અને જેવો છે, વાસ્તવિક તત્ત્વ ત્યાં તેવું જ પૂર્ણરૂપે વિદ્યમાન છે. પરંતુ પરિવર્તનશીલ પ્રકૃતિજન્ય વસ્તુઓ અને વ્યક્તિઓમાં રાગ-દ્વેષને કારણે તેનો અનુભવ નથી થતો. સર્વથા રાગ-દ્વેષરહિત થતાં તેનો આપોઆપ અનુભવ થઈ જાય છે.

ભગવદ્ગીતાનો ઉપદેશ મહાન અલૌકિક છે. એના ઉપર કેટલીય ટીકાઓ થઈ ગઈ અને કેટલીય ટીકાઓ થતી જ રહી છે, છતાં પણ સંત-મહાત્માઓ અને વિદ્વાનોના મનમાં ગીતાના નવા-નવા ભાવો પ્રગટ થતા રહે છે. આ ગંભીર ગ્રંથ ઉપર ગમે તેટલો વિચાર કરવામાં આવે, તોપણ એનો કોઈ પાર નથી પામી શકતું. એમાં જેમ-જેમ ઊંડા ઊતરતા જઈએ છીએ, તેમ ને તેમ એમાંથી ઊંડી વાતો મળતી જાય છે. જો એક સારા વિદ્વાન પુરુષના ભાવોનો પણ જલદી અંત નથી આવતો, તો પછી જેમનું નામ, રૂપ વગેરે યાવન્માત્ર અનંત છે, એવા ભગવાન દ્વારા કહેવાયેલાં વચનોમાં ભરેલા ભાવોનો અંત આવી જ કેવી રીતે શકે?

આ નાનકડા ગ્રંથમાં એટલી વિલક્ષણતા છે કે પોતાનું વાસ્તવિક કલ્યાણ ઇચ્છવાવાળો કોઈ પણ વર્ણ, આશ્રમ, દેશ, સંપ્રદાય, મત વગેરેનો કોઈ પણ મનુષ્ય કેમ ના હોય, આ ગ્રંથને વાંચતાં જ તેનાથી આકર્ષાઈ જાય છે. જો મનુષ્ય આ ગ્રંથનું થોડુંક પણ પઠન-પાઠન કરે તો એને એમાંથી પોતાના ઉદ્ધારને માટેના બહુ જ સંતોષજનક ઉપાયો મળે છે. પ્રત્યેક દર્શનના અલગ-અલગ અધિકારી હોય છે, પણ ગીતાની એ વિલક્ષણતા છે કે પોતાનો ઉદ્ધાર ઇચ્છવાવાળા સઘળે-સઘળા એના અધિકારી છે.

ભગવદ્ગીતામાં સાધનોનું વર્ણન કરવામાં, વિસ્તારપૂર્વક સમજાવવામાં અને પ્રત્યેક સાધનને અનેક વાર કહેવામાં સંકોચ નથી કરવામાં આવ્યો, છતાં પણ ગ્રંથનું કદ નથી વધ્યું. આવો સંક્ષેપમાં વિસ્તૃત, યથાર્થ અને સઘળી વાત બતાવવાવાળો બીજો કોઈ ગ્રંથ નથી જોવા મળતો. પોતાના કલ્યાણની ઉત્કટ

---

૧. 'જેમણે પોતાના હાથોમાં વાંસળી અને ચાબુક અને ગળામાં દિવ્ય માળા ધારણ કરેલી છે તથા જેઓ પ્રાણીઓનાં મનને હરી લેવાવાળા છે, તે પાર્થસારથિ ધર્મધુરન્ધર દિવ્યસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ કરું છું.'

'ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા ગવાયેલી કરુણાભીની ગીતા જગતના હિત માટે કર્તવ્યની દીક્ષા, સમતાનો બોધ, જ્ઞાનની ભિક્ષા અને શરણાગતિનું તત્ત્વ પ્રદાન કરવાવાળી છે.'

'પરમાત્મપ્રાપ્તિને સરળ બનાવનારી અને સાધકોનું જીવન આ 'સાધક-સંજીવની' સાધન-પથની વિઘ્ન-બાધાઓને દૂર કરીને શીઘ્ર પરમાત્મપ્રાપ્તિરૂપી પરમસિદ્ધિ પ્રદાન કરવાવાળી છે.'

અભિલાષાવાળા મનુષ્યો દરેક પરિસ્થિતિમાં પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી શકે છે; યુદ્ધ જેવી ઘોર પરિસ્થિતિમાં પણ પોતાનું કલ્યાણ કરી શકે છે – આ રીતે વ્યવહારમાત્રમાં પરમાર્થની કલા ગીતામાં શીખવવામાં આવી છે. આથી એની બરોબરીનો બીજો કોઈ ગ્રંથ જોવામાં નથી આવતો.

ગીતા એક પ્રાસાદિક ગ્રંથ છે. એનો આશ્રય લઈને પાઠ કરવામાત્રથી ઘણા વિચિત્ર, અલૌકિક અને શાંતિદાયક ભાવો સ્ફુરિત થાય છે. એનો એકાગ્ર મનથી પાઠ કરવામાત્રથી ઘણી જ શાંતિ મળે છે. એની એક વિધિ એવી છે કે પહેલાં ગીતાનો આખો શ્લોક અર્થસહિત કંઠસ્થ કરી લેવામાં આવે, પછી એકાંતમાં બેસીને ગીતાના અંતિમ શ્લોક **'યત્ર યોગેશ્વરઃ કૃષ્ણઃ....'** - અહીંથી લઈને ગીતાના પહેલા શ્લોક **'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે'** - અહીં સુધી પુસ્તક વિના ઊલટો પાઠ કરવામાં આવે તો ઘણી શાંતિ મળે છે. જો દરરોજ પૂરી ગીતાનો એક કે અનેક વખત પાઠ કરવામાં આવે તો એનાથી ગીતાના વિશેષ અર્થો સ્ફુરિત થાય છે. મનમાં કોઈ શંકા થાય તો પાઠ કરતાં-કરતાં એનું સમાધાન થઈ જાય છે.

વાસ્તવમાં આ ગ્રંથના મહિમાનું વર્ણન કરવામાં કોઈ પણ સમર્થ નથી. ખરેખર, અનંત મહિમાશાળી ગ્રંથના મહિમાનું વર્ણન કોણ કરી શકે?

## ગીતાનું ખાસ લક્ષ્ય

ગીતા કોઈ વાદને લઈને નથી ચાલતી અર્થાત્ દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશુદ્ધાદ્વૈત, અચિંત્યભેદાભેદ વગેરે કોઈ પણ વાદને, કોઈ એક સંપ્રદાયના કોઈ એક સિદ્ધાંતને લઈને ચાલતી નથી. ગીતાનું મુખ્ય લક્ષ્ય એ છે કે મનુષ્ય કોઈ પણ વાદ, મત કે સિદ્ધાંતને માનવાવાળો કેમ ના હોય, તેનું પ્રત્યેક પરિસ્થિતિમાં કલ્યાણ થઈ જાય, તે કોઈ પણ પરિસ્થિતિમાં પરમાત્મપ્રાપ્તિથી વંચિત ન રહે; કેમ કે જીવમાત્રનો મનુષ્યયોનિમાં જન્મ કેવળ પોતાના કલ્યાણને માટે જ થયો છે. સંસારમાં એવી કોઈ પણ પરિસ્થિતિ નથી, જેમાં મનુષ્યનું કલ્યાણ ન થઈ શકતું હોય. કારણ કે પરમાત્મતત્ત્વ પ્રત્યેક પરિસ્થિતિમાં સમાન રૂપે વિદ્યમાન છે. આથી સાધકની સામે કોઈ પણ અને ગમે તેવી પણ પરિસ્થિતિ આવે, તેનો કેવળ સદુપયોગ કરવાનો છે. સદુપયોગ કરવાનો અર્થ છે— દુઃખદાયી પરિસ્થિતિ આવતાં સુખની ઇચ્છાનો ત્યાગ કરવો; અને સુખદાયી પરિસ્થિતિ આવતાં સુખભોગની તથા 'એ સુખની પરિસ્થિતિ કાયમ રહે' એવી ઇચ્છાનો ત્યાગ કરવો અને તેને બીજાઓની સેવામાં લગાવવી. આ રીતનો સદુપયોગ કરવાથી મનુષ્ય દુઃખદાયી અને સુખદાયી— બન્ને પરિસ્થિતિઓથી પર થઈ જાય છે અર્થાત્ તેનું કલ્યાણ થઈ જાય છે.

સૃષ્ટિની પૂર્વે પરમાત્મામાં 'હું એક જ અનેક રૂપોમાં થઈ જાઉં.' એવો સંકલ્પ થયો. આ સંકલ્પથી એક જ પરમાત્મા પ્રેમવૃદ્ધિની લીલાને માટે, પ્રેમનું આદાન-પ્રદાન કરવાને માટે પોતે જ શ્રીકૃષ્ણ અને શ્રીજી (શ્રીરાધાજી)— આ બે રૂપોમાં પ્રગટ થઈ ગયા. એ બંનેએ પરસ્પર લીલા કરવાને માટે એક રમત આદરી. એ રમતને માટે પ્રભુના સંકલ્પથી અનંત જીવોની (કે જે અનાદિકાળથી હતા) અને રમતના પદાર્થો (શરીર વગેરે)ની સૃષ્ટિ થઈ. રમત ત્યારે જ થાય છે, જ્યારે બંને તરફના રમનારાઓ સ્વતંત્ર હોય. એટલા માટે ભગવાને જીવોને સ્વતંત્રતા પ્રદાન કરી. આ રમતમાં શ્રીજીનું તો કેવળ ભગવાનની તરફ જ આકર્ષણ રહ્યું, રમતમાં એમનાથી ભૂલ ના થઈ. આથી શ્રીજી અને ભગવાનમાં પ્રેમવૃદ્ધિની લીલા થઈ. પરંતુ બીજા જેટલા જીવો હતા, એ બધાએ ભૂલથી સંયોગજન્ય સુખને માટે રમતના પદાર્થો (ઉત્પત્તિ વિનાશશીલ પ્રકૃતિજન્ય પદાર્થો)ની સાથે પોતાનો સંબંધ માની લીધો, જેથી તેઓ જન્મ-મરણના ચક્કરમાં પડી ગયા!

રમતના પદાર્થો કેવળ રમતને માટે જ હોય છે, કોઈના વ્યક્તિગત નથી હોતા. પરંતુ એ જીવો રમત રમવાનું તો ભૂલી ગયા અને મળેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને રમતના પદાર્થોને અર્થાત્ શરીર વગેરેને વ્યક્તિગત માનવા લાગી ગયા. આથી તેઓ એ પદાર્થોમાં ફસાઈ ગયા અને ભગવાનથી સર્વથા વિમુખ થઈ ગયા. હવે જો એ જીવો શરીર વગેરે ઉત્પત્તિ વિનાશશીલ પદાર્થોથી વિમુખ થઈને ભગવાનની સન્મુખ થઈ જાય, તો તેઓ જન્મ-મરણરૂપી મહાન દુઃખથી સદાને માટે છૂટી જાય. આથી જીવો સંસારથી વિમુખ થઈને ભગવાનની સન્મુખ થઈ જાય અને ભગવાનની સાથેના પોતાના નિત્યયોગ (નિત્યસંબંધ)ને પિછાણી લે - એટલા જ માટે ભગવદ્ગીતાનો આવિર્ભાવ થયો છે.

## ગીતાનો યોગ

ગીતામાં 'યોગ' શબ્દના ઘણા વિચિત્ર – વિચિત્ર અર્થો છે. એમના આપણે ત્રણ વિભાગ કરી શકીએ છીએ–

(૧) **'યુજિર્ યોગે'** ધાતુથી બનેલો **'યોગ'** શબ્દ, જેનો અર્થ છે – સમરૂપ પરમાત્માની સાથે નિત્યસંબંધ જેમ કે **'સમત્વં યોગ ઉચ્યતે'** (અ. ૨/૪૮) વગેરે. આ જ અર્થ ગીતામાં મુખ્યત્વે આવ્યો છે.

(૨) **'યુજ્ સમાધૌ'** ધાતુથી બનેલો **'યોગ'** શબ્દ, જેનો અર્થ છે – ચિત્તની સ્થિરતા અર્થાત્ સમાધિમાં

સ્થિતિ; જેમ કે **'યત્રોપરમતે ચિત્તં નિરુદ્ધં યોગસેવયા'** (અ. ૬/૨૦) વગેરે.

(૩) **'યુજ્ સંયમને'** ધાતુથી બનેલો **'યોગ'** શબ્દ, જેનો અર્થ છે – સંયમન, સામર્થ્ય, પ્રભાવ; જેમ કે **'પશ્ય મે યોગમૈશ્વરમ્'** (અ. ૯/૫) વગેરે.

ગીતામાં જ્યાં ક્યાંય **'યોગ'** શબ્દ આવ્યો છે તેમાં ઉપર્યુક્ત ત્રણેમાંથી એક અર્થની પ્રધાનતા અને બાકીના બે અર્થોની ગૌણતા છે; જેમ કે – **'યુજિર્ યોગે'** વાળા **'યોગ'** શબ્દમાં સમતા (સંબંધ)ની પ્રધાનતા છે, પરંતુ સમતા આવતાં સ્થિરતા અને સામર્થ્ય[1] પણ આપોઆપ આવી જાય છે. **'યુજ્ સમાધૌ'** વાળા **'યોગ'** શબ્દમાં સ્થિરતાની પ્રધાનતા છે, પરંતુ સ્થિરતા આવતાં સમતા અને સામર્થ્ય પણ આપોઆપ આવી જાય છે. **'યુજ્ સંયમને'** વાળા **'યોગ'** શબ્દમાં સામર્થ્યની પ્રધાનતા છે, પરંતુ સામર્થ્ય આવતાં સમતા અને સ્થિરતા પણ આપોઆપ આવી જાય છે. આથી ગીતાનો **'યોગ'** શબ્દ ઘણો વ્યાપક અને ગંભીર અર્થવાળો છે.

'પાતંજલયોગદર્શન'માં ચિત્તવૃત્તિઓના નિરોધને **'યોગ'** નામથી કહેવામાં આવ્યો છે **'યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ'** (૧/૨) અને એ યોગનું પરિણામ બતાવ્યું છે – દ્દષ્ટાની સ્વરૂપમાં સ્થિતિ થઈ જવી – **'તદા દ્રષ્ટુઃ સ્વરૂપેઽવસ્થાનમ્'** (૧/૩). આ રીતે 'પાતંજલયોગદર્શન'માં યોગનું જે પરિણામ બતાવવામાં આવ્યું છે, એને જ ગીતામાં **'યોગ'** નામથી કહેવામાં આવ્યું છે (અ. ૨/૪૮, અ. ૬/૨૩). તાત્પર્ય એ છે કે ગીતા ચિત્તવૃત્તિઓથી સર્વથા સંબંધ–વિચ્છેદપૂર્વક સ્વતઃસિદ્ધ સમ-સ્વરૂપમાં થવાવાળી સ્વાભાવિક સ્થિતિને યોગ કહે છે. એ સમતામાં સ્થિતિ (નિત્યયોગ) થઈ જતાં પછી કદી તેનાથી વિયોગ નથી થતો, કદી વૃત્તિરૂપતા નથી થતી, કદી વ્યુત્થાન નથી થતું. વૃત્તિઓનો નિરોધ થઈ જતાં તો નિર્વિકલ્પ અવસ્થા થાય છે, પરંતુ સમતામાં સ્થિતિ થઈ જતાં 'નિર્વિકલ્પ બોધ' થાય છે. 'નિર્વિકલ્પ બોધ' અવસ્થાતીત અને સઘળી અવસ્થાઓનો પ્રકાશક છે.

સમતા અથવા નિત્યયોગનો અનુભવ કરાવવાને માટે ગીતામાં ત્રણ યોગમાર્ગોનું વર્ણન કરવામાં આવ્યું છે – કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ. સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – આ ત્રણે શરીરોનો સંસારની સાથે અભિન્ન સંબંધ છે. આથી આ ત્રણેને બીજાંઓની સેવામાં વાપરવાં એ કર્મયોગ થયો; પોતે એમનાથી અસંગ થઈને પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય – એ જ્ઞાનયોગ થયો; અને પોતે ભગવાનને સમર્પિત થઈ જાય – એ ભક્તિયોગ થયો. આ ત્રણેય યોગોને સિદ્ધ કરવાને માટે અર્થાત્ પોતાનો ઉદ્ધાર કરવાને માટે મનુષ્યને ત્રણ શક્તિઓ મળેલી છે – (૧) કરવાની શક્તિ (બળ), (૨) જાણવાની શક્તિ (જ્ઞાન) અને (૩) માનવાની શક્તિ (વિશ્વાસ). કરવાની શક્તિ નિઃસ્વાર્થભાવથી સંસારની સેવા કરવાને માટે છે, જે કર્મયોગ છે; જાણવાની શક્તિ પોતાના સ્વરૂપને જાણવાને માટે છે, જે જ્ઞાનયોગ છે અને માનવાની શક્તિ ભગવાનને પોતાના તથા પોતાને ભગવાનના માનીને સર્વથા ભગવાનને સમર્પિત થવાને માટે છે, જે ભક્તિયોગ છે. જેનામાં કરવાની રુચિ અધિક છે, તે કર્મયોગનો અધિકારી છે. જેનામાં પોતાની જાતને જાણવાની જિજ્ઞાસા અધિક છે, તે જ્ઞાનયોગનો અધિકારી છે. જેનાં ભગવાન ઉપર શ્રદ્ધા-વિશ્વાસ અધિક છે, તે ભક્તિયોગનો અધિકારી છે. આ ત્રણેય યોગમાર્ગ પરમાત્મપ્રાપ્તિનાં સ્વતંત્ર સાધન છે. બીજાં બધાં જ સાધનો આ ત્રણેયની અંતર્ગત આવી જાય છે.[2]

બધાં જ સાધનોનું ખાસ કામ છે – જડતાથી સંબંધ-વિચ્છેદ કરવો. આથી જડતાથી સંબંધ–વિચ્છેદ કરવાની પ્રણાલીઓ (સાધનો)માં તો ફરક રહે છે, પરંતુ જડતાથી સંબંધ–વિચ્છેદ થતાં બધાં જ સાધનો એક થઈ જાય છે અર્થાત્ અંતે બધાં જ સાધનોથી એક જ સમરૂપ

---

૧. ભગવાનમાં સંસારમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય વગેરેનું જે સામર્થ્ય છે, તે સામર્થ્ય યોગીમાં નથી આવતું – **'જગદ્વ્યાપારવર્જમ્'** (બ્રહ્મસૂત્ર ૪/૪/૧૭). યોગીમાં જે સામર્થ્ય આવે છે, તેનાથી તે સંસારમાત્ર ઉપર વિજય પ્રાપ્ત કરી લે છે (ગીતા અ. ૫/૧૯) અર્થાત્ કોઈ પણ અનુકૂળ–પ્રતિકૂળ પરિસ્થિતિ આવે તોપણ તેના ઉપર કોઈ અસર નથી પડતી.

૨. શ્રીમદ્ભાગવતમાં ભગવાને કહ્યું છે –

**યોગાસ્ત્રયો મયા પ્રોક્તા નૃણાં શ્રેયોવિધિત્સયા । જ્ઞાનં કર્મ ચ ભક્તિશ્ચ નોપાયોઽન્યોસ્તિ કુત્રચિત્ ॥** (૧૧/૨૦/૬)

'પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યોને માટે મેં ત્રણ યોગમાર્ગો બતાવ્યા છે – જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ. આ ત્રણ સિવાય બીજો કોઈ કલ્યાણનો માર્ગ નથી.'

આ જ વાત અધ્યાત્મરામાયણ અને દેવીભાગવતમાં પણ આવી છે –

(૧) **માર્ગાસ્ત્રયો મયા પ્રોક્તાઃ પુરા મોક્ષાપ્તિસાધકાઃ । કર્મયોગો જ્ઞાનયોગો ભક્તિયોગશ્ચ શાશ્વતઃ ॥** (અધ્યાત્મ. ૭/૭/૫૯)

(૨) **માર્ગાસ્ત્રયો મે વિખ્યાતા મોક્ષપ્રાપ્તૌ નગાધિપ । કર્મયોગો જ્ઞાનયોગો ભક્તિયોગશ્ચ સત્તમ ॥** (દેવી. ૭/૩૭/૩)

પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે. આ સમરૂપ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિને જ ગીતા **'યોગ'** નામથી ઓળખાવી છે, અને એને જ **'નિત્યયોગ'** કહે છે.

ગીતામાં કેવળ કર્મયોગનું, કેવળ જ્ઞાનયોગનું અથવા કેવળ ભક્તિયોગનું જ વર્ણન થયું છે – એવી વાત પણ નથી. એમાં ઉપર્યુક્ત ત્રણે યોગો ઉપરાંત યજ્ઞ, દાન, તપ, ધ્યાનયોગ, પ્રાણાયામ, હઠયોગ, લયયોગ વગેરે સાધનોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. એનું ખાસ કારણ એ જ છે કે ગીતામાં અર્જુનના પ્રશ્નો યુદ્ધના વિષયમાં નથી, પરંતુ કલ્યાણના વિષયમાં છે અને ભગવાન દ્વારા ગીતા કહેવાનો ઉદ્દેશ્ય પણ યુદ્ધ કરાવવાનો બિલકુલ નથી. અર્જુન પોતાનું નિશ્ચિત કલ્યાણ ઇચ્છતા હતા. (અ. ૨/૭; અ. ૩/૨; અ. ૫/૧). એટલા માટે શાસ્ત્રોમાં જેટલાં કલ્યાણકારક સાધનો કહ્યાં છે તે સઘળાં સાધનોનું ગીતામાં સંક્ષેપથી વિશદ વર્ણન મળે છે. એ સાધનોને લીધે જ સાધક-જગતમાં ગીતાનો વિશેષ આદર છે. કારણ કે સાધક ચાહે ગમે તે મતનો હોય, ગમે તે સંપ્રદાયનો કે ગમે તે સિદ્ધાંતને માનવાવાળો હોય, છતાં પોતાનું કલ્યાણ તો બધાને અભીષ્ટ છે.

## સાધનની બે શૈલીઓ

*જીવમાં એક તો ચેતન પરમાત્માનો અંશ છે અને એક જડ પ્રકૃતિનો અંશ છે. ચેતન-અંશના પ્રાધાન્યને કારણે તે પરમાત્માની ઇચ્છા કરે છે અને જડ-અંશના પ્રાધાન્યને કારણે તે સંસારની ઇચ્છા કરે છે. આ બન્ને ઇચ્છાઓમાંથી પરમાત્માની ઇચ્છા તો પૂર્ણ થવાવાળી છે, પરંતુ સંસારની ઇચ્છા કદી પૂર્ણ થવાવાળી છે જ નહિ. કેટલીક સાંસારિક ઇચ્છાઓની પૂર્તિ થતી હોવાનું દેખાવા છતાં પણ વાસ્તવમાં એમની નિવૃત્તિ નથી થતી, પરંતુ સંસારની આસક્તિને કારણે નવી–નવી કામનાઓ પેદા થતી રહે છે. વાસ્તવમાં સાંસારિક ઇચ્છાઓની પૂર્તિ અર્થાત્ સાંસારિક વસ્તુઓની પ્રાપ્તિ ઇચ્છાને આધીન નથી, પણ કર્મને આધીન છે, પરંતુ પરમાત્માની પ્રાપ્તિ કર્મને આધીન નથી. પોતાની ઉત્કટ અભિલાષામાત્રથી પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. એનું કારણ એ છે કે પ્રત્યેક કર્મનો આદિ અને અંત હોય છે; એટલા માટે એનું ફળ પણ આદિ-અંતવાળું જ હોય છે. આથી આદિ-અંતવાળાં કર્મોથી અનાદિ-અનંત પરમાત્માની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે? પરંતુ સાધકોએ બહુધા એવું સમજી લીધું છે કે જેવી રીતે ક્રિયાની પ્રધાનતાથી સાંસારિક વસ્તુની પ્રાપ્તિ થાય છે, એવી જ રીતે પરમાત્માની પ્રાપ્તિ પણ એ જ રીતે ક્રિયાની પ્રધાનતાથી જ થશે, અને જેમ સાંસારિક વસ્તુની પ્રાપ્તિને માટે શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિની સહાય લેવી પડે છે, એવી જ રીતે પરમાત્માની પ્રાપ્તિને માટે પણ એ જ પ્રકારે શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિની સહાય લેવી પડશે. એટલા માટે આવા સાધકો જડતા (શરીર વગેરે)ની સહાયથી અભ્યાસ કરતા કરતા પરમાત્માની તરફ ચાલે છે.*

*જેવી રીતે ધ્યાનયોગમાં લાંબા સમય સુધી અભ્યાસ કરતાં કરતાં અર્થાત્ પરમાત્મામાં ચિત્તને જોડતાં–જોડતાં જ્યારે ચિત્ત નિરુદ્ધ થઈ જાય છે, ત્યારે એમાં સંસારની કોઈ ઇચ્છા ન રહેવાથી અને પોતે (ચિત્ત) જડ હોવાને કારણે પરમાત્માને ગ્રહણ ન કરી શકવાથી તે (ચિત્ત) સંસારથી ઉપરામ થઈ જાય છે. ચિત્તના ઉપરામ થઈ જવાથી સાધકનો ચિત્તથી અર્થાત્ જડતાથી સર્વથા સંબંધ–વિચ્છેદ થઈ જાય છે અને તે સ્વયં પરમાત્મતત્ત્વનો અનુભવ કરી લે છે (અ. ૬/૨૦). પરંતુ જે સાધક આરંભથી જ પરમાત્માની સાથે પોતાનો સ્વતઃસિદ્ધ નિત્યસંબંધ માનીને અને જડતા સાથે પોતાનો કિંચિત્માત્ર પણ સંબંધ નહિ માનીને સાધન કરે છે, તેને બહુ જ જલદી અને સુગમતાપૂર્વક પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે.*

*આ રીતે પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ ઇચ્છવાવાળા સાધકોને માટે સાધનની બે શૈલીઓ છે. જે શૈલીમાં અંતઃકરણની પ્રધાનતા રહે છે અર્થાત્ જેમાં સાધક જડતાની સહાય લઈને સાધન કરે છે, એને 'કરણ–સાપેક્ષ–શૈલી'ના નામથી અને જે શૈલીમાં પોતાની પ્રધાનતા રહે છે અર્થાત્ જેમાં સાધક આરંભથી જ જડતાની સહાય ન લેતાં સ્વયં-પોતે જ સાધના કરે છે, તેને 'કરણ–નિરપેક્ષ–શૈલી'ના નામથી ઓળખી શકાય છે. જોકે આ બન્નેય સાધન-શૈલીઓથી પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરણ–નિરપેક્ષતાથી અર્થાત્ પોતાનાથી(જડતા સાથેનો સર્વથા સંબંધ–વિચ્છેદ થવાથી) જ થાય છે, તોપણ 'કરણ સાપેક્ષ શૈલી'એ ચાલવાથી તેની પ્રાપ્તિ મોડી થાય છે અને 'કરણ–નિરપેક્ષ શૈલી'એ ચાલવાથી તેની પ્રાપ્તિ શીઘ્રતાથી થાય છે. સાધનની આ બે શૈલીઓમાં ચાર મુખ્ય ભેદ છે –*

*(૧) કરણ–સાપેક્ષ શૈલીમાં જડતા (શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ)નો આશ્રય લેવો પડે છે, પરંતુ કરણ–નિરપેક્ષ શૈલીમાં જડતાનો આશ્રય નથી લેવો પડતો, પરંતુ જડતા સાથે માની લીધેલા સંબંધનો વિચ્છેદ કરવો પડે છે.*

*(૨) કરણ–સાપેક્ષ શૈલીમાં એક નવી અવસ્થાનું નિર્માણ થાય છે, પરંતુ કરણ–નિરપેક્ષ શૈલીમાં અવસ્થાઓથી સંબંધ–વિચ્છેદ થઈને અવસ્થાતીત તત્ત્વનો અનુભવ થાય છે.*

*(૩) કરણ સાપેક્ષ શૈલીમાં પ્રાકૃત શક્તિઓ (સિદ્ધિઓ)ની પ્રાપ્તિ થાય છે, પરંતુ કરણ–નિરપેક્ષ શૈલીમાં પ્રાકૃત શક્તિઓ*

સાથેનો સંબંધ–વિચ્છેદ થઈને સીધો પરમાત્મતત્ત્વનો અનુભવ થાય છે.[1]

(૪) કરણ–સાપેક્ષ શૈલીમાં ક્યારેય તત્કાળ સિદ્ધિ નથી મળતી, પરંતુ કરણ–નિરપેક્ષ શૈલીમાં જડતાથી સર્વથા સંબંધ–વિચ્છેદ થવાથી, પોતાના સ્વરૂપમાં સ્થિતિ થવાથી અથવા ભગવાનને શરણે થવાથી તત્કાળ સિદ્ધિ મળે છે.

પાતંજલયોગદર્શનમાં તો યોગની સિદ્ધિને માટે કરણ–સાપેક્ષ શૈલીને મહત્ત્વ આપવામાં આવ્યું છે, પરંતુ ગીતામાં યોગની સિદ્ધિને માટે કરણ–નિરપેક્ષ શૈલીને જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. પરમાત્મામાં મન લાગી ગયું, તો તો સારું છે, પણ મન ના લાગ્યું તો કંઈ જ ના થયું – આ કરણ–સાપેક્ષ શૈલી છે. પરમાત્મામાં મન લાગે કે ન લાગે, કંઈ વાંધો નહિ, પરંતુ પોતે પરમાત્મામાં લાગી જાય - આ કરણ–નિરપેક્ષ શૈલી છે. તાત્પર્ય એ છે કે કરણ–સાપેક્ષ શૈલીમાં પરમાત્માની સાથે મન-બુદ્ધિનો સંબંધ છે અને કરણ–નિરપેક્ષ શૈલીમાં મન-બુદ્ધિથી સંબંધ–વિચ્છેદપૂર્વક પરમાત્માની સાથે પોતાનો સંબંધ છે. એટલા માટે કરણ–સાપેક્ષ શૈલીમાં અભ્યાસ દ્વારા ક્રમિક સિદ્ધિ મળે છે, પરંતુ કરણ–નિરપેક્ષ શૈલીમાં અભ્યાસની આવશ્યકતા નથી. કારણ કે પોતાનો પરમાત્માની સાથેનો સ્વતઃસિદ્ધ નિત્યસંબંધ (નિત્યયોગ) છે. ભગવાન સાથેનો સંબંધ માનવામાં અથવા જાણવામાં અભ્યાસની આવશ્યકતા નથી; જેમ કે – લગ્ન થવાથી સ્ત્રી પુરુષને પોતાનો પતિ માની લે, તો એવું માનવા માટે તેણે કોઈ અભ્યાસ નથી કરવો પડતો. એવી જ રીતે કોઈના બતાવ્યાથી 'આ ગંગાજી છે' – એવું જાણવા માટે પણ કોઈ અભ્યાસ નથી કરવો પડતો.[2] કરણ–સાપેક્ષ શૈલીમાં તો પોતાને માટે સાધન કરવા (ક્રિયા)ની પ્રધાનતા રહે છે, પરંતુ કરણ–નિરપેક્ષ શૈલીમાં જાણવા (વિવેક) અને માનવા (ભાવ)ની પ્રધાનતા રહે છે.

'મારો જડતા (શરીર વગેરે) સાથે સંબંધ છે જ નહિ' — એવો અનુભવ ન હોવા છતાં પણ જ્યારે સાધક એને આરંભથી જ દૃઢતાપૂર્વક માની લે છે, ત્યારે એને એવો જ સ્પષ્ટ અનુભવ થઈ જાય છે. જેવી રીતે તે 'હું શરીર છું અને શરીર મારું છે.' – આ પ્રકારની ખોટી માન્યતા કરીને બંધાયો હતો, તેવી જ રીતે 'હું શરીર નથી અને શરીર મારું નથી' — આ પ્રકારની સાચી માન્યતા કરીને મુક્ત થઈ જાય છે; કારણ કે માની લીધેલી વાત ન માનવાથી એનો અંત આવી જાય છે— આ સિદ્ધાંત છે. આ જ વાતને ભગવાને ગીતામાં કહી છે કે અજ્ઞાની મનુષ્ય શરીર સાથે સંબંધ જોડીને એનાથી થવાવાળી ક્રિયાઓનો કર્તા પોતાને માની લે છે – **'અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે'** (અ. ૩/૨૭). પરંતુ જ્ઞાની મનુષ્ય એ ક્રિયાઓનો કર્તા પોતાને નથી માનતો— **'નૈવ કિઞ્ચિત્કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્'** (અ. ૫/૮). તાત્પર્ય એ થયું કે અવાસ્તવિક માન્યતાને દૂર કરવા માટે વાસ્તવિક માન્યતા કરવી જરૂરી છે.

'હું હિંદુ છું', 'હું બ્રાહ્મણ છું', 'હું સાધુ છું' વગેરે માન્યતાઓ એટલી દૃઢ હોય છે કે જ્યાં સુધી એ માન્યતાઓને પોતે નથી છોડતો, ત્યાં સુધી એમને કોઈ બીજો નથી છોડાવી શકતો. એવી જ રીતે 'હું શરીર છું', 'હું કર્તા છું' વગેરે માન્યતાઓ પણ એટલી દૃઢ બની જાય છે કે એમને છોડવાનું સાધકને કઠિન માલૂમ પડે છે, પરંતુ આ લૌકિક માન્યતાઓ અવાસ્તવિક અને અસત્ય હોવાને કારણે સદા રહેવાવાળી નથી, પરંતુ દૂર થવાવાળી છે. એનાથી વિરુદ્ધ 'હું શરીર નથી,' 'હું ભગવાનનો છું' વગેરે માન્યતાઓ વાસ્તવિક અને સત્ય હોવાને કારણે કદી દૂર થતી જ નથી, પરંતુ એમની વિસ્મૃતિ થાય છે, એમનાથી વિમુખતા થાય છે. એટલા માટે વાસ્તવિક માન્યતા દૃઢ થઈ જતાં માન્યતારૂપે નથી રહેતી, પરંતુ બોધ (અનુભવ)માં પરિણમે છે.

---

૧. જો કરણ–સાપેક્ષ–શૈલી (ચિત્તવૃત્તિનિરોધ)થી સીધી પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ જાત, તો પાતંજલયોગદર્શનનો 'વિભૂતિપાદ' (જેમાં સિદ્ધિઓનું વર્ણન છે) વ્યર્થ થઈ જાત. કરણ–સાપેક્ષ–શૈલીમાં જે સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે, એ તો પરમાત્મતત્ત્વની પ્રાપ્તિમાં વિઘ્ન છે. પાતંજલયોગદર્શનમાં પણ એ સિદ્ધિઓને વિઘ્નરૂપે માનવામાં આવી છે— **'તે સમાધાવુપસર્ગા વ્યુત્થાને સિદ્ધયઃ'** (૩/૩૭) અર્થાત્ એ (સિદ્ધિઓ) સમાધિની સિદ્ધિમાં વિઘ્ન છે અને વ્યુત્થાન (વ્યવહાર)માં સિદ્ધિઓ છે, **'સ્થાન્યુપનિમન્ત્રણે સઙ્ગસ્મયાકરણં પુનરનિષ્ટપ્રસઙ્ગાત્'** (૩/૫૧) અર્થાત્ લોકપાલ દેવતાઓ દ્વારા (પોતાના લોકના ભોગોની લાલચ આપીને) બોલાવાતાં ન તો એ ભોગોમાં રાગ કરવો જોઈએ અને ન અભિમાન કરવું જોઈએ; કારણ કે એમ કરવાથી ફરીથી અનિષ્ટ (પતન) થવાની સંભાવના છે.

૨. વાસ્તવમાં પરમાત્માને માનવા અથવા જાણવાની બાબતમાં સંસારનું કોઈ પણ દૃષ્ટાંત પૂર્ણ નથી મનાતું. કારણ કે સંસારને માનવા અથવા જાણવામાં તો મન–બુદ્ધિ સાથે રહે છે, પણ પરમાત્માને માનવા અથવા જાણવામાં મન–બુદ્ધિ સાથે નથી રહેતાં અર્થાત્ પરમાત્માનો અનુભવ પોતાનાથી થાય છે, મન–બુદ્ધિથી નહિ. બીજી વાત, સંસારને માનવા અથવા જાણવાનો તો આરંભ અને અંત હોય છે, પરંતુ પરમાત્માને માનવા અથવા જાણવાનો આરંભ અને અંત નથી હોતો. કારણ કે વાસ્તવમાં સંસારની સાથે આપણો (પોતાનો) સંબંધ છે જ નહિ, જ્યારે પરમાત્માની સાથે આપણો સંબંધ સદાયથી છે અને સદાય રહેશે.

જોકે ગીતામાં કરણ-સાપેક્ષ શૈલીનું પણ વર્ણન કરવામાં આવ્યું છે (જેમ કે અ. ૪/૨૪–૩૦, ૩૪; અ. ૬/૧૦–૨૮; અ. ૮/૮–૧૬; અ. ૧૫/૧૧ વગેરે) તોપણ મુખ્યત્વે કરણ–નિરપેક્ષ શૈલીનું જ વર્ણન થયું છે (જેમ કે અ. ૨/૪૮, ૫૫; અ. ૩/૧૭; અ. ૪/૩૮; અ. ૫/૧૨નો પૂર્વાર્ધ; અ. ૬/૫; અ. ૯/૩૦-૩૧; અ. ૧૨/૧૨; અ. ૧૮/૬૨, ૬૬, ૭૩ વગેરે–વગેરે). એનું કારણ એ છે કે ભગવાન સાધકોને શીઘ્રતાથી અને સુગમતાપૂર્વક પોતાની પ્રાપ્તિ કરાવવા ઇચ્છે છે. બીજી વાત, અર્જુને યુદ્ધની પરિસ્થિતિ પ્રાપ્ત થવાને સમયે પોતાના કલ્યાણનો ઉપાય પૂછ્યો છે. આથી એના કલ્યાણને માટે કરણ–નિરપેક્ષ શૈલી જ કામમાં આવી શકે છે; કેમકે કરણ–નિરપેક્ષ શૈલીમાં મનુષ્ય પ્રત્યેક પરિસ્થિતિમાં અને સઘળાં શાસ્ત્રવિહિત કર્મો કરતો હોવા છતાં પણ પોતાનું કલ્યાણ કરી શકે છે. આ જ શૈલી અનુસાર (અભ્યાસ કર્યા વિના) અર્જુનનો મોહનાશ થયો અને એમને સ્મૃતિની પ્રાપ્તિ થઈ (અ. ૧૮/૭૩).

સાધનની કરણ–નિરપેક્ષ શૈલી બધાને માટે સમાન રૂપે ઉપયોગી છે; કેમકે એમાં કોઈ વિશેષ યોગ્યતા, પરિસ્થિતિ વગેરેની આવશ્યકતા નથી. આ શૈલીમાં કેવળ પરમાત્મપ્રાપ્તિની ઉત્કટ અભિલાષા હોવાથી જ તત્કાળ જડતા સાથેનો સંબંધ–વિચ્છેદ થઈને નિત્યપ્રાપ્ત પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે. જેવી રીતે ગમે તેટલાં વર્ષોનું અંધારું હોય, એક દીવાસળી સળગાવતાં જ એ નષ્ટ થઈ જાય છે, એવી જ રીતે જડતાની સાથેનો ગમે તેટલો પુરાણો (અનંત જન્મોનો) સંબંધ હોય, પરમાત્મપ્રાપ્તિની ઉત્કટ અભિલાષા થતાં જ તે દૂર થઈ જાય છે. એટલા માટે ઉત્કટ અભિલાષા કરણ–સાપેક્ષતાથી થવાવાળી સમાધિ કરતાં પણ ઊંચી ચીજ છે. ઊંચામાં ઊંચી નિર્વિકલ્પ સમાધિ હોય, તેનાથી પણ વ્યુત્થાન થાય છે અને પછી વ્યવહાર થાય છે અર્થાત્ સમાધિનો પણ આરંભ અને અંત થાય છે. જ્યાં સુધી આરંભ અને અંત થાય છે, ત્યાં સુધી જડતાની સાથે સંબંધ છે. જડતા સાથે સંબંધ–વિચ્છેદ થવાથી સાધનાનો આરંભ અને અંત નથી થતો, પરંતુ પરમાત્મા સાથે નિત્યયોગનો અનુભવ થઈ જાય છે.[1]

વાસ્તવમાં જોવામાં આવે તો પરમાત્માથી વિયોગ કદી થયો જ નથી, થવાનો સંભવ જ નથી. કેવળ સંસાર સાથે માનેલા સંયોગને કારણે પરમાત્માથી વિયોગ પ્રતીત થઈ રહ્યો છે. સંસાર સાથે માનેલા સંયોગનો ત્યાગ કરવાની સાથે જ પરમાત્મતત્ત્વના અભિલાષી મનુષ્યને તત્કાળ નિત્યયોગનો અનુભવ થઈ જાય છે અને એમાં સ્થાયી સ્થિતિ થઈ જાય છે.

અંતઃકરણને શુદ્ધ કરવાની આવશ્યકતા પણ કરણ–સાપેક્ષ શૈલીમાં જ છે, કરણ–નિરપેક્ષ શૈલીમાં નહિ. જેવી રીતે કલમ ઉત્તમ હોવાથી લખાણ તો ચડિયાતું થઈ શકે છે, પરંતુ લેખક ચડિયાતો નથી થઈ જતો, એવી જ રીતે કરણ (અંતઃકરણ) શુદ્ધ થવાથી ક્રિયાઓ તો શુદ્ધ થઈ શકે છે, પરંતુ કર્તા શુદ્ધ નથી થઈ જતો. કર્તા શુદ્ધ થાય છે – અંતઃકરણ સાથેનો સંબંધ–વિચ્છેદ થવાથી; કારણ કે અંતઃકરણ સાથે પોતાનો સંબંધ માનવો એ જ મૂળ અશુદ્ધિ છે.

નિત્યપ્રાપ્ત પરમાત્મતત્ત્વની સાથે જીવનો નિત્યયોગ સ્વતઃસિદ્ધ છે; આથી તેની પ્રાપ્તિ માટે કરણની અપેક્ષા નથી. કેવળ તે તરફ દૃષ્ટિ જ નાખવાની છે, જેમ કે શ્રીરામચરિત-માનસમાં આવ્યું છે – **'સંકર સહજ સરૂપુ સમ્હારા'** (૧-૫૮-૪) અર્થાત્ ભગવાન શંકરે પોતાના સહજ સ્વરૂપને સંભાળ્યું, એની તરફ દૃષ્ટિ નાખી. સંભાળેલી ચીજ એ હોય છે, જે પહેલેથી જ આપણી પાસે હોય અને કેવળ દૃષ્ટિ નાખવાથી ખબર પડી જાય કે આ છે. એવી જ રીતે દૃષ્ટિ નાખવામાત્રથી નિત્યયોગનો અનુભવ થઈ જાય છે. પરંતુ સાંસારિક સુખની કામના, આશા અને ભોગને કારણે પરમાત્મા તરફ દૃષ્ટિ નાખવામાં અને એનો અનુભવ કરવામાં કઠિનતા માલૂમ પડે છે. જ્યાં સુધી સાંસારિક ભોગ અને સંગ્રહની તરફ દૃષ્ટિ છે, ત્યાં સુધી મનુષ્યમાં એ તાકાત નથી કે તે પોતાના સ્વરૂપની તરફ દૃષ્ટિ નાખી શકે. જો કોઈ કારણથી, કોઈ ખાસ વિવેચનને કારણે એ તરફ દૃષ્ટિ ચાલી પણ જાય, તો તેનું સ્થાયી રહેવું ઘણું કઠિન છે. કારણ કે નાશવંત પદાર્થો પ્રત્યેની જે પ્રીતિ હૈયામાં વસેલી છે, તે પ્રીતિ ભગવાન સાથેના સ્વતઃસિદ્ધ સંબંધને સમજવા નથી દેતી; અને સમજવામાં આવી જાય તો સ્થિર નથી રહેવા દેતી. હા, જો ઉત્કટ અભિલાષા જાગ્રત થઈ જાય કે તે તત્ત્વનો અનુભવ કેવી રીતે થાય? તો આ અભિલાષામાં એ તાકાત છે કે તે સંસારની આસક્તિનો નાશ કરી દેશે.

ગીતામાં કહેલાં કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ – ત્રણેય સાધનો કરણ–નિરપેક્ષ અર્થાત્ સ્વયંથી થવાવાળાં છે. કારણ કે ક્રિયા અને પદાર્થો પોતાના અને પોતાને માટેના નથી, પરંતુ બીજાઓના અને બીજાઓની સેવાને માટેના છે; હું શરીર નથી અને શરીર મારું નથી, હું ભગવાનનો છું અને ભગવાન મારા છે – આ રીતનો વિવેકપૂર્વક કરવામાં આવેલો વિચાર અથવા માન્યતા કરણ–સાપેક્ષ (અભ્યાસ) નથી; કારણ કે એમાં જડતા સાથેનો સંબંધ–વિચ્છેદ છે. આથી

---

૧. જ્યાં સુધી જડતાની સાથે સંબંધ રહે છે, ત્યાં સુધી બે અવસ્થાઓ રહે છે; કેમકે પરિવર્તનશીલ હોવાથી જડ પ્રકૃતિ કદી એકરૂપ નથી રહેતી. આથી સમાધિ અને વ્યુત્થાન – એ બન્ને અવસ્થાઓ જડતાની સાથેના સંબંધથી જ થાય છે. જડતા સાથે સંબંધ–વિચ્છેદ થતાં 'સહજાવસ્થા' થાય છે, જેને સંતોએ 'સહજ સમાધિ' કહી છે. એનાથી પછી કદી વ્યુત્થાન નથી થતું.

કર્મયોગમાં પોતે જ જડતાનો ત્યાગ કરે છે, જ્ઞાનયોગમાં પોતે જ પોતાને જાણે છે અને ભક્તિયોગમાં પોતે જ ભગવાનને શરણે થાય છે.

ગીતાની આ 'સાધક-સંજીવની' ટીકામાં પણ સાધનાની કરણ–નિરપેક્ષ શૈલીને જ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે; કારણ કે સાધકોનું શીઘ્રતાથી અને સુગમતાપૂર્વક કલ્યાણ કેવી રીતે થાય – એ બાબતને દૃષ્ટિ સમક્ષ રાખીને જ આ ટીકા લખવામાં આવી છે.

## ટીકા સંબંધમાં

નાની ઉમરથી જ મારી ગીતામાં વિશેષ રુચિ રહી છે. ગીતાનું ગંભીરતાપૂર્વક મનન–ચિન્તન કરવાથી તથા અનેક સંતમહાપુરુષોનાં વચનો અને સંગથી મને ગીતાના વિષયને સમજવામાં ઘણી સહાય મળી. ગીતામાં મહાન સંતોષ આપવાવાળા અનંત વિચિત્ર–વિચિત્ર ભાવો ભરેલા પડ્યા છે. એ ભાવોને પૂર્ણ રીતે સમજવાનું અને તેમને વ્યક્ત કરવાનું મારામાં સામર્થ્ય નથી. પરંતુ જ્યારે કેટલાક ગીતાપ્રેમી સજ્જનોએ વિશેષ આગ્રહ કર્યો, હઠ કરી, ત્યારે ગીતાના માર્મિક ભાવોનો પોતાને બોધ થઈ જાય તથા બીજો કોઈ મનન કરે તો એને પણ એમનો બોધ થઈ જાય – એ દૃષ્ટિએ ગીતાની વ્યાખ્યા લખાવવાની પ્રવૃત્તિ થઈ.

સૌથી પહેલાં એક, બારમા અધ્યાયની ટીકા લખાવી. તેને સંવત ૨૦૩૦માં **'ગીતાકા ભક્તિયોગ'** નામથી પ્રકાશિત કરવામાં આવી. એનાં થોડાં વર્ષો બાદ તેરમા અને ચૌદમા અધ્યાયની ટીકા લખાવી, જેને સંવત ૨૦૩૫માં **'ગીતાકા જ્ઞાનયોગ'** નામથી પ્રકાશિત કરવામાં આવી. એને લખાવ્યા બાદ એવો વિચાર થયો કે કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ - એ ત્રણ યોગ છે, આથી એ ત્રણેય યોગો ઉપર ત્રણ પુસ્તકો તૈયાર થઈ જાય તો ઠીક રહેશે. એ દૃષ્ટિએ પહેલાં બારમા અધ્યાયની ટીકાનું સંશોધન-પરિવર્ધન કરવામાં આવ્યું અને એની સાથે પંદરમા અધ્યાયની ટીકાને પણ સામેલ કરીને સંવત ૨૦૩૯માં **'ગીતાકા ભક્તિયોગ'** (દ્વિતીય સંસ્કરણ) નામથી પ્રકાશિત કરવામાં આવ્યો. પછી ત્રીજા, ચોથા અને પાંચમા અધ્યાયની ટીકા લખાવી. એને **'ગીતાકા કર્મયોગ'** નામથી બે ખંડોમાં પ્રકાશિત કરવામાં આવ્યો. એનું પ્રકાશન વિલંબને લીધે સંવત ૨૦૪૦માં થયું.

ઉપર્યુક્ત **'ગીતાકા ભક્તિયોગ'**, **'ગીતાકા જ્ઞાનયોગ'** અને **'ગીતાકા કર્મયોગ'** - એ ત્રણે પુસ્તકોમાં લખવાની પદ્ધતિ કંઈક જુદી રહી અર્થાત્ પહેલાં સંબંધ, પછી શ્લોક, પછી ભાવાર્થ, પછી અન્વય અને પછી પદ–ટીકા – એ પદ્ધતિએ લખવામાં આવ્યું. પરંતુ આ ત્રણ પુસ્તકો બાદ લખવાની પદ્ધતિ બદલવામાં આવી અર્થાત્ પહેલાં સંબંધ, પછી શ્લોક અને પછી ટીકા – આ પદ્ધતિથી લખવામાં આવ્યું. એમાં બીજાઓની પ્રેરણા પણ રહી. પદ્ધતિ બદલવામાં ભાવ એ રહ્યો કે લખાણ થોડુંક ઓછું થઈ જાય અને જલદી લખવામાં આવે, જેથી વાચકોને વાંચવામાં વધુ સમય ન લાગે અને પુસ્તક પણ જલદી તૈયાર થઈને સાધકોના હાથમાં પહોંચી જાય. આ જ પદ્ધતિથી પહેલાં સોળમા અને સત્તરમા અધ્યાયની ટીકા લખાવી. એને સંવત ૨૦૩૯માં **'ગીતાકી સંપત્તિ ઔર શ્રદ્ધા'** નામથી પ્રકાશિત કરવામાં આવી. ત્યાર બાદ અઢારમા અધ્યાયની ટીકા લખાવી. એને સંવત ૨૦૩૯માં **'ગીતાકા સાર'** નામથી પ્રકાશિત કરવામાં આવી.

જ્યારે સોળમા, સત્તરમા અને અઢારમા અધ્યાયની ટીકા છપાઈ ગઈ, ત્યારે કોઈએ કહ્યું કે જો શ્લોકોનો અર્થ પણ આપી દેવામાં આવે તો ઠીક રહેશે; કેમકે પહેલાં વાચક શ્લોકનો અર્થ સમજી લેશે, તો પછી ટીકા સમજવામાં સુવિધા રહેશે. આથી **'ગીતાકી સંપત્તિ ઔર શ્રદ્ધા'**ના બીજા સંસ્કરણ (સંવત ૨૦૪૦)માં શ્લોકોના અર્થ પણ આપવામાં આવ્યા. શ્લોકોનો અર્થ આપવાની સાથે–સાથે પદોની ટીકા કરવાનો ક્રમ પણ કંઈક બદલવામાં આવ્યો.

એના પછી દસમા અને અગિયારમા અધ્યાયની ટીકા લખાવી. એને **'ગીતાકી વિભૂતિ ઔર વિશ્વરૂપદર્શન'** નામથી પ્રકાશિત કરવામાં આવી. પછી સાતમા, આઠમા અને નવમા અધ્યાયની ટીકા લખાવી, જેને **'ગીતાકી રાજવિદ્યા'** નામથી પ્રકાશિત કરવામાં આવી. એના પછી છઠ્ઠા અધ્યાયની ટીકા લખાવી, જે **'ગીતાકા ધ્યાનયોગ'** નામથી પ્રકાશિત કરવામાં આવી. અંતે પહેલાં અને બીજા અધ્યાયની ટીકા લખાવી. એને **'ગીતાકા આરંભ'** નામથી પ્રકાશિત કરવામાં આવી. આ ચારેય પુસ્તકો સંવત ૨૦૪૧માં પ્રકાશિત થયાં.

આ રીતે ભગવત્કૃપાથી સમગ્ર ગીતાની ટીકા અલગ-અલગ કુલ દશ ખંડોમાં 'ગીતાપ્રેસ' દ્વારા પ્રકાશિત થઈ. એમને પ્રકાશિત કરવાના કાર્યમાં કાગળ વગેરેની કેટલીય મુશ્કેલીઓ આવતી રહી, તેમ છતાં પણ સત્સંગી ભાઈઓના પ્રયત્નથી એમને પ્રકાશિત કરવાનું કાર્ય ચાલતું રહ્યું. લોકોએ પણ એ પુસ્તકોનો ઉત્સાહ તેમ જ પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કર્યો, જેથી કેટલાંક પુસ્તકોનાં બે-બે, ત્રણ - ત્રણ સંસ્કરણો પણ પ્રકાશિત થઈ ગયાં.

આ ટીકાને એક જગાએ બેસીને નથી લખાવવામાં આવી અને એને પહેલા અધ્યાયથી માંડીને અઢારમા અધ્યાય સુધી ક્રમવાર પણ નથી લખાવવામાં આવી. એટલા માટે એમાં

પૂર્વાપર સંબંધની દૃષ્ટિએ કંઈક વિરોધ આવી શકે છે. પરંતુ એથી સાધકોને ક્યાંય પણ મુશ્કેલી નહિ નડે. ક્યાંક–ક્યાંક સિદ્ધાંતોના વિવેચનમાં પણ ફરક પડ્યો છે; પરંતુ કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ – એ ત્રણેય સ્વતંત્રતાપૂર્વક પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરાવવાવાળા છે – એમાં કંઈ ફરક નથી પડ્યો. ટીકા લખાવતી વખતે 'સાધકોને શીઘ્ર લાભ કેવી રીતે થાય' – એવો ભાવ રહ્યો છે. આ કારણથી ટીકાની ભાષા, શૈલી વગેરેમાં પરિવર્તન થતું રહ્યું છે.

આ ટીકામાં ઘણા શ્લોકનું વિવેચન બીજી ટીકાઓથી વિરુદ્ધ પડે છે. પરંતુ એનું તાત્પર્ય બીજી ટીકાઓને ખોટી બતાવવાનું કિંચિત્‌માત્ર પણ નથી, પરંતુ મને જેવું નિર્વિવાદરૂપે ઉચિત, પ્રકરણસંગત, યુક્તિયુક્ત, સંતોષજનક અને પ્રિય માલૂમ પડ્યું, એવું જ વિવેચન મેં કર્યું છે. મારો કોઈનું ખંડન અને કોઈનું મંડન કરવાનો ભાવ બિલકુલ રહ્યો નથી.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો અર્થ ઘણો જ ગંભીર છે. એનું પઠન-પાઠન, મનન-ચિંતન અને વિચાર કરવાથી ઘણા જ વિલક્ષણ અને નવા નવા ભાવો સ્ફુરિત થતા રહે છે, જેનાથી મનબુદ્ધિ ચકિત થઈને તૃપ્ત થઈ જાય છે! ટીકા લખાવતી વેળાએ જ્યારે એ ભાવોને લખાવવાનો વિચાર થતો, ત્યારે એક એવું વિચિત્ર પૂર આવી જતું કે કયા–કયા ભાવો લખાવું અને કેવી રીતે લખાવું – એ બાબતમાં હું પોતાને બિલકુલ અયોગ્ય માનતો. છતાં પણ મારા જે સાથીઓ છે અને આદરણીય મિત્રો છે, એમના આગ્રહથી કંઈક લખાવી દેતો. તેઓ એ ભાવોને લખી લેતા અને સંશોધિત કરીને તેમને પુસ્તકરૂપે પ્રકાશિત કરાવી દેતા. પછી ક્યારેક એ પુસ્તકોને જોવાનો પ્રસંગ પડતો ત્યારે એમાં કેટલીક જગાએ ખામીઓ માલૂમ પડતી અને એવું માલૂમ પડતું કે બધી બાબતો નથી આવી, ઘણીયે બાબતો રહી ગઈ છે! એટલા માટે એમાં વારંવાર સંશોધન-પરિવર્તન કરવામાં આવતું રહ્યું. આથી વાચકોને પ્રાર્થના છે કે તેઓ અગાઉ લખવામાં આવેલી બાબતની અપેક્ષાએ પાછળથી લખવામાં આવેલી બાબતને જ મહત્ત્વ આપે અને એનો જ સ્વીકાર કરે.

સમગ્ર ગીતાની ટીકાના અલગ-અલગ કેટલાય ખંડ હોવાથી એમના પુનર્મુદ્રણમાં અને એમને બધાને એકસાથે મેળવવામાં મુશ્કેલી પડે છે – એમ વિચારીને હવે સમગ્ર ગીતાની ટીકાને એક કલેવરમાં પ્રસ્તુત ગ્રંથના રૂપમાં પ્રકાશિત કરવામાં આવી છે. એમ કરતાં પહેલાં પૂર્વપ્રકાશિત સમગ્ર ટીકાને એક વાર ફરીથી જોઈ લીધી છે અને એમાં આવશ્યક સંશોધન, પરિવર્તન અને પરિવર્ધન પણ કર્યાં છે. તેરમા અને ચૌદમા અધ્યાયની ટીકા પણ બીજી વખત લખાવવામાં આવી છે. ભાષા અને શૈલીને પણ લગભગ એકસમાન બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. કેટલીયે બાબતોને અનાવશ્યક સમજીને દૂર કરવામાં આવી છે, કેટલીયે નવી બાબતોને ઉમેરવામાં આવી છે અને કેટલીયે બાબતોને એક સ્થાનેથી દૂર કરીને બીજે યથોચિત સ્થાને મૂકી દેવામાં આવી છે. જે બાબતોની વધારે પુનરુક્તિઓ થઈ છે, તેમને યથાસંભવ દૂર કરી દીધી છે, પરંતુ સંપૂર્ણપણે નહિ. વિશેષ ધ્યાન આપવા યોગ્ય બાબતોની પુનરુક્તિઓને સાધકોને માટે ઉપયોગી સમજીને નથી દૂર કરી. આ કાર્યમાં ઘણી ભૂલો પણ થવાની સંભાવના છે, જેને માટે વાચકોની હું હાથ જોડીને ક્ષમા માગું છું. સાથે–સાથે વાચકોને એવી પ્રાર્થના કરું છું કે એમને જે ભૂલો જણાય, એમને તેઓ જણાવવાની કૃપા કરે. એનાથી આગામી સંસ્કરણમાં એમની સુધારણા કરવામાં સુવિધા રહેશે.

ગીતા સાથે સંબંધ ધરાવતા કેટલાય નવા–નવા વિષયોના, ખોજપૂર્ણ નિબંધોનો એક સંગ્રહ અલગ તૈયાર કરવામાં આવ્યો છે, જેને **'ગીતાદર્પણ'** નામથી પ્રકાશિત કરવામાં આવ્યો છે.

ગીતાનું મનન–ચિન્તન કરવાથી અને ગીતાની ટીકા લખાવવાથી મને ઘણો જ આધ્યાત્મિક લાભ થયો છે અને ગીતાના વિષયનું બહુ જ સ્પષ્ટ જ્ઞાન પણ થયું છે. બીજાં ભાઈબહેનો પણ જો એનું મનન કરશે, તો એમને પણ આધ્યાત્મિક લાભ અવશ્ય થશે – એવી મારી વ્યક્તિગત માન્યતા છે. ગીતાનું મનન–ચિન્તન કરવાથી લાભ થાય છે – એમાં મને ક્યારેય કિંચિત્‌માત્ર પણ સંદેહ નથી.

**કૃષ્ણાનુગ્રહદાયિકા સકરુણા ગીતા સમારાધિતા**
**કર્મજ્ઞાનવિરાગભક્તિરસિકા મર્માર્થસંદર્શિકા ।**
**સોત્કણ્ઠં કિલ સાધકૈરનુદિનં પેપીયમાના સદા**
**કલ્યાણં પરદેવતેવ દિશતી સંજીવની વર્ધતામ્ ॥[1]**

વિનીત -
**સ્વામી રામસુખદાસ**

---

૧. કર્મ, જ્ઞાન, વૈરાગ અને ભક્તિના રસથી પરિપૂર્ણ આ કરુણામયી ગીતાની સારી રીતે ઉપાસના કરવામાં આવે (મનન કરવામાં આવે, અર્થને ઊંડાણથી સમજવામાં આવે) તો આ ગીતા ભગવાન શ્રીકૃષ્ણની કૃપા પ્રદાન કરનારી છે. સાધકો દ્વારા ઉત્કંઠાપૂર્વક હંમેશા વારંવાર પાન કરાનારી, ગીતાના પદોનો માર્મિક અર્થ દેખાડનારી અને ઇષ્ટદેવના જેવું કલ્યાણ પ્રદાન કરનારી આ 'સાધક-સંજીવની' નિરંતર વૃદ્ધિને પ્રાપ્ત થાઓ.



॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

ॐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણમુદચ્યતે ।
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥

# શ્રીમદ્ભગવદ્ગીતા

## સાધક-સંજીવની ગુજરાતી-ટીકાસહિત

ગજાનનં ભૂતગણાદિસેવિતં કપિત્થજમ્બૂફલચારુભક્ષણમ્ ।
ઉમાસુતં શોકવિનાશકારકં નમામિ વિઘ્નેશ્વરપાદપઙ્કજમ્ ॥ ૧ ॥[૧]

ધ્યાનાભ્યાસવશીકૃતેન મનસા તન્નિર્ગુણં નિષ્ક્રિયં
જ્યોતિઃ કિઞ્ચન યોગિનો યદિ પરં પશ્યન્તિ પશ્યન્તુ તે ।
અસ્માકં તુ તદેવ લોચનચમત્કારાય ભૂયાચ્ચિરં
કાલિન્દીપુલિનોદરે કિમપિ યન્નીલં મહો ધાવતિ ॥ ૨ ॥[૨]

યાવન્નિરઞ્જનમજં પુરુષં જરન્તં
સંચિન્તયામિ નિખિલે જગતિ સ્ફુરન્તમ્ ।
તાવદ્ બલાત્ સ્ફુરતિ હન્ત હૃદન્તરે મે
ગોપસ્ય કોઽપિ શિશુરઞ્જનપુઞ્જમઞ્જુઃ ॥ ૩ ॥[૩]

---

૧. જે હાથીના મોઢાવાળા છે, સમગ્ર સૃષ્ટિનાં પ્રાણીઓ દ્વારા જેમની પૂજાસેવા થાય છે, જે કોઠું અને જાંબુને બહુ સુંદર રીતે આરોગનારા છે, જે શોકનો નાશ કરવાવાળા છે અને જે ભગવતી ઉમાના પુત્ર છે, તે વિઘ્નોનો નાશ કરનાર ગણેશજીનાં ચરણકમળોમાં હું પ્રણામ કરું છું.

૨. યોગી લોકો ધ્યાન દ્વારા વશીભૂત થયેલા મન વડે કોઈ નિર્ગુણ અને નિષ્ક્રિય પરમ જ્યોતિનું દર્શન કરતા હોય તો કરતા રહે, પણ અમારે માટે તો યમુનાકિનારે મેઘવર્ણનું જે તેજ દોડી રહ્યું છે, તે જ સદાકાળ આંખોને ચકાચૌંધ કરતું રહે.

૩. અહો! જ્યારે હું સંપૂર્ણ જગતમાં સ્ફુરિત થનારા નિરંજન, અજન્મા અને પુરાતન પુરુષનું ચિંતન કરું છું, ત્યારે મારા હૃદયમાં કાજળસમૂહ સમાન કાળા વર્ણવાળો કોઈ ગોપબાળ બળજોરી સ્ફુરિત થવા લાગે છે.

ન વિદ્યા યેષાં શ્રીર્ન શરણમપીષન્ન ચ ગુણાઃ
પરિત્યક્તા લોકૈરપિ વૃજિનયુક્તાઃ શ્રુતિજડાઃ ।
શરણ્યં યં તેઽપિ પ્રસૃતગુણમાશ્રિત્ય સુજના
વિમુક્તાસ્તં વન્દે યદુપતિમહં કૃષ્ણમમલમ્ ॥ ૪ ॥[૪]

યસ્ય શ્રીકરુણાર્ણવસ્ય કરુણાલેશેન બાલો ધ્રુવઃ
સ્વેષ્ટં પ્રાપ્ય સમાર્યધામ સમગાદ્રઙ્કોઽપ્યવિન્દચ્છ્રિયમ્ ।
યાતા મુક્તિમજામિલાદિપતિતાઃ શૈલોઽપિ પૂજ્યોઽભવત્
તં શ્રીમાધવમાશ્રિતેષ્ટદમહં નિત્યં શરણ્યં ભજે ॥ ૫ ॥[૫]

વસુદેવસુતં દેવં કંસચાણૂરમર્દનમ્ ।
દેવકીપરમાનન્દં કૃષ્ણં વન્દે જગદ્ગુરુમ્ ॥ ૬ ॥[૬]

નારાયણં નમસ્કૃત્ય નરં ચૈવ નરોત્તમમ્ ।
દેવીં સરસ્વતીં વ્યાસં તતો જયમુદીરયેત્ ॥ ૭ ॥[૭]

---

૪. જેમની પાસે વિદ્યા નથી, ધન નથી અને કોઈ આશ્રય નથી; જેમનામાં કોઈ ગુણ નથી, વેદ શાસ્ત્રોનું જ્ઞાન નથી; જેમને સંસારના લોકોએ પાપી સમજીને છોડી દીધા છે, એવા મનુષ્યો પણ જે શરણાગતપાલક પ્રભુને શરણે જઈને સંત બની જાય છે અને મુક્ત થઈ જાય છે, તે વિશ્વવિખ્યાત ગુણોવાળા નિર્મળાત્મા યદુનાથ ભગવાન શ્રીકૃષ્ણને હું પ્રણામ કરું છું.

૫. જે કરુણાસાગર ભગવાનની કરુણાના અંશમાત્રથી જ બાળક ધ્રુવે પોતાની ઇચ્છિત વસ્તુ મેળવીને શ્રેષ્ઠ પુરુષોના લોકને પ્રાપ્ત કર્યો, દરિદ્ર સુદામાએ લક્ષ્મી પ્રાપ્ત કરી, અજામિલ વગેરે પાપીઓએ મોક્ષ પ્રાપ્ત કર્યો અને ગોવર્ધન પર્વત પણ પૂજ્ય બની ગયો, એવા શરણાગત ભક્તોને ઇચ્છિત વસ્તુ આપવાવાળા શરણ લેવા યોગ્ય ભગવાન શ્રીમાધવનું હું નિત્ય ભજન કરું છું.

૬. જે વસુદેવજીના પુત્ર, દિવ્યરૂપ ધરનારા, કંસ તથા ચાણૂરનો નાશ કરનારા અને દેવકીજીને માટે પરમ આનંદસ્વરૂપ છે, તે જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણને હું વંદન કરું છું.

૭. ભગવાન શ્રીકૃષ્ણ તથા મનુષ્યોમાં શ્રેષ્ઠ અર્જુનને અને દેવી સરસ્વતી તથા વેદવ્યાસજીને નમસ્કાર કરીને પછી મહાભારતની કથા કરવી જોઈએ.

—■—

# પહેલો અધ્યાય

## ભૂમિકા

પાંડવોએ બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો અજ્ઞાતવાસ પૂરો થતાં જ્યારે પ્રતિજ્ઞા મુજબ પોતાનું અડધું રાજ્ય માગ્યું, ત્યારે દુર્યોધને અડધું રાજ્ય તો શું, તીક્ષ્ણ સોયની અણી જેટલી જમીન પણ યુદ્ધ વિના આપવાનું સ્વીકાર્યું નહિ. આથી પાંડવોએ કુંતા માતાની આજ્ઞા પ્રમાણે યુદ્ધ કરવાનું સ્વીકાર્યું. આ રીતે પાંડવો અને કૌરવો વચ્ચે યુદ્ધ કરવાનું નિશ્ચિત થઈ ગયું અને તદ્નુસાર બંને પક્ષે યુદ્ધની તૈયારી થવા લાગી.

મહર્ષિ વેદવ્યાસને ધૃતરાષ્ટ્ર ઉપર ઘણો સ્નેહ હતો. એ સ્નેહને લીધે એમણે ધૃતરાષ્ટ્ર પાસે આવીને કહ્યું કે, 'યુદ્ધ થવું અને તેમાં ક્ષત્રિયોનો મહાન સંહાર થવો અનિવાર્ય છે, એને કોઈ ટાળી શકવાનું નથી. જો યુદ્ધ જોવાની તમારી ઇચ્છા હોય તો હું તમને દિવ્ય દૃષ્ટિ આપી શકું છું, જેનાથી તમે અહીં બેઠા બેઠા યુદ્ધને સારી રીતે જોઈ શકશો.' 'આથી ધૃતરાષ્ટ્રે કહ્યું કે, 'જન્મભર હું આંધળો રહ્યો. હવે મારા કુળના સંહારને હું જોવા ઇચ્છતો નથી. પરંતુ યુદ્ધ કેવી રીતે થઈ રહ્યું છે – એ સમાચાર સાંભળવાની ઇચ્છા જરૂર છે.' ત્યારે વ્યાસજીએ કહ્યું કે, 'હું સંજયને દિવ્ય દૃષ્ટિ આપું છું. તેનાથી એ સમગ્ર યુદ્ધને, બધી જ ઘટનાઓને અને સૈનિકોના મનમાં આવેલા વિચારોને પણ જાણી લેશે, સાંભળી લેશે, જોઈ લેશે અને બધી વાતો તમને સંભળાવી પણ દેશે.' એમ કહીને વ્યાસજીએ સંજયને દિવ્ય દૃષ્ટિ આપી.

નક્કી કરેલા સમય પ્રમાણે કુરુક્ષેત્રમાં યુદ્ધ શરૂ થયું. દસ દિવસ સુધી સંજય યુદ્ધના સ્થળે જ રહ્યા. જ્યારે ભીષ્મ પિતામહને બાણો વડે રથ ઉપરથી પાડી દેવામાં આવ્યા, ત્યારે સંજયે હસ્તિનાપુરમાં (જ્યાં ધૃતરાષ્ટ્ર બેઠેલા હતા ત્યાં) આવીને ધૃતરાષ્ટ્રને એ સમાચાર સંભળાવ્યા. એ સમાચાર સાંભળીને ધૃતરાષ્ટ્રને ભારે દુઃખ થયું અને તેઓ વિલાપ કરવા લાગ્યા. પછી તેમણે સંજયને યુદ્ધનો પૂરો વૃત્તાંત સંભળાવવા કહ્યું. ભીષ્મપર્વના ચોવીસમા અધ્યાય સુધી સંજયે યુદ્ધસંબંધી વાતો ધૃતરાષ્ટ્રને સંભળાવી.[1] પચીસમા અધ્યાયના આરંભમાં ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે—

*ધૃતરાષ્ટ્ર ઉવાચ*

**ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે સમવેતા યુયુત્સવઃ ।**
**મામકાઃ પાણ્ડવાશ્ચૈવ કિમકુર્વત સંજય ॥ ૧ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યા—[2]

| | | | | | |
|---|---|---|---|---|---|
| સંજય | = હે સંજય![3] | યુયુત્સવઃ | = યુદ્ધના ઇચ્છુક, | પાણ્ડવાઃ | = પાંડુના પુત્રોએ |
| ધર્મક્ષેત્રે | = ધર્મભૂમિ | | | એવ | = પણ |
| કુરુક્ષેત્રે | = કુરુક્ષેત્રમાં | મામકાઃ | = મારા | કિમ્ | = શું |
| સમવેતાઃ | = એકઠા થયેલા, | ચ | = અને | અકુર્વત | = કર્યું? |

૧. મહાભારતમાં કુલ અઢાર પર્વો છે. એ પર્વોમાં કેટલાક પેટા પર્વો પણ છે. એમાંથી (ભીષ્મપર્વની અંદર) આ 'શ્રીમદ્ભગવદ્ગીતાપર્વ' છે, જે ભીષ્મપર્વના તેરમા અધ્યાયથી શરૂ થઈ બેતાળીસમા અધ્યાયમાં સમાપ્ત થાય છે.

૨. વૈશંપાયન અને જનમેજયના સંવાદની અંદર 'ધૃતરાષ્ટ્ર-સંજય-સંવાદ' છે અને ધૃતરાષ્ટ્ર તથા સંજયના સંવાદની અંદર 'શ્રીકૃષ્ણાર્જુન-સંવાદ' છે.

૩. સંજયનો જન્મ ગવલ્ગણ નામના સૂતથી થયો હતો, તેઓ મુનિઓની જેમ જ્ઞાની અને ધર્માત્મા હતા – **'સઞ્જયો મુનિકલ્પસ્તુ જજ્ઞે સૂતો ગવલ્ગણાત્'** (મહાભારત, આદિપર્વ, ૬૩/૯૭). તેઓ ધૃતરાષ્ટ્રના મંત્રી હતા.

*ટીકા* – **'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે'** – કુરુક્ષેત્રમાં દેવોએ યજ્ઞ કર્યો હતો. કુરુ રાજાએ પણ અહીં તપ કર્યું હતું. યજ્ઞ વગેરે ધર્મમય કાર્ય હોવાથી તથા કુરુ રાજાની તપસ્યાભૂમિ હોવાથી એને ધર્મભૂમિ કુરુક્ષેત્ર કહેવામાં આવ્યું છે.

અહીં **'ધર્મક્ષેત્રે'** અને **'કુરુક્ષેત્રે'** પદોમાં **'ક્ષેત્ર'** શબ્દ આપવામાં ધૃતરાષ્ટ્રનો અભિપ્રાય એ છે કે આ પોતાની કુરુવંશીઓની ભૂમિ છે. આ કેવળ લડાઈની ભૂમિ જ નથી, ઊલટાની તીર્થભૂમિ પણ છે, જેમાં પ્રાણિયો જીવતે-જીવત પવિત્ર કર્મો કરીને પોતાનું કલ્યાણ કરી શકે છે. આ રીતે લૌકિક અને પારલૌકિક બધી જાતનો લાભ થઈ જાય – એવો વિચાર કરીને તેમ જ શ્રેષ્ઠ પુરુષોની સંમતિ લઈને જ યુદ્ધ માટે આ ભૂમિની પસંદગી કરવામાં આવી છે.

સંસારમાં મોટેભાગે ત્રણ બાબતોને કારણે લડાઈ થાય છે – જમીન, ધન અને સ્ત્રી. આ ત્રણમાં પણ રાજાઓનું આપસમાં લડવું મુખ્યત્વે જમીનને કારણે હોય છે. અહીં **'કુરુક્ષેત્ર'** પદ આપવાનું તાત્પર્ય પણ જમીનને કારણે લડવામાં છે. કુરુવંશમાં ધૃતરાષ્ટ્ર અને પાંડુના પુત્રો – બધા એક જ ગણાય છે. કુરુવંશના હોવાથી બંનેનો કુરુક્ષેત્રમાં અર્થાત્ રાજા કુરુની જમીન ઉપર સમાન અધિકાર લાગે છે. આ કારણથી (કૌરવોએ પાંડવોને એમની જમીન ન આપવાને કારણે) બંને જમીનને માટે લડાઈ કરવા આવ્યા છે.

જોકે પોતાની જમીન હોવાને કારણે બંનેને માટે **'કુરુક્ષેત્ર' પદ** વાપરવું એ યુક્તિસંગત અને ન્યાયસંગત છે, તેમ છતાં આપણી સનાતન વૈદિક સંસ્કૃતિ એવી વિલક્ષણ છે કે કોઈ પણ કાર્ય કરવું હોય, ત્યારે તે ધર્મને સામે રાખીને જ કરવામાં આવે છે. યુદ્ધ જેવું કાર્ય પણ ધર્મભૂમિ-તીર્થભૂમિમાં જ કરે છે, જેથી યુદ્ધમાં મરનારાઓનો ઉદ્ધાર થઈ જાય અને કલ્યાણ થઈ જાય. તેથી અહીં કુરુક્ષેત્રની સાથે **'ધર્મક્ષેત્ર'** પદ આવ્યું છે.

અહીં આરંભમાં **'ધર્મ'** પદથી એક બીજી વાત પણ દેખાય છે. જો આરંભના **'ધર્મ'** પદમાંથી **'ધર્'** લેવામાં આવે અને અઢારમા અધ્યાયના છેલ્લા શ્લોકના **'મમ'** પદમાંથી **'મ'** લેવામાં આવે, તો **'ધર્મ'** શબ્દ બની જાય છે. આથી સંપૂર્ણ ગીતા ધર્મની અંતર્ગત છે અર્થાત્ ધર્મનું પાલન કરવાથી ગીતાના સિદ્ધાંતોનું પાલન થઈ જાય છે અને ગીતાના સિદ્ધાંતો અનુસાર કર્તવ્યકર્મ કરવાથી ધર્મનું અનુષ્ઠાન થઈ જાય છે.

આ **'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે'** પદો ઉપરથી બધા મનુષ્યોએ એ બોધપાઠ લેવો જોઈએ કે કોઈ પણ કાર્ય કરવું હોય તો તે ધર્મને દૃષ્ટિ સમક્ષ રાખીને જ કરવું જોઈએ. પ્રત્યેક કાર્ય બધાના હિતની દૃષ્ટિએ જ કરવું જોઈએ. માત્ર પોતાના સુખ અને શાંતિની દૃષ્ટિએ નહિ; અને કર્તવ્ય-અકર્તવ્યની બાબતમાં શાસ્ત્રને દૃષ્ટિ સમક્ષ રાખવું જોઈએ (ગીતા અ. ૧૬/૨૪).

**'સમવેતા યુયુત્સવઃ'** – રાજાઓ દ્વારા વારંવાર સંધિનો પ્રસ્તાવ મૂકવા છતાં પણ દુર્યોધને સંધિ કરવાનો સ્વીકાર કર્યો નહિ. એટલું જ નહિ, ભગવાન શ્રીકૃષ્ણના કહેવા છતાં પણ મારા પુત્ર દુર્યોધને સ્પષ્ટ કહી દીધું કે, 'યુદ્ધ વિના હું તીક્ષ્ણ સોયની અણી જેટલી જમીન પણ પાંડવોને નહિ આપું.[1] ત્યારે નછૂટકે પાંડવોએ પણ યુદ્ધ કરવાનો સ્વીકાર કર્યો છે. આ રીતે મારા પુત્રો અને પાંડુના પુત્રો – બંનેય સેનાઓ સહિત યુદ્ધની ઇચ્છાથી એકઠા થયા છે.

બંને સેનાઓમાં યુદ્ધની ઇચ્છા રહેવા છતાં પણ દુર્યોધનના મનમાં યુદ્ધની ઇચ્છા વિશેષરૂપથી હતી. એનો મુખ્ય ઉદ્દેશ રાજ્યપ્રાપ્તિનો જ હતો. તે રાજ્યપ્રાપ્તિ ધર્મથી થાય કે અધર્મથી થાય, ન્યાયથી થાય કે અન્યાયથી થાય, વિહિત રીતે થાય કે નિષિદ્ધ રીતે થાય, કોઈ પણ રીતે અમને રાજ્ય મળવું જોઈએ – એવો એનો ભાવ હતો. એટલા માટે વિશેષરૂપે દુર્યોધનનો પક્ષ જ યુયુત્સુ અર્થાત્ યુદ્ધની ઇચ્છાવાળો હતો.

પાંડવોમાં ધર્મનું પ્રાધાન્ય હતું. એમનો એવો ભાવ હતો કે અમે ભલેને ગમે તેવો જીવનનિર્વાહ કરી લઈશું, પરંતુ અમારા ધર્મપાલનમાં વિઘ્ન નહિ આવવા દઈએ અને ધર્મની વિરુદ્ધ નહિ ચાલીએ. આ વાતને લીધે મહારાજ યુધિષ્ઠિર યુદ્ધ કરવા ઇચ્છતા નહોતા. પરંતુ જે માતાની આજ્ઞાથી યુધિષ્ઠિરે ચારેય ભાઈઓ સહિત દ્રૌપદી સાથે વિવાહ કર્યો હતો, તે માતાની આજ્ઞા થવાને કારણે જ મહારાજ યુધિષ્ઠિરની યુદ્ધમાં પ્રવૃત્તિ થઈ હતી.[2] અર્થાત્ કેવળ માની આજ્ઞાના પાલનરૂપી ધર્મથી જ યુધિષ્ઠિર યુદ્ધની ઇચ્છાવાળા થયા છે.

---

૧. **યાવદ્ધિ તીક્ષ્ણયા સૂચ્યા વિધ્યેદગ્રેણ કેશવ । તાવદપ્યપરિત્યાજ્યં ભૂમેર્નઃ પાણ્ડવાન્ પ્રતિ ॥** (મહાભારત, ઉદ્યોગ. ૧૨૭/૨૫)

૨. માતા કુંતા ઘણાં સહનશીલ હતાં. કષ્ટથી બચીને સુખ, આરામ, રાજ્ય વગેરેની ઇચ્છા – એ વાત એમનામાં ન હતી. તેઓ એક એવાં વિલક્ષ માતા હતાં, જેમણે ભગવાન પાસે વિપત્તિનું જ વરદાન માગ્યું હતું. એમનામાં સુખલોલુપતા ન હતી. પરંતુ એમના મનમાં બે વાતોને લઈને ભારે દુઃખ હતું. પહેલી વાત એ કે, રાજ્યને માટે કૌરવ–પાંડવ આપસઆપસમાં લડત, કે ગમે તે કરત, પણ મારી પ્રિય પુત્રવધૂ દ્રૌપદીને એ દુર્યોધન વગેરે દુષ્ટોએ સભામાં નગ્ન કરવાની ઇચ્છા કરી, અપમાનિત કરવાની ઇચ્છા કરી – એ ઘૃણાપાત્ર ચેષ્ટા કરવી એ માનવતા નથી. આ બાબત માતા કુંતાજીને ઘણી જ ખરાબ લાગી.

તાત્પર્ય એ છે કે દુર્યોધન વગેરે તો રાજ્યને માટે જ યુદ્ધ ઇચ્છતા હતા, પરંતુ પાંડવો ધર્મને માટે જ યુદ્ધ કરવા તૈયાર થયા હતા.

**'મામકાઃ પાણ્ડવાશ્ચૈવ'** – પાંડવો ધૃતરાષ્ટ્રને (પોતાના પિતાના મોટા ભાઈ હોવાથી) પિતાતુલ્ય માનતા હતા અને એમની આજ્ઞાનું પાલન કરતા હતા. ધૃતરાષ્ટ્ર દ્વારા અનુચિત આજ્ઞા દેવાય તો પણ પાંડવો ઉચિત-અનુચિતનો વિચાર નહિ કરીને એમની આજ્ઞાનું પાલન કરતા હતા. આથી અહીં **'મામકાઃ'** પદની અંતર્ગત કૌરવ[1] અને પાંડવ બંને આવી જાય છે. તેમ છતાં **'પાણ્ડવાઃ'** પદ જુદું આપવાનું તાત્પર્ય એ છે કે ધૃતરાષ્ટ્રને પોતાના પુત્રોમાં અને પાંડુના પુત્રોમાં સમાન ભાવ ન હતો. એમનામાં પક્ષપાત હતો, પોતાના પુત્રોમાં મોહ હતો. તેઓ દુર્યોધન વગેરેને તો પોતાના માનતા હતા, પરંતુ પાંડવોને પોતાના માનતા ન હતા.[2] આ કારણથી તેમણે પોતાના પુત્રો માટે **'મામકાઃ'** અને પાંડુના પુત્રોને માટે **'પાણ્ડવાઃ'** પદનો પ્રયોગ કર્યો છે; કારણ કે જે ભાવો હૈયામાં હોય છે, તે જ ઘણું કરીને વાણીથી બહાર નીકળે છે. આ દ્વૈધીભાવ (ભેદભાવ)ને કારણે જ ધૃતરાષ્ટ્રને પોતાના કુળના સંહારનું દુઃખ ભોગવવું પડ્યું. એના ઉપરથી મનુષ્યમાત્રે એ બોધપાઠ લેવો જોઈએ કે તેઓ પોતાનાં ઘરોમાં, મહોલ્લાઓમાં, ગામોમાં, પ્રાંતોમાં, દેશોમાં અને સંપ્રદાયોમાં દ્વૈધીભાવ અર્થાત્ આ આપણા છે, આ બીજા છે – એવો ભાવ ન રાખે. કારણ કે દ્વૈધીભાવથી આપસમાં પ્રેમ કે સ્નેહ થતો નથી, પણ ઊલટાનો કલહ થાય છે.

અહીં **'પાણ્ડવાઃ'** પદની સાથે **'એવ'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે પાંડવો તો મોટા ધર્માત્મા છે; આથી એમણે યુદ્ધ નહોતું કરવું જોઈતું. પરંતુ તેઓ પણ યુદ્ધને માટે રણભૂમિમાં આવી ગયા, તો ત્યાં આવીને તેમણે શું કર્યું?

[**'મામકાઃ અને પાણ્ડવાઃ'**[3] – એ બેમાંથી પહેલા **'મામકાઃ'** પદનો ઉત્તર સંજય આગળના (બીજા) શ્લોકથી તેરમા શ્લોક સુધી આપશે કે આપના પુત્ર દુર્યોધને પાંડવોની સેનાને જોઈને દ્રોણાચાર્યના મનમાં પાંડવોના પ્રત્યે દ્વેષ પેદા કરવાને માટે એમની પાસે જઈને પાંડવોના મુખ્ય મુખ્ય સેનાપતિઓનાં નામ લીધાં. એ પછી દુર્યોધને પોતાની સેનાના મુખ્ય મુખ્ય યોદ્ધાઓનાં નામ લઈને એમના રણકૌશલ્ય વગેરેની પ્રશંસા કરી. દુર્યોધનને પ્રસન્ન કરવા માટે ભીષ્મજીએ જોરથી શંખ વગાડ્યો. એને સાંભળીને કૌરવસેનામાં શંખ વગેરે વાદ્યો વાગી ઊઠ્યાં. પછી ચૌદમા શ્લોકથી ઓગણીસમા શ્લોક સુધી **'પાણ્ડવાઃ'** પદનો ઉત્તર આપશે કે રથમાં બેઠેલા પાંડવપક્ષના ભગવાન શ્રીકૃષ્ણે શંખ વગાડ્યો. ત્યાર બાદ અર્જુન, ભીમ, યુધિષ્ઠિર, નકુળ, સહદેવ વગેરેએ પોતપોતાના શંખો વગાડ્યા, જેનાથી દુર્યોધનની સેનાનાં હૈયાં કંપી ઊઠ્યાં. એ પછી પણ સંજય પાંડવોની વાત કહેતાં કહેતાં વીસમા શ્લોકથી શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદના પ્રસંગનો આરંભ કરી દેશે.]

**'કિમકુર્વત'** – **'કિમ્'** શબ્દના ત્રણ અર્થ થાય છે – વિકલ્પ, નિંદા (આક્ષેપ) અને પ્રશ્ન.

યુદ્ધ થયું કે નહિ? એ જાતનો વિકલ્પ તો અહીં લઈ શકાતો નથી; કારણ કે દસ દિવસ સુધી યુદ્ધ થઈ ચૂક્યું છે અને ભીષ્મજીને રથ ઉપરથી પાડી નાખ્યા પછી સંજય હસ્તિનાપુર આવીને ધૃતરાષ્ટ્રને ત્યાંની ઘટના સંભળાવી રહ્યા છે.

'મારા અને પાંડુના પુત્રોએ આ શું કર્યું, કે યુદ્ધ કરી બેઠા! એમણે યુદ્ધ નહોતું કરવું જોઈતું' – એવી નિંદા અથવા આક્ષેપ પણ અહીં નથી સ્વીકારી શકાતો; કેમકે યુદ્ધ તો ચાલી

---

બીજી વાત, ભગવાન શ્રીકૃષ્ણ પાંડવો તરફથી સંધિનો પ્રસ્તાવ લઈને હસ્તિનાપુર આવ્યા ત્યારે દુર્યોધન, દુઃશાસન, કર્ણ, શકુનિ વગેરેએ ભગવાનને પકડી લઈને કેદ કરવાની ઇચ્છા કરી. આ વાતને સાંભળીને કુંતાજીના મનમાં એ વિચાર આવ્યો કે હવે આ દુષ્ટોને જલદીથી મારી નાખવા જોઈએ. કારણ કે એમના જીવતા રહેવાથી એમનાં પાપ વધતાં જ રહેશે, જેથી એમને ઘણું જ નુકસાન થશે. આ બે કારણોથી માતા કુંતાએ પાંડવોને યુદ્ધને માટે આજ્ઞા આપી હતી.

૧. જોકે 'કૌરવ' શબ્દની અંતર્ગત ધૃતરાષ્ટ્રના પુત્રો દુર્યોધન વગેરે અને પાંડુના પુત્રો યુધિષ્ઠિર વગેરે બધા જ આવી જાય છે, તો પણ આ શ્લોકમાં ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિર વગેરે માટે 'પાણ્ડવ' શબ્દનો પ્રયોગ કર્યો છે. આથી ટીકામાં 'કૌરવ' શબ્દ દુર્યોધન વગેરે માટે જ આપવામાં આવ્યો છે.

૨. ધૃતરાષ્ટ્રના મનમાં દ્વૈધીભાવ હતો કે દુર્યોધન વગેરે મારા પુત્રો છે અને યુધિષ્ઠિર વગેરે મારા પુત્રો નથી, પરંતુ પાંડુના પુત્રો છે. આ ભાવને કારણે દુર્યોધનનું ભીમને વિષ આપીને પાણીમાં ફેંકી દેવું, લાક્ષાગૃહમાં પાંડવોને બાળી નાખવાનો પ્રયત્ન કરવો. યુધિષ્ઠિરની સાથે છળપૂર્વક જુગાર રમવો, પાંડવોનો નાશ કરવાને માટે સેના લઈને વનમાં જવું વગેરે કાર્યો કરવામાં ધૃતરાષ્ટ્રે દુર્યોધનને કદી રોક્યો ન હતો. કારણ કે એમના મનમાં એ જ ભાવ હતો કે જો કોઈ પણ રીતે પાંડવોનો નાશ થઈ જાય, તો મારા પુત્રોનું રાજ્ય સુરક્ષિત રહેશે.

૩. અહીં આવેલા **'મામકાઃ'** અને **'પાણ્ડવાઃ'**નું અલગ અલગ વર્ણન કરવાની દૃષ્ટિથી જ આગળ ઉપર સંજયનાં વચનોમાં **'દુર્યોધનઃ'** (અ. ૧/૨) અને **'પાણ્ડવઃ'** (અ. ૧/૧૪) શબ્દો પ્રયોજાયા છે.

જ રહ્યું હતું અને ધૃતરાષ્ટ્રના મનમાં પણ આક્ષેપપૂર્વક પૂછવાનો ભાવ ન હતો.

અહીં '**કિમ્**' શબ્દનો અર્થ '**પ્રશ્ન**' લેવો એ જ ઠીક બેસે છે. ધૃતરાષ્ટ્ર સંજયને જુદા જુદા પ્રકારની નાનીમોટી બધી ઘટનાઓને અનુક્રમથી વિસ્તારપૂર્વક સારી રીતે જાણવા માટે જ પ્રશ્ન કરી રહ્યા છે.

**પરિશિષ્ટ ભાવ :** 'મારા પુત્ર (મામકાઃ) અને 'પાંડુના પુત્ર' (પાંડવાઃ) – આ મતભેદથી જ રાગદ્વેષ પેદા થયા, જેના કારણે યુદ્ધ થયું, ખળભળાટ થયો. ધૃતરાષ્ટ્રના મનમાં ઉત્પન્ન થયેલા રાગદ્વેષનું પરિણામ એ થયું કે બધા જ સો-એ-સો કૌરવો યુદ્ધમાં મરાઈ ગયા, પરંતુ પાંડવોમાંથી એક પણ મરાયો નહીં.

જેમ દહીં વલોવીએ છીએ ત્યારે તેમાં ખળભળ પેદા થાય છે, જેથી માખણ નીકળે છે તેવી જ રીતે 'મામકાઃ' અને 'પાંડવાઃ'ના ભેદથી ઉત્પન્ન થયેલા ખળભળાટથી અર્જુનના મનમાં કલ્યાણકારી અભિલાષા જાગ્રત થઈ, જેથી ભગવદ્‌ગીતારૂપી માખણ નીકળ્યું!

તાત્પર્ય એ છે કે, ધૃતરાષ્ટ્રના મનમાં થનારા ખળભળાટથી યુદ્ધનો જન્મ થયો અને અર્જુનના મનમાં પેદા થયેલ ખળભળાટથી 'ગીતા' પ્રગટ થઈ.

—■—

***સંબંધ :*** *ધૃતરાષ્ટ્રના પ્રશ્નનો ઉત્તર સંજય આગળના શ્લોકથી આપવાનો આરંભ કરે છે.*

*સઞ્જય ઉવાચ*

**દૃષ્ટ્વા તુ પાણ્ડવાનીકં વ્યૂઢં દુર્યોધનસ્તદા ।**
**આચાર્યમુપસઙ્ગમ્ય રાજા વચનમબ્રવીત્ ॥ ૨॥**

સંજય બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તદા** | = તે વખતે | **દૃષ્ટ્વા** | = જોઈને | **રાજા** | = રાજા |
| **વ્યૂઢમ્** | = વજ્ર વ્યૂહમાં ગોઠવાયેલી | **તુ** | = અને | **દુર્યોધનઃ** | = દુર્યોધને |
| | | **આચાર્યમ્** | = દ્રોણાચાર્યની | **વચનમ્** | = (આ) વચન |
| **પાણ્ડવાનીકમ્** | = પાંડવોની સેનાને | **ઉપસઙ્ગમ્ય** | = પાસે જઈને | **અબ્રવીત્** | = કહ્યું. |

***ટીકા*** – '**તદા**' જે વખતે બન્ને સેનાઓ યુદ્ધને માટે ઊભી રહી હતી, તે સમયની વાત સંજય અહીં '**તદા**' પદથી કહે છે. કારણ કે ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન 'યુદ્ધની ઈચ્છાવાળા મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું' – એ બાબત સાંભળવાને માટે જ હતો. '**તુ**' – ધૃતરાષ્ટ્રે પોતાના ને પાંડુના પુત્રો વિષે પૂછ્યું છે. આથી સંજય પણ પહેલાં ધૃતરાષ્ટ્રના પુત્રોની વાત બતાવવા માટે અહીં '**તુ**' પદનો પ્રયોગ કરે છે.

'**દૃષ્ટ્વા**[1] **પાણ્ડવાનીકં વ્યૂઢમ્**' – પાંડવોની વજ્રવ્યૂહથી ઊભેલી સેનાને જોવાનું તાત્પર્ય એ છે કે પાંડવોની સેના ઘણી જ સુંદર રીતે અને એક જ ભાવથી ઊભી હતી અર્થાત્ એમના સૈનિકોમાં બે ભાવો ન હતા, મતભેદ ન હતો.[2] તેમના પક્ષમાં ધર્મ અને ભગવાન શ્રીકૃષ્ણ હતા. જેને પક્ષે ધર્મ અને ભગવાન હોય છે, એમની બીજાઓ ઉપર ભારે અસર પડે છે. એટલા માટે સંખ્યામાં ઓછી હોવા છતાં પણ પાંડવોની સેનાનું તેજ (પ્રભાવ) હતું ને એની બીજાઓ ઉપર ભારે અસર પડતી હતી. આથી પાંડવસેનાની દુર્યોધન ઉપર પણ ભારે અસર પડી, જેથી તે દ્રોણાચાર્ય પાસે જઈને નીતિવાળાં ગંભીર વચનો બોલે છે.

'**રાજા દુર્યોધનઃ**' – દુર્યોધનને રાજા કહેવાનું તાત્પર્ય એ છે કે ધૃતરાષ્ટ્રનું સૌથી વધારે પોતાપણું (મોહ) દુર્યોધનમાં જ હતું. પરંપરાની દૃષ્ટિએ પણ યુવરાજ દુર્યોધન જ હતો. રાજ્યનાં બધાં કાર્યોની દેખભાળ દુર્યોધન જ કરતો હતો. ધૃતરાષ્ટ્ર તો નામમાત્રના રાજા હતા. યુદ્ધ થવામાં પણ મુખ્ય

૧. આ અધ્યાયમાં ત્રણ વાર 'દૃષ્ટ્વા' (જોઈને) પદનો પ્રયોગ થયો છે – પાંડવસેનાને જોઈને દુર્યોધનનું દ્રોણાચાર્ય પાસે જવું (અ. ૧/૨); કૌરવસેનાને જોઈને અર્જુનનું ધનુષ્યને ઉઠાવવું (અ. ૧/૨૦); અને પોતાનાં સ્વજનો (કુટુંબીઓ)ને જોઈને અર્જુનનું મોહાવિષ્ટ થવું (અ. ૧/૨૮). આ ત્રણમાંથી બે '**દૃષ્ટ્વા**' તો આપસમાં સેના જોવાને માટે વપરાયા છે અને એક '**દૃષ્ટ્વા**' સ્વજનોને જોવા માટે વપરાયું છે, જેનાથી અર્જુનનો ભાવ બદલાઈ જાય છે.

૨. કૌરવસેનામાં મતભેદ હતો; કારણ કે દુર્યોધન, દુઃશાસન વગેરે તો યુદ્ધ કરવા ઈચ્છતા હતા, પરંતુ ભીષ્મ, દ્રોણ, વિકર્ણ વગેરે યુદ્ધ કરવા ઈચ્છતા ન હતા. એ નિયમ છે કે જ્યાં આપસમાં મતભેદ હોય છે, ત્યાં તેજ (પ્રભાવ) રહેતું નથી –

**કાઁચ કટોરો કુમ્ભ પય મોતી મિન્ત અવાસ । તાલ ઘાવ તિરિયા કટક ફાટા કરે બિનાસ ॥**

કારણ દુર્યોધન જ હતો. આ બધાં જ કારણોથી સંજયે દુર્યોધનને માટે **'રાજા'** શબ્દનો પ્રયોગ કર્યો છે.

**'આચાર્યમુપસઙ્ગમ્ય'** – દ્રોણાચાર્ય પાસે જવામાં મુખ્યત્વે ત્રણ કારણો જણાય છે –

(૧) પોતાનો સ્વાર્થ સાધવા માટે અર્થાત્ દ્રોણાચાર્યના મનમાં પાંડવો પ્રત્યે દ્વેષ ઉત્પન્ન કરીને એમને વિશેષ રૂપે પોતાના પક્ષમાં કરવા માટે દુર્યોધન દ્રોણાચાર્ય પાસે ગયો.

(૨) વ્યવહારમાં ગુરુ હોવાના સંબંધથી માન આપવા માટે પણ દ્રોણાચાર્ય પાસે જવું યોગ્ય હતું.

(૩) મુખ્ય વ્યક્તિનું સેનામાં યથાસ્થાને ઊભા રહેવું ઘણું જ જરૂરી હોય છે, નહિતર વ્યવસ્થા બગડી જાય છે. એટલા માટે દુર્યોધનનું દ્રોણાચાર્ય પાસે જાતે જવું યોગ્ય જ હતું.

અહીં શંકા થઈ શકે કે દુર્યોધને તો પિતામહ ભીષ્મ પાસે જવું જોઈતું હતું, કે જેઓ સેનાપતિ હતા. છતાં દુર્યોધન ગુરુ દ્રોણાચાર્યની પાસે જ કેમ ગયો? એનું સમાધાન એ છે કે દ્રોણ અને ભીષ્મ - બંને ઉભય પક્ષપાતી હતા અર્થાત્ તેઓ કૌરવો અને પાંડવો – બંનેનો પક્ષ ખેંચતા હતા. એ બન્નેમાં પણ દ્રોણાચાર્યને વધુ રાજી કરવાના હતા, કારણ કે ગુરુ હોવાના સંબંધથી તો દ્રોણાચાર્યની સાથે દુર્યોધનનો સ્નેહ હતો, પરંતુ કુટુંબના સંબંધથી સ્નેહ ન હતો; અને અર્જુન ઉપર દ્રોણાચાર્યની વિશેષ કૃપા હતી. આથી એમને રાજી કરવા માટે દુર્યોધનનું એમની પાસે જવું જ યોગ્ય હતું. વ્યવહારમાં પણ એ જોવા મળે છે કે જેની સાથે સ્નેહ નથી હોતો, એની પાસેથી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે માણસ એને વધારે માન આપીને રાજી કરે છે.

દુર્યોધનના મનમાં એ વિશ્વાસ હતો કે ભીષ્મજી તો અમારા દાદા જ છે; આથી એમની પાસે ન જાઉં તોપણ કંઈ વાંધો નથી. ન જવાથી કદાચ એ નારાજ પણ થઈ જશે તો હું કોઈક રીતે એમને રાજી કરી લઈશ. કારણ કે પિતામહ ભીષ્મની સાથે દુર્યોધનનો કૌટુંબિક સંબંધ અને સ્નેહ હતો જ, ભીષ્મનો પણ તેની સાથે કૌટુંબિક સંબંધ અને સ્નેહ હતો. એટલા માટે ભીષ્મજીએ દુર્યોધનને રાજી કરવા માટે જોરથી શંખ વગાડ્યો. (અ. ૧/૧૨).

**'વચનમબ્રવીત્'** – અહીં **'અબ્રવીત્'** કહેવું જ પૂરતું હતું; કેમ કે **'અબ્રવીત્'** ક્રિયાની અંતર્ગત જ **'વચનમ્'** આવી જાય છે અર્થાત્ દુર્યોધન બોલત, તો વચન જ બોલત. એટલા માટે અહીં **'વચનમ્'** શબ્દની આવશ્યકતા ન હતી. આમ છતાં **'વચનમ્'** શબ્દ આપવાનું તાત્પર્ય એ છે કે દુર્યોધન નીતિયુક્ત ગંભીર વચનો બોલે છે, જેથી દ્રોણાચાર્યના મનમાં પાંડવો પ્રત્યે દ્વેષ પેદા થઈ જાય અને તેઓ અમારા જ પક્ષમાં રહીને સારી રીતે યુદ્ધ કરે, જેથી અમારો વિજય થઈ જાય અને અમારો સ્વાર્થ સિદ્ધ થઈ જાય.



***સંબંધ :*** *દ્રોણાચાર્યની પાસે જઈને દુર્યોધન કયાં વચનો બોલ્યો – એ વાતને આગળના શ્લોકમાં બતાવે છે.*

**પશ્યૈતાં પાણ્ડુપુત્રાણામાચાર્ય મહતીં ચમૂમ્ ।**
**વ્યૂઢાં દ્રુપદપુત્રેણ તવ શિષ્યેણ ધીમતા ॥ ૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **આચાર્ય** | = હે ગુરુદેવ! | **દ્રુપદપુત્રેણ** | = દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન વડે | **એતામ્** | = આ |
| **તવ** | = આપના | **વ્યૂઢામ્** | = વ્યૂહાકારે ઊભી કરાયેલી | **મહતીમ્** | = અત્યંત વિશાળ |
| **ધીમતા** | = બુદ્ધિમાન | | | **ચમૂમ્** | = સેનાને |
| **શિષ્યેણ** | = શિષ્ય | **પાણ્ડુપુત્રાણામ્** | = પાંડુપુત્રોની | **પશ્ય** | = જુઓ! |

*ટીકા* – **'આચાર્ય'** – દ્રોણને માટે 'આચાર્ય' સંબોધન કરવામાં દુર્યોધનનો એવો ભાવ દેખાય છે કે આપ અમારા બધાના – કૌરવો અને પાંડવોના આચાર્ય છો. શસ્ત્રવિદ્યા શિખવનારા હોવાથી આપ બધાના ગુરુ છો. એટલા માટે આપના મનમાં કોઈનો પક્ષ અથવા આગ્રહ નહિ હોવો જોઈએ.

**'તવ શિષ્યેણ ધીમતા'** – આ પદોનો પ્રયોગ કરવામાં દુર્યોધનનો ભાવ એ છે કે આપ એટલા સરળ છો કે આપને મારવા માટે પેદા થયેલા ધૃષ્ટદ્યુમ્નને પણ આપે અસ્ત્રશસ્ત્રની વિદ્યા શિખવાડી છે; ને તે આપનો શિષ્ય ધૃષ્ટદ્યુમ્ન એટલો બુદ્ધિમાન છે કે એણે આપને મારવા માટે આપની પાસેથી જ અસ્ત્ર-શસ્ત્રની વિદ્યા શીખી છે!

**'દ્રુપદપુત્રેણ'** – આ પદ કહેવાનો આશય એ છે કે આપને મારવાના ઉદ્દેશ્યને કારણે જ દ્રુપદે યાજ અને

ઉપયાજ નામના બ્રાહ્મણો પાસે યજ્ઞ કરાવ્યો, જેનાથી ધૃષ્ટદ્યુમ્ન ઉત્પન્ન થયો. એ જ આ દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન આપની સમક્ષ (વિરોધપક્ષે) સેનાપતિના રૂપમાં ઊભો છે.

જોકે અહીં દુર્યોધન 'દ્રુપદપુત્ર'ને સ્થાને 'ધૃષ્ટદ્યુમ્ન' પણ કહી શકતો હતો, તોપણ દ્રુપદ દ્રોણાચાર્યની સાથે જે વેર રાખતા હતા, એ વેરભાવને યાદ કરાવવાને માટે દુર્યોધન અહીં **'દ્રુપદપુત્રેણ'** શબ્દનો પ્રયોગ કરે છે કે હવે વેર વાળવાની સારી તક છે!

**'પાણ્ડુપુત્રાણામ્ એતાં વ્યૂઢાં મહતીં ચમૂં પશ્ય'** – દ્રુપદપુત્ર દ્વારા પાંડવોની આ વ્યૂહાકારે ઊભી રખાયેલી ઘણી મોટી સેનાને જુઓ. તાત્પર્ય એ છે કે જે પાંડવો ઉપર આપ સ્નેહ રાખો છો, એ જ પાંડવોએ આપના વિરોધપક્ષે ખાસ આપને મારવાવાળા દ્રુપદપુત્રને સેનાપતિ બનાવીને વ્યૂહરચના કરવાનો અધિકાર આપ્યો છે. જો પાંડવો આપની સાથે સ્નેહ રાખતા હોત તો ઓછામાં ઓછું આપને મારવાવાળાને તો પોતાની સેનાનો મુખ્ય સેનાપતિ બનાવત નહિ, એટલો અધિકાર તો ન આપત. પરંતુ બધું જ જાણવા છતાં પણ એમણે એને જ સેનાપતિ બનાવ્યો છે.

જોકે કૌરવોની અપેક્ષાએ પાંડવોની સેના સંખ્યામાં ઓછી હતી અર્થાત્ કૌરવોની સેના અગિયાર અક્ષૌહિણી[1] અને પાંડવોની સેના સાત અક્ષૌહિણી હતી, તોપણ દુર્યોધન પાંડવોની સેનાને ઘણી મોટી દર્શાવી રહ્યો છે. પાંડવોની સેનાને ઘણી મોટી કહેવામાં બે ભાવો જણાય છે –

(૧) પાંડવોની સેના એવી રીતે વ્યૂહાકારે ઊભી રહી હતી, જેથી દુર્યોધનને થોડી સેના પણ ઘણી જ મોટી દેખાઈ રહી હતી અને (૨) પાંડવસેનામાં બધા જ યોદ્ધા એક મતના હતા. આ એકતાને કારણે પાંડવોની નાની સેના પણ બળમાં અને ઉત્સાહમાં મોટી દેખાઈ રહી હતી. આવી સેનાને બતાવીને દુર્યોધન દ્રોણાચાર્યને એમ કહેવા ઇચ્છે છે કે યુદ્ધ કરતી વખતે આપ આ સેનાને સામાન્ય અને નાની નહિ સમજતા. આપ વિશેષ બળનો ઉપયોગ કરીને સાવધાનીથી યુદ્ધ કરજો. પાંડવોનો સેનાપતિ તો આપનો શિષ્ય દ્રુપદપુત્ર જ છે; આથી એના ઉપર વિજય પ્રાપ્ત કરવો એ આપને માટે કઈ મોટી વાત છે!

**'એતાં પશ્ય'** કહેવાનું તાત્પર્ય એ છે કે આ પાંડવસેના યુદ્ધને માટે તૈયાર થઈને સામે ઊભી છે. આથી એ સેના પર આપણે કઈ રીતે વિજય મેળવી શકીએ – એ વિષયમાં આપે જલદીમાં જલદી નિર્ણય કરવો જોઈએ.



*સંબંધ : દ્રોણાચાર્યને પાંડવોની સેના જોવા માટે વિનંતી કરીને હવે દુર્યોધન તેમને પાંડવોની સેનાના મહારથીઓને બતાવે છે.*

**અત્ર શૂરા મહેષ્વાસા ભીમાર્જુનસમા યુધિ ।**
**યુયુધાનો વિરાટશ્ચ દ્રુપદશ્ચ મહારથઃ ॥ ૪॥**

**ધૃષ્ટકેતુશ્ચેકિતાનઃ કાશિરાજશ્ચ વીર્યવાન્ ।**
**પુરુજિત્કુન્તિભોજશ્ચ શૈબ્યશ્ચ નરપુઙ્ગવઃ ॥ ૫॥**

**યુધામન્યુશ્ચ વિક્રાન્ત ઉત્તમૌજાશ્ચ વીર્યવાન્ ।**
**સૌભદ્રો દ્રૌપદેયાશ્ચ સર્વ એવ મહારથાઃ ॥ ૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અત્ર** | = અહીં (આ પાંડવોની સેનામાં) | | ધનુષ્યો છે | **વિરાટઃ ચ** | = રાજા વિરાટ અને |
| **શૂરાઃ** | = મોટા-મોટા શૂરવીરો છે, | **ચ** | = તથા (જે) | **મહારથઃ** | = મહારથી |
| **મહેષ્વાસાઃ** | = (જેમના) ખૂબ મોટાં મોટાં | **યુધિ** | = યુદ્ધમાં | **દ્રુપદઃ** | = રાજા દ્રુપદ (પણ છે.) |
| | | **ભીમાર્જુનસમાઃ** | = ભીમ અને અર્જુન જેવા છે. (તેમનામાં) | **ધૃષ્ટકેતુઃ ચ** | = ધૃષ્ટકેતુ અને |
| | | **યુયુધાનઃ** | = સાત્યકિ, | **ચેકિતાનઃ ચ** | = ચેકિતાન અને |

૧. એક અક્ષૌહિણી સેનામાં ૨૧,૮૭૦ રથ; ૨૧,૮૭૦ હાથી; ૬૫,૬૧૦ ઘોડા અને ૧,૦૯,૩૫૦ પાયદળ સૈનિકો હોય છે. (મહાભારત, આદિ. ૨/૨૩-૨૬)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| વીર્યવાન્ | = બળવાન | શૈબ્યઃ | = શૈબ્ય (પણ છે.) | સૌભદ્રઃ | = સુભદ્રાપુત્ર અભિમન્યુ |
| કાશિરાજઃ | = કાશિરાજ (પણ છે.) | વિક્રાન્તઃ | = પરાક્રમી | ચ | = તેમજ |
| પુરુજિત્, ચ | = પુરુજિત્ અને | યુધામન્યુઃ | = યુધામન્યુ | દ્રૌપદેયાઃ | = દ્રૌપદીના પાંચેય પુત્રો (પણ છે.) |
| કુન્તિભોજઃ | = કુન્તિભોજ (આ બન્ને ભાઈઓ) | ચ | = અને | સર્વે, એવ | = (આ) બધા જ |
| ચ | = તથા | વીર્યવાન્ | = બળવાન | મહારથાઃ | = મહારથીઓ છે. |
| નરપુઙ્ગવઃ | = પુરુષશ્રેષ્ઠ | ઉત્તમૌજાઃ | = ઉત્તમૌજા (પણ છે.) | | |

*ટીકા* – **'અત્ર શૂરા મહેષ્વાસા ભીમાર્જુનસમા યુધિ'** – જેનાથી બાણ ચલાવવામાં આવે છે કે ફેંકવામાં આવે છે, એનું નામ **'ઈષ્વાસ'** અર્થાત્ ધનુષ્ય છે. એવાં મોટાં મોટાં **'ઈષ્વાસ'** (ધનુષ્ય) જેમની પાસે છે એ બધા **'મહેષ્વાસ'** છે. તાત્પર્ય એ છે કે મોટાં ધનુષ્યો ઉપર બાણ ચઢાવવામાં અને પણછ ખેંચવામાં બહુ જ બળ લગાડવું પડે છે. જોરથી ખેંચીને છોડેલું બાણ વિશેષ પ્રહાર કરે છે. એવાં મોટાં મોટાં ધનુષ્યો પાસે હોવાને કારણે એ બધા બહુ જ બળવાન અને શૂરવીર છે. તેઓ મામૂલી યોદ્ધાઓ નથી. યુદ્ધમાં તેઓ ભીમ અને અર્જુન સમાન છે અર્થાત્ બળમાં તેઓ ભીમ સમાન અને અસ્ત્રશસ્ત્રની કળામાં તેઓ અર્જુન સમાન છે.

**'યુયુધાનઃ'** – યુયુધાને (સાત્યકિએ) અર્જુન પાસેથી અસ્ત્રશસ્ત્રની વિદ્યા શીખી હતી. એટલા માટે ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા દુર્યોધનને નારાયણી સેના આપવા છતાં પણ તે કૃતજ્ઞ થઈને અર્જુનના પક્ષમાં રહ્યો, દુર્યોધનના પક્ષમાં ના ગયો. દ્રોણાચાર્યના મનમાં અર્જુન પ્રત્યે દ્વેષભાવ પેદા કરવા માટે દુર્યોધન મહારથીઓમાં સૌ પહેલાં અર્જુનના શિષ્ય યુયુધાનનું નામ લે છે. તાત્પર્ય એ છે કે આ અર્જુનને તો જુઓ! એ આપની પાસેથી જ અસ્ત્રશસ્ત્ર ચલાવવાનું શીખ્યો છે અને આપે અર્જુનને એ વરદાન પણ આપ્યું છે કે, 'સંસારમાં તારા સમાન બીજો કોઈ ધનુર્ધર ન બને, એવો પ્રયત્ન કરીશ.'[1] આ પ્રમાણે આપે તો આપના શિષ્ય અર્જુન ઉપર એટલો સ્નેહ રાખ્યો છે, પરંતુ એ કૃતઘ્ન થઈને આપની વિરુદ્ધ લડવાને માટે ઊભો છે, જ્યારે અર્જુનનો શિષ્ય યુયુધાન એના જ પક્ષમાં ઊભો છે.

[યુયુધાન મહાભારતના યુદ્ધમાં ન મરાતાં યાદવોના આપસ-આપસના યુદ્ધમાં માર્યા ગયા.]

**'વિરાટશ્ચ'** – જેને કારણે અમારા પક્ષના વીર સુશર્માને અપમાનિત કરાયો, આપને સંમોહન-અસ્ત્રથી મોહિત થવું પડ્યું અને અમારા લોકોને પણ જેની ગાયો છોડીને યુદ્ધથી ભાગવું પડ્યું, તે રાજા વિરાટ આપના વિરોધપક્ષમાં ઊભો છે.

રાજા વિરાટની સાથે દ્રોણાચાર્યને એવો કોઈ વેરભાવ કે દ્વેષભાવ ન હતો; પરંતુ દુર્યોધન એવું સમજે છે કે જો યુયુધાન પછી હું દ્રુપદનું નામ લઉં તો દ્રોણાચાર્યના મનમાં એવો ભાવ આવી શકે છે કે દુર્યોધન પાંડવોની વિરુદ્ધમાં મને ઉશ્કેરીને યુદ્ધ માટે વિશેષપણે પ્રેરણા કરી રહ્યો છે તથા મારા મનમાં પાંડવો પ્રત્યે દ્વેષભાવ પેદા કરી રહ્યો છે. એટલા માટે દુર્યોધન દ્રુપદના નામની પહેલાં વિરાટનું નામ લે છે, જેથી દ્રોણાચાર્ય એની ચાલાકી ન સમજી શકે અને વિશેષપણે યુદ્ધ કરે.

[રાજા વિરાટ તેમના ઉત્તર, શ્વેત અને શંખ નામના ત્રણે પુત્રો સહિત મહાભારતના યુદ્ધમાં મરણ પામ્યા.]

**'દ્રુપદશ્ચ મહારથઃ'** – આપે તો દ્રુપદને પહેલાંની મિત્રતાની યાદ કરાવી, પણ તેણે સભામાં એવું કહીને આપનું અપમાન કર્યું કે હું રાજા છું અને તમે ભિખારી છો; આથી મારી અને તમારી મિત્રતા કેવી? તથા વેરભાવને કારણે આપને મારવાને માટે પુત્ર પેદા કર્યો, એ જ મહારથી દ્રુપદ આપની સાથે લડવા માટે વિરોધ પક્ષમાં ઊભો છે.

[રાજા દ્રુપદ યુદ્ધમાં દ્રોણાચાર્યને હાથે માર્યા ગયા.]

**'ધૃષ્ટકેતુઃ'** – આ ધૃષ્ટકેતુ કેટલો મૂર્ખ છે કે જેના પિતા શિશુપાલને કૃષ્ણે ભરી સભામાં ચક્રથી મારી નાખ્યો હતો, એ જ કૃષ્ણના પક્ષમાં એ લડવાને માટે ઊભો છે.

[ધૃષ્ટકેતુ દ્રોણાચાર્યને હાથે માર્યા ગયા.]

**'ચેકિતાનઃ'** – બધી યાદવસેના તો અમારા તરફથી લડવાને માટે તૈયાર છે અને આ યાદવ ચેકિતાન પાંડવોની સેનામાં ઊભો છે.

[ચેકિતાન દુર્યોધનને હાથે માર્યા ગયા.]

**'કાશિરાજશ્ચ વીર્યવાન્'** – આ કાશીરાજ ઘણો જ શૂરવીર અને મહારથી છે. એ પણ પાંડવોની સેનામાં ઊભો છે. એટલે આપ સાવધાનીથી યુદ્ધ કરજો; કારણ કે એ મોટો પરાક્રમી છે.

---

૧. **પ્રયતિષ્યે તથા કર્તું યથા નાન્યો ધનુર્ધરઃ। ત્વત્સમો ભવિતા લોકે સત્યમેતદ્ બ્રવીમિ તે॥** (મહાભારત, આદિ. ૧૩૧/૨૭)

[કાશીરાજ મહાભારતના યુદ્ધમાં માર્યા ગયા.]

**'પુરુજિત્કુન્તિભોજશ્ચ'** – જોકે પુરુજિત અને કુંતીભોજ – એ બન્ને કુંતીના ભાઈ હોવાથી અમારા અને પાંડવોના મામા છે, તોપણ એમના મનમાં પક્ષપાત હોવાને કારણે એ અમારી વિરુદ્ધના પક્ષે યુદ્ધ કરવાને માટે ઊભા છે.

[પુરુજિત અને કુંતિભોજ – બંનેય યુદ્ધમાં દ્રોણાચાર્યને હાથે માર્યા ગયા.]

**'શૈબ્યશ્ચ નરપુઙ્ગવઃ'** – આ શૈબ્ય યુધિષ્ઠિરના સસરા છે. એ મનુષ્યોમાં શ્રેષ્ઠ અને બહુ જ બળવાન છે. પરિવારને સંબંધે એ પણ અમારા સંબંધી છે, પરંતુ એ પાંડવોને જ પક્ષે ઊભા છે.

**'યુધામન્યુશ્ચ વિક્રાન્ત ઉત્તમૌજાશ્ચ વીર્યવાન્'** – પાંચાલદેશના મહા-પરાક્રમી અને વીર યોદ્ધા યુધામન્યુ તથા ઉત્તમૌજા મારા શત્રુ અર્જુનના રથનાં પૈડાંઓની રક્ષા કરવા માટે નિમાયા છે. આપ એમની તરફ પણ નજર રાખજો.

[રાત્રે સૂઈ ગયેલા એ બન્નેને અશ્વત્થામાએ મારી નાખ્યા.]

**'સૌભદ્રઃ'** – આ કૃષ્ણની બહેન સુભદ્રાનો પુત્ર અભિમન્યુ છે. એ બહુ જ શૂરવીર છે. એણે ગર્ભમાં જ ચક્રવ્યૂહભેદનની વિદ્યા શીખી છે. આથી ચક્રવ્યૂહરચનાને વખતે આપ એનો ખ્યાલ રાખજો.

[દુ:શાસનના પુત્ર દ્વારા અન્યાયપૂર્વક શિર ઉપર ગદાનો પ્રહાર કરવાથી અભિમન્યુ યુદ્ધમાં માર્યા ગયા.]

**'દ્રૌપદેયાશ્ચ'** – યુધિષ્ઠિર ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ - આ પાંચેય દ્વારા દ્રૌપદીના ગર્ભથી અનુક્રમે પ્રતિવિન્ધ્ય, સુતસોમ, શ્રુતકર્મા, શતાનીક અને શ્રુતસેન જન્મ્યા છે. આ પાંચેયને આપ જોઈ લો. દ્રૌપદીએ ભરી સભામાં મારી હાંસી ઉડાવીને મારા હૃદયને બાળ્યું છે, એના જ આ પાંચેય પુત્રોને યુદ્ધમાં મારીને આપ એનો બદલો વાળો.

[રાત્રે સૂતેલા આ પાંચેયને અશ્વત્થામાએ મારી નાખ્યા.]

**'સર્વ એવ મહારથાઃ'** – આ બધા જ મહારથીઓ છે. જેઓ શાસ્ત્ર અને શસ્ત્રવિદ્યા – બન્નેમાં પ્રવીણ છે અને યુદ્ધમાં એકલા જ એકસાથે દસ હજાર ધનુર્ધારી યોદ્ધાઓનું સંચાલન કરી શકે એવા વીર પુરુષને મહારથી કહે છે.[1] એવા ઘણા જ મહારથીઓ પાંડવસેનામાં ઊભા છે.

—■—

*સંબંધ : દ્રોણાચાર્યના મનમાં પાંડવો પ્રત્યે દ્વેષ પેદા કરવા અને યુદ્ધ માટે ઉત્સાહ આપવા માટે દુર્યોધને પાંડવસેનાની વિશેષતા બતાવી. દુર્યોધનના મનમાં વિચાર આવ્યો કે દ્રોણાચાર્ય પાંડવોના પક્ષપાતી છે જ; આથી તેઓ પાંડવસેનાનું મહત્ત્વ સાંભળીને મને એમ કહી શકે છે કે જો પાંડવોની સેનામાં આટલી વિશેષતા છે તો એમની સાથે તું સંધિ કેમ નથી કરી લેતો? એવો વિચાર આવતાં જ દુર્યોધન આગળના ત્રણ શ્લોકોમાં પોતાની સેનાની વિશેષતા બતાવે છે.*

**અસ્માકં તુ વિશિષ્ટા યે તાન્નિબોધ દ્વિજોત્તમ ।**
**નાયકા મમ સૈન્યસ્ય સંજ્ઞાર્થં તાન્બ્રવીમિ તે ॥ ૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **દ્વિજોત્તમ** | = હે દ્વિજશ્રેષ્ઠ! | **તાન્** | = તેમને (પણ આપ) | **મમ** | = મારી |
| **અસ્માકમ્** | = (હવે) આપણા પક્ષમાં | | | **સૈન્યસ્ય** | = સેનાના (જે) |
| **તુ** | = પણ | **નિબોધ** | = જાણી લો. | **નાયકાઃ** | = સેનાપતિઓ છે, |
| **યે** | = જે | **તે** | = આપને | **તાન્** | = તેમને (હું) |
| **વિશિષ્ટાઃ** | = મુખ્ય શૂરવીરો (છે), | **સઞ્જ્ઞાર્થં** | = યાદ અપાવવા માટે | **બ્રવીમિ** | = કહું છું. |

*ટીકા* – **'અસ્માકં તુ વિશિષ્ટા યે તાન્નિબોધ દ્વિજોત્તમ'** – દુર્યોધન દ્રોણાચાર્યને કહે છે કે હે દ્વિજશ્રેષ્ઠ! પાંડવોની સેનામાં શ્રેષ્ઠ મહારથીઓ છે, તો અમારી સેનામાં પણ એમનાથી ઓછી વિશેષતાવાળા મહારથીઓ નથી, ઊલટાના એમની સેનાના મહારથીઓની અપેક્ષાએ વધારે વિશેષતા રાખવાવાળા છે. એમને પણ આપ જાણી લો.

ત્રીજા શ્લોકમાં **'પશ્ય'** અને અહીં **'નિબોધ'** ક્રિયા આપવાનું તાત્પર્ય એ છે કે પાંડવોની સેના તો સામે ઊભી છે, એટલા માટે એને જોવા માટે દુર્યોધન **'પશ્ય'** (જુઓ) ક્રિયાનો પ્રયોગ કરે છે. પરંતુ પોતાની સેના સામે નથી અર્થાત્ પોતાની સેનાની તરફ દ્રોણાચાર્યની પીઠ છે, એટલા માટે એને જોવાની વાત ન કહીને એના પર ધ્યાન આપવા માટે

૧. એકો દશસહસ્રાણિ યોધયેદ્ યસ્તુ ધન્વિનામ્ । શસ્ત્રશાસ્ત્રપ્રવીણશ્ચ મહારથ ઇતિ સ્મૃતઃ ॥




कृपासिन्धु भगवान् श्रीकृष्ण

Lord Kṛṣṇa, the ocean of grace




धृतराष्ट्र-सञ्जय

Dhṛtarāṣṭra and Sañjaya



प्रजापतिकी शिक्षा Preachings of Prajāpati




सूर्यको उपदेश

**Precept of Sun**



समदर्शिता

**Impartiality**



अनन्य चिन्तनका फल Undivided devotion fructified




ध्रुवपर अनुग्रह

Shower of grace of Dhruva

'નિબોધ' (ધ્યાન આપો) ક્રિયાનો પ્રયોગ કરે છે.

**'નાયકા મમ સૈન્યસ્ય સંજ્ઞાર્થં તાન્બ્રવીમિ તે'** – મારી સેનામાં પણ જેઓ વિશિષ્ટવિશિષ્ટ સેનાપતિઓ છે, મહારથીઓ છે, હું તેમનાં નામો કેવળ આપને યાદ અપાવવા માટે, આપનું ધ્યાન એ તરફ ખેંચવા માટે જ કહી રહ્યો છું.

**'સઞ્જ્ઞાર્થમ્'** – પદનું તાત્પર્ય એ છે કે અમારા ઘણા જ સેનાનાયકો છે, એમનાં નામો હું ક્યાં સુધી કહું? એટલા માટે હું એમનો કેવળ સંકેતમાત્ર કરું છું, કેમકે આપ તો બધાને જાણો જ છો.

આ શ્લોકમાં દુર્યોધનનો એવો ભાવ પ્રતીત થાય છે કે અમારો પક્ષ કોઈ પણ રીતે કમજોર નથી. પરંતુ રાજનીતિ પ્રમાણે, શત્રુપક્ષ ચાહે કેટલોય કમજોર હોય અને પોતાનો પક્ષ ચાહે કેટલોય સબળ હોય, એવી અવસ્થામાં પણ શત્રુપક્ષને કમજોર ના સમજવો જોઈએ અને પોતાના પક્ષમાં ઉપેક્ષા, ઉદાસીનતા વગેરે ભાવો કિંચિત્માત્ર પણ ના આવવા દેવા જોઈએ. એટલા માટે સાવચેતી માટે મેં એમના સૈન્યની વાત કહી અને હવે આપણી સેનાની વાત કહું છું.

બીજો ભાવ એ છે કે પાંડવોની સેનાને જોઈને દુર્યોધન ઉપર ભારે પ્રભાવ પડ્યો અને એના મનમાં કંઈક ભય પણ પેદા થયો. કારણ કે સંખ્યામાં ઓછી હોવા છતાં પણ પાંડવસેનાના પક્ષમાં ઘણા બધા ધર્માત્મા પુરુષો હતા અને સ્વયં ભગવાન પણ હતા. જે પક્ષમાં ધર્મ અને ભગવાન રહે છે, તેનો બધાના ઉપર ભારે પ્રભાવ પડે છે. પાપીમાં પાપી અને દુષ્ટમાં દુષ્ટ વ્યક્તિ પર પણ એનો પ્રભાવ પડે છે. એટલું જ નહિ, પશુ-પક્ષી, વૃક્ષ-લતા વગેરે ઉપર પણ એનો પ્રભાવ પડે છે. કારણ કે ધર્મ અને ભગવાન નિત્ય છે. કેટલીયે ઊંચામાં ઊંચી ભૌતિક શક્તિઓ કેમ ના હોય, પણ છે તો એ બધી અનિત્ય જ. એટલા માટે દુર્યોધન ઉપર પાંડવસેનાની ઘણી અસર પડી. પરંતુ એના અંતરમાં ભૌતિક બળનો વિશ્વાસ મુખ્ય હોવાથી તે દ્રોણાચાર્યને વિશ્વાસ આપવા માટે કહે છે કે આપણા પક્ષમાં જેટલી વિશેષતા છે, એટલી પાંડવોની સેનામાં નથી. આથી આપણે એમના ઉપર સહજ રીતે જ વિજય પ્રાપ્ત કરી શકીએ છીએ.



**ભવાન્ભીષ્મશ્ચ કર્ણશ્ચ કૃપશ્ચ સમિતિઞ્જયઃ ।**
**અશ્વત્થામા વિકર્ણશ્ચ સૌમદત્તિસ્તથૈવ ચ ॥ ૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભવાન્, ચ** | = આપ સ્વયં અને | **સમિતિઞ્જયઃ** | = સંગ્રામવિજયી | **અશ્વત્થામા** | = અશ્વત્થામા, |
| **ભીષ્મઃ** | = પિતામહ ભીષ્મ | **કૃપઃ** | = કૃપાચાર્ય | **વિકર્ણઃ ચ** | = વિકર્ણ અને |
| **ચ** | = તથા | **ચ** | = અને | **સૌમદત્તિઃ** | = સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા. |
| **કર્ણઃ, ચ** | = કર્ણ અને | **તથા, એવ** | = એવા જ | | |

*ટીકા* – **'ભવાન્ ભીષ્મશ્ચ'** – આપ અને પિતામહ ભીષ્મ – બન્નેય ઘણા વિશેષ પુરુષો છો. આપ બેઉની સમકક્ષ સંસારમાં ત્રીજો કોઈ પણ નથી. જો આપ બેમાંથી કોઈ એક પણ પોતાની પૂર્ણ શક્તિ વાપરીને યુદ્ધ કરે, તો દેવતા, યક્ષ, રાક્ષસ, મનુષ્ય વગેરેમાં એવો કોઈ પણ નથી, કે જે આપની સામે ટકી શકે. આપ બન્નેના પરાક્રમની વાત જગતમાં પ્રસિદ્ધ જ છે. પિતામહ ભીષ્મ તો આબાલ બ્રહ્મચારી છે અને ઇચ્છામૃત્યુ છે અર્થાત્ એમની ઇચ્છા વિના એમને કોઈ મારી જ નથી શકતું.

[મહાભારતના યુદ્ધમાં દ્રોણાચાર્ય ધૃષ્ટદ્યુમ્ન દ્વારા માર્યા ગયા, અને પિતામહ ભીષ્મે પોતાની ઇચ્છાથી જ સૂર્યના ઉત્તરાયણ થયા પછી પોતાના પ્રાણોનો ત્યાગ કરી દીધો.]

**'કર્ણશ્ચ'** – કર્ણ તો ઘણો જ શૂરવીર છે. મને તો એવો વિશ્વાસ છે કે તે એકલો જ પાંડવસેના ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે. એની સામે અર્જુન પણ કંઈ કરી શકે તેમ નથી. એવો એ કર્ણ પણ અમારા પક્ષમાં છે.

[કર્ણ મહાભારતના યુદ્ધમાં અર્જુન દ્વારા માર્યા ગયા.]

**'કૃપશ્ચ સમિતિઞ્જયઃ'** – કૃપાચાર્યની તો વાત જ શું કરવી! તેઓ તો ચિરંજીવી છે,[1] અમારા પરમ હિતેચ્છુ છે અને સમગ્ર પાંડવસેના ઉપર વિજય પ્રાપ્ત કરી શકે તેવા છે.

૧. અશ્વત્થામા, બલિ, વેદવ્યાસ, હનુમાન, વિભીષણ, કૃપાચાર્ય, પરશુરામ અને માર્કણ્ડેય - આ આઠ ચિરંજીવીઓ છે. શાસ્ત્રમાં લખ્યું છે કે–

**અશ્વત્થામા બલિર્વ્યાસો હનૂમાંશ્ચ વિભીષણઃ । કૃપઃ, પરશુરામશ્ચ સપ્તૈતે ચિરજીવિનઃ ।**
**સપ્તૈતાન્ સંસ્મરેન્નિત્યં માર્કણ્ડેયમથાષ્ટમમ્ । જીવેદ્વર્ષશતં સોઽપિ સર્વવ્યાધિવિવર્જિતઃ ॥**
(પદ્મપુરાણ ૪૯/૭)

જોકે અહીં દ્રોણાચાર્ય અને ભીષ્મના પછી જ દુર્યોધને કૃપાચાર્યનું નામ લેવું જોઈતું હતું, પરંતુ દુર્યોધનને કર્ણ ઉપર જેટલો વિશ્વાસ હતો, એટલો કૃપાચાર્ય ઉપર ન હતો. એટલા માટે કર્ણનું નામ તો હૈયામાંથી વચમાં જ નીકળી પડ્યું. દ્રોણાચાર્ય અને ભીષ્મ ક્યાંય કૃપાચાર્યનું અપમાન ન સમજી લે, એટલા માટે દુર્યોધન કૃપાચાર્યને 'સંગ્રામ-વિજયી' વિશેષણ આપીને એમને પ્રસન્ન કરવા માગે છે.

**'અશ્વત્થામા'** — એ પણ ચિરંજીવી છે અને આપના જ પુત્ર છે. એ ઘણા મોટા શૂરવીર છે. એમણે આપની પાસેથી જ અસ્ત્રશસ્ત્રની વિદ્યા શીખી છે. અસ્ત્રશસ્ત્રની કળામાં તેઓ ઘણા ચતુર છે.

**'વિકર્ણશ્ચ સૌમદત્તિસ્તથૈવ ચ'** — આપ એવું ન સમજશો કે માત્ર પાંડવો જ ધર્માત્મા છે, આપણા પક્ષમાં પણ મારો ભાઈ વિકર્ણ મોટો ધર્માત્મા અને શૂરવીર છે. એવી જ રીતે આપણા પ્રપિતામહ શાંતનુના ભાઈ બાહ્લીકના પૌત્ર તથા સોમદત્તના પુત્ર ભૂરિશ્રવા પણ મોટા ધર્માત્મા છે. એમણે મોટી મોટી દક્ષિણાવાળા અનેક યજ્ઞો કર્યા છે. તેઓ મોટા શૂરવીર અને મહારથી છે.

[યુદ્ધમાં વિકર્ણ ભીમ દ્વારા અને ભૂરિશ્રવા સાત્યકિ દ્વારા માર્યા ગયા.]

અહીં આ બધા શૂરવીરોનાં નામ લેવામાં દુર્યોધનનો એ ભાવ જણાઈ આવે છે કે હે આચાર્ય! આપણી સેનામાં આપ, ભીષ્મ, કર્ણ, કૃપાચાર્ય વગેરે જેવા મહાન પરાક્રમી શૂરવીરો છે, એવા પાંડવોની સેનામાં જોવામાં નથી આવતા. આપણી સેનામાં કૃપાચાર્ય અને અશ્વત્થામા — એ બે ચિરંજીવીઓ છે, જ્યારે પાંડવોની સેનામાં એવા એક પણ નથી. આપણી સેનામાં ધર્માત્માઓની પણ કમી નથી. આ કારણથી અમારે માટે ડરવાની કોઈ વાત નથી.

—■—

**અન્યે ચ બહવઃ શૂરા મદર્થે ત્યક્તજીવિતાઃ ।**
**નાનાશસ્ત્રપ્રહરણાઃ સર્વે યુદ્ધવિશારદાઃ ॥૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અન્યે** | = આ સિવાય | | પણ ત્યાગ કરી દીધો છે, | | ચલાવનારા છે (તથા જે) |
| **બહવઃ** | = ઘણા બધા | **ચ** | = અને | **સર્વે** | = સર્વે |
| **શૂરાઃ** | = શૂરવીરો છે, (જેમણે) | **નાનાશસ્ત્ર-પ્રહરણાઃ** | = અનેક પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્ર | **યુદ્ધવિશારદાઃ** | = યુદ્ધકળામાં અત્યંત નિપુણ છે. |
| **મદર્થે** | = મારા માટે | | | | |
| **ત્યક્તજીવિતાઃ** | = જીવનની આશાનો | | | | |

*ટીકા* — **'અન્યે ચ બહવઃ શૂરા મદર્થે ત્યક્ત જીવિતાઃ'** — મેં અત્યાર સુધી આપણી સેનાના જેટલા શૂરવીરોનાં નામ લીધાં છે, તેમના ઉપરાંત પણ અમારી સેનામાં બાહ્લીક, શલ્ય, ભગદત્ત, જયદ્રથ વગેરે ઘણાયે શૂરવીર મહારથીઓ છે, જેઓ મારી ભલાઈ માટે, મારા વતી લડવા માટે પોતાની જીવવાની ઇચ્છાનો ત્યાગ કરીને અહીં આવ્યા છે. તેઓ મારા વિજય માટે ભલે મરી જાય, પરંતુ યુદ્ધમાંથી હઠશે નહિ. એમની હું આપની સમક્ષ કઈ કૃતજ્ઞતા પ્રગટ કરું?

**'નાનાશસ્ત્રપ્રહરણાઃ સર્વે યુદ્ધવિશારદાઃ'** — આ બધા લોકો હાથમાં રાખીને પ્રહાર કરવાવાળાં તલવાર, ગદા, ત્રિશૂળ વગેરે વિવિધ પ્રકારનાં શસ્ત્રોની કળામાં નિપુણ છે; અને હાથ વડે ફેંકીને પ્રહાર કરવાવાળાં બાણ, તોમર, શક્તિ વગેરે અસ્ત્રોની કળામાં પણ નિપુણ છે. યુદ્ધ કેવી રીતે કરવું જોઈએ; કઈ પદ્ધતિથી, કયા પેંતરાથી અને કઈ યુક્તિથી યુદ્ધ કરવું જોઈએ; સેનાને કઈ રીતે ગોઠવવી જોઈએ વગેરે યુદ્ધકળાઓમાં પણ તેઓ ઘણા નિપુણ અને કુશળ છે.

—■—

***સંબંધ :*** *દુર્યોધનની વાતો સાંભળીને જ્યારે દ્રોણાચાર્ય કશું પણ ના બોલ્યા, ત્યારે પોતાની ચાલાકી નહિ ચાલી શકવાથી દુર્યોધનના મનમાં કયો વિચાર આવે છે — એને સંજય હવે પછીના શ્લોકમાં કહે છે.*[૧]

---

૧. ભગવાન વેદ વ્યાસે વિશેષ રૂપે દીધેલી દિવ્ય દૃષ્ટિથી સૈનિકોના મનમાં આવેલી વાતોને પણ સંજય જાણી લેવામાં સમર્થ હતા—
**પ્રકાશં વાપ્રકાશં વા દિવા વા યદિ વા નિશિ। મનસા ચિન્તિતમપિ સર્વં વેત્સ્યતિ સંજયઃ॥**
(મહાભારત, ભીષ્મ. ૨/૧૧)

## અપર્યાપ્તં તદસ્માકં બલં ભીષ્માભિરક્ષિતમ્ ।
## પર્યાપ્તં ત્વિદમેતેષાં બલં ભીમાભિરક્ષિતમ્ ॥ ૧૦॥

દ્રોણાચાર્યને ચુપ જોઈને દુર્યોધનના મનમાં વિચાર આવ્યો કે વાસ્તવમાં—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **અસ્માકમ્** | = આપણી | **ભીષ્માભિરક્ષિતમ્** | = તેના સંરક્ષક (ઉભયપક્ષપાતી) ભીષ્મ છે. | **બલમ્** | = સેના (અમારા પર વિજયી થવામાં) |
| **તત્** | = તે | **તુ** | = પરંતુ | **પર્યાપ્તમ્** | = પર્યાપ્ત છે, સમર્થ છે; (કેમકે) |
| **બલમ્** | = સેના (પાંડવો પર વિજય મેળવવામાં) | **એતેષામ્** | = આ પાંડવોની | **ભીમાભિરક્ષિતમ્** | = એના સંરક્ષક (નિજ સેના-પક્ષપાતી) ભીમ છે. |
| **અપર્યાપ્તમ્** | = અપર્યાપ્ત છે, અસમર્થ છે; (કારણ કે) | **ઈદમ્** | = આ | | |

*ટીકા* – **'અપર્યાપ્તં તદસ્માકં બલં ભીષ્માભિરક્ષિતમ્'** – અધર્મ-અન્યાયને લીધે દુર્યોધનના મનમાં ભય હોવાથી તે પોતાની સેના વિષે વિચારે છે કે અમારી સેના મોટી હોવા છતાં પણ અર્થાત્ પાંડવોની સરખામણીએ ચાર અક્ષૌહિણી વધારે હોવા છતાં પણ પાંડવો ઉપર વિજય મેળવામાં તો અસમર્થ જ છે! કારણ કે અમારી સેનામાં મતભેદ છે. તેમાં એટલી એકતા (સંગઠન), નિર્ભયતા અને નિઃસંકોચતા નથી, જેટલી પાંડવોની સેનામાં છે. અમારી સેનાના મુખ્ય સંરક્ષક પિતામહ ભીષ્મ બન્ને પક્ષનું ભલું ઇચ્છનારા છે અર્થાત્ એમના મનમાં કૌરવ અને પાંડવ – બન્ને સેનાઓનો પક્ષ છે. તેઓ કૃષ્ણના મહાન ભક્ત છે. એમના હૃદયમાં યુધિષ્ઠિર માટે ઘણો આદરભાવ છે. અર્જુન ઉપર પણ એમનો ભારે પ્રેમ છે. આથી એ અમારા પક્ષમાં રહેવા છતાં પણ અંદરખાને પાંડવોનું ભલું ઇચ્છે છે. એ જ ભીષ્મ અમારી સેનાના મુખ્ય સેનાપતિ છે. એવી પરિસ્થિતિમાં અમારી સેના પાંડવોનો સામનો કરવા કેવી રીતે સમર્થ થઈ શકે? ના જ થઈ શકે.

**'પર્યાપ્તં ત્વિદમેતેષાં બલં ભીમાભિરક્ષિતમ્'** – પરંતુ આ જે પાંડવોની સેના છે, તે અમારી ઉપર વિજય મેળવવા સમર્થ છે. કારણ કે એમની સેનામાં મતભેદ નથી, પરંતુ બધા એક જ મતના થઈને સંગઠિત છે. એમની સેનાનો સંરક્ષક બળવાન ભીમસેન છે, જે બાળપણથી જ મને હરાવતો આવ્યો છે. એણે એકલે હાથે મારા સહિત સો ભાઈઓને મારવાની પ્રતિજ્ઞા કરી લીધી છે અર્થાત્ એ અમારો નાશ કરવા તત્પર થયો છે! એનું શરીર વજ્ર જેવું મજબૂત છે. એને મેં ઝેર પિવડાવ્યું હતું, છતાં એ મર્યો નહિ. એવો એ ભીમસેન પાંડવોની સેનાનો સંરક્ષક છે, એટલે એ સેના વાસ્તવમાં શક્તિશાળી છે, પૂર્ણ છે.

અહીં એવી શંકા થઈ શકે કે દુર્યોધને પોતાની સેનાના સંરક્ષક તરીકે ભીષ્મજીનું નામ લીધું, જે સેનાપતિના પદે નિમાયા છે. પરંતુ પાંડવસેનાના સંરક્ષક તરીકે ભીમનું નામ લીધું, જે સેનાપતિ નથી. એનું સમાધાન એ છે કે દુર્યોધન એ વખતે સેનાપતિઓની વાત વિચારી રહ્યો નથી. પરંતુ બન્ને સેનાઓની શક્તિ વિષે વિચારી રહ્યો છે કે કઈ સેનાની શક્તિ વધારે છે? દુર્યોધન ઉપર આરંભથી જ ભીમસેનની શક્તિની, તેના બળવાનપણાની વધારે અસર પડેલી છે. આથી એ પાંડવસેનાના સંરક્ષક તરીકે ભીમસેનનું જ નામ લે છે.

### વિશેષ વાત

અર્જુન કૌરવોની સેનાને જોઈને કોઈની પાસે ન જતાં હાથમાં ધનુષ્ય ઉઠાવે છે (અ. ૧/૨૦), પણ દુર્યોધન પાંડવોની સેનાને જોઈને દ્રોણાચાર્ય પાસે જાય છે અને એમને પાંડવોની વ્યૂહરચનાયુક્ત સેનાને જોવા માટે કહે છે. એથી સાબિત થાય છે કે દુર્યોધનના હૃદયમાં ભય પેઠેલો છે.[૧] અંદર ડર હોવા છતાં પણ તે ચાલાકીથી દ્રોણાચાર્યને ખુશ કરવા માગે છે અને એમને પાંડવોની વિરુદ્ધ ઉશ્કેરવા માગે છે. કારણ કે દુર્યોધનના હૃદયમાં અધર્મ છે, અન્યાય છે અને પાપ છે. અન્યાયી અને પાપી વ્યક્તિ કદી નિર્ભય અને સુખશાંતિથી રહી શકતી નથી – એવો નિયમ છે. પરંતુ અર્જુનના અંતરમાં ધર્મ છે અને ન્યાય પણ છે. તેથી અર્જુનના અંતરમાં પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે ચાલાકીયે નથી

૧. જ્યારે કૌરવોની સેનામાં શંખ, વાજાં વગેરે વાગ્યાં, ત્યારે એના અવાજની પાંડવસેના ઉપર કંઈ પણ અસર થઈ નહિ. પરંતુ જ્યારે પાંડવોની સેનાના શંખ વાગ્યા, ત્યારે એના અવાજથી દુર્યોધન વગેરેનાં હૃદય ચીરાઈ ગયાં. (અ. ૧/૧૩,૧૯). આથી સિદ્ધ થાય છે કે અધર્મ-અન્યાયનો પક્ષ લેવાને કારણે દુર્યોધન વગેરેનાં હૃદય કમજોર બની ગયાં હતાં અને એમનામાં ભય પેસી ગયો હતો.

અને ભય પણ નથી; પરંતુ ઉત્સાહ છે અને વીરતા છે. તેથી તો એ વીરતામાં આવી જઈને સેનાનું નિરીક્ષણ કરવાને માટે ભગવાનને આજ્ઞા કરે છે કે 'હે અચ્યુત! બન્ને સેનાઓની મધ્યમાં મારો રથ ઊભો રાખો.' (અ. ૧/૨૧). એનું તાત્પર્ય એ છે કે જેના હૈયામાં નાશવંત ધનસંપત્તિ વગેરેનો સહારો છે, આદર છે અને જેના હૈયામાં અધર્મ છે, અન્યાય છે તથા દુર્ભાવ છે, એનામાં વાસ્તવિક બળ હોતું નથી. તે અંદરખાને પોલો હોય છે અને કદી તે નિર્ભય હોતો નથી. પરંતુ જે પોતાના ધર્મનું પાલન કરે છે અને ભગવાનનો આશરો લે છે, તે કદી ભયભીત થતો નથી. એનામાં સાચું બળ હોય છે. એ હંમેશાં ચિંતારહિત અને ભયરહિત રહે છે. આથી પોતાનું કલ્યાણ ઇચ્છનારા સાધકોએ અધર્મ, અન્યાય વગેરેને ત્યજીને તથા એકમાત્ર ભગવાનનો આશરો લઈને ભગવાનના પ્રેમ માટે પોતાના ધર્મનું અનુષ્ઠાન કરવું જોઈએ. ભૌતિક સંપત્તિને મહત્ત્વ આપીને અને સંયોગજનિત સુખના પ્રલોભનમાં ફસાઈને કદી અધર્મનો આશરો લેવો જોઈએ નહિ; કારણ કે એ બન્નેથી મનુષ્યનું કદી હિત સધાતું નથી પરંતુ એનાથી ઊલટું અહિત જ થાય છે.

**પરિશિષ્ટ ભાવ :** અર્જુને અસ્ત્ર-શસ્ત્રથી સુસજ્જ નારાયણી સેનાને છોડીને નિઃશસ્ત્ર ભગવાન શ્રીકૃષ્ણનો સ્વીકાર કર્યો હતો.[1] અને દુર્યોધને ભગવાનને છોડીને તેમની નારાયણી સેનાનો સ્વીકાર કર્યો હતો. એનું તાત્પર્ય એ છે કે, અર્જુનની દૃષ્ટિ ભગવાન પર હતી અને દુર્યોધનની દૃષ્ટિ વૈભવ પર હતી. જેની દૃષ્ટિ ભગવાન પર હોય છે, તેનું હૃદય બળવાન હોય છે; કારણ કે ભગવાનનું બળ જ સાચું છે. પરંતુ જેની દૃષ્ટિ સંસારના વૈભવો પર હોય છે, તેનું હૃદય કમજોર હોય છે; કારણ કે સંસારનું બળ કાચું છે.



*સંબંધ : હવે દુર્યોધન પિતામહ ભીષ્મને પ્રસન્ન કરવા પોતાની સેનાના બધા જ મહારથીઓને સંબોધીને કહે છે–*

**અયનેષુ ચ સર્વેષુ યથાભાગમવસ્થિતાઃ ।**
**ભીષ્મમેવાભિરક્ષન્તુ ભવન્તઃ સર્વ એવ હિ ॥ ૧૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચ | = દુર્યોધને બાહ્યદૃષ્ટિથી પોતાની સેનાના મહારથીઓને કહ્યું– | સર્વે, એવ | = બધા જ લોકો | | રહીને |
| | | સર્વેષુ | = બધા | હિ | = નિશ્ચિતરૂપે |
| | | અયનેષુ | = મોર્ચાઓ પર | ભીષ્મમ્ | = પિતામહ ભીષ્મનું |
| | | યથાભાગમ્ | = પોતપોતાની જગ્યાએ | એવ | = જ |
| | | | | અભિરક્ષન્તુ | = ચારે બાજુથી રક્ષણ કરો. |
| ભવન્તઃ | = તમે | અવસ્થિતાઃ | = દૃઢતાથી સ્થિત | | |

*ટીકા* – **'અયનેષુ ચ સર્વેષુ યથાભાગમવસ્થિતાઃ ભીષ્મમેવાભિરક્ષન્તુ ભવન્તઃ સર્વ એવ હિ'** – જે જે મોરચાઓ ઉપર આપની નિમણૂક કરવામાં આવી છે, આપ સર્વ યોદ્ધાઓ તે જ મોરચાઓ ઉપર મક્કમતાપૂર્વક સ્થિર રહીને બધી બાજુથી અને બધી રીતે ભીષ્મજીનું રક્ષણ કરો.

ભીષ્મજીનું બધી બાજુથી રક્ષણ કરો – એમ કહીને દુર્યોધન ભીષ્મજીને અંદરખાનેથી પોતાના પક્ષમાં લાવવા માગે છે. એવું કહેવાનો બીજો ભાવ એ છે કે જ્યારે ભીષ્મજી યુદ્ધ કરે, ત્યારે કોઈ પણ વ્યૂહદ્વારેથી શિખંડી એમની સામે ન આવી જાય – એનું આપ લોકો ધ્યાન રાખજો. જો શિખંડી એમની સામે આવી જશે, તો ભીષ્મજી એના ઉપર શસ્ત્રાસ્ત્રો નહિ ચલાવે. કારણ કે શિખંડી પૂર્વજન્મમાં સ્ત્રી હતો અને આ જન્મમાં પણ પ્રથમ સ્ત્રી હતો, પાછળથી પુરુષ બન્યો છે. એટલા માટે ભીષ્મજી એને સ્ત્રી જ માને છે અને એમણે શિખંડી સાથે યુદ્ધ નહિ કરવાની પ્રતિજ્ઞા કરી રાખી છે. આ શિખંડી શંકરના વરદાનથી ભીષ્મજીને મારવા માટે જ જન્મ્યો છે. આથી જો શિખંડીથી ભીષ્મજીનું રક્ષણ થઈ જશે, તો પછી તેઓ બધાને મારી નાખશે, જેથી ચોક્કસ અમારો જ વિજય થશે. આ વાતને લીધે દુર્યોધન બધા મહારથીઓને ભીષ્મજીનું રક્ષણ કરવાને માટે કહે છે.



૧. **એવ મુક્તસ્તુ કૃષ્ણેન કુન્તીપુત્રો ધનંજયઃ । અયુધ્યમાનં સંગ્રામે વરયામાસ કેશવમ્ ॥** (મહા, ઉદ્યોગ. ૭/૨૧)
'શ્રીકૃષ્ણના આમ કહેવાથી કુન્તીપુત્ર ધનંજયે રણભૂમિમાં (અસ્ત્ર-શસ્ત્રોથી સુસજ્જ એક અક્ષૌહિણી નારાયણી સેનાને છોડીને) યુદ્ધ ન કરનારા નિઃશસ્ત્ર તે ભગવાન શ્રીકૃષ્ણને જ (પોતાના સહાયક) પસંદ કર્યા.'

*સંબંધ : દ્રોણાચાર્ય કંઈ પણ બોલ્યા નહિ એ કારણે દુર્યોધનનો માનસિક ઉત્સાહ ભાંગેલો જોઈને એના પ્રત્યે ભીષ્મજીએ દેખાડેલા પ્રેમ અને સદ્ભાવની વાત સંજય આગળના શ્લોકમાં પ્રગટ કરે છે.*

**તસ્ય સઞ્જનયન્હર્ષં કુરુવૃદ્ધઃ પિતામહઃ।**
**સિંહનાદં વિનદ્યોચ્ચૈઃ શઙ્ખં દધ્મૌ પ્રતાપવાન્॥૧૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તસ્ય** | = તે (દુર્યોધન)ના | **કુરુવૃદ્ધઃ** | = કૌરવોમાં વૃદ્ધ | **વિનદ્ય** | = ગરજીને |
| | | **પ્રતાપવાન્** | = મહાન પ્રતાપી | **ઉચ્ચૈઃ** | = જોરથી |
| **હર્ષમ્** | = (હૃદયમાં) હરખ | **પિતામહઃ** | = પિતામહ ભીષ્મે | **શઙ્ખમ્** | = શંખ |
| **સંજનયન્** | = જન્માવતાં | **સિંહનાદમ્** | = સિંહની જેમ | **દધ્મૌ** | = વગાડ્યો. |

*ટીકા* – **'તસ્ય સંજનયન્ હર્ષમ્'** – જોકે દુર્યોધનના હૃદયમાં હર્ષ થવો એ શંખધ્વનિનું કાર્ય છે અને શંખધ્વનિ એ હર્ષ થવાનું કારણ છે. એટલા માટે અહીં શંખધ્વનિનું વર્ણન પહેલાં થવું જોઈએ અને હર્ષ થવાનું વર્ણન પછી થવું જોઈએ. અર્થાત્ અહીં 'શંખ વગાડતાં દુર્યોધનને હર્ષિત કર્યો.' – એમ કહેવું જોઈએ. પરંતુ અહીં એમ ન કહેતાં એવું જ કહ્યું છે કે 'દુર્યોધનને હર્ષિત કરતાં ભીષ્મજીએ શંખ વગાડ્યો.' આમ કહીને સંજય એવો ભાવ પ્રગટ કરી રહ્યા છે કે પિતામહ ભીષ્મની શંખ વગાડવાની ક્રિયામાત્રથી દુર્યોધનના હૃદયમાં હર્ષ ઉત્પન્ન થઈ જ જશે. ભીષ્મજીની એ પ્રતિભાને દર્શાવવા માટે જ સંજય અગાઉ **'પ્રતાપવાન'** વિશેષણ આપે છે.

**'કુરુવૃદ્ધઃ'** – જોકે કુરુવંશીઓમાં ઉંમરની રીતે જોતાં ભીષ્મજીથી પણ અધિક વૃદ્ધ બાહ્લીક હતા (કે જે ભીષ્મજીના પિતા શાંતનુના નાના ભાઈ હતા), તોપણ કુરુવંશીઓમાં જેટલા મોટાવૃદ્ધ હતા, તે બધામાં ભીષ્મજી ધર્મ અને ઈશ્વરને વિશેષતાથી જાણનારા હતા. આથી જ્ઞાનવૃદ્ધ હોવાને કારણે સંજય ભીષ્મજી માટે **'કુરુવૃદ્ધઃ'** વિશેષણ વાપરે છે.

**'પ્રતાપવાન્'** – ભીષ્મજીના ત્યાગની મોટી અસર હતી. તેઓ કંચન-કામિનીના ત્યાગી હતા અર્થાત્ એમણે રાજ્ય પણ સ્વીકાર્યું નહિ અને લગ્ન પણ કર્યું નહિ. ભીષ્મજી અસ્ત્ર-શસ્ત્ર ચલાવવામાં ઘણા નિપુણ હતા અને શાસ્ત્રના પણ મોટા જાણકાર હતા. એમના આ બન્ને ગુણોની પણ લોકો ઉપર ઘણી અસર હતી.

જ્યારે એકલા ભીષ્મ પોતાના ભાઈ વિચિત્રવીર્ય માટે કાશીરાજની કન્યાઓનું સ્વયંવરમાંથી હરણ કરીને લાવી રહ્યા હતા, ત્યારે ત્યાં સ્વયંવર માટે એકઠા થયેલા બધા ક્ષત્રિયો એમના ઉપર તૂટી પડ્યા. પરંતુ એકલા ભીષ્મજીએ એ બધાને હરાવ્યા. જેમની પાસેથી ભીષ્મજી અસ્ત્ર-શસ્ત્રની વિદ્યા શીખ્યા હતા, એ ગુરુ પરશુરામજી સમક્ષ પણ એમણે પોતાની હાર સ્વીકારી નહિ. આ રીતે શસ્ત્રની બાબતમાં એમનો ક્ષત્રિયો ઉપર મોટો પ્રભાવ હતો.

જ્યારે ભીષ્મ બાણશૈય્યા ઉપર સૂતા હતા, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે ધર્મરાજાને કહ્યું કે, 'આપને ધર્મના વિષયમાં કંઈ શંકા હોય તો ભીષ્મજીને પૂછી લો; કારણ કે શાસ્ત્રજ્ઞાનનો સૂર્ય અસ્ત પામી રહ્યો છે અર્થાત્ ભીષ્મજી આ લોકમાંથી વિદાય લઈ રહ્યા છે.'[1] આ રીતે શાસ્ત્રના વિષયમાં એમનો બીજાઓ ઉપર ભારે પ્રભાવ હતો.

**'પિતામહઃ'** – આ પદનો એવો આશય જણાય છે કે દુર્યોધને ચાલાકીથી કહેલી વાતોનો દ્રોણાચાર્યે કોઈ ઉત્તર આપ્યો નહિ. તેઓ એવું સમજ્યા કે દુર્યોધન ચાલાકીથી મને છેતરવા માગે છે, તેથી તેઓ ચુપ જ રહ્યા. પરંતુ પિતામહ (દાદા) હોવાને સંબંધે ભીષ્મજીને દુર્યોધનની ચાલાકીમાં એનું બાળપણ દેખાયું. આથી પિતામહ ભીષ્મ દ્રોણાચાર્યની જેમ ચુપ ન રહેતાં વાત્સલ્યભાવને કારણે દુર્યોધનને હર્ષ ઉપજાવતા શંખ વગાડે છે.

**'સિંહનાદં વિનદ્યોચ્ચૈઃ શઙ્ખં દધ્મૌ'** – જેવી રીતે સિંહના ગર્જવાથી હાથી વગેરે મોટાં મોટાં પશુઓ પણ ભયભીત થઈ જાય છે, તેવી રીતે માત્ર ગર્જના કરવાથી બધા ભયભીત થઈ જાય અને દુર્યોધન પ્રસન્ન થઈ જાય – એવા ભાવથી ભીષ્મજીએ સિંહની માફક ગર્જના કરીને જોરથી શંખ વગાડ્યો.

**પરિશિષ્ટ ભાવ :** દુર્યોધનની સાથે દ્રોણાચાર્યનો વિદ્યાનો સંબંધ હતો અને ભીષ્મ સાથે જન્મનો અર્થાત્ કૌટુમ્બિક સંબંધ હતો. જ્યાં વિદ્યાનો સંબંધ હોય છે, ત્યાં પક્ષપાત નથી થતો, પરંતુ જ્યાં કૌટુમ્બિક સંબંધ હોય છે ત્યાં સ્નેહવશ પક્ષપાત થઈ જાય છે. તેથી દુર્યોધન દ્વારા ચાલાકીપૂર્વક કહેલાં વચનો સાંભળીને દ્રોણાચાર્ય ચુપ રહ્યા, જેથી દુર્યોધનનો માનસિક ઉત્સાહ ભાંગી પડ્યો. પરંતુ દુર્યોધનને ઉદાસ જોઈને કૌટુમ્બિક સ્નેહને કારણે ભીષ્મજી શંખ વગાડે છે.



૧. **તસ્મિન્નસ્તમિતે ભીષ્મે કૌરવાણાં ધુરંધરે। જ્ઞાનાન્યસ્તં ગમિષ્યન્તિ તસ્માત્ ત્વાં ચોદયામ્યહમ્॥** (મહાભારત, શાન્તિ. ૪૬/૨૩)

***સંબંધ :*** *પિતામહ ભીષ્મે શંખ વગાડ્યો એનું પરિણામ શું આવ્યું, એ વાત સંજય આગળના શ્લોકમાં કહે છે–*

**તતઃ શઙ્ખાશ્ચ ભેર્યશ્ચ પણવાનકગોમુખાઃ ।**
**સહસૈવાભ્યહન્યન્ત સ શબ્દસ્તુમુલોઽભવત્ ॥ ૧૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તતઃ** | = ત્યાર પછી | **પણવાનકગોમુખાઃ** | = ઢોલ, મૃદંગ તેમજ રણશિંગાં વગેરે વાદ્યો | | (તેમનો) |
| **શઙ્ખાઃ** | = શંખ | | | **સઃ** | = એ |
| **ચ** | = અને | | | **શબ્દઃ** | = અવાજ |
| **ભેર્યઃ** | = ભેરી (નગારાં) | **સહસા, એવ** | = એકસાથે જ | **તુમુલઃ** | = ઘણો ભયંકર |
| **ચ** | = અને | **અભ્યહન્યન્ત** | = વાગી ઊઠ્યાં; | **અભવત્** | = થયો. |

*ટીકા* — **'તતઃ શઙ્ખાશ્ચ ભેર્યશ્ચ પણવાનકગોમુખાઃ'** — જોકે ભીષ્મજીએ યુદ્ધના આરંભની ઘોષણા કરવા માટે શંખ વગાડ્યો ન હતો. પરંતુ દુર્યોધનને ખુશ કરવા માટે શંખ વગાડ્યો હતો, તોપણ કૌરવોની સેના ભીષ્મજીના શંખવાદનને યુદ્ધની ઘોષણા જ સમજી. આથી ભીષ્મજીએ શંખ વગાડ્યો એટલે કૌરવ સેનાનાં શંખ વગેરે સઘળાં વાજાં એકસાથે વાગી ઊઠ્યાં.

**'શંખ'** સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે. એ ઠાકોરજીની સેવાપૂજામાં રાખવામાં આવે છે અને આરતી ઉતારવી વગેરે કામોમાં આવે છે. માંગલિક કાર્યોમાં તથા યુદ્ધના આરંભમાં એમાં મોઢાથી ફૂંક મારીને વગાડવામાં આવે છે. **'ભેરી'** નગારાને કહે છે (જે મોટાં નગારાં છે, એને નોબત કહે છે.) એ નગારાં લોઢાનાં બનેલા હોય છે અને પાડાના ચામડાથી મઢેલાં હોય છે, તથા લાકડાના દાંડિયાથી વગાડવામાં આવે છે. એ મંદિરોમાં અને રાજાના કિલ્લાઓમાં રાખવામાં આવે છે. ઉત્સવ અને માંગલિક કાર્યોમાં એ ખાસ વગાડવામાં આવે છે. રાજાઓને ત્યાં એ દરરોજ વગાડવામાં આવે છે. **'પણવ'** ઢોલને કહે છે. એ લોઢા કે લાકડાનાં બનેલાં હોય છે અને બકરાના ચામડાથી મઢેલાં હોય છે, તથા હાથથી કે લાકડાના દાંડિયાથી વગાડવામાં આવે છે. એ આકારમાં ઢોલકી જેવાં હોવા છતાં પણ ઢોલકીથી મોટાં હોય છે. કાર્યના આરંભમાં પણવ વગાડવાને ગણપતિના પૂજન સમાન કલ્યાણ કરનારું માનવામાં આવે છે. **'આનક'** મૃદંગને કહે છે, એને પખવાજ પણ કહે છે. આકારમાં એ લાકડામાંથી બનાવેલી ઢોલકી જેવું હોય છે. એ માટીમાંથી બનેલું અને ચામડાથી મઢેલ હોય છે અને હાથથી વગાડવામાં આવે છે. **'ગોમુખ'** રણશિંગાને કહે છે. આકારમાં એ સાપ જેવું વાંકું હોય છે ને એનું મોઢું ગાયના જેવું હોય છે. એ મોઢાથી ફૂંકીને વગાડવામાં આવે છે.

**'સહસૈવાભ્યહન્યન્ત'**[૧] — કૌરવસેનામાં ઉત્સાહ ઘણો જ હતો. એટલા માટે પિતામહ ભીષ્મનો શંખ વાગતાંની સાથે જ કૌરવસેનાનાં બધાં વાજાં અનાયાસે જ એકસાથે વાગી ઊઠ્યાં. એમના વાગવામાં વાર ન લાગી અને એમને વગાડવામાં પરિશ્રમ પણ થયો નહિ.

**'સ શબ્દસ્તુમુલોઽભવત્'** — જુદા જુદા વિભાગોમાં, ટુકડીઓમાં ઊભેલી કૌરવ સેનાનાં શંખ વગેરે વાજાંઓનો અવાજ ઘણો ભયંકર થયો અર્થાત્ એમનો અવાજ ઘણા જોરથી ગૂંજતો રહ્યો.

—■—

***સંબંધ :*** *આ અધ્યાયના આરંભમાં જ ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું હતું કે યુદ્ધક્ષેત્રમાં મારા અને પાંડવોના પુત્રોએ શું કર્યું? આથી સંજયે બીજા શ્લોકથી તેરમા શ્લોક સુધી 'ધૃતરાષ્ટ્રના પુત્રોએ શું કર્યું – એનો જવાબ આપ્યો. હવે આગળના શ્લોકથી સંજય 'પાંડુના પુત્રોએ શું કર્યું – એનો જવાબ આપે છે.*

**તતઃ શ્વેતૈર્હયૈર્યુક્તે મહતિ સ્યન્દને સ્થિતૌ ।**
**માધવઃ પાણ્ડવશ્ચૈવ દિવ્યૌ શઙ્ખૌ પ્રદધ્મતુઃ ॥ ૧૪॥**

---

૧. કર્મને અત્યંત સુગમતાપૂર્વકનું દર્શાવવા માટે જ્યાં કર્મ વગેરેને જ કર્તા બનાવવામાં આવે છે, તેને **'કર્મકર્તૃ'** પ્રયોગ કહેવાય છે. જેમ કોઈ લાકડું ચીરે છે, તો આ કર્મને સહેલું દર્શાવવા માટે 'લાકડું ચીરાઈ રહ્યું છે' એવો પ્રયોગ કરવામાં આવે છે. તેવી જ રીતે અહીં 'વાજાં વગાડ્યાં' એવો પ્રયોગ હોવો જોઈએ; પરંતુ વાજાં વગાડવાનું સહેલું છે તેમ બતાવવા માટે અને સેનાનો ઉત્સાહ દર્શાવવાને માટે 'વાજાં વાગી ઊઠ્યાં' એવો પ્રયોગ કરવામાં આવ્યો છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| તતઃ | = ત્યાર પછી | સ્યન્દને | = રથમાં | પાણ્ડવઃ | = પાંડુપુત્ર અર્જુને |
| શ્વેતૈઃ | = શ્વેત | સ્થિતૌ | = બેઠેલા | એવ | = પણ |
| હયૈઃ | = અશ્વો | માધવઃ | = લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણ | દિવ્યૌ | = અલૌકિક |
| યુક્તે | = જોડેલા | | | શઙ્ખૌ | = શંખોને |
| મહતિ | = ઉત્તમ | ચ | = અને | પ્રદધ્મતુઃ | = ખૂબ જોરથી વગાડ્યા. |

*ટીકા* – **'તતઃ શ્વેતૈર્હયૈર્યુક્તે'** – ચિત્રરથ નામના ગંધર્વે અર્જુનને એક સો દિવ્ય ઘોડા આપ્યા હતા. તે ઘોડાઓમાં એ વિશેષતા હતી કે લડાઈમાં એ પૈકી ગમે તેટલા ઘોડા કેમ ન માર્યા જાય, તો પણ એ સંખ્યામાં પૂરા સો જ રહેતા હતા, ઘટતા ન હતા. એ પૃથ્વી, સ્વર્ગ વગેરે કોઈ પણ સ્થળે જઈ શકતા હતા. એ જ સો ઘોડાઓમાંથી સુંદર અને સારી તાલીમ પામેલા ચાર સફેદ ઘોડા અર્જુનના રથમાં જોડાયેલા હતા.

**'મહતિ સ્યન્દને સ્થિતૌ'** – યજ્ઞોમાં આહુતિ રૂપે આપેલું ઘી ખાતાં ખાતાં અગ્નિને અજીર્ણ થઈ ગયું હતું. આથી અગ્નિદેવ ખાંડવવનની વિશિષ્ટ જડીબુટ્ટીઓ ખાઈને (બાળીને) પોતાનું અજીર્ણ દૂર કરવા માગતા હતા. પરંતુ દેવતાઓ દ્વારા ખાંડવવનનું રક્ષણ થઈ રહ્યું હતું, જેને કારણે અગ્નિદેવ પોતાના કાર્યમાં સફળ થતા ન હતા. એ જ્યારે જ્યારે ખાંડવવનને સળગાવતા હતા, ત્યારે ત્યારે ઇન્દ્ર વરસાદ વરસાવીને એને (અગ્નિને) ઓલવી નાખતા હતા. આખરે અર્જુનની મદદથી અગ્નિએ આખા વનને બાળીને પોતાનું અજીર્ણ દૂર કર્યું અને અગ્નિએ પ્રસન્ન થઈને અર્જુનને આ ઘણો જ મોટો રથ આપ્યો. નવ બળદગાડાઓમાં જેટલાં અસ્ત્ર-શસ્ત્ર સમાઈ શકે, એટલાં અસ્ત્રશસ્ત્ર એ રથમાં રહી શકતાં હતાં. એ સોનાથી મઢેલો અને તેજોમય હતો. એનાં પૈડાં ઘણાં જ મજબૂત અને વિશાળ હતાં. એની ધજા વીજળી સમાન ચમકતી હતી. એ ધજા એક યોજન (ચાર ગાઉ) સુધી ફરકતી હતી. એટલી લાંબી હોવા છતાં પણ એમાં વજન ન હતું, એ ક્યાંય અટકતી ન હતી અને વૃક્ષ વગેરેમાં ક્યાંય અટવાતી ન હતી. એ ધજા ઉપર હનુમાનજી બિરાજમાન હતા.

**'સ્થિતૌ'** કહેવાનું તાત્પર્ય એ છે કે એ સુંદર અને તેજસ્વી રથ ઉપર સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ અને એમના પ્રિય ભક્ત અર્જુન બિરાજમાન થયેલા હોવાથી એ રથની શોભા અને તેજ ઘણું જ વધી ગયું હતું.

**'માધવઃ પાણ્ડવશ્ચૈવ'** – **'મા'** લક્ષ્મીનું નામ છે અને **'ધવ'** પતિનું નામ છે. આથી **'માધવ'** નામ લક્ષ્મીપતિનું છે. અહીં પાંડવ નામ અર્જુનનું છે; કારણ કે અર્જુન બધા પાંડવોમાં મુખ્ય છે – **'પાણ્ડવાનાં ધનઞ્જયઃ'** (અ. ૧૦/૩૭).

અર્જુન 'નર'નો અને શ્રીકૃષ્ણ 'નારાયણ'નો અવતાર હતા. મહાભારતના દરેક પર્વની શરૂઆતમાં નર (અર્જુન) અને નારાયણ (ભગવાન શ્રીકૃષ્ણ)ને નમસ્કાર કરવામાં આવ્યા છે – **'નારાયણં નમસ્કૃત્ય નરં ચૈવ નરોત્તમમ્'**। આ દૃષ્ટિએ પાંડવસેનામાં ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન – એ બન્ને મુખ્ય હતા. સંજયે પણ ગીતાના અંતમાં કહ્યું છે કે 'જ્યાં યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ અને ગાંડીવ ધનુષ્યધારી અર્જુન રહેશે, ત્યાં જ લક્ષ્મી, વિજય, વિભૂતિ અને અચળ નીતિ રહેશે.' (અ. ૧૮/૭૮).

**'દિવ્યૌ શઙ્ખૌ પ્રદધ્મતુઃ'** – ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનના હાથમાં જે શંખો હતા, તે તેજસ્વી અને અલૌકિક હતા. એ શંખોને એમણે ખૂબ જોરથી વગાડ્યા.

અહીં શંકા થઈ શકે કે કૌરવપક્ષમાં મુખ્ય સેનાપતિ ભીષ્મ છે, એટલા માટે એમનું સૌપ્રથમ શંખ વગાડવું, એ યોગ્ય જ છે; પરંતુ પાંડવસેનામાં મુખ્ય સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન હોવા છતાં પણ સારથિ બનેલા ભગવાન શ્રીકૃષ્ણે સૌથી પહેલાં શંખ કેમ વગાડ્યો? એનું સમાધાન એ છે કે ભગવાન સારથિ બને કે મહારથી બને, એમનું અગ્રેસરપણું કદીયે મટી શકતું નથી. એ જે કોઈ પણ હોદ્દા ઉપર રહે, છતાં હંમેશાં સૌથી મોટા જ બની રહે છે. કારણ કે એ અચ્યુત છે, કદી ચ્યુત થતા જ નથી. પાંડવસેનામાં ભગવાન શ્રીકૃષ્ણ જ મુખ્ય હતા અને એ જ બધાનું સંચાલન કરતા હતા. જ્યારે તેઓ બાલ્યાવસ્થામાં હતા, ત્યારે પણ નંદ, ઉપનંદ વગેરે એમની વાત સ્વીકારતા હતા. તેથી જ તો તેમણે બાળક શ્રીકૃષ્ણના કહેવાથી પરંપરાગત ચાલી આવતી ઇંદ્રપૂજાને છોડીને ગોવર્ધનની પૂજા કરવાની શરૂઆત કરી. તાત્પર્ય એ છે કે ભગવાન જે કોઈ અવસ્થામાં, જે કોઈ સ્થાન ઉપર અને જ્યાં ક્યાંય પણ રહે છે, ત્યાં તેઓ મુખ્ય જ રહે છે. એટલા માટે ભગવાને પાંડવસેનામાં સૌથી પહેલાં શંખ વગાડ્યો.

જે પોતે નાનો હોય, તે ઊંચા સ્થાન ઉપર નિમાવાથી તેને મોટો માનવામાં આવે છે. આથી જે ઊંચા સ્થાનને લીધે પોતાને મોટો માને છે, તે પોતે વાસ્તવમાં નાનો જ

હોય છે. પરંતુ જે પોતે મોટો હોય છે, તે ગમે ત્યાં રહેતો હોય, તોપણ તેને લીધે તે સ્થાન પણ મોટું મનાય છે. જેમકે, ભગવાન અહીં સારથિ બન્યા છે, તો એમને લીધે એ સારથિનું સ્થાન (પદ) પણ ઊંચું થઈ ગયું.

—■—

***સંબંધ :*** *હવે સંજય આગળના ચાર શ્લોકોમાં પૂર્વશ્લોકનો ખુલાસો કરતાં બીજાઓના શંખવાદનનું વર્ણન કરે છે.*

**પાઞ્ચજન્યં હૃષિકેશો દેવદત્તં ધનઞ્જયઃ ।**
**પૌણ્ડ્રં દધ્મૌ મહાશઙ્ખં ભીમકર્મા વૃકોદરઃ ॥ ૧૫॥**

**હૃષીકેશઃ** = અંતર્યામી ભગવાન શ્રીકૃષ્ણે
**પાઞ્ચજન્યમ્** = પાંચજન્ય નામનો (તથા)
**ધનઞ્જયઃ** = ધનંજય અર્જુને
**દેવદત્તમ્** = દેવદત્ત નામનો (શંખ વગાડ્યો અને)
**ભીમકર્મા** = ભયાનક કર્મ કરનાર
**વૃકોદરઃ** = વૃકોદર ભીમસેને
**પૌણ્ડ્રમ્** = પૌણ્ડ્ર નામનો
**મહાશઙ્ખમ્** = મહાશંખ
**દધ્મૌ** = વગાડ્યો.

*ટીકા* – **'પાઞ્ચજન્યં હૃષિકેશઃ'** – બધાના અંતર્યામી અર્થાત્ બધાના મનની વાત જાણનારા સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણે પાંડવોના પક્ષમાં ઊભા રહીને 'પાંચજન્ય' નામનો શંખ વગાડ્યો. ભગવાને પંચજન નામના શંખનું રૂપ ધારણ કરેલા રાક્ષસને મારીને એનો શંખ રૂપે સ્વીકાર કર્યો હતો, એટલે એ શંખનું નામ 'પાંચજન્ય' પડ્યું.

**'દેવદત્તં ધનઞ્જયઃ'** – રાજસૂય યજ્ઞ વખતે અર્જુને ઘણા રાજાઓને જીતીને બહુ જ ધન એકઠું કર્યું હતું. આથી અર્જુનનું નામ 'ધનંજય' પડી ગયું.[1] નિવાતકવચ વગેરે રાક્ષસોની સામે યુદ્ધ કરતી વખતે ઇન્દ્રે અર્જુનને 'દેવદત્ત' નામનો શંખ આપ્યો હતો. આ શંખનો અવાજ ખૂબ જોરથી થતો હતો, જેથી શત્રુઓની સેના ગભરાઈ જતી હતી. આ શંખ અર્જુને વગાડ્યો.

**'પૌણ્ડ્રં દધ્મૌ મહાશઙ્ખં ભીમકર્માવૃકોદરઃ'** – હિડિમ્બાસુર, બકાસુર, જટાસુર વગેરે રાક્ષસોને તથા કીચક, જરાસંધ વગેરે બળવાન વીરોને મારવાને કારણે ભીમસેનનું નામ 'ભીમકર્મા' પડી ગયું. એમના પેટમાં જઠરાગ્નિ સિવાય 'વૃક' નામનો એક વિશેષ અગ્નિ હતો, જેનાથી ઘણું જ અધિક ભોજન પચતું હતું. આ કારણથી એમનું નામ 'વૃકોદર' પડી ગયું. એવા ભીમકર્મા વૃકોદર ભીમસેને બહુ જ મોટા આકારવાળો પૌંડ્ર નામનો શંખ વગાડ્યો.

—■—

**અનન્તવિજયં રાજા કુન્તીપુત્રો યુધિષ્ઠિરઃ ।**
**નકુલઃ સહદેવશ્ચ સુઘોષમણિપુષ્પકૌ ॥ ૧૬॥**

**કુન્તીપુત્રઃ** = કુન્તીપુત્ર
**રાજા** = રાજા
**યુધિષ્ઠિરઃ** = યુધિષ્ઠિરે
**અનન્તવિજયમ્** = અનન્તવિજય નામનો (શંખ વગાડ્યો તથા)
**નકુલઃ** = નકુળ
**ચ** = તથા
**સહદેવઃ** = સહદેવે
**સુઘોષ-મણિપુષ્પકૌ** = સુઘોષ અને મણિપુષ્પક નામના (શંખ વગાડ્યા.)

*ટીકા* – **'અનન્તવિજયં રાજા... સુઘોષમણિપુષ્પકૌ'** – અર્જુન, ભીમ અને યુધિષ્ઠિર – એ ત્રણ કુંતીના પુત્રો છે તથા નકુળ અને સહદેવ – એ બંને માદ્રીના પુત્રો છે. આ વિભાગ દર્શાવવા માટે જ અહીં યુધિષ્ઠિર માટે 'કુંતીપુત્ર' વિશેષણ આપવામાં આવ્યું છે.

યુધિષ્ઠિરને 'રાજા' કહેવાનું તાત્પર્ય એ છે કે વનવાસ જતાં પહેલાં યુધિષ્ઠિર પોતાના અડધા રાજ્ય (ઇન્દ્રપ્રસ્થ)ના રાજા હતા, અને નિયમ મુજબ બાર વર્ષ વનવાસ અને એક વર્ષ ગુપ્તવાસ પછી તેઓ રાજા બનવા જોઈતા હતા. 'રાજા' વિશેષણ આપીને સંજય એ પણ સંકેત કરવા માગે છે કે આગળ જતાં ધર્મરાજ યુધિષ્ઠિર જ સકળ પૃથ્વીમંડળના રાજા થશે.

—■—

૧. સર્વાઞ્જનપદાઞ્જિત્વા વિત્તમાદાય કેવલમ્ । મધ્યે ધનસ્ય તિષ્ઠામિ તેનાહુર્માં ધનઞ્જયમ્ ॥ (મહાભારત, વિરાટ. ૪૪/૧૩)

**કાશ્યશ્ચ પરમેષ્વાસઃ શિખણ્ડી ચ મહારથઃ ।**
**ધૃષ્ટદ્યુમ્નો વિરાટશ્ચ સાત્યકિશ્ચાપરાજિતઃ ॥ ૧૭॥**
**દ્રુપદો દ્રૌપદેયાશ્ચ સર્વશઃ પૃથિવીપતે ।**
**સૌભદ્રશ્ચ મહાબાહુઃ શઙ્ખાન્દધ્મુઃ પૃથક્પૃથક્ ॥ ૧૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પૃથિવીપતે** | = હે રાજન્! | **સાત્યકિઃ** | = સાત્યકિ, | **સૌભદ્રઃ** | = સુભદ્રાપુત્ર અભિમન્યુ – (આ સૌએ) |
| **પરમેષ્વાસઃ** | = શ્રેષ્ઠ ધનુર્ધારી | **દ્રુપદઃ** | = રાજા દ્રુપદ | | |
| **કાશ્યઃ, ચ** | = કાશિરાજ અને | **ચ** | = અને | | |
| **મહારથઃ** | = મહારથી | **દ્રૌપદેયાઃ** | = દ્રૌપદીના પાંચેય પુત્રો | **સર્વશઃ** | = બધી બાજુએથી |
| **શિખણ્ડી, ચ** | = શિખણ્ડી અને | | | **પૃથક્-પૃથક્** | = જુદા જુદા (પોતપોતાના) |
| **ધૃષ્ટદ્યુમ્નઃ, ચ** | = ધૃષ્ટદ્યુમ્ન અને | **ચ** | = અને | | |
| **વિરાટઃ, ચ** | = રાજા વિરાટ અને | **મહાબાહુઃ** | = લાંબી-લાંબી ભુજાઓવાળા | **શઙ્ખાન્** | = શંખો |
| **અપરાજિતઃ** | = અજેય | | | **દધ્મુઃ** | = વગાડ્યા. |

*ટીકા* – **'કાશ્યશ્ચ પરમેષ્વાસઃ... શઙ્ખાન્ દધ્મુઃ પૃથક્પૃથક્'** – મહારથી શિખંડી ઘણો જ શૂરવીર હતો. તે પૂર્વજન્મમાં સ્ત્રી (કાશીરાજની પુત્રી અંબા) હતો અને આ જન્મમાં પણ રાજા દ્રુપદને પુત્રીરૂપે મળેલો હતો. આગળ જતાં આ જ શિખંડી સ્થૂણાકર્ણ નામના યક્ષ દ્વારા પુરુષત્વ પ્રાપ્ત કરી પુરુષ બન્યો. ભીષ્મજી આ બધી વાતોને જાણતા હતા, અને શિખંડીને સ્ત્રી જ સમજતા હતા. આ કારણથી તેઓ એના ઉપર બાણ ચલાવતા ન હતા. અર્જુને યુદ્ધને વખતે એને જ આગળ કરીને ભીષ્મજી ઉપર બાણ ચલાવ્યાં અને એમને રથ ઉપરથી નીચે પાડી નાખ્યા.

અર્જુનનો પુત્ર અભિમન્યુ બહુ જ શૂરવીર હતો. યુદ્ધ સમયે એણે દ્રોણાચાર્યે રચેલા ચક્રવ્યૂહમાં ઘૂસીને પોતાના પરાક્રમથી ઘણા બધા વીરોનો સંહાર કર્યો. છેલ્લે કૌરવ-સેનાના છ મહારથીઓએ એને અન્યાયપૂર્વક ઘેરી લઈને એના ઉપર શસ્ત્રાસ્ત્રો ચલાવ્યાં. દુઃશાસનના પુત્ર દ્વારા માથા ઉપર ગદાનો પ્રહાર થવાથી એનું મૃત્યુ થઈ ગયું.

સંજયે શંખવાદનના વર્ણનમાં કૌરવસેનાના શૂરવીરોમાંથી માત્ર ભીષ્મજીનું જ નામ લીધું અને પાંડવસેનાના શૂરવીરોમાંથી ભગવાન શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમ વગેરે અઢાર વીરોનાં નામ લીધાં. એનાથી એવી પ્રતીતિ થાય છે કે સંજયના મનમાં અધર્મના પક્ષ (કૌરવસેના)નો આદર નથી. એટલે એ અધર્મના પક્ષનું અધિક વર્ણન કરવાનું યોગ્ય માનતા નથી. પરંતુ એમના મનમાં ધર્મના પક્ષ (પાંડવસેના)નો આદર હોવાથી અને ભગવાન શ્રીકૃષ્ણ તથા પાંડવો પ્રત્યે આદરભાવ હોવાથી તેઓ એમના પક્ષનું જ વધારે વર્ણન કરવાનું યોગ્ય માને છે, અને એમના પક્ષનું વર્ણન કરવામાં જ એમને આનંદ આવી રહ્યો છે.



*સંબંધ : પાંડવસેનાના શંખવાદનની કૌરવસેના ઉપર શું અસર થઈ – તેને આગળના શ્લોકમાં કહે છે.*

**સ ઘોષો ધાર્તરાષ્ટ્રાણાં હૃદયાનિ વ્યદારયત્ ।**
**નભશ્ચ પૃથિવીં ચૈવ તુમુલો વ્યનુનાદયન્ ॥ ૧૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ચ** | = અને | **નભઃ** | = આકાશ | **ધાર્તરાષ્ટ્રાણામ્** | = અન્યાયપૂર્વક રાજ્ય પડાવી લેનારા દુર્યોધન વગેરેનાં |
| **સઃ** | = (પાંડવ-સેનાના શંખોના) તે | **ચ** | = અને | | |
| | | **પૃથિવીમ્** | = પૃથ્વીને | | |
| **તુમુલઃ** | = ભયાનક | **એવ** | = પણ | **હૃદયાનિ** | = હૃદય |
| **ઘોષઃ** | = નાદે | **વ્યનુનાદયન્** | = ગજાવતા | **વ્યદારયત્** | = ચીરી નાખ્યાં. |

*ટીકા* – **'સ ઘોષો ધાર્તરાષ્ટ્રાણાં... તુમુલો વ્યનુનાદયન્'** – પાંડવસેનાનો એ શંખધ્વનિ એટલો વિશાળ, ઊંડો, ઊંચો અને ભયંકર થયો કે એ (ધ્વનિપ્રતિ-ધ્વનિ)થી પૃથ્વી અને આકાશ વચ્ચેનો ભાગ ગાજી ઊઠ્યો. એ શબ્દથી અન્યાયપૂર્વક

રાજ્ય હડપ કરનારા અને તેમને મદદ કરવા (એમના પક્ષે) ઊભા રહેલા રાજાઓનાં હૃદયો ચીરાઈ ગયાં. તાત્પર્ય એ છે કે હૃદયને કોઈ અસ્ત્રશસ્ત્ર દ્વારા ચીરવાથી જેવી પીડા થાય છે, એવી જ પીડા એમના હૃદયમાં શંખધ્વનિથી થઈ ગઈ. એ શંખધ્વનિએ કૌરવસેનાના હૃદયમાં યુદ્ધનો જે ઉત્સાહ હતો, બળ હતું, એને કમજોર બનાવી દીધું, જેથી એમના હૃદયમાં પાંડવસેનાનો ભય ઉત્પન્ન થઈ ગયો.

સંજય આ વાતો ધૃતરાષ્ટ્રને સંભળાવી રહ્યા છે. ધૃતરાષ્ટ્રની જ સમક્ષ 'ધૃતરાષ્ટ્રના પુત્રો અથવા સંબંધીઓનાં હૃદયોને ચીરી નાખ્યાં'' એવું સંજયનું કહેવું વિવેકપૂર્ણ અને યુક્તિસંગત જણાતું નથી. માટે સંજયે **'ધાર્તરાષ્ટ્રાણામ્'** નહીં કહેતાં **'તાવકીનાનામ્'** (આપના પુત્રો અથવા સંબંધીઓના એમ) કહેવું જોઈતું હતું; કારણ કે એમ કહેવું એ જ વિવેક છે. એ દૃષ્ટિએ અહીં **'ધાર્તરાષ્ટ્રાણામ્'** પદનો અર્થ 'જેમણે અન્યાયપૂર્વક રાજ્યને ધારણ કર્યું.'[૧] – એવો લેવો જ યુક્તિસંગત અને સભ્યતાપૂર્ણ જણાય છે. અન્યાયનો પક્ષ લેવાથી જ એમનાં હૃદય ચિરાઈ ગયાં – એ દૃષ્ટિએ પણ આ અર્થ લેવો જ યુક્તિસંગત જણાય છે.

અહીં શંકા થાય છે કે કૌરવોની અગિયાર અક્ષૌહિણી[૨] સેનાનાં શંખ વગેરે વાજાં વાગ્યાં તો એમના અવાજની પાંડવસેના ઉપર કંઈ પણ અસર થઈ નહિ, પરંતુ પાંડવોની સાત અક્ષૌહિણી સેનાના શંખ વાગ્યા તો એમના અવાજથી કૌરવોની સેનાનાં હૃદયો કેમ ચીરાઈ ગયાં? એનું સમાધાન એ છે કે જેમના હૃદયમાં અધર્મ, પાપ કે અન્યાય નથી અર્થાત્ જેઓ ધર્મપૂર્વક પોતાના કર્તવ્યનું પાલન કરે છે, એમનાં હૃદય મજબૂત હોય છે અને એમના હૃદયમાં ભય પેદા થતો નથી. ન્યાયનો પક્ષ હોવાથી એમનામાં ઉત્સાહ હોય છે અને શૂરવીરતા હોય છે. પાંડવોએ વનવાસ પહેલાં પણ ન્યાય અને ધર્મપૂર્વક રાજ્ય કર્યું હતું અને વનવાસ પછી પણ નિયમ અનુસાર કૌરવો પાસે ન્યાયપૂર્વક રાજ્યની માગણી કરી હતી. આથી એમના હૃદયમાં ભય ન હતો, પરંતુ ઉત્સાહ હતો, શૂરવીરતા હતી. તાત્પર્ય એ છે કે પાંડવોનો પક્ષ ધર્મનો હતો. આ કારણથી કૌરવોની અગિયાર અક્ષૌહિણી સેનાનાં વાજાંના અવાજની પાંડવોની સેના ઉપર કંઈ અસર થઈ નહિ. પરંતુ જે અધર્મ, પાપ, અન્યાય વગેરે કરે છે એમનાં હૃદય કુદરતી રીતે નિર્બળ હોય છે. એમના હૃદયમાં નિર્ભયતા અને શંકાવિહીનતા રહેતાં નથી. એમનાં પોતાનાં કરેલાં પાપ અને અન્યાય જ એમના હૃદયને નિર્બળ કરી દે છે. અધર્મ અધર્મીને ખાઈ જાય છે. દુર્યોધન વગેરેએ પાંડવોને અન્યાયપૂર્વક મારવાના ઘણા જ પ્રયત્નો કર્યા હતા. એમણે છળકપટથી અન્યાયપૂર્વક પાંડવોનું રાજ્ય છીનવી લીધું હતું અને એમને બહુ જ કષ્ટ આપ્યું હતું. આ કારણથી એમનાં હૃદય કમજોર, નિર્બળ થઈ ગયાં હતાં. તાત્પર્ય એ છે કે કૌરવોનો પક્ષ અધર્મનો હતો. એટલા માટે પાંડવોની સાત અક્ષૌહિણી સેનાના શંખધ્વનિથી એમનાં હૃદય ચીરાઈ ગયાં, એમને ઘણી મોટી પીડા થઈ ગઈ.

આ પ્રસંગથી સાધકે સાવધાન થવું જોઈએ કે, તેના દ્વારા પોતાના શરીર, મન અને વાણીથી કદી પણ કોઈ અન્યાય અને અધર્મનું આચરણ ન થઈ જાય. અન્યાય અને અધર્મવાળા આચરણથી મનુષ્યનું હૃદય કમજોર, નિર્બળ થઈ જાય છે. એના હૃદયમાં ભય પેદા થઈ જાય છે. ઉદાહરણ તરીકે, લંકાધિપતિ રાવણથી ત્રણેય લોક ડરતા હતા. તે જ રાવણ જ્યારે સીતાજીનું હરણ કરવા જાય છે, ત્યારે ભયભીત થઈને આમતેમ જુએ છે.[૩] એટલા માટે સાધકે કદી પણ અન્યાયી તથા અધર્મવાળું આચરણ કરવું જોઈએ નહિ.

—■—

૧. **'અન્યાયેન ધૃતં રાષ્ટ્રં યૈસ્તે ધૃતરાષ્ટ્રાઃ'** એવો બહુવ્રીહિ સમાસ કર્યા પછી **'ધૃતરાષ્ટ્રા એવ'** એ વિગ્રહમાં સ્વાર્થમાં તદ્ધિતનો **'અણ્'** પ્રત્યય કરવામાં આવ્યો, જેનાથી **'ધાર્તરાષ્ટ્રાઃ'** એવું રૂપ બન્યું. અહીં છઠ્ઠી વિભક્તિના પ્રયોગની જરૂર હોવાથી છઠ્ઠીમાં – **'ધાર્તરાષ્ટ્રાણામ્'** એવો પ્રયોગ કર્યો છે.

૨. દુર્યોધનના પક્ષમાં અગિયાર અક્ષૌહિણી સેના હોવાનો સંભવ જ નહોતો; પરંતુ જ્યારે પાંડવો વનવાસ માટે ગયા, ત્યારે દુર્યોધને ધર્મરાજ યુધિષ્ઠિરની રાજ્ય કરવાની નીતિ સ્વીકારી. જેવી રીતે યુધિષ્ઠિર પોતાનું કર્તવ્ય સમજીને પ્રજાને સુખી કરવા માટે ધર્મ અને ન્યાયપૂર્વક રાજ્ય કરતા હતા, એવી જ રીતે દુર્યોધને પણ પોતાનું રાજ્ય સ્થાપિત કરવા માટે અને પોતાનો પ્રભાવ જમાવવા માટે પ્રજા સાથે યુધિષ્ઠિરના જેવો વર્તાવ કર્યો. તેર વરસ સુધી પ્રજા સાથે સારો વર્તાવ કરવાથી યુદ્ધને સમયે ઘણી સેના એકત્રિત થઈ, જે પહેલાં પાંડવોના પક્ષમાં હતી. અને પાંડવોને ચાહતી હતી. આ રીતે નવ અક્ષૌહિણી સેના તો પ્રજાની સાથે સારા વર્તાવના પ્રભાવથી દુર્યોધનના પક્ષમાં થઈ ગઈ, અને ભગવાન શ્રીકૃષ્ણની એક અક્ષૌહિણી નારાયણી સેનાને તથા મદ્રરાજ શલ્યની એક અક્ષૌહિણી સેનાને દુર્યોધને ચાલાકીથી પોતાના પક્ષમાં લાવી દીધી, જે પાંડવોના પક્ષમાં હતી. આથી દુર્યોધનના પક્ષમાં અગિયાર અક્ષૌહિણી સેના અને પાંડવોના પક્ષમાં સાત અક્ષૌહિણી સેના હતી.

૩. **સૂન બીચ દસકંધર દેખા। આવા નિકટ જતી કેં વેષા।**
**જાકેં ડર સુર-અસુર ડેરાહીં। નિસિ ન નીંદ દિન અન્ન ન ખાહીં॥**
**સો દસસીસ સ્વાન કી નાઈં। ઈત ઉત ચિતઈ ચલા ભડ़િહાઈ।**
**ઈમિ કુપંથ પગ દેત ખગેસા। રહ ન તેજ તન બુધિ બલ લેસા॥** (માનસ ૩/૨૮/૪-૫)

*સંબંધ : ધૃતરાષ્ટ્રે પહેલા શ્લોકમાં પોતાના અને પાંડુના પુત્રો અંગે પ્રશ્ન કર્યો હતો. એનો ઉત્તર સંજયે બીજા શ્લોકથી ઓગણીસમા શ્લોક સુધી આપી દીધો. હવે ભગવદ્‌ગીતાના પ્રાકટ્યના પ્રસંગનો સંજય આગળના શ્લોકથી આરંભ કરે છે.*

**અથ વ્યવસ્થિતાન્દૃષ્ટ્વા ધાર્તરાષ્ટ્રાન્કપિધ્વજઃ ।**
**પ્રવૃત્તે શસ્ત્રસમ્પાતે ધનુરુદ્યમ્ય પાણ્ડવઃ ॥ ૨૦॥**
**હૃષીકેશં તદા વાક્યમિદમાહ મહીપતે ।**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **મહીપતે** | = હે રાજન્! | | કરવાવાળા | **ધનુઃ** | = (પોતાનું) ગાંડીવ |
| **અથ** | = હવે | | રાજાઓ અને | | ધનુષ્ય |
| **શસ્ત્રસમ્પાતે** | = શસ્ત્રો | | તેમના સાથીઓને | **ઉદ્યમ્ય** | = ઉઠાવી લીધું |
| | ચલાવવાની | **વ્યવસ્થિતાન્** | = વ્યવસ્થિતરૂપે | | અને |
| **પ્રવૃત્તે** | = તૈયારી થઈ રહી | | સામે ઊભેલા | **હૃષીકેશમ્** | = અંતર્યામી ભગવાન |
| | હતી | **દૃષ્ટ્વા** | = જોઈને | | શ્રીકૃષ્ણને |
| **તદા** | = તે સમયે | **કપિધ્વજઃ** | = કપિધ્વજ | **ઇદમ્** | = આ |
| **ધાર્તરાષ્ટ્રાન્** | = અન્યાયપૂર્વક | **પાણ્ડવઃ** | = પાંડુપુત્ર | **વાક્યમ્** | = વચન |
| | રાજ્યને ધારણ | | અર્જુને | **આહ** | = બોલ્યા. |

*ટીકા* – **'અથ'** – આ પદનું તાત્પર્ય એ છે કે હવે સંજય ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદરૂપ 'ભગવદ્‌ગીતા'નો આરંભ કરે છે. અઢારમા અધ્યાયના ચુંમોતેરમા શ્લોકમાં આવેલા 'ઇતિ' પદથી આ સંવાદ પૂરો થાય છે. એવી જ રીતે ભગવદ્‌ગીતાના ઉપદેશનો આરંભ એના બીજા અધ્યાયના અગિયારમા શ્લોકથી થાય છે અને અઢારમા અધ્યાયના છાસઠમા શ્લોકમાં આ ઉપદેશ પૂરો થાય છે.

**'પ્રવૃત્તે શસ્ત્રસંપાતે'** – જોકે પિતામહ ભીષ્મે યુદ્ધના આરંભની ઘોષણા કરવા માટે શંખ વગાડ્યો ન હતો, પરંતુ કેવળ દુર્યોધનને ખુશ કરવા માટે જ શંખ વગાડ્યો હતો, તેમ છતાં કૌરવો અને પાંડવોની સેનાએ એને યુદ્ધના આરંભની ઘોષણા જ માની લીધી અને પોતપોતાનાં અસ્ત્રશસ્ત્ર હાથમાં ઉઠાવીને તૈયાર થઈ ગયા. આ રીતે સેનાએ શસ્ત્રો ઉઠાવેલાં જોઈને વીરતામાં આવી જઈને અર્જુને પણ પોતાનું ગાંડીવ ધનુષ્ય હાથમાં ઉઠાવી લીધું.

**'વ્યવસ્થિતાન્ ધાર્તરાષ્ટ્રાન્ દૃષ્ટ્વા'** – આ પદોથી સંજયનું કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારે આપના પુત્ર દુર્યોધને પાંડવોની સેનાને જોઈ, ત્યારે તે દોડતો દોડતો દ્રોણાચાર્ય પાસે ગયો. પરંતુ જ્યારે અર્જુને કૌરવોની સેનાને જોઈ, ત્યારે એનો હાથ સીધો ગાંડીવ ધનુષ્ય ઉપર જ ગયો – **'ધનુરુદ્યમ્ય.'** આથી જણાઈ આવે છે કે દુર્યોધનના અંતરમાં ભય છે અને અર્જુનના હૈયામાં નિર્ભયતા છે, ઉત્સાહ છે તથા વીરતા છે.

**'કપિધ્વજઃ'** – અર્જુનને માટે 'કપિધ્વજ' વિશેષણ વાપરીને સંજય ધૃતરાષ્ટ્રને અર્જુનના રથની ધજા ઉપર બિરાજેલા હનુમાનજીનું સ્મરણ કરાવે છે. જ્યારે પાંડવો વનમાં રહેતા હતા, ત્યારે એક દિવસ વાયુદેવે અકસ્માત્ એક દિવ્ય હજાર પાંખડીઓવાળું કમળ લાવી દ્રૌપદી આગળ નાખ્યું. એને જોઈને દ્રૌપદી બહુ જ પ્રસન્ન થઈ ગયાં અને તેમણે ભીમસેનને કહ્યું કે, 'હે પરાક્રમીઓમાં શ્રેષ્ઠ! આપ આવાં ઘણાં કમળો લાવી આપો.' દ્રૌપદીની ઇચ્છા પૂર્ણ કરવા માટે ભીમસેન ત્યાંથી ચાલી નીકળ્યા. જ્યારે તેઓ કદલીવનમાં પહોંચ્યા, ત્યારે ત્યાં એમને હનુમાનજીનો મેળાપ થઈ ગયો. એ બન્નેયની આપસમાં કેટલીયે વાતો થઈ. છેવટે હનુમાનજીએ ભીમસેનને વરદાન માગવા આગ્રહ કર્યો ત્યારે ભીમસેને કહ્યું કે, 'મારા ઉપર આપની કૃપા કાયમ રહે.' એના જવાબમાં હનુમાનજીએ કહ્યું કે, 'હે વાયુપુત્ર! જ્યારે તમે બાણ અને શક્તિના આઘાતથી વ્યાકુળ બનેલી દુશ્મનોની સેનામાં પેસી જઈને સિંહગર્જના કરશો, તે વખતે હું મારી ગર્જનાથી એ સિંહગર્જનાને વધારીને ઘણી મોટી બનાવી દઈશ. એ ઉપરાંત હું અર્જુનના રથની ધજા ઉપર બેસીને એવી ભયંકર ગર્જના કર્યા કરીશ, જે શત્રુઓના પ્રાણોનું હરણ કરનારી બનશે અને જેથી

તમે તમારા શત્રુઓને સુગમતાથી મારી શકશો.[1] આવી રીતે જેમના રથની ધજા ઉપર હનુમાનજી બિરાજેલા છે, તેમનો વિજય નિશ્ચિત છે.

**'પાણ્ડવ:'** – ધૃતરાષ્ટ્રે પોતાના પ્રશ્નમાં **'પાણ્ડવા:'** પદનો પ્રયોગ કર્યો હતો. એટલે સંજય ધૃતરાષ્ટ્રને પાંડવોની યાદ અપાવવા માટે વારંવાર (અ. ૧/૧૪માં અને અહીં) **'પાણ્ડવ:'** શબ્દનો પ્રયોગ કરે છે.

**'હૃષિકેશં તદા વાક્યમિદમાહ મહીપતે'** – પાંડવોની સેનાને જોઈને દુર્યોધન તો ગુરુ દ્રોણાચાર્ય પાસે જઈને ચાલાકીથી ભરેલાં વચનો બોલે છે; પરંતુ અર્જુન કૌરવોની સેનાને જોઈને જે જગદ્ગુરુ છે, અંતર્યામી છે, મનબુદ્ધિ વગેરેના પ્રેરક છે – એવા ભગવાન શ્રીકૃષ્ણને શૂરવીરતા, ઉત્સાહ અને પોતાના કર્તવ્યથી ભરેલાં (આગળ કહેવાશે તે) વચનો બોલે છે.

—■—

*અર્જુન ઉવાચ*

**સેનાયોરુભયોર્મધ્યે રથં સ્થાપય મેઽચ્યુત ॥ ૨૧॥**
**યાવદેતાન્નિરીક્ષેઽહં યોદ્ધુકામાનવસ્થિતાન્ ।**
**કૈર્મયા સહ યોદ્ધવ્યમસ્મિન્રણસમુદ્યમે ॥ ૨૨॥**

અર્જુન બોલ્યા –

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અચ્યુત** | = હે અચ્યુત! | **યાવત્** | = જ્યાં સુધીમાં | | ન લઉં; (કે) |
| **ઉભયો:** | = બન્ને | **અહમ્** | = હું (યુદ્ધક્ષેત્રમાં) | **અસ્મિન્** | = આ |
| **સેનયો:** | = સેનાઓની | **અવસ્થિતાન્** | = ઊભા રહેલા | **રણસમુદ્યમે** | = યુદ્ધની પ્રવૃત્તિમાં |
| **મધ્યે** | = મધ્યમાં | **એતાન્** | = આ (વિપક્ષી) | **મયા** | = મારે |
| **મે** | = મારા | **યોદ્ધુકામાન્** | = યુદ્ધની અભિલાષા રાખનારા યોદ્ધાઓને | **કૈ:** | = કોની કોની |
| **રથમ્** | = રથને (આપ ત્યાં સુધી) | | | **સહ** | = સાથે |
| | | | | **યોદ્ધવ્યમ્** | = યુદ્ધ કરવું યોગ્ય છે. |
| **સ્થાપય** | = ઊભો રાખો | **નિરીક્ષે** | = સારી પેઠે જોઈ | | |

*ટીકા* – **'અચ્યુત સેનયોરુભયોર્મધ્યે રથં સ્થાપય'** – બન્ને સેનાઓ જ્યાં યુદ્ધ કરવાને માટે એકબીજાની સામે ઊભી હતી, ત્યાં એ બન્ને સેનાઓની વચ્ચે એટલું અંતર હતું, જેથી એક સેના બીજી સેના ઉપર બાણ વગેરે મારી શકે. એ બન્ને સેનાઓનો મધ્યભાગ બંને બાજુથી મધ્યમાં હતો – (૧) સેનાઓ જેટલી પહોળી ઊભી હતી, તે પહોળાઈનો મધ્યભાગ અને (૨) બન્ને સેનાઓનો મધ્યભાગ, જ્યાંથી કૌરવસેના જેટલી દૂર ઊભી હતી, તેટલી જ દૂર પાંડવસેના ઊભી હતી. એવા મધ્યભાગમાં રથ ઊભો રાખવા માટે અર્જુન ભગવાનને કહે છે, જ્યાંથી બન્ને સેનાઓને સહેલાઈથી જોઈ શકાય.

**'સેનયોરુભયોર્મધ્યે'** પદ ગીતામાં ત્રણ વાર આવ્યું છે – અહીં (અ. ૧/૨૧માં), આ જ અધ્યાયના ચોવીસમા શ્લોકમાં અને બીજા અધ્યાયના દસમા શ્લોકમાં. ત્રણ વાર આવવાનું તાત્પર્ય એ છે કે પહેલાં અર્જુન બહાદુરીથી પોતાનો રથ બન્ને સેનાઓની મધ્યમાં ઊભો રાખવાની આજ્ઞા આપે છે (અ. ૧/૨૧), પછી ભગવાન બન્ને સેનાઓની વચ્ચે રથ ઊભો રાખીને કુરુવંશીઓને જોવાને માટે કહે છે (અ. ૧/૨૪) અને અંતે તેઓ બન્ને સેનાઓની વચમાં જ વિષાદમગ્ન અર્જુનને ગીતાનો ઉપદેશ આપે છે (અ. ૨/૧૦). આ રીતે પહેલાં અર્જુનમાં બહાદુરી હતી, વચમાં કુટુંબીઓને જોઈને મોહને કારણે એમની યુદ્ધથી ઉદાસીનતા થઈ ગઈ અને અંતમાં એમને ભગવાન દ્વારા ગીતાનો મહાન ઉપદેશ મળ્યો, જેથી એમનો મોહ દૂર થઈ ગયો. આનાથી એ ભાવ નીકળે છે કે મનુષ્ય જ્યાં ક્યાંય અને જે કોઈ પરિસ્થિતિમાં સ્થિત હોય, ત્યાં જ રહીને તે પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરીને નિષ્કામ બની શકે છે અને ત્યાં એને પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. કારણ કે પરમાત્મા બધી જ પરિસ્થિતિઓમાં હંમેશાં એકરૂપે રહે છે.

**'યાવદેતાન્નિરીક્ષેઽહં... રણસમુદ્યમે'** – બે સેનાઓની વચ્ચે રથ ક્યાં સુધી ઊભો રાખે? એ અંગે અર્જુન કહે છે

---

૧. **તદાહં બૃંહયિષ્યામિ સ્વરવેણ રવં તવ । વિજયસ્ય ધ્વજસ્થશ્ચ નાદાન્ મોક્ષ્યામિ દારુણાન્ ॥**
**શત્રૂણાં યે પ્રાણહરાઃ સુખં યેન હનિષ્યથ ।** (મહાભારત, વન. ૧૫૧/૧૭-૧૮)

કે યુદ્ધની ઇચ્છાને લઈને કૌરવસેનામાં આવેલા સેનાસહિત જેટલા રાજાઓ ઊભેલા છે, એ બધાને જ્યાં સુધી હું જોઈ ના લઉં, ત્યાં સુધી આપ રથને ત્યાં જ ઊભો રાખો. આ યુદ્ધના ઉદ્યોગમાં મારે કોની કોની સાથે યુદ્ધ કરવાનું છે, એમાં કોણ મારાથી વધારે બળવાળા છે, એમાં કોણ મારા જેટલા બળવાળા છે, કોણ મારાથી ઓછા બળવાળા છે ? એ બધાને હું જરા જોઈ લઉં.

અહીં **'યોદ્ધુકામાન્'** પદથી અર્જુન કહી રહ્યા છે કે અમે તો સંધિની વાત જ વિચારી હતી, પણ એમણે સંધિની વાત સ્વીકારી નહીં; કેમકે એમના મનમાં યુદ્ધ કરવાની વધારે ઇચ્છા છે, એટલે એમને હું જોઉં કે કેટલું બળ લઈને તેઓ યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે.

—■—

**યોત્સ્યમાનાનવેક્ષેઽહં ય એતેઽત્ર સમાગતાઃ ।**
**ધાર્તરાષ્ટ્રસ્ય દુર્બુદ્ધેર્યુદ્ધે પ્રિયચિકીર્ષવઃ ॥ ૨૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **દુર્બુદ્ધેઃ** | = દુર્બુદ્ધિ | **યે** | = જે | **યોત્સ્યમાનાન્** | = યુદ્ધ કરવા ઉતાવળા થયેલા (આ બધાને) |
| **ધાર્તરાષ્ટ્રસ્ય** | = દુર્યોધનનું | **એતે** | = આ રાજાઓ | | |
| **યુદ્ધે** | = યુદ્ધમાં | **અત્ર** | = આ સૈન્યમાં | **અહમ્** | = હું |
| **પ્રિયચિકીર્ષવઃ** | = હિત ઇચ્છનારા | **સમાગતાઃ** | = આવ્યા છે, | **અવેક્ષે** | = જોઈ લઉં. |

*ટીકા* – **'ધાર્તરાષ્ટ્રસ્ય[1] દુર્બુદ્ધેર્યુદ્ધે પ્રિયચિકીર્ષવઃ'**– અહીં દુર્યોધનને દુષ્ટબુદ્ધિવાળો કહીને અર્જુન એમ બતાવવા માગે છે કે આ દુર્યોધને અમારો નાશ કરવા માટે આજ સુધી અનેક પ્રકારનાં ષડ્યંત્રો રચ્યાં છે. અમને અપમાનિત કરવા અનેકવિધ પ્રવૃત્તિઓ કરી છે. નિયમ પ્રમાણે અને ન્યાયની રીતે અમે અરધા રાજ્યના અધિકારી છીએ, પણ એનેય એ હડપ કરી જવા માગે છે અને આપવા માગતો નથી. એવી તો એની દુષ્ટબુદ્ધિ છે; અને અહીં આવેલા રાજાઓ એનું યુદ્ધમાં પ્રિય કરવા માગે છે! વાસ્તવમાં તો મિત્રોનું એ કર્તવ્ય છે કે તેઓ એવું કામ કરે, એવી વાત બતાવે, જેથી પોતાના મિત્રનું આ લોકમાં અને પરલોકમાં ભલું થાય. પરંતુ આ રાજાઓ દુર્યોધનની દુષ્ટબુદ્ધિને શુદ્ધ નહિ કરતાં ઊલટી એને વધારવા માગે છે અને દુર્યોધનને યુદ્ધ કરાવીને, યુદ્ધમાં એને મદદ કરીને એનું પતન જ કરવા માગે છે. તાત્પર્ય એ છે કે દુર્યોધનનું ભલું કઈ વાતમાં છે; એને કઈ રીતે રાજ્ય પણ મળશે અને એનો પરલોક પણ કઈ રીતે સુધરશે – આ વાતોનો તેઓ વિચાર જ નથી કરી રહ્યા. જો આ રાજાઓ એને એવી સલાહ આપત, કે ભાઈ! ઓછામાં ઓછું અરધું રાજ્ય તમે રાખો અને પાંડવોનું અરધું રાજ્ય પાંડવોને આપી દો તો એનાથી દુર્યોધનનું અરધું રાજ્ય પણ રહેત અને એનો પરલોક પણ સુધરત.

**'યોત્સ્યમાનાનવેક્ષેઽહં ય એતેઽત્ર સમાગતાઃ'** – આ યુદ્ધને માટે ઉતાવળા થનારાઓને જરા જોઈ તો લઉં! એમણે અધર્મનો અને અન્યાયનો પક્ષ લીધો છે, એટલે એ અમારી સામે ટકી નહિ શકે, નાશ પામશે.

**'યોત્સ્યમાનાન્'** – કહેવાનું તાત્પર્ય એ છે કે એમના મનમાં યુદ્ધની તડપ વધારે આવી રહી છે, એટલે જોઉં તો ખરો કે એ છે કોણ?

—■—

*સંબંધ : અર્જુનના આમ કહેવાથી ભગવાને શું કર્યું – એને સંજય આગળના બે શ્લોકોમાં કહે છે.*

*સઞ્જય ઉવાચ*

**એવમુક્તો હૃષીકેશો ગુડાકેશેન ભારત ।**
**સેનયોરુભયોર્મધ્યે સ્થાપયિત્વા રથોત્તમમ્ ॥ ૨૪॥**
**ભીષ્મદ્રોણપ્રમુખતઃ સર્વેષાં ચ મહીક્ષિતામ્ ।**
**ઉવાચ પાર્થ પશ્યૈતાન્સમવેતાન્કુરૂનિતિ ॥ ૨૫॥**

૧. **'ધાર્તરાષ્ટ્ર'** પદના બે અર્થ થાય છે – (૧) ધૃતરાષ્ટ્રના પુત્ર અથવા સંબંધી (૨) અન્યાયપૂર્વક રાષ્ટ્ર (રાજ્ય)ને ધારણ કરનારા. અહીં ધૃતરાષ્ટ્રના પુત્ર – દુર્યોધનને માટે જ **'ધાર્તરાષ્ટ્રસ્ય'** પદ આવ્યું છે.

સંજય બોલ્યા—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **ભારત** | = હે ભરતવંશી રાજન્! | **સેનયોઃ** | = સેનાઓની | **રથોત્તમમ્** | = ઉત્તમ રથને |
| **ગુડાકેશેન** | = નિદ્રાવિજયી અર્જુન દ્વારા | **મધ્યે** | = મધ્યમાં | **સ્થાપયિત્વા** | = ઊભો રાખીને |
| **એવમ્** | = આ પ્રકારે | **ભીષ્મદ્રોણપ્રમુખતઃ** | = પિતામહ ભીષ્મ અને દ્રોણાચાર્યની સામે | **ઇતિ** | = આ પ્રમાણે |
| **ઉક્તઃ** | = કહેવાથી | | | **ઉવાચ** | = કહ્યું, કે |
| **હૃષીકેશઃ** | = અંતર્યામી ભગવાન શ્રીકૃષ્ણે | **ચ** | = તથા | **પાર્થ** | = "હે પાર્થ! |
| | | **સર્વેષામ્** | = સમસ્ત | **એતાન્** | = આ |
| **ઉભયોઃ** | = બન્ને | **મહીક્ષિતામ્** | = રાજાઓની સામે | **સમવેતાન્** | = એકઠા થયેલા |
| | | | | **કુરૂન્** | = કૌરવોને |
| | | | | **પશ્ય** | = જો." |

*ટીકા* – **'ગુડાકેશેન'** – **'ગુડાકેશ'** શબ્દના બે અર્થ થાય છે – (૧) **'ગુડા'** ગોળાકારને કહે છે અને **'કેશ'** વાળને કહે છે. જેના માથાના વાળ ગોળાકાર અર્થાત્ વાંકડિયા છે, એનું નામ **'ગુડાકેશ'** છે. (૨) **'ગુડાકા'** નિદ્રાને કહે છે અને **'ઈશ'** સ્વામીને કહે છે. જે નિદ્રાનો સ્વામી છે અર્થાત્ નિદ્રા લે, ચાહે ન લે – એવો જેનો નિદ્રા ઉપર અધિકાર છે, એનું નામ **'ગુડાકેશ'** છે. અર્જુનના વાળ વાંકડિયા હતા અને નિદ્રા ઉપર તેમનો કાબૂ હતો; આથી તેમને **'ગુડાકેશ'** કહ્યા છે.

**'એવમુક્તઃ'** – જે નિદ્રા-આળસના સુખનો ગુલામ બનતો નથી અને વિષયભોગોનો દાસ બનતો નથી, કેવળ ભગવાનનો જ દાસ (ભક્ત) હોય છે, એ ભક્તની વાત ભગવાન સાંભળે છે; માત્ર સાંભળતા જ નથી, એની આજ્ઞાનું પાલન પણ કરે છે. આથી પોતાના મિત્ર ભક્ત અર્જુને આજ્ઞા આપી એટલે અંતર્યામી ભગવાન શ્રીકૃષ્ણે બન્ને સેનાઓની વચમાં અર્જુનનો રથ ઊભો રાખ્યો.

**'હૃષીકેશઃ'** – ઇન્દ્રિયોને **'હૃષીક'** કહે છે. જે ઇંદ્રિયોના ઈશ અર્થાત્ સ્વામી છે, તેમને ઋષિકેશ કહે છે. પહેલાં એકવીસમાં શ્લોકમાં અને અહીં **'હૃષીકેશ'** કહેવાનું તાત્પર્ય એ છે કે જે મન, બુદ્ધિ, ઇંદ્રિયો વગેરે બધાના પ્રેરક છે અને બધાંને આજ્ઞા આપનારા છે, એ જ અંતર્યામી ભગવાન અહીં અર્જુનની આજ્ઞાનું પાલન કરનારા બની ગયા છે. આ એમની અર્જુન ઉપર કેટલી મોટી કૃપા છે!

**'સેનયોરુભયોર્મધ્યે સ્થાપયિત્વા રથોત્તમમ્'** – બંને સેનાઓની વચમાં જ્યાં ખાલી જગ્યા હતી, ત્યાં ભગવાને અર્જુનના શ્રેષ્ઠ રથને ઊભો કરી દીધો.

**'ભીષ્મદ્રોણપ્રમુખતઃ સર્વેષાં ચ મહીક્ષિતામ્'** – તે રથને પણ ભગવાને અદ્‌ભુત ચતુરાઈથી એવી જગાએ ઊભો રાખ્યો, કે જ્યાંથી અર્જુનને કૌટુંબિક સંબંધવાળા પિતામહ ભીષ્મ, વિદ્યાના સંબંધવાળા આચાર્ય દ્રોણ અને કૌરવસેનાના મુખ્ય મુખ્ય રાજાઓ સામે દેખાઈ શકે.

**'ઉવાચ પાર્થ પશ્યૈતાન્સમવેતાન્કુરૂનિતિ'** – **'કુરુ'** પદમાં ધૃતરાષ્ટ્રના પુત્રો અને પાંડુના પુત્રો - એ બંને સમાઈ જાય છે; કેમકે એ બંનેય કુરુવંશના છે. 'યુદ્ધને માટે એકઠા થયેલા આ કુરુના વંશજોને જો' – એવું કહેવાનું તાત્પર્ય એ છે કે કુરુવંશીઓને જોઈને અર્જુનના મનમાં એ ભાવ પેદા થઈ જાય કે અમે બધા એક જ છીએ ને! આ પક્ષના હોય કે પેલા પક્ષના હોય; ભલા હોય ચાહે બૂરા હોય; સદાચારી હોય, ચાહે દુરાચારી હોય; પણ બધા છે તો આપણાં જ કુટુંબીઓ. આ કારણે અર્જુનના મનમાં છુપાયેલો કુટુંબની મમતાવાળો મોહ જાગ્રત થઈ જાય અને મોહ જાગ્રત થવાથી અર્જુન જિજ્ઞાસુ બની જાય, જેથી અર્જુનને નિમિત્ત બનાવીને ભાવિ કળિયુગના જીવોના કલ્યાણ માટે ગીતાનો મહાન ઉપદેશ આપી શકાય - એ ભાવથી ભગવાને અહીં **'પશ્યૈતાન્ સમવેતાન્ કુરૂન્'** કહ્યું છે. નહિતર ભગવાન **'પશ્યૈતાન્ ધાર્તરાષ્ટ્રાન્ સમાનિતિ'** – એમ પણ કહી શકત. પરંતુ એવું કહેવાથી અર્જુનના મનમાં યુદ્ધ કરવાનો જુસ્સો આવી જાત, જેથી ગીતાના પ્રાકટ્યનો અવસર જ ન આવત! અને અર્જુનના મનમાં છુપાયેલો કૌટુંબિક મોહ પણ દૂર ન થાત, જેને દૂર કરવાની ભગવાન પોતાની જવાબદારી માને છે. જેવી રીતે કોઈ ગૂમડું થાય તો વૈદ્ય પહેલાં એને પકવવાની ચેષ્ટા કરે છે અને જ્યારે એ પાકી જાય, ત્યારે એમાં ચીરો કરીને સાફ કરી દે છે, તેવી જ રીતે ભગવાન ભક્તના મનમાં છુપાયેલા મોહને પ્રથમ જાગ્રત કરીને પછી એને દૂર કરે છે. અહીં પણ ભગવાન અર્જુનના મનમાં છુપાયેલા મોહને **'કુરૂન્ પશ્ય'** કહીને જાગ્રત કરી રહ્યા છે, જેનો આગળ ઉપદેશ આપીને નાશ કરી નાખશે.

અર્જુને કહ્યું હતું કે, 'એમને હું જોઈ લઉં' – **'નિરીક્ષે'** (અ. ૧/૨૨), **'અવેક્ષે'** (અ. ૧/૨૩); આથી અહીં ભગવાને **'પશ્ય'** ('તું જોઈ લે') – એમ કહેવાની જરૂર જ ન હતી. ભગવાને તો ફક્ત રથ ઊભો રાખવાનો હતો. પરંતુ ભગવાને રથ ઊભો રાખીને અર્જુનના મોહને જાગ્રત કરવા માટે જ

'**કુરૂન્ પશ્ય**' (આ કુરુના વંશજોને જો) – એમ કહ્યું છે.

કૌટુંબિક સ્નેહ અને ભગવત્પ્રેમ – એ બેમાં ઘણો ફેર છે. કુટુંબમાં મમતાવાળો સ્નેહ થઈ જાય છે, ત્યારે કુટુંબના અવગુણો તરફ નજર જતી જ નથી; પરંતુ 'આ મારા છે' – એવો ભાવ રહે છે. એવી જ રીતે ભગવાનનો ભક્તમાં ખાસ સ્નેહ થઈ જાય છે, ત્યારે ભક્તના અવગુણો તરફ ભગવાનની નજર જતી જ નથી. પરંતુ 'આ મારો જ છે' – એવો ભાવ રહે છે. કૌટુંબિક સ્નેહમાં ક્રિયા તથા પદાર્થ (શરીર વગેરે)નું અને ભગવત્પ્રેમમાં ભાવનું પ્રાધાન્ય રહે છે. કૌટુંબિક સ્નેહમાં મૂઢતા (મોહ)નું અને ભગવત્પ્રેમમાં આત્મીયતાનું પ્રાધાન્ય રહે છે. કૌટુંબિક સ્નેહમાં અંધારું અને ભગવત્પ્રેમમાં પ્રકાશ રહે છે. કૌટુંબિક સ્નેહમાં મનુષ્ય કર્તવ્યચ્યુત થઈ જાય છે અને ભગવત્પ્રેમમાં તલ્લીનતાને કારણે કર્તવ્યના પાલનનું વિસ્મરણ તો થઈ શકે છે, પરંતુ ભક્ત કદીય કર્તવ્યચ્યુત નથી થતો. કૌટુંબિક સ્નેહમાં કુટુંબીઓનું અને ભગવત્પ્રેમમાં ભગવાનનું પ્રાધાન્ય હોય છે.

—■—

***સંબંધ*** *: અગાઉના શ્લોકમાં ભગવાને અર્જુનને કુરુવંશીઓને જોવાને કહ્યું. એ પછી શું થયું – એનું વર્ણન સંજય આગળના શ્લોકોમાં કરે છે.*

**તત્રાપશ્યત્સ્થિતાન્પાર્થઃ પિતૃનથ પિતામહાન્ ।**
**આચાર્યાન્માતુલાન્ભ્રાતૄન્પુત્રાન્પૌત્રાન્સખીંસ્તથા ॥ ૨૬॥**
**શ્વશુરાન્સુહૃદશ્ચૈવ સેનયોરુભયોરપિ ।**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અથ** | = ત્યાર પછી | **પિતૄન્** | = પિતાઓને | **તથા** | = તેમજ |
| **પાર્થઃ** | = પૃથાપુત્ર અર્જુને | **પિતામહાન્** | = પિતામહોને, | **સખીન્** | = મિત્રોને, |
| **તત્ર** | = ત્યાં | **આચાર્યાન્** | = ગુરુઓને, | **શ્વશુરાન્** | = સસરાઓને |
| **ઉભયોઃ** | = બન્ને | **માતુલાન્** | = મામાઓને, | **ચ** | = અને |
| **એવ** | = જ | **ભ્રાતૄન્** | = ભાઈઓને, | **સુહૃદઃ** | = સુહૃદોને |
| **સેનયોઃ** | = સેનાઓમાં | **પુત્રાન્** | = પુત્રોને, | **અપિ** | = પણ |
| **સ્થિતાન્** | = રહેલા | **પૌત્રાન્** | = પૌત્રોને, | **અપશ્યત્** | = જોયા. |

*ટીકા* – '**તત્રાપશ્યત્..... સેનયોરુભયોરપિ**' – જ્યારે ભગવાને અર્જુનને કહ્યું કે આ રણભૂમિમાં એકઠા થયેલા કુરુવંશીઓને જો, ત્યારે અર્જુનની દૃષ્ટિ બન્ને સેનાઓમાં ઊભેલા પોતાનાં કુટુંબીઓ ઉપર ગઈ. એમણે જોયું કે એ સેનાઓમાં યુદ્ધ માટે પોતપોતાના સ્થાન ઉપર ભૂરિશ્રવા વગેરે પિતાજીના ભાઈ ઊભા છે, જે મારે માટે પિતા સમાન છે. ભીષ્મ, સોમદત્ત વગેરે પિતામહ ઊભા છે. દ્રોણ, કૃપ વગેરે આચાર્યો (વિદ્યા ભણાવનારા અને કુલગુરુ) ઊભા છે. પુરુજિત, કુંતિભોજ, શલ્ય, શકુનિ વગેરે મામાઓ ઊભા છે. ભીમ, દુર્યોધન વગેરે ભાઈઓ ઊભા છે. અભિમન્યુ, ઘટોત્કચ, લક્ષ્મણ (દુર્યોધનનો પુત્ર) વગેરે મારા અને મારા ભાઈઓના પુત્રો ઊભા છે. લક્ષ્મણ વગેરેના પુત્રો ઊભા છે, જેઓ મારા પૌત્રો છે, દુર્યોધનના અશ્વત્થામા વગેરે મિત્રો ઊભા છે અને એવી જ રીતે પોતાના પક્ષના મિત્રો પણ ઊભા છે. દ્રુપદ, શૈબ્ય વગેરે સસરાઓ ઊભા છે. કોઈ પણ કારણ વગર પોતપોતાના પક્ષનું ભલું ઇચ્છનારા સાત્યકિ, કૃતવર્મા વગેરે સુહૃદો પણ ઊભા છે.

—■—

***સંબંધ*** *: પોતાનાં બધાં કુટુંબીઓને જોયા પછી અર્જુને શું કર્યું – એને આગળના ચાર શ્લોકોમાં કહે છે.*

**તાન્સમીક્ષ્ય સ કૌન્તેયઃ સર્વાન્બન્ધૂનવસ્થિતાન્ ॥ ૨૭॥**
**કૃપયા પરયાવિષ્ટો વિષીદન્નિદમબ્રવીત્ ।**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અવસ્થિતાન્** | = પોતપોતાની જગા ઉપર સ્થિત | **સમીક્ષ્ય** | = જોઈને | **કૃપયા** | = કરુણાથી |
| | | **સઃ** | = તે | **આવિષ્ટઃ** | = ઘેરાઈને |
| **તાન્** | = તે | **કૌન્તેયઃ** | = કુન્તીપુત્ર અર્જુન | **વિષીદન્** | = વિષાદ કરતાં |
| **સર્વાન્** | = સઘળા | | | **ઇદમ્** | = આ (વચનો) |
| **બન્ધૂન્** | = બાંધવોને | **પરયા** | = અત્યંત | **અબ્રવીત્** | = બોલ્યા. |

*ટીકા* – **'તાન્ સર્વાન્બન્ધૂનવસ્થિતાન્ સમીક્ષ્ય'** – અગાઉના શ્લોકોમાં કહ્યા મુજબ અર્જુને જેઓને જોયા છે, તેઓના ઉપરાંત અર્જુને બાહ્‌લીક વગેરે પ્રપિતામહ; ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, સુરથ વગેરે સાળાઓ; જયદ્રથ વગેરે બનેવી તથા બીજા કેટલાય સંબંધીઓને બન્ને સેનાઓમાં ઊભેલા જોયા.

**'સ કૌન્તેયઃ કૃપયા પરયાવિષ્ટઃ'** - આ પદોમાં **'સ કૌન્તેયઃ'** કહેવાનું તાત્પર્ય એ છે કે - માતા કુંતીએ જેમને યુદ્ધ કરવા માટે સંદેશો મોકલ્યો હતો અને જેમણે શૂરાતનમાં આવી જઈને, 'મારી સામે હાથ ઉગામનારા કોણ છે?' એવું કહેનારો અને જેણે મુખ્ય - મુખ્ય યોદ્ધાઓને જોવા માટે ભગવાન શ્રીકૃષ્ણને બંને સેનાઓ વચ્ચે પોતાનો રથ ઊભો રાખવાની આજ્ઞા કરી હતી, એ જ કુંતીપુત્ર અર્જુન અત્યંત કાયરતાવાળા બની જાય છે!

બંનેય સેનાઓમાં પરિવારના અને વિદ્યાના સંબંધીઓ-જ-સંબંધીઓ જોવાથી અર્જુનના મનમાં એ વિચાર આવ્યો કે, 'યુદ્ધમાં આ પક્ષના લોકો મરે કે પેલા પક્ષના લોકો મરે, નુકસાન તો અમારું જ થશે, કુળ તો અમારું જ નાશ પામશે, સંબંધીઓ તો અમારા જ હણાશે! આવો વિચાર આવવાથી અર્જુનની યુદ્ધની ઇચ્છા તો નષ્ટ થઈ ગઈ અને હૈયામાં કાયરતા આવી ગઈ. એ કાયરતાને ભગવાને આગળ (અ. ૨/૨-૩)માં **'કશ્મલમ્'** તથા **'હૃદયદૌર્બલ્યમ્'** કહી છે અને અર્જુને (અ. ૨/૭માં) **'કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ'** કહીને એનો સ્વીકાર પણ કર્યો છે.

અર્જુન કાયરતાને વશ બન્યો છે – **'કૃપયાવિષ્ટઃ'** આથી સિદ્ધ થાય છે કે આ કાયરતા પહેલાં ન હતી, પરંતુ હમણાં આવી છે. આથી એ આગંતુક દોષ છે. આગંતુક હોવાથી એ કાયરતા ટકશે નહિ, પરંતુ શૂરવીરતા અર્જુનમાં સ્વાભાવિક છે; આથી એ તો રહેશે જ.

અત્યંત કાયરતા કોને કહેવાય? કોઈ કારણ વિના નિંદા, તિરસ્કાર અને અપમાન કરનારા, દુઃખ આપનારા, વેરભાવ રાખનારા, નાશ કરવાનો પ્રયત્ન કરનારા દુર્યોધન, દુઃશાસન, શકુનિ વગેરે પોતાની સામે યુદ્ધ કરવા માટે ઊભેલા જોઈને પણ એમને મારવાનો વિચાર ન થવો, એમના નાશ માટે પ્રવૃત્તિ ન કરવી - એ અત્યંત કાયરતારૂપ દોષ છે. અહીં અર્જુનને કાયરતારૂપી દોષે એવા ઘેરી લીધા છે કે જે અર્જુન વગેરેનું અનિષ્ટ ઇચ્છનારા અને વખતોવખત અનિષ્ટ કરવાનો પ્રયત્ન કરનારા છે, એ અધર્મીઓ-પાપીઓ ઉપર પણ અર્જુનને દયા આવી રહી છે. (ગીતા અ. ૧/૩૫, ૪૬) અને એ ક્ષત્રિયના કર્તવ્યરૂપી પોતાના ધર્મથી વંચિત થઈ રહ્યા છે.

**'વિષીદન્નિદમબ્રવીત્'** – યુદ્ધને પરિણામે કુટુંબની, કુળની અને દેશની કેવી હાલત થશે – એના વિચારથી અર્જુન ઘણા જ દુઃખી થઈ રહ્યા છે અને એ અવસ્થામાં તેઓ જે વચનો કહે છે, તેનું વર્ણન આગળના શ્લોકોમાં કરવામાં આવ્યું છે.

—■—

*અર્જુન ઉવાચ*

**દૃષ્ટ્વેમં સ્વજનં કૃષ્ણ યુયુત્સું સમુપસ્થિતમ્ ॥ ૨૮॥**
**સીદન્તિ મમ ગાત્રાણિ મુખં ચ પરિશુષ્યતિ ।**
**વેપથુશ્ચ શરીરે મે રોમહર્ષશ્ચ જાયતે ॥ ૨૯॥**
**ગાણ્ડીવં સ્રંસતે હસ્તાત્ત્વક્ચૈવ પરિદહ્યતે ।**
**ન ચ શક્નોમ્યવસ્થાતું ભ્રમતીવ ચ મે મનઃ ॥ ૩૦॥**

અર્જુન બોલ્યા –

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કૃષ્ણ** | = હે કૃષ્ણ! | **ગાત્રાણિ** | = અંગો | **શરીરે** | = શરીરમાં |
| **યુયુત્સુમ્** | = યુદ્ધ કરવા ઇચ્છતા | **સીદન્તિ, ચ** | = શિથિલ થઈ રહ્યાં છે અને | **વેપથુઃ** | = કંપારો (આવી રહ્યો છે) |
| **ઇમમ્** | = આ | | | | |
| **સ્વજનમ્** | = સ્વજનસમુદાયને | **મુખમ્** | = મુખ | **ચ** | = અને |
| **સમુપસ્થિતમ્** | = પોતાનીસામે ઊભેલા | **પરિશુષ્યતિ** | = સુકાઈ રહ્યું છે | **રોમહર્ષઃ** | = રુંવાડાં ઊભાં |
| **દૃષ્ટ્વા** | = જોઈને | **ચ** | = તથા | **જાયતે** | = થઈ રહ્યાં છે. |
| **મમ** | = મારાં | **મે** | = મારા | **હસ્તાત્** | = હાથમાંથી |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ગાણ્ડીવમ્** | = ગાંડીવ ધનુષ્ય | **પરિદહ્યતે** | = બળી રહી છે | **ચ** | = તથા (હું) |
| **સ્રંસતે ચ** | = સરી રહ્યું છે અને | **મે** | = મારું | **અવસ્થાતુમ્** | = ઊભો રહેવાને |
| **ત્વક્** | = ચામડી | **મનઃ** | = મન | **ચ** | = પણ |
| **એવ** | = પણ | **ભ્રમતિ, ઈવ** | = જાણે ભમે છે, | **ન, શક્નોમિ** | = સમર્થ નથી. |

*ટીકા* – **'દૃષ્ટ્વેમં સ્વજનં કૃષ્ણ યુયુત્સું સમુપસ્થિતમ્'** – અર્જુનને **'કૃષ્ણ'** નામ ઘણું જ પ્રિય હતું. આ સંબોધન ગીતામાં નવ વખત આવ્યું છે. ભગવાન કૃષ્ણને માટે બીજું કોઈ સંબોધન એટલી વાર આવ્યું નથી. એવી જ રીતે ભગવાનને અર્જુનનું **'પાર્થ'** નામ ઘણું પ્રિય હતું. એટલે ભગવાન અને અર્જુન પરસ્પરની વાતચીતમાં એ નામો લેતા હતા અને એ વાત લોકોમાં પણ પ્રસિદ્ધ હતી. આ દૃષ્ટિએ સંજયે ગીતાના અંતે **'કૃષ્ણ'** અને **'પાર્થ'** નામનો ઉલ્લેખ કર્યો છે – **'યત્ર યોગેશ્વરઃ કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધરઃ'** (અ. ૧૮/૭૮).

ધૃતરાષ્ટ્રે પહેલાં **'સમવેતા યુયુત્સવઃ'** કહ્યું હતું અને અહીં અર્જુને પણ **'યુયુત્સું સમુપસ્થિતમ્'** કહ્યું છે, પરંતુ બંનેની દૃષ્ટિમાં ઘણો ફેર છે. ધૃતરાષ્ટ્રની દૃષ્ટિમાં તો દુર્યોધન વગેરે મારા પુત્રો છે અને યુધિષ્ઠિર વગેરે પાંડુના પુત્રો છે – એવો ભેદ છે; એટલે ધૃતરાષ્ટ્રે ત્યાં **'મામકાઃ'** અને **'પાણ્ડવાઃ'** કહ્યું છે. પરંતુ અર્જુનની દૃષ્ટિમાં એ ભેદભાવ નથી; આથી અર્જુને અહીં **'સ્વજનમ્'** કહ્યું છે, જેમાં બંને પક્ષોના લોકો આવી જાય છે. તાત્પર્ય એ છે કે ધૃતરાષ્ટ્રને તો યુદ્ધમાં પોતાના પુત્રોના મરવાની આશંકાથી ભય છે, શોક છે; પરંતુ અર્જુનને બંને તરફનાં કુટુંબીઓના મરવાની આશંકાથી શોક થઈ રહ્યો છે, કે કોઈ પણ તરફના કોઈ પણ મરે પણ એ અંતે છે તો અમારા જ કુટુંબી.

અત્યાર સુધી **'દૃષ્ટ્વા'** પદ ત્રણ વાર આવ્યું છે– **'દૃષ્ટ્વા તુ પાણ્ડવાનીકમ્'** (અ. ૧/૨), **'વ્યવસ્થિતાન્દૃષ્ટ્વા ધાર્તરાષ્ટ્રાન્'** (અ. ૧/૨૦) અને અહીં **'દૃષ્ટ્વેમં સ્વજનમ્'** (અ. ૧/૨૮). આ ત્રણેનું તાત્પર્ય એ છે કે દુર્યોધનનું જોવું તો એક જ જાતનું રહ્યું અર્થાત્ દુર્યોધનનો તો યુદ્ધનો જ એક ભાવ રહ્યો; પરંતુ અર્જુનનું જોવાનું બે પ્રકારનું હતું. પહેલાં તો અર્જુન ધૃતરાષ્ટ્રના પુત્રોને જોઈને શૂરાતનમાં આવી જઈને યુદ્ધ માટે ધનુષ્ય ઉઠાવીને ઊભા થઈ જાય છે અને હવે સ્વજનોને જોઈને કાયરતાને વશ થઈ રહ્યા છે, યુદ્ધથી ઉપરત થઈ રહ્યા છે અને એમના હાથમાંથી ધનુષ્ય સરકી રહ્યું છે.

**'સીદન્તિ મમ ગાત્રાણિ.... ભ્રમતીવ ચ મે મનઃ'** – અર્જુનના મનમાં યુદ્ધનાં ભાવિ પરિણામના વિચારથી ચિંતા થઈ રહી છે, દુઃખ થઈ રહ્યું છે. એ ચિંતા અને દુઃખની અસર અર્જુનના આખા શરીર ઉપર પડી રહી છે. એ અસરને અર્જુન સ્પષ્ટ શબ્દોમાં કહી રહ્યા છે, કે મારા શરીરનાં હાથ, પગ, મોઢું વગેરે એકેએક અંગ (અવયવ) શિથિલ થઈ રહ્યાં છે. મોઢું સુકાઈ રહ્યું છે, જેથી બોલવાનું પણ મુશ્કેલ બની રહ્યું છે! આખું શરીર થરથર કંપી રહ્યું છે! શરીરનાં બધાં જ રુવાંટાં ઊભાં થઈ રહ્યાં છે અર્થાત્ સમગ્ર શરીરમાં રોમાંચ થઈ રહ્યો છે! જે ગાંડીવ ધનુષ્યની પણછના ટંકારથી શત્રુઓ ભયભીત થઈ જાય છે, તે જ ગાંડીવ ધનુષ્ય આજે મારા હાથમાંથી સરકી રહ્યું છે. ત્વચામાં – આખા શરીરમાં બળતરા થઈ રહી છે.[1] મારું મન ભમી રહ્યું છે અર્થાત્ મારે શું કરવું જોઈએ – એ પણ સૂઝતું નથી! અહીં રણભૂમિમાં રથ ઉપર ઊભો રહેવામાં પણ હું અસમર્થ બની રહ્યો છું. એવું લાગે છે કે હું મૂર્ચ્છામાં આવીને ગબડી પડીશ! આવા અનર્થ કરનારા યુદ્ધમાં ઊભા રહેવું એ પણ જાણે એક પાપ હોય એમ જણાઈ રહ્યું છે.

—■—

***સંબંધ :*** *અગાઉના શ્લોકમાં પોતાના શરીરનાં શોકથી ઉત્પન્ન થયેલાં આઠ ચિહ્નોનું વર્ણન કરીને હવે અર્જુન ભાવિ પરિણામને દર્શાવનારા શકુનોની દૃષ્ટિએ યુદ્ધ કરવું એ અયોગ્ય છે એમ દર્શાવે છે.*

**નિમિત્તાનિ ચ પશ્યામિ વિપરીતાનિ કેશવ ।**
**ન ચ શ્રેયોઽનુપશ્યામિ હત્વા સ્વજનમાહવે ॥ ૩૧॥**

---

૧. ચિન્તા ચિતાસમા હ્યુક્તા બિન્દુમાત્રં વિશેષતઃ । સજીવં દહતે ચિન્તા નિર્જીવં દહતે ચિતા ॥
'ચિંતાને ચિતા સમાન કહી છે, તેમાં માત્ર એક જ બિંદુ વધારે છે. ચિંતા જીવતા પુરુષને બાળે છે અને ચિતા મરેલા પુરુષને બાળે છે.'

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કેશવ** | = હે કેશવ! (હું) | **પશ્યામિ** | = જોઉં છું (અને) | **શ્રેયઃ** | = કલ્યાણ |
| **નિમિત્તાનિ** | = લક્ષણો (શુકનો)ને | **આહવે** | = યુદ્ધમાં | **ચ** | = પણ |
| **ચ** | = પણ | **સ્વજનમ્** | = સ્વજનોને | **ન** | = નથી |
| **વિપરીતાનિ** | = અવળાં જ | **હત્વા** | = મારીને | **અનુપશ્યામિ** | = જોતો. |

*ટીકા* – **'નિમિત્તાનિ ચ પશ્યામિ વિપરીતાનિ કેશવ'** – હે કેશવ! હું શકુનોને[૧] પણ વિપરીત જ જોઈ રહ્યો છું. તાત્પર્ય એ છે કે કોઈ પણ કાર્યની શરૂઆતમાં મનમાં જેટલો વધારે ઉત્સાહ (હર્ષ) હોય છે, એ ઉત્સાહ તે કાર્યને એટલું જ સિદ્ધ કરનારો બને છે. પરંતુ કાર્યના આરંભમાં જ જો ઉત્સાહભંગ થઈ જવાય છે, મનમાં અયોગ્ય સંકલ્પવિકલ્પ ઊઠતા રહે છે, તો એ કાર્યનું પરિણામ સારું નથી આવતું. એ જ ભાવથી અર્જુન કહી રહ્યા છે કે અત્યારે મારા શરીરમાં અવયવો ઢીલા પડવા, ધ્રુજારી આવવી, મોઢું સુકાવું વગેરે જે લક્ષણો દેખાઈ રહ્યાં છે, તે વ્યક્તિગત શકુનો પણ યોગ્ય થઈ રહ્યા નથી.[૨] એ સિવાય આકાશમાંથી ઉલ્કાપાત થવો, કસમયે ગ્રહણ થવું, ધરતીકંપ થવો, પશુપક્ષીઓ દ્વારા ભયંકર બોલી બોલવી, ચંદ્રમામાં રહેલો કાળો દાગ જાણે જતો રહ્યો હોય, વાદળોમાંથી લોહીનો વરસાદ પડવો વગેરે જે શકુનો અગાઉ થયા છે, તે પણ બરાબર થયા નથી. આ રીતે હાલના અને અગાઉના એ બંનેય શકુનો તરફ નજર નાખું છું, તો મને એ બંનેય શકુનો વિપરીત અર્થાત્ ભાવિ અનિષ્ટના જ સૂચક જણાય છે.

**'ન ચ શ્રેયોऽનુપશ્યામિ હત્વા સ્વજનમાહવે'** – યુદ્ધમાં પોતાના કુટુંબીઓને મારવાથી અમને કોઈ લાભ થશે – એવી વાત પણ નથી. આ યુદ્ધના ફળસ્વરૂપે અમારે માટે આ લોક અને પરલોક – બંનેય ભલું કરનારા બને એમ જણાતું નથી. કારણ કે જે પોતાના કુળનો નાશ કરે છે, તે અત્યંત પાપી હોય છે. આથી કુળનો નાશ કરવાથી અમને પાપ જ લાગશે, જેને પરિણામે અમારે નરકમાં જવું પડશે.

આ શ્લોકમાં **'નિમિત્તાનિ પશ્યામિ'** – અને **'શ્રેયઃ અનુપશ્યામિ'** –[૩] આ બે વાક્યોથી અર્જુન એ કહેવા માગે છે કે હું શકુનો જોઉં અથવા જાતે વિચાર કરું, બંનેય રીતે યુદ્ધનો આરંભ અને તેનું પરિણામ અમારે માટે તેમ જ સંસારમાત્રને માટે હિતકારક નથી જણાતું.

—■—

***સંબંધ :*** *જેમાં શુભ શકુન દેખાતા નથી અને શ્રેય પણ દેખાતું નથી, એવો અનિષ્ટ કરનારો વિજય મેળવવાની અનિચ્છા અર્જુન આગળના શ્લોકમાં પ્રગટ કરે છે.*

**ન કાઙ્ક્ષે વિજયં કૃષ્ણ ન ચ રાજ્યં સુખાનિ ચ ।**
**કિં નો રાજ્યેન ગોવિન્દ કિં ભોગૈર્જીવિતેન વા ॥ ૩૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કૃષ્ણ** | = હે કૃષ્ણ! (હું) | **ચ (ન)** | = અને ન | **કિમ્** | = શો લાભ? |
| **ન** | = ન (તો) | **સુખાનિ** | = સુખ (પણ ઇચ્છું છું) | **ભોગૈઃ** | = ભોગોથી (શો લાભ?) |
| **વિજયમ્** | = વિજય | | | | |
| **કાઙ્ક્ષે** | = ઇચ્છું છું | **ગોવિન્દ** | = હે ગોવિંદ! | **વા** | = અથવા |
| **ન** | = ન | **નઃ** | = અમારે (આવા) | **જીવિતેન** | = જીવનથી (પણ) |
| **રાજ્યમ્** | = રાજ્ય (ઇચ્છું છું) | **રાજ્યેન** | = રાજ્યથી | **કિમ્** | = શો લાભ? |

૧. જેટલા પણ શકુનો થાય છે, તે કોઈ સારી કે ખરાબ ઘટના બનવામાં નિમિત્ત થતા નથી અર્થાત્ એ કોઈ ઘટનાના નિર્માતા નથી હોતા, પરંતુ ભાવિ ઘટનાના સંકેતો આપનારા હોય છે. શકુન બતાવવાવાળાં પ્રાણી પણ વાસ્તવમાં શકુનોને બતાવતાં નથી; પરંતુ એમની સ્વાભાવિક ચેષ્ટાથી શકુનો સૂચિત થાય છે.

૨. જોકે અર્જુન શરીરમાં થનારાં લક્ષણોને પણ શકુન માની રહ્યા છે, તેમ છતાં વાસ્તવમાં એ શકુનો નથી. એ તો શોકને કારણે ઇન્દ્રિયો, શરીર, મન અને બુદ્ધિમાં થનાર વિકારો છે.

૩. અહીં **'પશ્યામિ'** ક્રિયા ભૂતકાળના અને વર્તમાનકાળના શકુનોની બાબતમાં અને **'અનુપશ્યામિ'** ક્રિયા ભવિષ્યના પરિણામની બાબતમાં આવી છે.

*ટીકા* – **'ન કાઙ્ક્ષે વિજયં કૃષ્ણ ન ચ રાજ્યં સુખાનિ ચ'** – માની લો કે યુદ્ધમાં અમારો વિજય થઈ જાય, તો વિજય થવાથી સમગ્ર પૃથ્વી ઉપર અમારું રાજ્ય જઈ થશે, અધિકાર થઈ જશે. પૃથ્વીનું રાજ્ય મળવાથી અમને અનેક જાતનાં સુખ મળશે. પરંતુ એ પૈકી હું કશું જ ઇચ્છતો નથી અર્થાત્ મારા મનમાં વિજય, રાજ્ય કે સુખની કામના નથી.

**'કિં નો રાજ્યેન ગોવિન્દ કિં ભોગૈર્જીવિતેન વા'** – જ્યારે અમારા મનમાં કોઈ પ્રકારની (વિજય, રાજ્ય અને સુખની) કામના જ નથી, તો પછી ગમે તેટલુંય મોટું રાજ્ય કેમ ન મળી જાય, પણ તેમનાથી અમને શું લાભ? ગમે તેટલાયે સુંદર સુંદર ભોગો મળી જાય પરંતુ તેનાથી અમને શું લાભ? અથવા કુટુંબીઓને મારીને અમે રાજ્યનું સુખ ભોગવતા ગમે તેટલાંયે વર્ષો સુધી જીવતા રહીએ, તોપણ એનાથી અમને શું લાભ? તાત્પર્ય એ છે કે એ વિજય, રાજ્ય અને ભોગ ત્યારે જ સુખ આપી શકે છે, કે જ્યારે મનમાં એની કામના હોય, એ પ્રિય લાગતું હોય અને એનું મહત્ત્વ હોય. પરંતુ અમારા મનમાં તો એમની કામના જ નથી. આથી એ અમને શું સુખ આપી શકે? આ કુટુંબીઓને મારીને અમારી જીવવાની પણ ઇચ્છા નથી; કેમકે જ્યારે અમારા કુટુંબીઓ મરી જશે, ત્યારે એ રાજ્ય અને ભોગ કોના કામમાં આવશે? રાજ્ય, ભોગ વગેરે તો કુટુંબને માટે હોય છે, પણ જ્યારે એ જ મરી જશે, તો એમને કોણ ભોગવશે? ભોગવવાની વાત તો દૂર રહી, ઊલટું અમને વધારે ચિંતા થશે, શોક થશે!

—■—

***સંબંધ :*** *અર્જુન વિજય વગેરે કેમ ઇચ્છતા નથી, એનું કારણ આગળના શ્લોકમાં બતાવે છે.*

**યેષામર્થે કાઙ્ક્ષિતં નો રાજ્યં ભોગાઃ સુખાનિ ચ ।**
**ત ઈમેડવસ્થિતા યુદ્ધે પ્રાણાંસ્ત્યક્ત્વા ધનાનિ ચ ॥ ૩૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યેષામ્** | = જેમના | **ચ** | = અને | **ધનાનિ** | = ધનની |
| **અર્થે** | = માટે | **સુખાનિ** | = સુખની | **ચ** | = અને |
| **નઃ** | = અમારી | **કાઙ્ક્ષિતમ્** | = ઇચ્છા છે, | **પ્રાણાન્** | = પ્રાણોની આશાનો |
| **રાજ્યમ્** | = રાજ્ય, | **તે** | = તે (જ) | **ત્યક્ત્વા** | = ત્યાગ કરીને |
| **ભોગાઃ** | = ભોગ | **ઈમે** | = આ લોકો તો | **યુદ્ધે** | = યુદ્ધમાં |
| | | | | **અવસ્થિતાઃ** | = ઊભા છે! |

*ટીકા* – **'યેષામર્થે કાઙ્ક્ષિતં નો રાજ્યં ભોગાઃ સુખાનિ ચ'** – અમે રાજ્ય, સુખ, ભોગ વગેરે જે કંઈ ઇચ્છીએ છીએ, તે બધું પોતાના વ્યક્તિગત સુખને માટે ઇચ્છતા નથી, પરંતુ આ કુટુંબીઓ, પ્રેમીઓ, મિત્રો વગેરેને માટે જ ઇચ્છીએ છીએ. આચાર્યો, પિતાઓ, પિતામહો, પુત્રો વગેરેને સુખ અને આરામ પહોંચે, એમની સેવા થઈ શકે, એ પ્રસન્ન રહે - એને માટે જ અમે યુદ્ધ કરીને રાજ્ય લેવા ઇચ્છીએ છીએ, ભોગસામગ્રી એકઠી કરવા માગીએ છીએ.

**'ત ઈમેડવસ્થિતા યુદ્ધે પ્રાણાંસ્ત્યક્ત્વા ધનાનિ ચ'** – પરંતુ એ જ આ સઘળે-સઘળા પોતાના પ્રાણોની અને ધનની આશા ત્યજીને યુદ્ધ કરવા માટે અમારી સમક્ષ રણભૂમિમાં ઊભા છે. એમણે એવો વિચાર કરી દીધો છે કે, નથી અમને પ્રાણોનો મોહ કે નથી ધનની તૃષ્ણા; અમે બેશક મરી જઈએ, પણ યુદ્ધમાંથી હઠીશું નહિ. જો આ બધા મરી જ જશે, તો પછી અમારે રાજ્ય કોના માટે જોઈએ? સુખ કોના માટે જોઈએ? ધન કોના માટે જોઈએ? અર્થાત્ આ બધાની ઇચ્છા અમે કોના માટે કરીએ?

**'પ્રાણાંસ્ત્યક્ત્વા ધનાનિ ચ'**નું તાત્પર્ય એ છે કે તેઓ પ્રાણોની અને ધનની આશાને છોડીને ઊભા છે અર્થાત્ અમે જીવતા રહીશું અને અમને ધન મળશે - એવી ઇચ્છાને છોડીને તેઓ ઊભા છે. જો એમને પ્રાણોની અને ધનની ઇચ્છા હોત, તો તેઓ મરવા માટે યુદ્ધમાં કેમ ઊભા રહેત? આથી અહીં પ્રાણ અને ધનનો ત્યાગ કરવાનું તાત્પર્ય એમની આશાનો ત્યાગ કરવામાં જ છે.

—■—

***સંબંધ :*** *જેમને માટે અમે રાજ્ય, ભોગો અને સુખ ઇચ્છીએ છીએ, તે લોકો કોણ છે – એનું વર્ણન અર્જુન આગળના બે શ્લોકોમાં કરે છે.*

**આચાર્યાઃ પિતરઃ પુત્રાસ્તથૈવ ચ પિતામહાઃ ।**
**માતુલાઃ શ્વશુરાઃ પૌત્રાઃ શ્યાલાઃ સમ્બન્ધિનસ્તથા ॥ ૩૪॥**

**એતાન્ન હન્તુમિચ્છામિ ઘ્નતોઽપિ મધુસૂદન ।**
**અપિ ત્રૈલોક્યરાજ્યસ્ય હેતોઃ કિં નુ મહીકૃતે ॥ ૩૫॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **આચાર્યાઃ**[1] | = ગુરુજનો, | | જેટલા પણ) | | | | (મને) |
| **પિતરઃ** | = પિતા, | **સમ્બન્ધિનઃ** | = સંબંધીઓ છે તે | **ત્રૈલોક્યરાજ્યસ્ય** | = ત્રણે લોકનું રાજ્ય | | |
| **પુત્રાઃ, ચ** | = પુત્રો અને | | (મારા પર) | **હેતોઃ** | = મળતું હોય | | |
| **તથા, એવ** | = તથા | **ઘ્નતઃ** | = પ્રહાર કરવા | **અપિ** | = તો પણ (હું આ | | |
| **પિતામહાઃ** | = પિતામહ, | **અપિ** | = છતાં પણ (હું) | | બધાને મારવા | | |
| **માતુલાઃ** | = મામા, | **એતાન્** | = આ બધાને | | ઇચ્છતો નથી) | | |
| **શ્વશુરાઃ** | = સસરા, | **હન્તુમ્** | = હણવા | **નુ** | = પછી | | |
| **પૌત્રાઃ** | = પૌત્રો, | **ન** | = નથી | **મહીકૃતે** | = પૃથ્વીના માટે તો | | |
| **શ્યાલાઃ** | = સાળા | **ઇચ્છામિ** | = ઇચ્છતો, (અને) | | (હુંઆમનેમારું જ) | | |
| **તથા** | = તથા (બીજા બધા | **હે મધુસૂદન** | = હે મધુસૂદન! | **કિમ્** | = શા માટે? | | |

*ટીકા* — [ભગવાન આગળ સોળમા અધ્યાયના એકવીસમા શ્લોકમાં કહેશે કે કામ, ક્રોધ અને લોભ - આ ત્રણેય નરકના દરવાજા છે. વાસ્તવમાં એક કામનાનાં જ એ ત્રણ રૂપો છે. આ ત્રણેય સાંસારિક વસ્તુઓ, વ્યક્તિઓ વગેરેને મહત્ત્વ આપવાથી જ પેદા થાય છે. કામ અર્થાત્ કામનાની બે પ્રકારની ક્રિયાઓ હોય છે — ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ. એ પૈકી ઇષ્ટની પ્રાપ્તિ પણ બે પ્રકારની હોય છે - સંગ્રહ કરવો અને સુખ ભોગવવું. સંગ્રહની ઇચ્છાનું નામ 'લોભ' છે અને સુખ ભોગવવાની ઇચ્છાનું નામ 'કામ' છે. અનિષ્ટની નિવૃત્તિમાં વિઘ્ન પડવાથી 'ક્રોધ' આવે છે અર્થાત્ ભોગોની અને સંગ્રહની પ્રાપ્તિમાં વિઘ્ન નાખનારાઓ ઉપર અથવા અમારું અનિષ્ટ કરનારાઓ ઉપર અને અમારા શરીરનો નાશ કરનારાઓ ઉપર ક્રોધ આવે છે, જેથી અનિષ્ટ કરનારાઓનો નાશ કરવાની ક્રિયા થાય છે. આથી સિદ્ધ થયું કે યુદ્ધમાં મનુષ્યની બે પ્રકારની જ પ્રવૃત્તિ થાય છે - અનિષ્ટની નિવૃત્તિ માટે અર્થાત્ પોતાના 'ક્રોધને' સફળ બનાવવા માટે અને ઇષ્ટની પ્રાપ્તિ માટે અર્થાત્ 'લોભ'ની પૂર્તિ માટે. પરંતુ અર્જુન અહીં એ બન્ને વાતોનો નિષેધ કરી રહ્યા છે.]

**'આચાર્યાઃ પિતરઃ........... કિં નુ મહીકૃતે'** — જો અમારા આ કુટુંબીજનો પોતાના અનિષ્ટની નિવૃત્તિ માટે ક્રોધમાં આવીને મારા ઉપર પ્રહાર કરીને મારો વધ પણ કરવા ઇચ્છે તોપણ હું મારા અનિષ્ટની નિવૃત્તિ માટે ક્રોધમાં આવીને એમને મારવા ઇચ્છતો નથી. જો એ પોતાની ઇષ્ટ પ્રાપ્તિ માટે રાજ્યના લોભને વશ થઈને મને મારવા ઇચ્છે, તોપણ હું મારી ઇષ્ટ પ્રાપ્તિ માટે લોભને વશ થઈને એમને મારવા ઇચ્છતો નથી. તાત્પર્ય એ થયું કે ક્રોધ અને લોભમાં આવી જઈને મારે નરકનો દરવાજો જોવો નથી.

અહીં બે વાર **'અપિ'** પદનો પ્રયોગ કરવામાં અર્જુનનો આશય એવો છે કે એમના સ્વાર્થમાં હું વિઘ્ન જ ન નાખું તો એ મને મારશે જ શા માટે? છતાં માની લો કે 'પહેલાં આણે (આ માણસે) અમારા સ્વાર્થમાં વિઘ્ન નાખ્યું છે' એવા વિચારથી એ મારા શરીરનો નાશ કરવા માટે પ્રવૃત્ત થઈ જાય, તોપણ (**ઘ્નતોઽપિ**) હું એમને મારવા ઇચ્છતો નથી. બીજી વાત, એમને મારવાથી મને ત્રણેય લોકનું રાજ્ય મળી જાય, એની તો સંભાવના છે જ નહિ, છતાં માની લઈએ કે એમને મારવાથી મને ત્રણે લોકનું રાજ્ય મળવાનું હોય, તોપણ (**અપિ ત્રૈલોક્યરાજ્યસ્ય હેતોઃ**) હું એમને મારવા ઇચ્છતો નથી.

**'મધુસૂદન'**[2] સંબોધનનું તાત્પર્ય એ છે કે આપ તો રાક્ષસોને મારનારા છો, પણ આ દ્રોણ વગેરે આચાર્ય અને ભીષ્મ વગેરે પિતામહ કંઈ રાક્ષસો થોડા જ છે, જેથી હું એમને મારવાની ઇચ્છા કરું? એ તો અમારા ઘણા જ નજીકના ખાસ સંબંધીઓ છે.

---

૧. છવ્વીસમા શ્લોકમાં **'પિતૄનથ પિતામહાન્.......'** કહીને સૌ પ્રથમ પિતાઓ અને પિતામહોનાં નામો લેવાયાં છે, અને અહીં **'આચાર્યાઃ પિતરઃ......'** કહીને સૌ પ્રથમ આચાર્યોનાં નામ લેવાયાં છે. એનું તાત્પર્ય એ છે કે ત્યાં તો કૌટુંબિક સ્નેહનું પ્રાધાન્ય છે, એટલે ત્યાં પિતાનું નામ સૌ પ્રથમ લીધું છે; અને અહીં નહિ મારવાનો વિષય ચાલી રહ્યો છે, માટે અહીં સૌ પ્રથમ આદરણીય પૂજ્ય આચાર્યો-ગુરુજનોનાં નામો લીધાં છે, કે જેઓ જીવના મોટા હિતેચ્છુ હોય છે.

૨. 'મધુ' નામના રાક્ષસને મારવાને કારણે ભગવાનનું નામ **'મધુસૂદન'** પડ્યું હતું.

**'આચાર્યાઃ'** – આ કુટુંબીઓમાં જે દ્રોણાચાર્ય વગેરે સાથે અમારે વિદ્યાનો અને કલ્યાણનો સંબંધ છે, એવા પૂજ્ય આચાર્યોની મારે સેવા કરવી જોઈએ કે એમની સાથે લડાઈ કરવી જોઈએ? આચાર્યનાં ચરણોમાં તો પોતાની જાતને અને પોતાના પ્રાણોને પણ સમર્પિત કરી દેવા જોઈએ. એ જ અમારે માટે યોગ્ય છે.

**'પિતરઃ'** – શરીરના સંબંધથી જે પિતા વગેરે લોકો છે, એમનું જ તો રૂપ આ અમારું શરીર છે. શરીરથી એમનું સ્વરૂપ હોવાથી અમે ક્રોધ અથવા લોભમાં ફસાઈને અમારા એ પિતાઓને કેવી રીતે મારીએ?

**'પુત્રાઃ'** – અમારા અને અમારા ભાઈઓના જે પુત્રો છે. એ તો હંમેશાં પાલન કરવા યોગ્ય છે. એ અમારી વિરુદ્ધ કોઈ કામ કરી પણ બેસે, તોપણ એમનું પાલન કરવું એ જ અમારો ધર્મ છે.

**'પિતામહાઃ'** – એવી જ રીતે જે પિતામહો છે, એ જ્યારે અમારા પિતાજીના પણ પૂજ્ય છે, તો અમારે માટે તો પરમ પૂજ્ય જ છે. એ અમને ફટકારી શકે છે, અમને મારી પણ શકે છે. પરંતુ અમારી તો એવી જ ચેષ્ટા હોવી જોઈએ, કે જેથી એમને કોઈ પ્રકારે દુઃખ ના થાય, કષ્ટ ના પડે, પરંતુ એમને સુખ મળે, આરામ મળે, એમની સેવા થાય.

**'માતુલાઃ'** – જે અમારા મામાઓ છે, તેઓ અમારું પાલન-પોષણ કરનારી માતાઓના જ ભાઈઓ છે. આથી તેઓ માતાઓની જેમ જ પૂજ્ય ગણાવા જોઈએ.

**'શ્વશુરાઃ'** – આ જે અમારા સસરાઓ છે, એ મારી અને મારા ભાઈઓની પત્નીઓના પૂજ્ય પિતાશ્રીઓ છે. આથી તેઓ અમારે માટે પણ પિતા સમાન જ છે. એમને હું કેવી રીતે મારવા ઇચ્છું?

**'પૌત્રાઃ'** – અમારા પુત્રોના જે પુત્રો છે, એ તો પુત્રોથી પણ વધારે પાલનપોષણ કરવા યોગ્ય છે.

**'શ્યાલાઃ'** – અમારા જે સાળાઓ છે, તેઓ પણ અમારી પત્નીઓના વહાલા ભાઈઓ છે. એમને પણ કેવી રીતે મારવામાં આવે?

**'સમ્બન્ધિનઃ'** – આ જેટલા સંબંધીઓ જોવામાં આવી રહ્યા છે અને એમના ઉપરાંત પણ જેટલા પણ સંબંધીઓ છે, એમનું પાલનપોષણ અને સેવા કરવી જોઈએ કે એમને મારવા જોઈએ? એમને મારવાથી જો અમને ત્રણેય લોકનું રાજ્ય પણ મળી જાય, તોપણ શું એમને મારવા એ યોગ્ય છે? એમને મારવા એ તો બધી જ રીતે અયોગ્ય છે.

—■—

*સંબંધ : અગાઉના શ્લોકમાં અર્જુને સ્વજનોને ન મારવા માટે બે કારણો બતાવ્યાં. હવે પરિણામની દૃષ્ટિએ પણ સ્વજનોને નહિ મારવાનું સિદ્ધ કરે છે.*

## નિહત્ય ધાર્તરાષ્ટ્રાન્નઃ કા પ્રીતિઃ સ્યાજ્જનાર્દન ।
## પાપમેવાશ્રયેદસ્માન્ હત્વૈતાનાતતાયિનઃ ॥ ૩૬॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **જનાર્દન** | = હે જનાર્દન! (આ) | **કા** | = કયો | **હત્વા** | = હણીને તો |
| | | **પ્રીતિઃ** | = આનંદ | **અસ્માન્** | = અમને |
| **ધાર્તરાષ્ટ્રાન્** | = ધૃતરાષ્ટ્રના પુત્રોને | **સ્યાત્** | = મળશે? | **પાપમ્** | = પાપ |
| **નિહત્ય** | = હણીને | **એતાન્** | = આ | **એવ** | = જ |
| **નઃ** | = અમને | **આતતાયિનઃ** | = આતતાયીઓને | **આશ્રયેત્** | = લાગશે. |

*ટીકા* – **'નિહત્ય ધાર્તરાષ્ટ્રાન્નઃ............... હત્વૈતાનાતતાયિનઃ'** – ધૃતરાષ્ટ્રના પુત્રો અને એમના સહયોગી બીજા જેટલા પણ સૈનિકો છે, એમને મારીને વિજય મેળવવાથી અમને કઈ પ્રસન્નતા થશે? અમે જો ક્રોધ અથવા લોભના આવેગમાં આવી જઈને એમને મારી નાખીએ, તો એ વેગ શાંત થતાં અમારે રડવું જ પડશે અર્થાત્ ક્રોધ અને લોભમાં આવી જઈને અમે કેવો અનર્થ કરી બેઠા – એવો પશ્ચાત્તાપ જ કરવો પડશે. કુટુંબીઓની યાદ આવતાં એમની ગેરહાજરી વારંવાર ખટકશે. ચિત્તમાં એમના મૃત્યુનો શોક સતાવતો રહેશે. એવી પરિસ્થિતિમાં અમને કદીય પ્રસન્નતા થઈ શકે ખરી? તાત્પર્ય એ છે કે એમને મારવાથી અમે આ લોકમાં જ્યાં સુધી જીવતા રહીશું, ત્યાં સુધી અમારા ચિત્તમાં કદીય પ્રસન્નતા થશે નહિ અને એમને મારવાથી અમને જે પાપ લાગશે, એ અમને પરલોકમાં ભયંકર દુઃખ આપનારું બનશે.

આતતાયી છ પ્રકારના હોય છે - આગ લગાડનારો, ઝેર આપનારો, હાથમાં શસ્ત્ર લઈને મારવા તૈયાર થયેલો, ધન છીનવી લેનારો, જમીન (રાજ્ય) છીનવી લેનારો અને સ્ત્રીનું

હરણ કરનારો.[1] દુર્યોધન વગેરેમાં આ છયે લક્ષણો ઘટતાં હતાં. એમણે પાંડવોને લાક્ષાગૃહમાં આગ લગાડીને મારવાનું ઇચ્છ્યું હતું. ભીમસેનને ઝેર ખવડાવી પાણીમાં ફેંકી દીધો હતો. હાથમાં શસ્ત્ર લઈને પાંડવોને મારવા માટે તૈયાર જ હતા. જુગારની રમતમાં છળકપટ કરીને એમણે પાંડવોનાં ધન અને રાજ્ય લઈ લીધાં હતાં. દ્રૌપદીને ભરી સભામાં લાવી 'મેં તને જીતી લીધી છે, તું મારી દાસી થઈ ગઈ છે.' વગેરે શબ્દોથી દુર્યોધને તેમનું ઘોર અપમાન કર્યું હતું અને દુર્યોધન વગેરેની પ્રેરણાથી જયદ્રથ દ્રૌપદીનું હરણ કરીને લઈ ગયો હતો.

શાસ્ત્રનાં વચનો પ્રમાણે આતતાયીને મારવાથી મારનારને કોઈ પણ દોષ (પાપ) લાગતો નથી–**'નાતતાયિવધે દોષો હન્તુર્ભવતિ કશ્ચન'** (મનુસ્મૃતિ ૮/૩૫૧). પરંતુ આતતાયીને મારવાનું યોગ્ય હોવા છતાં પણ મારવાની ક્રિયા સારી નથી. શાસ્ત્ર પણ કહે છે કે મનુષ્યે કદી કોઈની હિંસા કરવી જોઈએ નહિ – **'ન હિંસ્યાત્સર્વા ભૂતાનિ;'** હિંસા ન કરવી એ મહાન ધર્મ છે – **'અહિંસા પરમો ધર્મઃ'**[2] આથી ક્રોધ અને લોભને વશ થઈને કુટુંબીઓની હિંસાનું કાર્ય અમે કેમ કરીએ?

આતતાયી હોવાથી દુર્યોધન વગેરે મારવાને લાયક જ છે; પરંતુ પોતાના કુટુંબી હોવાથી એમને મારવાથી અમને પાપ જ લાગશે; કારણ કે શાસ્ત્રોમાં કહ્યું છે કે જે પોતાના કુળનો નાશ કરે છે, તે અત્યંત પાપી હોય છે – **'સ એવ પાપિષ્ઠતમો યઃ કુર્યાત્કુલનાશનમ્.'** આથી જે આતતાયીઓ પોતાના ખાસ કુટુંબી છે, એમને કેવી રીતે મારી શકાય? એમની સાથે પોતાનો સંબંધ-વિચ્છેદ કરવો, એમનાથી વિખૂટા થઈ જવું એ તો સારું જ છે, પણ એમને મારી નાખવા એ ઠીક નથી. જેવી રીતે, પોતાનો દીકરો જ આતતાયી બની જાય તો એની સાથે પોતાનો સંબંધ કાપી શકાય છે, પરંતુ એને મારી તો ન જ નખાય ને!



***સંબંધ :*** *અગાઉના શ્લોકમાં યુદ્ધનું દુષ્પરિણામ બતાવીને હવે અર્જુન યુદ્ધ કરવાનું બધી જ રીતે અનુચિત હોવાનું જણાવે છે.*

**તસ્માન્નાર્હા વયં હન્તું ધાર્તરાષ્ટ્રાન્સ્વબાન્ધવાન્ ।**
**સ્વજનં હિ કથં હત્વા સુખિનઃ સ્યામ માધવ ॥ ૩૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તસ્માત્** | = માટે | **હન્તુમ્** | = હણવા માટે | **સ્વજનમ્** | = અમારા સ્વજનોને જ |
| **સ્વબાન્ધવાન્** | = પોતાના જ બાંધવ એવા (આ) | **વયમ્** | = અમે | **હત્વા** | = હણીને (અમે) |
| | | **ન, અર્હાઃ** | = યોગ્ય નથી; | **કથમ્** | = કેમ |
| **ધાર્તરાષ્ટ્રાન્** | = ધૃતરાષ્ટ્રના સંબંધીઓને | **હિ** | = કેમકે | **સુખિનઃ** | = સુખી |
| | | **માધવ** | = હે માધવ! | **સ્યામ** | = થઈશું? |

*ટીકા* – **'તસ્માન્નાર્હા વયં હન્તું ધાર્તરાષ્ટ્રાન્સ્વ–બાન્ધવાન્'** – અત્યાર સુધી (અ. ૧/૨૮ થી માંડી અહીં સુધી) મેં કુટુંબીઓને નહિ મારવા માટે જેટલી યુક્તિઓ, દલીલો કરી છે, જેટલા વિચારો પ્રગટ કર્યા છે, એ બધા વિદ્યમાન હોવા છતાં અમે એવા અનર્થકારી કાર્યમાં કેવી રીતે પ્રવૃત્ત થઈ શકીએ? પોતાના બાંધવો આ ધૃતરાષ્ટ્રના સંબંધીઓને મારવાનું કાર્ય અમારે માટે સર્વથા જ અયોગ્ય છે, અનુચિત છે. અમારા જેવા સારા માણસો આવું અનુચિત કાર્ય કરી જ કેવી રીતે શકે?

**'સ્વજનં હિ કથં હત્વા સુખિનઃ સ્યામ માધવ'**– હે માધવ! આ કુટુંબીઓના મરણની આશંકાથી જ મોટું દુઃખ થઈ રહ્યું છે, સંતાપ થઈ રહ્યો છે તો પછી ક્રોધ ને લોભને વશ થઈને અમે એમને મારી નાંખીએ તો કેટલું દુઃખ થશે! એમને મારીને અમે કેવી રીતે સુખી થઈશું?

---

૧. **અગ્નિદો ગરદશ્ચૈવ શસ્ત્રપાણિર્ધનાપહઃ। ક્ષેત્રદારાપહર્તા ચ ષડેતે હ્યાતતાયિનઃ॥** (વશિષ્ઠસ્મૃતિ ૩/૧૯)
'આગ લગાડનારો, ઝેર આપનારો, હાથમાં શસ્ત્ર લઈને મારવા તૈયાર થયેલો, ધનનું હરણ કરનારો, જમીન ઝૂંટવી લેનારો અને સ્ત્રીનું હરણ કરનારો–એ છયે આતતાયી છે.'

૨. આતતાયીને મારી નાખવો–એ અર્થશાસ્ત્ર છે અને કોઈની પણ હિંસા નહિ કરવી – એ ધર્મશાસ્ત્ર છે. જેમાં પોતાનો કોઈ સ્વાર્થ (મતલબ) રહે છે તે 'અર્થશાસ્ત્ર' કહેવાય છે; અને જેમાં પોતાનો કોઈ સ્વાર્થ રહેતો નથી, તે 'ધર્મશાસ્ત્ર' કહેવાય છે. અર્થશાસ્ત્રની સરખામણીમાં ધર્મશાસ્ત્ર બળવાન હોય છે. આથી શાસ્ત્રોમાં જ્યાં અર્થશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર-બેમાં વિરોધ આવે, ત્યાં અર્થશાસ્ત્રનો ત્યાગ કરીને ધર્મશાસ્ત્રને જ સ્વીકારવું જોઈએ –
**સ્મૃત્યોર્વિરોધે ન્યાયસ્તુ બલવાન્વ્યવહારતઃ। અર્થશાસ્ત્રાત્તુ બલવદ્ધર્મશાસ્ત્રમિતિ સ્થિતિઃ॥** (યાજ્ઞવલ્ક્યસ્મૃતિ ૨/૨૧)

અહીં એ અમારા ઘનિષ્ઠ સંબંધી છે'—એવા મમતા-જનિત મોહને લીધે પોતાના ક્ષત્રિયને છાજે એવા કર્તવ્ય તરફ અર્જુનની દૃષ્ટિ જ નથી જઈ રહી. કારણકે જ્યાં મોહ હોય છે, ત્યાં મનુષ્યનો વિવેક સર્વથા દબાઈ જાય છે. વિવેક દબાઈ જવાથી મોહની પ્રબળતા થઈ જાય છે. મોહના પ્રબળ થવાથી પોતાના કર્તવ્યનું સ્પષ્ટ ભાન નથી થતું.

—■—

*સંબંધ : હવે અહીં શંકા થઈ શકે છે કે જેવી રીતે તમારે માટે દુર્યોધન વગેરે સ્વજન છે, તેવી જ રીતે દુર્યોધન વગેરે માટે પણ તમે સ્વજન છો. સ્વજનની દૃષ્ટિએ તમે તો યુદ્ધથી નિવૃત્ત થવાનું વિચારી રહ્યા છો, પણ દુર્યોધન વગેરે યુદ્ધથી નિવૃત્ત થવાની વાત જ નથી વિચારી રહ્યા — એનું શું કારણ છે? એનો જવાબ અર્જુન આગળના બે શ્લોકોમાં આપે છે.*

**યદ્યપ્યેતે ન પશ્યન્તિ લોભોપહતચેતસઃ ।**
**કુલક્ષયકૃતં દોષં મિત્રદ્રોહે ચ પાતકમ્ ॥ ૩૮॥**
**કથં ન જ્ઞેયમસ્માભિઃ પાપાદસ્માન્નિવર્તિતુમ્ ।**
**કુલક્ષયકૃતં દોષં પ્રપશ્યદ્ભિર્જનાર્દન ॥ ૩૯॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **યદ્યપિ** | = જોકે | **ચ** | = તથા | **દોષમ્** | = દોષને |
| **લોભોપહતચેતસઃ** | = લોભને લીધે જેમનો વિવેક-વિચાર લુપ્ત થઈ ગયો છે, એવા | **મિત્રદ્રોહે** | = મિત્રોનો દ્વેષ કરવાથી થનારા | **પ્રપશ્યદ્ભિઃ** | = સારી રીતે જાણનારા |
| | | | | **અસ્માભિઃ** | = અમારે |
| | | **પાતકમ્** | = પાપને | **અસ્માત્** | = આ |
| **એતે** | = આ (દુર્યોધન આદિ) | **ન પશ્યન્તિ** | = જોતા નથી; (છતાં પણ) | **પાપાત્** | = પાપમાંથી |
| | | | | **નિવર્તિતુમ્** | = બચવા માટે |
| **કુલક્ષયકૃતમ્** | = કુળના નાશથી ઉત્પન્ન થનારા | **જનાર્દન** | = હે જનાર્દન! | **કથમ્** | = કેમ |
| | | **કુલક્ષયકૃતમ્** | = કુળ-નાશના કારણે લાગતા | **ન** | = ન |
| **દોષમ્** | = દોષને | | | **જ્ઞેયમ્** | = વિચારવું? |

*ટીકા* — **'યદ્યપ્યેતે ન પશ્યન્તિ... મિત્રદ્રોહે ચ પાતકમ્'** — આટલું મળી ગયું, આટલું વધારે મળી જાય, પછી એમ મળતું જ રહે — એવી ધન, જમીન, મકાન, આદર, પ્રશંસા, પદ, અધિકાર વગેરેની તરફ વધતી જતી વૃત્તિનું નામ 'લોભ' છે. આ લોભવૃત્તિને કારણે એ દુર્યોધન વગેરેની વિવેકશક્તિ નષ્ટ થઈ ગઈ છે, એટલે તેઓ આ વિચાર નથી કરી શકતા કે જે રાજ્યને માટે અમે આટલું મોટું પાપ કરવા તૈયાર થઈ રહ્યા છીએ, કુટુંબીઓનો નાશ કરવા જઈ રહ્યા છીએ; તે રાજ્ય અમારી પાસે કેટલા દિવસ રહેશે અને અમે એની સાથે કેટલા દિવસ રહીશું? અમારા જીવતાં જ એ રાજ્ય ચાલ્યું જશે તો અમારી શી દશા થશે અને રાજ્ય રહેવા છતાં અમારાં શરીર ચાલ્યાં જશે તો કેવી દશા થશે? કેમ કે મનુષ્ય સંયોગનું જેટલું સુખ લે છે, એટલું દુઃખ તેના વિયોગનું તેણે ભોગવવું જ પડે છે. સંયોગમાં એટલું સુખ નથી થતું કે જેટલું વિયોગમાં દુઃખ થાય છે. તાત્પર્ય એ છે કે અંતઃકરણમાં લોભ છવાઈ જવાને કારણે એમને રાજ્ય જ રાજ્ય દેખાઈ રહ્યું છે. કુળનો નાશ કરવાથી કેટલું ભયંકર પાપ થશે, તે તેઓને દેખાઈ જ નથી રહ્યું.

જ્યાં લડાઈ થાય છે, ત્યાં સમય, સંપત્તિ અને શક્તિનો નાશ થઈ જાય છે. જાતજાતની ચિંતાઓ અને મુસીબતો આવી જાય છે. બે મિત્રોમાં પણ પરસ્પરમાં ખટપટ મચી જાય છે, મન મલિન થઈ જાય છે. કેટલીયે જાતના મતભેદ થઈ જાય છે. મતભેદ થવાથી વેરભાવ થઈ જાય છે. જેમ દ્રુપદ અને દ્રોણ - બન્ને બાળપણના મિત્રો હતા, પરંતુ રાજ્ય મળવાથી દ્રુપદે એક દિવસ દ્રોણનું અપમાન કરીને એ મિત્રતાને ઠોકર મારી. આથી રાજા દ્રુપદ અને દ્રોણાચાર્યની વચ્ચે દુશ્મનાવટ થઈ ગઈ. પોતાના અપમાનનો બદલો લેવા માટે રાજા દ્રુપદને મારી મારફત હરાવીને દ્રોણાચાર્યે એનું અરધું રાજ્ય લઈ લીધું. આથી દ્રોણાચાર્યનો નાશ કરવા માટે દ્રુપદે એક યજ્ઞ કરાવ્યો, જેના ફળસ્વરૂપે ધૃષ્ટદ્યુમ્ન અને દ્રૌપદી બન્ને ઉત્પન્ન થયાં. આ રીતે મિત્રોની સાથે વેરભાવ થવાથી કેટલું ભયંકર પાપ થશે, એ તરફ દુર્યોધન વગેરે જોતા જ નથી!

### વિશેષ વાત

હાલ જે વસ્તુઓ અમારી પાસે નથી, એ વસ્તુઓ વિના પણ અમારું કામ ચાલી રહ્યું છે, અમે સારી રીતે જીવી રહ્યા છીએ. પરંતુ એ વસ્તુઓ જ્યારે અમને મળ્યા પછી છૂટી જાય છે, ત્યારે એની ગેરહાજરીનું ભારે દુઃખ થાય છે. તાત્પર્ય એ છે કે, પહેલાં વસ્તુઓનો જે અભાવ હતો, એ એટલો દુઃખદાયી ન હતો કે જેટલો વસ્તુઓનો સંયોગ થયા પછી એનો વિયોગ થવાથી દુઃખદાયી બને છે. આવું હોવા છતાં પણ મનુષ્ય પોતાની પાસે જે વસ્તુઓનો અભાવ માને છે, તે વસ્તુઓને પોતે, લોભને લીધે મેળવવાની ચેષ્ટા કરતો રહે છે. વિચાર કરીએ તો જે વસ્તુઓનો હાલ અભાવ છે, તે વસ્તુઓ પ્રારબ્ધથી કદાચ મળી જાય તો પણ છેવટે એનો અભાવ જ રહેવાનો. આથી અમારી તો એ જ દશા રહી કે જે વસ્તુઓ મળવા પહેલાં હતી. વચમાં લોભને લીધે તે વસ્તુઓ પ્રાપ્ત કરવાની મહેનત ને મહેનત જ પલ્લે પડી, દુઃખ ને દુઃખ જ ભોગવવું પડ્યું. વચમાં વસ્તુઓના સંયોગથી જે થોડુંક સુખ થયું, તે તો માત્ર લોભને કારણે જ થયું. જો અંતરમાં લોભ રૂપી દોષ ન હોય, તો વસ્તુઓના સંયોગથી સુખ સંભવી જ શકે નહિ. એવી જ રીતે મોહ રૂપી દોષ ન હોય, તો કુટુંબીઓથી સુખ મળી જ ના શકે. લાલચ રૂપી દોષ ન હોય, તો સંઘરો કરવાનું સુખ મળી જ ના શકે. તાત્પર્ય એ છે કે સંસારનું સુખ કોઈ ને કોઈ દોષથી જ મળે છે. કોઈ પણ દોષ ન રહે તો સંસારનું સુખ મળી જ નથી શકતું. પરંતુ લોભને કારણે મનુષ્ય એવો વિચાર કરી જ નથી શકતો. એ લોભ એના વિવેકવિચારનો નાશ કરી દે છે.

**'કથં ન જ્ઞેયમસ્માભિઃ... પ્રપશ્યદ્ભિર્જનાર્દન'** – હવે અર્જુન પોતાની વાત કહે છે કે દુર્યોધન વગેરે પોતાના કુળના નાશથી થનારા દોષને અને મિત્રદોહથી થનારા પાપને નથી જોતા, તોપણ અમારે કુળનો નાશ થવાથી થતી અનર્થની પરંપરાને જોવી જ જોઈએ. [જેનું વર્ણન અર્જુન આગળ ચાળીસમા શ્લોકથી ચુંમાળીસમા શ્લોક સુધી કરશે]; કારણકે અમે કુળનો ક્ષય થવાથી થનારા દોષોને પણ સારી રીતે જાણીએ છીએ અને મિત્રોની સાથે દ્રોહ (વેર, દ્વેષ)થી થનારા પાપને પણ સારી રીતે જાણીએ છીએ. જો એ મિત્રો અમને દુઃખ આપે તો તે દુઃખ અમારે માટે અનિષ્ટ કરનારું નથી. કારણકે દુઃખથી તો અમારાં પૂર્વનાં પાપોનો જ નાશ થશે, અમારી શુદ્ધિ થશે. પરંતુ અમારા મનમાં દ્રોહ-વેરભાવ થશે, તો તે મરણ પછી પણ અમારી સાથે રહેશે અને જન્મજન્માંતર સુધી અમને પાપ કરવા પ્રેરણા આપતો રહેશે, જેથી અમારું પતન ને પતન જ થશે. એવા અનર્થ કરનારા અને મિત્રો સાથે દ્રોહ પેદા કરનારા આ યુદ્ધરૂપી પાપથી બચવાનો વિચાર કેમ ન કરવો જોઈએ? અર્થાત્ વિચાર કરીને અમારે આ પાપથી અવશ્ય બચવું જ જોઈએ.

અહીં અર્જુનની દૃષ્ટિ દુર્યોધન વગેરેના લોભની તરફ તો જઈ રહી છે, પરંતુ એ પોતે કૌટુંબિક સ્નેહ (મોહમાં) બંધાઈને બોલી રહ્યા છે – એ બાબત પર એમની દૃષ્ટિ નથી જઈ રહી. આ કારણથી તેઓ પોતાના કર્તવ્યને સમજી રહ્યા નથી. એ નિયમ છે કે જ્યાં સુધી મનુષ્યની દૃષ્ટિ બીજાઓના દોષો તરફ રહે છે, ત્યાં સુધી એને પોતાનો દોષ દેખાતો નથી, ઊલટું એક પ્રકારનું અભિમાન આવે છે કે એમનામાં તો આ દોષ છે પરંતુ અમારામાં આ દોષ નથી. એવી દશામાં એ વિચારી જ નથી શકતો કે જો એમનામાં કોઈ દોષ છે તો અમારામાં કોઈ બીજો દોષ હોઈ શકે છે. બીજો દોષ જો ન પણ હોય, તોપણ બીજાઓના દોષ જોવા–એ દોષ તો છે જ. બીજાઓના દોષ જોવા અને પોતાનામાં સારાપણાનું અભિમાન કરવું–એ બન્ને દોષો સાથે જ રહે છે. અર્જુનને પણ દુર્યોધન વગેરેમાં દોષ દેખાઈ રહ્યા છે અને પોતાનામાં સારાપણાનું અભિમાન થઈ રહ્યું છે. (સારાપણાના અભિમાનની છાયામાં માત્ર દોષ રહે છે), એટલે એમને પોતાનામાં મોહરૂપી દોષ દેખાઈ રહ્યો નથી.

—■—

***સંબંધ :*** *કુળનો નાશ કરવાથી થનારા જે દોષોને અમે જાણીએ છીએ, એ દોષો કયા છે? એ દોષોની પરંપરા આગળના પાંચ શ્લોકોમાં બતાવે છે.*

**કુલક્ષયે પ્રણશ્યન્તિ કુલધર્માઃ સનાતનાઃ ।**
**ધર્મે નષ્ટે કુલં કૃત્સ્નમધર્મોઽભિભવત્યુત ॥ ૪૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| કુલક્ષયે | = કુળનો નાશ થતાં | ઉત | = અને | કૃત્સ્નમ્ | = સમસ્ત |
| સનાતનાઃ | = સનાતન | ધર્મે | = ધર્મ | કુલમ્ | = કુળને |
| કુલધર્માઃ | = કુળધર્મો | નષ્ટે | = નાશ પામતાં (બચેલા) | અધર્મઃ | = પાપ |
| પ્રણશ્યન્તિ | = નષ્ટ થઈ જાય છે | | | અભિભવતિ | = દબાવી દે છે. |

*ટીકા* – **'કુલક્ષયે પ્રણશ્યન્તિ કુલધર્માઃ સનાતનાઃ'**– જ્યારે યુદ્ધ થાય છે, ત્યારે એમાં કુળ (વંશ)નો નાશ (હ્રાસ) થાય છે. જ્યારથી કુળનો આરંભ થયો છે, ત્યારથી કુળના ધર્મો અર્થાત્ કુળની પવિત્ર પરંપરાઓ, પવિત્ર રીતો, મર્યાદાઓ પણ પરંપરાથી ચાલતી આવી છે. પરંતુ જ્યારે કુળનો નાશ થઈ જાય છે, ત્યારે હંમેશાં કુળની સાથે રહેનારા ધર્મો પણ નાશ પામે છે અર્થાત્ જન્મ વખતે, દ્વિજાતિ સંસ્કારના સમયે, વિવાહના સમયે, મૃત્યુના સમયે અને મૃત્યુ પછી કરવામાં આવતા જે જે શાસ્ત્રીય પવિત્ર રીત-રિવાજો છે કે જે જીવતા અને મરણ પામેલા મનુષ્યોને માટે આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ કરનારા છે, એ નષ્ટ થઈ જાય છે. કારણકે જ્યારે કુળનો જ નાશ થઈ જાય છે, ત્યારે કુળના આધારે ટકનારા ધર્મો કોને આધારે રહેશે?

**'ધર્મે નષ્ટે કુલં કૃત્સ્નમધર્મોઽભિભવત્યુત'** – જ્યારે કુળની પવિત્ર મર્યાદાઓ, પવિત્ર આચરણો નાશ પામે છે, ત્યારે ધર્મનું પાલન નહિ કરવું અને ધર્મથી વિરુદ્ધ કામ કરવું અર્થાત્ કરવા યોગ્ય કાર્ય નહિ કરવું અને નહિ કરવા યોગ્ય કાર્ય કરવા રૂપી અધર્મ સમગ્ર કુળને દબાવી દે છે અર્થાત્ સમગ્ર કુળમાં અધર્મ છવાઈ જાય છે.

હવે અહીં એ શંકા થઈ શકે કે જ્યારે કુળનો નાશ થઈ જશે, કુળ રહેશે જ નહિ, ત્યારે અધર્મ કોને દબાવી દેશે? એનો જવાબ એ છે કે લડવા યોગ્ય જે પુરુષો છે તે તો યુદ્ધમાં માર્યા જાય છે; પરંતુ જે લડાઈને યોગ્ય નથી હોતાં, એવાં બાળકો અને સ્ત્રીઓ પાછળ બચી જાય છે, એમને અધર્મ દબાવી દે છે. કારણકે જ્યારે શસ્ત્ર, શાસ્ત્ર, વ્યવહાર વગેરેના જાણકાર અને અનુભવી પુરુષો યુદ્ધમાં મરણ પામે છે, ત્યારે પાછળ બચી ગયેલા લોકોને સારું શિક્ષણ આપનારા, એમનામાં શિસ્ત લાવનારા રહેતા નથી. આથી મર્યાદાનું, વ્યવહારનું જ્ઞાન ન હોવાથી તેઓ મનમાન્યું આચરણ કરવા મંડી જાય છે અર્થાત્ તેઓ કરવા યોગ્ય કાર્ય તો કરતાં નથી અને નહિ કરવા યોગ્ય કાર્ય કરવા મંડી જાય છે. એટલે એમનામાં અધર્મ ફેલાઈ જાય છે.

—■—

**અધર્માભિભવાત્કૃષ્ણ પ્રદુષ્યન્તિ કુલસ્ત્રિયઃ ।**
**સ્ત્રીષુ દુષ્ટાસુ વાર્ષ્ણેય જાયતે વર્ણસઙ્કરઃ ॥૪૧॥**

| | | |
|---|---|---|
| **કૃષ્ણ** = હે કૃષ્ણ! | **પ્રદુષ્યન્તિ** = દૂષિત થઈ જાય છે (અને) | **દુષ્ટાસુ** = દૂષિત થાય છે ત્યારે |
| **અધર્માભિભવાત્** = અધર્મ ઘણો વધી જતાં | **વાર્ષ્ણેય** = હે વાર્ષ્ણેય! | **વર્ણસઙ્કરઃ** = વર્ણસંકર પ્રજા |
| **કુલસ્ત્રિયઃ** = કુળની સ્ત્રીઓ | **સ્ત્રીષુ** = (જ્યારે) સ્ત્રીઓ | **જાયતે** = જન્મે છે. |

*ટીકા* – **'અધર્માભિભવાત્કૃષ્ણ પ્રદુષ્યન્તિ કુલસ્ત્રિયઃ'**– ધર્મનું પાલન કરવાથી અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે. અંતઃકરણ શુદ્ધ બનવાથી બુદ્ધિ સાત્ત્વિક બને છે. સાત્ત્વિક બુદ્ધિમાં શું કરવું જોઈએ અને શું નહિ કરવું જોઈએ – એનો વિવેક જાગ્રત રહેતો હોય છે, પરંતુ જ્યારે અધર્મ વધી જાય છે, ત્યારે આચરણો અશુદ્ધ થવા લાગે છે, જેથી અંતઃકરણ અશુદ્ધ થઈ જાય છે. અંતઃકરણ અશુદ્ધ થવાથી બુદ્ધિ તામસી થઈ જાય છે. બુદ્ધિ તામસી થવાથી મનુષ્ય અકર્તવ્યને કર્તવ્ય અને કર્તવ્યને અકર્તવ્ય માનવા લાગી જાય છે અર્થાત્ એનામાં શાસ્ત્રની મર્યાદાની વિરુદ્ધ વિચારો આવવા લાગે છે. આ વિપરીત બુદ્ધિને કારણે કુળની સ્ત્રીઓ દૂષિત અર્થાત્ વ્યભિચારિણી બની જાય છે.

**'સ્ત્રીષુ દુષ્ટાસુ વાર્ષ્ણેય જાયતે વર્ણસઙ્કરઃ'** – સ્ત્રીઓ દૂષિત થવાથી વર્ણસંકર પેદા થઈ જાય છે.[1] પુરુષ અને સ્ત્રી – બન્ને જુદી જુદી જાતનાં હોવાથી એમનાથી જે સંતાનો જન્મે છે, તે વર્ણસંકર કહેવાય છે.

અર્જુન અહીં **'કૃષ્ણ'** સંબોધન આપીને એ કહી રહ્યા છે કે આપ બધાને ખેંચનારા હોવાથી 'કૃષ્ણ' કહેવાઓ છો, તો આપ એ બતાવો કે અમારા કુળને આપ કઈ તરફ ખેંચશો અર્થાત્ ક્યાં લઈ જશો?

**'વાર્ષ્ણેય'** સંબોધન કરવાનો ભાવ એ છે કે આપ વૃષ્ણિવંશમાં અવતાર લેવાને કારણે **'વાર્ષ્ણેય'** કહેવાઓ છો. પરંતુ જ્યારે અમારા કુળ(વંશ)નો નાશ થઈ જશે, ત્યારે અમારા વંશજો કયા કુળના કહેવાશે? આથી કુળનો નાશ કરવો યોગ્ય નથી.

—■—

૧. પરસ્પર વિરુદ્ધ ગુણોના મિશ્રણથી જે ચીજ બને છે, તેને 'સંકર' કહે છે. જ્યારે કર્તવ્યનું પાલન નથી થતું, ત્યારે ધર્મસંકર, વર્ણસંકર, જાતિસંકર, કુળસંકર, વેશસંકર, ભાષાસંકર, આહારસંકર વગેરે અનેક સંકરદોષો આવી જાય છે.

**સઙ્કરો નરકાયૈવ કુલઘ્નાનાં કુલસ્ય ચ ।**
**પતન્તિ પિતરો હ્યેષાં લુપ્તપિણ્ડોદકક્રિયાઃ ॥ ૪૨ ॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સઙ્કરઃ** | = વર્ણસંકર | | જનારા | **એષામ્** | = આ (કુલઘાતિઓ)ના |
| **કુલઘ્નાનામ્** | = કુળના હણનારાઓને | **એવ** | = જ (હોય છે); | **પિતરઃ** | = પિતૃઓ |
| **ચ** | = તથા | **લુપ્તપિણ્ડો-** | = પિંડ અને | **હિ** | = પણ (પોતાના સ્થાનથી) |
| **કુલસ્ય** | = કુળને | **દકક્રિયાઃ** | તર્પણક્રિયાથી | | |
| **નરકાય** | = નરકમાં લઈ | | વંચિત | **પતન્તિ** | = અધોગતિને પામે છે. |

*ટીકા* – **'સઙ્કરો નરકાયૈવ કુલઘ્નાનાં કુલસ્ય ચ'** – મિશ્ર જાતિથી જન્મેલા વર્ણસંકર (સંતાન)માં ધાર્મિક બુદ્ધિ હોતી નથી. તે મર્યાદાઓનું પાલન નથી કરતો; કેમ કે તે પોતે જ મર્યાદાના અભાવમાં જન્મેલો છે. એટલે એનો પોતાનો કુળધર્મ નહિ હોવાથી તે એનું પાલન કરતો નથી, ઊલટાનું કુળધર્મ અર્થાત્ કુળની મર્યાદાની વિરુદ્ધનું આચરણ કરે છે.

જેમણે યુદ્ધમાં પોતાના કુળનો સંહાર કરી નાખ્યો છે, એમને 'કુળઘાતી' કહે છે. વર્ણસંકર એવા કુળઘાતીઓને નરકમાં લઈ જાય છે. માત્ર કુળઘાતીઓને જ નહિ, ઊલટાના કુળની પરંપરાનો નાશ થવાથી સમગ્ર કુળને પણ તે નરકોમાં લઈ જાય છે.

**'પતન્તિ પિતરો હ્યેષાં લુપ્તપિણ્ડોદકક્રિયાઃ'** – જેમણે પોતાના કુળનો નાશ કરી દીધો છે, એવા એ કુળઘાતીઓના પિતૃઓને વર્ણસંકર દ્વારા પિંડ અને પાણી (શ્રાદ્ધ અને તર્પણ) નહિ મળવાથી એ પિતૃઓનું પતન થઈ જાય છે. કારણકે જ્યારે પિતૃઓને પિંડપાણી મળતું રહે છે, ત્યારે તેઓ એ પુણ્યના પ્રભાવથી ઊંચા લોકોમાં નિવાસ કરે છે, પરંતુ જ્યારે એમને પિંડપાણી મળતું બંધ થઈ જાય છે, ત્યારે એમનું ત્યાંથી પતન થઈ જાય છે અર્થાત્ એમનું સ્થાન એ લોકોમાં રહેતું નથી.

પિતૃઓને પિંડ-પાણી ન મળવામાં કારણ એ છે કે વર્ણસંકરોની પૂર્વજો પ્રત્યે આદરબુદ્ધિ હોતી નથી. આથી તેઓમાં પિતૃઓ માટે શ્રાદ્ધ-તર્પણ કરવાની ભાવના જ હોતી નથી. કદાચ લોકલાજે તેઓ શ્રાદ્ધ-તર્પણ કરે, તોપણ શાસ્ત્રની વિધિ પ્રમાણે એમનો શ્રાદ્ધ-તર્પણમાં અધિકાર નહિ હોવાથી એ પિંડ-પાણી પિતૃઓને મળતું જ નથી. આ રીતે જ્યારે પિતૃઓને આદરભાવપૂર્વક અને શાસ્ત્રની વિધિ પ્રમાણે પિંડ-પાણી મળતું નથી, ત્યારે એમનું પોતાના સ્થાનમાંથી પતન થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** પિતૃઓમાં એક 'આજાન' પિતૃ હોય છે અને એક 'મર્ત્ય' (મરેલા) પિતૃ હોય છે. પિતૃલોકમાં રહેનારા પિતૃઓ 'આજાન' છે અને મનુષ્યલોકમાંથી મૃત્યુ પામીને ગયેલા પિતૃઓ 'મર્ત્ય' છે. શ્રાદ્ધ અને તર્પણ ન મળવાથી મર્ત્ય પિતૃઓનું પતન થાય છે. પતન એ જ પિતૃઓનું થાય છે, જે કુટુંબ સાથે, સંતાન સાથે સંબંધ રાખે છે અને તેમની પાસે શ્રાદ્ધ-તર્પણની આશા રાખે છે.

—■—

**દોષૈરેતૈઃ કુલઘ્નાનાં વર્ણસઙ્કરકારકૈઃ ।**
**ઉત્સાદ્યન્તે જાતિધર્માઃ કુલધર્માશ્ચ શાશ્વતાઃ ॥ ૪૩ ॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **એતૈઃ** | = આ | **કુલઘ્નાનામ્** | = કુળઘાતીઓના | **જાતિધર્માઃ** | = જાતિધર્મો |
| **વર્ણસઙ્કરકારકૈઃ** | = વર્ણસંકર પેદા કરનારા | **શાશ્વતાઃ** | = સનાતન | **ઉત્સાદ્યન્તે** | = નષ્ટ થઈ જાય છે. |
| | | **કુલધર્માઃ** | = કુળધર્મો | | |
| **દોષૈઃ** | = દોષોથી | **ચ** | = અને | | |

*ટીકા* – **'દોષૈરેતૈઃ કુલઘ્નાનામ્....કુલધર્માશ્ચ શાશ્વતાઃ'** – યુદ્ધમાં કુળનો નાશ થવાથી કુળની સાથે ચાલતા આવેલા કુળધર્મોનો નાશ થઈ જાય છે. કુળધર્મોના નાશથી કુળમાં અધર્મનો વધારો થઈ જાય છે. અધર્મ વધવાથી સ્ત્રીઓ દૂષિત થઈ જાય છે. સ્ત્રીઓ દૂષિત થવાથી વર્ણસંકર જન્મે છે. આ રીતે આ વર્ણસંકર પેદા કરનારા દોષોથી કુળનો નાશ કરવાવાળાઓના જાતિધર્મો (વર્ણધર્મો) નાશ પામે છે.

કુળધર્મો અને જાતિધર્મો શું છે? એક જ જાતિમાં

એક કુળની જે પોતાની જુદી-જુદી પરંપરાઓ છે, જુદી-જુદી મર્યાદાઓ છે, જુદાં-જુદાં આચરણો છે, એ બધા એ કુળના 'કુળધર્મો' કહેવાય છે. એક જ જાતિનાં બધાં જ કુળોના સમુદાયને લક્ષ્યમાં રાખીને જેને ધર્મ કહેવામાં આવે છે એ બધાં 'જાતિધર્મો' અર્થાત્ 'વર્ણધર્મો' કહેવાય છે, કે જે સામાન્ય ધર્મો છે અને શાસ્ત્રવિધિથી નક્કી કરેલા છે. આ કુળધર્મોનું અને જાતિધર્મોનું પાલન નહિ થવાથી એ ધર્મો નાશ પામે છે.

—■—

**ઉત્સન્નકુલધર્માણાં મનુષ્યાણાં જનાર્દન ।**
**નરકેऽનિયતં વાસો ભવતીત્યનુશુશ્રુમ ॥ ૪૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **જનાર્દન** | = હે જનાર્દન! | **મનુષ્યાણામ્** | = મનુષ્યોનો | **ભવતિ** | = થાય છે, |
| **ઉત્સન્નકુલ-ધર્માણામ્** | = જેમના કુળધર્મો નષ્ટ થઈ ગયા હોય એવા | **અનિયતમ્** | = ઘણા કાળ સુધી | **ઇતિ** | = એવું |
| | | **નરકે** | = નરકમાં | **અનુશુશ્રુમ** | = અમે સાંભળતા આવ્યા છીએ. |
| | | **વાસઃ** | = વાસ | | |

*ટીકા* – **'ઉત્સન્નકુલધર્માણામ્... અનુશુશ્રુમ[૧]'** – ભગવાને મનુષ્યને વિવેક આપ્યો છે, નવું કર્મ કરવાનો અધિકાર આપ્યો છે. આ કારણે એ કર્મ કરવામાં અથવા નહિ કરવામાં, સારું કરવામાં કે ખરાબ કરવામાં સ્વતંત્ર છે. આથી એણે હંમેશાં વિવેક-વિચારપૂર્વક કર્તવ્યકર્મો કરવાં જોઈએ. પરંતુ માણસો સુખભોગ વગેરેના લોભમાં આવીને પોતાના વિવેકનો અનાદર કરી દે છે અને રાગદ્વેષને વશ થઈ જાય છે, જેથી એમનાં આચરણો શાસ્ત્ર અને કુળની મર્યાદાની વિરુદ્ધ થવા લાગે છે. ફળસ્વરૂપે આ લોકમાં એમની નિંદા, અપમાન અને તિરસ્કાર થાય છે અને પરલોકમાં દુર્ગતિ, નરકોની પ્રાપ્તિ થાય છે. પોતાનાં પાપોને લીધે તેમને લાંબા સમય સુધી નરકોનું દુઃખ ભોગવવું પડે છે. આવું અમે પરંપરાથી મોટા અને વૃદ્ધ ગુરુજનો પાસેથી સાંભળતા આવ્યા છીએ.

**'મનુષ્યાણામ્'** પદમાં કુળઘાતીઓ અને એમના કુળના બધા મનુષ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે અર્થાત્ કુળઘાતીઓના પહેલાં જેઓ થઈ ગયા છે – તે (પિતૃઓ)નો, પોતાનો અને ભવિષ્યમાં થનારા (વંશ)નો સમાવેશ કરવામાં આવ્યો છે.

—■—

*સંબંધ : યુદ્ધથી થનારી અનર્થ-પરંપરાના વર્ણનની અર્જુનના પોતાના ઉપર શું અસર પડી? એને આગળના શ્લોકમાં બતાવે છે.*

**અહો બત મહત્પાપં કર્તું વ્યવસિતા વયમ્ ।**
**યદ્રાજ્યસુખલોભેન હન્તું સ્વજનમુદ્યતાઃ ॥ ૪૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અહો** | = આ મોટા આશ્ચર્ય (અને) | **કર્તુમ્** | = કરવા | **સ્વજનમ્** | = પોતાના સ્વજનોને |
| **બત** | = દુઃખની વાત છે કે | **વ્યવસિતાઃ** | = તત્પર થયા છીએ, | | |
| **વયમ્** | = અમે લોકો | **યત્** | = (અને તે પણ) કે જે | **હન્તુમ્** | = હણવા |
| **મહત્** | = મોટું | **રાજ્યસુખલોભેન** | = રાજ્ય અને સુખના લોભે | **ઉદ્યતાઃ** | = તૈયાર થયા છીએ! |
| **પાપમ્** | = પાપ | | | | |

*ટીકા* – **'અહો બત... સ્વજનમુદ્યતાઃ'** – આ દુર્યોધન વગેરે દુષ્ટ છે. એમની ધર્મ ઉપર દૃષ્ટિ નથી. એમના ઉપર લોભ સવાર થઈ ગયો છે. આ કારણે એ યુદ્ધ માટે તૈયાર થઈ જાય એ કોઈ આશ્ચર્યની વાત નથી. પરંતુ અમે તો ધર્મ-અધર્મને, કર્તવ્ય-અકર્તવ્યને અને પાપ-પુણ્યને જાણવાવાળા છીએ. એવા જાણકાર હોવા છતાં અજાણ્યા માણસોની જેમ અમે ઘોર પાપ કરવાનો નિશ્ચય–વિચાર કરી લીધો છે. એટલું જ નહિ, યુદ્ધમાં પોતાનાં સ્વજનોને મારવા માટે અસ્ત્ર-શસ્ત્ર લઈને તૈયાર થઈ ગયા છીએ! આ અમારે માટે ઘણા મોટા આશ્ચર્યની અને ખેદ (દુઃખ)ની વાત છે અર્થાત્ બધી રીતે અનુચિત વાત છે.

અમારી જે જાણકારી છે, અમે શાસ્ત્રોથી જે સાંભળ્યું

૧. શોકમગ્ન હોવાને લીધે જ અર્જુને અહીં 'અનુશુશ્રુમ' – એવી લિટ્‌ની પરોક્ષ ક્રિયાનો પ્રયોગ કર્યો છે.

છે, ગુરુજનો મારફતે જે શિક્ષણ મેળવ્યું છે, પોતાના જીવનને સુધારવાનો જે વિચાર કર્યો છે, એ બધાનો અનાદર કરીને આજે અમે યુદ્ધરૂપી પાપ કરવાનો વિચાર કરી લીધો છે – એ ઘણું મોટું પાપ છે– **'મહત્પાપમ્.'**

આ શ્લોકમાં **'અહો'** અને **'બત'** એ બે પદો આવેલાં છે. એમાં **'અહો'** પદ આશ્ચર્ય બતાવે છે. આશ્ચર્ય એ છે કે યુદ્ધથી થનારી અનર્થની પરંપરાને જાણતા હોવા છતાં પણ અમે યુદ્ધરૂપી ઘણું મોટું પાપ કરવાનો પાકો નિશ્ચય કરી લીધો છે! બીજું **'બત'** પદ ખેદનું, દુઃખનું વાચક છેં. દુઃખ એ છે કે થોડા દિવસો માટે રહેનારા રાજ્ય અને સુખના લોભમાં આવીને અમે પોતાનાં કુટુંબીઓને મારવા તૈયાર થઈ ગયા છીએ!

પાપ કરવાના નિશ્ચયમાં અને સ્વજનોને મારવા માટે તૈયાર થવામાં માત્ર રાજ્યનો અને સુખનો લોભ જ કારણ છે. તાત્પર્ય એ છે કે જો યુદ્ધમાં અમારો વિજય થશે તો અમને રાજ્ય અને વૈભવ મળી જશે, અમારો આદર-સત્કાર થશે, અમારું ગૌરવ વધી જશે, સમગ્ર રાજ્ય ઉપર અમારો પ્રભાવ રહેશે, બધી જગાએ અમારો હુકમ ચાલશે, અમારી પાસે ધન હોવાથી અમે મનવાંછિત ભોગસામગ્રી એકઠી કરી લઈશું, પછી ખૂબ આરામ કરીશું, સુખ ભોગવીશું—આ પ્રમાણે અમારી ઉપર રાજ્ય અને સુખનો લોભ છવાઈ ગયો છે, જે અમારા જેવા માણસો માટે બધી રીતે અયોગ્ય છે.

આ શ્લોકમાં અર્જુન એ કહેવા માંગે છે કે પોતાના સારા વિચારોનો અને પોતાની જાણકારીનો આદર કરવાથી જ શાસ્ત્ર, ગુરુજનો વગેરેની આજ્ઞાનું પાલન થઈ શકે છે. પરંતુ જે મનુષ્ય પોતાના સારા વિચારોનો અનાદર કરે છે, તે શાસ્ત્રોની, ગુરુજનોની અને સિદ્ધાંતોની સારી સારી વાતોને સાંભળીને પણ એને ધારણ નથી કરી શકતો. પોતાના સારા વિચારોનો વારંવાર અનાદર અને તિરસ્કાર કરવાથી સદ્વિચારોની સૃષ્ટિ બંધ થઈ જાય છે. પછી મનુષ્યને દુર્ગુણ-દુરાચારથી રોકવાવાળું હોય છે જ કોણ? એવી જ રીતે આપણે પણ પોતાની જાણકારીનો આદર કરીશું નહિ તો પછી આપણને અનર્થપરંપરાથી કોણ રોકી શકે છે અર્થાત્ કોઈ રોકી નથી શકતું.

અહીં અર્જુનની દૃષ્ટિ યુદ્ધરૂપી ક્રિયા તરફ છે. તેઓ યુદ્ધરૂપી ક્રિયાને દોષવાળી સમજીને એનાથી હઠી જવાનું ઇચ્છે છે; પરંતુ વાસ્તવમાં દોષ શું છે – એ તરફ અર્જુનની દૃષ્ટિ નથી. યુદ્ધમાં કૌટુંબિક મોહ, સ્વાર્થભાવ અને કામના જ દોષ છે, પરંતુ એ બાજુ દૃષ્ટિ નહિ જવાથી અર્જુન અહીં આશ્ચર્ય અને ખેદ પ્રકટ કરી રહ્યા છે, કે જે વાસ્તવમાં કોઈ પણ વિચારશીલ, ધર્માત્મા અને શૂરવીર ક્ષત્રિયોને માટે યોગ્ય નથી.

[અર્જુને પહેલાં આડત્રીસમા શ્લોકમાં દુર્યોધન વગેરેના યુદ્ધમાં પ્રવૃત્ત થવામાં, કુળનાશના દોષમાં અને મિત્રદ્રોહના પાપમાં લોભને કારણ બતાવ્યું; અને અહીં પણ પોતાને રાજ્ય અને સુખના લોભને લીધે મહાન પાપ કરવા માટે તૈયાર થયેલો બતાવી રહ્યા છે. આથી સિદ્ધ થાય છે કે અર્જુન પાપ થવામાં 'લોભ'ને જ પ્રેરક તત્ત્વ માને છે. આમ છતાં પણ આગળ ત્રીજા અધ્યાયના છત્રીસમા શ્લોકમાં અર્જુને 'મનુષ્ય ન ચાહતો હોવા છતાં પણ પાપનું આચરણ કેમ કરી બેસે છે' – એવો પ્રશ્ન કેમ કર્યો? એનું સમાધાન એ છે કે અહીં તો કૌટુંબિક મોહને લીધે અર્જુન યુદ્ધથી નિવૃત્ત થવાને ધર્મ અને યુદ્ધમાં પ્રવૃત્ત થવાને અધર્મ માની રહ્યા છે અર્થાત્ એમની શરીર વગેરેને લઈને માત્ર લૌકિક દૃષ્ટિ છે. એટલા માટે તેઓ યુદ્ધમાં સ્વજનોને મારવામાં લોભને કારણ માની રહ્યા છે. પરંતુ આગળ ગીતાનો ઉપદેશ સાંભળતાં-સાંભળતાં તેમનામાં પોતાના શ્રેય-કલ્યાણની ઇચ્છા જાગ્રત થઈ ગઈ (અ. ૩/૨). એટલા માટે એ કર્તવ્યને ત્યજીને નહિ કરવા યોગ્ય કાર્યમાં પ્રવૃત્ત થવામાં શું કારણ છે – એવું પૂછે છે અર્થાત્ ત્યાં (અ. ૩/૩૬માં) અર્જુન કર્તવ્યની દૃષ્ટિથી, સાધકની દૃષ્ટિથી પૂછે છે.]



*સંબંધ : આશ્ચર્ય અને ખેદમાં ડૂબેલા અર્જુન આગળના શ્લોકમાં પોતાની દલીલોનો આખરી નિર્ણય જણાવે છે.*

**યદિ મામપ્રતીકારમશસ્ત્રં શસ્ત્રપાણયઃ ।**
**ધાર્તરાષ્ટ્રા રણે હન્યુસ્તન્મે ક્ષેમતરં ભવેત્ ॥૪૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યદિ** | = જો (આ) | **રણે** | = રણમાં | **હન્યુઃ** | = હણી નાખે (તો) પણ |
| **શસ્ત્રપાણયઃ** | = હાથમાં શસ્ત્ર લીધેલા | **અપ્રતીકારમ્** | = સામનો ન કરનાર એવા | **તત્** | = તે |
| | | | | **મે** | = મારા માટે |
| **ધાર્તરાષ્ટ્રાઃ** | = ધૃતરાષ્ટ્રના પક્ષપાતી લોકો | **અશસ્ત્રમ્** | = શસ્ત્રરહિત | **ક્ષેમતરમ્** | = વધુ કલ્યાણકારક |
| | | **મામ્** | = મને | **ભવેત્** | = થશે. |

*ટીકા* – **'યદિ મામ્.... ક્ષેમતરં ભવેત્'** – અર્જુન કહે છે કે જો હું યુદ્ધથી બધી રીતે નિવૃત્ત થઈ જઈશ, તો કદાચ એ દુર્યોધન વગેરે પણ યુદ્ધથી નિવૃત્ત થઈ જશે. કારણ કે અમે કશું ઇચ્છીશું જ નહિ અને લડીશું પણ નહિ તો પછી આ લોકો યુદ્ધ કરશે જ શા માટે? પરંતુ કદાચ આવેશમાં આવેલા તથા હાથોમાં શસ્ત્રોને ધારણ કરેલા એ ધૃતરાષ્ટ્રના પક્ષપાતી લોકો 'કાયમ માટે અમારા રસ્તાનો કાંટો નીકળી જાય, દુશ્મન સમાપ્ત થઈ જાય' – એવો વિચાર કરીને સામનો નહિ કરવાવાળા તથા શસ્ત્ર વગરના એવા મને મારી પણ નાખે, તો એમનું એ મારવું મારે માટે હિત કરનારું જ બનશે. કારણકે મેં યુદ્ધમાં ગુરુજનોને મારીને ઘણું ભારે પાપ કરવાનો જે નિશ્ચય કર્યો હતો, તે નિશ્ચયરૂપી પાપનું પ્રાયશ્ચિત્ત થઈ જશે. એ પાપથી હું શુદ્ધ થઈ જઈશ. તાત્પર્ય એ છે કે હું યુદ્ધ નહિ કરું, તો હું પણ પાપથી બચીશ અને મારા કુળનો પણ નાશ થશે નહિ.

[જે મનુષ્ય પોતાના માટે જે કોઈ બાબતનું વર્ણન કરે છે, એ બાબતની એના પોતાના ઉપર અસર પડે છે. અર્જુને પણ જ્યારે શોકમગ્ન થઈને અઠ્ઠાવીસમા શ્લોકથી બોલવાનું શરૂ કર્યું, ત્યારે એ એટલા શોકમગ્ન નહિ હતા, કે જેટલા એ અત્યારે શોકમગ્ન છે. પહેલાં અર્જુન યુદ્ધથી નિવૃત્ત થયા ન હતા, પણ શોકમગ્ન થઈને બોલતા-બોલતા અંતે એ યુદ્ધથી નિવૃત્ત થઈ જાય છે અને બાણ સહિત ધનુષ્ય ત્યજીને બેસી જાય છે. ભગવાને એ વિચાર્યું કે અર્જુનનો બોલવાનો ઊભરો નીકળી જાય તો હું બોલું અર્થાત્ બોલવાથી અર્જુનનો શોક બહાર આવી જાય, મનમાં કંઈ જ શોક બાકી ન રહે, ત્યારે જ મારાં વચનોની એના ઉપર અસર થશે, એટલે ભગવાન વચ્ચે કશું જ બોલ્યા નહિ.]

## વિશેષ વાત

અત્યાર સુધી અર્જુને પોતાને ધર્માત્મા માની યુદ્ધથી નિવૃત્ત થવા માટે જેટલી દલીલો કરી છે અને યુક્તિઓ આપી છે, એ બધી અર્જુનની દલીલોને જ સંસારમાં રચ્યાપચ્યા રહેલા લોકો સાચી સમજશે અને હવે પછી ભગવાન અર્જુનને જે વાતો સમજાવશે, એમને સાચી નહિ માને! એનું કારણ એ છે કે જે મનુષ્ય જે સ્થિતિમાં હોય છે, એ સ્થિતિની, એ કક્ષાની વાતને જ એ સાચી સમજે છે; એનાથી ઊંચી કક્ષાની વાત તેઓ સમજી જ નથી શકતા. અર્જુનના હૈયામાં કૌટુંબિક મોહ છે અને એ મોહમાં બંધાઈને જ ધર્મની અને સાધુતાની સારી સારી વાતો કહી રહ્યા છે. એટલે જે લોકોના હૈયામાં કૌટુંબિક મોહ હોય છે, એ લોકોને જ અર્જુનની વાતો સારી લાગશે. પરંતુ ભગવાનની દૃષ્ટિ જીવના કલ્યાણ તરફ જ હોય છે, કે એનું કલ્યાણ કેવી રીતે થાય? ભગવાનની આ ઊંચી કક્ષાની દૃષ્ટિને એ (લૌકિક દૃષ્ટિવાળા) લોકો સમજી જ નથી શકતા. એટલે એ ભગવાનની વાતોને બરાબર નહિ માને, પરંતુ એવું માનશે કે અર્જુન માટે યુદ્ધરૂપી પાપથી બચવું એ બહુ જ સાચું હતું; પરંતુ ભગવાને તેમને યુદ્ધમાં જોડી બરાબર ના કર્યું!

વાસ્તવમાં ભગવાને અર્જુન પાસે યુદ્ધ કરાવ્યું નથી, પરંતુ તેમને પોતાના કર્તવ્યનું જ્ઞાન કરાવ્યું છે. યુદ્ધ તો અર્જુનને કર્તવ્યરૂપે આપમેળે જ મળ્યું હતું. એટલે યુદ્ધનો વિચાર તો અર્જુનનો પોતાનો જ હતો; તેઓ પોતે જ યુદ્ધ માટે પ્રવૃત્ત થયા હતા અને તેથી જ તેઓ ભગવાનને આમંત્રણ આપીને લાવ્યા હતા. પરંતુ એ વિચારને પોતાની બુદ્ધિથી અનિષ્ટકારક સમજીને તેઓ યુદ્ધથી દૂર જઈ રહ્યા હતા અર્થાત્ પોતાના કર્તવ્યના પાલનમાંથી હઠી રહ્યા હતા. આથી જ ભગવાને કહ્યું કે આ જે તું યુદ્ધ નહિ કરવા ઇચ્છે છે, એ તારો મોહ છે. આથી સમય પર જે કર્તવ્ય આપમેળે પ્રાપ્ત થયું છે, એનો ત્યાગ કરવો યોગ્ય નથી.

એક માણસ બદ્રીનારાયણ જઈ રહ્યો હતો; પરંતુ રસ્તામાં એને દિશાભ્રમ થઈ ગયો એટલે કે એણે દક્ષિણને ઉત્તર અને ઉત્તરને દક્ષિણ દિશા સમજી લીધી. આથી એ બદ્રીનારાયણ તરફ નહિ ચાલતાં ઊલટી દિશા તરફ ચાલવા લાગ્યો. સામે એને એક માણસ મળી ગયો. એ માણસે પૂછ્યું, 'ભાઈ! ક્યાં જઈ રહ્યા છો?' તેણે કહ્યું, 'બદ્રીનારાયણ.' એ માણસ બોલ્યો, 'ભાઈ! બદ્રીનારાયણ આ બાજુ નથી, પેલી બાજુ છે. આપ તો ઊલટા જઈ રહ્યા છો!' એટલે એ માણસ એને બદ્રીનારાયણ મોકલનારો ન હતો; પરંતુ એને દિશાનું જ્ઞાન કરાવીને એને સાચો માર્ગ બતાવનારો હતો. એવી જ રીતે ભગવાને અર્જુનને પોતાના કર્તવ્યનું જ્ઞાન કરાવ્યું છે, યુદ્ધ કરાવ્યું નથી.

સ્વજનોને જોઈને અર્જુનના મનમાં એ વાત આવી હતી કે હું યુદ્ધ નહિ કરું – **'ન યોત્સ્યે'** (અ. ૨/૯), પણ ભગવાનનો ઉપદેશ સાંભળવાથી અર્જુને એવું નથી કહ્યું કે હું યુદ્ધ નહિ કરું; પરંતુ એવું કહ્યું કે હું આપની આજ્ઞાનું પાલન કરીશ– **'કરિષ્યે વચનં તવ'** (૧૮/૭૩) અર્થાત્ પોતાના કર્તવ્યનું પાલન કરીશ. અર્જુનનાં આ વચનોથી એ સિદ્ધ થાય છે કે ભગવાને પોતાના કર્તવ્યનું જ્ઞાન કરાવ્યું છે.

વાસ્તવમાં યુદ્ધ થવાનું અનિવાર્ય હતું; કારણકે બધાનું આયુષ્ય પૂરું થઈ ચૂક્યું હતું. એને કોઈ પણ ટાળી શકવાનું ન હતું. ભગવાને પોતે વિશ્વરૂપ દર્શન વખતે અર્જુનને કહ્યું છે, 'હું વૃદ્ધિ પામેલો કાળ છું અને બધાનો નાશ કરવા માટે અહીં આવ્યો છું. એટલે તું યુદ્ધ નહિ કરે તોપણ આ વિરોધપક્ષમાં ઊભેલા યોદ્ધાઓ બચશે નહિ.' (અ. ૧૧/૩૨).

એટલે આ નરસંહાર અવશ્ય થવાનો જ હતો. આ નરસંહાર અર્જુન યુદ્ધ ના કરત, તોપણ થાત. જો અર્જુન યુદ્ધ ના કરત, તો જેમણે માતાની આજ્ઞાથી દ્રૌપદીની સાથે પોતાના સહિત પાંચેય ભાઈઓનો વિવાહ કરવાનું સ્વીકારી લીધું હતું, એ યુધિષ્ઠિર તો માતાની યુદ્ધ કરવાની આજ્ઞાથી અવશ્ય યુદ્ધ કરત જ. ભીમસેન પણ યુદ્ધથી કદી પાછો ન હઠત; કેમકે એમણે કૌરવોને મારવાની પ્રતિજ્ઞા કરી રાખી હતી. દ્રૌપદીએ તો ત્યાં સુધી કહી દીધું હતું કે જો મારા પતિ (પાંડવો) કૌરવો સાથે યુદ્ધ નહિ કરે તો, મારા પિતા (દ્રુપદ), ભાઈ (ધૃષ્ટદ્યુમ્ન) અને મારા પાંચેય પુત્રો તથા અભિમન્યુ કૌરવો સાથે યુદ્ધ કરશે.[1] આ રીતે એવાં કેટલાંય કારણો હતાં, જેથી યુદ્ધને ટાળવાનો સંભવ ન હતો.

થનારને રોકવાનું મનુષ્યના હાથની વાત નથી; પરંતુ પોતાના કર્તવ્યનું પાલન કરીને મનુષ્ય પોતાનો ઉદ્ધાર કરી શકે છે અને કર્તવ્યથી હઠી જઈને પોતાનું પતન કરી શકે છે. તાત્પર્ય એ છે કે મનુષ્ય પોતાનું ઇષ્ટ-અનિષ્ટ કરવામાં સ્વતંત્ર છે. એટલા માટે ભગવાને અર્જુનને કર્તવ્યનું જ્ઞાન કરાવીને મનુષ્યમાત્રને ઉપદેશ આપ્યો છે કે એણે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે પોતાના કર્તવ્યના પાલનમાં તત્પર રહેવું જોઈએ, એમાંથી કદી હઠી જવું જોઈએ નહિ.

—■—

*સંબંધ : આગળના શ્લોકમાં અર્જુને પોતાની દલીલોનો અંતિમ નિર્ણય સંભળાવી દીધો. ત્યાર પછી અર્જુને શું કર્યું – એ વાત સંજય હવે પછીના શ્લોકમાં કહે છે.*

*સઞ્જય ઉવાચ*

**એવમુક્ત્વાર્જુનઃ સઙ્ખ્યે રથોપસ્થ ઉપાવિશત્ ।**
**વિસૃજ્ય સશરં ચાપં શોકસંવિગ્નમાનસઃ ॥ ૪૭॥**

સંજય બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **એવમ્** | = આમ | **અર્જુનઃ** | = અર્જુન | **સઙ્ખ્યે** | = રણભૂમિમાં |
| **ઉક્ત્વા** | = કહીને | **સશરમ્** | = બાણસહિત | **રથોપસ્થે** | = રથના મધ્ય ભાગમાં |
| **શોકસંવિગ્ન - માનસઃ** | = શોકથી ઉદ્વિગ્ન મનવાળા | **ચાપમ્** | = ધનુષ્ય | | |
| | | **વિસૃજ્ય** | = ત્યજીને | **ઉપાવિશત્** | = બેસી ગયા. |

*ટીકા* – **'એવમુક્ત્વાર્જુનઃ.................... શોકસંવિગ્નમાનસઃ'** – યુદ્ધ કરવું એ બધા અનર્થોનું મૂળ છે. યુદ્ધ કરવાથી અહીં કુટુંબીઓનો નાશ થશે, પરલોકમાં નરકની પ્રાપ્તિ થશે વગેરે વાતોને તર્ક અને પ્રમાણથી કહીને શોકથી અત્યંત વ્યાકુળ મનવાળા અર્જુને યુદ્ધ નહિ કરવાનો પાકો નિર્ણય કરી લીધો. જે રણભૂમિમાં તે હાથમાં ધનુષ્ય લઈને ઉત્સાહ સાથે આવ્યા હતા, એ જ રણભૂમિમાં તેમણે પોતાના ડાબા હાથમાંથી ગાંડીવ ધનુષ્યને અને જમણા હાથમાંથી બાણને નીચે મૂકી દીધું; અને પોતે રથના મધ્ય ભાગમાં એટલે કે બન્ને સેનાઓને જોવા માટે જ્યાં ઊભા હતા, ત્યાં જ શોકમુદ્રામાં બેસી ગયા.

અર્જુનની એવી શોકથી વ્યાકુળ દશા થવામાં મુખ્ય કારણ છે – ભગવાનનું ભીષ્મ અને દ્રોણની સામે રથ ઊભો રાખીને અર્જુનને કુરુવંશીઓને જોવા માટે કહેવું, અને એમને જોઈને અર્જુનની અંદર છુપાયેલા મોહનું જાગ્રત થવું. મોહ જાગ્રત થતાં અર્જુન કહે છે કે યુદ્ધમાં અમારા કુટુંબીઓ મરાશે. કુટુંબીઓનું મરવું એ જ મોટા નુકસાનની વાત છે. દુર્યોધન વગેરે તો લોભને લીધે નુકસાન તરફ જોતા નથી, પરંતુ યુદ્ધથી કેટલી અનર્થની પરંપરાઓ શરૂ થશે - એ તરફ ધ્યાન આપીને અમારે એવા પાપથી નિવૃત્ત થઈ જવું જ જોઈએ. અમે લોકો રાજ્ય અને સુખના લોભથી કુળનો સંહાર કરવા માટે રણભૂમિમાં ઊભા થઈ ગયા છીએ – એ અમે ઘણી મોટી ભૂલ કરી! માટે યુદ્ધ નહિ કરતા એવા શસ્ત્રરહિત મને જો સામે ઊભેલા યોદ્ધાઓ મારી પણ નાખે, તો એનાથી મારું કલ્યાણ જ થશે. આ રીતે અંતઃકરણમાં મોહ છવાઈ જવાને લીધે અર્જુન યુદ્ધથી ઉપરત થવામાં અને પોતે મરી જવામાં પણ હિત જુએ છે અને અંતે એ જ મોહને કારણે બાણસહિત ધનુષ્યનો ત્યાગ કરીને

૧. યદિ ભીમાર્જુનૌ કૃષ્ણ કૃપણૌ સન્ધિકામુકૌ । પિતા મે યોત્સ્યતે વૃદ્ધઃ સહ પુત્રૈર્મહારથૈઃ ॥
પઞ્ચ ચૈવ મહાવીર્યાઃ પુત્રા મે મધુસૂદન । અભિમન્યું પુરસ્કૃત્ય યોત્સ્યન્તે કુરુભિઃ સહ ॥
(મહાભારત, ઉદ્યોગ. ૮૨/૩૭-૩૮)

વિષાદમગ્ન થઈને બેસી જાય છે. આ મોહનો જ મહિમા છે કે જે અર્જુન ધનુષ્ય ઉઠાવીને યુદ્ધને માટે તૈયાર થઈ રહ્યા હતા, તે જ અર્જુન ધનુષ્ય નીચે મૂકી દઈને શોકથી અત્યંત વ્યાકુળ થઈ રહ્યા છે!

—■—

ॐ તત્સદિતિ શ્રીમદ્ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદેઽર્જુનવિષાદયોગો નામ પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥

**આ રીતે ૐ, તત્, સત્-એ ભગવાનના નામોના ઉચ્ચારણ સાથે બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્રમય શ્રીમદ્ભગવદ્ગીતોપનિષદરૂપી શ્રીકૃષ્ણાર્જુનસંવાદમાં 'અર્જુનવિષાદયોગ' નામનો પહેલો અધ્યાય પૂરો થયો. ॥ ૧ ॥**

દરેક અધ્યાયની સમાપ્તિમાં મહર્ષિ વેદવ્યાસજીએ જે ઉપર મુજબની પુષ્પિકા લખી છે, એમાં શ્રીમદ્-ભગવદ્ગીતાના વિશેષ માહાત્મ્યને અને પ્રભુત્વને જ પ્રગટ કર્યું છે.

**'ૐ, તત્, સત્'**[1] એ ત્રણેય સચ્ચિદાનંદઘન પરમાત્માનાં પવિત્ર નામો છે. એ માત્ર જીવોનું કલ્યાણ કરનારાં છે અને એનું ઉચ્ચારણ પરમાત્માની સન્મુખ કરે છે અને શાસ્ત્રમાં જણાવેલાં કર્તવ્યકર્મોના અંગભૂતદોષોને દૂર કરે છે. તેથી ગીતાના અધ્યાયનો પાઠ કરવામાં શ્લોક, પદ અને અક્ષરોના ઉચ્ચારમાં જે જે ભૂલો થઈ છે, એનું શુદ્ધિકરણ કરવા માટે અને સંસારથી સંબંધ-વિચ્છેદપૂર્વક ભગવત્સંબંધની યાદ આવવા માટે દરેક અધ્યાયને અંતે **'ૐ તત્સત્'**નું ઉચ્ચારણ કરવામાં આવ્યું છે.

મહર્ષિ વેદવ્યાસજી દ્વારા અધ્યાયને અંતે **'ૐ'**ના ઉચ્ચારણનું તાત્પર્ય એ છે કે મારી રચનાના અંગભૂતદોષો દૂર થાય, **'તત્'**ના ઉચ્ચારણનું તાત્પર્ય એ છે કે મારી રચના ભગવત્પ્રેમ માટેની બને, અને **'સત્'**ના ઉચ્ચારણનું તાત્પર્ય એ છે કે મારી રચના સત્ એટલે કે અવિનાશી ફળ આપનારી બને. **'ઇતિ'** – બસ, મારું આ જ પ્રયોજન છે. એ સિવાય મારું વ્યક્તિગત બીજું કોઈ પ્રયોજન નથી.

જે **'શ્રીમત્'** અર્થાત્ સર્વશોભાસંપન્ન છે અને જેનામાં સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય – એ છ **'ભગ'** નિત્ય વિદ્યમાન રહે છે, એવા ભગવાનને મુખેથી નીકળેલી હોવાને કારણે આને **'શ્રીમત્ ભગવત્'** કહેવાયેલ છે.

જ્યારે મનુષ્ય મસ્તીમાં, આનંદમાં હોય છે, ત્યારે એના મુખમાંથી આપોઆપ ગીત નીકળે છે. ભગવાને એને મસ્તીમાં આવીને ગાઈ છે, આ કારણથી એનું નામ **'ગીતા'** છે. જોકે સંસ્કૃત વ્યાકરણના નિયમ પ્રમાણે એનું નામ **'ગીતમ્'** હોવું જોઈતું હતું. છતાં પણ એ ઉપનિષદ્સ્વરૂપ હોવાથી સ્ત્રીલીંગ શબ્દ **'ગીતા'**નો પ્રયોગ કરવામાં આવ્યો છે.

એમાં સઘળાં ઉપનિષદોનું સારતત્ત્વ સંગૃહીત છે, અને એ પોતે પણ ભગવદ્વાણી હોવાથી ઉપનિષદ્સ્વરૂપ છે. તેથી એને **'ઉપનિષદ'** કહેવાયું છે.

વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેનો આગ્રહ નહિ રાખીને પ્રાણીમાત્રનું કલ્યાણ કરનારી સર્વશ્રેષ્ઠ વિદ્યા હોવાને કારણે એનું નામ **'બ્રહ્મવિદ્યા'** છે. આ બ્રહ્મવિદ્યાસ્વરૂપ ગીતામાં કર્મયોગ, જ્ઞાનયોગ, ધ્યાનયોગ, ભક્તિયોગ વગેરે યોગ સાધનોનું શિક્ષણ આપવામાં આવ્યું છે, જેથી સાધકને પરમાત્માની સાથેના નિત્યસંબંધનો અનુભવ થઈ જાય. એટલા માટે આને **'યોગશાસ્ત્ર'** કહેવામાં આવ્યું છે.

આ સાક્ષાત્ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ અને ભક્તોમાં મુખ્ય એવા અર્જુનનો સંવાદ છે. અર્જુને નિઃસંકોચ ભાવથી વાતો પૂછી છે અને ભગવાને ઉદારતાપૂર્વક એમના જવાબો આપ્યા છે. આ બન્નેયના ભાવ એમાં છે. આ કારણથી એ બન્નેયના નામથી આ ગીતાશાસ્ત્રનું વિશેષ મહત્ત્વ હોવાથી એને **'શ્રીકૃષ્ણાર્જુનસંવાદ'** એવા નામથી ઓળખાવ્યું છે.

આ પહેલા અધ્યાયમાં અર્જુનના વિષાદનું વર્ણન છે. આ વિષાદ પણ ભગવાન અથવા સંતોનો સંગ થઈ જવાથી સંસારથી વૈરાગ્ય ઉત્પન્ન કરાવીને કલ્યાણ કરનારો થઈ જાય છે. જોકે દુર્યોધન વગેરેને પણ વિષાદ થયો છે, તોપણ એમનામાં ભગવાનથી વિમુખતા હોવાને કારણે એમનો વિષાદ **'યોગ'** ન બન્યો. માત્ર અર્જુનનો વિષાદ જ ભગવાનની સન્મુખતા હોવાને કારણે **'યોગ'** અર્થાત્ ભગવાનના નિત્યસંબંધનો અનુભવ કરાવવાવાળો બની ગયો. એટલા માટે આ અધ્યાયનું નામ **'અર્જુનવિષાદયોગ'** રાખવામાં આવ્યું છે.

દરેક અધ્યાયના અંતમાં પુષ્પિકા આપવાનું તાત્પર્ય એ છે કે જો સાધક એક અધ્યાયનું પણ સારી રીતે મનન-ચિંતન કરે તો તે એક જ અધ્યાયથી તેનું કલ્યાણ થઈ જશે.

---

૧. જોવા યોગ્ય - ગીતા અ. ૧૭/૨૩–૨૭

**પરિશિષ્ટ ભાવ :** ગીતાની પુષ્પિકામાં **'બ્રહ્મવિદ્યાયામ્'**, **'યોગશાસ્ત્રે'** અને **'શ્રીકૃષ્ણાર્જુનસંવાદે'** – આ ત્રણ પદ તો એકવચનમાં આવ્યાં છે, પરંતુ **'શ્રીમદ્‌ભગવદ્‌ગીતાસુ'** તથા **'ઉપનિષત્સુ'** આ બે પદ બહુવચનમાં આવ્યાં છે. એનું તાત્પર્ય છે કે ભગવદ્‌વાણી બધાં જ ઉપનિષદોમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પણ એક ઉપનિષદ્ છે, જેમાં **'બ્રહ્મવિદ્યા'** (જ્ઞાનયોગ) **'યોગશાસ્ત્ર'** (કર્મયોગ) અને **'શ્રીકૃષ્ણાર્જુનસંવાદ'** (ભક્તિયોગ) ત્રણે આવ્યા છે.

ગીતામાં **'શ્રીકૃષ્ણાર્જુનસંવાદ'**નો આરંભ અને અંત ભક્તિમાં જ થયો છે. આરંભમાં અર્જુન કિંકર્તવ્યવિમૂઢ થઈને ભગવાનની શરણમાં જાય છે. **'શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્'** (૨/૭) અને અંતમાં ભગવાન દ્વારા **'મામેકં શરણં વ્રજ'** પદોથી પૂર્ણપણે શરણાગતિની પ્રેરણા આપવાથી અર્જુન પૂર્ણ શરણાગત બની જાય છે - **'કરિષ્યે વચનં તવ'** (૧૮/૭૩). અર્જુને પોતાના કલ્યાણનો ઉપાય પૂછ્યો હતો. (૨/૭, ૩/૨, ૫/૧), તેથી ભગવાને ગીતામાં **'જ્ઞાનયોગ'** અને **'કર્મયોગ'**નું પણ વર્ણન કર્યું છે.

—■—

## પહેલા અધ્યાયનાં પદ, અક્ષર અને ઉવાચ

(૧) આ અધ્યાયમાં **'અથ પ્રથમોઽધ્યાયઃ'**નાં ત્રણ, **'ધૃતરાષ્ટ્ર ઉવાચ'**, **'સંજય ઉવાચ'** વગેરે પદોનાં બાર, શ્લોકોનાં પાંચસો અઠ્ઠાવન અને પુષ્પિકાનાં તેર પદો છે. આ રીતે સઘળાં પદોનો સરવાળો પાંચસો છ્યાસી છે.

(૨) આ અધ્યાયમાં **'અથ પ્રથમોઽધ્યાયઃ'**ના સાત, **'ધૃતરાષ્ટ્ર ઉવાચ'** **'સંજય ઉવાચ'** વગેરે પદોના સાડત્રીસ, શ્લોકોના એક હજાર પાંચસો ચાર અને પુષ્પિકાના અડતાળીસ અક્ષરો છે. આ પ્રકારે સઘળા અક્ષરોનો સરવાળો એક હજાર પાંચસો છન્નું છે. આ અધ્યાયના બધા જ શ્લોકો બત્રીસ અક્ષરોના છે.

(૩) આ અધ્યાયમાં છ **'ઉવાચ'** છે - એક **'ધૃતરાષ્ટ્ર ઉવાચ'**, ત્રણ **'સંજય ઉવાચ'** અને બે **'અર્જુન ઉવાચ'** છે.

## પહેલા અધ્યાયમાં પ્રયોજાયેલા છંદ

આ અધ્યાયના સુડતાળીસ શ્લોકો પૈકી પાંચમા અને તેત્રીસમા શ્લોકના પ્રથમ ચરણમાં તથા તેતાળીસમા શ્લોકના તૃતીય ચરણમાં 'રગણ' પ્રયોજાયેલો હોવાથી **'ર-વિપુલા'** અને પચ્ચીસમા શ્લોકના પ્રથમ ચરણમાં તથા નવમા શ્લોકના તૃતીય ચરણમાં 'નગણ' પ્રયોજાયેલો હોવાથી **'ન-વિપુલા'** સંજ્ઞાવાળા છંદ છે. બાકીના બેતાળીસ શ્લોકો બરાબર **'પથ્યાવક્ત્ર'** અનુષ્ટુપ છંદનાં લક્ષણોવાળા છે.

—■—

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# બીજો અધ્યાય

## ભૂમિકા

દુર્યોધને દ્રોણાચાર્યને બન્ને સેનાઓની વાત કહી, છતાં દ્રોણાચાર્ય કંઈ પણ બોલ્યા નહિ. એટલે દુર્યોધન દુઃખી થઈ ગયો. ત્યારે દુર્યોધનને પ્રસન્ન કરવા માટે ભીષ્મજીએ જોરથી શંખ વગાડ્યો. ભીષ્મજીનો શંખ વાગ્યા પછી કૌરવ અને પાંડવસેનાનાં વાજિંત્રો વાગ્યાં. તે પછી (વીસમા શ્લોકથી) શ્રીકૃષ્ણ અને અર્જુનનો સંવાદ શરૂ થયો.

અર્જુને ભગવાનને પોતાનો રથ બન્ને સેનાઓની મધ્યમાં ઊભો રાખવા માટે કહ્યું. ભગવાને બન્ને સેનાઓની વચ્ચે, ભીષ્મ, દ્રોણ વગેરેની સામે રથ ઊભો રાખીને અર્જુનને કુરુના વંશજોને જોવા માટે કહ્યું. બન્ને સેનાઓમાં પોતાનાં જ સ્વજનો-સંબંધીઓને જોઈને અર્જુનના મનમાં કૌટુંબિક મોહ જાગ્રત થયો, જેને પરિણામે અર્જુન યુદ્ધ કરવાનું છોડીને બાણસહિત ધનુષ્ય છોડી દઈને રથના મધ્યભાગમાં બેસી ગયા.

એ પછી વિષાદમગ્ન અર્જુનને ભગવાને શું કહ્યું – એ વાત ધૃતરાષ્ટ્રને સંભળાવવા માટે સંજય બીજા અધ્યાયના વિષયનો આરંભ કરે છે.

સઞ્જય ઉવાચ

**તં તથા કૃપયાવિષ્ટમશ્રુપૂર્ણાકુલેક્ષણમ્ ।**
**વિષીદન્તમિદં વાક્યમુવાચ મધુસૂદનઃ ॥ ૧॥**

સંજય બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તથા** | = આ પ્રમાણે | **અશ્રુપૂર્ણા-કુલેક્ષણમ્** | = આંસુઓને લીધે જેમનાં નેત્રોની જોવાની શક્તિ રુંધાઈ રહી છે, | | મધુસૂદને |
| **કૃપયા** | = કાયરતાથી | | | **ઇદમ્** | = આ (આગળ કહેવાશે) |
| **આવિષ્ટમ્** | = ઘેરાયેલા | | | | |
| **તમ્** | = તે અર્જુનને | | | **વાક્યમ્** | = વાક્ય |
| **વિષીદન્તમ્** | = શોક કરતા (અને) | **મધુસૂદનઃ** | = ભગવાન | **ઉવાચ** | = કહ્યું. |

*ટીકા* – **'તં તથા કૃપયાવિષ્ટમ્'** – અર્જુન રથમાં સારથિ રૂપે બેઠેલા ભગવાનને એવી આજ્ઞા કરે છે કે, હે અચ્યુત! મારા રથને બન્ને સેનાઓની વચમાં ઊભો રાખો, કે જેથી હું એ જોઈ લઉં કે આ યુદ્ધમાં મારી સામે હાથ ઉગામનારા કોણ છે? અર્થાત્ મારા જેવા શૂરવીરની સાથે સાહસ કરીને કયા કયા યોદ્ધા લડવા આવ્યા છે? પોતાનું મરણ સામે જોવા છતાં પણ મારી સાથે લડવાની એમની હિંમત કેવી રીતે થઈ? આ રીતે અર્જુનમાં યુદ્ધ કરવાનો જે અતિશય ઉત્સાહ હતો, વીરતા હતી, તે જ અર્જુન બન્ને સેનાઓમાં પોતાના કુટુંબીઓને જોઈને એમના મરણની આશંકાથી મોહગ્રસ્ત થઈને એટલા શોકાતુર થઈ ગયા છે કે એમનું શરીર ઢીલું થવા લાગ્યું છે, મોઢું સુકાવા લાગ્યું છે, શરીરમાં ધ્રુજારી આવી રહી છે, રૂવાંટાં ઊભાં થઈ રહ્યાં છે, હાથમાંથી ધનુષ્ય પડી રહ્યું છે, ચામડી બળી રહી છે, ઊભા રહેવાની પણ શક્તિ નથી અને મન પણ ભ્રમિત થઈ રહ્યું છે. ક્યાં અર્જુનનો એ સ્વભાવ કે **'ન દૈન્યં ન પલાયનમ્'** અને ક્યાં અર્જુનનું કાયરતારૂપી દોષથી, શોકથી વ્યાકુળ થઈને રથના મધ્યભાગમાં બેસી જવું! મોટા આશ્ચર્ય સાથે સંજય એ ભાવ ઉપર્યુક્ત પદો વડે જણાવી રહ્યા છે.

પહેલા અધ્યાયના અઠ્ઠાવીસમા શ્લોકમાં પણ સંજયે અર્જુન માટે **'કૃપયા પરયાવિષ્ટઃ'** પદોનો પ્રયોગ કર્યો હતો.

**'અશ્રુપૂર્ણાકુલેક્ષણમ્'** – અર્જુન જેવા મહાન શૂરવીરના મનમાં પણ કૌટુંબિક મોહ છવાઈ ગયો અને આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં! આંસુ પણ એટલાં વધારે ભરાઈ આવ્યાં કે નેત્રોથી સારી રીતે જોઈ પણ શકતા ન હતા.

**'વિષીદન્તમિદં વાક્યમુવાચ મધુસૂદનઃ'** – આ રીતે કાયરતાને લીધે ખેદ કરતા અર્જુનને મધુસૂદને આવાં (આગળ બીજા-ત્રીજા શ્લોકમાં કહેવાનારાં) વચનો કહ્યાં.

અહીં **'વિષીદન્તમુવાચ'** કહેવાથી જ કામ ચાલી શકતું હતું. **'ઇદં વાક્યમ્'** કહેવાની જરૂર જ ન હતી; કેમ કે **'ઉવાચ'** ક્રિયાની અંદર જ **'વાક્યમ્'** પદ આવી જાય છે. તોપણ **'વાક્યમ્'** પદ કહેવાનું તાત્પર્ય એ છે કે ભગવાનનાં આ વચનો, આ વાણી ઘણી અદ્ભુત છે. અર્જુનમાં ધર્મનો વાઘો પહેરીને જે કર્તવ્યત્યાગ રૂપી બૂરાઈ

આવી ગઈ હતી, એના ઉપર આ ભગવાનની વાણી સીધો આઘાત પહોંચાડનારી છે. અર્જુનનો યુદ્ધથી ઉપરામ થવાનો જે નિર્ણય હતો, એમાં ખળભળાટ મચાવનારી છે. અર્જુનને પોતાના દોષનું ભાન કરાવીને પોતાના કલ્યાણની જિજ્ઞાસા જાગ્રત કરાવી દેનારી છે. આ ગંભીર અર્થથી ભરેલી વાણીના પ્રભાવથી જ અર્જુન ભગવાનનું શિષ્યત્વ સ્વીકારીને એમને શરણે જાય છે. (અ. ૨/૭)

સંજય દ્વારા **'મધુસૂદનઃ'** પદ કહેવાનું તાત્પર્ય એ છે કે ભગવાન શ્રીકૃષ્ણ 'મધુ નામના' રાક્ષસને મારનારા અર્થાત્ દુષ્ટ સ્વભાવવાળાઓનો સંહાર કરવાવાળા છે. એટલા માટે તેઓ દુષ્ટ સ્વભાવવાળા દુર્યોધન વગેરેનો નાશ કરાવ્યા વિના રહેશે જ નહિ.

—■—

***સંબંધ*** *– ભગવાને અર્જુન પ્રત્યે કયાં વચનો કહ્યાં – એને આગળના બે શ્લોકોમાં કહે છે.*

***શ્રીભગવાનુવાચ***

**કુતસ્ત્વા કશ્મલમિદં વિષમે સમુપસ્થિતમ્ ।**
**અનાર્યજુષ્ટમસ્વર્ગ્યમકીર્તિકરમર્જુન ॥ ૨॥**

**શ્રીભગવાન બોલ્યા[૧]—**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અર્જુન** | = હે અર્જુન! | **કશ્મલમ્** | = કાયરતા | **અસ્વર્ગ્યમ્** | = (કારણ કે તે) ન તો સ્વર્ગ આપનારી છે (અને) |
| **વિષમે** | = આ વિષમ અવસર પર | **કુતઃ** | = ક્યાંથી | | |
| | | **સમુપસ્થિતમ્** | = પ્રાપ્ત થઈ, (કે જેનું) | | |
| **ત્વા** | = તને | **અનાર્યજુષ્ટમ્** | = શ્રેષ્ઠ પુરુષ સેવન કરતા નથી. | **અકીર્તિકરમ્** | = ન તો યશ આપનારી પણ છે. |
| **ઈદમ્** | = આ | | | | |

***ટીકા*** – **'અર્જુન'** – આ સંબોધન કરવાનું તાત્પર્ય એ છે કે તું સ્વચ્છ, નિર્મળ અંતઃકરણવાળો છે. તેથી તારા સ્વભાવમાં આ બાલિશતા, કાયરતાનું આવવું એ બિલકુલ ઊલટી વાત છે. છતાં એ તારામાં કેવી રીતે આવી ગઈ?

**'કુતસ્ત્વા કશ્મલમિદં વિષમે સમુપસ્થિતમ્'** – ભગવાન આશ્ચર્ય પ્રગટ કરતાં અર્જુનને કહે છે કે આવા યુદ્ધના પ્રસંગે તારામાં શૂરવીરતા, ઉત્સાહ આવવાં જોઈતાં હતાં, પરંતુ આ કસમયે તારામાં આ કાયરતા ક્યાંથી આવી ગઈ?

આશ્ચર્ય બે રીતે થાય છે – પોતે નહિ જાણવાને કારણે અને બીજાને ચેતવણી આપવા માટે. ભગવાનનું અહીં જે આશ્ચર્યપૂર્વક બોલવું છે તે કેવળ અર્જુનને ચેતવણી આપવા માટે જ છે, જેથી અર્જુનનું ધ્યાન પોતાના કર્તવ્ય તરફ ચાલ્યું જાય.

**'કુતઃ'** – કહેવાનું તાત્પર્ય એ છે કે મૂળમાં આ કાયરતા રૂપી દોષ તારામાં (સ્વયંમાં) નથી. આ તો આગંતુક દોષ છે, જે સદા રહેવાવાળો નથી.

**'સમુપસ્થિતમ્'** – કહેવાનું તાત્પર્ય એ છે કે આ કાયરતા કેવળ તારા ભાવોમાં અને વચનોમાં જ નથી આવી; પરંતુ તારી ક્રિયાઓમાં પણ આવી ગઈ છે. એ તારા ઉપર સારી રીતે છવાઈ ગઈ છે, જેને કારણે તું ધનુષ્ય-બાણ છોડીને રથના મધ્યભાગમાં બેસી ગયો છે.

**'અનાર્યજુષ્ટમ્'[૨]** – સમજદાર, શ્રેષ્ઠ મનુષ્યોમાં જે ભાવો પેદા થાય છે, તે પોતાના કલ્યાણના ઉદ્દેશ્યને લઈને જ થાય છે. એટલા માટે શ્લોકના ઉત્તરાર્ધમાં ભગવાન સૌથી પહેલાં ઉપર્યુક્ત પદ આપીને કહે છે કે તારામાં જે કાયરતા આવી છે, તે કાયરતાનો શ્રેષ્ઠ પુરુષો સ્વીકાર કરતા નથી. કારણ કે તારી આ કાયરતામાં પોતાના કલ્યાણની વાત

૧. અહીં 'ભગવાન્' પદમાં **'ભગ'** શબ્દમાં જે **'મતુપ્'** પ્રત્યય લગાડ્યો છે, એ નિત્યયોગમાં કરવામાં આવ્યો છે; કારણ કે સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય–આ છયે **'ભગ'** ભગવાનમાં હંમેશાં રહે છે.

૨. **'અનાર્યજુષ્ટમ્'** પદમાં જે **'નઞ્'** સમાસ છે, તે **'આર્યૈર્જુષ્ટમાર્યજુષ્ટમ્'** – એ તૃતીયા સમાસ પછી જ કરવો જોઈએ; જેમકે – **'ન આર્યજુષ્ટમ્ અનાર્યજુષ્ટમ્'** જો **'નઞ્'** સમાસ તૃતીયા સમાસની પહેલાં કરવામાં આવે કે **'ન આર્યા અનાર્યાઃ અનાર્યૈર્જુષ્ટમનાર્યજુષ્ટમ્'** તો અહીં એવું કહેવાનું થતું જ નથી; કારણ કે અનાર્ય પુરુષોના દ્વારા જેવું સેવન કરવામાં આવે છે, તે બીજાઓના માટે આદર્શ નથી બનતો.

બિલકુલ નથી. કલ્યાણ ઇચ્છનારા શ્રેષ્ઠ મનુષ્યો પ્રવૃત્તિ અને નિવૃત્તિ – બન્નેમાં પોતાના કલ્યાણનો જ ઉદ્દેશ્ય રાખે છે. એમનામાં પોતાના કર્તવ્ય પ્રત્યે કાયરતા ઉત્પન્ન થતી નથી. પરિસ્થિતિ પ્રમાણે એમને જે કર્તવ્ય પ્રાપ્ત થાય છે, એને તેઓ કલ્યાણપ્રાપ્તિના ઉદ્દેશ્યથી ઉત્સાહ અને તત્પરતાપૂર્વક સાંગોપાંગ કરે છે. તેઓ તારી જેમ કાયર થઈને યુદ્ધથી અથવા બીજા કોઈ કર્તવ્યકર્મથી ઉપરામ થતા નથી. તેથી યુદ્ધરૂપી પ્રાપ્ત કર્તવ્યકર્મથી ઉપરામ થવું એ તારા માટે કલ્યાણકારક નથી.

**'અસ્વર્ગ્યમ્'** – કલ્યાણની વાત સામે નહિ રાખતાં જો સાંસારિક દૃષ્ટિથી પણ જોવામાં આવે, તો સંસાર કરતાં સ્વર્ગલોક ઊંચો છે. પરંતુ તારી આ કાયરતા સ્વર્ગને આપનારી પણ નથી અર્થાત્ કાયરતાપૂર્વક યુદ્ધથી નિવૃત્ત થવાનું ફળ સ્વર્ગની પ્રાપ્તિ પણ થઈ શકતું નથી.

**'અકીર્તિકરમ્'** – જો સ્વર્ગ મેળવવાનું પણ લક્ષ્ય ન હોય, તો સારો ગણાતો પુરુષ એ જ કામ કરે છે, જેનાથી સંસારમાં કીર્તિ મળે. પરંતુ તારી આ જે કાયરતા છે, તે આ લોકમાં પણ કીર્તિ (યશ) આપનારી નથી. પ્રત્યુત અપકીર્તિ (અપયશ) આપવાવાળી છે. તેથી તારામાં કાયરતા આવવી એ બધી જ રીતે અયોગ્ય છે.

ભગવાને અહીં **'અનાર્યજુષ્ટમ્' 'અસ્વર્ગ્યમ્'** અને **'અકીર્તિકરમ્'** – એવો ક્રમ રાખીને ત્રણ પ્રકારના મનુષ્યો બતાવ્યા છે – (૧) જે વિચારશીલ મનુષ્યો હોય છે, તેઓ કેવળ પોતાનું કલ્યાણ જ ઇચ્છે છે. એમનું ધ્યેય માત્ર કલ્યાણ જ હોય છે. (૨) જે પુણ્યાત્મા મનુષ્યો હોય છે, તેઓ શુભ કર્મો દ્વારા સ્વર્ગની પ્રાપ્તિ ઇચ્છે છે. તેઓ સ્વર્ગને જ શ્રેષ્ઠ માનીને તેની પ્રાપ્તિનો જ ઉદ્દેશ્ય રાખે છે. (૩) જે સાધારણ મનુષ્યો હોય છે, તેઓ સંસારને જ માન આપે છે, એટલે તેઓ સંસારમાં પોતાની કીર્તિ ઇચ્છે છે અને એ કીર્તિને જ પોતાનું ધ્યેય માને છે.

ઉપર્યુક્ત ત્રણેય પદો વાપરીને ભગવાન અર્જુનને સાવધાન કરે છે કે તારો જે આ યુદ્ધ નહિ કરવાનો નિર્ણય છે, તે વિચારશીલ અને પુણ્યાત્મા મનુષ્યોના ધ્યેય–કલ્યાણ અને સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારો પણ નથી, તથા સાધારણ મનુષ્યોનાં ધ્યેય-કીર્તિને પ્રાપ્ત કરાવનારો પણ નથી. એટલે મોહને લીધે તારો યુદ્ધ નહિ કરવાનો નિર્ણય ખૂબ જ તુચ્છ છે કે જે તારું પતન કરવાવાળો, તને નરકમાં લઈ જનારો અને તારી અપકીર્તિ કરાવનારો થશે.



*સંબંધ – કાયરતા આવ્યા પછી હવે શું કરવું? આ જિજ્ઞાસાને દૂર કરવા માટે ભગવાન કહે છે –*

**ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ નૈતત્ત્વય્યુપપદ્યતે ।**
**ક્ષુદ્રં હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વોત્તિષ્ઠ પરન્તપ ॥ ૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાર્થ | = હે પૃથાનંદન અર્જુન! | ત્વયિ | = તારા માટે | ક્ષુદ્રમ્- | = હૃદયની આ તુચ્છ |
| ક્લૈબ્યમ્ | = આ નપુંસકતાને | એતત્ | = એ | હૃદયદૌર્બલ્યમ્ | દુર્બળતાને |
| મા,સ્મ,ગમઃ | = પ્રાપ્ત ન થા; (કેમકે) | ન ઉપપદ્યતે | = ઉચિત નથી; | ત્યક્ત્વા | = ત્યજીને (યુદ્ધ માટે) |
| | | પરન્તપ | = હે શત્રુઓને તપાવનાર! | ઉત્તિષ્ઠ | = ઊભો થઈ જા. |

*ટીકા* – **'પાર્થ'**[1] – માતા પૃથા (કુંતી)ના સંદેશાની યાદ અપાવીને અર્જુનના અંતઃકરણમાં ક્ષત્રિયને છાજે એવો

૧. **'પૃથા'** (કુન્તી)ના પુત્ર હોવાથી અર્જુનનું એક નામ 'પાર્થ' પણ છે. 'પાર્થ સંબોધન ભગવાનની અર્જુન સાથેની આત્મીયતા અને નિકટતાનું દ્યોતક છે. ગીતામાં ભગવાને આડત્રીસ વખત 'પાર્થ' સંબોધનનો પ્રયોગ કર્યો છે. અર્જુનનાં બીજા બધાં સંબોધનોની તુલનામાં 'પાર્થ' સંબોધનનો ઉપયોગ વધારે થયો છે. એના પછી સૌથી વધારે ઉપયોગ 'કૌન્તેય' સંબોધનનો થયો છે, જેનું પુનરાવર્તન કુલ ચોવીસ વખત થયું છે.

ભગવાનને જ્યારે અર્જુનને કોઈ ખાસ વાત કહેવાની હોય છે અથવા આશ્વાસન આપવાનું હોય છે અથવા એમના પ્રત્યે ભગવાનનો વિશેષ રૂપથી પ્રેમ ઉભરાઈ જાય છે, ત્યારે ભગવાન એમને 'પાર્થ' કહીને બોલાવે છે. આ સંબોધનના ઉપયોગથી જાણે એ યાદ કરાવતા હોય છે કે તું મારી ફોઈ (પૃથા-કુંતા)નો દીકરો તો છે જ, સાથે-સાથે મારો પ્રિય ભક્ત અને સખા પણ છે (ગીતા અ. ૪/૩). તેથી હું તને ખાસ ગુપ્ત રાખવા યોગ્ય વાતો જણાવું છું અને જે કંઈ પણ કહું છું, તે સત્ય અને માત્ર તારા હિતને માટે કહું છું.

વીરતાનો ભાવ જાગ્રત કરવા માટે ભગવાન અર્જુનને **'પાર્થ'** નામથી સંબોધિત કરે છે.[1] તાત્પર્ય એ છે કે પોતાનામાં કાયરતા લાવીને તારે માતાની આજ્ઞાનું ઉલ્લંઘન ના કરવું જોઈએ.

**'ક્લૈબ્યં મા સ્મ ગમઃ'** – અર્જુન કાયરતાને કારણે યુદ્ધ કરવામાં અધર્મ અને યુદ્ધ નહિ કરવામાં ધર્મ માની રહ્યા હતા. તેથી અર્જુનને ચેતવણી આપવા માટે ભગવાન કહે છે કે યુદ્ધ નહિ કરવું એ ધર્મની વાત નથી, આ તો નપુંસકતા છે. આથી તું આ નપુંસકતાને છોડી દે.

**'નૈતત્ત્વય્યુપપદ્યતે'** – તારામાં આવી નપુંસકતા ન આવવી જોઈએ. કારણ કે તું કુંતી જેવી વીર ક્ષત્રિયાણી માતાનો પુત્ર છે અને જાતે પણ શૂરવીર છે. તાત્પર્ય એ છે કે જન્મથી અને પોતાની પ્રકૃતિથી પણ આ નપુંસકતા તારામાં બધી રીતે અયોગ્ય છે.

**'પરંતપ'** – તું પોતે 'પરંતપ' છે અર્થાત્ શત્રુઓને તપાવનારો, નસાડી મૂકનારો છે, તો શું તું આ સમયે યુદ્ધથી વિમુખ થઈને પોતાના શત્રુઓને ખુશ કરીશ?

**'ક્ષુદ્રં હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વોત્તિષ્ઠ'** – અહીં **'ક્ષુદ્રમ્'** પદના બે અર્થ થાય છે – (૧) હૃદયની દુર્બળતા તુચ્છતાને અપાવનારી અર્થાત્ મુક્તિ, સ્વર્ગ કે કીર્તિને આપનારી નથી. જો તું આ તુચ્છતાનો ત્યાગ નહિ કરે તો તું પોતે તુચ્છ બની જઈશ; અને (૨) હૃદયની આ દુર્બળતા તુચ્છ વસ્તુ છે. તારા જેવા શૂરવીરને માટે એવી તુચ્છ વસ્તુનો ત્યાગ કરવો એ કોઈ કઠિન કામ નથી.

તું જે એવું માને છે કે હું ધર્માત્મા છું અને યુદ્ધરૂપી પાપ કરવા માગતો નથી તો એ તારા હૃદયની દુર્બળતા છે, કમજોરી છે. એનો ત્યાગ કરીને તું યુદ્ધ માટે તૈયાર થઈ જા અર્થાત્ પોતાને પ્રાપ્ત થયેલા કર્તવ્યનું પાલન કર.

અહીં અર્જુનની સામે યુદ્ધરૂપી કર્તવ્યકર્મ છે. આ કારણથી ભગવાન કહે છે કે 'ઊઠ, ઊભો થઈ જા અને યુદ્ધરૂપી કર્તવ્યનું પાલન કર.' ભગવાનના મનમાં અર્જુનના કર્તવ્યના વિષયમાં જરા જેટલો પણ સંદેહ નથી. તેઓ જાણે છે કે બધી જ દૃષ્ટિએ અર્જુનને માટે યુદ્ધ કરવું એ જ કર્તવ્ય છે. એટલે અર્જુનની પોલી દલીલોની પરવા નહીં કરીને એમને પોતાના કર્તવ્યનું પાલન કરવા માટે ઝટ આજ્ઞા આપે છે કે પૂરી તૈયારી સાથે યુદ્ધ કરવા માટે ઊભો થઈ જા.

**પરિશિષ્ટ ભાવ :** આ વાતનો વિસ્તાર ભગવાને આગળ એકત્રીસથી આડત્રીસમા શ્લોક સુધી કર્યો છે.

—■—

*સંબંધ – પહેલા અધ્યાયમાં અર્જુને યુદ્ધ નહિ કરવા વિષે ઘણીયે યુક્તિઓ (દલીલો) કરી હતી. એ દલીલો પ્રત્યે જરા પણ આદર કર્યા વિના ભગવાને એકાએક અર્જુનને કાયરતા રૂપી દોષ માટે તેમની ઝાટકણી કાઢી અને યુદ્ધ માટે ઊભા થઈ જવાની આજ્ઞા આપી દીધી. આથી અર્જુન પણ પોતાની દલીલોનું સમાધાન નહિ મળતાં એકાએક ઉત્તેજિત થઈને બોલી ઊઠ્યા –*

અર્જુન ઉવાચ

**કથં ભીષ્મમહં સઙ્ખ્યે દ્રોણં ચ મધુસૂદન ।**
**ઈષુભિઃ પ્રતિ યોત્સ્યામિ પૂજાર્હાવરિસૂદન ॥ ૪ ॥**

અર્જુન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| મધુસૂદન | = હે મધુસૂદન! | દ્રોણમ્ | = દ્રોણાચાર્ય | | (કેમકે) |
| અહમ્ | = હું | પ્રતિ | = સાથે | અરિસૂદન | = હે અરિસૂદન! |
| સઙ્ખ્યે | = રણભૂમિમાં | ઈષુભિઃ | = બાણોથી | | (તેઓ) |
| ભીષ્મમ્ | = ભીષ્મપિતામહ | કથમ્ | = કઈ રીતે | પૂજાર્હૌ | = બન્નેય |
| ચ | = અને | યોત્સ્યામિ | = યુદ્ધ કરું? | | પૂજનીય છે. |

*ટીકા* – **'મધુસૂદન'** અને **'અરિસૂદન'** – આ બે સંબોધનો આપવાનું તાત્પર્ય એ છે કે આપ દૈત્યો અને શત્રુઓને મારનારા છો અર્થાત્ જે દુષ્ટ સ્વભાવવાળા, અધર્મમય આચરણ કરવાવાળા અને દુનિયાને કષ્ટ આપવાવાળા

૧ કુંતીનો સંદેશો હતો –
**એતદ્ ધનઞ્જયો વાચ્યો નિત્યોદ્યુક્તો વૃકોદરઃ । યદર્થં ક્ષત્રિયા સૂતે તસ્ય કાલોઽયમાગતઃ ॥** (મહા. ઉદ્યો. ૧૩૭/૯-૧૦)
'તમે અર્જુનને તથા યુદ્ધ માટે હંમેશાં તૈયાર રહેનારા ભીમને એ કહેજો, કે જે કાર્યને માટે ક્ષત્રિય માતા પુત્રને જન્મ આપે છે, તેનો સમય હવે આવી ગયો છે.'

મધુ-કૈટભ વગેરે દૈત્યો છે, તેમને આપે માર્યા છે; અને જેઓ વિના કારણ દ્વેષ રાખે છે, અનિષ્ટ કરે છે, એવા શત્રુઓને પણ આપે માર્યા છે. પરંતુ મારી સામે તો પિતામહ ભીષ્મ અને આચાર્ય દ્રોણ ઊભા છે, જેઓ આચરણોમાં બધી રીતે શ્રેષ્ઠ છે, મારા ઉપર અત્યંત પ્રેમ રાખવાવાળા છે અને પ્રેમપૂર્વક મને વિદ્યા આપવાવાળા છે. એવા મારા પરમ હિતેચ્છુ દાદાજી અને વિદ્યાગુરુને હું કેવી રીતે મારું?

**'કથં[1] ભીષ્મમહં સઙ્ખ્યે દ્રોણં ચ'** – હું કાયરતાને કારણે યુદ્ધથી વિમુખ નથી થઈ રહ્યો, પ્રત્યુત ધર્મને જોઈને યુદ્ધથી વિમુખ થઈ રહ્યો છું; પરંતુ આપ કહી રહ્યા છો કે આ કાયરતા, આ નપુંસકતા તારામાં ક્યાંથી આવી ગઈ? આપ જરા વિચારો કે હું પિતામહ ભીષ્મ અને આચાર્ય દ્રોણ સાથે બાણોથી યુદ્ધ કેવી રીતે કરું? મહારાજ! આ મારી કાયરતા નથી. કાયરતા તો ત્યારે કહી શકાય કે જ્યારે હું મરવાથી ડરું. હું મરવાથી ડરી રહ્યો નથી, ઊલટું મારવાથી ડરી રહ્યો છું.

સંસારમાં બે જ પ્રકારના સંબંધો મુખ્ય છે – જન્મનો સંબંધ અને વિદ્યાનો સંબંધ. જન્મના સંબંધથી તો પિતામહ ભીષ્મ અમારા પૂજ્ય છે. બાળપણથી જ હું એમની ગોદમાં ઊછરેલો છું. બાળપણમાં જ્યારે હું એમને 'પિતાજી-પિતાજી' કહેતો, ત્યારે તેઓ પ્રેમથી કહેતા કે 'હું તો તારા પિતાનો પણ પિતા છું' આ રીતે તેઓ મારા ઉપર ઘણો જ પ્રેમ અને વહાલ રાખતા આવ્યા છે. વિદ્યાના સંબંધથી આચાર્ય દ્રોણ અમારા પૂજનીય છે. તેઓ મારા વિદ્યાગુરુ છે. એમનો મારા ઉપર એટલો સ્નેહ છે કે તેમણે ખાસ પોતાના પુત્ર અશ્વત્થામાને પણ મારા જેવું ભણાવ્યો નથી. એમણે બ્રહ્માસ્ત્ર વાપરવાનું તો બન્નેને શિખવાડ્યું, પરંતુ બ્રહ્માસ્ત્રને પાછું વાળવાનું તો મને જ શિખવાડ્યું, પોતાના પુત્રને નહિ. એમણે મને એ વરદાન પણ આપ્યું છે કે 'મારા શિષ્યોમાં અસ્ત્ર-શસ્ત્રની કલામાં તારાથી ચડિયાતો બીજો કોઈ થશે નહિ.' એવા પૂજનીય પિતામહ અને આચાર્ય દ્રોણની સામે તો વાણીથી 'રે', 'તું' એવું કહેવું એ પણ એમની હત્યા કરવા સમાન પાપ છે, પછી મારવાની ઇચ્છાથી એમની સાથે બાણોથી યુદ્ધ કરવું એ કેટલા ભારે પાપની વાત છે!

**'ઇષુભિઃ પ્રતિ યોત્સ્યામિ પૂજાર્હૌ'** – સંબંધમાં મોટા હોવાને લીધે પિતામહ ભીષ્મ અને આચાર્ય દ્રોણ– એ બન્નેય આદરણીય અને પૂજનીય છે. એમનો મારા ઉપર પૂર્ણ અધિકાર છે. તેથી તેઓ તો મારા ઉપર ઘા કરી શકે છે, પરંતુ હું તેઓના ઉપર બાણોથી કેવી રીતે પ્રહાર કરું? એમનો પ્રતિદ્વન્દ્વી થઈને યુદ્ધ કરવું એ તો મારા માટે મોટા પાપની વાત છે! કારણ કે એ બન્નેય મારા દ્વારા સેવા કરવા લાયક છે અને સેવાથી પણ વધીને પૂજા કરવાને યોગ્ય છે. એવા પૂજ્યજનોને હું બાણોથી કેવી રીતે મારું?

—■—

***સંબંધ*** *– અગાઉના શ્લોકમાં અર્જુને ઉત્તેજિત થઈને ભગવાનને પોતાનો નિર્ણય કહી દીધો. હવે ભગવાનની વાણીની અસર થવાથી અર્જુન પોતાના અને ભગવાનના નિર્ણયનું સંતુલન કરીને કહે છે –*

**ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્ શ્રેયો ભોક્તું ભૈક્ષ્યમપીહ લોકે ।**
**હત્વાર્થકામાંસ્તુ ગુરૂનિહૈવ ભુઞ્જીય ભોગાન્રુધિરપ્રદિગ્ધાન્ ॥ ૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મહાનુભાવાન્** | = મહાનુભાવ | **અપિ** | = પણ | **રુધિરપ્રદિગ્ધાન્** | = લોહીથી ખરડાયેલા (તથા) |
| **ગુરૂન્** | = ગુરુજનોને | **શ્રેયઃ** | = કલ્યાણકારી (સમજું છું;) | **અર્થકામાન્** | = અર્થ અને કામરૂપ |
| **અહત્વા** | = નહિ હણીને | **હિ** | = કેમકે | **ભોગાન્ એવ** | = ભોગોને જ |
| **ઇહ** | = આ | **ગુરૂન્** | = ગુરુજનોને | **તુ** | = તો |
| **લોકે** | = લોકમાં (હું) | **હત્વા** | = હણીને | **ભુઞ્જીય** | = ભોગવીશ ને! |
| **ભૈક્ષ્યમ્** | = ભિક્ષાનું અન્ન | **ઇહ** | = આ લોકમાં | | |
| **ભોક્તુમ્** | = ખાવાનું | | | | |

***ટીકા*** – [આ શ્લોકથી એવું સ્પષ્ટ થાય છે કે બીજા-ત્રીજા શ્લોકોમાં ભગવાને કહેલાં વચનો હવે અર્જુનના હૈયામાં અસર કરી રહ્યાં છે. એનાથી અર્જુનના મનમાં એ વિચાર આવી રહ્યો છે કે ભીષ્મ, દ્રોણ વગેરે ગુરુજનોને મારવા એ ધર્મયુક્ત નથી - એવું જાણવા છતાં પણ ભગવાન મને કોઈ પણ સંદેહ વગર યુદ્ધને માટે આજ્ઞા આપી રહ્યા છે, તો મારી સમજમાં જ કંઈ ને કંઈ ભૂલ છે. એટલા માટે અર્જુન હવે અગાઉના શ્લોકની માફક ઉત્તેજિત થઈને

૧. બીજા શ્લોકમાં ભગવાને **'કુતઃ'** પદથી કહ્યું હતું કે તારામાં આ કાયરતા ક્યાંથી આવી ગઈ? એ **'કુતઃ'** પદના બદલામાં જ અર્જુન અહીં **'કથમ્'** પદથી પોતાની વાત કહે છે.

બોલતા નથી, પરંતુ નરમાશથી બોલે છે.]

**'ગુરૂનહત્વા.... ભૈક્ષ્યમપીહ લોકે'** – હવે અર્જુન પોતાના પક્ષને નજર સમક્ષ રાખીને કહે છે કે જો હું ભીષ્મ, દ્રોણ વગેરે પૂજ્યજનોની સાથે યુદ્ધ નહિ કરું, તો દુર્યોધન પણ એકલો મારી સાથે યુદ્ધ નહિ કરે. આ રીતે યુદ્ધ ન થવાથી મને રાજ્ય નહિ મળે, જેથી મારે દુઃખ ભોગવવું પડશે. મારો જીવનનિર્વાહ પણ મુશ્કેલીથી થશે. તે એટલે સુધી કે ક્ષત્રિયને માટે જે ભિક્ષાવૃત્તિનો નિષેધ છે, તેનો પણ જીવનનિર્વાહને માટે સ્વીકાર કરવો પડી શકે છે. પરંતુ ગુરુજનોને મારવા કરતાં હું તે કષ્ટદાયી ભિક્ષાવૃત્તિને પણ સ્વીકારવાનું શ્રેષ્ઠ માનું છું.

**'ઇહ લોકે'** કહેવાનું તાત્પર્ય એ છે કે જોકે ભિક્ષા માગીને ખાવાથી આ સંસારમાં મારું અપમાન અને તિરસ્કાર થશે, લોકો મારી નિંદા કરશે, તોપણ ગુરુજનોને મારવા કરતાં ભિક્ષા માગવી એ ઉત્તમ છે.

**'અપિ'** કહેવાનું તાત્પર્ય એ છે કે મારે માટે ગુરુજનોને મારવાનો પણ નિષેધ છે અને ભિક્ષા માગવાનો પણ નિષેધ છે; પરંતુ એ બે પૈકી પણ ગુરુજનોને મારવામાં મને વધારે નિષેધ જણાય છે.

**'હત્વાર્થકામાંસ્તુ.... રુધિરપ્રદિગ્ધાન્'** – હવે ભગવાનનાં વચનો તરફ દૃષ્ટિ કરતાં અર્જુન કહે છે કે જો હું આપની આજ્ઞા અનુસાર યુદ્ધ કરું તો યુદ્ધમાં ગુરુજનોની હત્યાના પરિણામ રૂપે હું એમના લોહીથી ખરડાયેલા અને જેમાં ધન વગેરેની કામના જ મુખ્ય છે, એવા ભોગો જ તો ભોગવીશ! મને ભોગો જ તો મળશે. એ ભોગો મળવાથી મુક્તિ થોડી જ થશે! શાંતિ થોડી જ મળવાની છે!

અહીં એ પ્રશ્ન થઈ શકે કે ભીષ્મ, દ્રોણ વગેરે ગુરુજનો ધન દ્વારા જ કૌરવો સાથે બંધાયેલા હતા. એટલે અહીં **'અર્થકામાન્'** પદને **'ગુરૂન્'** પદનું વિશેષણ માની લેવામાં આવે, તો શું વાંધો છે? એનો જવાબ એ છે કે 'અર્થની કામનાવાળા ગુરુજનો' એવો અર્થ કરવો યોગ્ય નથી. કારણ કે પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ વગેરે ગુરુજનો ધનની કામનાવાળા ન હતા. તેઓ તો દુર્યોધનના વૃત્તિભોગી હતા, એમણે દુર્યોધનનું અન્ન ખાધું હતું, એટલે યુદ્ધને સમયે દુર્યોધનનો સાથ નહિ છોડવાનું કર્તવ્ય માનીને જ તેઓ કૌરવોના પક્ષમાં ઊભા રહ્યા હતા.

બીજી વાત, અર્જુને ભીષ્મ, દ્રોણ વગેરે માટે **'મહાનુભાવાન્'** પદનો પ્રયોગ કર્યો છે. એટલે એવા શ્રેષ્ઠ ભાવવાળાઓને ધનની કામનાવાળા કેવી રીતે કહી શકાય? તાત્પર્ય એ છે કે જેઓ મહાનુભાવ છે, તેઓ અર્થની કામનાવાળા હોઈ શકતા નથી, અને જેઓ અર્થની કામનાવાળા છે, તેઓ મહાનુભાવ નથી થઈ શકતા. એટલે અહીં **'અર્થકામાન્'** પદ **'ભોગાન્'** પદનું જ વિશેષણ બની શકે છે.

## વિશેષ વાત

ભગવાને બીજા-ત્રીજા શ્લોકોમાં અર્જુનના કલ્યાણની દૃષ્ટિથી જ એમને કાયરતા ત્યજીને યુદ્ધ માટે ઊભા થવાની આજ્ઞા આપી હતી. પરંતુ અર્જુન ઊંધું જ સમજ્યા કે ભગવાન રાજ્ય ભોગવવાની દૃષ્ટિથી જ યુદ્ધની આજ્ઞા આપે છે.[1] પહેલાં તો અર્જુનનો યુદ્ધ નહિ કરવાનો એક જ પક્ષ હતો, જેથી તેઓ ધનુષ્ય-બાણ છોડીને અને શોકમગ્ન થઈને રથના મધ્યભાગમાં બેસી ગયા હતા (અ. ૧/૪૭). પરંતુ યુદ્ધ કરવાની તરફેણ તો ભગવાનના કહેવાથી જ થઈ છે. તાત્પર્ય એ છે કે અર્જુનનું માનવું હતું કે અમે લોકો તો ધર્મને જાણીએ છીએ, પરંતુ દુર્યોધન વગેરે ધર્મને નથી જાણતા, તેથી તેઓ ધન અને રાજ્યના લોભથી યુદ્ધ કરવાને માટે તૈયાર થઈને ઊભા છે. હવે એ જ વાત અર્જુન અહીં પોતાને માટે કહે છે કે જો હું પણ આપની આજ્ઞા પ્રમાણે યુદ્ધ કરું, તો એના ફળસ્વરૂપે ગુરુજનોના લોહીથી ખરડાયેલા ધન, રાજ્ય વગેરેને જ તો પ્રાપ્ત કરીશ! આ રીતે અર્જુનને યુદ્ધ કરવામાં માત્ર બૂરાઈ જ બૂરાઈ દેખાઈ રહી છે.

જે બૂરાઈ, બૂરાઈના રૂપમાં આવે છે, એને દૂર કરવાનું ઘણું સુગમ થાય છે. પરંતુ જે બૂરાઈ ભલાઈના રૂપમાં આવે છે, એને મિટાવવાનું ઘણું મુશ્કેલ બને છે. જેવી રીતે સીતાજીની સમક્ષ રાવણ અને હનુમાનજીની સમક્ષ કાલનેમિ રાક્ષસ આવ્યો ત્યારે એમને સીતાજી અને હનુમાનજી ઓળખી શક્યા નહિ; કારણ કે એ બન્નેનો વેશ સાધુઓનો હતો. અર્જુનની માન્યતા પ્રમાણે યુદ્ધરૂપી કર્તવ્યકર્મ કરવું એ બૂરાઈ છે અને યુદ્ધ નહિ કરવું એ ભલાઈ છે અર્થાત્ અર્જુનના મનમાં ધર્મ રૂપી (હિંસાના ત્યાગ રૂપી) ભલાઈના રૂપમાં પોતાના

૧. માત્ર ભૌતિક દૃષ્ટિ રાખનારા મનુષ્યો કલ્યાણની વાત વિચારી જ નથી શકતા. જ્યાં સુધી ભૌતિક પદાર્થો તરફ જ દૃષ્ટિ રહે છે, ત્યાં સુધી આધ્યાત્મિક દૃષ્ટિ જાગ્રત થતી નથી. અહીં અર્જુનની દૃષ્ટિમાં શરીર વગેરે ભૌતિક પદાર્થોનું પ્રાધાન્ય બની રહ્યું છે. તેઓ કૌટુંબિક મોહ અને મમતામાં ફસાઈને ધર્મને પણ ભૌતિક દૃષ્ટિથી જ જોઈ રહ્યા છે. ભૌતિક (પ્રાકૃત) દૃષ્ટિથી અત્યંત વિલક્ષણ એવી આધ્યાત્મિક દૃષ્ટિ તરફ હજુ અર્જુનનું ધ્યાન ગયું નથી. અર્થાત્ તેમની દૃષ્ટિ ભૌતિક રાજ્યથી પર થઈ રહી નથી અને તેઓ કૌટુંબિક મોહ અને મમતાના પ્રવાહમાં તણાઈ રહ્યા છે. આથી તેઓ એવું સમજી રહ્યા છે કે યુદ્ધમાં પ્રવૃત્ત કરાવીને ભગવાન મને રાજ્ય અપાવવાને ઇચ્છે છે, જ્યારે વાસ્તવમાં ભગવાન એમનું કલ્યાણ ઇચ્છે છે.

કર્તવ્યના ત્યાગ રૂપી બૂરાઈ આવી છે. એમને પોતાના કર્તવ્યના ત્યાગરૂપી બૂરાઈ, બૂરાઈના રૂપમાં દેખાઈ રહી નથી કારણ કે એમના હૈયામાં શરીરોને કારણે મોહ છે, એટલે એ બૂરાઈ દૂર કરવા માટે ભગવાનને પણ ઘણું જોર પડી રહ્યું છે અને સમય લાગી રહ્યો છે.

આજકાલ સમાજમાં એકતાને બહાને વર્ણાશ્રમની મર્યાદાને દૂર કરવાની કોશિશ કરાઈ રહી છે. એટલે આ બૂરાઈ એકતા રૂપી ભલાઈના વેશમાં આવવાથી બૂરાઈના રૂપે દેખાઈ રહી નથી. એટલે વર્ણાશ્રમની મર્યાદા તૂટવાને પરિણામે લોકોનું કેટલું પતન થશે.અને લોકોમાં કેટલી આસુરી ભાવના આવશે - એ બાજુ દૃષ્ટિ જ જતી નથી. એવી જ રીતે ધનને બહાને લોકો જૂઠ, કપટ, બેઈમાની, ઠગાઈ, વિશ્વાસઘાત વગેરે-વગેરે દોષોને પણ દોષ રૂપે સમજતા નથી. અહીં અર્જુનમાં ધર્મના રૂપમાં બૂરાઈ આવી છે કે અમે ભીષ્મ, દ્રોણ વગેરે મહાનુભાવોને કેવી રીતે મારી શકીએ? કારણ કે અમે ધર્મને જાણનારા છીએ. તાત્પર્ય એ છે કે અર્જુને જેને ભલાઈ માની છે તે વાસ્તવમાં બૂરાઈ જ છે; પરંતુ તેમાં માન્યતા ભલાઈની હોવાથી તે બૂરાઈના રૂપમાં દેખાઈ રહી નથી.

**પરિશિષ્ટ ભાવ : 'મહાનુભાવાન્'** – ભીષ્મ, દ્રોણ વગેરે ગુરુજનોનો મહિમા, અંદરનો ભાવ શ્રેષ્ઠ છે, શુદ્ધ છે, કેમકે યુદ્ધ કરતા હોવા છતાં પણ તેમનામાં પક્ષપાત નથી.



*સંબંધ – ભગવાનનાં વચનોમાં એવી વિલક્ષણતા છે કે તે અર્જુનની અંદર પોતાનો પ્રભાવ પાડતા જાય છે, જેથી અર્જુનને પોતાના યુદ્ધ નહિ કરવાના નિર્ણય અંગે અધિક સંદેહ થતો જઈ રહ્યો છે. એવી અવસ્થાને પામેલા અર્જુન કહે છે –*

**ન ચૈતદ્વિદ્મઃ કતરન્નો ગરીયો યદ્વા જયેમ યદિ વા નો જયેયુઃ ।**
**યાનેવ હત્વા ન જિજીવિષામસ્તેઽવસ્થિતાઃ પ્રમુખે ધાર્તરાષ્ટ્રાઃ ॥ ૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| એતત્ | = (અમે) એ | યત્, વા | = અથવા (અમે એમને) | ન, | = જીવવા પણ |
| ચ | = પણ | જયેમ | = જીતીશું | જિજીવિષામઃ | માગતા નથી |
| ન વિદ્મઃ | = જાણતા નથી (કે) | યદિ, વા | = કે (તેઓ) | તે | = તે |
| નઃ | = અમારા માટે (યુદ્ધ કરવું કે ન કરવું - એ) | નઃ | = અમને | એવ | = જ |
| | | જયેયુઃ | = જીતશે. | ધાર્તરાષ્ટ્રાઃ | = ધૃતરાષ્ટ્રના સંબંધીઓ |
| કતરત્ | = બન્નેમાંથી કયું | યાન્ | = જેમને | પ્રમુખે | = અમારી સામે (યુદ્ધ માટે) |
| ગરીયઃ | = અત્યંત શ્રેષ્ઠ છે; | હત્વા | = હણીને (અમે) | અવસ્થિતાઃ | = ઊભા છે! |

*ટીકા* – **'ન ચૈતદ્વિદ્મઃ કતરન્નો ગરીયઃ'** – હું યુદ્ધ કરું અથવા ન કરું – એ બે બાબતો અંગે હું નિર્ણય કરી શકતો નથી. કારણ કે આપની દૃષ્ટિએ તો યુદ્ધ કરવું એ જ ઉત્તમ છે, પરંતુ મારી દૃષ્ટિએ ગુરુજનોને મારવા એ પાપ હોવાથી યુદ્ધ નહિ કરવું એ જ ઉત્તમ છે. આ બન્ને બાજુઓને સામે રાખીને મારા માટે કઈ બાજુ અત્યંત શ્રેષ્ઠ છે – એ હું સમજી શકતો નથી. આ રીતે ઉપર્યુક્ત પદોમાં અર્જુનના મનમાં ભગવાનનો પક્ષ અને પોતાનો પક્ષ બન્ને સમકક્ષ બની ગયા છે.

**'યદ્વા જયેમ યદિ વા નો જયેયુઃ'** – જો આપની આજ્ઞા પ્રમાણે યુદ્ધ પણ કરવામાં આવે, તો અમે એમને જીતીશું કે તેઓ (દુર્યોધન વગેરે) અમને જીતશે – એની પણ અમને ખબર નથી.

અહીં અર્જુનને પોતાના બળ ઉપર અવિશ્વાસ નથી, પરંતુ ભવિષ્ય ઉપર અવિશ્વાસ છે; કેમકે ભવિષ્યમાં શું થવાનું છે – એની કોને શી ખબર?

**'યાનેવ હત્વા ન જિજીવિષામઃ'** – અમે તો કુટુંબીઓને મારીને જીવવાની પણ ઇચ્છા રાખતા નથી; ભોગ ભોગવવાની અને રાજ્ય પ્રાપ્ત કરીને હુકમ ચલાવવાની વાત તો બહુ જ દૂર રહી! કેમકે જો અમારા કુટુંબીઓ માર્યા જાય તો અમે જીવીને શું કરીશું? પોતાના હાથથી કુટુંબનો નાશ કરીને બેઠા-બેઠા ચિંતા અને શોક જ કરીશું ને! ચિંતા અને શોક કરીને તથા વિયોગનું દુઃખ ભોગવીને અમે જીવવાનું પસંદ કરતા નથી.

**'તેઽવસ્થિતાઃ પ્રમુખે ધાર્તરાષ્ટ્રાઃ'** – અમે જેમને મારીને જીવવાનું પણ ચાહતા નથી, એ જ ધૃતરાષ્ટ્રના સંબંધીઓ અમારી સામે ઊભા છે. ધૃતરાષ્ટ્રના બધા જ સંબંધીઓ અમારા કુટુંબીઓ જ તો છે ને. એ કુટુંબીઓને મારીને અમારા જીવવાને ધિક્કાર છે!



*સંબંધ – પોતાના કર્તવ્યનો નિર્ણય કરવા માટે પોતાને અસમર્થ જાણીને હવે અર્જુન વ્યાકુળતાપૂર્વક ભગવાનને પ્રાર્થના કરે છે.*

**કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ પૃચ્છામિ ત્વાં ધર્મસંમૂઢચેતાઃ ।**
**યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ ॥ ૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કાર્પણ્ય-** | કાયરતારૂપી | **ત્વામ્** | = આપને | **બ્રૂહિ** | = કહો; (કેમકે) |
| **દોષોપહત-** | = દોષને લીધે | **પૃચ્છામિ** | = પૂછું છું (કે) | **અહમ્** | = હું |
| **સ્વભાવઃ** | તિરસ્કારને પાત્ર સ્વભાવવાળો (તથા) | **યત્** | = જે | **તે** | = આપનો |
| | | **નિશ્ચિતમ્** | = નિશ્ચિત રૂપે | **શિષ્યઃ** | = શિષ્ય છું. |
| | | **શ્રેયઃ** | = કલ્યાણકારી (વાત) | **ત્વામ્** | = આપને |
| **ધર્મસંમૂઢચેતાઃ** | = ધર્મની બાબતમાં મોહિતચિત્ત થયેલો (હું) | **સ્યાત્** | = હોય, | **પ્રપન્નમ્** | = શરણે આવેલા |
| | | **તત્** | = તે (વાત) | **મામ્** | = મને |
| | | **મે** | = મારા માટે | **શાધિ** | = ઉપદેશ આપો. |

*ટીકા* – **'કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ પૃચ્છામિ ત્વાં ધર્મસંમૂઢચેતાઃ'**[૧] – જોકે અર્જુન પોતાના મનમાં યુદ્ધથી બધી રીતે ઉપરામ થવાનું સર્વશ્રેષ્ઠ માનતા ન હતા, છતાં પણ પાપથી બચવા માટે તેમને યુદ્ધથી ઉપરામ થવા સિવાય બીજો કોઈ ઉપાય પણ દેખાતો ન હતો. આથી તેઓ યુદ્ધથી ઉપરામ થવાનું ઇચ્છતા હતા, અને ઉપરામ થવાને ગુણ જ માનતા હતા, કાયરતા રૂપ દોષ નહિ. પરંતુ ભગવાને અર્જુનની એ ઉપરતિને કાયરતા અને હૃદયની તુચ્છ દુર્બળતા કહી, એટલે ભગવાનનાં એ અસંદિગ્ધ વચનોથી અર્જુનને એવો વિચાર આવ્યો કે યુદ્ધથી નિવૃત્ત થવું એ મારા માટે યોગ્ય નથી. આ તો એક જાતની કાયરતા જ છે, જે મારા સ્વભાવની બિલકુલ વિરુદ્ધ છે; કારણ કે મારા ક્ષાત્રસ્વભાવમાં દીનતા અને યુદ્ધમાં પલાયન (પીઠ બતાવવી) - એ બન્નેય નથી.[૨] આ પ્રમાણે ભગવાન દ્વારા કહેવાયેલા કાયરતા રૂપ દોષનો પોતાનામાં સ્વીકાર કરતા અર્જુન ભગવાનને કહે છે કે એક તો કાયરતા રૂપ દોષને કારણે ક્ષાત્રસ્વભાવ એક રીતે દબાઈ ગયો છે; અને બીજી વાત, હું મારી પોતાની બુદ્ધિથી ધર્મની બાબતમાં કોઈ નિર્ણય કરી શકતો નથી. મારી બુદ્ધિમાં એવી મૂઢતા છવાઈ ગઈ છે કે ધર્મની બાબતમાં મારી બુદ્ધિ કંઈ પણ કામ કરતી નથી!

ત્રીજા શ્લોકમાં તો ભગવાને અર્જુનને સ્પષ્ટરૂપે આજ્ઞા આપી દીધી હતી કે 'હૃદયની તુચ્છ દુર્બળતાને અને કાયરતાને છોડીને યુદ્ધ માટે ઊભો થઈ જા.' એનાથી અર્જુનને ધર્મ (કર્તવ્ય)ની બાબતમાં કોઈ સંદેહ રહેવો જોઈતો ન હતો. છતાં પણ સંદેહ રહેવાનું કારણ એ છે કે એક બાજુ યુદ્ધમાં કુટુંબનો નાશ કરવો અને પૂજ્યજનોને મારવામાં અધર્મ (પાપ) દેખાય છે, અને બીજી તરફ યુદ્ધ કરવામાં ક્ષત્રિયનો ધર્મ દેખાય છે. આ રીતે કુટુંબીઓને જોતાં યુદ્ધ નહિ કરવું જોઈએ અને ક્ષાત્રધર્મની દૃષ્ટિએ યુદ્ધ કરવું જોઈએ – આ બે બાબતોને લઈને અર્જુન ધર્મસંકટમાં પડી ગયા. એમની બુદ્ધિ ધર્મનો નિર્ણય કરવામાં કુંઠિત થઈ ગઈ. આમ થતાં 'હવે આ સમયે મારા માટે ખાસ કર્તવ્ય શું છે? મારો ધર્મ શું છે?' એનો નિર્ણય કરાવવા માટે તેઓ ભગવાનને પૂછે છે.

**'યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે'** – આ અધ્યાયના બીજા શ્લોકમાં ભગવાને કહ્યું હતું કે તું જે કાયરતાને લીધે યુદ્ધથી નિવૃત્ત થઈ રહ્યો છે, તે તારું આચરણ **'અનાર્યજુષ્ટ'** છે, અર્થાત્ શ્રેષ્ઠ પુરુષ એવું આચરણ નથી કરતા. તેઓ તો જેમાં પોતાનું કલ્યાણ હોય એ જ આચરણ કરે છે. આ વાત સાંભળી અર્જુનના મનમાં થયું કે મારે પણ એ જ કરવું જોઈએ, જે શ્રેષ્ઠ પુરુષો કરે છે. આ રીતે અર્જુનના મનમાં કલ્યાણની ઇચ્છા જાગ્રત થઈ ગઈ અને એને લીધે તેઓ ભગવાનને પોતાના કલ્યાણની વાત પૂછે છે કે જેનાથી મારું નિશ્ચિત કલ્યાણ થઈ જાય, એવી વાત મને કહો.

અર્જુનના હૃદયમાં ખળભળાટ (વિષાદ) હોવાથી તેમ જ અહીં પોતાના કલ્યાણની વાત પૂછવાથી એ સિદ્ધ થાય છે કે મનુષ્ય જે સ્થિતિમાં છે, તે જ સ્થિતિમાં જો તે સંતોષ કરતો રહે છે તો એનામાં પોતાના મૂળ ઉદ્દેશ્યની જાગૃતિ થતી નથી. વાસ્તવિક ઉદ્દેશ્ય-કલ્યાણની જાગૃતિ ત્યારે થાય છે કે, જ્યારે મનુષ્ય પોતાની વર્તમાન સ્થિતિથી અસંતુષ્ટ થઈ જાય અને એ સ્થિતિમાં રહી ન શકે.

૧. અહીં **'ચેતસ્'** શબ્દ બુદ્ધિનો વાચક છે.
૨. **અર્જુનસ્ય પ્રતિજ્ઞે દ્વે ન દૈન્યં ન પલાયનમ્ ।**

**'શિષ્યસ્તેઽહમ્'** – પોતાના કલ્યાણની વાત પૂછવાથી અર્જુનના મનમાં એવો ભાવ પેદા થયો કે કલ્યાણની વાત તો ગુરુને પૂછવામાં આવે છે, સારથિને પૂછવામાં આવતી નથી. આ વાતને લઈને અર્જુનના મનમાં જે રથીપણા (રથમાં બેસીને લડનાર યોદ્ધાની જેમ માલિક તરીકે)નો ભાવ હતો, અને જેને કારણે તેઓ ભગવાનને આજ્ઞા આપી રહ્યા હતા કે 'હે અચ્યુત! મારા રથને બન્ને સેનાઓની વચમાં ઊભો રાખો', તે ભાવ નાશ પામે છે અને પોતાના કલ્યાણની વાત પૂછવા માટે અર્જુન ભગવાનના શિષ્ય બની જાય છે; અને કહે છે કે 'મહારાજ! હું આપનો શિષ્ય છું, ઉપદેશ લેવાને પાત્ર છું, આપ મારા કલ્યાણની વાત કહો.'

**'શાધિ માં ત્વાં પ્રપન્નમ્'** – ગુરુ તો ઉપદેશ આપી દેશે, જે માર્ગનું જ્ઞાન નથી, તેનું જ્ઞાન કરાવી દેશે, પૂરો પ્રકાશ આપી દેશે અને પૂરી વાત બતાવી દેશે, પરંતુ માર્ગ ઉપર તો શિષ્યે પોતે જ ચાલવું પડશે. પોતાનું કલ્યાણ તો શિષ્યે પોતે જ કરવું પડશે. હું તો એવું ઇચ્છતો નથી કે ભગવાન ઉપદેશ આપે અને હું એનો આરંભ કરું; કેમ કે એનાથી મારું કામ નહિ ચાલે. એટલે પોતાના કલ્યાણની જવાબદારી હું પોતાના ઉપર શા માટે રાખું? ગુરુ ઉપર જ કેમ ન છોડી દઉં? જેવી રીતે માત્ર માના દૂધ ઉપર જ રહેનારું બાળક બીમાર થઈ જાય, તો તેની બીમારી મટાડવા માટે દવા માએ જાતે ખાવી પડે છે, બાળકે નહિ. એવી રીતે હું પણ સર્વ રીતે ગુરુને જ શરણે થઈ જાઉં અને ગુરુ ઉપર જ નિર્ભર થઈ જાઉં, તો મારા કલ્યાણની સંપૂર્ણ જવાબદારી ગુરુ ઉપર જ આવી જશે અને ગુરુએ જાતે જ મારું કલ્યાણ કરવું પડશે — આવા ભાવથી અર્જુન કહે છે કે 'હું આપને શરણે આવ્યો છું, મને ઉપદેશ આપો.'

અહીં અર્જુન **'ત્વાં પ્રપન્નમ્'** પદોથી ભગવાનને શરણે થઈ જવાની વાત તો કહે છે, પરંતુ વાસ્તવમાં સંપૂર્ણપણે શરણે થયા નથી. જો તેઓ બધી રીતે શરણે થઈ ગયા હોત, તો પછી તેઓ દ્વારા **'શાધિં મામ્'** 'મને ઉપદેશ આપો' એવું કહેવાનું બનત નહિ; કારણ કે બધી રીતે શરણે થઈ ગયા પછી શિષ્યનું પોતાનું કોઈ કર્તવ્ય રહેતું જ નથી. બીજી વાત, આગળ નવમા શ્લોકમાં અર્જુન કહે છે કે, 'હું યુદ્ધ નહિ કરું' — **'ન યોત્સ્યે.'** અર્જુનની એ વાત પણ શરણાગતિની વિરુદ્ધની છે. કારણકે શરણાગત થયા પછી 'હું યુદ્ધ કરીશ અથવા નહિ કરું, શું કરીશ અને શું નહિ કરું' — એ વાત રહેતી જ નથી. એને એનો ખ્યાલ જ રહેતો નથી કે શરણદાતા શું કરાવશે અને શું નહિ કરાવે. એનો તો આ જ એક ભાવ રહે છે કે હવે શરણદાતા જે કરાવશે, તે જ કરીશ. અર્જુનની આ ખામી દૂર કરવા માટે જ આગળ જતાં ભગવાને **'મામેકં શરણં વ્રજ'** (અ. ૧૮/૬૬) 'એક મારા શરણમાં આવી જા' — એવું કહેવું પડ્યું. પછી અર્જુને પણ **'કરિષ્યે વચનં તવ'** (અ. ૧૮/૭૩) 'આપની આજ્ઞાનું પાલન કરીશ' — એમ કહીને પૂર્ણ શરણાગતિનો સ્વીકાર કર્યો.

આ શ્લોકમાં અર્જુને ચાર વાતો કહી છે — (૧) **'કાર્પણ્યદોષો... ધર્મસંમૂઢચેતાઃ'** (૨) **'યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે'** (૩) **'શિષ્યસ્તેઽહમ્** (૪) **'શાધિ માં ત્વાં પ્રપન્નમ્.'** આ પૈકી પહેલી વાતમાં અર્જુન ધર્મ અંગે પૂછે છે, બીજી વાતમાં પોતાના કલ્યાણ માટે પ્રાર્થના કરે છે, ત્રીજી વાતમાં શિષ્ય બની જાય છે અને ચોથી વાતમાં શરણાગત થઈ જાય છે. હવે આ ચારેય વાતો ઉપર વિચાર કરીએ, તો પહેલી વાતમાં મનુષ્ય જેને પૂછે છે, તે કહેવામાં અથવા નહિ કહેવામાં સ્વતંત્ર હોય છે. બીજી વાતમાં, જેને પ્રાર્થના કરે છે, તેને માટે જવાબ આપવો એ કર્તવ્ય બની જાય છે. ત્રીજી વાતમાં, જેમનો શિષ્ય બની જાય છે, તે ગુરુ ઉપર શિષ્યને કલ્યાણનો માર્ગ બતાવવાની વિશેષ જવાબદારી આવી જાય છે. ચોથી વાતમાં, જેને શરણે જાય છે, તે શરણદાતાએ શરણાગતનો ઉદ્ધાર કરવો જ પડે છે. અર્થાત્ એના ઉદ્ધારનો પ્રયત્ન (પુરુષાર્થ) શરણદાતાએ પોતે કરવો પડે છે.



*સંબંધ – અગાઉના શ્લોકમાં અર્જુન ભગવાનના શરણાગત તો બની જાય છે, પરંતુ એમના મનમાં વિચાર આવે છે કે ભગવાનનો તો યુદ્ધ કરાવવાનો જ ભાવ છે, પરંતુ યુદ્ધ કરવું એને હું પોતાને માટે ધર્મયુક્ત માનતો નથી. એમણે પહેલાં જેવી રીતે 'ઉત્તિષ્ઠ' કહીને યુદ્ધને માટે આજ્ઞા કરી, એવી જ રીતે તેઓ હવે પણ યુદ્ધ કરવાની આજ્ઞા આપી દેશે. બીજી વાત, કદાચ હું મારા હૃદયના ભાવો ભગવાન સમક્ષ પૂરેપૂરી રીતે રજૂ કરી શક્યો નથી. આ વાતોને લીધે અર્જુન આગળના શ્લોકમાં યુદ્ધ નહિ કરવાની તરફેણમાં પોતાના હૃદયની દશાનું સ્પષ્ટરૂપે વર્ણન કરે છે.*

**ન હિ પ્રપશ્યામિ મમાપનુદ્યાદ્યચ્છોકમુચ્છોષણમિન્દ્રિયાણામ્ ।**
**અવાપ્ય ભૂમાવસપત્નમૃદ્ધં રાજ્યં સુરાણામપિ ચાધિપત્યમ્ ॥ ૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **હિ** | = કેમકે | **સુરાણામ્** | = દેવતાઓનું (સ્વર્ગનું) | **મમ** | = મારો |
| **ભૂમૌ** | = પૃથ્વીનું | | | **યત્** | = જે |
| **ઋદ્ધમ્** | = (ધનધાન્યથી) સંપન્ન (અને) | **આધિપત્યમ્** | = આધિપત્ય | **શોકમ્** | = શોક છે, (તે) |
| | | **અવાપ્ય** | = મળી જાય | **અપનુદ્યાત્** | = દૂર થઈ જાય (-એવું હું) |
| **અસપત્નમ્** | = શત્રુરહિત | **અપિ** | = તો પણ | | |
| **રાજ્યમ્** | = રાજ્ય | **ઇન્દ્રિયાણામ્** | = ઇન્દ્રિયોને | **ન** | = નથી |
| **ચ** | = તેમજ | **ઉચ્છોષણમ્** | = સૂકવનારો | **પ્રપશ્યામિ** | = જોતો. |

*ટીકા* – [અર્જુન વિચારી રહ્યા છે કે ભગવાન એવું સમજતા હશે કે અર્જુન યુદ્ધ કરશે તો એનો વિજય થશે, અને વિજય થવાથી એને રાજ્ય મળશે, જેથી એની ચિંતા અને શોક દૂર થશે તેમ જ સંતોષ થઈ જશે. પરંતુ શોકને લીધે મારી એવી દશા થઈ ગઈ છે કે વિજય થવા છતાં પણ મારો શોક દૂર થઈ જાય એવી વાત મને દેખાતી નથી.]

**'અવાપ્ય ભૂમાવસપત્નમૃદ્ધં રાજ્યમ્'** – જો મને ધનધાન્યથી ભરપૂર અને નિષ્કંટક રાજ્ય મળી જાય, અર્થાત્ જે રાજ્યમાં પ્રજા ખૂબ સુખી હોય, પ્રજા પાસે ખૂબ ધન-ધાન્ય હોય, કોઈ વસ્તુની અછત ન હોય અને રાજ્યમાં કોઈ દુશ્મન પણ ન હોય એવું રાજ્ય મળી જાય, તોપણ મારો શોક દૂર નહિ થઈ શકે.

**'સુરાણામપિ ચાધિપત્યમ્'** – આ પૃથ્વીના તુચ્છ ભોગોવાળા રાજ્યની તો વાત જ શું, ઇંદ્રના દિવ્ય ભોગોવાળું રાજ્ય પણ મળી જાય, તોપણ મારો શોક, બળતરા અને ચિંતા દૂર નહિ થઈ શકે.

અર્જુને પહેલા અધ્યાયમાં એ વાત કહી હતી કે હું નથી વિજય ઇચ્છતો, નથી રાજ્ય ઇચ્છતો અને નથી સુખ ઇચ્છતો; કારણ કે એ રાજ્યથી શું થશે? એ ભોગોથી શું થશે? અને એ જીવવાથી શું થશે? જેઓના માટે અમે રાજ્ય, ભોગ અને સુખ ઇચ્છીએ છીએ, તેઓ જ મરવા માટે સામે ઊભા છે (અ. ૧/૩૨-૩૩). અહીં અર્જુન કહે છે કે પૃથ્વીનું ધનધાન્ય સંપન્ન અને નિષ્કંટક રાજ્ય મળી જાય તથા દેવતાઓનું આધિપત્ય મળી જાય, તોપણ મારો શોક દૂર નહિ થઈ શકે, હું એમનાથી સુખી નહિ થઈ શકું. અગાઉ (અ. ૧/૩૨-૩૩માં) તો કૌટુંબિક મમતાની વૃત્તિ વધારે હોવાથી અર્જુનની યુદ્ધથી ઉપરતિ થઈ છે, પરંતુ અહીં એમની જે ઉપરતિ થઈ રહી છે, તે પોતાના કલ્યાણની વૃત્તિ ઉત્પન્ન થવાથી થઈ રહી છે. તેથી અગાઉની ઉપરતિ અને અહીંની ઉપરતિ વચ્ચે ઘણું અંતર છે.

**'ન હિ પ્રપશ્યામિ મમાપનુદ્યાદ્યચ્છોકમુચ્છોષણમિન્દ્રિયાણામ્'** – જ્યારે કુટુંબીઓના મરવાની આશંકાથી જ મને આટલો શોક થઈ રહ્યો છે, ત્યારે તેઓનું મરણ થતાં મને કેટલો શોક થશે! જો મને રાજ્યના માટે જ શોક થતો હોત તો તે શોક રાજ્યના મળવાથી મટી જાત; પરંતુ કુટુંબના નાશની આશંકાથી થનારો શોક રાજ્ય મળવાથી કેવી રીતે મટી જશે? શોકનું નાશ પામવું તો બાજુએ રહ્યું, ઊલટાનો શોક એથીયે વધશે; કારણ કે યુદ્ધમાં બધા મરાઈ જશે તો મળેલા રાજ્યને કોણ ભોગવશે? એ કોના કામમાં આવશે? એટલે પૃથ્વીનું રાજ્ય અને સ્વર્ગનું આધિપત્ય મળવા છતાં પણ ઇન્દ્રિયોને સૂકવી નાખનારો શોક દૂર નથી થઈ શકતો.

—■—

***સંબંધ*** *– પ્રાકૃત પદાર્થો પ્રાપ્ત થતાં પણ મારો શોક દૂર થઈ જાય એવું હું જોતો નથી. એવું કહ્યા પછી અર્જુને શું કર્યું? એ બાબતનું વર્ણન સંજય આગળના શ્લોકમાં કરે છે.*

સઞ્જય ઉવાચ

**એવમુક્ત્વા હૃષીકેશં ગુડાકેશઃ પરંતપ ।**
**ન યોત્સ્ય ઇતિ ગોવિન્દમુક્ત્વા તૂષ્ણીં બભૂવ હ ॥૯॥**

સંજય બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પરન્તપ** | = હે શત્રુતાપન ધૃતરાષ્ટ્ર! | | અર્જુન | **ઇતિ** | = એમ |
| | | **હૃષીકેશમ્** | = અંતર્યામી ભગવાન | **હ** | = સ્પષ્ટ |
| **એવમ્** | = આમ | | | **ઉક્ત્વા** | = કહીને |
| **ઉક્ત્વા** | = કહીને (પછી) | **ગોવિન્દમ્** | = શ્રીગોવિંદને | **તૂષ્ણીમ્** | = ચુપ |
| **ગુડાકેશઃ** | = નિદ્રાને જીતનારા | **ન, યોત્સ્યે** | = 'હું યુદ્ધ નહીં કરું' | **બભૂવ** | = થઈ ગયા. |

*ટીકા* – **'એવમુક્ત્વા હૃષીકેશમ્... બભૂવ હ'**– અર્જુને પોતાનો અને ભગવાનનો એમ બન્નેના પક્ષોને સામે રાખીને તેના ઉપર વિચાર કર્યો, તો અંતે તેઓ એવા નિર્ણય ઉપર પહોંચ્યા કે યુદ્ધ કરવાથી બહુ બહુ તો રાજ્ય મળી જશે, માન મળી જશે અને સંસારમાં યશ મળી જશે; પરંતુ મારા હૃદયમાં જે શોક છે, ચિંતા છે અને દુઃખ છે, તે દૂર નહિ થાય. એટલે અર્જુનને યુદ્ધ નહિ કરવું એ જ સારું જણાયું.

જોકે અર્જુન ભગવાનની વાતનો આદર કરે છે અને એને માનવા પણ ઇચ્છે છે; પરંતુ એમના મનમાં યુદ્ધ કરવાની વાત ઠીક-ઠીક રૂચતી નથી. એટલે અર્જુન પોતાના મનમાં ઠસેલી વાતને જ અહીં સ્પષ્ટરૂપે અને ચોખ્ખા શબ્દોમાં કહી દે છે કે 'હું યુદ્ધ કરીશ નહિ.' આ રીતે જ્યારે પોતાની વાત અને પોતાનો નિર્ણય ભગવાનને સાફ-સાફ કહી દીધો, ત્યારે ભગવાનને કહેવાનું કશું બાકી રહ્યું નહિ; એટલે તેઓ ચુપ થઈ જાય છે.



*સંબંધ – જ્યારે અર્જુને યુદ્ધ કરવા માટે સાફ ના પાડી દીધી, ત્યાર પછી શું થયું – એ સંજય આગળના શ્લોકમાં બતાવે છે.*

**તમુવાચ હૃષીકેશઃ પ્રહસન્નિવ ભારત ।**
**સેનયોરુભયોર્મધ્યે વિષીદન્તમિદં વચઃ ॥ ૧૦॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ભારત | = હે ભરતવંશી ધૃતરાષ્ટ્ર! | વિષીદન્તમ્ | = શોક કરતા | ઈદમ્ | = આ (આગળ કહેવાનારા) |
| ઉભયોઃ | = બન્ને | તમ્ | = તે અર્જુન પ્રત્યે | | |
| સેનયોઃ | = સેનાઓના | પ્રહસન્, ઈવ | = મલકતા હોય એમ | વચઃ | = વચન |
| મધ્યે | = મધ્યભાગમાં | હૃષીકેશઃ | = ભગવાન હૃષિકેશ | ઉવાચ | = બોલ્યા. |

*ટીકા* – **'તમુવાચ હૃષીકેશઃ....વિષીદન્તમિદં વચઃ'** – અર્જુને ઘણી શૂરવીરતા અને ઉત્સાહપૂર્વક યોદ્ધાઓને જોવા માટે ભગવાનને બન્ને સેનાઓની વચમાં રથ ઊભો રાખવા માટે કહ્યું હતું. હવે ત્યાં જ એટલે કે બન્ને સેનાઓની વચમાં અર્જુન વિષાદમગ્ન થઈ ગયા! વાસ્તવમાં થવું એ જોઈતું હતું કે તેઓ જે હેતુ માટે આવ્યા હતા, તે હેતુ પ્રમાણે યુદ્ધ માટે ઊભા થઈ જવું જોઈતું હતું. પરંતુ એ ઉદ્દેશ્યને છોડીને અર્જુન ચિંતા અને શોકમાં ફસાઈ ગયા. આથી હવે બન્ને સેનાઓની વચમાં જ ભગવાન શોકમગ્ન અર્જુનને ઉપદેશ આપવાનો આરંભ કરે છે.

**'પ્રહસન્નિવ'** – (ખાસ પ્રકારે હસતા હોય તેમ) કહેવાનું તાત્પર્ય એ છે કે અર્જુનનો ભાવ બદલાયેલો જોઈને એટલે કે અગાઉ જે યુદ્ધ કરવાનો ભાવ હતો, તે હવે વિષાદમાં બદલાઈ ગયો – એ જોઈને ભગવાનને હસવું આવી ગયું. બીજી વાત, અર્જુને અગાઉ (અ. ૨/૭માં) કહ્યું હતું કે હું આપને શરણે આવ્યો છું. મને ઉપદેશ આપો અર્થાત્ હું યુદ્ધ કરું કે ન કરું, મારે શું કરવું જોઈએ – તેનો ઉપદેશ આપો; પરંતુ અહીં મારા કંઈ કહ્યા વિના પોતાની જાતે જ નિશ્ચય કરી લીધો કે 'હું યુદ્ધ કરીશ નહિ' – આ જોઈને ભગવાનને હસવું આવી ગયું. કારણ કે શરણાગત થવાથી 'હું શું કરું અને શું ના કરું' વગેરે કંઈ જ વિચારવાનો અધિકાર રહેતો નથી. એને તો એટલો જ અધિકાર રહે છે કે શરણદાતા જે કામ કહે છે, તે જ કામ કરે. અર્જુન ભગવાનને શરણે થયા પછી 'હું યુદ્ધ નહિ કરું' એવું કહીને એક રીતે શરણાગત થવામાંથી ખસી ગયા. આ વાતને લીધે ભગવાનને હસવું આવી ગયું. **'ઈવ'**નું તાત્પર્ય એ છે કે જોરથી હસવું આવવા છતાં પણ ભગવાન સ્મિત કરતા જ બોલ્યા.

જ્યારે અર્જુને એમ કહી દીધું કે 'હું યુદ્ધ નહિ કરું' ત્યારે ભગવાને એવું કહેવું જોઈતું હતું કે જેમ તારી મરજીમાં આવે તેમ કર – **'યથેચ્છસિ તથા કુરુ'** (અ. ૧૮/૬૩). પરંતુ ભગવાન એવું સમજ્યા કે મનુષ્ય જ્યારે ચિંતા અને શોકથી વ્યાકુળ થઈ જાય છે, ત્યારે તે પોતાના કર્તવ્યનો નિર્ણય નહિ કરી શકવાને કારણે ક્યારેક એક અને ક્યારેક બીજું બોલી ઊઠે છે. આવી દશા અર્જુનની થઈ રહી છે. એટલે ભગવાનના હૃદયમાં અર્જુન પ્રત્યે અતિ અધિક સ્નેહ હોવાને લીધે કરુણા ઊભરાઈ પડી. કારણ કે ભગવાન સાધકનાં વચનો તરફ ધ્યાન નહિ દઈને તેના ભાવની તરફ જ જુએ છે. આને લીધે ભગવાન અર્જુનનાં 'હું યુદ્ધ નહિ કરું' એ વચનો તરફ ધ્યાન નહિ આપીને (આગળના શ્લોકથી) ઉપદેશ આપવાનો આરંભ કરે છે.

જે વચનમાત્રથી પણ ભગવાનને શરણે થઈ જાય છે, તેનો ભગવાન સ્વીકાર કરી કરી લે છે. ભગવાનના હૃદયમાં પ્રાણીઓ પ્રત્યે કેટલી દયાળુતા છે !

**'હૃષીકેશ'** કહેવાનું તાત્પર્ય એ છે કે ભગવાન અંતર્યામી છે અર્થાત્ પ્રાણીઓના અંદરના ભાવોને જાણવાવાળા છે.

ભગવાન અર્જુનના અંદરના ભાવોને જાણે છે કે હમણાં તો કૌટુંબિક મોહના વેગને કારણે તેમ જ રાજ્ય મળવાથી પોતાનો શોક મટતો ન જોવાને કારણે તે કહી રહ્યો છે કે 'હું યુદ્ધ નહિ કરીશ' પરંતુ જ્યારે એને સ્વયં-હોશ આવશે, ત્યારે આ વાત ટકશે નહિ અને હું જેમ કહીશ, તેમ જ તે કરશે.

**'ઇદં વચઃ ઉવાચ'** – પદો પૈકી કેવળ **'ઉવાચ'** કહેવાથી જ કામ ચાલી શકતું હતું, કારણ કે **'ઉવાચ'**ની અંદર જ **'વચઃ'** પદનો અર્થ આવી જાય છે. આથી **'વચઃ'** પદ વાપરવામાં પુનરુક્તિ દોષ જણાય છે. પરંતુ વાસ્તવમાં આ પુનરુક્તિ દોષ નથી, ઊલટાનો એમાં એક વિશેષ ભાવ સમાયેલો છે. હવે આગળના શ્લોકથી ભગવાન જે રહસ્યમય જ્ઞાનને પ્રગટ કરીને તેને સરળતાથી અને સુબોધ ભાષામાં સમજાવતાં બોલશે, તેની તરફ લક્ષ્ય કરવા માટે અહીં **'વચઃ'** પદ આપવામાં આવ્યું છે.

**પરિશિષ્ટ ભાવ :** ધર્મભૂમિ કુરુક્ષેત્રના એક ભાગમાં કૌરવોની સેના ઊભી છે અને બીજા ભાગમાં પાંડવોની સેના ઊભી છે. બન્ને સેનાઓના મધ્યભાગમાં સફેદ ઘોડાઓથી યુક્ત એક મહાન રથ ઊભો છે. એ રથના એક ભાગમાં ભગવાન શ્રીકૃષ્ણ બેઠા છે અને એક ભાગમાં અર્જુન! અર્જુનને નિમિત્ત બનાવી મનુષ્યમાત્રનું કલ્યાણ કરવા માટે ભગવાન પોતાના દિવ્ય ઉપદેશનો પ્રારંભ કરે છે અને સર્વપ્રથમ શરીર અને શરીરી (આત્મા)ના વિભાગનું વર્ણન કરે છે.

—■—

***સંબંધ*** *– શોકમગ્ન અર્જુનને શોકની નિવૃત્તિને ઉપદેશ આપવાને માટે ભગવાન હવે પછીનું પ્રકરણ કહે છે.*

શ્રીભગવાનુવાચ

**અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે ।**
**ગતાસૂનગતાસૂંશ્ચ નાનુશોચન્તિ પણ્ડિતાઃ ॥ ૧૧ ॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ત્વમ્** | = તું | **પ્રજ્ઞાવાદાન્** | = જ્ઞાનીજનોનાં જેવાં વચનો | **ચ** | = અને |
| **અશોચ્યાન્** | = જેમના માટે શોક કરવો યોગ્ય નથી તેમના માટે | **ભાષસે** | = બોલે છે; (પરંતુ) | **અગતાસૂન્** | = જેમના પ્રાણ નથી ગયા તેમના માટે |
| **અન્વશોચઃ** | = શોક કરે છે | **ગતાસૂન્** | = જેમના પ્રાણ જતા રહ્યા છે તેમના માટે | **પણ્ડિતાઃ** | = જ્ઞાનીજનો |
| **ચ** | = અને | | | **ન, અનુશોચન્તિ** | = શોક નથી કરતા. |

*ટીકા* – મનુષ્યને શોક ત્યારે થાય છે, કે જ્યારે તે સંસારના પ્રાણી-પદાર્થોને બે વિભાગમાં વહેંચી નાખે છે કે આ મારા છે અને આ મારા નથી; આ મારા પોતાના કુટુંબીઓ છે અને આ મારા પોતાના કુટુંબીઓ નથી; આ અમારા વર્ણ (જાતિ)ના છે અને આ અમારા વર્ણ (જાતિ)ના નથી; આ અમારા આશ્રમના છે અને આ અમારા આશ્રમના નથી; આ અમારા પક્ષના છે અને આ અમારા પક્ષના નથી. જે અમારા હોય છે એમનામાં મમતા, કામના, પ્રીતિ અને આસક્તિ થઈ જાય છે. આ મમતા, કામના વગેરેને લીધે જ શોક, ચિંતા, ભય, ઉદ્વેગ, ખળભળાટ, સંતાપ વગેરે દોષો ઉત્પન્ન થાય છે. એવા કોઈ પણ દોષ અને અનર્થ નથી, જે મમતા અને કામના વગેરેથી પેદા ન થતા હોય – આ સિદ્ધાંત છે.

ગીતામાં બધાથી પહેલું ધૃતરાષ્ટ્રે કહ્યું કે મારા અને પાંડુના પુત્રોએ યુદ્ધભૂમિમાં શું કર્યું? જોકે પાંડવો ધૃતરાષ્ટ્રને પોતાના પિતા કરતાં પણ વધારે આદરભાવથી જોતા હતા, તોપણ ધૃતરાષ્ટ્રના મનમાં પોતાના પુત્રો પ્રત્યે મમતા હતી. એટલે એમનો પોતાના પુત્રોમાં અને પાંડુના પુત્રોમાં ભેદભાવપૂર્વકનો પક્ષપાત હતો કે આ મારા છે અને આ મારા નથી.

જે મમતા ધૃતરાષ્ટ્રમાં હતી, તે જ મમતા અર્જુનમાં પણ ઉત્પન્ન થઈ. પરંતુ અર્જુનની એ મમતા ધૃતરાષ્ટ્રની મમતા જેવી ન હતી. અર્જુનમાં ધૃતરાષ્ટ્રની જેમ પક્ષપાત ન હતો; આથી એ બધાને સ્વજન કહે છે– **'દૃષ્ટ્વેમં સ્વજનમ્'** (અ. ૧/૨૮), અને દુર્યોધન વગેરેને પણ સ્વજન કહે છે – **'સ્વજનં હિ કથં હત્વા સુખિનઃ સ્યામ માધવ'** (અ. ૧/૩૭). તાત્પર્ય એ છે કે અર્જુનની સઘળા કુરુવંશીઓમાં પૂરેપૂરી મમતા હતી અને એ મમતાને કારણે જ એમના મરવાની આશંકાથી અર્જુનને શોક થઈ રહ્યો હતો. આ શોકને દૂર કરવા માટે ભગવાને અર્જુનને ગીતાનો ઉપદેશ આપ્યો છે, જેનો આ અગિયારમા શ્લોકથી આરંભ થાય છે. એને અંતે ભગવાન એ જ શોકને

અનુચિત બતાવતાં કહેશે કે તું કેવળ મારો જ આશ્રય લે અને શોક ના કર– **'મા શુચઃ'** (અ. ૧૮/૬૬). કારણ કે સંસારનો આશ્રય લેવાથી જ શોક થાય છે અને અનન્યભાવથી મારો આશ્રય લેવાથી તારો શોક, ચિંતા વગેરે બધું જ નાશ પામશે.

**'અશોચ્યાનન્વશોચસ્ત્વમ્'** – આ સંસારમાત્રમાં બે વસ્તુઓ છે – સત અને અસત. શરીરી અને શરીર. આ બેઉમાં શરીરી તો અવિનાશી છે અને શરીર વિનાશી છે. આ બન્નેય અશોચ્ય છે. અવિનાશીનો કદી વિનાશ થતો નથી, આથી એના માટે શોક કરવાનું બનતું જ નથી અને વિનાશીનો વિનાશ થાય છે જ, તે એક ક્ષણ પણ સ્થાયી રૂપે રહેતું નથી, આ કારણથી એના માટે પણ શોક કરવાનું યોગ્ય નથી. તાત્પર્ય એ થયું કે શોક કરવો એ ન તો શરીરીને કારણે યોગ્ય છે અને ન તો શરીરોને કારણે યોગ્ય છે. શોક થવામાં તો કેવળ અવિવેક અર્થાત્ (મૂર્ખતા) જ કારણ છે.

મનુષ્ય સમક્ષ જન્મવું, મરવું, લાભ, હાનિ વગેરેના રૂપમાં જે કોઈ પરિસ્થિતિ આવે છે, તે પ્રારબ્ધનું અર્થાત્ પોતાનાં કરેલાં કર્મોનું જ ફળ છે. એ અનુકૂળ અને પ્રતિકૂળ પરિસ્થિતિને લીધે શોક કરવો અને સુખી કે દુઃખી થવું એ કેવળ મૂર્ખતા જ છે. કારણ કે પરિસ્થિતિ ચાહે અનુકૂળ આવે કે ચાહે પ્રતિકૂળ આવે, તેનો આરંભ અને અંત હોય છે અર્થાત્ એ પરિસ્થિતિ પહેલાં પણ ન હતી અને અંતમાં પણ રહેશે નહિ. જે પરિસ્થિતિ આદિમાં અને અંતમાં નથી હોતી, એ વચમાં એક ક્ષણ પણ સ્થાયી નથી હોતી. જો સ્થાયી હોત તો એનો અંત કેવી રીતે આવત? અને અંતવાળી છે, તો સ્થાયી કેવી રીતે કહેવાય? આવી પ્રતિક્ષણ નાશ પામવાવાળી અનુકૂળ અને પ્રતિકૂળ પરિસ્થિતિને કારણે હર્ષ કે શોક કરવો અને સુખી કે દુઃખી થવું એ કેવળ મૂર્ખતા છે.

**'પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે'** – એક તરફ તો તું પંડિતાઈની વાતોનો વઘાર કરી રહ્યો છે, અને બીજી તરફ શોક પણ કરી રહ્યો છે. આથી તું માત્ર વાતો જ કરે છે. વાસ્તવમાં તું પંડિત નથી. કારણ કે જેઓ પંડિત હોય છે, તેઓ કોઈનેય માટે કદી શોક કરતા નથી.

કુળનો નાશ થવાથી કુળના ધર્મો નાશ પામી જશે, ધર્મનો નાશ થવાથી સ્ત્રીઓ દૂષિત થઈ જશે, જેનાથી વર્ણસંકર પ્રજા પેદા થશે. એ વર્ણસંકર પ્રજા કુળઘાતીઓને અને એમના કુળને નરકમાં લઈ જશે. પિંડ અને તર્પણ નહિ મળવાથી એમના પિતૃઓનું પણ પતન થઈ જશે – આવી તારી પંડિતાઈની વાતોથી પણ એ જ સિદ્ધ થાય છે કે શરીર નાશવાન છે અને શરીરી અવિનાશી છે. જો શરીરી પોતે અવિનાશી ન હોત, તો કુળઘાતીઓ અને કુળનો નરકમાં જવાનો ભય થાત નહિ અને પિતૃઓનું પતન થવાની ચિંતા થાત નહિ. જો તને કુળની અને પિતૃઓની ચિંતા થતી હોય અને એમનું પતન થવાનો ભય લાગતો હોય, તો એનાથી સિદ્ધ થાય છે કે શરીર નાશવંત છે અને એમાં રહેનારો શરીરી નિત્ય છે. આથી શરીરોના નાશને લીધે તારે શોક કરવો અનુચિત છે.

**'ગતાસૂનગતાસૂંશ્ચ'** – બધાંના પિંડ-પ્રાણનો વિયોગ અવશ્યંભાવી છે. એમનામાંથી કોઈકના પિંડ-પ્રાણનો વિયોગ થઈ ગયો છે અને કોઈકનો થવાનો છે. આથી એમને માટે શોક નહિ કરવો જોઈએ. તેં જે શોક કર્યો છે, તે તારી ભૂલ છે.

જેઓ મરી ગયા છે, એમને માટે શોક કરવો એ તો મહાન ભૂલ છે. કારણ કે મરણ પામેલ પ્રાણીઓને માટે શોક કરવાથી એ પ્રાણીઓને દુઃખ ભોગવવું પડે છે. જેવી રીતે મૃતાત્માને માટે જે પિંડ અને જળ આપવામાં આવે છે, તે એને પરલોકમાં મળી જાય છે, તેવી જ રીતે મૃતાત્માને માટે જેઓ કફ અને આંસુ વહાવે છે, તે મૃતાત્માને પરવશ થઈને ખાવાં-પીવાં પડે છે.[1] જેઓ હજુ જીવી રહ્યા છે, એમને માટે પણ શોક ના કરવો જોઈએ. એમનું તો પાલનપોષણ કરવું જોઈએ અને વ્યવસ્થા કરવી જોઈએ. એમની શી દશા થશે! એમનું ભરણ-પોષણ કેવી રીતે થશે! એમને મદદ કોણ કરશે! વગેરે ચિંતા અને શોક કદીય ના કરવાં જોઈએ; કારણ કે ચિંતા અને શોક કરવાથી કોઈ લાભ થતો નથી.

મારા શરીરનાં અંગો શિથિલ થઈ રહ્યાં છે, મુખ સુકાઈ રહ્યું છે, વગેરે વિકારો પેદા થવામાં મૂળ કારણ છે – શરીરની સાથે એકતા માનવી. કારણ કે શરીરની સાથે એકતા માનવાથી જ શરીરનું પાલન-પોષણ કરવાવાળાઓની સાથે પોતાપણું થઈ જાય છે અને એ પોતાપણાને કારણે જ કુટુંબીઓના મરવાની આશંકાથી

૧. (૧) **શ્લેષ્માશ્રુ બાન્ધવૈર્મુક્તં પ્રેતો ભુઙ્ક્તે યતોઽવશઃ।**
**તસ્માન્ન રોદિતવ્યં હિ ક્રિયાઃ કાર્યાશ્ચ શક્તિતઃ॥** (પઞ્ચતંત્ર, મિત્રભેદ ૩૬૫)
'મૃતાત્માએ પોતાના ભાઈભાંડુઓ દ્વારા ત્યજેલાં કફયુક્ત આંસુઓને વિવશ થઈને ખાવાં-પીવાં પડે છે. એટલા માટે રોવું જોઈએ નહિ, ઊલટાનું પોતાની શક્તિ અનુસાર મૃતાત્માની ઔર્ધ્વદૈહિક (મરણ ક્રિયાને લગતી) ક્રિયા કરવી જોઈએ.'

(૨) **મૃતાનાં બાન્ધવા યે તુ મુઞ્ચન્ત્યશ્રૂણિ ભૂતલે।**
**પિબન્ત્યશ્રૂણિ તાન્યદ્ધા મૃતાઃ પ્રેતાઃ પરત્ર વૈ॥** (સ્કન્દપુરાણ, બ્રાહ્મ. સેતુ. ૪૮/૪૨)
'મૃતાત્માના ભાઈભાંડુ ભૂતળ પર જે આંસુઓનો ત્યાગ કરે છે, તે આંસુઓને મૃતાત્મા પરલોકમાં પીએ છે.'

અર્જુનના મનમાં ચિંતા અને શોક થઈ રહ્યાં છે, તથા ચિંતા અને શોકથી જ અર્જુનના શરીરમાં ઉપર્યુક્ત વિકારો પ્રગટ થઈ રહ્યા છે. એમાં ભગવાને **'ગતાસૂન્'** અને **'અગતાસૂન્'**ના શોકને જ હેતુ બતાવ્યો છે. જેમના પ્રાણ ચાલ્યા ગયા છે, તેઓ **'ગતાસૂન્'** છે અને જેમના પ્રાણ નથી ચાલ્યા ગયા, તેઓ **'અગતાસૂન્'** છે. 'પિંડ અને જળ નહિ મળવાથી પિતૃઓનું પતન થઈ જાય છે' (અ. ૧/૪૨) – આ અર્જુનની **'ગતાસૂન્'**ની ચિંતા છે; અને 'જેમને માટે અમે રાજ્ય, ભોગ અને સુખ ઇચ્છીએ છીએ, તેઓ જ પ્રાણોની અને ધનની આશા છોડીને યુદ્ધમાં ઊભા છે' (અ. ૧/૩૩) - આ અર્જુનની **'અગતાસૂન્'**ની ચિંતા છે. આ બન્ને ચિંતાઓ શરીરને લઈને જ થઈ રહી છે; આથી એ બન્ને ચિંતાઓ ધાતુરૂપથી એક જ છે. કારણ કે **'ગતાસૂન્'** અને **'અગતાસૂન્'** બન્નેય નાશવંત છે.

**'ગતાસૂન્'** અને **'અગતાસૂન્'** – આ બન્નેને માટે કર્તવ્ય-કર્મ કરવું એ ચિંતાની વાત નથી. **'ગતાસૂન્'**ને માટે પિંડ અને પાણી આપવાં, શ્રાદ્ધ-તર્પણ કરવું – એ કર્તવ્ય છે, અને **'અગતાસૂન્'**ને માટે નિર્વાહની વ્યવસ્થા કરવી – એ કર્તવ્ય છે. કર્તવ્ય એ ચિંતાનો વિષય નથી હોતો, ઊલટાનો વિચારણાનો વિષય હોય છે. વિચારણાથી કર્તવ્યનો બોધ થાય છે, અને ચિંતાથી વિચાર નાશ પામે છે.

**'નાનુશોચન્તિ પણ્ડિતાઃ'** – સત-અસતના વિવેકવાળી બુદ્ધિનું નામ **'પણ્ડા'** છે. એ **'પણ્ડા'** જેની વિકસિત થઈ ગઈ છે અર્થાત્ જેમને સત-અસતનો સ્પષ્ટપણે વિવેક થઈ ગયો છે, તેઓ પંડિત છે. આવા પંડિતોને સત-અસતને કારણે શોક થતો નથી; કેમ કે સતને સત માનવાથી પણ શોક નથી થતો અને અસતને અસત માનવાથી પણ શોક નથી થતો. પોતે સત-સ્વરૂપ છે, અને બદલાવાવાળું શરીર અસત-સ્વરૂપ છે. અસતને સત માની લેવાથી જ શોક થાય છે અર્થાત્ આ શરીર વગેરે આવાં જ કાયમ રહે, મરે નહિ - આ વાતને કારણે જ શોક થાય છે. સતને કારણે કદી ચિંતા અને શોક થતાં જ નથી.

**પરિશિષ્ટ ભાવ :** એક વિભાગ શરીરનો છે અને એક વિભાગ શરીરી (શરીરવાળાનો)નો છે. બન્ને એકબીજાથી સર્વથા (બધી રીતે) સંબંધ-રહિત છે. બન્નેનો સ્વભાવ જ અલગ-અલગ છે. એક જડ છે, એક ચેતન. એક નાશવાન છે, એક અવિનાશી. એક વિકારી છે, એક નિર્વિકાર. એકમાં પ્રતિક્ષણ પરિવર્તન થાય છે અને એક અનંતકાળ સુધી જેમ-નો-તેમ જ રહે છે **'ભૂતગ્રામઃ સ એવાયમ્'** (ગીતા ૮/૧૯), **'સર્ગેઽપિ નોપજાયન્તે પ્રલયે ન વ્યથન્તિ ચ'** (ગીતા ૧૪/૨).

શરીર અને શરીરી બન્ને અશોચ્ય છે. શરીરનો નિરંતર વિનાશ થાય છે, તેથી તેના માટે શોક કરવો ઉચિત નથી અને શરીરીનો વિનાશ ક્યારેય થતો નથી; તેથી તેના માટે પણ શોક કરવો ઉચિત નથી. શોક માત્ર અજ્ઞાનતા (મૂર્ખતા)થી થાય છે. શરીરની નિરંતર સહજ નિવૃત્તિ છે અને શરીરી નિરંતર બધાને પ્રાપ્ત છે. શરીર અને શરીરીના આ વિભાગને જાણવાવાળા વિવેકી મનુષ્યો મરેલાં કે જીવતાં, કોઈ પણ પ્રાણીને માટે ક્યારેય શોક કરતા નથી. તેમની દૃષ્ટિમાં પરિવર્તિત થનારા શરીરનો વિભાગ અલગ છે અને અપરિવર્તિત રહેનારા શરીરી અર્થાત્ સ્વરૂપની સત્તાનો વિભાગ જ અલગ છે.

ગીતાનો ઉપદેશ શરીર અને શરીરીના ભેદથી આરંભ થાય છે. બીજા દાર્શનિક ગ્રંથ તો આત્મા અને અનાત્માનું તાદશ (ઇદંતા) વર્ણન કરે છે. પરંતુ ગીતા ઇદંતાથી આત્મા-અનાત્માનું વર્ણન ન કરીને બધાના અનુભવ મુજબ દેહ-દેહી, શરીર-શરીરીનું વર્ણન કરે છે. આ ગીતાની વિલક્ષણતા છે! સાધક પોતાનું કલ્યાણ ઇચ્છે છે તો તેના માટે સર્વપ્રથમ એ જાણવું આવશ્યક છે કે, 'હું કોણ છું.' અર્જુને પણ પોતાના કલ્યાણનો ઉપાય પૂછ્યો છે – **'યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે'** (૨/૭). દેહ અને દેહીના ભેદનો સ્વીકાર કરવાથી જ કલ્યાણ થઈ શકે છે. જ્યાં સુધી 'હું શરીર છું'– આ ભાવ રહેશે, ત્યાં સુધી ગમે તેટલો ઉપદેશ સાંભળ્યા કરો, સંભળાવતા રહો, અને સાધના પણ કર્યા કરો, કલ્યાણ થશે નહીં.

જે વસ્તુ આપણી ન હોય, તેને પોતાની માની લેવી અને જે વસ્તુ ખરેખર આપણી હોય તેને પોતાની ન માનવી એ બહુ મોટી ભૂલ છે. પોતાની વસ્તુ એ જ હોઈ શકે છે, જે હંમેશાં આપણી સાથે રહે અને આપણે હંમેશાં તેની સાથે રહીએ. શરીર એક ક્ષણ પણ આપણી સાથે રહેતું નથી અને પરમાત્મા નિરંતર આપણી સાથે રહે છે. કારણ કે શરીરનો સંબંધ સંસાર સાથે છે અને આપણો અર્થાત્ શરીરીનો સંબંધ પરમાત્મા સાથે છે. તેથી શરીરને પોતાનું માનવું અને પરમાત્માને પોતાના ન માનવા સૌથી મોટી ભૂલ છે. આ ભૂલને સુધારવા માટે ભગવાન ગીતામાં સર્વપ્રથમ શરીર-શરીરીના ભેદનું વર્ણન કરે છે અને સાધકને ઉદ્બોધન કરે છે કે, જેનું મૃત્યુ થાય છે એ તમે નથી, અર્થાત્ તમે શરીર નથી. તમે જ્ઞાતા (જાણવાવાળા) છો. શરીર જ્ઞેય (જાણવામાં આવનારું) છે. (ગીતા - તેરમા અધ્યાયનો પહેલો શ્લોક). તમે સર્વદેશીય છો - **'નિત્યઃ સર્વગતઃ'** (ગીતા-૨/૨૪), **'યેન સર્વમિદં તતમ્'** (ગીતા ૨/૧૭), શરીર એકદેશીય છે. તમે ચિન્મય લોકમાં રહેનારા છો, શરીર જડ સંસારમાં રહેનારું છે. તમે મુજ પરમાત્માના અંશ છો. **'મમૈવાંશો જીવલોકે'** (ગીતા ૧૫/૭),

શરીર પ્રકૃતિનો અંશ છે – **'મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ.'** (ગીતા ૧૫/૭). તમે નિરંતર અમરતામાં રહો છો, શરીર નિરંતર મૃત્યુમાં રહે છે. શરીરની ક્ષતિથી તમારી સહેજ પણ ક્ષતિ નથી. તેથી શરીરને માટે તમને શોક, ચિંતા, ભય વગેરે થવા જોઈએ નહીં.

શરીરી કોઈ શરીર સાથે લિપ્ત નથી, તેથી તેને સર્વવ્યાપી કહેવામાં આવે છે - **'સર્વગતઃ'** (ગીતા ૨/૨૪), **'યેન સર્વમિદં તતમ્'** (ગીતા ૨/૧૭). તાત્પર્ય એ છે કે સાધકનું સ્વરૂપ સત્તામાત્ર છે; તેથી વાસ્તવમાં તે શરીરી (શરીરવાળો) નથી, પરંતુ અશરીરી છે. તેથી ભગવાને તેને અવ્યક્ત પણ કહ્યો છે – **'અવ્યક્તઃ'** (૨/૨૫), **'અવ્યક્તાદીનિ ભૂતાનિ'** (૨/૨૮). શરીર પ્રતિક્ષણ નષ્ટ થનારું અને અસત છે. અસતની સત્તા વિદ્યમાન નથી - **'નાસતો વિદ્યતે ભાવઃ'** (૨/૧૬). જેની સત્તા વિદ્યમાન નથી, એવા અસત શરીર માટે સાધક શરીરી (શરીરવાળો) કઈ રીતે થઈ શકે? તેથી સાધક શરીર પણ નથી અને શરીરી પણ નથી. પરંતુ આ પ્રકરણમાં ભગવાને સાધકોને સમજાવવાની દૃષ્ટિથી એ સત્તામાત્ર સ્વરૂપને 'શરીરી' (દેહી) નામ આપ્યું છે. શરીરી કહેવાનું તાત્પર્ય એ જ જણાવવાનું છે કે તમે શરીર નથી.

જે સમયે આપણે શરીર અને શરીરીનો વિચાર કરીએ છીએ, તે સમયે પણ શરીર અને શરીરી એવા જ છે અને જે સમયે વિચાર કરતા નથી, તે સમયે પણ તે તેવા જ છે. વિચાર કરવાથી વસ્તુસ્થિતિમાં કોઈ ફરક પડતો નથી, પરંતુ સાધકનો મોહ નાશ પામે છે, તેનો મનુષ્ય જન્મ સફળ થઈ જાય છે.

મનુષ્ય વિવેકપ્રધાન છે. તેથી 'હું શરીર નથી' - આવો વિવેક મનુષ્યશરીરમાં જ થઈ શકે છે. શરીરને હું-મારું માનવું એ મનુષ્યબુદ્ધિ નથી, પરંતુ પશુબુદ્ધિ છે. તેથી શ્રીશુકદેવજી મહારાજ પરીક્ષિત રાજાને કહે છે –

**ત્વં તુ રાજન્ મરિષ્યેતિ પશુબુદ્ધિમિમાં જહિ ।**
**ન જાતઃ પ્રાગભૂતોઽદ્ય દેહવત્ત્વં ન નઙ્ક્ષ્યસિ ॥**

(શ્રીમદ્ભા૦ ૧૨/૫/૨)

'હે રાજન્! હવે તમે આ પશુબુદ્ધિ છોડી દો કે હું મરી જઈશ. જેમ શરીર પહેલાં ન હતું, પાછળથી પેદા થયું અને પાછું મરી જશે, એમ તમે પહેલા ન હતા, પાછળથી પેદા થયા અને પાછા મરી જશો – આવી વાત નથી.'

—■—

*સંબંધ – સત-તત્ત્વને કારણે શોક કરવો અનુચિત શા માટે છે – આ શંકાના સમાધાન માટે આગળના બે શ્લોક કહે છે.*

## નત્વેવાહં જાતુ નાસં ન ત્વં નેમે જનાધિપાઃ ।
## ન ચૈવ ન ભવિષ્યામઃ સર્વે વયમતઃ પરમ્ ॥૧૨॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **જાતુ** | = કોઈ કાળમાં | **જનાધિપાઃ** | = રાજાલોક | **વયમ્** | = (હું, તું અને રાજાલોક-) આપણે |
| **અહમ્** | = હું | **ન** | = ન (હતા), | | |
| **ન** | = ન | **ન, તુ, એવ** | = આ વાત પણ નથી; | **સર્વે** | = બધા |
| **આસમ્** | = હતો (અને) | | | **ન** | = નહીં |
| **ત્વમ્** | = તું | **ચ** | = અને | **ભવિષ્યામઃ** | = રહીએ, |
| **ન** | = ન (હતો) | **અતઃ** | = આ | **એવ** | = (એવી વાત) પણ |
| **ઈમે** | = (તથા) આ | **પરમ્** | = પછી (ભવિષ્યમાં) | **ન** | = નથી. |

*ટીકા* – [સંસારમાં માત્ર બે જ વસ્તુઓ છે – શરીરી (સત) અને શરીર (અસત). આ બન્નેય અશોચ્ય છે. અર્થાત્ શોક નથી શરીરી - (શરીરમાં રહેવાવાળા) ને કારણે થઈ શકતો અને નથી શરીરને કારણે પણ થઈ શકતો. કારણ કે શરીરીનો કદી અભાવ હોતો જ નથી અને શરીર કદી રહી શકતું જ નથી. આ બન્નેને માટે પૂર્વશ્લોકમાં જે **'અશોચ્યાન્'** પદ આપ્યું છે, એની ટીકા હવે શરીરીની નિત્યતા અને શરીરની અનિત્યતાના રૂપમાં કરે છે.]

**'ન ત્વેવાહં જાતુ...... જનાધિપાઃ'** – લોકોની દૃષ્ટિએ મેં જ્યાં સુધી અવતાર લીધો ન હતો, ત્યાં સુધી હું આ રૂપથી (કૃષ્ણરૂપથી) બધાની સમક્ષ પ્રગટ ન હતો અને તારો જ્યાં સુધી જન્મ થયો ન હતો, ત્યાં સુધી તું પણ આ રૂપથી (અર્જુનરૂપથી) બધાની સમક્ષ પ્રગટ ન હતો તથા આ રાજાઓનો પણ જ્યાં સુધી જન્મ થયો ન હતો, ત્યાં સુધી

તેઓ પણ આ રૂપથી (રાજારૂપથી) બધાની સમક્ષ પ્રગટ ન હતા. પરંતુ હું, તું અને આ રાજા લોકો આ રૂપથી પ્રગટ નહિ હોવા છતાં પણ પહેલાં ન હતા – એવી વાત નથી.

અહીં 'હું, તું અને આ રાજા લોકો પહેલાં હતા' એવું કહેવાથી પણ કામ ચાલી શકતું હતું, પરંતુ એવું ન કહેતાં 'હું, તું અને આ રાજા લોકો પહેલાં હતા નહિ, એવી વાત નથી' – એવું કહેવામાં આવ્યું છે. એનું કારણ એ છે કે 'પહેલાં હતા નહિ, એવી વાત નથી.' એવું કહેવાથી 'પહેલાં અમે બધા જરૂર હતા' – આ વાત દૃઢ બની જાય છે. તાત્પર્ય એ થયું કે નિત્ય તત્ત્વ સદાય નિત્ય છે. એનો કદી અભાવ હતો જ નહિ. **'જાતુ'** કહેવાનું તાત્પર્ય એ છે કે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં તથા કોઈ પણ સ્થળ, પરિસ્થિતિ, અવસ્થા, ઘટના, વસ્તુ વગેરેમાં નિત્યતત્ત્વનો કિંચિત્માત્ર પણ અભાવ હોઈ શકતો નથી.

અહીં **'અહમ્'** પદ આપીને ભગવાને એક વિલક્ષણ વાત કહી છે. આગળ ચોથા અધ્યાયના પાંચમા શ્લોકમાં ભગવાને અર્જુનને કહ્યું છે કે 'મારા અને તારા ઘણાય જન્મ થયા છે, પણ એને હું જાણું છું, તું નથી જાણતો.' આ રીતે ભગવાને પોતાનું ઈશ્વરપણું પ્રગટ કરીને જીવોથી પોતાને ભિન્ન બતાવ્યા છે. પરંતુ અહીં ભગવાન જીવોની સાથે પોતાની એકતા બતાવી રહ્યા છે. એનું તાત્પર્ય એ છે કે ત્યાં (અ. ૪/૫માં) ભગવાનનો આશય પોતાની મહત્તા અને વિશેષતા પ્રગટ કરવાનો છે અને અહીં ભગવાનનો આશય તાત્ત્વિક દૃષ્ટિથી નિત્યતત્ત્વને જણાવવાનો છે.

**'ન ચૈવ... વયમતઃ પરમ્'** – ભવિષ્યમાં શરીરોની આ અવસ્થાઓ રહેશે નહિ અને એક દિવસ આ શરીરો પણ રહેશે નહિ; પરંતુ એવી અવસ્થામાં પણ આપણે બધા નહિ રહીએ – આ વાત નથી અર્થાત્ આપણે બધા જરૂર રહીશું. કારણ કે નિત્યતત્ત્વનો કદી અભાવ હતો નહિ અને હશે પણ નહિ.

હું, તું અને રાજાલોકો – આપણે બધા પહેલાં હતા નહિ, આ વાત પણ નથી, અને આગળ રહીશું નહિ, આ વાત પણ નથી – આ રીતે ભૂત અને ભવિષ્યની વાત તો ભગવાને કહી દીધી, પરંતુ વર્તમાનની વાત ભગવાને કહી નહિ. એનું કારણ એ છે કે શરીરોની દૃષ્ટિએ તો આપણે બધા વર્તમાનમાં પ્રત્યક્ષ જ છીએ. એમાં કોઈ સંદેહ નથી. એટલા માટે 'આપણે બધા અત્યારે નથી, આ વાત પણ નથી' – એવું કહેવાની જરૂર નથી. જો તાત્ત્વિક દૃષ્ટિથી જોવામાં આવે, તો આપણે બધા વર્તમાનમાં છીએ અને આ શરીરો પ્રતિક્ષણ બદલાઈ રહ્યાં છે – આ રીતે શરીરોથી જુદાઈનો અનુભવ આપણે વર્તમાનમાં જ કરી લેવો જોઈએ. તાત્પર્ય એ છે કે જેવી રીતે ભૂત અને ભવિષ્યમાં પોતાની સત્તાનો અભાવ નથી, એવી જ રીતે વર્તમાનમાં પણ પોતાની સત્તાનો અભાવ નથી – એનો અનુભવ કરવો જોઈએ.

જેવી રીતે પ્રત્યેક પ્રાણીને ઊંઘ આવ્યા પહેલાં પણ આ અનુભવ થાય છે કે 'અત્યારે આપણે છીએ' અને ઊંઘમાંથી જાગ્યા પછી પણ આ અનુભવ થાય કે 'અત્યારે આપણે છીએ' તો ઊંઘની અવસ્થામાં પણ આપણે તેવા ને તેવા જ હતા. કેવળ બહારનું જાણવાની સામગ્રીનો અભાવ હતો, આપણો અભાવ ન હતો. એવી જ રીતે હું, તું અને રાજાલોકો - આપણાં બધાનાં શરીરો પહેલાં પણ ન હતાં અને પછી પણ રહેશે નહિ અને અત્યારે પણ શરીર પ્રતિક્ષણ નાશની તરફ જઈ રહ્યાં છે, પરંતુ આપણી સત્તા પહેલાં પણ હતી, પછી પણ રહેશે અને અત્યારે પણ એવી ને એવી જ છે.

આપણી સત્તા કાળાતીત તત્ત્વ છે, કારણ કે આપણે એ કાળના પણ જ્ઞાતા છીએ અર્થાત્ ભૂત, ભવિષ્ય અને વર્તમાન – એ ત્રણે કાળ આપણા જાણવામાં આવે છે. એ કાળાતીત તત્ત્વને સમજાવવા માટે જ ભગવાને આ શ્લોક કહ્યો છે.

## વિશેષ વાત

'હું, તું અને આ રાજાલોકો પહેલાં ન હતા – એવી વાત નથી અને આગળ નહિ રહે – એવી વાત પણ નથી,' એવું કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારે આ શરીરો ન હતાં, ત્યારે પણ આપણે બધા હતા અને જ્યારે આ શરીરો નહિ રહે ત્યારે પણ આપણે રહીશું અર્થાત્ આ બધાં શરીરો તો છે નાશવંત અને આપણે બધા છીએ અવિનાશી. આ શરીરો પહેલાં ન હતાં અને આગળ નહિ રહે – તેનાથી શરીરોની અનિત્યતા સિદ્ધ થઈ અને આપણે બધા પહેલાં હતા અને આગળ રહીશું – તેનાથી બધાંના સ્વરૂપની નિત્યતા સિદ્ધ થઈ. આ બે વાતોથી આ એક સિદ્ધાંત સિદ્ધ થાય છે કે જે આદિ અને અંતમાં રહે છે, તે મધ્યમાં પણ રહે છે; તથા જે આદિ અને અંતમાં નથી રહેતું, તે મધ્યમાં પણ નથી રહેતું.

જે આદિ અને અંતમાં નથી રહેતું, તે મધ્યમાં કેવી રીતે નથી રહેતું; કેમકે તે તો આપણને દેખાય છે? એનો જવાબ આ છે કે જે દૃષ્ટિથી અર્થાત્ જે મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોથી દૃશ્યનો અનુભવ થઈ રહ્યો છે, તે મન-બુદ્ધિ-ઇન્દ્રિયોસહિત તે દૃશ્ય પ્રતિક્ષણ બદલાઈ રહેલ છે. તેઓ એક ક્ષણ પણ સ્થાયી નથી. એમ હોવા છતાં પણ જ્યારે પોતે દૃશ્યની સાથે તાદાત્મ્ય કરી લે છે, ત્યારે તે દૃષ્ટા અર્થાત્ જોવાવાળો બની જાય છે. જ્યારે જોવાનાં સાધનો (મન-બુદ્ધિ-ઇન્દ્રિયો) અને દૃશ્ય (મન-બુદ્ધિ-ઇન્દ્રિયોના વિષયો) – એ બધાં એક ક્ષણ પણ સ્થાયી નથી, તો જોવાવાળો સ્થાયી કેવી રીતે સિદ્ધ થશે? તાત્પર્ય એ છે કે જોવાવાળાની સંજ્ઞા તો દૃશ્ય અને દર્શનના સંબંધથી જ છે.

દશ્ય અને દર્શનથી સંબંધ ના હોય તો જોવાવાળાની કોઈ સંજ્ઞા નથી હોતી, ઊલટાનું તેના આધારરૂપ જે નિત્યતત્ત્વ છે, તે જ રહી જાય છે. એ નિત્યતત્ત્વને આપણે બધાંની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું આધાર અને સઘળી પ્રતીતિઓનું પ્રકાશક કહી શકીએ છીએ. પરંતુ એ આધાર અને પ્રકાશક નામ પણ આધેય અને પ્રકાશ્યના સંબંધથી જ છે. આધેય અને પ્રકાશ્ય નહિ રહેવા છતાં પણ એની સત્તા જેવી છે તેવી જ રહે છે. સત્ય-તત્ત્વની તરફ જેની દૃષ્ટિ છે, તેને શોક કેવી રીતે થઈ શકે છે? અર્થાત્ નથી થઈ શકતો. આ જ દૃષ્ટિથી હું, તું અને રાજાલોકો સ્વરૂપથી અશોચ્ય છીએ.

**પરિશિષ્ટ ભાવ :** આ શ્લોકમાં પરમાત્મા અને જીવાત્મા સમાન ગુણધર્મોવાળા હોવાનું વર્ણન છે. ભગવાન કહે છે કે હું કૃષ્ણરૂપથી, તું અર્જુનરૂપે તથા બધા લોકો રાજારૂપથી પહેલાં પણ ન હતા અને આગળ પણ રહેશે નહીં, પરંતુ સત્તારૂપે આપણે બધા પહેલાં પણ હતા અને આગળ પણ રહીશું. તાત્પર્ય એ છે કે હું, તું અને રાજાઓ - આ ત્રણેય શરીરની દૃષ્ટિએ તો જુદા - જુદા છીએ, પરંતુ સત્તારૂપે એક છીએ. શરીર તો પહેલાં પણ ન હતાં અને પછી પણ રહેશે નહીં, પરંતુ સ્વરૂપ (સ્વયં)ની સત્તા પહેલાં પણ હતી, પછી પણ રહેશે અને વર્તમાનમાં છે જ. જ્યારે આ શરીર ન હતાં, ત્યારે પણ સત્તા હતી અને જ્યારે આ શરીર નહીં રહે ત્યારે પણ સત્તા રહેશે. એક સત્તા સિવાય કશું નથી.

હું, તું અને આ રાજાઓ - એમ કહેવાનું તાત્પર્ય છે કે પરમાત્માની સત્તા અને જીવની સત્તા એક જ છે અર્થાત્ 'છે' અને 'છું' – બન્નેમાં એક જ ચિન્મય સત્તા છે. 'હું' (અહમ્)ના સંબંધમાં જ 'છું' છે. જો 'હું' (અહમ્)નો સંબંધ ન રહે તો 'છું' રહેશે નહીં. પ્રત્યુત 'છે' જ રહેશે. તે 'છે' અર્થાત્ ચિન્મય સત્તામાત્ર જ આપણું સ્વરૂપ છે, શરીર આપણું સ્વરૂપ નથી. તેથી શરીરને માટે શોક કરવો જોઈએ નહીં.

ભૂતકાળ અને ભવિષ્યકાળની ઘટના જેટલી દૂર દેખાય છે, તેટલો જ દૂર વર્તમાન પણ છે. જેમ ભૂત અને ભવિષ્ય સાથે આપણો સંબંધ નથી, એવી જ રીતે વર્તમાન સાથે પણ આપણો સંબંધ નથી. જ્યારે સંબંધ જ નથી તો પછી ભૂત-ભવિષ્ય અને વર્તમાનમાં શો ફરક પડે? એ ત્રણે કાળની અંતર્ગત છે. જ્યારે આપણું સ્વરૂપ કાલાતીત છે. કાળનો તો ખંડ (ભાગ) હોય છે પરંતુ સ્વરૂપ (સત્તા) અખંડ છે. શરીરને પોતાનું સ્વરૂપ માનવાથી જ ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં ફરક દેખાય છે. વાસ્તવમાં ભૂત-ભવિષ્ય અને વર્તમાન વિદ્યમાન છે જ નહીં.

અનેક યુગ બદલાઈ જાય તો પણ શરીરી બદલાતો નથી તે તો છે તેવો ને તેવો રહે છે; કારણ કે તે પરમાત્માનો અંશ છે. પરંતુ શરીર બદલાતું જ રહે છે, ક્ષણમાત્ર પણ એ સ્થિર રહેતું નથી.

—■—

## દેહિનોઽસ્મિન્યથા દેહે કૌમારં યૌવનં જરા ।
## તથા દેહાન્તરપ્રાપ્તિર્ધીરસ્તત્ર ન મુહ્યતિ ॥ ૧૩॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **દેહિનઃ** | = દેહધારીઓના | **યૌવનમ્** | = યુવાની (અને) | | પ્રાપ્તિ થાય છે. |
| **અસ્મિન્** | = આ | **જરા** | = વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, | **તત્ર** | = એ બાબતમાં |
| **દેહે** | = મનુષ્યશરીરમાં | | | **ધીરઃ** | = ધીર પુરુષ |
| **યથા** | = જેમ | **તથા** | = તે જ પ્રમાણે | **ન, મુહ્યતિ** | = મોહિત થતો નથી. |
| **કૌમારમ્** | = બાળપણ, | **દેહાન્તરપ્રાપ્તિઃ** | = બીજા શરીરની | | |

*ટીકા* – **'દેહિનોઽસ્મિન્યથા દેહે[1] કૌમારં યૌવનં જરા'** – દેહધારીના શરીરમાં પહેલાં બાલ્યાવસ્થા આવે છે, પછી યુવાવસ્થા આવે છે અને પછી વૃદ્ધાવસ્થા આવે છે. તાત્પર્ય એ છે કે શરીરમાં કદી એક અવસ્થા નથી રહેતી, એમાં નિરંતર પરિવર્તન થતું રહે છે.

અહીં 'દેહધારીના આ શરીરમાં' – એવું કહેવાથી સિદ્ધ થાય છે કે શરીરી ભિન્ન છે અને શરીર ભિન્ન છે. શરીરી દ્રષ્ટા છે અને શરીર દશ્ય છે. આથી શરીરમાં બાળપણ વગેરે અવસ્થાઓનું જે પરિવર્તન છે, તે પરિવર્તન શરીરીમાં નથી.

**'તથા દેહાન્તરપ્રાપ્તિઃ'** – જેવી રીતે શરીરની કુમાર, યુવા વગેરે અવસ્થાઓ થાય છે, તેવી જ રીતે દેહાન્તરની અર્થાત્ બીજા શરીરની પ્રાપ્તિ થાય છે. જેવી રીતે સ્થૂળ-શરીર

૧. કુમાર, યુવા અને વૃદ્ધાવસ્થા તો માત્ર શરીરધારીઓનાં શરીરોની હોય છે; પરંતુ અહીં **'અસ્મિન્ દેહે'** પદોમાં **'દેહ'** શબ્દ મનુષ્યશરીરનો વાચક માનવો જોઈએ.

બાળકમાંથી યુવાન અને યુવાનમાંથી ઘરડું થઈ જાય છે, ત્યારે એ અવસ્થાઓના પરિવર્તનને કારણે કોઈ શોક થતો નથી, તેવી જ રીતે શરીરી એક શરીરમાંથી બીજા શરીરમાં જાય છે, તો આ વિષયમાં પણ શોક નહિ થવો જોઈએ. જેવી રીતે સ્થૂળ-શરીરના રહેતાં-રહેતાં કુમાર, યુવા વગેરે અવસ્થાઓ થાય છે, એવી જ રીતે સૂક્ષ્મ અને કારણ-શરીરના રહેતાં-રહેતાં દેહાન્તરની પ્રાપ્તિ થાય છે અર્થાત્ જેવી રીતે બાળપણ, યુવાની વગેરે સ્થૂળશરીરની અવસ્થાઓ છે, તેવી રીતે દેહાન્તરની પ્રાપ્તિ (મૃત્યુ પછી બીજું શરીર ધારણ કરવું) સૂક્ષ્મ અને કારણ-શરીરની અવસ્થા છે.

સ્થૂળ-શરીરના રહેતાં-રહેતાં કુમાર વગેરે અવસ્થાઓનું પરિવર્તન થાય છે. આ તો સ્થૂળ દૃષ્ટિ છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોવામાં આવે તો અવસ્થાઓની માફક સ્થૂળ-શરીરમાં પણ પરિવર્તન થતું રહે છે. બાલ્યાવસ્થામાં જે શરીર હતું, તે યુવાવસ્થામાં નથી હોતું. વાસ્તવમાં એવી કોઈ પણ ક્ષણ નથી, કે જે ક્ષણમાં સ્થૂળ-શરીરનું પરિવર્તન ના થતું હોય. એવી જ રીતે સૂક્ષ્મ અને કારણ-શરીરમાં પણ પ્રતિક્ષણ પરિવર્તન થતું રહે છે, જે દેહાન્તરરૂપથી સ્પષ્ટ જોવામાં આવે છે.[૧]

હવે વિચાર આ કરવાનો છે કે સ્થૂળ-શરીરનું તો આપણને જ્ઞાન થાય છે, પરંતુ સૂક્ષ્મ અને કારણ-શરીરનું આપણને જ્ઞાન નથી થતું. આથી જ્યારે સૂક્ષ્મ અને કારણ-શરીરનું જ્ઞાન પણ નથી થતું, તો એના પરિવર્તનનું જ્ઞાન આપણને કેવી રીતે થઈ શકે? એનો ઉત્તર એ છે કે જેવી રીતે સ્થૂળ-શરીરનું જ્ઞાન એની અવસ્થાઓને કારણે થાય છે, એવી જ રીતે સૂક્ષ્મ અને કારણ-શરીરનું જ્ઞાન પણ એની અવસ્થાઓને કારણે થાય છે. સ્થૂળ-શરીરની 'જાગૃત', સૂક્ષ્મ-શરીરની 'સ્વપ્ન' અને કારણ-શરીરની 'સુષુપ્તિ' અવસ્થા માનવામાં આવે છે. મનુષ્ય પોતાની બાલ્યાવસ્થામાં પોતાને સ્વપ્નમાં બાળક જુએ છે, યુવાવસ્થામાં સ્વપ્નમાં યુવાન જુએ છે અને વૃદ્ધાવસ્થામાં સ્વપ્નમાં વૃદ્ધ જુએ છે. આથી સિદ્ધ થઈ ગયું કે સ્થૂળ-શરીરની સાથે-સાથે સૂક્ષ્મ-શરીરનું પણ પરિવર્તન થાય છે. એવી જ રીતે સુષુપ્તિ-અવસ્થા બાલ્યાવસ્થામાં વધારે હોય છે, યુવાવસ્થામાં ઓછી હોય છે અને વૃદ્ધાવસ્થામાં તે બહુ જ ઓછી થઈ જાય છે; આથી તેનાથી કારણ-શરીરનું પરિવર્તન પણ સિદ્ધ થઈ ગયું. બીજી વાત, બાલ્યાવસ્થામાં અને યુવાવસ્થામાં ઊંઘ લેવાથી શરીર અને ઇન્દ્રિયોમાં જેવી તાજગી આવે છે, તેવી તાજગી વૃદ્ધાવસ્થામાં ઊંઘ લેવાથી નથી આવતી અર્થાત્ વૃદ્ધાવસ્થામાં બાલ્ય અને યુવાવસ્થા જેવો વિશ્રામ નથી મળતો. આ રીતે પણ કારણ-શરીરનું પરિવર્તન સિદ્ધ થાય છે.

જેને બીજું – દેવતા, પશુ, પક્ષી વગેરેનું શરીર મળે છે, તેને તે શરીરમાં દેહાધ્યાસને કારણે 'હું આ જ છું' – એવો અનુભવ થાય છે, તો આ સૂક્ષ્મશરીરનું પરિવર્તન થઈ ગયું. એવી જ રીતે કારણ-શરીરમાં સ્વભાવ (પ્રકૃતિ) રહે છે, જેને સ્થૂળ દૃષ્ટિએ ટેવ કહે છે. તે ટેવ દેવતાની જુદી હોય છે તથા પશુ-પક્ષી વગેરેની જુદી હોય છે, તો આ કારણ-શરીરનું પરિવર્તન થઈ ગયું.

જો શરીરી(દેહી)નું પરિવર્તન હોત, તો અવસ્થાઓના બદલાવાથી પણ 'હું તે જ છું.'[૨] – એવું જ્ઞાન ના થાત. પરંતુ અવસ્થાઓના બદલાવા છતાં પણ 'જે પહેલાં બાળક હતો, યુવાન હતો, તે જ હું અત્યારે છું' – એવું જ્ઞાન થાય છે. તેનાથી સિદ્ધ થાય છે કે શરીરીમાં અર્થાત્ પોતાનામાં પરિવર્તન નથી થયું.

અહીં એક શંકા થઈ શકે છે કે સ્થૂળ-શરીરની અવસ્થાઓ બદલાવાથી તો એમનું જ્ઞાન થાય છે, પરંતુ શરીરાંતરની પ્રાપ્તિ થતાં પહેલાંના શરીરનું જ્ઞાન કેમ થતું નથી? પહેલાંનાં શરીરનું જ્ઞાન નહિ થવામાં કારણ આ છે કે મૃત્યુ અને જન્મના સમયે ઘણું જ વધારે કષ્ટ થાય છે. એ કષ્ટને કારણે બુદ્ધિમાં પૂર્વજન્મની સ્મૃતિ રહેતી નથી. જેવી રીતે લકવા થવાથી, અધિક વૃદ્ધાવસ્થા થવાથી બુદ્ધિમાં પહેલાં જેવું જ્ઞાન નથી રહેતું, એવી જ રીતે મૃત્યુ સમયે તથા જન્મ સમયે બહુ જ મોટો આઘાત લાગવાથી પૂર્વજન્મની સ્મૃતિ રહેતી નથી.[૩] પરંતુ જેમના મરણમાં એવું કષ્ટ થતું નથી અર્થાત્ શરીરની અવસ્થાંતરની પ્રાપ્તિની જેમ અનાયાસ જ દેહાન્તરની પ્રાપ્તિ થઈ જાય છે, તેની બુદ્ધિમાં પૂર્વજન્મની સ્મૃતિ

---

૧. દેહાન્તરની પ્રાપ્તિ થતાં સ્થૂળ-શરીર તો છૂટી જાય છે, પરંતુ મુક્તિ પહેલાં સૂક્ષ્મ અને કારણ-શરીર નથી છૂટતાં. જ્યાં સુધી મુક્તિ થાય નહિ ત્યાં સુધી સૂક્ષ્મ અને કારણ-શરીરની સાથે સંબંધ ચાલુ રહે છે.

૨. શાસ્ત્રમાં આ જ્ઞાનને **'પ્રત્યભિજ્ઞા'** ('અભિજ્ઞાન') કહેવામાં આવ્યું છે –
**'તત્તેદન્તાવગાહિ જ્ઞાનં પ્રત્યભિજ્ઞા'।**

૩. **મ્રિયતે રુદતાં સ્વાનામુરુવેદનયાસ્તધીઃ॥** (શ્રીમદ્ભા. ૩/૩૦/૧૮)
'મનુષ્ય રડી રહેલા સ્વજનોની વચ્ચે અત્યંત વેદનાથી અચેત થઈને મૃત્યુને પ્રાપ્ત થાય છે.'
**વિનિષ્ક્રામતિ કૃચ્છ્રેણ નિરુચ્છ્વાસો હતસ્મૃતિઃ॥** (શ્રીમદ્ભા. ૩/૩૧/૨૩)
'જન્મને સમયે તેના શ્વાસની ગતિ રોકાઈ જાય છે અને પૂર્વસ્મૃતિ નષ્ટ થઈ જાય છે.'

રહી શકે છે.[1]

હવે વિચાર કરો કે જેવું જ્ઞાન અવસ્થાંતરની પ્રાપ્તિમાં થાય છે, તેવું જ્ઞાન દેહાન્તરની પ્રાપ્તિમાં નથી થતું; પરંતુ 'હું છું' એ પ્રકારની પોતાની સત્તાનું જ્ઞાન તો બધાંને રહે છે. જેવી રીતે, સુષુપ્તિ (ગાઢ નિદ્રા)માં પોતાનું કંઈ પણ જ્ઞાન નથી રહેતું, પરંતુ જાગીને મનુષ્ય કહે છે કે એવી ગાઢ નિદ્રા આવી કે મને કંઈ ખ્યાલ ના રહ્યો, 'તો કંઈ ખ્યાલ ના રહ્યો.' એનું જ્ઞાન તો છે જ. સૂતાં પહેલાં હું જે હતો, તે જ હું જાગ્યા પછી છું, તો સુષુપ્તિને સમયે પણ હું તે જ હતો – આ રીતે પોતાની સત્તાનું જ્ઞાન અખંડ રૂપે નિરંતર રહે છે. પોતાની સત્તાના અભાવનું જ્ઞાન કદી કોઈને થતું નથી. શરીરધારીની સત્તાનો સદ્‌ભાવ અખંડરૂપથી રહે છે, ત્યારે તો મુક્તિ થાય છે અને મુક્ત-અવસ્થામાં તે રહે છે. હા, જીવનમુક્ત-અવસ્થામાં એને શરીરાંતરોનું જ્ઞાન ભલે ના પણ હોય, પરંતુ હું ત્રણે શરીરોથી ભિન્ન છું– એવો અનુભવ તો થાય છે જ.

**'ધીરસ્તત્ર ન મુહ્યતિ'** – ધીર એ છે, જેને સત-અસતનો બોધ થઈ ગયો છે. એવો ધીર મનુષ્ય એ વિષયમાં કદી મોહ પામતો નથી, એને કદીય સંદેહ થતો નથી. એનો અર્થ એ નથી કે એ ધીર મનુષ્યને દેહાન્તરની પ્રાપ્તિ થાય છે. ઊંચનીચ યોનિઓમાં જન્મ થવાનું કારણ ગુણોનો સંગ છે, અને ગુણોથી સંબંધ-વિચ્છેદ થવાથી ધીર મનુષ્યને દેહાન્તરની પ્રાપ્તિ થઈ જ શકતી નથી.

અહીં **'તત્ર'** પદનો અર્થ 'દેહાન્તર પ્રાપ્તિના વિષયમાં' નથી, પરંતુ 'દેહ-દેહીના વિષયમાં' છે. તાત્પર્ય એ છે કે શરીર શું છે? દેહી શું છે? પરિવર્તનશીલ શું છે? અપરિવર્તનશીલ શું છે? અનિત્ય શું છે? નિત્ય શું છે? અસત શું છે? સત શું છે? વિકારી શું છે? અવિકારી શું છે? – એ વિષયમાં તે મોહ નથી પામતો. દેહ અને દેહી સર્વથા ભિન્ન છે – આ વિષયમાં એને કદી મોહ નથી થતો. એને પોતાની અસંગતાનું અખંડ જ્ઞાન રહે છે.

**પરિશિષ્ટ ભાવ :** શરીર ક્યારેય એકરૂપ રહેતું જ નથી અને સત્તા ક્યારેય અનેકરૂપ થતી જ નથી. શરીર જન્મથી પહેલાં પણ ન હતું, મૃત્યુ પછી પણ રહેશે નહીં તથા વર્તમાનમાં પણ તે પ્રતિક્ષણ મરી રહ્યું છે. વાસ્તવમાં ગર્ભમાં આવતાં જ શરીરના મરવાનો ક્રમ (પરિવર્તન) શરૂ થઈ જાય છે. બાલ્યાવસ્થા મરી જાય તો યુવાવસ્થા આવી જાય છે, યુવાવસ્થા મરી જાય તો વૃદ્ધાવસ્થા આવી જાય છે અને વૃદ્ધાવસ્થા મરી જાય તો દેહાન્તર-અવસ્થા અર્થાત્ બીજા શરીરની પ્રાપ્તિ થઈ જાય છે. આ બધી અવસ્થાઓ શરીરની છે. બાળપણ, યુવાની અને વૃદ્ધાવસ્થા - આ ત્રણે અવસ્થાઓ સ્થૂળ-શરીરની છે અને દેહાન્તરની પ્રાપ્તિ સૂક્ષ્મ-શરીર અને કારણ-શરીરની છે. પરંતુ સ્વરૂપની ચિન્મય સત્તા આ બધી અવસ્થાઓથી અતીત છે. અવસ્થાઓ બદલાય છે, સ્વરૂપ એ જ રહે છે. આ પ્રમાણે શરીર-વિભાગ અને સત્તાવિભાગને અલગ-અલગ જાણનાર તત્ત્વજ્ઞ પુરુષ ક્યારેય કોઈ પણ અવસ્થામાં મોહિત થતો નથી.

જીવ પોતાનાં કર્મનાં ફળ ભોગવવા માટે અનેક યોનિઓમાં જાય છે, નરક અને સ્વર્ગમાં જાય છે - આવું કહેવામાત્રથી સિદ્ધ થાય છે કે, ચોર્યાસી લાખ યોનિઓ છૂટી જાય છે, સ્વર્ગ અને નરક છૂટી જાય છે, પણ સ્વયં (શરીરી) તે જ રહે છે. યોનિઓ (શરીર) બદલાય છે, જીવ (શરીરી) નથી બદલાતો. જીવ એક રહે છે, ત્યારે તો તે અનેક યોનિઓમાં, અનેક લોકમાં જાય છે. જે અનેક યોનિઓમાં જાય છે, તે સ્વયં કોઈ સાથે લિપ્ત થતો નથી. ક્યાંય ફસાતો નથી. જો તે લિપ્ત થઈ જાય, ફસાઈ જાય તો પછી ચોર્યાસી લાખ યોનિઓને કોણ ભોગવશે? સ્વર્ગ અને નરકમાં કોણ જશે? મુક્ત કોણ થશે?

જન્મવું અને મરવું એ આપણો ધર્મ નથી, પરંતુ શરીરનો ધર્મ છે. આપણું આયુષ્ય અનાદિ અને અનંત છે, જેની અંતર્ગત અનેક શરીર ઉત્પન્ન થાય છે અને મરે છે. જેમ આપણે અનેક વસ્ત્રો બદલીએ છીએ, પરંતુ વસ્ત્રો બદલવા છતાં આપણે બદલાતા નથી, પરંતુ એના-એ જ રહીએ છીએ. (ગીતા ૨/૨૨) એવી જ રીતે અનેક યોનિઓમાં જવા છતાં આપણી સત્તા નિત્ય નિરંતર જેમની તેમ રહે છે. તાત્પર્ય એ છે કે આપણી સ્વતંત્રતા અને અસંગતા સ્વતઃ સિદ્ધ છે. આપણું જીવન કોઈ એક શરીરને આધીન નથી. અસંગ હોવાના કારણે આપણે અનેક શરીરોમાં જવા છતાં એ જ રહીએ છીએ, પરંતુ શરીર સાથે તાદાત્મ્ય થવાને કારણે આપણે અનેક શરીર ધારણ કરતા રહીએ છીએ. માની લીધેલું તાદાત્મ્ય તો ટકતું નથી તેમ છતાં આપણે નવું નવું તાદાત્મ્ય કરતા રહીએ છીએ. જો નવું તાદાત્મ્ય (સંગ) ન કરીએ તો મુક્તિ (અસંગતા), સ્વાધીનતા સ્વતઃ સિદ્ધ છે.



૧. **યે મૃતાઃ સહસા મર્ત્યા જાયન્તે સહસા પુનઃ। તેષાં પૌરાણિકોઽભ્યાસઃ કઞ્ચિત્ કાલં હિ તિષ્ઠતિ ॥**
**તસ્માજ્જાતિસ્મરા લોકે જાયન્તે બોધસંયુતાઃ। તેષાં વિવર્ધતાં સંજ્ઞા સ્વપ્નવત્ સા પ્રણશ્યતિ ॥**
(મહાભારત, અનુશાસન. ૧૪૫)

'જે મનુષ્યો એકદમ મૃત્યુને પ્રાપ્ત થઈને પછી ક્યાંક એકદમ જન્મ લઈ લે છે, તેમનો પૂર્વનો અભ્યાસ અથવા સંસ્કારો કેટલાક સમય સુધી તાજા રહે છે. આ કારણથી તેઓ જગતમાં પૂર્વજન્મની વાતોના જ્ઞાનથી યુક્ત થઈને જન્મ લે છે અને જાતિસ્મર કહેવાય છે. પછી જેમ જેમ તેઓ મોટા થતા જાય છે, તેમ તેમ તેમની સ્વપ્ન જેવી તે પૂર્વની સ્મૃતિ નષ્ટ થવા લાગે છે.'

*સંબંધ – અનિત્ય વસ્તુ – શરીર વગેરેને કારણે જે શોક થાય છે, એની નિવૃત્તિ માટે કહે છે–*

**માત્રાસ્પર્શાસ્તુ કૌન્તેય શીતોષ્ણસુખદુઃખદાઃ ।**
**આગમાપાયિનોઽનિત્યાસ્તાંસ્તિતિક્ષસ્વ ભારત ॥ ૧૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કૌન્તેય** | = હે કુન્તીપુત્ર! | | (પ્રતિકૂળતા) દ્વારા સુખ-દુઃખ દેનારા છે (તથા) | **અનિત્યાઃ** | = અનિત્ય છે; (માટે) |
| **માત્રાસ્પર્શાઃ** | = ઇન્દ્રિયોના વિષયો (જડ પદાર્થો) | | | **ભારત** | = હે ભરતવંશી અર્જુન! |
| **તુ** | = તો | | | | |
| **શીતોષ્ણ-સુખદુઃખદાઃ** | = ઠંડી (અનુકૂળતા) અને ગરમી | **આગમાપાયિનઃ** | = આવવા જવાવાળા (અને) | **તાન્** | = તેમને (તું) |
| | | | | **તિતિક્ષસ્વ** | = સહન કર. |

*ટીકા* – [અહીં એક શંકા થાય છે કે આ ચૌદમા-પંદરમા શ્લોકોની અગાઉ (૧૧ થી ૧૩ સુધી) અને હવે પછીના (૧૬ થી ૩૦ સુધી) દેહી અને દેહ – આ બેઉનો જ વિષય છે. પછી વચમાં **'માત્રાસ્પર્શ'**ના આ બે શ્લોક (વિષયથી જુદા) કેવી રીતે આવ્યા? આનું સમાધાન આ છે કે, જેવી રીતે બારમા શ્લોકમાં ભગવાને સઘળા જીવોના નિત્ય-સ્વરૂપને બતાવવા માટે 'કોઈ સમયે હું ન હતો, એવી વાત નથી' – એવું કહીને પોતાને એમની હરોળમાં રાખી દીધા, તેવી જ રીતે શરીર વગેરે માત્ર પ્રાકૃત પદાર્થોને અનિત્ય, વિનાશી અને પરિવર્તનશીલ બતાવવા માટે ભગવાને અહીં **'માત્રાસ્પર્શ'**ની વાત કહી છે.]

**'તુ'** – નિત્યતત્ત્વથી દેહ વગેરે અનિત્ય વસ્તુઓને ભિન્ન બતાવવા માટે અહીં **'તુ'** પદ આવ્યું છે.

**'માત્રાસ્પર્શાઃ'** – જેમનાથી માપ-તોલ થાય છે અર્થાત્ જેમનાથી જ્ઞાન થાય છે, તે (જ્ઞાનનાં સાધનો) ઇન્દ્રિયો અને અંતઃકરણનું નામ **'માત્રા'** છે. માત્રાથી અર્થાત્ ઇન્દ્રિયો અને અંતઃકરણથી જેમનો સંયોગ થાય છે, તેમનું નામ **'સ્પર્શ'** છે. આથી ઇન્દ્રિયો અને અંતઃકરણથી જેમનું જ્ઞાન થાય છે, એવા સૃષ્ટિના તમામ પદાર્થો **'માત્રાસ્પર્શાઃ'** છે.

અહીં **'માત્રાસ્પર્શાઃ'** પદથી કેવળ પદાર્થો જ કેમ લેવામાં આવે, પદાર્થોનો સંબંધ કેમ ના લેવામાં આવે? જો આપણે અહીં **'માત્રાસ્પર્શાઃ'** પદથી કેવળ પદાર્થોનો સંબંધ જ લઈએ, તો એ સંબંધને **'આગમાપાયિનઃ'** (આવવા-જવાવાળો)ના કહી શકીએ; કારણ કે સંબંધની સ્વીકૃતિ કેવળ અંતઃકરણમાં નહિ થઈને સ્વયંમાં (અહમ્માં) થાય છે. સ્વયં નિત્ય છે. આથી એમાં જે સ્વીકૃતિ થઈ જાય છે, તે પણ નિત્ય જેવી જ થઈ જાય છે. સ્વયં જ્યાં સુધી એ સ્વીકૃતિને છોડતો નથી, ત્યાં સુધી એ સ્વીકૃતિ જેવી હતી તેવી ચાલુ રહે છે અર્થાત્ પદાર્થોનો વિયોગ થઈ જવા છતાં પણ, પદાર્થો નહિ રહેવા છતાં પણ, તે પદાર્થોનો સંબંધ ચાલુ રહે છે.[1] જેવી રીતે, કોઈ સ્ત્રી વિધવા થઈ ગઈ છે અર્થાત્ એનો પતિથી સદાને માટે વિયોગ થઈ ગયો છે, પરંતુ પચાસ વર્ષ પછી પણ એને કોઈ કહે છે કે આ અમુકની સ્ત્રી છે, તો એના કાન ટટાર થઈ જાય છે! આથી સિદ્ધ થયું કે સંબંધી(પતિ)ના નહિ રહેવા છતાં પણ એની સાથે માનેલો સંબંધ સદા ચાલુ રહે છે. આ દૃષ્ટિએ એ સંબંધને આવવા-જવાવાળો કહેવું બનતું નથી; આથી અહીં **'માત્રાસ્પર્શાઃ'** પદથી પદાર્થોનો સંબંધ નહિ લેતાં માત્ર પદાર્થો લેવામાં આવ્યા છે.

**'શીતોષ્ણસુખદુઃખદાઃ'** – અહીં 'શીત' અને 'ઉષ્ણ' શબ્દો અનુકૂળતા અને પ્રતિકૂળતાના વાચક છે. જો એમનો અર્થ ઠંડી અને ગરમી લેવામા આવે તો એ કેવળ ત્વગિન્દ્રિય(ત્વચા)ના વિષયો બની જશે, કે જે એકદેશીય છે. આથી 'શીત'નો અર્થ અનુકૂળતા અને 'ઉષ્ણ'નો અર્થ પ્રતિકૂળતા લેવો એ જ યોગ્ય લાગે છે.

માત્ર પદાર્થો અનુકૂળતા-પ્રતિકૂળતા દ્વારા સુખ-દુઃખ આપનારા છે અર્થાત્ જેમને આપણે ઇચ્છીએ છીએ, એવી અનુકૂળ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ, ઘટના, સ્થળ, કાળ વગેરેના મળવાથી સુખ થાય છે; અને જેમને આપણે નથી ઇચ્છતા, એવી પ્રતિકૂળ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેના મળવાથી દુઃખ થાય છે. અહીં અનુકૂળતા-પ્રતિકૂળતા એ કારણ છે અને સુખ-દુઃખ એ કાર્ય છે. વાસ્તવમાં જોવામાં આવે તો આ પદાર્થોમાં સુખ-દુઃખ આપવાનું સામર્થ્ય નથી.

---

૧. આ માનેલો સંબંધ કેવળ અસ્વીકૃતિથી અર્થાત્ પોતામાં નહિ માનવાથી જ નાશ પામે છે. પોતાના સતસ્વરૂપમાં સંબંધ છે નહિ, થયો નથી અને થઈ શકતો પણ નથી; પરંતુ માનેલા સંબંધની અસ્વીકૃતિ વિના ગમે તેટલો ત્યાગ કરવામાં આવે, ગમે તેટલું કષ્ટ ભોગવવામાં આવે, શરીરમાં ગમે તેટલું પરિવર્તન થઈ જાય, ગમે તેટલી તપશ્ચર્યા કરવામાં આવે, તોપણ માનેલો સંબંધ નાશ પામતો નથી, ઊલટાનો જેવો હતો તેવો જ ચાલુ રહે છે.

મનુષ્ય આમની સાથે સંબંધ જોડીને આમનામાં અનુકૂળતા-પ્રતિકૂળતાની ભાવના કરી લે છે, જેથી એ પદાર્થો સુખ-દુઃખ આપવાવાળા દેખાય છે. આથી ભગવાને અહીં **'સુખદુઃખદાઃ'** કહ્યા છે.

**'આગમાપાયિનઃ'** – પદાર્થો માત્ર આદિ-અંતવાળા, ઉત્પત્તિ, વિનાશશીલ અને આવવા-જવાવાળા છે. તેઓ રહેવાવાળા (સ્થાયી) નથી; કારણ કે તેઓ ઉત્પત્તિની પહેલાં ન હતા અને વિનાશની પછી પણ નહિ રહે. આથી તેઓ **'આગમાપાયી'** છે.

**'અનિત્યાઃ'** – જો કોઈ કહે કે તેઓ ઉત્પત્તિની પહેલાં અને વિનાશની પછી ભલે ન પણ હોય, પરંતુ મધ્યમાં તો રહેતા જ હશે. તો ભગવાન કહે છે કે અનિત્ય હોવાથી તેઓ મધ્યમાં પણ નથી રહેતા. તે પ્રતિક્ષણ બદલાતા રહે છે. એટલી ઝડપથી બદલાતા રહે છે કે તેમને તે જ રૂપમાં બીજી વાર કોઈ દેખી જ નથી શકતું; કારણ કે પહેલી ક્ષણે જેવા હતા, તેવા બીજી ક્ષણે રહેતા જ નથી. એટલા માટે ભગવાને એમને **'અનિત્યાઃ'** કહ્યા છે.

કેવળ તે પદાર્થો જ અનિત્ય અને પરિવર્તનશીલ છે એમ નથી, વધારામાં જેમના વડે એ પદાર્થોનું જ્ઞાન થાય છે, તે ઇન્દ્રિયો અને અંતઃકરણ પણ પરિવર્તનશીલ છે. એમના પરિવર્તનને કેવી રીતે સમજી શકાય? જેવી રીતે દિવસે કામ કરતાં કરતાં સાંજ સુધી ઇન્દ્રિયો વગેરેમાં થકાવટ આવી જાય છે, અને રાત્રે તૃપ્તિપૂર્વક ઊંઘ લેવાથી સવારે એમનામાં જે તાજગી આવી હતી, તે સાંજ સુધી રહેતી નથી. આ કારણથી ફરીથી ઊંઘ લેવી પડે છે, જેથી ઇન્દ્રિયોની થકાવટ દૂર થાય છે અને તાજગીનો અનુભવ થાય છે. જેવી રીતે જાગૃત-અવસ્થામાં પ્રતિક્ષણ થકાવટ આવતી રહે છે, તેવી જ રીતે ઊંઘમાં પ્રતિક્ષણ તાજગી આવતી રહે છે. આથી સિદ્ધ થયું કે ઇન્દ્રિયો વગેરેમાં પ્રતિક્ષણ પરિવર્તન થતું રહે છે.

[અહીં પદાર્થો માત્રને સ્થૂળ રૂપથી **'આગમાપાયિનઃ'** અને સૂક્ષ્મ રૂપથી **'અનિત્યાઃ'** કહેવામાં આવ્યા છે. આમને અનિત્યથી પણ સૂક્ષ્મ દર્શાવવા માટે આગળ સોળમાં શ્લોકમાં આમને **'અસત્'** કહેશે, અને પહેલાં જે નિત્યતત્ત્વનું વર્ણન થયું છે, એને **'સત્'** કહેશે.]

**'તાંસ્તિતિક્ષસ્વ'** – આ જેટલા માત્રાસ્પર્શ અર્થાત્ ઇન્દ્રિયોના વિષયો છે, એમની સામે આવવાથી 'આ અનુકૂળ છે અને આ પ્રતિકૂળ છે' – એવું જ્ઞાન થવું એ દોષયુક્ત નથી, ઊલટું એને લઈને અંતઃકરણમાં રાગદ્વેષ, હર્ષશોક વગેરે વિકારો પેદા થવા એ જ દોષયુક્ત છે. આથી અનુકૂળતા-પ્રતિકૂળતાનું જ્ઞાન થવા છતાં પણ રાગ-દ્વેષાદિ વિકારોને ઉત્પન્ન નહિ થવા દેવા અર્થાત્ માત્રાસ્પર્શોમાં નિર્વિકાર રહેવું એ જ એમને 'સહન કરવું' એમ કહે છે. આ સહન કરવાને જ ભગવાને **'તિતિક્ષસ્વ'** કહ્યું છે.

બીજો ભાવ આ છે કે શરીર, ઇન્દ્રિયો, અંતઃકરણ વગેરેની ક્રિયાઓનો અને અવસ્થાઓનો આરંભ અને અંત હોય છે અને તેઓનો ભાવ અને અભાવ હોય છે. તે ક્રિયાઓ અને અવસ્થાઓ તારામાં નથી; કેમકે તું તેમને જાણવાવાળો છે, તેમનાથી ભિન્ન છે. તું પોતે જેવો ને તેવો રહે છે. આથી તે ક્રિયાઓમાં અને અવસ્થાઓમાં તું નિર્વિકાર રહે. આમાં નિર્વિકાર રહેવું એ જ તિતિક્ષા છે.

**પરિશિષ્ટ ભાવ :** જેમ શરીર ક્યારેય એકરૂપ રહેતું નથી. પ્રતિક્ષણ બદલાતું રહે છે, એવી જ રીતે ઇન્દ્રિયો-મન-બુદ્ધિથી જેમનું જ્ઞાન થાય છે, તે બધા જ સાંસારિક પદાર્થો (માત્ર પ્રકૃતિ અને પ્રકૃતિનું કાર્ય) પણ ક્યારેય એકરૂપ રહેતા નથી. તેમનો સંયોગ અને વિયોગ થતો રહે છે. જે પદાર્થોને આપણે ઇચ્છીએ છીએ, તેમના સંયોગથી સુખ થાય છે અને વિયોગથી દુઃખ થાય છે. જે પદાર્થોને આપણે નથી ઇચ્છતા, તેમના વિયોગથી સુખ થાય છે અને સંયોગથી દુઃખ થાય છે. પદાર્થો પણ આવવા - જવાવાળા અને અનિત્ય છે. એવી જ રીતે જેનાથી પદાર્થોનું જ્ઞાન થાય છે, તે ઇન્દ્રિયો અને અંતઃકરણ પણ આવવા-જવાવાળા તથા અનિત્ય છે, અને પદાર્થોથી થનારું સુખ-દુઃખ પણ આવવા-જવાવાળું અને અનિત્ય છે. પરંતુ સ્વયં (પોતે) હંમેશાં જેમનો તેમ રહેવાવાળો, નિર્વિકાર અને નિત્ય છે. તેથી તેમને (સુખ-દુઃખને) સહી લેવાં જોઈએ. અર્થાત્ તેમના સંયોગ-વિયોગથી સુખી-દુઃખી ન થવું જોઈએ, ઊલટાનું નિર્વિકાર રહેવું જોઈએ. સુખ અને દુઃખ બન્ને અલગ-અલગ હોય છે, પરંતુ એને જોનારો એક જ હોય છે અને તે બન્નેથી અલગ (નિર્વિકાર) હોય છે. પરિવર્તનશીલને જોવાથી સ્વયં (સ્વરૂપ)ની અપરિવર્તનશીલતા (નિર્વિકારતા)નો અનુભવ આપમેળે થાય છે.

અહીં 'શીત' શબ્દ અનુકૂળતાના અને 'ઉષ્ણ' શબ્દ પ્રતિકૂળતાના અર્થમાં છે. તાત્પર્ય એ છે કે વધારે ઠંડી પડવાથી પણ વૃક્ષ સુકાઈ જાય છે અને વધારે ગરમી પડવાથી પણ વૃક્ષ સુકાઈ જાય છે; આથી પરિણામમાં ઠંડી અને ગરમી બન્ને એક જ છે. એવી જ રીતે અનુકૂળતા અને પ્રતિકૂળતા પણ એક જ છે. તેથી ભગવાન એ બન્નેને સહન કરવાની અર્થાત્ તેનાથી ઉપર ઊઠવાની આજ્ઞા આપે છે.

સુખ-દુઃખ, હર્ષ-શોક, રાગ-દ્વેષ, કામ-ક્રોધ વગેરે આવવા-જવાવાળા, બદલાતા રહેનારા છે, પરંતુ સ્વયં-પોતાનું સ્વરૂપ જેમનું તેમ રહેવાવાળું છે. સાધકથી આ બહુ મોટી ભૂલ થાય છે કે તે બદલનારી સ્થિતિને જુએ છે, પરંતુ પોતાને જોતો

નથી. આવી પડેલી સ્થિતિનો સ્વીકાર કરે છે, પરંતુ સ્વયંનો (પોતાનો) સ્વીકાર કરતો નથી. પ્રાપ્ત સ્થિતિ પહેલાં પણ ન હતી અને પછી રહેવાની પણ નથી, તેથી વચ્ચે (વર્તમાનમાં) દેખાય છે તે પણ છે નહી. પરંતુ પોતાના-સ્વયંમાં, આદિ-મધ્ય કે અંત છે જ નહીં. દશા (સ્થિતિ) ક્યારેય એકરૂપ રહેતી જ નથી અને સ્વયં (પોતે) ક્યારેય અનેકરૂપ થતો જ નથી. જે દેખાય છે, એ પણ દશા (સ્થિતિ) છે અને જે જોવાવાળી (બુદ્ધિ) છે, તે પણ સ્થિતિ જ છે. જાણવામાં આવનારી પણ સ્થિતિ જ છે અને જાણનારી પણ સ્થિતિ જ છે. સ્વયં (પોતે) ન દેખાનારો છે, ન દેખનારો છે, ન જાણવામાં આવનારો છે અને ન જાણવાવાળો છે. આ દેખાનારો અને દેખનારો વગેરે બધા જ દશા (સ્થિતિ)ની અંતર્ગત છે. દેખાનારો અને દેખનારો તો રહેશે નહીં, પરંતુ સ્વયં રહેશે, કારણ કે દશા (સ્થિતિ) તો બદલાઈ જશે. પરંતુ સ્વયં રહી જશે. તાત્પર્ય એ છે કે, દેખાનાર (દૃશ્ય)ની સાથે સંબંધ હોવાથી જ સ્વયં 'દેખનાર' (દૃષ્ટા) કહેવાય છે. જો દેખાનાર (દૃશ્ય)ની સાથે સંબંધ ન રહે તો સ્વયં રહેશે, પરંતુ તેનું નામ 'દેખનાર' નહીં હોય. એ જ પ્રમાણે 'શરીર' સાથે સંબંધ હોવાથી (ચિન્મય સત્તા) 'શરીરી' કહેવાય છે. જો 'શરીર' સાથે સંબંધ ન રહે તો સ્વયં રહેશે, પરંતુ તેનું નામ 'શરીરી' નહીં હોય. (ગીતા ૧૩/૧). તેથી ભગવાને માત્ર મનુષ્યોને સમજાવવા માટે જ 'શરીરી' નામ કહ્યું છે.

—■—

***સંબંધ*** *– અગાઉના શ્લોકમાં માત્રાસ્પર્શોની તિતિક્ષાની વાત કહી. હવે એવી તિતિક્ષાથી શું થશે – આને આગળના શ્લોકમાં બતાવે છે.*

**યં હિ ન વ્યથયન્ત્યેતે પુરુષં પુરુષર્ષભ ।**
**સમદુઃખસુખં ધીરં સોઽમૃતત્વાય કલ્પતે ॥ ૧૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **હિ** | = કેમકે | **ધીરમ્** | = બુદ્ધિમાન | | નથી કરતા, |
| **પુરુષર્ષભ** | = હે પુરુષશ્રેષ્ઠ અર્જુન! | **પુરુષમ્** | = પુરુષને | **સઃ** | = તે |
| | | **એતે** | = આ માત્રાસ્પર્શ (પદાર્થો) | **અમૃતત્વાય** | = અમર થવાને |
| **સમદુઃખ-સુખમ્** | = દુઃખ-સુખમાં સમ રહેનાર | **ન, વ્યથયન્તિ** | = વિચલિત (સુખી-દુઃખી) | **કલ્પતે** | = સમર્થ થઈ જાય છે અર્થાત્ તે અમર થઈ જાય છે. |
| **યમ્** | = જે | | | | |

***ટીકા*** – **'પુરુષર્ષભ'** – મનુષ્ય ઘણું કરીને પરિસ્થિતિઓને બદલવાનો જ વિચાર કરે છે, જે કદી બદલી શકાતી નથી અને જેમને બદલવાનો સંભવ જ નથી. યુદ્ધ રૂપી પરિસ્થિતિ પ્રાપ્ત થવાથી અર્જુને એને બદલવાનો વિચાર નહિ કરીને પોતાના કલ્યાણનો વિચાર કરી લીધો છે. આ કલ્યાણનો વિચાર કરવો એ જ મનુષ્યોમાં તેમની શ્રેષ્ઠતા છે.

**'સમદુઃખસુખં ધીરમ્'** – ધીર મનુષ્ય સુખ-દુઃખમાં સમાન રહે છે. અંતઃકરણની વૃત્તિથી જ સુખ અને દુઃખ – આ બન્ને જુદાં જુદાં દેખાય છે. સુખ-દુઃખના ભોગવવામાં પુરુષ (ચેતન) કારણ છે, અને તે કારણ બને છે પ્રકૃતિમાં સ્થિત થવાથી (ગીતા અ. ૧૩/૨૦-૨૧). જ્યારે તે પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે, ત્યારે સુખ-દુઃખને ભોગવવાવાળો કોઈ રહેતો નથી. આમ પોતે પોતામાં સ્થિત થવાથી તે સુખ-દુઃખમાં સ્વાભાવિક રીતે જ સમાન બની જાય છે.

**'યં હિ ન વ્યથયન્ત્યેતે પુરુષમ્'** – ધીર મનુષ્યને તે માત્રાસ્પર્શ અર્થાત્ પ્રકૃતિના પદાર્થમાત્ર વ્યથા પહોંચાડતા નથી. પ્રાકૃત પદાર્થોના સંયોગથી જે સુખ થાય છે, તે પણ વ્યથા છે અને એ પદાર્થોના વિયોગથી જે દુઃખ થાય છે, તે પણ વ્યથા છે. પરંતુ જેની દૃષ્ટિ સમતા તરફ છે, તેને તે પ્રાકૃત પદાર્થો સુખી-દુઃખી કરી શકતા નથી. સમતાની તરફ દૃષ્ટિ રહેવાથી અનુકૂળતાને લીધે એ સુખનું જ્ઞાન તો થાય છે, પણ તેનો ભોગ નહિ થવાથી અંતઃકરણમાં એ સુખનો સ્થાયી રૂપથી સંસ્કાર નથી પડતો. એવી જ રીતે પ્રતિકૂળતા આવતાં એ દુઃખનું જ્ઞાન તો થાય છે, પણ તેનો ભોગ નહિ થવાથી અંતઃકરણમાં એ દુઃખનો સ્થાયી રૂપથી સંસ્કાર નથી પડતો. આ રીતે સુખ-દુઃખનાં સંસ્કાર નહિ પડવાથી તે વ્યથિત નથી થતો. તાત્પર્ય આ થયું કે અંતઃકરણમાં સુખ-દુઃખનું જ્ઞાન થવાથી તે પોતે સુખી-દુઃખી નથી થતો.

**'સોઽમૃતત્વાય કલ્પતે'** – એવો ધીર મનુષ્ય અમરતાને માટે યોગ્ય બની જાય છે અર્થાત્ એનામાં અમરતા પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આવી જાય છે. સામર્થ્ય અને યોગ્યતા આવવાથી તે અમર બની જ જાય છે, એમાં વિલંબને કોઈ સ્થાન નથી. કારણ કે એની અમરતા તો સ્વતઃસિદ્ધ છે. કેવળ પદાર્થોના સંયોગ-વિયોગથી પોતાનામાં જે વિકાર માનતો હતો, એ જ ભૂલ હતી.

## વિશેષ વાત

મનુષ્યોનિ સુખ-દુઃખ ભોગવવા માટે નથી મળી, ઊલટું સુખ-દુઃખથી ઉપર ઊઠીને મહાન આનંદ અને પરમ શાંતિની પ્રાપ્તિ માટે મળી છે, જે આનંદ અને સુખશાંતિ પ્રાપ્ત થયા પછી બીજું કશું પ્રાપ્ત કરવાનું બાકી નથી રહેતું (ગીતા અ. ૬/૨૨). જો અનુકૂળ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેના હોવામાં અથવા એમની સંભાવનામાં આપણે સુખી થઈશું અર્થાત્ આપણા અંતરમાં અનુકૂળ વસ્તુ, વ્યક્તિ વગેરેને પ્રાપ્ત કરવાની કામના અને લોલુપતા રહેશે તો આપણે અનુકૂળતાનો સદુપયોગ નહિ કરી શકીએ. અનુકૂળતાનો સદુપયોગ કરવાનું સામર્થ્ય અને શક્તિ આપણને પ્રાપ્ત નહિ થઈ શકે. કારણ કે અનુકૂળતાનો સદુપયોગ કરવાની શક્તિ અનુકૂળતાને ભોગવવામાં વપરાઈ જશે, જેથી અનુકૂળતાનો સદુપયોગ નહિ થાય; પરંતુ ઉપભોગ જ થશે. આ જ રીતે પ્રતિકૂળ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ, ઘટના, ક્રિયા વગેરેના આવવાથી અથવા એની આશંકાથી આપણે દુઃખી થઈશું તો પ્રતિકૂળતાનો સદુપયોગ નહિ થાય; પરંતુ ઉપભોગ જ થશે. દુઃખને સહન કરવાનું સામર્થ્ય આપણામાં નહિ રહે. આથી આપણે પ્રતિકૂળતાના ઉપભોગમાં જ ફસાયેલા રહીશું અને દુઃખી થતા રહીશું.

જો અનુકૂળ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ, ઘટના વગેરે પ્રાપ્ત થતાં સુખ-સામગ્રીનો પોતાના સુખ, આરામ અને સુવિધા માટે ઉપયોગ કરીએ અને એનાથી રાજી થઈએ તો એ અનુકૂળતાનો ઉપભોગ થયો ગણાય. પરંતુ નિર્વાહ-બુદ્ધિથી ઉપયોગ કરતા રહીને એ સુખસામગ્રીને અભાવગ્રસ્તોની સેવામાં વાપરવામાં આવે તો એ અનુકૂળતાનો સદુપયોગ થયો ગણાય. આમ સુખસામગ્રીને દુખિયાઓની જ સમજવી. એના ઉપર દુખિયાઓનો જ અધિકાર છે. માની લો કે આપણે લખપતિ છીએ, તો આપણને લખપતિ હોવાનું સુખ થાય છે, અભિમાન થાય છે. પરંતુ આ બધું ત્યારે થાય છે, કે જ્યારે આપણી સામે કોઈ લખપતિ ના હોય. જો આપણી સામે, આપણા જોવા-સાંભળવામાં જેઓ આવે છે, તે સઘળેસઘળા કરોડપતિ હોય, તો શું આપણને લખપતિ હોવાનું સુખ મળશે? બિલકુલ નહિ મળે. આથી આપણને લખપતિ હોવાનું સુખ તો અભાવગ્રસ્તોએ અને દરિદ્રોએ જ આપ્યું છે. જો આપણે મળેલી સુખ-સામગ્રીથી અભાવગ્રસ્તોની સેવા નહિ કરીને પોતે જ સુખ ભોગવીએ, તો આપણે કૃતઘ્ની થઈએ છીએ. એનાથી બધા અનર્થો પેદા થાય છે. કારણ કે આપણી પાસે જે સુખસામગ્રી છે, તે બધી દુઃખી લોકોએ જ આપેલી છે. આથી એ સુખ-સામગ્રીને દુઃખીઓની સેવામાં વાપરી દેવી એ આપણું કર્તવ્ય છે.

હવે વિચાર આ કરવાનો છે કે પ્રતિકૂળતાનો સદુપયોગ કેવી રીતે કરવામાં આવે? દુઃખનું કારણ સુખની ઇચ્છા અને આશા જ છે. પ્રતિકૂળ પરિસ્થિતિ દુઃખદાયી ત્યારે જ બને છે, કે જ્યારે અંતરમાં સુખની ઇચ્છા રહે છે. જો આપણે સાવધાનીથી અનુકૂળતાની ઇચ્છાનો અને સુખની આશાનો ત્યાગ કરી દઈએ, તો પછી આપણને પ્રતિકૂળ પરિસ્થિતિમાં દુઃખ નથી થઈ શકતું અર્થાત્ આપણને પ્રતિકૂળ પરિસ્થિતિ દુઃખી નથી કરી શકતી. જેવી રીતે, રોગીને કડવામાં કડવી દવા લેવી પડે, તોપણ તેને દુઃખ થતું નથી, ઊલટું આ વાતને લીધે પ્રસન્નતા થાય છે કે આ દવાથી મારો રોગ નાશ પામી રહ્યો છે. એવી જ રીતે પગમાં ઊંડો કાંટો વાગે અને કાંટો કાઢવાવાળો તેને કાઢવા માટે સોયથી ઊંડો ઘા કરે તો ભારે પીડા થાય છે. તે પીડાથી તે સિસકારો કરે છે અને ગભરાય છે પણ તે કાંટો કાઢવાવાળાને એમ કદી નથી કહેતો કે 'ભાઈ! તમે રહેવા દો, કાંટો કાઢશો નહિ. કાંટો નીકળી જશે અને હંમેશ માટે પીડા દૂર થઈ જશે' — આ વાતને લીધે તે આ પીડાને પ્રસન્નતાપૂર્વક સહી લે છે. આ જે સુખની ઇચ્છાનો ત્યાગ કરીને દુઃખને અને પીડાને પ્રસન્નતાપૂર્વક સહેવાનું છે, એ પ્રતિકૂળતાનો સદુપયોગ છે. જો તે કડવી દવા લેવાથી અને કાંટો કાઢવાની પીડાથી દુઃખી થઈ જાય, તો એ પ્રતિકૂળતાનો ઉપભોગ છે, જેનાથી તેને ભયંકર દુઃખ ભોગવવું પડશે.

જો આપણે સુખ-દુઃખનો ઉપભોગ કરતા રહીશું, તો ભવિષ્યમાં આપણે ભોગયોનિઓમાં અર્થાત્ સ્વર્ગ, નરક વગેરેમાં જવું જ પડશે. કારણ કે સુખ-દુઃખ ભોગવવાનાં સ્થાન એ સ્વર્ગ, નરક વગેરે જ છે. જો આપણે સુખ-દુઃખનો ઉપભોગ કરીએ, સુખ-દુઃખમાં સમાન ના રહીએ અને સુખ-દુઃખથી ઊંચે ના ઊઠીએ, તો આપણે મુક્તિને પાત્ર કેવી રીતે થઈશું? નહિ થઈ શકીએ.

ચૌદમા શ્લોકમાં ભગવાને કહ્યું કે આ સાંસારિક પદાર્થો વગેરે અનુકૂળતા-પ્રતિકૂળતા દ્વારા સુખ-દુઃખ આપવાવાળા અને આવવા-જવાવાળા છે, સદા રહેવાવાળા નથી, કારણ કે તેઓ અનિત્ય અને ક્ષણભંગુર છે. એમની પ્રાપ્તિ થવાની સાથે તે જ ક્ષણથી એમનો નાશ થવાનું શરૂ થઈ જાય છે. એમનો સંયોગ થતાં જ એમનાથી વિયોગ થવાનું શરૂ થઈ જાય છે. તેઓ પહેલાં ન હતા, પછી નહિ રહે અને વર્તમાનમાં પણ પ્રતિક્ષણે અભાવમાં જઈ રહ્યા છે. એમને ભોગવીને આપણે કેવળ પોતાનો સ્વભાવ બગાડી રહ્યા છીએ અને સુખ-દુઃખના ભોગી બનતા જઈ રહ્યા છીએ. સુખ-દુઃખના ભોગી

બનીને આપણે ભોગયોનિને જ પાત્ર બનતા જઈ રહ્યા છીએ. પછી આપણને મુક્તિ કેવી રીતે મળશે? આપણને ભુક્તિ (ભોગ)ની જ રુચિ છે, તો પછી ભગવાન આપણને મુક્તિ કેવી રીતે આપશે?

આ રીતે જો આપણે સુખ-દુઃખનો ઉપભોગ નહિ કરીને એમનો સદુપયોગ કરીશું, તો આપણે સુખદુઃખથી ઉપર ઊઠી જઈશું અને મહાન આનંદનો અનુભવ કરી લઈશું.

**પરિશિષ્ટ ભાવ :** સ્વરૂપ સત્તારૂપ છે. સત્તામાં કોઈ વ્યથા નથી. શરીર સાથેના તાદાત્મ્યથી જ વ્યથા થાય છે. તેથી 'શરીર તે હું છું' એવું માનનાર કોઈ પણ મનુષ્ય વ્યથારહિત હોઈ શકે નહીં. વ્યથારહિત હોવાનું તાત્પર્ય એ છે કે, પ્રિયને પ્રાપ્ત કરીને હર્ષિત ન થવું અને અપ્રિયને પ્રાપ્ત કરીને દુઃખી ન થવું (ગીતા-૫/૨૦). વ્યથારિહત થવાથી મનુષ્યની બુદ્ધિ સ્થિર થઈ જાય છે. **'સ્થિરબુદ્ધિરસમ્મૂઢઃ'** (ગીતા ૫-૨૦)

સુખ કે દુઃખની પરિસ્થિતિથી સુખી-દુઃખી થવું એ જ વ્યથિત થવું છે. સુખી-દુઃખી થવું એ સુખ-દુઃખનો ભોગ છે અને ભોગી વ્યક્તિ ક્યારેય સુખી રહી શકતો નથી. સાધકે સુખ-દુઃખનો ભોગ કરવો જોઈએ નહીં, ઊલટાનું સુખ-દુઃખનો સદુપયોગ કરવો જોઈએ. સુખદ-દુઃખદ પરિસ્થિતિ પ્રારબ્ધથી પ્રાપ્ત થાય છે અને એ પરિસ્થિતિને સાધનસામગ્રી માનીને તેનો સદુપયોગ કરવો એ વાસ્તવિક પુરુષાર્થ છે. આ પુરુષાર્થથી અમરતાની પ્રાપ્તિ થાય છે. સુખનો સદુપયોગ છે—બીજાને સુખ આપવું, તેમની સેવા કરવી અને દુઃખનો સદુપયોગ છે - સુખની ઈચ્છાનો ત્યાગ કરવો. દુઃખનો સદુપયોગ કરવાથી સાધક દુઃખના કારણની શોધ કરે છે. દુઃખનું કારણ છે સુખની ઇચ્છા. **'યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે'** (ગીતા ૫/૨૨). જે મનુષ્ય સુખ-દુઃખનો ભોગ કરે છે, તે ભોગીનું પતન થાય છે અને જે સુખ-દુઃખનો સદુપયોગ કરે છે, તે યોગી સુખ-દુઃખથી ઉપર ઊઠીને અમરતાનો અનુભવ કરે છે.



***સંબંધ*** *— અત્યાર સુધી દેહ-દેહીનું જે વિવેચન થયું છે, તેને ભગવાન બીજા શબ્દોમાં આગળના ત્રણ શ્લોકોમાં કહે છે.*

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।**
**ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ ॥ ૧૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અસતઃ** | = અસતની તો | **સતઃ** | = સતનો | **અનયોઃ** | = આ (રીતે) |
| **ભાવઃ** | = સત્તા (ભાવ) | **અભાવઃ** | = અભાવ | **ઉભયોઃ, અપિ** | = બન્નેયનું |
| **ન, વિદ્યતે** | = વિદ્યમાન નથી | **ન, વિદ્યતે** | = વિદ્યમાન નથી. | **અન્તઃ** | = તત્ત્વ |
| **તુ** | = અને | **તત્ત્વદર્શિભિઃ** | = તત્ત્વજ્ઞાની પુરુષોએ | **દૃષ્ટઃ** | = જોયું અર્થાત અનુભવ કર્યું છે. |

*ટીકા* — **'નાસતો વિદ્યતે ભાવઃ'** — શરીર જન્મ પહેલાં પણ ન હતું, મૃત્યુ પછી પણ નહિ રહે અને વર્તમાનમાં પણ એનો ક્ષણ-પ્રતિક્ષણ અભાવ થઈ રહ્યો છે. તાત્પર્ય એ છે કે આ શરીર ભૂત, ભવિષ્ય અને વર્તમાન-આ ત્રણેય કાળમાં કદી ભાવરૂપથી રહેતું નથી. આથી આ અસત છે. આ જ રીતે આ સંસારનો પણ ભાવ નથી. આ પણ અસત છે. આ શરીર તો સંસારનો એક નાનકડો નમૂનો છે; આ કારણથી શરીરના પરિવર્તનથી સંસારમાત્રના પરિવર્તનનો અનુભવ થાય છે કે આ સંસારનો પહેલાં પણ અભાવ હતો અને પછી પણ અભાવ થશે અને વર્તમાનમાં પણ અભાવ થઈ રહ્યો છે.

સંસારમાત્ર કાળરૂપી અગ્નિમાં લાકડાની માફક નિરંતર સળગી રહ્યો છે. લાકડાના બળ્યા પછી તો કોલસા અને રાખ બચી રહે છે, પણ સંસારને કાળરૂપી અગ્નિ એવી વિલક્ષણ રીતે બાળે છે કે કોલસા અથવા રાખ કશું પણ બાકી રહેતું નથી. તે સંસારનો અભાવ જ અભાવ કરી નાખે છે. આથી કહેવામાં આવ્યું છે કે અસતની સત્તા નથી.

**'નાભાવો વિદ્યતે સતઃ'** — જે સત વસ્તુ છે, તેનો અભાવ નથી હોતો અર્થાત્ જ્યારે દેહનો જન્મ થયો ન હતો, ત્યારે પણ દેહી હતો, દેહ નષ્ટ થયા પછી પણ દેહી રહેશે અને વર્તમાનમાં દેહના પરિવર્તનશીલ હોવા છતાં પણ દેહી તેમાં જેમ છે તેમ જ રહે છે. એ જ રીતે જ્યારે સંસાર ઉત્પન્ન નહોતો થયો, તે સમયે પણ પરમાત્મતત્ત્વ હતું, સંસારનો અભાવ થવા છતાં પણ પરમાત્મતત્ત્વ રહેશે અને વર્તમાનમાં સંસાર પરિવર્તનશીલ હોવા છતાં પણ પરમાત્મતત્ત્વ તેમાં જેવું છે તેવું જ રહે છે.

## માર્મિક વાત

સંસારને આપણે એક જ વાર જોઈ શકીએ છીએ, બીજી વાર નહિ. કારણ કે સંસાર પ્રતિક્ષણ પરિવર્તનશીલ છે; આથી એક ક્ષણ પહેલાં વસ્તુ જેવી હતી, તેવી તે બીજી ક્ષણે નથી રહેતી; જેવી રીતે સિનેમા જોતી વખતે પરદા ઉપર દશ્ય સ્થિર દેખાય છે; છતાં વાસ્તવમાં તેમાં પ્રતિક્ષણ પરિવર્તન થતું રહે છે. યંત્ર ઉપર ફિલ્મ ઝડપથી ફરવાને કારણે એ પરિવર્તન એટલી ઝડપથી થાય છે કે તેને આપણી આંખો પકડી શકતી નથી.[1] એથી પણ વધારે માર્મિક વાત આ છે કે વાસ્તવમાં સંસાર એક વાર પણ નથી દેખાતો. કારણ કે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે જે કરણોથી આપણે સંસારને જોઈએ છીએ – અનુભવીએ છીએ, તે કરણો પણ સંસારનાં જ છે. આમ વાસ્તવમાં સંસાર વડે જ સંસાર દેખાય છે. જે શરીર-સંસારથી સર્વથા સંબંધ રહિત છે, તે સ્વરૂપ વડે સંસાર કદી દેખાતો જ નથી! તાત્પર્ય એ છે કે સ્વરૂપમાં સંસારની પ્રતીતિ નથી. સંસારના સંબંધથી જ સંસારની પ્રતીતિ થાય છે. આનાથી સિદ્ધ થયું કે સ્વરૂપનો સંસાર સાથે કોઈ સંબંધ છે જ નહિ.

બીજી વાત, સંસાર (શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ)ની સહાયતા વિના ચેતન સ્વરૂપ કંઈ કરી જ નથી શકતું. આનાથી સિદ્ધ થયું કે ક્રિયા માત્ર સંસારમાં જ છે, સ્વરૂપમાં નહિ. સ્વરૂપનો ક્રિયા સાથે કોઈ સંબંધ છે જ નહિ.

સંસારનું સ્વરૂપ છે – ક્રિયા અને પદાર્થ. જ્યારે સ્વરૂપનો ન તો ક્રિયા સાથે અને ન તો પદાર્થ સાથે કોઈ સંબંધ છે, ત્યારે એ સિદ્ધ થઈ ગયું કે શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિ સહિત સંપૂર્ણ સંસારનો અભાવ છે. કેવળ પરમાત્માતત્ત્વનો જ ભાવ (સત્તા) છે, જે નિર્લિપ્તરૂપે સર્વનો પ્રકાશક અને આધાર છે.

**'ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ'** – આ બન્નેના અર્થાત્ સત-અસત અને દેહી-દેહના તત્ત્વને જાણવાવાળા મહાપુરુષોએ આ તત્ત્વને જોયું છે, એનો નિચોડ કાઢ્યો છે કે કેવળ એક સત્-તત્ત્વ જ વિદ્યમાન છે.

અસત વસ્તુનું તત્ત્વ પણ સત છે અને સત વસ્તુનું તત્ત્વ પણ સત છે અર્થાત્ બન્નેનું તત્ત્વ એક 'સત' જ છે, બન્નેનું તત્ત્વ ભાવરૂપે એક જ છે. આમ સત અને અસત - એ બન્નેના તત્ત્વને જાણવાવાળા મહાપુરુષો દ્વારા જાણવામાં આવવાવાળું એક સત-તત્ત્વ જ છે. અસતની જે સત્તા પ્રતીત થાય છે, તે સત્તા પણ વાસ્તવમાં સતની જ છે. સતની સત્તાથી જ અસત સત્તાવાળું પ્રતીત થાય છે. આ જ સતને **'પરા પ્રકૃતિ'** (ગીતા અ. ૭/૫), **'ક્ષેત્રજ્ઞ'** (ગીતા. અ. ૧૩/૧-૨), **'પુરુષ'** (ગીતા અ. ૧૩/૧૯) અને **'અક્ષર'** (ગીતા અ. ૧૫/૧૬) કહેવામાં આવ્યું છે; તથા અસતને **'અપરા પ્રકૃતિ'**, **'ક્ષેત્ર'**, **'પ્રકૃતિ'** અને **'ક્ષર'** કહેવામાં આવ્યું છે.

અર્જુન પણ શરીરોને માટે શોક કરી રહ્યા છે કે યુદ્ધ કરવાથી એ બધા મરી જશે. આથી ભગવાન કહે છે કે શું યુદ્ધ નહિ કરવાથી તેઓ નહિ મરે? અસત તો મરશે જ અને નિરંતર મરી જ રહ્યું છે, પરંતુ આમાં જે સત-રૂપથી છે, તેનો કદી અભાવ થશે નહિ. એટલા માટે શોક કરવો એ તારી નાસમજ જ છે.

અગિયારમા શ્લોકમાં આવ્યું છે કે જેઓ મરી ગયા છે અને જેઓ જીવી રહ્યા છે, એ બન્નેના માટે પંડિતજનો શોક નથી કરતા. બારમા-તેરમા શ્લોકોમાં દેહીની નિત્યતાનું વર્ણન છે અને એમાં **'ધીર'** શબ્દ આવ્યો છે. ચૌદમા-પંદરમા શ્લોકોમાં સંસારની અનિત્યતાનું વર્ણન આવ્યું છે, તો એમાં પણ **'ધીર'** શબ્દ આવ્યો છે. એવી જ રીતે અહીં (સોળમા શ્લોકમાં) સત-અસતનું વિવેચન આવ્યું છે, તો એમાં **'તત્ત્વદર્શી'**[2] શબ્દ આવ્યો છે. આ શ્લોકોમાં **'પણ્ડિત,'** **'ધીર'** અને **'તત્ત્વદર્શી'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે જેઓ વિવેકી હોય છે અને સમજદાર હોય છે, તેમને શોક થતો નથી. જો શોક થતો હોય, તો તેઓ વિવેકી નથી અને સમજદાર નથી.

**પરિશિષ્ટ ભાવ :** સત્તામાત્ર 'સત' છે અને સત્તા સિવાયનું જે કંઈ પણ પ્રકૃતિ અને પ્રકૃતિનું કાર્ય (ક્રિયા અને પદાર્થ) છે, તે 'અસત' અર્થાત્ પરિવર્તનશીલ છે. જે પુરુષોએ સત અને અસત-બન્નેના તત્ત્વને જાણ્યું છે અર્થાત્ જેમને સત્તામાત્રમાં પોતાની સ્વતઃસિદ્ધ સ્થિતિનો અનુભવ થઈ ગયો છે, તેમની દૃષ્ટિ (અનુભવ)માં અસતની સત્તા વિદ્યમાન છે જ નહીં અને સતનો અભાવ વિદ્યમાન છે જ નહીં અર્થાત્ સત્તામાત્ર (સત-તત્ત્વ)ના સિવાય કશું જ નથી.

---

૧. **નિત્યદા હ્યઙ્ગ ભૂતાનિ ભવન્તિ ન ભવન્તિ ચ ।**
**કાલેનાલક્ષ્યવેગેન સૂક્ષ્મત્વાત્તન્ન દૃશ્યતે ॥** (શ્રીમદ્ભા. ૧૧/૨૨/૪૨)
'જોકે પ્રતિક્ષણે જ શરીરોની ઉત્પત્તિ અને નાશ થતો રહે છે, તોપણ કાળની ગતિ અત્યંત સૂક્ષ્મ હોવાને કારણે એનું પ્રતિક્ષણ ઉત્પન્ન અને નષ્ટ થવું જોવામાં આવતું નથી.

૨. **'નાનુશોચન્તિ પણ્ડિતાઃ'** (અ. ૨/૧૧), **'ધીરસ્તત્ર ન મુહ્યતિ'** (અ. ૨/૧૩), **'સમદુઃખસુખં ધીરમ્'** (અ. ૨/૧૫) – આ ત્રણ જગ્યાએ જેમને 'પંડિત' અને 'ધીર' કહ્યા છે, તેઓને અહીં **'તત્ત્વદર્શી'** કહેવામાં આવ્યાં છે.

ભગવાને ૧૪મા અને ૧૫મા શ્લોકમાં શરીરની અનિત્યતાનું વર્ણન કર્યું હતું, તેને અહીં **'નાસતો વિદ્યતે ભાવઃ'** પદોથી કહ્યું છે અને ૧૨મા - ૧૩મા શ્લોકોમાં શરીરીની નિત્યતાનું વર્ણન કર્યું હતું તેને અહીં **'નાભાવો વિદ્યતે સતઃ'** પદો દ્વારા કહ્યું છે.

**'નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ'**

આ સોળ અક્ષરોમાં બધા જ વેદ-પુરાણો, શાસ્ત્રોનું તાત્પર્ય ભર્યું છે! અસત અને સત આ બન્નેને જ પ્રકૃતિ અને પુરુષ, ક્ષર અને અક્ષર, શરીર અને શરીરી, અનિત્ય અને નિત્ય, નાશવાન અને અવિનાશી વગેરે અનેક નામોથી કહેવામાં આવ્યા છે. જોવા, સાંભળવા, સમજવા, ચિંતન કરવા, નિશ્ચય કરવા વગેરેમાં જે કંઈ પણ આવે છે, તે બધું 'અસત' છે. જેના દ્વારા જોઈએ, સાંભળીએ, ચિંતન વગેરે કરીએ છીએ તે પણ 'અસત' છે અને જે દેખાય છે તે પણ 'અસત' છે.

આ શ્લોકના અર્ધા ભાગમાં (૧૬ અક્ષરોમાં) ત્રણ ધાતુઓનો પ્રયોગ થયો છે-

(૧) **'ભૂ સત્તાયામ'** - જેમ કે **'અભાવઃ'** અને **'ભાવઃ'**।

(૨) **'અસ્ ભુવિ'** - જેમ કે **'અસતઃ'** અને **'સતઃ'**।

(૩) **'વિદ્ સત્તાયામ'** - જેમ કે **'વિદ્યતે'** અને **'ન વિદ્યતે'**।

જોકે આ ત્રણેય ધાતુઓનો મૂળ અર્થ એક 'સત્તા' જ છે, તેમ છતાં સૂક્ષ્મરૂપે આ ત્રણેય પોતાનો સ્વતંત્ર અર્થ પણ રાખે છે; જેમ કે - **'ભૂ'** ધાતુનો અર્થ 'ઉત્પત્તિ' છે, **'અસ્'** ધાતુનો અર્થ સત્તા (હોવાપણું) છે અને **'વિદ્'** ધાતુનો અર્થ **'વિદ્યમાનતા'** (વર્તમાનની સત્તા) છે.

**'નાસતો વિદ્યતે ભાવઃ'** પદોનો અર્થ છે - **'અસતઃ ભાવઃ ન વિદ્યતે'** અર્થાત્ અસતની સત્તા વિદ્યમાન નથી, બલ્કે અસતનો અભાવ જ વિદ્યમાન છે; કારણ કે તેનો નિરંતર અભાવ (પરિવર્તન) થતો જ રહે છે. અસત વર્તમાન નથી. અસત હાજર નથી. અસત પ્રાપ્ત નથી. અસત મળેલું નથી. અસત મોજૂદ નથી. અસત કાયમ નથી. જે વસ્તુ ઉત્પન્ન થાય છે, તેનો નાશ અવશ્ય થાય છે – આ નિયમ છે. ઉત્પન્ન થતાં જ તે વસ્તુનો નાશ શરૂ થઈ જાય છે. તેનો નાશ એટલો ઝડપથી થાય છે કે તેને બીજી વાર કોઈ જોઈ શકતું નથી. અર્થાત્ એક વાર જોયા પછી બીજી વાર તે જ સ્થિતિમાં જોઈ શકાતી નથી. આ સિદ્ધાંત છે કે જે વસ્તુનો કોઈ પણ ક્ષણે અભાવ છે, તેનો હંમેશાં અભાવ જ છે. તેથી સંસારનો સદા અભાવ જ છે. સંસારના અસ્તિત્વને ગમે તેટલું સ્વીકારીએ, તેને કેટલુંય મહત્ત્વ આપીએ પરંતુ વાસ્તવમાં તે વિદ્યમાન છે જ નહીં. અસત પ્રાપ્ત છે જ નહીં, ક્યારેય પ્રાપ્ત થયું જ નથી, ક્યારેય પ્રાપ્ત થશે પણ નહીં. અસતને પ્રાપ્ત કરવું સંભવ જ નથી.

**'નાભાવો વિદ્યતે સતઃ'** - **'સતઃ અભાવઃ ન વિદ્યતે'** અર્થાત્ સતનો અભાવ વિદ્યમાન નથી, બલ્કે સતનો ભાવ જ વિદ્યમાન છે, કારણ કે એનો ક્યારેય અભાવ (પરિવર્તન) થતો જ નથી. જેનો અભાવ થઈ જાય, તેને સત કહેવાય જ નહીં. સતની સત્તા (અસ્તિત્વ) નિરંતર વિદ્યમાન છે. સત નિરંતર વર્તમાન છે. સત નિરંતર ઉપસ્થિત છે. સત નિરંતર પ્રાપ્ત છે. સત નિરંતર મળેલું છે. સત નિરંતર મોજૂદ (વિદ્યમાન) છે. સત નિરંતર કાયમ છે. કોઈ પણ દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ, ક્રિયા, ઘટના, પરિસ્થિતિ, અવસ્થા વગેરેમાં સતનો અભાવ થતો નથી. કારણ કે દેશ કાળ, વસ્તુ વગેરે તો અસત (અભાવરૂપ અર્થાત્ નિરંતર પરિવર્તનશીલ) છે, પરંતુ સત સદા જેમનું તેમ રહે છે. તેમાં ક્યારેય કિંચિત્માત્ર પણ કોઈ પરિવર્તન થતું નથી. કોઈ ઊણપ નથી આવતી. તેથી સતનો સદાય ભાવ છે. પરમાત્મતત્ત્વનો ગમે તેટલો અસ્વીકાર કરીએ, તેની કેટલીયે ઉપેક્ષા કરીએ, તેનાથી કેટલાય વિમુખ થઈ જઈએ, તેનો કેટલોય તિરસ્કાર કરીએ, તેનું કેટલીયે યુક્તિઓથી ખંડન કરીએ પરંતુ વાસ્તવમાં તેનો અભાવ વિદ્યમાન છે જ નહીં. સતનો અભાવ થવો સંભવ જ નથી. સતનો અભાવ કોઈ ક્યારેય કરી શકતું જ નથી. (ગીતા ૨/૧૭)

**'ઉભયોરપિ દૃષ્ટઃ'** – તત્ત્વદર્શી મહાપુરુષોએ સત-તત્ત્વને ઉત્પન્ન કર્યું નથી, પરંતુ જોયું છે અર્થાત્ અનુભવ કર્યો છે. તાત્પર્ય છે કે અસતનો અભાવ અને સતનો ભાવ-બન્નેના તત્ત્વ (નિષ્કર્ષ)ને જાણનારા જીવનમુક્ત, તત્ત્વજ્ઞ મહાપુરુષો એક સત-તત્ત્વને જ જુએ છે અર્થાત્ સ્વતઃ-સ્વાભાવિક એક 'છે'નો જ અનુભવ કરે છે. અસતનું તત્ત્વ પણ સત છે અને સતનું તત્ત્વ પણ સત છે - આવું જાણી લેવાથી તે મહાપુરુષોની દૃષ્ટિમાં એક સત-તત્ત્વ 'છે'ના સિવાય બીજા કોઈની પણ સ્વતંત્ર સત્તા રહેતી જ નથી.

અસતની સત્તા વિદ્યમાન ન રહેવાથી તેના અભાવ અને સતનો અભાવ વિદ્યમાન ન રહેવાથી તેનો ભાવ સિદ્ધ થયો. નિષ્કર્ષ એ નીકળ્યો કે અસત છે જ નહીં, બલ્કે સત-જ-સત છે. એ સત-તત્ત્વમાં દેહ અને દેહીનો વિભાગ નથી.

જ્યાં સુધી અસતની સત્તા છે, ત્યાં સુધી વિવેક છે. અસતની સત્તા ખતમ થયા પછી વિવેક જ તત્ત્વજ્ઞાનમાં રૂપાંતર થઈ જાય છે. '**ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ**' – આમાં '**ઉભયોરપિ**'માં વિવેક છે, '**અન્તઃ**'માં તત્ત્વજ્ઞાન છે અને '**દૃષ્ટઃ**'માં અનુભવ છે અર્થાત્ વિવેક જ્ઞાનમાં રૂપાંતર થઈ ગયો અને સત્તામાત્ર જ શેષ રહી ગઈ. એક સત્તાના સિવાય કશું જ નથી - આ જ્ઞાનમાર્ગની સર્વોપરી વાત છે.

અસતની સત્તા નથી - આ પણ સત્ય છે અને સતનો અભાવ નથી-આ પણ સત્ય છે. સત્યનો સ્વીકાર કરવો એ સાધકનું કામ છે. સાધકને અનુભવ હોય અથવા ન હોય, તેણે તો સત્યનો સ્વીકાર કરવાનો છે. 'છે'નો સ્વીકાર કરવાનો છે અને 'નથી' નો અસ્વીકાર કરવાનો છે. આ જ વેદાંત છે, વેદોનો ખાસ નિચોડ છે.

સંસારમાં ભાવ અને અભાવ - બન્ને દેખાતાં હોવા છતાં 'અભાવ' મુખ્ય (વિશેષરૂપે) રહે છે. પરમાત્મામાં ભાવ અને અભાવ બન્ને દેખાતાં હોવા છતાં 'ભાવ' વિશેષરૂપે રહે છે. સંસારમાં 'અભાવ'ની અંતર્ગત ભાવ-અભાવ છે અને પરમાત્મામાં ભાવની અંતર્ગત ભાવ-અભાવ છે. બીજી રીતે, સંસારમાં 'નિત્યવિયોગ'ની અંતર્ગત સંયોગ-વિયોગ છે અને પરમાત્મામાં 'નિત્યયોગ'ની અંતર્ગત યોગ-વિયોગ (મળવું - જુદા પડવું) છે. તેથી સંસારમાં અભાવ જ રહ્યો અને પરમાત્મામાં ભાવ જ રહ્યો.



***સંબંધ*** *– સત અને અસત શું છે – આને આગળના બે શ્લોકોમાં બતાવે છે.*

**અવિનાશિ તુ તદ્વિદ્ધિ યેન સર્વમિદં તતમ્ ।**
**વિનાશમવ્યયસ્યાસ્ય ન કશ્ચિત્કર્તુમર્હતિ ॥ ૧૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અવિનાશિ** | = નાશરહિત | **ઇદમ્** | = આ | **અવ્યયસ્ય** | = અવિનાશીનો |
| **તુ** | = તો (તું) | **સર્વમ્** | = સકળ (જગત-દૃશ્યવર્ગ) | **વિનાશમ્** | = વિનાશ |
| **તત્** | = તેને | | | **કશ્ચિત્** | = કોઈ પણ |
| **વિદ્ધિ** | = જાણ, | **તતમ્** | = વ્યાપ્ત છે. | **કર્તુમ્** | = કરી |
| **યેન** | = જેનાથી | **અસ્ય** | = આ | **ન અર્હતિ** | = શકતું નથી. |

***ટીકા*** – '**અવિનાશિ તુ તદ્વિદ્ધિ**' – અગાઉના શ્લોકમાં જે સત-અસતની વાત કહી હતી, એ પૈકી પહેલાં 'સત'ની ટીકા કરવા માટે અહીં '**તુ**' પદ આવ્યું છે.

'તે અવિનાશી તત્ત્વને તું સમજ' એવું કહીને ભગવાને તે તત્ત્વને પરોક્ષ બતાવ્યું છે. પરોક્ષ બતાવવામાં તાત્પર્ય એ છે કે ઇદંતા (મળતાપણા)થી દેખાવાવાળા આ સંપૂર્ણ સંસારમાં તે પરોક્ષ તત્ત્વ જ વ્યાપ્ત છે અને પરિપૂર્ણ છે. વાસ્તવમાં જે પરિપૂર્ણ છે, તે 'વિદ્યમાન છે' અને જે પ્રત્યક્ષ સંસાર દેખાઈ રહ્યો છે, તે 'વિદ્યમાન નથી.'

અહીં '**તત્**' પદ વડે સત-તત્ત્વને પરોક્ષ રીતે કહેવાનું તાત્પર્ય એ નથી કે તે તત્ત્વ બહુ દૂર છે, પરંતુ તે ઇન્દ્રિયો અને અંતઃકરણનો વિષય નથી, તેથી એને પરોક્ષ રીતે કહેવામાં આવ્યું છે.

'**યેન સર્વમિદં તતમ્**'[1] – જેને પરોક્ષ કહ્યું છે, તેનું વર્ણન કરે છે કે આ સઘળેસઘળો સંસાર એ નિત્ય તત્ત્વથી વ્યાપ્ત છે. જેવી રીતે સોનાનાં બનેલાં ઘરેણાંઓમાં સોનું, લોઢામાંથી બનેલાં અસ્ત્ર-શસ્ત્રોમાં લોઢું, માટીનાં બનેલાં વાસણોમાં માટી અને પાણીથી બનેલા બરફમાં પાણી જ

૧. '**યેન સર્વમિદં તતમ્**' – આ પદો ગીતામાં ત્રણ વાર આવ્યાં છે. એ પૈકી અહીં (અ. ૨/૧૭માં) આ પદો શરીરીના માટે આવ્યાં છે કે આ શરીરીથી આ સંપૂર્ણ સંસાર વ્યાપ્ત છે. આ વાત સાંખ્યયોગની દૃષ્ટિએ કહેવામાં આવી છે. બીજી વાર આ પદો આઠમા અધ્યાયના બાવીસમા શ્લોકમાં આવ્યાં છે. ત્યાં કહેવામાં આવ્યું છે કે જે ઈશ્વરથી આ સંપૂર્ણ સંસાર વ્યાપ્ત છે. તે અનન્યભક્તિથી મળે છે. આથી ભક્તિનું વર્ણન હોવાથી ઉપર્યુક્ત પદો ઈશ્વરના વિષયમાં આવ્યાં છે. ત્રીજી વાર આ પદો અઢારમા અધ્યાયના છેંતાલીસમા શ્લોકમાં આવ્યાં છે. ત્યાં કહેવામાં આવ્યું છે કે જેનાથી આ સંપૂર્ણ સંસાર વ્યાપ્ત છે, તેનું ચારે વર્ણોએ પોતપોતાનાં કર્મો દ્વારા પૂજન કરવું. આ વર્ણન પણ ભક્તિની દૃષ્ટિએ થયું છે.

નવમા અધ્યાયના ચોથા શ્લોકમાં રાજવિદ્યાનું વર્ણન કરતાં ભગવાને '**મયા તતમિદં સર્વમ્**' પદોથી કહ્યું છે કે આ સંપૂર્ણ સંસાર મારાથી વ્યાપ્ત છે. આ રીતે ત્રણ જગાએ તો '**યેન**' પદ આપીને એ તત્ત્વને પરોક્ષ રૂપથી કહ્યું છે, અને એક જગ્યાએ '**અસ્મત્**' શબ્દ - '**મયા**' આપીને ભગવાને પોતે પ્રત્યક્ષ રૂપે પોતાની વાત કહી છે.

વ્યાપ્ત (પરિપૂર્ણ) છે, એવી જ રીતે સંસારમાં તે સત-તત્ત્વ જ વ્યાપ્ત છે. આથી વાસ્તવમાં આ સંસારમાં તે સત-તત્ત્વ જ જાણવા યોગ્ય છે.

**'વિનાશમવ્યયસ્યાસ્ય ન કશ્ચિત્કર્તુમર્હતિ'** – આ શરીરી અવ્યય[1] અર્થાત્ અવિનાશી છે. આ અવિનાશીનો કોઈ વિનાશ કરી જ નથી શકતું. પરંતુ શરીર વિનાશી છે; કારણ કે તે નિત્યનિરંતર વિનાશ તરફ જઈ રહ્યું છે. આથી આ વિનાશીના વિનાશને કોઈ રોકી જ નથી શકતું. તું વિચારે છે કે હું યુદ્ધ નહિ કરું તો તેઓ નહિ મરે, પરંતુ વાસ્તવમાં તારા યુદ્ધ કરવાથી અથવા નહિ કરવાથી આ અવિનાશી અને વિનાશી તત્ત્વમાં કોઈ ફેર નહિ પડે અર્થાત્ અવિનાશી તો રહેશે જ અને વિનાશીનો નાશ થશે જ.

અહીં **'અસ્ય'** પદથી સત-તત્ત્વને ઇદંતાથી કહેવાનું તાત્પર્ય એ છે કે પ્રતિક્ષણ બદલાવાવાળાં શરીરોમાં જે સત્તા દેખાય છે, તે આ સત-તત્ત્વની જ છે. 'મારું શરીર છે અને હું શરીરધારી છું' એવું જે પોતાની સત્તાનું જ્ઞાન છે, એને લક્ષ્યમાં રાખીને ભગવાને અહીં **'અસ્ય'** પદ આપ્યું છે.

**પરિશિષ્ટ ભાવ :** વ્યવહારમાં આપણે કહીએ છીએ કે, 'આ મનુષ્ય છે, આ પશુ છે, આ વૃક્ષ છે, આ મકાન છે' વગેરે, તો એમાં 'મનુષ્ય, પશુ, વૃક્ષ, મકાન' વગેરે તો પહેલાં પણ ન હતાં, પછી પણ રહેવાના નથી તથા વર્તમાનમાં પણ પ્રતિક્ષણ અભાવમાં (નાશ તરફ) જઈ રહ્યાં છે. પરંતુ આ બધામાં 'છે' રૂપથી જે સત્તા છે, તે હંમેશાં જેમની તેમ છે. તાત્પર્ય એ છે કે, 'મનુષ્ય, પશુ, વૃક્ષ, મકાન વગેરે તો સંસાર (અસત) છે અને 'છે' અવિનાશી આત્મતત્ત્વ (સત) છે. તેથી 'મનુષ્ય, પશુ, વૃક્ષ, મકાન' વગેરે તો જુદા જુદા થયા પરંતુ એ બધામાં 'છે' એક જ રહ્યો. આ જ પ્રમાણે હું મનુષ્ય છું, હું પશુ છું, હું દેવ છું વગેરેમાં શરીર તો ભિન્ન ભિન્ન થયાં પરંતુ 'છું' અથવા 'છે' એક જ રહ્યો.

**'યેન સર્વમિદં તતમ્'** આ પદો અહીં જીવાત્માના માટે આવેલાં છે અને ૮મા અધ્યાયના ૨૨મા શ્લોકમાં તથા ૧૮મા અ. ના ૪૬મા શ્લોકમાં આ જ પદો પરમાત્માને માટે આવેલાં છે. એનું તાત્પર્ય છે કે જીવાત્માનું સર્વવ્યાપક પરમાત્માની સાથે સાધર્મ્ય (સમાન ગુણ-ધર્મ હોવા) છે. તેથી જેમ પરમાત્મા સંસારથી અસંગ છે એવી જ રીતે જીવાત્મા પણ શરીર-સંસારથી સ્વતઃ-સ્વાભાવિક અસંગ છે - **'અસંગો હ્યયં પુરુષઃ'** (બૃહદા. ૪/૩/૧૫) **'દેહેઽસ્મિન્પુરુષઃ પરઃ'** (ગીતા ૧૩/૨૨). જીવાત્માની સ્થિતિ કોઈ એક શરીરમાં નથી. તે કોઈ શરીર સાથે ચોંટેલો નથી. પરંતુ આ અસંગતાનો અનુભવ ન હોવાથી જ જન્મ-મરણ થઈ રહ્યું છે.

—■—

**અન્તવન્ત ઇમે દેહા નિત્યસ્યોક્તાઃ શરીરિણઃ ।**
**અનાશિનોઽપ્રમેયસ્ય તસ્માદ્યુધ્યસ્વ ભારત ॥ ૧૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અનાશિનઃ** | = નાશરહિત, | **શરીરિણઃ** | = જીવાત્માનાં | **તસ્માત્** | = માટે |
| **અપ્રમેયસ્ય** | = જાણવામાં ન આવનારા (અને) | **ઇમે** | = આ (સઘળાં) | **ભારત** | = હે ભરતવંશી અર્જુન! (તું) |
| | | **દેહાઃ** | = શરીરો | | |
| | | **અન્તવન્તઃ** | = નાશવંત | | |
| **નિત્યસ્ય** | = નિત્યસ્વરૂપ | **ઉક્તાઃ** | = કહેવાયાં છે. | **યુધ્યસ્વ** | = યુદ્ધ કર. |

*ટીકા* – **'અનાશિનઃ'** – કોઈ પણ કાળમાં, કોઈ પણ કારણથી, કદી કિંચિત્‌માત્ર પણ જેમાં પરિવર્તન નથી થતું, જેની ક્ષતિ નથી થતી અને જેનો અભાવ નથી થતો, એનું નામ **'અનાશી'** અર્થાત્ અવિનાશી છે.

**'અપ્રમેયસ્ય'** – જે **પ્રમા** (પ્રમાણ)નો વિષય નથી અર્થાત્ જે અંતઃકરણ અને ઇન્દ્રિયોનો વિષય નથી એને 'અપ્રમેય' કહે છે.

જેમાં અંતઃકરણ અને ઇન્દ્રિયો પ્રમાણ નથી થતાં, તેમાં શાસ્ત્ર અને સંત-મહાપુરુષ જ પ્રમાણ હોય છે. શાસ્ત્ર અને સંત-મહાપુરુષ તેઓને માટે પ્રમાણ બને છે, જેઓ શ્રદ્ધાળુ છે. જેની જે શાસ્ત્ર અને સંતમાં શ્રદ્ધા હોય છે તે તે જ શાસ્ત્ર અને સંતનાં વચનોને માને છે. આ કારણથી આ તત્ત્વ કેવળ

૧. ભગવાને ગીતામાં અનેક જગ્યાએ શરીરીને પણ અવ્યય કહ્યો છે અને પોતાને પણ અવ્યય કહ્યા છે. સ્વરૂપથી બન્ને અવ્યય હોવા છતાં પણ ભગવાન તો પ્રકૃતિને પોતાના વશમાં રાખીને (સ્વતંત્રતાપૂર્વક) પ્રગટ અને અંતર્ધાન થાય છે, અને આ શરીરી પ્રકૃતિને પરવશ થઈને જન્મતો અને મરતો રહે છે; કારણ કે તેણે શરીરને પોતાનું માની રાખ્યું છે.

શ્રદ્ધાનો વિષય છે,[1] પ્રમાણનો વિષય નહિ.

શાસ્ત્ર અને સંત કોઈને ફરજ નથી પાડતાં કે તમે અમારામાં શ્રદ્ધા રાખો. શ્રદ્ધા રાખવા અથવા નહિ રાખવામાં મનુષ્ય સ્વતંત્ર છે. જો તે શાસ્ત્ર અને સંતનાં વચનોમાં શ્રદ્ધા રાખશે તો આ તત્ત્વ એની શ્રદ્ધાનો વિષય છે; અને જો તે શ્રદ્ધા નહિ રાખે, તો આ તત્ત્વ એની શ્રદ્ધાનો વિષય નથી.

**'નિત્યસ્ય'** – આ તત્ત્વ નિત્ય નિરંતર રહેવાવાળું છે. કોઈ કાળમાં આ રહેતું ન હોય – એવી વાત નથી અર્થાત્ આ સર્વ કાળમાં સદાય રહે છે.

**'અન્તવન્ત ઈમે દેહા ઉક્તાઃ શરીરિણઃ'** – આ અવિનાશી, અપ્રમેય અને નિત્ય શરીરીનાં સંપૂર્ણ સંસારમાં જેટલાં પણ શરીરો છે, તેઓ બધાં અંતવાળાં કહેવામાં આવ્યાં છે. અંતવાળાં કહેવાનું તાત્પર્ય એ છે કે એમનો પ્રત્યેક ક્ષણે અંત થઈ રહ્યો છે. એમાં અંત સિવાય બીજું કશું છે નહિ, કેવળ અંત જ અંત છે.

ઉપર્યુક્ત પદોમાં શરીરીને માટે તો એકવચન વાપર્યું છે અને શરીરોને માટે બહુવચન વાપર્યું છે. એનું એક કારણ તો એ છે કે પ્રત્યેક પ્રાણીને સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ - એ ત્રણ શરીરો હોય છે. બીજું કારણ એ છે કે સંસારનાં બધાં શરીરોમાં એક જ શરીરી વ્યાપ્ત છે. આગળ ચોવીસમા શ્લોકમાં પણ આને **'સર્વગતઃ'** પદથી સર્વમાં વ્યાપક બતાવશે. આ શરીરી તો અવિનાશી છે અને એનાં કહેવાનારાં બધાં શરીરો નાશવંત છે. જેવી રીતે અવિનાશીનો કોઈ વિનાશ કરી શકતું નથી, એવી જ રીતે નાશવંતને કોઈ અવિનાશી નથી બનાવી શકતું. નાશવંતનું તો વિનાશીપણું જ નિત્ય રહેશે અર્થાત્ એનો તો નાશ જ થશે.

### વિશેષ વાત

અહીં **'અન્તવન્ત ઈમે દેહાઃ'** કહેવાનું તાત્પર્ય એ છે કે આ જે શરીરો જોવામાં આવે છે, તેઓ સઘળેસઘળાં નાશવંત છે. પરંતુ આ શરીરો કોનાં છે? **'નિત્યસ્ય,' 'અનાશિનઃ'** – તે શરીરો નિત્યનાં છે, અવિનાશીનાં છે. તાત્પર્ય એ છે કે નિત્યતત્ત્વ, કે જેનો કદી નાશ થતો નથી, તેણે એમને પોતાનાં માની રાખ્યાં છે. પોતાનાં માનવાનો અર્થ એ છે કે પોતાને શરીરોમાં રાખી દીધો અને શરીરોને પોતાનામાં રાખી દીધાં. પોતાને શરીરમાં રાખવાથી 'અહંતા' અર્થાત્ 'હું'પણું પેદા થઈ ગયું અને શરીરને પોતાનામાં રાખવાથી 'મમતા' અર્થાત્ 'મારા'પણું પેદા થઈ ગયું.

આ સ્વયં જે જે ચીજોમાં પોતાને રાખતો ચાલ્યો જાય છે, તે તે ચીજોમાં 'હું'પણું થતું જ ચાલ્યું જાય છે; જેવી રીતે પોતાને ધનમાં રાખ્યો તો 'હું ધનવાન છું'; પોતાને રાજ્યમાં રાખી દીધો તો 'હું રાજા છું' પોતાને વિદ્યામાં રાખી દીધો તો 'હું વિદ્વાન છું'; પોતાને બુદ્ધિમાં રાખી દીધો તો 'હું બુદ્ધિમાન છું'; પોતાને સિદ્ધિઓમાં રાખી દીધો તો 'હું સિદ્ધ છું'; પોતાને શરીરમાં રાખી દીધો તો 'હું શરીર છું'; વગેરે વગેરે.

આ સ્વયં જે જે ચીજોને પોતાનામાં રાખતો ચાલ્યો જાય છે, તે તે ચીજોમાં 'હું' પણું થતું જ ચાલ્યું જાય છે; જેવી રીતે – કુટુંબને પોતાનામાં રાખી લીધું તો 'કુટુંબ મારું છે'; ધનને પોતાનામાં રાખી લીધું તો 'ધન મારું છે'; બુદ્ધિને પોતાનામાં રાખી લીધી તો 'બુદ્ધિ મારી છે'; શરીરને પોતાનામાં રાખી લીધું તો 'શરીર મારું છે'; વગેરે વગેરે.

જડતાની સાથે 'હું' અને 'મારાપણું' થવાથી જ માત્ર વિકારો પેદા થાય છે. તાત્પર્ય એ છે કે શરીર અને હું (સ્વયં) - બન્ને ભિન્ન ભિન્ન છે. આ વિવેકને મહત્ત્વ નહિ આપવાથી જ માત્ર વિકારો પેદા થાય છે, પરંતુ જેઓ આ વિવેકનો આદર કરે છે અને મહત્ત્વ આપે છે, તેઓ પંડિત હોય છે. એવા પંડિત લોકો કદી શોક કરતા નથી. કેમકે સત એ સત છે અને અસત એ અસત જ છે - આનો એમને બરાબર અનુભવ થઈ જાય છે.

**'તસ્માત્[2] યુધ્યસ્વ'** – ભગવાન અર્જુનને માટે આજ્ઞા આપે છે કે સત-અસતને બરાબર સમજીને તું યુદ્ધ કર. અર્થાત્ પ્રાપ્ત કર્તવ્યનું પાલન કર. તાત્પર્ય એ છે કે શરીર તો અંતવાળું છે અને શરીરી અવિનાશી છે. આ બન્ને - શરીર-શરીરીની દૃષ્ટિએ શોક હોઈ જ શકે નહિ. આથી શોક ત્યજીને યુદ્ધ કર.

### વિશેષ વાત

અહીં સત્તરમા અને અઢારમા આ બન્ને શ્લોકોમાં વિશેષ રીતે સત-તત્ત્વનું જ વિવેચન થયું છે. કારણ કે આ સમગ્ર વિષયમાં ભગવાનનું લક્ષ્ય સતનો બોધ કરાવવાનું જ છે. સતનો

---

૧. આરંભમાં તો આ તત્ત્વ શ્રદ્ધાનો વિષય છે, પરંતુ આગળ જતાં જ્યારે એનો પ્રત્યક્ષ અનુભવ થઈ જાય છે, ત્યારે આ શ્રદ્ધાનો વિષય નથી રહેતો.

૨. અહીં **'તસ્માત્'** પદ યુક્તિ સમજવામાં આવ્યું છે અર્થાત્ યુક્તિ સમજમાં આવી ગઈ તો હવે યુદ્ધ કરો. આ રીતે ગીતામાં **'તસ્માત્'** પદનો પ્રયોગ ઘણું કરીને વિષયની સમાપ્તિ થતાં અથવા યુક્તિની સમાપ્તિ થતાં કરવામાં આવ્યો છે; જેમ કે - બીજા અધ્યાયના ત્રીસમા, ત્રીજા અધ્યાયના ઓગણીસમા, આઠમા અધ્યાયના સાતમા તથા સત્તાવીસમા વગેરે શ્લોકોમાં **'તસ્માત્'** પદ વિષયની સમાપ્તિ માટે આવ્યું છે; અને બીજા અધ્યાયના પચીસમા, સત્તાવીસમા, સાડત્રીસમા, અડસઠમા તથા અગિયારમા અધ્યાયના તેત્રીસમા વગેરે શ્લોકોમાં 'તસ્માત્' પદ યુક્તિની સમાપ્તિને માટે આવ્યું છે.

બોધ થઈ જવાથી અસતની નિવૃત્તિ આપોઆપ થઈ જાય છે. પછી કોઈ જાતનો જરા પણ સંદેહ નથી રહેતો. આ રીતે સતનો અનુભવ કરીને નિઃસંદેહ બનીને કર્તવ્યનું પાલન કરવું જોઈએ. આ વિવેચનથી આ બાબત સિદ્ધ થાય છે કે સાંખ્યયોગ તેમજ કર્મયોગમાં કોઈ વિશેષ વર્ણ અને આશ્રમની આવશ્યકતા નથી. પોતાના કલ્યાણને માટે ચાહે સાંખ્યયોગનું અનુષ્ઠાન કરે કે ચાહે કર્મયોગનું અનુષ્ઠાન કરે, એમાં મનુષ્યની પૂર્ણ સ્વતંત્રતા છે, પરંતુ વ્યાવહારિક કાર્યો કરવામાં વર્ણ અને આશ્રમ અનુસાર શાસ્ત્રના વિધાનની પરમ આવશ્યકતા છે, તેથી જ તો અહીં સાંખ્યયોગ અનુસાર સત-અસતનું વિવેચન કરતાં ભગવાન યુદ્ધ કરવાની અર્થાત્ કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા આપે છે.

આગળ તેરમા અધ્યાયમાં જ્યાં જ્ઞાનનાં સાધનોનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાં પણ **'અસક્તિરનભિષ્વઙ્ગઃ પુત્રદારગૃહાદિષુ'** (અ. ૧૩/૯) કહીને પુત્ર, સ્ત્રી, ઘર વગેરેમાં આસક્તિનો નિષેધ કર્યો છે. જો સંન્યાસી જ સાંખ્યયોગના અધિકારી હોત તો પુત્ર, સ્ત્રી, ઘર વગેરેમાં આસક્તિરહિત થવાનું કહેવાની આવશ્યકતા જ ન હતી; કેમ કે સંન્યાસીને પુત્ર, સ્ત્રી વગેરે હોતાં જ નથી.

આ રીતે ગીતા ઉપર વિચાર કરવાથી સાંખ્યયોગ તેમ જ કર્મયોગ - બન્ને પરમાત્મપ્રાપ્તિનાં સ્વતંત્ર સાધનો સિદ્ધ થઈ જાય છે. તે કોઈ વર્ણ અને આશ્રમ ઉપર કિંચિત્માત્ર પણ અવલંબિત નથી.

**પરિશિષ્ટ ભાવ :** ભગવાને પોતાના ઉપદેશની શરૂઆતમાં **'ગતાસૂન'** (મૃત) અને **'અગતાસૂન'** (જીવિત) - પ્રાણીઓને અશોચ્ય કહ્યાં છે. પછી બારમા - તેરમા શ્લોકોમાં **'ગતાસૂન'**ને અશોચ્ય બતાવવા માટે **'સત'** (નિત્ય)નું વર્ણન કર્યું અને ચૌદમા-પંદરમા શ્લોકોમાં **'અગતાસૂન'**ને અશોચ્ય બતાવવા માટે 'અસત' (અનિત્ય)નું વર્ણન કર્યું. પછી સત અને અસત-બન્નેનું વર્ણન સોળમા શ્લોકમાં કર્યું. એના પછી સતના ભાવ (હોવાપણું) અને અસતના અભાવનું વિવેચન વિશેષરૂપે સત્તરમા - અઢારમા શ્લોકોમાં કરીને એક પ્રકરણ પૂરું કરે છે.

જોકે ભાવ (હોવાપણું) આત્માનો જ છે, શરીરનો નથી, તેમ છતાં મનુષ્યની ભૂલ એ થાય છે કે, તે પહેલાં શરીરને જોઈને પછી તેમાં આત્માને જુએ છે. પહેલાં આકૃતિને જોઈને પછી ભાવને જુએ છે. ઉપર ઉપરથી લગાડેલી પૉલિશ (ચળકાટ) ક્યાં સુધી ટકશે? સાધકે વિચાર કરવો જોઈએ કે, આત્મા પહેલાં હતો કે શરીર પહેલાં હતું? વિચાર કરવાથી સિદ્ધ થાય છે કે આત્મા પ્રથમ છે, શરીર પછી છે; ભાવ પ્રથમ છે, આકૃતિ પછી છે તેથી સાધકની દૃષ્ટિ પહેલાં ભાવરૂપ આત્મા અર્થાત્ સ્વયં તરફ જવી જોઈએ, શરીર તરફ નહીં.



*સંબંધ – અગાઉના શ્લોક સુધી શરીરીને અવિનાશી જાણવાવાળાઓની વાત કહી. હવે તે જ વાતને અન્વય અને વ્યતિરેકની રીતિથી દૃઢ કરવા માટે, જેઓ શરીરીને અવિનાશી નથી જાણતા એમની વાત આગળના શ્લોકમાં કહે છે.*

**ય એનં વેત્તિ હન્તારં યશ્ચૈનં મન્યતે હતમ્ ।**
**ઉભૌ તૌ ન વિજાનીતો નાયં હન્તિ ન હન્યતે ॥ ૧૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યઃ** | = જે મનુષ્ય | **એનમ્** | = એને | **અયમ્** | = આ (આત્મા વાસ્તવમાં) |
| **એનમ્** | = આ અવિનાશી આત્માને | **હતમ્** | = હણાયેલ | **ન** | = નથી (કોઈને) |
| **હન્તારમ્** | = હણનાર | **મન્યતે** | = માને છે, | **હન્તિ** | = હણતો (અને) |
| **વેત્તિ** | = સમજે છે | **તૌ** | = તે | **ન** | = નથી (કોઈના દ્વારા) |
| **ચ** | = તથા | **ઉભૌ** | = બન્નેય (આને) | **હન્યતે** | = હણાતો. |
| **યઃ** | = જે મનુષ્ય | **ન** | = નથી | | |
| | | **વિજાનીતઃ** | = જાણતા; (કેમકે) | | |

*ટીકા* – **'ય એનં[1] વેત્તિ હન્તારમ્'** – જે આ શરીરીને મારવાવાળો માને છે; તે બરાબર નથી સમજતો કારણ કે શરીરીમાં કર્તાપણું નથી. જેવી રીતે કોઈ પણ કારીગર ગમે તેટલો ચતુર કેમ ના હોય છતાં ઓજાર વિના

૧. અહીં **'એનમ્'** પદ અન્વાદેશમાં આવ્યું છે. જેનું પહેલાં વર્ણન થઈ ચૂક્યું છે, એને બીજીવાર કહેવું એને 'અન્વાદેશ' કહેવાય છે. પહેલાં સત્તરમા શ્લોકમાં એક વિષયને લઈને જેનું **'અસ્ય'** પદથી વર્ણન થયું છે, તે તત્ત્વને હવે અહીં બીજો વિષય લઈને બીજી વાર કહી રહ્યા છે. આથી અહીં **'એનમ્'** પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

તે કાર્ય નથી કરી શકતો, એવી જ રીતે આ શરીરી શરીર વિના પોતે કંઈ પણ નથી કરી શકતો. આથી તેરમા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે બધી જ જાતની ક્રિયાઓ પ્રકૃતિ દ્વારા જ થાય છે – એવો જે મનુષ્ય અનુભવ કરે છે, તે શરીરીના અકર્તાપણાનો અનુભવ કરે છે (અ. ૧૩/૨૯). તાત્પર્ય એ થયું કે શરીરીમાં કર્તાપણું નથી, પરંતુ આ શરીરની સાથે તાદાત્મ્ય કરીને અને સંબંધ જોડીને શરીરથી થવાવાળી ક્રિયાઓમાં પોતાને કર્તા માની લે છે. જો આ શરીરની સાથે પોતાનો સંબંધ ના જોડે, તો આ કોઈ પણ ક્રિયાનો કર્તા નથી.

**'યશ્ચૈનં મન્યતે હતમ્'** – જે એને મરેલો માને છે, તે પણ બરાબર નથી સમજતો. જેવી રીતે આ શરીરી મારવાવાળો નથી, એવી જ રીતે આ મરવાવાળો પણ નથી; કેમકે એમાં કદી કોઈ વિકૃતિ નથી આવતી. જેમાં વિકૃતિ આવે છે અને પરિવર્તન થાય છે અર્થાત્ જે ઉત્પત્તિ-વિનાશશીલ હોય છે, તે જ મરી શકે છે.

**'ઉભૌ તૌ ન વિજાનીતો નાયં હન્તિ ન હન્યતે'** – તેઓ બન્નેય નથી જાણતા અર્થાત્ જે આ શરીરીને મારવાવાળો માને છે, તે પણ બરાબર નથી જાણતો અને જે આને મરવાવાળો માને છે, તે પણ બરાબર નથી જાણતો.

અહીં પ્રશ્ન થાય છે કે જે આ શરીરીને મારવાવાળો અને મરવાવાળો બન્ને માને છે, તે શું બરાબર જાણે છે? એનો જવાબ એ છે કે તે પણ બરાબર નથી જાણતો. કારણ કે આ શરીરી વાસ્તવમાં એવો નથી. એ નાશ કરનારો પણ નથી અને નષ્ટ થવાવાળો પણ નથી. એ નિર્વિકાર રૂપથી નિત્યનિરંતર જેમ છે તેમ રહેવાવાળો છે. આથી આ શરીરીને કારણે શોક ના કરવો જોઈએ.

અર્જુન સમક્ષ યુદ્ધનો પ્રસંગ હોવાથી જ અહીં શરીરીને મરવા-મારવાની ક્રિયાથી રહિત દર્શાવવામાં આવ્યો છે. વાસ્તવમાં એ સઘળી ક્રિયાઓથી રહિત છે.

**પરિશિષ્ટ ભાવ :** આ શરીરી ન તો કોઈને મારે છે અને ન કોઈનાથી મરાય છે - એનું તાત્પર્ય એ છે કે શરીરી કોઈ પણ ક્રિયાનો કર્તા પણ નથી અને કર્મ પણ નથી અને એમાં કોઈ વિકાર પણ આવતો નથી. જે મનુષ્યો શરીરની જેમ શરીરીને પણ મારવાવાળો તથા મરવાવાળો માને છે, તેઓ વાસ્તવમાં શરીર અને શરીરીના વિવેકને મહત્ત્વ આપતા નથી. તેમાં સ્થિત થતા નથી, ઊલટાનું અવિવેકને મહત્ત્વ આપે છે.



*સંબંધ – આ શરીરી મરવાવાળો શા માટે નથી? એના ઉત્તરમાં કહે છે –*

**ન જાયતે મ્રિયતે વા કદાચિન્નાયં ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ ।**
**અજો નિત્યઃ શાશ્વતોઽયં પુરાણો ન હન્યતે હન્યમાને શરીરે ॥ ૨૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અયમ્** | = આ (આત્મા) | **ભૂત્વા** | = ઉત્પન્ન થઈને | | રહેવાવાળો, |
| **ન, જાયતે** | = ન જન્મે છે | **ભૂયઃ** | = ફરીથી | **શાશ્વતઃ** | = શાશ્વત (અને) |
| **વા** | = અને | **ન, ભવિતા** | = થવાવાળો નથી. | **પુરાણઃ** | = અનાદિ છે. |
| **કદાચિત્** | = કોઈ પણ કાળમાં | **અયમ્** | = આ | **શરીરે** | = શરીરના |
| **ન મ્રિયતે** | = ન મરણ પામે છે | **અજઃ** | = અજન્મા, | **હન્યમાને** | = હણાવા છતાં (પણ આ) |
| **વા** | = તેમજ (આ) | **નિત્યઃ** | = નિત્ય નિરંતર | **ન, હન્યતે** | = હણાતો નથી. |

*ટીકા* – [શરીરમાં છ વિકારો હોય છે – ઉત્પન્ન થવું, અસ્તિત્વ દેખાવું, બદલાવું, વધવું, ઘટવું અને નષ્ટ થવું.[1] આ શરીરી આ છયે વિકારોથી રહિત છે – આ જ વાત ભગવાન આ શ્લોકમાં બતાવી રહ્યા છે.[2]]

**'ન જાયતે મ્રિયતે વા કદાચિન્ન'** – જેવી રીતે શરીર ઉત્પન્ન થાય છે, એવી રીતે આ શરીરી કદી પણ, કોઈ પણ સમયે ઉત્પન્ન નથી થતો. એ તો સદાયનો છે. ભગવાને આ શરીરીને પોતાનો અંશ બતાવતાં એને 'સનાતન' કહ્યો છે –

૧. જાયતેઽસ્તિ વિપરિણમતે વર્ધતેઽપક્ષીયતે વિનશ્યતિ (નિરુક્ત ૧/૧/૨)

૨. આ શરીરી ઉત્પન્ન નથી થતો – **'ન જાયતે', 'અજઃ'**, ઉત્પન્ન થઈને વિકારી અસ્તિત્વવાળો નથી થતો – **'અયં ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ'**, એ બદલાતો નથી – **'શાશ્વતઃ'**, એ વધતો નથી – **'પુરાણઃ'** એ ક્ષીણ નથી થતો – **'નિત્યઃ'**, અને એ મરતો નથી – **'ન મ્રિયતે', 'ન હન્યતે હન્યમાને શરીરે.'**

**'મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ'** (અ. ૧૫/૭).

આ શરીરી કદી મરતો પણ નથી. મરણ તે પામે છે, જે જન્મે છે, અને **'મ્રિયતે'**નો પ્રયોગ પણ ત્યાં થાય છે, જ્યાં પિંડ-પ્રાણનો વિયોગ થાય છે. પિંડ-પ્રાણનો વિયોગ શરીરમાં થાય છે, પરંતુ શરીરીમાં સંયોગ-વિયોગ બન્નેય નથી થતા. તે જેમ છે તેમ જ રહે છે. એનું મરણ થતું જ નથી.

બધા વિકારોમાં જન્મવું અને મરવું – એ બે વિકારો જ મુખ્ય છે; આથી ભગવાને એમનો બે વાર નિષેધ કર્યો છે – જેને પહેલાં **'ન જાયતે'** કહ્યો, તેને જ બીજી વાર **'અજઃ'** કહ્યો છે; અને જેને પહેલાં **'ન મ્રિયતે'** કહ્યો; તેને જ બીજી વાર **'ન હન્યતે હન્યમાને શરીરે'** કહ્યો છે.

**'અયં ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ'** – આ અવિનાશી નિત્યતત્ત્વ પેદા થઈને ફરી હોવાવાળું નથી અર્થાત્ એ સ્વતઃસિદ્ધ નિર્વિકાર છે. જેવી રીતે, બાળક પેદા થાય છે, તો પેદા થયા પછી તે અસ્તિત્વમાં આવે છે. જ્યાં સુધી તે ગર્ભમાં નથી આવતું, ત્યાં સુધી 'બાળક છે' એમ તેનું અસ્તિત્વ (હોવાપણું) કોઈ પણ નથી કહેતું. તાત્પર્ય એ છે કે બાળકનું અસ્તિત્વ તેના પેદા થયા પછી જ થાય છે. કારણ કે એ વિકારી અસ્તિત્વના આદિ અને અંત હોય છે, પરંતુ આ નિત્યતત્ત્વનું અસ્તિત્વ સ્વતઃસિદ્ધ અને નિર્વિકાર છે; કેમકે આ અવિનાશી સત્તાનો આરંભ અને અંત નથી હોતો.

**'અજઃ'** – આ શરીરીનો કદી જન્મ નથી થતો. આથી તે **'અજઃ'** અર્થાત્ જન્મરહિત કહેવાયો છે.

**'નિત્યઃ'** – આ શરીરી નિત્યનિરંતર રહેવાવાળો છે; આથી એનો કદી વિનાશ નથી થતો. વિનાશ તો અનિત્ય વસ્તુનો થાય છે, કે જે નિરંતર રહેવાવાળી નથી. જેવી રીતે, અરધી ઉંમર વીત્યા પછી શરીર ઘટવા લાગે છે, બળ ક્ષીણ થવા લાગે છે અને ઇન્દ્રિયોની શક્તિ ઓછી થવા લાગે છે. એ પ્રકારે શરીર, ઇન્દ્રિયો, અંતઃકરણ વગેરેનો તો વિનાશ થાય છે, પરંતુ શરીરીનો વિનાશ નથી થતો. આ નિત્યતત્ત્વમાં કદી કિંચિત્‌માત્ર પણ કમી નથી થતી.

**'શાશ્વતઃ'** – આ નિત્યતત્ત્વ નિરંતર એકરૂપ અને એકરસ રહેવાવાળું છે. એમાં અવસ્થાનું પરિવર્તન થતું નથી અર્થાત્ એ કદી બદલાતું નથી. એનામાં બદલાવાની યોગ્યતા છે જ નહિ.

**'પુરાણઃ'** – આ અવિનાશી તત્ત્વ પુરાણ અર્થાત્ અનાદિ છે. એ એટલું પ્રાચીન છે કે એ કદી પેદા થયું જ નથી. ઉત્પન્ન થવાવાળી વસ્તુઓમાં પણ જોવામાં આવે છે કે જે વસ્તુ પુરાણી થઈ જાય છે, તે ફરીથી વધતી નથી, ઊલટાની નષ્ટ થતી જાય છે; તો પછી આ તો અનુત્પન્ન તત્ત્વ છે, તેનામાં વૃદ્ધિ રૂપી વિકાર કેવી રીતે હોઈ શકે? તાત્પર્ય એ છે કે વૃદ્ધિ રૂપી વિકાર તો ઉત્પન્ન થવાવાળી વસ્તુઓમાં જ હોય છે. આ નિત્ય તત્ત્વમાં નહિ.

**'ન હન્યતે હન્યમાને શરીરે'** – શરીરનો નાશ થવા છતાં પણ આ અવિનાશી શરીરીનો નાશ નથી થતો. અહીં **'શરીરે'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે આ શરીર નષ્ટ થનારું છે. આ નષ્ટ થવાવાળા શરીરમાં જ છ વિકારો થાય છે, શરીરીમાં નહિ.

આ પદોમાં ભગવાને શરીર અને શરીરીનું જેવું સ્પષ્ટ વર્ણન કર્યું છે, એવું સ્પષ્ટ વર્ણન ગીતામાં બીજી જગ્યાએ નથી આવ્યું.

અર્જુન યુદ્ધમાં કુટુંબીઓના મરવાની આશંકાથી વિશેષ શોક કરી રહ્યા હતા. એ શોકને દૂર કરવા માટે ભગવાન કહે છે કે શરીરના મરવા છતાં પણ આ શરીરીનું મરણ નથી થતું અર્થાત્ એનો અભાવ નથી થતો. એટલા માટે શોક કરવો અનુચિત છે.

**પરિશિષ્ટ ભાવ :** આપણો (પોતાનો) અને શરીરનો સ્વભાવ તદ્દન અલગ-અલગ છે. આપણે શરીર સાથે ચોંટેલા નથી. શરીર સાથે એકરૂપ નથી. શરીર આપણી સાથે ચોંટેલું નથી. તે આપણી સાથે એકરૂપ નથી. તેથી શરીર ન રહેવા છતાં આપણું કંઈ પણ બગડતું નથી. અત્યાર સુધી આપણે અનેક શરીરો ધારણ કરીને છોડી ચૂક્યા છીએ, પણ તેથી આપણી સત્તામાં શું ફરક પડ્યો? આપણું શું નુકસાન થયું? આપણે તો જેવા હતા એવા જ રહ્યા. **'ભૂતગ્રામઃ સ એવાયં ભૂત્વા ભૂત્વા પ્રલીયતે'** (ગીતા ૮-૧૯). એ જ પ્રમાણે આ શરીર છૂટી ગયા પછી પણ આપણે પોતે જેમના તેમ જ રહીશું.

જેમ હાથ, પગ, નાક વગેરે શરીરનાં અંગો છે એમ શરીર, શરીરીનું અંગ પણ નથી. તે સતત વહેનારું (અસ્થિર) અને વિકારી છે, તે 'અંગ' હોઈ શકે નહીં.[1] જેમ - કફ, મૂત્ર વગેરે વહેનારા અને ગૂમડાં વગેરે વિકારી હોવાથી શરીરનાં અંગ નથી, એ જ રીતે શરીર વહેનારું (પરિવર્તનશીલ) અને વિકારી હોવાથી શરીરીનું અંગ નથી.

—■—

૧. અદ્રવં મૂર્તિમત્ સ્વાઙ્ગં પ્રાણિસ્થમવિકારજમ્ । અતસ્ત્થં તત્ર દૃષ્ટં ચ તેન ચેત્તત્તથાયુતમ્ ॥

*સંબંધ – ઓગણીસમા શ્લોકમાં ભગવાને જણાવ્યું કે આ શરીરી મારતો ય નથી અને મરતો ય નથી. એ પૈકી મરવાનો નિષેધ તો વીસમા શ્લોકમાં કરી દીધો, હવે મારવાનો નિષેધ કરવા માટે આગળનો શ્લોક કહે છે.*

**વેદાવિનાશિનં નિત્યં ય એનમજમવ્યયમ્ ।**
**કથં સ પુરુષઃ પાર્થ કં ઘાતયતિ હન્તિ કમ્ ॥ ૨૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પૃથાનંદન! | **નિત્યમ્** | = નિત્ય, | **કથમ્** | = કઈ રીતે |
| **યઃ** | = જે | **અજમ્** | = અજન્મા (તેમજ) | **કમ્** | = કોને |
| **પુરુષઃ** | = પુરુષ | **અવ્યયમ્** | = અવ્યય | **હન્તિ** | = હણે છે? (અને) |
| **એનમ્** | = આ આત્માને | **વેદ** | = જાણે છે, | **કમ્** | = (કઈ રીતે) કોને |
| **અવિનાશિનમ્** | = નાશરહિત, | **સઃ** | = તે (પુરુષ) | **ઘાતયતિ** | = હણાવે છે? |

*ટીકા* – **'વેદાવિનાશિનમ્... ઘાતયતિ હન્તિ કમ્'** – આ શરીરીનો કદી નાશ નથી થતો, એમાં કદી કોઈ પરિવર્તન નથી થતું, એનો કદી જન્મ નથી થતો અને એમાં કદી કોઈ પ્રકારની કોઈ ઊણપ નથી આવતી - એવો જે બરાબર અનુભવ કરી લે છે, તે પુરુષ કેવી રીતે કોને મારે અને કેવી રીતે કોને મરાવે? અર્થાત્ બીજાઓને મારવાની અને મરાવવાની એ પુરુષની પ્રવૃત્તિ નથી હોઈ શકતી. તે કોઈ ક્રિયાનો ન તો કર્તા બની શકે છે અને ન તો કરાવનાર બની શકે છે.

અહીં ભગવાને શરીરીને અવિનાશી, નિત્ય, અજ અને અવ્યય કહીને તેનામાં છયે વિકારોનો નિષેધ કર્યો છે; જેમકે – **'અવિનાશી'** કહીને મૃત્યુ રૂપ વિકારનો, **'નિત્ય'** કહીને અવસ્થાન્તર થવા અને વૃદ્ધિ પામવા રૂપ વિકારનો, **'અજ'** કહીને જન્મ થવાના અને જન્મ બાદ થવાવાળા અસ્તિત્વના વિકારનો, તથા **'અવ્યય'** કહીને ક્ષય રૂપી વિકારનો નિષેધ કરવામાં આવ્યો છે. શરીરીમાં કોઈ પણ ક્રિયાથી કિંચિત્માત્ર પણ કોઈ વિકાર નથી થતો.

જો ભગવાને **'ન હન્યતે હન્યમાને શરીરે'** અને **'કં ઘાતયતિ હન્તિ કમ્'** આ પદોમાં શરીરીને કર્તા અને કર્મ બનાવવાનો જ નિષેધ કરવો હતો, તો પછી અહીં કરવા નહિ કરવાની વાત નહિ કહીને મરવામારવાની વાત શા માટે કહી? એનો ઉત્તર એ છે કે યુદ્ધનો પ્રસંગ હોવાથી અહીં એ કહેવું જરૂરી છે કે શરીરી યુદ્ધમાં મારવાવાળો નથી બનતો; કેમ કે તેનામાં કર્તાપણું નથી. જ્યારે શરીરી મારવાવાળો અર્થાત્ કર્તા નથી બની શકતો, ત્યારે એ મરવાવાળો અર્થાત્ ક્રિયાનો વિષય (કર્મ) પણ કેવી રીતે બની શકે છે? તાત્પર્ય એ છે કે આ શરીરી કોઈ પણ ક્રિયાનો કર્તા અને કર્મ નથી બનતો. આથી મરવા-મારવામાં શોક નહિ કરવો જોઈએ, ઊલટું શાસ્ત્રની આજ્ઞા અનુસાર પ્રાપ્ત કર્તવ્યકર્મનું પાલન કરવું જોઈએ.

**પરિશિષ્ટ ભાવ :** ઉત્પન્ન થનાર વસ્તુ તો આપમેળે જ નાશ પામે છે, તેનો નાશ કરવો પડતો નથી. પરંતુ જે વસ્તુ ઉત્પન્ન થતી નથી, તે ક્યારેય નાશ પામતી જ નથી. આપણે ચોર્યાસી લાખ શરીર ધારણ કર્યાં પરંતુ કોઈ પણ શરીર આપણી સાથે ન રહ્યું અને આપણે કોઈ પણ શરીરની સાથે ન રહ્યા; પરંતુ આપણે જેમના તેમ અલગ રહ્યા. આ જાણવાની શક્તિ બીજાં શરીરોમાં ન હતી. પરંતુ આ મનુષ્ય-શરીરમાં જ છે. જો આપણે એને નથી જાણતા તો ભગવાનના આપેલા વિવેકનો નિરાદર કરીએ છીએ.



*સંબંધ – અગાઉના શ્લોકોમાં દેહીની નિર્વિકારતાનું જે વર્ણન થયું છે, તેનું આગળના શ્લોકોમાં દૃષ્ટાંત રૂપે વર્ણન છે.*

**વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય નવાનિ ગૃહ્ણાતિ નરોઽપરાણિ ।**
**તથા શરીરાણિ વિહાય જીર્ણાન્યન્યાનિ સંયાતિ નવાનિ દેહી ॥ ૨૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **નરઃ** | = માણસ | **નવાનિ** | = નવાં (વસ્ત્રો) | **વિહાય** | = ત્યજીને |
| **યથા** | = જેમ | **ગૃહ્ણાતિ** | = ગ્રહણ કરે છે, | **અન્યાનિ** | = બીજાં |
| **જીર્ણાનિ** | = જૂનાં | **તથા** | = તે જ પ્રમાણે | **નવાનિ** | = નવાં (શરીરોમાં) |
| **વાસાંસિ** | = વસ્ત્રો | **દેહી** | = જીવાત્મા | | |
| **વિહાય** | = ત્યજીને | **જીર્ણાનિ** | = જૂનાં | | |
| **અપરાણિ** | = બીજાં | **શરીરાણિ** | = શરીરો | **સંયાતિ** | = ચાલ્યો જાય છે. |

*ટીકા* – **'વાસાંસિ જીર્ણાનિ... સંયાતિ નવાનિ દેહી'** – આ જ અધ્યાયના તેરમા શ્લોકમાં સૂત્ર રૂપે કહેવામાં આવ્યું હતું કે દેહાન્તરની પ્રાપ્તિની બાબતમાં ધીર પુરુષો શોક કરતા નથી. હવે એ જ બાબતને ઉદાહરણ આપીને સ્પષ્ટરૂપે કહી રહ્યા છે કે જેવી રીતે જૂનાં કપડાંના પરિવર્તનને લીધે મનુષ્યને શોક નથી થતો, એવી જ રીતે શરીરોના પરિવર્તનને લીધે પણ શોક ના થવો જોઈએ.

વસ્ત્રો મનુષ્યો જ બદલે છે, પશુ-પક્ષી નહિ; તેથી અહીં કપડાં બદલવાના ઉદાહરણમાં **'નરઃ'** પદ આપ્યું છે. આ **'નરઃ'** પદ મનુષ્યયોનિનું વાચક છે અને એમાં સ્ત્રી-પુરુષ, છોકરા-છોકરીઓ, યુવાન-વૃદ્ધ વગેરે બધાં જ આવી જાય છે.

જેવી રીતે મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજીને બીજાં નવાં વસ્ત્રોને ધારણ કરે છે, તેવી જ રીતે આ દેહી જૂનાં શરીરોને ત્યજીને બીજાં નવાં શરીરોને ધારણ કરે છે. જૂના શરીરને છોડવું એને 'મરવું' કહી દે છે, અને નવા શરીરને ધારણ કરવું એને 'જન્મવું' કહી દે છે. જ્યાં સુધી પ્રકૃતિની સાથે સંબંધ રહે છે, ત્યાં સુધી આ દેહી જૂનાં શરીરોને છોડીને કર્મો અનુસાર અથવા અંતકાળના ચિંતન અનુસાર નવાં-નવાં શરીરોને પ્રાપ્ત થતો રહે છે.

અહીં **'શરીરાણિ'** પદમાં બહુવચન આપવાનું તાત્પર્ય એ છે કે જ્યાં સુધી શરીરીને પોતાના વાસ્તવિક સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થતું નથી, ત્યાં સુધી આ શરીરી અનંતકાળ સુધી શરીર ધારણ કરતો જ રહે છે. આજ સુધી તેણે કેટલાં શરીરો ધારણ કર્યાં છે, તેની ગણતરી પણ સંભવ નથી. આ વાતને લક્ષ્યમાં રાખીને **'શરીરાણિ'** પદમાં બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે તથા સઘળા જીવોનું ધ્યાન ખેંચવા માટે અહીં **'દેહી'** પદ આવ્યું છે.

અહીં શ્લોકના પૂર્વાર્ધમાં તો જૂનાં વસ્ત્રોની વાત કહી છે અને ઉત્તરાર્ધમાં જૂનાં શરીરોની. જૂનાં વસ્ત્રોનું દૃષ્ટાંત શરીરોને કેવી રીતે લાગુ પડશે? કારણ કે શરીર તો બાળકો અને જવાનોનાં પણ મરી જાય છે. કેવળ વૃદ્ધોનાં જીર્ણ શરીરો મરી જતાં હોય, એવી વાત તો નથી! એનો ઉત્તર એ છે કે શરીર તો આયુષ્ય પૂરું થાય ત્યારે જ મરી જાય છે, અને આયુષ્યનું પૂરું થવું એ જ શરીરનું જીર્ણ થવું છે.[1] શરીર ચાહે બાળકનું હોય, ચાહે જવાનનું હોય કે ચાહે વૃદ્ધનું હોય, આયુષ્ય પૂરું થતાં એ બધાં જીર્ણ જ કહેવાશે.

આ શ્લોકમાં ભગવાને **'યથા'** અને **'તથા'** પદ આપીને કહ્યું છે કે જેવી રીતે મનુષ્ય જૂનાં વસ્ત્રોને ત્યજીને નવાં વસ્ત્રો ધારણ કરી લે છે, એવી જ રીતે આ દેહી જૂનાં શરીરોને ત્યજીને નવાં શરીરોમાં ચાલ્યો જાય છે. અહીં એક શંકા થાય છે. જેવી રીતે કુમાર, યુવા અને વૃદ્ધ અવસ્થાઓ આપોઆપ થાય છે તેવી જ રીતે દેહાન્તરની પ્રાપ્તિ આપોઆપ થાય છે (અ. ૨/૧૩) – અહીં તો **'યથા'** (જેવી રીતે) અને **'તથા'** (તેવી રીતે) બંધ બેસી જાય છે; પરંતુ (આ શ્લોકમાં) જૂનાં વસ્ત્રોને ત્યજવામાં અને નવાં વસ્ત્રોને ધારણ કરવામાં તો મનુષ્યની સ્વતંત્રતા છે, પરંતુ જૂનાં શરીરોને ત્યજવામાં અને નવાં શરીરોને ધારણ કરવામાં દેહીની સ્વતંત્રતા નથી. આ કારણથી અહીં **'યથા'** અને **'તથા'** પદો કેવી રીતે બંધ બેસશે? એનું સમાધાન એ છે કે અહીં ભગવાનનો આશય સ્વતંત્રતા - પરતંત્રતાની વાત કરવાનો નથી, પરંતુ શરીરોના વિયોગથી થવાવાળા શોકને દૂર કરવાનો છે. જેવી રીતે જૂનાં વસ્ત્રો ત્યજીને નવાં વસ્ત્રો ધારણ કરવા છતાં પણ ધારણ કરવાવાળો (મનુષ્ય) તેવો જ રહે છે, તેવી જ રીતે જૂનાં શરીરોને ત્યજીને નવાં શરીરોમાં ચાલ્યો જવા છતાં પણ દેહી જેમ છે તેમ નિર્લિપ્ત રૂપે રહે છે; આથી શોક કરવાની કોઈ વાત છે જ નહિ. આ દૃષ્ટિએ આ દૃષ્ટાંત બરાબર જ છે.

બીજી શંકા આ થાય છે કે જૂનાં વસ્ત્રો ત્યજવામાં અને નવાં વસ્ત્રો ધારણ કરવામાં તો સુખ થાય છે, પરંતુ જૂનાં શરીરો ત્યજવામાં અને નવાં શરીરો ધારણ કરવામાં દુઃખ થાય છે. આથી અહીં **'યથા'** અને **'તથા'** કેવી રીતે બંધ બેસશે? આનું સમાધાન આ છે કે શરીરોના મરવાનું જે દુઃખ થાય છે, તે મરવાથી નથી થતું. બલ્કે જીવવાની ઇચ્છાથી થાય છે. 'હું જીવતો રહું' - એવી જીવવાની ઇચ્છા અંતરમાં રહે છે અને મરવું પડે છે, ત્યારે દુઃખ થાય છે. તાત્પર્ય આ થયું કે જ્યારે મનુષ્ય શરીરની એકાત્મતા કરી લે છે, ત્યારે એ શરીરના મરવાને પોતાને મરવું માની લે છે અને દુઃખી થાય છે. પરંતુ જે શરીર સાથે પોતાની એકાત્મતા નથી માનતો, તેને મરવાનું દુઃખ નથી થતું, બલ્કે આનંદ થાય છે! જેવી રીતે મનુષ્ય વસ્ત્રો સાથે પોતાની એકાત્મતા નથી માનતો, તો વસ્ત્રોને બદલવામાં એને દુઃખ નથી થતું. કારણ કે ત્યાં એનો આ વિવેક સ્પષ્ટપણે જાગ્રત રહે છે કે વસ્ત્રો ભિન્ન છે અને હું ભિન્ન છું. પરંતુ એ જ વસ્ત્રો જો નાના બાળકનાં બદલવામાં આવે, તો તે જૂનાં વસ્ત્રો ઉતારતી વખતે અને નવાં ધારણ કરતી વખતે પણ રડે છે. તેનું આ દુઃખ કેવળ

---

૧. વિવેકવિચારપૂર્વક જોવામાં આવે તો આયુષ્ય પ્રત્યેક ક્ષણે સમાપ્ત થઈ રહ્યું છે અર્થાત્ શરીર પ્રત્યેક ક્ષણે જીર્ણ થઈ રહ્યું છે, પ્રત્યેક ક્ષણે મરી રહ્યું છે. એ એક ક્ષણ પણ સ્થિર નથી. જેવી રીતે યુવાન બનવાથી બાળપણ મરી જાય છે, તો વાસ્તવમાં આ બાળપણ નિરંતર મરતું જ રહે છે. પરંતુ એ તરફ દૃષ્ટિ નહિ હોવાથી પ્રત્યેક ક્ષણે થવાવાળા મૃત્યુની તરફ ધ્યાન નથી જતું. આ જ વાસ્તવમાં બેહોશી છે.

મૂર્ખતાથી અને અણસમજથી થાય છે. આ મૂર્ખતાનો નાશ કરવા માટે જ ભગવાને અહીં **'યથા'** અને **'તથા'** પદ આપીને વસ્ત્રોનું દૃષ્ટાંત આપ્યું છે.

અહીં ભગવાને વસ્ત્રો ધારણ કરવામાં તો **'ગૃહ્ણાતિ'** (ધારણ કરે છે) ક્રિયા દર્શાવી, પરંતુ શરીરોને ધારણ કરવામાં **'સંયાતિ'** – (જાય છે) ક્રિયા દર્શાવી છે, એવો ક્રિયાભેદ ભગવાને શા માટે કર્યો? લૌકિક દૃષ્ટિએ અણસમજને કારણે એવું દેખાય છે કે મનુષ્ય પોતાની જગાએ રહીને જ વસ્ત્રોને ધારણ કરે છે અને દેહાન્તરની પ્રાપ્તિમાં દેહીને તે તે શરીરોમાં જવું પડે છે. આ લૌકિક દૃષ્ટિને લીધે જ ભગવાને ક્રિયાભેદ કર્યો છે.

## વિશેષ વાત

ગીતામાં **'યેન સર્વમિદં તતમ્'** (અ. ૨/૧૭), **'નિત્યઃ સર્વગતઃ સ્થાણુઃ'** (અ. ૨/૨૪) વગેરે પદોથી દેહીને સર્વત્ર વ્યાપેલો, નિત્ય, સર્વગત અને સ્થિર સ્વભાવવાળો બતાવ્યો તથા **'સંયાતિ નવાનિ દેહી'** (અ. ૨/૨૨), **'શરીરં યદવાપ્નોતિ'** (અ. ૧૫/૮) વગેરે પદોથી દેહીની બીજાં શરીરોમાં જવાની વાત કહેવામાં આવી છે. આથી જે સર્વગત છે અને સર્વત્ર વ્યાપેલો છે, એનું જવાનું-આવવાનું કેવી રીતે? કારણ કે જે, જે સ્થળમાં ના હોય, તે સ્થળમાં ચાલ્યો જાય, તો એને 'જવું' કહે છે, અને જે બીજા સ્થળમાં હોય, તે આ સ્થળમાં આવી જાય, તો એને 'આવવું' કહે છે. પરંતુ દેહીની બાબતમાં તો આ બન્ને વાતો બંધ નથી બેસતી! એનું સમાધાન આ છે કે જેવી રીતે કોઈની બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થા થઈ જાય છે, ત્યારે તે કહે છે કે 'હું યુવાન બની ગયો છું' પરંતુ વાસ્તવમાં તે પોતે યુવાન નથી થયો, ઊલટાનું એનું શરીર યુવાન થયું છે. આ કારણથી બાલ્યાવસ્થામાં તે જે હતો, યુવાવસ્થામાં પણ તે, તે જ છે. પરંતુ શરીર સાથે તાદાત્મ્ય માનવાને કારણે તે શરીરના પરિવર્તનને પોતાનામાં આરોપિત કરી લે છે. આમેય આવવું - જવું વાસ્તવમાં શરીરનો ધર્મ છે, પણ શરીરની સાથે તાદાત્મ્ય થવાથી તે પોતાનામાં આવવું જવું માની લે છે. આથી વાસ્તવમાં દેહીનું ક્યાંય પણ આવવું જવું નથી હોતું, કેવળ શરીરોના તાદાત્મ્યને કારણે એનું આવવું - જવું પ્રતીત થાય છે.

હવે આ પ્રશ્ન થાય છે કે અનાદિકાળથી જે જન્મ-મરણ ચાલતું આવી રહ્યું છે, તેમાં કારણ શું છે? કર્મોની દૃષ્ટિએ તો શુભાશુભ કર્મોનું ફળ ભોગવવા માટે જન્મ-મરણ થાય છે, જ્ઞાનની દૃષ્ટિએ અજ્ઞાનને કારણે જન્મ-મરણ થાય છે અને ભક્તિની દૃષ્ટિએ ભગવાનની વિમુખતાને કારણે જન્મ-મરણ થાય છે. આ ત્રણેમાં પણ મુખ્ય કારણ એ છે કે ભગવાને જીવોને જે સ્વતંત્રતા આપી છે, તેનો દુરુપયોગ કરવાથી જ જન્મ-મરણ થઈ રહ્યાં છે. હવે આ જન્મ-મરણ દૂર થાય કેવી રીતે? મળેલી સ્વતંત્રતાનો સદુપયોગ કરવાથી જન્મ-મરણ દૂર થશે. તાત્પર્ય એ છે કે પોતાના સ્વાર્થ માટે કર્મ કરવાથી જન્મ-મરણ થયાં છે; આથી પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને બીજાઓના હિતને માટે કર્મ કરવાથી જન્મ-મરણનો અંત આવશે. પોતાની જાણકારીનો અનાદર કરવાથી[1] જન્મ-મરણ થયાં છે; આથી પોતાની જાણકારીનો આદર કરવાથી જન્મ-મરણનો અંત આવશે. ભગવાનથી વિમુખ થવાને કારણે જન્મ-મરણ થયાં છે; આથી ભગવાનની સન્મુખ થવાથી જન્મ-મરણ ટળી જશે.

**પરિશિષ્ટ ભાવ :** મનુષ્ય નવી-નવી વસ્તુઓ ઇચ્છે છે તો ભગવાન પણ તેને નવી-નવી વસ્તુ (શરીર વગેરે સામગ્રી) આપતા રહે છે. શરીર વૃદ્ધ થઈ જાય છે તો ભગવાન એને નવું શરીર આપે છે, તેથી નવી-નવી ઇચ્છાઓ જ જન્મ-મરણમાં કારણ છે. નવી-નવી ઇચ્છા કરનારાઓને અંતકાળ સુધી નવી-નવી વસ્તુઓ મળતી જ રહેશે. મનુષ્યમાં એક ઇચ્છાશક્તિ છે, એક પ્રાણશક્તિ છે. ઇચ્છાશક્તિ હોય ત્યાં સુધીમાં પ્રાણશક્તિ નષ્ટ થઈ જાય છે, ત્યારે નવો જન્મ થાય છે. જો ઇચ્છાશક્તિ ન રહે તો પ્રાણશક્તિ નષ્ટ થવા છતાં પણ પુનર્જન્મ થતો નથી.

કોઈ પણ દૃષ્ટાંત માત્ર એક અંશમાં લાગુ પડે છે. અહીં જૂનાં કપડાં ઉતારીને નવાં કપડા બદલવાનું દૃષ્ટાંત માત્ર એ અંશમાં છે કે જેમ મનુષ્ય અનેક કપડાં બદલે તો પણ તે એનો એ જ રહે છે, એવી જ રીતે પોતે અનેક યોનિઓમાં અનેક શરીરો ધારણ કરવા છતાં એનો એ જ રહે છે. જેમ જૂનાં કપડાં છોડી દેવાથી આપણે મરી જતા નથી અને નવાં કપડાં ધારણ કરવાથી આપણે ઉત્પન્ન નથી થતા, એવી જ રીતે જૂનાં શરીરને છોડવાથી આપણે મરી જતા નથી અને નવું

૧. પોતાની જાણકારીનો અનાદર કરવાનું તાત્પર્ય એ છે કે આપણે જેટલું જાણીએ છીએ, તેના પ્રમાણે કાર્ય ન કરવું. જેમ કે, સત્ય બોલવું એ સારું છે, જૂઠું બોલવું એ સારું નથી - એવું જાણવા છતાં પણ સ્વાર્થ માટે જૂઠું બોલીએ છીએ. દે છે. કોઈ આપણને સુખ આપે તો સારું લાગે છે અને દુઃખ આપે તો ખરાબ લાગે છે - એ જાણવા છતાં પણ પોતાના સુખને માટે બીજાઓને દુઃખ આપે છે. એવી જ રીતે આપણે જાણીએ છીએ કે શરીર વગેરે બધું જવાવાળું છે, રહેવાવાળું નથી, છતાં પણ તેઓમાં મોહ-મમતા કરીએ છીએ. આ જ પોતાની જાણકારીનો અનાદર છે.

શરીર ધારણ કરવાથી આપણે ઉત્પન્ન થતા નથી. તાત્પર્ય એ છે કે શરીર મરે છે, આપણે નથી મરતા. જો આપણે મરી જઈએ તો પછી પુણ્ય-પાપનું ફળ કોણ ભોગવશે? બીજી યોનિઓમાં કોણ જશે? બંધન અને મુક્તિ કોની થશે?

—■—

*સંબંધ – પહેલાં દૃષ્ટાંત રૂપે શરીરીની નિર્વિકારતાનું વર્ણન કરીને હવે આગળના ત્રણ શ્લોકોમાં એનું પ્રકારાંતરથી વર્ણન કરે છે.*

**નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવકઃ।**
**ન ચૈનં ક્લેદયન્ત્યાપો ન શોષયતિ મારુતઃ॥૨૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **એનમ્** | = આ આત્માને | **પાવકઃ** | = અગ્નિ | **ન, ક્લેદયન્તિ** | = ભીંજવી શકતું નથી |
| **શસ્ત્રાણિ** | = શસ્ત્રો | **ન, દહતિ** | = બાળી શકતો નથી, | **ચ** | = અને |
| **ન, છિન્દન્તિ** | = છેદી શકતાં નથી, | **એનમ્** | = આને | **મારુતઃ** | = પવન (આને) |
| **એનમ્** | = આને | **આપઃ** | = પાણી | **ન, શોષયતિ** | = સૂકવી શકતો નથી. |

*ટીકા* – **'નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ'** – આ શરીરીને શસ્ત્રો નથી છેદી શકતાં; કારણ કે આ પ્રાકૃત શસ્ત્રો ત્યાં સુધી પહોંચી જ નથી શકતાં.

જેટલાં પણ શસ્ત્રો છે, તે બધાં પૃથ્વીતત્ત્વથી ઉત્પન્ન થાય છે. આ પૃથ્વીતત્ત્વ આ શરીરીમાં કોઈ પ્રકારનો કોઈ વિકાર પેદા નથી કરી શકતું. એટલું જ નહિ, પૃથ્વીતત્ત્વ આ શરીરી સુધી પહોંચી જ નથી શકતું, પછી વિકૃતિ કરવાની વાત તો દૂર જ રહી!

**'નૈનં દહતિ પાવકઃ'** અગ્નિ આ શરીરીને બાળી નથી શકતો; કેમ કે અગ્નિ ત્યાં સુધી પહોંચી જ નથી શકતો. જ્યારે ત્યાં સુધી પહોંચી જ નથી શકતો, ત્યારે એના દ્વારા બાળવાનું કેવી રીતે સંભવી શકે? તાત્પર્ય એ છે કે અગ્નિતત્ત્વ આ શરીરીમાં કદી કોઈ જાતનો વિકાર ઉત્પન્ન કરી જ નથી શકતું.

**'ન ચૈનં ક્લેદયન્ત્યાપઃ'** – જળ એને ભીંજવી નથી શકતું; કેમકે જળ ત્યાં સુધી પહોંચી જ નથી શકતું. તાત્પર્ય એ છે કે જળતત્ત્વ આ શરીરીમાં કોઈ જાતનો વિકાર પેદા નથી કરી શકતું.

**'ન શોષયતિ મારુતઃ'** – વાયુ એને સુકવી નથી શકતો અર્થાત્ વાયુમાં આ શરીરને સુકવવાનું સામર્થ્ય નથી; કેમકે વાયુ ત્યાં સુધી પહોંચતો જ નથી. તાત્પર્ય એ છે કે વાયુતત્ત્વ આ શરીરીમાં કોઈ જાતની વિકૃતિ પેદા નથી કરી શકતું.

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ – આ પાંચ મહાભૂતો કહેવાય છે. ભગવાને આમાંથી ચાર જ મહાભૂતોની વાત કહી છે કે આ પૃથ્વી, જળ, તેજ અને વાયુ આ શરીરીમાં કોઈ જાતની વિકૃતિ નથી કરી શકતાં; પરંતુ પાંચમા મહાભૂત આકાશની કોઈ ચર્ચા જ નથી કરી. એનું કારણ એ છે કે આકાશમાં કોઈ પણ ક્રિયા કરવાની શક્તિ નથી. ક્રિયા (વિકૃતિ) કરવાની શક્તિ તો આ ચાર મહાભૂતોમાં જ છે. આકાશ તો એ બધાંને માત્ર અવકાશ આપે છે.

પૃથ્વી, જળ, તેજ અને વાયુ - આ ચારેય તત્ત્વો આકાશમાંથી જ ઉત્પન્ન થાય છે, પરંતુ તેઓ પોતાના કારણભૂત આકાશમાં પણ કોઈ જાતનો વિકાર પેદા નથી કરી શકતાં અર્થાત્ પૃથ્વી આકાશનું છેદન નથી કરી શકતી, જળ ભીનું નથી કરી શકતું, અગ્નિ બાળી નથી શકતો અને વાયુ સુકવી નથી શકતો. જ્યારે આ ચારેય તત્ત્વો પોતાના કારણભૂત આકાશને, આકાશના કારણભૂત મહત્તત્ત્વને અને મહતત્ત્વના કારણભૂત પ્રકૃતિને પણ કોઈ ક્ષતિ નથી પહોંચાડી શકતાં, ત્યારે પ્રકૃતિથી સર્વથા પર એવા શરીરી સુધી તેઓ પહોંચી જ કેવી રીતે શકે? આ ગુણધર્મોવાળા પદાર્થોની એ નિર્ગુણતત્ત્વમાં પહોંચ જ કેવી રીતે હોઈ શકે? ના જ હોઈ શકે (ગીતા અ. ૧૩/૩૧).

શરીરી નિત્યતત્ત્વ છે. પૃથ્વી વગેરે ચારેય તત્ત્વોને એનાથી સત્તાસ્ફૂર્તિ મળે છે. આથી જેનાથી આ તત્ત્વોને સત્તાસ્ફૂર્તિ મળે છે, તેને તેઓ કેવી રીતે વિકૃત કરી શકે? આ શરીરી સર્વવ્યાપક છે અને પૃથ્વી વગેરે ચારેય તત્ત્વો વ્યાપ્ય છે અર્થાત્ શરીરીની અંતર્ગત છે. આથી વ્યાપ્ય વસ્તુ વ્યાપકને કેવી રીતે નુકસાન પહોંચાડી શકે? એને નુકસાન પહોંચાડવું સંભવિત જ નથી.

અહીં યુદ્ધનો પ્રસંગ છે. 'આ બધા સંબંધીઓ મરી જશે' – આ બાબતને લીધે અર્જુન શોક કરી રહ્યા છે. આથી ભગવાન કહે છે કે આ બધા કેવી રીતે મરી જશે? કેમકે ત્યાં સુધી અસ્ત્રશસ્ત્રોની ક્રિયા પહોંચતી જ નથી અર્થાત્ શસ્ત્ર દ્વારા શરીર કપાઈ જવા છતાં પણ શરીરી નથી કપાતો, અગ્ન્યાસ્ત્ર દ્વારા શરીર બળી જવા છતાં પણ શરીરી નથી બળતો,

વરુણાસ્ત્ર દ્વારા શરીર ભીંજાઈ જવા છતાં પણ શરીરી નથી ભીંજાતો અને વાયવ્યાસ્ત્ર દ્વારા શરીર સુકાઈ જવા છતાં પણ શરીરી નથી સુકાતો તાત્પર્ય એ છે કે અસ્ત્ર-શસ્ત્રો દ્વારા શરીર મરી જવા છતાં પણ શરીરી નથી મરતો, બલ્કે, જેમ છે તેમ નિર્વિકાર રહે છે. આથી એને લીધે શોક કરવો એ તારી બિલકુલ અણસમજ જ છે.

**પરિશિષ્ટ ભાવ :** આપણે કહીએ છીએ કે 'શરીર છે' તો પરિવર્તન શરીરમાં થાય છે. 'છે' (શરીરી)માં નથી થતું. જેમ, 'લાકડું છે' તો વિકૃતિ લાકડામાં થાય છે, 'છે'માં થતી નથી. લાકડું કપાય છે, 'છે' નથી કપાતો. લાકડું બળે છે, 'છે' નથી બળતો, લાકડું ભીનું છે, 'છે' ભીનો નથી થતો. લાકડું સુકાય છે, 'છે' નથી સુકાતો. લાકડું ક્યારેય એકરૂપ રહેતું નથી અને 'છે' ક્યારેય અનેકરૂપ થતો જ નથી.



## અચ્છેદ્યોઽયમદાહ્યોઽયમક્લેદ્યોઽશોષ્ય એવ ચ ।
## નિત્યઃ સર્વગતઃ સ્થાણુરચલોઽયં સનાતનઃ ॥ ૨૪॥

**અયમ્** = આ (આત્મા)
**અચ્છેદ્યઃ** = છેદી શકાતો નથી,
**અયમ્** = આ
**અદાહ્યઃ** = બાળી શકાતો નથી,
**અક્લેદ્યઃ** = આને ભીંજવી શકાતો નથી અને
**ચ, એવ** = તથા તેને
**અશોષ્યઃ** = સૂકવી પણ શકાતો નથી (કેમકે)
**અયમ્** = આ
**નિત્યઃ** = નિત્ય,
**સર્વગતઃ** = બધાંમાં પરિપૂર્ણ,
**અચલઃ** = અચળ,
**સ્થાણુઃ** = સ્થિર સ્વભાવવાળો
**સનાતનઃ** = સનાતન છે.

*ટીકા* – [શસ્ત્રો વગેરે આ શરીરીમાં વિકાર કેમ નથી કરતાં - આ વાત આ શ્લોકમાં કહે છે.]

**'અચ્છેદ્યોઽયમ્'** – શસ્ત્રો આ શરીરીનું છેદન નથી કરી શકતાં. એનો મતલબ એ નથી કે શસ્ત્રોનો અભાવ છે અથવા શસ્ત્રો ચલાવવાવાળા અયોગ્ય છે, પરંતુ છેદનરૂપી ક્રિયા શરીરીમાં પ્રવિષ્ટ જ નથી થઈ શકતી, આ છેદન થવા યોગ્ય છે જ નહીં.

શસ્ત્ર સિવાય મંત્ર, શાપ વગેરેથી પણ આ શરીરીનું છેદન નથી થઈ શકતું. જેવી રીતે, યાજ્ઞવલ્ક્યના પ્રશ્નનો ઉત્તર નહિ આપી શકવાને કારણે તેમના શાપથી શાકલ્યનું માથું કપાઈને પડી ગયું (બૃહદારણ્યક.) આ રીતે શરીર તો મંત્રોથી અને વાણીથી કપાઈ શકે છે, પરંતુ દેહી સર્વથા અચ્છેદ્ય છે.

**'અદાહ્યોઽયમ્'** – આ શરીરી અદાહ્ય છે; કારણ કે તે બળવા યોગ્ય જ નથી. અગ્નિ સિવાય મંત્ર, શાપ વગેરેથી પણ આ દેહી બળી નથી શકતો. જેમ, દમયંતીના શાપથી વ્યાધ, અગ્નિ વિના બળીને ભસ્મ થઈ ગયો હતો. આ રીતે અગ્નિ, શાપ વગેરેથી તે જ બળી શકે છે, જે બળવા યોગ્ય હોય છે. આ દેહીમાં તો દહનક્રિયાનો પ્રવેશ જ નથી થઈ શકતો.

**'અક્લેદ્યઃ'** – આ દેહી ભીંજવાયોગ્ય નથી અર્થાત્ તેનામાં ભીંજાવાની પાત્રતા જ નથી. જળથી તેમ જ મંત્ર, શાપ, ઔષધિ વગેરેથી આ ભીનો નથી થઈ શકતો. જેવી રીતે, સાંભળવામાં આવે છે કે 'માલકોશ' રાગ ગવાવાથી પથ્થર પણ પીગળી જાય છે; ચંદ્રમાને જોઈને ચંદ્રકાંતમણિ ભીંજાઈ જાય છે. પરંતુ આ દેહી રાગરાગિણી વગેરેથી ભીંજાવાવાળી વસ્તુ નથી.

**'અશોષ્યઃ'** – આ દેહી અશોષ્ય છે. વાયુથી એનું શોષણ થઈ જાય, એ એવી વસ્તુ નથી; કેમકે તેનામાં શોષણક્રિયાનો પ્રવેશ જ નથી થતો. વાયુથી તથા મંત્ર, શાપ, ઔષધિ વગેરેથી આ દેહી સુકાઈ નથી શકતો. જેવી રીતે અગસ્ત્ય ઋષિ સમુદ્રનું શોષણ કરી ગયા, એવી રીતે આ દેહીનું કોઈ પોતાની શક્તિથી શોષણ નથી કરી શકતું.

**'એવ ચ'** – નાશની સંભાવનાને લીધે અર્જુન શોક કરી રહ્યા હતા. એટલા માટે શરીરીને અચ્છેદ્ય, અદાહ્ય, અક્લેદ્ય અને અશોષ્ય કહીને ભગવાન **'એવ ચ'** પદોથી વિશેષ ભાર દઈને કહે છે કે આ શરીરી તો એવો જ છે. તેનામાં કોઈ પણ ક્રિયાનો પ્રવેશ નથી થતો. આથી આ શરીરી શોક કરવા યોગ્ય છે જ નહિ.

**'નિત્યઃ'** – આ દેહી નિત્યનિરંતર રહેવાવાળો છે. આ કોઈ કાળમાં ન હતો અને કોઈ કાળમાં નહિ રહે – એવી વાત નથી; પરંતુ આ સર્વ કાળમાં નિત્ય-નિરંતર જેમ છે તેમ જ રહેવાવાળો છે.

**'સર્વગતઃ'** – આ દેહી સર્વ કાળમાં જેમ છે તેમ જ રહે છે, તો એ કોઈ સ્થળમાં રહેતો હશે? એના ઉત્તરમાં કહે છે કે આ દેહી સઘળી વ્યક્તિ, વસ્તુ, શરીર વગેરેમાં એકરૂપથી બિરાજમાન છે.

**'અચલઃ'** – આ સર્વગત છે, તો એ ક્યાંક આવતો જતો પણ હશે? એ વિષે કહે છે કે આ દેહી સ્થિર સ્વભાવવાળો છે અર્થાત્ તેનામાં કદીક અહીંયાં અને કદીક ત્યાં – આ રીતની આવવા-જવાની ક્રિયા નથી.

**'સ્થાણુઃ'** – આ સ્થિર સ્વભાવવાળો છે, ક્યાંય આવતો-જતો નથી - આ વાત બરાબર છે, પરંતુ તેનામાં કંપન તો થતું હશે? જેવી રીતે વૃક્ષ એક જગાએ જ રહે છે, ક્યાંય આવતું-જતું નથી, પરંતુ તે એક જગાએ રહેલું હોવા છતાં પણ હાલે છે, એવી જ રીતે આ દેહીમાં પણ હાલવાની ક્રિયા થતી હશે? એના ઉત્તરમાં કહે છે કે આ દેહી સ્થાણુ છે અર્થાત્ તેનામાં હાલવાની ક્રિયા નથી.

**'સનાતનઃ'** – આ દેહી અચળ છે, સ્થાણુ છે – એ વાત તો બરાબર છે, પરંતુ એ કદી પેદા પણ થતો હશે? એ વિષે કહે છે કે એ સનાતન છે, અનાદિ છે અને સદાયથી છે. એ કોઈ સમયે ન હતો, એવો સંભવ જ નથી.

## વિશેષ વાત

આ સંસાર અનિત્ય છે, એક ક્ષણ પણ સ્થિર રહેવાવાળો નથી. પરંતુ જે સદા રહેવાવાળો છે, જેનામાં કદી કિંચિત્માત્ર પણ પરિવર્તન નથી થતું, એ દેહીની તરફ લક્ષ્ય કરાવવાનું **'નિત્યઃ'** પદનું તાત્પર્ય છે.

જોવામાં, સાંભળવામાં, વાંચવામાં અને સમજવામાં જે કંઈ પ્રાકૃત સંસાર આવે છે, તેમાં જે બધી જગાએ પરિપૂર્ણ તત્ત્વ છે, તેની તરફ લક્ષ્ય કરાવવાનું **'સર્વગતઃ'** પદનું તાત્પર્ય છે.

સંસારમાત્રમાં જે કંઈ વસ્તુ, વ્યક્તિ, પદાર્થ વગેરે છે તે સઘળેસઘળા ચલાયમાન છે. તે ચલાયમાન વસ્તુ, વ્યક્તિ, પદાર્થ વગેરેમાં જે પોતાના સ્વરૂપથી કદી ચલાયમાન (વિચલિત) નથી થતું, એ તત્ત્વની તરફ લક્ષ્ય કરાવવાનું **'અચલઃ'** પદનું તાત્પર્ય છે.

પ્રકૃતિ અને પ્રકૃતિનાં કાર્યથી સંસારમાં પ્રત્યેક ક્ષણે ક્રિયા થતી રહે છે અને પરિવર્તન થતું રહે છે. એવા પરિવર્તનશીલ સંસારમાં જે ક્રિયારહિત, પરિવર્તનરહિત અને સ્થાયી સ્વભાવવાળું તત્ત્વ છે, તેની તરફ લક્ષ્ય કરાવવાનું **'સ્થાણુઃ'** પદનું તાત્પર્ય છે.

સઘળા પ્રાકૃત પદાર્થો ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા છે, તથા તેઓ પહેલાં પણ ન હતા અને પછી પણ નહિ રહે. પરંતુ જે ન તો ઉત્પન્ન થાય છે અને ન તો નષ્ટ થાય છે, તથા જે પહેલાં પણ હતું અને પછી પણ હરદમ રહેશે – એ તત્ત્વ (દેહી)ની તરફ લક્ષ્ય કરાવવાનું **'સનાતનઃ'** પદનું તાત્પર્ય છે.

ઉપર્યુક્ત પાંચેય વિશેષણોનું તાત્પર્ય એ છે કે શરીર-સંસારની સાથે તાદાત્મ્ય હોવા છતાં પણ અને શરીર-શરીરીભાવનો ભિન્નભિન્ન અનુભવ નહિ હોવા છતાં પણ શરીરી નિત્ય-નિરંતર એકરસ અને એકરૂપ રહે છે.

**પરિશિષ્ટ ભાવ : 'સર્વગતઃ'** સ્વયં દેહગત નથી બલ્કે સર્વગત છે - આવો અનુભવ થવો એ જ જીવનમુક્તિ છે. જેમ શરીર સંસારમાં છે, એમ આપણે શરીરમાં બેઠેલા નથી. શરીર સાથે આપણું એકત્વ ક્યારેય થયું જ નથી, છે જ નહીં, થવાનું પણ નથી, થઈ શકતું જ નથી. શરીર આપણાથી ખૂબ દૂર છે. પરંતુ કામના-મમતા-તાદાત્મ્યને લીધે આપણને શરીર સાથે એકતા પ્રતીત થાય છે.

વાસ્તવમાં શરીરીને શરીરની જરૂરત છે જ નહીં. શરીર વિના પણ શરીરી મોજથી રહે છે.

—■—

**અવ્યક્તોઽયમચિન્ત્યોઽયમવિકાર્યોઽયમુચ્યતે ।**
**તસ્માદેવં વિદિત્વૈનં નાનુશોચિતુમર્હસિ ॥ ૨૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અયમ્** | = આ (આત્મા) | **અવિકાર્યઃ** | = વિકારરહિત | **વિદિત્વા** | = જાણીને (તું) |
| **અવ્યક્તઃ** | = પ્રત્યક્ષ દેખાતો નથી, | **ઉચ્યતે** | = કહેવાય છે. | **અનુશોચિતુમ્** | = શોક કરવાને |
| **અયમ્** | = આ | **તસ્માત્** | = તેથી | **ન, અર્હસિ** | = યોગ્ય નથી (એટલે કે તારે શોક કરવો ઉચિત નથી). |
| **અચિન્ત્યઃ** | = ચિંતનનો વિષય નથી | **એનમ્** | = આ આત્માને | | |
| **અયમ્** | = (અને) આ | **એવમ્** | = આ પ્રમાણે | | |

*ટીકા* – **'અવ્યક્તોઽયમ્'** જેવી રીતે શરીર-સંસાર સ્થૂળ રૂપે દેખવામાં આવે છે, તેવી રીતે આ શરીરી સ્થૂળ રૂપે દેખવામાં આવવાવાળો નથી; કેમકે એ સ્થૂળ સૃષ્ટિથી રહિત છે.

**'અચિન્ત્યોઽયમ્'** – મન, બુદ્ધિ વગેરે જોવામાં તો નથી આવતાં, પરંતુ ચિંતનમાં આવે જ છે અર્થાત્ આ બધાં ચિંતનના વિષય છે. પરંતુ આ દેહી ચિંતનનો પણ વિષય નથી; કેમ કે એ સૂક્ષ્મ સૃષ્ટિથી રહિત છે.

**'અવિકાર્યોઽયમુચ્યતે'** – આ દેહીને વિકારરહિત કહેવામાં આવે છે અર્થાત્ એનામાં કદી કિંચિત્‌માત્ર પણ પરિવર્તન નથી થતું. બધાનું કારણ પ્રકૃતિ છે, તે કારણભૂત પ્રકૃતિમાં પણ વિકૃતિ થાય છે. પરંતુ આ દેહીમાં કોઈ જાતની વિકૃતિ નથી થતી, કેમકે એ કારણ સૃષ્ટિથી રહિત છે.

અહીં ચોવીસમા-પચીસમા શ્લોકોમાં અચ્છેદ્ય, અદાહ્ય, અક્લેદ્ય, અશોષ્ય, અચલ, અવ્યક્ત, અચિંત્ય અને અવિકાર્ય - એ આઠ વિશેષણો દ્વારા આ દેહીનું નિષેધાત્મક રૂપે અને નિત્ય, સર્વગત, સ્થાણુ અને સનાતન-એ ચાર વિશેષણો દ્વારા આ દેહીનું હકારાત્મક રૂપે વર્ણન કરવામાં આવ્યું છે. પરંતુ વાસ્તવમાં એનું વર્ણન થઈ નથી શકતું; કેમ કે એ વાણીનો વિષય નથી. જેના વડે વાણી વગેરે પ્રકાશિત થાય છે, તે દેહીને તેઓ બધાં પ્રકાશિત કેવી રીતે કરી શકે? આથી આ દેહીનો એવો અનુભવ કરવો એ જ તેનું વર્ણન કરવા બરાબર છે.

**'તસ્માદેવં વિદિત્વૈનં નાનુશોચિતુમર્હસિ'** – એટલા માટે આ દેહીને અચ્છેદ્ય, અશોષ્ય, નિત્ય, સનાતન, અવિકાર્ય વગેરે જાણી લેવામાં આવે અર્થાત્ એવો અનુભવ કરી લે, તો પછી શોક થઈ જ નથી શકતો.



***સંબંધ*** *– જો શરીરીને નિર્વિકાર નહિ માનીને વિકારી માની લેવામાં આવે (કે જે સિદ્ધાંતની વિરુદ્ધ છે), તોપણ શોક નથી થઈ શકતો – આ વાત આગળના બે શ્લોકોમાં કહે છે.*

## અથ ચૈનં નિત્યજાતં નિત્યં વા મન્યસે મૃતમ્ ।
## તથાપિ ત્વં મહાબાહો નૈવં શોચિતુમર્હસિ ॥ ૨૬॥

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| **મહાબાહો** | = | હે મહાબાહો! | વા | = | તથા | **તથાપિ** | = | તો પણ |
| **અથ** | = | પણ જો | નિત્યમ્ | = | સદા | **ત્વમ્** | = | તારે |
| **એનમ્** | = | આ આત્માને | મૃતમ્ | = | મૃત્યુ પામનાર | **એવમ્** | = | આવી રીતે |
| | | (તું) | ચ | = | પણ | **શોચિતુમ્** | = | શોક કરવો |
| **નિત્યજાતમ્** | = | સદા જન્મ લેનાર | મન્યસે | = | માનતો હોય, | **ન, અર્હસિ** | = | ન જોઈએ. |

*ટીકા* – **'અથ ચૈનં...શોચિતુમર્હસિ'** – ભગવાન અહીં પક્ષાંતરમાં **'અથ ચ'** અને **'મન્યસે'** પદ આપીને કહે છે કે જોકે સિદ્ધાંતની અને સાચી વાત આ જ છે કે દેહી કોઈ પણ કાળમાં જન્મવા-મરવાવાળો નથી (ગીતા અ. ૨/૨૦), તોપણ જો તું સિદ્ધાંતથી બિલકુલ વિરુદ્ધ વાત પણ માની લે કે દેહી નિત્ય જન્મવાવાળો અને નિત્ય મરવાવાળો છે, તોપણ તને શોક ના થવો જોઈએ. કારણ કે જે જન્મશે, તે મરશે જ અને જે મરશે, તે જન્મશે જ - આ નિયમને કોઈ ટાળી નથી શકતું.

જો બીજને પૃથ્વીમાં વાવી દેવામાં આવે, તો તે ઊગીને અંકુર આપી દે છે અને તે જ અંકુર ક્રમશઃ વધીને વૃક્ષરૂપ થઈ જાય છે. આમાં સૂક્ષ્મ દૃષ્ટિએ જોવામાં આવે કે શું તે બીજ એક ક્ષણ પણ એકરૂપે રહ્યું? પૃથ્વીમાં તે પ્રથમ પોતાનું કઠણરૂપ ત્યજીને કોમળરૂપ બની ગયું, પછી કોમળરૂપને ત્યજીને અંકુરરૂપ બની ગયું, ત્યારબાદ અંકુરરૂપને ત્યજીને વૃક્ષરૂપ બની ગયું અને અંતે આયુષ્ય સમાપ્ત થતાં તે સુકાઈ ગયું. આ રીતે બીજ એક ક્ષણ પણ એકરૂપે ના રહ્યું, બલ્કે પ્રતિક્ષણે બદલાતું રહ્યું. જો બીજ એક ક્ષણ પણ એકરૂપે રહેતું હોય, તો વૃક્ષના સુકાવા સુધીની ક્રિયા કેવી રીતે થાત? એણે પહેલા રૂપને છોડ્યું – એ તેનું મરવું થયું, અને બીજા રૂપને ધારણ કર્યું – આ તેનો જન્મ થયો. આ રીતે પ્રતિક્ષણે જ જન્મતું - મરતું રહ્યું. બીજની જ જેમ આ શરીર છે. બહુ જ સૂક્ષ્મરૂપથી વીર્યનું જંતુ રજની સાથે ભળ્યું. તે વધતું વધતું બાળકના રૂપમાં બની ગયું અને પછી જન્મ્યું. જન્મ પછી તે વૃદ્ધિ પામ્યું, પછી ઘટ્યું અને અંતે મરણ પામ્યું. આ રીતે શરીર એક ક્ષણ પણ એકરૂપે નહિ રહેતાં બદલાતું રહ્યું અર્થાત્ પ્રતિક્ષણે જન્મતું-મરતું રહ્યું.

ભગવાન કહે છે કે જો તું શરીરની જેમ શરીરીને પણ નિત્ય જન્મવા-મરવાવાળો માની લે તોપણ આ શોકનો વિષય નથી બની શકતો.



**જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુર્ધ્રુવં જન્મ મૃતસ્ય ચ ।**
**તસ્માદપરિહાર્યેઽર્થે ન ત્વં શોચિતુમર્હસિ ॥ ૨૭॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| હિ | = કેમ કે | મૃતસ્ય | = મરેલાનો | | | | વિનાના |
| જાતસ્ય | = જન્મેલાનું | જન્મ | = જન્મ | અર્થે | = | વિષયમાં | |
| મૃત્યુઃ | = મૃત્યુ | ધ્રુવમ્ | = નિશ્ચિત છે. | ત્વમ્ | = | તારે | |
| ધ્રુવઃ | = નિશ્ચિત છે | તસ્માત્ | = તેથી (આ) | શોચિતુમ્ | = | શોક કરવો | |
| ચ | = અને | અપરિહાર્યે | = ઉપાય | ન, અર્હસિ | = | યોગ્ય નથી. | |

*ટીકા* – **'જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુર્ધ્રુવં જન્મ મૃતસ્ય ચ'** – પૂર્વ શ્લોક અનુસાર જો શરીરીને નિત્ય જન્મવા અને મરવાવાળો પણ માની લેવામાં આવે, તોપણ તે શોકનો વિષય નથી બની શકતો. કારણ કે જેનો જન્મ થઈ ગયો છે, તે જરૂર મરશે અને જે મરી ગયો છે, તે જરૂર જન્મશે.

**'તસ્માદપરિહાર્યેઽર્થે ન ત્વં શોચિતુમર્હસિ'** – એટલા માટે કોઈ પણ આ જન્મમરણ રૂપી પ્રવાહનો પરિહાર (નિવારણ) નથી કરી શકતો; કેમકે આમાં કોઈનું લેશમાત્ર પણ ધાર્યું નથી થતું. આ જન્મ-મૃત્યુરૂપી પ્રવાહ તો અનાદિકાળથી ચાલતો આવી રહ્યો છે અને અનંતકાળ સુધી ચાલતો રહેશે. આ દૃષ્ટિએ તારે માટે શોક કરવો એ ઉચિત નથી.

આ ધૃતરાષ્ટ્રના પુત્રો જન્મ્યા છે, તો જરૂર મરશે. તારી પાસે એવો કોઈ ઉપાય નથી, જેના વડે તું એમને બચાવી શકે. જેઓ મરી જશે, તેઓ જરૂર જન્મશે. એમને પણ તું રોકી નહિ શકે. પછી શોક કઈ વાતનો?

**શોક ઉસીકા કીજિયે, જો અનહોની હોય ।**
**અનહોની હોતી નહીં, હોની હૈ સો હોય ॥**

જેમ, આ વાતને બધા જ જાણે છે કે સૂર્યનો ઉદય થયો છે, તો એનો અસ્ત થશે જ અને અસ્ત થશે તો એનો ઉદય થશે જ. એટલા માટે મનુષ્યો સૂર્યનો અસ્ત થતાં શોક-ચિંતા નથી કરતા. એવી જ રીતે હે અર્જુન! જો તું એવું માનતો હોય કે શરીરની સાથે આ ભીષ્મ, દ્રોણ વગેરે બધા મરી જશે, તો પછી શરીરની સાથે જન્મશે પણ ખરા. માટે આ દૃષ્ટિએ પણ શોક નથી થઈ શકતો.

ભગવાને આ બે (છવ્વીસમા-સત્તાવીસમા) શ્લોકોમાં જે વાત કહી છે, એ ભગવાનનો કોઈ વાસ્તવિક સિદ્ધાંત નથી. માટે **'અથ ચ'** પદ વાપરીને ભગવાને બીજા (શરીર-શરીરીને એક માનવાવાળા) પક્ષની વાત કહી છે કે એવો સિદ્ધાંત તો નથી, છતાં જો તું એવું પણ માની લે, તોપણ શોક કરવો એ યોગ્ય નથી.

આ બે શ્લોકોનું તાત્પર્ય એ થયું કે સંસારની સઘળી ચીજો પ્રતિક્ષણ પરિવર્તનશીલ હોવાથી પહેલું રૂપ છોડીને બીજા રૂપને ધારણ કરતી રહે છે. એમાં પહેલા રૂપને છોડવું - આ મરવું થયું અને બીજા રૂપને ધારણ કરવું – આ જન્મવું થયું. આ રીતે જે જન્મે છે, તેનું મરણ થાય છે અને જેનું મરણ થાય છે, તે ફરીથી જન્મે છે - આ પ્રવાહ તો હરદમ ચાલતો જ રહે છે. આ દૃષ્ટિએ પણ શું શોક કરવો?

**પરિશિષ્ટ ભાવ :** કોઈ પ્રિયજનનું મૃત્યુ થઈ જાય, સંપત્તિ નાશ પામે તો મનુષ્યને શોક થાય છે. એ જ પ્રમાણે ભવિષ્ય માટે પણ ચિંતા થાય છે કે જો સ્ત્રી મરી જશે તો શું થશે? પુત્ર મરી જશે તો શું થશે? વગેરે. આ શોક-ચિંતા પોતાના વિવેકને મહત્ત્વ ન આપવાથી થાય છે. સંસારમાં પરિવર્તન થવું, પરિસ્થિતિમાં ફેરફાર થવો જરૂરી છે. જો પરિસ્થિતિ નહીં બદલાય તો સંસાર કઈ રીતે ચાલશે? માણસ બાળકમાંથી યુવાન કઈ રીતે થશે? મૂર્ખથી વિદ્વાન કેવી રીતે થશે? રોગીમાંથી નિરોગી કઈ રીતે થશે? બીજનું વૃક્ષ કઈ રીતે થશે? પરિવર્તન વિના સંસાર સ્થિર ચક્ર જેવો બની જશે! વાસ્તવમાં મરનાર (પરિવર્તનશીલ) જ મરે છે, રહેવાવાળો ક્યારેય મરતો નથી. આ બધાંનો પ્રત્યક્ષ અનુભવ છે કે, મૃત્યુ થવાથી શરીર તો આપણી સામે પડી રહે છે, પરંતુ શરીરનો માલિક (જીવાત્મા) ચાલ્યો જાય છે. જો આ અનુભવ તરફ ધ્યાન આપીએ તો પછી ચિંતા-શોક થઈ જ ન શકે. વાલિના મૃત્યુ પછી ભગવાન શ્રીરામ આ જ અનુભવ તરફ તારા (વાલિની પત્ની)નું ધ્યાન ખેંચે છે –

તારા બિકલ દેખી રઘુરાયા। દીન્હ ગ્યાન હરિ લીન્હી માયા ॥
છિતિ જલ પાવક ગગન સમીરા। પંચ રચિત અતિ અધમ સરીરા ॥
પ્રગટ સો તનુ તવ આગેં સોવા। જીવ નિત્ય કેહિ લગિ તુમ્હ રોવા ॥

ઉપજા જ્ઞાન ચરન તબ લાગી। લીન્હેસિ પરમ ભગતિ બર માંગી॥

(માનસ, કિષ્કિંધા. ૧૧/૨-૩)

વિચાર કરવો જોઈએ કે જો ચાર્યાસી લાખ યોનિઓમાં કોઈ પણ શરીર ન રહ્યું, તો પછી આ શરીર કઈ રીતે રહેશે? જ્યારે ચોર્યાસી લાખ શરીર હું–મારાં ન થયાં, તો પછી આ શરીર હું–મારું કઈ રીતે થશે? આવો વિવેક મનુષ્ય શરીરમાં જ થઈ શકે છે, બીજાં શરીરોમાં થાય નહીં.

—■—

***સંબંધ*** *– પાછળના બે શ્લોકોમાં પક્ષાંતરની વાત કહીને હવે ભગવાન આગળના શ્લોકમાં બિલકુલ સાધારણ દૃષ્ટિની વાત કહે છે.*

## અવ્યક્તાદીનિ ભૂતાનિ વ્યક્તમધ્યાનિ ભારત।
## અવ્યક્તનિધનાન્યેવ તત્ર કા પરિદેવના ॥૨૮॥

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **ભારત** | = હે ભારત! | **અવ્યક્ત-** | = મર્યા પછી પણ | | | | જ પ્રગટ દેખાય |
| **ભૂતાનિ** | = સઘળાં પ્રાણીઓ | **નિધનાનિ** | અપ્રગટ થઈ | | | | છે, (તો પછી) |
| **અવ્યક્તાદીનિ** | = જન્મ પૂર્વે | | જશે, | **તત્ર** | = આવી સ્થિતિમાં | | |
| | અપ્રગટ હતાં | **વ્યક્તમધ્યાનિ,** | = (કેવળ) | **પરિદેવના** | = શોક કરવાની | | |
| | (અને) | **એવ** | વચગાળામાં | **કા** | = વાત જ શી છે? | | |

*ટીકા* – **'અવ્યક્તાદીનિ ભૂતાનિ'** – જોવામાં, સાંભળવામાં અને સમજવામાં આવવાવાળાં જેટલાં પણ પ્રાણી (શરીર વગેરે) છે, તેઓ સઘળે-સઘળાં જન્મતાં અગાઉ અપ્રગટ હતાં અર્થાત્ દેખાતાં ન હતાં.

**'અવ્યક્તનિધનાન્યેવ'** – આ સઘળાં પ્રાણી મરણ પામ્યા પછી અપ્રગટ થઈ જશે અર્થાત્ તેમનો નાશ થયા પછી તેઓ બધાં 'નહિ'માં ચાલ્યાં જશે, દેખાશે નહિ.

**'વ્યક્તમધ્યાનિ'** – આ બધાં પ્રાણીઓ વચમાં અર્થાત્ જન્મ પછી અને મૃત્યુ પહેલાં પ્રગટ દેખા દે છે. જેવી રીતે સૂવા પહેલાં પણ સ્વપ્ન ન હતું અને જાગ્યા પછી પણ સ્વપ્ન ના રહ્યું, એવી જ રીતે આ પ્રાણીઓનાં શરીરોનો પહેલાં પણ અભાવ હતો અને પછી પણ અભાવ રહેશે. પરંતુ વચમાં ભાવરૂપે દેખાવા છતાં પણ વાસ્તવમાં તેમનો પ્રતિક્ષણ અભાવ થઈ રહ્યો છે.

**'તત્ર કા પરિદેવના'** – જે આદિ અને અંતમાં નથી હોતું, તે વચમાં પણ હોતું નથી – આ સિદ્ધાંત છે.[1] બધાં પ્રાણીઓનાં શરીરો પહેલાં ન હતાં, અને પછી નહિ રહે; આથી વાસ્તવમાં તેઓ વચમાં પણ નથી. પરંતુ આ શરીરી પહેલાં પણ હતો અને પછી પણ રહેશે; આથી તે વચમાં પણ રહેશે. નિષ્કર્ષ આ નીકળ્યો કે શરીરોનો સદા અભાવ છે અને શરીરીનો કદી પણ અભાવ નથી. એટલા માટે આ બન્નેના માટે શોક નથી થઈ શકતો.

**પરિશિષ્ટ ભાવ :** જે આદિ અને અંતમાં નથી, તેનું 'નહીં'પણું નિત્ય-નિરંતર છે, તથા જે આદિ અને અંતમાં છે, તેનું 'છે'પણું નિત્ય-નિરંતર છે.[2] જેનું 'નહીં'પણું નિત્ય-નિરંતર છે, તે અસત શરીર છે અને જેનું 'છે' પણું નિત્ય-નિરંતર છે તે 'સત' (શરીરી) છે. અસતની સાથે આપણો નિત્યવિયોગ છે અને સતની સાથે આપણો નિત્યયોગ છે.

—■—

૧. **આદાવન્તે ચ યન્નાસ્તિ વર્તમાનઽપિ તત્તથા।** (માણ્ડૂક્યકારિકા ૪/૩૧)

૨. (૧) **યસ્તુ યસ્યાદિરન્તશ્ચ સ વૈ મધ્યં ચ તસ્ય સન્।** (શ્રીમદ્ભા૦ ૧૧/૨૪/૧૭)
'જેના આદિ અને અંતમાં જે છે, તે જ મધ્યમાં પણ છે અને તે જ સત્ય છે.'

(૨) **આદ્યન્તયોરસ્ય યદેવ કેવલં કાલશ્ચ હેતુશ્ચ તદેવ મધ્યે॥** (શ્રીમદ્ભા૦ ૧૧/૨૮/૧૮)
'આ સંસારના આદિમાં જે હતું તથા અંતમાં જે રહેશે, જે આનું મૂળ કારણ અને પ્રકાશક છે, તે જ પરમાત્મા મધ્યમાં પણ છે.

(૩) **ન યત્ પુરસ્તાદુત યન્ન પશ્ચાન્મધ્યે ચ તન્ન વ્યપદેશમાત્રમ્।** (શ્રીમદ્ભા૦ ૧૧/૨૮/૨૧)
'જે ઉત્પત્તિથી પહેલાં ન હતું અને પ્રલય પછી પણ રહેશે નહીં, તેના માટે એવું નિશ્ચિત માની લેવું જોઈએ કે, તે મધ્યમાં નથી, માત્ર કલ્પનામાત્ર, નામમાત્ર જ છે.'

*સંબંધ – હવે ભગવાન શરીરીની અલૌકિકતાનું વર્ણન કરે છે.*

**આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેનમાશ્ચર્યવદ્વદતિ તથૈવ ચાન્યઃ।**
**આશ્ચર્યવચ્ચૈનમન્યઃ શૃણોતિ શ્રુત્વાપ્યેનં વેદ ન ચૈવ કશ્ચિત્ ॥ ૨૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કશ્ચિદ્** | = કોઈ | **આશ્ચર્યવત્** | = (આનું) આશ્ચર્યની જેમ | **ચ** | = અને |
| **એનમ્** | = આ આત્માને | **વદતિ** | = વર્ણન કરે છે | **એનમ્** | = આને |
| **આશ્ચર્યવત્** | = આશ્ચર્યની જેમ | **ચ** | = તથા | **શ્રુત્વા** | = સાંભળીને |
| **પશ્યતિ** | = જુએ છે | **અન્યઃ** | = બીજો (કોઈ) | **અપિ** | = પણ |
| **ચ** | = અને | **એનમ્** | = આને | **કશ્ચિત્, એવ** | = કોઈ |
| **તથા, એવ** | = તે જ રીતે | **આશ્ચર્યવત્** | = આશ્ચર્યની પેઠે | **ન, વેદ** | = જાણતો નથી. અર્થાત્ આ જાણી શકાય એવો નથી. |
| **અન્યઃ** | = બીજો (કોઈ) | **શૃણોતિ** | = સાંભળે છે | | |

*ટીકા* – **'આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેનમ્'** – આ દેહીને કોઈક આશ્ચર્યની જેમ જાણે છે. તાત્પર્ય એ છે કે જેવી રીતે બીજી વસ્તુઓ જોવામાં, સાંભળવામાં, વાંચવામાં અને જાણવામાં આવે છે, તેવી રીતે આ દેહીને જાણવાનો નથી હોતો. કારણ કે બીજી વસ્તુઓ ઇદંતાથી ('આ' કરીને) જાણીએ છીએ અર્થાત્ તેઓ જાણવાનો વિષય બને છે, પરંતુ આ દેહી ઇન્દ્રિય, મન અને બુદ્ધિનો વિષય નથી. એને તો પોતાનાથી, પોતાની જાતે જ જાણી શકાય છે. પોતાની જાતે જે જાણવાનું હોય છે, તે જાણવાનું લૌકિક જ્ઞાનની જેમ નથી હોતું, બલ્કે બહુ જ વિલક્ષણ હોય છે.

**'પશ્યતિ'** પદના બે અર્થ થાય છે – નેત્ર વડે જોવું અને પોતાના વડે પોતાને જાણવું. અહીં **'પશ્યતિ'** પદ પોતાના વડે પોતાને જાણવાના અર્થમાં આવ્યું છે. (ગીતા અ. ૨/૫૫; ૬/૨૦ વગેરે).

જ્યાં નેત્ર વગેરે કરણોથી જોવાનું (જાણવાનું) હોય છે, ત્યાં દ્રષ્ટા (દેખવાવાળો), દૃશ્ય (દેખવામાં આવતી વસ્તુ) અને દર્શન (દેખવાની શક્તિ) – આ ત્રિપુટી હોય છે. આ ત્રિપુટીથી જ સાંસારિક જોવાનું-જાણવાનું હોય છે. પરંતુ સ્વયંના જ્ઞાનમાં આ ત્રિપુટી નથી હોતી અર્થાત્ સ્વયંનું જ્ઞાન કરણ-સાપેક્ષ નથી. સ્વયંનું જ્ઞાન તો સ્વયં દ્વારા જ થાય છે અર્થાત્ તે જ્ઞાન કરણ નિરપેક્ષ છે. જેમ, 'હું છું' – એવું જે પોતાના હોવાપણાનું જ્ઞાન છે, તેમાં કોઈ પ્રમાણની અથવા કોઈ કરણની આવશ્યકતા નથી. આ પોતાના હોવાપણાને 'ઇદંતા'થી અર્થાત્ દૃશ્ય રૂપથી નથી દેખી શકાતું. એનું જ્ઞાન પોતાની જાતને જ થાય છે. આ જ્ઞાન ઇન્દ્રિજન્ય અથવા બુદ્ધિજન્ય નથી. એટલા માટે સ્વયંને (પોતાની જાતને) જાણવાનું આશ્ચર્ય જેવું હોય છે.

જેવી રીતે અંધારા ઓરડામાં આપણે કોઈ વસ્તુ લેવા જઈએ, ત્યારે આપણી સાથે પ્રકાશ પણ હોવો જોઈએ અને નેત્રો પણ હોવાં જોઈએ અર્થાત્ એ અંધારા ઓરડામાં પ્રકાશની મદદથી આપણે એ વસ્તુને નેત્રોથી જોઈશું, ત્યારે તેને લાવીશું. પરંતુ ક્યાંક દીવો સળગી રહ્યો હોય અને આપણે એ દીવાને જોવા જઈશું તો એ દીવાને જોવા માટે આપણને બીજા દીવાની આવશ્યકતા નહિ પડે; કેમકે દીવો પોતે પ્રકાશ છે. તે પોતે પોતાને જાતે જ પ્રકાશિત કરે છે. એવી જ રીતે પોતાના સ્વરૂપને જોવા માટે કોઈ બીજા પ્રકાશની આવશ્યકતા નથી; કેમ કે આ દેહી (સ્વરૂપ) સ્વયં-પ્રકાશ છે. આથી એ પોતે-પોતાનાથી જ પોતે-પોતાને જાણે છે.

સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ - આ ત્રણ શરીરો છે. અન્નજળથી બનેલું 'સ્થૂળ-શરીર' છે. આ સ્થૂળ-શરીર ઇન્દ્રિયોનો વિષય છે. આ સ્થૂળશરીરની અંદર પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ આ સત્તર તત્ત્વોથી બનેલું 'સૂક્ષ્મશરીર' છે. આ સૂક્ષ્મશરીર ઇન્દ્રિયોનો વિષય નથી, બલ્કે બુદ્ધિનો વિષય છે. જે બુદ્ધિનો પણ વિષય નથી, જેમાં પ્રકૃતિ-સ્વભાવ રહે છે, તે 'કારણ-શરીર' છે. આ ત્રણે શરીરો ઉપર વિચાર કરવામાં આવે તો આ સ્થૂળશરીર મારું સ્વરૂપ નથી; કારણ કે એ પ્રતિક્ષણે બદલાય છે અને જાણવામાં આવે છે. સૂક્ષ્મશરીર પણ બદલાય છે અને જાણવામાં આવે છે તેથી એ પણ મારું સ્વરૂપ નથી. કારણ-શરીર પ્રકૃતિસ્વરૂપ છે, પણ દેહી (સ્વરૂપ) પ્રકૃતિથી પણ અતીત છે; તેથી કારણશરીર પણ મારું સ્વરૂપ નથી. આ દેહી જ્યારે પ્રકૃતિને ત્યજીને પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે, ત્યારે એ પોતે-પોતાનાથી જ પોતે-પોતાને જાણી લે છે. આ જાણવું એ સાંસારિક વસ્તુઓને જાણવાની અપેક્ષાએ સર્વથા વિલક્ષણ હોય છે, એટલા માટે આને **'આશ્ચર્યવત્ પશ્યતિ'** કહેવામાં આવ્યું છે.

અહીં ભગવાને કહ્યું છે કે પોતાની જાતનો અનુભવ કરવાવાળો કોઈ એક જ હોય છે – **'કશ્ચિત્'** અને આગળ સાતમા અધ્યાયના ત્રીજા શ્લોકમાં પણ આ જ વાત કહી છે કે કોઈ એક મનુષ્ય જ મને તત્ત્વથી જાણે છે – **'કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ'**. આ પદોથી એવું માલૂમ પડે છે કે આ અવિનાશી તત્ત્વને જાણવું ઘણું કઠિન છે અને દુર્લભ છે. પરંતુ વાસ્તવમાં એવી વાત નથી. આ તત્ત્વને જાણવું એ કઠિન નથી અને દુર્લભ નથી, ઊલટાનું આ તત્ત્વને સાચા હૃદયથી જાણવાવાળાઓની અને એ તરફ લાગવાવાળાઓની અછત છે. આ અછત જાણવાની જિજ્ઞાસા ઓછી હોવાને કારણે છે.

**'આશ્ચર્યવદ્વદતિ તથૈવ ચાન્યઃ'** – એવી જ રીતે બીજો પુરુષ આ દેહીનું આશ્ચર્યની જેમ વર્ણન કરે છે; કેમ કે આ તત્ત્વ વાણીનો વિષય નથી. જેના વડે વાણી પણ પ્રકાશિત થાય છે, તે વાણી તેનું વર્ણન કેવી રીતે કરી શકે? જે મહાપુરુષ આ તત્ત્વનું વર્ણન કરે છે, તે તો શાખા-ચંદ્રન્યાયની જેમ વાણીથી એનો કેવળ સંકેત જ કરે છે, જેથી સાંભળવાવાળાનું એ તરફ લક્ષ્ય થઈ જાય. આથી એનું વર્ણન આશ્ચર્યની જેમ જ હોય છે.

અહીં જે **'અન્યઃ'** પદ આવ્યું છે, તેનું તાત્પર્ય એ નથી કે જે જાણવાવાળો છે, એનાથી આ કહેવાવાળો બીજો છે; કેમકે જે સ્વયં જાણશે જ નહિ, તે વર્ણન શું કરશે? આથી આ પદનું તાત્પર્ય એ છે કે જેટલા જાણવાવાળા છે, તેઓમાં વર્ણન કરવાવાળો કોઈ એક જ હોય છે. કારણ કે એ બધા જ અનુભવી તત્ત્વજ્ઞ મહાપુરુષોએ તત્ત્વનું વિવેચન કરીને સાંભળવાવાળાઓને એ તત્ત્વ સુધી નથી પહોંચાડી શકતા. એને અંગેની શંકાઓનું અને તર્કોનું પૂરેપૂરી રીતે સમાધાન કરવાની ક્ષમતા તેઓ નથી ધરાવતા. આથી વર્ણન કરવાવાળાઓની વિલક્ષણ ક્ષમતા ઉપર પ્રકાશ પાડવા માટે જ આ **'અન્યઃ'** પદ આપવામાં આવ્યું છે.

**'આશ્ચર્યવચ્ચૈનમન્યઃ શૃણોતિ'** – બીજો કોઈ આ દેહીને આશ્ચર્યની જેમ સાંભળે છે. તાત્પર્ય એ છે કે સાંભળવાવાળો શાસ્ત્રોની, લોકલોકાંતરોની જેટલી વાતો સાંભળતો આવ્યો છે, એ બધી વાતોથી આ દેહીની વાત વિલક્ષણ માલૂમ પડે છે. કારણ કે બીજું જે કંઈ સાંભળ્યું છે, તે પૂરેપૂરો ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેનો વિષય છે; પરંતુ આ દેહી ઇન્દ્રિયો વગેરેનો વિષય નથી, ઊલટું તે ઇન્દ્રિયો વગેરેના વિષયને પ્રકાશિત કરે છે. આથી આ દેહીની વિલક્ષણ વાત તે આશ્ચર્યની જેમ સાંભળે છે.

અહીં **'અન્યઃ'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે જાણવાવાળો અને કહેવાવાળો - આ બન્નેથી સાંભળવાવાળો (તત્ત્વનો જિજ્ઞાસુ) ભિન્ન છે.

**'શ્રુત્વાપ્યેનં વેદ ન ચૈવ કશ્ચિત્'** – આને સાંભળીને પણ કોઈ નથી જાણતો. આનું તાત્પર્ય એ નથી કે તેણે સાંભળી લીધું, તો હવે તે જાણશે જ નહિ. આનું તાત્પર્ય એ છે કે કેવળ સાંભળીને (સાંભળવા માત્રથી) એને કોઈ પણ નથી જાણી શકતો. સાંભળ્યા પછી જ્યારે તે પોતે એમાં સ્થિત થશે, ત્યારે તે પોતે પોતાનાથી જ પોતે પોતાને જાણશે.[1]

અહીં કોઈ કહે કે શાસ્ત્રો અને ગુરુજનો પાસેથી સાંભળીને જ્ઞાન તો થાય છે જ, પછી અહીં 'સાંભળીને પણ કોઈ નથી જાણતો' એવું કેવી રીતે કહેવામાં આવ્યું છે? આ વિષય ઉપર થોડું ગંભીરતાથી વિચારીને જુઓ કે શાસ્ત્રો ઉપર શ્રદ્ધા, શાસ્ત્રો પોતે નથી કરાવતાં, અને ગુરુજનો ઉપર શ્રદ્ધા ગુરુજનો પોતે નથી કરાવતા; પરંતુ સાધક પોતે જ શાસ્ત્ર અને ગુરુજનો ઉપર શ્રદ્ધા-વિશ્વાસ કરે છે, પોતે જ તેઓની સન્મુખ થાય છે. જો પોતે સન્મુખ થયા વિના જ જ્ઞાન થઈ જતું હોત, તો આજ સુધી ભગવાનના ઘણા જ અવતારો થયા છે અને મોટા મોટા જીવનમુક્ત મહાપુરુષો થયા છે, એમની સામે કોઈ અજ્ઞાની રહેવો જ નહોતો જોઈતો અર્થાત્ બધાને તત્ત્વજ્ઞાન થઈ જવું જોઈતું હતું! પરંતુ એવું જોવામાં નથી આવતું. શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક સાંભળવાથી સ્વરૂપમાં સ્થિત થવામાં સહાયતા તો જરૂર મળે છે, પરંતુ સ્વરૂપમાં સ્થિત તો પોતે જ થાય છે. આથી ઉપર્યુક્ત પદોનું તાત્પર્ય તત્ત્વજ્ઞાનને અસંભવ બતાવવામાં નથી, ઊલટું તેને કરણ-નિરપેક્ષ બતાવવામાં છે. મનુષ્ય કોઈ પણ રીતે તત્ત્વને જાણવાનો પ્રયત્ન કેમ ના કરે, પરંતુ અંતમાં પોતે પોતાનાથી જ પોતે પોતાને જાણશે. શ્રવણ, મનન વગેરે સાધનો તત્ત્વના જ્ઞાનમાં પરંપરાગત સાધનો માની શકાય છે, પરંતુ વાસ્તવિક બોધ કરણ-નિરપેક્ષ (પોતે-પોતાનાથી) જ થાય છે.

પોતે-પોતાનાથી પોતે-પોતાને જાણવું એ શું હોય છે? એક હોય છે કરવું, એક હોય છે જોવું અને એક હોય છે જાણવું. કરવામાં કર્મેન્દ્રિયો, જોવામાં જ્ઞાનેન્દ્રિયો અને જાણવામાં સ્વયં મુખ્ય હોય છે.

---

૧. પોતે પોતાનાથી જ પોતાને જાણવાની વાત ગીતામાં કેટલીય જગાએ આવી છે; જેમ કે –

(૧) આત્મન્યેવાત્મના તુષ્ટઃ સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે । (૨/૫૫)

(૨) યસ્ત્વાત્મરતિરેવ સ્યાદાત્મતૃપ્તશ્ચ માનવઃ । આત્મન્યેવ ચ સંતુષ્ટસ્તસ્ય કાર્યં ન વિદ્યતે ॥ (૩/૧૭)

(૩) યત્ર ચૈવાત્મનાત્માનં પશ્યન્નાત્મનિ તુષ્યતિ ॥ (૬/૨૦)

(૪) યતન્તો યોગિનશ્ચૈનં પશ્યન્ત્યાત્મન્યવસ્થિતમ્ । (૧૫/૧૧)

જ્ઞાનેન્દ્રિયો દ્વારા જાણવાનું નથી હોતું, ઊલટાનું જોવાનું હોય છે, જે વ્યવહારમાં ઉપયોગી છે. પોતાના દ્વારા જે જાણવાનું હોય છે, એ બે પ્રકારનું હોય છે - એક તો શરીર સંસારની સાથે મારી સદા ભિન્નતા છે; અને બીજું, પરમાત્મા સાથે મારી સદા અભિન્નતા છે. બીજા શબ્દોમાં, પરિવર્તનશીલ નાશવંત પદાર્થોની સાથે મારો કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી અને અપરિવર્તનશીલ અવિનાશી પરમાત્માની સાથે મારો નિત્ય સંબંધ છે. એવું જાણ્યા પછી તો પોતાની મેળે અનુભવ થાય છે. એ અનુભવનું વાણીથી વર્ણન નથી થઈ શકતું. ત્યાં તો બુદ્ધિ પણ ચુપ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** શરીરીને સાંભળવામાત્રથી અર્થાત્ અભ્યાસ દ્વારા જાણી શકાય નહીં, પરંતુ જિજ્ઞાસાપૂર્વક તત્ત્વજ્ઞ, અનુભવી મહાપુરુષો પાસેથી સાંભળીને જાણી શકાય છે - **'યતતામપિ સિદ્ધાનાં કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ'** (ગીતા ૭/૩). **'આશ્ચર્યવદ્વદતિ તથૈવ ચાન્યઃ'** કહેવાનું તાત્પર્ય એ છે કે, તત્ત્વનો અનુભવ કરવાવાળાઓમાં પણ વર્ણન કરનાર કોઈ એક જ હોય છે. અનુભવ કરનારા બધા જ એનું વર્ણન કરી શકતા નથી.

જેમ સંસારમાં સાંભળવામાત્રથી લગ્ન થતું નથી, બલ્કે સ્ત્રી અને પુરુષ એક-બીજાને પતિ-પત્નીરૂપે સ્વીકાર કરે છે, ત્યારે લગ્ન થાય છે, એ જ પ્રમાણે સાંભળવામાત્રથી પરમાત્મતત્ત્વને કોઈ જાણી શકતું નથી, બલ્કે સાંભળ્યા પછી સ્વયં તેનો સ્વીકાર કરશે અથવા તેમાં સ્થિત થશે, ત્યારે પોતે તેને જાણી શકશે. તેથી સાંભળવામાત્રથી મનુષ્ય જ્ઞાનની વાતો શીખી શકે છે, બીજાને કહી શકે છે, લખી શકે છે, પ્રવચન આપી શકે છે, વિવેચન કરી શકે છે, પરંતુ અનુભવ નથી કરી શકતો.

પરમાત્મતત્ત્વને માત્ર સાંભળવાથી જ જાણી શકાતું નથી, બલ્કે સાંભળીને ઉપાસના કરવાથી જાણી શકાય છે - **'શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે'** (ગીતા ૧૩/૨૫). જો પરમાત્મતત્ત્વનું વર્ણન કરનાર અનુભવી હોય અને સાંભળનાર શ્રદ્ધાળુ તથા જિજ્ઞાસુ હોય તો તરત જ જ્ઞાન થઈ શકે છે.



*સંબંધ – અત્યાર સુધી દેહ અને દેહીનો જે વિષય ચાલી રહ્યો હતો, તેનો આગળના શ્લોકમાં ઉપસંહાર કરે છે.*

**દેહી નિત્યમવધ્યોઽયં દેહે સર્વસ્ય ભારત ।**
**તસ્માત્સર્વાણિ ભૂતાનિ ન ત્વં શોચિતુમર્હસિ ॥ ૩૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભારત** | = હે ભરતવંશી અર્જુન! | **નિત્યમ્** | = હંમેશાં | | અર્થાત્ કોઈ પણ પ્રાણી માટે |
| **સર્વસ્ય** | = સૌનાં | **અવધ્યઃ** | = અવધ્ય છે. | **ત્વમ્** | = તારે |
| **દેહે** | = શરીરોમાં (રહેલો) | **તસ્માત્** | = એ કારણે | **શોચિતુમ્** | = શોક કરવો |
| **અયમ્** | = આ | **સર્વાણિ** | = સમસ્ત | **ન, અર્હસિ** | = ઉચિત નથી. |
| **દેહી** | = આત્મા | **ભૂતાનિ** | = પ્રાણીઓ માટે | | |

*ટીકા* – **'દેહી નિત્યમવધ્યોઽયં દેહે સર્વસ્ય ભારત'** – મનુષ્ય, દેવતા, પશુ, પક્ષી, કીટ, પતંગ વગેરે સ્થાવર-જંગમ તમામ પ્રાણીઓનાં શરીરોમાં આ દેહી નિત્ય અવધ્ય અર્થાત્ અવિનાશી છે.

**'અવધ્યઃ'** – શબ્દના બે અર્થ થાય છે – (૧) આનો વધ ના કરવો જોઈએ, અને (૨) આનો વધ થઈ જ નથી શકતો. જેમ ગાય અવધ્ય છે અર્થાત્ કદી કોઈ પણ અવસ્થામાં ગાયને ના મારવી જોઈએ; કેમકે ગાયને મારવામાં ઘણો ભારે દોષ છે, પાપ છે. પરંતુ દેહીની બાબતમાં 'દેહીનો વધ ના કરવો જોઈએ' એવી વાત નથી, પરંતુ આ દેહીનો વધ (નાશ) કોઈ પણ રીતે થઈ જ નથી શકતો અને કોઈ કરી પણ નથી શકતું. – **'વિનાશમવ્યયસ્યાસ્ય ન કશ્ચિત્કર્તુમર્હતિ'** (અ. ૨/૧૭).

**'તસ્માત્સર્વાણિ ભૂતાનિ ન ત્વં શોચિતુમર્હસિ'** – એટલા માટે તારે કોઈ પણ પ્રાણીને માટે શોક ના કરવો જોઈએ, કેમકે આ દેહીનો વિનાશ કદી થઈ જ નથી શકતો અને વિનાશી દેહ ક્ષણમાત્ર પણ સ્થિર નથી રહેતો.

અહીં **'સર્વાણિ ભૂતાનિ'** પદોમાં બહુવચન વાપરવાનો આશય એ છે કે કોઈ પણ પ્રાણી બાકી ન રહે અર્થાત્ કોઈ પણ પ્રાણીને માટે શોક ના કરવો જોઈએ.

શરીર વિનાશી જ છે; કેમકે એનો સ્વભાવ જ નાશવાન છે. એ પ્રતિક્ષણે જ નષ્ટ થઈ રહ્યું છે. પરંતુ જે પોતાનું નિત્ય-

સ્વરૂપ છે, તેનો કદી નાશ થતો જ નથી. જો આ વાસ્તવિકતાને જાણી લેવામાં આવે, તો પછી શોક થવાનો સંભવ જ નથી.

## પ્રકરણ-સંબંધી વિશેષ વાત

અહીં અગિયારમા શ્લોકથી ત્રીસમા શ્લોક સુધીનું જે પ્રકરણ છે, એ વિશેષરૂપે દેહી-દેહ, નિત્ય-અનિત્ય, સત-અસત, અવિનાશી-વિનાશી - આ બન્નેના વિવેકને માટે અર્થાત્ આ બન્નેને ભિન્નભિન્ન દર્શાવવા માટે જ છે. કારણ કે જ્યાં સુધી 'દેહી ભિન્ન છે અને દેહ ભિન્ન છે' – આ વિવેક જાગ્રત નહિ થાય ત્યાં સુધી કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ વગેરે કોઈ પણ યોગનો આરંભ નહિ થાય. એટલું જ નહિ, સ્વર્ગ વગેરે લોકોની પ્રાપ્તિને માટે પણ દેહી-દેહના ભેદને સમજવો આવશ્યક છે. કારણ કે દેહથી ભિન્ન દેહી ના હોય, તો દેહનું મરણ થતાં સ્વર્ગમાં કોણ જશે? એટલા માટે જેટલા પણ આસ્તિક દાર્શનિકો છે, તેઓ ભલે અદ્વૈતવાદી હોય કે દ્વૈતવાદી હોય; કોઈ પણ મતના કેમ ના હોય, બધા શરીરી-શરીરના ભેદને માને જ છે. અહીં ભગવાન આ જ ભેદને સ્પષ્ટ કરવા માગે છે.

આ વિષયમાં ભગવાને જે વાત કહી છે, તે ઘણું કરીને બધા મનુષ્યોના અનુભવની વાત છે. જેમ કે, દેહ બદલાય છે અને દેહી નથી બદલાતો. જો આ દેહી બદલાતો હોય તો દેહના બદલાવાને કોણ જાણત? પહેલાં બાલ્યાવસ્થા હતી, પછી જવાની આવી; ક્યારેક બીમારી આવી, ક્યારેક બીમારી જતી રહી - આ રીતે અવસ્થાઓ તો બદલાતી રહે છે, પરંતુ આ બધી અવસ્થાઓને જાણવાવાળો દેહી તે જ રહે છે. માટે બદલાવાવાળો અને નહિ બદલાવાવાળો - આ બન્ને કદી એક નથી હોઈ શકતા - આનો બધાને પ્રત્યક્ષ અનુભવ છે. એટલા માટે ભગવાને આ વિષયમાં આત્મા-અનાત્મા, બ્રહ્મ-જીવ, પ્રકૃતિ-પુરુષ, જડ-ચેતન માયા-અવિદ્યા વગેરે દાર્શનિક શબ્દોનો ઉપયોગ નથી કર્યો.[1] કારણ કે લોકો દાર્શનિક બાબતોને કેવળ શીખવા માટે જ છે એવું સમજી બેઠા છે, તે બાબતોને કેવળ ભણવાનો વિષય સમજી બેઠા છે. આને દૃષ્ટિમાં રાખીને ભગવાને આ વિષયમાં દાર્શનિક શબ્દોનો પ્રયોગ નહિ કરીને દેહ-દેહી, શરીર-શરીર, અસત-સત અને વિનાશી-અવિનાશી શબ્દોનો જ પ્રયોગ કર્યો છે. જે આ બન્નેના ભેદને સારી રીતે જાણી લે છે, તેને કદી કિંચિત્‌માત્ર પણ શોક થઈ શકતો નથી. જેઓ કેવળ દાર્શનિક વાતો શીખી લે છે, તેમનો શોક દૂર થતો નથી.

છયે દર્શનોનો અભ્યાસ કરવો એ એક વાત છે અને અનુભવ કરવો એ બીજી વાત છે. આ બન્ને બાબતો ભિન્ન-ભિન્ન છે અને એમાં ઘણું મોટું અંતર છે. ભણવામાં બ્રહ્મ, ઈશ્વર, જીવ, પ્રકૃતિ અને સંસાર - એ બધા જ્ઞાનના વિષય હોય છે અર્થાત્ ભણવાવાળો તો જ્ઞાતા હોય છે અને બ્રહ્મ, ઈશ્વર વગેરે ઇન્દ્રિયો અને અંતઃકરણના વિષય હોય છે. ભણવાવાળો તો જાણકારી વધારવા માગે છે, વિદ્યાનો સંગ્રહ કરવા માગે છે, પરંતુ જે સાધક મુમુક્ષુ, જિજ્ઞાસુ અને ભક્ત હોય છે, તે અનુભવ કરવા માગે છે અર્થાત્ પ્રકૃતિ અને સંસારથી સંબંધ-વિચ્છેદ કરીને અને પોતે પોતાને જાણીને બ્રહ્મની સાથે અભિન્નતાનો અનુભવ કરવા માગે છે, ઈશ્વરને શરણે જવા માગે છે.

**પરિશિષ્ટ ભાવ :** ભગવાને ૧૧થી ૩૦મા શ્લોક સુધી દેહ-દેહીના વિવેકનું વર્ણન કર્યું છે. આ પ્રકરણમાં ભગવાને બ્રહ્મ-જીવ, પ્રકૃતિ- પુરુષ, માયા-અવિદ્યા આત્મા-અનાત્મા વગેરે કોઈ દાર્શનિક શબ્દોનો પ્રયોગ કર્યો નથી. એનું કારણ એ છે કે, ભગવાન આને રટી નાખવાનો અર્થાત્ શીખવાનો વિષય ન બનાવીને અનુભવનો વિષય બનાવવા ઇચ્છે છે અને એ સિદ્ધ કરવા ઇચ્છે છે કે, દેહ-દેહીના જુદાપણાનો અનુભવ મનુષ્યમાત્ર કરી શકે છે. એમાં કોઈ ભણતરની કે યોગ્ય અધિકારી બનવાની જરૂર નથી.

સત-અસતનો વિવેક મનુષ્ય જો પોતાના શરીર પર કરે છે તો તે સાધક બને છે અને સંસાર પર કરે છે તો વિદ્વાન થાય છે. પોતાને અલગ રાખીને સંસારમાં સત-અસતનો વિવેક કરનાર મનુષ્ય (શીખેલો) જ્ઞાની તો થઈ જાય છે પણ તેને અનુભવ થતો નથી. પરંતુ પોતાના શરીરમાં સત-અસતનો વિવેક કરવાથી મનુષ્ય વાસ્તવિક (અનુભવી) જ્ઞાની બની જાય છે. તાત્પર્ય એ છે કે, સંસારમાં સત-અસતનો વિવેક માત્ર પંડિતાઈ માટે છે. જ્યારે ગીતા પંડિતાઈ માટે નથી. એટલા માટે ભગવાને દાર્શનિક શબ્દોનો પ્રયોગ ન કરીને દેહ-દેહી, શરીર-શરીરી જેવા સામાન્ય શબ્દોનો પ્રયોગ કર્યો છે. જે સંસારમાં સત-અસતનો વિચાર કરે છે, તે પોતાને અલગ રાખીને પોતાને જ્ઞાનનો અધિકારી બનાવે છે. પરંતુ સ્વયંમાં દેહ-દેહીનો વિચાર કરવામાં મનુષ્યમાત્ર જ્ઞાન પ્રાપ્તિનો અધિકારી છે. અનુભવ કરવા માટે દેહ-દેહીનું વિવેચન ઉપયોગી છે અને શીખવા માટે તત્ત્વનું વિવેચન ઉપયોગી છે. તેથી સાધક અનુભવ કરવા ઇચ્છતો

---

૧. જોકે આ વિષયમાં (પંદરમા અને એકવીસમા શ્લોકમાં) બે વાર 'પુરુષ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તોપણ તે દાર્શનિક 'પ્રકૃતિ-પુરુષ'ના અર્થમાં નહિ પ્રયોજાતાં 'મનુષ્ય'ના અર્થમાં જ પ્રયોજાયો છે.

હોય તો સર્વપ્રથમ તેણે શરીરથી પોતાની ભિન્નતાનો અનુભવ કરવો જોઈએ કે શરીર શરીરીના સંબંધથી રહિત છે અને શરીરી શરીરના સંબંધથી રહિત છે અર્થાત્ 'હું શરીર નથી.' તેણે જેટલી ખરા દિલથી, દઢતાથી, વિશ્વાસથી અને સંદેહ વિના શરીરની સત્તા-મહત્તા માની છે તેટલી જ ખરા અંતરથી, દઢતાથી, વિશ્વાસથી અને સંદેહ વિના સ્વયં (સ્વરૂપ)ની સત્તા-મહત્તા માની લે અને અનુભવ કરી લે.

શરીર માત્ર કર્મ કરવાનું સાધન છે અને કર્મ માત્ર સંસાર માટે થાય છે. જેમ કોઈ લેખક જ્યારે લખવા બેસે છે, ત્યારે તે કલમને પકડે છે અને જ્યારે લખવાનું બંધ કરે છે, ત્યારે કલમને યથાસ્થાને મૂકી દે છે, એ જ રીતે સાધકે કર્મ કરતી વખતે શરીરનો સ્વીકાર કરવો જોઈએ અને કર્મ સમાપ્ત થતાં જ શરીરને હતું તેમનું તેમ રાખી દેવું જોઈએ. તેનાથી અસંગ થઈ જવું જોઈએ. કારણ કે જો આપણે કંઈ જ ન કરીએ તો શરીરની જરૂર શું?

સાધક માટે ખાસ વાત છે - જાણી લીધેલા અસતનો ત્યાગ. સાધક જેને અસત સમજે છે તેનો તે ત્યાગ કરી દે તો તેની સાધના સહજ, સુગમ થઈ જશે અને જલદી સિદ્ધ બની જશે. સાધકની જે પોતાની સાધનામાં પ્રીતિ છે, તે જ સાધના કહેવાય છે, તે પ્રીતિ કોઈ વસ્તુ, વ્યક્તિ, યોગ્યતા, સામર્થ્ય વગેરે દ્વારા અથવા કોઈ અભ્યાસ દ્વારા પ્રાપ્ત થતી નથી, બલ્કે સાધ્ય પ્રતિ મમત્વ (પોતાનાપણું) હોવાથી પ્રાપ્ત થાય છે. સાધક જેને પોતાનો માની લે છે, તેના પ્રતિ તેની પ્રીતિ આપમેળે થઈ જાય છે. પરંતુ વાસ્તવિક પોતાપણું એ વસ્તુના પ્રતિ થાય છે, જેમાં નીચેની ચાર વાતો હોય -

(૧) જેની સાથે આપણી (સધર્મતા) સ્વરૂપગત એકતા હોય.

(૨) જેની સાથે આપણો સંબંધ નિત્ય રહેવાનો હોય.

(૩) જેની પાસે આપણે કશું ઇચ્છતા ન હોઈએ.

(૪) આપણી પાસે જે કંઈ છે, તે બધું જેને સમર્પિત કરી દઈએ.

આ ચારેય વાતો ભગવાનમાં જ લાગુ થઈ શકે છે. કારણ કે શરીર અને સંસાર સાથે આપણો સંબંધ નિત્ય રહેવાવાળો નથી અને તેમની સાથે આપણી સ્વરૂપગત એકતા પણ નથી. પ્રતિક્ષણ બદલનારાની સાથે ક્યારેય ન બદલાનારાની એકતા કઈ રીતે થઈ શકે? શરીરની સાથે આપણી જે એકતા દેખાય છે, તે સાચી નથી, બલ્કે માની લીધેલી છે. માની લીધેલી એકતા કર્તવ્યનું પાલન કરવા માટે છે. તાત્પર્ય એ છે કે જેની સાથે આપણી માની લીધેલી એકતા છે, તેની સેવા તો થઈ શકે છે, પરંતુ તેની સાથે પોતાપણું (આત્મીયતા) થઈ શકતું નથી.

જાણી લીધેલા અસતનો ત્યાગ કરવા માટે એ જરૂરી છે કે સાધક વિવેક વિરોધી સંબંધનો ત્યાગ કરે. જેની સાથે ન તો આપણો નિત્ય સંબંધ છે અને ન સ્વરૂપગત એકતા જ છે, તેને પોતાનું અને પોતાના માટે માનવું વિવેક વિરોધી સંબંધ છે. આ દૃષ્ટિએ શરીરને પોતાનું અને પોતાના માટે માનવું એ વિવેક વિરોધી છે. વિવેક વિરોધી સંબંધ હોય ત્યાં સુધી કોઈ પણ સાધક સિદ્ધ થઈ શકતો નથી. શરીર સાથે તાદાત્મ્ય રાખીને કોઈ ગમે તેટલું તપ કરે, સમાધિ લગાવે, લોક-પરલોકમાં ફરી આવે તો પણ તેના મોહનો નાશ તથા સત્ય તત્ત્વની પ્રાપ્તિ થઈ શકતી નથી. વિવેક વિરોધી સંબંધનો ત્યાગ થતાં જ મોહનો નાશ થઈ જાય છે તથા સત્ય તત્ત્વની પ્રાપ્તિ થઈ જાય છે. તેથી વિવેક વિરોધી સંબંધનો ત્યાગ કર્યા વિના સાધકે શાંતિથી બેસવું ન જોઈએ. જો આપણે શરીર સાથે માની લીધેલા વિવેક વિરોધી સંબંધનો ત્યાગ નહીં કરીએ તો પણ શરીર આપણો ત્યાગ કરી દેશે. જે આપણો ત્યાગ અવશ્ય કરશે, તેનો ત્યાગ કરવામાં ક્યાં મુશ્કેલી છે? તેથી કોઈ પણ માર્ગનો કોઈ પણ સાધક કેમ ન હોય, તેણે આ સત્યને સ્વીકારવું જ પડશે કે શરીર હું નથી, શરીર મારું નથી અને શરીર મારા માટે નથી, કેમકે હું અશરીરી છું, મારું સ્વરૂપ અવ્યક્ત છે.

જ્યાં સુધી સાધકનો શરીર સાથે હું–મારાપણાનો સંબંધ રહે છે, ત્યાં સુધી સાધના કરવા છતાં પણ સિદ્ધિ મળતી નથી અને તે શુભ કર્મોથી, સાર્થક ચિંતનથી અને સ્થિતિની આસક્તિ સાથે બંધાયેલો રહે છે. તે યજ્ઞ, તપ, દાન વગેરે મોટાં મોટાં શુભ કર્મો કરે, આત્મા અથવા પરમાત્માનું ચિંતન કરે અથવા સમાધિમાં પણ સ્થિત થઈ જાય તો પણ તેનું બંધન સર્વથા છૂટતું નથી. કારણ કે શરીરની સાથે સંબંધ માનવો એ જ મૂળ બંધન છે, મૂળ દોષ છે, જેનાથી બધા જ દોષોની ઉત્પત્તિ થાય છે. જો સાધકનો શરીર સાથે માનેલો સંબંધ સર્વથા છૂટી જાય તો તેના દ્વારા અશુભ કર્મ તો થશે જ નહીં, શુભ કર્મોમાં પણ આસક્તિ રહેશે નહીં. તેના દ્વારા નિરર્થક ચિંતન તો થશે જ નહીં, સાર્થક ચિંતનમાં પણ આસક્તિ નહિ રહે. તેનામાં ચંચળતા તો રહેશે જ નહીં, સમાધિમાં, સ્થિરતામાં

અથવા નિર્વિકલ્પ સ્થિતિમાં પણ આસક્તિ રહેશે નહીં. આ પ્રમાણે સ્થૂળ-શરીરથી થનારાં કર્મમાં, સ્થૂળ-શરીરથી થનારા ચિંતનમાં અને કારણ-શરીરથી થનારી સ્થિરતામાં આસક્તિનો નાશ થઈ જવાથી તેની સાધના સિદ્ધ થઈ જશે અર્થાત્ મોહ નષ્ટ થઈ જશે અને સત્ય તત્ત્વની પ્રાપ્તિ થઈ જશે. તેથી ભગવાને પોતાના ઉપદેશના પ્રારંભમાં શરીર સાથેનો સંબંધ પૂરેપૂરો ખતમ કરવા માટે શરીર-શરીરીના વિવેકનું વર્ણન કર્યું છે.

—■—

***સંબંધ*** *– અર્જુનના મનમાં કુટુંબીઓના મરવાનો શોક હતો અને ગુરુજનોને મારવાના પાપનો ભય હતો અર્થાત્ અહીં કુટુંબીઓનો વિયોગ થઈ જશે તો એમના અભાવમાં દુઃખ ભોગવવું પડશે - આ શોક હતો, અને પરલોકમાં પાપને કારણે નરક વગેરેનું દુઃખ ભોગવવુ પડશે – આ ભય હતો. એટલા માટે ભગવાને અર્જુનનો શોક દૂર કરવા માટે અગિયારમાથી ત્રીસમા શ્લોક સુધીનું પ્રકરણ કહ્યું અને હવે અર્જુનનો ભય દૂર કરવાને માટે ક્ષાત્રધર્મ-વિષયક આગળના વિષયનો આરંભ કરે છે.*

**સ્વધર્મમપિ ચાવેક્ષ્ય ન વિકમ્પિતુમર્હસિ ।**
**ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્ક્ષત્રિયસ્ય ન વિદ્યતે ॥ ૩૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ચ** | = અને | **વિકમ્પિતુમ્** | = વિકંપિત અર્થાત્ કર્તવ્ય-કર્મથી વિચલિત | **યુદ્ધાત્** | = યુદ્ધથી વધીને |
| **સ્વધર્મમ્** | = સ્વધર્મને (પોતાના ક્ષાત્ર ધર્મને) | | | **ક્ષત્રિયસ્ય** | = ક્ષત્રિય માટે |
| | | **ન, અર્હસિ** | = ન થવું જોઈએ; | **અન્યત્** | = બીજું (કોઈ) |
| **અવેક્ષ્ય** | = જોતાં | **હિ** | = કેમકે | **શ્રેયઃ** | = કલ્યાણકારી (કર્મ) |
| **અપિ** | = પણ (તારે) | **ધર્મ્યાત્** | = ધર્મયુક્ત | **ન, વિદ્યતે** | = નથી. |

*ટીકા* – [પહેલા બે શ્લોકોમાં યુદ્ધથી થનારા લાભનું વર્ણન કરે છે.]

**'સ્વધર્મમપિ ચાવેક્ષ્ય ન વિકમ્પિતુમર્હસિ'** – આ સ્વયં પરમાત્માનો અંશ છે. જ્યારે એ શરીરની સાથે તાદાત્મ્ય કરી લે છે, ત્યારે આ 'સ્વ'ને અર્થાત્ પોતે પોતાને જે કંઈ માનતો હોય, તેનું કર્તવ્ય 'સ્વધર્મ' કહેવાય છે. જેવી રીતે, કોઈ પોતે પોતાને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર માનતો હોય, તો પોતપોતાનાં વર્ણોચિત કર્તવ્યોનું પાલન કરવું એ તેનો સ્વધર્મ છે. કોઈ પોતાને શિક્ષક અથવા નોકર માનતો હોય તો શિક્ષક અથવા નોકરનાં કર્તવ્યોનું પાલન કરવું એ તેનો સ્વધર્મ છે. કોઈ પોતાને કોઈનો પિતા અથવા કોઈનો પુત્ર માનતો હોય, તો પુત્ર અથવા પિતા પ્રત્યે કરવાનાં કર્તવ્યોનું પાલન કરવું એ તેનો સ્વધર્મ છે.

અહીં ક્ષત્રિયના કર્તવ્ય-કર્મને ધર્મ તરીકે ઓળખાવ્યું છે.[1] ક્ષત્રિયનું ખાસ કર્તવ્ય-કર્મ છે – યુદ્ધથી વિમુખ નહિ થવું. અર્જુન ક્ષત્રિય છે; માટે યુદ્ધ કરવું એ તેનો સ્વધર્મ છે. એટલા માટે ભગવાન કહે છે કે જો સ્વધર્મને લઈને જોવામાં આવે તો પણ ક્ષાત્રધર્મ અનુસાર તારા માટે યુદ્ધ કરવું એ જ કર્તવ્ય છે. પોતાના કર્તવ્યથી તારે કદી વિમુખ નહિ થવું જોઈએ.

**'ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્ક્ષત્રિયસ્ય ન વિદ્યતે'** – ધર્મમય યુદ્ધથી વધારે મોટું ક્ષત્રિયને માટે બીજું કોઈ કલ્યાણકારક કર્મ નથી અર્થાત્ ક્ષત્રિયને માટે ક્ષત્રિયના કર્તવ્યનું અનુષ્ઠાન કરવું એ જ ખાસ કામ છે (ગીતા અ. ૧૮/૪૩). [એવી જ રીતે બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રને માટે પણ પોતપોતાના કર્તવ્યનું અનુષ્ઠાન કરવા સિવાય બીજું કોઈ કલ્યાણકારી કર્મ નથી]

અર્જુને સાતમા શ્લોકમાં પ્રાર્થના કરી હતી કે આપ મારા માટે નિશ્ચિત શ્રેયની વાત કહો. એના ઉત્તરમાં ભગવાન કહે છે કે શ્રેય (કલ્યાણ) તો પોતાના ધર્મનું પાલન કરવાથી જ થશે. કોઈ પણ દૃષ્ટિએ પોતાના ધર્મનો ત્યાગ કરવો એ કલ્યાણકારક નથી. માટે તારે પોતાના યુદ્ધરૂપી ધર્મથી વિમુખ નહિ થવું જોઈએ.

**પરિશિષ્ટ ભાવ :** દેહ-દેહીના વિવેકનું વર્ણન કર્યા પછી હવે ભગવાન અહીંથી ૩૮મા શ્લોક સુધી દેહીના સ્વધર્મ પાલન (કર્તવ્યપાલન)નું વર્ણન કરે છે. કારણ કે દેહ-દેહીના વિવેકથી જે તત્ત્વની પ્રાપ્તિ થાય છે તે જ તત્ત્વ દેહના સદુપયોગથી, સ્વધર્મના પાલનથી પણ પ્રાપ્ત થઈ શકે છે. વિવેકમાં 'જાણવું' મુખ્ય છે અને સ્વધર્મપાલનમાં 'કરવું' મુખ્ય છે. જોકે મનુષ્ય

૧. અઢારમા અધ્યાયમાં જ્યાં (અ. ૧૮/૪૨– ૪૮માં) ચારેય વર્ણોનાં કર્તવ્ય-કર્મોનું વર્ણન આવ્યું છે, ત્યાં વચમાં **'ધર્મ'** શબ્દ પણ આવ્યો છે – **'શ્રેયાનસ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્'** (૧૮/૪૭). આનાથી 'કર્મ' અને 'ધર્મ' શબ્દો પર્યાયવાચી સિદ્ધ થાય છે.

માટે વિવેક મુખ્ય છે, જે વહેવાર અને પરમાર્થમાં, લોક અને પરલોકમાં બધે કામ આવે છે, પરંતુ જે મનુષ્ય દેહ-દેહીના વિવેકને ન સમજી શકે, તેના માટે ભગવાન સ્વધર્મપાલનની વાત કહે છે, તેથી તે માત્ર વાચક જ્ઞાની ન થઈને વાસ્તવિક તત્ત્વનો અનુભવ કરી શકે.

તાત્પર્ય છે કે મનુષ્ય પરમાત્મતત્ત્વને જાણવા ઇચ્છે છે, પરંતુ તીક્ષ્ણ બુદ્ધિ અને દૃઢ વૈરાગ્ય ન હોવાને કારણે જ્ઞાનયોગથી ન જાણી શકે તો તે કર્મયોગથી પરમાત્મતત્ત્વને જાણી શકે છે; કારણ કે જ્ઞાનયોગથી જે અનુભવ થાય છે, તે જ કર્મયોગથી પણ થઈ શકે છે (ગીતા ૫/૪-૫).

અર્જુન ક્ષત્રિય હતા, તેથી ભગવાને આ પ્રકરણમાં ક્ષાત્રધર્મની વાત કહી છે. વાસ્તવમાં અહીં ક્ષાત્રધર્મ ચારે વર્ણોનો ઉપલક્ષણ છે. તેથી બ્રાહ્મણાદિ અન્ય વર્ણોએ પણ અહીં પોતપોતાનો ધર્મ (કર્તવ્ય) સમજી લેવો જોઈએ. (ગીતા ૧૮/૪૨-૪૩-૪૪).

['સ્વધર્મ'ને જ સ્વભાવજ કર્મ, સહજ કર્મ, સ્વકર્મ વગેરે નામોથી કહેવામાં આવ્યો છે. (ગીતા ૧૮/૪૧થી ૪૮મા શ્લોક સુધી) સ્વાર્થ, અભિમાન અને ફળેચ્છાનો ત્યાગ કરીને બીજાના હિત માટે કર્મ કરવું એ સ્વધર્મ છે. સ્વધર્મનું પાલન એ જ કર્મયોગ છે.]



**યદૃચ્છયા ચોપપન્નં સ્વર્ગદ્વારમપાવૃતમ્ ।**
**સુખિનઃ ક્ષત્રિયાઃ પાર્થ લભન્તે યુદ્ધમીદૃશમ્ ॥ ૩૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યદૃચ્છયા** | = આપમેળે | **ચ** | = પણ છે. | **ઈદૃશમ્** | = જેમને આવા પ્રકારનું |
| **ઉપપન્નમ્** | = પ્રાપ્ત થયેલું (યુદ્ધ) | **પાર્થ** | = હે પૃથાનંદન! | | |
| **અપાવૃતમ્** | = ઊઘડેલું | **સુખિનઃ** | = (તે) ભાગ્યશાળી | **યુદ્ધમ્** | = યુદ્ધ |
| **સ્વર્ગદ્વારમ્** | = સ્વર્ગનું દ્વાર | **ક્ષત્રિયાઃ** | = ક્ષત્રિયો છે | **લભન્તે** | = પ્રાપ્ત થાય છે. |

*ટીકા* – **'યદૃચ્છયા ચોપપન્નં સ્વર્ગદ્વારમપાવૃતમ્'** – પાંડવો સાથે જુગાર રમવામાં દુર્યોધને આ શરત રાખી હતી કે જો આમાં તમે હારી જશો, તો તમારે બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો અજ્ઞાતવાસ ભોગવવો પડશે. તેરમા વર્ષ પછી તમને તમારું રાજ્ય મળી જશે. પરંતુ અજ્ઞાતવાસમાં જો અમે લોકો તમને ખોળી કાઢીએ તો તમારે બીજી વાર બાર વર્ષનો વનવાસ ભોગવવો પડશે. જુગારમાં હારી જવાથી શરત પ્રમાણે પાંડવોએ બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો અજ્ઞાતવાસ ભોગવી લીધો. ત્યાર પછી જ્યારે એમણે પોતાનું રાજ્ય માગ્યું, ત્યારે દુર્યોધને કહ્યું કે હું યુદ્ધ કર્યા વિના સોયની અણી જેટલી જમીન પણ નહિ આપું. દુર્યોધનના આવું કહેવા છતાં પણ પાંડવો તરફથી વારંવાર સંધિનો પ્રસ્તાવ મૂકવામાં આવ્યો, પરંતુ દુર્યોધને પાંડવો સાથે સંધિ સ્વીકારી નહિ. એટલા માટે ભગવાન અર્જુનને કહે છે કે આ યુદ્ધ તમને લોકોને પોતાની મેળે પ્રાપ્ત થયું છે. પોતાની મેળે પ્રાપ્ત થયેલા ધર્મમય યુદ્ધમાં જે ક્ષત્રિય શૂરવીરતાથી લડતાં લડતાં મરે છે, તેને માટે સ્વર્ગનો દરવાજો ખુલ્લો રહે છે.

**'સુખિનઃ ક્ષત્રિયાઃ પાર્થ લભન્તે યુદ્ધમીદૃશમ્'** – આવું ધર્મમય યુદ્ધ જેમને પ્રાપ્ત થયું છે, તે ક્ષત્રિયો ઘણા સુખી છે. અહીં સુખી કહેવાનું તાત્પર્ય એ છે કે પોતાના કર્તવ્યનું પાલન કરવામાં જે સુખ છે, તે સુખ સાંસારિક ભોગોને ભોગવવામાં નથી. સાંસારિક ભોગોનું સુખ તો પશુ-પક્ષીઓને પણ મળે છે. માટે જેમને કર્તવ્યપાલનનો અવસર પ્રાપ્ત થયો છે, તેમને મોટા ભાગ્યશાળી માનવા જોઈએ.



*સંબંધ – યુદ્ધ નહિ કરવાથી કઈ હાનિ થાય છે – એનું આગળના ચાર શ્લોકોમાં વર્ણન કરે છે.*

**અથ ચેત્ત્વમિમં ધર્મ્યં સઙ્ગ્રામં ન કરિષ્યસિ ।**
**તતઃ સ્વધર્મં કીર્તિં ચ હિત્વા પાપમવાપ્સ્યસિ ॥ ૩૩॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| અથ | = હવે | સંગ્રામમ્ | = યુદ્ધ | ચ | = અને |
| ચેત્ | = જો | ન | = નહીં | કીર્તિમ્ | = કીર્તિને |
| ત્વમ્ | = તું | કરિષ્યસિ | = કરે | હિત્વા | = ગુમાવીને |
| ઈમમ્ | = આ | તતઃ | = તો | પાપમ્ | = પાપને |
| ધર્મ્યમ્ | = ધર્મયુક્ત | સ્વધર્મમ્ | = સ્વધર્મ | અવાપ્સ્યસિ | = પ્રાપ્ત થઈશ. |

*ટીકા* – **'અથ ચેત્ત્વમિમં... પાપમવાપ્સ્યસિ'** – અહીં **'અથ'** અવ્યય પક્ષાંતરમાં આવ્યું છે અને **'ચેત્'** અવ્યય સંભાવનાના અર્થમાં આવ્યું છે. એનું તાત્પર્ય એ છે કે જોકે તું યુદ્ધ કર્યા વિના રહી નહિ શકે, પોતાના ક્ષાત્રસ્વભાવને પરવશ થયેલો તું યુદ્ધ કરશે જ (ગીતા અ. ૧૮/૬૦), તોપણ જો એવું માની લે કે તું યુદ્ધ નહિ કરે, તો તારા દ્વારા ક્ષાત્રધર્મનો ત્યાગ થઈ જશે. ક્ષાત્રધર્મનો ત્યાગ થવાથી તને પાપ લાગશે અને તારી કીર્તિનો પણ નાશ થશે.

આપોઆપ પ્રાપ્ત થયેલા ધર્મરૂપી કર્તવ્યનો ત્યાગ કરીને તું શું કરશે? પોતાના ધર્મનો ત્યાગ કરવાથી તારે પરધર્મનો સ્વીકાર કરવો પડશે, જેથી તને પાપ લાગશે. યુદ્ધનો ત્યાગ કરવાથી બીજા લોકો એવું માનશે કે અર્જુન જેવો શૂરવીર પણ મરવાથી ભયભીત થઈ ગયો! આનાથી તારી કીર્તિનો નાશ થશે.



## અકીર્તિં ચાપિ ભૂતાનિ કથયિષ્યન્તિ તેડવ્યયામ્ ।
## સમ્ભાવિતસ્ય ચાકીર્તિર્મરણાદતિરિચ્યતે ॥ ૩૪॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચ | = તથા | અકીર્તિમ્ | = અપકીર્તિ | | માટે |
| ભૂતાનિ | = બધા લોકો | કથયિષ્યન્તિ | = કહેશે અર્થાત્ (તારી) નિંદા કરશે. | અકીર્તિઃ | = અપકીર્તિ |
| અપિ | = પણ | | | મરણાત્, ચ | = મરણથી પણ |
| તે | = તારી | | | અતિરિચ્યતે | = વધીને દુઃખદાયી હોય છે. |
| અવ્યયામ્ | = સદા રહેનારી | સમ્ભાવિતસ્ય | = ગૌરવશાળી પુરુષ | | |

*ટીકા* – **'અકીર્તિં ચાપિ ભૂતાનિ કથયિષ્યન્તિ તેડવ્યયામ્'** – મનુષ્ય, દેવતા, યક્ષ, રાક્ષસ વગેરે જે પ્રાણીઓનો તારી સાથે સંબંધ નથી અર્થાત્ જેમની તારી સાથે નથી મિત્રતા અને નથી શત્રુતા, એવાં સાધારણ પ્રાણીઓ પણ તારી અપકીર્તિ અને અપયશનું કથન કરશે કે જુઓ! અર્જુન કેવો ભીરુ હતો, કે જે પોતાના ક્ષાત્રધર્મથી વિમુખ થઈ ગયો. તે કેટલો શૂરવીર હતો, પણ યુદ્ધના પ્રસંગે તેની કાયરતા પ્રગટ થઈ ગઈ, કે જેની બીજાઓને જાણ જ ન હતી; વગેરે-વગેરે.

**'તે'** કહેવાનો ભાવ એ છે કે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ લોકમાં પણ જેની ધાક જામેલી છે, એવા તારી અપકીર્તિ થશે. **'અવ્યયામ્'** કહેવાનું તાત્પર્ય એ છે કે જે માણસ શ્રેષ્ઠતાને લીધે જેટલો વધારે પ્રસિદ્ધ હોય છે, તેની કીર્તિ અને અપકીર્તિ પણ એટલી જ વધારે સ્થાયી રહેવાવાળી હોય છે.

**'સમ્ભાવિતસ્ય ચાકીર્તિર્મરણાદતિરિચ્યતે'** – આ શ્લોકના પૂર્વાર્ધમાં ભગવાને સાધારણ પ્રાણીઓ દ્વારા અર્જુનની નિંદા થશે એવી વાત બતાવી. હવે શ્લોકના ઉત્તરાર્ધમાં બધાને માટે લાગુ થવાવાળી સામાન્ય વાત કહે છે.

સંસારની દૃષ્ટિએ જે શ્રેષ્ઠ માનવામાં આવે છે, જેને લોકો ઘણી ઊંચી દૃષ્ટિએ જુએ છે, એવા મનુષ્યની જ્યારે અપકીર્તિ થાય છે, ત્યારે એ અપકીર્તિ તેને માટે મરણથી પણ વધારે ભયંકર દુઃખદાયી બને છે. કારણ કે મરવામાં તો આયુષ્ય સમાપ્ત થયું છે, તેણે કોઈ અપરાધ તો કર્યો નથી, પરંતુ અપકીર્તિ થવામાં તો તે પોતે ધર્મમર્યાદાથી અને કર્તવ્યથી ચ્યુત થયો છે. તાત્પર્ય એ છે કે લોકોમાં શ્રેષ્ઠ મનાવાવાળો મનુષ્ય જો પોતાના કર્તવ્યથી ચ્યુત થાય છે, તો તેનો ઘણો ભયંકર અપયશ થાય છે.



## ભયાદ્રણાદુપરતં મંસ્યન્તે ત્વાં મહારથાઃ ।
## યેષાં ચ ત્વં બહુમતો ભૂત્વા યાસ્યસિ લાઘવમ્ ॥ ૩૫॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ચ** | = તથા | **ઉપરતમ્** | = નાસી ગયેલો | **બહુમતઃ** | = બહુ સમ્માનિત |
| **મહારથાઃ** | = મહારથીઓ | **મંસ્યન્તે** | = માનશે. | **ભૂત્વા** | = થઈ ચૂક્યો છે |
| **ત્વામ્** | = તને | **યેષામ્** | = જેમની | | (તેમની દૃષ્ટિમાં) |
| **ભયાત્** | = ભયના કારણે | | (ધારણામાં) | **લાઘવમ્** | = (તું) તુચ્છતાને |
| **રણાત્** | = યુદ્ધથી | **ત્વમ્** | = તું | **યાસ્યસિ** | = પ્રાપ્ત થઈ જઈશ. |

*ટીકા* – **'ભયાદ્રણાદુપરતં મંસ્યન્તે ત્વાં મહારથાઃ'** – તું એવું સમજે છે કે હું તો કેવળ મારું કલ્યાણ કરવા માટે યુદ્ધથી ઉપરત થયો છું; પરંતુ જો એવી જ વાત હોત અને યુદ્ધને તું પાપ સમજતો હોત, તો પહેલેથી જ એકાંતમાં રહીને ભજન-સ્મરણ કરતો હોત અને તારી યુદ્ધને માટે પ્રવૃત્તિ પણ ના થાત. પરંતુ તું એકાંતમાં નહિ રહીને યુદ્ધમાં પ્રવૃત્ત થયો છે. હવે જો તું યુદ્ધથી નિવૃત્ત થશે, તો મોટા-મોટા મહારથી લોકો એવું જ માનશે કે યુદ્ધમાં મૃત્યુના ભયથી જ અર્જુન યુદ્ધથી નિવૃત્ત થયો છે. જો તું ધર્મનો વિચાર કરતો હોત તો યુદ્ધથી નિવૃત્ત ના થાત; કારણ કે યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે. આથી તું મરવાના ભયથી જ યુદ્ધથી નિવૃત્ત થઈ રહ્યો છે.

**'યેષાં ચ ત્વં બહુમતો ભૂત્વા યાસ્યસિ લાઘવમ્'** – ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, શલ્ય વગેરે જેઓ મોટા મોટા મહારથીઓ છે, તેઓની દૃષ્ટિમાં તું બહુમાન્ય થઈ ચૂક્યો છે. અર્થાત્ એમના મનમાં આ એક વિશ્વાસ છે કે યુદ્ધ કરવામાં નામાંકિત શૂરવીર તો અર્જુન જ છે. તું યુદ્ધમાં અનેક દૈત્યો, દેવતાઓ, ગંધર્વો વગેરેને હરાવી ચૂક્યો છે. જો હવે તું યુદ્ધથી નિવૃત્ત થઈ જશે, તો તે મહારથીઓની સામે તું લઘુતા (તુચ્છતા)ને પ્રાપ્ત થઈ જશે અર્થાત્ તેઓની દૃષ્ટિમાં તું હલકો બની જશે.



**અવાચ્યવાદાંશ્ચ બહૂન્વદિષ્યન્તિ તવાહિતાઃ ।**
**નિન્દન્તસ્તવ સામર્થ્યં તતો દુઃખતરં નુ કિમ્ ॥૩૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તવ** | = તારા | | (તને) | **વદિષ્યન્તિ** | = કહેશે. |
| **અહિતાઃ** | = વેરીઓ | **બહૂન્** | = ઘણાં બધાં | **તતઃ** | = એનાથી |
| **તવ** | = તારા | **અવાચ્યવાદાન્** | = ન કહેવા જેવાં | **દુઃખતરમ્** | = વધારે દુઃખની વાત |
| **સામર્થ્યમ્** | = સામર્થ્યની | | વચનો | **નુ, કિમ્** | = (બીજી) |
| **નિન્દન્તઃ** | = નિંદા કરતાં | **ચ** | = પણ | | શું હશે? |

*ટીકા* – **'અવાચ્યવાદાંશ્ચ······ નિન્દન્તસ્તવ સામર્થ્યમ્'** – 'અહિત' નામ શત્રુનું છે, અહિત કરવાવાળાનું છે. તારા જે દુર્યોધન, દુઃશાસન, કર્ણ વગેરે શત્રુઓ છે, તારા તરફથી વેર નહિ રાખવા છતાં પણ તેઓ જાતે તારી સાથે વેર રાખીને તારું અહિત કરવાવાળા છે. તેઓ તારા સામર્થ્યને જાણે છે કે આ ઘણો મોટો શૂરવીર છે. એવું જાણતા હોવા છતાં પણ તેઓ તારા સામર્થ્યની નિંદા કરશે કે 'આ તો નપુંસક છે. જુઓ! એ યુદ્ધના પ્રસંગે ભાગી ગયોને! એ શું અમારી સામે ટકી શકે છે? એ શું અમારી સાથે યુદ્ધ કરી શકે છે?' આ રીતે તને દુઃખી કરવા માટે, તારા અંતરમાં બળતરા પેદા કરવા માટે ન જાણે કેટલાંય ન કહેવા લાયક વચનો કહેશે. તેઓનાં વચનોને તું કેવી રીતે સહી શકશે?

**'તતો દુઃખતરં નુ કિમ્'** – આનાથી મોટું અત્યંત ભયંકર દુઃખ કયું હશે? કારણ કે એવું જોવામાં આવે છે કે જેવી રીતે મનુષ્ય તુચ્છ માણસો દ્વારા તિરસ્કૃત થાય ત્યારે પોતાનો તિરસ્કાર સહી નથી શકતો અને પોતાની યોગ્યતાથી, પોતાની શૂરવીરતાથી વધારે કામ કરીને મરી ફીટે છે. એવી જ રીતે જ્યારે શત્રુઓ દ્વારા તારો સર્વથા અનુચિત તિરસ્કાર થઈ જશે, ત્યારે એને તું સહી નહિ શકે અને જુસ્સામાં આવીને યુદ્ધ માટે કૂદી પડશે. તારાથી યુદ્ધ કર્યા વિના નહિ રહી શકાય. હમણાં તો તું યુદ્ધથી ઉપરત થઈ રહ્યો છે, પણ જ્યારે તું સમય આવ્યે યુદ્ધને માટે કૂદી પડશે, ત્યારે તારી કેટલી નિંદા થશે? તે નિંદાને તું કેવી રીતે સહન કરી શકશે?



*સંબંધ* – *પાછળના ચાર શ્લોકોમાં યુદ્ધ નહિ કરવાથી થતી હાનિ બતાવીને હવે ભગવાન આગળના બે શ્લોકોમાં યુદ્ધ કરવાથી થનારા લાભ બતાવે છે.*

**હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્ ।**
**તસ્માદુત્તિષ્ઠ કૌન્તેય યુદ્ધાય કૃતનિશ્ચયઃ ॥ ૩૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **વા** | = જો (તું યુદ્ધમાં) | | (સંગ્રામમાં તું) | **કૌન્તેય** | = હે કુન્તીનંદન! |
| **હતઃ** | = માર્યો જઈશ (તો) | **જિત્વા** | = જીતી જઈશ (તો) | | (તું) |
| **સ્વર્ગમ્** | = (તને) સ્વર્ગની | **મહીમ્** | = ભૂમંડળનું રાજ્ય | **યુદ્ધાય** | = યુદ્ધ માટે |
| **પ્રાપ્સ્યસિ** | = પ્રાપ્તિ થશે (અને) | **ભોક્ષ્યસે** | = ભોગવીશ. | **કૃતનિશ્ચયઃ** | = નિશ્ચય કરીને |
| **વા** | = અથવા તો | **તસ્માત્** | = માટે | **ઉત્તિષ્ઠ** | = ઊભો થઈ જા. |

*ટીકા* – **'હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્'** – આ જ અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં અર્જુને કહ્યું હતું કે, 'અમને લોકોને એની પણ ખબર નથી કે યુદ્ધમાં અમે તેમને જીતીશું કે તેઓ અમને જીતશે.' અર્જુનના આ સંદેહને લીધે ભગવાન અહીં સ્પષ્ટ કહે છે કે જો યુદ્ધમાં તું કર્ણ વગેરેના દ્વારા માર્યો પણ જઈશ તો સ્વર્ગને પ્રાપ્ત થઈશ અને જો યુદ્ધમાં તારી જીત થઈ જશે તો અહીં પૃથ્વીનું રાજ્ય ભોગવીશ. આ રીતે તારા તો બન્નેય હાથોમાં લાડુ છે. તાત્પર્ય એ છે કે યુદ્ધ કરવાથી તો તને બન્ને તરફથી લાભ જ લાભ છે અને યુદ્ધ નહિ કરવાથી બન્ને તરફથી હાનિ જ હાનિ છે. આથી તારે યુદ્ધમાં પ્રવૃત્ત થઈ જવું જોઈએ.

**'તસ્માદુત્તિષ્ઠ કૌન્તેય યુદ્ધાય કૃતશ્ચિયઃ'** – અહીં **'કૌન્તેય'** સંબોધન આપવાનું તાત્પર્ય એ છે કે જ્યારે હું સંધિનો પ્રસ્તાવ લઈને કૌરવો પાસે ગયો હતો, ત્યારે માતા કુંતીએ તમારે માટે (પાંડવો માટે) આ સંદેશો મોકલ્યો હતો કે, 'તમે યુદ્ધ કરો.' આથી તારે યુદ્ધથી નિવૃત્ત ના થવું જોઈએ, ઊલટું યુદ્ધનો નિશ્ચય કરીને ઊભા થઈ જવું જોઈએ.

અર્જુનનો યુદ્ધ નહિ કરવાનો નિશ્ચય હતો અને ભગવાને આ જ અધ્યાયના ત્રીજા શ્લોકમાં યુદ્ધ કરવાની આજ્ઞા આપી દીધી. એનાથી અર્જુનના મનમાં સંદેહ થયો કે યુદ્ધ કરવું એ સારું છે કે ના કરવું એ સારું છે. આથી અહીં ભગવાન એ સંદેહને દૂર કરવા માટે કહે છે કે તું યુદ્ધ કરવાનો એક નિશ્ચય કરી લે, એમાં સંદેહ ના રાખ.

અહીં ભગવાનનું તાત્પર્ય એવું જણાય છે કે મનુષ્યે કોઈ પણ પરિસ્થિતિમાં પ્રાપ્ત કર્તવ્યનો ત્યાગ ના કરવો જોઈએ, ઊલટાનું ઉત્સાહ અને તત્પરતાપૂર્વક પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ. કર્તવ્યનું પાલન કરવામાં જ મનુષ્યની મનુષ્યતા છે.

**પરિશિષ્ટ ભાવ :** ધર્મનું પાલન કરવાથી લોક-પરલોક બન્ને સુધરી જાય છે. તાત્પર્ય એ છે કે કર્તવ્યનું પાલન અને અકર્તવ્યનો ત્યાગ કરવાથી આ લોકમાં પણ સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને પરલોક પણ સુધરી જાય છે.

—■—

**સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ ।**
**તતો યુદ્ધાય યુજ્યસ્વ નૈવં પાપમવાપ્સ્યસિ ॥ ૩૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **જયાજયૌ** | = જય-પરાજય, | **કૃત્વા** | = કરીને | **એવમ્** | = આ પ્રમાણે (યુદ્ધ |
| **લાભાલાભૌ** | = લાભ-હાનિ (અને) | **તતઃ** | = પછી | | કરવાથી તું) |
| **સુખદુઃખે** | = સુખ-દુઃખને | **યુદ્ધાય** | = યુદ્ધ માટે | **પાપમ્** | = પાપને |
| **સમે** | = સમાન | **યુજ્યસ્વ** | = કટિબદ્ધ થઈ જા. | **ન, અવાપ્સ્યસિ** | = પ્રાપ્ત નહીં થાય. |

*ટીકા* – [અર્જુનને આ શંકા હતી કે યુદ્ધમાં કુટુંબીઓને મારવાથી અમને પાપ લાગી જશે, પરંતુ ભગવાન અહીં કહે છે કે પાપનું પ્રેરક તત્ત્વ (હેતુ) યુદ્ધ નથી, (પરંતુ) પોતાની કામના છે. આથી કામનાનો ત્યાગ કરીને તું યુદ્ધને માટે ઊભો થઈ જા.]

**'સુખદુઃખે સમે કૃત્વા... તતો યુદ્ધાય યુજ્યસ્વ'** – યુદ્ધમાં સૌ પ્રથમ જય અને પરાજય થાય છે, જય-પરાજયનું પરિણામ હોય છે – લાભ અને હાનિ તથા લાભ-હાનિનું પરિણામ હોય છે – સુખ અને દુઃખ. જય-પરાજયમાં અને લાભ-હાનિમાં સુખી-દુઃખી થવું એ તારો ઉદ્દેશ્ય નથી. તારો

ઉદ્દેશ્ય તો આ ત્રણેમાં સમાન થઈને પોતાના કર્તવ્યનું પાલન કરવાનો છે.

યુદ્ધમાં જય-પરાજય, લાભ-હાનિ અને સુખ-દુઃખ તો થવાનાં જ. આથી તું પહેલેથી આ વિચાર કરી લે કે, 'મારે તો કેવળ મારા કર્તવ્યનું પાલન કરવું છે, જય-પરાજય વગેરે સાથે કોઈ પણ મતલબ નથી.' પછી યુદ્ધ કરવાથી પાપ નહિ લાગે અર્થાત્ સંસારનું બંધન નહિ થાય.

સકામ અને નિષ્કામ - બન્નેય ભાવોથી પોતાના કર્તવ્ય-કર્મનું પાલન કરવું આવશ્યક છે. જેનો સકામ ભાવ છે, તેણે તો કર્તવ્ય-કર્મ કરવામાં આળસ અને પ્રમાદ બિલકુલ નહિ કરવાં જોઈએ, ઊલટું તત્પરતાથી પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ. જેનો નિષ્કામ ભાવ છે, જે પોતાનું કલ્યાણ ઇચ્છે છે, તેણે પણ તત્પરતાપૂર્વક પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ.

સુખ આવે ત્યારે સારું લાગે છે અને જાય ત્યારે ખરાબ લાગે છે તથા દુઃખ આવે ત્યારે ખરાબ લાગે છે અને જાય ત્યારે સારું લાગે છે. આથી એમાં કોણ સારું છે અને કોણ ખરાબ? અર્થાત્ બન્નેય સમાન છે અને બરાબર છે. આ રીતે સુખ-દુઃખમાં સમબુદ્ધિ રાખતા રહીને તારે પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ.

તારી સુખના લોભથી કોઈ પણ કર્મમાં પ્રવૃત્તિ ન હો અને દુઃખના ભયથી નિવૃત્તિ ન હો. કર્મોમાં તારી પ્રવૃત્તિ અને નિવૃત્તિ શાસ્ત્ર અનુસાર જ હો (ગીતા અ. ૧૬/૨૪).

**'નૈવં પાપમવાપ્સ્યસિ'** – અહીં 'પાપ' શબ્દ પાપ અને પુણ્ય-બન્નેનો વાચક છે, જેનું ફળ છે - સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ રૂપી બંધન, જેનાથી મનુષ્ય પોતાના કલ્યાણથી વંચિત રહી જાય છે અને વારંવાર જન્મતો-મરતો રહે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! સમતામાં સ્થિર રહીને યુદ્ધ રૂપી કર્તવ્યકર્મ કરવાથી તને પાપ અને પુણ્ય-બન્નેય નહિ બાંધે.

## પ્રકરણ-સંબંધી વિશેષ વાત

ભગવાને એકત્રીસમા શ્લોકથી આડત્રીસમા શ્લોક સુધીના આઠ શ્લોકોમાં કેટલાક વિચિત્ર ભાવો પ્રગટ કર્યા છે; જેવા કે –

(૧) કોઈએ વ્યાખ્યાન આપવાનું હોય અને કોઈ વિષયને સમજાવવો હોય, તો ભગવાન આ આઠ શ્લોકોમાં એની કળા બતાવે છે. જેમ કે, 'કર્તવ્યકર્મ કરવું અને અકર્તવ્યકર્મ નહિ કરવું – એવાં વિધિ-નિષેધનાં વ્યાખ્યાન આપવાં હોય તો એમાં પહેલાં વિધિનું, વચમાં નિષેધનું અને અંતે ફરીથી વિધિનું વર્ણન કરીને વ્યાખ્યાન સમાપ્ત કરવું જોઈએ. ભગવાને પણ અહીં પહેલાં એકત્રીસમા-બત્રીસમા બે શ્લોકોમાં કર્તવ્યકર્મ કરવાના લાભનું વર્ણન કર્યું, પછી વચ્ચે તેત્રીસથી છત્રીસમા સુધીના ચાર શ્લોકોમાં કર્તવ્યકર્મ નહિ કરવાથી થતા નુકસાનનું વર્ણન કર્યું, અને અંતમાં સાડત્રીસમા, આડત્રીસમા બે શ્લોકોમાં કર્તવ્યકર્મ કરવાથી થતા લાભનું વર્ણન કરીને કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા આપી.

(૨) પહેલા અધ્યાયમાં અર્જુને પોતાની દૃષ્ટિથી જે દલીલો કરી હતી, તેમનું ભગવાને આ આઠ શ્લોકોમાં સમાધાન કર્યું છે; જેમ કે અર્જુન કહે છે – હું યુદ્ધ કરવામાં કલ્યાણ નથી જોતો (અ. ૧/૩૧), તો ભગવાન કહે છે – ક્ષત્રિયને માટે ધર્મમય યુદ્ધથી વધારે મોટું બીજું કોઈ કલ્યાણનું સાધન નથી (અ. ૨/૩૧) અર્જુન કહે છે – યુદ્ધ કરીને અમે સુખી કેવી રીતે થઈશું? (અ. ૧/૩૭) તો ભગવાન કહે છે – જે ક્ષત્રિયોને આવું યુદ્ધ મળી જાય છે, તે જ ક્ષત્રિયો સુખી છે. (અ. ૨/૩૨), અર્જુન કહે છે – યુદ્ધના પરિણામમાં નરકની પ્રાપ્તિ થશે (અ. ૧/૪૪) તો ભગવાન કહે છે – યુદ્ધ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થશે. (અ. ૨/૩૨, ૩૭). અર્જુન કહે છે – યુદ્ધ કરવાથી પાપ લાગશે (અ. ૧/૩૬), તો ભગવાન કહે છે – યુદ્ધ નહિ કરવાથી પાપ લાગશે (અ. ૨/૩૩). અર્જુન કહે છે - યુદ્ધ કરવાથી પરિણામમાં ધર્મનો નાશ થશે (અ. ૧/૪૦), તો ભગવાન કહે છે - યુદ્ધ નહિ કરવાથી ધર્મનો નાશ થશે (અ. ૨/૩૩).

(૩) અર્જુનનો એવો આગ્રહ હતો કે યુદ્ધરૂપી ઘોર કર્મને છોડીને ભિક્ષાથી નિર્વાહ કરવો મારા માટે શ્રેયસ્કર છે (અ. ૨/૫), તો તેમને ભગવાને યુદ્ધ કરવાની આજ્ઞા આપી (અ. ૨/૩૮); અને ઉદ્ધવજીના મનમાં ભગવાનની સાથે રહેવાની ઇચ્છા હતી, તો એમને ભગવાને ઉત્તરાખંડમાં જઈને તપ કરવાની આજ્ઞા આપી (શ્રીમદ્ભાગવત ૧૧/૨૯/૪૧). આનું તાત્પર્ય એ થયું કે પોતાના મનનો આગ્રહ છોડ્યા વિના કલ્યાણ નથી થતું. તે આગ્રહ ગમે તે રીતિનો હોય, પણ તે ઉદ્ધાર નથી થવા દેતો.

(૪) ભગવાને આ અધ્યાયના બીજા-ત્રીજા શ્લોકોમાં જે બાબતો સંક્ષેપમાં કહી હતી, તેમને જ અહીં વિસ્તારથી કહી છે; જેમ કે - ત્યાં **'અનાર્યજુષ્ટમ્'** કહ્યું તો અહીં **'ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્'** કહ્યું. ત્યાં **'અસ્વર્ગ્યમ્'** કહ્યું તો અહીં **'સ્વર્ગદ્વારમપાવૃતમ્'** કહ્યું. ત્યાં **'અકીર્તિકરમ્'** કહ્યું તો અહીં **'અકીર્તિં ચાપિ ભૂતાનિ કથયિષ્યન્તિ તેઽવ્યયામ્'** કહ્યું. ત્યાં યુદ્ધને માટે આજ્ઞા આપી – **'ત્યક્ત્વોત્તિષ્ઠ પરંતપ'**, તો તે જ આજ્ઞા અહીં આપે છે – **'તતો યુદ્ધાય યુજ્યસ્વ'**.

**પરિશિષ્ટ ભાવ :** ગીતા વહેવારમાં પરમાર્થની અદ્ભુત કળા બતાવે છે, જેનાથી મનુષ્ય હર પરિસ્થિતિમાં રહીને તથા શાસ્ત્ર વિહિત તમામ વહેવાર કરતાં કરતાં પણ પોતાનું કલ્યાણ કરી શકે. બીજા ગ્રંથો તો ઘણું કરીને એમ કહે છે કે જો પોતાનું કલ્યાણ ઇચ્છતા હો તો બધું જ છોડીને સંન્યાસી થઈ જાઓ, એકાંતમાં ચાલ્યા જાઓ; કારણ કે વ્યવહાર અને પરમાર્થ - બન્ને એકસાથે ચાલી શકતાં નથી, પરંતુ ગીતા કહે છે કે તમે જ્યાં છો, જે મતને માનો છો, જે સિદ્ધાંતને માનો છો, જે ધર્મ, સંપ્રદાય, વર્ણ, આશ્રમ વગેરેને માનો છો, તેને જ માનીને ગીતાના ઉપદેશ પ્રમાણે ચાલો તો કલ્યાણ થઈ જશે. એકાંતમાં રહીને વર્ષો સુધી સાધના કરવાથી ઋષિ-મુનિઓને જે તત્ત્વની પ્રાપ્તિ થાય છે, એ જ તત્ત્વની પ્રાપ્તિ ગીતાના ઉપદેશ પ્રમાણે વહેવાર કરવાથી થઈ જશે. સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન રહીને નિષ્કામભાવપૂર્વક કર્તવ્ય કર્મ કરવું એ જ ગીતાના ઉપદેશ પ્રમાણે વ્યવહાર કરવો છે.

યુદ્ધથી વધારે ભયંકર પરિસ્થિતિ અને પ્રવૃત્તિ બીજી કઈ હશે? જ્યારે યુદ્ધ જેવી ભયંકર પરિસ્થિતિ અને પ્રવૃત્તિમાં પણ મનુષ્ય પોતાનું કલ્યાણ કરી શકે છે, તો પછી બીજી એવી કઈ પરિસ્થિતિ અને પ્રવૃત્તિ હશે, જેમાં રહીને મનુષ્ય પોતાનું કલ્યાણ ન કરી શકે? ગીતાના ઉપદેશ પ્રમાણે એકાંતમાં આસન લગાવીને ધ્યાન કરવાથી પણ કલ્યાણ થઈ શકે છે (ગીતા ૬/૧૦ થી ૧૩) અને યુદ્ધ કરવાથી પણ કલ્યાણ થઈ શકે છે.

અર્જુન ન તો સ્વર્ગ ઇચ્છતા હતા અને ન રાજ્ય. (ગીતા-અ. ૧નો ૩૨, ૩૫મો અને અ. ૨નો ૮મો શ્લોક). તેઓ માત્ર યુદ્ધથી થનારા પાપથી બચવા માગતા હતા (ગીતા - ૧ લા. અ. ૩૬, ૩૯ અને ૪૫મો શ્લોક). તેથી ભગવાન એવું કહે છે કે 'જો તું સ્વર્ગ અને રાજ્ય ઇચ્છતો નથી, પરંતુ પાપથી બચવા માગે છે તો યુદ્ધરૂપી કર્તવ્યકર્મને સમતાપૂર્વક કર, તો તને પાપ નહીં લાગે - **'નૈવં પાપમવાપ્સ્યસિ.'** કારણ કે પાપ લાગવામાં યુદ્ધ હેતુ નથી બલ્કે, વિષમતા (પક્ષપાત), કામના, સ્વાર્થ, અહંકાર વગેરે છે. યુદ્ધ કરવું એ તો તારું કર્તવ્ય (ધર્મ) છે. કર્તવ્ય ન કરવાથી અને અકર્તવ્ય કરવાથી જ પાપ લાગે છે.

અગાઉના શ્લોકમાં માની લો કે ભગવાને અર્જુનને એમ કહ્યું કે, જો તું રાજ્ય અને સ્વર્ગ ઇચ્છતો હોય તો પણ તારા માટે કર્તવ્યનું પાલન કરવું જ યોગ્ય છે, અને માનો કે આ શ્લોકમાં એવું કહે છે કે જો તું રાજ્ય અને સ્વર્ગ ન ઇચ્છતો હોય તો પણ તારા માટે સમતાપૂર્વક કર્તવ્યનું પાલન કરવું જ યોગ્ય છે. તાત્પર્ય એ છે કે, પોતાના કર્તવ્યનો ત્યાગ કોઈ પણ પરિસ્થિતિમાં ઉચિત નથી.



***સંબંધ** – પૂર્વ શ્લોકમાં ભગવાને જે સમતાની વાત કહી છે, તેને આગળના બે શ્લોકોમાં સાંભળવા માટે આજ્ઞા આપતાં તેના મહિમાનું વર્ણન કરે છે.*

## એષા તેઽભિહિતા સાઙ્ખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ ।
## બુદ્ધ્યા યુક્તો યયા પાર્થ કર્મબન્ધં પ્રહાસ્યસિ ॥ ૩૯॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પાર્થ! | **અભિહિતા** | = કહેવામાં આવી | **બુદ્ધ્યા** | = સમબુદ્ધિથી |
| **એષા** | = આ | **તુ** | = અને (હવે તું) | **યુક્તઃ** | = યુક્ત થયેલો (તું) |
| **બુદ્ધિઃ** | = સમબુદ્ધિ | **ઇમામ્** | = એને | **કર્મબન્ધમ્** | = કર્મોના બંધનને |
| **તે** | = તારે માટે (પહેલાં) | **યોગે** | = કર્મયોગના વિષયમાં | **પ્રહાસ્યસિ** | = સારી પેઠે ત્યજી દઈશ (એટલે કે કર્મબંધન-માંથી છૂટી જઈશ). |
| **સાંખ્યે** | = સાંખ્યયોગમાં | **શૃણુ** | = સાંભળ; | | |
| | | **યયા** | = જે | | |

*ટીકા* – **'એષા તેઽભિહિતા સાઙ્ખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ'** – અહીં **'તુ'** પદ વિષયનો સંબંધ-વિચ્છેદ કરવા માટે આવ્યું છે અર્થાત્ પહેલાં સાંખ્યનો વિષય કહી દીધો, હવે યોગનો વિષય કહે છે.

અહીં **'એષા'** પદ પૂર્વશ્લોકમાં વર્ણવાયેલ સમબુદ્ધિને માટે આવ્યું છે. આ સમબુદ્ધિનું વર્ણન પહેલાં સાંખ્યયોગમાં (અગિયારથી ત્રીસમા શ્લોક સુધી) સારી રીતે કરવામાં આવ્યું છે. દેહ-દેહીનો ઠીક-ઠીક વિવેક થયા પછી સમતામાં પોતાની સ્વતઃસિદ્ધ સ્થિતિનો અનુભવ થઈ જાય છે. કારણ કે દેહમાં રાગ રહેવાથી જ વિષમતા આવે છે. આ રીતે સાંખ્યયોગમાં તો સમબુદ્ધિનું વર્ણન થઈ ચૂક્યું છે. હવે આ જ સમબુદ્ધિને તું કર્મયોગના વિષયમાં સાંભળ.

**'ઈમામ્'** કહેવાનું તાત્પર્ય એ છે કે હવે આ સમબુદ્ધિને કર્મયોગના વિષયમાં કહેવાની છે કે આ સમબુદ્ધિ કર્મયોગમાં કેવી રીતે પ્રાપ્ત થાય છે? એનું સ્વરૂપ કેવું છે? એનો મહિમા કેવો છે? આ વાતોને માટે ભગવાને આ બુદ્ધિને યોગના વિષયમાં સાંભળવા માટે કહ્યું છે.

**'બુદ્ધ્યા યુક્તો યયા પાર્થ કર્મબન્ધં પ્રહાસ્યસિ'** – અર્જુનના મનમાં યુદ્ધ કરવાથી પાપ લાગવાની સંભાવના હતી (અ. ૧/૩૬, ૪૫). પરંતુ ભગવાનને મતે કર્મોમાં વિષમબુદ્ધિ (રાગ-દ્વેષ) હોવાથી જ પાપ લાગે છે. સમબુદ્ધિ હોવાથી પાપ લાગતું જ નથી. જેવી રીતે, સંસારમાં પાપ અને પુણ્યની અનેક ક્રિયાઓ થતી રહે છે, પણ તેનાથી આપણને પાપ-પુણ્ય નથી લાગતાં; કેમકે તેનામાં આપણી સમબુદ્ધિ રહે છે અર્થાત્ તેનામાં આપણો કોઈ પક્ષપાત, આગ્રહ કે રાગ-દ્વેષ નથી રહેતા. એવી જ રીતે તું સમબુદ્ધિથી યુક્ત રહેશે તો, તને પણ આ કર્મો બંધનકારક નહિ થાય.

આ જ અધ્યાયના સાતમા શ્લોકમાં અર્જુને પોતાના કલ્યાણની વાત પૂછી હતી. એટલા માટે ભગવાન કલ્યાણનાં મુખ્ય-મુખ્ય સાધનોનું વર્ણન કરે છે. પહેલાં ભગવાને સાંખ્યયોગનું સાધન બતાવીને કર્તવ્યકર્મ કરવા ઉપર ખૂબ ભાર મૂકીને કહ્યું કે ક્ષત્રિયને માટે ધર્મરૂપી યુદ્ધથી મોટું શ્રેયનું બીજું કોઈ સાધન નથી (અ. ૨/૩૧). પછી કહ્યું કે સમબુદ્ધિથી યુદ્ધ કરવામાં આવે, તો પાપ નથી લાગતું (અ. ૨/૩૮). હવે તે જ સમબુદ્ધિને કર્મયોગના વિષયમાં કહે છે.

કર્મયોગી લોકસંગ્રહને માટે બધાં કર્મો કરે છે – **'લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્કર્તુમર્હસિ'** (ગીતા અ. ૩/૨૦). લોકસંગ્રહને માટે કર્મ કરવાથી અર્થાત્ નિઃસ્વાર્થભાવથી લોકમર્યાદા સુરક્ષિત રાખવાને માટે, લોકોને ઉન્માર્ગથી (કુમાર્ગથી) હઠાવીને સન્માર્ગમાં પ્રવૃત્ત કરવા માટે કર્મ કરવાથી સમતાની પ્રાપ્તિ સુગમતાથી થઈ જાય છે. સમતાની પ્રાપ્તિ થવાથી કર્મયોગી કર્મબંધનથી સુગમતાપૂર્વક છૂટી જાય છે.

આ (ઓગણચાળીસમો) શ્લોક ત્રીસમા શ્લોક પછી જ ઠીક બંધ બેસે છે; અને આ ત્યાં આવવો જોઈતો હતો. કારણ એ છે કે આ શ્લોકમાં બે નિષ્ઠાઓનું વર્ણન છે. પહેલાં અગિયારમાથી ત્રીસમા શ્લોક સુધી સાંખ્યયોગથી નિષ્ઠા (સમતા) બતાવી અને હવે કર્મયોગથી નિષ્ઠા (સમતા) બતાવે છે. આથી અહીં એકત્રીસથી આડત્રીસમા સુધીના આઠ શ્લોકો આપવાનું અસંગત માલૂમ પડે છે. છતાં પણ આ આઠ શ્લોકોને અહીં આપવાનું કારણ એ છે કે કર્મયોગમાં સમતા કહેતાં પહેલાં કર્તવ્ય શું છે અને અકર્તવ્ય શું છે – એ વિષયનું વર્ણન થવું આવશ્યક છે. અર્જુનને માટે યુદ્ધ કરવું એ કર્તવ્ય છે અને યુદ્ધ નહિ કરવું એ અકર્તવ્ય છે. આથી ભગવાને કર્તવ્ય-અકર્તવ્યનું વર્ણન કરવા માટે જ ઉપર્યુક્ત આઠ શ્લોકો (અ. ૨/૩૧થી૩૮) કહ્યા છે, અને પછી સમતાની વાત કહી છે. તાત્પર્ય એ છે કે પહેલાં અગિયારમાથી ત્રીસમા શ્લોક સુધી સત્-અસત્‌ના વર્ણનથી સમતા બતાવી કે સત્ સત્ જ છે અને અસત્ અસત્ જ છે. એમાં કોઈ કશું પણ પરિવર્તન નથી કરી શકતું. પછી એકત્રીસમાથી આડત્રીસમા શ્લોક સુધી કર્તવ્ય-અકર્તવ્યની વાત કહીને ઓગણચાળીસમા શ્લોકથી અકર્તવ્યનો ત્યાગ અને કર્તવ્યનું પાલન કરતાં-કરતાં કર્મોની સિદ્ધિ-અસિદ્ધિમાં અને ફળની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં સમતાનું વર્ણન કરે છે.

**પરિશિષ્ટ ભાવ :** કર્મયોગના બે વિભાગ છે - કર્તવ્યવિજ્ઞાન અને યોગવિજ્ઞાન. ભગવાને ૩૧ થી ૩૭મા શ્લોક સુધી કર્તવ્યવિજ્ઞાનની વાત કહી છે, જેમાં કર્તવ્ય-કર્મ કરવાથી લાભ અને ન કરવાથી નુકસાનનું વર્ણન કર્યું. હવે અહીંથી ૫૩મા શ્લોક સુધી યોગ-વિજ્ઞાનની વાત કહે છે.

અગાઉના શ્લોકમાં ભગવાને જે સમતાની વાત કરી છે, તે સાંખ્ય અને કર્મયોગ – બન્ને સાધનો દ્વારા પ્રાપ્ત થઈ શકે છે. શરીર અને શરીરીના વિભાગને જાણીને શરીર વિભાગથી સંબંધ કાપી નાખવો એ 'સાંખ્યયોગ' છે અને કર્તવ્ય અને અકર્તવ્યના વિભાગને જાણીને અકર્તવ્ય વિભાગનો ત્યાગ અને કર્તવ્યનું પાલન કરવું એ 'કર્મયોગ' છે. મનુષ્યે આ બન્નેમાંથી કોઈ પણ એક સાધનનું આચરણ કરીને આ સમતાને પ્રાપ્ત કરી લેવી જોઈએ. કારણ કે સમતા આવવાથી મનુષ્ય કર્મ-બંધનથી મુક્ત થઈ થઈ જાય છે.

એક ધર્મશાસ્ત્ર (પૂર્વમીમાંસા) છે અને એક મોક્ષશાસ્ત્ર (ઉત્તરમીમાંસા) છે. અહીં ૩૧મા શ્લોકથી ૩૭મા શ્લોક સુધી ધર્મશાસ્ત્રની અને ૩૯મા શ્લોકથી ૫૩મા શ્લોક સુધી મોક્ષશાસ્ત્રની વાત કરવામાં આવી છે. ધર્મથી લૌકિક અને પારમાર્થિક – બન્ને પ્રકારની ઉન્નતિ થાય છે.[1] ધર્મશાસ્ત્રમાં કર્તવ્યપાલન મુખ્ય છે. ધર્મ કહો ચાહે કર્તવ્ય કહો, એક જ વાત છે.

જે કરવું જોઈએ એ ન કરવું પણ અકર્તવ્ય છે અને જે ન કરવું જોઈએ તે કરવું, એ પણ અકર્તવ્ય છે. જેમાં પોતાના સુખની ઈચ્છાનો ત્યાગ કરીને બીજાને સુખ આપવામાં આવે અને જેમાં પોતાનું પણ હિત થાય અને બીજાનું પણ હિત

૧. **'યતોઽભ્યુદયનિઃશ્રેયસસિદ્ધિઃ સ ધર્મઃ'** (વૈશેષિક. ૧-૩)

થાય, એ કર્તવ્ય કહેવાય છે. કર્તવ્યનું પાલન કરવાથી 'યોગ'ની પ્રાપ્તિ આપમેળે થઈ જાય છે. કર્તવ્યનું પાલન કર્યા વિના મનુષ્ય યોગારૂઢ થઈ શકતો નથી (ગીતા ૬/૩). યોગની પ્રાપ્તિ થવાથી તત્ત્વજ્ઞાન આપમેળે થઈ જાય છે, જે કર્મયોગ તથા જ્ઞાનયોગ બન્નેનું પરિણામ છે. (ગીતા, ૫/૪-૫).

—■—

**નેહાભિક્રમનાશોઽસ્તિ પ્રત્યવાયો ન વિદ્યતે।**
**સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્॥૪૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ઇહ** | = મનુષ્યલોકમાં | | (અને તેના અનુષ્ઠાનનું) | **સ્વલ્પમ્** | = થોડું |
| **અસ્ય** | = આ સમબુદ્ધિરૂપ | **પ્રત્યવાયઃ** | = અવળું ફળ (પણ) | **અપિ** | = પણ (આચરણ) |
| **ધર્મસ્ય** | = ધર્મના | **ન, વિદ્યતે** | = નથી થતું (અને આનું) | **મહતઃ** | = (જન્મ-મૃત્યુરૂપી) મહાન |
| **અભિક્રમનાશઃ** | = આરંભનો અર્થાત્ બીજનો નાશ | | | **ભયાત્** | = ભયમાંથી |
| **ન, અસ્તિ** | = થતો નથી | | | **ત્રાયતે** | = રક્ષણ કરે છે. |

*ટીકા* – **'નેહાભિક્રમનાશોઽસ્તિ'** – આ સમબુદ્ધિ (સમતા)નો કેવળ આરંભ જ થઈ જાય, તો તે આરંભનો પણ નાશ નથી થતો. મનમાં સમતા પ્રાપ્ત કરવાની જે લાલસા અને ઉત્કંઠા જાગી છે, એ જ એ સમતાનો આરંભ થવો છે. આ આરંભનો કદી અભાવ નથી હોતો; કેમકે સત્ય વસ્તુની લાલસા પણ સત્ય જ હોય છે.

અહીં **'ઇહ'** કહેવાનું તાત્પર્ય એ છે કે આ મનુષ્યલોકમાં આ મનુષ્ય જ આ સમબુદ્ધિને પ્રાપ્ત કરવાનો અધિકારી છે. મનુષ્ય સિવાય બીજી બધી ભોગ-યોનિઓ છે. આથી તે યોનિઓમાં વિષમતા (રાગ-દ્વેષ)નો નાશ કરવાનો અવસર જ નથી કેમકે ભોગ રાગ-દ્વેષપૂર્વક જ થાય છે. જો રાગ-દ્વેષ ના હોય તો ભોગ થશે જ નહિ, ઊલટાનું સાધન જ થશે.

**'પ્રત્યવાયો ન વિદ્યતે'** – સકામભાવપૂર્વક કરવામાં આવેલાં કર્મોમાં જો મંત્ર-ઉચ્ચારણ યજ્ઞવિધિ વગેરેમાં કોઈ ખામી રહી જાય તો તેનું વિપરીત ફળ મળે છે. જેમ કે, કોઈ પુત્ર-પ્રાપ્તિને માટે પુત્રેષ્ટિ યજ્ઞ કરતો હોય, તો એમાં વિધિની ત્રુટિ થઈ જવાથી પુત્ર થવાનું તો દૂર રહ્યું, ઘરમાં કોઈનું મૃત્યુ થઈ જાય છે; અથવા વિધિની ખામી રહેવાથી એટલું ઊલટું ફળ ન પણ મળે, તોપણ પુત્ર પૂર્ણ અંગોવાળો નથી જન્મતો! પરંતુ જે મનુષ્ય આ સમબુદ્ધિને પોતાના અનુષ્ઠાનમાં લાવવાનો પ્રયત્ન કરે છે, તેના પ્રયત્નનું કે અનુષ્ઠાનનું કદી પણ વિપરીત ફળ નથી આવતું. કારણ કે તેના અનુષ્ઠાનમાં ફળની ઇચ્છા નથી હોતી. જ્યાં સુધી ફળેચ્છા રહે છે, ત્યાં સુધી સમતા નથી આવતી અને સમતા આવતાં ફળેચ્છા નથી રહેતી. આથી એના અનુષ્ઠાનનું વિપરીત ફળ આવતું જ નથી, આવવાનો સંભવ જ નથી.

વિપરીત ફળ શું છે? સંસારમાં વિષમતાનું હોવું એ જ વિપરીત ફળ છે. સાંસારિક કોઈ કાર્યમાં રાગ હોવો અને કોઈ કાર્યમાં દ્વેષ હોવો એ જ વિષમતા છે, અને આ જ વિષમતાથી જન્મ-મરણ રૂપી બંધન થાય છે. પરંતુ મનુષ્યમાં જ્યારે સમતા આવે છે, ત્યારે રાગ-દ્વેષ નથી રહેતા અને રાગ-દ્વેષ નહિ રહેવાથી વિષમતા નથી રહેતી, તો પછી તેનું વિપરીત ફળ આવવાનું કોઈ કારણ જ નથી રહેતું.

**'સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્'** – આ સમબુદ્ધિરૂપી ધર્મનું થોડુંક પણ અનુષ્ઠાન થઈ જાય, થોડી પણ સમતા જીવનમાં કે આચરણમાં આવી જાય, તો મનુષ્ય આ જન્મમરણ રૂપી મોટા ભયથી રક્ષણ કરી લે છે. જેવી રીતે સકામ કર્મ ફળ આપીને નષ્ટ થઈ જાય છે, એવી રીતે આ સમતા ધનસંપત્તિ વગેરે કોઈ ફળ આપીને નષ્ટ નથી થતી અર્થાત્ એનું ફળ નાશવાન ધનસંપત્તિ વગેરેની પ્રાપ્તિમાં નથી હોતું. સાધકના અંતઃકરણમાં અનુકૂળ-પ્રતિકૂળ વસ્તુ, વ્યક્તિ, ઘટના, પરિસ્થિતિ વગેરેમાં જેટલી સમતા આવી જાય છે, તેટલી સમતા અટલ બની જાય છે. આ સમતાનો કોઈ પણ કાળમાં નાશ નથી થઈ શકતો. જેવી રીતે, યોગભ્રષ્ટની સાધનઅવસ્થામાં જેટલી સમતા આવી જાય છે અને જેટલી સાધન-સામગ્રી મળી જાય છે, તેનો સ્વર્ગ વગેરે ઊંચા લોકમાં ઘણાં વર્ષો સુધી સુખ ભોગવવા છતાં અને મૃત્યુલોકમાં શ્રીમાનોનાં ઘરમાં ભોગ ભોગવવા છતાં પણ નાશ નથી થતો (ગીતા અ. ૬/૪૧, ૪૪). આ સમતા, સાધન-સામગ્રી કદી કિંચિત્માત્ર પણ ખર્ચાઈ નથી જતી બલ્કે હંમેશાં જેમ છે તેમ

સુરક્ષિત રહે છે; કેમકે એ સત છે, સદા રહેવાવાળી છે.

**'ધર્મ'**ના બે પ્રયોજન છે – (૧) દાન કરવું, પરબ માંડવી, અન્નક્ષેત્ર ખોલવું વગેરે પરોપકારનાં કાર્યો કરવાં અને (૨) વર્ણાશ્રમ પ્રમાણે શાસ્ત્રોમાં જણાવેલાં પોતાનાં કર્તવ્યકર્મોનું તત્પરતાથી પાલન કરવું. આ ધર્મોનું નિષ્કામભાવપૂર્વક પાલન કરવાથી સમતારૂપી ધર્મ આપોઆપ આવી જાય છે; કેમકે આ સમતારૂપી ધર્મ પોતાનો ધર્મ અર્થાત્ સ્વરૂપ છે. આ વાતને લીધે અહીં સમબુદ્ધિને ધર્મ કહેવામાં આવી છે.

## સમતા સંબંધી વિશેષ વાત

લોકોના હૈયામાં ઘણું કરીને આ વાત બેઠેલી છે કે મન લાગવાથી જ ભજન-સ્મરણ થાય છે. મન ન લાગે તો રામરામ કરવાથી શું લાભ? પરંતુ ગીતાની દૃષ્ટિએ મન લાગવું એ કોઈ ઊંચી ચીજ નથી. ગીતાની દૃષ્ટિએ ઊંચી ચીજ છે - સમતા. બીજાં લક્ષણો આવે યા ન આવે, જેનામાં સમતા આવી ગઈ, તેને ગીતા સિદ્ધ કહી દે છે. જેનામાં બીજાં બધાં લક્ષણો આવી જાય અને સમતા ન આવે, તેને ગીતા સિદ્ધ નથી કહેતી.

સમતા બે પ્રકારની હોય છે - અંતઃકરણની સમતા અને સ્વરૂપની સમતા. સમરૂપ પરમાત્મા બધી જગાએ પરિપૂર્ણ છે. એ સમરૂપ પરમાત્મામાં જે સ્થિત થઈ ગયો, તેણે સમગ્ર સંસાર ઉપર વિજય પ્રાપ્ત કરી લીધો, તે જીવનમુક્ત થઈ ગયો, પરંતુ એની ઓળખાણ અંતઃકરણની સમતાથી થાય છે (ગીતા અ. ૫/૧૯). અંતઃકરણની સમતા છે – સિદ્ધિ-અસિદ્ધિમાં સમ રહેવું (ગીતા અ. ૨/૪૮). પ્રશંસા થઈ જાય અથવા નિંદા થઈ જાય, કાર્ય સફળ થઈ જાય અથવા અસફળ થઈ જાય, લાખો રૂપિયા આવી જાય અથવા લાખો રૂપિયા ચાલ્યા જાય પરંતુ એનાથી અંતઃકરણમાં કોઈ હલચલ ના થાય; સુખ-દુઃખ, હર્ષ-શોક વગેરે ન થાય (ગીતા અ. ૫/૨૦). આ સમતાનો કદી નાશ નથી થતો. કલ્યાણ સિવાય આ સમતાનું બીજું કોઈ ફળ હોતું જ નથી.

મનુષ્ય તપ, દાન, તીર્થ, વ્રત વગેરે કોઈ પણ પુણ્ય કર્મ કરે, તે કર્મ, ફળ આપીને નાશ પામે છે, પરંતુ સાધન કરતાં-કરતાં અંતઃકરણમાં થોડી પણ સમતા (નિર્વિકારતા) આવી જાય તો તે નષ્ટ નથી થતી, અને કલ્યાણ કરી દે છે. માટે સાધનમાં સમતા જેટલી ઊંચી ચીજ છે, મનની એકાગ્રતા એટલી ઊંચી ચીજ નથી. મન એકાગ્ર થવાથી સિદ્ધિઓ તો પ્રાપ્ત થઈ જાય છે, પરંતુ કલ્યાણ નથી થતું. પરંતુ સમતા આવવાથી મનુષ્ય સંસારબંધનથી સુખપૂર્વક મુક્ત થઈ જાય છે (ગીતા અ. ૫/૩).

**પરિશિષ્ટ ભાવ :** સમતાનો મહિમા ભગવાને ૩૯-૪૦મા શ્લોકોમાં ચાર પ્રકારે કહ્યો છે –

(૧) **'કર્મબન્ધં પ્રહાસ્યસિ'** – સમતા દ્વારા મનુષ્ય કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.

(૨) **'નેહાભિક્રમનાશોઽસ્તિ'** – આના આરંભનો પણ નાશ થતો નથી.

(૩) **'પ્રત્યવાયો ન વિદ્યતે'** – આના આચરણનું વિપરીત ફળ પણ થતું નથી.

(૪) **'સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્'** – આનું થોડું પણ આચરણ જન્મ-મૃત્યુરૂપી મહાન ભયથી રક્ષા કરે છે.

જોકે પહેલી વાતમાં જ બાકીની ત્રણે વાતો આવી જાય છે તો પણ બધી વાતોમાં થોડો ફરક છે, જેમ કે –

(૧) ભગવાન પહેલાં સામાન્ય રીતથી કહે છે કે, સમતાયુક્ત મનુષ્ય કર્મ-બંધનથી છૂટી જાય છે. બંધનનું કારણ ગુણોનો સંગ અર્થાત્ પ્રવૃત્તિ અને તેના કાર્ય સાથે માની લીધેલો સંબંધ (ગીતા-૧૩/૨૧). સમતા આવવાથી પ્રકૃતિ અને એના કાર્ય સાથે સંબંધ રહેતો નથી; તેથી મનુષ્ય કર્મ-બંધનથી છૂટી જાય છે. જેમ કે સંસારમાં અનેક શુભાશુભ કર્મ થયાં કરે છે, પરંતુ તે કર્મ આપણને બાંધતા નથી, કારણ કે તે કર્મોથી આપણો કોઈ સંબંધ હોતો નથી. એ જ પ્રમાણે સમતાયુક્ત મનુષ્યનો કોઈ સંબંધ હોતો નથી. એ જ પ્રમાણે સમતાયુક્ત મનુષ્યનો આ શરીરથી થનારાં કર્મો સાથે પણ કોઈ સંબંધ હોતો નથી.

(૨) સમતાભાવનો માત્ર આરંભ થઈ જાય અર્થાત્ સમત્વને પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ્ય, જિજ્ઞાસા ઉત્પન્ન થઈ જાય તો આ આરંભનો ક્યારેય નાશ થતો નથી. કારણ કે અવિનાશીનો ઉદ્દેશ્ય પણ અવિનાશી જ હોય છે. જ્યારે નાશવાનનો ઉદ્દેશ્ય પણ નાશવાન જ હોય છે. નાશવાનનો ઉદ્દેશ્ય તો નાશ (પતન) કરે છે, પરંતુ સમત્વનો ઉદ્દેશ તો કલ્યાણ જ કરે છે - **'જિજ્ઞાસુરપિ યોગસ્ય શબ્દબ્રહ્માતિવર્તતે'** - (ગીતા ૬-૪૪).

(૩) સમતાના આચરણનું અવળું ફળ થતું નથી. સકામભાવે કરેલા કર્મમાં જો મંત્રોચ્ચાર, અનુષ્ઠાન વિધિ વગેરેમાં

કોઈ ભૂલ કે ઊણપ થઈ જાય તો તેનું અવળું (વિપરીત) ફળ થઈ જાય છે.[1] પરંતુ જેટલી સમતા અનુષ્ઠાનમાં, જીવનમાં આવી ગઈ છે, તેમાં જો વહેવાર વગેરેની કોઈ ભૂલ થઈ જાય, સાવધાનીમાં કોઈ ઊણપ રહી જાય તો તેનું અવળું ફળ (બંધન) થતું નથી. જેમ કે કોઈ આપણે ત્યાં નોકરી કરતો હોય અને અંધારામાં ફાનસ સળગાવતાં ક્યારેક તેના હાથે ફાનસ પડી જાય અને તૂટી જાય તો આપણે તેના પર નારાજ થઈએ છીએ, પરંતુ તેની જગાએ ફાનસ સળગાવનાર આપણો મિત્ર હોય, જે આપણી પાસે ક્યારેય કોઈ અપેક્ષા રાખતો નથી, તેના હાથેથી ફાનસ પડી ને તૂટી જાય તો આપણે તેના પર નારાજ થતા નથી, બલ્કે તેને કહીએ છીએ કે, 'અમારા હાથે પણ વસ્તુ તૂટી જાય છે, તમારા હાથે તૂટી ગઈ તેમાં શું થયું? કોઈ ચિંતા નહીં.' આમ જે સકામ ભાવથી કર્મ કરે છે, તેના કર્મનું તો અવળું ફળ થઈ શકે છે, પરંતુ જેને કોઈ પ્રકારનાં ફળની અપેક્ષા જ નથી, તેના આચરણનું અવળું ફળ કઈ રીતે થઈ શકે? થઈ જ ન શકે.

(૪) સમતાનું થોડું પણ આચરણ કરવામાં આવે, થોડો પણ સમતાનો ભાવ થઈ જાય તો તે જન્મ-મૃત્યુરૂપી મહાન ભયથી રક્ષા કરે છે અર્થાત્ કલ્યાણ કરી દે છે. જેમ સકામ કર્મ ફળ આપીને નષ્ટ થઈ જાય છે, એવી રીતે આ થોડીમાત્ર પણ સમતા ફળ આપીને નષ્ટ થતી નથી, બલ્કે તેનો ઉપયોગ માત્ર કલ્યાણમાં જ થાય છે. યજ્ઞ, દાન, તપ વગેરે શુભકર્મ જો સકામભાવે કરવામાં આવે તો તેમનું નાશવાન ફળ (ધન-સંપત્તિ અને સ્વર્ગ વગેરેની પ્રાપ્તિ) હોય છે અને જો તે કર્મ નિષ્કામભાવે કરવામાં આવે તો તેમનું ફળ અવિનાશી (મોક્ષ) હોય છે. આ પ્રમાણે યજ્ઞ, દાન, તપ વગેરે શુભ કર્મોનાં તો બે-બે ફળ હોઈ શકે છે, પરંતુ સમતાનું એક જ ફળ–કલ્યાણ હોય છે. જેમ કોઈ મુસાફર રસ્તામાં ચાલતો ચાલતો રોકાઈ જાય અથવા સૂઈ જાય તો તે જ્યાંથી નીકળ્યો હતો, ત્યાં પાછો ચાલ્યો જતો નથી, બલ્કે જ્યાં સુધી તે પહોંચી ગયો, ત્યાં સુધીનો રસ્તો તો કપાઈ જ ગયો. એ જ પ્રમાણે જીવનમાં જેટલી સમતા આવી ગઈ તેનો નાશ ક્યારેય થતો નથી.

**'સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રયતે મહતો ભયાત્'** – નિષ્કામભાવ થોડો હોવા છતાં પણ એ સત્ય છે અને ભય મહાન હોવા છતાં પણ અસત્ય છે. જેમ એક મણ રૂને બાળવા માટે એક મણ અગ્નિની જરૂર નથી. રૂ એક મણ હોય કે સો મણ, તેને બાળવા માટે એક દીવાસળી પર્યાપ્ત છે. એક દીવાસળી લગાડતાં જ તે રૂ સ્વયં દીવાસળી અર્થાત્ અગ્નિ થઈ જશે. રૂ પોતે દીવાસળીને મદદ કરશે. અગ્નિ રૂની સાથે હોતો નથી પરંતુ રૂ સ્વયં અગ્નિને પકડી લેનાર પદાર્થ હોવાથી અગ્નિમય બની જશે. આ જ પ્રમાણે અસંગતતા અગ્નિ છે અને સંસાર રૂ છે. સંસારથી અસંગ થતાં જ સંસાર આપમેળે ખતમ થઈ જશે. કારણ કે મૂળમાં સંસારની સત્તા (અસ્તિત્વ) ન હોવાથી તેની સાથે ક્યારેય સંગ થયો જ નથી.

થોડામાં થોડો ત્યાગ પણ સત છે અને મોટામાં મોટી ક્રિયા પણ અસત છે. ક્રિયાનો તો અંત થાય છે, પરંતુ ત્યાગ અનન્ત છે. તેથી યજ્ઞ, તપ, દાન વગેરે ક્રિયાઓ તો ફળ આપીને નષ્ટ થઈ જાય છે. (ગીતા ૮-૨૮). પરંતુ ત્યાગ ક્યારેય નષ્ટ થતો નથી. **'ત્યાગાચ્છાન્તિરનન્તરમ્'** (ગીતા-૧૨/૧૨). એક અહમ્‌ના ત્યાગથી અનંત સૃષ્ટિનો ત્યાગ થઈ જાય છે; કારણ કે અહમ્ દ્વારા જ સમગ્ર સૃષ્ટિ ધારણ કરાયેલી છે. (ગીતા ૭/૫).

જેમ, કેટલુંય ઘાસ હોય, શું અગ્નિની પાસે ટકી શકે છે? કેટલુંય અંધારું હોય શું પ્રકાશની સામે ટકી શકે છે? અંધારું અને પ્રકાશની લડાઈ થાય તો શું અંધારું જીતી જશે? એ જ પ્રમાણે અજ્ઞાન અને જ્ઞાનની લડાઈ થઈ જાય તો શું અજ્ઞાન જીતી જશે? મહાનમાં મહાન ભય પણ શું અભયની સામે ટકી શકે છે? સમતા થોડી હોય તો પણ પૂરી છે, અને ભય મહાન હોય તો પણ અધૂરો છે. કિંચિત્ સમતા પણ મહાન છે, કારણ કે તે સાચી છે અને મહાન ભય પણ સ્વલ્પ ( સત્તાહીન) છે; કેમ કે તે કાચો છે.

---

૧. એવી કથા આવે છે કે ત્વષ્ટાએ ઈન્દ્રનો વધ કરનાર પુત્રની ઈચ્છાથી એક યજ્ઞ કર્યો. એ યજ્ઞમાં ઋષિઓએ 'ઈન્દ્રશત્રું વિવર્ધસ્વ' આ મંત્ર સાથે હવન કર્યો. 'ઈન્દ્રશત્રુ' શબ્દમાં જો ષષ્ઠીતત્પુરુષ સમાસ હોય તો એનો અર્થ થશે – ઈન્દ્રસ્ય શત્રુઃ (ઈન્દ્રનો શત્રુ) અને જો બહુવ્રીહિ સમાસ હોય તો એનો અર્થ થશે – 'ઈન્દ્રઃ શત્રુર્યસ્ય' (જેનો ઈન્દ્ર શત્રુ છે). સમાસમાં ફરક થવાથી સ્વરમાં પણ ફરક પડી જાય છે. તેથી ષષ્ઠી-તત્પુરુષ સમાસવાળા 'ઈન્દ્રશત્રુ' શબ્દનું ઉચ્ચારણ અન્ત્યોદાત્ત થશે અર્થાત્ અંતિમ અક્ષર 'ત્રુ'નું ઉચ્ચારણ ઉદાત્ત સ્વરથી થશે; અને બહુવ્રીહિ સમાસવાળા 'ઈન્દ્રશત્રુ' શબ્દનું ઉચ્ચારણ આદ્યોદાત્ત થશે અર્થાત્ પ્રથમ અક્ષર 'ઈ'નું ઉચ્ચારણ ઉદાત્ત સ્વરથી થશે. ઋષિઓનો ઉદ્દેશ તો ષષ્ઠીતત્પુરુષ સમાસવાળા 'ઈન્દ્રશત્રુ' શબ્દનું અન્ત્યોદાત્ત ઉચ્ચારણ કરવાનો હતો પરંતુ તેમણે તેનું આદ્યોદાત્ત ઉચ્ચારણ કર્યું. આ પ્રમાણે સ્વરભેદ થઈ જવાથી મન્ત્રોચ્ચારણનું ફળ વિપરીત થઈ ગયું. તેથી ઈન્દ્ર જ ત્વષ્ટાના પુત્ર (વૃત્રાસુર)નો વધ કરનાર થયો. તેથી કહેવામાં આવ્યું છે કે –

**મન્ત્રો હીનઃ સ્વરતો વર્ણતો વા મિથ્યા પ્રયુક્તો ન તમર્થમાહ । સ વાગ્વજ્રો યજમાનં હિનસ્તિ યથેન્દ્રશત્રુઃ સ્વરતોઽપરાધાત્ ॥**

(પાણિનીયશિક્ષા)

સમતાને, નિષ્કામભાવને 'સ્વલ્પ' કહેવાનું શું પ્રયોજન છે? નિષ્કામભાવ તો મહાન છે, પરંતુ આપણી સમજમાં, આપણા અનુભવમાં થોડો આવવાથી તેને સ્વલ્પ (થોડો) કહી દીધો. ખરેખર તો આપણી સમજ થોડી છે, સમતા થોડી નથી. તે તરફ આપણી દૃષ્ટિ ઓછી ગઈ છે, તે તો આપણી દૃષ્ટિમાં ઊણપ છે, તત્ત્વમાં ઊણપ નથી. એ જ પ્રમાણે આપણે અસતને વધારે મહત્ત્વ આપી દીધું તો અસત મહાન ન થયું, બલ્કે આપણો આદર મહાન થયો. તેથી આપણે જો સતનો વધારે આદર કરીએ તો સત મહાન થઈ જશે અર્થાત્ તેની મહત્તાનો અનુભવ થઈ જશે, અને અસતનો આદર ન કરીએ તો, અસત સ્વલ્પ થઈ જશે. વાસ્તવમાં અસત મહાન હોય કે સ્વલ્પ, તેની સત્તા જ નથી - **'નાસતો વિદ્યતે ભાવ:'** અને સત મહાન હોય કે સ્વલ્પ, તેની સત્તા નિત્ય-નિરંતર વિદ્યમાન છે - **'ના ભાવો વિદ્યતે સત:'**. તેથી ઉપનિષદોમાં પરમાત્મતત્ત્વને અણુથી પણ અણુ અને મહાનથી પણ મહાન કહેવામાં આવ્યું છે. **'અણોરણીયાન્ મહતો મહીયાન્'** (કઠ. ૧/૨/૨૦; શ્વેતાશ્વતર. ૩/૨૦.)

—■—

***સંબંધ*** *– ઓગણચાળીસમા શ્લોકમાં ભગવાને જે સમબુદ્ધિને યોગના વિષયમાં સાંભળવા માટે કહ્યું હતું, તે જ સમબુદ્ધિને પ્રાપ્ત કરવાનું સાધન આગળના શ્લોકમાં બતાવે છે.*

**વ્યવસાયાત્મિકા બુદ્ધિરેકેહ કુરુનન્દન ।**
**બહુશાખા હ્યનન્તાશ્ચ બુદ્ધયોઽવ્યવસાયિનામ્ ॥૪૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કુરુનન્દન** | = હે કુરુનંદન! | **બુદ્ધિ:** | = બુદ્ધિ | **બુદ્ધય:** | = બુદ્ધિઓ |
| **ઇહ** | = આ (સમબુદ્ધિની પ્રાપ્તિ)ના વિષયમાં | **એકા** | = એક જ (હોય છે). | **અનન્તા:** | = અનંત |
| **વ્યવસાયાત્મિકા** | = નિશ્ચયાત્મિકા | **અવ્યવ-સાયિનામ્** | = જેમનો એક નિશ્ચય નથી, એવા માણસોની | **ચ** | = અને |
| | | | | **બહુશાખા:** | = ઘણા પ્રકારની |
| | | | | **હિ** | = જ (હોય છે). |

*ટીકા* – **'વ્યવસાયાત્મિકા બુદ્ધિરેકેહ કુરુનન્દન'** – કર્મયોગી સાધકનું ધ્યેય (લક્ષ્ય) જે સમતાને પ્રાપ્ત કરવાનું રહે છે, તે સમતા પરમાત્માનું સ્વરૂપ છે. તે પરમાત્મસ્વરૂપ સમતાની પ્રાપ્તિને માટે અંતઃકરણની સમતા સાધન છે, અંતઃકરણની સમતામાં સંસારનો રાગ બાધક છે. એ રાગને હટાવવાનો અથવા પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરવાનો જે એક નિશ્ચય છે, એનું નામ છે – વ્યવસાયાત્મિકા બુદ્ધિ. વ્યવસાયાત્મિકા બુદ્ધિ એક કેમ હોય છે ? કારણ કે એમાં સાંસારિક વસ્તુ, પદાર્થ વગેરેની કામનાનો ત્યાગ થઈ જાય છે. આ ત્યાગ એક જ હોય છે. ચાહે ધનની કામનાનો ત્યાગ કરો, ચાહે માન-બડાઈની કામનાનો ત્યાગ કરો. પરંતુ ગ્રહણ કરવામાં અનેક ચીજો હોય છે; કેમકે પ્રત્યેક ચીજ અનેક પ્રકારની હોય છે; જેવી રીતે એક જ મીઠાઈ અનેકપ્રકારની હોય છે. આથી તે ચીજોની કામનાઓ પણ અનેક અને અનંત હોય છે.

ગીતામાં કર્મયોગ (પ્રસ્તુત શ્લોક) અને ભક્તિયોગ (અ. ૯/૩૦)ના વિષયમાં તો વ્યવસાયાત્મિકા બુદ્ધિનું વર્ણન આવ્યું છે, પરંતુ જ્ઞાનયોગના વિષયમાં વ્યવસાયાત્મિકા બુદ્ધિનું વર્ણન નથી આવ્યું. એનું કારણ એ છે કે જ્ઞાનયોગમાં પહેલાં સ્વરૂપનો બોધ થાય છે, પછી એના પરિણામસ્વરૂપ બુદ્ધિ આપોઆપ એક નિશ્ચયવાળી બની જાય છે અને કર્મયોગ તથા ભક્તિયોગમાં પહેલાં બુદ્ધિનો એક નિશ્ચય થાય છે, પછી સ્વરૂપનો બોધ થાય છે. આથી જ્ઞાનયોગમાં જ્ઞાન મુખ્ય છે અને કર્મયોગ તથા ભક્તિયોગમાં એક નિશ્ચય મુખ્ય છે.

**'બહુશાખા હ્યનન્તાશ્ચ બુદ્ધયોઽવ્યવસાયિનામ્'** – અવ્યવસાયી તેઓ હોય છે, જેઓના અંતરમાં સકામભાવ હોય છે અને જેઓ ભોગ અને સંગ્રહમાં આસક્ત હોય છે. કામનાને કારણે એવા મનુષ્યોની બુદ્ધિઓ અનંત હોય છે અને તે બુદ્ધિઓ પણ અનંત શાખાઓવાળી હોય છે અર્થાત્ પ્રત્યેક બુદ્ધિની પણ અનંત શાખાઓ હોય છે જેમ કે, પુત્રપ્રાપ્તિ કરવી છે - આ એક બુદ્ધિ થઈ અને પુત્રપ્રાપ્તિને માટે કોઈ ઔષધીનું સેવન કરે, કોઈ મંત્રનો જપ કરે, કોઈ અનુષ્ઠાન કરે, કોઈ સંતનો આશીર્વાદ લે વગેરે ઉપાયો એ બુદ્ધિની અનંત શાખાઓ થઈ. એવી જ રીતે ધનપ્રાપ્તિ કરવી છે - આ એક બુદ્ધિ થઈ અને ધનપ્રાપ્તિને માટે વેપાર કરે, નોકરી કરે, ચોરી કરે, લૂંટ કરે, દગો દે, ઠગાઈ કરે વગેરે એ બુદ્ધિની અનંત શાખાઓ થઈ. એવા મનુષ્યોની બુદ્ધિમાં પરમાત્મપ્રાપ્તિનો નિશ્ચય નથી હોતો.

**પરિશિષ્ટ ભાવ :** વાસ્તવિક ઉદ્દેશ એક જ હોય છે. જ્યાં સુધી મનુષ્યનો એક ઉદ્દેશ નથી હોતો, ત્યાં સુધી એના અનંત ઉદ્દેશ રહે છે અને એક-એક ઉદ્દેશની અનેક શાખાઓ (અંગ) હોય છે. તેની અનંત કામનાઓ હોય છે અને એક કામનાની પૂર્તિ માટે ઉપાય પણ અનેક હોય છે.

—■—

*સંબંધ – અવ્યવસાયી મનુષ્યોની બુદ્ધિઓ અનંત શા માટે હોય છે – તેનું કારણ આગળના ત્રણ શ્લોકોમાં બતાવે છે.*

**યામિમાં પુષ્પિતાં વાચં પ્રવદન્ત્યવિપશ્ચિતઃ ।**
**વેદવાદરતાઃ પાર્થ નાન્યદસ્તીતિ વાદિનઃ ॥૪૨॥**

**કામાત્માનઃ સ્વર્ગપરા જન્મકર્મફલપ્રદામ્ ।**
**ક્રિયાવિશેષબહુલાં ભોગૈશ્વર્યગતિં પ્રતિ ॥૪૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પૃથાનંદન! | | સિવાય) બીજું કશું | **વાચમ્** | = વાણી |
| **કામાત્માનઃ** | = જેઓ કામનાઓમાં તન્મય થયેલા છે, | **ન, અસ્તિ** | = છે જ નહીં – | **પ્રવદન્તિ** | = બોલ્યા કરે છે (કે જે) |
| | | **ઇતિ** | = એમ | | |
| **સ્વર્ગપરાઃ** | = જેમની બુદ્ધિમાં એકમાત્ર સ્વર્ગ જ શ્રેષ્ઠ વસ્તુ છે, | **વાદિનઃ** | = બોલનારા છે, (એવા) | **જન્મકર્મફલ-પ્રદામ્** | = જન્મરૂપી કર્મફળ દેનારી છે (તેમજ) |
| | | **અવિપશ્ચિતઃ** | = અવિવેકી માણસો | | |
| | | **ઇમામ્** | = આ પ્રકારની | **ભોગૈશ્વર્ય-ગતિં, પ્રતિ** | = ભોગ તથા ઐશ્વર્ય-ની પ્રાપ્તિ અર્થે |
| **વેદવાદરતાઃ** | = જેઓ કર્મફળનાં પ્રશંસક વેદવાક્યોમાં જ પ્રીતિ સેવે છે, | **યામ્** | = જે | | |
| | | **પુષ્પિતામ્** | = પુષ્પિત એટલે કે માત્ર સાંભળવામાં જ મધુર અને મનોહર | **ક્રિયાવિશેષ-બહુલામ્** | = વિવિધ જાતની ઘણી-બધી ક્રિયાઓનું વર્ણન કરનારી છે. |
| **અન્યત્** | = (અને જેઓ ભોગો | | | | |

*ટીકા* – **'કામાત્મનઃ'** – તેઓ કામનાઓમાં એટલા રચ્યાપચ્યા રહે છે કે તેઓ કામનારૂપ જ બની જાય છે. તેઓને પોતાનામાં અને કામનામાં ભેદ જ નથી દેખાતો. તેઓનો તો આ જ ભાવ રહે છે કે કામના વિના આદમી જીવી નથી શકતો, કામના વિના કોઈ પણ કામ નથી થઈ શકતું, કામના વિના આદમી પથ્થરની જેમ જડ થઈ જાય છે, તેનામાં ચેતના પણ નથી રહેતી. એવા ભાવવાળા પુરુષો **'કામાત્મનઃ'** છે.

પોતે તો નિત્યનિરંતર જેમ છે તેમ રહે છે, તેમાં કદી વધ-ઘટ નથી થતી, પરંતુ કામના આવતી-જતી રહે છે અને વધતી-ઘટતી રહે છે. પોતે પરમાત્માનો અંશ છે અને કામના સંસારના અંશને લીધે છે. માટે પોતે અને કામના - એ બન્ને અલગ-અલગ છે, પરંતુ કામનામાં રચ્યાપચ્યા લોકોને પોતાના સ્વરૂપનું અલગ ભાન જ નથી થતું.

**'સ્વર્ગપરાઃ'** – સ્વર્ગમાં સારામાં સારા દિવ્ય ભોગો મળે છે, માટે તેઓના લક્ષ્યમાં સ્વર્ગ જ સર્વશ્રેષ્ઠ હોય છે. અને તેઓ તેની પ્રાપ્તિમાં જ રાતદિવસ લાગ્યા રહે છે.

અહીં **'સ્વર્ગપરાઃ'** પદથી તે મનુષ્યોની વાત કહેવામાં આવી છે, જેઓ વેદોમાં અને શાસ્ત્રોમાં વર્ણવેલા સ્વર્ગ વગેરે લોકોમાં આસ્થા રાખવાવાળા છે.

**'વેદવાદરતાઃ પાર્થ નાન્યદસ્તીતિ વાદિનઃ'** – તેઓ વેદોમાં કહેલાં સકામ કર્મોમાં પ્રીતિ રાખવાવાળા છે અર્થાત્ વેદોનું તાત્પર્ય તેઓ કેવળ ભોગોમાં અને સ્વર્ગની પ્રાપ્તિમાં માને છે. આ કારણથી તેઓ **'વેદવાદરતાઃ'** છે. તેઓની માન્યતામાં અહીંના અને સ્વર્ગના ભોગો સિવાય બીજું કશું છે જ નહિ અર્થાત્ તેઓની દૃષ્ટિમાં ભોગો સિવાય પરમાત્મા, તત્ત્વજ્ઞાન, મુક્તિ, ભગવત્પ્રેમ વગેરે કોઈ ચીજ છે જ નહિ. આથી તેઓ ભોગોમાં જ રચ્યાપચ્યા રહે છે. ભોગોને ભોગવવાનું એમનું મુખ્ય લક્ષ્ય રહે છે.

**'યામિમાં પુષ્પિતાં વાચં પ્રવદન્ત્યવિપશ્ચિતઃ'** – જેઓનામાં સત-અસત, નિત્ય-અનિત્ય, અવિનાશી-વિનાશીનો વિવેક નથી, તેવા અવિવેકી મનુષ્યો વેદોની જે વાણીમાં સંસાર અને ભોગોનું વર્ણન છે, તે શોભાવાળી પુષ્પિત વાણીને કહ્યા કરે છે.

અહીં **'પુષ્પિતામ્'** કહેવાનું તાત્પર્ય એ છે કે ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિનું વર્ણન કરવાવાળી વાણી કેવળ ફૂલ-પાંદડી

જ છે, ફળ નથી. તૃપ્તિ ફળથી જ થાય છે, ફૂલ-પાંદડીની શોભાથી નહિ. તે વાણી સ્થાયી ફળ આપનારી નથી. તે વાણીનું જે ફળ–સ્વર્ગ વગેરેના ભોગો છે, તે કેવળ જોવામાં જ સુંદર જણાય છે, તેમાં સ્થાયીપણું નથી.

**'જન્મકર્મફલપ્રદામ્'** – તે પુષ્પિત વાણી જન્મરૂપી કર્મફળને આપનારી છે, કેમકે તેમાં સાંસારિક ભોગોને જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. તે ભોગોનો રાગ જ આગળ જન્મ થવામાં કારણ છે (ગીતા અ. ૧૩/૨૧).

**'ક્રિયાવિશેષબહુલાં ભોગૈશ્વર્યગતિં પ્રતિ'** – તે પુષ્પિત અર્થાત્ દેખાવની શોભાયુક્ત વાણી ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે જે સકામ અનુષ્ઠાનોનું વર્ણન કરે છે, તેઓમાં ક્રિયાઓનું બાહુલ્ય રહે છે અર્થાત્ તે અનુષ્ઠાનોમાં અનેક જાતની વિધિઓ હોય છે, અનેક જાતની ક્રિયાઓ કરવી પડે છે, અનેક જાતના પદાર્થોની જરૂર પડે છે, તેમ જ શરીર વગેરેમાં પરિશ્રમ પણ વધારે થાય છે (ગીતા અ. ૧૮/૨૪).

—■—

**ભોગૈશ્વર્યપ્રસક્તાનાં તયાપહૃતચેતસામ્ ।**
**વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ સમાધૌ ન વિધીયતે ॥૪૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તયા** | = તે લોભામણી વાણી દ્વારા | | ગયું છે (અને જે) | **સમાધૌ** | = પરમાત્મામાં |
| **અપહૃત-ચેતસામ્** | = જેમનું ચિત્ત હરાયેલું છે, અર્થાત્ ભોગો તરફ ખેંચાઈ | **ભૌગૈશ્વર્ય-પ્રસક્તાનામ્** | = ભોગ અને ઐશ્વર્યમાં અત્યંત આસક્ત છે, (એવા માણસોની) | **વ્યવસાયાત્મિકા** | = નિશ્ચયાત્મિકા |
| | | | | **બુદ્ધિઃ** | = બુદ્ધિ |
| | | | | **ન** | = નથી |
| | | | | **વિધીયતે** | = હોતી. |

*ટીકા* – **'તયાપહૃતચેતસામ્'** – પૂર્વશ્લોકોમાં જે પુષ્પિત વાણીનું વર્ણન કરવામાં આવ્યું છે, તે વાણી વડે જેમનું ચિત્ત હરાઈ ગયું છે અર્થાત્ સ્વર્ગમાં ઘણું મોટું સુખ છે, દિવ્ય નંદનવન છે, અપ્સરાઓ છે, અમૃત છે – એવી વાણીથી જેમનું ચિત્ત તે ભોગો તરફ ખેંચાઈ ગયું છે.

**'ભોગૈશ્વર્યપ્રસક્તાનામ્'** – શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ – આ પાંચ વિષયો, શરીરનો આરામ, માન અને નામની મોટાઈ-આમના દ્વારા સુખ લેવાનું નામ 'ભોગ' છે. ભોગોને માટે પદાર્થ, રૂપિયા-પૈસા, મકાન વગેરેનો જે સંગ્રહ કરવામાં આવે છે, એનું નામ 'ઐશ્વર્ય' છે. આ ભોગ અને ઐશ્વર્યમાં જેમની આસક્તિ છે, પ્રીતિ છે, ખેંચાણ છે અર્થાત્ એમાં જેઓની મહત્ત્વબુદ્ધિ છે, તેમને **'ભોગૈશ્વર્યપ્રસક્તાનામ્'** કહેવામાં આવ્યા છે.

જેઓ ભોગ અને ઐશ્વર્યમાં જ લાગેલા રહે છે, તેઓ આસુરી સંપત્તિવાળા હોય છે. કારણ કે 'અસુ' નામ પ્રાણોનું છે અને એ પ્રાણોને જેઓ સાચવી રાખવા માગે છે, તેવા પ્રાણપોષણપરાયણ લોકોનું નામ 'અસુર' છે. તેઓ શરીરની પ્રધાનતાને લીધે અહીંના અથવા સ્વર્ગના ભોગ ભોગવવા માગે છે.[1]

**'વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ સમાધૌ ન વિધીયતે'** – જે મનુષ્યજન્મનું મૂળ ધ્યેય છે, જેને માટે મનુષ્ય-શરીર મળ્યું છે, તે પરમાત્માને જ પ્રાપ્ત કરવા છે – એવી વ્યવસાયાત્મિકા બુદ્ધિ તે લોકોમાં હોતી નથી. તાત્પર્ય એ છે કે જે ભોગો ભોગવાઈ ચૂક્યા છે, જે ભોગો ભોગવી શકાય છે, જે ભોગોને સાંભળી રાખ્યા છે અને જે ભોગો સાંભળી શકાય છે, તેઓના સંસ્કારોને કારણે બુદ્ધિમાં જે મલિનતા રહે છે, તે મલિનતાને કારણે સંસારથી સર્વથા વિરક્ત બનીને એક પરમાત્માની તરફ ચાલવું છે – એવો દૃઢ નિશ્ચય નથી થતો. એવી રીતે સંસારની અનેક વિદ્યાઓ, કળાઓ વગેરેનો જે સંગ્રહ છે, તેનાથી 'હું વિદ્વાન છું', 'હું જાણકાર છું' – એવો જે અભિમાનજન્ય સુખનો ભોગ થાય છે, તેમાં આસક્ત મનુષ્યોને પણ પરમાત્મપ્રાપ્તિનો એક નિશ્ચય નથી થતો.

### વિશેષ વાત

પરમદયાળુ પ્રભુએ કૃપા કરીને આ મનુષ્યશરીરમાં એક એવી વિલક્ષણ વિવેકશક્તિ આપી છે, જેનાથી તે સુખ-દુઃખથી ઊંચો ઊઠી જાય, પોતાનો ઉદ્ધાર કરી લે અને બધાંની સેવા કરીને ભગવાનને પણ પોતાના વશમાં કરી લે! એમાં મનુષ્ય-શરીરની સાર્થકતા છે. પરંતુ પ્રભુએ દીધેલી

૧. અહીં જે રાજસી મનુષ્યોનું વર્ણન થઈ રહ્યું છે, તેઓને ભગવાને સોળમા અધ્યાયમાં આસુરી સંપત્તિવાળાઓના વિષયમાં **'કામોપભોગપરમા એતાવદિતિ નિશ્ચિતાઃ'** (અ. ૧૬/૧૧), **'પ્રસક્તાઃ કામભોગેષુ'** (અ. ૧૬/૧૬) વગેરે પદોથી કહ્યા છે. આથી જેઓ કેવળ ભોગ ભોગવવા ઇચ્છે છે, તેઓ આસુરી સંપત્તિવાળા છે.

આ વિવેકશક્તિનો અનાદર કરીને નાશવાન ભોગ અને સંગ્રહમાં આસક્ત બની જવું એ પશુબુદ્ધિ છે. કારણ કે પશુ–પક્ષીઓ પણ ભોગોમાં લાગેલાં રહે છે, તો પશુ-પક્ષીઓમાં અને મનુષ્યોમાં અંતર જ શું રહ્યું?

પશુ-પક્ષી તો ભોગયોનિ છે; આથી તેઓની સમક્ષ કર્તવ્યનો પ્રશ્ન જ નથી. પરંતુ મનુષ્યજન્મ તો કેવળ પોતાના કર્તવ્યનું પાલન કરીને પોતાનો ઉદ્ધાર કરવાને માટે જ મળ્યો છે, ભોગો ભોગવવાને માટે નહિ. એટલા માટે મનુષ્યની સામે જે કાંઈ અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ આવે છે, તે બધી સાધન-સામગ્રી છે, ભોગ–સામગ્રી નથી. જેઓ તેને ભોગ–સામગ્રી માની લે છે, તેઓની પરમાત્મામાં વ્યવસાયાત્મિકા બુદ્ધિ નથી થતી.

વાસ્તવમાં સાંસારિક પદાર્થો પરમાત્મા તરફ ચાલવામાં બાધા ઊભી કરતા નથી, બલ્કે વર્તમાનમાં જે ભોગોનું મહત્ત્વ અંતઃકરણમાં રહેલું છે, તે જ બાધા ઊભી કરે છે. ભોગો એટલા નથી અટકાવતા, જેટલું ભોગોનું મહત્ત્વ અટકાવે છે. અટકાવવામાં પોતાની રુચિ અને દાનતની પ્રધાનતા છે. ભોગ અને સંગ્રહની રુચિ રાખીને કોઈ પરમાત્માને પ્રાપ્ત કરવા ઇચ્છે, તો પરમાત્માની પ્રાપ્તિ તો દૂર રહી, તેમની પ્રાપ્તિનો એક નિશ્ચય પણ નથી થઈ શકતો. કારણ કે જ્યાં પરમાત્માની તરફ ચાલવાની રુચિ છે, ત્યાં જ ભોગોની રુચિ પણ છે. જ્યાં સુધી ભોગ અને સંગ્રહમાં, માન, બડાઈ અને આરામમાં રુચિ છે, ત્યાં સુધી કોઈ પણ, એક નિશ્ચય કરીને પરમાત્મામાં લાગી શકતો નથી; કેમકે તેનું અંતઃકરણ ભોગોની રુચિ દ્વારા હરાઈ લેવાયું છે, એની જે શક્તિ હતી, તે ભોગ અને સંગ્રહમાં લાગી ગઈ છે.

**પરિશિષ્ટ ભાવ :** પોતાના કલ્યાણમાં જો કોઈ અવરોધ છે તો તે છે – ભોગ અને ઐશ્વર્ય (સંગ્રહ)ની ઇચ્છા. જેમ જાળમાં ફસાયેલી માછલી આગળ વધી શકતી નથી, એ જ રીતે ભોગ અને સંગ્રહમાં ફસાયેલા મનુષ્યની દૃષ્ટિ પરમાત્મા તરફ વધી શકતી નથી. એટલું જ નહીં, ભોગ અને સંગ્રહમાં આસક્ત મનુષ્ય પરમાત્માને પ્રાપ્ત કરવાનો નિશ્ચય પણ કરી શકતો નથી.

જે સંસારને સત્ય માને છે, તેના માટે કર્મયોગ જલદી સિદ્ધિ આપનાર છે. કર્મયોગી પોતાનાં કર્તવ્યકર્મો દ્વારા સંસારની સેવા કરે છે અર્થાત્ પ્રત્યેક કર્મ નિષ્કામભાવે માત્ર બીજાના હિત માટે જ કરે છે. તે બીજાના સુખમાં સુખી અને બીજાના દુઃખથી દુઃખી થાય છે. બીજાઓને સુખી જોઈને પ્રસન્ન થવાથી તેનામાં 'ભોગ'ની ઇચ્છા રહેતી નથી અને બીજાઓને દુઃખી જોઈને દુઃખી થવાથી તેનામાં 'સંગ્રહ'ની ભાવના રહેતી નથી.[1]

—■—

*સંબંધ – કોઈ વાતને પુષ્ટ કરવી હોય, તો પહેલાં એના બન્ને પક્ષો સામે રાખીને પછી એને પુષ્ટ કરવામાં આવે છે. અહીં ભગવાન નિષ્કામભાવને પુષ્ટ કરવા ઇચ્છે છે; આથી અગાઉના ત્રણ શ્લોકોમાં સકામભાવવાળાઓનું વર્ણન કરીને હવે આગળના શ્લોકમાં નિષ્કામ બનવાની પ્રેરણા આપે છે.*

**ત્રૈગુણ્યવિષયા વેદા નિસ્ત્રૈગુણ્યો ભવાર્જુન ।**
**નિર્દ્વન્દ્વો નિત્યસત્ત્વસ્થો નિર્યોગક્ષેમ આત્મવાન્ ॥૪૫॥**

વેદાઃ = વેદ
ત્રૈગુણ્ય-વિષયાઃ = ત્રણેય ગુણોના કાર્યનું જ વર્ણન કરનારા છે;
અર્જુન = હે અર્જુન! (તું)
નિસ્ત્રૈગુણ્ય : = ત્રણે ગુણોથી રહિત
ભવ = થઈ જા,
નિર્દ્વન્દ્વઃ = રાગ-દ્વેષાદિ દ્વન્દ્વોથી રહિત (બની જા),
નિત્યસત્ત્વસ્થઃ = (નિરન્તર) નિત્યવસ્તુ પરમાત્મામાં સ્થિત (થઈ જા, તેમજ)
નિર્યોગક્ષેમઃ = યોગક્ષેમની ઇચ્છા પણ ન કર (અને)
આત્મવાન્ = પરમાત્મ-પરાયણ થઈ જા.

*ટીકા* – **'ત્રૈગુણ્યવિષયા વેદાઃ'** – અહીં વેદો સાથે તાત્પર્ય વેદોના એ ભાગ સાથે છે, કે જેમાં ત્રણે ગુણોનું ને ત્રણે ગુણોના કાર્ય, સ્વર્ગ વગેરે ભોગ-ભૂમિઓનું વર્ણન છે.

અહીં ઉપર્યુક્ત પદોનું તાત્પર્ય વેદોની નિંદા કરવાનું

૧. વાસ્તવમાં સાચી સેવા ત્યાગી દ્વારા જ થાય છે. અર્થાત્ ભોગ અને સંગ્રહની ઇચ્છાનો ત્યાગ કરવાથી જ સાચી સેવા થાય છે. અન્યથા નકલી (બનાવટી) સેવા થાય છે. પરંતુ ઉદ્દેશ સાચો (બધાના હિતનો) હોવાથી નકલી સેવા પણ અસલીમાં ફેરવાઈ જાય છે.

નથી, બલ્કે નિષ્કામભાવના મહિમાનું છે. જેવી રીતે હીરાના વર્ણનની સાથે સાથે કાચનું વર્ણન કરવામાં આવે તો એનું તાત્પર્ય કાચની નિંદા કરવાનું નથી, ઊલટું હીરાનો મહિમા બતાવવાનું છે. એવી જ રીતે અહીં નિષ્કામભાવનો મહિમા બતાવવા માટે જ વેદોના સકામભાવનું વર્ણન આવ્યું છે, નિંદા માટે નહિ. વેદો કેવળ ત્રણે ગુણોના કાર્ય સંસારનું જ વર્ણન કરવાવાળા છે, એવી વાત પણ નથી. વેદોમાં પરમાત્મા અને એમની પ્રાપ્તિનાં સાધનોનું પણ વર્ણન થયું છે.

**'નિસ્ત્રૈગુણ્યો ભવાર્જુન'** – હે અર્જુન! તું ત્રણે ગુણોના કાર્યરૂપ સંસારની ઇચ્છાનો ત્યાગ કરીને અસંસારી થઈ જા અર્થાત્ સંસારથી પર થઈ જા.

**'નિર્દ્વન્દ્વઃ'** – સંસારથી પર થવા માટે રાગ-દ્વેષ વગેરે દ્વન્દ્વોથી રહિત થવાની ખૂબ જરૂર છે; કેમકે એ જ વાસ્તવમાં મનુષ્યના શત્રુઓ છે અર્થાત્ એને સંસારમાં ફસાવનારા છે (ગીતા અ. ૩/૩૪).[1] માટે તું સઘળા દ્વન્દ્વોથી રહિત થઈ જા.

અહીં ભગવાન અર્જુનને નિર્દ્વન્દ્વ બનવાની આજ્ઞા શા માટે આપી રહ્યા છે? કારણ કે દ્વન્દ્વોથી સંમોહ થાય છે, સંસારમાં ફસામણી થાય છે (ગીતા અ. ૭/૨૭). જ્યારે સાધક નિર્દ્વન્દ્વ બને છે, ત્યારે જ તે દૃઢ બનીને ભજન કરી શકે છે (ગીતા અ. ૭/૨૮). નિર્દ્વન્દ્વ બનવાથી સાધક સુખપૂર્વક સંસારબંધનથી મુક્ત બની જાય છે (ગીતા અ. ૫/૩). નિર્દ્વન્દ્વ બનવાથી મૂઢતા ચાલી જાય છે (ગીતા અ. ૧૫/૫). નિર્દ્વન્દ્વ બનવાથી સાધક કર્મ કરતો હોવા છતાં પણ બંધાતો નથી (ગીતા અ. ૪/૨૨). તાત્પર્ય એ છે કે સાધકની સાધના નિર્દ્વન્દ્વ બનવાથી જ દૃઢ થાય છે. આ કારણથી ભગવાન અર્જુનને નિર્દ્વન્દ્વ બનવાની આજ્ઞા આપે છે.

બીજી વાત, જો સંસારમાં કોઈ પણ વસ્તુ, વ્યક્તિ વગેરેમાં રાગ હશે, તો બીજી વસ્તુ, વ્યક્તિ વગેરેમાં દ્વેષ થઈ જશે - આ નિયમ છે. એવું થવાથી ભગવાનની ઉપેક્ષા થઈ જશે – આ પણ એક પ્રકારનો દ્વેષ છે. પરંતુ જ્યારે સાધકનો ભગવાનમાં પ્રેમ થઈ જશે, ત્યારે સંસારનો દ્વેષ નહિ થાય, ઊલટું સંસારથી સ્વાભાવિક ઉપરતિ થઈ જશે. ઉપરતિ થતાં અગાઉની અવસ્થા એ હશે કે સાધકને પ્રતિકૂળતામાં દ્વેષ નહિ થાય; પરંતુ એની ઉપેક્ષા થશે. ઉપેક્ષા પછી ઉદાસીનતા થશે અને ઉદાસીનતા પછી ઉપરતિ થશે. ઉપરતિમાં રાગ-દ્વેષ સર્વથા નાશ પામે છે. આ ક્રમમાં જો સૂક્ષ્મતાથી જોવામાં આવે તો ઉપેક્ષામાં રાગ-દ્વેષના સંસ્કારો રહે છે, ઉદાસીનતામાં રાગ-દ્વેષની સત્તા રહે છે અને ઉપરતિમાં રાગ-દ્વેષના ન તો સંસ્કાર રહે છે અને ન તો સત્તા રહે છે; પરંતુ રાગદ્વેષનો સર્વથા અભાવ થઈ જાય છે.

**'નિત્યસત્ત્વસ્થઃ'** – દ્વન્દ્વોથી રહિત થવાનો ઉપાય એ છે કે જે નિત્યનિરંતર રહેવાવાળા સર્વત્ર પરિપૂર્ણ પરમાત્મા છે, એમાં તું નિરંતર સ્થિત રહે.

**'નિર્યોગક્ષેમઃ'** –[2] તું યોગ અને ક્ષેમની[3] ઇચ્છા પણ ના રાખ; કેમકે જેઓ કેવળ મારામાં પરાયણ બને છે, તેઓના યોગક્ષેમનું વહન હું જાતે જ કરું છું. (ગીતા અ. ૯/૨૨).

**'આત્મવાન્'** – તું કેવળ પરમાત્માને પરાયણ થઈ જા. એક પરમાત્મપ્રાપ્તિનું જ લક્ષ્ય રાખ.

**પરિશિષ્ટ ભાવ : – નિર્દ્વન્દ્વઃ** – વાસ્તવમાં જડ-ચેતન, સત-અસત, નિત્ય-અનિત્ય, નાશવાન-અવિનાશી વગેરેનો ભેદ પણ દ્વંદ્વ છે. યોગ અને ક્ષેમની ઇચ્છા પણ દ્વંદ્વ છે. દ્વંદ્વ હોવાથી 'બધું જ ભગવાન જ છે' – આ વાસ્તવિકતાનો અનુભવ થતો નથી. કારણ કે જ્યારે બધું જ ભગવાન જ છે, તો પછી જડ-ચેતન વગેરેનો દ્વંદ્વ કઈ રીતે રહે? તેથી ભગવાને અમૃત અને મૃત્યુ, સત અને અસત બન્નેને પોતાનું સ્વરૂપ કહ્યું છે – **'અમૃતં ચૈવ મૃત્યુશ્ચ સદસચ્ચાહમર્જુન'** (ગીતા ૯/૧૯).



*સંબંધ – ત્રણે ગુણોથી રહિત, નિર્દ્વન્દ્વ વગેરે બની જવાથી શું થશે – એને આગળના શ્લોકમાં સમજાવે છે.*

---

૧. એક જ વિષયમાં, એક જ વસ્તુમાં બે ભાવો કરી લેવા એ 'દ્વન્દ્વ' છે. પરંતુ જ્યાં વિષય અને વસ્તુ ભિન્ન-ભિન્ન હોય છે, ત્યાં દ્વન્દ્વ નથી થતો; જેમ કે – 'પ્રકૃતિ' અને 'પુરુષ', 'જડ' અને 'ચેતન' – આ બંનેને ભિન્ન-ભિન્ન સમજવા એ દ્વન્દ્વ નથી. એવી જ રીતે સંસારથી વિમુખ થઈને ભગવાનની સન્મુખ બની જવું એ દ્વન્દ્વ નથી. પરંતુ કેવળ સંસારમાં જ બે ભાવો (રાગ-દ્વેષ, હર્ષ-શોક, સુખ-દુઃખ વગેરે) થઈ જાય, તો એ દ્વન્દ્વ બની જાય છે અને આ જ દ્વન્દ્વમાં મનુષ્ય ફસાય છે.

૨. અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિને 'યોગ' કહે છે અને પ્રાપ્ત વસ્તુની રક્ષાને 'ક્ષેમ' કહે છે.

૩. જોકે અહીં કર્મયોગનો વિષય છે, તોપણ અહીં **'નિર્યોગક્ષેમઃ'** પદ ભક્તિયોગનું વાચક માનવું બરાબર લાગે છે. કારણ કે ભગવાને અર્જુનને ઠેકાણેઠેકાણે ભક્ત બનવાને આજ્ઞા આપી છે અને અર્જુનનો ભક્તરૂપે સ્વીકાર પણ કર્યો છે (અ. ૪/૩). ભગવાને પોતાને ભક્તોના યોગક્ષેમનું વહન કરવાવાળા પણ બતાવ્યા છે (અ. ૯/૨૨).

**યાવાનર્થ ઉદપાને સર્વતઃ સમ્પ્લુતોદકે ।**
**તાવાન્સર્વેષુ વેદેષુ બ્રાહ્મણસ્ય વિજાનતઃ ॥ ૪૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સર્વતઃ** | = બધી બાજુથી | **યાવાન્** | = જેટલું | **બ્રાહ્મણસ્ય** | = બ્રહ્મજ્ઞાનીનું |
| **સમ્પ્લુતોદકે** | = ભરપૂર જળાશય (મળી જતાં) | **અર્થઃ** | = પ્રયોજન (રહે છે) અર્થાત્ કશું જ પ્રયોજન રહેતું નથી, | **સર્વેષુ** | = સઘળા |
| **ઉદપાને** | = નાનકડા ખાબોચિયામાં રહેલા જળમાં (મનુષ્યનું) | **વિજાનતઃ** | = (વેદો અને શાસ્ત્રોને) તત્ત્વથી જાણનાર | **વેદેષુ** | = વેદોમાં |
| | | | | **તાવાન્** | = એટલું (જ પ્રયોજન રહે છે). અર્થાત્ કશું જ પ્રયોજન રહેતું નથી. |

*ટીકા* – **'યાવાનર્થ ઉદપાને સર્વતઃ સંપ્લુતોદકે'** – જળથી સર્વથા પરિપૂર્ણ, સ્વચ્છ, નિર્મળ અને મહાન સરોવર પ્રાપ્ત થતાં મનુષ્યને નાનાં-નાનાં જળાશયોની કંઈ પણ આવશ્યકતા નથી રહેતી. કારણ કે નાનકડા જળાશયમાં જો હાથપગ ધોવામાં આવે તો તેમાં માટી ઓગળી જવાથી તે જળ સ્નાનને લાયક નથી રહેતું; અને જો તેમાં સ્નાન કરવામાં આવે તો તે જળ કપડાં ધોવાને લાયક નથી રહેતું, અને જો તેમાં કપડાં ધોવામાં આવે તો તે જળ પીવાને લાયક નથી રહેતું. પરંતુ મહાન સરોવર મળવાથી એમાં બધું જ કરવા છતાં પણ કંઈ જ ફરક નથી પડતો અર્થાત્ એની સ્વચ્છતા, નિર્મળતા અને પવિત્રતા જેવી હોય છે તેવી જ બની રહે છે.

**'તાવાન્સર્વેષુ વેદેષુ બ્રાહ્મણસ્ય વિજાનતઃ'** – એવી જ રીતે જે મહાપુરુષો પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી ચૂક્યા છે, તેઓને માટે વેદોમાં કહેલાં યજ્ઞ, દાન, તપ, તીર્થ, વ્રત વગેરે જેટલાં પણ પુણ્યકારી કાર્યો છે, તે બધામાં તેમનો કંઈ જ મતલબ નથી રહેતો અર્થાત્ તે પુણ્યકારી કાર્યો તેઓને માટે નાનાં-નાનાં જળાશયોનાં જેવાં બની જાય છે. એવું જ દૃષ્ટાંત આગળ સિત્તેરમા શ્લોકમાં આપ્યું છે કે તે જ્ઞાની મહાત્મા સમુદ્રની જેમ ગંભીર હોય છે. તેની સામે ગમે તેટલા ભોગ આવી જાય, પણ તે તેમાં કંઈ પણ વિકૃતિ પેદા નથી કરી શકતા.

જે પરમાત્મતત્ત્વને જાણવાવાળો છે અને વેદો તથા શાસ્ત્રોના તત્ત્વને પણ જાણવાવાળો છે, તે મહાપુરુષને અહીં **'બ્રાહ્મણસ્ય વિજાનતઃ'** પદોથી કહેવામાં આવ્યો છે.

**'તાવાન્'** કહેવાનું તાત્પર્ય એ છે કે પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થવાથી તે ત્રણે ગુણોથી રહિત બની જાય છે. તે નિર્દ્વન્દ્વ બની જાય છે અર્થાત્ તેનામાં રાગદ્વેષ વગેરે નથી રહેતા. તે નિત્ય તત્ત્વમાં સ્થિત થઈ જાય છે. તે નિર્યોગક્ષેમ બની જાય છે અર્થાત્ કોઈ વસ્તુ મળી જાય અને મળેલી વસ્તુનું રક્ષણ થતું રહે - એવો એનામાં ભાવ પણ નથી રહેતો તે સદાય પરમાત્મપરાયણ રહે છે.

**પરિશિષ્ટ ભાવ :** સાંસારિક ભોગોનો અંત નથી. અનંત બ્રહ્માંડ છે અને તેમાં અનંત પ્રકારના ભોગ છે. પરંતુ તેમનો ત્યાગ કરી દઈએ, તેમનાથી અસંગ થઈ જઈએ તો તેમનો અંત આવી જાય છે. એવી જ રીતે કામનાઓ પણ અનંત છે, પરંતુ તેમનો ત્યાગ કરી દઈએ, નિષ્કામ થઈ જઈએ તો તેમનો અંત આવી જાય છે.

—■—

***સંબંધ*** *– ભગવાને ઓગણચાળીસમા શ્લોકમાં જે સમબુદ્ધિ (સમતા)ને સાંભળવા માટે અર્જુનને આજ્ઞા આપી હતી, તેની પ્રાપ્તિ માટે હવે આગળના શ્લોકમાં કર્મ કરવાની આજ્ઞા આપે છે.*

**કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન ।**
**મા કર્મફલહેતુર્ભૂર્મા તે સઙ્ગોઽસ્ત્વકર્મણિ ॥ ૪૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કર્મણિ** | = કર્તવ્ય કર્મ કરવામાં | **કદાચન** | = કદીયે | **તે** | = તારી |
| **એવ** | = જ | **મા** | = નહીં; (માટે તું) | **અકર્મણિ** | = કર્મ ન કરવામાં (પણ) |
| **તે** | = તારો | **કર્મફલહેતુઃ** | = કર્મોના ફળનો હેતુ (પણ) | **સઙ્ગઃ** | = આસક્તિ |
| **અધિકારઃ** | = અધિકાર છે, | | | **મા** | = ન |
| **ફલેષુ** | = ફળોમાં | **મા, ભૂઃ** | = થા મા; (તથા) | **અસ્તુ** | = થાઓ. |

*ટીકા* – **'કર્મણ્યેવાધિકારસ્તે'** – પ્રાપ્ત કર્તવ્ય કર્મનું પાલન કરવામાં જ તારો અધિકાર છે. એમાં તું સ્વતંત્ર છે. કારણ કે મનુષ્ય કર્મયોનિ છે. મનુષ્ય સિવાયની બીજી કોઈ પણ યોનિ નવું કર્મ કરવાને માટે નથી. પશુ-પક્ષી વગેરે જંગમ અને વૃક્ષ, લતા વગેરે સ્થાવર પ્રાણીઓ નવાં કર્મો નથી કરી શકતાં. દેવતાઓ વગેરેમાં નવું કર્મ કરવાનું સામર્થ્ય તો છે, પરંતુ તેઓ કેવળ અગાઉ કરેલાં યજ્ઞ, દાન વગેરે શુભ કર્મોનાં ફળ ભોગવવા માટે જ છે. તેઓ ભગવાનના વિધાન અનુસાર મનુષ્યોને માટે કર્મ કરવાની સામગ્રી આપી શકે છે, પરંતુ કેવળ સુખભોગમાં જ લિપ્ત રહેવાને કારણે પોતે નવું કર્મ નથી કરી શકતા. નારકીય જીવો પણ ભોગયોનિ હોવાને કારણે પોતાનાં દુષ્કર્મોનાં ફળ ભોગવે છે, નવું કર્મ નથી કરી શકતા. નવું કર્મ કરવામાં તો કેવળ મનુષ્યનો જ અધિકાર છે. ભગવાને સેવા રૂપી નવું કર્મ કરીને કેવળ પોતાનો ઉદ્ધાર કરવા માટે જ આ અંતિમ મનુષ્યજન્મ આપ્યો છે. જો એ કર્મોને પોતાના માટે કરશે તો બંધનમાં પડી જશે, અને જો કર્મોને નહિ કરીને આળસ-પ્રમાદમાં પડ્યો રહેશે તો વારંવાર જન્મતો-મરતો રહેશે. આથી ભગવાન કહે છે કે તારો કેવળ સેવારૂપી કર્તવ્યકર્મ કરવામાં જ અધિકાર છે.

**'કર્મણિ'** પદમાં એકવચન આપવાનું તાત્પર્ય એ છે કે મનુષ્યની સમક્ષ દેશ, કાળ, ઘટના, પરિસ્થિતિ વગેરેને લીધે શાસ્ત્રવિહિત કર્મો તો ભિન્નભિન્ન હશે, પરંતુ એક સમયમાં એક મનુષ્ય કોઈ એક કર્મને જ તત્પરતાપૂર્વક કરી શકે છે. જેમ કે, ક્ષત્રિય હોવાને કારણે અર્જુનને માટે યુદ્ધ કરવું, દાન આપવું વગેરે કર્તવ્યકર્મોનું વિધાન છે, પરંતુ વર્તમાનમાં યુદ્ધના સમયે તે એક યુદ્ધરૂપી કર્તવ્યકર્મ જ કરી શકે છે, દાન વગેરે કર્તવ્યકર્મ નથી કરી શકતો.

## માર્મિક વાત

મનુષ્યશરીરમાં બે બાબતો છે – જૂનાં કર્મોનો ફળ-ભોગ અને નવો પુરુષાર્થ. બીજી યોનિઓમાં કેવળ જૂનાં કર્મોનાં ફળ ભોગવવાનાં છે અર્થાત્ કીટ-પતંગ, પશુ-પક્ષી, દેવતા અને બ્રહ્મલોક સુધીની યોનિઓ ભોગ-યોનિઓ છે. આથી તેઓને માટે 'આમ કરો અને આમ ના કરો' – આ વિધાન નથી. પશુ-પક્ષી, કીટ-પતંગ વગેરે જે કંઈ પણ કર્મ કરે છે, તેમનું તે કર્મ પણ ફળભોગ જ છે. કારણ કે તેઓના દ્વારા કરવામાં આવનારાં કર્મો તેઓના પ્રારબ્ધ અનુસાર અગાઉથી જ રચાયેલાં છે. તેઓના જીવનમાં અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિનો જે કંઈ ભોગ હોય છે, તે ભોગ પણ ફળભોગ જ છે, પરંતુ મનુષ્યશરીર તો કેવળ નવા પુરુષાર્થને માટે જ મળ્યું છે, જેથી તે પોતાનો ઉદ્ધાર કરી શકે.

આ મનુષ્યશરીરમાં બે વિભાગો છે – એક તો તેની સમક્ષ જૂનાં કર્મોના ફળરૂપે અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ આવે છે; અને બીજું એ નવો પુરુષાર્થ (નવાં કર્મો) કરે છે. નવાં કર્મો અનુસાર જ તેના ભવિષ્યનું નિર્માણ થાય છે. એટલા માટે શાસ્ત્ર, સંત-મહાપુરુષોના વિધિ-નિષેધ, રાજ્ય વગેરેનું શાસન કેવળ મનુષ્યોને માટે જ હોય છે; કેમકે મનુષ્યમાં પુરુષાર્થની પ્રધાનતા છે, નવાં કર્મો કરવાની સ્વતંત્રતા છે. પરંતુ અગાઉનાં કર્મોનાં ફળસ્વરૂપે મળવાવાળી અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિને બદલવામાં એ પરતંત્ર છે. તાત્પર્ય એ છે કે મનુષ્ય કર્મો કરવામાં સ્વતંત્ર અને ફળપ્રાપ્તિમાં પરતંત્ર છે. પરંતુ અનુકૂળ-પ્રતિકૂળ રૂપથી પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરીને મનુષ્ય તેને પોતાના ઉદ્ધારની સાધન-સામગ્રી બનાવી શકે છે; કેમકે મનુષ્યશરીર પોતાના ઉદ્ધારને માટે જ મળ્યું છે. એટલા માટે એમાં નવો પુરુષાર્થ પણ ઉદ્ધારને માટે છે અને જૂનાં કર્મોનાં ફળરૂપે પ્રાપ્ત પરિસ્થિતિ પણ ઉદ્ધારને માટે જ છે.

આમાં એક વિશેષ સમજવાની વાત એ છે કે આ મનુષ્યજીવનમાં પ્રારબ્ધ અનુસાર જે કંઈ શુભ અથવા અશુભ પરિસ્થિતિ આવે છે, એ પરિસ્થિતિને મનુષ્ય સુખદાયી અથવા દુઃખદાયી તો માની શકે છે, પરંતુ વાસ્તવમાં જોવામાં આવે તો એ પરિસ્થિતિથી સુખી અથવા દુઃખી થવું એ કર્મોનું ફળ નથી, ઊલટાનું એ મૂર્ખતાનું ફળ છે. કારણ કે પરિસ્થિતિ તો બહારથી બને છે અને સુખી-દુઃખી થાય છે એ પોતે. એ પરિસ્થિતિની સાથે તાદાત્મ્ય કરીને જ એ સુખદુઃખનો ભોક્તા બને છે. જો મનુષ્ય એ પરિસ્થિતિ સાથે તાદાત્મ્ય નહિ કરીને તેનો સદુપયોગ કરે, તો તે જ પરિસ્થિતિ તેનો ઉદ્ધાર કરવા માટે સાધનસામગ્રી બની જશે. સુખદાયી પરિસ્થિતિનો સદુપયોગ છે – બીજાઓની સેવા કરવી; અને દુઃખદાયી પરિસ્થિતિનો સદુપયોગ છે – સુખભોગની ઇચ્છાનો ત્યાગ કરવો.

દુઃખદાયી પરિસ્થિતિ આવતાં મનુષ્યે કદી પણ ગભરાવું ના જોઈએ, બલ્કે એ વિચાર કરવો જોઈએ કે અમે પહેલાં સુખભોગની ઇચ્છાથી જ પાપ કર્યાં હતાં, અને તે જ પાપ દુઃખદાયી પરિસ્થિતિના રૂપમાં આવીને નષ્ટ થઈ રહ્યાં છે. આમાં એક લાભ એ છે કે તે પાપોનું પ્રાયશ્ચિત્ત થઈ રહ્યું છે અને આપણે શુદ્ધ થઈ રહ્યા છીએ. બીજો લાભ એ છે કે આપણને એ વાતની ચેતવણી મળે છે કે હવે જો આપણે સુખભોગને માટે પાપ કરીશું તો આગળ પણ આ જ રીતે દુઃખદાયી પરિસ્થિતિ આવશે. એટલા માટે સુખભોગની ઇચ્છાથી હવે કોઈ કામ કરવાનું જ નથી, બલ્કે પ્રાણીમાત્રના હિતને માટે જ કામ કરવાનું છે.

તાત્પર્ય એ થયું કે પશુ-પક્ષી, કીટ-પતંગ વગેરે

યોનિઓને માટે જૂનાં કર્મોનું ફળ અને નવું કર્મ - એ બન્નેય ભોગ રૂપે છે, અને મનુષ્યને માટે જૂનાં કર્મોનું ફળ અને નવું કર્મ (પુરુષાર્થ) - એ બન્નેય ઉદ્ધારનાં સાધન છે.

**'મા ફલેષુ કદાચન'** – ફળમાં તારો કિંચિત્‌માત્ર પણ અધિકાર નથી અર્થાત્ ફળની પ્રાપ્તિમાં તારી સ્વતંત્રતા નથી; કેમકે ફળનું વિધાન તો મારે આધીન છે. માટે ફળની ઇચ્છા નહિ રાખીને કર્તવ્ય-કર્મ કર. જો તું ફળની ઇચ્છા રાખીને કર્મ કરશે તો તું બંધાઈ જશે. – **'ફલે સક્તો નિબધ્યતે'** (ગીતા અ. ૫/૧૨). કારણ કે ફળેચ્છા અર્થાત્ ભોક્તૃત્વ પર જ કર્તૃત્વ ટકેલું છે અર્થાત્ ભોક્તૃત્વથી જ કર્તૃત્વ આવે છે. ફળેચ્છા સર્વથા નાશ પામવાથી કર્તૃત્વ નાશ પામે છે અને કર્તૃત્વ નાશ પામવાથી મનુષ્ય કર્મ કરતો હોવા છતાં પણ નથી બંધાતો. તાત્પર્ય એ થયું કે વાસ્તવમાં મનુષ્ય કર્તૃત્વમાં એટલો ફસાયેલો નથી, જેટલો ફળેચ્છા અર્થાત્ ભોક્તૃત્વમાં ફસાયેલો છે.[1]

બીજી વાત, જેટલાં પણ કર્મો થાય છે, તે બધાં પ્રાકૃત પદાર્થો અને વ્યક્તિઓના સંગઠનથી જ થાય છે. પદાર્થો અને વ્યક્તિઓના સંગઠન વિના સ્વયં કર્મ કરી જ નથી શકતો; આથી એમના સંગઠન દ્વારા કરેલા કર્મનું ફળ પોતાના માટે ઇચ્છવું એ પ્રામાણિકતા નથી. માટે કર્મનું ફળ ઇચ્છવું મનુષ્યને માટે હિતકારક નથી.

ફળમાં તારો અધિકાર નથી - આનાથી એ વાત સિદ્ધ થાય છે કે ફળની સાથે સંબંધ જોડવામાં અથવા નહિ જોડવામાં માત્ર મનુષ્ય સ્વતંત્ર છે, સબળ છે. એમાં તે પરાધીન અને નિર્બળ નથી.

**'ફલેષુ'** પદમાં બહુવચન વાપરવાનું તાત્પર્ય એ છે કે મનુષ્ય કર્મ તો એક કરે છે, પરંતુ કર્મનાં ફળ અનેક ઇચ્છે છે. જેમ કે, હું અમુક કર્મ કરી રહ્યો છું તો એનાથી મને પુણ્ય મળી જાય, સંસારમાં મારી કીર્તિ થઈ જાય, લોકો મને સારો સમજે, મારો આદર-સત્કાર કરે, મને આટલું ધન મળે વગેરે-વગેરે.

નિષ્કામ બનવાના ઉપાયો – (૧) કામના ઉત્પન્ન થવાથી અભાવ થાય છે, કામનાની પૂર્તિ થવાથી પરતંત્રતા અને પૂર્તિ નહિ થવાથી દુઃખ થાય છે, તથા કામનાની પૂર્તિનું સુખ લેવાથી નવી કામના ઉત્પન્ન થાય છે અને સકામભાવપૂર્વક નવાં-નવાં કર્મો કરવાની રુચિ વધતી ચાલે છે - એવું બરાબર સમજી લેવાથી આપોઆપ નિષ્કામતા આવી જાય છે.

(૨) કર્મો નિત્ય નથી; કેમકે તેમનો આરંભ અને અંત હોય છે તથા એ કર્મોનું ફળ પણ નિત્ય નથી; કારણ કે તેઓનો પણ સંયોગ અને વિયોગ હોય છે. પરંતુ પોતે નિત્ય છે. અનિત્ય કર્મ અને કર્મફળથી નિત્ય સ્વરૂપને કોઈ લાભ નથી થતો. એવું બરાબર સમજી લેવાથી નિષ્કામતા આવી જાય છે. નિષ્કામ થવાથી સંસારનો સંબંધ છૂટી જાય છે અને પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ જાય છે.

કર્મોમાં નિષ્કામ બનવા માટે સાધકમાં તીવ્ર વિવેક પણ હોવો જોઈએ અને સેવાભાવ પણ હોવો જોઈએ; કેમકે આ બન્નેના હોવાથી જ કર્મયોગ સારી રીતે આચરણમાં આવશે, નહીં તો 'કર્મ' થઈ જશે, પણ 'યોગ' નહિ થાય. તાત્પર્ય એ છે કે પોતાના સુખ-આરામનો ત્યાગ કરવામાં તો 'વિવેક'નું પ્રાધાન્ય હોવું જોઈએ અને બીજાઓને સુખ-આરામ પહોંચાડવામાં 'સેવાભાવ'નું પ્રાધાન્ય હોવું જોઈએ.

**'મા કર્મફલહેતુર્ભૂઃ'** – તું કર્મફળની ઇચ્છાવાળો પણ ન થા. તાત્પર્ય એ છે કે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે કર્મસામગ્રીની સાથે પોતાની કિંચિત્‌માત્ર પણ મમતા ના રાખવી જોઈએ; કેમકે તેઓમાં મમતા હોવાથી મનુષ્ય કર્મફળની ઇચ્છાવાળો બની જાય છે. આગળ પાંચમા અધ્યાયના અગિયારમા શ્લોકમાં પણ ભગવાને મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોની સાથે **'કેવલૈઃ'** પદ આપીને બતાવ્યું છે કે શરીર વગેરેની સાથે કિંચિત્‌માત્ર પણ મમતા ના હોવી જોઈએ.

શુભ ક્રિયાઓમાં ફળની ઇચ્છા નહિ હોવા છતાં પણ 'મારા દ્વારા કોઈનો ઉપકાર થઈ ગયો, કોઈનું હિત થઈ ગયું, કોઈને સુખ પહોંચ્યું' – એવો ભાવ થઈ જાય તો એ કર્મફળની ઇચ્છાવાળા બનવા બરાબર છે. કારણ કે એવો ભાવ થવાથી શુભ કર્મની સાથે મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરેનો સાથ-સંબંધ થઈ જાય છે, કે જે અસતનો સંગ છે. વાસ્તવમાં અંતઃકરણ, બહિઃકરણ અને ક્રિયાઓની સાથે આપણો કોઈ સંબંધ નથી. એમનો સંબંધ સમષ્ટિ અને સંસારની સાથે છે. જેવી રીતે, બીજી કોઈ વ્યક્તિ દ્વારા બીજી કોઈ વ્યક્તિનું હિત થાય છે, તો તેમાં આપણે પોતાનો સંબંધ નથી માનતા, તેમાં પોતાને નિમિત્ત નથી માનતા. એવી જ રીતે પોતાના કહેવાનારા શરીર વગેરેથી કોઈનું હિત થઈ જાય, તો એમાં પોતાને નિમિત્ત ના માનવું જોઈએ. જ્યારે પોતાને કોઈ પણ ક્રિયામાં નિમિત્ત, હેતુ નહિ માનીએ, ત્યારે કર્મફળની ઇચ્છાવાળા પણ નહિ બનીએ.

**'મા તે સઙ્ગોઽસ્ત્વકર્મણિ'** – કર્મ નહિ કરવામાં પણ

૧. અંતઃકરણમાં ભોક્તૃત્વ (ફળેચ્છા, ફળાસક્તિ) વધારે રહેવાને કારણે જ મનુષ્ય ભગવત્પ્રાપ્તિ, તત્ત્વજ્ઞાન, પ્રેમપ્રાપ્તિ વગેરેમાં કર્મોને કારણ માને છે. વાસ્તવમાં ભગવત્પ્રાપ્તિ વગેરે કર્મો ઉપર નિર્ભર નથી, બલ્કે ભાવ અને બોધ ઉપર જ નિર્ભર છે. કારણ કે અપ્રાપ્ત પદાર્થોની પ્રાપ્તિ તો કર્મો ઉપર નિર્ભર છે, પરંતુ નિત્યપ્રાપ્ત તત્ત્વની પ્રાપ્તિ કર્મો પર નિર્ભર નથી.

તારી આસક્તિ ના થવી જોઈએ. કારણ કે કર્મ નહિ કરવામાં આસક્તિ થવાથી આળસ, પ્રમાદ વગેરે થશે. કર્મફળમાં આસક્તિ રહેવાથી જેવું બંધન થાય છે, તેવું જ બંધન કર્મ નહિ કરવામાં આળસ, પ્રમાદ વગેરે રહેવાથી થાય છે. કેમકે આળસ, પ્રમાદનો પણ એક ભોગ હોય છે અર્થાત્ એનું પણ એક સુખ હોય છે, જે તમોગુણ છે – **'નિદ્રાલસ્યપ્રમાદોત્થં તત્તામસમુદાહૃતમ્'** (ગીતા અ. ૧૮/૩૯) અને જેનું ફળ અધોગતિ હોય છે – **'અધોગચ્છન્તિ તામસાઃ'** (ગીતા અ. ૧૪/૧૮). તાત્પર્ય એ થયું કે રાગ, આસક્તિ ક્યાંય પણ હશે તો તે બંધનકારક બની જ જશે – **'કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા અ. ૧૩/૨૧).

કર્મરહિત થવાથી આપણને લૌકિક લાભ થશે, સંસારમાં આપણી પ્રસિદ્ધિ થશે વગેરે કોઈ સાંસારિક પ્રયોજન પણ ના હોવું જોઈએ; અને સમાધિ લાગી જવાથી આધ્યાત્મિક તત્ત્વમાં આપણી સ્થિતિ થશે વગેરે કોઈ પારમાર્થિક પ્રયોજન પણ ના હોવું જોઈએ. તાત્પર્ય એ છે કે 'કર્મ નહિ કરવાથી સાંસારિક અને પારમાર્થિક ઉન્નતિ થશે' – આ પણ કર્મ નહિ કરવામાં આસક્તિ છે; કેમકે વાસ્તવિક તત્ત્વ કર્મ કરવા અને નહિ કરવાથી અતીત છે.

આ શ્લોકમાં ભગવાનનું એ તાત્પર્ય દેખાય છે કે પરિવર્તનશીલ વસ્તુ, વ્યક્તિ, પદાર્થ, ક્રિયા, ઘટના, પરિસ્થિતિ, અવસ્થા, સ્થૂળ-સૂક્ષ્મ-કારણ-શરીર વગેરે સાથે સાધકની સર્વથા નિર્લિપ્તતા હોવી જોઈએ. એમની સાથે કિંચિત્‌માત્ર પણ કોઈ પ્રકારનો સંબંધ ના હોવો જોઈએ.

આ શ્લોકનાં ચાર ચરણોમાં ચાર વાતો આવી છે – (૧) કર્મ કરવામાં જ તારો અધિકાર છે, (૨) ફળમાં કદી તારો અધિકાર નથી, (૩) તું કર્મના ફળની ઇચ્છાવાળો પણ ના બન; અને (૪) કર્મ નહિ કરવામાં પણ તારી આસક્તિ ન થાઓ. આમાં પહેલા અને ચોથા ચરણની વાત એક છે, તથા બીજા અને ત્રીજા ચરણની વાત એક છે. પહેલા ચરણમાં કર્મ કરવામાં અધિકાર બતાવ્યો છે અને ચોથા ચરણમાં કર્મ નહિ કરવામાં આસક્તિ હોવાનો નિષેધ કર્યો છે. બીજા ચરણમાં ફળની ઇચ્છાનો નિષેધ કર્યો છે અને ત્રીજા ચરણમાં ફળની ઇચ્છાવાળો બનવાનો નિષેધ કર્યો છે.

તાત્પર્ય એ થયું કે અકર્મણ્યતામાં રુચિ થવાથી પ્રમાદ, આળસ વગેરે 'તામસી વૃત્તિ'ની સાથે તારો સંબંધ થઈ જશે. કર્મ અને કર્મફળની સાથે સંબંધ જોડવાથી તારો 'રાજસી વૃત્તિની' સાથે સંબંધ થઈ જશે. પ્રમાદ, આળસ, કર્મ, કર્મફળ વગેરે સાથે સંબંધ નહિ રહેવાથી જે વિવેકજન્ય સુખ હોય છે, પ્રકાશ મળે છે, જ્ઞાન મળે છે તેની સાથે સંબંધ જોડવાથી 'સાત્ત્વિકી વૃત્તિ'ની સાથે સંબંધ થઈ જશે. એમની સાથે સંબંધ થવો એ જ જન્મમરણનું કારણ છે. માટે સાધકે કર્મ, કર્મફળ અને તેઓના ત્યાગનું સુખ - આ પૈકીના કોઈની પણ સાથે પોતાનો સંબંધ ના જોડવો જોઈએ અને એમનામાં રાગ અથવા આસક્તિ ના કરવી જોઈએ. કર્મ કરતા રહીને એમની સાથે સંબંધ ના રાખવો એ જ કર્મયોગ છે.

**પરિશિષ્ટ ભાવ :** એક કર્મ-વિભાગ છે અને એક ફળ-વિભાગ છે. મનુષ્યનો અધિકાર કર્મ-વિભાગમાં જ છે, ફળ-વિભાગમાં નહીં. કારણ કે નવો પુરુષાર્થ હોવાથી કર્મ કરવું મનુષ્યના આધીન છે અને પૂર્વે કરેલાં કર્મોનો ભોગ હોવાથી ફળ મળવું પ્રારબ્ધને આધીન છે. કર્મયોગની દૃષ્ટિએ જોઈએ તો મનુષ્યને જે સાધન-સામગ્રી (વસ્તુ, યોગ્યતા અને સામર્થ્ય) મળી છે, તે પ્રારબ્ધ છે અને તેનો સદુપયોગ કરવો અર્થાત્ તેને પોતાની અને પોતાના માટે ન માનીને, બલ્કે બીજાનાં અને બીજા માટેની માનીને તેમની સેવામાં વાપરવી 'પુરુષાર્થ' છે.

કર્મયોગમાં મુખ્ય વાત છે – પોતાના કર્તવ્ય દ્વારા બીજાના અધિકારનું રક્ષણ કરવું અને કર્મફળનો અર્થાત્ પોતાના અધિકારનો ત્યાગ કરવો. બીજાના અધિકારની રક્ષા કરવાથી મનમાં રહેલો જૂનો રાગ (આસક્તિ) ક્ષીણ થઈ જાય છે અને પોતાના અધિકારનો ત્યાગ કરવાથી નવો રાગ ઉત્પન્ન થતો નથી. આ પ્રમાણે જૂનો રાગ નાશ પામવાથી અને નવો રાગ પેદા ન થવાથી કર્મયોગી વિતરાગ બની જાય છે. વિતરાગ થવાથી તેને તત્ત્વજ્ઞાન થઈ જાય છે. કારણ કે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાં નાશવાન અસત વસ્તુઓનો રાગ જ બાધક છે.

**રાગો લિંગમબોધસ્ય ચિત્તવ્યાયામભૂમિષુ । કુતઃ શાદ્વલતા તસ્ય યસ્યાગ્નિઃ કોટરે તરોઃ ॥**

તાત્પર્ય એ છે કે વસ્તુ, વ્યક્તિ અને ક્રિયામાં મનનો જે રાગ, ખેંચાણ છે, એ અજ્ઞાનતાનું વિશેષ ચિહ્ન છે. જેમ કોઈ વૃક્ષની બખોલમાં આગ લાગી હોય તો તે વૃક્ષ લીલુંછમ રહેતું નથી, સુકાઈ જાય છે, એવી જ રીતે જેની અંદર રાગરૂપી અગ્નિ ભભૂકે છે, તેને શાંતિ ક્યાંથી મળી શકે?

—■—

*સંબંધ* – પૂર્વશ્લોકમાં કર્મ કરવાની આજ્ઞા આપ્યા પછી હવે ભગવાન કર્મ કરતા રહીને સમાન રહેવાની રીત બતાવે છે.

**યોગસ્થઃ કુરુ કર્માણિ સઙ્ગં ત્યક્ત્વા ધનઞ્જય।**
**સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વં યોગ ઉચ્યતે ॥૪૮॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **ધનઞ્જય** | = હે ધનંજય! (તું) | **સમઃ** | = સમબુદ્ધિ | **કુરુ** | = કર; (કેમકે,) |
| **સઙ્ગમ્** | = આસક્તિ | **ભૂત્વા** | = રાખીને | **સમત્વમ્** | = 'સમત્વ' (એ જ) |
| **ત્યક્ત્વા** | = ત્યજીને (તથા) | **યોગસ્થઃ** | = યોગમાં સ્થિત થઈ | **યોગઃ** | = યોગ |
| **સિદ્ધ્યસિદ્ધ્યોઃ** | = સિદ્ધિ અને અસિદ્ધિમાં | **કર્માણિ** | = કર્તવ્યકર્મો | **ઉચ્યતે** | = કહેવાય છે. |

*ટીકા* – **'સઙ્ગં ત્યક્ત્વા'** કોઈ પણ કર્મમાં, કોઈ પણ કર્મના ફળમાં, કોઈ પણ સ્થળ, કાળ, ઘટના, પરિસ્થિતિ, અંતઃકરણ, બહિઃકરણ વગેરે પ્રાકૃત વસ્તુમાં તારી આસક્તિ ના થાય તો જ તું નિર્લિપ્તતાપૂર્વક કર્મ કરી શકે છે. જો તું કર્મ, ફળ વગેરે કશામાં પણ લપટાઈ જશે, તો નિર્લિપ્તતા કેવી રીતે રહેશે? અને નિર્લિપ્તતા રહ્યા વિના તે કર્મ મુક્તિદાયક કેવી રીતે થશે?

**'સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા'** – આસક્તિના ત્યાગનું પરિણામ શું હશે? સિદ્ધિ અને અસિદ્ધિમાં સમતા થઈ જશે.

કર્મનું પૂરું થવું અથવા ન થવું, સાંસારિક દૃષ્ટિએ એનું ફળ અનુકૂળ થવું અથવા પ્રતિકૂળ થવું, તે કર્મ કરવાથી આદર-નિરાદર કે પ્રશંસા-નિંદા થવી, અંતઃકરણની શુદ્ધિ થવી અથવા ના થવી વગેરે વગેરે જે સિદ્ધિ અને અસિદ્ધિ છે તેમાં સમાન રહેવું જોઈએ.[1]

કર્મયોગીની એટલી સમતા અર્થાત્ નિષ્કામભાવ હોવો જોઈએ કે કર્મોની પૂર્તિ થાય કે ન થાય, ફળની પ્રાપ્તિ થાય કે ન થાય, પોતાની મુક્તિ થાય કે ન થાય, મારે તો કેવળ કર્તવ્યકર્મ કરવું છે. સાધકને અનાસક્તિ (અસંગતા)નો અનુભવ ન થયો હોય, તેનામાં સમતા ન આવી હોય, તોપણ તેનો ઉદ્દેશ અસંગ (અનાસક્ત) થવાનો અને સમ (સમાન) બનવાનો જ હોય. જે વાત ઉદ્દેશમાં આવી જાય છે તે જ અંતમાં સિદ્ધ થઈ જાય છે. આથી સાધનરૂપી સમતાથી અર્થાત્ અંતઃકરણની સમતાથી સાધ્યરૂપી સમતા આપોઆપ આવી જાય છે – **'તદા યોગમવાપ્સ્યસિ'** (અ. ૨/૫૩).

**'યોગસ્થઃ કુરુ કર્માણિ'** – સિદ્ધિ-અસિદ્ધિમાં સમ બન્યા પછી એ સમતામાં નિરંતર અટલ, સ્થિર રહેવું એ જ **'યોગસ્થ'** થવાનું છે. જેવી રીતે કોઈ કાર્યના આરંભમાં ગણેશજીનું પૂજન કરે છે, તો તે પૂજનને કાર્ય કરતી વખતે હરદમ સાથે નથી રાખતા, એવી જ રીતે કોઈ એમ ન સમજી લે કે આરંભમાં એક વાર સિદ્ધિ-અસિદ્ધિમાં સમ બની ગયા તો હવે એ સમતાને હરદમ સાથે નથી રાખવાની, અને રાગદ્વેષ કરતા રહેવાનું છે; એટલા માટે ભગવાન કહે છે કે સમતામાં હરદમ સ્થિર રહીને જ કર્તવ્ય-કર્મ કરવું જોઈએ.

**'સમત્વં યોગ ઉચ્યતે'** – સમતા જ યોગ છે અર્થાત્ સમતા પરમાત્માનું સ્વરૂપ છે. તે સમતા અંતઃકરણમાં નિરંતર ચાલુ રહેવી જોઈએ. આગળ પાંચમા અધ્યાયના ઓગણીસમા શ્લોકમાં ભગવાન કહેશે કે 'જેઓનું મન સમતામાં સ્થિર થઈ ગયું છે, એ લોકોએ જીવિત અવસ્થામાં જ સંસારને જીતી લીધો છે; કેમકે બ્રહ્મ નિર્દોષ અને સમ છે; તેથી તેઓની સ્થિતિ બ્રહ્મમાં જ છે.'

'સમતાનું નામ યોગ છે' – આ યોગની પરિભાષા છે. આને જ આગળ છઠ્ઠા અધ્યાયના ત્રેવીસમા શ્લોકમાં કહેશે કે 'દુઃખોના સંયોગનો જેમાં વિયોગ છે, તેનું નામ યોગ છે.' આ બન્ને પરિભાષાઓ વાસ્તવમાં એક જ છે. જેવી રીતે દરાજની બીમારીમાં ખંજવાળવાનું સુખ થાય છે અને બળતરાનું દુઃખ થાય છે, પરંતુ આ બન્નેય બીમારી

૧. આ વિષયમાં ભગવાન શંકરાચાર્યજી (ગીતા અ. ૨/૪૮ની ટીકા કરતાં) કહે છે કે –
**'યોગસ્થઃ સન્ કુરુ કર્માણિ કેવલમીશ્વરાર્થં તત્રાપીશ્વરો મે તુષ્યત્વિતિ સઙ્ગં ત્યક્ત્વા ધનઞ્જય! ફલતૃષ્ણાશૂન્યેન ક્રિયમાણે કર્માણિ સત્ત્વશુદ્ધિજા જ્ઞાનપ્રાપ્તિલક્ષણા સિદ્ધિસ્તદ્ વિપર્યયજા અસિદ્ધિસ્તયોઃ સિદ્ધ્યસિદ્ધ્યોરપિ સમસ્તુલ્યો ભૂત્વા કુરુ કર્માણિ । કોઽસૌ યોગો યત્રસ્થઃ કુર્વિત્યુક્તમિદમેવ તત્ સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમત્વં યોગ ઉચ્યતે'** ।
'હે ધનંજય! યોગમાં સ્થિર રહીને કેવળ ઈશ્વરને માટે કર્મ કર. તેમાં પણ 'ઈશ્વર મારા ઉપર પ્રસન્ન થઈ જાય' – આ સંગ (કામના)ને છોડીને કર્મ કર. ફળતૃષ્ણારહિત પુરુષ દ્વારા કર્મ કરાવાથી અંતઃકરણની શુદ્ધિથી ઉત્પન્ન થવાવાળી જ્ઞાનપ્રાપ્તિ એ સિદ્ધિ છે અને એનાથી વિપરીત (જ્ઞાનપ્રાપ્તિ ન થવી) એ અસિદ્ધિ છે. આવી સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન થઈને અર્થાત્ બન્નેને સરખાં સમજીને કર્મ કર. તે કયો યોગ છે, કે જેમાં સ્થિર થઈને કર્મ કરવા માટે કહ્યું છે? આ જ જે સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન થવાનું છે, તેને યોગ કહે છે.'

હોવાથી દુઃખરૂપ છે, તેવી જ રીતે સંસારના સંબંધથી થનારું સુખ અને દુઃખ – એ બન્નેય વાસ્તવમાં દુઃખરૂપ છે. એવી રીતે સંસારથી સંબંધ-વિચ્છેદનું નામ જ 'દુઃખ-સંયોગ-વિયોગ' છે. આથી ચાહે તો દુઃખોના સંયોગનો વિયોગ અર્થાત્ સુખ-દુઃખથી રહિત થવાનું કહો, ચાહે સિદ્ધિ-અસિદ્ધિમાં અર્થાત્ સુખ-દુઃખમાં સમ રહેવાનું કહો, એ એક જ વાત છે.

આ શ્લોકનું તાત્પર્ય એ થયું કે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ-શરીરથી થવાવાળી તમામ ક્રિયાઓને કેવળ સંસારની સેવારૂપે કરવાની છે, પોતાને માટે નહિ, આમ કરવાથી જ સમતા આવશે.

## બુદ્ધિ અને સમતા-સંબંધી વિશેષ વાત

બુદ્ધિ બે પ્રકારની હોય છે – અવ્યવસાયાત્મિકા અને વ્યવસાયાત્મિકા. જેમાં સાંસારિક સુખ, ભોગ, આરામ, માન બડાઈ વગેરે પ્રાપ્ત કરવાનું ધ્યેય હોય છે, તે બુદ્ધિ 'અવ્યવસાયાત્મિકા' હોય છે (ગીતા અ. ૨/૪૪). જેમાં સમતાની પ્રાપ્તિ કરવાનો, પોતાનું કલ્યાણ કરવાનો જ ઉદ્દેશ રહે છે, તે બુદ્ધિ 'વ્યવસાયાત્મિકા' હોય છે (ગીતા અ. ૨/૪૧). અવ્યવસાયાત્મિકા બુદ્ધિ અનંત હોય છે અને વ્યવસાયાત્મિકા બુદ્ધિ એક હોય છે, જેની બુદ્ધિ અવ્યવાસાયાત્મિકા હોય છે, તે પોતે અવ્યવસાયી (અવ્યવસિત) હોય છે – **'બુદ્ધયોઽવ્યવસાયિનામ્'** (અ. ૨/૪૧) તથા તે સંસારી હોય છે. જેની બુદ્ધિ વ્યવસાયાત્મિકા હોય છે, તે પોતે વ્યવસાયી (વ્યવસિત) હોય છે – **'વ્યવસિતો હિ સઃ'** (અ. ૯/૩૦) તથા તે સાધક હોય છે.

સમતા પણ બે પ્રકારની હોય છે – સાધનરૂપી સમતા અને સાધ્ય રૂપી સમતા. સાધનરૂપી સમતા અંતઃકરણની હોય છે અને સાધ્ય રૂપી સમતા પરમાત્મસ્વરૂપની હોય છે. સિદ્ધિ-અસિદ્ધિ, અનુકૂળતા- પ્રતિકૂળતા વગેરેમાં સમ રહેવું અર્થાત્ અંતઃકરણમાં રાગદ્વેષનું ન હોવું એ સાધન રૂપી સમતા છે, જેનું વર્ણન ગીતામાં વધારે થયું છે. આ સાધન રૂપી સમતાથી જે સ્વતઃસિદ્ધ સમતાની પ્રાપ્તિ થાય છે, તે સાધ્ય રૂપી સમતા છે, જેનું વર્ણન આ અધ્યાયના ત્રેપનમાં શ્લોકમાં **'તદા યોગમવાપ્સ્યસિ'** પદોથી થયું છે.

હવે આ ચારેય ભેદોને એવી રીતે સમજો કે એક સંસારી હોય છે અને એક સાધક હોય છે, એક સાધન હોય છે અને એક સાધ્ય હોય છે. ભોગ ભોગવવા અને સંગ્રહ કરવો – એ જ જેનો ઉદ્દેશ હોય છે, તે સંસારી હોય છે. તેની એક વ્યવસાયાત્મિકા બુદ્ધિ નથી હોતી, ઊલટાની કામનારૂપી શાખાઓવાળી અનંત બુદ્ધિઓ હોય છે.

મારે તો સમતાની પ્રાપ્તિ જ કરવી છે, ગમે તે થઈ જાય – આવો નિશ્ચય કરવાવાળાની વ્યવસાયાત્મિકા બુદ્ધિ હોય છે. આવો સાધક જ્યારે વ્યવહાર ક્ષેત્રમાં આવે છે, ત્યારે તેની સામે સિદ્ધિ-અસિદ્ધિ, લાભ-હાનિ, અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ વગેરે આવતાં તેઓમાં તે સમ રહે છે, રાગદ્વેષ નથી કરતો. આ સાધન રૂપી સમતાથી તે સંસારથી પર થઈ જાય છે – **'ઇહૈવ તૈર્જિતઃ સર્ગો યેષાં સામ્યે સ્થિતં મનઃ'** – (ગીતા અ. ૫/૧૯નો પૂર્વાર્ધ) સાધન રૂપી સમતાથી સ્વતઃસિદ્ધ સમ રૂપી પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે – **'નિર્દોષં હિ સમં બ્રહ્મ તસ્માદ્બ્રહ્મણિ તે સ્થિતાઃ'** (ગીતા અ. ૫/૧૯નો ઉત્તરાર્ધ).

**પરિશિષ્ટ ભાવ :** પાતંજલયોગદર્શનમાં ચિત્તવૃત્તિનિરોધ-રૂપ સાધનને 'યોગ' કહેવામાં આવ્યો છે – **'યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ'** (૧-૨). આ યોગના પરિણામ સ્વરૂપ દ્રષ્ટાની સ્વરૂપમાં સ્થિતિ થઈ જાય છે – **'તદા દ્રષ્ટુઃ સ્વરૂપેઽવસ્થાનમ્'** (૧-૩) આ પ્રમાણે પાતંજલયોગદર્શનમાં યોગનું જે પરિણામ કહેવામાં આવ્યું છે, તેને જ ગીતા 'યોગ' કહે છે – **'સમત્વં યોગ ઉચ્યતે,' 'તં વિદ્યાદ્દુઃખસંયોગવિયોગં યોગસઞ્જ્ઞિતમ્'** (૬-૨૩) ભાવાર્થ એ છે કે, 'ગીતાં ચિત્તવૃત્તિઓથી સર્વથા સંબંધ-વિચ્છેદપૂર્વક સ્વતઃસિદ્ધ સમસ્વરૂપમાં સ્વાભાવિક સ્થિતિને યોગ કહે છે. આ યોગ અથવા સમતામાં સ્થિત હોવાથી પછી ક્યારેય તેનાથી વિયોગ અર્થાત્ વ્યુત્થાન થતું નથી, તેથી આને નિત્યયોગ પણ કહે છે. ચિત્તવૃત્તિઓનો નિરોધ થવાથી તો 'નિર્વિકલ્પ અવસ્થા' થાય છે, પરંતુ સમતામાં સ્વતઃસિદ્ધ સ્થિતિનો અનુભવ થવાથી 'નિર્વિકલ્પ બોધ' (સહજાવસ્થા) થાય છે. નિર્વિકલ્પ બોધ અવસ્થા નથી. બલ્કે બધી જ અવસ્થાઓથી અતીત તથા તેમનું પ્રકાશક તથા સંપૂર્ણ યોગ-સાધનાઓનું ફળ છે. અવસ્થા તો નિર્વિકલ્પ અને સવિકલ્પ બન્ને થાય છે, પરંતુ બોધ નિર્વિકલ્પ જ થાય છે. આ પ્રમાણે ગીતાનો યોગ પાતંજલયોગદર્શનના યોગથી બહુ વિલક્ષણ છે.

પાતંજલયોગદર્શનના યોગનો અધિકારી તે છે, જે મૂર્ખ અને વ્યગ્રચિત્ત વૃત્તિવાળો નથી, પરંતુ ભગવાનને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા બધા જ મનુષ્યો ગીતાના યોગના અધિકારી છે. એટલું જ નહીં, જે મનુષ્ય ભોગ અને સંગ્રહને

મહત્ત્વ ન આપીને આ યોગને જ મહત્ત્વ આપે છે અને એને પ્રાપ્ત કરવા ઇચ્છે છે – એવો યોગનો જિજ્ઞાસુ પણ વેદોમાં વર્ણવવામાં આવેલાં સકામ કર્મોનું ઉલ્લંઘન કરી જાય છે – **'જિજ્ઞાસુરપિ યોગસ્ય શબ્દબ્રહ્માતિવર્તતે'** (ગીતા ૬-૪૪).

—■—

***સંબંધ*** *– ઓગણચાળીસમાથી અડતાળીસમા શ્લોક સુધી જે સમબુદ્ધિનું વર્ણન થયું છે, સકામકર્મની અપેક્ષાએ તે સમબુદ્ધિની શ્રેષ્ઠતા આગળના શ્લોકમાં બતાવે છે.*

**દૂરેણ હ્યવરં કર્મ બુદ્ધિયોગાદ્ધનઞ્જય ।**
**બુદ્ધૌ શરણમન્વિચ્છ કૃપણાઃ ફલહેતવઃ ॥ ૪૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **બુદ્ધિયોગાત્** | = બુદ્ધિયોગ (સમતા) કરતાં | **અવરમ્** | = નીચલી કક્ષાનું છે. (અતઃ) | **અન્વિચ્છ** | = લે; |
| **કર્મ** | = સકામ કર્મ | **ધનઞ્જય** | = હે ધનંજય! (તું) | **હિ** | = કેમકે |
| **દૂરેણ** | = દૂરથી (અત્યંત) જ | **બુદ્ધૌ** | = સમબુદ્ધિનો (જ) | **ફલહેતવઃ** | = ફળનો હેતુ બનનારા |
| | | **શરણમ્** | = આશ્રય | **કૃપણાઃ** | = અત્યંત દીન છે. |

*ટીકા* – **'દૂરેણ હ્યવરં કર્મ બુદ્ધિયોગાત્'** – બુદ્ધિયોગ અર્થાત્ સમતાની અપેક્ષાએ સકામભાવથી કર્મ કરવું એ અત્યંત જ નિકૃષ્ટ છે. કારણ કે કર્મ પણ ઉત્પન્ન અને નષ્ટ થાય છે તથા તે કર્મોના ફળનો પણ સંયોગ અને વિયોગ થાય છે. પરંતુ યોગ (સમતા) નિત્ય છે; તેનો કદી વિયોગ નથી થતો. તેમાં કોઈ વિકૃતિ નથી આવતી. આથી સમતાની અપેક્ષાએ સકામકર્મ અત્યંત જ નિકૃષ્ટ છે.

સઘળાં કર્મોમાં સમતા જ શ્રેષ્ઠ છે. સમતા વિના તો તમામ જીવો કર્મ કરતા જ રહે છે તથા તે કર્મોના પરિણામમાં જન્મતા-મરતા અને દુઃખ ભોગવતા રહે છે. કારણ કે સમતા વિના કર્મોમાં ઉદ્ધાર કરવાની તાકાત નથી. કર્મોમાં સમતા એ જ કુશળતા છે. જો કર્મોમાં સમતા નહિ રહે તો શરીરમાં અહંતા-મમતા થઈ જશે, અને શરીરમાં અહંતા-મમતા હોવી એ જ પશુબુદ્ધિ છે. ભાગવતમાં શુકદેવજીએ રાજા પરીક્ષિતને કહ્યું છે કે **'ત્વં તુ રાજન્ મરિષ્યેતિ પશુબુદ્ધિમિમાં જહિ'** (૧૨/૫/૨) અર્થાત્ હે રાજન્! હવે તમે આ પશુબુદ્ધિ છોડી દો કે હું મરી જઈશ.

**'દૂરેણ'** – કહેવાનું તાત્પર્ય એ છે કે જેવી રીતે પ્રકાશ અને અંધકાર કદી સમકક્ષ નથી હોઈ શકતા, એવી જ રીતે બુદ્ધિયોગ અને સકામકર્મ પણ કદી સમકક્ષ નથી હોઈ શકતાં. આ બન્નેમાં રાત-દિવસ જેટલું મોટું અંતર છે. કારણ કે બુદ્ધિયોગ તો પરમાત્માની પ્રાપ્તિ કરાવવાવાળો છે અને સકામકર્મ જન્મ-મરણ આપવાવાળું છે.

**'બુદ્ધૌ શરણમન્વિચ્છ'** – તું બુદ્ધિ (સમતા)નું શરણ લે. સમતામાં નિરંતર સ્થિર રહેવું એ જ એનું શરણ લેવું છે. સમતામાં સ્થિર રહેવાથી જ તને સ્વરૂપમાં પોતાની સ્થિતિનો અનુભવ થશે.

**'કૃપણાઃ ફલહેતવઃ'** – કર્મોના ફળની ઈચ્છાવાળા બનવું એ અત્યંત નિકૃષ્ટ છે. કર્મ, કર્મફળ, કર્મસામગ્રી અને શરીર વગેરે કરણોની સાથે પોતાનો સંબંધ જોડી દેવો એને જ કર્મફળનો હેતુ બનવું કહે છે. આથી ભગવાને સુડતાળીસમા શ્લોકમાં **'મા કર્મફલહેતુર્ભૂઃ'** કહીને કર્મોના ફળની ઈચ્છાવાળા બનવાનો નિષેધ કર્યો છે.

કર્મ અને કર્મફળનો વિભાગ અલગ છે તથા એ બન્નેથી રહિત જે નિત્ય તત્ત્વ છે, તેનો વિભાગ અલગ છે. તે નિત્ય તત્ત્વ અનિત્ય કર્મફળનું આશ્રિત બની જાય – એના સરખી નિકૃષ્ટતા બીજી કઈ હશે?

**પરિશિષ્ટ ભાવ :** યોગની અપેક્ષા કર્મ દૂરથી જ નિષ્કૃષ્ટ છે અર્થાત્ કલ્યાણકારી નથી. જેમ પહાડથી અણુ બહુ દૂર છે (બન્નેમાં મોટો તફાવત છે) અર્થાત્ અણુને પર્વત પાસે મૂકીને બન્નેની તુલના કરવામાં આવતી નથી, એ જ રીતે યોગથી કર્મ બહુ દૂર છે અર્થાત્ યોગ અને કર્મની તુલના થઈ શકતી નથી. કર્મમાં યોગ જ કુશળતા છે - **'યોગઃ કર્મસુ કૌશલમ્'** (ગીતા ૨/૫૦), તેથી યોગ વિના કર્મ નિષ્કૃષ્ટ છે, નિરર્થક છે.[1] અને બાધક છે

૧. યોગ વિના કર્મ અને જ્ઞાન—બન્ને નિરર્થક છે, પણ ભક્તિ નિરર્થક નથી. કારણ કે ભક્તિમાં ભગવાન સાથે સંબંધ રહે છે; તેથી ભગવાન પોતે ભક્તને યોગ પ્રદાન કરે છે – **'દદામિ બુદ્ધિયોગં તમ્'** (ગીતા-૧૦/૧૦).

- **'કર્મણા બધ્યતે જન્તુ:',**

કર્મયોગમાં 'કર્મ' કરણસાપેક્ષ છે, પરંતુ 'યોગ' કરણનિરપેક્ષ છે. યોગની પ્રાપ્તિ કર્મથી થતી નથી, બલ્કે સેવા, ત્યાગથી થાય છે, તેથી કર્મયોગ કર્મ નથી. કર્મયોગ કરણનિરપેક્ષ અર્થાત્‌ વિવેક-પ્રધાન સાધન છે. જો સેવા, ત્યાગની પ્રધાનતા ન હોય તો કર્મ થશે પણ કર્મયોગ થશે જ નહીં.

સમતા તો પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરાવનારી છે, પરંતુ સકામ કર્મ જન્મ-મરણ આપવાવાળાં છે. તેથી સાધકે સમતાનો જ આશરો લેવો જોઈએ, સમતામાં જ સ્થિત રહેવું જોઈએ. સમતામાં સ્થિત રહેવાથી તે લાચાર (દીન) નહીં રહે, બલ્કે કૃતકૃત્ય, જ્ઞાતજ્ઞાતવ્ય (જાણવા યોગ્ય જેણે જાણી લીધું છે) અને પ્રાપ્ત પ્રાપ્તવ્ય (પ્રાપ્ત કરવા યોગ્ય જેણે પ્રાપ્ત કરી લીધું છે) થઈ જશે, પરંતુ જે સકામભાવથી (પોતાના માટે) કર્મ કરે છે તે હંમેશાં લાચાર, પરાધીન જ રહે છે.

ગીતામાં કર્મયોગ માટે ત્રણ શબ્દ આવ્યા છે - બુદ્ધિ, યોગ અને બુદ્ધિયોગ. કર્મયોગમાં કર્મની પ્રધાનતા (મહત્ત્વ) નથી બલ્કે 'યોગ'નું મહત્ત્વ છે. યોગ, બુદ્ધિ અને બુદ્ધિયોગ - ત્રણેનો એક જ અર્થ છે. કર્મયોગમાં નિશ્ચયાત્મિકા બુદ્ધિની પ્રધાનતા હોવાથી તેને 'બુદ્ધિ' કહેવામાં આવી છે અને વિવેકપૂર્વક ત્યાગની પ્રધાનતા હોવાથી તેને 'યોગ' અથવા 'બુદ્ધિયોગ' કહેવામાં આવ્યો છે.

ધ્યાનયોગમાં 'મન'નું અને કર્મયોગમાં 'બુદ્ધિ'નું મહત્ત્વ છે. મનના નિરોધમાં સ્થિરતા અને ચંચળતા બન્ને બહુ દૂર સુધી રહે છે, કારણ કે એમાં સાધક મનને સંસારથી હટાવવા અને પરમાત્મામાં જોડવા માગે છે. મનને સંસારથી હટાવવાથી સંસારની સત્તા (અસ્તિત્વ) રહે છે. એ સિદ્ધાંત છે કે, જ્યાં સુધી બીજી સત્તાની માન્યતા રહે છે ત્યાં સુધી મનનો પૂરેપૂરો નિરોધ થઈ શકતો નથી. તેથી સમાધિ સુધી પહોંચ્યા પછી પણ સમાધિ અને વ્યુત્થાન (સમાધિમાંથી ઊઠવું તે) - આ બન્ને અવસ્થાઓ રહે છે, પરંતુ બુદ્ધિની પ્રધાનતા રહે તો કર્મયોગમાં વિવેકની પ્રધાનતા રહે છે. વિવેકમાં સત અને અસત - બન્ને રહે છે. કર્મયોગી અસત વસ્તુઓને સેવા-સામગ્રી સમજીને તેને બીજાની સેવામાં વાપરે છે, જેનાથી અસતનો ત્યાગ શીઘ્ર અને સહજતાથી થઈ જાય છે.

મનનો નિરોધ નિરંતર થતો નથી, બલ્કે ક્યારેક-ક્યારેક અને એકાંતમાં થાય છે, પરંતુ નિશ્ચયાત્મિકા બુદ્ધિ અર્થાત્‌ બુદ્ધિનો નિશ્ચય નિરંતર રહે છે.

—■—

***સંબંધ*** *— પૂર્વ શ્લોકમાં જે બુદ્ધિના આશ્રયની વાત બતાવી, હવે આગળના શ્લોકમાં તે જ બુદ્ધિના આશ્રયનું ફળ બતાવે છે.*

**બુદ્ધિયુક્તો જહાતીહ ઉભે સુકૃતદુષ્કૃતે ।**
**તસ્માદ્યોગાય યુજ્યસ્વ યોગ: કર્મસુ કૌશલમ્‌ ॥ ૫૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **બુદ્ધિયુક્ત:** | = સમબુદ્ધિયુક્ત માણસ | **ઉભે** | = બેયને | | (કેમ કે) |
| **ઈહ** | = આ લોકમાં (જીવિત અવસ્થામાં) | **જહાતિ** | = ત્યાગી દે છે. | **કર્મસુ** | = કર્મોમાં |
| **સુકૃતદુષ્કૃતે** | = પુણ્ય અને પાપ | **તસ્માત્‌** | = આથી (તું) | **યોગ:** | = સમત્વરૂપ યોગ (એ જ) |
| | | **યોગાય** | = સમત્વરૂપ યોગમાં | | |
| | | **યુજ્યસ્વ** | = જોડાઈ જા, | **કૌશલમ્‌** | = કુશળતા છે. |

*ટીકા* — **'બુદ્ધિયુક્તો જહાતીહ ઉભે સુકૃતદુષ્કૃતે'** — સમતાવાળો મનુષ્ય જીવિત અવસ્થામાં જ પુણ્ય-પાપનો ત્યાગ કરી દે છે અર્થાત્‌ તેને પુણ્ય-પાપ નથી લાગતાં, તે તેમનાથી રહિત થઈ જાય છે. જેવી રીતે સંસારમાં પુણ્ય-પાપ થતાં જ રહે છે. પણ સર્વવ્યાપી પરમાત્માને તે પુણ્ય-પાપ નથી લાગતાં, તેવી જ રીતે જે સમતામાં નિરંતર સ્થિર રહે છે, તેને પુણ્ય-પાપ નથી લાગતાં (ગીતા અ. ૨/૩૮). સમતા એક એવી વિદ્યા છે જેનાથી મનુષ્ય સંસારમાં રહેતો હોવા છતાં સંસારથી સર્વથા નિર્લિપ્ત રહી શકે છે. જેવી રીતે કમળનું પાન જળથી જ ઉત્પન્ન થાય છે અને જળમાં જ રહે છે, છતાં તે જળથી લિપ્ત નથી થતું, એવી જ રીતે સમતાયુક્ત પુરુષ સંસારમાં રહેતો હોવા છતાં પણ સંસારથી નિર્લિપ્ત રહે છે. પુણ્ય-પાપ એનો સ્પર્શ નથી કરતાં અર્થાત્‌ તે પુણ્ય-પાપમાં અસંગ થઈ જાય છે.

વાસ્તવમાં આ સ્વયં (ચેતન-સ્વરૂપ) પુણ્ય-પાપથી રહિત છે જ. કેવળ અસત્ પદાર્થો – શરીર વગેરેની સાથે સંબંધ જોડવાથી જ પુણ્ય-પાપ લાગે છે. જો એ અસત્ પદાર્થોની સાથે સંબંધ ના જોડે, તો એ આકાશની જેમ નિર્લેપ રહેશે, તેને પુણ્ય-પાપ લાગશે નહિ.

**'તસ્માદ્યોગાય યુજ્યસ્વ'** – એટલા માટે તું યોગમાં જોડાઈ જા અર્થાત્ નિરંતર સમતામાં સ્થિર થઈ જા. વાસ્તવમાં સમતા તારું સ્વરૂપ છે. આથી તું નિત્યનિરંતર સમતામાં જ સ્થિર રહે છે. કેવળ રાગ-દ્વેષને કારણે તને તે સમતાનો અનુભવ નથી થતો. જો તું હરદમ સમતામાં સ્થિર ના રહેતો હોત, તો સુખ અને દુઃખનું જ્ઞાન તને કેવી રીતે થાત ? કેમકે એ બન્નેય અલગ-અલગ છે. જ્યારે એ બંનેનું તને જ્ઞાન થાય છે, ત્યારે તું તેઓના આવવા-જવામાં સદા સમરૂપથી રહે છે. એ જ સમતાનો તું અનુભવ કર.

**'યોગઃ કર્મસુ કૌશલમ્'** – કર્મોમાં યોગ એ જ કુશળતા છે અર્થાત્ કર્મોની સિદ્ધિ-અસિદ્ધિમાં અને તે કર્મોના ફળની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં સમ રહેવું એ જ કર્મોમાં કુશળતા છે. ઉત્પત્તિ-વિનાશશીલ કર્મોમાં યોગ સિવાય બીજી કોઈ મહત્ત્વની ચીજ નથી.

આ પદોમાં ભગવાને યોગની પરિભાષા નથી બતાવી, પરંતુ યોગનું મહત્ત્વ બતાવ્યું છે. જો આ પદોનો અર્થ 'કર્મોમાં કુશળતા એ જ યોગ છે' એવો કરવામાં આવે તો કઈ આપત્તિ થશે? જો એવો અર્થ કરવામાં આવે તો જે ઘણી કુશળતાથી સાવધાનીપૂર્વક ચોરી કરે છે, તેનું તે ચોરીરૂપી કર્મ પણ યોગ થઈ જશે. આથી એવો અર્થ કરવો એ અનુચિત છે. કોઈ કહી શકે છે કે અમે તો વિહિત કર્મોને જ કુશળતાપૂર્વક કરવાની વાતને યોગ માનીએ છીએ. પરંતુ એવું માનવાથી મનુષ્ય કુશળતાપૂર્વક સાંગોપાંગ કરવામાં આવેલાં કર્મોના ફળમાં બંધાઈ જશે, જેથી તેની સ્થિતિ સમતામાં નહિ રહે. આથી અહીં 'કર્મોમાં યોગ એ જ કુશળતા છે' – એવો અર્થ લેવો એ જ ઉચિત છે. કારણ કે કર્મો કરતા રહેવા છતાં પણ જેના અંતઃકરણમાં સમતા રહે છે, તે કર્મ અને તેના ફળમાં બંધાશે નહિ. એટલા માટે ઉત્પત્તિ-વિનાશશીલ કર્મોને કરતા રહીને સમ રહેવું એ જ કુશળતા છે, એ જ બુદ્ધિમત્તા છે.

બીજી વાત, અગાઉના બે શ્લોકોમાં તથા આ શ્લોકના પૂર્વાર્ધમાં પણ યોગ (સમતા)નો જ પ્રસંગ છે, કુશળતાનો પ્રસંગ જ નથી. એટલા માટે પણ 'કર્મોમાં યોગ એ જ કુશળતા છે' – એ અર્થ લેવો પ્રસંગ અનુસાર યુક્તિયુક્ત છે.

**પરિશિષ્ટ ભાવ :** આ શ્લોકમાં આવેલા **'યોગઃ કર્મસુ કૌશલમ્'** પદો પર વિચાર કરીએ તો એના બે અર્થ લઈ શકાય છે –

(૧) **'કર્મસુ કૌશલમ્ યોગઃ'** અર્થાત્ કર્મોમાં કુશળતા જ યોગ છે.

(૨) **'કર્મસુ યોગ કૌશલમ્'** અર્થાત્ કર્મોમાં યોગ જ કુશળતા છે.

જો પહેલો અર્થ લેવામાં આવે કે, 'કર્મોમાં કુશળતા જ યોગ છે' તો જે ખૂબ જ કુશળતાથી, સાવધાનીપૂર્વક ચોરી, ઠગાઈ વગેરે કર્મો કરે છે, તેનું કર્મ 'યોગ' થઈ જશે. પરંતુ આવી માન્યતા યોગ્ય નથી અને અહીં નિષિદ્ધ કર્મોનો પ્રસંગ નથી. જો અહીં શુભ કર્મોને જ કુશળતાપૂર્વક કરવાનું નામ 'યોગ' માનવામાં આવે તો મનુષ્ય કુશળતાપૂર્વક સાંગોપાંગ કરેલા શુભ કર્મોના ફળથી બંધાઈ જશે - **'ફલે સક્તો નિબધ્યતે'** (ગીતા ૫/૧૨). આથી તેની સ્થિતિ સમતામાં નહીં રહે અને તેનાં દુઃખોનો નાશ નહીં થાય.

શાસ્ત્રમાં કહેવાયું છે – **'કર્મણા બધ્યતે જન્તુઃ'** - અર્થાત્ કર્મોથી માણસ બંધાઈ જાય છે. તેથી જે કર્મ સ્વભાવથી જ મનુષ્યને બાંધવાવાળા છે, તે જ કર્મો મુક્તિ આપનાર બની જાય – આ જ વાસ્તવમાં કર્મોમાં કુશળતા છે. મુક્તિ, યોગ (સમતા)થી થાય છે, કર્મોમાં કુશળતાથી થતી નથી. યોગ (સમતા)નો આદિ-અંત હોતો નથી. પરંતુ કર્મ કેટલાય સુંદર હોય, તેનો આરંભ અને અંત થાય છે અને તેના ફળનો પણ સંયોગ-વિયોગ થાય છે. જેનો આરંભ અને અંત સંયોગ તથા વિયોગ થાય છે, તેના દ્વારા મુક્તિ કઈ રીતે મળશે? નાશવાન દ્વારા અવિનાશીની પ્રાપ્તિ કઈ રીતે થશે? સમતા તો પરમાત્માનું સ્વરૂપ છે - **'નિર્દોષં હિ સમં બ્રહ્મ'** – (ગીતા ૫/૧૯). તેથી મહત્ત્વ યોગનું છે, કર્મોનું નથી.

જો પહેલો અર્થ બરાબર છે એમ માનવામાં આવે તો પણ 'કુશળતા'ની અંતર્ગત સમતા, નિષ્કામભાવને પણ લેવો પડશે. જો કર્મોમાં કુશળતા જ યોગ છે, તો કુશળતા શું છે? એના ઉત્તરમાં આ કહેવું જ પડશે કે (સમતા) જ કુશળતા છે. આવી સ્થિતિમાં 'કર્મોમાં યોગ જ કુશળતા છે' એવો સીધો અર્થ કેમ ન લેવો? જ્યાં **'યોગઃ કર્મસુ કૌશલમ્'** પદોમાં યોગ શબ્દ આવ્યો જ છે તો પછી 'કુશળતા'નો અર્થ યોગ કરવાની જરૂર જ નથી.

જો આ પ્રકરણ પર વિચાર કરીએ તો યોગ (સમતા)નું જ પ્રકરણ ચાલી રહ્યું છે, કર્મોની કુશળતાનું નહીં. ભગવાન **'સમત્વં યોગ ઉચ્યતે'** કહીને યોગની પરિભાષા પણ જણાવી ચૂક્યા છે. તેથી આ પ્રકરણમાં યોગ જ વિધેય છે. કર્મોમાં

કુશળતા વિધેય નથી. યોગ જ કર્મોમાં કુશળતા છે, અર્થાત્ કર્મો કરતી વખતે હૃદયમાં સમતા રહે, રાગ-દ્વેષ ન રહે - આ જ કર્મોમાં કુશળતા છે. તેથી **'યોગઃ કર્મસુ કૌશલમ્'** – આ યોગની પરિભાષા નથી, બલ્કે યોગનો મહિમા છે.

આ (૫૦મા) શ્લોકના પૂર્વાર્ધમાં ભગવાને કહ્યું છે કે, સમતાથી યુક્ત મનુષ્ય પુણ્ય અને પાપ બન્નેથી રહિત (અલગ) થઈ જાય છે. જો મનુષ્ય પુણ્ય અને પાપ બન્નેથી રહિત થઈ જાય તો પછી કયું કર્મ કુશળતાથી કરવામાં આવશે? તેથી પુણ્ય અને પાપથી રહિત થવાનો એ અર્થ નથી કે તે કોઈ પણ ક્રિયા કરતો નથી; કારણ કે કોઈ પણ મનુષ્ય કોઈ પણ અવસ્થામાં ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી. (ગીતા ૩/૫). તેથી અહીં પુણ્ય અને પાપ બન્નેથી રહિત હોવાનો અર્થ છે - તેના ફળથી મુક્ત થવું. આગળ એકાવનમાં શ્લોકમાં પણ ભગવાને **'ફલં ત્યક્ત્વા'** - પદોથી ફળના ત્યાગની વાત કરી છે.

ગીતામાં 'કુશલ' શબ્દનો પ્રયોગ અઢારમા અધ્યાયના દસમા શ્લોકમાં પણ થયો છે. ત્યાં 'અકુશળ કર્મ'ની અંતર્ગત સકામ ભાવે કરવામાં આવતાં અને શાસ્ત્રનિષિદ્ધ કર્મોની વાત છે. તથા 'કુશળ કર્મ'ની અંતર્ગત નિષ્કામભાવે કરવામાં આવતાં શાસ્ત્રવિહિત કર્મોની વાત છે. અકુશળ અને કુશળ કર્મોનો તો આદિ-અંત થાય છે પરંતુ 'યોગ'નો આદિ-અંત થતો નથી. બંધનમાં નાખનારા રાગ-દ્વેષ છે, કુશળ-અકુશળ કર્મો નહીં. તેથી રાગપૂર્વક કરવામાં આવેલાં કર્મો ગમે તેટલાં શ્રેષ્ઠ કેમ ન હોય, તેઓ બંધનમાં નાંખનારાં જ છે. કારણ કે તે કર્મોથી બ્રહ્મલોકની પ્રાપ્તિ પણ થઈ જાય તો પણ ત્યાંથી ફરીને પાછું આવવું પડે છે (ગીતા ૮/૧૬). તેથી જે મનુષ્ય અકુશળ કર્મનો ત્યાગ દ્વેષપૂર્વક કરતો નથી અને કુશળ કર્મનું આચરણ રાગપૂર્વક કરતો નથી, તે જ વાસ્તવમાં ત્યાગી, બુદ્ધિમાન, સંશયરહિત, પોતાના સ્વરૂપમાં સ્થિત છે. (ગીતા ૧૮/૧૦).

ઉપર્યુક્ત વિવેચનથી સિદ્ધ થયું કે **'યોગઃકર્મસુ કૌશલમ'** પદોનો અર્થ 'કર્મોમાં યોગ જ કુશળતા છે - એવું જ માનવું જોઈએ. ભગવાન પણ યોગમાં સ્થિત થઈને કર્મ કરવાની આજ્ઞા આપે છે - **'યોગસ્થ કુરુ કર્માણિ'** (૨-૪૮) તાત્પર્ય એ છે કે કર્મોનું મહત્ત્વ નથી, બલ્કે યોગ (સમતા)નું જ મહત્ત્વ છે. તેથી કર્મોમાં યોગ જ કુશળતા છે.



*સંબંધ – હવે અગાઉના શ્લોકને પુષ્ટ કરવા માટે ભગવાન આગળના શ્લોકમાં ઉદાહરણ આપે છે.*

**કર્મજં બુદ્ધિયુક્તા હિ ફલં ત્યક્ત્વા મનીષિણઃ ।**
**જન્મબન્ધવિનિર્મુક્તાઃ પદં ગચ્છન્ત્યનામયમ્ ॥૫૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિ | = કેમકે | ફલમ્ | = ફળનો અર્થાત્ સંસારમાત્રનો | વિનિર્મુક્તાઃ | મુક્ત થઈને |
| **બુદ્ધિયુક્તાઃ** | = સમબુદ્ધિથી યુક્ત | | | **અનામયમ્** | = નિર્વિકાર |
| **મનીષિણઃ** | = જ્ઞાની સાધકો | **ત્યક્ત્વા** | = ત્યાગ કરીને | **પદમ્** | = પદને |
| **કર્મજમ્** | = કર્મોથી ઉત્પન્ન થનાર | **જન્મબન્ધ-** | = જન્મરૂપી બંધનથી | **ગચ્છન્તિ** | = પ્રાપ્ત થઈ જાય છે. |

*ટીકા* – **'કર્મજં બુદ્ધિયુક્તા હિ ફલં ત્યક્ત્વા મનીષિણઃ'** – જેઓ સમતાથી યુક્ત છે, તેઓ જ વાસ્તવમાં મનીષી અર્થાત્ બુદ્ધિમાન છે. અઢારમા અધ્યાયના દસમા શ્લોકમાં પણ કહ્યું છે કે જે મનુષ્ય અકુશળ કર્મોથી દ્વેષ નથી કરતો અને કુશળ કર્મોમાં રાગ નથી કરતો, તે મેધાવી (બુદ્ધિમાન) છે.

કર્મ તો ફળના રૂપમાં પરિણમે જ છે. એના ફળનો ત્યાગ કોઈ કરી જ શકતું નથી. જેવી રીતે, કોઈ ખેતીમાં નિષ્કામભાવથી બીજ વાવે, તો શું ખેતીમાં અનાજ નહિ ઊગે? વાવ્યું છે તો પેદા અવશ્ય થશે. એવી જ રીતે કોઈ નિષ્કામભાવપૂર્વક કર્મ કરે છે, તો એને કર્મનું ફળ તો મળશે જ. આથી અહીં કર્મજન્ય ફળનો ત્યાગ કરવાનો અર્થ છે – કર્મજન્ય ફળની ઈચ્છા, કામના, મમતા અને વાસનાનો ત્યાગ કરવો. એનો ત્યાગ કરવામાં બધા જ સમર્થ છે.

**'જન્મબન્ધવિનિર્મુક્તાઃ'** – સમતાયુક્ત મનીષી સાધકો જન્મરૂપ બંધનથી મુક્ત થઈ જાય છે. કારણ કે સમતામાં સ્થિર થઈ જવાથી તેઓમાં રાગદ્વેષ, કામના, વાસના, મમતા વગેરે દોષો કિંચિત્‌માત્ર પણ નથી રહેતા. આથી તેઓના પુનર્જન્મનું કારણ જ નથી રહેતું; તેઓ જન્મમરણરૂપ બંધનથી સદાને માટે મુક્ત થઈ જાય છે.

**'પદં ગચ્છન્ત્યનામયમ્'** – **'આમય'** રોગને કહે છે. રોગ એક વિકાર છે. જેમાં કિંચિત્‌માત્ર પણ કોઈ પણ પ્રકારનો વિકાર ન હોય, તેને 'અનામય' અર્થાત્ નિર્વિકાર કહે છે. સમતાયુક્ત મનીષી લોકો એવા નિર્વિકાર પદને પ્રાપ્ત થઈ

જાય છે. આ જ નિર્વિકાર પદને પંદરમા અધ્યાયના પાંચમા શ્લોકમાં 'અવ્યય પદ' અને અઢારમા અધ્યાયના છપ્પનમા શ્લોકમાં 'શાશ્વત અવ્યય પદ' નામથી કહેવામાં આવ્યું છે.

જોકે ગીતામાં સત્ત્વગુણને પણ અનામય કહેવામાં આવ્યો છે (અ. ૧૪/૬), પરંતુ વાસ્તવમાં અનામય (નિર્વિકાર) તો પોતાનું સ્વરૂપ અથવા પરમાત્મતત્ત્વ જ છે; કેમકે તે ગુણાતીત તત્ત્વ છે, જેને પ્રાપ્ત થઈને પછી કોઈને પણ જન્મ-મરણના ચક્કરમાં નથી આવવું પડતું. પરમાત્મતત્ત્વની પ્રાપ્તિમાં હેતુ હોવાથી ભગવાને સત્ત્વગુણને પણ અનામય કહી દીધો છે.

અનામય પદને પ્રાપ્ત થવું એ શું છે? પ્રકૃતિ વિકારશીલ છે, એટલે તેનું કાર્ય શરીર-સંસાર પણ વિકારશીલ છે. પોતે નિર્વિકાર હોવા છતાં પણ જ્યારે આ વિકારી શરીરની સાથે તાદાત્મ્ય કરી લે છે, ત્યારે એ પોતાને પણ વિકારી માની લે છે, પરંતુ જ્યારે આ શરીરની સાથે માની લીધેલા સંબંધનો ત્યાગ કરી દે છે, ત્યારે તેને પોતાના સહજ નિર્વિકાર સ્વરૂપનો અનુભવ થઈ જાય છે. આ સ્વાભાવિક નિર્વિકારતાનો અનુભવ થવાને જ અહીં અનામયપદને પ્રાપ્ત થવું એમ કહેવામાં આવ્યું છે.

આ શ્લોકમાં **'બુદ્ધિયુક્તાઃ'** અને **'મનીષિણઃ'** પદમાં બહુવચન વાપરવાનું તાત્પર્ય એ છે કે જે કોઈ પણ સમતામાં સ્થિત બની જાય છે, તે બધાં જ અનામય પદને પ્રાપ્ત થઈ જાય છે અને મુક્ત થઈ જાય છે. એમનામાંથી કોઈ પણ બાકી રહેતું નથી. આ રીતે સમતા અનામય પદની પ્રાપ્તિનો અચૂક ઉપાય છે. એનાથી એ નિયમ સિદ્ધ થાય છે કે જ્યારે ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થોની સાથે સંબંધ નથી રહેતો, ત્યારે સ્વતઃસિદ્ધ નિર્વિકારતાનો અનુભવ થઈ જાય છે. તેના માટે કંઈ પણ પરિશ્રમ નથી કરવો પડતો; કેમકે તે નિર્વિકારતાનું નિર્માણ નથી કરવું પડતું, તે તો સ્વતઃ સ્વાભાવિક જ છે.

**પરિશિષ્ટ ભાવ :** કર્મોમાં યોગ (સમતા) જ કુશળતા કેમ છે – એનું કારણ 'હિ' પદથી આ શ્લોકમાં ભગવાન બતાવે છે.

સાત્ત્વિક કર્મનું ફળ નિર્મળ છે, રાજસ કર્મનું ફળ દુઃખ છે અને તામસ કર્મનું ફળ મૂઢતા છે (ગીતા ૧૪/૧૬) - આ ત્રણે પ્રકારનાં ફળોનો સમતાયુક્ત મનુષ્ય ત્યાગ કરી દે છે. કર્મજન્ય ફળના ત્યાગના બે અર્થ છે – ફળની ઇચ્છાનો ત્યાગ કરવો અને કર્મોના ફળસ્વરૂપ અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થવાથી સુખી-દુઃખી ન થવું.

વાસ્તવમાં ઉત્પત્તિ-વિનાશશીલ સંપૂર્ણ સંસાર કર્મફળ સિવાય બીજું કાંઈ જ નથી. કર્મફળનો ત્યાગ કરી દેવાથી કોઈ બંધન શેષ રહેતું નથી.

**'મનીષી'** શબ્દનો અર્થ છે - બુદ્ધિમાન. આગળના શ્લોક પ્રમાણે સમતાપૂર્વક કર્મ કરવું એ જ બુદ્ધિમાની છે – **'સ બુદ્ધિમાન્ મનુષ્યેષુ'** (ગીતા ૪/૧૮).

**'પદં ગચ્છન્ત્યનામયમ્'** – **'ગચ્છન્તિ'** પદના ત્રણ અર્થ થાય છે : (૧) જ્ઞાન થવું, (૨) જવું અને (૩) પ્રાપ્ત થવું. અહીં નિર્વિકાર પદની પ્રાપ્તિનો અર્થ છે – જન્મ-મરણથી રહિતપણાનો અને નિર્વિકાર પદની સ્વતઃસિદ્ધ પ્રાપ્તિનું જ્ઞાન થઈ જવું. કારણ કે નિત્ય-નિવૃત્તિની જ નિવૃત્તિ થાય છે અને નિત્ય પ્રાપ્તિની જ પ્રાપ્તિ થાય છે.

આ શ્લોકથી એ સિદ્ધ થાય છે કે, કર્મયોગ મુક્તિનું કલ્યાણપ્રાપ્તિનું સ્વતંત્ર સાધન છે. કર્મયોગથી સંસારની નિવૃત્તિ અને પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ - બન્ને થઈ જાય છે.



*સંબંધ – પૂર્વશ્લોકમાં જણાવેલા અનામય પદની પ્રાપ્તિનો ક્રમ શું છે – તેને આગળના બે શ્લોકોમાં બતાવે છે.*

**યદા તે મોહકલિલં બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ ।**
**તદા ગન્તાસિ નિર્વેદં શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ॥૫૨॥**

**યદા** = જ્યારે
**તે** = તારી
**બુદ્ધિઃ** = બુદ્ધિ
**મોહકલિલમ્** = મોહરૂપી કળણને
**વ્યતિતરિષ્યતિ** = સારી રીતે ઓળંગી જશે,
**તદા** = તે જ વખતે (તું)
**શ્રુતસ્ય** = સાંભળેલા
**ચ** = અને
**શ્રોતવ્યસ્ય** = સાંભળવા બાકી રહેલા (આ લોક તેમજ પરલોક સંબંધી બધાય ભોગો) પ્રત્યે
**નિર્વેદમ્** = વૈરાગ્યને
**ગન્તાસિ** = પ્રાપ્ત થઈ જઈશ.

*ટીકા* – **'યદા તે મોહકલિલં બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ'** – શરીરમાં અહંતા અને મમતા કરવી તથા શરીર-સંબંધી માતા-પિતા, ભાઈ-ભાભી, સ્ત્રી-પુત્ર, વસ્તુ, પદાર્થ વગેરેમાં મમતા કરવી એ મોહ છે. કારણ કે આ શરીર વગેરેમાં અહંતા-મમતા છે જ નહિ, કેવળ આપણી માની લીધેલી છે. અનુકૂળ પદાર્થ, વસ્તુ, વ્યક્તિ, ઘટના વગેરે પ્રાપ્ત થવાથી પ્રસન્ન થવું અને પ્રતિકૂળ પદાર્થ, વસ્તુ, વ્યક્તિ, ઘટના વગેરે પ્રાપ્ત થવાથી ઉદ્વિગ્ન થવું, સંસારમાં-પરિવારમાં વિષમતા, પક્ષપાત, માત્સર્ય વગેરે વિકારો થવા એ બધું જ **'કલિલ'** અર્થાત્ કાદવ છે. આ મોહરૂપી કાદવમાં જ્યારે બુદ્ધિ ફસાઈ જાય છે, ત્યારે મનુષ્ય કિંકર્તવ્યવિમૂઢ બની જાય છે. પછી તેને કશું સૂઝતું નથી.

એ પોતે ચેતન હોવા છતાં પણ શરીર વગેરે જડ પદાર્થોમાં અહંતા-મમતા રાખીને તેઓની સાથે પોતાનો સંબંધ માની લે છે. પરંતુ વાસ્તવમાં એ જે જે ચીજોની સાથે સંબંધ જોડે છે, તે ચીજો તેની સાથે સદા નથી રહી શકતી અને એ પણ તેઓની સાથે સદા નથી રહી શકતો. પરંતુ મોહને કારણે એની એ તરફ દૃષ્ટિ જ નથી જતી, બલ્કે એ અનેક પ્રકારના નવા-નવા સંબંધો જોડીને સંસારમાં વધારે ને વધારે ફસાતો જાય છે. જેવી રીતે કોઈ રાહદારી પોતાને જવાના સ્થાન પર પહોંચતાં પહેલાં જ રસ્તામાં પોતાનો પડાવ નાખીને ખેલકૂદ, હસી-મજાક વગેરેમાં પોતાનો સમય વિતાવી દે, એવી જ રીતે મનુષ્ય અહીંના નાશવાન પદાર્થોનો સંગ્રહ કરવામાં અને એમનાથી સુખ લેવામાં તથા વ્યક્તિ, પરિવાર વગેરેમાં મમતા રાખીને એમનાથી સુખ લેવામાં લાગી જાય, એ જ તેની બુદ્ધિનું મોહરૂપી કાદવમાં ફસાવું કહેવાય.

આપણે શરીરમાં અહંતા-મમતા રાખીને તથા પરિવારમાં મમતા રાખીને અહીં થોડું જ બેસી રહેવાનું છે? એમનામાં જ ફસાયેલા રહીને પોતાની વાસ્તવિક ઉન્નતિ (કલ્યાણ)થી વંચિત પણ થોડા જ રહેવાનું છે? આપણે તો એમનામાં ન ફસાતાં પોતાનું કલ્યાણ કરવાનું છે – આવો દૃઢ નિશ્ચય થઈ જવો એ જ બુદ્ધિનું મોહરૂપી કાદવથી તરી જવું કહેવાય. કારણ કે એવો દૃઢ વિચાર થવાથી બુદ્ધિ સંસારના સંબંધોને લીધે અટકશે નહિ, સંસારમાં ચોંટશે નહિ.

મોહરૂપી કાદવથી તરવાના બે ઉપાયો છે – વિવેક અને સેવા. વિવેક (જેનું વર્ણન અ. ૨/૧૧થી ૩૦સુધી થયું છે) તીવ્ર હોય તો તે અસત્ વિષયોથી અરુચિ કરાવી દે છે. મનમાં બીજાઓની સેવા કરવાની, બીજાઓને સુખ પહોંચાડવાની ધૂન લાગી જાય, તો પોતાના સુખ-આરામનો ત્યાગ કરવાની શક્તિ આવી જાય છે. બીજાઓને સુખ પહોંચાડવાનો ભાવ જેટલો તેજ થશે, તેટલો જ પોતાના સુખની ઇચ્છાનો ત્યાગ થશે. જેવી રીતે શિષ્યની ગુરુને માટે, પુત્રની માતા-પિતાને માટે, નોકરની માલિકને માટે સુખ પહોંચાડવાની ઇચ્છા થઈ જાય છે, ત્યારે તેઓની પોતાના સુખ-આરામની ઇચ્છા આપોઆપ દૂર થઈ જાય છે. એવી જ રીતે જ્યારે કર્મયોગીને સંસારમાત્રની સેવા કરવાની ભાવના થઈ જાય છે, ત્યારે પોતાના સુખભોગની ઇચ્છા આપોઆપ દૂર થઈ જાય છે.

વિવેક-વિચાર દ્વારા પોતાની ભોગેચ્છાને દૂર કરવામાં થોડીક મુશ્કેલી પડે છે. કારણ કે જો વિવેક-વિચાર અત્યંત દૃઢ ના હોય, તો તે ત્યાં સુધી જ કામ આપે છે, જ્યાં સુધી ભોગો સામે ના આવે. જ્યારે ભોગો સામે આવે છે, ત્યારે સાધક ઘણું કરીને તેઓને જોઈને વિચલિત થઈ જાય છે. પરંતુ જેનામાં સેવાભાવ હોય છે, તેની સામે ઊંચામાં ઊંચા ભોગો આવવા છતાં પણ તે એ ભોગોને બીજાઓની સેવામાં લગાડી દે છે. આથી તેની પોતાના સુખ-આરામની ઇચ્છા સુગમતાથી દૂર થઈ જાય છે. એટલા માટે ભગવાને સાંખ્યયોગની અપેક્ષાએ કર્મયોગને શ્રેષ્ઠ (અ. ૫/૨), સુગમ (અ. ૫/૩) તેમ જ જલદી સિદ્ધિ આપનારો (અ. ૫/૬) બતાવ્યો છે.

**'તદા ગન્તાસિ નિર્વેદં શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ'** – મનુષ્યે જેટલા ભોગોને સાંભળી લીધા છે, ભોગવી લીધા છે અને સારી રીતે અનુભવી લીધા છે, તે બધા ભોગો અહીં **'શ્રુતસ્ય'** પદમાં આવી જાય છે. સ્વર્ગલોક, બ્રહ્મલોક વગેરેના જેટલા ભોગ સાંભળી શકાય છે, તે બધા ભોગ અહીં **'શ્રોતવ્યસ્ય'**[1] પદમાં આવી જાય છે. જ્યારે તારી બુદ્ધિ મોહ રૂપી કાદવને તરી જશે, ત્યારે આ **'શ્રુત'** – આલોકના અને **'શ્રોતવ્ય'**– પરલોકના ભોગોથી અને વિષયોથી તને વૈરાગ્ય થઈ જશે. તાત્પર્ય એ છે કે જ્યારે બુદ્ધિ મોહરૂપી કાદવને પાર કરી જાય છે, ત્યારે બુદ્ધિમાં તીવ્ર વિવેક જાગૃત થઈ જાય છે કે સંસાર પ્રતિક્ષણ બદલાતો રહે છે અને હું તે જ રહું છું; આથી આ સંસારમાં મને શાંતિ કેવી રીતે મળી શકે છે? મારો અભાવ કેવી રીતે દૂર થઈ શકે છે? ત્યારે **'શ્રુત'** અને **'શ્રોતવ્ય'** જેટલા વિષયો છે, તે બધાથી આપોઆપ વૈરાગ્ય આવી જાય છે.

અહીં ભગવાને **'શ્રુત'**ને બદલે 'ભુક્ત' અને **'શ્રોતવ્ય'**ને બદલે 'ભોક્તવ્ય' કહેવું જોઈતું હતું. પરંતુ એવું નહિ કહેવાનું તાત્પર્ય એ છે કે સંસારમાં જે પરોક્ષ અને પ્રત્યક્ષ વિષયોનું આકર્ષણ થાય છે, તે સાંભળવાથી જ થાય છે. આથી તેમાં સાંભળવાનું જ મુખ્ય છે. સંસારમાં વિષયોથી છૂટવા માટે

૧. અહીં **'શ્રુતસ્ય'** અને **'શ્રોતવ્યસ્ય'** પદ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ – આ પાંચેય વિષયોના ઉપલક્ષણ છે.

જ્યાં જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાં પણ '**શ્રવણ**'ને જ મુખ્ય બતાવવામાં આવ્યું છે. તાત્પર્ય એ છે કે સંસારમાં અને પરમાત્મામાં લાગવામાં સાંભળવાનું જ મુખ્ય છે.

અહીં '**યદા**' અને '**તદા**' કહેવાનું તાત્પર્ય એ છે કે આ '**શ્રુત**' અને '**શ્રોતવ્ય**' વિષયથી આટલાં વર્ષોમાં, આટલા મહિનાઓમાં અને આટલા દિવસોમાં વૈરાગ્ય થશે એવો કોઈ નિયમ નથી, પરંતુ જે ક્ષણે બુદ્ધિ મોહરૂપી કાદવને પાર કરશે, તે જ ક્ષણે '**શ્રુત**' અને '**શ્રોતવ્ય**' વિષયોથી અને ભોગોથી વૈરાગ્ય થઈ જશે. એમાં વિલંબની કોઈ વાત જ નથી.

—■—

**શ્રુતિવિપ્રતિપન્ના તે યદા સ્થાસ્યતિ નિશ્ચલા ।**
**સમાધાવચલા બુદ્ધિસ્તદા યોગમવાપ્સ્યસિ ॥૫૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યદા** | = જ્યારે | **બુદ્ધિઃ** | = બુદ્ધિ | **અચલા** | = અચળ (થઈ જશે), |
| **શ્રુતિવિપ્રતિ-પન્ના** | = શાસ્ત્રીય મતભેદોથી વિચલિત થયેલી | **નિશ્ચલા** | = નિશ્ચળ | **તદા** | = ત્યારે (તું) |
| | | **સ્થાસ્યતિ** | = થઈ જશે (અને) | **યોગમ્** | = યોગને |
| **તે** | = તારી | **સમાધૌ** | = પરમાત્મામાં | **અવાપ્સ્યસિ** | = પ્રાપ્ત થઈ જશે. |

*ટીકા* – [લૌકિક મોહરૂપી કાદવને પાર કરી ગયા છતાં પણ વિવિધ પ્રકારના શાસ્ત્રીય મતભેદોને લીધે જે મોહ થાય છે, તેને તરી જવા માટે ભગવાન આ શ્લોકમાં પ્રેરણા આપે છે.]

'**શ્રુતિવિપ્રતિપન્ના તે... તદા યોગમવાપ્સ્યસિ**' – અર્જુનના મનમાં આ '**શ્રુતિવિપ્રતિપત્તિ**' (સાંભળવાથી વિપરીત થયેલું જ્ઞાન) છે કે પોતાના ગુરુજનોનો અને પોતાના કુટુંબનો નાશ કરવો એ પણ ઉચિત નથી અને પોતાના ક્ષાત્રધર્મ (યુદ્ધ કરવા)નો ત્યાગ કરવો પણ ઉચિત નથી. એક તરફ કુટુંબનું રક્ષણ કરવું અને એક તરફ ક્ષાત્રધર્મનું પાલન કરવું – આમાં જો કુટુંબનું રક્ષણ કરે તો યુદ્ધ નહિ થાય અને યુદ્ધ કરે તો કુટુંબનું રક્ષણ નહિ થાય – આ બન્ને બાબતોમાં અર્જુનની શ્રુતિવિપ્રતિપત્તિ છે, જેનાથી તેમની બુદ્ધિ વિચલિત થઈ રહી છે.[૧] આથી ભગવાન શાસ્ત્રીય મતભેદોમાં બુદ્ધિને નિશ્ચલ અને પરમાત્મપ્રાપ્તિના વિષયમાં બુદ્ધિને અચલ કરવાની પ્રેરણા આપે છે.

પ્રથમ તો સાધકને આ બાબતને લીધે સંદેહ થાય છે કે સાંસારિક વ્યવહાર બરાબર કરવો જોઈએ કે પરમાત્માની પ્રાપ્તિ કરવી જોઈએ? પછી તેનો એવો નિર્ણય થાય છે કે મારે તો કેવળ સંસારની સેવા કરવી છે અને સંસાર પાસેથી કશું જ લેવું નથી. એવો નિર્ણય થતાંની સાથે જ સાધકની ભોગોથી ઉપરતિ થવા લાગે છે અને વૈરાગ્ય થવા લાગે છે. આવું થયા પછી જ્યારે સાધક પરમાત્માની તરફ ચાલે છે, ત્યારે તેની સમક્ષ સાધ્ય અને સાધન વિષેના જાત-જાતના શાસ્ત્રીય મતભેદો આવે છે. તેથી 'મારે કયા સાધ્યનો સ્વીકાર કરવો જોઈએ અને કઈ સાધનપદ્ધતિએ ચાલવું જોઈએ' - એનો નિર્ણય કરવો ઘણો મુશ્કેલ બની જાય છે, પરંતુ જ્યારે સાધક સત્સંગ દ્વારા પોતાની રુચિ, શ્રદ્ધા-વિશ્વાસ અને યોગ્યતાનો નિર્ણય કરી લે છે અથવા નિર્ણય નહિ થઈ શકવાની પરિસ્થિતિમાં ભગવાનને શરણે જઈને તેમને પોકારે છે, ત્યારે ભગવત્ કૃપાથી તેની બુદ્ધિ નિશ્ચલ બની જાય છે. બીજી વાત, સઘળાં શાસ્ત્રો, સંપ્રદાયો વગેરેમાં જીવ, સંસાર અને પરમાત્મા - આ ત્રણેનું ભિન્ન-ભિન્ન રૂપોથી વર્ણન કરવામાં આવ્યું છે. આમાં વિચારપૂર્વક જોવામાં આવે તો જીવનું સ્વરૂપ ભલે ગમે તેવું હોય, પરંતુ જીવ હું છું – આ બાબતમાં બધા એકમત છે; અને સંસારનું સ્વરૂપ ભલે ગમે તેવું હોય, પરંતુ સંસારને છોડવાનો છે – આમાં બધા એકમત છે; અને પરમાત્માનું સ્વરૂપ ભલે ગમે તેવું હોય, પરંતુ તેને પ્રાપ્ત કરવાનું છે - આ બાબતમાં બધા એકમત છે. આવો નિર્ણય કરી લેવાથી સાધકની બુદ્ધિ નિશ્ચલ બની જાય છે. મારે કેવળ પરમાત્માને જ પ્રાપ્ત કરવા છે - એવો દૃઢ નિશ્ચય થવાથી બુદ્ધિ અચલ બની જાય છે. ત્યારે સાધક સુગમતાપૂર્વક

૧. જાળ બે પ્રકારની છે – સંસારની અને શાસ્ત્રીય. સંસારના મોહરૂપી કાદવમાં ફસાઈ જવું એ સંસારની જાળમાં ફસાવા જેવું છે અને શાસ્ત્રોના, સંપ્રદાયોના દ્વૈત-અદ્વૈત વગેરે અનેક મત-મતાંતરોમાં ગૂંચવાઈ જવું એ શાસ્ત્રીય જાળમાં ફસાવા જેવું છે. સંસારની જાળ તો ગૂંચવાયેલા છટાંક સૂતર સમાન છે અને શાસ્ત્રીય જાળ ગૂંચવાયેલા સો મણ સૂતર સમાન છે. આથી ભગવાન અહીં એ બતાવે છે કે સંસારી અને શાસ્ત્રીય - આ બન્ને જાળોમાંથી નીકળવા માટે બુદ્ધિ નિશ્ચલ (એક નિશ્ચયવાળી) હોવી જોઈએ અને પરમાત્મામાં બુદ્ધિ અચલ હોવી જોઈએ કે અમારે તો પરમાત્માની જ પ્રાપ્તિ કરવી છે, ભલે ગમે તે થઈ જાય.

યોગ-પરમાત્માની સાથેના નિત્યયોગને પ્રાપ્ત થઈ જાય છે.

શાસ્ત્રીય નિર્ણય કરવામાં અથવા પોતાના કલ્યાણના નિશ્ચયમાં જેટલી ઊણપ રહે છે, તેટલી જ વાર લાગે છે. પરંતુ આ બન્નેમાં જ્યારે બુદ્ધિ નિશ્ચલ અને અચલ બની જાય છે, ત્યારે પરમાત્મા સાથેના નિત્યયોગનો અનુભવ થઈ જાય છે.

સંસારથી સંબંધ-વિચ્છેદ કરવા માટે બુદ્ધિ 'નિશ્ચલ' હોવી જોઈએ, જેને છઠ્ઠા અધ્યાયના ત્રેવીસમા શ્લોકમાં **'દુઃખસંયોગવિયોગમ્'** પદથી જણાવવામાં આવ્યું છે; અને પરમાત્માની સાથે સંબંધ જોડવા માટે બુદ્ધિ 'અચલ' હોવી જોઈએ, જેને બીજા અધ્યાયના અડતાળીસમા શ્લોકમાં **'સમત્વં યોગ ઉચ્યતે'** પદોથી જણાવવામાં આવ્યું છે.

અહીં **'તદા યોગમવાપ્સ્યસિ'** પદો વડે જે યોગની પ્રાપ્તિ બતાવી છે, તે યોગ એવો નથી કે પહેલાં પરમાત્માથી વિયોગ હતો, તે વિયોગને દૂર કર્યો એટલે યોગ થઈ ગયો, પણ અસત્ પદાર્થોની સાથે ભૂલથી માની લીધેલા સંબંધનો સર્વથા વિયોગ થઈ જવો એનું નામ 'યોગ' છે અર્થાત્ મનુષ્યની સદાથી જે વાસ્તવિક સ્થિતિ (પરમાત્માથી નિત્યયોગ) છે, તે સ્થિતિમાં સ્થિર રહેવું એ યોગ છે. તે વાસ્તવિક સ્થિતિ એવી વિલક્ષણ છે કે તેનાથી કદી વિયોગ થતો જ નથી, થવાનો સંભવ જ નથી. તેમાં સંયોગ, વિયોગ, યોગ વગેરે કોઈ પણ શબ્દ લાગુ નથી પડતો. કેવળ અસત સાથે માની લીધેલા સંબંધના ત્યાગને જ અહીં 'યોગ' સંજ્ઞા આપી દીધી છે. વાસ્તવમાં આ યોગ નિત્યયોગનો વાચક છે. આ નિત્યયોગની અનુભૂતિ કર્મો (સેવા) દ્વારા કરવામાં આવે તો 'કર્મયોગ'. વિવેક-વિચાર દ્વારા કરવામાં આવે તો 'જ્ઞાનયોગ', પ્રેમ દ્વારા કરવામાં આવે તો 'ભક્તિયોગ', સંસારના લયચિંતન દ્વારા કરવામાં આવે તો 'લયયોગ', પ્રાણાયામ દ્વારા કરવામાં આવે તો 'હઠયોગ' અને યમ-નિયમ વગેરે આઠ અંગો દ્વારા કરવામાં આવે તો 'અષ્ટાંગયોગ' કહેવાય છે.

**પરિશિષ્ટ ભાવ :** મોહના બે પ્રકાર છે - **'મોહકલિલ'** અર્થાત્ સાંસારિક મોહ અને **'શ્રુતિવિપ્રતિપત્તિ'** અર્થાત્ શાસ્ત્રીય (દાર્શનિક) મોહ. શરીર, સ્ત્રી-પુત્ર, ધન-સંપત્તિ વગેરેમાં રાગ થાય એ 'સાંસારિક મોહ' છે અને દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત વગેરે દાર્શનિક મતભેદોમાં ફસાઈ જવું 'શાસ્ત્રીય મોહ' છે. આ બન્નેનો ત્યાગ કરવાથી મનુષ્યને ભોગોમાં વૈરાગ્ય થઈ જાય છે અને તેની બુદ્ધિ સ્થિર થઈ જાય છે. બુદ્ધિ સ્થિર થવાથી યોગની પ્રાપ્તિ થઈ જાય છે અર્થાત્ પરમાત્માથી અંતર રહેતું નથી, અને નિકટતા થઈ જાય છે. કર્મયોગથી નિકટતા આવે છે. જ્ઞાનયોગથી અભેદતા અને ભક્તિયોગથી અભિન્નતા આવે છે. કર્મયોગ અને જ્ઞાનયોગ - બન્નેમાંથી એક સિદ્ધ થવાથી સાધકને બન્નેનું ફળ મળે છે. (ગીતા ૫/૪-૫)

મનુષ્યનો માત્ર પોતાના જ કલ્યાણનો ઉદ્દેશ હોય અને ધન-સંપત્તિ, કુટુંબ-પરિવાર વગેરે સાથે કોઈ સ્વાર્થનો સંબંધ ન હોય તો તે સાંસારિક મોહથી તરી જાય છે. પુસ્તકો વાંચવાનો, શાસ્ત્રોની વાતો સાંભળવાનો ઉદ્દેશ ન હોય, બલ્કે માત્ર તત્ત્વનો અનુભવ કરવાનો ઉદ્દેશ હોય તો તે શાસ્ત્રીય મોહથી તરી જાય છે. તાત્પર્ય એ છે કે, સાધકે ન તો સંસાર સાથે મોહ રાખવાનો છે અને ન શાસ્ત્રીય (દાર્શનિક) મતભેદમાં પડવું અર્થાત્ કોઈ પણ મત, સંપ્રદાયનો આગ્રહ રાખવો નહીં. આવું થતાં તે સાધક યોગનો, મુક્તિનો અથવા ભક્તિનો અધિકારી બની જાય છે. આથી વિશેષ કાંઈ વધારે ખાસ અધિકાર પ્રાપ્ત કરવાની જરૂર નથી.

—■—

***સંબંધ*** *– મોહરૂપી કાદવ અને શ્રુતિવિપ્રતિપત્તિ (સાંભળવાથી થયેલું વિપરીત જ્ઞાન) દૂર થવાથી યોગને પ્રાપ્ત થયેલા સ્થિર બુદ્ધિવાળા પુરુષ વિષે અર્જુન પ્રશ્ન કરે છે.*

*અર્જુન ઉવાચ*

**સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા સમાધિસ્થસ્ય કેશવ ।**
**સ્થિતધીઃ કિં પ્રભાષેત કિમાસીત વ્રજેત કિમ્ ॥ ૫૪॥**

અર્જુન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કેશવ** | = હે કેશવ! | **સ્થિતધીઃ** | = સ્થિરબુદ્ધિનો પુરુષ | **આસીત** | = બેસે છે (તથા) |
| **સમાધિસ્થસ્ય** | = પરમાત્મામાં સ્થિત | **કિમ્** | = કેવી રીતે | **કિમ્** | = કેવી રીતે |
| **સ્થિતપ્રજ્ઞસ્ય** | = સ્થિરબુદ્ધિના પુરુષનું | **પ્રભાષેત** | = બોલે છે, | **વ્રજેત** | = ચાલે છે અર્થાત્ વ્યવહાર કરે છે? |
| **કા** | = શું | **કિમ્** | = કેવી રીતે | | |
| **ભાષા** | = લક્ષણ છે? (તે) | | | | |

*ટીકા* – [અહીં અર્જુને સ્થિતપ્રજ્ઞના વિષયમાં જે પ્રશ્નો કર્યા છે, તે પ્રશ્નોથી અગાઉ અર્જુનના મનમાં કર્મ અને **'બુદ્ધિ'** (અ. ૨/૪૭-૫૦)ને અંગે શંકા થઈ હતી. પરંતુ ભગવાને બાવનમા-ત્રેપનમાં શ્લોકોમાં કહ્યું કે જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કાદવ અને શ્રુતિવિપ્રતિપત્તિને પાર કરી જશે, ત્યારે તું યોગને પ્રાપ્ત થઈ જશે – આ સાંભળીને અર્જુનના મનમાં શંકા થઈ કે જ્યારે હું યોગને પ્રાપ્ત થઈ જઈશ, સ્થિતપ્રજ્ઞ બની જઈશ ત્યારે મારાં લક્ષણો કેવાં હશે? આથી અર્જુને આ પોતાની વ્યક્તિગત શંકા વિષે પહેલાં પૂછી લીધું અને કર્મ તથા બુદ્ધિને વિષે અર્થાત્ સિદ્ધાંતને વિષે જે બીજી શંકા હતી, તેને અર્જુને સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોનું વર્ણન થઈ ગયા પછી (અ. ૩/૧-૨) પૂછી લીધી. જો અર્જુન સિદ્ધાંત વિષેનો પ્રશ્ન અહીં ચોપનમા શ્લોકમાં જ પૂછી લેત તો સ્થિપ્રજ્ઞને વિષે પ્રશ્ન કરવાની તક બહુ મોડી મળત.]

**'સમાધિસ્થસ્ય'**[1] – જે મનુષ્ય પરમાત્માને પ્રાપ્ત થઈ ચૂક્યો છે, તેને માટે અહીં **'સમાધિસ્થ'** પદ આવ્યું છે.

**'સ્થિતપ્રજ્ઞસ્ય'** – આ પદ સાધક અને સિદ્ધ બન્નેનું વાચક છે. જેનો વિચાર દૃઢ છે, જે સાધનથી કદી વિચલિત નથી થતો, એવો સાધક પણ સ્થિતપ્રજ્ઞ (સ્થિર બુદ્ધિવાળો) છે અને પરમાત્મતત્ત્વનો અનુભવ થવાથી જેની બુદ્ધિ સ્થિર બની ગઈ છે, તેવો સિદ્ધ પણ સ્થિતપ્રજ્ઞ છે. આથી અહીં **'સ્થિતપ્રજ્ઞ'** શબ્દથી સાધક અને સિદ્ધ બન્ને સમજવામાં આવ્યા છે. અગાઉ એકતાળીસમાથી પિસ્તાળીસમા શ્લોક સુધી અને સુડતાળીસમાથી ત્રેપનમા શ્લોક સુધી સાધકોનું વર્ણન થયેલું છે; આથી આગળના શ્લોકોમાં સિદ્ધનાં લક્ષણોમાં સાધકોનું પણ વર્ણન થયું છે.

અહીં શંકા થાય છે કે અર્જુને તો **'સમાધિસ્થસ્ય'** પદ દ્વારા સ્થિતપ્રજ્ઞની વાત જ પૂછી હતી, તો પછી ભગવાને સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોમાં સાધકોની વાત શા માટે કહી? આનું સમાધાન એ છે કે જ્ઞાનયોગી સાધકની તો ઘણું કરીને સાધન-અવસ્થામાં જ કર્મોથી ઉપરતિ થઈ જાય છે. સિદ્ધ-અવસ્થામાં તે કર્મોથી વિશેષ ઉપરામ થઈ જાય છે. ભક્તિયોગી સાધકની પણ સાધન-અવસ્થામાં જપ, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય વગેરે ભગવત્સંબંધી કર્મો કરવાની રુચિ હોય છે અને એમની અધિકતા પણ હોય છે. સિદ્ધ-અવસ્થામાં તો ભગવત્સંબંધી કર્મો વિશેષતાથી થાય છે. આ રીતે જ્ઞાનયોગી અને ભક્તિયોગી બંનેની સાધન અને સિદ્ધ-અવસ્થાઓમાં અંતર પડી જાય છે, પરંતુ કર્મયોગીની સાધન અને સિદ્ધ અવસ્થામાં અંતર નથી પડતું. તેનો બન્ને અવસ્થાઓમાં કર્મ કરવાનો પ્રવાહ જેમ છે તેમ જ ચાલુ રહે છે. કારણ કે સાધન-અવસ્થામાં તેનો કર્મો કરવાનો પ્રવાહ રહ્યો છે અને તેના યોગારૂઢ થવામાં પણ કર્મો જ ખાસ કારણ રહ્યાં છે. આથી ભગવાને સિદ્ધનાં લક્ષણોમાં, સાધક જે રીતે સિદ્ધ બની શકે, તેનાં સાધનો પણ બતાવી દીધાં છે અને જેઓ સિદ્ધ થઈ ગયા છે, તેઓનાં લક્ષણો પણ બતાવી દીધાં છે.

**'કા ભાષા'**[2] – પરમાત્મામાં સ્થિત સ્થિર બુદ્ધિવાળા મનુષ્યને કયા શબ્દોમાં વર્ણવી શકાય અર્થાત્ તેનાં કયાં લક્ષણો હોય છે? (આનો ઉત્તર ભગવાને આગળના શ્લોકમાં આપ્યો છે.)

**'સ્થિતધીઃ કિં પ્રભાષેત'** – તે સ્થિર બુદ્ધિવાળો મનુષ્ય કેવી રીતે બોલે છે? (આનો ઉત્તર ભગવાને છપ્પનમા - સત્તાવનમા શ્લોકમાં આપ્યો છે.)

**'કિમાસીત'** – તે કેવી રીતે બેસે છે અર્થાત્ સંસારથી કેવી રીતે ઉપરામ થાય છે? (આનો ઉત્તર ભગવાને અઠ્ઠાવનમાં શ્લોકથી ત્રેંસઠમાં શ્લોક સુધી આપ્યો છે.)

**'વ્રજેત કિમ્'** – તે કેવી રીતે ચાલે છે અર્થાત્ વ્યવહાર કેવી રીતે કરે છે? (આનો ઉત્તર ભગવાને ચોસઠમાથી ઈકોતેરમા શ્લોક સુધી આપ્યો છે.)

—■—

***સંબંધ*** *– હવે ભગવાન આગળના શ્લોકમાં અર્જુનના પહેલા પ્રશ્નનો ઉત્તર આપે છે.*

*શ્રીભગવાનુવાચ*

**પ્રજહાતિ યદા કામાન્સર્વાન્પાર્થ મનોગતાન્ ।**
**આત્મન્યેવાત્મના તુષ્ટઃ સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે ॥૫૫॥**

---

૧. અહીં **'સમાધિ'** પદ પરમાત્માનું વાચક છે. તેને અગાઉ ચુંમાળીસમા શ્લોકમાં **'સમાધૌ ન વિધીયતે'** આ પદો વડે દર્શાવ્યું છે.
૨. કયા ભાષયા (વાણ્યા) ભાષ્યત ઈતિ ભાષા ।

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પૃથાનંદન! | **પ્રજહાતિ** | = સમ્યક્ રીતે ત્યજી દે છે (અને) | **એવ** | = જ |
| **યદા** | = જે વખતે (સાધક) | **આત્મના** | = આત્માથી (પોતે-પોતાનાથી) | **તુષ્ટઃ** | = સંતુષ્ટ રહે છે, |
| **મનોગતાન્** | = મનમાં આવેલી | **આત્મનિ** | = આત્મામાં (પોતે-પોતાનામાં) | **તદા** | = ત્યારે (તે) |
| **સર્વાન્** | = સઘળી | | | **સ્થિતપ્રજ્ઞઃ** | = સ્થિતપ્રજ્ઞ |
| **કામાન્** | = કામનાઓને | | | **ઉચ્યતે** | = કહેવાય છે. |

*ટીકા* — [ગીતાની આ એક શૈલી છે કે સાધક જે સાધન (કર્મયોગ, ભક્તિયોગ વગેરે)ના દ્વારા સિદ્ધ બને છે, તે જ સાધનથી તેની પૂર્ણતાનું વર્ણન કરવામાં આવે છે. જેમ કે ભક્તિયોગમાં સાધક ભગવાનના સિવાય બીજું કશું છે જ નહિ – એવા અનન્યયોગથી ઉપાસના કરે છે (અ. ૧૨/૬); આથી સિદ્ધ-અવસ્થામાં તે સઘળાં પ્રાણીઓમાં દ્વેષભાવથી રહિત થઈ જાય છે (અ. ૧૨/૧૩). જ્ઞાનયોગમાં સાધક પોતાને ગુણોથી સર્વથા અસંબદ્ધ અને નિર્લિપ્ત જુએ છે (અ. ૧૪/૧૯); આથી સિદ્ધ-અવસ્થામાં તે સઘળા ગુણોથી સર્વથા અતીત બની જાય છે (અ. ૧૪/૨૨-૨૫). એવી જ રીતે કર્મયોગમાં કામનાના ત્યાગની વાત મુખ્ય કહેવામાં આવી છે; આથી સિદ્ધ-અવસ્થામાં તે સઘળી કામનાઓનો ત્યાગ કરી દે છે – આ બાબત આ શ્લોકમાં બતાવે છે.]

**'પ્રજહાતિ યદા કામાન્સર્વાન્પાર્થ મનોગતાન્'** – આ પદોનું તાત્પર્ય એ થયું કે કામના ન તો પોતાનામાં છે અને ન તો મનમાં જ છે! કામના તો આવવા-જવાવાળી છે અને પોતે નિરંતર રહેવાવાળો છે; આથી પોતાનામાં કામના કેવી રીતે થઈ શકે? મન એક કરણ છે અને તેમાં પણ કામના નિરંતર નથી રહેતી, બલ્કે તેમાં આવે છે – **'મનોગતાન્'**; આથી મનમાં પણ કામના કેવી રીતે થઈ શકે? પરંતુ શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિ સાથે તાદાત્મ્ય હોવાને કારણે મનુષ્ય મનમાં આવવાવાળી કામનાઓને પોતામાં માની લે છે.

**'જહાતિ'** ક્રિયાની સાથે **'પ્ર'** ઉપસર્ગ આપવાનું તાત્પર્ય એ છે કે સાધક કામનાઓનો સર્વથા ત્યાગ કરી દે છે, કોઈ પણ કામનાનો કોઈ પણ અંશ કિંચિત્‌માત્ર પણ નથી રહેતો.

પોતાના સ્વરૂપનો કદી પણ ત્યાગ નથી થતો અને જેની સાથે પોતાનો કોઈ પણ સંબંધ નથી, તેનો પણ ત્યાગ નથી થતો. ત્યાગ તેનો થાય છે, જે પોતાનું નથી હોતું, છતાં તેને પોતાનું માની લીધું છે. તેવી જ રીતે કામના આપણામાં નથી, પરંતુ આપણામાં માની લીધી છે. આ માન્યતાનો ત્યાગ કરવાનું જ અહીં **'પ્રજહાતિ'** પદથી કહેવામાં આવ્યું છે.

અહીં **'કામાન્'** શબ્દમાં બહુવચન હોવાથી **'સર્વાન્'** પદ તેની અંતર્ગત આવી જાય છે, છતાં પણ **'સર્વાન્'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે કોઈ પણ કામના ન રહે અને કોઈ પણ કામનાનો કોઈ પણ અંશ બાકી ન રહે.

**'આત્મન્યેવાત્મના તુષ્ટઃ'** – જે સમયે બધી જ કામનાઓનો ત્યાગ કરી દે છે અને આત્માથી આત્મામાં જ સંતુષ્ટ રહે છે અર્થાત્ પોતાને પોતાનામાં સહજ સ્વાભાવિક સંતોષ થાય છે.

સંતોષ બે પ્રકારનો હોય છે – એક સંતોષ ગુણ છે અને બીજો સંતોષ સ્વરૂપ છે. અંતઃકરણમાં કોઈ પ્રકારની કોઈ પણ ઇચ્છા ન હોવી – આ સંતોષ ગુણ છે; અને પોતાનામાં અસંતોષનો જે અત્યંત અભાવ છે – આ સંતોષ સ્વરૂપ છે. આ સ્વરૂપભૂત સંતોષ આપોઆપ સર્વદા રહે છે. આને માટે કોઈ અભ્યાસ અથવા વિચાર નથી કરવો પડતો. સ્વરૂપભૂત સંતોષમાં પ્રજ્ઞા(બુદ્ધિ) આપોઆપ સ્થિર રહે છે.

**'સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે'** – પોતે જ્યારે બહુશાખાઓવાળી અનંત કામનાઓને પોતાનામાં માનતો હતો, તે સમયે પણ વાસ્તવમાં કામનાઓ પોતાનામાં ન હતી અને પોતે સ્થિતપ્રજ્ઞ જ હતો. પરંતુ તે સમયે પોતાનામાં કામનાઓને માનવાને કારણે બુદ્ધિ સ્થિર નહિ હોવાથી તે સ્થિતપ્રજ્ઞ કહેવાતો નહોતો અર્થાત્ તેને પોતાની સ્થિતપ્રજ્ઞતાનો અનુભવ નહોતો થતો. હવે તેણે પોતાનામાંથી સઘળી કામનાઓનો ત્યાગ કરી દીધો અર્થાત્ કામનાઓ મારામાં છે એવી માન્યતાને હઠાવી દીધી, ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાયો અર્થાત્ તેને પોતાની સ્થિતપ્રજ્ઞતાનો અનુભવ થઈ જાય છે.

સાધક તો બુદ્ધિને સ્થિર બનાવવા પ્રયત્ન કરે છે, પરંતુ કામનાઓનો સર્વથા ત્યાગ થતાં બુદ્ધિને સ્થિર બનાવવી નથી પડતી, તે આપોઆપ સ્વાભાવિક સ્થિર થઈ જાય છે.

કર્મયોગમાં સાધકનો કર્મો સાથે વધારે સંબંધ રહે છે. તેને માટે યોગમાં આરૂઢ થવામાં પણ કર્મ સાધન છે – **'આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે'** (ગીતા અ. ૬/૩). એટલા માટે કર્મયોગીનો કર્મોની સાથે સંબંધ સાધક-અવસ્થામાં પણ રહે છે અને સિદ્ધાવસ્થામાં પણ રહે છે.

સિદ્ધાવસ્થામાં કર્મયોગી દ્વારા મર્યાદા અનુસાર કર્મો થતાં રહે છે, જે બીજાઓને માટે આદર્શ બને છે (ગીતા અ. ૩/૨૧). આ જ વાતને ભગવાને ચોથા અધ્યાયમાં કહી છે કે કર્મયોગી કર્મો કરવા છતાં નિર્લિપ્ત રહે છે અને નિર્લિપ્ત રહીને જ કર્મો કરે છે – **'કર્મણ્યકર્મ યઃ પશ્યેદકર્મણિ ચ કર્મ યઃ'** (અ. ૪/૧૮).

ભગવાને ત્રેપનમા શ્લોકમાં યોગની પ્રાપ્તિમાં બુદ્ધિની બે વાતો કહી હતી – સંસારથી હઠવામાં તો બુદ્ધિ નિશ્ચલ હોય અને પરમાત્મામાં લાગવામાં બુદ્ધિ અચલ હોય અર્થાત્ નિશ્ચલ કહીને સંસારનો ત્યાગ બતાવ્યો અને અચલ કહીને પરમાત્મામાં સ્થિતિ બતાવી. તે જ બે વાતોને લઈને અહીં **'યદા'** અને **'તદા'** પદોથી કહેવામાં આવ્યું છે કે જ્યારે સાધક કામનાઓથી સર્વથા રહિત બની જાય છે અને પોતાના સ્વરૂપમાં જ સંતુષ્ટ રહે છે, ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. તાત્પર્ય એ છે કે જ્યાં સુધી કામનાનો અંશ રહે છે, ત્યાં સુધી એ સાધક કહેવાય છે અને જ્યારે કામનાઓનો સર્વથા અભાવ થઈ જાય છે, ત્યારે તે સિદ્ધ કહેવાય છે. આ જ બે વાતોનું વર્ણન ભગવાને આ અધ્યાયની સમાપ્તિ સુધી કર્યું છે; જેમ કે – અહીં **'પ્રજહાતિ યદા કામાન્સર્વાન્'** પદો વડે સંસારનો ત્યાગ બતાવ્યો અને પછી **'આત્મન્યેવાત્મના તુષ્ટઃ'** પદો વડે પરમાત્મામાં સ્થિતિ બતાવી.

છપ્પનમા શ્લોકના પહેલા ભાગમાં (ત્રણ ચરણોમાં) સંસારનો ત્યાગ અને **'સ્થિતધીર્મુનિઃ'** પદથી પરમાત્મામાં સ્થિતિ બતાવી. સત્તાવનમા અને અઠ્ઠાવનમા શ્લોકમાં પહેલા સંસારનો ત્યાગ બતાવ્યો અને પછી **'તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા'** પદોથી પરમાત્મામાં સ્થિતિ બતાવી. ઓગણસાઠમા શ્લોકના પહેલા ભાગમાં સંસારનો ત્યાગ બતાવ્યો અને **'પરં દૃષ્ટ્વા'** પદોથી પરમાત્મામાં સ્થિતિ બતાવી. સાઠમા અને એકસઠમા શ્લોકમાં પહેલા સંસારનો ત્યાગ બતાવ્યો અને પછી **'યુક્ત આસીત મત્પરઃ'** વગેરે પદોથી પરમાત્મામાં સ્થિતિ બતાવી. બાસઠમાથી પાંસઠમા શ્લોક સુધી પહેલા સંસારનો ત્યાગ બતાવ્યો અને પછી **'બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે'** પદોથી પરમાત્મામાં સ્થિતિ બતાવી. છાસઠમાથી અડસઠમા શ્લોક સુધી પહેલાં સંસારનો ત્યાગ બતાવ્યો અને પછી **'તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા'** પદોથી પરમાત્મામાં સ્થિતિ બતાવી. અગણ્યોસિત્તેરમા શ્લોકમાં **'યા નિશા સર્વભૂતાનામ્'** તથા **'યસ્યાં જાગ્રતિ ભૂતાનિ'** પદોથી સંસારનો ત્યાગ બતાવ્યો અને **'તસ્યાં જાગર્તિ સંયમી'** તથા **'સા નિશા પશ્યતો મુનેઃ'** પદોથી પરમાત્મામાં સ્થિતિ બતાવી. સીત્તેરમા અને ઈકોતેરમા શ્લોકમાં પહેલા સંસારનો ત્યાગ બતાવ્યો અને પછી **'સ શાન્તિમધિગચ્છતિ'** પદોથી પરમાત્મામાં સ્થિતિ બતાવી. બોંતેરમા શ્લોકમાં **'નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ'** પદોથી સંસારનો ત્યાગ બતાવ્યો અને **'બ્રહ્મનિર્વાણમૃચ્છતિ'** વગેરે પદોથી પરમાત્મામાં સ્થિતિ બતાવી.

**પરિશિષ્ટ ભાવ :** એક વિભાગ અસ્થિર બુદ્ધિવાળાઓનો છે અને એક વિભાગ સ્થિર બુદ્ધિવાળાઓનો છે. અસ્થિર બુદ્ધિવાળાઓની વાત તો પહેલાં એકતાલીસથી ચુંવાલીસમા શ્લોક સુધી કહી દીધી, હવે સ્થિર બુદ્ધિવાળાઓની વાત પંચાવનથી ઈકોતેરમા શ્લોક સુધી કહે છે. જે સમયે સાધક સાંસારિક રુચિનો ત્યાગ કરીને પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે, તે સમયે એ સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે.

જેનો ઉદ્દેશ પરમાત્મા છે, તેની બુદ્ધિ એક નિશ્ચયવાળી હોય છે, કારણ કે પરમાત્મા પણ એક છે. પરંતુ જેનો ઉદ્દેશ સંસાર છે, તેની બુદ્ધિ અસંખ્ય કામનાઓવાળી હોય છે. કારણ કે સાંસારિક પદાર્થો અનેક છે. (ગીતા ૨-૪૧).

સમતાની પ્રાપ્તિ માટે બુદ્ધિની સ્થિરતા ખૂબ આવશ્યક છે. પાતંજલયોગદર્શનમાં તો મનની સ્થિરતા (વૃત્તિ નિરોધ)ને મહત્ત્વ આપવામાં આવ્યું છે, પરંતુ ગીતા, બુદ્ધિની સ્થિરતા (ઉદ્દેશની દૃઢતા)ને જ મહત્ત્વ આપે છે. કારણ કે, કલ્યાણ પ્રાપ્તિમાં મનની સ્થિરતાનું એટલું મહત્ત્વ નથી. જેટલું બુદ્ધિની સ્થિરતાનું મહત્ત્વ છે. મનની સ્થિરતાથી લૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, પરંતુ બુદ્ધિની સ્થિરતાથી પારમાર્થિક સિદ્ધિ (કલ્યાણ પ્રાપ્તિ) પ્રાપ્ત થાય છે. કર્મયોગમાં બુદ્ધિની સ્થિરતા જ મુખ્ય છે. જો મન સ્થિર થઈ જશે તો કર્મયોગી કર્તવ્ય-કર્મ કઈ રીતે કરશે? કારણ કે મન સ્થિર થવાથી બહારની ક્રિયાઓ અટકી જાય છે. ભગવાન પણ યોગ (સમતા)માં સ્થિત થઈને કર્મ કરવાની આજ્ઞા આપે છે – **'યોગસ્થ કુરુ કર્માણિ'** (૨/૪૮).

**'પ્રજહાતિ'** અને **'કામાન્સર્વાન્'** પદોનું તાત્પર્ય એ છે કે કિંચિત્માત્ર પણ કામના ન રહે, પૂરેપૂરો ત્યાગ થઈ જાય, કારણ કે આ કામના જ પરમાત્માપ્રાપ્તિમાં વિશેષ બાધક છે.



*સંબંધ – હવે આગળના બે શ્લોકોમાં 'સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે છે?' – આ બીજા પ્રશ્નનો ઉત્તર આપે છે.*

દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ ।
વીતરાગભયક્રોધઃ સ્થિતધીર્મુનિરુચ્યતે ॥ ૫૬॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **દુઃખેષુ** | = દુઃખોની પ્રાપ્તિ થતાં | **વિગતસ્પૃહઃ** | = જેના મનમાં સ્પૃહા નથી થતી (તથા) | | પામ્યાં છે, (એવો) |
| **અનુદ્વિગ્નમનાઃ** | = જેના મનમાં ઉદ્વેગ નથી થતો, (અને) | **વીતરાગ-ભયક્રોધઃ** | = જેના રાગ, ભય અને ક્રોધ નાશ | **મુનિઃ** | = મનનશીલ મનુષ્ય |
| **સુખેષુ** | = સુખો મળતાં | | | **સ્થિતધીઃ** | = સ્થિરબુદ્ધિ |
| | | | | **ઉચ્યતે** | = કહેવાય છે. |

*ટીકા* – [અર્જુને તો 'સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે છે' – એવો ક્રિયાની પ્રધાનતાને લઈને પ્રશ્ન કર્યો હતો, પણ ભગવાન ભાવની પ્રધાનતાને લઈને જવાબ આપે છે; કેમ કે ક્રિયાઓમાં ભાવ જ મુખ્ય છે. ક્રિયામાત્ર ભાવપૂર્વક જ થાય છે. ભાવ બદલાવાથી ક્રિયા બદલાઈ જાય છે અર્થાત્ બહારથી ક્રિયા તેવી જ દેખાવા છતાં પણ વાસ્તવમાં ક્રિયા તેવી નથી રહેતી. એ જ ભાવની વાત ભગવાન અહીં કહી રહ્યા છે.[1]]

**'દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ'** – દુઃખો આવવાની સંભાવનામાં અને તેમના આવવામાં પણ જેના મનમાં ઉદ્વેગ નથી થતો અર્થાત્ કર્તવ્યકર્મ કરતી વખતે કર્મ કરવામાં વિઘ્ન આવવું, નિંદા-અપમાન થવું, કર્મનું ફળ પ્રતિકૂળ આવવું વગેરે-વગેરે પ્રતિકૂળતાઓ આવવા છતાં પણ તેના મનમાં ઉદ્વેગ નથી થતો.

કર્મયોગીના મનમાં ઉદ્વેગ અને ખળભળાટ નહિ થવાનું કારણ એ છે કે તેનું મુખ્ય કર્તવ્ય હોય છે – બીજાઓના ભલા માટે કર્મ કરવું, કર્મો સાંગોપાંગ કરવાં, કર્મોના ફળમાં ક્યાંય આસક્તિ, મમતા અને કામના ન થઈ જાય – એ બાબતમાં સાવધાન રહેવું. આમ કરવાથી તેના મનમાં એક પ્રસન્નતા રહે છે. તે પ્રસન્નતાને કારણે ગમે તેટલી પ્રતિકૂળતા આવવા છતાં પણ તેના મનમાં ઉદ્વેગ નથી થતો.

**'સુખેષુ વિગતસ્પૃહઃ'** – સુખો આવવાની સંભાવનામાં અને સુખની પ્રાપ્તિ થવા છતાં પણ જેના હૈયામાં તેની સ્પૃહા નથી થતી અર્થાત્ વર્તમાનમાં કર્મો સાંગોપાંગ સંપન્ન થવાં, તાત્કાલિક આદર અને પ્રશંસા થવી, અનુકૂળ ફળ મળી જવું વગેરે-વગેરે અનુકૂળતાઓ આવવા છતાં પણ તેના મનમાં 'આ પરિસ્થિતિ આવી જ કાયમ રહે; આવી પરિસ્થિતિ સદા પ્રાપ્ત થતી રહે' – એવી સ્પૃહા નથી થતી. અર્થાત્ તેના અંતઃકરણમાં અનુકૂળતાની જરા પણ અસર નથી થતી.

**'વીતરાગભયક્રોધઃ'** – સંસારના પદાર્થોનો મન પર જે રંગ લાગી જાય છે તેને 'રાગ' કહે છે. પદાર્થોમાં રાગ થવાથી જો કોઈ સબળ વ્યક્તિ તે પદાર્થોનો નાશ કરે, તેમનાથી સંબંધ-વિચ્છેદ કરાવે, તેમની પ્રાપ્તિમાં વિઘ્ન નાખે, તો મનમાં 'ભય' થાય છે. જો તેવુ વિઘ્ન નાખનાર વ્યક્તિ નિર્બળ હોય, તો તેના પ્રતિ મનમાં 'ક્રોધ' થાય છે. પરંતુ જેના અંતરમાં બીજાઓને સુખ પહોંચાડવાનો, તેઓનું હિત કરવાનો અને તેઓની સેવા કરવાનો ભાવ જાગૃત થઈ જાય છે, તેનો રાગ સ્વાભાવિક જ દૂર થઈ જાય છે. રાગ દૂર થવાથી ભય અને ક્રોધ પણ નથી રહેતા. આથી તે રાગ, ભય અને ક્રોધથી સર્વથા રહિત થઈ જાય છે.

જ્યાં સુધી આંશિક રૂપથી ઉદ્વેગ, સ્પૃહા, રાગ, ભય અને ક્રોધ રહે છે, ત્યાં સુધી તે સાધક હોય છે. એમનાથી સર્વથા રહિત થવાથી તે સિદ્ધ બની જાય છે.

[વાસના, કામના વગેરે સઘળાં એક રાગનાં જ સ્વરૂપો છે. કેવળ વાસનાનું તારતમ્ય (ઓછાં-વત્તાપણું) હોવાથી તેનાં ભિન્નભિન્ન નામો હોય છે; જેમ કે અંતઃકરણમાં જે છુપાયેલો રાગ રહે છે, તેનું નામ **'વાસના'** છે. તે વાસનાનું જ બીજું નામ **'આસક્તિ'** અને પ્રીતિ છે. મને અમુક વસ્તુ મળી જાય - એવી જે ઈચ્છા થાય છે, તેનું નામ **'કામના'** છે. કામના પૂરી થવાની જે સંભાવના છે, તેનું નામ **'આશા'** છે. કામના પૂરી થવા છતાં પણ પદાર્થોને વધારવાની તથા પદાર્થો વધારે મળવાની જે ઈચ્છા હોય છે. તેનું નામ **'લોભ'** છે. લોભનું પ્રમાણ બહુ વધી જવાનું નામ **'તૃષ્ણા'** છે. તાત્પર્ય એ છે કે ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થોમાં જે ખેંચાણ છે, શ્રેષ્ઠ અને મહત્ત્વબુદ્ધિ છે, તેને વાસના, કામના વગેરે નામોથી દર્શાવવામાં આવે છે.]

**'સ્થિતધીર્મુનિરુચ્યતે'** – આવા મનનશીલ કર્મયોગીની બુદ્ધિ સ્થિર અને અટલ બની જાય છે. **'મુનિ'** શબ્દ વાણીને લાગુ પડે છે, એટલા માટે ભગવાને **'કિં પ્રભાષેત'**ના

૧. ગીતામાં અર્જુને જ્યાં ક્યાંય પણ ક્રિયાની પ્રધાનતાને લઈને પ્રશ્ન કર્યો છે, ત્યાં તેનો ઉત્તર ભગવાને ભાવ અને બોધની પ્રધાનતાને લઈને આપ્યો છે. કારણ કે ક્રિયાઓમાં ભાવ અને બોધ જ મુખ્ય છે. ભાવ અને બોધ અનુસાર જ ક્રિયાઓ થાય છે. જેમ કે, અર્જુને ચૌદમા અધ્યાયમાં પૂછ્યું કે ગુણાતીત પુરુષનાં આચરણ કેવાં હોય છે? તો ભગવાને ભાવની પ્રધાનતાને લઈને જવાબ આપ્યો કે તેનાં આચરણ સમતાપૂર્વકનાં હોય છે.

ઉત્તરમાં **'મુનિ'** શબ્દ કહી દીધો છે. પરંતુ વાસ્તવમાં **'મુનિ'** શબ્દ કેવળ વાણી ઉપર જ અવલંબિત નથી. એટલા માટે ભગવાને સત્તરમા અધ્યાયમાં **'મૌન'** શબ્દનો પ્રયોગ માનસિક તપમાં કર્યો છે, વાણીના તપમાં નહિ (અ. ૧૭/૧૬).

કર્મયોગનો વિષય હોવાથી અહીં મનનશીલ કર્મયોગીને મુનિ કહેવામાં આવ્યો છે. મનનશીલતાનું તાત્પર્ય છે – સાવધાનીપૂર્વક મનન, કે જેથી મનમાં કોઈ કામના-આસક્તિ ના આવી જાય. નિરંતર અનાસક્ત રહેવું એ જ સિદ્ધકર્મયોગીની સાવધાની છે; કેમકે અગાઉ સાધક-અવસ્થામાં તેની એવી સાવધાની રહી છે (ગીતા અ. ૩/૧૯) અને એનાથી તે પરમાત્મતત્ત્વને પ્રાપ્ત થયો છે.



**યઃ સર્વત્રાનભિસ્નેહસ્તત્તત્પ્રાપ્ય શુભાશુભમ્ ।**
**નાભિનન્દતિ ન દ્વેષ્ટિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સર્વત્ર** | = સર્વત્ર | **શુભાશુભમ્** | = શુભ કે અશુભને | **ન** | = ન |
| **અનભિસ્નેહઃ** | = આસક્તિ રહિત થયેલો | **પ્રાપ્ય** | = પ્રાપ્ત કરીને | **દ્વેષ્ટિ** | = દ્વેષ કરે છે, |
| **યઃ** | = જે પુરુષ | **ન** | = ન તો | **તસ્ય** | = તેની |
| **તત્, તત્** | = તે - તે | **અભિનન્દતિ** | = પ્રસન્ન થાય છે (કે) | **પ્રજ્ઞા** | = બુદ્ધિ |
| | | | | **પ્રતિષ્ઠિતા** | = સ્થિર છે. |

*ટીકા* – [અગાઉના શ્લોકમાં તો ભગવાને કર્તવ્યકર્મો કરતા રહીને નિર્વિકાર રહેવાની વાત બતાવી. હવે આ શ્લોકમાં કર્મો અનુસાર પ્રાપ્ત થનારી અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિઓમાં સમ અને નિર્વિકાર રહેવાની વાત બતાવે છે.]

**'યઃ સર્વત્રાનભિસ્નેહઃ'** – જે સઘળી જગાએ સ્નેહરહિત છે અર્થાત્ જેની પોતાનાં કહેવાતાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ તેમ જ સ્ત્રી, પુત્ર, ઘર, ધન વગેરે પૈકીના કોઈમાં પણ આસક્તિ કે વળગણ નથી રહ્યાં.

વસ્તુઓ વગેરે સુરક્ષિત રહે તો હું સુરક્ષિત છું અને વસ્તુઓ બગડી ગઈ તો હું બગડી ગયો, ધન આવવાથી હું મોટો થઈ ગયો અને ધન જતું રહેવાથી હું માર્યો ગયો – આમ વસ્તુઓ વગેરેમાં જે એકાત્મતાની જેમ સ્નેહ છે, તેનું નામ 'અભિસ્નેહ' છે. સ્થિતપ્રજ્ઞ કર્મયોગીનો કોઈ પણ વસ્તુ વગેરેમાં આ અભિસ્નેહ બિલકુલ નથી રહેતો. બહારથી વસ્તુ, વ્યક્તિ, પદાર્થ વગેરેનો સંયોગ રહેવા છતાં પણ તે અંતરમાં સર્વથા નિર્લિપ્ત રહે છે.

**'તત્તત્પ્રાપ્ય શુભાશુભં નાભિનન્દતિ ન દ્વેષ્ટિ'** – જ્યારે તે મનુષ્યની સમક્ષ પ્રારબ્ધવશાત્ શુભ-અશુભ, સુન્દર-અસુન્દર, સારી-ખરાબ, અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ આવે છે, ત્યારે તે અનુકૂળ પરિસ્થિતિને લીધે પ્રસન્ન નથી થતો અને પ્રતિકૂળ પરિસ્થિતિને લીધે દ્વેષ નથી કરતો.

અનુકૂળ પરિસ્થિતિને લીધે મનમાં જે પ્રસન્નતા આવે છે અને વાણી દ્વારા પણ પ્રસન્નતા પ્રગટ કરવામાં આવે છે તથા બહારથી પણ એનો ઉછાળો દેખાડવામાં આવે છે – આને તે પરિસ્થિતિનું અભિનંદન કરવું એમ કહે છે. તેવી જ રીતે પ્રતિકૂળ પરિસ્થિતિને લીધે મનમાં જે દુઃખ થાય છે અને ખિન્નતા થાય છે કે આવું કેવી રીતે અને શા માટે થઈ ગયું! આવું ના થયું હોત તો સારું હતું. હવે આ જલદી દૂર થાય તો સારું છે – આને તે પરિસ્થિતિનો દ્વેષ કરવો એમ કહે છે. સર્વત્ર સ્નેહરહિત અને નિર્લિપ્ત થયેલો મનુષ્ય અનુકૂળતાને લીધે અભિનંદન નથી કરતો અને પ્રતિકૂળતાને લીધે દ્વેષ નથી કરતો. તાત્પર્ય એ છે કે તે અનુકૂળ-પ્રતિકૂળ કે સારા-માઠા અવસર પ્રાપ્ત થતા રહે તો પણ તેના અંતરમાં સદા નિર્લિપ્તતા રહેતી હોય છે.

**'તત્, તત્'** કહેવાનું તાત્પર્ય એ છે કે જે જે અનુકૂળ અને પ્રતિકૂળ વસ્તુ, વ્યક્તિ, ઘટના, પરિસ્થિતિ વગેરેથી વિકાર થવાની સંભાવના રહે છે, અને સાધારણ લોકોમાં વિકાર થતો હોય છે, તે તે અનુકૂળ-પ્રતિકૂળ વસ્તુ વગેરે ક્યાંય પણ, ક્યારેય પણ અને કોઈ રીતે પણ પ્રાપ્ત થવા છતાં તેને હર્ષ કે દ્વેષ નથી થતો.

**'તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા'** – તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે, એકરસ અને એકરૂપ છે. સાધનાવસ્થામાં તેની જે વ્યવસાયાત્મિકા બુદ્ધિ હતી, તે હવે પરમાત્મામાં અચલ-અટલ બની ગઈ છે. તેની બુદ્ધિમાં આ વિવેક, પૂર્ણ રૂપે જાગ્રત થઈ ગયો છે કે સંસારમાં સારા-માઠા સાથે વાસ્તવમાં મારો કોઈ પણ સંબંધ નથી. કારણ કે આ સારા-માઠા અવસરો તો બદલાવાવાળા છે, પરંતુ મારું સ્વરૂપ બદલાવાવાળું નથી;

આથી બદલાવાવાળાની સાથે નહિ બદલાવાવાળાનો સંબંધ કેવી રીતે હોઈ શકે?

વાસ્તવમાં જોવામાં આવે તો ફરક ન તો સ્વરૂપમાં પડે છે અને ન તો શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિમાં. કારણ કે પોતાનું જે સ્વરૂપ છે, તેમાં કદી જરા પણ, કોઈ પણ જાતનું પરિવર્તન નથી થતું; અને પ્રકૃતિ તથા પ્રકૃતિનાં કાર્ય શરીર વગેરે સ્વાભાવિક જ બદલાતાં રહે છે. તો ફરક ક્યાં પડે છે? શરીર વગેરે સાથે તાદાત્મ્ય થવાને કારણે બુદ્ધિમાં ફરક પડે છે. જ્યારે આ તાદાત્મ્ય દૂર થઈ જાય છે, ત્યારે બુદ્ધિમાં જે ફરક પડતો હતો, તે દૂર થાય છે અને બુદ્ધિ પ્રતિષ્ઠિત થઈ જાય છે.

બીજો ભાવ એ છે કે કોઈની બુદ્ધિ ગમે તેટલી તીવ્ર ભલેને હોય અને તે પોતાની બુદ્ધિ વડે પરમાત્માની બાબતમાં ગમે તેટલો વિચાર ભલેને કરે, પણ તે પરમાત્માને પોતાની બુદ્ધિની અંતર્ગત નથી લાવી શકતો. કારણ કે બુદ્ધિ સીમિત છે અને પરમાત્મા અસીમ-અનંત છે. પરંતુ તે અસીમ પરમાત્મામાં જ્યારે બુદ્ધિ લીન થઈ જાય છે, ત્યારે એ સીમિત બુદ્ધિમાં પરમાત્મા સિવાય બીજી કોઈ સત્તા જ નથી રહેતી – આ જ બુદ્ધિનું પરમાત્મામાં પ્રતિષ્ઠિત થવું છે.

કર્મયોગી ક્રિયાશીલ હોય છે. આથી ભગવાને છપ્પનમા શ્લોકમાં કર્મની સિદ્ધિ-અસિદ્ધિમાં નિસ્પૃહ અને ઉદ્વેગરહિત થવાની વાત કહી, તથા આ શ્લોકમાં પ્રારબ્ધ પ્રમાણે પોતાની મેળે અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થતાં અભિનંદન અને દ્વેષથી રહિત થવાની વાત કહે છે.

—■—

***સંબંધ*** *– હવે ભગવાન આગળના શ્લોકથી 'સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બેસે છે?' એ ત્રીજા પ્રશ્નના ઉત્તરનો આરંભ કરે છે.*

**યદા સંહરતે ચાયં કૂર્મોઽઙ્ગાનીવ સર્વશઃ ।**
**ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ઇવ, ચ** | = જે રીતે | | (એ જ રીતે) | **ઇન્દ્રિયાણિ** | = ઇન્દ્રિયોને (બધી રીતે હઠાવી લે છે, ત્યારે) |
| **કૂર્મઃ** | = કાચબો | **યદા** | = જ્યારે | | |
| **સર્વશઃ** | = બધી બાજુથી (પોતાનાં) | **અયમ્** | = આ (કર્મયોગી) | **તસ્ય** | = તેની |
| **અઙ્ગાનિ** | = અંગોને | | | **પ્રજ્ઞા** | = બુદ્ધિ |
| **સંહરતે** | = સમેટી લે છે, | **ઇન્દ્રિયાર્થેભ્યઃ** | = ઇન્દ્રિયોના વિષયોથી | **પ્રતિષ્ઠિતા** | = સ્થિર થઈ જાય છે. |

***ટીકા*** – **'યદા સંહરતે... પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા'** – અહીં કાચબાનું દૃષ્ટાંત આપવાનું તાત્પર્ય એ છે કે જ્યારે કાચબો ચાલે છે, ત્યારે તેનાં છ અંગો દેખાય છે – ચાર પગ, એક પૂંછડી અને એક મસ્તક પરંતુ જ્યારે તે પોતાનાં અંગોને સમટી લે છે, ત્યારે કેવળ તેની પીઠ જ દેખાય છે. તેવી જ રીતે સ્થિતપ્રજ્ઞ પણ પાંચ ઇન્દ્રિયો અને એક મન – આ છયેને પોત-પોતાના વિષયોથી હઠાવી લે છે. જો તેનો ઇન્દ્રિયો વગેરે સાથે કિંચિત્માત્ર પણ માનસિક સંબંધ ચાલુ રહે, તો તે સ્થિતપ્રજ્ઞ નથી.

અહીં **'સંહરતે'** ક્રિયા આપવાનું તાત્પર્ય એ છે કે તે સ્થિતપ્રજ્ઞ વિષયોથી ઇન્દ્રિયોને હઠાવી લે છે અર્થાત્ તે મનથી પણ વિષયોનું ચિંતન નથી કરતો.

આ શ્લોકમાં **'યદા'** પદ તો આપ્યું છે, પણ **'તદા'** પદ નથી આપ્યું. જોકે **'યત્તદોર્નિત્યસમ્બન્ધઃ'** પ્રમાણે જ્યાં **'યદા'** આવે છે, ત્યાં **'તદા'**નો અધ્યાહાર લેવામાં આવે છે અર્થાત્ **'યદા'** પદની અંતર્ગત જ **'તદા'** પદ આવી જાય છે, તોપણ અહીં **'તદા'** પદનો ઉપયોગ નહિ કરવાનું એક ગહન તાત્પર્ય એ છે કે ઇન્દ્રિયોના પોત-પોતાના વિષયોથી સર્વથા હઠી જવાથી સ્વતઃસિદ્ધ તત્ત્વનો જે અનુભવ થાય છે, તે કાળને આધીન, કાળની મર્યાદામાં નથી. કારણ કે તે અનુભવ કોઈ ક્રિયા અથવા ત્યાગનું ફળ નથી અને તે અનુભવ, ઉત્પન્ન થવાવાળી વસ્તુ પણ નથી. તેથી અહીં કાળવાચક પદ **'તદા'** પદ આપવાની જરૂર નથી. તેની જરૂર તો ત્યાં હોય છે, જ્યાં કોઈ વસ્તુ કોઈ વસ્તુને આધીન હોય છે. જેવી રીતે આકાશમાં સૂર્ય હોવા છતાં આંખો બંધ કરી દેવાથી સૂર્ય નથી દેખાતો અને આંખો ખોલતાંની સાથે જ સૂર્ય દેખાય છે, તો અહીં સૂર્ય અને આંખોમાં કાર્ય-કારણનો સંબંધ નથી અર્થાત્ આંખો ખોલવાથી સૂર્ય પેદા નથી થયો. સૂર્ય તો પહેલેથી જેવો હતો તેવો જ છે. આંખો બંધ કરતાં પહેલાં પણ સૂર્ય તેવો જ છે અને આંખો બંધ કર્યા પછી પણ સૂર્ય તેવો જ છે. કેવળ આંખો બંધ કરવાથી આપણને તેનો અનુભવ નહોતો થયો. તેવી જ રીતે અહીં ઇન્દ્રિયોને વિષયોથી હઠાવતાં સ્વતઃસિદ્ધ પરમાત્માનો જે અનુભવ થયો છે, તે અનુભવ મનસહિત ઇન્દ્રિયોનો વિષય નથી. તાત્પર્ય એ છે કે તે સ્વતઃસિદ્ધ તત્ત્વ

ભોગો (વિષયો)ની સાથે સંબંધ રાખવા છતાં અને ભોગોને ભોગવતા હોવા છતાં પણ તેવું જ છે, પરંતુ ભોગોની સાથે સંબંધરૂપી પડદો રહેવાથી તેનો અનુભવ નથી થતો, અને આ પડદો હઠી જતાંની સાથે જ તેનો અનુભવ થઈ જાય છે.

—■—

*સંબંધ – કેવળ ઇન્દ્રિયોનું વિષયોથી હઠી જવું એ જ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ નથી – આને આગળના શ્લોકમાં બતાવે છે.*

**વિષયા વિનિવર્તન્તે નિરાહારસ્ય દેહિનઃ।**
**રસવર્જં રસોઽપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે ॥૫૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **નિરાહારસ્ય** | = નિરાહારી (ઇન્દ્રિયોને વિષયોથી હઠાવવાવાળા) | | (પરંતુ) | | પુરુષનો (તો) |
| | | **રસવર્જમ્** | = રસ નિવૃત્ત નથી થતો; (પરંતુ) | **રસઃ** | = રસ |
| | | | | **અપિ** | = પણ |
| **દેહિનઃ** | = પુરુષના (પણ) | **પરમ્** | = પરમાત્મતત્ત્વનો | **નિવર્તતે** | = નિવૃત્ત થઈ જાય છે અર્થાત્ તેની સંસારમાં રસબુદ્ધિ રહેતી નથી. |
| **વિષયાઃ** | = વિષયો તો | **દૃષ્ટ્વા** | = સાક્ષાત્કાર કરીને | | |
| **વિનિવર્તન્તે** | = નિવૃત્ત થઈ જાય છે, | **અસ્ય** | = આ સ્થિતપ્રજ્ઞ | | |

*ટીકા* – **'વિષયા વિનિવર્તન્તે નિરાહારસ્ય દેહિનઃ રસવર્જમ્'** – મનુષ્ય નિરાહાર બે રીતે થાય છે – (૧) પોતાની ઇચ્છાથી ભોજનનો ત્યાગ કરી દેવો અથવા બીમારી આવવાથી ભોજનનો ત્યાગ થઈ જવો અને (૨) સઘળા વિષયોનો ત્યાગ કરીને એકાંતમાં બેસવું અર્થાત્ ઇન્દ્રિયોને વિષયોથી હઠાવી લેવી.

અહીં ઇન્દ્રિયોને વિષયોથી હઠાવવાવાળા સાધકને માટે જ **'નિરાહારસ્ય'** પદ આવ્યું છે.

રોગીના મનમાં આ વાત રહે છે કે શું કરું, શરીરમાં પદાર્થોનું સેવન કરવાનું સામર્થ્ય નથી, એમાં મારી પરવશતા છે; પરંતુ જ્યારે હું સાજો થઈ જઈશ, શરીરમાં શક્તિ આવી જશે, ત્યારે હું પદાર્થોનું સેવન કરીશ. આ રીતે તેના અંતરમાં રસબુદ્ધિ રહે છે. એવી જ રીતે ઇન્દ્રિયોને વિષયોથી હઠાવતાં વિષયો તો નિવૃત્ત થઈ જાય છે, પણ સાધકની અંદર વિષયો પ્રત્યે જે રસબુદ્ધિ ને સુખબુદ્ધિ રહેલ છે, તે જલદી નિવૃત્ત નથી થતી.

જેમનો સ્વાભાવિક રીતે જ વિષયોમાં રાગ નથી અને જેઓ તીવ્ર વૈરાગ્યવાન છે, તેવા સાધકોની રસબુદ્ધિ સાધનાવસ્થામાં જ નિવૃત્ત થઈ જાય છે, પરંતુ જેઓ તીવ્ર વૈરાગ્ય વિના જ વિચારપૂર્વક સાધનામાં લાગી ગયા છે; તેવા જ સાધકોને માટે આ કહેવામાં આવ્યું છે કે વિષયોનો ત્યાગ કરી દેવા છતાં પણ તેમની રસબુદ્ધિ નિવૃત્ત નથી થતી.

**'રસોઽપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે'** – આ સ્થિતપ્રજ્ઞની રસબુદ્ધિ પરમાત્માનો અનુભવ થઈ જવાથી નિવૃત્ત થઈ જાય છે. રસબુદ્ધિ નિવૃત્ત થવાથી તે સ્થિતપ્રજ્ઞ થઈ જ જાય છે – આ નિયમ નથી. પરંતુ સ્થિતપ્રજ્ઞ થવાથી રસબુદ્ધિ નથી રહેતી – આ નિયમ છે.

**'રસોઽપ્યસ્ય'** – પદથી આ તાત્પર્ય નીકળે છે કે રસબુદ્ધિ સાધકની અહંતામાં અર્થાત્ 'હું' પણામાં રહે છે. આ રસબુદ્ધિ સ્થૂળરૂપે રાગનું રૂપ ધારણ કરી લે છે. આથી સાધકે પોતાની અહંતામાંથી જ રસને કાઢી નાખવો જોઈએ કે 'હું તો નિષ્કામ છું; રાગ રાખવો, કામના કરવી એ મારું કામ નથી.' આ રીતે નિષ્કામભાવ આવી જવાથી અથવા નિષ્કામ થવાનો ઉદ્દેશ્ય થવાથી રસબુદ્ધિ નથી રહેતી, અને પરમાત્મતત્ત્વનો અનુભવ થવાથી રસની સર્વથા નિવૃત્તિ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** ભોગોની સત્તા અને મહત્તા માનવાથી અંતઃકરણમાં ભોગોના પ્રતિ એક સૂક્ષ્મ ખેંચાણ, પ્રેમ, મીઠાશ પેદા થાય છે, તેનું નામ 'રસ' છે. કોઈ લોભી માણસને રૂપિયા મળી જાય અને કામી વ્યક્તિને સ્ત્રી મળી જાય, તો તેના અંતરમાં પ્રસન્નતા જન્મે છે, એ જ 'રસ' છે. ભોગ ભોગવ્યા પછી માણસ કહે છે કે 'ખૂબ મજા આવી' - આ એ રસની સ્મૃતિ છે. આ રસ અહમ્ (ચિજ્જડગ્રન્થિ)માં રહે છે. આ રસનું સ્થૂળરૂપ રાગ, સુખાસક્તિ છે.

જ્યાં સુધી સંયોગજન્ય સુખમાં રસબુદ્ધિ રહે છે ત્યાં સુધી પ્રકૃતિ અને તેનાં કાર્ય (ક્રિયા, પદાર્થ અને વ્યક્તિ)ની પરાધીનતા રહે જ છે. રસબુદ્ધિ નિવૃત્ત થવાથી પરાધીનતા સંપૂર્ણપણે નષ્ટ થઈ જાય છે, ભોગોના સુખની પરવશતા રહેતી નથી, અંદરથી ભોગોની ગુલામી રહેતી નથી.

જ્યાં સુધી અંતઃકરણમાં સહેજ પણ ભોગોની સત્તા અને મહત્ત્વ રહે છે, ભોગોમાં રસવૃત્તિ રહે છે, ત્યાં સુધી પરમાત્માનો અલૌકિક રસ પ્રગટ થતો નથી. પરમાત્માના અલૌકિક રસની તો વાત જ ક્યાં છે, પરમાત્માની પ્રાપ્તિ કરવી છે - આવો નિશ્ચય પણ થતો નથી. (ગીતા ૨/૪૪). બહારથી ઇન્દ્રિયોનો વિષયો સાથે સંબંધ-વિચ્છેદ કરવાથી અર્થાત્ ભોગોનો ત્યાગ કરવાથી અંદર રહેલી રસવૃત્તિ જતી નથી. તત્ત્વબોધ થવાથી આ રસવૃત્તિ સુકાઈ જાય છે. નિવૃત્ત થઈ જાય છે – **'પરં દૃષ્ટ્વા નિવર્તતે.'** તાત્પર્ય એ છે કે, જ્યારે સંસારથી પોતાની ભિન્નતા અને પરમાત્માથી પોતાની અભિન્નતાનો અનુભવ થઈ જાય છે, ત્યારે નાશવાન (સંયોગજન્ય) રસની નિવૃત્તિ થઈ જાય છે. નાશવાન રસની નિવૃત્તિ થતાં અવિનાશી (અખંડ) રસ જાગૃત થઈ જાય છે.

તત્ત્વબોધ થતાં તો રસ સંપૂર્ણપણે નષ્ટ થઈ જ જાય છે, પરંતુ તત્ત્વબોધ થવાના પહેલાં પણ તેની ઉપેક્ષાથી, વિચારથી, સત્સંગથી, સંતકૃપાથી પણ રસ નિવૃત્ત થઈ શકે છે. જેમની રસબુદ્ધિ નિવૃત્ત થઈ ચૂકી છે એવા તત્ત્વજ્ઞાની મહાપુરુષના સંગથી પણ રસવૃત્તિ નિવૃત્ત થઈ જાય છે.

કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિયોગ - ત્રણ સાધનોથી નાશવાન રસની નિવૃત્તિ થઈ જાય છે. જેમ જેમ કર્મયોગમાં સેવાનો રસ, જ્ઞાનયોગમાં તત્ત્વના અનુભવનો રસ અને ભક્તિયોગમાં પ્રેમનો રસ મળવા લાગે છે. તેમ - તેમ નાશવાન રસ આપમેળે છૂટવા માંડે છે, જેમ કે બાળપણમાં રમકડાંમાં રસ પડતો હતો, પરંતુ મોટા થતાં જ્યારે રૂપિયા-પૈસામાં રસ પડવા માંડે છે, ત્યારે રમકડાંનો રસ આપમેળે છૂટી જાય છે. એ જ રીતે સાધનામાં રસ પડતાં, ભોગોનો રસ આપમેળે છૂટી જાય છે.

રસબુદ્ધિના અસ્તિત્વમાં જ્યારે ભોગોની પ્રાપ્તિ થાય છે, ત્યારે માણસનું મન પીગળી જાય છે, તથા તે ભોગોને વશ થઈ જાય છે. પરંતુ રસબુદ્ધિ નિવૃત્ત થયા પછી જ્યારે ભોગોની પ્રાપ્તિ થાય છે, ત્યારે તત્ત્વજ્ઞ મહાપુરુષના મનમાં લેશમાત્ર પણ કોઈ વિકાર પેદા થતો નથી. (ગીતા ૨/૭૦). તેની અંદર એવી કોઈ વૃત્તિ પેદા થતી નથી કે ભોગો તેને પોતા તરફ ખેંચી શકે. જેમ પશુની આગળ રૂપિયાનો થેલો મૂકી દો તો તેમાં લોભવૃત્તિ પેદા નહીં થાય અને સુંદર સ્ત્રીને જોઈને તેમાં કામવૃત્તિ પેદા નહીં થાય. પશુ તો રૂપિયા કે સ્ત્રી, કોઈને જાણતું જ નથી, પરંતુ તત્ત્વજ્ઞ મહાપુરુષ તો રૂપિયાને પણ જાણે છે અને સ્ત્રીને પણ જાણે (ગીતા ૨/૬૯) છે છતાં પણ તેનામાં લોભવૃત્તિ કે કામવૃત્તિ પેદા થતી નથી. જેમ આપણે આંગળીથી શરીરના કોઈ ભાગને ખંજવાળીએ છીએ તો ખુજલી મટ્યા પછી આંગળીમાં કોઈ ફરક પડતો નથી. તેમાં કોઈ વિકૃતિ આવતી નથી. એ જ રીતે ઇન્દ્રિયોથી વિષયોનું સેવન કરવા છતાં તત્ત્વજ્ઞના ચિત્તમાં કોઈ વિકાર થતો નથી, તે જેમ છે તેમ નિર્વિકાર રહે છે. કારણ કે રસવૃત્તિ નિવૃત્ત થઈ જવાથી તે પોતાના સુખ માટે કોઈ વિષયમાં પ્રવૃત્ત થતો જ નથી. તેની દરેક પ્રવૃત્તિ બીજાનાં હિત અને સુખ માટે જ હોય છે. પોતાના સુખ માટે કરવામાં આવેલું વિષયોનું ચિંતન પણ પતન કરનારું બની જાય છે. (ગીતા ૨/૬૨-૬૩). અને વિષયોનું સેવન પણ પોતાના સુખ માટે ન હોય તો બંધનકારક થતું નથી. (ગીતા ૨/૬૪-૬૫)

નાશવાન રસ તરત ઉત્પન્ન થાય છે, અને વધારે સમય ટકતો નથી. સ્ત્રી, ધન વગેરેની પ્રાપ્તિ સમયે જે રસ પડે છે, તે પછી રહેતો નથી. ભોજન મળે, ત્યારે જે રસ પડે છે, તે પ્રત્યેક કોળિયે ઓછો થતો જાય છે અને છેવટે પૂરેપૂરો જતો રહે છે અને ભોજનથી અરુચિ પેદા થાય છે, પરંતુ અવિનાશી રસ ક્યારેય ઓછો થતો નથી, બલ્કે જેમનો તેમ (અખંડ) રહે છે. નાશવાન રસનો ભોગ કરવાથી પરિણામે જડતા, અભાવ, શોક, રોગ, ભય, ઉદ્વેગ વગેરે અનેક વિકારો પેદા થાય છે. આ વિકારોથી ભોગી માણસ બચી શકતો નથી, કારણ કે આ ભોગોનું અવશ્યંભાવિ (અપરિહાર્ય) પરિણામ છે. તેથી ભગવાને દુઃખોનું દર્શન કરવાની વાત કહી છે - **'દુઃખદોષાનુદર્શનમ્'** (ગીતા ૧૩/૮). કામ વગેરે દોષોથી મુક્ત થયા પછી જ મનુષ્ય પોતાના કલ્યાણનું આચરણ કરી શકે છે (ગીતા ૧૬/૨૧-૨૨).



***સંબંધ*** *– રસની નિવૃત્તિ ન થાય તો કઈ આપત્તિ આવે છે? આને આગળના શ્લોકમાં બતાવે છે.*

**યતતો હ્યપિ કૌન્તેય પુરુષસ્ય વિપશ્ચિતઃ ।**
**ઇન્દ્રિયાણિ પ્રમાથીનિ હરન્તિ પ્રસભં મનઃ ॥ ૬૦॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **હિ** | = કારણ કે | **વિપશ્ચિતઃ** | = બુદ્ધિમાન | | | | (આ) |
| **કૌન્તેય** | = હે કુન્તીપુત્ર! (રસબુદ્ધિ રહેવાથી) | **પુરુષસ્ય, અપિ** | = મનુષ્યની પણ | | **ઇન્દ્રિયાણિ** | | = ઇન્દ્રિયો |
| | | **પ્રમાથીનિ** | = મંથન કરી નાખવાના સ્વભાવની | | **મનઃ** | | = (તેના) મનને |
| | | | | | **પ્રસભમ્** | | = બળપૂર્વક |
| **યતતઃ** | = યત્ન કરવા છતાં | | | | **હરન્તિ** | | = હરી લે છે. |

*ટીકા* – **'યતતો હ્યપિ... પ્રસભં મનઃ'**[1] – જે પોતે યત્ન કરે છે, સાધના કરે છે, દરેક કામને વિવેકપૂર્વક કરે છે, આસક્તિ અને ફળેચ્છાનો ત્યાગ કરે છે, બીજાઓનું હિત થાય, બીજાઓને સુખ પહોંચે, બીજાઓનું કલ્યાણ થાય – એવો ભાવ રાખે છે અને એવી ક્રિયા પણ કરે છે, જે સ્વયં કર્તવ્ય-અકર્તવ્ય અને સાર-અસારને જાણે છે અને કયાં કયાં કર્મો કરવાથી તેનું શું શું પરિણામ આવે છે – તેને પણ જાણવાવાળો છે, એવા વિદ્વાન પુરુષને માટે અહીં **'યતતો હ્યપિ પુરુષસ્ય વિપશ્ચિતઃ'** પદો આવ્યાં છે. પ્રયત્ન કરવાવાળા એવા વિદ્વાન પુરુષની પણ પ્રમથનશીલ ઇન્દ્રિયો તેના મનને બળપૂર્વક હરી લે છે, વિષયોની તરફ ખેંચી લે છે અર્થાત્ તે વિષયોની તરફ ખેંચાઈ જાય છે, આકર્ષાઈ જાય છે. આનું કારણ એ છે કે જ્યાં સુધી બુદ્ધિ સર્વથા પરમાત્મતત્ત્વમાં પ્રતિષ્ઠિત (સ્થિત) નથી થતી, બુદ્ધિમાં સંસારની જરા પણ સત્તા રહે છે, વિષયેન્દ્રિય સંબંધથી સુખ થાય છે, ભોગવેલા ભોગોના સંસ્કારો રહે છે, ત્યાં સુધી સાધનપરાયણ બુદ્ધિમાન વિવેકી પુરુષની પણ ઇન્દ્રિયો સર્વથા વશમાં નથી રહેતી. ઇન્દ્રિયોના વિષયો સામે આવતાં ભોગવેલા ભોગોના સંસ્કારોને કારણે ઇન્દ્રિયો મનબુદ્ધિને પરાણે વિષયોની તરફ ખેંચીને લઈ જાય છે. એવા અનેક ઋષિઓનાં ઉદાહરણો પણ આવે છે, જેઓ વિષયો સામે આવતાં વિચલિત થઈ ગયા હોય. આથી સાધકે પોતાની ઇન્દ્રિયો ઉપર કદી પણ 'મારી ઇન્દ્રિયો વશમાં છે' એવો વિશ્વાસ નહિ કરવો જોઈએ.[2] અને કદી પણ આ અભિમાન નહિ કરવું જોઈએ કે 'હું જિતેન્દ્રિય બની ગયો છું.'

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં એ બતાવ્યું કે રસબુદ્ધિ રહેવાથી યત્ન કરનાર વિદ્વાન મનુષ્યની પણ ઇન્દ્રિયો તેના મનને હરી લે છે, જેથી તેની બુદ્ધિ પરમાત્મામાં પ્રતિષ્ઠિત નથી થતી. આથી રસબુદ્ધિને કેવી રીતે દૂર કરવામાં આવે - તેનો ઉપાય આગળના શ્લોકમાં બતાવે છે.*

**તાનિ સર્વાણિ સંયમ્ય યુક્ત આસીત મત્પરઃ ।**
**વશે હિ યસ્યેન્દ્રિયાણિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥ ૬૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યુક્તઃ** | = કર્મયોગી સાધકે | **મત્પરઃ** | = મારા પરાયણ થઈને | **ઇન્દ્રિયાણિ** | = ઇન્દ્રિયો |
| **તાનિ** | = એ | **આસીત** | = બેસવું; | **વશે** | = વશમાં હોય છે, |
| **સર્વાણિ** | = સમસ્ત ઇન્દ્રિયોને | **હિ** | = કેમકે | **તસ્ય** | = તેની (જ) |
| **સંયમ્ય** | = વશમાં કરીને | **યસ્ય** | = જે સાધકની | **પ્રજ્ઞા** | = બુદ્ધિ |
| | | | | **પ્રતિષ્ઠિતા** | = સ્થિર છે. |

*ટીકા* – **'તાનિ સર્વાણિ સંયમ્ય યુક્ત આસીત મત્પરઃ'** – જે બળપૂર્વક મનનું હરણ કરવાવાળી ઇન્દ્રિયો છે, તે બધીને વશમાં કરીને અર્થાત્ સજાગતાપૂર્વક તેઓને કદી પણ વિષયોમાં વિચલિત નહિ થવા દઈને સ્વયં મારા પરાયણ થઈ જવું. તાત્પર્ય એ થયું કે જ્યારે સાધક ઇન્દ્રિયોને વશમાં કરે છે, ત્યારે તેનામાં પોતાના બળનું અભિમાન રહે છે કે મેં ઇન્દ્રિયોને

૧. અહીં ભગવાને ઇન્દ્રિયોને **'પ્રમાથીનિ'** કહી છે અને છઠ્ઠા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં અર્જુને મનને **'પ્રમાથિ'** કહ્યું છે. આથી ઇન્દ્રિયો અને મન બન્ને પ્રમથનશીલ છે. તેવી જ રીતે અહીં બતાવ્યું કે ઇન્દ્રિયો મનને હરી લે છે અને આગળ આ જ અધ્યાયના સડસઠમા શ્લોકમાં બતાવ્યું છે કે મન બુદ્ધિને હરી લે છે અર્થાત્ અહીં તો ઇન્દ્રિયોની પ્રબળતા બતાવી છે અને ત્યાં મનની પ્રબળતા બતાવી છે. તાત્પર્ય એ નીકળ્યું કે સાધકે આ બન્નેનું સંયમન કરવું જોઈએ, ત્યારે જ તે સંયમી બની શકે છે.

૨. **માત્રા સ્વસ્રા દુહિત્રા વા ન વિવિક્તાસનો ભવેત્ । બલવાનિન્દ્રિયગ્રામો વિદ્વાંસમપિ કર્ષતિ ॥** (મનુસ્મૃતિ, ૨/૨૧૫)
'મનુષ્યે માતા, બહેન અથવા પુત્રીની સાથે પણ એકાંતમાં બેસવું જોઈએ નહિ; કેમકે બળવાન ઇન્દ્રિયસમૂહ વિદ્વાનને પણ પોતાના વશમાં કરી લે છે.'

પોતાના વશમાં કરી છે. આ અભિમાન સાધકને ઉન્નત નથી થવા દેતું અને તેને ભગવાનથી વિમુખ બનાવી દે છે. આથી સાધકે ઇન્દ્રિયોનું સંયમન કરવામાં કદી પણ પોતાના બળનું અભિમાન ના કરવું, તેમાં પોતાના પ્રયત્નને કારણ ના માનવું, ઊલટું કેવળ ભગવત્કૃપાને જ કારણ માનવું કે મને ઇન્દ્રિયોના સંયમનમાં જે સફળતા મળી છે, તે કેવળ ભગવત્કૃપાથી જ મળી છે. આ રીતે કેવળ ભગવાનને પરાયણ થવાથી તેની સાધના સિદ્ધ થઈ જાય છે.

અહીં **'મત્પરઃ'** કહેવાનો હેતુ એ છે કે માનવશરીરનું મળવું, સાધનામાં રુચિ થવી, સાધનામાં જોડાવું, સાધનાનું સિદ્ધ થવું - એ બધાં ભગવાનની કૃપા ઉપર જ નિર્ભર છે. પરંતુ અભિમાનને કારણે મનુષ્યનું એ તરફ ધ્યાન ઓછું જાય છે. કર્મયોગીમાં તો કર્મ કરવાની જ પ્રધાનતા રહે છે અને તેમાં તે પોતાનો જ પુરુષાર્થ માનતો રહે છે. આથી ભગવાન વિશેષ કૃપા કરીને કર્મયોગી સાધકને માટે પણ પોતાને પરાયણ બનવાની વાત કહી રહ્યા છે.

ભગવાનને પરાયણ બનવાનું તાત્પર્ય એ છે કે - કેવળ ભગવાનમાં જ મહત્ત્વબુદ્ધિ હોય કે ભગવાન જ મારા છે અને હું ભગવાનનો છું. સંસાર મારો નથી, હું સંસારનો નથી. કારણ કે ભગવાન જ નિરંતર મારી સાથે રહે છે; સંસાર મારી સાથે રહેતો જ નથી. આ રીતે સાધકનું 'હું પણું' કેવળ ભગવાનમાં જ લાગેલું રહે.

કર્મયોગનો વિષય હોવાથી અહીં ભગવાને કર્મયોગ પ્રમાણે ઉપાય બતાવવો જોઈતો હતો. પરંતુ ગીતાનું અધ્યયન કરવાથી એવું માલૂમ પડે છે કે સાધનની સફળતામાં માત્ર ભગવત્પરાયણતા જ કારણ છે. આથી ગીતામાં ભગવત્પરાયણતાનો ઘણો જ મહિમા ગવાયો છે; જેમ કે જેટલા પણ યોગીઓ છે, તે બધા યોગીઓમાં શ્રદ્ધા-પ્રેમપૂર્વક મારા પરાયણ થઈને મારું ભજન કરવાવાળા શ્રેષ્ઠ છે (ગીતા અ. ૬/૪૭) વગેરે વગેરે.

**'વશે હિ યસ્યેન્દ્રિયાણિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા'** – પહેલાં ઓગણસાઠમા શ્લોકમાં ભગવાને એવું કહ્યું કે ઇન્દ્રિયોનો વિષયોથી સંબંધ-વિચ્છેદ થવા છતાં પણ સ્થિતપ્રજ્ઞતા નથી આવતી, અને આ શ્લોકમાં કહે છે કે જેની ઇન્દ્રિયો વશમાં હોય છે, તે સ્થિતપ્રજ્ઞ છે. આનું તાત્પર્ય એ છે કે ત્યાં (અ. ૨/૫૯)માં ઇન્દ્રિયોનો વિષયોથી સંબંધ-વિચ્છેદ થવા છતાં પણ અંતરમાં રસબુદ્ધિ રહેલી છે; તેથી ઇન્દ્રિયો વશમાં નથી. પરંતુ અહીં સ્થિતપ્રજ્ઞ પુરુષની ઇન્દ્રિયો વશમાં છે અને તેની રસબુદ્ધિ નિવૃત્ત થઈ ગઈ છે. એટલા માટે એ નિયમ નથી કે ઇન્દ્રિયોનો વિષયોથી સંબંધ-વિચ્છેદ થવાથી તે સ્થિતપ્રજ્ઞ થઈ જ જશે; કેમકે તેનામાં રસબુદ્ધિ રહી શકે છે. પરંતુ આ નિયમ છે કે સ્થિતપ્રજ્ઞ થવાથી ઇન્દ્રિયો વશમાં થઈ જ જશે.

**પરિશિષ્ટ ભાવ :** કર્મયોગના સાધક માટે પણ ભગવાને **'મત્પરઃ'** પદથી પોતાને પરાયણ થવાની વાત કહી છે, આ ભક્તિની વિશેષતા છે! કારણ કે ભગવાનમાં તલ્લીન થયા વિના ઇન્દ્રિયોનું સર્વથા વશમાં થવું મુશ્કેલ છે.

કર્મયોગમાં ત્યાગ છે અને ત્યાગથી શાંતિ, સુખ મળે છે, પરંતુ આ પ્રાપ્તિનું સુખ નથી. બલ્કે દુઃખ (અશાંતિ) મટી ગયું, તેનું સુખ છે, જ્યારે ભક્તિમાં પ્રાપ્તિનું સુખ મળે છે. તેથી ભક્તિનું (પ્રેમનું) સુખ મળ્યા વિના ઇન્દ્રિયો પૂરી રીતે વશમાં થતી નથી. બીજી વાત, કર્મયોગમાં અત્યંત વૈરાગ્ય થવાથી ઇન્દ્રિયો વશમાં થાય છે, પરંતુ ભક્તિમાં (ભગવાન - પરાયણ થવાથી) ઓછા વૈરાગ્યથી પણ ઇન્દ્રિયો સહેલાઈથી વશમાં થઈ જાય છે. તેથી ભગવાને **'મત્પરઃ'** પદ આપ્યું છે.

—■—

***સંબંધ*** *– ભગવાનને પરાયણ થવાથી તો ઇન્દ્રિયો વશમાં થઈને રસબુદ્ધિ નિવૃત્ત થઈ જ જશે, પરંતુ ભગવદ્‌–પરાયણ નહિ થવાથી શું થાય છે – એ વિષે આગળના બે શ્લોકો કહે છે.*

**ધ્યાયતો વિષયાન્પુંસઃ સઙ્ગસ્તેષૂપજાયતે ।**
**સઙ્ગાત્સંજાયતે કામઃ કામાત્ક્રોધોઽભિજાયતે ॥ ૬૨॥**

**ક્રોધાદ્ભવતિ સમ્મોહઃ સમ્મોહાત્સ્મૃતિવિભ્રમઃ ।**
**સ્મૃતિભ્રંશાદ્‌બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ ॥ ૬૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **વિષયાન્** | = વિષયોનું | **તેષુ** | = તે વિષયોમાં | **સઙ્ગાત્** | = આસક્તિથી |
| **ધ્યાયતઃ** | = ચિંતન કરનારા | **સઙ્ગઃ** | = આસક્તિ | **કામઃ** | = કામના |
| **પુંસઃ** | = મનુષ્યની | **ઉપજાયતે** | = જન્મે છે, | **સઞ્જાયતે** | = ઉત્પન્ન થાય છે. |

**કામાત્** = કામનામાં (વિઘ્ન આવવાથી)
**ક્રોધઃ** = ક્રોધ
**અભિજાયતે** = જન્મે છે.
**ક્રોધાત્** = ક્રોધથી
**સમ્મોહઃ** = મોહ (મૂઢતા)
**ભવતિ** = આવે છે.
**સમ્મોહાત્** = મૂઢતાથી
**સ્મૃતિવિભ્રમઃ** = સ્મૃતિ ભ્રષ્ટ થઈ જાય છે.
**સ્મૃતિભ્રંશાત્** = સ્મૃતિ ભ્રષ્ટ થવાથી
**બુદ્ધિનાશઃ** = બુદ્ધિ અર્થાત્ વિવેક નાશ પામે છે.
**બુદ્ધિનાશાત્** = બુદ્ધિનો નાશ થવાથી (મનુષ્યનું)
**પ્રણશ્યતિ** = પતન થાય છે.

*ટીકા* – **'ધ્યાયતો વિષયાન્પુંસઃ સઙ્ગસ્તેષૂપજાયતે'** – ભગવાનને પરાયણ નહિ થવાથી, ભગવાનનું ચિંતન નહિ થવાથી વિષયોનું જ ચિંતન થાય છે. કારણ કે જીવની એક તરફ પરમાત્મા છે અને બીજી તરફ સંસાર છે. જ્યારે તે પરમાત્માનો આશ્રય છોડી દે છે, ત્યારે તે સંસારનો આશ્રય લઈને સંસારનું જ ચિંતન કરે છે; કેમ કે સંસાર સિવાય ચિંતનનો કોઈ બીજો વિષય રહેતો જ નથી. આ રીતે ચિંતન કરતાં-કરતાં મનુષ્યની તે વિષયોમાં આસક્તિ, રાગ અને પ્રીતિ ઉત્પન્ન થઈ જાય છે. આસક્તિ પેદા થવાથી મનુષ્ય તે વિષયોનું સેવન કરે છે. વિષયોનું સેવન ચાહે માનસિક હોય કે ચાહે શારીરિક હોય, તેનાથી જે સુખ થાય છે, તેનાથી વિષયોમાં પ્રીતિ પેદા થાય છે. પ્રીતિથી તે વિષયોનું વારંવાર ચિંતન થવા લાગે છે. હવે તે વિષયનું સેવન કરે કે ચાહે ન કરે, પરંતુ વિષયોમાં રાગ પેદા થઈ જ જાય છે - આ નિયમ છે.

**'સઙ્ગાત્સઞ્જાયતે કામઃ'** – વિષયોમાં રાગ પેદા થવાથી તે વિષયોને (ભોગોને) પ્રાપ્ત કરવાની કામના પેદા થઈ જાય છે કે તે ભોગો, વસ્તુઓ મને મળે.

**'કામાત્ક્રોધોઽભિજાયતે'** – કામનાને અનુકૂળ પદાર્થો મળતા રહેવાથી 'લોભ' પેદા થઈ જાય છે; અને કામનાપૂર્તિની સંભાવના થઈ રહી હોય, પરંતુ તેમાં કોઈ વિઘ્ન નાખે છે, તો તેના ઉપર 'ક્રોધ' આવી જાય છે.

કામના એક એવી ચીજ છે, જેમાં વિઘ્ન પડવાથી ક્રોધ પેદા થઈ જ જાય છે. વર્ણ, આશ્રમ, ગુણ, યોગ્યતા વગેરેને લીધે પોતાનામાં જે સારાપણાનું અભિમાન રહે છે, તે અભિમાનમાં પણ પોતાનો આદર, સન્માન વગેરેની કામના રહે છે; તે કામનામાં કોઈ વ્યક્તિ દ્વારા વિઘ્ન પડવાથી પણ ક્રોધ પેદા થઈ જાય છે.

'કામના' રજોગુણી વૃત્તિ છે, 'સંમોહ' તમોગુણી વૃત્તિ છે અને 'ક્રોધ' રજોગુણ તથા તમોગુણની વચ્ચેની વૃત્તિ છે.

ક્યાંય પણ કોઈ પણ વાતને લીધે ક્રોધ આવે, તો તેના મૂળમાં કંઈ ને કંઈ રાગ અવશ્ય હોય છે. જેમ કે, નીતિ-ન્યાયની વિરુદ્ધ કામ કરવાવાળાને જોઈને ક્રોધ આવે, તો નીતિ-ન્યાયમાં રાગ છે. અપમાન-તિરસ્કાર કરવાવાળા ઉપર ક્રોધ આવે તો, માન-સત્કારમાં રાગ છે. નિંદા કરવાવાળા ઉપર ક્રોધ આવે, તો પ્રશંસામાં રાગ છે. દોષારોપણ કરવાવાળા ઉપર ક્રોધ આવે, તો નિર્દોષતાના અભિમાનમાં રાગ છે; વગેરે-વગેરે.

**'ક્રોધાદ્ભવતિ સંમોહઃ'** – ક્રોધથી સંમોહ થાય છે અર્થાત્ મૂઢતા છવાઈ જાય છે. વાસ્તવમાં જોવામાં આવે તો કામ, ક્રોધ, લોભ અને મમતા - આ ચારેયથી સંમોહ થાય છે; જેમકે –

(૧) કામથી જે સંમોહ થાય છે; તેમાં વિવેકશક્તિ ઢંકાઈ જવાથી મનુષ્ય કામને વશીભૂત થઈને નહિ કરવા યોગ્ય કાર્ય પણ કરી બેસે છે.

(૨) ક્રોધથી જે સંમોહ થાય છે, તેમાં મનુષ્ય પોતાના મિત્રો તથા પૂજ્યજનોને પણ ઊલટી-સીધી વાતો કહી બેસે છે અને નહિ કરવા યોગ્ય વર્તાવ પણ કરી બેસે છે.

(૩) લોભથી જે સંમોહ થાય છે, તેમાં મનુષ્યને સત્ય-અસત્ય, ધર્મ-અધર્મ વગેરેનો વિચાર રહેતો નથી, અને તે કપટ કરીને લોકોને ઠગી લે છે.

(૪) મમતાથી જે સંમોહ થાય છે, તેમાં સમભાવ નથી રહેતો, ઊલટાનો પક્ષપાત પેદા થઈ જાય છે.

જો કામ, ક્રોધ, લોભ અને મમતા – આ ચારેયથી સંમોહ થાય છે, તો પછી ભગવાને અહીં કેવળ ક્રોધનું જ નામ શા માટે લીધું? આમાં ઊંડાણથી જોવામાં આવે તો કામ, લોભ અને મમતા-આમાં તો પોતાના સુખભોગ અને સ્વાર્થની વૃત્તિ જાગ્રત રહે છે, પરંતુ ક્રોધમાં બીજાઓનું અનિષ્ટ કરવાની વૃત્તિ જાગ્રત રહે છે. આથી ક્રોધથી જે સંમોહન થાય છે, તે કામ, લોભ અને મમતાથી થનારા સંમોહથી ભયંકર હોય છે. આ દૃષ્ટિએ ભગવાને અહીં કેવળ ક્રોધથી જ સંમોહન થવાનું જણાવ્યું છે.

**'સંમોહાત્સ્મૃતિવિભ્રમઃ'** – મૂઢતા છવાઈ જવાથી સ્મૃતિ નષ્ટ થઈ જાય છે અર્થાત્ શાસ્ત્રોથી અને સદ્‌વિચારોથી જે નિશ્ચય કરવામાં આવ્યો હતો કે, 'આપણે તો આવું કામ કરવું છે, આવું સાધન કરવું છે, પોતાનો ઉદ્ધાર કરવો છે' તેની સ્મૃતિ નષ્ટ થઈ જાય છે, તેની યાદ નથી રહેતી.

**'સ્મૃતિભ્રંશાદ્‌બુદ્ધિનાશઃ'** – સ્મૃતિ નષ્ટ થવાથી

બુદ્ધિમાં પ્રગટ થવાવાળો વિવેક લુપ્ત થઈ જાય છે અર્થાત્ મનુષ્યમાં નવો વિચાર કરવાની શક્તિ નથી રહેતી.

**'બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ'** – વિવેક લુપ્ત થઈ જવાથી મનુષ્ય પોતાની સ્થિતિથી નીચે પડી જાય છે. તેથી આ પતનથી બચવા માટે બધા જ સાધકોએ ભગવાનને પરાયણ થવાની ઘણી મોટી આવશ્યકતા છે.

અહીં વિષયોનું માત્ર ચિંતન કરવાથી રાગ, રાગથી કામ, કામથી ક્રોધ, ક્રોધથી સંમોહ, સંમોહથી સ્મૃતિનાશ, સ્મૃતિનાશથી બુદ્ધિનાશ અને બુદ્ધિનાશથી પતન - આ જે ક્રમ બતાવ્યો છે, તેનું વિવેચન કરવામાં તો સમય લાગે છે, પરંતુ આ બધી વૃત્તિઓ પેદા થવામાં અને તેનાથી મનુષ્યનું પતન થવામાં સમય નથી લાગતો. વીજળીના પ્રવાહની જેમ આ સઘળી વૃત્તિઓ તત્કાળ પેદા થઈને મનુષ્યનું પતન કરાવી દે છે.

—■—

***સંબંધ*** *– હવે ભગવાન આગળના શ્લોકમાં 'સ્થિતપ્રજ્ઞ કેવી રીતે ચાલે છે?' – આ ચોથા પ્રશ્નનો ઉત્તર આપે છે.*

**રાગદ્વેષવિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।**
**આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ ॥ ૬૪॥**

**પ્રસાદે સર્વદુઃખાનાં હાનિરસ્યોપજાયતે ।**
**પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ॥ ૬૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તુ** | =પરંતુ | **ચરન્** | = સેવન કરતો રહીને | **ઉપજાયતે** | = થઈ જાય છે (અને એવા) |
| **વિધેયાત્મા** | =સ્વાધીન અન્તઃકરણ- નો (કર્મયોગી સાધક) | **પ્રસાદમ્** | = (અન્તઃકરણની) નિર્મળતાને | **પ્રસન્નચેતસઃ** | = શુદ્ધ ચિત્તના કર્મયોગીની |
| **રાગદ્વેષવિયુક્તૈઃ** | = રાગદ્વેષ વિનાની | **અધિગચ્છતિ** | = પામે છે. | **બુદ્ધિઃ** | = બુદ્ધિ |
| **આત્મવશ્યૈઃ** | =પોતાના વશમાં કરેલી | **પ્રસાદે** | = (અન્તઃકરણ) નિર્મળ થતાં | **હિ** | = નિઃસંદેહ |
| | | **અસ્ય** | = સાધકના | **આશુ** | = તત્કાળ |
| **ઇન્દ્રિયૈઃ** | =ઇન્દ્રિયો દ્વારા | **સર્વદુઃખાનામ્** | = સર્વ દુઃખોનો | **પર્યવતિષ્ઠતે** | = પરમાત્મામાં સ્થિર થઈ જાય છે. |
| **વિષયાન્** | =વિષયોનું | **હાનિઃ** | = નાશ | | |

***ટીકા*** – **'તુ'** – અગાઉના શ્લોકમાં ભગવાને કહ્યું કે આસક્તિની સાથે વિષયોનું માત્ર ચિંતન કરવાથી પતન થઈ જાય છે, અને અહીં કહે છે કે આસક્તિ ત્યજીને વિષયોનું સેવન કરવાથી ઉત્થાન થઈ જાય છે. ત્યાં તો બુદ્ધિનો નાશ બતાવ્યો અને અહીં બુદ્ધિનું પરમાત્મામાં સ્થિત હોવાનું બતાવ્યું. આ રીતે અગાઉ કહેવામાં આવેલા વિષય કરતાં અહીંના વિષયનો તફાવત બતાવવા માટે અહીં **'તુ'** પદ આવ્યું છે.

**'વિધેયાત્મા'** – સાધકનું અંતઃકરણ પોતાના વશમાં રહેવું જોઈએ. અંતઃકરણને વશીભૂત કર્યા વિના કર્મયોગની સિદ્ધિ નથી થતી, ઊલટાનું કર્મ કરતો હોવાથી વિષયોમાં રાગ થવાની અને પતન થવાની સંભાવના રહે છે. વાસ્તવમાં જોવામાં આવે તો અંતઃકરણને પોતાના વશમાં રાખવાનું દરેક સાધકને માટે આવશ્યક છે. કર્મયોગીને માટે તો તેની વિશેષ આવશ્યકતા છે.

**'આત્મવશ્યૈઃ રાગદ્વેષવિયુક્તૈઃ ઇન્દ્રિયૈઃ'** – જેવી રીતે **'વિધેયાત્મા'** પદ અંતઃકરણને વશમાં કરવાના અર્થમાં વપરાયું છે, તેવી જ રીતે **'આત્મવશ્યૈઃ'** પદ ઇન્દ્રિયોને વશમાં કરવાના અર્થમાં વપરાયું છે. તાત્પર્ય એ છે કે વ્યવહાર કરતી વખતે ઇન્દ્રિયો પોતાના વશમાં હોવી જોઈએ અને ઇન્દ્રિયો વશમાં હોવા માટે ઇન્દ્રિયોનું રાગ-દ્વેષરહિત બનવું જરૂરી છે. આથી ઇન્દ્રિયો દ્વારા કોઈ વિષયનો સ્વીકાર રાગપૂર્વક નહિ થવો જોઈએ અને કોઈ વિષયનો ત્યાગ દ્વેષપૂર્વક નહિ થવો જોઈએ. કારણ કે વિષયોના સ્વીકાર અને ત્યાગનું એટલું મહત્ત્વ નથી, જેટલું મહત્ત્વ ઇન્દ્રિયોમાં રાગ અને દ્વેષ નહિ થવા દેવાનું છે. એટલા માટે ત્રીજા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં ભગવાને સાધકને માટે સાવધાનીની વાત જણાવી છે કે 'પ્રત્યેક ઇન્દ્રિયના વિષયમાં રાગ અને દ્વેષ રહે છે. સાધક તેઓને વશીભૂત ના થાય; કેમકે એ બન્નેય સાધકના શત્રુઓ છે.' પાંચમા અધ્યાયના ત્રીજા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે

'જે સાધક રાગદ્વેષ વગેરે દ્વન્દ્વોથી રહિત થઈ જાય છે, તે સુખપૂર્વક મુક્ત થઈ જાય છે.'

**'વિષયાન્ ચરન્'** – જેનું અંતઃકરણ પોતાના વશમાં છે અને જેની ઇન્દ્રિયો રાગદ્વેષથી રહિત તથા પોતાના વશમાં કરેલી છે, એવો સાધક ઇન્દ્રિયોથી વિષયોનું સેવન અર્થાત્ બધી જાતનો વ્યવહાર તો કરે છે, પરંતુ વિષયોને ભોગવતો નથી. ભોગબુદ્ધિથી કરેલું વિષયસેવન જ પતનનું કારણ બને છે. આ ભોગબુદ્ધિનો નિષેધ કરવા માટે જ અહીં **'વિધેયાત્મા'**, **'આત્મવશ્યૈઃ'** વગેરે પદો આવ્યાં છે.

**'પ્રસાદમધિગચ્છતિ'** – રાગ-દ્વેષરહિત થઈને વિષયોનું સેવન કરવાથી સાધક અંતઃકરણની પ્રસન્નતા (સ્વચ્છતાને) પ્રાપ્ત કરે છે. આ પ્રસન્નતા માનસિક તપ છે (ગીતા અ. ૧૭/૧૬), જે શારીરિક અને વાચિક તપથી ઊંચું છે. આથી સાધકે ન તો રાગપૂર્વક વિષયોનું સેવન કરવું જોઈએ અને ન દ્વેષપૂર્વક વિષયોનો ત્યાગ કરવો જોઈએ; કેમકે રાગ અને દ્વેષ – આ બન્નેયથી સંસારની સાથે સંબંધ જોડાય છે.

રાગદ્વેષથી રહિત ઇન્દ્રિયોથી વિષયોનું સેવન કરવાથી જે પ્રસન્નતા થાય છે, તેનો જો સંગ ન કરવામાં આવે, ભોગ ન કરવામાં આવે, તો તે પ્રસન્નતા પરમાત્માની પ્રાપ્તિ કરાવી દે છે.

**'પ્રસાદે સર્વદુઃખાનાં હાનિરસ્યોપજાયતે'** – ચિત્તની પ્રસન્નતા (સ્વચ્છતા) પ્રાપ્ત થવાથી સઘળાં દુઃખોનો નાશ થઈ જાય છે અર્થાત્ કોઈ પણ દુઃખ નથી રહેતું; કારણ કે રાગ હોવાથી જ ચિત્તમાં ખિન્નતા થાય છે. ખિન્નતા થતાં જ કામના પેદા થઈ જાય છે અને કામનાથી જ સઘળાં દુઃખો પેદા થાય છે. પરંતુ જ્યારે રાગ દૂર થાય છે, ત્યારે ચિત્તમાં પ્રસન્નતા થાય છે. તે પ્રસન્નતાથી સઘળાં દુઃખો દૂર થઈ જાય છે.

જેટલાં પણ દુઃખો છે, તે સઘળે સઘળાં પ્રકૃતિ અને પ્રકૃતિનું કાર્ય શરીર-સંસારના સંબંધથી જ થાય છે, અને સુખની લાલસાથી શરીર-સંસારથી સંબંધ થાય છે. સુખની લાલસા થાય છે ખિન્નતાથી. પરંતુ જ્યારે પ્રસન્નતા થાય છે, ત્યારે ખિન્નતા દૂર થાય છે. ખિન્નતા દૂર થવાથી સુખની લાલસા નથી રહેતી. સુખની લાલસા નહિ રહેવાથી શરીર-સંસારની સાથે સંબંધ નથી રહેતો અને સંબંધ નહિ રહેવાથી સઘળાં દુઃખોનો અભાવ થઈ જાય છે – **'સર્વદુઃખાનાં હાનિઃ'**. તાત્પર્ય એ છે કે પ્રસન્નતાથી બે બાબતો બને છે – સંસારથી સંબંધ-વિચ્છેદ અને પરમાત્મામાં બુદ્ધિની સ્થિરતા. આ જ વાત ભગવાને પહેલાં ત્રેપનમા શ્લોકમાં **'નિશ્ચલા'** અને **'અચલા'** પદોથી કહી છે કે તેની બુદ્ધિ સંસારમાં નિશ્ચલ અને પરમાત્મામાં અચલ થઈ જાય છે.

અહીં **'સર્વદુઃખાનાં હાનિઃ'**નું તાત્પર્ય એ નથી કે તેની સામે દુઃખદાયી પરિસ્થિતિ આવશે જ નહિ, ઊલટાનું તેનું તાત્પર્ય એ છે કે કર્મો પ્રમાણે તેની સમક્ષ દુઃખદાયી ઘટના અને પરિસ્થિતિ આવી શકે છે; પરંતુ તેના અંતઃકરણમાં દુઃખ, સંતાપ, ખળભળાટ વગેરે વિકૃતિ નથી આવી શકતી.

**'પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે'** – પ્રસન્ન (સ્વચ્છ) ચિત્તવાળાની બુદ્ધિ બહુ જ જલદી પરમાત્મામાં સ્થિર થઈ જાય છે અર્થાત્ સાધક પોતે પરમાત્મામાં સ્થિર થઈ જાય છે, તેની બુદ્ધિમાં કિંચિત્માત્ર પણ સંદેહ નથી રહેતો.

## માર્મિક વાત

ભગવદ્વિષયક પ્રસન્નતા થાય અથવા ભગવાનને પ્રાપ્ત કરવા માટે વ્યાકુળતા થાય – આ બેમાંથી કોઈ એક પણ, જો બહુ વધી જાય, તો તે જલદી જ પરમાત્માની પ્રાપ્તિ કરાવી દે છે. જેવી રીતે, ભગવાનની પાસે જઈ રહેલી ગોપીઓને માતાપિતા, ભાઈ, પતિ વગેરેએ રોકી લીધી, મકાનમાં પૂરી દીધી, ત્યારે તે ગોપીઓમાં ભગવાનને મળવાની જે વ્યાકુળતા થઈ, તેનાથી એમનાં રજોગુણ-તમોગુણ નષ્ટ થઈ ગયાં અને ભગવાનનું ચિંતન કરવાથી જે પ્રસન્નતા થઈ, તેનાથી એમનો સત્ત્વગુણ નાશ પામ્યો. આ રીતે ગુણોના સંગથી રહિત થઈને તેઓ શરીરને ત્યાં જ ત્યજીને બધાંથી પહેલાં ભગવાનને જઈ મળી.[1] પરંતુ સાંસારિક વિષયોને લીધે જે પ્રસન્નતા અને ખિન્નતા થાય છે, તે બન્નેયમાં ભોગોના સંસ્કાર દૃઢ થાય છે અર્થાત્ સંસારનું બંધન દૃઢ થાય છે. એનાં ઉદાહરણ સંસારમાત્રનાં સામાન્ય પ્રાણીઓ છે, જેઓ પ્રસન્નતા અને ખિન્નતાને લીધે સંસારમાં ફસાયેલાં છે.

પ્રસન્નતા અને વ્યાકુળતા (ખિન્નતા)માં અંતઃકરણ દ્રવિત થઈ જાય છે. જેવી રીતે પીગળેલા મીણમાં રંગ નાંખવાથી મીણમાં તે રંગ સ્થાયી બની જાય છે, તેવી જ રીતે અંતઃકરણ પીગળી જવાથી તેમાં ભગવત્સંબંધી અથવા

૧. અન્તર્ગૃહગતાઃ કાશ્ચિદ્ ગોપ્યોઽલબ્ધવિનિર્ગમાઃ । કૃષ્ણં તદ્ભાવનાયુક્તા દધ્યુર્મીલિતલોચનાઃ ॥
દુઃસહપ્રેષ્ઠવિરહતીવ્રતાપધુતાશુભાઃ । ધ્યાનપ્રાપ્તાચ્યુતાશ્લેષનિર્વૃત્યા ક્ષીણમઙ્ગલાઃ ॥
તમેવ પરમાત્માનં જારબુદ્ધ્યાપિ સઙ્ગતાઃ । જહુર્ગુણમયં દેહં સદ્યઃ પ્રક્ષીણબન્ધનાઃ ॥
(શ્રીમદ્ભા૦ ૧૦/૨૯/૯-૧૧)
(–આ શ્લોકની વિગતવાર વ્યાખ્યા માટે ગીતાપ્રેસે પ્રકાશિત કરેલ 'અલૌકિક પ્રેમ' પુસ્તક વાંચવુ જોઈએ)

સાંસારિક - જે કોઈ ભાવો આવે છે, તે સ્થાયી બની જાય છે. સ્થાયી બની જતાં તે ભાવો ઉત્થાન અથવા પતન કરનારા બની જાય છે. આથી સાધકને માટે એ ઉચિત છે કે સંસારની પ્રિયમાં પ્રિય વસ્તુ મળતાં પણ પ્રસન્ન ના થવું અને અપ્રિયમાં અપ્રિય વસ્તુ મળવાથી ઉદ્વિગ્ન ના થવું.

**પરિશિષ્ટ ભાવ :** એક વિભાગ ભોગનો છે અને એક વિભાગ યોગનો છે. રાગ-દ્વેષથી યુક્ત 'ભોગી' મનુષ્ય જો વિષયોનું ચિંતન પણ કરે તો એનું પતન થઈ જાય છે. (ગીતા ૨/૬૨-૬૩) પરંતુ રાગ-દ્વેષથી મુક્ત યોગી મનુષ્ય જો વિષયોનું સેવન પણ કરે તો તેનું પતન થતું નથી, બલ્કે તે પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે.

રાગ-દ્વેષથી મુક્ત મનુષ્ય ભોગબુદ્ધિથી વિષયોનું સેવન કરતો નથી. અર્થાત્ ભોગજન્ય સુખ (રસ) નથી લેતો; કારણ કે આ તેનું ધ્યેય નથી. તે ભોગોને રાગપૂર્વક ન ભોગવીને ત્યાગપૂર્વક ભોગવે છે (ગીતા - ૩/૩૪). તેથી તેનું અંતઃકરણ નિર્મળ થઈ જાય છે. ત્યાગપૂર્વક ભોગ, વાસ્તવમાં ભોગ છે જ નહીં. લોકદષ્ટિમાં તેના દ્વારા ભોગોનું આચરણ દેખાય છે. તેથી અહીં **'વિષયાન્ ચરન્'** પદ આવેલાં છે.

રાગ-દ્વેષથી મુક્ત થવાથી 'પ્રસાદ'ની પ્રાપ્તિ થાય છે. હંમેશાં પ્રસન્નતા રહે, ક્યારેય ખિન્નતા ન આવે, નિરસતા ન આવે – આનું નામ 'પ્રસાદ' છે. આ પ્રસાદની પ્રાપ્તિમાં પણ સંતોષ ન થઈ, તેનો ઉપભોગ ન કરે તો ખૂબ જ જલદી પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

—■—

*સંબંધ – અગાઉના બે શ્લોકોમાં જે વાત કહી છે, તેને હવે પછીના બે શ્લોકોમાં વ્યતિરેક રીતિથી પુષ્ટ કરે છે.*

**નાસ્તિ બુદ્ધિરયુક્તસ્ય ન ચાયુક્તસ્ય ભાવના ।**
**ન ચાભાવયતઃ શાન્તિરશાન્તસ્ય કુતઃ સુખમ્ ॥ ૬૬॥**

| | |
|---|---|
| **અયુક્તસ્ય** | = જે પુરુષે મન અને ઇન્દ્રિયો જીત્યાં નથી, તેનામાં |
| **બુદ્ધિઃ** | = (નિશ્ચયાત્મિકા) બુદ્ધિ |
| **ન** | = નથી |
| **અસ્તિ** | = હોતી |
| **ચ** | = તેમજ |
| **અયુક્તસ્ય** | = (નિશ્ચયાત્મિકા બુદ્ધિ ન હોવાથી) તે અયુક્ત માણસમાં |
| **ભાવના** | = નિષ્કામભાવ અથવા કર્તવ્યપરાયણતાનો ભાવ |
| **ન** | = નથી હોતો |
| **અભાવયતઃ** | = નિષ્કામભાવ ન હોવાથી (તેને) |
| **શાન્તિઃ** | = શાંતિ |
| **ન** | = નથી મળતી. |
| **ચ** | = પછી |
| **અશાન્તસ્ય** | = શાંતિ વિનાના માણસને |
| **સુખમ્** | = સુખ |
| **કુતઃ** | = ક્યાંથી (મળે)? |

*ટીકા* – [અહીં કર્મયોગનો વિષય છે. કર્મયોગમાં મન અને ઇન્દ્રિયોનો સંયમ કરવો એ મુખ્ય હોય છે. વિવેકપૂર્વક સંયમ કર્યા વિના કામના નષ્ટ નથી થતી. કામના નષ્ટ થયા વિના બુદ્ધિની સ્થિરતા નથી થતી. આથી કર્મયોગી સાધકે પહેલાં મન અને ઇન્દ્રિયોનો સંયમ કરવો જોઈએ. પરંતુ જેનાં મન અને ઇન્દ્રિયો સંયમિત નથી, તેની વાત આ શ્લોકમાં કહે છે.]

**'નાસ્તિ બુદ્ધિરયુક્તસ્ય'** – જેનાં મન અને ઇન્દ્રિયો સંયમિત નથી, એવા અયુક્ત (અસંયમી) પુરુષની 'મારે કેવળ પરમાત્મપ્રાપ્તિ જ કરવી છે' – એવી એક નિશ્ચયવાળી બુદ્ધિ નથી હોતી.[1] કારણ કે મન અને ઇન્દ્રિયો સંયમિત નહિ હોવાથી તે ઉત્પત્તિ-વિનાશશીલ સાંસારિક ભોગો અને સંગ્રહમાં જ લાગ્યો રહે છે. તે કદીક માન ઇચ્છે છે, કદીક સુખ-આરામ ઇચ્છે છે, કદીક ધન ઇચ્છે છે તો કદીક ભોગ ઇચ્છે છે -- આ રીતે તેની અંદર અનેક જાતની કામનાઓ થતી રહે છે. એટલા માટે તેની બુદ્ધિ એક નિશ્ચયવાળી નથી હોતી.

**'ન ચાયુક્તસ્ય ભાવના'** – જેની બુદ્ધિ

૧. અહંતા ('હું'પણા)નું પરિવર્તન થયા વિના ઇન્દ્રિયો વશમાં નથી થતી અને ઇન્દ્રિયોને વશમાં કર્યા વિના એક નિશ્ચયવાળી બુદ્ધિ નથી થતી. જો અહંતાનું પરિવર્તન થઈ જાય કે 'હું સાધક છું અને સાધના કરવાનું મારું કામ છે' તો મન-ઇન્દ્રિયો પોતાની જાતે વશમાં થઈ જાય છે, તેઓને વશ કરવાં નથી પડતાં.

વ્યવસાયાત્મિકા નથી હોતી, તેની 'મારે તો કેવળ પોતાના કર્તવ્યનું પાલન કરવું છે અને ફળની ઇચ્છા, કામના, આસક્તિ વગેરેનો ત્યાગ કરવો છે' એવી ભાવના નથી હોતી. એવી ભાવના નહિ હોવાનું કારણ– પોતાનું ધ્યેય સ્થિર નહિ હોવું તે છે.

**'ન ચાભાવયતઃ શાન્તિઃ'** – જે પોતાના કર્તવ્યને પરાયણ નથી રહેતો, તેને શાંતિ નથી મળી શકતી. જેવી રીતે સાધુ, શિક્ષક, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વગેરે જો પોતપોતાના કર્તવ્યમાં તત્પર ના રહે, તો તેઓને શાંતિ નથી મળતી. કારણ કે પોતાના કર્તવ્યના પાલનમાં દૃઢતા નહિ રહેવાથી જ અશાંતિ પેદા થાય છે.

**'અશાન્તસ્ય કુતઃ સુખમ્'** – જે અશાંત છે, તે સુખી કેવી રીતે થઈ શકે? કારણ કે તેના હૃદયમાં હરદમ ખળભળાટ થતો રહે છે. બહારથી તેને ગમે તેટલા અનુકૂળ ભોગો વગેરે મળી જાય તોપણ તેના હૃદયનો ખળભળાટ દૂર નથી થઈ શકતો અર્થાત્ તે સુખી નથી થઈ શકતો.



*સંબંધ – અયુક્ત પુરુષની બુદ્ધિ એક નિશ્ચયવાળી શા માટે નથી થતી – તેનું કારણ આગળના શ્લોકમાં બતાવે છે.*

**ઇન્દ્રિયાણાં હિ ચરતાં યન્મનોऽનુવિધીયતે ।**
**તદસ્ય હરતિ પ્રજ્ઞાં વાયુર્નાવમિવામ્ભસિ ॥ ૬૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **હિ** | = કારણ કે | **યત્** | = જે | **નાવમ્** | = નૌકાને |
| **ચરતામ્** | = (પોતપોતાના વિષયોમાં) વિચરતી | **મનઃ** | = મનને | **વાયુઃ** | = વાયુ હરી લે છે |
| | | **અનુવિધીયતે** | = પોતાનો અનુગામી બનાવી લે છે, | **ઇવ** | = તેમ |
| **ઇન્દ્રિયાણામ્** | = ઇન્દ્રિયોમાંથી (એક જ ઇન્દ્રિય) | **તત્** | = તે (એકલું મન) | **અસ્ય** | = એની |
| | | **અમ્ભસિ** | = જળમાં | **પ્રજ્ઞામ્** | = બુદ્ધિને |
| | | | | **હરતિ** | = હરી લે છે. |

*ટીકા* – [મનુષ્યને આ જન્મ કેવળ પરમાત્મપ્રાપ્તિને માટે જ મળ્યો છે. આથી મારે તો કેવળ પરમાત્મપ્રાપ્તિ જ કરવી છે, ભલે ગમે તે થઈ જાય – એવું પોતાનું ધ્યેય દૃઢ હોવું જોઈએ. ધ્યેય દૃઢ બનવાથી સાધકની અહંતામાંથી ભોગોનું મહત્ત્વ ચાલ્યું જાય છે. મહત્ત્વ ચાલ્યું જવાથી વ્યવસાયાત્મિકા બુદ્ધિ દૃઢ બની જાય છે. પરંતુ જ્યાં સુધી વ્યવસાયાત્મિકા બુદ્ધિ દૃઢ નથી બનતી, ત્યાં સુધી તેની કેવી દશા થાય છે – તેનું વર્ણન અહીં કરી રહ્યા છે.]

**'ઇન્દ્રિયાણાં હિ ચરતાં યન્મનોऽનુવિધીયતે'**[1] – જ્યારે સાધક કાર્યક્ષેત્રમાં બધી જાતનો વ્યવહાર કરે છે, ત્યારે ઇન્દ્રિયોની સામે પોતપોતાના વિષયો આવી જ જાય છે. તેઓમાંથી જે ઇન્દ્રિયનો પોતાના વિષયમાં રાગ થઈ જાય છે, તે ઇન્દ્રિય મનને પોતાનું અનુગામી બનાવી લે છે, મનને પોતાની સાથે લઈ લે છે. આથી મન તે વિષયનો સુખભોગ લેવામાં લાગી જાય છે. અર્થાત્ મનમાં સુખબુદ્ધિ અને ભોગબુદ્ધિ પેદા થઈ જાય છે; મનમાં તે વિષયનો રંગ જામી જાય છે, તેનું મહત્ત્વ જામી જાય છે. જેવી રીતે, ભોજન કરતી વખતે કોઈ પદાર્થનો સ્વાદ આવે, તો જીભ તેમાં આસક્ત થઈ જાય છે. આસક્ત થવાથી જીભ મનને પણ ખેંચી લે છે, તો મન એ સ્વાદમાં પ્રસન્ન થઈ જાય છે, રાજી થઈ જાય છે.

**'તદસ્ય હરતિ પ્રજ્ઞામ્'** – જ્યારે મનમાં વિષયનું મહત્ત્વ ઠસી જાય છે, ત્યારે તે એકલું મન જ સાધકની બુદ્ધિને

૧. આ શ્લોકના પૂર્વાર્ધમાં કર્મકર્તૃ-પ્રયોગ કરતાં પહેલાં કર્તૃવાચ્ય હતો અર્થાત્ **'ચરતામ્ ઇન્દ્રિયાણામ્ ઇન્દ્રિયન્ યત્ મનઃ અનુવિદધાતિ'** એવું વાક્ય હતું. આ વાક્યમાં ઇન્દ્રિય કર્તા હતી અને મન કર્મ હતું. પરંતુ જ્યારે વાક્યને સરળ બનાવવા માટે 'કર્મકર્તૃ'નો પ્રયોગ કરવામાં આવે છે અર્થાત્ કર્મને કર્તા બનાવવામાં આવે છે, ત્યારે ત્યાં એ કર્તાનો કર્મવદ્ભાવ કરવામાં આવે છે. આનાથી કર્મ દ્વારા જે કાર્યો થાય છે, તે બધાં કાર્યો કર્તા દ્વારા બની જાય છે. અહીં મનની પ્રધાનતા બતાવવા માટે અર્થાત્ ઇન્દ્રિયો વિના મન જ બધું કરે છે – આ દર્શાવવા માટે કર્મરૂપ મનને કર્તા બનાવી દીધું છે. મન પ્રથમ પુરુષ હોવાથી પ્રથમ પુરુષ **'અનુવિધીયતે'** ક્રિયાઓનો પ્રયોગ થયો છે. હવે જે કર્તૃવાચ્યનો કર્તા ઇન્દ્રિય હતી, તેની આવશ્યકતા નહિ હોવાથી તે કર્તા દૂર થયો, તો પૂરું વાક્ય થયું – **'ઇન્દ્રિયાણાં હિ ચરતાં યન્મનોऽનુવિધીયતે'** કે જે ઉપર્યુક્ત શ્લોકમાં છે. આ કર્મકર્તૃનો પ્રયોગ કરવાનું તાત્પર્ય એવું થયું કે ઇન્દ્રિયો જે વિષયોમાં વિચરે છે, તે વિષયોમાંથી મન જે કોઈ વિષયમાં ખેંચાઈ જાય છે, રસ લેવા મંડી જાય છે, તે એકલું મન જ બુદ્ધિને હરી લે છે અર્થાત્ મનમાં વિષયભોગની પ્રધાનતા બની જાય છે.

હરી લે છે અર્થાત્ સાધકમાં કર્તવ્યપરાયણતા નહિ રહીને ભોગબુદ્ધિ પેદા થઈ જાય છે. તે ભોગબુદ્ધિ થવાથી સાધકમાં 'મારે પરમાત્માની જ પ્રાપ્તિ કરવી છે' – એવી વ્યવસાયાત્મિકા બુદ્ધિ નથી રહેતી. આ જાતનું વિવેચન કરવામાં તો વાર લાગે છે, પરંતુ બુદ્ધિ વિચલિત થવામાં વાર નથી લાગતી અર્થાત્ જ્યાં ઇન્દ્રિયે મનને પોતાનું અનુગામી બનાવ્યું કે તરત મનમાં ભોગબુદ્ધિ પેદા થઈ જાય છે અને તે જ સમયે બુદ્ધિ મારી જાય છે.

**'વાયુર્નાવમિવામ્ભસિ'** – આ બુદ્ધિને કેવી રીતે હરી લેવામાં આવે છે – તેને દષ્ટાંત રૂપે સમજાવે છે કે પાણીમાં ચાલતી નૌકાને જેવી રીતે વાયુ હરી લે છે, તેવી જ રીતે મન બુદ્ધિને હરી લે છે. જેવી રીતે, કોઈ મનુષ્ય નૌકા દ્વારા નદી અથવા સમુદ્રને પાર કરતો કરતો પોતાના ગંતવ્યસ્થાન તરફ જઈ રહ્યો હોય તે વખતે જો નૌકાથી વિરુદ્ધ દિશામાં વાયુ ફૂંકાવા માંડે, તો તે વાયુ નૌકાને ગંતવ્યસ્થાનની વિરુદ્ધ દિશામાં લઈ જાય છે, તેવી જ રીતે સાધક વ્યવસાયાત્મિકા બુદ્ધિરૂપી નૌકા ઉપર આરૂઢ થઈને સંસારસાગરને પાર કરતો કરતો પરમાત્માની તરફ ચાલે છે, ત્યારે જે એક ઇન્દ્રિય, મનને પોતાનું અનુગામી બનાવે છે, તે એકલું મન જ બુદ્ધિરૂપી નૌકાને હરી લે છે અર્થાત્ તેને સંસારની તરફ લઈ જાય છે. આનાથી સાધકની વિષયોમાં સુખબુદ્ધિ અને તેને ઉપયોગી પદાર્થોમાં મહત્ત્વબુદ્ધિ થઈ જાય છે.

વાયુ નૌકાને બે રીતે વિચલિત કરે છે – નૌકાને પથભ્રષ્ટ કરી દે છે અથવા પાણીમાં ડુબાડી દે છે. પરંતુ કોઈ ચતુર નાવિક હોય તો તે વાયુની ક્રિયાને પોતાને અનુકૂળ બનાવી દે છે, જેથી વાયુ નૌકાને પોતાના માર્ગથી દૂર નથી લઈ જઈ શકતો, ઊલટું તેને ગંતવ્યસ્થાન સુધી લઈ જવામાં સહાય કરે છે – તેવી જ રીતે ઇન્દ્રિયોનું અનુગામી બનેલું મન બુદ્ધિને બે રીતે વિચલિત કરે છે – પરમાત્મપ્રાપ્તિના નિશ્ચયને દબાવીને ભોગબુદ્ધિ પેદા કરી દે છે અથવા નિષિદ્ધ ભોગોમાં જોડીને પતન કરાવી દે છે. પરંતુ જેનાં મન અને ઇન્દ્રિયો વશમાં હોય છે, તેની બુદ્ધિને મન વિચલિત નથી કરતું, ઊલટાનું પરમાત્માની પાસે પહોંચાડવામાં સહાય કરે છે. (અ. ૨/૬૪-૬૫).

**પરિશિષ્ટ ભાવ :** અહીં શંકા થઈ શકે છે કે, આ શ્લોકમાં આવેલા 'યત્' અને 'તત્' પદોથી ઇન્દ્રિયોના બદલામાં મનની વાત કેમ કરી છે? અર્થાત્ ઇન્દ્રિયોને બુદ્ધિનું હરણ કરનારી ન કહીને મનને બુદ્ધિનું હરણ કરનાર કેમ બતાવ્યું છે ? એનું સમાધાન એ છે કે, આ જ અધ્યાયના સાઠમા શ્લોકમાં ઇન્દ્રિયોને મનનું હરણ કરનારી કહી છે અને ત્રીજા અધ્યાયના બેતાળીસમા શ્લોકમાં ઇન્દ્રિયોને મનથી અને મનથી બુદ્ધિને પર (સૂક્ષ્મ, શ્રેષ્ઠ, બળવાન) ગણાવી છે. આથી સિદ્ધ થાય છે કે, ઇન્દ્રિયો મનનું હરણ કરે છે અને મન બુદ્ધિનું હરણ કરે છે. બીજી વાત, બુદ્ધિને હરવાની બાબતમાં મન જ મુખ્ય છે, ઇન્દ્રિયો નહીં. કારણ કે જ્યાં સુધી કોઈ ઇન્દ્રિયની સાથે મન રહેતું નથી, ત્યાં સુધી તે ઇન્દ્રિયને પોતાના વિષયનું પણ જ્ઞાન થતું નથી. **'અધિષ્ઠાય મનશ્ચાયં વિષયાનુપસેવતે'** (ગીતા ૧૫/૯). શ્રીમદ્ભાગવતમાં દત્તાત્રેયજી મહારાજ કહે છે—

**તદૈવમાત્મન્યવરુદ્ધચિત્તો ન વેદ કિઞ્ચિદ્ બહિરન્તરં વા ।**
**યથેષુકારો નૃપતિં વ્રજન્તમિષૌ ગતાત્મા ન દદર્શ પાર્શ્વે ॥**

(૧૧/૯/૧૩)

'જેનું ચિત્ત આત્મામાં જ સ્થિત (નિરુદ્ધ) થઈ જાય છે, તેને અંદર-બહાર ક્યાંય કોઈ પદાર્થનું ભાન રહેતું નથી. મેં જોયું હતું કે એક બાણ બનાવનારો કારીગર બાણ બનાવવામાં એટલો તન્મય (લીન) થઈ ગયો હતો કે તેની પાસેથી જ લાવલશ્કર સાથે રાજાનો વરઘોડો નીકળી ગયો અને એને ખબર સુધ્ધાં ન પડી.'

બાણ બનાવનારના કાન પણ હતા અને તેનો (કર્ણેન્દ્રિયનો) વિષય શબ્દ પણ હતો, પણ મન એ તરફ ન હોવાથી તે તેને સંભળાયું નહીં. તાત્પર્ય એ છે કે, મન સાથે હોય તો જ ઇન્દ્રિયને તેના વિષયનું જ્ઞાન થાય છે. જ્યારે મન સાથે નહોય તો ઇન્દ્રિયને પોતાના વિષયનું પણ જ્ઞાન થતું નથી, પછી તે ઇન્દ્રિય મનને કઈ રીતે હરી શકે? અર્થાત્ હરી શકતી નથી.

—■—

***સંબંધ** – અયુક્ત પુરુષની નિશ્ચયાત્મિકા બુદ્ધિ કેમ નથી થતી, તેનું કારણ તો અગાઉના શ્લોકોમાં બતાવી દીધું. હવે જે યુક્ત છે, તેની સ્થિતિનું વર્ણન કરવા માટે આગળનો શ્લોક કહે છે.*

**તસ્માદ્યસ્ય મહાબાહો નિગૃહીતાનિ સર્વશઃ ।**
**ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥ ૬૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તસ્માત્** | = તેથી | **ઇન્દ્રિયાર્થેભ્યઃ** | = ઇન્દ્રિયોના વિષયોથી | **તસ્ય** | = એની (જ) |
| **મહાબાહો** | = હે મહાબાહો! | **સર્વશઃ** | = સર્વ પ્રકારે | **પ્રજ્ઞા** | = બુદ્ધિ |
| **યસ્ય** | = જે પુરુષની | **નિગૃહીતાનિ** | = વશમાં છે, | **પ્રતિષ્ઠિતા** | = સ્થિર છે. |
| **ઇન્દ્રિયાણિ** | = ઇન્દ્રિયો | | | | |

*ટીકા* – **'તસ્માદ્યસ્ય... પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા'** – સાઠમા શ્લોકથી મન અને ઇન્દ્રિયોને વશમાં કરવાનો જે વિષય ચાલતો આવ્યો છે, તેનો ઉપસંહાર કરતાં **'તસ્માત્'** પદ વડે કહે છે કે જેનાં મન અને ઇન્દ્રિયોમાં સંસારનું આકર્ષણ નથી રહ્યું, તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે.

અહીં **'સર્વશઃ'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે સંસારની સાથે વ્યવહાર કરતી વખતે અથવા એકાંતમાં ચિંતન કરતી વખતે – કોઈ પણ અવસ્થામાં તેની ઇન્દ્રિયો ભોગોમાં કે વિષયોમાં પ્રવૃત્ત નથી થતી. વ્યવહારકાળમાં ગમે તેટલા વિષયો તેના સંપર્કમાં ભલેને આવે, પણ તે વિષયો તેને વિચલિત નથી કરી શકતા. તેનું મન પણ ઇન્દ્રિયોની સાથે મળીને તેની બુદ્ધિને વિચલિત નથી કરી શકતું. જેવી રીતે પર્વતને કોઈ ડગાવી નથી શકતું, તેવી જ રીતે તેની બુદ્ધિમાં એટલી દૃઢતા આવી જાય છે કે તેને મન કોઈ પણ અવસ્થામાં ડગાવી નથી શકતું. કારણ કે તેના મનમાં વિષયોનું મહત્ત્વ નથી રહ્યું.

**'નિગૃહીતાનિ'** –નું તાત્પર્ય એ છે કે ઇન્દ્રિયો વિષયોથી પૂરેપૂરી રીતે વશમાં કરેલી છે અર્થાત્ વિષયોમાં તેનું લેશમાત્ર પણ રાગ, આસક્તિ કે ખેંચાણ નથી રહ્યું. જેવી રીતે સાપના દાંત કાઢી નાખવામાં આવે, તો પછી તેમાં ઝેર નથી રહેતું. તે કોઈને કરડે તોપણ તેની કાંઈ જ અસર નથી થતી. તેવી જ રીતે ઇન્દ્રિયોને રાગ-દ્વેષથી રહિત કરી દેવી એ જ તેઓના ઝેરીલા દાંત કાઢી નાખવા બરાબર છે. પછી તે ઇન્દ્રિયોમાં એ તાકાત નથી રહેતી કે તેઓ સાધકને પતનને માર્ગે લઈ જાય.

આ શ્લોકનું તાત્પર્ય એ છે કે સાધકે દૃઢતાથી એ નિશ્ચય કરી લેવો જોઈએ કે મારું લક્ષ્ય પરમાત્માની પ્રાપ્તિ કરવાનું છે, ભોગો ભોગવવાનું અને સંગ્રહ કરવાનું મારું લક્ષ્ય નથી. જો એવી સાવધાની સાધકમાં નિરંતર જળવાઈ રહે, તો તેની બુદ્ધિ સ્થિર થઈ જશે.

—■—

*સંબંધ – જેની ઇન્દ્રિયો બધી રીતે વશમાં છે, તેનામાં અને સાધારણ મનુષ્યમાં શું અંતર (તફાવત) છે – તેને આગળના શ્લોકમાં બતાવે છે.*

**યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી ।**
**યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતો મુનેઃ ॥ ૬૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સર્વભૂતાનામ્** | = સમસ્ત પ્રાણીઓ માટે | **જાગર્તિ** | = જાગે છે; (અને) | | લાગેલા છે.) |
| **યા** | = જે | **યસ્યામ્** | = જેમાં | **સા** | = તે |
| **નિશા** | = રાત્રિ (પરમાત્માથી વિમુખતા) છે, | **ભૂતાનિ** | = સઘળાં પ્રાણીઓ | **મુનેઃ** | = (તત્ત્વને જાણનાર) મુનિની |
| **તસ્યામ્** | = તેમાં | **જાગ્રતિ** | = જાગે છે (ભોગ અને સંગ્રહમાં | **પશ્યતઃ** | = દૃષ્ટિમાં |
| **સંયમી** | = સંયમી મનુષ્ય | | | **નિશા** | = રાત્રિ છે. |

*ટીકા* – **'યા નિશા સર્વભૂતાનામ્'** – જેમની ઇન્દ્રિયો અને મન વશમાં નથી, જેઓ ભોગોમાં આસક્ત છે, તેઓ બધા પરમાત્મતત્ત્વની દૃષ્ટિએ સૂતેલા છે. પરમાત્મા શું છે? તત્ત્વજ્ઞાન શું છે? અમે દુઃખી શા માટે થઈ રહ્યા છીએ? સંતાપ-બળતરા કેમ થઈ રહી છે? અમે જે કંઈ કરી રહ્યા છીએ, તેનું પરિણામ શું આવશે? – આ તરફ બિલકુલ ના જોવું એ જ તેઓની રાત્રિ છે, એમને માટે બિલકુલ અંધારું છે.

અહીં **'ભૂતાનામ્'** કહેવાનું તાત્પર્ય એ છે કે જેવી રીતે પશુ-પક્ષી વગેરે આખો દિવસ ખાવા-પીવામાં જ લાગેલાં રહે છે, તેવી જ રીતે જે મનુષ્યો રાત-દિવસ ખાવા-પીવામાં, સુખ-આરામમાં, ભોગો અને સંગ્રહમાં તેમ જ ધન કમાવા પાછળ જ મંડ્યા રહે છે, તેવા મનુષ્યોની ગણતરી પણ પશુ-પક્ષી વગેરેમાં જ થાય છે. કારણ કે પરમાત્મતત્ત્વની દૃષ્ટિએ તો સૂતેલાં જ છે. હા, જો કોઈ અંતર હોય તો તે એટલું જ છે કે પશુ-પક્ષી વગેરેમાં વિવેકશક્તિ એટલી જાગ્રત નથી, એટલા માટે તેઓ ખાવા-પીવા વગેરેમાં જ લાગ્યાં રહે છે; અને મનુષ્યમાં ભગવાનની કૃપાથી તે વિવેકશક્તિ જાગ્રત છે, જેથી તે પોતાનું કલ્યાણ કરી શકે છે, પ્રાણીમાત્રની સેવા કરી શકે છે અને

પરમાત્માની પ્રાપ્તિ કરી શકે છે.

પરંતુ એ વિવેકશક્તિનો દુરુપયોગ કરીને મનુષ્યો પદાર્થોનો સંગ્રહ કરવામાં અને એમનો ભોગ ભોગવવામાં લાગ્યા રહે છે, જેથી સંસારને માટે તેઓ પશુઓથી પણ વધારે દુઃખદાયી બની જાય છે. કારણ કે પશુ-પક્ષી તો બિચારાં જેટલાથી પેટ ભરાઈ જાય તેટલું જ ખાય છે, સંગ્રહ નથી કરતાં; પરંતુ મનુષ્યને તો ક્યાંય પણ જે કોઈ પદાર્થ વગેરે મળી જાય, તો તે તેના કામમાં આવે કે ન આવે છતાં પણ તેનો તે સંગ્રહ તો કરી જ લે છે અને બીજાઓના કામમાં આવવામાં તે વિઘ્ન નાખી દે છે.

**'તસ્યાં જાગર્તિ સંયમી'** – મનુષ્યની જે રાત્રિ છે અર્થાત્ પરમાત્મા તરફની, પોતાના કલ્યાણના તરફની જે વિમુખતા છે, તેમાં સંયમી મનુષ્ય જાગે છે. જેણે ઇન્દ્રિયો અને મનને વશ કર્યાં છે, જે ભોગ અને સંગ્રહમાં આસક્ત નથી, જેનું ધ્યેય કેવળ પરમાત્મા છે, તે સંયમી મનુષ્ય છે. પરમાત્મતત્ત્વને, પોતાના સ્વરૂપને અને સંસારને યથાર્થરૂપે જાણવું એ જ એમનું રાત્રિમાં જાગવું કહેવાય.

**'યસ્યાં જાગ્રતિ ભૂતાનિ'** – જેઓ ભોગ અને સંગ્રહમાં ઘણા સાવધાન રહે છે, એકેએક પૈસાનો હિસાબ રાખે છે, જમીનના એકેએક ઇંચનો ખ્યાલ રાખે છે; જેટલા રૂપિયા અધિકારમાં આવી જાય, તે ચાહે ન્યાયપૂર્વકના હોય કે અન્યાયપૂર્વકના હોય, તેમાં તેઓ ઘણા ખુશ થાય છે કે આટલી પૂંજી તો અમે લઈ જ લીધી છે, આટલો લાભ તો અમને થઈ જ ગયો છે - આ રીતે તેઓ સાંસારિક ક્ષણભંગુર ભોગોને એકત્ર કરવામાં અને આદર-સત્કાર, માન-બડાઈ વગેરે પ્રાપ્ત કરવામાં જ લાગ્યા રહે છે, તેમાં ઘણા સાવધાન રહે છે, એ જ તે લોકોનું જાગવું કહેવાય.

**'સા નિશા પશ્યતો મુનેઃ'** – જે સાંસારિક પદાર્થોનો ભોગ અને સંગ્રહ કરવામાં મનુષ્યો પોતાને ભારે બુદ્ધિમાન અને ચતુર માને છે અને તેમાં જ રાજી થાય છે, તે બધું સંસાર અને પરમાત્મતત્ત્વને જાણવાવાળા મનનશીલ સંયમી મનુષ્યની દૃષ્ટિએ રાત્રિ સમાન છે, બિલકુલ અંધારા સરખું છે.

જેમ, બાળકો રમતાં હોય ત્યારે કાંકરા, પથ્થર અને કાચના લીલા-પીળા ટુકડાઓ માટે માંહોમાંહે લડે છે. જો એ બધું મળી જાય તો રાજી થઈ જાય છે કે મેં ઘણો મોટો લાભ લઈ લીધો, અને જો તે ના મળે તો દુઃખી થઈ જાય છે કે મને ઘણું મોટું નુકસાન થઈ ગયું. પરંતુ જેના મનમાં કાંકરા-પથરા વગેરેનું મહત્ત્વ નથી, એવી સમજદાર વ્યક્તિ સમજે છે કે આ કાંકરા-પથરા મળવાથી શું લાભ થયો અને નહિ મળવાથી શું હાનિ થઈ? આ બાળકોને કાંકરા-પથરા મળી પણ જાય, તો એ ક્યાં સુધી તેઓની પાસે રહેશે? એવી જ રીતે ભોગ અને સંગ્રહમાં લાગેલા મનુષ્યો ભોગોને માટે લડાઈ-ઝઘડા, જૂઠ-કપટ, બેઈમાની વગેરે કરે છે અને એમને પ્રાપ્ત કરીને રાજી થઈ જાય છે અને ખુશી મનાવે છે કે અમે ઘણો જ લાભ લઈ લીધો. પરંતુ સંસારને અને પરમાત્મતત્ત્વને જાણવાવાળો મનનશીલ અને સંયમી મનુષ્ય સ્પષ્ટ જુએ છે કે ભોગો મળી ગયા આદર-સત્કાર થઈ ગયો, સુખ-આરામ થઈ ગયાં, ખાઈ-પી લીધું અને ઘણા જ શૃંગાર કરી લીધા, પણ તેથી શું થઈ ગયું? એમાં મનુષ્યોને શું મળ્યું? એમાંથી તેની સાથે શું જશે? તેઓ ક્યાં સુધી એ ભોગોને સાથે રાખી શકશે? આ ભોગોથી થવાવાળી તૃપ્તિ કેટલા દિવસો સુધી ટકશે? આ રીતે તેની દૃષ્ટિએ પ્રાણીઓનું જાગવું એને રાત્રિ સમાન છે.

તે મનનશીલ સંયમી મનુષ્ય પરમાત્માને, પોતાના સ્વરૂપને અને સંસારના પરિણામને તો જાણે જ છે, તે પદાર્થોને પણ સારી રીતે જાણે છે કે કયો પદાર્થ કોના કામમાં આવી શકે છે અને એનાથી બીજાઓને કેટલો લાભ થશે. તે પદાર્થોનો પોતપોતાની જગાએ સારી રીતે સદુપયોગ કરે છે. તેમને બીજાઓની સેવામાં વાપરે છે.

જેવી રીતે નેત્રોમાં ખામી હોવાથી જ્યારે આપણે આકાશને જોઈએ છીએ, ત્યારે તેમાં જાળાં જેવું દેખાય છે, અને આંખો મીંચી લેવા છતાં પણ મોરપીંછની જેમ તે જાળાં દેખાય છે; પરંતુ તે દેખાવા છતાં પણ આપણી બુદ્ધિમાં એવો અટલ વિશ્વાસ રહે છે કે આકાશમાં જાળાં નથી. તેવી જ રીતે ઇન્દ્રિયો અને અંતઃકરણ દ્વારા સંસાર દેખાવા છતાં પણ મનનશીલ સંયમી મનુષ્યની બુદ્ધિમાં એવો અટલ નિશ્ચય રહે છે કે વાસ્તવમાં સંસાર નથી, કેવળ પ્રતીતિમાત્ર છે.

**પરિશિષ્ટ ભાવ :** સાંસારિક લોકો રાત-દિવસ ભોગ અને સંગ્રહમાં જ લાગેલા રહે છે, તેમને જ મહત્ત્વ આપે છે, સાંસારિક કાર્યોમાં ખૂબ સાવધાન અને નિપુણ હોય છે, જાત-જાતનું કળા-કૌશલ્ય શીખે છે, જાતજાતની શોધો કરે છે, લૌકિક પદાર્થોની પ્રાપ્તિમાં જ પોતાની ઉન્નતિ માને છે, સાંસારિક પદાર્થોનો મોટો મહિમા ગાય છે, હંમેશાં જીવતા રહીને સુખ ભોગવવા માટે મોટી-મોટી તપસ્યા કરે છે. દેવોની ઉપાસના કરે છે, મંત્ર-જપ કરે છે, વગેરે-વગેરે. પરંતુ જીવનમુક્ત, તત્ત્વજ્ઞ મહાપુરુષો અને સાચા સાધકોની દૃષ્ટિમાં તે તદ્દન રાત છે, અંધકાર છે, તેનું લેશમાત્ર પણ મહત્ત્વ નથી કારણ કે તત્ત્વજ્ઞ મહાપુરુષોની દૃષ્ટિએ બ્રહ્મલોક સુધી સંપૂર્ણ સંસાર વિદ્યમાન છે જ નહીં - **'નાસતો વિદ્યતે ભાવઃ'** (ગીતા ૨/૧૬). **'આ બ્રહ્મભુવનાલ્લોકાઃ પુનરાવર્તિનોઽર્જુન'** (ગીતા ૮/૧૬).

સાંસારિક લોકો તો સંસારમાં જ રચ્યા-પચ્યા રહે છે અને એવું માને છે કે જે કાંઈ છે, તે બધું આ જ છે – **'નાન્યદસ્તીતિ વાદિનઃ'** (ગીતા ૨/૪૨) **'કામોપભોગપરમા એતાવદિતિ નિશ્ચિતાઃ'** (ગીતા ૧૬/૧૧). પારમાર્થિક વિષયમાં તેમની બુદ્ધિ જતી જ નથી, પરંતુ પારમાર્થિક સાધકો પારમાર્થિક વિષયોની સાથે-સાથે સંસારને પણ જાણે છે, તેથી તેમના માટે **'પશ્યતઃ'** પદ આપ્યું છે. સંસારી લોકો તો માત્ર રાતને જ જુએ છે, દિવસને જોતા જ નથી, પરંતુ યોગી દિવસને પણ જુએ છે અને રાતને પણ – આ બન્નેમાં અંતર છે. ઉદાહરણ તરીકે - બાળકે માત્ર બાળપણ જ જોયું છે, યુવાની નથી જોઈ, પરંતુ વૃદ્ધ પુરુષે વૃદ્ધાવસ્થાની સાથે-સાથે બાળપણ અને યુવાની પણ જોઈ છે. રૂપિયા ભેગા કરનાર માણસ રૂપિયાના ત્યાગને જાણતો નથી. પરંતુ રૂપિયાનો ત્યાગ કરનાર મનુષ્ય રૂપિયાના સંગ્રહને પણ જાણે છે અને ત્યાગને પણ જાણે છે. એ સિદ્ધાંત છે કે, સંસારમાં ડૂબેલો માણસ સંસારને જાણી શકતો નથી. સંસારથી અલગ થઈને જ તે સંસારને જાણી શકે છે, કારણ કે વાસ્તવમાં તે સંસારથી અલગ છે. એ જ રીતે પરમાત્માની સાથે એક થઈને જ મનુષ્ય પરમાત્માને જાણી શકે છે, કારણ કે વાસ્તવમાં તે પરમાત્માની સાથે એક છે.

જે 'છે'માં સ્થિત છે, તે 'છે' અને 'નથી' - બન્નેને જાણે છે, પરંતુ જે 'નથી'માં સ્થિત છે, તે 'નથી'ને પણ યથાર્થરૂપે અર્થાત્ 'નથી'ના રૂપમાં નથી જાણી શકતો, પછી તે 'છે'ને કઈ રીતે જાણી શકશે? નથી જાણી શકતો તેનામાં જાણવાનું સામર્થ્ય જ નથી. 'છે'ને જાણનારાનો તો 'નથી'ને માનવાવાળા સાથે વિરોધ નથી, પરંતુ 'નથી' ને માનનારાનો 'છે'ને જાણનાર સાથે વિરોધ થાય છે.



***સંબંધ** – મનનશીલ સંયમી મનુષ્યને સંસાર રાત્રિ જેવો દેખાય છે. તે અંગે આ પ્રશ્ન ઊઠે છે કે શું તે સાંસારિક પદાર્થોના સંપર્કમાં આવતો જ નથી? જો નથી આવતો તો તેનો જીવનનિર્વાહ કેવી રીતે થાય છે? અને જો આવે છે તો તેની સ્થિતિ કેવી રીતે રહે છે? આ બાબતોનું વિવેચન કરવા માટે આગળનો શ્લોક કહે છે.*

**આપૂર્યમાણમચલપ્રતિષ્ઠં સમુદ્રમાપઃ પ્રવિશન્તિ યદ્વત્ ।**
**તદ્વત્કામા યં પ્રવિશન્તિ સર્વે સ શાન્તિમાપ્નોતિ ન કામકામી ॥ ૭૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યદ્વત્** | = જે પ્રમાણે (બધી જ નદીઓનાં) | | વિના જ) | | વિકાર ઉત્પન્ન કર્યા વિના જ) |
| **આપઃ** | = પાણી | **પ્રવિશન્તિ** | = આવીને સમાઈ જાય છે, | **પ્રવિશન્તિ** | = સમાઈ જાય છે, |
| **આપૂર્યમાણમ્** | = બધી બાજુથી જળ દ્વારા ભરપૂર | **તદ્વત્** | = તે જ પ્રમાણે | **સઃ** | = તે જ પુરુષ |
| | | **સર્વે** | = સર્વ | **શાન્તિમ્** | = પરમ શાંતિને |
| **અચલપ્રતિષ્ઠમ્** | = અચળ પ્રતિષ્ઠાવાળા | **કામાઃ** | = ભોગ-પદાર્થો | **આપ્નોતિ** | = પ્રાપ્ત થાય છે, |
| **સમુદ્રમ્** | = સમુદ્રમાં (તેને વિચલિત કર્યા | **યમ્** | = જે સ્થિતપ્રજ્ઞ પુરુષમાં (કોઈ પણ પ્રકારનો | **કામકામી** | = ભોગોની કામનાવાળો |
| | | | | **ન** | = નહીં. |

*ટીકા* – **'આપૂર્યમાણમચલપ્રતિષ્ઠં સમુદ્રમાપઃ પ્રવિશન્તિ યદ્વત્'** – વર્ષાકાળમાં નાની-મોટી નદીઓનું જળ ખૂબ જ વધી જાય છે, કેટલીયે નદીઓમાં પૂર આવી જાય છે; પરંતુ તે જળ જ્યારે ચારેય બાજુએથી જળ દ્વારા પરિપૂર્ણ સમુદ્રમાં આવીને મળે છે, ત્યારે સમુદ્ર ઉભરાતો નથી, પોતાની મર્યાદામાં જ રહે છે. પરંતુ જ્યારે ઉનાળામાં નદીઓ અને નદોનું પાણી ઘણું ઓછું થઈ જાય છે, ત્યારે સમુદ્ર ઘટતો નથી. તાત્પર્ય એ છે કે નદી-નદોનું પાણી વધારે આવવાથી અથવા ઓછું આવવાથી કે નહિ આવવાથી તથા વડવાનલ (જળમાં પેદા થવાવાળો અગ્નિ) અને સૂર્ય દ્વારા પાણીનું શોષણ થવાથી સમુદ્રમાં કોઈ ફરક નથી પડતો, તે વધતો કે ઘટતો નથી. તેને નદી-નદોના પાણીની અપેક્ષા નથી રહેતી. તે તો સદાસર્વદા જેમ છે તેમ જ પરિપૂર્ણ રહે છે અને પોતાની મર્યાદાનો કદી ત્યાગ નથી કરતો.

**'તદ્વત્કામા[1] યં પ્રવિશન્તિ સર્વે સ શાન્તિમાપ્નોતિ'** – એવી જ રીતે સંસારના સઘળા ભોગો તે પરમાત્મતત્ત્વને જાણવાવાળા સંયમી મનુષ્યને પ્રાપ્ત થાય છે અને તેની સામે આવે છે, પણ તે તેના કહેવાતા શરીરમાં અને અંતઃકરણમાં સુખદુઃખરૂપી વિકારો પેદા નથી કરી શકતા. આથી તે પરમશાંતિને પ્રાપ્ત થાય છે. તેની જે શાંતિ છે, તે

૧. અહીં 'કામાઃ' પદ કામનાઓનું વાચક નથી, બલ્કે જે પદાર્થોની કામના કરવામાં આવે છે, તે ભોગપદાર્થોનું વાચક છે.

પરમાત્મતત્ત્વને કારણે છે, ભોગપદાર્થોને કારણે નથી (ગીતા અ. ૨/૪૬).

અહીં જે સમુદ્ર અને નદીઓના જળનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે, તે સ્થિતપ્રજ્ઞ સંયમી મનુષ્યની બાબતમાં બરાબર બંધ નથી બેસતું. કારણ કે સમુદ્ર અને નદીઓના જળમાં તો સજાતીયતા છે અર્થાત્ જે જળ સમુદ્રમાં ભરેલું છે, તે જ જાતનું જળ નદીઓમાંથી આવે છે, અને નદીઓમાંથી જે જળ આવે છે, તે જ જાતનું જળ સમુદ્રમાં ભરેલું છે. પરંતુ સ્થિતપ્રજ્ઞ અને સાંસારિક ભોગપદાર્થોમાં એટલો ફરક છે કે તેને સમજાવવા માટે રાત-દિવસ અને આકાશ-પાતાળનું દૃષ્ટાંત પણ બંધ નથી બેસી શકતું! કારણ કે સ્થિતપ્રજ્ઞ મનુષ્ય જે તત્ત્વમાં સ્થિત થયેલ છે, તે તત્ત્વ ચેતન છે, નિત્ય છે, સત્ય છે, અસીમ છે, અનંત છે અને સાંસારિક ભોગપદાર્થો જડ છે, અનિત્ય છે, અસત્ છે, સીમિત છે અને અંતવાળા છે.

બીજો તફાવત એ છે કે સમુદ્રમાં તો નદીઓનું જળ પહોંચે છે, પરંતુ સ્થિતપ્રજ્ઞ જે તત્ત્વમાં સ્થિત છે, ત્યાં આ સાંસારિક ભોગપદાર્થો પહોંચતાં જ નથી, પણ કેવળ તેના કહેવાતા શરીર અને અંતઃકરણ સુધી જ પહોંચે છે. આથી સમુદ્રનું દૃષ્ટાંત કેવળ તેના કહેવાતા શરીર અને અંતઃકરણની સ્થિતિ દર્શાવવા માટે જ આપવામાં આવ્યું છે. તેના વાસ્તવિક સ્વરૂપને દર્શાવનારું દૃષ્ટાંત નથી.

**'ન કામકામી'** – જેઓના મનમાં ભોગ-પદાર્થોની કામના છે, જેઓ પદાર્થોને જ મહત્ત્વ આપે છે, જેઓની દૃષ્ટિ પદાર્થો તરફ જ છે, તેઓને ગમે તેટલા સાંસારિક પદાર્થો મળી જાય, તોપણ તેઓને તૃપ્તિ નથી થઈ શકતી; તેઓની કામના, બળતરા અને સંતાપ દૂર નથી થઈ શકતાં, તો પછી તેઓને શાંતિ કેવી રીતે મળી શકે? કારણ કે ચેતનસ્વરૂપની તૃપ્તિ જડ પદાર્થો વડે થઈ જ નથી શકતી.

**પરિશિષ્ટ ભાવ :** પોતાની કામનાઓને કારણે આ સંસાર જડ દેખાય છે, વાસ્તવમાં તો આ (સંસાર) ચિન્મય પરમાત્મા જ છે – **'વાસુદેવઃ સર્વમ્'** (ગીતા ૭/૧૯). **'સદસચ્ચાહમર્જુન'** (ગીતા ૯/૧૯). તેથી જ્યારે માણસ કામના-રહિત બની જાય છે, ત્યારે તેના પર બધી વસ્તુઓ પ્રસન્ન થઈ જાય છે. વસ્તુઓ પ્રસન્ન થઈ ગઈ, એની ઓળખ એ છે કે તે નિષ્કામ મહાપુરુષની પાસે આવશ્યક વસ્તુઓ આપોઆપ આવવા લાગે છે. તેની પાસે આવીને સફળ થવા માટે વસ્તુઓ લાલાયિત (લલચાવું) રહે છે, પરંતુ કામના ન રહેવાથી વસ્તુઓ પ્રાપ્ત થવા છતાં અને પ્રાપ્ત ન થવા છતાં તેની અંદર કોઈ વિકાર (હર્ષ વગેરે) પેદા થતા નથી. તેની દૃષ્ટિમાં વસ્તુઓનું કોઈ મૂલ્ય (મહત્ત્વ) છે જ નહીં. આથી વિપરીત કામનાવાળા મનુષ્યને વસ્તુઓ પ્રાપ્ત થાય અથવા ન થાય, તેની અંદર હંમેશાં અશાંતિ ચાલુ રહે છે.



*સંબંધ – હવે આગળના શ્લોકમાં 'સ્થિતપ્રજ્ઞ કેવી રીતે ચાલે છે?' – આ પ્રશ્નના ઉત્તરનો ઉપસંહાર કરે છે.*

**વિહાય કામાન્યઃ સર્વાન્પુમાંશ્ચરતિ નિઃસ્પૃહઃ ।**
**નિર્મમો નિરહંકાર સ શાન્તિમધિગચ્છતિ ॥ ૭૧ ॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યઃ** | = જે | **નિઃસ્પૃહઃ** | = સ્પૃહા વિનાનો (થઈને) | | થઈને |
| **પુમાન્** | = મનુષ્ય | | | **ચરતિ** | = વિચરે છે, |
| **સર્વાન્** | = સઘળી | **નિર્મમઃ** | = મમતા વિનાનો (અને) | **સઃ** | = તે (જ) |
| **કામાન્** | = કામનાઓને | | | **શાન્તિમ્** | = શાંતિને |
| **વિહાય** | = છોડીને | **નિરહઙ્કારઃ** | = અહંકાર વિનાનો | **અધિગચ્છતિ** | = પ્રાપ્ત થાય છે. |

*ટીકા* – **'વિહાય કામાન્યઃ સર્વાન્પુમાંશ્ચરતિ નિઃસ્પૃહઃ'** – અપ્રાપ્ત વસ્તુની ઇચ્છાને 'કામના' કહે છે. સ્થિતપ્રજ્ઞ મહાપુરુષ સઘળી કામનાઓનો ત્યાગ કરી દે છે. કામનાઓનો ત્યાગ કરી દીધા છતાં પણ શરીરના નિર્વાહમાત્રને માટે સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, પદાર્થ વગેરેની જે આવશ્યકતા દેખાય છે અર્થાત્ જીવનનિર્વાહને માટે પ્રાપ્ત અને અપ્રાપ્ત વસ્તુ વગેરેની જે જરૂર જણાય છે, તેને 'સ્પૃહા' કહે છે. સ્થિતપ્રજ્ઞ પુરુષ આ સ્પૃહાનો પણ ત્યાગ કરી દે છે. કારણ કે જેના માટે શરીર મળ્યું હતું અને જેની આવશ્યકતા હતી, તે તત્ત્વની પ્રાપ્તિ થઈ ગઈ, તે આવશ્યકતા પૂરી થઈ ગઈ. હવે શરીર ચાહે રહે અથવા ન રહે, શરીરનિર્વાહ ચાહે થાય અથવા ન થાય - તે બાબતમાં બેપરવા રહે છે. આ જ તેનું નિઃસ્પૃહ થવું છે.

નિઃસ્પૃહ થવાનો અર્થ એ નથી કે તે નિર્વાહની વસ્તુઓનું સેવન કરતો જ નથી. તે નિર્વાહની વસ્તુઓનું સેવન પણ કરે છે, પથ્ય-કુપથ્યનું પણ ધ્યાન રાખે છે અર્થાત્ અગાઉ

સાધનાવસ્થામાં શરીર વગેરેની સાથે જેવો વ્યવહાર કરતો હતો, તેવો જ વ્યવહાર હાલ પણ કરે છે; પરંતુ શરીર જીવતું રહે તો સારું છે, જીવનનિર્વાહની વસ્તુઓ મળતી રહે તો સારું છે - એવી તેના અંતરમાં કોઈ પરવા નથી હોતી.

આ જ અધ્યાયના પંચાવનમા શ્લોકમાં **'પ્રજહાતિ યદા કામાન્સર્વાન્'** પદો વડે કામનાના ત્યાગની જે વાત કહી હતી, તે જ વાત અહીં **'વિહાય કામાન્યઃ સર્વાન્'** પદો વડે કહી છે. આનું તાત્પર્ય એ છે કે કર્મયોગમાં સઘળી કામનાઓનો ત્યાગ કર્યા વિના કોઈ સ્થિતપ્રજ્ઞ નથી બની શકતો; કેમ કે કામનાઓને કારણે જ સંસારની સાથે સંબંધ જોડાયેલો છે. કામનાઓનો સર્વથા ત્યાગ કરવાથી સંસારની સાથે સંબંધ રહી જ નથી શકતો.

**'નિર્મમઃ'** – સ્થિતપ્રજ્ઞ મહાપુરુષ મમતાનો સર્વથા ત્યાગ કરી દે છે. મનુષ્ય જે વસ્તુઓને પોતાની માને છે, તે વાસ્તવમાં પોતાની નથી, બલ્કે સંસાર દ્વારા મળેલી છે. મળેલી વસ્તુને પોતાની માનવી એ ભૂલ છે. આ ભૂલ દૂર થતાં સ્થિતપ્રજ્ઞ વસ્તુ, વ્યક્તિ, પદાર્થ, શરીર, ઇન્દ્રિયો વગેરેમાં મમતારહિત બની જાય છે.

**'નિરહંકારઃ'** – આ શરીર હું જ છું – આવી જાતનું શરીર સાથે તાદાત્મ્ય માનવું એ અહંકાર છે. સ્થિતપ્રજ્ઞમાં આ અહંકાર નથી રહેતો. શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે બધાં જ કોઈ પ્રકાશમાં દેખાય છે, અને જે 'હું'પણું છે, તેનું પણ કોઈ પ્રકાશમાં ભાન થાય છે. આથી પ્રકાશની દૃષ્ટિએ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અહંતા ('હું' પણું) – આ બધાં દૃશ્ય છે. દૃષ્ટા દૃશ્યથી અલગ હોય છે – આ નિયમ છે. આવો અનુભવ થઈ જવાથી સ્થિતપ્રજ્ઞ નિરહંકાર બની જાય છે.

**'સ શાન્તિમધિગચ્છતિ'** – સ્થિતપ્રજ્ઞ શાંતિને પ્રાપ્ત થાય છે. કામના, સ્પૃહા, મમતા અને અહંતાથી રહિત થવાથી શાંતિ આવીને પ્રાપ્ત થાય છે – એવી વાત નથી, બલ્કે શાંતિ તો મનુષ્યમાત્રમાં સ્વતઃસિદ્ધ છે. કેવળ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી વસ્તુઓથી સુખ ભોગવવાની કામના કરવાથી, તેમની સાથે મમતાનો સંબંધ રાખવાથી જ અશાંતિ થાય છે. જ્યારે સંસારની કામના, સ્પૃહા, મમતા અને અહંતા સર્વથા છૂટી થાય છે, ત્યારે સ્વતઃસિદ્ધ શાંતિનો અનુભવ થઈ જાય છે.

આ શ્લોકમાં કામના, સ્પૃહા, મમતા અને અહંતા—આ ચારેયમાં અહંતા જ મુખ્ય છે. કારણ કે એક અહંતાના નિષેધથી બધાનો નિષેધ થઈ જાય છે. અર્થાત્ જો 'હું' પણું નહિ રહે, તો પછી 'મારા' પણું કેવી રીતે રહેશે અને કામના પણ કોણ કરશે અને શા માટે કરશે?

જ્યારે **'નિરહંકારઃ'** કહેવામાત્રથી કામના વગેરેનો ત્યાગ તેની અંતર્ગત આવી જતો હતો, તો પછી કામના વગેરેના ત્યાગનું વર્ણન શા માટે કર્યું? આનો ઉત્તર એ છે કે કામના, સ્પૃહા, મમતા અને અહંતા – આ ચારેયમાં કામના સ્થૂળ છે. કામનાથી સૂક્ષ્મ સ્પૃહા, સ્પૃહાથી સૂક્ષ્મ મમતા અને મમતાથી સૂક્ષ્મ અહંતા આવે છે. એટલા માટે સંસારથી સંબંધ છોડવાની બાબતમાં સર્વ પ્રથમ કામનાનો ત્યાગ કરી દેવામાં આવે, તો પછી બાકીના ત્રણનો ત્યાગ કરવાનું સુગમ થઈ જશે.

શાસ્ત્રીય દ્રષ્ટિએ પહેલાં કામનાનો ત્યાગ, પછી સ્પૃહા, મમતા અને અહંકારનો ત્યાગ બતાવવામાં આવે છે. પરંતુ સાધકની દૃષ્ટિથી પહેલાં મમતાનો ત્યાગ, પછી કામના, સ્પૃહા અને અહંકારનો ત્યાગ કરવો જ યોગ્ય છે. મમતા પ્રાપ્ત વસ્તુની અને કામના અપ્રાપ્ત વસ્તુની થાય છે. સૌથી પહેલાં મમતાનો ત્યાગ કરવો સુગમ થાય છે. મનુષ્ય પહેલાં મમતાથી અર્થાત્ પ્રાપ્ત વસ્તુના સંબધમાં જ ફસાય છે. પહેલાં મમતાનો ત્યાગ કરવાથી નિષ્કામ થવાનું સામર્થ્ય આવી જાય છે અને સ્પૃહાનો ત્યાગ કરવાથી નિરહંકાર થવાનું સામર્થ્ય આવી જાય છે. શાસ્ત્રીય દૃષ્ટિ પ્રમાણે ચાલવાથી મનુષ્ય પંડિત બની જાય છે અને સાધકની દૃષ્ટિ પ્રમાણે ચાલવાથી મનુષ્યને અનુભવ થઈ જાય છે.

## અહંતા-મમતાથી રહિત થવાનો ઉપાય

**કર્મયોગની દૃષ્ટિએ** – 'મારું કંઈ નથી', કેમકે મારો કોઈ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ, ઘટના, અવસ્થા વગેરે ઉપર સ્વતંત્ર અધિકાર નથી. જ્યારે મારું કશું નથી તો 'મારે કશું નથી જોઈતું', કારણ કે જો શરીર મારું હોય તો મારે અન્ન, જળ, વસ્ત્ર વગેરેની આવશ્યકતા રહે પણ જ્યારે શરીર મારું છે જ નહિ, તો મારે કશાની જરા પણ આવશ્યકતા નથી. જ્યારે મારું કશું નથી અને મારે કશું જોઈતું નથી, તો પછી 'હું' ક્યાં રહ્યો? કેમકે 'હું' તો કોઈ વસ્તુ, શરીર, સ્થિતિ વગેરેને પકડવાથી જ થાય છે.

મારું કહેવાનારા શરીર વગેરેનો સંસાર માત્ર સાથે સર્વથા અભિન્ન સંબંધ છે. એટલા માટે પોતાના કહેવાતા શરીર વગેરે દ્વારા જે કંઈ કરવાનું છે, તે બધું કેવળ સંસારના હિતને માટે જ કરવાનું છે. કારણ કે 'મારે કશું જોઈએ જ નહિ' એવો ભાવ થવાથી 'હું'નું એકદેશીયપણું આપોઆપ દૂર થઈ જાય છે અને કર્મયોગી અહંતા મમતાથી રહિત થઈ જાય છે.

**'સાંખ્યયોગની દૃષ્ટિએ'** – પ્રાણીમાત્રને 'હું છું' એ રીતે પોતાના સ્વરૂપની સ્વતઃસિદ્ધ સત્તા (હોવાપણું)નું જ્ઞાન રહે છે. તેમાં 'હું' તો પ્રકૃતિનો અંશ છે અને 'છું' સત્તા છે.

આ 'છું' વાસ્તવમાં 'હું'ને લીધે છે. જો 'હું' ના રહે, તો 'છું' નહિ રહે, બલ્કે 'છે' રહેશે.

'હું' છું, 'તું' છે, 'આ' છે અને 'તે' છે – આ ચારેય વ્યક્તિ અને સ્થળકાળને લીધે છે. જો આ ચારેયને અર્થાત્ વ્યક્તિ અને સ્થળકાળને પકડીએ નહિ તો કેવળ 'છે' જ રહેશે – 'છે'માં જ સ્થિતિ રહેશે. 'છે'માં સ્થિતિ થવાથી સાંખ્યયોગી અહંતા-મમતાથી રહિત બની જાય છે.

**ભક્તિયોગની દૃષ્ટિએ** – જેને 'હું' અને 'મારું' કહે છે, તે બધું પ્રભુનું જ છે. કારણ કે મારી કહેવાતી વસ્તુ ઉપર મારો કિંચિત્‌માત્ર પણ અધિકાર નથી; પરંતુ પ્રભુનો તેના ઉપર પૂરો અધિકાર છે. તે જે રીતે વસ્તુને રાખે છે, જેવી રાખવા ઇચ્છે છે, તેવું જ થાય છે. આથી આ બધું જ ભગવાનનું જ છે. એને પ્રભુની જ સેવામાં વાપરવાનું છે. મારી પાસે જે શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ છે, એ પણ તેમનું જ છે અને હું પણ તેમનો જ છું. આવો ભાવ થતાં ભક્તિયોગી અહંતા-મમતાથી રહિત બની જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** પહેલાં **'સોઽમૃતત્વાય કલ્પતે'** (૨-૧૫) કહીને જ્ઞાનયોગની સિદ્ધિ (પૂર્ણતા) બતાવી હતી, હવે **'સ શાન્તિમધિગચ્છતિ'** કહીને કર્મયોગની સિદ્ધિ બતાવે છે. તાત્પર્ય એ છે કે, ચિન્મયતા (સ્વરૂપ)માં સ્થિતિ થવાથી અમૃતની પ્રાપ્તિ થાય છે અને જડતા (અહંતા)ના ત્યાગથી શાંતિની પ્રાપ્તિ થાય છે.

અહંતા પોતાના સ્વરૂપમાં માની લીધેલી છે, વાસ્તવમાં છે નહીં. જો એ વાસ્તવમાં હોત તો આપણે ક્યારેય નિરહંકાર થઈ શકતા જ નહીં અને ભગવાન પણ નિરહંકાર થવાની વાત કહેતા નહીં. પરંતુ ભગવાન **'નિરહંકારઃ'** કહે છે. આથી આપણે અહંકાર રહિત થઈ શકીએ છીએ. આપણો અનુભવ પણ છે કે વાસ્તવમાં સ્વરૂપ અહંકારરહિત છે. સુષુપ્તિના સમયે અહંકારના અભાવનો અને સ્વયં (પોતાની સત્તાનો) અનુભવ બધાંને થાય છે, જેનો સ્પષ્ટ બોધ જાગ્યા પછી થાય છે. સુષુપ્તિમાં અહમ્ અવિદ્યામાં લીન થઈ જાય છે, પરંતુ સ્વયં રહે છે. તેથી સુષુપ્તિમાંથી જાગ્યા પછી (તેની સ્મૃતિથી) આપણે કહીએ છીએ કે, 'હું એવો શાંતિથી સૂતો કે મને કશી જ ખબર ન હતી.' આ સ્મૃતિથી સિદ્ધ થાય છે કે, સુખનો અનુભવ કરનાર અને 'કશી ખબર ન હતી' આવું કહેનાર તો હતો જ! નહીં તો, સુખનો અનુભવ કોને થયો? અને 'કશી ખબર ન હતી' - આ વાત કોણે જાણી? તેથી 'કંશી ખબર ન હતી' આ અહમ્‌નો અભાવ છે અને એનું જ્ઞાન જેને છે, તે અહમ્‌રહિત સ્વરૂપ છે.

એક સ્ત્રીની નાકની નથ કૂવામાં પડી ગઈ. તેને કાઢવા માટે એક માણસ કૂવામાં ઊતર્યો અને પાણીમાં જઈને તે નથને શોધવા લાગ્યો. શોધતાં-શોધતાં તે નથ તેના હાથમાં આવી ગઈ તો તેને ખૂબ ખુશી થઈ. પરંતુ તે વખતે તે કાંઈ બોલી શક્યો નહીં, કેમકે વાણી (અગ્નિ) અને જળનો પરસ્પર વિરોધ છે. તેથી પાણીમાંથી બહાર આવીને જ તે બોલી શક્યો કે 'નથ મળી ગઈ!' એવી જ રીતે સુષુપ્તિમાં અહમ્ ન રહેવાથી માણસ સુખનો અનુભવ તો કરે છે, પણ તેને વ્યક્ત કરી શકતો નથી. કારણ કે બોલવાનું સાધન હતું નહીં. સુષુપ્તિમાંથી જાગ્યા પછી જ તેને સુખની સ્મૃતિ થાય છે. સ્મૃતિ અનુભવજન્ય થાય છે. **'અનુભવજન્યં જ્ઞાનં સ્મૃતિઃ।'**

આ પ્રમાણે સુષુપ્તિમાં અહમ્‌નો અભાવ અનુભવ તો બધાને થાય છે, પરંતુ પોતાના અભાવનો અનુભવ ક્યારેય કોઈને થતો નથી. અહંકાર આપણા વિના રહી શકતો નથી, પરંતુ આપણે (પોતે) અહંકાર વિના રહી શકીએ છીએ અને રહીએ જ છીએ. આપણું સ્વરૂપ ચિન્મય સત્તામાત્ર છે. આ નિત્ય સત્તાને કોઈની અપેક્ષા નથી, પરંતુ સત્તા (અસ્તિત્વ)ની અપેક્ષા બધાંને છે. જો આપણે અહમ્‌થી જુદા ન હોત તો, અહંકારરૂપ જ હોત તો સુષુપ્તિમાં અહંકારના લીન થયા પછી આપણે પણ રહેત નહીં. તેથી અહંકાર વિના પણ આપણું અસ્તિત્વ સિદ્ધ થાય છે. જાગ્રત અને સ્વપ્નમાં અહમ્ પ્રગટ રહે છે અને સુષુપ્તિમાં અહમ્ લીન થઈ જાય છે પણ આપણે સ્વયં નિરંતર રહીએ છીએ. જે પ્રગટ અને લીન થતું નથી એ જ આપણું સ્વરૂપ છે.

કામનાનો ત્યાગ કરવાથી પણ શરીર નિર્વાહ માટે કંઈ ને કંઈ વસ્તુ, વ્યક્તિ, પદાર્થ વગેરેની આવશ્યકતા રહે છે. જેને 'સ્પૃહા' કહે છે. સ્થિતપ્રજ્ઞ મહાપુરુષમાં શરીરનિર્વાહમાત્રની આવશ્યકતાનું તો કહેવું જ શું, શરીરની પણ આવશ્યકતા રહેતી નથી. કારણ કે શરીરની આવશ્યકતા જ મનુષ્યને પરાધીન બનાવે છે. આવશ્યકતા ત્યારે પેદા થાય છે, જ્યારે મનુષ્ય એ વસ્તુનો સ્વીકાર કરે છે, જે આપણી નથી. કર્મયોગી કોઈ પણ વસ્તુને પોતાની અને પોતાના માટે માનતો નથી. બલ્કે સંસારની અને સંસારને માટે માને છે. તેથી તેને કોઈ પણ વસ્તુની આવશ્યકતા હોતી નથી.

'કામના અને સ્પૃહા' – બન્નેનો ત્યાગ કરવાનો અર્થ એ છે કે, વસ્તુઓની કામના પણ ન થાય અને નિર્વાહમાત્રની કામના (શરીરની આવશ્યકતા) પણ ન થાય. કારણ કે નિર્વાહમાત્રની કામના પણ સુખભોગ જ છે. એટલું જ નહિ, શાંતિ,

મુક્તિ, તત્ત્વજ્ઞાન વગેરેને પ્રાપ્ત કરવાની ઇચ્છા પણ કામના છે, તેથી નિષ્કામ ભાવે મુક્તિની પણ કામના ન કરવી જોઈએ.

આ શ્લોકમાં અપરા પ્રવૃત્તિનો નિષેધ છે. જીવે અહંકારને કારણે અપરા પ્રકૃતિ (જગત)ને ધારણ કરી છે – **'યયેદં ધાર્યતે જગત'** – (ગીતા ૭/૫). તેથી નિરહંકારતા આવી જવાથી અપરા પ્રકૃતિનો નિષેધ (સંબંધ-વિચ્છેદ) થઈ જાય છે અને જીવ જન્મ-મૃત્યુના બંધનથી મુક્ત થઈ જાય છે. બધાનો ત્યાગ કર્યા પછી પણ અહંકાર રહી જાય છે, પરંતુ અહંકારનો ત્યાગ થવાથી બધાનો ત્યાગ થઈ જાય છે.

—■—

***સંબંધ*** *– કામના, સ્પૃહા, મમતા અને અહંતાથી રહિત થવાથી તેની કેવી સ્થિતિ થાય છે – તેનું વર્ણન આગળના શ્લોકમાં કરતાં-કરતાં આ વિષયનો ઉપસંહાર કરે છે.*

**એષા બ્રાહ્મી સ્થિતિઃ પાર્થ નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ ।**
**સ્થિત્વાસ્યામન્તકાલેઽપિ　　બ્રહ્મનિર્વાણમૃચ્છતિ ॥ ૭૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પૃથાનંદન! | | (યોગી કદી) | **સ્થિત્વા** | = સ્થિત થઈ જાય |
| **એષા** | = આ | **ન, વિમુહ્યતિ** | = મોહિત નથી થતો. | | (તો) તેને |
| **બ્રાહ્મી** | = બ્રાહ્મી | **અસ્યામ્** | = આ બ્રાહ્મી | **બ્રહ્મનિર્વાણમ્** | = નિર્વાણ (શાન્ત) |
| **સ્થિતિઃ** | = સ્થિતિ છે. | | સ્થિતિમાં (જો) | | બ્રહ્મની |
| **એનામ્** | = આને | **અન્તકાલે** | = અંતકાળે | **ઋચ્છતિ** | = પ્રાપ્તિ થઈ |
| **પ્રાપ્ય** | = પામીને | **અપિ** | = પણ (કોઈ સાધક) | | જાય છે. |

***ટીકા*** – **'એષા બ્રાહ્મી સ્થિતિઃ પાર્થ'** – આ બ્રાહ્મી સ્થિતિ છે અર્થાત્ બ્રહ્મને પ્રાપ્ત થયેલા મનુષ્યની સ્થિતિ છે. અહંકારરહિત થવાથી જ્યારે વ્યક્તિત્વ દૂર થઈ જાય છે, ત્યારે તેની સ્થિતિ આપોઆપ જ બ્રહ્મમાં થાય છે. કારણ કે સંસારની સાથે સંબંધ રાખવાથી જ વ્યક્તિત્વ હતું. એ સંબંધને સર્વથા છોડી દેવાથી યોગીની પોતાની કોઈ વ્યક્તિગત સ્થિતિ નથી રહેતી.

અત્યંત નજીકનું વાચક હોવાથી અહીં **'એષા'** પદ અગાઉના શ્લોકમાં આવેલાં **'વિહાય કામાન્', 'નિઃસ્પૃહઃ', 'નિર્મમઃ'** અને **'નિરહઙ્કારઃ'** પદોનો નિર્દેશ કરે છે.

ભગવાનને મુખેથી 'તારી બુદ્ધિ જ્યારે મોહરૂપી કાદવ અને શ્રુતિવિપ્રતિપત્તિ (સાંભળવાથી વિપરીત થયેલ જ્ઞાન) ને પાર કરી જશે, ત્યારે તું યોગને પ્રાપ્ત થઈ જશે.' – આવું સાંભળીને અર્જુનના મનમાં એવી જિજ્ઞાસા થઈ કે તે સ્થિતિ કેવી હશે? આ બાબતમાં અર્જુને સ્થિતપ્રજ્ઞને વિષે ચાર પ્રશ્નો પૂછ્યા. તે ચારેય પ્રશ્નોનો ઉત્તર આપીને ભગવાને અહીં તે સ્થિતિ બતાવી કે તે બ્રાહ્મી સ્થિતિ છે. તાત્પર્ય એ છે કે તે વ્યક્તિગત સ્થિતિ નથી અર્થાત્ તેમાં વ્યક્તિત્વ નથી રહેતું. તે નિત્યયોગની પ્રાપ્તિ છે. તેમાં એક જ તત્ત્વ રહે છે. આ બાબત પ્રત્યે ધ્યાન દોરવા માટે જ અહીં **'પાર્થ'** સંબોધન આપવામાં આવ્યું છે.

**'નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ'** – જ્યાં સુધી શરીરમાં અહંકાર રહે છે, ત્યાં સુધી મોહિત થવાની સંભાવના રહે છે. પરંતુ જ્યારે અહંકારનો સર્વથા અભાવ થવાથી બ્રહ્મમાં પોતાની સ્થિતિનો અનુભવ થઈ જાય છે, ત્યારે વ્યક્તિત્વ તૂટવાને કારણે પછી કદી મોહિત થવાની સંભાવના નથી રહેતી.

સત્ અને અસત્‌ને બરાબર નહિ જાણવું એ જ મોહ છે. તાત્પર્ય એ છે કે પોતે સત્ હોવા છતાં પણ અસત્‌ની સાથે પોતાની એકતા માનતા રહેવું એ જ મોહ છે. જ્યારે સાધક અસત્‌ને બરાબર જાણી લે છે, ત્યારે અસત્‌થી તેનો સંબંધ-વિચ્છેદ થઈ જાય છે[1] અને સત્‌માં પોતાની વાસ્તવિક સ્થિતિનો અનુભવ થઈ જાય છે. આ સ્થિતિનો અનુભવ થઈ જતાં, પછી કદી મોહ નથી થતો (ગીતા. અ. ૪/૩૫).

**'સ્થિત્વાસ્યામન્તકાલેઽપિ બ્રહ્મનિર્વાણમૃચ્છતિ'** – આ મનુષ્યશરીર કેવળ પરમાત્મપ્રાપ્તિ માટે જ મળ્યું છે. એટલા માટે ભગવાન આ તક આપે છે કે સાધારણથીયે સાધારણ અને પાપીથીયે પાપી વ્યક્તિ કેમ ના હોય, પણ જો તે અંતકાળમાં પણ પોતાની સ્થિતિ પરમાત્મામાં કરી લે

૧. અસતને જાણવાથી અસતની નિવૃત્તિ થઈ જાય છે; કારણ કે અસતની સ્વતંત્ર સત્તા છે જ નહિ. સત વડે જ અસતને સત્તા મળે છે. જો અસતને જાણવાથી અસતની નિવૃત્તિ ના થાય તો વાસ્તવમાં અસતને જાણ્યું જ નથી; પણ શીખ્યું છે. શીખેલા જ્ઞાનથી અસતની નિવૃત્તિ નથી થતી; કેમકે મનમાં અસત્‌ની સત્તા રહે છે.

અર્થાત્ જડતાથી પોતાનો સંબંધ-વિચ્છેદ કરી લે, તો તેને પણ નિર્વાણ (શાન્ત) બ્રહ્મની પ્રાપ્તિ થઈ જશે, તે જન્મ-મરણથી મુક્ત થઈ જશે. આવી જ વાત ભગવાને સાતમા અધ્યાયના ત્રીસમા શ્લોકમાં કહી છે કે 'અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ એક ભગવાન જ છે – એવું પ્રયાણકાળે પણ મને જેઓ જાણી લે છે, તેઓ મને યથાર્થરૂપે જાણી લે છે અર્થાત્ મને પ્રાપ્ત થઈ જાય છે.' આઠમા અધ્યાયના પાંચમા શ્લોકમાં કહ્યું છે કે 'અંતકાળમાં મારું સ્મરણ કરતાં-કરતાં કોઈ પ્રાણ છોડે, તો તે મને જ પ્રાપ્ત થાય છે, તેમાં સંદેહ નથી.'

બીજી વાત, ઉપર્યુક્ત પદો દ્વારા ભગવાન તે બ્રાહ્મી સ્થિતિના મહિમાનું વર્ણન કરે છે કે આમાં જો અંતકાળમાં પણ કોઈ સ્થિત થઈ જાય, તો તે શાંત બ્રહ્મને પ્રાપ્ત થઈ જાય છે. જેવી રીતે સમબુદ્ધિની બાબતમાં ભગવાને કહ્યું હતું કે તેનું થોડું પણ અનુષ્ઠાન મહાન ભયથી રક્ષણ કરી દે છે (અ. ૨/૪૦), તેવી જ રીતે અહીં કહે છે કે અંતકાળમાં પણ બ્રાહ્મી સ્થિતિ થઈ જાય, જડતાથી સંબંધ-વિચ્છેદ થઈ જાય, તો નિર્વાણ બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે. આ સ્થિતિનો અનુભવ થવામાં જડતાનો રાગ જ બાધક છે. આ રાગ અંતકાળમાં પણ કોઈ છોડી દે તો તેને પછી પોતાની સ્વતઃસિદ્ધ વાસ્તવિક સ્થિતિનો અનુભવ થઈ જાય છે.

અહીં એક શંકા થઈ શકે છે કે જે અનુભવ આખી જિંદગીમાં નથી થયો, તે અંતકાળમાં કેવી રીતે થશે? અર્થાત્ સ્વસ્થ અવસ્થામાં તો સાધકની બુદ્ધિ સ્વસ્થ હશે, એનામાં વિચારશક્તિ હશે અને સાવધાની હશે તો તે બ્રાહ્મી સ્થિતિનો અનુભવ કરી લેશે; પરંતુ અંતકાળમાં પ્રાણ નીકળતી વખતે બુદ્ધિ અસમર્થ બની જાય છે અને સાવધાની નથી રહેતી – એવી અવસ્થામાં બ્રાહ્મી સ્થિતિનો અનુભવ કેવી રીતે થશે? આનું સમાધાન એ છે કે મૃત્યુ સમયે જ્યારે પ્રાણ નીકળે છે, ત્યારે તેનો શરીર વગેરેથી આપોઆપ જ સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. જો તે સમયે તે સ્વતઃસિદ્ધ તત્ત્વ તરફ લક્ષ્ય થઈ જાય, તો તેનો અનુભવ સુગમતાથી થઈ જાય છે. કારણ કે નિર્વિકલ્પ અવસ્થાની પ્રાપ્તિમાં તો બુદ્ધિ, વિવેક વગેરેની આવશ્યકતા રહે છે, પણ અવસ્થાતીત તત્ત્વની પ્રાપ્તિમાં તો કેવળ લક્ષ્યની આવશ્યકતા રહે છે.[1] તે લક્ષ્ય ચાહે પહેલાંના અભ્યાસથી સિદ્ધ થઈ જાય, ચાહે કોઈ શુભ સંસ્કારથી સિદ્ધ થઈ જાય કે ચાહે ભગવાન અથવા સંતની અહૈતુકી કૃપાથી સિદ્ધ થઈ જાય; લક્ષ્ય સિદ્ધ થવાથી તેની પ્રાપ્તિ આપોઆપ થઈ જાય છે.

અહીં **'અપિ'** પદનું તાત્પર્ય એ છે કે અંતકાળ અગાઉ અર્થાત્ જીવિત-અવસ્થામાં આ સ્થિતિ પ્રાપ્ત કરી લે તો તે જીવનમુક્ત થઈ જાય છે; પરંતુ જો અંતકાળમાં પણ આ સ્થિતિ બની જાય અર્થાત્ નિર્મમ-નિરહંકાર બની જાય તો તે પણ મુક્ત થઈ જાય છે. આનું તાત્પર્ય એ છે કે આ સ્થિતિ તત્કાળ બની જાય છે. સ્થિતિને માટે અભ્યાસ કરવાની, ધ્યાન કરવાની કે સમાધિ લગાવવાની કિંચિત્માત્ર પણ આવશ્યકતા નથી.

ભગવાને અહીં કર્મયોગના વિષયમાં **'બ્રહ્મનિર્વાણમ્'** પદ વાપર્યું છે. એનું તાત્પર્ય એ છે કે જેવી રીતે સાંખ્યયોગીને નિર્વાણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે (ગીતા અ. ૫/૨૪થી૨૬), તેવી જ રીતે કર્મયોગીને પણ નિર્વાણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આ જ વાતને પાંચમા અધ્યાયના પાંચમા શ્લોકમાં કહી છે કે સાંખ્યયોગી દ્વારા જે સ્થાન પ્રાપ્ત કરવામાં આવે છે, તે જ સ્થાન કર્મયોગી દ્વારા પણ પ્રાપ્ત કરવામાં આવે છે.

## વિશેષ વાત

જડ અને ચેતન – એ બે પદાર્થો છે. પ્રાણીમાત્રનું સ્વરૂપ ચેતન છે, પરંતુ તેણે જડનો સંગ કરેલો છે. જડની તરફ આકર્ષણ થવું એટલે પતન તરફ જવું અને ચિન્મય તત્ત્વની તરફ આકર્ષણ થવું એટલે ઉત્થાન તરફ જવું અને પોતાનું કલ્યાણ કરવું એમ કહેવાય. જડની તરફ જવામાં 'મોહ'ની પ્રધાનતા હોય છે અને પરમાત્મતત્ત્વની તરફ જવામાં 'વિવેક'ની પ્રધાનતા હોય છે.

સમજવાની દૃષ્ટિએ મોહ અને વિવેકના બે બે વિભાગ કરી શકાય છે : (૧) અહંતા-મમતાયુક્ત મોહ અને કામનાયુક્ત મોહ (૨) સત-અસતનો વિવેક અને કર્તવ્ય-અકર્તવ્યનો વિવેક.

પ્રાપ્ત વસ્તુ, શરીર વગેરેમાં અહંતા-મમતા કરવી એ અહંતા-મમતાયુક્ત મોહ છે; અને અપ્રાપ્ત વસ્તુ, ઘટના, પરિસ્થિતિ વગેરેની કામના કરવી – એ કામનાયુક્ત મોહ છે. શરીરી (શરીરમાં રહેવાવાળો) અલગ છે અને શરીર અલગ છે, શરીરી સત છે અને શરીર અસત છે, શરીરી ચેતન છે અને શરીર જડ છે – આને સારી રીતે અલગ-અલગ સમજવાં એ સત-અસતનો વિવેક છે; અને કર્તવ્ય શું છે, અકર્તવ્ય શું છે, ધર્મ શું છે, અધર્મ શું છે - આને સારી રીતે

૧. નિર્વિકલ્પ અવસ્થાની પ્રાપ્તિમાં જ અભ્યાસ, વિચાર, નિદિધ્યાસન વગેરે કામ કરે છે પરંતુ નિર્વિકલ્પ બોધ (અવસ્થાતીત બ્રાહ્મી સ્થિતિ)ની પ્રાપ્તિમાં બુદ્ધિ કામ નથી કરતી. તેમાં બુદ્ધિ છૂટી થાય છે. કારણ કે નિર્વિકલ્પ બોધ કરણનિરપેક્ષ છે અર્થાત્ તેમાં કરણની કિંચિત્માત્ર પણ અપેક્ષા નથી રહેતી. તેની પ્રાપ્તિમાં કરણથી સંબંધવિચ્છેદ જ કારણ છે.

સમજીને તે પ્રમાણે કર્તવ્ય કરવું અને અકર્તવ્યનો ત્યાગ કરવો એ કર્તવ્ય-અકર્તવ્યનો વિવેક છે.

પહેલા અધ્યાયમાં અર્જુનને પણ બે પ્રકારનો મોહ થઈ ગયો હતો, જેમાં પ્રાણીમાત્ર ફસાયેલાં છે. અહંતાને લીધે 'અમે દોષોને જાણવાવાળા ધર્માત્મા છીએ' અને મમતાને લીધે 'આ કુટુંબીઓ મરી જશે' – આ અહંતા-મમતાવાળો મોહ થયો. અમને પાપ ના લાગે, કુળના નાશનો દોષ ના લાગે, મિત્રદ્રોહનું પાપ ના લાગે, નરકોમાં ના જવું પડે, અમારા પિતૃઓનું પતન ના થાય - આ કામનાયુક્ત મોહ થયો.

ઉપર્યુક્ત બન્ને પ્રકારના મોહને દૂર કરવા માટે ભગવાને બીજા અધ્યાયમાં બે પ્રકારનો વિવેક બતાવ્યો છે – શરીરી-શરીરનો અને સત-અસતનો વિવેક (અ. ૨/૧૧થી૩૦ સુધી) અને કર્તવ્ય-અકર્તવ્યનો વિવેક (અ. ૨/૩૧થી૫૩ સુધી).

શરીરી-શરીરનો વિવેક બતાવતાં ભગવાને કહ્યું કે હું, તું અને આ રાજાલોકો પહેલાં ન હતાં - આ વાત પણ નથી અને પછી નહિ રહે - એ વાત પણ નથી અર્થાત્ આપણે બધા પહેલાં પણ હતા અને ભવિષ્યમાં પણ રહીશું તથા આ શરીરો પહેલાં પણ ન હતાં અને ભવિષ્યમાં પણ નહિ રહે તથા વચમાં પણ પ્રતિક્ષણ બદલાતાં રહે છે. જેવી રીતે શરીરમાં કુમાર, યુવા અને વૃદ્ધાવસ્થા – આ અવસ્થાઓ બદલાય છે, અને જેવી રીતે મનુષ્ય જૂનાં વસ્ત્રોને ત્યજીને નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેવી જ રીતે જીવ પહેલું શરીર છોડીને બીજું શરીર ધારણ કરે છે. આ તો ટાળી શકાય નહિ તેવો નિયમ છે. આમાં ચિંતાની અને શોકની વાત જ ક્યાં છે?

કર્તવ્ય-અકર્તવ્યનો વિવેક બતાવતાં ભગવાને કહ્યું કે ક્ષત્રિયને માટે યુદ્ધથી મોટો કોઈ ધર્મ નથી. અનાયાસે પ્રાપ્ત થયેલું યુદ્ધ એ સ્વર્ગપ્રાપ્તિનો ખુલ્લો દરવાજો છે. તું યુદ્ધરૂપી સ્વધર્મનું પાલન નહિ કરે તો તને પાપ લાગશે. જો તું જય-પરાજય, લાભ-હાનિ તેમજ સુખ-દુઃખને સમાન સમજીને યુદ્ધ કરીશ તો તને પાપ નહિ લાગે. તારો તો કર્તવ્યકર્મ કરવામાં જ અધિકાર છે, ફળમાં કદી નહિ. તું કર્મફળની ઇચ્છાવાળો પણ ન થા અને કર્મ નહિ કરવામાં પણ તારી આસક્તિ ન થાઓ. એટલા માટે તું કર્મોની સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન થઈને અને સમતામાં સ્થિત રહીને કર્મો કર; કારણ કે સમતા એ જ યોગ છે. જે મનુષ્ય સમબુદ્ધિથી યુક્ત થઈને કર્મ કરે છે, તે જીવિત અવસ્થામાં જ પુણ્ય-પાપથી છૂટી જાય છે.

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કાદવને અને શ્રુતિ-વિપ્રતિપત્તિ (સાંભળવાથી વિપરીત થયેલા જ્ઞાન)ને પાર કરી જશે, ત્યારે તું યોગને પ્રાપ્ત થઈ જશે.

**પરિશિષ્ટ ભાવ :** નિર્મમ અને નિરહંકાર થવાથી સાધકનો અસત વસ્તુઓથી સંબંધ છૂટી જાય છે અને સત અર્થાત્ બ્રહ્મમાં પોતાની સ્વતઃ સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થઈ જાય છે, જેને 'બ્રાહ્મી સ્થિતિ' કહે છે. આ બ્રાહ્મી સ્થિતિને પ્રાપ્ત થવાથી શરીરનો કોઈ માલિક રહેતો નથી અર્થાત્ શરીરને 'હું-મારું' કહેનાર કોઈ રહેતું નથી. વ્યક્તિત્વ ખતમ થઈ જાય છે. તાત્પર્ય એ છે કે આપણું અસ્તિત્વ અહંકાર પર નિર્ભર નથી. અહંકાર ન રહેવા છતાં પણ આપણી સ્થિતિ (અસ્તિત્વ) રહે છે, જે 'બ્રાહ્મી સ્થિતિ' કહેવાય છે. એક વાર આ બ્રાહ્મી સ્થિતિ (નિત્યયોગ)નો અનુભવ થયા પછી ક્યારેય મોહ થતો નથી (ગીતા. ૪/૩૫). જો અંતકાળમાં પણ મનુષ્ય નિર્મમ-નિરહંકાર થઈને બ્રાહ્મી સ્થિતિનો અનુભવ કરી લે તો તેને તરત નિર્વાણ બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે.

નિર્મમ-નિરહંકાર થવાથી બ્રહ્મની પ્રાપ્તિ—તત્ત્વજ્ઞાન થઈ જાય છે, પછી મનુષ્ય મમતારહિત, કામનારહિત અને કર્તૃત્વરહિત બની જાય છે. કારણ કે જીવે અહમ્‌ને લીધે જ જગતને ધારણ કરેલું છે—**'અહઙ્કાર વિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે'** (ગીતા ૩/૨૭). **"જીવભૂતાં મહાબાહો યયેદં ધાર્યતે જગત'** (ગીતા ૭/૫) જો તે અહમ્‌નો ત્યાગ કરી દે તો પછી જગત્ રહેશે નહીં. બ્રહ્મની પ્રાપ્તિ થયા પછી (જો ભક્તિના સંસ્કાર હોય તો) સમગ્ર પરમાત્માની પ્રાપ્તિ આપમેળે થઈ જાય છે, કેમકે સમગ્ર પરમાત્મા બ્રહ્મની પ્રતિષ્ઠા છે.

મારું કશું નથી – આનો સ્વીકાર કરવાથી મનુષ્ય 'નિર્મમ' થઈ જાય છે, મારે કશું ન જોઈએ – આને સ્વીકાર કરવાથી મનુષ્ય 'નિષ્કામ' બની જાય છે. મારે મારા સ્વયં માટે કશું કરવું નથી – આનો સ્વીકાર કરવાથી મનુષ્ય 'નિરહંકાર' બની જાય છે.



ॐ તત્સદિતિ શ્રીમદ્ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે સાંખ્યયોગો નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥

**આ રીતે ૐ, તત્, સત્ – આ ભગવાનનાં નામોના ઉચ્ચારણપૂર્વક બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્રમય શ્રીમદ્ભગવદ્ગીતોપનિષદરૂપી શ્રીકૃષ્ણાર્જુનસંવાદમાં 'સાંખ્યયોગ' નામનો બીજો અધ્યાય પૂરો થયો ॥ ૨ ॥**

કર્મયોગ, સાંખ્યયોગ, ભક્તિયોગ વગેરે બધાં સાધનોમાં વિવેકની મોટી આવશ્યકતા રહે છે. સાંખ્યયોગમાં આ વિવેકનું પ્રાધાન્ય છે અને સાંખ્યયોગથી ભગવાને પોતાના ઉપદેશનો આરંભ કર્યો છે; આથી આ અધ્યાયનું નામ 'સાંખ્યયોગ' રાખવામાં આવ્યું છે.

## બીજા અધ્યાયનાં પદ, અક્ષર અને ઉવાચ

(૧) આ અધ્યાયમાં **'અથ દ્વિતીયોઽધ્યાયઃ'**નાં ત્રણ, **'સંજય ઉવાચ'**, **'શ્રીભગવાનુવાચ'** વગેરે પદોનાં ચૌદ, શ્લોકોનાં નવસો સત્તાવન અને પુષ્પિકાનાં તેર પદો છે. આ રીતે સઘળાં પદોનો સરવાળો નવસો સિત્યાસી છે.

(૨) આ અધ્યાયમાં **'અથ દ્વિતીયોઽધ્યાયઃ'**ના સાત, **'સંજય ઉવાચ'**, **'શ્રીભગવાનુવાચ'** વગેરે પદોના પિસ્તાળીસ, શ્લોકોના બે હજાર ચારસો ત્રણ અને પુષ્પિકાના પિસ્તાળીસ અક્ષરો છે. આ રીતે સઘળા અક્ષરોનો સરવાળો બે હજાર પાંચસો છે. આ અધ્યાયના બોંતેર શ્લોકો પૈકી પાંચમો, સાતમો, આઠમો, વીસમો, બાવીસમો અને સિત્તેરમો – આ છ શ્લોકો ચુંમાળીસ અક્ષરોના, છઠ્ઠો શ્લોક છેંતાળીસ અક્ષરોનો અને ઓગણત્રીસમો શ્લોક પિસ્તાળીસ અક્ષરોનો છે. બાકીના ચોસઠ શ્લોકો બત્રીસ અક્ષરોના છે.

(૩) આ અધ્યાયમાં સાત 'ઉવાચ' છે. બે **'સંજય ઉવાચ'**, ત્રણ **'શ્રીભગવાનુવાચ'** અને બે **'અર્જુન ઉવાચ'** છે.

## બીજા અધ્યાયમાં પ્રયોજાયેલા છંદ

આ અધ્યાયના બોંતેર શ્લોકો પૈકી પાંચમો, છઠ્ઠો, સાતમો, આઠમો, વીસમો, બાવીસમો, ઓગણત્રીસમો અને સિત્તેરમો - આ આઠ શ્લોકો **'ઉપજાતિ'** છંદવાળા છે. આ અધ્યાયમાં બાવનમા અને સડસઠમા શ્લોકના પ્રથમ ચરણમાં 'નગણ' પ્રયોજાયેલો હોવાથી **'ન-વિપુલા'**; બારમા, છવ્વીસમા અને બત્રીસમા શ્લોકના પ્રથમ ચરણમાં તથા એકસઠમા અને ત્રેંસઠમા શ્લોકના તૃતીય ચરણમાં 'રગણ' પ્રયોજાયેલો હોવાથી **'ર-વિપુલા'**; છત્રીસમા અને છપ્પનમા શ્લોકના પ્રથમ ચરણમાં 'ભગણ' પ્રયોજાયેલો હોવાથી **'ભ-વિપુલા'**; ઇકોતેરમા શ્લોકના પ્રથમ ચરણમાં અને એકત્રીસમા શ્લોકના તૃતીય ચરણમાં 'મગણ' પ્રયોજાયેલો હોવાથી **'મ-વિપુલા'**, છેંતાળીસમા શ્લોકના પ્રથમ ચરણમાં 'સગણ' પ્રયોજાયેલો હોવાથી **'સ-વિપુલા'**; પાંત્રીસમા શ્લોકના પ્રથમ અને તૃતીય ચરણમાં 'નગણ' પ્રયોજાયેલો હોવાથી **'જાતિપક્ષ-વિપુલા'** અને સુડતાળીસમા શ્લોકના પ્રથમ ચરણમાં 'ભગણ' તથા તૃતીય ચરણમાં 'નગણ' પ્રયોજાયેલો હોવાથી 'સંકીર્ણ-વિપુલા' સંજ્ઞાવાળા છંદો છે. શેષ ઓગણપચાસ શ્લોકો બરાબર **'પથ્યાવક્ત્ર'** અનુષ્ટુપ છંદનાં લક્ષણોથી યુક્ત છે.

—■—

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# ત્રીજો અધ્યાય

## ભૂમિકા

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો ઉપદેશ મનુષ્યમાત્રના અનુભવ ઉપર આધારિત છે. આના દિવ્ય ઉપદેશનો (અ. ૨/૧૧થી) આરંભ કરતાં સહુથી પહેલાં ભગવાન એ સ્પષ્ટ કરે છે કે શરીર અને શરીરી એકબીજાથી સર્વથા ભિન્ન છે. શરીર અનિત્ય, અસત, એકદેશીય અને નાશવંત છે તથા શરીરી નિત્ય, સત, સર્વવ્યાપી અને અવિનાશી છે. આથી નાશવંત વસ્તુઓનો વિનાશ જોઈને દુઃખી નહિ થવાને અને અવિનાશી વસ્તુનું અવિનાશીપણું જોઈને તેને કાયમ રાખવાની ઇચ્છા નહિ કરવાને 'વિવેક' કહે છે. કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ – ત્રણેય યોગમાર્ગોમાં વિવેકની મોટી આવશ્યકતા છે. 'હું શરીરથી સર્વથા ભિન્ન છું' – એવો વિવેક થવાથી જ મુક્તિની અભિલાષા જાગ્રત થાય છે. મુક્તિની વાત તો દૂર રહી, સ્વર્ગ વગેરેની પ્રાપ્તિની કામના પણ પોતાને શરીરથી ભિન્ન માનવાથી જ ઉત્પન્ન થાય છે. એટલા માટે ભગવાને પોતાના ઉપદેશનો આરંભ કરતાં જ સહુથી પહેલાં વિવેકનું જ વર્ણન કર્યું છે.

ગીતાનો ઉપર્યુક્ત વિવેકનો વિષય બીજા અધ્યાયના અગિયારમા શ્લોકથી શરૂ થઈને ત્રીસમા શ્લોકે સમાપ્ત થાય છે. વિવેકના આ વિષયમાં ભગવાને આત્મા, અનાત્મા, પ્રકૃતિ, પુરુષ, બ્રહ્મ, અવિદ્યા, ઈશ્વર, જીવ, જગત, માયા વગેરે કોઈ પણ દાર્શનિક શબ્દનો પ્રયોગ નથી કર્યો, પરંતુ બધા જ મનુષ્યો સરળતાથી સમજી શકે, એવી રીતે ભગવાને તેનું વિવેચન કર્યું છે. આનું તાત્પર્ય એ છે કે મનુષ્યમાત્ર પરમાત્મપ્રાપ્તિના અધિકારી છે; કેમકે મનુષ્યશરીર પરમાત્મપ્રાપ્તિને માટે જ મળેલું છે. આથી ઉપર્યુક્ત વિવેકને મહત્ત્વ આપીને મનુષ્યમાત્ર પરમાત્મપ્રાપ્તિ કરી શકે છે.

આ પ્રકરણમાં ભગવાને 'બુદ્ધિ' શબ્દનો પ્રયોગ પણ નથી કર્યો. વાસ્તવમાં નિત્ય અને અનિત્ય, સત અને અસત, અવિનાશી અને વિનાશી, શરીરી અને શરીરને ભિન્ન-ભિન્ન સમજવા માટે 'વિવેક'ની જ આવશ્યકતા છે, બુદ્ધિની નહિ. વિવેક બુદ્ધિથી પર છે. જેવી રીતે પ્રકૃતિ અને પુરુષ અનાદિ છે (ગીતા અ. ૧૩/૧૯), તેવી જ રીતે તેમની ભિન્નતાને પ્રગટ કરનારો વિવેક પણ અનાદિ છે. આ જ વિવેક બુદ્ધિમાં પ્રગટ થાય છે. આ ભગવત્પ્રદત્ત વિવેક પ્રાણીમાત્રને નિત્યપ્રાપ્ત છે. પશુ-પક્ષી પણ ખાદ્ય-અખાદ્ય પદાર્થોની ભિન્નતાને જાણે છે. લતા-વૃક્ષમાં પણ શરદી-ગરમી અને અનુકૂળતા-પ્રતિકૂળતાની ભિન્નતાનું જ્ઞાન રહે છે. બુદ્ધિપ્રધાન હોવાને લીધે મનુષ્યને આ વિવેક વિશેષરૂપે પ્રાપ્ત થયેલો છે. પશુ-પક્ષી વગેરેમાં તો માત્ર જીવનનિર્વાહ માટે જડ પદાર્થોનો વિવેક રહે છે, પરંતુ મનુષ્ય પોતાના વિવેકથી સદાને માટે જન્મમરણ રૂપી બંધનથી મુક્ત બનીને શાશ્વત શાંતિ પ્રાપ્ત કરી શકે છે. આ જ મનુષ્યના વિવેકની વિશેષતા છે.

વિવેક જાગ્રત થવાથી અર્થાત્ શરીર અને શરીરીની ભિન્નતાનો અનુભવ થવાથી પોતાનાં કહેવાતાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ સહિત સંસારનો સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, કે જે વાસ્તવમાં છે; અને બુદ્ધિ, શુદ્ધ તથા સમ (સમાન) બની જાય છે અર્થાત્ બુદ્ધિનો વિષમભાવ દૂર થઈ જાય છે.

કર્મયોગમાં બુદ્ધિના એક નિશ્ચયની પ્રધાનતા છે – **'વ્યવસાયાત્મિકા બુદ્ધિરેકેહ'** (ગીતા અ. ૨/૪૧)[૧]. મનુષ્યનો જ્યારે પોતાના કલ્યાણ અથવા પરમાત્મપ્રાપ્તિનો જ એક નિશ્ચય બની જાય છે, ત્યારે તેને અનુકૂળતા અને પ્રતિકૂળતા વિઘ્ન નથી પહોંચાડતાં અને આ રીતે કંઈ કર્યા વિના જ તેની બુદ્ધિ આપોઆપ સમ બનવા લાગે છે. બુદ્ધિને સમ કરવા માટે ત્યાં સુધી કહેવામાં આવે છે, જ્યાં સુધી બુદ્ધિમાં સંસારનું મહત્ત્વ, આકર્ષણ અને ખેંચાણ રહે છે. એક નિશ્ચયાત્મિકા બુદ્ધિ થઈ જવાથી સંસારનું મહત્ત્વ, આકર્ષણ અને ખેંચાણ આપોઆપ દૂર થવા લાગે છે. આવી નિશ્ચયાત્મિકા બુદ્ધિ થવામાં ભોગ અને સંગ્રહની આસક્તિને મહાન બાધક બતાવવામાં આવી છે (ગીતા અ. ૨/૪૪).

---

૧. સાંખ્યયોગમાં વિવેકનું, ભક્તિયોગમાં શ્રદ્ધા-વિશ્વાસનું અને કર્મયોગમાં નિશ્ચયાત્મિકા બુદ્ધિનું પ્રાધાન્ય રહે છે. કર્મયોગમાં વિવેક તથા શ્રદ્ધા-વિશ્વાસ નથી હોતા – એવું નથી; પરંતુ પ્રાધાન્ય એક નિશ્ચયાત્મિકા બુદ્ધિનું રહે છે. તેવી જ રીતે સાંખ્યયોગ અને ભક્તિયોગમાં પણ એક નિશ્ચયાત્મિકા બુદ્ધિ રહે છે.

આ રીતે કર્મયોગમાં નિશ્ચયાત્મિકા બુદ્ધિની અત્યંત આવશ્યકતા બતાવ્યા પછી ભગવાન અર્જુનને સમભાવપૂર્વક કર્તવ્યકર્મ કરવા માટે વિશેષ રૂપે કહે છે; જેમ કે – **'કર્મણ્યેવાધિકારસ્તે'** (અ. ૨/૪૭), **'યોગસ્થઃ કુરુ કર્માણિ'** (અ. ૨/૪૮) 'તારો કર્મ કરવામાં જ અધિકાર છે', 'સમતામાં સ્થિત થઈને તું કર્મો કર.' આની સાથે એમ પણ કહે છે કે **'દૂરેણ હ્યવરં કર્મ બુદ્ધિયોગાત્'** (અ. ૨/૪૯) 'બુદ્ધિયોગ' (સમતા)થી સકામકર્મ અત્યંત તુચ્છ છે, આગળ કહે છે – **'બુદ્ધૌ શરણમન્વિચ્છ'** (અ. ૨/૪૯), **'બુદ્ધિયુક્તો જહાતીહ ઉભે સુકૃતદુષ્કૃતે । તસ્માદ્યોગાય યુજ્યસ્વ યોગઃ કર્મસુ કૌશલમ્'** (અ. ૨/૫૦) 'તું સમબુદ્ધિનો આશ્રય ગ્રહણ કર,' 'સમતાપૂર્વક કર્મ કરવાવાળો પુરુષ પાપ અને પુણ્ય-બન્નેનો અહીં જીવિત અવસ્થામાં જ ત્યાગ કરી દે છે, એટલા માટે તું સમતાની પ્રાપ્તિને માટે જ પ્રયત્ન કર; કેમકે સમતા જ કર્મોમાં કુશળતા છે.'

અર્જુનના મનમાં યુદ્ધ નહિ કરવાનો આગ્રહ પહેલેથી જ હતો. પહેલા અધ્યાયના એકત્રીસમા શ્લોકમાં અર્જુન કહે છે – 'યુદ્ધમાં પોતાના કુળને મારીને હું પોતાનું હિત નથી જોતો' – **'ન ચ શ્રેયોઽનુપશ્યામિ હત્વા સ્વજનમાહવે.'** પછી પિસ્તાળીસમા શ્લોકમાં તેઓ કહે છે – 'અહો! ખેદ છે કે અમે લોકો બુદ્ધિમાન હોવા છતાં પણ યુદ્ધરૂપી મહાન પાપ કરવાને તૈયાર થઈ ગયા છીએ' – **'અહો બત મહત્પાપં કર્તું વ્યવસિતા વયમ્'**. આગળ બીજા અધ્યાયના પાંચમા શ્લોકમાં અર્જુન કહે છે – 'હું ભિક્ષાનું અન્ન ખાવાનું શ્રેષ્ઠ સમજું છું, પણ યુદ્ધ કરવાનું નહિ' – **'શ્રેયો ભોક્તું ભૈક્ષ્યમપીહ લોકે'** અને નવમા શ્લોકમાં તો ભગવાનની આજ્ઞા **'ઉત્તિષ્ઠ પરંતપ'** (અ. ૨/૩)ની વિરુદ્ધ પોતાનો નિર્ણય જ સંભળાવી દે છે કે 'હું યુદ્ધ નહિ કરું' – **'ન યોત્સ્યે'** (ગીતા અ. ૨/૯).

આ નિયમ છે કે પોતાનો આગ્રહ રાખવાથી શ્રોતા વક્તાની વાતોનો આશય સારી રીતે નથી સમજી શકતો. આ જ કારણ છે કે પોતાનો (યુદ્ધ નહિ કરવાનો) આગ્રહ રાખવાથી અર્જુન પણ ઉપર્યુક્ત વિષયમાં ભગવાનનાં વચનોનો આશય સારી રીતે ના સમજી શક્યા. આથી અર્જુનને ભગવાનનાં વચનો મિશ્ર જેવાં લાગવા લાગ્યાં. એટલા માટે ભગવાનનો અભિપ્રાય શું છે? તેઓ મારા કલ્યાણ માટે કયું સાધન શ્રેષ્ઠ સમજે છે – આનો ખુલાસો કરાવવા માટે અર્જુન આગળના બે શ્લોકોમાં ભગવાનને પ્રશ્ન કરે છે.

*અર્જુન ઉવાચ*

**જ્યાયસી ચેત્કર્મણસ્તે મતા બુદ્ધિર્જનાર્દન ।**
**તત્કિં કર્મણિ ઘોરે માં નિયોજયસિ કેશવ ॥ ૧॥**
**વ્યામિશ્રેણેવ વાક્યેન બુદ્ધિં મોહયસીવ મે ।**
**તદેકં વદ નિશ્ચિત્ય યેન શ્રેયોઽહમાપ્નુયામ્ ॥ ૨॥**

અર્જુન બોલ્યા—

**જનાર્દન** = હે જનાર્દન!
**ચેત્** = જો
**તે** = તમે
**કર્મણઃ** = કર્મ કરતાં
**બુદ્ધિઃ** = જ્ઞાનને
**જ્યાયસી** = ચઢિયાતું
**મતા** = માનો છો
**તત્** = તો પછી
**કેશવ** = હે કેશવ!
**મામ્** = મને (આ યુદ્ધરૂપી)
**ઘોરે** = ઘોર
**કર્મણિ** = કર્મમાં
**કિમ્** = કેમ
**નિયોજયસિ** = જોડો છો?
**વ્યામિશ્રેણ, ઈવ** = (તમે) મિશ્ર જેવાં
**વાક્યેન** = વચનોથી
**મે** = મારી
**બુદ્ધિમ્** = બુદ્ધિને
**મોહયસિ, ઈવ** = જાણે મોહિત કરી રહ્યા છો, (તેથી આપ)
**નિશ્ચિત્ય** = નિશ્ચિત કરીને
**તત્** = તે
**એકમ્** = એક વાતને
**વદ, યેન** = કહો, કે જેનાથી
**અહમ્** = હું
**શ્રેયઃ** = કલ્યાણને
**આપ્નુયામ્** = પ્રાપ્ત થાઉં.

*ટીકા* – **'જનાર્દન'** આ પદ વડે અર્જુન જાણે કે એ ભાવ પ્રગટ કરે છે કે હે શ્રીકૃષ્ણ! આપ બધાંની યાચના પૂર્ણ કરવાવાળા છો; આથી મારી યાચના તો અવશ્ય જ પૂરી કરશો.

**'જ્યાયસી ચેત્કર્મણસ્તે.... નિયોજયસિ કેશવ'** – મનુષ્યના અંતઃકરણમાં એક કમજોરી રહે છે કે તે પ્રશ્ન કરીને ઉત્તરના રૂપમાં પણ વક્તા પાસેથી પોતાની વાત અથવા સિદ્ધાંતનું જ સમર્થન ઇચ્છે છે. આને કમજોરી એટલા માટે કહેવામાં આવી છે કે વક્તાના નિર્દેશનું, પછી ભલે તે મનને અનુકૂળ હોય અથવા સર્વ રીતે પ્રતિકૂળ હોય, પાલન કરવાના નિશ્ચયમાં જ શૂરવીરતા છે, બાકીનું બધું કમજોરી અથવા કાયરતા જ કહેવાશે. આ કમજોરીને કારણે જ મનુષ્યને પ્રતિકૂળતા સહન કરવામાં કઠિનતાનો અનુભવ થાય છે. જ્યારે તે પ્રતિકૂળતાને સહન નથી કરી શકતો, ત્યારે તે સારાપણાનો વાઘો પહેરી લે છે અર્થાત્ ત્યારે ભલાઈના વેશમાં બૂરાઈ આવે છે. જે બૂરાઈ ભલાઈના વેશમાં આવે છે, તેનો ત્યાગ કરવાનું ઘણું કઠિન હોય છે. અહીં અર્જુનમાં પણ હિંસાત્યાગરૂપી ભલાઈના વેશમાં કર્તવ્યત્યાગરૂપી બૂરાઈ આવી છે. આથી તેઓ કર્તવ્યકર્મ કરતાં જ્ઞાનને શ્રેષ્ઠ માની રહ્યા છે. આ જ કારણથી તેઓ અહીં પ્રશ્ન કરે છે કે જો આપ કર્મ કરતાં જ્ઞાનને શ્રેષ્ઠ માનો છો, તો પછી મને યુદ્ધરૂપી ઘોર કર્મમાં શા માટે જોડો છો?

ભગવાને બીજા અધ્યાયના ઓગણચાળીસમા શ્લોકમાં **'બુદ્ધિર્યોગે'** પદ વડે સમબુદ્ધિ (સમતા)ની જ વાત કહી હતી; પરંતુ અર્જુને એને જ્ઞાન સમજી લીધું. આથી તેઓ ભગવાનને કહે છે કે હે જનાર્દન! આપે અગાઉ કહ્યું કે 'મેં સાંખ્યમાં આ બુદ્ધિ કહી દીધી, તેને જ તું યોગના વિષયમાં સાંભળ. આ બુદ્ધિથી યુક્ત થયેલો તું કર્મબંધનને છોડી દેશે.' અર્થાત્ કર્મબંધનથી છૂટી જઈશ. પરંતુ કર્મબંધન ત્યારે જ છૂટશે, કે જ્યારે જ્ઞાન થશે. આપે એ પણ કહી દીધું કે 'બુદ્ધિયોગ અર્થાત્ જ્ઞાન કરતાં કર્મ અત્યંત નિકૃષ્ટ છે' (અ. ૨/૪૯). જો આપની માન્યતામાં કર્મ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ અને ઉત્તમ હોય, તો પછી મને શાસ્ત્રવિહિત યજ્ઞ, દાન, તપ વગેરે શુભ કર્મોમાં પણ જોડવો ના જોઈએ, કેવળ જ્ઞાનમાં જ જોડવો જોઈએ પરંતુ તેની વિરુદ્ધ આપ મને યુદ્ધ જેવું અત્યંત ક્રૂર કર્મ, જેમાં દિવસભર મનુષ્યોની હત્યા કરવી પડે, તેમાં શા માટે જોડો છો?

પહેલાં અર્જુનના મનમાં યુદ્ધ કરવાનો જુસ્સો આવેલો હતો અને તેમણે એ જ જુસ્સામાં આવી જઈને ભગવાનને કહ્યુ કે 'હે અચ્યુત! બન્ને સેનાઓની મધ્યમાં મારા રથને ઊભો કરી દો, જેથી હું એ જોઈ લઉં કે અહીં મારી સામે હાથ ઉગામનારા કોણ છે?' પરંતુ ભગવાને જ્યારે બન્ને સેનાઓની વચમાં ભીષ્મ અને દ્રોણની સામે તથા રાજાઓની સામે રથને ઊભો રાખીને કહ્યું કે 'તું આ કુરુવંશીઓને જો', ત્યારે અર્જુનનો કૌટુંબિક મોહ જાગ્રત થઈ ગયો. મોહ જાગ્રત થવાથી તેમની વૃત્તિ યુદ્ધથી, કર્મથી ઉપરામ થઈને જ્ઞાન તરફી થઈ ગઈ; કેમકે જ્ઞાનમાં યુદ્ધ જેવાં ઘોર કર્મ નથી કરવાં પડતાં. આથી અર્જુન કહે છે કે આપ મને ઘોર કર્મમાં શા માટે જોડો છો?

અહીં **'બુદ્ધિઃ'** પદનો અર્થ 'જ્ઞાન' કરવામાં આવ્યો છે. જો અહીં **'બુદ્ધિઃ'** પદનો અર્થ 'સમબુદ્ધિ' (સમતા) કરવામાં આવે તો વ્યામિશ્ર વચન સિદ્ધ નહિ થાય. કારણ કે બીજા અધ્યાયના અડતાળીસમા શ્લોકમાં ભગવાને અર્જુનને યોગ (સમતા)માં સ્થિત રહીને કર્મ કરવાની આજ્ઞા આપી છે. વ્યામિશ્ર વચન ત્યારે જ સિદ્ધ થાય, કે જ્યારે અર્જુનની માન્યતામાં બે વાતો હોય; અને ત્યારે જ આ પ્રશ્ન થઈ શકે કે જો આપની માન્યતામાં કર્મ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ હોય, તો પછી મને ઘોર કર્મમાં શા માટે જોડો છો? બીજી વાત, ભગવાને આગળ અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં બે નિષ્ઠાઓ કહી છે – જ્ઞાનીઓની નિષ્ઠા જ્ઞાનયોગથી અને યોગીઓની નિષ્ઠા કર્મયોગથી. આથી પણ અર્જુનના પ્રશ્નોમાં **'બુદ્ધિઃ'** પદનો અર્થ 'જ્ઞાન' લેવો યુક્તિસંગત લાગે છે.

કોઈ પણ સાધક શ્રદ્ધાપૂર્વક પૂછવાથી જ પોતાના પ્રશ્નનો સાચો ઉત્તર પ્રાપ્ત કરી શકે છે. આક્ષેપપૂર્વક શંકા આવવાથી સાચો ઉત્તર પ્રાપ્ત કરી શકવો સંભવ નથી. અર્જુનની ભગવાન ઉપર પૂર્ણ શ્રદ્ધા છે; આથી ભગવાનના કહેવાથી અર્જુન પોતાના કલ્યાણને માટે યુદ્ધ જેવા ઘોર કર્મમાં પણ પ્રવૃત્ત થઈ શકે છે – એવો ભાવ ઉપર્યુક્ત પ્રશ્નથી પ્રગટ થાય છે.

**'વ્યામિશ્રેણેવ વાક્યેન બુદ્ધિં મોહયસીવ મે'** – આ પદોમાં અર્જુનનો ભાવ એ છે કે ક્યારેક તો આપ કહો છો કે કર્મ કર – **'કુરુ કર્માણિ'** (અ. ૨/૪૮) અને ક્યારેક આપ કહો છો કે જ્ઞાનનો આશ્રય લે – **'બુદ્ધૌ શરણમન્વિચ્છ'** (અ. ૨/૪૯). આપનાં આ મિશ્ર જેવાં વચનો વડે મારી બુદ્ધિ મોહિત જેવી થઈ રહી છે અર્થાત્ હું આ સ્પષ્ટ નથી સમજી શકતો કે મારે કર્મો કરવાં જોઈએ કે જ્ઞાનનું શરણ લેવું જોઈએ.

અહીં બે વાર **'ઈવ'** પદના પ્રયોગથી ભગવાન ઉપર અર્જુનની શ્રદ્ધાનું દર્શન થઈ રહ્યું છે. શ્રદ્ધાને કારણે અર્જુન ભગવાનનાં વચનો સાચાં માની રહ્યા છે અને એ પણ સમજી રહ્યા છે કે ભગવાન મારી બુદ્ધિને મોહિત નથી કરી રહ્યા. પરંતુ ભગવાનનાં વચનોને સારી રીતે નહિ

સમજવાને કારણે અર્જુનને ભગવાનનાં વચનો મિશ્ર જેવાં લાગે છે અને તેમને એવું જણાઈ રહ્યું છે કે ભગવાન પોતાનાં વચનો દ્વારા મારી બુદ્ધિને મોહિત જેવી કરી રહ્યા છે. જો ભગવાન અર્જુનની બુદ્ધિ મોહિત કરતા હોત, તો પછી અર્જુનના મોહને દૂર કરત જ કોણ?

**'તદેકં વદ નિશ્ચિત્ય યેન શ્રેયોઽહમાપ્નુયામ્'** – મારું કલ્યાણ કર્મ કરવાથી થશે કે જ્ઞાનથી થશે – તે પૈકી આપ નક્કી કરીને મારે માટે એક વાત કહો, જેથી મારું કલ્યાણ થઈ જાય. મેં અગાઉ પણ કહ્યું હતું કે જેનાથી મારું નિશ્ચિત કલ્યાણ થાય, એ વાત મારા માટે કહો – **'યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે'** (અ. ૨/૭) અને અત્યારે પણ હું એ જ વાત કહી રહ્યો છું.

**પરિશિષ્ટ ભાવ :** જ્યાં સુધી સંસારની સત્તા માનીએ છીએ, ત્યાં સુધી કર્મ ભયંકર અથવા સૌમ્ય દેખાય છે. કારણ કે, સંસારની સત્તા માનવાથી દૃષ્ટિ કર્મ તરફ રહે છે, પોતાના કર્તવ્ય તરફ રહેતી નથી. પોતાના કર્તવ્ય તરફ દૃષ્ટિ રહેવાથી કર્મ ભયંકર (ઘોર) અથવા સૌમ્ય લાગતું નથી.

—■—

***સંબંધ*** *– હવે આગળ ત્રણ (ત્રીજા, ચોથા અને પાંચમા) શ્લોકોમાં ભગવાન અર્જુનને* ***'વ્યામિશ્રેણેવ વાક્યેન'*** *(મિશ્ર જેવાં વચનો) પદોનો ઉત્તર આપે છે.*

શ્રીભગવાનુવાચ

**લોકેઽસ્મિન્દ્વિવિધા નિષ્ઠા પુરા પ્રોક્તા મયાનઘ ।**
**જ્ઞાનયોગેન સાંખ્યાનાં કર્મયોગેન યોગિનામ્ ॥ ૩॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અનઘ** | = હે નિષ્પાપ અર્જુન! | **મયા** | = મારા વડે | **જ્ઞાનયોગેન** | = જ્ઞાનયોગ દ્વારા (અને) |
| **અસ્મિન્** | = આ | **પુરા** | = પહેલાં | **યોગિનામ્** | = યોગીઓની (નિષ્ઠા) |
| **લોકે** | = મનુષ્ય લોકમાં | **પ્રોક્તા** | = કહેવાઈ ચુકી છે; (એમનામાંથી) | **કર્મયોગેન** | = કર્મયોગ દ્વારા (થાય છે.) |
| **દ્વિવિધા** | = બે પ્રકારની | **સાઙ્ખ્યાનામ્** | = જ્ઞાનિઓની (નિષ્ઠા) | | |
| **નિષ્ઠા** | = નિષ્ઠા | | | | |

***ટીકા*** – [અર્જુન યુદ્ધ કરવા ઇચ્છતા ન હતા, આથી તેમણે સમતાવાચક **'બુદ્ધિ'** શબ્દનો અર્થ **'જ્ઞાન'** સમજી લીધો. પરંતુ ભગવાને પહેલાં **'બુદ્ધિ'** અને **'બુદ્ધિયોગ'** શબ્દોથી સમતાનું વર્ણન કર્યું હતું. (અ. ૨/૩૯, ૪૯ વગેરે); આથી અહીં પણ ભગવાન જ્ઞાનયોગ અને કર્મયોગ – બન્નેય દ્વારા પ્રાપણીય (પ્રાપ્ત કરવા યોગ્ય) સમતાનું વર્ણન કરી રહ્યા છે.]

**'અનઘ'** – અર્જુન દ્વારા પોતાના શ્રેય (કલ્યાણ)ની વાત પૂછાઈ જવી એ જ તેમની નિષ્પાપતા છે; કેમકે પોતાના કલ્યાણની તીવ્ર ઇચ્છા થવાથી સાધકનાં પાપ નષ્ટ થઈ જાય છે.

**'લોકેઽસ્મિન્દ્વિવિધા નિષ્ઠા પુરા પ્રોક્તા મયા'** – અહીં **'લોકે'** પદનો અર્થ મનુષ્યશરીર સમજવો જોઈએ; કેમકે જ્ઞાનયોગ અને કર્મયોગ – બન્ને પ્રકારનાં સાધનોને કરવાનો અધિકાર અથવા સાધક બનવાનો અધિકાર મનુષ્ય-શરીરમાં જ છે.

**'નિષ્ઠા'** – અર્થાત્ સમભાવમાં સ્થિતિ એક જ છે, જેને બે રીતે પ્રાપ્ત કરી શકાય છે – જ્ઞાનયોગથી અને કર્મયોગથી. આ બેઉ યોગોના અલગ-અલગ વિભાગ કરવા માટે ભગવાને બીજા અધ્યાયના ઓગણચાળીસમા શ્લોકમાં કહ્યું છે કે આ સમબુદ્ધિને મેં સાંખ્યયોગના વિષયમાં (અગિયારમાથી ત્રીસમા શ્લોક સુધી) કહી દીધી છે, હવે તેને કર્મયોગના વિષયમાં (ઓગણચાળીસમાથી ત્રેપનમા શ્લોક સુધી) સાંભળ. – **'એષા તેઽભિહિતા સાંખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ ।'**

**'પુરા'** પદનો અર્થ 'અનાદિકાળ' પણ થાય છે અને 'હાલથી થોડો અગાઉ' પણ થાય છે. અહીં એ પદનો અર્થ છે – હાલથી થોડો અગાઉ અર્થાત્ અગાઉનો અધ્યાય, કે જેના ઉપર અર્જુનને શંકા છે. જોકે બન્ને નિષ્ઠાઓ અગાઉના અધ્યાયમાં ભિન્ન-ભિન્ન કહેવાઈ ચૂકી છે, તોપણ કોઈ પણ નિષ્ઠામાં કર્મત્યાગની વાત નથી કહેવામાં આવી.

## માર્મિક વાત

અહીં ભગવાને બે નિષ્ઠાઓ બતાવી છે – સાંખ્યનિષ્ઠા (જ્ઞાનયોગ) અને યોગનિષ્ઠા (કર્મયોગ). જેવી રીતે સંસારમાં બે પ્રકારની નિષ્ઠાઓ છે – **'લોકેઽસ્મિન્દ્વિવિધા નિષ્ઠા'** તેવી જ રીતે સંસારમાં બે પ્રકારના પુરુષો છે – **'દ્વાવિમૌ પુરુષૌ લોકે'** (ગીતા અ. ૧૫/૧૬); તે છે – ક્ષર (નાશવાન સંસાર) અને અક્ષર (અવિનાશી સ્વરૂપ). ક્ષરની સિદ્ધિ-અસિદ્ધિ, પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં સમ રહેવું એ 'કર્મયોગ' છે અને ક્ષરથી વિમુખ બનીને અક્ષરમાં સ્થિત થવું એ 'જ્ઞાનયોગ' છે. પરંતુ ક્ષર અને અક્ષર – બન્નેથી ઉત્તમ પુરુષ તો જુદો જ છે, જેને પરમાત્મા નામથી ઓળખવામાં આવે છે – **'ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ પરમાત્મેત્યુદાહૃતઃ'** (અ. ૧૫/૧૭). તે પરમાત્મા ક્ષરથી તો અતીત છે અને અક્ષરથી ઉત્તમ છે; આથી શાસ્ત્ર અને વેદમાં તે 'પુરુષોત્તમ' નામથી પ્રસિદ્ધ છે (અ. ૧૫/૧૮). આવા પરમાત્માને સર્વથા સર્વભાવથી શરણે જવું એ 'ભગવન્નિષ્ઠા' (ભક્તિયોગ) છે. આ કારણથી ક્ષરની પ્રધાનતાથી કર્મયોગ, અક્ષરની પ્રધાનતાથી જ્ઞાનયોગ અને પરમાત્માની પ્રધાનતાથી ભક્તિયોગ ચાલે છે.[1]

સાંખ્યનિષ્ઠા અને યોગનિષ્ઠા – આ બન્ને સાધકોની પોતાની નિષ્ઠાઓ છે; પરંતુ ભગવન્નિષ્ઠા સાધકોની પોતાની નિષ્ઠા નથી. કારણ કે સાંખ્યનિષ્ઠા અને યોગનિષ્ઠામાં સાધકને 'હું છું' અને 'સંસાર છે' – તેનો અનુભવ થાય છે; આથી જ્ઞાનયોગી સંસારથી સંબંધ-વિચ્છેદ કરીને પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે અને કર્મયોગી સંસારની વસ્તુ (શરીર વગેરે)ને સંસારની જ સેવામાં જોડીને સંસારથી સંબંધ-વિચ્છેદ કરે છે. પરંતુ ભગવન્નિષ્ઠામાં સાધકને પહેલા 'ભગવાન છે' તેનો અનુભવ નથી થતો; પરંતુ તેનો વિશ્વાસ હોય છે કે સ્વરૂપ અને સંસાર – આ બન્નેથી પણ વિલક્ષણ કોઈ તત્ત્વ (ભગવાન) છે. આથી તે શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક ભગવાનને માનીને પોતાની જાતને ભગવાનને સમર્પણ કરી દે છે. એટલા માટે સાંખ્યનિષ્ઠા અને યોગનિષ્ઠામાં તો 'જાણવું' (વિવેક) મુખ્ય છે અને ભગવન્નિષ્ઠામાં 'માનવું' (શ્રદ્ધા-વિશ્વાસ) મુખ્ય છે.

જાણવું અને માનવું – આ બેમાં કોઈ ફરક નથી. જેવી રીતે 'જાણવું' સંદેહરહિત (દઢ) હોય છે, તેવી જ રીતે 'માનવું' પણ સંદેહરહિત હોય છે. માનેલી વાતમાં વિચારવાની સંભાવના નથી રહેતી. જેવી રીતે, 'અમુક મારી મા છે' – આ કેવળ માનેલું છે, પરંતુ એ માનેલામાં કદી સંદેહ નથી થતો, કદી જિજ્ઞાસા નથી થતી, કદી વિચાર નથી કરવો પડતો. એટલા માટે ગીતામાં ભક્તિયોગની બાબતમાં જ્યાં જાણવાની વાત આવી છે, તેને માનવાના અર્થમાં જ લેવી જોઈએ. આ જ રીતે જ્ઞાનયોગ અને કર્મયોગની બાબતમાં જ્યાં માનવાની વાત આવી છે, તેને જાણવાના અર્થમાં જ લેવી જોઈએ.

સાંખ્યનિષ્ઠા અને યોગનિષ્ઠા તો સાધન-સાધ્ય છે અને સાધક ઉપર નિર્ભર છે, પરંતુ ભગવન્નિષ્ઠા સાધન-સાધ્ય નથી. ભગવન્નિષ્ઠામાં સાધક ભગવાન અને તેમની કૃપા ઉપર જ નિર્ભર છે.

ભગવન્નિષ્ઠાનું વર્ણન ગીતામાં ઠેકાણે-ઠેકાણે આવ્યું છે; જેમ કે – આ જ અધ્યાયમાં પ્રથમ બે નિષ્ઠાઓનું વર્ણન કરીને પછી ત્રીસમા શ્લોકમાં **'મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્ય'** પદો વડે ભક્તિનું વર્ણન કરવામાં આવ્યું છે; પાંચમા અધ્યાયમાં પણ બે નિષ્ઠાઓનું વર્ણન કરીને દસમા શ્લોકમાં **'બ્રહ્મણ્યાધાય કર્માણિ'** અને અંતમાં **'ભોક્તારં યજ્ઞતપસામ્...'** વગેરે પદો વડે ભક્તિનું વર્ણન કરવામાં આવ્યું છે, વગેરે - વગેરે.

**'જ્ઞાનયોગેન સાંખ્યાનામ્'** – પ્રકૃતિથી ઉત્પન્ન સઘળા ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે, સઘળી ક્રિયાઓ ગુણોમાં, ઇન્દ્રિયોમાં જ થઈ રહી છે (ગીતા અ. ૩/૨૮) અને મારો તેમની સાથે કોઈ જ સંબંધ નથી – એવું સમજીને સમસ્ત ક્રિયાઓમાં કર્તાપણાના અભિમાનનો સર્વથા ત્યાગ કરી દેવો એ 'જ્ઞાનયોગ' છે.

ગીતાના ઉપદેશના આરંભમાં જ ભગવાને સાંખ્યયોગ (જ્ઞાનયોગ)નું વર્ણન કરતાં-કરતાં નાશવાન શરીર અને અવિનાશી શરીરીનું વિવેચન કર્યું છે, જેને ગીતા (અ. ૨/૧૬માં) અસત અને સત નામોથી પણ કહેવામાં આવ્યું છે.

**'કર્મયોગેન યોગિનામ્'** – વર્ણ, આશ્રમ, સ્વભાવ અને પરિસ્થિતિ અનુસાર જે શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મ સામે આવી જાય, તેને (તે કર્મ તથા તેના ફળમાં) કામના, મમતા અને આસક્તિનો સર્વથા ત્યાગ કરીને કરવું તથા કર્મની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમ રહેવું એ 'કર્મયોગ' છે.

ભગવાને કર્મયોગનું વર્ણન બીજા અધ્યાયના

૧. વાસ્તવમાં ભગવાનનો સંબંધ કર્મયોગ અને જ્ઞાનયોગ – બન્ને યોગોમાં રહે છે; કેમકે આ બન્નેના વિધાયક ભગવાન જ છે. કર્મયોગ અને જ્ઞાનયોગથી કલ્યાણ થવાનું વિધાન તો ભગવાન દ્વારા જ થયું છે. એટલા માટે કર્મયોગી અને જ્ઞાનયોગી – બન્ને ભગવાનના મત (સિદ્ધાંત)નું જ પાલન કરે છે. કેવળ તેમાં ભગવાનની પરાયણતા નથી હોતી.

સુડતાળીસમા અને અડતાળીસમા શ્લોકમાં મુખ્યરૂપથી કર્યું છે. તેમાં પણ સુડતાળીસમા શ્લોકમાં કર્મયોગનો સિદ્ધાંત કહેવામાં આવ્યો છે અને અડતાળીસમા શ્લોકમાં કર્મયોગને અનુષ્ઠાનમાં લાવવાની વિધિ કહેવામાં આવી છે.

**પરિશિષ્ટ ભાવ :** કર્મયોગ અને જ્ઞાનયોગ – આ બન્ને નિષ્ઠાઓ લોકમાં હોવાને કારણે 'લૌકિક' છે. **'લોકેઽસ્મિન્ દ્વિવિધા નિષ્ઠા.'** કર્મયોગમાં 'ક્ષર' (સંસાર)ની પ્રધાનતા છે અને જ્ઞાનયોગમાં 'અક્ષર' (જીવાત્મા)ની પ્રધાનતા છે. ક્ષર અને અક્ષર પણ લોકમાં જ છે – **'દ્વાવિમૌ પુરુષૌ લોકે ક્ષરશ્ચાક્ષર એવ ચ'** (ગીતા ૧૫/૧૬). તેથી કર્મયોગ અને જ્ઞાનયોગ - બન્ને નિષ્ઠાઓ લૌકિક જ છે.

જીવ અને જગતને પ્રધાનતા આપવાથી જ આ બન્ને નિષ્ઠાઓ થઈ છે. જો જીવ અને જગતને પ્રધાનતા ન આપીને માત્ર પરમાત્માને જ પ્રધાનતા આપવામાં આવે તો બે નિષ્ઠાઓ નહીં રહે, બલ્કે માત્ર અલૌકિક ભગવન્નિષ્ઠા અર્થાત્ ભક્તિ જ રહેશે.

લૌકિક નિષ્ઠા (કર્મયોગ - જ્ઞાનયોગ)માં સાધકનો પોતાનો પ્રયત્ન મુખ્ય હોય છે. તે સાધનામાં પોતાનો પુરુષાર્થ માને છે, પરંતુ જ્યારે સાધક ભગવાનનો આશ્રય રાખીને સાધના કરે છે, પોતાનો પ્રયત્ન મુખ્ય નથી માનતો, ત્યારે તેની નિષ્ઠા અલૌકિક હોય છે. કારણ કે ભગવાનનો સંબંધ થવાથી બધું અલૌકિક થઈ જાય છે. જ્યાં સુધી ભગવાનનો સંબંધ નથી થતો ત્યાં સુધી બધું લૌકિક જ હોય છે.

કોઈને નિમ્ન ન માનવો, કોઈનું અહિત ન ઇચ્છીએ અને કોઈનું અહિત ન કરીએ તો 'કર્મયોગ' પ્રારંભ થઈ જાય છે. મારું કશું જ નથી, મારે કશું ન જોઈએ અને મારે મારા માટે કશું કરવું નથી – આ સત્યને સ્વીકારી લે તો 'જ્ઞાનયોગ'નો આરંભ થઈ જાય છે.

—■—

**ન કર્મણામનારમ્ભાન્નૈષ્કર્મ્યં પુરુષોઽશ્નુતે ।**
**ન ચ સંન્યસનાદેવ સિદ્ધિં સમધિગચ્છતિ ॥ ૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પુરુષઃ** | = માણસ | **નૈષ્કર્મ્યમ્** | = નિષ્કર્મતાનો | | ત્યાગમાત્રથી |
| **ન** | = ન (તો) | **અશ્નુતે** | = અનુભવ કરે છે | **સિદ્ધિમ્** | = સિદ્ધિને |
| **કર્મણામ્** | = કર્મોનો | **ચ, ન** | = અને ન તો | **એવ** | = જ |
| **અનારમ્ભાત્** | = આરંભ કર્યા વિના | **સન્ન્યસનાત્,** | = (કર્મોના) | **સમધિગચ્છતિ** | = પ્રાપ્ત થાય છે. |

*ટીકા* – **'ન કર્મણામનારમ્ભાન્નૈષ્કર્મ્યં પુરુષોઽશ્નુતે'** – આ કર્મયોગમાં કર્મ કરવું અત્યંત આવશ્યક છે. કારણ કે નિષ્કામભાવથી કર્મ કરવાથી જ કર્મયોગની સિદ્ધિ થાય છે.[1] આ સિદ્ધિ મનુષ્યને કર્મ કર્યા વિના નથી મળી શકતી.

મનુષ્યના અંતઃકરણમાં કર્મ કરવાનો જે વેગ વિદ્યમાન રહે છે, તેને શાંત કરવા માટે કામનાનો ત્યાગ કરીને કર્તવ્યકર્મ કરવું આવશ્યક છે. કામના રાખીને કર્મ કરવાથી આ વેગ દૂર થતો નથી, બલ્કે વધે છે.

**'નૈષ્કર્મ્યમ્ અશ્નુતે'** – પદોનો આશય એ છે કે કર્મયોગનું આચરણ કરવાવાળો મનુષ્ય કર્મોને કરતો રહીને જ નિષ્કર્મતાને પામે છે. જે સ્થિતિમાં મનુષ્યનાં કર્મો અકર્મ બની જાય છે અર્થાત્ બંધનકર્તા નથી થતાં, તે સ્થિતિને 'નિષ્કર્મતા' કહે છે.

કામનાથી રહિત થઈને કરવામાં આવેલાં કર્મોમાં ફળ આપવાની શક્તિનો એવી રીતે સર્વથા અભાવ થઈ જાય છે, જેવી રીતે બીજને શેકવાથી અથવા બાફવાથી તેમાંથી ફરીથી અંકુર ફૂટવાની શક્તિ સર્વથા નષ્ટ થઈ જાય છે. આથી નિષ્કામ મનુષ્યનાં કર્મોમાં ફરીથી જન્મ-મરણના ચક્કરમાં ઘુમાવવાની શક્તિ નથી રહેતી.

કામનાનો ત્યાગ ત્યારે જ થઈ શકે છે, કે જ્યારે બધાં જ કર્મો બીજાઓની સેવા માટે કરવામાં આવે, પોતાને માટે નહિ. કારણ કે કર્મમાત્રનો સંબંધ સંસાર સાથે છે અને પોતાનો (સ્વરૂપનો) સંબંધ પરમાત્મા સાથે છે. પોતાની સાથે કર્મનો સંબંધ છે જ નહિ. એટલા માટે જ્યાં સુધી

૧. જે યોગરૂઢ થવાને ઇચ્છે છે, પોતાનામાં સમતા લાવવા ઇચ્છે છે, તેને માટે (કર્મયોગની દૃષ્ટિએ) નિષ્કામભાવથી કર્મ કરવું આવશ્યક છે – **'આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે'** (ગીતા અ. ૬/૩). જો તે કર્મ કરશે જ નહિ તો તેને એની કેવી રીતે ખબર પડશે કે હું સિદ્ધિ-અસિદ્ધિમાં સમ રહ્યો કે વિચલિત થઈ ગયો?

પોતાને માટે કર્મ કરીશું, ત્યાં સુધી કામનાનો ત્યાગ નહિ થાય; અને જ્યાં સુધી કામનાનો ત્યાગ નહિ થાય, ત્યાં સુધી નિષ્કર્મતાની પ્રાપ્તિ નહિ થાય.

**'ન ચ સંન્યસનાદેવ સિદ્ધિં સમધિગચ્છતિ'** – આ શ્લોકના પૂર્વાર્ધમાં ભગવાને કર્મયોગની દૃષ્ટિએ કહ્યું કે કર્મોનો આરંભ કર્યા વિના કર્મયોગીને નિષ્કર્મતાની પ્રાપ્તિ નથી થતી. હવે શ્લોકના ઉત્તરાર્ધમાં સાંખ્યયોગની દૃષ્ટિએ કહે છે કે કેવળ કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરી દેવાથી સાંખ્યયોગીને સિદ્ધિ અર્થાત્ નિષ્કર્મતાની પ્રાપ્તિ નથી થતી. સિદ્ધિની પ્રાપ્તિને માટે તેણે કર્તાપણા (અહંતા)નો ત્યાગ કરવો આવશ્યક છે. આથી સાંખ્યયોગીને માટે કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવો મુખ્ય નથી, પરંતુ અહંતાનો ત્યાગ જ મુખ્ય છે.

સાંખ્યયોગમાં કર્મો કરી શકાય છે અને કોઈ મર્યાદા સુધી કર્મોનો ત્યાગ પણ કરી શકાય છે, પરંતુ કર્મયોગમાં સિદ્ધિની પ્રાપ્તિ માટે કર્મ કરવું આવશ્યક હોય છે (ગીતા અ. ૬/૩).

## માર્મિક વાત

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા મનુષ્યને વ્યવહારમાં પરમાર્થસિદ્ધિની કળા શિખવાડે છે. તેનો આશય કર્તવ્ય-કર્મ કરાવવામાં છે, છોડાવવામાં નહિ. એટલા માટે ભગવાન કર્મયોગ અને જ્ઞાનયોગ - બન્નેય સાધનોમાં કર્મ કરવાની વાત કહે છે.

આ એક સ્વાભાવિક વાત છે કે જ્યારે સાધક પોતાનું કલ્યાણ ઇચ્છે છે, ત્યારે તે સાંસારિક કર્મોથી ગભરાવા લાગે છે અને તેમને છોડવા માગે છે. આ કારણથી અર્જુન પણ કર્મોથી ગભરાઈ જઈને ભગવાનને પૂછે છે કે જ્યારે કર્મયોગ અને જ્ઞાનયોગ - બન્ને પ્રકારના સાધનોનું તાત્પર્ય સમતા સાથે છે, તો પછી કર્મ કરવાની વાત આપ શા માટે કહો છો? મને યુદ્ધ જેવા ઘોર કર્મમાં શા માટે જોડો છો? પરંતુ ભગવાને બન્નેય પ્રકારનાં સાધનોમાં અર્જુનને કર્મ કરવા આજ્ઞા આપી છે; જેમ કે – કર્મયોગમાં **'યોગસ્થઃ કુરુ કર્માણિ'** (ગીતા અ. ૨/૪૮) અને સાંખ્યયોગમાં **'તસ્માદ્યુધ્યસ્વ ભારત'** (ગીતા ૨/૧૮). આથી સિદ્ધ થાય છે કે ભગવાનનો અભિપ્રાય કર્મોને સ્વરૂપથી છોડાવવામાં નથી, પરંતુ કર્મ કરાવવામાં છે. હા, ભગવાન કર્મોમાં જે ઝેરીલો અંશ – કામના, મમતા અને આસક્તિ છે, તેનો ત્યાગ કરીને જ કર્મ કરવાની આજ્ઞા આપે છે.

કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવા કરતાં સાધકે તેમની સાથે પોતાનો સંબંધ-વિચ્છેદ કરવો જોઈએ. કર્મયોગી, નિઃસ્વાર્થભાવે કર્મો કરતો રહીને શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થો વગેરેને સંસારની વસ્તુ સમજીને સંસારની સેવામાં વાપરે છે અને કર્મો તથા પદાર્થો સાથે પોતાનો કોઈ સંબંધ નથી માનતો (ગીતા અ. ૫/૧૧). જ્ઞાનયોગમાં સત-અસતના વિવેકની પ્રધાનતા રહે છે. આથી જ જ્ઞાનયોગથી એવું માને છે કે ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે અર્થાત્ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે દ્વારા જ કર્મો થઈ રહ્યાં છે. મારો કર્મો સાથે કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી (ગીતા અ. ૩/૨૮; ૫/૮, ૯).

ઘણું કરીને બધા સાધકોના અનુભવની વાત છે કે કલ્યાણની તીવ્ર અભિલાષા જાગ્રત થતાં જ કર્મ, પદાર્થ અને વ્યક્તિ (પરિવાર)થી તેઓની અરુચિ થવા લાગે છે. પરંતુ વાસ્તવમાં શરીરની સાથે ઘનિષ્ઠ સંબંધ હોવાથી આ આરામ-વિશ્રામની ઇચ્છા જ છે, જે સાધકની ઉન્નતિમાં બાધક છે. સાધકોના મનમાં એવો ભાવ રહે છે કે કર્મ, પદાર્થ અને વ્યક્તિનો સ્વરૂપથી ત્યાગ કરવાથી જ આપણે પરમાર્થ માર્ગમાં આગળ વધી શકીએ છીએ. પરંતુ વાસ્તવમાં તેમનો સ્વરૂપથી ત્યાગ નહિ કરતાં તેમાંની આસક્તિનો ત્યાગ કરવો એ જ આવશ્યક છે. સાંખ્યયોગમાં ઉત્કટ વૈરાગ્ય વિના આસક્તિનો ત્યાગ કરવો કઠિન હોય છે. પરંતુ કર્મયોગમાં વૈરાગ્યની ઊણપ હોવા છતાં પણ કેવળ બીજાઓને માટે કર્મો કરવાથી આસક્તિનો ત્યાગ સુગમતાપૂર્વક થઈ જાય છે.

ગીતાએ એકાંતમાં રહીને સાધન કરવાનો પણ આદર કર્યો છે; પરંતુ એકાંતમાં સાત્ત્વિક પુરુષ તો સાધન-ભજનમાં પોતાનો સમય વિતાવે છે, પણ રાજસ પુરુષ સંકલ્પ-વિકલ્પોમાં અને તામસ પુરુષ નિદ્રા, આળસ તથા પ્રમાદમાં પોતાનો સમય વિતાવે છે, જે પતન કરવાવાળો છે. એટલા માટે સાધકની રુચિ તો એકાંતની જ રહેવી જોઈએ અર્થાત્ સાંસારિક કર્મોનો ત્યાગ કરીને પારમાર્થિક કાર્યો કરવામાં જ તેની પ્રવૃત્તિ રહેવી જોઈએ. પરંતુ કર્તવ્યરૂપે જે કર્મો સામે આવી જાય, તેને તે તત્પરતાપૂર્વક કરે. એ કર્મોમાં એનો રાગ ન હોવો જોઈએ. રાગ ન તો જન-સમુદાયમાં હોવો જોઈએ અને ન અકર્મણ્યતામાં પણ. ક્યાંય પણ રાગ નહિ રહેવાથી સાધકનું બહુ જ જલદી કલ્યાણ થઈ જાય છે. વાસ્તવમાં શરીરને એકાંતમાં લઈ જવાને જ એકાંત માની લેવું એ ભૂલ છે; કેમકે શરીર સંસારનો જ એક અંશ છે. આથી શરીરથી સંબંધ-વિચ્છેદ થવો અર્થાત્ તેમાં અહંતા-મમતા ન રહેવાં તે જ વાસ્તવિક એકાંત છે.

**પરિશિષ્ટ ભાવ :** જે પોતાનું છે, પોતાનામાં છે અને અત્યારે છે, તે તત્ત્વની પ્રાપ્તિ કંઈ કરવાથી થતી નથી; કારણ કે તેની અપ્રાપ્તિ ક્યારેય થતી જ નથી. આપણે કંઈ કરીશું, ત્યારે પ્રાપ્તિ થશે – આ ભાવ દેહાભિમાનને પુષ્ટ કરનારો છે. પ્રત્યેક ક્રિયાનો આરંભ અને અંત થાય છે; તેથી જે વિદ્યમાન નથી, તેની પ્રાપ્તિ ક્રિયા કરવાથી થશે. પરંતુ પ્રકૃતિની સાથે સંબંધ હોવાથી દરેક પ્રાણીમાં ક્રિયાનો વેગ રહે છે, જે તેને ક્રિયારહિત થવા દેતો નથી. ક્રિયાનો વેગ શાંત કરવા માટે એ જરૂરી છે કે, જે ન કરવું જોઈએ, તે ન કરવું અને જે કરવું જોઈએ, તે મમતારહિત અને નિષ્કામ બનીને અર્થાત્ પોતાના માટે કશું ન કરવું, બલ્કે માત્ર અન્યના હિત માટે જ કરવું. પોતાના માટે કરવાથી ક્રિયાનો વેગ ક્યારેય સમાપ્ત નહીં થાય; કારણ કે આપણું સ્વરૂપ નિત્ય છે અને કર્મ અનિત્ય છે. તેથી નિષ્કામભાવે બીજાના હિત માટે કર્મ કરવાથી ક્રિયાનો વેગ શાંત થઈને પ્રકૃતિ સાથે સંબંધ-વિચ્છેદ થઈ જશે અને સમગ્ર દેશ, કાળ વગેરેમાં વિદ્યમાન પરમાત્મતત્ત્વ પ્રગટ થઈ જશે, તેનો અનુભવ થઈ જશે.



**ન હિ કશ્ચિત્ ક્ષણમપિ જાતુ તિષ્ઠત્યકર્મકૃત્ ।**
**કાર્યતે હ્યવશઃ કર્મ સર્વઃ પ્રકૃતિજૈર્ગુણૈઃ ॥ ૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કશ્ચિત્ હિ** | = કોઈ પણ (માણસ) | **અકર્મકૃત્** | = કર્મ કર્યા વિના | **સર્વઃ** | = આખાય મનુષ્યસમુદાયને |
| **જાતુ** | = કોઈ પણ અવસ્થામાં | **ન** | = નથી | **પ્રકૃતિજૈઃ** | = પ્રકૃતિજનિત |
| **ક્ષણમ્** | = ક્ષણમાત્ર | **તિષ્ઠતિ** | = રહી શકતો; | **ગુણૈઃ** | = ગુણો |
| **અપિ** | = પણ | **હિ** | = કેમકે | **કર્મ** | = કર્મ |
| | | **અવશઃ** | = પ્રકૃતિને પરવશ થઈને | **કાર્યતે** | = કરાવી લે છે. |

*ટીકા* – **'ન હિ કશ્ચિત્ ક્ષણમપિ જાતુ તિષ્ઠત્યકર્મકૃત્'** – કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ – કોઈ પણ માર્ગમાં સાધક કર્મ કર્યા વિના નથી રહી શકતો. અહીં **'કશ્ચિત્'**, **'ક્ષણમ્'** અને **'જાતુ'** – આ ત્રણેય વિલક્ષણ પદો છે. એમાં **'કશ્ચિત્'** પદનો પ્રયોગ કરીને ભગવાન કહે છે કે કોઈ પણ મનુષ્ય કર્મ કર્યા વિના નથી રહેતો, પછી ભલે તે જ્ઞાની હોય કે અજ્ઞાની. જોકે જ્ઞાનીનો પોતાના કહેવાતા શરીર સાથે કોઈ સંબંધ નથી રહેતો, તોપણ તેના કહેવાતા શરીરથી પણ હરદમ ક્રિયા થતી રહે છે. **'ક્ષણમ્'** પદનો પ્રયોગ કરીને ભગવાન કહે છે કે જોકે મનુષ્ય 'હું હરદમ કર્મ કરું છું', તેવું નથી માનતો, તોપણ જ્યાં સુધી તે શરીર સાથે પોતાનો સંબંધ માને છે, ત્યાં સુધી તે એક ક્ષણ માટે પણ કર્મ કર્યા વિના નથી રહેતો. **'જાતુ'** પદનો પ્રયોગ કરીને ભગવાન એમ કહે છે કે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્ચ્છા વગેરે કોઈ પણ અવસ્થામાં મનુષ્ય કર્મ કર્યા વિના નથી રહી શકતો. એનું કારણ ભગવાન આ જ શ્લોકના ઉત્તરાર્ધમાં **'અવશઃ'** પદ વડે બતાવે છે કે પ્રકૃતિને પરવશ હોવાને કારણે તેણે કર્મો કરવાં જ પડે છે. પ્રકૃતિ નિરંતર પરિવર્તનશીલ છે. સાધકે પોતાને માટે કંઈ જ નથી કરવાનું. જે વિહિત કર્મ સામે આવી જાય, તેને કેવળ બીજાઓના હિતની દૃષ્ટિથી કરવાનાં છે. પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ હોવાથી સાધક નિષિદ્ધકર્મ તો કરી જ નથી શકતો.

ઘણાયે મનુષ્યો માત્ર સ્થૂળ શરીરની ક્રિયાઓને જ કર્મ માને છે, પરંતુ ગીતા મનની ક્રિયાઓને પણ કર્મ માને છે. ગીતાએ શારીરિક, વાચિક અને માનસિક રૂપથી કરવામાં આવેલી તમામ ક્રિયાઓને કર્મ માન્યું છે – **'શરીરવાઙ્મનોભિર્યત્કર્મ પ્રારભતે નરઃ'** (ગીતા અ. ૧૮/૧૫). જે શારીરિક અથવા માનસિક ક્રિયાઓની સાથે મનુષ્ય પોતાનો સંબંધ માની લે છે, એ જ તમામ ક્રિયાઓ 'કર્મ' બનીને તેને બાંધવાવાળી થાય છે, બીજી ક્રિયાઓ નહિ.

મનુષ્યોની એક એવી માન્યતા થઈ ગઈ છે, જેના અનુસાર તેઓ બાળકોનું પાલન-પોષણ તથા આજીવિકા – વેપાર, નોકરી, અધ્યાપન વગેરેને કર્મ માને છે અને તે ઉપરાંત ખાવું, પીવું, સૂવું, બેસવું, ચિંતન કરવું વગેરેને કર્મ નથી માનતા. આ કારણથી કેટલાક મનુષ્યો વેપાર વગેરે કર્મોને ત્યજીને એવું માની લે છે કે હું કર્મ નથી કરી રહ્યો. પરંતુ એ એમની મોટી ભૂલ છે. શરીર-નિર્વાહ સંબંધી સ્થૂળ શરીરની ક્રિયાઓ; નિદ્રા, ચિંતન વગેરે સૂક્ષ્મ-શરીરની ક્રિયાઓ અને સમાધિ વગેરે કારણ-શરીરની ક્રિયાઓ - આ બધાં કર્મો જ

છે. જ્યાં સુધી શરીરમાં અહંતા-મમતા છે, ત્યાં સુધી શરીરથી થવાવાળી તમામ ક્રિયાઓ 'કર્મ' છે. કારણ કે શરીર પ્રકૃતિનું કાર્ય છે અને પ્રકૃતિ કદી નિષ્ક્રિય નથી હોતી. આથી શરીરમાં અહંતા-મમતા રહેવાથી કોઈ પણ મનુષ્ય કોઈ પણ અવસ્થામાં ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના નથી રહી શકતો, ભલે તે અવસ્થા પ્રવૃત્તિની હોય કે નિવૃત્તિની હોય.

**'કાર્યતે હ્યવશઃ કર્મ સર્વઃ પ્રકૃતિજૈર્ગુણૈઃ'** – પ્રકૃતિજન્ય ગુણો (પ્રકૃતિને) પરવશ થયેલાં પ્રાણીઓ દ્વારા કર્મ કરાવે છે. પરવશ થવાથી પ્રકૃતિના ગુણો દ્વારા કર્મો કરાવાય છે; કેમકે પ્રકૃતિ અને તેના ગુણો નિરંતર ક્રિયાશીલ છે (ગીતા અ. ૩/૨૭; ૧૩/૨૯). જોકે આત્મા સ્વયં નિષ્ક્રિય, અસંગ, અવિનાશી, નિર્વિકાર તથા નિર્લિપ્ત છે, તોપણ જ્યાં સુધી તે પ્રકૃતિ અને તેનાં કાર્ય – સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરો પૈકી કોઈ પણ શરીરની સાથે પોતાનો સંબંધ માનીને તેના દ્વારા સુખ ઇચ્છે છે, ત્યાં સુધી તે પ્રકૃતિને પરવશ રહે છે (ગીતા અ. ૧૪/૫). આ પરવશતાને અહીં **'અવશઃ'** પદ વડે જણાવી છે. નવમા અધ્યાયના આઠમા શ્લોકમાં અને આઠમા અધ્યાયના ઓગણીસમા શ્લોકમાં પણ પ્રકૃતિની સાથે સંબંધ માનવાથી પરવશ થયેલા જીવો દ્વારા કર્મ કરવાની વાત કહેવામાં આવી છે.

સ્વભાવ બને છે વૃત્તિઓથી, વૃત્તિઓ બને છે ગુણોથી અને ગુણો પેદા થાય છે પ્રકૃતિથી. આથી ચાહે સ્વભાવને પરવશ કહો, ચાહે ગુણોને પરવશ કહો, કે ચાહે પ્રકૃતિને પરવશ કહો, બધી એક જ વાત છે. વાસ્તવમાં બધાના મૂળમાં પ્રકૃતિજન્ય પદાર્થોની પરવશતા જ છે. આ પરવશતાથી બધી પરવશતાઓ પેદા થાય છે. આથી પ્રકૃતિજન્ય પદાર્થોની પરવશતાને જ ક્યાંક કાળની, ક્યાંક સ્વભાવની, ક્યાંક કર્મની અને ક્યાંક ગુણોની પરવશતા કહી દીધી છે. તાત્પર્ય એ છે કે આ જીવ જ્યાં સુધી પ્રકૃતિ અને તેના ગુણોથી અતીત નથી બનતો, પરમાત્માની પ્રાપ્તિ નથી કરી લેતો, ત્યાં સુધી તે ગુણ, કાળ, સ્વભાવ વગેરેને અવશ (પરવશ) જ રહે છે અર્થાત્ આ જીવ જ્યાં સુધી પ્રકૃતિ સાથે પોતાનો સંબંધ માને છે, પ્રકૃતિમાં સ્થિત રહે છે, ત્યાં સુધી તે ક્યારેક કાળને, ક્યારેક ભોગોને અને ક્યારેક સ્વભાવને પરવશ થતો રહે છે, કદી સ્વવશ (સ્વતંત્ર) નથી રહેતો. આ સિવાય તે પરિસ્થિતિ, વ્યક્તિ, સ્ત્રી, પુત્ર, ધન, મકાન વગેરેને પણ પરવશ થતો રહે છે. પરંતુ જ્યારે તે ગુણોથી અતીત પોતાના સ્વરૂપનો અથવા પરમાત્મતત્ત્વનો અનુભવ કરી લે છે, ત્યાર પછી તેની પરવશતા નથી રહેતી અને તે સ્વતઃસિદ્ધ સ્વતંત્રતાને પ્રાપ્ત થઈ જાય છે.

## વિશેષ વાત

પ્રકૃતિની સક્રિય (સ્થૂળ) અને નિષ્ક્રિય (સૂક્ષ્મ) એમ બે અવસ્થાઓ હોય છે; જેમ કે કાર્ય કરવું એ સક્રિય અવસ્થા છે અને કાર્ય નહિ કરવું (નિદ્રા વગેરે) નિષ્ક્રિય અવસ્થા. વાસ્તવમાં નિષ્ક્રિય અવસ્થામાં પણ પ્રકૃતિ નિષ્ક્રિય નથી રહેતી, બલ્કે તેમાં સૂક્ષ્મ રૂપે સક્રિય રહે છે. જેવી રીતે કોઈ સૂતેલા મનુષ્યને જાગવાના સમય અગાઉ જ જગાડવાથી તે કહે છે કે મને કાચી ઊંઘમાંથી જગાડી દીધો. આથી એ સિદ્ધ થાય છે કે નિદ્રાની નિષ્ક્રિય અવસ્થામાં પણ નિદ્રા પાકવાની ક્રિયા થઈ રહી હતી. જ્યારે નિદ્રા લીધા પછી મનુષ્ય જાગે છે, ત્યારે ઉપર્યુક્ત વાત નથી કહેતો; કેમકે નિદ્રા પાકવાની ક્રિયા પૂરી થઈ ગઈ છે. એ જ રીતે સમાધિ, પ્રલય, મહાપ્રલય વગેરેની અવસ્થાઓમાં પણ સૂક્ષ્મરૂપે ક્રિયા થતી રહે છે.

વાસ્તવમાં જોવામાં આવે તો પ્રકૃતિની કદી નિષ્ક્રિય અવસ્થા થતી જ નથી; કેમકે તે દરેક ક્ષણે બદલાવાવાળી છે. સ્વયં આત્મામાં કર્તાપણું નથી; પરંતુ પ્રકૃતિના કાર્ય શરીર વગેરેની સાથે પોતાનો સંબંધ માનવાથી તે પ્રકૃતિને પરવશ બની જાય છે. આ જ પરવશતાને કારણે પોતે અકર્તા હોવા છતાં પણ તે પોતાને કર્તા માનતો રહે છે. વસ્તુતઃ આત્મામાં કોઈ પણ પરિવર્તનરૂપી ક્રિયા નથી થતી. જેવી રીતે પ્રકૃતિ દ્વારા સમસ્ત સૃષ્ટિની ક્રિયાઓ સ્વાભાવિક રૂપે થઈ રહી છે, તેવી જ રીતે તેના દ્વારા બાળપણ, યુવાની વગેરે અવસ્થાઓ તેમ જ ભોજનનું પાચન, શ્વાસોનું આવાગમન વગેરે ક્રિયાઓ તથા એ જ રીતે જોવું, સાંભળવું વગેરે ક્રિયાઓ પણ સ્વાભાવિક રૂપે જ થઈ રહી છે. પરંતુ જીવાત્મા કેટલીક ક્રિયાઓમાં પોતાને કર્તા માનીને બંધનમાં પડી જાય છે.

પ્રકૃતિ નિરંતર પરિવર્તનશીલ છે, પરંતુ શુદ્ધ સ્વરૂપમાં કદી કોઈ પરિવર્તન નથી થતું. વાસ્તવમાં પ્રાકૃતિક પદાર્થોની કોઈ સ્વતંત્ર સત્તા નથી. પ્રતિક્ષણ બદલાતા જતા પુંજ (સમૂહ)નું નામ જ પદાર્થ છે. પદાર્થોની સાથે પોતાનો સંબંધ માનવાથી કોઈ પણ મનુષ્ય કોઈ પણ અવસ્થામાં ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના નથી રહી શકતો. જો સાધક એવો વાસ્તવિક અનુભવ કરી લે કે સઘળી ક્રિયાઓ પદાર્થોમાં જ થઈ રહી છે અને પદાર્થો સાથે મારો કિંચિત્માત્ર પણ સંબંધ નથી તો તે પરવશતાથી મુક્ત થઈ શકે છે. કર્મયોગી પ્રતિક્ષણ પરિવર્તનશીલ પદાર્થોની કામના, મમતા અને આસક્તિનો ત્યાગ કરીને આ પરવશતાને દૂર કરે છે.

ભગવાને આ શ્લોકમાં જે વાત કહી છે, તે જ વાત

તેમણે અઢારમા અધ્યાયના અગિયારમા શ્લોકમાં પણ કહી છે કે પ્રકૃતિથી પોતાનો સંબંધ માનતો રહીને કોઈ પણ મનુષ્ય કર્મોનો સંપૂર્ણતાથી ત્યાગ નથી કરી શકતો – **'ન હિ દેહભૃતા શક્યં ત્યક્તું કર્માણ્યશેષતઃ ।'**

**પરિશિષ્ટ ભાવ :** ક્રિયામાત્ર ફક્ત પ્રકૃતિમાં જ થાય છે. પરંતુ પ્રકૃતિની સાથે પોતાનું તાદાત્મ્ય સ્વીકારી લેવાથી મનુષ્ય પ્રકૃતિજન્ય ગુણોને આધીન થઈ જાય છે – **'અવશઃ'** તથા તેનો ક્રિયાની સાથે સંબંધ થઈ જાય છે. તેથી પ્રકૃતિની સાથે પોતાનો સંબંધ માનનાર કોઈ પણ મનુષ્ય જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા, સમાધિ તથા સર્ગ-મહાસર્ગ, પ્રલય-મહાપ્રલય વગેરે કોઈ પણ અવસ્થામાં ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી.

સુષુપ્તિ, મૂર્છા અને સમાધિ અવસ્થામાં ક્રિયા કઈ રીતે થાય છે? માણસ સૂતો હોય અને કોઈ તેને વચ્ચે જગાડી દે, ત્યારે તે કહે છે કે, 'મને કાચી ઊંઘમાં જગાડી દીધો.' આથી સિદ્ધ થાય છે કે સુષુપ્તિના સમયે પણ ઊંઘ પરિપક્વ થવાની ક્રિયા થઈ રહી હતી. એ જ પ્રમાણે મૂર્છા અને સમાધિના સમયે પણ ક્રિયા થાય છે. પાતંજલયોગદર્શનમાં આ ક્રિયાને 'પરિણામ' નામથી કહી છે[૧] 'પરિણામ'નો અર્થ છે – પરિવર્તનની ધારા અર્થાત્ બદલાવાનો પ્રવાહ.[૨] તાત્પર્ય એ છે કે, સમાધિના આરંભથી લઈને વ્યુત્થાન (સમાધિમાંથી ઊઠવું) થતાં સુધી ક્રિયા થતી રહે છે. જો ક્રિયા ન થાય તો વ્યુત્થાન થઈ જ શકે નહીં. સમાધિકાળમાં પરિણામ થાય છે અને સમાધિના અંતમાં વ્યુત્થાન થાય છે.

સહજાવસ્થા અર્થાત્ સહજ સમાધિ એ પ્રકૃતિની સંપૂર્ણ અવસ્થાઓથી અતીત છે. સહજાવસ્થા સ્વરૂપની હોય છે, જેમાં લેશમાત્ર પણ ક્રિયા નથી, ક્રિયાનું થવું સંભવ જ નથી. તેથી સહજાવસ્થામાં પરિણામ તથા વ્યુત્થાન ક્યારેય થતું જ નથી. કારણ કે ક્રિયાઓ પ્રકૃતિ વિભાગમાં જ છે, સ્વરૂપ-વિભાગમાં નથી.

**'કાર્યતે હ્યવશઃ કર્મ'** – કર્મ કરવામાં તો આપણે પરતંત્ર છીએ, પરંતુ તેમાં રાગદ્વેષ કરવામાં અથવા ન કરવામાં આપણે સ્વતંત્ર છીએ.

—■—

***સંબંધ** – પાછલા શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે કોઈ પણ મનુષ્ય કોઈ પણ અવસ્થામાં ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના નથી રહેતો. આ અંગે એ શંકા થઈ શકે કે મનુષ્ય ઇન્દ્રિયોની ક્રિયાઓને બળપૂર્વક રોકીને પણ પોતાને નિષ્ક્રિય માની શકે છે. એનું સમાધાન કરવા માટે ભગવાન આગળનો શ્લોક કહે છે.*

**કર્મેન્દ્રિયાણિ સંયમ્ય ય આસ્તે મનસા સ્મરન્ ।**
**ઇન્દ્રિયાર્થાન્વિમૂઢાત્મા મિથ્યાચારઃ સ ઉચ્યતે ॥ ૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યઃ** | = જે | **ઇન્દ્રિયાર્થાન્** | = ઇન્દ્રિયોના વિષયોનું | **વિમૂઢાત્મા** | = મૂઢ બુદ્ધિનો મનુષ્ય |
| **કર્મેન્દ્રિયાણિ** | = કર્મેન્દ્રિયોને (બધી ઇન્દ્રિયોને) | **સ્મરન્** | = ચિંતન કરતો | **મિથ્યાચારઃ** | = મિથ્યાચારી અર્થાત્ દંભી |
| **સંયમ્ય** | = (હઠપૂર્વક) રોકીને | **આસ્તે** | = રહે છે, | **ઉચ્યતે** | = કહેવાય છે. |
| **મનસા** | = મનથી | **સઃ** | = તે | | |

*ટીકા* – **'કર્મેન્દ્રિયાણિ સંયમ્ય... મિથ્યાચારઃ સ ઉચ્યતે'** – અહીં **'કર્મેન્દ્રિયાણિ'** પદનો અભિપ્રાય પાંચ કર્મેન્દ્રિયો (વાણી, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા) એટલો જ નહિ, પરંતુ તેઓની સાથે પાંચ જ્ઞાનેન્દ્રિયો (શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને ઘ્રાણ) પણ થાય છે; કેમકે જ્ઞાનેન્દ્રિયો વિના કેવળ કર્મેન્દ્રિયોથી કર્મો નથી થઈ શકતાં. તે સિવાય કેવળ હાથ, પગ વગેરે કર્મેન્દ્રિયોને રોકવાથી તથા આંખ, કાન વગેરે જ્ઞાનેન્દ્રિયોને નહિ રોકવાથી પૂરો મિથ્યાચાર પણ સિદ્ધ નથી થતો.

ગીતામાં કર્મેન્દ્રિયોની અંતર્ગત જ જ્ઞાનેન્દ્રિયોને ગણી લીધી છે. એટલા માટે ગીતામાં 'કર્મેન્દ્રિય' શબ્દ તો આવે

---

૧. **વ્યુત્થાનનિરોધસંસ્કારયોરભિભવપ્રાદુર્ભાવૌ નિરોધક્ષણચિત્તાન્વયો નિરોધપરિણામઃ॥ ૯ ॥**
**સર્વાર્થતૈકાગ્રતયોઃ ક્ષયોદયૌ ચિત્તસ્ય સમાધિપરિણામઃ ॥ ૧૧ ॥**
**તતઃ પુનઃ શાન્તોદિતૌ તુલ્યપ્રત્યયૌ ચિત્તસ્યૈકાગ્રતાપરિણામઃ ॥ ૧૨ ॥** (વિભૂતિપાદ)

૨. **અથ કોઽયં પરિણામઃ? અવસ્થિતસ્ય દ્રવ્યસ્ય પૂર્વધર્મનિવૃત્તૌ ધર્માન્તરોત્પત્તિઃ પરિણામઃ** (યોગદર્શન, વિભૂતિ. ૧૩નું વ્યાસભાષ્ય) 'આ પરિણામ શું છે? અવસ્થિત દ્રવ્યના પૂર્વ ધર્મની નિવૃત્તિ થઈને અન્ય ધર્મની ઉત્પત્તિ (અવસ્થાન્તર) જ પરિણામ છે.'

છે, પણ 'જ્ઞાનેન્દ્રિય' શબ્દ ક્યાંય નથી આવતો. પાંચમા અધ્યાયના આઠમા-નવમા શ્લોકોમાં જોવું, સાંભળવું, સ્પર્શ કરવો વગેરે જ્ઞાનેન્દ્રિયોની ક્રિયાઓને પણ કર્મેન્દ્રિયોની ક્રિયાઓની સાથે સામેલ કરી છે, જેથી સિદ્ધ થાય છે કે ગીતા જ્ઞાનેન્દ્રિયોને પણ કર્મેન્દ્રિયો જ માને છે. ગીતા મનની ક્રિયાઓને પણ કર્મ માને છે – **'શરીરવાઙ્મનોભિર્યત્કર્મ પ્રારભતે નરઃ'** (અ. ૧૮/૧૫). તાત્પર્ય એ છે કે પ્રકૃતિમાત્ર ક્રિયાશીલ હોવાથી પ્રકૃતિનું કાર્યમાત્ર ક્રિયાશીલ છે.

જોકે **'સંયમ્ય'** પદનો અર્થ થાય છે—ઇન્દ્રિયોનું સારી રીતે નિયમન અર્થાત્ તેમને વશ કરવી, તોપણ અહીં એ પદનો અર્થ ઇન્દ્રિયોને વશમાં કરવી તેવો નહિ હોઈ તેમને બળપૂર્વક બહારથી રોકવી એવો જ થાય છે. કારણ કે ઇન્દ્રિયો વશમાં થવાથી તેને મિથ્યાચાર કહી ના શકાય.

મૂઢ બુદ્ધિવાળો (સત-અસતના વિવેકથી રહિત) મનુષ્ય બહારથી તો ઇન્દ્રિયોની ક્રિયાઓને બળપૂર્વક રોકી દે છે, પરંતુ મનથી એ ઇન્દ્રિયોના વિષયોનું ચિંતન કરતો રહે છે અને તેવી સ્થિતિને ક્રિયારહિત હોવાનું માની લે છે. એટલા માટે તે મિથ્યાચારી અર્થાત્ મિથ્યા આચરણ કરવાવાળો કહેવાય છે.

જોકે તેણે ઇન્દ્રિયોના વિષયોને બહારથી ત્યજી દીધા છે અને એવું સમજે છે કે હું કર્મ નથી કરતો, તોપણ એવી અવસ્થામાં પણ તે વસ્તુતઃ કર્મરહિત નથી થયો. કારણ કે બહારથી ક્રિયારહિત દેખાવા છતાં પણ અહંતા, મમતા અને કામનાને કારણે રાગપૂર્વક વિષયચિંતનના રૂપમાં વિષયભોગ રૂપી કર્મ તો ચાલી જ રહ્યું છે.

સાંસારિક ભોગોને બહારથી પણ ભોગવી શકાય છે અને મનથી પણ. બહારથી રાગપૂર્વક ભોગોને ભોગવવાથી અંતઃકરણમાં ભોગોના જેવા સંસ્કારો પડે છે, તેવા જ સંસ્કારો મનથી ભોગોને ભોગવવાથી અર્થાત્ રાગપૂર્વક ભોગોનું ચિંતન કરવાથી પણ પડે છે. બહારથી ભોગોનો ત્યાગ તો મનુષ્ય વિચારથી, લોકલજ્જાથી અને વ્યવહારમાં ગરબડ થવાના ભયથી પણ કરી શકે છે, પરંતુ મનથી ભોગ ભોગવવામાં બહારથી કોઈ અડચણ નથી આવતી. આથી તે મનથી ભોગોને ભોગવતો રહે છે અને મિથ્યા અભિમાન કરે છે કે હું ભોગોનો ત્યાગી છું. મનથી ભોગ ભોગવવાથી વિશેષ હાનિ થાય છે; કેમકે તેના સેવનની વધુ તક મળે છે. આથી સાધકે એ જોવું જોઈએ કે જેવી રીતે તે બહારના ભોગોથી પોતાને બચાવે છે અને તેમનો ત્યાગ કરે છે, તેવી જ રીતે તે મનથી પણ ભોગોના ચિંતનનો વિશેષ સાવધાનીથી ત્યાગ કરે.

અર્જુન પણ કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવાનું ઇચ્છે છે અને ભગવાનને પૂછે છે કે આપ મને ઘોર કર્મમાં શા માટે જોડો છો? તેના ઉત્તરમાં અહીં ભગવાન કહે છે કે જે મનુષ્ય અહંતા, મમતા, આસક્તિ, કામના વગેરે રાખીને કેવળ બહારથી કર્મોનો ત્યાગ કરીને પોતાને ક્રિયારહિત માને છે, તેનું આચરણ મિથ્યા છે. તાત્પર્ય એ છે કે સાધકે કર્મોનો સ્વરૂપથી ત્યાગ નહિ કરીને તેણે કામના અને આસક્તિથી રહિત બનીને તત્પરતાપૂર્વક કર્મો કરતા રહેવું જોઈએ.

**પરિશિષ્ટ ભાવ :** સંસારના ભોગોને બહારથી પણ ભોગવી શકાય છે – અને મનથી પણ. બહારથી ભોગવવા અને મનથી તેના ચિંતનનો રસ (સુખ) લેવો – બન્નેમાં કોઈ ફરક નથી. બહારથી રાગપૂર્વક ભોગ ભોગવવાથી જેવા સંસ્કાર પડે છે, તેવા જ સંસ્કાર મનથી ભોગ ભોગવવાથી અર્થાત્ મન વડે ભોગોના ચિંતનમાં રસ લેવાથી પડે છે. ભોગોની યાદ આવવાથી તેની યાદમાંથી રસ લઈએ છીએ, ત્યારે કેટલાંય વર્ષો વીતી ગયા પછી પણ તે ભોગ જેમના તેમ તાજા બની રહે છે. તેથી ભોગના ચિંતનથી પણ એક વધારે ભોગ થાય છે! એટલું જ નહીં, મન દ્વારા ભોગોના ચિંતનનું સુખ લેવાથી વધારે નુકસાન થાય છે. કારણ કે લોક-લાજથી, વ્યવહારમાં ગડબડ થવાના ભયથી મનુષ્ય બહારથી તો ભોગોનો ત્યાગ કરી શકે છે, પરંતુ મનથી ભોગ ભોગવવામાં બહારથી કોઈ અડચણ આવતી નથી. તેથી મનથી ભોગ ભોગવવાનો વિશેષ મોકો મળે છે. તેથી મનથી ભોગ ભોગવવા એ સાધકને માટે ખૂબ નુકસાનકારક છે. ખરેખર તો મનથી ભોગોનો ત્યાગ કરવો એ જ વાસ્તવિક ત્યાગ છે (ગીતા ૨/૬૪).

—■—

***સંબંધ*** *– ચોથા શ્લોકમાં ભગવાને કર્મયોગ અને સાંખ્યયોગ બન્નેની દૃષ્ટિએ કર્મોનો ત્યાગ અનાવશ્યક બતાવ્યો પછી પાંચમા શ્લોકમાં કહ્યું કે કોઈ પણ મનુષ્ય કોઈ પણ અવસ્થામાં ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના નથી રહી શકતો. છઠ્ઠા શ્લોકમાં બળપૂર્વક ઇન્દ્રિયોની ક્રિયાઓને રોકીને પોતાને ક્રિયારહિત માની લેવાવાળાનું આચરણ મિથ્યા બતાવ્યું. આથી સિદ્ધ થયું કે કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરી દેવા માત્રથી તેનો વાસ્તવિક ત્યાગ નથી થતો. આથી આગળના શ્લોકમાં ભગવાન વાસ્તવિક ત્યાગની ઓળખાણ કરાવે છે.*

**યસ્ત્વિન્દ્રિયાણિ મનસા નિયમ્યારભતેઽર્જુન ।**
**કર્મેન્દ્રિયૈઃ કર્મયોગમસક્તઃ સ વિશિષ્યતે ॥ ૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તુ** | = પરંતુ | **નિયમ્ય** | = વશમાં કરી | **કર્મયોગમ્** | = કર્મયોગનું |
| **અર્જુન** | = હે અર્જુન! | **અસક્તઃ** | = અનાસક્ત થઈને (નિષ્કામભાવે) | **આરભતે** | = આચરણ કરે છે, |
| **યઃ** | = જે (પુરુષ) | | | | |
| **મનસા** | = મન વડે | **કર્મેન્દ્રિયૈઃ** | = કર્મેન્દ્રિયો (સઘળી ઇન્દ્રિયો) દ્વારા | **સઃ** | = તે જ |
| **ઇન્દ્રિયાણિ** | = ઇન્દ્રિયોને | | | **વિશિષ્યતે** | = શ્રેષ્ઠ છે. |

*ટીકા* – **'તુ'** – અહીં અનાસક્ત બનીને કર્મ કરવાવાળાને મિથ્યાચારીની અપેક્ષાએ જ નહિ, ઊલટાનું સાંખ્યયોગીની અપેક્ષાએ પણ શ્રેષ્ઠ બતાવવાની દૃષ્ટિએ **'તુ'** પદ આપવામાં આવ્યું છે.

**'અર્જુન'** – 'અર્જુન' શબ્દનો અર્થ થાય છે – 'સ્વચ્છ'. અહીં ભગવાને 'અર્જુન' સંબોધનનો પ્રયોગ કરીને એ ભાવ દર્શાવ્યો છે કે તું નિર્મળ અંતઃકરણથી યુક્ત છે. આથી તારા અંતઃકરણમાં કર્તવ્યકર્મવિષયક આ સંદેહ કેવો? અર્થાત્ આ સંદેહ તારામાં સ્થિર રહી શકતો નથી.

**'યસ્ત્વિન્દ્રિયાણિ મનસા નિયમ્ય'** – અહીં **'મનસા'** પદ સંપૂર્ણ અંતઃકરણ (મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર)નું વાચક છે, અને **'ઇન્દ્રિયાણિ'** પદ છઠ્ઠા શ્લોકમાં આવેલા **'કર્મેન્દ્રિયાણિ'** પદની જેમ જ દસેય ઇન્દ્રિયોનું વાચક છે.

મનથી ઇન્દ્રિયોને વશમાં કરવાનું તાત્પર્ય એ છે કે વિવેકવંતી બુદ્ધિ દ્વારા 'મન અને ઇન્દ્રિયો સાથે પોતાનો કોઈ સંબંધ નથી' – એવો અનુભવ કરવો. મનથી ઇન્દ્રિયોનું નિયમન કરવાથી ઇન્દ્રિયોનો પોતાનો સ્વતંત્ર આગ્રહ નથી રહેતો અર્થાત્ તેમને જ્યાં જોડવાનું ઇચ્છો, ત્યાં તે જોડાઈ જાય છે અને જ્યાંથી તેમને હઠાવવા ઇચ્છો ત્યાંથી તે હઠી જાય છે.

ઇન્દ્રિયો વશમાં ત્યારે થાય છે, કે જ્યારે તેમની સાથે મમતા (મારાપણા)નો સર્વથા અભાવ થાય છે. બારમા અધ્યાયના અગિયારમા શ્લોકમાં પણ કર્મયોગીને માટે ઇન્દ્રિયોને વશમાં કરવાની વાત આવી છે – **'સર્વકર્મફલત્યાગં તતઃ કુરુ યતાત્મવાન્'.** તાત્પર્ય એ છે કે વશમાં કરેલી ઇન્દ્રિયો દ્વારા જ કર્મયોગનું આચરણ થાય છે.

પાછલા (છઠ્ઠા) શ્લોકમાં ભગવાને **'સંયમ્ય'** પદ વડે મિથ્યાચારની બાબતમાં ઇન્દ્રિયોને બળપૂર્વક રોકવાની વાત કરી હતી; પરંતુ અહીં **'નિયમ્ય'** પદથી શાસ્ત્રમર્યાદા અનુસાર ઇન્દ્રિયોનું નિયમન કરવા (નિષિદ્ધથી હઠાવીને તેમને શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મોમાં લગાડવા)ની વાત કહી છે. નિયમન કરવાથી ઇન્દ્રિયોનો સંયમ આપમેળે થઈ જાય છે.

**'અસક્તઃ'** – આસક્તિ બે જગ્યાએ થાય છે – (૧) કર્મમાં અને (૨) તેનાં ફળમાં. સઘળા દોષો આસક્તિમાં જ રહે છે, કર્મ તથા તેનાં ફળમાં નહિ. આસક્તિ રહેવાથી યોગ સિદ્ધ નથી થઈ શકતો. આસક્તિનો ત્યાગ કરવાથી જ યોગ સિદ્ધ થાય છે. આથી સાધકે કર્મોનો ત્યાગ નહિ કરીને તેમાંની આસક્તિનો જ ત્યાગ કરવો જોઈએ. આસક્તિરહિત થઈને સાવધાની અને તત્પરતાપૂર્વક કર્તવ્યકર્મનું આચરણ કર્યા વિના કર્મો સાથેના સંબંધનો વિચ્છેદ નથી થઈ શકતો.

સાધક આસક્તિરહિત ત્યારે જ થઈ શકે છે, કે જ્યારે તે શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિને 'મારી' અથવા 'મારા માટે' નહિ માનીને, કેવળ સંસારની અને સંસારને માટે જ માનીને સંસારના હિતને માટે તત્પરતાપૂર્વક કર્તવ્યકર્મનું આચરણ કરવામાં લાગી જાય. જ્યારે તે પોતાને માટે કોઈ કર્મ નહિ કરતાં કેવળ બીજાઓના હિતને માટે સઘળાં કર્મો કરે છે, ત્યારે તેની પોતાની ફળાસક્તિ આપોઆપ નાશ પામે છે.

કર્મેન્દ્રિયોથી થવાવાળી સાધારણ ક્રિયાઓથી લઈને ચિંતન તથા સમાધિ સુધીની સમસ્ત ક્રિયાઓનો આપણા સ્વરૂપ સાથે કંઈ પણ સંબંધ નથી (ગીતા અ. ૫/૧૧). પરંતુ સ્વરૂપથી અનાસક્ત હોવા છતાં પણ આ જીવાત્મા પોતે આસક્તિ કરીને સંસાર સાથે પોતાનો સંબંધ બાંધી દે છે.

કર્મયોગીનો વાસ્તવિક મહિમા આસક્તિરહિત થવામાં જ છે. કર્મોથી થવાવાળા કોઈ પણ ફળની ઇચ્છા નહિ રાખવી અર્થાત્ તેનાથી સર્વથા અસંગ થઈ જવું એને જ આસક્તિરહિત થવું કહેવાય છે.

સાધારણ મનુષ્ય તો પોતાની કામનાની સિદ્ધિને માટે જ કોઈ કાર્યમાં પ્રવૃત્ત થાય છે; પરંતુ સાધક આસક્તિના ત્યાગનો ઉદ્દેશ રાખીને જ કોઈ કાર્યમાં પ્રવૃત્ત થાય છે. એવા સાધકને જ અહીં **'અસક્તઃ'** કહેવામાં આવ્યો છે.

જ્યારે જ્ઞાનયોગી અને કર્મયોગી બન્નેય ફળની ઇચ્છા અને આસક્તિનો ત્યાગ કરે છે, ત્યારે જ્ઞાનયોગની અપેક્ષાએ કર્મયોગ અધિક સુગમ સિદ્ધ થાય છે. કારણ કે કર્મયોગીને પછી કોઈ અન્ય સાધનાની આવશ્યકતા નથી રહેતી, જ્યારે જ્ઞાનયોગીને દેહાભિમાન અને ક્રિયા-પદાર્થની આસક્તિ દૂર કરવા માટે કર્મયોગ (નિષ્કામભાવથી કર્મ કરવા)ની આવશ્યકતા રહે છે (અ. ૫/૬; અ. ૧૫/૧૧). કર્મયોગમાં આસક્તિનો ત્યાગ મુખ્ય છે, જેનાથી કર્મયોગીને સમબુદ્ધિની પ્રાપ્તિ થઈ જાય છે. એટલા માટે ભગવાન કહે છે કે કર્મોનો ત્યાગ કરવાની આવશ્યકતા નથી. બલ્કે આસક્તિરહિત થઈને

કર્મો કરવાની જ આવશ્યકતા છે.

કર્મોનો ત્યાગ કરવો જોઈએ કે નહિ – આ જોવાનો વસ્તુતઃ ગીતાનો સિદ્ધાંત જ નથી. ગીતા પ્રમાણે કર્મોમાં આસક્તિ જ (દોષ હોવાને કારણે) ત્યાજ્ય છે. કર્મયોગમાં 'કર્મ' હંમેશાં બીજાઓના હિતને માટે હોય છે અને 'યોગ' પોતાને માટે હોય છે. અર્જુન કર્મને 'પોતાને માટે' માને છે, એટલા માટે તેમને યુદ્ધરૂપી કર્તવ્યકર્મ ભયંકર દેખાઈ રહ્યું છે. આ અંગે ભગવાન એ સ્પષ્ટ કરે છે કે આસક્તિ જ ભયંકર હોય છે, કર્મ નહિ.

**'કર્મેન્દ્રિયૈઃ કર્મયોગમ્ આરભતે'** – જેવી રીતે આ શ્લોકના પ્રથમ ચરણમાં **'ઇન્દ્રિયાણિ'** પદનું તાત્પર્ય દસે ઇન્દ્રિયો સાથે છે, તેવી જ રીતે અહીં **'કર્મેન્દ્રિયૈઃ'** પદને દસે ઇન્દ્રિયોનું વાચક સમજવું જોઈએ. જો **'કર્મેન્દ્રિયૈઃ'** પદથી હાથ, પગ, વાણી વગેરેને લેવામાં આવે, તો જોયા વિના, સાંભળ્યા વિના અને મનથી વિચાર કર્યા વિના કર્મો કેવી રીતે થશે? આથી અહીં બધાં કરણો અર્થાત્ અંતઃકરણ અને બાહ્યકરણોને પણ કર્મેન્દ્રિયો માનવામાં આવ્યાં છે, કેમકે એ બધાં વડે કર્મો થાય છે.

જે કર્મો પોતાને માટે નહિ કરીને બીજાઓના હિતને માટે કરવામાં આવે છે, તે કર્મયોગ કહેવાય છે. પોતાને માટે કર્મ કરવાથી પોતાનો સંબંધ કર્મ તથા કર્મફળ સાથે થઈ જાય છે, અને પોતાને માટે કર્મ નહિ કરતાં બીજાઓને માટે કર્મ કરવાથી કર્મ તથા કર્મફળનો સંબંધ બીજાઓની સાથે તથા પરમાત્માનો સંબંધ પોતાની સાથે થઈ જાય છે, કે જે હંમેશથી છે. આ રીતે સ્થળ, કાળ, પરિસ્થિતિ વગેરે અનુસાર પ્રાપ્ત થયેલ કર્તવ્યકર્મને નિઃસ્વાર્થભાવે કરવું તે કર્મયોગનો આરંભ છે. કર્મયોગી સાધકો બે જાતના હોય છે –

(૧) જેના હૃદયમાં કર્મ કરવાનો વેગ, આસક્તિ અને રુચિ તો છે, પરંતુ પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા મુખ્ય છે, તેવા સાધકને માટે નવાં-નવાં કર્મોનો આરંભ કરવાની જરૂર નથી. તેને માટે કેવળ પ્રાપ્ત થયેલી પરિસ્થિતિનો સદુપયોગ કરવાની જ જરૂર છે.

(૨) જેના હૃદયમાં પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા મુખ્ય નથી, અને સંસારની સેવા કરવામાં, તેને સુખ પહોંચાડવામાં તથા સમાજમાં સુધારો કરવાની વધારે રુચિ છે, જેથી તેના મનમાં થાય છે કે અમુક-અમુક કામો કરવામાં આવે તો ઘણાઓની સેવા થઈ શકે છે, સમાજનો સુધારો થઈ શકે છે, વગેરે. તેવો સાધક જો, નવાં-નવાં કર્મોનો આરંભ કરી દે, તો કોઈ હરકત નથી. હા, નવાં કર્મોનો આરંભ કેવળ કર્મો કરવાની આસક્તિને દૂર કરવા માટે જ કરવો જોઈએ.

ગીતામાં ભગવાને અર્જુનને પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવા માટે જ કહ્યું છે; કારણ કે અર્જુનમાં પોતાના કલ્યાણની ઇચ્છા મુખ્ય હતી. (ગીતા અ. ૨/૭, અ. ૩/૨ અને અ. ૫/૧).

**'સ વિશિષ્યતે'** – જે પોતાના સ્વાર્થનો અને ફળની આસક્તિનો ત્યાગ કરીને માત્ર પ્રાણીઓના હિત માટે કર્મ કરે છે, તે શ્રેષ્ઠ છે. કારણ કે તેની સઘળી ક્રિયાઓનો પ્રવાહ સંસાર તરફ થઈ જવાથી તેમાં આપોઆપ અનાસક્તિ આવી જાય છે.

સાધકનો જ્યારે પોતાનું કલ્યાણ કરવાનો વિચાર હોય છે, ત્યારે તે કર્મોને સાધનામાં વિઘ્ન સમજીને તેમનાથી ઉપરામ થવા ઇચ્છે છે. પરંતુ વાસ્તવમાં કર્મો કરવાં એ દોષ નથી, પરંતુ કર્મોમાં સકામભાવ હોવો એ જ દોષ છે. આથી ભગવાન કહે છે કે બહારથી ઇન્દ્રિયોનો સંયમ કરીને મનમાં વિષયોનું ચિંતન કરવાવાળા મિથ્યાચારી પુરુષની અપેક્ષાએ આસક્તિરહિત થઈને બીજાઓના હિત માટે કર્મ કરવાવાળો શ્રેષ્ઠ છે. વાસ્તવમાં મિથ્યાચારી પુરુષની અપેક્ષાએ સ્વર્ગ વગેરેની પ્રાપ્તિને માટે સકામભાવપૂર્વક કર્મ કરવાવાળો પણ શ્રેષ્ઠ છે, તો પછી બીજાઓના કલ્યાણને માટે નિષ્કામભાવપૂર્વક કર્મ કરવાવાળો કર્મયોગી શ્રેષ્ઠ છે - તેમાં તો કહેવું જ શું! પાંચમા અધ્યાયમાં જ્યારે અર્જુને પ્રશ્ન કર્યો કે સંન્યાસ અને યોગ - એ બેમાં શ્રેષ્ઠ શું છે, ત્યારે ભગવાને ઉત્તરમાં બન્નેયને કલ્યાણ કરવાવાળા બતાવીને કર્મસંન્યાસની અપેક્ષાએ કર્મયોગને શ્રેષ્ઠ કહ્યો. અહીં પણ એ જ આશયથી સ્વાર્થભાવનો ત્યાગ કરીને બીજાઓના હિતને માટે કર્મ કરવાવાળા કર્મયોગીને શ્રેષ્ઠ બતાવવામાં આવ્યો છે.

**પરિશિષ્ટ ભાવ :** પોતાનામાં કલ્યાણની ઇચ્છા હોય, સ્વભાવમાં ઉદારતા હોય અને હૃદયમાં કરુણા હોય અર્થાત્ બીજાના સુખમાં સુખી (પ્રસન્ન) અને બીજાના દુઃખથી દુઃખી થવું આ ત્રણે બાબતો હોય તો મનુષ્ય કર્મયોગનો અધિકારી બની જાય છે. કર્મયોગનો અધિકારી જઈ જવાથી કર્મયોગ સુગમતાપૂર્વક થાય છે.

કર્મયોગમાં એક વિભાગ 'કર્મ' (કર્તવ્ય)નો છે અને એક વિભાગ 'યોગ'નો છે. પ્રાપ્ત વસ્તુ, સામર્થ્ય અને યોગ્યતાનો સદુપયોગ કરવો અને વ્યક્તિઓની સેવા કરવી - આ કર્તવ્ય છે. કર્તવ્યનું પાલન કરવાથી સંસાર સાથે માનેલા સંયોગનો વિયોગ થઈ જાય છે – આને યોગ કહે છે. કર્તવ્યનો સંબંધ સંસાર સાથે છે અને યોગનો સંબંધ પરમાત્મા સાથે છે.

—■—

*સંબંધ – ગીતા પોતાની શૈલી અનુસાર પ્રથમ પ્રસ્તુત વિષયનું વિવેચન કરે છે અને પછી, કરવાથી લાભ અને નહિ કરવાથી હાનિ બતાવે છે. તે પછી તેનું અનુષ્ઠાન કરવાની આજ્ઞા આપે છે. અહીં પણ ભગવાન અર્જુનના પ્રશ્ન (મને ઘોર કર્મમાં શા માટે જોડો છો?)નો ઉત્તર આપતાં પહેલાં કર્મોના સર્વથા ત્યાગને અસંભવ બતાવે છે. પછી કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને મનથી વિષય-ચિંતન કરવાને મિથ્યાચાર બતાવીને નિષ્કામભાવથી કર્મ કરવાવાળા મનુષ્યને શ્રેષ્ઠ બતાવે છે. હવે આગળના શ્લોકમાં ભગવાન તેના અનુસાર કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા આપે છે.*

**નિયતં કુરુ કર્મ ત્વં કર્મ જ્યાયો હ્યકર્મણઃ।**
**શરીરયાત્રાપિ ચ તે ન પ્રસિદ્ધ્યેદકર્મણઃ॥ ૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ત્વમ્** | = તું | **હિ** | = કેમકે | **અકર્મણઃ** | = કર્મ ન કરવાથી |
| **નિયતમ્** | = શાસ્ત્રવિધિએ (નિયત કરેલાં) | **અકર્મણઃ** | = કર્મ ન કરવા કરતાં | **તે** | = તારો |
| **કર્મ** | = કર્તવ્યકર્મો | **કર્મ** | = કર્મ કરવું | **શરીરયાત્રા** | = શરીર-નિર્વાહ |
| **કુરુ** | = કર; | **જ્યાયઃ** | = શ્રેષ્ઠ છે, | **અપિ** | = પણ |
| | | **ચ** | = તથા | **ન પ્રસિદ્ધ્યેત્** | = સિદ્ધ નહીં થાય. |

*ટીકા* – **'નિયતં કુરુ કર્મ ત્વમ્'** – શાસ્ત્રોમાં વિહિત તથા નિયત - બે પ્રકારનાં કર્મો કરવાની આજ્ઞા આપવામાં આવી છે. વિહિત કર્મનું તાત્પર્ય છે – સામાન્ય રૂપે શાસ્ત્રોમાં બતાવેલું આજ્ઞારૂપી કર્મ; જેવાં કે – વ્રત, ઉપવાસ, ઉપાસના વગેરે. આ વિહિત કર્મોને સંપૂર્ણરૂપે કરવાં એ એક વ્યક્તિને માટે કઠિન છે. પરંતુ નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરવો સુગમ છે. વિહિત કર્મોને નહિ કરી શકવામાં એટલો દોષ નથી, કે જેટલો નિષિદ્ધ કર્મનો ત્યાગ કરવામાં લાભ છે; જેમ કે જૂઠું નહિ બોલવું, ચોરી નહિ કરવી, હિંસા નહિ કરવી વગેરે-વગેરે. નિષિદ્ધ કર્મોનો ત્યાગ થવાથી વિહિત કર્મ આપોઆપ થવા લાગે છે. નિયત કર્મનું તાત્પર્ય છે – વર્ણ, આશ્રમ, સ્વભાવ, તેમ જ પરિસ્થિતિ પ્રમાણે પ્રાપ્ત કર્તવ્યકર્મ; જેમ કે ભોજન કરવું, વેપાર કરવો, મકાન બનાવરાવવું, માર્ગ ભૂલેલ વ્યક્તિને માર્ગ બતાવવો વગેરે.

કર્મયોગની દૃષ્ટિએ જે વર્ણધર્માનુકૂળ શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મ પ્રાપ્ત થઈ જાય, તે ભલે ઘોર હોય કે સૌમ્ય, નિયતકર્મ જ છે. અહીં **'નિયતં કુરુ કર્મ'** પદો વડે ભગવાન અર્જુનને એમ કહે છે કે ક્ષત્રિય હોવાના સંબંધથી પોતાના વર્ણધર્મ અનુસાર પરિસ્થિતિથી પ્રાપ્ત યુદ્ધ કરવું એ તારું સ્વાભાવિક કર્મ છે (ગીતા અ. ૧૮/૪૩). ક્ષત્રિયને માટે યુદ્ધરૂપી હિંસાત્મક કર્મ ઘોર દેખાતું હોવા છતાં પણ વસ્તુતઃ ઘોર નથી, બલ્કે તેને માટે તે નિયતકર્મ જ છે. બીજા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે સ્વધર્મની દૃષ્ટિએ પણ યુદ્ધ કરવું એ તારા માટે નિયતકર્મ છે – **'સ્વધર્મમપિ ચાવેક્ષ્ય ન વિકમ્પિતુમર્હસિ'** (અ. ૨/૩૧). વાસ્તવમાં તો સ્વધર્મ અને નિયતકર્મ બન્ને એક જ છે. જોકે દુર્યોધન વગેરેને માટે પણ યુદ્ધ વર્ણધર્મ અનુસાર પ્રાપ્ત કર્મ છે; પરંતુ તે અન્યાયયુક્ત હોવાને કારણે નિયતકર્મથી અલગ છે; કારણ કે તેઓ યુદ્ધ કરીને અન્યાયપૂર્વક રાજ્ય છીનવી લેવા ઇચ્છે છે. આથી તેઓને માટે આ યુદ્ધ નિયત તથા ધર્મયુક્ત કર્મ નથી.

**'કર્મ જ્યાયો હ્યકર્મણઃ'** – આ જ અધ્યાયના પહેલા શ્લોકમાં (અર્જુનના પ્રશ્નમાં) આવેલા **'જ્યાયસી'** પદનો ઉત્તર ભગવાન અહીં **'જ્યાયઃ'** પદથી જ આપી રહ્યા છે. ત્યાં અર્જુનનો પ્રશ્ન છે કે જો આપને કર્મની અપેક્ષાએ જ્ઞાન શ્રેષ્ઠ માન્ય છે તો મને ઘોર કર્મમાં શા માટે જોડો છો? તેના ઉત્તરમાં અહીં ભગવાન કહે છે કે કર્મ નહિ કરવાની અપેક્ષાએ કર્મ કરવું એ જ મને શ્રેષ્ઠ માન્ય છે. આ રીતે અર્જુનનો વિચાર યુદ્ધરૂપી ઘોર કર્મથી નિવૃત્ત થવાનો છે અને ભગવાનનો વિચાર અર્જુનને યુદ્ધરૂપી નિયતકર્મમાં પ્રવૃત્ત કરાવવાનો છે. એટલા જ માટે આગળ અઢારમા અધ્યાયમાં ભગવાન કહે છે કે દોષયુક્ત હોવા છતાં પણ સહજ (નિયત) કર્મનો ત્યાગ નહિ કરવો જોઈએ. **'સહજં કર્મ કૌન્તેય સદોષમપિ ન ત્યજેત્'** (અ. ૧૮/૪૮). કારણ કે તેના ત્યાગથી દોષ લાગે છે તેમ જ કર્મોની સાથે પોતાનો સંબંધ પણ ચાલુ રહે છે. આથી કર્મનો ત્યાગ કરવાની અપેક્ષાએ નિયતકર્મ કરવું એ જ શ્રેષ્ઠ છે. પછી આસક્તિરહિત બનીને કર્મ કરવું એ તો તેનાથી પણ શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે; કેમકે તેનાથી કર્મોની સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. આથી ભગવાન આ શ્લોકના પૂર્વાર્ધમાં અર્જુનને અનાસક્તભાવે નિયતકર્મ કરવાની આજ્ઞા આપે છે અને ઉત્તરાર્ધમાં ભગવાન કહે છે કે કર્મ વિના તારો જીવન-નિર્વાહ પણ નહિ થાય.

કર્મયોગમાં **'કર્મ જ્યાયો હ્યકર્મણઃ'** – આ ભગવાનનો

મુખ્ય સિદ્ધાંત છે. તેને ભગવાને **'મા તે સઙ્ગોઽસ્ત્વકર્મણિ'** (ગીતા અ. ૨/૪૭) પદોથી સ્પષ્ટ કર્યું છે કે અર્જુન! તારી કર્મ નહિ કરવામાં આસક્તિ ન થાઓ. કારણ એ છે કે કર્તવ્ય-કર્મોમાં નિષ્ઠાચોર મનુષ્ય પ્રમાદ, આળસ અને નિદ્રામાં પોતાનો અમૂલ્ય સમય નષ્ટ કરી દેશે અથવા શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરશે, જેથી તેનું પતન થશે.

સ્વરૂપથી કર્મોનો ત્યાગ કરવાની અપેક્ષાએ કર્મો કરતા રહીને જ કર્મોથી સંબંધ-વિચ્છેદ કરવો શ્રેષ્ઠ છે. કારણ કે કામના, વાસના, ફળાસક્તિ, પક્ષપાત વગેરે પણ કર્મો સાથે સંબંધ બાંધી દે છે, ચાહે મનુષ્ય કર્મ કરે અથવા ન કરે. કામના વગેરેના ત્યાગનો ઉદ્દેશ રાખીને કર્મયોગનું આચરણ કરવાથી કામના વગેરેનો ત્યાગ ઘણી સુગમતાથી થઈ જાય છે.

**'શરીરયાત્રાપિ ચ તે ન પ્રસિદ્ધ્યેદકર્મણઃ'** – અર્જુનના મનમાં એવો ભાવ ઉત્પન્ન થઈ ગયો હતો કે જો કર્મ જ ન કરવામાં આવે તો કર્મોથી આપોઆપ સંબંધ-વિચ્છેદ થઈ જશે. એટલા માટે ભગવાન વિવિધ પ્રકારની યુક્તિઓ દ્વારા તેમને કર્મ કરવાને માટે પ્રેરિત કરે છે. તે જ યુક્તિઓ પૈકી એક આ યુક્તિનું વર્ણન કરતાં ભગવાન કહે છે કે અર્જુન! તારે કર્મો તો કરવાં જ પડશે. બીજાની તો વાત જ ક્યાં છે, કર્મ કર્યા વિના તારો શરીરનિર્વાહ (ખાવું-પીવું વગેરે) પણ અસંભવ બની જશે.

જેવી રીતે જ્ઞાનયોગમાં વિવેક દ્વારા સંસારથી સંબંધ-વિચ્છેદ થાય છે, તેવી જ રીતે કર્મયોગમાં કર્તવ્યકર્મનું ઠીક-ઠીક અનુષ્ઠાન કરવાથી સંસારથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. આથી જ્ઞાનયોગની અપેક્ષાએ કર્મયોગને કોઈ પણ પ્રકારે ઓછો નહિ માનવો જોઈએ. કર્મયોગી શરીરને સંસારનું જ માનીને તેને સંસારની જ સેવામાં લગાડી દે છે અર્થાત્ શરીરમાં તેનું કંઈ પોતાનાપણું નથી રહેતું. તે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ-શરીરની એકતા ક્રમશઃ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ-સંસારથી કરે છે, જ્યારે જ્ઞાનયોગી પોતાની એકતા બ્રહ્મથી કરે છે. આ રીતે કર્મયોગી જડતત્ત્વની એકતા કરે છે અને જ્ઞાનયોગી ચેતનતત્ત્વની એકતા કરે છે.

## સાધન-સંબંધી માર્મિક વાત

અર્જુનની કર્મોથી અરુચિ છે અર્થાત્ તેમના મનમાં કર્મ નહિ કરવાનો આગ્રહ છે. કેવળ અર્જુનની જ વાત નથી, બલ્કે પારમાર્થિક માર્ગના અન્ય સાધકો પણ પ્રાયઃ આ વિષયમાં એવી જ મોટી ભૂલ કરે છે. જોકે તેઓની ઇચ્છા સાધના કરવાની રહે છે, અને સાધના કરે પણ છે, તોપણ તેઓ પોતાની મનવાંછિત પરિસ્થિતિ, અનુકૂળતા અને સુખબુદ્ધિ પણ સાથે રાખે છે, જે તેમની સાધનામાં અત્યંત બાધક થાય છે.

જે સાધક તત્ત્વપ્રાપ્તિમાં સુગમતા ખોળે છે અને તેને શીઘ્ર પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તે વાસ્તવમાં સુખનો પ્રેમી છે, નહિ કે સાધનાનો પ્રેમી. જે સુગમતાથી તત્ત્વપ્રાપ્તિ ચાહે છે, તેને કઠિનતા સહેવી પડે છે અને જે શીઘ્રતાથી તત્ત્વપ્રાપ્તિ ચાહે છે, તેને વિલંબ સહેવો પડે છે. કારણ કે સુગમતા અને શીઘ્રતાની ઇચ્છા કરવાથી સાધકની દૃષ્ટિ 'સાધના' પર નહિ રહીને 'ફળ' પર ચાલી જાય છે, જેથી સાધનામાં કંટાળો પ્રતીત થાય છે અને સાધ્યની પ્રાપ્તિમાં વિલંબ પણ થાય છે, જેનો એ દૃઢ નિશ્ચય કે ઉદ્દેશ હોય છે કે ચાહે ગમે તે થાય. મને તત્ત્વની પ્રાપ્તિ થવી જ જોઈએ, તેની દૃષ્ટિએ સુગમતા અને શીઘ્રતા પર નથી જતી. તત્પરતાની સાથે કાર્યમાં લાગેલ મનસ્વી વ્યક્તિ જ્યારે પોતાના ઉદ્દેશની પૂર્તિને માટે કમર કસીને લાગી જાય છે, ત્યારે તે સુખ અને દુઃખની તરફ નથી જોતો. **'મનસ્વી કાર્યાર્થી ન ગણયતિ દુઃખં ન ચ સુખમ્'** (ભર્તૃહરિનીતિશતક). સાધકની તો વાત જ ક્યાં છે, એક સાધારણ લોભી મનુષ્ય પણ દુઃખ તરફ નથી જોતો. પ્રાયઃ જોવામાં આવે છે કે પરસેવો આવી રહ્યો છે, ભૂખતરસ લાગી છે અથવા શૌચ જવાની આવશ્યકતા જણાય છે, છતાં પણ જો માલનું વિશેષ વેચાણ થઈ રહ્યું હોય તથા પૈસા આવી રહ્યા હોય તો તે લોભી વેપારી બધાં કષ્ટો સહી લે છે. બરાબર એ જ રીતે લોભી વ્યક્તિની જેમ સાધકની સાધ્યમાં નિષ્ઠા હોવી જોઈએ. તેનાથી સાધ્યની પ્રાપ્તિ વિના ચેનથી ના રહેવાય, જીવન ભારરૂપ પ્રતીત થવા લાગે, ખાવું-પીવું, આરામ વગેરે કંઈ પણ સારું ન લાગે અને હૃદયમાં સાધના પ્રત્યે આદર અને તત્પરતા રહે! સાધ્યને પ્રાપ્ત કરવાની ઉત્કંઠા થવાથી વિલંબ તો અસહ્ય થાય છે, છતાં તે જલદી પ્રાપ્ત થઈ જાય – એવી ઇચ્છા નથી હોતી.

ઉત્કંઠા બીજી વાત છે તેમ જ શીઘ્ર મળવાની ઇચ્છા બીજી વાત છે. આસક્તિપૂર્વક સાધના કરવાવાળો સાધક સાધનામાં સુખભોગ કરે છે અને તેમાં વિલંબ અથવા વિઘ્ન આવવાથી તેને ક્રોધ આવે છે તેમ જ તે સાધનામાં દોષદૃષ્ટિ કરે છે. પરંતુ આદર અને પ્રેમપૂર્વક સાધના કરવાવાળો સાધક સાધનામાં વિલંબ અથવા વિઘ્ન આવતાં આર્તભાવથી રોવા લાગે છે અને તેની ઉત્કંઠા વધારે તેજીલી બને છે. આ જ શીઘ્રતા અને ઉત્કંઠામાં અંતર છે. શીઘ્રતામાં સાધકનો સુખ-સુવિધાનો ભાવ રહે છે કે તત્ત્વની પ્રાપ્તિ શીઘ્ર થઈ જાય તો પાછળથી આરામ કરીશું! આ રીતે ફળ તરફ દૃષ્ટિ રહેવાથી

સાધના પ્રત્યેનો આદર ઓછો થઈ જાય છે. પરંતુ ઉત્કંઠામાં સાધક પોતાની સાધનામાં જ આરામ માને છે કે સાધના સિવાય બીજું કરવાનુંય શું છે? આનાથી મોટું બીજું કામ જ શું છે, કે જે કરીએ? આથી આ જ કામ (સાધના) કરવું છે, ચાહે સુગમતાથી થાય કે કઠિનતાથી, શીઘ્રતાથી થાય કે વિલંબથી. એટલા માટે તેની બધી શક્તિ સાધનામાં લાગી જાય છે, જેનાથી તેને શીઘ્રતાથી તત્ત્વપ્રાપ્તિ થઈ જાય છે, પરંતુ શીઘ્રતાથી સિદ્ધિ ઇચ્છનારો સાધક સાધ્યની પ્રાપ્તિમાં વિલંબ લાગવાથી નિરાશ પણ થઈ શકે છે. આથી સાધકે સાધ્યથી પણ વધારે આદર સાધનાને આપવો જોઈએ, જેમ કે માતા પાર્વતીએ કહ્યું છે કે –

જન્મ કોટિ લગિ રગર હમારી ।
બરઉઁ સંભુ ન ત રહઉઁ કુઆરી ॥
તજઉઁ ન નારદ કર ઉપદેસૂ ।
આપુ કહહિં સત બાર મહેસૂ ॥
(માનસ ૧/૮૧/૫)

માતા પાર્વતીના ભાવોમાં શીઘ્રતા નથી. તેમાં તો સાધનાને સાધ્યથી પણ અધિક આદર આપવામાં આવ્યો છે.

પ્રસ્તુત શ્લોકમાં ભગવાન અર્જુનને નિમિત્ત બનાવીને સાધકોને સાવધાન કરે છે કે તેઓએ પોતાની અનુકૂળતા તથા સુખબુદ્ધિ (કે જે સાધનામાં મૂળ વિઘ્ન છે)નો ત્યાગ કરીને કર્તવ્યકર્મોને કરવામાં ભારે તત્પરતાથી લાગી જવું જોઈએ.

**પરિશિષ્ટ ભાવ :** નિષ્કામભાવથી કર્મ કરનાર કર્મયોગી માત્ર સ્વરૂપથી કર્મોનો ત્યાગ કરનારાઓથી અથવા સકામભાવે કર્મ કરનારાઓથી જ શ્રેષ્ઠ નથી બલ્કે જ્ઞાનયોગીથી પણ શ્રેષ્ઠ છે – **'તયોસ્તુ કર્મસન્ન્યાસાત્ કર્મયોગો વિશિષ્યતે'** (ગીતા - ૫/૨). એથી ભગવાન આ પ્રકરણમાં નિષ્કામભાવથી કર્મ કરવા પર વિશેષ ભાર મૂકી રહ્યા છે.

—■—

***સંબંધ*** *– પાછલા શ્લોકમાં ભગવાને કર્મ કર્યા વિના શરીર-નિર્વાહ પણ નહિ થવાની વાત કહી. આથી સિદ્ધ થાય છે કે કર્મ કરવું બહુ જ આવશ્યક છે. પરંતુ કર્મ કરવાથી તો મનુષ્ય બંધાય છે –* ***'કર્મણા બધ્યતે જન્તુઃ'****, તો પછી મનુષ્યે બંધનથી છૂટવા માટે શું કરવું જોઈએ – તેને ભગવાન આગળના શ્લોકમાં બતાવે છે.*

**યજ્ઞાર્થાત્કર્મણોઽન્યત્ર લોકોઽયં કર્મબન્ધનઃ ।**
**તદર્થં કર્મ કૌન્તેય મુક્તસઙ્ગઃ સમાચાર ॥૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યજ્ઞાર્થાત્** | = યજ્ઞ (કર્તવ્યપાલન) માટે કરવામાં આવતાં | | આવતાં) કર્મોમાં (લાગેલો) | **કૌન્તેય** | = હે કુંતીનંદન! (તું) |
| **કર્મણઃ** | = કર્મોથી | **અયમ્** | = આ | **મુક્તસઙ્ગઃ** | = આસક્તિ વિનાનો થઈને |
| **અન્યત્ર** | = બીજાં (પોતાના માટે કરવામાં | **લોકઃ** | = મનુષ્ય-સમુદાય | **તદર્થમ્** | = તે યજ્ઞનિમિત્તે (જ) |
| | | **કર્મબન્ધનઃ** | = કર્મોથી બંધાય છે, (માટે) | **કર્મ** | = કર્તવ્યકર્મ |
| | | | | **સમાચર** | = કર. |

*ટીકા* – **'યજ્ઞાર્થાત્ કર્મણોઽન્યત્ર'** – ગીતા અનુસાર કર્તવ્યમાત્રનું નામ 'યજ્ઞ' છે. 'યજ્ઞ' શબ્દની અંતર્ગત યજ્ઞ, દાન, તપ, હોમ, તીર્થ-સેવન, વ્રત, વેદાધ્યયન વગેરે સમસ્ત શારીરિક, વ્યાવહારિક અને પારમાર્થિક ક્રિયાઓ આવી જાય છે. કર્તવ્ય માનીને કરવામાં આવનારાં વેપાર, નોકરી, અધ્યયન, અધ્યાપન વગેરે બધાં શાસ્ત્રવિહિત કર્મોનું નામ પણ યજ્ઞ છે. બીજાઓને સુખ પહોંચાડવા તથા તેઓનું હિત કરવાને માટે જે પણ કર્મો કરવામાં આવે છે, તેઓ બધાં યજ્ઞાર્થ કર્મો છે. યજ્ઞાર્થ કર્મો કરવાથી આસક્તિ બહુ જ શીઘ્ર દૂર થઈ જાય છે તથા કર્મયોગીનાં સઘળાં કર્મો નષ્ટ થઈ જાય છે (ગીતા અ. ૪/૨૩) અર્થાત્ તે કર્મો સ્વયં તો બંધનકારક થતાં નથી, બલ્કે પૂર્વસંચિત કર્મસમૂહને પણ સમાપ્ત કરી દે છે.

વાસ્તવમાં મનુષ્યની સ્થિતિ તેના ઉદ્દેશ અનુસાર હોય છે, ક્રિયા અનુસાર નહિ. જેવી રીતે વેપારીનો મુખ્ય ઉદ્દેશ ધન કમાવાનો રહે છે; આથી વાસ્તવમાં તેની સ્થિતિ ધનમાં જ રહે છે અને દુકાન બંધ કરતાં પણ તેની વૃત્તિ ધનની તરફ ચાલી જાય છે. તેવી જ રીતે યજ્ઞાર્થ કર્મ કરતી વેળા કર્મયોગીની સ્થિતિ પોતાના ઉદ્દેશ - પરમાત્મામાં જ રહે છે અને કર્મ સમાપ્ત કરતાં જ તેની વૃત્તિ પરમાત્માની તરફ ચાલી જાય છે.

બધા વર્ણોને માટે અલગ-અલગ કર્મો છે. એક વર્ણને

માટે કોઈ કર્મ સ્વધર્મ છે તો એ જ બીજા વર્ણોને માટે (વિહિત ન હોવાથી) પરધર્મ અર્થાત્ અન્યત્ર કર્મ બની જાય છે; જેમ કે - ભિક્ષાથી જીવન-નિર્વાહ કરવાનું બ્રાહ્મણને માટે સ્વધર્મ છે, પણ ક્ષત્રિયને માટે પરધર્મ છે. એ જ રીતે નિષ્કામભાવથી કર્તવ્ય કર્મ કરવું એ મનુષ્યનો સ્વધર્મ છે અને સકામભાવથી કર્મ કરવું એ પરધર્મ છે. જેટલાં પણ સકામ અને નિષિદ્ધ કર્મ છે તે સઘળે-સઘળાં 'અન્યત્ર કર્મ'ની શ્રેણીમાં જ આવે છે. પોતાનું સુખ, માન, બડાઈ, આરામ, વગેરેને માટે જેટલાં કર્મ કરવામાં આવે, તે સઘળે-સઘળાં પણ 'અન્યત્રકર્મ' છે.[1] આથી નાનામાં નાનું તથા મોટામાં મોટું જે પણ કર્મ કરવામાં આવે, તેમાં સાધકે સાવધાન રહેવું જોઈએ કે ક્યાંય કોઈ સ્વાર્થની ભાવનાથી તો કર્મ નથી થઈ રહ્યું ને! સાધક તેને કહે છે, જે નિરંતર સાવધાન રહે છે. એટલા માટે સાધકે પોતાની સાધના પ્રતિ સતર્ક અને જાગૃત રહેવું જ જોઈએ.

'અન્યત્ર-કર્મ'ના વિષયમાં બે ગુપ્ત ભાવો – (૧) કોઈ આવે ત્યારે જે કોઈ મનુષ્ય તેના પ્રત્યે 'આવો! બેસો!' વગેરે આદરસૂચક શબ્દોનો પ્રયોગ કરે, પણ અંદરથી પોતાનામાં સજ્જનતાનું આરોપણ કરે અથવા 'આવું કહેવાથી આવનાર વ્યક્તિ પર મારી સારી છાપ પડશે' – એવા ભાવથી કહેતો હોય તો તેમાં સ્વાર્થની ભાવના છૂપી રહેવાથી એ 'અન્યત્રકર્મ' જ છે, યજ્ઞાર્થ કર્મ નહિ.

(૨) સત્સંગ, સભા વગેરેમાં કોઈ વ્યક્તિ મનમાં એવા ભાવને રાખીને પ્રશ્ન કરે કે વક્તા અને શ્રોતાગણ મને સારો જાણકાર સમજશે તથા તેઓના ઉપર મારી સારી અસર પડશે, તો એ 'અન્યત્રકર્મ' જ છે, યજ્ઞાર્થ કર્મ નહિ.

તાત્પર્ય એ છે કે સાધક કર્મ તો કરે, પણ તેમાં સ્વાર્થ, કામના, વગેરેનો ભાવ નહિ રહેવો જોઈએ. કર્મનો નિષેધ નથી, પરંતુ સકામભાવનો નિષેધ છે.

સાધકે ભોગ અને ઐશ્વર્યબુદ્ધિથી કોઈ પણ કર્મ નહિ કરવું જોઈએ; કેમકે એવી બુદ્ધિમાં ભોગાસક્તિ અને કામના રહે છે, જેથી કર્મયોગનું આચરણ નથી થઈ શકતું. નિર્વાહ-બુદ્ધિથી કર્મ કરવા છતાં પણ જીવવાની કામના રહેતી હોય છે. આથી નિર્વાહ-બુદ્ધિ પણ ત્યાજ્ય છે. સાધકે કેવળ સાધન-બુદ્ધિથી જ પ્રત્યેક કર્મ કરવું જોઈએ. બધાથી ઉત્તમ સાધક તો તે છે, જે પોતાની મુક્તિને માટે પણ કોઈ કર્મ ન કરતાં કેવળ બીજાઓના હિતને માટે જ કર્મ કરે છે. કારણ કે પોતાનું હિત બીજાઓને માટે કર્મ કરવાથી થાય છે, પોતાને માટે કર્મ કરવાથી નહિ. બીજાઓના હિતમાં જ પોતાનું હિત છે. બીજાઓના હિતથી પોતાનું હિત અલગ માનવું એ જ ભૂલ છે. એટલા માટે લૌકિક તથા શાસ્ત્રીય જે કર્મો કરવામાં આવે, તે સઘળે-સઘળાં કેવળ લોકહિતાર્થે થવાં જોઈએ.

પોતાના સુખને માટે કરવામાં આવેલું કર્મ તો બંધનકારક છે જ, પોતાના વ્યક્તિગત હિતને માટે કરવામાં આવેલું કર્મ પણ બંધનકારક છે. કેવળ પોતાના હિતની તરફ દૃષ્ટિ રાખવાથી વ્યક્તિત્વ બની રહે છે. એટલા માટે બીજું તો શું પણ જપ, તપ, ચિંતન, ધ્યાન અને સમાધિ પણ કેવળ લોકહિતને માટે જ કરવી. તાત્પર્ય એ છે કે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – ત્રણેય શરીરોથી થવાવાળી સઘળી ક્રિયાઓ સંસારને માટે જ કરવી, પોતાને માટે નહિ. 'કર્મ' સંસારને માટે છે અને સંસારથી સંબંધ-વિચ્છેદ થવાથી પરમાત્મા સાથેનો 'યોગ' પોતાને માટે છે. આનું નામ છે – કર્મયોગ.

**'લોકોઽયં કર્મબંધનઃ'** – કર્તવ્યકર્મ (યજ્ઞ) કરવાનો અધિકાર મુખ્ય રૂપે મનુષ્યને જ છે. એનું વર્ણન ભગવાને આગળ સૃષ્ટિચક્રના પ્રસંગ (અ. ૩/૧૪થી૧૬)માં પણ કર્યું છે. જેનો ઉદ્દેશ્ય પ્રાણીમાત્રનું હિત કરવાનો અને તેમને સુખ પહોંચાડવાનો હોય છે, તેના દ્વારા કર્તવ્યકર્મો થયા કરે છે. જ્યારે મનુષ્ય બીજાઓના હિતને માટે કર્મ ન કરતાં કેવળ પોતાના સુખને માટે કર્મ કરે છે, ત્યારે તે બંધાઈ જાય છે.

આસક્તિ અને સ્વાર્થભાવથી કર્મ કરવું એ જ બંધનનું કારણ છે. આસક્તિ અને સ્વાર્થ ન રહેવાથી આપોઆપ બધાના હિતને માટે કર્મો થાય છે. બંધન ભાવથી થાય છે ક્રિયાથી નહિ. મનુષ્ય કર્મોથી નથી બંધાતો, પણ કર્મોમાં તે જે આસક્તિ અને સ્વાર્થભાવ રાખે છે, તેનાથી જ બંધાય છે.

**'તદર્થં કર્મ કૌન્તેય મુક્તસઙ્ગઃ સમાચર'** – અહીં **'મુક્તસઙ્ગઃ'** પદથી ભગવાનનું એ તાત્પર્ય છે કે કર્મોમાં, પદાર્થોમાં તથા જેમનાથી કર્મ કરવામાં આવે છે, તે શરીર, મન, બુદ્ધિ વગેરે સામગ્રીમાં મમતા-આસક્તિ થવાથી જ બંધન થાય છે. મમતા-આસક્તિ રહેવાથી કર્તવ્ય-કર્મ પણ સ્વાભાવિક રીતે તેમ જ સારી રીતે નથી થતાં. મમતા-આસક્તિ ન રહેવાથી પરહિતને માટે કર્તવ્યકર્મનું આપોઆપ આચરણ થાય છે અને જો કર્તવ્યકર્મ પ્રાપ્ત ન થાય તો આપોઆપ નિર્વિકલ્પતામાં અને સ્વરૂપમાં સ્થિતિ થાય છે. પરિણામસ્વરૂપ સાધના નિરંતર થાય છે અને અસાધનાની સ્થિતિ કદી રહેતી નથી.

---

૧. પોતાને માટે કર્મ કરવાથી સકામભાવ રહે છે, અને સકામભાવ રહેવાથી નિષિદ્ધ કર્મ થવાની પૂર્ણ સંભાવના રહે છે.

આળસ અને પ્રમાદને કારણે નિયતકર્મનો ત્યાગ કરવો 'તામસ ત્યાગ' કહેવાય છે (ગીતા અ. ૧૮/૭), જેનું ફળ મૂઢતા અર્થાત્ મૂઢ યોનિઓની પ્રાપ્તિ છે – **'અજ્ઞાનં તમસઃ ફલમ્'** (ગીતા અ. ૧૪/૧૬). કર્મોને દુઃખરૂપ સમજીને તેનો ત્યાગ કરવો એ 'રાજસ ત્યાગ' કહેવાય છે (ગીતા અ. ૧૮/૮) જેનું ફળ દુઃખોની પ્રાપ્તિ છે – **'રજસસ્તુ ફલં દુઃખમ્'** (ગીતા અ. ૧૪/૧૬). એટલા માટે અહીં ભગવાન અર્જુનને કર્મોનો ત્યાગ કરવાને માટે નથી કહેતા, પરંતુ સ્વાર્થ, મમતા, ફળાસક્તિ, કામના, વાસના, પક્ષપાત વગેરેથી મુક્ત થઈને શાસ્ત્રવિધિ અનુસાર ખૂબ સારી રીતે ઉત્સાહપૂર્વક કર્તવ્યકર્મોને કરવાની આજ્ઞા આપે છે, જે 'સાત્ત્વિક ત્યાગ' કહેવાય છે (ગીતા અ. ૧૮/૯). સ્વયં ભગવાન પણ આગળ ચાલીને કહે છે કે મારા માટે કંઈ પણ કરવાનું બાકી નથી, છતાં પણ હું સાવધાનીપૂર્વક કર્મ કરું છું (ગીતા અ. ૩/૨૨-૨૩).

કર્તવ્યકર્મોનું સારી રીતે આચરણ કરવામાં બે કારણોને લીધે શિથિલતા આવે છે –

(૧) મનુષ્યનો સ્વભાવ છે કે તે પહેલાં ફળની કામના કરીને જ કર્મમાં પ્રવૃત્ત થાય છે. જ્યારે તે જુએ છે કે કર્મયોગ અનુસાર ફળની કામના નથી રાખવાની, ત્યારે તે વિચાર કરે છે કે કર્મ જ શા માટે કરું?

(૨) કર્મનો આરંભ કર્યા પછી જ્યારે અંતે એને ખબર પડી જાય કે આનું ફળ વિપરીત આવશે, ત્યારે તે વિચાર કરે છે કે અમે કર્મ તો સારામાં સારું કરીએ, છતાં ફળ વિપરીત મળવાનું હોય તો પછી કર્મ શા માટે કરીએ?

કર્મયોગી ન કોઈ કામના કરે છે અને ન કોઈ નાશવંત ફળ પણ ઇચ્છે છે, તે તો માત્ર સંસારનું હિત સામે રાખીને જ કર્તવ્યકર્મ કરે છે. આથી ઉપર્યુક્ત બન્ને કારણોથી તેના કર્તવ્ય-કર્મમાં શિથિલતા નથી આવી શકતી.

## માર્મિક વાત

મનુષ્યનો પ્રાયઃ એવો સ્વભાવ થઈ ગયો છે કે જેમાં તેને પોતાનો સ્વાર્થ દેખાઈ આવે છે, તે જ કર્મને તે ઘણી તત્પરતાથી કરે છે. પરંતુ તે જ કર્મ તેને માટે બંધનકારક બની જાય છે. આથી આ બંધનથી છૂટવા માટે તેણે કર્મયોગ અનુસાર આચરણ કરવાની ઘણી આવશ્યકતા છે.

કર્મયોગમાં બધાં જ કર્મો કેવળ બીજાઓને માટે કરવામાં આવે છે, પોતાને માટે કદાપિ નહિ. બીજા કોણ-કોણ છે? - એને સમજવાનું પણ બહુ જરૂરી છે. પોતાના શરીર સિવાય બીજા પ્રાણી-પદાર્થ તો બીજા છે જ, પણ આ પોતાનાં કહેવાતાં સ્થૂળશરીર, સૂક્ષ્મશરીર, (ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ) અને કારણ-શરીર (જેમાં માનેલો 'અહં' છે) પણ પોતાનાથી બીજાં જ છે.[1] કારણ કે સ્વયં (જીવાત્મા) ચેતન પરમાત્માનો અંશ છે – આ શરીર વગેરે પદાર્થ જડ પ્રકૃતિના અંશ છે. સમસ્ત ક્રિયાઓ જડમાં અને જડને માટે જ થાય છે. ચેતનમાં અને ચેતનને માટે કદી પણ કોઈ ક્રિયા નથી થતી. આથી 'કરવાનું' પોતાના માટે છે જ નહિ, કદી થયું નથી અને થઈ શકતું પણ નથી. હા, સંસારથી મળેલા આ શરીર વગેરે જડ પદાર્થોને ચેતન જેટલા અંશે 'હું', 'મારું' અને 'મારા માટે' માની લે છે, તેટલા અંશે તેનો સ્વભાવ 'પોતાને માટે' કરવાનો થઈ જાય છે. તેથી બીજાઓને માટે કર્મ કરવાથી મમતા-આસક્તિ સુગમતાથી દૂર થઈ જાય છે.

શરીરની અવસ્થાઓ (બાળપણ, જવાની વગેરે) બદલાવા છતાં પણ 'હું તે જ છું' – આ રૂપમાં પોતાની એક નિરંતર રહેવાવાળી સત્તાનો પ્રાણીમાત્રને અનુભવ થાય છે. આ અપરિવર્તનશીલ સત્તા (પોતાનું હોવાપણું)ની પરમાત્મતત્ત્વની સાથેની આપમેળે એકતા છે અને પરિવર્તનશીલ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેની સંસારની સાથેની આપમેળે એકતા છે. આપણા દ્વારા જે કોઈ ક્રિયા કરવામાં આવે છે, તે શરીર, ઇન્દ્રિયો વગેરે દ્વારા જ કરવામાં આવે છે; કેમકે ક્રિયામાત્રનો સંબંધ પ્રકૃતિ અને પ્રકૃતિજન્ય પદાર્થોની સાથે છે, સ્વયં (પોતાના સ્વરૂપ)ની સાથે નહિ. એટલા માટે શરીરના સંબંધ વિના આપણે કોઈ પણ ક્રિયા નથી કરી શકતા. આનાથી આ વાત નિશ્ચિત રૂપથી સિદ્ધ થાય છે કે આપણે પોતાને માટે કંઈ પણ નથી કરવું; જે કંઈ કરવું છે, તે સંસારને માટે જ કરવું છે. કારણ કે 'કરવું' તેના ઉપર લાગુ થાય છે, જે પોતે કરી શકે છે, જે પોતે કંઈ કરી જ નથી શકતો, તેને માટે 'કરવું'નું વિધાન છે જ નહિ. જે કંઈ કરવામાં આવે છે, તે સંસારની સહાયથી જ કરવામાં આવે છે. આથી 'કરવું' સંસારને માટે જ છે. પોતાને

૧. જેવી રીતે સંસાર 'પર' છે તેવી જ રીતે શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ પણ 'પર' અર્થાત્ બીજાં જ છે, આથી કર્મયોગી એમને પોતાનાં ન માનીને એમની પણ સેવા કરે છે. શરીરને નિદ્રાળુ, આળસુ, પ્રમાદી, નકામું અને ભોગી ન બનવા દેવું એ 'શરીર'ની સેવા છે. ઇન્દ્રિયોને સાંસારિક ભોગોમાં ન લાગવા દેવી એ 'ઇન્દ્રિયો'ની સેવા છે. મનને કોઈનું અહિત વિચારવામાં, વિષયોના ચિંતનમાં તથા વ્યર્થ ચિંતનમાં ન લાગવા દેવું એ 'મન'ની સેવા છે. બુદ્ધિને બીજાઓના કર્તવ્ય વિષે વિચાર ન કરવા દેવો, બીજો શું કરે છે, શું નહિ - એ ન વિચારવા દેવું એ 'બુદ્ધિ'ની સેવા છે. વાસ્તવમાં શરીર ઇન્દ્રિયો, મન અને બુદ્ધિમાં મમતા-આસક્તિ ન રાખવી એ જ એમની સૌથી મોટી સેવા છે.

માટે કરવાથી જ મનુષ્ય કર્મોથી બંધાય છે – **'યજ્ઞાર્થાત્ કર્મણોઽન્યત્ર લોકોઽયં કર્મબન્ધનઃ'.**

વિનાશી અને પરિવર્તનશીલ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેની સાથે પોતાના અવિનાશી અને અપરિવર્તનશીલ સ્વરૂપનો કોઈ સંબંધ નથી, એટલા માટે પોતાનું અને પોતાના માટે કશું પણ નથી. શરીર વગેરેની સહાય વિના આપણે કંઈ નથી કરી શકતા, એટલા માટે પોતાને માટે કંઈ પણ નથી કરવાનું. પોતાના સતસ્વરૂપમાં કદી કોઈ ઊણપ નથી આવતી અને ઊણપ આવ્યા વિના કોઈ ઇચ્છા નથી થતી, એટલા માટે પોતાને માટે કંઈ પણ નહિ જોઈએ. આ રીતે જ્યારે ક્રિયા અને પદાર્થોથી સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે (જે વાસ્તવમાં છે), ત્યારે જો જ્ઞાનના સંસ્કાર હોય તો સ્વરૂપનો સાક્ષાત્કાર થઈ જાય છે, અને જો ભક્તિના સંસ્કાર હોય તો ભગવાનમાં પ્રેમ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** મનુષ્ય કર્મ કરવાથી બંધાતો નથી, બલ્કે પોતાના માટે કરવામાં આવતાં કર્મ (અન્યત્ર-કર્મ)થી બંધાય છે (ગીતા ૩/૧૩). તેથી **'યજ્ઞાર્થાત્કર્મણોઽન્યત્ર લોકોઽયં કર્મબંધનઃ'** પદોનું તાત્પર્ય છે – પોતાના માટે કંઈ કરવું નહીં.

મનુષ્ય કર્મ-બંધનથી ત્યારે જ મુક્ત થઈ શકે છે, જ્યારે તે સંસારથી મળેલા શરીર, વસ્તુ, યોગ્યતા અને સામર્થ્ય (શક્તિ) સંસારની જ સેવામાં લગાડી દે અને બદલામાં કંઈ પણ ન ઇચ્છે. કારણ કે સંસાર આપણને તે વસ્તુ આપી નથી શકતો, તે આપણે ખરેખર ઇચ્છીએ છીએ. આપણે સુખ ચાહીએ છીએ, અમરતા ચાહીએ છીએ, નિશ્ચિંતતા ચાહીએ છીએ, નિર્ભયતા ચાહીએ છીએ, સ્વાધીનતા ચાહીએ છીએ. પરંતુ આ બધું આપણને સંસાર પાસેથી નહીં મળે, બલ્કે સંસાર સાથે સંબંધ તોડવાથી મળશે. સંસાર સાથે સંબંધ-વિચ્છેદ માટે એ જરૂરી છે કે, આપણને જે સંસાર પાસેથી મળ્યું છે, તે માત્ર સંસારની સેવામાં જ અર્પણ કરી દઈએ.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને કહ્યું છે કે યજ્ઞ (કર્તવ્યકર્મ)ના સિવાયનાં કર્મ બંધનકારક થાય છે. આથી આ બંધનથી મુક્ત થવા માટે કર્મોનો સ્વરૂપથી ત્યાગ ન કરીને કર્તવ્યબુદ્ધિથી કર્મ કરવું આવશ્યક છે. હવે કર્મોની અવશ્યકર્તવ્યતાને પુષ્ટ કરવા માટે બીજો પણ હેતુ દર્શાવે છે.*

**સહયજ્ઞાઃ પ્રજાઃ સૃષ્ટ્વા પુરોવાચ પ્રજાપતિઃ।**
**અનેન પ્રસવિષ્યધ્વમેષ વોઽસ્ત્વિષ્ટકામધુક્ ॥૧૦॥**
**દેવાન્ભાવયતાનેન તે દેવા ભાવયન્તુ વઃ।**
**પરસ્પરં ભાવયન્તઃ શ્રેયઃ પરમવાપ્સ્યથ ॥૧૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પ્રજાપતિઃ** | = પ્રજાપતિ બ્રહ્માજીએ | | (અને) | | (અને) |
| **પુરા** | = સૃષ્ટિના આરંભે | **એષઃ** | = આ (કર્તવ્ય કર્મરૂપી યજ્ઞ) | **તે** | = તે |
| **સહયજ્ઞાઃ** | = કર્તવ્ય કર્મોની વિધાન સહિત | **વઃ** | = તમને બધાંને | **દેવાઃ** | = દેવતાઓ (પોતાનાં કર્તવ્યકર્મ દ્વારા) |
| **પ્રજાઃ** | = પ્રજા (મનુષ્ય વગેરે)ની | **ઇષ્ટકામધુક્** | = કર્તવ્ય પાલનની આવશ્યક સામગ્રી આપનાર | **વઃ** | = તમને બધાંને |
| | | | | **ભાવયન્તુ** | = ઉન્નત કરે; (આ પ્રમાણે) |
| **સૃષ્ટ્વા** | = રચના કરીને (તેમને ખાસ કરીને મનુષ્યોને) | **અસ્તુ** | = થાઓ. | **પરસ્પરમ્** | = એક-બીજાંને |
| | | **અનેન** | = આ (પોતાનાં કર્તવ્યકર્મ) વડે (તમે લોકો) | **ભાવયન્તઃ** | = ઉન્નત કરતાં રહીને તમે બધાં |
| **ઉવાચ** | = કહ્યું કે (તમે લોકો) | | | **પરમ્** | = પરમ |
| **અનેન** | = આ કર્તવ્યકર્મ દ્વારા | **દેવાન્** | = દેવતાઓને | **શ્રેયઃ** | = કલ્યાણને |
| **પ્રસવિષ્યધ્વમ્** | = બધાંની વૃદ્ધિ કરો | **ભાવયત** | = ઉન્નત કરો | **અવાપ્સ્યથ** | = પ્રાપ્ત થઈ જશો. |

*ટીકા* – **'સહયજ્ઞાઃ પ્રજાઃ સૃષ્ટ્વા પુરોવાચ પ્રજાપતિઃ'** – બ્રહ્માજી પ્રજા (સૃષ્ટિ)ના રચયિતા તેમ જ તેના સ્વામી છે; આથી પોતાના કર્તવ્યનું પાલન કરવાની સાથે તેઓ પ્રજાની રક્ષા તથા તેના કલ્યાણનો વિચાર કરતા રહે છે.

કારણ કે જે જેને ઉત્પન્ન કરે છે, તેની રક્ષા કરવાનું તેનું કર્તવ્ય બની જાય છે. બ્રહ્માજી પ્રજાની રચના કરે છે, તેની રક્ષામાં તત્પર રહે છે તથા સદા તેના હિતની વાત વિચારે છે. એટલા માટે તેઓ 'પ્રજાપતિ' કહેવાય છે.

સૃષ્ટિ અર્થાત્ સર્ગના આરંભમાં બ્રહ્માજીએ કર્તવ્યકર્મોની યોગ્યતા અને વિવેકસહિત મનુષ્યોની રચના કરી છે.[૧] અનુકૂળ અને પ્રતિકૂળ પરિસ્થિતિનો સદુપયોગ કલ્યાણ કરવાવાળો છે. એટલા માટે બ્રહ્માજીએ અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિનો સદુપયોગ કરવાનો વિવેક સાથે આપીને જ મનુષ્યોની રચના કરી છે.

સત-અસતનો વિચાર કરવામાં અસમર્થ પશુ, પક્ષી, વૃક્ષ વગેરે દ્વારા સ્વાભાવિક પરોપકાર (કર્તવ્યપાલન) થાય છે; પરંતુ મનુષ્યને તો ભગવત્કૃપાથી વિશેષ વિવેક-શક્તિ મળેલી છે. આથી જો તે પોતાના વિવેકને મહત્ત્વ આપીને અકર્તવ્ય કર્મો ન કરે તો તેના દ્વારા પણ સ્વાભાવિક લોક-હિતાર્થે કર્મો થઈ શકે છે.

દેવતા, ઋષિ, પિતૃઓ, મનુષ્યો તથા અન્ય (પશુ, પક્ષી, વૃક્ષ વગેરે) બધાં પ્રાણી 'પ્રજા' છે. તેઓમાં પણ યોગ્યતા, અધિકાર અને સાધનની વિશેષતાને કારણે મનુષ્ય ઉપર અન્ય સઘળાં પ્રાણીઓના પાલનની જવાબદારી છે. આથી અહીં **'પ્રજાઃ'** પદ વિશેષરૂપે મનુષ્યોને માટે જ પ્રયુક્ત થયું છે.

કર્મયોગ અનાદિકાળથી ચાલતો આવી રહ્યો છે. ચોથા અધ્યાયના ત્રીજા શ્લોકમાં **'પુરાતનઃ'** પદ વડે પણ ભગવાન કહે છે કે આ કર્મયોગ ઘણા વખતથી પ્રાયઃ લુપ્ત થઈ ગયો હતો, જેને મેં તને ફરીથી કહ્યો છે. તે જ વાતને અહીં પણ **'પુરા'** પદ વડે તેઓ બીજી રીતે કહે છે કે 'મેં જ નહિ, પરંતુ બ્રહ્માજીએ પણ સર્ગના આદિકાળમાં કર્તવ્યસહિત પ્રજાને રચીને તેમને તે જ કર્મયોગનું આચરણ કરવાની આજ્ઞા આપી હતી. તાત્પર્ય એ છે કે કર્મયોગ (નિઃસ્વાર્થ-ભાવથી કર્તવ્ય-કર્મ કરવા)ની પરંપરા અનાદિકાળથી જ ચાલતી આવી રહી છે. આ કોઈ નવી વાત નથી.

ચોથા અધ્યાયમાં (ચોવીસમાથી ત્રીસમા શ્લોક સુધી) પરમાત્મપ્રાપ્તિનાં જેટલાં સાધનો બતાવવામાં આવ્યાં છે, તે બધાં 'યજ્ઞ'ના નામથી ઓળખાવવામાં આવ્યાં છે; જેમ કે દ્રવ્યયજ્ઞ, તપયજ્ઞ, યોગયજ્ઞ, પ્રાણાયામ વગેરે. પ્રાયઃ 'યજ્ઞ' શબ્દનો અર્થ હવન સાથે સંબંધ રાખવાવાળી ક્રિયાને માટે જ પ્રસિદ્ધ છે; પરંતુ ગીતામાં 'યજ્ઞ' શબ્દ શાસ્ત્રવિધિથી કરવામાં આવતી સઘળી વિહિત ક્રિયાઓનો વાચક પણ છે. પોતાના વર્ણ, આશ્રમ, ધર્મ, જાતિ, સ્વભાવ, દેશ, કાળ વગેરેના અનુસાર પ્રાપ્ત કર્તવ્ય કર્મ 'યજ્ઞ'ની અંતર્ગત આવે છે. અન્યના હિતની ભાવનાથી કરવામાં આવતાં બધાં કર્મો પણ અહીં 'યજ્ઞ' જ છે. આમ યજ્ઞ (કર્તવ્ય)નું દાયિત્વ મનુષ્ય પર જ છે.

**'અનેન પ્રસવિષ્યધ્વમેષ વોઽસ્ત્વિષ્ટકામધુક્'**[૨]— બ્રહ્માજી મનુષ્યોને કહે છે કે તમે લોકો પોતપોતાના કર્તવ્ય-પાલન દ્વારા બધાની વૃદ્ધિ કરો, ઉન્નતિ કરો. એવું કરવાથી તમને લોકોને કર્તવ્યકર્મ કરવામાં ઉપયોગી સામગ્રી પ્રાપ્ત થતી રહે, તેની કદી ઊણપ ન રહે.

અર્જુનની કર્મ ન કરવામાં જે રુચિ હતી, તેને દૂર કરવા માટે ભગવાન કહે છે કે પ્રજાપતિ બ્રહ્માજીનાં વચનોથી પણ તારે કર્તવ્ય-કર્મ કરવાનું શિક્ષણ લેવું જોઈએ. બીજાઓના હિતને માટે કર્તવ્ય-કર્મ કરવાથી જ તારી લૌકિક અને પારલૌકિક ઉન્નતિ થઈ શકે છે.

નિષ્કામભાવથી કેવળ કર્તવ્ય-પાલનના વિચારથી કર્મ કરવાથી મનુષ્ય મુક્ત બની જાય છે અને સકામભાવથી કર્મ કરવાથી મનુષ્ય બંધનમાં પડી જાય છે. પ્રસ્તુત પ્રકરણમાં નિષ્કામભાવથી કરવામાં આવતાં કર્તવ્યકર્મોનું વિવેચન ચાલી રહ્યું છે. આથી અહીં **'ઇષ્ટકામ'** પદનો અર્થ 'ઇચ્છિત ભોગસામગ્રી' (જે સકામભાવનું સૂચક છે) લેવો ઉચિત પ્રતીત નથી થતો. અહીં આ પદનો અર્થ છે – યજ્ઞ (કર્તવ્યકર્મ) કરવાની આવશ્યક સામગ્રી.[૩]

---

૧. અહીં આ સમજી લેવું જોઈએ કે ભગવાનની આજ્ઞાથી અને તેમની જ શક્તિથી બ્રહ્માજી પ્રજાની રચના કરે છે. આથી વાસ્તવમાં સૃષ્ટિના મૂળ રચયિતા ભગવાન જ છે (ગીતા અ. ૪/૧૩; અ. ૧૭/૨૩).

૨. **'ઇષ્ટ'** શબ્દ **'યજ્'** ધાતુને કૃદન્તનો **'ક્ત'** પ્રત્યય લગાડવાથી બને છે, જે યજ્ઞ (કર્તવ્ય-કર્મ)નો વાચક છે, અને **'કામ'** શબ્દ **'કમુ'** ધાતુને **'અણ્'** પ્રત્યય લગાડવાથી બને છે, જે પદાર્થ (સામગ્રી)નો વાચક છે.

૩. પૂર્વશ્લોકમાં ભગવાને કહ્યું છે કે યજ્ઞ સિવાયનાં અન્ય કર્મોમાં અર્થાત્ સકામભાવથી કરવામાં આવનારાં કર્મોમાં લાગેલો મનુષ્ય બંધાઈ જાય છે; અને આગળ તેરમા શ્લોકમાં પણ કહ્યું છે કે જેઓ પોતાને માટે અર્થાત્ સકામભાવથી કર્મ કરે છે, તે પાપી લોકો પાપનું જ ભક્ષણ કરે છે. આ રીતે પાછળના અને આગળના શ્લોકોને જોઈએ તો બન્નેય જગાએ સકામભાવના ત્યાગની વાત આવી છે. આથી વચ્ચેના આ (દસમા, અગિયારમા અને બારમા) શ્લોકોમાં પણ સકામભાવના ત્યાગની વાત જ આવવી ઉચિત છે. જો અહીં **'ઇષ્ટકામ'** પદનો અર્થ 'ઇચ્છિત પદાર્થો' લેવામાં આવે તો (વિષયની વિરુદ્ધ હોવાને કારણે) દોષ આવે છે, કેમકે ઇચ્છિત પદાર્થો મેળવવા માટે કરવામાં આવેલાં કર્મો ભગવાનના મતે બંધનકારક છે. આથી **'ઇષ્ટકામ'** પદનો અર્થ 'કર્તવ્યને માટે આવશ્યક સામગ્રી' જ છે.

કર્મયોગી બીજાઓની સેવા અથવા હિત કરવાને માટે સદાય તત્પર રહે છે. એટલા માટે પ્રજાપતિ બ્રહ્માજીના વિધાન અનુસાર બીજાઓની સેવા કરવાની સામગ્રી, સામર્થ્ય અને શરીર-નિર્વાહની આવશ્યક વસ્તુઓની તેને કદી કમી નથી રહેતી. તેને તે ઉપયોગી વસ્તુઓ સુગમતાપૂર્વક મળતી રહે છે. બ્રહ્માજીના વિધાન અનુસાર કર્તવ્ય-કર્મ કરવાની સામગ્રી જેને - જેને જે જે પણ મળેલી છે, તે કર્તવ્ય-પાલન કરવા માટે તેને - તેને પૂરેપૂરી પ્રાપ્ત છે. કર્તવ્ય-પાલનની સામગ્રી કદી કોઈની પાસે અધૂરી નથી હોતી. બ્રહ્માજીના વિધાનમાં કદી ફરક નથી પડી શકતો; કેમકે જ્યારે તેમણે કર્તવ્ય-કર્મ કરવાનું વિધાન નિશ્ચિત કરેલું છે, ત્યારે કર્તવ્યપાલન થઈ શકે, તેટલી સામગ્રી આપવાનું પણ તેમના પર જ નિર્ભર છે.

વાસ્તવમાં મનુષ્યશરીર ભોગ ભોગવવા માટે છે જ નહિ – **'એહિ તન કર ફલ બિષય ન ભાઈ'** (માનસ ૭/૪૪/૧). એટલા માટે 'સાંસારિક સુખોને ભોગવો' – એવી આજ્ઞા કે વિધાન કોઈ પણ સત-શાસ્ત્રોમાં નથી. સમાજ પણ સ્વચ્છંદે ભોગ ભોગવવાની આજ્ઞા નથી આપતો. એનાથી વિપરીત બીજાઓને સુખ પહોંચાડવાની આજ્ઞા કે વિધાન શાસ્ત્ર અને સમાજ બન્નેય આપે છે. જેમ કે, પિતાને માટે એવું વિધાન તો મળે છે કે તે પુત્રનું પાલન-પોષણ કરે, પરંતુ એવું વિધાન ક્યાંય પણ નથી મળતું કે પુત્ર પાસેથી પિતા સેવા લે જ. આ જ રીતે પુત્ર, પત્ની વગેરે અન્ય સંબંધોને માટે પણ સમજવું જોઈએ.

કર્મયોગી સદા આપવાનો જ ભાવ રાખે છે, લેવાનો નહિ; કેમકે લેવાનો ભાવ જ બાંધવાવાળો છે. લેવાનો ભાવ રાખવાથી કલ્યાણપ્રાપ્તિમાં વિઘ્ન લાગવાની સાથે જ સાંસારિક પદાર્થોની પ્રાપ્તિમાં પણ વિઘ્ન ઉપસ્થિત થઈ જાય છે. પ્રાયઃ બધાનો અનુભવ છે કે સંસારમાં લેવાનો ભાગ રાખવાવાળાને કોઈ આપવા નથી ચાહતું. એટલા માટે બ્રહ્માજી કહે છે વિના કંઈ ઇચ્છયે, નિઃસ્વાર્થભાવથી કર્તવ્ય-કર્મ કરવાથી જ મનુષ્ય પોતાની ઉન્નતિ (કલ્યાણ) કરી શકે છે.

**'દેવાન્ ભાવયતાનેન'** – અહીં **'દેવ'** શબ્દ ઉપલક્ષક (પ્રતીક) છે; આથી આ પદની અંતર્ગત મનુષ્ય, દેવતા, ઋષિ, પિતૃઓ વગેરે સમસ્ત પ્રાણીઓને સમજવાં જોઈએ. કારણ કે કર્મયોગીનો ઉદ્દેશ પોતાનાં કર્તવ્ય-કર્મોથી પ્રાણીમાત્રને સુખ પહોંચાડવાનો રહે છે. એટલા માટે અહીં બ્રહ્માજી સઘળાં પ્રાણીઓની ઉન્નતિને માટે મનુષ્યોને પોતાના કર્તવ્ય-કર્મરૂપી યજ્ઞના પાલનનો આદેશ આપે છે. પોતપોતાના કર્તવ્યનું પાલન કરવાથી મનુષ્યનું આપોઆપ કલ્યાણ થઈ જાય છે (ગીતા અ. ૧૮/૪૫). કર્તવ્યકર્મનું પાલન કરવાના ઉપદેશનો પૂર્ણ અધિકારી મનુષ્ય જ છે. મનુષ્યોને જ કર્મ કરવાની સ્વતંત્રતા મળેલી છે; આથી તેમણે આ સ્વતંત્રતાનો સદુપયોગ કરવો જોઈએ.

**'તે દેવા ભાવયન્તુ વઃ'** – જેવી રીતે વૃક્ષ, લતા વગેરેમાં સ્વાભાવિક રીતે જ ફૂલ-ફળ આવે છે; પરંતુ જો તેમને ખાતર અને પાણી આપવામાં આવે તો તેમનામાં ફૂલ-ફળ વિશેષતાથી આવે છે. એવી જ રીતે યજન-પૂજનથી દેવતાઓની પુષ્ટિ થાય છે, જેથી દેવતાઓનાં કામ વિશેષ ન્યાયપ્રદ બને છે. પરંતુ જ્યારે મનુષ્યો પોતાનાં કર્તવ્ય-કર્મો દ્વારા દેવતાઓનાં યજન-પૂજન નથી કરતા, ત્યારે દેવતાઓને પુષ્ટિ નથી મળતી, જેથી તેઓમાં પોતાના કર્તવ્યનું પાલન કરવામાં ઊણપ આવી જાય છે. તેઓના કર્તવ્યપાલનમાં ઊણપ આવવાથી જ સંસારમાં વિપ્લવ અર્થાત્ અનાવૃષ્ટિ-અતિવૃષ્ટિ વગેરે થાય છે.

**'પરસ્પરં ભાવયન્તઃ'** – આ પદોનો અર્થ એવો નહિ સમજવો જોઈએ કે બીજો આપણી સેવા કરે તો આપણે તેની સેવા કરીએ, બલ્કે એમ સમજવું જોઈએ કે બીજો આપણી સેવા કરે કે ના કરે, આપણે તો પોતાના કર્તવ્ય દ્વારા તેની સેવા કરવાની જ છે. બીજો શું કરે છે, શું નથી કરતો; આપણને સુખ આપે છે કે દુઃખ એ વાતો સાથે આપણે કોઈ સંબંધ નહિ રાખવો જોઈએ; કેમકે બીજાઓનાં કર્તવ્યોને જોવાવાળો પોતાનાં કર્તવ્યોથી ચ્યુત થઈ જાય છે. પરિણામસ્વરૂપ તેનું પતન થઈ જાય છે. બીજાઓ દ્વારા કર્તવ્યપાલન કરાવવાની આપણા અધિકારની વાત પણ નથી. આપણે બધાનું હિત કરવા માટે કેવળ પોતાના કર્તવ્યનું પાલન કરવાનું છે અને તે દ્વારા બધાને સુખ પહોંચાડવાનું છે. સેવા કરવામાં પોતાની સમજ, સામર્થ્ય, સમય અને સામગ્રીને પોતાને માટે થોડીક પણ બચાવીને રાખવાની નથી. ત્યારે જ જડતાથી સર્વથા સંબંધ-વિચ્છેદ થશે.

આપણાં જેટલાં પણ સાંસારિક સંબંધી – માતા-પિતા, સ્ત્રી-પુત્ર, ભાઈ-ભાભી વગેરે છે, તે બધાંની આપણે સેવા કરવાની છે. પોતાનું સુખ લેવાને માટે એ સંબંધ નથી. આપણો જેમની સાથે જેવો સંબંધ છે, તે જ અનુસાર તેઓની સેવા કરવાનું, મર્યાદા અનુસાર તેઓને સુખ પહોંચાડવાનું આપણું કર્તવ્ય છે. તેઓની પાસેથી કોઈ આશા રાખવી અને તેઓના ઉપર પોતાનો અધિકાર માનવો એ બહુ જ મોટી ભૂલ છે. આપણે તેઓના ઋણી છીએ અને ઋણ ઉતારવાને માટે એમને ત્યાં આપણો જન્મ થયો છે. આથી નિઃસ્વાર્થભાવે તે સંબંધીઓની સેવા કરીને આપણે આપણું

ઋણ ચૂકવી દઈએ – આ આપણું સર્વપ્રથમ આવશ્યક કર્તવ્ય છે. સેવા તો આપણે બધાની કરવાની છે; પરંતુ જેઓની આપણા ઉપર જવાબદારી છે, તે સંબંધીઓની સેવા સહુથી પહેલાં કરવી જોઈએ.

શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરે પોતાનાં નથી અને પોતાના માટે પણ નથી – આ સિદ્ધાંત છે. આથી પોતપોતાના કર્તવ્યનું પાલન કરવાથી આપોઆપ એકબીજાની ઉન્નતિ થાય છે.

## કર્તવ્ય અને અધિકાર-સંબંધી માર્મિક વાત

કર્મયોગ ત્યારે થાય છે, કે જ્યારે મનુષ્ય પોતાના કર્તવ્યનું પાલન કરતો રહીને બીજાના અધિકારની રક્ષા કરે છે. જેમ કે, માતા-પિતાની સેવા કરવી એ પુત્રનું કર્તવ્ય છે અને માતા-પિતાનો અધિકાર છે. જે બીજાનો અધિકાર હોય છે, તે જ આપણું કર્તવ્ય છે. આથી પ્રત્યેક મનુષ્યે પોતાના કર્તવ્યપાલન દ્વારા બીજાના અધિકારની રક્ષા કરવાની છે તથા બીજાનું કર્તવ્ય નથી જોવાનું. બીજાનું કર્તવ્ય જોવાથી મનુષ્ય પોતે કર્તવ્યચ્યુત થઈ જાય છે; કેમકે બીજાનું કર્તવ્ય જોવું એ આપણું કર્તવ્ય નથી. તાત્પર્ય એ છે કે બીજાનું હિત કરવાનું છે – એ આપણું કર્તવ્ય છે અને બીજાનો અધિકાર છે. જોકે અધિકાર કર્તવ્યને જ આધીન છે, તોપણ મનુષ્યે પોતાનો અધિકાર જોવાનો જ નથી, બલ્કે પોતાના અધિકારનો ત્યાગ કરવાનો છે. કેવળ બીજાના અધિકારની રક્ષા માટે પોતાના કર્તવ્યનું પાલન કરવાનું છે. બીજાનું કર્તવ્ય જોવાનું અને પોતાનો અધિકાર જમાવવાનું લોક અને પરલોકમાં મહાન પતન કરવાવાળું છે. વર્તમાન સમયમાં પરિવારમાં અને સમાજમાં જે અશાંતિ, કલહ અને સંઘર્ષ જોવામાં આવી રહ્યો છે, તેમાં મૂળ કારણ આ જ છે કે લોકો પોતાના અધિકારની માગ તો કરે છે, પણ પોતાના કર્તવ્યનું પાલન નથી કરતા! એટલા માટે બ્રહ્માજી દેવતાઓ અને મનુષ્યોને ઉપદેશ આપે છે કે એક-બીજાનું હિત કરવું એ તમારા લોકોનું કર્તવ્ય છે.

**'શ્રેયઃ પરમવાપ્સ્યથ'** – પ્રાયઃ એવી ધારણા બનેલી છે કે અહીં પરમ કલ્યાણની પ્રાપ્તિનું કથન અતિશયોક્તિ છે, પણ વાસ્તવમાં એવું નથી. જો તેમાં કોઈને સંદેહ હોય તો તે એવું કરીને પોતે જોઈ શકે છે. જેવી રીતે અનામત રાખવાવાળાની અનામત તેને પાછી આપી દેવાથી અનામત રાખવાવાળા સાથે તથા એ અનામત સાથે આપણો કોઈ પ્રકારનો સંબંધ નથી રહેતો, તેવી જ રીતે સંસારની વસ્તુ સંસારની સેવામાં લગાડી દેવાથી સંસાર અને સંસારની વસ્તુ સાથે આપણો કોઈ સંબંધ નથી રહેતો. સંસારથી માનેલા સંબંધનો વિચ્છેદ થતાં જ ચિન્મયતાનો અનુભવ થઈ જાય છે. આથી પ્રજાપતિ બ્રહ્માજીનાં વચનોમાં અતિશયોક્તિની કલ્પના કરવી અનુચિત છે.

આ સિદ્ધાંત છે કે જ્યાં સુધી મનુષ્ય પોતાને માટે કર્મ કરે છે, ત્યાં સુધી તેના કર્મની સમાપ્તિ નથી થતી અને તે કર્મોથી બંધાતો જ જાય છે. કૃતકૃત્ય તો તે જ થાય છે કે, જે પોતાને માટે કદી કશું જ નથી કરતો. પોતાને માટે કંઈ પણ નહિ કરવાથી પાપનું આચરણ પણ નથી થતું; કેમકે પાપનું આચરણ કામનાને કારણે જ થાય છે (અ. ૩/૩૭). માટે પોતાનું કલ્યાણ ઇચ્છવાવાળા સાધકે શાસ્ત્રોની આજ્ઞા અનુસાર ફળની ઇચ્છા અને આસક્તિનો ત્યાગ કરીને કર્તવ્ય-કર્મ કરવામાં તત્પર થઈ જવું જોઈએ, પછી કલ્યાણ તો સ્વતઃસિદ્ધ છે.

પોતાની કામનાનો ત્યાગ કરવાથી સંસારમાત્રનું હિત થઈ જાય છે. જે પોતાની કામનાપૂર્તિને માટે આસક્તિપૂર્વક ભોગ ભોગવે છે, તે પોતે તો પોતાની હિંસા (પતન) કરે જ છે, પણ તે સાથે જ જેમની પાસે ભોગ-સામગ્રીનો અભાવ છે, તેમની પણ હિંસા કરે છે અર્થાત્ દુઃખ આપે છે. કારણ કે ભોગ-સામગ્રીવાળા મનુષ્યને જોઈને અભાવગ્રસ્ત મનુષ્યને તે ભોગ-સામગ્રીના અભાવનું દુઃખ થવું સ્વાભાવિક છે. આ રીતે પોતે સુખ ભોગવવાવાળી વ્યક્તિ હિંસાથી કદી બચી નથી શકતી. બરાબર એનાથી વિપરીત પારમાર્થિક માર્ગ પર ચાલવાવાળી વ્યક્તિને જોઈને બીજાઓને આપોઆપ શાંતિ મળે છે; કેમકે પારમાર્થિક સંપત્તિ ઉપર બધાનો સમાન અધિકાર છે. નિષ્કર્ષ એ નીકળ્યો કે મનુષ્ય કામના અને આસક્તિનો ત્યાગ કરીને પોતાના કર્તવ્ય-કર્મનું પાલન કરતો રહે તો બ્રહ્માજીના કથનાનુસાર તે પરમ કલ્યાણને અવશ્ય જ પ્રાપ્ત થઈ જશે. એમાં કોઈ સંદેહ નથી.

અહીં પરમ કલ્યાણની પ્રાપ્તિ મુખ્યત્વે મનુષ્યોને માટે જ બતાવવામાં આવી છે, દેવતાઓને માટે નહિ. કારણ કે દેવયોનિ પોતાનું કલ્યાણ કરવાને માટે બનાવવામાં આવી નથી. મનુષ્ય જે કર્મ કરે છે, તે કર્મો અનુસાર ફળ આપવા, કર્મ કરવાની સામગ્રી આપવા તથા પોતપોતાનાં શુભ કર્મોનું ફળ ભોગવવા માટે દેવતાઓ બનાવવામાં આવ્યા છે. તેઓ નિષ્કામભાવે કર્મ કરવાની સામગ્રી આપતા હોય, તેવી વાત નથી. પરંતુ તે દેવતાઓમાં પણ જો કોઈને પોતાના કલ્યાણની ઇચ્છા થઈ જાય, તો તેનું કલ્યાણ નહિ થાય એવું નથી અર્થાત્ જો કોઈ પોતાનું કલ્યાણ કરવાનું ઇચ્છે, તો કરી શકે છે. જ્યારે પાપીમાં પાપી મનુષ્યને માટે પણ પોતાનો ઉદ્ધાર કરવાની મનાઈ નથી, તો પછી દેવતાઓને

માટે (કે જે પુણ્યયોનિ છે) પોતાનો ઉદ્ધાર કરવાની મનાઈ કેવી રીતે હોઈ શકે? એવું હોવા છતાં પણ દેવતાઓનો ઉદ્દેશ્ય ભોગ ભોગવવાનો જ રહે છે, એટલા માટે તેઓમાં પ્રાયઃ પોતાના કલ્યાણની ઇચ્છા નથી હોતી.

**પરિશિષ્ટ ભાવ :** મનુષ્ય કર્મયોનિ છે અને ચોર્યાસી લાખ યોનિઓ, દેવતાઓ, નરકના જીવો વગેરે ભોગયોનિઓ છે. સકામભાવવાળા મનુષ્યો ભોગ ભોગવવા માટે જ સ્વર્ગમાં જાય છે. તેથી દેવતાઓ નિષ્કામભાવ ન રાખતાં પોતાની જવાબદારીનું પાલન કરે છે, ફરજ બજાવે છે. તેથી અહીં કલ્યાણની વાત મનુષ્યો માટે જ સમજવી જોઈએ.

મુક્તિ સ્વાભાવિક અને બંધન અસ્વાભાવિક છે. મનુષ્યયોનિ પોતાનું કલ્યાણ કરવા માટે જ છે. તેથી જે મનુષ્ય પોતાના કર્તવ્યનું પાલન કરે છે, તેનું સ્વાભાવિક રીતે જ કલ્યાણ થાય છે – **'પરસ્પરં ભાવયન્તઃ શ્રેયઃ પરમવાપ્સ્યથ.'** કલ્યાણ માટે નવું કર્મ કરવાની જરૂરત નથી, બલ્કે જે કામ કરીએ છીએ, તેને જ સ્વાર્થ, અભિમાન અને ફળની ઇચ્છાનો ત્યાગ કરીને બીજાના હિતના માટે કરીએ તો કલ્યાણ અવશ્ય થઈ જશે. નિષ્કામભાવ વિના પણ માત્ર પોતાના કર્તવ્યનું પાલન કરવાથી સ્વર્ગાદિ પુણ્ય લોકોની પ્રાપ્તિ થઈ જાય છે, જે સ્વર્ગની પ્રાપ્તિ મોટા-મોટા યજ્ઞો કરવાથી થાય છે, તેની જ પ્રાપ્તિ ક્ષત્રિય માત્ર પોતાનું કર્તવ્ય-કર્મ અર્થાત્ યુદ્ધ કરીને પ્રાપ્ત કરી શકે છે.

જેમ બ્રહ્માજીએ દેવતાઓ અને મનુષ્યો માટે પરસ્પર એકબીજાનું હિત કરવાની વાત કહી છે, એ જ પ્રમાણે ચારેય વર્ણ માટે પણ પરસ્પર એકબીજાનું હિત કરવાની વાત સમજવી જોઈએ. ચારે વર્ણ પરસ્પર એકબીજાના હિત માટે પોતપોતાનું કર્તવ્યકર્મ કરે તો તેઓ પરમ કલ્યાણને પ્રાપ્ત થઈ જશે.

સંપૂર્ણ સૃષ્ટિની રચના જ આ પ્રકારે થઈ છે કે પોતાના માટે કંઈ (વસ્તુ અને ક્રિયા) નથી. બીજાના માટે જ છે – **'ઇદં બ્રહ્મણે ન મમ.'** જેમ પતિવ્રતા સ્ત્રી પતિ માટે જ હોય છે, પોતાને માટે હોતી નથી. સ્ત્રીનાં અંગો પુરુષને સુખ આપે છે, પરંતુ સ્ત્રીને સુખ આપતાં નથી. પુરુષનાં અંગો સ્ત્રીને સુખ આપે છે, પરંતુ પુરુષને સુખ આપતાં નથી. માનું દૂધ બાળક માટે જ હોય છે, પોતાને માટે નથી અને બાળકની ચેષ્ટા માને સુખ આપે છે, બાળકને નહીં. માતા-પિતા સંતાન માટે હોય છે અને સંતાન માતા-પિતા માટે હોય છે. શ્રોતા વક્તા માટે અને વક્તા શ્રોતા માટે હોય છે. તાત્પર્ય એ છે કે, સુખ પોતે ન ભોગવે બલ્કે બીજાને આપે. સૃષ્ટિની રચના ભોગવવા માટે નથી બલ્કે ઉદ્ધાર કરવા માટે છે.

દેવો પણ સ્વાર્થનો ત્યાગ કરીને બીજાનું હિત કરી શકે છે. તેથી દેવતાઓમાં પણ નારદ જેવા ઋષિ થયા છે. જોકે ભગવાન તરફથી કોઈને મનાઈ નથી, તેમ છતાં કલ્યાણનો મુખ્ય અને સ્વયં અધિકારી મનુષ્ય જ છે.

એક શંકા થઈ શકે છે કે આપણે તો બીજાનું હિત કરીએ, પરંતુ બીજો આપણું હિત ન કરીને અહિત કરે તો **'પરસ્પરં ભાવયન્તઃ'** કઈ રીતે થશે? એનું સમાધાન એ છે કે, આપણે તો બીજાનું ભલું કરીશું તો બીજો આપણું બૂરું કરી શકશે જ નહીં. તેનામાં આપણું અહિત કરવાનું સામર્થ્ય જ નહીં રહે. તેમ છતાં જો તે બૂરું કરશે તો પાછળથી પસ્તાશે... રડશે. જો તે આપણું અહિત કરશે તો આપણું ભલું કરનારા, આપણી સાથે સહાનુભૂતિ રાખનારા કેટલાયે પેદા થશે. વાસ્તવમાં કોઈનું અહિત કરવાનું વિધાન ક્યાંય નથી. મનુષ્ય જ દ્વેષને કારણે જ બીજાનું અહિત કરે છે. **'પરસ્પરં ભાવયન્તઃ'** – આ મનુષ્યતાની વાત છે. આ મનુષ્યતા ન હોવાથી જ લોકો દુઃખ ભોગવે છે.



## ઇષ્ટાન્ભોગાન્હિ વો દેવા દાસ્યન્તે યજ્ઞભાવિતાઃ ।
## તૈર્દત્તાનપ્રદાયૈભ્યો યો ભુઙ્ક્તે સ્તેન એવ સઃ ॥૧૨॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યજ્ઞભાવિતાઃ** | = યજ્ઞ વડે પુષ્ટ થયેલા | **દાસ્યન્તે** | = આપતા રહેશે; (આ રીતે) | **અપ્રદાય** | = નહીં આપીને (પોતે) |
| **દેવાઃ હિ** | = દેવતાઓ પણ | | | | |
| **વઃ** | = તમને બધાંને (વણમાગ્યે જ) | **તૈઃ** | = તે દેવતાઓ દ્વારા | **ભુઙ્ક્તે** | = ભોગવે છે, |
| | | **દત્તાન્** | = અપાયેલી સામગ્રીને | **સઃ** | = તે |
| **ઇષ્ટાન્-** | = કર્તવ્ય-પાલનની | **યઃ** | = જે પુરુષ | **સ્તેનઃ** | = ચોર |
| **ભોગાન્** | ઇચ્છિત સામગ્રી | **એભ્યઃ** | = બીજાની સેવામાં | **એવ** | = જ છે. |

*ટીકા* – **'ઈષ્ટાન્ભોગાન્હિ વો દેવા દાસ્યન્તે યજ્ઞભાવિતાઃ'** – અહીં પણ **'ઈષ્ટભોગ'** શબ્દનો અર્થ ઇચ્છિત પદાર્થ નથી થઈ શકતો. કારણ કે અગાઉના (અગિયારમા) શ્લોકમાં પરમ કલ્યાણને પ્રાપ્ત થવાની વાત આવી છે, અને તે હેતુ માટે આ બારમો શ્લોક છે. ભોગોની ઇચ્છા રહે તો પરમ કલ્યાણ કદી થઈ જ નથી શકતું. આથી અહીં **'ઈષ્ટ'** શબ્દ **'યજ્'** ધાતુથી નિષ્પન્ન થયેલ હોવાથી તથા **'ભોગ'**[1] શબ્દનો અર્થ આવશ્યક સામગ્રી હોવાથી ઉપર્યુક્ત પદોનો અર્થ થશે – તે દેવતાઓ તમને લોકોને યજ્ઞ (કર્તવ્ય-કર્મ) કરવાની આવશ્યક સામગ્રી દેતા રહેશે.

અહીં **'યજ્ઞભાવિતાઃ દેવાઃ'** પદોનું તાત્પર્ય એ છે કે દેવતાઓ તો પોતાનો અધિકાર સમજીને મનુષ્યોને આવશ્યક સામગ્રી પ્રદાન કરે જ છે, કેવળ મનુષ્યોએ જ પોતાનું કર્તવ્ય નિભાવવાનું છે.

**'તૈર્દત્તાનપ્રદાયૈભ્યો યો ભુઙ્ક્તે'** – બ્રહ્માજીએ દેવતાઓને માટે **'તે દેવાઃ'** પદોનો પ્રયોગ કર્યો છે; કેમકે તેમની સમક્ષ મનુષ્યો હતા, દેવતા નહિ. પરંતુ અહીં **'એભ્યઃ'** પદ (જે **'ઈદમ્'** શબ્દથી બને છે)નો પ્રયોગ થયો છે, જે સમીપતાનું દ્યોતક છે. ભગવાનને માટે બધા સમીપ જ છે (ગીતા અ. ૭/૨૬). આથી સિદ્ધ થાય છે કે હવે અહીંથી ભગવાનનાં વચનોનો આરંભ થાય છે.

અહીં **'ભુઙ્ક્તે'**[2] પદનું તાત્પર્ય કેવળ ભોજન કરવા સાથે જ નથી, પરંતુ શરીર-નિર્વાહની સમસ્ત આવશ્યક સામગ્રી (ભોજન, વસ્ત્ર, ધન, મકાન વગેરે)ને પોતાના સુખને માટે કામમાં લાવવા સાથે છે.

આ શરીર માતાપિતાથી મળેલું છે અને તેનું પાલન-પોષણ પણ તેમના જ દ્વારા થયું છે. વિદ્યા ગુરુજનો પાસેથી મળી છે. દેવતા બધાને કર્તવ્ય-કર્મની સામગ્રી આપે છે. ઋષિ બધાને જ્ઞાન આપે છે, પિતૃઓ મનુષ્યની સુખ-સુવિધાના ઉપાય બતાવે છે. પશુ-પક્ષી, વૃક્ષ, લતા વગેરેની બીજાઓના સુખ માટે પોતાને સમર્પિત કરી દે છે (જોકે પશુ-પક્ષી વગેરેને આ જ્ઞાન નથી રહેતું કે અમે પરોપકાર કરી રહ્યાં છીએ.) આ રીતે આપણી પાસે જે કંઈ પણ સામગ્રી બળ, યોગ્યતા, પદ, અધિકાર, ધન, સંપત્તિ વગેરે છે, તે સઘળે-સઘળી આપણને બીજાઓ પાસેથી જ મળી છે. એટલા માટે એમને બીજાઓની જ સેવામાં વાપરવાની છે.

શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે સઘળા પદાર્થો આપણને સંસાર પાસેથી મળ્યા છે. એ કદી પોતાના નથી અને પોતાના થશે પણ નહિ. આથી તેમને પોતાના અને પોતાના માટેના માનીને તેમનાથી સુખ ભોગવવું એ જ બંધન છે. આ બંધનથી છૂટવાનો આ જ સરળ ઉપાય છે કે જેમની પાસેથી એ પદાર્થો આપણને મળ્યા છે, તેમને તેમના જ માનીને તેમની જ સેવામાં નિષ્કામભાવપૂર્વક વાપરી દેવા. આ જ આપણું પરમ કર્તવ્ય છે.

સાધકોના મનમાં પ્રાયઃ એવી ભાવના પેદા થઈ જાય છે કે જો આપણે સંસારની સેવા કરીશું તો એમાં આપણી આસક્તિ થઈ જશે અને આપણે સંસારમાં ફસાઈ જઈશું! પરંતુ ભગવાનનાં વચનોથી એ સિદ્ધ થાય છે કે ફસાવાનું કારણ સેવા નથી, પણ પોતાને માટે કંઈ પણ લેવાનો ભાવ જ છે. એટલા માટે લેવાનો ભાવ છોડીને દેવતાઓની જેમ બીજાઓને સુખ પહોંચાડવાનું જ મનુષ્યમાત્રનું પરમ કર્તવ્ય છે.

કર્મયોગના સિદ્ધાંતમાં પ્રાપ્ત સામગ્રી, સામર્થ્ય, સમય તથા સમજદારીનો સદુપયોગ કરવાનું જ વિધાન છે. પ્રાપ્ત સામગ્રી વગેરેથી વધારાની (નવી-નવી સામગ્રી વગેરેની) કામના કરવી એ કર્મયોગના સિદ્ધાંતની વિરુદ્ધ છે. આથી પ્રાપ્ત સામગ્રી વગેરેને જ બીજાઓના હિતમાં વાપરવાની છે. કિંચિત્માત્ર પણ અધિકની આવશ્યકતા નથી. યુક્તિસંગત વાત એ છે કે જેનામાં જેટલી શક્તિ હોય છે, તેની પાસેથી તેટલી જ આશા કરવામાં આવે છે, પછી ભગવાન અથવા દેવતા તેમની પાસેથી વધારેની આશા કેવી રીતે કરી શકે?

**'સ્તેન એવ સઃ'** – અહીં **'સઃ સ્તેનઃ'** પદોમાં એકવચન આપવાનું તાત્પર્ય એ છે કે પોતાના કર્તવ્યનું પાલન ન કરવાવાળો મનુષ્ય બધાને પ્રાપ્ત થવાવાળી સામગ્રી (અન્ન, જળ, વસ્ત્ર વગેરે)નો ભોગ બીજાઓને દીધા વિના જ એકલો પોતે લઈ લે છે. આથી તે ચોર જ છે.

જે મનુષ્ય બીજાઓને તેમનો ભાગ ન આપીને પોતે એકલો જ ભોગવે છે, તે ચોર છે જ, પણ જે મનુષ્ય કોઈ પણ અંશમાં પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાનું ઇચ્છે છે અર્થાત્ સામગ્રીને સેવામાં વાપરીને બદલામાં માન-બડાઈ

---

૧. **'ભુજ્ પાલનાભ્યવહારયોઃ' (સિદ્ધાન્તકૌમુદી ૧૫૪૮)** - **'ભુજ્'** ધાતુના બે અર્થ થાય છે - પાલન અને ભક્ષણ. અહીં 'પાલન' અર્થ લેવો જ ઉચિત પ્રતીત થાય છે.

૨. અહીં અનવનાર્થક **'ભુજ્'** ધાતુ વડે **'ભુઙ્ક્તે'** પદ નિષ્પન્ન થયેલું છે. **'અનવન'**નો અર્થ છે – ભક્ષણ અર્થાત્ વસ્તુને પોતાના કામમાં લેવી.

વગેરે ચાહે છે, તે પણ તેટલા અંશમાં ચોર જ છે. એવા મનુષ્યનું અંતઃકરણ કદી શુદ્ધ અને શાંત રહી શકતું નથી.

આ વ્યષ્ટિ શરીર સમષ્ટિ સંસારથી કોઈ પણ પ્રકારે અલગ નથી અને અલગ થઈ શકતું પણ નથી; કેમકે સમષ્ટિનો અંશ જ વ્યષ્ટિ કહેવાય છે. એટલા માટે વ્યષ્ટિ (શરીર)ને પોતાની માનવી અને સમષ્ટિ (સંસાર)ને પોતાની ન માનવી એ જ રાગદ્વેષ વગેરે દ્વન્દ્વોનું કારણ છે તેમ જ આ જ અહંકાર, વ્યક્તિત્વ અથવા વિષમતા છે.[1] કર્મયોગના અનુષ્ઠાનથી આ બધું (રાગ-દ્વેષ વગેરે) સુગમતાપૂર્વક દૂર થઈ જાય છે. કારણ કે કર્મયોગીનો એવો ભાવ રહે છે કે હું જે કંઈ પણ કરી રહ્યો છું, તે બધું મારે માટે નહીં, બલકે સંસારમાત્રને માટે કરી રહ્યો છું. એમાં પણ એક મોટી માર્મિક વાત એ છે કે કર્મયોગી પોતાના કલ્યાણને માટે પણ કોઈ કર્મ ન કરીને સંસારમાત્રના કલ્યાણના ઉદ્દેશ્યથી જ બધાં કર્મો કરે છે. કારણ કે બધાના કલ્યાણથી પોતાનું કલ્યાણ અલગ માનવું એ પણ વ્યક્તિત્વ અને વિષમતાને જન્મ આપવા જેવું છે, જે સાધકની ઉન્નતિમાં બાધક છે. શરીર, ઇન્દ્રિયો મન બુદ્ધિ વગેરે જે કંઈ પણ આપણી પાસે છે, તે સઘળે-સઘળું આપણને સંસાર પાસેથી મળેલું છે. સંસાર પાસેથી મળેલી વસ્તુને કેવળ પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે વાપરવી એ ઈમાનદારી નથી.

## કર્તવ્ય-સંબંધી વિશેષ વાત

હિંદુ સંસ્કૃતિનો એકમાત્ર ઉદ્દેશ્ય મનુષ્યનું કલ્યાણ કરવાનો છે. આ જ ઉદ્દેશ્યથી બ્રહ્માજી (સૃષ્ટિના આદિમાં) મનુષ્યને નિઃસ્વાર્થભાવથી પોતપોતાના કર્તવ્ય દ્વારા એકબીજાને સુખ પહોંચાડવાની આજ્ઞા આપે છે (ગીતા અ. ૩/૧૦).

પરિવારમાં ભાઈ, બહેનો, માતાઓ વગેરે સઘળે સઘળાં કર્મ કરે જ છે; પરંતુ તેમનાથી ઘણી મોટી ભૂલ એ થાય છે કે તેઓ કામના, મમતા, આસક્તિ, સ્વાર્થ વગેરેને વશીભૂત થઈને કર્મ કરે છે. આથી લૌકિક અને પારલૌકિક બન્નેય લાભ તેમને નથી થતા, બલ્કે હાનિ જ થાય છે. સ્વાર્થને વશીભૂત થઈને પોતાને માટે કર્મ કરવાથી જ આ લોકમાં લડાઈ, ખટપટ, ઈર્ષ્યા વગેરે થાય છે અને પરલોકમાં દુર્ગતિ થાય છે. બીજાઓની સેવા કરીને બદલામાં કંઈ પણ ઇચ્છવાથી વસ્તુઓ અને વ્યક્તિઓની સાથે મનુષ્યનો સંબંધ જોડાઈ જાય છે. કોઈ પણ કર્મની સાથે સ્વાર્થનો સંબંધ જોડી લેવાથી તે કર્મ તુચ્છ અને બંધનકારક થઈ જાય છે. સ્વાર્થી મનુષ્યને સંસારમાં કોઈ સારો નથી કહેતું. ઇચ્છા રાખવાવાળાને કોઈ વધારે આપવાનું નથી ઇચ્છતું. પ્રાયઃ એવું જોવામાં આવે છે કે ઘરમાં પણ રાગી તથા ભોગી વ્યક્તિથી વસ્તુઓ છુપાવવામાં આવે છે. તેથી વિપરીત આપણી પાસે જેટલી સમજ, સમય, સામર્થ્ય અને સામગ્રી છે, તેટલાથી જ આપણે બીજાઓની સેવા કરીએ તો તેનાથી કલ્યાણ તો થાય જ છે, પણ તે સિવાય વસ્તુ, આરામ, માન-બડાઈ, આદર-સત્કાર વગેરે ન ઇચ્છવા છતાં પણ પ્રાપ્ત થવા લાગે છે, પણ તે સિવાય વસ્તુ, આરામ, માન-બડાઈ, આદર-સત્કાર વગેરે ન ઇચ્છવા છતાં પણ પ્રાપ્ત થવા લાગે છે. પરંતુ કર્મયોગીમાં માન-બડાઈ વગેરેની ઇચ્છા નથી હોતી; કારણ કે આવી ઇચ્છા અને સુખભોગ જ બંધનકારક થાય છે.

'મને સુખ કેવી રીતે મળે?' – કેવળ આ જ ચાહનાને કારણે મનુષ્ય કર્તવ્યચ્યુત અને પતિત થઈ જાય છે. આથી 'બીજાઓને સુખ કેવી રીતે મળે?' – એવો ભાવ કર્મયોગીએ સદાય રાખવો જોઈએ. ઘરમાં માતા-પિતા, ભાઈ-બહેન, સ્ત્રી-પુત્ર વગેરે જેટલી વ્યક્તિઓ છે, તે બધીએ એકબીજાના હિતની વાત વિચારવી જોઈએ. પ્રાયઃ સેવા કરવાવાળાથી એક ભૂલ થઈ જાય છે કે તે 'હું સેવા કરું છું', 'હું વસ્તુઓ આપું છું' – એમ માનીને વ્યર્થ અભિમાન કરી બેસે છે. વસ્તુતઃ સેવા કરવાવાળી વ્યક્તિ સેવ્યની વસ્તુ જ સેવ્યને આપે છે. જેવી રીતે માનું દૂધ તેના પોતાના માટે ન હોઈને બાળકને માટે જ છે, તેવી જ રીતે મનુષ્યની પાસે જેટલી પણ સામગ્રી છે, તે તેના પોતાના માટે ન હોઈ બીજાઓને માટે જ છે. આથી મનુષ્યને પ્રાપ્ત સામગ્રીમાં મમતા કરવાનો અર્થાત્ તેને પોતાની અને પોતાને માટેની માનવાનો અધિકાર નથી. મમતા કરવા છતાં પણ પ્રાપ્ત સામગ્રી તો સદા રહેશે નહિ, કેવળ મમતારૂપી બંધન રહી જશે. આ જ કારણથી ભગવાન કહે છે કે વસ્તુઓને પોતાની માનીને સ્વયં તેને ભોગવવાવાળો મનુષ્ય ચોર જ છે.

દેવતા, ઋષિ, પિતૃઓ, પશુ-પક્ષી, વૃક્ષ-લતા વગેરે બધાનો સ્વભાવ જ પરોપકાર કરવાનો છે. મનુષ્ય સદા તેમનો સહયોગ મેળવવાને કારણે તેમનો ઋણી છે. આ ઋણથી મુક્ત થવા માટે જ પંચમહાયજ્ઞ (ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ અને મનુષ્યયજ્ઞ)નું વિધાન છે. મનુષ્ય જ એક એવું પ્રાણી છે, જે બુદ્ધિપૂર્વક બધાને પોતાનાં કર્તવ્ય-કર્મોથી તૃપ્ત કરી શકે છે. તેને એવી સ્વતંત્રતા મળી છે, જેનો સદુપયોગ કરીને તે પરમ શ્રેયની પ્રાપ્તિ કરી શકે છે.

દેવતા વગેરે તો પોતાના કર્તવ્યનું પાલન કરે જ છે.

---

૧. **આત્માપિ ચાયં ન મમ સર્વા વા પૃથિવી મમ ॥** (મહા. આશ્વમેધિક. ૩૨/૧૧)
'આ શરીર પણ મારું નથી અથવા આ આખી પૃથ્વી જ મારી છે.'

જો મનુષ્ય પોતાના કર્તવ્યનું પાલન ના કરે તો દેવતાઓમાં જ નહિ, પરંતુ ત્રિલોકભરમાં ખળભળાટ ઉત્પન્ન થઈ જાય છે અને પરિણામસ્વરૂપે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ભૂકંપ, દુકાળ વગેરે પ્રાકૃતિક પ્રકોપ થવા લાગે છે. ભગવાન પણ (ગીતા અ. ૩/૨૩-૨૪માં) કહે છે કે 'જો હું સાવધાનીપૂર્વક કર્તવ્યનું પાલન ન કરું તો સમસ્ત લોક નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય.' જેવી રીતે ગતિશીલ બળદગાડીનું કોઈ એક પૈડું પણ ખંડિત થઈ જાય તો તેનાથી આખા બળદગાડાને ઝાટકો લાગે છે. તેવી જ રીતે ગતિશીલ સૃષ્ટિચક્રમાં જો એક વ્યક્તિ પણ કર્તવ્યચ્યુત થાય છે તો તેનો વિપરીત પ્રભાવ સંપૂર્ણ સૃષ્ટિ ઉપર પડે છે. તેથી વિપરીત જેમ શરીરનું એક પણ પીડિત (રોગી) અંગ ઠીક થવાથી સંપૂર્ણ શરીરનું આપોઆપ હિત થાય છે, તેમ જ પોતાના કર્તવ્યનું ઠીક-ઠીક પાલન કરવાવાળા મનુષ્ય દ્વારા સંપૂર્ણ સૃષ્ટિનું આપોઆપ હિત થાય છે.

પ્રજાપતિ બ્રહ્માજીએ દેવતા અને મનુષ્ય - બન્નેને પોતપોતાના કર્તવ્યનું પાલન કરવાની આજ્ઞા આપી છે. દેવતા વગેરે બધા મર્યાદાથી ચાલે છે. કેવળ મનુષ્ય જ પોતાની બેસમજથી મર્યાદાનો ભંગ કરે છે. કારણ કે તેને બીજાઓની સેવા કરવા માટે જે સામગ્રી મળી છે, તેના ઉપર તે પોતાનો અધિકાર સમજી બેસે છે. અનંત જન્મોના કર્મબંધનથી છૂટકારો મેળવવા માટે મનુષ્યને સ્વતંત્રતા મળી છે; કિંતુ તે તેનો દુરુપયોગ કરીને કર્મ અને કર્મફળમાં મમતા-આસક્તિ કરી બેસે છે. ફળસ્વરૂપે નવું બંધન ઉત્પન્ન કરીને તે પોતે ફસાઈ જાય છે અને આગળ અનેક જન્મો સુધી દુઃખ પામવાની તૈયારી કરી લે છે. આથી મનુષ્યને જે કંઈ સામગ્રી મળે છે, તેના વડે તેણે ત્રિલોકની સેવા કરવી જોઈએ અર્થાત્ તે સામગ્રીને તે ભગવાન, દેવતા, ઋષિ, પિતૃ વગેરે સમસ્ત પ્રાણીઓની સેવામાં વાપરે.

***શંકા*** – જે કંઈ સામગ્રી પ્રાપ્ત થઈ છે, તે સઘળે-સઘળી બીજાઓની સેવામાં વાપરી દેવાથી કર્મયોગીનો જીવન-નિર્વાહ કેવી રીતે થઈ શકશે?

***સમાધાન*** – વાસ્તવમાં આ શંકા શરીરની સાથે પોતાની એકતા માનવાથી અર્થાત્ શરીરને જ પોતાનું સ્વરૂપ માનવાથી પેદા થાય છે; પરંતુ કર્મયોગી શરીર સાથે પોતાનો કોઈ સંબંધ માનતો જ નથી, બલ્કે તેને સંસારનું અને સંસારને માટેનું જ માનીને તેની સેવામાં લગાડી દે છે. તેની દૃષ્ટિ અવિનાશી સ્વરૂપ ઉપર રહે છે, નાશવાન શરીર પર નહિ. જેની દૃષ્ટિ શરીર ઉપર રહે છે, તે જ આવી શંકા કરી શકે છે કે કર્મયોગીનો જીવન-નિર્વાહ કેવી રીતે થશે?

જ્યાં સુધી ભોગેચ્છા રહે છે, ત્યાં સુધી જીવવાની ઇચ્છા તથા મરવાનો ભય રહે છે. ભોગેચ્છા કર્મયોગીમાં રહેતી જ નથી; કેમકે તેનાં સઘળાં કર્મો પોતાને માટે ન હોઈને બીજાઓની સેવા માટે જ હોય છે. આથી કર્મયોગી પોતાના જીવવાની પરવા નથી કરતો. તેના મનમાં આ પ્રશ્ન જ નથી ઊઠતો કે મારો જીવન-નિર્વાહ કેવી રીતે થશે? વાસ્તવમાં જેના હૃદયમાં જગતની આવશ્યકતા નથી રહેતી, તેની આવશ્યકતા જગતને રહે છે. એટલા માટે જગત તેના નિર્વાહનો આપોઆપ પ્રબંધ કરે છે.

જેમનું જીવન પરોપકારને માટે જ સમર્પિત છે, એવાં પશુ-પક્ષી, કીટ-પતંગ વૃક્ષ-લતા વગેરે બધાં સાધારણ પ્રાણીઓના પણ જીવન-નિર્વાહનો જ્યારે પ્રબંધ થયેલ છે, ત્યારે શરીરસહિત મળેલી બધી સામગ્રીને પ્રાણીઓના હિતમાં વ્યય કરવાવાળા મનુષ્યના જીવન-નિર્વાહનો પ્રબંધ ન થાય, એ કેવી રીતે સંભવી શકે છે?

બધાનું પાલન કરવાવાળા ભગવાનની અસીમ કૃપાથી જીવન-નિર્વાહની સામગ્રી સમસ્ત પ્રાણીઓને સમાનરૂપે મળેલી છે. તેનું પ્રત્યક્ષ ઉદાહરણ સહુની સામે છે. માતાના શરીરમાં જ્યાં લોહી જ લોહી રહે છે, ત્યાં પણ બાળકના જીવન-નિર્વાહને માટે મીઠું અને પુષ્ટિકર દૂધ આપોઆપ પેદા થઈ જાય છે. આથી ચાહે પ્રારબ્ધથી માનો, ચાહે ભગવત્કૃપાથી, મનુષ્યના જીવન-નિર્વાહની સામગ્રી તેને મળે જ છે. તેમાં સંદેહ, ચિંતા, શોક તેમ જ વિચાર થવાં જ નહિ જોઈએ. ભગવાનના રાજ્યમાં જ્યારે પાપીમાં પાપી તેમ જ નાસ્તિકમાં નાસ્તિક પુરુષનો પણ જીવન-નિર્વાહ થાય છે, ત્યારે કર્મયોગીના જીવન-નિર્વાહમાં શું વિઘ્ન આવી શકે છે? આથી આ પ્રશ્ન ઉઠાવવો એ જ ભૂલ છે.

**પરિશિષ્ટ ભાવ : 'યજ્ઞભાવિતાઃ'** પદનો અર્થ છે – યજ્ઞથી પુષ્ટ થયેલા, પૂજાયેલા, વૃદ્ધિ પામેલા મનુષ્ય મધ્યલોકમાં હોવાના કારણે ઉપરના અને નીચેના બધા લોકોમાં રહેનારાં પ્રાણીઓને પુષ્ટ કરી શકે છે. બધાનું હિત કરવા માટે જ મનુષ્યોને મધ્યલોકમાં વસાવ્યા છે. તેથી મનુષ્ય કલ્યાણનો અધિકારી છે.

—■—

***સંબંધ*** – *નવમા શ્લોકમાં ભગવાને 'યજ્ઞને માટે કરવામાં આવનારાં કર્મો બાંધવાવાળાં નથી થતાં' – એવું બતાવીને યજ્ઞને માટે કર્મો કરવાની આજ્ઞા આપી તે આજ્ઞાને બ્રહ્માજીનાં વચનો દ્વારા પુષ્ટ કરીને નવમા શ્લોકમાં કહેલાં પોતાનાં વચનો સાથે એકવાક્યતા કરતા રહીને આગળના શ્લોકમાં યજ્ઞ (કર્તવ્યકર્મ) કરવાના અને ન કરવાના ફળનું સ્પષ્ટ વિવેચન કરે છે.*

**યજ્ઞશિષ્ટાશિનઃ સન્તો મુચ્યન્તે સર્વકિલ્બિષૈઃ।**
**ભુઞ્જતે તે ત્વઘં પાપા યે પચન્ત્યાત્મકારણાત્ ॥૧૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યજ્ઞશિષ્ટાશિનઃ** | = યજ્ઞશેષ (યોગ)નો અનુભવ કરવાવાળા | **તુ** | = પરન્તુ | | બધાં કર્મો કરે છે, |
| **સન્તઃ** | = શ્રેષ્ઠ પુરુષો | **યે** | = જે | **તે** | = તે |
| **સર્વકિલ્બિષૈઃ** | = સર્વ પાપોથી | **આત્મકારણાત્** | = પોતાના શરીરના પોષણ માટે જ | **પાપાઃ** | = પાપીઓ |
| **મુચ્યન્તે** | = મુક્ત થઈ જાય છે. | **પચન્તિ** | = (અન્ન) રાંધે છે, | **તુ** | = તો |
| | | | | **અઘમ્** | = પાપને (જ) |
| | | | | **ભુઞ્જતે** | = ખાય છે. |

*ટીકા* – **'યજ્ઞશિષ્ટાશિનઃ સન્તઃ'** – કર્તવ્ય-કર્મોનું નિષ્કામભાવથી વિધિપૂર્વક પાલન કરવાથી (યજ્ઞશેષના રૂપમાં) યોગ અથવા સમતા જ શેષ રહે છે. કર્મયોગમાં આ ખાસ વાત છે કે સંસારથી પ્રાપ્ત સામગ્રી દ્વારા જ કર્મ થાય છે. આથી સંસારની સેવામાં લગાડી દેવાથી જ તે કર્મ **'યજ્ઞ'** સિદ્ધ થાય છે. યજ્ઞની સિદ્ધિ પછી આપોઆપ શેષ રહેવાવાળો **'યોગ'** પોતાને માટે હોય છે. આ યોગ (સમતા) જ યજ્ઞશેષ છે, જેને ભગવાને ચોથા અધ્યાયમાં **'અમૃત'** કહ્યો છે – **'યજ્ઞશિષ્ટામૃતભુજઃ'** (અ. ૪/૩૧).

**'મુચ્યન્તે સર્વકિલ્બિષૈઃ'** – અહીં **'કિલ્બિષૈઃ'** પદ બહુવચનાંત છે, જેનો અર્થ છે – સઘળાં પાપોથી અર્થાત્ બંધનોથી, પરંતુ ભગવાને આ પદની સાથે **'સર્વ'** પદ પણ આપ્યું છે, જેનું વિશેષ તાત્પર્ય આ થઈ જાય છે કે યજ્ઞશેષનો અનુભવ કરવાથી મનુષ્યમાં કોઈ પણ પ્રકારનું બંધન નથી રહેતું. તેના સઘળાં (સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ) કર્મો વિલીન થઈ જાય છે[1] (ગીતા અ. ૪/૨૩). સઘળાં કર્મો વિલીન થઈ જવાથી તેને સનાતન બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે (ગીતા અ. ૪/૩૧).

આ જ અધ્યાયના નવમા શ્લોકમાં ભગવાને યજ્ઞાર્થ કર્મથી અન્યત્ર કર્મને બંધનકારક બતાવ્યું અને ચોથા અધ્યાયના ત્રેવીસમા શ્લોકમાં યજ્ઞાર્થ કર્મ કરવાવાળા મનુષ્યનાં સઘળાં કર્મો વિલીન થવાની વાત કહી. આ બન્ને શ્લોકો (અ. ૩/૯ તથા અ. ૪/૨૩)માં જે વાત આવી છે, તે જ વાત અહીં **'સર્વકિલ્બિષૈઃ'** પદથી કહેવામાં આવી છે. તાત્પર્ય એ છે કે યજ્ઞશેષનો અનુભવ કરવાવાળો મનુષ્ય સઘળાં બંધનરૂપ કર્મોથી મુક્ત થઈ જાય છે. પાપકર્મો તો બંધનકારક થાય જ છે, સકામભાવથી કરવામાં આવેલાં પુણ્યકર્મો પણ (ફળજનક હોવાથી) બંધનકારક થાય છે, યજ્ઞશેષ (સમતા)નો અનુભવ કરવાથી પાપ અને પુણ્ય-બન્નેય નથી રહેતાં – **'બુદ્ધિયુક્તો જહાતીહ ઉભે સુકૃતદુષ્કૃતે'** (ગીતા. અ. ૨/૫૦).

હવે વિચાર કરો કે બંધનનું વાસ્તવિક કારણ શું છે? આવું થવું જોઈએ. અને આવું નહિ થવું જોઈએ – આ કામનાથી જ બંધન થાય છે. આ કામના સઘળાં પાપોની જડ છે (ગીતા અ. ૩/૩૭). આથી કામનાનો ત્યાગ કરવો અત્યંત આવશ્યક છે.

વાસ્તવમાં કામનાની કોઈ સ્વતંત્ર સત્તા નથી. કામના અભાવથી ઉત્પન્ન થાય છે એને **'સ્વયં'** (સતસ્વરૂપ)માં કોઈ જાતનો અભાવ છે જ નહિ અને હોઈ શકે પણ નહિ. એટલા માટે **'સ્વયં'**માં કામના છે જ નહિ. કેવળ ભૂલથી શરીર વગેરે અસત પદાર્થો સાથે પોતાની એકતા માનીને મનુષ્ય અસત પદાર્થોના અભાવમાં પોતાનામાં અભાવ માનવા લાગે છે અને તે અભાવની પૂર્તિને માટે અસત પદાર્થોની કામના કરવા લાગે છે. સાધકે આ વાતની તરફ ખ્યાલ રાખવો જોઈએ કે ઉત્પત્તિ અને નાશ થવાવાળી ક્રિયાઓથી ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા પદાર્થો જ તો મળશે. આવા ઉત્પત્તિ વિનાશશીલ પદાર્થોથી મનુષ્યના અભાવની પૂર્તિ કદી થઈ જ નથી શકતી. જ્યારે આ પદાર્થોથી અભાવની પૂર્તિ થવાનો પ્રશ્ન જ નથી, તો પછી આ પદાર્થોની કામના કરવી પણ ભૂલ જ છે. આવો યથાર્થ વિચાર કરવાથી કામનાની નિવૃત્તિ સહજ થઈ શકે છે.

હા, પોતાના કહેવાતા શરીર વગેરે પદાર્થોને કદી પણ પોતાના તથા પોતાને માટેના ન માનીને બીજાઓની સેવામાં પરોવી દેવાથી આ પદાર્થોથી આપોઆપ સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, જેનાથી તત્કાળ પોતાના સત્સ્વરૂપનો બોધ થઈ જાય

૧. કામના ન રહેવાથી સંચિત કર્મો વિલીન થઈ જાય છે. જ્યાં સુધી શરીર રહે છે, ત્યાં સુધી પ્રારબ્ધ અનુસાર અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ આવે છે, પણ તેનાથી તે સુખી-દુઃખી નથી થતો અર્થાત્ તે પરિસ્થિતિની તેના ઉપર કોઈ અસર નથી પડતી – આ પ્રારબ્ધ કર્મોનું વિલીન થવું છે. ફળેચ્છા ન રહેવાથી ક્રિયમાણ કર્મો અકર્મ બની જાય છે અર્થાત્ ફળ આપવાવાળાં નથી થતાં – આ ક્રિયમાણ કર્મોનું વિલીન થવું છે.

છે. પછી કોઈ અભાવ શેષ નથી રહેતો. જેના મનમાં કોઈ પ્રકારના અભાવની માન્યતા (કામના) નથી રહેતી, તે મનુષ્ય જીવતા-જીવે જ સંસારથી મુક્ત છે.

**'યે પચન્ત્યાત્મકારણાત્'** – પોતાને માટે કંઈ પણ ઇચ્છવાનો ભાવ અર્થાત્ સ્વાર્થ, કામના, મમતા, આસક્તિ તેમજ પોતાને સારો કહેવડાવનારો થોડોક પણ ભાવ **'આત્મકારણાત્'** પદની અંતર્ગત આવી જાય છે. મનુષ્યમાં સ્વાર્થબુદ્ધિ જેટલી વધારે હોય છે, તે તેટલો જ વધારે પાપી હોય છે.

અહીં **'પચન્તિ'** પદ ઉપલક્ષક (પ્રતીક) છે, જેનો અર્થ કેવળ 'રાંધવા' સાથે જ નહિ હોઈને ખાવું, પીવું, ચાલવું, બેસવું વગેરે સમસ્ત- સાંસારિક ક્રિયાઓની સિદ્ધિ સાથે છે.

પોતાનો સ્વાર્થ ઇચ્છવાવાળી વ્યક્તિ પોતાને માટે રાંધે (કાર્ય કરે) અથવા બીજાઓને માટે, વાસ્તવમાં તે પોતાના માટે જ રાંધે છે. તેથી વિપરીત પોતાના સ્વાર્થભાવનો ત્યાગ કરીને કર્તવ્ય-કર્મ કરવાવાળો સાધક પોતાના કહેવાતા શરીરને માટે રાંધે અથવા બીજાને માટે, વાસ્તવમાં તે બીજાને માટે જ રાંધે છે. સંસાર પાસેથી આપણને જે કંઈ પણ સામગ્રી મળી છે, તેને સંસારની સેવામાં ન વાપરીને પોતાના સુખભોગમાં વાપરીએ એ જ પોતાને માટે રાંધવું કહેવાય છે. સંસારના નાનામાં નાના અંશ શરીરને પોતાનું અને પોતાને માટેનું માનવું એ મહાન પાપ છે. પરંતુ શરીરને પોતાનું ન માનીને એને આવશ્યકતા અનુસાર અન્ન, જળ, વસ્ત્ર વગેરે આપવું અને એને આળસુ, પ્રમાદી અને ભોગી નહિ થવા દેવું એ આ શરીરની સેવા છે, જેથી શરીરમાં મમતા-આસક્તિ નથી રહેતી.

મનુષ્યે પોતાનાં કર્મોનું ફળ પોતે જ ભોગવવું પડે છે; પરંતુ તેના દ્વારા કરવામાં આવેલાં કર્મોનો પ્રભાવ સમસ્ત સંસાર ઉપર પડે છે. 'પોતાને માટે' કર્મ કરવાવાળો મનુષ્ય પોતાના કર્તવ્યથી ચ્યુત થઈ જાય છે અને પોતાના કર્તવ્યથી ચ્યુત થતાં જ દેશમાં અકાળ, પ્લેગ, મૃત્યુ વગેરે મહાન કષ્ટો થાય છે. આથી મનુષ્યને માટે એ ઉચિત છે કે તે પોતાને માટે કંઈ પણ ન કરે, પોતાનું કંઈ પણ ન માને તથા પોતાને માટે કંઈ પણ ન ઇચ્છે.

કર્મફળ (ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી વસ્તુમાત્ર)નો આશ્રય લેવો એ 'પોતાને માટે રાંધવા'ની અંતર્ગત છે. એટલા માટે ભગવાને છઠ્ઠા અધ્યાયના પહેલા શ્લોકમાં **'અનાશ્રિતઃ કર્મફલમ્'** પદોથી કર્મયોગીને કર્મફળનો આશ્રય ન લેવા માટે કહ્યું છે. સર્વથા અનાશ્રિત થઈ જવાથી જ મનુષ્ય પોતાને માટે કાંઈ નથી કરતો, જેથી તે યોગમાં સ્થિત થઈ જાય છે.

**'ભુઞ્જતે તે ત્વઘં પાપાઃ'** – આ પદોમાં ભગવાને 'પોતાને માટે' કર્મ કરવાવાળાઓની કોમળ ભાષામાં નિંદા કરી છે. પોતાને માટે કરેલાં કર્મોથી તે એટલો પાપસંગ્રહ કરી લે છે કે ચોરાસી લાખ યોનિઓ તેમ જ નરકોનું દુઃખ ભોગવવા છતાં પણ તે ખતમ નથી થતું, બલ્કે સંચિતના રૂપમાં બાકી રહી જાય છે. મનુષ્યયોનિ એક એવું અદ્‌ભુત ખેતર છે, જેમાં જે કંઈ પાપ કે પુણ્યનું બીજ વાવવામાં આવે છે, તે અનેક જન્મો સુધી ફળ આપે છે.[૧] આથી મનુષ્યે તરત જ આ નિશ્ચય કરી લેવો જોઈએ કે 'હવે હું પાપ (પોતાને માટે કર્મ) નહિ કરું.' આ નિશ્ચયમાં ઘણી ભારે શક્તિ છે. સત્ય તો એ છે કે પરમાત્માની તરફ ચાલવાનો દૃઢ નિશ્ચય થવાથી પાપ થવાનું આપોઆપ બંધ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** મનુષ્યની પાસે શરીર, યોગ્યતા, પદ, અધિકાર, વિદ્યા, બળ વગેરે જે કાંઈ છે, તે બધું સંસારમાંથી મળેલું છે અને ચાલ્યું જવાવાળું છે, તેથી તે આપણું નથી અને આપણા માટે નથી, બલ્કે બીજાની સેવા માટે છે. આ વાતમાં આપણી ભારતીય સંસ્કૃતિનો પૂરો સિદ્ધાંત આવી જાય છે. જેમ કે આપણા શરીરનાં બધાં અવયવો શરીરના હિત માટે છે, એ જ રીતે સંસારના બધા મનુષ્યો સંસારના હિત માટે છે. કોઈ મનુષ્ય ગમે તે દેશ, વેશ, વર્ણ, આશ્રમનો કેમ ન હોય, પોતાનાં કર્મો દ્વારા બીજાની સેવા કરીને સરળતાથી પોતાનું કલ્યાણ કરી શકે છે.

આપણામાં જે કંઈ વિશેષતા છે, તે બીજા માટે છે, પોતાના માટે નથી. જો બધા મનુષ્યો આ રીતે વર્તવા લાગે તો કોઈ પણ કર્મબંધનમાં નહીં પડે, બધા જીવન્મુક્ત થઈ જશે. પ્રાપ્ત થયેલ વસ્તુને બીજાની સેવામાં અર્પણ કરી દીધી તો તેમાં આપણા પોતાનું શું ખર્ચ થયું? કલ્યાણ મફતમાં થશે. આ સિવાય મુક્તિ માટે કંઈ કરવાની જરૂર જ નથી. જેટલું આપણી પાસે છે તેને સેવામાં અર્પણ કરવાની જવાબદારી છે, તેથી વધારે કોઈ જવાબદારી છે જ નહીં. તેનાથી વધારે મનુષ્ય કરી શકતો પણ નથી. આપણી પાસે જેટલી વસ્તુ, યોગ્યતા અને સામર્થ્ય છે, તે બધું જ સેવામાં અર્પણ કરી દઈશું તો કલ્યાણ પણ પૂરેપૂરું થશે.

વાસ્તવમાં શરીર દ્વારા સંસારનું જ કામ થાય છે, પોતાનું કામ થતું જ નથી, કારણ કે શરીર આપણા માટે છે જ

---

૧. વાસ્તવમાં મનુષ્યજન્મ જ બધા જન્મોનો આદિ તથા અંતિમ જન્મ છે. જો મનુષ્ય પરમાત્મપ્રાપ્તિ કરી લે તો અંતિમ જન્મ પણ આ જ છે અને પરમાત્મપ્રાપ્તિ ન કરે તો અનંત જન્મોનો આદિ જન્મ પણ આ જ છે.

નહીં. કંઈ ને કંઈ કામ કરવા માટે જ શરીરની જરૂર પડે છે. જો કશું જ ન કરીએ તો શરીરની શું જરૂર? તેથી શરીર દ્વારા પોતાના માટે કંઈ કરવું એ જ દોષ છે. પ્રાપ્ત થયેલી વસ્તુ દ્વારા આપણે પોતાના માટે કશું કરી શકતા નથી, બલ્કે તેના દ્વારા સંસારની સેવા કરી શકીએ છીએ. શરીર સંસારનો હિસ્સો છે, તેથી તેના દ્વારા જે કંઈ થશે, તે સંસાર માટે જ થશે. સંસારથી આગળ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ જઈ શકતાં જ નથી. તેમને સંસારથી અલગ કરી શકતા જ નથી. તેથી પોતાના સુખ માટે કર્મ કરવું એ મનુષ્યત્વ નથી, બલ્કે આસુરી વૃત્તિ છે. ખરેખર મનુષ્ય તે જ છે, જે બીજાના હિતને માટે કર્મ કરે છે. પોતાના સુખ માટે કર્મ કરનારાં પાપ જ ખાય છે. અર્થાત્ હંમેશાં દુઃખી રહે છે અને બીજાના હિતને માટે કર્મ કરનારાં બધાં જ પાપોથી છૂટી જાય છે. અર્થાત્ હંમેશને માટે સુખી થઈ જાય છે – **'યજ્ઞશિષ્ટામૃતભુજો યાન્તિ બ્રહ્મ સનાતનમ્'** – (ગીતા ૪/૩૧).

—■—

*સંબંધ – 'મને ઘોર કર્મમાં શા માટે જોડો છો?' – અર્જુનના આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન અનેક કારણો આપતાં આગળના બે શ્લોકોમાં સૃષ્ટિચક્રની સુરક્ષાને માટે પણ યજ્ઞ (કર્તવ્યકર્મ) કરવાની આવશ્યકતાનું પ્રતિપાદન કરે છે.*

**અન્નાદ્ભવન્તિ ભૂતાનિ પર્જન્યાદન્નસંભવઃ ।**
**યજ્ઞાદ્ભવતિ પર્જન્યો યજ્ઞઃ કર્મસમુદ્ભવઃ ॥ ૧૪॥**

**કર્મ બ્રહ્મોદ્ભવં વિદ્ધિ બ્રહ્માક્ષરસમુદ્ભવમ્ ।**
**તસ્માત્સર્વગતં બ્રહ્મ નિત્યં યજ્ઞે પ્રતિષ્ઠિતમ્ ॥ ૧૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભૂતાનિ** | = સઘળાં પ્રાણીઓ | **યજ્ઞઃ** | = યજ્ઞ | | પરમાત્માથી પ્રગટ થયેલા (જાણ). |
| **અન્નાત્** | = અન્નથી | **કર્મસમુદ્ભવઃ** | = કર્મોથી સંપન્ન થાય છે. | **તસ્માત્** | = આથી (તે) |
| **ભવન્તિ** | = ઉત્પન્ન થાય છે. | **કર્મ** | = કર્મોને (તું) | **સર્વગતમ્** | = સર્વવ્યાપી |
| **અન્નસમ્ભવઃ** | = અન્નની ઉત્પત્તિ | **બ્રહ્મોદ્ભવમ્** | = વેદથી ઉત્પન્ન થયેલાં | **બ્રહ્મ** | = પરમાત્મા |
| **પર્જન્યાત્** | = વરસાદથી થાય છે. | **વિદ્ધિ** | = જાણ; (અને) | **યજ્ઞે** | = યજ્ઞ (કર્તવ્યકર્મ)માં |
| **પર્જન્યઃ** | = વરસાદ | **બ્રહ્મ** | = વેદને | **નિત્યમ્** | = સદાય |
| **યજ્ઞાત્** | = યજ્ઞથી | **અક્ષરસમુદ્ભવમ્** | = અવિનાશી | **પ્રતિષ્ઠિતમ્** | = પ્રતિષ્ઠિત છે. |
| **ભવતિ** | = થાય છે. | | | | |

*ટીકા* – **'અન્નાદ્ભવન્તિ ભૂતાનિ'** – પ્રાણોને ધારણ કરવા માટે જે ખાવામાં આવે છે, તે 'અન્ન'[1] કહેવાય છે.

જે પ્રાણીનો જે ખોરાક છે, જેને ગ્રહણ કરવાથી તેના શરીરની ઉત્પત્તિ, પોષણ અને પુષ્ટિ થાય છે, તેને જ અહીં 'અન્ન'ને નામે ઓળખાવ્યું છે; જેમ કે - માટીનો કીડો માટી ખાઈને જીવે છે તો માટી જ એને માટે અન્ન છે.

જરાયુજ (મનુષ્ય, પશુ વગેરે), ઉદ્ભિજ્જ (વૃક્ષ વગેરે), અંડજ (પક્ષી, સર્પ, કીડી વગેરે) અને સ્વેદજ (જૂ વગેરે) – આ ચારેય પ્રકારનાં પ્રાણીઓ અન્નથી જ ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થઈને અન્નથી જ જીવિત રહે છે.[2]

**'પર્જન્યાદન્નસમ્ભવઃ'** – સમસ્ત ખાદ્ય પદાર્થોની ઉત્પત્તિ જળથી થાય છે. ઘાસ-પાન, અનાજ વગેરે તો જળથી થાય જ છે, માટીના ઉત્પન્ન થવામાં પણ જળ જ કારણ છે. અન્ન, જળ, વસ્ત્ર, મકાન વગેરે શરીર-નિર્વાહની બધી જ સામગ્રી સ્થૂળ કે સૂક્ષ્મ રૂપે જળ સાથે સંબંધ રાખે છે અને જળનો આધાર વર્ષા છે.

**'યજ્ઞાદ્ભવતિ પર્જન્યઃ'** – 'યજ્ઞ' શબ્દ મુખ્ય રૂપે આહુતિ આપવાની ક્રિયાનો વાચક છે, પરંતુ ગીતાના સિદ્ધાંત અને કર્મયોગના પ્રસ્તુત પ્રકરણ અનુસાર અહીં 'યજ્ઞ' શબ્દ સઘળાં કર્તવ્ય-કર્મોનો ઉપલક્ષક છે. યજ્ઞમાં ત્યાગની જ

૧. **'અદ ભક્ષણે'** ધાતુ વડે **'ક્ત'** કરવાથી **'અદોઽનન્ને'** (અષ્ટા. ૩/૨/૬૮) સૂત્રના નિપાતનથી **'અન્ન'** શબ્દ બને છે, અન્યથા **'અદો જગ્ધિર્લ્યપ્તિ કિતિ.'** (અષ્ટા. ૨/૪/૩૬)થી **'જગ્ધ'** શબ્દ બનશે.

૨. **'અન્નાદ્ધ્યેવ ખલ્વિમાનિ ભૂતાનિ જાયન્તે । અન્નેન જાતાનિ જીવન્તિ ।'** (તૈત્તિરીયોપનિષદ્ ૩/૨)

પ્રધાનતા હોય છે. આહુતિ આપવામાં અન્ન, ઘી વગેરે ચીજોનો ત્યાગ છે, દાન કરવામાં વસ્તુનો ત્યાગ છે, તપ કરવામાં પોતાના સુખભોગનો ત્યાગ છે, કર્તવ્ય-કર્મ કરવામાં પોતાના સ્વાર્થ, આરામ વગેરેનો ત્યાગ છે. આથી 'યજ્ઞ' શબ્દ યજ્ઞ (હવન), દાન, તપ વગેરે સઘળી શાસ્ત્રવિહિત ક્રિયાઓનો ઉપલક્ષક છે.

બૃહદારણ્યક ઉપનિષદમાં એક કથા આવે છે. પ્રજાપતિ બ્રહ્માજીએ દેવતા, મનુષ્ય અને અસુર - આ ત્રણેને રચીને તેઓને **'દ'** આ અક્ષરનો ઉપદેશ દીધો. દેવતાઓની પાસે ભોગ-સામગ્રીની અધિકતા હોવાને કારણે તેઓ **'દ'**નો અર્થ 'દમન કરો' સમજ્યા. મનુષ્યોમાં સંગ્રહની પ્રવૃત્તિ અધિક હોવાને કારણે તેઓ 'દ'નો અર્થ 'દાન કરો' સમજ્યા. અસુરોમાં હિંસા (બીજાઓને કષ્ટ આપવું)નો ભાવ અધિક હોવાને કારણે તેઓ **'દ'**નો અર્થ 'દયા કરો' સમજ્યા. આ રીતે દેવતા, મનુષ્ય અને અસુર ત્રણેને આપવામાં આવેલા ઉપદેશનું તાત્પર્ય બીજાઓનું હિત કરવામાં જ છે. વર્ષાના સમયે મેઘ 'દ દ દ...'ની ગર્જના કરે છે તે આજે પણ બ્રહ્માજીના ઉપદેશ (દમન કરો, દાન કરો, દયા કરો)ના રૂપે કર્તવ્ય-કર્મોની યાદ દેવડાવે છે (બૃહદારણ્યક. ૫/૨/૧/૩).

પોતાના કર્તવ્યકર્મનું પાલન કરવાથી વર્ષા કેવી રીતે થશે? વચનની અપેક્ષાએ પોતાના આચરણની અસર બીજાઓ ઉપર સ્વાભાવિક રીતે અધિક પડે છે – **'યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ'** (ગીતા અ. ૩/૨૧). મનુષ્ય પોત-પોતાનાં કર્તવ્ય-કર્મોનું પાલન કરશે તો તેની અસર દેવતાઓ ઉપર પણ પડશે, જેથી તેઓ પણ પોતાના કર્તવ્યનું પાલન કરશે, વર્ષા વરસાવશે (ગીતા અ. ૩/૧૧). આ વિષે એક વાર્તા છે. ખેડૂતનાં ચાર બાળકો હતાં. અષાઢ મહિનો આવવા છતાં પણ વર્ષા ના થઈ તો તેમણે વિચાર કર્યો કે ખેતર ખેડવાનો સમય આવી ગયો છે; વર્ષા ના થઈ તો કંઈ નહિ, આપણે તો સમયસર આપણા કર્તવ્યનું પાલન કરી દઈએ. એવું વિચારીને તેમણે ખેતરમાં જઈને હળ ચલાવવાનું શરૂ કરી દીધું. મોરોએ તેમને હળ ચલાવતા જોયા તો વિચાર્યું કે વાત શી છે? વર્ષા તો હજુ થઈ નથી, પછી આ હળ શા માટે ચલાવી રહ્યા છે? જ્યારે તેઓને ખબર પડી કે તેઓ તો પોતાના કર્તવ્યનું પાલન કરી રહ્યા છે, ત્યારે તેમણે વિચાર્યું કે અમે પોતાના કર્તવ્યનું પાલન કરવામાં પાછળ કેમ રહીએ? એવું વિચારીને મોર પણ ટહુકવા લાગી ગયા. મોરોનો અવાજ સાંભળીને મેઘોએ વિચાર કર્યો કે આજે અમારી ગર્જના સાંભળ્યા વિના મોર કેવી રીતે ટહુકી રહ્યા છે? બધી વાતની ખબર પડતાં તેઓએ વિચાર્યું કે અમે પોતાના કર્તવ્ય પાલનમાંથી કેમ પાછા હઠીએ? અને તેઓએ પણ ગર્જના કરવી શરૂ કરી દીધી. મેઘોની ગર્જના સાંભળીને ઈન્દ્રે વિચાર્યું કે શી વાત છે? જ્યારે તેને ખબર પડી કે તેઓ પોતાના કર્તવ્યનું પાલન કરી રહ્યા છે, ત્યારે તેણે વિચાર્યું કે પોતાના કર્તવ્યનું પાલન કરવામાં હું પાછળ કેમ રહું? એવું વિચારીને ઈન્દ્રે પણ મેઘોને વર્ષા કરવાની આજ્ઞા દઈ દીધી!

**'યજ્ઞઃ કર્મસમુદ્ભવઃ'** – નિષ્કામભાવપૂર્વક કરવામાં આવનારાં લૌકિક અને શાસ્ત્રીય બધાં જ વિહિત કર્મોનું નામ 'યજ્ઞ' છે. બ્રહ્મચારીને માટે અગ્નિહોત્ર કરવો એ 'યજ્ઞ' છે એવી જ રીતે સ્ત્રીઓને માટે રસોઈ બનાવવી એ 'યજ્ઞ' છે.[૧] આયુર્વેદનો જ્ઞાતા કેવળ લોકોના હિતને માટે વૈદક કર્મ કરે તો તેને માટે તે જ 'યજ્ઞ' છે. આ જ રીતે વિદ્યાર્થી પોતાના અધ્યયનને અને વેપારી પોતાના વેપારને (જો તે કેવળ બીજાઓના હિતને માટે નિષ્કામભાવથી કરવામાં આવે તો) 'યજ્ઞ' માની શકે છે. આ રીતે વર્ણ, આશ્રમ, સ્થળ અને કાળની મર્યાદા રાખીને નિષ્કામભાવે કરવામાં આવેલાં બધાં જ શાસ્ત્રવિહિત કર્તવ્ય કર્મો 'યજ્ઞ' રૂપ હોય છે. યજ્ઞ કોઈ પણ પ્રકારનો હોય, ક્રિયાજન્ય જ હોય છે.

સંખિયા (સોમલ - અત્યંત ઝેરી પદાર્થ) ભિલામું વગેરે વિષોને પણ વૈદ્ય લોકો જ્યારે શુદ્ધ કરીને ઔષધરૂપે આપે છે, ત્યારે તે વિષ પણ અમૃતની જેમ બની જઈને અસાધ્ય રોગોને પણ દૂર કરવામાં સફળ બની જાય છે. આ જ રીતે કામના, મમતા, આસક્તિ, પક્ષપાત, વિષમતા, સ્વાર્થ, અભિમાન વગેરે - આ બધાં કર્મોમાં વિષ સમાન છે. કર્મોના આ વિષયુક્ત ભાગને કાઢી નાખવાથી તે કર્મો અમૃતમય બનીને જન્મ-મરણ રૂપી મહાન રોગને દૂર કરવાવાળાં બની જાય છે. આવાં અમૃતમય કર્મો જ 'યજ્ઞ' કહેવાય છે.

**'કર્મ બ્રહ્મોદ્ભવં વિદ્ધિ'** – વેદો કર્તવ્ય-કર્મો કરવાની વિધિ દર્શાવે છે (ગીતા અ. ૪/૩૨). મનુષ્યને કર્તવ્યકર્મ કરવાની વિધિનું જ્ઞાન વેદોથી થવાને કારણે જ કર્મોને વેદોથી ઉત્પન્ન થયેલાં કહેવામાં આવ્યાં છે.

'વેદ' શબ્દની અંતર્ગત ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદની સાથે-સાથે સ્મૃતિ, પુરાણ, ઈતિહાસ (રામાયણ અને મહાભારત) તેમ જ ભિન્ન-ભિન્ન સંપ્રદાયના આચાર્યોનાં

૧. **વૈવાહિકો વિધિઃ સ્ત્રીણાં સંસ્કારો વૈદિકઃ સ્મૃતઃ। પતિસેવા ગુરૌ વાસો ગૃહાર્થોઽગ્નિપરિક્રિયા॥** (મનુસ્મૃતિ ૨/૬૭)
'સ્ત્રીઓને માટે વૈવાહિક વિધિનું પાલન એ જ વૈદિક સંસ્કાર (યજ્ઞોપવિત), પતિની સેવા એ જ ગુરુકુલ નિવાસ (વેદાધ્યયન) અને ગૃહકાર્ય એ જ અગ્નિહોત્ર (યજ્ઞ) કહેવામાં આવ્યો છે.'

અનુભવ-વચનો વગેરે સમસ્ત વેદાનુકૂળ સત-શાસ્ત્રોને સમજવાં જોઈએ.

**'બ્રહ્માક્ષરસમુદ્ભવમ્'** – અહીં **'બ્રહ્મ'** પદ વેદનું વાચક છે. વેદો સચ્ચિદાનંદઘન પરમાત્મા દ્વારા જ પ્રગટ થયા છે (ગીતા અ. ૧૭/૨૩). આ રીતે પરમાત્મા બધાનું મૂળ થયા.

પરમાત્મા દ્વારા વેદો પ્રગટ થાય છે. વેદો કર્તવ્ય-પાલનની વિધિ દર્શાવે છે. મનુષ્ય તે કર્તવ્યનું વિધિપૂર્વક પાલન કરે છે. કર્તવ્ય-કર્મોના પાલનથી યજ્ઞ થાય છે અને યજ્ઞથી વર્ષા થાય છે. વર્ષાથી અન્ન થાય છે, અન્નથી પ્રાણીઓ થાય છે અને તે જ પ્રાણીઓમાંથી મનુષ્ય કર્તવ્ય-કર્મોના પાલનથી યજ્ઞ કરે છે.[1] આ રીતે આ સૃષ્ટિચક્ર ચાલી રહ્યું છે.

**'તસ્માત્સર્વગતં બ્રહ્મ નિત્યં યજ્ઞે પ્રતિષ્ઠિતમ્'** – અહીં **'બ્રહ્મ'** પદ અક્ષર (સગુણ નિરાકાર પરમાત્મા)નું વાચક છે. આથી સર્વગત (સર્વવ્યાપી) પરમાત્મા છે, વેદ નહિ.

સર્વવ્યાપી હોવા છતાં પણ પરમાત્મા વિશેષ રૂપથી 'યજ્ઞ' (કર્તવ્યકર્મ)માં સદા વિદ્યમાન રહે છે. તાત્પર્ય એ છે કે જ્યાં નિષ્કામભાવે કર્તવ્ય-કર્મનું પાલન કરવામાં આવે છે, ત્યાં પરમાત્મા રહે છે. આથી પરમાત્મપ્રાપ્તિ ઇચ્છાવાળા મનુષ્યો પોતાનાં કર્તવ્ય-કર્મો દ્વારા તેમને સુગમતાપૂર્વક પ્રાપ્ત કરી શકે છે – **'સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ'** (ગીતા અ. ૧૮/૪૬).

*શંકા* – પરમાત્મા જ્યારે સર્વવ્યાપી છે, ત્યારે તેમને કેવળ યજ્ઞમાં નિત્ય પ્રતિષ્ઠિત કેમ કહેવામાં આવ્યા છે? શું તેઓ બીજી જગાએ નિત્ય પ્રતિષ્ઠિત નથી?

**સમાધાન** – પરમાત્મા તો બધી જ જગાએ સમાનરૂપે નિત્ય વિદ્યમાન છે. તેઓ અનિત્ય અને એકદેશીય નથી. એટલા માટે તેમને અહીં **'સર્વગતઃ'** કહેવામાં આવ્યા છે. યજ્ઞ (કર્તવ્યકર્મ)માં નિત્ય પ્રતિષ્ઠિત કહેવાનું તાત્પર્ય એ છે કે યજ્ઞ તેઓનું ઉપલબ્ધિ સ્થાન છે. જમીનમાં સર્વત્ર જળ રહેવા છતાં પણ તે કૂવા વગેરેથી જ ઉપલબ્ધ થાય છે, બધી જગાએથી નહિ. પાઈપમાં સર્વત્ર જળ રહેવા છતાં પણ ત્યાંથી પ્રાપ્ત થાય છે, જ્યાં ટોટી કે છિદ્ર હોય છે. એવી જ રીતે સર્વગત હોવા છતાં પણ પરમાત્મા યજ્ઞથી જ પ્રાપ્ત થાય છે.

પોતાને માટે કર્મ કરવાથી તથા જડતા (શરીર વગેરે)ની સાથે પોતાનો સંબંધ માનવાથી સર્વવ્યાપી પરમાત્માની પ્રાપ્તિમાં વિઘ્ન આવી જાય છે. નિષ્કામભાવપૂર્વક કેવળ બીજાઓના હિતને માટે પોતાના કર્તવ્યનું પાલન કરવાથી આ વિઘ્ન હઠી જાય છે અને નિત્યપ્રાપ્ત પરમાત્માનો આપોઆપ અનુભવ થઈ જાય છે. આ જ કારણથી ભગવાન અર્જુન, કે જેઓ પોતાના કર્તવ્યથી હઠી જવા માગતા હતા, તેમને અનેક યુક્તિઓથી કર્તવ્યનું પાલન કરવા માટે ભગવાન વિશેષ જોર દઈ રહ્યા છે.

—■—

*સંબંધ – સૃષ્ટિચક્રના અનુસાર ચાલવાની અર્થાત્ પોતાના કર્તવ્યનું પાલન કરવાની જવાબદારી મનુષ્ય પર જ છે. આથી જે મનુષ્ય પોતાના કર્તવ્યનું પાલન નથી કરતો, તેની ભગવાન આગળના શ્લોકમાં આકરી ટીકા કરે છે.*

**એવં પ્રવર્તિતં ચક્રં નાનુવર્તયતીહ યઃ ।**
**અઘાયુરિન્દ્રિયારામો મોઘં પાર્થ સ જીવતિ ॥ ૧૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પાર્થ! | **ન, અનુવર્તયતિ** | = નથી અનુસરતો અર્થાત્ પોતાના કર્તવ્યનું પાલન નથી કરતો, | | ભોગોમાં રમનારો |
| **યઃ** | = જે મનુષ્ય | | | **અઘાયુઃ** | = અઘાયુ (પાપમય જીવન વીતાવનાર) મનુષ્ય |
| **ઇહ** | = આ લોકમાં | | | | |
| **એવમ્** | = આ પ્રમાણે | | | | |
| **પ્રવર્તિતમ્** | = (પરંપરાથી) પ્રચલિત | **સઃ** | = તે | **મોઘમ્** | = (સંસાર)માં વ્યર્થ જ |
| **ચક્રમ્** | = સૃષ્ટિચક્રને | **ઇન્દ્રિયારામઃ** | = ઇન્દ્રિયો વડે | **જીવતિ** | = જીવે છે. |

*ટીકા* – **'પાર્થ'** – નવમા શ્લોકમાં પ્રારંભ કરેલા વિષયનો ઉપસંહાર કરતાં ભગવાન અહીં અર્જુનને માટે 'પાર્થ' સંબોધન કરીને જાણે એમ કહી રહ્યા છે કે તું તે જ પૃથા (કુંતી)નો પુત્ર છે, જેણે આજીવન કષ્ટ સહન કરીને પણ પોતાના કર્તવ્યનું પાલન કર્યું હતું. આથી તારાથી પણ પોતાના કર્તવ્યની અવહેલના નહિ થવી જોઈએ. જે યુદ્ધને તું ઘોર કર્મ કહી રહ્યો છે, તે તારા માટે ઘોર કર્મ નથી, પણ યજ્ઞ (કર્તવ્ય) છે. એનું પાલન કરવું એ જ સૃષ્ટિચક્ર અનુસાર

૧. મનુષ્યથી ઇતર બધાં સ્થાવર જંગમ પ્રાણીઓ દ્વારા આપમેળે યજ્ઞ (પરોપકાર) થતો રહે છે, પરંતુ તેઓ યજ્ઞનું અનુષ્ઠાન બુદ્ધિપૂર્વક નથી કરી શકતાં. બુદ્ધિપૂર્વક યજ્ઞનું અનુષ્ઠાન મનુષ્ય જ કરી શકે છે; કેમકે તે માટેની યોગ્યતા અને અધિકાર મનુષ્યોને જ છે.

વર્તવું કહેવાય અને એનું પાલન ન કરવું એ સૃષ્ટિચક્ર અનુસાર ન વર્તવું કહેવાય.

**'એવં પ્રવર્તિતં ચક્રં નાનુવર્તયતીહ યઃ'** – જેવી રીતે રથના પૈડાનો નાનકડો ભાગ પણ તૂટી જવાથી રથના સઘળા ભાગોને તેમ જ તેના ઉપર બેઠેલા રથી અને સારથિને ધક્કો લાગે છે, તેવી જ રીતે જે મનુષ્ય ચૌદમા - પંદરમા શ્લોકમાં વર્ણિત સૃષ્ટિચક્ર અનુસાર નથી ચાલતો, તે સમષ્ટિ સૃષ્ટિના સંચાલનમાં વિઘ્ન નાખી રહ્યો છે.

સંસાર અને વ્યક્તિ બે (વિજાતીય) વસ્તુઓ નથી. જેવી રીતે શરીરનો અંગોની સાથે અને અંગોનો શરીરની સાથે ઘનિષ્ઠ સંબંધ છે, તેવી જ રીતે સંસારનો વ્યક્તિની સાથે અને વ્યક્તિનો સંસારની સાથે ઘનિષ્ઠ સંબંધ છે. જ્યારે વ્યક્તિ કામના, મમતા, આસક્તિ અને અહંતાનો ત્યાગ કરીને પોતાના કર્તવ્યનું પાલન કરે છે, ત્યારે તેનાથી સમસ્ત સૃષ્ટિમાં આપો-આપ સુખ પહોંચે છે.

**'ઇન્દ્રિયારામઃ'** – જે મનુષ્ય કામના, મમતા, આસક્તિ વગેરેથી યુક્ત થઈને ઇન્દ્રિયો દ્વારા ભોગ ભોગવે છે, તેને અહીં ભોગોમાં રમણ કરવાવાળો કહેવામાં આવ્યો છે. એવો મનુષ્ય પશુથી પણ હલ્કો છે; કેમકે પશુ નવાં પાપ નથી કરતાં; બલ્કે પહેલાં કરવામાં આવેલાં પાપોનું જ ફળ ભોગવીને નિર્મળતાની તરફ જાય છે; પરંતુ 'ઇન્દ્રિયારામ' મનુષ્ય નવાં-નવાં પાપ કરીને પતન તરફ જાય છે અને સાથે જ સૃષ્ટિચક્રમાં વિઘ્ન ઉત્પન્ન કરીને સમસ્ત સૃષ્ટિને દુઃખ પહોંચાડે છે.

**'અઘાયુઃ'** – સૃષ્ટિચક્ર અનુસાર ન ચાલવાવાળા મનુષ્યનું આયુષ્ય, તેનું જીવન કેવળ પાપમય છે. કારણ કે ઇન્દ્રિયો દ્વારા ભોગબુદ્ધિથી ભોગ ભોગવવાવાળો મનુષ્ય હિંસારૂપી પાપથી બચી જ નથી શકતો. સ્વાર્થી, અભિમાની અને ભોગ તથા સંગ્રહને ઇચ્છવાવાળા મનુષ્ય દ્વારા બીજાઓનું અહિત થાય છે; આથી એવા મનુષ્યનું જીવન પાપમય થાય છે. ગોસ્વામી શ્રીતુલસીદાસજી કહે છે –

**પર દ્રોહી પર દાર રત પર ધન પર અપબાદ**
**તે નર પાઁવર પાપમય દેહ ધરેં મનુજાદ**
(માનસ ૭/૩૯)

**'મોઘં પાર્થ સ જીવતિ'** – પોતાના કર્તવ્યનું પાલન ન કરવાવાળા મનુષ્યની સભ્ય ભાષામાં નિંદા કે ટીકા કરતાં ભગવાન કહે છે કે એવો મનુષ્ય સંસારમાં વ્યર્થ જ જીવે છે અર્થાત્ એ મરી જાય તો સારું છે! તાત્પર્ય એ છે કે જો તે પોતાના કર્તવ્યનું પાલન કરીને સૃષ્ટિને સુખ ના પહોંચાડે તો કમ સે કમ દુ-ખ તો ના પહોંચાડે. જેવી રીતે ભગવાન શ્રીરામના વનવાસ સમયે અયોધ્યાવાસીઓને ચિત્રકૂટ આવતાં કોલ, કિરાત, ભીલ વગેરે જંગલી લોકોએ તેઓને કહ્યું હતું કે અમે આપનાં વસ્ત્રો અને વાસણો વગેરે નથી ચોરી લેતા, એ જ અમારી ઘણી મોટી સેવા છે –

**યહ હમારી અતિ બડ઼િ સેવકાઈ ।**
**લેહિં ન બાસન બસન ચોરાઈ ॥**
(માનસ ૨/૨૫૧/૨)

એવી જ રીતે પોતાના કર્તવ્યનું પાલન ન કરવાવાળો મનુષ્ય કમ સે કમ સૃષ્ટિચક્રમાં વિઘ્ન ન નાખે તો એ તેની સેવા જ છે.

સૃષ્ટિચક્રના અનુસાર ન ચાલવાવાળા મનુષ્યને માટે ભગવાને પહેલાં **'સ્તેન એવ સઃ'** (અ. ૩/૧૨) 'તે ચોર જ છે' અને **'ભુઞ્જતે તે ત્વઘમ્'** (અ. ૩/૧૩) 'તેઓ તો પાપને જ ખાય છે' – એ રીતે કહ્યું છે અને હવે આ શ્લોકમાં **'અઘાયુરિન્દ્રિયારામઃ'** તે 'પાપાયુ અને ઇન્દ્રિયારામ છે' – એવું કહીને તેના જીવવાને પણ વ્યર્થ બતાવે છે.

ગોસ્વામી તુલસીદાસજી મહારાજે પણ કહ્યું છે –

**તેજ કૃસાનુ રોષ મહિષેસા ।**
**અઘ અવગુન ધન ધની ધનેસા ॥**
**ઉદય કેત સમ હિત સબહી કે ।**
**કુંભકરન સમ સોવત નીકે ॥**
(માનસ ૧/૪/૩)

**પરિશિષ્ટ ભાવ :** નવમા શ્લોકથી અહીં સુધી જે વર્ણન આવ્યું છે, તેનું તાત્પર્ય નિઃસ્વાર્થ ભાવે બીજાની સેવા કરવામાં જ છે.

—■—

***સંબંધ*** *– સંસારથી સંબંધ-વિચ્છેદ કરવા માટે જે પોતાના કર્તવ્યનું પાલન નથી કરતો, તે મનુષ્યની પૂર્વશ્લોકમાં આકરી ટીકા કરવામાં આવી છે, પરંતુ જેણે પોતાના કર્તવ્યનું પાલન કરીને સંસારથી સંબંધ-વિચ્છેદ કરી લીધો છે, તે મહાપુરુષની સ્થિતિનું વર્ણન ભગવાન આગળના બે શ્લોકોમાં કરે છે.*

**યસ્ત્વાત્મરતિરેવ સ્યાદાત્મતૃપ્તશ્ચ માનવઃ ।**
**આત્મન્યેવ ચ સંતુષ્ટસ્તસ્ય કાર્યં ન વિદ્યતે ॥૧૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તુ** | = પરંતુ | **ચ** | = અને | **સ્યાત્** | = છે, |
| **યઃ** | = જે | **આત્મતૃપ્તઃ** | = આત્મામાં (જ) તૃપ્ત | **તસ્ય** | = તેના માટે |
| **માનવઃ** | = માણસ | **ચ** | = તેમજ | **કાર્યમ્** | = કોઈ કર્તવ્ય (બાકી) |
| **આત્મરતિઃ,** | = આત્મામાં જ | **આત્મનિ એવ** | = આત્મામાં જ | **ન** | = નથી |
| **એવ** | રમનારો | **સન્તુષ્ટઃ** | = સંતુષ્ટ | **વિદ્યતે** | = રહેતું. |

*ટીકા* – **'યસ્ત્વાત્મરતિરેવ... સંતુષ્ટસ્તસ્ય'** – અહીં 'તુ' પદ પૂર્વ શ્લોકમાં વર્ણિત પોતાના કર્તવ્યનું પાલન ન કરવાવાળા મનુષ્ય કરતાં કર્તવ્યકર્મ દ્વારા સિદ્ધિને પ્રાપ્ત થયેલા મહાપુરુષની વિલક્ષણતા બતાવવા માટે પ્રયુક્ત થયું છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાનો સંબંધ સંસાર સાથે માને છે, ત્યાં સુધી તે પોતાની 'રતિ' (પ્રીતિ) ઇન્દ્રિયોના ભોગોથી તેમ જ સ્ત્રી, પુત્ર, પરિવાર વગેરેથી, 'તૃપ્તિ' ભોજન (અન્ન-જળ)થી તથા 'સંતુષ્ટિ' ધનથી માને છે. પરંતુ આનાથી તેની પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ ન તો કદી પૂર્ણ પણ થાય છે અને ન નિરંતર રહે પણ છે. કારણ કે સંસાર પ્રતિક્ષણ પરિવર્તનશીલ, જડ અને નાશવાન છે તથા 'સ્વયં' સદા છે તેવો જ રહેવાવાળો, ચેતન અને અવિનાશી છે. તાત્પર્ય એ છે કે 'સ્વયં'નો સંસારની સાથે લેશમાત્ર પણ સંબંધ નથી. આથી સ્વયંની પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ સંસારથી કેવી રીતે થઈ શકે?

કોઈ પણ મનુષ્યની પ્રીતિ સંસારમાં સદા નથી રહેતી આ બધાનો અનુભવ છે. લગ્ન સમયે સ્ત્રી અને પુરુષમાં જે 'પ્રીતિ' કે આકર્ષણ પ્રતીત થાય છે, તે એક-બે સંતાનો થયા પછી નથી રહેતાં. ક્યાંક-ક્યાંક તો સ્ત્રીઓ પોતાના વૃદ્ધ પતિને માટે ત્યાં સુધી કહી દે છે કે 'ડોસો મરી જાય તો સારું છે!' ભોજન કરવાથી પ્રાપ્ત 'તૃપ્તિ' પણ થોડા સમય માટે જ પ્રતીત થાય છે, મનુષ્યને ધન-પ્રાપ્તિમાં જે 'સંતુષ્ટિ' પ્રતીત થાય છે. તે પણ ક્ષણિક હોય છે; કેમકે ધનની લાલસા સદા ઉત્તરોત્તર વધતી જ રહે છે. એટલા માટે ઊણપ નિરંતર ચાલુ રહે છે. તાત્પર્ય એ છે કે સંસારમાં પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ કદી સ્થાયી નથી રહી શકતી.

મનુષ્યને સાંસારિક વસ્તુઓમાં પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિની કેવળ પ્રતીતિ થાય છે, વાસ્તવમાં થતી નથી. જો થતી હોત તો ફરીથી અરતિ, અતૃપ્તિ તેમ જ અસંતુષ્ટિ ના થાત. સ્વરૂપથી પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ સ્વતઃસિદ્ધ છે. સ્વરૂપ સત છે. સતમાં કદી કોઈ અભાવ નથી હોતો – **'નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા અ. ૨/૧૬) અને અભાવ વિના કામના પેદા નથી થતી. એટલા માટે સ્વરૂપમાં નિષ્કામતા સ્વતઃસિદ્ધ છે. પરંતુ જ્યારે જીવ ભૂલથી સંસારની સાથે પોતાનો સંબંધ માની લે છે, ત્યારે તે પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિને સંસારમાં ખોળવા લાગે છે અને તેને માટે સાંસારિક વસ્તુઓની કામના કરવા લાગે છે. કામના કર્યા પછી જ્યારે તે વસ્તુ (ધન વગેરે) મળે છે, ત્યારે મનમાં રહેલી કામના નીકળી ગયા પછી (બીજી કામના પેદા થતાં પહેલાં) તેની અવસ્થા નિષ્કામ થઈ જાય છે અને તે જ નિષ્કામતાનું તેને સુખ થાય છે; પરંતુ તે સુખને મનુષ્ય ભૂલથી સાંસારિક વસ્તુની પ્રાપ્તિથી ઉત્પન્ન થયેલું માની લે છે તથા તે સુખને જ પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિને નામે ઓળખે છે. જો વસ્તુની પ્રાપ્તિથી તે સુખ થતું હોત, તો તેના મળ્યા પછી તે વસ્તુ રહેતાં સદા સુખ રહેત, દુઃખ કદી ન થાત અને ફરીથી વસ્તુની કામના ઉત્પન્ન ન થાત. પરંતુ સાંસારિક વસ્તુઓથી કદી પણ પૂર્ણ (સદાને માટે) પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ પ્રાપ્ત ન થઈ શકવાને કારણે તથા સંસાર સાથે મમતાનો સંબંધ ચાલુ રહેવાને કારણે તે ફરીથી નવી નવી કામનાઓ કરવા લાગે છે. કામના ઉત્પન્ન થતાં પોતાનામાં અભાવનો તથા કામ્ય વસ્તુ મળતાં પોતાનામાં પરાધીનતાનો અનુભવ થાય છે. આથી કામનાવાળો મનુષ્ય સદા દુઃખી રહે છે.

અહીં એ વાત ધ્યાન આપવા જેવી છે કે સાધક તો તે સુખનું મૂળ કારણ નિષ્કામતાને માને છે અને દુઃખોનું કારણ કામનાને માને છે; પરંતુ સંસારમાં આસક્ત મનુષ્ય વસ્તુઓની પ્રાપ્તિથી સુખ માને છે અને વસ્તુઓની અપ્રાપ્તિથી દુઃખ માને છે. જો આસક્ત મનુષ્ય પણ સાધકની જેમ જ યથાર્થ દૃષ્ટિથી જુએ તો તેને શીઘ્ર જ સ્વતઃસિદ્ધ નિષ્કામતાનો અનુભવ થઈ શકે છે.

સકામ મનુષ્યને કર્મયોગનો અધિકારી કહેવામાં આવ્યો છે – **'કર્મયોગસ્તુ કામિનામ્'** (શ્રીમદ્ભા. ૧૧/૨૦/૭). સકામ મનુષ્યોની પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ સંસારમાં હોય છે. આથી કર્મયોગ દ્વારા સિદ્ધ નિષ્કામ મહાપુરુષોની સ્થિતિનું વર્ણન કરતાં ભગવાન કહે છે કે તેઓની પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ સકામ મનુષ્યોની જેમ સંસારમાં ન હોઈને પોતાની જાત (સ્વરૂપ)માં જ થઈ જાય છે (ગીતા અ. ૨/૫૫), જે સ્વરૂપતઃ પહેલેથી જ છે.

વાસ્તવમાં પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ - ત્રણેય અલગ-

અલગ ન હોવા છતાં પણ સંસારના સંબંધથી અલગ-અલગ પ્રતીત થાય છે. એટલા માટે સંસારથી સંબંધ-વિચ્છેદ થતાં તે મહાપુરુષની પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ - ત્રણેય એક જ તત્ત્વ (સ્વરૂપ)માં સમાઈ જાય છે.

ભગવાને આ શ્લોકમાં બે વાર તથા આગળના (અઢારમા) શ્લોકમાં એક વાર **'એવ'** અને **'ચ'** પદોનો પ્રયોગ કર્યો છે. આનાથી આ ભાવ પ્રગટ થાય છે કે કર્મયોગીની પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિમાં કોઈ પ્રકારની કમી નથી રહેતી તેમ જ તત્ત્વ સિવાય અન્યની આવશ્યકતા પણ નથી રહેતી (ગીતા અ. ૬/૨૨).

**'તસ્ય કાર્યં ન વિદ્યતે'** – મનુષ્યને માટે જે કોઈ કર્તવ્યકર્મનું વિધાન કરવામાં આવ્યું છે, તેનો ઉદ્દેશ્ય પરમ કલ્યાણસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરવાનો જ છે. કોઈ પણ સાધન (કર્મયોગ, જ્ઞાનયોગ અથવા ભક્તિયોગ) દ્વારા ઉદ્દેશ્યની સિદ્ધિ થઈ જતાં મનુષ્યને માટે કંઈ પણ કરવાનું, જાણવાનું અથવા મેળવવાનું બાકી નથી રહેતું, જે મનુષ્ય જીવનની પરમ સફળતા છે.

મનુષ્યના વાસ્તવિક સ્વરૂપમાં કિંચિત્‌માત્ર અભાવ ન રહેવા છતાં પણ જ્યાં સુધી તે સંસારના સંબંધને કારણે પોતાનામાં અભાવ સમજીને અને શરીરને 'હું' તથા 'મારું' માનીને 'પોતાને માટે' કર્મ કરતો રહે છે, ત્યાં સુધી તેના માટે કર્તવ્ય શેષ રહે જ છે. પરંતુ જ્યારે તે પોતાને માટે કંઈ પણ ન કરીને 'બીજાઓને માટે' અર્થાત્ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ પ્રાણોને માટે, માતા, પિતા, સ્ત્રી, પુત્ર, પરિવારને માટે; સમાજને માટે, દેશને માટે અને જગતને માટે સઘળાં કર્મો કરે છે, ત્યારે તેનો સંસારથી સંબંધ-વિચ્છેદ થતાં તેનું પોતાને માટે કોઈ કર્તવ્ય શેષ નથી રહેતું. કારણ કે સ્વરૂપમાં કોઈ પણ ક્રિયા નથી થતી, જે કંઈ ક્રિયા થાય છે, તે સંસારના સંબંધથી જ થાય છે અને સાંસારિક વસ્તુ દ્વારા જ થાય છે. આથી જેઓનો સંસાર સાથે સંબંધ છે, તેઓને માટે કર્તવ્ય છે.

કર્મ ત્યારે થાય છે, જ્યારે કંઈ ને કંઈ મેળવવાની કામના થાય છે, અને કામના પેદા થાય છે – અભાવથી. સિદ્ધ મહાપુરુષમાં કોઈ અભાવ હોતો જ નથી, પછી તેમને માટે કરવાનું કેવું?

કર્મયોગ દ્વારા સિદ્ધ મહાપુરુષની રતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ જ્યારે પોતાની જાતમાં જ સમાઈ જાય છે, ત્યારે કૃતકૃત્ય, જ્ઞાત-જ્ઞાતવ્ય અને પ્રાપ્ત-પ્રાપ્તવ્ય થઈ જવાથી તે વિધિ-નિષેધથી પર થઈ જાય છે. જોકે તેના ઉપર શાસ્ત્રનું શાસન નથી રહેતું, તોપણ તેની સમસ્ત ક્રિયાઓ સ્વાભાવિક જ શાસ્ત્રાનુકૂળ તથા બીજાઓને માટે આદર્શરૂપ હોય છે.

અહીં **'તસ્ય કાર્યં ન વિદ્યતે'** – પદોનો અભિપ્રાય એ નથી કે તે મહાપુરુષ દ્વારા કોઈ ક્રિયા થતી જ નથી. કંઈ પણ કરવાનું શેષ ન રહેવા છતાં પણ તે મહાપુરુષ દ્વારા લોકસંગ્રહને માટે ક્રિયાઓ આપોઆપ થાય છે. જેવી રીતે પાંપણોનું નીચું-ઊંચું થવું, શ્વાસોનું આવવું-જવું, ભોજનનું પચવું વગેરે ક્રિયાઓ આપોઆપ (પ્રકૃતિમાં) થાય છે, તેવી જ રીતે મહાપુરુષ દ્વારા બધી શાસ્ત્રાનુકૂળ આદર્શરૂપ ક્રિયાઓ પણ (કર્તૃત્વાભિમાન ન હોવાને કારણે) આપોઆપ થાય છે.

**પરિશિષ્ટ ભાવ :** કર્મયોગી નિઃસ્વાર્થભાવથી સંસારની સેવા માટે જ બધાં કર્મ કરે છે. જેમ ગંગાજળથી જ ગંગાજીનું પૂજન કરવામાં આવે છે, તેવી જ રીતે સંસાર પાસેથી મળેલાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને અહમ્‌ને સંસારની સેવામાં લગાડી દેવાથી ચિન્મય સ્વરૂપ શેષ રહી જાય છે. તેથી તેની પ્રીતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ સ્વરૂપમાં જ થાય છે.

સાંસારિક વિધિ અને નિષેધ – બન્ને વાસ્તવમાં નિષેધ જ છે; કારણ કે, તે બન્નેય રહેવાવાળા નથી. તેથી સંસારથી સંબંધ વિચ્છેદ થયા પછી કર્મયોગી માટે કોઈ વિધિ-નિષેધ રહેતું જ નથી – **'તસ્ય કાર્યં ન વિદ્યતે.'**

—■—

**નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન ।**
**ન ચાસ્ય સર્વભૂતેષુ કશ્ચિદર્થવ્યપાશ્રયઃ ॥ ૧૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તસ્ય** | = તે (કર્મયોગથી સિદ્ધ થયેલા મહાપુરુષ)નું | **અર્થઃ** | = પ્રયોજન (રહે છે અને) | | (કોઈ પણ પ્રાણી સાથે) |
| **ઇહ** | = આ સંસારમાં | **ન** | = ન (તો) | **અસ્ય** | = આ (મહાપુરુષનો) |
| **ન** | = ન (તો) | **અકૃતેન-એવ** | = કર્મ ન કરવાથી પણ (કશું પ્રયોજન રહે છે); | **કશ્ચિત્** | = લેશમાત્ર (પણ) |
| **કૃતેન** | = કર્મ કરવાથી | **ચ** | = તેમજ | **અર્થવ્યપાશ્રયઃ** | = સ્વાર્થનો સંબંધ |
| **કશ્ચન** | = કશું | **સર્વભૂતેષુ** | = સઘળા પ્રાણીઓમાં | **ન** | = નથી રહેતો. |

*ટીકા* – **'નૈવ તસ્ય કૃતેનાર્થઃ'** – પ્રત્યેક મનુષ્યની કંઈ ને કંઈ કરવાની પ્રવૃત્તિ હોય છે. જ્યાં સુધી આ કરવાની પ્રવૃત્તિ કોઈ સાંસારિક વસ્તુની પ્રાપ્તિ માટે હોય છે, ત્યાં સુધી તેને પોતાને માટે 'કરવાનું' શેષ રહે જ છે. પોતાને માટે કંઈ ને કંઈ મેળવવાની ઇચ્છાથી જ મનુષ્ય બંધાય છે. આ ઇચ્છાની નિવૃત્તિને માટે કર્તવ્યકર્મ કરવાની આવશ્યકતા છે.

કર્મ બે પ્રકારે કરવામાં આવે છે. કામનાપૂર્તિ માટે અને કામના-નિવૃત્તિને માટે. સાધારણ મનુષ્ય તો કામનાપૂર્તિને માટે કર્મ કરે છે, પણ કર્મયોગી કામનાનિવૃત્તિને માટે કર્મ કરે છે. એટલા માટે કર્મયોગથી સિદ્ધ મહાપુરુષમાં કોઈ પણ કામના ન રહેવાને કારણે તેનો કોઈ પણ કર્તવ્ય સાથે કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી રહેતો. તેના દ્વારા નિઃસ્વાર્થભાવથી સમસ્ત સૃષ્ટિના હિત માટે આપોઆપ કર્તવ્ય કર્મો થતાં રહે છે.

કર્મયોગથી સિદ્ધ મહાપુરુષનો કર્મો સાથે પોતાને માટે (વ્યક્તિગત સુખ આરામને માટે) કોઈ સંબંધ નથી રહેતો. આ મહાપુરુષનો એ અનુભવ હોય છે કે પદાર્થ, શરીર, ઇન્દ્રિયો, અંતઃકરણ વગેરે કેવળ સંસારનાં છે અને સંસાર પાસેથી મળેલાં છે, વ્યક્તિગત નહિ. આથી તેમના દ્વારા કેવળ સંસારને માટે જ કર્મ કરવાનું હોય છે, પોતાને માટે નહિ. કારણ એ છે કે સંસારની સહાય વિના કોઈ પણ કર્મ નથી કરી શકાતું. તે ઉપરાંત મળેલી કર્મસામગ્રીનો સંબંધ પણ સમષ્ટિ સંસારની સાથે જ છે, પોતાની સાથે નહિ. એટલા માટે પોતાનું કંઈ નથી. વ્યષ્ટિને માટે સમષ્ટિ હોઈ જ નથી શકતી. મનુષ્યની આ જ ભૂલ થાય છે કે તે પોતાને માટે સમષ્ટિનો ઉપયોગ કરવા ઇચ્છે છે. તેનાથી એને અશાંતિ થાય છે. જો તે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરેનો સમષ્ટિ માટે ઉપયોગ કરે તો તેને મહાન શાંતિ પ્રાપ્ત થઈ શકે છે. કર્મયોગથી સિદ્ધ મહાપુરુષમાં આ જ વિશેષતા રહે છે કે તેનાં કહેવાતા શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરેનો ઉપયોગ માત્ર સંસારના માટે જ થાય છે. આથી તેની શરીર વગેરેની ક્રિયાઓ સાથે પોતાનું કોઈ પ્રયોજન નથી રહેતું. પ્રયોજન ન રહેવા છતાં પણ એ મહાપુરુષ દ્વારા સ્વાભાવિક જ લોકોને માટે આદર્શરૂપ ઉત્તમ કર્મો થાય છે. પરંતુ જેનું કર્મ કરવા સાથે પ્રયોજન રહે છે, તેનાથી આદર્શ કર્મો નથી થતાં – આ સિદ્ધાંત છે.

**'નાકૃતેનેહ કશ્ચન'** – જે મનુષ્ય શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે સાથે પોતાનો સંબંધ માને છે અને આળસ પ્રમાદ વગેરેમાં રુચિ રાખે છે, તે કર્મો કરવા નથી ઇચ્છતો; કેમકે તેનું પ્રયોજન પ્રમાદ, આળસ, આરામ વગેરેથી ઉત્પન્ન તામસ સુખ રહે છે (ગીતા અ. ૧૮/૩૯). પરંતુ આ મહાપુરુષ, જે સાત્ત્વિક સુખથી પણ પર થઈ ચૂક્યો છે, તે તામસ સુખમાં પ્રવૃત્ત થઈ જ કેવી રીતે શકે? કેમકે તેનો શરીર વગેરેથી કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી રહેતો, પછી આળસ-આરામ વગેરેમાં રુચિ રહેવાનો તો પ્રશ્ન જ નથી ઊઠતો.

## માર્મિક વાત

પ્રાયઃ સાધકો કર્મો ન કરવાને જ મહત્ત્વ આપે છે. તેઓ કર્મોથી ઉપરત થઈને સમાધિમાં સ્થિત થવાનું ઇચ્છે છે, જેથી કોઈ પણ ચિંતન બાકી ન રહે. આ વાત શ્રેષ્ઠ અને લાભપ્રદ તો છે, પણ સિદ્ધાંત નથી. જોકે પ્રવૃત્તિ (કરવું)ની અપેક્ષાએ નિવૃત્તિ (ન કરવું) શ્રેષ્ઠ છે, તથાપિ આ તત્ત્વ નથી.

પ્રવૃત્તિ (કરવું) અને નિવૃત્તિ (ન કરવું) – બન્નેય પ્રકૃતિના રાજ્યમાં છે. નિર્વિકલ્પ સમાધિ સુધી બધું પ્રકૃતિનું રાજ્ય છે; કેમકે નિર્વિકલ્પ સમાધિથી પણ વ્યુત્થાન થાય છે. ક્રિયામાત્ર પ્રકૃતિમાં જ થાય છે **'પ્રકર્ષેણ કરણં (ભાવે લ્યુટ્) ઇતિ પ્રકૃતિઃ'**, અને ક્રિયા થયા વિના વ્યુત્થાન થવું સંભવ જ નથી. એટલા માટે ચાલવું, બોલવું, દેખવું, સાંભળવું વગેરેની જેમ સૂવું, બેસવું, ઊભા રહેવું, મૌન થવું, મૂર્ચ્છિત થવું અને સમાધિસ્થ થવું પણ ક્રિયા છે.[1] વાસ્તવિક તત્ત્વ (ચેતન સ્વરૂપ)માં પ્રવૃત્તિ અને નિવૃત્તિ - બન્નેય નથી. તે પ્રવૃત્તિ અને નિવૃત્તિ - બન્નેનું નિર્લિપ્ત પ્રકાશક છે.

શરીરથી તાદાત્મ્ય થતાં જ (શરીરને લીધે) 'કરવું' અને 'ન કરવું' – આ બે વિભાગ (દ્વન્દ્વ) થાય છે.

---

૧. પ્રકૃતિ નિરંતર ક્રિયાશીલ છે, એટલા માટે તેની સાથે સંબંધ રાખીને કોઈ પણ પ્રાણી કોઈ પણ અવસ્થામાં ક્ષણમાત્ર કર્મ કર્યા વિના નથી રહી શકતું (ગીતા અ. ૩/૫; ૧૮/૧૧). આથી જ્યાં સુધી પ્રકૃતિનો સંબંધ છે, ત્યાં સુધી સમાધિ પણ કર્મ જ છે, જેમાં સમાધિ અને વ્યુત્થાન – આ બે અવસ્થાઓ હોય છે. પરંતુ પ્રકૃતિ સાથે સંબંધ-વિચ્છેદ થતાં બે અવસ્થાઓ નથી થતી, પરંતુ 'સહજ સમાધિ' અથવા 'સહજાવસ્થા' થાય છે, જેમાંથી કદી વ્યુત્થાન નથી થતું. કારણ કે અવસ્થાભેદ પ્રકૃતિમાં છે, સ્વરૂપમાં નહિ. એટલા માટે સહજાવસ્થાને બધાથી ઉત્તમ કહેવામાં આવી છે.

**ઉત્તમા સહજાવસ્થા મધ્યમા ધ્યાનધારણા । કનિષ્ઠા શાસ્ત્રચિન્તા ચ તીર્થયાત્રાઽધમાઽધમા ॥**

વાસ્તવમાં 'કરવું' અને 'ન કરવું' બન્નેની એક જ જાતિ છે. શરીર સાથે સંબંધ રાખીને 'ન કરવું' પણ વાસ્તવમાં 'કરવું' જ છે. જેવી રીતે **'ગચ્છતિ'** (જાય છે) ક્રિયા છે, તેવી જ રીતે **'તિષ્ઠતિ'** (ઊભો છે) પણ ક્રિયા જ છે. જોકે સ્થૂળ દૃષ્ટિએ **'ગચ્છતિ'**માં ક્રિયા સ્પષ્ટ દેખાઈ આવે છે અને **'તિષ્ઠતિ'**માં ક્રિયા નથી દેખાઈ આવતી તોપણ સૂક્ષ્મ દૃષ્ટિએ જોવામાં આવે તો જે શરીરમાં 'જવા'ની ક્રિયા હતી, તેમાં હવે 'ઊભા રહેવા'ની ક્રિયા છે. આ રીતે કોઈ કામને 'કરવું' અને 'ન કરવું' – એ બન્નેમાં પણ ક્રિયા છે. આથી જેવી રીતે ક્રિયાઓનું સ્થૂળ રૂપે દેખાઈ આવવું (પ્રવૃત્તિ) પ્રકૃતિમાં જ છે, તે જ રીતે સ્થૂળ દૃષ્ટિએ ક્રિયાઓનું દેખાઈ ન આવવું (નિવૃત્તિ) પણ પ્રકૃતિમાં જ છે. જેનું પ્રકૃતિ તેમ જ તેના કાર્ય સાથે ભૌતિક તથા આધ્યાત્મિક અને લૌકિક તથા પારલૌકિક કોઈ પ્રયોજન નથી રહેતું, તે મહાપુરુષનો કરવા તેમ જ ન કરવા સાથે કોઈ સ્વાર્થ નથી રહેતો.

જડતાની સાથે સંબંધ રહેવાથી જ કરવાનો અને ન કરવાનો પ્રશ્ન થાય છે; કેમકે જડતાની સાથે સંબંધ વિના કોઈ ક્રિયા થતી જ નથી. આ મહાપુરુષનો જડતા સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અને પ્રવૃત્તિ તેમ જ નિવૃત્તિ-બન્નેથી અતીત સહજ-નિવૃત્તિ-તત્ત્વમાં પોતાની સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થઈ જાય છે. આથી સાધકને જડતા (શરીરમાં અહંતા અને મમતા)થી સંબંધ-વિચ્છેદ કરવાની જ આવશ્યકતા છે. તત્ત્વ તો સદા જેવું છે તેવું વિદ્યમાન છે જ.

**'ન ચાસ્ય સર્વભૂતેષુ કશ્ચિદર્થવ્યપાશ્રયઃ'** – શરીર તથા સંસાર સાથે કિંચિત્‌માત્ર પણ સ્વાર્થનો સંબંધ ન રહેવાને કારણે તે મહાપુરુષની સમસ્ત ક્રિયાઓ આપમેળે બીજાઓના હિતને માટે થાય છે. જેવી રીતે શરીરનાં બધાં જ અંગો આપોઆપ શરીરના હિતમાં લાગેલાં રહે છે, તેવી જ રીતે તે મહાપુરુષનું પોતાનું કહેવાતું શરીર (જે સંસારનું એક નાનકડું અંગ છે) આપોઆપ સંસારના હિતમાં લાગેલું રહે છે. તેનો ભાવ અને તેની સઘળી ચેષ્ટાઓ સંસારના હિતને માટે જ થાય છે. જેવી રીતે પોતાના હાથ વડે પોતાનું મોઢું ધોતી વખતે પોતાનામાં સ્વાર્થ, પ્રત્યુપકાર અથવા અભિમાનનો ભાવ નથી આવતો, તેવી જ રીતે પોતાના કહેવાતા શરીર દ્વારા સંસારનું હિત થતાં તે મહાપુરુષમાં કિંચિત્‌માત્ર પણ સ્વાર્થ, પ્રત્યુપકાર અથવા અભિમાનનો ભાવ નથી આવતો.

પૂર્વશ્લોકમાં ભગવાને સિદ્ધ મહાપુરુષને માટે કહ્યું કે તેને માટે કોઈ કર્તવ્ય નથી – **'તસ્ય કાર્યં ન વિદ્યતે'** – તેનું કારણ બતાવતાં ભગવાને આ શ્લોકમાં તે મહાપુરુષને માટે ત્રણ વાતો કહી છે – (૧) કર્મ કરવા સાથે તેનું કોઈ પ્રયોજન નથી રહેતું. (૨) કર્મ ન કરવા સાથે પણ તેનું કોઈ પ્રયોજન નથી રહેતું; અને (૩) કોઈ પણ પ્રાણી અને પદાર્થ સાથે તેનો કિંચિત્‌માત્ર પણ સ્વાર્થનો સંબંધ નથી રહેતો અર્થાત્ કંઈ મેળવવા સાથે પણ તેનું કોઈ પ્રયોજન નથી રહેતું.

વસ્તુતઃ સ્વરૂપમાં કરવા અથવા ન કરવાનું કોઈ પ્રયોજન નથી અને કોઈ વ્યક્તિ તથા વસ્તુની સાથે કોઈ સંબંધ પણ નથી. કારણ કે શુદ્ધ સ્વરૂપ દ્વારા કોઈ ક્રિયા થતી જ નથી. જે કોઈ ક્રિયા થાય છે, તે પ્રકૃતિ અને પ્રકૃતિજન્ય પદાર્થોના સંબંધથી જ થાય છે. એટલા માટે પોતાના માટે કંઈ કરવાનું વિધાન જ નથી.

જ્યાં સુધી મનુષ્યમાં કરવાનો રાગ, મેળવવાની ઇચ્છા, જીવવાની આશા અને મરવાનો ભય રહે છે, ત્યાં સુધી તેના ઉપર કર્તવ્યની જવાબદારી રહે છે. પરંતુ જેનામાં કોઈ પણ ક્રિયા કરવાનો અથવા ન કરવાનો કોઈ રાગ નથી, સંસારની કોઈ પણ વસ્તુ વગેરેને પ્રાપ્ત કરવાની ઇચ્છા નથી, જીવિત રહેવાની કોઈ ઇચ્છા નથી અને મૃત્યુથી કોઈ ભય નથી, તેણે કર્તવ્ય કરવું નથી પડતું, બલ્કે તેનાથી આપમેળે કર્તવ્યકર્મો થતાં રહે છે. જ્યાં અકર્તવ્ય થવાની સંભાવના હોય, ત્યાં કર્તવ્યપાલનની પ્રેરણા રહે છે.

## વિશેષ વાત

ગીતામાં ભગવાનની એવી શૈલી રહી છે કે તેઓ ભિન્નભિન્ન સાધનોથી પરમાત્મા તરફ ચાલવાવાળા સાધકોનાં ભિન્ન-ભિન્ન લક્ષણો અનુસાર જ પરમાત્માને પ્રાપ્ત સિદ્ધ મહાપુરુષોનાં લક્ષણોનું વર્ણન કરે છે. અહીં સત્તરમા-અઢારમા શ્લોકોમાં પણ એ જ શૈલીનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

જે સાધનનો જ્યાંથી પ્રારંભ થાય છે, અંતમાં ત્યાં જ તેની સમાપ્તિ થાય છે. ગીતામાં કર્મયોગના વિષયનો જોકે બીજા અધ્યાયના ઓગણચાળીસમા શ્લોકથી પ્રારંભ થાય છે, તોપણ કર્મયોગના મૂળ સાધનનું વિવેચન બીજા અધ્યાયના સુડતાળીસમા શ્લોકમાં કરવામાં આવ્યું છે. તે શ્લોક (૨/૪૭)નાં ચાર ચરણોમાં બતાવવામાં આવ્યું છે –

(૧) **'કર્મણ્યેવાધિકારસ્તે'** – (તારો કર્મ કરવામાં જ અધિકાર છે.)

(૨) **'મા ફલેષુ કદાચન'** – (કર્મફળોમાં તારો કદી પણ અધિકાર નથી.

(૩) **'મા કર્મફલહેતુર્ભૂઃ'** – (તું કર્મફળને ઇચ્છનારો ના બન.)

(૪) **'મા તે સઙ્ગોઽસ્ત્વકર્મણિ'** – તારી કર્મ ન કરવામાં આસક્તિ ન થાઓ.)

પ્રસ્તુત શ્લોક (અ. ૩/૧૮)માં બરાબર ઉપર્યુક્ત સાધનાની સિદ્ધિની વાત છે. ત્યાં (અ. ૨/૪૭માં) બીજા અને ત્રીજા ચરણમાં સાધકને માટે જે વાત કહેવામાં આવી છે, તે પ્રસ્તુત શ્લોકના ઉત્તરાર્ધમાં સિદ્ધ મહાપુરુષને માટે કહેવામાં આવી છે કે તેમનો કોઈ પ્રાણી અને પદાર્થ સાથે કોઈ સ્વાર્થનો સંબંધ નથી રહેતો. ત્યાં પહેલા અને ચોથા ચરણમાં સાધકને માટે જે વાત કહેવામાં આવી છે, તે પ્રસ્તુત શ્લોકના પૂર્વાર્ધમાં સિદ્ધ મહાપુરુષને માટે કહેવામાં આવી છે કે તેમનું કર્મ કરવા અથવા ન કરવા - બન્નેયમાં કોઈ પ્રયોજન નથી રહેતું. આ રીતે સત્તરમા-અઢારમા શ્લોકોમાં 'કર્મયોગ'થી સિદ્ધ થયેલા મહાપુરુષનાં લક્ષણોનું જ વર્ણન કરવામાં આવ્યું છે.

કર્મયોગના સાધનની દૃષ્ટિએ વાસ્તવમાં અઢારમો શ્લોક પહેલાં તથા સત્તરમો શ્લોક પછી આવવો જોઈએ. કારણ કે જ્યારે કર્મયોગથી સિદ્ધ થયેલા મહાપુરુષનું કર્મ કરવામાં અથવા ન કરવામાં કોઈ પ્રયોજન નથી રહેતું તથા તેમનો કોઈ પણ પ્રાણીપદાર્થ સાથે કિંચિત્‌માત્ર પણ સ્વાર્થનો સંબંધ નથી રહેતો, ત્યારે તેમની રતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ પોતાની જાતમાં જ થઈ જાય છે. પરંતુ સોળમા શ્લોકમાં ભગવાને **'મોઘં પાર્થ સ જીવતિ'** પદો વડે કર્તવ્યપાલન ન કરવાવાળા મનુષ્યના જીવવાનું નિરર્થક બતાવ્યું હતું; આથી સત્તરમા શ્લોકમાં **'યઃ તુ'** પદો લઈને એમ બતાવે છે કે જો સિદ્ધ મહાપુરુષ કર્તવ્યકર્મ ન કરે તો તેનું જીવવું નિરર્થક નથી, બલ્કે મહાન સાર્થક છે. કારણ કે તેમણે મનુષ્ય જન્મના ઉદ્દેશ્યને પૂરો કરી લીધો છે. આથી તેમને માટે હવે કંઈ પણ કરવાનું શેષ નથી રહેતું.

જે સ્થિતિમાં કોઈ પણ કર્તવ્ય શેષ નથી રહેતું, તે સ્થિતિને સાધારણમાં સાધારણ મનુષ્ય પણ પ્રત્યેક અવસ્થામાં તત્પરતા તેમ જ લગનપૂર્વક નિષ્કામભાવથી કર્તવ્યકર્મ કરવાથી પ્રાપ્ત કરી શકે છે; કેમકે તેની પ્રાપ્તિમાં બધા જ સ્વતંત્ર અને અધિકારી છે. કર્તવ્યનો સંબંધ પ્રત્યેક પરિસ્થિતિ સાથે જોડાયેલો છે. એટલા માટે પ્રત્યેક પરિસ્થિતિમાં કર્તવ્ય ગોઠવાયેલું રહે છે. કેવળ સુખલોલુપતાથી જ મનુષ્ય કર્તવ્યને ભૂલે છે. જો તે નિઃસ્વાર્થ ભાવથી બીજાઓની સેવા કરીને પોતાની સુખલોલુપતા દૂર કરી દે, તો જીવનનાં બધાં દુઃખોથી છુટકારો મેળવીને પરમ શાંતિને પ્રાપ્ત થઈ શકે છે. આ પરમ શાંતિની પ્રાપ્તિમાં બધાનો સમાન અધિકાર છે. સંસારના સર્વોપરી પદાર્થ, પદ વગેરે બધાને સમાન રૂપે મળવાનો સંભવ નથી; પરંતુ પરમ શાંતિ બધાને સમાન રૂપે જ મળે છે.

**પરિશિષ્ટ ભાવ :** સંસારમાં 'કરવું' અને 'ન કરવું' – બન્ને સાપેક્ષ છે. તેથી 'મારે કશું કરવું નથી' – આ પણ 'કરવું' જ છે. પરંતુ પરમાત્મતત્ત્વમાં 'ન કરવું' નિરપેક્ષ છે, સ્વાભાવિક છે. કારણ કે ચિન્મય સત્તાનો ન તો ક્રિયા કરવાની સાથે સંબંધ છે અને ન ક્રિયા ન કરવાની સાથે સંબંધ છે. તેથી પરમાત્મતત્ત્વને પ્રાપ્ત થયેલા કર્મયોગી મહાપુરુષનો ન તો કોઈ વસ્તુ સાથે સંબંધ રહે છે, કે ન કોઈ વ્યક્તિ સાથે સંબંધ રહે છે અને ન ક્રિયા સાથે સંબંધ રહે છે – **'યોઽવતિષ્ઠતિ નેઙ્ગતે'** (ગીતા ૧૪/૨૩). તેની દૃષ્ટિમાં એક ચિન્મય સત્તા સિવાય કંઈ રહેતું નથી.



***સંબંધ** – પાછળના બે શ્લોકોમાં વર્ણવેલી મહાપુરુષની સ્થિતિને પ્રાપ્ત કરવા માટે સાધકે શું કરવું જોઈએ– તેના ઉપર ભગવાન આગળના શ્લોકમાં સાધન બતાવે છે.*

**તસ્માદસક્તઃ સતતં કાર્યં કર્મ સમાચર ।**
**અસક્તો હ્યાચરન્કર્મ પરમાપ્નોતિ પૂરુષઃ ॥ ૧૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તસ્માત્** | = આથી (તું) | **સમાચર** | = સમ્યક્ રીતે કરતો રહે, | **કર્મ** | = કર્મ |
| **સતતમ્** | = નિરંતર | **હિ** | = કેમકે | **આચરન્** | = કરનાર |
| **અસક્તઃ** | = આસક્તિ વિનાનો (થઈને) | **અસક્તઃ** | = આસક્તિ વિનાનો (થઈને) | **પૂરુષઃ** | = મનુષ્ય |
| **કાર્યમ્ કર્મ** | = કર્તવ્યકર્મોને | | | **પરમ્** | = પરમાત્માને |
| | | | | **આપ્નોતિ** | = પ્રાપ્ત થઈ જાય છે. |

*ટીકા* – **'તસ્માદસક્તઃ સતતં કાર્યં કર્મ સમાચર'** – પૂર્વશ્લોકો સાથે આ શ્લોકનો સંબંધ બતાવવા માટે અહીં **'તસ્માત્'** પદ આવ્યું છે. પૂર્વશ્લોકોમાં ભગવાને કહ્યું છે કે પોતાને માટે કોઈ કર્મ કરવાની આવશ્યકતા ન રહેવા છતાં પણ સિદ્ધ મહાપુરુષ દ્વારા લોકસંગ્રહાર્થે ક્રિયાઓ થયા કરે છે. એટલા માટે અર્જુનને પણ તે જ પ્રમાણે (નિષ્કામ ભાવે) કર્તવ્યકર્મ કરતા રહીને પરમાત્માને પ્રાપ્ત કરવાની આજ્ઞા દેવા માટે ભગવાને **'તસ્માત્'** પદનો પ્રયોગ કર્યો છે. કારણ કે પોતાના સ્વરૂપ **'સ્વ'**ને માટે કર્મ કરવાથી અને ન કરવાથી કોઈ પ્રયોજન નથી સરતું. કર્મ સદૈવ **'પર'** (બીજાઓ)ને માટે હોય છે, **'સ્વ'**ને માટે નહિ. આથી બીજાઓને માટે કર્મ કરવાથી કર્મ કરવાનો રાગ દૂર થાય છે અને સ્વરૂપમાં સ્થિતિ થઈ જાય છે.

પોતાના સ્વરૂપથી વિજાતીય (જડ) પદાર્થો પ્રતિ આકર્ષણને 'આસક્તિ' કહે છે. આસક્તિરહિત બનવાને માટે આસક્તિના કારણને જાણવું આવશ્યક છે. 'હું શરીર છું' અને 'શરીર મારું છે' – એવું માનવાથી શરીર વગેરે નાશવાન પદાર્થોનું મહત્ત્વ અંતઃકરણમાં અંકિત થઈ જાય છે. આ કારણે તે પદાર્થોમાં આસક્તિ થઈ જાય છે.

આસક્તિ જ પતન કરાવવાવાળી છે, કર્મ નહિ. આસક્તિને કારણે જ મનુષ્ય શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે જડ પદાર્થો સાથે પોતાનો સંબંધ માનીને પોતાના આરામ અને સુખભોગને માટે જાતજાતનાં કર્મો કરે છે. આ રીતે જડતા સાથે આસક્તિપૂર્વક માનેલો સંબંધ જ મનુષ્યના વારંવાર જન્મમરણનું કારણ બને છે – **'કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા અ. ૧૩/૨૧). આસક્તિ-રહિત થઈને કર્મ કરવાથી જડતા સાથે સંબંધવિચ્છેદ થઈ જાય છે.

આસક્તિવાળો મનુષ્ય બીજાઓનું હિત નથી કરી શકતો, જ્યારે આસક્તિરહિત મનુષ્યથી આપમેળે સ્વાભાવિક પ્રાણીમાત્રનું હિત થાય છે. તેનાં બધાં કર્મો કેવળ બીજાઓના હિતાર્થે થાય છે.

સંસારથી પ્રાપ્ત સામગ્રી (શરીર વગેરે)થી આપણે અત્યાર સુધી પોતાને માટે જ કર્મો કર્યાં છે. તેમને પોતાના જ સુખભોગ અને સંગ્રહ માટે યોજ્યાં છે. એટલા માટે સંસારનું આપણા ઉપર ઋણ છે, જેને ચૂકવવા માટે કેવળ સંસારના હિતને માટે કર્મ કરવું આવશ્યક છે. પોતાને માટે (ફળની કામના રાખીને) કર્મ કરવાથી જૂનું ઋણ તો સમાપ્ત થતું નથી, પણ વધારામાં નવું ઋણ ઉત્પન્ન થઈ જાય છે. ઋણથી મુક્ત થવા માટે વારંવાર સંસારમાં આવવું પડે છે. કેવળ બીજાઓના હિતને માટે બધાં કર્મો કરવાથી જૂનું ઋણ સમાપ્ત થઈ જાય છે અને પોતાને માટે કંઈ ન કરવાથી તથા કંઈ ન ઇચ્છવાથી નવું ઋણ ઉત્પન્ન નથી થતું. આ રીતે જ્યારે જૂનું ઋણ સમાપ્ત થઈ જાય છે અને નવું ઋણ ઉત્પન્ન નથી થતું, ત્યારે બંધનનું કોઈ કારણ ન રહેવાથી મનુષ્ય આપોઆપ મુક્ત થઈ જાય છે.

કોઈ પણ કર્મ નિરંતર નથી રહેતું, પરંતુ આસક્તિ (અંતઃકરણ)માં નિરંતર રહ્યા કરે છે. એટલા માટે ભગવાન **'સતતમ્ અસક્તઃ'** પદો વડે નિરંતર આસક્તિરહિત બનવા માટે કહે છે. 'મારે ક્યાંય પણ આસક્ત નથી થવાનું' – એવી જાગૃતિ સાધકે નિરંતર રાખવી જોઈએ. નિરંતર આસક્તિરહિત રહીને જે વિહિતકર્મ સામે આવી જાય, તેને કર્તવ્યમાત્ર સમજીને કરી દેવું જોઈએ – એવો ઉપર્યુક્ત પદોનો ભાવ છે.

વાસ્તવમાં જોવામાં આવે તો કોઈના પણ અંતઃકરણમાં આસક્તિ નિરંતર નથી રહેતી. જ્યારે સંસાર નિરંતર નથી રહેતો, પ્રતિક્ષણ બદલાતો રહે છે, ત્યારે તેની આસક્તિ નિરંતર કેવી રીતે રહી શકે? એવું હોવા છતાં પણ માનેલા **'અહં'**ની સાથે આસક્તિ નિરંતર રહેતી પ્રતીત થાય છે.

**'કાર્યમ્'** અર્થાત્ કર્તવ્ય તેને કહે છે, જેને કરી શકીએ છીએ અને જેને અવશ્ય કરવું જોઈએ. બીજા શબ્દોમાં કર્તવ્યનો અર્થ થાય છે – પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને બીજાઓનું હિત કરવું અર્થાત્ બીજાઓની તે શાસ્ત્રવિહિત ન્યાયયુક્ત માગને પૂરી કરવી, જેને પૂરી કરવાનું સામર્થ્ય આપણામાં છે. આ રીતે કર્તવ્યનો સંબંધ પરહિત સાથે છે.

કર્તવ્યનું પાલન કરવામાં બધા સ્વતંત્ર અને સમર્થ છે, કોઈ પરાધીન અને અસમર્થ નથી. હા, પ્રમાદ અને આળસને કારણે અકર્તવ્ય કરવાનો ખરાબ અભ્યાસ (આદત) થઈ જવાથી તથા ફળની ઇચ્છા રહેવાથી જ વર્તમાનમાં કર્તવ્યપાલન કઠિન માલૂમ પડે છે, અન્યથા કર્તવ્યપાલનના સરખું સુગમ કશું નથી. કર્તવ્યનો સંબંધ પરિસ્થિતિ અનુસાર હોય છે. મનુષ્ય પ્રત્યેક પરિસ્થિતિમાં સ્વતંત્રતાપૂર્વક કર્તવ્યનું પાલન કરી શકે છે. કર્તવ્યનું પાલન કરવાથી જ આસક્તિ દૂર થઈ જાય છે. અકર્તવ્ય કરવાથી અને કર્તવ્ય ન કરવાથી આસક્તિ વધારે વધે છે. કર્તવ્ય અર્થાત્ બીજાઓના હિતાર્થે કર્મ કરવાથી વર્તમાનની આસક્તિ અને કંઈ ન ઇચ્છવાથી ભવિષ્યની આસક્તિ દૂર થઈ જાય છે.

**'સમાચર'** પદનું તાત્પર્ય એ છે કે કર્તવ્યકર્મો બહુ જ સાવધાની, ઉત્સાહ તથા તત્પરતાથી વિધિપૂર્વક કરવાં જોઈએ. કર્તવ્યકર્મ કરવામાં થોડી પણ અસાવધાની થતાં

કર્મયોગની સિદ્ધિમાં વિઘ્ન આવી શકે છે.

વર્ણ, આશ્રમ, પ્રકૃતિ (સ્વભાવ) અને પરિસ્થિતિ અનુસાર જે મનુષ્યને માટે જે શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મ બતાવવામાં આવ્યું છે, અવસર પ્રાપ્ત થતાં તેને માટે તે જ 'સહજ કર્મ' બને છે. સહજ કર્મમાં જો કોઈ દોષ દેખાઈ આવે, તોપણ તેનો ત્યાગ નહિ કરવો જોઈએ (ગીતા અ. ૧૮/૪૮); કેમકે સહજ કર્મને કરતો રહીને મનુષ્ય પાપને પ્રાપ્ત નથી થતો (ગીતા અ. ૧૮/૪૭). એટલા માટે અહીં ભગવાન અર્જુનને જાણે એમ કહી રહ્યા છે કે તું ક્ષત્રિય છે; આથી યુદ્ધ કરવું (ઘોર દેખાવા છતાં પણ) તારું સહજ કર્મ છે; ઘોર કર્મ નથી. આથી સામે આવેલા સહજ કર્મને અનાસક્ત થઈને કરી દેવું જોઈએ. અનાસક્ત થવાથી જ સમતા પ્રાપ્ત થાય છે.

## વિશેષ વાત

જ્યારે જીવ મનુષ્યયોનિમાં જન્મ લે છે, ત્યારે તેને શરીર, ધન, જમીન, મકાન વગેરે બધી સામગ્રી મળે છે; અને જ્યારે તે અહીંથી જાય છે, ત્યારે બધી સામગ્રી અહીં રહી જાય છે. આ સીધી સાદી વાતથી એ સહજ રીતે જ સિદ્ધ થાય છે કે શરીર વગેરે બધી સામગ્રી મળેલી છે, પોતાની નથી. જેવી રીતે મનુષ્ય કર્મ કરવા માટે કોઈ કાર્યાલય (ઑફિસ)માં જાય છે ત્યારે તેને ખુરશી, મેજ કાગળ વગેરે બધી સામગ્રી કાર્યાલયનું કામ કરવા માટે જ મળે છે, પોતાની માનીને ઘેર લઈ જવા માટે નહિ. તેવી જ રીતે મનુષ્યને સંસારમાં શરીર વગેરે બધી સામગ્રી સંસારનું કામ (સેવા) કરવાને માટે જ મળી છે. પોતાની માનવાને માટે નહિ. મનુષ્ય તત્પરતા અને ઉત્સાહપૂર્વક કાર્યાલયનું કામ કરે તો તે કામના બદલામાં તેને વેતન મળે છે. કામ કાર્યાલયને માટે થાય છે અને વેતન પોતાને માટે. એ જ રીતે સંસારને માટે જ બધાં કામ કરવાથી સંસાર સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અને યોગ (પરમાત્માની સાથે પોતાના નિત્ય સંબંધ)નો અનુભવ થઈ જાય છે. 'કર્મ' અને 'યોગ' બન્ને મળીને કર્મયોગ કહેવાય છે. કર્મ સંસારને માટે હોય છે અને યોગ પોતાને માટે. આ યોગ એ જ વેતન છે.

સંસાર સાધનાનું ક્ષેત્ર છે. અહીં પ્રત્યેક સામગ્રી સાધનાને માટે મળે છે, ભોગ અને સંગ્રહને માટે કદાપિ નહિ. સાંસારિક સામગ્રી પોતાની અને પોતાને માટે છે જ નહિ. પોતાની વસ્તુ – પરમાત્મ-તત્ત્વ મળ્યા પછી અન્ય કોઈ વસ્તુ મેળવવાની ઈચ્છા નથી રહેતી (ગીતા અ. ૬/૨૨). પરંતુ સાંસારિક વસ્તુઓ ચાહે ગમે તેટલી પ્રાપ્તિ થઈ જાય, પણ તેને મેળવવાની ઈચ્છા કદી દૂર થતી નથી, બલ્કે વધારે વધે છે.

જ્યારે મનુષ્ય મળેલી વસ્તુને પોતાની અને પોતાને માટેની હોવાનું માની લે છે, ત્યારે તે પોતાની આ ભૂલને કારણે બંધાઈ જાય છે. આ ભૂલને દૂર કરવા માટે કર્મયોગનું અનુષ્ઠાન જ સુગમ અને શ્રેષ્ઠ ઉપાય છે. કર્મયોગી કોઈ પણ વસ્તુને પોતાની અને પોતાને માટેની હોવાનું નહિ માનીને તે બીજાઓની સેવામાં (તેમની જ માનીને) લગાડી દે છે. આથી તે સુગમતાપૂર્વક સંસારબંધનથી મુક્ત થઈ જાય છે.

કર્મ તો બધાં પ્રાણીઓ કર્યા કરે છે, પણ સાધારણ પ્રાણી અને કર્મયોગી દ્વારા કરવામાં આવેલાં કર્મોમાં ઘણું મોટું અંતર હોય છે. સાધારણ મનુષ્ય (કર્મ કરનાર) આસક્તિ, મમતા, કામના વગેરેને સાથે રાખીને કર્મ કરે છે, અને કર્મયોગી આસક્તિ, મમતા, કામના વગેરેને છોડીને કર્મ કરે છે. કર્મ કરનારનાં કર્મોનો પ્રવાહ પોતાના તરફ હોય છે અને કર્મયોગીનાં કર્મોનો પ્રવાહ સંસાર તરફ. એટલા માટે કર્મ કરનાર બંધાય છે અને કર્મયોગી મુક્ત થાય છે.

**'અસક્તો હ્યાચરન્કર્મ'** – મનુષ્ય જ આસક્તિપૂર્વક સંસાર સાથે પોતાનો સંબંધ જોડે છે, સંસાર નહિ. આથી મનુષ્યનું કર્તવ્ય છે કે તે સંસારના હિતને માટે જ બધાં કર્મો કરે અને બદલામાં તેમનું કોઈ ફળ ન ઈચ્છે. આ રીતે આસક્તિરહિત થઈને અર્થાત્ મારે કોઈની પાસેથી કશું ના જોઈએ, એવા ભાવથી સંસારને માટે કર્મ કરવાથી સંસાર સાથેનો આપોઆપ સંબંધ-વિચ્છેદ થઈ જાય છે.

કર્મયોગી સંસારની સેવા કરવાથી વર્તમાનની વસ્તુઓ સાથે અને કંઈ ન ઈચ્છવાથી ભવિષ્યની વસ્તુઓ સાથે સંબંધ-વિચ્છેદ કરે છે.

મેળામાં સ્વયંસેવકો પોતાનું કર્તવ્ય સમજીને દિવસ આખો યાત્રીઓની સેવા કરે છે અને બદલામાં કોઈની પાસેથી કશું જ નથી ઈચ્છતા; આથી રાત્રે સૂતી વખતે તેમને કોઈની યાદ નથી આવતી. કારણ કે સેવા કરતી વખતે તેમણે કોઈની પાસેથી કશું ઈચ્છ્યું નહોતું. આ રીતે જે સેવાભાવથી બીજાઓને માટે જ બધાં કર્મો કરે છે અને કોઈની પાસેથી માન, બડાઈ વગેરે કંઈ નથી ઈચ્છતો, તેને સંસારની યાદ નથી આવતી. તે સુગમતાપૂર્વક સંસારબંધનથી મુક્ત થઈ જાય છે.

કર્મ તો બધા કર્યા કરે છે, પણ કર્મયોગ ત્યારે જ

થાય છે, કે જ્યારે આસક્તિરહિત થઈને બીજાઓને માટે કર્મ કરવામાં આવે છે. આસક્તિ શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મ કરવાથી જ દૂર થઈ શકે છે – **'ધર્મ તેં બિરતિ'** (માનસ ૩/૧૬/૧). શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરવાથી આસક્તિ કદી નથી દૂર થઈ શકતી.

**'પરમાપ્નોતિ પૂરુષઃ'** – જેવી રીતે તેરમા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં ભગવાને **'પરમ્'** પદ દ્વારા સાંખ્યયોગીની પરમાત્માને પ્રાપ્ત થવાની વાત કહી, તેવી જ રીતે અહીં **'પરમ્'** પદ દ્વારા કર્મયોગીની પરમાત્માને પ્રાપ્ત થવાની વાત કહે છે. તાત્પર્ય એ છે કે સાધક (રુચિ, વિશ્વાસ અને યોગ્યતા અનુસાર) કોઈ પણ માર્ગ - કર્મયોગ, જ્ઞાનયોગ કે ભક્તિયોગ પર ભલેને ચાલે, તેના દ્વારા પ્રાપ્તવ્ય વસ્તુ એક પરમાત્મા જ છે (ગીતા અ. ૫/૪-૫). તે પ્રાપ્તવ્ય તત્ત્વ તે જ હોઈ શકે છે, કે જેની પ્રાપ્તિમાં વિકલ્પ, સંદેહ અને નિરાશા ન હોય તથા જે સદા હોય, બધા સ્થળે હોય, બધા કાળમાં હોય, બધાને માટે હોય, બધાનું પોતાનું હોય અને જે તત્ત્વથી કોઈ કદી કોઈ અવસ્થામાં કિંચિત્માત્ર પણ અલગ ન થઈ શકે અર્થાત્ જે બધાને સદા અભિન્ન રૂપથી આપમેળે પ્રાપ્ત હોય.

***શંકા*** – કર્મ કરતા કર્મયોગીનું કર્તૃત્વાભિમાન કેવી રીતે દૂર થઈ શકે છે? કેમકે કર્તૃત્વાભિમાન દૂર થયા વિના પરમાત્મ-તત્ત્વનો અનુભવ નથી થઈ શકતો.

***સમાધાન*** – સાધારણ મનુષ્ય બધાં કર્મો પોતાને માટે કરે છે. પોતાને માટે કર્મ કરવાથી મનુષ્યમાં કર્તૃત્વાભિમાન રહે છે. કર્મયોગી કોઈ પણ ક્રિયા પોતાને માટે નથી કરતો. તે એવું માને છે કે સંસાર પાસેથી શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ, રૂપિયા વગેરે જે કંઈ સામગ્રી મળી છે, તે બધી સંસારની જ છે, પોતાની નહિ. જ્યારે પણ અવસર મળે છે, ત્યારે તે સામગ્રી, સમય, સામર્થ્ય વગેરેને સંસારની સેવામાં લગાડી દે છે. તેમને સંસારની સેવામાં લગાડી દેતો કર્મયોગી એવું માને છે કે હું સંસારની વસ્તુ જ સેવામાં લગાડી રહ્યો છું અર્થાત્ સામગ્રી, સમય, સામર્થ્ય વગેરે તેમનાં છે, કે જેઓની સેવા થઈ રહી છે. એવું માનવાથી કર્તૃત્વાભિમાન નથી રહેતું.

કર્તૃત્વમાં કારણ છે – ભોક્તૃત્વ. કર્મયોગી ભોગની આશા રાખીને કર્મ કરતો જ નથી. ભોગની આશાવાળો મનુષ્ય કર્મયોગી નથી થતો. જેવી રીતે પોતાના હાથ વડે પોતાનું જ મુખ ધોતી વખતે એવી ભાવના નથી થતી કે મેં મોટો ઉપકાર કર્યો છે, કેમકે મનુષ્ય હાથ અને મુખ બન્નેને પોતાનાં જ અંગો માને છે, તેવી જ રીતે કર્મયોગી પણ શરીરને સંસારનું જ અંગ માને છે. આથી જો અંગે અંગીની જ સેવા કરી હોય તો તેમાં કર્તૃત્વાભિમાન કેવું?

એવો નિયમ છે કે મનુષ્ય જે ઉદ્દેશ્યને લઈને કર્મમાં પ્રવૃત્ત થાય છે, કર્મની સમાપ્તિ થતાં જ તે તે જ લક્ષ્યમાં તલ્લીન થઈ જાય છે. જેવી રીતે વેપારી ધનના ઉદ્દેશ્યથી જ વેપાર કરે છે, તેથી દુકાન બંધ કરતાં જ તેનું ધ્યાન આપોઆપ રૂપિયાની તરફ જ જાય છે અને તે રૂપિયા ગણવા લાગે છે. તેનું ધ્યાન એ તરફ નથી જતું કે આજે કયા-કયા ગ્રાહકો આવ્યા? કઈ-કઈ જાતિના આવ્યા? વગેરે-વગેરે. કારણ કે ગ્રાહકો સાથે તેનું કોઈ પ્રયોજન નથી. સંસારનો ઉદ્દેશ્ય રાખીને કર્મ કરવાવાળો મનુષ્ય સંસારમાં ગમે તેટલો તલ્લીન કેમ ન થઈ જાય, પણ તેની સંસાર સાથે એકતા નથી થઈ શકતી; કેમકે વાસ્તવમાં સંસાર સાથે એકતા છે જ નહિ. સંસાર પ્રતિક્ષણ પરિવર્તનશીલ અને જડ છે, જ્યારે 'પોતે' (પોતાનું સ્વરૂપ) અચલ અને ચેતન છે. પરંતુ પરમાત્માનો ઉદ્દેશ્ય રાખીને કર્મ કરવાવાળાની પરમાત્મા સાથે એકતા થઈ જ જાય છે (ભલે સાધકને તેનો અનુભવ હોય કે ન હોય); કેમકે **'સ્વયં'**ની પરમાત્મા સાથેની સ્વતઃસિદ્ધ (તાત્ત્વિક) એકતા છે. આ રીતે જ્યારે કર્તા 'કર્તવ્ય' બનીને પોતાના ઉદ્દેશ્ય (પરમાત્મ-તત્ત્વ)ની સાથે એક થઈ જાય છે, ત્યારે કર્તૃત્વાભિમાનનો પ્રશ્ન જ નથી રહેતો.

કર્મયોગી જે ઉદ્દેશ્ય – પરમાત્મ-તત્ત્વની પ્રાપ્તિને માટે બધાં કર્મો કરે છે, તે (પરમાત્મ-તત્ત્વ)માં કર્તૃત્વાભિમાન અથવા કર્તૃત્વ (કર્તાપણું) નથી. આથી પ્રત્યેક ક્રિયાના આદિ અને અંતમાં તે ઉદ્દેશ્યની સાથે એકતાનો અનુભવ થવાને કારણે કર્મયોગીમાં કર્તૃત્વાભિમાન નથી રહેતું.

પ્રાણીમાત્ર દ્વારા કરેલા પ્રત્યેક કર્મનો આરંભ અને અંત હોય છે. કોઈ પણ કર્મ નિરંતર નથી રહેતું. આથી કોઈનુંય કર્તૃત્વ નિરંતર નથી રહેતું, બલ્કે કર્મનો અંત થવાની સાથે જ કર્તૃત્વનો પણ અંત થઈ જાય છે. પરંતુ મનુષ્યની ભૂલ એ થાય છે કે જ્યારે તે કોઈ ક્રિયા કરે છે, ત્યારે તો પોતાને એ ક્રિયાનો કર્તા માને જ છે, પરંતુ જ્યારે તે ક્રિયાને નથી કરતો, ત્યારે પણ પોતાને તેવો જ કર્તા માનતો રહે છે. આ રીતે પોતાને નિરંતર કર્તા માનતા રહેવાથી તેનું કર્તૃત્વાભિમાન દૂર થતું નથી, બલ્કે દૃઢ થાય છે. જેવી રીતે કોઈ પુરુષ વ્યાખ્યાન આપતી વખતે તો વક્તા (વ્યાખ્યાનદાતા) હોય છે, પણ જ્યારે બીજા સમયે પણ તે પોતાને વક્તા માનતો રહે છે, ત્યારે તેનું કર્તૃત્વાભિમાન દૂર નથી થતું. પોતાને નિરંતર વ્યાખ્યાનદાતા

માનવાથી જ તેના મનમાં એવો ભાવ આવે છે કે 'શ્રોતા મારી સેવા કરે, મારો આદર કરે, મારી આવશ્યકતાઓની પૂર્તિ કરે'; અને 'હું આ સાધારણ માણસોની પાસે કેવી રીતે બેસી શકું, હું સાધારણ કામ કેવી રીતે કરી શકું' વગેરે. આ રીતે તેનો વ્યાખ્યાન રૂપી કર્મની સાથેનો નિરંતર સંબંધ ચાલુ રહે છે. એનું કારણ છે - વ્યાખ્યાન રૂપી કર્મથી ધન, માન, બડાઈ, આરામ વગેરે કંઈ ને કંઈ મેળવવાનો ભાવ હોવો. જો પોતાને માટે કંઈ પણ મેળવવાનો ભાવ ન રહે તો કર્તાપણું કેવળ કર્મ કરતાં સુધી જ સીમિત રહે છે અને કર્મ સમાપ્ત થતાં જ કર્તાપણું પોતાના ઉદ્દેશ્યમાં લીન થઈ જાય છે.

જેવી રીતે મનુષ્ય ભોજન કરતી વખતે જ પોતાને તેનો ભોક્તા અર્થાત્ ભોજન કરવાવાળો માને છે, ભોજન કર્યા બાદ નહિ, તેવી જ રીતે કર્મયોગી કોઈ ક્રિયાને કરતી વેળાએ જ પોતાને તે ક્રિયાનો કર્તા માને છે, અન્ય સમયે નહિ. જેમ, કર્મયોગી વ્યાખ્યાનદાતા હોય અને લોકોમાં તેની બહુ પ્રતિષ્ઠા હોય. પરંતુ કદી વ્યાખ્યાન સાંભળવાનો સમય આવી જાય તો તે ગમે ત્યાં પણ બેસીને સુગમતાપૂર્વક વ્યાખ્યાન સાંભળી શકે છે. તે સમયે તેને નથી આદરની આવશ્યકતા હોતી કે નથી ઊંચા આસનની; કેમકે ત્યારે તે પોતાને શ્રોતા માનતો હોય છે, વ્યાખ્યાનદાતા નહિ. કદીક વ્યાખ્યાન દીધા પછી તેને કોઈ ઓરડો સાફ કરવાનું કામ પ્રાપ્ત થઈ જાય તો તે એ કામને તેવી જ તત્પરતાથી કરે છે, કે જેવી તત્પરતાથી તે વ્યાખ્યાન આપવાનું કાર્ય કરે છે. તેના મનમાં થોડો પણ એવો ભાવ નથી આવતો કે 'આટલો મોટો વ્યાખ્યાનદાતા થઈને હું આ ઓરડાની સફાઈનું તુચ્છ કામ કેવી રીતે કરું! લોકો શું કહેશે! મારી આબરૂ ધૂળમાં મળી જશે' વગેરે. તે પોતાને વ્યાખ્યાન દેતી વખતે વ્યાખ્યાનદાતા, કથા શ્રવણના સમયે શ્રોતા અને ઓરડો સાફ કરતી વખતે ઓરડો સાફ કરવાવાળો માને છે. આથી તેનું કર્તૃત્વાભિમાન નિરંતર નથી રહેતું. જે વસ્તુ નિરંતર નથી રહેતી, પરંતુ બદલાતી રહે છે, તે વાસ્તવમાં નથી હોતી અને તેનો સંબંધ પણ નિરંતર નથી રહેતો – આ સિદ્ધાંત છે. આ સિદ્ધાંત પર દૃષ્ટિ જતાં જ સાધકને વાસ્તવિક્તા (કર્તૃત્વાભિમાનથી રહિત સ્વરૂપ)નો અનુભવ થઈ જાય છે.

કર્મયોગી બધી ક્રિયાઓ તે જ ભાવથી કરે છે, કે જે ભાવથી નાટકમાં એક સ્વાંગધારી પાત્ર ફરે છે. જેવી રીતે નાટકમાં હરિશ્ચન્દ્રનો સ્વાંગ નાટકને માટે જ હોય છે, અને નાટક સમાપ્ત થતાં જ હરિશ્ચંદ્રરૂપી સ્વાંગનો નાટકની સાથે જ ત્યાગ થઈ જાય છે, તેવી જ રીતે કર્મયોગીનું કર્તાપણું પણ સ્વાંગની જેમ કેવળ ક્રિયા કરવા સુધી જ સીમિત રહે છે. જેવી રીતે નાટકમાં હરિશ્ચંદ્ર બનેલ વ્યક્તિ હરિશ્ચંદ્રની બધી ક્રિયાઓ કરવા છતાં પણ વાસ્તવમાં પોતાને તે ક્રિયાઓનો કર્તા (વાસ્તવિક હરિશ્ચંદ્ર) નથી માનતો, તેવી જ રીતે કર્મયોગી શાસ્ત્રવિહિત સઘળાં કર્મોને કરતો હોવા છતાં પણ વાસ્તવમાં પોતાને તે ક્રિયાઓનો કર્તા નથી માનતો. કર્મયોગી શરીર વગેરે બધા પદાર્થોને સ્વાંગની માફક પોતાના અને પોતાને માટેના ન માનીને તેઓને (સંસારના માનતો રહીને) સંસારની જ સેવામાં લગાડે છે. આથી કોઈ પણ અવસ્થામાં કર્મયોગીમાં કિંચિત્માત્ર પણ કર્તૃત્વાભિમાન નથી રહી શકતું.

કર્મયોગી જેવી રીતે કર્તૃત્વને પોતાનામાં નિરંતર નથી માનતો, તેવી જ રીતે માતાપિતા, સ્ત્રી-પુત્ર, ભાઈ-ભોજાઈ વગેરેની સાથે પોતાનો સંબંધ પણ નિરંતર નથી માનતો. કેવળ સેવા કરતી વખતે જ તેમની સાથે પોતાનો સંબંધ (સેવા કરવા માટે જ) માને છે. જેવી રીતે, જો કોઈ પતિ હોય તો તે પત્નીને માટે પતિ છે અર્થાત્ પત્ની કર્કશા હોય, કુરૂપ હોય, કલહ કરવાવાળી હોય, પણ જો તેનો પત્નીના રૂપમાં સ્વીકાર કરી લીધો હોય, તો પોતાની યોગ્યતા અને સામર્થ્ય અનુસાર તેનું ભરણપોષણ કરવાનું પતિનું કર્તવ્ય છે. પતિ તરીકેનો સંબંધ હોવાથી તેને સુધારવાની વાત તેણે કહેવાની છે, ચાહે તે માને કે ન માને. દરેક વખતે તેણે પોતાને પતિ નથી માનવાનો; કેમકે આ તે પૂર્વજન્મમાં તેની પત્ની હતી, તેની કોને ખબર? અને મૃત્યુ પછી પણ તે પત્ની રહેશે, એની પણ શી ખાતરી? તથા વર્તમાનમાં પણ તે કોઈની મા છે, કોઈની પુત્રી છે, કોઈની બહેન છે, કોઈની ભાભી છે, કોઈની નણંદ છે, વગેરે-વગેરે. તે સદા પત્ની તો છે જ નહિ. એવું માનવાથી તેનાથી સુખ લેવાની ઇચ્છા આપોઆપ દૂર થાય છે અને 'કેવળ ભરણપોષણ (સેવા) કરવાને માટે જ પત્ની છે', આ માન્યતા દૃઢ થાય છે. આ રીતે કર્મયોગી સંસારમાં પિતા, પુત્ર, પતિ, ભાઈ વગેરેના રૂપમાં જે સ્વાંગ મળ્યો છે, તેને તે ઠીક-ઠીક નિભાવે છે. બીજો પોતાના કર્તવ્યનું પાલન કરે છે કે નહિ, એ તરફ તે નથી જોતો. પોતાનામાં કર્તૃત્વાભિમાન હોવાથી જ બીજાઓના કર્તવ્ય ઉપર દૃષ્ટિ જાય છે અને બીજાઓના કર્તવ્ય ઉપર દૃષ્ટિ જતાં મનુષ્ય પોતાના કર્તવ્યથી પડી જાય છે; કેમકે બીજાનું કર્તવ્ય જોવાનું પોતાનું કર્તવ્ય નથી.

જેવી રીતે કર્મયોગી સંસારનાં પ્રાણીઓની સાથે

પોતાનો સંબંધ નિરંતર હોવાનું નથી માનતો, તેવી જ રીતે વર્ણ, આશ્રમ, જાતિ, સંપ્રદાય, ઘટના, પરિસ્થિતિ વગેરેની સાથે પણ પોતાનો સંબંધ નિરંતર હોવાનું નથી માનતો. જે વસ્તુ નિરંતર નથી, તેનો અભાવ આપોઆપ છે. આથી કર્મયોગીનું કર્તૃત્વાભિમાન આપોઆપ દૂર થઈ જાય છે.

## માર્મિક વાત

જેનામાં કર્તૃત્વ નથી, તે પરમાત્માની સાથે પ્રાણીમાત્રની સ્વતઃસિદ્ધ એકતા છે. સાધકથી ભૂલ એ થાય છે કે તે આ વાસ્તવિકતા તરફ ધ્યાન નથી આપતો.

જેવી રીતે હીંચકો ગમે તેટલી ઝડપથી આગળ-પાછળ ભલેને જાય, દરેક વખતે તે સમતામાં (સમસ્થિતિમાં) આવે જ છે અર્થાત્ જ્યાંથી હીંચકાનું દોરડું બાંધેલું છે, તેની સીધમાં (આગળ-પાછળ જતી વખતે) એક વાર આવે જ છે. એવી જ રીતે પ્રત્યેક ક્રિયા પછી અક્રિય અવસ્થા (સમતા) આવે જ છે. બીજા શબ્દોમાં, પહેલી ક્રિયાનો અંત તથા બીજી ક્રિયાના આરંભની વચ્ચે અને પ્રત્યેક સંકલ્પ તથા વિકલ્પની વચ્ચે સમતા રહે છે.

બીજી વાત, જો વાસ્તવિક દૃષ્ટિએ જોવામાં આવે તો હીંચકો ચાલતી વખતે (વિષમ દેખાવા છતાં) પણ નિરંતર સમતામાં જ રહે છે અર્થાત્ હીંચકો આગળ-પાછળ જતી વખતે પણ નિરંતર (જ્યાંથી હીંચકાનું દોરડું બાંધેલું છે, તેની) સીધમાં જ રહે છે. એવી જ રીતે જીવ પણ પ્રત્યેક ક્રિયામાં સમતામાં જ સ્થિત રહે છે. પરમાત્મા સાથે તેની એકતા નિરંતર રહે છે. ક્રિયા કરતી વખતે સમતામાં સ્થિત ન દેખાવા છતાં પણ વાસ્તવમાં સમતા રહે જ છે, જેનો કોઈ અનુભવ કરવા ઇચ્છે તો ક્રિયા સમાપ્ત થતાં જ (તે સમતાનો) અનુભવ થઈ જાય છે. જો સાધક આ બાબતમાં નિરંતર સાવધાન રહે તો તેને નિરંતર રહેવાવાળી સમતાનો કે પરમાત્મા સાથેની પોતાની એકતાનો અનુભવ થઈ જાય છે, કે જ્યાં કર્તૃત્વ નથી.

માનેલા કર્તૃત્વાભિમાનને દૂર કરવા માટે પ્રતીતિ અને પ્રાપ્તનો ભેદ સમજી લેવો આવશ્યક છે. જે દેખાય છે પણ મળતું નથી, તેને 'પ્રતીતિ' કહે છે; અને જે મળે છે, પણ દેખાતું નથી, તેને 'પ્રાપ્ત' કહે છે. દેખાવા-સાંભળવા વગેરેમાં આવવાવાળો પ્રતિક્ષણ પરિવર્તનશીલ સંસાર 'પ્રતીતિ' છે, અને સર્વત્ર નિત્ય પરિપૂર્ણ પરમાત્મ-તત્ત્વ 'પ્રાપ્ત' છે. પરમાત્મ-તત્ત્વ બ્રહ્માથી કીડી પર્યંત બધાને સમાન રૂપે આપોઆપ પ્રાપ્ત છે.

તાદશ્યતાથી દેખાવાવાળી પ્રતીતિનો પ્રતિક્ષણ અભાવ થઈ રહ્યો છે. દશ્યમાત્ર પ્રતિક્ષણ અદશ્યમાં જઈ રહ્યું છે. જેમનાથી પ્રતીતિ થાય છે, તે ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે પણ પ્રતીતિ જ છે. નિત્ય અચલ રહેવાવાળા 'સ્વયં'ને પ્રતીતિની પ્રાપ્તિ નથી થતી. સદા બધાંમાં રહેવાવાળું પરમાત્મ-તત્ત્વ 'સ્વયં'ને નિત્યપ્રાપ્ત છે. એટલા માટે 'પ્રતીતિ' અભાવ રૂપ અને 'પ્રાપ્ત' ભાવરૂપ છે – **'નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા અ. ૨/૧૬).

યાવન્માત્ર (સઘળા) પદાર્થ અને ક્રિયા 'પ્રતીતિ' છે. ક્રિયામાત્ર અક્રિયતામાં લીન થાય છે. પ્રત્યેક ક્રિયાના આદિ અને અંતમાં સહજ (સ્વતઃસિદ્ધ) અક્રિય તત્ત્વ વિદ્યમાન રહે છે. જે આદિ અને અંતમાં હોય છે, તે મધ્યમાં પણ હોય છે – આ સિદ્ધાંત છે. આથી ક્રિયાને સમયે પણ અખંડ અને સહજ અક્રિય તત્ત્વ જેમ છે તેમ વિદ્યમાન રહે છે. તે સહજ અક્રિય તત્ત્વ (ચેતનસ્વરૂપ અથવા પરમાત્મતત્ત્વ) અક્રિય અને સક્રિય – બન્ને અવસ્થાઓને પ્રકાશિત કરવાવાળું છે અર્થાત્ તે પ્રવૃત્તિ અને નિવૃત્તિ (કરવું અને ન કરવું) બન્નેથી પર છે.

પ્રતીતિ (સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, ક્રિયા વગેરે) સાથે માનેલા સંબંધ અર્થાત્ આસક્તિને કારણે જ નિત્યપ્રાપ્ત પરમાત્મ-તત્ત્વનો અનુભવ નથી થતો. આસક્તિનો નાશ થતાં જ નિત્યપ્રાપ્ત પરમાત્મ-તત્ત્વનો અનુભવ થઈ જાય છે. આથી આસક્તિરહિત થઈને પ્રતીતિ (પોતાના કહેવાતા શરીર વગેરે .પદાર્થો)ને પ્રતીતિ (સંસાર-માત્ર)ની સેવામાં લગાવી દેવાથી પ્રતીતિ (શરીર વગેરે પદાર્થો)નો પ્રવાહ પ્રતીતિ (સંસાર)ની તરફ જ થઈ જાય છે અને આપોઆપ પ્રાપ્ત પરમાત્મતત્ત્વ શેષ રહી જાય છે.

—■—

***સંબંધ*** *– આસક્તિરહિત થઈને કર્મ કરવા અર્થાત્ પોતાને માટે કોઈ કર્મ ન કરવાથી શું કોઈ પરમાત્માને પ્રાપ્ત થઈ ચૂક્યું છે? તેનો ઉત્તર ભગવાન આગળના શ્લોકમાં આપે છે.*

**કર્મણૈવ હિ સંસિદ્ધિમાસ્થિતા જનકાદયઃ ।**
**લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્કર્તુમર્હસિ ॥ ૨૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **જનકાદયઃ** | = રાજા જનક જેવા અનેક મહાપુરુષો | **એવ** | = જ | **કર્તુમ્** | = (નિષ્કામભાવે) કર્મ કરવાને |
| **હિ** | = પણ | **સંસિદ્ધિમ્** | = પરમ સિદ્ધિને | **એવ** | = જ |
| **કર્મણા** | = કર્મ (કર્મયોગ) દ્વારા | **આસ્થિતાઃ** | = પામ્યા હતા. તેથી | **અર્હસિ** | = યોગ્ય છે અર્થાત્ અવશ્ય કરવું જોઈએ. |
| | | **લોકસઙ્ગ્રહમ્** | = લોકસંગ્રહને | | |
| | | **સમ્પશ્યન્** | = જોતાં | | |
| | | **અપિ** | = પણ (તું) | | |

*ટીકા* – **'કર્મણૈવ હિ સંસિદ્ધિમાસ્થિતા જનકાદયઃ'** – 'આદિ' પદ 'પ્રભૃતિ' (આરંભ) તથા 'પ્રકાર' બન્નેનું વાચક માનવામાં આવે છે. જો અહીં આવેલા 'આદિ' પદને 'પ્રભૃતિ'નું વાચક માનવામાં આવે તો **'જનકાદયઃ'** પદનો અર્થ થશે - જેઓના આદિ (આરંભ)માં રાજા જનક છે અર્થાત્ રાજા જનક તથા તેઓના પછી થવાવાળા મહાપુરુષો. પરંતુ અહીં એવો અર્થ માનવો યોગ્ય પ્રતીત થતો નથી. કેમકે રાજા જનકના પહેલાં પણ અનેક મહાપુરુષો કર્મો દ્વારા પરમ સિદ્ધિને પ્રાપ્ત થઈ ચૂક્યા હતા; જેમ કે સૂર્ય, વૈવસ્વત મનુ, રાજા ઇક્ષ્વાકુ વગેરે (ગીતા અ. ૪/૧-૨). એટલા માટે અહીં 'આદિ' પદને 'પ્રકાર'નું વાચક માનવું જ ઉચિત છે, જેના અનુસાર **'જનકાદયઃ'** પદનો અર્થ છે – રાજા જનક જેવા ગૃહસ્થાશ્રમમાં રહીને નિષ્કામભાવથી બધાં કર્મો કરતા રહીને પરમસિદ્ધિને પ્રાપ્ત થયેલા મહાપુરુષો, જેઓ રાજા જનકના પહેલાં તથા બાદમાં (આજ સુધી) થઈ ચૂક્યા છે.

કર્મયોગ બહુ પુરાતન યોગ છે, જેના દ્વારા રાજા જનક જેવા અનેક મહાપુરુષો પરમાત્માને પ્રાપ્ત થઈ ચૂક્યા છે. આથી વર્તમાનમાં અને ભવિષ્યમાં પણ જો કોઈ કર્મયોગ દ્વારા પરમાત્માને પ્રાપ્ત કરવા ઇચ્છે તો તેણે તે મળેલી પ્રાકૃત વસ્તુઓ (શરીર વગેરે)ને કદી પોતાની અને પોતાને માટેની નહિ માનવી જોઈએ. કારણ કે વાસ્તવમાં તે પોતાની અને પોતાને માટેની છે જ નહિ; પરંતુ સંસારની અને સંસારને માટેની જ છે. આ વાસ્તવિકતાને માનીને સંસારથી મળેલી વસ્તુઓને સંસારની જ સેવામાં લગાડી દેવાથી સુગમતાપૂર્વક સંસારથી સંબંધ-વિચ્છેદ થઈને પરમાત્મપ્રાપ્તિ થઈ જાય છે. એટલા માટે કર્મયોગ પરમાત્મપ્રાપ્તિનું સુગમ, શ્રેષ્ઠ, અને સ્વતંત્ર સાધન છે – એમાં કોઈ સંદેહ નથી.

અહીં **'કર્મણા એવ'** પદોનો સંબંધ પૂર્વશ્લોકના **'અસક્તો હ્યાચરન્કર્મ'** પદોથી અર્થાત્ આસક્તિરહિત થઈને કર્મ કરવા સાથે છે; કેમકે આસક્તિરહિત થઈને કર્મ કરવાથી જ મનુષ્ય કર્મબંધનથી મુક્ત થાય છે, કેવળ કર્મ કરવાથી નહિ. કેવળ કર્મ કરવાથી તો પ્રાણી બંધાય છે – **'કર્મણા બધ્યતે જન્તુઃ'** (મહા. શાન્તિ. ૨૪૧/૭)

ગીતાની આ શૈલી છે કે ભગવાન પાછળના શ્લોકમાં વર્ણિત વિષયની મુખ્ય વાતને (જે સાધકોને માટે વિશેષ ઉપયોગી હોય છે) સંક્ષેપથી આગળના શ્લોકમાં ફરીથી કહી દે છે, જેમ પાછળના (ઓગણીસમા) શ્લોકમાં આસક્તિરહિત થઈને કર્મ કરવાની આજ્ઞા દઈને આ વીસમા શ્લોકમાં તે જ વાતને સંક્ષેપમાં **'કર્મણા એવ'** પદોથી કહે છે. એ જ રીતે આગળ બારમા અધ્યાયના છટ્ઠા શ્લોકમાં વર્ણિત વિષયની મુખ્ય વાતને સાતમા શ્લોકમાં સંક્ષેપથી **'મય્યાવેશિતચેતસામ્'** (મારામાં ચિત્ત લગાડનારા ભક્ત) પદથી ફરીથી કહેશે.

અહીં ભગવાન **'કર્મણા એવ'**ને સ્થાને **'યોગેન એવ'** પણ કહી શકતા હતા. પરંતુ અર્જુનનો આગ્રહ કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવાનો હોવાથી તથા (આસક્તિરહિત થઈને કરવામાં આવનારાં) કર્મોનો જ પ્રસંગ ચાલવાને કારણે **'કર્મણા એવ'** પદોનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આથી અહીં એ પદોનો અભિપ્રાય (પૂર્વશ્લોકના અનુસાર) આસક્તિરહિત થઈને કરવામાં આવેલા કર્મયોગ સાથે જ છે.

વાસ્તવમાં ચિન્મય પરમાત્માની પ્રાપ્તિ જડ કર્મોથી નથી થતી. નિત્યપ્રાપ્ત પરમાત્માનો અનુભવ થવામાં જે વિઘ્નો આવે છે, તે આસક્તિરહિત થઈને કર્મ કરવાથી દૂર થઈ જાય છે. પછી સર્વત્ર પરિપૂર્ણ સ્વતઃસિદ્ધ પરમાત્માનો અનુભવ થઈ જાય છે. આ રીતે પરમાત્મતત્ત્વના અનુભવમાં આવવાવાળાં વિઘ્નોને દૂર કરવાને કારણે અહીં કર્મ દ્વારા પરમસિદ્ધિ (પરમાત્મ-તત્ત્વ)ની પ્રાપ્તિની વાત કહેવામાં આવી છે.

## પરમાત્મ-પ્રાપ્તિ સંબંધી માર્મિક વાત

મનુષ્યો સાંસારિક પદાર્થોની પ્રાપ્તિની જેમ પરમાત્માની પ્રાપ્તિને પણ કર્મજન્ય માની લે છે. તેઓ એવો વિચાર કરે છે કે જ્યારે કોઈ મોટા (ઉચ્ચ પદાધિકારી) મનુષ્યને મળવા માટે પણ આટલો પરિશ્રમ કરવો પડે છે, ત્યારે અનંતકોટિ બ્રહ્માંડનાયક પરમાત્માને મળવા માટે તો બહુ જ પરિશ્રમ (તપ, વ્રત વગેરે) કરવાં પડશે. વસ્તુતઃ આ જ સાધકની સહુથી મોટી ભૂલ છે.

મનુષ્યયોનિનો કર્મો સાથે ઘનિષ્ઠ સંબંધ છે. એટલા માટે મનુષ્યયોનિને 'કર્મસંગી' અર્થાત્ કર્મોમાં આસક્તિવાળી કહેવામાં આવી છે – **'રજસિ પ્રલયં ગત્વા કર્મસઙ્ગિષુ જાયતે'** (ગીતા અ. ૧૪/૧૫). આ જ કારણથી કર્મોમાં મનુષ્યની વિશેષ પ્રવૃત્તિ રહે છે અને તે કર્મો દ્વારા જ અભીષ્ટ (મનગમતી) વસ્તુઓને પ્રાપ્ત કરવાને ઇચ્છે છે. પ્રારબ્ધનો સાથ રહેવાથી તે કર્મો દ્વારા જ અભીષ્ટ સાંસારિક વસ્તુઓને પ્રાપ્ત પણ કરી લે છે, જેનાથી તેની એ ધારણા પુષ્ટ થાય છે કે પ્રત્યેક વસ્તુ કર્મ કરવાથી જ મળે છે અને મળી શકે છે. પરમાત્માના વિષયમાં પણ તેનો આ જ ભાવ રહે છે અને તે ચેતન પરમાત્માને પણ જડ કર્મો દ્વારા જ પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરે છે. પરંતુ વાસ્તવિકતા એ જ છે કે પરમાત્માની પ્રાપ્તિ કર્મો દ્વારા નથી થતી. આ વિષયને બહુ જ ગંભીરતાપૂર્વક સમજવો જોઈએ.

કર્મોથી નાશવાન વસ્તુ (સંસાર)ની પ્રાપ્તિ થાય છે, અવિનાશી વસ્તુ (પરમાત્મા)ની નહિ; કેમકે સઘળાં કર્મો નાશવાન (શરીર, ઇન્દ્રિયો, મન વગેરે)ના સંબંધથી જ થાય છે, જ્યારે પરમાત્માની પ્રાપ્તિ નાશવાનથી સર્વથા સંબંધ-વિચ્છેદ થવાથી થાય છે.

પ્રત્યેક કર્મનો આરંભ અને અંત થાય છે, એટલા માટે કર્મના ફળ રૂપે પ્રાપ્ત થવાવાળી વસ્તુ પણ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી હોય છે. કર્મો દ્વારા તે જ વસ્તુની પ્રાપ્તિ થાય છે, જે સ્થળ, કાળ વગેરેની દૃષ્ટિએ દૂર (અપ્રાપ્ય) હોય. સાંસારિક વસ્તુ એક સ્થળ, કાળ વગેરેમાં રહેવાવાળી, ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી તેમ જ પ્રતિક્ષણ બદલાવાવાળી છે. આથી તેની પ્રાપ્તિ કર્મસાધ્ય છે, પરંતુ પરમાત્મા બધા સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ વગેરેમાં પરિપૂર્ણ (નિત્યપ્રાપ્ત)[1] તેમ જ ઉત્પત્તિ, વિનાશ અને પરિવર્તનથી સર્વથા રહિત છે. આથી તેમની પ્રાપ્તિ સ્વતઃસિદ્ધ છે, કર્મસાધ્ય નથી. આ જ કારણથી સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ ચિંતનથી નથી થતી, જ્યારે પરમાત્માની પ્રાપ્તિમાં ચિંતન મુખ્ય છે. ચિંતનથી તે જ વસ્તુ પ્રાપ્ત થ શકે છે, જે સમીપમાં સમીપ છે. વાસ્તવમાં જોવામાં આવે તો પરમાત્માની પ્રાપ્તિ ચિંતન રૂપ ક્રિયાથી પણ નથી થતી. પરમાત્માનું ચિંતન કરવાની સાર્થકતા બીજા (સંસારના) ચિંતનનો ત્યાગ કરાવવામાં જ છે. સંસારનું ચિંતન સર્વથા છૂટતાં જ નિત્યપ્રાપ્ત પરમાત્માનો અનુભવ થઈ જાય છે.

સર્વવ્યાપી પરમાત્માનું આપણાથી અંતર છે જ નહિ અને હોઈ શકે પણ નહિ. જેનાથી આપણે અંતર નથી માનતા, તે 'હું'પણાથી પણ પરમાત્મા અત્યંત સમીપ છે. 'હું' પણું તો પરિચ્છિન્ન(એકદેશીય) છે, પરંતુ પરમાત્મા પરિચ્છિન્ન નથી. એવી જ રીતે અત્યંત સમીપસ્થ, નિત્યપ્રાપ્ત પરમાત્માનો અનુભવ કરવાને માટે સાંસારિક વસ્તુઓની પ્રાપ્તિ જેવાં તર્ક તથા યુક્તિઓ લગાડવાં એ પોતાની જાતને ધોખો દેવા જેવું જ છે.

સાંસારિક વસ્તુની પ્રાપ્તિ ઇચ્છામાત્રથી નથી થતી; પરંતુ પરમાત્માની પ્રાપ્તિ ઉત્કટ અભિલાષામાત્રથી થઈ જાય છે. આ ઉત્કટ અભિલાષા જાગ્રત થવામાં સાંસારિક ભોગ અને સંગ્રહની ઇચ્છા જ બાધક છે, બીજું કંઈ બાધક છે જ નહિ. જો પરમાત્મપ્રાપ્તિની ઉત્કટ અભિલાષા હાલ જાગ્રત થઈ જાય, તો હાલ જ પરમાત્માનો અનુભવ થઈ જાય.

મનુષ્યજીવનનો ઉદ્દેશ્ય કર્મ કરવું અને તેનું ફળ ભોગવવું એ નથી. સાંસારિક ભોગ અને સંગ્રહની ઇચ્છાના ત્યાગપૂર્વક પરમાત્મપ્રાપ્તિની ઉત્કટ અભિલાષા ત્યારે જ જાગ્રત થઈ શકે છે, જ્યારે સાધકનો જીવનભરનો એક જ ઉદ્દેશ્ય-પરમાત્મપ્રાપ્તિ કરવાનો થઈ જાય. પરમાત્માને પ્રાપ્ત કરવા સિવાય અન્ય કોઈ પણ કાર્યનું કોઈ મહત્ત્વ ન રહે. વાસ્તવમાં પરમાત્મપ્રાપ્તિ સિવાય મનુષ્યજીવનનું અન્ય કોઈ પ્રયોજન છે જ નહિ. આવશ્યકતા કેવળ આ પ્રયોજન કે ઉદ્દેશ્યને ઓળખીને તેને પૂર્ણ કરવાની જ છે.

અહીં ઉદ્દેશ્ય અને ફળેચ્છા - બન્નેનો ભેદ સમજી લેવો આવશ્યક છે. નિત્ય પરમાત્મ-તત્ત્વને પ્રાપ્ત કરવાનો 'ઉદ્દેશ્ય' હોય છે, અને અનિત્ય (ઉત્પત્તિ વિનાશશીલ) પદાર્થોને પ્રાપ્ત કરવાની 'ફળેચ્છા' હોય છે. ઉદ્દેશ્ય તો પૂરો થાય છે, પરંતુ ફળેચ્છા નષ્ટ થવાવાળી હોય છે. સ્વરૂપબોધ અને ભગવત્પ્રાપ્તિ - આ બન્ને ઉદ્દેશ્ય છે, ફળ નહિ. ઉદ્દેશ્યની પ્રાપ્તિને માટે કરવામાં આવેલું કર્મ સકામ નથી કહેવાતું. એટલા માટે નિષ્કામ પુરુષ (કર્મયોગી)નાં બધાં કર્મો ઉદ્દેશ્યને કારણે હોય છે, ફળેચ્છાને કારણે નહિ.

કર્મયોગમાં કર્મો (જડતા) સાથે સંબંધ-વિચ્છેદનો ઉદ્દેશ્ય રાખીને શાસ્ત્રવિહિત શુભ કર્મો કરવામાં આવે છે. સકામ પુરુષ ફળની ઇચ્છા રાખીને પોતાને માટે કર્મ કરે છે અને કર્મયોગી ફળની ઇચ્છાનો ત્યાગ કરીને બીજાઓના હિતને માટે કર્મ (સેવા) કરે છે. કર્મ જ ફળરૂપમાં પરિણત થાય છે. આથી ફળનો સંબંધ કર્મ સાથે હોય છે. ઉદ્દેશ્યનો સંબંધ કર્મ સાથે નથી હોતો. નિષ્કામભાવપૂર્વક કેવળ બીજાઓના હિતને માટે કર્મ કરવાથી 'પરમાત્મા દૂર છે' એવી ધારણા દૂર થઈ જાય છે.

---

૧. દેસ કાલ દિસિ બિદિસિહુ માહીં। કહહુ સો કહાઁ જહાઁ પ્રભુ નાહીં॥ (માનસ ૧/૧૮૫/૩)

**'લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્કર્તુમર્હસિ'** – 'લોક' શબ્દના ત્રણ અર્થ થાય છે – (૧) મનુષ્યલોક વગેરે લોક, (૨) તે લોકમાં રહેવાવાળાં પ્રાણીઓ, અને (૩) શાસ્ત્ર (વેદોના અતિરિક્ત બધાં શાસ્ત્રો). મનુષ્યલોકની, તેમાં રહેવાવાળાં પ્રાણીઓની અને શાસ્ત્રોની મર્યાદા અનુસાર સમસ્ત આચરણો (જીવનચર્યામાત્ર) થવાં એ **'લોકસંગ્રહ'** કહેવાય છે.

લોકસંગ્રહનું તાત્પર્ય છે – લોકમર્યાદા સુરક્ષિત રાખવા માટે, લોકોને અસતથી વિમુખ કરીને સતની સન્મુખ કરવા માટે નિઃસ્વાર્થભાવપૂર્વક કર્મ કરવું. આને ગીતામાં 'યજ્ઞાર્થ કર્મ'ના નામે પણ કહેવામાં આવ્યું છે. પોતાનાં આચરણો તેમ જ વચનોથી લોકોને અસતથી વિમુખ કરીને સતની સન્મુખ કરી દેવા એ બહુ મોટી સેવા છે; કેમકે સતની સન્મુખ થવાથી લોકોનો સુધાર તેમ જ ઉદ્ધાર સ્વતઃ થઈ જાય છે.

લોકોને દેખાડવા માટે પોતાના કર્તવ્યનું પાલન કરવું એ લોકસંગ્રહ નથી. કોઈ દેખે કે ન દેખે, લોકમર્યાદા અનુસાર પોતપોતાના (વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરે અનુસાર) કર્તવ્યનું પાલન કરવાથી લોકસંગ્રહ આપોઆપ થાય છે.

કોઈ પણ કર્તવ્યકર્મ નાનું કે મોટું નથી હોતું. નાનામાં નાનું ને મોટામાં મોટું કર્મ, કર્તવ્યમાત્ર સમજીને (સેવાભાવથી) કરવામાં આવે છે, ત્યારે તે સરખાં જ છે. સ્થળ, કાળ, પરિસ્થિતિ, અવસર, વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરે અનુસાર જે કર્તવ્યકર્મ સામે આવી જાય, તે જ કર્મ મોટું હોય છે. કર્મના સ્વરૂપ અને ફળની દૃષ્ટિથી જ કર્મ નાનું કે મોટું, ઘોર કે સૌમ્ય પ્રતીત થાય છે.[1] ફળેચ્છાનો ત્યાગ કરવાથી બધાં કર્મો ઉદ્દેશ્યની સિદ્ધિ કરવાવાળાં બની જાય છે. આથી જડતાથી સંબંધ-વિચ્છેદ કરવામાં નાનાંમોટાં બધાં કર્મો સરખાં છે.

કોઈ પણ મનુષ્યનું જીવન બીજાઓની સહાય વિના નથી ચાલી શકતું. શરીર માતા-પિતા દ્વારા મળેલું છે અને વિદ્યા, યોગ્યતા, શિક્ષણ વગેરે ગુરુજનો દ્વારા મળે છે. જે અન્ન ગ્રહણ કરીએ છીએ, તે બીજાઓ દ્વારા ઉત્પન્ન કરવામાં આવેલું હોય છે; જે વસ્ત્રો પહેરીએ છીએ, તે બીજાઓ દ્વારા બનાવવામાં આવેલાં હોય છે, જે મકાનમાં રહીએ છીએ તેનું નિર્માણ બીજાઓ દ્વારા કરવામાં આવેલું હોય છે; જે સડક ઉપર ચાલીએ છીએ, તે બીજાઓ દ્વારા બનાવવામાં આવી હોય છે, વગેરે-વગેરે. આ રીતે પ્રત્યેક મનુષ્યનો જીવનનિર્વાહ બીજાઓને આશ્રિત છે. આથી દરેક મનુષ્ય ઉપર બીજાઓનું ઋણ છે, જેને ઉતારવા માટે યથાશક્તિ બીજાઓની નિઃસ્વાર્થભાવે સેવા (હિત) કરવી આવશ્યક છે. પોતાના કહેવાતા શરીર વગેરે સઘળા સાંસારિક પદાર્થોને કિંચિત્માત્ર પણ પોતાના અને પોતાને માટેના ન માનવાથી મનુષ્ય ઋણથી મુક્ત થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** અહીં આવેલાં **'કર્મણૈવ હી સંસિદ્ધિમાસ્થિતાઃ'** પદોથી સિદ્ધ થાય છે કે, કર્મયોગ મુક્તિનું સ્વતંત્ર સાધન છે. જનકાદિ રાજાઓએ પણ કર્મયોગ દ્વારા જ પરમસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. કારણ કે, તેમણે ફક્ત બીજાની સેવાને માટે, તેમને સુખ આપવા માટે જ રાજ્ય કર્યું, પોતાને માટે રાજ્ય નથી કર્યું.

**'લોકસઙ્ગ્રહમેવાપિ સમ્પશ્યન્કર્તુમર્હસિ'** પદોનું તાત્પર્ય એ છે કે, તારે લોકોમાં કર્મયોગનો આ આદર્શ સ્થાપિત કરવો જોઈએ કે, કર્મયોગનું પાલન કરવાથી પરમસિદ્ધિની પ્રાપ્ત થઈ જાય છે.

—▪—

*સંબંધ – કર્મ કરવાથી લોકસંગ્રહ કેવી રીતે થાય છે – તેનું વિવેચન ભગવાન આગળના શ્લોકમાં કરે છે.*

**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥ ૨૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **શ્રેષ્ઠઃ** | = શ્રેષ્ઠ પુરુષ | **તત્, તત્** | = તેવું-તેવું | **કુરુતે** | = કરી આપે છે, |
| **યત્, યત્** | = જે જે | **એવ** | = જ (આચરણ કરે છે.) | **લોકઃ** | = બીજા મનુષ્યો |
| **આચરતિ** | = આચરણ કરે છે, | **સઃ** | = તે | **તત્** | = તે |
| **ઈતરઃ** | = અન્ય | **યત્** | = જે કંઈ | **અનુવર્તતે** | = પ્રમાણે આચરણ કરે છે. |
| **જનઃ** | = માણસો (પણ) | **પ્રમાણમ્** | = પ્રમાણ | | |

૧. ઉદાહરણાર્થે – કર્મના સ્વરૂપની દૃષ્ટિએ સાવરણીથી વાળવું એ નાનું કર્મ અને વ્યાખ્યાન આપવું એ મોટું કર્મ પ્રતીત થાય છે, તેમ જ કર્મફળની દૃષ્ટિએ ઓછું દાન કરવાનું ઓછું પુણ્ય અને વધારે દાન કરવાનું વધારે પુણ્ય પ્રતીત થાય છે.

*ટીકા* – **'યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ'** – શ્રેષ્ઠ પુરુષ તે છે, જે **'સંસાર'** (શરીર વગેરે પદાર્થો)ને અને **'સ્વયં'** (પોતાના સ્વરૂપ)ને તત્ત્વથી જાણે છે. તેનો એક સ્વાભાવિક અનુભવ હોય છે કે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, ધન, કુટુંબ, જમીન વગેરે પદાર્થો સંસારના છે, પોતાના નહિ. એટલું જ નહિ, તે શ્રેષ્ઠ પુરુષ ત્યાગ, વૈરાગ્ય, પ્રેમ, જ્ઞાન, સદ્‌ગુણ વગેરેને પણ પોતાના નથી માનતો; કેમકે તેમને પણ પોતાના માનવાથી વ્યક્તિત્વ પુષ્ટ થાય છે, જે તત્ત્વપ્રાપ્તિમાં બાધક છે. 'હું ત્યાગી છું', 'હું વૈરાગી છું', 'હું સાધક છું', 'હું ભક્ત છું' વગેરે ભાવો પણ વ્યક્તિત્વને પુષ્ટ કરવાવાળા હોવાને કારણે તત્ત્વપ્રાપ્તિમાં બાધક બને છે. શ્રેષ્ઠ પુરુષમાં (જડતાના સંબંધથી થવાવાળો) 'વ્યષ્ટિ અહંકાર' તો હોતો જ નથી, અને 'સમષ્ટિ અહંકાર' વ્યવહારમાત્રને માટે હોય છે, જે સંસારની સેવામાં લાગેલો રહે છે; કેમકે અહંકાર પણ સંસારનો જ છે (ગીતા અ. ૭/૪; અ. ૧૩/૫).

સંસાર દ્વારા મળેલાં શરીર, ધન, પરિવાર, પદ, યોગ્યતા, અધિકાર વગેરે બધા પદાર્થો સદુપયોગ કરવા અર્થાત્ બીજાઓની સેવા કરવા માટે જ મળ્યા છે; ઉપભોગ કરવા અથવા પોતાનો અધિકાર જમાવવા માટે નહિ. જે તેમને પોતાના અને પોતાને માટેના માનીને તેઓનો ઉપયોગ કરે છે, તેને ભગવાન ચોર કહે છે – **'યો ભુङ्क्ते સ્તેન એવ સઃ'** (ગીતા અ. ૩/૧૨). આ બધા પદાર્થો સમષ્ટિના જ છે, વ્યષ્ટિના કદી કોઈ પ્રકારે નહિ. વાસ્તવમાં આ પદાર્થો સાથે આપણો કોઈ સંબંધ નથી. શ્રેષ્ઠ પુરુષના પોતાના કહેવાતા શરીર વગેરે પદાર્થો (સંસારના હોવાથી) આપોઆપ-સ્વાભાવિક રીતે સંસારની સેવામાં લાગે છે. સઘળાં પ્રાણીઓના હિતમાં તેની સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે.

'આપવાના' ભાવથી સમાજમાં એકતા અને પ્રેમ ઉત્પન્ન થાય છે અને 'લેવાના' ભાવથી સંઘર્ષ ઉત્પન્ન થાય છે. 'આપવાનો' ભાવ ઉદ્ધાર કરવાવાળો અને 'લેવાનો' ભાવ પતન કરવાવાળો થાય છે. શરીરને 'હું', 'મારું' અથવા 'મારા માટે' માનવાથી જ 'લેવા'નો ભાવ ઉત્પન્ન થાય છે. શરીર સાથે પોતાનો કોઈ સંબંધ ન માનવાને કારણે શ્રેષ્ઠ પુરુષમાં 'લેવા'નો ભાવ કિંચિત્‌માત્ર પણ નથી હોતો. આથી તેની પ્રત્યેક ક્રિયા બીજાઓનું હિત કરવાવાળી જ હોય છે. એવા શ્રેષ્ઠ પુરુષનાં દર્શન, સ્પર્શ, વાર્તાલાપ, ચિંતન વગેરેથી આપોઆપ લોકોનું હિત થાય છે. એટલું જ નહિ, તેના શરીરને સ્પર્શ કરીને વહેવાવાળા વાયુથી પણ લોકોનું હિત થાય છે.

એવા શ્રેષ્ઠ પુરુષો બે પ્રકારના હોય છે – (૧) અવધૂત કોટિના અને (૨) આચાર્ય કોટિના. અવધૂત કોટિના શ્રેષ્ઠ પુરુષો અવધૂતોને માટે જ આદર્શ હોય છે, સાધારણ જનતાને માટે નહિ. પરંતુ આચાર્ય કોટિના શ્રેષ્ઠ પુરુષો મનુષ્યમાત્રને માટે આદર્શ હોય છે. અહીં આચાર્ય કોટિના શ્રેષ્ઠ પુરુષોનું વર્ણન કરવામાં આવ્યું છે, જેમનાં આચરણ સદા શાસ્ત્રમર્યાદાને અનુકૂળ જ હોય છે. કોઈ દેખે કે ન દેખે, અહંતા-મમતા ન રહેવાને કારણે તેઓના દ્વારા સ્વાભાવિક રીતે જ કર્તવ્યનું પાલન થાય છે. જેવી રીતે, જંગલમાં કોઈ પુષ્પ ખીલ્યું અને થોડા સમય બાદ ચિમળાઈ ગયું અને સુકાઈને ખરી પડ્યું. તેને કોઈએ જોયું નહિ, છતાં પણ તેણે (ચારે બાજુ) પોતાની સુગંધ ફેલાવીને દુર્ગંધનો નાશ કર્યો જ છે. એવી જ રીતે શ્રેષ્ઠ પુરુષ દ્વારા (પરહિતનો અસીમ ભાવ હોવાને કારણે) સંસારમાત્ર ઉપર સ્વાભાવિક રીતે જ ઘણા જ ઉપકાર થયા કરે છે, ચાહે કોઈ સમજે કે ન સમજે. કારણ એ છે કે વ્યક્તિત્વ (અહંતા-મમતા) દૂર થવાને કારણે ભગવાનની એ પાલનશક્તિની સાથે તેમની એકતા થઈ જાય છે, જેના દ્વારા સંસારમાત્રનું હિત થઈ રહ્યું હોય છે.

જેવી રીતે એક જ શરીરનાં બધાં અંગો ભિન્ન-ભિન્ન હોવા છતાં પણ એક જ છે (જેમ - કોઈ પણ અંગમાં પીડા થતાં મનુષ્ય તેને પોતાની પીડા માને છે), તેવી જ રીતે સંસારનાં બધાં પ્રાણીઓ ભિન્ન-ભિન્ન હોવા છતાં પણ એક જ છે. જેવી રીતે શરીરનું કોઈ પણ પીડિત (રોગી) અંગ ઠીક થઈ જતાં સમગ્ર શરીરનું હિત થાય છે, તેવી જ રીતે મર્યાદામાં રહીને પ્રાપ્ત વસ્તુ, સમય, પરિસ્થિતિ વગેરેના અનુસાર પોતાના કર્તવ્યનું પાલન કરવાવાળા મનુષ્ય દ્વારા સમગ્ર સંસારનું આપોઆપ હિત થાય છે.

શ્રેષ્ઠ પુરુષનાં આચરણો અને વચનોનો પ્રભાવ (સ્થૂળ શરીર દ્વારા થવાને કારણે) સ્થૂળ રીતે પડે છે, જે સીમિત હોય છે. પરંતુ તેમના ભાવોનો પ્રભાવ સૂક્ષ્મ રીતે પડે છે, જે અસીમ હોય છે. કારણ એ છે કે 'ક્રિયા' તો સીમિત હોય છે, પણ 'ભાવ' અસીમ હોય છે.

શ્રેષ્ઠ પુરુષ જે ભાવોને પોતાનાં આચરણોમાં લાવે છે, તે ભાવોનો બીજા મનુષ્યો ઉપર ઘણો જ પ્રભાવ પડે છે. પોતાના વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેના આચરણોનું સારી રીતે પાલન કરવાને કારણે તેમના દ્વારા કહેલાં વચનોનો બીજા વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેના લોકો ઉપર પણ ઘણો જ પ્રભાવ પડે છે.

જોકે શ્રેષ્ઠ મનુષ્ય પોતાને માટે કોઈ આચરણ નથી કરતો અને તેનામાં કર્તૃત્વાભિમાન પણ નથી હોતું, તોપણ લોકોની દૃષ્ટિમાં તે આચરણ કરતો હોવાનું દેખાવાને કારણે

અહીં **'આચરતિ'** ક્રિયાનો પ્રયોગ થયો છે. તેના દ્વારા બધાના ઉપકારને માટે આપોઆપ-સ્વાભાવિક ક્રિયાઓ થાય છે. પોતાનો કોઈ સ્વાર્થ ન રહેવાને કારણે તેની નાની-મોટી પ્રત્યેક ક્રિયા લોકોનું આપોઆપ હિત કરવાવાળી હોય છે. જોકે તેને માટે કોઈ કર્તવ્ય નથી – **'તસ્ય કાર્યં ન વિદ્યતે'** (ગીતા અ. ૩/૧૭) અને તેનામાં કરવાનું અભિમાન પણ નથી – **'નિર્મમો નિરહંકારઃ'** (ગીતા અ. ૨/૭૧), તોપણ તેના દ્વારા આપોઆપ-સ્વાભાવિક સુચારુ રૂપે કર્તવ્યનું પાલન થાય છે. આ રીતે તેના દ્વારા આપોઆપ-સ્વાભાવિક લોકસંગ્રહ થાય છે.

## વિશેષ વાત

પ્રાયઃ જોવામાં આવે છે કે જે સમાજ, સંપ્રદાય, જાતિ, વર્ણ, આશ્રમ વગેરેમાં જે મનુષ્ય શ્રેષ્ઠ કહેવાય છે અને જેમને લોકો શ્રેષ્ઠ માનીને આદરની દૃષ્ટિએ જુએ છે, તેઓ જેવું આચરણ કરે છે, તે સમાજ, સંપ્રદાય, જાતિ વગેરેના લોકો પણ તેવું જ આચરણ કરવા લાગી જાય છે.

અંતઃકરણમાં ધન અને પદનું મહત્ત્વ તેમ જ લોભ રહેવાને કારણે લોકો અધિક ધનવાળા (લખપતિ, કરોડપતિ) તથા ઊંચા પદવાળા (નેતા, મંત્રી વગેરે) પુરુષોને શ્રેષ્ઠ માની લે છે અને તેઓને ઘણા જ આદરની દૃષ્ટિએ જુએ છે. જેઓના અંતઃકરણમાં જડ વસ્તુઓ (ધન, પદ વગેરે)નું મહત્ત્વ છે, તે મનુષ્યો વાસ્તવમાં ન તો પોતે શ્રેષ્ઠ હોય છે અને ન તો શ્રેષ્ઠ વ્યક્તિને સમજી પણ શકે છે. જેને તેઓ શ્રેષ્ઠ સમજે છે, તે પણ વાસ્તવમાં શ્રેષ્ઠ નથી હોતો. જો તેમના હૃદયમાં ધનનો અધિક આદર હોય તો તેમના ઉપર અધિક ધનવાળાઓનો જ પ્રભાવ પડે છે; જેવી રીતે – ચોરો ઉપર ચોરોના સરદારનો જ પ્રભાવ પડે છે. વાસ્તવમાં શ્રેષ્ઠ ન હોવા છતાં પણ લોકો દ્વારા શ્રેષ્ઠ માની લેવાને કારણે તે ધનિક તથા ઉચ્ચ પદાધિકારી પુરુષોનાં આચરણોનો સમાજમાં આપોઆપ પ્રચાર થઈ જાય છે. જેવી રીતે, ધનને કારણે જે શ્રેષ્ઠ માનવામાં આવે છે, તે પુરુષો જે જે ઉપાયોથી ધન કમાય છે અને ભેગું કરે છે, તે તે ઉપાયોનો લોકોમાં આપોઆપ પ્રચાર થઈ જાય છે, ચાહે તે ઉપાયો ગમે તેટલા ગુપ્ત કેમ ન હોય! આ જ કારણ છે કે વર્તમાનમાં જૂઠ, કપટ, અપ્રામાણિકતા, દગો, ચોરી વગેરે બૂરાઈઓનો સમાજમાં, કોઈ પાઠશાળામાં શિખવ્યા વિના જ આપોઆપ પ્રચાર થતો રહ્યો છે.

એ દુઃખ અને આશ્ચર્યની વાત છે કે વર્તમાનમાં લોકો લખપતિને તો શ્રેષ્ઠ માની લે છે, પણ પ્રતિદિન ભગવન્નામનો લાખ જપ કરવાવાળાને શ્રેષ્ઠ નથી માનતા. તેઓએ વિચાર જ નથી કરતા કે લખપતિનું મરણ થતાં એક કોડી પણ સાથે નહિ જાય, જ્યારે ભગવન્નામનો જપ કરવાવાળાનું મરણ થતાં પૂરેપૂરું ભગન્નામ રૂપી ધન તેની સાથે જશે, એક પણ ભગવન્નામ પાછળ નહિ રહે!

પોતપોતાના સ્થાન કે ક્ષેત્રમાં જે પુરુષો મુખ્ય કહેવાય છે, તે અધ્યાપક, વ્યાખ્યાનદાતા, આચાર્ય, ગુરુ, નેતા, શાસક, મહંત, કથાવાચક, પૂજારી વગેરે બધાએ પોતાનાં આચરણોમાં વિશેષ સાવધાની રાખવાની બહુ ભારે આવશ્યકતા છે, જેથી બીજાઓ ઉપર તેમનો સારો પ્રભાવ પડે. એ જ રીતે પરિવારની મુખ્ય વ્યક્તિ (વડીલ) એ પણ પોતાનાં આચરણોમાં પૂરી સાવધાની રાખવાની આવશ્યકતા છે. કારણ કે મુખ્ય વ્યક્તિની તરફ જ બધાની દૃષ્ટિ રહે છે. રેલગાડીમાં બેઠેલી અન્ય વ્યક્તિઓ સૂતેલી પણ રહી શકે છે, પરંતુ ચાલકે સદા જાગ્રત રહેવું પડે છે. તેની થોડી પણ અસાવધાનીથી દુર્ઘટના થઈ જવાની સંભાવના રહે છે. એટલા માટે સંસારમાં પોતપોતાના ક્ષેત્રમાં શ્રેષ્ઠ માનવામાં આવતા બધા પુરુષોએ પોતાનાં આચરણો ઉપર વિશેષ ધ્યાન રાખવાની ઘણી જ આવશ્યકતા છે.

**'સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે'** – જેના અંતઃકરણમાં કામના, મમતા, આસક્તિ, સ્વાર્થ, પક્ષપાત વગેરે દોષ નથી, અને નાશવાન પદાર્થોનું મહત્ત્વ કે કશું પણ લેવાની ભાવના નથી, એવા મનુષ્ય દ્વારા કહેવાયેલાં વચનોનો પ્રભાવ બીજાઓ ઉપર આપોઆપ પડે છે અને તેઓ તેના વચન અનુસાર જાતે આચરણ કરવા પણ લાગી જાય છે.

અહીં એવી શંકા થઈ શકે છે જ્યારે આચરણની વાત કહી દીધી, ત્યારે પ્રમાણને કહેવાની શી આવશ્યકતા છે અને પ્રમાણની વાત કહેવા જતાં આચરણને કહેવાની શી આવશ્યકતા છે? એનું સમાધાન એ છે કે જોકે આચરણ મુખ્ય હોય છે, તોપણ એક જ મનુષ્ય દ્વારા બધા જ વર્ણો, આશ્રમો, સંપ્રદાયો વગેરેના ભાવોનું આચરણ કરવું શક્ય નથી. આથી શ્રેષ્ઠ મનુષ્ય પોતે જે વર્ણ, આશ્રમ વગેરેમાં હોય છે, તેના અનુસાર તો તે સાંગોપાંગ આચરણ કરે જ છે અને અન્ય વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેના લોકોને માટે પણ તે પોતાનાં વચનોથી શાસ્ત્ર, ઈતિહાસ, વગેરેના પ્રમાણથી એવું શિક્ષણ આપે છે કે પોતાને માટે કંઈ નહિ કરીને, સઘળાં પ્રાણીઓના હિતની ભાવનાથી પોતપોતાના (વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરે અનુસાર) કર્તવ્યનું પાલન કરવું એ કલ્યાણ માટેનું સુગમ અને શ્રેષ્ઠ સાધન છે (ગીતા અ. ૧૮/૪૫). તેનાં વચનોથી પ્રભાવિત થઈને બીજા વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેના લોકો તેના કહ્યા અનુસાર

પોતપોતાનાં કર્તવ્યોનું પાલન કરવા લાગી જાય છે. જોકે આચરણનું ક્ષેત્ર સીમિત અને પ્રમાણ (વચનો)નું ક્ષેત્ર વિસ્તૃત હોય છે, તોપણ ભગવાન દ્વારા શ્રેષ્ઠ પુરુષના આચરણમાં પાંચ પદ – **'યત્' 'યત્', 'તત્', 'તત્'** અને (વિશેષ રૂપથી) **'એવ'** આપવાનો અભિપ્રાય એ છે કે તેના આચરણનો પ્રભાવ સમાજ ઉપર પાંચ ગણો (વધારે) પડે છે અને પ્રમાણમાં બે પદ - **'યત્'** અને **'તત્'** આપવાનો અભિપ્રાય એ છે કે પ્રમાણનો પ્રભાવ સમાજ ઉપર કેવળ બે ગણો (અપેક્ષા કરતાં ઓછો) પડે છે. એટલા માટે ભગવાને વીસમા શ્લોકમાં લોકસંગ્રહને માટે પોતાનાં કર્તવ્ય કર્મોનું પાલન કરવા ઉપર જ વિશેષ રૂપે ભાર મૂક્યો છે.

જો શ્રેષ્ઠ મનુષ્ય પોતે પોતાના વર્ણ, આશ્રમ વગેરે અનુસાર આચરણ ન કરીને કેવળ પ્રમાણ આપે, તો તેનો લોકો ઉપર વિશેષ પ્રભાવ નહિ પડે. તેમાં લોકોનો એવો ભાવ થઈ શકે છે કે એ વાતો તો કેવળ કહેવા-સાંભળવાની છે; કેમકે કહેવાવાળો પોતે તો પોતાનાં કર્તવ્યકર્મનું પાલન નથી કરી રહ્યો. એવો ભાવ થતાં લોકોમાં પોતાના કર્તવ્ય પ્રત્યે અશ્રદ્ધા અને અરુચિ થવાની સંભાવના રહે છે. એટલા માટે શ્રેષ્ઠ પુરુષ પોતે આચરણ કરીને અને પ્રમાણ આપીને- બન્નેય પ્રકારે લોકોને પોતપોતાના કર્તવ્યપાલનમાં લગાડીને તેઓનું હિત કરે છે.

શ્રેષ્ઠ પુરુષનાં આચરણોનું અનુવર્તન (અનુસરણ) તે જ લોકો કરે છે, જે તેને શ્રેષ્ઠ માને છે. આથી વાસ્તવમાં શ્રેષ્ઠ હોવા છતાં પણ જો કોઈ મનુષ્ય તેને શ્રેષ્ઠ નથી માનતો, તો તે શ્રેષ્ઠ પુરુષનાં આચરણો અને વચનો અનુસાર આચરણ નહિ કરી શકે.

વર્તમાનમાં પારમાર્થિક (ભગવત્સંબંધી) ભાવોનો પ્રચાર કરવાવાળા અનેકાનેક પુરુષો હોવા છતાં પણ લોકો પર તે ભાવોનો પ્રભાવ બહુ જ થોડો દેખાઈ આવે છે. આનું કારણ એ છે કે પ્રાયઃ વક્તા જેવું કહે છે, તેવું તે પોતે પૂરું આચરણ નથી કરતો. પોતે આચરણ કરીને કહેવામાં આવેલી વાત ગોળીથી ભરેલી બંદૂક સમાન છે, જે ગોળીના છૂટતાં અવાજની સાથેસાથે પ્રહાર પણ કરે છે. એનાથી વિપરીત, આચરણમાં મૂક્યા વિના કહેવામાં આવેલી વાત કેવળ દારૂથી ભરેલી બંદૂક સમાન છે, જે કેવળ અવાજ કરીને જ શાંત થઈ જાય છે. હા, પારમાર્થિક વાતો એમ જ ખતમ નથી થઈ જતી, બલ્કે કંઈ ને કંઈ પ્રભાવ પાડે જ છે. ભગવચ્ચર્ચા, કથા કીર્તન વગેરેનો કોઈ ને કંઈ પ્રભાવ બધા ઉપર પડે જ છે. જો સાંભળવાવાળામાં શ્રદ્ધા હોય અને તેઓ સાધના કરતા હોય અથવા કરવા ઇચ્છતા હોય, તો તેઓના ઉપર (પોતાની શ્રદ્ધા અને સાધનાની રુચિને કારણે) વચનોનો પ્રભાવ વધારે પડે છે.



***સંબંધ*** *– હવે ભગવાન આગળના ત્રણ શ્લોકોમાં પોતાનું ઉદાહરણ દઈને લોકસંગ્રહની પુષ્ટિ કરે છે.*

**ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિઞ્ચન ।**
**નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ ॥ ૨૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પાર્થ! | **કર્તવ્યમ્** | = કર્તવ્ય | | (વસ્તુ) |
| **મે** | = મારે | **અસ્તિ** | = છે | **અનવાપ્તમ્** | = અપ્રાપ્ત છે, |
| **ત્રિષુ** | = ત્રણેય | **ચ** | = અને | **કર્મણિ** | = (છતાંય હું) |
| **લોકેષુ** | = લોકોમાં | **ન** | = ન | | કર્તવ્ય-કર્મમાં |
| **ન** | = ન (તો) | | (કશીયે) | **એવ** | = જ |
| **કિઞ્ચન** | = કશું | **અવાપ્તવ્યમ્** | = પ્રાપ્ત કરવા જેવી | **વર્તે** | = પ્રવૃત્ત રહું છું. |

***ટીકા*** – **'ન મે પાર્થાસ્તિ... નાનવાપ્તમવાપ્તવ્યમ્'** – ભગવાન કોઈ એક લોકમાં સીમિત નથી. એટલા માટે તે ત્રણેય લોકમાં પોતાનું કોઈ કર્તવ્ય ન હોવાની વાત કહી રહ્યા છે.

ભગવાનને માટે ત્રિલોકમાં કોઈ પણ કર્તવ્ય શેષ નથી; કેમકે તેમને માટે કંઈ પણ મેળવવાનું શેષ નથી. કંઈ ને કંઈ મેળવવા માટે જ બધા (મનુષ્ય, પશુ, પક્ષી વગેરે) કર્મ કરે છે. ભગવાન ઉપર્યુક્ત પદોમાં બહુ જ

વિલક્ષણ વાત કહી રહ્યા છે કે કંઈ પણ કરવાનું અને મેળવવાનું શેષ ન હોવા છતાં પણ હું કર્મ કરું છું!

પોતાને માટે કોઈ કર્તવ્ય ન હોવા છતાં પણ ભગવાન કેવળ બીજાઓનાં હિતને માટે અવતાર લે છે અને સાધુ પુરુષોનો ઉદ્ધાર, પાપી પુરુષોનો વિનાશ તથા ધર્મની સંસ્થાપના કરવા માટે કર્મ કરે છે (ગીતા અ. ૪/૮). અવતાર સિવાય ભગવાનની સૃષ્ટિરચના પણ જીવમાત્રના ઉદ્ધારને માટે જ હોય છે. સ્વર્ગલોક પુણ્યકર્મોનું ફળ ભોગવવા માટે છે અને ચોરાસી લાખ યોનિઓ તેમ જ નરક પાપકર્મોનું ફળ ભોગવવા માટે છે. મનુષ્યયોનિ પુણ્ય અને પાપ-બન્નેથી પર થઈને પોતાનું કલ્યાણ કરવા માટે છે. એવું ત્યારે જ સંભવિત બને છે, જ્યારે મનુષ્ય પોતાને માટે કંઈ ના કરે. તે સઘળાં કર્મો - સ્થૂળ શરીરથી થવાવાળી 'ક્રિયા', સૂક્ષ્મ શરીરથી થવાવાળું 'ચિંતન' અને કારણ શરીરથી થવાવાળી 'સ્થિરતા' કેવળ બીજાઓના હિતને માટે જ કરે, પોતાને માટે નહિ. કારણ કે જેમનાથી સર્વ કર્મો કરવામાં આવે છે, તે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – ત્રણેય શરીરો સંસારનાં છે, પોતાનાં નહિ. એટલા માટે કર્મયોગી શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરે સઘળી સામગ્રીને (જે વાસ્તવમાં સંસારની જ છે) સંસારની જ માને છે અને તેને સંસારની સેવામાં લગાડે છે. જો મનુષ્ય સંસારની વસ્તુને સંસારની સેવામાં ન લગાડીને પોતાના સુખભોગમાં લગાડે, તો તે ઘણી ભારે ભૂલ કરે છે. સંસારની વસ્તુને પોતાની માની લેવાથી જ ફળની ઇચ્છા થાય છે અને ફળપ્રાપ્તિ માટે કર્મ થાય છે. આ રીતે જ્યાં સુધી મનુષ્ય કંઈક મેળવવાની ઇચ્છાથી કર્મ કરે છે, ત્યાં સુધી તેને માટે કર્તવ્ય અર્થાત્ 'કરવાનું' શેષ રહે છે.

ગંભીરતાપૂર્વક વિચાર કરવામાં આવે તો જણાય છે કે મનુષ્યમાત્રનું પોતાને માટે કોઈ કર્તવ્ય છે જ નહિ. કારણ કે પ્રાપ્ય વસ્તુ (પરમાત્મ-તત્ત્વ) નિત્યપ્રાપ્ત છે અને પોતે (સ્વરૂપથી) પણ નિત્ય છે, જ્યારે કર્મ અને કર્મફળ અનિત્ય અર્થાત્ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળું છે. અનિત્ય (કર્મ અને ફળ)નો સંબંધ નિત્ય (સ્વયં)ની સાથે હોઈ જ કેવી રીતે શકે? કર્મનો સંબંધ 'પર' (શરીર અને સંસાર) સાથે છે, 'સ્વ' સાથે નહિ. કર્મ સદૈવ 'પર'ના દ્વારા અને 'પર'ને માટે જ હોય છે. એટલા માટે પોતાને માટે કંઈ કરવાનું છે જ નહિ. જ્યારે મનુષ્યમાત્રને માટે કોઈ કર્તવ્ય નથી, ત્યારે ભગવાનને માટે કોઈ કર્તવ્ય હોઈ જ કેવી રીતે શકે?

કર્મયોગથી સિદ્ધ થયેલા મહાપુરુષને માટે ભગવાને આ જ અધ્યાયના સત્તારમા-અઢારમા શ્લોકોમાં કહ્યું છે કે તે મહાપુરુષને માટે કોઈ કર્તવ્ય નથી; કેમકે તેની રતિ, તૃપ્તિ અને સંતુષ્ટિ પોતાની જાતમાં જ થાય છે. એટલા માટે તેને સંસારમાં કરવા અથવા ન કરવા સાથે કોઈ પ્રયોજન નથી રહેતું તથા તેનો કોઈ પણ પ્રાણી સાથે કિંચિત્માત્ર પણ સ્વાર્થનો સંબંધ નથી રહેતો. એવું હોવા છતાં પણ તે મહાપુરુષ લોકસંગ્રહાર્થે કર્મ કરે છે. એ જ રીતે અહીં ભગવાન પોતાને માટે કહે છે કે કોઈ પણ કર્તવ્ય ન હોવા તથા કશું પણ મેળવવાનું બાકી ન હોવા છતાં પણ હું લોકસંગ્રહાર્થે કર્મ કરું છું. તાત્પર્ય એ છે કે તત્ત્વજ્ઞ મહાપુરુષની ભગવાનની સાથે એકતા હોય છે – **'મમ સાધર્મ્યમાગતાઃ'** (ગીતા અ. ૧૪/૨). જેવી રીતે ભગવાન ત્રિલોકમાં આદર્શ પુરુષ છે (ગીતા અ. ૩/૨૩; અ. ૪/૧૧), તેવી જ રીતે સંસારમાં તત્ત્વજ્ઞ પુરુષ પણ આદર્શ છે (ગીતા અ. ૩/૨૫).

**'વર્ત એવ ચ કર્મણિ'** – અહીં **'એવ'** પદથી ભગવાનનું તાત્પર્ય એ છે કે હું ઉત્સાહ તેમ જ તત્પરતાથી આળસરહિત થઈને, સાવધાનીપૂર્વક, સાંગોપાંગ રીતે કર્તવ્યકર્મો કરું છું. કર્મોનો ન તો ત્યાગ કરું છું, ન તો ઉપેક્ષા.

જેવી રીતે એન્જિનનાં પૈડાંઓના ચાલવાથી એન્જિન સાથે જોડેલા ડબ્બાઓ પણ ચાલતા રહે છે, તેવી જ રીતે ભગવાન અને સંતો તથા મહાપુરુષો (જેમનામાં કરવાની અને મેળવવાની ઇચ્છા નથી) એન્જિનની જેમ કર્તવ્યકર્મ કરે છે, જેથી ઇતર મનુષ્યો પણ તેમનું અનુસરણ કરે છે. ઇતર મનુષ્યોમાં કરવાની અને મેળવવાની ઇચ્છા રહે છે. એ ઇચ્છાઓ નિષ્કામભાવપૂર્વક કર્તવ્યકર્મ કરવાથી જ દૂર થાય છે. જો ભગવાન અને સંત તથા મહાપુરુષો કર્તવ્યકર્મો ના કરે તો બીજા મનુષ્યો પણ કર્તવ્યકર્મો નહિ કરે, જેથી તેઓમાં પ્રમાદ-આળસ આવી જશે અને તેઓ અકર્તવ્ય કરવા મંડી પડશે! પછી તે મનુષ્યોની ઇચ્છાઓ કેવી રીતે દૂર થશે! એટલા માટે તમામ મનુષ્યોના હિતને માટે ભગવાન અને સંતો તથા મહાપુરુષો દ્વારા સ્વાભાવિક રીતે જ કર્તવ્યકર્મો થાય છે.

ભગવાન સદૈવ કર્તવ્યપરાયણ રહે છે, કદી કર્મચ્યુત નથી થતા. આથી ભગવત્પરાયણ સાધકે પણ કદી કર્તવ્ય-ચ્યુત નહિ થવું જોઈએ. કર્તવ્યચ્યુત થવાથી જ તે ભગવતત્ત્વના અનુભવથી વંચિત રહે છે. નિત્ય કર્તવ્યપરાયણ રહેવાથી સાધકને ભગવત્તત્ત્વનો અનુભવ સુગમતાપૂર્વક થઈ શકે છે.

**પરિશિષ્ટ ભાવ :** મહાભારતમાં ભગવાને ઉત્તંગ ઋષિને પણ ત્રણે લોકમાં પોતાનું કર્તવ્ય બતાવ્યું છે –

**ધર્મસંરક્ષણાર્થાય ધર્મસંસ્થાપનાય ચ ॥**
**તૈસ્તૈર્વેષૈશ્ચ રૂપૈશ્ચ ત્રિષુ લોકેષુ ભાર્ગવ ।** (મહા. આશ્વ. ૫૪/૧૩-૧૪)

"હું ધર્મની રક્ષા અને સ્થાપના માટે ત્રણે લોકોમાં ઘણી યોનિઓમાં અવતાર ધારણ કરીને તે તે રૂપો અને વેશો દ્વારા તદનુરૂપ વર્તાવ કરું છું."

—■—

**યદિ હ્યહં ન વર્તેયં જાતુ કર્મણ્યતન્દ્રિતઃ ।**
**મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ ॥ ૨૩॥**
**ઉત્સીદેયુરિમે લોકા ન કુર્યાં કર્મ ચેદહમ્ ।**
**સંકરસ્ય ચ કર્તા સ્યામુપહન્યામિમાઃ પ્રજાઃ ॥ ૨૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **હિ** | = કેમકે | **મનુષ્યાઃ** | = મનુષ્યો | **ઇમે** | = આ |
| **પાર્થ** | = હે પાર્થ! | **સર્વશઃ** | = બધી રીતે | **લોકાઃ** | = બધા મનુષ્યો |
| **યદિ** | = જો | **મમ** | = મારા (જ) | **ઉત્સીદેયુઃ** | = નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય |
| **અહમ્** | = હું | **વર્ત્મ** | = માર્ગનું | **ચ** | = અને (હું) |
| **જાતુ** | = કોઈ વાર | **અનુવર્તન્તે** | = અનુસરણ કરે છે. | **સઙ્કરસ્ય** | = વર્ણસંકરતાનો |
| **અતન્દ્રિતઃ** | = સાવધાન થઈને | **ચેત્** | = જો | **કર્તા** | = કરનાર |
| **કર્મણિ** | = કર્તવ્યકર્મ | **અહમ્** | = હું | **સ્યામ્** | = બનું (તથા) |
| **ન** | = ન | **કર્મ** | = કર્મ | **ઈમાઃ** | = આ |
| **વર્તેયમ્** | = કરું, (તો ભારે હાનિ થઈ જાય, કારણ કે) | **ન** | = ન | **પ્રજાઃ** | = સમસ્ત પ્રજાને |
| | | **કુર્યામ્** | = કરું (તો) | **ઉપહન્યામ્** | = નષ્ટ કરનારો બનું. |

*ટીકા* – [બાવીસમા શ્લોકમાં ભગવાને અન્વયરીતિથી કર્તવ્યપાલનની આવશ્યકતાનું પ્રતિપાદન કર્યું અને આ શ્લોકોમાં ભગવાન વ્યતિરેકરીતિથી કર્તવ્યપાલન ન કરવાથી થવાવાળી હાનિનું પ્રતિપાદન કરે છે.]

**'યદિ હ્યહં ન વર્તેયં જાતુ કર્મણ્યતન્દ્રિતઃ'** – પૂર્વ શ્લોકમાં આવેલાં **'વર્ત એવ ચ કર્મણિ'** પદોની પુષ્ટિને માટે અહીં **'હિ'** પદ આવ્યું છે.

ભગવાન કહે છે કે હું સાવધાનીપૂર્વક કર્મ ન કરું – એવું થઈ જ નથી શકતું; પરંતુ 'જો એવું માની લો' કે હું કર્મ ન કરું – આ અર્થમાં ભગવાને અહીં **'યદિ જાતુ'** પદનો પ્રયોગ કર્યો છે.

**'અતન્દ્રિતઃ'** પદનું તાત્પર્ય એ છે કે કર્તવ્યકર્મ કરવામાં આળસ અને પ્રમાદ નહિ કરવાં જોઈએ, પરંતુ તેમને બહુ સાવધાની અને તત્પરતાથી કરવાં જોઈએ. સાવધાનીપૂર્વક કર્તવ્યકર્મ ન કરવાથી મનુષ્ય આળસ અને પ્રમાદને વશ થઈ જઈને પોતાનું અમૂલ્ય જીવન નષ્ટ કરી દે છે.

કર્મોમાં શિથિલતા (આળસ-પ્રમાદ) ન લાવીને તેમને સાવધાની તેમ જ તત્પરતાપૂર્વક કરવાથી જ કર્મોથી સંબંધ-વિચ્છેદ થાય છે. જેવી રીતે વૃક્ષની કઠણ ડાળી જલદી તૂટી જાય છે, પરંતુ જે અધૂરી તૂટવાને કારણે લટકી રહી છે, તેવી શિથિલ (ઢીલી) ડાળી જલદી નથી તૂટતી, તેવી જ રીતે સાવધાની અને તત્પરતાપૂર્વક કર્મ કરવાથી કર્મોથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, પણ આળસ-પ્રમાદપૂર્વક (શિથિલતાપૂર્વક) કર્મ કરવાથી કર્મોથી સંબંધ-વિચ્છેદ નથી થતો. એટલા માટે ભગવાને ઓગણીસમા શ્લોકમાં **'સમાચર'** પદનો તથા આ શ્લોકમાં **'અતન્દ્રિતઃ'** પદનો પ્રયોગ કર્યો છે.

જો કોઈ કર્મની વારંવાર યાદ આવતી હોય, તો એમ જ સમજવું જોઈએ કે કર્મ કરવામાં કોઈ ત્રુટિ (કામના, આસક્તિ, અપૂર્ણતા, આળસ, પ્રમાદ, ઉપેક્ષા વગેરે) થઈ છે, જેને કારણે તે કર્મથી સંબંધ-વિચ્છેદ નથી થયો. કર્મથી

સંબંધ-વિચ્છેદ ન થવાને કારણે જ કરવામાં આવેલાં કર્મોની યાદ આવે છે.

**'મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ'** – આ પદો દ્વારા ભગવાન જાણે એમ કહે છે કે મારા માર્ગનું અનુસરણ કરવાવાળા જ વાસ્તવમાં મનુષ્ય કહેવડાવવાને યોગ્ય છે. જેઓ મને આદર્શ ન માનીને આળસ-પ્રમાદ વશ કર્તવ્યકર્મ નથી કરતા અને અધિકાર ઇચ્છે છે, તેઓ આકૃતિથી મનુષ્ય હોવા છતાં પણ વાસ્તવમાં મનુષ્ય કહેવડાવવાને યોગ્ય નથી.

આ જ અધ્યાયના એકવીસમા શ્લોકમાં ભગવાને કહ્યું હતું કે શ્રેષ્ઠ પુરુષોના આચરણ અને પ્રમાણ અનુસાર બધા મનુષ્યો તેમનું અનુસરણ કરે છે અને આ શ્લોકમાં ભગવાન કહે છે કે મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગનું અનુસરણ કરે છે. આનું તાત્પર્ય એ છે કે શ્રેષ્ઠ પુરુષ તો એક જ લોક (મનુષ્યલોક)માં આદર્શ પુરુષ છે, પણ હું ત્રણેય લોકમાં આદર્શ પુરુષ છું.

મનુષ્યે સંસારમાં કેવી રીતે રહેવું જોઈએ – આ વાત બતાવવા માટે ભગવાન મનુષ્યલોકમાં અવતરિત થાય છે. સંસારમાં પોતાને માટે રહેવાનું જ નથી – આ જ સંસારમાં રહેવાની વિદ્યા છે. સંસાર વસ્તુતઃ એક વિદ્યાલય છે, જ્યાં આપણે કામના, મમતા, સ્વાર્થ વગેરેના ત્યાગપૂર્વક બીજાઓના હિતને માટે કર્મ કરતાં શીખવાનું છે અને તે અનુસાર કર્મ કરીને પોતાનો ઉદ્ધાર કરવાનો છે. સંસારના બધા જ સંબંધીઓ એકબીજાની સેવા (હિત) કરવાને માટે જ હોય છે. એટલા માટે પિતા, પુત્ર, પતિ, પત્ની, ભાઈ, બહેન વગેરે બધાએ એકબીજાના અધિકારની રક્ષા કરતા રહીને પોતપોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ અને એકબીજાના કલ્યાણની પ્રવૃત્તિ કરવી જોઈએ.

**'ઉત્સીદેયુરિમે લોકા ન કુર્યાં કર્મ ચેદહમ્'** – ભગવાને તેવીસમા શ્લોકમાં **'યદિ હ્યહં ન વર્તેયં જાતુ કર્મણ્યતન્દ્રિતઃ'** પદો વડે કર્મોમાં સાવધાની ન રાખવાથી થવાવાળી હાનિની વાત કહી અને હવે આ (ચોવીસમા) શ્લોકમાં ઉપર્યુક્ત પદો વડે કર્મ ન કરવાથી થવાવાળી હાનિની વાત કહે છે.

જોકે એવું થઈ જ ના શકે કે હું કર્તવ્યકર્મ ન કરું, તોપણ જો એવું માની લેવામાં આવે - આ અર્થમાં ભગવાને અહીં **'ચેત્'** પદનો પ્રયોગ કર્યો છે.

આ પદોનું તાત્પર્ય એ છે કે મનુષ્યની કર્મ ન કરવામાં પણ આસક્તિ નહિ હોવી જોઈએ – **'મા તે સઙ્ગોઽસ્ત્વકર્મણિ'** (ગીતા અ. ૨/૪૭). એટલા માટે ભગવાન પોતાનું ઉદાહરણ આપતાં કહે છે કે મારા માટે કંઈ પણ પ્રાપ્તવ્ય ન હોવા છતાં પણ હું કર્મ કરું છું. જો હું (જે વર્ણ, આશ્રમ વગેરેમાં મેં અવતાર લીધો છે, તેના અનુસાર) પોતાના કર્તવ્યનું પાલન ન કરું તો સઘળા મનુષ્યો નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય અર્થાત્ તેમનું પતન થઈ જાય. કારણ કે પોતાના કર્તવ્યનો ત્યાગ કરવાની મનુષ્યોમાં તામસ ભાવ આવી જાય છે, જેનાથી તેમની અધોગતિ થાય છે – **'અધો ગચ્છન્તિ તામસાઃ'** (ગીતા અ. ૧૪/૧૮).

ભગવાન ત્રિલોકમાં આદર્શ પુરુષ છે અને સઘળાં પ્રાણીઓ તેમના જ માર્ગનું અનુસરણ કરે છે. એટલા માટે જો ભગવાન કર્તવ્યનું પાલન નહિ કરે તો ત્રિલોકમાં પણ કોઈ પોતાના કર્તવ્યનું પાલન નહિ કરે. પોતાના કર્તવ્યનું પાલન ન કરવાથી તેમનું પોતાની મેળે જ પતન થઈ જશે.

**'સંકરસ્ય ચ કર્તા સ્યામુપહન્યામિમાઃ પ્રજાઃ'** – જો હું કર્તવ્યકર્મ ન કરું તો બધા લોકો નષ્ટભ્રષ્ટ થઈ જશે અને તેમના નષ્ટ થવાનું કારણ હું જ બનીશ, જોકે એવું બનવું સંભવિત નથી.

પરસ્પર વિરુદ્ધ બે ધર્મો (ભાવો) એકમાં મળી જાય તો તે **'સંકર'** કહેવાય છે.

પહેલા અધ્યાયના ચાળીસમા અને એકતાળીસમા શ્લોકમાં અર્જુને કહ્યું હતું કે 'જો હું યુદ્ધ કરીશ તો કુળનો નાશ થઈ જશે; કુળના નાશથી સનાતન કુળધર્મ નષ્ટ થઈ જાય છે; ધર્મના નષ્ટ થવાથી સમગ્ર કુળમાં પાપ ફેલાઈ જાય છે; પાપના બહુ વધવાથી કુળની સ્ત્રીઓ દૂષિત થઈ જાય છે, અને સ્ત્રીઓના દૂષિત થવાથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે.' આ રીતે અર્જુનનો ભાવ એ હતો કે યુદ્ધ કરવાથી વર્ણસંકરતા ઉત્પન્ન થશે.[1] પરંતુ અહીં ભગવાન તેનાથી વિપરીત વાત કહે છે કે યુદ્ધરૂપી કર્તવ્યકર્મ ન કરવાથી વર્ણસંકરતા ઉત્પન્ન થશે. આ બાબતમાં ભગવાન પોતાનું ઉદાહરણ આપે છે કે જો હું કર્તવ્યકર્મ ન કરું

૧. અર્જુનની દલીલ અનુસાર પણ જો વિચાર કરવામાં આવે તો વાસ્તવમાં કર્તવ્યનું પાલન ન કરવું એ જ વર્ણસંકરતાનું કારણ છે. યુદ્ધમાં કુળનો નાશ થતાં સ્ત્રીઓનું દૂષિત થવું એ તેમનું કર્તવ્યચ્યુત થવું એમ જ છે અને કર્તવ્યચ્યુત થવાથી જ વર્ણસંકરતા આવે છે. જો સ્ત્રીઓમાં એ ભાવ રહે કે અમારા પતિઓએ યુદ્ધરૂપી કર્તવ્યનું પાલન કરતાં પોતાના પ્રાણોનો ત્યાગ કરી દીધો. પરંતુ પોતાના કર્તવ્યનો ત્યાગ ના કર્યો, પછી અમે અમારા કર્તવ્યનો ત્યાગ શા માટે કરીએ? તો આમ તેઓ કર્તવ્યચ્યુત નહિ થાય. કર્તવ્યચ્યુત ન થવાથી તેઓનું સતીત્વ સુરક્ષિત રહેશે, જેથી વર્ણસંકરતા આવશે જ નહિ.

તો કર્મ, ધર્મ, ઉપાસના, વર્ણ, આશ્રમ, જાતિ વગેરે બધામાં આપોઆપ સંકરતા આવી જશે. તાત્પર્ય એ છે કે કર્તવ્યકર્મ ન કરવાથી જ સંકરતા ઉત્પન્ન થાય છે. એટલા માટે ભગવાન અર્જુનને જાણે એમ કહે છે કે તું યુદ્ધરૂપી કર્તવ્યકર્મ ન કરવાથી જ વર્ણસંકર ઉત્પન્ન કરવાવાળો બનીશ, નહિ કે યુદ્ધ કરવાથી (કે જેવું તું માને છે).

## વિશેષ વાત

અર્જુનના મૂળ પ્રશ્ન (મને ઘોર કર્મમાં શા માટે જોડો છો)નો ઉત્તર ભગવાન બાવીસમા, તેવીસમા અને ચોવીસમા – ત્રણ શ્લોકોમાં પોતાના ઉદાહરણથી આપે છે કે હું તને જ કર્મમાં જોડું છું, એવી વાત નથી બલ્કે હું પોતે પણ કર્મમાં જોડાયેલો રહું છું, જ્યારે વાસ્તવમાં મારે માટે ત્રિલોકમાં કંઈ પણ કર્તવ્ય તેમ જ પ્રાપ્તવ્ય નથી.

ભગવાન અર્જુનને એ વાતનો સંકેત કરે છે કે તું રથી બને અને હું સારથિ બનું; તો જો, ક્ષત્રિય હોવા છતાં પણ આજે હું તારો સારથિ બનેલો છું અને આ રીતે સ્વીકાર કરેલા પોતાના કર્તવ્યનું સાવધાની અને તત્પરતાપૂર્વક પાલન કરી રહ્યો છું. મારા આ કર્તવ્યપાલનનો પણ ત્રિલોક ઉપર પ્રભાવ પડશે; કેમકે હું ત્રિલોકમાં આદર્શ પુરુષ છું. સઘળાં પ્રાણીઓ મારા જ માર્ગનું અનુસરણ કરે છે. આ રીતે તારે પણ પોતાના કર્તવ્યકર્મની ઉપેક્ષા નહિ કરીને મારી માફક તેનું સાવધાની તેમ જ તત્પરતાપૂર્વક પાલન કરવું જોઈએ.

—■—

*સંબંધ – પાછળના ત્રણ શ્લોકોમાં ભગવાને જેવી રીતે પોતાને માટે કર્મ કરવામાં સાવધાની રાખવાનું વર્ણન કર્યું, તેવી જ રીતે આગળના બે શ્લોકોમાં જ્ઞાની મહાપુરુષને માટે કર્મ કરવામાં સાવધાની રાખવાની પ્રેરણા કરે છે.*

**સક્તાઃ કર્મણ્યવિદ્વાંસો યથા કુર્વન્તિ ભારત।**
**કુર્યાદ્વિદ્વાંસ્તથાસક્તશ્ચિકીર્ષુર્લોકસંગ્રહમ્ ॥૨૫॥**
**ન બુદ્ધિભેદં જનયેદજ્ઞાનાં કર્મસઙ્ગિનામ્ ।**
**જોષયેત્સર્વકર્માણિ વિદ્વાન્યુક્તઃ સમાચરન્ ॥૨૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભારત** | = હે ભરતવંશી અર્જુન! | **લોકસઙ્ગ્રહમ્** | = લોકસંગ્રહની | **અજ્ઞાનામ્** | = અજ્ઞાની મનુષ્યોની |
| **કર્મણિ** | = કર્મમાં | **ચિકીર્ષુઃ** | = ઇચ્છા રાખતો | **બુદ્ધિભેદમ્** | = બુદ્ધિમાં ભ્રમ |
| **સક્તાઃ** | = આસક્ત થયેલા | **તથા** | = તે જ પ્રમાણે | **ન, જનયેત્** | = ન ઉત્પન્ન કરે; (પરંતુ પોતે) |
| **અવિદ્વાંસઃ** | = અજ્ઞાનીજનો | **કુર્યાત્** | = (કર્મ) કરે. | **સર્વકર્માણિ** | = સઘળાં કર્મોને |
| **યથા** | = જે પ્રમાણે | **યુક્તઃ** | = સાવધાન | **સમાચરન્** | = સારી પેઠે કરતો રહી |
| **કુર્વન્તિ** | = (કર્મ) કરે છે, | **વિદ્વાન્** | = તત્ત્વજ્ઞ મહાપુરુષ | **જોષયેત્** | = (એમની પાસે પણ તે જ પ્રમાણે કર્મો) કરાવે. |
| **અસક્તઃ** | = આસક્તિ વિનાનો | **કર્મ-સઙ્ગિનામ્** | = કર્મોમાં આસક્તિ રાખનારા | | |
| **વિદ્વાન્** | = તત્ત્વજ્ઞ મહાપુરુષ (પણ) | | | | |

*ટીકા* – **'સક્તાઃ કર્મણ્યવિદ્વાંસો યથા કુર્વન્તિ ભારત'** – જે મનુષ્યોને શાસ્ત્ર, શાસ્ત્ર-પદ્ધતિ અને શાસ્ત્ર-વિહિત શુભકર્મો પર પૂરી શ્રદ્ધા છે તેમ જ શાસ્ત્રવિહિત કર્મોનું ફળ અવશ્ય મળે છે - એ વાત ઉપર પૂરો વિશ્વાસ છે; જેઓ ન તો તત્ત્વજ્ઞ છે અને ન તો દુરાચારી છે; પરંતુ કર્મો, ભોગો તેમ જ પદાર્થોમાં આસક્ત છે, એવા મનુષ્યોને માટે અહીં **'સક્તાઃ, અવિદ્વાંસઃ'** પદો આવ્યાં છે. શાસ્ત્રોના જ્ઞાતા હોવા છતાં પણ કેવળ કામનાને કારણે એવા મનુષ્યોને અવિદ્વાન (અજ્ઞાની) કહેવામાં આવ્યા છે. આવા પુરુષો શાસ્ત્રજ્ઞ તો છે, પરંતુ તત્ત્વજ્ઞ નથી. તેઓ કેવળ પોતાને માટે કર્મ કરે છે. એટલા માટે અજ્ઞાની કહેવાય છે.

એવા અવિદ્વાન મનુષ્યો કર્મોમાં કદી પ્રમાદ, આળસ વગેરે ન રાખીને સાવધાની અને તત્પરતાપૂર્વક સાંગોપાંગ વિધિથી કર્મો કરે છે; કેમકે તેમની એવી માન્યતા રહે છે કે કર્મો કરવામાં કોઈ ઊણપ આવી જવાથી તેમના ફળમાં પણ ઊણપ આવી જાય છે. ભગવાન તેઓની આ પ્રકારે કર્મ કરવાની રીતિને આદર્શ માનીને સર્વથા આસક્તિરહિત

વિદ્વાનને માટે પણ એ જ રીતિથી લોકસંગ્રહને માટે કર્મ કરવાની પ્રેરણા કરે છે.

**'કુર્યાદ્વિદ્વાંસ્તથાસક્તશ્ચિકીર્ષુર્લોકસંગ્રહમ્'** – જેનામાં કામના, મમતા, આસક્તિ, વાસના પક્ષપાત, સ્વાર્થ વગેરેનો સર્વથા અભાવ થઈ ગયો છે અને શરીર વગેરે પદાર્થોની સાથે કિંચિત્માત્ર પણ મોહ નથી રહ્યો, એવા તત્ત્વજ્ઞ મહાપુરુષને માટે અહીં **'અસક્તઃ, વિદ્વાન્'** પદો આવ્યા છે.[1]

વીસમા શ્લોકમાં **'લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્'** કહીને પછી એકવીસમા શ્લોકમાં જેની વ્યાખ્યા કરવામાં આવી, તેને અહીં **'લોકસંગ્રહં ચિકીર્ષુઃ'** પદો વડે કહેવામાં આવ્યું છે.

શ્રેષ્ઠ મનુષ્ય (આસક્તિરહિત વિદ્વાન)નાં બધાં જ આચરણો સ્વાભાવિક જ યજ્ઞને માટે, મર્યાદા સુરક્ષિત રાખવાને માટે હોય છે. જેવી રીતે ભોગી મનુષ્યની ભોગોમાં, મોહિત મનુષ્યની કુટુંબમાં અને લોભી મનુષ્યની ધનમાં રતિ હોય છે, તેવી જ રીતે શ્રેષ્ઠ મનુષ્યની પ્રાણીમાત્રના હિતમાં રતિ હોય છે. તેના અંતઃકરણમાં 'હું લોકહિત કરું છું' – એવો ભાવ નથી હોતો, બલ્કે એના દ્વારા આપોઆપ સ્વાભાવિક લોકહિત થાય છે. પ્રાકૃત પદાર્થમાત્રથી સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જવાને કારણે તે જ્ઞાની મહાપુરુષનાં કહેવાતાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે પણ 'લોકસંગ્રહ' પદમાં આવેલા **'લોક'** શબ્દની અંતર્ગત આવે છે.

બીજા લોકોને એવા જ્ઞાની મહાપુરુષો લોકસંગ્રહની ઇચ્છાવાળા દેખાય છે, પણ વાસ્તવમાં તેઓમાં લોકસંગ્રહની પણ ઇચ્છા નથી હોતી. કારણ કે તેઓ સંસારથી પ્રાપ્ત શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ પદાર્થ, પદ, અધિકાર, ધન, યોગ્યતા, સામર્થ્ય વગેરેને સાધનાવસ્થામાંથી જ કદી કિંચિત્માત્ર પણ પોતાનાં અને પોતાને માટેનાં નથી માનતા, બલ્કે સંસારના અને સંસારની સેવા માટેનાં જ માને છે, કે જે વાસ્તવમાં છે. તે જ પ્રવાહ રહેવાને કારણે સિદ્ધાવસ્થામાં પણ તેમના કહેવાતા શરીર વગેરે પદાર્થ આપોઆપ-સ્વાભાવિક રીતે, કોઈ પ્રકારની ઇચ્છા વિના સંસારની સેવામાં લાગેલા રહે છે.

આ શ્લોકમાં **'યથા'** અને **'તથા'** પદો કર્મ કરવાના પ્રકારના અર્થમાં આવ્યાં છે. તાત્પર્ય એ છે કે જે રીતે અજ્ઞાની (સકામ) પુરુષ પોતાના સ્વાર્થને માટે સાવધાની અને તત્પરતાપૂર્વક કર્મ કરે છે, તે જ રીતે જ્ઞાની પુરુષ પણ લોકસંગ્રહ અર્થાત્ બીજાઓના હિતને માટે કર્મ કરે. જ્ઞાની પુરુષે પ્રાણીમાત્રના હિતનો ભાવ રાખીને સંપૂર્ણપણે લૌકિક અને વૈદિક કર્તવ્યકર્મોનું આચરણ કરતા રહેવું જોઈએ. બધાનું કલ્યાણ કેવી રીતે થાય? – આ ભાવથી કર્તવ્યકર્મ કરવાથી લોકમાં સારી ભાવનાઓનો પ્રચાર આપોઆપ થાય છે.

અજ્ઞાની પુરુષ તો ફળની પ્રાપ્તિને માટે સાવધાની અને તત્પરતાથી વિધિપૂર્વક કર્તવ્યકર્મ કરે છે, પરંતુ જ્ઞાની પુરુષની ફળમાં આસક્તિ નથી હોતી અને તેને માટે કોઈ કર્તવ્ય પણ નથી હોતું. આથી તેના દ્વારા કર્મની ઉપેક્ષા થવાની સંભાવના છે. એટલા માટે ભગવાન કર્મ કરવાના વિષયમાં જ્ઞાની પુરુષને પણ અજ્ઞાની (સકામ) પુરુષની જેમ જ કર્મ કરવાની આજ્ઞા આપે છે.

એકવીસમા શ્લોકમાં તો વિદ્વાનને **'આદર્શ'** બતાવવામાં આવ્યો હતો, પરંતુ અહીં તેને **'અનુયાયી'** બતાવ્યો છે. તાત્પર્ય એ છે કે વિદ્વાન ચાહે આદર્શ હો અથવા અનુયાયી, તેના દ્વારા આપમેળે લોકસંગ્રહ થાય છે. જેવી રીતે ભગવાન શ્રીરામ પ્રજાને ઉપદેશ પણ આપે છે અને પિતાજીની આજ્ઞાનું પાલન કરીને વનવાસ માટે પણ જાય છે. બન્નેય પરિસ્થિતિઓમાં તેમના દ્વારા લોકસંગ્રહ થાય છે; કેમકે તેમનું કર્મો કરવા અથવા ન કરવા સાથે પોતાનું કોઈ પ્રયોજન ન હતું.

જ્યારે વિદ્વાન આસક્તિરહિત બનીને કર્તવ્યકર્મ કરે છે, ત્યારે આસક્તિયુક્ત ચિત્તવાળા પુરુષોના અંતઃકરણ ઉપર પણ વિદ્વાનનાં કર્મોનો આપોઆપ પ્રભાવ પડે છે, ચાહે એવા પુરુષોને 'આ મહાપુરુષ નિષ્કામભાવથી કર્મ કરી રહેલ છે' – એવું પ્રત્યક્ષ દેખાય કે ન દેખાય. મનુષ્યની નિષ્કામ ભાવનાઓનો બીજાઓ ઉપર સ્વાભાવિકપણે પ્રભાવ પડે છે – આ સિદ્ધાંત છે. એટલા માટે આસક્તિરહિત વિદ્વાનની ભાવનાઓ અને આચરણોનો પ્રભાવ મનુષ્યો ઉપર જ નહિ, પરંતુ પશુપક્ષી વગેરે ઉપર પણ પડે છે.

## વિશેષ વાત

મનુષ્ય જ્યાં સુધી નિષ્કામભાવપૂર્વક વિહિતકર્મ નથી કરતો, ત્યાં સુધી તેનાં જન્મ-મરણ ટળી શકતાં નથી. તે જ્યાં સુધી પોતાને માટે કર્મ કરે છે, ત્યાં સુધી તે કૃતકૃત્ય નથી થતો અર્થાત્ તેનું 'કરવું' સમાપ્ત નથી થતું. કારણ કે 'પોતે' નિત્ય રહેવાવાળો છે અને કર્મ તેમ જ તેનું ફળ નષ્ટ થવાવાળું છે. આથી પ્રત્યેક મનુષ્યને માટે સ્વાર્થ-ત્યાગપૂર્વક (પોતાને

૧. જોકે પરમાત્મતત્ત્વને પ્રાપ્ત થતાં સાંખ્યયોગી અને કર્મયોગી – બન્ને એક થઈ જાય છે (ગીતા અ. ૫/૪-૫) તોપણ સાધનાવસ્થામાં બન્નેની સાધનપ્રણાલીમાં અંતર રહેવાથી સિદ્ધાવસ્થામાં પણ તેઓનાં લક્ષણોમાં અને સ્વભાવમાં થોડું અંતર રહે છે. સાંખ્યયોગીની તો કર્મોથી વિશેષ ઉપરતિ રહે છે, પરંતુ કર્મયોગીની કર્મોમાં વિશેષ તત્પરતા રહે છે; કેમકે અગાઉ કર્મ કરવાનો સ્વભાવ પડી ગયેલો હોય છે. આવું અંતર પણ ક્યાંક-ક્યાંક હોય છે.

માટે ન કરીને કેવળ બીજાઓના હિતને માટે) કર્તવ્યકર્મ કરવાની ખૂબ જ આવશ્યકતા છે.

સાંસારિક પદાર્થોને મૂલ્યવાન સમજવાને કારણે જ કર્મયોગ (નિષ્કામભાવપૂર્વક કર્તવ્યકર્મ)ના પાલનમાં કઠિનતા પ્રતીત થાય છે. આપણે બીજાઓ પાસેથી કશું ન ઇચ્છીને કેવળ બીજાઓના હિતને માટે સઘળાં કર્મો કરવાનાં છે – આ વાતનો જો સ્વીકાર કરી લઈએ તો આજે જ કર્મયોગનું પાલન સુગમ થઈ જાય.

વાસ્તવમાં મહત્તા પદાર્થોની નહિ, પરંતુ આચરણ (તેના ઉપયોગ)ની જ હોય છે. આચરણની મહત્તા પણ ત્યારે હોય, જ્યારે અંતઃકરણમાં પદાર્થની મહત્તા ન હોય. કોઈ પણ પદાર્થ વ્યક્તિગત નથી; કેવળ ઉપયોગને માટે જ વ્યક્તિગત છે. પદાર્થોને વ્યક્તિગત માનવાથી જ પરહિતને માટે તેનો ત્યાગ કઠિન પ્રતીત થાય છે. કોઈ પણ પદાર્થ કે ક્રિયા બંધનકારક નથી, તેનો સંબંધ જ બંધનકારક છે.

વિદ્વાન પુરુષો વડે પણ લોકસંગ્રહને માટે બધાં કર્મો થાય છે, પરંતુ એમ હોવા છતાં પણ તેઓમાં 'હું લોકસંગ્રહ કરી રહ્યો છું' – એવું અભિમાન નથી રહેતું. કારણ એ છે કે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વિદ્યા, યોગ્યતા, પદ વગેરે બધાં સંસારનાં છે અને સંસાર દ્વારા મળેલાં છે. સંસાર દ્વારા મળેલી સામગ્રીને સંસારની જ સેવામાં લગાડી દેવી એ ઈમાનદારી છે. એ સામગ્રીને બહુ જ સચ્ચાઈથી અને ઈમાનદારીથી સંસારને અર્પણ કરી દેવાની છે. આ અર્પણ કરવાનું કામ કોઈ મોટું નથી. જેવી રીતે કોઈએ આપણી પાસે થાપણરૂપે રૂપિયા મૂક્યા અને થોડાક સમય પછી તેના માગવાથી આપણે તેના રૂપિયા તેને પાછા આપી દીધા, તો એમાં કયું મોટું કામ કર્યું કહેવાય? હા, આપણી જવાબદારી સમાપ્ત થઈ ગઈ અને આપણે ઋણમુક્ત થઈ ગયા. આ જ રીતે સંસારની વસ્તુ સંસારને અર્પણ કરી દેવાથી આપણી જવાબદારી સમાપ્ત થઈ જાય છે અને આપણે ઋણમુક્ત બની જઈએ છીએ – જન્મમરણના બંધનથી સદાને માટે છૂટી જઈએ છીએ. એટલા માટે સાંસારિક પદાર્થોને સંસારની સેવામાં વાપરીને કોઈ દાનપુણ્ય નથી કરવાનું, બલ્કે તે પદાર્થોથી પિંડ છોડાવવાનો છે.

**'ન બુદ્ધિભેદં... વિદ્વાન્યુક્તઃ સમાચરન્'** – પચીસમા શ્લોકમાં **'અસક્તઃ, વિદ્વાન્'** પદ વડે જેનું વર્ણન થયું છે, તે જ આસક્તિરહિત વિદ્વાનને અહીં **'યુક્તઃ, વિદ્વાન્'** પદો વડે કહેવામાં આવ્યો છે.

જેના અંતઃકરણમાં આપોઆપ - સ્વાભાવિક સમતા છે, જેની સ્થિતિ નિર્વિકાર છે, જેની સમસ્ત ઇન્દ્રિયો સારી રીતે વશમાં છે અને જેને માટે માટી, પથ્થર અને સોનું સમાન છે, એવો તત્ત્વજ્ઞ મહાપુરુષ જ **'યુક્તઃ, વિદ્વાન્'** કહેવાય છે (ગીતા અ. ૬/૮).

પાછળના (પચીસમા) શ્લોકમાં **'સક્તાઃ, અવિદ્વાંસઃ'** પદો વડે જેમનું વર્ણન થયું છે, તે જ શાસ્ત્રવિહિત શુભકર્મોમાં આસક્તિવાળા અજ્ઞાની પુરુષોને અહીં **'કર્મસઙ્ગિનામ્, અજ્ઞાનામ્'** પદો વડે કહેવામાં આવ્યા છે.

શાસ્ત્રવિહિત કર્મો પોતાના (સુખભોગ, માન, બડાઈ વગેરેની પ્રાપ્તિ) માટે કરવાને કારણે તે પુરુષોને **'કર્મસંગી'** અને **'અજ્ઞાની'** કહેવામાં આવ્યા છે.

શ્રેષ્ઠ પુરુષ ઉપર વિશેષ જવાબદારી હોય છે, કેમકે બીજા લોકો સ્વાભાવિક જ તેમનું અનુસરણ કરે છે. એટલા માટે ભગવાન ઉપર્યુક્ત પદો વડે વિદ્વાનને આજ્ઞા આપે છે કે તેણે એવું કોઈ આચરણ નહિ કરવું જોઈએ અને એવી કોઈ વાત ન કહેવી જોઈએ, જેથી અજ્ઞાની (કામનાયુક્ત) પુરુષોનું વર્તમાન સ્થિતિથી પતન થઈ જાય. અજ્ઞાની પુરુષો હાલ જે સ્થિતિમાં છે, તે સ્થિતિથી તેમને વિચલિત કરવા (નીચે પાડવા) એને જ તેમનામાં 'બુદ્ધિભેદ' ઉત્પન્ન કરવો એમ કહેવાય છે. આથી વિદ્વાને હિતની ભાવના રાખીને પોતાના વર્ણાશ્રમધર્મ પ્રમાણે શાસ્ત્રવિહિત શુભકર્મોનું આચરણ કરતા રહેવું જોઈએ, જેનાથી બીજા પુરુષોને પણ નિષ્કામભાવથી કર્તવ્યકર્મ કરવાની પ્રેરણા મળતી રહે. સમાજ તેમજ પરિવારની મુખ્ય વ્યક્તિઓ પર પણ આ જ વાત લાગુ પડે છે. તેમણે પણ સાવધાનીપૂર્વક પોતાનાં કર્તવ્ય-કર્મોનું સારી રીતે આચરણ કરતા રહેવું જોઈએ, જેનાથી સમાજ અને પરિવાર ઉપર સારો પ્રભાવ પડે.

બુદ્ધિભેદ પેદા કરવાનાં કેટલાંક ઉદાહરણો આ પ્રકારે છે–

(૧) 'કર્મોમાં શું રાખેલું છે? કર્મોથી તો જીવ બંધાય છે; કર્મ નિકૃષ્ટ છે; કર્મ છોડીને જ્ઞાનમાં લાગવું જોઈએ.' વગેરે ઉપદેશ દેવો અથવા આ પ્રકારનાં પોતાનાં આચરણો અને વચનો વડે બીજાઓમાં કર્તવ્યકર્મો પ્રત્યે અશ્રદ્ધા, અવિશ્વાસ પેદા કરવાં.

(૨) 'જ્યાં દેખો ત્યાં સ્વાર્થ છે; સ્વાર્થ વિના કોઈ રહી નથી શકતો; બધા સ્વાર્થને માટે કર્મ કરે છે; મનુષ્ય કોઈ કર્મ કરે તો ફળની ઇચ્છા રહે જ છે; ફળની ઇચ્છા ના રહે તો તે કર્મ કરે જ શા માટે?' વગેરે ઉપદેશ દેવો.

(૩) 'ફળની ઇચ્છા રાખીને (પોતાને માટે) કર્મ કરવાથી (ફળ ભોગવવા માટે) વારંવાર જન્મ લેવો પડે છે' વગેરે ઉપદેશ દેવો.

આ પ્રકારના ઉપદેશોથી કામનાવાળા પુરુષોનો કર્મફળ પર વિશ્વાસ નથી રહેતો. ફળસ્વરૂપે તેમની (ફળમાં)

આસક્તિ તો છૂટતી નથી, પણ શુભ કર્મ અવશ્ય છૂટી જાય છે. બંધનનું કારણ આસક્તિ જ છે, કર્મ નહિ. આ પ્રકારે લોકોમાં બુદ્ધિભેદ ઉત્પન્ન ન કરીને તત્ત્વજ્ઞ પુરુષે પોતાના વર્ણાશ્રમ ધર્મ અનુસાર પોતે કર્તવ્યકર્મ કરવાં અને બીજાઓ પાસે પણ તેવી જ રીતે કરાવવાં જોઈએ. તેણે પોતાનાં આચરણો અને વચનો દ્વારા અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભ્રમ પેદા ન કરીને તેમને વર્તમાન સ્થિતિથી ક્રમશઃ ઊંચે ઉઠાવવા જોઈએ. જે શાસ્ત્રવિહિત શુભકર્મોને અજ્ઞાની પુરુષો હાલ કરી રહ્યા છે, તેમની તેણે વિશેષરૂપે પ્રશંસા કરવી અને તેમનાં કર્મોમાં થનારી ત્રુટીઓની તેમને જાણ કરવી, જેથી તેઓ એ ત્રુટીઓને દૂર કરીને સાંગોપાંગ વિધિથી કર્મ કરી શકે. તેની સાથે જ જ્ઞાની પુરુષ તેમને એવો ઉપદેશ આપે કે યજ્ઞ, દાન, પૂજા, પાઠ વગેરે શુભ કર્મો કરવાં એ તો બહુ જ સારું છે, પણ તે કર્મોમાં ફળની ઇચ્છા રાખવી ઉચિત નથી; કેમકે હીરાને કાંકરા-પથરાના બદલામાં વેચવા એ બુદ્ધિમત્તા નથી. આથી સકામભાવનો ત્યાગ કરીને શુભકર્મ કરવાથી બહુ જ જલદી લાભ થાય છે. આ પ્રકારે સકામભાવમાંથી નિષ્કામભાવ તરફ જવું એ બુદ્ધિભેદ નથી, બલ્કે વાસ્તવિકતા છે.

આ જ રીતે ઉપાસનાના વિષયમાં પણ તત્ત્વજ્ઞ પુરુષે બુદ્ધિભેદ પેદા નહિ કરવો જોઈએ. જેવી રીતે, બહુધા લોકો કહ્યા કરે છે કે નામજપ કરતી વખતે ભગવાનમાં મન ન લાગે તો નામજપ કરવો વ્યર્થ છે. પરંતુ તત્ત્વજ્ઞ પુરુષે એવું ન કહીને એવો ઉપદેશ દેવો જોઈએ કે નામજપ કદી વ્યર્થ થઈ જ નથી શકતાં; કેમકે ભગવાન પ્રત્યે કંઈ ને કંઈ ભાવ રહેવાથી જ નામજપ થાય છે. ભાવ વિના નામજપમાં પ્રવૃત્તિ જ નથી થતી. આથી નામજપનો કોઈ પણ અવસ્થામાં ત્યાગ નહિ કરવો જોઈએ. જે આમ કહેવામાં આવ્યું છે કે **'મનુવાઁ તો ચહુઁ દિસિ ફિરૈ, યહ તો સુમિરન નાહિં'** તેનો પણ આ જ અર્થ છે કે મન ન લાગવાથી એ **'સુમિરન'** (સ્મરણ) નથી, પણ 'જપ' તો છે જ. હા, મન લગાડીને ધ્યાનપૂર્વક નામજપ કરવાથી બહુ જ જલદી લાભ થાય છે.

કોઈ પણ મનુષ્ય સર્વથા ગુણરહિત નથી હોતો. તેનામાં કંઈ ને કંઈ ગુણ રહે જ છે. એટલા માટે તત્ત્વજ્ઞ મહાપુરુષે જો કોઈ વ્યક્તિને (તેની ઉન્નતિને માટે) કોઈ શિક્ષણ આપવું હોય, કોઈ વાત સમજાવવી હોય તો તે વ્યક્તિની નિંદા કે અપમાન ન કરીને તેના ગુણોની પ્રશંસા કરવી જોઈએ. ગુણોની પ્રશંસા કરતા રહીને આદરપૂર્વક તેને જે શિક્ષણ આપવામાં આવશે, તે શિક્ષણની તેના ઉપર વિશેષ અસર પડશે. સમાજ અને પરિવારની મુખ્ય વ્યક્તિઓએ પણ આ રીતે બીજાઓને શિક્ષણ આપવું જોઈએ.

**'સમાચરન્'** અને **'જોષયેત્'** પદો વડે ભગવાન વિદ્વાનને બે આજ્ઞાઓ આપે છે – (૧) પોતે સાવધાનીપૂર્વક શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મોને સારી રીતે કરે અને (૨) કર્મોમાં આસક્ત અજ્ઞાની પુરુષો પાસે પણ તેવી જ રીતે કર્મ કરાવે. લોકોને દેખાડવાને માટે કર્મ કરવું એ **'દમ્ભ'** છે, જે પતન કરવાવાળી આસુરી સંપત્તિનું લક્ષણ છે (ગીતા અ. ૧૬/૪). આથી ભગવાન લોકોને દેખાડવાને માટે નહિ, પરંતુ લોકસંગ્રહ માટે જ કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા આપે છે.

તત્ત્વજ્ઞ પુરુષને કર્મ કરવા સાથે પોતાનું કોઈ પ્રયોજન ન રહેવા છતાં પણ તેણે સમસ્ત કર્તવ્યકર્મો સુચારુરૂપે કરતા રહેવું જોઈએ, જેથી કર્મોમાં આસક્ત પુરુષોની નિષ્કામકર્મો પ્રત્યે મહત્ત્વબુદ્ધિ જાગ્રત થાય અને તેઓ પણ નિષ્કામભાવથી કર્મ કરવા લાગે. તાત્પર્ય એ છે કે તે મહાપુરુષનાં આસક્તિરહિત આચરણોને દેખીને અન્ય પુરુષ પણ તેવું જ આચરણ કરવાની ચેષ્ટા કરવા લાગશે.

આ રીતે જ્ઞાની પુરુષે કર્મોમાં આસક્ત પુરુષોને આદરપૂર્વક સમજાવીને તેમની પાસે નિષિદ્ધ કર્મોનો સ્વરૂપથી (સર્વથા) ત્યાગ કરાવવો જોઈએ અને વિહિત કર્મોમાંથી સકામભાવનો ત્યાગ કરવાની પ્રેરણા આપવી જોઈએ.

**પરિશિષ્ટ ભાવ :** તત્ત્વજ્ઞ મહાપુરુષ અને ભગવાન - બન્નેમાંય કર્તૃત્વાભિમાન હોતું નથી. તેથી તેઓ લોકસંગ્રહને માટે જ કર્તવ્ય-કર્મ કરે છે, પોતાના માટે નહીં. સાધકે પણ પોતાના માટે કંઈ ન કરવું જોઈએ; કારણ કે સ્વરૂપમાં કર્તૃત્વ નથી. લોકોને ખોટા માર્ગેથી રોકીને સદ્માર્ગે વાળવા એ લોકસંગ્રહ છે. લોકસંગ્રહનો ઉપાય છે – શાસ્ત્ર પ્રમાણે યોગ્ય આચરણ કરવું, અને સાધકે પોતાની અંદર એવો ભાવ રાખવો કે, મારે મારા પોતાના માટે કશું કરવું નથી અને તેણે (સાધકે) લોકોને એમ પણ કહેવાનું નથી કે 'હું મારા માટે કશું કરતો નથી.'



*સંબંધ – જ્ઞાની અને અજ્ઞાનીમાં શું અંતર છે – તેને ભગવાન આગળના શ્લોકમાં બતાવે છે.*

**પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ ।**
**અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે ॥ ૨૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કર્માણિ** | = સઘળાં કર્મો | **ક્રિયમાણાનિ** | = કરવામાં આવે છે, (છતાં પણ) | | અજ્ઞાની મનુષ્ય |
| **સર્વશઃ** | = સર્વ પ્રકારે | | | **અહમ્, કર્તા** | = હું કર્તા છું |
| **પ્રકૃતેઃ** | = પ્રકૃતિના | **અહઙ્કાર-** | = અહંકાર દ્વારા મોહિત | **ઇતિ** | = એમ |
| **ગુણૈઃ** | = ગુણો વડે | **વિમૂઢાત્મા** | થયેલા અન્તઃકરણનો | **મન્યતે** | = માને છે. |

*ટીકા* – **'પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ'** – જે સમષ્ટિ શક્તિથી શરીર, વૃક્ષ વગેરે પેદા થાય છે અને વધેઘટે છે, ગંગા વગેરે નદીઓ પ્રવાહિત થાય છે, મકાન વગેરે પદાર્થોમાં પરિવર્તન થાય છે, તે જ સમષ્ટિ શક્તિથી મનુષ્યની જોવા, સાંભળવા, ખાવાપીવા, વગેરેની બધી ક્રિયાઓ થાય છે, પરંતુ મનુષ્ય અહંકારથી મોહિત બનીને, અજ્ઞાનવશ એક જ સમષ્ટિ શક્તિ વડે થવાવાળી ક્રિયાઓના બે વિભાગ કરી લે છે - એક તો આપમેળે થવાવાળી ક્રિયાઓ જેવી કે – શરીરનું બનવું, ભોજનનું પચવું વગેરે અને બીજી, જ્ઞાનપૂર્વક થવાવાળી ક્રિયાઓ, જેવી કે – 'જોવું, બોલવું, ભોજન કરવું વગેરે. જ્ઞાનપૂર્વક થવાવાળી ક્રિયાઓને મનુષ્ય અજ્ઞાનવશ પોતાના દ્વારા કરવામાં આવનારી માની લે છે.

પ્રકૃતિથી ઉત્પન્ન ગુણો (સત્ત્વ, રજ અને તમ)નું કાર્ય હોવાથી બુદ્ધિ, અહંકાર, મન, પંચમહાભૂત, દસ ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના શબ્દ વગેરે પાંચ વિષયો - એ પણ પ્રકૃતિના ગુણો કહેવાય છે. ઉપર્યુક્ત પદોમાં ભગવાન સ્પષ્ટતા કરે છે કે સઘળી ક્રિયાઓ (ચાહે સમષ્ટિની હોય કે વ્યષ્ટિની) પ્રકૃતિના ગુણો દ્વારા જ કરવામાં આવે છે, સ્વરૂપ દ્વારા નહિ.

**'અહંકારવિમૂઢાત્મા'** – **'અહંકાર'** અંતઃકરણની એક વૃત્તિ છે. 'પોતે' (સ્વરૂપ) તે વૃત્તિનો જ્ઞાતા છે. પરંતુ ભૂલથી પોતાને તે વૃત્તિ સાથે ભેળવવાથી અર્થાત્ તે વૃત્તિને જ પોતાનું સ્વરૂપ માની લેવાથી આ મનુષ્ય વિમૂઢાત્મા કહેવાય છે.

જેવી રીતે શરીર **'ઇદમ્'** (આ) છે, તેવી જ રીતે અહંકાર પણ **'ઇદમ્'** (આ) છે. **'ઇદમ્'** (આ) કદી **'અહમ્'** (હું) નથી હોઈ શકતો – આ સિદ્ધાંત છે. જ્યારે મનુષ્ય ભૂલથી **'ઇદમ્'** ને **'અહમ્'** અર્થાત્ **'આ'** ને **'હું'** માની લે છે, ત્યારે તે **'અહંકારવિમૂઢાત્મા'** કહેવાય છે. આ માનેલો અહંકાર પ્રયત્ન કરવાથી દૂર નથી થતો; કેમકે પ્રયત્ન કરવામાં પણ અહંકાર રહે છે. માનેલો અહંકાર દૂર થાય છે – અસ્વીકૃતિથી અર્થાત્ 'ન માનવાથી.'

## વિશેષ વાત

**'અહમ્'** બે પ્રકારના હોય છે –

(૧) વાસ્તવિક (આધારરૂપ) **'અહમ્'**[૧] જેમ કે – 'હું છું' (પોતાની સત્તામાત્ર).

(૨) અવાસ્તવિક (માનેલો) **'અહમ્'**; જેમ કે – 'હું શરીર છું.'

'વાસ્તવિક અહમ્' સ્વાભાવિક તેમ જ નિત્ય અને 'અવાસ્તવિક અહમ્' અસ્વાભાવિક તેમ જ અનિત્ય હોય છે. આથી 'વાસ્તવિક અહમ્' વિસ્મૃત તો થઈ શકે છે, પરંતુ દૂર નથી થઈ શકતો; અને 'અવાસ્તવિક અહમ્' પ્રતીત તો થઈ શકે છે પણ ટકી નથી શકતો. મનુષ્યની ભૂલ એ થાય છે કે તે 'વાસ્તવિક અહમ્' (પોતાના સ્વરૂપ)ને વિસ્મૃત કરીને 'અવાસ્તવિક અહમ્' (હું શરીર છું)ને જ સત્ય માની લે છે.

**'કર્તાહમિતિ મન્યતે'** – જોકે સઘળાં કર્મો બધી રીતે પ્રકૃતિજન્ય ગુણો દ્વારા જ કરવામાં આવે છે, તોપણ અહંકારથી મોહિત અંતઃકરણવાળો અજ્ઞાની મનુષ્ય કેટલાંક કર્મોનો કર્તા પોતાને માની લે છે. કારણ કે તે અહંકારને જ પોતાનું સ્વરૂપ માની બેસે છે. અહંકારને કારણે જ મનુષ્ય શરીર, ઇન્દ્રિયો, મન વગેરેમાં 'હું' પણું કરી લે છે અને તે (શરીર વગેરે)ની ક્રિયાઓનો કર્તા પોતાને માની લે છે. આ વિપરીત માન્યતા મનુષ્યે પોતે જ કરી છે, એટલા માટે તેને દૂર પણ તે જ કરી શકે છે. તેને દૂર કરવાનો ઉપાય છે – તેને વિવેક-વિચારપૂર્વક ન માનવી; કેમકે માન્યતા વડે જ માન્યતા કપાય છે.

એક 'કરવું' હોય છે અને એક 'ના કરવું' હોય છે.

---

૧. જેને અહીં 'વાસ્તવિક અહમ્' કહ્યો છે, તે વાસ્તવમાં 'અહં' નથી, પરંતુ સત-રૂપ અને ચિત્-રૂપ તત્ત્વ છે. તેને 'વાસ્તવિક અહમ્' એટલા માટે કહ્યો છે કે તે કદી બદલાતો નથી, જ્યારે 'અવાસ્તવિક અહમ્' બદલાય છે. જેમ કે, કોઈ વ્યક્તિ ભણેલ ગણેલ ન હોય, તો તે કહે છે કે 'હું મૂર્ખ છું, અભણ છું' – અને ભણીગણીને તે જ વ્યક્તિ કહે છે કે હું 'વિદ્વાન છું, ભણેલોગણેલો છું. આ રીતે 'અહમ્'ના બદલાવા છતાં પણ પોતાની સત્તા ('હું છું') નથી બદલાતી. માનેલા 'અહમ્'ની સાથે સદા રહેવાથી જ તે સત્તાને 'વાસ્તવિક અહમ્' કહે છે. માનેલા 'અહમ્'નો સાથ દૂર થતાં જ અર્થાત્ ત્યાંથી દૃષ્ટિ હટતાં જ તે 'વાસ્તવિક અહમ્' સચ્ચિદાનંદસ્વરૂપ બની જાય છે.

જેવી રીતે 'કરવું' એ ક્રિયા છે, તેવી જ રીતે 'ના કરવું' પણ ક્રિયા જ છે. સૂવું, જાગવું, બેસવું, ચાલવું, સમાધિસ્થ થવું વગેરે બધી ક્રિયાઓ જ છે. ક્રિયામાત્ર પ્રકૃતિમાં થાય છે. પોતાના (ચેતન સ્વરૂપમાં) કરવું અને ન કરવું – બન્નેય નથી; કેમકે તે આ બન્નેયથી પર છે. તે અક્રિય અને બધાનો પ્રકાશક છે. જો 'પોતાનામાં' પણ ક્રિયા થાત, તો તે ક્રિયા (શરીર વગેરેમાં પરિવર્તનરૂપ ક્રિયાઓ)નો જ્ઞાતા કેવી રીતે થાત? કરવું અને ન કરવું ત્યાં હોય છે, જ્યાં 'અહમ્' (હું) રહે છે. 'અહમ્' ન રહેવાથી ક્રિયાની સાથે કોઈ સંબંધ નથી રહેતો. કરવું અને ના કરવું - બેઉ જેનાથી પ્રકાશિત થાય છે, તે અક્રિય તત્ત્વ (પોતાના સ્વરૂપ)માં મનુષ્યમાત્રની સ્વાભાવિક સ્થિતિ છે, પરંતુ 'અહમ્'ને કારણે મનુષ્ય પ્રકૃતિમાં થવાવાળી ક્રિયાઓ સાથે પોતાનો સંબંધ માની લે છે. પ્રકૃતિ (જડ) સાથે માનેલો સંબંધ જ 'અહમ્' કહેવાય છે.

## વિશેષ વાત

જેવી રીતે સમુદ્રનો જ અંશ હોવાને કારણે લહેર અને સમુદ્રમાં જાતીય એકતા છે અર્થાત્ જે જાતિની લહેર છે, તે જ જાતિનો સમુદ્ર છે, તેવી જ રીતે સંસારનો જ અંશ હોવાને કારણે શરીરની સંસાર સાથે જાતીય એકતા છે. મનુષ્ય સંસારને તો 'હું' નથી માનતો, પણ ભૂલથી 'શરીર'ને 'હું' માની લે છે.

જેવી રીતે સમુદ્ર વિના લહેરનું પોતાનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી, તેવી જ રીતે સંસાર વિના શરીરનું પોતાનું કોઈ અસ્તિત્વ નથી. પરંતુ અહંકારથી મોહિત અંતઃકરણવાળો મનુષ્ય જ્યારે શરીરને 'હું' (પોતાનું સ્વરૂપ) માની લે છે, ત્યારે તેનામાં અનેક પ્રકારની કામનાઓ ઉત્પન્ન થવા લાગે છે; જેમ કે - મને સ્ત્રી, પુત્ર, ધન વગેરે પદાર્થો મળી જાય, લોકો મને સારો સમજે, મારું આદર-સન્માન કરે, મને અનુકૂળ થઈને ચાલે વગેરે. તેનું એ બાજુ ધ્યાન જ નથી જતું કે શરીરને પોતાનું સ્વરૂપ માનીને હું પહેલેથી જ બંધાઈ બેઠો છું. હવે કામનાઓ કરીને વધુ બંધન વધારી રહ્યો છું – પોતાને વધુ વિપત્તિમાં નાખી રહ્યો છું.

સાધનકાળમાં 'હું (પોતે) પ્રકૃતિજન્ય ગુણોથી સર્વથા અતીત છું' – એવો અનુભવ ન થવા છતાં પણ જ્યારે સાધક એમ માની લે છે, ત્યારે તેને તેવો જ અનુભવ થઈ જાય છે. આ પ્રકારે જેવી રીતે તે ખોટી માન્યતા કરીને બંધાયો હતો, તેવી જ રીતે ખરી માન્યતા કરીને તે મુક્ત થઈ જાય છે; કેમકે માનેલી વાત ન માનવાથી દૂર થઈ જાય છે – આ સિદ્ધાંત છે. આ જ વાતને ભગવાને પાંચમા અધ્યાયના આઠમા શ્લોકમાં – **'નૈવ કિંચિત્ કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્'** પદોમાં **'મન્યેત'** પદ વડે પ્રગટ કરી છે કે 'હું કર્તા છું' – આ અવાસ્તવિક માન્યતાને દૂર કરવાને માટે 'હું કશું પણ નથી કરતો' – એવી વાસ્તવિક માન્યતા કરવી પડશે.

'હું શરીર છું, હું કર્તા છું' વગેરે અસત્ય માન્યતાઓ પણ એટલી દૃઢ થઈ જાય છે કે તેને છોડવી કઠિન થઈ પડે છે; પછી 'હું શરીર નથી; હું અકર્તા છું' વગેરે સત્ય માન્યતાઓ દૃઢ કેમ ન થાય ? અને એક વાર દૃઢ થઈ જાય પછી છૂટે પણ કેવી રીતે?

**પરિશિષ્ટ ભાવ :** બધી જ ક્રિયાઓ જડ-વિભાગમાં જ થાય છે. ચેતન વિભાગમાં ક્યારેય લેશમાત્ર પણ કોઈ ક્રિયા થતી નથી. અહંકારથી અંતઃકરણ મોહિત થવાને કારણે અજ્ઞાની મનુષ્ય 'હું કર્તા છું' – એવું માની લે છે. અહંકારથી અંતઃકરણ મોહિત થવાનો અર્થ એ છે કે, અપરા પ્રકૃતિનો અંશ અહમ્‌ની સાથે પોતાનો સંબંધ માની લેવો અર્થાત્ અહમ્‌ને પોતાનું સ્વરૂપ માની લેવું કે, 'આ જ હું છું.' આને જ તાદાત્મ્ય કહે છે.

પોતાને કર્તા માનનાર તો ચેતન છે, પરંતુ તે જડ અહમ્‌ને પોતાનું સ્વરૂપ માની લે છે. એનો અર્થ એ છે કે અહમ્‌ને પોતાનું સ્વરૂપ માનનારો, પોતાને એકદેશીય માનનારો સ્વયં પરમાત્માનો અંશ છે. તે સ્વયંમાં કર્તાપણું સંભવ જ નથી (ગીતા ૧૩/૨૯). વાસ્તવમાં સ્વયં, શરીર સાથે મળી શકતો જ નથી - **'શરીરસ્થોઽપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે'** (ગીતા ૧૩/૩૧) પરંતુ મનુષ્ય મળેલો માની લે છે – **'કર્તાહમિતિમન્યતે.'** વાસ્તવમાં તાદાત્મ્ય થતું નથી, બલ્કે તાદાત્મ્ય માની લેવાય છે. તાત્પર્ય એ છે કે, સ્વયં કર્તા બનતો નથી માત્ર અવિવેકપૂર્વક પોતાનામાં કર્તાપણાની માન્યતા કરી લે છે – **'મન્યતે.'** પોતાને કર્તા માની લેતાં જ તેના પર શાસ્ત્રીય વિધિ-નિષેધ લાગુ થઈ જાય છે અને તેને કર્મફળનો ભોક્તા બનવું પડે છે.

સ્વરૂપ (સ્વયં)માં કોઈ ક્રિયા નથી. ક્રિયા ત્યાં જ થાય છે, જ્યાં કોઈ ખાલી જગા હોય. સંપૂર્ણ ઠોસ સ્વરૂપમાં ક્રિયા કઈ રીતે થઈ શકે? પરંતુ પોતાને કર્તા માની લેવાથી તે પ્રકૃતિની જે ક્રિયાની સાથે સંબંધ જોડે છે, તે ક્રિયા તેના માટે ફળ આપનારી 'કર્મ' બની જાય છે, જેનું ફળ તેણે ભોગવવું જ પડે છે. કારણ કે જે કર્તા હોય છે, તે જ ભોક્તા હોય છે.

સ્વરૂપનો કારક (કરનાર) માત્રથી સંપૂર્ણ સંબંધ-વિચ્છેદ છે. તેથી સ્વરૂપમાં લેશમાત્ર પણ કર્તૃત્વ નથી. કર્તૃત્વનો

વિભાગ જ અલગ છે. આજ સુધી દેવતા, મનુષ્ય, પશુ, પક્ષી, યક્ષ, રાક્ષસ વગેરે અનેક શરીરો(યોનિઓ)માં જે પણ કર્મ કરેલાં છે, તેમાંથી કોઈ પણ કર્મ સ્વરૂપ સુધી પહોંચ્યું નથી અને કોઈ પણ શરીર સ્વરૂપ સુધી પહોંચ્યું નથી; કારણ કે કર્મ અને પદાર્થ (શરીર)નો વિભાગ જ અલગ છે અને સ્વરૂપનો વિભાગ પણ અલગ છે, પરંતુ આ વિવેકને મહત્ત્વ ન આપવાને લીધે મનુષ્ય કર્મ અને ફળમાં બંધાઈ જાય છે.

જ્યાં સુધી 'કરવું' છે, ત્યાં સુધી અહંકારની સાથે સંબંધ છે, કારણ કે અહંકાર (કર્તાપણું) વિના 'કરવું' સિદ્ધ થતું નથી. કરવાનો ભાવ થતાં જ કર્તૃત્વાભિમાન થઈ જાય છે. કર્તૃત્વાભિમાન હોવાથી 'કાર્ય' થાય છે અને કાર્ય કરવાથી કર્તૃત્વાભિમાન પુષ્ટ થાય છે. તેથી કરવામાં આવેલ સાધનાથી સાધક ક્યારેય અહંકારરહિત થઈ જ શકતો નથી. અહંકાર સાથે કરવામાં આવેલું કર્મ ક્યારેય કલ્યાણકારી થતું નથી, કારણ કે બધાં જ અનર્થોનું, જન્મ-મરણનું મૂળ કારણ અહંકાર જ છે. પોતાના માટે કંઈ ન કરવાથી અહંકારની સાથે સંબંધ રહેતો નથી. અર્થાત્ પ્રકૃતિમાત્રથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. તેથી સાધકે ક્રિયાને મહત્ત્વ ન આપતાં પોતાના વિવેકને મહત્ત્વ આપવું જોઈએ. વિવેકને મહત્ત્વ આપવાથી વિવેક સ્વતઃ સ્પષ્ટ થતો જાય છે અને સાધકને માર્ગદર્શન આપતો રહે છે. આગળ જતાં આ વિવેક જ તત્ત્વજ્ઞાનમાં રૂપાંતરિત થઈ જાય છે.

**તત્ત્વવિત્તુ મહાબાહો ગુણકર્મવિભાગયોઃ ।**
**ગુણા ગુણેષુ વર્તન્ત ઈતિ મત્વા ન સજ્જતે ॥ ૨૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તુ** | = પરંતુ | **તત્ત્વવિત્** | = તત્ત્વને જાણનાર મહાપુરુષ (તો) | **વર્તન્તે** | = વર્તી રહ્યા છે'— |
| **મહાબાહો** | = હે મહાબાહો! | | | **ઈતિ** | = એમ |
| **ગુણકર્મ-વિભાગયોઃ** | = ગુણ-વિભાગ અને કર્મ-વિભાગના | **ગુણાઃ** | = 'સમસ્ત ગુણો (જ) | **મત્વા** | = સમજીને (એમનામાં) |
| | | **ગુણેષુ** | = ગુણોમાં | **ન, સજ્જતે** | = આસક્ત નથી થતો. |

*ટીકા* – **'તત્ત્વવિત્તુ મહાબાહો ગુણકર્મ – વિભાગયોઃ'** – પૂર્વશ્લોકમાં વર્ણિત **'અહંકારવિમૂઢાત્માઃ'** – પૂર્વશ્લોકમાં વર્ણિત **'અહંકારવિમૂઢાત્મા'** (અહંકારથી મોહિત અંતઃકરણ-વાળો પુરુષ)થી તત્ત્વજ્ઞ મહાપુરુષને સર્વથા ભિન્ન અને વિલક્ષણ બતાવવાને માટે અહીં **'તું'** પદનો પ્રયોગ થયો છે.

સત્ત્વ, રજ અને તમ – આ ત્રણે ગુણો પ્રકૃતિજન્ય છે. આ ત્રણે ગુણોનું કાર્ય હોવાથી સમસ્ત સૃષ્ટિ, ત્રિગુણાત્મિકા છે. આથી શરીર, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણી, પદાર્થ વગેરે બધાં ગુણમય જ છે. આ 'ગુણવિભાગ' કહેવાય છે. આ (શરીર વગેરે)થી થવાવાળી ક્રિયા 'કર્મવિભાગ' કહેવાય છે.

ગુણો અને કર્મો અર્થાત્ પદાર્થો અને ક્રિયાઓ નિરંતર પરિવર્તનશીલ છે. પદાર્થો ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા છે તથા ક્રિયાઓ આરંભ અને સમાપ્ત થવાવાળી છે. આવો ઠીક-ઠીક અનુભવ કરવો એને જ ગુણ અને કર્મવિભાગને તત્ત્વથી જાણવું કહેવાય છે. ચેતન (સ્વરૂપ)માં કદી કોઈ ક્રિયા નથી થતી. તે સદા નિર્લિપ્ત અને નિર્વિકાર રહે છે અર્થાત્ તેનો કોઈ પણ પ્રાકૃત પદાર્થ અને ક્રિયા સાથે સંબંધ નથી હોતો. એવો ઠીક-ઠીક અનુભવ કરવો એને જ ચેતનને તત્ત્વથી જાણવું કહેવાય છે.

અજ્ઞાની પુરુષ જ્યારે આ ગુણવિભાગ અને કર્મવિભાગ સાથે પોતાનો સંબંધ માની લે છે, ત્યારે તે બંધાઈ જાય છે. શાસ્ત્રીય દૃષ્ટિએ તો આ બંધનનું મુખ્ય કારણ 'અજ્ઞાન' છે, પણ સાધકની દૃષ્ટિએ 'રાગ' જ મુખ્ય કારણ છે. રાગ 'અવિવેક'થી થાય છે. વિવેક જાગ્રત થતાં રાગ નષ્ટ થઈ જાય છે. આ વિવેક મનુષ્યમાં વિશેષ રૂપે છે. આવશ્યકતા કેવળ આ વિવેકને મહત્ત્વ આપીને જાગ્રત કરવાની છે. આથી સાધકે (વિવેક જાગ્રત કરીને) વિશેષ રૂપે રાગને જ દૂર કરવો જોઈએ.

તત્ત્વને જાણવાની ઈચ્છા રાખવાવાળો સાધક પણ જો ગુણ (પદાર્થ) અને કર્મ (ક્રિયા) સાથે પોતાનો કોઈ સંબંધ ન માને, તો તે પણ ગુણવિભાગ અને કર્મવિભાગને તત્ત્વથી જાણી લે છે. ચાહે ગુણવિભાગ અને કર્મવિભાગને તત્ત્વથી જાણે, ચાહે પોતા (ચેતન સ્વરૂપ)ને તત્ત્વથી જાણે. બન્નેનું પરિણામ એક જ હશે.

## ગુણ-કર્મ-વિભાગને તત્ત્વથી જાણવાનો ઉપાય

(૧) શરીરમાં રહીને પણ ચેતનતત્ત્વ (સ્વરૂપ) સર્વથા અક્રિય અને નિર્લિપ્ત રહે છે (ગીતા અ. ૧૩/૩૧). પ્રકૃતિનું કાર્ય (શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે) **'ઇદમ્'** (આ) કહેવાય છે. **'ઇદમ્'** (આ) કદી **'અહમ્'** (હું) નથી હોતું. જ્યારે 'આ' (શરીર વગેરે) 'હું' નથી, ત્યારે **'ઇદમ્'** (આ)માં થવાવાળી ક્રિયા 'મારી' કેવી રીતે થઈ? તાત્પર્ય એ છે કે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે બધાં પ્રકૃતિનાં કાર્ય છે અને 'પોતે' તેમનાથી સર્વથા અસંબદ્ધ અને નિર્લિપ્ત છે. આથી તેઓમાં થવાવાળી ક્રિયાઓનો કર્તા 'પોતે' કેવી રીતે હોઈ શકે છે? આ રીતે પોતાને પદાર્થ તેમ જ ક્રિયાઓથી અલગ અનુભવ કરવાવાળો બંધનમાં નથી પડતો. બધી અવસ્થાઓમાં **'નૈવ કિઞ્ચિત્કરોમીતિ'** (ગીતા ૫/૮) 'હું કંઈ પણ નથી કરતો' – એવો અનુભવ કરવો એને જ પોતાને ક્રિયાઓથી અલગ જાણવો અર્થાત્ અનુભવ કરવો કહેવાય છે.

(૨) દેખવું, સાંભળવું, ખાવું, પીવું વગેરે બધી ક્રિયાઓ છે અને દેખવા, સાંભળવા વગેરેના વિષયો, ખાવા-પીવાની સામગ્રી વગેરે બધા 'પદાર્થો' છે. આ ક્રિયાઓ અને પદાર્થોને આપણે ઇન્દ્રિયો (આંખ, કાન, મુખ વગેરે) વડે જાણીએ છીએ. ઇન્દ્રિયોને 'મન' વડે, મનને 'બુદ્ધિ' વડે અને બુદ્ધિને માનેલા 'અહમ્' (હુંપણા) વડે જાણીએ છીએ. આ 'અહમ્' પણ એક સામાન્ય પ્રકાશ (ચેતન) વડે પ્રકાશિત થાય છે. તે સામાન્ય પ્રકાશ જ બધાનો જ્ઞાતા, બધાનો પ્રકાશક અને આધાર છે.

**'અહમ્'**થી પર પોતાના સ્વરૂપ (ચેતન)ને કેવી રીતે જાણવું? ગાઢ નિદ્રામાં જોકે બુદ્ધિ અવિદ્યામાં લીન થઈ જાય છે, છતાં પણ મનુષ્ય જાગી જતાં કહે છે કે 'હું બહુ જ સુખેથી ઊંઘ્યો.' આ રીતે જાગ્યા બાદ 'હું છું'નો અનુભવ બધાને થાય છે. આથી સિદ્ધ થાય છે કે સુષુપ્તિકાળમાં પણ પોતાની સત્તા હતી. જો એવું ના હોત તો 'હું બહુ જ સુખેથી ઊંઘ્યો; મને કંઈ પણ ખબર ન હતી' – એવી સ્મૃતિ કે જ્ઞાન ન થાત. સ્મૃતિ અનુભવજન્ય હોય છે.[1] તેથી જ બધાને પ્રત્યેક અવસ્થામાં પોતાની સત્તાનો અખંડ અનુભવ થાય છે. કોઈ પણ અવસ્થામાં પોતાના અભાવનો ('હું નથી' – એવો) અનુભવ નથી થતો. જેઓએ માની લીધેલા 'અહમ્' (હુંપણા) સાથે પણ સંબંધ-વિચ્છેદ કરીને પોતાના સ્વરૂપ (છે)નો બોધ કરી લીધો છે, તેઓ 'તત્ત્વવિત્' કહેવાય છે.

અપરિવર્તનશીલ પરમાત્મતત્ત્વની સાથે આપણો સ્વતઃસિદ્ધ નિત્ય સંબંધ છે. પરિવર્તનશીલ પ્રકૃતિની સાથે આપણો સંબંધ વસ્તુતઃ છે નહિ, કેવળ માની લીધેલો છે. પ્રકૃતિ સાથે માની લીધેલા સંબંધને જો વિચાર દ્વારા દૂર કરીએ તો તેને 'જ્ઞાનયોગ' કહે છે; અને જો તે જ સંબંધને પરહિતાર્થે કર્મ કરતાં-કરતાં દૂર કરીએ તો તેને 'કર્મયોગ' કહે છે. પ્રકૃતિથી સંબંધ-વિચ્છેદ થતાં જ 'યોગ' (પરમાત્મા સાથે નિત્ય સંબંધનો અનુભવ) થાય છે, અન્યથા કેવળ 'જ્ઞાન' અને 'કર્મ' જ થાય છે. આથી પ્રકૃતિ સાથે સંબંધ-વિચ્છેદપૂર્વક પરમાત્મા સાથે પોતાના નિત્ય સંબંધને ઓળખવાવાળો જ 'તત્ત્વવિત્' છે.

**'ગુણા ગુણેષુ વર્તન્તે'** – પ્રકૃતિજન્ય ગુણોથી ઉત્પન્ન થવાને કારણે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે પણ 'ગુણો' જ કહેવાય છે અને તેમનાથી સઘળાં કર્મો થાય છે. અવિવેકને કારણે અજ્ઞાની પુરુષ આ ગુણોની સાથે પોતાનો સંબંધ માનીને એમનાથી થવાવાળી ક્રિયાઓનો કર્તા પોતાને માની લે છે.[2] પરંતુ 'પોતાના' (સામાન્ય પ્રકાશ – ચેતન)માં પોતાની સ્વતઃસિદ્ધ સ્થિતિનો અનુભવ થતાં 'હું કર્તા છું' – એવો ભાવ આવી જ નથી શકતો.

રેલગાડીનું એન્જિન ચાલે છે અર્થાત્ તેમાં ક્રિયા થાય છે, પરંતુ ખેંચવાની શક્તિ એન્જિન અને ચાલકના સંયોગથી આવે છે. વાસ્તવમાં ખેંચવાની શક્તિ તો એન્જિનની જ છે, પણ ચાલક દ્વારા સંચાલન કરવાથી જ તે ગંતવ્ય સ્થાન પર પહોંચી જાય છે. કારણ કે એન્જિનમાં ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ નથી, એટલા માટે તેને ઇન્દ્રિયો, મન અને બુદ્ધિવાળા ચાલક (મનુષ્ય)ની આવશ્યકતા પડે છે. પરંતુ મનુષ્ય પાસે શરીરરૂપી એન્જિન પણ છે તથા સંચાલનને માટે ઇન્દ્રિયો, મન, અને બુદ્ધિ પણ છે. શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ – આ ચારેય એક સામાન્ય પ્રકાશ (ચેતન) વડે સત્તાસ્ફૂર્તિ મેળવીને જ કાર્ય કરવામાં સમર્થ થાય છે. સામાન્ય પ્રકાશ (જ્ઞાન)નું પ્રતિબિંબ બુદ્ધિમાં આવે છે, બુદ્ધિના જ્ઞાનને મન ગ્રહણ કરે છે, મનના જ્ઞાનને ઇન્દ્રિયો ગ્રહણ કરે છે, અને પછી શરીરરૂપી એન્જિનનું સંચાલન થાય છે. બુદ્ધિ, મન, ઇન્દ્રિયો, શરીર – એ સઘળે-સઘળા ગુણો છે અને તેમને પ્રકાશિત કરવાવાળો અર્થાત્

---

૧. **અનુભૂતવિષયાસમ્પ્રમોષઃ સ્મૃતિઃ ।** (યોગદર્શન ૧/૧૧)

૨. ઉદાહરણાર્થે – વાણી 'પદાર્થ' છે, બોલવાની પ્રવૃત્તિ 'ક્રિયા' છે અને બોલવાનું સમષ્ટિ શક્તિથી થઈ રહ્યું છે. અર્થાત્ ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે, પરંતુ મનુષ્ય અજ્ઞાનવશ પદાર્થ અને ક્રિયાને પોતાની માનીને પોતે 'કર્તા' બની જાય છે.

તેમને સત્તાસ્ફૂર્તિ આપવાવાળો 'પોતે' આ ગુણોથી અસંબદ્ધ અને નિર્લિપ્ત રહે છે. આથી વાસ્તવમાં સઘળા ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે.

શ્રેષ્ઠ પુરુષનાં આચરણોનું બધા લોકો અનુસરણ કરે છે. એટલા માટે ભગવાન જ્ઞાની મહાપુરુષ દ્વારા લોકસંગ્રહ કેવી રીતે થાય છે – તેનું વર્ણન કરતાં કહે છે કે જેવી રીતે તે મહાપુરુષ 'સઘળા ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે' – એવો અનુભવ કરીને તેઓમાં આસક્ત નથી થતો, તેવી જ રીતે સાધકે પણ તેવું જ માનીને તેઓમાં આસક્ત નહિ થવું જોઈએ.

## પ્રકૃતિ-પુરુષ-સંબંધી માર્મિક વાત

આકર્ષણ સદા સજાતીયતામાં જ થાય છે; જેમ કે કાનોનું શબ્દોમાં, ત્વચાનું સ્પર્શમાં, નેત્રોનું રૂપમાં, જિહ્વાનું રસમાં અને નાસિકાનું ગંધમાં આકર્ષણ થાય છે. આ રીતે પાંચે ઇન્દ્રિયોનું પોતપોતાના વિષયોમાં જ આકર્ષણ થાય છે. એક ઇન્દ્રિયનું બીજી ઇન્દ્રિયના વિષયમાં કદી આકર્ષણ થતું નથી. તાત્પર્ય એ છે કે એ વસ્તુનું બીજી વસ્તુ પ્રત્યે આકર્ષણ થવામાં મૂળ કારણ એ બન્નેની સજાતીયતા જ છે.

આકર્ષણ, પ્રવૃત્તિ તેમ જ પ્રવૃત્તિની સિદ્ધિ સજાતીયતામાં જ થાય છે. વિજાતીય વસ્તુઓમાં ન તો આકર્ષણ થાય છે, ન પ્રવૃત્તિ થાય છે અને ન પ્રવૃત્તિની સિદ્ધિ પણ થાય છે, તેથી આકર્ષણ, પ્રવૃત્તિ અને પ્રવૃત્તિની સિદ્ધિ સજાતીયતાને કારણે 'પ્રકૃતિ'માં જ થાય છે; પરંતુ પુરુષ (ચેતન)માં વિજાતીય પ્રકૃતિ (જડ)નું જે આકર્ષણ પ્રતીત થાય છે, તેમાં પણ વાસ્તવમાં પ્રકૃતિનો અંશ જ પ્રકૃતિની તરફ આકર્ષિત થાય છે. કરવાની અને ભોગવવાની ક્રિયા પ્રકૃતિમાં જ થાય છે, પુરુષમાં નહિ. પુરુષ તો સદા નિર્વિકાર, નિત્ય, અચલ તથા એકરસ રહે છે.

તેરમા અધ્યાયના એકત્રીસમા શ્લોકમાં ભગવાને બતાવ્યું છે કે શરીરમાં સ્થિત હોવા છતાં પણ પુરુષ વસ્તુતઃ ન તો કંઈ કરે છે અને ન તો લિપ્ત થાય છે – **'શરીરસ્થોઽપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે.'** પુરુષ તો કેવળ 'પ્રકૃતિસ્થ' થવા અર્થાત્ પ્રકૃતિ સાથે તાદાત્મ્ય માનવાને કારણે સુખઃદુખના ભોક્તૃત્વમાં કારણ કહેવામાં આવે છે – **'પુરુષઃ સુખદુઃખાનાં ભોક્તૃત્વે હેતુરુચ્યતે'** (ગીતા અ. ૧૩/૨૦) અને **'પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ગુણાન્'** (ગીતા અ. ૧૩/૨૧). તાત્પર્ય એ છે કે જોકે સઘળી ક્રિયાઓ, ક્રિયાઓની સિદ્ધિ અને આકર્ષણ પ્રકૃતિમાં જ થાય છે, છતાં પણ પ્રકૃતિ સાથે તાદાત્મ્યને કારણે પુરુષ 'હું સુખી છું', 'હું દુઃખી છું' – એમ માનીને ભોક્તૃત્વમાં કારણ બની જાય છે. કારણ કે સુખી-દુઃખી થવાનો અનુભવ પ્રકૃતિ (જડ)માં થઈ જ નથી શકતો. પ્રકૃતિ (જડ)ના વિના કેવળ પુરુષ (ચેતન) સુખ-દુઃખનો ભોક્તા બની જ નથી શકતો.

પુરુષમાં પ્રકૃતિની પરિવર્તનરૂપી ક્રિયા કે વિકાર નથી, પરંતુ તેનામાં સંબંધ માનવાની અથવા ન માનવાની યોગ્યતા તો છે જ. તે પથ્થરની માફક જડ નહિ, પરંતુ જ્ઞાનસ્વરૂપ છે. જો પુરુષમાં સંબંધ માનવાની અથવા ન માનવાની યોગ્યતા ન હોત, તો તે પ્રકૃતિ સાથે પોતાનો સંબંધ કેવી રીતે માનત? પ્રકૃતિ સાથે સંબંધ માનીને તેની ક્રિયાઓને પોતાનામાં કેવી રીતે માનત? અને પોતાનામાં કર્તૃત્વ-ભોક્તૃત્વનો કેવી રીતે સ્વીકાર કરત? સંબંધને માનવો અથવા ન માનવો એ 'ભાવ' છે, 'ક્રિયા' નહિ.

પુરુષમાં સંબંધ જોડવા અથવા ન જોડવાની યોગ્યતા તો છે જ, પણ ક્રિયા કરવાની યોગ્યતા તેનામાં નથી. ક્રિયા કરવાની યોગ્યતા તેનામાં હોય છે, જેનામાં પરિવર્તન (વિકાર) હોય છે. પુરુષમાં પરિવર્તનનો સ્વભાવ નથી, જ્યારે પ્રકૃતિમાં પરિવર્તનનો સ્વભાવ છે અર્થાત્ પ્રકૃતિમાં ક્રિયાશીલતા સ્વાભાવિક છે. એટલા માટે પ્રકૃતિ સાથે સંબંધ જોડવાથી જ પુરુષ પોતાનામાં ક્રિયા માની લે છે – **'કર્તાહમિતિ મન્યતે'** (ગીતા અ. ૩/૨૭).

પુરુષમાં કોઈ પરિવર્તન નથી થતું. આ (પરિવર્તનનું ન થવું) એ તેની કોઈ અશક્તિ કે ઊણપ નથી, બલકે તેની મહત્તા છે. તે નિરંતર એકરસ અને એકરૂપ રહેવાવાળો છે. પરિવર્તન થવું એ તેનો સ્વભાવ જ નથી; જેમકે – બરફમાં ગરમ થવાનો સ્વભાવ કે યોગ્યતા નથી. પરિવર્તનરૂપ ક્રિયા થવી એ પ્રકૃતિનો સ્વભાવ છે, પુરુષનો નહિ. પરંતુ પ્રકૃતિ સાથે પોતાનો સંબંધ ન માનવાની તેનામાં પૂરી યોગ્યતા, સામર્થ્ય અને સ્વતંત્રતા છે; કેમકે વાસ્તવમાં પ્રકૃતિ સાથેનો સંબંધ મૂળમાં નથી.

પ્રકૃતિના અંશ શરીરને પુરુષ જ્યારે પોતાનું સ્વરૂપ માની લે છે, ત્યારે પ્રકૃતિના તે અંશમાં (સજાતીય પ્રકૃતિનું) આકર્ષણ, ક્રિયાઓ અને તેમના ફળની પ્રાપ્તિ થતી રહે છે, તેનો સંકેત અહીં **'ગુણાઃ ગુણેષુ વર્તન્તે'** પદોથી કરવામાં આવ્યો છે. ગુણોમાં પોતાની સ્થિતિ માનીને પુરુષ (ચેતન) સુખી-દુઃખી થતો રહે છે. વાસ્તવમાં સુખ-દુઃખની અલગ સત્તા નથી. એટલા માટે ભગવાન ગુણો સાથે માનેલા સંબંધનો વિચ્છેદ કરવા માટે વિશેષ ભાર દે છે.

તાત્ત્વિક દૃષ્ટિએ જોવામાં આવે તો સંબંધ-વિચ્છેદ પહેલેથી (સદાથી) જ છે. કેવળ ભૂલથી સંબંધ માનેલો છે. આથી માનેલા સંબંધનો અસ્વીકાર કરીને કેવળ 'ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે' એ વાસ્તવિકતા ઓળખવાની છે.

**'ઇતિ મત્વા ન સજ્જતે'** – અહીં **'મત્વા'** પદ

'જાણવા'ના અર્થમાં આવ્યું છે. તત્ત્વજ્ઞ મહાપુરુષ પ્રકૃતિ (જડ) અને પુરુષ (ચેતન)ને સ્વાભાવિક રીતે જ અલગ-અલગ જાણે છે. એટલા માટે તે પ્રકૃતિજન્ય ગુણોમાં આસક્ત નથી થતો.

ભગવાન **'મત્વા'** પદનો પ્રયોગ કરીને જાણે સાધકોને એવી આજ્ઞા આપે છે કે તેઓ પણ પ્રકૃતિજન્ય ગુણોને અલગ માનીને તેઓમાં આસક્ત ન થાય.

## વિશેષ વાત

કર્મયોગી અને સાંખ્યયોગી – બન્નેની સાધના-પ્રણાલીમાં એકતા નથી હોતી. **'કર્મયોગી'** ગુણો (શરીર વગેરે) સાથે માનેલી એકતાને દૂર કરાવાની ચેષ્ટા કરે છે, એટલા માટે શ્રીમદ્ભાગવતમાં **'કર્મયોગસ્તુ કામિનામ્'** (૧૧/૨૦/૭) કહેવામાં આવ્યું છે. ભગવાને પણ એટલા માટે કર્મયોગીને માટે કર્મ કરવાની આવશ્યકતા પર વિશેષ ભાર દીધો છે; જેમ કે - 'કર્મોનો આરંભ કર્યા વિના મનુષ્ય નિષ્કર્મતાને પ્રાપ્ત નથી થતો' (ગીતા અ. ૩/૪), 'યોગમાં આરૂઢ થવાની ઇચ્છાવાળા મનનશીલ પુરુષને માટે કર્મ કરવું એ જ સાધન કહેવામાં આવે છે (ગીતા અ. ૬/૩). કર્મયોગી કર્મો તો કરે છે, પણ તેમને પોતાને માટે નહિ, બલ્કે બીજાઓના હિતને માટે જ કરે છે; એટલા માટે તે એ કર્મોનો ભોક્તા નથી બનતો. ભોક્તા ન બનવાથી અર્થાત્ ભોક્તૃત્વનો નાશ થવાથી કર્તૃત્વનો નાશ આપોઆપ થઈ જાય છે. તાત્પર્ય એ છે કે કર્તૃત્વમાં જે કર્તાપણું છે, તે ફળને માટે જ છે. ફળનો ઉદ્દેશ્ય ન રહેતાં, કર્તૃત્વ નથી રહેતું. એટલા માટે વાસ્તવમાં કર્મયોગી પણ કર્તા નથી બનતો.

સાંખ્યયોગીમાં વિવેક-વિચારની પ્રધાનતા રહે છે. તે 'પ્રકૃતિજન્ય ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે.' એવું જાણીને પોતાને એ ક્રિયાઓનો કર્તા નથી માનતો. આ જ વાતને ભગવાન આગળ તેરમા અધ્યાયના ઓગણત્રીસમા શ્લોકમાં કહેશે કે જે પુરુષ સઘળાં કર્મોને સર્વ પ્રકારે પ્રકૃતિ દ્વારા જ કરવામાં આવતાં જુએ છે, અને 'પોતા' (આત્મા)ને અકર્તા જુએ છે, તે જ યથાર્થ જુએ છે. આ રીતે સાંખ્યયોગી કર્તૃત્વનો નાશ કરે છે. કર્તૃત્વનો નાશ થતાં ભોક્તૃત્વનો નાશ આપોઆપ થઈ જાય છે.

ત્રીજા અધ્યાયના આરંભથી જ ભગવાને કેટલાંક ઉદાહરણો તેમ જ દૃષ્ટિકોણોથી કર્મ કરવા ઉપર જ ભાર દીધો છે; જેમ કે - જનક વગેરે મહાપુરુષો પણ નિષ્કામભાવથી કર્મ કરીને પરમસિદ્ધિને પ્રાપ્ત થયા છે (અ. ૩/૨૦); 'હું પણ કર્મ કરું છું' (અ. ૩/૨૨); જ્ઞાની મહાપુરુષ પણ અજ્ઞાની પુરુષોની જેમ લોકસંગ્રહાર્થે કર્મ કરે છે.' (અ. ૩/૨૫-૨૬). આથી સિદ્ધ થાય છે કે પ્રત્યેક દૃષ્ટિએ કર્મ કરવું એ જ શ્રેયસ્કર છે.

**પરિશિષ્ટ ભાવ :** જે અહંકારથી મોહિત થતો નથી તે **'તત્ત્વવિત્'** હોય છે. આ તત્ત્વવિત્‌ને જ બીજા અધ્યાયના સોળમા શ્લોકમાં 'તત્ત્વદર્શી કહ્યો છે. તત્ત્વવિત્ ગુણ-વિભાગ અને કર્મ-વિભાગથી અર્થાત્ પદાર્થ અને ક્રિયાથી સર્વથા અતીત થઈ જાય છે.

જ્યાં સુધી સાધકનો સંસારની સાથે સંબંધ રહેશે, ત્યાં સુધી તે 'તત્ત્વવિત્' થઈ શકતો નથી. કારણ કે સંસાર સાથે સંબંધ રાખનાર કોઈ સંસારને જાણી જ નથી શકતું. સંસારથી સર્વથા અલગ થઈને જ સંસારને જાણી શકાય છે – આ નિયમ છે. એ જ પ્રમાણે પરમાત્માથી અલગ થઈને કોઈ પરમાત્માને જાણી જ નથી શકતું. પરમાત્મા સાથે એક થઈને જ પરમાત્માને જાણી શકાય છે – આ નિયમ છે. કારણ એ છે કે, વાસ્તવમાં આપણે સંસારથી અલગ છીએ અને પરમાત્મા સાથે એક છીએ. શરીરની સંસાર સાથે એકતા છે, આપણી પોતાની પરમાત્મા સાથે એકતા છે.



**પ્રકૃતેર્ગુણસમ્મૂઢાઃ સજ્જન્તે ગુણકર્મસુ ।**
**તાનકૃત્સ્નવિદો મન્દાન્કૃત્સ્નવિન્ન વિચાલયેત્ ॥ ૨૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પ્રકૃતેઃ** | = પ્રકૃતિના | **સજ્જન્તે** | = આસક્ત રહે છે. | | અજ્ઞાનીઓને |
| **ગુણસમ્મૂઢાઃ** | = ગુણોથી અત્યંત મોહિત થયેલા અજ્ઞાની મનુષ્યો | **તાન્** | = એવા | **કૃત્સ્નવિત્** | = સંપૂર્ણપણે જાણનાર જ્ઞાની મનુષ્ય |
| | | **અકૃત્સ્નવિદઃ** | = સંપૂર્ણપણે ન સમજનારા | **ન, વિચાલયેત્** | = વિચલિત ન કરે. |
| **ગુણકર્મસુ** | = ગુણો અને કર્મોમાં | **મન્દાન્** | = મંદબુદ્ધિના | | |

*ટીકા* – **'પ્રકૃતેર્ગુણસમ્મૂઢાઃ સજ્જન્તે ગુણકર્મસુ'** – સત્ત્વ, રજ, અને તમ આ ત્રણે પ્રકૃતિજન્ય ગુણો મનુષ્યને બાંધવાવાળા છે. સત્ત્વગુણ સુખ અને જ્ઞાનની આસક્તિ વડે, રજોગુણ કર્મની આસક્તિ વડે અને તમોગુણ પ્રમાદ, આળસ તથા નિદ્રા વડે મનુષ્યને બાંધે છે (ગીતા અ. ૧૪/૬થી૮ સુધી). ઉપર્યુક્ત પદોમાં તે અજ્ઞાનીઓનું વર્ણન છે, જેઓ પ્રકૃતિજન્ય ગુણો વડે અત્યંત મોહિત અર્થાત્ બંધાયેલા છે; પરંતુ જેઓનો શાસ્ત્રોમાં, શાસ્ત્રવિહિત શુભકર્મોમાં તથા તે કર્મોનાં ફળોમાં શ્રદ્ધા-વિશ્વાસ છે. આ જ અધ્યાયના પચીસમા-છવ્વીસમા શ્લોકોમાં એવા અજ્ઞાની પુરુષોનું **'સક્તાઃ, અવિદ્વાંસઃ'** અને **'કર્મસઙ્ગિનામ્, અજ્ઞાનામ્'** નામોથી વર્ણન થયું છે. લૌકિક અને પારલૌકિક ભોગોની કામનાને કારણે એ પુરુષો પદાર્થો અને કર્મોમાં આસક્ત રહે છે. આ કારણે તેમનાથી પર થવાની વાત તેઓ સમજી શકતા નથી. એટલા માટે ભગવાને એમને અજ્ઞાની કહ્યા છે.

**'તાનકૃત્સ્નવિદો મન્દાન્'** – અજ્ઞાની મનુષ્યો શુભકર્મો તો કરે છે, પણ નિત્યનિરંતર ન રહેવાવાળી નાશવાન પદાર્થોની પ્રાપ્તિને માટે કરે છે. ધન વગેરે પ્રાપ્ત પદાર્થોમાં તેઓ મમતા રાખે છે અને અપ્રાપ્ત પદાર્થોની કામના કરે છે. આ રીતે મમતા અને કામના વડે બંધાયેલા રહેવાને કારણે તેઓ ગુણો (પદાર્થો) અને કર્મોના તત્ત્વને પૂર્ણરૂપે નથી જાણી શકતા.

અજ્ઞાની મનુષ્યો શાસ્ત્રવિહિત કર્મો અને તેમની વિધિઓને તો સારી રીતે જાણે છે, પરંતુ ગુણો અને કર્મોના તત્ત્વને યોગ્ય રીતે ન જાણવાને કારણે તેમને **'અકૃત્સ્નવિદઃ'** (પૂર્ણરૂપે ન જાણવાવાળા) કહેવામાં આવ્યા છે અને સાંસારિક ભોગ તથા સંગ્રહમાં રુચિ હોવાને કારણે તેમને **'મન્દાન્'** (મંદબુદ્ધિ) કહેવામાં આવ્યા છે.

**'કૃત્સ્નવિન્ન વિચાલયેત્'** – ગુણ અને કર્મવિભાગને પૂર્ણરૂપે જાણવાવાળા તથા કામના-મમતાથી રહિત જ્ઞાની પુરુષે તે પૂર્વવર્ણિત (સકામભાવપૂર્વક શુભકર્મોમાં લાગેલા) અજ્ઞાની પુરુષોને શુભ કર્મોથી વિચલિત ન કરવા જોઈએ, જેથી તે મંદબુદ્ધિ પુરુષો પોતાની વર્તમાન સ્થિતિથી નીચા ન પડી જાય. આ જ અધ્યાયના પચીસમા–છવ્વીસમા શ્લોકોમાં એવા જ્ઞાની પુરુષોનું **'અસક્તઃ, વિદ્વાન્'** અને **'યુક્તઃ, વિદ્વાન્'** નામોથી વર્ણન થયું છે.

ભગવાને તત્ત્વજ્ઞ મહાપુરુષને પચીસમા શ્લોકમાં **'કુર્યાત્'** પદથી પોતે કર્મ કરવાની તથા છવ્વીસમા શ્લોકમાં **'જોષયેત્'** પદથી અજ્ઞાની પુરુષોને પણ તેવાં જ કર્મો કરાવવાની આજ્ઞા આપી હતી. પરંતુ અહીં ભગવાને **'ન વિચાલયેત્'** પદોથી તેવી આજ્ઞા ન દઈને જાણે તેમાં કંઈક છૂટ આપી છે કે જ્ઞાની પુરુષ વધારે નહિ તો ઓછામાં ઓછું પોતાનાં સંકેત, વચન અને ક્રિયા વડે અજ્ઞાની પુરુષોને વિચલિત ન કરે. કારણ કે જીવનમુક્ત મહાપુરુષો પર ભગવાન અને શાસ્ત્ર પોતાનું શાસન નથી ચલાવતા. તેમના કહેવાતા શરીર વડે આપોઆપ-સ્વાભાવિકપણે લોકસંગ્રહાર્થે ક્રિયાઓ થયા કરે છે.[1]

તત્ત્વજ્ઞ મહાપુરુષ કર્મયોગી હોય અથવા જ્ઞાનયોગી – સમસ્ત કર્મો કરતો હોવા છતાં પણ તેનો કર્મો અને પદાર્થો સાથે કોઈ પ્રકારનો સંબંધ આપમેળે નથી રહેતો, જે વસ્તુતઃ હતો જ નહિ.

અજ્ઞાની મનુષ્ય સ્વર્ગપ્રાપ્તિને માટે શુભકર્મો કર્યા કરે છે. એટલા માટે ભગવાને એવા મનુષ્યોને વિચલિત ન કરવાની આજ્ઞા દીધી છે અર્થાત્ તે મહાપુરુષ પોતાનાં સંકેત, વચન અને ક્રિયા વડે એવી કોઈ વાત પ્રકટ ન કરે, જેનાથી તે સકામ પુરુષોની શાસ્ત્રવિહિત શુભકર્મોમાં અશ્રદ્ધા, અવિશ્વાસ કે અરુચિ પેદા થઈ જાય અને તેઓ તે કર્મોનો ત્યાગ કરી દે; કેમકે એવું કરવાથી તેમનું પતન થઈ શકે છે. એટલા માટે એવા પુરુષોને સકામભાવથી વિચલિત કરવાના છે, શાસ્ત્રીય કર્મોથી નહિ. જન્મ-મરણરૂપી બંધનથી છુટકારો અપાવવા માટે તેમને સકામભાવથી વિચલિત કરવાનું ઉચિત અને આવશ્યક પણ છે.

**પરિશિષ્ટ ભાવ :** અર્જુનનો પ્રશ્ન હતો કે, મને ભયંકર કર્મમાં કેમ લગાવો છો? તે પ્રશ્નનો જવાબ ભગવાન અનેક રીતે આપે છે, જેનું તાત્પર્ય છે કે, મારો ઉદ્દેશ ઘોરકર્મમાં લગાવવાનો નથી, બલ્કે કર્મોથી સંબંધ-વિચ્છેદ કરવાનો છે. કર્મોથી સંબંધ-વિચ્છેદ કરવા માટે જ કર્મયોગ છે.



૧. ક્રિયા અને કર્મ - આ બેઉમાં પણ ભેદ છે. ક્રિયાની સાથે જ્યારે 'હું કર્તા છું' એવો અહંભાવ રહે છે, ત્યારે તે ક્રિયા 'કર્મ' થઈ જાય છે અને તેનું ઇષ્ટ, અનિષ્ટ અને મિશ્રિત - ત્રણ પ્રકારનું ફળ મળે છે (ગીતા અ. ૧૮/૧૨). પરંતુ જ્યાં 'હું કર્તા નથી' એવો ભાવ રહે છે, ત્યાં તે ક્રિયા 'કર્મ' નથી બનતી અર્થાત્ ફળદાયક નથી થતી. તત્ત્વજ્ઞ મહાપુરુષ દ્વારા ફળદાયક કર્મો નથી થતાં, પરંતુ કેવળ ક્રિયાઓ (ચેષ્ટામાત્ર) થાય છે (ગીતા અ. ૩/૩૩).

*સંબંધ – જેનાથી મનુષ્ય કર્મોમાં ફસાઈ જાય છે, તે કર્મ અને કર્મફળની આસક્તિથી છૂટવા માટે શું કરવું જોઈએ – એને ભગવાન આગળના શ્લોકમાં બતાવે છે.*

**મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્યાધ્યાત્મચેતસા ।**
**નિરાશીર્નિર્મમો ભૂત્વા યુધ્યસ્વ વિગતજ્વરઃ ॥ ૩૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અધ્યાત્મ-ચેતસા** | = (તું) વિવેકશીલ બુદ્ધિ દ્વારા | **મયિ** | = મારામાં | **વિગતજ્વરઃ** | = સંતાપ રહિત |
| **સર્વાણિ** | = સઘળાં | **સન્ન્યસ્ય** | = સમર્પીને | **ભૂત્વા** | = થઈને |
| **કર્માણિ** | = કર્તવ્યકર્મોને | **નિરાશીઃ** | = કામના રહિત, | **યુધ્યસ્વ** | = યુદ્ધરૂપી કર્તવ્યકર્મને કર. |
| | | **નિર્મમઃ** | = મમત્વ રહિત (અને) | | |

*ટીકા* – **'મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્યાધ્યાત્મચેતસા'** – બહુધા સાધકો એવું વિચારે છે કે, કર્મોથી બંધન થાય છે અને કર્મ કર્યા વિના કોઈ રહી શકતું નથી; એટલા માટે કર્મ કરવાથી તો 'હું બંધાઈ જઈશ!' આથી કર્મો કેવી રીતે કરવાં જોઈએ, જેથી કર્મ બંધનકારક ન થાય, બલ્કે મુક્તિદાયક બની જાય – એને માટે ભગવાન અર્જુનને કહે છે કે તું અધ્યાત્મચિત્ત (વિવેક-વિચારયુક્ત અંતઃકરણવાળો) થઈ સઘળાં કર્તવ્યકર્મો મને અર્પણ કરી દે અર્થાત્ તેમની સાથે પોતાનો કોઈ સંબંધ ન માન. કારણ કે વાસ્તવમાં સંસારમાત્રની સઘળી ક્રિયાઓમાં કેવળ મારી શક્તિ જ કામ કરી રહી છે. શરીર, ઇન્દ્રિયો, પદાર્થ વગેરે પણ મારા છે અને શક્તિ પણ મારી છે. એટલા માટે 'સર્વ કંઈ ભગવાનનું છે અને ભગવાન પોતાના છે' – ગંભીરતાપૂર્વક આવો વિચાર કરીને જ્યારે તું કર્તવ્યકર્મ કરશે, ત્યારે તે કર્મો તને બાંધવાવાળાં નહિ થાય, બલ્કે ઉદ્ધાર કરવાવાળાં થઈ જશે.

શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરે ઉપર પોતાનો કોઈ અધિકાર નથી ચાલતો – આ મનુષ્યમાત્રનો અનુભવ છે. એ બધાં પ્રકૃતિનાં છે – **'પ્રકૃતિસ્થાનિ'** અને 'પોતે' પરમાત્માનો છે – **'મમૈવાંશો જીવલોકે'** (ગીતા અ. ૧૫/૭). આથી શરીર વગેરે પદાર્થોમાં ભૂલથી માનેલા પોતાપણાને હઠાવીને તેમને ભગવાનના જ માનવા (કે જે વાસ્તવમાં છે) એને **'અર્પણ'** કહેવાય છે. આથી પોતાના વિવેકને મહત્ત્વ આપીને પદાર્થો અને કર્મો સાથે મૂર્ખતાવશ માનેલા સંબંધનો ત્યાગ કરવો એ જ અર્પણ કરવાનું તાત્પર્ય છે.

**'અધ્યાત્મચેતસા'** – પદથી ભગવાનનું એ તાત્પર્ય છે કે કોઈ પણ માર્ગનો સાધક હોય, તેનો ઉદ્દેશ્ય આધ્યાત્મિક હોવો જોઈએ, લૌકિક નહિ. વાસ્તવમાં ઉદ્દેશ્ય કે આવશ્યકતા સદૈવ નિત્યતત્ત્વની (આધ્યાત્મિક) હોય છે અને કામના સદૈવ અનિત્યતત્ત્વ (ઉત્પત્તિ વિનાશશીલ વસ્તુ)ની હોય છે. સાધકમાં ઉદ્દેશ્ય હોવો જોઈએ, કામના નહિ. ઉદ્દેશ્યવાળું અંતઃકરણ વિવેક-વિચારયુક્ત જ રહે છે.

દાર્શનિક અથવા વૈજ્ઞાનિક, કોઈ પણ દૃષ્ટિએ સિદ્ધ નથી થઈ શકતું કે શરીર વગેરે ભૌતિક પદાર્થો પોતાના છે. વાસ્તવમાં આ પદાર્થો પોતાના અને પોતાને માટે છે જ નહિ, પરંતુ કેવળ સદુપયોગ કરવા માટે મળેલા છે. પોતાના ન હોવાને કારણે જ તેમના ઉપર કોઈનું આધિપત્ય નથી ચાલતું.

સંસારમાત્ર પરમાત્માનો છે; પરંતુ જીવ ભૂલથી પરમાત્માની વસ્તુને પોતાની માની લે છે અને એટલા માટે બંધનમાં પડી જાય છે. આથી વિવેક-વિચાર દ્વારા આ ભૂલને દૂર કરીને સઘળા પદાર્થો અને કર્મોને અધ્યાત્મતત્ત્વ (પરમાત્મા)ના હોવાનું સ્વીકારી લેવું એને જ અધ્યાત્મચિત્ત દ્વારા તેમનું અર્પણ કરવું કહેવાય છે.

આ શ્લોકમાં **'અધ્યાત્મચેતસા'** પદ મુખ્યરૂપે આવ્યું છે. તાત્પર્ય એ છે કે અવિવેકથી જ ઉત્પત્તિ વિનાશશીલ શરીર (સંસાર) પોતાનું દેખાય છે. જો વિવેક-વિચારપૂર્વક જોવામાં આવે તો શરીર કે સંસાર પોતાનો નહિ જણાય, બલ્કે એક અવિનાશી પરમાત્મતત્ત્વ જ પોતાનું જણાશે. સંસારને પોતાનો જોવો એ જ પતન છે અને પોતાનો ન જોવો એ જ ઉત્થાન છે –

**દ્વ્યક્ષરસ્તુ ભવેન્મૃત્યુસ્ત્ર્યક્ષરં બ્રહ્મ શાશ્વતમ્ ।**
**મમેતિ ચ ભવેન્મૃત્યુર્ન મમેતિ ચ શાશ્વતમ્ ॥**
(મહા. શાંતિ. ૧૩/૪; આશ્વમેધિક. ૫૧/૨૯)

'બે અક્ષરોનો 'મમ' (આ મારું છે - એવો ભાવ) મૃત્યુ છે અને ત્રણ અક્ષરોનો **'ન મમ'** (આ મારું નથી – એવો ભાવ) અમૃત - સનાતન બ્રહ્મ છે.'

## અર્પણ-સંબંધી વિશેષ વાત

ભગવાને **'મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્ય'** પદો વડે સઘળાં કર્મોને અર્પણ કરવાની વાત એટલા માટે કહી છે કે મનુષ્યે કરણ (શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ),

ઉપકરણ (કર્મ કરવામાં ઉપયોગી સામગ્રી) તથા ક્રિયાઓને ભૂલથી પોતાનાં અને પોતાને માટેનાં માની લીધાં, જે કદી તેનાં હતાં નહિ, છે નહિ, થશે નહિ અને થઈ શકતાં પણ નથી. ઉત્પત્તિ વિનાશવાળી વસ્તુઓ સાથે અવિનાશીનો શું સંબંધ? આથી કર્મોને ચાહે સંસારને અર્પણ કરી દો, ચાહે પ્રકૃતિને અર્પણ કરી દો અને ચાહે ભગવાનને અર્પણ કરી દો – ત્રણેનું એક જ પરિણામ થશે; કેમકે સંસાર પ્રકૃતિનું કાર્ય છે અને ભગવાન પ્રકૃતિના સ્વામી છે. આ દૃષ્ટિએ સંસાર અને પ્રકૃતિ બન્ને ભગવાનનાં છે. આથી 'હું ભગવાનનો છું અને મારી કહેવાતી બધી વસ્તુઓ ભગવાનની છે' આ પ્રકારે બધું જ ભગવાનને અર્પણ કરી દેવું જોઈએ અર્થાત્ પોતાની મમતા છોડી દેવી જોઈએ. એવું કર્યા પછી ફરીથી સાધકે સંસાર કે ભગવાન પાસેથી કશું પણ માગવું નથી પડતું; કેમકે જે તેને જોઈએ, તેની વ્યવસ્થા ભગવાન આપોઆપ કરે છે. અર્પણ કર્યા પછી ફરીથી શરીર વગેરે પદાર્થો પોતાના પ્રતીત નહિ થવા જોઈએ. જો પોતાના પ્રતીત થતા હોય તો વાસ્તવમાં અર્પણ થયું જ નથી. એટલા માટે ભગવાને વિવેક-વિચારયુક્ત ચિત્તથી અર્પણ કરવા માટે કહ્યું છે, જેથી આ વાસ્તવિકતા યોગ્ય રીતે સમજમાં આવી જાય કે એ પદાર્થો ભગવાનનાં જ છે, પોતાના છે જ નહિ.

ભગવાનને અર્પણની વાત એવી વિલક્ષણ છે કે કોઈ રીતે (ભાવે-અભાવે પણ) અર્પણ કરવામાં આવે તોપણ લાભ જ લાભ છે. કારણ કે કર્મ અને વસ્તુઓ પોતાની છે જ નહિ. કર્મો કર્યા પછી પણ તેમને અર્પણ કરી શકાય છે, પરંતુ વાસ્તવિક અર્પણ પદાર્થો અને કર્મો સાથે સંબંધ-વિચ્છેદ થતાં જ થાય છે. પદાર્થો અને કર્મો સાથે સંબંધ-વિચ્છેદ ત્યારે જ થાય છે, જ્યારે એ વાત ઠીક-ઠીક અનુભવમાં આવી જાય કે કરણ (શરીર વગેરે), ઉપકરણ (સાંસારિક પદાર્થો), કર્મ અને 'પોતે' - એ બધાં ભગવાનનાં જ છે. ઘણું કરીને સાધકથી એ ભૂલ થાય છે કે તે ઉપકરણોને તો ભગવાનનાં માનવાની ચેષ્ટા કરે છે, પરંતુ 'કરણ તથા પોતે પણ ભગવાનનો છે' – એના ઉપર ધ્યાન નથી દેતો. એટલા માટે તેનું અર્પણ અધૂરું રહી જાય છે. આથી સાધકે કરણ, ઉપકરણ, ક્રિયા અને 'પોતે' - બધાંને એકમાત્ર ભગવાનનાં જ માની લેવાં જોઈએ, જે વાસ્તવમાં તેમનાં જ છે.

કર્મો અને પદાર્થોનો સ્વરૂપથી ત્યાગ કરવો એ અર્પણ નથી. ભગવાનની વસ્તુને ભગવાનની જ માનવી એ વાસ્તવિક અર્પણ છે. જે મનુષ્ય વસ્તુઓને પોતાની માનતો રહીને ભગવાનને અર્પણ કરે છે, તેના બદલામાં ભગવાન તેને બહુ જ વસ્તુઓ આપે છે; જેમ કે - પૃથ્વીમાં જેટલાં બીજ વાવવામાં આવે, તેનાથી અનેકગણું અધિક અન્ન પૃથ્વી આપે છે; પરંતુ અનેકગણું મળવા છતાં પણ તે સીમિત જ મળે છે. પરંતુ જે વસ્તુને પોતાની ન માનીને (ભગવાનની જ માનતા રહીને) ભગવાનને અર્પણ કરે છે, ભગવાન તેને પોતાની જાત પણ આપી દે છે અને તેના ઋણી પણ થઈ જાય છે. તાત્પર્ય એ છે કે વસ્તુને પોતાની માનીને આપવાથી (અંતઃકરણમાં વસ્તુનું મહત્ત્વ હોવાથી) તે વસ્તુનું મૂલ્ય વસ્તુમાં જ મળે છે અને પોતાની ન માનીને આપવાથી સ્વયં ભગવાન મળે છે.

વાસ્તવિક અર્પણથી ભગવાન અત્યંત પ્રસન્ન થાય છે. આનો અર્થ એ નથી કે અર્પણ કરવાથી ભગવાનને કોઈ સહાય મળે છે; પરંતુ અર્પણ કરવાવાળો કર્મબંધનથી મુક્ત થઈ જાય છે અને તેમાં જ ભગવાનની પ્રસન્નતા છે. જેવી રીતે નાનું બાળક આંગણામાં પડેલી ચાવી પિતાજીને સોંપી દે છે તો પિતાજી પ્રસન્ન થઈ જાય છે, જોકે નાનો બાળક પણ પિતાજીનો છે, આંગણું પણ પિતાજીનું છે અને ચાવી પણ પિતાજીની છે. પણ વાસ્તવમાં પિતાજી ચાવી મળવાથી નહિ, પરંતુ બાળકનો (આપવાનો) ભાવ દેખીને પ્રસન્ન થાય છે અને હાથ ઊંચો કરીને બાળકને કહે છે કે તું આટલો મોટો થઈ જા! અર્થાત્ તેને પોતાનાથી પણ ઊંચો (મોટો) બનાવી દે છે. એ જ રીતે સઘળા પદાર્થો, શરીર તથા શરીરી (પોતે) ભગવાનના જ છે; આથી તેમના ઉપરથી પોતાપણું હઠાવવા અને તેમને ભગવાનને અર્પણ કરવાનો ભાવ દેખીને જ તેઓ (ભગવાન) પ્રસન્ન થઈ જાય છે અને તેના ઋણી બની જાય છે.

## કામના-સંબંધી વિશેષ વાત

પરમાત્માએ મનુષ્ય-શરીરની રચના બહુ વિચિત્ર રીતે કરી છે. મનુષ્યના જીવનનિર્વાહ અને સાધનને માટે જે જે આવશ્યક સામગ્રી છે, તે તેને પ્રચુર માત્રામાં પ્રાપ્ત છે. તેનામાં ભગવત્પ્રદત્ત વિવેક પણ વિદ્યમાન છે. તે વિવેકને મહત્ત્વ ન દઈને જ્યારે મનુષ્ય પ્રાપ્ત વસ્તુઓનો યોગ્ય રીતે સદુપયોગ નથી કરતો, બલ્કે તેમને પોતાની માનીને પોતાને માટે તેમનો ઉપયોગ કરવા તેમજ પ્રાપ્ત વસ્તુઓમાં મમતા તથા અપ્રાપ્ત વસ્તુઓની કામના કરવા લાગે છે, ત્યારે તે જન્મ-મરણના બંધનમાં પડી જાય છે. વર્તમાનમાં જે વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ, ઘટના, યોગ્યતા, શક્તિ, ઇન્દ્રિયો, મન, પ્રાણ, બુદ્ધિ વગેરે મળેલાં દેખાય છે, તે પહેલાં પણ આપણી પાસે ન હતાં અને પછી પણ સદા આપણી પાસે નહિ રહે; કેમકે તે કદી એક રૂપ નથી રહેતાં, પ્રતિક્ષણ બદલાતાં રહે છે, એ વાસ્તવિકતાને મનુષ્ય જાણે

છે. જો મનુષ્ય જેવું જાણે છે, તેવું જ માની લે અને તેવું જ આચરણમાં મૂકે તો એનો ઉદ્ધાર થવામાં કિંચિત્માત્ર પણ સંદેહ ના રહે. જેવું જાણે છે, તેવું માની લેવાનું તાત્પર્ય એ છે કે શરીર વગેરે પદાર્થોને પોતાના અને પોતાને માટેના ન માને, તેમનો આશ્રિત ન રહે અને તેમને મહત્ત્વ આપીને તેમની પરાધીનતાનો સ્વીકાર ન કરે. પદાર્થોને મહત્ત્વ આપવું એ મહાન ભૂલ છે. તેમની પ્રાપ્તિથી પોતાને કૃતાર્થ માનવો એ મહાન બંધન છે. નાશવાન પદાર્થોને મહત્ત્વ આપવાથી જ નવી-નવી કામનાઓ ઉત્પન્ન થાય છે. કામના સઘળાં પાપ, તાપ, દુઃખ, અનર્થ અને નરકો વગેરેની જડ છે. કામનાથી પદાર્થો મળતા નથી અને પ્રારબ્ધવશાત્ મળી પણ જાય તો ટકતા નથી. કારણ કે પદાર્થો આવવા-જવાવાળા છે અને 'પોતે' સદા રહેવાવાળો છે. આથી કામનાનો ત્યાગ કરીને મનુષ્યે કર્તવ્યકર્મનું પાલન કરવું જોઈએ.

અહીં શંકા થઈ શકે છે કે કામના વિના કર્મોમાં પ્રવૃત્તિ કેવી રીતે થશે? એનું સમાધાન એ છે કે કામનાની પૂર્તિ અને નિવૃત્તિ – બન્નેને માટે કર્મોમાં પ્રવૃત્તિ થાય છે. સાધારણ મનુષ્ય કામનાની પૂર્તિને માટે કર્મોમાં પ્રવૃત્ત થાય છે અને સાધક આત્મશુદ્ધિહેતુ કામનાની નિવૃત્તિને માટે (ગીતા અ. ૫/૧૧). વાસ્તવમાં કર્મોમાં પ્રવૃત્તિ કામનાની નિવૃત્તિને માટે જ છે, કામનાની પૂર્તિને માટે નહિ.

મનુષ્યશરીર ઉદ્દેશ્યની પૂર્તિને માટે જ મળ્યું છે. ઉદ્દેશ્યની પૂર્તિ થતાં કંઈ પણ કરવાનું શેષ નથી રહેતું. કામનાની પૂર્તિને માટે કર્મોમાં પ્રવૃત્તિ તે જ મનુષ્યોની થાય છે, જેઓ પોતાના વાસ્તવિક ઉદ્દેશ્ય (નિત્યતત્ત્વ પરમાત્માની પ્રાપ્તિ)ને ભૂલેલા છે. એવા મનુષ્યોને ભગવાને 'કૃપણ' (દીન કે દયાને પાત્ર) કહ્યા છે – **'કૃપણાઃ ફલહેતવઃ'** (ગીતા અ. ૨/૪૯). આનાથી વિપરીત જે મનુષ્યો ઉદ્દેશ્યને સામે રાખીને (કામનાની નિવૃત્તિને માટે) કર્મોમાં પ્રવૃત્ત થાય છે, તેઓને ભગવાને 'મનીષી' (બુદ્ધિમાન કે જ્ઞાની) કહ્યા છે – **'ફલં ત્યક્ત્વા મનીષિણઃ'** (ગીતા અ. ૨/૫૧). સેવા, સ્વરૂપબોધ અને ભગવત્પ્રાપ્તિનો ભાવ એ જ ઉદ્દેશ્ય છે, કામના નહિ. નાશવાન પદાર્થોની પ્રાપ્તિનો ભાવ જ કામના છે. આથી કામના વિના કર્મોમાં પ્રવૃત્તિ નથી થતી - એમ માનવું એ ભૂલ છે. ઉદ્દેશ્યની પૂર્તિને માટે પણ કર્મ સુચારુરૂપે થાય છે.

પોતાના અંશી પરમાત્માથી વિમુખ બનીને સંસાર (જડતા) સાથે પોતાનો સંબંધ માની લેવાથી જ આવશ્યકતા અને કામના બન્નેયની ઉત્પત્તિ થાય છે. સંસાર સાથે માનેલા સંબંધનો સર્વથા ત્યાગ થતાં આવશ્યકતાની પૂર્તિ અને કામનાની નિવૃત્તિ થઈ જાય છે.

**'નિરાશીર્નિર્મમો ભૂત્વા યુધ્યસ્વ વિગતજ્વરઃ'** – સઘળાં કર્મો અને પદાર્થો (કર્મસામગ્રી)ને ભગવદર્પણ કર્યા પછી પણ કામના, મમતા અને સંતાપનો કંઈક અંશ શેષ રહી શકે છે. ઉદાહરણાર્થે – આપણે કોઈને પુસ્તક આપ્યું. તેને તે પુસ્તક વાંચતો જોઈને આપણા મનમાં એવો ભાવ આવી જાય છે કે તે મારું પુસ્તક વાંચી રહ્યો છે. આ જ આંશિક મમતા છે, જે પુસ્તક અર્પણ કર્યા પછી પણ શેષ રહે છે. આ અંશનો ત્યાગ કરવા માટે ભગવાન અર્જુનને કહે છે કે તું નવી વસ્તુની 'કામના' ન કર, પ્રાપ્ત વસ્તુમાં 'મમતા' ન કર અને નષ્ટ વસ્તુનો 'સંતાપ' ન કર. બધું જ મને અર્પણ કરવાની કસોટી એ છે કે કામના, મમતા અને સંતાપનો અંશ પણ ન રહે.

જે સાધકોને બધું જ ભગવદર્પણ કર્યા પછી પણ પૂર્વસંસ્કારવશ શરીર વગેરે પદાર્થોની કામના, મમતા તથા સંતાપ દેખાય છે, તેઓએ કદી નિરાશ નહિ થવું જોઈએ. કારણ કે જેનામાં કામના દેખાય છે, તે જ કામનારહિત થાય છે; જેનામાં મમતા દેખાય છે, તે જ મમતારહિત થાય છે અને જેનામાં સંતાપ દેખાય છે, તે જ સંતાપરહિત થાય છે. આ રીતે જે દેહને **'અહમ્'** (હું) માને છે, તે જ વિદેહ (અહંતારહિત) થાય છે. આથી મનુષ્યમાત્ર કામના, મમતા, અને સંતાપરહિત થવાનો પૂરો અધિકારી છે.

ગીતામાં **'જ્વર'** શબ્દ કેવળ અહીં આવ્યો છે. યુદ્ધમાં કૌટુંબિક સ્નેહ વગેરેથી સંતાપ થવાની સંભાવના રહે છે. આથી યુદ્ધરૂપી કર્તવ્યકર્મ કરતી વખતે વિશેષ સાવધાન રહેવાને માટે ભગવાન **'વિગતજ્વરઃ'** પદ દ્વારા અર્જુનને કહે છે કે તું સંતાપરહિત થઈને યુદ્ધરૂપી કર્તવ્યકર્મ કર.

અર્જુનની સામે યુદ્ધના રૂપમાં કર્તવ્યકર્મ હતું. એટલા માટે ભગવાન **'યુધ્યસ્વ'** પદ વડે તેમને યુદ્ધ કરવાની આજ્ઞા આપે છે. આમાં ભગવાનનું તાત્પર્ય યુદ્ધ કરવા સાથે નહિ, પરંતુ કર્તવ્યકર્મ કરવા સાથે છે. એટલા માટે વખતોવખત જે કર્તવ્યકર્મ સામે આવી જાય, તેને સાધકે નિષ્કામ, નિર્મમ તથા નિઃસંતાપ થઈને ભગવદર્પણ-બુદ્ધિથી કરવું જોઈએ. તેના પરિણામ (સિદ્ધિ-અસિદ્ધિ)ની તરફ ના જોવું જોઈએ. સિદ્ધિ-અસિદ્ધિ. અનુકૂળતા-પ્રતિકૂળતા વગેરેમાં સમ રહેવું એ **'વિગતજ્વરઃ'** થવું કહેવાય; કેમકે અનુકૂળતાથી થવાવાળી પ્રસન્નતા અને પ્રતિકૂળતાથી થવાવાળી ઉદ્વિગ્નતા બન્નેય જ્વર (સંતાપ) છે. રાગદ્વેષ, હર્ષશોક, કામક્રોધ વગેરે વિકારો પણ જ્વર છે. સંક્ષેપમાં રાગદ્વેષ, ચિન્તા, ઉદ્વેગ, ખળભળાટ વગેરે જેટલી પણ માનસિક વિકૃતિઓ (વિકાર)

છે, તે બધા જ્વર છે અને તેનાથી રહિત થવું એ જ **'વિગતજ્વરઃ'** પદનું તાત્પર્ય છે.

## વિશેષ વાત

જ્યારે સાધકનો એકમાત્ર ઉદ્દેશ્ય પરમાત્મપ્રાપ્તિનો થઈ જાય છે, ત્યારે તેની પાસે જે કોઈ સામગ્રી (વસ્તુ, પરિસ્થિતિ વગેરે) હોય છે, તે બધી સાધનરૂપ (સાધન-સામગ્રી) બની જાય છે. પછી તે સામગ્રીમાં ઉત્તમ અને હલકી – એ બે વિભાગ નથી રહેતા. એટલા માટે સામગ્રી જે છે અને જેવી છે, તે જ અને તેવી જ ભગવાનને અર્પણ કરવાની છે. ભગવાને જેવું આપ્યું છે, તેવું જ તેમને પાછું આપવાનું છે.

સઘળાં કર્મો ભગવાનને અર્પણ કર્યા પછી પણ પોતાનામાં જે કામના, મમતા અને સંતાપ પ્રતીત થાય છે, તેમને પણ ભગવાનને અર્પણ કરી દેવાનાં છે. ભગવાનને અર્પણ કરવાથી તે ભગવન્નિષ્ઠ થઈ જાય છે.

યોગારૂઢ થવામાં કર્મ કરવું એને જ સાધન કહેવામાં આવે છે – **'આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે'** (ગીતા અ. ૬/૩). કારણ કે કર્તવ્યકર્મ કરવાથી જ સાધકને ખબર પડે છે કે મારામાં શું અને ક્યાં ઊણપ (કામના, મમતા વગેરે) છે?[1] એટલા માટે બારમા અધ્યાયના બારમા શ્લોકમાં ધ્યાનની અપેક્ષાએ કર્મફળત્યાગ (કર્મયોગ)ને શ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે; કેમકે ધ્યાનમાં સાધકની દૃષ્ટિ વિશેષ રૂપથી મનની ચંચળતા ઉપર જ રહે છે અને તે ધ્યેયમાં મન લાગવામાત્રથી ધ્યાનની સફળતા માની લે છે, પરંતુ મનની ચંચળતા સિવાયની બીજી ઊણપો (કામના, મમતા વગેરે)ની તરફ તેની દૃષ્ટિ ત્યારે જ જાય છે, કે જ્યારે તે કર્મ કરે છે. એટલા માટે ભગવાન પ્રસ્તુત શ્લોકમાં **'યુધ્યસ્વ'** પદથી કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા આપે છે.

જેવી રીતે બીજા અધ્યાયના અડતાળીસમા શ્લોકમાં ભગવાને સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન થઈને કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા આપી હતી, તેવી જ રીતે અહીં (ત્રીસમા શ્લોકમાં) નિષ્કામ, નિર્મમ અને નિઃસંતાપ થઈને યુદ્ધ અર્થાત્ કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા આપે છે. જ્યારે યુદ્ધ જેવું ઘોર (ક્રૂર) કર્મ પણ સમભાવથી કરી શકાય છે, ત્યારે એવું બીજું કયું કર્મ છે, જે સમભાવથી ન કરી શકાતું હોય? સમભાવ ત્યારે જ થાય છે, જ્યારે 'શરીર હું નથી, મારું નથી અને મારા માટે નથી' – એવો ભાવ થઈ જાય. (અને વાસ્તવમાં તે આપણું છે જ નહીં).

કર્તવ્યકર્મનું પાલન ત્યારે જ સંભવે છે, જ્યારે સાધકનો ઉદ્દેશ્ય સંસારનો ન રહેતાં એકમાત્ર પરમાત્માનો જ થઈ જાય છે. પરમાત્મપ્રાપ્તિના ઉદ્દેશ્યથી સાધક જેમ જેમ કર્તવ્યપરાયણ થાય છે, તેમ તેમ કામના, મમતા, આસક્તિ વગેરે દોષો આપોઆપ દૂર થતા જાય છે અને સમતામાં પોતાની સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થતો જાય છે. સમતામાં પોતાની સ્થિતિનો પૂર્ણ અનુભવ થતાં જ કર્તાપણું સર્વથા દૂર થઈ જાય છે અને ઉદ્દેશ્યની સાથે એકતા થઈ જાય છે. આ નિયમ છે કે પોતાને માટે કંઈ પણ મેળવવા કે કરવાની ઇચ્છા ન રહેતાં **'અહમ્'** (વ્યક્તિત્વ) આપોઆપ નષ્ટ થઈ જાય છે.

અર્જુન શ્રેય (કલ્યાણ) તો ઇચ્છે છે, પણ યુદ્ધરૂપી કર્તવ્યકર્મથી હઠી જઈને. એટલા માટે અર્જુન દ્વારા પોતાનું શ્રેય પૂછાતાં ભગવાન તેમને યુદ્ધરૂપી કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા આપે છે. કેમકે ભગવાનના સિદ્ધાંત પ્રમાણે કર્તવ્યકર્મ કરવાથી અર્થાત્ કર્મયોગથી પણ શ્રેયની પ્રાપ્તિ થાય છે. અને જ્ઞાનયોગ તેમ જ ભક્તિયોગથી પણ થાય છે.

**પરિશિષ્ટ ભાવ :** અત્યાર સુધી તો ભગવાને અર્જુનના પ્રશ્ન (મને ઘોર કર્મમાં કેમ લગાવો છો?)નો જ જુદી જુદી રીતે ઉત્તર આપ્યો. હવે આ શ્લોકમાં ભગવન્નિષ્ઠા પ્રમાણે કર્મ કરવાની વિધિ બતાવે છે.

બધાં જ કર્મો મને અર્પણ કરી દે – આવું કહેવાનું તાત્પર્ય એ છે કે ક્રિયા અને પદાર્થને પોતાના અને પોતાના માટે ન માનીને મારા અને મારા માટે જ માન. કારણ કે ભગવાન સમગ્ર છે અને બધાં જ કર્મો અને પદાર્થો (અધિભૂત) સમગ્ર ભગવાનના જ અંતર્ગત છે (ગીતા ૭/૨૯-૩૦). તે સમગ્ર ભગવાન માટે જ અહીં 'મયિ' પદ આવ્યું છે.

આ શ્લોકમાં **'મયિ સર્વાણિ કર્માણિ સન્ન્યસ્ય'** પદોમાં ભક્તિયોગની, **'અધ્યાત્મચેતસા'** પદમાં જ્ઞાનયોગની અને **'નિરાશીર્નિર્મમો ભૂત્વા યુધ્યસ્વ વિગતજ્વરઃ'** પદોમાં કર્મયોગની વાત આવેલી છે.



૧. ઉદાહરણાર્થે – એક વ્યક્તિ કોઈ સેવા સમિતિમાં મન લગાડીને સેવાકાર્ય કરે છે, પણ જ્યારે કોઈ તેનો આદર કરે છે અથવા તેને પુરસ્કાર આપે છે, ત્યારે તેને તેમાં રસ આવી શકે છે – આ તેનામાં ઊણપ થઈ. એવી ઊણપોની ખબર કર્મ કરવાથી જ પડે છે.

*સંબંધ* – *પૂર્વશ્લોકમાં પોતાનો મત (સિદ્ધાંત) બતાવીને હવે ભગવાન આગળના બે શ્લોકોમાં પોતાના મતની પુષ્ટિ કરે છે.*

**યે મે મતમિદં નિત્યમનુતિષ્ઠન્તિ માનવાઃ ।**
**શ્રદ્ધાવન્તોઽનસૂયન્તો મુચ્યન્તે તેઽપિ કર્મભિઃ ॥ ૩૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યે** | = જે | **મે** | = મારા | **અનુતિષ્ઠન્તિ** | = અનુસરે છે, |
| **માનવાઃ** | = માણસો | **ઈદમ્** | = આ (પૂર્વ શ્લોકમાં કહેવાયેલા) | **તે** | = તેઓ |
| **અનસૂયન્તઃ** | = દોષદૃષ્ટિ રહિત થઈને | | | **અપિ** | = પણ |
| | | **મતમ્** | = મતને | **કર્મભિઃ** | = સર્વ કર્મોથી |
| **શ્રદ્ધાવન્તઃ** | = શ્રદ્ધાપૂર્વક | **નિત્યમ્** | = સદા | **મુચ્યન્તે** | = છૂટી જાય છે. |

*ટીકા* – **'યે મે મતમિદં... શ્રદ્ધાવન્તોઽનસૂયન્તો'** – કોઈ પણ વર્ણ, આશ્રમ, ધર્મ, સંપ્રદાય વગેરેનો કોઈ પણ મનુષ્ય જો કર્મબંધનથી મુક્ત થવા ઈચ્છતો હોય, તો તેણે આ સિદ્ધાંતને માનીને એનું અનુસરણ કરવું જોઈએ. શરીર, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ, કર્મ વગેરે કંઈ પણ પોતાનું નથી – આ વાસ્તવિકતાને જાણી લેવાવાળા સઘળા મનુષ્યો કર્મબંધનથી છૂટી જાય છે.

ભગવાન અને તેમના મતમાં પ્રત્યક્ષની જેમ નિઃસંદેહ દૃઢ વિશ્વાસ અને પૂજ્યભાવથી યુક્ત મનુષ્યને **'શ્રદ્ધાવન્તઃ'** પદ વડે કહેવાયો છે.

શરીર વગેરે જડ પદાર્થોને પોતાના અને પોતાને માટેના ન માનવાથી મનુષ્ય મુક્ત થઈ જાય છે – આ વાસ્તવિકતા પર શ્રદ્ધા થવાથી જડતાની સાથે માનેલા સંબંધનો ત્યાગ કરવો સુગમ થઈ જાય છે.

શ્રદ્ધાવાન સાધક જ સત-શાસ્ત્ર, સત-ચર્ચા અને સત્સંગની વાતો સાંભળે છે અને તેને આચરણમાં મૂકે છે.

મનુષ્યશરીર પરમાત્મ-પ્રાપ્તિને માટે જ મળ્યું છે. આથી પરમાત્માને જ પ્રાપ્ત કરવાની એકમાત્ર ઉત્કટ અભિલાષા થતાં સાધકમાં શ્રદ્ધા, તત્પરતા, ઈન્દ્રિયોનો સંયમ વગેરે આપોઆપ આવી જાય છે. આથી સાધકે મુખ્યરૂપે પરમાત્મપ્રાપ્તિની અભિલાષાને જ તીવ્ર બનાવવી જોઈએ.

પાછળના (ત્રીસમા) શ્લોકમાં ભગવાને પોતાનો જે મત બતાવ્યો છે, તેમાં દોષદૃષ્ટિ ન કરવા માટે અહીં **'અનસૂયન્તઃ'** પદ આપવામાં આવ્યું છે. ગુણોમાં દોષ દેખવો એને **'અસૂયા'** કહે છે. અસૂયા (દોષદૃષ્ટિ)થી રહિત મનુષ્યોને અહીં **'અનસૂયન્તઃ'** કહેવામાં આવ્યા છે.

જ્યાં શ્રદ્ધા રહે છે, ત્યાં પણ કોઈ અંશમાં દોષદૃષ્ટિ રહી શકે છે. એટલા માટે ભગવાને **'શ્રદ્ધાવન્તઃ'** પદની સાથે **'અનસૂયન્તઃ'** પદ પણ આપીને મનુષ્યને દોષદૃષ્ટિથી સર્વથા રહિત (પૂર્ણ શ્રદ્ધાવાન) થવા માટે કહ્યું છે. આ જ રીતે ગીતા શ્રવણનું માહાત્મ્ય બતાવતાં પણ ભગવાને **'શ્રદ્ધાવાનનસૂયશ્ચ'** (ગીતા અ. ૧૮/૭૧) પદ આપીને શ્રોતાને માટે શ્રદ્ધાયુક્ત અને દોષદૃષ્ટિથી મુક્ત થવાની વાત કહી છે.

'ભગવાનનો મત તો ઉત્તમ છે, પણ ભગવાન કેટલી આત્મશ્લાઘા અને અભિમાનની વાત કહે છે કે સર્વ કંઈ મને જ અર્પણ કરી દો' અથવા 'આ મત તો સારો છે, પણ કર્મો દ્વારા ભગવત્પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે? કર્મો તો જડ અને બાંધવાવાળાં હોય છે' વગેરે-વગેરે ભાવ આવવા એ જ ભગવાનના મતમાં દોષદૃષ્ટિ કરવા જેવું છે. સાધકે ભગવાન અને તેમનો મત - બન્નેયમાં દોષદૃષ્ટિ નહિ કરવી જોઈએ.

વાસ્તવમાં સર્વ કંઈ ભગવાનનું જ છે; પરંતુ મનુષ્ય ભૂલથી ભગવાનની વસ્તુઓને પોતાની માનીને બંધાઈ જાય છે અને મમતા તથા કામનાને વશ થઈને દુઃખ પામતો રહે છે. આથી આ પોતાપણાનો ત્યાગ કરાવડાવીને મનુષ્યનો ઉદ્ધાર કરવાને માટે (જેથી તે સદાને માટે સુખી થઈ જાય) ભગવાન પોતાની સહજ કરુણાથી સર્વ કંઈ પોતાને અર્પણ કરવાની વાત કહે છે. આથી આ વિષયમાં દોષદૃષ્ટિ કરવી અનુચિત છે. આ તો ભગવાનનું પરમ સૌહાર્દ, કારુણ્ય અને વાત્સલ્ય જ છે કે પોતાનામાં કોઈ અપૂર્ણતા (ઊણપ) અને આવશ્યકતા ન હોવા છતાં પણ કેવળ મનુષ્યના કલ્યાણાર્થે તેઓ સમસ્ત કર્મો પોતાને અર્પણ કરવા માટે કહે છે.

ભગવાનનો મત જ લોકમાં 'સિદ્ધાંત' કહેવાય છે. સર્વોપરી સિદ્ધાંતને જ અહીં **'મતમ્'** પદ વડે કહેવામાં આવ્યો છે. ભગવાને પોતાની સહજ સરળતા તેમ જ નિરાભિમાનતાને કારણે સર્વોપરી સિદ્ધાંતને 'મત' નામથી કહ્યો છે. આ મત કે સિદ્ધાંત ત્રિકાળમાં એક જેવો રહે છે અર્થાત્ એમાં કદી કોઈ પરિવર્તન નથી થતું, ચાહે કોઈ શ્રદ્ધા કરે કે ન કરે.

અહીં **'નિત્યમ્'** પદ **'મતમ્'**નું વિશેષણ નથી, પરંતુ **'અનુતિષ્ઠન્તિ'** પદનું જ વિશેષણ છે. કારણ કે ભગવાન નિત્ય છે; આથી તેમનાથી સંબંધિત સમસ્ત વસ્તુઓ પણ

નિત્ય જ છે. ભગવાનનો મત પણ નિત્ય છે. ભગવાનનો મત સર્વોપરી સિદ્ધાંત છે, અને સિદ્ધાંત તે જ હોય છે, જે કદી દૂર થતો નથી. આથી ભગવાનનો મત તો નિત્ય છે જ. તેનું અનુષ્ઠાન નિત્ય થવું જોઈએ. એટલા માટે અહીં ક્રિયાવિશેષણ **'નિત્યમ્'** પદ મૂકવાનું તાત્પર્ય એ છે કે – ભગવાનના મત અંગે નિત્ય-નિરંતર (સદા) સ્થિત રહેવું તથા તેને અનુસાર અનુષ્ઠાન કરવું.

*પ્રશ્ન* – ભગવાનનો મત શો છે? અને તેનું સદા અનુષ્ઠાન કેવી રીતે કરવામાં આવે?

*ઉત્તર* – મળેલી કોઈ પણ વસ્તુ પોતાની નથી – આ ભગવાનનો મત છે. શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ, ધન, સંપત્તિ, પદાર્થ વગેરે સર્વ પ્રકૃતિનાં કાર્યો છે અને સંસાર પણ પ્રકૃતિનું કાર્ય છે. એટલા માટે એ વસ્તુઓની સંસાર સાથે એકતા છે તથા સ્વયં પરમાત્માનો અંશ હોવાથી 'પોતા'ની પરમાત્મા સાથે એકતા છે. આથી એ વસ્તુઓ વ્યક્તિગત (પોતાની) નથી, જોકે એમના ઉપયોગનો અધિકાર વ્યક્તિગત છે. એ સિવાય સદ્‌ગુણ, સદાચાર, ત્યાગ વૈરાગ્ય, દયા, ક્ષમા વગેરે પણ વ્યક્તિગત નથી, પરંતુ ભગવાનનાં છે. એ દૈવી સંપત્તિ અર્થાત્ ભગવત્પ્રાપ્તિની સંપત્તિ (પૂંજી) હોવાથી ભગવાનનાં જ છે. જો એ સદ્‌ગુણ, સદાચાર વગેરે પોતાના હોત તો એમના ઉપર આપણો પૂરો અધિકાર હોત અને આપણી સંમતિ વિના કોઈ બીજાને એની પ્રાપ્તિ ન થાત. એમને પોતાનાં માનવાથી તો અભિમાન જ થાય છે, જે આસુરી સંપત્તિનું મૂળ છે.

જે વસ્તુ પોતાની નથી, તેને પોતાની માનવાથી અને તેની પ્રાપ્તિને માટે કર્મ કરવાથી બંધન થાય છે. શરીર વગેરે વસ્તુઓ 'પોતાની' તો છે જ નહિ, 'પોતાને માટેની' પણ નથી. જો એ પોતાને માટેની હોત, તો તેની પ્રાપ્તિથી આપણને પૂર્ણ તૃપ્તિ કે સંતોષ થઈ જાત, પૂર્ણતાનો અનુભવ થઈ જાત. પરંતુ સાંસારિક વસ્તુઓ કેટલીયે કેમ ન મળી જાય, કદી તૃપ્તિ નથી થતી. તૃપ્તિ કે પૂર્ણતાનો અનુભવ તે વસ્તુ (ભગવાન)ના મળવાથી થાય છે, જે વાસ્તવમાં પોતાની છે. પોતાની વાસ્તવિક વસ્તુ મળી જતાં, પછી સ્વપ્નામાં પણ કંઈ જ મેળવવાની ઇચ્છા નથી રહેતી. જેમ કે, સંસારમાં સર્વ પુત્રવતી સ્ત્રીઓ માતાઓ જ છે, પરંતુ બાળકને એ બધી માતાઓ મળવાથી સંતોષ નથી થતો, પરંતુ પોતાની માતા મળવાથી જ સંતોષ થાય છે. એ જ રીતે જ્યાં સુધી વધુ મેળવવાની ઇચ્છા રહે છે, ત્યાં સુધી એમ જ સમજવું જોઈએ કે પોતાની વસ્તુ મળી જ નથી. મળેલી વસ્તુઓને ભૂલથી ભલેને પોતાની માની લે, પણ વાસ્તવમાં એ પોતાની છે જ નહિ અને એટલા માટે તેમનાથી પોતાની તૃપ્તિ પણ નથી થતી. આથી મળેલી કોઈ પણ વસ્તુ પોતાની અને પોતાને માટેની નથી.

શરીર વગેરે પ્રાપ્ત વસ્તુઓને ન તો આપણે આપણી સાથે લાવ્યા હતા અને ન તો પોતાની સાથે લઈ જઈ શકીએ છીએ તથા વર્તમાનમાં પણ એ આપણાથી પ્રતિક્ષણ વિખૂટી પડી રહી છે. વર્તમાનમાં જે એ પોતાની પ્રતીત થાય છે, તે પણ સદુપયોગ કરવા અર્થાત્ બીજાઓના હિતમાં વાપરવા માટે, નહિ કે પોતાનો અધિકાર જમાવવા માટે. આથી આપણને પ્રાપ્ત વસ્તુઓનો સદુપયોગ કરવાનો જ અધિકાર છે, પોતાની માનવાનો નહિ. ભગવાને મનુષ્યને એ વસ્તુઓ એટલી ઉદારતાપૂર્વક અને એવી રીતે આપી છે કે મનુષ્યને એ વસ્તુઓ પોતાની જ દેખાવા લાગે છે. એ વસ્તુઓને પોતાની માની લેવી એ ભગવાનની ઉદારતાનો દુરુપયોગ કરવો કહેવાય. જે વસ્તુઓ પોતાની નથી, પણ જેને ભૂલથી પોતાની માની લીધી છે, તે ભૂલને દૂર કરવા માટે સાધક અધ્યાત્મચિત્તથી ઊંડો વિચાર કરીને તેમને ભગવાનને અર્પણ કરી દે અર્થાત્ ભૂલથી માનેલું પોતાનાપણું હઠાવી દે.

જેનો એક માત્ર ઉદ્દેશ્ય અધ્યાત્મતત્ત્વ (પરમાત્મા)ની પ્રાપ્તિનો છે, એવો સાધક જો ગંભીરતાપૂર્વક વિચાર કરે તો તેને સ્પષ્ટરૂપે સમજાઈ જશે કે મળેલી કોઈ પણ વસ્તુ પોતાની નથી હોતી, પરંતુ વિખૂટી થવાવાળી હોય છે. શરીર, પદ, અધિકાર, શિક્ષા, યોગ્યતા, ધન, સંપત્તિ, જમીન વગેરે જે કંઈ મળ્યું છે, તે સંસારથી જ મળ્યું છે અને સંસારને માટે જ છે. મળેલી વસ્તુઓને ચાહે સંસાર (કાર્ય)ની માનો, ચાહે પ્રકૃતિ (કારણ)ની માનો અને ચાહે ભગવાન (સ્વામી)ની માનો, પરંતુ સાર (મુખ્ય) વાત એ જ છે કે તે પોતાની નથી. જે વસ્તુઓ પોતાની ના હોય, તે પોતાને માટેની કેવી રીતે હોઈ શકે?

સાધકે ન તો કોઈ 'વસ્તુ' પોતાની માનવાની છે અને ન કોઈ કર્મ પણ પોતાને માટે કરવાનું છે, પોતાને માટે કરવામાં આવેલાં કર્મો બંધનકારક થાય છે (ગીતા અ. ૩/૯) અર્થાત્ યજ્ઞ (નિષ્કામભાવપૂર્વક પરહિતને માટે કરવામાં આવનારાં કર્તવ્યકર્મો)ના સિવાયનાં અન્ય (પોતાને માટે કરવામાં આવેલાં) કર્મો મનુષ્યને બાંધવાવાળાં થાય છે. યજ્ઞને માટે કર્મ કરવાવાળા સાધકનાં સઘળાં કર્મો, સંચિત કર્મો પણ વિલીન થઈ જાય છે (ગીતા અ. ૪/૨૩). ભગવાન સમસ્ત લોકોના મહાન ઈશ્વર (સ્વામી) છે – **'સર્વલોકમહેશ્વરમ્'** (ગીતા અ. ૫/૨૯). જ્યારે મનુષ્ય પોતાને વસ્તુઓનો સ્વામી માને છે, ત્યારે તે પોતાના ખરેખરા સ્વામીને ભૂલી જાય છે કેમકે તે પોતાને જે વસ્તુનો સ્વામી માને છે તેને તે જ વસ્તુઓનું ચિંતન થાય છે. આથી ભગવાનને જ વિશ્વના એકમાત્ર સ્વામી માનીને સાધકે સંસારમાં સેવકની જેમ રહેવું જોઈએ. સેવક પોતાના સ્વામીનાં સઘળાં કાર્યો કરવા છતાં પણ પોતાને કદી સ્વામી

નથી માનતો. આથી સાધકે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરેને પોતાનાં ન માનીને કેવળ ભગવાનનાં માનતા રહીને પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ, કર્મ કરવામાં નિમિત્ત બની જવું જોઈએ અને પોતાનામાં સ્વામીપણાનું અભિમાન કરવું જોઈએ નહિ.

સર્વસ્વ ભગવદર્પણ કર્યા બાદ લાભ-હાનિ, માન-અપમાન, સુખ-દુઃખ વગેરે જે કંઈ આવે તેને પણ સાધક ભગવાનનાં જ માને અને તેમની સાથે પોતાનું કોઈ પ્રયોજન ન રાખે. કર્તવ્યમાત્ર પ્રાપ્ત પરિસ્થિતિને અનુરૂપ હોય છે. પરિસ્થિતિને અનુરૂપ પ્રસન્નતાપૂર્વક પોતાના કર્તવ્યનું પાલન કરતા રહેવું. આ જ ભગવાનના મતનું સદા અનુસરણ કરવું કહેવાય.

**'મુચ્યન્તે તેઽપિ કર્મભિઃ'** – ભગવાન અર્જુનને જાણે એમ કહે છે કે હું તને તો સર્વસ્વ મને અર્પણ કરીને કર્તવ્યકર્મ કરવાની સ્પષ્ટ આજ્ઞા દઈ રહ્યો છું, આથી મારી આજ્ઞાનું પાલન કરવાથી તારે મુક્ત થવામાં કોઈ સંદેહ નથી; પરંતુ જેમને હું આ પ્રકારે સ્પષ્ટ આજ્ઞા નથી દેતો, તેઓ પણ જો આ મત (મળેલાને પોતાનું ન માનીને કર્તવ્યકર્મનું પાલન કરવું)ને અનુસરીને ચાલશે, તો તેઓ પણ મુક્ત થઈ જશે. કારણ કે આ મત જ એવો છે કે ચાહે મને માને કે ન માને, કેવળ આ મતનું પાલન કરવાથી જ મનુષ્ય મુક્ત થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** ભગવાનનો મત જ વાસ્તવિક અને સર્વોપરી 'સિદ્ધાંત' છે, જેના અંતર્ગત બધાં જ મત-મતાન્તર આવી જાય છે, પરંતુ ભગવાન અભિમાન ન કરતાં ખૂબ જ સરળતાથી, નમ્રતાથી સિદ્ધાંતને 'મત' નામથી કહે છે. તાત્પર્ય એ છે કે ભગવાને પોતાના અથવા બીજા કોઈના પણ મતનો આગ્રહ રાખ્યો નથી. બલ્કે નિષ્પક્ષ બનીને પોતાની વાત પ્રસ્તુત કરી છે.

મત સર્વોપરી હોતો નથી, બલ્કે વ્યક્તિગત હોય છે. દરેક વ્યક્તિ પોતપોતાનો મત પ્રગટ કરી શકે છે, પરંતુ સિદ્ધાંત સર્વોપરી હોય છે, જે બધાએ સ્વીકારવો પડે છે. તેથી ગુરુ-શિષ્યમાં પણ મતભેદ તો થઈ શકે છે, પરંતુ સિદ્ધાંતભેદ થઈ શકતો નથી. ઋષિ-મુનિ, દાર્શનિક પોતપોતાના મતને પણ 'સિદ્ધાંત' નામથી કહે છે, પરંતુ ગીતામાં ભગવાન પોતાના સિદ્ધાંતને પણ 'મત' નામથી કહે છે. ઋષિમુનિ, દાર્શનિક, આચાર્ય વગેરેના મતોમાં તો ભેદ (મતભેદ) હોય છે, પરંતુ ભગવાનના મત અર્થાત્ સિદ્ધાંતમાં કોઈ મતભેદ નથી.



**યે ત્વેતદભ્યસૂયન્તો નાનુતિષ્ઠન્તિ મે મતમ્ ।**
**સર્વજ્ઞાનવિમૂઢાંસ્તાન્વિદ્ધિ નષ્ટાનચેતસઃ ॥ ૩૨॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **તુ** | = પરંતુ | **મતમ્** | = મત | **અચેતસઃ** | = | અવિવેકી મનુષ્યોને | |
| **યે** | = જે માણસો | **ન, અનુતિષ્ઠન્તિ** | = અનુસાર નથી ચાલતા, | **નષ્ટાન્** | = | નષ્ટ થયેલા (જ) | |
| **અભ્યસૂયન્તઃ** | = દોષદૃષ્ટિ કરીને | **તાન્** | = તે | **વિદ્ધિ** | = | સમજો અર્થાત્ તેમનું પતન જ થાય છે, | |
| **મે** | = મારા | **સર્વજ્ઞાનવિમૂઢાન્** | = સર્વ જ્ઞાનોમાં મોહિત (અને) | | | | |
| **એતત્** | = આ | | | | | | |

*ટીકા* – **'યે ત્વેતદભ્યસૂયન્તો નાનુતિષ્ઠન્તિ મે મતમ્'** – ત્રીસમા શ્લોકમાં વર્ણિત સિદ્ધાંત અનુસાર ચાલવાવાળાઓના લાભનું વર્ણન એકત્રીસમા શ્લોકમાં કર્યા બાદ એ સિદ્ધાંત અનુસાર ન ચાલવાવાળાઓની અલગતા કરવાના હેતુથી અહીં **'તુ'** પદનો પ્રયોગ થયો છે.

જેમ સંસારમાં સર્વ સ્વાર્થી મનુષ્યો ઇચ્છે છે કે અમને જ બધા પદાર્થો મળે, અમને જ લાભ થાય, તેવી જ રીતે ભગવાન પણ ઇચ્છે છે કે સઘળાં કર્મો મને જ અર્પણ કરવામાં આવે, મને જ સ્વામી માનવામાં આવે – આ રીતે માનવું એ 'ભગવાન' પર દોષારોપણ કરવું કહેવાય.

કામના વિના સંસારનું કાર્ય કેવી રીતે ચાલશે? મમતાનો સર્વથા ત્યાગ તો થઈ જ નથી શકતો; રાગદ્વેષ વગેરે વિકારોથી રહિત થવાનું અસંભવ છે – આ પ્રકારે માનવું એ ભગવાનના 'મત' પર દોષારોપણ કરવું કહેવાય છે.

ભોગ અને સંગ્રહની ઇચ્છાવાળા જે મનુષ્યો શરીર વગેરે પદાર્થોને પોતાના અને પોતાને માટેના માને છે અને સઘળાં કર્મો પોતાને માટે જ કરે છે, તેઓ ભગવાનના મત અનુસાર નથી ચાલતા.

**'સર્વજ્ઞાનવિમૂઢાન્ તાન્'** – જે મનુષ્યો ભગવાનના મતનું અનુસરણ નથી કરતા, તેઓ સર્વ પ્રકારનાં સાંસારિક જ્ઞાનો (વિદ્યાઓ, કલાઓ વગેરે)માં મોહિત રહે છે. તેઓ મોટર, હવાઈ જહાજ, રેડિયો, ટેલિવિઝન વગેરે આવિષ્કારોમાં, તેમના કલાકૌશલને જાણવામાં તથા નવા-નવા અવિષ્કાર કરવામાં જ રચ્યા-પચ્યા રહે છે. જળ ઉપર તરવામાં, મકાન વગેરે બનાવવામાં, ચિત્રકામ વગેરે શિલ્પકળાઓમાં; મંત્ર, તંત્ર, યંત્ર વગેરેની જાણકારી પ્રાપ્ત કરવામાં તથા તેમના દ્વારા વિલક્ષણ ચમત્કાર દેખાડવામાં, દેશવિદેશની ભાષાઓ, લિપિઓ, રીતરિવાજો, ખાનપાન વગેરેની જાણકારી પ્રાપ્ત કરવામાં જ તેઓ વ્યસ્ત રહે છે. જે કંઈ છે, તે આ જ છે – એવો એમનો નિશ્ચય હોય છે. (ગીતા અ. ૧૬/૧૧). એવા લોકોને અહીં સઘળાં જ્ઞાનોમાં મોહિત કહેવામાં આવ્યા છે.

**'અચેતસઃ'** – ભગવાનના મતનું અનુસરણ ન કરવાવાળા મનુષ્યોમાં સત-અસત, સાર-અસાર, ધર્મ-અધર્મ, બંધન-મોક્ષ વગેરે પારમાર્થિક વાતોનું પણ જ્ઞાન (વિવેક) નથી હોતું. તેમનામાં ચેતનતા નથી હોતી, તેઓ પશુની જેમ બેહોશ રહે છે. તેઓ વ્યર્થ આશા, વ્યર્થ કર્મ અને વ્યર્થ જ્ઞાનવાળા વિક્ષિપ્તચિત્ત મૂઢ પુરુષો હોય છે – **'મોઘાશા મોઘકર્માણો મોઘજ્ઞાના વિચેતસઃ'** (ગીતા અ. ૯/૧૨).

**'વિદ્ધિ નષ્ટાન્'** – મનુષ્યશરીરને પામીને પણ જે ભગવાનના મત અનુસાર નથી ચાલતા, તે મનુષ્યોને નષ્ટ થયેલા જ સમજવા જોઈએ. તાત્પર્ય એ છે કે તે મનુષ્યો જન્મમરણના ચક્કરમાં જ પડ્યા રહેશે.

મનુષ્યજીવનમાં અંતકાળ સુધી મુક્તિની સંભાવના રહે છે (ગીતા અ. ૮/૫). આથી જે મનુષ્યો વર્તમાનમાં ભગવાનના મતનું અનુસરણ નથી કરતા, તેઓ પણ ભવિષ્યમાં સત્સંગ વગેરેના પ્રભાવથી ભગવાનના મતનું અનુસરણ કરી શકે છે, જેથી તેમની મુક્તિ થઈ શકે છે. પરંતુ જો તે મનુષ્યોની ભાવના જેવી વર્તમાનમાં હોય, તેવી જ ભવિષ્યમાં પણ ચાલુ રહે તો તેમને (ભગવત્-પ્રાપ્તિથી વંચિત રહી જવાને કારણે) નષ્ટ થયેલા જ સમજવા જોઈએ. આ કારણે ભગવાને એવા મનુષ્યોને માટે **'નષ્ટાન્ વિદ્ધિ'** પદનો પ્રયોગ કર્યો છે.

ભગવાનના મતનું અનુસરણ ન કરવાવાળો મનુષ્ય સઘળાં કર્મો રાગ અથવા દ્વેષપૂર્વક કરે છે. રાગ અને દ્વેષ – બન્નેય મનુષ્યના મહાન શત્રુઓ છે – **'તૌ હ્યસ્ય પરિપન્થિનૌ'** (ગીતા અ. ૩/૩૪). નાશવાન હોવાને કારણે પદાર્થો અને કર્મો તો સદા સાથે નથી રહેતાં, પણ રાગદ્વેષપૂર્વક કર્મો કરવાથી મનુષ્યો તાદાત્મ્ય, મમતા અને કામનાથી આબદ્ધ થઈને વારંવાર નીચ યોનિઓ અને નરકોને પ્રાપ્ત થતા રહે છે. એટલા માટે ભગવાને એવા મનુષ્યોને નષ્ટ થયેલા જ સમજવાની વાત કહી છે.

એકત્રીસમા અને બત્રીસમા – બન્ને શ્લોકોમાં ભગવાને કહ્યું છે કે મારા સિદ્ધાંત પ્રમાણે આચરણ કરનારા મનુષ્યો કર્મબંધનથી મુક્ત થઈ જાય છે અને ન કરનારા મનુષ્યોનું પતન થઈ જાય છે. આથી એ તાત્પર્ય નીકળે છે કે મનુષ્ય ભગવાનને માને કે ન માને, તેમાં ભગવાનનો કોઈ આગ્રહ નથી, પરંતુ તેણે ભગવાનના મત (સિદ્ધાંત)નું પાલન અવશ્ય કરવું જોઈએ – એમાં ભગવાનની આજ્ઞા છે. જો તે એવું નહિ કરે તો તેનું પતન અવશ્ય થઈ જશે. હા, જો સાધક ભગવાનને માનીને તેમના મત પ્રમાણે આચરણ કરે તો ભગવાન તેને પોતાની જાત પણ આપી દેશે. પરંતુ ભગવાનને ન માની કેવળ તેમના મતનું આચરણ કરે તો ભગવાન તેનો ઉદ્ધાર કરી દેશે. તાત્પર્ય એ છે કે ભગવાનને માનવાવાળાને 'પ્રેમ'ની પ્રાપ્તિ અને ભગવાનના મતે માનવાવાળાને 'મુક્તિ'ની પ્રાપ્તિ થાય છે.



*__સંબંધ__ – ભગવાનના મત અનુસાર કર્મ ન કરવાથી મનુષ્યનું પતન થઈ જાય છે – એવું કેમ? એનો ઉત્તર ભગવાન આગળના શ્લોકમાં આપે છે.*

**સદૃશં ચેષ્ટતે સ્વસ્યાઃ પ્રકૃતેર્જ્ઞાનવાનપિ ।**
**પ્રકૃતિં યાન્તિ ભૂતાનિ નિગ્રહઃ કિં કરિષ્યતિ ॥ ૩૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભૂતાનિ** | = સર્વ પ્રાણીઓ | **અપિ** | = પણ | **ચેષ્ટતે** | = ચેષ્ટા કરે છે. (પછી એમાં કોઈનો) |
| **પ્રકૃતિમ્** | = પ્રકૃતિને | **સ્વસ્યાઃ** | = પોતાની | **નિગ્રહઃ** | = દુરાગ્રહ |
| **યાન્તિ** | = પ્રાપ્ત થાય છે. | **પ્રકૃતેઃ** | = પ્રકૃતિ | **કિમ્** | = શા |
| **જ્ઞાનવાન્** | = જ્ઞાની મહાપુરુષ | **સદૃશમ્** | = અનુસાર | **કરિષ્યતિ** | = કામનો? |

*ટીકા* – **'પ્રકૃતિં યાન્તિ ભૂતાનિ'** – જેટલાં પણ કર્મ કરવામાં આવે છે, તે સ્વભાવ અને સિદ્ધાંત[1] સામે રાખીને કરવામાં આવે છે. સ્વભાવ બે પ્રકારનો હોય છે – રાગ-દ્વેષરહિત અને રાગ-દ્વેષયુક્ત. જેવી રીતે, રસ્તામાં ચાલતાં કોઈ પાટિયું જોવામાં આવ્યું અને તેના ઉપર લખેલું વાંચી લીધું તો એ વાંચવું ન તો રાગ-દ્વેષથી થયું અને ન કોઈ સિદ્ધાંતથી, પરંતુ રાગ-દ્વેષરહિત સ્વભાવથી આપમેળે થયું. કોઈ મિત્રનો પત્ર આવતાં તેને રાગપૂર્વક વાંચીએ અને શત્રુનો પત્ર આવતાં તેને દ્વેષપૂર્વક વાંચીએ, તો આ વાંચવું રાગ-દ્વેષયુક્ત સ્વભાવથી થયું. ગીતા, રામાયણ વગેરે સત શાસ્ત્રોને વાંચવાં એ 'સિદ્ધાંત'થી વાંચવું થયું. મનુષ્યજન્મ પરમાત્મપ્રાપ્તિને માટે છે; આથી પરમાત્મપ્રાપ્તિના ઉદ્દેશ્યથી કર્મ કરવું એ પણ સિદ્ધાંતના અનુસાર કર્મ કરવું કહેવાય.

આ રીતે જોવું, સાંભળવું સૂંઘવું, સ્પર્શ કરવો વગેરે સઘળી ક્રિયાઓ સ્વભાવ અને સિદ્ધાંત - બેઉથી થાય છે. રાગ-દ્વેષરહિત સ્વભાવ દોષવાળો નથી હોતો, પરંતુ રાગ-દ્વેષયુક્ત સ્વભાવ દોષવાળો હોય છે. રાગ-દ્વેષપૂર્વક થવાવાળી ક્રિયાઓ મનુષ્યને બાંધે છે; કેમકે તેમનાથી સ્વભાવ અશુદ્ધ થાય છે અને સિદ્ધાંતથી થવાવાળી ક્રિયાઓ ઉદ્ધાર કરવાવાળી થાય છે; કેમકે તેમનાથી સ્વભાવ શુદ્ધ થાય છે. સ્વભાવ અશુદ્ધ થવાને કારણે જ સંસાર સાથે માનેલા સંબંધનો વિચ્છેદ નથી થતો. સ્વભાવ શુદ્ધ થવાથી સંસાર સાથે માનેલા સંબંધનો સુગમતાપૂર્વક વિચ્છેદ થઈ જાય છે.

જ્ઞાની મહાપુરુષના પોતાના કહેવાતા શરીર દ્વારા આપમેળે ક્રિયાઓ થયા કરે છે; કેમકે તેનામાં કર્તૃત્વાભિમાન નથી હોતું. પરમાત્મપ્રાપ્તિની ઇચ્છવાવાળા સાધકની ક્રિયાઓ સિદ્ધાંતના અનુસાર થાય છે. જેવી રીતે લોભી પુરુષ સદા સાવધાન રહે છે કે ક્યાંય કોઈ ખોટ ના આવી જાય, તેવી જ રીતે સાધક નિરંતર સાવધાન રહે છે કે ક્યાંય કોઈ ક્રિયા રાગ-દ્વેષપૂર્વક ન થઈ જાય. એવી સાવધાની થવાથી સાધકનો સ્વભાવ તરત જ શુદ્ધ થઈ જાય છે અને પરિણામસ્વરૂપ તે કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.

જોકે ક્રિયામાત્ર સ્વાભાવિક રીતે જ પ્રકૃતિ દ્વારા થાય છે, તોપણ અજ્ઞાની પુરુષ ક્રિયાઓની સાથે પોતાનો સંબંધ માનીને પોતાને તે ક્રિયાઓનો કર્તા માની લે છે (ગીતા અ. ૩/૨૭). પદાર્થો અને ક્રિયાઓ સાથે પોતાનો સંબંધ માનવાને કારણે જ રાગદ્વેષ ઉત્પન્ન થાય છે, જેમનાથી જન્મ-મરણ રૂપી બંધન થાય છે, પરંતુ પ્રકૃતિ સાથે સંબંધ ન માનવાવાળો સાધક પોતાને સદા અકર્તા જ જુએ છે (ગીતા અ. ૧૩/૨૯).

સ્વભાવમાં મુખ્ય દોષ પ્રાકૃત પદાર્થોનો રાગ જ છે. જ્યાં સુધી સ્વભાવમાં રાગ રહે છે, ત્યાં સુધી અશુદ્ધ કર્મો થાય છે. આથી સાધકને માટે રાગ જ બંધનનું મુખ્ય કારણ છે.

રાગ માનેલા 'અહમ્'માં રહે છે અને તે મન, બુદ્ધિ, ઇન્દ્રિયો તેમ જ ઇન્દ્રિયોના વિષયોમાં દેખાઈ આવે છે.

'અહમ્' બે પ્રકારનો છે –

(૧) ચેતન દ્વારા જડની સાથે માનેલા સંબંધથી થવાવાળો તાદત્મ્યરૂપ 'અહમ્'.

(૨) જડ પ્રકૃતિનો ધાતુરૂપ 'અહમ્' – **'મહાભૂતાન્યહંકારઃ'** (ગીતા અ. ૧૩/૫).

જડ પ્રકૃતિના ધાતુરૂપ 'અહમ્'માં કોઈ દોષ નથી; કેમકે આ 'અહમ્' મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરેની જેમ એક કરણ જ છે. એટલા માટે સઘળા દોષો માનેલા 'અહમ્'માં જ છે. જ્ઞાની મહાપુરુષમાં તાદાત્મ્યરૂપ 'અહમ્'નો સર્વથા અભાવ હોય છે; આથી તેના કહેવાતા શરીર દ્વારા થવાવાળી સઘળી ક્રિયાઓ પ્રકૃતિના ધાતુરૂપ 'અહમ્'થી જ થાય છે. વાસ્તવમાં સઘળાં પ્રાણીઓની સર્વ ક્રિયાઓ આ ધાતુરૂપ 'અહમ્'થી જ થાય છે; પરંતુ જડ શરીરને 'હું' અને 'મારું' માનવાવાળો અજ્ઞાની પુરુષ તે ક્રિયાઓને પોતાની તથા પોતાને માટેની માની લે છે અને બંધાઈ જાય છે. કારણ કે ક્રિયાઓને પોતાની અને પોતાને માટેની માનવાથી જ રાગ ઉત્પન્ન થાય છે.[2]

**'સદૃશં ચેષ્ટતે સ્વસ્યાઃ પ્રકૃતેર્જ્ઞાનવાનપિ'** – જોકે અંતઃકરણમાં રાગદ્વેષ ન રહેવાથી જ્ઞાની મહાપુરુષની પ્રકૃતિ નિર્દોષ હોય છે અને તે પ્રકૃતિને વશીભૂત નથી થતો, તોપણ તે ચેષ્ટા તો પોતાની પ્રકૃતિ (સ્વભાવ)ના અનુસાર જ કરે છે. જેવી રીતે, કોઈ જ્ઞાની મહાપુરુષ અંગ્રેજી ભાષા ન જાણતો હોય અને તેને અંગ્રેજી બોલવાને માટે કહેવામાં આવે, તો તે બોલી નહિ શકે. તે જે ભાષા જાણતો હોય તે જ ભાષામાં બોલશે.

ભગવાન પણ પોતાની પ્રકૃતિ (સ્વભાવ)ને વશ કરીને

---

૧. સિદ્ધાંત તે છે, જે શાસ્ત્ર અને ભગવાનની આજ્ઞા અનુસાર હોય. શાસ્ત્ર અને ભગવાનની આજ્ઞાથી વિપરીત સિદ્ધાંત માન્ય નથી.

૨. શરીરના વધવા, બદલવા વગેરે ક્રિયાઓની જેમ શરીર-નિર્વાહની વ્યાવહારિક ક્રિયાઓ પણ સ્વાભાવિક રૂપે થાય છે, પરંતુ રાગ-દ્વેષ રહેવાથી સાધારણ પુરુષોની તો આ (વ્યાવહારિક) ક્રિયાઓમાં લિપ્તતા રહે છે, પરંતુ રાગ-દ્વેષ ન રહેવાથી જ્ઞાની મહાપુરુષની લિપ્તતા નથી રહેતી.

જે યોનિમાં અવતાર લઈ લે છે, તે જ યોનિના સ્વભાવ અનુસાર ચેષ્ટા કરે છે; જેવી રીતે – ભગવાન રામ કે કૃષ્ણરૂપે મનુષ્યયોનિમાં અવતાર લે છે તથા મત્સ્ય, કચ્છપ, વરાહ વગેરે યોનિઓમાં અવતાર લે છે તો ત્યાં તે તે યોનિ અનુસાર જ ચેષ્ટા કરે છે. તાત્પર્ય એ છે કે ભગવાનનાં અવતારી શરીરોમાં પણ વર્ણ અને યોનિ અનુસાર સ્વભાવની ભિન્નતા રહે છે, પણ પરવશતા નથી રહેતી. પરંતુ જે મનુષ્યોનો પ્રકૃતિથી સંબંધ-વિચ્છેદ નથી થયો, તેઓમાં સ્વાભાવિક રીતે ભિન્નતા અને પરવશતા - બેઉ રહે છે.

અહીં **'સ્વસ્યાઃ'** પદનું તાત્પર્ય એ છે કે જ્ઞાની મહાપુરુષની પ્રકૃતિ નિર્દોષ હોય છે. તે પ્રકૃતિને વશ નથી થતો, બલ્કે પ્રકૃતિ તેને વશ થાય છે. કર્મોનું ફળ પેદા થવાનું મૂળ બીજ કર્તૃત્વાભિમાન અને સ્વાર્થબુદ્ધિ છે. જ્ઞાની મહાપુરુષમાં કર્તૃત્વાભિમાન અને સ્વાર્થબુદ્ધિ નથી હોતી. તેના દ્વારા ચેષ્ટામાત્ર થાય છે. બંધનકારક તો કર્મ બને છે, ચેષ્ટા કે ક્રિયા નહિ. એટલા જ માટે અહીં **'ચેષ્ટતે'** પદ આવ્યું છે. એનો સ્વભાવ એટલો શુદ્ધ હોય છે કે તેના દ્વારા થવાવાળી ક્રિયાઓ પણ મહાન શુદ્ધ તેમ જ સાધકોને માટે આદર્શ હોય છે.

પાછલા અને વર્તમાન જન્મના સંસ્કાર, માતા-પિતાના સંસ્કાર, વર્તમાનનો સંગ, શિક્ષણ, વાતાવરણ, અધ્યયન, ઉપાસના, ચિંતન, ક્રિયા, ભાવ વગેરેના અનુસાર સ્વભાવ બને છે. આ સ્વભાવ બધા મનુષ્યોમાં ભિન્ન-ભિન્ન હોય છે અને તેને નિર્દોષ બનાવવામાં બધા મનુષ્યો સ્વતંત્ર છે. વ્યક્તિગત સ્વભાવની ભિન્નતા જ્ઞાની મહાપુરુષોમાં પણ રહે છે. ચેતનમાં ભિન્નતા હોતી જ નથી અને પ્રકૃતિ (સ્વભાવ)માં સ્વાભાવિક ભિન્નતા રહે છે. પ્રકૃતિ છે જ વિષમ. જેવી રીતે એક જાતિના હોવા છતાં પણ આંબા વગેરેનાં વૃક્ષોમાં અવાન્તર ભેદ રહે છે, તેવી જ રીતે પ્રકૃતિ (સ્વભાવ) શુદ્ધ હોવા છતાં પણ જ્ઞાની મહાપુરુષોમાં પ્રકૃતિનો ભેદ રહે છે.

જ્ઞાની મહાપુરુષનો સ્વભાવ શુદ્ધ (રાગદ્વેષરહિત) હોય છે; આથી તે પ્રકૃતિને વશ નથી હોતો. આથી ઊલટું અશુદ્ધ (રાગદ્વેષયુક્ત) સ્વભાવવાળા મનુષ્યો પોતે બનાવેલી પરવશતાથી બંધાઈને કર્મો કરે છે.

**'નિગ્રહઃ કિં કરિષ્યતિ'** – જેમનો સ્વભાવ મહાશુદ્ધ તેમ જ શ્રેષ્ઠ છે, તેમની ક્રિયાઓ પણ પોતાની પ્રકૃતિ અનુસાર થયા કરે છે, પછી જેમનો સ્વભાવ અશુદ્ધ (રાગદ્વેષયુક્ત) છે, તે પુરુષોની ક્રિયાઓ તો પ્રકૃતિના અનુસાર થશે જ. આ વિષયમાં હઠ તેમના કામમાં નહિ આવે. જેનો જેવો સ્વભાવ છે, તેનો તેના જ અનુસાર કર્મો કરવાં પડશે. જો સ્વભાવ અશુદ્ધ હોય તો તે અશુદ્ધ કર્મોમાં અને શુદ્ધ હોય તો તે શુદ્ધ કર્મોમાં મનુષ્યને જોડી દેશે.

અર્જુન પણ જ્યારે હઠપૂર્વક યુદ્ધરૂપી કર્તવ્યકર્મનો ત્યાગ કરવાને ઇચ્છે છે, ત્યારે ભગવાન તેમને આ જ કહે છે કે તારો સ્વભાવ તને બળપૂર્વક યુદ્ધમાં જોડી દેશે – **'પ્રકૃતિસ્ત્વાં નિયોક્ષ્યતિ'** (અ. ૧૮/૫૯); કેમકે તારા સ્વભાવમાં ક્ષાત્રકર્મ (યુદ્ધ વગેરે) કરવાનો પ્રવાહ છે. એટલા માટે સ્વાભાવિક કર્મોથી બંધાયેલો તું પરવશ બનીને યુદ્ધ કરશે અર્થાત્ આમાં તારી હઠ કામ નહિ આવે – **'કરિષ્યસ્યવશોઽપિ તત્'** (અ. ૧૮/૬૦).

જેવી રીતે દર કલાકે સો માઈલની ગતિથી ચાલવાવાળી મોટર પોતાની નિયત ક્ષમતાથી વધારે નહિ ચાલે, તેવી જ રીતે જ્ઞાની મહાપુરુષ દ્વારા પણ પોતાની શુદ્ધ પ્રકૃતિની વિરુદ્ધ ચેષ્ટા નહિ થાય. જેઓની પ્રકૃતિ અશુદ્ધ છે, તેઓની પ્રકૃતિ બગડેલી મોટર સમાન છે. બગડેલી મોટરને સુધારવા માટે બે મુખ્ય ઉપાય છે – (૧) મોટરને જાતે ઠીક કરવી અને (૨) મોટરને કારખાનામાં પહોંચાડી દેવી. આ જ રીતે અશુદ્ધ પ્રકૃતિને સુધારવાના પણ બે મુખ્ય ઉપાય છે – (૧) રાગદ્વેષથી રહિત થઈને કર્મ કરવું (ગીતા અ. ૩/૩૪) અને (૨) ભગવાનના શરણમાં ચાલ્યા જવું (ગીતા અ. ૧૮/૬૨). જો મોટર બરાબર ચાલતી હોય તો આપણે મોટરના વશમાં નથી, અને જો મોટર બગડેલી હોય તો આપણે મોટરના વશમાં છીએ. એવી રીતે જ્ઞાની મહાપુરુષ પ્રકૃતિ શુદ્ધ હોવાને કારણે પ્રકૃતિને વશ નથી થતો અને અજ્ઞાની પુરુષ પ્રકૃતિ અશુદ્ધ હોવાને કારણે પ્રકૃતિને વશ થાય છે.

જેની બુદ્ધિમાં જડતા (સાંસારિક ભોગ અને સંગ્રહ)નું જ મહત્ત્વ છે, એવો મનુષ્ય કેટલોય વિદ્વાન કેમ ન હોય, તેનું પતન અવશ્યંભાવી છે. પરંતુ જેની બુદ્ધિમાં જડતાનું મહત્ત્વ નથી અને ભગવત્પ્રાપ્તિ જ જેનો ઉદ્દેશ્ય છે, એવો મનુષ્ય વિદ્વાન ન પણ હોય, તોપણ તેનું ઉત્થાન અવશ્યંભાવી છે. કારણ કે જેનો ઉદ્દેશ્ય ભોગ અને સંગ્રહ ન હોઈને કેવળ પરમાત્માને પ્રાપ્ત કરવાનો જ છે, તેનાં સમસ્ત ભાવ, વિચાર, કર્મ વગેરે તેની ઉન્નતિમાં સહાયક બની જાય છે. આથી સાધકે સર્વપ્રથમ પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય રાખી લેવો જોઈએ. પછી તે ઉદ્દેશ્યની સિદ્ધિને માટે રાગદ્વેષથી રહિત થઈને કર્તવ્યકર્મો કરવાં જોઈએ. રાગદ્વેષથી રહિત થવાનો સુગમ ઉપાય છે – મળેલા શરીર વગેરે પદાર્થોને પોતાના અને પોતાને માટેના ન માનતા રહીને બીજાંઓની સેવામાં લગાડવા અને બદલામાં બીજાઓ

પાસેથી કંઈ પણ ન ઇચ્છવું.

પ્રકૃતિને વશ ન થવા માટે સાધકે કોઈ આદર્શને સામે રાખીને કર્તવ્યકર્મો કરવાં જોઈએ. આદર્શ બે હોઈ શકે છે – (૧) ભગવાનનો મત (સિદ્ધાંત) અને (૨) શ્રેષ્ઠ મહાપુરુષોનું આચરણ. આદર્શને સામે રાખીને કર્મ કરવાવાળા મનુષ્યની પ્રકૃતિ શુદ્ધ થઈ જાય છે અને નિત્યપ્રાપ્ત પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે. આનાથી ઊલટું આદર્શને સામે ન રાખીને કર્મ કરવાવાળો મનુષ્ય રાગ-દ્વેષપૂર્વક જ સર્વ કર્મો કરે છે, જેથી રાગદ્વેષ પુષ્ટ થઈ જાય છે અને તેનું પતન થઈ જાય છે – **'નષ્ટાન્ વિદ્ધિ'** (ગીતા અ. ૩/૩૨).

જેવી રીતે નદીના પ્રવાહને આપણે રોકી તો નથી શકતા, પણ નહેર બનાવીને વાળી શકીએ છીએ, તેવી જ રીતે કર્મોના પ્રવાહને રોકી તો નથી શકતા, પણ તેનો પ્રવાહ વાળી શકીએ છીએ. નિઃસ્વાર્થ ભાવે કેવળ બીજાઓનાં હિતને માટે કર્મો કરવાં એને જ કર્મોના પ્રવાહને વાળવો કહેવાય છે. પોતાને માટે કિંચિત્માત્ર પણ કર્મ કરવાથી કર્મોનો પ્રવાહ વળશે નહિ. તાત્પર્ય એ છે કે કેવળ બીજાઓના હિતને માટે કર્મો કરવાથી કર્મોનો પ્રવાહ સંસારની તરફ થઈ જાય છે અને સાધક કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** જ્ઞાની મહાપુરુષ પણ જ્યારે વ્યવહાર કરે છે તો સ્વભાવ અનુસાર જ કરે છે. કેમકે કારણો વિના કોઈ વ્યવહાર કરી શકતું નથી. જેમ કે આચાર્ય બાળક જેવા બનીને જ વર્ણમાળા (ક-ખ-ગ) શિખવાડે છે એ જ પ્રમાણે જ્ઞાની મહાપુરુષ પણ સાધારણ મનુષ્યની સ્થિતિમાં આવીને જ તેને શિખવાડે છે, વ્યવહાર કરે છે.

**'ચેષ્ટતે'** પદનો અર્થ છે તે કર્મ કરતો નથી બલ્કે તેના દ્વારા પ્રકૃતિના અનુસાર સ્વતઃ ક્રિયા થાય છે. જેમ વૃક્ષનાં પાંદડાં હાલે છે તો તેનાથી કોઈ ફળદાયી કર્મ (પાપ-પુણ્ય) થતું નથી, એવી જ રીતે કર્તૃત્વાભિમાન ન હોવાના કારણે તેના દ્વારા કોઈ શુભ-અશુભ કર્મ થતું નથી.

જ્ઞાની મહાપુરુષ પણ બીજાના હિતમાં લાગેલા રહે છે, કેમકે સાધનાવસ્થામાં જ તેમનો સ્વભાવ પ્રાણીમાત્રનું હિત કરવાનો જ રહ્યો છે – **'સર્વભૂતહિતે રતાઃ'** (ગીતા ૫/૨૫, ૧૨/૪). તેથી કંઈ પણ કરવું, જાણવું અને પ્રાપ્ત કરવું શેષ ન રહેવા છતાં તેમનો બધાંનું હિત કરવાનો સ્વભાવ હોય છે. તાત્પર્ય છે કે, બીજાનું હિત કરતાં કરતાં જ્યારે તેમનો સંસાર સાથે સંપૂર્ણ સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, ત્યારે તેમને હિત કરવું પડતું નથી બલ્કે પહેલાંના પ્રવાહને લીધે તેમના દ્વારા સ્વતઃ બીજાનું હિત થાય છે.



*સંબંધ – પ્રત્યેક મનુષ્યનો પોતાની પ્રકૃતિને સાથે લઈને જ જન્મ થાય છે; આથી તેણે પોતાની પ્રકૃતિ અનુસાર કર્મો કરવાં જ પડે છે. એટલા માટે હવે ભગવાન આગળના શ્લોકમાં પ્રકૃતિને શુદ્ધ કરવાનો ઉપાય બતાવે છે.*

**ઇન્દ્રિયસ્યેન્દ્રિયસ્યાર્થે રાગદ્વેષૌ વ્યવસ્થિતૌ ।**
**તયોર્ન વશમાગચ્છેત્તૌ હ્યસ્ય પરિપન્થિનૌ ॥ ૩૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ઇન્દ્રિયસ્ય, ઇન્દ્રિયસ્ય** | = ઇન્દ્રિય-ઇન્દ્રિયના | **વ્યવસ્થિતૌ** | = વ્યવસ્થાથી (અનુકૂળતા અને પ્રતિકૂળતાને લઈને) સ્થિત છે. | **આગચ્છેત્** | = થવું જોઈએ; |
| **અર્થે** | = અર્થમાં એટલે કે (પ્રત્યેક ઇન્દ્રિયના પ્રત્યેક વિષયમાં) | **તયોઃ** | = મનુષ્યે એ બન્નેને | **હિ** | = કેમકે |
| **રાગદ્વેષૌ** | = (મનુષ્યના) રાગ અને દ્વેષ | **વશમ્** | = વશ | **તૌ** | = તે બન્નેય |
| | | **ન** | = ન | **અસ્ય** | = એના (કલ્યાણમાર્ગમાં) |
| | | | | **પરિપન્થિનૌ** | = વિઘ્નો નાખનારા શત્રુ છે. |

*ટીકા* – **'ઇન્દ્રિયસ્યેન્દ્રિયસ્યાર્થે રાગદ્વેષૌ વ્યવસ્થિતૌ'** – પ્રત્યેક ઇન્દ્રિયના પ્રત્યેક વિષયમાં રાગદ્વેષને અલગ-અલગ રહેલા બતાવવાને માટે અહીં **'ઇન્દ્રિયસ્ય'** પદ બે વાર પ્રયોજાયું છે. તાત્પર્ય એ છે કે પ્રત્યેક ઇન્દ્રિય (શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને ઘ્રાણ)ના પ્રત્યેક વિષય (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ)માં અનુકૂળતા-પ્રતિકૂળતાની માન્યતાને લીધે મનુષ્યના રાગદ્વેષ સ્થિર રહે છે. ઇન્દ્રિયના વિષયમાં અનુકૂળતાનો ભાવ થવાથી મનુષ્યનો તે વિષયમાં

'રાગ' થઈ જાય છે અને પ્રતિકૂળતાનો ભાવ થવાથી તે વિષયમાં 'દ્વેષ' થઈ જાય છે.

વાસ્તવમાં જોવામાં આવે તો રાગદ્વેષ ઇન્દ્રિયોના વિષયોમાં નથી રહેતા. જો વિષયોમાં રાગદ્વેષ સ્થિર હોત તો એક જ વિષય બધાને સમાન રૂપે પ્રિય અથવા અપ્રિય લાગત. પરંતુ એવું હોતું નથી; જેમ કે – વર્ષા કિસાનને તો પ્રિય લાગે છે, પણ કુંભારને અપ્રિય. એક મનુષ્યને પણ કોઈ વિષય સદા પ્રિય કે અપ્રિય નથી લાગતો; જેમ કે - ઠંડી હવા ગરમીમાં પ્રિય લાગે છે, પણ શરદીમાં અપ્રિય. આ રીતે બધા વિષયો પોતાના અનુકૂળતા કે પ્રતિકૂળતાના ભાવથી જ પ્રિય અથવા અપ્રિય લાગે છે અર્થાત્ મનુષ્ય વિષયોમાં પોતાને અનુકૂળ અથવા પ્રતિકૂળ ભાવ રાખીને તેને સારો કે ખરાબ માનીને રાગદ્વેષ રાખે છે. એટલા માટે ભગવાને રાગદ્વેષને પ્રત્યેક ઇન્દ્રિયના પ્રત્યેક વિષયમાં રહેલા બતાવ્યા છે.

વાસ્તવમાં રાગદ્વેષ માનેલા **'અહમ્'** (હુંપણા)માં રહે છે.[1] શરીર સાથે માનેલો સંબંધ જ **'અહમ્'** કહેવાય છે. આથી જ્યાં સુધી શરીર સાથે માનેલો સંબંધ રહે છે, ત્યાં સુધી તેમાં રાગદ્વેષ રહે છે અને તે જ રાગદ્વેષ બુદ્ધિ, મન, ઇન્દ્રિયો તથા ઇન્દ્રિયોના વિષયોમાં પ્રતીત થાય છે. આ જ અધ્યાયના સાડત્રીસમાથી તેંતાળીસમા શ્લોક સુધી ભગવાને તે જ રાગદ્વેષને **'કામ'** અને **'ક્રોધ'**ના નામે કહ્યા છે. રાગ અને દ્વેષનું જ સ્થૂળ રૂપ કામ અને ક્રોધ છે. ચાળીસમા શ્લોકમાં બતાવ્યું છે કે આ 'કામ' ઇન્દ્રિયો, મન અને બુદ્ધિમાં રહે છે. વિષયોની જેમ તેઓમાં (ઇન્દ્રિયો, મન અને બુદ્ધિમાં) 'કામ'ની પ્રતીતિ થવાને કારણે જ ભગવાને તેમને 'કામ'નું નિવાસસ્થાન બતાવ્યું છે. જેવી રીતે વિષયોમાં રાગદ્વેષની પ્રતીતિમાત્ર છે, તેવી જ રીતે ઇન્દ્રિયો, મન અને બુદ્ધિમાં પણ રાગદ્વેષની પ્રતીતિમાત્ર છે. તે ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ તો કેવળ કર્મ કરવાનાં કરણ (ઓજાર) છે. તેઓમાં કામ, ક્રોધ અથવા રાગદ્વેષ છે જ ક્યાં? આ સિવાય બીજા અધ્યાયના ઓગણસાઠમા શ્લોકમાં ભગવાન કહે છે કે ઇન્દ્રિયો દ્વારા વિષયોને ગ્રહણ ન કરવાવાળા પુરુષના વિષયો તો નિવૃત્ત થઈ જાય છે, પણ તેઓમાં રહેવાવાળો તેનો રાગ નિવૃત્ત નથી થતો. આ રાગ પરમાત્માનો સાક્ષાત્કાર થતાં નિવૃત્ત થઈ જાય છે.

**'તયોર્ન વશમાગચ્છેત્'** – આ પદો વડે ભગવાન સાધકને આશ્વાસન આપે છે કે રાગદ્વેષની વૃત્તિ ઉત્પન્ન થતાં તેણે સાધના અને સાધ્યથી કદી નિરાશ નહિ થવું જોઈએ. વળી રાગદ્વેષની વૃત્તિને વશીભૂત થઈને તેણે કોઈ કાર્યમાં પ્રવૃત્ત અથવા નિવૃત્ત નહિ થવું જોઈએ. કર્મોમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ શાસ્ત્રાનુસાર જ હોવી જોઈએ (ગીતા અ. ૧૬/૨૪). જો રાગદ્વેષને કારણે જ સાધકની કર્મોમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ થતી હોય તો તેનું તાત્પર્ય એ થાય છે કે સાધક રાગ-દ્વેષને વશ થઈ ગયો છે. રાગપૂર્વક પ્રવૃત્તિ કે નિવૃત્તિ થવાથી 'રાગ' પુષ્ટ થાય છે અને દ્વેષપૂર્વક પ્રવૃત્તિ કે થવાથી 'દ્વેષ' પુષ્ટ થાય છે. આ રીતે રાગદ્વેષ પુષ્ટ થવાના ફળસ્વરૂપે પતન થાય છે.

જ્યારે સાધક સંસારનું કાર્ય છોડીને ભજનમાં લાગે છે, ત્યારે સંસારની અનેક સારી અને ખરાબ સ્ફુરણાઓ ઉત્પન્ન થવા લાગે છે, જેનાથી તે ગભરાઈ જાય છે. અહીં ભગવાન સાધકને જાણે આશ્વાસન આપે છે કે તેણે તે સ્ફુરણાઓથી ગભરાવું નહિ જોઈએ. એ સ્ફુરણાઓની વાસ્તવમાં સત્તા જ નથી; કેમકે એ ઉત્પન્ન થાય છે; અને એવો સિદ્ધાંત છે કે ઉત્પન્ન થવાવાળી વસ્તુ નષ્ટ થવાવાળી હોય છે. આથી વિચારપૂર્વક જોવામાં આવે તો સ્ફુરણાઓ આવી નથી રહી, બલ્કે જઈ રહી છે. કારણ કે એ છે કે સંસારનું કાર્ય કરતી વખતે તક ન મળવાથી સ્ફુરણાઓ દબાયેલી રહે છે અને સંસારનું કાર્ય છોડતાં જ તક મળવાથી જૂના સંસ્કારો સ્ફુરણાઓના રૂપમાં બહાર નીકળવા લાગે છે. આથી સાધકે આ સારી કે ખરાબ સ્ફુરણાઓનો પણ રાગદ્વેષ નહિ કરવો જોઈએ, બલ્કે સાવધાનીપૂર્વક તેમની ઉપેક્ષા કરતા રહીને પોતે તટસ્થ રહેવું જોઈએ. આ રીતે તેણે પદાર્થ, વ્યક્તિ, વિષય વગેરેમાં પણ રાગદ્વેષ નહિ કરવો જોઈએ.

## રાગ-દ્વેષ ઉપર વિજય મેળવવાના ઉપાયો

રાગદ્વેષને વશીભૂત થઈને કર્મ કરવાથી રાગદ્વેષ પુષ્ટ (પ્રબળ) થાય છે અને અશુદ્ધ પ્રકૃતિ (સ્વભાવ)નું રૂપ ધારણ કરી લે છે. પ્રકૃતિ અશુદ્ધ થતાં પ્રકૃતિની અધીનતા રહે છે. એવી અશુદ્ધ પ્રકૃતિની અધીનતાથી થવાવાળાં કર્મો મનુષ્યને બાંધે છે. આથી રાગદ્વેષને વશમાં થઈને કોઈ પ્રવૃત્તિ કે નિવૃત્તિ નહિ થવી જોઈએ – આ ઉપાય અહીં બતાવવામાં આવ્યો છે. આના પહેલાં ભગવાન કહી ચૂક્યા છે કે જે મારા મતનું અનુકરણ કરે છે તે કર્મબંધનથી છૂટી જાય છે (ગીતા અ. ૩/૩૧). એટલા માટે રાગદ્વેષની

૧. ભગવાને **'રસવર્જં રસોઽપ્યસ્ય'** (ગીતા અ. ૨/૫૯) પદોમાં **'અસ્ય'** પદ વડે એ બતાવ્યું છે કે રાગદ્વેષ માનેલા **'અહમ્'**માં (સાધકમાં) રહે છે.

વૃત્તિને વશ ન થઈને ભગવાનના મત અનુસાર કર્મ કરવાથી રાગદ્વેષ સુગમતાપૂર્વક દૂર થઈ જાય છે. તાત્પર્ય એ છે કે સાધક સઘળાં કર્મોને અને પોતાને પણ સારી રીતે ભગવદર્પણ કરી દે અને એવું માની લે કે કર્મો મારા માટે નથી, પરંતુ ભગવાનને માટે જ છે; જેમના વડે કર્મો થાય છે, તે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે પણ ભગવાનનાં જ છે; અને હું પણ ભગવાનનો જ છું. પછી નિષ્કામ, નિર્મમ અને નિઃસંતાપ થઈને કર્તવ્યકર્મ કરવાથી રાગદ્વેષ દૂર થઈ જાય છે. આ રીતે ભગવાનનો મત અર્થાત્ સિદ્ધાંત સામે રાખીને જ કોઈ કાર્યમાં પ્રવૃત્ત કે નિવૃત્ત થવું જોઈએ.

સકળ સૃષ્ટિ પ્રકૃતિનું કાર્ય છે અને શરીર સૃષ્ટિનો એક અંશ છે. જ્યાં સુધી શરીર પ્રત્યે મમતા રહે છે; ત્યાં સુધી રાગદ્વેષ થાય છે અર્થાત્ મનુષ્ય રુચિ કે અરુચિપૂર્વક વસ્તુઓનું ગ્રહણ અને ત્યાગ કરે છે. આ રુચિ-અરુચિ જ રાગદ્વેષનું સૂક્ષ્મ રૂપ છે. રાગદ્વેષપૂર્વક પ્રવૃત્તિ કે નિવૃત્તિ થવાથી રાગદ્વેષ પુષ્ટ થાય છે; પરંતુ શાસ્ત્રને સામે રાખીને કોઈ કર્મમાં પ્રવૃત્ત કે નિવૃત્ત થવાથી રાગદ્વેષ દૂર થઈ જાય છે. કારણ કે શાસ્ત્ર અનુસાર ચાલવાથી પોતાની રુચિ અને અરુચિની પ્રધાનતા નથી રહેતી. જો કોઈ મનુષ્ય શાસ્ત્રને ન જાણતો હોય તો તેને માટે મહર્ષિ વેદ વ્યાસજીનાં વચનો છે –

**શ્રૂયતાં ધર્મસર્વસ્વં શ્રુત્વા ચૈવાવધાર્યતામ્ ।**
**આત્મનઃ પ્રતિકૂલાનિ પરેષાં ન સમાચરેત્ ॥**

(પદ્મપુરાણ, સૃષ્ટિ. ૧૧/૩૫૫-૫૬)

'હે મનુષ્યો! તમે લોકો ધર્મનો સાર સાંભળો અને સાંભળીને ધારણ કરો કે જે આપણે પોતાને માટે નથી ઇચ્છતા, તે બીજાઓ પ્રત્યે ના કરો.

જીવનમુક્ત મહાપુરુષ પણ શાસ્ત્રમર્યાદાને જ આદર આપે છે. એટલા જ માટે શ્રાદ્ધમાં પિંડદાન કરતી વખતે પિતાજીનો હાથ પ્રત્યક્ષ દેખા દેવા છતાં પણ ભીષ્મ પિતામહે શાસ્ત્રની આજ્ઞાનુસાર દર્ભ ઉપર જ પિંડદાન કર્યું (મહાભારત અનુશાસન, ૮૪/૧૫ થી ૨૦ સુધી). આથી સાધકે સઘળાં કર્મો શાસ્ત્રની આજ્ઞાનુસાર જ કરવાં જોઈએ.

રાગદ્વેષ દૂર કરવાને ઇચ્છુક સાધકોને માટે તો કર્મ કરવામાં શાસ્ત્રપ્રમાણની આવશ્યકતા રહે છે, પરંતુ રાગદ્વેષથી સર્વથા રહિત મહાપુરુષનું અંતઃકરણ એટલું શુદ્ધ અને નિર્મળ હોય છે કે તેમાં આપોઆપ વેદોનું તાત્પર્ય પ્રકટ થઈ જાય છે, ચાહે તે ભણેલો-ગણેલો હોય કે ન હોય. તેના અંતઃકરણમાં જે વાત આવે છે, તે શાસ્ત્રાનુકૂળ જ હોય છે.[1] રાગદ્વેષનો સર્વથા અભાવ હોવાને કારણે એ મહાપુરુષ દ્વારા શાસ્ત્રનિષિદ્ધ ક્રિયાઓ કદી થતી જ નથી. તેનો સ્વભાવ આપમેળે શાસ્ત્રના અનુસારનો બની જાય છે. આ જ કારણ છે કે એવા મહાપુરુષનાં આચરણ અને વચન બીજા મનુષ્યોને માટે આદર્શ હોય છે (ગીતા અ. ૩/૨૧). આથી તે મહાપુરુષનાં આચરણો અને વચનોનું અનુસરણ કરવાથી સાધકના રાગદ્વેષ પણ દૂર થઈ જાય છે.

કેટલાક લોકો એવું માનતા હોય છે કે રાગદ્વેષ અંતઃકરણના ધર્મો છે; આથી તેમને દૂર નથી કરી શકાતા. પરંતુ આ વાત યુક્તિસંગત નથી દેખાતી. વાસ્તવમાં રાગદ્વેષ અંતઃકરણના આગંતુક વિકારો છે, ધર્મ નથી. જો તેઓ અંતઃકરણના ધર્મ હોત તો જે સમયે અંતઃકરણ જાગ્રત રહે છે, તે સમયે રાગદ્વેષ પણ રહેત અર્થાત્ તેમની સદાય પ્રતીતિ થાય. પરંતુ તેમની પ્રતીતિ સદા ન થઈને ક્યારેક ક્યારેક જ થાય છે. સાધન કરવાથી રાગદ્વેષ ઉત્તરોત્તર ઘટતા હોય છે – આવો સાધકોનો અનુભવ છે. ઘટવાવાળી વસ્તુ દૂર થવાવાળી હોય છે. આથી પણ સિદ્ધ થાય છે કે રાગદ્વેષ અંતઃકરણના ધર્મ નથી. ભગવાને રાગદ્વેષને 'મનોગત' કહ્યા છે – **'કામાન્ સર્વાન્ પાર્થ મનોગતાન્'** (ગીતા અ. ૨/૫૫) અર્થાત્ એ મનમાં આવવાવાળા છે, સદા રહેવાવાળા નથી. આ ઉપરાંત ભગવાને વધારામાં રાગદ્વેષને વિકારો કહ્યા છે (ગીતા અ. ૧૩/૬) અને પ્રિય-અપ્રિયની પ્રાપ્તિમાં ચિત્તનું સદા સમાન રહેવું તેને સાધન કહ્યું છે (ગીતા અ. ૧૩/૯). જો રાગદ્વેષ અંતઃકરણના ધર્મો હોત તો આ સમચિત્તતા રૂપી સાધન બની જ નહિ શકત. ધર્મ સ્થાયી રહે છે અને વિકારો અસ્થાયી અર્થાત્ આવવાજવાવાળા હોય છે. રાગદ્વેષ અંતઃકરણમાં આવવા-જવાવાળા છે; આથી તેઓને દૂર કરી શકાય છે.

પ્રકૃતિ (જડ) અને પુરુષ (ચેતન) – બન્ને ભિન્ન-ભિન્ન છે. આ બેઉનો વિવેક સ્વતઃસિદ્ધ છે. પુરુષ આ વિવેકને મહત્ત્વ ન આપીને પ્રકૃતિજન્ય શરીર સાથે એકતા

---

૧ જે પુરુષ ધર્મનો કદી પરિત્યાગ નથી કરતો, તેનું અંતઃકરણ પણ શુદ્ધ થઈ જાય છે. રાજા દુષ્યન્તનું વર્ણન કરતી વખતે મહાકવિ કાલિદાસે લખ્યું છે –

**સતાં હિ સન્દેહપદેષુ વસ્તુષુ પ્રમાણમન્તઃ કરણપ્રવૃત્તયઃ ॥** (અભિજ્ઞાનશાકુન્તલમ્ ૧/૨૧)

'જ્યાં સંદેહ થાય, ત્યાં સત્પુરુષના અંતઃકરણની પ્રવૃત્તિ જ પ્રમાણ હોય છે.'

કરી લે છે અને પોતાને એકદેશીય માની લે છે. આ જડ ચેતનનું તાદાત્મ્ય જ **'અહમ્'** (હું) કહેવાય છે અને તેમાં રાગદ્વેષ રહે છે. તાત્પર્ય એ છે કે અહંતા (હુંપણા)માં રાગદ્વેષ છે અને રાગદ્વેષથી અહંતા પુષ્ટ થાય છે. આ જ રાગદ્વેષ બુદ્ધિમાં પ્રતીત થાય છે, જેથી બુદ્ધિમાં સિદ્ધાંત વગેરેને લીધે પોતાની માન્યતા પ્રિય અને બીજાઓની માન્યતા અપ્રિય લાગે છે. પછી આ રાગદ્વેષ મનમાં પ્રતીત થાય છે, જેથી મનને અનુકૂળ વાતો પ્રિય અને પ્રતિકૂળ વાતો અપ્રિય લાગે છે. પછી આ રાગદ્વેષ ઇન્દ્રિયોમાં પ્રતીત થાય છે, જેથી ઇન્દ્રિયોને અનુકૂળ વિષય પ્રિય અને પ્રતિકૂળ વિષય અપ્રિય લાગે છે. આ જ રાગદ્વેષ ઇન્દ્રિયોના વિષયો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ)માં પોતાની અનુકૂળ અને પ્રતિકૂળ ભાવનાને લીધે પ્રતીત થાય છે. આથી જડચેતનની ગ્રંથી રૂપી અહંતા (હુંપણા)ના દૂર થવાથી રાગદ્વેષનો સર્વથા અભાવ થઈ જાય છે; કેમકે અહંતા ઉપર જ રાગદ્વેષ ટકેલા છે.

હું સેવક છું; હું જિજ્ઞાસુ છું; હું ભક્ત છું – આ સેવક, જિજ્ઞાસુ અને ભક્ત જે 'હું'માં રહે છે, તે જ 'હું'માં રાગદ્વેષ પણ રહે છે. રાગદ્વેષ ન તો કેવળ જડમાં રહે છે અને ન કેવળ ચેતનમાં જ રહે છે, પરંતુ જડ-ચેતનના માનેલા સંબંધમાં રહે છે. જડ-ચેતનના માનેલા સંબંધમાં રહેવા છતાં પણ એ રાગદ્વેષ પ્રધાનતઃ જડમાં રહે છે. જડ-ચેતનના તાદાત્મ્યમાં જડનું આકર્ષણ જડ અંશમાં જ થાય છે, પરંતુ તાદાત્મ્યને કારણે તે ચેતનમાં દેખાય છે. જડનું આકર્ષણ જ રાગ છે. આથી જ્યારે સાધક શરીર (જડ)ને જ પોતાનું સ્વરૂપ માની લે છે, ત્યારે એને રાગદ્વેષને દૂર કરવામાં કઠિનતા પ્રતીત થાય છે, પરંતુ પોતાના ચેતનસ્વરૂપની તરફ દૃષ્ટિ રહેવાથી તેને રાગદ્વેષને દૂર કરવામાં કઠિનતા પ્રતીત નથી થતી. કારણ કે રાગદ્વેષ સ્વતઃસિદ્ધ નથી, પરંતુ જડ (અસત)ના સંબંધથી જ ઉત્પન્ન થવાવાળા છે.

જો સત્સંગ, ભજન, ધ્યાન વગેરેમાં 'રાગ' થશે તો સંસાર સાથે દ્વેષ થશે; પરંતુ 'પ્રેમ' થતાં સંસાર સાથે દ્વેષ નહિ થાય, પરંતુ સંસારની ઉપેક્ષા (વિમુખતા) થશે.[1] સંસારના કોઈ એક વિષયમાં 'રાગ' થવાથી બીજા વિષયમાં દ્વેષ થાય છે, પરંતુ ભગવાનમાં પ્રેમ થવાથી સંસાર સાથે વૈરાગ્ય થાય છે. વૈરાગ્ય થતાં સંસારથી સુખ લેવાની ભાવના સમાપ્ત થઈ જાય છે અને સંસારની આપમેળે સેવા થાય છે. આનાથી શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિની સાથે 'અહમ્' પણ આપમેળે સંસારની સેવામાં લાગી જાય છે. પરિણામ સ્વરૂપ શરીર વગેરેની સાથેસાથે 'અહમ્'થી પણ સંબંધ–વિચ્છેદ થતાં તેમાં રહેવાવાળા રાગદ્વેષ સર્વથા નષ્ટ થઈ જાય છે.

મનુષ્યની ક્રિયાઓ સ્વભાવ અથવા સિદ્ધાંતને લીધે થાય છે. કેવળ આધ્યાત્મિક ઉન્નતિને માટે કર્મ કરવું એ સિદ્ધાંતને લીધે કર્મ કરવું છે. સ્વભાવ બે પ્રકારનો હોય છે – રાગદ્વેષરહિત (શુદ્ધ) અને રાગદ્વેષયુક્ત (અશુદ્ધ). સ્વભાવને દૂર તો નથી કરી શકતા, પરંતુ તેને શુદ્ધ અર્થાત્ રાગદ્વેષરહિત અવશ્ય બનાવી શકીએ છીએ. જેવી રીતે ગંગા ગંગોત્રીથી નીકળે છે; ગંગોત્રી જેટલી ઊંચાઈ ઉપર છે, જો તેના જેટલો અથવા તેનાથી વધારે ઊંચો બંધ બાંધવામાં આવે, તો ગંગાના પ્રવાહને રોકી શકાય છે. પરંતુ એમ કરવું સરળ કાર્ય નથી. હા, ગંગામાંથી નહેરો કાઢીને તેનો પ્રવાહ બદલાવી શકાય છે. એ જ રીતે સ્વાભાવિક કર્મોના પ્રવાહને દૂર તો નથી કરી શકતા, પરંતુ તેને બદલી શકીએ છીએ અર્થાત્ તેને રાગદ્વેષરહિત બનાવી શકીએ છીએ – આ ગીતાનો માર્મિક સિદ્ધાંત છે. રાગદ્વેષને લીધે જે ક્રિયાઓ થાય છે, તેમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ એટલી બાધક નથી, જેટલા રાગદ્વેષ બાધક છે. એટલા માટે ભગવાને રાગદ્વેષનો ત્યાગ કરવાવાળાને જ સાચો ત્યાગી કહ્યો છે (ગીતા અ. ૧૮/૧૦). રાગદ્વેષની તરફ મોટા ભાગે સાધકનું ધ્યાન નથી જતું, એટલા માટે તેની પ્રવૃત્તિ અને નિવૃત્તિ રાગદ્વેષપૂર્વક થાય છે. આથી રાગદ્વેષથી રહિત થવાને માટે સાધકે સિદ્ધાંત

---

૧ સાધકનો સત્સંગ વગેરેમાં રાગ છે કે પ્રેમ, તેને આ ઉદાહરણથી જાણી શકીએ છીએ – સત્સંગ, ભજન, ધ્યાન વગેરેમાં કોઈ વિઘ્ન પહોંચાડે, તો એના ઉપર ક્રોધ આવવાથી સમજવું જોઈએ કે સત્સંગ વગેરેમાં 'રાગ' છે; અને (તેના ઉપર ક્રોધ ન આવીને) રડવું આવી જાય તો સમજવું જોઈએ કે સત્સંગ વગેરેમાં પ્રેમ છે. કારણ કે પોતાનામાં લગની (દૃઢતા)ની ઊણપ હોવાથી સાધનામાં વિઘ્ન જણાય છે. આમ વિઘ્ન જણાતાં પોતાનામાં લગનીની ઊણપ દેખીને સાધકને રડવું આવી જાય છે. એવી જ રીતે બીજા ધર્મ સંપ્રદાય વગેરેની વ્યક્તિ આપણને સારી ન લાગે તો સમજવું જોઈએ કે પોતાના ધર્મ, સંપ્રદાય વગેરેમાં આપણો 'રાગ' છે.

વાસ્તવમાં સત્સંગ, ભજન, ધ્યાન વગેરેમાં રાગ હોવો એ પણ એટલું ખરાબ નથી; કેમકે ચાહે તેવી રીતે હોય, ભગવાનમાં લગની સારી જ છે –

**'તસ્માત્ કેનાપ્યુપાયેન મનઃ કૃષ્ણે નિવેશયેત્'** (શ્રીમદ્ ૭/૧/૩૧).

સામે રાખીને જ સમસ્ત ક્રિયાઓ કરવી જોઈએ. પછી એનો સ્વભાવ આપમેળે સિદ્ધાંતને અનુરૂપ અને શુદ્ધ બની જશે.

રાગદ્વેષયુક્ત સ્ફુરણા ઉત્પન્ન થતાં, તેના અનુસાર કર્મ કરવાથી રાગદ્વેષ પુષ્ટ થાય છે અને તેના અનુસાર કર્મ ન કરીને સિદ્ધાંત પ્રમાણે કર્મ કરવાથી રાગ-દ્વેષ દૂર થઈ જાય છે.

મનની શુભ અને અશુભ સ્ફુરણાઓમાં રાગદ્વેષ નહિ હોવા જોઈએ. સાધકે મનમાં થવાવાળી સ્ફુરણાઓને પોતાનામાં ન માનીને તેમની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નહિ જોડવો જોઈએ; તેમનું ન તો સમર્થન કરવું કે ન તેનો વિરોધ કરવો.

જો સાધક રાગદ્વેષને દૂર કરવામાં પોતાને અસમર્થ અનુભવતો હોય, તો તેણે સર્વસમર્થ પરમ સુહૃદ પ્રભુના શરણમાં ચાલ્યા જવું જોઈએ. પછી પ્રભુની કૃપાથી તેના રાગદ્વેષ દૂર થઈ જાય છે (ગીતા અ. ૭/૧૪) અને પરમ શાંતિની પ્રાપ્તિ થઈ જાય છે (ગીતા અ. ૧૮/૬૨). માનેલા 'અહં' સહિત શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ અને સાંસારિક પદાર્થો સઘળે-સઘળાં ભગવાનનાં જ છે – એવું માનવું એ જ ભગવાનને શરણે થવું કહેવાય. પછી ભગવાનની પ્રસન્નતાને માટે, ભગવાને આપેલી સામગ્રીથી ભગવાનના જ જનોની કેવળ સેવા કરવાની છે અને બદલામાં પોતાને માટે કશાની ઇચ્છા નથી રાખવાની. બદલામાં કશી પણ ઇચ્છા રાખવાથી જડની સાથે સંબંધ બંધાઈ જાય છે.

નિષ્કામભાવપૂર્વક સંસારની સેવા કરવી એ રાગદ્વેષને દૂર કરવાનો અચૂક ઉપાય છે. આપણી પાસે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ-શરીરથી માંડીને માનેલા 'અહં' સુધી જે કંઈ છે, તેને સંસારની જ સેવામાં જોડી દેવાનાં છે. કારણ કે એ બધા પદાર્થો તત્ત્વતઃ સંસારથી અભિન્ન છે. તેમને સંસારથી ભિન્ન (પોતાના) માનવા એ જ બંધન છે. સ્થૂળ-શરીરથી ક્રિયાઓ અને પદાર્થોનું સુખ, સૂક્ષ્મ-શરીરથી ચિંતનનું સુખ અને કારણ-શરીરથી સ્થિરતાનું સુખ નથી લેવાનું. વાસ્તવમાં મનુષ્યશરીર પોતાના સુખને માટે છે જ નહિ.

**એહિ તન કર ફલ બિષય ન ભાઈ ।** (માનસ ૭–૪૪/૧). બીજી વાત, જે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ પદાર્થ વગેરેથી સેવા થાય છે, તે બધાં સંસારનાં જ અંશ છે. જ્યારે સંસાર જ પોતાનો નથી, તો પછી તેનો અંશ પોતાનો કેવી રીતે હોઈ શકે? આ શરીર વગેરે પદાર્થોને પોતાના માનવાથી સાચી સેવા થઈ જ નથી શકતી; કેમકે આનાથી મમતા અને સ્વાર્થભાવ ઉત્પન્ન થઈ જાય છે. એટલા માટે આ પદાર્થોને જેમની સેવા કરવામાં આવે, તેમના જ માનવા જોઈએ. જેવી રીતે ભક્ત પદાર્થોને ભગવાનના જ માનીને ભગવાનને અર્પણ કરે છે – **'ત્વદીયં વસ્તુ ગોવિન્દ તુભ્યમેવ સમર્પયે'**, તેવી જ રીતે કર્મયોગી પદાર્થોને સંસારના જ માનીને સંસારને અર્પણ કરે છે.

## સેવા-સંબંધી માર્મિક વાત

સેવા તે જ કરી શકે છે, જે પોતાને માટે કદી કશું નથી ઇચ્છતો. સેવા કરવા માટે ધન વગેરે પદાર્થોની ઇચ્છા તો કામના છે જ, સેવા કરવાની ઇચ્છા પણ કામના જ છે; કેમકે સેવાની ઇચ્છા હોવાથી જ ધન વગેરે પદાર્થોની કામના થાય છે. એટલા માટે અવસર પ્રાપ્ત થાય અને યોગ્યતા હોય તો સેવા કરવી જોઈએ, પરંતુ સેવાની કામના નહિ કરવી જોઈએ.

બીજાને સુખ પહોંચાડીને સુખી થવું, 'મારા દ્વારા લોકોને સુખ મળે છે' – એવો ભાવ રાખવો, સેવાના બદલામાં થોડીક પણ માન-બડાઈ ઇચ્છવી અને માન-બડાઈ મળતાં રાજી થવું એ વાસ્તવમાં ભોગ છે, સેવા નથી. કારણ કે એવું કરવાથી સેવા સુખ અને ભોગમાં પરિણમે છે અર્થાત્ સેવા પોતાના સુખને માટેની બની જાય છે. જો સેવા કરવામાં થોડા પણ સુખની ઇચ્છા કરવામાં આવે, તો તે સુખ ધન વગેરે પદાર્થોમાં મહત્ત્વબુદ્ધિ પેદા કરી દે છે, જેથી ક્રમશઃ મમતા અને કામનાની ઉત્પત્તિ થાય છે.

'હું કોઈને કંઈ આપું છું' – એવો જેનો ભાવ છે, તેને આ વાત સમજમાં નથી આવતી તથા એને કોઈ સહેલાઈથી સમજાવી પણ નથી શકતું કે સેવામાં યોજાતા પદાર્થો જેની સેવા કરવામાં આવે છે, તેના છે. તેની જ વસ્તુ તેને જ આપી દીધી, તે પછી બદલામાં કંઈ મેળવવાનો આપણને અધિકાર જ ક્યાં છે? તેની જ થાપણ તેને જ આપવામાં અહેસાન કેવું? પોતાના હાથ વડે પોતાનું મુખ ધોતાં બદલામાં શું આપણે કંઈ ઇચ્છીએ છીએ?

***શંકા*** – સેવા તો ધન વગેરે વસ્તુઓ દ્વારા જ થાય છે. વસ્તુઓ વિના સેવા કેવી રીતે થઈ શકે? આવી સેવા કરવાને માટે પણ વસ્તુઓની ઇચ્છા ન કરવાનું શું તાત્પર્ય છે?

***સમાધાન*** – સ્થૂળ વસ્તુઓથી સેવા કરવી એ તો બહુ જ સ્થૂળ વાત છે. વાસ્તવમાં સેવા ભાવ છે, કર્મ નહિ. કર્મથી બંધન અને સેવાથી મુક્તિ થાય છે. સેવાનો ભાવ હોવાથી પોતાની પાસે જે વસ્તુઓ છે, તે આપમેળે સેવામાં

યોજાય છે. ભાવ હોવાથી આપણી પાસે જેટલી વસ્તુઓ છે, તેનાથી પૂર્ણ સેવા થઈ જાય છે; એટલા માટે વધારે વસ્તુઓને ઇચ્છવાની આવશ્યકતા જ નથી.

વાસ્તવિક સેવા વસ્તુઓમાં મહત્ત્વબુદ્ધિ ન રહેવાથી જ થઈ શકે છે. વસ્તુઓથી પણ તે જ સેવા કરી શકે છે, જેની વસ્તુઓમાં મહત્ત્વબુદ્ધિ નથી. વસ્તુઓમાં મહત્ત્વબુદ્ધિ રાખીને સેવા કરવાથી સેવાનું અભિમાન આવી જાય છે, જ્યાં સુધી અંતઃકરણમાં વસ્તુઓનું મહત્ત્વ રહે છે, ત્યાં સુધી સેવકમાં ભોગબુદ્ધિ રહે જ છે, ચાહે કોઈ જાણે કે ન જાણે.

વાસ્તવમાં સેવા, ભાવથી થાય છે, વસ્તુઓથી નહિ. વસ્તુઓથી કર્મો થાય છે, સેવા નહિ. આથી વસ્તુઓ આપી દેવાથી જ સેવા નથી કહેવાતી. વસ્તુઓ તો દુકાનદાર પણ આપે છે, પણ સાથે લેવાનો ભાવ રહેવાથી તેને પુણ્ય નથી થતું. એવી જ રીતે પ્રજા રાજાને કર રૂપે ધન આપે છે, પરંતુ તે દાન નથી હોતું. કોઈને જળ પિવડાવવાથી 'મેં જળ પિવડાવ્યું, ત્યારે તે સુખી થયો' – એવો ભાવ રહેવો એ દુકાનદારી જ કહેવાય. આપણે માનબડાઈ નથી ઇચ્છતા, પરંતુ 'જળ પિવડાવવાથી પુણ્ય થશે' અથવા 'દાન કરવાથી પુણ્ય થશે' – એવો ભાવ રહેતાં પણ ફળની સાથે સંબંધ હોવાને કારણે અંતઃકરણમાં જળ, ધન વગેરે વસ્તુઓનું મહત્ત્વ અંકિત થઈ જાય છે. વસ્તુઓનું મહત્ત્વ અંકિત થયા પછી વાસ્તવિક સેવા નથી થતી, બલ્કે લેવાનો ભાવ રહેવાથી અસતની સાથેનો સંબંધ બંધાયેલો રહે છે, ચાહે જાણ્યે કે અજાણ્યે. એટલા માટે વસ્તુઓને બીજાઓની સેવામાં લગાડીને દાનપુણ્ય નથી કરવાનું, પરંતુ તે વસ્તુઓ સાથેનો આપણો સંબંધ તોડવાનો છે.

આપણા દ્વારા, જેનો તે વસ્તુ ઉપર અધિકાર છે અર્થાત્‌ વાસ્તવમાં જેની તે વસ્તુ છે, તેને તે વસ્તુ મળી શકે છે. તેને વસ્તુ આપવાથી આપણું ઋણ ઊતરે છે. જો બીજાઓને કોઈ વસ્તુની આપણા કરતાં અધિક આવશ્યકતા ભૂખ હોય, તો તે વસ્તુનો તે જ અધિકારી છે. તે પોતાના અધિકાર (હક)ની જ વસ્તુ લે છે. આપણા અધિકારની વસ્તુ બીજો લઈ જ નથી શકતો.

એક વાત ખાસ ધ્યાન દેવાની છે કે સાચા હૃદયથી બીજાઓની સેવા કરવાથી, જેની તે સેવા કરે છે, તે (સેવ્ય)ના હૃદયમાં પણ સેવાભાવ જાગ્રત થાય છે – આ નિયમ છે. સાચા હૃદયથી સેવા કરવાવાળો પુરુષ સ્થૂળ દૃષ્ટિએ તો પદાર્થોને સેવ્યની સેવામાં લગાડે છે, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ જોવામાં આવે તો તે સેવ્યના હૃદયમાં સેવાભાવ જાગ્રત કરે છે. જો સેવ્યના હૃદયમાં સેવાભાવ જાગ્રત ન થાય, તો સાધકે સમજી લેવું જોઈએ કે સેવા કરવામાં કોઈ ત્રુટિ (પોતાને માટે કંઈ મેળવવાની કે લેવાની ઇચ્છા) છે. આથી સાધકે આ વિષયમાં વિશેષ સાવધાની રાખીને જ બીજાઓની સેવા કરવી જોઈએ અને પોતાની ત્રુટિઓને શોધીને, દૂર કરવી જોઈએ. બીજાઓ મને સારો કહે – એવો ભાવ સેવામાં બિલકુલ નહિ રાખવો જોઈએ. એવો ભાવ આવતાં જ તેને તરત દૂર કરી દેવો જોઈએ, કેમકે આ ભાવ અભિમાન વધારવાવાળો છે.

પ્રત્યેક સાધકને માટે સંસાર કેવળ કર્તવ્યપાલનનું ક્ષેત્ર છે. સુખી-દુઃખી થવાનું ક્ષેત્ર નથી. સંસાર સેવાને માટે છે. સંસારમાં સાધકે સેવા જ કરવાની છે. સેવા કરવામાં સહુથી પહેલાં સાધકનો એ ભાવ થવો જોઈએ કે મારા દ્વારા કોઈનું કિંચિત્‌માત્ર પણ અહિત ન થાય. સંસારમાં કેટલાંક પ્રાણીઓ દુઃખી રહે છે અને કેટલાંક પ્રાણીઓ સુખી રહે છે. દુઃખી પ્રાણીઓને જોઈને દુઃખી થઈ જવું અને સુખી પ્રાણીઓને જોઈને સુખી થઈ જવું એ પણ સેવા છે; કેમકે એનાથી દુઃખી અને સુખી – બન્નેય વ્યક્તિઓને સુખનો અનુભવ થાય છે અને તેમને બળ મળે છે કે અમારો પણ કોઈ સાથી છે! બીજો દુઃખી હોય તો તેની સાથે આપણે પણ હૃદયથી દુઃખી થઈ જઈએ કે તેનું દુઃખ કેવી રીતે દૂર થાય? તેની સાથે પ્રેમપૂર્વક વાત કરવી અને સાંભળવી. તેને કહેવું કે 'પ્રતિકૂળ પરિસ્થિતિ આવતાં ગભરાવું નહિ જોઈએ; આવી પરિસ્થિતિ તો ભગવાન શ્રીરામ તેમ જ રાજા નળ, હરિશ્ચંદ્ર વગેરે અનેક મોટામોટા પુરુષો ઉપર પણ આવી છે; આજકાલ તો અનેક લોકો તમારાથી પણ વધારે દુઃખી છે; અમારા લાયક કોઈ કામ હોય તો કહેજો;' વગેરે. આવી વાતોથી તે રાજી થઈ જશે. તેવી જ રીતે સુખી વ્યક્તિને મળીને આપણે પણ હૃદયથી સુખી થઈ જઈએ કે બહુ જ સારું થયું, તો તે રાજી થઈ જશે. આ રીતે આપણે દુઃખી અને સુખી - બન્ને વ્યક્તિઓની સેવા કરી શકીએ છીએ. બીજાનાં દુઃખ અને સુખ - બન્નેમાં સહમત થઈને આપણે બીજાઓને સુખ પહોંચાડી શકીએ છીએ. કેવળ બીજાઓના હિતનો ભાવ નિરંતર રાખવાની આવશ્યકતા છે. જે બીજાઓના દુઃખથી દુઃખી અને બીજાઓના સુખથી સુખી થાય છે, તેઓ સંત છે. ગોસ્વામી તુલસીદાસજી મહારાજે સંતોનાં લક્ષણોમાં કહ્યું છે – **'પર દુઃખ દુઃખ સુખ સુખ દેખે પર'** – (માનસ ૭/૩૮/૧).

અહીં શંકા થાય છે કે જો આપણે બીજાઓના દુઃખથી દુઃખી થવા લાગીએ તો પછી આપણું દુઃખ કદી દૂર થશે

જ નહિ; કેમકે સંસારમાં દુઃખી તો મળતા જ રહેશે! એનું સમાધાન એ છે કે જેવી રીતે આપણા ઉપર કોઈ દુઃખ આવવાથી આપણે તેને દૂર કરવાનો પ્રયત્ન કરીએ છીએ, તેવી જ રીતે બીજાને દુઃખી જોઈને પોતાની શક્તિ અનુસાર તેનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન થવો જોઈએ. તેનું દુઃખ દૂર કરવાની સાચી ભાવના હોવી જોઈએ. આથી બીજાના દુઃખથી દુઃખી થવાનું તાત્પર્ય તેનું દુઃખ દૂર કરવાનો ભાવ તથા પ્રયત્ન કરવામાં છે, જેથી આપણને પ્રસન્નતા જ થશે, દુઃખ નહિ થાય. બીજાના દુઃખથી દુઃખી થતાં આપણી પાસે શક્તિ, યોગ્યતા, પદાર્થ વગેરે જે કંઈ પણ છે, તે બધું આપોઆપ બીજાના દુઃખને દૂર કરવામાં લાગી જશે. દુઃખી વ્યક્તિને સુખી બનાવી દેવાની તો આપણા હાથની વાત નથી, પણ તેનું દુઃખ દૂર કરવાને માટે પોતાની સુખસામગ્રીને તેની સેવામાં લગાડી દેવાની આપણા હાથની વાત છે. સુખસામગ્રીના ત્યાગથી તત્કાલ શાંતિની પ્રાપ્તિ થાય છે.

સેવા કરવાનો અર્થ છે – સુખ પહોંચાડવું. સાધકનો ભાવ **'મા કશ્ચિદ્ દુઃખભાગ્ભવેત્'** (કોઈને લેશમાત્ર પણ દુઃખ ન થાઓ) હોવાથી તે બધાને સુખ પહોંચાડે છે અર્થાત્ બધાની સેવા કરે છે. સાધક ભલેને બધાને સુખી ના કરી શકે, પણ તે એવો ભાવ તો કેળવી જ શકે છે. ભાવ કેળવવામાં બધા સ્વતંત્ર છે, કોઈ પરાધીન નથી. એટલા માટે સેવા કરવા ધન વગેરે પદાર્થોની આવશ્યકતા નથી, પરંતુ સેવાભાવની જ આવશ્યકતા છે. ક્રિયાઓ અને પદાર્થો ચાહે ગમે તેટલા હોય, સીમિત જ હોય છે. સીમિત ક્રિયાઓ અને પદાર્થો વડે સેવા પણ સીમિત જ થાય છે; પછી સીમિત સેવાથી અસીમ તત્ત્વ (પરમાત્મા)ની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે? પરંતુ ભાવ અસીમ હોય છે. અસીમ ભાવથી સેવા પણ અસીમ થાય છે અને અસીમ હોવાથી અસીમ તત્ત્વની પ્રાપ્તિ થાય છે. એટલા માટે સેવાભાવવાળી વ્યક્તિની ક્રિયાઓ અને પદાર્થો ઓછા હોવા છતાં પણ તેની સેવા ઓછી નહિ સમજવી જોઈએ; કેમકે તેનો ભાવ અસીમ હોય છે.

જોકે સાધકના કર્તવ્યપાલનનું ક્ષેત્ર સીમિત જ હોય છે, તો પણ તેમાં જેની-જેની સાથે તેનો વ્યવહાર થાય છે, તેઓમાં તે સુખીને જોઈને સુખી તેમ જ દુઃખીને જોઈને દુઃખી થાય છે. પદાર્થ, શરીર, ઇન્દ્રિયો મન, બુદ્ધિ વગેરેને જે પોતાનાં નથી માનતો, તે જ બીજાઓના સુખમાં સુખી તેમ જ દુઃખમાં દુખી થઈ શકે છે. શરીર, ઇન્દ્રિયો, મન વગેરે પોતાનાં અને પોતાને માટેનાં છે જ નહિ - આ વાસ્તવિકતા છે. સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, યોગ્યતા, સામર્થ્ય વગેરે કંઈ પણ વ્યક્તિગત નથી. આ પદાર્થોમાં ભૂલથી માનેલા પોતાપણાનો ત્યાગ પ્રત્યેક મનુષ્ય કરી શકે છે, ચાહે તે દરિદ્રમાં દરિદ્ર હોય અથવા ધનિકમાં ધનિક, ભણેલ-ગણેલ હોય અથવા અભણ. આ ત્યાગમાં સઘળે-સઘળા સ્વાધીન તથા સમર્થ છે.

સાચા સેવકની વૃત્તિ નાશવાન વસ્તુઓ ઉપર જતી જ નથી; કેમકે તેના અંતઃકરણમાં વસ્તુઓનું મહત્ત્વ નથી હોતું. અંતઃકરણમાં વસ્તુઓનું મહત્ત્વ થતાં જ વસ્તુઓ વ્યક્તિગત (પોતાની) પ્રતીત થાય છે. સાધકે પહેલેથી જ એવું માની લેવું જોઈએ કે વસ્તુઓ મારી નથી અને મારે માટે પણ નથી. વસ્તુઓને પોતાની અને પોતાને માટેની માનવાથી ભોગ જ થાય છે, સેવા નહિ. આ રીતે વસ્તુઓને પોતાની અને પોતાને માટેની ન માનીને સેવ્યની જ માનતા રહીને સેવામાં લગાડી દેવાથી રાગદ્વેષ સુગમતાપૂર્વક દૂર થઈ જાય છે.

**'તૌ હ્યસ્ય પરિપન્થિનૌ'** – પારમાર્થિક માર્ગમાં રાગદ્વેષ જ સાધકની સાધન-સંપત્તિને લૂંટવાવાળા મુખ્ય શત્રુઓ છે. પરંતુ આ બાજુ પ્રાયઃ સાધક ધ્યાન નથી આપતો. આ જ કારણથી સાધના કરવા છતાં પણ સાધકની જેટલી આધ્યાત્મિક ઉન્નતિ થવી જોઈએ, તેટલી થતી નથી. મોટા ભાગના સાધકોની એવી ફરિયાદ રહે છે કે સાધનામાં મન નથી લાગતું; પરંતુ વાસ્તવમાં મનનું ન લાગવું એટલું બાધક નથી, જેટલા બાધક રાગદ્વેષ છે. એટલા માટે સાધકે મનની એકાગ્રતાને મહત્ત્વ નહિ આપવું જોઈએ અને જ્યાં-જ્યાં રાગદ્વેષ દેખાઈ આવે ત્યાં ત્યાંથી તેમને તત્કાળ હઠાવી દેવા જોઈએ. રાગદ્વેષ હઠાવી દેવાથી મન લાગવાનું પણ સુગમ થઈ જશે.

સ્વાભાવિક કર્મોનો ત્યાગ કરવો એ તો હાથની વાત નથી, પરંતુ એ કર્મોને રાગદ્વેષપૂર્વક કરવાં કે ન કરવાં એ તો તદ્દન હાથની વાત છે. સાધક જે કરી શકે છે, તે જ કરવાને માટે ભગવાન આજ્ઞા આપે છે કે રાગદ્વેષયુક્ત સ્ફુરણા ઉત્પન્ન થાય તો પણ તેના અનુસાર કર્મ ના કરો; કેમકે તે બન્નેય પારમાર્થિક માર્ગના લુટારા છે. એમ કરવામાં સાધક સ્વતંત્ર છે. વાસ્તવમાં રાગદ્વેષ આપમેળે નષ્ટ થતા રહે છે, પરંતુ સાધક તે રાગદ્વેષને પોતાનામાં માનીને તેમને સત્તા આપી દે છે અને તેના અનુસાર કર્મ કરવા લાગે છે. આ જ કારણથી તે (રાગદ્વેષ) દૂર નથી થતા. જો સાધક રાગદ્વેષને પોતાનામાં ન માનીને તેના અનુસાર કર્મ ન કરે, તો તે આપમેળે નષ્ટ જઈ જશે.

**પરિશિષ્ટ ભાવ :** સુખ-દુઃખનું કારણ બીજાને માનવાથી જ રાગ-દ્વેષ થાય છે અર્થાત્ જેને સુખ આપનાર માનીએ છીએ, તેમાં રાગ થઈ જાય છે અને જેને દુઃખ આપનાર માનીએ છીએ, તેમાં દ્વેષ થઈ જાય છે. તેથી રાગ-દ્વેષ પોતાની ભૂલથી પેદા થાય છે, તેમાં બીજું કોઈ કારણ નથી. રાગ-દ્વેષ થવાના કારણે જ સંસાર ભગવદ્સ્વરૂપ દેખાતો નથી, બલ્કે જડ અને નાશવાન દેખાય છે. જો રાગ-દ્વેષ ન હોય તો જડતા છે જ નહીં, બલ્કે બધું જ ચિન્મય પરમાત્મા જ છે. **'વાસુદેવઃ સર્વમ્'** (ગીતા ૭/૧૯)

જો મન-બુદ્ધિમાં રાગ-દ્વેષાદિ કોઈ દોષ ઉત્પન્ન થઈ જાય તો તેના વશમાં થવું ન જોઈએ અર્થાત્ તેના અનુસાર કોઈ નિષિદ્ધ ક્રિયા કરવી ન જોઈએ. તેના **વશીભૂત થઈને ક્રિયા કરવાથી તે દોષ દૃઢ થઈ જશે, પરંતુ તેના વશીભૂત થઈને ક્રિયા ન કરવાથી એક ઉત્સાહ પેદા થશે.** જેમ, કોઈએ આપણી સાથે અપ્રિય વાત કહી દીધી, પરંતુ આપણને ક્રોધ ન આવ્યો તો આપણી અંદર એક ઉત્સાહ, પ્રસન્નતા આવશે કે આજે તો આપણે બચી ગયા, અન્યથા ક્રોધના વશમાં થઈ ગયા હોત! આ પ્રમાણે સાધકે ક્યારે પણ કોઈ દોષ દેખાય તો તે તેના વશીભૂત ન થાય અને તેને પોતાનામાં પણ ન સમજે. જો રાગ-દ્વેષ પોતાનામાં હોત તો જ્યાં સુધી આપણી સત્તા રહેતી હોય ત્યાં સુધી રાગ-દ્વેષ પણ રહેત. પરંતુ આ બધાનો અનુભવ છે કે, આપણે તો હર-હંમેશ રહીએ છીએ પરંતુ રાગ-દ્વેષ નિરંતર રહેતા નથી, બલ્કે આવે છે અને જાય છે. સત્તારૂપ સ્વયંમાં રાગ-દ્વેષ આવી જ શકતા નથી. કારણ કે આપણો (સ્વયંનો) વિભાગ અલગ છે અને રાગ-દ્વેષનો વિભાગ અલગ છે. જેને રાગ-દ્વેષના આવવા-જવાનું જ્ઞાન થાય છે, તે રાગ-દ્વેષથી અલગ હોય છે, તેથી રાગ-દ્વેષ આપણાથી પણ અલગ છે અને જેમાં એ પ્રતીત થાય છે તે મન, બુદ્ધિ વગેરેથી પણ અલગ છે – **'મનોગતાન્'** (ગીતા ૨/૫૫).

**'ઇન્દ્રિયસ્યેન્દ્રિયસ્યાર્થે રાગદ્વેષૌ વ્યવસ્થિતૌ'** પદોનું તાત્પર્ય છે કે અનુકૂળતા - પ્રતિકૂળતા બન્નેમાં રાગ ન કરવો બલ્કે તેમનો સદુપયોગ કરવો અર્થાત્ અનુકૂળતામાં બીજાઓની સેવા કરવી અને પ્રતિકૂળતામાં અનુકૂળતાની ઇચ્છાનો ત્યાગ કરવો. **'તયોર્ન વશમાગચ્છેત્'** પદોનું તાત્પર્ય છે કે અનુકૂળતા-પ્રતિકૂળતામાં સુખી-દુઃખી ન થવું. સુખી-દુઃખી થવું એ ફળમાં આસક્ત થવું છે અને ફલાસક્ત મનુષ્ય બંધનમાં પડે છે – **'ફલે સક્તો નિબધ્યતે'** (ગીતા ૫/૧૨).

—■—

*સંબંધ – રાગદ્વેષને વશ ન થઈને શું કરવું જોઈએ અને શું ના કરવું જોઈએ – તેનો ઉત્તર ભગવાન આગળના શ્લોકમાં આપે છે.*

**શ્રેયાન્સ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ ।**
**સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ ॥ ૩૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સ્વનુષ્ઠિતાત્** | = સારી રીતે આચરવામાં આવેલા | **સ્વધર્મઃ** | = પોતાનો ધર્મ | **શ્રેયઃ** | = કલ્યાણકારી છે (અને) |
| | | **શ્રેયાન્** | = શ્રેષ્ઠ છે. | | |
| **પરધર્માત્** | = અન્યના ધર્મ કરતાં | **સ્વધર્મે** | = પોતાના ધર્મમાં (તો) | **પરધર્મઃ** | = અન્યનો ધર્મ |
| **વિગુણઃ** | = ગુણોની કમીવાળો | **નિધનમ્** | = મરવું (પણ) | **ભયાવહઃ** | = ભયપ્રદ છે. |

*ટીકા* – **'શ્રેયાન્[1] સ્વધર્મો વિગુણઃ પરધર્માત્ સ્વનુષ્ઠિતાત્'** – અન્ય વર્ણ, આશ્રમ વગેરેનો ધર્મ (કર્તવ્ય) બહારથી દેખવામાં ગુણસંપન્ન હોય, તેના પાલનમાં પણ સુગમતા હોય, પાલન કરવામાં મન પણ લાગતું હોય, ધન-વૈભવ, સુખ-સુવિધા, માન-બડાઈ વગેરે પણ મળતાં હોય અને જીવનભર સુખ-આરામથી પણ રહી શકાતું હોય, તોપણ તે પરધર્મનું પાલન પોતાને માટે વિહિત ન હોવાથી પરિણામમાં ભય (દુઃખ)ને આપવાવાળું છે. આથી વિપરીત પોતાના વર્ણ, આશ્રમ વગેરેનો ધર્મ બહારથી દેખવામાં ગુણોની ઊણપવાળો હોય, તેના પાલનમાં પણ કઠિનાઈ હોય, પાલન કરવામાં મન પણ ન લાગતું હોય, ધન-વૈભવ, સુખ-સુવિધા, માન-બડાઈ વગેરે પણ ન મળતાં હોય, અને તેનું પાલન કરવામાં જીવનભર કષ્ટ પણ સહન કરવું પડતું હોય, તોપણ તે સ્વધર્મનું નિષ્કામભાવથી પાલન કરવું

૧ અર્જુનના મૂળ પ્રશ્નમાં આવેલો **'જ્યાયસી'** (અ. ૩/૧) અને અહીં આવેલો **'શ્રેયાન્'** – બન્ને શબ્દો એક જ છે. આનાથી એવી ખબર પડે છે કે ભગવાને અર્જુનના પ્રશ્નનો ઉત્તર મુખ્યત્વે આ જ શ્લોકમાં આપ્યો છે.

એ પરિણામમાં કલ્યાણ કરવાવાળું છે. એટલા માટે મનુષ્યે કોઈ પણ પરિસ્થિતિમાં પોતાના ધર્મનો ત્યાગ નહિ કરવો જોઈએ, બલ્કે નિષ્કામ, મમતારહિત અને અનાસક્ત થઈને સ્વધર્મનું જ પાલન કરવું જોઈએ.

મનુષ્યને માટે સ્વધર્મનું પાલન સ્વાભાવિક છે, સહજ છે. મનુષ્યનો 'જન્મ' કર્મોના અનુસાર થાય છે અને જન્મના અનુસાર ભગવાને 'કર્મ' નિયત કર્યાં છે, (ગીતા અ. ૧૮/૪૧). આથી પોતાનાં નિયત કર્મોનું પાલન કરવાથી મનુષ્ય કર્મબંધનથી મુક્ત થઈ જાય છે અર્થાત્ તેનું કલ્યાણ થઈ જાય છે (ગીતા અ. ૧૮/૪૫). આથી દોષયુક્ત દેખાવા છતાં પણ નિયત કર્મ અર્થાત્ સ્વધર્મનો ત્યાગ નહિ કરવો જોઈએ (ગીતા અ. ૧૮/૪૮).

અર્જુન યુદ્ધ કરવાની અપેક્ષાએ ભિક્ષાનું અન્ન ખાઈને જીવનનિર્વાહ કરવાનું શ્રેષ્ઠ સમજે છે (ગીતા અ. ૨/૫). પરંતુ અહીં ભગવાન અર્જુનને જાણે એમ સમજાવે છે કે ભિક્ષાના અન્નથી જીવનનિર્વાહ કરવાનો ભિક્ષુકને માટે સ્વધર્મ હોવા છતાં પણ તારે માટે પરધર્મ છે; કેમકે તું ગૃહસ્થ ક્ષત્રિય છે, ભિક્ષુક નથી. પહેલા અધ્યાયમાં પણ જ્યારે અર્જુને કહ્યું કે યુદ્ધ કરવાથી પાપ જ લાગશે – **'પાપમેવાશ્રયેત્'** (અ. ૧/૩૬), ત્યારે પણ ભગવાને કહ્યું કે ધર્મમય યુદ્ધ ન કરવાથી તું સ્વધર્મ અને કીર્તિને ખોઈને પાપને પ્રાપ્ત થશે (અ. ૨/૩૩). પછી ભગવાને બતાવ્યું કે જય-પરાજય, લાભ-હાનિ અને સુખ-દુઃખને સમાન સમજીને યુદ્ધ કરવાથી અર્થાત્ રાગદ્વેષથી રહિત થઈને પોતાના કર્તવ્ય (સ્વધર્મ)નું પાલન કરવાથી પાપ નથી લાગતું (અ. ૨/૩૮). આગળ અઢારમા અધ્યાયમાં પણ ભગવાને આ જ વાત કહી છે કે સ્વભાવનિયત સ્વધર્મ રૂપ કર્તવ્યને કરતો રહીને મનુષ્ય પાપને પ્રાપ્ત નથી થતો (અ. ૧૮/૪૭). તાત્પર્ય એ છે કે સ્વધર્મના પાલનમાં રાગદ્વેષ રહેવાથી જ પાપ લાગે છે, અન્યથા નહિ. રાગદ્વેષથી રહિત થઈને સ્વધર્મનું સારી રીતે આચરણ કરવાથી 'સમતા' (યોગ)નો અનુભવ થાય છે અને સમતાનો અનુભવ થતાં દુઃખોનો નાશ થઈ જાય છે (ગીતા અ. ૬/૨૩). એટલા માટે ભગવાન વારંવાર અર્જુનને રાગદ્વેષથી રહિત થઈને યુદ્ધ રૂપી સ્વધર્મનું પાલન કરવા ઉપર ભાર મૂકે છે.

ભગવાન અર્જુનને જાણે એમ સમજાવે છે કે ક્ષત્રિયકુળમાં જન્મ થવાને કારણે ક્ષાત્રધર્મના સંબંધથી યુદ્ધ કરવું એ તારો સ્વધર્મ (કર્તવ્ય) છે; આથી યુદ્ધમાં જય-પરાજય, લાભહાનિ અને સુખદુઃખને સમાન જોવાનાં છે; અને યુદ્ધરૂપી ક્રિયાનો સંબંધ પોતાની સાથે નથી – એવું સમજીને કેવળ કર્મોની આસક્તિ દૂર કરવાને માટે કર્મ કરવાનું છે. શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરે પોતાના કર્તવ્યનું પાલન કરવાને માટે જ છે.

વર્ણ, આશ્રમ વગેરેના અનુસાર પોતપોતાના કર્તવ્યનું નિઃસ્વાર્થભાવે પાલન કરવું એ જ 'સ્વધર્મ' છે. આસ્તિકજનો જેને 'ધર્મ' કહે છે, તેનું જ નામ 'કર્તવ્ય' છે. સ્વધર્મનું પાલન કરવું અથવા પોતાના કર્તવ્યનું પાલન કરવું એક જ વાત છે.

કર્તવ્ય તેને કહે છે, જેને સુગમતાપૂર્વક કરી શકીએ છીએ, જે અવશ્ય કરવા યોગ્ય છે અને જેને કરવાથી પ્રાપ્તવ્યની પ્રાપ્તિ અવશ્ય થાય છે. ધર્મનું પાલન કરવું સુગમ હોય છે; કેમકે તે કર્તવ્ય હોય છે. એ નિયમ છે કે કેવળ પોતાના ધર્મનું ઠીક-ઠીક પાલન કરવાથી મનુષ્યને વૈરાગ્ય થઈ જાય છે – **'ધર્મ તેં બિરતિ...'** (માનસ ૩/૧૬/૧). કેવળ કર્તવ્યમાત્ર સમજીને ધર્મનું પાલન કરવાથી કર્મોનો પ્રવાહ પ્રકૃતિમાં ચાલ્યો જાય છે અને આ રીતે પોતાની સાથે કર્મોનો સંબંધ નથી રહેતો.

વર્ણ, આશ્રમ વગેરેના અનુસાર સર્વ મનુષ્યોનું પોતપોતાનું કર્તવ્ય (સ્વધર્મ) કલ્યાણપ્રદ છે. પરંતુ બીજા વર્ણ, આશ્રમ વગેરેનું કર્તવ્ય જોવાથી પોતાનું કર્તવ્ય અપેક્ષા કરતાં ઓછા ગુણોવાળું દેખાય છે; જેમ કે – બ્રાહ્મણનાં કર્તવ્યો (શમ, દમ, તપ, ક્ષમા વગેરે)ની અપેક્ષાએ ક્ષત્રિયનાં કર્તવ્ય (યુદ્ધ કરવું વગેરે)માં અહિંસા વગેરે ગુણોની ઊણપ દેખાય છે. એટલા માટે અહીં **'વિગુણઃ'** પદ આપવાનો હેતુ એ છે કે બીજાઓનાં કર્તવ્ય કરતાં પોતાના કર્તવ્યમાં ગુણોની ઊણપ દેખાવા છતાં પણ પોતાનું કર્તવ્ય જ કલ્યાણ કરવાવાળું છે. આથી કોઈ પણ અવસ્થામાં પોતાના કર્તવ્યનો ત્યાગ નહિ કરવો જોઈએ.

વર્ણ, આશ્રમ વગેરેના અનુસાર બહારથી તો કર્મ અલગ-અલગ (ભયંકર કે સૌમ્ય) પ્રતીત થાય છે, પરંતુ પરમાત્મપ્રાપ્તિ રૂપી ઉદ્દેશ્ય એક જ હોય છે. પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય ન રહેવાથી તથા અંતઃકરણમાં પ્રાકૃત પદાર્થોનું મહત્ત્વ રહેવાથી જ કર્મ ભયંકર કે સૌમ્ય પ્રતીત થાય છે.

**'સ્વધર્મે નિધનં શ્રેયઃ'** – સ્વધર્મપાલનમાં જો સદા સુખ-આરામ, ધનસંપત્તિ, માનબડાઈ, આદરસત્કાર વગેરે જ મળતાં હોત તો વર્તમાનમાં ધર્માત્માઓનાં ટોળાં જોવામાં આવત. પરંતુ સ્વધર્મનું પાલન સુખ અથવા દુઃખને જોઈને નથી કરવામાં આવતું, પરંતુ ભગવાન અથવા શાસ્ત્રની આજ્ઞાને જોઈને નિષ્કામભાવથી કરવામાં આવે છે. એટલા માટે સ્વધર્મ અથવા પોતાના કર્તવ્યનું પાલન કરતાં કરતાં જો કોઈ કષ્ટ આવી જાય તો તે કષ્ટ પણ ઉન્નતિ કરવાવાળું હોય છે. વાસ્તવમાં તે કષ્ટ નહિ, પરંતુ તપ હોય છે. તે

કષ્ટથી તપની અપેક્ષાએ પણ બહુ જ જલદી ઉન્નતિ થાય છે. કારણ કે તપ પોતાને માટે કરવામાં આવે છે અને કર્તવ્ય બીજાઓને માટે. જાણીને કરવામાં આવેલા તપથી એટલો લાભ નથી થતો, જેટલો લાભ આપમેળે આવેલા કષ્ટરૂપી તપથી થાય છે. જેમણે સ્વધર્મપાલનમાં કષ્ટ સહન કર્યું અને જેઓ સ્વધર્મનું પાલન કરતાં-કરતાં મરી ગયા તે ધર્માત્મા પુરુષો અમર થઈ ગયા. લૌકિક દૃષ્ટિએ પણ જે કષ્ટ આવવા છતાં પણ પોતાના ધર્મ (કર્તવ્ય) ઉપર દૃઢ રહે છે, તેની બહુ જ પ્રશંસા અને મહિમા ગવાય છે. જેવી રીતે, દેશને સ્વતંત્ર બનાવવાને માટે જે પુરુષોએ કષ્ટ સહ્યાં, વારંવાર જેલ ગયા અને ફાંસી ઉપર લટકી ગયા, તેમની આજે પણ બહુ જ પ્રશંસા અને મહિમા ગવાય છે. એનાથી વિપરીત રીતે ખરાબ કર્મો કરીને જેલમાં જવાવાળાની બધી જગાએ નિંદા થાય છે. તાત્પર્ય એ નીકળ્યું કે નિષ્કામભાવપૂર્વક પોતાના ધર્મનું પાલન કરતાં-કરતાં કષ્ટ આવી જાય અથવા મૃત્યુ પણ થઈ જાય, તોપણ તેનાથી જગતમાં પ્રશંસા અને પરલોકમાં કલ્યાણ જ થાય છે.

સ્વધર્મનું પાલન કરવાવાળા મનુષ્યની દૃષ્ટિ ધર્મ ઉપર રહે છે. ધર્મ ઉપર દૃષ્ટિ રહેવાથી તેનો ધર્મની સાથે સંબંધ રહે છે. આથી ધર્મપાલન કરતાં-કરતાં જો મૃત્યુ પણ થઈ જાય, તો તેનો ઉદ્ધાર થઈ જાય છે.

***શંકા*** – સ્વધર્મનું પાલન કરતાં-કરતાં મરવાથી કલ્યાણ જ થાય છે, એમ કેવી રીતે માનીએ?

***સમાધાન*** – ગીતા સાક્ષાત્‌ ભગવાનની વાણી છે. આથી એમાં શંકાની સંભાવના જ નથી. બીજું, આ ચર્મચક્ષુઓનો પ્રત્યક્ષ વિષય નથી, પરંતુ શ્રદ્ધા-વિશ્વાસનો વિષય છે. તોપણ આ વિષયમાં કેટલીક વાતો બતાવવામાં આવે છે :

(૧) જે વિષયની આપણને ખબર નથી, તેની ખબર શાસ્ત્રથી જ પડે છે.[૧] શાસ્ત્રમાં આવ્યું છે કે જે ધર્મની રક્ષા કરે છે તેની રક્ષા (કલ્યાણ) ધર્મ કરે છે – **'ધર્મો રક્ષતિ રક્ષિતઃ'** (મનુસ્મૃતિ ૮/૧૫). આથી જે ધર્મનું પાલન કરે છે, તેના કલ્યાણનો ભાર ધર્મ ઉપર અને ધર્મના ઉપદેશક ભગવાન, વેદો, શાસ્ત્રો, ઋષિઓ, મુનિઓ વગેરે ઉપર હોય છે તથા તેમની જ શક્તિથી તેનું કલ્યાણ થાય છે. જેવી રીતે આપણાં શાસ્ત્રોમાં આવ્યું છે કે પતિવ્રતધર્મનું પાલન કરવાથી સ્ત્રીનું કલ્યાણ થઈ જાય છે, તો ત્યાં પતિવ્રતધર્મની આજ્ઞા દેવાવાળા ભગવાન, વેદ, શાસ્ત્ર વગેરેની શક્તિથી જ કલ્યાણ થાય છે, પતિની શક્તિથી નહિ. એવી જ રીતે ધર્મનું પાલન કરવા માટે ભગવાન, વેદો, શાસ્ત્રો, ઋષિમુનિઓ અને સંતમહાત્માઓની આજ્ઞા છે, એટલા માટે ધર્મપાલન કરતાં કરતાં મૃત્યુ થાય તો તે ઉપદેશકોની શક્તિથી કલ્યાણ થઈ જાય છે, એમાં કિંચિત્‌માત્ર પણ સંદેહ નથી.

(૨) પુરાણો અને ઇતિહાસો વડે પણ સિદ્ધ થાય છે કે પોતાના ધર્મનું પાલન કરવાવાળાનું કલ્યાણ થાય છે. જેમ કે, અનેક કષ્ટ, નિંદા, અપમાન વગેરેના આવવા છતાં પણ રાજા હરિશ્ચંદ્ર પોતાના 'સત્ય' ધર્મથી વિચલિત ન થયા; આથી તેના પ્રભાવથી તે સમસ્ત પ્રજાને સાથે લઈને પરમધામ ગયા.[૨] અને આજે પણ તેમની બહુ જ પ્રશંસા અને મહિમા છે.

(૩) વર્તમાન સમયમાં પુનર્જન્મ સંબંધી અનેક સત્ય ઘટનાઓ જોવામાં, સાંભળવામાં અને વાંચવામાં આવે છે, જેનાથી મૃત્યુ પછી થવાવાળી સદ્‌ગતિ-દુર્ગતિની ખબર પડે છે.[૩]

(૪) નિઃસ્વાર્થભાવથી પોતાના કર્તવ્યનું ઠીક-ઠીક પાલન કરવાથી આસ્તિકની તો વાત જ શી કરવી, પરલોકને ન માનવાવાળા નાસ્તિકના પણ ચિત્તમાં સાત્ત્વિક પ્રસન્નતા આવી જાય છે. આ પ્રસન્નતા કલ્યાણની દ્યોતક છે; કેમકે કલ્યાણનું વાસ્તવિક સ્વરૂપ 'પરમશાંતિ' છે. આથી પોતાના અનુભવથી પણ સિદ્ધ થાય છે કે અકર્તવ્યનો સર્વથા ત્યાગ કરીને કર્તવ્યનું પાલન કરવાથી કલ્યાણ થાય છે.

## માર્મિક વાત

પોતે પરમાત્માનો અંશ હોવાથી પોતાનું કલ્યાણ કરવું, એ જ વાસ્તવમાં સ્વધર્મ છે. પોતાને ભગવાનના માનવો અને ભગવાનના સિવાય કોઈને પણ પોતાના ન માનવો, પોતાને જિજ્ઞાસુ માનવો, પોતાને સેવક માનવો. કારણ કે આ બધા સાચા ધર્મ છે, ખાસ પોતાના ધર્મ છે, મનબુદ્ધિના ધર્મ નથી. બાકી વર્ણ, આશ્રમ, શરીર વગેરેને કારણે જેટલા પણ ધર્મ છે, તે પોતાના કર્તવ્યપાલનને માટે સ્વધર્મ હોવા

૧ **અનેકસંશયોચ્છેદિ પરોક્ષાર્થસ્ય દર્શકમ્‌ ।**
**સર્વસ્ય લોચનં શાસ્ત્રં યસ્ય નાસ્ત્યન્ધ એવ સઃ ॥**
'જે અનેક સંદેહોને દૂર કરવાવાળું અને પરોક્ષ (અપ્રત્યક્ષ) વિષયને દેખાડવાવાળું છે, તે શાસ્ત્ર સર્વનું નેત્ર છે. આથી જેને શાસ્ત્રનું જ્ઞાન નથી, તે આંધળો જ છે.'

૨ જોવા યોગ્ય - **માર્કણ્ડેયપુરાણ**, દેવીભાગવત વગેરે.

૩. જોવા યોગ્ય – **'કલ્યાણ'** માસિકપત્રના ૪૩મા વર્ષ (૧૯૬૮)નો વિશેષાંક **'પરલોક અને પુનર્જન્માઙ્ક'**.

છતાં પણ પરધર્મ જ છે. કારણ કે તે બધા ધર્મ માનેલા છે અને પોતાના નથી. તે બધા જ ધર્મોમાં બીજાઓના આશ્રયની આવશ્યકતા હોય છે અર્થાત્ તેમાં પરતંત્રતા રહે છે; પરંતુ જે પોતાનો મૂળ ધર્મ છે, તેમાં કોઈની સહાયની આવશ્યકતા નથી હોતી અર્થાત્ તેમાં સ્વતંત્રતા રહે છે. એટલા માટે પ્રેમી હોય છે તો પોતે હોય છે, જિજ્ઞાસુ હોય છે તો પોતે હોય છે અને સેવક હોય છે તો પોતે હોય છે. આથી પ્રેમી પ્રેમરૂપે પ્રેમાસ્પદની સાથે એક બની જાય છે, જિજ્ઞાસુ જિજ્ઞાસા બનીને જ્ઞાતવ્યતત્ત્વની સાથે એક બની જાય છે અને સેવક સેવા બનીને સેવ્યની સાથે એક બની જાય છે. એવી જ રીતે સાધકમાત્ર સાધનાથી એક બનીને સાધ્યસ્વરૂપ બની જાય છે.

પરમાત્મપ્રાપ્તિ ઈચ્છવાવાળા સાધકને ધન, માન, બડાઈ, આદર, આરામ વગેરે મેળવવાની ઈચ્છા નથી હોતી. એટલા માટે ધન, માન વગેરે ન મળવાથી તેને કોઈ ચિંતા નથી થતી અને જો પ્રારબ્ધવશ એ મળી જાય તો તેને કોઈ પ્રસન્નતા નથી થતી. કારણ કે તેનું ધ્યેય કેવળ પરમાત્માને પ્રાપ્ત કરવાનું જ હોય છે, ધન, માન વગેરે પ્રાપ્ત કરવાનું નહિ. એટલા માટે કર્તવ્યરૂપે પ્રાપ્ત લૌકિક કાર્ય પણ તેના દ્વારા સુચારુરૂપથી અને પવિત્રતાપૂર્વક થાય છે. પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય હોવાથી તેનાં બધાં કર્મો પરમાત્માને માટે જ હોય છે. જેમ કે, ધન પ્રાપ્તિનું ધ્યેય હોવાથી વેપારી, આરામનો ત્યાગ કરે છે અને કષ્ટ સહન કરે છે અને જેવી રીતે ડૉક્ટર દ્વારા ગૂમડા ઉપર ચીરો કરતી વખતે, 'આનું પરિણામ સારું આવશે' એ તરફ દૃષ્ટિ હોવાથી રોગીનું અંતઃકરણ પ્રસન્ન રહે છે, એવી જ રીતે પરમાત્મપ્રાપ્તિનું લક્ષ્ય રહેવાથી સંસારમાં પરાજય, હાનિ, કષ્ટ વગેરે પ્રાપ્ત થતાં પણ સાધકના અંતઃકરણમાં સ્વાભાવિક પ્રસન્નતા રહે છે. અનુકૂળ-પ્રતિકૂળ વગેરે માત્ર પરિસ્થિતિઓ તેના માટે સાધનસામગ્રી હોય છે.

જ્યારે સાધક પોતાનું કલ્યાણ કરવાનો જ દૃઢ નિશ્ચય કરીને સ્વધર્મ (પોતાનાં સ્વાભાવિક કર્મો)ના પાલનમાં તત્પરતાપૂર્વક લાગેલો રહે છે, ત્યારે કોઈ કષ્ટ, દુઃખ, કઠિનતા વગેરે આવે તો પણ તે સ્વધર્મથી વિચલિત નથી થતો. એટલું જ નહિ, તે કષ્ટ, દુઃખ વગેરે તેને માટે તપશ્ચર્યાના રૂપમાં પ્રસન્નતા આપવાવાળાં બને છે.

શરીરને 'હું' અને 'મારું' માનવાથી જ સંસારમાં રાગદ્વેષ થાય છે. રાગદ્વેષ રહેવાથી મનુષ્યને સ્વધર્મ-પરધર્મનું જ્ઞાન નથી થતું. જો શરીર 'હું' (સ્વરૂપ) હોત તો 'હું' રહેતાં શરીર પણ રહેત અને શરીર ન રહેતાં 'હું' પણ ન રહેત. જો શરીર 'મારું' હોત તો તેને મેળવ્યા બાદ બીજું કંઈ મેળવવાની ઈચ્છા ન રહેત. જો ઈચ્છા રહેતી હોય તો એ સિદ્ધ થયું કે વાસ્તવમાં 'મારી' (પોતાની) વસ્તુ હજુ નથી મળી અને મળેલી વસ્તુ (શરીર વગેરે) 'મારી' નથી. શરીરને સાથે લાવ્યા નથી, સાથે લઈ જઈ શકતા નથી, તેમાં ઈચ્છાનુસાર પરિવર્તન કરી શકતા નથી, પછી તે 'મારું' કેવી રીતે? આ રીતે 'શરીર હું નથી અને મારું નથી' તેનું જ્ઞાન (વિવેક) બધા જ સાધકોને રહે છે. પરંતુ આ જ્ઞાનને મહત્ત્વ ન આપવાથી તેમના રાગદ્વેષ દૂર થતા નથી. જો શરીરમાં કદી હુંપણું અને મારાપણું દેખાઈ પણ જાય, તોપણ સાધકે તેને મહત્ત્વ ન આપીને પોતાના વિવેકને જ મહત્ત્વ આપવું જોઈએ અર્થાત્ 'શરીર હું નથી અને તે મારું નથી' એ જ વાત ઉપર દૃઢ રહેવું જોઈએ. પોતાના વિવેકને મહત્ત્વ આપવાથી વાસ્તવિક તત્ત્વનો બોધ થઈ જાય છે. બોધ થતાં રાગદ્વેષ નથી રહેતા. રાગદ્વેષ ન રહેતાં અંતઃકરણમાં સ્વધર્મ-પરધર્મનું જ્ઞાન આપમેળે પ્રગટ થાય છે અને તેના અનુસાર આપમેળે વર્તન થાય છે.

**'પરધર્મો ભયાવહઃ'** – જોકે પરધર્મનું પાલન વર્તમાનમાં સુગમ દેખાય છે, તથાપિ પરિણામમાં તે સિદ્ધાંતની રીતે જોતાં ભયપ્રદ છે. જો મનુષ્ય 'સ્વાર્થભાવ'નો ત્યાગ કરીને પરહિતને માટે સ્વધર્મનું પાલન કરે, તો તેને માટે ક્યાંય કોઈ ભય નથી.

***શંકા*** – અઢારમા અધ્યાયના બેતાળીસમા, તેતાળીસમા અને ચુંમાળીસમા શ્લોકમાં ક્રમશઃ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં સ્વાભાવિક કર્મોનું વર્ણન કરીને ભગવાને સુડતાળીસમા શ્લોકના પૂર્વાર્ધમાં પણ આ જ વાત **'શ્રેયાન્ સ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્'** કહી છે. આથી જ્યારે અહીં (પ્રસ્તુત શ્લોકમાં) બીજાનાં સ્વાભાવિક કર્મોને ભયાવહ કહેવામાં આવ્યાં છે, ત્યારે અઢારમા અધ્યાયના બેતાળીસમા શ્લોકમાં કહેલાં બ્રાહ્મણનાં 'સ્વાભાવિક કર્મ' પણ બીજા (ક્ષત્રિય વગેરે)ને માટે ભયાવહ હોવાં જોઈએ, જ્યારે શાસ્ત્રોમાં બધા મનુષ્યોને તેમનું પાલન કરવાની આજ્ઞા દેવામાં આવી છે.

***સમાધાન*** – મનનો નિગ્રહ, ઇન્દ્રિયોનું દમન વગેરે તો 'સામાન્ય ધર્મ' છે (ગીતા અ. ૧૩/૭થી૧૧ સુધી; અ. ૧૬/૧-૩), જેમનું પાલન બધાએ કરવું જોઈએ, કેમકે તે બધાના સ્વધર્મ છે. એ સામાન્ય ધર્મ બ્રાહ્મણને માટે 'સ્વાભાવિક કર્મ' એટલા માટે છે કે તેમનું પાલન કરવામાં તેમને પરિશ્રમ નથી થતો; પરંતુ બીજા વર્ણોને તેમનું પાલન કરવામાં થોડો પરિશ્રમ થઈ શકે છે. સ્વાભાવિક કર્મ અને સામાન્ય ધર્મ-બન્નેય 'સ્વધર્મ'ની અંતર્ગત આવે છે. સામાન્ય

ધર્મ સિવાય પોતાના સ્વાભાવિક કર્મમાં પાપ દેખાતું હોવા છતાં પણ વાસ્તવમાં પાપ નથી હોતું; જેમ કે – કેવળ પોતાનું કર્તવ્ય સમજીને (સ્વાર્થ, દ્વેષ વગેરે વિના) શૂરવીરતાપૂર્વક યુદ્ધ કરવું ક્ષત્રિયનું સ્વાભાવિક કર્મ હોવાથી તેમાં પાપ દેખાતું હોવા છતાં પણ વાસ્તવમાં પાપ નથી હોતું – **'સ્વભાવનિયતં કર્મ કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્'** (ગીતા અ. ૧૮/૪૭).

સામાન્ય ધર્મ સિવાય બીજાનું સ્વાભાવિક કર્મ (પરધર્મ) ભયાવહ છે; કેમકે તેનું આચરણ શાસ્ત્રનિષિદ્ધ અને બીજાની આજીવિકાને છીનવી લેવાવાળું છે. બીજાનો ધર્મ ભયાવહ એટલા માટે છે કે તેનું પાલન કરવાથી પાપ લાગે છે અને તે સ્થાન-વિશેષ તથા યોનિ-વિશેષ નરકરૂપી ભયને દેવાવાળું હોય છે. એટલા માટે ભગવાન અર્જુનને જાણે એમ કહે છે કે ભિક્ષાના અન્નથી જીવનનિર્વાહ કરવો એ બીજાઓની આજીવિકાનું હરણ કરવાવાળો તથા ક્ષત્રિયને માટે નિષિદ્ધ હોવાને કારણે તારે માટે શ્રેયસ્કર નથી, બલ્કે તારે માટે યુદ્ધરૂપે આપમેળે પ્રાપ્ત સ્વાભાવિક કર્મનું પાલન જ શ્રેયસ્કર છે.

## સ્વધર્મ અને પરધર્મ-સંબંધી માર્મિક વાત

પરમાત્મા અને તેમનો અંશ (જીવાત્મા) 'સ્વયં' છે તથા પ્રકૃતિ અને તેનું કાર્ય (શરીર અને સંસાર) પરાયું (અન્ય) છે. પોતાનો ધર્મ 'સ્વધર્મ' અને અન્યનો ધર્મ 'પરધર્મ' કહેવાય છે. આથી સૂક્ષ્મ દૃષ્ટિએ જોવામાં આવે તો નિર્વિકારતા, નિર્દોષતા, અવિનાશિતા, નિત્યતા, નિષ્કામના, નિર્મમતા વગેરે જેટલા પોતાના ધર્મ છે, તે બધા 'સ્વધર્મ' છે. ઉત્પન્ન થવું, ઉત્પન્ન થઈને રહેવું, બદલાવું, વધવું, ક્ષીણ થવું તથા નષ્ટ થવું[1] તેમ જ ભોગ અને સંગ્રહની ઇચ્છા, માન-બડાઈની ઇચ્છા વગેરે જેટલા શરીરના અને સંસારના ધર્મ છે, તે બધા 'પરધર્મ' છે – **'સંસાર-ધર્મૈરવિમુહ્યમાનઃ'** (શ્રીમદ્‌ભા. ૧૧/૨/૪૯). પોતાનામાં કોઈ પરિવર્તન નથી થતું, એટલા માટે તેનો નાશ નથી થતો; પરંતુ શરીરમાં નિરંતર પરિવર્તન થાય છે, એટલા માટે તેનો નાશ થાય છે. આ દૃષ્ટિએ સ્વધર્મ અવિનાશી અને પરધર્મ નાશવાન છે.

ત્યાગ (કર્મયોગ), બોધ (જ્ઞાનયોગ) અને પ્રેમ (ભક્તિયોગ) – એ ત્રણેય સ્વતઃસિદ્ધ હોવાથી સ્વધર્મ છે. સ્વધર્મમાં અભ્યાસની આવશ્યકતા નથી, કેમકે અભ્યાસ શરીરના સંબંધથી થાય છે અને શરીરના સંબંધથી થવાવાળા બધા પરધર્મ છે.

યોગી બનવું એ સ્વધર્મ છે અને ભોગી બનવું એ પરધર્મ છે. નિર્લિપ્ત રહેવું એ સ્વધર્મ છે અને લિપ્ત બનવું એ પરધર્મ છે. સેવા કરવી એ સ્વધર્મ છે અને કંઈ પણ ઇચ્છવું એ પરધર્મ છે. પ્રેમી બનવું એ સ્વધર્મ છે અને રાગી બનવું એ પરધર્મ છે. નિષ્કામ, નિર્મમ અને અનાસક્ત બનવું એ સ્વધર્મ છે તેમ જ કામના, મમતા અને આસક્તિ કરવી એ પરધર્મ છે. તાત્પર્ય એ છે કે પ્રકૃતિના સંબંધ વિના (પોતાનામાં) થવાવાળું સર્વ કંઈ 'સ્વધર્મ' છે અને પ્રકૃતિના સંબંધથી થવાવાળું સર્વ કંઈ 'પરધર્મ' છે. સ્વધર્મ ચિન્મયધર્મ અને પરધર્મ જડધર્મ છે.

પરમાત્માનો અંશ (શરીરી) 'સ્વ' છે અને પ્રકૃતિનો અંશ (શરીર) 'પર' છે 'સ્વ'ના બે અર્થ થાય છે – એક તો 'સ્વયં' અને બીજો 'સ્વકીય' અર્થાત્ પરમાત્મા. આ દૃષ્ટિએ પોતાના સ્વરૂપ બોધની ઇચ્છા તથા 'સ્વકીય' પરમાત્માની ઇચ્છા – બન્નેય 'સ્વધર્મ' છે.

પુરુષ (ચેતન)નો ધર્મ છે – સ્વતઃસિદ્ધ સ્વાભાવિક સ્થિતિ અને પ્રકૃતિ (જડ)નો ધર્મ છે – સ્વતઃસિદ્ધ સ્વાભાવિક પરિવર્તનશીલતા. પુરુષનો ધર્મ 'સ્વધર્મ' અને પ્રકૃતિનો ધર્મ 'પરધર્મ' છે.

મનુષ્યમાં બે પ્રકારની ઇચ્છા રહે છે – 'સાંસારિક' અર્થાત્ ભોગ તેમ જ સંગ્રહની ઇચ્છા અને 'પારમાર્થિક' અર્થાત્ પોતાના કલ્યાણની ઇચ્છા. આમાં ભોગ અને સંગ્રહની ઇચ્છા 'પરધર્મ' અર્થાત્ શરીરનો ધર્મ છે; કેમકે અસત શરીરની સાથે સંબંધ જોડવાથી જ ભોગ અને સંગ્રહની ઇચ્છા થાય છે. પોતાના કલ્યાણની ઇચ્છા 'સ્વધર્મ' છે; કેમકે પરમાત્માનો જ અંશ હોવાથી પોતાની ઇચ્છા પરમાત્માની જ છે, સંસારની નહિ.

સ્વધર્મનું પાલન કરવામાં મનુષ્ય સ્વતંત્ર છે, કેમકે પોતાનું કલ્યાણ કરવામાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેની આવશ્યકતા નથી, બલ્કે તેમનાથી વિમુખ થવાની આવશ્યકતા છે. પરંતુ પરધર્મનું પાલન કરવામાં મનુષ્ય પરતંત્ર છે; કેમકે તેમાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ વગેરેની આવશ્યકતા છે. શરીર વગેરેની સહાય વિના પરધર્મનું પાલન થઈ જ નથી શકતું.

પોતે પરમાત્માનો અંશ છે અને શરીર સંસારનો અંશ છે. જ્યારે મનુષ્ય પરમાત્માને પોતાના માની લે છે, ત્યારે તે તેને માટે 'સ્વધર્મ' બની જાય છે, અને જ્યારે શરીર તથા સંસારને પોતાના માની લે છે, ત્યારે તે તેને માટે

---

૧ **'જાયતેઽસ્તિ વિપરિણમતે વર્ધતેઽપક્ષીયતે વિનશ્યતિ...'** (નિરુક્ત ૧/૧/૨).

'પરધર્મ' બની જાય છે, કે જે શરીરધર્મ છે. જ્યારે મનુષ્ય શરીર સાથે પોતાનો સંબંધ ન માનીને પરમાત્મપ્રાપ્તિને માટે સાધન કરે છે, ત્યારે તે સાધન તેનો 'સ્વધર્મ' છે. નિત્યપ્રાપ્ત પરમાત્માનો અથવા પોતાના સ્વરૂપનો અનુભવ કરાવવાવાળાં બધાં સાધનો 'સ્વધર્મ' છે અને સંસારની તરફ લઈ જવાવાળાં બધાં કર્મો 'પરધર્મ' છે. આ દૃષ્ટિએ કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ – ત્રણેય યોગમાર્ગો મનુષ્યમાત્રના 'સ્વધર્મ' છે. આનાથી વિપરીત રીતે શરીર સાથે પોતાનો સંબંધ માનીને ભોગ અને સંગ્રહમાં લાગવું એ મનુષ્યમાત્રનો 'પરધર્મ' છે.

સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – ત્રણે શરીરો વડે કરવામાં આવતાં તીર્થ, વ્રત, દાન, તપ, ચિંતન, ધ્યાન, સમાધિ વગેરે સમસ્ત શુભકર્મો સકામભાવથી અર્થાત્ પોતાને માટે કરવામાં આવતાં 'પરધર્મ' બની જાય છે અને નિષ્કામભાવથી અર્થાત્ બીજાઓને માટે કરવામાં આવતાં 'સ્વધર્મ' બની જાય છે. કારણ કે સ્વરૂપ નિષ્કામ છે અને સકામભાવ પ્રકૃતિના સંબંધથી આવે છે. એટલા માટે કામના હોવાથી 'પરધર્મ' બને છે. સ્વધર્મ મુક્ત કરવાવાળો અને પરધર્મ બાંધવાવાળો હોય છે.

મનુષ્યનું ખાસ કામ છે – પરધર્મથી વિમુખ થવું અને સ્વધર્મની સન્મુખ થવું. આમ કેવળ મનુષ્ય જ કરી શકે છે. સ્વધર્મની સિદ્ધિને માટે જ મનુષ્યશરીર મળ્યું છે. પરધર્મ તો અન્ય યોનિઓમાં તથા ભોગપ્રધાન સ્વર્ગ વગેરે લોકોમાં પણ છે. સ્વધર્મમાં મનુષ્યમાત્ર સબળ, પાત્ર અને સ્વાધીન છે તથા પરધર્મમાં મનુષ્યમાત્ર નિર્બળ, અપાત્ર અને પરાધીન છે. પ્રકૃતિજન્ય વસ્તુની કામનાથી અભાવનું દુઃખ થાય છે અને વસ્તુ મળતાં તે વસ્તુની પરાધીનતા થાય છે, કે જે 'પરધર્મ' છે. પરંતુ પ્રકૃતિજન્ય વસ્તુઓની કામનાઓનો નાશ થતાં અભાવ અને પરાધીનતા સદાને માટે દૂર થઈ જાય છે, કે જે 'સ્વધર્મ' છે. આ સ્વધર્મમાં સ્થિત રહેવામાં ગમે તેટલું કષ્ટ આવી જાય, ત્યાં સુધી કે શરીર પણ છૂટી જાય, તોપણ તે કલ્યાણ કરવાવાળું છે. પરંતુ પરધર્મના સંબંધમાં સુખસુવિધા હોવા છતાં પણ તે ભયાવહ અર્થાત્ વારંવાર જન્મ-મરણમાં નાખવાવાળાં છે.

સંસારમાં જેટલાં પણ દુઃખ શોક, ચિંતા વગેરે છે, તે બધાં પરધર્મનો આશ્રય લેવાને કારણે જ છે. પરધર્મનો આશ્રય છોડીને સ્વધર્મનો આશ્રય લેવાથી સદૈવ, સર્વથા, સર્વદા રહેવાવાળા આનંદની પ્રાપ્તિ થઈ જાય છે, કે જે સ્વતઃ સિદ્ધ છે.

**પરિશિષ્ટ ભાવ :** સાધક જન્મ અને કર્મ અનુસાર 'સ્વ'ને અર્થાત્ પોતાને જે માને છે, તેનો ધર્મ (કર્તવ્ય) તેના માટે 'સ્વધર્મ' છે અને જે તેના માટે નિષિદ્ધ છે, તે 'પરધર્મ' છે, જેમ, સાધક પોતાને કોઈ વર્ણ અને આશ્રમનો માને છે તો તે વર્ણ અને આશ્રમનો ધર્મ તેના માટે સ્વધર્મ છે. તે પોતાને વિદ્યાર્થી અથવા શિક્ષક માને છે તો ભણવું અને ભણાવવું એ તેના માટે સ્વધર્મ છે. તે પોતાને સેવક, જિજ્ઞાસુ અથવા ભક્ત માને છે તો સેવા, જિજ્ઞાસા, અથવા ભક્તિ તેના માટે સ્વધર્મ છે. જેમાં બીજાના અહિતનો, અનિષ્ટનો ભાવ હોય છે, તે ચોરી, હિંસા વગેરે કર્મો કોઈના પણ સ્વધર્મ નથી બલ્કે કુધર્મ અથવા અધર્મ છે.[૧]

નિષ્કામભાવથી બીજાના હિત માટે કર્મ કરવું (કર્મયોગ) સ્વધર્મ છે. સ્વધર્મને જ ગીતામાં સહજ કર્મ, સ્વકર્મ અને સ્વભાવ જ કર્મ નામથી કહ્યો છે. કર્તવ્યના વિરુદ્ધ કર્મ કરવું એ જ અકર્તવ્ય છે અને કર્તવ્યનું પાલન ન કરવું પણ અકર્તવ્ય છે (ગીતા ૨/૩૩).

—■—

***સંબંધ*** *– 'સ્વધર્મ કલ્યાણકારક અને પરધર્મ ભયાવહ છે – એવું જાણતો હોઈને પણ મનુષ્ય સ્વધર્મમાં પ્રવૃત્ત કેમ નથી થતો?' આ વિષે અર્જુન પ્રશ્ન કરે છે.*

*અર્જુન ઉવાચ*

**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પૂરુષઃ।**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ॥ ૩૬॥**

૧. પ્રત્યેક ધર્મમાં કુધર્મ, અધર્મ અને પરધર્મ – આ ત્રણે હોય છે. બીજાના અનિષ્ટનો ભાવ, કૂટનીતિ વગેરે 'ધર્મમાં કુધર્મ' છે. યજ્ઞમાં પશુબલિ આપવો વગેરે 'ધર્મમાં અધર્મ' છે. જે પોતાના માટે નિષિદ્ધ છે, એવો બીજા વર્ણ, આશ્રમ વગેરેનો ધર્મ 'ધર્મમાં પરધર્મ' છે. કુધર્મ, અધર્મ, અને પરધર્મ - આ ત્રણેથી કલ્યાણ થતું નથી. કલ્યાણ તે ધર્મથી થાય છે, જેમાં પોતાનો સ્વાર્થ તથા અભિમાનનો ત્યાગ અને પ્રાણીમાત્રનું વર્તમાનમાં અને ભવિષ્યમાં હિત થતું હોય.

અર્જુન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| વાર્ષ્ણેય | = હે વાર્ષ્ણેય! | અનિચ્છન્ | = ન ઈચ્છતો હોવા છતાં | ઇવ | = એમ |
| અથ | = તો પછી | અપિ | = પણ | કેન | = કોનાથી |
| અયમ્ | = આ | બલાત્ | = પરાણે | પ્રયુક્તઃ | = પ્રેરાઈને |
| પૂરુષઃ | = મનુષ્ય (પોતે) | નિયોજિતઃ | = જોડ્યો હોય | પાપમ્ | = પાપનું |
| | | | | ચરતિ | = આચરણ કરે છે? |

*ટીકા* – **'અથ કેન પ્રયુક્તોઽયં... બલાદિવ નિયોજિતઃ'** – યદુકુળમાં 'વૃષ્ણિ' નામનો એક વંશ હતો. તે જ વૃષ્ણિવંશમાં અવતાર લેવાથી ભગવાન શ્રીકૃષ્ણનું એક નામ 'વાર્ષ્ણેય' છે. પૂર્વશ્લોકમાં ભગવાને સ્વધર્મ-પાલનની પ્રશંસા કરી છે. ધર્મ, 'વર્ણ' અને 'કુળ'નો હોય છે; આથી અર્જુન પણ કુળ (વંશ)ના નામથી ભગવાનને સંબોધિત કરીને પ્રશ્ન કરે છે.

વિચારવાન પુરુષ પાપ નથી કરવા ઈચ્છતો; કેમકે પાપનું પરિણામ દુઃખ હોય છે અને દુઃખને કોઈ પણ પ્રાણી ઈચ્છતું નથી.

અહીં **'અનિચ્છન્'** પદનું તાત્પર્ય ભોગ અને સંગ્રહની ઈચ્છાનો ત્યાગ નહીં, પરંતુ પાપ કરવાની ઈચ્છાનો ત્યાગ છે. કારણ કે ભોગ અને સંગ્રહની ઈચ્છા જ સમસ્ત પાપોનું મૂળ છે, જે ન રહેતાં પાપ થતાં જ નથી.

વિચારશીલ મનુષ્ય પાપ કરવાનું તો નથી ઈચ્છતો, પરંતુ તેના હૃદયમાં સાંસારિક ભોગ અને સંગ્રહની ઈચ્છા રહેવાથી તે કરવાયોગ્ય કર્તવ્યકર્મ નથી કરી શકતો અને ન કરવાયોગ્ય પાપકર્મ કરી બેસે છે.

**'અનિચ્છન્'** પદની પ્રબળતાને બતાવવાને માટે અર્જુન **'બલાદિવ નિયોજિતઃ'** પદોને કહે છે. તાત્પર્ય એ છે કે પાપવૃત્તિના ઉત્પન્ન થવાથી વિચારશીલ પુરુષ તે પાપને જાણતો હોઈને તેનાથી સર્વથા દૂર રહેવા ઈચ્છે છે; છતાં પણ તે એ પાપમાં એવી રીતે લાગી જાય છે, કે જેવી રીતે કોઈ તેને જબરજસ્તીથી પાપમાં જોડી રહ્યું હોય. આથી એવું જણાય છે કે પાપમાં પ્રવૃત્ત કરનારું કોઈ બળવાન કારણ છે.

પાપોમાં પ્રવૃત્તિનું મૂળ કારણ છે – 'કામ' અર્થાત્ સાંસારિક સુખભોગ અને સંગ્રહની કામના. પરંતુ આ કારણ તરફ દૃષ્ટિ ન રહેવાથી મનુષ્યને એવી ખબર નથી પડતી કે પાપ કરાવનાર કોણ છે. તે એમ સમજે છે કે હું તો પાપને જાણતો હોઈ તેમાંથી નિવૃત્ત થવા ઈચ્છું છું, પરંતુ મને કોઈ બળપૂર્વક પાપમાં પ્રવૃત્ત કરે છે; જેમ દુર્યોધન કહ્યું છે –

**જાનામિ ધર્મં ન ચ મે પ્રવૃત્તિર્જાનામ્યધર્મં ન ચ મે નિવૃત્તિઃ।**
**કેનાપિ દેવેન હૃદિ સ્થિતેન યથા નિયુક્તોઽસ્મિ તથા કરોમિ॥**

(ગર્ગસંહિતા, અશ્વમેધ. ૫૦/૩૬)

'હું ધર્મને જાણું છું, પરંતુ તેમાં મારી પ્રવૃત્તિ નથી થતી અને અધર્મને પણ જાણું છું, પરંતુ તેનાથી મારી નિવૃત્તિ નથી થતી. મારા હૃદયમાં રહેલો કોઈ દેવ છે, જે મારી પાસે જેવું કરાવડાવે છે, તેવું જ હું કરું છું!'

દુર્યોધન દ્વારા કહેવાયેલો એ 'દેવ' વસ્તુતઃ 'કામ' (ભોગ અને સંગ્રહની ઈચ્છા) જ છે, જેનાથી મનુષ્ય વિચારપૂર્વક જાણતો હોઈને પણ ધર્મનું પાલન અને અધર્મનો ત્યાગ નથી કરી શકતો.

**'કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ'** પદો વડે પણ **'અનિચ્છન્'** પદની પ્રબળતા પ્રતીત થાય છે. તાત્પર્ય એ છે કે વિચારવાન મનુષ્ય પોતે પાપ કરવાનું નથી ઈચ્છતો; કોઈ બીજો જ તેને જબરજસ્તીથી પાપમાં પ્રવૃત્ત કરાવી દે છે. તે બીજો કોણ છે? – આ અર્જુનનો પ્રશ્ન છે.

ભગવાને હમણાં હમણાં ચોત્રીસમા શ્લોકમાં બતાવ્યું કે રાગ અને દ્વેષ (જે કામ અને ક્રોધનાં જ સૂક્ષ્મ રૂપો છે) સાધકના મહાન શત્રુઓ છે અર્થાત્ એ બન્ને પાપનાં કારણ છે. પરંતુ તે વાત સામાન્ય રીતે કહેવાને કારણે અર્જુન તેને પકડી નહિ શક્યા. આથી તેઓ પ્રશ્ન કરે છે કે મનુષ્ય વિચારપૂર્વક પાપ કરવાનું ન ઈચ્છતો હોવા છતાં પણ કોનાથી પ્રેરિત થઈને પાપનું આચરણ કરે છે?

અર્જુનના પ્રશ્નનો અભિપ્રાય આ છે કે (એકત્રીસમાથી લઈને પાંત્રીસમા શ્લોક સુધી જોતાં) અશ્રદ્ધા, અસૂયા, દુષ્ટચિત્તતા, મૂઢતા, પ્રકૃતિ (સ્વભાવ)ની પરવશતા, રાગ દ્વેષ, સ્વધર્મમાં અરુચિ અને પરધર્મમાં રુચિ - આ પૈકી કયું કારણ છે, જેને લીધે મનુષ્ય વિચારપૂર્વક ન ઈચ્છતો હોવા છતાં પણ પાપમાં પ્રવૃત્ત થાય છે? એના સિવાય ઈશ્વર, પ્રારબ્ધ, યુગ, પરિસ્થિતિ, કર્મ, કુસંગ, સમાજ, રીતરિવાજ, સરકારી કાયદો વગેરેમાંથી પણ કયા કારણથી મનુષ્ય પાપમાં પ્રવૃત્ત થાય છે?

—■—

*સંબંધ* – *હવે ભગવાન આગળના શ્લોકમાં અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે.*

*શ્રીભગવાનુવાચ*

**કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્ ॥ ૩૭॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **રજોગુણ-સમુદ્ભવઃ** | = રજોગુણમાંથી ઉત્પન્ન | **એષઃ** | = આ (કામ જ) | **ઇહ** | = આ બાબતમાં (તું) |
| **એષઃ** | = આ | **ક્રોધઃ** | = ક્રોધ (માં રૂપાંતર થાય) છે. | **એનમ્** | = આને (જ) |
| **કામઃ** | = કામ (અર્થાત્) કામના (જ પાપનું કારણ છે) | **મહાશનઃ** | = (આ) ઘણું ખાનારો (અને) | **વૈરિણમ્** | = વેરી |
| | | **મહાપાપ્મા** | = મહાપાપી છે. | **વિદ્ધિ** | = જાણ. |

*ટીકા* – **'રજોગુણસમુદ્ભવઃ'** આગળ ચૌદમા અધ્યાયના સાતમા શ્લોકમાં ભગવાન કહેશે કે તૃષ્ણા (કામના) અને આસક્તિથી રજોગુણ ઉત્પન્ન થાય છે અને અહીં એમ કહે છે કે રજોગુણથી કામ ઉત્પન્ન થાય છે. આથી એમ સમજવું જોઈએ કે રાગથી કામ ઉત્પન્ન થાય છે. અને કામથી રાગ વધે છે. તાત્પર્ય એ છે કે સાંસારિક પદાર્થોને સુખદાયી માનવાથી રાગ ઉત્પન્ન થાય છે, જેનાથી અંતઃકરણમાં તેનું મહત્ત્વ દૃઢ થઈ જાય છે. પછી એ જ પદાર્થોનો સંગ્રહ કરવાની અને તેના વડે સુખ લેવાની કામના ઉત્પન્ન થાય છે. ફરીથી કામનાથી પદાર્થોમાં રાગ વધે છે. આ ક્રમ જ્યાં સુધી ચાલે છે, ત્યાં સુધી પાપ કર્મથી સર્વથા નિવૃત્તિ નથી થતી.

**'કામ એષ ક્રોધ એષઃ'** – મારું મનગમતું થાઓ – આ જ કામના છે.[1] ઉત્પત્તિ-વિનાશશીલ જડ પદાર્થોના સંગ્રહની ઇચ્છા, સંયોગજન્ય સુખની ઇચ્છા, સુખની આસક્તિ - આ બધાં કામનાં જ રૂપો છે.

પાપકર્મ ક્યાંક તો 'કામ' ને વશીભૂત થઈને અને ક્યાંક 'ક્રોધ'ને વશીભૂત થઈને કરવામાં આવેલું દેખાય છે. બન્નેથી અલગ-અલગ પાપો થાય છે. એટલા માટે બન્ને પદો આપ્યાં. વાસ્તવમાં કામ અર્થાત્ ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થોની કામના, પ્રીતિ અને આકર્ષણ જ સમસ્ત પાપોનું મૂળ છે.[2] કામનામાં વિઘ્ન આવતાં કામ જ ક્રોધમાં પરિણમે છે. એટલા માટે ભગવાને આ કામનાને જ પાપોનું મૂળ બતાવવા માટે ઉપર્યુક્ત પદોમાં એકવચનનો પ્રયોગ કર્યો છે.

કામનાની પૂર્તિ થતાં 'લોભ' ઉત્પન્ન થાય છે[3] અને કામનામાં વિઘ્ન પહોંચતાં (વિઘ્ન પહોંચાડનારા ઉપર) 'ક્રોધ' ઉત્પન્ન થાય છે. જો વિઘ્ન પહોંચાડવાવાળો પોતાનાથી અધિક બળવાન હોય તો ક્રોધ ઉત્પન્ન ન થઈને 'ભય' ઉત્પન્ન થાય છે. એટલા માટે ગીતામાં ક્યાંક-ક્યાંક કામના અને ક્રોધની સાથેસાથે ભયની પણ વાત આવી છે; જેમ કે – **'વીતરાગભયક્રોધાઃ'** (અ. ૪/૧૦) અને **'વિગતેચ્છાભયક્રોધઃ'** (અ. ૫/૨૮).

## કામના-સંબંધી વિશેષ વાત

કામના બધાં જ પાપો, સંતાપો, દુઃખો વગેરેની જડ છે. કામનાયુક્ત વ્યક્તિને જાગ્રતમાં સુખ મળવાનું તો દૂર રહ્યું, સ્વપ્નમાં પણ કદી સુખ નથી મળતું – **'કામ અછત સુખ સપનેહુઁ નાહીં'** (માનસ ૭/૯૦/૧). જે ઇચ્છીએ છીએ, તે ન થાય અને જે નથી ઇચ્છતા, તે થઈ જાય - એને દુઃખ કહે છે. જો 'ઇચ્છવા' અને 'નહિ ઇચ્છવા'ને છોડી દે, તો પછી દુઃખ છે જ ક્યાં?

૧. **'ઇદં મે સ્યાદિદં મે સ્યાદિતીચ્છા કામશબ્દિતા'**
'આ મને મળી જાય, આ મને મળી જાય' - આ પ્રકારની ઇચ્છા 'કામ' કહેવાય છે.

૨. જોકે ભગવાને આપેલા વિવેકને મહત્ત્વ ન આપવું અને ભગવાનથી વિમુખ થવું એ પાપ થવામાં કારણ છે, તોપણ અહીં 'કામ'ને જ પાપનું કારણ એટલા માટે બતાવવામાં આવ્યો છે કે આ (ત્રીજો) અધ્યાય 'કર્મયોગ'નો છે અને કર્મયોગનું પ્રધાન લક્ષ્ય કામનાને દૂર કરવાનું છે.

૩. **'જિમિ પ્રતિ લાભ લોભ અધિકાઈ'** (માનસ ૧/૧૮૦/૧; ૬/૧૦૨/૧).

નાશવાન પદાર્થોની ઇચ્છા જ કામના કહેવાય છે. અવિનાશી પરમાત્માની ઇચ્છા કામના જેવી પ્રતીત થતી હોવા છતાં પણ વાસ્તવમાં 'કામના' નથી; કેમકે ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થોની કામના કદી પૂરી નથી થતી, બલ્કે વધતી જ રહે છે. પરંતુ પરમાત્માની ઇચ્છા (પરમાત્મપ્રાપ્તિ થતાં) પૂરી થઈ જાય છે. બીજી વાત, કામના પોતાનાથી ભિન્ન વસ્તુની થાય છે અને પરમાત્મા પોતાનાથી અભિન્ન છે. એ જ રીતે સેવા (કર્મયોગ), તત્ત્વજ્ઞાન (જ્ઞાનયોગ) અને ભગવત્પ્રેમ (ભક્તિયોગ)ની ઇચ્છા પણ 'કામના' નથી. પરમાત્મપ્રાપ્તિની ઇચ્છા વાસ્તવમાં જીવનની વાસ્તવિક આવશ્યકતા (ભૂખ) છે. જીવને આવશ્યકતા તો પરમાત્માની છે, પરંતુ વિવેક દબાઈ જતાં તે નાશવાન પદાર્થોની કામના કરવા લાગે છે.

એક શંકા થઈ શકે છે કે કામના વિના સંસારનું કાર્ય કેવી રીતે ચાલશે? આનું સમાધાન એ છે કે સાંસારિક કાર્ય વસ્તુઓથી અને ક્રિયાઓથી ચાલે છે, મનની કામનાથી નહિ. વસ્તુઓનો સંબંધ કર્મો સાથે હોય છે, ચાહે તે કર્મો પૂર્વનાં (પ્રારબ્ધ) હોય અથવા વર્તમાન(ઉદ્યોગ)નાં. કર્મ બહારનાં હોય છે અને કામનાઓ અંદરની. બહારનાં કર્મોનાં ફળ પણ (વસ્તુ, પરિસ્થિતિ વગેરેના રૂપમાં) બહારનાં હોય છે.

કામનાનો સંબંધ ફળ (પદાર્થ, પરિસ્થિતિ વગેરે)ની પ્રાપ્તિની સાથે છે જ નહિ. જે વસ્તુ કર્મને આધીન છે, તે કામના કરવાથી કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? સંસારમાં જોઈએ જ છીએ કે ધનની કામના થવા છતાં પણ લોકોની દરિદ્રતા નથી મટતી. જીવનમુક્ત મહાપુરુષો સિવાય બાકીની બધી જ વ્યક્તિમાં જીવવાની કામના હોવા છતાં મરે છે. કામના કરે કે ના કરે, જે ફળ મળવાવાળું છે, તે તો મળશે જ. તાત્પર્ય એ છે કે જે થવાવાળું છે, તે તો થઈને જ રહેશે અને જે નથી થવાવાળું તે કદી નહિ થાય, ચાહે તેની કામના કરો કે ના કરો. જેવી રીતે કામના ન કરવા છતાં પણ પ્રતિકૂળ પરિસ્થિતિ આવી જાય છે, તેવી જ રીતે કામના ન કરવા છતાં પણ અનુકૂળ પરિસ્થિતિ પણ આવશે જ. રોગની કામના કર્યા વિના પણ રોગ આવે છે અને કામના કર્યા વિના પણ નીરોગિતા રહે છે. નિંદા-અપમાનની કામના ન કરવા છતાં પણ નિંદા-અપમાન થાય છે અને કામના કર્યા વિના પણ પ્રશંસા-સન્માન થાય છે. જેવી રીતે પ્રતિકૂળ પરિસ્થિતિ કર્મોનું ફળ છે, તેવી જ રીતે અનુકૂળ પરિસ્થિતિ પણ કર્મોનું જ ફળ છે. એટલા માટે વસ્તુ, પરિસ્થિતિ વગેરેનું પ્રાપ્ત થવું અથવા ન થવું એ કર્મો સાથે સંબંધ રાખે છે, કામના સાથે નહિ.

કામના તાત્કાલિક સુખની પણ હોય છે અને ભાવિ સુખની પણ. ભોગ અને સંગ્રહની ઇચ્છા એ તાત્કાલિક સુખની કામના છે અને કર્મફળપ્રાપ્તિની ઇચ્છા એ ભાવિ સુખની કામના છે. આ બન્નેય કામનાઓમાં દુઃખ જ દુઃખ છે. કારણ કે કામના કેવળ વર્તમાનમાં જ દુઃખ નથી દેતી, પરંતુ ભાવિ જન્મમાં કારણ હોવાથી ભવિષ્યમાં પણ દુઃખ આપે છે. એટલા માટે આ બન્નેય કામનાઓનો ત્યાગ કરવો જોઈએ.

કર્મ અને વિકર્મ (નિષિદ્ધ કર્મ) – બન્નેય કામનાને કારણે થાય છે. કામનાને કારણે 'કર્મો' થાય છે અને કામનાની વૃદ્ધિ થવાથી 'વિકર્મો' થાય છે. કામનાને કારણે જ અસતમાં આસક્તિ દૃઢ થાય છે. કામના ન રહેવાથી અસતથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે.

કામના પૂરી થઈ જતાં આપણે તે જ અવસ્થામાં આવી જઈએ છીએ, જે અવસ્થામાં આપણે કામના ઉત્પન્ન થતાં પહેલાં હતા. જેવી રીતે, કોઈના મનમાં કામના ઉત્પન્ન થઈ કે મને સો રૂપિયા મળી જાય. એના પહેલાં તેના મનમાં સો રૂપિયા મેળવવાની કામના ન હતી; આથી અનુભવથી સિદ્ધ થયું કે કામના ઉત્પન્ન થવાવાળી છે. જ્યાં સુધી સો રૂપિયાની કામના ઉત્પન્ન નહોતી થઈ, ત્યાં સુધી 'નિષ્કામતા'ની સ્થિતિ હતી. પ્રયત્ન કરવાથી જો પ્રારબ્ધવશાત્ સો રૂપિયા મળી જાય તો તે જ 'નિષ્કામતા'ની સ્થિતિ ફરીથી આવી જાય છે. પરંતુ સાંસારિક સુખાસક્તિને કારણે તે સ્થિતિ ટકતી નથી અને નવી કામના ઉત્પન્ન થઈ જાય છે કે મને હજાર રૂપિયા મળી જાય. આ રીતે ન તો કામના પૂરી થાય છે અને ન પૂરી તૃપ્તિયે થાય છે. કોરા પરિશ્રમ સિવાય કશું હાથ નથી લાગતું.

'કામ' અર્થાત્ સાંસારિક પદાર્થોની કામનાનો ત્યાગ કરવો કઠિન નથી. થોડો ઊંડો વિચાર કરો કે વાસ્તવમાં કામના છૂટતી જ નથી અથવા ટકતી જ નથી! ખબર પડશે કે વાસ્તવમાં કામના ટકતી જ નથી. તે તો નિરંતર દૂર થતી જ જાય છે; પરંતુ મનુષ્ય નવી-નવી કામનાઓ કરીને તેમને ચાલુ જ રાખે છે. કામના ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થવાવાળી વસ્તુનું દૂર થવું અવશ્યંભાવી છે. એટલા માટે કામના આપમેળે દૂર થાય છે. જો મનુષ્ય નવી કામના ના કરે તો જૂની કામના ક્યારેક પૂરી થઈને અને ક્યારેક પૂરી ન થઈને આપમેળે દૂર થઈ જાય છે.

કામનાની પૂર્તિ બધાને માટે અને સદાને માટે નથી; પરંતુ કામનાનો ત્યાગ બધાને માટે અને સદાને માટે છે. કારણ કે કામના અનિત્ય અને ત્યાગ નિત્ય છે. નિષ્કામ થવામાં કઠિનતા કેવી? આપણે મમતા રહિત નથી થતા,

એ જ કઠિનતા છે. જો આપણે નિર્મમ થઈ જઈએ તો નિષ્કામ બનવાની શક્તિ આવી જશે અને નિષ્કામ થવાથી અસંગ થવાની શક્તિ આવી જશે. જ્યારે નિર્મમતા, નિષ્કામતા અને અસંગતા આવી જાય છે, ત્યારે નિર્વિકારતા, શાંતિ અને સ્વાધીનતા આપમેળે આવી જાય છે.

એક માર્મિક વાત ઉપર ધ્યાન આપો. આપણે કામનાઓનો ત્યાગ કરવાનું બહુ કઠિન માનીએ છીએ. પરંતુ વિચાર કરો કે જો કામનાઓનો ત્યાગ કરવાનું કઠિન હોય તો શું કામનાઓની પૂર્તિ કરવાનું સુગમ છે? બધી કામનાઓની પૂર્તિ સંસારમાં આજ સુધી કોઈની નથી થઈ. આપણી તો વાત જ શું, ભગવાનના બાપ (દશરથજી)ની પણ કામના પૂરી નથી થઈ! આથી કામનાઓની પૂર્તિ થવી અસંભવ છે. પરંતુ કામનાઓનો ત્યાગ કરવો અસંભવ નથી. જો આપણે એવું માનતા હોઈએ કે કામનાઓનો ત્યાગ કરવો કઠિન છે, તો કઠિન વાત પણ અસંભવ વાત (કામનાઓની પૂર્તિ)ની સરખામણીમાં સુગમ જ પડે છે; કેમકે કામનાઓનો ત્યાગ તો થઈ શકે છે, પરંતુ કામનાઓની પૂર્તિ થઈ જ નથી શકતી. એટલા માટે કામનાઓની પૂર્તિની સરખામણીમાં કામનાઓનો ત્યાગ કરવો સુગમ જ છે. ભૂલ એ જ થાય છે કે જે કાર્ય કરી નથી શકતા, તેને માટે પ્રયત્ન કરીએ છીએ અને જે કાર્ય કરી શકીએ છીએ, તેને માટે કશું કરતા જ નથી. એટલા માટે સાધકે કામનાઓનો ત્યાગ કરવો જોઈએ, કે જે તે કરી શકે છે.

કામનાઓના ચાર ભેદ છે —

(૧) શરીરનિર્વાહમાત્રની આવશ્યક કામનાઓને પૂરી કરી દેવી.[૧]

(૨) જે કામના વ્યક્તિગત તેમ જ ન્યાયયુક્ત હોય અને જેને પૂરી કરવાનું આપણા સમાર્થ્યની બહાર હોય, તેને ભગવાનને અર્પણ કરીને દૂર કરી દેવી.[૨]

(૩) બીજાઓની તે કામના પૂરી કરી દેવી, જે ન્યાયયુક્ત અને હિતકારી હોય તથા જેને પૂરી કરવાનું સામર્થ્ય આપણામાં હોય. આ રીતે બીજાઓની કામના પૂરી કરવાથી આપણામાં કામનાત્યાગનું સામર્થ્ય આવી જાય છે.

(૪) ઉપર્યુક્ત ત્રણે પ્રકારની કામનાઓ સિવાયની બીજી બધી કામનાઓને વિચાર દ્વારા દૂર કરી દેવી.

**'મહાશનો મહાપાપ્મા'** – કોઈ વેરી એવો હોય છે, જે ભેટપૂજા અથવા અનુનય-વિનયથી શાંત થઈ જાય છે, પરંતુ આ 'કામ' એવો વેરી છે, જે કશાથી પણ શાંત નથી થતો. આ કામની કદી તૃપ્તિ નથી થતી—

**બુઝૈ ન કામ અગિનિ તુલસી કહુઁ,**
**બિષય-ભોગ બહુ ઘી તે ॥**

(વિનયપત્રિકા ૧૯૮)

જેવી રીતે ધન મળતાં ધનની કામના વધતી જ જાય છે; તેવી જ રીતે જેમ જેમ ભોગ મળતા જાય છે, તેમ તેમ કામના વધતી જ જાય છે. એટલા માટે કામનાને **'મહાશનઃ'** કહેવામાં આવી છે.

કામના જ સઘળાં પાપોનું કારણ છે. ચોરી, લૂંટ, હિંસા વગેરે સમસ્ત પાપો કામનાથી જ થાય છે. એટલા માટે કામનાને **'મહાપાપ્મા'** કહેવામાં આવી છે.

કામના ઉત્પન્ન થતાં જ મનુષ્ય પોતાના કર્તવ્યથી, પોતાના સ્વરૂપથી અને પોતાના ઇષ્ટ (ભગવાન)થી વિમુખ થઈ જાય છે અને નાશવાન સંસારની સન્મુખ થઈ જાય છે. નાશવાનના સન્મુખ થવાથી પાપો થાય છે અને પાપોના ફળસ્વરૂપે નરકોની તથા નીચ યોનિઓની પ્રાપ્તિ થાય છે.

સંયોગજન્ય સુખની કામનાથી જ સંસાર સત્ય પ્રતીત થાય છે અને પ્રતિક્ષણ બદલાવાવાળા શરીર વગેરે પદાર્થો સ્થિર દેખાય છે. સાંસારિક પદાર્થોને સ્થિર માનવાથી જ મનુષ્ય તેનાથી સુખ ભોગવે છે અને તેમની ઇચ્છા કરે છે. સુખભોગના સમયે સંસારની ક્ષણભંગુરતાની તરફ દૃષ્ટિ

---

૧. એવી કામનામાં ચાર વાતોનું હોવું આવશ્યક છે —
(૧) જે કામના વર્તમાનમાં ઉત્પન્ન થઈ હોય (જેમકે, ભૂખ લાગતાં ભોજનની કામના).
(૨) જેની પૂર્તિની સાધનસામગ્રી વર્તમાનમાં ઉપલબ્ધ હોય.
(૩) જેની પૂર્તિ કર્યા વિના જીવિત રહેવું સંભવ ન હોય.
(૪) જેની પૂર્તિથી પોતાનું તથા બીજાઓનું - કોઈનું પણ અહિત ન થતું હોય.
— આ પ્રકારે શરીર નિર્વાહમાત્રની આવશ્યક કામનાઓની પૂર્તિ કરી લેવી જોઈએ. આવશ્યક કામનાઓને પૂરી કરવાથી અનાવશ્યક કામનાઓના ત્યાગનું બળ આવી જાય છે, પરંતુ આવશ્યક કામનાઓની પૂર્તિનું સુખ નહિ લેવું; કેમકે પૂર્તિનું સુખ લેવાથી નવી-નવી કામનાઓ ઉત્પન્ન થતી રહેશે, જેનો કદી અંત નહિ આવે.

૨. ઉદાહરણાર્થ — 'સંસારમાં અન્યાય-અત્યાચાર ન થાય' — એવી તીવ્ર વ્યક્તિગત કામના ન્યાયયુક્ત અને પોતાના સામર્થ્યની બહાર છે. આથી એવી કામનાને ભગવાનને અર્પણ કરીને નિશ્ચિંત જઈ જવું. એવી ભગવદર્પિત કામના ભવિષ્યમાં (ભગવાન ઇચ્છે તો) પૂરી થઈ જાય છે.

નથી જતી અને મનુષ્ય ભોગને તથા પોતાને પણ સ્થિર સમજે છે. જે (સંસાર) પ્રતિક્ષણ મરી રહ્યો છે – નષ્ટ થઈ રહ્યો છે, તે સંસારથી સુખ લેવાની ઇચ્છા કેવી રીતે થઈ શકે? પરંતુ 'સંસાર પ્રતિક્ષણ મરી રહ્યો છે' આ જાણકારીનો તિરસ્કાર કરવાથી જ સાંસારિક સુખભોગની ઇચ્છા થાય છે. ચલચિત્ર (સિનેમા)માં પાકેલી દ્રાક્ષ જોવા છતાં પણ તેને ખાવાની ઇચ્છા નથી થતી, જો થતી હોય તો સિદ્ધ થયું કે આપણે તેને સ્થિર માન્યું છે. પરિવર્તનશીલ સંસારને સ્થિર માનવાથી વાસ્તવમાં જે સ્થિર તત્ત્વ છે, તે પરમાત્માની તરફ અથવા પોતાના સ્વરૂપની તરફ દૃષ્ટિ જતી જ નથી. તે બાજુ દૃષ્ટિ ન જવાથી મનુષ્ય તેનાથી વિમુખ થઈને નાશવાન સુખભોગમાં ફસાઈ જાય છે. આથી સિદ્ધ થાય છે કે વાસ્તવિક તત્ત્વથી વિમુખ થયા વિના કોઈ સાંસારિક ભોગ ભોગવી જ નથી શકતો અને રાગપૂર્વક સાંસારિક ભોગ ભોગવવાથી મનુષ્ય પરમાત્માથી વિમુખ થઈ જ જાય છે.

ભોગબુદ્ધિથી સાંસારિક ભોગ ભોગવવાવાળો મનુષ્ય હિંસારૂપી પાપથી બચી જ નથી શકતો. તે પોતાની પણ હિંસા (પતન) કરે છે અને બીજાઓની પણ. જેવી રીતે, કોઈ મનુષ્ય ધનનો સંગ્રહ કરીને તેનાથી ભોગોને ભોગવે છે, તો તેને દેખીને નિર્ધનોના હૃદયમાં ધન અને ભોગોના અભાવનું વિશેષ દુઃખ થાય છે. આ તેમની હિંસા થઈ. ભોગોને ભોગવીને તે પોતે પોતાની પણ હિંસા (પતન) કરે છે; કેમકે પોતે પરમાત્માનો ચેતન અંશ હોવા છતાં પણ જડ (ધન)ને મહત્ત્વ આપવાથી તે વસ્તુતઃ જડનો દાસ બની જાય છે, જેનાથી તેનું પતન થઈ જાય છે. સંસારના બધા ભોગપદાર્થો સીમિત હોય છે; આથી મનુષ્ય જેટલો ભોગ ભોગવે છે, તેટલો ભોગ બીજાઓના ભાગમાંથી જ આવે છે. હા, શરીર-નિર્વાહમાત્રને માટે પદાર્થોનો સ્વીકાર કરવાથી મનુષ્યને પાપ નથી લાગતું. શરીર-નિર્વાહ માટે પણ શાસ્ત્રોમાં કેવળ પોતાને માટે ભોગ ભોગવવાનો નિષેધ છે. શરીર-નિર્વાહના પદાર્થો પહેલાં પોતાનાં માતા, પિતા, ગુરુ, બાળક, સ્ત્રી, વૃદ્ધ વગેરેને આપીને પછી પોતે લેવા જોઈએ.

ભોગબુદ્ધિથી ભોગ ભોગવવાવાળો પુરુષ પોતાનું તો પતન કરે છે, ભોગ્ય વસ્તુઓનો દુરુપયોગ કરીને તેમનો નાશ કરે છે, અને અભાવગ્રસ્ત પુરુષોની હિંસા કરે છે; પરંતુ જીવનમુક્ત મહાપુરુષની બાબતમાં આ વાત લાગુ નથી પડતી. તેના દ્વારા હિંસારૂપી પાપ નથી થતું, કેમકે તેનામાં ભોગબુદ્ધિ નથી હોતી અને તેના દ્વારા નિષ્કામભાવથી નિર્વાહમાત્રને માટે શાસ્ત્રવિહિત ક્રિયાઓ થાય છે (ગીતા અ. ૪/૨૧, અ. ૧૮/૧૭). તે મહાપુરુષના ઉપયોગમાં આવવાવાળી વસ્તુઓનો વિકાસ થાય છે, નાશ નહિ અર્થાત્ તેની પાસે આવતાં વસ્તુઓનો સદુપયોગ થાય છે, જેથી તે સાર્થક થઈ જાય છે. જ્યાં સુધી સંસારમાં તે મહાપુરુષનું કહેવાવાળું શરીર રહે છે, ત્યાં સુધી તેના દ્વારા આપમેળે-સ્વાભાવિકપણે પ્રાણીઓ ઉપર ઉપકાર થાય છે.

શરીરનિર્વાહમાત્રની આવશ્યકતા **'મહાશનઃ'** અને **'મહાપાપ્મા'** નથી. કારણ કે શરીર-નિર્વાહમાત્રની આવશ્યકતા 'કામના' નથી. આવશ્યકતાની પૂર્તિ થાય છે; જેમ કે - ભૂખ લાગી અને ભોજન કરવાથી તૃપ્તિ થઈ ગઈ.

**'વિદ્ધ્યેનમિહ વૈરિણમ્'** – જોકે વાસ્તવમાં સાંસારિક પદાર્થોની કામનાનો ત્યાગ થતાં જ સુખશાંતિનો અનુભવ થાય છે, તોપણ મનુષ્ય અજ્ઞાનવશ પદાર્થોથી સુખ થાય છે, એવું માની લે છે. આ રીતે મનુષ્યે પદાર્થોની કામનાને સુખનું કારણ માનીને તેને પોતાની મિત્ર અને હિતૈષી માની રાખી છે. આ માન્યતાને કારણે કામના કદી દૂર થતી નથી. એટલા માટે ભગવાન અહીં કહે છે કે આ કામનાને પોતાની મિત્ર નહિ, બલ્કે વેરી માનો. કામના મનુષ્યની વેરી એટલા માટે છે કે તે મનુષ્યના વિવેકને ઢાંકીને તેને પાપમાં પ્રવૃત્ત કરે છે.

સંસારનાં સઘળાં પાપો, દુઃખો, નરકો વગેરેના મૂળમાં એક કામના જ છે. આ લોક અને પરલોકમાં જ્યાં ક્યાંય કોઈ દુઃખ પામી રહ્યું છે, તેમાં અસત પદાર્થોની કામના જ કારણ છે. કામનાથી સર્વ પ્રકારનાં દુઃખો થાય છે અને સુખ જેવું કાંઈ પણ રહેતું નથી.

## વિશેષ વાત

કામનાને નષ્ટ કરવાનો મુખ્ય સરળ ઉપાય છે છે– બીજાઓની સેવા કરવી, તેમને સુખ પહોંચાડવું. અન્ય શરીરધારી તો બીજા છે જ, પોતાનાં કહેવાતા શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને પ્રાણ પણ બીજાં જ છે. આથી તેમનો નિર્વાહ પણ સેવાબુદ્ધિથી કરવાનો છે, ભોગબુદ્ધિથી નહિ. એમનાથી સુખ નથી લેવાનું.

કર્મયોગમાં સ્થૂળશરીરથી થવાવાળી 'ક્રિયા', સૂક્ષ્મ-શરીરથી થવાવાળું 'ચિંતન' અને કારણશરીરથી થવાવાળી 'સ્થિરતા' - ત્રણેય પોતાને માટે નથી, પરંતુ સંસારને માટે જ છે. કારણ કે સ્થૂળશરીરની સ્થૂળસંસારની સાથે, સૂક્ષ્મશરીરની સૂક્ષ્મ-સંસારની સાથે અને કારણશરીરની કારણ-સંસારની સાથે એકતા છે. આથી શરીર, પદાર્થ અને ક્રિયાથી બીજાઓની સેવા કરવી તો ઉચિત છે, પરંતુ

પોતાનામાં સેવકપણાનું અભિમાન કરવું એ અનુચિત છે. સૂક્ષ્મશરીરથી પરહિત ચિંતન કરવું તો ઉચિત છે, પરંતુ તેનાથી સુખ લેવું એ અનુચિત છે. કારણ-શરીરથી સ્થિર થવું તો ઉચિત છે, પરંતુ સ્થિરતાનું સુખ લેવું એ અનુચિત છે.[1] આ રીતે સુખ ન લેવાથી ફળની આસક્તિ દૂર થઈ જાય છે. ફળની આસક્તિ દૂર થતાં કર્મની આસક્તિ સુગમતાપૂર્વક છૂટી જાય છે.

મારો આદેશ ચાલે; અમુક વ્યક્તિ મારી આજ્ઞામાં રહે, અમુક વસ્તુ મારા કામમાં આવી જાય; મારી વાત રહે – એ બધાં કામનાના જ સ્વરૂપ છે. ઉત્પત્તિ-વિનાશશીલ (અસત) સંસાર પાસેથી કંઈ લેવાની કામના મહાન અનર્થ કરવાવાળી છે. બીજાઓની ન્યાયયુક્ત કામના (જેમાં બીજાઓનું હિત હોય અને જેને પૂર્ણ કરવાનું સામર્થ્ય આપણામાં હોય)ને પૂરી કરવાથી પોતાનામાં કામનાનો ત્યાગ કરવાનું બળ આવી જાય છે. બીજાઓની કામના પૂરી ન પણ કરી શકીએ તોપણ હૃદયમાં પૂરી કરવાની ભાવના રહેવી જ જોઈએ.

તાદાત્મ્ય – અહંતા (પોતાને શરીર માનવું), મમતા (શરીર વગેરે પદાર્થોને પોતાના માનવા) અને કામના (અમુક વસ્તુ મળી જાય એવો ભાવ) – આ ત્રણેયથી જીવ સંસારમાં બંધાય છે. તાદાત્મ્યથી પરિચ્છિન્નતા, મમતાથી વિકાર અને કામનાથી અશાંતિ પેદા થાય છે. કામનાના ત્યાગથી મમતા અને મમતાના ત્યાગથી તાદાત્મ્ય દૂર થાય છે. કર્મયોગી સિદ્ધાંતથી આમાંના કોઈની પણ સાથે પોતાનો સંબંધ નથી માનતો; કેમકે તે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અહમ્, પદાર્થ વગેરે કોઈને પણ પોતાના અને પોતાને માટેના નથી માનતો, તે આ શરીર વગેરેને કેવળ સંસારના અને સંસારની સેવાને માટેના જ માને છે, કે જે વાસ્તવમાં છે.

કોઈને પણ દુઃખ ન દેવાનો ભાવ થતાં સેવાનો આરંભ થઈ જાય છે. આથી સાધકના અંતઃકરણમાં 'કોઈને પણ દુઃખ ન થાઓ' – એવો ભાવ નિરંતર રહેવો જોઈએ. ભૂલથી પોતાને કારણે કોઈને દુઃખ થઈ પણ જાય તો તેની પાસે ક્ષમા માગી લેવી જોઈએ. તે ક્ષમા ન કરે તો પણ કંઈ વાંધો નહિ. કારણ કે સાચા હૃદયથી ક્ષમા માગવાવાળાને ભગવાન તરફથી ક્ષમા આપોઆપ મળે છે. સેવા કરવામાં સાધક સાવધાન રહે કે ક્યાંય સેવાના બદલામાં કંઈ લેવાનો ભાવ તેનામાં ન આવી જાય. આ રીતે સેવા કરવાથી 'કામરૂપી' વેરી સુગમતાપૂર્વક નષ્ટ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** વસ્તુ, વ્યક્તિ અને ક્રિયાથી સુખ ઇચ્છવું તેનું નામ 'કામ' છે. આ કામરૂપી એક દોષમાં અનંત દોષ, અનંત વિકાર, અનંત પાપ રહેલાં છે. તેથી જ્યાં સુધી મનુષ્યની અંદર કામ છે, ત્યાં સુધી તે સપૂર્ણપણે નિર્દોષ, નિર્વિકાર, નિષ્પાપ થઈ શકતો નથી. પોતાના સુખ માટે કંઈક ઇચ્છવાથી જ બૂરાઈ જન્મે છે. જે કોઈની પાસેથી કશું ઇચ્છતો નથી તે બૂરાઈઓથી પર થઈ જાય છે.

કર્મફળ ત્રણ પ્રકારનાં હોય છે – ઇષ્ટ, અનિષ્ટ અને મિશ્ર (ગીતા ૧૮/૧૨). ત્રણેમાં કામનું માત્ર અનિષ્ટ ફળ જ મળે છે.

શાસ્ત્રનિષિદ્ધ કર્મ પ્રારબ્ધથી થતું નથી. બલ્કે કામનાથી થાય છે. પ્રારબ્ધથી (ફળ ભોગવવા માટે) કર્મ કરવાની ઇચ્છા તો થઈ જશે, પરંતુ નિષિદ્ધ કર્મ નહીં થાય; કારણ કે પ્રારબ્ધનું ફળ ભોગવવા માટે નિષિદ્ધ આચરણની જરૂરત જ નથી.

'કામ' રજોગુણથી પેદા થાય છે. તેથી પાપોનું કારણ તો રજોગુણ છે અને કાર્ય તમોગુણ છે. બધાં પાપ રજોગુણથી પેદા થાય છે.

—■—

*સંબંધ – 'આ પાપ છે' – એવી જાણકારી હોવા છતાં પણ મનુષ્ય પાપમાં પ્રવૃત્ત થઈ જાય છે; આથી આ જાણકારીનો પ્રભાવ આચરણમાં ન આવવાનું કારણ શું છે? એનું વિવેચન ભગવાન આગળના બે શ્લોકોમાં કરે છે.*

**ધૂમેનાવ્રિયતે વહ્નિર્યથાદર્શો મલેન ચ ।**
**યથોલ્બેનાવૃતો ગર્ભસ્તથા તેનેદમાવૃતમ્ ॥ ૩૮॥**

---

૧. સેવા, પરહિતચિંતન, સ્થિરતા વગેરેનું સુખ લેવું અને તેમની ચાલુ રહેવાની ઇચ્છા કરવી એ પણ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિમાં બાધક છે (ગીતા અ. ૧૪/૬). એટલા માટે સાધકે સાત્ત્વિક, રાજસ અને તામસ-ત્રણેય ગુણોથી અસંગ થવાનું છે, કેમકે સ્વરૂપ અસંગ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યથા** | = જેમ | **આવ્રિયતે** | = ઢંકાઈ જાય છે (તથા) | **તથા** | = એવી જ રીતે |
| **ધૂમેન** | = ધુમાડાથી | **યથા** | = જેમ | **તેન** | = એ કામના વડે |
| **વહ્નિઃ** | = અગ્નિ | **ઉલ્બેન** | = ઓરથી | **ઇદમ્** | = આ (જ્ઞાન અર્થાત્ વિવેક) |
| **ચ** | = અને | **ગર્ભઃ** | = ગર્ભ | | |
| **મલેન** | = મેલથી | **આવૃતઃ** | = ઢંકાયેલો રહે છે, | **આવૃતમ્** | = ઢંકાયેલું રહે છે. |
| **આદર્શઃ** | = દર્પણ | | | | |

*ટીકા* – **'ધૂમેનાવ્રિયતે વહ્નિઃ'** – જેવી રીતે ધુમાડાથી અગ્નિ ઢંકાયેલો રહે છે, તેવી જ રીતે કામનાથી મનુષ્યનો વિવેક ઢંકાયેલો રહે છે, અર્થાત્ સ્પષ્ટ પ્રતીત નથી થતો.

વિવેક, બુદ્ધિમાં પ્રગટ થાય છે. બુદ્ધિ ત્રણ પ્રકારની હોય છે – સાત્ત્વિક, રાજસી અને તામસી. સાત્ત્વિક બુદ્ધિમાં કર્તવ્ય-અકર્તવ્યનું પૂરેપૂરું જ્ઞાન હોય છે, રાજસી બુદ્ધિમાં કર્તવ્ય-અકર્તવ્યનું પૂરેપૂરું જ્ઞાન નથી હોતું અને તામસી બુદ્ધિમાં સર્વ વસ્તુઓનું વિપરીત જ્ઞાન હોય છે (ગીતા અ. ૧૮/૩૦ થી ૩૨ સુધી). કામના ઉત્પન્ન થતાં સાત્ત્વિક બુદ્ધિ પણ ધુમાડાથી અગ્નિની જેમ ઢંકાઈ જાય છે, પછી રાજસી અને તામસી બુદ્ધિની તો વાત જ શી કરવી!

સાંસારિક ઇચ્છા ઉત્પન્ન થતાં જ પારમાર્થિક માર્ગમાં ધુમાડો થઈ જાય છે. જો આ અવસ્થામાં સાવધાની ન રહી તો કામના ઘણી વધારે વધી જાય છે. કામના વધતાં પારમાર્થિક માર્ગમાં અંધારું જ થઈ જાય છે.

ઉત્પત્તિવિનાશશીલ જડ વસ્તુઓમાં પ્રીતિ, મહત્તા, સુખબુદ્ધિ, સુંદરતા, વિશેષતા વગેરે દેખાવાને કારણે જ તેમની કામના પેદા થાય છે. આ કામના જ મૂળમાં વિવેકને ઢાંકવાવાળી છે. અન્ય શરીરોની તુલનામાં મનુષ્યશરીરમાં વિવેક વિશેષ રૂપથી પ્રગટ છે; પરંતુ જડ પદાર્થોની કામનાને કારણે તે વિવેક કામ નથી કરતો. કામના ઉત્પન્ન થતાં જ વિવેક ધૂંધળો થઈ જાય છે. જેવી રીતે ધુમાડાથી ઢંકાયેલો રહેવા છતાં પણ અગ્નિ કામ કરી શકે છે, તેવી જ રીતે જો સાધક કામના પેદા થતાં જ સાવધાન થઈ જાય તો તેનો વિવેક કામ કરી શકે છે.

પ્રથમાવસ્થામાં જ કામનાને નષ્ટ કરવાનો સરળ ઉપાય એ છે કે કામના ઉત્પન્ન થતાં જ સાધકે વિચાર કરવો કે આપણે જે વસ્તુની કામના કરીએ છીએ, તે વસ્તુ આપણી સાથે સદા રહેવાવાળી નથી. તે વસ્તુ પહેલાં પણ આપણી સાથે ન હતી અને પછી પણ આપણી સાથે નહિ રહે તથા મધ્યમાં પણ તે વસ્તુનો આપણાથી નિરંતર વિયોગ થઈ રહ્યો છે. આવો વિચાર કરવાથી કામના નથી રહેતી.

**'યથાદર્શો મલેન ચ'** – જેવી રીતે મેલથી ઢંકાઈ જવાથી દર્પણમાં પ્રતિબિંબ દેખાવાનું બંધ થઈ જાય છે, તેવી જ રીતે કામનાનો વેગ વધતાં 'હું સાધક છું. મારું આ કર્તવ્ય અને આ અકર્તવ્ય છે' – એનું જ્ઞાન નથી રહેતું. અંતઃકરણમાં નાશવાન વસ્તુઓનું મહત્ત્વ વધારે થઈ જવાથી મનુષ્ય તે જ વસ્તુઓના ભોગ અને સંગ્રહની કામના કરવા લાગે છે. આ કામના જેમ જેમ વધે છે, તેમ તેમ જ મનુષ્યનું પતન થાય છે.

વાસ્તવમાં મહત્ત્વ વસ્તુનું નહિ, પરંતુ તેના ઉપયોગનું હોય છે. રૂપિયા, વિદ્યા, બળ વગેરે પોતે કોઈ મહત્ત્વની વસ્તુઓ નથી, તેમનો સદુપયોગ જ મહત્ત્વનો છે – આ વાત સમજમાં આવી જતાં, પછી તેમની કામના નથી રહેતી; કેમકે જેટલી વસ્તુઓ આપણી પાસે છે, તેમના જ સદુપયોગની આપણા ઉપર જવાબદારી છે. તે વસ્તુઓને પણ સદુપયોગમાં લગાડવાની છે, પછી અધિકની કામનાથી શું વળે? કારણ કે કામનામાત્રથી વસ્તુઓ પ્રાપ્ત નથી થતી.

સાંસારિક વસ્તુઓનું મહત્ત્વ જેમ જેમ ઓછું થશે, તેમ તેમ જ પરમાત્માનું મહત્ત્વ સાધકના અંતઃકરણમાં વધશે. સાંસારિક વસ્તુઓનું મહત્ત્વ સર્વથા નષ્ટ થતાં પરમાત્માનો અનુભવ થઈ જશે અને કામના સર્વથા નષ્ટ થઈ જશે.

**'યથોલ્બેનાવૃતો ગર્ભઃ'** – દર્પણ ઉપર મેલ લાગવાથી તેમાં પોતાનું મુખ તો નથી દેખાતું, પરંતુ 'આ દર્પણ છે' એવું જ્ઞાન તો રહે જ છે. પરંતુ જેમ ઓરથી ઢંકાયેલા ગર્ભની એ ખબર નથી પડતી કે છોકરો છે કે છોકરી, તેમ જ કામનાની તૃતીયાવસ્થામાં કર્તવ્ય-અકર્તવ્યની ખબર નથી પડતી અર્થાત્ વિવેક પૂરી રીતે ઢંકાઈ જાય છે. વિવેક ઢંકાઈ જવાથી કામનાનો વેગ વધી જાય છે.

કામનામાં વિઘ્ન આવવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. પછી તેનાથી સંમોહ ઉત્પન્ન થાય છે. સંમોહથી બુદ્ધિ નષ્ટ થઈ જાય છે. બુદ્ધિ નષ્ટ થઈ જતાં મનુષ્ય કરવાયોગ્ય કાર્ય નથી કરતો અને જૂઠ, કપટ, બેઈમાની, અન્યાય, પાપ, અત્યાચાર વગેરે ન કરવાયોગ્ય કાર્ય કરવા લાગી જાય છે. એવા લોકોને ભગવાન 'મનુષ્ય' પણ નથી કહેવા ઇચ્છતા. એટલા માટે સોળમા અધ્યાયમાં જ્યાં એવા લોકોનું વર્ણન થયું છે, ત્યાં ભગવાને (આઠમાથી અઢારમા શ્લોક

સુધી) મનુષ્યવાચક કોઈ શબ્દ નથી આપ્યો. સ્વર્ગલોકની કામનાવાળા લોકોને પણ ભગવાને **'કામાત્માનઃ'** (ગીતા અ. ૨/૪૩) કહ્યા છે; કેમકે એવા લોકો કામનાનું જ સ્વરૂપ હોય છે. કામનામાં જ તદાકાર હોવાથી તેમનો નિશ્ચય હોય છે કે સાંસારિક સુખથી વધીને બીજું કશું છે જ નહિ (ગીતા અ. ૧૬/૧૧).

[જોકે કામનાની આ તૃતીયાવસ્થામાં મનુષ્યની દૃષ્ટિ પોતાના વાસ્તવિક ઉદ્દેશ્ય (પરમાત્મપ્રાપ્તિ) તરફ નથી જતી, તોપણ કોઈ પૂર્વસંસ્કારોથી, વર્તમાનના કોઈ સારા સંગથી અથવા અન્ય કોઈ કારણથી તેને પોતાના ઉદ્દેશ્યની જાગૃતિ થઈ જાય તો તેનું કલ્યાણ પણ થઈ શકે છે.]

**'તથા તેનેદમાવૃતમ્'** – આ શ્લોકમાં ભગવાને એક માત્ર કામના દ્વારા વિવેકને ઢાંકવાની બાબતમાં ત્રણ દૃષ્ટાંત આપ્યાં છે. આથી ઉપર્યુક્ત પદોનું તાત્પર્ય એ છે કે એક કામના દ્વારા વિવેક ઢંકાઈ જવાથી જ તેની ત્રણે આવસ્થાઓ જાગ્રત થાય છે.

કામના ઉત્પન્ન થતાં તેની એ ત્રણ અવસ્થાઓ સહુના હૃદયમાં આવે છે. પરંતુ જે મનુષ્યો કામનાને જ સુખનું કારણ માનીને તેનો આશ્રય લે છે અને કામનાને ત્યાજ્ય નથી માનતા, તેઓ કામનાને ઓળખી જ નથી શકતા. પરંતુ પરમાર્થમાં રુચિ રાખવાવાળા તથા સાધન કરવાવાળા પુરુષો આ કામનાને ઓળખી લે છે. જે કામનાને ઓળખી લે છે, તે જ કામનાને નષ્ટ પણ કરી શકે છે.

ભગવાને આ શ્લોકમાં કામનાની ત્રણ અવસ્થાઓનું વર્ણન તેનો નાશ કરવાના ઉદ્દેશ્યથી જ કર્યું છે, જેની આજ્ઞા તેમણે આગળ એકતાળીસમા અને તેતાળીસમા શ્લોકમાં આપી છે. વાસ્તવમાં કામના ઉત્પન્ન થયા બાદ તે એટલી તેજીથી વધે છે કે તેની ઉપર્યુક્ત ત્રણ અવસ્થાઓને કહેવામાં તો વાર લાગે છે, પરંતુ કામનાને વધવામાં તો કોઈ વાર નથી લાગતી. કામના વધતાં તો અનર્થની પરંપરા શરૂ થઈ જાય છે. સઘળાં પાપ, સંતાપ વગેરે કામનાને કારણે જ થાય છે. તેથી જ મનુષ્યે પોતાના વિવેકને જાગ્રત રાખીને કામનાને ઉત્પન્ન જ નહિ થવા દેવી જોઈએ. જો કામના ઉત્પન્ન થઈ જાય, તોપણ તેને પ્રથમ કે દ્વિતીય અવસ્થામાં જ નષ્ટ કરી દેવી. તેને તૃતીય અવસ્થામાં તો કદી આવવા જ ના દેવી.

## વિશેષ વાત

ધુમાડો દેખા દેવાથી એ સિદ્ધ થઈ જાય છે કે ત્યાં અગ્નિ છે; કેમકે જો ત્યાં અગ્નિ ન હોત તો ધુમાડો ક્યાંથી આવત? આથી જે રીતે ધુમાડાથી ઢંકાયેલ હોવા છતાં પણ અગ્નિ હોવાનું જ્ઞાન, મેલથી ઢંકાયેલા હોવા છતાં પણ દર્પણ હોવાનું જ્ઞાન અને ઓરથી ઢંકાયેલો રહેવા છતાં પણ ગર્ભ હોવાનું જ્ઞાન સર્વમાં રહે છે, તે જ રીતે કામથી ઢંકાયેલો રહેવા છતાં પણ વિવેક (કર્તવ્ય-અકર્તવ્યનું જ્ઞાન) સર્વમાં રહે છે, પણ કામનાને કારણે તે ઉપયોગમાં નથી આવતું.

શાસ્ત્રોના અનુસાર પરમાત્માની પ્રાપ્તિમાં ત્રણ દોષો બાધક છે – મળ, વિક્ષેપ અને આવરણ. એ દોષો અસત (સંસાર)ના સંબંધથી જ ઉત્પન્ન થાય છે. અસતનો સંબંધ કામનાથી થાય છે. આથી મૂળ દોષ કામના જ છે. કામનાનો સર્વથા નાશ થતાં જ અસત સાથે સંબંધ–વિચ્છેદ થઈ જાય છે અને વિવેક પ્રગટ થઈ જાય છે. અસત સાથે સંબંધ–વિચ્છેદ થતાં જ સઘળા દોષો દૂર થઈ જાય છે અને વિવેક પ્રગટ થઈ જાય છે.

પરમાત્મપ્રાપ્તિમાં મુખ્ય વિઘ્ન છે – સાંસારિક પદાર્થોને નાશવાન માનતા હોવા છતાં પણ તેમને મહત્ત્વ આપવું. જ્યાં સુધી અંતઃકરણમાં નાશવાન પદાર્થોનું મહત્ત્વ છે અને તેઓ સત્ય, સુંદર અને સુખદ પ્રતીત થાય છે, ત્યાં સુધી મળ, વિક્ષેપ અને આવરણ - આ ત્રણે દોષો રહે છે. આ ત્રણેમાં પણ મળ દોષને વધારે અધિક બાધક માનવામાં આવે છે. મળદોષ (પાપ)નું મુખ્ય કારણ, કામના જ છે; કેમકે કામનાથી જ બધાં પાપો થાય છે. જે સમયે સાધક એવો દૃઢ નિશ્ચય કરી લે છે કે 'હું હવે પાપ નહિ કરું', તે જ સમયે બધા દોષોની જડ કપાઈ જાય છે અને મળદોષ દૂર થવા લાગી જાય છે. સર્વથા નિષ્કામ થતાં મળદોષ સર્વથા નષ્ટ થઈ જાય છે.

શ્રીમદ્ભાગવતમાં ભગવાને કામનાવાળા પુરુષના કલ્યાણનો ઉપાય કર્મયોગ (નિષ્કામકર્મ) બતાવ્યો છે – **'કર્મયોગસ્તુ કામિનામ્'** (૧૧/૨૦/૭). આથી કામનાવાળા પુરુષોએ પોતાના કલ્યાણની બાબતમાં નિરાશ નહિ થવું જોઈએ; કેમકે જેનામાં કામના આવી છે, તે જ નિષ્કામ થશે. કર્મયોગ દ્વારા કામનાઓનો નાશ સુગમતાપૂર્વક થઈ જાય છે. નાનામાં નાની અને મોટામાં મોટી પ્રત્યેક લૌકિક કે પારમાર્થિક ક્રિયા કરવામાં 'હું શા માટે કરું છું અને કેવી રીતે કરું છું?' – એવી સાવધાની થઈ જાય, તો ઉદ્દેશ્યની જાગૃતિ થઈ જાય છે. નિરંતર ઉદ્દેશ્ય ઉપર દૃષ્ટિ રહેવાથી અશુભ કર્મો તો થતાં જ નથી અને શુભ કર્મોને પણ આસક્તિ તથા ફળેચ્છાનો ત્યાગ કરીને કરવાથી નિષ્કામતાનો અનુભવ થઈ જાય છે અને મનુષ્યનું કલ્યાણ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** પરમાત્માની પ્રાપ્તિમાં કામના જ મુખ્ય બાધક છે. જેમ, પાણીથી ભરેલો ઘડો છે અને તેમાં આપણે બે કામ કરવાં છે – તેનું ખાલી કરવો છે અને તેમાં આકાશ ભરવું છે. પરંતુ ખરેખર આપણે બે કામ કરવાનાં નથી. બલ્કે એક જ કામ કરવાનું છે - ઘડાને ખાલી કરી દેવો. ઘડામાંથી પાણી ખાલી કરી દેવાથી આકાશ પોતાની મેળે તેમાં ભરાઈ જશે, તે જ પ્રમાણે કામનાનો ત્યાગ કરવો અને પરમાત્માને પ્રાપ્ત કરવા. આ બે કામ નથી. કામનાનો ત્યાગ કરવાથી પરમાત્માની પ્રાપ્તિ આપમેળે થઈ જશે. માત્ર કામનાને લીધે જ પરમાત્મા અપ્રાપ્ત લાગે છે.

—▪—

**આવૃતં જ્ઞાનમેતેન જ્ઞાનિનો નિત્યવૈરિણા ।**
**કામરૂપેણ કૌન્તેય દુષ્પૂરેણાનલેન ચ ॥ ૩૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કૌન્તેય** | = હે કૌન્તેય! | **દુષ્પૂરેણ** | = તૃપ્ત ન થનારા | **નિત્યવૈરિણા** | = નિત્ય વેરી વડે (માણસનું) |
| **એતેન** | = આ | **ચ** | = અને | | |
| **અનલેન** | = અગ્નિની (પેઠે કદી) | **જ્ઞાનિનઃ** | = વિવેકીઓના | **જ્ઞાનમ્** | = જ્ઞાન (વિવેક) |
| | | **કામરૂપેણ** | = કામરૂપી | **આવૃતમ્** | = ઢંકાયેલું છે. |

*ટીકા* – **'એતેન'** – સાડત્રીસમા શ્લોકમાં ભગવાને પાપ કરાવવામાં મુખ્ય કારણ 'કામ' અર્થાત્ કામનાને બતાવ્યો હતો. એ જ કામનાને માટે અહીં **'એતેન'** પદ આવ્યું છે.

**'દુષ્પૂરેણાનલેન ચ'** – જેવી રીતે અગ્નિમાં ઘીની સુહાતિ સુહાતિ (અનુકૂળ) આહુતિ આપતા રહેવાથી અગ્નિ કદી તૃપ્ત નથી થતો, બલ્કે વધતો જ જાય છે, તેવી રીતે કામનાને અનુકૂળ ભોગ ભોગવતા રહેવાથી કામના કદી તૃપ્ત નથી થતી, બલ્કે અધિકાધિક વધતી જ રહે છે.[1] જે કોઈ વસ્તુ સામે આવતી રહે છે, કામના અગ્નિની જેમ તેને ખાતી રહે છે.

ભોગ અને સંગ્રહની કામના કદી પૂરી થતી જ નથી. જેટલા પણ ભોગ અને પદાર્થો મળતા રહે છે, તેટલી જ ભૂખ વધે છે. કારણ કે કામના જડની જ હોય છે, એટલા માટે જડના સંબંધથી તે કદી દૂર થતી નથી, બલ્કે અધિકાધિક વધે છે. સુંદરદાસજી લખે છે–

**જો દસ બીસ પચાસ ભયે સત, હોઈ હજાર તો લાખ મઁગૈગી ।**
**કોટિ અરબ્બ ખરબ્બ અસંખ્ય, પૃથ્વીપતિ હોન કી ચાહ જગૈગી ॥**
**સ્વર્ગ પતાલકો રાજ કરૌ, તૃષ્ના અધકી અતિ આગ લગૈગી ।**
**'સુન્દર' એક સંતોષ બિના સઠ, તેરી તો ભૂખ કભી ન ભગૈગી ॥**

જેવી રીતે, સો રૂપિયા મળતાં હજાર રૂપિયાની ભૂખ પેદા થાય છે, તો એનાથી સિદ્ધ થયું કે નવ સો રૂપિયાનું નુકસાન થયું છે. હજાર રૂપિયા મળતાં પછી સીધી દસ હજાર રૂપિયાની ભૂખ પેદા થઈ જાય છે, તો આ નવ હજાર રૂપિયાનું નુકસાન થયું છે. લાખ રૂપિયા મળતાં પછી દસ લાખ રૂપિયાથી સંતોષ નથી થતો, પરંતુ સીધી કરોડ રૂપિયાની ભૂખ પેદા થઈ જાય છે, તો સિદ્ધ થયું કે નવ્વાણું લાખ રૂપિયાનું નુકસાન થયું છે. આ રીતે દેખાય છે કે લાભ વધી ગયો, પરંતુ વાસ્તવમાં નુકસાન જ વધ્યું છે. જેટલું ધન મળે છે, તેટલી જ દરિદ્રતા (ધનની ભૂખ) વધે છે. વાસ્તવમાં દરિદ્રતા તેની જ દૂર થાય છે, જેને ધનની ભૂખ નથી.

**ચાહ ગયી ચિન્તા મિટી મનુઆઁ બેપરવાહ ।**
**જિનકો કછૂ ન ચાહિયે, સો સાહનપતિ સાહ ॥**

વાસ્તવમાં ધન એટલું બાધક નથી, જેટલી બાધક તેની કામના છે. ધનની કામના ચાહે ધનવાનમાં હોય કે નિર્ધનમાં, બન્નેને તે પરમાત્મપ્રાપ્તિથી વંચિત રાખે છે. કામના કોઈનીય પણ કદી પૂરી નથી થતી; કેમકે એ પૂરી થવાવાળી ચીજ જ નથી. કામનાથી મુક્ત તો કામના દૂર થાય તો જ થઈ શકે છે.

**'કામરૂપેણ'** – જડના સંબંધથી થવાવાળી સુખની ઇચ્છાને 'કામ' કહે છે. નાશવાન સંસારમાં થોડી પણ મહત્ત્વબુદ્ધિ થવી એ 'કામ' છે.

અપ્રાપ્તને પ્રાપ્ત કરવાની ઇચ્છા એ 'કામના' છે.

---

૧. **ન જાતુ કામઃ કામાનામુપભોગેન શામ્યતિ ।**
**હવિષા કૃષ્ણવર્ત્મેવ ભૂય એવાભિવર્ધતે ॥**
(શ્રીમદ્ભા. ૯/૧૯/૧૪; મનુસ્મૃતિ ૨/૯૪)

અંતઃકરણમાં જે અનેક સૂક્ષ્મ કામનાઓ દબાયેલી રહે છે, તેમને 'વાસના' કહે છે. વસ્તુઓની આવશ્યકતા પ્રતીત થવી એ 'સ્પૃહા' છે. વસ્તુમાં ઉત્તમતા અને પ્રીતિ દેખાવી એ 'આસક્તિ' છે. વસ્તુ મળવાની સંભાવના રાખવી એ 'આશા' છે, અને અધિક વસ્તુ મળી જાય – એ 'લોભ' કે 'તૃષ્ણા' છે. વસ્તુની ઇચ્છા અધિક વધવાથી 'યાચના' થાય છે. આ બધાં કામનાં જ રૂપો છે.

**'જ્ઞાનિનો નિત્યવૈરિણા'** – અહીં **'જ્ઞાનિનઃ'** પદ સાધનામાં લાગેલા વિવેકશીલ સાધકોને માટે આવ્યું છે. કારણ કે વિવેકશીલ સાધક જ આ કામરૂપી વેરીને ઓળખે છે અને તેનો નાશ કરે છે. સાધના ન કરવાવાળા બીજા લોકો તો એને ઓળખતા જ નથી, બલ્કે એને સુખદાયી સમજે છે.

ભગવાન કહે છે કે આ 'કામ' વિવેકશીલ સાધકોનો નિત્ય વેરી છે. કામના ઉત્પન્ન થતાં જ વિવેકશીલ સાધકને વિચાર આવે છે કે હવે કોઈક ને કોઈક આફત આવશે. કામનામાં સંસારનું મહત્ત્વ અને આશ્રય રહે છે, જે પારમાર્થિક માર્ગમાં મહાન બાધક છે. વિવેકી સાધકને કામના આરંભથી જ ડંખતી રહે છે. પરિણામમાં તો કામના સર્વને દુઃખ દે જ છે. એટલા માટે એ સાધકની નિત્ય (નિરંતર) વેરી છે.

ભોગોમાં લાગેલા અજ્ઞાનીઓને આ કામના મિત્ર જેવી જણાય છે; કેમકે કામનાને કારણે જ ભોગોમાં સુખ પ્રતીત થાય છે. કામના ના હોય તો ભોગ પદાર્થો સુખ નથી આપી શકતા. પરંતુ પરિણામમાં તેમને દુઃખ, સંતાપ, બંધન, નરક વગેરે પ્રાપ્ત થાય જ છે. એટલા માટે વાસ્તવમાં આ કામના અજ્ઞાનીઓની પણ નિત્ય વેરી છે. પરંતુ અજ્ઞાનીઓને જાગૃતિ નથી રહેતી, જ્યારે વિવેકશીલ સાધકોને જાગૃતિ રહે છે.

**'આવૃતં જ્ઞાનમ્'** – વિવેક પ્રાણીમાત્રમાં છે. પશુપક્ષી વગેરે મનુષ્યેતર યોનિઓમાં આ વિવેક વિકસિત નથી હોતો અને કેવળ જીવનનિર્વાહ સુધી સીમિત રહે છે. પરંતુ મનુષ્યમાં જો કામના ન હોય તો આ વિવેક વિકસિત થઈ શકે છે; કેમકે કામનાને કારણે જ મનુષ્યનો વિવેક ઢંકાયેલો રહે છે. વિવેક ઢંકાયેલો રહેવાથી મનુષ્ય પોતાના લક્ષ્ય પરમાત્મપ્રાપ્તિની દિશામાં આગળ વધી નથી શકતો, કેમકે કામના તેને ચિન્મયતત્ત્વની તરફ નથી જવા દેતી, બલ્કે જડ તત્ત્વમાં જ જોડી રાખે છે.

આપણા પ્રતિ કોઈ અપ્રિય તેમ જ અસત્ય બોલે તો તે ખરાબ લાગે છે અને પ્રિય તેમ જ સત્ય બોલે તો સારું લાગે છે. એનો અર્થ એ થયો કે સારું-ખરાબ, સદ્‌ગુણ-દુર્ગુણ, કર્તવ્ય-અકર્તવ્ય વગેરેનું જ્ઞાન અર્થાત્ વિવેક આપણામાં છે. પરંતુ એવું હોવા છતાં પણ કામનાગ્રસ્ત માણસ અપ્રિય અને અસત્ય બોલે છે, પોતાના કર્તવ્યનું પાલન નથી કરતો, તો તેનું કારણ એ જ છે કે કામનાએ તેના વિવેકને ઢાંકી દીધો છે.

કામનાને કારણે જ 'ત્યાગમાં સુખ છે' – આ જ્ઞાન કામ નથી કરતું. મનુષ્યને પ્રતીત તો એવું થાય છે કે અનુકૂળ ભોગપદાર્થો મળવાથી સુખ થાય છે, પરંતુ વાસ્તવમાં સુખ તેમના ત્યાગથી થાય છે. આ બધાનો અનુભવ છે કે જાગ્રત અને સ્વપ્નમાં ભોગપદાર્થો સાથે સંબંધ રહેતાં સુખ અને દુઃખ બન્ને થાય છે, પરંતુ સુષુપ્તિ (ગાઢ નિદ્રા)માં ભોગપદાર્થોની કિંચિત્ પણ સ્મૃતિ ન રહેવા છતાં સુખ થાય જ છે, દુઃખ નહિ. એટલા માટે ગાઢ નિદ્રામાંથી જાગતાં તે કહે છે કે 'હું બહુ જ સુખેથી ઊંઘ્યો.' એ સિવાય જાગ્રત અને સ્વપ્નથી થાક લાગે છે, જ્યારે સુષુપ્તિથી થાક દૂર થાય છે અને તાજગી આવે છે. આથી સિદ્ધ થાય છે કે ભોગપદાર્થોના ત્યાગમાં જ સુખ છે.

ધનની કામના થતાં જ ધન મન દ્વારા પકડાઈ જાય છે. જ્યારે બહારથી ધન પ્રાપ્ત થઈ જાય, ત્યારે મન વડે પકડેલા ધનનો ત્યાગ થઈ જાય છે અને સુખની પ્રતીતિ થાય છે. આથી વાસ્તવમાં સુખની પ્રતીતિ બહારથી ધન મળતાં નથી થઈ, પરંતુ મનથી પકડેલા ધનના ત્યાગથી જ થઈ છે. જો ધન મળવાથી જ સુખ મળતું હોત તો તે ધન રહેતાં કદી દુઃખ ન આવત; પરંતુ તે ધન રહેતું હોવા છતાં દુઃખ આવી જાય છે.

જ્યારે મનુષ્ય કોઈ વસ્તુની કામના કરે છે, ત્યારે તે પરાધીન બની જાય છે. જેમ કે, તેના મનમાં ઘડિયાળની કામના પેદા થઈ. કામના પેદા થતાં જ ઘડિયાળના અભાવનું દુઃખ થવા લાગે તો એ ઘડિયાળની પરાધીનતા કહેવાય. તે વિચારે છે કે જો રૂપિયા મળી જાય તો અત્યારે જ ઘડિયાળ ખરીદી લઉં અર્થાત્ રૂપિયા હોવાથી પોતાને સ્વાધીન અને ન હોવાથી પોતાને પરાધીન માને છે. આ માન્યતા બિલકુલ ખોટી છે. વાસ્તવમાં રૂપિયા મળવાથી ઘડિયાળની પરાધીનતા તો ન રહી, પરંતુ રૂપિયાની પરાધીનતા તો આવી જ ગઈ, કેમકે રૂપિયા પણ 'પર' છે, 'સ્વ' નહિ. જેવી રીતે વસ્તુની કામના થવાથી તે વસ્તુને પરાધીન થયો. પરાધીનતા તો તેવી ને તેવી જ રહી! પરંતુ વિવેક ઢંકાઈ જવાને કારણે મનુષ્યને વસ્તુની પરાધીનતાનો તો અનુભવ થાય છે, પરંતુ રૂપિયાની પરાધીનતાનો અનુભવ નથી થતો, બલ્કે રૂપિયાને કારણે સ્વાધીનતાનો અનુભવ કરે છે. જે પરાધીનતા સ્વાધીનતાના રૂપમાં દેખા દે છે,

તે પરાધીનતાથી છૂટવું બહુ કઠિન હોય છે.

સંસારમાત્ર ક્ષણભંગુર છે. શરીર, ધન, જમીન, મકાન વગેરે જેટલી પણ સાંસારિક વસ્તુઓ છે, તે સઘળેસઘળી પ્રતિક્ષણ વિનાશ તરફ જઈ રહી છે અને આપણાથી વિખૂટી પણ થઈ રહી છે. પરંતુ ભોગ ભોગવતી વખતે તેમની ક્ષણભંગુરતાનું જ્ઞાન નથી રહેતું. પદાર્થને નિત્ય અને સ્થિર માન્યા વિના સુખભોગ થઈ જ નથી શકતો. સાધારણ મનુષ્યોની તો વાત જ શું. સાધક પણ ભોગોને નિત્ય અને સ્થિર માનીને જ એમાં ફસાય છે. તેનું કારણ કામના દ્વારા વિવેક ઢંકાઈ જવો એ જ છે.

## વિશેષ વાત

મનુષ્યને સદાને માટે મહાન બનાવવાના ઉદ્દેશ્યથી ભગવાન કામનાને 'નિત્યવેરી' બતાવીને તેનાથી બચવા માટે સાવધાન કરે છે; કેમકે કામના જ સઘળાં પાપો અને દુઃખોનું કારણ છે. એક માણસ પોતાની સ્ત્રીને શોધી રહ્યો હતો. લોકોએ પૂછ્યું – તમારી સ્ત્રીનું નામ શું છે? તેણે કહ્યું – ફજેતી. પછી પૂછયું કે તમારું નામ શું છે ? તેણે કહ્યું બદમાશ. લોકોએ કહ્યું – ગભરાશો નહિ. બહુ પતિવ્રતા સ્ત્રી છે, પોતાની જાતે જ આવી જશે! કારણ કે બદમાશને ફજેતી (બદનામી) અવશ્ય મળે છે. એ જ રીતે સંસારના નાશવાન ભોગોની કામના કરવાવાળા મનુષ્યની પાસે દુઃખ પોતાની જાતે જ આવી જાય છે.

મનુષ્ય દુઃખથી તો બચવા ઇચ્છે છે, પરંતુ દુઃખોનું કારણ 'કામ' (કામના)ને નથી છોડતો. કામના રહેવાથી સ્વપ્ને પણ સુખ નથી મળતું – **'કામ અછત સુખ સપનેહુઁ નાહીં'** (માનસ ૭/૯૦/૧). ભગવાન **'અનલેન, દુષ્પૂરેણ'** પદો વડે એ બતાવે છે કે ભોગ અને પદાર્થો વડે કામના કદી પૂરી નથી થતી. જેમ જેમ ભોગ અને પદાર્થો મળે છે, તેમ ને તેમ જ તેમની કામના વધે છે અને જેમ-જેમ કામના વધે છે, તેમ ને તેમ જ અભાવનો અધિક અનુભવ થાય છે તેમ જ અભાવને દૂર કરવાને માટે મનુષ્ય પાપકર્મોમાં પ્રવૃત્ત થાય છે. જેવી રીતે, ધનની કામના ઉત્પન્ન થતાં મનુષ્ય ધનની પ્રાપ્તિમાં ન્યાય-અન્યાયનો વિચાર નથી કરતો. પછી કામના વધતાં (દ્વિતીયાવસ્થામાં) તે ચોરી, લૂંટ વગેરેમાં પણ લાગી જાય છે. પછી એથીયે બહુ અધિક કામના વધતાં (તૃતીયાવસ્થામાં) તે ધનને માટે બીજાઓને જાનથી પણ મારી નાખે છે. આ રીતે નાશવાન સુખની કામના કરવાવાળો મનુષ્ય પોતાના લોક અને પરલોક – બન્નેને મહાન દુઃખેરૂપ બનાવી લે છે.

**પરિશિષ્ટ ભાવ :** સાધક માટે મુખ્ય અવરોધ છે – સંયોગજન્ય સુખની કામના. આ અવરોધ સાધનામાં લાંબા કાળ સુધી રહે છે. સાધક જ્યાં પણ સુખ લે છે, ત્યાં જ અટકી જાય છે. ત્યાં સુધી કે તે સમાધિનું પણ સુખ લે તો ત્યાં અટકી જાય છે.[1] સાત્ત્વિક સુખની કામના, આસક્તિ પણ બંધનકારક થઈ જાય છે – **'સુખસઙ્ગેન બધ્નાતિ'** (૧૪/૬).[2] તેથી અહીં ભગવાને સંયોગજન્ય સુખની કામનાને વિવેકી સાધકોની નિત્યવેરી બતાવી છે – **'ન તેષુ રમતે બુધઃ'** (૫/૨૨), **'દુઃખમેવ સર્વં વિવેકિનઃ'** (યોગદર્શન ૨/૧૫).

—■—

***સંબંધ*** *– કોઈ શત્રુને નષ્ટ કરવા માટે તેનાં રહેવાનાં સ્થાનોની જાણકારી હોવી આવશ્યક છે, એટલા માટે ભગવાન આગળના શ્લોકમાં જ્ઞાનીઓના નિત્યવેરી 'કામ'નાં રહેવાનાં સ્થાન બતાવે છે.*

**ઇન્દ્રિયાણિ મનો બુદ્ધિરસ્યાધિષ્ઠાનમુચ્યતે ।**
**એતૈર્વિમોહયત્યેષ જ્ઞાનમાવૃત્ય દેહિનમ્ ॥૪૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ઇન્દ્રિયાણિ** | = ઇન્દ્રિયો, | **ઉચ્યતે** | = કહેવાય છે. | **આવૃત્ય** | = ઢાંકી દઈને |
| **મનઃ** | = મન (અને) | **એષઃ** | = આ કામના | **દેહિનમ્** | = દેહાભિમાની મનુષ્યને |
| **બુદ્ધિઃ** | = બુદ્ધિ–(એ સર્વ) | **એતૈઃ** | = આ (ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ) દ્વારા | **વિમોહયતિ** | = મોહિત કરે છે. |
| **અસ્ય** | = આ કામનાનાં | | | | |
| **અધિષ્ઠાનમ્** | = નિવાસ-સ્થાન | **જ્ઞાનમ્** | = જ્ઞાનને | | |

૧. ભોગોનું સુખ સંયોગજન્ય અને સમાધિનું સુખ વિયોગજન્ય છે. સંયોગજન્ય સુખ લેવાથી પતન થાય છે અને વિયોગજન્ય સુખ લેવાથી સાધક અટકી જાય છે.

૨. પરમાત્મપ્રાપ્તિના માર્ગમાં સાત્ત્વિક સુખની આસક્તિ અટકાવે છે અને રાજસ-તામસ સુખની આસક્તિ પતન કરે છે.

*ટીકા* – **'ઇન્દ્રિયાણિ મનો બુદ્ધિરસ્યાધિષ્ઠાનમુચ્યતે'** – કામ પાંચ સ્થાનોમાં દેખાય છે – (૧) પદાર્થોમાં (ગીતા અ. ૩/૩૪), (૨) ઇન્દ્રિયોમાં, (૩) મનમાં, (૪) બુદ્ધિમાં અને (૫) માનેલાં અહમ્ ('હું') અર્થાત્ કર્તામાં (ગીતા અ. ૨/૫૯). આ પાંચ સ્થાનોમાં દેખાવા છતાં પણ કામ વાસ્તવમાં માનેલા 'અહમ્' (ચિજ્જડગ્રંથિ)માં જ રહે છે. પરંતુ ઉપર્યુક્ત પાંચ સ્થાનોમાં દેખાઈ આવવાને કારણે જ તે આ કામનાં નિવાસસ્થાન કહેવાય છે.

સમસ્ત ક્રિયાઓ શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ દ્વારા જ થાય છે. આ ચારેય કર્મ કરવાનાં સાધનો છે. જો તેમાં કામ રહેતો હોય તો તે પારમાર્થિક કર્મો ન થવા દેત. એટલા માટે કર્મયોગી નિષ્કામ, નિર્મમ અને અનાસક્ત થઈને શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ દ્વારા અંતઃકરણની શુદ્ધિને માટે કર્મ કરે છે (ગીતા અ. ૫/૧૧).

વાસ્તવમાં કામ અહમ્ (જડ-ચેતનના તાદાત્મ્ય)માં જ રહે છે. અહમ્ અર્થાત્ 'હું'પણું કેવળ માનેલું છે. હું અમુક વર્ણ, આશ્રમ અને સંપ્રદાયવાળો છું - એ કેવળ માન્યતા છે. માન્યતા સિવાય એનું બીજું કોઈ પ્રમાણ નથી. આ માનેલા સંબંધમાં જ કામના રહે છે. કામનાથી જ બધાં પાપો થાય છે. પાપો તો ફળ આપીને નષ્ટ થઈ જાય છે, પરંતુ 'અહમ્'માંથી કામના દૂર થયા વિના નવાં-નવાં પાપો થતાં રહે છે. એટલા માટે કામના જ જીવને બાંધવાવાળી છે. મહાભારતમાં કહ્યું છે –

**કામબન્ધનમેવૈકં નાન્યદસ્તીહ બન્ધનમ્ ।**
**કામબંધનમુક્તો હિ બ્રહ્મભૂયાય કલ્પતે ॥**
(શાંતિપર્વ ૨૫૧/૭)

'જગતમાં કામના જ એકમાત્ર બંધન છે, બીજું કોઈ બંધન નથી. જે કામનાના બંધનથી છૂટી જાય છે, તે બ્રહ્મભાવ પ્રાપ્ત કરવામાં સમર્થ થઈ જાય છે.'

**'એતૈર્વિમોહયત્યેષ જ્ઞાનમાવૃત્ય દેહિનમ્'** – કામનાને કારણે મનુષ્યે જે કરવું જોઈએ, તે નથી કરતો અને જે નહિ કરવું જોઈએ, તે કરી બેસે છે. આ રીતે કામના દેહાભિમાની પુરુષને મોહિત કરી દે છે.

બીજા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે, **'કામાત્ ક્રોધોઽભિજાયતે'** (૨/૬૨) અને ક્રોધથી સંમોહ (અત્યંત મૂઢભાવ) ઉત્પન્ન થાય છે – **'ક્રોધાદ્ભવતિ સમ્મોહઃ'** (૨/૬૩). આનાથી એ સમજવું જોઈએ કે કામનામાં વિઘ્ન પહોંચતાં તો ક્રોધ ઉત્પન્ન થાય છે, પરંતુ જો કામનામાં વિઘ્ન ન પહોંચે, તો કામનાથી લોભ અને લોભથી સંમોહ ઉત્પન્ન થાય છે.[1] તાત્પર્ય એ છે કે કામનાથી પદાર્થ ના મળે તો 'ક્રોધ' ઉત્પન્ન થાય છે અને પદાર્થ મળે તો 'લોભ' ઉત્પન્ન થાય છે. તેમનાથી પછી 'મોહ' ઉત્પન્ન થાય છે. કામના રજોગુણનું કાર્ય છે અને મોહ તમોગુણનું કાર્ય. રજોગુણ અને તમોગુણ પાસે-પાસે રહે છે.[2] આથી કામ, ક્રોધ, લોભ ને મોહ પાસે-પાસે જ રહે છે. કામ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિના દ્વારા દેહાભિમાની પુરુષને મોહિત (બેહોશ) કરી દે છે. આ રીતે 'કામ' રજોગુણનું કાર્ય હોવા છતાં પણ તમોગુણનું કાર્ય 'મોહ' બની જાય છે.

કામના ઉત્પન્ન થતાં મનુષ્ય પહેલાં 'ઇન્દ્રિયો વડે ભોગ ભોગવવાની કામના કરે છે. પહેલાં તો ભોગપદાર્થો મળતા નથી અને મળી પણ જાય તો ટકતા નથી. એટલા માટે તેમને કોઈ પણ રીતે પ્રાપ્ત કરવા માટે તે મનમાં ભાતભાતની કામનાઓ કરે છે. બુદ્ધિમાં તેમને પ્રાપ્ત કરવાને માટે ભાતભાતના ઉપાયો વિચારે છે. આ રીતે કામના પહેલાં ઇન્દ્રિયોને સંયોગજન્ય સુખના પ્રલોભનમાં લગાડે છે. પછી ઇન્દ્રિયો મનને પોતાની તરફ ખેંચે છે અને ત્યાર પછી ઇન્દ્રિયો અને મન મળીને બુદ્ધિને પણ પોતાની તરફ ખેંચી લે છે. આ રીતે કામ દેહાભિમાનીના જ્ઞાનને ઢાંકીને ઇન્દ્રિયો, મન અને બુદ્ધિના દ્વારા તેને મોહિત કરી દે છે તથા તેને પતનના ખાડામાં નાખી દે છે.

એ સિદ્ધાંત છે કે નોકર સારો હોય, પરંતુ માલિક તિરસ્કારપૂર્વક તેને કાઢી મૂકે તો પછી તેને સારો નોકર નહિ મળે. એવી જ રીતે માલિક સારો હોય, પણ નોકર તેનો તિરસ્કાર કરી દે પછી તેને સારો માલિક નહિ મળે. એ જ રીતે મનુષ્ય પરમાત્મપ્રાપ્તિ કર્યા વિના શરીરને સાંસારિક ભોગ અને સંગ્રહમાં જ ખોઈ દે તો પછી તેને મનુષ્યશરીર નહિ મળે. સારી વસ્તુનો તિરસ્કાર થાય છે અંતઃકરણ અશુદ્ધ થવાથી અને અંતઃકરણ અશુદ્ધ થાય છે કામનાથી. એટલા માટે સહુથી પહેલાં કામનાનો નાશ કરવો જોઈએ.

---

૧. **રાગાત્ કામઃ પ્રભવતિ કામાલ્લોભોઽભિજાયતે ।**
**લોભાદ્ભવતિ સમ્મોહઃ સમ્મોહાત્ સ્મૃતિવિભ્રમઃ ॥**
**સ્મૃતિભ્રંશાદ્ બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્ પ્રણશ્યતિ ॥** (માર્કણ્ડેયપુરાણ ૩/૭૧-૭૨)

૨. તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણ – ત્રણેમાં પરસ્પર (ક્રમશઃ ૧, ૧૦ અને ૧૦૦ આંકડાની જેમ) દસ ગણાનું અંતર છે. તોપણ તમોગુણ (૧)થી રજોગુણ (૧૦) નજીક છે અને સત્ત્વગુણ (૧૦૦) આ બન્નેથી દૂર પડે છે.

**'દેહિનમ્ વિમોહયતિ'** પદોનું તાત્પર્ય એ છે કે કામ દેહાભિમાની પુરુષને જ મોહિત કરે છે. શરીરને 'હું' અને 'મારું' માનવાવાળો જ દેહાભિમાની હોય છે. ભગવાને પોતાના ઉપદેશના આરંભમાં જ દેહ (શરીર) અને દેહી શરીરી-આત્મા)નું વિવેચન કર્યું છે (ગીતા અ. ૨/૧૧ થી ૩૦ સુધી). દેહ અને દેહી બન્ને અલગ-અલગ છે – આ બધાનો અનુભવ છે. આ કામ જ્ઞાનને ઢાંકીને દેહાભિમાની (દેહ સાથે પોતાનો સંબંધ માનવાવાળા)ને બાંધે છે, દેહી (શુદ્ધ સ્વરૂપ)ને નહિ. જે દેહની સાથે પોતાનો સંબંધ નથી માનતો, તેને એ બાંધી નથી શકતો. દેહને 'હું' 'મારો' અને 'મારે માટે' માનવાથી જ મનુષ્ય ઉત્પત્તિ-વિનાશશીલ જડ વસ્તુઓને મહત્ત્વ આપે છે; જેથી તેમાં જડતાનો રાગ ઉત્પન્ન થઈ જાય છે. રાગ ઉત્પન્ન થતાં જડતા સાથે સંબંધ થઈ જાય છે. જડતા સાથે સંબંધ થતાં જ કામના ઉત્પન્ન થાય છે. કામના ઉત્પન્ન થતાં જીવ મોહિત બનીને સંસારના બંધનમાં બંધાઈ જાય છે.



***સંબંધ*** *– હવે આગળના ત્રણ શ્લોકોમાં ભગવાન કામને મારવાની રીત બતાવતા રહીને તેને મારવાની આજ્ઞા આપે છે.*

**તસ્માત્ત્વમિન્દ્રિયાણ્યાદૌ નિયમ્ય ભરતર્ષભ ।**
**પાપ્માનં પ્રજહિ હ્યેનં જ્ઞાનવિજ્ઞાનનાશનમ્ ॥૪૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તસ્માત્** | = માટે | **ઇન્દ્રિયાણિ** | = ઇન્દ્રિયોને | **નાશનમ્** | નાશ કરનારા |
| **ભરતર્ષભ** | = હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ અર્જુન! | **નિયમ્ય** | = વશમાં કરીને | **પાપ્માનમ્** | = મહાપાપી કામને |
| **ત્વમ્** | = તું | **એનમ્** | = આ | **હિ** | = જરૂર |
| **આદૌ** | = સૌથી પહેલાં | **જ્ઞાનવિજ્ઞાન-** | = જ્ઞાન અને વિજ્ઞાનનો | **પ્રજહિ** | = બળપૂર્વક હણી નાખ. |

*ટીકા* – **'તસ્માત્ત્વમિન્દ્રિયાણ્યાદૌ નિયમ્ય ભરતર્ષભ'** – ઇન્દ્રિયોને વિષયોમાં ભોગબુદ્ધિથી પ્રવૃત્ત ન થવા દેવી, પરંતુ કેવળ નિર્વાહ-બુદ્ધિથી અથવા સાધનબુદ્ધિથી પ્રવૃત્ત થવા દેવી એ જ તેમને વશમાં કરવી કહેવાય. તાત્પર્ય એ છે કે ઇન્દ્રિયોની વિષયોમાં રાગપૂર્વક પ્રવૃત્તિ ન થાય અને દ્વેષપૂર્વક નિવૃત્તિ ન થાય (ગીતા અ. ૧૮/૧૦) રાગપૂર્વક પ્રવૃત્તિ અને દ્વેષપૂર્વક નિવૃત્તિ થવાથી રાગદ્વેષ પુષ્ટ બની જાય છે અને ન ઇચ્છતો હોવા છતાં પણ મનુષ્યને પતનની તરફ લઈ જાય છે. એટલા માટે પ્રવૃત્તિ અને નિવૃત્તિ અથવા કર્તવ્ય અને અકર્તવ્યને જાણવાને માટે શાસ્ત્ર જ પ્રમાણ છે (ગીતા અ. ૧૬/૨૪). શાસ્ત્રના અનુસાર કર્તવ્યનું પાલન અને અકર્તવ્યનો ત્યાગ કરવાથી ઇન્દ્રિયો વશમાં થઈ જાય છે.

'કામ'ને મારવા માટે સહુથી પહેલાં ઇન્દ્રિયોનું નિયમન કરવું. એમ કહેવાનું કારણ એ છે કે જ્યાં સુધી મનુષ્ય ઇન્દ્રિયોને વશ રહે છે, ત્યાં સુધી તેની દૃષ્ટિ તત્ત્વની બાજુ નથી જતી; ને તત્ત્વની બાજુ દૃષ્ટિ ગયા વિના અર્થાત્ તત્ત્વનો અનુભવ થયા વિના 'કામ'નો સર્વથા નાશ નથી થતો.

મનુષ્યની પ્રવૃત્તિ ઇન્દ્રિયો વડે જ થાય છે. એટલા માટે તે સહુથી પહેલાં ઇન્દ્રિયોના વિષયોમાં જ ફસાય છે, જેનાથી તેનામાં તે વિષયોની કામના ઉત્પન્ન થઈ જાય છે. કામના સહિત કર્મ કરવાથી મનુષ્ય સંપૂર્ણ રીતે ઇન્દ્રિયોના વશમાં થઈ જાય છે અને એનાથી તેનું પતન થઈ જાય છે. પરંતુ જે મનુષ્ય ઇન્દ્રિયોને વશ કરીને નિષ્કામભાવપૂર્વક કર્તવ્યકર્મ કરે છે, તેનો શીઘ્ર જ ઉદ્ધાર થઈ જાય છે.

**'એનમ્ જ્ઞાનવિજ્ઞાનનાશનમ્'** – **'જ્ઞાન'** પદનો અર્થ શાસ્ત્રીય જ્ઞાન પણ કરવામાં આવે છે; જેમ કે – બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મોની અંતર્ગત **'જ્ઞાનમ્'** પદ શાસ્ત્રીય જ્ઞાનને માટે જ આવ્યું છે (ગીતા અ. ૧૮/૪૨). પરંતુ અહીં પ્રસંગના અનુસાર 'જ્ઞાન'નો અર્થ વિવેક (કર્તવ્ય-અકર્તવ્યને અલગ-અલગ જાણવું) કરવો એ જ ઉચિત પ્રતીત થાય છે. **'વિજ્ઞાન'** પદનો અર્થ વિશેષ જ્ઞાન અર્થાત્ તત્ત્વજ્ઞાન (અનુભવજ્ઞાન, મૂળ જ્ઞાન કે બોધ) છે.

વિવેક અને તત્ત્વજ્ઞાન – બન્નેય સ્વતઃસિદ્ધ છે. તત્ત્વ-જ્ઞાનનો અનુભવ તો બધાને નથી, પણ વિવેકનો અનુભવ બધાને છે. મનુષ્યમાં આ વિવેક વિશેષ રૂપથી છે. અર્જુનના પ્રશ્ન (મનુષ્ય ન ઇચ્છતો હોવા છતાં પણ પાપ કેમ કરે છે?)માં આવેલા **'અનિચ્છન્નપિ'** પદથી પણ આ જ સિદ્ધ થાય છે કે મનુષ્યમાં વિવેક છે અને આ વિવેકથી જ તે

પાપ અને પુણ્ય - બન્નેને જાણે છે અને પાપ નથી કરવા ઇચ્છતો. પાપ ન કરવાની ઇચ્છા વિવેક વિના નથી થતી. પરંતુ આ 'કામ' તે વિવેકને ઢાંકી દે છે અને તેને જાગ્રત નથી થવા દેતો.

વિવેક જાગ્રત થવાથી મનુષ્ય ભવિષ્ય ઉપર અર્થાત્ પરિણામ ઉપર દૃષ્ટિ રાખીને જ બધાં કાર્યો કરે છે. પરંતુ કામનાથી વિવેક ઢંકાઈ જવાને કારણે પરિણામ તરફ દૃષ્ટિ જ નથી જતી. પરિણામ તરફ દૃષ્ટિ ન જવાથી જ તે પાપ કરે છે.

આ રીતે જેનો અનુભવ બધાને છે, તે વિવેકને પણ જ્યારે આ 'કામ' જાગ્રત નથી થવા દેતો, ત્યારે જેનો અનુભવ બધાને નથી, તે તત્ત્વજ્ઞાનને તો જાગ્રત થવા જ કેવી રીતે દેશે? એટલા માટે અહીં 'કામ'ને જ્ઞાન (વિવેક) અને વિજ્ઞાન (બોધ)-બેઉનો નાશ કરવાવાળો બતાવવામાં આવ્યો છે.

વાસ્તવમાં આ 'કામ' જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ (અભાવ) નથી કરતો, પરંતુ એ બેઉને ઢાંકી દે છે અર્થાત્ પ્રગટ નથી થવા દેતો. તેમને ઢાંકી દેવાને જ અહીં તેમનો નાશ કરવો એમ કહેવામાં આવ્યું છે. કારણ કે જ્ઞાન-વિજ્ઞાનનો કદી નાશ થતો જ નથી. નાશ તો વાસ્તવમાં 'કામ'નો જ થાય છે. જેવી રીતે નેત્રોની સામે વાદળ આવતાં 'વાદળોએ સૂર્યને ઢાંકી દીધો' એવું કહેવામાં આવે છે, પરંતુ વાસ્તવમાં સૂર્ય નથી ઢંકાઈ જતો, પરંતુ નેત્ર ઢંકાઈ જાય છે, એ જ રીતે 'કામનાએ જ્ઞાન-વિજ્ઞાનને ઢાંકી દીધાં' એવું કહેવામાં તો આવે છે, પરંતુ વાસ્તવમાં જ્ઞાન-વિજ્ઞાન ઢંકાઈ નથી જતાં, પરંતુ બુદ્ધિ ઢંકાઈ જાય છે.

**'પાપ્માનં હિ પ્રજહિ'** – કામના સઘળાં પાપોની જડ છે. એટલા માટે કામના ઉત્પન્ન થવાથી પાપ થવાની સંભાવના રહે છે. આગળ ચાલીને કામના મનુષ્યના વિવેકને ઢાંકી તેને આંધળો બનાવી દે છે, જેનાથી તેને પાપ-પુણ્યનું જ્ઞાન જ નથી રહેતું અને તે પાપોમાં જ લાગી જાય છે. એથી તેનું પતન થઈ જાય છે. એટલા માટે ભગવાન કામનાને મહાપાપી બતાવીને તેને અવશ્ય જ મારી નાખવાની આજ્ઞા આપે છે.

'ગૃહસ્થજીવન બરાબર નથી, સાધુ બની જઈએ, એકાંતમાં ચાલ્યા જઈએ' – એવો વિચાર કરીને મનુષ્ય કાર્યને તો બદલવા ઇચ્છે છે, પરંતુ કારણ 'કામના'ને નથી છોડતો; તેને છોડવાનો વિચાર જ નથી કરતો. જો તે કામનાને છોડી દે તો એનાં બધાં કામ આપોઆપ બની જાય. જ્યારે મનુષ્ય જીવવાની કામના સાથે તથા અન્ય કામનાઓને છોડ્યા વિના મૃત્યુ પામે છે, ત્યારે તે કામનાઓ તેના પછીના જન્મનું કારણ બની જાય છે. તાત્પર્ય એ છે કે જ્યાં સુધી મનુષ્યમાં કામના રહે છે, ત્યાં સુધી તે જન્મમરણરૂપી બંધનમાં પડ્યો રહે છે. આ રીતે બંધનના સિવાય કામના બીજા કોઈ કામમાં નથી આવતી.

જ્યારે મનુષ્યનું જડ પદાર્થોની તરફ આકર્ષણ થાય છે, ત્યારે તેમની કામના ઉત્પન્ન થાય છે. કામના ઉત્પન્ન થતાં જ વિવેકદૃષ્ટિ દબાઈ જાય છે અને ઇન્દ્રિયદૃષ્ટિનું પ્રાધાન્ય થઈ જાય છે. ઇન્દ્રિયો મનુષ્યને કેવળ શબ્દ વગેરે વિષયોના સુખભોગમાં જ લગાડે છે. પશુ-પક્ષીઓની પણ પ્રવૃત્તિ ઇન્દ્રિયો વડે મળવાવાળા સુખ સુધી જ રહે છે. પરંતુ કામનાથી વિવેક ઢંકાઈ જવાને કારણે મનુષ્ય ઇન્દ્રિયજન્ય સુખને માટે પદાર્થોની કામના કરવા લાગે છે અને પછી પદાર્થોને માટે રૂપિયાની કામના કરવા લાગી જાય છે. એટલું જ નહિ, તેની દૃષ્ટિ રૂપિયાથી પણ હઠીને રૂપિયાની ગણતરી (સંગ્રહ)ની જ થઈ જાય છે. પછી તે રૂપિયાની ગણતરી વધારવામાં જ લાગી જાય છે. નિર્વાહમાત્ર માટે રૂપિયાની અપેક્ષાએ તેમનો સંગ્રહ અધિક પતન કરવાવાળો છે અને સંગ્રહની અપેક્ષાએ પણ રૂપિયાની ગણતરી મહાન પતન કરવાવાળી છે. સંપત્તિ વધારવાને માટે તે જૂઠ, કપટ, દગો, ચોરી વગેરે પાપકર્મો પણ કરવા લાગી જાય છે અને સંપત્તિ વધી જતાં તેનામાં અભિમાન પણ આવી જાય છે, જે આસુરી સંપત્તિનું મૂળ છે. આ રીતે કામનાને કારણે મનુષ્ય મહાન પતન તરફ ચાલ્યો જાય છે એટલા માટે ભગવાન આ મહાન પાપનું કારણ એવી કામનાનો સંપૂર્ણપણે નાશ કરવાની આજ્ઞા આપે છે.



**ઇન્દ્રિયાણિ પરાણ્યાહુરિન્દ્રિયેભ્યઃ પરં મનઃ ।**
**મનસસ્તુ પરા બુદ્ધિર્યો બુદ્ધેઃ પરતસ્તુ સઃ ॥૪૨॥**

**એવં બુદ્ધેઃ પરં બુદ્ધ્વા સંસ્તભ્યાત્માનમાત્મના ।**
**જહિ શત્રું મહાબાહો કામરૂપં દુરાસદમ્ ॥૪૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઇન્દ્રિયાણિ | = ઇન્દ્રિયોને (સ્થૂળ શરીર કરતાં) | પરા | = પર | પરમ્ | = પર (કામ)ને |
| | | બુદ્ધિઃ | = બુદ્ધિ છે (અને) | બુદ્ધ્વા | = ઓળખીને |
| પરાણિ | = પર (શ્રેષ્ઠ, સબળ, પ્રકાશક, વ્યાપક તેમજ સૂક્ષ્મ) | તુ | = અને | આત્મના | = પોતાના દ્વારા |
| | | યઃ | = જે | આત્માનમ્ | = પોતાને |
| | | બુદ્ધેઃ | = બુદ્ધિ કરતાં (પણ) | સંસ્તભ્ય | = વશ કરીને |
| આહુઃ | = કહે છે. | | | મહાબાહો | = હે મહાબાહો! (તું આ) |
| ઇન્દ્રિયેભ્યઃ | = ઇન્દ્રિયો કરતાં | પરતઃ | = પર છે, | કામરૂપમ્ | = કામરૂપી |
| પરમ્ | = પર | સઃ | = તે (કામ) છે. | દુરાસદમ્ | = દુર્જય |
| મનઃ | = મન છે, | એવમ્ | = આ પ્રમાણે | શત્રુમ્ | = શત્રુને |
| મનસઃ, તુ | = મન કરતાં પણ | બુદ્ધેઃ | = બુદ્ધિ કરતાં | જહિ | = હણી નાખ. |

*ટીકા* – **'ઇન્દ્રિયાણિ પરાણ્યાહુઃ'** – શરીર અથવા વિષયોથી ઇન્દ્રિયો પર છે. તાત્પર્ય એ છે કે ઇન્દ્રિયો દ્વારા વિષયોનું જ્ઞાન થાય છે, પરંતુ વિષયો દ્વારા ઇન્દ્રિયોનું જ્ઞાન નથી થતું. ઇન્દ્રિયો વિષયો વિના પણ રહે છે, પરંતુ ઇન્દ્રિયો વિના વિષયોની સત્તા સિદ્ધ નથી થતી. વિષયોમાં એ સામર્થ્ય નથી કે તેઓ ઇન્દ્રિયોને પ્રકાશિત કરે, બલ્કે ઇન્દ્રિયો વિષયોને પ્રકાશિત કરે છે. ઇન્દ્રિયો તે જ રહે છે, પરંતુ વિષયો બદલતા રહે છે. ઇન્દ્રિયો વ્યાપક છે અને વિષયો વ્યાપ્ય છે અર્થાત્ વિષયો ઇન્દ્રિયોની અંતર્ગત આવે છે, પરંતુ ઇન્દ્રિયો વિષયોની અંતર્ગત નથી આવતી. વિષયોની અપેક્ષાએ ઇન્દ્રિયો સૂક્ષ્મ છે. એટલા માટે વિષયોની અપેક્ષાએ ઇન્દ્રિયો શ્રેષ્ઠ, સબળ, પ્રકાશક, વ્યાપક અને સૂક્ષ્મ છે.

**'ઇન્દ્રિયેભ્યઃ પરં મનઃ'** – ઇન્દ્રિયો મનને નથી જાણતી, પરંતુ મન બધી ઇન્દ્રિયોને જાણે છે. ઇન્દ્રિયોમાં પણ પ્રત્યેક ઇન્દ્રિય પોતપોતાના વિષયને જ જાણે છે, અન્ય ઇન્દ્રિયોના વિષયોને નહિ; જેમ કે - કાન કેવળ શબ્દને જાણે છે, પરંતુ સ્પર્શ, રૂપ, રસ અને ગંધને નથી જાણતા; ત્વચા કેવળ સ્પર્શને જાણે છે, પરંતુ શબ્દ, રૂપ, રસ અને ગંધને નથી જાણતી; નેત્રો કેવળ રૂપને જાણે છે, પરંતુ શબ્દ, સ્પર્શ, રસ અને ગંધને નથી જાણતાં; રસના કેવળ રસને જાણે છે, પરંતુ શબ્દ, સ્પર્શ, રૂપ અને ગંધને નથી જાણતી; અને નાસિકા કેવળ ગંધને જાણે છે, પરંતુ શબ્દ, સ્પર્શ, રૂપ અને રસને નથી જાણતી; પરંતુ મન પાંચે જ્ઞાનેન્દ્રિયોને તથા તેમના વિષયોને જાણે છે. એટલા માટે મન ઇન્દ્રિયો કરતાં શ્રેષ્ઠ, સબળ, પ્રકાશક, વ્યાપક અને સૂક્ષ્મ છે.

**'મનસસ્તુ પરા બુદ્ધિઃ'** – મન બુદ્ધિને નથી જાણતું, પરંતુ બુદ્ધિ મનને જાણે છે. મન કેવું છે? શાંત છે કે વ્યાકુળ? સારું છે કે નઠારું? વગેરે વાતોને બુદ્ધિ જાણે છે. ઇન્દ્રિયો સારું કામ કરે છે કે નહિ? – તેને પણ બુદ્ધિ જાણે છે, તાત્પર્ય એ છે કે બુદ્ધિ મનને તથા તેના સંકલ્પોને પણ જાણે છે અને ઇન્દ્રિયોને તથા તેમના વિષયોને પણ જાણે છે. એટલા માટે ઇન્દ્રિયોથી પર જે મન છે, તે મનથી પણ બુદ્ધિ પર (શ્રેષ્ઠ, બળવાન, પ્રકાશક, વ્યાપક અને સૂક્ષ્મ) છે.

**'યઃ બુદ્ધેઃ પરતસ્તુ સઃ'** – બુદ્ધિનો સ્વામી 'અહમ્' છે, એટલા માટે કહે છે – 'મારી બુદ્ધિ'. બુદ્ધિ કરણ અને 'અહમ્' કર્તા છે. કરણ પરતંત્ર હોય છે, પરંતુ કર્તા સ્વતંત્ર હોય છે. તે 'અહમ્'માં જે જડ અંશ છે, તેમાં 'કામ' રહે છે. જડ અંશની સાથે તાદાત્મ્ય હોવાને કારણે તે કામ સ્વરૂપ (ચેતન)માં રહેતો પ્રતીત થાય છે.

વાસ્તવમાં 'અહમ્'માં જ 'કામ' રહે છે; કેમકે તે જ ભોગોની ઇચ્છા કરે છે અને સુખદુઃખનો ભોક્તા બને છે. ભોક્તા, ભોગ અને ભોગ્ય – આ ત્રણેમાં સજાતીયતા (જાતીય એકતા) છે. આમાં સજાતીયતા ન હોય તો ભોક્તામાં ભોગ્યની કામના કે આકર્ષણ થઈ જ નથી શકતું. ભોક્તાપણાનો જે પ્રકાશક છે, જેના પ્રકાશમાં ભોક્તા, ભોગ અને ભોગ્ય - આ ત્રણેની સિદ્ધિ થાય છે, તે પરમ પ્રકાશક (શુદ્ધ ચેતન)માં કામ નથી. 'અહમ્' સુધી બધો પ્રકૃતિનો અંશ છે. તે 'અહમ્'થી પણ આગળ સાક્ષાત્ પરમાત્માનો અંશ 'પોતે' છે, જે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને અહમ્- આ બધાનો આશ્રય, આધાર, કારણ અને પ્રેરક છે તથા શ્રેષ્ઠ, બળવાન, પ્રકાશક, વ્યાપક અને સૂક્ષ્મ છે.

જડ (પ્રકૃતિ)નો અંશ જ સુખદુઃખના રૂપમાં પરિણમે છે અર્થાત્ સુખદુઃખરૂપી વિકૃતિ જડમાં જ થાય છે. ચેતનમાં વિકૃતિ નથી, બલ્કે ચેતન વિકૃતિનો જ્ઞાતા છે; પરંતુ જડ સાથે તાદાત્મ્ય થવાથી સુખદુઃખનો ભોક્તા ચેતન જ બને છે અર્થાત્ ચેતન જ સુખીદુઃખી થાય છે. કેવળ જડમાં સુખીદુઃખી થવાનું નથી બનતું. તાત્પર્ય એ છે કે 'અહં'માં જે જડ અંશ છે, તેની સાથે તાદાત્મ્ય કરી લેવાથી ચેતન

પણ પોતાને 'હું ભોક્તા છું' એમ માની લે છે. પરમાત્મ-તત્ત્વનો સાક્ષાત્કાર થતાં જ રસબુદ્ધિ નિવૃત્ત થઈ જાય છે – **'રસોઽપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે'** (ગીતા અ. ૨/૫૯). આમાં **'અસ્ય'** પદ ભોક્તા બનેલા **'અહમ્'**નું વાચક છે અને જે ભોક્તાપણાથી નિર્લિપ્ત તત્ત્વ છે, તે પરમાત્માનું વાચક **'પરમ્'** પદ છે. તેના જ્ઞાનથી રસ અર્થાત્ રસબુદ્ધિ નિવૃત્ત થઈ જાય છે. કારણ કે સુખને માટે જ કામના થાય છે અને સ્વરૂપ સહજસુખરાશિ છે. એટલા માટે પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર થવાથી 'કામ' (સંયોગજન્ય સુખની ઇચ્છા) સર્વદા અને સર્વથા દૂર થઈ જાય છે.

## માર્મિક વાત

સ્થૂળ શરીર 'વિષય' છે, ઇન્દ્રિયો 'બહિઃકરણ' છે અને મન-બુદ્ધિ 'અંતઃકરણ' છે. સ્થૂળ શરીરથી ઇન્દ્રિયો પર (શ્રેષ્ઠ, બળવાન, પ્રકાશક, વ્યાપક અને સૂક્ષ્મ) છે તથા ઇન્દ્રિયોથી બુદ્ધિ પર છે. બુદ્ધિથી પણ પર 'અહમ્' છે, જે કર્તા છે. આ 'અહમ્' (કર્તા)માં કામ અર્થાત્ લૌકિક ઇચ્છા રહે છે.

પોતાની સત્તા (હોવાપણું) અર્થાત્ પોતાનું સ્વરૂપ ચેતન, નિર્વિકાર અને સત-ચિત્-આનંદરૂપ છે. જ્યારે તે જડ (પ્રકૃતિજન્ય શરીર)ની સાથે તાદાત્મ્ય કરી લે છે, ત્યારે 'અહમ્' ઉત્પન્ન થાય છે અને સ્વરૂપ 'કર્તા' બની જાય છે. આ રીતે કર્તામાં એક જડ અંશ હોય છે અને એક ચેતન અંશ. જડ અંશના પ્રાધાન્યથી સંસાર પ્રત્યે અને ચેતન અંશના પ્રાધાન્યથી પરમાત્મા પ્રત્યે આકર્ષણ થાય છે.[1] તાત્પર્ય એ છે કે તેમાં જડ અંશના પ્રાધાન્યથી લૌકિક (સંસારની) ઇચ્છાઓ રહે છે અને ચેતન અંશના પ્રાધાન્યથી પારમાર્થિક (પરમાત્માની) ઇચ્છા રહે છે. જડ અંશ દૂર થવાવાળો છે, એટલા માટે લૌકિક ઇચ્છાઓ દૂર થવાવાળી છે અને ચેતન અંશ સદા રહેવાવાળો છે, એટલા માટે પારમાર્થિક ઇચ્છા પૂરી થવાવાળી છે. એટલા માટે લૌકિક ઇચ્છાઓ (કામનાઓ)ની નિવૃત્તિ અને પારમાર્થિક ઇચ્છા (સંસારથી દૂર થવાની ઇચ્છા, સ્વરૂપબોધની જિજ્ઞાસા અને ભગવત્પ્રેમની અભિલાષા)ની પૂર્તિ થાય છે. લૌકિક ઇચ્છાઓ ઉત્પન્ન થઈ શકે છે, પરંતુ ટકી નથી શકતી. પરંતુ પારમાર્થિક ઇચ્છા દબાઈ શકે છે, પરંતુ દૂર નથી થઈ શકતી. કારણ કે લૌકિક ઇચ્છાઓ અવાસ્તવિક અને પારમાર્થિક ઇચ્છા વાસ્તવિક છે. એટલા માટે સાધકે ન તો લૌકિક ઇચ્છાઓની પૂર્તિની આશા રાખવી જોઈએ અને પારમાર્થિક ઇચ્છાની અપૂર્તિથી નિરાશ પણ ન થવું જોઈએ.

વસ્તુતઃ મૂળમાં ઇચ્છા એક જ છે, જે પોતાના અંશી પરમાત્માની છે. પરંતુ જડના સંબંધથી આ ઇચ્છાના બે ભેદ થઈ જાય છે અને મનુષ્ય પોતાની વાસ્તવિક ઇચ્છાની પૂર્તિ પરિવર્તનશીલ જડ (સંસાર) દ્વારા કરવાને માટે જ પદાર્થોની ઇચ્છાઓ કરવા લાગી જાય છે, જે તેની ભૂલ છે. કારણ કે લૌકિક ઇચ્છાઓ 'પરધર્મ' અને પારમાર્થિક ઇચ્છા 'સ્વધર્મ' છે. પરંતુ સાધકમાં લૌકિક અને પારમાર્થિક – બન્ને ઇચ્છાઓ રહેવાથી દ્વન્દ્વ પેદા થઈ જાય છે. દ્વન્દ્વ થવાથી સાધકમાં ભજન, ધ્યાન, સત્સંગ વગેરેને સમયે તો પારમાર્થિક ઇચ્છા જાગ્રત રહે છે, પરંતુ અન્ય સમયે તેની પારમાર્થિક ઇચ્છા દબાઈ જાય છે અને લૌકિક (ભોગ તેમ જ સંગ્રહની) ઇચ્છાઓ ઉત્પન્ન થઈ જાય છે. લૌકિક ઇચ્છાઓ રહેતી હોઈને સાધકમાં સાધના કરવાનો એક નિશ્ચય સ્થિર નથી રહી શકતો. પારમાર્થિક ઇચ્છા જાગ્રત થયા વિના સાધકની ઉન્નતિ નથી થતી. જ્યારે સાધકનો એકમાત્ર પરમાત્મપ્રાપ્તિ કરવાનો દૃઢ ઉદ્દેશ્ય થઈ જાય છે, ત્યારે આ દ્વન્દ્વ દૂર થઈ જાય છે અને સાધકમાં એક પારમાર્થિક ઇચ્છા જ પ્રબળ રહી જાય છે. એક જ પારમાર્થિક ઇચ્છા પ્રબળ રહેવાથી સાધક સુગમતાપૂર્વક પરમાત્મપ્રાપ્તિ કરી લે છે (ગીતા અ. ૫/૩). એટલા માટે લૌકિક અને પારલૌકિક ઇચ્છાનું દ્વન્દ્વ દૂર કરવું એ સાધકને માટે ઘણું જ આવશ્યક છે.

શુદ્ધ સ્વરૂપમાં પોતાના અંશી પરમાત્મા પ્રત્યે આપમેળે એક આકર્ષણ કે રુચિ વિદ્યમાન રહે છે, જેને 'પ્રેમ' કહે છે. જ્યારે તે સંસારની સાથે પોતાનો સંબંધ માની લે છે, ત્યારે તે 'પ્રેમ' દબાઈ જાય છે અને 'કામ' ઉત્પન્ન થઈ જાય છે. જ્યાં સુધી 'કામ' રહે છે, ત્યાં સુધી

૧. જડ-ચેતનના તાદાત્મ્ય અને આકર્ષણને સમજવા માટે એક દૃષ્ટાંત દેવામાં આવે છે. ચાર ખૂણાવાળા કોઈ લોખંડનું અગ્નિ સાથે તાદાત્મ્ય અર્થાત્ સંબંધ થતાં લોખંડમાં બાળવાની શક્તિ ન હોવા છતાં પણ તે બાળવાવાળું થઈ જાય છે; અને અગ્નિ ચાર ખૂણાવાળો ન હોવા છતાં પણ ચાર ખૂણાવાળો થઈ જાય છે. અગ્નિ સાથે તાદાત્મ્ય થવા છતાં પણ ચુંબક પ્રત્યે લોઢું જ આકર્ષિત થાય છે, અગ્નિ નહિ; કેમકે ચુંબકની સાથે લોઢાની સજાતીયતા છે. અગ્નિ પોતાના સજાતીય નિરાકાર અગ્નિતત્ત્વ પ્રત્યે આકર્ષિત થાય છે, એટલા માટે તે આપોઆપ શાંત થઈ જાય છે. આ જ રીતે જડ અને ચેતનના તાદાત્મ્યમાં જડ અંશ સંસાર પ્રત્યે અને ચેતન અંશ પરમાત્મા પ્રત્યે આકર્ષિત થાય છે. ચેતન અંશ પરમાત્મા પ્રત્યે આકર્ષિત થતાં જડ અંશ દૂર થઈ જાય છે; કેમકે જડ અનિત્ય છે, પરંતુ જડ અંશના સંસાર પ્રત્યે આકર્ષિત થવા છતાં પણ ચેતન અંશ દૂર નથી થતો; કેમકે ચેતન નિત્ય છે.

'પ્રેમ' જાગ્રત નથી થતો. જ્યાં સુધી 'પ્રેમ' જાગ્રત નથી થતો ત્યાં સુધી 'કામ'નો સર્વથા નાશ નથી થતો. જડ અંશના પ્રાધાન્યથી જેનામાં સાંસારિક ભોગોની ઈચ્છા (કામ) રહે છે, તેમાં જ ચેતન અંશના પ્રાધાન્યથી પરમાત્માની ઈચ્છા પણ રહે છે. આથી વાસ્તવમાં 'કામ'નો નિવાસ જડ અંશમાં જ છે, પરંતુ તે પણ ચેતનના સંબંધથી જ છે. ચેતનનો સંબંધ દૂર થતાં જ 'કામ'નો નાશ થઈ જાય છે. તાત્પર્ય એ થયું કે ચેતન દ્વારા જડ સાથેનો સંબંધ-વિચ્છેદ કરતાં જ જડ-ચેતનના તાદાત્મ્યરૂપી 'અહમ્'નો નાશ થઈ જાય છે અને 'અહમ્'નો નાશ થતાં જ 'કામ' પણ નષ્ટ થઈ જાય છે.

'અહમ્'માં જે જડ અંશ છે, તેમાં કામ રહે છે – એની પ્રબળ યુક્તિ એ છે કે દશ્યરૂપે દેખાવાવાળો સંસાર, તેને જોનારી ઇન્દ્રિયો તથા બુદ્ધિ અને તેને જોનાર સ્વયં ભોક્તા' – આ ત્રણેમાં જાતીય (ધાતુગત) એકતા વિના ભોક્તાનું ભોગ્ય પ્રત્યે આકર્ષણ થઈ જ નથી શકતું. કારણ કે આકર્ષણ સજાતીયતામાં જ થાય છે, વિજાતીયતામાં નહિ; જેમ કે – નેત્રોનું રૂપના પ્રત્યે જ આકર્ષણ થાય છે, શબ્દોના પ્રત્યે નહિ. આ જ વાત સઘળી ઇન્દ્રિયોમાં લાગુ પડે છે. બુદ્ધિનું પણ સમજવાના વિષય (વિવેક-વિચાર)માં આકર્ષણ થાય છે, શબ્દાદિ વિષયોમાં નહિ (જો થાય તો ઇન્દ્રિયોને સાથે લેવાથી જ થાય છે.) એવી જ રીતે પોતા (ચેતન)ની પરમાત્મા સાથે તાત્ત્વિક એકતા છે, એટલા માટે 'પોતા'નું પરમાત્મા પ્રત્યે આકર્ષણ થાય છે. આ તાત્ત્વિક એકતા જડ અંશનો સર્વથા વિચ્છેદ કરવાથી જ અનુભવમાં આવે છે. અનુભવમાં આવતાં જ 'પ્રેમ' જાગ્રત થઈ જાય છે. પ્રેમમાં જડતા (અસત)નો અંશ પણ શેષ નથી રહેતો અર્થાત્ જડતાનો અત્યંત અભાવ થઈ જાય છે.

પ્રકૃતિના કાર્ય મહતત્ત્વ (સમષ્ટિ બુદ્ધિ)નો અત્યંત સૂક્ષ્મ અંશ 'કારણશરીર' જ 'અહમ્'નો જડ અંશ છે. આ કારણશરીરમાં જ 'કામ' રહે છે. કારણશરીરના તાદાત્મ્યથી 'કામ' પોતાનામાં દેખાય છે. તાદાત્મ્ય દૂર થતાં જેમાં 'કામ'નો લેશ પણ નથી, એવા પોતાના શુદ્ધ સ્વરૂપનો અનુભવ થઈ જાય છે. સ્વરૂપનો અનુભવ થઈ જતાં 'કામ' સર્વથા નિવૃત્ત થઈ જાય છે.

**'એવં બુદ્ધેઃ પરં બુદ્ધ્વા'** – પહેલાં શરીરથી પર ઇન્દ્રિયો, ઇન્દ્રિયોથી પર મન, મનથી પર બુદ્ધિ અને બુદ્ધિથી પર 'કામ'ને બતાવવામાં આવ્યો. હવે ઉપર્યુક્ત પદોમાં બુદ્ધિથી પર 'કામ' જાણવા માટે કહેવાનો અભિપ્રાય એ છે કે આ 'કામ' 'અહં'માં રહે છે. પોતાના વાસ્તવિક સ્વરૂપમાં કામ નથી. જો સ્વરૂપમાં 'કામ' હોત તો કદી દૂર થાત નહિ. નાશવાન જડની સાથે તાદાત્મ્ય કરી લેવાથી જ 'કામ' ઉત્પન્ન થાય છે. તાદાત્મ્યમાં પણ 'કામ' રહેતો હોય તો તે જડમાં જ છે, પરંતુ દેખાય છે સ્વરૂપમાં. એટલા માટે બુદ્ધિથી પર રહેવાવાળા આ 'કામ'ને જાણીને તેનો નાશ કરી દેવો જોઈએ.

**'સંસ્તભ્યાત્માનમાત્મના'** – બુદ્ધિથી પર 'અહં'માં રહેવાવાળા 'કામ'ને મારવાનો ઉપાય છે – પોતાના દ્વારા પોતાની જાતને વશમાં કરવી અર્થાત્ પોતાનો સંબંધ કેવળ પોતાના શુદ્ધ સ્વરૂપની સાથે અથવા પોતાના અંશી ભગવાનની સાથે રાખવો, જે વાસ્તવમાં છે. છઠ્ઠા અધ્યાયના પાંચમા શ્લોકમાં **'ઉદ્ધરેદાત્મનાત્માનમ્'** પદ વડે અને છઠ્ઠા શ્લોકમાં **'યેનાત્મૈવાત્મના જિતઃ'** પદો વડે પણ આ જ વાત કહેવામાં આવી છે.

સ્વરૂપ (પોતે) સાક્ષાત્ પરમાત્માનો અંશ છે અને શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ સંસારનાં અંશ છે. જ્યારે સ્વરૂપ પોતાના અંશી પરમાત્માથી વિમુખ થઈને પ્રકૃતિ (સંસાર)ની સન્મુખ બની જાય છે, ત્યારે તેમાં કામનાઓ ઉત્પન્ન થઈ જાય છે. કામનાઓ અભાવથી ઉત્પન્ન થાય છે અને અભાવ સંસારના સંબંધથી થાય છે; કેમકે સંસાર અભાવ રૂપ જ છે – **'નાસતો વિદ્યતે ભાવઃ'** (ગીતા અ. ૨/૧૬). સંસાર સાથે સંબંધ-વિચ્છેદ થતાં જ કામનાઓનો નાશ થઈ જાય છે, કેમકે સ્વરૂપમાં અભાવ નથી – **'નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા અ. ૨/૧૬).

પરમાત્માથી વિમુખ થઈને સંસાર સાથે પોતાનો સંબંધ માનવા છતાં પણ જીવની વાસ્તવિક ઇચ્છા (આવશ્યકતા કે ભૂખ) પોતાના અંશી પરમાત્માને પ્રાપ્ત કરવાની જ હોય છે. 'હું સદા જીવતો રહું; હું સર્વ કંઈ જાણી જાઉં. હું સદાને માટે સુખી બની જાઉં' – આ રૂપમાં તે વાસ્તવમાં સત-ચિત્-આનંદ-સ્વરૂપ પરમાત્માની જ ઇચ્છા કરે છે, પરંતુ સંસાર સાથે સંબંધ માનવાને કારણે તે ભૂલથી આ ઇચ્છાઓને સંસાર દ્વારા જ પૂરી કરવાનું ઇચ્છે છે – આ જ 'કામ' છે. આ 'કામ'ની પૂર્તિ તો કદી થઈ જ નથી શકતી. એટલા માટે આ 'કામ'નો નાશ તો કરવો જ પડશે.

જેણે સંસાર સાથે પોતાનો સંબંધ જોડ્યો છે, તે જ તેને તોડી પણ શકે છે. એટલા માટે ભગવાને પોતાના દ્વારા જ સંસાર સાથે પોતાનો સંબંધ-વિચ્છેદ કરીને 'કામ'ને મારવાની આજ્ઞા આપી છે.

પોતાના દ્વારા જ પોતાની જાતને વશ કરવામાં કોઈ અભ્યાસ નથી; કેમકે અભ્યાસ સંસાર (શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ)ની સહાય વડે જ થાય છે. એટલા માટે અભ્યાસમાં સંસારના સંબંધની સહાય લેવી પડે છે.

વાસ્તવમાં પોતાના સ્વરૂપમાં સ્થિતિ અથવા પરમાત્માની પ્રાપ્તિ સંસારની સહાય વડે નથી થતી, બલ્કે સંસારના ત્યાગ (સંબંધ-વિચ્છેદ)થી, પોતાની જાતે થાય છે.

## માર્મિક વાત

જ્યારે ચેતન પોતાનો સંબંધ જડની સાથે માની લે છે, ત્યારે તેનામાં સંસાર (ભોગ)ની પણ ઇચ્છા થાય છે અને પરમાત્માની પણ. જડ સાથે સંબંધ માનવાથી જીવની આ જ ભૂલ થાય છે કે તે સત-ચિત્-આનંદ-સ્વરૂપ પરમાત્માની ઇચ્છા - અભિલાષાને સંસારથી જ પૂરી કરવા માટે સાંસારિક પદાર્થોની ઇચ્છા કરવા લાગે છે. પરિણામસ્વરૂપ તેની એ બન્નેય ઇચ્છાઓ (સ્વરૂપ બોધ વિના) કદી દૂર થતી નથી.

સંસારને જાણવા માટે સંસારથી અલગ થવું અને પરમાત્માને જાણવા માટે પરમાત્માથી અભિન્ન થવું આવશ્યક છે; કેમકે વાસ્તવમાં 'પોતા'ની સંસાર સાથે ભિન્નતા અને પરમાત્મા સાથે અભિન્નતા છે. પરંતુ સંસારની ઇચ્છા કરવાથી 'પોતે' સંસાર સાથે પોતાની અભિન્નતા કે સમીપતા માની લે છે, જે કદી સંભવિત નથી; અને પરમાત્માની ઇચ્છા કરવાથી 'પોતે' પરમાત્મા સાથે પોતાની ભિન્નતા કે અંતર (વિમુખતા) માની લે છે, પરંતુ એની સંભાવના જ નથી. હા, સાંસારિક ઇચ્છાઓને દૂર કરવા માટે પારમાર્થિક ઇચ્છા કરવી બહુ જ ઉપયોગી છે. જો પારમાર્થિક ઇચ્છા તીવ્ર થઈ જાય તો લૌકિક ઇચ્છાઓ આપમેળે દૂર થઈ જાય છે. લૌકિક ઇચ્છાઓ સર્વથા દૂર થઈ જતાં પારમાર્થિક ઇચ્છા પૂરી થઈ જાય છે અર્થાત્ નિત્ય પ્રાપ્ત પરમાત્માનો અનુભવ થઈ જાય છે.[1] કારણ કે વાસ્તવમાં પરમાત્મા સદાસર્વત્ર વિદ્યમાન છે, પરંતુ લૌકિક ઇચ્છાઓ રહેવાથી તેમનો અનુભવ નથી થતો.

**'જહિ શત્રું મહાબાહો કામરૂપં દુરાસદમ્'** — **'મહાબાહો'**નો અર્થ છે - મોટી અને બળવાન ભુજાઓ-વાળો અર્થાત્ શૂરવીર. અર્જુનને **'મહાબાહો'** અર્થાત્ શૂરવીર કહીને ભગવાન એ લક્ષ્ય સાધે છે કે તું આ 'કામ' રૂપી શત્રુનું દમન કરવામાં સમર્થ છે.

સંસાર સાથે સંબંધ રાખતા રહીને 'કામ'નો નાશ કરવો બહુ જ કઠણ છે. આ 'કામ' મોટામોટાઓના પણ વિવેકને ઢાંકીને તેમને કર્તવ્યથી ચ્યુત કરી દે છે. જેનાથી તેમનું પતન થઈ જાય છે. એટલા માટે ભગવાને તેને દુર્જય શત્રુ કહ્યો છે.

'કામ'ને દુર્જય શત્રુ કહેવાનું તાત્પર્ય તેનાથી વધારે સાવધાન રહેવાનું છે, તેને દુર્જય સમજીને નિરાશ થવાનું નહિ.

કોઈ એક કામનાની ઉત્પત્તિ, પૂર્તિ, અપૂર્તિ અને નિવૃત્તિ થાય છે, તેથી માત્ર કામનાઓ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી છે. પરંતુ 'પોતે' નિરંતર રહે છે અને કામનાઓના ઉત્પન્ન અને નષ્ટ થવાને જાણે છે. આથી કામનાઓ સાથે તે સુગતાપૂર્વક સંબંધ-વિચ્છેદ કરી શકે છે; કેમકે વાસ્તવમાં સંબંધ છે જ નહિ. એટલા માટે સાધકે કામનાઓથી કદી ગભરાવું નહિ જોઈએ. જો સાધકનો પોતાના કલ્યાણનો પાકો ઉદ્દેશ્ય હોય.[2] તો તે 'કામ'ને સુગમતાપૂર્વક મારી શકે છે.

કામનાઓના ત્યાગમાં અથવા પરમાત્માની પ્રાપ્તિમાં બધા સ્વતંત્ર, અધિકારી, યોગ્ય અને સમર્થ છે. પરંતુ કામનાઓની પૂર્તિમાં કોઈ પણ સ્વતંત્ર, અધિકારી, યોગ્ય અને સમર્થ નથી. કારણ કે કામના પૂરી થવાવાળી છે જ નહિ. પરમાત્માએ માનવશરીર પોતાની પ્રાપ્તિને માટે જ આપ્યું છે. આથી કામનાનો ત્યાગ કરવો કઠિન નથી. સાંસારિક ભોગ પદાર્થોને મહત્ત્વ દેવાને કારણે જ કામનાનો ત્યાગ કઠિન જણાઈ આવે છે.

---

૧. **યદા સર્વે પ્રમુચ્યન્તે કામા યેઽસ્ય હૃદિ શ્રિતાઃ। અથ મર્ત્યોઽમૃતો ભવત્યત્ર બ્રહ્મ સમશ્નુતે ॥**

(કઠ. ૨/૩/૧૪; બૃહદા. ૪/૪/૭)

'સાધકના હૃદયમાં રહેલી સઘળી કામનાઓ જ્યારે સમૂળી નષ્ટ થઈ જાય છે, ત્યારે મરણધર્મી મનુષ્ય અમર થઈ જાય છે અને અહીં (મનુષ્ય શરીરમાં જ) બ્રહ્મનો સારી રીતે અનુભવ કરી લે છે.'

**વિમુઞ્ચતિ યદા કામાન્ માનવો મનસિ સ્થિતાન્। તર્હ્યેવ પુણ્ડરીકાક્ષ ભગવત્ત્વાય કલ્પતે ॥** (શ્રીમદ્ભા. ૭/૧૦/૯)

'કમલનયન! જે સમયે મનુષ્ય પોતાના મનમાં રહેવાવાળી સમસ્ત કામનાઓનો પરિત્યાગ કરી દે છે, તે જ સમયે તે ભગવત્સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે.'

૨. ઉદ્દેશ્ય કે લક્ષ્ય સદૈવ અવિનાશી (ચેતનતત્ત્વ પરમાત્મા)નું જ હોય છે, નાશવાન (સંસાર)નું નહિ. નાશવાનની કામનાઓ જ હોય છે, ઉદ્દેશ્ય નથી હોતો; ઉદ્દેશ્ય તે હોય છે, જેને મનુષ્ય નિરંતર ઇચ્છે છે. ચાહે શરીરના ટુકડેટુકડા જ કેમ ન કરી દેવામાં આવે, તોપણ તે ઉદ્દેશ્યને જ ઇચ્છે છે. ઉદ્દેશ્યની સિદ્ધિ અવશ્ય થાય છે, પરંતુ કામનાઓની સિદ્ધિ નથી થતી; બલ્કે નાશ થાય છે. ઉદ્દેશ્ય સદા એક જ રહે છે, પરંતુ કામનાઓ બદલાતી રહે છે.

સુખ (અનુકૂળતા)ને દૂર કરવાને માટે જ ભગવાન વારંવાર દુઃખ (પ્રતિકૂળતા) મોકલે છે કે સુખની કામના ના કરો; કામના કરશો તો દુઃખ ભોગવવું જ પડશે. સાંસારિક પદાર્થોની કામનાવાળો મનુષ્ય દુઃખથી કદી બચી જ નથી શકતો – આ નિયમ છે; કેમકે સંયોગજન્ય ભોગ જ દુઃખનું કારણ છે (ગીતા અ. ૫/૨૨).

સ્વયં (સ્વરૂપ)માં અનંત બળ છે. તેની સત્તા અને બળને મેળવીને જ બુદ્ધિ, મન અને ઇન્દ્રિયો સત્તાવાન અને બળવાન બને છે, પરંતુ જડ સાથે સંબંધ જોડવાને કારણે તે પોતાના બળને ભૂલી રહ્યો છે અને પોતાને બુદ્ધિ, મન અને ઇન્દ્રિયોને આધીન માની રહ્યો છે. તેથી જ કામરૂપી શત્રુને મારવા માટે પોતાની જાતને જાણવી અને પોતાના બળને ઓળખવું ઘણું જ આવશ્યક છે.

'કામ' જડના સંબંધથી અને જડમાં જ હોય છે. તાદાત્મ્ય થવાથી તે પોતાનામાં પ્રતીત થાય છે. જડનો સંબંધ ન રહે તો 'કામ' છે જ નહિ. એટલા માટે અહીં 'કામ'ને મારવાનું તાત્પર્ય વસ્તુતઃ 'કામ'નો અભાવ બતાવવાનું જ છે. આનાથી વિપરીત જો 'કામ'ને અર્થાત્ કામનાની સત્તાને માનીને તેને દૂર કરવાની ચેષ્ટા કરવામાં આવે તો કામના દૂર થવી કઠિન છે. કારણ કે વાસ્તવમાં કામનાની સ્વતંત્ર સત્તા છે જ નહિ. કામના ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થવાવાળી વસ્તુ નષ્ટ થશે જ - એ નિયમ છે. નવી કામના ન કરે તો પહેલાંની કામનાઓ પોતાની જાતે નષ્ટ થઈ જશે. એટલા માટે કામનાને દૂર કરવાનું તાત્પર્ય છે – નવી કામના ન કરવી.

શરીર વગેરે સાંસારિક પદાર્થોને 'હું', 'મારું' અને 'મારે માટે' માનવાથી જ પોતાની જાતમાં ઊણપનો અનુભવ થાય છે, પરંતુ મનુષ્ય ભૂલથી તે ઊણપની પૂર્તિ પણ સાંસારિક પદાર્થો વડે જ કરવાનું ઇચ્છે છે. એટલા માટે તે એ પદાર્થોની કામના કરે છે. પરંતુ વાસ્તવમાં આજ સુધી સાંસારિક પદાર્થો વડે કોઈની ઊણપની પૂર્તિ થઈ નથી, થશે નહિ અને થઈ શકતી પણ નથી. કારણ કે પોતે અવિનાશી છે અને પદાર્થો નાશવાન છે. પોતે અવિનાશી હોઈને પણ નાશવાનની કામના કરવાથી લાભ તો કંઈ થતો નથી અને હાનિ કંઈ પણ બાકી રહેતી નથી. એટલા માટે ભગવાન કામનાને શત્રુ બતાવીને તેને મારી નાખવાની આજ્ઞા આપે છે.

કર્મયોગ દ્વારા આ કામનાનો નાશ સુગમતાથી થઈ જાય છે. કારણ કે કર્મયોગનો સાધક સંસારની નાનામાં નાની અને મોટામાં મોટી પ્રત્યેક ક્રિયા પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય રાખીને બીજાઓને માટે જ કરે છે, કામનાની પૂર્તિને માટે નહિ. તે પ્રત્યેક ક્રિયા નિષ્કામભાવથી તેમ જ બીજાઓના હિત અને સુખને માટે જ કરે છે, પોતાને માટે કદી કશું કરતો નથી. તેની પાસે જે સમય, સમજ, સામગ્રી અને સામર્થ્ય છે, તે બધું પોતાનું નથી, પરંતુ મળેલું છે અને તે ચાલ્યું જશે. એટલા માટે તે તેને પોતાનું કદી નહિ માનીને નિઃસ્વાર્થભાવે (સંસારનું જ માનીને) સંસારની જ સેવામાં લગાડી દે છે. પોતાની પાસે બચાવીને નથી રાખતો. પોતાનું ન માનવાથી જ તે પૂરેપૂરું સેવામાં લાગે છે, અન્યથા નહિ.

કર્મયોગી પોતાને માટે કંઈ કરતો જ નથી, પોતાને માટે કંઈ ઇચ્છતો જ નથી અને પોતાનું કંઈ માનતો જ નથી. એટલા માટે તેની કામનાઓનો નાશ સુગમતાપૂર્વક થઈ જાય છે. કામનાઓનો સર્વથા નાશ થતાં તેના ઉદ્દેશ્યની પૂર્તિ થઈ જાય છે અને તે પોતાના આત્મસ્વરૂપમાં કૃતકૃત્ય, જ્ઞાત-જ્ઞાતવ્ય અને પ્રાપ્ત-પ્રાપ્તવ્ય બની જાય છે અર્થાત્ તેને માટે કંઈ પણ કરવાનું, જાણવાનું અને મેળવવાનું શેષ નથી રહેતું.

**પરિશિષ્ટ ભાવ :** ભગવાને ઇન્દ્રિયો, મન અને બુદ્ધિનું નામ તો લીધું છે, પરંતુ 'અહમ્'નું નામ લીધું નથી. અહમ્ બુદ્ધિથી પર છે. સાતમા અધ્યાયના ચોથા શ્લોકમાં પણ ભગવાને બુદ્ધિ પછી અહમ્ ગણાવ્યો છે – **'ભૂમિરાપોઽનલો વાયુઃ ખં મનો બુદ્ધિરેવ ચ. અહઙ્કાર ઇતીયં મે.'** તેથી અહીં પણ 'સઃ' પદથી અહમ્‌માં રહેનારા 'કામ'ને લેવો જોઈએ.

જ્યાં સુધી સ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી, ત્યાં સુધી અહમ્‌માં કામ રહે છે. સ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી અહમ્‌માં કામ રહેતો નથી – **'પરં દૃષ્ટ્વા નિવર્તતે'** (ગીતા ૨/૫૯). સુખ તો સ્વરૂપમાં છે, પરંતુ કામનાને લીધે મનુષ્ય જડતાને સત્તા અને મહત્તા આપીને તેનાથી સુખ ઇચ્છે છે. જ્યાં સુધી જડતાનો સંબંધ છે, ત્યાં સુધી 'કામ' છે, જડતાથી સંપૂર્ણપણે સંબંધ-વિચ્છેદ થયા પછી 'પ્રેમ' થાય છે.

'કામ' પોતાનામાં છે – **'રસોઽપ્યસ્ય'** (ગીતા ૨/૫૯). પોતાનામાં હોવાથી જ કામ આપણા માટે બાધક બને છે. જો તે આપણામાં ન હોત, બીજા (મન-બુદ્ધિ-ઇન્દ્રિયો)માં હોત તો આપણને કઈ હરકત હતી? પોતાનામાં જ કામ હોવાથી સ્વયં સુખી-દુઃખી થાય છે, કર્તા-ભોક્તા થાય છે. વાસ્તવિક દૃષ્ટિએ જોવામાં આવે તો કામ પોતાનામાં માની લીધેલો છે, પોતાનામાં છે નહીં, ત્યારે જ એ નષ્ટ થાય છે. આથી કામ આપણામાં છે, પરંતુ માની લીધેલો છે.

અહમ્‌માં રહેનારી વસ્તુને મનુષ્ય પોતાનામાં માની લે છે. પોતાનામાં અહમ્ માની લીધેલો છે અને તે અહમ્‌માં કામ રહે છે, તેથી જ્યાં સુધી અહમ્ છે, ત્યાં સુધી અહમ્‌ની જાતિનું આકર્ષણ અર્થાત્ 'કામ' હોય છે અને જ્યારે અહમ્ રહેતો નથી, ત્યારે પોતાની જાતિનું આકર્ષણ અર્થાત્ 'પ્રેમ' હોય છે. કામમાં સંસાર તરફ અને પ્રેમમાં પરમાત્મા તરફ આકર્ષણ હોય છે.

સંપૂર્ણ ત્રિલોક, અનંત બ્રહ્માંડ 'વિષય' છે. વિષય ઇન્દ્રિયોના એક દેશમાં છે, ઇન્દ્રિયો મનના એક દેશમાં છે, મન, બુદ્ધિના એક દેશમાં છે, જેની અંતર્ગત સંપૂર્ણ ત્રિલોક, અનંત બ્રહ્માંડ વિદ્યમાન છે, પરંતુ અપરા પ્રકૃતિના એક અંશ અહમ્‌ની સાથે આપણો સંબંધ જોડવાના કારણે મનુષ્ય પોતાને ખૂબ નાનો (એકદેશીય) સમજે છે.

—■—

ૐ તત્સદિતિ શ્રીમદ્ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં
યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે કર્મયોગો નામ તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥

**આ રીતે ૐ, તત્, સત્ – આ ભગવન્નામોના ઉચ્ચારણપૂર્વક બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્રમય શ્રીમદ્‌ભગવદ્‌ગીતોપનિષદ રૂપી શ્રીકૃષ્ણાર્જુનસંવાદમાં 'કર્મયોગ' નામનો ત્રીજો અધ્યાય પૂર્ણ થયો. ॥ ૩ ॥**

ત્રીજા અધ્યાયનું નામ 'કર્મયોગ' છે; કેમકે કર્મયોગનું જેટલું વિશદ વર્ણન ત્રીજા અધ્યાયમાં છે, તેટલું ગીતાના બીજા અધ્યાયોમાં નથી.

## ત્રીજા અધ્યાયનાં પદ, અક્ષર અને ઉવાચ

(૧) આ અધ્યાયમાં **'અથ તૃતીયોઽધ્યાયઃ'**નાં ત્રણ, **'અર્જુન ઉવાચ'** વગેરે પદોનાં આઠ, શ્લોકોનાં પાંચસો બેતાળીસ અને પુષ્પિકાનાં તેર પદો છે. આ રીતે સઘળાં પદોનો સરવાળો પાંચસો છાસઠ છે.

(૨) આ અધ્યાયમાં **'અથ તૃતીયોઽધ્યાયઃ'**ના સાત **'અર્જુન ઉવાચ'** વગેરે પદોના છવ્વીસ, શ્લોકોના એક હજાર ત્રણસો છોંતેર અને પુષ્પિકાના પિસ્તાળીસ અક્ષરો છે. આ રીતે સઘળા અક્ષરોનો સરવાળો એક હજાર ચારસો ચોપન છે. આ અધ્યાયના બધા શ્લોકો બત્રીસ અક્ષરોના છે.

(૩) આ અધ્યાયમાં ચાર ઉવાચ છે – બે **'અર્જુન ઉવાચ'** અને બે **શ્રીભગવાનુવાચ.**

## ત્રીજા અધ્યાયમાં પ્રયોજાયેલા છંદ

આ અધ્યાયના તેતાળીસ શ્લોકોમાંથી – પહેલા અને સાડત્રીસમા શ્લોકના પ્રથમ ચરણમાં તથા અગિયારમા શ્લોકના તૃતીય ચરણમાં 'રગણ' પ્રયોજાયેલો હોવાથી **'ર-વિપુલા'**; પાંચમા શ્લોકના પ્રથમ ચરણમાં 'નગણ' પ્રયોજાયેલો હોવાથી **'ન-વિપુલા'**; ઓગણીસમા, છવ્વીસમા અને પાંત્રીસમા શ્લોકના પ્રથમ ચરણમાં તથા આઠમા અને એકવીસમા શ્લોકના તૃતીય ચરણમાં 'ભગણ' પ્રયોજાયેલો હોવાથી **'ભ-વિપુલા'** અને સાતમા શ્લોકના પ્રથમ ચરણમાં 'નગણ' અને તૃતીય ચરણમાં 'રગણ' પ્રયોજાયેલો હોવાથી **'સંકીર્ણ-વિપુલા'** સંજ્ઞાવાળા છંદ છે. શેષ સાડત્રીસ શ્લોકો બરાબર **'પથ્યાવક્ત્ર'** અનુષ્ટુપ છંદનાં લક્ષણોથી યુક્ત છે.

—■—

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# ચોથો અધ્યાય

## ભૂમિકા

શ્રી ભગવાને બીજા અધ્યાયના ઓગણચાળીસમા શ્લોકમાં અર્જુનને કહ્યું કે જ્ઞાનયોગમાં પોતાના વિવેક અનુસાર વિચારપૂર્વક ચાલવાથી જે સમબુદ્ધિની પ્રાપ્તિ થાય છે, તેને જ તું કર્મયોગના વિષયમાં સાંભળ અર્થાત્ કર્મયોગમાં નિષ્કામભાવપૂર્વક પરહિતાર્થે કર્તવ્યકર્મ કરવાથી આ સમબુદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થાય છે, તેને સાંભળ – **'એષા તેઽભિહિતા સાંખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ.'** પછી કર્મયોગનું વર્ણન કરતાં પ્રસંગાનુસાર અર્જુને પ્રશ્ન કરવાથી સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો બતાવીને અધ્યાયનો વિષય સમાપ્ત કર્યો.

ત્રીજા અધ્યાયના આરંભમાં અર્જુને પ્રશ્ન કર્યો કે આપને મતે જ્યારે બુદ્ધિ શ્રેષ્ઠ માન્ય છે, તો પછી આપ મને ઘોર કર્મ(યુદ્ધ)માં કેમ જોડો છો? એના ઉત્તરમાં ભગવાને ચોથા શ્લોકથી ઓગણત્રીસમા શ્લોક સુધી વિવિધ રીતે કર્તવ્યકર્મ કરવાની આવશ્યકતાનું પ્રતિપાદન કરતા રહીને સિદ્ધ કર્યું કે કર્તવ્યકર્મ કરવાથી જ સમબુદ્ધિ પ્રાપ્ત થાય છે. પછી ત્રીસમા શ્લોકમાં ભગવન્નિષ્ઠા અનુસાર કર્તવ્યકર્મ કરવાની વિશેષ વિધિ બતાવી કે વિવેકપૂર્વક સઘળાં કર્મો મને અર્પણ કરીને તથા નિષ્કામ, નિર્મમ અને નિઃસંતાપ થઈને શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મો કરવાં જોઈએ. કર્તવ્યકર્મ કરવાની આ વિધિને 'પોતાનો મત' કહેતાં ભગવાને એકત્રીસમા-બત્રીસમા શ્લોકોમાં અન્વય અને વ્યતિરેક રીતિથી પોતાના આ મતની પુષ્ટિ કરી તથા પાંત્રીસમા શ્લોકમાં આ રીતિના પાલન અંગે વિશેષ ભાર દેતાં કહ્યું કે પોતાના કર્તવ્યનું પાલન કરતાં-કરતાં મરવું પણ શ્રેયસ્કર છે – **'સ્વધર્મે નિધનં શ્રેયઃ'**. આ અંગે અર્જુને છત્રીસમા શ્લોકમાં પ્રશ્ન કર્યો કે મનુષ્ય ન ઇચ્છતો હોવા છતાં પણ કોનાથી પ્રેરિત થઈને પાપ (અકર્તવ્ય) કરી બેસે છે? એના ઉત્તરમાં ભગવાને **'કામ'** અર્થાત્ કામનાને જ બધાં પાપો અને અનર્થોનું કારણ બતાવીને અંતમાં કામરૂપી શત્રુને મારી નાખવાની આજ્ઞા આપી.

જોકે ત્રીજા અધ્યાયના સાડત્રીસમા શ્લોકથી ભગવાન લગાતાર ઉપદેશ દઈ રહ્યા છે, તોપણ તેતાલીસમા શ્લોકમાં અર્જુનના પ્રશ્નનો ઉત્તર સમાપ્ત થતાં મહર્ષિ વેદવ્યાસજી ત્રીજા અધ્યાયની સમાપ્તિ કરે છે અને નવા (ચોથા) અધ્યાયનો આરંભ કરે છે. આનાથી એવું દેખાઈ આવે છે કે અર્જુનના પ્રશ્નનો ઉત્તર સમાપ્ત થતાં ભગવાન કેટલાક સમયને માટે રોકાઈ જાય છે; પછી બીજા અધ્યાયના સુડતાળીસમા-અડતાલીસમા શ્લોકોથી જે કર્મયોગનો વિષય ચાલી રહ્યો હતો, તેનો ચોથા અધ્યાયના પહેલા શ્લોકમાં **'ઈમમ્'** પદ વડે ફરીથી આરંભ કરે છે. આથી ચોથો અધ્યાય ત્રીજા અધ્યાયનું જ પરિશિષ્ટ માનવામાં આવે છે.

કર્મયોગમાં બે વાતો મુખ્ય છે (૧) કર્તવ્યકર્મોનું આચરણ અને (૨) કર્તવ્યકર્મોના વિષયમાં વિશેષ જાણકારી. અર્જુન કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવાને ઇચ્છે છે; એટલા માટે ત્રીજા અધ્યાયના આરંભમાં ભગવાનને કહે છે કે આપ મને ઘોર કર્મમાં શા માટે જોડો છો? આથી ત્રીજા અધ્યાયમાં તો ભગવાન અનેક રીતે કર્તવ્યકર્મોનાં આચરણની આવશ્યકતા ઉપર વિશેષ ભાર દે છે અને સાથે જ કર્મયોગને સમજવાની તાત્ત્વિક વાતો પણ કહે છે; પરંતુ આ ચોથા અધ્યાયમાં કર્મયોગની તાત્ત્વિક વાતોને સમજવા ઉપર વિશેષ ભાર દઈને કર્તવ્યકર્મોનું પાલન કરવાનું આવશ્યક બતાવે છે. તાત્પર્ય એ છે કે ત્રીજા અને ચોથા – બન્નેય અધ્યાયોમાં ઉપર્યુક્ત બન્ને વાતો કહેવામાં આવી છે; પરંતુ ત્રીજા અધ્યાયમાં કર્તવ્યકર્મોનાં આચરણની વાત મુખ્ય છે અને ચોથા અધ્યાયમાં કર્તવ્યકર્મોના વિષયમાં સમજ (જાણકારી)ની વાત મુખ્ય છે – **'તત્તે કર્મ પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્'** (૪/૧૬).

જે કર્મયોગ અનાદિ હોવા છતાં પણ આ ભૂમંડલ ઉપર જાણવાવાળા વિશેષ પુરુષોના ન રહેવાથી ચિરકાળથી લુપ્તપ્રાય્ય થઈ ગયો હતો, તે જ કર્મયોગનું વર્ણન ફરીથી આરંભ કરતાં ભગવાન પહેલા ત્રણ શ્લોકોમાં કર્મયોગની પરંપરા બતાવીને તેની અનાદિતા સિદ્ધ કરે છે.

*શ્રીભગવાનુવાચ*

**ઈમં વિવસ્વતે યોગં પ્રોક્તવાનહમવ્યયમ્ ।**
**વિવસ્વાન્ મનવે પ્રાહ મનુરિક્ષ્વાકવેઽબ્રવીત્ ॥ ૧॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અહમ્** | = મેં | **વિવસ્વતે** | = સૂર્યને | **પ્રાહ** | = કહ્યો (અને) |
| **ઈમમ્** | = આ | **પ્રોક્તવાન્** | = કહ્યો હતો (પછી) | **મનુઃ** | = મનુએ (પોતાના પુત્ર) |
| **અવ્યયમ્** | = અવિનાશી | **વિવસ્વાન્** | = સૂર્યે (પોતાના પુત્ર) | **ઈક્ષ્વાકવે** | = રાજા ઈક્ષ્વાકુને |
| **યોગમ્** | = યોગ (કર્મયોગ) | **મનવે** | = (વૈવસ્વત) મનુને | **અબ્રવીત્** | = કહ્યો. |

*ટીકા* – **'ઈમં વિવસ્વતે યોગં પ્રોક્તવાનહમવ્યયમ્'** – ભગવાને જે સૂર્ય, મનુ અને ઈક્ષ્વાકુ રાજાઓનો ઉલ્લેખ કર્યો છે, તે બધા ગૃહસ્થ હતા અને તેઓએ ગૃહસ્થાશ્રમમાં રહીને જ કર્મયોગ દ્વારા પરમસિદ્ધિ પ્રાપ્ત કરી હતી; આથી અહીંનાં **'ઈમમ્, અવ્યયમ્, યોગમ્'** પદોનું તાત્પર્ય પૂર્વ પ્રકરણના અનુસાર તથા રાજ્ય પરંપરાના અનુસાર 'કર્મયોગ' લેવાનું જ ઉચિત પ્રતીત થાય છે.

જોકે પુરાણોમાં અને ઉપનિષદોમાં પણ કર્મયોગનું વર્ણન આવે છે, તોપણ તે ગીતામાં વર્ણવેલા કર્મયોગની જેમ સાંગોપાંગ અને વિસ્તૃત નથી. ગીતામાં ભગવાને વિવિધ યુક્તિઓ વડે કર્મયોગનું સરળ અને સાંગોપાંગ વિવેચન કર્યું છે. કર્મયોગનું આટલું વિશદ વર્ણન પુરાણો અને ઉપનિષદોમાં જોવામાં આવતું નથી.

ભગવાન નિત્ય છે અને તેમનો અંશ જીવાત્મા પણ નિત્ય છે તથા ભગવાનની સાથે જીવનો સંબંધ પણ નિત્ય છે. આથી ભગવત્પ્રાપ્તિના સઘળા માર્ગો (યોગમાર્ગ, જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ વગેરે) પણ નિત્ય છે.[1] અહીં **'અવ્યયમ્'** પદ વડે ભગવાન કર્મયોગની નિત્યતાનું પ્રતિપાદન કરે છે.

પરમાત્માની સાથે જીવનો સ્વતઃસિદ્ધ સંબંધ (નિત્યયોગ) છે. જેવી રીતે પતિવ્રતા સ્ત્રીએ પતિની થવા માટે કંઈ કરવું પડતું નથી; કેમકે તે પતિની તો છે જ, એવી જ રીતે સાધકે પરમાત્માના થવા માટે કરવાનું કંઈ જ નથી, તે તો પરમાત્માનો છે જ; પરંતુ અનિત્ય ક્રિયા, પદાર્થ, ઘટના વગેરેની સાથે જ્યારે તે પોતાનો સંબંધ માની લે છે, ત્યારે તેને 'નિત્યયોગ' અર્થાત્ પરમાત્માની સાથે પોતાના નિત્યસંબંધનો અનુભવ નથી થતો. આથી તે અનિત્યની સાથે માનેલા સંબંધને દૂર કરવા માટે કર્મયોગી શરીર, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે મળેલી સમસ્ત વસ્તુઓને સંસારની જ માનીને સંસારની સેવામાં લગાડી દે છે. તે માને છે કે જેવી રીતે ધૂળનો નાનામાં નાનો કણ પણ વિશાળ પૃથ્વીનો જ એક અંશ છે, એવી જ રીતે આ શરીર પણ વિશાળ બ્રહ્માંડનો જ એક અંશ છે. એવું માનવાથી 'કર્મ' તો સંસારને માટે થશે, પરંતુ 'યોગ' (નિત્યયોગ) પોતાને માટે થશે અર્થાત્ નિત્યયોગનો અનુભવ થઈ જશે.

ભગવાન **'વિવસ્વતે પ્રોક્તવાન્'** પદો વડે સાધકોનું જાણે એ તરફ લક્ષ્ય દોરે છે કે જેવી રીતે સૂર્ય સદા ચાલતા જ રહે છે અર્થાત્ કર્મ કરતા જ રહે છે અને સહુને પ્રકાશિત કરવા છતાં પણ પોતે નિર્લિપ્ત રહે છે, તેવી જ રીતે સાધકોએ પણ પ્રાપ્ત પરિસ્થિતિ અનુસાર પોતાનાં કર્તવ્યકર્મોનું પાલન પોતે કરતા રહેવું જોઈએ (ગીતા અ. ૩/૧૯) અને બીજાઓને પણ કર્મયોગની શિક્ષા દઈને લોકસંગ્રહ કરતા રહેવું જોઈએ; પરંતુ પોતે તેમનાથી નિર્લિપ્ત (નિષ્કામ, નિર્મમ અને અનાસક્ત) રહેવું જોઈએ.

સૃષ્ટિમાં, સૂર્ય સહુના આદિ છે. સૃષ્ટિની રચનાના સમયે પણ સૂર્ય જેવા પૂર્વકલ્પમાં હતા, તેવા જ પ્રગટ થયા – **'સૂર્યાચન્દ્રમસૌ ધાતા યથાપૂર્વકમલ્પયત્'** । તે (સહુના આદિ) સૂર્યને ભગવાને અવિનાશી કર્મયોગનો ઉપદેશ દીધો. આથી સિદ્ધ થયું કે ભગવાન સહુના આદિગુરુ છે અને સાથે જ કર્મયોગ પણ અનાદિ છે. ભગવાન અર્જુનને જાણે એમ કહે છે કે હું તને કર્મયોગની વાત બતાવી રહ્યો છું, તે કોઈ આજની નવી વાત નથી. જે યોગ સૃષ્ટિના આદિથી અર્થાત્ સદાથી છે, તે જ યોગની વાત હું તને બતાવી રહ્યો છું.

***પ્રશ્ન*** – ભગવાને સૃષ્ટિના આદિકાળમાં સૂર્યને કર્મયોગનો ઉપદેશ કેમ દીધો?

***ઉત્તર*** – (૧) સૃષ્ટિના આરંભમાં ભગવાને સૂર્યને જ

---

૧. ગીતાના આઠમા અધ્યાયમાં ભગવાને શુક્લ અને કૃષ્ણ – બન્ને ગતિઓને પણ નિત્ય બતાવી છે – **શુક્લકૃષ્ણે ગતી હ્યેતે જગતઃ શાશ્વતે મતે ।** (ગીતા અ. ૮/૨૬).

કર્મયોગના વાસ્તવિક અધિકારી જાણીને તેમને સર્વપ્રથમ આ યોગનો ઉપદેશ દીધો.

(૨) સૃષ્ટિમાં જે સર્વપ્રથમ ઉત્પન્ન થાય છે, તેને જ ઉપદેશ દેવામાં આવે છે; જેમ કે – બ્રહ્માજીએ સૃષ્ટિના આદિમાં પ્રજાઓને ઉપદેશ દીધો (ગીતા અ. ૩/૧૦). ઉપદેશ દેવાનું તાત્પર્ય છે – કર્તવ્યનું જ્ઞાન કરાવવું, સૃષ્ટિમાં સર્વપ્રથમ સૂર્યની ઉત્પત્તિ થઈ, પછી સૂર્યથી સમસ્ત લોકો ઉત્પન્ન થયા. બધાને ઉત્પન્ન કરવાવાળા[1] સૂર્યને સર્વપ્રથમ કર્મયોગનો ઉપદેશ દેવાનો હેતુ તેમના દ્વારા ઉત્પન્ન સમસ્ત સૃષ્ટિને પરંપરા વડે કર્મયોગ સુલભ કરાવી દેવાનો હતો.

(૩) સૂર્ય સમસ્ત જગતનું નેત્ર છે. તેમનાથી જ સહુને જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેમના ઉદિત થતાં બહુધા સઘળાં પ્રાણીઓ જાગ્રત થઈ જાય છે અને પોતપોતાનાં કર્મોમાં લાગી જાય છે. સૂર્યથી જ મનુષ્યોમાં કર્તવ્યપરાયણતા આવે છે. સૂર્યને સમસ્ત જગતનો આત્મા પણ કહેવામાં આવ્યો છે – **'સૂર્ય આત્મા જગતસ્તસ્થુષશ્ચ'**[2] આથી સૂર્યને જે ઉપદેશ પ્રાપ્ત થશે, તે સઘળાં પ્રાણીઓને પણ આપમેળે પ્રાપ્ત થઈ જશે. એટલા માટે ભગવાને સર્વપ્રથમ સૂર્યને જ ઉપદેશ દીધો.

વાસ્તવમાં નારાયણના રૂપમાં ઉપદેશ દેવો અને સૂર્યના રૂપમાં ઉપદેશ ગ્રહણ કરવો એને જગતન્નાટ્ય-સૂત્રધાર ભગવાનની એક લીલા જ સમજવી જોઈએ, જે સંસારના હિતને માટે બહુ જ આવશ્યક હતી. જે રીતે અર્જુન મહાન જ્ઞાની નર-ઋષિના અવતાર હતા; પરંતુ લોકસંગ્રહને માટે તેમને પણ ઉપદેશ લેવાની આવશ્યકતા થઈ, બરાબર તે જ રીતે ભગવાને સ્વયં જ્ઞાનસ્વરૂપ સૂર્યને ઉપદેશ દીધો, જેના ફળસ્વરૂપે સંસાર ઉપર મહાન ઉપકાર થયો છે, થઈ રહ્યો છે અને થતો રહેશે.

**'વિવસ્વાન્ મનવે પ્રાહ મનુરિક્ષ્વાકવેઽબ્રવીત્'** – કર્મયોગ ગૃહસ્થોની ખાસ વિદ્યા છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ – આ ચારેય આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ જ મુખ્ય છે; કેમકે ગૃહસ્થાશ્રમથી જ અન્ય આશ્રમો બને છે અને પળાય છે. મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં રહીને જ પોતાનાં કર્તવ્યકર્મોનું પાલન કરીને સુગમતાપૂર્વક પરમાત્મપ્રાપ્તિ કરી શકે છે. તેને પરમાત્મપ્રાપ્તિ માટે આશ્રમ બદલવાની જરૂર નથી. ભગવાને સૂર્ય, મનુ, ઈક્ષ્વાકુ વગેરે રાજાઓનાં નામો લઈને એ બતાવ્યું છે કે કલ્પના આદિમાં ગૃહસ્થોએ જ કર્મયોગની વિદ્યાને જાણી અને ગૃહસ્થાશ્રમમાં રહીને જ તેમણે કામનાઓનો નાશ કરીને પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કર્યું. સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન પણ ગૃહસ્થ હતા. એટલા માટે ભગવાન અર્જુનના માધ્યમ દ્વારા જાણે બધા જ ગૃહસ્થોને સાવધાન (ઉપદેશ) કરે છે કે તમે લોકો પોતાના ઘરની વિદ્યા 'કર્મયોગ'નું પાલન કરીને ઘરમાં રહીને જ પરમાત્માને પ્રાપ્ત કરી શકો છો, તમારે બીજી જગાએ જવાની જરૂર નથી.

ગૃહસ્થ હોવા છતાં પણ અર્જુન પ્રાપ્ત કર્તવ્યકર્મ (યુદ્ધ)ને છોડીને ભિક્ષાના અન્નથી જીવિકા ચલાવવાનું શ્રેષ્ઠ માને છે (ગીતા અ. ૨/૫) અર્થાત્ પોતાના કલ્યાણને માટે ગૃહસ્થાશ્રમની અપેક્ષાએ સંન્યાસાશ્રમને શ્રેષ્ઠ સમજે છે. એટલા માટે ઉપર્યુક્ત પદો વડે ભગવાન જાણે એમ બતાવે છે કે તું પણ રાજવી કુટુંબનો શ્રેષ્ઠ ગૃહસ્થ છે. કર્મયોગ તારા ઘરની ખાસ વિદ્યા છે, એટલા માટે એનું પાલન કરવું એ તારા માટે શ્રેયસ્કર છે. સંન્યાસી દ્વારા જે પરમાત્મતત્ત્વ પ્રાપ્ત કરવામાં આવે છે, તે જ તત્ત્વ કર્મયોગી ગૃહસ્થાશ્રમમાં રહીને પણ સ્વાધીનતાપૂર્વક પ્રાપ્ત કરી શકે છે. આથી કર્મયોગ ગૃહસ્થોની તો મુખ્ય વિદ્યા છે, પરંતુ સંન્યાસ વગેરે અન્ય

---

૧. શાસ્ત્રોમાં સૂર્યને 'સવિતા' કહેવામાં આવ્યો છે. જેનો અર્થ છે – ઉત્પન્ન કરવાવાળો. પાશ્ચાત્ય વિજ્ઞાન પણ સૂર્યને સમસ્ત સૃષ્ટિનું કારણ માને છે.

૨. મહાભારતમાં સૂર્યના પ્રત્યે કહેવામાં આવ્યું છે –

**ત્વં ભાનો જગતશ્ચક્ષુસ્ત્વમાત્મા સર્વદેહિનામ્ । ત્વં યોનિઃ સર્વભૂતાનાં ત્વમાચારઃ ક્રિયાવતામ્ ॥**
**ત્વં ગતિઃ સર્વસાંખ્યાનાં યોગિનાં ત્વં પરાયણમ્ । અનાવૃતાર્ગલદ્વારં ત્વં ગતિસ્ત્વં મુમુક્ષતામ્ ॥**
**ત્વયા સંધાર્યતે લોકસ્ત્વયા લોકઃ પ્રકાશ્યતે । ત્વયા પવિત્રીક્રિયતે નિર્વ્યાજં પાલ્યતે ત્વયા ॥**
(વનપર્વ ૩/૩૬-૩૮)

'સૂર્યદેવ! આપ સમસ્ત જગતના નેત્ર તથા સમસ્ત પ્રાણીઓનો આત્મા છો. આપ જ સહુ જીવોનું ઉત્પત્તિસ્થાન અને કર્માનુષ્ઠાનમાં લાગેલા પુરુષોના સદાચાર (ના પ્રેરક) છો.'

'સઘળા સાંખ્યયોગીઓનું પ્રાપ્તવ્ય સ્થાન પણ આપ જ છો. આપ જ સહુ કર્મયોગીઓના આશ્રય છો. આપ જ મોક્ષનું ઉઘાડું દ્વાર છો અને આપ જ મુમુક્ષુઓની ગતિ છો.'

'આપ જ સમસ્ત જગતને ધારણ કરો છો. આપ વડે જ આ લોક પ્રકાશિત થાય છે. આપ જ એને પવિત્ર કરો છો અને આપના જ દ્વારા નિઃસ્વાર્થ ભાવે એનું પાલન કરવામાં આવે છે.'

આશ્રમવાળાઓ પણ આનું પાલન કરીને પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી શકે છે. પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ જ કર્મયોગ છે. આથી કર્મયોગનું પાલન કોઈ પણ વર્ણ, આશ્રમ, સંપ્રદાય, સ્થળ, કાળ વગેરેમાં કરી શકાય છે.

કોઈ વિદ્યામાં શ્રેષ્ઠ અને પ્રભાવશાળી પુરુષોનું નામ લેવાથી તે વિદ્યાનો મહિમા પ્રગટ થાય છે, જેથી બીજા લોકો પણ તેવું કરવાને માટે ઉત્સાહિત થાય છે. જે લોકોના હૃદયમાં સાંસારિક પદાર્થોનું મહત્ત્વ છે, તેમના ઉપર ઐશ્વર્યશાળી રાજાઓનો અધિક પ્રભાવ પડે છે. એટલા માટે ભગવાન સૃષ્ટિના આદિમાં થવાવાળા સૂર્યનું તથા મનુ વગેરે પ્રભાવશાળી રાજાઓનાં નામો લઈને કર્મયોગનું પાલન કરવાની પ્રેરણા કરે છે.

## વિશેષ વાત

ક્રિયાઓ અને પદાર્થોમાં રાગ હોવાથી અર્થાત્ તેમની સાથે પોતાનો સંબંધ માનવાથી કર્મયોગ નથી થઈ શકતો. ગૃહસ્થમાં રહેતા હોવા છતાં પણ સાંસારિક ભોગોથી અરુચિ (ઉપરતિ અથવા કામનાનો અભાવ) થાય છે. કોઈ પણ ભોગને ભોગવવામાં આવે, તો અંતમાં તે ભોગથી અરુચિ અવશ્ય ઉત્પન્ન થાય છે – એ નિયમ છે. આરંભમાં ભોગની જેટલી રુચિ (કામના) રહે છે, ભોગ ભોગવતી વખતે તે એટલી નથી રહી જતી, ઊલટાની ક્રમશઃ ઘટતાં-ઘટતાં સમાપ્ત થઈ જાય છે; જેમ કે – મીઠાઈ ખાવાના આરંભમાં તેની જે રુચિ હોય છે. તે તેને ખાવાની સાથે-સાથે ઘટતી જાય છે અને અંતે તેનાથી અરુચિ થઈ જાય છે. પરંતુ મનુષ્ય ભૂલ એ કરે છે કે તે એ અરુચિને મહત્ત્વ દઈને તેને સ્થાયી નથી બનાવતો. તે અરુચિને જ તૃપ્તિ (ફળ) માની લે છે, પરંતુ વાસ્તવમાં અરુચિમાં થાક અર્થાત્ ભોગવવાની શક્તિનો અભાવ જ હોય છે.

જે રુચિ કે કામનાનો કોઈ પણ સમયે અભાવ થાય છે, તે રુચિ કે કામના વાસ્તવમાં પોતાની નથી હોતી. જેનાથી ક્યારેય પણ અરુચિ થાય છે, તેની સાથે આપણો વાસ્તવિક સંબંધ નથી હોતો. જેની સાથે આપણો વાસ્તવિક સંબંધ છે, તે સતસ્વરૂપ પરમાત્મતત્ત્વની તરફ ચાલવામાં કદી અરુચિ નથી થતી, ઊલટાની રુચિ વધતી જ જાય છે – ત્યાં સુધી કે પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થવા છતાં પણ 'પ્રેમ'ના રૂપમાં તે રુચિ વધતી જ રહે છે. 'પોતે' પણ સતસ્વરૂપ છે, એટલા માટે પોતાના અભાવની રુચિ પણ કોઈની નથી હોતી.

કર્મ, કરણ (શરીર, ઇન્દ્રિયો, મન વગેરે) અને ઉપકરણ (પદાર્થ અર્થાત્ કર્મ કરવામાં ઉપયોગી સામગ્રી) – એ ત્રણેય ઉત્પન્ન અને નષ્ટ થવાવાળાં છે, પછી તેમનાથી મળવાવાળું ફળ કેવી રીતે નિત્ય હશે? તે તો નાશવાન જ હશે. અવિનાશીની પ્રાપ્તિથી જે તૃપ્તિ થાય છે, તે નાશવાન ફળની પ્રાપ્તિથી કેવી રીતે થઈ શકે છે? એટલા માટે સાધકે કર્મ, કરણ અને ઉપકરણ-ત્રણેયથી સંબંધ-વિચ્છેદ કરવાનો છે. તેમનાથી સંબંધ-વિચ્છેદ ત્યારે થશે, જ્યારે સાધક પોતાને માટે કંઈ નહિ કરે, પોતાને માટે કંઈ નહિ ઇચ્છે અને પોતાનું કશું નહિ માને; ઊલટાનું પોતાનાં કહેવાતાં કર્મો, કરણ અને ઉપકરણ – આ ત્રણેથી પોતાનો સંબંધ-વિચ્છેદ કરવા માટે તેમને સંસારનાં જ માનીને સંસારની જ સેવામાં જોડી દેશે.

કર્મો કરતો હોવા છતાં પણ કર્મયોગીની કર્મોમાં કામના, મમતા અને આસક્તિ નથી હોતી, પરંતુ તેમનામાં પ્રીતિ અને તત્પરતા હોય છે. કામના, મમતા તથા આસક્તિ અપવિત્ર કરવાવાળાં છે અને પ્રીતિ તથા તત્પરતા પવિત્ર કરવાવાળાં છે. કામના, મમતા તથા આસક્તિપૂર્વક કોઈ પણ કર્મ કરવાથી પોતાનું પતન અને પદાર્થોનો નાશ થાય છે તથા તે કર્મની વારંવાર યાદ આવે છે અર્થાત્ એ કર્મ સાથે સંબંધ ચાલુ રહે છે. પરંતુ પ્રીતિ તથા તત્પરતાપૂર્વક કર્મ કરવાથી પોતાની ઉન્નતિ અને પદાર્થોનો સદુપયોગ થાય છે, નાશ નહિ; તથા તે કર્મની ફરીથી યાદ પણ નથી આવતી અર્થાત્ એ કર્મની સાથે સંબંધ–વિચ્છેદ થઈ જાય છે. આ રીતે કર્મો સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થતાં જ નિત્યપ્રાપ્ત સ્વરૂપ અથવા પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે.

કોઈ પણ મનુષ્ય કેમ ન હોય, તે સુગમતાપૂર્વક માની શકે છે કે જે કંઈ મારી પાસે છે, તે મારું નથી, પરંતુ કોઈની પાસેથી મળેલું છે; જેમ કે – શરીર માતા-પિતા પાસેથી મળેલું છે, વિદ્યા-યોગ્યતા ગુરુજનો પાસેથી મળેલી છે વગેરે-વગેરે. તાત્પર્ય એ છે કે એક-બીજાની સહાયથી સહુનું જીવન ચાલે છે. શ્રીમંતથી પણ શ્રીમંત વ્યક્તિનું જીવન બીજાની સહાય વિના નથી ચાલી શકતું. આપણે કોઈની પાસેથી લીધું છે તો કોઈને આપવું, કોઈને સહાય કરવી અને સેવા કરવી એ આપણું પણ પરમ કર્તવ્ય છે. આનું નામ કર્મયોગ છે. એનું પાલન મનુષ્યમાત્ર કરી શકે છે અને એના પાલનમાં કદી લેશમાત્ર પણ અસમર્થતા તથા પરાધીનતા નથી.

કર્તવ્ય તેને કહેવામાં આવે છે, જેને સુખપૂર્વક કરી શકીએ છીએ, જેને અવશ્ય કરવું જોઈએ અર્થાત્ જે કરવા યોગ્ય છે અને જેને કરવાથી ઉદ્દેશ્યની સિદ્ધિ અવશ્ય થાય છે. જે નથી કરી શકતા, તેને કરવાની જવાબદારી કોઈના

ઉપર નથી અને જેને નહિ કરવું જોઈએ, તેને કરવાનું જ નથી. જેને નહિ કરવું જોઈએ, તેને ન કરવાથી બે અવસ્થાઓ આપમેળે છે – નિર્વિકલ્પ-અવસ્થા અર્થાત્ કંઈ ન કરવું અથવા જે કરવું જોઈએ, તે કરવું.

કર્તવ્ય સદા નિષ્કામભાવથી અને પરહિતની દૃષ્ટિએ કરવામાં આવે છે. સકામભાવથી કરવામાં આવેલું કર્મ બંધનકારક થાય છે, એટલા માટે તેને કરવાનું જ નથી. નિષ્કામભાવથી કરવામાં આવનારું કર્મ ફળની કામનાથી રહિત હોય છે, ઉદ્દેશ્યથી રહિત નહિ. ઉદ્દેશ્યરહિત ચેષ્ટા તો પાગલની હોય છે. ફળ અને ઉદ્દેશ્ય – બન્નેમાં અંતર હોય છે. ફળ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળું હોય છે, પરંતુ ઉદ્દેશ્ય નિત્ય હોય છે. નિત્યપ્રાપ્ત પરમાત્માના અનુભવનો હોય છે, જેના માટે મનુષ્યજન્મ થયો છે. પોતાના કર્તવ્યનું પાલન ન કરવાથી તે પરમાત્માનો અનુભવ નથી થતો. સકામભાવ, પ્રમાદ, આળસ વગેરે રહેવાથી પોતાના કર્તવ્યનું પાલન કઠિન પ્રતીત થાય છે.

વાસ્તવમાં કર્તવ્યકર્મનું પાલન કરવામાં પરિશ્રમ નથી. કર્તવ્યકર્મ સહજ અને સ્વાભાવિક હોય છે; કેમકે એ સ્વધર્મ છે. પરિશ્રમ ત્યારે થાય છે, જ્યારે અહંતા, આસક્તિ, મમતા અને કામનાથી યુક્ત થઈને અર્થાત્ 'પોતાને માટે' કર્મ કરીએ છીએ. એટલા માટે ભગવાને રાજસ કર્મને પરિશ્રમયુક્ત બતાવ્યું છે (ગીતા અ. ૧૮/૨૪).

જેવી રીતે ભગવાન દ્વારા પ્રાણીમાત્રનું હિત થાય છે, તેવી જ રીતે ભગવાનની શક્તિ પણ પ્રાણીમાત્રના હિતમાં નિરંતર લાગેલી છે. જેવી રીતે આકાશવાણી-કેન્દ્ર દ્વારા પ્રસારિત વિશેષ શક્તિયુક્ત ધ્વનિ બધી જગાએ ફેલાઈ જાય છે, પરંતુ રેડિયો દ્વારા જે નંબર પર તે ધ્વનિ સાથે એકતા (સજાતીયતા) થાય છે, તે નંબર ઉપર તે ધ્વનિ પકડમાં આવી જાય છે. એ જ રીતે જ્યારે કર્મયોગી સ્વાર્થભાવનો ત્યાગ કરીને કેવળ સંસારમાત્રના હિતની ભાવનાથી જ સમસ્ત કર્મો કરે છે, ત્યારે ભગવાનની સર્વવ્યાપી હિતૈષિણી શક્તિ સાથે તેની એકતા થઈ જાય છે અને તેનાં કર્મોમાં વિલક્ષણતા આવી જાય છે. ભગવાનની શક્તિ સાથે એકતા થવાથી તેનામાં ભગવાનની શક્તિ જ કામ કરે છે અને તે શક્તિ દ્વારા જ લોકોનું હિત થાય છે. એટલા માટે કર્તવ્યકર્મ કરવામાં ન તો કોઈ વિઘ્ન આવે છે અને ન પરિશ્રમનો અહેસાસ પણ થાય છે.

કર્મયોગમાં પરાશ્રયની પણ આવશ્યકતા નથી. જે પરિસ્થિતિ પ્રાપ્ત થઈ જાય, તેમાં જ કર્મયોગનું પાલન કરવાનું છે. કર્મયોગ અનુસાર કોઈના કાર્યમાં આવશ્યકતા ઊભી થતાં સહાય કરી દેવી એ 'સેવા' છે; જેમ કે - કોઈની ગાડી ખરાબ થઈ ગઈ અને તે તેને ધક્કો મારવાની કોશિશ કરી રહ્યો છે; આથી આપણે પણ એ કામમાં તેને સહાય કરીએ, તો એ 'સેવા' છે. જે જાણીબૂજીને કાર્યને ખોળી-ખોળીને સેવા કરે છે તે કર્મ કરે છે, સેવા નહિ; કેમકે એવું કરવાથી તેનો ઉદ્દેશ્ય પારમાર્થિક ન રહીને લૌકિક થઈ જાય છે. સેવા તે છે, જે પરિસ્થિતિને અનુરૂપ કરવામાં આવે. કર્મયોગી ન તો પરિસ્થિતિને બદલે છે અને ન પરિસ્થિતિને શોધે છે. તે તો પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરે છે. પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ જ કર્મયોગ છે.



## એવં પરમ્પરાપ્રાપ્તમિમં રાજર્ષયો વિદુઃ।
## સ કાલેનેહ મહતા યોગો નષ્ટઃ પરન્તપ ॥ ૨॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| પરન્તપ | = હે પરંતપ! | રાજર્ષયઃ | = રાજર્ષિઓએ | સઃ | = તે |
| એવમ્ | = આમ | વિદુઃ | = જાણ્યો (પરંતુ) | યોગઃ | = યોગ |
| પરમ્પરાપ્રાપ્તમ્ | = પરંપરાથી પ્રાપ્ત | મહતા | = ઘણો | ઈહ | = આ પૃથ્વીલોકમાં |
| ઈમમ્ | = આ યોગને | કાલેન | = સમય વીતી જવાથી | નષ્ટઃ | = લુપ્તપ્રાય થઈ ગયો. |

*ટીકા* – **'એવં પરમ્પરાપ્રાપ્તમિમં રાજર્ષયો વિદુઃ'** – સૂર્ય, મનુ, ઈક્ષ્વાકુ વગેરે રાજાઓએ કર્મયોગને સારી રીતે જાણીને તેનું પોતે પણ આચરણ કર્યું અને પ્રજા પાસે પણ તેવું આચરણ કરાવ્યું. આ રીતે રાજર્ષિઓમાં આ કર્મયોગની પરંપરા ચાલી. આ રાજાઓ (ક્ષત્રિયો)ની ખાસ (પોતાની) વિદ્યા છે, એટલા માટે પ્રત્યેક રાજાએ આ વિદ્યા જાણવી જોઈએ. આ જ રીતે પરિવાર, સમાજ, ગામ વગેરેની જે મુખ્ય વ્યક્તિઓ હોય તેમણે પણ આ વિદ્યા અવશ્ય જાણવી જોઈએ.

પ્રાચીન કાળમાં કર્મયોગને જાણવાવાળા રાજાલોકો

રાજ્યના ભોગોમાં આસક્ત થયા વિના સુચારુ રૂપથી રાજ્યનું સંચાલન કરતા હતા. પ્રજાના હિતમાં તેમની સ્વાભાવિક પ્રવૃત્તિ રહેતી હતી. સૂર્યવંશી રાજાઓની બાબતમાં મહાકવિ કાલિદાસ લખે છે –

**પ્રજાનામેવ ભૃત્યર્થં સ તાભ્યો બલિમગ્રહીત્ ।**
**સહસ્રગુણમુત્સ્રષ્ટુમાદત્તે હિ રસં રવિઃ ॥**

(રઘુવંશ ૧/૧૮)

'તે રાજાલોકો પોતાની પ્રજાના હિતને માટે પ્રજા પાસેથી એ રીતે કર લીધા કરતા હતા, જે રીતે સહસ્ર ગણું બનાવીને વરસાવવા માટે જ સૂર્ય પૃથ્વી પાસેથી જળ લીધા કરે છે.

તાત્પર્ય એ છે કે રાજાલોકો પ્રજા પાસેથી કર વગેરેના રૂપમાં લેવામાં આવેલા ધનને પ્રજાના જ હિત માટે વાપરતા હતા, પોતાના સ્વાર્થમાં થોડો પણ ખર્ચ નહોતા કરતા. પોતાના જીવનનિર્વાહને માટે તેઓ અલગ ખેતી વગેરે કામ કરાવતા હતા. કર્મયોગનું પાલન કરવાને કારણે તે રાજાઓને વિલક્ષણ જ્ઞાન અને ભક્તિ આપમેળે પ્રાપ્ત હતાં. આ જ કારણ હતું કે પ્રાચીનકાળમાં મોટા-મોટા ઋષિઓ પણ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે તે રાજાઓની પાસે ગયા કરતા હતા. શ્રીવેદવ્યાસજીના પુત્ર શુકદેવજી પણ જ્ઞાનપ્રાપ્તિને માટે રાજર્ષિ જનકની પાસે ગયા હતા. છાંદોગ્ય ઉપનિષદ્‌ના પાંચમા અધ્યાયમાં પણ આવે છે કે બ્રહ્મવિદ્યા શીખવાને માટે છ ઋષિઓ એકસાથે મહારાજ અશ્વપતિની પાસે ગયા હતા.[૧]

ત્રીજા અધ્યાયના વીસમા શ્લોકમાં જનક વગેરે રાજાઓને અને અહીં સૂર્ય, મનુ, ઇક્ષ્વાકુ વગેરે રાજાઓને કર્મયોગી બતાવીને ભગવાન અર્જુનનું જાણે એ તરફ લક્ષ્ય દોરે છે કે ગૃહસ્થ અને ક્ષત્રિય હોવાના સંબંધે તારે પણ પોતાના પૂર્વજો (વંશપરંપરાના) અનુસાર કર્મયોગનું પાલન અવશ્ય કરવું જોઈએ (ગીતા અ. ૪/૧૫). જોકે, પોતાના વંશની વાત (કર્મયોગની વિદ્યા) પોતાનામાં આવવી સુગમ પણ છે, એટલા માટે આવવી જ જોઈએ.

**'સ કાલેનેહ મહતા યોગો નષ્ટઃ'** – પરમાત્મા નિત્ય છે અને તેમની પ્રાપ્તિનાં સાધનો – કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ વગેરે પણ પરમાત્મા દ્વારા નિશ્ચિત કરેલાં હોવાથી નિત્ય છે. આથી તેમનો કદી અભાવ નથી હોતો – **'નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા અ. ૨/૧૬). એ આચરણમાં આવતાં હોવાનું નહિ દેખાવા છતાં પણ નિત્ય રહે છે. એટલા માટે અહીં આવેલા **'નષ્ટઃ'** પદનો અર્થ લુપ્ત, અપ્રગટ થવાનો જ છે, અભાવ થવાનો નહિ.

પહેલા શ્લોકમાં કર્મયોગને **'અવ્યયમ્'** અર્થાત્ અવિનાશી કહેવામાં આવ્યો છે. આથી અહીં **'નષ્ટઃ'** પદનો અર્થ જો કર્મયોગનો અભાવ માનવામાં આવે તો બન્ને બાજુથી વિરોધ ઉત્પન્ન થશે કે જો કર્મયોગ અવિનાશી છે તો તેનો અભાવ કેવી રીતે થઈ ગયો? અને જો તેનો અભાવ થઈ ગયો તો તે અવિનાશી કેવી રીતે? આ ઉપરાંત આગળના (ત્રીજા) શ્લોકમાં ભગવાન કર્મયોગને ફરીથી પ્રગટ કરવાની વાત કહે છે. જો તેનો અભાવ થઈ ગયો હોત તો ફરીથી પ્રગટ ન થાત. ભગવાનનાં વચનોમાં વિરોધ પણ નથી આવી શકતો. એટલા માટે અહીં **'ઇહ નષ્ટઃ'** પદોનું તાત્પર્ય એ છે કે આ અવિનાશી કર્મયોગના તત્ત્વનું વર્ણન કરવાવાળા ગ્રંથોનો અને તેના તત્ત્વને જાણવાવાળા તથા એને આચરણમાં લાવવાવાળા શ્રેષ્ઠ પુરુષોનો આ લોકમાં જાણે અભાવ થઈ ગયો છે.

જ્યાંથી જે વાત કહેવામાં આવે છે, ત્યાંથી તે પરંપરાથી જેટલી દૂર ચાલી જાય છે, તેટલું જ તેમાં આપમેળે અંતર પડતું ચાલ્યું જાય છે – આ નિયમ છે. ભગવાન કહે છે કે કલ્પના આદિમાં મેં આ કર્મયોગ સૂર્યને કહ્યો હતો, પછી પરંપરાથી તેને રાજર્ષિઓએ જાણ્યો. આથી તેમાં અંતર પડતું જ ગયું અને ઘણો સમય વીતી જવાથી હાલ આ યોગ આ મનુષ્યલોકમાં લુપ્તપ્રાય થઈ ગયો છે. આ જ કારણ છે કે વર્તમાનમાં આ કર્મયોગની વાત સાંભળવા તથા દેખવામાં બહુ જ ઓછી આવે છે.

કર્મયોગનું આચરણ લુપ્તપ્રાય થવા છતાં તેનો સિદ્ધાંત (પોતાને માટે કંઈ ન કરવું) સદૈવ રહે છે; કેમકે આ સિદ્ધાંતને અપનાવ્યા વિના કોઈ પણ યોગ (જ્ઞાનયોગ, ભક્તિયોગ વગેરે)નું નિરંતર સાધન નથી થઈ શકતું. કર્મ તો મનુષ્યમાત્રને કરવાં જ પડે છે. હા, જ્ઞાનયોગી વિવેક દ્વારા કર્મોને નાશવાન માનીને કર્મો સાથેનો સંબંધ-વિચ્છેદ કરે છે; અને ભક્તિયોગી કર્મોને ભગવાનને અર્પણ કરીને

---

૧. એ પ્રસંગમાં મહારાજ અશ્વપતિનાં આ વચનો ધ્યાન દેવા યોગ્ય છે –

**ન મે સ્તેનો જનપદે ન કદર્યો ન મદ્યપઃ । નાનાહિતાગ્નિર્નાવિદ્વાન્ સ્વૈરી સ્વૈરિણી કુતઃ ॥**

(છાન્દોગ્ય. ૫/૧૧/૫)

'મારા રાજ્યમાં ન તો કોઈ ચોર છે, ન કોઈ કૃપણ છે, ન કોઈ મદ્યપ (મદિરા પીવાવાળો) છે, ન કોઈ અનાહિતાગ્નિ (અગ્નિહોત્ર ન કરવાવાળો) છે, ન કોઈ અવિદ્વાન છે અને ન કોઈ પરસ્ત્રીગામી પણ છે, પછી કુલટા સ્ત્રી (વેશ્યા) તો હશે જ કેવી રીતે?'

કર્મો સાથેનો સંબંધ-વિચ્છેદ કરે છે. આથી જ્ઞાનયોગી અને ભક્તિયોગીને કર્મયોગનો સિદ્ધાંત તો અપનાવવો જ પડશે. ભલેને તેઓ કર્મયોગનું અનુષ્ઠાન ન કરે. તાત્પર્ય એ છે કે વર્તમાનમાં કર્મયોગ લુપ્તપ્રાય થવા છતાં પણ સિદ્ધાંતના રૂપમાં વિદ્યમાન જ છે.

વાસ્તવમાં જોવામાં આવે તો કર્મયોગમાં 'કર્મ' લુપ્ત નથી થયાં, પરંતુ (કર્મોનો પ્રવાહ પોતાની તરફ હોવાથી) 'યોગ' જ લુપ્ત થયો છે. તાત્પર્ય એ છે કે જેવી રીતે સંસારના પદાર્થો કર્મ કરવાથી મળે છે, તેવી જ રીતે પરમાત્મા પણ કર્મ કરવાથી જ મળશે – આ વાત સાધકોના અંતઃકરણમાં એટલી દૃઢતાથી બેસી ગઈ છે કે 'પરમાત્મા નિત્યપ્રાપ્ત છે' – આ વાસ્તવિકતાની તરફ તેમનું ધ્યાન જ નથી જઈ રહ્યું. 'કર્મ' સદૈવ સંસારને માટે થાય છે અને 'યોગ' સદૈવ પોતાને માટે થાય છે. 'યોગ'ને માટે કર્મ કરવાનું નથી હોતું, તે તો સ્વતઃસિદ્ધ છે.[1] આથી યોગને માટે એ માની લેવું કે તે કર્મ કરવાથી થશે. આ જ 'યોગ'નું લુપ્ત થવું કહેવાય.

મનુષ્યશરીર કર્મયોગનું પાલન કરવા માટે અર્થાત્ બીજાઓની નિઃસ્વાર્થ સેવા કરવાને માટે જ મળ્યું છે. પરંતુ આજે મનુષ્ય રાતદિવસ પોતાની સુખ-સુવિધા, સન્માન વગેરેની પ્રાપ્તિમાં જ લાગેલો છે, સ્વાર્થ અધિક વધી જવાને કારણે બીજાઓની સેવા તરફ એનું ધ્યાન જ નથી. આ રીતે જેને માટે મનુષ્યશરીર મળ્યું છે, તેને ભૂલી જવું એને જ કર્મયોગનું લુપ્ત થવું કહેવાય.

મનુષ્ય સેવા દ્વારા પશુ-પક્ષીથી માંડીને મનુષ્ય, દેવતા, પિતૃઓ, ઋષિ, સંત-મહાત્મા અને ભગવાનને પણ પોતાના વશમાં કરી શકે છે, પરંતુ સેવાભાવને ભૂલીને મનુષ્ય પોતે ભોગોને વશ થઈ ગયો, જેને પરિણામે નરકોમાં તથા ચોરાસી લાખ યોનિઓમાં પડવાનું થાય છે. આ જ કર્મયોગનું અદૃશ્ય થવું છે.



**સ એવાયં મયા તેઽદ્ય યોગઃ પ્રોક્તઃ પુરાતનઃ ।**
**ભક્તોઽસિ મે સખા ચેતિ રહસ્યં હ્યેતદુત્તમમ્ ॥૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મે** | = (તું) મારો | **સઃ, એવ** | = તે જ | **તે** | = તને |
| **ભક્તઃ** | = ભક્ત | **અયમ્** | = આ | **પ્રોક્તઃ** | = કહ્યો છે; |
| **ચ** | = અને | **પુરાતનઃ** | = પુરાતન | **હિ** | = કેમકે |
| **સખા** | = (પ્રિય) સખા | **યોગઃ** | = યોગ | **એતત્** | = આ |
| **અસિ** | = છે, | **અદ્ય** | = આજે | **ઉત્તમમ્** | = ઘણું ઉત્તમ |
| **ઇતિ** | = માટે | **મયા** | = મેં | **રહસ્યમ્** | = રહસ્ય છે. |

*ટીકા* – **'ભક્તોઽસિ મે સખા ચેતિ'** – અર્જુન ભગવાનને પોતાના પ્રિય સખા પહેલેથી જ માનતા હતા (ગીતા અ. ૧૧/૪૧-૪૨) પરંતુ ભક્ત હાલ (ગીતા અ. ૨/૭)માં થયા છે અર્થાત્ અર્જુન સખાભક્ત તો પુરાણા છે, પરંતુ દાસ્યભક્ત નવા છે. આદેશ અથવા ઉપદેશ, દાસ અથવા શિષ્યને જ દેવામાં આવે છે, સખાને નહિ. અર્જુન હવે ભગવાનને શરણે ગયા, ત્યારે જ ભગવાનના ઉપદેશનો આરંભ થયો.

જે વાત સખાને પણ કહેવાતી નથી, તે વાત પણ શરણાગત શિષ્યની સાથે પ્રગટ કરી દેવાય છે. અર્જુન ભગવાનને કહે છે કે 'હું આપનો શિષ્ય છું, એટલા માટે આપને શરણે થયેલા એવા, મને બોધ આપો.' એટલા માટે ભગવાન અર્જુનની સામે પોતાની જાતને પ્રગટ કરી દે છે, રહસ્યને ખોલી દે છે.

અર્જુનનો ભગવાન પ્રત્યે ઘણો જ વિશેષ ભાવ હતો, ત્યારે તો તેમણે વૈભવ અને અસ્ત્ર-શસ્ત્રોથી સુસજ્જિત

૧. લોકહિતાર્થે પોતાનાં કર્તવ્ય (સ્વધર્મ)નું પાલન કરવાથી 'યોગ' સિદ્ધ થાય છે; આથી આ 'કરવું' પણ વાસ્તવમાં ન કરવાને માટે અર્થાત્ 'કરવું' સમાપ્ત કરવાને માટે જ છે – **'આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે'** (ગીતા અ. ૬/૩). 'કરવાનો વેગ' કાઢવાને માટે જ કેવળ સેવાભાવથી કર્તવ્યકર્મો કરવાં જોઈએ. સકામભાવથી અર્થાત્ પોતાને માટે કર્મો કરવાથી 'કરવાનો વેગ' વધે છે અને બીજાઓને માટે કર્મો કરવાથી 'કરવાનો વેગ' સમાપ્ત થાય છે. તાત્પર્ય એ છે કે બીજાઓને માટે કરવાથી જ 'કરવું' સમાપ્ત થાય છે અને પોતાને માટે કરવાથી 'કરવું' શેષ રહે છે. 'કરવું' સમાપ્ત થતાં સ્વતઃસિદ્ધ 'યોગ'નો અનુભવ થઈ જાય છે.

'નારાયણી સેના'નો ત્યાગ કરીને નિઃશસ્ત્ર ભગવાનનો પોતાના 'સારથિ'ના રૂપમાં સ્વીકાર કર્યો.[1]

સાધારણ લોકો ભગવાનની આપેલી વસ્તુઓને તો પોતાની માને છે (જે પોતાની છે જ નહિ) પરંતુ ભગવાનને પોતાના નથી માનતા (જે વાસ્તવમાં પોતાના છે). તે લોકો વૈભવશાળી ભગવાનને ન જોતાં તેમના વૈભવને જ જુએ છે. વૈભવને જ સાચો માનવાથી તેમની બુદ્ધિ એટલી ભ્રષ્ટ થઈ જાય છે કે તેઓ ભગવાનનો અભાવ જ માની લે છે અર્થાત્ ભગવાન તરફ એમની દૃષ્ટિ જતી જ નથી. કેટલાક લોકો વૈભવની પ્રાપ્તિ માટે જ ભગવાનનું ભજન કરે છે. ભગવાનને ચાહવાથી તો વૈભવ પણ પાછળ આવે છે, પરંતુ વૈભવને ચાહવાથી ભગવાન નથી આવી શકતા. વૈભવ તો ભક્તના ચરણોમાં આળોટે છે; પરંતુ સાચા ભક્તો વૈભવની પ્રાપ્તિ માટે ભગવાનનું ભજન નથી કરતા. તેઓ વૈભવને નથી ચાહતા, પરંતુ ભગવાનને જ ચાહે છે. વૈભવને ચાહવાવાળા મનુષ્યો વૈભવના ભક્ત (દાસ) હોય છે અને ભગવાનને ચાહવાવાળા મનુષ્યો ભગવાનના ભક્ત હોય છે. અર્જુને વૈભવ (નારાયણી સેના)નો ત્યાગ કરીને કેવળ ભગવાનને અપનાવ્યા, તો રણભૂમિમાં ભીષ્મ, દ્રોણ, યુધિષ્ઠિર વગેરે મહાપુરુષો હોવા છતાં પણ ગીતાનો મહાન દિવ્ય ઉપદેશ કેવળ અર્જુનને જ પ્રાપ્ત થયો, અને પછી રાજ્ય પણ અર્જુનને મળી ગયું!

**'સ એવાયં મયા તેઽદ્ય યોગઃ પ્રોક્તઃ પુરાતનઃ'** – આ પદોનું એ તાત્પર્ય નથી કે મેં કર્મયોગને પૂર્ણ રીતે કહી દીધો છે, પરંતુ એ તાત્પર્ય એ છે કે જે કંઈ કહ્યું છે, તે પૂર્ણ છે. આગળ ભગવાનના જન્મના વિષયમાં અર્જુન દ્વારા કરવામાં આવેલા પ્રશ્નનો ઉત્તર આપીને ભગવાને ફરીથી તે જ કર્મયોગના વર્ણનનો આરંભ કર્યો છે.

ભગવાન કહે છે કે સૃષ્ટિના આદિમાં મેં સૂર્યને જે કર્મયોગ કહ્યો હતો, તે જ આજે મેં તને કહ્યો છે. ઘણો સમય વીતી જવાથી તે યોગ અપ્રગટ થઈ ગયો હતો, અને હું પણ અપ્રગટ જ હતો. હવે હું પણ અવતાર લઈને પ્રગટ થયો છું અને યોગને પણ ફરીથી પ્રગટ કર્યો છે. આથી અનાદિકાળથી જે કર્મયોગ મનુષ્યોને કર્મબંધનથી મુક્ત કરતો આવી રહ્યો છે, તે આજે તને પણ કર્મબંધનથી મુક્ત કરી દેશે.

**'રહસ્યં હ્યેતદુત્તમમ્'** – જે રીતે અઢારમા અધ્યાયના છાસઠમા શ્લોકમાં ભગવાને અર્જુન સમક્ષ 'સર્વગુહ્યતમ' વાત પ્રગટ કરી કે 'તું મારા શરણમાં આવી જા, હું તને સઘળાં પાપોથી મુક્ત કરી દઈશ,' તે જ રીતે અહીં 'ઉત્તમ રહસ્ય' પ્રગટ કરે છે કે 'મેં જ સૃષ્ટિના આદિમાં સૂર્યને ઉપદેશ આપ્યો હતો અને તે જ ઉપદેશ હું આજે તને આપી રહ્યો છું.'

ભગવાન અર્જુનને જાણે એમ કહે છે કે તારો સારથિ બનીને તારી આજ્ઞાનું પાલન કરવાવાળો થઈને પણ હું આજે તને તે જ ઉપદેશ દઈ રહ્યો છું, જે ઉપદેશ મેં સૃષ્ટિના આદિમાં સૂર્યને દીધો હતો. હું સાક્ષાત્ તે જ છું અને અત્યારે અવતાર લઈને ગુપ્ત રીતે પ્રગટ થયો છું – આ ઘણી જ રહસ્યની વાત છે. આ રહસ્યને આજે હું તારી સમક્ષ પ્રગટ કરી રહ્યો છું; કેમકે તું મારો ભક્ત અને પ્રિય સખા છે.'

સાધારણ મનુષ્યની તો વાત જ શી, સાધકની દૃષ્ટિ પણ ઉપદેશ પ્રત્યે વધારે અને ઉપદેશક પ્રત્યે ઓછી જાય છે. આ પ્રસંગને વાંચવા-સાંભળવાથી ઉપદિષ્ટ 'યોગ' પર તો દૃષ્ટિ જાય છે, પરંતુ ઉપદેષ્ટા ભગવાન શ્રીકૃષ્ણ જ આદિ નારાયણ છે – એ ઉપર બહુધા દૃષ્ટિ નથી જતી. જે વાત સાધારણ રીતે પકડમાં નથી આવતી, તે રહસ્યની હોય છે. ભગવાન અહીં **'રહસ્યમ્'** પદ વડે પોતાનો પરિચય આપે છે, જેનું તાત્પર્ય એ છે કે સાધકની દૃષ્ટિ સર્વથા ભગવાન તરફ જ રહેવી જોઈએ.

પોતાની જાતને 'આદિ ઉપદેષ્ટા' કહીને ભગવાન જાણે પોતાને જીવમાત્રના 'ગુરુ' હોવાનું પ્રગટ કરે છે. નાટક ભજવતી વખતે જનતાની સામે અભિનેતા પોતાના અસલી સ્વરૂપને પ્રગટ નથી કરતો, પરંતુ કોઈ અંગત માણસ સમક્ષ તે પોતાને પ્રગટ પણ કરી દે છે. એવી જ રીતે મનુષ્ય-અવતારના સમયે પણ ભગવાન અર્જુનની સમક્ષ પોતાનો ઈશ્વરભાવ પ્રગટ કરી દે છે. આ જ ઉત્તમ રહસ્ય છે.

કર્મયોગને પણ ઉત્તમ રહસ્ય માની શકાય છે. જે કર્મો વડે જીવ બંધાય છે (**કર્મણા બધ્યતે જન્તુઃ**), તે જ કર્મો વડે તેની મુક્તિ થઈ જાય છે – એ ઉત્તમ રહસ્ય છે. પદાર્થોને પોતાના માનીને પોતાને માટે કર્મ કરવાથી બંધન થાય છે, અને પદાર્થોને પોતાના નહિ માનીને (બીજાઓના માનીને) કેવળ બીજાઓના હિતને માટે નિઃસ્વાર્થભાવપૂર્વક સેવા કરવાથી મુક્તિ થાય છે. અનુકૂળતા-પ્રતિકૂળતા, શ્રીમંતાઈ-નિર્ધનતા, સ્વસ્થતા-રુગ્ણતા વગેરે કેવીય પરિસ્થિતિ કેમ ન હોય, પ્રત્યેક પરિસ્થિતિમાં આ કર્મયોગનું પાલન સ્વતંત્રતાપૂર્વક

---

૧. **એવમુક્તસ્તુ કૃષ્ણેન કુન્તીપુત્રો ધનંજયઃ। અયુધ્યમાનં સંગ્રામે વરયામાસ કેશવમ્॥**

(મહાભારત ઉદ્યોગ. ૭/૨૧)

'શ્રીકૃષ્ણના એમ કહેવાથી કુંતીપુત્ર ધનંજયે સંગ્રામભૂમિમાં (અસ્ત્રશસ્ત્રોથી સુસજ્જિત એક અક્ષોહિણી નારાયણી સેનાને છોડીને) યુદ્ધ ન કરવાવાળા નિઃશસ્ત્ર તે ભગવાન શ્રીકૃષ્ણને જ (પોતાના સહાયક) પસંદ કર્યા.'

થઈ શકે છે. કર્મયોગમાં રહસ્યની ત્રણ વાતો મુખ્ય છે –

(૧) મારું કશું નથી. કારણ કે મારું સ્વરૂપ સત (અવિનાશી) છે અને જે કંઈ મળ્યું છે, તે બધું અસત (નાશવાન) છે, પછી અસત મારું કેવી રીતે હોઈ શકે? અનિત્યનો નિત્યની સાથે સંબંધ કેવી રીતે હોઈ શકે?

(૨) મારે માટે કંઈ નહિ જોઈએ. કારણ કે સ્વરૂપ (સત)માં અપૂર્તિ કે ઊણપ કદી હોતી જ નથી, પછી કઈ વસ્તુની કામના કરવામાં આવે? અનુત્પન્ન અવિનાશી તત્ત્વને માટે ઉત્પન્ન થવાવાળી નાશવાન વસ્તુ કેવી રીતે કામમાં આવી શકે?

(૩) પોતાને માટે કંઈ નથી કરવાનું. એમાં પહેલું કારણ એ છે કે પોતે ચેતન પરમાત્માનો અંશ છે અને કર્મ જડ છે. પોતે નિત્ય-નિરંતર રહે છે, પરંતુ કર્મનો અને તેના ફળનો આદિ અને અંત હોય છે. એટલા માટે પોતાને માટે કર્મ કરવાથી આદિ-અંતવાળાં કર્મ અને ફળ સાથે પોતાનો સંબંધ જોડાય છે. કર્મ અને ફળનો તો અંત થઈ જાય છે, પરંતુ તેનો સંગ અંદર રહી જાય છે, જે જન્મ-મરણનું કારણ બને છે – **'કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા અ. ૧૩/૨૧).

બીજું કારણ એ છે કે 'કરવા'ની જવાબદારી તેના ઉપર આવે છે, જે અદા કરી શકે છે અર્થાત્ જેનામાં કરવાની યોગ્યતા છે અને જે કંઈક મેળવવા ઇચ્છે છે. નિષ્ક્રિય, નિર્વિકાર, અપરિવર્તનશીલ અને પૂર્ણ હોવાને કારણે ચેતનસ્વરૂપ શરીરના સંબંધ વિના કંઈ કરી જ નથી શકતું, એટલા માટે આ વિધાન માનવું પડશે કે સ્વરૂપે પોતાને માટે કંઈ નથી કરવાનું.

ત્રીજું કારણ એ છે કે સ્વરૂપ સત છે અને પૂર્ણ છે; તેથી તેમાં ક્યારેય ઊણપ આવતી જ નથી, ઊણપ આવવાની સંભાવના પણ નથી – **'નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા ૨-૧૬). ઊણપ ન આવવાના કારણે તેમાં કશું પ્રાપ્ત કરવાની ઇચ્છા પણ થતી નથી. આથી સ્વતઃ સિદ્ધ થઈ જાય છે કે સ્વરૂપ પર 'કરવા'ની જવાબદારી નથી અર્થાત્ તેણે સ્વયંના માટે કશું કરવાનું નથી.

કર્મયોગમાં 'કર્મ' તો સંસારને માટે થાય છે અને 'યોગ' પોતાને માટે થાય છે. પરંતુ પોતાને માટે કર્મ કરવાથી 'યોગ'નો અનુભવ નથી થતો. યોગનો અનુભવ ત્યારે થશે, જ્યારે કર્મોનો પ્રવાહ પૂરેપૂરો સંસાર પ્રત્યે જ થઈ જશે. કારણ કે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ, ધન, સંપત્તિ વગેરે જે કંઈ પણ આપણી પાસે છે, તે સઘળે-સઘળું સંસારની સેવામાં જ જોડવાનું છે. આથી પદાર્થ અને ક્રિયા રૂપીસંસારથી સંબંધ-વિચ્છેદ કરવાને માટે જ બીજાઓને માટે કર્મ કરવાનું છે. આ જ કર્મયોગ છે. કર્મયોગ સિદ્ધ થતાં કરવાનો રાગ, મેળવવાની લાલસા, જીવવાની ઇચ્છા અને મૃત્યુનો ભય – એ બધું દૂર થઈ જાય છે.

જેવી રીતે સૂર્યના પ્રકાશમાં લોકો અનેક કર્મો કરે છે, પરંતુ સૂર્યનો તે કર્મો સાથે પોતાનો કંઈ પણ સંબંધ નથી હોતો, તેવી જ રીતે 'સ્વયં'ના (ચેતનના) પ્રકાશમાં સઘળાં કર્મો થાય છે, પરંતુ 'પોતા'નો તેમની સાથે કંઈ પણ સંબંધ નથી હોતો; કેમકે 'પોતે' ચેતન તથા અપરિવર્તનશીલ છે અને કર્મ જડ તથા પરિવર્તનશીલ છે. પરંતુ જ્યારે 'પોતે' ભૂલથી તે પદાર્થો અને કર્મોની સાથે થોડો પણ સંબંધ માની લે છે, અર્થાત્ તેમને પોતાનાં અને પોતાને માટેનાં માની લે છે, તો પછી તે કર્મો અવશ્ય તેને બાંધી દે છે.

નિયતકર્મનો કોઈ પણ અવસ્થામાં ત્યાગ ન કરવો તથા નિયત સમયે કાર્યને માટે તત્પર રહેવાની પણ સૂર્યની પોતાની વિલક્ષણતા છે. કર્મયોગી પણ સૂર્યની જેમ પોતાનાં નિયતકર્મોને નિયત સમયે કરવાને માટે સદા તત્પર રહે છે.

કર્મયોગનું બરાબર પાલન કરવામાં આવે તો જો કર્મયોગીમાં જ્ઞાનના સંસ્કાર હોય તો તેને જ્ઞાનની પ્રાપ્તિ, અને જો ભક્તિના સંસ્કાર હોય તો તેને ભક્તિની પ્રાપ્તિ આપમેળે થઈ જાય છે. કર્મયોગનું પાલન કરવાથી પોતાનું જ નહિ, પરંતુ સંસારમાત્રનું પરમ હિત થાય છે. બીજા લોકો દેખે કે ન દેખે, સમજે કે ન સમજે, માને કે ન માને, પોતાના કર્તવ્યનું બરાબર પાલન કરવાથી બીજા લોકોને કર્તવ્યપાલનની પ્રેરણા આપમેળે મળે છે અને એ રીતે સહુની સેવા પણ થઈ જાય છે.

## માર્મિક વાત

ગીતામાં ભગવાને ઉપદેશના આરંભમાં બીજા અધ્યાયના અગિયારમા શ્લોકથી ત્રીસમા શ્લોક સુધી મનુષ્યમાત્રના અનુભવ (વિવેક)નું વર્ણન કર્યું છે. આ મનુષ્યમાત્રનો જ અનુભવ નથી, પરંતુ જીવમાત્રનો પણ અનુભવ છે; કારણ કે 'હું છું' – એવી પોતાની સત્તા (હોવાપણા)નો અનુભવ સ્થાવર-જંગમ સહુ પ્રાણીઓનો છે. વૃક્ષ, પર્વત વગેરેને પણ એનો અનુભવ છે, પરંતુ તેઓ એને વ્યક્ત નથી કરી શકતાં. પશુ-પક્ષીઓમાં તો પ્રત્યક્ષ જોવામાં પણ આવે છે; જેમ કે – પશુ-પક્ષી પરસ્પરમાં લડે છે તો પોતાની સત્તાને લઈને જ લડે છે, જો પોતાની અલગ સત્તાનો અનુભવ ના હોય તો તે લડે જ શા માટે? મનુષ્યને તો એનો પ્રત્યક્ષ અનુભવ છે જ; પરંતુ તે ન તો પોતાના અનુભવ પ્રત્યે દૃષ્ટિ નાખે છે અને ન એનો આદર પણ કરે છે. આ અનુભવને જ વિવેક કે નિજ-જ્ઞાન કહે છે. આ વિવેક બધામાં

આપમેળે છે, અને ભગવત્પ્રદત્ત છે.

ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ પ્રકૃતિનાં અંશ છે, એટલા માટે તેમનાથી થવાવાળું જ્ઞાન પ્રકૃતિજન્ય છે. શાસ્ત્રોને વાંચી-સાંભળીને આ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ દ્વારા જે પારમાર્થિક જ્ઞાન થાય છે, તે જ્ઞાન પણ એક રીતે પ્રકૃતિજન્ય જ છે. પરમાત્મતત્ત્વ, આ પ્રકૃતિજન્ય જ્ઞાનની અપેક્ષાએ અત્યંત વિલક્ષણ છે. આથી પરમાત્મતત્ત્વને નિજ-જ્ઞાન (પોતાથી થવાવાળું જ્ઞાન) વડે જ જાણી શકાય છે. નિજ-જ્ઞાન અર્થાત્ વિવેકને મહત્ત્વ આપવાથી જ 'હું કોણ છું? મારું શું છે? જડ અને ચેતન શું છે? પ્રકૃતિ અને પરમાત્મા શું છે?' – આ બધું જાણવાની શક્તિ આવી જાય છે. આ જ વિવેક કર્મયોગમાં પણ કામ આવે છે – આ માર્મિક વાત છે.

કર્મયોગમાં વિવેકની બે વાતો મુખ્ય છે – (૧) પોતાના હોવાપણા ('હું છું')માં કોઈ સંદેહ નથી, અને (૨) અત્યારે જે વસ્તુઓ મળેલી છે, તેમના ઉપર પોતાનું કોઈ આધિપત્ય નથી; કેમકે તે પહેલાં પોતાની ન હતી અને પછી પણ પોતાની નહિ રહે. હું (પોતે) નિરંતર રહું છું અને આ મળેલી વસ્તુઓ – શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે નિરંતર બદલાતી રહે છે અને એમનો નિરંતર વિયોગ થતો રહે છે. જેવી રીતે કર્મોનો આરંભ અને સમાપ્તિ થાય છે, તેવી જ રીતે તેમના ફળનો સંયોગ અને વિયોગ થાય છે. એટલા માટે કર્મો અને પદાર્થોનો સંબંધ સંસાર સાથે છે, પોતાની સાથે નહિ. આ રીતે વિવેક જાગ્રત થતાં જ કામનાનો નાશ થઈ જાય છે. કામનાનો નાશ થતાં સ્વતઃસિદ્ધ નિષ્કામતા પ્રગટ થઈ જાય છે અર્થાત્ કર્મયોગ પૂર્ણ રીતે સિદ્ધ થઈ જાય છે.

કામનાથી વિવેક ઢંકાઈ જાય છે (ગીતા અ. ૩/૩૮-૩૯). સ્વાર્થબુદ્ધિ, ભોગબુદ્ધિ અને સંગ્રહબુદ્ધિ રાખવાથી મનુષ્ય પોતાના કર્તવ્યનો બરાબર નિર્ણય નથી કરી શકતો. તે ગૂંચવણોને ગૂંચવણ વડે જ અર્થાત્ શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ વડે જ ઉકેલવાનું ઇચ્છે છે અને એટલા માટે તે વર્તમાન પરિસ્થિતિને બદલવાનો જ ઉદ્યોગ કરે છે. પરંતુ પરિસ્થિતિને બદલવી એ પોતાના વશની વાત નથી, એટલા માટે ગૂંચવણ ઊકલવાની અપેક્ષાએ વધુ ને વધુ ગૂંચવાતી ચાલી જાય છે. વિવેક જાગ્રત થતાં જ્યારે સ્વાર્થબુદ્ધિ, ભોગબુદ્ધિ અને સંગ્રહબુદ્ધિ નથી રહેતી, ત્યારે પોતાનું કર્તવ્ય સ્પષ્ટ દેખાવા લાગી જાય છે અને બધા પ્રકારની ગૂંચવણો આપમેળે ઊકલી જાય છે.

બહારની પરિસ્થિતિ કર્મોના અનુસાર જ બને છે અર્થાત્ તે કર્મોનું જ ફળ છે. શ્રીમંતાઈ-નિર્ધનતા, નિંદા-સ્તુતિ, આદર-અનાદર, યશ-અપયશ, લાભ-હાનિ, જન્મ-મરણ, સ્વસ્થતા-રુગ્ણતા વગેરે બધી પરિસ્થિતિઓ કર્મોને આધીન છે.[૧] શુભ અને અશુભ કર્મોના ફળસ્વરૂપે અનુકૂળ અને પ્રતિકૂળ પરિસ્થિતિ સામે આવતી રહે છે; પરંતુ એ પરિસ્થિતિ સાથે સંબંધ જોડીને - તેને પોતાની માનીને સુખી-દુઃખી થવું એ મૂર્ખતા છે. તાત્પર્ય એ છે કે અનુકૂળ અને પ્રતિકૂળ પરિસ્થિતિનું આવવું એ તો કર્મોનું ફળ છે, અને તેનાથી સુખી-દુઃખી થવું એ પોતાની અજ્ઞતા-મૂર્ખતાનું ફળ છે. કર્મોનું ફળ દૂર કરવાનું તો હાથની વાત નથી, પરંતુ મૂર્ખતા દૂર કરવાનું તો સાવ હાથની વાત છે, જેને દૂર કરી શકીએ છીએ, તે મૂર્ખતાને તો દૂર કરતા નથી અને જેને બદલી શકતા નથી તે પરિસ્થિતિને બદલવાનો ઉદ્યોગ કરીએ છીએ - આ મહાન ભૂલ છે! એટલા માટે પોતાના વિવેકને મહત્ત્વ દઈને મૂર્ખતાને દૂર કરી દેવી જોઈએ અને અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિઓનો સદુપયોગ કરતા રહીને તેમનાથી પર થઈ જવું અર્થાત્ અસંગ થઈ જવું જોઈએ. જે કોઈ પણ પરિસ્થિતિ સાથે સંબંધ નહિ જોડીને તેનો સદુપયોગ કરે છે અર્થાત્ અનુકૂળ પરિસ્થિતિમાં બીજાઓની સેવા કરે છે અને પ્રતિકૂળ પરિસ્થિતિમાં દુઃખી નથી થતો અર્થાત્ સુખની ઇચ્છા નથી કરતો, તે સંસારબંધનથી સુગમતાપૂર્વક મુક્ત થઈ જાય છે.

જેને મનુષ્ય નથી ઇચ્છતો, તે પ્રતિકૂળ પરિસ્થિતિ પહેલાં કરેલાં અશુભ (પાપ) કર્મોનું ફળ હોય છે. આથી પાપકર્મો તો કરવાં જ નહિ જોઈએ. કોઈને કષ્ટ પહોંચે, એવું કામ તો સ્વપ્નમાં પણ નહિ કરવું જોઈએ. પરંતુ વર્તમાનમાં (નવાં) પાપકર્મો ન કરવા છતાં પણ પુરાણાં પાપકર્મોના ફળસ્વરૂપે જ્યારે પ્રતિકૂળ પરિસ્થિતિ આવી જાય છે, ત્યારે અંતઃકરણમાં ચિંતા, શોક, ભય વગેરે પણ આવી જાય છે. એનું કારણ એ છે કે આપણે ચિંતા-શોકને અધિક પરિચિત બનાવી લીધા છે. જેવી રીતે વેચેલી ગાય જૂના સ્થાનથી પરિચિત હોવાને કારણે વારંવાર ત્યાં જ આવી જાય છે. પરંતુ તેને વારંવાર નવા સ્થાન ઉપર પહોંચાડી દેવામાં આવે તો પછી તે જૂના સ્થાન ઉપર આવવાનું છોડી દે છે. એવી જ રીતે આજે અને અત્યારે એ દૃઢ વિચાર કરી લો કે આવવાજવાવાળી પરિસ્થિતિ સાથે સંબંધ જોડીને ચિંતાશોક કરવાં એ ભૂલ છે, આ ભૂલ હવે અમે નહિ કરીએ, તો પછી એ ચિંતાશોક આવવાનું છોડી દેશે.

વિવેકની પૂર્ણ જાગૃતિ ન હોવા છતાં પણ કર્મયોગીમાં

---

૧. સુનહુ ભરત ભાવી પ્રબલ બિલખિ કહેઉ મુનિનાથ। હાનિ લાભુ જીવનુ મરનુ જસુ અપજસુ બિધિ હાથ॥ (માનસ ૨/૧૭૧)

એક નિશ્ચયાત્મિકા બુદ્ધિ રહે છે કે જે પોતાનું નથી, તેની સાથે સંબંધ-વિચ્છેદ કરવાનો છે અને સાંસારિક સુખોને નહિ ભોગવીને કેવળ સેવા કરવાની છે. આ નિશ્ચયાત્મિકા બુદ્ધિને કારણે તેના અંતઃકરણમાં સાંસારિક સુખોનું મહત્ત્વ નથી રહેતું. પછી 'ભોગોમાં સુખ છે' – એવા ભ્રમમાં તેને કોઈ નાખી નથી શકતું. આથી આ એક નિશ્ચયને અટલ રાખવાથી જ તેનું કલ્યાણ થઈ જાય છે. સત્સંગ-સ્વાધ્યાય વડે એવી નિશ્ચયાત્મિકા બુદ્ધિને બળ મળે છે. આથી દરેક સાધકે ઓછામાં ઓછો એવો કલ્યાણકારી નિશ્ચય અવશ્ય જ કરી લેવો જોઈએ. એવો નિશ્ચય કરવામાં બધા સ્વાધીન છે, કોઈ પરાધીન નથી, આમાં કોઈની જરા પણ સહાયની આવશ્યકતા નથી; કેમકે એમાં પોતે બળવાન છે.

—■—

*સંબંધ – મેં જ સૃષ્ટિના આદિમાં સૂર્યને ઉપદેશ દીધો હતો અને તે જ ઉપદેશ હું આજે તને દઈ રહ્યો છું – આ સાંભળીને અર્જુનમાં સ્વાભાવિક એવી જિજ્ઞાસા જાગ્રત થાય છે કે જે અત્યારે મારી સામે બેઠા છે, એ ભગવાન શ્રીકૃષ્ણે સૃષ્ટિના આરંભમાં સૂર્યને ઉપદેશ કેવી રીતે દીધો હતો? આથી એને સારી રીતે સમજવા માટે અર્જુન આગળના શ્લોકમાં ભગવાનને પ્રશ્ન કરે છે.*

*અર્જુન ઉવાચ*

**અપરં ભવતો જન્મ પરં જન્મ વિવસ્વતઃ ।**
**કથમેતદ્વિજાનીયાં ત્વમાદૌ પ્રોક્તવાનિતિ ॥ ૪॥**

અર્જુન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભવતઃ** | = આપનો | **જન્મ** | = જન્મ (તો) | **એતત્** | = આ યોગ |
| **જન્મ** | = જન્મ (તો) | **પરમ્** | = ઘણો પહેલાંનો છે; (તેથી) | **પ્રોક્તવાન્** | = કહ્યો હતો - |
| **અપરમ્** | = અર્વાચીન–હાલનો છે, (જ્યારે) | | | **ઇતિ** | = એ વાત (હું) |
| | | **ત્વમ્** | = તમે (જ) | **કથમ્** | = કેમ |
| **વિવસ્વતઃ** | = સૂર્યનો | **આદૌ** | = કલ્પના આરંભે (સૂર્યને) | **વિજાનીયામ્** | = સમજું? |

*ટીકા* – **'અપરં ભવતો જન્મ પરં જન્મ વિવસ્વતઃ'** – આપનો જન્મ તો અત્યારે કેટલાંક વર્ષો પૂર્વે શ્રીવસુદેવજીને ઘેર થયો છે, પરંતુ સૂર્યનો જન્મ સૃષ્ટિના આરંભમાં થયો હતો. આથી આપે સૂર્યને કર્મયોગ કેવી રીતે કહ્યો હતો?

અર્જુનના આ પ્રશ્નમાં તર્ક કે આક્ષેપ નથી, પરંતુ જિજ્ઞાસા છે. તેઓ ભગવાનના જન્મ-સંબંધી રહસ્યને સુગમતાપૂર્વક સમજવાની દૃષ્ટિએ જ પ્રશ્ન કરે છે; કેમકે પોતાના જન્મ-સંબંધી રહસ્યને પ્રગટ કરવામાં ભગવાન જ સર્વથા સમર્થ છે.

**'કથમેતદ્વિજાનીયાં ત્વમાદૌ પ્રોક્તાવાનિતિ'** – હું આપને સૃષ્ટિના આદિમાં ઉપદેશ દેવાવાળા કેવી રીતે જાણું? અર્જુનના પ્રશ્નનું તાત્પર્ય એ છે કે સૂર્યને ઉપદેશ દીધા પછીથી સૂર્યવંશની (મનુ, ઇક્ષ્વાકુ વગેરે) કેટલીય પેઢીઓ વીતી ચૂકી છે અને આપનો અવતાર અત્યારનો છે; આથી આપે સૃષ્ટિના આદિમાં સૂર્યને ઉપદેશ કેવી રીતે દીધો હતો – આ વાત હું સારી રીતે સમજવા ઇચ્છું છું. સૂર્ય તો અત્યારે પણ છે, એટલા માટે તેને અત્યારે પણ ઉપદેશ દઈ શકાય છે. પરંતુ આપે સૂર્યને ઉપદેશ દીધા પછી સૂર્યવંશની પરંપરાનું પણ વર્ણન કર્યું છે, જેનાથી એ સિદ્ધ થાય છે કે આપે સૂર્યને ઉપદેશ અત્યારે તો આપ્યો નથી. તો આપે સૂર્યને કલ્પના આદિમાં કેવી રીતે ઉપદેશ દીધો હતો?

—■—

*સંબંધ – અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં પોતાનું અવતાર-રહસ્ય પ્રગટ કરવા માટે ભગવાન પહેલાં પોતાની સર્વજ્ઞતાનું દિગ્દર્શન કરાવે છે.*

*શ્રીભગવાનુવાચ*

**બહૂનિ મે વ્યતીતાનિ જન્માનિ તવ ચાર્જુન ।**
**તાન્યહં વેદ સર્વાણિ ન ત્વં વેત્થ પરન્તપ ॥ ૫॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પરન્તપ** | = હે પરંતપ! | **બહૂનિ** | = ઘણા બધા | **અહમ્** | = હું |
| **અર્જુન** | = અર્જુન! | **જન્માનિ** | = જંન્મો | **વેદ** | = જાણું છું. (પરંતુ) |
| **મે** | = મારા | **વ્યતીતાનિ** | = થઈ ચૂક્યા છે. | **ત્વમ્** | = તું |
| **ચ** | = અને | **તાનિ** | = તે | **ન** | = નથી |
| **તવ** | = તારા | **સર્વાણિ** | = બધાને | **વેત્થ** | = જાણતો. |

*ટીકા* – [ત્રીજા શ્લોકમાં ભગવાને અર્જુનને પોતાનો ભક્ત અને પ્રિય સખા કહ્યો હતો, એટલા માટે પાછળના શ્લોકમાં અર્જુન પોતાના હૃદયની વાત નિઃસંકોચ થઈને પૂછે છે. અર્જુનમાં ભગવાનના જન્મ-રહસ્યને જાણવાની પ્રબળ જિજ્ઞાસા ઉત્પન્ન થઈ છે, એટલા માટે ભગવાન તેમની સમક્ષ મિત્રતાને નાતે પોતાના જન્મનું રહસ્ય પ્રગટ કરી દે છે. એ નિયમ છે કે શ્રોતાની પ્રબળ જિજ્ઞાસા થતાં વક્તા પોતાને છુપાવીને નથી રાખી શકતો. એટલા માટે સંત-મહાત્માઓ પણ પોતાનામાં વિશેષ શ્રદ્ધા રાખવાવાળાઓની સમક્ષ પોતાની જાતને પ્રગટ કરી શકે છે.[1]

**ગૂઢ઼ઉ તત્ત્વ ન સાધુ દુરાવહિં ॥**
**આરત અધિકારી જહઁ પાવહિં ॥**
(માનસ ૧/૧૧૦/૧)]

**'બહૂનિ મે વ્યતીતાનિ જન્માનિ તવ ચાર્જુન'** – સમય–સમયે મારા અને તારા ઘણા જ જન્મો થઈ ચૂક્યા છે. પરંતુ મારો જન્મ જુદા પ્રકારનો છે (જેનું વર્ણન આગળ છઠ્ઠા શ્લોકમાં કરશે) અને તારો (જીવનો) જન્મ જુદા પ્રકારનો છે (જેનું વર્ણન આઠમા અધ્યાયના ઓગણીસમા અને તેરમા અધ્યાયના એકવીસમા તેમજ છવ્વીસમા શ્લોકોમાં કરશે). તાત્પર્ય એ છે કે મારા અને તારા ઘણાયે જન્મો થયા છતાં પણ તે અલગ-અલગ પ્રકારના છે.

બીજા અધ્યાયના બારમા શ્લોકમાં ભગવાને અર્જુનને કહ્યું હતું કે હું (ભગવાન) અને તું તથા આ રાજા લોકો (જીવ) પહેલાં ન હતા અને પછી નહિ રહે – એમ નથી. તાત્પર્ય એ છે કે ભગવાન અને તેમનો અંશ જીવાત્મા-બન્નેય અનાદિ અને નિત્ય છે.

**'તાન્યહં વેદ સર્વાણિ'** – સંસારમાં એવા 'જાતિસ્મર' જીવો પણ હોય છે, જેમને પોતાના પૂર્વજન્મોનું જ્ઞાન હોય છે. એવા મહાપુરુષો **'યુઞ્જાન યોગી'** કહેવાય છે, જેઓ સાધના કરીને સિદ્ધ બને છે. સાધનામાં અભ્યાસ કરતાં-કરતાં એમની વૃત્તિ એટલી તેજ થઈ જાય છે કે તેઓ જ્યાં વૃત્તિ જોડે છે, ત્યાંનું જ્ઞાન એમને થઈ જાય છે. એવા યોગીઓ કોઈક સીમા સુધી જ પોતાના પુરાણા જન્મોને જાણી શકે છે, સઘળા જન્મોને નહિ. આથી વિપરીત ભગવાન **'યુક્ત યોગી'** કહેવાય છે, જે સાધના કર્યા વિના સ્વતઃસિદ્ધ અને નિત્ય યોગી છે. જન્મોને જાણવા માટે તેમણે વૃત્તિ નથી જોડવી પડતી. બલ્કે તેમનામાં પોતાના અને જીવોના પણ સઘળા જન્મોનું આપોઆપ સ્વાભાવિક જ્ઞાન સદા રહેલું હોય છે. તેમના જ્ઞાનમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો ભેદ નથી, બલ્કે તેમના અખંડ જ્ઞાનમાં સર્વ કંઈ સદા વર્તમાન જ રહે છે (ગીતા અ. ૭/૨૬). કારણ કે ભગવાન સમસ્ત સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેમાં પૂર્ણ રૂપે વિદ્યમાન રહેતા હોવા છતાં પણ તેમનાથી સર્વથા ન્યારા રહે છે.

['હું તે બધાને જાણું છું' – ભગવાનના આ વચનથી સાધકોને એક વિશેષ આનંદ આવવો જોઈએ કે અમે ભગવાનની જાણકારીમાં છીએ, ભગવાન અમને નિરંતર નિહાળી રહ્યા છે! અમે ગમે તેવા કેમ ન હોઈએ, પણ છીએ ભગવાનની જાણમાં.]

**'ન ત્વં વેત્થ પરંતપ'** – જન્મોને ન જાણવામાં મૂળ કારણ છે – અંતઃકરણમાં નાશવાન પદાર્થોનું આકર્ષણ અને મહત્ત્વ હોવું. એના કારણે મનુષ્યનું જ્ઞાન વિકસિત નથી થતું. અર્જુનના અંતઃકરણમાં નાશવાન પદાર્થોનું અને વ્યક્તિઓનું મહત્ત્વ હતું. એટલા માટે તેઓ કુટુંબીઓના મરવાના ભયથી

---

૧. સંતમહાત્મા પણ પોતે છુપા રહે છે અને સહુની સામે પ્રગટ નથી થતા. પરંતુ નીચે લખેલા ત્રણ અવસરો વેળા તેઓ પોતાની જાતને પ્રગટ કરી દે છે –
(૧) જ્યારે કોઈ અત્યધિક શ્રદ્ધાળુ સામે મળી જાય અને તેનામાં તેમને (સંત-મહાત્માને) જાણવાની ઉત્કટ અભિલાષા હોય.
(૨) જ્યારે પોતાના કોઈ પ્રેમીનું શરીર છૂટવાનું હોય.
(૩) જ્યારે સંત-મહાત્માનું પોતાનું કહેવાતું શરીર છૂટી રહ્યું હોય.
બીજા અને ત્રીજા અવસરે સંત-મહાત્મા તે વ્યક્તિની સમક્ષ પણ પોતાની જાતને પ્રગટ કરી દે છે, કે જેનામાં એટલી વધારે શ્રદ્ધા તો નથી, પણ તે તે સંત-મહાત્માનો હૃદયથી આદર કરે છે અને તેમને જાણવા ઇચ્છે છે.

યુદ્ધ નહિ કરવાનું ઇચ્છતા હતા. પહેલા અધ્યાયના તેત્રીસમા શ્લોકમાં અર્જુને કહ્યું હતું કે જેમને માટે અમારી રાજ્ય, ભોગ અને સુખની ઇચ્છા છે, તે જ આ કુટુંબીઓ પ્રાણોની અને ધનની આશા છોડીને યુદ્ધમાં ઊભા છે – આથી સિદ્ધ થાય છે કે અર્જુન રાજ્ય, ભોગ અને સુખ ઇચ્છતા હતા. આથી નાશવાન પદાર્થોની કામના હોવાને કારણે તેઓ પોતાના પૂર્વજન્મોને નહોતા જાણતા.

મમતા-આસક્તિપૂર્વક પોતાના સુખભોગ અને આરામને માટે ધન વગેરે પદાર્થોનો સંગ્રહ કરવો એને 'પરિગ્રહ' કહેવાય છે. પરિગ્રહનો સર્વથા ત્યાગ કરવો અર્થાત્ પોતાના સુખ, આરામ વગેરેને માટે કોઈ પણ વસ્તુનો સંગ્રહ ન કરવો એ 'અપરિગ્રહ' કહેવાય છે. અપરિગ્રહની દૃઢતા થતાં પૂર્વજન્મોનું જ્ઞાન થઈ જાય છે –

**અપરિગ્રહસ્થૈર્યે જન્મકથન્તાસંબોધઃ ।**

(પાતઞ્જલયોગદર્શન ૨/૩૯).

સંસાર (ક્રિયા અને પદાર્થો) સદૈવ પરિવર્તનશીલ અને અસત છે; આથી તેમાં અભાવ (ઊણપ) થવો એ નિશ્ચિત છે. અભાવરૂપી સંસાર સાથે સંબંધ જોડવાને કારણે મનુષ્યને પોતાનામાં પણ અભાવ દેખાવા લાગી જાય છે. અભાવ દેખાવાને કારણે તેનામાં એવી કામના પેદા થઈ જાય છે કે, મારા અભાવની તો પૂર્તિ થઈ જાય અને પછી નવું વધારે મળે. આ કામનાની પૂર્તિમાં જ તે દિનરાત લાગેલો રહે છે, પરંતુ કામનાની પૂર્તિ થવાની નથી. કામનાઓને કારણે મનુષ્ય બેહોશ જેવો થઈ જાય છે. આથી એવા મનુષ્યને અનેક જન્મોનું જ્ઞાન તો દૂર રહ્યું, વર્તમાનમાં કર્તવ્યનું પણ જ્ઞાન (શું કરી રહ્યો છું અને શું કરવું જોઈએ) નથી થતું.



***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને બતાવ્યું કે મારા અને તારા ઘણાયે જન્મો થઈ ચૂક્યા છે. હવે આગળના શ્લોકમાં ભગવાન પોતાના જન્મ (અવતાર)ની વિલક્ષણતા બતાવે છે.*

**અજોઽપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોઽપિ સન્ ।**
**પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સંભવામ્યાત્મમાયયા ॥ ૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અજઃ** | = (હું) અજન્મા (અને) | **ભૂતાનામ્** | = બધાંય પ્રાણીઓનો | **પ્રકૃતિમ્** | = પ્રકૃતિને |
| **અવ્યયાત્મા** | = અવિનાશીસ્વરૂપ | **ઈશ્વરઃ** | = ઈશ્વર | **અધિષ્ઠાય** | = આધીન કરીને |
| **સન્** | = હોવા છતાં | **સન્** | = હોવા છતાં | **આત્મમાયયા** | = પોતાની યોગમાયાથી |
| **અપિ** | = પણ (અને) | **અપિ** | = પણ | | |
| | | **સ્વામ્** | = પોતાની | **સમ્ભવામિ** | = પ્રગટ થાઉં છું. |

*ટીકા* – [આ છઠ્ઠો શ્લોક છે અને એમાં છ વાતોનું જ વર્ણન થયું છે. અજ, અવ્યય અને ઈશ્વર - એ ત્રણ વાતો ભગવાનની છે;[1] પ્રકૃતિ અને યોગમાયા – એ બે વાતો ભગવાનની શક્તિની છે અને એક વાત ભગવાનના પ્રગટ થવાની છે]

**'અજોઽપિ સન્નવ્યયાત્મા'** – આ પદો વડે ભગવાન

૧. ગીતામાં ભગવાને પોતાનાં અજ, અવ્યય અને ઈશ્વર – એ ત્રણે રૂપોને જાણવા અને ન જાણવાની વાત કહી છે; જેમ કે –
(૧) **'અજ'** - સ્વરૂપને જાણવાની વાત -
**યો મામજમનાદિં ચ વેત્તિ લોકમહેશ્વરમ્ । અસંમૂઢઃ સ મર્ત્યેષુ સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥** (અ. ૧૦/૩)
ન જાણવાની વાત –
**મૂઢોઽયં નાભિજાનાતિ લોકો મામજમવ્યયમ્ ।** (અ. ૭/૨૫)
(૨) **'અવ્યય'** – સ્વરૂપને જાણવાની વાત –
**ભજન્ત્યનન્યમનસો જ્ઞાત્વા ભૂતાદિમવ્યયમ્ ॥** (અ. ૯/૧૩)
ન જાણવાની વાત –
**પરં ભાવમજાનન્તો મમાવ્યયમનુત્તમમ્ ॥** (અ. ૭/૨૪)
(૩) **'ઈશ્વર'** – સ્વરૂપને જાણવાની વાત –
**ભોક્તારં યજ્ઞતપસાં સર્વલોકમહેશ્વરમ્ । સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ॥** (અ. ૫/૨૯)
ન જાણવાની વાત –
**અવજાનન્તિ માં મૂઢા માનુષીં તનુમાશ્રિતમ્ । પરં ભાવમજાનન્તો મમ ભૂતમહેશ્વરમ્ ॥** (અ. ૯/૧૧)

એ બતાવે છે કે સાધારણ મનુષ્યોની જેમ ન તો મારો જન્મ છે અને ન મારું મૃત્યુ પણ છે. મનુષ્યો જન્મ લે છે અને મરી જાય છે; પરંતુ હું **'અજન્મા'** હોવા છતાં પણ પ્રગટ થઈ જાઉં છું અને **'અવિનાશી'** હોવા છતાં પણ અંતર્ધાન થઈ જાઉં છું. પ્રગટ થવું અને અંતર્ધાન થવું – બન્નેય મારી અલૌકિક લીલાઓ છે.

સઘળાં પ્રાણીઓ જન્મ પહેલાં અપ્રગટ (અવ્યક્ત) હતાં અને મર્યા પછી પણ અપ્રગટ (અવ્યક્ત) થઈ જવાવાળાં છે. કેવળ વચમાં જ પ્રગટ (વ્યક્ત) છે (ગીતા અ. ૨/૨૮). પરંતુ સૂર્યની જેમ ભગવાન સદાય પ્રગટ રહે છે. તાત્પર્ય એ છે કે જેવી રીતે સૂર્ય ઉદય થવા પહેલાં પણ જેમ છે તેમ રહે છે અને અસ્ત થયા પછી પણ જેમ છે તેમ રહે છે અર્થાત્ સૂર્ય તો સદાય રહે છે; પરંતુ સ્થાનવિશેષના લોકોની દૃષ્ટિમાં તેનો ઉદય અને અસ્ત થતો દેખાય છે. એવી જ રીતે ભગવાનનું પ્રગટ થવું અને અંતર્ધાન થવું એ લોકોની દૃષ્ટિમાં છે, વાસ્તવમાં ભગવાન સદાય પ્રગટ રહે છે.

બીજાં પ્રાણીઓ જેવી રીતે કર્મોને પરતંત્ર થઈને જન્મ લે છે, ભગવાનનો જન્મ તેવી રીતે નથી થતો. કર્મોની પરતંત્રતાને લીધે જન્મ થવાથી બે વાતો થાય છે – આયુષ્ય અને સુખદુઃખનો ભોગ. ભગવાનમાં આ બન્નેય નથી હોતા.

બીજા લોકો જન્મે છે તો પહેલાં શરીર બાળક હોય છે, પછી મોટું થઈને યુવાન થઈ જાય છે, પછી વૃદ્ધ થઈ જાય છે અને મરી જાય છે. પરંતુ ભગવાનમાં આ પરિવર્તન નથી થતાં. તેઓ અવતાર લઈને બાળલીલા કરે છે અને કિશોર-અવસ્થા (પંદર વર્ષની અવસ્થા) સુધી વધવાની લીલા કરે છે. કિશોર-અવસ્થા સુધી પહોંચ્યા બાદ પછી તેઓ નિત્ય કિશોર જ રહે છે. સેંકડો વર્ષો વીતવા છતાં પણ ભગવાન તેવા જ સુંદરસ્વરૂપે રહે છે. એટલા માટે ભગવાનનાં જેટલા ચિત્ર બનાવવામાં આવે છે, તેમાં તેમની દાઢી મૂછો નથી હોતી (હવે કોઈ બનાવી દે તો અલગ વાત છે!). આ રીતે બીજાં પ્રાણીઓની જેમ ન તો ભગવાનનો જન્મ થાય છે, ન પરિવર્તન થાય છે અને ન મૃત્યુ પણ થાય છે.

**'ભૂતાનમીશ્વરોઽપિ સન્'** – પ્રાણીમાત્રના એકમાત્ર ઈશ્વર (મહાન શાસક) રહેતા હોઈને પણ ભગવાન અવતારના સમયે નાનકડા બાળક બની જાય છે; પરંતુ બાળક બની જવા છતાં પણ તેમના ઈશ્વરભાવ (શાસકત્વ)-માં જરાય ઊણપ નથી આવતી; જેવી રીતે – ભગવાન શ્રીકૃષ્ણે છઠ્ઠીને દિવસે જ પૂતના રાક્ષસીને મારી નાખી. પૂતનાનું શરીર અઢી યોજનનું અને મહા ભયંકર હતું. જો તેમનામાં ઈશ્વરભાવ ન હોત તો છઠ્ઠીને દિવસે પૂતનાને કેવી રીતે મારી નાખત? ભગવાને ત્રણ મહિનાની અવસ્થામાં શકટાસુરને, એક વર્ષની અવસ્થામાં તૃણાવર્તને અને પાંચ વર્ષની અવસ્થામાં અઘાસુરને મારી નાખ્યો. આ રીતે ભગવાને બાલ્યાવસ્થામાં જ અનેક રાક્ષસોને મારી નાખ્યા. સાત વર્ષની અવસ્થામાં જ તેમણે ગોવર્ધન પર્વતને એક આંગળી ઉપર ઉઠાવી લીધો!

સઘળાં પ્રાણીઓના ઈશ્વર હોવા છતાં પણ ભગવાન અવતારને સમયે નાનામાં નાના બની જાય છે અને નાનામાં નાનું કામ પણ કરી દે છે. વાસ્તવમાં આ જ ભગવાનની ભગવત્તા છે. ભગવાન અર્જુનનો રથ હાંકે છે અને તેમની આજ્ઞાનું પાલન કરે છે, તેમ છતાં પણ ભગવાનનો અર્જુન ઉપર અને બીજાં પ્રાણીઓ ઉપર ઈશ્વરભાવ તેવો ને તેવો જ છે. સારથિ હોવા છતાં પણ તેઓ અર્જુનને ગીતાનો મહાન ઉપદેશ આપે છે. પિતા દશરથજીની આજ્ઞાને ભગવાન શ્રીરામ ટાળતા નથી અને ચૌદ વર્ષ માટે વનમાં ચાલ્યા જાય છે, તેમ છતાં પણ ભગવાનનો દશરથજી ઉપર અને બીજાં પ્રાણીઓ ઉપર ઈશ્વરભાવ તેવો ને તેવો જ છે.

**'પ્રકૃતિં સ્વામધિષ્ઠાય'** – જે સત્ત્વ, રજ અને તમ – આ ત્રણે ગુણોથી અલગ છે, તે ભગવાનની શુદ્ધ પ્રકૃતિ છે. આ શુદ્ધ પ્રકૃતિ ભગવાનનું પોતાનું સચ્ચિદાનંદઘન સ્વરૂપ છે. એને જ સંધિની-શક્તિ, સંવિત્-શક્તિ અને આહ્‌લાદિની-શક્તિ કહે છે.[1] એને જે ચિન્મય-શક્તિ, કૃપાશક્તિ વગેરે નામોથી ઓળખાય છે. શ્રીરાધાજી[2], શ્રી સીતાજી વગેરે પણ એ જ છે. ભગવાનને પ્રાપ્ત કરાવવાવાળી **'ભક્તિ'** અને **'બ્રહ્મવિદ્યા'** પણ એ જ છે.

પ્રકૃતિ ભગવાનની શક્તિ છે. જેવી રીતે, અગ્નિમાં બે શક્તિઓ રહે છે – પ્રકાશિકા અને દાહિકા. પ્રકાશિકા શક્તિ અંધકારને દૂર કરીને પ્રકાશ આપે છે તથા ભય પણ દૂર કરે છે. દાહિકા શક્તિ બાળે છે તથા વસ્તુને રાંધે છે તેમ જ ઠંડક પણ દૂર કરે છે. આ બન્ને શક્તિઓ

૧. સંધિનીશક્તિ 'સત' સ્વરૂપા, સંવિત્‌શક્તિ 'ચિત્' સ્વરૂપા અને આહ્‌લાદિની શક્તિ 'આનંદ' સ્વરૂપા છે.

૨. અવતારને સમયે ભગવાન પોતાની શુદ્ધ પ્રકૃતિ રૂપી શક્તિઓ સહિત અવતરિત થાય છે અને અવતારકાળમાં આ શક્તિઓ પાસેથી કામ લે છે. શ્રીરાધાજી ભગવાનની શક્તિ છે અને તેમની અનુગામિની અનેક સખીઓ છે, જે સર્વ ભક્તિરૂપા છે અને ભક્તિ પ્રદાન કરવાવાળી છે. ભક્તિરહિત મનુષ્યો એમને નથી જાણી શકતા. એમને ભગવાન અને રાધાજીની કૃપાથી જ જાણી શકે છે.

અગ્નિથી ભિન્ન પણ નથી અને અભિન્ન પણ નથી. ભિન્ન એટલા માટે નથી કે તેઓ અગ્નિરૂપ જ છે અર્થાત્ તેમને અગ્નિથી અલગ નથી કરી શકાતી, અને અભિન્ન એટલા માટે નથી કે અગ્નિના રહેવા છતાં પણ મંત્ર, ઔષધ વગેરેથી અગ્નિની દાહિકાશક્તિ કુંઠિત કરી શકાય છે. એવી જ રીતે ભગવાનમાં જે શક્તિ રહે છે, તેને ભગવાનથી ભિન્ન અને અભિન્ન - બન્નેય નથી કહી શકતા.

જેવી રીતે દીવાસળીમાં અગ્નિની સત્તા તો સદા રહે જ છે, પરંતુ તેની પ્રકાશિકા અને દાહિકા શક્તિ છુપાયેલી રહે છે; એવી જ રીતે ભગવાન સમસ્ત સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ વગેરેમાં સદા રહે છે, પરંતુ તેમની શક્તિ છુપાયેલી રહે છે. તે શક્તિને આધીન કરીને અર્થાત્ પોતાના વશમાં કરીને, તેના દ્વારા ભગવાન પ્રગટ થાય છે. જેમ કે, જ્યાં સુધી અગ્નિ પોતાની પ્રકાશિકા અને દાહિકા શક્તિની સહાયથી પ્રગટ નથી થતો, ત્યાં સુધી સદા રહેવા છતાં પણ તે દેખાતો નથી, એવી જ રીતે જ્યાં સુધી ભગવાન પોતાની શક્તિની સહાયથી પ્રગટ નથી થતા, ત્યાં સુધી ભગવાન સદા રહેવા છતાં પણ દેખાતા નથી.

રાધાજી, સીતાજી, રુક્મિણીજી વગેરે બધી ભગવાનની પોતાની દિવ્ય શક્તિઓ છે. ભગવાન સામાન્યરૂપે બધી જગાએ રહેવા છતાં પણ કોઈ કામ નથી કરતા. જ્યારે કરે છે, ત્યારે પોતાની દિવ્ય શક્તિની સહાયથી જ કરે છે. તે દિવ્ય શક્તિ દ્વારા ભગવાન વિચિત્ર-વિચિત્ર લીલાઓ કરે છે. તેમની લીલાઓ એટલી વિચિત્ર અને અલૌકિક હોય છે કે તેમને સાંભળીને, ગાઈને અને યાદ કરીને પણ જીવ પવિત્ર થઈને પોતાનો ઉદ્ધાર કરી લે છે.

નિર્ગુણ ઉપાસનામાં તે જ શક્તિ 'બ્રહ્મવિદ્યા' બની જાય છે, અને સગુણ ઉપાસનામાં તે જ શક્તિ 'ભક્તિ' બની જાય છે. જીવ ભગવાનનો જ અંશ છે. જ્યારે મનુષ્ય તે સંસારમાં માનેલી મમતાને હઠાવીને એકમાત્ર ભગવાનની સ્વતઃસિદ્ધ વાસ્તવિક આત્મીયતાને જાગ્રત કરી લે છે, ત્યારે ભગવાનની શક્તિ તેનામાં ભક્તિરૂપે પ્રગટ થઈ જાય છે. તે ભક્તિ એટલી વિલક્ષણ છે કે નિરાકાર ભગવાનને પણ સાકારરૂપે પ્રગટ કરી દે છે, ભગવાનને પણ ખેંચી લે છે. તે ભક્તિ પણ ભગવાન જ આપે છે.

ભગવાનની ભક્તિરૂપી શક્તિનાં બે રૂપો છે – વિરહ અને મિલન. ભગવાન વિરહ પણ મોકલે છે,[1] અને મિલન પણ જ્યારે ભગવાન વિરહ મોકલે છે, ત્યારે ભક્ત ભગવાન વિના વ્યાકુળ થઈ જાય છે. વ્યાકુળતાના અગ્નિમાં સંસારની આસક્તિ બળી જાય છે અને ભગવાન પ્રગટ થઈ જાય છે. જ્ઞાનમાર્ગમાં ભગવાનની શક્તિ પહેલાં ઉત્કટ જિજ્ઞાસાના રૂપમાં આવે છે (જેથી તત્ત્વને જાણ્યા વિના સાધકથી રહી નથી શકાતું) અને પછી બ્રહ્મવિદ્યારૂપે જીવના અજ્ઞાનનો નાશ કરીને તેના વાસ્તવિક સ્વરૂપને પ્રકાશિત કરી દે છે, પરંતુ ભગવાનની તે દિવ્ય શક્તિ, જેને ભગવાન વિરહરૂપે મોકલે છે, તેનાથી પણ બહુ જ વિલક્ષણ છે. ભગવાન ક્યાં છે? શું કરું? ક્યાં જાઉં? - આ રીતે ભક્ત વ્યાકુળ થઈ જાય છે, તો આ વ્યાકુળતા બધાં પાપોનો નાશ કરીને ભગવાનને સાકારરૂપે પ્રગટ કરી દે છે. વ્યાકુળતાથી જેટલું જલદી કામ બને છે, તેટલું વિવેક-વિચારપૂર્વક કરવામાં આવેલા સાધન વડે થતું નથી.

## વિશેષ વાત

ભગવાન પોતાની પ્રકૃતિ દ્વારા અવતાર લે છે અને જાતજાતની અલૌકિક લીલાઓ કરે છે. જેવી રીતે અગ્નિ પોતે કંઈ નથી કરતો, તેની પ્રકાશિકા શક્તિ પ્રકાશ કરી દે છે, દાહિકા શક્તિ બાળી મૂકે છે; તેવી જ રીતે ભગવાન પોતે કંઈ નથી કરતા, તેમની દિવ્ય શક્તિ જ બધું કામ કરી દે છે. શાસ્ત્રોમાં આવે છે કે સીતાજી કહે છે – 'રાવણને મારવો વગેરે બધાં કામો મેં કર્યાં છે, રામજીએ કંઈ નથી કર્યું.'

જેવી રીતે મનુષ્ય અને તેની શક્તિ (તાકાત) છે, તેવી જ રીતે ભગવાન અને એમની શક્તિ છે. તે શક્તિને ભગવાનથી અલગ પણ નથી કહી શકતા અને એક પણ નથી કહી શકતા. મનુષ્યમાં જે શક્તિ છે, તેને તે પોતાનાથી અલગ કરીને નથી દેખાડી શકતો, એટલા માટે તે એનાથી અલગ નથી. મનુષ્ય રહે છે, પણ તેની શક્તિ ઘટતી-વધતી રહે છે, એટલા માટે તે મનુષ્યથી એક પણ નથી. જો તેની મનુષ્ય સાથે એકતા હોત તો તે તેના સ્વરૂપની સાથે બરાબર રહેત, ઘટત-વધત નહિ. આથી ભગવાન અને એમની શક્તિને ભિન્ન અથવા અભિન્ન કંઈ પણ નથી કહી શકતા. દાર્શનિકોએ ભિન્ન પણ નથી કહી અને અભિન્ન પણ નથી કહી. તે શક્તિ અનિવર્ચનીય છે. ભગવાન શ્રીકૃષ્ણના ઉપાસકો તે શક્તિને શ્રીજી (રાધાજી)ના નામથી ઓળખાવે છે.

જેવી રીતે પુરુષ અને સ્ત્રી બે હોય છે, એવી રીતે

૧. સંતોની વાણીમાં આવ્યું છે—**'દરિયા હરિ કિરપા કરી, બિરહા દિયા પઠાય ।'**
અર્થાત્ ભગવાને કૃપા કરીને મારે માટે વિરહ મોકલી દીધો!

શ્રીકૃષ્ણ અને શ્રીજી, બે નથી. જ્ઞાનમાં તો દ્વૈતનું અદ્વૈત થાય છે અર્થાત્ બે હોઈને પણ એક થઈ જાય છે, અને ભક્તિમાં અદ્વૈતનું દ્વૈત થાય છે અર્થાત્ એક હોઈને પણ બે થઈ જાય છે. જીવ અને બ્રહ્મ એક થઈ જાય તો 'જ્ઞાન' થાય છે અને એક જ બ્રહ્મ બે રૂપે થઈ જાય તો 'ભક્તિ' થાય છે. એક જ અદ્વૈતતત્ત્વ પ્રેમની લીલા કરવા માટે, પ્રેમનું આસ્વાદન કરવા માટે, સઘળા જીવોને પ્રેમનો આનંદ દેવા માટે શ્રીકૃષ્ણ અને શ્રીજી - આ બે રૂપોમાં પ્રગટ થાય છે.[1] બે રૂપો હોવા છતાં પણ બેમાં કોણ મોટું છે અને કોણ નાનું, કોણ પ્રેમી છે અને કોણ પ્રેમાસ્પદ? તે જાણી શકાતું નથી. બન્નેય એકબીજાથી વધીને વિલક્ષણ દેખાય છે. બન્ને એકબીજા પ્રત્યે આકૃષ્ટ થાય છે. શ્રીજીને દેખીને ભગવાન પ્રસન્ન થાય છે અને ભગવાનને જોઈને શ્રીજી. બન્નેની પરસ્પર પ્રેમલીલાથી રસની વૃદ્ધિ થાય છે. એને રાસ કહે છે.

ભગવાનની શક્તિઓ અનંત છે અને અપાર છે. એમની દિવ્ય શક્તિઓમાં ઐશ્વર્યશક્તિ પણ છે અને માધુર્યશક્તિ પણ. ઐશ્વર્યશક્તિ વડે ભગવાન એવાં વિચિત્ર અને મહાન કાર્યો કરે છે, જે બીજું કોઈ કરી જ નથી શકતું. ઐશ્વર્યશક્તિને કારણે એમનામાં જે મહત્તા, વિલક્ષણતા અને અલૌકિકતા દેખાય છે, તે એમના સિવાય બીજા કોઈનામાં જોવા - સાંભળવામાં નથી આવતી. માધુર્યશક્તિમાં ભગવાન પોતાના ઐશ્વર્યને ભૂલી જાય છે. ભગવાનને પણ મોહિત કરવાવાળી માધુર્યશક્તિમાં એક મધુરતા, મીઠાશ હોય છે, જેને કારણે ભગવાન બહુ મધુર અને પ્રિય લાગે છે. જ્યારે ભગવાન ગ્વાલબાળોની સાથે ખેલે છે, ત્યારે માધુર્યશક્તિ પ્રગટ થાય છે. જો તે સમયે ઐશ્વર્યશક્તિ પ્રગટ થઈ જાય તો બધો ખેલ બગડી જાય; ગ્વાલબાળ ડરી જાય અને ભગવાનની સાથે ખેલી પણ ના શકે. એવી જ રીતે ભગવાન ક્યાંક મિત્ર રૂપે, ક્યાંક પુત્ર અને ક્યાંક પતિ રૂપે પ્રગટ થઈ જાય છે, તો તે સમયે એમની ઐશ્વર્યશક્તિ છુપી રહે છે અને માધુર્યશક્તિ પ્રગટ થાય છે. તાત્પર્ય એ છે કે ભગવાન ભક્તોના ભાવો અનુસાર તેમને આનંદ દેવા માટે જ પોતાની ઐશ્વર્યશક્તિને છુપાવીને માધુર્યશક્તિ પ્રગટ કરી દે છે.

જે સમયે માધુર્યશક્તિ પ્રગટ થાય છે, તે સમયે ઐશ્વર્યશક્તિ પ્રગટ નથી થતી અને જે સમયે ઐશ્વર્યશક્તિ પ્રગટ થાય છે, તે સમયે માધુર્યશક્તિ પ્રગટ નથી થતી. ઐશ્વર્યશક્તિ કેવળ ત્યારે પ્રગટ થાય છે, જ્યારે માધુર્ય ભાવમાં કોઈ શંકા પેદા થઈ જાય. જેમ કે, માધુર્યશક્તિ પ્રગટ થતાં ભગવાન શ્રીકૃષ્ણ વાછરડાંઓને ખોળે છે. પરંતુ 'વાછરડાં ક્યાં ગયાં?' એ શંકા પેદા થતાં જ ઐશ્વર્યશક્તિ પ્રગટ થઈ જાય છે અને ભગવાન તત્કાળ જાણી જાય છે કે વાછરડાંઓને બ્રહ્માજી લઈ ગયા છે.

ભગવાનમાં એક સૌંદર્યશક્તિ પણ હોય છે, જેનાથી દરેક પ્રાણી એમનામાં આકૃષ્ટ થઈ જાય છે. ભગવાન શ્રીકૃષ્ણના સૌંદર્યને દેખીને મથુરાપુરવાસિની સ્ત્રીઓ પરસ્પર કહે છે –

**ગોપ્યસ્તપઃ કિમચરન્ યદમુષ્ય રૂપં**
**લાવણ્યસારમસમોર્ધ્વમનન્યસિદ્ધમ્ ।**
**દૃગ્ભિઃ પિબન્ત્યનુસવાભિનવં દુરાપમ્**
**એકાન્તધામ યશસઃ શ્રિય ઐશ્વરસ્ય ॥**

(શ્રીમદ્ભા. ૧૦/૪૪/૧૪)

'આ ભગવાન શ્રીકૃષ્ણનું રૂપ સંપૂર્ણ સૌંદર્યનો સાર છે, સૃષ્ટિમાત્રમાં કોઈનું પણ રૂપ એમના રૂપની બરાબરી કરે એવું નથી. એમનું રૂપ કોઈના સજવા-સજાવવાથી અથવા વસ્ત્ર-આભૂષણથી નહિ, પરંતુ સ્વયંસિદ્ધ છે. એ રૂપને જોતાં-જોતાં તૃપ્તિ પણ નથી થતી; કેમકે એ નિત્ય નવીન જ રહે છે. સમગ્ર યશ, સૌંદર્ય અને ઐશ્વર્ય એ રૂપનું આશ્રિત છે. એ રૂપનાં દર્શન બહુ જ દુર્લભ છે. કોને ખબર ગોપીઓએ કયું તપ કર્યું હતું? જે પોતાનાં નેત્રોનાં પડિયા વડે સદા એમની રૂપ માધુરીનું પાન કર્યા કરે છે!'

શુકદેવજી કહે છે –

**નિરીક્ષ્ય તાદુત્તમપૂરુષૌ જના**
**મઞ્ચસ્થિતા નાગરરાષ્ટ્રકા નૃપ ।**
**પ્રહર્ષવેગોત્કલિતેક્ષણાનનાઃ**
**પપુર્ન તૃપ્તા નયનૈસ્તદાનનમ્ ॥**
**પિબન્ત ઈવ ચક્ષુર્ભ્યાં લિહન્ત ઈવ જિહ્વયા ।**
**જિઘ્રન્ત ઈવ નાસાભ્યાં શ્લિષ્યન્ત ઈવ બાહુભિઃ ॥**

(શ્રીમદ્ભા. ૧૦/૪૩/૨૦-૨૧)

'હે પરીક્ષિત! મંચપર જેટલા લોકો બેઠા હતા, તેઓ મથુરાના નાગરિક અને રાષ્ટ્રના જનસમુદાય પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીનાં દર્શન કરીને એટલા પ્રસન્ન થયા કે તેમનાં નેત્ર અને મુખકમળ ખીલી ઊઠ્યાં, ઉત્કંઠાથી ભરાઈ ગયાં. તેઓ નેત્રો દ્વારા એમની મુખમાધુરીનું પાન કરતાં-કરતાં તૃપ્ત જ નહોતા થતા; જાણે તેઓ એમને નેત્રો વડે પી રહ્યા હોય, જિહ્વા વડે ચાટી રહ્યા હોય, નાસિકા વડે સૂંઘી રહ્યા હોય, અને ભુજાઓ વડે પકડીને હૃદય સાથે

---

૧. **યેયં રાધા યશ્ચ કૃષ્ણો રસાબ્ધિર્દેહશ્ચૈકઃ ક્રીડનાર્થં દ્વિધાભૂત્ ।** (શ્રી રાધાતાપનીયોપનિષદ્)
'જે આ રાધા અને જે આ કૃષ્ણ રસના સાગર છે, તેઓ એક જ છે, પરંતુ લીલાને માટે બે રૂપે બનેલા છે.'

ચાંપી રહ્યા હોય!'

ભગવાન શ્રીરામના સૌંદર્યને જોતાં જ રાજા જનક પણ વિદેહ અર્થાત્ દેહની સૂધ-બૂધ ખોઈ બેસે છે –

**મૂરતી મધુર મનોહર દેખી। ભયઉ બિદેહુ બિદેહુ બિસેષી॥**
(માનસ ૧/૨૧૫/૪)

અને કહે છે –

**સહજ બિરાગરૂપ મનુ મોરા। થકિત હોત જિમિ ચંદ ચકોરા॥**
(માનસ ૧/૨૧૬/૨)

વનમાં રહેવાવાળા કોલભીલ પણ ભગવાનના વિગ્રહને દેખીને મુગ્ધ બની જાય છે –

**કરહિં જોહારૂ ભેંટ ધરિ આગે। પ્રભુહિ બિલોકહિં અતિ અનુરાગે॥**
**ચિત્ર લિખે જનુ જહઁ તહઁ ઠાઢ઼ે। પુલક સરીર નયન જલ બાઢ઼ે॥**
(માનસ ૨/૧૩૫/૩)

પ્રેમીઓની તો વાત જ શું કરું? વેરભાવ રાખવાવાળા ખર દૂષણ જેવા રાક્ષસો પણ ભગવાનના વિગ્રહની સુંદરતાને દેખીને ચકિત થઈ જાય છે અને કહે છે –

**નાગ અસુર સુર નર મુનિ જેતે। દેખે જિતે હતે હમ કેતે॥**
**હમ ભરિ જન્મ સુનહુ સબ ભાઈ। દેખી નહિં અસિ સુંદરતાઈ॥**
(માનસ ૩/૧૯/૨)

તાત્પર્ય એ છે કે ભગવાનના દિવ્ય સૌંદર્યની તરફ પ્રેમી, વિરક્ત, જ્ઞાની, મૂર્ખ, વેરી, અસુર અને રાક્ષસ સુધીનાં બધાનાં મન આકૃષ્ટ થઈ જાય છે.

**'સમ્ભવામ્યાત્મમાયયા'** – જે મનુષ્યો ભગવાનથી વિમુખ રહે છે, તેમની સામે ભગવાન પોતાની યોગમાયામાં છુપાયેલા રહે છે અને સાધારણ મનુષ્યના જેવા જ દેખાય છે. મનુષ્ય જેમ-જેમ ભગવાનની સન્મુખ થતો જાય છે, તેમતેમ ભગવાન તેની સમક્ષ પ્રગટ થતા જાય છે. આ જ યોગમાયાનો આશ્રય લઈને ભગવાન વિચિત્ર-વિચિત્ર લીલાઓ કરે છે.[1]

ભગવદ્વિમુખ મૂઢ પુરુષની આગળ બે પરદા રહે છે – એક તો પોતાની મૂઢતાનો અને બીજો ભગવાનની યોગમાયાનો (ગીતા અ. ૭/૨૫). પોતાની મૂઢતા રહેવાને કારણે ભગવાનનો પ્રભાવ સાક્ષાત્ સામે પ્રગટ હોવા છતાં પણ તે એને સમજી નથી શકતો; જેમ કે - દ્રૌપદીનાં ચીર-હરણ કરવા માટે દુઃશાસન પોતાનું બધું બળ વાપરે છે, તેની ભુજાઓ થાકી જાય છે, પરંતુ સાડીનો અંત નથી આવતો –

**દ્રુપદ સુતા નિરબલ ભઇ તા દિન, તજિ આયે નિજ ધામ।**
**દુસ્સાસન કી ભુજા થકિત ભઈ, બસન-રૂપ ભએ સ્યામ॥**

– આ રીતે ભગવાને સભાની અંદર પોતાનું ઐશ્વર્ય સાક્ષાત્ પ્રગટ કરી દીધું. પરંતુ પોતાની મૂઢતાને કારણે દુઃશાસન, દુર્યોધન, કર્ણ વગેરે ઉપર આ વાતની કોઈ અસર જ ના પડી કે દ્રૌપદી દ્વારા ભગવાનને પોકારવામાત્રથી કેટલી વિલક્ષણતા પ્રગટ થઈ ગઈ! એક સ્ત્રીનું ચીરહરણ પણ ના કરી શક્યા તો વધારે શું કરી શકે છે! – આ તરફ તેમની દૃષ્ટિ જ ના ગઈ. ભગવાનનો પ્રભાવ સામે દેખતા હોવા છતાં પણ તેઓ તેમને જાણી ના શક્યા.

જો જીવ પોતાની મૂઢતા (અજ્ઞાન) દૂર કરી દે તો તેને પોતાના સ્વરૂપનો અથવા પરમાત્મતત્ત્વનો બોધ તો થઈ જાય છે, પરંતુ ભગવાનનાં દર્શન નથી થતાં.[2] ભગવાનનાં દર્શન ત્યારે થાય છે, જ્યારે ભગવાન પોતાની યોગમાયાનો પરદો હઠાવી દે છે. પોતાનું અજ્ઞાન દૂર કરવું એ તો જીવના હાથની વાત છે, પરંતુ યોગમાયાને દૂર કરવી એ તેના હાથની વાત નથી. તે સર્વથા ભગવાનને શરણે થઈ જાય તો ભગવાન પોતાની શક્તિ વડે તેનું અજ્ઞાન પણ દૂર કરી શકે છે અને દર્શન પણ આપી શકે છે.

ભગવાન જેટલી લીલાઓ કરે છે, બધી યોગમાયાનો આશ્રય લઈને જ કરે છે. આ કારણથી એમની લીલાને દેખી શકીએ છીએ અને તેનો અનુભવ કરી શકીએ છીએ. જો તેઓ યોગમાયાનો આશ્રય ન લે તો એમની લીલાને કોઈ દેખી જ નથી શકતું, તેનું આસ્વાદને કોઈ કરી જ નથી શકતું.

## અવતાર-સંબંધી વિશેષ વાત

અવતારનો અર્થ છે – નીચે ઊતરવું. સર્વ જગાએ પરિપૂર્ણ રહેવાવાળા સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા પોતાના અનન્ય ભક્તોની ઇચ્છા પૂરી કરવાને માટે અતિ-વિશેષ કૃપાથી એક સ્થાનવિશેષમાં અવતાર લે છે અને નાના બની જાય છે. બીજા લોકોનો પ્રભાવ કે મહત્ત્વ તો મોટા થઈ જવાથી થાય છે, પરંતુ ભગવાનનો પ્રભાવ કે મહત્ત્વ નાના થઈ જવાથી થાય છે. કારણ કે અપાર, અસીમ અને અનંત હોઈને પણ ભગવાન નાના સરખા બની જાય છે – આ એમની

૧. યોગમાયાનો આશ્રય લઈને જ ભગવાન રાસલીલા કરે છે –
**ભગવાનપિ તા રાત્રીઃ શરદોત્ફુલ્લમલ્લિકાઃ। વીક્ષ્ય રન્તું મનશ્ચક્રે યોગમાયામુપાશ્રિતઃ॥**
(શ્રીમદ્ભા. ૧૦/૨૯/૧)

૨. પોતાના સ્વરૂપનો બોધ થતાં ભગવાનનાં દર્શન થઈ જાય – એવો નિયમ નથી. પરંતુ ભગવાનનાં દર્શન થતાં પોતાના સ્વરૂપનો બોધ પણ થઈ જાય છે. એટલા માટે ભગવાન કહે છે –
**મમ દરસન ફલ પરમ અનૂપા। જીવ પાવ નિજ સહજ સરૂપા॥** (માનસ ૩/૩૬/૫)

વિલક્ષણતા જ છે. જેવી રીતે, ભગવાન અનંત બ્રહ્માંડોને ધારણ કરે છે; પરંતુ એક પર્વતને ધારણ કરવાથી ભગવાન 'ગિરિધારી' નામથી પ્રસિદ્ધ થઈ ગયા! અનંત બ્રહ્માંડ જેમના રોમરોમમાં રહેલાં છે,[1] એવા પરમેશ્વર એક પર્વતને ઉઠાવી લે - એ કોઈ મોટી વાત નથી, ઊલટાની નાની વાત છે. પરંતુ નાની વાતમાં જ ભગવાનની મોટી વાત હોય છે. એ જ રીતે અવતાર લેવામાં જ ભગવાનની વિશેષતા છે.

સાધારણ આદમી જે ભૂમિકા ઉપર હોય છે, તે જ ભૂમિકા ઉપર આવીને ભગવાન તેવી જ લીલા કરે છે. બિલકુલ ભલાભોળા સાધારણ બાળકના જેવા બનીને લીલા કરે છે. ગ્વાલબાળકો સાથે રમતી વખતે તેઓ બીજા ગ્વાલબાળોથી હારી પણ જાય છે. જે ગ્વાલબાળકો જીતી જાય છે ત્યારે ભગવાન ઘોડો બની જાય છે અને ગ્વાલબાળકો તેમનો ઉપર બેસે છે. આ એમની વિશેષ મહત્તા છે.

ભગવાનના પ્રભાવને જાણવાવાળા જ્ઞાની મહાત્મા લોકો તો એમના સ્વરૂપમાં મગ્ન રહે છે; પરંતુ ભક્તોને એમની સાધારણ અજ્ઞાન બાળકના જેવી ભલીભોળી લીલા બહુ વિચિત્ર અને મધુર લાગે છે. ત્યાં જ્ઞાનીઓનું જ્ઞાન નથી ચાલતું. જ્ઞાનીઓના શિરોમણિ બ્રહ્માજી પણ ભગવાનની લીલાને દેખીને ભ્રમિત થઈ ગયા! મોટા-મોટા ઋષિ-મુનિઓ યોગી-તપસ્વીઓ, સંતમહાત્માઓ પણ એમની લીલાઓના રહસ્યને નથી જાણી શકતા અને એ વિષયમાં મૌન બની જાય છે. ભગવાન જ કૃપા કરીને જે તેમના વહાલા અંતરંગ ભક્તોને જણાવવા ઇચ્છે છે, તેઓ જ એમની લીલાના તત્ત્વને જાણી શકે છે – **'સોઇ જાનઇ જેહિ દેહુ જનાઈ'** (માનસ ૨/૧૨૭/૨). ગાયો ચરાવતી વખતે અને ગ્વાલબાળકો સાથે રમતી વખતે પણ ભગવાન અત્યંત પ્રભાવશાળી કાર્યો કરે છે. મોટા-મોટા બળવાન રાક્ષસોને પણ ચપટી વગાડતાંમાં જ ખતમ કરી દે છે. નાનકડા બાળક હોવા છતાં પણ એમનો પ્રભાવ તેવો ને તેવો જ રહે છે.

જેવી રીતે કોઈ બહુ જ મોટો વિદ્વાન કોઈ બાળકને બારાખડી શિખવે છે, તો તે બાળકનો હાથ પકડીને તેની પાસે 'ક, ખ, ગ...' લખાવે છે અને મુખથી પણ તેવું જ બોલે છે; પરંતુ તેનો અર્થ એવો નથી કે તે વિદ્વાન પોતે જ બારાખડી શીખે છે. તે તો બાળકની ભૂમિકાએ આવીને તેને શિખવાડે છે, જેથી તે સુગમતાપૂર્વક શીખી જાય. એવી જ રીતે અનંતબ્રહ્માંડનાયક ભગવાન આપણા લોકોની વચ્ચે આપણી સમક્ષ આવે છે અને આપણા જેવા જ બનીને આપણને બોધ આપે છે. એમની મોટી અલૌકિક વિચિત્ર-વિચિત્ર લીલાઓ હોય છે, જેમનું શ્રવણ, પઠન અને ગાન કરવાથી પણ લોકોનો ઉદ્ધાર થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** ભગવાન પ્રકૃતિની સહાયથી જ ક્રિયા (લીલા) કરે છે. તેથી સીતાજી કહે છે કે, આ બધાં કાર્ય મેં કર્યાં છે, ભગવાન રામે કંઈ કર્યું નથી (અધ્યાત્મરામાયણ, બાલ૦ પહેલા અધ્યાયના ૩૨થી ૪૩મા શ્લોક સુધી) પરંતુ ભગવાન મનુષ્યની જેમ પ્રકૃતિના આધીન નથી હોતા – **'પ્રકૃતિં સ્વામધિષ્ઠાય.'** કારણ કે ભગવાન માટે પ્રકૃતિ 'પર' નથી, બલ્કે તેમનાથી અભિન્ન છે (ગીતા ૭/૪-૫). ભગવાનને પ્રકૃતિમાં સ્થિત મનુષ્યોની સામે આવવું છે, તેથી તેઓ પ્રકૃતિનો સ્વીકાર કરીને પ્રગટ થાય છે, ત્યારે મનુષ્યો તેમને જોઈ શકે છે.

—■—

***સંબંધ*** *– હવે ભગવાન આગળના શ્લોકમાં પોતાના અવતારનો પ્રસંગ બતાવે છે.*

**યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત ।**
**અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્ ॥ ૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભારત** | = હે ભરતવંશી અર્જુન! | **અધર્મસ્ય** | = અધર્મની | **અહમ્** | = હું |
| **યદા, યદા** | = જ્યારે-જ્યારે | **અભ્યુત્થાનમ્** | = વૃદ્ધિ | **આત્માનમ્** | = પોતાના રૂપને |
| **ધર્મસ્ય** | = ધર્મની | **ભવતિ** | = થાય છે, | **સૃજામિ** | = (સાકાર રૂપે) પ્રગટ કરું છું. |
| **ગ્લાનિઃ** | = હાનિ (અને) | **તદા** | = ત્યારે-ત્યારે | | |
| | | **હિ** | = જ | | |

૧. 'રોમ રોમ પ્રતિ લાગે કોટિ કોટિ બ્રહ્માંડ' (માનસ ૧/૨૦૧).

*ટીકા* — **'યદા યદા હિ ધર્મસ્ય... અભ્યુત્થાનમ્ ધર્મસ્ય'** — ભગવત્પ્રેમી, ધર્માત્મા, સદાચારી, નિરપરાધ અને નિર્બળ મનુષ્યો ઉપર નાસ્તિક, પાપી, દુરાચારી અને બળવાન મનુષ્યોના અત્યાચાર વધી જવા તથા લોકોમાં સદ્ગુણ અને સદાચારની અત્યંત કમી તથા દુર્ગુણ અને દુરાચારોની અત્યંત વૃદ્ધિ થઈ જવી એ ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિનું સ્વરૂપ છે.

**'યદા યદા'** પદોનું તાત્પર્ય એ છે કે જ્યારે - જ્યારે આવશ્યકતા પડે છે, ત્યારે ત્યારે ભગવાન અવતાર લે છે. એક યુગમાં પણ જેટલી વાર આવશ્યકતા અને અવસર પ્રાપ્ત થઈ જાય, તેટલી વાર અવતાર લઈ શકે છે. ઉદાહરણાર્થ, સમુદ્રમંથનને સમયે ભગવાને અજિતરૂપે સમુદ્રમંથન કર્યું, કચ્છપરૂપે મંદરાચળને ધારણ કર્યો તથા સહસ્રબાહુરૂપે મંદરાચળને ઉપરથી દબાવી રાખ્યો. પછી દેવતાઓને અમૃત વહેંચવા માટે મોહિનીરૂપ ધારણ કર્યું. આ રીતે ભગવાને એકસાથે અનેક રૂપ ધારણ કર્યાં.

અધર્મની વૃદ્ધિ અને ધર્મનો હ્રાસ થવાનું મુખ્ય કારણ છે — નાશવાન પદાર્થો તરફનું આકર્ષણ. જેવી રીતે માતા અને પિતાથી શરીર બને છે, તેવી જ રીતે પ્રકૃતિ અને પરમાત્માથી સૃષ્ટિ બને છે. એમાં પ્રકૃતિ અને તેનું કાર્ય સંસાર તો પ્રતિક્ષણ બદલાતાં રહે છે, કદી ક્ષણમાત્ર પણ એકરૂપે નથી રહેતાં અને પરમાત્મા તથા એમનો અંશ જીવાત્મા - બન્ને સમસ્ત સ્થળ, કાળ વગેરેમાં નિત્ય-નિરંતર રહે છે, આમાં કદી કિંચિત્માત્ર પણ પરિવર્તન નથી થતું. જ્યારે જીવ અનિત્ય, ઉત્પત્તિ-વિનાશશીલ પ્રાકૃત પદાર્થો વડે સુખ મેળવવાની ઇચ્છા કરવા લાગે છે અને તેમની પ્રાપ્તિમાં સુખ માનવા લાગે છે, ત્યારે તેનું પતન થવા લાગે છે. લોકોની સાંસારિક ભોગ અને સંગ્રહમાં જેમ-જેમ આસક્તિ વધે છે, તેમ-તેમ જ સમાજમાં અધર્મ વધે છે અને જેમ-જેમ અધર્મ વધે છે, તેમ-તેમ જ સમાજમાં પાપનું આચરણ, કલહ, વિદ્રોહ વગેરે દોષો વધે છે.

સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ - આ ચારેય યુગો તરફ દૃષ્ટિ કરીયે તો જણાય છે કે બધા યુગોમાં ક્રમશઃ ધર્મનો હ્રાસ થાય છે. સત્યયુગમાં ધર્મનાં ચારેય ચરણ રહે છે, ત્રેતાયુગમાં ધર્મનાં ત્રણ ચરણ રહે છે, દ્વાપરમાં ધર્મનાં બે ચરણ રહે છે અને કલિયુગમાં ધર્મનો કેવળ એક જ ચરણ બાકી રહે છે. જ્યારે યુગની મર્યાદા કરતાં પણ વધારે ધર્મનો હ્રાસ થઈ જાય છે, ત્યારે ભગવાન ધર્મની ફરીથી સ્થાપના કરવા માટે અવતાર લે છે.

**'તદાત્માનં સૃજામ્યહમ્'** — જ્યારે-જ્યારે ધર્મની ક્ષતિ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે ભગવાન અવતાર ગ્રહણ કરે છે. આથી ભગવાનનું અવતાર લેવાનું મુખ્ય પ્રયોજન છે — ધર્મની સ્થાપના કરવી અને અધર્મનો નાશ કરવો.

ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થતાં લોકોની પ્રવૃત્તિ અધર્મમાં થઈ જાય છે. અધર્મમાં પ્રવૃત્તિ થવાથી સ્વાભાવિક પતન થાય છે. ભગવાન પ્રાણીમાત્રના પરમ સુહૃદ છે. એટલા માટે લોકોનું પતન થતું રોકવાને માટે તેઓ પોતે અવતાર લે છે.

કર્મોમાં સકામભાવ ઉત્પન્ન થવો એ જ ધર્મની હાનિ છે અને પોતપોતાના કર્તવ્યથી ચ્યુત થઈને નિષિદ્ધ આચરણો કરવાં એ જ અધર્મનું અભ્યુત્થાન છે! 'કામ' અર્થાત્ કામનાથી જ સઘળે-સઘળાં અધર્મો, પાપો, અન્યાય વગેરે થાય છે (ગીતા અ. ૩/૩૭). આથી આ 'કામ'નો નાશ કરવા માટે તથા નિષ્કામભાવનું વિસ્તરણ કરવાને માટે ભગવાન અવતાર લે છે.

અહીં શંકા થઈ શકે કે વર્તમાન સમયમાં ધર્મનો હ્રાસ અને અધર્મની વૃદ્ધિ બહુ જ થઈ રહી છે, તો પછી ભગવાન અવતાર કેમ નથી લેતા? એનું સમાધાન એ છે કે યુગના પ્રભાવને જોતાં હજુ એવો સમય નથી આવ્યો, જેથી ભગવાન અવતાર લે. ત્રેતાયુગમાં રાક્ષસોએ ઋષિમુનિઓને મારીને તેમનાં હાડકાંના ઢગલા કરી દીધાં હતાં. આ તો ત્રેતાયુગથી પણ નિમ્ન કોટિનો કલિયુગ છે, પરંતુ હજુ ધર્માત્મા પુરુષો જીવી રહ્યા છે, તેમનો કોઈ નાશ નથી કરતું. બીજી વધારાની એક વાત છે, જ્યારે ધર્મનો હ્રાસ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ભગવાનની આજ્ઞાથી સંતો આ પૃથ્વી ઉપર આવે છે અથવા અહીં વિશેષ સાધક પુરુષો પ્રગટ થઈ જાય છે અને ધર્મની સ્થાપના કરે છે. કોઈક-કોઈક વેળા પરમાત્માને પ્રાપ્ત થયેલા કારક મહાપુરુષો પણ સંસારનો ઉદ્ધાર કરવાને માટે આવે છે. સાધક અને સંત પુરુષો જે દેશમાં રહે છે, તે દેશમાં અધર્મની બહુ વૃદ્ધિ નથી થતી અને ધર્મની સ્થાપના થાય છે.

જ્યારે સાધકો અને સંતમહાત્માઓને પણ લોકો નથી માનતા, ઊલટાનો તેમનો વિનાશ કરવાનો આરંભ કરી દે છે અને જ્યારે ધર્મનો પ્રચાર કરવાવાળા બહુ જ ઓછા રહે છે તથા જે યુગમાં જેવો ધર્મ હોવો જોઈએ, તેની અપેક્ષાએ ઘણો જ વધારે ધર્મનો હ્રાસ થઈ જાય છે, ત્યારે ભગવાન પોતે અવતાર લઈને આવે છે.

—■—

*સંબંધ* – *પૂર્વશ્લોકમાં પોતાના અવતારનું વર્ણન કરીને હવે ભગવાન પોતાના અવતારનું પ્રયોજન બતાવે છે.*

**પરિત્રાણાય સાધૂનાં વિનાશાય ચ દુષ્કૃતામ્ ।**
**ધર્મસંસ્થાપનાર્થાય સમ્ભવામિ યુગે યુગે ॥ ૮॥**

**સાધૂનામ્** = સાધુ પુરુષોની (ભક્તોની)
**પરિત્રાણાય** = રક્ષા કરવા માટે,
**દુષ્કૃતામ્** = પાપ કર્મ કરનારાઓનો
**વિનાશાય** = વિનાશ કરવા માટે
**ચ** = અને
**ધર્મસંસ્થાપનાર્થાય** = ધર્મની સમ્યક્ રીતે સ્થાપના કરવા માટે (હું)
**યુગે, યુગે** = યુગે-યુગે
**સમ્ભવામિ** = પ્રકટ થાઉં છું.

*ટીકા* – **'પરિત્રાણાય સાધૂનામ્'** – સાધુ મનુષ્યો દ્વારા જ અધર્મનો નાશ અને ધર્મનો પ્રચાર થાય છે, એટલા માટે તેમની રક્ષા કરવાને માટે ભગવાન અવતાર લે છે.

બીજાઓનું હિત કરવું એ જ જેમનો સ્વાભાવ છે અને જેઓ ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, લીલા વગેરેનું શ્રદ્ધા-પ્રેમપૂર્વક સ્મરણ, કીર્તન વગેરે કરે છે અને લોકોમાં પણ તેનો પ્રચાર કરે છે, એવા ભગવાનના આશ્રિત ભક્તોને માટે અહીં **'સાધૂનામ્'** પદ આપ્યું છે. જેનો એક માત્ર પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય છે, તે સાધુ છે[1] અને જેનો નાશવાન સંસારનો ઉદ્દેશ્ય છે, તે અસાધુ છે.

અસત અને પરિવર્તનશીલ વસ્તુમાં સદ્‌ભાવ કરવાથી અને તેને મહત્ત્વ દેવાથી કામનાઓ પેદા થાય છે. જેમ-જેમ કામનાઓ નષ્ટ થાય છે, તેમ-તેમ સાધુતા આવે છે અને જેમ-જેમ કામનાઓ વધે છે, તેમ - તેમ સાધુતા લુપ્ત થાય છે. કારણ કે અસાધુતાનો મૂળ હેતુ કામના જ છે. સાધુતાથી પોતાનો ઉદ્ધાર અને લોકોનો આપમેળે ઉપકાર થાય છે.

સાધુ પુરુષના ભાવો અને ક્રિયાઓમાં પશુ, પક્ષી, વૃક્ષ, પર્વત, મનુષ્ય, દેવતા, પિતૃ, ઋષિ, મુનિ વગેરે સહુનું હિત સમાયેલું છે.

**હેતુ રહિત જગ જુગ ઉપકારી ।**
**તુમ્હ તુમ્હાર સેવક અસુરારી ॥**
(માનસ ૭/૪૭/૩)

જો લોકો તેમના મનના ભાવોને જાણી જાય તો તેઓ તેમના ચરણોના દાસ બની જાય. આથી વિપરીત જો લોકો દુષ્ટ પુરુષના મનના ભાવોને જાણી જાય તો દિવસમાં કેટલીક વાર લોકો વડે તેની મારપીટ થાય.

અહીં શંકા થઈ શકે છે કે જો ભગવાન સાધુ પુરુષોનું રક્ષણ કર્યા કરે છે તો પછી સંસારમાં સાધુ પુરુષો દુઃખ પામતા હોવાનું કેમ જોવામાં આવે છે? એનું સમાધાન એ છે કે સાધુ પુરુષોની રક્ષાનું તાત્પર્ય એમની ભાવનાઓની રક્ષા છે; શરીર, ધનસંપત્તિ, માન-બડાઈ વગેરેની રક્ષા નહિ; કારણ કે તેઓએ સાંસારિક પદાર્થોને મહત્ત્વ નથી આપતા. ભગવાન પણ આ વસ્તુઓને મહત્ત્વ નથી આપતા; કેમકે સાંસારિક પદાર્થોને મહત્ત્વ આપવાથી જ અસાધુતા પેદા થાય છે.

ભક્તોમાં સાંસારિક પદાર્થોનું મહત્ત્વ અને ઉદ્દેશ્ય હોતાં જ નથી; ત્યારે તો તેઓ ભક્ત છે. ભક્તલોકો પ્રતિકૂળતા (દુઃખદાયી પરિસ્થિતિ)માં વિશેષ પ્રસન્ન થાય છે; કેમકે પ્રતિકૂળતાથી જેટલો આધ્યાત્મિક લાભ થાય છે, તેટલો કોઈ બીજી સાધનાથી નથી થતો. વાસ્તવમાં ભક્તિ પણ પ્રતિકૂળતામાં જ વધે છે. સાંસારિક રાગ અને આસક્તિથી જ પતન થાય છે અને પ્રતિકૂળતાથી તે રાગ તૂટે છે. એટલા માટે ભગવાનની ભક્તોને માટે પ્રતિકૂળતા મોકલવી એ પણ વાસ્તવમાં ભક્તોની રક્ષા કરવી છે.

**'વિનાશાય ચ દુષ્કૃતામ્'** – દુષ્ટ મનુષ્યો અધર્મનો પ્રચાર અને ધર્મનો નાશ કરે છે, એટલા માટે તેમનો વિનાશ કરવાને માટે ભગવાન અવતાર લે છે.

જે મનુષ્યો અત્યંત કામનાને વશ થઈ જૂઠ, કપટ, છળ, અપ્રામાણિકતા વગેરે દુર્ગુણ-દુરાચારોમાં લાગેલા છે; જેઓ નિરપરાધ, સદ્‌ગુણી અને સદાચારી સાધુઓ ઉપર અત્યાચાર કર્યા કરે છે; જેઓ બીજાઓનું અહિત કરવામાં જ લાગેલા રહે છે; જેઓ પ્રવૃત્તિ અને નિવૃત્તિને નથી જાણતા; ભગવાન અને વેદશાસ્ત્રોનો વિરોધ કરવાનો જ જેમનો સ્વભાવ થઈ ગયો છે; એવા આસુરી સંપત્તિમાં અધિક રચ્યાપચ્યા રહીને તેવું જ ખરાબ આચરણ કરવાવાળા મનુષ્યોને માટે અહીં **'દુષ્કૃતામ્'** પદ આપ્યું છે. ભગવાન અવતાર લઈને એવા જ દુષ્ટ મનુષ્યોનો

૧. **સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥** (ગીતા અ. ૯/૩૦)

વિનાશ કરે છે.

*શંકા* – ભગવાન તો બધાં પ્રાણીઓમાં સમાન છે અને એમનો કોઈ વેરી નથી – (**'સમોઽહં સર્વભૂતેષુ ન મે દ્વેષ્યઃ'** ગીતા ૯/૨૯,) તો પછી તેઓ દુષ્ટોનો વિનાશ કેમ કરે છે?

*સમાધાન* – સઘળાં પ્રાણીઓના પરમ સુહૃદ હોવાને કારણે ભગવાનનો કોઈ વેરી નથી; પરંતુ જે મનુષ્ય ભક્તોનો અપરાધ કરે છે, તે ભગવાનનો વેરી થાય છે –

**સુનુ સુરેસ રઘુનાથ સુભાઊ ।**
**નિજ અપરાધ રિસાહિં ન કાઊ ॥**
**જો અપરાધુ ભગત કર કરઈ ।**
**રામ રોષ પાવક સો જરઈ ॥**
(માનસ ૨/૨૧૮/૨-૩)

ભગવાનનું એક નામ **'ભક્તભક્તિમાન્'** (શ્રીમદ્ભા. ૧૦/૮૬/૫૯) છે. આથી ભક્તોને કષ્ટ દેવાવાળા દુષ્ટોનો વિનાશ ભગવાન જાતે કરે છે. પાપનો વિનાશ ભક્ત કરે છે અને પાપીનો વિનાશ ભગવાન કરે છે.

સાધુઓનું સંરક્ષણ કરવામાં ભગવાનની જેટલી કૃપા છે, તેટલી જ કૃપા દુષ્ટોનો વિનાશ કરવામાં પણ છે[1]! વિનાશ કરીને ભગવાન તેમને શુદ્ધ અને પવિત્ર બનાવે છે.

સંત-મહાત્મા ધર્મની સ્થાપના તો કરે છે, પરંતુ દુષ્ટોના વિનાશનું કાર્ય તેઓ નથી કરતા. દુષ્ટોનો વિનાશ કરવાનું કાર્ય ભગવાન પોતાના હાથમાં રાખે છે; જેમ કે – સાધારણ મલમપટ્ટી કરવાનું કામ તો કમ્પાઉન્ડર કરે છે, પણ મોટું ઑપરેશન કરવાનું કામ સિવિલ સર્જન જાતે કરે છે, બીજા નહિ.

માતા અને પિતા - બન્ને સમાન રૂપથી બાળકનું હિત ચાહે છે. બાળક ભણતો ન હોય અને ઉદ્દંડતા કરે, તો તેને માતા પણ સમજાવે છે અને પિતા પણ સમજાવે છે. બાળક પોતાની ઉદ્દંડતા ન છોડે તો પિતા એને મારેપીટે છે. પરંતુ બાળક જ્યારે ગભરાઈ જાય છે, ત્યારે માતા, પિતાને મારવા-પીટવાથી રોકે છે. જોકે માતા પતિવ્રતા છે, પતિનું અનુસરણ કરવું તેનો ધર્મ છે, તોપણ એનો એવો અર્થ નથી કે પતિ બાળકને મારે તો તે પણ સાથે મારવા લાગી જાય. જો તે એવું કરે તો બાળક બિચારો ક્યાં જશે? બાળકની રક્ષા કરવામાં તેનો પતિવ્રતાધર્મ નષ્ટ નથી થતો; કારણ કે વાસ્તવમાં પિતા પણ બાળકને મારવા-પીટવાનું નથી ઇચ્છતા, ઊલટાના તેના દુર્ગુણ-દુરાચારોને દૂર કરવાનું ઇચ્છે છે. એવી જ રીતે ભગવાન પિતા સમાન છે અને તેમના ભક્તો માતા સમાન છે. ભગવાન અને સંત મહાત્મા મનુષ્યોને સમજાવે છે. પછી પણ મનુષ્યો પોતાની દુષ્ટતા ન છોડે તો તેમનો વિનાશ કરવાને માટે ભગવાનને અવતાર લઈને જાતે આવવું પડે છે. જો તેઓ પોતાની દુષ્ટતા છોડી દે તો તેમને મારવાની આવશ્યકતા જ ન રહે.

નિર્ગુણ બ્રહ્મ પ્રકૃતિ, માયા, અજ્ઞાન વગેરેનું વિરોધી નથી, ઊલટાનું તેમને સત્તાસ્ફૂર્તિ આપવાવાળું તથા તેમનું પોષક છે. તાત્પર્ય એ છે કે પ્રકૃતિ, માયા વગેરેમાં જે કંઈ સામર્થ્ય છે, તે બધું તે નિર્ગુણ બ્રહ્મનું જ છે. એ જ રીતે સગુણ ભગવાન પણ કોઈ જીવની સાથે દ્વેષ, વેર કે વિરોધ નથી રાખતા, પરંતુ સમાન રીતે બધાને સામર્થ્ય આપે છે, તેમનું પોષણ કરે છે. એટલું જ નહિ, ભગવાનની રચેલી પૃથ્વી પણ રહેવાને માટે બધાને બરાબર સ્થાન આપે છે. તેનો એવો પક્ષપાત નથી કે મહાત્માને તે વિશેષ સ્થાન આપે; અને દુષ્ટને સ્થાન ન આપે. એવી જ રીતે અન્ન બધાંની ભૂખ બરાબર દૂર કરે છે, જળ બધાંની તરસ સમાનરૂપે દૂર કરે છે, વાયુ બધાંને પ્રાણવાયુ એકસરખો આપે છે, સૂર્ય બધાંને પ્રકાશ એકસરખો આપે છે વગેરે. જો પૃથ્વી, અન્ન, જળ વગેરે દુષ્ટોને સ્થાન, અન્ન, જળ વગેરે આપવાનું બંધ કરી દે તો દુષ્ટો જીવી જ ના શકે. આ રીતે જ્યારે ભગવાનની આજ્ઞા અનુસાર કાર્ય કરનારા પૃથ્વી, અન્ન, જળ, વાયુ, સૂર્ય વગેરેમાં પણ એટલી ઉદારતા અને સમતા છે, ત્યારે આ વિધાનના વિધાયક (ભગવાન)માં કેટલી વિલક્ષણ ઉદારતા અને સમતા હશે! તેઓ તો ઉદારતાના સાગર જ છે. જો વિધાયક (ભગવાન) અને તેમના વિધાનની તરફ થોડો પણ દૃષ્ટિપાત કરવામાં આવે તો મનુષ્ય ગદ્ગદ થઈ જાય અને ભગવાનનાં ચરણોમાં તેનો પ્રેમ થઈ જાય!

દુષ્ટ પુરુષો સાથે ભગવાનનો વિરોધ નથી, પરંતુ તેમનાં દુષ્કર્મો સાથે વિરોધ છે; કારણ કે તે દુષ્કર્મો સંસારનું તથા તે દુષ્ટોનું પણ અહિત કરવાવાળાં છે. ભગવાન સર્વના

---

૧. ૧. **'અરિહુક અનભલ કીન્હ ન રામા'** (માનસ ૨/૧૮૩/૩)
૨. **યે યે હતાશ્ચક્રધરેણ રાજંસ્ત્રૈલોક્યનાથેન જર્નાદનેન । તે તે ગતા વિષ્ણુપુરીં પ્રયાતાઃ ક્રોધોઽપિ દેવસ્ય વરેણ તુલ્યઃ ॥**
(પાણ્ડવગીતા)

'હે રાજન! ત્રૈલોક્યાધિપતિ ચક્રધારી ભગવાન જનાર્દન દ્વારા જે લોકો મરાઈ ગયા, તે બધા વિષ્ણુલોકમાં ચાલ્યા ગયા. આ દેવનો ક્રોધ પણ વરદાનની જેમ જ કલ્યાણપ્રદ છે.'

સુહૃદ છે; આથી તેઓ સંસારનું તથા તે દુષ્ટોનું પણ હિત કરવાને માટે જ દુષ્ટોનો વિનાશ કરે છે. તેમના દ્વારા જે દુષ્ટો માર્યા જાય છે, તેમને ભગવાન પોતાના જ ધામમાં મોકલી દે છે – આ તેમની કેટલી વિલક્ષણ ઉદારતા છે!

અહીં પ્રશ્ન થઈ શકે છે કે જો આપણે પાપકર્મ જ કરતા રહીએ, તો શું આપણને પણ મારવા માટે ભગવાનને આવવું પડશે? જો એવી વાત છે તો ભગવાન દ્વારા મરવાથી આપણું કલ્યાણ થઈ જ જશે; પછી જેના આચરણમાં સંયમ કરવો પડે છે, એવા શ્રમસાધ્ય સદ્ગુણ સદાચારનું પાલન શા માટે કરીએ? એનો ઉત્તર એ છે કે વાસ્તવમાં ભગવાન એ જ પાપીઓને મારવાને માટે આવે છે, જેઓ ભગવાન સિવાય બીજા કોઈથી મરી જ નથી શકતા. બીજી વાત, શુભકર્મોમાં જેટલા લાગીશું, તેટલું તો પુણ્ય થઈ જ જશે, પણ અશુભકર્મોમાં લાગેલા રહેવાથી જો વચમાં જ મરી જઈશું અથવા કોઈ બીજો મારી નાખશે તો મુશ્કેલી થઈ જશે! 'ભગવાનને હાથે મરીને મુક્તિ મેળવવાની લાલસા કેવી રીતે પૂરી થશે?' આવા વિચારથી અશુભકર્મો કરવાં જોઈએ નહીં.

**'ધર્મસંસ્થાપનાર્થાય'** – નિષ્કામભાવનો ઉપદેશ, આદેશ અને પ્રચાર જ ધર્મની સ્થાપના છે; કારણ કે નિષ્કામભાવની ઊણપથી અને અસત વસ્તુનું અસ્તિત્વ સ્વીકારીને તેને મહત્ત્વ આપવાથી જ અધર્મ વધે છે, જેનાથી મનુષ્યો દુષ્ટ સ્વભાવવાળા થઈ જાય છે. એટલા માટે ભગવાન અવતાર લઈને આચરણ દ્વારા નિષ્કામભાવનો પ્રચાર કરે છે. નિષ્કામભાવના પ્રચારથી ધર્મની સ્થાપના આપોઆપ થઈ જાય છે.

ધર્મનો આશ્રય ભગવાન છે[૧] (ગીતા અ. ૧૪/૨૭), એટલા માટે શાશ્વત ધર્મની સંસ્થાપના કરવાને માટે ભગવાન અવતાર લે છે. સંસ્થાપના કરવાનો અર્થ છે – સમ્યક (યોગ્ય) સ્થાપના કરવી. તાત્પર્ય એ છે કે ધર્મનો કદી નાશ નથી થતો, કેવળ હ્રાસ થાય છે. ધર્મનો હ્રાસ થતાં ભગવાન ફરીથી તેની સારી રીતે સ્થાપના કરે છે (ગીતા અ. ૪/૧-૩).

**'સમ્ભવામિ યુગે યુગે'** – આવશ્યકતા પડતાં ભગવાન પ્રત્યેક યુગમાં અવતાર લે છે. એક યુગમાં પણ જેટલી વાર જરૂર પડે છે, તેટલી વાર ભગવાન અવતાર લે છે. 'કારક પુરુષ'[૨] અને સંતમહાત્માઓના રૂપમાં પણ ભગવાનનો અવતાર થયા કરે છે. ભગવાન અને કારક પુરુષનો અવાતર તો 'નૈમિત્તિક' છે, પણ સંત-મહાત્માઓનો અવતાર 'નિત્ય' માનવામાં આવે છે.

અહીં શંકા થાય છે કે ભગવાન તો સર્વસમર્થ છે, પછી સંતોની રક્ષા કરવી, દુષ્ટોનો વિનાશ કરવો અને ધર્મની સ્થાપના કરવી – એ કામો શું તેઓ અવાતર લીધા વિના નથી કરી શકતા? એનું સમાધાન એ છે કે ભગવાન અવતાર લીધા વિના એ કામો કરી શકતા નથી, એવી વાત નથી. જોકે ભગવાન અવતાર લીધા વિના અનાયાસ જ આ બધું જ કરી શકે છે અને કરતા પણ રહે છે, તોપણ જીવો ઉપર વિશેષ કૃપા કરીને તેમનું કંઈક વધારે હિત કરવાને માટે ભગવાન પોતે અવતીર્ણ થાય છે.[૩] અવતાર કાળમાં ભગવાનનાં દર્શન, સ્પર્શ, વાર્તાલાપ વગેરેથી, ભવિષ્યમાં તેમની દિવ્ય લીલાઓનાં શ્રવણ, ચિંતન અને ધ્યાનથી તથા તેમના ઉપદેશો અનુસાર આચરણ કરવાથી લોકોનો સહજ જ ઉદ્ધાર થઈ જાય છે. આ રીતે લોકોનો સદા ઉદ્ધાર થતો જ રહે, એવી એક પ્રણાલી ભગવાન અવતાર લઈને જ ચલાવે છે.

ભગવાનના કેટલાય એવા પ્રેમી ભક્તો હોય છે, જેઓ ભગવાનની સાથે રમવાની, તેમના સાન્નિધ્યની ઈચ્છા રાખે છે. તેમની ઈચ્છા પૂરી કરવાને માટે પણ ભગવાન અવતાર લે છે અને તેમની સમક્ષ આવીને, તેમના જેવા બનીને રમે છે.

જે યુગમાં જેટલું કાર્ય આવશ્યક હોય છે, ભગવાન તેના અનુસાર અવતાર લઈને તે કાર્યને પૂરું કરે છે. એટલા માટે ભગવાનના અવતારોમાં તો ભેદ હોય છે, પરંતુ સ્વયં ભગવાનમાં કોઈ ભેદ નથી હોતો. ભગવાન બધા જ અવતોરોમાં પૂર્ણ છે અને પૂર્ણ જ રહે છે.

ભગવાન માટે ન તો કોઈ કર્તવ્ય છે અને ન તેમણે કંઈ મેળવવાનુંય બાકી છે (ગીતા અ. ૩/૨૨), છતાં પણ તેઓ સમય - સમય ઉપર અવતાર લઈને કેવળ સંસારનું હિત કરવા માટે બધાં કર્મો કરે છે. એટલા માટે મનુષ્યે પણ કેવળ બીજાઓના હિતને માટે જ કર્તવ્યકર્મો કરવાં જોઈએ.

---

૧. (૧) **'શ્રુતિ સેતુ પાલક રામ તુમ્હ'** (માનસ ૨/૧૨૬)
(૨) **'ધર્મસ્ય પ્રભુરચ્યુતઃ'** (મહાભારત, અનુ. ૧૪૯/૧૩૭)

૨. જે મહાપુરુષો ભગવાનને પ્રાપ્ત થઈ ચૂક્યા છે અને ભગદ્ધામમાં બિરાજે છે, તેઓ 'કારક પુરુષ' કહેવાય છે.

૩. **અનુગ્રહાય ભૂતાનાં માનુષં દેહમાસ્થિતઃ। ભજતે તાદૃશીઃ ક્રીડા યાઃ શ્રુત્વા તત્પરો ભવેત્॥** (શ્રીમદ્ભા. ૧૦/૩૩/૩૭)
'ભગવાન જીવો ઉપર વિશેષ કૃપા કરવા માટે જ પોતાને મનુષ્યરૂપમાં પ્રગટ કરે છે અને એવી લીલાઓ કરે છે, જેને સાંભળીને બધા જીવો ભગવત્પરાયણ થઈ જાય.'

ચોથા શ્લોકમાં આવેલા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને મનુષ્યોના જન્મ અને પોતાના જન્મ (અવતાર)માં ત્રણ મોટાં અંતર બતાવ્યાં છે –

(૧) જાણવામાં અંતર – મનુષ્યોના અને ભગવાનના ઘણાય જન્મો થઈ ચૂક્યા છે. એ બધા જન્મોને મનુષ્યો તો નથી જાણતા, પણ ભગવાન જાણે છે (અ. ૪/૫).

(૨) જન્મમાં અંતર – મનુષ્ય પ્રકૃતિને પરવશ બનીને, પોતાનાં કરેલાં પાપ-પુણ્યોનાં ફળ ભોગવવા માટે અને ફળ-ભોગપૂર્વક પરમાત્માની પ્રાપ્તિ કરવાને માટે જન્મ લે છે, પણ ભગવાન પોતાની પ્રકૃતિને આધીન કરીને સ્વાધીનતાપૂર્વક પોતાની યોગમાયાથી પોતે પ્રગટ થાય છે (અ. ૪/૬).

(૩) કાર્યમાં અંતર – સાધારણ રીતે મનુષ્ય પોતાની કામનાઓની પૂર્તિને માટે કાર્ય કરે છે, કે જે મનુષ્યજન્મનું ધ્યેય નથી, પણ ભગવાન કેવળ જીવમાત્રના કલ્યાણને માટે કાર્ય કરે છે (અ. ૪/૭-૮).



*સંબંધ – ચોથા શ્લોકમાં આવેલા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને પોતાના જન્મની દિવ્યતાના વર્ણનનો આરંભ કર્યો હતો. હવે પોતાના તરફથી નિષ્કામકર્મ (કર્મયોગ)નું તત્ત્વ બતાવવાના ઉદ્દેશ્યથી પોતાના જન્મની દિવ્યતાની સાથે-સાથે પોતાના કર્મની દિવ્યતાને જાણવાનું પણ માહાત્મ્ય બતાવે છે.*

## જન્મ કર્મ ચ મે દિવ્યમેવં યો વેત્તિ તત્ત્વતઃ ।
## ત્યક્ત્વા દેહં પુનર્જન્મ નૈતિ મામેતિ સોઽર્જુન ॥૯॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| અર્જુન | = હે અર્જુન! | | (મારા જન્મ કર્મોને) | દેહમ્ | = દેહ |
| મે | = મારા | યઃ | = જે માણસ | ત્યક્ત્વા | = છોડીને |
| જન્મ | = જન્મ | તત્ત્વતઃ | = તત્ત્વથી | પુનઃ, જન્મ | = પુનર્જન્મને |
| ચ | = અને | વેત્તિ | = જાણી લે છે | ન, એતિ | = પામતો નથી, |
| કર્મ | = કર્મો | | અર્થાત્ દૃઢતાપૂર્વક | | (પણ) |
| દિવ્યમ્ | = દિવ્ય છે. | | માને છે, | મામ્ | = મને |
| એવમ્ | = આવું | સઃ | = તે | એતિ | = પ્રાપ્ત થાય છે. |

*ટીકા* – **'જન્મ કર્મ ચ મે દિવ્યમ્'** – ભગવાન જન્મમૃત્યુથી સર્વથા અતીત - અજન્મા અને અવિનાશી છે. તેમનો મનુષ્યરૂપમાં અવતાર સાધારણ મનુષ્યોની જેમ નથી થતો. તેઓ કૃપાપૂર્વક જીવમાત્રનું હિત કરવા માટે સ્વતંત્રતાપૂર્વક મનુષ્ય વગેરેના રૂપમાં જન્મધારણની લીલા કરે છે. તેમનો જન્મ કર્મોને પરવશ નથી થતો. તેઓ પોતાની ઇચ્છાથી જ શરીર ધારણ કરે છે.[1]

ભગવાનનો સાકાર વિગ્રહ જીવોનાં શરીરોની જેમ હાડમાંસનો નથી હોતો. જીવોનાં શરીર તો પાપપુણ્યમય, અનિત્ય, રોગગ્રસ્ત, લૌકિક, વિકારી, પાંચભૌતિક અને રજ-વીર્યથી ઉત્પન્ન થવાવાળાં હોય છે, પરંતુ ભગવાનનો વિગ્રહ પાપ-પુણ્યથી રહિત, નિત્ય, અનામય, અલૌકિક, વિકારરહિત, પરમ દિવ્ય અને પ્રગટ થવાવાળો હોય છે. અન્ય જીવોની અપેક્ષાએ તો દેવતાઓનાં શરીરો પણ દિવ્ય હોય છે, પરંતુ ભગવાનનું શરીર તેમનાથી પણ અત્યંત વિલક્ષણ હોય છે, જેનું દેવતાલોકો પણ સદા દર્શન ઇચ્છતા રહે છે (ગીતા અ. ૧૧/૫૨).

ભગવાન જ્યારે શ્રીરામ તથા શ્રીકૃષ્ણના રૂપમાં આ પૃથ્વી ઉપર આવ્યા, ત્યારે તેઓ માતા કૌશલ્યાજી અને દેવકીજીના ગર્ભથી ઉત્પન્ન નથી થયા. પહેલાં તેમણે

૧. (૧) **'નિજ ઇચ્છાઁ પ્રભુ અવતરઈ'** (માનસ ૪/૨૬)

(૨) **બિપ્ર ધેનુ સુર સંત હિત લીન્હ મનુજ અવતાર । નિજ ઇચ્છા નિર્મિત તનુ માયા ગુન ગો પાર ॥** (માનસ ૧/૧૯૨)

(૩) ઉદ્ધવજી ભગવાને કહે છે –

**ત્વં બ્રહ્મ પરમં વ્યોમ પુરુષઃ પ્રકૃતેઃ પરઃ । અવતીર્ણોઽસિ ભગવન્ સ્વેચ્છોપાત્તપૃથગ્વપુઃ ॥** (શ્રીમદ્ભા. ૧૧/૧૧/૨૮)

'આપ પ્રકૃતિથી પર પુરુષોત્તમ તેમ જ ચિદાકાશસ્વરૂપ બ્રહ્મ છો. છતાં પણ આપે સ્વેચ્છાથી જ આ અલગ શરીર ધારણ કરીને અવતાર લીધો છે.'

પોતાના શંખ, ચક્ર, ગદા, પદ્મધારી સ્વરૂપનું દર્શન આપીને પછી તેઓ માતાની પ્રાર્થનાથી બાળરૂપમાં લીલા કરવા લાગ્યા. ભગવાન શ્રીરામને માટે ગોસ્વામી તુલસીદાસજી કહે છે –

**ભએ પ્રગટ કૃપાલા દીનદયાલા કૌસલ્યા હિતકારી ।**
**હરષિત મહતારી મુનિ મન હારી અદ્ભુત રૂપ બિચારી ॥**
**લોચન અભિરામા તનુ ઘનસ્યામા નિજ આયુધભુજ ચારી ।**
**ભૂષન બનમાલા નયન બિસાલા સોભાસિંધુ ખરારી ॥**
**... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ॥**
**માતા પુનિ બોલી સો મતિ ડોલી તજહુ તાત યહ રૂપા ।**
**કીજૈ સિસુલીલા અતિ પ્રિયસીલા યહ સુખ પરમ અનૂપા ॥**
**સુનિ બચન સુજાના રોદન ઠાના હોઈ બાલક સૂરભૂપા ।**

ભગવાન શ્રીકૃષ્ણને માટે આવ્યું છે –

**ઉપસંહર વિશ્વાત્મન્નદો રૂપમલૌકિકમ્ ।**
**શઙ્ખચક્રગદાપદ્મશ્રિયા જુષ્ટં ચતુર્ભુજમ્ ॥**
(શ્રીમદ્ભા. ૧૦/૩/૩૦)

માતા દેવકીએ કહ્યું – 'હે વિશ્વાત્મન્! શંખ, ચક્ર, ગદા અને પદ્મની શોભાથી યુક્ત આ ચાર ભુજાવાળા પોતાના અલૌકિક દિવ્ય રૂપને હવે છુપાવી લો!' ત્યારે ભગવાને માતા-પિતાની સામે જ પોતાની માયાથી તત્કાળ એક સાધારણ શિશુનું રૂપ ધારણ કરી લીધું–

**પિત્રોઃ સમ્પશ્યતોઃ સદ્યો બભૂવ પ્રાકૃતઃ શિશુઃ ॥**
(શ્રીમદ્ભા. ૧૦/૩/૪૬)

જ્યારે ભગવાન શ્રીરામ જ્યારે નિજધામમાં પધાર્યા, ત્યારે તેઓ અંતર્ધાન થઈ ગયા. જીવોનાં શરીરોની જેમ એમનું શરીર અહીં પડી ના રહ્યું, પરંતુ તેઓ એ જ શરીરથી પોતાના ધામમાં પધારી ગયા–

**પિતામહવચઃ શ્રુત્વા વિનિશ્ચિત્ય મહામતિઃ ।**
**વિવેશ વૈષ્ણવં તેજઃ સશરીરઃ સહાનુજઃ ॥**
(વાલ્મીકિરામાયણ, ઉત્તર. ૧૧૦/૧૨)

'મહામતિ ભગવાન શ્રીરામે પિતામહ બ્રહ્માજીનાં વચનો સાંભળીને અને તદનુસાર નિશ્ચય કરીને ત્રણે ભાઈઓ સહિત પોતાના એ જ શરીરથી વૈષ્ણવ તેજમાં પ્રવેશ કર્યો.

ભગવાન શ્રીકૃષ્ણને માટે પણ એવી જ વાત આવી છે–

**લોકાભિરામાં સ્વતનું ધારણાધ્યાનમઙ્ગલમ્ ।**
**યોગધારણયાऽऽગ્નેય્યાદગ્ધ્વા ધામાવિશત્ સ્વકમ્ ॥**
(શ્રીમદ્ભા. ૧૧/૩૧/૬)

'ધારણા અને ધ્યાનને માટે અતિ મંગલ રૂપ પોતાની લોકમનોહર મોહિની મૂર્તિને યોગધારણાજનિત અગ્નિ દ્વારા ભસ્મ કર્યા વિના જ ભગવાને પોતાના ધામમાં સશરીર પ્રવેશ કર્યો.'

ભગવાનના વિગ્રહ (દિવ્ય શરીર)ના વિષયમાં મહામુનિ વાલ્મીકિજી ભગવાન શ્રીરામને કહે છે –

**ચિદાનંદમય દેહ તુમ્હારી ।બિગત બિકાર જાન અધિકારી ॥**
**નર તનુ ધરેહુ સંત સુર કાજા ।કહહુ કરહુ જસ પ્રાકૃત રાજા ॥**
(માનસ. ૨/૧૨૭/૩)

એક વાર સનકાદિ ઋષિ વૈકુંઠધામમાં જઈ રહ્યા હતા. ત્યાં ભગવાનના દ્વારપાલોએ તેમને અંદર જતા રોક્યા, ત્યારે સનકાદિએ તેમને શાપ દઈ દીધો. પોતાના અનુચરો દ્વારા સનકાદિનું અપમાન થયું જાણીને ભગવાન પોતે ત્યાં પધાર્યા. તે સમયે ભગવાનનું દર્શન કરવાથી તેમની ભારે વિલક્ષણ દશા થઈ. તેમણે ભગવાનનાં ચરણોમાં પ્રણામ કર્યા –

**તસ્યારવિન્દનયનસ્ય પદારવિન્દકિઞ્જલ્ક મિશ્રતુલસીમકરન્દવાયુઃ ।**
**અન્તર્ગતઃ સ્વવિવરેણ ચકાર તેષાં સંક્ષોભમક્ષરજુષામપિ ચિત્તતન્વોઃ ॥**
(શ્રીમદ્ભા. ૩/૧૫/૪૩)

'પ્રણામ કરવાથી તે કમલનયન ભગવાનનાં ચરણકમળના પરાગ સાથે મળેલી તુલસી-મંજરીના વાયુએ તેમનાં નાસિકા-છિદ્રોમાં પ્રવેશ કરીને તે અક્ષર પરમાત્મામાં નિત્ય સ્થિત રહેવાવાળા જ્ઞાની મહાત્માઓનાં પણ ચિત્ત અને શરીરને ક્ષુબ્ધ કરી દીધાં.

શબ્દ વગેરે વિષયોમાં ગંધ કોઈ એટલી વિલક્ષણ ચીજ નથી, જેમાં મન આકૃષ્ટ થઈ જાય. પરંતુ ભગવાનનાં ચરણકમળોની ગંધથી નિત્ય-નિરંતર પરમાત્મસ્વરૂપમાં મગ્ન રહેવાવાળા સનકાદિના ચિત્તમાં પણ હલચલ પેદા થઈ ગઈ; કારણ કે તે પૃથ્વીની વિકાર રૂપી ગંધ ન હતી, પરંતુ દિવ્ય ગંધ હતી. એવી જ રીતે ભગવાનના વિગ્રહની પ્રત્યેક વસ્તુ (વસ્ત્ર, આભૂષણ, આયુધ વગેરે) દિવ્ય, ચિન્મય અને અત્યંત વિલક્ષણ છે.

ભગવાનની લીલાઓને સાંભળવા, વાંચવા, સ્મરણ કરવા વગેરેથી લોકોનું અંતઃકરણ નિર્મળ અને પવિત્ર બની જાય છે તથા તેમનું અજ્ઞાન દૂર થઈ જાય છે – આ ભગવાનનાં કર્મોની દિવ્યતા છે. જ્ઞાનસ્વરૂપ ભગવાન શંકર, બ્રહ્માજી, સનકાદિક ઋષિ, દેવર્ષિ નારદ વગેરે પણ તેમની લીલાઓને ગાઈને અને સાંભળીને મગ્ન થઈ જાય છે. ભગવાનના અવતારનાં જે લીલાસ્થળો છે, તે સ્થાનોમાં આસ્તિકભાવથી, શ્રદ્ધાપ્રેમપૂર્વક નિવાસ કરવાથી તેમ જ તેમનું દર્શન કરવાથી પણ મનુષ્યનું કલ્યાણ થઈ જાય છે. તાત્પર્ય એ છે કે ભગવાન જીવમાત્રનું કલ્યાણ કરવાના ઉદ્દેશ્યથી જ અવતાર લે છે અને લીલાઓ કરે છે; આથી

તેમની લીલાઓનું ગુણ-ગાન કરવાથી, તેમનું મનન-ચિંતન કરવાથી સ્વાભાવિક જ એ ઉદ્દેશ્યની સિદ્ધિ થઈ જાય છે.

ચોથા શ્લોકમાં અર્જુને ભગવાનને કેવળ તેમના 'જન્મ'ના વિષયમાં પૂછ્યું હતું; પરંતુ અહીં ભગવાને અર્જુનના પૂછ્યા વિના પોતાના તરફથી 'કર્મ'ના વિષયમાં કહેવાનો આરંભ કરી દીધો! એમાં ભગવાનનો આ અભિપ્રાય પ્રતીત થાય છે કે જેવી રીતે મારાં કર્મો દિવ્ય છે, તેવી રીતે તારાં કર્મો પણ દિવ્ય હોવાં જોઈએ. કારણ કે મનુષ્યનો જન્મ તો દિવ્ય નથી હોઈ શકતો, પરંતુ તેનાં કર્મો અવશ્ય દિવ્ય થઈ શકે છે; કેમકે એના જ માટે તેનો જન્મ થયો છે. કર્મોમાં દિવ્યતા (શુદ્ધિ) યોગથી આવે છે. જે કર્મો બંધનકર્તા હોય છે, તેમાં દિવ્યતા આવવાથી તે જ કર્મો મુક્તિ દેનારાં બની જાય છે. કર્મ દિવ્ય (ફલેચ્છા, મમતા-આસક્તિથી રહિત) થતાં કર્તા એક તો તે કર્મોથી બંધાતો નથી; બીજું, એ જૂનાં કર્મોથી પણ મુક્ત થઈ જાય છે; અને ત્રીજું, તેના દ્વારા થવાવાળાં કર્મોથી બીજાનું પણ હિત આપમેળે થતું રહે છે.

ગંભીરતાપૂર્વક વિચાર કરીને જોઈએ, તો ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓની સાથે પોતાનો સંબંધ માનવાથી જ કર્મોમાં મલિનતા આવે છે અને તે બંધનકર્તા બને છે. વિનાશી અસત સાથે પોતાનો સંબંધ માનવાથી અંતઃકરણ, કર્મ અને પદાર્થ - ત્રણેય મલિન બની જાય છે અને વિનાશી (અસત) સાથે માનેલો સંબંધ છૂટી જવાથી એ ત્રણે આપમેળે પવિત્ર બની જાય છે. આથી વિનાશી સાથે માનેલો સંબંધ જ મૂળ વિઘ્ન છે.

**'એવં યો વેત્તિ તત્ત્વતઃ'** – અજન્મા અને અવિનાશી હોવા છતાં તથા પ્રાણીમાત્રના ઈશ્વર હોવા છતાં પણ ભગવાન /માત્ર જીવોના હિતને માટે પોતાની પ્રકૃતિને આધીન કરીને સ્વતંત્રતાપૂર્વક યુગેયુગે મનુષ્યરૂપે અને અન્યરૂપમાં અવતાર લે છે – આ તત્ત્વને જાણવું અર્થાત્ દૃઢતાપૂર્વક માનવું એને ભગવાનના જન્મોની દિવ્યતાને જાણવી એમ કહેવાય.

સઘળી ક્રિયાઓ કરતા હોવા છતાં પણ ભગવાન અકર્તા જ છે અર્થાત્ એમનામાં કરવાનું અભિમાન નથી (ગીતા અ. ૪/૧૩) અને કોઈ પણ કર્મફળમાં એમની સ્પૃહા (ફળેચ્છા) નથી (ગીતા અ. ૪/૧૪) – આ તત્ત્વને જાણવું એને ભગવાનનાં કર્મોની દિવ્યતાને જાણવી એમ કહેવાય.

જેવી રીતે ભગવાનના જન્મમાં સ્વાભાવિક જ જીવમાત્રની હિતૈષિતા અને કર્મમાં નિર્લિપ્તતા છે, એવી જ રીતે મનુષ્યમાં પણ જીવમાત્રની હિતૈષિતા અને કર્મોમાં નિર્લિપ્તતા આવી જવી એને જ વાસ્તવમાં ભગવાનના જન્મ અને કર્મના તત્ત્વને જાણવું એમ કહેવાય.

**'ત્યક્ત્વા દેહં પુનર્જન્મ નૈતિ'** – ભગવાનને ત્રિલોકમાં ન તો કંઈ કરવાનું બાકી છે અને ન કંઈ પ્રાપ્ત કરવાનું પણ બાકી છે (ગીતા અ. ૩/૨૨) છતાં પણ તેઓ કેવળ જીવમાત્રનો ઉદ્ધાર કરવાને માટે કૃપાપૂર્વક આ ભૂમંડળ ઉપર અવતાર લે છે અને તરેહ તરેહની અલૌકિક લીલાઓ કરે છે. તે લીલાઓને ગાવાથી, સાંભળવાથી, વાંચવાથી અને તેમનું ચિંતન કરવાથી ભગવાનની સાથે સંબંધ જોડાઈ જાય છે. ભગવાનની સાથે સંબંધ જોડાતાં સંસારનો સંબંધ છૂટી જાય છે. સંસારનો સંબંધ છૂટતાં પુનર્જન્મ નથી થતો અર્થાત્ મનુષ્ય જન્મમરણરૂપી બંધનથી મુક્ત બની જાય છે.

વાસ્તવમાં કર્મો બંધનકારક નથી હોતાં. કર્મોમાં જે બાંધવાની શક્તિ છે, તે કેવળ મનુષ્યની પોતાની બનાવેલી (કામના) છે. કામનાની પૂર્તિને માટે રાગપૂર્વક પોતાને માટે કર્મો કરવાથી જ મનુષ્ય કર્મોથી બંધાઈ જાય છે. પછી જેમ-જેમ કામના વધે છે, તેમ તેમ તે પાપોમાં પ્રવૃત્ત થવા લાગે છે. આ રીતે તેનાં કર્મો અત્યંત મલિન થઈ જાય છે, જેનાથી તે વારંવાર નીચ યોનિઓ અને નરકોમાં પડતો રહે છે. પરંતુ જ્યારે તે કેવળ બીજાઓની સેવાને માટે નિષ્કામભાવપૂર્વક કર્મો કરે છે, ત્યારે તેનાં કર્મોમાં દિવ્યતા અને વિલક્ષણતા આવતી જાય છે. આ રીતે કામનાનો સર્વથા નાશ થતાં તેનાં કર્મો દિવ્ય બની જાય છે અર્થાત્ બંધનકારક નથી થતાં; પછી તેના પુનર્જન્મનો પ્રશ્ન જ નથી રહેતો.

**'મામેતિ સોઽર્જુન'** – નાશવાન કર્મો સાથે પોતાનો સંબંધ માનવાને કારણે નિત્યપ્રાપ્ત પરમાત્મા પણ અપ્રાપ્ત પ્રતીત થાય છે. નિષ્કામભાવપૂર્વક કેવળ બીજાઓના હિતને માટે સઘળાં કર્મો કરવાથી માત્ર કર્મોનો પ્રવાહ કેવળ સંસાર તરફ થઈ જાય છે અને નિત્યપ્રાપ્ત પરમાત્માનો અનુભવ થઈ જાય છે.

ભગવાનના જન્મમાં જીવો ઉપર મહાન કૃપા જ કારણ છે – આ રીતે ભગવાનના જન્મની દિવ્યતાને જાણવાથી મનુષ્યની ભગવાનમાં ભક્તિ થઈ જાય છે.[1] ભક્તિથી ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. ભગવાનનાં કર્મોની દિવ્યતાને જાણવાથી મનુષ્યનાં કર્મો પણ દિવ્ય બની જાય છે અર્થાત્ તે બંધનકારક ન બનીને પોતાનું અને બીજાઓનું કલ્યાણ કરવાવાળાં થઈ જાય છે, જેનાથી સંસાર સાથે

૧. ઉમા રામ સુભાઉ જેહિં જાના। તાહિ ભજનુ તજિ ભાવ ન આના॥ (માનસ ૫/૩૪/૨)

સંબંધ-વિચ્છેદપૂર્વક ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે.

## માર્મિક વાત

સઘળાં કર્મોનો આરંભ અને અંત છે (અને કર્મના ફળસ્વરૂપે જે કંઈ પ્રાપ્ત થાય છે, તે પણ અનિત્ય અને નાશવાન હોય છે); પરંતુ પોતે (જીવાત્મા) નિત્યનિરંતર રહેવાવાળો છે. આથી વાસ્તવમાં પોતાનો કર્મોની સાથે કોઈ સંબંધ છે જ નહિ, બલ્કે માનેલો છે. આથી સઘળાં કર્મો કરતો હોવા છતાં પણ તેમની સાથે પોતાનો સંબંધ છે જ નહિ – એવો અનુભવ કરે તો તેનાં કર્મો દિવ્ય થઈ જાય છે – આ કર્મોનું તત્ત્વ છે. આ જ કર્મયોગ છે.

ક્રિયાશીલ પ્રકૃતિની સાથે તાદાત્મ્ય થવાને કારણે મનુષ્યમાત્રમાં કર્મ કરવાનો વેગ રહે છે. તે ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના નથી રહેતો (ગીતા અ. ૩/૫). સંસારમાં તે જુએ છે કે કર્મ કરવાથી જ સિદ્ધિ (વસ્તુની પ્રાપ્તિ) થાય છે. આ જ કારણે તે પરમાત્માની પ્રાપ્તિ પણ કર્મો દ્વારા જ કરવા ઇચ્છે છે; પરંતુ એ તેની મહાન ભૂલ છે; કારણ કે નાશવાન કર્મો દ્વારા નાશવાન વસ્તુની જ પ્રાપ્તિ થાય છે; અવિનાશીની પ્રાપ્તિ નથી થતી. અવિનાશીની પ્રાપ્તિ તો કર્મો સાથે સંબંધ-વિચ્છેદ થવાથી જ થાય છે. કર્મો સાથેનો સંબંધ-વિચ્છેદ કર્મયોગમાં (જ્ઞાનયોગની અપેક્ષાએ પણ) સરળતાથી થઈ જાય છે. કારણ કે કર્મયોગમાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – ત્રણેય શરીરો દ્વારા થવાવાળાં સઘળાં કર્મો નિષ્કામભાવપૂર્વક કેવળ સંસારના હિતને માટે થવાથી કર્મોનો પ્રવાહ સંસારની તરફ થઈ જાય છે અને પોતાનો કર્મોથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે.

અહીં ભગવાને **'મામ્ એતિ'** પદોથી આ ભાવ પ્રગટ કર્યો છે કે મનુષ્ય કર્મો દ્વારા જેની સિદ્ધિ ચાહે છે, તે પરમાત્મતત્ત્વ સ્વતઃસિદ્ધ (નિત્યપ્રાપ્ત) છે. સ્વતઃસિદ્ધ વસ્તુને માટે કરવાનું કેવું? જે વસ્તુ પ્રાપ્ત છે, તેને પ્રાપ્ત કરવાની કેવી? કરવાથી તો તે વસ્તુની પ્રાપ્તિ થાય છે, જે પહેલાં અપ્રાપ્ત હતી.

એક ઉત્પત્તિ હોય છે અને એક શોધખોળ હોય છે. ઉત્પત્તિ તેની થાય છે, જેની સ્વતંત્ર સત્તા નથી; જેનો પહેલાં અભાવ છે અને પછીથી જેનો વિનાશ થઈ જાય છે. શોધખોળ તેની થાય છે, જેની સ્વતંત્ર સત્તા છે; જે પહેલેથી વિદ્યમાન છે અને નિત્યનિરંતર રહે છે; પરંતુ ક્રિયા અને પદાર્થરૂપી સંસારનું મહત્ત્વ માની લેવાથી તે છુપાઈ ગયું છે. જ્યારે મનુષ્ય ક્રિયાઓ અને પદાર્થોને કેવળ બીજાઓની સેવામાં લગાડી દે છે, ત્યારે ક્રિયાપદાર્થરૂપી સંસારથી આપમેળે સંબંધ-વિચ્છેદ અને નિત્યપ્રાપ્ત પરમાત્માનો સાક્ષાત્ અનુભવ થઈ જાય છે. આ જ નિત્યપ્રાપ્તની શોધખોળ છે.

કર્તવ્યકર્મોને નહિ કરીને પ્રમાદ-આળસ કરવાં અને કર્તવ્યકર્મો કરીને તેના ફળની ઇચ્છા રાખવી – આ બન્ને કારણો મનુષ્યને નિત્યપ્રાપ્ત પરમાત્માનો અનુભવ કરવામાં વિઘ્નરૂપ છે. આ વિઘ્નને દૂર કરવાનો ઉપાય છે – ફળની ઇચ્છા નહિ રાખીને બીજાઓની સેવાના રૂપે કર્તવ્યકર્મો કરવાં. ફળની ઇચ્છા નહિ રાખીને કર્તવ્યકર્મો કરવાથી કર્મો સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. કર્મો સાથે સંબંધ-વિચ્છેદ થતાં જ પરમાત્મા સાથે જે આપણો સ્વતઃસિદ્ધ નિત્યસંબંધ છે, તેનો અનુભવ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** નિષ્કામભાવથી માત્ર અન્ય લોકોનાં હિત માટે કર્મ (સેવા) કરવાથી અથવા ભગવાનને માટે કર્મ (પૂજા) કરવાથી તે કર્મ દિવ્ય-મુક્તિદાયક બની જાય છે, પરંતુ કામનાપૂર્વક પોતાના માટે કરવામાં આવતા કર્મ મલિન, બંધનકારક બની જાય છે.

કર્મોમાં કર્તાભાવ ન હોવો એ જ દિવ્યતા છે. પોતાના માટે કશું ન કરવાથી કર્તાભાવ રહેતો નથી.

ભગવાનની નાનામાં નાની અને મોટામાં મોટી પ્રત્યેક ક્રિયા 'લીલા' હોય છે. લીલામાં ભગવાન સામાન્ય મનુષ્યો જેવી ક્રિયા કરતા હોવા છતાં નિર્લેપ રહે છે (ગીતા અ. ૪-૧૩) ભગવાનની લીલા દિવ્ય હોય છે. આ દિવ્યતા દેવતાઓની દિવ્યતાથી પણ વિલક્ષણ હોય છે. દેવતાઓની દિવ્યતા મનુષ્યોની તુલનાથી હોવાના કારણે સાપેક્ષ અને સીમિત હોય છે, પરંતુ ભગવાનની દિવ્યતા નિરપેક્ષ અને અસીમ હોય છે. જોકે, જીવનમુક્ત, તત્ત્વજ્ઞ, ભગવત્પ્રેમી મહાપુરુષોની ક્રિયાઓ પણ દિવ્ય હોય છે, તેમ છતાં તે પણ ભગવાનની લીલા જેવી નથી હોતી. ભગવાનની સામાન્ય લીલા પણ અત્યંત અલૌકિક હોય છે. જેમ કે, ભગવાનની રાસલીલા લૌકિક જણાય છે, પરંતુ તેને વાંચવા-સાંભળવાથી સાધકની કામ-વૃત્તિ નષ્ટ થઈ જાય છે. (શ્રીમદ્ભાગવત સ્કંધ-૧૦, અ. ૩૩, શ્લોક ૪૦)

આ સંસાર ભગવાનનો આદિ અવતાર છે – **'આદ્યોऽવતારઃ પુરુષઃ પરસ્ય'** (શ્રીમદ્ભાગવત ૨/૬/૪૧). તાત્પર્ય એ છે કે ભગવાન જ જગતરૂપે પ્રગટ થયા છે. પરંતુ જીવે ભોગાસક્તિને કારણે જગતને ભગવદ્રૂપે ન સ્વીકારીને નાશવાન જગતરૂપે જ ધારી લીધું છે - **'જીવભૂતાં મહાબાહો યયેદં ધાર્યતે જગત્'** (ગીતા ૭/૫). આ ધારણાને દૂર કરવા માટે

સાધકે દૃઢતાપૂર્વક એવું માનવું જોઈએ કે, જે દૃશ્યમાન (દેખાય) છે તે ભગવાનનું સ્વરૂપ છે અને જે થઈ રહ્યું છે, તે ભગવાનની લીલા છે. આવું માનવાથી (સ્વીકારી લેવાથી) જગત, જગતરૂપમાં રહેશે નહીં અને 'ભગવાન સિવાય કંઈ નથી' - એનો અનુભવ થઈ જશે. બીજા શબ્દોમાં કહીએ તો, સંસાર અદૃશ્ય (લુપ્ત) થઈ જશે અને માત્ર ભગવાન રહી જશે. કારણ કે પ્રત્યેક વસ્તુ અને વ્યક્તિને ભગવાનનું સ્વરૂપ અને પ્રત્યેક ક્રિયાને ભગવાનની લીલા માનવાથી ભોગાસક્તિ અને રાગ-દ્વેષ રહેશે નહીં. ભોગસક્તિ નષ્ટ થતાં, જે ક્રિયાઓ પહેલાં લૌકિક દેખાતી હતી, તે જ ક્રિયાઓ અલૌકિક, ભગવાનની લીલારૂપે દેખાવા લાગશે અને જ્યાં પહેલાં ભોગાસક્તિ હતી, ત્યાં ભગવત્પ્રેમ થઈ જશે.

ભગવાન જેવું રૂપ ધારણ કરે છે, તેના અનુરૂપ લીલા કરે છે.[1] જ્યારે તેઓ અર્ચાવતાર અર્થાત્ મૂર્તિરૂપ ધારણ કરે છે, ત્યારે તેઓ મૂર્તિની જેમ જ અચલ રહેવાની લીલા કરે છે. જો તેઓ અચલ નહીં રહે તો અર્ચાવનાર કઈ રીતે રહેશે? ભગવાને રામ, કૃષ્ણ વગેરે રૂપ પણ લીધાં અને મત્સ્ય, કચ્છપ વગેરે રૂપ પણ ધારણ કર્યાં. તેમણે જેવું રૂપ ધારણ કર્યું, તેવી જ લીલા કરી. જેમ કે, વરાહ અવતારમાં ભગવાને સૂવર બનીને લીલા કરી અને વામન અવતારમાં બ્રહ્મચારી બ્રાહ્મણ બનીને લીલા કરી. આથી સાધકે એ સમજવું જોઈએ કે, હમણાં પણ જે થઈ રહ્યું છે, એ બધું ભગવાનની લીલા જ થઈ રહી છે.



*સંબંધ – ભગવાનના જન્મકર્મની દિવ્યતાને જાણવાવાળા કેવા હોય છે – તેનું વર્ણન આગળના શ્લોકમાં કરે છે.*

**વીતરાગભયક્રોધા મન્મયા મામુપાશ્રિતાઃ ।**
**બહવો જ્ઞાનતપસા પૂતા મદ્ભાવમાગતાઃ ॥ ૧૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **વીતરાગ-ભયક્રોધાઃ** | = રાગ, ભય તથા ક્રોધથી સંપૂર્ણપણે રહિત, | **મામ્** | = મારે (જ) | **પૂતાઃ** | = પવિત્ર થઈને |
| **મન્મયાઃ** | = મારામાં અનન્ય પ્રેમભાવે સ્થિત, | **ઉપાશ્રિતાઃ** | = આશ્રયે રહેનારા (તથા) | **બહવઃ** | = ઘણાય ભક્તો |
| | | **જ્ઞાનતપસા** | = જ્ઞાનરૂપી તપ વડે | **મદ્ભાવમ્** | = મારા સ્વરૂપને |
| | | | | **આગતાઃ** | = પામી ચૂક્યા છે. |

*ટીકા* – **'વીતરાગભયક્રોધાઃ'** – પરમાત્માથી વિમુખ થતાં નાશવાન પદાર્થોમાં 'રાગ' થઈ જાય છે. રાગથી પછી પ્રાપ્તમાં 'મમતા' અને અપ્રાપ્તની 'કામના' ઉત્પન્ન થાય છે. રાગવાળા (પ્રિય) પદાર્થોની પ્રાપ્તિ થતાં તો 'લોભ' થાય છે, પરંતુ તેમની પ્રાપ્તિમાં વિઘ્ન પહોંચવાથી (વિઘ્ન પહોંચાડવાવાળા ઉપર) 'ક્રોધ' થાય છે. જો વિઘ્ન પહોંચાડવાવાળી વ્યક્તિ પોતાનાથી વધારે બળવાન હોય અને તેના ઉપર પોતાનો વશ ન ચાલી શકતો હોય તથા સમય આવતાં તે આપણું અનિષ્ટ

---

૧. ભગવાન શ્રીકૃષ્ણ ઉતઙ્ક ઋષિને કહે છે –

धर्मसंरक्षणार्थाय धर्मसंस्थापनाय च ॥
तैस्तैर्वेषैश्च रूपैश्च त्रिषु लोकेषु भार्गव ।

(મહા. આશ્વ. ૫૪/૧૩-૧૪)

"હું ધર્મની રક્ષા અને સ્થાપના માટે ત્રણે લોકમાં ઘણી યોનિયોમાં અવતાર ધારણ કરીને તે - તે રૂપ અને વેષ દ્વારા તેના અનુરૂપ વર્તાવ કરું છું."

યદા ત્વહં દેવયોનૌ વર્તામિ ભૃગુનંદન। તદાહં દેવવત્ સર્વમાચરામિ ન સંશયઃ॥
યદા ગંધર્વયોનૌ વા વર્તામિ ભૃગુનંદન। તદા ગંધર્વવત્ સર્વમાચરામિ ન સંશયઃ॥
નાગયોનૌ યદા ચૈવ તદા વર્તામિ નાગવત્। યક્ષરાક્ષસયોન્યોસ્તુ યથાવત્ વિચરામ્યહમ્॥

(મહાભારત, આશ્વ. ૫૪/૧૭-૧૯)

'ભૃગુનંદન! જ્યારે હું દેવયોનિમાં અવતાર લઉં છું ત્યારે દેવતાઓની જેમ જ બધા જ આચાર-વિચારનું પાલન કરું છું, એમાં સંશય નથી.

જ્યારે હું ગંધર્વ યોનિમાં પ્રગટ થાઉં છું, ત્યારે મારા બધા જ આચાર-વિચાર ગંધર્વ યોનિ જેવા જ હોય છે, તેમાં સંદેહ નથી.

જ્યારે હું નાગ યોનિમાં જન્મ લઉં છું, ત્યારે નાગની જેમ જ વર્તાવ કરું છું. યક્ષો અને રાક્ષસ યોનિમાં પ્રગટ થાઉં ત્યારે તેમના જ આચાર-વિચારનું તે રૂપના અનુસાર જ પાલન કરું છું.

કરી દેશે – એવી સંભાવના હોય તો 'ભય' થાય છે. આ રીતે નાશવાન પદાર્થોના રાગથી જ ભય, ક્રોધ, લોભ, મમતા, કામના વગેરે સઘળા દોષોની ઉત્પત્તિ થાય છે. રાગ દૂર થતાં આ બધા દોષો દૂર થઈ જાય છે. પદાર્થોને પોતાના અને પોતાને માટેના નહિ માનીને, બીજાઓના અને બીજાઓને માટેના માનીને તે પદાર્થો દ્વારા અન્યની સેવા કરવાથી રાગ દૂર થાય છે; કારણ કે વાસ્તવમાં પદાર્થ અને ક્રિયા સાથે આપણો સંબંધ છે જ નહિ.

પોતાનું કોઈ પ્રયોજન નહિ રહેવા છતાં પણ ભગવાન કેવળ આપણા કલ્યાણને માટે જ અવતાર લે છે; કારણ કે તેઓ પ્રાણીમાત્રના પરમ સુહૃદ છે અને તેમની સઘળી ક્રિયાઓ માત્ર જીવોના કલ્યાણને માટે જ થાય છે. આ રીતે ભગવાનની પરમ મિત્રતા પર દૃઢ વિશ્વાસ થવાથી ભગવાનમાં આકર્ષણ થઈ જાય છે. ભગવાનમાં આકર્ષણ થવાથી સંસારનું આકર્ષણ (રાગ) આપમેળે દૂર થઈ જાય છે. જેમ કે, બચપણમાં બાળકોનું કાંકરા-પથરાઓમાં આકર્ષણ થાય છે અને તેનાથી તેઓ રમે છે. રમતમાં તેઓ કાંકરા-પથરાઓને માટે લડી પડે છે. એક કહે છે કે આ મારો છે અને બીજો કહે છે કે આ મારો છે. આ રીતે શેરીમાં પડેલાં કાંકરા-પથરાઓમાં જ તેમને મહત્તા દેખાય છે. પરંતુ જ્યારે તેઓ મોટાં થઈ જાય છે, ત્યારે કાંકરા-પથરાઓમાંથી તેમનું આકર્ષણ દૂર થઈ જાય છે અને રૂપિયામાં આકર્ષણ થઈ જાય છે. રૂપિયામાં આકર્ષણ થતાં તેમને કાંકરા-પથરાઓમાં અથવા રમકડામાં કોઈ મહત્તા નથી દેખાતી. એવી જ રીતે જ્યારે મનુષ્યની પરમાત્મામાં લગની લાગી જાય છે, ત્યારે તેને માટે સંસારના રૂપિયા અને બધા પદાર્થો આકર્ષક નહિ રહીને ફીકા પડી જાય છે. તેનું સંસારમાં આકર્ષણ કે રાગ દૂર થઈ જાય છે. રાગ દૂર થતાં જ ભય અને ક્રોધ - બન્ને દૂર થઈ જાય છે, કેમકે એ બન્ને રાગને જ આશ્રિત રહે છે.

**'મન્મયાઃ'** – ભગવાનના જન્મ અને કર્મની દિવ્યતાને તત્ત્વથી જાણવાથી મનુષ્યોની ભગવાનમાં પ્રીતિ થઈ જાય છે, પ્રીતિ થવાથી તેઓ ભગવાનને જ શરણે થઈ જાય છે અને શરણે થવાથી તેઓ આપમેળે **'મન્મયાઃ'** અર્થાત્ ભગવન્મય બની જાય છે.

સાંસારિક ભોગોમાં આકર્ષણવાળા મનુષ્યો ભોગોની કામનાઓમાં તન્મય બની જાય છે – **'કામાત્માનઃ'** (ગીતા અ. ૨/૪૩) અને ભગવાનમાં આકર્ષણવાળા મનુષ્યો ભગવાનમાં તન્મય બની જાય છે – **'તન્મયાઃ'** (નારદભક્તિસૂત્ર ૭૦). તેઓ પ્રતિક્ષણ ભગવાનમાં જ તલ્લીન રહે છે. તેમના વિચારો, આચરણો વગેરેમાં ભગવાનનું જ પ્રાધાન્ય રહે છે. પ્રેમની અધિકતાને કારણે તેઓ ભગવત્સ્વરૂપ બની જાય છે, જાણે એમની પોતાની કોઈ અલગ સત્તા જ ન હોય.[1]

**'મામુપાશ્રિતાઃ'** – **'વીતરાગભયક્રોધાઃ'**માં સંસારથી પોતાનો સંબંધ-વિચ્છેદ છે અને **'મન્મયાઃ મામ્ ઉપાશ્રિતાઃ'**માં ભગવાનમાં તલ્લીનતા છે.

કોઈ ને કોઈનો આશ્રય લીધા વિના મનુષ્ય રહી જ નથી શકતો. ભગવાનનો અંશ જીવ ભગવાનથી વિમુખ બનીને બીજાનો આશ્રય લે છે તો એ આશ્રય ટકતો નથી, બલ્કે દૂર થતો જાય છે. ધન વગેરે નાશવાન પદાર્થોનો આશ્રય પતન કરવાવાળો હોય છે. એટલું જ નહિ, શુભકર્મો કરવામાં બુદ્ધિનો, ભગવત્પ્રાપ્તિનાં સાધનોનો તથા ભોગ અને સંગ્રહના ત્યાગનો આશ્રય લેવાથી પણ ભગવત્પ્રાપ્તિમાં વિલંબ લાગે છે. જ્યાં સુધી મનુષ્ય પોતે (સ્વરૂપથી) ભગવાનનો આશ્રિત નથી બની જતો, ત્યાં સુધી તેની પરાધીનતા દૂર નથી થતી અને તે દુઃખ પામતો જ રહે છે.

સંસારના પદાર્થોમાં મનુષ્યનું આકર્ષણ અને આશ્રય અલગ-અલગ હોય છે, જેમ કે – મનુષ્યનું આકર્ષણ તો સ્ત્રી, પુત્ર વગેરેમાં હોય છે અને આશ્રય મોટાઓનો હોય છે. પરંતુ ભગવાનમાં લાગેલા મનુષ્યનું ભગવાનમાં જ આકર્ષણ હોય છે અને ભગવાનનો જ આશ્રય હોય છે; કેમકે પ્રિયમાં પ્રિય પણ ભગવાન છે અને મોટામાં મોટા પણ ભગવાન છે.

**'બહવો જ્ઞાનતપસા પૂતા મદ્ભાવમાગતાઃ'** – જોકે જ્ઞાનયોગ (સાંખ્યનિષ્ઠા)થી પણ મનુષ્ય પવિત્ર થઈ શકે છે, તોપણ અહીં ભગવાનના જન્મ અને કર્મની દિવ્યતાને તત્ત્વથી જાણવાને 'જ્ઞાન' કહેવામાં આવ્યું છે. આ જ્ઞાનથી મનુષ્ય પવિત્ર બની જાય છે; કેમકે ભગવાન પવિત્રોથી પણ પવિત્ર છે – **'પવિત્રાણાં પવિત્રં યઃ'** ભગવાનનો જ અંશ હોવાથી જીવમાં પણ આપમેળે – સ્વાભાવિક પવિત્રતા છે – **'ચેતન અમલ સહજ સુખ રાસી'** (માનસ ૭/૧૧૭/૧). નાશવાન પદાર્થોને મહત્ત્વ દેવાથી, તેમને પોતાના માનવાથી જ એ

---

૧. **ગતિસ્મિતપ્રેક્ષણભાષણાદિષુ પ્રિયાઃ પ્રિયસ્ય પ્રતિરૂઢમૂર્તયઃ।**
**અસાવહં ત્વિત્યબલાસ્તદાત્મિકા ન્યવેદિષુઃ કૃષ્ણવિહારવિભ્રમાઃ॥**
(શ્રીમદ્ભા. ૧૦/૩૦/૩)

'પોતાના પ્રિયતમ કૃષ્ણનું ચાલવું-ફરવું, હાસ્ય, અવલોકન, ઉચ્ચારણ વગેરેમાં શ્રીકૃષ્ણની પ્યારી ગોપીઓ એમના જેવી જ બની ગઈ; તેઓના શરીરમાં પણ તે જ ગતિ-મતિ અને તે જ હાવ-ભાવ ઊતરી આવ્યાં. તેઓ પોતાને સર્વથા ભૂલીને શ્રીકૃષ્ણસ્વરૂપ બની ગઈ અને એમના જ લીલાવિલાસનું અનુકરણ કરતી-કરતી 'હું શ્રીકૃષ્ણ જ છું' – એ રીતે કહેવા લાગી.'

અપવિત્ર બને છે; કેમકે નાશવાન પદાર્થોની મમતા જ મળ (અપવિત્રતા) છે.[1] ભગવાનના જન્મકર્મના તત્ત્વને જાણવાથી જ્યારે નાશવાન પદાર્થોનું આકર્ષણ અને તે પ્રત્યેની મમતા સર્વથા દૂર થઈ જાય છે, ત્યારે સઘળી મલિનતા નષ્ટ થઈ જાય છે અને મનુષ્ય પરમ પવિત્ર બની જાય છે.

કર્મયોગનો પ્રસંગ હોવાથી ઉપર્યુક્ત પદોમાં આવેલા **'જ્ઞાન'** શબ્દનો અર્થ કર્મયોગનું જ્ઞાન પણ માની શકાય છે. કર્મયોગનું જ્ઞાન છે – શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદ, યોગ્યતા, અધિકાર, ધન, જમીન વગેરે મળેલી સઘળી વસ્તુઓ સંસારની અને સંસારને માટે જ છે, પોતાની અને પોતાને માટે નથી. કારણ કે સ્વયં (સ્વરૂપ) નિત્ય છે; આથી તેની સાથે અનિત્ય વસ્તુ કેવી રીતે રહી શકે છે તથા તેના કામમાં પણ કેવી રીતે આવી શકે છે? શરીર વગેરે વસ્તુઓ જન્મ પહેલાં પણ આપણી પાસે ન હતી અને મર્યા પછી પણ નહિ રહે તથા આ સમયે પણ તેમનો પ્રતિક્ષણ આપણાથી સંબંધ-વિચ્છેદ થઈ રહ્યો છે. આ મળેલી વસ્તુઓનો સદુપયોગ કરવાનો જ અધિકાર છે, પોતાની માનવાનો અધિકાર નથી. એ વસ્તુઓ સંસારની જ છે; આથી તેમને સંસારની જ સેવામાં લગાડવાની છે. આ જ તેમનો સદુપયોગ છે. તેમને પોતાની અને પોતાને માટેની માનવી એ જ વાસ્તવમાં બંધન કે અપવિત્રતા છે.

આ રીતે નાશવાન વસ્તુઓને પોતાની અને પોતાને માટેની ન માનવી એ 'જ્ઞાનતપ' છે; જેનાથી મનુષ્ય પરમ પવિત્ર બની જાય છે. જેટલાં પણ તપ છે, તે બધાંથી વધીને 'જ્ઞાનતપ' છે. આ જ્ઞાનતપથી જડ સાથે માનેલા સંબંધનો સર્વથા વિચ્છેદ થઈ જાય છે. જ્યાં સુધી મનુષ્ય જડની સાથે પોતાનો સંબંધ માનતો રહે છે, ત્યાં સુધી બીજી તપસ્યાથી તેની એટલી પવિત્રતા નથી થતી, જેટલી પવિત્રતા જ્ઞાનતપથી જડનો સંબંધ-વિચ્છેદ કરવાથી થાય છે. આ જ્ઞાનતપથી પવિત્ર થઈને મનુષ્ય ભગવાનના ભાવ (સત્તા)ને અર્થાત્ સચ્ચિદાનંદઘન પરમાત્મતત્ત્વને પ્રાપ્ત થઈ જાય છે. તાત્પર્ય એ છે કે જેવી રીતે ભગવાન નિત્ય-નિરંતર રહે છે, તેવી જ રીતે એ પણ તેમનામાં નિત્ય નિરંતર રહે છે; જેવી રીતે ભગવાન નિર્લિપ્ત - નિર્વિકાર રહે છે; તેવી જ રીતે તે પણ નિર્લિપ્ત - નિર્વિકાર રહે છે; જેવી રીતે ભગવાનને માટે કંઈ પણ કરવાનું શેષ નથી, તેવી જ રીતે તેને માટે પણ કંઈ કરવાનું શેષ નથી રહેતું. જ્ઞાનમાર્ગ વડે પણ મનુષ્ય આ જ રીતે ભગવાનના ભાવને પ્રાપ્ત થઈ જાય છે (ગીતા અ. ૧૪/૧૯).

પહેલાં પણ ઘણાય ભક્તો જ્ઞાનતપથી પવિત્ર બનીને ભગવાનને પ્રાપ્ત થઈ ચૂક્યા છે. આથી સાધકોએ વર્તમાનમાં જ જ્ઞાનતપથી પવિત્ર બનીને ભગવાનને પ્રાપ્ત કરી લેવા જોઈએ. ભગવાનને પ્રાપ્ત કરવામાં બધા સ્વતંત્ર છે, કોઈ પરતંત્ર નથી. કારણ કે માનવશરીર ભગવત્પ્રાપ્તિને માટે જ મળ્યું છે.



*સંબંધ – જન્મની દિવ્યતાનું વર્ણન તો થઈ ગયું, હવે કર્મોની દિવ્યતા શું હોય છે – એ વિષયનો આરંભ કરે છે.*

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**
**મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ ॥ ૧૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પૃથાનંદન! | **અહમ્** | = હું | **મનુષ્યાઃ** | = સૌ મનુષ્યો |
| **યે** | = જે ભક્તો | **તાન્** | = તેમને | **સર્વશઃ** | = સર્વ રીતે |
| **મામ્** | = મારું | **તથા, એવ** | = એવા જ ભાવથી | **મમ** | = મારા |
| **યથા** | = જેવા ભાવથી | **ભજામિ** | = આશ્રય આપું છું; (કેમ કે) | **વર્ત્મ** | = માર્ગનું |
| **પ્રપદ્યન્તે** | = શરણ લે છે, | | | **અનુવર્તન્તે** | = અનુસરણ કરે છે. |

*ટીકા* – **'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્'** – ભક્ત ભગવાનનું જે ભાવથી, જે સંબંધથી, જે રીતે શરણ લે છે; ભગવાન પણ તેને તે જ ભાવથી, તે જ સંબંધથી, તે જ રીતે આશ્રય આપે છે. જેવી રીતે ભક્ત ભગવાનને પોતાના ગુરુ માને છે તો તેઓ શ્રેષ્ઠ ગુરુ બની જાય છે, શિષ્ય માને છે તો તેઓ શ્રેષ્ઠ શિષ્ય બની જાય છે, માતા-પિતા માને છે તો તેઓ શ્રેષ્ઠ માતા-પિતા બની જાય છે, પુત્ર માને છે તો તેઓ શ્રેષ્ઠ પુત્ર બની જાય છે, ભાઈ માને છે તો તેઓ શ્રેષ્ઠ

૧. **'મમતા મલ જરિ જાઇ'** (માનસ ૭/૧૧૭ ક);
**'મમતામેધ્યદૂષિતઃ'** (યોગવાશિષ્ઠ ૬/૨/૫૩/૧૧)

ભાઈ બની જાય છે, સખા માને છે તો તેઓ શ્રેષ્ઠ સખા બની જાય છે, નોકર માને છે તો તેઓ શ્રેષ્ઠ નોકર બની જાય છે. ભક્ત ભગવાન વિના વ્યાકુળ થઈ જાય છે તો ભગવાન પણ ભક્ત વિના વ્યાકુળ થઈ જાય છે.

અર્જુનનો ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે સખાભાવ હતો તથા તેઓ એમને પોતાના સારથિ બનાવવા ચાહતા હતા; આથી ભગવાન સખાભાવથી તેમના સારથિ બની ગયા. વિશ્વામિત્ર ઋષિએ ભગવાન રામને પોતાના શિષ્ય માની લીધા તો ભગવાન તેમના શિષ્ય બની ગયા. આ રીતે ભક્તોના શ્રદ્ધાભાવ અનુસાર ભગવાનનો તેવા જ બનવાનો સ્વભાવ છે.

અનંત બ્રહ્માંડોના સ્વામી ભગવાન પણ પોતાના જ બનાવેલા સાધારણ મનુષ્યના ભાવો અનુસાર વર્તાવ કરે છે, આ એમની કેટલી વિલક્ષણ ઉદારતા, દયાળુતા અને પોતાપણું છે?

ભગવાન વિશેષરૂપે ભક્તોને માટે જ અવતાર લે છે – એવું પ્રસ્તુત પ્રકરણથી સિદ્ધ થાય છે. ભક્તલોકો જે ભાવથી, જે રૂપમાં ભગવાનની સેવા કરવા ઇચ્છે છે, ભગવાનને તેમને માટે એ જ રૂપમાં આવવું પડે છે. જેમ કે, ઉપનિષદમાં આવ્યું છે – **'એકાકી ન રમતે'** (બૃહદારણ્યક. ૧/૪/૩) - એકલા ભગવાનનું મન ન લાગ્યું, તો એ જ ભગવાન અનેક રૂપોમાં પ્રગટ થઈને ખેલ ખેલવા લાગ્યા. એવી જ રીતે જ્યારે ભક્તોના મનમાં ભગવાનની સાથે ખેલ ખેલવાની ઇચ્છા થઈ જાય છે, ત્યારે ભગવાન તેમની સાથે ખેલ ખેલવા (લીલા કરવા)ને માટે પ્રગટ થઈ જાય છે. ભક્ત ભગવાન વિના નથી રહી શકતો તો ભગવાન પણ ભક્ત વિના નથી રહી શકતા.

અહીં આવેલા **'યથા'** અને **'તથા'** – આ પ્રકારવાચક પદોનો અભિપ્રાય 'સંબંધ', 'ભાવ' અને 'લગન' સાથે છે. ભક્ત અને ભગવાનનો પ્રકાર એક જેવો હોવા છતાં પણ એમાં એક બહુ જ મોટું અંતર એ છે કે ભગવાન ભક્તની ચાલથી નથી ચાલતા, પરંતુ પોતાની ચાલ (શક્તિ)થી ચાલે છે.[1] ભગવાન સર્વત્ર વિદ્યમાન, સર્વસમર્થ, સર્વજ્ઞ, પરમ સુહૃદ અને સત્યસંકલ્પ છે. ભક્તે કેવળ પોતાની પૂરી શક્તિ લગાડી દેવાની છે, પછી ભગવાન પણ પોતાની પૂરી શક્તિથી તેને પ્રાપ્ત થઈ જાય છે.

સાધક પોતે ભગવત્પ્રાપ્તિમાં વિઘ્ન નાખે છે; કેમકે ભગવત્પ્રાપ્તિને માટે તે સમજ, સામગ્રી, સમય અને સામર્થ્યને પોતાનાં માનીને તેમને પૂરી રીતે નથી યોજતો, પરંતુ પોતાની પાસે બચાવીને રાખી મૂકે છે. જો તે તેમને પોતાનાં નહિ માનીને તેમને પૂરી રીતે યોજી દે તો તેને તરત જ ભગવત્પ્રાપ્તિ થઈ જાય છે. કારણ કે આ સમજ, સામગ્રી વગેરે તેનાં પોતાનાં નથી; પરંતુ ભગવાન પાસેથી મળેલાં છે; ભગવાનનાં છે. આથી તેને પોતાનાં માનવાં એ જ વિઘ્ન છે. સાધક પોતે પણ ભગવાનનો જ અંશ છે. તેણે પોતે પોતાને ભગવાનથી અલગ માન્યો છે, ભગવાને નહિ.

ભક્તિ (પ્રેમ) કર્મજન્ય અર્થાત્ કોઈ સાધન-વિશેષનું ફળ નથી. ભગવાનને સર્વથા શરણ થવાવાળાને ભક્તિ આપમેળે પ્રાપ્ત થાય છે. દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, માધુર્ય વગેરે ભાવોમાં સર્વથી શ્રેષ્ઠ શરણાગતિભાવ છે. અહીં ભગવાન જાણે એ વાત કહી રહ્યા છે કે તમે પોતાનું સર્વ કંઈ મને અર્પી દેશો તો હું પણ પોતાનું સર્વ કંઈ તમને આપી દઈશ અને તમે પોતાની જાતને મને દઈ દેશો તો હું પણ પોતાની જાતને તમને આપી દઈશ. ભગવત્પ્રાપ્તિનો કેટલો સરળ અને સસ્તો સોદો છે!

પોતાની જાતને ભગવચ્ચરણોમાં સમર્પિત કર્યા બાદ ભગવાન ભક્તની પુરાણી ત્રુટિઓને યાદ સુધ્ધાં કરતા નથી. તેઓ તો વર્તમાનમાં સાધકના હૃદયનો દૃઢ ભાવ દેખે છે –

**રહતિ ન પ્રભુ ચિત ચૂક કિએ કી।**
**કરત સુરતિ સય બાર હિએ કી॥**

(માનસ ૧/૨૯/૩)

આ (અગિયારમા) શ્લોકમાં દ્વૈત-અદ્વૈત, સગુણ-નિર્ગુણ, સાયુજ્ય-સામીપ્ય વગેરે શાસ્ત્રીય વિષયનું વર્ણન નથી, પરંતુ ભગવાન સાથેના પોતાનાપણાનું જ વર્ણન છે. જેમ કે, નવમા શ્લોકમાં ભગવાનના જન્મકર્મની દિવ્યતાને જાણવાથી ભગવત્પ્રાપ્તિ થવાનું વર્ણન છે. 'કેવળ ભગવાન જ મારા છે અને હું ભગવાનનો જ છું, બીજું કોઈ પણ મારું નથી અને હું કોઈનો પણ નથી' – આ રીતે ભગવાનમાં પોતાનાપણું કરવાથી એમની પ્રાપ્તિ શીઘ્ર અને સુગમતાથી થઈ જાય છે. આથી સાધકે કેવળ ભગવાનમાં જ પોતાનાપણું માની લેવું જોઈએ (જે વાસ્તવમાં છે), ચાહે સમજમાં આવે અથવા ન આવે. માની લેવાથી જ્યારે સંસારના જૂઠા સંબંધો પણ સાચા પ્રતીત થવા લાગે છે, પછી જે ભગવાનનો સદાયથી જ સાચો સંબંધ છે, તે અનુભવમાં કેમ નહિ આવે? અર્થાત્ અવશ્ય આવશે.

*શંકા* – જેઓ ભગવાનનો જેવા ભાવથી સ્વીકાર કરે છે, ભગવાન પણ તેમની સાથે તેવા જ ભાવથી વર્તાવ કરે છે, તો પછી જો કોઈ ભગવાનનો દ્વેષ, વેર વગેરે ભાવથી સ્વીકાર કરશે તો શું ભગવાન પણ તેની સાથે

---

૧. **દરિયા દૂષણ દાસ મેં, નહીં રામ મેં દોષ। જન ચાલે ઈક પાઁવડ઼ો, હરિ ચાલે સૌ કોસ॥**

તેવા જ (દ્વેષ વગેરે) ભાવથી વર્તાવ કરશે?

**સમાધાન** – અહીં **'પ્રપદ્યન્તે'** પદથી ભગવાનની પ્રપત્તિ અર્થાત્ શરણાગતિનો જ વિષય છે; તેમની સાથે દ્વેષ, વેર વગેરેનો વિષય નથી. આથી અહીં એ વિષયમાં શંકા કરવી અસ્થાને છે. છતાં પણ આના ઉપર થોડો વિચાર કરીએ તો ભગવાનનો સ્વીકાર કરવાનું તાત્પર્ય છે – કલ્યાણ કરવું. જે ભગવાનનો જેવા ભાવથી સ્વીકાર કરે છે, ભગવાન પણ તેની સાથે તેવું જ આચરણ કરીને અંતમાં તેનું કલ્યાણ જ કરે છે.[1] ભગવાન પ્રાણીમાત્રના પરમ સુહૃદ છે. (ગીતા અ. ૫/૨૯), એટલા માટે જેનું જેનામાં હિત હોય છે, ભગવાન તેના માટે તેવો જ પ્રબંધ કરી દે છે. વેર-દ્વેષ રાખવાવાળાઓનું પણ જેનાથી કલ્યાણ થઈ જાય, તેવું જ ભગવાન કરે છે. [વેર-દ્વેષ રાખવાવાળા ભગવાનનું બગાડી પણ શું શકશે? અંગદજીને રાવણની સભામાં મોકલતી વખતે ભગવાન શ્રીરામ કહે છે કે 'તમે તે જ વાત કહેજો, જેનાથી અમારું કામ પણ થાય અને રાવણનું હિત પણ થાય' – **'કાજુ હમાર તાસુ હિત હોઈ'** (માનસ ૬/૧૭/૪).

ભગવાન આપણી સાથે મિત્રતા રાખે એમાં તો કહેવું જ શું? તેમના ભક્તો પણ સમસ્ત પ્રાણીઓના સુહૃદ હોય છે – **'સુહૃદઃ સર્વદેહિનામ્'** (શ્રીમદ્ભા. ૩/૨૫/૨૧). જ્યારે ભક્તોથી પણ કોઈનું કિંચિત્માત્ર પણ અહિત નથી થતું, તો ભગવાનથી કોઈનું અહિત કઈ રીતે થઈ શકે? ભગવાન સાથે કોઈ પ્રકારનો પણ સંબંધ જોડવામાં આવે, તે કલ્યાણ કરવાવાળો જ બને છે; કેમકે ભગવાન પરમ દયાળુ, પરમ સુહૃદ અને ચિન્મય છે. જેવી રીતે ગંગામાં સ્નાન વૈશાખ માસમાં કરવામાં આવે અથવા મહા માસમાં, બન્નેયનું માહાત્મ્ય એકસરખું છે, પરંતુ વૈશાખના સ્નાનમાં જેવી પ્રસન્નતા થાય છે, તેવી પ્રસન્નતા મહાના સ્નાનમાં નથી થતી. આ જ રીતે ભક્તિપ્રેમપૂર્વક ભગવાન સાથે સંબંધ જોડવાવાળાઓને જેવો આનંદ થાય છે, તેવો આનંદ વેર-દ્વેષપૂર્વક ભગવાન સાથે સંબંધ જોડવાવાળાઓને નથી થતો.

**'મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ'** – શ્રેષ્ઠ પુરુષ જેવું આચરણ કરે છે, બીજા લોકો પણ તેના જ અનુસાર આચરણ કરવા લાગી જાય છે (ગીતા અ. ૩/૨૧). ભગવાન સર્વથી શ્રેષ્ઠ (સર્વોપરી) છે, એટલા માટે બધા લોકો એમના માર્ગનું અનુસરણ કરે છે. ત્રીજા અધ્યાયમાં ત્રેવીસમા શ્લોકના ઉત્તરાર્ધમાં પણ આ જ વાત (ઉપર્યુક્ત પદોથી જ) કહેવાઈ ગઈ છે.

સાધક ભગવાનની સાથે જે પ્રકારનો સંબંધ માને છે, ભગવાન તેની સાથે તેવો જ સંબંધ માનવાને માટે તૈયાર રહે છે. મહારાજ દશરથજી ભગવાન શ્રીરામનો પુત્રભાવે સ્વીકાર કરે છે, તો ભગવાન તેમના સાચા પુત્ર બની જાય છે અને સામર્થ્યવાન હોઈને પણ 'પિતા' દશરથજીનાં વચનોને ટાળવામાં પોતાને અસમર્થ માને છે.[2] આ રીતે આચરણોથી ભગવાન એ રહસ્ય પ્રગટ કરે છે કે જો તમારી સંસારમાં કોઈની સાથે સંબંધની રૂએ પ્રીતિ હોય તો તે જ સંબંધ તમે મારી સાથે જોડી દો જેમ કે – માતામાં પ્રીતિ હોય તો મને પોતાની માતા માની લો, પિતામાં પ્રીતિ હોય તો મને પોતાનો પિતા માની લો; પુત્રમાં પ્રીતિ હોય તો મને પોતાનો પુત્ર માની લો, વગેરે. એવું માનવાથી મારામાં વાસ્તવિક પ્રીતિ થઈ જશે અને મારી પ્રાપ્તિ સુગમતાપૂર્વક થઈ જશે.

બીજી વાત, ભગવાન પોતાનાં આચરણોથી એ શિક્ષણ આપે છે કે જે જેવો સંબંધ મારી સાથે માને છે, તેને માટે હું પણ તેવો જ બની જાઉં છું, તે જ રીતે તમારી સાથે જે જેવો સંબંધ માને છે, તમે પણ તેના માટે તેવા જ બની જાઓ; જેમ કે - માતા-પિતાને માટે તમે સુપુત્ર બની જાઓ, પત્નીને માટે તમે સુયોગ્ય પતિ બની જાઓ, બહેનને માટે તમે શ્રેષ્ઠ ભાઈ બની જાઓ વગેરે. પરંતુ બદલામાં તેમની પાસેથી કંઈ ઇચ્છો નહિ; અર્થાત્ કંઈ લેવાની ઇચ્છાથી માતા-પિતાને પોતાનાં ન માનીને કેવળ સેવા કરવાને માટે જ તેમને પોતાનાં માનો. એવું માનવું એ જ ભગવાનના માર્ગનું અનુસરણ કરવું છે. અભિમાનરહિત થઈને નિઃસ્વાર્થભાવથી બીજાઓની સેવા કરવાથી શીઘ્ર જ

---

૧. **કામાદ્ દ્વેષાદ્ ભયાત્ સ્નેહાદ્ યથા ભક્ત્યેશ્વરે મનઃ । આવેશ્ય તદઘં હિત્વા બહવસ્તદ્ગતિં ગતાઃ ॥**

(શ્રીમદ્ભા. ૭/૧/૨૯)

'અનેક મનુષ્યો કામથી, દ્વેષથી, ભયથી અને સ્નેહથી પોતાના મનને ભગવાનમાં લગાડીને તેમ જ પોતાનાં બધાં પાપો ધોઈને તેવી જ રીતે ભગવાનને પ્રાપ્ત થયા છે, જેવી રીતે ભક્તો ભક્તિથી.'

૨. **અહં હિ વચનાદ્ રાજ્ઞઃ પતેયમપિ પાવકે । ભક્ષયેયં વિષં તીક્ષ્ણં પતેયમપિ ચાર્ણવે ॥**

(વાલ્મીકિ. અયોધ્યા. ૧૮/૨૮-૨૯)

ભગવાન શ્રીરામ કહે છે – 'હું મહારાજ પિતાજીના કહેવાથી આગમાં પણ પ્રવેશ કરી શકું છું. તીક્ષ્ણ વિષનું પણ ભક્ષણ કરી શકું છું અને સમુદ્રમાં પણ કૂદી શકું છું.'

બીજાની મમતા છૂટીને ભગવાનમાં પ્રેમ થઈ જશે, જેનાથી ભગવાનની પ્રાપ્તિ થઈ જશે.

## વિશેષ વાત

અહંકારરહિત થઈને નિઃસ્વાર્થ ભાવથી ક્યાંય પણ પ્રેમ કરવામાં આવે, તો તે પ્રેમ આપમેળે પ્રેમમય ભગવાનના તરફ ચાલ્યો જાય છે; કારણ કે પોતાનો અહંકાર અને સ્વાર્થ જ ભગવત્પ્રેમમાં વિઘ્નરૂપ છે. આ બેઉને કારણે મનુષ્યનો પ્રેમભાવ સીમિત બની જાય છે તેથી અહંકાર અને સ્વાર્થનો ત્યાગ કરવાથી આપણો પ્રેમભાવ વ્યાપક બની જાય છે. પ્રેમભાવ વ્યાપક થવાથી આપણા માનેલા બધા બનાવટી સંબંધો દૂર થઈ જાય છે અને ભગવાનનો સ્વાભાવિક નિત્ય સંબંધ જાગ્રત થઈ જાય છે.

જીવમાત્રનો પરમાત્માની સાથે આપમેળે નિત્યસંબંધ છે (ગીતા અ. ૧૫/૭). પરંતુ જ્યાં સુધી જીવ આ સંબંધને ઓળખતો નથી અને બીજો સંબંધ જોડી લે છે, ત્યાં સુધી તે જન્મ-મરણના બંધનમાં પડ્યો રહે છે. તેનું આ બંધન બે બાજુથી હોય છે - એક તો તે ભગવાનની સાથે પોતાના નિત્યસંબંધને ઓળખતો નથી અને બીજું જેની સાથે વાસ્તવમાં પોતાનો સંબંધ નથી, તેના સંબંધને નિત્ય માની લે છે. જ્યારે જીવ **'યે યથા માં પ્રપદ્યન્તે'**ના અનુસાર પોતાનો સંબંધ કેવળ ભગવાન સાથે માની લે છે અર્થાત્ ઓળખી લે છે, ત્યારે તેને ભગવાન સાથે પોતાના નિત્યસંબંધનો અનુભવ થઈ જાય છે.

ભગવાનના નિત્યસંબંધને ઓળખવો એ જ ભગવાનને શરણે થવું કહેવાય. શરણે થવાથી ભક્ત ચિંતા, ભય, શોક અને શંકા-કુશંકાથી રહિત થઈ જાય છે, અને પછી તેના દ્વારા ભગવાનની આજ્ઞાની વિરુદ્ધ કોઈ ક્રિયા કેવી રીતે થઈ શકે ? તેની સઘળી ક્રિયાઓ ભગવાનની આજ્ઞા અનુસાર જ થાય છે – **'મમ વર્ત્માનુવર્તન્તે'.**

**પરિશિષ્ટ ભાવ :** જોકે આ સંસાર સાક્ષાત્ પરમાત્માનું સ્વરૂપ છે, તોપણ જે એને એ રૂપથી જુએ છે, તેના માટે ભગવાન તે જ રૂપે પ્રગટ થઈ જાય છે. આપણે પોતાને શરીર માનીને પોતાના માટે પદાર્થોની આવશ્યકતા સમજીએ છીએ અને તેમની ઇચ્છા કરીએ છીએ તો ભગવાન પણ તે પદાર્થોના રૂપમાં આપણી સામે આવે છે, આપણે અસતમાં રહીને જોઈએ છીએ તો ભગવાન પણ અસત રૂપે જ દેખાય છે. જેમ કે, બાળક રમકડું ઇચ્છે છે તો પિતા તેને પૈસા ખર્ચીને પણ રમકડું લાવી આપે છે, એ જ પ્રમાણે આપણે જે ઇચ્છીએ છીએ, પરમ કૃપાળુ ભગવાન (સ્વયં હંમેશાં સત-સ્વરૂપ રહેવા છતાં પણ) તે જ રૂપે આપણી સામે આવે છે. જો આપણે ભોગોની ઇચ્છા ન કરીએ તો ભગવાનને ભોગરૂપે શા માટે આવવું પડે? બનાવટી રૂપ શા માટે લેવું પડે?

ભગવાનના સ્વભાવમાં 'જેના સાથે તેવા (યથા-તથા)' થતા હોવા છતાં પણ જીવ પર તેમની બહુ ભારે કૃપા છે; કેમકે ક્યાં જીવ અને ક્યાં ભગવાન! અભિમાન સિવાય જીવમાં બીજું કયું સામર્થ્ય છે? તેમ છતાં જીવનું ભગવાનમાં આકર્ષણ થાય છે તો ભગવાનનું પણ જીવમાં આકર્ષણ થાય છે. જેમ કે વિદુરજીના પત્ની (સુલભાજી) ભગવાનને જોઈને પોતાની સૂધ-બૂધ ખોઈ બેઠાં તો ભગવાન પણ સ્વયં પોતાને ભૂલી ગયા અને કેળાની છાલ ખાઈને તેમાં જ આનંદ માણવા લાગ્યા!

ભગવાનના સ્વભાવમાં 'યથા-તથા' માત્ર ક્રિયામાં છે, ભાવમાં નથી. ભગવાનનો આસ્તિકમાં આસ્તિક વ્યક્તિના પ્રતિ જે સ્નેહ છે, કૃપા છે, તેવો જ સ્નેહ, કૃપા નાસ્તિકમાં નાસ્તિક વ્યક્તિના પ્રતિ પણ છે. તેથી ભગવાનના 'યથા-તથા'માં સ્વાર્થભાવ નથી. બલ્કે આ જ તો ભગવાનની વિશેષતા છે કે ક્યાં જીવ અને ક્યાં ભગવાન! તેમ છતાં તેઓ જીવને પોતાનો મિત્ર બનાવે છે. તેને પોતાના જેવો દરજ્જો આપે છે! ભગવાન પોતાનામાં મોટાઈનો ભાવ રાખતા નથી. આ તેમની વિશેષતા છે.



***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને બતાવ્યું છે કે જે મને જે ભાવથી સ્વીકારે છે, હું પણ તેને તે જ ભાવથી સ્વીકારું છું અર્થાત્ મારી પ્રાપ્તિ બહુ જ સરળ અને સુગમ છે. એવું હોવા છતાં પણ લોકો ભગવાનનો આશ્રય કેમ નથી લેતા – એનું કારણ આગળના શ્લોકમાં બતાવે છે.*

**કાઙ્ક્ષન્તઃ કર્મણાં સિદ્ધિં યજન્ત ઇહ દેવતાઃ ।**
**ક્ષિપ્રં હિ માનુષે લોકે સિદ્ધિર્ભવતિ કર્મજા ॥૧૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કર્મણામ્** | = કર્મોના | **યજન્તે** | = પૂજન કરતા રહે છે; | **કર્મજા** | = કર્મોથી ઉત્પન્ન થનારી |
| **સિદ્ધિમ્** | = ફળને (સિદ્ધિને) | **હિ** | = કેમકે | **સિદ્ધિઃ** | = સિદ્ધિ |
| **કાઙ્ક્ષન્તઃ** | = ઈચ્છનારા (માણસો) | **ઈહ** | = આ | **ક્ષિપ્રમ્** | = સત્વરે |
| **દેવતાઃ** | = દેવતાઓનું | **માનુષે, લોકે** | = મનુષ્યલોકમાં | **ભવતિ** | = મળી જાય છે. |

*ટીકા* – **'કાઙ્ક્ષન્તઃ કર્મણાં સિદ્ધિં યજન્ત ઈહ દેવતાઃ'** – મનુષ્યને નવીન કર્મ કરવાનો અધિકાર મળેલો છે. કર્મ કરવાથી જ સિદ્ધિ થાય છે – એવું પ્રત્યક્ષ જોવામાં આવે છે. આ કારણે મનુષ્યના અંતઃકરણમાં આ વાત દૃઢ થઈ ગઈ છે કે કર્મ કર્યા વિના કોઈ પણ વસ્તુ નથી મળતી. તેઓ એવું સમજે છે કે સાંસારિક વસ્તુઓની જેમ ભગવાનની પ્રાપ્તિ પણ કર્મ (તપ, ધ્યાન, સમાધિ વગેરે) કરવાથી જ થાય છે. નાશવાન પદાર્થોની કામનાઓને કારણે તેમની દૃષ્ટિ આ વાસ્તવિકતા તરફ જતી જ નથી કે સાંસારિક વસ્તુઓ કર્મજન્ય છે, એકદેશીય છે, આપણને નિત્ય પ્રાપ્ત નથી, આપણાથી અલગ છે અને પરિવર્તનશીલ છે, એટલા માટે તેમની પ્રાપ્તિને માટે કર્મ કરવાં આવશ્યક છે, પરંતુ ભગવાન કર્મજન્ય નથી, સર્વત્ર પરિપૂર્ણ છે, આપણને નિત્યપ્રાપ્ત છે, આપણાથી અલગ નથી અને અપરિવર્તનશીલ છે, એટલા માટે ભગવત્પ્રાપ્તિમાં સાંસારિક વસ્તુઓની પ્રાપ્તિનો નિયમ નથી ચાલી શકતો. ભગવત્પ્રાપ્તિ કેવળ ઉત્કટ અભિલાષાથી થાય છે. ઉત્કટ અભિલાષા જાગ્રત ન થવામાં ખાસ કારણ સાંસારિક ભોગોની કામના જ છે.

ભગવાન તો પિતા સમાન છે અને દેવતા દુકાનદાર સમાન છે. જો દુકાનદાર વસ્તુ ન આપે, તો તેને પૈસા લેવાનો અધિકાર નથી; પિતાનો પૈસા લેવાનો પણ અધિકાર છે, અને વસ્તુ આપવાનો પણ. બાળકને પિતા પાસેથી કોઈ વસ્તુ લેવાને માટે કોઈ મૂલ્ય નથી આપવું પડતું. પરંતુ દુકાનદાર પાસેથી વસ્તુ લેવાને માટે મૂલ્ય આપવું પડે છે. એવી જ રીતે ભગવાન પાસેથી કંઈ લેવાને માટે કોઈ મૂલ્ય આપવાની જરૂર નથી; પરંતુ દેવતાઓ પાસેથી કંઈ મેળવવાને માટે કર્મો વિધિપૂર્વક કરવાં પડે છે. દુકાનદાર પાસેથી બાળક દીવાસળી, ચાકુ વગેરે હાનિકારક વસ્તુઓ પણ પૈસા આપીને ખરીદી શકે છે; પરંતુ જો તે પિતા પાસેથી એવી હાનિકારક વસ્તુઓ માગે તો તેઓ તેને નહિ આપે અને પૈસા પણ લઈ લેશે. પિતા એ જ વસ્તુ આપે છે, જેમાં બાળકનું હિત હોય. એ જ રીતે દેવતા લોકો પોતાના ઉપાસકોને (એમની ઉપાસના સાંગોપાંગ થતાં) તેમના હિત-અહિતનો વિચાર કર્યા વિના તેમની ઈચ્છિત વસ્તુઓ આપી દે છે; પરંતુ પરમ પિતા ભગવાન પોતાના ભક્તોને પોતાની ઈચ્છાથી તે જ વસ્તુઓ આપે છે, જેમાં તેમનું પરમ હિત હોય. એવું હોવા છતાં પણ નાશવાન પદાર્થોની આસક્તિ, મમતા અને કામનાને કારણે અલ્પબુદ્ધિવાળા મનુષ્યો ભગવાનની મહત્તા અને મિત્રતાને નથી જાણતા, એટલા માટે તેઓ અજ્ઞાનવશ દેવતાઓની ઉપાસના કરે છે. (ગીતા અ. ૭/૨૦ થી ૨૩; ૯/૨૩-૨૪).

**'ક્ષિપ્રં હિ માનુષે લોકે સિદ્ધિર્ભવતિ કર્મજા'** – આ મનુષ્યલોક કર્મભૂમિ છે – **'કર્માનુબન્ધીનિ મનુષ્યલોકે'** (ગીતા અ. ૧૫/૨). એના સિવાય બીજા લોક (સ્વર્ગ-નરક વગેરે) ભોગભૂમિઓ છે. મનુષ્યલોકમાં પણ નવું કર્મ કરવાનો અધિકાર મનુષ્યને જ છે, પશુ-પક્ષી વગેરેને નહિ. મનુષ્ય-શરીરમાં કરેલાં કર્મોનું ફળ જ લોક તથા પરલોકમાં ભોગવવામાં આવે છે.

મનુષ્યલોકમાં કર્મોની આસક્તિવાળા મનુષ્યો રહે છે – **'કર્મસઙ્ગિષુ જાયતે'** (ગીતા અ. ૧૪/૧૫). કર્મોની આસક્તિને કારણે તેઓ કર્મજન્ય સિદ્ધિ પર જ આસક્ત થાય છે. કર્મોથી જે સિદ્ધિ થાય છે, તે જોકે શીઘ્ર મળી જાય છે, તોપણ તે સદા રહેવાવાળી નથી હોતી. કારણ કે કર્મોનો આરંભ અને અંત હોય છે, ત્યારે તેમનાથી થવાવાળી સિદ્ધિ (ફળ) સદા કેવી રીતે રહી શકે છે? એટલા માટે નાશવાન કર્મોનું ફળ પણ નાશવાન જ હોય છે. પરંતુ કામનાવાળા મનુષ્યની દૃષ્ટિ શીઘ્ર મળવાવાળા ફળ ઉપર તો જાય છે, પરંતુ તેના નાશની તરફ નથી જતી. વિધિપૂર્વક સાંગોપાંગ કરવામાં આવેલાં કર્મોનું ફળ દેવતાઓ પાસેથી શીઘ્ર મળ્યા કરે છે; એટલા માટે તેઓ દેવતાઓનું જ શરણ લે છે અને તેમની આરાધના કરે છે. કર્મજન્ય ફળ ઈચ્છવાને કારણે તેઓ કર્મબંધનથી મુક્ત નથી થતા અને પરિણામસ્વરૂપે વારંવાર જન્મતા-મરતા રહે છે.

જે વાસ્તવિક સિદ્ધિ છે, તે કર્મજન્ય નથી. વાસ્તવિક સિદ્ધિ 'ભગવત્પ્રાપ્તિ' છે. ભગવત્પ્રાપ્તિનાં સાધનો–કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ પણ કર્મજન્ય નથી. યોગની સિદ્ધિ કર્મો દ્વારા નથી થતી, બલ્કે કર્મોના સંબંધ-વિચ્છેદથી થાય છે.

*શંકા* – કર્મયોગની સિદ્ધિ તો કર્મ કરવાથી જ બતાવાઈ ગઈ છે – **'આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે'** (ગીતા અ. ૬/૩), તો પછી કર્મયોગ કર્મજન્ય કેવી રીતે નથી?

***સમાધાન*** – કર્મયોગમાં કર્મોથી અને કર્મસામગ્રીથી સંબંધ-વિચ્છેદ કરવાને માટે જ કર્મો કરવામાં આવે છે. યોગ (પરમાત્માનો નિત્યસંબંધ) તો સ્વતઃસિદ્ધ અને સ્વાભાવિક છે. આથી યોગ અથવા પરમાત્મપ્રાપ્તિ કર્મજન્ય નથી. વાસ્તવમાં કર્મો સત્ય નથી, પરંતુ પરમાત્મપ્રાપ્તિના સાધન રૂપ કર્મોનું વિધાન સત્ય છે. કોઈ પણ કર્મ જ્યારે સતને માટે કરવામાં આવે છે, ત્યારે તેનું પરિણામ સત હોવાથી તે કર્મનું નામ પણ સત બની જાય છે – **'કર્મ ચૈવ તદર્થીયં સદિત્યેવાભિધીયતે'** (ગીતા અ. ૧૭/૨૭).

પોતાને માટે કર્મ કરવાથી જ 'યોગ' (પરમાત્માની સાથે નિત્યયોગ)નો અનુભવ નથી થતો. કર્મયોગમાં બીજાઓને માટે જ બધાં કર્મો કરવામાં આવે છે, પોતાને માટે અર્થાત્ ફળપ્રાપ્તિને માટે નહિ – **'કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન'** (ગીતા અ. ૨/૪૭). પોતાને માટે કર્મો કરવાથી મનુષ્ય બંધાય છે (ગીતા અ. ૩/૯) અને બીજાઓને માટે કર્મો કરવાથી તે મુક્ત થઈ જાય છે (ગીતા અ. ૪/૨૩). કર્મયોગમાં બીજાઓને માટે જ બધાં કર્મો કરવાથી કર્મો અને ફળ સાથેનો સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, જે 'યોગ'નો અનુભવ કરાવવામાં હેતુ છે.

કર્મ કરવામાં 'પર' અર્થાત્ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ, વ્યક્તિ, સ્થળ, કાળ વગેરે પરિવર્તનશીલ વસ્તુઓની સહાય લેવી પડે છે. 'પર'ની સહાય લેવી એ પરતંત્રતા છે. સ્વરૂપ જેવું છે તેવું જ છે. તેમાં કદી કોઈ પરિવર્તન નથી થતું. એટલા માટે તેની અનુભૂતિમાં 'પર' કહેવાતા શરીર વગેરે પદાર્થોના સહયોગની લેશમાત્ર પણ અપેક્ષા અને આવશ્યકતા નથી. 'પર' સાથે માનેલા સંબંધનો ત્યાગ થવાથી સ્વરૂપમાં સ્વતઃસિદ્ધ સ્થિતિનો અનુભવ થઈ જાય છે.

—■—

***સંબંધ*** – *આઠમા શ્લોકમાં પોતાના અવતારના ઉદ્દેશ્યનું વર્ણન કરીને નવમા શ્લોકમાં ભગવાને પોતાનાં કર્મોની દિવ્યતાને જાણવાનું માહાત્મ્ય બતાવ્યું. કર્મજન્ય સિદ્ધિ ઇચ્છવાથી જ કર્મોમાં અદિવ્યતા (મલિનતા) આવે છે. આથી કર્મોમાં દિવ્યતા (પવિત્રતા) કેવી રીતે આવે છે – એને બતાવવા માટે હવે ભગવાન પોતાનાં કર્મોની દિવ્યતાનું વિશેષ વર્ણન કરે છે.*

**ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશઃ ।**
**તસ્ય કર્તારમપિ માં વિદ્ધ્યકર્તારમવ્યયમ્ ॥ ૧૩॥**
**ન માં કર્માણિ લિમ્પન્તિ ન મે કર્મફલે સ્પૃહા ।**
**ઈતિ માં યોડભિજાનાતિ કર્મભિર્ન સ બધ્યતે ॥ ૧૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મયા** | = મારા દ્વારા | **મામ્** | = મુજ | **કર્માણિ** | = કર્મો |
| **ગુણકર્મ-વિભાગશઃ** | = ગુણ અને કર્મોના વિભાગપૂર્વક | **અવ્યયમ્** | = અવિનાશી પરમેશ્વરને (તું) | **ન, લિમ્પન્તિ** | = લિપ્ત નથી કરતાં. |
| **ચાતુર્વર્ણ્યમ્** | = ચારેય વર્ણોની | **અકર્તારમ્** | = અકર્તા | **ઈતિ** | = આ પ્રમાણે |
| **સૃષ્ટમ્** | = રચના કરવામાં આવી છે. | **વિદ્ધિ** | = જાણ! (કારણ કે) | **યઃ** | = જે |
| **તસ્ય** | = એ (સૃષ્ટિરચના વગેરે)નો | **કર્મફલે** | = કર્મોનાં ફળમાં | **મામ્** | = મને |
| | | **મે** | = મારી | **અભિજાનાતિ** | = તત્ત્વથી જાણી લે છે, |
| | | **સ્પૃહા** | = સ્પૃહા | **સઃ** | = તે (પણ) |
| **કર્તારમ્** | = કર્તા હોવા છતાં | **ન** | = નથી, (માટે) | **કર્મભિઃ** | = કર્મોથી |
| **અપિ** | = પણ | **મામ્** | = મને | **ન** | = નથી |
| | | | | **બધ્યતે** | = બંધાતો. |

***ટીકા*** – **'ચાતુર્વર્ણ્યં[1] મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશઃ'** પૂર્વજન્મોમાં કરવામાં આવેલાં કર્મો અનુસાર સત્ત્વ, રજ અને તમ - આ ત્રણે ગુણોમાં ન્યૂનાધિકતા (ઓછાવત્તાપણું) રહે છે. સૃષ્ટિરચનાને સમયે તે ગુણો અને કર્મો અનુસાર

૧. **'ચત્વારો વર્ણાશ્ચાતુર્વર્ણ્યમ્'** અહીં આગળ **'ચતુર્વર્ણાદીનાં સ્વાર્થે ઉપસંખ્યાનમ્'** આ વિવેચનવાળી ટીકાથી સ્વાર્થે **'ષ્યઞ્ પ્રત્યય'** કરવામાં આવ્યો છે.

ભગવાન બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર - આ ચારે વર્ણોની રચના કરે છે[1] મનુષ્યો સિવાય દેવ, પિતૃઓ, તિર્યક વગેરે બીજી યોનિઓની રચના પણ ભગવાન ગુણો અને કર્મો અનુસાર જ કરે છે. તેમાં ભગવાનની કિંચિત્‌માત્ર પણ વિષમતા નથી.

**'ચાતુર્વણ્યમ્'** પદ પ્રાણીમાત્રનું ઉપલક્ષણ છે. એનું તાત્પર્ય એ છે કે મનુષ્યો જ ચાર પ્રકારના નથી હોતા, પણ પશુ, પક્ષી, વૃક્ષ વગેરે પણ ચાર પ્રકારના હોય છે; જેમ કે - પક્ષીઓમાં કબૂતર વગેરે બ્રાહ્મણો, બાજ વગેરે ક્ષત્રિય, સમડી વગેરે વૈશ્ય અને કાગડો વગેરે શૂદ્ર પક્ષીઓ છે. આ જ રીતે વૃક્ષોમાં પીપળો વગેરે બ્રાહ્મણ, લીમડો વગેરે ક્ષત્રિય, આમલી વગેરે વૈશ્ય અને બાવળિયો વગેરે શૂદ્ર વૃક્ષો છે. પરંતુ અહીં **'ચાતુર્વર્ણ્યમ્'** પદથી મનુષ્યોને જ લેવા જોઈએ; કેમકે વર્ણવિભાગને મનુષ્યો જ સમજી શકે છે અને તેના અનુસાર કર્મો કરી શકે છે. કર્મ કરવાનો અધિકાર મનુષ્યોને જ છે.

ચારે વર્ણોની રચના મેં જ કરી છે – એનાથી ભગવાનનો એવો ભાવ પણ છે કે એક તો આ મારા જ અંશો છે; અને બીજું, હું પ્રાણીમાત્રનો સુહૃદ છું, એટલા માટે હું સદા તેમના હિતનો જ વિચાર કરું છું. આની વિરુદ્ધ ચારે વર્ણના લોકો ન તો દેવતાઓના અંશો છે અને ન દેવતાઓ તે બધાના સુહૃદ પણ છે. એટલા માટે મનુષ્યે પોતાના વર્ણ અનુસાર સમસ્ત કર્તવ્યકર્મો વડે મારું જ પૂજન કરવું જોઈએ. (ગીતા અ. ૧૮/૪૬).

**'તસ્ય કર્તારમપિ માં વિદ્ધ્યકર્તારમવ્યયમ્'** – **'અકર્તારમ્'** પદ કર્મો કરતા હોવા છતાં પણ કર્તૃત્વાભિમાનનો અભાવ બતાવવાને માટે આવ્યું છે. સૃષ્ટિની રચના, પાલન, સંહાર વગેરે સઘળાં કર્મોને કરતા હોવા છતાં પણ ભગવાન તે કર્મોથી સર્વથા અતીત અને નિર્લિપ્ત જ રહે છે.

સૃષ્ટિની રચનામાં ભગવાન જ ઉપાદાન કારણ છે અને તેઓ જ નિમિત્ત કારણ છે. માટીથી બનેલા પાત્રમાં માટી ઉપાદાન કારણ છે અને કુંભાર નિમિત્ત કારણ છે. માટીથી પાત્ર બનવામાં માટીનો વ્યય (ખર્ચ) થઈ જાય છે અને તેને બનાવવામાં કુંભારની શક્તિ પણ ખર્ચ થઈ જાય છે, પરંતુ સૃષ્ટિની રચનામાં ભગવાનનો કોઈ પણ વ્યય નથી થતો. તેઓ જેમ છે તેમ જ રહે છે. એટલા માટે એમને **'અવ્યયમ્'** કહેવામાં આવ્યા છે.

જીવ પણ ભગવાનનો અંશ હોવાથી અવ્યય જ છે. વિચાર કરો કે શરીર વગેરે સઘળી વસ્તુઓ સંસારની જ છે અને સંસારથી જ મળેલી છે. આથી તેમને સંસારની જ સેવામાં લગાડી દેવાથી પોતાનો શું વ્યય થયો? આપણે તો (સ્વરૂપતઃ) અવ્યય જ રહ્યા. એટલા માટે જો સાધક શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, ધન, સંપત્તિ વગેરે મળેલા સાંસારિક પદાર્થોને પોતાના અને પોતાને માટેના ન માને, તો પછી તેને પોતાની અવ્યયતાનો અનુભવ થઈ જશે.

અહીં **'વિદ્ધિ'** પદથી ભગવાને પોતાનાં કર્મોની દિવ્યતાને સમજવાની આજ્ઞા આપી છે. કર્મો કરતા હોવા છતાં પણ કર્મ, કર્મસામગ્રી અને કર્મફળ સાથે પોતાનો કોઈ સંબંધ ન રહેવો એ જ કર્મોની દિવ્યતા છે.

**'ન માં કર્માણિ લિમ્પન્તિ ન મે કર્મફલે સ્પૃહા'** – વિશ્વરચના વગેરે સમસ્ત કર્મો કરતા હોવા છતાં પણ ભગવાનનો તે કર્મો સાથે કંઈ પણ સંબંધ નથી. એમનાં કર્મોમાં વિષમતા, પક્ષપાત વગેરે દોષો લેશમાત્ર પણ નથી. એમની કર્મફળમાં કિંચિત્‌માત્ર પણ આસક્તિ, મમતા કે કામના નથી. એટલા માટે તે કર્મો ભગવાનને લિપ્ત નથી કરતાં.

ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુમાત્ર કર્મફળ છે. ભગવાન અર્જુનને કહે છે કે જેવી રીતે મારી કર્મફળમાં સ્પૃહા નથી, એવી જ રીતે તારી કર્મફળમાં સ્પૃહા નહિ હોવી જોઈએ. કર્મફળમાં સ્પૃહા ન રહેવાથી સઘળાં કર્મો કરતો હોવા છતાં પણ તું કર્મોથી નહીં બંધાય.

પાછળના (તેરમા) શ્લોકમાં ભગવાને બતાવ્યું કે સૃષ્ટિરચના વગેરે સમસ્ત કર્મોનો કર્તા હોઈને પણ હું અકર્તા છું અર્થાત્ કર્તૃત્વાભિમાન નથી અને આ શ્લોકમાં બતાવે છે કે કર્મફળમાં મારી સ્પૃહા નથી અર્થાત્ મારામાં ભોક્તૃત્વાભિમાન પણ નથી. આથી સાધકે પણ આ બેઉથી રહિત (પર) થવું જોઈએ. ફળેચ્છાનો ત્યાગ કરીને કેવળ બીજાઓને માટે કર્મો કરવાથી કર્તૃત્વ અને ભોક્તૃત્વ-બન્નેય નથી રહેતાં. કર્તૃત્વ-ભોક્તૃત્વ જ સંસાર છે. આથી એમના ન રહેવાથી મુક્તિ સ્વતઃસિદ્ધ જ છે.

**'ઇતિ માં યોઽભિજાનાતિ'** – મનુષ્યમાં જ્યારે કામનાઓ ઉત્પન્ન થાય છે, ત્યારે તેની દૃષ્ટિ ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થો ઉપર રહે છે. ઉત્પત્તિ-વિનાશશીલ (અનિત્ય) પદાર્થો ઉપર દૃષ્ટિ રહેવાથી તે નિત્ય ભગવાનને તત્ત્વથી નથી જાણી શકતો. પરંતુ કામનાઓ દૂર થવાથી જ્યારે અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે, ત્યારે ભગવાનની તરફ

૧. સત્ત્વગુણની પ્રધાનતાથી બ્રાહ્મણોની, રજોગુણની પ્રધાનતા તથા સત્ત્વગુણની ગૌણતાથી ક્ષત્રિયોની, રજોગુણની પ્રધાનતા તથા તમોગુણની ગૌણતાથી વૈશ્યોની અને તમોગુણની પ્રધાનતાથી શૂદ્રોની રચના કરવામાં આવી છે.

આપમેળે દૃષ્ટિ જાય છે. ભગવાનની તરફ દૃષ્ટિ જતાં મનુષ્ય જાણી જાય છે કે ભગવાન પ્રાણીમાત્રના પરમ સુહૃદ છે, એટલા માટે તેમના દ્વારા થવાવાળી સઘળી ક્રિયાઓ પ્રાણીમાત્રના હિતને માટે જ હોય છે. ભગવાન તો જીવોને કર્મબંધનથી મુક્ત કરવાને માટે જ તેમને મનુષ્યશરીર આપે છે, પરંતુ આ વાતને ન સમજવાને કારણે જીવ કર્મોથી નવા-નવા સંબંધો બાંધીને વધારે બંધન ઉત્પન્ન કરે છે. એટલા માટે કર્તાપણું અને ફળેચ્છા ન હોવા છતાં પણ તેઓ કેવળ કૃપા કરીને જીવોને કર્મબંધનથી મુક્ત કરીને તેમનો ઉદ્ધાર કરવાને માટે જ સૃષ્ટિરચનાનું કાર્ય કરે છે. ભગવાનને આ રીતે જાણી લેવાથી મનુષ્ય ભગવાનની તરફ ખેંચાઈ જાય છે –

**ઉમા રામ સુભાઉ જેહિં જાના ।**
**તાહિ ભજનુ તજિ ભાવ ન આના ॥**

(માનસ ૫/૩૪/૨)

**'કર્મભિર્ન સ બધ્યતે'** – ભગવાનનાં કર્મો તો દિવ્ય છે જ, સંત-મહાત્માઓનાં કર્મો પણ દિવ્ય હોય છે. વાસ્તવમાં સંત-મહાત્માઓ જ નહિ, મનુષ્યમાત્ર પોતાનાં કર્મોને દિવ્ય બનાવી શકે છે. જ્યારે કર્મોમાં મલિનતા (કામના, મમતા, આસક્તિ વગેરે) હોય છે, ત્યારે તે કર્મો બંધનકારક બની જાય છે. જ્યારે મલિનતા દૂર થઈ જતાં કર્મો દિવ્ય બની જાય છે, ત્યારે તે કર્મો તેને બાંધતાં નથી, એટલું જ નહિ, તે કર્મો તે કર્તાને અને બીજાઓને પણ (તેના અનુસાર આચરણ કરવાથી) મુક્ત કરવાવાળાં બની જાય છે.

પોતાનાં કર્મોને દિવ્ય બનાવવાનો સરળ ઉપાય છે – સંસારથી મળેલી વસ્તુઓને પોતાની અને પોતાને માટેની ન માનીને (સંસારની અને સંસારને માટેની માનતા રહીને) સંસારની સેવામાં સમર્પિત કરી દેવી.

વિચાર કરવો જોઈએ કે આપણી પાસે શરીર વગેરે જેટલી પણ બાહ્ય વસ્તુઓ છે, તે બધીને આપણે સાથે લાવ્યા નથી અને જઈએ ત્યારે સાથે લઈ જઈ શકતા નથી, તેમના રહેવા છતાં પણ તેઓમાં ઇચ્છાનુસાર પરિવર્તન કરી શકતા નથી, તેમને ઇચ્છાનુસાર રાખી શકતા નથી અર્થાત્ તેમના ઉપર આપણું કોઈ આધિપત્ય નથી. એ જ રીતે જન્મ-જન્માંતરોથી સાથે આવેલાં સૂક્ષ્મ અને કારણ શરીરો પણ પરિવર્તનશીલ અને પ્રકૃતિનાં કાર્યો છે, એટલા માટે તેમની સાથે પણ આપણો સંબંધ નથી. તે વસ્તુઓ 'પોતાને માટે' પણ નથી; કેમકે તે મળે છે તો પણ 'વધારે મળે' એવી ઇચ્છા રહે છે. જો તે વસ્તુઓ પોતાને માટે હોત તો વધારે મળવાની ઇચ્છા ન રહેત. એમ હોવા છતાં પણ તે વસ્તુઓને પોતાની અને પોતાને માટેની માનવી એ કેટલી મોટી ભૂલ છે? તે વસ્તુઓમાં જે પોતાનાપણું દેખાય છે, તે વાસ્તવમાં કેવળ તેમનો સદુપયોગ કરવાને માટે છે, તેમના ઉપર પોતાનો અધિકાર જમાવવાને માટે નથી.

સેવા કરવાને માટે તો બધા પોતાના છે, પરંતુ લેવા માટે કોઈ પોતાના નથી. સંસારની તો વાત જ શી છે, ભગવાન પણ લેવાને માટે પોતાના નથી અર્થાત્ ભગવાન પાસેથી પણ કંઈ લેવાનું નથી, બલ્કે પોતાની જાતને જ ભગવાનને સમર્પિત કરવાની છે. કારણ કે જે વસ્તુ આપણને જોઈએ અને આપણા હિતની છે, તે ભગવાને આપણને પહેલેથી જ વિના માગ્યે આપી રાખી છે; અને વધારે આપી રાખી છે, ઓછી નહિ. આપણી જરૂરિયાતને જેટલી ભગવાન સમજે છે, તેટલી આપણે સમજી પણ નથી શકતા; કેમકે ભગવાનની ઉદારતા અપાર છે. તેની સામે આપણી સમજ તો બહુ જ અલ્પ છે. એટલા માટે એમની પાસે માગવું શા કામનું? જે કંઈ આપણને મળ્યું છે, તેનો જ આપણે સદુપયોગ કરવાનો છે. વસ્તુઓને પોતાની અને પોતાને માટેની ન માનીને નિષ્કામભાવપૂર્વક બીજાઓના હિતમાં અર્પી દેવી એ જ વસ્તુઓનો સદુપયોગ છે. એનાથી કર્મો અને પદાર્થો સાથેનો સંબંધ વિચ્છેદ થઈ જાય છે અને મહાન આનંદસ્વરૂપ પરમાત્માનો અનુભવ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** જેમ કે સૃષ્ટિ-રચના વગેરે કરવા છતાં પણ ભગવાનનું અકર્તાપણું અકબંધ રહે છે, એ જ પ્રમાણે જીવનું પણ સ્વરૂપથી અકર્તાપણું સ્વતઃ સુરક્ષિત રહે છે – **'શરીરસ્થોઽપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે'** (ગીતા - ૧૩/૩૧). પરંતુ મનુષ્ય મૂર્ખતાપૂર્વક પોતાનામાં કર્તાપણાનો સ્વીકાર કરી લે છે - **'અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે'** (ગીતા ૩/૨૭)

કર્મ, ક્રિયા અને લીલા - ત્રણે એક જેવા દેખાતાં હોવા છતાં સંપૂર્ણપણે ભિન્ન છે. જે ક્રિયા કર્તાપણાના અભિમાન સાથે કરવામાં આવે તથા અનુકૂળ-પ્રતિકૂળ ફળ આપવાવાળી હોય, તે ક્રિયા 'કર્મ' કહેવાય છે. જે કર્તાપણાના અભિમાન સાથે ન કરવામાં આવે તથા જે ફળ આપનારી પણ ન હોય, તે ક્રિયા કહેવાય છે જેમ કે - શ્વાસનું આવવું- જવું, આંખનું ખૂલવું અને બંધ થવું, નાડીઓનું ધબકવું, હૃદયનું ધડકવું વગેરે. ક્રિયા કર્તૃત્વાભિમાન અને ફળેચ્છા વિના તો થાય જ છે, સાથેસાથે દિવ્ય તથા દુનિયાના સર્વ પ્રાણીઓ માટે હિતકર પણ હોય છે, તે 'લીલા' કહેવાય છે. સંસારના લોકો દ્વારા

થાય છે તે 'કર્મ' છે, મુક્ત પુરુષો દ્વારા થાય તે 'ક્રિયા' છે[1] અને ભગવાન દ્વારા થાય છે, તે 'લીલા' છે – **'લોકવત્તુ લીલાકૈવલ્યમ્'** (બ્રહ્મસૂત્ર ૨/૧/૩૩) અર્થાત્ જેમ સંસાર ન હોવા છતાં દેખાય છે, તેવી જ રીતે ભગવાનનું સૃષ્ટિ-રચના આદિ કાર્ય પણ લીલામાત્ર છે. તાત્પર્ય એ છે કે, ભગવાન કર્તા ન હોવા છતાં પણ લીલાથી કર્તા દેખાય છે.

**'ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશઃ'** પદોથી સિદ્ધ થાય છે કે, ગીતા જન્મના આધારે જાતિ (વર્ણ)માં માને છે. જે મનુષ્ય જે વર્ણમાં જે જાતિનાં મા-બાપથી ઉત્પન્ન થયો છે, તેના આધારે તેની જાતિ માનવામાં આવે છે. 'જાતિ' શબ્દ જ **'જની પ્રાદુર્ભાવે'** ધાતુથી બને છે, જે જન્મથી જાતિને સિદ્ધ કરે છે. કર્મથી તો 'કૃતિ' શબ્દ બને છે, જે 'ડુકૃઞ્ કરણે' ધાતુથી બને છે. હા, જાતિની પૂર્ણ રક્ષા તે પ્રમાણે (જાતિ પ્રમાણે) કર્તવ્યકર્મ કરવાથી જ થાય છે.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને પોતાનું ઉદાહરણ આપ્યું, હવે આગળના શ્લોકમાં ભગવાન મુમુક્ષુ પુરુષોનું ઉદાહરણ આપીને અર્જુનને નિષ્કામભાવપૂર્વક પોતાનું કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા કરે છે.*

**એવં જ્ઞાત્વા કૃતં કર્મ પૂર્વૈરપિ મુમુક્ષુભિઃ ।**
**કુરુ કર્મૈવ તસ્માત્ત્વં પૂર્વૈઃ પૂર્વતરં કૃતમ્ ॥૧૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પૂર્વૈઃ** | = પૂર્વકાળના | **કર્મ** | = કર્મો | **પૂર્વતરમ્, કૃતમ્** | = સદાકાળથી આચરવામાં આવેલાં |
| **મુમુક્ષુભિઃ** | = મુમુક્ષુઓએ | **કૃતમ્** | = કર્યાં છે, | **કર્મ** | = કર્મોને |
| **અપિ** | = પણ | **તસ્માત્** | = માટે | **એવ** | = જ (તેમની જેમ) |
| **એવમ્** | = આ પ્રમાણે | **ત્વમ્** | = તું (પણ) | **કુરુ** | = કર. |
| **જ્ઞાત્વા** | = જાણીને | **પૂર્વૈઃ** | = પૂર્વજો વડે | | |

***ટીકા*** – [નવમા શ્લોકમાં ભગવાને પોતાનાં કર્મોની દિવ્યતાના જે પ્રસંગનો આરંભ કર્યો હતો, તેનો અહીં ઉપસંહાર કરે છે.]

**'એવં જ્ઞાત્વા કૃતં કર્મ પૂર્વૈરપિ મુમુક્ષુભિઃ'** – અર્જુન મુમુક્ષુ હતા અર્થાત્ પોતાનું કલ્યાણ ઇચ્છતા હતા. પરંતુ યુદ્ધ રૂપે પ્રાપ્ત પોતાના કર્તવ્યકર્મને કરવામાં તેમને પોતાનું કલ્યાણ નથી દેખાતું, બલ્કે તેઓ તેને ઘોરકર્મ સમજીને તેનો ત્યાગ કરવાનું ઇચ્છે છે (ગીતા અ. ૩/૧). એટલા માટે ભગવાન અર્જુનને પૂર્વકાળના મુમુક્ષુ પુરુષોનું ઉદાહરણ આપે છે કે તેમણે પણ પોતપોતાનાં કર્તવ્યકર્મોનું પાલન કરીને કલ્યાણની પ્રાપ્તિ કરી છે, એટલા માટે તારે પણ તેમની જેમ પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ.

ત્રીજા અધ્યાયના વીસમા શ્લોકમાં જનકાદિનું ઉદાહરણ આપીને તથા આ (ચોથા) અધ્યાયના પહેલા-બીજા શ્લોકોમાં વિવસ્વાન્, મનુ, ઇક્ષ્વાકુ વગેરેનાં ઉદાહરણો આપીને ભગવાને જે વાત કહી હતી, તે જ વાત આ શ્લોકમાં પણ કહી રહ્યા છે.

શાસ્ત્રોમાં એવી પ્રસિદ્ધિ છે કે મુમુક્ષા જાગ્રત થતાં કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરી દેવો જોઈએ; કેમકે મુમુક્ષા બાદ મનુષ્ય કર્મનો અધિકારી નથી રહેતો; પરંતુ જ્ઞાનનો અધિકારી થઈ જાય છે.[2] પરંતુ અહીં ભગવાન કહે છે કે મુમુક્ષુઓએ પણ કર્મયોગનું તત્ત્વ જાણીને કર્મો કર્યાં છે. એટલા માટે મુમુક્ષુત્વ જાગ્રત થવા છતાં પણ પોતાનાં કર્તવ્યકર્મોનો ત્યાગ નહિ કરવો જોઈએ, પરંતુ નિષ્કામભાવપૂર્વક કર્તવ્યકર્મો કરતા રહેવું જોઈએ.

કર્મયોગનું તત્ત્વ છે – કર્મો કરતા રહીને યોગમાં સ્થિર રહેવું અને યોગમાં સ્થિર રહીને કર્મો કરવાં. કર્મો સંસારને માટે અને યોગ પોતાને માટે હોય છે. કર્મોને કરવાં અને ન કરવાં – બન્ને અવસ્થાઓ છે. આથી પ્રવૃત્તિ (કર્મ કરવું) અને નિવૃત્તિ (કર્મ ન કરવું) – બન્નેય પ્રવૃત્તિ (કર્મ કરવું) છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ - બેઉથી પર થઈ જવું એ યોગ છે, જે પૂર્ણ નિવૃત્તિ છે. પૂર્ણ નિવૃત્તિ કોઈ અવસ્થા નથી.

---

૧. આને ગીતાએ **'ચેષ્ટા'** પણ કહી છે – **'સદૃશં ચેષ્ટતે'** (૩/૩૩).

૨. **'તાવત્ કર્માણિ કુર્વીત ન નિર્વિદ્યેત યાવતા । મત્કથાશ્રવણાદૌ વા શ્રદ્ધા યાવન્ન જાયતે ॥**
(શ્રીમદ્ભા. ૧૧/૨૦/૯)
'ત્યાં સુધી કર્મો કરવાં જોઈએ, જ્યાં સુધી વૈરાગ્ય ન થઈ જાય અથવા જ્યાં સુધી મારી (ભગવાનની) કથાના શ્રવણ વગેરેમાં શ્રદ્ધા ઉત્પન્ન ન થઈ જાય.'

ચૌદમા શ્લોકમાં ભગવાને કહ્યું કે કર્મફળમાં મારી સ્પૃહા નથી, એટલા માટે મને કર્મો નથી બાંધતાં. જે મનુષ્ય કર્મ કરવાની આ વિદ્યા (કર્મયોગ)ને જાણીને ફળેચ્છાનો ત્યાગ કરીને કર્મો કરે છે, તે પણ કર્મોથી નથી બંધાતો, કારણ કે ફળેચ્છાથી જ મનુષ્ય બંધાય છે – **'ફલે સક્તો નિબધ્યતે'** (ગીતા અ. ૫/૧૨). જો મનુષ્ય પોતાના સુખભોગને માટે અથવા ધન, માન, બડાઈ, સ્વર્ગ વગેરેની પ્રાપ્તિને માટે કર્મો કરે, તો તે કર્મો તેને બાંધે છે (ગીતા અ. ૩/૯). પરંતુ જો તેનું લક્ષ્ય ઉત્પત્તિ-વિનાશશીલ સંસાર ના હોય, પણ તે સંસારથી સંબંધ-વિચ્છેદ કરવાને માટે નિઃસ્વાર્થ સેવાભાવથી કેવળ બીજાઓનાં હિતને માટે કર્મો કરે, તો તે કર્મો તેને બાંધતા નથી (ગીતા અ. ૪/૨૩). કારણ કે બીજાઓને માટે કર્મો કરવાથી કર્મોનો પ્રવાહ સંસાર તરફ થઈ જાય છે, જેથી કર્મોનો સંબંધ (રાગ) દૂર થઈ જાય છે અને ફળેચ્છા ન રહેવાથી નવો સંબંધ પેદા નથી થતો.

**'કુરુ કર્મૈવ તસ્માત્ત્વં પૂર્વૈઃ પૂર્વતરં કૃતમ્'** – આ પદો વડે ભગવાન અર્જુનને આજ્ઞા આપી રહ્યા છે કે તું મુમુક્ષુ છે, એટલા માટે જેવી રીતે પહેલાં અન્ય મુમુક્ષુઓએ લોકહિતાર્થે કર્મો કર્યાં છે, તેવી જ રીતે તું પણ સંસારના હિતને માટે કર્મો કર.

શરીર, ઇન્દ્રિયો, મન વગેરે કર્મની સઘળી સામગ્રી આપણાથી ભિન્ન તથા સંસારથી અભિન્ન છે. તે સંસારની છે અને સંસારની સેવાને માટે જ મળી છે. તેને પોતાની માનીને પોતાને માટે કર્મો કરવાથી કર્મોનો સંબંધ પોતાની સાથે થઈ જાય છે. જ્યારે સઘળાં કર્મો કેવળ બીજાઓના હિતને માટે કરવામાં આવે છે, ત્યારે કર્મોનો સંબંધ આપણી સાથે નથી રહેતો. કર્મો સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થતાં 'યોગ' અર્થાત્ પરમાત્માની સાથે આપણા નિત્યસિદ્ધ સંબંધનો અનુભવ થઈ જાય છે, કે જે પહેલેથી જ છે.

**પરિશિષ્ટ ભાવ :** તેરમા-ચૌદમા શ્લોકોમાં ભગવાને જણાવ્યું કે, કર્તૃત્વાભિમાન અને ફળેચ્છા છોડીને સૃષ્ટિ-રચના આદિ કર્મ કરતો હોવાથી તે કર્મો મારા માટે બંધનકર્તા થતા નથી. અહિં ભગવાન કહે છે કે, મુમુક્ષુઓએ પણ આ જ પ્રમાણે કર્તૃત્વાભિમાન અને ફળેચ્છાનો ત્યાગ કરીને કર્મ કર્યાં છે. કારણ કે કર્તૃત્વાભિમાન અને ફળેચ્છા હોવાથી જ કર્મો બંધનકારક બને છે. તેથી તું (હે અર્જુન!) પણ એ જ પ્રમાણે કર્મ કર.

જ્ઞાનયોગમાં પ્રથમ કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવામાં આવે છે, પછી ફળેચ્છાનો ત્યાગ આપમેળે થઈ જાય છે. કર્મયોગમાં પ્રથમ ફળેચ્છાનો ત્યાગ કરવામાં આવે છે, પછી કર્તૃત્વાભિમાનનો ત્યાગ સરળતાથી થઈ જાય છે.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં 'એવં જ્ઞાત્વા કૃતં કર્મ' પદો વડે કર્મોને જાણવાની વાત કહેવાઈ હતી. હવે ભગવાન આગળના શ્લોકથી કર્મોને 'તત્ત્વ'થી જાણવા માટેના પ્રકરણનો આરંભ કરે છે.*

**કિં કર્મ કિમકર્મેતિ કવયોઽપ્યત્ર મોહિતાઃ।**
**તત્તે કર્મ પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્॥ ૧૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કર્મ** | = કર્મ | **કવયઃ** | = બુદ્ધિશાળી પુરુષો | **પ્રવક્ષ્યામિ** | = સમ્યક્ રીતે કહીશ, |
| **કિમ્** | = શું છે (અને) | **અપિ** | = પણ | **યત્** | = જેને |
| **અકર્મ** | = અકર્મ | **મોહિતાઃ** | = મોહિત થઈ જાય છે (માટે) | **જ્ઞાત્વા** | = જાણીને (તું) |
| **કિમ્** | = શું છે – | **તત્** | = તે | **અશુભાત્** | = અશુભથી એટલે કે કર્મબંધનમાંથી |
| **ઇતિ** | = એ પ્રમાણે | **કર્મ** | = કર્મ-તત્ત્વ (હું) | | |
| **અત્ર** | = આ વિષયમાં | **તે** | = તને | **મોક્ષ્યસે** | = મુક્ત થઈ જઈશ. |

*ટીકા* – **'કિં કર્મ'** – સાધારણ રીતે મનુષ્યો શરીર અને ઇન્દ્રિયોની ક્રિયાઓને જ કર્મ માની લે છે તથા શરીર અને ઇન્દ્રિયોની ક્રિયાઓ બંધ થવાને અકર્મ માની લે છે. પરંતુ ભગવાને શરીર, વાણી અને મનના દ્વારા થવાવાળી તમામ ક્રિયાઓને કર્મ માની છે – **'શરીરવાઙ્‌મનોભિર્યત્કર્મ પ્રારભતે નરઃ'** (ગીતા અ. ૧૮/૧૫).

ભાવના અનુસાર જ કર્મની સંજ્ઞા (નામ) હોય છે. ભાવ બદલાઈ જતાં કર્મની સંજ્ઞા પણ બદલાઈ જાય છે. જેવી રીતે, કર્મ સ્વરૂપે સાત્ત્વિક દેખાતું હોવા છતાં પણ જો કર્તાનો ભાવ રાજસ કે તામસ હોય, તો તે કર્મ પણ રાજસ કે તામસ બની જાય છે. જેવી રીતે કોઈ દેવીની ઉપાસનારૂપી કર્મ કરતો હોય, જે સ્વરૂપથી સાત્ત્વિક છે.

પરંતુ જો એવી ઉપાસના કરનારો તેને કોઈ કામનાની સિદ્ધિને માટે કરે, તો તે કર્મ રાજસ બની જાય છે અને કોઈનો નાશ કરવા માટે કરે, તો તે જ કર્મ તામસ બની જાય છે. એ જ રીતે જો કર્તામાં ફળેચ્છા, મમતા અને આસક્તિ ના હોય, તો તેના દ્વારા કરવામાં આવેલાં 'કર્મો 'અકર્મ' બની જાય છે અર્થાત્ ફળમાં બાંધવાવાળાં નથી થતાં. તાત્પર્ય એ છે કે કેવળ બહારની ક્રિયા કરવા અથવા ન કરવાથી કર્મના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન નથી થતું. આ વિષયમાં શાસ્ત્રોને જાણવાવાળા મોટા-મોટા વિદ્વાનો પણ મોહિત થઈ જાય છે અર્થાત્ કર્મના તત્ત્વનો યથાર્થ નિર્ણય નથી કરી શકતા. જે ક્રિયાને તેઓ કર્મ માને છે, તે કર્મ પણ હોઈ શકે છે, અકર્મ પણ હોઈ શકે છે અને વિકર્મ પણ હોઈ શકે છે. કારણ કે કર્તાના ભાવ અનુસાર કર્મનું સ્વરૂપ બદલાઈ જાય છે. એટલા માટે ભગવાન જાણે એમ કહે છે કે વાસ્તવિક કર્મ શું છે? તે કેમ બાંધે છે? કેવી રીતે બાંધે છે? એનાથી કઈ રીતે મુક્ત બની શકાય છે? – આ બધાનું હું વિવેચન કરીશ, જેને જાણીને તે રીતે કર્મ કરવાથી તે કર્મો બાંધનારા નહિ બને.

જો મનુષ્યમાં મમતા, આસક્તિ અને ફળેચ્છા હોય, તો કર્મ ન કરતો હોવા છતાં પણ તેના દ્વારા વાસ્તવમાં કર્મ જ થતું રહ્યું છે અર્થાત્ કર્મો સાથે લિપ્તતા છે. પરંતુ જો મમતા, આસક્તિ અને ફળેચ્છા ના હોય, તો કર્મ કરતો હોવા છતાં પણ કર્મ નથી થતું કારણ કે તેની કર્મો સાથે નિર્લિપ્તતા છે. તાત્પર્ય એ છે કે જો કર્તા નિર્લિપ્ત હોય તો કર્મ કરવું અથવા ન કરવું – બન્નેય અકર્મ છે અને જો કર્તા લિપ્ત હોય તો કર્મ કરવું અથવા ન કરવું – બન્નેય કર્મ છે અને બાંધનારાં છે.

**'કિમકર્મેતિ'** – ભગવાને કર્મના બે ભેદ બતાવ્યા છે – કર્મ અને અકર્મ. કર્મથી જીવ બંધાય છે અને અકર્મથી (બીજાઓને માટે કર્મ કરવાથી) મુક્ત થઈ જાય છે.

કર્મોનો ત્યાગ કરવો અકર્મ નથી. ભગવાને મોહપૂર્વક કરવામાં આવેલાં કર્મોના ત્યાગને 'તામસ' બતાવ્યો છે (ગીતા અ. ૧૮/૭). શારીરિક કષ્ટના ભયથી કરવામાં આવેલા કર્મોના ત્યાગને 'રાજસ' બતાવવામાં આવ્યો છે (ગીતા અ. ૧૮/૮). તામસ અને રાજસ ત્યાગમાં કર્મોનો સ્વરૂપથી ત્યાગ થવા છતાં પણ કર્મોથી સંબંધ-વિચ્છેદ નથી થતો. કર્મોમાં ફળેચ્છા અને આસક્તિનો ત્યાગ 'સાત્ત્વિક' છે (ગીતા અ. ૧૮/૯). સાત્ત્વિક ત્યાગમાં સ્વરૂપથી કર્મ કરવું એ પણ વાસ્તવમાં અકર્મ છે; કેમકે સાત્ત્વિક ત્યાગમાં કર્મોથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. આથી કર્મ કરતા હોવા છતાં પણ તેનાથી નિર્લિપ્ત રહેવું એ વાસ્તવમાં અકર્મ છે.

શાસ્ત્રોના તત્ત્વને જાણવાવાળા વિદ્વાનો પણ અકર્મ શું છે – એ વિષયમાં મોહિત થઈ જાય છે. આથી કર્મ કરવાની અથવા ન કરવાની – બેઉ અવસ્થાઓમાં જેનાથી જીવ બંધાય નહિ, તે તત્ત્વને સમજવાથી જ કર્મ શું છે અને અકર્મ શું છે – એ વાત સમજમાં આવશે. અર્જુન યુદ્ધરૂપી કર્મને ન કરવાને કલ્યાણકારક સમજે છે. એટલા માટે ભગવાન જાણે કે એમ કહે છે કે યુદ્ધરૂપી કર્મનો ત્યાગ કરવામાત્રથી તારી અકર્મ-અવસ્થા (બંધનથી મુક્તિ) નહિ થાય (ગીતા અ. ૩/૪), બલ્કે યુદ્ધ કરતો હોવા છતાં પણ તું અકર્મ-અવસ્થાને પ્રાપ્ત કરી શકે છે (ગીતા અ. ૨/૩૮); આથી અકર્મ શું છે – આ તત્ત્વને તું સમજ.

નિર્લિપ્ત રહીને કર્મો કરવાં અથવા કર્મો કરતા હોવા છતાં નિર્લિપ્ત રહેવું – આ જ વાસ્તવમાં અકર્મ-અવસ્થા છે.

**'કવયોઽપ્યત્ર મોહિતાઃ'** – સાધારણ મનુષ્યોમાં એટલું સામર્થ્ય નથી કે તેઓ કર્મ અને અકર્મનો તાત્ત્વિક નિર્ણય કરી શકે. શાસ્ત્રોના જ્ઞાતા મોટા-મોટા વિદ્વાનો પણ આ વિષયમાં ભૂલ કરી બેસે છે. કર્મ અને અકર્મનું તત્ત્વ જાણવામાં તેમની બુદ્ધિ પણ ચક્કર ખાઈ જાય છે. તાત્પર્ય એ થયું કે એનું તત્ત્વ કાં તો કર્મયોગથી સિદ્ધ થયેલા અનુભવી તત્ત્વજ્ઞ મહાપુરુષો જાણે છે અથવા ભગવાન જાણે છે.

**'તત્તે કર્મ પ્રવક્ષ્યામિ'** – જીવ કર્મો વડે બંધાયો છે તો કર્મો વડે જ મુક્ત થશે. અહીં ભગવાન પ્રતિજ્ઞા કરે છે કે હું તે કર્મતત્ત્વને સારી રીતે કહીશ, જેનાથી કર્મ કરતા હોવા છતાં પણ તે બંધનકારક ન બને. તાત્પર્ય એ છે કે કર્મો કરવાની એ વિદ્યા બતાવીશ, જેનાથી તું કર્મ કરતો હોવા છતાં પણ જન્મ-મરણરૂપી બંધનથી મુક્ત થઈ જશે.

કર્મો કરવાના બે માર્ગો છે – પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ. પ્રવૃત્તિમાર્ગને 'કર્મ કરવું' એમ કહે છે અને નિવૃત્તિમાર્ગને 'કર્મ ન કરવું' એમ કહે છે. આ બેઉ માર્ગો બાંધવાવાળા નથી. બાંધવાવાળી તો કામના, મમતા અને આસક્તિ છે, ચાહે એ પ્રવૃત્તિમાર્ગમાં હોય, કે ચાહે એ નિવૃત્તિમાર્ગમાં હોય. જો કામના, મમતા અને આસક્તિ ન હોય તો મનુષ્ય પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ - બેઉમાં આપમેળે મુક્ત છે. આ વાતને સમજવી એ જ કર્મતત્ત્વને સમજવું એમ ગણાય.

બીજા અધ્યાયના પચાસમા શ્લોકમાં ભગવાને **'યોગઃ કર્મસુ કૌશલમ્'** કર્મોમાં યોગ જ કુશળતા છે' – એવું કહીને કર્મતત્ત્વ બતાવ્યું છે. તાત્પર્ય એ છે કે કર્મબંધનથી છૂટવાનો

વાસ્તવિક ઉપાય 'યોગ' અર્થાત્ સમતા જ છે. પરંતુ અર્જુન આ તત્ત્વને પકડી નહિ શક્યા, એટલા માટે ભગવાન આ તત્ત્વને ફરીથી સમજાવવાની પ્રતિજ્ઞા કરી રહ્યા છે.

## વિશેષ વાત

કર્મયોગ કર્મ નથી, પરંતુ સેવા છે. સેવામાં ત્યાગનું પ્રાધાન્ય હોય છે. સેવા અને ત્યાગ - એ બન્નેય કર્મો નથી. આ બેઉમાં વિવેકનું જ પ્રાધાન્ય છે.

આપણી પાસે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે જેટલી પણ વસ્તુઓ છે, તે બધી મળેલી છે અને વિખૂટી થવાવાળી છે. મળેલી વસ્તુને પોતાની માનવાનો આપણને અધિકાર નથી. સંસાર પાસેથી મળેલી વસ્તુને સંસારની જ સેવામાં લગાડવાનો આપણને અધિકાર છે. જે વસ્તુ વાસ્તવમાં પોતાની છે, તે (સ્વરૂપ કે પરમાત્મા)નો ત્યાગ કદી થઈ જ નથી શકતો અને જે વસ્તુ પોતાની નથી, તે (શરીર કે સંસાર)નો ત્યાગ સ્વતઃસિદ્ધ છે. આથી ત્યાગ તેનો થાય છે, જે પોતાનું નથી, પરંતુ જેને ભૂલથી પોતાનું માની લીધું છે અર્થાત્ પોતાપણાની માન્યતાનો જ ત્યાગ થાય છે. આ રીતે જે વસ્તુ પોતાની છે જ નહિ, તેને પોતાની ન માનવી એ ત્યાગ કેવી રીતે? આ તો વિવેક છે.

કર્મસામગ્રી (શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે) પોતાની અને પોતાને માટે નથી, બલ્કે બીજાઓની અને બીજાઓને માટે જ છે. એનો સંબંધ સંસારની સાથે છે. પોતાની સાથે એનો કોઈ સંબંધ નથી; કેમકે પોતે નિત્ય-નિરંતર નિર્વિકાર રૂપે એકરસ રહે છે, પરંતુ કર્મ-સામગ્રી પહેલાં આપણી પાસે ન હતી, પાછળથી પણ આપણી પાસે નહિ રહે અને અત્યારે પણ નિરંતર વિખૂટી થઈ રહી છે. એટલા માટે એના દ્વારા જે પણ કર્મ કરવામાં આવે, તે બીજાઓને માટે જ હોય છે, પોતાને માટે નહિ. એમાં એક માર્મિક વાત છે કે કર્મ-સામગ્રી વિના કોઈ પણ કર્મ નથી કરી શકાતું; જેમ કે – ગમે તેટલો મોટો લેખક કેમ ન હોય, શાહી, કલમ અને કાગળ વિના તે કંઈ પણ નથી લખી શકતો. આથી જ્યારે કર્મ-સામગ્રી વિના કંઈ કરી નથી શકાતું, ત્યારે આ વિધાન માનવું જ પડશે કે પોતાને માટે કંઈ કરવાનું નથી; કારણ કે કર્મ-સામગ્રીનો સંબંધ સંસારની સાથે છે, આપણી સાથે નહિ. એટલા માટે કર્મ-સામગ્રી અને કર્મ સદા બીજાઓના હિતને માટે જ હોય છે, જેને સેવા કહે છે. બીજાઓની જ વસ્તુ બીજાઓને મળી ગઈ તો તે સેવા કેવી રીતે? આ તો વિવેક છે.

આ રીતે ત્યાગ અને સેવા – એ બન્નેય કર્મસાધ્ય નથી; પરંતુ વિવેકસાધ્ય છે. મળેલી વસ્તુ પોતાની નથી, બીજાઓની અને બીજાઓની સેવામાં લગાડવા માટે જ છે – આ વિવેક છે. એટલા માટે મૂળરૂપમાં કર્મયોગ કર્મ નથી, પરંતુ વિવેક છે.

વિવેક કોઈ કર્મનું ફળ નથી, પરંતુ પ્રાણીમાત્રને અનાદિકાળથી આપમેળે પ્રાપ્ત છે. જો વિવેક કોઈ શુભકર્મનું ફળ હોત, તો વિવેક વિના તે શુભકર્મને કોણ કરત? કેમકે વિવેક દ્વારા જ મનુષ્ય શુભ અને અશુભ કર્મના ભેદને જાણે છે તથા અશુભ કર્મનો ત્યાગ કરીને શુભ કર્મનું આચરણ કરે છે. આથી વિવેક શુભકર્મોનું કારણ છે, કાર્ય નહિ. આ વિવેક સ્વતઃસિદ્ધ છે, એટલા માટે કર્મયોગ પણ સ્વતઃસિદ્ધ છે અર્થાત્ કર્મયોગમાં પરિશ્રમ નથી. આ જ રીતે જ્ઞાનયોગમાં પોતાનું અસંગ સ્વરૂપ સ્વતઃસિદ્ધ છે અને ભક્તિયોગમાં ભગવાનની સાથે પોતાનો સંબંધ સ્વતઃસિદ્ધ છે.

**'યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્'** – જીવ પોતે શુભ છે અને પરિવર્તનશીલ સંસાર અશુભ છે. જીવ પોતે પરમાત્માનો નિત્ય અંશ હોવા છતાં પણ પરમાત્માથી વિમુખ થઈને અનિત્ય સંસારમાં ફસાઈ ગયો છે. ભગવાન કહે છે કે હું તે કર્મતત્ત્વનું વર્ણન કરીશ, જેને જાણીને કર્મ કરવાથી તું અશુભથી અર્થાત્ જન્મ-મરણરૂપી સંસાર-બંધનથી મુક્ત થઈ જશે.

[આ શ્લોકમાં કર્મોને જાણવાના વિષયનો જે આરંભ થયો છે, તેનો ઉપસંહાર બત્રીસમા શ્લોકમાં **'એવં જ્ઞાત્વા વિમોક્ષ્યસે'** પદો વડે કરવામાં આવ્યો છે.]

## માર્મિક વાત

કર્મયોગનું તાત્પર્ય છે – 'કર્મ' સંસારને માટે અને 'યોગ' આપણા માટે. કર્મના બે અર્થ થાય છે – કરવું અને ન કરવું. કર્મ કરવું અને ન કરવું – એ બેઉ પ્રાકૃત અવસ્થાઓ છે. આ બન્નેય અવસ્થાઓમાં અહંતા રહે છે. કર્મ કરવામાં 'કાર્ય' રૂપે અહંતા રહે છે, અને કર્મ ન કરવામાં 'કારણ' રૂપે. જ્યાં સુધી અહંતા છે, ત્યાં સુધી સંસાર સાથે સંબંધ છે અને જ્યાં સુધી સંસાર સાથે સંબંધ છે, ત્યાં સુધી અહંતા છે. પરંતુ 'યોગ' બેઉ અવસ્થાઓથી અતીત છે. એ યોગનો અનુભવ કરવા માટે અહંતાને છોડવી આવશ્યક છે. અહંતાને છોડવાનો ઉપાય છે કર્મ કરતા રહીને અથવા ન કરતા રહીને યોગમાં સ્થિત રહેવું અને યોગમાં સ્થિત રહીને કર્મ કરવાં અથવા ન કરવાં. તાત્પર્ય એ છે કે કર્મ કરવાં અથવા ન કરવાં બન્ને અવસ્થાઓમાં નિર્લિપ્તતા રહે –

'યોગસ્થઃ કુરુ કર્માણિ' (ગીતા અ. ૨/૪૮).

કર્મ કરવાથી સંસારમાં અને કર્મ ન કરવાથી પરમાત્મામાં પ્રવૃત્તિ થાય છે – એવું માનતા હોઈને સંસારથી નિવૃત્ત થઈને એકાંતમાં ધ્યાન અને સમાધિ લગાવવી, એ પણ કર્મ કરવું જ કહેવાય. એકાંતમાં ધ્યાન અને સમાધિ લગાવવાથી તત્ત્વનો સાક્ષાત્કાર થશે – આ રીતે ભવિષ્યમાં પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરવાનો ભાવ પણ કર્મનું સૂક્ષ્મ રૂપ છે. કારણ કે કરવાના આધાર પર જ ભવિષ્યમાં તત્ત્વપ્રાપ્તિની આશા રહે છે. પરંતુ પરમાત્મતત્ત્વ કરવું અને ન કરવું - બન્નેથી અતીત છે.

ભગવાન કહે છે કે હું તે કર્મતત્ત્વ કહીશ, જેને જાણવાથી તત્કાળ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ જશે. એને માટે ભવિષ્યની અપેક્ષા નથી; કેમકે પરમાત્મતત્ત્વ સઘળા સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરેમાં સમાનરૂપે પરિપૂર્ણ છે. મનુષ્ય પોતાને જ્યાં માને છે, પરમાત્મા ત્યાં જ છે. કર્મ કરતી વેળા અથવા ન કરતી વેળા બેઉ અવસ્થાઓમાં પરમાત્મતત્ત્વનો આપણી સાથેનો સંબંધ જેવો છે તેવો રહે છે. કેવળ પ્રકૃતિજન્ય ક્રિયા અને પદાર્થો સાથે સંબંધ માનવાને કારણે જ તેની અનુભૂતિ થતી નથી.

અહંતાપૂર્વક કરેલું સાધન અને સાધનનું અભિમાન જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી અહંતા દૂર થતી નથી, બલ્કે દૃઢ થાય છે, ચાહે એ અહંતા સ્થૂળ રૂપે (કર્મ કરવાની સાથે) રહે અથવા સૂક્ષ્મ રૂપે (કર્મ ન કરવાની સાથે) રહે.

'હું કરું છું' – એમાં જેવી અહંતા છે, તેવી જ અહંતા 'હું નથી કરતો' – એમાં પણ છે. પોતાને માટે કંઈ ન કરવાથી અર્થાત્ કર્મમાત્ર સંસારના હિતને માટે કરવાથી અહંતા સંસારમાં વિલીન થઈ જાય છે.



*સંબંધ – હવે ભગવાન કર્મોના તત્ત્વને જાણવાની પ્રેરણા કરે છે.*

**કર્મણો હ્યપિ બોદ્ધવ્યં બોદ્ધવ્યં ચ વિકર્મણઃ ।**
**અકર્મણશ્ચ બોદ્ધવ્યં ગહના કર્મણો ગતિઃ ॥ ૧૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કર્મણઃ** | = કર્મોનું (સ્વરૂપ) | **બોદ્ધવ્યમ્** | = જાણવું જોઈએ | **કર્મણઃ** | = કર્મની |
| **અપિ** | = પણ | **ચ** | = તેમજ | **ગતિઃ** | = ગતિ |
| **બોદ્ધવ્યમ્** | = જાણવું જોઈએ | **વિકર્મણઃ** | = વિકર્મનું (સ્વરૂપ પણ) | **ગહના** | = અતિ ગહન છે અર્થાત્ સમજવી બહુ કઠણ છે. |
| **ચ** | = અને | **બોદ્ધવ્યમ્** | = જાણવું જોઈએ; | | |
| **અકર્મણઃ** | = અકર્મનું (સ્વરૂપ પણ) | **હિ** | = કેમકે | | |

*ટીકા* – **'કર્મણો હ્યપિ બોદ્ધવ્યમ્'** – કર્મ કરતા રહીને નિર્લિપ્ત રહેવું એ જ કર્મના તત્ત્વને જાણવું કહેવાય, જેનું વર્ણન આગળ અઢારમા શ્લોકમાં **'કર્મણ્યકર્મ યઃ પશ્યેત્'** પદો વડે કરવામાં આવ્યું છે.

કર્મ સ્વરૂપથી એક દેખાવા છતાં પણ અંતઃકરણના ભાવ અનુસાર તેના ત્રણ પ્રકારના બની જાય છે – કર્મ, અકર્મ અને વિકર્મ. સકામ ભાવથી કરવામાં આવેલી શાસ્ત્રવિહિત ક્રિયા 'કર્મ' બની જાય છે. ફળેચ્છા, મમતા અને આસક્તિથી રહિત બનીને કેવળ બીજાઓના હિતને માટે કરવામાં આવેલું કર્મ 'અકર્મ' બની જાય છે. વિહિત કર્મ પણ જો બીજાનું અહિત કરવા અથવા તેને દુઃખ પહોંચાડવાના ભાવથી કરવામાં આવ્યું હોય તો તે પણ 'વિકર્મ' બની જાય છે, નિષિદ્ધ કર્મ તો 'વિકર્મ' છે જ.

**'અકર્મણશ્ચ બોદ્ધવ્યમ્'** – નિર્લિપ્ત રહીને કર્મ કરવું એ જ અકર્મના તત્ત્વને જાણવું કહેવાય, જેનું વર્ણન આગળ અઢારમા શ્લોકમાં **'અકર્મણિ ચ કર્મ યઃ'** પદોથી કરવામાં આવ્યું છે.

**'બોદ્ધવ્યમ્ ચ વિકર્મણઃ'** – કામનાથી કર્મો થાય છે. જ્યારે કામના અધિક વધી જાય છે, ત્યારે વિકર્મ (પાપકર્મ) થાય છે.

બીજા અધ્યાયના આડત્રીસમા શ્લોકમાં ભગવાને બતાવ્યું છે કે જો યુદ્ધ જેવું હિંસાયુક્ત ઘોર કર્મ પણ શાસ્ત્રની આજ્ઞાથી અને સમતાપૂર્વક (જય-પરાજય, લાભ-હાનિ અને સુખ-દુઃખને સમાન સમજીને) કરવામાં આવે, તો તેનાથી પાપ નથી લાગતું. તાત્પર્ય એ છે કે સમતાપૂર્વક કર્મ કરવાથી દેખાવામાં વિકર્મ હોઈને પણ તે 'અકર્મ' બની જાય છે.

શાસ્ત્રનિષિદ્ધ કર્મને 'વિકર્મ' કહેવામાં આવે છે. વિકર્મના થવામાં કામના જ કારણ છે (ગીતા અ. ૩/૩૬-

૩૭).[1] આથી વિકર્મનું તત્ત્વ છે – કામના; અને વિકર્મના તત્ત્વને જાણવું એટલે – વિકર્મનો સ્વરૂપથી ત્યાગ કરવો તથા તેના કારણરૂપ કામનાનો ત્યાગ કરવો.

**'ગહના કર્મણો ગતિઃ'** – કયું કર્મ મુક્ત કરવાવાળું અને કયું કર્મ બાંધવાવાળું છે – એનો નિર્ણય કરવો ઘણો કઠિન છે. કર્મ શું છે, અકર્મ શું છે અને વિકર્મ શું છે – તેનું યથાર્થ તત્ત્વ જાણવામાં મોટા-મોટા શાસ્ત્રજ્ઞ વિદ્વાનો પણ પોતાની જાતને અસમર્થ માને છે. અર્જુન પણ આ તત્ત્વને ન જાણવાને કારણે પોતાના યુદ્ધરૂપી કર્તવ્યકર્મને ઘોર કર્મ માની રહ્યા છે. આથી કર્મની ગતિ (જ્ઞાન કે તત્ત્વ) બહુ જ ગહન છે.

***શંકા*** – (આ સત્તરમા) શ્લોકમાં ભગવાને **'બોદ્ધવ્યં ચ વિકર્મણઃ'** પદોથી એ કહ્યું કે વિકર્મનું તત્ત્વ પણ જાણવું જોઈએ. પરંતુ ઓગણીસમાથી તેવીસમા શ્લોક સુધીના વિભાગમાં ભગવાને **'વિકર્મ'**ના વિષયમાં કંઈ કહ્યું જ નહિ! પછી કેવળ આ શ્લોકમાં જ વિકર્મની વાત કેમ કહી?

***સમાધાન*** – ઓગણીસમા શ્લોકથી માંડીને તેવીસમા શ્લોક સુધીના વિભાગમાં ભગવાને મુખ્યરૂપે 'કર્મમાં અકર્મ'ની વાત કહી છે, જેથી બધાં કર્મો અકર્મ થઈ જાય અર્થાત્ કર્મ કરતા હોવા છતાં પણ બંધન ન થાય. વિકર્મ કર્મની બહુ નજીક પડે છે; કેમકે કર્મોમાં કામના જ વિકર્મનું મુખ્ય કારણ છે. આથી કામનાનો ત્યાગ કરવાને માટે તથા વિકર્મને નિકૃષ્ટ બતાવવાને માટે ભગવાને વિકર્મનું નામ લીધું છે.

જે કામનાથી 'કર્મ' થાય છે, તે જ કામના અધિક વધવાથી 'વિકર્મ' થવા લાગે છે, પરંતુ કામના નષ્ટ થતાં સઘળાં કર્મ 'અકર્મ' બની જાય છે. આ પ્રકરણનું ખાસ તાત્પર્ય 'અકર્મ'ને જાણવામાં જ છે અને 'અકર્મ' બને છે કામનાનો નાશ થવાથી. કામનાનો નાશ થવાથી વિકર્મ થતું જ નથી; આથી વિકર્મના વિવેચનની જરૂર જ નથી. એટલા માટે આ પ્રકરણમાં વિકર્મની વાત નથી આવી. બીજી વાત, વિકર્મ પાપજનક અને નરકોની પ્રાપ્તિ કરાવવાવાળું હોવાને કારણે સર્વથા ત્યાજ્ય છે. એટલા માટે પણ એનો વિસ્તાર નથી કરવામાં આવ્યો. હા, વિકર્મના મૂળ કારણ 'કામના'નો ત્યાગ કરવાનો ભાવ આ પ્રકરણમાં મુખ્યરૂપે આવ્યો છે; જેમ કે – **'કામસંકલ્પવર્જિતાઃ'** (અ. ૪/૧૯), **'ત્યક્ત્વા કર્મફલાસઙ્ગમ્'** (અ. ૪/૨૦), **'નિરાશીઃ'** (અ. ૪/૨૧), **'સમઃ સિદ્ધાવસિદ્ધૌ ચ'** (અ. ૪/૨૨). **'ગતસઙ્ગસ્ય', 'યજ્ઞાયાચરતઃ'** (અ. ૪/૨૩).

આ રીતે વિકર્મના મૂળ 'કામના'ના ત્યાગનું વર્ણન કરવાને માટે જ આ શ્લોકમાં વિકર્મને જાણવાની વાત કહેવામાં આવી છે.

**પરિશિષ્ટ ભાવ :** આપણા માટે અને અન્યના માટે, અત્યારે અને આખરમાં કયા કર્મનું કેવું ફળ હોય છે તે સમજાવું બહુ મુશ્કેલ છે. કોઈ કર્મ કરવામાં મનુષ્ય પોતાનું હિત સમજે છે, પરંતુ થઈ જાય છે અહિત! તે લાભ માટે કરે છે પણ થઈ જાય છે નુકસાન! તે સુખને માટે કરે છે, પરંતુ મળે છે દુઃખ! કારણ કે કર્તૃત્વાભિમાન અને ફળેચ્છા (સુખની ઇચ્છા) હોવાના કારણે મનુષ્ય કર્મની ગતિને સમજી શકતો નથી.

—■—

***સંબંધ*** – *હવે ભગવાન કર્મોના તત્ત્વને જાણવાવાળા મનુષ્યની પ્રશંસા કરે છે.*

**કર્મણ્યકર્મ યઃ પશ્યેદકર્મણિ ચ કર્મ યઃ।**
**સ બુદ્ધિમાન્મનુષ્યેષુ સ યુક્તઃ કૃત્સ્નકર્મકૃત્ ॥૧૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યઃ** | = જે મનુષ્ય | **યઃ** | = જે | **બુદ્ધિમાન્** | = બુદ્ધિશાળી છે, |
| **કર્મણિ** | = કર્મમાં | **અકર્મણિ** | = અકર્મમાં | **સઃ** | = તે |
| **અકર્મ** | = અકર્મ | **કર્મ** | = કર્મ (જુએ છે), | **યુક્તઃ** | = યોગી છે (અને) |
| **પશ્યેત્** | = જુએ છે | **સઃ** | = તે | **કૃત્સ્નકર્મકૃત્** | = સમસ્ત કર્મો કરનારો (કૃતકૃત્ય) છે. |
| **ચ** | = અને | **મનુષ્યેષુ** | = સઘળાં મનુષ્યોમાં | | |

૧. સોળમા અધ્યાયમાં જ્યાં આસુરી સંપત્તિનું વર્ણન થયું છે, ત્યાં આઠમા શ્લોકથી તેવીસમા શ્લોક સુધી **'કામ'** શબ્દ કુલ નવ વખત આવ્યો છે. આનાથી સિદ્ધ થાય છે કે **'કામ'** અર્થાત્ કામના જ સઘળી આસુરી સંપત્તિ (વિકર્મ)નું કારણ છે.

*ટીકા* – **'કર્મણ્યકર્મ યઃ પશ્યેત્'** – કર્મમાં અકર્મ જોવાનું તાત્પર્ય છે – કર્મ કરતા હોઈએ અથવા ન કરતા હોઈએ તેનાથી નિર્લિપ્ત રહેવું અર્થાત્ પોતાને માટે કોઈ પણ પ્રવૃત્તિ કે નિવૃત્તિ ન કરવી. અમુક કર્મ હું કરું છું, આ કર્મનું અમુક ફળ મને મળે – એવો ભાવ રાખીને કર્મ કરવાથી જ મનુષ્ય કર્મોથી બંધાય છે. પ્રત્યેક કર્મનો આરંભ અને અંત હોય છે, એટલા માટે તેનું ફળ પણ આરંભ અને અંતવાળું હોય છે. પરંતુ જીવ પોતે નિત્ય-નિરંતર રહે છે. આ રીતે જોકે જીવ પોતે પરિવર્તનશીલ કર્મ અને તેના ફળથી સર્વથા સંબંધરહિત છે, છતાં પણ તે ફળની ઇચ્છાને કારણે તેનાથી બંધાઈ જાય છે. એટલા માટે ચૌદમા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે મને કર્મો નથી બાંધતાં; કેમકે કર્મફળમાં મારી સ્પૃહા નથી. ફળની સ્પૃહા કે ઇચ્છા જ બાંધવાવાળી છે – **'ફલે સક્તો નિબધ્યતે'** (ગીતા અ. ૫/૧૨).

ફળની ઇચ્છા ન રાખવાથી નવો રાગ ઉત્પન્ન નથી થતો અને બીજાઓના હિતને માટે કર્મો કરવાથી જૂનો રાગ નષ્ટ થઈ જાય છે. આ રીતે રાગરૂપી બંધન ન રહેવાથી સાધક સર્વથા વીતરાગ બની જાય છે. વીતરાગ બનવાથી સઘળાં કર્મ અકર્મ બની જાય છે.

જીવનો જન્મ કર્મોના અનુબંધથી થાય છે. જેમ કે, જે પરિવારમાં જન્મ લીધો છે, તે પરિવારના લોકો સાથે ઋણાનુબંધ છે અર્થાત્ કોઈનું ઋણ ચૂકવવાનું છે અને કોઈની પાસેથી ઋણ વસૂલ કરવાનું છે; કારણ કે અનેક જન્મોમાં અનેક લોકો પાસેથી લીધું છે અને અનેક લોકોને દીધું છે. આ લેવા-દેવાનો વ્યવહાર અનેક જન્મોથી ચાલતો આવી રહ્યો છે. તેને ચૂકતે કર્યા વિના જન્મમરણથી છુટકારો નથી મળી શકતો. તેને સરભર કરવાનો ઉપાય છે – અગાઉથી લેવાનું બંધ કરી દેવું અર્થાત્ પોતાના અધિકારનો ત્યાગ કરી દેવો અને આપણા ઉપર જેમનો અધિકાર છે, તેમની સેવા કરવાનો આરંભ કરી દેવો. આ રીતે નવું ઋણ લે નહિ અને જૂનું ઋણ (બીજાઓને માટે કર્મો કરીને) ચૂકવી દે, તો ઋણાનુબંધ (લેવા-દેવાનો વ્યવહાર) સમાપ્ત થઈ જશે અર્થાત્ જન્મમરણ ટળી જશે (ગીતા અ. ૪/૨૩). જેમ કે, કોઈ દુકાનદાર પોતાની દુકાન બંધ કરવા ઇચ્છે છે, તો તે બે કામ કરશે - પહેલું, જેને આપવાનું છે, તેને આપી દેશે. અને 'બીજું, જેની પાસેથી લેવાનું છે, તે લઈ લેશે અથવા છોડી દેશે. એવું કરવાથી તેની દુકાન બંધ થઈ જશે. જો તે એવો વિચાર રાખે કે જે લેવાનું છે, તે સઘળે-સઘળું લઈ લઉં, તો દુકાન બંધ થશે નહિ; કારણ કે જ્યાં સુધી તે લેવાની ઇચ્છાથી વસ્તુઓ આપતો રહેશે, ત્યાં સુધી દુકાન ચાલુ જ રહેશે, બંધ થશે નહિ.

પોતાને માટે કંઈ પણ ન કરવાથી અને ન ઇચ્છવાથી અસંગતા આપમેળે પ્રાપ્ત થઈ જાય છે. કારણ કે કરણો (શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ) અને ઉપકરણો (કર્મ કરવામાં ઉપયોગી સામગ્રી) સંસારનાં છે અને સંસારની સેવામાં લગાડવા માટે જ મળ્યાં છે, પોતાને માટે નહિ. એટલા માટે સઘળાં કર્તવ્યકર્મો (સેવા, ભજન, જપ, ધ્યાન, સમાધિ પણ) કેવળ સંસારના હિતને માટે જ કરવાથી કર્મોનો પ્રવાહ સંસાર તરફ ચાલ્યો જાય છે અને સાધક પોતે અસંગ અને નિર્લિપ્ત રહી જાય છે. આ જ કર્મમાં અકર્મ જોવું કહેવાય.

જ્યાં સુધી પ્રકૃતિની સાથે સંબંધ છે, ત્યાં સુધી કર્મ કરવું અથવા ન કરવું – બન્નેય 'કર્મ' છે. એટલા માટે કર્મો કરવાં અથવા ન કરવાં – બન્નેય અવસ્થાઓમાં કર્મયોગીએ નિર્લિપ્ત રહેવું જોઈએ. કર્મ કરવામાં નિર્લિપ્ત રહેવાનું તાત્પર્ય છે – કર્મ કરવાથી આપણને સારું ફળ મળશે, અમને લાભ થશે, અમને સિદ્ધિ મળશે, લોકો અમને સારા માનશે, આ લોકમાં અને પરલોકમાં ભોગો મળશે – આ પ્રકારની કોઈ પણ ઇચ્છા ન થવી. એવી જ રીતે કર્મ ન કરવામાં નિર્લિપ્ત રહેવાનું તાત્પર્ય છે – કર્મોનો ત્યાગ કરવાથી અમને માન, આદર, ભોગ, શરીરનો આરામ વગેરે મળશે – આ પ્રકારની કિંચિત્માત્ર પણ ઇચ્છા ન થવી.

દુઃખ સમજીને તેમ જ શારીરિક ક્લેશના ભયથી કર્મ ન કરવું એ રાજસ ત્યાગ છે અને મોહ, આળસ અને પ્રમાદને કારણે કર્મ ન કરવું એ તામસ ત્યાગ છે. આ બન્નેય ત્યાગ સર્વથા ત્યાજ્ય છે. એ ઉપરાંત કર્મ ન કરવું એ જો પોતાની વિલક્ષણ સ્થિતિને માટે હોય, સમાધિનું સુખ ભોગવવા માટે હોય, જીવનમુક્તિનો આનંદ લેવાને માટે હોય, તો આ ત્યાગ દ્વારા પણ પ્રકૃતિ સાથેનો સંબંધ-વિચ્છેદ નથી થતો. કારણ કે જ્યાં સુધી કર્મ ન કરવા સાથે સંબંધ છે, ત્યાં સુધી પ્રકૃતિ સાથે સંબંધ રહે છે. પ્રકૃતિ સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થતાં કર્મયોગી કર્મ કરવાં અને ન કરવાં – આ બેઉ અવસ્થાઓમાં જેવો છે તેવો નિર્લિપ્ત રહે છે.

**'અકર્મણિ ચ કર્મ યઃ'** – અકર્મમાં કર્મ જોવાનું તાત્પર્ય છે – નિર્લિપ્ત રહીને કર્મો કરવાં અથવા ન કરવાં. ભાવ એ છે કે કર્મો કરતી વખતે અથવા ન કરતી વખતે પણ નિત્ય-નિરંતર નિર્લિપ્ત રહેવું.

સંસારમાં કોઈ કાર્ય કરવા માટે પ્રવૃત્ત થાય છે તો તેની સામે પ્રવૃત્તિ (કરવું) અને નિવૃત્તિ (ન કરવું) – બેઉ આવે છે. કોઈ કાર્યમાં પ્રવૃત્તિ થાય છે અને કોઈ કાર્યથી નિવૃત્તિ થાય છે. પરંતુ કર્મયોગીની પ્રવૃત્તિ અને નિવૃત્તિ – બેઉ નિર્લિપ્તતાપૂર્વક અને કેવળ સંસારના હિતને માટે થાય છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેયથી તેનું કોઈ પ્રયોજન નથી હોતું – **'નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન'** (ગીતા

અ. ૩/૧૮). જો પ્રયોજન હોય તો તે કર્મયોગી નહિ, પરંતુ કર્મી (કર્મ કરનારો) છે.

સાધક જ્યાં સુધી પ્રકૃતિ સાથે પોતાનો સંબંધ માને છે, ત્યાં સુધી તે કર્મો કરવાથી પોતાની સાંસારિક ઉન્નતિ માને છે અને કર્મો ન કરવાથી પોતાની પારમાર્થિક ઉન્નતિ માને છે, પરંતુ વાસ્તવમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ – બન્નેય પ્રવૃત્તિ છે; કેમકે બન્નેયમાં પ્રકૃતિની સાથે સંબંધ રહે છે. જેવી રીતે હરવું-ફરવું, ખાવું-પીવું વગેરે સ્થૂળ-શરીરની ક્રિયાઓ છે, એવી જ રીતે એકાંતમાં બેસી રહેવું, ચિંતન કરવું, ધ્યાન કરવું વગેરે સૂક્ષ્મ-શરીરની ક્રિયાઓ છે અને સમાધિ લગાવવી એ કારણ-શરીરની ક્રિયા છે. એટલા માટે નિર્લિપ્ત રહીને જ લોકસંગ્રહને માટે કર્તવ્યકર્મો કરવાનાં છે. આ જ અકર્મમાં કર્મ કહેવાય. આને બીજા અધ્યાયના અડતાળીસમા શ્લોકમાં **'યોગસ્થઃ કુરુ કર્માણિ'** (યોગ અર્થાત્ સમતામાં સ્થિર રહીને કર્મ કર) પદોથી કહેવાયું છે.

સાંસારિક પ્રવૃત્તિ અને નિવૃત્તિ – બન્ને 'કર્મ' છે. પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ કરતા રહીને નિર્લિપ્ત રહેવું અને નિર્લિપ્ત રહીને જ પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ કરવી – આ રીતે પ્રવૃત્તિ અને નિવૃત્તિ – બન્નેમાં સર્વથા નિર્લિપ્ત રહેવું એ 'યોગ' છે. આને કર્મયોગ કહે છે.

***શંકા*** – કર્મ કરતા રહીને અથવા ન કરતા રહીને નિર્લિપ્ત રહેવું અને નિર્લિપ્ત રહીને કર્મ કરવાં અથવા ન કરવાં - આ બન્નેમાં 'અકર્મ' અર્થાત્ એક નિર્લિપ્તતા જ મુખ્ય થઈ; તો પછી ભગવાને કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ - આ બે વાતો શા માટે કહી?

***સમાધાન*** – કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ – આ બન્નેમાં એક નિર્લિપ્તતા સાર હોવા છતાં પણ પહેલા (કર્મમાં અકર્મ)માં કર્મ કરતા રહીને અથવા ન કરતા રહીને - બન્ને અવસ્થાઓમાં રહેવાવાળી નિર્લિપ્તતાનું પ્રાધાન્ય છે અને બીજા (અકર્મમાં કર્મ)માં નિર્લિપ્ત રહેતા રહીને કર્મ કરવા અથવા ન કરવાનું પ્રાધાન્ય છે. તાત્પર્ય એ છે કે નિર્લિપ્તતા પોતાને માટે અને કર્મ સંસારને માટે છે; કેમકે નિર્લિપ્તતાનો સંબંધ 'સ્વ' (સ્વરૂપ)ની સાથે અને કર્મ કરવા અથવા ન કરવાનો સંબંધ 'પર' (શરીર અને સંસારની) સાથે છે. એટલા માટે નિર્લિપ્તતા સ્વધર્મ અને કર્મ કરવાં અથવા ન કરવાં એ પરધર્મ છે. આ બન્નેનો વિભાગ સર્વથા ભિન્ન-ભિન્ન બતાવવાને માટે જ ભગવાને ઉપર્યુક્ત બે વાતો કહી છે.

કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ – આ બન્ને વાતો કર્મયોગની છે, જેમનું તાત્પર્ય એ છે કે પ્રકૃતિ સાથે તો સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય અર્થાત્ કરવા અથવા ન કરવા સાથે પોતાનું કોઈ પ્રયોજન ન રહે અને લોકસંગ્રહને માટે કર્મોને કરવા અથવા ન કરવાનું રહે. કારણ કે કર્મ કરતા રહીને નિર્લિપ્ત રહેવું અને નિર્લિપ્ત રહીને પણ બીજાઓના હિતને માટે કર્મ કરવાં - આ બન્નેય ગીતાના સિદ્ધાંતો છે.

પ્રવૃત્તિ (કરવું) અને નિવૃત્તિ (ના કરવું) બન્ને પ્રકૃતિના રાજ્યમાં જ છે. પ્રકૃતિ નિરંતર પરિવર્તનશીલ છે, એટલા માટે પ્રવૃત્તિનો પણ આરંભ અને અંત હોય છે તથા નિવૃત્તિનો પણ આરંભ અને અંત હોય છે પરંતુ તેમનાથી સર્વ રીતે અતીત પરમનિવૃત્તિતત્ત્વ - પોતાના સ્વરૂપનો આદિ અને અંત નથી હોતો. તે પ્રવૃત્તિ અને નિવૃત્તિના આરંભમાં પણ રહે છે અને તેમના અંતમાં પણ રહે છે તથા પ્રવૃત્તિ અને નિવૃત્તિકાળમાં પણ જેમ છે તેમ રહે છે. તે પ્રવૃત્તિ અને નિવૃત્તિ - બન્નેનું પ્રકાશક અને આધાર છે. એટલા માટે તેમાં ન પ્રવૃત્તિ છે અને ન નિવૃત્તિ છે - આ તત્ત્વને સમજવાને માટે અને તેમાં સ્થિત થઈને લોકસંગ્રહાર્થે (યજ્ઞાર્થે) કર્મ કરવાને માટે અહીં કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ - આ બે વાતો કહેવામાં આવી છે.

**'સ બુદ્ધિમાન્મનુષ્યેષુ'** – જે પુરુષ કર્મમાં અકર્મ જુએ છે અને અકર્મમાં કર્મ જુએ છે અર્થાત્ નિત્ય-નિરંતર નિર્લિપ્ત રહે છે, તે જ વાસ્તવમાં કર્મતત્ત્વને જાણવાવાળો છે. જ્યાં સુધી તે નિર્લિપ્ત નથી થતો અર્થાત્ કર્મ અને પદાર્થને પોતાના અને પોતાને માટેના માને છે, ત્યાં સુધી તે કર્મતત્ત્વને સમજ્યો જ નથી.

પરમાત્માને જાણવાને માટે પોતાને પરમાત્મા સાથે અભિન્નતાનો અનુભવ કરવો પડે છે અને સંસારને જાણવા માટે પોતાને સંસાર (ક્રિયા અને પદાર્થ)થી સર્વથા ભિન્નતાનો અનુભવ કરવો પડે છે. કારણ કે વાસ્તવમાં આપણે (સ્વરૂપથી) પરમાત્માથી અભિન્ન અને સંસારથી ભિન્ન છીએ. એટલા માટે કર્મોથી અલગ થઈને અર્થાત્ નિર્લિપ્ત બનીને જ કર્મતત્ત્વને જાણી શકીએ છીએ. કર્મો આદિ-અંતવાળાં છે અને હું (પોતે જીવ) નિત્ય રહેવાવાળો છું. આથી હું સ્વરૂપથી કર્મોથી અલગ (નિર્લિપ્ત) છું - આ વાસ્તવિકતાનો અનુભવ કરવો એને જ 'જાણવું' કહેવાય. વાસ્તવિકતાના મૂળમાં બેઠા વિના જાણવું થઈ જ કેવી રીતે શકે છે?

જેવી રીતે કાજળની કોટડીમાં પ્રવેશ કરીને પણ કાજળથી સર્વથા નિર્લિપ્ત રહેવું સાધારણ બુદ્ધિમાનનું કામ નથી, એવી જ રીતે સઘળાં કર્તવ્યકર્મોને કરતા રહીને પણ કર્મોથી સર્વથા નિર્લિપ્ત રહેવું એ સાધારણ બુદ્ધિમાનના વશનું કામ નથી. એટલા માટે ભગવાન એવા કર્મયોગીને મનુષ્યોમાં બુદ્ધિમાન કહે છે. અઢારમા અધ્યાયના દસમા શ્લોકમાં પણ

ભગવાને તેને **'મેધાવી'** (બુદ્ધિમાન) કહ્યો છે.

હમણાં સત્તરમા શ્લોકમાં ભગવાને કર્મ, અકર્મ અને વિકર્મ – ત્રણેનું તત્ત્વ સમજવાને માટે કહ્યું હતું. અહીં **'મનુષ્યેષુ બુદ્ધિમાન્'** પદ આપીને ભગવાન જાણે એ બતાવે છે કે જેણે કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મના તત્ત્વને જાણી લીધું છે, તેણે બધું જ જાણી લીધું છે અર્થાત્ તે જ્ઞાત-જ્ઞાતવ્ય બની ગયો છે.

**'સ યુક્તઃ'** – કર્મયોગી સિદ્ધિ-અસિદ્ધિમાં સમ રહે છે, કર્મનું ફળ મળે કે ના મળે, તેનામાં કદી વિષમતા નથી આવતી; કેમકે તેણે ફળેચ્છાનો સર્વથા ત્યાગ કરી દીધો છે. સમતાને યોગ કહેવાય છે. તે નિત્ય-નિરંતર સમતામાં સ્થિર છે, એટલા માટે તે યોગી છે.

પ્રાણીમાત્રનો પરમાત્મા સાથે સ્વતઃસિદ્ધ નિત્યયોગ છે. પરંતુ મનુષ્યે સંસાર સાથે પોતાનો સંબંધ માની લીધો, એથી તે નિત્યયોગને ભૂલી ગયો. તાત્પર્ય એ છે કે જડની સાથે પોતાનો સંબંધ માનવો એને જ પરમાત્માની સાથે પોતાના નિત્ય સંબંધને ભૂલવો એમ કહેવાય. કર્મયોગી ફળેચ્છા, મમતા અને આસક્તિનો ત્યાગ કરીને કેવળ બીજાઓને માટે જ કર્તવ્યકર્મો કરે છે, જેથી તેનો જડની સાથે માનેલો સંબંધ તૂટી જાય છે અને તેને પરમાત્મા સાથેના સ્વતઃસિદ્ધ નિત્યયોગની અનુભૂતિ થઈ જાય છે. એટલા માટે તેને યોગી કહેવામાં આવ્યો છે.

**'યુક્તઃ'** – પદમાં એ ભાવ છે કે તેણે પ્રાપ્ત કરવા યોગ્ય તત્ત્વને પ્રાપ્ત કરી લીધું છે અર્થાત્ તે પ્રાપ્ત-પ્રાપ્તવ્ય થઈ ચૂક્યો છે.

**'કૃત્સ્નકર્મકૃત્'** – જ્યાં સુધી કંઈ 'મેળવવાનું' બાકી રહે છે, ત્યાં સુધી 'કરવાનું' બાકી રહે જ છે અર્થાત્ જ્યાં સુધી કંઈ ને કંઈ મેળવવાની ઇચ્છા રહે છે, ત્યાં સુધી કરવાનો રાગ દૂર થતો નથી.

નાશવાન કર્મો દ્વારા મળવાવાળું ફળ પણ નાશવાન જ હોય છે. જ્યાં સુધી નાશવાન ફળની ઇચ્છા છે, ત્યાં સુધી (કર્મો) કરવાનું સમાપ્ત નથી થતું. પરંતુ જ્યારે નાશવાનથી સર્વથા સંબંધ છૂટીને પરમાત્મપ્રાપ્તિ રૂપી અવિનાશી ફળની પ્રાપ્તિ થઈ જાય છે, ત્યારે (કર્મ) કરવાનું સદાને માટે સમાપ્ત થઈ જાય છે અને કર્મયોગીનું કર્મ કરવા તથા ન કરવા સાથે કોઈ પ્રયોજન નથી રહેતું. એવો કર્મયોગી સઘળાં કર્મોને કરવાવાળો છે અર્થાત્ તેને માટે હવે કંઈ કરવાનું બાકી નથી રહેતું, તે કૃતકૃત્ય બની ગયો છે.

કરવાનું, જાણવાનું અને મેળવવાનું બાકી નહિ રહેવાથી તે કર્મયોગી અશુભ સંસારબંધનથી મુક્ત થઈ જાય છે (ગીતા અ. ૪/૧૬, ૩૨).

**પરિશિષ્ટ ભાવ :** એક વિભાગ કર્મનો છે અને એક વિભાગ અકર્મનો છે. આ બન્નેમાં અકર્મ જ સાર તત્ત્વ છે. તેથી જે મનુષ્ય કર્મમાં અકર્મ જુએ છે અર્થાત્ કર્મ કરવા છતાં તેમાં નિર્લેપ રહે છે અને જે અકર્મમાં કર્મ જુએ છે અર્થાત્ નિર્લેપ રહીને કર્મ કરે છે, તેના માટે કોઈ કર્તવ્ય, પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્ય શેષ રહેતું નથી. જેમ કે કોઈ કર્મના આરંભમાં તો ગણપતિનું પૂજન કરીએ છીએ, પરંતુ કર્મ કરતાં કરતાં નિરંતર તેમનું પૂજન કરતા નથી, એ જ પ્રમાણે કોઈ એવું ન માની લે કે, કર્મના પ્રારંભમાં એક વાર નિર્લેપ બની ગયા, હવે તે નિર્લેપતાને કાયમ નથી રાખવી, તેથી ભગવાને અહીં ઉપરોક્ત બે વાતો કહી છે. મતલબ કે આપણામાં ક્યારેય લિપ્તતા (ફળેચ્છા અને કર્તૃત્વાભિમાન) આવવી જોઈએ નહીં અર્થાત્ હરહંમેશ નિર્લેપ રહેવું જોઈએ.

ત્રીજા અધ્યાયના આઠમા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે કર્મ ન કરવા કરતાં કર્મ કરવું શ્રેષ્ઠ છે - **'કર્મ જ્યાયો હ્યકર્મણઃ'** અને અહીં જણાવે છે, કે કર્મ કરવા કરતાં પણ અકર્મ (અકર્તૃત્વ)ને જોવું શ્રેષ્ઠ છે અને એ રીતે જોનાર મનુષ્યને માટે કંઈ પણ કરવું, જાણવું અથવા પ્રાપ્ત કરવું બાકી રહેતું નથી. આથી સાબિત થાય છે કે મનુષ્યમાં ફળેચ્છા અને કર્તૃત્વાભિમાન રહેવા જોઈએ નહીં; કારણ કે આ બન્નેથી જ મનુષ્ય બંધનમાં પડે છે.



*સંબંધ – હવે ભગવાન આગળના બે શ્લોકોમાં કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ જોવાવાળા અર્થાત્ કર્મોનું તત્ત્વ જાણવાવાળા સિદ્ધ કર્મયોગી મહાપુરુષનું વર્ણન કરે છે.*

**યસ્ય સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ ।**
**જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુઃ પણ્ડિતં બુધાઃ ॥ ૧૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યસ્ય** | = જેનાં | **વર્જિતાઃ** | વિનાના છે (તથા) | **તમ્** | = તે મહાપુરુષને |
| **સર્વે** | = સંપૂર્ણ | **જ્ઞાનાગ્નિદગ્ધ-** | = જેનાં બધાંય કર્મો | **બુધાઃ** | = જ્ઞાનીજનો (પણ) |
| **સમારમ્ભાઃ** | = કર્મો (નો આરંભ) | **કર્માણમ્** | જ્ઞાનરૂપી અગ્નિ | **પણ્ડિતમ્** | = પંડિત |
| **કામસઙ્કલ્પ-** | = કામના કે સંકલ્પ | | વડે બળી ગયાં છે, | **આહુઃ** | = કહે છે. |

*ટીકા* – **'યસ્ય સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ'**[1] – વિષયોનું વારંવાર ચિંતન થવાથી, તેમની વારંવાર યાદ આવવાથી તે વિષયોમાં 'આ વિષય સારા છે, કામમાં આવનારા છે, જીવનમાં ઉપયોગી છે અને સુખ આપવાવાળા છે – એવી સમ્યક્બુદ્ધિ થવી એને 'સંકલ્પ' કહે છે અને 'આ વિષયપદાર્થો અમારે માટે સારા નથી, હાનિકારક છે' – એવી બુદ્ધિ થવી એને 'વિકલ્પ' કહે છે. આવા સંકલ્પો અને વિકલ્પો બુદ્ધિમાં થતા રહે છે. જ્યારે વિકલ્પ દૂર થઈને કેવળ એક સંકલ્પ રહી જાય છે, ત્યારે 'આ વિષયપદાર્થો અમને મળવા જોઈએ, આ અમારા થવા જોઈએ' – આ રીતે અતઃકરણમાં તેમને પ્રાપ્ત કરવાની જે ઇચ્છા પેદા થઈ જાય છે, તેને 'કામ' (કામના) કહે છે. કર્મયોગથી સિદ્ધ થયેલા મહાપુરુષમાં સંકલ્પ અને કામના - બન્નેય નથી રહેતાં અર્થાત્ તેમાં ન તો કામનાઓનું કારણ સંકલ્પ રહે છે અને ન સંકલ્પોનું કાર્ય કામના પણ રહે છે. આથી તેના દ્વારા જે કંઈ કર્મો થાય છે, તે બધાં સંકલ્પ અને કામનાથી રહિત હોય છે.

સંકલ્પ અને કામના – એ બન્ને કર્મનાં બીજ છે. સંકલ્પ અને કામના ન રહેતાં કર્મ અકર્મ બની જાય છે અર્થાત્ કર્મો બાંધવાવાળાં નથી બનતાં. સિદ્ધ મહાપુરુષમાં પણ સંકલ્પ અને કામના ન રહેવાથી તેના દ્વારા થવાવાળાં કર્મો બંધનકારક નથી બનતાં. તેના દ્વારા લોકસંગ્રહાર્થે, કર્તવ્યપરંપરાની સુરક્ષા માટે સઘળાં કર્મો થવા છતાં પણ તે તે કર્મોથી આપમેળે બધી રીતે નિર્લિપ્ત રહે છે.

ભગવાને કોઈક જગાએ સંકલ્પોનો (અ. ૬/૪), કોઈક જગાએ કામનાઓનો (અ. ૨/૫૫) અને કોઈક જગાએ સંકલ્પો તથા કામના – બન્નેનો (અ. ૬/૨૪-૨૫) ત્યાગ બતાવ્યો છે. આથી જ્યાં કેવળ સંકલ્પોનો ત્યાગ બતાવવામાં આવ્યો છે, ત્યાં કામનાઓનો અને જ્યાં કેવળ કામનાઓનો ત્યાગ બતાવવામાં આવ્યો છે, ત્યાં સંકલ્પોનો ત્યાગ પણ સમજી લેવો જોઈએ; કેમકે સંકલ્પ કામનાઓનું કારણ છે અને કામના સંકલ્પોનું કાર્ય છે. તાત્પર્ય એ છે કે સાધકે સઘળાં સંકલ્પો અને કામનાઓનો ત્યાગ કરી દેવો જોઈએ.

મોટરની ચાર અવસ્થાઓ હોય છે–

(૧) મોટર ગેરેજમાં ઊભી રહેતાં ન એન્જિન ચાલે છે અને ન પૈડાં ચાલે છે. (૨) મોટર ચાલુ કરતાં એન્જિન તો ચાલવા લાગે છે, પરંતુ પૈડાં નથી ચાલતાં. (૩) મોટરને ત્યાંથી રવાના કરતાં એન્જિન પણ ચાલે છે અને પૈડાં પણ ચાલે છે. (૪) આપત્તિ વિનાનો ઢાળનો માર્ગ આવતાં એન્જિનને બંધ કરી દે છે અને પૈડાં ચાલતા રહે છે. આ જ રીતે મનુષ્યની પણ ચાર અવસ્થાઓ હોય છે–

(૧) ન કામના હોય છે અને ન કર્મ થાય છે. (૨) કામના હોય છે, પરંતુ કર્મ નથી થતું. (૩) કામના પણ હોય છે અને કર્મ પણ થાય છે. (૪) કામના નથી હોતી અને કર્મ થાય છે.

મોટરની સૌથી ઉત્તમ (ચોથી) અવસ્થા એ છે કે એન્જિન ન ચાલે અને પૈડાં ચાલતાં રહે અર્થાત્ તેલનો પણ ખર્ચ ન થાય અને રસ્તો પણ પસાર થઈ જાય. એ જ રીતે મનુષ્યની સૌથી ઉત્તમ અવસ્થા એ છે કે કામના ન હોય અને કર્મો થતાં રહે. એવી અવસ્થાવાળા મનુષ્યને જ્ઞાનીજનો પણ પંડિત કહે છે.

**'સમારમ્ભાઃ'**[2] પદનો એ ભાવ છે કે કર્મયોગ વડે સિદ્ધ મહાપુરુષ દ્વારા દરેક કર્મ સુચારુ રૂપથી, સાંગોપાંગ અને તત્પરતાપૂર્વક થાય છે. બીજો એક એ ભાવ પણ છે કે તેનાં કર્મો શાસ્ત્રસંમત હોય છે. તેના દ્વારા કરવા યોગ્ય કર્મો જ થાય છે. જેનાથી કોઈનું અહિત થતું હોય, તેવું

---

૧. જ્યાં બન્ને પદોનો અર્થ મુખ્ય હોય છે, ત્યાં 'દ્વન્દ્વસમાસ' થાય છે. અહીં 'સંકલ્પ' અને 'કામ' બન્ને શબ્દો પોતપોતાના અર્થમાં મુખ્ય છે. આથી અહીં **'સંકલ્પાશ્ચ કામાશ્ચ'** – એવો દ્વન્દ્વસમાસ હોવાથી **'સંકલ્પકામાઃ'** – એવું રૂપ બન્યું. પરંતુ દ્વન્દ્વસમાસના જે પદમાં ઓછા સ્વર હોય છે, તેનો પૂર્વપ્રયોગ થાય છે. અહીં પણ **'કામ'** શબ્દમાં ઓછા સ્વર હોવાથી તેનો પૂર્વપ્રયોગ થયો છે; આથી **'કામસંકલ્પાઃ'** – એવું રૂપ બન્યું. હવે **'કામસંકલ્પૈર્વર્જિતાઃ'** – એવો તૃતીયા સમાસ કરવાથી આખું પદ **'કામસંકલ્પવર્જિતાઃ'** બન્યું.

૨. અહીં **'સમારમ્ભાઃ'** પદ સિદ્ધ કર્મયોગીની રાગદ્વેષરહિત સાંગોપાંગ પ્રવૃત્તિનું વાચક છે, ચૌદમા અધ્યાયના બારમા શ્લોકમાં આવેલા **'આરમ્ભ'** પદનું વાચક નથી. કારણ કે ત્યાં **'પ્રવૃત્તિ'** અને **'આરમ્ભ'** – એ બે શબ્દો આવ્યા છે; આથી ત્યાં કર્તવ્યકર્મને કરવું એને **'પ્રવૃત્તિ'** કહેલ છે તથા ભોગ અને સંગ્રહના ઉદ્દેશ્યથી નવાં-નવાં કર્મોને શરૂ કરવાં એને **'આરંભ'** કહેલ છે.

કર્મ તેનાથી કદી નથી થતું.

**'સર્વે'** પદનો એ ભાવ છે કે તેના દ્વારા થવાવાળાં સઘળે-સઘળાં કર્મો સંકલ્પ અને કામનાથી રહિત હોય છે. કોઈ પણ કર્મ સંકલ્પસહિત નથી થતું. સવારે ઊઠવાથી માંડીને સૂવા સુધી શૌચ, સ્નાન, ખાવું, પીવું, પાઠ, પૂજા, જપ, ચિંતન, ધ્યાન, સમાધિ વગેરે શરીર-નિર્વાહ સંબંધી સઘળાં કર્મો સંકલ્પ અને કામનાથી રહિત જ હોય છે.

**'જ્ઞાનાગ્નિદગ્ધકર્માણમ્'** – કર્મોનો સંબંધ 'પર' (શરીર-સંસાર)ની સાથે છે, 'સ્વ' (સ્વરૂપ)ની સાથે નથી; કેમકે કર્મોનો આરંભ અને અંત થાય છે, પરંતુ સ્વરૂપ સદા જેમ છે તેમ રહે છે – આ તત્ત્વને ઠીક-ઠીક જાણવું એને જ 'જ્ઞાન' કહેવાય છે. આ જ્ઞાનરૂપી અગ્નિથી સઘળાં કર્મો ભસ્મ થઈ જાય છે અર્થાત્ કર્મોમાં ફળ આપવાની (બાંધવાની) શક્તિ નથી રહેતી (ગીતા અ. ૪/૧૬,૩૨).

વાસ્તવમાં શરીર અને ક્રિયા - બેઉ સંસારથી અભિન્ન છે, પરંતુ પોતે સર્વથા ભિન્ન હોવા છતાં પણ ભૂલથી એમની સાથે પોતાનો સંબંધ માની લે છે. જ્યારે મહાપુરુષનો પોતાના કહેવાતા શરીરની સાથે પણ કોઈ સંબંધ નથી રહેતો, ત્યારે જેવી રીતે સંસાર દ્વારા બધાં કર્મો થાય છે, એવી જ રીતે તેના કહેવાતા શરીર દ્વારા બધાં કર્મો થાય છે. આ રીતે કર્મોથી નિર્લિપ્તતાનો અનુભવ થતાં તે મહાપુરુષનાં વર્તમાન કર્મો જ નહીં, પરંતુ સંચિત કર્મો પણ સંપૂર્ણપણે નષ્ટ થઈ જાય છે. પ્રારબ્ધ કર્મો પણ કેવળ અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિના રૂપમાં તેની સામે આવીને નષ્ટ થઈ જાય છે; પરંતુ ફળથી અસંગ હોવાને કારણે તે તેમનો ભોક્તા નથી બનતો અર્થાત્ કિંચિત્‌માત્ર પણ સુખી કે દુઃખી નથી થતો. એટલા માટે પ્રારબ્ધ કર્મો પણ માત્ર અસ્થાયી પરિસ્થિતિ ઉત્પન્ન કરીને નષ્ટ થઈ જાય છે.

**'તમાહુઃ પણ્ડિતં બુધાઃ'** – જે કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને પરમાત્મામાં લાગેલો છે, તે મનુષ્યને સમજવો તો સુગમ છે, પરંતુ જે કર્મોથી કિંચિત્‌માત્ર પણ લિપ્ત થયા વિના તત્પરતાપૂર્વક કર્મો કરી રહ્યો છે, તેને સમજવો કઠણ છે. સંતોની વાણીમાં કહ્યું છે –

**ત્યાગી શોભા જગત મેં કરતા હૈ સબ કોય।**
**હરિયા ગૃહસ્થી સંત કા ભેદી બિરલા હોય॥**

તાત્પર્ય એ છે કે સંસારમાં (બહારથી ત્યાગ કરવાવાળા) ત્યાગી પુરુષનો મહિમા તો બધા ગાય છે, પરંતુ ગૃહસ્થમાં રહીને બધાં કર્તવ્યકર્મો કરતો હોવા છતાં પણ જે નિર્લિપ્ત રહે છે, તે (અંદરનો ત્યાગ કરવાવાળા) પુરુષને સમજવાવાળો કોઈ વિરલો જ હોય છે.

જેવી રીતે કમળનું પાન જળમાં જ ઉત્પન્ન થઈને અને જળમાં રહેતું હોવા છતાં પણ જળથી લિપ્ત નથી થતુ, તેવી જ રીતે કર્મયોગી કર્મયોનિ (મનુષ્યશરીર)માં જ ઉત્પન્ન થઈને અને કર્મમય જગતમાં રહીને કર્મો કરતો હોવા છતાં પણ લિપ્ત નથી થતો.[1] કર્મોથી લિપ્ત ન થવું એ કોઈ સાધારણ બુદ્ધિમાનનું કામ નથી. પાછળના અઢારમા શ્લોકમાં ભગવાને એવા કર્મયોગીને 'મનુષ્યોમાં બુદ્ધિમાન' કહ્યો છે અને અહીં કહ્યું છે કે તેને જ્ઞાનીજનો પણ પંડિત અર્થાત્ બુદ્ધિમાન કહે છે. ભાવ એ છે કે એવો કર્મયોગી પંડિતોનો પણ પંડિત અને જ્ઞાનીઓનો પણ જ્ઞાની છે.[2]



**ત્યક્ત્વા કર્મફલાસઙ્ગં નિત્યતૃપ્તો નિરાશ્રયઃ।**
**કર્મણ્યભિપ્રવૃત્તોઽપિ નૈવ કિંચિત્કરોતિ સઃ॥૨૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કર્મફલા-** | = (જે) કર્મો તેમજ | **નિત્યતૃપ્તઃ** | = સદાય તૃપ્ત છે, | **અપિ** | = પણ (વાસ્તવમાં) |
| **સઙ્ગમ્** | ફળની આસક્તિનો | **સઃ** | = તે | **કિંચિત્** | = કંઈ |
| **ત્યક્ત્વા** | = ત્યાગ કરીને | **કર્મણિ** | = કર્મોમાં | **એવ** | = જ |
| **નિરાશ્રયઃ** | = આશ્રયથી રહિત | **અભિપ્રવૃત્તઃ** | = સારી રીતે વર્તતો | **ન** | = નથી |
| | (તથા) | | હોવા છતાં | **કરોતિ** | = કરતો. |

૧. **નિવૃત્તિરપિ મૂઢસ્ય પ્રવૃત્તિરુપજાયતે। પ્રવૃત્તિરપિ ધીરસ્ય નિવૃત્તિફલદાયિની॥** (અષ્ટાવક્રગીતા ૧૮/૬૧)
'મૂઢ પુરુષની નિવૃત્તિ પણ પ્રવૃત્તિને ઉત્પન્ન કરવાવાળી હોય છે અને જ્ઞાની પુરુષની પ્રવૃત્તિ પણ નિવૃત્તિરૂપી ફળને આપવાવાળી હોય છે.'

૨. **ગૃહેષુ પણ્ડિતાઃ કેચિત્કેચિન્મૂર્ખેષુ પણ્ડિતાઃ। સભાયાં પણ્ડિતાઃ કેચિત્કેચિત્પણ્ડિતપણ્ડિતાઃ॥**

*ટીકા* – **'ત્યક્ત્વા કર્મફલાસઙ્ગમ્'** – જ્યારે કર્મ કરતી વખતે કર્તાનો એ ભાવ રહે છે કે શરીર વગેરે કર્મસામગ્રી મારી છે, હું કર્મ કરું છું, કર્મ મારું અને મારા માટે છે તથા એનું મને અમુક ફળ મળશે, ત્યારે તે કર્મફળની ઇચ્છાવાળો બની જાય છે. કર્મયોગથી સિદ્ધ મહાપુરુષને પ્રાકૃત પદાર્થોથી સર્વથા સંબંધ–વિચ્છેદનો અનુભવ થઈ જાય છે, એટલા માટે કર્મ કરવાની સામગ્રીમાં, કર્મમાં તથા કર્મફળમાં કિંચિત્‌માત્ર પણ આસક્તિ ન રહેવાને કારણે તે કર્મફળની ઇચ્છાવાળો નથી બનતો.

સેના વિજયની ઇચ્છાથી યુદ્ધ કરે છે. વિજય થતાં વિજય સેનાનો નહિ, પરંતુ રાજાનો માનવામાં આવે છે; કેમકે રાજાએ જ સેનાના જીવન-નિર્વાહનો પ્રબંધ કર્યો છે; તેને યુદ્ધ કરવાની સામગ્રી આપી છે અને તેને યુદ્ધ કરવાની પ્રેરણા કરી છે અને સેના પણ રાજાને માટે જ યુદ્ધ કરે છે. એ જ રીતે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે કર્મસામગ્રીની સાથે સંબંધ જોડવાથી જ જીવ તેમના દ્વારા કરેલાં કર્મોના ફળનો ભાગીદાર બને છે.

કર્મસામગ્રીની સાથે કિંચિત્‌માત્ર પણ સંબંધ ન હોવાને કારણે મહાપુરુષનો કર્મફળની સાથે કોઈ સંબંધ નથી હોતો.

વાસ્તવમાં કર્મફળની સાથે સ્વરૂપનો સંબંધ છે જ નહિ. કારણ કે સ્વરૂપ ચેતન, અવિનાશી અને નિર્વિકાર છે; પરંતુ કર્મ અને કર્મફળ – બન્ને જડ તથા વિકારી છે અને તેમનો આરંભ તથા અંત હોય છે. સદા સ્વરૂપની સાથે ન તો કોઈ કર્મ રહે છે તથા ન કોઈ ફળ પણ રહે છે. આ રીતે જોકે કર્મ અને ફળ સાથે સ્વરૂપનો કોઈ સંબંધ નથી, તોપણ જીવે ભૂલથી તેમની સાથે પોતાનો સંબંધ માની લીધો છે. આ માની લીધેલો સંબંધ જ બંધનનું કારણ છે. જો આ માની લીધેલો સંબંધ દૂર થઈ જાય, તો કર્મ અને ફળ સાથેની તેની સ્વતઃસિદ્ધ નિર્લિપ્તતાનો બોધ થઈ જાય છે.

**'નિરાશ્રયઃ'** – દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેનો કિંચિત્‌માત્ર પણ આશ્રય ન લેવો એને જ 'નિરાશ્રય' અર્થાત્ આશ્રયથી રહિત હોવું એમ કહેવાય. કેટલોય મોટો ધનવાન કે રાજા મહારાજા કેમ ન હોય, તેને સ્થળ, કાળ વગેરેનો આશ્રય લેવો જ પડે છે. પરંતુ કર્મયોગ વડે સિદ્ધ મહાપુરુષ સ્થળ, કાળ વગેરેનો કોઈ આશ્રય નથી માનતો. આશ્રય મળે કે ના મળે – તેની તેને કિંચિત્‌માત્ર પણ પરવા નથી હોતી. એટલા માટે તે નિરાશ્રય હોય છે.

**'નિત્યતૃપ્તઃ'** – જીવ (આત્મા) પરમાત્માનો સનાતન અંશ હોવાથી સતસ્વરૂપ છે. સતનો કદી અભાવ નથી હોતો – **'નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા અ. ૨/૧૬). પરંતુ જ્યારે તે અસતની સાથે પોતાનો સંબંધ માની લે છે, ત્યારે તેને પોતાનામાં અભાવ અર્થાત્ ઊણપનો અનુભવ થવા લાગે છે. તે ઊણપની પૂર્તિ કરવાને માટે તે સાંસારિક વસ્તુઓની કામના કરવા લાગે છે. ઇચ્છિત વસ્તુઓના મળવાથી એક તૃપ્તિ થાય છે; પરંતુ તે તૃપ્તિ ટકતી નથી, તે ક્ષણિક હોય છે. કારણ કે સંસારની પ્રત્યેક વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરે પ્રત્યેક ક્ષણે અભાવની તરફ જઈ રહી છે; આથી તેમને આશ્રયે રહેવાવાળી તૃપ્તિ સ્થાયી કેવી રીતે રહી શકે છે? સત વસ્તુની તૃપ્તિ અસત વસ્તુ વડે થઈ જ કેવી રીતે શકે? આથી જીવ જ્યાં સુધી ઉત્પત્તિ-વિનાશશીલ ક્રિયાઓ અને પદાર્થો સાથે પોતાનો સંબંધ માને છે તથા તેમનો આશ્રિત રહે છે, ત્યાં સુધી તેને સ્વતઃસિદ્ધ નિત્યતૃપ્તિનો અનુભવ નથી થતો.

કર્મયોગ વડે સિદ્ધ મહાપુરુષ નિરાશ્રય અર્થાત્ સંસારના આશ્રયથી સર્વથા રહિત હોય છે, એટલા માટે તેને સ્વતઃસિદ્ધ નિત્યતૃપ્તિનો અનુભવ થઈ જાય છે. ત્રીજા અધ્યાયના સત્તરમા શ્લોકમાં **'આત્મતૃપ્તઃ'** પદ દ્વારા પણ આ જ નિત્યતૃપ્તિની વાત આવી છે.

**'કર્મણ્યભિપ્રવૃત્તોઽપિ નૈવ કિઞ્ચિત્કરોતિ સઃ'** – **'અભિપ્રવૃત્તઃ'** પદનું તાત્પર્ય એ છે કે કર્મયોગથી સિદ્ધ મહાપુરુષ દ્વારા થવાવાળાં સઘળાં કર્મો સાંગોપાંગ રીતે થાય છે; કેમકે કર્મફળમાં તેની કિંચિત્‌માત્ર પણ આસક્તિ નથી હોતી. તેનાં સઘળાં કર્મો કેવળ સંસારનાં હિતને માટે હોય છે.

જેની કર્મફળમાં આસક્તિ હોય છે, તે સાંગોપાંગ રીતે કર્મો નથી કરી શકતો; કેમકે ફળની સાથે સંબંધ હોવાથી કર્મ કરતો હોવા છતાં વચ્ચે-વચ્ચે ફળનું ચિંતન થવાથી તેની શક્તિ વ્યર્થ ખર્ચાઈ જાય છે, જેથી તેની શક્તિ પૂરી રીતે કર્મ કરવામાં નથી લાગતી.

**'અપિ'** પદનું તાત્પર્ય એ છે કે સાંગોપાંગ રીતે બધાં કર્મો કરતો હોવા છતાં પણ તે વાસ્તવમાં કિંચિત્‌માત્ર પણ કોઈ કર્મ નથી કરતો; કેમકે સર્વથા નિર્લિપ્ત હોવાને કારણે કર્મનો સ્પર્શ જ નથી થતો. તેનાં સઘળાં કર્મ અકર્મ બની જાય છે.

જ્યારે તે કંઈ પણ નથી કરતો, ત્યારે તે કર્મફળથી બંધાઈ જ કેવી રીતે શકે? એટલા માટે અઢારમા અધ્યાયના બારમા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે કર્મફળનો ત્યાગ કરવાવાળા કર્મયોગીને કર્મનું ફળ ક્યાંય પણ નથી મળતું – **'ન તુ સંન્યાસિનાં ક્વચિત્'**

પ્રકૃતિ નિરંતર ક્રિયાશીલ છે. આથી જ્યાં સુધી પ્રકૃતિના ગુણો (ક્રિયા અને પદાર્થ) સાથે સંબંધ છે, ત્યાં સુધી કર્મ ન કરતો હોવા છતાં પણ મનુષ્યનો કર્મોની સાથે સંબંધ થઈ જાય છે. પ્રકૃતિના ગુણો સાથે સંબંધ ન રહેતાં મનુષ્ય કર્મ કરતો

હોવા છતાં પણ કંઈ નથી કરતો. કર્મયોગથી સિદ્ધ મહાપુરુષનો પ્રકૃતિજન્ય ગુણો સાથે કોઈ સંબંધ નથી રહેતો, એટલા માટે તે લોકહિતાર્થે સઘળાં કર્મો કરતો હોવા છતાં પણ વાસ્તવમાં કંઈ નથી કરતો.

**પરિશિષ્ટ ભાવ :** જ્યાં સુધી મનુષ્યમાં કર્તૃત્વ છે, ત્યાં સુધી તે કરે છે તો પણ કરે છે અને નથી કરતો તો પણ કરે છે. પરંતુ કર્તાભાવ નષ્ટ થઈ જાય તો તે ક્યારેય કાંઈ કરતો નથી.

—■—

*સંબંધ – ઓગણીસમા-વીસમા શ્લોકોમાં કર્મયોગથી સિદ્ધ મહાપુરુષની કર્મો સાથેની નિર્લિપ્તતાનું વર્ણન કરીને હવે ભગવાન એકવીસમા શ્લોકમાં નિવૃત્તિપરાયણ અને બાવીસમા શ્લોકમાં પ્રવૃત્તિપરાયણ કર્મયોગના સાધકની કર્મો સાથેની નિર્લિપ્તતાનું વર્ણન કરે છે.*

**નિરાશીર્યતચિત્તાત્મા ત્યક્તસર્વપરિગ્રહઃ ।**
**શારીરં કેવલં કર્મ કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્ ॥ ૨૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યતચિત્તાત્મા** | = જેણે શરીર અને અંતઃકરણ સારી રીતે વશમાં કરેલું છે, | **નિરાશીઃ** | = ઇચ્છારહિત (કર્મયોગી) | **કર્મ** | = કર્મ |
| **ત્યક્ત-સર્વપરિગ્રહઃ** | = જેણે બધી પ્રકારના સંગ્રહનો પરિત્યાગ કરી દીધો છે (એવો) | **કેવલમ્** | = કેવળ | **કુર્વન્** | = કરતો હોવા છતાં (પણ) |
| | | **શારીરમ્** | = શરીર-સંબંધી | **કિલ્બિષમ્** | = પાપને |
| | | | | **ન** | = નથી |
| | | | | **આપ્નોતિ** | = પામતો. |

*ટીકા* – **'યતચિત્તાત્મા'** – સંસારમાં આશા કે ઇચ્છા રહેવાને કારણે જ શરીર, ઇન્દ્રિયો, મન વગેરે વશમાં નથી થતાં. આ શ્લોકમાં **'નિરાશીઃ'** પદથી બતાવ્યું છે કે કર્મયોગીમાં આશા કે ઇચ્છા નથી રહેતી. આથી તેનાં શરીર, ઇન્દ્રિયો અને અંતઃકરણ આપમેળે વશમાં રહે છે. તેમના વશમાં રહેવાથી તેના દ્વારા નકામી કોઈ ક્રિયા નથી થતી.

**'ત્યક્તસર્વપરિગ્રહઃ'** – કર્મયોગી જો સંન્યાસી હોય, તો તે બધી જાતની ભોગસામગ્રીના સંગ્રહનો સ્વરૂપથી ત્યાગ કરી દે છે. જો તે ગૃહસ્થ હોય, તો તે ભોગબુદ્ધિથી (પોતાના સુખને માટે) કોઈ પણ સામગ્રીનો સંગ્રહ નથી કરતો. તેની પાસે જે કંઈ સામગ્રી હોય તેને તે પોતાની અને પોતાને માટેની ન માનીને સંસારની અને સંસારને માટેની જ માને છે તથા સંસારના સુખમાં જ તે સામગ્રીને યોજી દે છે. ભોગબુદ્ધિથી સંગ્રહનો ત્યાગ કરવો એ તો સાધકમાત્રને માટે આવશ્યક છે.

[આવો નિવૃત્તિપરક શ્લોક ગીતામાં બીજે ક્યાંય નથી આવ્યો. છઠ્ઠા અધ્યાયના દસમા શ્લોકમાં ધ્યાનયોગીને માટે અને અઢારમા અધ્યાયના ત્રેપનમાં શ્લોકમાં જ્ઞાનયોગીને માટે પરિગ્રહનો ત્યાગ કરવાની વાત આવી છે. પરંતુ તેનાથી પણ ઊંચી શ્રેણીના પરિગ્રહત્યાગની વાત **'ત્યક્તસર્વપરિગ્રહઃ'** પદથી અહીં આવી છે; કેમકે 'પરિગ્રહ'ની સાથે 'સર્વ' શબ્દ કેવળ અહીં આવ્યો છે. બારમા અધ્યાયના ઓગણીસમા શ્લોકમાં ભક્તિયોગીને માટે **'અનિકેતઃ'** પદ આવ્યું છે, પરંતુ ત્યાં તેનો અર્થ નિવાસસ્થાનમાં મમતા-આસક્તિથી રહિત હોવું એવો છે.]

**'નિરાશીઃ'** – કર્મયોગીમાં આશા, કામના, સ્પૃહા, વાસના વગેરે નથી રહેતાં. તે બહારથી જ ભોગસામગ્રીના સંગ્રહનો ત્યાગ કરતો હોય – એટલી જ વાત નથી, પરંતુ તે અંતરથી પણ ભોગસામગ્રીની આશા કે ઇચ્છાનો ત્યાગ કરી દે છે. આશા કે ઇચ્છાનો સર્વથા ત્યાગ ન થવા છતાં પણ તેનો ઉદ્દેશ્ય તેમના ત્યાગનો જ રહે છે.

**'શારીરં કેવલં કર્મ કુર્વન્' – 'શારીરમ્ કર્મ'** (શરીર સંબંધી કર્મ)ના બે અર્થ થાય છે – એક તો શરીરથી થવાવાળું કર્મ, અને બીજું શરીરનિર્વાહને માટે કરવામાં આવતું કર્મ. શરીરથી થવાવાળા કર્મની વાત પાંચમા અધ્યાયના અગિયારમા શ્લોકમાં પણ આવી છે, જેનું તાત્પર્ય એ છે કે સઘળાં કર્મો કેવળ શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ દ્વારા જ થઈ રહ્યાં છે, મારો તેમની સાથે કોઈ પણ સંબંધ નથી, એવું માનીને કર્મયોગી અંતઃકરણની શુદ્ધિ માટે કર્મો કરે છે. પરંતુ અહીં આવેલો શ્લોક નિવૃત્તિપરક છે, એટલે અહીં ઉપર્યુક્ત પદોનો અર્થ શરીર-નિર્વાહ-માત્રને માટે કરવામાં આવનારાં આવશ્યક કર્મો (ખાવું, પીવું, શૌચ, સ્નાન વગેરે) માનવું એ જ યોગ્ય પ્રતીત થાય છે. નિવૃત્તિપરાયણ કર્મયોગી કેવળ એટલાં જ કર્મો કરે છે,

જેટલામાંથી કેવળ શરીરનિર્વાહ થઈ જાય.

**'નાપ્નોતિ કિલ્બિષમ્'** – જે કર્મો કરવા અથવા ન કરવા સાથે પોતાનો કિંચિત્‌માત્ર પણ સંબંધ રાખે છે, તે પાપને અર્થાત્ જન્મમરણરૂપી બંધનને પ્રાપ્ત થાય છે, પરંતુ આશારહિત કર્મયોગી કર્મ કરવા અથવા ન કરવા સાથે પોતાનો કંઈ પણ સંબંધ નથી રાખતો, એટલા માટે તે પાપને પ્રાપ્ત નથી થતો અર્થાત્ તેનાં સઘળાં કર્મ અકર્મ બની જાય છે.

નિવૃત્તિપરાયણ હોવા છતાં પણ કર્મયોગી કદી આળસ-પ્રમાદ નથી કરતો. આળસ-પ્રમાદનો પણ ભોગ હોય છે. એકાંતમાં એમ જ પડ્યા રહેવાથી આળસનો ભોગ થાય છે અને શાસ્ત્રવિરુદ્ધ તથા નિરર્થક કર્મો કરવાથી પ્રમાદનો ભોગ થાય છે. આ રીતે નિવૃત્તિમાં આળસના સુખનો અને શાસ્ત્રવિરુદ્ધ પ્રવૃત્તિમાં પ્રમાદના સુખનો ભોગ થઈ શકે છે. આથી આળસ-પ્રમાદથી મનુષ્ય પાપને પ્રાપ્ત થાય છે. પરંતુ બહુ જ થોડાં કર્મો કરવા છતાં પણ નિવૃત્તિ-પરાયણ કર્મયોગીમાં કિંચિત્‌માત્ર પણ આળસ-પ્રમાદ નથી આવતાં. જો તેનામાં કિંચિત્‌માત્ર પણ આળસ-પ્રમાદ આવે, તો **'કિલ્બિષમ્ ન આપ્નોતિ'** કહેવાનું બનત જ નહિ. તે **'યતચિત્તાત્મા'** છે અર્થાત્ તેનાં શરીર, ઇન્દ્રિયો અને અંતઃકરણ વશમાં છે, એટલા માટે તેનામાં આળસ-પ્રમાદ આવી જ નથી શકતાં. શરીર, ઇન્દ્રિયો તથા અંતઃકરણ વશમાં હોવાથી, ભોગ-સામગ્રીનો ત્યાગ કરવાથી તથા આશા, કામના, મમતા વગેરેથી રહિત થવાથી તેના દ્વારા નિષિદ્ધ ક્રિયા થઈ શકતી જ નથી.

અહીં શંકા થઈ શકે છે કે જ્યારે તેના દ્વારા પાપક્રિયા થઈ શકતી જ નથી, ત્યારે એમ શા માટે કહેવામાં આવ્યું કે તે પાપને પ્રાપ્ત થતો નથી? એનું સમાધાન એ છે કે ક્રિયામાત્રના આરંભમાં અનિવાર્ય દોષ (પાપ) મળી આવતાં હોય છે – **'સર્વારમ્ભા હિ દોષેણ ધૂમેનાગ્નિરિવાવૃતાઃ'** (ગીતા અ. ૧૮/૪૮). પરંતુ મૂળમાં અસતનો સંગ– કામના, મમતા અને આસક્તિથી જ પાપ લાગે છે. કર્મયોગીમાં કામના, મમતા અને આસક્તિ હોતી જ નથી અથવા તેનો કામના, મમતા અને આસક્તિનો ઉદ્દેશ્ય જ નથી હોતો; એટલા માટે તેનું કર્મ કરવા સાથે અથવા ન કરવા સાથે કોઈ પ્રયોજન નથી હોતું. આ જ કારણે ન તો તેને કર્મોમાં રહેવાવાળું આનુષંગિક પાપ લાગે છે અને ન તો શાસ્ત્રવિહિત કર્મોના ત્યાગનું પણ પાપ લાગે છે.

બીજી એક શંકા એ થઈ શકે છે કે ત્રીજા અધ્યાયમાં ભગવાને સિદ્ધ મહાપુરુષને પણ (પોતાને માટે કોઈ કર્તવ્ય બાકી ન રહેવા છતાં પણ) લોકસંગ્રહને માટે કર્મો કરવાની પ્રેરણા કરી છે (અ. ૩/૨૫-૨૬). પોતાને માટે પણ ભગવાને કહ્યું છે કે ત્રિલોકમાં કંઈ પણ કર્તવ્ય અને પ્રાપ્તવ્ય ન હોવા છતાં પણ હું સાવધાનીપૂર્વક કર્મો કરું છું (અ. ૩/૨૨થી૨૪). આથી શરીરનિર્વાહમાત્રને માટે કર્મો કરવાવાળા કર્મયોગીને શું લોકસંગ્રહના ત્યાગનો દોષ નહિ લાગે? એનું સમાધાન એ છે કે કામના, મમતા વગેરે ન રહેવાને કારણે તેને કોઈ દોષ નથી લાગતો. જોકે સિદ્ધ મહાપુરુષમાં અને ભગવાનમાં કામના, મમતા વગેરેનો સર્વથા અભાવ હોય છે, તોપણ તેઓ જે લોકસંગ્રહને માટે કર્મો કરે છે, એ એમની દયા અને કૃપા જ છે. વાસ્તવમાં તેઓ લોકસંગ્રહ કરે અથવા ન કરે, તેમાં તેઓ સ્વતંત્ર છે, એની એમના ઉપર કોઈ જવાબદારી નથી (ગીતા અ. ૩/૧૮). વાસ્તવમાં આ પણ નિવૃત્તિપરાયણ સાધકોને માટે એક લોકસંગ્રહ જ છે. લોકસંગ્રહ કરવામાં નથી આવતો, પરંતુ થાય છે.

ત્રીજી એક શંકા એ પણ થઈ શકે છે કે ત્રીજા અધ્યાયના તેરમા શ્લોકમાં ભગવાને કેવળ પોતાના શરીરનું પોષણ કરવાવાળા મનુષ્યને પાપી કહ્યો છે અને અહીં કહે છે કે શરીર-નિર્વાહમાત્રને માટે કર્મો કરવાવાળો પાપને નથી પ્રાપ્ત થતો. બન્નેનું ઔચિત્ય કેવી રીતે કહેવાય? એનું સમાધાન એ છે કે જ્યાં સુધી ભોગબુદ્ધિ છે અને કર્મો તથા પદાર્થોમાં આસક્તિ રહેલી છે, ત્યાં સુધી કર્મો કરવા અથવા ન કરવાથી પાપ લાગે જ છે, એટલા માટે ત્યાં **'પચન્તિ આત્મકારણાત્'** પદો આવ્યાં છે. પરંતુ તે કર્મયોગીમાં ભોગબુદ્ધિ નથી અને કર્મો તથા પદાર્થોમાં આસક્તિ પણ નથી; આથી સર્વથા નિર્લિપ્ત થવાથી તેને કર્મો કરવા અથવા ન કરવાથી કિંચિત્‌માત્ર પણ પાપ નથી લાગતું.

***પ્રશ્ન*** – આ શ્લોકને જો સાંખ્યયોગીનો માની લઈએ તો શું વાંધો છે; કેમકે એમાં આવેલાં બધાં લક્ષણો સાંખ્યયોગીમાં બંધ બેસે છે.

***ઉત્તર*** – પહેલી વાત તો એ છે કે અહીં કર્મયોગનો પ્રસંગ છે, એટલા માટે આ શ્લોક મુખ્યરૂપે કર્મયોગીનો જ છે. બીજી વાત, સાંખ્યયોગી પોતાને કર્તા માનતો જ નથી. તેનામાં 'હું કંઈ પણ નથી કરતો' (ગીતા અ. ૫/૮) – એવો સ્પષ્ટ વિવેક રહેતો હોય છે; પછી તેને માટે 'કર્મો કરતો હોવા છતાં પણ પાપને નથી પ્રાપ્ત થતો' – એવું કહેવાનું કેવી રીતે બની શકે?

કર્મયોગના સાધકમાં તેવો સ્પષ્ટ વિવેક જાગ્રત ન હોવા છતાં પણ તેનો એ નિશ્ચય રહેતો હોય છે કે 'મારું કંઈ નથી; મારે માટે કંઈ ન જોઈએ; અને મારે માટે કંઈ નથી કરવાનું.' આ ત્રણ વાતોનો દૃઢ નિશ્ચય રહેવાને કારણે તે કર્મો કરતો હોવા છતાં પણ તેમનાથી નિર્લિપ્ત રહે છે.

લોકોમાં પ્રાયઃ એવી માન્યતા છે કે કર્મયોગી ગૃહસ્થ-આશ્રમમાં અને જ્ઞાનયોગી (સાંખ્યયોગી) સંન્યાસ-આશ્રમમાં રહે છે. પરંતુ વાસ્તવમાં એવી વાત નથી. જેને શરીરથી પોતાની અલગ સત્તાનો સ્પષ્ટ વિવેક છે, તે જ્ઞાનયોગી છે; ચાહે એ ગૃહસ્થ-આશ્રમમાં હોય અથવા સંન્યાસ-આશ્રમમાં. જેનામાં એટલો સ્પષ્ટ વિવેક નથી, પરંતુ ઉપર્યુક્ત ત્રણ વાતોનો નિશ્ચય પાકો છે, તે કર્મયોગી જ છે; ચાહે તે ગૃહસ્થ-આશ્રમમાં હોય અથવા સંન્યાસ-આશ્રમમાં.

—■—

**યદૃચ્છાલાભસંતુષ્ટો દ્વન્દ્વાતીતો વિમત્સરઃ ।**
**સમઃ સિદ્ધાવસિદ્ધૌ ચ કૃત્વાપિ ન નિબધ્યતે ॥ ૨૨॥**

| | |
|---|---|
| **યદૃચ્છા-લાભ-સન્તુષ્ટઃ** | = ઇચ્છા વિના આપમેળે મળેલા પદાર્થમાં જે સદાય સંતુષ્ટ રહે છે (અને) |
| **વિમત્સરઃ** | = અદેખાઈનો જેનામાં સર્વ રીતે અભાવ થઈ ગયો છે, |
| **દ્વન્દ્વાતીતઃ** | = દ્વંદ્વોથી રહિત (તથા) |
| **સિદ્ધૌ** | = સિદ્ધિ |
| **ચ** | = તથા |
| **અસિદ્ધૌ** | = અસિદ્ધિમાં |
| **સમઃ** | = સમ છે (તે) |
| **કૃત્વા** | = (કર્મ) કરતો હોવા છતાં |
| **અપિ** | = પણ |
| **ન** | = (કર્મોથી) નથી |
| **નિબધ્યતે** | = બંધાતો. |

*ટીકા* — **'યદૃચ્છાલાભસંતુષ્ટઃ'** — કર્મયોગી નિષ્કામ ભાવપૂર્વક સાંગોપાંગ રીતે સઘળાં કર્તવ્ય કર્મો કરે છે. ફળપ્રાપ્તિનો ઉદ્દેશ્ય ન રાખીને કર્મો કરતાં ફળના રૂપમાં તેને અનુકૂળતા કે પ્રતિકૂળતા, લાભ કે હાનિ, માન કે અપમાન, સ્તુતિ કે નિંદા વગેરે જે કાંઈ મળે છે, તેનાથી તેના અંતઃકરણમાં કોઈ અસંતોષ પેદા નથી થતો. જેવી રીતે, તે વેપાર કરતો હોય તો તેને વેપારમાં લાભ થાય અથવા હાનિ, તેના અંતઃકરણ ઉપર તેની કોઈ અસર નથી પડતી. તે દરેક પરિસ્થિતિમાં સમાન રૂપે સંતુષ્ટ રહે છે; કેમકે તેના મનમાં ફળની ઇચ્છા નથી હોતી. તાત્પર્ય એ છે કે વેપારમાં તેને લાભ-હાનિનું જ્ઞાન તો હોય છે તથા તે તેના અનુસાર યથોચિત ચેષ્ટા પણ કરે છે, પરંતુ પરિણામથી તે સુખી-દુઃખી નથી થતો. જો સાધકના અંતઃકરણ ઉપર અનુકૂળતા-પ્રતિકૂળતાની થોડી અસર પડી પણ જાય, તોપણ તેણે ગભરાવું નહિ જોઈએ; કેમકે સાધકના અંતઃકરણમાં તે પ્રભાવ સ્થાયી નથી રહેતો, જલદી દૂર થઈ જાય છે.

ઉપર્યુક્ત પદોમાં આવેલો **'લાભ'** શબ્દ પ્રાપ્તિના અર્થમાં છે, જેના અનુસાર કેવળ લાભ કે અનુકૂળતા મળવી એ જ 'લાભ' નથી, પરંતુ લાભ-હાનિ, અનુકૂળતા-પ્રતિકૂળતા વગેરે જે કંઈ પ્રાપ્ત થઈ જાય, તે બધું 'લાભ' જ છે.

**'વિમત્સરઃ'** - કર્મયોગી સઘળાં પ્રાણીઓની સાથે પોતાની એકતા માને છે – **'સર્વભૂતાત્મભૂતાત્મા'** (ગીતા અ. ૫/૭). એટલા માટે તેનો કોઈ પણ પ્રાણી સાથે કિંચિત્માત્ર પણ ઈર્ષ્યાનો ભાવ નથી રહેતો.

**'વિમત્સરઃ'** - પદ અલગ આપવાનો ભાવ એ છે કે પોતાનામાં કોઈ પણ પ્રાણીના પ્રત્યે કિંચિત્માત્ર પણ ઈર્ષ્યાનો ભાવ ન આવી જાય, એ બાબતમાં કર્મયોગી બહુ જ સાવધાન રહે છે. કારણ કે કર્મયોગીની સઘળી ક્રિયાઓ પ્રાણીમાત્રના હિતને માટે જ હોય છે; આથી જો તેનામાં કિંચિત્માત્ર પણ ઈર્ષ્યાનો ભાવ હશે, તો તેની સઘળી ક્રિયાઓ બીજાઓના હિતને માટે નહિ થઈ શકે.

ઈર્ષ્યાદોષ બહુ જ સૂક્ષ્મ છે. બે દુકાનદારો હોય અને પરસ્પરમાં મિત્રતા રાખતા હોય. તેમનામાં એકની દુકાન બીજાની અપેક્ષાએ વધુ ચાલે, તો બીજાનામાં થોડી ઈર્ષ્યા પેદા થઈ જશે કે તેની દુકાન વધુ ચાલે છે, અને મારી ઓછી ચાલે છે. આ રીતે ઈર્ષ્યાદોષને કારણે મિત્રથી પણ મિત્રની ઉન્નતિ સહન નથી થતી. જ્યાં પરસ્પરમાં પ્રેમ છે, એકતા છે, મિત્રતા છે, ત્યાં પણ ઈર્ષ્યાદોષ આવી જાય છે; પછી જ્યાં વેર, ભિન્નતા વગેરે હોય, ત્યાંનું તો કહેવું જ શું? એટલા માટે સાધકે આ પ્રકારના દોષથી બચવાને માટે વિશેષ સાવધાન રહેવું જોઈએ.

**'દ્વન્દ્વાતીતઃ'** – કર્મયોગી લાભ-હાનિ, માન-અપમાન, સ્તુતિ-નિંદા, અનુકૂળતા-પ્રતિકૂળતા, સુખ-દુઃખ વગેરે દ્વન્દ્વોથી અતીત હોય છે, એટલા માટે તેના અંતઃકરણમાં તે દ્વન્દ્વોથી થવાવાળા રાગ-દ્વેષ, હર્ષ-શોક વગેરે વિકારો નથી હોતા.

દ્વન્દ્વો અનેક પ્રકારના હોય છે જેમ કે – ભગવાનનું સગુણ-સાકાર રૂપ સારું છે કે નિર્ગુણ-નિરાકાર રૂપ સારું છે, અદ્વૈત સિદ્ધાંત સારો છે કે દ્વૈત સિદ્ધાંત સારો છે, ભગવાનમાં મન લાગ્યું કે ના લાગ્યું, એકાંત મળ્યું કે ના મળ્યું, શાંતિ મળી કે ના મળી, સિદ્ધિ મળી કે ન મળી વગેરે-વગેરે. આ

બધા દ્વન્દ્વોની સાથે સંબંધ ન રહેવાથી જ સાધક નિર્દ્વન્દ્વ થાય છે. જેવી રીતે ત્રાજવું કોઈ પણ તરફ નમી જાય તો તે બરાબર નથી કહેવાતું, એવી જ રીતે સાધકના અંતઃકરણમાં કોઈ પણ તરફ ઝોક થઈ જાય તો તે દ્વન્દ્વાતીત નથી કહેવાતો.

કર્મયોગી બધા પ્રકારના દ્વન્દ્વોથી પર થયેલો હોય છે, એટલા માટે તે સુખપૂર્વક સંસાર-બંધનથી મુક્ત થઈ જાય છે (ગીતા અ. ૫/૩).

**'સમઃ સિદ્ધાવસિદ્ધૌ ચ'** – કોઈ પણ કર્તવ્યકર્મનું નિર્વિઘ્નરૂપે પૂરું થઈ જવું એ સિદ્ધિ છે અને કોઈ પ્રકારના વિઘ્ન કે બાધાને કારણે તેનું પૂરું ન થવું એ અસિદ્ધિ છે. કર્મનું ફળ મળી જવું એ સિદ્ધિ છે અને ન મળવું એ અસિદ્ધિ છે. સિદ્ધિ અને અસિદ્ધિમાં રાગદ્વેષ, હર્ષશોક વગેરે વિકારોનું ન હોવું એને જ સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન રહેવું કહેવાય. બીજા અધ્યાયના અડતાળીસમા શ્લોકમાં **'સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા'** પદોમાં પણ આ જ ભાવ આવ્યો છે.

પોતાનું કંઈ પણ નથી, પોતાને માટે કંઈ પણ ના જોઈએ, અને પોતાને માટે કંઈ પણ નથી કરવાનું – આ ત્રણે વાતો બરાબર અનુભવમાં આવી જાય, ત્યારે સિદ્ધિ અને અસિદ્ધિમાં પૂર્ણ રીતે સમતા આવશે.

**'કૃત્વાપિ ન નિબધ્યતે'** – અહીં **'કૃત્વા અપિ'** પદોનું તાત્પર્ય એ છે કે કર્મયોગી કર્મો કરતો રહીને પણ નથી બંધાતો, પછી કર્મો ન કરતો હોય ત્યારે તો બંધાવાનો પ્રશ્ન જ પેદા નથી થતો. તે બન્ને અવસ્થાઓમાં નિર્લિપ્ત રહે છે.

જેવી રીતે માત્ર શરીર-નિર્વાહ માટે કર્મો કરવાવાળો કર્મયોગી કર્મોથી નથી બંધાતો, તેવી જ રીતે શાસ્ત્રવિહિત સઘળાં કર્મોને કરવાવાળો કર્મયોગી પણ કર્મોથી નથી બંધાતો.

વાસ્તવમાં જોવામાં આવે તો કર્મયોગમાં કર્મ કરવું, અધિક કરવું, ઓછું કરવું અથવા ન કરવું એ બંધન અથવા મુક્તિનું કારણ નથી. તેમની સાથે જે લિપ્તતા (આસક્તિ) છે, તે જ બંધનનું કારણ છે અને જે નિર્લિપ્તતા છે, તે જ મુક્તિનું કારણ છે. જેવી રીતે નાટકમાં એક વ્યક્તિ લક્ષ્મણનું અને બીજી વ્યક્તિ મેઘનાદનું પાત્ર ભજવે છે અને બન્ને વ્યક્તિઓ પોતપોતાના પાત્રને ઠીક-ઠીક ભજવતા હોવા છતાં પણ તેનાથી નિર્લિપ્ત રહે છે અર્થાત્ પોતાને વાસ્તવમાં લક્ષ્મણ કે મેઘનાદ નથી માનતા. તેવી જ રીતે કર્મયોગી પોતાના વર્ણ, આશ્રમ વગેરે અનુસાર કર્તવ્યોનું પાલન કરતો હોવા છતાં પણ તેમનાથી નિર્લિપ્ત રહે છે અર્થાત્ તેમની સાથે પોતાનો કોઈ જાતનો સંબંધ નથી માનતો. તેનો સંબંધ નિત્ય-નિરંતર રહેવાવાળા સ્વરૂપની સાથે રહે છે, પ્રતિક્ષણ પરિવર્તનશીલ પ્રકૃતિની સાથે નહિ. એટલા માટે તેની સ્થિતિ સ્વાભાવિક જ સમતામાં રહે છે. સમતામાં સ્થિતિ રહેવાથી તે કર્મો કરતો હોવા છતાં પણ તેમનાથી નથી બંધાતો.

જો વિશેષ વિચારપૂર્વક જોવામાં આવે તો સમતા સ્વતઃસિદ્ધ છે. એ પ્રત્યેક મનુષ્યનો અનુભવ છે કે અનુકૂળ પરિસ્થિતિમાં આપણે જેવા રહીએ છીએ, પ્રતિકૂળ પરિસ્થિતિ આવતાં પણ આપણે તેવા જ રહીએ છીએ. જો આપણે તેવા જ (એક જ ) ન રહેતા હોત, તો બે અલગ-અલગ (અનુકૂળ અને પ્રતિકૂળ) પરિસ્થિતિઓનું જ્ઞાન કેવી રીતે થાય? આથી સિદ્ધ થયું કે પરિવર્તન પરિસ્થિતિઓમાં થાય છે, પોતાના સ્વરૂપમાં નહિ. એટલા માટે પરિસ્થિતિઓના બદલાવા છતાં પણ સ્વરૂપે આપણે સમાન (જેમ છીએ તેમ) જ રહીએ છીએ. ભૂલ એ થાય છે કે આપણે પરિસ્થિતિઓની તરફ તો જોઈએ છીએ, પરંતુ સ્વરૂપની તરફ નથી જોતા. પોતાના સમ સ્વરૂપની તરફ ન જોવાને કારણે જ આપણે આવવા-જવાવાળી પરિસ્થિતિઓ સાથે મળીને સુખી-દુઃખી થઈએ છીએ.

—■—

*સંબંધ – ત્રીજા અધ્યાયના નવમા શ્લોકના પૂર્વાર્ધમાં ભગવાને 'વ્યતિરેક રીતિ'થી કહ્યું હતું કે યજ્ઞ સિવાયનાં કર્મો મનુષ્યને બાંધે છે. હવે ત્રેવીસમા શ્લોકના ઉત્તરાર્ધમાં તે જ વાતને 'અન્વય રીતિ'થી કહે છે.*

**ગતસઙ્ગસ્ય મુક્તસ્ય જ્ઞાનાવસ્થિતચેતસઃ ।**
**યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે ॥ ૨૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ગતસઙ્ગસ્ય** | = જેની આસક્તિ સર્વથા નાશ પામી ચુકી છે, | **જ્ઞાનાવસ્થિત-** | = જેની બુદ્ધિ સ્વરૂપના | **આચરતઃ** | = કર્મ કરનાર મનુષ્યનાં |
| **મુક્તસ્ય** | = જે મુક્ત થઈ ગયો છે, | **ચેતસઃ** | જ્ઞાનમાં સ્થિત છે, (એવા કેવળ) | **સમગ્રમ્** | = સમસ્ત |
| | | **યજ્ઞાય** | = યજ્ઞને અર્થે | **કર્મ** | = કર્મો |
| | | | | **પ્રવિલીયતે** | = નષ્ટ થઈ જાય છે. |

*ટીકા* – [કર્મયોગીનાં સઘળાં કર્મો વિલીન થવાની વાત ગીતામાં કેવળ આ જ શ્લોકમાં આવી છે, એટલા માટે આ કર્મયોગનો મુખ્ય શ્લોક છે. એવી જ રીતે ચોથા અધ્યાયનો છત્રીસમો શ્લોક જ્ઞાનયોગનો અને અઢારમા અધ્યાયનો છાસઠમો શ્લોક ભક્તિયોગનો મુખ્ય શ્લોક છે.]

**'ગતસઙ્ગસ્ય'** – ક્રિયાઓનો, પદાર્થોનો, ઘટનાઓનો, પરિસ્થિતિઓનો, વ્યક્તિઓનો જે સંગ છે, એમની સાથે જે હૃદયની ગાંઠ છે, તે જ વાસ્તવમાં બાંધનારી અથવા જન્મ-મરણ આપનારી છે (ગીતા અ. ૧૩/૨૧). સ્વાર્થભાવને છોડીને કેવળ લોકોના હિતને માટે, લોકસંગ્રહાર્થે કર્મો કરતો રહેવાથી કર્મયોગી ક્રિયાઓ, પદાર્થો વગેરેથી અસંગ થઈ જાય છે અર્થાત્ તેની આસક્તિ સંપૂર્ણપણે દૂર થઈ જાય છે.

વાસ્તવમાં મનુષ્ય સ્વરૂપથી અસંગ જ છે – **'અસઙ્ગો હ્યયં પુરુષઃ'** (બૃહદારણ્યક. ૪/૩/૧૫). પરંતુ અસંગ હોવા છતાં પણ આ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ, પરિસ્થિતિ, વ્યક્તિ વગેરે સાથે સંબંધ માનીને સુખની ઇચ્છાથી તેઓમાં તે બદ્ધ થઈ જાય છે. મારું મનગમતું થાય અર્થાત્ જે હું ઇચ્છું છું, તે જ થાય અને જે હું નથી ઇચ્છતો, તે ના થાય – એવો ભાવ જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી આ સંગ વધતો જ રહે છે. વાસ્તવમાં જે થાય છે તે થવાવાળું જ છે. જે થવાવાળું છે તેને ઇચ્છો કે ના ઇચ્છો, તે થશે જ; અને જે નથી થવાવાળું, તેને ઇચ્છો કે ના ઇચ્છો, તે નહિ થાય. આથી પોતાનું મનગમતું કરીને મનુષ્ય વ્યર્થમાં (વિના કારણ) ફસાય છે અને દુઃખ પામે છે.

કર્મયોગી સંસાર પાસેથી મળેલી શરીર વગેરે વસ્તુઓને પોતાની અને પોતાને માટેની ન માનીને તેમને સંસારની જ માનીને સંસારની સેવામાં અર્પણ કરી દે છે. તેનાથી વસ્તુઓ અને ક્રિયાઓનો પ્રવાહ સંસાર તરફ જ થઈ જાય છે અને પોતાનું અસંગ સ્વરૂપ જેમ છે તેમ રહી જાય છે.

કર્મયોગીનો 'અહમ્' પણ સેવામાં લાગી જાય છે. તાત્પર્ય એ છે કે તેના હૈયામાં 'હું સેવક છું' એ ભાવ પણ નથી રહેતો. એ ભાવ પણ મનુષ્યને સેવકપણાના અભિમાન વડે બાંધી દે છે. સેવકપણાનું અભિમાન ત્યારે જ થાય છે, જ્યારે સેવાસામગ્રીની સાથે પોતાપણું હોય છે. સેવાની વસ્તુ તેની જ હતી, તેને જ આપી દીધી તો સેવા શું થઈ? આપણે તો તેનાથી ઋણમુક્ત થયા, એટલા માટે સેવક ન રહ્યા, કેવળ સેવા રહી ગઈ. એ ભાવ રહે કે સેવાના બદલામાં ધન, માન, મોટાઈ, પદ, અધિકાર વગેરે કંઈ પણ લેવું નથી; કેમકે તેના ઉપર આપણો હક જ નથી લાગતો, તેનો સ્વીકાર કરવો એ તો અનધિકાર ચેષ્ટા છે. લોકો મને સેવક કહે – એવો ભાવ પણ ન રહે અને જો તેઓ કહે તો તેમાં રાજી પણ ન થવું. આ રીતે સંસારની વસ્તુઓને સંસારની સેવામાં સર્વ રીતે યોજી દેવાથી અંતઃકરણમાં એક પ્રસન્નતા થાય છે. એ પ્રસન્નતાનો પણ ભોગ ન કરવામાં આવે તો સ્વતઃસિદ્ધ અસંગતાનો અનુભવ થઈ જાય છે.

**'મુક્તસ્ય'** – જે પોતાના સ્વરૂપથી સર્વથા અલગ છે, તે ક્રિયાઓ અને શરીર વગેરે પદાર્થો સાથે પોતાનો સંબંધ ન હોવા છતાં પણ કામના, મમતા અને આસક્તિપૂર્વક તેમની સાથે પોતાનો સંબંધ માની લેવાથી મનુષ્ય બંધાઈ જાય છે અર્થાત્ પરાધીન થઈ જાય છે. કર્મયોગનું અનુષ્ઠાન કરવાથી જ્યારે માની લીધેલો (અવાસ્તવિક) સંબંધ દૂર થઈ જાય છે, ત્યારે કર્મયોગી સર્વથા અસંગ બની જાય છે. અસંગ થતાં જ તે સર્વથા મુક્ત બની જાય છે અર્થાત્ સ્વાધીન બની જાય છે.

**'જ્ઞાનાવસ્થિતચેતસઃ'** – જેની બુદ્ધિમાં સ્વરૂપનું જ્ઞાન નિત્યનિરંતર જાગ્રત રહે છે, તે **'જ્ઞાનાવસ્થિતચેતસઃ'** છે. સ્વરૂપજ્ઞાન થતાં જ તેની સ્વરૂપમાં સ્થિતિ થઈ જાય છે, જે વાસ્તવમાં પહેલેથી જ હતી.

વાસ્તવમાં જ્ઞાન સંસારનું જ થાય છે. સ્વરૂપનું જ્ઞાન નથી થતું; કેમકે સ્વરૂપ આપમેળે જ્ઞાનસ્વરૂપ છે. ક્રિયા અને પદાર્થ જ સંસાર છે. ક્રિયા અને પદાર્થનો વિભાગ અલગ છે તથા સ્વરૂપનો વિભાગ અલગ છે અર્થાત્ ક્રિયા અને પદાર્થનો સ્વરૂપની સાથે કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી. ક્રિયા અને પદાર્થ જડ છે તથા સ્વરૂપ ચેતન છે. ક્રિયા અને પદાર્થ પ્રકાશ્ય છે તથા સ્વરૂપ પ્રકાશક છે. આ રીતે ક્રિયા અને પદાર્થની સ્વરૂપ સાથેની ભિન્નતાનું સારું એવું જ્ઞાન થતાં જ ક્રિયા અને પદાર્થરૂપી સંસાર સાથે સંબંધ-વિચ્છેદ થઈને સ્વતઃસિદ્ધ અસંગ સ્વરૂપમાં સ્થિતિનો અનુભવ થઈ જાય છે.

**'યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે'** – 'કર્મમાં અકર્મ' જોવાનો જ એક પ્રકાર છે – 'યજ્ઞાર્થ કર્મ' અર્થાત્ યજ્ઞને માટે કર્મ કરવું. નિઃસ્વાર્થભાવથી કેવળ બીજાઓના હિતને માટે કર્મો કરવાં એ 'યજ્ઞ' છે. જે યજ્ઞને માટે જ સઘળાં કર્મો કરે છે, તે કર્મબંધનથી મુક્ત થઈ જાય અને જે યજ્ઞને માટે કર્મો નથી કરતો અર્થાત્ પોતાને માટે કર્મો કરે છે, તે કર્મો વડે બંધાઈ જાય છે – **'યજ્ઞાર્થાત્કર્મણોઽન્યત્ર લોકોઽયં કર્મબન્ધનઃ'** (ગીતા અ. ૩/૯).

પ્રકૃતિનું કાર્ય છે – ક્રિયા અને પદાર્થ. આ બન્નેમાં

ક્રિયાનો પણ આદિ અને અંત થાય છે તથા પદાર્થનો પણ આદિ અને અંત થાય છે. ક્રિયા આરંભ થતાં પહેલાં પણ ન હતી અને સમાપ્ત થયા બાદ પણ નહિ રહે, એટલા માટે વચમાં પણ તે નથી – એવું સિદ્ધ થયું. આ જ રીતે પદાર્થ ઉત્પન્ન થતાં પહેલાં પણ ન હતો અને નષ્ટ થયા બાદ પણ નહિ રહે, એટલા માટે વચમાં પણ તે નથી – એ સિદ્ધ થયું; કેમકે એ સિદ્ધાંત છે કે જે વસ્તુ આદિ અને અંતમાં નથી હોતી, તે મધ્ય (વર્તમાન)માં પણ નથી હોતી.[૧] પરંતુ ચેતન કે સ્વરૂપનો આદિ અને અંત નથી હોતો, તે સદા અક્રિય રૂપે જેમ છે તેમ રહે છે. તે ચેતનતત્ત્વ ક્રિયા અને પદાર્થ – બન્નેનું પ્રકાશક છે. આ રીતે ક્રિયા અને પદાર્થોની સાથે કિંચિત્‌માત્ર પણ સંબંધ ન હોવા છતાં પણ જ્યારે તે તેમની સાથે પોતાનો સંબંધ માની લે છે, ત્યારે તે બંધાઈ જાય છે. આ બંધનથી છૂટવાનો ઉપાય છે – ફળેચ્છાનો ત્યાગ કરીને કેવળ બીજાઓના હિતને માટે કર્મો કરવાં.

સંસારમાં અનેક પ્રકારની ક્રિયાઓ થઈ રહી છે અને અનેક પ્રકારના પદાર્થો વિદ્યમાન છે. પરંતુ મનુષ્ય જે ક્રિયાઓ અને પદાર્થોની સાથે આસક્તિ, મમતા અને કામનાપૂર્વક પોતાનો સંબંધ માને છે, તે જ ક્રિયાઓ અને પદાર્થો વડે તે બંધાય છે. જ્યારે મનુષ્ય કામના, મમતા અને આસક્તિનો ત્યાગ કરીને કેવળ બીજાઓના હિતને માટે સઘળાં કર્મો કરે છે અને મળેલા પદાર્થોને બીજાઓના જ માનીને તેમની સેવામાં યોજે છે, ત્યારે કર્મયોગીનાં સઘળાં (ક્રિયમાણ, સંચિત અને પ્રારબ્ધ) કર્મો વિલીન થઈ જાય છે અર્થાત્ તેને કર્મોની સાથે પોતાની સ્વતઃસિદ્ધ અસંગતાનો અનુભવ થઈ જાય છે.

## વિશેષ વાત

(૧) કર્તા, કરણ અને કર્મ – આ ત્રણેના મળવાથી કર્મોનો સંચય થાય છે (ગીતા અ. ૧૮/૧૮). જો કર્તાપણું ન રહે તો કર્મોનો સંગ્રહ નથી થતો; કેમકે કરણ અને કર્મ-બન્ને કર્તાને જ આધીન છે. આથી કર્મસંચયનું મુખ્ય કારણ કર્તાપણું જ છે.

વિચારપૂર્વક જોવામાં આવે તો કંઈ ને કંઈ મેળવવાની ઇચ્છાથી જ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે, જેથી કર્તાપણું ઉત્પન્ન થાય છે. કર્તાપણાથી બંધન થાય છે. જ્યારે મનુષ્ય મેળવવાની ઇચ્છાથી પોતાને માટે કર્મો કરે છે, ત્યારે તેનું કર્તાપણું દૃઢ થઈ જાય છે. જ્યારે કર્મયોગી મેળવવાની ઇચ્છાનો ત્યાગ કરીને કેવળ યજ્ઞને માટે અર્થાત્ બીજાઓના હિતને માટે કર્મ કરે છે, ત્યારે તેનું કર્તાપણું બીજાઓને માટે હોય છે; એનાથી તેને પોતાની અસંગતાનો અનુભવ થઈ જાય છે. એટલા માટે તેના દ્વારા થવાવાળાં કર્મોનો સંચય નથી થતો; કારણ કે જ્યારે આધાર (કર્તાપણું) જ ન રહ્યું, ત્યારે કર્મો ટકશે જ ક્યાં?

કર્મયોગમાં 'મમતા' (મારાપણા)નો ત્યાગ અને જ્ઞાનયોગમાં 'અહંતા' (હુંપણા)નો ત્યાગ મુખ્ય છે. મમતાનો ત્યાગ થવાથી અહંતાનો અને અહંતાનો ત્યાગ થવાથી મમતાનો ત્યાગ આપમેળે થઈ જાય છે. એટલા માટે કર્મયોગમાં પહેલાં 'મમતા' દૂર થાય છે, પછી અહંતા આપમેળે દૂર થઈ જાય છે[૨] અને જ્ઞાનયોગમાં પહેલાં 'અહંતા' દૂર થાય છે, પછી 'મમતા' આપમેળે દૂર થઈ જાય છે. અહંતા અને મમતા દૂર થતાં કર્તાપણું અને ભોક્તાપણું પણ દૂર થઈ જાય છે.

કર્મયોગી પોતાને માટે કોઈ કર્મ કરતો જ નથી અને કંઈ ઇચ્છતો પણ નથી; આથી તે કર્મોના ફળનો ભોક્તા બનતો નથી જેવી રીતે, એક વ્યક્તિને અહીં કેટલીક સજાઓ ભોગવવાની છે. પરંતુ તે મરી જાય તો અહીં એની બધી જ સજાઓ સમાપ્ત થઈ જાય છે; કેમકે જ્યારે ભોગવવાવાળી વ્યક્તિ જ નથી રહી, ત્યારે શિક્ષા ભોગવશે જ કોણ? એવી જ રીતે જ્યારે કર્મયોગીનું ભોક્તાપણું દૂર થઈ જાય છે, ત્યારે તેનાં બધાં કર્મો સમાપ્ત થઈ જાય છે; કેમકે જ્યારે ભોક્તા જ નથી રહ્યો ત્યારે કર્મોનું ફળ ભોગવશે કોણ?

(૨) આ જ અધ્યાયના નવમા શ્લોકમાં ભગવાને કહ્યું કે 'મારા જન્મો અને કર્મો દિવ્ય છે – આ રીતે જે મનુષ્ય તત્ત્વથી જાણી લે છે, તે મને પ્રાપ્ત થાય છે.' જન્મો તો કેવળ ભગવાનના જ દિવ્ય હોય છે, પરંતુ કર્મો મનુષ્યમાત્રનાં પણ (જો તે કરવા ઇચ્છે તો) દિવ્ય થઈ શકે છે. આથી આ અધ્યાયના ચૌદમા શ્લોકમાં ભગવાન પોતાનાં કર્મોની દિવ્યતાનું કારણ બતાવે છે કે કર્મોના ફળમાં મારી સ્પૃહા નથી, એટલા માટે મને કર્મો લિપ્ત નથી કરતાં અર્થાત્ મારાં કર્મ, અકર્મ બની જાય છે. આ રીતે કર્મોનું તત્ત્વ જાણીને જે કર્મો કરે છે, તેનાં પણ કર્મ અકર્મ બની જાય છે. પછી પંદરમા શ્લોકમાં ભગવાને કહ્યું

૧. **આદાવન્તે ચ યન્નાસ્તિ વર્તમાનેઽપિ તત્તથા ।** (માણ્ડૂક્યકારિકા ૪/૩૧)

૨. અહંતાની સાથે પણ મમતા રહે છે; જેમકે – મારો અહંકાર. એટલા માટે કર્મયોગમાં મમતાનો સર્વથા ત્યાગ થતાં અહંતાની સાથે પણ મમતા નથી રહેતી. પછી અહંતા (કથનમાત્રને માટે) કેવળ સંસારની સેવાને માટે જ રહી જાય છે.

કે મુમુક્ષુઓએ પણ આ જ રીતે સમજીને કર્મો કર્યાં છે. તેના પછી સોળમા શ્લોકમાં ભગવાન કર્મોનું તત્ત્વ કહેવાની પ્રતિજ્ઞા કરે છે, અને સત્તરમા શ્લોક કહે છે કે કર્મ, વિકર્મ અને અકર્મ – ત્રણેનું તત્ત્વ જાણવું જોઈએ. પછી અઢારમા શ્લોકમાં ભગવાને પ્રધાનરૂપે કર્મોનું તત્ત્વ (અકર્મ અથવા અનાસક્તિ) બતાવ્યું.

કામનાથી 'કર્મ' થાય છે, કામના વધવાથી 'વિકર્મ' થાય છે અને કામનાનો અત્યંત અભાવ થવાથી 'અકર્મ' થાય છે. મૂળમાં આ (સોળમાથી બત્રીસમા શ્લોક સુધીના) વિષયનું તાત્પર્ય 'અકર્મ'નું વર્ણન કરવાનું જ છે. એટલા માટે ભગવાને કર્મ અને વિકર્મ – બન્નેના મૂળ કારણ 'કામના'ના ત્યાગનું તથા 'અકર્મ'નું વર્ણન ઓગણીસમાથી ત્રેવીસમા શ્લોક સુધી પ્રત્યેક શ્લોકમાં કર્યું છે[1] અને અંતમાં બત્રીસમા શ્લોકમાં આ વિષયનો ઉપસંહાર કર્યો છે.

**પરિશિષ્ટ ભાવ :** એક 'ક્રિયા' હોય છે, એક 'કર્મ' હોય છે અને એક 'કર્મયોગ' હોય છે. શરીર બાળકમાંથી યુવાન અને યુવાનથી વૃદ્ધ થાય છે - આ ક્રિયા છે. ક્રિયાથી ન તો પાપ થાય છે કે ન પુણ્ય; ન બંધન થાય છે, ન મુક્તિ. જેમ ગંગાજીનું વહેવું ક્રિયા છે, તેથી તેમાં કોઈ ડૂબીને મરી જાય અથવા ખેતી વગેરેમાં તે પાણીથી પરોપકાર થઈ જાય તો ગંગાજીને પાપ-પુણ્ય લાગતું નથી. જ્યારે મનુષ્ય 'કર્મ' સાથે સંબંધ જોડીને કર્તા બની જાય છે અર્થાત્ પોતાના માટે ક્રિયા કરે છે, ત્યારે તે ક્રિયા ફળદાયી 'કર્મ' બની જાય છે. કર્મથી બંધન થાય છે. **'યજ્ઞાર્થાત્કર્મણોઽન્યત્ર લોકોઽયં કર્મબંધનઃ'**(ગીતા ૩/૯). કર્મબંધનથી છૂટવા માટે જ્યારે મનુષ્ય પોતાના માટે કશું કરતો નથી, બલ્કે નિઃસ્વાર્થભાવેમાત્ર અન્યના હિતને માટે જ કર્મ કરે છે, ત્યારે તે 'કર્મયોગ' બની જાય છે. કર્મયોગથી બંધન ખતમ થઈ જાય છે - **'યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે.'** બંધન ખતમ થતાં યોગ થઈ જાય છે અર્થાત્ પરમાત્માની સાથે નિત્ય-સંબંધનો અનુભવ થઈ જાય છે.

આ તેવીસમો શ્લોક કર્મયોગનો મુખ્ય શ્લોક છે. જેમ કે ભગવાને **'જ્ઞાનાગ્નિ સર્વકર્માણિ ભસ્મસાત્કુરુતે'** (૪/૩૭) પદો દ્વારા જ્ઞાનાગ્નિ દ્વારા જ્ઞાનયોગીના સંપૂર્ણ પાપ ભસ્મ થવાની વાત કહી છે અને **'અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ'** (૧૮/૬૬) પદો દ્વારા ભક્તના બધાં જ પાપ નષ્ટ થવાની વાત કહી છે, એ જ પ્રમાણે આ શ્લોકમાં **'યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે'** પદોથી કર્મયોગીના સમગ્ર કર્મ (પાપ) નષ્ટ થવાની વાત કહી છે.



*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને જણાવ્યું કે યજ્ઞને માટે કર્મ કરવાથી સઘળાં કર્મો વિલીન થઈ જાય છે. સાધકોની રુચિ, વિશ્વાસ અને યોગ્યતાની ભિન્નતાને કારણે સાધન પણ ભિન્ન-ભિન્ન પ્રકારનાં હોય છે. એટલા માટે હવે આગળના સાત શ્લોકોમાં (ચોવીસમાથી ત્રીસમા શ્લોક સુધી) ભગવાન ભિન્ન-ભિન્ન પ્રકારનાં સાધનોનું 'યજ્ઞ'રૂપે વર્ણન કરે છે.*

**બ્રહ્માર્પણં બ્રહ્મ હવિર્બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ્ ।**
**બ્રહ્મૈવ તેન ગન્તવ્યં બ્રહ્મકર્મસમાધિના ॥ ૨૪॥**

**અર્પણમ્** = અર્પણ એટલે જેના વડે અર્પણ કરાય છે તે સ્રુક્-સ્રુવા આદિ પાત્રો (પણ)
**બ્રહ્મ** = બ્રહ્મ છે,
**હવિઃ** = હવન કરવા માટેનું દ્રવ્ય (તલ, જવ, ઘી વગેરે) (પણ)
**બ્રહ્મ** = બ્રહ્મ છે (તથા)
**બ્રહ્મણા** = બ્રહ્મરૂપી હોતા દ્વારા
**બ્રહ્માગ્નૌ** = બ્રહ્મરૂપી અગ્નિમાં
**હુતમ્** = હોમવારૂપી ક્રિયા (પણ બ્રહ્મ છે),
**બ્રહ્મકર્મ-** (આવો યજ્ઞ કરનારા)
**સમાધિના** = જે મનુષ્યની બ્રહ્મમાં જ કર્મ-સમાધિ થઈ ગઈ છે,
**તેન** = તેના દ્વારા
**ગન્તવ્યમ્** = મળવા પાત્ર (ફળ પણ)
**બ્રહ્મ** = બ્રહ્મ
**એવ** = જ છે.

૧. ઉદાહરણાર્થે – કામનાના ત્યાગની વાત આ પદોમાં આવી છે – **'કામસંકલ્પવર્જિતાઃ'** (અ. ૪/૧૯); **'ત્યક્ત્વા કર્મફલાસઙ્ગમ્'** (અ. ૪/૨૦); **'નિરાશીઃ'** (અ. ૪/૨૧); **'યદૃચ્છાલાભસંતુષ્ટઃ'** (અ. ૪/૨૨) અને **'ગતસઙ્ગસ્ય'** (અ. ૪/૨૩).
અકર્મની વાત આ પદોમાં આવી છે – **'જ્ઞાનાગ્નિદગ્ધકર્માણમ્'** (અ. ૪/૧૯); **'નૈવ કિંચિત્કરોતિ સઃ'** (અ. ૪/૨૦); **'કર્મ કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્'** (અ. ૪/૨૧); **'કૃત્વાપિ ન નિબધ્યતે'** (અ. ૪/૨૨) અને **'કર્મ સમગ્રં પ્રવિલીયતે'** (અ. ૪/૨૩).

*ટીકા* – [યજ્ઞમાં આહુતિ મુખ્ય હોય છે. તે આહુતિ ત્યારે પૂર્ણ થાય છે, જ્યારે તે અગ્નિરૂપ જ બની જાય અર્થાત્ હવ્ય પદાર્થની અગ્નિથી અલગ સત્તા જ ન રહે. એ જ રીતે જેટલાં પણ સાધનો છે, બધાં સાધ્યરૂપ બની જાય, ત્યારે તે યજ્ઞ બને છે.]

જેટલા પણ યજ્ઞો છે, તેમાં પરમાત્મતત્ત્વનો અનુભવ કરવો એ ભાવના નથી, પરંતુ વાસ્તવિકતા છે. ભાવના તો પદાર્થોની છે.

આ ચોવીસમા શ્લોકથી ત્રીસમા શ્લોક સુધી જે યજ્ઞોનું વર્ણન કરવામાં આવ્યું છે, તે બધા 'કર્મયોગ'ની અંતર્ગત છે; કારણ કે ભગવાને આ વિષયના ઉપક્રમમાં પણ **'તત્તે કર્મ પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્'** (અ. ૪/૧૬) – એમ કહ્યું છે; અને ઉપસંહારમાં પણ **'કર્મજાન્વિદ્ધિ તાન્સર્વાનેવં જ્ઞાત્વા વિમોક્ષ્યસે'** (૪/૩૨) – એવું કહ્યું છે તથા વચમાં પણ કહ્યું છે – **'યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે'** (૪/૨૩). મુખ્ય વાત એ છે કે યજ્ઞકર્તાનાં બધાં કર્મ 'અકર્મ' થઈ જાય. યજ્ઞ કેવળ યજ્ઞપરંપરાના રક્ષણને માટે કરવામાં આવે તો સઘળે - સઘળાં કર્મ અકર્મ બની જાય છે. આથી આ બધા યજ્ઞોમાં 'કર્મમાં અકર્મ'નું જ વર્ણન છે.]

**'બ્રહ્માર્પણં બ્રહ્મ હવિઃ'** – જે પાત્ર વડે અગ્નિમાં આહુતિ આપવામાં આવે છે, તે સ્રુક્ સ્રુવા (ચાટવો) વગેરેને અહીં **'અર્પણમ્'** પદ વડે કહેવામાં આવ્યાં છે – **'અર્પ્યતે અનેન ઇતિ અર્પણમ્'** એ અર્પણને બ્રહ્મ જ માનવું.

તલ, જવ, ઘી વગેરે જે પદાર્થોનો હવન કરવામાં આવે છે, તે હવ્ય પદાર્થોને પણ બ્રહ્મ જ માનવા.

**'બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ્'** – આહુતિ આપવાવાળો પણ બ્રહ્મ જ છે (ગીતા ૧૩/૨), જેમાં આહુતિ આપવામાં આવી રહી છે, તે અગ્નિ પણ બ્રહ્મ જ છે અને આહુતિ આપવારૂપી ક્રિયા પણ બ્રહ્મ જ છે – એવું માનવું.

**'બ્રહ્મકર્મસમાધિના'** – જેવી રીતે હવન કરવાવાળો પુરુષ સ્રુવા, હવિ, અગ્નિ વગેરે બધાને બ્રહ્મનું જ સ્વરૂપ માને છે, એવી જ રીતે જે પ્રત્યેક કર્મમાં કર્તા, કરણ, કર્મ અને પદાર્થ બધાને બ્રહ્મરૂપ જ અનુભવ કરે છે, તે પુરુષની બ્રહ્મમાં જ કર્મ-સમાધિ થાય છે અર્થાત્ તેની સઘળાં કર્મોમાં બ્રહ્મબુદ્ધિ થાય છે. તેને માટે સઘળાં કર્મો બ્રહ્મરૂપ જ બની જાય છે. બ્રહ્મના સિવાય કર્મોનું પોતાનું કોઈ અલગ સ્વરૂપ રહેતું જ નથી.

**'બ્રહ્મૈવ તેન ગન્તવ્યમ્'** – બ્રહ્મમાં જ કર્મ-સમાધિ થવાથી જેનાં સઘળાં કર્મો બ્રહ્મરૂપ જ બની ગયાં છે, તેને ફળના રૂપમાં નિઃસંદેહ બ્રહ્મની જ પ્રાપ્તિ થાય છે. કારણ કે તેની દૃષ્ટિમાં બ્રહ્મના સિવાય બીજા કોઈની સ્વતંત્ર સત્તા રહેતી જ નથી.

આ (ચોવીસમા) શ્લોકને વિદ્વાનો ભોજનના સમયે બોલે છે, જેથી ભોજનરૂપી કર્મ પણ યજ્ઞ બની જાય. ભોજનરૂપી કર્મમાં બ્રહ્મબુદ્ધિ આ રીતે કરી શકાય છે –

(૧) જેના વડે અર્પણ કરવામાં આવે છે, તે હાથ પણ બ્રહ્મરૂપ છે – **'સર્વતઃ પાણિપાદં તત્'** (ગીતા ૧૩/૧૩).

(૨) ભોજનના પદાર્થો પણ બ્રહ્મરૂપ છે – **'અહમેવાજ્યમ્'** (ગીતા ૯/૧૬).

(૩) ભોજન કરવાવાળો પણ બ્રહ્મરૂપ છે – **'મમૈવાંશો જીવલોકે'** (ગીતા ૧૫/૭).

(૪) જઠરાગ્નિ પણ બ્રહ્મરૂપ છે – **'અહમ્ વૈશ્વાનરઃ'** (ગીતા ૧૫/૧૪).

(૫) ભોજન કરવારૂપી ક્રિયા અર્થાત્ જઠરાગ્નિમાં અન્નની આહુતિ આપવારૂપી ક્રિયા પણ બ્રહ્મ છે – **'અહમ્ હુતમ્'** (ગીતા ૯/૧૬).

(૬) આ રીતે ભોજન કરવાવાળા મનુષ્યો દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય ફળ પણ બ્રહ્મ જ છે – **'યજ્ઞશિષ્ટામૃતભુજો યાન્તિ બ્રહ્મ સનાતનમ્'** (ગીતા ૪/૩૧).

## માર્મિક વાત

પ્રકૃતિનું કાર્ય એવા સંસારનું સ્વરૂપ છે – ક્રિયા અને પદાર્થ. વાસ્તવિક દૃષ્ટિએ જોવામાં આવે તો પ્રકૃતિ કે સંસાર ક્રિયારૂપ જ છે.[1] કારણ કે પદાર્થ એક ક્ષણ પણ સ્થિર નથી રહેતો; તેમાં નિરંતર પરિવર્તન થતું રહે છે. આથી વાસ્તવમાં પદાર્થ પરિવર્તનરૂપી ક્રિયાનો પુંજ જ છે. કેવળ 'રાગ'ને કારણે પદાર્થનું પ્રાધાન્ય દેખાય છે. સઘળી ક્રિયાઓ અભાવમાં જઈ રહી છે. આથી સંસાર અભાવરૂપ જ છે. ભાવરૂપે કેવળ એક અક્રિય તત્ત્વ બ્રહ્મ જ છે, જેની સત્તાથી અભાવરૂપી સંસાર પણ સત્તાવાન પ્રતીત થઈ રહ્યો છે. સંસારની અભાવરૂપતાને આ રીતે સમજી શકીએ છીએ –

સંસારની ત્રણ અવસ્થાઓ દેખાય છે – ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય; જેમ કે – વસ્તુ ઉત્પન્ન થાય છે, પછી રહે છે અને અંતે નષ્ટ થઈ જાય છે અથવા મનુષ્ય જન્મ લે છે, પછી રહે છે અને અંતે મરી જાય છે. એનાથી

૧. **પ્રકર્ષેણ કરણં (ભાવે લ્યુટ્) ઇતિ પ્રકૃતિઃ। સમ્યગ્રીત્યા સરતીતિ સંસારઃ।**

આગળ વિચાર કરીએ તો કેવળ ઉત્પત્તિ અને પ્રલયનો જ ક્રમ છે, સ્થિતિ વસ્તુતઃ છે જ નહિ; જેમ કે – જો મનુષ્યનું પૂરું આયુષ્ય પચાસ વર્ષનું હોય, તો વીસ વર્ષ વીત્યા પછી તેનું આયુષ્ય ત્રીસ વર્ષનું જ રહી જાય છે. એનાથી આગળ વિચાર કરીએ તો કેવળ પ્રલય જ પ્રલય (નાશ જ નાશ) છે, ઉત્પત્તિ છે જ નહિ; જેમ કે – આયુષ્યનાં જેટલાં વર્ષો વીતી ગયાં, તેટલાં વર્ષો મનુષ્ય મરી જ ગયો. આ રીતે મનુષ્ય પ્રતિક્ષણે જ મરી રહ્યો છે, તેનું જીવન પ્રતિક્ષણે મૃત્યુમાં જઈ રહ્યું છે. દૃશ્યમાત્ર પ્રતિક્ષણે અદૃશ્યમાં જઈ રહ્યું છે. પ્રલય, અભાવનું જ નામ છે, એટલા માટે અભાવ જ શેષ રહ્યો. અભાવની સત્તા ભાવરૂપી બ્રહ્મ ઉપર જ ટકી રહેલી છે. આથી ભાવરૂપે એક બ્રહ્મ જ શેષ રહ્યું – **'સર્વં ખલ્વિદં બ્રહ્મ'** (છાંદોગ્ય. ૩/૧૪/૧); **'વાસુદેવઃ સર્વમ્'** (ગીતા ૭/૧૯).

—■—

**દૈવમેવાપરે યજ્ઞં યોગિનઃ પર્યુપાસતે ।**
**બ્રહ્માગ્નાવપરે યજ્ઞં યજ્ઞેનૈવોપજુહ્વતિ ॥ ૨૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અપરે** | = બીજા | **એવ** | = જ | **યજ્ઞેન** | = (વિચારરૂપી) યજ્ઞ દ્વારા |
| **યોગિનઃ** | = યોગીજનો | **પર્યુપાસતે** | = અનુષ્ઠાન કરે છે (અને) | **એવ** | = જ |
| **દૈવમ્** | = દૈવ (ભગવદર્પણરૂપી) | **અપરે** | = અન્ય (યોગીજનો) | **યજ્ઞમ્** | = (જીવાત્મારૂપી) યજ્ઞનો |
| **યજ્ઞમ્** | = યજ્ઞનું | **બ્રહ્માગ્નૌ** | = બ્રહ્મરૂપ અગ્નિમાં | **ઉપજુહ્વતિ** | = હોમ કરે છે. |

*ટીકા* – **'દૈવમેવાપરે યજ્ઞં યોગિનઃ પર્યુપાસતે'** – પૂર્વશ્લોકમાં ભગવાને સર્વત્ર બ્રહ્મદર્શનરૂપી યજ્ઞ કરવાવાળા સાધકનું વર્ણન કર્યું છે. અહીં ભગવાન **'અપરે'** પદ વડે તેનાથી ભિન્ન પ્રકારના યજ્ઞો કરવાવાળા સાધકોનું વર્ણન કરે છે.

અહીં **'યોગિનઃ'** પદ યજ્ઞને માટે કર્મ કરવાવાળા નિષ્કામ સાધકોને માટે આવ્યું છે.

સઘળી ક્રિયાઓ તથા પદાર્થોને પોતાના અને પોતાને માટેના ન માનીને તેમને કેવળ ભગવાનના અને ભગવાન માટેના જ માનવા એ 'દૈવયજ્ઞ' અર્થાત્ ભગવદર્પણરૂપી યજ્ઞ છે. ભગવાન દેવોના પણ દેવ છે, એટલા માટે બધુંય એમને અર્પણ કરી દેવાને જ અહીં 'દૈવયજ્ઞ' કહેવામાં આવ્યો છે.

કોઈ પણ ક્રિયા અને પદાર્થમાં કિંચિત્માત્ર પણ આસક્તિ, મમતા અને કામના ન રાખીને તેમને સર્વથા ભગવાનનાં માનવાં એને જ દૈવયજ્ઞનું સારી રીતે અનુષ્ઠાન કરવું કહેવાય.

**'બ્રહ્માગ્નાવપરે યજ્ઞં યજ્ઞેનૈવોપજુહ્વતિ'** – આ શ્લોકના પૂર્વાર્ધમાં બતાવવામાં આવેલા દૈવયજ્ઞથી ભિન્ન બીજા યજ્ઞનું વર્ણન કરવાને માટે અહીં **'અપરે'** પદ આવ્યું છે.

ચેતનનું જડની સાથે તાદાત્મ્ય થવાને કારણે જ તેને જીવાત્મા કહે છે. વિવેક-વિચારપૂર્વક જડથી સર્વથા વિમુખ થઈને પરમાત્મામાં લીન થઈ જવાને અહીં યજ્ઞ કહેવામાં આવ્યો છે. લીન થવાનું તાત્પર્ય છે - પરમાત્મતત્ત્વથી ભિન્ન પોતાની સ્વતંત્ર સત્તા કિંચિત્માત્ર ન રાખવી.

**પરિશિષ્ટ ભાવ :** 'બ્રહ્માગ્નાવપરે યજ્ઞં યજ્ઞેનૈવોપજુહ્વતિ'નો આ અર્થ પણ લઈ શકાય છે - બીજા યોગીજનો સંસારરૂપી બ્રહ્મની સેવા માટે માત્ર લોકસંગ્રહરૂપી યજ્ઞને માટે કર્તવ્ય-કર્મરૂપી યજ્ઞ કરે છે અર્થાત્ યજ્ઞાર્થ કર્મ કરે છે. (ગીતા અ. ૩/૯ અને ૪/૨૩).

—■—

**શ્રોત્રાદીનીન્દ્રિયાણ્યન્યે સંયમાગ્નિષુ જુહ્વતિ ।**
**શબ્દાદીન્વિષયાનન્ય ઇન્દ્રિયાગ્નિષુ જુહ્વતિ ॥ ૨૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અન્યે** | = અન્ય કેટલાક (યોગીઓ) | | અગ્નિઓમાં | **શબ્દાદીન્** | = શબ્દ વગેરે |
| **શ્રોત્રાદીનિ** | = શ્રોત્ર વગેરે | **જુહ્વતિ** | = હવન કર્યા કરે છે (અને) | **વિષયાન્** | = સર્વ વિષયોને |
| **ઇન્દ્રિયાણિ** | = સઘળી ઇન્દ્રિયોને | **અન્યે** | = બીજા કેટલાક (યોગીજનો) | **ઇન્દ્રિયાગ્નિષુ** | = ઇન્દ્રિયોરૂપી અગ્નિઓમાં |
| **સંયમાગ્નિષુ** | = સંયમરૂપી | | | **જુહ્વતિ** | = હોમતા રહે છે. |

*ટીકા* – **'શ્રોત્રાદીનીન્દ્રિયાણ્યન્યે સંયમાગ્નિષુ જુહ્વતિ'** – અહીં સંયમરૂપી અગ્નિઓમાં ઇન્દ્રિયોની આહુતિ આપવાને યજ્ઞ કહેવામાં આવ્યો છે. તાત્પર્ય એ છે કે એકાંતકાળમાં શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને ઘ્રાણ – આ પાંચેય ઇન્દ્રિયો પોતપોતાના વિષયો (ક્રમશઃ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ)માં બિલકુલ પ્રવૃત્ત ન થાય. ઇન્દ્રિયો સંયમ રૂપ જ બની જાય.

પૂરો સંયમ ત્યારે જ સમજવો જોઈએ, જ્યારે ઇન્દ્રિયો, મન, બુદ્ધિ તથા અહમ્ – આ બધામાંથી રાગ અને આસક્તિનો સર્વથા અભાવ થઈ જાય (ગીતા ૨/૫૮-૫૯ અને ૬૮).

**'શબ્દાદીન્વિષયાનન્ય ઇન્દ્રિયાગ્નિષુ જુહ્વતિ'** – શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ – એ પાંચ વિષયો છે. વિષયોનું ઇન્દ્રિયરૂપી અગ્નિઓમાં હવન કરવાથી તે યજ્ઞ બની જાય છે. તાત્પર્ય એ છે કે વ્યવહારકાળમાં વિષયોનો ઇન્દ્રિયો સાથે સંયોગ થતો રહેવા છતાં પણ ઇન્દ્રિયોમાં કોઈ વિકાર ઉત્પન્ન ન થાય (ગીતા ૨/૬૪-૬૫). ઇન્દ્રિયો રાગ-દ્વેષથી રહિત બની જાય. ઇન્દ્રિયોમાં રાગ-દ્વેષ ઉત્પન્ન કરવાની શક્તિ વિષયોમાં રહે જ નહિ.

આ શ્લોકમાં કહેવામાં આવેલા બન્ને પ્રકારના યજ્ઞોમાં રાગ અને આસક્તિનો સર્વથા અભાવ થતાં જ સિદ્ધિ (પરમાત્મપ્રાપ્તિ) થાય છે. રાગ અને આસક્તિને દૂર કરવા માટે જ બે પ્રકારની પ્રક્રિયાઓનું યજ્ઞરૂપે વર્ણન કરવામાં આવ્યું છે –

પહેલી પ્રક્રિયામાં સાધક એકાંતકાળમાં ઇન્દ્રિયોનો સંયમ કરે છે. વિવેક, વિચાર, જપ, ધ્યાન વગેરેથી ઇન્દ્રિયોનો સંયમ થવા લાગે છે. પૂરો સંયમ થતાં જ્યારે રાગનો અભાવ થઈ જાય છે, ત્યારે એકાંતકાળ અને વ્યવહારકાળ-બન્નેમાં તેની સમાન સ્થિતિ રહે છે.

બીજી પ્રક્રિયામાં સાધક વ્યવહારકાળમાં રાગ-દ્વેષરહિત ઇન્દ્રિયો વડે વ્યવહાર કરતો હોઈને મન, બુદ્ધિ અને અહમ્‌થી પણ રાગ-દ્વેષનો અભાવ કરી દે છે. રાગનો અભાવ થતાં વ્યવહારકાળ અને એકાંતકાળ - બન્નેમાં તેની સમાન સ્થિતિ રહે છે.



**સર્વાણીન્દ્રિયકર્માણિ પ્રાણકર્માણિ ચાપરે ।**
**આત્મસંયમયોગાગ્નૌ જુહ્વતિ જ્ઞાનદીપિતે ॥ ૨૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અપરે** | = અન્ય (યોગીજનો) | **ચ** | = તથા | **આત્મસંયમ-યોગાગ્નૌ** | = આત્મસંયમયોગ (સમાધિયોગ)-રૂપી અગ્નિમાં |
| **સર્વાણિ** | = સંપૂર્ણ | **પ્રાણકર્માણિ** | = પ્રાણોની ક્રિયાઓને | | |
| **ઇન્દ્રિયકર્માણિ** | = ઇન્દ્રિયોની ક્રિયાઓને | **જ્ઞાનદીપિતે** | = જ્ઞાન વડે પ્રજ્વલિત | **જુહ્વતિ** | = હોમી દે છે. |

*ટીકા* – **'સર્વાણીન્દ્રિયકર્માણિ પ્રાણકર્માણિ ચાપરે'** – આ શ્લોકમાં સમાધિને યજ્ઞનું રૂપ આપવામાં આવ્યું છે. કેટલાક યોગી લોકો દસેય ઇન્દ્રિયોની ક્રિયાઓનો સમાધિમાં હવન કર્યા કરે છે. તાત્પર્ય એ છે કે સમાધિ-અવસ્થામાં મનબુદ્ધિ સહિત સઘળી ઇન્દ્રિયો (જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો)ની ક્રિયાઓ બંધ પડી જાય છે. ઇન્દ્રિયો સર્વથા નિશ્ચલ અને શાંત થઈ જાય છે.

સમાધિરૂપી યજ્ઞમાં પ્રાણોની ક્રિયાઓનો પણ હવન થઈ જાય છે અર્થાત્ સમાધિકાળમાં પ્રાણોની ક્રિયા પણ બંધ પડી જાય છે. સમાધિમાં પ્રાણોની ગતિ રોકવાના બે પ્રકારો છે.

એક તો હઠયોગની સમાધિ હોય છે, જેમાં પ્રાણોને રોકવાને માટે કુંભક કરવામાં આવે છે. કુંભકનો અભ્યાસ વધતાં-વધતાં પ્રાણ રોકાઈ જાય છે, જે કલાકો સુધી, દિવસો સુધી રોકાયેલો રહી શકે છે. આ પ્રાણાયામથી આયુષ્ય વધે છે; જેવી રીતે વર્ષા થતાં જળ વહેવા લાગે છે તો જળની સાથે-સાથે રેતી પણ આવી જાય છે, તે રેતીમાં દેડકો દબાઈ જાય છે. વર્ષા વીતતાં જ્યારે રેતી સુકાઈ જાય છે, ત્યારે દેડકો તે રેતીમાં જ ચુપચાપ સુકાયેલાની જેમ પડ્યો રહે છે, તેના પ્રાણ રોકાઈ જાય છે. ફરીથી જ્યારે વર્ષા આવે છે, ત્યારે વર્ષાનું જળ ઉપર પડતાં દેડકામાં ફરીથી પ્રાણનો સંચાર થઈ જાય છે અને તે ડ્રાઉં ડ્રાઉં કરવા લાગી જાય છે.

બીજા પ્રકારમાં મનને એકાગ્ર કરવામાં આવે છે. મન સર્વથા એકાગ્ર થતાં શ્વાસની ગતિ આપોઆપ રોકાઈ જાય છે.

**'જ્ઞાનદીપિતે'** – સમાધિ અને નિદ્રા – બન્નેમાં કારણ-શરીર સાથે સંબંધ રહે છે, એટલા માટે બહારથી બન્નેની સમાન અવસ્થા દેખાઈ આવે છે. અહીં **'જ્ઞાનદીપિતે'**

પદથી સમાધિ અને નિદ્રામાં પરસ્પર ભિન્નતા સિદ્ધ કરવામાં આવી છે. તાત્પર્ય એ છે કે બહારથી સમાન દેખાવા છતાં પણ સમાધિકાળમાં 'એક સચ્ચિદાનંદ પરમાત્મા જ સર્વત્ર પરિપૂર્ણ છે' એવું જ્ઞાન પ્રકાશિત (જાગ્રત) રહે છે અને નિદ્રાકાળમાં વૃત્તિઓ અવિદ્યામાં લીન થઈ જાય છે. સમાધિકાળમાં શ્વાસની ગતિ બંધ પડી જાય છે અને નિદ્રાકાળમાં શ્વાસની ગતિ ચાલતી રહે છે. એટલા માટે નિદ્રા સમાધિમાં અવરોધક છે.

**'આત્મસંયમયોગાગ્નૌ જુહ્વતિ'** – ચિત્તવૃત્તિનિરોધ રૂપી અર્થાત્ સમાધિરૂપી યજ્ઞ કરવાવાળા યોગી લોકો ઇન્દ્રિયો તથા પ્રાણોની ક્રિયાઓનો સમાધિયોગરૂપી અગ્નિમાં હવન કર્યા કરે છે અર્થાત્ મન-બુદ્ધિસહિત સઘળી ઇન્દ્રિયો અને શ્વાસની ક્રિયાઓને રોકીને સમાધિમાં સ્થિર થઈ જાય છે. સમાધિકાળમાં સઘળી ઇન્દ્રિયો અને પ્રાણ પોતાની ચંચળતા છોડીને શાંત થઈ જાય છે. એક સચ્ચિદાનંદઘન પરમાત્માનું જ્ઞાન જ જાગ્રત રહે છે.



## દ્રવ્યયજ્ઞાસ્તપોયજ્ઞા યોગયજ્ઞાસ્તથાપરે ।
## સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાશ્ચ યતયઃ સંશિતવ્રતાઃ ॥ ૨૮॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અપરે** | = બીજા (કેટલાક) | **તપોયજ્ઞાઃ** | = (અને કેટલાક) તપોયજ્ઞ કરવાવાળા છે | | છે |
| **સંશિતવ્રતાઃ** | = તીક્ષ્ણવ્રત કરવાવાળા | | | **ચ** | = તથા (કેટલાક) |
| **યતયઃ** | = પ્રયત્નશીલ સાધકો | | | **સ્વાધ્યાય-** | = સ્વાધ્યાયરૂપી |
| **દ્રવ્યયજ્ઞાઃ** | = દ્રવ્યમય યજ્ઞ કરવાવાળા છે | **તથા** | = અને (બીજા કેટલાક) | **જ્ઞાનયજ્ઞાઃ** | જ્ઞાનયજ્ઞ કરવાવાળા છે. |
| | | **યોગયજ્ઞાઃ** | = યોગયજ્ઞ કરવાવાળા | | |

*ટીકા* – **'યતયઃ સંશિતવ્રતાઃ'** – અહિંસા, સત્ય, અસ્તેય (ચોરીનો અભાવ), બ્રહ્મચર્ય અને અપરિગ્રહ (ભોગ-બુદ્ધિથી સંગ્રહનો અભાવ) – આ પાંચ 'યમ' છે,[1] જેમને 'મહાવ્રત'ને નામે કહેવામાં આવ્યા છે. શાસ્ત્રોમાં આ મહાવ્રતોની બહુ જ પ્રશંસા અને મહિમા છે. આ વ્રતોનો સાર એ જ છે કે મનુષ્ય સંસારથી વિમુખ થઈ જાય. આ વ્રતોનું પાલન કરવાવાળા સાધકોને માટે અહીં **'સંશિતવ્રતાઃ'** પદ આવ્યું છે.

એ સિવાય આ શ્લોકમાં આવેલા ચારેય યજ્ઞોમાં જે જે પાલન કરવા યોગ્ય વ્રતો અર્થાત્ નિયમો છે, તેનું દૃઢતાપૂર્વક પાલન કરવાવાળા પણ બધા **'સંશિતવ્રતાઃ'** છે. પોતપોતાના યજ્ઞના અનુષ્ઠાનમાં પ્રયત્નશીલ હોવાને કારણે તેમને **'યતયઃ'** કહેવામાં આવ્યા છે.

**'સંશિતવ્રતાઃ'** પદની સાથે (**'દ્રવ્યયજ્ઞાઃ'**, **'તપોયજ્ઞાઃ'**, **'યોગયજ્ઞાઃ'** અને **'જ્ઞાનયજ્ઞાઃ'**ની જેમ) **'યજ્ઞાઃ'** પદ નહિ આપવાને કારણે તેને અલગ યજ્ઞ નથી માનવામાં આવ્યો.

**'દ્રવ્યયજ્ઞાઃ'** – માત્ર સંસારના હિતના ઉદ્દેશ્યથી કૂવો, તળાવ, મંદિર, ધર્મશાળા વગેરે બનાવડાવવાં, અભાવગ્રસ્ત લોકોને અન્ન, જળ, વસ્ત્ર, ઔષધ, પુસ્તક વગેરે આપવાં, દાન કરવું વગેરે બધા 'દ્રવ્યયજ્ઞ' છે. દ્રવ્ય (ત્રણે શરીરોસહિત સઘળા પદાર્થો)ને પોતાના અને પોતાને માટેના નહિ માનીને નિઃસ્વાર્થભાવે તેમના (સંસારના) માનીને સંસારની સેવામાં લગાડવાથી દ્રવ્યયજ્ઞ સિદ્ધ થઈ જાય છે.

શરીર વગેરે જેટલી વસ્તુઓ આપણી પાસે છે, તેમનાથી યજ્ઞ થઈ શકે છે, અધિકની આવશ્યકતા નથી. મનુષ્ય બાળક પાસેથી એટલી જ આશા રાખે છે, જેટલું તે કરી શકે છે, પછી સર્વજ્ઞ ભગવાન તથા સંસાર આપણી પાસેથી આપણી ક્ષમતા કરતાં અધિકની આશા કેવી રીતે રાખશે?

**'તપોયજ્ઞાઃ'** – પોતાના કર્તવ્ય (સ્વધર્મ)ના પાલનમાં જે જે પ્રતિકૂળતાઓ, કઠિનાઈઓ આવે, તેમને પ્રસન્નતાપૂર્વક સહી લેવાં એ 'તપોયજ્ઞ' છે. લોકહિતાર્થે એકાદશી વગેરેનું વ્રત રાખવું, મૌન ધારણ કરવું વગેરે પણ 'તપોયજ્ઞ' અર્થાત્ તપસ્યારૂપી યજ્ઞ છે. પરંતુ પ્રતિકૂળથી પણ પ્રતિકૂળ પરિસ્થિતિ, વસ્તુ, વ્યક્તિ અને ઘટના આવતાં પણ સાધક પ્રસન્નતાપૂર્વક પોતાના કર્તવ્યનું પાલન કરતો રહે – પોતાના કર્તવ્યથી થોડો પણ વિચલિત ન થાય તો એ સહુથી મોટી તપસ્યા છે, જે શીઘ્ર સિદ્ધિ આપવાવાળી હોય છે.

આખા ગામની ગંદકી, કચરાપટ્ટી બહાર એક જગાએ એકઠી થઈ જાય, તો તે ખરાબ લાગે છે; પરંતુ તે જ કચરાપટ્ટી ખેતરમાં પડી જાય, તો ખેતીને માટે ખાતરરૂપે ઉત્તમ સામગ્રી બની જાય છે. એ જ રીતે પ્રતિકૂળતા ખરાબ લાગે છે અને તેને આપણે કચરાપટ્ટીની જેમ ફેંકી દઈએ છીએ અર્થાત્ તેને મહત્ત્વ નથી આપતા; પરંતુ તે જ પ્રતિકૂળતા પોતાનું કર્તવ્યપાલન કરવાને માટે ઉત્તમ સામગ્રી છે. એટલા માટે

૧. **અહિંસાસત્યાસ્તેયબ્રહ્મચર્યાપરિગ્રહા યમાઃ** ॥ (યોગદર્શન ૨/૩૦)

પ્રતિકૂળથી પણ પ્રતિકૂળ પરિસ્થિતિને સહર્ષ સહન કરવા સમાન બીજું કોઈ તપ નથી. ભોગોમાં આસક્તિ રહેવાથી અનુકૂળતા સારી અને પ્રતિકૂળતા ખરાબ લાગે છે. આ કારણે પ્રતિકૂળતાનું મહત્ત્વ સમજાતું નથી.

**'યોગયજ્ઞાસ્તથાપરે'** – અહીં અંતઃકરણની સમતાનું નામ યોગ છે. સમતાનો અર્થ છે – કાર્યની પૂર્તિ અને અપૂર્તિમાં, ફળની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં, અનુકૂળ અને પ્રતિકૂળ પરિસ્થિતિમાં, નિંદા અને સ્તુતિમાં, આદર અને અનાદરમાં સમ રહેવું અર્થાત્ અંતઃકરણમાં હિલચાલ રાગદ્વેષ, હર્ષ-શોક અને સુખ-દુઃખ ન થવું. આ રીતે સમ રહેવું એ જ 'યોગયજ્ઞ' છે.

**'સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાઃ'** – કેવળ લોકહિતને માટે ગીતા, રામાયણ, ભાગવત વગેરેનું તથા વેદ, ઉપનિષદ વગેરેનું અધિકાર પ્રમાણે મનન વિચારપૂર્વક પઠન-પાઠન કરવું, પોતાની વૃત્તિઓનું તથા જીવનનું અધ્યયન કરવું વગેરે સઘળાં સ્વાધ્યાયરૂપી 'જ્ઞાનયજ્ઞ' છે.

ગીતાના અંતમાં ભગવાને કહ્યું છે કે જે આ ગીતાશાસ્ત્રનું અધ્યયન કરશે, તેના દ્વારા હું જ્ઞાનયજ્ઞ વડે પૂજાઈશ - એવો મારો મત છે (અ. ૧૮/૭૦). તાત્પર્ય એ છે કે ગીતાનો સ્વાધ્યાય 'જ્ઞાનયજ્ઞ' છે. ગીતાના ભાવોમાં ઊંડા ઊતરીને વિચાર કરવો, તેના ભાવોને સમજવાની ચેષ્ટા કરવી વગેરે સઘળાં સ્વાધ્યાયરૂપી જ્ઞાનયજ્ઞ છે.



**અપાને જુહ્વતિ પ્રાણં પ્રાણેઽપાનં તથાપરે ।**
**પ્રાણાપાનગતી રુદ્ધ્વા પ્રાણાયામપરાયણાઃ ॥ ૨૯॥**
**અપરે નિયતાહારાઃ પ્રાણાન્પ્રાણેષુ જુહ્વતિ ।**
**સર્વેઽપ્યેતે યજ્ઞવિદો યજ્ઞક્ષપિતકલ્મષાઃ ॥ ૩૦॥**

| | |
|---|---|
| **અપરે** | = બીજા (કેટલાય) |
| **પ્રાણાયામ-પરાયણાઃ** | = પ્રાણાયામ-પરાયણ (યોગીઓ) |
| **અપાને** | = અપાનવાયુમાં |
| **પ્રાણમ્** | = પ્રાણવાયુને (પૂરક કરીને) |
| **પ્રાણાપાન-ગતી** | = પ્રાણ અને અપાનની ગતિને |
| **રુદ્ધ્વા** | = રોકીને (કુંભક કરીને) |
| **પ્રાણે** | = પ્રાણવાયુમાં |
| **અપાનમ્** | = અપાનવાયુને |
| **જુહ્વતિ** | = હોમે છે, (રેચક) કરે છે; |
| **તથા** | = તેમજ |
| **અપરે** | = અન્ય (કેટલાય) |
| **નિયતાહારાઃ** | = નિયમ પ્રમાણે આહાર કરનારા |
| **પ્રાણાન્** | = પ્રાણોને |
| **પ્રાણેષુ** | = પ્રાણોમાં |
| **જુહ્વતિ** | = હોમે છે. |
| **એતે** | = આ |
| **સર્વે, અપિ** | = સઘળા (સાધકો) |
| **યજ્ઞક્ષપિત-કલ્મષાઃ** | = યજ્ઞો દ્વારા પાપોનો નાશ કરનારા (તેમજ) |
| **યજ્ઞવિદઃ** | = યજ્ઞોને જાણનારા છે. |

*ટીકા* – **'અપાને જુહ્વતિ... પ્રાણાયામપરાયણાઃ'**[1] – પ્રાણનું સ્થાન હૃદય (ઉપર) તથા અપાનનું સ્થાન ગુદા (નીચે) છે.[2] શ્વાસને બહાર કાઢતી વખતે વાયુની ગતિ ઉપરની બાજુ તથા શ્વાસને અંદર લઈ જતી વખતે વાયુની ગતિ નીચેની બાજુ થઈ જાય છે. એટલા માટે શ્વાસને બહાર કાઢવાનું 'પ્રાણ'નું કાર્ય અને શ્વાસને અંદર લઈ જવાનું 'અપાન'નું કાર્ય છે. યોગી લોકો પહેલાં બહારના વાયુને ડાબી નાસિકા (ચંદ્રનાડી) દ્વારા અંદર લઈ જાય છે. તે વાયુ હૃદયમાં રહેલા પ્રાણવાયુને સાથે લઈને નાભિથી પસાર થઈને સ્વાભાવિક રીતે જ અપાનમાં લીન થઈ જાય છે. આને 'પૂરક' કહે છે. પછી તેઓ પ્રાણવાયુ અને અપાનવાયુ – બન્નેની ગતિ રોકી દે છે. ન તો શ્વાસ બહાર જાય છે અને ન શ્વાસ અંદર આવે છે. આને 'કુંભક' કહે છે. એના પછી તેઓ અંદરના વાયુને જમણી નાસિકા (સૂર્યનાડી) દ્વારા બહાર કાઢે છે. તે વાયુ સ્વાભાવિક રીતે જ પ્રાણવાયુને તથા એની પાછળ-પાછળ અપાનવાયુને સાથે લઈને બહાર નીકળે છે. આ જ પ્રાણવાયુમાં અપાનવાયુનો હવન કરવો કહેવાય. આને 'રેચક' કહે છે. ચાર ભગવાનનાં

૧. આ (ઓગણત્રીસમા) શ્લોકમાં **'અપરે'** કર્તા અને **'જુહ્વતિ'** ક્રિયા એક જ આવી છે; આથી અહીં પૂરક, કુંભક અને રેચકપૂર્વક કરવામાં આવનારો એક જ પ્રાણાયામરૂપી યજ્ઞ લેવામાં આવ્યો છે.

૨. **હૃદિ પ્રાણઃ સ્થિતો નિત્યમપાનો ગુદમણ્ડલે ।** (યોગચૂડામણ્યુપનિષદ્ ૨૩)

નામોથી પૂરક, સોળ ભગવાનનાં નામોથી કુંભક અને આઠ ભગવાનનાં નામોથી રેચક કરવામાં આવે છે.

આ રીતે યોગી લોકો પહેલાં ચંદ્રનાડીથી પૂરક, પછી કુંભક અને પછી સૂર્યનાડીથી રેચક કરે છે. ત્યાર પછી સૂર્યનાડીથી પૂરક, પછી કુંભક અને પછી ચંદ્રનાડીથી રેચક કરે છે. આ રીતે વારંવાર પૂરક, કુંભક અને રેચક કરવો એ પ્રાણાયામરૂપી યજ્ઞ છે. પરમાત્મપ્રાપ્તિના ઉદ્દેશ્યથી નિષ્કામભાવપૂર્વક પ્રાણાયામને પરાયણ થવાથી બધાં પાપો નષ્ટ થઈ જાય છે.[1]

**'અપરે નિયતાહારાઃ પ્રાણાન્ પ્રાણેષુ જુહ્વતિ'** – નિયમિત આહારવિહાર કરવાવાળા સાધકો જ પ્રાણોનો પ્રાણોમાં હવન કરી શકે છે. વધારે કે બહુ જ ઓછું ભોજન કરવાવાળો અથવા બિલકુલ ભોજન ન કરવાવાળો આ પ્રાણાયામ નથી કરી શકતો (ગીતા ૬/૧૬-૧૭).

પ્રાણોનો પ્રાણોમાં હવન કરવાનું તાત્પર્ય છે – પ્રાણનો પ્રાણમાં અને અપાનનો અપાનમાં હવન કરવો અર્થાત્ પ્રાણ અને અપાનને પોતપોતાનાં સ્થાનો ઉપર રોકી દેવા. ન શ્વાસ બહાર કાઢવો અને ન શ્વાસ અંદર લેવો. આને 'સ્તંભવૃત્તિ પ્રાણાયામ' પણ કહે છે. આ પ્રાણાયામથી સ્વાભાવિક રીતે જ વૃત્તિઓ શાંત થાય છે અને પાપોનો નાશ થઈ જાય છે. કેવળ પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય રાખીને પ્રાણાયામ કરવાથી અંતઃકરણ નિર્મળ થઈ જાય છે અને પરમાત્મપ્રાપ્તિ થઈ જાય છે.

**'સર્વેઽપ્યેતે યજ્ઞવિદો યજ્ઞક્ષપિતકલ્મષાઃ'** – ચોવીસમા શ્લોકથી ત્રીસમા શ્લોકના પૂર્વાર્ધ સુધી જે યજ્ઞોનું વર્ણન થયું છે, તેમનું અનુષ્ઠાન કરવાવાળા સાધકોને માટે અહીં **'સર્વેઽપ્યેતે'** પદ આવ્યું છે. એ યજ્ઞોનું અનુષ્ઠાન કરતા રહેવાથી તેમનાં સઘળાં પાપો નષ્ટ થઈ જાય છે અને અવિનાશી પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

વાસ્તવમાં સઘળા યજ્ઞો કેવળ કર્મો સાથે સંબંધ-વિચ્છેદ કરવાને માટે જ છે – એવું જાણવાવાળા જ **'યજ્ઞવિત્'** અર્થાત્ યજ્ઞના તત્ત્વને જાણવાવાળા છે. કર્મો સાથે સર્વથા સંબંધ–વિચ્છેદ થતાં પરમાત્માનો અનુભવ થઈ જાય છે. જે લોકો અવિનાશી પરમાત્માનો અનુભવ કરવા માટે યજ્ઞ નથી કરતા, બલ્કે આ લોક અને પરલોક (સ્વર્ગ વગેરે)ના વિનાશી ભોગોની પ્રાપ્તિને માટે જ યજ્ઞ કરે છે, તેઓ યજ્ઞના તત્ત્વને જાણવાવાળા નથી. કારણ કે વિનાશી પદાર્થોની કામના જ બંધનનું કારણ છે – **'ગતાગતં કામકામા લભન્તે'** (ગીતા ૯/૨૧). આથી મનમાં કામના અને વાસના રાખીને પરિશ્રમપૂર્વક મોટા-મોટા યજ્ઞો કરવા છતાં પણ જન્મ-મરણનું બંધન ચાલુ રહે છે.

**મિટી ન મનકી વાસના, નૌ તત ભયે ન નાસ ॥**
**તુલસી કેતે પચ મુયે, દે દે તનકો ત્રાસ ॥**

## વિશેષ વાત

યજ્ઞ કરતી વખતે અગ્નિમાં આહુતિ આપવામાં આવે છે. આહુતિ અપાનારી વસ્તુઓનાં રૂપો પહેલાં અલગ-અલગ હોય છે, પરંતુ અગ્નિમાં આહુતિ આપ્યા બાદ તેમનાં રૂપ અલગ-અલગ નથી રહેતાં, પરંતુ બધી વસ્તુઓ અગ્નિરૂપ બની જાય છે. આ જ રીતે પરમાત્મપ્રાપ્તિને માટે જે સાધનોનું યજ્ઞરૂપે વર્ણન કરવામાં આવ્યું છે, તેમાં આહુતિ આપવાનું તાત્પર્ય આ જ છે કે આહુતિ અપાનારી વસ્તુઓની અલગ સત્તા રહે જ નહિ, સઘળું સ્વાહા થઈ જાય. જ્યાં સુધી તેમની અલગ સત્તા બની રહે છે, ત્યાં સુધી વાસ્તવમાં તેમની આહુતિ આપવામાં જ નથી આવી અર્થાત્ યજ્ઞનું અનુષ્ઠાન થયું જ નથી.

આ જ અધ્યાયના સોળમા શ્લોકથી ભગવાન કર્મોના તત્ત્વ (કર્મમાં અકર્મ)નું વર્ણન કરી રહ્યા છે. કર્મોનું તત્ત્વ છે – કર્મો કરતા હોવા છતાં પણ તેમનાથી નહિ બંધાવું. કર્મોથી ન બંધાવાનું જ એક સાધન છે – યજ્ઞ. જેવી રીતે અગ્નિમાં નાખતાં બધી વસ્તુઓ સ્વાહા થઈ જાય છે, એવી જ રીતે કેવળ લોકહિતને માટે કરવામાં આવનારાં બધાં કર્મો સ્વાહા થઈ જાય છે – **'યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે'** (ગીતા ૪/૨૩).

નિષ્કામભાવપૂર્વક કેવળ લોકહિતાર્થે કરવામાં આવેલાં સાધારણમાં સાધારણ કર્મો પણ પરમાત્માની પ્રાપ્તિ કરાવનારાં બની જાય છે. પરંતુ સકામભાવપૂર્વક કરવામાં આવેલાં મોટામાં મોટાં કર્મોથી પણ પરમાત્માની પ્રાપ્તિ નથી થતી. કારણ કે ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થોની કામના જ બંધનનું કારણ છે. પદાર્થ અને ક્રિયારૂપી સંસાર સાથે પોતાનો સંબંધ માનવાને કારણે મનુષ્યમાત્રમાં પદાર્થો મેળવવાનો અને કર્મો કરવાનો રાગ રહે છે કે મને કંઈક ને કંઈક મળતું રહે અને હું કંઈક કરતો રહું. આને જ 'મેળવવાની કામના' તથા 'કરવાનો વેગ' કહે છે.

મનુષ્યમાં જે પામવાની કામના રહે છે, તે વાસ્તવમાં પોતાના અંશી પરમાત્માને જ પામવાની ભૂખ છે; પરંતુ પરમાત્માથી વિમુખ અને સંસારની સન્મુખ થવાને કારણે મનુષ્ય આ ભૂખને સાંસારિક પદાર્થો વડે જ દૂર કરવાને

---

૧. **ગીતાધ્યયનશીલસ્ય પ્રાણાયામપરસ્ય ચ । નૈવ સન્તિ હિ પાપાનિ પૂર્વજન્મકૃતાનિ ચ ॥**

ઇચ્છે છે. સાંસારિક પદાર્થો વિનાશી છે અને જીવ અવિનાશી છે. અવિનાશીની ભૂખ વિનાશી પદાર્થો વડે દૂર થઈ જ કેવી રીતે શકે? પરંતુ જ્યાં સુધી સંસારની સન્મુખતા રહે છે, ત્યાં સુધી પામવાની કામના ચાલુ રહે છે. જ્યાં સુધી મનુષ્યમાં પામવાની કામના રહે છે, ત્યાં સુધી તેનામાં કરવાનો વેગ ચાલુ રહે છે. આ રીતે જ્યાં સુધી પામવાની કામના અને કરવાનો વેગ ચાલુ રહે છે અર્થાત્ પદાર્થ અને ક્રિયા સાથેનો સંબંધ ચાલુ હોય છે, ત્યાં સુધી જન્મ-મરણ નથી છૂટતાં. તેનાથી છૂટવાનો ઉપાય છે – કંઈ પણ પામવાની કામના ન રાખીને કેવળ બીજાઓના હિતને માટે કર્મો કરવાં. આને જ લોકસંગ્રહ, યજ્ઞાર્થ કર્મ, લોકહિતાર્થે કર્મ વગેરે નામો વડે ઓળખાવવામાં આવેલ છે.

કેવળ બીજાઓના હિતને માટે કર્મો કરવાથી સંસાર સાથેનો સંબંધ છૂટી જાય છે અને અનાસક્તિ આવી જાય છે. જો કેવળ ભગવાનને માટે કર્મો કરવામાં આવે, તો સંસાર સાથેનો સંબંધ છૂટી જઈને અનાસક્તિ તો આવી જ જાય છે, પણ તેની સાથે એક વધારે વિલક્ષણ વાત એ થાય છે કે ભગવાનનો 'પ્રેમ' પ્રાપ્ત થઈ જાય છે!

**પરિશિષ્ટ ભાવ :** નિઃસ્વાર્થભાવે માત્ર અન્યના હિત માટે કર્તવ્યકર્મ કરવું તે 'યજ્ઞ' છે. યજ્ઞથી બધાં જ કર્મ અકર્મ થઈ જાય છે અર્થાત્ બંધનકારક થતાં નથી. ચોવીસથી ત્રીસમા શ્લોક સુધી કુલ બાર પ્રકારના યજ્ઞો કહેવામાં આવ્યા છે, જે આ પ્રમાણે છે :

૧. **બ્રહ્મયજ્ઞ** – પ્રત્યેક કર્મમાં કર્તા, કરણ, ક્રિયા અને પદાર્થ વગેરે તમામને બ્રહ્મરૂપ માનવા.

૨. **ભગવદર્પણરૂપ યજ્ઞ** – બધી જ ક્રિયાઓ અને પદાર્થોને માત્ર ભગવાનના અને ભગવાન માટેના જ માનવા.

૩. **અભિન્નતારૂપ યજ્ઞ** – અસત પદાર્થોથી સર્વથા વિમુખ થઈને પરમાત્મામાં લીન થઈ જવું અર્થાત્ પરમાત્માથી ભિન્ન પોતાની સ્વતંત્ર સત્તા ન રાખવી.

[**કર્તવ્ય-કર્મરૂપ યજ્ઞ** - માત્ર બીજાઓ (અન્ય)ના હિત માટે તમામ કર્તવ્યકર્મો કરવાં.]

૪. **સંયમરૂપ યજ્ઞ** – એકાંતકાળમાં પોતાની ઇન્દ્રિયોને વિષયોમાં પ્રવૃત્ત ન થવા દેવી.

૫. **વિષય-હવનરૂપ યજ્ઞ** – વ્યવહારકાળમાં ઇન્દ્રિયોનો વિષયો સાથે સંયોગ થવા છતાં પણ તેમનામાં રાગ-દ્વેષ પેદા ન થવા દેવો (ગીતા - અ. ૨/૬૪-૬૫)

૬. **સમાધિરૂપ યજ્ઞ** – મન-બુદ્ધિ સહિત બધી જ ઇન્દ્રિયો અને શ્વાસની ક્રિયાઓને રોકીને જ્ઞાનથી પ્રકાશિત સમાધિમાં સ્થિત થવું.

૭. **દ્રવ્યયજ્ઞ** – સંપૂર્ણ પદાર્થોને નિઃસ્વાર્થભાવે અન્યની સેવામાં સમર્પિત કરવા.

૮. **તપોયજ્ઞ** – પોતાના કર્તવ્યપાલનમાં આવનારી મુશ્કેલીઓને પ્રસન્નતાપૂર્વક સહી લેવી.

૯. **યોગયજ્ઞ** – કાર્યની સિદ્ધિ-અસિદ્ધિમાં તથા ફળની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં સમાન રહેવું.

૧૦. **સ્વાધ્યાયરૂપ જ્ઞાનયજ્ઞ** – અન્યના હિતને માટે સત-શાસ્ત્રોનું પઠન-પાઠન, નામ-જપ વગેરે કરવું.

૧૧. **પ્રાણાયામરૂપ યજ્ઞ** – પૂરક, કુમ્ભક અને રેચકપૂર્વક પ્રાણાયામ કરવો.

૧૨. **સ્તમ્ભવૃત્તિ (ચતુર્થ) પ્રાણાયામરૂપ યજ્ઞ** – નિયમિત (સ-પ્રમાણ) આહારનું સેવન કરીને પ્રાણ અને અપાનને પોત-પોતાના સ્થાનમાં રોકી દેવા. (સ-પ્રમાણ આહાર લેનારને જ આ સિદ્ધિ મળે છે). આ બધાનું તાત્પર્ય એ છે કે આપણી સમસ્ત ક્રિયાઓ યજ્ઞરૂપ જ બની જવી જોઈએ. તો જ જીવન સફળ થશે. તાત્પર્ય એ છે કે આપણે આપણા માટે કશું કરવાનું નથી. ક્રિયા અને પદાર્થોની સાથે આપણો કોઈ સંબંધ નથી. આપણો સંબંધ પરમાત્મા સાથે છે, જે ક્રિયા અને પદાર્થોથી પર છે.



*સંબંધ – ચોવીસમા શ્લોકથી ત્રીસમા શ્લોકના પૂર્વાર્ધ સુધી ભગવાને કુલ બાર પ્રકારના યજ્ઞોનું વર્ણન કર્યું અને ત્રીસમા શ્લોકના ઉત્તરાર્ધમાં યજ્ઞ કરવાવાળા સાધકોની પ્રશંસા કરી છે. હવે ભગવાન આગળના શ્લોકમાં યજ્ઞ કરવાથી થનારા લાભ અને ન કરવાથી થનારી હાનિ શું છે તેનું બયાન કરે છે.*

**યજ્ઞશિષ્ટામૃતભુજો યાન્તિ બ્રહ્મ સનાતનમ્ ।**
**નાયં લોકોઽસ્ત્યયજ્ઞસ્ય કુતોઽન્યઃ કુરુસત્તમ ॥ ૩૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કુરુસત્તમ** | = હે કુરુવંશિઓમાં શ્રેષ્ઠ અર્જુન! | **બ્રહ્મ** | = પરબ્રહ્મ પરમાત્માને | **લોકઃ** | = મનુષ્યલોક પણ |
| **યજ્ઞશિષ્ટા-મૃતભુજઃ** | = યજ્ઞશેષ અમૃતનો અનુભવ કરનારા | **યાન્તિ** | = પ્રાપ્ત થાય છે, | **ન** | = (સુખદાયક) નથી, |
| **સનાતનમ્** | = સનાતન | **અયજ્ઞસ્ય** | = યજ્ઞ ન કરનાર મનુષ્ય માટે | **અન્યઃ** | = (પછી) પરલોક |
| | | **અયમ્** | = આ | **કુતઃ** | = કઈ રીતે (સુખદાયી થશે)? |

*ટીકા* – **'યજ્ઞશિષ્ટામૃતભુજો યાન્તિ બ્રહ્મ સનાતનમ્'** – યજ્ઞ કરવાથી અર્થાત્ નિષ્કામભાવપૂર્વક બીજાઓને સુખ પહોંચાડવાથી સમતાનો અનુભવ થઈ જવો એને જ 'યજ્ઞશિષ્ટ અમૃત'નો અનુભવ કરવો કહેવાય. અમૃત અર્થાત્ અમરતાનો અનુભવ કરવાવાળા સનાતન પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે (ગીતા ૩/૧૩).

સ્વરૂપથી મનુષ્ય અમર છે. મરવાવાળી વસ્તુઓના સંગથી જ મનુષ્યને મૃત્યુનો અનુભવ થાય છે. આ વસ્તુઓને સંસારના હિતમાં લગાડવાથી જ્યારે મનુષ્ય અસંગ બની જાય છે, ત્યારે તેને સ્વતઃસિદ્ધ અમરતાનો અનુભવ થઈ જાય છે.

કર્તવ્યમાત્ર કેવળ કર્તવ્ય સમજીને કરવામાં આવે, તો તે યજ્ઞ બની જાય છે. કેવળ બીજાઓના હિતને માટે કરવામાં આવતું કર્મ જ કર્તવ્ય હોય છે. જે કર્મ પોતાને માટે કરવામાં આવે છે, તે કર્તવ્ય નથી હોતું, પરંતુ માત્ર કર્મ હોય છે, જેના વડે મનુષ્યો બંધાય છે. એટલા માટે યજ્ઞમાં માત્ર આપવાનું જ હોય છે, લેવાનું કેવળ નિર્વાહને માટે હોય છે (ગીતા ૪/૨૧). શરીર યજ્ઞ કરવાને માટે સમર્થ રહે – એ દૃષ્ટિએ શરીર-નિર્વાહમાત્રને માટે વસ્તુઓનો ઉપભોગ કરવો એ પણ યજ્ઞની અંતર્ગત છે. મનુષ્યશરીર યજ્ઞને માટે જ છે. તેને માન, મોટાઈ, સુખ, આરામ, વગેરેમાં લગાડવું એ બંધનકારક છે. કેવળ યજ્ઞને માટે કર્મો કરવાથી મનુષ્ય બંધનરહિત (મુક્ત) થઈ જાય છે અને તેને સનાતન બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે.

**'નાયં લોકોઽસ્ત્યયજ્ઞસ્ય કુતોઽન્યઃ કુરુસત્તમ'** – જેવી રીતે ત્રીજા અધ્યાયના આઠમા શ્લોકમાં ભગવાને કહ્યું કે કર્મ ન કરવાથી તારો શરીરનિર્વાહ પણ સિદ્ધ નહિ થાય, એવી જ રીતે અહીં કહે છે કે યજ્ઞ ન કરવાથી તારો આ લોક પણ લાભદાયક નહિ રહે, પછી પરલોકનું તો કહેવું જ શું? કેવળ સ્વાર્થભાવે (પોતાને માટે) કર્મો કરવાથી આ લોકમાં સંઘર્ષ ઉત્પન્ન થઈ જશે અને સુખશાંતિનો ભંગ થઈ જશે તથા પરલોકમાં પણ કલ્યાણ નહિ થાય.

પોતાના કર્તવ્યનું પાલન ન કરવાથી ઘરમાં પણ ભેદ અને સંઘર્ષ પેદા થઈ જાય છે અને ખટપટ ઊભી થાય છે. ઘરમાં કોઈ સ્વાર્થી અને ખાઉધરી વ્યક્તિ હોય, તો ઘરવાળાઓને એનું રહેવું ગમતું નથી. સ્વાર્થત્યાગપૂર્વક પોતાના કર્તવ્યથી બધાંને સુખ પહોંચાડવું એ ઘરમાં અથવા સંસારમાં રહેવાની વિદ્યા છે. પોતાના કર્તવ્યનું પાલન કરવાથી બીજાઓને પણ કર્તવ્યપાલનની પ્રેરણા મળે છે. એનાથી ઘરમાં એકતા અને શાંતિ સ્વાભાવિક રીતે આવી જાય છે. પરંતુ પોતાના કર્તવ્યનું પાલન ન કરવાથી આ લોકમાં સુખપૂર્વક જીવવાનું પણ કઠિન થઈ જાય છે તો અન્ય લોકોની તો વાત જ શી કરવી! એનાથી વિપરીત પોતાના કર્તવ્યનું સારી રીતે પાલન કરવાથી આ લોક અને પરલોક પણ સુખદાયક બની જાય છે.



*સંબંધ – આ જ અધ્યાયના સોળમા શ્લોકમાં ભગવાને કર્મોનું તત્ત્વ જણાવવાની પ્રતિજ્ઞા કરી હતી. તેનું વિસ્તારથી વર્ણન કરીને હવે ભગવાન તેનો ઉપસંહાર કરે છે.*

**એવં બહુવિધા યજ્ઞા વિતતા બ્રહ્મણો મુખે ।**
**કર્મજાન્વિદ્ધિ તાન્સર્વાનેવં જ્ઞાત્વા વિમોક્ષ્યસે ॥ ૩૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **એવમ્** | = આ પ્રમાણે (બીજા પણ) | **વિતતાઃ** | = વિસ્તારથી કહેવાયેલા છે. | **વિદ્ધિ** | = જાણ. |
| **બહુવિધાઃ** | = અનેક જાતના | **તાન્** | = તે | **એવમ્** | = આ પ્રમાણે |
| **યજ્ઞાઃ** | = યજ્ઞો | **સર્વાન્** | = બધા યજ્ઞોને (તું) | **જ્ઞાત્વા** | = જાણીને (એમના અનુષ્ઠાન દ્વારા તું) |
| **બ્રહ્મણઃ** | = વેદની | | | **વિમોક્ષ્યસે** | = (કર્મબંધનથી) પૂર્ણ રીતે છૂટી જઈશ. |
| **મુખે** | = વાણીમાં | **કર્મજાન્** | = કર્મજન્ય | | |

*ટીકા* – **'એવં બહુવિધા યજ્ઞા વિતતા બ્રહ્મણો મુખે'** – ચોવીસમાથી ત્રીસમા શ્લોક સુધી જે બાર યજ્ઞોનું વર્ણન કરવામાં આવ્યું છે, એ સિવાય બીજા પણ અનેક પ્રકારના યજ્ઞોનું વેદની વાણીમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. કારણ કે સાધકોની પ્રકૃતિ અનુસાર તેમની નિષ્ઠાઓ પણ અલગ-અલગ હોય છે અને તદનુસાર તેમનાં સાધનો પણ અલગ-અલગ હોય છે.

વેદોમાં સકામ અનુષ્ઠાનોનું પણ વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. પરંતુ એ બધાંથી નાશવાન ફળની જ પ્રાપ્તિ થાય છે, અવિનાશીની નહિ. એટલા માટે વેદોમાં વર્ણવેલાં સકામ અનુષ્ઠાનો કરવાવાળા મનુષ્યો સ્વર્ગલોકમાં જાય છે અને પુણ્ય ક્ષીણ થતાં ફરીથી મૃત્યુલોકમાં આવી જાય છે. આ રીતે તેઓ જન્મમરણના બંધનમાં પડ્યા રહે છે (ગીતા ૯/૨૧). પરંતુ અહીં તે સકામ અનુષ્ઠાનોની વાત નથી કહેવામાં આવી. અહીં નિષ્કામકર્મરૂપી એ યજ્ઞોની વાત કહેવામાં આવી છે, જેમના અનુષ્ઠાનથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે – **'યાન્તિ બ્રહ્મ સનાતનમ્'** (ગીતા ૪/૩૧).

વેદોમાં કેવળ સ્વર્ગપ્રાપ્તિના સાધનરૂપી સકામ અનુષ્ઠાનોનું જ વર્ણન છે, એવી વાત નથી. વેદોમાં પરમાત્મપ્રાપ્તિના સાધનરૂપી શ્રવણ, મનન, નિદિધ્યાસન, પ્રાણાયામ, સમાધિ વગેરે અનુષ્ઠાનોનું પણ વર્ણન થયું છે. ઉપર્યુક્ત પદો તે જ સંદર્ભમાં છે.

ત્રીજા અધ્યાયના ચૌદમા-પંદરમા શ્લોકોમાં કહેવાઈ ગયું છે કે યજ્ઞ વેદોથી ઉત્પન્ન થયા છે અને સર્વવ્યાપી પરમાત્મા તે યજ્ઞોમાં નિત્ય પ્રતિષ્ઠિત (બિરાજમાન) છે. યજ્ઞોમાં પરમાત્મા નિત્ય પ્રતિષ્ઠિત રહેવાથી તે યજ્ઞોનું અનુષ્ઠાન કેવળ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિને માટે જ કરવું જોઈએ.

**'કર્મજાન્વિદ્ધિ તાન્સર્વાન્'** – ચોવીસમાથી ત્રીસમા શ્લોક સુધી જે બાર યજ્ઞોનું વર્ણન થયું છે તથા તે જ રીતે વેદોમાં જે યજ્ઞોનું વર્ણન થયું છે, તે બધા યજ્ઞોને માટે અહીં **'તાન્ સર્વાન્'** પદ આવ્યાં છે.

**'કર્મજાન્ વિદ્ધિ'** પદોનું તાત્પર્ય એ છે કે સઘળે-સઘળા યજ્ઞો કર્મજન્ય છે અર્થાત્ કર્મો વડે થવાવાળા છે. શરીર વડે જે ક્રિયાઓ થાય છે, વાણી વડે જે કથન થાય છે અને મન વડે જે સંકલ્પો થાય છે, તે બધાં કર્મો કહેવાય છે – **'શરીરવાઙ્મનોભિર્યત્કર્મ પ્રારભતે નરઃ'** (ગીતા ૧૮/૧૫).

અર્જુન પોતાનું કલ્યાણ તો ઇચ્છે છે, પરંતુ યુદ્ધરૂપી કર્તવ્યકર્મને પાપ માનીને તેનો ત્યાગ કરવાને ઇચ્છે છે. એટલા માટે **'કર્મજાન્ વિદ્ધિ'** પદો વડે ભગવાન અર્જુનના પ્રત્યે એવો ભાવ પ્રગટ કરી રહ્યા છે કે યુદ્ધરૂપી કર્તવ્યકર્મનો ત્યાગ કરીને પોતાના કલ્યાણને માટે તું જે સાધન કરશે, તે પણ કર્મ જ હશે. વાસ્તવમાં કલ્યાણ, કર્મથી નથી થતું, પરંતુ કર્મો સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થવાથી થાય છે. એટલા માટે જો તું યુદ્ધરૂપી કર્તવ્યકર્મને પણ આસક્તિ રહિત થઈને કરશે, તો તેનાથી પણ તારું કલ્યાણ થઈ જશે; કેમકે મનુષ્યને કર્મો નથી બાંધતાં, પરંતુ (કર્મની અને તેના ફળની) આસક્તિ જ બાંધે છે (ગીતા ૬/૪). યુદ્ધ તો તારું સહજ કર્મ (સ્વધર્મ) છે, એટલા માટે તે કરવું તારા માટે સુગમ પણ છે.

**'એવં જ્ઞાત્વા વિમોક્ષ્યસે'** – ભગવાને આ જ અધ્યાયના ચૌદમા શ્લોકમાં બતાવ્યું કે કર્મફળમાં મારી સ્પૃહા નથી, એટલા માટે મને કર્મો નથી બાંધતાં – આ રીતે જે મને જાણી લે છે, તે પણ કર્મોથી નથી બંધાતો. તાત્પર્ય એ છે કે જેણે કર્મો કરતા રહીને પણ તેમનાથી અનાસક્ત રહેવાની વિદ્યા (કર્મફળમાં સ્પૃહા ન રાખવી)ને શીખીને તેનો અનુભવ કરી લીધો છે, તે કર્મબંધનથી મુક્ત થઈ જાય છે. પછી પંદરમા શ્લોકમાં ભગવાને એ જ વાતને **'એવં જ્ઞાત્વા'** પદો વડે કહી. ત્યાં પણ એ જ ભાવ છે કે મુમુક્ષુ પુરુષો પણ એ જ રીતે જાણીને કર્મો કરતા આવ્યા છે. સોળમા શ્લોકમાં કર્મોથી નિર્લિપ્ત રહેવાના આ જ તત્ત્વને વિસ્તારથી કહેવાને માટે ભગવાને પ્રતિજ્ઞા કરી અને **'યજ્જ્ઞાત્વા મોક્ષ્યસેઽશુભાત્'** પદો વડે તેને જાણવાનું ફળ તે મુક્ત થવું, એમ બતાવ્યું. હવે આ શ્લોકમાં **'એવં જ્ઞાત્વા વિમોક્ષ્યસે'** પદો વડે જ એ વિષયનો ઉપસંહાર કરે છે. તાત્પર્ય એ છે કે ફળની ઇચ્છાનો ત્યાગ કરીને કેવળ લોકહિતાર્થે કર્મો કરવાથી મનુષ્ય કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.

સંસારમાં અસંખ્ય ક્રિયાઓ થતી રહે છે; પરંતુ જે ક્રિયાઓ સાથે મનુષ્ય પોતાનો સંબંધ જોડે છે, તેમનાથી તે બંધાય છે, સંસારમાં ક્યાંય પણ કોઈ ક્રિયા (ઘટના) થાય, અને મનુષ્ય તેની સાથે પોતાનો સંબંધ જોડી દે છે – તેમાં રાજી કે નારાજ થાય છે, ત્યારે તે તે ક્રિયાથી બંધાઈ જાય છે, જ્યારે શરીર કે સંસારમાં થવાવાળી કોઈ પણ ક્રિયા સાથે મનુષ્યનો સંબંધ નથી રહેતો, ત્યારે તે કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.

—■—

***સંબંધ*** *– યજ્ઞોનું વર્ણન સાંભળીને એવી જિજ્ઞાસા થાય છે કે તે યજ્ઞોમાંથી કયો યજ્ઞ શ્રેષ્ઠ છે? એનું સમાધાન ભગવાન આગળના શ્લોકમાં કરે છે.*

**શ્રેયાન્દ્રવ્યમયાદ્યજ્ઞાજ્જ્ઞાનયજ્ઞઃ પરન્તપ ।**
**સર્વં કર્માખિલં પાર્થ જ્ઞાને પરિસમાપ્યતે ॥ ૩૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પરન્તપ, પાર્થ** | = હે પરંતપ! અર્જુન! | **શ્રેયાન્** | = શ્રેષ્ઠ છે. | **જ્ઞાને** | = જ્ઞાન (તત્ત્વ)માં |
| **દ્રવ્યમયાત્** | = દ્રવ્યમય | **સર્વમ્** | = સઘળાં | **પરિસમાપ્યતે** | = સમાપ્ત (લીન) થઈ જાય છે. |
| **યજ્ઞાત્** | = યજ્ઞની અપેક્ષાએ | **કર્મ** | = કર્મો (અને) | | |
| **જ્ઞાનયજ્ઞઃ** | = જ્ઞાનયજ્ઞ | **અખિલમ્** | = પદાર્થો | | |

*ટીકા* – **'શ્રેયાન્દ્રવ્યમયાદ્યજ્ઞાજ્જ્ઞાનયજ્ઞઃ પરંતપ'** – જે યજ્ઞોમાં દ્રવ્યો (પદાર્થો) તથા કર્મોની આવશ્યકતા રહે છે, તે બધા યજ્ઞો 'દ્રવ્યમય' હોય છે. 'દ્રવ્ય' શબ્દની સાથે 'મય' પ્રત્યય પ્રચુરતાના અર્થમાં છે. જેવી રીતે માટીના પ્રાધાન્યવાળું પાત્ર 'મૃન્મય' કહેવાય છે, એવી જ રીતે દ્રવ્યના પ્રાધાન્યવાળો યજ્ઞ 'દ્રવ્યમય' કહેવાય છે, એવા દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે; કેમકે જ્ઞાનયજ્ઞમાં દ્રવ્ય અને કર્મની આવશ્યકતા નથી હોતી.

બધા જ યજ્ઞોને ભગવાને કર્મજન્ય કહ્યા છે (અ. ૪/૩૨). અહીં ભગવાન કહે છે કે સઘળાં કર્મો જ્ઞાનયજ્ઞમાં સંપૂર્ણ થઈ જાય છે અર્થાત્ જ્ઞાનયજ્ઞ કર્મજન્ય નથી, પરંતુ વિવેક-વિચારજન્ય છે. આથી અહીં જે જ્ઞાનયજ્ઞની વાત આવી છે, તે અગાઉ વર્ણવેલા બાર યજ્ઞોની અંતર્ગત આવેલા જ્ઞાનયજ્ઞ (અ. ૪/૨૮)નો વાચક નથી, પરંતુ આગળના (ચોત્રીસમા) શ્લોકમાં વર્ણવેલી જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રચલિત પ્રક્રિયાનો વાચક છે. અગાઉ વર્ણવેલા બાર યજ્ઞોનો વાચક અહીં 'દ્રવ્યમય યજ્ઞ' છે. દ્રવ્યમય યજ્ઞ સમાપ્ત કરીને જ જ્ઞાનયજ્ઞ કરવામાં આવે છે.

જો સૂક્ષ્મદૃષ્ટિએ જોવામાં આવે તો જ્ઞાનયજ્ઞ પણ ક્રિયાજન્ય જ છે, પરંતુ એમાં વિવેકવિચારનું પ્રાધાન્ય રહે છે.

**'સર્વં કર્માખિલં પાર્થ જ્ઞાને પરિસમાપ્યતે'** – **'સર્વમ્'** અને **'અખિલમ્'** – બન્ને શબ્દો પર્યાયવાચક છે અને તેમનો અર્થ 'સઘળાં' થાય છે. એટલે અહીં **'સર્વમ્ કર્મ'**નો અર્થ સઘળાં કર્મો (કર્મમાત્ર) અને **'અખિલમ્'**નો અર્થ સઘળાં દ્રવ્યો (પદાર્થમાત્ર) લેવો એ જ યોગ્ય માલૂમ પડે છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાને માટે કર્મો કરે છે, ત્યાં સુધી તેનો સંબંધ ક્રિયાઓ અને પદાર્થો સાથે ચાલુ રહે છે. જ્યાં સુધી ક્રિયાઓ અને પદાર્થો સાથે સંબંધ રહે છે, ત્યાં સુધી અંતઃકરણમાં અશુદ્ધિ રહે છે, એટલા માટે પોતાને માટે કર્મો ન કરવાથી જ અંતઃકરણ શુદ્ધ થાય છે.

અંતઃકરણમાં ત્રણ દોષો રહે છે – મળ (સંચિત પાપો), વિક્ષેપ (ચિત્તની ચંચળતા) અને આવરણ (અજ્ઞાન). પોતાને માટે કોઈ પણ કર્મ ન કરવાથી અર્થાત્ સંસારમાત્રની સેવાને માટે જ કર્મ કરવાથી જ્યારે સાધકના અંતઃકરણમાં રહેલા મળ અને વિક્ષેપ–બન્ને દોષો દૂર થઈ જાય છે, ત્યારે તે જ્ઞાનપ્રાપ્તિ દ્વારા આવરણદોષને દૂર કરવા માટે કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને ગુરુની પાસે જાય છે. તે સમયે તે કર્મો અને પદાર્થોથી પર થઈ જાય છે અર્થાત્ કર્મો અને પદાર્થો તેનું લક્ષ્ય નથી રહેતાં, બલ્કે એક ચિન્મય તત્ત્વ જ તેનું લક્ષ્ય રહે છે. આને જ સઘળાં કર્મો અને પદાર્થોનું તત્ત્વજ્ઞાનમાં સમાપ્ત થવું એમ કહેવાય છે.

## જ્ઞાનપ્રાપ્તિની પ્રચલિત પ્રક્રિયા

શાસ્ત્રોમાં જ્ઞાનપ્રાપ્તિનાં આઠ અંતરંગ સાધનો કહેવામાં આવ્યાં છે – (૧) વિવેક, (૨) વૈરાગ્ય, (૩) શમ વગેરે ષટ્સંપત્તિ (શમ, દમ, શ્રદ્ધા, ઉપરતિ, તિતિક્ષા અને સમાધાન), (૪) મુમુક્ષુતા, (૫) શ્રવણ, (૬) મનન, (૭) નિદિધ્યાસન અને (૮) તત્ત્વપદાર્થસંશોધન.

આ બધામાં પહેલું સાધન વિવેક છે. સત અને અસતને અલગ-અલગ જાણવા એ 'વિવેક' કહેવાય છે. સત-અસતને અલગ-અલગ જાણીને અસતનો ત્યાગ કરવો અર્થાત્ સંસારથી વિમુખ થવું એ 'વૈરાગ્ય' છે. એના પછી શમ વગેરે ષટ્સંપત્તિ આવે છે. મનને ઇન્દ્રિયોના વિષયોથી હઠાવવું એ 'શમ' છે. ઇન્દ્રિયોને વિષયોથી હઠાવવી એ 'દમ' છે. ઈશ્વર, શાસ્ત્ર વગેરે ઉપર પૂજ્યભાવપૂર્વક પ્રત્યક્ષથી પણ વધારે વિશ્વાસ રાખવો એ 'શ્રદ્ધા' છે. વૃત્તિઓનું સંસાર તરફથી હઠી જવું એ 'ઉપરતિ' છે. શરદી, ગરમી વગેરે દ્વન્દ્વોને સહન કરવાં, તેમની ઉપેક્ષા કરવી એ 'તિતિક્ષા' છે. અંતઃકરણમાં શંકાઓ ન રહેવી એ 'સમાધાન' છે. એના પછી ચોથું સાધન છે – મુમુક્ષુતા. સંસારથી છૂટવાની ઇચ્છા એ 'મુમુક્ષુતા' છે.

મુમુક્ષુતા જાગ્રત થયા બાદ સાધક પદાર્થો અને કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે જાય છે. ગુરુની પાસે નિવાસ કરતા રહીને શાસ્ત્રોને સાંભળીને તાત્પર્યનો નિર્ણય કરવો તથા તેને ધારણ કરવો એને 'શ્રવણ'

કહે છે. શ્રવણથી પ્રમાણગત સંશય દૂર થાય છે. પરમાત્મતત્ત્વનું યુક્તિપ્રયુક્તિઓથી ચિંતન કરવું એ 'મનન' છે. મનનથી પ્રમેયગત સંશય દૂર થાય છે. સંસારની સત્તાને માનવી અને પરમાત્મતત્ત્વની સત્તા ન માનવી એ 'વિપરીત ભાવના' કહેવાય છે. વિપરીત ભાવનાને હઠાવવી એ 'નિદિધ્યાસન' છે. પ્રાકૃત પદાર્થમાત્ર સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય અને કેવળ એક ચિન્મયતત્ત્વ શેષ રહી જાય – એ 'તત્ત્વપદાર્થસંશોધન' છે. એને જ તત્ત્વસાક્ષાત્કાર કહે છે.[૧]

વિચારપૂર્વક જોવામાં આવે તો આ બધાં સાધનોનું તાત્પર્ય છે – અસાધન અર્થાત્ અસતના સંબંધનો ત્યાગ. ત્યાજ્ય વસ્તુ પોતાને માટે નથી હોતી, પરંતુ ત્યાગનું પરિણામ (તત્ત્વસાક્ષાત્કાર) પોતાને માટે હોય છે.

**પરિશિષ્ટ ભાવ :** દ્રવ્યમય યજ્ઞમાં ક્રિયા અને પદાર્થની પ્રધાનતા છે, તેથી તે કરણ-સાપેક્ષ છે. જ્ઞાનયજ્ઞમાં વિવેક-વિચારની પ્રધાનતા છે; તેથી તે કરણ-નિરપેક્ષ છે. તેથી દ્રવ્યમય યજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. જ્ઞાનયજ્ઞમાં સંપૂર્ણ ક્રિયાઓ અને પદાર્થોથી સંબંધ છૂટી જાય છે અર્થાત્ તત્ત્વજ્ઞાન થતાં કંઈ પણ કરવું, જાણવું અને પ્રાપ્ત કરવું શેષ રહેતું નથી; કારણ કે એક પરમાત્મા સિવાય બીજા કશાનું અસ્તિત્વ જ રહેતું નથી.



***સંબંધ*** *– અર્જુન પોતાનું કલ્યાણ ઇચ્છે છે; આથી કલ્યાણપ્રાપ્તિનાં વિભિન્ન સાધનોનું યજ્ઞરૂપે વર્ણન કરીને હવે ભગવાન જ્ઞાનયજ્ઞ દ્વારા તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રચલિત પ્રણાલીનું વર્ણન કરે છે.*

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥ ૩૪॥**

| | |
|---|---|
| **તત્** | = એ (તત્ત્વજ્ઞાન)ને (તું તત્ત્વદર્શી જ્ઞાની મહાપુરુષો પાસે જઈને) |
| **વિદ્ધિ** | = જાણી લે; |
| **પ્રણિપાતેન** | = (એમને) સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાથી, |
| **સેવયા** | = (એમની) સેવા કરવાથી (તેમજ) |
| **પરિપ્રશ્નેન** | = સરળ ભાવે પ્રશ્ન પૂછવાથી |
| **તે** | = તે |
| **તત્ત્વદર્શિનઃ** | = તત્ત્વદર્શી (અનુભવી) |
| **જ્ઞાનિનઃ** | = જ્ઞાની (શાસ્ત્રજ્ઞ) મહાપુરુષ |
| **જ્ઞાનમ્** | = (તને તે) તત્ત્વજ્ઞાનનો |
| **ઉપદેક્ષ્યન્તિ** | = ઉપદેશ આપશે. |

***ટીકા*** – **'તદ્વિદ્ધિ'** – અર્જુને પહેલાં કહ્યું હતું કે યુદ્ધમાં સ્વજનોને મારીને હું હિત નથી જોતો (ગીતા ૧/૩૧); આ આતતાયીઓને મારવાથી તો પાપ જ લાગશે (ગીતા ૧/૩૬). યુદ્ધ કરવાની અપેક્ષાએ હું ભિક્ષા માગીને જીવનનિર્વાહ કરવાનું શ્રેષ્ઠ સમજું છું (ગીતા ૨/૫). આ રીતે અર્જુન યુદ્ધરૂપી કર્તવ્યકર્મનો ત્યાગ કરવાનું શ્રેષ્ઠ માને છે. પરંતુ ભગવાનના મતાનુસાર જ્ઞાનપ્રાપ્તિને માટે કર્મોનો ત્યાગ કરવો આવશ્યક નથી (૩/૨૦; ૪/૧૫). એટલા માટે અહીં ભગવાન અર્જુનને જાણે એમ કહી રહ્યા છે કે જો તું કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને જ્ઞાન પ્રાપ્ત કરવાને જ શ્રેષ્ઠ માનતો હોય, તો તું કોઈ તત્ત્વદર્શી જ્ઞાની મહાપુરુષની પાસે જઈને વિધિપૂર્વક જ્ઞાનને પ્રાપ્ત કર; હું તને એવો ઉપદેશ નહિ આપું.

વાસ્તવમાં અહીં ભગવાનનો અભિપ્રાય અર્જુનને જ્ઞાની મહાપુરુષની પાસે મોકલવાનો નથી, બલ્કે તેમને ચેતવવાનો છે એવું પ્રતીત થાય છે. જેવી રીતે કોઈ મહાપુરુષ કોઈને તેના કલ્યાણની વાત કહી રહ્યા છે, પરંતુ શ્રદ્ધાની ઊણપને કારણે સાંભળનારને એ વાત નથી રુચતી, તો તે મહાપુરુષ તેને કહી દે છે કે તું કોઈ બીજા મહાપુરુષની પાસે જઈને પોતાના કલ્યાણનો ઉપાય પૂછ; એવી જ રીતે ભગવાન જાણે એમ કહી રહ્યા છે કે જો તને મારી વાત નથી રુચતી, તો તું કોઈ જ્ઞાની મહાપુરુષની પાસે જઈને પ્રચલિત પ્રણાલી વડે જ્ઞાન પ્રાપ્ત કર. જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રચલિત પ્રણાલી છે – કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને, જિજ્ઞાસાપૂર્વક શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની

૧. જેઓ સાંસારિક ભોગ અને સંગ્રહમાં લાગેલા છે, એવા મનુષ્યો દ્વારા 'શ્રવણ' થાય છે શાસ્ત્રોનું, 'મનન' થાય છે વિષયોનું, 'નિદિધ્યાસન' થાય છે રૂપિયાનું અને 'સાક્ષાત્કાર' થાય છે દુઃખોનો!

પાસે જઈને વિધિપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરવું.[1]

આગળ ચાલીને ભગવાને આડત્રીસમા શ્લોકમાં કહ્યું છે કે એ જ તત્ત્વજ્ઞાન તને પોતાનાં કર્તવ્યકર્મો કરતાં-કરતાં (કર્મયોગ સિદ્ધ થતાં જ) બીજા કોઈ સાધન વિના આપોઆપ પોતાની અંદર પ્રાપ્ત થઈ જશે. તેને માટે કોઈ બીજાની પાસે જવાની જરૂર નથી.

**'પ્રણિપાતેન'** – જ્ઞાનપ્રાપ્તિને માટે ગુરુની પાસે જઈને એમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા. તાત્પર્ય એ છે કે ગુરુની પાસે નીચ પુરુષની જેમ રહેવું – **'નીચવત્ સેવેત સદ્ગુરુમ્'**, જેથી પોતાના શરીરથી ગુરુનો કદી અનાદર ને તિરસ્કાર ન થઈ જાય. નમ્રતા, સરળતા અને જિજ્ઞાસુભાવથી તેમની પાસે રહેવું અને એમની સેવા કરવી. પોતાની જાતને એમને સમર્પિત કરી દેવી; એમને આધીન થઈ જવું. શરીર અને વસ્તુઓ - બન્ને એમને અર્પણ કરી દેવાં. સાષ્ટાંગ દંડવત્ પ્રણામથી પોતાનું શરીર અને સેવા દ્વારા પોતાની વસ્તુઓ એમને અર્પણ કરી દેવી.

**'સેવયા'** – શરીર અને વસ્તુઓ વડે ગુરુની સેવા કરવી. જેનાથી તેઓ પ્રસન્ન થાય, તેવું કામ કરવું. એમની પ્રસન્નતા પ્રાપ્ત કરવી હોય તો પોતાની જાતને સર્વથા એમને આધીન કરી દેવી. એમના મનને, સંકેતને અને આજ્ઞાને અનુકૂળ કામ કરવું. આ જ વાસ્તવિક સેવા છે.

સંતમહાપુરુષની સૌથી મોટી સેવા છે – એમના સિદ્ધાંતો અનુસાર પોતાનું જીવન બનાવવું. કારણ કે એમને સિદ્ધાંતો જેટલા પ્રિય હોય છે, એટલું પોતાનું શરીર પ્રિય નથી હોતું. સિદ્ધાંતની રક્ષાને માટે તેઓ પોતાના શરીર સુધ્ધાંનો સહર્ષ ત્યાગ કરી દે છે. એટલા માટે સાચો સેવક એમના સિદ્ધાંતોનું દૃઢતાપૂર્વક પાલન કરે છે.

**'પરિપ્રશ્નેન'** – કેવળ પરમાત્મતત્ત્વને જાણવાને માટે, જિજ્ઞાસુભાવે સરળતા અને વિનમ્રતાપૂર્વક ગુરુને પ્રશ્ન કરવો. પોતાની વિદ્વત્તા બતાવવાને માટે અથવા તેમની પરીક્ષા કરવાને માટે પ્રશ્ન ન કરવો.

હું કોણ છું? સંસાર શું છે? બંધન શું છે? મોક્ષ શું છે? પરમાત્મતત્ત્વનો અનુભવ કેવી રીતે થઈ શકે છે? મારી સાધનામાં કયાં-કયાં વિઘ્નો છે? એ વિઘ્નોને કેવી રીતે દૂર કરવામાં આવે? તત્ત્વ સમજમાં કેમ નથી આવી રહ્યું? વગેરે-વગેરે પ્રશ્નો કેવળ પોતાના બોધને માટે (જેમ જેમ જિજ્ઞાસા થાય, તેમ - તેમ) કરવા.

**'જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ'** – **'તત્ત્વદર્શિનઃ'** – પદનું તાત્પર્ય એ છે કે તે મહાપુરુષને પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ ગયો હોય; અને **'જ્ઞાનિનઃ'** પદનું તાત્પર્ય એ છે કે એમને વેદો તથા શાસ્ત્રોનું સારી રીતે જ્ઞાન હોય. એવા તત્ત્વદર્શી અને જ્ઞાની મહાપુરુષની પાસે જઈને જ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ.

અંતઃકરણની શુદ્ધિ અનુસાર જ્ઞાનના અધિકારીઓ ત્રણ પ્રકારના હોય છે – ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. ઉત્તમ અધિકારીને શ્રવણમાત્રથી તત્ત્વજ્ઞાન થઈ જાય છે.[2] મધ્યમ અધિકારીને શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાથી તત્ત્વજ્ઞાન થાય છે. કનિષ્ઠ અધિકારી તત્ત્વને સમજવા માટે ભિન્નભિન્ન પ્રકારની શંકાઓ કર્યા કરે છે. એ શંકાઓનું સમાધાન કરવાને માટે વેદો અને શાસ્ત્રોનું સારું એવું જ્ઞાન હોવું આવશ્યક છે; કેમકે ત્યાં કેવળ યુક્તિઓથી તત્ત્વને સમજાવી શકાતું નથી. આથી જો ગુરુ તત્ત્વદર્શી હોય, પરંતુ જ્ઞાની ન હોય, તો તે શિષ્યની જાતજાતની શંકાઓનું સમાધાન નહિ કરી શકે. જો ગુરુ શાસ્ત્રોના જ્ઞાતા હોય, પરંતુ તત્ત્વદર્શી ન હોય તો તેમની વાતો એવી નક્કર નહિ હોય, જેનાથી શ્રોતાને જ્ઞાન થઈ જાય. તે વાતો સંભળાવી શકે છે, પુસ્તકો વંચાવી શકે છે, પરંતુ શિષ્યને બોધ નથી કરાવી શકતો. એટલા માટે ગુરુનું તત્ત્વદર્શી અને જ્ઞાની બન્નેય હોવું બહુ જ જરૂરી છે.

**'ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનમ્'** – મહાપુરુષને દંડવત્ પ્રણામ કરવાથી, તેમની સેવા કરવાથી અને તેમને સરળતાપૂર્વક પ્રશ્નો પૂછવાથી તેઓ તને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે – એનું એ તાત્પર્ય નથી કે તે મહાપુરુષને આ બધાની અપેક્ષા રહે છે. વાસ્તવમાં તેમને પ્રણામ, સેવા

---

૧. **આદૌ સ્વવર્ણાશ્રમવર્ણિતાઃ ક્રિયાઃ કૃત્વા સમાસાદિતશુદ્ધમાનસઃ ।**
**સમાપ્ય તત્પૂર્વમુપાત્તસાધનઃ સમાશ્રયેત્ સદ્ગુરુમાત્મલબ્ધયે ॥** (અધ્યાત્મરામાયણ, ઉત્તર ૫/૭)

'સહુથી પહેલાં પોતપોતાના વર્ણ અને આશ્રમને માટે શાસ્ત્રોમાં વર્ણવેલી ક્રિયાઓનું યથાવત્ પાલન કરીને ચિત્ત શુદ્ધ થઈ જતાં તે ક્રિયાઓનો ત્યાગ કરી દેવો, પછી શમ, દમ વગેરે સાધનોથી સંપન્ન થઈને આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે સદ્ગુરુના શરણમાં જવું.'

**તદ્વિજ્ઞાનાર્થં સ ગુરુમેવાભિગચ્છેત્ સમિત્પાણિઃ શ્રોત્રિયં બ્રહ્મનિષ્ઠમ્ ॥** (મુણ્ડક. ૧/૨/૧૨)

'તે જ્ઞાનને પ્રાપ્ત કરવાને માટે તે જિજ્ઞાસુ સાધકે હાથમાં સમિધ લઈને વિનયપૂર્વક વેદશાસ્ત્રોના જ્ઞાતા અને તત્ત્વજ્ઞાની ગુરુની પાસે જવું.'

૨. ઉત્તમ અધિકારી તે જ છે, જેનામાં તત્ત્વપ્રાપ્તિની લગની હોય, જેને તત્ત્વપ્રાપ્તિમાં ભવિષ્ય સારું ન લાગે અર્થાત્ જે વર્તમાનમાં જ તત્કાળ તત્ત્વપ્રાપ્તિ કરવાને ઇચ્છે છે.

વગેરેની કિંચિત્‌માત્ર પણ તમન્ના નથી હોતી. આ બધું કહેવાનો ભાવ એ છે કે જ્યારે સાધક આ રીતે જિજ્ઞાસા કરે છે અને સરળતાપૂર્વક મહાપુરુષની પાસે જઈને રહે છે, ત્યારે એ મહાપુરુષના અંતઃકરણમાં તેના પ્રત્યે વિશેષ ભાવ પેદા થઈ જાય છે, જેનાથી સાધકને બહુ જ લાભ થાય છે. જો સાધક આ રીતે તેમની પાસે ન રહે, તો જ્ઞાન મળે તોપણ તે તેને ગ્રહણ નહિ કરી શકે.

**'જ્ઞાનમ્'** પદ અહીં તત્ત્વજ્ઞાન અથવા સ્વરૂપબોધનું વાચક છે. વાસ્તવમાં જ્ઞાન સ્વરૂપનું નથી થતું, પરંતુ સંસારનું થાય છે. સંસારનું જ્ઞાન થતાં જ સંસાર સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અને સ્વતઃસિદ્ધ સ્વરૂપનો અનુભવ થઈ જાય છે.

**'ઉપદેક્ષ્યન્તિ'** પદનું એ તાત્પર્ય છે કે મહાપુરુષ જ્ઞાનનો ઉપદેશ તો આપે છે, એનાથી સાધકને બોધ થઈ જ જાય, એવું નિશ્ચિત નથી. આગળ ઓગણચાળીસમા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે શ્રદ્ધાવાન પુરુષ જ્ઞાનને પ્રાપ્ત કરે છે – **'શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનમ્'** કારણ કે શ્રદ્ધા અંતઃકરણની વસ્તુ છે; પરંતુ પ્રણામ, સેવા, પ્રશ્ન વગેરે કપટપૂર્વક પણ કરી શકાય છે. એટલા માટે અહીં મહાપુરુષ દ્વારા કેવળ જ્ઞાનનો ઉપદેશ આપવાની જ વાત કહેવામાં આવી છે અને ઓગણચાળીસમા શ્લોકમાં શ્રદ્ધાવાન સાધક દ્વારા જ્ઞાનના પ્રાપ્ત થવાની વાત કહેવામાં આવી છે.



***સંબંધ*** *– તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રચલિત પ્રણાલીનું વર્ણન કરીને હવે ભગવાન આગળના ત્રણ (પાંત્રીસમા, છત્રીસમા અને સાડત્રીસમા) શ્લોકોમાં તત્ત્વજ્ઞાનનું વાસ્તવિક માહાત્મ્ય બતાવે છે.*

**યજ્જ્ઞાત્વા ન પુનર્મોહમેવં યાસ્યસિ પાણ્ડવ ।**
**યેન ભૂતાન્યશેષેણ દ્રક્ષ્યસ્યાત્મન્યથો મયિ ॥ ૩૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યત્** | = જે (તત્ત્વજ્ઞાનને) | **યાસ્યસિ** | = પામે, (તેમજ) | **આત્મનિ** | = પોતાનામાં (અને) |
| **જ્ઞાત્વા** | = જાણ્યા પછી (તું) | **પાણ્ડવ** | = હે અર્જુન! | | |
| **પુનઃ** | = ફરીથી | **યેન** | = જે (તત્ત્વજ્ઞાન)થી | **અથો** | = ત્યાર પછી |
| **એવમ્** | = આ રીતે | **ભૂતાનિ** | = (તું) સમગ્ર ભૂતોને | **મયિ** | = મુજ સચ્ચિદાનંદઘન પરમાત્મામાં |
| **મોહમ્** | = મોહને | **અશેષેણ** | = નિઃશેષભાવે (પહેલાં) | | |
| **ન** | = નહીં | | | **દ્રક્ષ્યસિ** | = જોઈશ. |

*ટીકા* – **'યજ્જ્ઞાત્વા ન પુનર્મોહમેવં યાસ્યસિ પાણ્ડવ'** – પૂર્વશ્લોકમાં ભગવાને કહ્યું કે તે મહાપુરુષો તને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે; પરંતુ ઉપદેશ સાંભળવા માત્રથી વાસ્તવિક બોધ અર્થાત્ સ્વરૂપનો યથાર્થ અનુભવ નથી થતો. **'શ્રુત્વાપ્યેનં વેદ ન ચૈવ કશ્ચિત્'** (ગીતા ૨/૨૯); અને વાસ્તવિક બોધનું વર્ણન પણ કોઈ કરી નથી શકતું. કારણ કે વાસ્તવિક બોધ કરણ-નિરપેક્ષ છે અર્થાત્ મન, વાણી વગેરેથી પર છે. આથી વાસ્તવિક બોધ પોતાના દ્વારા જ પોતાને થાય છે અને તે ત્યારે થાય છે, જ્યારે મનુષ્ય પોતાના વિવેક (જડ-ચેતનના ભેદનું જ્ઞાન)ને મહત્ત્વ આપે છે. વિવેકને મહત્ત્વ આપવાથી જ્યારે અવિવેક સર્વથા દૂર થઈ જાય છે, ત્યારે તે વિવેક જ વાસ્તવિક બોધમાં પરિણત થઈ જાય છે અને જડતા સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ કરાવી દે છે. વાસ્તવિક બોધ થતાં ફરીથી કદી મોહ નથી થતો.

ગીતાના પહેલા અધ્યાયમાં અર્જુનનો મોહ પ્રગટ થાય છે કે યુદ્ધમાં બધા કુટુંબી અને સગાસંબંધી લોકો મરી જશે તો તેમને પિંડ અને જળ દેવાવાળા કોણ હશે? પિંડ અને જળ ન દેવાથી તેઓ નરકોમાં પડી જશે. જે જીવિત રહી જશે, તે સ્ત્રીઓ અને બાળકોનો નિર્વાહ અને પાલન કેવી રીતે થશે? વગેરે વગેરે. તત્ત્વજ્ઞાન થયા બાદ આવો મોહ નથી રહેતો. બોધ થતાં જ્યારે સંસાર સાથે હું-મારાપણાનો સંબંધ નથી રહેતો, ત્યારે ફરીથી મોહ થવાનો પ્રશ્ન જ નથી રહેતો.

**'યેન ભૂતાન્યશેષેણ દ્રક્ષ્યસ્યાત્મનિ'** – તત્ત્વજ્ઞાન થતાં જ એવો અનુભવ થાય છે કે મારી સત્તા સર્વત્ર પરિપૂર્ણ છે અને તે સત્તાની અંતર્ગત જ અનંત બ્રહ્માંડો છે. જેવી રીતે સ્વપ્નમાંથી જાગેલો મનુષ્ય સ્વપ્નની સૃષ્ટિને પોતાનામાં જ દેખે છે, તેવી જ રીતે તત્ત્વજ્ઞાન થતાં મનુષ્ય સઘળાં પ્રાણીઓ (જગત)ને પોતાનામાં જ દેખે છે. છઠ્ઠા અધ્યાયના ઓગણત્રીસમા શ્લોકમાં આવેલા **'સર્વભૂતાનિ ચાત્મનિ'**

પદો વડે પણ એ જ સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે.

**'અથો મયિ'** – તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની જે પ્રચલિત પ્રક્રિયા છે, તેના અનુસાર ભગવાન કહી રહ્યા છે કે ગુરુ પાસેથી વિધિપૂર્વક (શ્રવણ, મનન અને નિદિધ્યાસનપૂર્વક) તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરતાં સાધક પહેલાં પોતાના સ્વરૂપમાં સઘળાં પ્રાણીઓને દેખે છે – આ **'ત્વમ્'** પદનો અનુભવ થયો, પછી તે સ્વરૂપને તથા સઘળાં પ્રાણીઓને એક સચ્ચિદાનંદઘન પરમાત્મામાં દેખે છે – આ **'તત્'** પદનો અનુભવ થયો. આ રીતે તેને પહેલાં **'ત્વમ્'** (સ્વરૂપ)નો અને પછી **'તત્'** (પરમાત્મતત્ત્વ)ની સાથે **'ત્વમ્'**ની એકતાનો અનુભવ થઈ જાય છે. એક માત્ર બ્રહ્મ જ શેષ રહી જાય છે. એવી અવસ્થામાં દૃષ્ટા, દૃશ્ય અને દર્શન– એ ત્રણેય નથી રહેતાં. પરંતુ લોકોની દૃષ્ટિમાં તેના પોતાના કહેવાતા અંતઃકરણમાં જે ભાવ દેખાય છે, તેને લીધે જ ભગવાન કહે છે કે તે બધાંને મારામાં દેખે છે.

સ્થૂળ દૃષ્ટિએ સમુદ્ર અને મોજામાં ભિન્નતા દેખાય છે. મોજાં સમુદ્રમાં જ ઊઠે છે અને લીન થતાં રહે છે. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ સમુદ્ર અને મોજાંની સ્વતંત્ર સત્તા નથી. સત્તા કેવળ એક જળતત્ત્વની જ છે. જળતત્ત્વમાં ન સમુદ્ર છે, ન મોજાં. પૃથ્વી સાથે સંબંધ હોવાને કારણે સમુદ્ર પણ મર્યાદિત છે અને મોજાં પણ; પરંતુ જળતત્ત્વ મર્યાદિત નથી. આથી સમુદ્ર અને મોજાંને ન જોઈને એક જળતત્ત્વને જોવું એ જ યથાર્થ દૃષ્ટિ છે. આ જ રીતે સંસારરૂપી સમુદ્ર અને શરીર રૂપી મોજામાં ભિન્નતા દેખાય છે. શરીરો સંસારમાં જ ઉત્પન્ન અને નષ્ટ થતાં રહે છે. પરંતુ વાસ્તવમાં સંસાર અને શરીરસમુદાયની સ્વતંત્ર સત્તા નથી. સત્તા કેવળ પરમાત્મતત્ત્વની જ છે. પરમાત્મતત્ત્વમાં ન સંસાર છે, ન શરીર. પ્રકૃતિની સાથે સંબંધ હોવાને કારણે સંસાર પણ મર્યાદિત છે અને શરીર પણ. પરંતુ પરમાત્મતત્ત્વ મર્યાદિત નથી. આથી સંસાર અને શરીરોને ન જોઈને એક પરમાત્મતત્ત્વને જોવું એ જ યથાર્થ દૃષ્ટિ છે (ગીતા ૧૩/૨૭).

**પરિશિષ્ટ ભાવ :** તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અથવા અજ્ઞાનની નિવૃત્તિ એક વાર જ થાય છે અને તે હંમેશને માટે થાય છે. મતલબ કે તત્ત્વજ્ઞાન વારંવાર પ્રાપ્ત થતું નથી. એક વાર અનુભવમાં આવી ગયું તો તે હંમેશના માટે આવી જ ગયું! કારણ કે જ્યારે અજ્ઞાનની સ્વતંત્ર સત્તા જ નથી, તો પછી પુનઃ અજ્ઞાન કઈ રીતે થશે? તેથી નિત્ય-નિવૃત્ત એવા અજ્ઞાનની જ નિવૃત્તિ થાય છે અને નિત્ય-પ્રાપ્ત તત્ત્વજ્ઞાનની જ પ્રાપ્તિ થાય છે.

આપણું સ્વરૂપ સ્વયં સત્તારૂપ અને બોધસ્વરૂપ છે, પરંતુ બોધ (જ્ઞાન)નો અનાદર કરવાથી આપણે અસતનો સ્વીકાર કરી લીધો અને અસતનો સ્વીકાર કરવાથી અવિવેક થયો. મતલબ કે બોધ (જ્ઞાન)થી વિમુખ થઈને આપણે અસતને સત્તા આપવાથી વિવેકનો અનાદર થયો. વાસ્તવમાં બોધનો અનાદર કર્યો નથી, બલ્કે અનાદિકાળથી અનાદર છે. જો એવું માની લઈએ કે આપણે બોધનો અનાદર કર્યો તો એનાથી એ સાબિત થશે કે, પહેલાં બોધનો આદર હતો. તેથી હવે આદર કરીશું તો ફરીથી પાછો અનાદર થઈ જશે. પરંતુ એવું નથી, બોધ એક જ વાર થાય છે અને સદાને માટે થાય છે.

તત્ત્વજ્ઞાન થયા પછી મોહ રહેતો નથી; કારણ કે વાસ્તવમાં મોહ છે જ નહીં. નાશ એનો થાય છે, જે છે જ નહીં, અને પ્રાપ્ત એ જ થાય છે, જે હોય છે.

જગત જીવની અંતર્ગત છે અને જીવ પરમાત્માની અંતર્ગત છે, તેથી સાધક જગતને પોતાનામાં જુએ છે - **'દ્રક્ષ્યસ્યાત્મનિ'**, પછી પોતાને પરમાત્મામાં જુએ છે – **'અથો મયિ'**. **'દ્રક્ષ્યસ્યાત્મનિ'**માં આત્મજ્ઞાન (જ્ઞાન) છે અને 'અથો મયિ'માં પરમાત્મજ્ઞાન (વિજ્ઞાન) છે. આત્મજ્ઞાનમાં નિજાનંદ છે અને પરમાત્મજ્ઞાનમાં પરમાનંદ છે. લૌકિક નિષ્ઠા (કર્મયોગ તથા જ્ઞાનયોગ)થી આત્મજ્ઞાનનો અનુભવ થાય છે અને અલૌકિક નિષ્ઠા (ભક્તિયોગ)થી પરમાત્મજ્ઞાનનો અનુભવ થાય છે.

બધું જ કાંઈ ભગવાન જ છે - આ પ્રકારનું સમગ્રનું જ્ઞાન 'પરમાત્મજ્ઞાન' છે. આત્મજ્ઞાનથી મુક્તિ તો થઈ જાય છે, પરંતુ સૂક્ષ્મ અહમ્‌ની ગંધ રહી જાય છે, તેથી દાર્શનિકો (તત્ત્વવેત્તાઓ)માં અને તેમનાં દર્શનમાં મતભેદ રહે છે. જો સૂક્ષ્મ અહમ્‌ની ગંધ ન રહે તો પછી મતભેદ કઈ રીતે થાય ? પરંતુ પરમાત્મજ્ઞાનથી સૂક્ષ્મ અહમ્‌ની ગંધ પણ નથી રહેતી અને તેનાથી પેદા થનારા સઘળા દાર્શનિક મતભેદ સમાપ્ત થઈ જાય છે. તાત્પર્ય એ છે કે જ્યાં સુધી 'આત્મનિ' છે, (સૂક્ષ્મ અહંકાર છે) ત્યાં સુધી દાર્શનિક મતભેદ છે. જ્યારે **'વાસુદેવઃ સર્વમ્'**નો અનુભવ થઈ જાય, પછી મતભેદ રહેતા નથી, ત્યારે **'અથો મયિ'** થઈ જાય છે.' **'અથો મયિ'**માં એક પરમાત્મા સિવાય બીજી કોઈ સત્તા જ રહેતી નથી.

—■—

**અપિ ચેદસિ પાપેભ્યઃ સર્વેભ્યઃ પાપકૃત્તમઃ।**
**સર્વં જ્ઞાનપ્લવેનૈવ વૃજિનં સંતરિષ્યસિ ॥ ૩૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ચેત્** | = જો (તું) | **પાપકૃત્તમઃ** | = વધારે પાપ કરનાર | **સર્વમ્** | = સંપૂર્ણ |
| **સર્વેભ્યઃ** | = સમસ્ત | **અસિ** | = હોય, (તો પણ તું) | **વૃજિનમ્** | = પાપ-સાગરને |
| **પાપેભ્યઃ** | = પાપીઓ કરતાં | **જ્ઞાનપ્લવેન** | = જ્ઞાનરૂપી નૌકા દ્વારા | **સન્તરિષ્યસિ** | = સારી રીતે પાર કરી જઈશ. |
| **અપિ** | = પણ | **એવ** | = નિઃસંદેહ | | |

*ટીકા* – **'અપિ ચેદસિ પાપેભ્યઃ સર્વેભ્યઃ પાપકૃત્તમઃ'** – પાપ કરવાવાળાઓની ત્રણ શ્રેણીઓ હોય છે – (૧) **'પાપકૃત્'** અર્થાત્ પાપ કરવાવાળો, (૨) **'પાપકૃત્તર'** અર્થાત્ બે પાપીઓમાં એકથી અધિક પાપ કરવાવાળો અને (૩) **'પાપકૃત્તમ'** અર્થાત્ સઘળા પાપીઓમાં સૌથી અધિક પાપ કરવાવાળો. અહીં **'પાપકૃત્તમઃ'** પદનો પ્રયોગ કરીને ભગવાન કહે છે કે જો તું સઘળા પાપીઓમાં પણ અત્યંત પાપ કરવાવાળો હોય, તોપણ તત્ત્વજ્ઞાન વડે તું સઘળાં પાપોથી તરી શકે છે.

ભગવાનનું આ કથન બહુ જ આશ્વાસન આપવાવાળું છે. તાત્પર્ય એ છે કે જે પાપોનો ત્યાગ કરીને સાધનમાં લાગેલો છે, એનું તો કહેવું જ શું? પરંતુ જેણે પહેલાં બહુ જ પાપો કર્યાં હોય, તેણે પણ જિજ્ઞાસા જાગ્રત થયા બાદ પોતાના ઉદ્ધારની બાબતમાં કદી નિરાશ નહિ થવું જોઈએ. કારણ કે પાપીમાં પણ પાપી મનુષ્ય પણ જો ઈચ્છે તો આ જ જન્મમાં અત્યારે જ પોતાનું કલ્યાણ કરી શકે છે. પુરાણાં પાપો એટલાં બાધક નથી થતાં, જેટલાં વર્તમાનનાં પાપો બાધક થાય છે. જો મનુષ્ય વર્તમાનમાં પાપ કરવાનું છોડી દે અને નિશ્ચય કરી લે કે હવે હું કદી પાપ નહિ કરું અને કેવળ તત્ત્વજ્ઞાનને જ પ્રાપ્ત કરીશ, તો તેનાં પાપોનો નાશ થવામાં વિલંબ નથી લાગતો.

જો કોઈ જગાએ સો વર્ષોથી ગાઢ અંધકાર છવાયો હોય અને ત્યાં દીવો પેટાવી દેવામાં આવે, તો તે અંધારાને દૂર કરીને પ્રકાશ કરવામાં દીવાને સો વર્ષ નથી લાગતાં, ઊલટાનું દીવો પેટાવતાં જ તત્કાળ અંધારું દૂર થઈ જાય છે. એ જ રીતે તત્ત્વજ્ઞાન થતાં જ પહેલાં કરવામાં આવેલાં સઘળાં પાપો તત્કાળ નષ્ટ થઈ જાય છે.

**'ચેત્'** (જો) પદ દેવાનું તાત્પર્ય એ છે કે ઘણું કરીને એવા પાપી મનુષ્યો પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી પરંતુ એવો નિયમ નથી કે તેઓ પરમાત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરી જ નથી શકતા - એવી વાત નથી. કોઈ મહાપુરુષના સંગથી અથવા કોઈ ઘટના, પરિસ્થિતિ, વાતાવરણ વગેરેના પ્રભાવથી જો તેમનો એવો દૃઢ નિશ્ચય થઈ જાય કે હવે પરમાત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું જ છે, તો તેઓ પણ સઘળા પાપ-સમુદ્રને સારી રીતે તરી જાય છે.

નવમા અધ્યાયના ત્રીસમા-એકત્રીસમા શ્લોકમાં પણ ભગવાને અનન્યભાવે પોતાનું ભજન કરવાવાળાને માટે એવી જ વાત કહી છે કે મહાન દુરાચારી મનુષ્ય પણ જો એવો નિશ્ચય કરી લે કે હવે હું ભગવાનનું ભજન જ કરીશ, તો તેનું પણ બહુ જ જલદી કલ્યાણ થઈ જાય છે.

**'સર્વં જ્ઞાનપ્લવેનૈવ વૃજિનં સંતરિષ્યસિ'** – પ્રકૃતિનું કાર્ય એવા શરીર અને સંસારના સંબંધથી જ સઘળાં પાપો થાય છે. તત્ત્વજ્ઞાન થતાં જ્યારે તેમનાથી સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, ત્યારે પાપો કેવી રીતે રહી શકે છે? **'મૂલાભાવે કુતઃ શાખા'?**

પરમાત્માના સ્વતઃસિદ્ધ જ્ઞાનની સાથે એક થવું એને જ **'જ્ઞાનપ્લવ'** અર્થાત્ જ્ઞાનરૂપી નૌકાનું પ્રાપ્ત થવું કહેવાય. મનુષ્ય ગમે તેટલોયે પાપી કેમ ના રહ્યો હોય, જ્ઞાનરૂપી નૌકા વડે તે સમગ્ર પાપ-સમુદ્રને સારી રીતે તરી જાય છે. આ જ્ઞાન રૂપી નૌકા કદી તૂટતી-ફૂટતી નથી, તેમાં કદી છિદ્ર નથી પડતું અને એ કદી ડૂબતી પણ નથી. એ મનુષ્યને પાપ-સમુદ્રથી પાર કરાવી દે છે.

**'જ્ઞાનયજ્ઞ'** (અ. ૪/૩૩) વડે જ આ જ્ઞાનરૂપી નૌકા પ્રાપ્ત થાય છે. આ જ્ઞાનયજ્ઞ આરંભથી જ 'વિવેક'ને લઈને ચાલે છે અને 'તત્ત્વજ્ઞાન'માં તેની સમાપ્તિ થઈ જાય છે. સમાપ્તિ થતાં લેશમાત્ર પણ પાપ નથી રહેતું.

**પરિશિષ્ટ ભાવ :** અહીં ભગવાને **'પાપેભ્યઃ સર્વેભ્યઃ પાપકૃત્તમઃ'** પદોથી પાપીની છેલ્લી સીમા બતાવી દીધી છે! જોકે **'પાપેભ્યઃ'** પદ બહુવચન હોવાથી બધાં જ પાપીઓના અર્થમાં છે, તેમ છતાં ભગવાને તેની સાથે **'સર્વેભ્યઃ'** પદ મૂક્યું છે. **'સર્વેભ્યઃ'** પદ પણ સંપૂર્ણતાનું વાચક છે. આ બે પદ આપ્યા પછી પણ ભગવાને **'પાપકૃત્તમઃ'** પદ પણ આપ્યું છે, જે અતિશયતાનો બોધ કરાવે છે. પ્રથમ મનુષ્ય 'પાપકૃત' થાય છે, પછી 'પાપકૃત્તર' થાય છે અને પછી 'પાપકૃત્તમ' થાય છે અર્થાત્ સંપૂર્ણ સંસારમાં જેટલાં પણ પાપીઓ હોઈ શકે છે, તે બધાં જ પાપીઓથી પણ જે અત્યંત પાપી છે, તેને

પણ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે! કારણ કે પાપ ગમે તેટલાં કેમ ન હોય, છે તો તે અસત જ. જ્યારે જ્ઞાન સત છે. સતની આગળ અસત કઈ રીતે ઊભું રહી શકે? પાપ અપવિત્ર છે, જ્યારે જ્ઞાન પરમપવિત્ર છે (આ જ અધ્યાયનો ૩૮મો શ્લોક). અપવિત્ર વસ્તુ, પવિત્ર વસ્તુને કઈ રીતે રોકી શકે છે? તેથી પાપમાં જ્ઞાનને રોકવાની શક્તિ નથી. જ્ઞાન પ્રાપ્તિમાં મુખ્ય અવરોધ છે – નાશવાન (જડ) સુખોમાં આસક્તિ (ગીતા અ. ૩/૩૪ થી ૪૧ સુધી). ભોગાસક્તિને લીધે મનુષ્યની પારમાર્થિક વિષયમાં રુચિ થતી નથી અને રુચિ ન હોવાથી જ્ઞાનની પ્રાપ્તિ ખૂબ કઠણ જણાય છે.

—■—

**યથૈધાંસિ સમિદ્ધોઽગ્નિર્ભસ્મસાત્કુરુતેઽર્જુન ।**
**જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્કુરુતે તથા ॥ ૩૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અર્જુન** | = હે અર્જુન! | **એધાંસિ** | = ઈંધણોને | **જ્ઞાનાગ્નિઃ** | = જ્ઞાનરૂપી અગ્નિ |
| **યથા** | = જે રીતે | **ભસ્મસાત્** | = સર્વથા ભસ્મ | **સર્વકર્માણિ** | = સમગ્ર કર્મોને |
| **સમિદ્ધઃ** | = ભડભડતો | **કુરુતે** | = કરી નાખે છે, | **ભસ્મસાત્** | = સર્વથા ભસ્મ |
| **અગ્નિઃ** | = અગ્નિ | **તથા** | = તે જ રીતે | **કુરુતે** | = કરી નાખે છે. |

*ટીકા* – **'યથૈધાંસિ સમિદ્ધોઽગ્નિર્ભસ્મસાત્ કુરુતેઽર્જુન'** – પાછળના શ્લોકમાં ભગવાને જ્ઞાનરૂપી નૌકા દ્વારા સઘળા પાપ-સમુદ્રને તરવાની વાત કહી. એનાથી એ પ્રશ્ન પેદા થાય છે કે પાપ-સમુદ્ર તો શેષ રહે જ છે, પછી તેનું શું થશે? આથી ભગવાન ફરીથી બીજું દૃષ્ટાંત આપતા રહીને કહે છે કે જેવી રીતે પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠ વગેરે સઘળાં ઈંધણોને એવી રીતે ભસ્મ કરી દે છે કે તેમનો કિંચિત્માત્ર પણ અંશ શેષ નથી રહેતો, એવી જ રીતે જ્ઞાનરૂપી અગ્નિ સઘળાં પાપોને એવી રીતે ભસ્મ કરી દે છે કે તેમનો કિંચિત્માત્ર પણ અંશ શેષ નથી રહેતો.

**જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્કુરુતે તથા** – જેવી રીતે અગ્નિ કાષ્ઠને ભસ્મ કરી દે છે, તેવી જ રીતે તત્ત્વજ્ઞાનરૂપી અગ્નિ સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ – ત્રણે કર્મોને ભસ્મ કરી દે છે. જેવી રીતે અગ્નિમાં કાષ્ઠનો અત્યંત અભાવ થઈ જાય છે, તેવી જ રીતે તત્ત્વજ્ઞાનમાં સઘળાં કર્મોનો અત્યંત અભાવ થઈ જાય છે. તાત્પર્ય એ છે કે જ્ઞાન થતાં કર્મો સાથે અથવા સંસાર સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. સંબંધ-વિચ્છેદ થતાં સંસારની સ્વતંત્ર સત્તાનો અનુભવ નથી થતો, પરંતુ એક પરમાત્મતત્ત્વ જ શેષ રહે છે.

વાસ્તવમાં તમામ ક્રિયાઓ પ્રકૃતિના દ્વારા જ થાય છે (ગીતા અ. ૧૩/૨૯). તે ક્રિયાઓ સાથે પોતાનો સંબંધ માની લેવાથી કર્મો થાય છે. નાડીઓમાં રક્તપ્રવાહ થવો, શરીરનું બાળકથી જવાન થવું, શ્વાસોનું આવવું-જવું, ભોજનનું પચવું વગેરે ક્રિયાઓ જે સમષ્ટિ પ્રકૃતિથી થાય છે, તે જ પ્રકૃતિથી ખાવું, પીવું, ચાલવું, જોવું, બોલવું વગેરે ક્રિયાઓ પણ થાય છે. પરંતુ મનુષ્ય અજ્ઞાનવશ તે ક્રિયાઓ સાથે પોતાનો સંબંધ માની લે છે અર્થાત્ પોતાને તે ક્રિયાઓનો કર્તા માની લે છે. એનાથી તે ક્રિયાઓ 'કર્મ' બનીને મનુષ્યને બાંધે છે. આ રીતે માનેલા સંબંધથી જ કર્મો થાય છે, અન્યથા ક્રિયાઓ જ થાય છે.

તત્ત્વજ્ઞાન થતાં અનેક જન્મોનાં સંચિત કર્મો સર્વથા નષ્ટ થઈ જાય છે. કારણ કે બધાં સંચિત કર્મો અજ્ઞાનને આશ્રયે રહે છે; આથી જ્ઞાન થતાં જ (આશ્રય, આધારરૂપી અજ્ઞાન ન રહેવાથી) તેઓ નષ્ટ થઈ જાય છે. તત્ત્વજ્ઞાન થતાં કર્તૃત્વાભિમાન નથી રહેતું; આથી સઘળાં ક્રિયમાણ કર્મ અકર્મ બની જાય છે અર્થાત્ ફળજનક નથી રહેતાં. પ્રારબ્ધ કર્મોની ઘટનાનો અંશ (અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ) તો જ્યાં સુધી શરીર રહે છે, ત્યાં સુધી રહે છે, પરંતુ જ્ઞાની ઉપર તેની કોઈ અસર નથી પડતી. કારણ કે તત્ત્વજ્ઞાન થતાં ભોક્તૃત્વ નથી રહેતું; આથી અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ સામે આવતાં તે સુખી-દુઃખી નથી થતો. આ રીતે તત્ત્વજ્ઞાન થતાં સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ-ત્રણે કર્મો સાથે કિંચિત્માત્ર પણ સંબંધ નથી રહેતો. કર્મો સાથે પોતાનો સંબંધ ન રહેવાથી કર્મો નથી રહેતાં; ભસ્મ રહી જાય છે અર્થાત્ સઘળાં કર્મ અકર્મ થઈ જાય છે.

—■—

***સંબંધ*** *– હવે ભગવાન આગળ કહેલા શ્લોકના પૂર્વાર્ધમાં તત્ત્વજ્ઞાનનો મહિમા બતાવતા રહીને ઉત્તરાર્ધમાં કર્મયોગની વિશેષ મહત્તા પ્રગટ કરે છે.*

**ન હિ જ્ઞાનેન સદૃશં પવિત્રમિહ વિદ્યતે ।**
**તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ ॥ ૩૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ઇહ** | = આ મનુષ્યલોકમાં | | સાધન) | **તત્** | = એ તત્ત્વજ્ઞાનને |
| **જ્ઞાનેન** | = જ્ઞાન | **ન વિદ્યતે** | = નથી. | **કાલેન** | = અવશ્ય જ |
| **સદૃશમ્** | = જેવું | **યોગસંસિદ્ધઃ** | = જેનો યોગ સારી રીતે સિદ્ધ થઈ ગયો છે (તે કર્મયોગી) | **સ્વયમ્** | = આપમેળે |
| **પવિત્રમ્** | = પવિત્ર કરનારું | | | **આત્મનિ** | = પોતાનામાં |
| **હિ** | = નિઃસંદેહ (બીજું કોઈ | | | **વિન્દતિ** | = પ્રાપ્ત કરી લે છે. |

*ટીકા* — **'ન હિ જ્ઞાનેન સદૃશં પવિત્રમિહ વિદ્યતે'** — અહીં **'ઇહ'** પદ મનુષ્યલોકનું વાચક છે; કેમકે સઘળે-સઘળી પવિત્રતા આ મનુષ્યલોકમાં જ પ્રાપ્ત કરવામાં આવે છે. પવિત્રતા પ્રાપ્ત કરવાનો અધિકાર અને અવસર મનુષ્યશરીરમાં જ છે. એવો અધિકાર કોઈ અન્ય શરીરમાં નથી. અલગ-અલગ લોકોના અધિકારો પણ મનુષ્યલોકથી જ મળે છે.

સંસારની સ્વતંત્ર સત્તાને માનવાથી તથા તેના દ્વારા સુખ લેવાની ઇચ્છાથી જ સઘળા દોષો અને પાપો ઉત્પન્ન થાય છે (ગીતા ૩/૩૭). તત્ત્વજ્ઞાન થતાં જ્યારે સંસારની સ્વતંત્ર સત્તા જ નથી રહેતી, ત્યારે સઘળાં પાપોનો સર્વથા નાશ થઈ જાય છે અને પરમ પવિત્રતા આવી જાય છે. એટલા માટે સંસારમાં જ્ઞાનના સમાન પવિત્ર કરવાવાળું બીજું કોઈ સાધન છે જ નહિ.

સંસારમાં યજ્ઞ, દાન, તપ, પૂજા વ્રત, ઉપવાસ, જપ, ધ્યાન, પ્રાણાયામ વગેરે જેટલાં સાધનો છે તથા ગંગા, યમુના, ગોદાવરી વગેરે જેટલાં તીર્થો છે, તે બધાં મનુષ્યનાં પાપોનો નાશ કરીને તેને પવિત્ર કરવાવાળાં છે. પરંતુ તે બધાંમાં પણ તત્ત્વજ્ઞાન સમાન પવિત્ર કરવાવાળું બીજું કોઈ પણ સાધન, તીર્થ વગેરે નથી; કેમકે એ બધાં તત્ત્વજ્ઞાનનાં સાધનો છે અને તત્ત્વજ્ઞાન એ બધાંનું સાધ્ય છે.

પરમાત્મા પવિત્રોના પણ પવિત્ર છે — **'પવિત્રાણાં પવિત્રમ્'** (વિષ્ણુસહસ્ર૦ ૧૦). એ જ પરમપવિત્ર પરમાત્માનો અનુભવ કરાવવાવાળું હોવાથી તત્ત્વજ્ઞાન પણ અત્યંત પવિત્ર છે.

**'યોગસંસિદ્ધઃ'** — જેનો કર્મયોગ સિદ્ધ થઈ ગયો છે અર્થાત્ કર્મયોગનું અનુષ્ઠાન સાંગોપાંગ પૂર્ણ થઈ ગયું છે, તે મહાપુરુષને અહીં **'યોગસંસિદ્ધઃ'** કહેવામાં આવ્યો છે. છઠ્ઠા અધ્યાયના ચોથા શ્લોકમાં તેને જ **'યોગારૂઢઃ'** કહેવામાં આવ્યો છે. યોગારૂઢ થવું એ કર્મયોગની અંતિમ અવસ્થા છે. યોગારૂઢ થતાં જ તત્ત્વબોધ થઈ જાય છે. તત્ત્વબોધ થઈ જતાં સંસાર સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે.

કર્મયોગની મુખ્ય વાત છે — પોતાનું કંઈ પણ ન માનીને સઘળાં કર્મો સંસારના હિતને માટે કરવાં, પોતાને માટે કંઈ પણ ન કરવું. એમ કરતાં સામગ્રી અને ક્રિયાશક્તિ — બન્નેનો પ્રવાહ સંસારની સેવામાં થઈ જાય છે. સંસારની સેવામાં પ્રવાહ થતાં 'હું સેવક છું' એવો (અહમ્)નો ભાવ પણ નથી રહેતો અર્થાત્ સેવક નથી રહેતો, કેવળ સેવા રહી જાય છે. આ રીતે જ્યારે સેવક સેવા બનીને સેવ્યમાં લીન થઈ જાય છે, ત્યારે પ્રકૃતિનાં કાર્ય શરીર તથા સંસાર સાથે સર્વથા વિયોગ (સંબંધ-વિચ્છેદ) થઈ જાય છે. વિયોગ થતાં સંસારની સ્વતંત્ર સત્તા નથી રહેતી, કેવળ ક્રિયા રહી જાય છે. એને યોગની સંસિદ્ધિ અર્થાત્ સમ્યક્ સિદ્ધિ કહે છે.

કર્મ અને ફળની આસક્તિને કારણે જ 'યોગ'નો અનુભવ નથી થતો. વાસ્તવમાં કર્મો અને પદાર્થો સાથેનો સંબંધ-વિચ્છેદ સ્વતઃસિદ્ધ છે. કારણ કે કર્મો અને પદાર્થો તો અનિત્ય (આદિ-અંતવાળા) છે, અને પોતાનું સ્વરૂપ નિત્ય છે. અનિત્ય કર્મોથી નિત્ય સ્વરૂપને શું મળી શકે છે? એટલા માટે સ્વરૂપને કર્મો દ્વારા કંઈ મેળવવાનું નથી — આ 'કર્મવિજ્ઞાન' છે. કર્મવિજ્ઞાનનો અનુભવ થતાં કર્મફળ સાથે પણ સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અર્થાત્ કર્મજન્ય સુખ લેવાની આસક્તિ સર્વથા દૂર થઈ જાય છે, જે દૂર થતાં જ પરમાત્માની સાથે પોતાના સ્વાભાવિક નિત્ય સંબંધનો અનુભવ થઈ જાય છે, જે 'યોગવિજ્ઞાન' છે. યોગવિજ્ઞાનનો અનુભવ થવો એ જ યોગની સંસિદ્ધિ છે.

**'તત્સ્વયં કાલેનાત્મનિ વિન્દતિ'** — જે તત્ત્વજ્ઞાનથી સઘળાં કર્મો ભસ્મ થઈ જાય છે અને જેના સમાન પવિત્ર કરવાવાળું સંસારમાં બીજું કોઈ સાધન નથી, કર્મયોગી યોગસંસિદ્ધ થતાં બીજા કોઈ સાધન વિના પોતાની મેળે પોતાના આત્મામાં જ તે જ તત્ત્વજ્ઞાનને તત્કાળ પ્રાપ્ત કરી લે છે.

ચોત્રીસમા શ્લોકમાં ભગવાને બતાવ્યું હતું કે પ્રચલિત પ્રણાલી અનુસાર કર્મોનો ત્યાગ કરીને ગુરુની પાસે જતાં

તેઓ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે – **'ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનમ્'**. પરંતુ ગુરુ તો ઉપદેશ દઈ દેશે, પણ તેનાથી તત્ત્વજ્ઞાન થઈ જ જશે - એવું નિશ્ચિત નથી. પછી પણ ભગવાન અહીં બતાવે છે કે કર્મયોગની પ્રણાલીથી કર્મો કરવાવાળા મનુષ્યને યોગસંસિદ્ધિ મળી જતાં તત્ત્વજ્ઞાન થઈ જ જાય છે.

ઉપર્યુક્ત પદોમાં આવેલું **'કાલેન'** પદ વિશેષ ધ્યાન દેવા યોગ્ય છે. ભગવાને વ્યાકરણની દૃષ્ટિએ **'કાલેન'** પદ તૃતીયામાં પ્રયોજીને એ બતાવ્યું છે કે કર્મયોગથી અવશ્ય જ તત્ત્વજ્ઞાન અથવા પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે.[1]

**'સ્વયમ્'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે કર્મયોગીને કોઈ ગુરુની, ગ્રંથની કે બીજા કોઈ સાધનની અપેક્ષા નથી. કર્મયોગની વિધિથી કર્તવ્યકર્મો કરતા રહેવાથી જ તેને પોતાની મેળે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઈ જશે.

**'આત્મનિ વિન્દતિ'** પદોનું તાત્પર્ય એ છે કે તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત કરવાને માટે કર્મયોગીને કોઈ બીજી જગાએ જવાની જરૂર નથી. કર્મયોગ સિદ્ધ થતાં તેને પોતાની જાતમાં જ સ્વતઃસિદ્ધ તત્ત્વજ્ઞાનનો અનુભવ થઈ જાય છે.

પરમાત્મા બધી જગાએ પરિપૂર્ણ હોવાથી પોતાનામાં પણ છે. જ્યાં સાધક 'હું છું'-રૂપે પોતાની જાતને માને છે, ત્યાં જ પરમાત્મા બિરાજમાન છે; પરંતુ પરમાત્માથી વિમુખ થઈને સંસાર સાથે પોતાનો સંબંધ માની લેવાને કારણે પોતાની જાતમાં રહેલા પરમાત્માનો અનુભવ નથી થતો. કર્મયોગનું સારી રીતે અનુષ્ઠાન કરવાથી જ્યારે સંસાર સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અર્થાત્ સંસાર સાથેનાં તાદાત્મ્ય, મમતા અને કામના દૂર થઈ જાય છે, ત્યારે તેને પોતાની જાતમાં જ તત્ત્વનો સુખપૂર્વક અનુભવ થઈ જાય છે – **'નિર્દ્વન્દ્વો હિ મહાબાહો સુખં બન્ધાત્પ્રમુચ્યતે'** (ગીતા ૫/૩).

પરમાત્મતત્ત્વનું જ્ઞાન કરણ-નિરપેક્ષ છે. એટલા માટે તેનો અનુભવ પોતાની જાત વડે જ થઈ શકે છે, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે કરણોથી નહિ. સાધક કોઈ પણ ઉપાય વડે તત્ત્વને જાણવાનો પ્રયત્ન કેમ ન કરે, પરંતુ અંતમાં તે પોતાની જાત વડે જ તત્ત્વને જાણશે. શ્રવણ, મનન વગેરે સાધનો તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવામાં અસંભાવના, વિપરીત ભાવના વગેરે જ્ઞાનની બાધાઓને દૂર કરવાવાળાં પરંપરાગત સાધનો માની લઈ શકાય છે, પરંતુ વાસ્તવિક બોધ પોતાની જાત વડે જ થાય છે; કારણ કે મન, બુદ્ધિ વગેરે બધાં જડ છે. જડ દ્વારા તે ચિન્મય સાધનને કેવી રીતે જાણી શકાય, જે જડથી સર્વથા અતીત છે ? વાસ્તવમાં તત્ત્વનો અનુભવ જડના સંબંધ-વિચ્છેદથી થાય છે, જડ દ્વારા નહિ. જેવી રીતે, આંખો વડે સંસારને તો જોઈ શકાય છે, પરંતુ આંખો વડે આંખોને નથી જોઈ શકાતી. પરંતુ એમ કહી શકાય છે કે જેના વડે જોઈએ છીએ, તે જ આંખ છે. એ જ રીતે જે બધાને જાણવાવાળો છે, તેને કોના દ્વારા જાણી શકાય છે? – **'વિજ્ઞાતારમરે કેન વિજાનીયાત્'** (બૃહદારણ્યક. ૨/૪/૧૪). પરંતુ જેના વડે સઘળી વસ્તુઓનું જ્ઞાન થાય છે, તે જ પરમાત્મતત્ત્વ છે.

## વિશેષ વાત

આ અધ્યાયના તેત્રીસમાથી સાડત્રીસમા શ્લોક સુધી ભગવાને જ્ઞાનની જે પ્રશંસા કરી છે, તેનાથી જ્ઞાનયોગનો વિશેષ મહિમા ઝળકે છે; પરંતુ વાસ્તવમાં તેને જ્ઞાનયોગનો જ મહિમા માની લેવો એ ઉચિત લાગતું નથી. ઊંડો વિચાર કરવામાં આવે તો એમાં અર્જુનના પ્રત્યે ભગવાનનો એક ગૂઢ અભિપ્રાય પ્રતીત થાય છે કે જે તત્ત્વજ્ઞાન એટલું મહાન અને પવિત્ર છે, તથા જે જ્ઞાનને પ્રાપ્ત કરવા માટે હું તને તત્ત્વદર્શી મહાપુરુષની પાસે જવાની આજ્ઞા આપી રહ્યો છું, તે જ્ઞાનને તું પોતે કર્મયોગ દ્વારા અવશ્યમેવ પ્રાપ્ત કરી શકે છે – **'તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ'** (ગીતા ૪/૩૮). આ રીતે જ્ઞાનયોગની પ્રશંસાના આ શ્લોકો વાસ્તવમાં પ્રકારાંતરથી કર્મયોગની જ વિશેષતા અને મહિમા બતાવવાને માટે છે. ભગવાનનો અભિપ્રાય એ ન હતો કે અર્જુન જ્ઞાનીઓની પાસે જઈને જ્ઞાન પ્રાપ્ત કરે; ભગવાનનો અભિપ્રાય એ હતો કે જે જ્ઞાન આટલી દુર્લભતાથી, જ્ઞાનીઓની પાસે રહીને એમની સેવા કરીને અને વિનયપૂર્વક પ્રશ્નોત્તરી કરીને તથા તેના અનુસાર

---

૧. **'કાલેન'** – આ શબ્દમાં **'કાલાધ્વનોરત્યન્તસંયોગે'** (પાણિનિસૂત્ર ૨/૩/૫) – એનાથી પ્રાપ્ત દ્વિતીયા વિભક્તિનો નિષેધ કરીને **'અપવર્ગે તૃતીયા'** (એ જ ૨/૩/૬) - એનાથી તૃતીયા વિભક્તિ બની છે. તૃતીયા વિભક્તિ ત્યાં જ થાય છે, જ્યાં અવશ્ય ફળપ્રાપ્તિનું અર્થાત્ કાર્ય અવશ્ય સિદ્ધ થવાનું દ્યોતન થાય છે. પરંતુ જ્યાં દ્વિતીયા વિભક્તિ હોય છે, ત્યાં અવશ્ય ફળપ્રાપ્તિનું પ્રકાશન નથી થતું; જેમ કે - **'માસમ્ અધીતે'** પદ દ્વિતીયામાં પ્રયોજાય, તો તેનો અર્થ એમ થાય છે કે એક માસમાં પણ પૂરું ન વાંચી શક્યો. પરંતુ એ જ પદ જો **'માસેન અધીતે'** એ રીતે તૃતીયામાં પ્રયોજાય તો તેનો અર્થ એમ થાય કે એક માસમાં પૂરુ વાંચી લીધું. એ જ રીતે ભગવાને અહીં દ્વિતીયામાં **'કાલમ્'** પદ ન આપીને તૃતીયામાં **'કાલેન'** પદ આપ્યું છે, જેનાથી એ અર્થ નીકળે છે કે કર્મયોગથી અવશ્ય ફળપ્રાપ્તિ (સિદ્ધિ) થાય છે.

શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરીને તું પ્રાપ્ત કરશે, એ જ જ્ઞાન તને કર્મયોગની વિધિથી પ્રાપ્ત કર્તવ્ય (યુદ્ધ)નું પાલન કરવાથી જ પ્રાપ્ત થઈ જશે. જે તત્ત્વજ્ઞાનને માટે મેં તત્ત્વદર્શી મહાપુરુષોની પાસે જવાની પ્રેરણા કરી છે, તે તત્ત્વજ્ઞાન ત્યાં પ્રાપ્ત થઈ જ જશે, એ નિશ્ચિત નથી; કેમકે જે પુરુષની પાસે જશો તે તત્ત્વદર્શી જ છે – એની શી ખાતરી? અને એ મહાપુરુષ પ્રત્યે શ્રદ્ધાની ઊણપ પણ રહી શકે છે. બીજી વાત, આ પ્રક્રિયામાં પહેલાં સઘળાં પ્રાણીઓને પોતાનામાં જોશે અને તે પછી સઘળાં પ્રાણીઓને એક પરમાત્મતત્ત્વમાં જોશે (ગીતા ૪/૩૫). આ રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાની આ પ્રક્રિયામાં સંશય તથા વિલંબની સંભાવના છે. પરંતુ કર્મયોગ દ્વારા અન્ય પુરુષની અપેક્ષા વિના, અવશ્યમેવ અને તત્કાળ તે તત્ત્વજ્ઞાનનો અનુભવ થઈ જાય છે. એટલા માટે હું તારા માટે કર્મયોગને જ યોગ્ય સમજું છું; આથી તને પ્રચલિત પ્રણાલીના જ્ઞાનનો ઉપદેશ હું નહિ આપું.

ભગવાન તો મહાપુરુષોના પણ મહાપુરુષ છે. આથી તેઓ અર્જુનને કોઈ બીજા મહાપુરુષની પાસે જઈને જ્ઞાન શીખવાને માટે કેવી રીતે કહી શકે? આગળ આ જ અધ્યાયના એકતાળીસમા શ્લોકમાં ભગવાને કર્મયોગની પ્રશંસા કરીને બેતાળીસમા શ્લોકમાં અર્જુનને સમતામાં સ્થિર થઈને યુદ્ધ કરવાની સ્પષ્ટરૂપે આજ્ઞા આપી છે.

**પરિશિષ્ટ ભાવ : 'પવિત્રમિહ'** – અપવિત્રતા સંસારના સંબંધથી આવે છે. તત્ત્વજ્ઞાન થવાથી જ્યારે સંસારથી સંપૂર્ણ રીતે નિવૃત્તિ થઈ જાય છે, ત્યારે અપવિત્રતા રહેવાનો પ્રશ્ન જ રહેતો નથી. તેથી જ્ઞાનમાં કિંચિત્માત્ર પણ અપવિત્રતા, જડતા અને વિકાર નથી.

'ઈહ' પદ 'લોક'નું વાચક છે. મતલબ કે, તત્ત્વજ્ઞાન લૌકિક છે, જ્યારે પરમાત્મજ્ઞાન અલૌકિક છે.

—■—

***સંબંધ*** *– હવે ભગવાન આગળના શ્લોકમાં જ્ઞાનપ્રાપ્તિના પાત્રનું નિરૂપણ કરે છે.*

**શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનં તત્પરઃ સંયતેન્દ્રિયઃ ।**
**જ્ઞાનં લબ્ધ્વા પરાં શાન્તિમચિરેણાધિગચ્છતિ ॥ ૩૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સંયતેન્દ્રિયઃ** | = (જે) જિતેન્દ્રિય (તથા) | **જ્ઞાનમ્** | = જ્ઞાનને | **અચિરેણ** | = તત્કાળ |
| **તત્પરઃ** | = સાધનપરાયણ છે, (એવો) | **લભતે** | = પામી જાય છે (અને) | **પરામ્** | = પરમ |
| | | **જ્ઞાનમ્** | = જ્ઞાનને | **શાન્તિમ્** | = શાન્તિને |
| **શ્રદ્ધાવાન્** | = શ્રદ્ધાવાન મનુષ્ય | **લબ્ધ્વા** | = પામીને (તે) | **અધિગચ્છતિ** | = પ્રાપ્ત થઈ જાય છે. |

*ટીકા* – **'તત્પરઃ સંયતેન્દ્રિયઃ'** – આ શ્લોકમાં શ્રદ્ધાવાન પુરુષને જ્ઞાન પ્રાપ્ત થવાની વાત આવી છે. પોતાનામાં શ્રદ્ધા ઓછી હોવા છતાં પણ મનુષ્ય ભૂલથી પોતાને વધારે શ્રદ્ધાવાળો માની શકે છે, એટલા માટે ભગવાને શ્રદ્ધાની ઓળખ માટે બે વિશેષણો આપ્યાં છે – **'સંયતેન્દ્રિયઃ'** અને **'તત્પરઃ'**.

જેની ઇન્દ્રિયો પૂર્ણતયા વશમાં છે, તે **'સંયતેન્દ્રિયઃ'** છે અને જે પોતાના સાધનમાં તત્પરતાપૂર્વક લાગેલો છે, તે **'તત્પરઃ'** છે. સાધનમાં તત્પરતાની કસોટી છે – ઇન્દ્રિયોનો સંયમ હોવો. જો ઇન્દ્રિયોનો સંયમ ના હોય અને વિષયભોગો તરફ જાય, તો સાધન-પરાયણતામાં ઊણપ સમજવી જોઈએ.

**'શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનમ્'** – પરમાત્મામાં, મહાપુરુષોમાં, ધર્મમાં અને શાસ્ત્રોમાં પ્રત્યક્ષની જેમ આદરપૂર્વક વિશ્વાસ હોવો તે 'શ્રદ્ધા' કહેવાય છે.

જ્યાં સુધી પરમાત્મતત્ત્વનો અનુભવ ન થાય, ત્યાં સુધી પરમાત્મામાં પ્રત્યક્ષથી પણ વધારે વિશ્વાસ હોવો જોઈએ. વાસ્તવમાં પરમાત્માથી સ્થળ, કાળ વગેરેનું અંતર નથી, કેવળ માની લીધેલું અંતર છે. અંતર માનવાને કારણે જ પરમાત્મા સર્વત્ર વિદ્યમાન હોવા છતાં પણ અનુભવમાં નથી આવી રહ્યા. એટલા માટે 'પરમાત્મા પોતાનામાં છે.' એવું માની લેવાનું નામ જ શ્રદ્ધા છે. કોઈ પણ વ્યક્તિ કેમ ન હોય, જો તે એકમાત્ર પરમાત્માને પ્રાપ્ત કરવાને ઇચ્છે અને 'પરમાત્મા પોતાનામાં છે' એવી શ્રદ્ધાવાળો હોય, તો તેને અવશ્ય પરમાત્મતત્ત્વનું જ્ઞાન થઈ જાય છે.

સંસાર પ્રતિક્ષણે જઈ રહ્યો છે, એક ક્ષણ પણ સ્થિર નથી. તેની સ્વતંત્ર સત્તા છે જ નહિ. કેવળ પરમાત્માની સત્તા વડે જ તે સત્તાવાન દેખાઈ રહ્યો છે. આ રીતે સંસારની

સ્વતંત્ર સત્તાને ન માનીને એક પરમાત્માની સત્તાને જ માનવી એ શ્રદ્ધા છે. એવી શ્રદ્ધા થતાં તત્કાળ જ્ઞાન થઈ જાય છે.

જ્યાં સુધી ઇન્દ્રિયો પર સંયમ ન હોય અને સાધનમાં તત્પરતા ન હોય, ત્યાં સુધી શ્રદ્ધામાં ઊણપ સમજવી જોઈએ. જો ઇન્દ્રિયો વિષયો તરફ જાય, તો સાધનમાં તત્પરતા નથી આવતી. સાધનમાં તત્પરતા ન હોવાથી અન્યની પરાયણતા, અન્યનો આદર થાય છે. જ્યાં સુધી સાધનપરાયણતા નથી હોતી, ત્યાં સુધી શ્રદ્ધા પણ પૂરી નથી હોતી. શ્રદ્ધા પૂરી ન હોવાને કારણે જ તત્ત્વના અનુભવમાં સમય લાગે છે, અન્યથા નિત્યપ્રાપ્ત તત્ત્વના અનુભવમાં વિલંબનું કારણ હોય જ નહિ.

આ જ અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં ભગવાને ગુરુની પાસે જઈને વિધિપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રણાલીનું વર્ણન કરતા રહીને ત્રણ સાધનો બતાવ્યાં – દંડવત્ પ્રણામ, પરિપ્રશ્ન અને સેવા. અહીં ભગવાને જ્ઞાન પ્રાપ્ત કરવાનું એક સાધન બતાવ્યું છે – શ્રદ્ધા. ચોત્રીસમા શ્લોકમાં **'ઉપદેક્ષ્યન્તિ'** પદ વડે ગુરુ દ્વારા કેવળ જ્ઞાનનો ઉપદેશ દેવાની વાત આવી છે; ઉપદેશ વડે જ્ઞાન પ્રાપ્ત થઈ જશે એવી વાત નથી આવી. પરંતુ આ શ્લોકમાં **'લભતે'** પદ વડે જ્ઞાન પ્રાપ્ત થવાની વાત આવી છે. તાત્પર્ય એ છે કે ચોત્રીસમા શ્લોકમાં કહેલાં સાધનો વડે જ્ઞાન પ્રાપ્ત થઈ જશે – એવું નિશ્ચિત નથી; પરંતુ આ શ્લોકમાં કહેલા સાધનથી નિશ્ચિતરૂપે જ્ઞાન પ્રાપ્ત થઈ જાય છે. કારણ એ છે કે ચોત્રીસમા શ્લોકમાં કહેલાં સાધનો બહિરંગ હોવાથી કપટભાવથી અને સાધારણ ભાવથી પણ કરી શકાય છે; પરંતુ આ શ્લોકમાં કહેલું સાધન અંતરંગ હોવાથી કપટભાવથી તથા સાધારણ ભાવથી નથી કરી શકાતું (ગીતા ૧૭/૩). એટલા માટે જ્ઞાનની પ્રાપ્તિમાં શ્રદ્ધા મુખ્ય છે.

એવું એક તત્ત્વ કે બોધ છે, જેનો અનુભવ મને થઈ શકે છે અને અત્યારે પણ થઈ શકે છે – આ જ વાસ્તવમાં શ્રદ્ધા છે. તત્ત્વ પણ વિદ્યમાન છે. હું પણ વિદ્યમાન છું અને તત્ત્વનો અનુભવ કરવાને પણ ઇચ્છું છું, પછી વિલંબ કઈ વાતનો?

## વિશેષ વાત

મોટા આશ્ચર્યની વાત છે કે જે નિત્યનિરંતર વિદ્યમાન રહે છે, તે તો પ્રિય નથી લાગતું અને જે નિરંતર બદલાઈ રહ્યો છે, અભાવમાં જઈ રહ્યો છે, તે સંસાર પ્રિય લાગે છે! એમાં કારણ આ જ છે કે સંસારની એક ક્ષણ પણ સ્થિરતા નથી, જે નિરંતર જ અભાવમાં જઈ રહ્યો છે, તેને આપણે સ્થાયી માની લઈએ છીએ. સ્થાયી માનવાને કારણે જ તેના વડે સ્થાયી સુખ લેવાને ઇચ્છીએ છીએ, જે સર્વથા અસંભવિત છે.

સુખ લેવાને માટે આપણે સંસાર સાથે આત્મીયતા કરી લઈએ છીએ, પરંતુ સંસાર કોઈ પણ કાળમાં પોતાનો નથી. પોતાની વસ્તુ તે જ છે, જે આપણાથી કદી અલગ નથી થતી અને જેનાથી આપણે કદી અલગ નથી થતા. જો સંસાર પોતાનો હોત, તો પ્રત્યેક પરિસ્થિતિ આપણી સાથે રહેત. પરંતુ ન તો પરિસ્થિતિ આપણી સાથે રહે છે અને ન આપણેય પરિસ્થિતિની સાથે રહીએ છીએ. એટલા માટે તે પોતાની છે જ નહિ. જે અંતઃકરણ અને ઇન્દ્રિયો વડે આપણે સંસારને જોઈએ છીએ, તેમને પણ આપણે ભૂલથી પોતાની માની લઈએ છીએ. પરંતુ એમના ઉપર પણ આપણો કોઈ અધિકાર નથી ચાલતો. અંતઃકરણ અને ઇન્દ્રિયો સહિત સઘળો સંસાર પ્રલય તરફ જઈ રહ્યો છે. તેની સત્તા છે જ નહિ.

સંસારની પ્રતીતિમાત્ર થાય છે, એટલા માટે તેની પ્રાપ્તિ કદી થઈ જ નથી શકતી. સંસાર આપણા સ્વરૂપ સુધી પહોંચી જ નથી શકતો, પરંતુ સ્વરૂપ બધી જગાએ સત્તારૂપે વિદ્યમાન રહે છે. સંસારનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, પરંતુ પોતાનું અસ્તિત્વ નિત્યનિરંતર રહે છે. સ્વરૂપનો અર્થાત્ પોતાના હોવાપણાનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. સ્વરૂપ અપરિવર્તનશીલ છે. જો તે પરિવર્તનશીલ હોત તો, સંસારના પરિવર્તનને કોણ દેખત? આપણને જેવી રીતે સંસારના નિરંતર પરિવર્તન અને અભાવનો અનુભવ થાય છે, તેવી રીતે પોતાના પરિવર્તન અને અભાવનો અનુભવ કદી નથી થતો. આમ હોવા છતાં પણ પરિવર્તન શરીરની સાથે પોતાને ભેળવીને તેના પરિવર્તનને ભૂલથી પોતાનું પરિવર્તન માની લઈએ છીએ. શરીરની સાથે સંબંધ માનીને શરીરની અવસ્થાને પોતાની અવસ્થા માની લઈએ છીએ. વિચાર કરો કે જો શરીરની અવસ્થાની સાથે આપણે એક હોત, તો અવસ્થાના ચાલ્યા જતાં આપણે પણ ચાલ્યા ગયા હોત. આથી સિદ્ધ થાય છે કે જવાવાળી અવસ્થા બીજી છે અને આપણે બીજા છીએ. આ રીતે પોતાના નિત્યસિદ્ધ સ્વરૂપનો અનુભવ થવો તે 'જ્ઞાન' છે.

બીજી વાત, આ ઓગણચાળીસમા શ્લોકમાં **'લભતે'** પદ આવ્યું છે, જેનું તાત્પર્ય છે - જે વસ્તુનું નિર્માણ નથી થતું, એવી નિત્યસિદ્ધ વસ્તુની પ્રાપ્તિ. જે વસ્તુનું નિર્માણ

થાય છે અર્થાત્ જે વસ્તુ પહેલાં નથી હોતી, પરંતુ બનાવવામાં આવે છે, તે વસ્તુની પ્રાપ્તિને **'લભતે'** નથી કહી શકતા. કારણ કે જે વસ્તુ પહેલાં ન હતી તથા પછીથી પણ નહિ રહે, એવી વસ્તુની પ્રતીતિ તો થાય છે, પરંતુ પ્રાપ્તિ નથી થતી. પ્રતીત થવાવાળી વસ્તુને પ્રાપ્ત માની લેવી એ પોતાના વિવેકનો સર્વથા અનાદર છે.

જે સંસારની ઉત્પત્તિના પહેલાં પણ રહે છે, સંસારની (ઉત્પન્ન થઈને હોવાવાળી) સ્થિતિમાં પણ રહે છે અને સંસારના નષ્ટ થયા પછી પણ રહે છે, તે તત્ત્વ 'છે' (એવા) નામથી ઓળખવામાં આવે છે, અને 'છે'ની પ્રાપ્તિને જ **'લભતે'** કહે છે. પરંતુ જે વસ્તુ ઉત્પન્ન થવા પહેલાં પણ ન હતી અને નષ્ટ થયા બાદ પણ નહિ રહે તથા વચમાં પણ નિરંતર નાશ તરફ જઈ રહી છે, તે વસ્તુ 'નથી' એવા નામથી ઓળખાવવામાં આવે છે. 'નથી'ની પ્રતીતિ થાય છે, પ્રાપ્તિ નહિ. જે 'છે', તે તો છે જ અને જે 'નથી', તે છે જ નહિ. 'નથી'ને 'નથી' રૂપે માનતા રહીને 'છે' ને 'છે' રૂપે માની લેવું એ શ્રદ્ધા છે, જેનાથી નિત્યસિદ્ધ જ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય છે – **'શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનમ્'.**

**'જ્ઞાનં લબ્ધ્વા પરાં શાન્તિમચિરેણાધિગચ્છતિ'** – નવમા અધ્યાયના ત્રીજા શ્લોકમાં ભગવાને નિષેધ-મુખથી કહ્યું છે કે શ્રદ્ધારહિત પુરુષો મને ન પ્રાપ્ત થઈને જન્મ-મરણરૂપી સંસારચક્રમાં ઘૂમતા રહે છે. એ જ વાતને અહીં વિધિમુખથી કહે છે કે શ્રદ્ધાવાન પુરુષ પરમશાંતિને પ્રાપ્ત થાય છે અર્થાત્ મને પ્રાપ્ત થઈને જન્મમરણરૂપી સંસારચક્રથી છૂટી જાય છે.

પરમશાંતિનો તત્કાળ અનુભવ ન થવાનું કારણ છે – જે વસ્તુ પોતાની જાતમાં છે, તેને પોતાની જાતમાં ન શોધીને બહાર બીજી જગાએ શોધવી. પરમશાંતિ પ્રાણીમાત્રમાં સ્વતઃસિદ્ધ છે. પરંતુ મનુષ્ય પરમશાંતિસ્વરૂપ પરમાત્માથી તો વિમુખ થઈ જાય છે અને સાંસારિક વસ્તુઓમાં શાંતિ ખોળે છે. એટલા માટે અનેક જન્મો સુધી શાંતિની ખોજમાં ભટકતો રહેવા છતાં પણ તેને શાંતિ નથી મળતી. ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓમાં શાંતિ મળી જ કેવી રીતે શકે? તત્ત્વજ્ઞાનનો અનુભવ થતાં જ્યારે દુઃખરૂપી સંસાર સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, ત્યારે સ્વતઃસિદ્ધ પરમ શાંતિનો તત્કાળ અનુભવ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ : 'શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનમ્** – શ્રદ્ધા, વિશ્વાસ અને વિવેકની આવશ્યકતા બધા જ સાધકો માટે છે. હા, કર્મયોગ તથા જ્ઞાનયોગમાં વિવેકની પ્રધાનતા છે અને ભક્તિયોગમાં શ્રદ્ધા-વિશ્વાસની પ્રધાનતા છે. આરંભમાં 'તત્ત્વજ્ઞાન છે' તેવી શ્રદ્ધા થશે, ત્યારે સાધક તેની પ્રાપ્તિ માટે સાધના કરશે.



*સંબંધ – જે જ્ઞાનપ્રાપ્તિનો અપાત્ર છે, એવા વિવેકહીન સંશયાત્મા મનુષ્યની ભગવાન આગળના શ્લોકમાં નિંદા કરે છે.*

## અજ્ઞશ્ચાશ્રદ્દધાનશ્ચ સંશયાત્મા વિનશ્યતિ ।
## નાયં લોકોઽસ્તિ ન પરો ન સુખં સંશયાત્મનઃ ॥૪૦॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અજ્ઞઃ** | = વિવેકહીન, | **સંશયાત્મનઃ** | = સંશયગ્રસ્ત મનુષ્ય માટે | **ન** | = ન |
| **ચ** | = તેમજ | | | **પરઃ** | = પરલોક (હિતકારક) છે |
| **અશ્રદ્દધાનઃ** | = અશ્રદ્ધાળુ | **ન** | = ન તો | | |
| **સંશયાત્મા** | = સંશયગ્રસ્ત માણસનું | **અયમ્** | = આ | **ચ** | = અને |
| **વિનશ્યતિ** | = પતન થઈ જાય છે (આવા) | **લોકઃ** | = લોક (હિતકારક) | **ન** | = ન |
| | | **અસ્તિ** | = છે | **સુખમ્** | = સુખ (પણ) છે. |

*ટીકા* – **'અજ્ઞશ્ચાશ્રદ્દધાનશ્ચ સંશયાત્મા વિનશ્યતિ'** – જે પુરુષનો વિવેક અત્યારે જાગ્રત નથી થયો તથા જેટલો વિવેક જાગ્રત થયો છે, તેને મહત્ત્વ નથી આપતો અને વળી જે અશ્રદ્ધાળુ છે, એવા સંશયયુક્ત પુરુષનું પારમાર્થિક માર્ગથી પતન થઈ જાય છે. કારણ કે સંશયયુક્ત પુરુષની પોતાની બુદ્ધિ તો પ્રાકૃત – અશિક્ષિત છે અને તે બીજાની વાતનો આદર નથી કરતો, પછી એવા પુરુષના સંશયો કેવી રીતે નષ્ટ થઈ શકે? અને સંશય નષ્ટ થયા વિના તેની ઉન્નતિ પણ કેવી રીતે થઈ શકે?

અલગ-અલગ વાતોને સાંભળવાથી 'આ ઠીક છે કે તે ઠીક છે?' આ રીતે સંદેહયુક્ત પુરુષનું નામ સંશયાત્મા છે. પારમાર્થિક માર્ગ પર ચાલવાવાળા સાધકમાં સંશય પેદા

થવો એ સ્વાભાવિક છે; કેમકે તે કોઈ પણ વિષયને વાંચશે તો કંઈક સમજશે અને કંઈક નહિ સમજે. જે વિષયમાં કંઈ જ નથી સમજતા, તે વિષયમાં સંશય પેદા નથી થતો અને જે વિષયને પૂરો સમજીએ છીએ, તે વિષયમાં સંશય રહેતો નથી. આથી સંશય સદા અધૂરા જ્ઞાનમાં જ પેદા થાય છે, આને જ અજ્ઞાન કહે છે.[1] એટલા માટે સંશયનું ઉત્પન્ન થવું એ હાનિકારક નથી, બલ્કે સંશયને ચાલુ રાખવો અને તેને દૂર કરવાની ચેષ્ટા ન કરવી એ જ હાનિકારક છે. સંશયને દૂર કરવાની ચેષ્ટા ન કરવાથી તે સંશય જ 'સિદ્ધાંત' બની જાય છે. કારણ કે સંશય દૂર ન થતાં મનુષ્ય વિચારે છે કે પારમાર્થિક માર્ગમાં સર્વ કંઈ આડંબર છે અને એવું વિચારીને તેને છોડી દે છે તથા નાસ્તિક બની જાય છે. પરિણામસ્વરૂપ તેનું પતન થઈ જાય છે. એટલા માટે પોતાના અંતરમાં સંશય રહે તો સાધકને એ ખટકવું જોઈએ. સંશયનો ખટકો લાગે તો જિજ્ઞાસા જાગ્રત થાય છે, જેની પૂર્તિ થતાં સંશય-વિનાશક જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

સાધકનું લક્ષણ છે – ખોજ કરવી. જો તે મન અને ઇન્દ્રિયો વડે જોયેલી વાતને જ સત્ય માની લે, તો ત્યાં જ અટકી જાય છે, આગળ વધી શકતો નથી. સાધકે નિરંતર આગળ જ વધતા રહેવું જોઈએ. જેવી રીતે રસ્તે ચાલતી વખતે મનુષ્ય એ ન જુએ કે કેટલા માઈલ આગળ આવી ગયા, બલ્કે એ જુએ કે કેટલા માઈલ હજુ બાકી રહ્યા છે, તો તે બરાબર પોતાના લક્ષ્ય સુધી પહોંચી જશે. એવી જ રીતે સાધક એ જ જુએ છે કે કેટલું જાણી લીધું અર્થાત્ પોતાના જાણેલા ઉપર સંતોષ ન કરે, બલ્કે જે વિષયને સારી રીતે નથી જાણતો, તેને જાણવાની ચેષ્ટા કરતો રહે. એટલા માટે સંશય રહેલો હોવા છતાં કદી સંતોષ નહિ હોવો જોઈએ, બલ્કે જિજ્ઞાસા અગ્નિની જેમ ભડકે બળતી રહેવી જોઈએ. એમ થતાં સાધકનો સંશય સંત-મહાત્માઓ દ્વારા અથવા ગ્રંથો દ્વારા, કોઈ ને કોઈ રીતે દૂર થઈ જ જાય છે. સંશય દૂર કરવાવાળા કોઈ ન મળે તો ભગવત્કૃપાથી સંશય દૂર થઈ જાય છે.

## વિશેષ વાત

જીવાત્મા પરમાત્માનો અંશ છે – **'મમૈવાંશો જીવલોકે'** (ગીતા ૧૫/૭). એટલા માટે જ્યારે તેનામાં પોતાના અંશી પરમાત્માને પ્રાપ્ત કરવાની ભૂખ જાગ્રત થાય છે અને તેની પૂર્તિ ન થવાનું દુઃખ થાય છે, ત્યારે એ દુઃખને ભગવાન સહી નથી શકતા. આથી તેની પૂર્તિ ભગવાન પોતાની જાતે કરે છે. એવી જ રીતે જ્યારે સાધકને પોતાના અંતરમાં રહેલા સંશયથી વ્યાકુળતા કે દુઃખ થાય છે, ત્યારે તે દુઃખ અસહ્ય થાય છે. સંશય દૂર કરવાને માટે ભગવાનને પ્રાર્થના નથી કરવી પડતી, પરંતુ જે સંશયને લીધે સાધકને દુઃખ થઈ રહ્યું હોય, તે સંશયને દૂર કરીને ભગવાન પોતાની જાતે તેનું તે દુઃખ દૂર કરી દે છે. સંશયાત્મા પુરુષનો એક પોકાર થાય છે, જે આપમેળે ભગવાન સુધી પહોંચી જાય છે.

સંશયને કારણે સાધકની વાસ્તવિક ઉન્નતિ રોકાઈ જાય છે, એટલા માટે સંશય દૂર કરવામાં જ એનું હિત છે. ભગવાન પ્રાણીમાત્રના સુહૃદ્ છે – **'સુહૃદં સર્વભૂતાનામ'** (ગીતા ૫/૨૯), એટલા માટે જે સંશયને લીધે મનુષ્ય વ્યાકુળ થાય અને તે વ્યાકુળતા તેને અસહ્ય થઈ જાય, તો ભગવાન તે સંશયને કોઈ પણ રીતે દૂર કરી દે છે. ભૂલ એ જ થાય છે કે મનુષ્ય જેટલું જાણી લે છે, તેને જ પૂરું સમજીને અભિમાન કરે છે કે હું બહુ જાણું છું. આ અભિમાન મહાન પતન કરવાવાળું બની જાય છે.

**'નાયં લોકોઽસ્તિ ન પરો ન સુખં સંશયાત્મનઃ'** – આ શ્લોકમાં એવા સંશયાત્મા મનુષ્યનું વર્ણન છે, જે 'અજ્ઞાની' અને 'અશ્રદ્ધાળુ' છે. તાત્પર્ય એ છે કે અંતરમાં સંશય રહેવાથી તે મનુષ્યની ન તો પોતાની વિવેકવાળી બુદ્ધિ છે અને ન તે બીજાની વાતને માને છે. એટલા માટે તે સંશયાત્મા મનુષ્યનું પતન થઈ જાય છે. તેને માટે ન આ લોક છે, ન પરલોક છે અને ન સુખ પણ છે.[2]

સંશયાત્મા મનુષ્યનો આ લોકમાં વ્યવહાર બગડી જાય છે. કારણ કે તે પ્રત્યેક વિષયમાં સંશય કરે છે, જેમ કે – આ માણસ સારો છે કે નઠારો છે? આ ભોજન સારું છે કે ખરાબ છે? આમાં મારું હિત છે કે અહિત છે? વગેરે. એ સંશયાત્મા મનુષ્યને પરલોકમાં પણ કલ્યાણની પ્રાપ્તિ નથી થતી; કેમકે કલ્યાણમાં નિશ્ચયાત્મિકા બુદ્ધિની આવશ્યકતા હોય છે અને સંશયાત્મા મનુષ્ય દ્વિવિધામાં રહેવાને કારણે કોઈ એક નિશ્ચય નથી કરી શકતો; જેમ

૧. અજ્ઞાનનો અર્થ જ્ઞાનનો અભાવ નથી. અધૂરા જ્ઞાનને પૂરું જ્ઞાન માની લેવું એ જ અજ્ઞાન છે. કારણ કે પરમાત્માનો જ અંશ હોવાથી જીવમાં સર્વથા જ્ઞાનનો અભાવ હોઈ જ નથી શકતો. કેવળ નાશવાન અસત પદાર્થોની સત્તા માનીને તેને મહત્ત્વ આપી દે છે, અસતને અસત માનીને પણ અસતથી વિમુખ નથી થતો – એ જ અજ્ઞાન છે. એટલા માટે મનુષ્યોમાં જેટલું જ્ઞાન છે, જો તે જ્ઞાનના અનુસાર તે પોતાનું જીવન ઘડી લે, તો અજ્ઞાન સર્વથા દૂર થઈ જશે અને જ્ઞાન પ્રગટ થઈ જશે. કારણ કે અજ્ઞાનની સ્વતંત્ર સત્તા છે જ નહિ.

૨. **કુછ શ્રદ્ધા, કુછ દુષ્ટતા, કુછ સંશય, કુછ જ્ઞાન । ઘરકા રહા ન ઘાટકા, જ્યોં ધોબીકા શ્વાન ॥**

કે જપ કરું કે સ્વાધ્યાય કરું? સંસારનું કામ કરું કે પરમાત્મપ્રાપ્તિ કરું? વગેરે. અંતરમાં સંશય ભરાઈ રહેવાને કારણે તેના મનમાં પણ સુખશાંતિ નથી રહેતાં. એટલા માટે વિવેકવાળી બુદ્ધિ દ્વારા સંશયને અવશ્ય જ દૂર કરી દેવો જોઈએ.

બે અલગ-અલગ વાતો વાંચવા-સાંભળવાથી સંશય પેદા થાય છે. તે સંશય કાં તો વિવેક-વિચાર દ્વારા દૂર થઈ શકે છે અથવા શાસ્ત્ર તથા સંત-મહાપુરુષોની વાતોને શ્રદ્ધાપૂર્વક માનવાથી. એટલા માટે સંશયયુક્ત પુરુષમાં જો અજ્ઞાન હોય તો તે વિવેક-વિચારને વધારે અને જો અશ્રદ્ધા હોય તો શ્રદ્ધાને વધારે; કેમકે આ બન્નેમાંથી કોઈ એકને વિશેષતાથી અપનાવ્યા વિના સંશય દૂર નથી થતો.

**પરિશિષ્ટ ભાવ :** જ્ઞાન થવાથી સંશય ખતમ થઈ જાય છે **'જ્ઞાનસંછિન્નસંશયમ્'** (ગીતા ૪/૪૧) અને શ્રદ્ધા હોય તો પણ સંશય રહેતો નથી – **'શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનમ્'** (ગીતા ૪/૩૯). પરંતુ જ્ઞાન અને શ્રદ્ધા – આ બન્ને ન હોય તો સંશય મટી શકતો નથી. તેથી જે સંશયાત્મા મનુષ્યમાં ન તો જ્ઞાન (વિવેક) છે અને ન શ્રદ્ધા પણ છે અર્થાત્ જે ન તો પોતે જાણે છે અને ન બીજાની વાત માને છે, તેનું પતન થઈ જાય છે.

—■—

*સંબંધ – ભગવાને તેત્રીસમા શ્લોકથી જ્ઞાનયોગનો વિષય આરંભ કરીને જ્ઞાનપ્રાપ્તિનો ઉપાય તથા જ્ઞાનનો મહિમા બતાવ્યો. જે જ્ઞાન ગુરુની પાસે રહીને એમની સેવા વગેરે કરવાથી થાય છે, તે જ જ્ઞાન કર્મયોગ વડે સિદ્ધ થયેલા મનુષ્યને પોતાની જાતે પ્રાપ્ત થઈ જાય છે – એવું બતાવીને ભગવાને જ્ઞાનપ્રાપ્તિના પાત્ર-અપાત્રનું વર્ણન કરીને વિષયનો ઉપસંહાર કર્યો.*

*હવે પ્રશ્ન એ થાય છે કે સિદ્ધ થવાને માટે કર્મયોગીએ શું કરવું જોઈએ? એનો ઉત્તર ભગવાન આગળના શ્લોકમાં આપે છે.*

**યોગસંન્યસ્તકર્માણં જ્ઞાનસંછિન્નસંશયમ્ ।**
**આત્મવન્તં ન કર્માણિ નિબધ્નન્તિ ધનઞ્જય ॥ ૪૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ધનઞ્જય** | = હે ધનંજય! | **જ્ઞાનસઞ્છિન્ન-** | = જેનો વિવેક-જ્ઞાન | | અન્તઃકરણવાળા |
| **યોગ-** | = યોગ (સમતા) દ્વારા | **સંશયમ્** | વડે સકળ સંશયોનો | | પુરુષને |
| **સન્ન્યસ્ત-** | જેનો સંપૂર્ણ કર્મોથી | | નાશ થઈ ગયો છે, | **કર્માણિ** | = કર્મો |
| **કર્માણમ્** | સંબંધ-વિચ્છેદ થઈ | | (એવા) | **ન** | = નથી |
| | ગયો છે (અને) | **આત્મવન્તમ્** | = વશ કરેલ | **નિબધ્નન્તિ** | = બાંધતાં. |

*ટીકા* – **'યોગસંન્યસ્તકર્માણમ્'** – શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે જે વસ્તુઓ આપણને મળી છે અને આપણી દેખાય છે, તે બધી બીજાઓની સેવાને માટે જ છે, પોતાનો અધિકાર જમાવવા માટે નથી. આ દૃષ્ટિએ જ્યારે તે વસ્તુઓને બીજાઓની સેવામાં (તેમની જ માનીને) આપી દેવામાં આવે છે, ત્યારે કર્મો અને વસ્તુઓનો પ્રવાહ સંસાર તરફ જ થઈ જાય છે અને પોતાનામાં સ્વતઃસિદ્ધ સમતાનો અનુભવ થઈ જાય છે. આ રીતે યોગ (સમતા) દ્વારા જેણે કર્મો સાથે સંબંધ-વિચ્છેદ કરી લીધો છે, તે પુરુષ **'યોગસંન્યસ્તકર્મા'** છે.

જ્યારે કર્મયોગી કર્મમાં અકર્મ તથા અકર્મમાં કર્મ જુએ છે અર્થાત્ કર્મ કરતી વખતે અથવા ન કરતી વખતે – બન્ને અવસ્થાઓમાં નિત્ય-નિરંતર અસંગ રહે છે, ત્યારે તે જ વાસ્તવમાં **'યોગસંન્યસ્તકર્મા'** છે.

**'જ્ઞાનસંછિન્નસંશયમ્'** – મનુષ્યના અંતરમાં પ્રાયઃ એવા સંશયો રહે છે કે કર્મો કરતા રહીને જ કર્મો સાથે પોતાનો સંબંધ-વિચ્છેદ કેવી રીતે થશે? પોતાને માટે કંઈ ન કરે તો પોતાનું કલ્યાણ કેવી રીતે થશે? વગેરે. પરંતુ જ્યારે તે કર્મોના તત્ત્વને સારી રીતે જાણી લે છે,[૧] ત્યારે તેના સઘળા સંશયો દૂર થઈ જાય છે. તેને એ વાતનું સ્પષ્ટ જ્ઞાન થઈ જાય છે કે કર્મો અને તેમનાં ફળનો આદિ અને અંત હોય છે, પરંતુ સ્વરૂપ સદા જેમ છે તેમ રહે છે. એટલા માટે કર્મમાત્રનો સંબંધ **'પર'** (સંસાર)ની સાથે છે, **'સ્વ'** (સ્વરૂપ)ની સાથે બિલકુલ નથી. આ દૃષ્ટિએ પોતાને માટે કર્મો કરવાથી કર્મો સાથે સંબંધ જોડાઈ જાય છે અને નિષ્કામભાવપૂર્વક કેવળ બીજાઓને માટે કર્મો

૧. કર્મોના તત્ત્વનું વર્ણન આ જ અધ્યાયના સોળમાથી બત્રીસમા શ્લોક સુધીના વિભાગમાં વિશેષતાથી થયું છે. તેમાં પણ અઢારમો શ્લોક મુખ્ય છે.

કરવાથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. આનાથી સિદ્ધ થાય છે કે પોતાનું કલ્યાણ બીજાઓને માટે કર્મો કરવાથી જ થાય છે, પોતાને માટે કર્મો કરવાથી થતું નથી.

**'આત્મવન્તમ્'** – કર્મયોગીનો ઉદ્દેશ્ય સ્વરૂપબોધને પ્રાપ્ત કરવાનો હોય છે, એટલા માટે તે સદા સ્વરૂપને પરાયણ રહે છે. તેનાં સઘળાં કર્મો સંસારને માટે જ હોય છે, સેવા તો સ્વરૂપથી જ બીજાઓને માટે થાય છે, ખાવું, પીવું, સૂવું, બેસવું વગેરે જીવનનિર્વાહની સઘળી ક્રિયાઓ પણ બીજાઓને માટે જ હોય છે; કેમકે ક્રિયામાત્રનો સંબંધ સંસારની સાથે છે, સ્વરૂપની સાથે નથી.

**'ન કર્માણિ નિબધ્નન્તિ'** – પોતાને માટે કોઈ પણ કર્મ ન કરવાથી કર્મયોગીનો સઘળાં કર્મો સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અર્થાત્ તે સદાને માટે સંસારબંધનથી સર્વથા મુક્ત થઈ જાય છે. (ગીતા ૪/૨૩).

કર્મ સ્વરૂપથી બંધનકારક છે જ નહિ. કર્મોમાં ફળેચ્છા, મમતા, આસક્તિ અને કર્તૃત્વાભિમાન જ બાંધવાવાળાં છે.



***સંબંધ*** – *પૂર્વશ્લોકમાં ભગવાને બતાવ્યું કે જ્ઞાન દ્વારા સંશયનો નાશ થાય છે અને સમતા દ્વારા કર્મો સાથે સંબંધ-વિચ્છેદ થાય છે. હવે આગળના શ્લોકમાં ભગવાન જ્ઞાન દ્વારા પોતાના સંશયનો નાશ કરીને સમતામાં સ્થિત થવાને માટે અર્જુનને આજ્ઞા આપે છે.*

**તસ્માદજ્ઞાનસમ્ભૂતં હૃત્સ્થં જ્ઞાનાસિનાત્મનઃ ।**
**છિત્ત્વૈનં સંશયં યોગમાતિષ્ઠોત્તિષ્ઠ ભારત ॥૪૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તસ્માત્** | = માટે | **સમ્ભૂતમ્** | = અજ્ઞાનજનિત | **છિત્ત્વા** | = છેદીને |
| **ભારત** | = હે ભરતવંશી અર્જુન! | **આત્મનઃ** | = પોતાના | **યોગમ્** | = સમત્વરૂપ કર્મયોગમાં |
| **હૃત્સ્થમ્** | = હૃદયમાં રહેલા | **સંશયમ્** | = સંશયને | **આતિષ્ઠ** | = સ્થિત થઈ જા (અને યુદ્ધ માટે) |
| **એનમ્** | = આ | **જ્ઞાનાસિના** | = વિવેકજ્ઞાનરૂપી તલવાર વડે | **ઉત્તિષ્ઠ** | = ઊભો થઈ જા. |
| **અજ્ઞાન-** | | | | | |

*ટીકા* – **'તસ્માદજ્ઞાનસંભૂતં... છિત્ત્વૈનં સંશયમ્'** – પૂર્વશ્લોકમાં ભગવાને આ સિદ્ધાંત બતાવ્યો કે જેણે સમતા દ્વારા સઘળાં કર્મો સાથે સંબંધ-વિચ્છેદ કરી લીધો છે અને જ્ઞાન દ્વારા સમસ્ત સંશયોને નષ્ટ કરી દીધા છે, તે આત્મપરાયણ કર્મયોગીને કર્મો નથી બાંધતાં અર્થાત્ તે જન્મ-મરણથી મુક્ત થઈ જાય છે. હવે ભગવાન **'તસ્માત્'** પદ વડે અર્જુનને પણ તેવું જ જાણીને કર્તવ્યકર્મ કરવાની પ્રેરણા કરે છે.

અર્જુનના હૃદયમાં સંશય હતો – યુદ્ધરૂપી ઘોર કર્મથી મારું કલ્યાણ કેવી રીતે થશે? અને કલ્યાણને માટે હું કર્મયોગનું અનુષ્ઠાન કરું કે જ્ઞાનયોગનું? આ શ્લોકમાં ભગવાન એ સંશયને દૂર કરવાની પ્રેરણા કરે છે; કેમકે સંશય રહેતો હોય તો કર્તવ્યનું પાલન યોગ્ય રીતે થઈ શકતું નથી.

**'અજ્ઞાનસમ્ભૂતમ્'** પદનો ભાવ એ છે કે બધા સંશયો અજ્ઞાનથી અર્થાત્ કર્મોના અને યોગના તત્ત્વને સારી રીતે ન સમજવાથી ઉત્પન્ન થાય છે. ક્રિયાઓ અને પદાર્થોને પોતાના અને પોતાને માટેના માનવા એ જ અજ્ઞાન છે. આ અજ્ઞાન જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી અંતઃકરણમાં સંશય રહે છે; કેમકે ક્રિયાઓ અને પદાર્થો વિનાશી છે અને સ્વરૂપ અવિનાશી છે.

ત્રીજા અધ્યાયમાં કર્મયોગનું આચરણ કરવાની અને ચોથા અધ્યાયમાં કર્મયોગને તત્ત્વથી જાણવાની વાત વિશેષ રૂપે આવી છે. કારણ કે કર્મ કરવાની સાથે-સાથે કર્મને જાણવાની પણ બહુ જ આવશ્યકતા છે. સારી રીતે જાણ્યા વિના કોઈ પણ કર્મ ઉત્તમ રીતે નથી થતું. એના સિવાય સારી રીતે જાણીને કર્મો કરવાથી જે કર્મો બંધનકારક થાય છે, તે જ કર્મો મુક્તિદાયક બની જાય છે (ગીતા ૪/૧૬, ૩૨). એટલા માટે આ અધ્યાયમાં ભગવાને કર્મોને તત્ત્વથી જાણવા ઉપર વિશેષ ભાર મૂક્યો છે.

અગાઉના શ્લોકમાં પણ **'જ્ઞાનસંછિન્નસંશયમ્'** પદ આ જ અર્થમાં આવ્યું છે. જે મનુષ્ય કર્મ કરવાની વિદ્યાને જાણી લે છે, તેના સમસ્ત સંશયોનો નાશ થઈ જાય છે. કર્મ કરવાની વિદ્યા છે – પોતાને માટે કંઈ કરવાનું જ નથી.

**'યોગમાતિષ્ઠોત્તિષ્ઠ ભારત'** – અર્જુન પોતાના ધનુષ્ય-બાણનો ત્યાગ કરીને રથના મધ્યભાગમાં બેસી ગયા હતા (અ. ૧/૪૭). તેમણે ભગવાનને સાફ કહી દીધું હતું કે 'હું યુદ્ધ નહિ કરું' – **'ન યોત્સ્યે'** (ગીતા ૨/૯). અહીં ભગવાન અર્જુનને યોગમાં સ્થિત થઈને યુદ્ધને માટે ઊભા

થઈ જવાની આજ્ઞા આપે છે. આ જ વાત ભગવાને બીજા અધ્યાયના અડતાળીસમા શ્લોકમાં **'યોગસ્થઃ કુરુ કર્માણિ'** (યોગમાં સ્થિર થઈને કર્તવ્યકર્મ કર) પદો વડે પણ કહી હતી. યોગનો અર્થ 'સમતા' છે – **'સમત્વં યોગ ઉચ્યતે'** (ગીતા ૨/૪૮).

અર્જુન યુદ્ધને પાપ સમજતા હતા (ગીતા અ. ૧/૩૬, ૪૫). એટલા માટે ભગવાન અર્જુનને સમતામાં સ્થિર થઈને યુદ્ધ કરવાની આજ્ઞા આપે છે; કેમકે સમતામાં સ્થિર થઈને યુદ્ધ કરવાથી પાપ નથી લાગતું (ગીતા ૨/૩૮). એટલા માટે સમતામાં સ્થિત થઈને કર્તવ્યકર્મ કરવું એ જ કર્મબંધનથી છૂટવાનો ઉપાય છે.

સંસારમાં રાતદિવસ અનેક કર્મો થતાં રહે છે, પરંતુ તે કર્મોમાં રાગ-દ્વેષ ન હોવાથી આપણે સંસારનાં તે કર્મો વડે બંધાતા નથી, બલ્કે નિર્લિપ્ત રહીએ છીએ. જે કર્મોમાં આપણો રાગ કે દ્વેષ થઈ જાય છે, તે જ કર્મો આપણા માટે બંધનકારક છે. કારણ કે રાગ કે દ્વેષથી કર્મોની સાથે પોતાનો સંબંધ જોડાઈ જાય છે. જ્યારે રાગ-દ્વેષ નથી રહેતા અર્થાત્ સમતા આવી જાય છે, ત્યારે કર્મોની સાથે પોતાનો સંબંધ નથી જોડાતો; આથી મનુષ્ય કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.

પોતાના સ્વરૂપને જુએ તો તેમાં સમતા સ્વતઃસિદ્ધ છે. વિચાર કરો કે પ્રત્યેક કર્મનો આરંભ થાય છે અને સમાપ્તિ થાય છે. તે કર્મોનું ફળ પણ આદિ અને અંતવાળું હોય છે. પરંતુ સ્વરૂપ નિરંતર જેમ છે તેમ રહે છે. કર્મ અને ફળ અનેક હોય છે, પરંતુ સ્વરૂપ એક જ રહે છે. આથી કોઈ પણ કર્મ પોતાને માટે ન કરવાથી અને કોઈ પણ પદાર્થને પોતાનો અને પોતાને માટેનો ન માનવાથી જ્યારે ક્રિયા-પદાર્થરૂપી સંસારની સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, ત્યારે સ્વતઃસિદ્ધ સમતાનો આપમેળે અનુભવ થઈ જાય છે.



ॐ તત્સદિતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે
શ્રીકૃષ્ણાર્જુનસંવાદે જ્ઞાનકર્મસંન્યાસયોગો નામ ચતુર્થોऽધ્યાયઃ ॥૪॥

**આ રીતે ॐ, તત્, સત્ – આ ભગવન્નામોના ઉચ્ચારણપૂર્વક બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્રમય શ્રીમદ્‌ભગવદ્‌ગીતોપનિષદ્‌રૂપી શ્રીકૃષ્ણાર્જુનસંવાદમાં 'જ્ઞાનકર્મસંન્યાસયોગ' નામનો ચોથો અધ્યાય પૂરો થયો. ॥ ૪ ॥**

તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિને માટે કર્મયોગ અને સાંખ્યયોગનું વર્ણન હોવાથી આ ચોથા અધ્યાયનું નામ **'જ્ઞાનકર્મ-સંન્યાસયોગ'** છે.

## ચોથા અધ્યાયનાં પદ, અક્ષર અને ઉવાચ

(૧) આ અધ્યાયમાં **'અથ ચતુર્થોऽધ્યાયઃ'**નાં ત્રણ, **'અર્જુન ઉવાચ'** વગેરે પદોનાં છ, શ્લોકોનાં પાંચસો અગિયાર અને પુષ્પિકાનાં તેર પદો છે. આ રીતે સઘળાં પદોનો સરવાળો પાંચસો તેત્રીસ છે.

(૨) આ અધ્યાયમાં **'અથ ચતુર્થોऽધ્યાયઃ'**ના સાત, **'અર્જુન ઉવાચ'** વગેરે પદોના વીસ, શ્લોકોના એક હજાર ત્રણસો ચુંમાળીસ અને પુષ્પિકાના પચાસ અક્ષરો છે. આ રીતે સઘળા અક્ષરોનો સરવાળો એક હજાર ચારસો એકવીસ છે. આ અધ્યાયના સઘળા શ્લોકો બત્રીસ અક્ષરોના છે.

(૩) આ અધ્યાયમાં ત્રણ ઉવાચ છે – બે **'શ્રીભગવાનુવાચ'** અને એક **'અર્જુન ઉવાચ'**.

## ચોથા અધ્યાયમાં પ્રયોજાયેલા છંદ

આ અધ્યાયના બેતાળીસ શ્લોકોમાંથી – એકત્રીસમા અને આડત્રીસમા શ્લોકના પ્રથમ ચરણમાં તથા બીજા, દસમા, તેરમા અને ચાળીસમા શ્લોકના તૃતીય ચરણમાં 'નગણ' પ્રયોજાયેલો હોવાથી **'ન વિપુલા'**; છઠ્ઠા શ્લોકના પ્રથમ ચરણમાં 'રગણ' પ્રયોજાયેલો હોવાથી **'ર વિપુલા'** અને ચોવીસમા શ્લોકના પ્રથમ ચરણમાં તથા ત્રીસમા શ્લોકના તૃતીય ચરણમાં 'ભગણ' પ્રયોજાયેલો હોવાથી **'ભ વિપુલા'** સંજ્ઞાવાળા છંદો છે. શેષ તેત્રીસ શ્લોકો બરાબર **'પથ્યાવક્ત્ર'** અનુષ્ટુપ છંદનાં લક્ષણોથી યુક્ત છે.



॥ ૐ શ્રીપરમાત્મને નમઃ ॥

# પાંચમો અધ્યાય

## ભૂમિકા

શ્રીભગવાને ચોથા અધ્યાયના તેત્રીસમાથી સાડત્રીસમા શ્લોક સુધી કર્મો તથા પદાર્થોનો સ્વરૂપથી ત્યાગ કરીને તત્ત્વદર્શી મહાપુરુષની પાસે જઈને જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રચલિત પ્રણાલીની પ્રશંસા કરી અને તેને માટે (અ. ૪/૩૪માં) અર્જુનને આજ્ઞા આપી. તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની આ પ્રણાલીમાં કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને એકાંતમાં પરમાત્મતત્ત્વનું મનન કરવું આવશ્યક છે. અર્જુનના મનમાં પહેલાંય યુદ્ધરૂપી કર્મ ન કરવાનો ભાવ હતો; કેમકે તેઓ પોતાનું કલ્યાણ ચાહતા હતા અને યુદ્ધને પાપ સમજતા હતા. આથી અર્જુન એવું સમજ્યા કે ભગવાન મારે માટે આ રીતે કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને જ્ઞાનપ્રાપ્તિને માટે સાધન કરવાનું કહે છે.

પછી ચોથા અધ્યાયના જ આડત્રીસમા શ્લોકમાં ભગવાને કહ્યું કે તે જ તત્ત્વજ્ઞાનને સાધક કર્મયોગ દ્વારા અવશ્ય જ પોતે પોતાનામાં જ પ્રાપ્ત કરી લે છે. ભાવ એ છે કે કર્મયોગના સાધકને જ્ઞાનપ્રાપ્તિને માટે બીજાં સાધનોની તથા તત્ત્વદર્શી મહાપુરુષની પાસે જઈને નિવાસ કરવાની કોઈ આવશ્યકતા નથી. આથી સ્પષ્ટ રીતે જ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાં કર્મયોગની વિશેષરૂપે પ્રશંસા થઈ છે.

આ રીતે અર્જુને ચોથા અધ્યાયને તેત્રીસમા શ્લોકમાં જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રચલિત પ્રણાલીની પ્રશંસા સાંભળી અને ચોત્રીસમા શ્લોકમાં **'વિદ્ધિ'** પદથી તે પ્રણાલીથી જ્ઞાન પ્રાપ્ત કરવાની પોતાને માટે વિશેષ આજ્ઞા માની. પછી આડત્રીસમા અને એકતાળીસમા શ્લોકમાં કર્મયોગની પ્રશંસા સાંભળી. બેતાળીસમા શ્લોકમાં ભગવાને અર્જુનને **'યોગમાતિષ્ઠોત્તિષ્ઠ'** પદથી કર્મયોગની વિધિથી યુદ્ધ કરવાની આજ્ઞા આપી. આ રીતે જ્ઞાનયોગ અને કર્મયોગ બન્નેની પ્રશંસા સાંભળીને તથા બન્નેને માટે આજ્ઞા પ્રાપ્ત થતાં અર્જુન એ નિર્ણય ન કરી શક્યા કે આ બન્નેમાં કયું સાધન મારે માટે શ્રેષ્ઠ છે. આથી તેનો નિર્ણય ભગવાન પાસે કરાવવાના ઉદ્દેશ્યથી અર્જુન પ્રશ્ન કરે છે.

*અર્જુન ઉવાચ*

**સંન્યાસં કર્મણાં કૃષ્ણ પુનર્યોગં ચ શંસસિ ।**
**યચ્છ્રેય એતયોરેકં તન્મે બ્રૂહિ સુનિશ્ચિતમ્ ॥ ૧ ॥**

અર્જુન બોલ્યા—

**કૃષ્ણ** = હે કૃષ્ણ! (તમે એક બાજુ)
**કર્મણામ્** = કર્મોના
**સંન્યાસમ્** = સંન્યાસની (ત્યાગની)
**ચ** = અને
**પુનઃ** = વળી (બીજી બાજુ)
**યોગમ્** = કર્મયોગની
**શંસસિ** = પ્રશંસા કરો છો. (તો)
**એતયોઃ** = આ બન્ને સાધનોમાંથી
**યત્** = જે
**એકમ્** = એક
**સુનિશ્ચિતમ્** = ચોક્કસપણે
**શ્રેયઃ** = કલ્યાણકારી હોય,
**તત્** = તે
**મે** = મારા માટે
**બ્રૂહિ** = કહો.

*ટીકા* – **'સંન્યાસં કર્મણાં કૃષ્ણ'** – કૌટુંબિક સ્નેહને કારણે અર્જુનના મનમાં યુદ્ધ ન કરવાનો ભાવ પેદા થઈ ગયો હતો. એના સમર્થનમાં અર્જુને પહેલા અધ્યાયમાં કેટલાક તર્ક અને યુક્તિઓ પણ સામે રાખી. તેમણે યુદ્ધ કરવું એને પાપ બતાવ્યું (ગીતા ૧/૪૫). તેઓ યુદ્ધ ન કરીને ભિક્ષાના અન્ન વડે નિર્વાહ કરવાનું શ્રેષ્ઠ સમજવા લાગ્યા (અ. ૨/૫) અને તેમણે નિશ્ચય કરીને ભગવાનને સ્પષ્ટ કહી દીધું કે હું કોઈ પણ પરિસ્થિતિમાં યુદ્ધ નહિ કરું (અ. ૨/૯).

પ્રાયઃ વક્તાના શબ્દોનો અર્થ શ્રોતા પોતાના વિચારને અનુસાર કર્યા કરે છે. સ્વજનોને જોઈને અર્જુનના હૃદયમાં જે મોહ પેદા થયો, તેના અનુસાર તેમને યુદ્ધરૂપી કર્મના ત્યાગની વાત ઉચિત પ્રતીત થવા લાગી. આથી ભગવાનના શબ્દોને તેઓ પોતાના વિચારને અનુસાર સમજી રહ્યા છે કે ભગવાન કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને પ્રચલિત પ્રણાલી અનુસાર તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની જ પ્રશંસા કરી રહ્યા છે.

**'પુનર્યોગં ચ શંસસિ'** – ચોથા અધ્યાયના આડત્રીસમા શ્લોકમાં ભગવાને કર્મયોગીને બીજા કોઈ સાધન વિના અવશ્યમેવ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થવાની વાત કહી છે. તેને લક્ષ્ય બનાવીને અર્જુન ભગવાનને કહી રહ્યા છે કે ક્યારેક તો આપ જ્ઞાનયોગની પ્રશંસા (અ. ૪/૩૩) કરો છો અને ક્યારેક કર્મયોગની પ્રશંસા કરો છો (અ. ૪/૪૧).

**'યચ્છ્રેય એતયોરેકં તન્મે બ્રૂહિ સુનિશ્ચિતમ્'** – આ જ જાતનો પ્રશ્ન અર્જુને બીજા અધ્યાયના સાતમા શ્લોકમાં પણ **'યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે'** પદોથી કર્યો હતો. તેના ઉત્તરમાં ભગવાને બીજા અધ્યાયના સુડતાળીસમા-અડતાળીસમા શ્લોકોમાં કર્મયોગની વ્યાખ્યા કરીને તેનું આચરણ કરવાને માટે કહ્યું. પછી ત્રીજા અધ્યાયના બીજા શ્લોકમાં અર્જુને **'તદેકં વદ નિશ્ચિત્ય યેન શ્રેયોઽહમાપ્નુયામ્'** પદોથી ફરીથી પોતાના કલ્યાણની વાત પૂછી, જેના ઉત્તરમાં ત્રીજા અધ્યાયના ત્રીસમા શ્લોકમાં નિષ્કામ, નિર્મમ અને નિઃસંતાપ થઈને યુદ્ધ કરવાની આજ્ઞા આપી તથા પાંત્રીસમા શ્લોકમાં પોતાના ધર્મનું પાલન કરવાનું કલ્યાણકારી બતાવ્યું.

અહીં ઉપર્યુક્ત પદોથી અર્જુને જે વાત પૂછી છે, તેના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે કર્મયોગ શ્રેષ્ઠ છે (અ. ૫/૨), કર્મયોગી સુખપૂર્વક સંસારબંધનથી મુક્ત થઈ જાય છે; (૫/૩), કર્મયોગ વિના સાંખ્યયોગનું સાધન સિદ્ધ થવું કઠિન છે; પરંતુ કર્મયોગી શીઘ્ર જ બ્રહ્મને પ્રાપ્ત કરી લે છે (અ. ૫/૬). આ રીતે કહીને ભગવાન અર્જુનને જાણે એ બતાવી રહ્યા છે કે કર્મયોગ જ તારે માટે શીઘ્રતા અને સુગમતાપૂર્વક બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારો છે; આથી તું કર્મયોગનું જ અનુષ્ઠાન કર.

અર્જુનના મનમાં મુખ્યતઃ પોતાના કલ્યાણની જ ઇચ્છા હતી. એટલા માટે તેઓ વારંવાર ભગવાનની સામે શ્રેયવિષયક જિજ્ઞાસા રાખે છે (અ. ૨/૭; ૩/૨; ૫/૧). કલ્યાણની પ્રાપ્તિમાં ઇચ્છાનું પ્રાધાન્ય છે. સાધનની સફળતામાં વિલંબનું કારણ પણ આ જ છે કે કલ્યાણની ઇચ્છા પૂરી રીતે જાગ્રત નથી થઈ. જે સાધકોમાં તીવ્ર વૈરાગ્ય નથી, તેઓ પણ કલ્યાણની ઇચ્છા જાગ્રત થતાં કર્મયોગનું સાધન સુગમતાપૂર્વક કરી શકે છે.[1] અર્જુનના હૃદયમાં ભોગોથી પૂર્ણ વૈરાગ્ય નથી, પણ તેમનામાં પોતાના કલ્યાણની ઇચ્છા છે, એટલા માટે તેઓ કર્મયોગના અધિકારી છે.

પહેલા અધ્યાયના બત્રીસમા તથા બીજા અધ્યાયના આઠમા શ્લોકને જોવાથી જણાય છે કે અર્જુન મૃત્યુલોકના રાજ્યની તો વાત જ શું, ત્રિલોકનું રાજ્ય પણ નથી ઇચ્છતા. પરંતુ વાસ્તવમાં અર્જુન રાજ્ય તથા ભોગોને સર્વથા ન ચાહતા હોય, એવી વાત પણ નથી. તેઓ કહે છે કે હું યુદ્ધમાં કુટુંબીજનોને મારીને રાજ્ય તથા વિજય નથી ઇચ્છતો. એનું તાત્પર્ય એ છે કે જો કુટુંબીઓને માર્યા વિના રાજ્ય મળી જાય તો હું તેને લેવાને તૈયાર છું. બીજા અધ્યાયના પાંચમા શ્લોકમાં અર્જુન એ જ કહે છે કે ગુરુજનોને મારીને ભોગ ભોગવવા એ યોગ્ય નથી. એનાથી એવો ધ્વનિ પણ નીકળે છે કે ગુરુજનોને માર્યા વિના રાજ્ય મળી જાય તો તે સ્વીકાર્ય છે. બીજા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં અર્જુન કહે છે કે કોણ જીતશે. એની અમને ખબર નથી અને તેઓને મારીને અમે જીવવાનું પણ નથી ઇચ્છતા. આનું તાત્પર્ય એ છે કે જો અમારો વિજય નિશ્ચિત હોય તથા એમને માર્યા વિના રાજ્ય મળતું હોય તો હું લેવાને તૈયાર છું. આગળ બીજા અધ્યાયના સાડત્રીસમા શ્લોકમાં ભગવાન અર્જુનને કહે છે કે તારા તો બન્ને હાથોમાં લાડુ છે; જો યુદ્ધમાં તું માર્યો ગયો તો તને સ્વર્ગ મળશે અને જીતી ગયો તો રાજ્ય મળશે. જો અર્જુનના મનમાં સ્વર્ગ અને સંસારના રાજ્યની કિંચિત્‌માત્ર પણ ઇચ્છા ન હોત

---

૧. **યોગાસ્ત્રયો મયા પ્રોક્તા નૃણાં શ્રેયોવિધિત્સયા ।** .................................॥
.................................................. । **તેષ્વનિર્વિણ્ણચિત્તાનાં કર્મયોગસ્તુ કામિનામ્ ॥**
(શ્રીમદ્ભા. ૧૧/૨૦/૬-૭)

તો ભગવાન ભાગ્યે જ એવું કહેત. આથી અર્જુનના હૃદયમાં પ્રતીત થવાવાળો વૈરાગ્ય વાસ્તવિક નથી. પરંતુ તેમનામાં પોતાના કલ્યાણની ઇચ્છા છે જે આ શ્લોકમાં પણ દેખાઈ રહી છે.

—■—

*સંબંધ – હવે ભગવાન અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે.*

*શ્રીભગવાનુવાચ*

**સંન્યાસઃ કર્મયોગશ્ચ નિઃશ્રેયસકરાવુભૌ ।**
**તયોસ્તુ કર્મસંન્યાસાત્કર્મયોગો વિશિષ્યતે ॥ ૨॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સન્ન્યાસઃ** | = સંન્યાસ (સાંખ્યયોગ) | **નિઃશ્રેયસકરૌ** | = કલ્યાણ કરનારા છે. | | (સાંખ્યયોગ) કરતાં |
| **ચ** | = અને | **તુ** | = પરંતુ | **કર્મયોગઃ** | = કર્મયોગ (સાધનમાં સુગમ હોવાથી) |
| **કર્મયોગઃ** | = કર્મયોગ | **તયોઃ** | = એ બન્નેમાં (પણ) | | |
| **ઉભૌ** | = બન્ને જ | **કર્મસન્ન્યાસાત્** | = કર્મસંન્યાસ | **વિશિષ્યતે** | = શ્રેષ્ઠ છે. |

*ટીકા* – [ભગવાનના સિદ્ધાંત અનુસાર સાંખ્યયોગ અને કર્મયોગનું પાલન પ્રત્યેક વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેના મનુષ્યો કરી શકે છે. કારણ કે તેમનો સિદ્ધાંત કોઈ વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેને લીધે નથી. આ જ અધ્યાયના પહેલા શ્લોકમાં અર્જુને કર્મોનો ત્યાગ કરીને વિધિપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રચલિત પ્રણાલીને 'કર્મસંન્યાસ' નામથી ઓળખાવી છે. પરંતુ ભગવાનના સિદ્ધાંત અનુસાર જ્ઞાનપ્રાપ્તિને માટે સાંખ્યયોગનું પાલન પ્રત્યેક મનુષ્ય સ્વતંત્રતાથી કરી શકે છે અને તેનું પાલન કરવામાં કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવાની આવશ્યકતા પણ નથી. એટલા માટે ભગવાન પ્રચલિત મતનો પણ આદર કરતા હોઈને પોતાના સિદ્ધાંત અનુસાર અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે.]

**'સંન્યાસઃ'** – અહીં **'સંન્યાસઃ'** પદનો અર્થ 'સાંખ્યયોગ' છે, કર્મોનો સ્વરૂપથી ત્યાગ એવો અર્થ નથી. અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપી રહેલા ભગવાન કર્મોના ત્યાગપૂર્વક સંન્યાસનું વિવેચન ન કરીને કર્મ કરતા રહીને જ્ઞાનને પ્રાપ્ત કરવાનો જે સાંખ્યયોગનો માર્ગ છે, તેનું વિવેચન કરે છે. તે સાંખ્યયોગ દ્વારા મનુષ્ય પ્રત્યેક વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેમાં રહીને પ્રત્યેક પરિસ્થિતિમાં સ્વતંત્રતાપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અર્થાત્ પોતાનું કલ્યાણ કરી શકે છે.

સાંખ્યયોગની સાધનામાં વિવેક-વિચારનું પ્રાધાન્ય રહે છે. વિવેકપૂર્વક તીવ્ર વૈરાગ્યના વિના આ સાધના સફળ થતી નથી. આ સાધનામાં સંસારની સ્વતંત્ર સત્તાનો અભાવ થઈને એકમાત્ર પરમાત્મતત્ત્વ ઉપર દૃષ્ટિ રહે છે. રાગ દૂર થયા વિના સંસારની સ્વતંત્ર સત્તાનો અભાવ થવો બહુ જ કઠિન છે. એટલા માટે ભગવાને દેહાભિમાનીઓને માટે આ સાધન ક્લેશયુક્ત બતાવ્યું છે (ગીતા ૧૨/૫). આ અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં પણ ભગવાને કહ્યું છે કે કર્મયોગનું સાધન કર્યા વિના સંન્યાસનું સાધન થવું કઠિન છે; કેમકે સંસારથી રાગ હઠાવવાને માટે કર્મયોગ જ સુગમ ઉપાય છે.

**'કર્મયોગશ્ચ'** – માનવમાત્રમાં કર્મ કરવાનો રાગ અનાદિકાળથી ચાલતો આવી રહ્યો છે, જેને દૂર કરવાને માટે કર્મ કરવું આવશ્યક છે (ગીતા ૫/૩). પરંતુ તે કર્મો કયા ભાવ અને ઉદ્દેશ્યથી કેવી રીતે કરવામાં આવે જેથી કરવાનો રાગ સર્વથા દૂર થઈ જાય, એ કર્તવ્યકર્મને કરવાની કળાને 'કર્મયોગ' કહે છે. કર્મયોગમાં કાર્ય નાનું છે કે મોટું, તેના ઉપર દૃષ્ટિ નથી રહેતી. જે કોઈ કર્તવ્યકર્મ સામે આવી જાય, તેને નિષ્કામભાવથી બીજાઓના હિત માટે કરવાનું છે. કર્મો સાથે સંબંધ-વિચ્છેદ કરવાને માટે એ આવશ્યક છે કે કર્મો પોતાને માટે કરવામાં ન આવે. પોતાને માટે કર્મ ન કરવાનો અર્થ છે – કર્મોના બદલામાં પોતાને માટે કંઈ પણ મેળવવાની ઇચ્છા ન હોવી. જ્યાં સુધી પોતાને માટે કંઈ મેળવવાની ઇચ્છા રહે છે, ત્યાં સુધી કર્મોની સાથે સંબંધ ચાલુ રહે છે.

**'નિઃશ્રેયસકરાવુભૌ'** – અર્જુનનો પ્રશ્ન હતો કે સાંખ્યયોગ અને કર્મયોગ – આ બન્ને સાધનોમાં કયું સાધન નિશ્ચયપૂર્વક કલ્યાણ કરવાવાળું છે? ઉત્તરમાં ભગવાન કહે છે કે હે અર્જુન! આ બન્નેય સાધનો નિશ્ચયપૂર્વક કલ્યાણ

કરવાવાળાં છે. કારણ કે બન્ને દ્વારા એક જ સમત્વભાવની પ્રાપ્તિ થાય છે. આ જ અધ્યાયના ચોથા-પાંચમા શ્લોકોમાં પણ ભગવાને આ જ વાતની પુષ્ટિ કરી છે. તેરમા અધ્યાયના ચોવીસમા શ્લોકમાં પણ ભગવાને સાંખ્યયોગ અને કર્મયોગ – બેઉથી પરમાત્મતત્ત્વનો અનુભવ થવાની વાત કહી છે. એટલા માટે આ બન્નેય પરમાત્મપ્રાપ્તિનાં સ્વતંત્ર સાધનો છે (ગીતા ૩/૩).

**'તયોસ્તુ કર્મસંન્યાસાત્'** – એક જ સાંખ્યયોગના બે ભેદ છે – એક તો ચોથા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં કહેલો સાંખ્યયોગ, જેમાં કર્મોનો સ્વરૂપથી ત્યાગ છે; અને બીજો, બીજા અધ્યાયના અગિયારમાથી ત્રીસમા શ્લોક સુધી કહેલો સાંખ્યયોગ, જેમાં કર્મોનો સ્વરૂપથી ત્યાગ નથી. અહીં **'કર્મસંન્યાસાત્'** પદ બેય પ્રકારના સાંખ્યયોગનું વાચક છે.

**'કર્મયોગો વિશિષ્યતે'** – આગળના (ત્રીજા) શ્લોકમાં ભગવાને આ પદોની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે કર્મયોગી નિત્યસંન્યાસી સમજવા યોગ્ય છે; કેમકે તે સુખપૂર્વક સંસારબંધનથી મુક્ત થઈ જાય છે. પછી છઠ્ઠા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે કર્મયોગ વિના સાંખ્યયોગનું સાધન બનવું કઠિન છે તથા કર્મયોગી શીઘ્ર જ બ્રહ્મને પ્રાપ્ત કરી લે છે. તાત્પર્ય એ છે કે સાંખ્યયોગમાં તો કર્મયોગની આવશ્યકતા છે, પરંતુ કર્મયોગમાં સાંખ્યયોગની આવશ્યકતા નથી. એટલા માટે બન્ને સાધનો કલ્યાણકારક હોવા છતાં પણ ભગવાન કર્મયોગને જ શ્રેષ્ઠ બતાવે છે.

કર્મયોગી લોકસંગ્રહને માટે કર્મ કરે છે – **'લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્કર્તુમર્હસિ'** (ગીતા ૩/૨૦). લોકસંગ્રહનું તાત્પર્ય છે – નિઃસ્વાર્થભાવે લોકમર્યાદા સુરક્ષિત રાખવા માટે, લોકોને ઉન્માર્ગથી હઠાવીને સન્માર્ગે વાળવા માટે કર્મો કરવાં અર્થાત્ કેવળ બીજાઓના હિતને માટે કર્મો કરવાં. આને ગીતામાં 'યજ્ઞાર્થ કર્મ'ના નામથી પણ કહેવામાં આવ્યું છે. જે કેવળ પોતાને માટે કર્મો કરે છે, તે બંધાઈ જાય છે (અ. ૩/૯, ૧૩). પરંતુ કર્મયોગી નિઃસ્વાર્થભાવથી કેવળ બીજાઓના હિતને માટે કર્મો કરે છે; આથી તે કર્મબંધનથી સુગમતાપૂર્વક મુક્ત થઈ જાય છે (અ. ૪/૨૩). એટલા માટે કર્મયોગ શ્રેષ્ઠ છે.

કર્મયોગનું સાધન પ્રત્યેક પરિસ્થિતિમાં અને પ્રત્યેક વ્યક્તિ દ્વારા કરી શકાય છે, ચાહે તે કોઈ પણ વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેનો કેમ ના હોય. પરંતુ અર્જુન જે કર્મસંન્યાસની વાત કહે છે, તે એક વિશેષ પરિસ્થિતિમાં કરી શકાય છે (ગીતા ૪/૩૪); કેમકે તત્ત્વજ્ઞ મહાપુરુષનું મળવું, તેમનામાં પોતાની શ્રદ્ધા થવી અને તેમની પાસે જઈને નિવાસ કરવો – એવી પરિસ્થિતિ દરેક મનુષ્યને પ્રાપ્ત થવી સંભવ નથી. આથી પ્રચલિત પ્રણાલીના સાંખ્યયોગનું સાધન એક વિશેષ પરિસ્થિતિમાં જ સાધ્ય છે, જ્યારે કર્મયોગનું સાધન પ્રત્યેક પરિસ્થિતિમાં અને પ્રત્યેક વ્યક્તિને માટે સાધ્ય છે. એટલા માટે કર્મયોગ શ્રેષ્ઠ છે.

પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવો એ કર્મયોગ છે. યુદ્ધ જેવી ઘોર પરિસ્થિતિમાં પણ કર્મયોગનું પાલન કરી શકાય છે. કર્મયોગનું પાલન કરવામાં કોઈ પણ મનુષ્ય કોઈ પણ પરિસ્થિતિમાં અસમર્થ અને પરાધીન નથી; કેમકે કર્મયોગમાં કંઈ પણ મેળવવાની ઇચ્છાનો ત્યાગ થાય છે. કંઈ ને કંઈ મેળવવાની ઇચ્છા રહેવાથી જ કર્તવ્યકર્મો કરવામાં અસમર્થતા અને પરાધીનતાનો અનુભવ થાય છે.

કર્તૃત્વ-ભોક્તૃત્વ જ સંસાર છે. સાંખ્યયોગી અને કર્મયોગી – આ બન્નેએ જ સંસાર સાથે સંબંધ-વિચ્છેદ કરવાનો છે, એટલા માટે બન્નેય સાધકોએ કર્તૃત્વ અને ભોક્તૃત્વ – આ બન્નેને દૂર કરવાની આવશ્યકતા છે. તીવ્ર વૈરાગ્ય અને તીક્ષ્ણ બુદ્ધિ હોવાથી સાંખ્યયોગી કર્તૃત્વને દૂર કરે છે. એટલો તીવ્ર વૈરાગ્ય અને તીક્ષ્ણ બુદ્ધિ ન હોવાથી કર્મયોગી બીજાઓના હિતને માટે જ બધાં કર્મો કરીને ભોક્તૃત્વને દૂર કરે છે. આ રીતે સાંખ્યયોગી કર્તૃત્વનો ત્યાગ કરીને સંસારથી મુક્ત થાય છે અને કર્મયોગી ભોક્તૃત્વનો અર્થાત્ કંઈ મેળવવાની ઇચ્છાનો ત્યાગ કરીને મુક્ત થાય છે. એ નિયમ છે કે કર્તૃત્વનો ત્યાગ કરવાથી ભોક્તૃત્વનો ત્યાગ અને ભોક્તૃત્વનો ત્યાગ કરવાથી કર્તૃત્વનો ત્યાગ આપમેળે થઈ જાય છે. કંઈ ને કંઈ મેળવવાની ઇચ્છાથી જ કર્તૃત્વ બને છે. જે કર્મથી પોતાને માટે કોઈ પ્રકારના પણ સુખભોગની ઇચ્છા નથી, તે ક્રિયામાત્ર છે, કર્મ નહિ. જેવી રીતે યંત્રમાં કર્તૃત્વ નથી રહેતું, એવી જ રીતે કર્મયોગીમાં કર્તૃત્વ નથી રહેતું.

સાધકને સંસારના પ્રાણી, પદાર્થ, પરિસ્થિતિ વગેરેમાં સ્પષ્ટ રીતે જ પોતાનો રાગ દેખાય છે. તે રાગને તે પોતાના બંધનનું ખાસ કારણ માને છે તથા તેને દૂર કરવાની ચેષ્ટા પણ કરે છે. તે રાગને દૂર કરવાને માટે કર્મયોગી કોઈ પણ પ્રાણી, પદાર્થ વગેરેને પોતાનાં નથી માનતો,[૧] પોતાને માટે કંઈ નથી કરતો તથા પોતાને માટે કંઈ નથી ઇચ્છતો. ક્રિયાઓથી સુખ લેવાનો ભાવ ન રહેવાથી કર્મયોગીની ક્રિયાઓ પરિણામમાં બધાનું હિત તથા વર્તમાનમાં બધાંની પ્રસન્નતા અને સુખ માટેની જ બની જાય છે. ક્રિયાઓથી

૧. કર્મયોગી સેવા કરવાને માટે તો બધાંને પોતાનાં માને છે, પરંતુ પોતાને માટે કોઈનેય પોતાનાં નથી માનતો.

સુખ લેવાનો ભાવ હોવાથી ક્રિયાઓમાં અભિમાન (કર્તૃત્વ) અને મમતા થઈ જાય છે, પરંતુ તેમનાથી સુખ લેવાનો ભાવ સર્વથા ન રહેવાથી કર્તૃત્વ સમાપ્ત થઈ જાય છે. કારણ કે ક્રિયાઓ દોષિત નથી, ક્રિયાજન્ય આસક્તિ અને ક્રિયાઓના ફળને ઇચ્છવું એ જ દોષિત છે. જ્યારે સાધક ક્રિયાજન્ય સુખ નથી લેતો તથા ક્રિયાઓનું ફળ નથી ઇચ્છતો ત્યારે કર્તૃત્વ રહી જ કેવી રીતે શકે છે? કારણ કે કર્તૃત્વ ટકે છે ભોક્તૃત્વ ઉપર. ભોક્તૃત્વ ન રહેવાથી કર્તૃત્વ પોતાના ઉદ્દેશ્યમાં (જેના માટે કર્મ કરે છે, તેમાં) લીન થઈ જાય છે અને એક પરમાત્મતત્ત્વ શેષ રહી જાય છે.

કર્મયોગીનો 'અહમ્' (વ્યક્તિત્વ) શીઘ્ર તથા સુગમતાપૂર્વક નષ્ટ થઈ જાય છે, જ્યારે જ્ઞાનયોગીનો 'અહમ્' લાંબા સમય સુધી સાથે રહે છે. કારણ એ છે કે 'હું સેવક છું' (કેવળ સેવ્યને માટે સેવક છું, પોતાને માટે નહિ) એવું માનવાથી કર્મયોગીનો 'અહમ્' પણ સેવ્યની સેવામાં લાગી જાય છે; પરંતુ 'હું મુમુક્ષુ છું' એવું માનવાથી જ્ઞાનયોગીનો 'અહમ્' સાથે રહે છે. કર્મયોગી પોતાને માટે કંઈ ન કરીને કેવળ બીજાઓનાં હિતને માટે બધાં કર્મો કરે છે, પરંતુ જ્ઞાનયોગી પોતાના હિતને માટે સાધન કરે છે. પોતાના હિતને માટે સાધન કરવાથી 'અહમ્' જેમ છે તેમ ચાલુ રહે છે.

જ્ઞાનયોગની મુખ્ય વાત છે – સંસારની સ્વતંત્ર સત્તાનો અભાવ કરવો, અને કર્મયોગની મુખ્ય વાત છે – રાગનો અભાવ કરવો. જ્ઞાનયોગી વિચાર દ્વારા સંસારની સત્તાનો અભાવ તો કરવાને ઇચ્છે છે, પરંતુ પદાર્થોમાં રાગ રહેતો હોઈને તેની સ્વતંત્ર સત્તાનો અભાવ થવો બહુ જ કઠિન છે. જોકે વિચારકાળમાં જ્ઞાનયોગના સાધકને પદાર્થોની સ્વતંત્ર સત્તાનો અભાવ દેખાય છે, તોપણ વ્યવહારકાળમાં તે પદાર્થોની સ્વતંત્ર સત્તા પ્રતીત થવા લાગે છે. પરંતુ કર્મયોગના સાધકનું લક્ષ્ય બીજાંઓને સુખ પહોંચાડવાનું રહેવાથી તેનો રાગ આપમેળે દૂર થઈ જાય છે. એ ઉપરાંત મળેલી સામગ્રીનો ત્યાગ કરવાનું કર્મયોગીને માટે જેટલું સુગમ પડે છે, એટલું જ્ઞાનયોગીને માટે નહિ. જ્ઞાનયોગની દૃષ્ટિએ કોઈ વસ્તુને માયામાત્ર સમજીને એવી રીતે જ તેનો ત્યાગ કરી દેવાનું કઠિન થઈ પડે છે; પરંતુ એ જ વસ્તુ કોઈના કામમાં આવતી જોવા મળે તો તેનો ત્યાગ કરવો સુગમ થઈ પડે છે. જેવી રીતે, આપણી પાસે કામળા (ધાબડા) પડ્યા હોય તો તે કામળાઓને બીજાઓના કામમાં આવતા જાણીને તેમનો ત્યાગ કરવો અર્થાત્ તેમનાથી પોતાનો રાગ હઠાવવો એ સાધારણ વાત છે; પરંતુ (જો તીવ્ર વૈરાગ્ય ન હોય તો) તે જ કામળાઓને વિચાર દ્વારા અનિત્ય, ક્ષણભંગુર, સ્વપ્નના માયામય પદાર્થ સમજીને એમ જ છોડીને ચાલી નીકળવાનું કઠિન છે. બીજી વાત, માયામાત્ર સમજીને ત્યાગ કરવામાં (જો તીવ્ર વૈરાગ્ય ન હોય તો) જે વસ્તુઓમાં આપણી સુખબુદ્ધિ નથી, તે ખરાબ વસ્તુઓનો ત્યાગ તો સુગમતાપૂર્વક થઈ જાય છે, પરંતુ જેમાં આપણી સુખબુદ્ધિ છે, એ સારી વસ્તુઓનો ત્યાગ કઠિનતાથી થાય છે. પરંતુ બીજાઓના કામમાં આવતી દેખીને જે વસ્તુઓમાં આપણી સુખબુદ્ધિ છે, તે વસ્તુઓનો ત્યાગ સુગમતાથી થઈ જાય છે; જેમ કે – ભોજનને સમયે થાળીમાંથી રોટલી કાઢવી પડે તો ઠંડી, વાસી અને સૂકી રોટલી જ કાઢીશું. પરંતુ જો એ જ રોટલી કોઈ બીજાને આપવી હોય તો સારી રોટલી જ કાઢીશું, ખરાબ નહિ. એટલા માટે કર્મયોગની પ્રણાલીથી રાગને દૂર કર્યા વિના સાંખ્યયોગનું સાધન થવું બહુ જ કઠિન છે. વિચાર દ્વારા પદાર્થોની સત્તા ન માનતા હોવા છતાં પણ પદાર્થોમાં સ્વાભાવિક રાગ રહેવાને કારણે ભોગોમાં ફસાઈને પતન સુધ્ધાં થવાની સંભાવના રહે છે.

કેવળ અસતના જ્ઞાનથી અર્થાત્ અસતને અસત જાણી લેવાથી રાગની નિવૃત્તિ નથી થતી[૧]. જેવી રીતે, સિનેમામાં દેખાનારા પદાર્થો વગેરેની સત્તા નથી – એવું જાણતા હોવા છતાં પણ તેમાં રાગ થઈ જાય છે. સિનેમા જોવાથી ચરિત્ર, સમય, નેત્રશક્તિ અને ધન - આ ચારેયનો નાશ થાય છે – એવું જાણતા હોવા છતાં પણ રાગને કારણે સિનેમા જુએ છે. આથી સિદ્ધ થાય છે કે વસ્તુની સત્તા ન હોવા છતાં પણ તેમાં રાગ અથવા સંબંધ રહી શકે છે. જો રાગ ન હોય તો વસ્તુની સત્તા માનવા છતાં પણ તેમાં રાગ ઉત્પન્ન નથી થતો. એટલા માટે સાધકનું મુખ્ય કામ રાગનો અભાવ કરવાનું હોવું જોઈએ. સત્તાનો અભાવ કરવાનું નહિ; કેમકે બાંધવાવાળી વસ્તુ રાગ કે સંબંધ જ છે, સત્તામાત્ર નહિ. પદાર્થ ચાહે સત હો, ચાહે અસત હો, ચાહે સત-અસતથી વિલક્ષણ હો, જો તેમાં રાગ હોય તો તે

૧. અસતને અસત જાણવાથી તેની નિવૃત્તિ ત્યારે જ થાય છે, જ્યારે પોતાના સ્વરૂપમાં સ્થિર થઈને અસતને અસતરૂપે જાણીએ છીએ. સ્વરૂપમાં સ્થિતિ કરણ-નિરપેક્ષ છે. પરંતુ બુદ્ધિ વગેરે કરણો વડે અસતને અસત જાણવાથી તેની નિવૃત્તિ નથી થતી; કેમકે બુદ્ધિ વગેરે કરણો પણ અસત છે. આથી અસત દ્વારા જ અસતને જાણવાથી તેની નિવૃત્તિ કેવી રીતે થઈ શકે છે?

બાંધવાવાળો થઈ જ જશે. વાસ્તવમાં આપણને કોઈ પણ પદાર્થ નથી બાંધતો. આપણો સંબંધ બાંધે છે અને એ સંબંધ રાગથી થાય છે. આથી આપણા ઉપર રાગ દૂર કરવાની જ જવાબદારી છે.

**પરિશિષ્ટ ભાવ :** જોકે 'યોગ' વિના કર્મ અને જ્ઞાન-બન્નેય બંધનકારક છે, તેમ છતાં કર્મ કરવાથી એટલું પતન નથી થતું, જેટલું વાચિક (શીખેલા) જ્ઞાનથી થાય છે. વાચિક જ્ઞાન નરકમાં પણ લઈ જઈ શકે છે.

**અજ્ઞસ્યાર્ધપ્રબુદ્ધસ્ય સર્વં બ્રહ્મેતિ યો વદેત ।મહાનિરયજાલેષુ સ તેન વિનિયોજિતઃ ॥**

(યોગવાસિષ્ઠ, સ્થિતિ. ૩૯)

જે મૂર્ખ માણસને 'બધું જ બ્રહ્મ છે' એવો ઉપદેશ આપે છે, તે તે મનુષ્યને ઘોર નરકોની જાળમાં નાખી દે છે.'

તેથી વાચક (ગોખેલા) જ્ઞાની કરતાં કર્મ કરનાર શ્રેષ્ઠ છે. તો પછી કર્મયોગનું આચરણ કરનારની શ્રેષ્ઠતાનું તો કહેવું જ શું? જ્ઞાનયોગી તો માત્ર પોતાના સ્વયં માટે જ ઉપયોગી હોય છે, પરંતુ કર્મયોગી પૂરા સંસાર માટે ઉપયોગી છે. જે સંસાર માટે ઉપયોગી હોય છે - તે પોતાના માટે પણ ઉપયોગી બની જાય છે - એ નિયમ છે. તેથી કર્મયોગને વિશેષ કહ્યો છે.

સાંખ્યયોગ વિના કર્મયોગ થઈ શકે છે, પરંતુ કર્મયોગ વિના સાંખ્યયોગ થવો કઠણ છે (ગીતા ૫/૬). તેથી સાંખ્યયોગ કરતાં કર્મયોગ વિશેષ છે. સાંખ્યયોગથી કર્મયોગ શ્રેષ્ઠ છે અને કર્મયોગથી ભક્તિયોગ શ્રેષ્ઠ છે. (ગીતા ૬-૪૭). તેથી ગીતામાં પ્રથમ સાંખ્યયોગ, પછી કર્મયોગ અને પછી ભક્તિયોગ - આ ક્રમથી વિવેચન કરવામાં આવ્યું છે.[1]

ફળ આપવામાં જ્ઞાનયોગ અને કર્મયોગ એક છે. (ગીતા ૫/૪-૫). સાધનમાં કર્મયોગ અને ભક્તિયોગ એક છે **'મૈત્રઃ કરુણ એવ ચ.'** (ગીતા - ૧૨/૧૩). કારણ કે કર્મયોગ અને ભક્તિયોગ - બન્નેમાં બીજાને સુખ આપવાનો ભાવ રહેલો છે. કર્મ કરવામાં કર્મી અને કર્મયોગી એક છે (ગીતા ૩/૨૫) તથા તત્ત્વજ્ઞ મહાપુરુષ અને ભગવાન પણ કર્મ કરવામાં સાથે છે (ગીતા - ૩/૨૨ થી ૨૬). આ પ્રમાણે કર્મી, જ્ઞાનયોગી, ભક્તિયોગી અને ભગવાન - ચારેયની સાથે કર્મયોગી એક થઈ જાય છે - આ કર્મયોગની વિશેષતા છે.

સાંખ્યયોગમાં તો અહમ્‌ના સૂક્ષ્મ સંસ્કાર રહી શકે છે, પરંતુ કર્મયોગમાં ક્રિયા અને પદાર્થની સાથે સંપૂર્ણપણે સંબંધ-વિચ્છેદ થઈ જવાથી અહમ્‌નો સૂક્ષ્મ સંસ્કાર પણ રહેતો નથી. કર્મયોગમાં અકર્મ (અભાવ) શેષ રહે છે (ગીતા ૪/૧૮), અને સાંખ્યયોગમાં આત્મા શેષ રહે છે (ગીતા ૬/૨૯).

—■—

***સંબંધ*** *— હવે ભગવાન કર્મયોગને શ્રેષ્ઠ કહેવાનું કારણ બતાવે છે.*

**જ્ઞેયઃ સ નિત્યસંન્યાસી યો ન દ્વેષ્ટિ ન કાઙ્‌ક્ષતિ ।**
**નિર્દ્વન્દ્વો હિ મહાબાહો સુખં બન્ધાત્પ્રમુચ્યતે ॥ ૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મહાબાહો** | = હે મહાબાહો! | **કાઙ્‌ક્ષતિ** | = આકાંક્ષા કરે છે, | **નિર્દ્વન્દ્વઃ** | = રાગ-દ્વેષ વગેરે દ્વંદ્વો વિનાનો (માણસ) |
| **યઃ** | = જે માણસ | **સઃ** | = તે (કર્મયોગી) | | |
| **ન** | = ન | **નિત્યસન્ન્યાસી** | = સદા સંન્યાસી (જ) | **સુખમ્** | = સુખપૂર્વક |
| **દ્વેષ્ટિ** | = (કોઈનોય) દ્વેષ કરે છે (અને) | **જ્ઞેયઃ** | = સમજવા યોગ્ય છે; | **બન્ધાત્** | = સંસાર-બંધનમાંથી |
| | | | | **પ્રમુચ્યતે** | = મુક્ત થઈ જાય છે. |
| **ન** | = ન (તો કોઈનીય) | **હિ** | = કેમકે | | |

૧. ભાગવતમાં પણ આ જ ક્રમ છે –

**યોગાસ્ત્રયો મયા પ્રોક્તા નૃણાં શ્રેયો વિધિત્સયા । જ્ઞાનં કર્મ ચ ભક્તિશ્ચ નોપાયોઽન્યોઽસ્તિ કુત્રચિત્ ॥**

(શ્રીમદ્‌ભા. ૧૧/૨૦/૬)

પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યો માટે મેં ત્રણ યોગ-માર્ગ બતાવ્યા છે - જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ. આ ત્રણ સિવાય બીજો કોઈ કલ્યાણનો માર્ગ જ નથી.

*ટીકા* – **'મહાબાહો'** – **'મહાબાહો'** સંબોધનના બે અર્થ થાય છે – એક તો જેની ભુજાઓ મોટી અને બળવાન હોય અર્થાત્ શૂરવીર હોય; અને બીજો, જેના મિત્ર તથા ભાઈ મોટા પુરુષો હોય. અર્જુનના મિત્ર હતા પ્રાણીમાત્રના સુહૃદ ભગવાન શ્રીકૃષ્ણ અને ભાઈ હતા અજાતશત્રુ ધર્મરાજ યુધિષ્ઠિર. એટલા માટે આ સંબોધનથી ભગવાન અર્જુનને જાણે એમ કહી રહ્યા છે કે કર્મયોગ અનુસાર બધાની સેવા કરવાનું બળ તારામાં છે. આથી તું સુગમતાથી કર્મયોગનું પાલન કરી શકે છે.

**'યો ન દ્વેષ્ટિ'** – કર્મયોગી તે હોય છે, જે કોઈ પણ પ્રાણી, પદાર્થ, પરિસ્થિતિ, સિદ્ધાંત વગેરેથી દ્વેષ નથી કરતો. કર્મયોગીનું કામ છે બધાંની સેવા કરવી, સહુને સુખ પહોંચાડવું. જો તેનો કોઈની પણ સાથે કિંચિત્માત્ર પણ દ્વેષ હશે તો તેના દ્વારા કર્મયોગનું આચરણ સાંગોપાંગ નહિ થઈ શકે. આથી જેની સાથે થોડો પણ દ્વેષ હોય, તેની સેવા કર્મયોગીએ સર્વપ્રથમ કરવી જોઈએ.

સહુથી પહેલાં **'ન દ્વેષ્ટિ'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે જે કોઈને પણ ખરાબ સમજે છે અને કોઈનું પણ ખરાબ ઇચ્છે છે, તે કર્મયોગના તત્ત્વને સમજી જ નથી શકતો.

## માર્મિક વાત

પ્રાણીમાત્રના હિતના ઉદ્દેશ્યથી કર્મયોગીને માટે બૂરાઈનો ત્યાગ કરવાનું જેટલું આવશ્યક છે, એટલું ભલાઈ કરવાનું આવશ્યક નથી. ભલાઈ કરવાથી કેવળ સમાજનું હિત થાય છે; પરંતુ બૂરાઈ છોડવાથી વિશ્વમાત્રનું હિત થાય છે. કારણ એ છે કે ભલાઈ કરવામાં સીમિત ક્રિયાઓ અને પદાર્થોનું પ્રાધાન્ય રહે છે; પરંતુ બૂરાઈ છોડવામાં હૈયાનો અસીમ ભાવ મુખ્ય રહે છે. જો હૈયામાંથી હીન ભાવ દૂર ન થયો હોય અને બહારથી ભલાઈ કરવામાં આવે તો એનાથી અભિમાન પેદા થશે, જે આસુરી સંપત્તિનું મૂળ છે. ભલાઈ કરવાનું અભિમાન ત્યારે પેદા થાય છે, જ્યારે હૈયામાં કંઈક ને કંઈક બૂરાઈ હોય. જ્યાં અપૂર્ણતા (કમી) હોય છે, ત્યાં જ અભિમાન પેદા થાય છે. પરંતુ જ્યાં પૂર્ણતા હોય છે, ત્યાં અભિમાનનો પ્રશ્ન જ પેદા થતો નથી.

ઊંડાણથી જોવામાં આવે તો નાશવાન વસ્તુઓની સહાય વિના ભલાઈ કરી શકાતી નથી. જે વસ્તુઓ વડે આપણે ભલાઈ કરીએ છીએ, તે વસ્તુઓ આપણી છે જ નહિ; બલ્કે જેમની આપણે ભલાઈ કરીએ છીએ તેમની છે. આમ છતાં પણ જો ભલાઈનું અભિમાન થાય, તો એ નાશવાનનો સંગ છે. જ્યાં સુધી નાશવાનનો સંગ હોય, ત્યાં સુધી 'યોગ'ની સિદ્ધિ નથી થતી. મેં ભલાઈ કરી – એ અભિમાન બૂરાઈથી પણ અધિક ભયંકર છે; કેમકે એ ભાવ 'હું'પણામાં વસી જાય છે. કર્મ અને ફળ તો દૂર થાય છે, પરંતુ જ્યાં સુધી હુંપણું રહે છે, ત્યાં સુધી હુંપણામાં બેઠેલું ભલાઈનું અભિમાન દૂર થતું નથી. બીજી વાત, બૂરાઈને તો આપણે બૂરાઈના રૂપમાં જાણીએ જ છીએ, પરંતુ ભલાઈને બૂરાઈના રૂપમાં નથી જાણતા. એટલા માટે ભલાઈના અભિમાનનો ત્યાગ કરવો એ જ કઠિન છે; જેમ કે – લોઢાની હાથકડીનો તો ત્યાગ કરી શકીએ છીએ, પરંતુ સોનાની હાથકડીનો ત્યાગ નથી કરી શકતા; કેમકે તે ઘરેણાં રૂપે દેખાય છે. એટલા માટે બૂરાઈને ત્યજીને જ ભલાઈ કરવી જોઈએ. વાસ્તવમાં બૂરાઈનો ત્યાગ થતાં વિશ્વમાત્રની ભલાઈ આપમેળે જ થાય છે, કરવી પડતી નથી. એટલા માટે બૂરાઈરહિત મહાપુરુષ જો હિમાલયની એકાંત ગુફામાં પણ બેઠેલો હોય, તોપણ તેના દ્વારા વિશ્વનું ઘણું જ હિત થાય છે.

**'ન કાઙ્ક્ષતિ'** – કર્મયોગમાં કામનાનો ત્યાગ મુખ્ય છે. કર્મયોગી કોઈ પણ પ્રાણી, પદાર્થ, પરિસ્થિતિ વગેરેની કામના નથી કરતો. કામનાત્યાગ અને પરહિતમાં પરસ્પર ઘનિષ્ઠ સંબંધ છે. નિષ્કામ બનવાને માટે બીજાનું હિત કરવું આવશ્યક છે. બીજાનું હિત કરવાથી કામનાના ત્યાગનું બળ આવે છે.

કર્મયોગમાં કર્તા નિષ્કામ થાય છે, કર્મ નહિ; કેમકે જડ હોવાને કારણે કર્મ પોતે નિષ્કામ કે સકામ નથી હોઈ શકતું. કર્મ કર્તાને આધીન હોય છે, એટલે કર્મોની અભિવ્યક્તિ કર્તાથી જ થાય છે. નિષ્કામ કર્તા દ્વારા જ નિષ્કામ કર્મો થાય છે, જેને કર્મયોગ કહે છે. આથી ચાહે 'કર્મયોગ' કહો કે 'નિષ્કામ કર્મ' – બન્નેનો અર્થ એક જ થાય છે. સકામ કર્મયોગ થતો જ નથી. નિષ્કામ થવાથી કર્તા કર્મફળથી અસંગ રહે છે; પરંતુ જ્યારે કર્તામાં સકામભાવ આવી જાય છે, ત્યારે તે કર્મફળથી બંધાઈ જાય છે (ગીતા ૫/૧૨). સકામભાવ ત્યારે જ નષ્ટ થાય છે, જ્યારે કર્તા કોઈ પણ કર્મ પોતાને માટે નથી કરતો, પરંતુ સઘળાં કર્મો બીજાંઓના હિતને માટે જ કરે છે. એટલા માટે કર્તાનો ભાવ નિત્યનિરંતર નિષ્કામ રહેવો જોઈએ. કર્તામાં જેટલો નિષ્કામભાવ હશે, એટલું જ કર્મયોગનું સાચું અચરણ થશે. કર્તા સર્વથા નિષ્કામ થતાં કર્મયોગ સિદ્ધ થઈ જાય છે.

**'જ્ઞેયઃ સ નિત્યસંન્યાસી'** – અર્જુને યુદ્ધ નહિ કરીને ભિક્ષા માગીને જીવનનિર્વાહ કરવાની ઇચ્છા પ્રગટ કરી હતી – **'ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્ શ્રેયો ભોક્તું ભૈક્ષ્યમપીહ લોકે'** (ગીતા ૨/૫) અર્થાત્ ગુરુજનોને નહિ મારીને સંન્યાસ લેવો એ જ શ્રેષ્ઠ છે. ભગવાન એ જ વાતનો ઉત્તર આપતાં જાણે કહી રહ્યા છે કે હે અર્જુન! એ સંન્યાસ તો ગુરુજનોના મરી જવાના ભયથી કરવામાં આવનારો બાહ્ય સંન્યાસ છે,

પરંતુ કર્મયોગનો સંન્યાસ રાગ-દ્વેષના ત્યાગથી થવાવાળો નિત્ય સંન્યાસ અર્થાત્ આંતરિક તેમ જ સાચો સંન્યાસ છે.

આગળ છઠ્ઠા અધ્યાયના પહેલા શ્લોકમાં પણ ભગવાને કેવળ અગ્નિનો ત્યાગ કરવાવાળા અર્થાત્ માત્ર સંન્યાસ ગ્રહણ કરવાવાળા પુરુષને સંન્યાસી ન કહીને અંદરથી કર્મફળના આશ્રયનો ત્યાગ કરવાવાળા કર્મયોગીને જ સંન્યાસી કહ્યો છે. આ રીતે ભગવાનના મતે કર્મયોગી જ વાસ્તવિક સંન્યાસી છે.

કર્મો કરતા રહીને પણ કર્મો સાથે કોઈ પ્રકારનો સંબંધ ન રાખવો એ જ સંન્યાસ છે. કર્મો સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખવાવાળાને કર્મોનું ફળ કદી કોઈ પણ અવસ્થામાં કિંચિત્‌માત્ર પણ નથી મળતું – **'ન તુ સંન્યાસિનાં ક્વચિત્'** (ગીતા ૧૮/૧૨). એટલા માટે શાસ્ત્રવિહિત સમસ્ત કર્મો કરતો હોઈને પણ કર્મયોગી સદા સંન્યાસી જ છે.

કર્મયોગનું અનુષ્ઠાન કર્યા વિના સાંખ્યયોગનું પાલન કરવું કઠિન છે. એટલા માટે સાંખ્યયોગનો સાધક પહેલાં કર્મયોગી થાય છે, પછી સંન્યાસી (સાંખ્યયોગી) થાય છે. પરંતુ કર્મયોગના સાધકને માટે સાંખ્યયોગનું અનુષ્ઠાન કરવું આવશ્યક નથી. એટલા માટે કર્મયોગી આરંભથી જ સંન્યાસી છે.

જેના રાગ-દ્વેષનો અભાવ થઈ ગયો છે, તેને સંન્યાસ-આશ્રમમાં જવાની આવશ્યકતા નથી. કોઈ પણ વ્યક્તિ, વસ્તુ, શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે પોતાનાં નથી અને પોતાને માટેનાં પણ નથી – એવો નિશ્ચય થયા પછી રાગ-દ્વેષથી દૂર થઈને એવો જ યથાર્થ અનુભવ થઈ જાય છે, પછી વ્યવહારમાં સંસાર સાથે સંબંધ દેખાવા છતાં પણ અંદરથી (રાગ-દ્વેષ ન રહેવાથી) સંબંધ હોતો જ નથી. આ જ 'નિત્ય-સંન્યાસ' છે. લૌકિક અથવા પારલૌકિક પ્રત્યેક કાર્ય કરતી વેળા કર્મયોગીનો સંસાર સાથે સર્વથા સંન્યાસ રહે છે, એટલા માટે તે નિત્યસંન્યાસી જ સમજવા યોગ્ય છે.

સંસાર સાથે સંબંધ-વિચ્છેદ અર્થાત્ મમતાનો અભાવ જ સંન્યાસ છે અને કર્મયોગીમાં રાગ-દ્વેષ ન રહેવાથી સંસાર સાથે મમતા રહેતી જ નથી. આથી કર્મયોગી નિત્યસંન્યાસી છે.

**'નિર્દ્વન્દ્વો હિ... સુખં બન્ધાત્પ્રમુચ્યતે'**[1] – સાધનાના આરંભમાં સાધકના અંતઃકરણમાં દ્વન્દ્વ રહે છે. સત્સંગ, સ્વાધ્યાય, વિચાર વગેરે કરવાથી તે પરમાત્મપ્રાપ્તિને પોતાનું ધ્યેય માની લે છે, પરંતુ તેનાં પોતાનાં કહેવાતાં મન, ઇન્દ્રિયો વગેરેની રુચિ સ્વાભાવિક રીતે જ ભોગ ભોગવવા તથા સંગ્રહ કરવામાં રહે છે. એટલા માટે સાધક ક્યારેક પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરવા અને ક્યારેક ભોગ તેમજ સંગ્રહ કરવા ઇચ્છે છે. તેને જેવો સંગ મળે છે, તેના જ અનુસાર તેના ભાવોમાં પરિવર્તન થતું રહે છે. એમ હોવા છતાં પણ તે ભોગોને શાંતિથી નથી ભોગવી શકતો; કેમકે સત્સંગ વગેરેના સંસ્કારો તેના અંતઃકરણમાં વૈરાગ્ય (ભોગોથી અરુચિ) પેદા કરતા રહે છે. આ રીતે સાધકના અંતઃકરણમાં દ્વન્દ્વ (ભોગ ભોગવું કે સાધન કરું) ચાલતો રહે છે. આ દ્વન્દ્વ ઉપર જ અહંભાવ ટકેલો છે. અમારે સાંસારિક ભોગો અને સંગ્રહમાં લાગવું જ નથી, બલ્કે એકમાત્ર પરમાત્મતત્ત્વને જ પ્રાપ્ત કરવું છે – એવો દૃઢ નિશ્ચય થતાં દ્વન્દ્વ નથી રહેતો અને અહંભાવ પરમાત્મતત્ત્વમાં લીન થઈ જાય છે.

વાસ્તવમાં સંસારનું મહત્ત્વ અંતઃકરણમાં અંકિત થઈ જવાથી જ દ્વન્દ્વ રહે છે. ભોગ ભોગવતા રહેવાથી, બીજાઓ પાસેથી સુખ ઇચ્છતા રહેવાથી સંસારનાં પ્રાણી-પદાર્થોનું મહત્ત્વ અંતઃકરણમાં અંકિત થઈ જાય છે. તેમનાથી સુખ લેવાથી તેનું મહત્ત્વ વધતું જાય છે, જેથી તેમને પ્રાપ્ત કરવાની રુચિ પ્રબળ થઈ જાય છે. તે રુચિ પરમાત્મપ્રાપ્તિના એક ઉદ્દેશ્યને સ્થિર અને દૃઢ થવા દેતી નથી. એનાથી સાધકમાં દ્વન્દ્વ ચાલુ રહે છે. ઉદ્દેશ્યની દૃઢતાને માટે સાધકોએ પાકો વિચાર કરવો જોઈએ કે કેટલાંયે સુખ, આરામ અને ભોગ કેમ ન મળી જાય, મારે જોઈતો જ નથી, પરંતુ પરહિતને માટે તેમનો ત્યાગ કરવો છે. આ વિચાર જેટલો દૃઢ થશે, એટલો જ સાધક નિર્દ્વન્દ્વ થશે.

નિર્દ્વન્દ્વ થવાની વાત આ શ્લોકમાં **'ન દ્વેષ્ટિ ન કાઙ્‌ક્ષતિ'** પદોથી કહેવામાં આવી છે; જેનું તાત્પર્ય છે – રાગ-દ્વેષથી રહિત થવું. રાગ-દ્વેષને દૂર કરવા માટે એ વિચાર કરવો જોઈએ કે પોતે ન ઇચ્છવા છતાં પણ અનુકૂળતા અને પ્રતિકૂળતા આવે જ છે અર્થાત્ પોતે ઇચ્છવાથી અનુકૂળતા આવતી હોય, એવી વાત નથી અને ન ઇચ્છવાથી પ્રતિકૂળતા નથી આવતી, એવી વાત પણ નથી. અનુકૂળતા અને પ્રતિકૂળતા તો પ્રારબ્ધના ફળસ્વરૂપે આવતી જતી રહે છે, પછી તેના આવવાની અથવા જવાની ઇચ્છા શા માટે કરીએ? અનુકૂળતા પ્રત્યેક રાગ અને પ્રતિકૂળતા પ્રત્યે દ્વેષ પોતાની

---

૧. ગીતામાં આવેલા **'કર્મબન્ધં પ્રહાસ્યસિ'** (અ. ૨/૩૯); **'ત્રાયતે મહતો ભયાત્'** (અ. ૨/૪૦); **'જહાતીહ ઉભે સુકૃતદુષ્કૃતે'** (અ. ૨/૫૦); **'મોક્ષ્યસેઽશુભાત્'** (અ. ૪/૧૬, ૯/૧); **'વૃજિનં સંતરિષ્યસિ'** (અ. ૪/૩૬); **'નાપ્નુવન્તિ દુઃખાલયમશાશ્વતમ્'** (અ. ૮/૧૫); **'શુભાશુભફલૈરેવં મોક્ષ્યસે કર્મબન્ધનૈઃ'** (અ. ૯/૨૮); **'મૃત્યુસંસારસાગરાત્ સમુદ્ધર્તા ભવામિ'** (અ. ૧૨/૭) વગેરે પદો અહીં આવેલા **'બન્ધાત્ પ્રમુચ્યતે'** પદોના જ પર્યાયવાચક છે.

ભૂલથી થાય છે. આ રીતે વિચાર કરવાથી ભૂલ દૂર થઈને રાગ-દ્વેષ સર્વથા સમાપ્ત થઈ જાય છે.

બીજી વાત એ છે કે પોતાની (સ્વયંની) સત્તા સ્વતંત્ર છે, કોઈ પદાર્થ, વ્યક્તિ કે ક્રિયાને આધીન નથી; કેમકે સુષુપ્તિ-અવસ્થામાં જ્યારે આપણે સંસારને ભૂલી જઈએ છીએ, ત્યારે પણ આપણી સત્તા ચાલુ રહે છે; જાગ્રત અને સ્વપ્ન-અવસ્થામાં પણ આપણે પ્રાણી કે પદાર્થ વિના રહી શકીએ છીએ. પછી (પોતાની સ્વતંત્ર સત્તા હોવા છતાં પણ) તેઓમાં રાગ-દ્વેષ કરીને આપણે એમને આધીન કેમ થઈએ? આ રીતે વિચાર કરવાથી પણ રાગ-દ્વેષ દૂર થાય છે.

સંસારનો રાગ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળો છે. એ રાગ કદી સ્થાયી નથી રહેતો; પરંતુ આપણે નવા-નવા પ્રાણી-પદાર્થોમાં રાગ કરીને તેને ચાલુ રાખવાની ચેષ્ટા કરીએ છીએ. પરંતુ પરમાત્માની અભિલાષા ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી નથી; કેમકે જીવ, પરમાત્માનો જ અંશ હોવાને લીધે તેનો પરમાત્મા સાથે અખંડ સંબંધ છે. પરમાત્માની અભિલાષા કદી ઘટતી-વધતી પણ નથી. કેવળ સંસારમાં રાગ અધિક થતાં તે ઘટતી હોય અને રાગ ઓછો થતા તે વધતી હોય એમ દેખાય છે. એટલા માટે 'હું સદા જીવતો રહું; હું બધુંય જાણી લઉં; હું સદા સુખી રહું' — આ રૂપે સત્-ચિત્-આનંદસ્વરૂપ પરમાત્માની અભિલાષા જીવમાત્રમાં નિરંતર રહે છે. જ્યારે સંસારનો રાગ દૂર થાય છે અને એકમાત્ર પરમાત્માની અભિલાષા રહી જાય છે, ત્યારે દ્વન્દ્વ રહેતો નથી.

કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ — ત્રણેય માર્ગોમાં નિર્દ્વન્દ્વ થવું એ બહુ જ આવશ્યક છે. જ્યાં સુધી દ્વન્દ્વ છે, ત્યાં સુધી મુક્તિ થતી નથી. (ગીતા ૭/૨૭). પરમાત્મતત્ત્વની પ્રાપ્તિમાં રાગ અને દ્વેષ — આ બે શત્રુઓ છે. (ગીતા ૩/૩૪). નિર્દ્વન્દ્વ બનવાથી આ બન્ને દૂર થાય છે અને એમના દૂર થવાથી સુખપૂર્વક પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ જાય છે.

સંસારમાં મૂંઝવણનાં બે જ કારણો છે — રાગ અને દ્વેષ. જેટલાં પણ સાધનો છે, તે બધાં રાગદ્વેષને દૂર કરવાને માટે જ છે.[1] રાગદ્વેષ દૂર થતાં નિત્યપ્રાપ્ત પરમાત્મતત્ત્વની અનુભૂતિ સ્વતઃસિદ્ધ છે. એમાં પરિશ્રમ છે જ નહિ. કારણ કે પરમાત્મતત્ત્વની અનુભૂતિ અસત દ્વારા નથી થતી, બલ્કે અસતના ત્યાગથી થાય છે. અસતની સત્તા રાગ-દ્વેષ ઉપર જ ટકેલી છે. અસત સંસાર તો આપમેળે જ દૂર થઈ રહ્યો છે, પરંતુ પોતાનામાં રાગદ્વેષને પકડવાથી સંસાર સ્થિર દેખાય છે. આથી જે સંસાર નિરંતર દૂર થઈ રહ્યો છે, તેમાં રાગદ્વેષ ન રહેવાથી મુક્તિ નહિ થાય તો શું થશે? એટલા માટે નિર્દ્વન્દ્વ અર્થાત્ રાગ-દ્વેષથી રહિત પુરુષ સુખપૂર્વક સંસારબંધનથી મુક્ત થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** બહારનાં સુખ-દુઃખ (સુખદ-દુઃખદ પરિસ્થિતિ)માં સમ અને અંદરના સુખ-દુઃખથી પર થવું એને નિર્દ્વન્દ્વ અર્થાત્ દ્વન્દ્વરહિત કહે છે.

તાદાત્મ્યમાં ચેતન-અંશની મુખ્યતઃ 'જિજ્ઞાસા' રહે છે અને જડ-અંશની મુખ્યતઃ 'કામના' રહે છે. મનુષ્યમાં ભૂખ તો અવિનાશી તત્ત્વની રહે છે, પરંતુ રુચિ નાશવાનની રહે છે; કારણ કે અવિનાશીની ભૂખને એ નાશવાન દ્વારા મિટાવવા ઇચ્છે છે. ભૂખ અને રુચિનું આ દ્વન્દ્વ મનુષ્યના સંસાર-બંધનને દૃઢ કરે છે. જ્યારે મનુષ્યનો સંસારમાં રાગદ્વેષ નથી રહેતો, ત્યારે તેની જિજ્ઞાસા પૂરી થઈ જાય છે અને કામના ખતમ થઈ જાય છે અર્થાત્ તે નિર્દ્વન્દ્વ થઈ જાય છે.

—■—

*સંબંધ — આ અધ્યાયના બીજા શ્લોકના પૂર્વાર્ધમાં ભગવાને જ્ઞાનયોગ અને કર્મયોગ બન્નેને પરમ કલ્યાણ કરવાવાળા બતાવ્યા. તેની વ્યાખ્યા હવે આગળના બે શ્લોકોમાં કરે છે.*

**સાઙ્ખ્યયોગૌ પૃથગ્બાલાઃ પ્રવદન્તિ ન પણ્ડિતાઃ ।**
**એકમપ્યાસ્થિતઃ સમ્યગુભયોર્વિન્દતે ફલમ્ ॥૪॥**

---

૧. એતાવાનેવ યોગેન સમગ્રેણેહ યોગિનઃ । યુજ્યતેઽભિમતો હ્યર્થો યદસઙ્ગસ્તુ કૃત્સ્નશઃ ॥
(શ્રીમદ્ભા. ૩/૩૨/૨૭)
'યોગીઓનાં સમસ્ત યોગસાધનોનું એકમાત્ર અભીષ્ટ ફળ છે — સકળ સંસારમાં આસક્તિનો અભાવ થઈ જવો.'

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **બાલાઃ** | = બાળકબુદ્ધિનાં માણસો | **પ્રવદન્તિ** | = કહે છે, | **સમ્યક્-** | = સમ્યક્ રીતે |
| **સાઙ્ખ્યયોગૌ** | = સાંખ્યયોગ અને કર્મયોગને | **ન પણ્ડિતાઃ** | = ડાહ્યાં માણસો નહીં, (કેમકે) | **આસ્થિતઃ** | સ્થિત (મનુષ્ય) |
| **પૃથક્** | = અલગ-અલગ (ફળ આપનાર) | **એકમ્** | = (આ બન્નેમાંથી) એક સાધનમાં | **ઉભયોઃ** | = બન્નેના |
| | | **અપિ** | = પણ | **ફલમ્** | = ફળરૂપ (પરમાત્માને) |
| | | | | **વિન્દતે** | = પ્રાપ્ત કરી લે છે. |

*ટીકા* – **'સાઙ્ખ્યયોગૌ પૃથગ્બાલાઃ પ્રવદન્તિ ન પણ્ડિતાઃ'** – આ જ અધ્યાયના પહેલા શ્લોકમાં અર્જુને કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરીને તત્ત્વદર્શી મહાપુરુષની પાસે જઈને જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનને **'કર્મસંન્યાસ'**ના નામથી ઓળખાવ્યું છે. ભગવાને પણ બીજા શ્લોકમાં પોતાના સિદ્ધાંતનું પ્રાધાન્ય જાળવીને તેને **'સંન્યાસ'** અને **'કર્મસંન્યાસ'**ના નામે ઓળખાવેલ છે. હવે એ સાધનાને ભગવાન અહીં **'સાંખ્ય'** નામથી ઓળખાવે છે. ભગવાન શરીર-શરીરીના ભેદનો વિચાર કરીને સ્વરૂપમાં સ્થિત થવાને **'સાંખ્ય'** કહે છે. ભગવાનને મતે **'સંન્યાસ'** અને **'સાંખ્ય'** પર્યાયવાચક છે, જેમાં કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવાની આવશ્યકતા નથી.

અર્જુન જેને **'કર્મસંન્યાસ'**ના નામે કહી રહ્યા છે, તે પણ નિઃસંદેહ ભગવાન દ્વારા કહેલા **'સાંખ્ય'**નો જ અવાંતર ભેદ છે. કારણ કે ગુરુ પાસેથી સાંભળીને પણ સાધક શરીર-શરીરીના ભેદનો જ વિચાર કરે છે.

**'બાલાઃ'** પદથી ભગવાન એ કહે છે કે આયુષ્ય અને બુદ્ધિમાં મોટા હોઈને પણ જે સાંખ્યયોગ અને કર્મયોગને અલગ-અલગ ફળવાળા માને છે, તેઓ બાળક અર્થાત્ સમજણ વિનાના જ છે.

જે મહાપુરુષો સાંખ્યયોગ અને કર્મયોગના તત્ત્વને સારી રીતે સમજ્યા છે, તેઓ જ પંડિત અર્થાત્ બુદ્ધિમાન છે. તે લોકો બન્નેને અલગ-અલગ ફળવાળા નથી કહેતા; કેમકે તેઓ બન્ને સાધનોની પ્રણાલીઓને ન જોતાં તે બન્નેનાં વાસ્તવિક પરિણામને જુએ છે. સાધનપ્રણાલીને જોતાં ખુદ ભગવાને ત્રીજા અધ્યાયના ત્રીજા શ્લોકમાં સાંખ્યયોગ અને કર્મયોગનાં બે પ્રકારનાં સાધનોનો સ્વીકાર કર્યો છે. બન્નેની સાધનપ્રણાલી તો અલગ-અલગ છે, પરંતુ સાધ્ય-અલગ-અલગ નથી.

**'એકમપ્યાસ્થિતઃ સમ્યગુભયોર્વિન્દતે ફલમ્'** – ગીતામાં ઠેકઠેકાણે સાંખ્યયોગ અને કર્મયોગનું પરમાત્મપ્રાપ્તિ રૂપી ફળ એક જ બતાવવામાં આવ્યું છે. તેરમા અધ્યાયના ચોવીસમા શ્લોકમાં બન્ને સાધનો વડે પોતાની જાતમાં પરમાત્મતત્ત્વનો અનુભવ થવાનું બતાવવામાં આવ્યું છે. ત્રીજા અધ્યાયના ઓગણીસમા શ્લોકમાં કર્મયોગીને માટે પરમાત્માની પ્રાપ્તિ બતાવવામાં આવી છે અને બારમા અધ્યાયના ચોથા શ્લોકમાં તથા તેરમા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં જ્ઞાનયોગીને માટે પરમાત્માની પ્રાપ્તિ બતાવવામાં આવી છે. આ રીતે ભગવાનને મતે બન્ને સાધનો એક જ ફળવાળાં છે.

**પરિશિષ્ટ ભાવ :** જે બીજી શાસ્ત્રીય વાતોને તો જાણે છે, પરંતુ સાંખ્યયોગ અને કર્મયોગના તત્ત્વને ગંભીરતાથી નથી જાણતો તે ખરેખર બાળક અથવા મૂર્ખ છે.

ગીતામાં અવિનાશી તત્ત્વના માટે 'ફળ' શબ્દ ફક્ત આ જ શ્લોકમાં આવ્યો છે. 'ફળ' શબ્દનો અર્થ છે પરિણામ. કર્મયોગ અને જ્ઞાનયોગ બન્ને સાધનોથી પ્રાપ્ત થનારા તત્ત્વને 'ફળ' કહેવાનો અભિપ્રાય છે કે આ બન્ને સાધનોમાં મનુષ્યનો પોતાનો પ્રયત્ન મુખ્ય છે. જ્ઞાનયોગમાં વિવેકરૂપી સાવચેતી મુખ્ય છે અને કર્મયોગમાં પરહિત માટે થતી ક્રિયારૂપી પ્રયત્ન મુખ્ય છે. સાધકનો પોતાનો પ્રયત્ન. પરિશ્રમ સફળ થઈ ગયો તેથી તેને 'ફળ' કહ્યું છે. આ ફળ નાશવાન નથી. કર્મયોગ તથા જ્ઞાનયોગ - બન્નેનું ફળ આત્મજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન છે.

કર્તવ્ય-કર્મ કરવું એ કર્મયોગ છે અને કશું ન કરવું એ જ્ઞાનયોગ છે. કશું ન કરવાથી જે તત્ત્વની પ્રાપ્તિ થાય છે, તે જ તત્ત્વની પ્રાપ્તિ કર્તવ્ય-કર્મ કરવાથી થઈ જાય છે. 'કરવું' અને 'ન કરવું' એ તો સાધન છે અને તેમનાથી જે તત્ત્વની પ્રાપ્તિ થાય છે, તે સાધ્ય છે.

—▪—

**યત્સાઙ્ખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે ।**
**એકં સાઙ્ખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ પશ્યતિ ॥૫॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **સાઙ્ખ્યૈઃ** | = સાંખ્યયોગીઓ વડે | **તત્** | = એ (જ) | **યોગમ્** | = કર્મયોગને (ફળરૂપે) |
| **યત્** | = જે | **ગમ્યતે** | = પ્રાપ્ત કરવામાં આવે છે (આથી). | **એકમ્** | = એક |
| **સ્થાનમ્** | = તત્ત્વ | **યઃ** | = જે માણસ | **પશ્યતિ** | = જુએ છે |
| **પ્રાપ્યતે** | = પ્રાપ્ત કરાય છે, | **સાઙ્ખ્યમ્** | = સાંખ્યયોગ | **સઃ, ચ** | = તે જ (યથાર્થ) |
| **યોગૈઃ** | = કર્મયોગીઓ વડે | **ચ** | = અને | **પશ્યતિ** | = જુએ છે. |
| **અપિ** | = પણ | | | | |

*ટીકા* – **'યત્સાઙ્ખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે'** – પૂર્વશ્લોકના ઉત્તરાર્ધમાં ભગવાને કહ્યું હતું કે એક સાધનમાં પણ સારી રીતે સ્થિત રહીને મનુષ્ય બન્ને સાધનોના ફળરૂપ પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી લે છે. એ જ વાતની પુષ્ટિ ભગવાન ઉપર્યુક્ત પદોમાં બીજી રીતે કરી રહ્યા છે કે જે તત્ત્વ સાંખ્યયોગીઓ પ્રાપ્ત કરે છે, તે જ તત્ત્વ કર્મયોગીઓ પણ પ્રાપ્ત કરે છે.

સંસારમાં જે એવી માન્યતા છે કે કર્મયોગથી કલ્યાણ નથી થતું, કલ્યાણ તો જ્ઞાનયોગથી જ થાય છે – આ માન્યતાને દૂર કરવા માટે અહીં **'અપિ'** અવ્યયનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

સાંખ્યયોગી અને કર્મયોગી – બન્નેયનો અંતમાં કર્મોથી અર્થાત્ ક્રિયાશીલ પ્રકૃતિથી સંબંધ-વિચ્છેદ થાય છે. પ્રકૃતિથી સંબંધ-વિચ્છેદ થતાં બન્નેય યોગ એક થઈ જાય છે. સાધનકાળમાં પણ સાંખ્યયોગનો વિવેક (જડ-ચેતનનો સંબંધ-વિચ્છેદ) કર્મયોગીએ અપનાવવો પડે છે અને કર્મયોગની પ્રણાલી (પોતાને માટે કર્મ ન કરવાની પદ્ધતિ) સાંખ્યયોગીએ અપનાવવી પડે છે. સાંખ્યયોગનો વિવેક પ્રકૃતિ-પુરુષનો સંબંધ-વિચ્છેદ કરવાને માટે હોય છે, અને કર્મયોગનું કર્મ સંસારની સેવાને માટે હોય છે. સિદ્ધ થઈ જતાં સાંખ્યયોગી અને કર્મયોગી-બન્નેની એક સ્થિતિ થાય છે; કેમકે બન્નેય સાધકોની પોતાની નિષ્ઠાઓ હોય છે (ગીતા ૩/૩).

સંસાર વિષમ છે. ગાઢમાં પણ ગાઢ સાંસારિક સંબંધમાં પણ વિષમતા રહે છે. પરંતુ પરમાત્મા સમ છે. આથી સમરૂપી પરમાત્માની પ્રાપ્તિ સંસાર સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થવાથી જ થાય છે. સંસાર સાથે સંબંધ-વિચ્છેદ કરવાને માટે બે યોગમાર્ગો છે – જ્ઞાનયોગ અને કર્મયોગ. મારા સત્-સ્વરૂપમાં કદી અભાવ નથી થતો, જ્યારે કામના-આસક્તિ અભાવમાં જ પેદા થાય છે – એમ સમજીને અસંગ બની જવું – એ જ્ઞાનયોગ છે. જે વસ્તુઓમાં સાધકનો રાગ છે, તે વસ્તુઓને બીજાઓની સેવામાં વાપરી દેવી અને જે વ્યક્તિઓમાં રાગ છે, તેમની નિઃસ્વાર્થભાવે સેવા કરવી – એ કર્મયોગ છે. આ રીતે જ્ઞાનયોગમાં વિવેક-વિચાર દ્વારા અને કર્મયોગમાં સેવા દ્વારા સંસાર સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે.

**'એકં સાંખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ પશ્યતિ'** – પૂર્વશ્લોકના પૂર્વાર્ધમાં ભગવાને વ્યતિરેક રીતિથી કહ્યું હતું કે સાંખ્યયોગ અને કર્મયોગને સમજણ વગરના લોકો જ અલગ-અલગ ફળ આપવાવાળા કહે છે. એ જ વાતને હવે અન્વય રીતિથી કહે છે કે જે મનુષ્ય આ બન્ને સાધનોને ફળદૃષ્ટિએ એક જુએ છે, એ જ સાચા રૂપમાં જુએ છે.

આ રીતે ચોથા અને પાંચમા શ્લોકનો સાર એ છે કે ભગવાન સાંખ્યયોગ અને કર્મયોગ – બન્નેને સ્વતંત્ર સાધનો માને છે અને બન્નેનું ફળ એક જ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ માને છે. આ વાસ્તવિકતાને ન જાણવાવાળા મનુષ્યને ભગવાન સમજણ વિનાનો કહે છે અને એને જાણવાવાળાને ભગવાન યથાર્થ જાણવાવાળો (બુદ્ધિમાન) કહે છે.

## વિશેષ વાત

કોઈ પણ સાધના પૂર્ણ થતાં જીવવાની ઇચ્છા, મરવાનો ભય, મેળવવાની લાલચ અને કરવાનો રાગ – આ ચારેય સર્વથા દૂર થઈ જાય છે.

જે નિરંતર મરી રહ્યું છે અર્થાત્ જેનો નિરંતર અભાવ થઈ રહ્યો છે; તેવા શરીરમાં મરવાનો ભય નથી થઈ શકતો; અને જે નિત્યનિરંતર રહે છે, તે સ્વરૂપમાં જીવવાની ઇચ્છા નથી થઈ શકતી તો પછી જીવવાની ઇચ્છા અને મરવાનો ભય કોને થાય છે? જ્યારે સ્વરૂપ શરીરની સાથે તાદાત્મ્ય કરી લે છે, ત્યારે તેનામાં જીવવાની ઇચ્છા અને મરવાનો ભય ઉત્પન્ન થઈ જાય છે. જીવવાની ઇચ્છા અને મરવાનો ભય – આ બન્ને 'જ્ઞાનયોગ'થી (વિવેક દ્વારા) દૂર થઈ જાય છે.

મેળવવાની ઇચ્છા તેનામાં થાય છે, જેનામાં કોઈ અભાવ હોય છે. પોતાનું સ્વરૂપ ભાવરૂપ છે, તેમાં કદી અભાવ નથી થઈ શકતો, એટલા માટે સ્વરૂપમાં કદી મેળવવાની ઇચ્છા નથી હોતી. મેળવવાની ઇચ્છા ન હોવાથી તેનામાં કદી કરવાનો રાગ ઉત્પન્ન નથી થતો. પોતે ભાવરૂપ

હોવા છતાં પણ જ્યારે સ્વરૂપ અભાવરૂપ શરીરની સાથે તાદાત્મ્ય કરી લે છે, ત્યારે તેને પોતાનામાં અભાવ પ્રતીત થવા લાગે છે, જેનાથી તેનામાં મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થઈ જાય અને મેળવવાની ઇચ્છાથી કરવાનો રાગ ઉત્પન્ન થઈ જાય છે. મેળવવાની ઇચ્છા અને કરવાનો રાગ – એ બેઉ 'કર્મયોગ' દ્વારા દૂર થઈ જાય છે.

જ્ઞાનયોગ અને કર્મયોગ – આ બેઉ સાધનોમાંથી કોઈ એક સાધનની પૂર્ણતા થતાં જીવવાની ઇચ્છા, મરવાનો ભય, મેળવવાની લાલચ અને કરવાનો રાગ - એ ચારેય સર્વથા દૂર થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** સાંખ્યયોગ અને કર્મયોગ – બન્ને સાધન લૌકિક હોવાથી એક જ છે. સાંખ્યયોગમાં સાધક ચિન્મયતામાં સ્થિત થાય છે અને ચિન્મયતામાં સ્થિત થવાથી જડતાનો ત્યાગ થઈ જાય છે. કર્મયોગમાં સાધક જડતાનો ત્યાગ કરે છે અને જડતાનો ત્યાગ થવાથી ચિન્મયતામાં સ્થિત થઈ જાય છે. આ પ્રમાણે સાંખ્યયોગ અને કર્મયોગ – બન્નેય સાધનોના પરિણામમાં ચિન્મયતાની પ્રાપ્તિ અર્થાત્ ચિન્મય સ્વરૂપમાં સ્થિત થયાનો અનુભવ થઈ જાય છે.

શરીરને સંસારની સેવામાં લગાવવું એ કર્મયોગ છે અને શરીરથી પોતાને અલગ કરી લેવું એ જ્ઞાનયોગ છે. ભલે શરીરને સંસારની સેવામાં લગાવી દો, અથવા શરીરથી પોતે અલગ થઈ જાઓ - બન્નેનું પરિણામ (ફળ) એક જ હશે અર્થાત્ બંનેય સાધનોથી સંબંધ-વિચ્છેદ થઈને સ્વરૂપાનંદની પ્રાપ્તિ થઈ જશે.

અહીં ચોથા-પાંચમા શ્લોકોમાં ચોથા શ્લોકના પૂર્વાર્ધનો સંબંધ પાંચમા શ્લોકના ઉત્તરાર્ધ સાથે છે અને પાંચમા શ્લોકના પૂર્વાર્ધનો સંબંધ ચોથા શ્લોકના ઉત્તરાર્થ સાથે છે.

કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ - આ ત્રણે સાધનોમાં જ્ઞાનયોગ અને ભક્તિયોગનો પ્રચાર તો ખૂબ છે, પરંતુ કર્મયોગનો પ્રચાર બહુ ઓછો છે. ભગવાને પણ ગીતામાં કહ્યું છે કે, 'ઘણો સમય વીતી ગયો હોવાના કારણે આ કર્મયોગ આ મનુષ્યલોકમાં લુપ્તપ્રાય થઈ ગયો છે (ગીતા ૪/૨). તેથી કર્મયોગના સંબંધમાં એવી ધારણા બનેલી છે કે આ ભગવાનની પ્રાપ્તિનું સ્વતંત્ર સાધન નથી. તેથી કર્મયોગનો સાધક કાં તો જ્ઞાનયોગમાં ચાલ્યો જાય છે અથવા ભક્તિયોગમાં ચાલ્યો જાય છે. જેમ કે -

**તાવત્ કર્માણિ કુર્વીત ન નિર્વિદ્યેત યાવતા। મત્કથાશ્રવણાદૌ વા શ્રદ્ધા યાવન્ન ન જાયતે ॥**

(શ્રીમદ્‌ભા. ૧૧-૨૦-૯)

ત્યાં સુધી જ કર્મ કરવું જોઈએ, જ્યાં સુધી ભોગોથી વૈરાગ્ય ન થઈ જાય (જ્ઞાનયોગનો અધિકારી ન બની જાય) અથવા મારી લીલા-કથાના શ્રવણાદિમાં શ્રદ્ધા ન થઈ જાય (ભક્તિયોગનો અધિકારી ન બની જાય).

પરંતુ અહીં ભગવાન જ્ઞાનયોગની જેમ કર્મયોગને પણ પરમાત્મપ્રાપ્તિનું સ્વતંત્ર સાધન કહી રહ્યા છે. ઉપરોક્ત ચોથા-પાંચમા શ્લોકો સિવાય ગીતામાં અનેક સ્થળે કર્મયોગ દ્વારા સ્વતંત્રતાપૂર્વક તત્ત્વજ્ઞાન, પરમશાંતિ, મુક્તિ તથા પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થવાની વાત આવી છે; જેમ કે - **'તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ'** (૪/૩૮), **'યોગયુક્તો મુનિર્બ્રહ્મ નચિરેણાધિગચ્છતિ'** (૫/૬), **'યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે'** (૪/૨૩), **'જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુઃ પણ્ડિતં બુધાઃ'** (૪/૧૯), **'યુક્તઃ કર્મફલં ત્યક્ત્વા શાન્તિમાપ્નોતિ નૈષ્ઠિકીમ્'** (૫/૧૨).

શ્રીમદ્‌ભાગવતમાં પણ કર્મયોગને પરમાત્મપ્રાપ્તિનું સ્વતંત્ર સાધન બતાવવામાં આવ્યું છે –

**સ્વધર્મસ્થો યજન્ યજ્ઞૈરનાશીઃ કામ ઉદ્ધવ। ન યાતિ સ્વર્ગનરકૌ યદ્યન્યન્ન સમાચરેત્ ॥**

(૧૧/૨૦/૧૦)

જે સ્વધર્મમાં સ્થિત રહીને તથા ભોગોની કામનાનો ત્યાગ કરીને પોતાનાં કર્તવ્યકર્મો દ્વારા ભગવાનનું પૂજન કરે છે તથા સકામભાવપૂર્વક કોઈ કર્મ કરતો નથી, તેને સ્વર્ગ અથવા નરકમાં જવું પડતું નથી અર્થાત્ તે કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.

**અસ્મિઁલ્લોકે વર્તમાનઃ સ્વધર્મસ્થોઽનઘઃ શુચિઃ। જ્ઞાનં વિશુદ્ધમાપ્નોતિ મદ્‌ભક્તિં વા યદૃચ્છયા ॥**

(૧૧/૨૦/૧૧)

'સ્વધર્મમાં સ્થિત આ કર્મયોગી આ લોકમાં બધાં કર્તવ્યકર્મોનું આચરણ કરતો હોવા છતાં પાપ-પુણ્યથી મુક્ત થઈને પરિશ્રમ વિના જ તત્ત્વજ્ઞાનને અથવા પરમપ્રેમ (પરાભક્તિ)ને પ્રાપ્ત કરી લે છે.'

તાત્પર્ય એ થયું કે કર્મયોગ સાધકને જ્ઞાનયોગ અને ભક્તિયોગનો પણ અધિકારી બનાવી દે છે અને સ્વતંત્ર રીતે કલ્યાણ પણ કરી દે છે. બીજા શબ્દોમાં, કર્મયોગથી સાધન-જ્ઞાન અથવા સાધન-ભક્તિની પ્રાપ્તિ પણ થઈ શકે છે અને સાધ્ય-જ્ઞાન (તત્ત્વજ્ઞાન) અથવા સાધ્ય-ભક્તિ (પરમપ્રેમ અથવા પરાભક્તિ)ની પ્રાપ્તિ પણ થઈ શકે છે.



*સંબંધ – આ જ અધ્યાયના બીજા શ્લોકમાં ભગવાને 'સંન્યાસ (સાંખ્યયોગ)ની અપેક્ષાએ કર્મયોગને શ્રેષ્ઠ બતાવ્યો. હવે એ જ વાતને બીજી રીતે કહે છે.*

**સન્ન્યાસસ્તુ મહાબાહો દુઃખમાપ્તુમયોગતઃ ।**
**યોગયુક્તો મુનિર્બ્રહ્મ નચિરેણાધિગચ્છતિ ॥ ૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તુ** | = પરંતુ | **આપ્તુમ્** | = સિદ્ધ થવો | **નચિરેણ** | = વિના વિલંબે |
| **મહાબાહો** | = હે મહાબાહો! | **દુઃખમ્** | = મુશ્કેલ છે. | **બ્રહ્મ** | = પરબ્રહ્મ પરમાત્માને |
| **અયોગતઃ** | = કર્મયોગ વિના | **મુનિઃ** | = મનનશીલ | | |
| **સન્ન્યાસઃ**[1] | = સાંખ્યયોગ | **યોગયુક્તઃ** | = કર્મયોગી | **અધિગચ્છતિ** | = પ્રાપ્ત થઈ જાય છે. |

*ટીકા* – **'સંન્યાસસ્તુ મહાબાહો દુઃખમાપ્તુમયોગતઃ'** – સાંખ્યયોગની સફળતા માટે કર્મયોગનું સાધન કરવું આવશ્યક છે; કેમકે તેના વિના સાંખ્યયોગની સિદ્ધિ કઠિનતાથી થાય છે, પરંતુ કર્મયોગની સિદ્ધિ માટે સાંખ્યયોગનું સાધન કરવાની આવશ્યકતા નથી. એ જ ભાવ અહીં **'તુ'** પદથી પ્રગટ કરવામાં આવ્યો છે.

સાંખ્યયોગીનું લક્ષ્ય પરમાત્મતત્ત્વનો અનુભવ કરવાનું હોય છે. પરંતુ રાગ રહેતો હોવાથી આ સાધન દ્વારા પરમાત્મ-તત્ત્વના અનુભવની વાત તો બાજુમાં રહી આ સાધન સમજમાં આવવું પણ કઠિન છે.

રાગને દૂર કરવાનો સુગમ ઉપાય છે – કર્મયોગનું અનુષ્ઠાન કરવું. કર્મયોગમાં પ્રત્યેક ક્રિયા બીજાઓના હિતને માટે જ કરવામાં આવે છે. બીજાઓના હિતનો ભાવ હોવાથી પોતાનો રાગ આપમેળે દૂર થાય છે. એટલા માટે કર્મયોગના આચરણ દ્વારા રાગને દૂર કરીને સાંખ્યયોગનું સાધન કરવું સુગમ પડે છે. કર્મયોગનું સાધન કર્યા વિના સાંખ્યયોગ સિદ્ધ થવો કઠિન છે.

**'યોગયુક્તો મુનિર્બ્રહ્મ નચિરેણાધિગચ્છતિ'** – પોતાના નિષ્કામભાવનું અને બીજાઓના હિતનું મનન કરવાવાળા કર્મયોગીને અહીં **'મુનિઃ'** કહેવામાં આવ્યો છે.

કર્મયોગી નાની કે મોટી પ્રત્યેક ક્રિયા કરતી વેળા એ જોતો રહે છે કે મારો ભાવ નિષ્કામ છે કે સકામ? સકામભાવ આવતાં જ તે એને દૂર કરી દે છે; કેમકે સકામભાવ આવતાં જ તે ક્રિયા પોતાની અને પોતાને માટેની બની જાય છે.

બીજાઓનું હિત કેવી રીતે થાય? આ રીતે મનન કરવાથી રાગનો ત્યાગ સુગમતાથી થાય છે.

ઉપર્યુક્ત પદોથી ભગવાન કર્મયોગની વિશેષતા બતાવી રહ્યા છે કે કર્મયોગી શીઘ્ર જ પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી લે છે. પરમાત્મતત્ત્વની પ્રાપ્તિમાં વિલંબનું કારણ છે – સંસારનો રાગ. નિષ્કામભાવપૂર્વક કેવળ બીજાઓના હિતને માટે કર્મો કરતા રહેવાથી કર્મયોગીના રાગનો સર્વથા અભાવ થઈ જાય છે અને રાગનો સર્વથા અભાવ થતાં સ્વતઃસિદ્ધ પરમાત્મતત્ત્વની અનુભૂતિ થઈ જાય છે. આ જ આશયને ભગવાને ચોથા અધ્યાયના આડત્રીસમા શ્લોકમાં **'તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ'** પદોથી બતાવ્યો છે કે યોગસંસિદ્ધ થતાં જ આપોઆપ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અવશ્યમેવ થઈ જાય છે. આ સાધનમાં અન્ય સાધનની અપેક્ષા નથી. એની સિદ્ધિમાં કઠિનાઈ અને વિલંબ પણ નથી.

બીજું કારણ એ છે કે દેહધારી - દેહાભિમાની મનુષ્ય સઘળાં કર્મોનો ત્યાગ નથી કરી શકતો, પરંતુ જે કર્મફળનો ત્યાગી છે, તે ત્યાગી કહેવાય છે (અ. ૧૮/૧૧). આનાથી એ ધ્વનિ નીકળે છે કે દેહધારી કર્મોનો ત્યાગ તો નથી કરી શકતો, પરંતુ કર્મફળનો-ફળેચ્છાનો ત્યાગ તો કરી જ શકે છે. એટલા માટે કર્મયોગમાં સુગમતા છે.

કર્મયોગના મહિમામાં ભગવાન કહે છે કે કર્મયોગીને

૧. જોકે અહીં **'સંન્યાસ'** પદ **'આપ્તુમ્'** ક્રિયાનું કર્મ હોવાથી તેમાં દ્વિતીયા હોવી જોઈએ, તેમ છતાં **'તુ'** પદને નિપાત સંજ્ઞા માનીને તેનાથી કર્મ કહેવાયેલું હોવાથી **'સંન્યાસ'** પદમાં પ્રથમા થઈ છે.

તત્કાળ જ શાંતિ પ્રાપ્ત થઈ જાય છે – **'ત્યાગાચ્છાન્તિરનન્તરમ્'** (ગીતા ૧૨/૧૨). તે સંસાર બંધનથી સુખપૂર્વક મુક્ત થઈ જાય છે – **'સુખં બન્ધાત્પ્રમુચ્યતે'** (ગીતા ૫/૩). આથી કર્મયોગનું સાધન સુગમ, શીઘ્ર સિદ્ધિદાયક અને કોઈ અન્ય સાધન વિના પરમાત્મપ્રાપ્તિ કરાવવાવાળું સ્વતંત્ર સાધન છે.

—■—

***સંબંધ*** *– હવે ભગવાન કર્મયોગીનાં લક્ષણોનું વર્ણન કરે છે.*

**યોગયુક્તો વિશુદ્ધાત્મા વિજિતાત્મા જિતેન્દ્રિયઃ।**
**સર્વભૂતાત્મભૂતાત્મા કુર્વન્નપિ ન લિપ્યતે ॥૭॥**

**જિતેન્દ્રયઃ** = જેની ઇન્દ્રિયો પોતાને વશ છે, **વિશુદ્ધાત્મા** = જેનું અંતઃકરણ વિશુદ્ધ છે, **વિજિતાત્મા** = જેનું શરીર પોતાને વશ છે (અને) **સર્વભૂતાત્મ-ભૂતાત્મા** = સઘળાં પ્રાણીઓનો આત્મા જ જેનો આત્મા છે, (એવો) **યોગયુક્તઃ** = કર્મયોગી **કુર્વન્** = (કર્મ) કરતો હોવા છતાં **અપિ** = પણ (તેનાથી) **ન, લિપ્યતે** = લેપાતો નથી.

*ટીકા* – **'જિતેન્દ્રિયઃ'** – ઇન્દ્રિયો વશમાં હોવાનું તાત્પર્ય છે – ઇન્દ્રિયોનું રાગ-દ્વેષથી રહિત થવું. રાગ-દ્વેષથી રહિત થતાં ઇન્દ્રિયોમાં મનને વિચલિત કરવાની શક્તિ નથી રહેતી.[1] સાધક ઇન્દ્રિયોને પોતાના મનને અનુકૂળ ગમે ત્યાં જોડી શકે છે.

કર્મયોગના સાધકને માટે ઇન્દ્રિયો વશમાં હોવી આવશ્યક છે. એટલા માટે ભગવાન કર્મયોગના વિષયમાં ઇન્દ્રિયોને વશમાં કરવાની વાત વિશેષરૂપે કહે છે; જેમ કે – **'યસ્ત્વિન્દ્રિયાણિ મનસા નિયમ્ય'** (અ. ૩/૭); **'તસ્માત્ત્વમિન્દ્રિયાણ્યાદૌ નિયમ્ય'** (અ. ૩/૪૧); કર્મયોગીનો કર્મોની સાથે વધારે સંબંધ રહે છે; તેથી ઇન્દ્રિયો વશમાં ન હોવાથી તેના વિચલિત થવાની સંભાવના રહે છે. કર્મયોગના સાધનમાં બીજાઓના હિતને માટે સેવારૂપે કર્તવ્યકર્મો કરવાં આવશ્યક છે, જેના માટે ઇન્દ્રિયોનું વશમાં હોવું બહુ જ જરૂરી છે. ઇન્દ્રિયો વશમાં થયા વિના કર્મયોગનું સાધન થવું કઠિન છે.

**'વિશુદ્ધાત્મા'** – અંતઃકરણની મલિનતામાં કારણ છે – સાંસારિક પદાર્થોનું મહત્ત્વ. જ્યાં પદાર્થોનું મહત્ત્વ રહે છે, ત્યાં જ તેમની કામનાઓ રહે છે. સાધક નિષ્કામ ત્યારે જ થાય છે, જ્યારે તેના અંતઃકરણમાં સાંસારિક પદાર્થોનું મહત્ત્વ નથી રહેતું. જ્યાં સુધી પદાર્થોનું મહત્ત્વ છે; ત્યાં સુધી તે નિષ્કામ નથી થઈ શકતો.

એક પરમાત્મપ્રાપ્તિનો દૃઢ ઉદ્દેશ્ય હોવાથી અંતઃકરણની જેટલી ત્વરાથી અને જેવી શુદ્ધિ થાય છે, એટલી ત્વરાથી અને તેવી શુદ્ધિ બીજા કોઈ અનુષ્ઠાનથી નથી થતી. એટલા માટે કર્મયોગમાં એક ઉદ્દેશ્ય હોવાનો જેટલો મહિમા છે, એટલો કશાનો નથી.

**'વિજિતાત્મા'** – કર્મયોગમાં શરીરના સુખ અને આરામનો ત્યાગ કરવાની બહુ જરૂર છે. જો શરીરથી આળસ, પ્રમાદ થશે, તો કર્મયોગનું અનુષ્ઠાન નહિ થઈ શકે. આથી અહીં ભગવાને શરીરને વશમાં કરવાની વાત કહી છે.

**'સર્વભૂતાત્મભૂતાત્મા'** – કર્મયોગીને સઘળાં પ્રાણીઓની સાથે પોતાની એકતાનો અનુભવ થઈ જાય છે.[2] જેવી રીતે શરીરના કોઈ એક અંગમાં પ્રહાર થવાથી બીજું અંગ તેની સેવા કરવા માટે સજહભાવે, કોઈ અભિમાન વિના, કૃતજ્ઞતાની ઇચ્છા વિના આપમેળે લાગી જાય છે, એવી જ રીતે કર્મયોગી દ્વારા બીજાઓને સુખ પહોંચાડવાની ચેષ્ટા સહજભાવે, કોઈ અભિમાન કે કામના વિના, કૃતજ્ઞતાની

---

૧. **શ્રુત્વા સ્પૃષ્ટ્વા ચ દૃષ્ટ્વા ચ ભુક્ત્વા ઘ્રાત્વા ચ યો નરઃ। ન હૃષ્યતિ ગ્લાયતિ વા સ વિજ્ઞેયો જિતેન્દ્રિયઃ॥**
(મનુસ્મૃતિ ૨/૧૮)
'જે પુરુષ સાંભળીને, સ્પર્શ કરીને, જોઈને, ખાઈને અને સૂંઘીને ન તો પ્રસન્ન થાય છે અને ન ખિન્ન થાય છે, તેને જ જિતેન્દ્રિય જાણવો જોઈએ.'

૨. ચાહે પોતાના શરીરથી અસંગ થઈ જાય, ચાહે પોતાના શરીર જેવાં સઘળાં પ્રાણીઓનાં શરીરો સાથે એકતા માની લે – બેઉનું પરિણામ એક જ આવશે. જ્ઞાનયોગી પોતાના શરીરથી અસંગ થઈ જાય છે અને કર્મયોગી બધાં શરીરો સાથે પોતાના શરીરની એકતા માને છે. એકતા માનવાથી તે ઉદાર થઈ જાય છે.

ઇચ્છા વિના આપમેળે થાય છે. તે સેવા કરવાને માટે કોઈ પણ પ્રાણીને પોતાનાથી અલગ નથી સમજતો, બધાંને પોતાનાં જ અંગ માને છે.

જેવી રીતે પોતાના શરીરમાં ભિન્ન-ભિન્ન અવયવો વડે ભિન્ન-ભિન્ન વ્યવહાર થવા છતાં પણ બધા અવયવોની સાથે પોતાપણું એકસમાન જ રહે છે, એવી જ રીતે કર્મયોગી દ્વારા મર્યાદા અનુસાર સંસારમાં યથાયોગ્ય ભિન્ન-ભિન્ન વ્યવહાર થવા છતાં પણ બધાંની સાથે આત્મભાવ સમાન રહે છે.

પોતાનો રાગ દૂર કરવા માટે **'સર્વભૂતાત્મભૂતાત્મા'** થવું, અર્થાત્ બધાં પ્રાણીઓની સાથે પોતાની એકતા માનવી બહુ જ આવશ્યક છે. કર્મયોગીનો સ્વભાવ છે – ઉદારતા. સર્વભૂતાત્મભૂતાત્મા (સર્વ પ્રાણીઓનો આત્મા જ જેનો આત્મા છે) થયા વિના ઉદારતા નથી આવતી.

## વિશેષ વાત

ક્રિયા અને પદાર્થની સાથે આપણે નિરંતર નથી રહી શકતા અને તેઓ આપણી સાથે નિરંતર નથી રહી શકતાં. કારણ એ છે કે ક્રિયા અને પદાર્થમાં નિરંતર પરિવર્તન થાય છે, પરંતુ આપણામાં (સ્વરૂપમાં) કદી પરિવર્તન નથી થતું. એટલા માટે ક્રિયા અને પદાર્થ નિરંતર આપણો ત્યાગ કરી રહ્યાં છે. પણ એમનો ત્યાગ કરીને જ આપણે મુક્તિ પામી શકીએ છીએ, પરમ શાંતિ પામી શકીએ છીએ. એમની સાથે રહીને આપણે મુક્તિ અને પરમશાંતિ નથી પામી શકતાં; કેમકે એમની સાથે રહેવાનો આપણો સ્વભાવ નથી અને આપણી સાથે રહેવાનો એમનો સ્વભાવ નથી એટલા માટે ક્રિયા અને પદાર્થનો બીજાઓની સેવામાં ઉપયોગ કરવાનો છે. બીજાઓની સેવામાં ઉપયોગ કરવામાં આપણી કોઈ મહત્તા નથી, પરંતુ વાસ્તવિકતા છે. જે વાસ્તવિકતા હોય છે, તે સહજ હોય છે અર્થાત્ એમાં પરિશ્રમ અને અભિમાન નથી હોતાં. અવાસ્તવિકતામાં જ પરિશ્રમ અને અભિમાન હોય છે.

ક્રિયા અને પદાર્થ બીજાઓની સેવામાં ત્યારે જ વાપરી શકાય છે, જ્યારે આપણામાં 'ઉદારતા' આવી જાય. અહીં ધ્યાન આપવાની વાત છે કે ઉદારતા આપણું સ્વરૂપ છે.[1] એટલા માટે ઉદારતામાં ન તો ધનનો ખર્ચ કરવાની કે ન પરિશ્રમ કરવાની આવશ્યકતા છે. આવશ્યકતા કેવળ એ જ વાતની છે કે આપણે બીજાને સુખી જોઈને પ્રસન્ન થઈ જઈએ અને બીજાને દુઃખી જોઈને કરુણાર્દ્ર અને દયાળુ થઈ જઈએ. હૃદયમાં એવી કરુણા ઉત્પન્ન થઈ જાય કે એ (બીજી વ્યક્તિ) સુખી કેવી રીતે થાય? સુખીને જોઈને એવો ભાવ થઈ જાય કે બધા સુખી થઈ જાય અને દુઃખીને જોઈને એવો ભાવ થઈ જાય કે કોઈ દુઃખી ન રહે.

ભગવાને ભોગ અને સંગ્રહને સાધનામાં બાધક બતાવ્યા છે (ગીતા ૨/૪૪). સુખીને જોઈને પ્રસન્ન થવાથી ભોગ ભોગવવાની ઇચ્છા દૂર થાય છે; કેમકે ભોગ ભોગવવામાં જે સુખ મળે છે, તે સુખ આપણને બીજાઓને સુખી જોઈને સારી રીતે મળી જશે અને તેથી આપણને ભોગ ભોગવવાની આવશ્યકતા નહિ રહે. દુઃખીને જોઈને દુઃખી થવાથી સંગ્રહ કરવાની ઇચ્છા દૂર થઈ જાય છે; કેમકે પોતાનું દુઃખ દૂર કરવા માટે જે વસ્તુઓનો આપણે સંગ્રહ કરીએ છીએ અને વ્યય કરીએ છીએ, તે આપમેળે બીજાઓનું દુઃખ દૂર કરવામાં ખપ લાગશે. જેવી રીતે આપણા ઉપર કોઈ દુઃખ આવવાથી આપણે તેને દૂર કરવાની ચેષ્ટા કરીએ છીએ, તેવી જ રીતે બીજાઓને દુઃખી જોઈને પોતાની શક્તિ અનુસાર તેમનું દુઃખ દૂર કરવાની ચેષ્ટા થવા લાગશે.

પ્રસન્નતા અને કરુણામાં એક વિલક્ષણ રસ છે. તે રસ ક્રિયા અને પદાર્થ સાથે સંબંધ-વિચ્છેદ કરીને જીવને પરમાત્મસ્વરૂપ નિત્ય રસની સાથે અભિન્ન કરાવી દે છે.

**'યોગયુક્તઃ'** – જિતેન્દ્રિય, વિશુદ્ધાત્મા, વિજિતાત્મા અને સર્વભૂતાત્મભૂતાત્મા – આ ચાર પૂર્વોક્ત લક્ષણોથી યુક્ત જે કર્મયોગી છે, તેને જ અહીં **'યોગયુક્તઃ'** કહેવામાં આવ્યો છે.

સાધનામાં સહજ પ્રવૃત્તિ ન થવામાં ઉદ્દેશ્ય અને રુચિમાં ભિન્નતા કારણ છે. જ્યાં સુધી અંતઃકરણમાં સંસારનું મહત્ત્વ છે, ત્યાં સુધી ઉદ્દેશ્ય અને રુચિનો સંઘર્ષ ઘણું કરીને દૂર થતો નથી. ઉદ્દેશ્ય અવિનાશી પરમાત્માનો હોય છે અને રુચિ ઘણું કરીને નાશવંત સંસારનાં પ્રાણી, પદાર્થ, પરિસ્થિતિ વગેરેની હોય છે. ઉદ્દેશ્ય અને રુચિ અભિન્ન થઈ જતાં સાધન આપમેળે ત્વરાથી થવા લાગે છે. અહીં **'યોગયુક્તઃ'** પદ એવા કર્મયોગીને માટે આવ્યું છે, જેનો ઉદ્દેશ્ય અને રુચિ અભિન્ન થઈ ગયાં છે અર્થાત્ ઉદ્દેશ્ય અને રુચિ બન્ને એક પરમાત્માનાં જ બની ગયાં છે.

---

૧. ઉદારતા ગુણ પણ છે અને પોતાનું સ્વરૂપ પણ. આપણી પાસે જે પદાર્થો છે, તે બીજાઓની સેવામાં વપરાય એ ભાવથી તેમને બીજાઓની સેવામાં વાપરવામાં આવે, એ ઉદારતાનો 'ગુણ' છે. આપણી પાસે જે પદાર્થો છે, એ આપણા છે જ નહિ – એવું સમજીને તેમને બીજાઓની સેવામાં વાપરવામાં આવે, એ ઉદારતા આપણું 'સ્વરૂપ' છે; કેમકે એમાં પદાર્થો સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અને સ્વરૂપ જેમ છે તેમ રહી જાય છે.

ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા ફળની ઈચ્છા કિંચિત્માત્ર પણ ન રહે, ત્યારે જ કર્મયોગ થાય છે. ફળ અને ઉદ્દેશ્ય બન્ને ભિન્ન-ભિન્ન હોય છે. કર્મયોગીમાં ફળની ઈચ્છા તો રહેતી નથી, પરંતુ ઉદ્દેશ્ય અવશ્ય હોય છે. કર્મયોગીનો ઉદ્દેશ્ય સદા પરમાત્મતત્ત્વનો જ હોય છે. જે બધાને મળી શકે છે અને સદા સાથે રહે છે. જે કોઈને મળે છે અને કોઈને નથી મળતો તથા ક્યારેક રહે છે અને ક્યારેક નથી રહેતો તેવો નાશવંત પદાર્થોનો એનો ઉદ્દેશ્ય નથી હોતો. આ દૃષ્ટિથી ઉદ્દેશ્ય સદા પરમાત્મતત્ત્વનો જ હોય છે. પરમાત્મતત્ત્વ કોઈ કર્મ, અભ્યાસ વગેરેનું ફળ નથી. કારણ કે ફળ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળું હોય છે, પરંતુ પરમાત્મા નિત્ય રહે છે. ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી વસ્તુને કર્મયોગી ઈચ્છતો જ નથી; કેમકે તેવી ઈચ્છા જ પરમાત્મપ્રાપ્તિમાં વિઘ્નકર્તા છે. એકમાત્ર પરમાત્માનો જ ઉદ્દેશ્ય હોવાથી કર્મયોગીને 'યોગયુક્ત' કહેવામાં આવ્યો છે.

અહીં જેને **'યોગયુક્તઃ'** કહેવામાં આવ્યો છે, તેને જ છઠ્ઠા અધ્યાયના ચોથા શ્લોકમાં **'યોગારૂઢઃ'** કહેવામાં આવ્યો છે.

**'કુર્વન્નપિ ન લિપ્યતે'** – કર્મયોગી કર્મો કરતો હોવા છતાં પણ કર્મોથી નથી લેપાતો. કર્મોના બંધનમાં કારણ છે – કર્મો પ્રત્યેની મમતા, કર્મોના ફળની ઈચ્છા, કર્મજન્ય સુખની ઈચ્છા તથા તેનો ભોગ અને કર્તૃત્વાભિમાન.[1] સારાંશમાં કર્મો વડે કંઈક ને કંઈક મેળવવાની ઈચ્છા જ બંધનનું કારણ છે. કિંચિત્માત્ર પણ મળવવાની ઈચ્છા ન હોવાને કારણે કર્મયોગી કર્મ કરતો હોવા છતાં પણ કર્મોથી બંધાતો નથી અર્થાત્ તેનાં કર્મ અકર્મ બની જાય છે.

સાંખ્યયોગી તો **'ગુણા ગુણેષુ વર્તન્તે'** (ગીતા ૩/૨૮) 'ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે' – એવું માનીને કર્મો વડે નથી બંધાતો, પરંતુ કર્મયોગી પરહિતને માટે કર્મો કરતો હોઈને પણ કર્મો વડે બંધાતો નથી. કેવળ બીજાઓને માટે કર્મો કરવાથી તેનાં કર્મો પણ **'ગુણા ગુણેષુ વર્તન્તે'**ની જેમ જ બની જાય છે.

અહીં **'અપિ'** પદમાં એક ભાવ એ પણ છે કે કર્મયોગી કર્મો કરતી વખતે તો નિર્લેપ છે જ, કર્મો ન કરતી વખતે પણ તે નિર્લેપ છે (ગીતા અ. ૪/૧૮). તેનું કર્મ કરવા અથવા ન કરવાથી કોઈ પ્રયોજન નથી રહેતું (ગીતા - ૩/૧૮). તે સદાય અનાસક્ત રહે છે.

તાત્પર્ય એ છે કે સાંખ્યયોગી જડતાનો ત્યાગ કરીને ચિન્મયતાની સાથે પોતાની એકતા માને છે અને કર્મયોગી પોતાના કહેવાતા શરીર, મન, ઈન્દ્રિયો વગેરેની સંસારની સાથે એકતા માને છે અર્થાત્ પદાર્થ, શરીર, મન, ઈન્દ્રિયો વગેરેને અને એમની ક્રિયાઓને પોતાની નથી માનતો; પરંતુ એમને સંસારની અને સંસાર માટેની જ માને છે. કર્મયોગી જ્યારે પદાર્થ, મન, બુદ્ધિ વગેરેને અને એમની ક્રિયાઓને કેવળ સંસારની જ માને છે, તો પછી એમના દ્વારા કોઈનું હિત થઈ ગયું, કોઈને સુખ પહોંચ્યું, કોઈના ઉપર ઉપકાર થઈ ગયો વગેરે શુભ કર્મોને 'મેં કર્યાં', 'મારા દ્વારા આવું થયું' – એવું કેવી રીતે માની શકે? અર્થાત્ નથી માની શકતો. એટલા માટે તે કર્મ કરતો હોવા છતાં પણ કર્તા નથી બનતો અર્થાત્ કર્મોથી લેપાતો નથી થતો.

**પરિશિષ્ટ ભાવ :** શરીર, ઈન્દ્રિયો અને અંતઃકરણથી સંબંધ-વિચ્છેદ થવાને કારણે જ્યારે કર્મયોગીને બધાં જ પ્રાણીઓની સાથે પોતાના એકત્વનો અનુભવ થઈ જાય છે; ત્યારે કર્મ કરતાં હોવા છતાં પણ કર્તાપણું (કર્તૃત્વ) રહેતું નથી. કર્તાપણું ન રહેવાથી તેના દ્વારા થતાં કર્મો બંધનકારક થતાં નથી (ગીતા. ૮/૧૭).

—▪—

*સંબંધ – કર્મોના વિષયમાં કર્મયોગીની વાત કહીને હવે ભગવાન આગળના બે શ્લોકોમાં સાંખ્યયોગના સાધનની વાત કહે છે.*

**નૈવ કિંચિત્કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્ ।**
**પશ્યઞ્શૃણ્વન્સ્પૃશઞ્જિઘ્રન્નશ્નન્ગચ્છન્સ્વપઞ્શ્વસન્ ॥ ૮॥**

**પ્રલપન્વિસૃજન્ગૃહ્ણન્નુન્મિષન્નિમિષન્નપિ ।**
**ઈન્દ્રિયાણીન્દ્રિયાર્થેષુ વર્તન્ત ઈતિ ધારયન્ ॥ ૯॥**

---

૧. બીજા અધ્યાયના સુડતાળીસમા શ્લોકમાં કર્મયોગના સ્વરૂપનું વિવેચન કરતાં ભગવાને **'મા કર્મફલહેતુર્ભૂઃ'** પદોથી કર્મો પ્રત્યે મમતા, કર્મજન્ય સુખની ઈચ્છા તથા તેનો ભોગ અને કર્તૃત્વાભિમાન દૂર કરવાને માટે કહ્યું છે તથા **'મા ફલેષુ કદાચન'** પદોથી કર્મોનાં ફળની ઈચ્છા દૂર કરવા માટે કહ્યું છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તત્ત્વવિત્** | = તત્ત્વને જાણનારો | **વિસૃજન્** | = (મળ-મૂત્રનો) ત્યાગ કરતો, | | એટલે કે વિષયોમાં |
| **યુક્તઃ** | = સાંખ્યયોગી | | | **વર્તન્તે** | = વર્તી રહી છે'– |
| **પશ્યન્** | = જોતો, | **સ્વપન્** | = ઊંઘતો, | **ઇતિ** | = એમ |
| **શૃણ્વન્** | = સાંભળતો, | **શ્વસન્** | = શ્વાસ લેતો (તથા) | **ધારયન્** | = સમજીને |
| **સ્પૃશન્** | = સ્પર્શ કરતો, | **ઉન્મિષન્** | = આંખો ઉઘાડતો (અને) | **કિઞ્ચિત્** | = '(હું પોતે) કશું જ |
| **જિઘ્રન્** | = સૂંઘતો, | | | **એવ** | = પણ |
| **અશ્નન્** | = જમતો, | **નિમિષન્** | = મીંચતો હોવા છતાં | **ન** | = નથી |
| **ગચ્છન્** | = ચાલતો, | **અપિ** | = પણ | **કરોમિ** | = કરી રહ્યો'— |
| **ગૃહ્ણન્** | = ગ્રહણ કરતો, | **ઇન્દ્રિયાણિ** | = 'સર્વ ઇન્દ્રિયો | **ઇતિ** | = એમ |
| **પ્રલપન્** | = બોલતો, | **ઇન્દ્રિયાર્થેષુ** | = પોતપોતાના અર્થોમાં | **મન્યેત** | = માને. |

*ટીકા* – **'તત્ત્વવિત્ યુક્તઃ'** – અહીં આ પદો સાંખ્યયોગના વિવેકશીલ સાધકનાં વાચક છે, જે તત્ત્વવિદ મહાપુરુષની જેમ નિર્ભ્રાન્ત અનુભવ કરવાને માટે તત્પર રહે છે. તેનામાં એવો વિવેક જાગ્રત થઈ ગયો છે કે બધી ક્રિયાઓ પ્રકૃતિમાં જ થઈ રહી છે, તે ક્રિયાઓનો મારી સાથે કોઈ સંબંધ છે જ નહિ.

જે પોતાનામાં અર્થાત્ સ્વરૂપમાં કદી કિંચિત્માત્ર પણ કોઈ ક્રિયાના કર્તાપણાને નથી જોતો, તે **'તત્ત્વવિત્'** છે. તેનામાં નિત્યનિરંતર સ્વાભાવિક જ એ સાવધાની રહે છે કે સ્વરૂપમાં કર્તાપણું છે જ નહિ. પ્રકૃતિનાં કાર્ય શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરેની સાથે તે કદી પણ પોતાની એકતાનો સ્વીકાર નથી કરતો, એટલા માટે તેના દ્વારા થનારી ક્રિયાઓને તે પોતાની કેવી રીતે માની શકે?

વાસ્તવમાં ઉપર્યુક્ત સ્થિતિ સ્વરૂપથી બધા મનુષ્યોની છે; પરંતુ તેઓ ભૂલથી સ્વરૂપને ક્રિયાઓનો કર્તા માની લે છે (ગીતા ૩/૨૭). પરમાત્માની જે શક્તિ વડે સમષ્ટિ સંસારની ક્રિયાઓ થઈ રહી છે, તે શક્તિ વડે વ્યષ્ટિ શરીરની ક્રિયાઓ પણ થઈ રહી છે, પરંતુ સમષ્ટિનો જ અલ્પ અંશ વ્યષ્ટિની સાથે પોતાનો સંબંધ માની લેવાને કારણે મનુષ્ય વ્યષ્ટિની કેટલીક ક્રિયાઓને પોતાની ક્રિયાઓ માનવા લાગી જાય છે. આ માન્યતાને હઠાવવાને માટે જ ભગવાન કહે છે કે સાધક પોતાને કદી કર્તા ન માને. જ્યાં સુધી કોઈ પણ અંશે કર્તાપણાની માન્યતા છે, ત્યાં સુધી તે સાધક કહેવાય છે. જ્યારે પોતાનામાં કર્તાપણાની માન્યતાનો સર્વથા અભાવ થઈને પોતાના સ્વરૂપનો અનુભવ થઈ જાય છે, ત્યારે તે તત્ત્વવિદ મહાપુરુષ કહેવાય છે. જેવી રીતે સ્વપ્નમાંથી જાગતાં મનુષ્યનો સ્વપ્ન સાથે બિલકુલ સંબંધ નથી રહેતો, એવી જ રીતે તત્ત્વવિદ મહાપુરુષનો શરીર વગેરેથી થવાવાળી ક્રિયાઓ સાથે બિલકુલ સંબંધ (કર્તાપણું) નથી રહેતો.

અહીં **'તત્ત્વવિત્'** એ જ છે, જે પ્રકૃતિ અને પુરુષના વિભાગને અર્થાત્ ગુણ અને ક્રિયા સમગ્ર પ્રકૃતિમાં છે, પ્રકૃતિથી અતીત તત્ત્વમાં ગુણ અને ક્રિયા નથી – એને સારી રીતે જાણે છે. પ્રકૃતિથી અતીત નિર્વિકાર તત્ત્વ તો બધાનું પ્રકાશક અને આધાર છે. બધાનું પ્રકાશક હોવા છતાં પણ તે પ્રકાશ્યની (શરીર-સંસારની) અંતર્ગત ઓતપ્રોત છે. પ્રકાશ્ય (શરીર વગેરે)માં ભળી ગયેલ હોવા છતાં પણ પ્રકાશક એ પ્રકાશક જ છે અને પ્રકાશ્ય એ પ્રકાશ્ય જ છે. એવી જ રીતે એ બધાનો આધાર હોવા છતાં પણ બધાના (આધેયના) કણ-કણમાં વ્યાપ્ત છે. પરંતુ તે કદી આધેય (આધાર આપવા લાયક) નથી બનતું. કારણ કે જે પ્રકાશક અને આધાર છે, તેનામાં કરવાનું અને બનવાનું નથી હોતું. કરવા અને હોવારૂપી પરિવર્તન તો પ્રકાશ્ય અથવા આધેયમાં જ છે. આ રીતે પ્રકાશક અને પ્રકાશ્ય, આધાર અને આધેયના ભેદ (વિભાગ)ને જે યોગ્ય રીતે જાણે છે, તે જ 'તત્ત્વવિદ' છે. આ જ પ્રકૃતિ (ક્ષેત્ર) અને પુરુષ (ક્ષેત્રજ્ઞ)ના વિભાગને જાણવાની વાત ભગવાને અગાઉ બીજા અધ્યાયના સોળમા શ્લોકમાં અને આગળ સાતમા અધ્યાયના ચોથા-પાંચમા તથા તેરમા અધ્યાયના બીજા, ઓગણીસમા, ત્રેવીસમા અને ચોત્રીસમા શ્લોકમાં કહી છે.

**'પશ્યઞ્શૃણ્વન્સ્પૃશન્...ઉન્મિષન્નિમિષન્નપિ'** – અહીં જોવું, સાંભળવું, સ્પર્શ કરવો, સૂંઘવું અને ખાવું – એ પાંચેય ક્રિયાઓ (ક્રમશઃ નેત્ર, શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ અને રસના – આ પાંચ) જ્ઞાનેન્દ્રિયોની છે. ચાલવું, ગ્રહણ કરવું, બોલવું અને મળ-મૂત્રનો ત્યાગ કરવો – એ ચારેય ક્રિયાઓ (ક્રમશઃ પગ, હાથ, વાણી, ઉપસ્થ અને ગુદા – આ પાંચ) કર્મેન્દ્રિયોની છે.[1]

૧. અહીં પાંચેય કર્મેન્દ્રિયોની ક્રિયાઓનું વર્ણન ચાર ક્રિયાઓની અંતર્ગત કરવામાં આવ્યું છે અર્થાત્ **'વિસૃજન્'** ક્રિયાની અંતર્ગત જ ઉપસ્થ અને ગુદાની ક્રિયાઓનું વર્ણન કરવામાં આવ્યું છે.

સૂવું – આ એક ક્રિયા અંતઃકરણની છે. શ્વાસ લેવો – આ એક ક્રિયા પ્રાણની, અને આંખો ખોલવી તથા મીંચવી – આ બે ક્રિયાઓ 'કૂર્મ' નામના ઉપપ્રાણની છે.

ઉપર્યુક્ત તેર ક્રિયાઓ આપીને ભગવાને જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, અંતઃકરણ, પ્રાણ અને ઉપપ્રાણ વડે થવાવાની સઘળી ક્રિયાઓનો ઉલ્લેખ કરી દીધો છે. તાત્પર્ય એ છે કે સઘળી ક્રિયાઓ પ્રકૃતિનાં કાર્ય શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરેના દ્વારા જ થાય છે, પોતાના દ્વારા નહિ. બીજો એક ભાવ આ પણ પ્રતીત થાય છે કે સાંખ્યયોગી દ્વારા વર્ણ, આશ્રમ, સ્વભાવ, પરિસ્થિતિ વગેરેના અનુસાર શાસ્ત્રવિહિત શરીરનિર્વાહની ક્રિયાઓ, ખાન, પાન, વેપાર કરવો, ઉપદેશ આપવો, લખવું, વાંચવું, સાંભળવું, વિચારવું વગેરે ક્રિયાઓ ન થતી હોય – એવી વાત નથી. તેના દ્વારા આ બધી ક્રિયાઓ થઈ શકે છે.

મનુષ્ય પોતાને એ જ ક્રિયાઓનો કર્તા માને છે, જેમને તે જાણીને અર્થાત્ મન-બુદ્ધિપૂર્વક કરે છે; જેમ કે વાંચવું, લખવું, વિચારવું, જોવું, ભોજન કરવું વગેરે. પરંતુ અનેક ક્રિયાઓ એવી હોય છે, જેનો મનુષ્ય કર્તા નથી; જેમ કે – શ્વાસનું આવવું-જવું, આંખોનું ખૂલવું અને બંધ થવું વગેરે. પછી આ ક્રિયાઓનો કર્તા પોતાને ન માનવાની વાત આ શ્લોકમાં કેવી રીતે કહેવામાં આવી? એનો ઉત્તર એ છે કે સામાન્ય રૂપે શ્વાસોનું આવવું-જવું વગેરે ક્રિયાઓ સ્વાભાવિક થવાવાળી છે; પરંતુ પ્રાણાયામ વગેરેમાં મનુષ્ય શ્વાસ લેવા વગેરે ક્રિયાઓનો કર્તા રહે છે. એવી જ રીતે આંખોને ખોલવી અને બંધ કરવી પણ ક્રિયા રૂપે થાય છે. એટલા માટે એ ક્રિયાઓનો કર્તા પણ પોતાને ન માનવાને માટે કહેવામાં આવ્યું છે. બીજી વાત જેવી રીતે મનુષ્ય **'શ્વસન્ ઉન્મિષન્ નિમિષન્'** (શ્વાસ લેવો, આંખોને ખોલવી અને મીંચવી) – એ ક્રિયાઓને સ્વાભાવિક માનીને તેમાં પોતાનું કર્તાપણું નથી માનતો, એવી જ રીતે અન્ય ક્રિયાઓને પણ સ્વાભાવિક માનીને તેમનામાં પોતાનું કર્તાપણું માનવું જોઈએ નહિ.

અહીં **'પશ્યન્'** વગેરે જે તેર ક્રિયાઓ બતાવી છે, તેમનું કોઈ આધાર વિના થવું સંભવિત નથી. એ ક્રિયાઓ જેની આશ્રિત હોય છે અર્થાત્ એ ક્રિયાઓનો જે આધાર છે, તેમાં કદી કોઈ ક્રિયા થતી નથી. એવી જ રીતે પ્રકાશિત થવાવાળી એ સઘળી ક્રિયાઓ કોઈ પ્રકાશ વિના સિદ્ધ થઈ શકતી નથી. જે પ્રકાશ વડે એ ક્રિયાઓ પ્રકાશિત થાય છે, જે પ્રકાશની અંતર્ગત હોય છે, તે પ્રકાશમાં કદી કોઈ ક્રિયા થઈ નથી, થતી નથી, થશે નહિ, થઈ શકતી નથી અને થવી સંભવિત પણ નથી. એવું તે તત્ત્વ સહુનો આધાર, પ્રકાશક અને પોતે પ્રકાશસ્વરૂપ છે. તે બધામાં રહેતું હોવા છતાં પણ કંઈ નથી કરતું. એ તત્ત્વની તરફ લક્ષ્ય કરાવવાનું જ ઉપર્યુક્ત તેર ક્રિયાઓનું તાત્પર્ય છે.

**'ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેષુ વર્તન્ત ઇતિ ધારયન્'** – જ્યારે સ્વરૂપમાં કર્તાપણું છે જ નહિ, ત્યારે ક્રિયાઓ કેવી રીતે અને કોના દ્વારા થઈ રહી છે? – એ પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાન ઉપર્યુક્ત પદોમાં કહે છે કે સઘળી ક્રિયાઓ ઇન્દ્રિયો દ્વારા ઇન્દ્રિયોના વિષયોમાં જ થઈ રહી છે. અહીં ભગવાનનું તાત્પર્ય ઇન્દ્રિયોમાં કર્તૃત્વ બતાવવામાં નથી, પરંતુ સ્વરૂપને કર્તૃત્વરહિત (નિર્લેપ) બતાવવામાં છે.

જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, અંતઃકરણ, પ્રાણ, ઉપપ્રાણ વગેરે સહુને અહીં **'ઇન્દ્રિયાણિ'** પદની અંતર્ગત લેવામાં આવ્યાં છે. ઇન્દ્રિયોના પાંચ વિષયો છે – શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ. આ વિષયોમાં જ ઇન્દ્રિયોનો વ્યવહાર થાય છે. સઘળી ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયો પ્રકૃતિનું કાર્ય છે. એટલા માટે ઇન્દ્રિયો દ્વારા થવાવાળી સઘળી ક્રિયાઓ પ્રકૃતિમાં જ થઈ રહી છે –

(૧) **'પ્રકૃતેઃ' ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ** (ગીતા ૩/૨૭). (૨) **'પ્રકૃત્યૈવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ'** (ગીતા ૧૩/૨૯).

ગુણોનું કાર્ય હોવાથી ઇન્દ્રિયો અને તેમના વિષયોને 'ગુણ' જ કહેવામાં આવે છે. આથી ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે – **'ગુણા ગુણેષુ વર્તન્તે'** (ગીતા ૩/૨૮). ગુણો સિવાય બીજો કોઈ કર્તા નથી – **'નાન્યં ગુણેભ્યઃ કર્તારં યદા દ્રષ્ટાનુપશ્યતિ'** (ગીતા ૧૪/૧૯). તાત્પર્ય એ છે કે ક્રિયામાત્રને ચાહે પ્રકૃતિથી થવાવાળી કહો, ચાહે પ્રકૃતિના કાર્ય ગુણો દ્વારા થવાવાળી કહો, ચાહે ઇન્દ્રિયો દ્વારા થવાવાળી કહો, વાસ્તવમાં એક જ વાત છે.

ક્રિયાનું તાત્પર્ય છે – પરિવર્તન. પરિવર્તનરૂપી ક્રિયા પ્રકૃતિમાં જ થાય છે. સ્વરૂપમાં પરિવર્તનરૂપી ક્રિયા લેશમાત્ર પણ નથી. કારણ કે પ્રકૃતિ નિરંતર ક્રિયાશીલ છે અને સ્વરૂપ કર્તાપણાથી રહિત છે. પ્રકૃતિ કદી નિષ્ક્રિય થઈ શકતી નથી અને સ્વરૂપમાં કદી ક્રિયા થઈ શકતી નથી. ક્રિયામાત્ર પ્રકાશ્ય છે અને સ્વરૂપ પ્રકાશક છે.

**'નૈવ કિંચિત્કરોમીતિ મન્યેત'** – અહીં 'હું (સ્વરૂપથી) કર્તા નથી' – એનું તાત્પર્ય એ નથી કે હું (સ્વરૂપ) પહેલાં કર્તા હતો. સ્વરૂપમાં કર્તાપણું ન તો વર્તમાનમાં છે, ન ભૂતકાળમાં હતું અને ન ભવિષ્યમાં પણ થશે. ક્રિયામાત્ર પ્રકૃતિમાં જ થઈ રહી છે, કેમકે પ્રકૃતિ સદા ક્રિયાશીલ છે અને પુરુષ અર્થાત્ ચેતનતત્ત્વ સદા ક્રિયારહિત છે. જ્યારે ચેતન અનાદિ ભૂલથી પ્રકૃતિના કાર્યની સાથે તાદાત્મ્ય કરી

લે છે, ત્યારે તે પ્રકૃતિની ક્રિયાઓને પોતાની ક્રિયાઓ માનવા લાગે છે અને તે ક્રિયાઓનો કર્તા પોતે બની જાય છે (ગીતા ૩/૨૭).

જેવી રીતે, એક મનુષ્ય ચાલતી રેલગાડીના ડબ્બામાં બેઠો છે, ચાલી નથી રહ્યો; પરંતુ રેલગાડીના ચાલવાને કારણે તેના ચાલ્યા વિના જ ચાલવાનું થઈ જાય છે. રેલગાડીમાં ચઢવાને કારણે હવે તે સ્થિર થઈ શકતો નથી. એવી જ રીતે ક્રિયાશીલ પ્રકૃતિના કાર્યરૂપી સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – કોઈ પણ શરીરની સાથે જ્યારે પોતે પોતાનો સંબંધ જોડી લે છે, ત્યારે પોતે કર્મ ન કરતો હોવા છતાં એ શરીરોથી થવાવાળી ક્રિયાઓનો કર્તા બન્યા વિના રહી શકતો નથી.

સાંખ્યયોગી શરીર, ઇન્દ્રિયો, અંતઃકરણ વગેરેની સાથે કદી પોતાનો સંબંધ નથી માનતો, એટલા માટે તે કર્મોના કર્તાપણાનો પોતાનામાં કદી અનુભવ નથી કરતો (ગીતા ૫/૧૩). જેવી રીતે શરીરનું બાળકમાંથી યુવાન થવું, વાળનું કાળામાંથી સફેદ થવું, ખાધેલા અન્નનું પચવું, શરીરનું બળવાન કે નિર્બળ થવું વગેરે ક્રિયાઓ સ્વાભાવિક (પોતાની મેળે) થાય છે, એવી જ રીતે બીજી સઘળી ક્રિયાઓને પણ સાંખ્યયોગી સ્વાભાવિક થવાવાળી હોવાનો અનુભવ કરે છે. તાત્પર્ય એ છે કે તે પોતાને કોઈ પણ ક્રિયાનો કર્તા હોવાનો અનુભવ કરતો નથી.

ગીતામાં પોતાને કર્તા માનવાવાળાની નિંદા કરવામાં આવી છે (અ. ૩/૨૭). એ જ રીતે શુદ્ધ સ્વરૂપને કર્તા માનવાવાળાને મલિન અંતઃકરણવાળો અને દુર્મતિ કહેવામાં આવ્યો છે (અ. ૧૮/૧૬). પરંતુ સ્વરૂપને અકર્તા માનવાવાળાની પ્રશંસા કરવામાં આવી છે (અ. ૧૩/૨૯).

**'એવ'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે સાધક કદી કિંચિત્માત્ર પણ પોતાનામાં કર્તાપણાની માન્યતા ન કરે અર્થાત્ કદી કોઈ પણ અંશે પોતાને કોઈ કર્મનો કર્તા ન માને. આ રીતે જ્યારે પોતાનામાં કર્તાપણાનો ભાવ નથી રહેતો, ત્યારે તેના દ્વારા થવાવાળાં કર્મોની સંજ્ઞા 'કર્મ' નથી રહેતી, પરંતુ 'ક્રિયા' રહે છે. તેને 'ચેષ્ટામાત્ર' કહેવામાં આવે છે. આ જ ઉદ્દેશ્યથી ત્રીજા અધ્યાયના તેત્રીસમા શ્લોકમાં જ્ઞાની મહાપુરુષ દ્વારા થવાવાળી ક્રિયાને **'ચેષ્ટતે'** પદથી કહેવામાં આવી છે.

અહીં **'એવ'** પદ આપવાનું બીજું તાત્પર્ય એ છે કે સ્વયંનું શરીરની સાથે તાદાત્મ્ય થવા છતાં પણ, શરીરની સાથે કેટલુંય ભળી જવા છતાં પણ અને પોતાને 'હું કર્તા છું' એવું માની લેવા છતાં પણ સ્વયંમાં કદી કર્તૃત્વ આવતું જ નથી અને ન કદી આવી પણ શકે છે. પરંતુ પ્રકૃતિની સાથે તાદાત્મ્ય કરીને એ પોતે પોતાનામાં કર્તૃત્વ માની લે છે; કેમકે એનામાં માનવા અને ન માનવાનું સામર્થ્ય છે ને સ્વતંત્રતા છે, એટલા માટે એ પોતાને કર્તા પણ માની લે છે અને જ્યારે તે પોતાના તરફ જુએ છે તો અકર્તાપણું પણ એના અનુભવમાં આવે છે. આ બન્ને વાતો (પોતાનામાં કર્તૃત્વ માનવું અને ન માનવું) હોવા છતાં પણ પોતાનામાં કદી કર્તૃત્વ આવતું જ નથી. તેરમા અધ્યાયના એકત્રીસમા શ્લોકમાં ભગવાને કહ્યું છે – શરીરમાં રહેતો હોવા છતાં પણ તે ન કરે છે અને ન લિપ્ત પણ થાય છે. ભોક્તા તો પ્રકૃતિમાં રહેલો પુરુષ જ બને છે (ગીતા ૧૩/૨૧). ગુણોનો – ક્રિયાફળનો ભોક્તા બનવા છતાં પણ તે વાસ્તવમાં પોતાના સ્વરૂપથી કદી ચ્યુત નથી થતો; પરંતુ પોતાના સ્વરૂપની તરફ દૃષ્ટિ ન રહેવાથી પોતાનામાં લિપ્તતાનો ભાવ પેદા થાય છે.

જોકે પુરુષ પોતે સ્વરૂપથી નિર્લિપ્ત છે, તેનામાં ભોક્તાપણું છે નહિ, હોઈ શકતું નથી, તોપણ સુખ-દુઃખનો ભોક્તા તો પોતે પુરુષ (ચેતન) જ બને છે અર્થાત્ સુખી-દુઃખી તો પોતે પુરુષ (ચેતન) જ થાય છે, જડ નહિ; કેમકે જડમાં સુખી-દુઃખી થવાની શક્તિ અને યોગ્યતા નથી. તો પછી પુરુષમાં ભોક્તાપણું છે જ નહિ અને સુખ-દુઃખનો ભોક્તા પુરુષ જ બને છે – એ બન્ને વાતો કેવી રીતે? ભોગની વેળા જે ભોગાકાર – સુખ-દુઃખાકાર વૃત્તિ બને છે, તે તો પ્રકૃતિની હોય છે અને પ્રકૃતિમાં જ હોય છે. પરંતુ તે વૃત્તિની સાથે તાદાત્મ્ય હોવાથી સુખી-દુઃખી થવાનું અર્થાત્ 'હું સુખી છું', 'હું દુઃખી છું' – એવી માન્યતા પોતાનામાં પુરુષ પોતે જ કરે છે. કારણ કે પુરુષના વિના એવું માનવું નથી થતું અર્થાત્ એવું માનવું પુરુષમાં જ થઈ શકે છે, જડમાં નહિ; આ દૃષ્ટિએ પુરુષને ભોક્તા કહેવામાં આવ્યો છે. સુખી-દુઃખી થવું સ્વયંમાં માનવા છતાં પણ અર્થાત્ સુખની વેળા સુખી અને દુઃખની વેળા દુઃખી – એવી માન્યતા પોતાનામાં કરવા છતાં પણ પુરુષ પોતે પોતાના સ્વરૂપથી નિર્લિપ્ત અને સુખ-દુઃખનો પ્રકાશકમાત્ર જ રહે છે; એ દૃષ્ટિએ પુરુષમાં ભોક્તાપણું નથી અને હોઈ શકતું જ નથી. કારણ કે એકદેશીયપણાથી ભોક્તાપણું થાય છે અને એકદેશીયપણું અહંકારથી થાય છે. અહંકાર પ્રકૃતિનું કાર્ય છે અને પ્રકૃતિ જડ છે; આથી તેનું કાર્ય પણ જડ જ હોય છે અર્થાત્ ભોક્તાપણું પણ જડ જ હોય છે. એટલા માટે ભોક્તાપણું પુરુષ (ચેતન)માં નથી. જો આ પુરુષ સુખને સમયે સુખી અને દુઃખના સમયે દુઃખી થાત તો એનું સ્વરૂપ પરિવર્તનશીલ જ હોત; કેમકે સુખનો પણ આરંભ અને અંત હોય છે તથા દુઃખનો પણ આરંભ અને

અંત હોય છે. એવી જ રીતે આ પુરુષ પણ આરંભ અને અંતવાળો થઈ જાત, કે જે સર્વથા અનુચિત છે. કારણ કે ગીતાએ એને અક્ષર, અવ્યય અને નિર્લિપ્ત કહ્યો છે અને તત્ત્વજ્ઞ પુરુષોએ એનું સ્વરૂપ ચોક્કસ અને એકરૂપ માન્યું છે. જો આ પુરુષને સુખને સમયે સુખી અને દુઃખને સમયે દુઃખી થવાવાળો જ માનીએ, તો પછી પુરુષ સદા એકરસ અને એકરૂપ રહે છે – એવું કેવી રીતે કહી શકીએ છીએ?

## વિશેષ વાત

ત્રીજા અધ્યાયના સત્તાવીસમા શ્લોકમાં **'અહંકાર-વિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે'** – આમાં આવેલા **'મન્યતે'** પદથી જે વાત આવી હતી, તેનો જ નિષેધ અહીં **'નૈવ કિઞ્ચિત્કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્'** – આમાં આવેલા **'મન્યેત'** પદથી કરવામાં આવ્યો છે. **'મન્યેત'** પદનો અર્થ માનવું એવો નથી, પરંતુ અનુભવ કરવો એવો છે; કેમકે સ્વરૂપમાં ક્રિયા નથી – એ અનુભવ છે, માન્યતા નથી. કર્મ કરતી વેળા અથવા ન કરતી વેળા – બેઉ અવસ્થાઓમાં સ્વરૂપમાં અકર્તાપણું જેમ છે તેમ છે. એટલા માટે તત્ત્વવિદ પુરુષ એ અનુભવ કરે છે કે કર્મ કરતી વેળા પણ હું એ જ હતો અને કર્મ ન કરતી વેળા પણ હું એ જ રહ્યો; આથી કર્મ કરવા અથવા ન કરવાથી પોતાના સ્વરૂપ (પોતાની સત્તા)માં શું ફરક પડ્યો? અર્થાત્ સ્વરૂપ તો અકર્તા જ રહ્યું. આ રીતે પ્રકૃતિના પરિવર્તનનું જ્ઞાન (અનુભવ) તો બધાને થાય છે, પરંતુ પોતાના સ્વરૂપના પરિવર્તનનું જ્ઞાન કોઈને નથી થતું. સ્વરૂપ સઘળી ક્રિયાઓનું નિર્લિપ્ત રૂપે આશ્રય, આધાર અને પ્રકાશક છે. તેમાં કદી કિંચિત્‌માત્ર પણ પરિવર્તનની સંભાવના નથી.

સ્વરૂપમાં કદી અભાવ નથી હોતો. જ્યારે તે પ્રકૃતિની સાથે રાગથી તાદાત્મ્ય માની લે છે, ત્યારે તેને પોતાનામાં અભાવ પ્રતીત થવા લાગે છે. એ અભાવની પૂર્તિને માટે તે પદાર્થોની કામના કરવા લાગી જાય છે. કામનાની પૂર્તિને માટે તેનામાં કર્તાપણું આવી જાય છે; કેમકે કામના થયા વિના સ્વરૂપમાં કર્તાપણું નથી આવતું.

પ્રકૃતિ સાથે સંબંધ વિના પોતે કોઈ ક્રિયા નથી કરી શકતો. કારણ કે જે કરણોથી કર્મો થાય છે, તે કરણો પ્રકૃતિનાં જ છે. કર્તા કરણને આધીન હોય છે. જેવી રીતે ગમે તેટલો યોગ્ય સોની કેમ ન હોય, પરંતુ તે એરણ, હથોડો વગેરે ઓજારો વિના કાર્ય નથી કરી શકતો, તેવી જ રીતે કર્તા કરણો વિના કોઈ ક્રિયા નથી કરી શકતો. આ રીતે યોગ્યતા, સામર્થ્ય અને કરણ – એ ત્રણે પ્રકૃતિમાં જ છે અને પ્રકૃતિના સંબંધથી જ પોતાનામાં પ્રતીત થાય છે. આ ત્રણે ઘટે-વધે છે અને સ્વરૂપ સદા જેવું છે તેવું રહે છે. આથી એમનો સ્વરૂપ સાથે સંબંધ છે જ નહિ.

કર્તાપણું પ્રકૃતિના સંબંધથી છે, એટલા માટે પોતાને કર્તા માનવો એ પરધર્મ છે. સ્વરૂપમાં કર્તાપણું નથી, એટલા માટે પોતાને અકર્તા માનવો એ સ્વધર્મ છે. જેવી રીતે બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણપણા (હું બ્રાહ્મણ છું – એ)માં નિરંતર સ્થિત રહે છે, એવી જ રીતે તત્ત્વવિદ પોતાના અકર્તાપણા (સ્વધર્મ)માં નિરંતર સ્થિત રહે છે – આ જ **'નૈવ કિંચિત્કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્'** પદોનો ભાવ છે.

**પરિશિષ્ટ ભાવ :** વિવેકશીલ જ્ઞાનયોગી પ્રથમ જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, અંતઃકરણ તથા પ્રાણોથી થનારી ક્રિયાઓને કરતો હોવા છતાં પણ 'હું પોતે કશું જ કરતો નથી.' - એવું માને છે, પછી તેને એવો અનુભવ થઈ જાય છે. ખરેખર ચિન્મય સત્તામાત્રમાં, ન કરવું છે, ન થવું છે! સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરમાં થનારી સંપૂર્ણ ક્રિયાઓ પ્રકૃતિમાં જ થાય છે, સ્વયંમાં નહીં. તેથી સ્વયંનો કોઈ પણ ક્રિયા સાથે કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી.

અવિવેકપૂર્વક અહમ્‌ને પોતાનું સ્વરૂપ માનવાથી જે **'અહંકારવિમૂઢાત્મા'** થઈ ગયો હતો (ગીતા ૩/૨૭), તે જ વિવેકપૂર્વક પોતાને અહમ્‌થી અલગ અનુભવવાથી **'તત્ત્વવિત્** બની જાય છે અર્થાત્ તેમાં કર્તૃત્વ રહેતું નથી. તે નિરંતર ચિન્મય તત્ત્વમાં જ સ્થિત રહે છે.

અહંકારથી મોહિત થઈને ભૂલથી પોતે પોતાને કર્તા માની લીધો, તેથી તે કર્મોથી તથા તેના ફળથી બંધાઈ ગયો અને ચોરાસી લાખ યોનિયોમાં ચાલ્યો ગયો. હવે જો તે પોતાને અહમ્‌થી અલગ માને અને પોતાને કર્તા ન માને અર્થાત્ સ્વયં ખરેખર જેવો છે, તેવો જ પોતાને અનુભવે તો તેના મુક્ત (તત્ત્વવિત્) થવામાં આશ્ચર્ય જ શું છે? મતલબ કે જે અસત્ય છે, તે પણ જ્યારે સત્ય માની લેવાથી સત્ય દેખાવા લાગ્યું તો પછી જે વાસ્તવમાં સત્ય છે, તેને માની લેવાથી તે તેવું જ દેખાવા લાગે તો તેમાં આશ્ચર્ય શું છે?

વાસ્તવમાં સ્વયં જ્યારે પોતાને કર્તા-ભોક્તા માને છે, ત્યારે પણ તે કર્તા-ભોક્તા નથી - **'શરીરસ્થોઽપિ કૌન્તેય**

**ન કરોતિ ન લિપ્યતે'** (ગીતા ૧૩/૩૧). કારણ કે પોતાનું સ્વરૂપ સત્તામાત્ર છે. સત્તામાં (અસ્તિત્વમાં) અહમ્ નથી અને અહમ્‌ની સત્તા (અસ્તિત્વ) નથી. તેથી 'હું કર્તા છું' – આ માન્યતા ગમે તેટલી દઢ હોય, છે તો ભૂલ જ!' ભૂલને ભૂલ માનવાથી જ ભૂલ રહેતી નથી - એ નિયમ છે. કોઈ ગુફામાં સેંકડો વર્ષોથી અંધકાર હોય તો પ્રકાશ થતાં જ તે તરત જ નાશ પામે છે, તેના નાશ થવામાં અનેક વર્ષો કે મહિના લાગતા નથી. તેથી સાધક દઢતાપૂર્વક એવું માની લે કે 'હું કર્તા નથી' - પછી આ ખોટી માન્યતા તેની માન્યતાના રૂપમાં રહેશે નહીં, બલ્કે અનુભવમાં રૂપાંતરિત થઈ જશે.

જડ-ચેતનનું તાદાત્મ્ય થવાથી 'હું'નો પ્રયોગ જડ (તાદાત્મ્યરૂપ અહમ્)ના માટે પણ થાય છે અને ચેતન (સ્વરૂપ)ને માટે પણ થાય છે. જેમ કે 'હું કર્તા છું' – 'એમાં દૃષ્ટિ જડ તરફ છે અને 'હું કર્તા નથી' – એમાં (જડનો નિષેધ થવાથી) દૃષ્ટિ ચેતન તરફ છે. જેની દૃષ્ટિ જડ તરફ છે અર્થાત્ જે અહમ્‌ને પોતાનું સ્વરૂપ માને છે તે **'અહંકાર - વિમૂઢાત્મા'** છે અને જેની દૃષ્ટિ ચેતન (અહંકારરહિત સ્વરૂપ) તરફ છે તે **'તત્ત્વવિત્'** છે.

જ્યારે સાધક વર્તમાનમાં 'હું પોતે કશું જ કરતો નથી' - આ પ્રમાણે પોતાને અકર્તા અનુભવ કરવાની ચેષ્ટા કરે છે, ત્યારે તેની સામે એક મોટી સમસ્યા આવે છે. જ્યારે તેને ભૂતકાળમાં કરેલાં સારાં કર્મોની યાદ આવે છે, ત્યારે તે પ્રસન્ન થઈ જાય છે કે મેં બહુ સુંદર કામ કર્યું, બહુ સારું કર્યું! અને જ્યારે તેને નિષિદ્ધ કર્મોની યાદ આવે છે, ત્યારે તે દુઃખી થઈ જાય છે કે મેં ઘણું ખરાબ કામ કર્યું, મોટી ભૂલ કરી. આ પ્રમાણે ભૂતકાળમાં કરેલાં કર્મોના સંસ્કાર તેને સુખી-દુઃખી કરે છે. આ સંદર્ભમાં એક માર્મિક વાત છે. સ્વરૂપને ન તો કર્તાપણું વર્તમાનમાં છે, ન ભૂતકાળમાં હતું અને ન ભવિષ્યમાં થશે. તેથી સાધકે એ જોવું જોઈએ કે, જેમ વર્તમાનમાં પોતે અકર્તા છે, એવી જ રીતે ભૂતકાળમાં પણ સ્વયં અકર્તા જ હતો. કારણ કે વર્તમાન જ ભૂતકાળમાં ગયો છે. સ્વરૂપ સત્તામાત્ર છે અને સત્તામાત્રમાં કોઈ કર્મ કરવું શક્ય જ નથી. કર્મ માત્ર અહંકારથી મોહિત અંતઃકરણવાળા અજ્ઞાની મનુષ્ય દ્વારા જ થાય છે (ગીતા ૩/૨૭). સાધકને ભૂતકાળમાં કરેલાં કર્મોની યાદ આવવાથી જે સુખ-દુઃખ થાય છે, ચિંતા થાય છે, એ પણ વાસ્તવમાં અહંકારને કારણે જ થાય છે. વર્તમાનમાં અહંકારવિમૂઢાત્મા થઈને અર્થાત્ અહંકારની સાથે પોતાનો સંબંધ માનીને જ સાધક સુખી-દુઃખી થાય છે. સ્થૂળ દૃષ્ટિથી જોઈએ તો જેમ અત્યારે ભૂતકાળનો અભાવ છે એવી જ રીતે ભૂતકાળમાં કરેલાં કર્મોનો પણ અત્યારે પ્રત્યક્ષ અભાવ છે. સૂક્ષ્મ દૃષ્ટિએ જોઈએ તો જેમ ભૂતકાળમાં વર્તમાનનો અભાવ હતો, એવી જ રીતે ભૂતકાળનો પણ અભાવ હતો. એવી જ રીતે વર્તમાનમાં જેમ ભૂતકાળનો અભાવ છે. તેવી જ રીતે વર્તમાનનો પણ અભાવ છે, પરંતુ સત્તાનો નિત્ય-નિરંતર ભાવ છે. મતલબ કે, સત્તામાત્રમાં ભૂત-ભવિષ્ય અને વર્તમાન ત્રણેનો જ સર્વથા અભાવ છે. સત્તા કાલાતીત છે. તેથી તે કોઈ પણ કાળમાં કર્તા નથી. તે કાલાતીત અને અવસ્થાતીત સત્તામાં કોઈ કાળવિશેષ અને અવસ્થાવિશેષને લઈને કર્તૃત્વ તથા ભોક્તૃત્વનો આરોપ કરવો એ અજ્ઞાન છે, તેથી ભૂતકાળમાં કરવામાં આવેલાં કર્મોની સ્મૃતિ અહંકારવિમૂઢાત્માની સ્મૃતિ છે, તત્ત્વવિત્‌ની નથી.

**'નૈવ કિઞ્ચિત કરોમિ'**નું તાત્પર્ય છે કે ક્રિયા નથી પરંતુ સત્તા છે. તેથી સાધકની દૃષ્ટિ સત્તા પર જ રહેવી જોઈએ. તે સત્તા ચિન્મય હોવાથી જ્ઞાનસ્વરૂપ છે અને નિર્વિકાર હોવાથી આનંદસ્વરૂપ છે. આ આનંદ અખંડ, શાંત અને એકરસ છે.

શરીર સાથે તાદાત્મ્ય હોવાના કારણે પ્રત્યેક ક્રિયામાં પોતાનું પ્રાધાન્ય રહે છે કે હું જોઉં છું, હું સાંભળું છું વગેરે. ક્રિયા તો થાય છે શરીરમાં, પરંતુ માનીએ છીએ પોતાની. સ્વયંમાં કોઈ ક્રિયા નથી, તે કરવા અને ન કરવા - બન્નેથી પર છે (ગીતા ૩/૧૮). તેથી શરીર દ્વારા ક્રિયા થવા છતાં સત્તામાત્ર અને સ્વરૂપ પર દૃષ્ટિ રહેવી જોઈએ કે હું કંઈ પણ કરતો નથી.



*સંબંધ – સાતમા શ્લોકમાં કર્મયોગીની અને આઠમા-નવમા શ્લોકમાં સાંખ્યયોગીની કર્મો સાથે નિર્લિપ્તતા બતાવીને હવે ભગવાન ભક્તિયોગીની કર્મોની નિર્લિપ્તતા બતાવે છે.*

**બ્રહ્મણ્યાધાય કર્માણિ સઙ્ગં ત્યક્ત્વા કરોતિ યઃ।**
**લિપ્યતે ન સ પાપેન પદ્મપત્રમિવામ્ભસા ॥૧૦॥**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **યઃ** | = જે (ભક્તિયોગી) | **સઙ્ગમ્** | = આસક્તિને | **પદ્મપત્રમ્** | = કમળના પાંદડાની |
| **કર્માણિ** | = બધાં કર્મોને | **ત્યક્ત્વા** | = છોડીને | | |
| **બ્રહ્મણિ** | = પરમાત્મામાં | **કરોતિ** | = (કર્મ) કરે છે, | **ઇવ** | = પેઠે |
| **આધાય** | = અર્પીને (તેમજ) | **સઃ** | = એ માણસ | **પાપેન** | = પાપથી |
| | | **અમ્ભસા** | = જળથી | **ન, લિપ્યતે** | = લેપાતો નથી. |

*ટીકા* — **'બ્રહ્મણ્યાધાય કર્માણિ'** — શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરે બધાં ભગવાનનાં જ છે, પોતાનાં છે જ નહિ; આથી એમના દ્વારા થવાવાળી ક્રિયાઓને જે ભક્તિયોગી છે, તે પોતાની કેવી રીતે માની શકે છે? એટલા માટે તેનો એ ભાવ રહે છે કે સઘળી ક્રિયાઓ ભગવાન દ્વારા જ થઈ રહી છે અને ભગવાનને માટે જ થઈ રહી છે, હું તો નિમિત્તમાત્ર છું.

ભગવાન જ પોતાની (મારી) ઇન્દ્રિયો દ્વારા પોતે જ સઘળી ક્રિયાઓ કરે છે — આ વાતને સારી રીતે દૃઢ કરીને સઘળી ક્રિયાઓના કર્તા ભગવાન જ છે એવું માનવું એ જ ઉપર્યુક્ત પદોનો અર્થ છે.

શરીર વગેરે વસ્તુઓ પોતાની છે જ નહિ, પરંતુ મળેલી છે અને વિખૂટી થઈ રહી છે. એ કેવળ ભગવાનના સંબંધથી, ભગવત્પ્રીત્યર્થે બીજાઓની સેવા કરવા માટે મળી છે. એ વસ્તુઓ ઉપર આપણો સ્વતંત્ર અધિકાર નથી અર્થાત્ એમને પોતાની ઇચ્છા અનુસાર ન તો રાખી શકીએ છીએ, ન બદલી શકીએ છીએ અને ન મૃત્યુ પછી સાથે પણ લઈ જઈ શકીએ છીએ. એટલા માટે આ શરીર વગેરેને તથા એમના વડે થવાવાળી ક્રિયાઓને પોતાની માનવી એ ઇમાનદારી નથી. આથી મનુષ્યે ઇમાનદારી સાથે જેની એ વસ્તુઓ છે, તેની અર્થાત્ ભગવાનની જ છે એવું માની લેવું જોઈએ.

સઘળી ક્રિયાઓ અને પદાર્થોને કર્મયોગી 'સંસાર'ને, જ્ઞાનયોગી 'પ્રકૃતિ'ને અને ભક્તિયોગી 'ભગવાન'ને અર્પણ કરે છે. પ્રકૃતિ અને સંસાર બન્નેના સ્વામી ભગવાન જ છે. આથી ક્રિયાઓ અને પદાર્થો ભગવાનને અર્પણ કરવા એ જ શ્રેષ્ઠ છે.

**'સઙ્ગં ત્યક્ત્વા કરોતિ યઃ'** — કોઈ પણ પ્રાણી, પદાર્થ, શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ, ક્રિયા વગેરેમાં કિંચિત્માત્ર પણ રાગ, ખેંચાણ, આકર્ષણ, જોડાણ, મહત્ત્વ, મમતા, કામના વગેરેનું ન રહેવું એને જ આસક્તિનો સર્વથા ત્યાગ કરવો કહે છે.

શાસ્ત્રીય દૃષ્ટિએ જન્મમરણનું કારણ 'અજ્ઞાન' હોવા છતાં પણ સાધના માર્ગમાં 'રાગ' જ જન્મમરણનું મુખ્ય કારણ છે — **'કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા ૧૩/૨૧). રાગ પર જ અજ્ઞાન ટકેલું છે, એટલા માટે રાગ દૂર થતાં અજ્ઞાન પણ દૂર થઈ જાય છે. આ રાગ અથવા આસક્તિથી જ કામના પેદા થાય છે — **'સઙ્ગાત્સંજાયતે કામઃ'** (ગીતા ૨/૬૨). કામના જ સઘળાં પાપોની જડ છે (ગીતા ૩/૩૭). એટલા માટે અહીં પાપોના મૂળ કારણ આસક્તિનો ત્યાગ કરવાની વાત આવી છે; કેમકે તેની હયાતીમાં મનુષ્ય પાપોથી બચી શકતો નથી, અને તે ન રહે તો મનુષ્ય પાપોથી લિપ્ત થતો નથી.

કોઈ પણ ક્રિયા કરતી વખતે ક્રિયાજન્ય સુખ લેવાથી તથા તેના ફળમાં આસક્ત રહેવાથી તે ક્રિયાનો સંબંધ છૂટતો નથી, બલ્કે છૂટવાની અપેક્ષાએ વધારે વધે છે. કોઈ પણ નાની કે મોટી ક્રિયાના ફળના રૂપમાં કોઈ વસ્તુ ઇચ્છવી એ જ આસક્તિ નથી, પરંતુ ક્રિયા કરતી વખતે પણ પોતાનામાં મોટાઈનું ને સારાપણાનું આરોપણ કરવું અને બીજાઓ દ્વારા સારા કહેવડાવવાનો ભાવ રાખવો એ પણ આસક્તિ જ છે. એટલા માટે પોતાને માટે કંઈ પણ નથી કરવાનું. જે કર્મ વડે પોતાને માટે કોઈ પ્રકારનું કિંચિત્માત્ર પણ સુખ મેળવવાની ઇચ્છા થાય, તે કર્મ પોતાને માટેનું બની જાય છે. પોતાનાં સુખસગવડ અને સન્માનની ઇચ્છાનો સર્વથા ત્યાગ કરીને કર્મ કરવું એ જ ઉપર્યુક્ત પદોનો અભિપ્રાય છે.

**'લિપ્યતે ન સ પાપેન પદ્મપત્રમિવામ્ભસા'** — ભક્તિયોગી સંસારમાં રહીને બધાં જ કર્મો ભગવદ્-પ્રીત્યર્થે કરતો રહે તો તે કર્મ - બંધનની લેપાતો નથી, આ કેટલી વિશેષ વાત છે! જેવી રીતે કમળપત્ર જળમાં ઉત્પન્ન થઈને અને જળમાં રહીને પણ નિર્લિપ્ત રહે છે, એવી જ રીતે ભક્તિયોગી સંસારમાં રહીને સઘળી ક્રિયાઓ કરવા છતાં પણ ભગવાનની સન્મુખ હોવાને કારણે સંસારમાં સર્વદા-સર્વથા નિર્લિપ્ત રહે છે.

ભગવાનથી વિમુખ થઈને સંસારની કામના કરવી એ જ બધાં પાપોનું મુખ્ય કારણ છે. કામના આસક્તિથી ઉત્પન્ન થાય છે. આસક્તિનો સર્વથા અભાવ થવાથી કામના રહી

શકતી નથી, અને તેથી પાપ થવાની સંભાવના જ નથી રહેતી.

ધુમાડાથી અગ્નિની જેમ બધાં જ કર્મો કોઈક ને કોઈક દોષથી યુક્ત હોય છે (ગીતા ૧૮/૪૮). પરંતુ જેણે આશા, કામના અને આસક્તિનો ત્યાગ કરી દીધો છે, તેને એ દોષો સ્પર્શ નથી કરતા. આસક્તિરહિત થઈને ભગવદર્થે કર્મો કરવાના પ્રભાવથી સઘળાં સંચિત પાપો વિલીન થઈ જાય છે (ગીતા ૯/૨૭-૨૮). આથી ભક્તિયોગીને કોઈ રીતે પણ પાપ સ્પર્શી નથી શકતું.

અહીં **'પાપેન'** પદ કર્મોથી થવાવાળાં એ પાપ-પુણ્ય રૂપી ફળનું વાચક છે, જે આગામી જન્મારંભનું કારણ બને છે. ભક્તિયોગી એ પાપ-પુણ્યરૂપી ફળથી કદી લિપ્ત નથી થતો અર્થાત્ બંધાતો નથી. એ જ વાતને નવમા અધ્યાયના અઠ્ઠાવીસમા શ્લોકમાં **'શુભાશુભફલૈરેવં મોક્ષ્યસે કર્મબન્ધનૈઃ'** પદોથી કહેવામાં આવી છે.

**પરિશિષ્ટ ભાવ :** અહીં સગુણ ઈશ્વરને 'બ્રહ્મ' કહેવાનું તાત્પર્ય છે કે ઈશ્વર સગુણ, નિર્ગુણ, સાકાર, નિરાકાર બધું જ છે; કારણ કે તે સમગ્ર છે. સમગ્રમાં બધું આવી જાય છે (ગીતા ૭/૨૯-૩૦). શ્રીમદ્ભાગવતમાં પણ બ્રહ્મ (નિર્ગુણ-નિરાકાર). પરમાત્મા (સગુણ-નિરાકાર) અને ભગવાન (સગુણ-સાકાર) - ત્રણેને એક બતાવ્યા છે.[1] તાત્પર્ય એ થયું કે, 'સગુણ'ની અંતર્ગત બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન - આ ત્રણે આવી જાય છે, પરંતુ 'નિર્ગુણ'ની અંતર્ગત માત્ર બ્રહ્મ જ આવે છે; કારણ કે નિર્ગુણમાં ગુણોનો નિષેધ છે. તેથી નિર્ગુણ સીમિત છે અને સગુણ સમગ્ર છે.

વૈષ્ણવો સગુણ-સાકાર ભગવાનના ઉત્સવને 'બ્રહ્મોત્સવ' નામ આપે છે. અર્જુને પણ ભગવાન શ્રીકૃષ્ણને બ્રહ્મ કહ્યા છે - **'પરં બ્રહ્મ પરં ધામ પવિત્રં પરમં ભવાન્'** (ગીતા ૧૦/૧૨). ગીતામાં બ્રહ્મનાં ત્રણ નામ બતાવવામાં આવ્યાં છે – 'ૐ', 'તત્' અને 'સત્' (૧૭/૨૩). નામ-નામીનો સંબંધ હોવાથી આ પણ સગુણ જ થયાં.



*સંબંધ – હવે ભગવાન કર્મયોગીની કર્મ કરવાની શૈલી બતાવે છે.*

**કાયેન મનસા બુદ્ધ્યા કેવલૈરિન્દ્રિયૈરપિ ।**
**યોગિનઃ કર્મ કુર્વન્તિ સઙ્ગં ત્યક્ત્વાત્મશુદ્ધયે ॥ ૧૧ ॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યોગિનઃ** | = કર્મયોગી | **ઈન્દ્રિયૈઃ** | = ઈન્દ્રિયો, | **આત્મશુદ્ધયે** | = અન્તઃકરણની શુદ્ધિ માટે |
| **સઙ્ગમ્** | = આસક્તિ | **કાયેન** | = શરીર, | | |
| **ત્યક્ત્વા** | = ત્યજીને | **મનસા** | = મન (અને) | **અપિ** | = જ |
| **કેવલૈઃ** | = કેવળ (મમત્વભાવ રાખ્યા વિના) | | | **કર્મ** | = કર્મ |
| | | **બુદ્ધ્યા** | = બુદ્ધિ દ્વારા | **કુર્વન્તિ** | = કરે છે. |

*ટીકા* – **'યોગિનઃ'** – અહીં **'યોગિનઃ'** પદ કર્મયોગીને માટે આવ્યું છે. જે યોગીઓ ભગવદર્પણબુદ્ધિથી કર્મો કરે છે, તેઓ ભક્તિયોગી કહેવાય છે. પરંતુ જે યોગીઓ કેવળ સંસારની સેવાને માટે નિષ્કામભાવપૂર્વક કર્મો કરે છે, તેઓ કર્મયોગી કહેવાય છે. કર્મયોગી પોતાના કહેવાતા શરીર, ઈન્દ્રિયો, મન વગેરેથી કર્મો કરતો હોવા છતાં પણ તેમને પોતાનાં નથી માનતો, પરંતુ સંસારનાં જ માને છે. કારણ કે શરીર વગેરેની સંસારની સાથે એકતા છે.

**'કાયેન મનસા બુદ્ધ્યા કેવલૈરિન્દ્રિયૈરપિ'** – જેમને સાધારણ મનુષ્યો પોતાનાં માને છે, તે શરીર, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ વાસ્તવમાં કોઈ પણ દૃષ્ટિએ પોતાનાં નથી, બલ્કે આપણને મળેલાં છે અને વિખૂટાં પડવાવાળાં છે. એમને પોતાનાં માનવાં એ સર્વથા ભૂલ છે. એ શરીર, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ બધાંની સંસાર સાથે સ્વતઃસિદ્ધ એકતા છે.

વિચારપૂર્વક જોવામાં આવે તો શરીર વગેરે પદાર્થો કોઈ પણ દૃષ્ટિએ પોતાના નથી. માલિકની દૃષ્ટિએ જોઈએ તો એ ભગવાનનાં છે, કારણની દૃષ્ટિએ જોઈએ તો એ પ્રકૃતિનાં છે અને કાર્યની દૃષ્ટિએ જોઈએ તો એ સંસારનાં (સંસારથી અભિન્ન) છે. આ રીતે કોઈ પણ દૃષ્ટિએ એમને પોતાનાં માનવાં, તે બધાંમાં મમતા રાખવી એ ભૂલ છે. મમતાને સર્વથા દૂર કરવાને માટે જ અહીં **'કેવલૈઃ'** પદ પ્રયોજાયેલું છે.

અહીં **'કેવલૈઃ'** પદ બહુવચન હોવાથી ઈન્દ્રિયોનું જ

---

૧. વદન્તિ તત્તત્ત્વવિદસ્તત્ત્વં યજ્જ્ઞાનમદ્વયમ્ । બ્રહ્મેતિ પરમાત્મેતિ ભગવાનિતિ શબ્દ્યતે ॥ (શ્રીમદ્ભા. ૧/૨/૧૧)

વિશેષણ છે; પરંતુ ઇન્દ્રિયોથી જ મમતા હઠાવવાને માટે કહેવામાં આવે, શરીર-મન-બુદ્ધિથી નહિ — એ સંભવ નથી. શરીર વગેરેનો સંબંધ સમષ્ટિ સંસારની સાથે છે. વ્યષ્ટિ કદી સમષ્ટિથી અલગ નથી થઈ શકતી. એટલા માટે વ્યષ્ટિ (શરીર વગેરે) સાથે સંબંધ જોડતાં સમષ્ટિ (સંસાર) સાથે આપમેળે સંબંધ જોડાઈ જાય છે. જેવી રીતે છોકરી સાથે લગ્ન થતાં અર્થાત્ સંબંધ જોડતાં સાસુ, સસરા વગેરે સાસરીના બધા સંબંધીઓ સાથે આપોઆપ સંબંધ જોડાઈ જાય છે, એવી જ રીતે સંસારની કોઈ પણ વસ્તુ (શરીર વગેરે) સાથે સંબંધ જોડાતાં અર્થાત્ તેને પોતાની માનતાં સમસ્ત સંસાર સાથે આપોઆપ સંબંધ જોડાઈ જાય છે. આથી અહીં **'કેવલૈ'** પદ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ બધામાંથી સાધકને મમતા હઠાવવાની પ્રેરણા આપે છે.[1]

વાસ્તવમાં કર્તાનું પોતે નિર્મમ થવું એ જ આવશ્યક છે. જો કર્તા પોતે નિર્મમ હોય તો શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે બધી જગાએથી મમતા સર્વથા દૂર થઈ જાય છે. કારણ કે વાસ્તવમાં શરીર, ઇન્દ્રિયો વગેરે સ્વરૂપથી સર્વથા ભિન્ન છે; આથી એમનામાં મમતા કેવળ માનેલી છે, વાસ્તવમાં છે નહિ.

કર્મયોગની સાધનામાં ફળની ઇચ્છાનો ત્યાગ મુખ્ય છે (ગીતા ૫/૧૨). સાધારણ લોકો ફળપ્રાપ્તિને માટે કર્મ કરે છે, પરંતુ કર્મયોગી ફળની આસક્તિને દૂર કરવા માટે કર્મ કરે છે. પરંતુ જે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરેને પોતાનાં માનતો રહે છે, તે ફળની ઇચ્છાનો ત્યાગ કરી જ નથી શકતો.[2] કારણ કે એનો એવો ભાવ રહે છે કે શરીર વગેરે પોતાનાં છે તો એમના દ્વારા કરવામાં આવેલાં કર્મોનું ફળ પણ આપણને મળવું જોઈએ. આ રીતે શરીર વગેરેને પોતાનાં માનવાથી આપમેળે ફળની ઇચ્છા ઉત્પન્ન થાય છે. એટલા માટે ફળની ઇચ્છાને દૂર કરવા માટે શરીર વગેરેને કદી પણ પોતાનાં ન માનવાં એ અત્યંત આવશ્યક છે.

**'કેવલૈઃ'** પદનું તાત્પર્ય એ છે કે જેવી રીતે વરસાદ વરસે અને તેનાથી લોકોનું હિત થાય; પરંતુ તેના પોતાનામાં એવો ભાવ નથી હોતો કે હું વરસું છું અને આ મારી વર્ષા છે, જેનાથી બીજાઓનું હિત થશે તથા બીજાઓને સુખ થશે. એવી જ રીતે ઇન્દ્રિયો વગેરે દ્વારા થવાવાળા લોકહિતમાં પણ પોતાપણું જણાવવા ના દેવું. પરંતુ શરીર, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો દ્વારા કોઈનું મનગમતું થઈ ગયું, — એ ક્રિયાઓને લીધે જો પોતાના મનમાં ખુશી થતી હોય તો મન, બુદ્ધિ વગેરેમાં અકર્તાભાવ ન રહ્યો, બલ્કે એમની સાથે સંબંધ જોડાઈ ગયો, મમતા થઈ ગઈ.

**'સઙ્ગં ત્યક્ત્વાત્મશુદ્ધયે'** — [અગાઉ દસમા શ્લોકમાં પણ **'સઙ્ગં ત્યક્ત્વા'** પદો આવ્યાં છે; આથી એમની વ્યાખ્યા ત્યાં જ જોવી જોઈએ.]

સાધારણ રીતે મળ, વિક્ષેપ અને આવરણ-દોષ દૂર થાય તેને અંતઃકરણની શુદ્ધિ માનવામાં આવે છે. પરંતુ વાસ્તવમાં અંતઃકરણની શુદ્ધિ છે — શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ સાથેની મમતાનું સર્વથા દૂર થઈ જવું. શરીર વગેરે કદી નથી કહેતાં કે અમે તમારા છીએ અને તમે અમારા છો. આપણે જ એમને પોતાનાં માની લઈએ છીએ. એમને પોતાનાં માનવાં એ જ અશુદ્ધિ છે — **'મમતા મલ જરિ જાઇ'** (માનસ ૭/૧૧૭ ક). આથી શરીર વગેરે પ્રત્યે અહંતા-મમતાપૂર્વક માનવામાં આવેલા સંબંધનો સર્વથા અભાવ એ જ આત્મશુદ્ધિ છે.

આ શ્લોકમાં આવેલા **'કેવલૈઃ'** પદ દ્વારા શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિને પોતાનાં ન માનવાની વાત આવી છે અર્થાત્ ત્યાં **'કેવલૈઃ'** પદમાં પોતાપણું હઠાવવાનો ઉદ્દેશ્ય છે અને અહીં **'આત્મશુદ્ધયે'** પદમાં પોતાપણું સર્વથા હઠવાની વાત આવી છે. તાત્પર્ય એ છે કે અંતઃકરણની શુદ્ધિને માટે (પોતાપણું સર્વથા હઠાવવાના ઉદ્દેશ્યથી) શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિને પોતાનાં ન માનવા છતાં પણ તેઓમાં સૂક્ષ્મ પોતાપણું રહી જાય છે. એ સૂક્ષ્મ પોતાપણાનું સર્વથા દૂર થવું એ જ આત્મશુદ્ધિ અર્થાત્ અંતઃકરણની શુદ્ધિ છે.

અહંતામાં પણ મમતા રહે છે. મમતા સર્વથા દૂર થઈ જતાં જ્યારે અહંતામાં પણ મમતા નથી રહેતી, ત્યારે બધી રીતે શુદ્ધિ થઈ જાય છે.

**'કર્મ કુર્વન્તિ'** — શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિમાં જે સૂક્ષ્મ પોતાપણું રહી જાય છે, એને સર્વથા દૂર કરવા માટે કર્મયોગીઓ કર્મો કરે છે.

જ્યાં સુધી મનુષ્ય કર્મ કરતી વેળા પોતાને માટે કોઈ પ્રકારનું સુખ ઇચ્છે છે અર્થાત્ કોઈ ફળની ઇચ્છા રાખે છે

---

૧. અહીં **'અર્થવશાદ્ વિભક્તિપરિણામઃ'**ના પ્રમાણે **'કેવલૈઃ'** પદની વિભક્તિનું પરિણામ કરી દેવું જોઈએ અર્થાત્ **'કેવલેન કાયેન'**, **'કેવલેન મનસા'**, **'કેવલયા બુદ્ધ્યા'** — આ રીતે વિભક્તિને બદલી લેવી જોઈએ.

૨. જો મનુષ્ય ફળની ઇચ્છા ન કરે, તોપણ શરીર વગેરેને પોતાનાં માનવાથી તે કર્મફળનો હેતુ બની જ જાય છે, જેનો ભગવાને નિષેધ કર્યો છે — **'મા કર્મફલહેતુર્ભૂઃ'** (ગીતા ૨/૪૭).

અને શરીર, ઇન્દ્રિયો, મન વગેરે કર્મસામગ્રીને પોતાની માને છે, ત્યાં સુધી તે કર્મબંધનથી મુક્ત નથી થઈ શકતો. એટલા માટે કર્મયોગી ફળની ઇચ્છાનો ત્યાગ કરીને અને કર્મસામગ્રીને પોતાની ન માનીને કેવળ બીજાઓના હિતને માટે કર્મ કરે છે. કારણ કે યોગારૂઢ થવાની ઇચ્છાવાળા મનનશીલ યોગીને માટે (બીજાઓના હિતને માટે) કર્મો કરવાં એ જ સાધના કહેવામાં આવે છે – **'આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે'** (ગીતા ૬/૩). આ રીતે બીજાઓના હિતને માટે તે જેમ-જેમ કર્મો કરે છે, તેમ-તેમ જ મમતા-આસક્તિ દૂર થતી જાય છે અને અંતઃકરણની શુદ્ધિ થતી જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** મમતા-આસક્તિ છોડ્યા વિના અંતઃકરણ શુદ્ધ થતું નથી. મમતા જ મૂળ અશુદ્ધિ છે. તેથી રામાયણમાં આવ્યું છે – **'મમતા મલ જરિ જાઈ'** (માનસ, ઉત્તર. ૧૧૭ ક). ભગવાને પણ અહીં **'કેવલૈઃ'** પદથી અંતઃકરણની સાથે મમતા ન રાખવાની વાત કહી છે. શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિમાં મમતાનો સંપૂર્ણ અભાવ થઈ જવો જ અંતઃકરણની શુદ્ધિ છે, તેથી અંતઃકરણની મમતા (પોતાપણું) સંપૂર્ણપણે મિટાવવાના ઉદ્દેશથી કર્મયોગી અનાસક્ત ભાવથી કર્મ કરે છે. તેઓ પોતાના માટે કોઈ કર્મ કરતા નથી. કારણ કે મમતા રાખવાથી કર્મ થાય છે, 'કર્મયોગ' નથી થતો. પોતાના માટે કોઈ કર્મ ન કરવાથી કર્મયોગીની ગતિ સ્વરૂપ તરફ હોય છે.

કર્મયોગી પહેલાં મમતારહિત થવાના ઉદ્દેશથી કર્મ કરે છે, પછી તેનો ઉદ્દેશ સિદ્ધ થઈ જાય છે.



***સંબંધ*** *– હવે ભગવાન આગળના શ્લોકમાં અન્વય અને વ્યતિરેક રીતિથી કર્મયોગના મહિમાનું વર્ણન કરે છે.*

**યુક્તઃ કર્મફલં ત્યક્ત્વા શાન્તિમાપ્નોતિ નૈષ્ઠિકીમ્ ।**
**અયુક્તઃ કામકારેણ ફલે સક્તો નિબધ્યતે ॥ ૧૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યુક્તઃ** | = કર્મયોગી | **શાન્તિમ્** | = શાંતિ | **કામકારેણ** | = કામનાને કારણે |
| **કર્મફલમ્** | = કર્મોના ફળને | **આપ્નોતિ** | = પ્રાપ્ત કરે છે. (પરંતુ) | **ફલે** | = ફળમાં |
| **ત્યક્ત્વા** | = ત્યજીને | | | **સક્તઃ** | = આસક્ત થઈને |
| **નૈષ્ઠિકીમ્** | = નૈષ્ઠિકી | **અયુક્તઃ** | = સકામ માણસ | **નિબધ્યતે** | = બંધાય છે. |

***ટીકા*** – **'યુક્તઃ'** – આ પદનો અર્થ પ્રસંગ અનુસાર લેવામાં આવે છે; જેમ કે – આ જ અધ્યાયના આઠમા શ્લોકમાં પોતાને અકર્તા માનવાવાળા સાંખ્યયોગી માટે **'યુક્તઃ'** પદ આવ્યું છે, એવી જ રીતે અહીં કર્મફળનો ત્યાગ કરવાવાળા કર્મયોગીને માટે **'યુક્તઃ'** પદ આવ્યું છે.

જેમનો ઉદ્દેશ્ય 'સમતા' છે, તે બધા પુરુષો યુક્ત અર્થાત્ યોગી છે. અહીં કર્મયોગીનો વિષય ચાલી રહ્યો છે, એટલા માટે અહીં **'યુક્તઃ'** પદ એવા કર્મયોગીને માટે આવ્યું છે, જેની બુદ્ધિ એક નિશ્ચયવાળી હોવાથી જેનામાં સાંસારિક કામનાઓનો અભાવ થઈ ગયો છે.

**'કર્મફલં ત્યક્ત્વા'** – અહીં કર્મફળનો ત્યાગ કરવાનું તાત્પર્ય ફળની ઇચ્છા, આસક્તિનો ત્યાગ કરવો એમ છે; કેમકે વાસ્તવમાં ત્યાગ કર્મફળનો નહિ, પરંતુ કર્મફળની ઇચ્છાનો હોય છે. કર્મફળની ઇચ્છાનો ત્યાગ કરવાનો અર્થ છે – કોઈ પણ કર્મ અને કર્મફળથી પોતાને માટે કદી કિંચિત્માત્ર પણ કોઈ પ્રકારનું સુખ લેવાની ઇચ્છા ન રાખવી. કર્મ કરવાથી એક તો તાત્કાલિક ફળ (સુખ) મળે છે અને બીજું પરિણામમાં ફળ મળે છે – આ બન્નેય ફળોની ઇચ્છાનો ત્યાગ કરવાનો છે. પોતાનું કંઈ જ નથી, પોતાને માટે કંઈ નથી કરવાનું અને પોતાને કંઈ નહિ જોઈએ – આ રીતે કર્તા સર્વથા નિષ્કામ થઈ જતાં કર્મફળની ઇચ્છાનો ત્યાગ થઈ જાય છે.

સંચિતકર્મો અનુસાર પ્રારબ્ધ બને છે, પ્રારબ્ધ અનુસાર મનુષ્યનો જન્મ થાય છે અને મનુષ્યજન્મમાં નવાં કર્મો થવાથી નવા કર્મસંસ્કાર સંચિત થાય છે. પરંતુ કર્મફળની આસક્તિનો ત્યાગ કરીને કર્મો કરવાથી કર્મો શેકેલા બીજની જેમ સંસ્કાર ઉત્પન્ન કરવામાં અસમર્થ બની જાય છે અને તેમની સંજ્ઞા 'અકર્મ' થઈ જાય છે (ગીતા ૪/૨૦). વર્તમાનમાં નિષ્કામભાવપૂર્વક કરેલાં કર્મોના પ્રભાવથી તેના પુરાણા કર્મસંસ્કારો (સંચિતકર્મો) પણ સમાપ્ત થઈ જાય છે (ગીતા ૪/૨૩). આ રીતે તેના પુનર્જન્મનું કારણ જ સમાપ્ત થઈ જાય છે.

કર્મફળ ચાર પ્રકારનાં થાય છે –

(૧) **દૃષ્ટ કર્મફળ** – વર્તમાનમાં કરવામાં આવતાં નવાં

કર્મોનું ફળ, જે તત્કાળ પ્રત્યક્ષ મળતું દેખાય છે; જેમ કે – ભોજન કરવાથી તૃપ્તિ થવી વગેરે.

(૨) **અદૃષ્ટ કર્મફળ** – વર્તમાનમાં કરવામાં આવતાં નવાં કર્મોનું ફળ, જે અત્યારે તો સંચિતરૂપે સંગૃહીત થાય છે, પરંતુ ભવિષ્યમાં આ લોક અને પરલોકમાં અનુકૂળતા કે પ્રતિકૂળતાના રૂપે મળશે.

(૩) **પ્રાપ્ત કર્મફળ** – પ્રારબ્ધ અનુસાર વર્તમાનમાં મળેલાં શરીર, જાતિ, વર્ણ, ધન, સંપત્તિ, અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિ વગેરે.

(૪) **અપ્રાપ્ત કર્મફળ** – પ્રારબ્ધકર્મના ફળ રૂપે જે અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિ ભવિષ્યમાં મળવાવાળી છે.

ઉપર્યુક્ત ચાર પ્રકારનાં કર્મફળમાં દૃષ્ટ અને અદૃષ્ટ કર્મફળ 'ક્રિયમાણ-કર્મ'ને આધીન છે તથા પ્રાપ્ત અને અપ્રાપ્ત કર્મફળ 'પ્રારબ્ધકર્મ'ને આધીન છે. કર્મફળનો ત્યાગ કરવાનો અર્થ છે – દૃષ્ટ કર્મફળનો આગ્રહ ન રાખવો તથા મળવાથી પ્રસન્ન કે અપ્રસન્ન ન થવું; અદૃષ્ટ કર્મફળની આશા ન રાખવી; પ્રાપ્ત કર્મફળમાં મમતા ન કરવી તથા મળવાથી સુખી કે દુઃખી ન થવું અને અપ્રાપ્ત કર્મફળની કામના ન કરવી કે 'મારું દુઃખ દૂર થઈ જાય અને સુખ મળી જાય.'

સાધારણ મનુષ્ય કોઈક ને કોઈક કામનાને લીધે જ કર્મોનો આરંભ કરે છે અને કર્મોની સમાપ્તિ સુધી એ કામનાનું ચિંતન કરતો રહે છે. જેવી રીતે વેપારી ધનની ઈચ્છાથી વેપારનો આરંભ કરે, તો તેની વૃત્તિઓ ધનના લાભ અને હાનિ તરફ જ રહે છે કે, લાભ થાય, હાનિ ન થાય. ધનનો લાભ થતાં તે પ્રસન્ન થાય છે અને હાનિ થતાં દુઃખી થાય છે. એ જ રીતે બધા મનુષ્યો સ્ત્રી, પુત્ર, ધન, માન, મોટાઈ વગેરે કંઈક ને કંઈક અનુકૂળ ફળની ઈચ્છા રાખીને જ કર્મો કરે છે. પરંતુ કર્મયોગી ફળની ઈચ્છાનો ત્યાગ કરીને કર્મો કરે છે.

અહીં સ્વાભાવિક પ્રશ્ન એ છે કે જો કોઈ ઈચ્છા જ ન હોય તો કર્મ કરવાં જ શા માટે? એના ઉત્તરમાં સહુથી પહેલી વાત એ છે કે કોઈ પણ મનુષ્ય કોઈ પણ અવસ્થામાં કર્મોનો સર્વથા ત્યાગ કરી શકતો નથી. (ગીતા ૩/૫). જો એવું માની પણ લેવામાં આવે કે મનુષ્ય મોટે ભાગે કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરી શકે છે, તોપણ મનુષ્યના હૈયામાં જ્યાં સુધી સંસાર પ્રત્યે રાગ છે, ત્યાં સુધી એ શાંતિથી (કર્મ કર્યા વિના) નથી રહી શકતો. તેનાથી વિષયોનું ચિંતન અવશ્ય થશે, એ પણ એક કર્મ જ છે. વિષયોનું ચિંતન થવાથી તે ક્રમશઃ પતનની બાજુ ચાલ્યો જશે (ગીતા ૨/૬૨-૬૩). એટલા માટે જ્યાં સુધી રાગનો સર્વથા અભાવ નથી થઈ જતો, ત્યાં સુધી મનુષ્ય કર્મોથી છૂટી શકતો નથી. કર્મો કરવાથી જૂનો રાગ દૂર થાય છે અને નિઃસ્વાર્થભાવે કેવળ પરહિતને માટે કર્મો કરવાથી નવો રાગ પેદા થતો નથી.

વિચારપૂર્વક જોવામાં આવે તો કર્મફળની ઈચ્છા રાખીને કર્મ કરવું એ મોટી ભૂલ છે. પહેલી મહત્ત્વની વાત તો એ છે કે, જ્યારે પ્રત્યેક કર્મ આરંભ અને અંતવાળું છે, ત્યારે એનું ફળ નિત્ય કેવી રીતે હોઈ શકે? ફળ પણ પ્રાપ્ત થઈને નષ્ટ થઈ જાય છે. તાત્પર્ય એ છે કે કર્મ અને કર્મફળ – બન્નેય નાશવંત છે. કાં તો ફળ નહિ રહે, અથવા તો આપણું કહેવાનારું શરીર નહિ રહે. બીજી વાત, ઈચ્છા રાખો કે ન રાખો, જે ફળ મળવાવાળું છે, તે તો મળશે જ. ઈચ્છા કરવાથી અધિક ફળ મળતું હોય અને ઈચ્છા ન કરવાથી ઓછું ફળ મળતું હોય, એવી વાત પણ નથી. આથી ફળની કામના કરવી એ નાસમજ છે.

નિષ્કામભાવે અર્થાત્ ફળની કામના ન રાખીને લોકહિતાર્થે કર્મો કરવાથી કર્મો સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. કર્મયોગીનાં કર્મો ઉદ્દેશ્યહીન અર્થાત્ પાગલનાં કર્મોની જેમ નથી હોતાં, પરંતુ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિનો મહાન ઉદ્દેશ્ય રાખીને જ તે લોકહિતાર્થે બધાં કર્મો કરે છે. તેનાં કર્મોનું લક્ષ્ય પરમાત્મતત્ત્વ રહે છે, સાંસારિક પદાર્થ નહિ. શરીરમાં મમતા ન રહેવાથી તેનામાં આળસ, અકર્મણ્યતા વગેરે દોષ નથી આવતા, બલ્કે તે કર્મોને સુચારુ રૂપે અને તત્પરતાની સાથે કરે છે.

## માર્મિક વાત

જે કર્મોને કરવાથી નાશવંત પદાર્થોની પ્રાપ્તિ થાય છે, તે જ કર્મો નિષ્કામભાવપૂર્વક એકમાત્ર પરમાત્મતત્ત્વની પ્રાપ્તિનો ઉદ્દેશ્ય રાખીને લોકહિતાર્થે કરવાથી નિત્યસિદ્ધ પરમાત્મતત્ત્વની અનુભૂતિમાં સાધન બની શકે છે. ત્રીજા અધ્યાયના વીસમા શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે કર્મો દ્વારા જ જનક વગેરે કર્મયોગીઓને પરમાત્મપ્રાપ્તિરૂપી સિદ્ધિ મળી; અને છઠ્ઠા અધ્યાયના ત્રીજા શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે યોગમાં આરૂઢ થવાને માટે કર્મો કરવાં આવશ્યક છે. એ બધી વાતોથી એ અર્થ નીકળે છે કે પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કર્મોથી થાય છે. મા પાર્વતીજી, મનુ-શતરૂપા વગેરેને પણ તપ-રૂપી કર્મથી ભગવત્પ્રાપ્તિ થઈ. એવી વાત પણ આવે છે કે જપ, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય, શ્રવણ, મનન વગેરે સાધનોથી તત્ત્વનો સાક્ષાત્કાર થઈ જાય છે. એનાથી વિપરીત એવી વાત પણ આવે છે કે તપ

વગેરે કર્મોથી ભગવત્પ્રાપ્તિ નથી થતી (ગીતા ૧૧/૫૩), પરમાત્મા કોઈ કર્મફળનું ફળ નથી વગેરે. આ બેઉ વાતોમાં સામંજસ્ય (ઔચિત્ય) કેવી રીતે હોઈ શકે?

એનું સમાધાન એ છે કે વાસ્તવમાં પરમાત્માની પ્રાપ્તિ કોઈ પણ કર્મ વડે નથી થતી. પરમાત્મા કોઈ કર્મનું ફળ નથી. પરમાત્મા પ્રત્યેક સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, ઘટના, પરિસ્થિતિ વગેરેમાં સદાસર્વદા વિદ્યમાન છે. તેઓ સદાસર્વદા સર્વને પ્રાપ્ત છે અને બધાં જ પ્રાણીઓની સદાસર્વદા એમનામાં જ સ્થિતિ છે. પરમાત્માથી કોઈ પણ મનુષ્ય કદી અલગ હતો નહિ, છે નહિ, થશે નહિ અને થઈ શકતો પણ નથી. પરંતુ જડ પ્રકૃતિનાં કાર્ય શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરે સાથે અહંતા-મમતાપૂર્વક પોતાનો સંબંધ માનતો રહેવાથી મનુષ્ય પરમાત્માથી વિમુખ થઈ જાય છે અને જે વાસ્તવમાં પોતાના છે, તે પરમાત્માને પોતાના ન માનીને જે પોતાના છે જ નહિ, તે નાશવંત પદાર્થોને પોતાના માનવા લાગી જાય છે. આથી જડ પદાર્થોની સાથે જીવનો જે રાગયુક્ત સંબંધ છે, તેને દૂર કરવામાં જ સઘળાં સાધનોની સાર્થકતા છે.

જડતાથી બધી રીતે સંબંધ-વિચ્છેદ થતાં જ નિત્યપ્રાપ્ત પરમાત્માનો અનુભવ થઈ જાય છે. આથી તપ વગેરે સાધન કરતાં-કરતાં જ્યારે જડતાથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, ત્યારે જ પરમાત્મપ્રાપ્તિ થાય છે. સંબંધ-વિચ્છેદ ત્યારે બહુ જ સુગમતાથી થઈ જાય છે, જ્યારે નિષ્કામભાવે કેવળ લોકહિતને માટે કર્તવ્યકર્મો કરવામાં આવે.

પરમાત્મા કોઈ સાધન વડે ખરીદી નથી શકાતા; કેમકે પ્રકૃતિના સઘળા પદાર્થો એકસાથે મળીને પણ ચિન્મય અને અવિનાશી પરમાત્માની કિંચિત્માત્ર પણ સમાનતા નથી કરી શકતા. બીજી વાત, મૂલ્ય આપીને જે વસ્તુ મળે છે, એ તે મૂલ્યથી કમજોર (ઓછા મૂલ્યવાળી) જ હોય છે. જો કર્મો વડે પરમાત્મા મળી જાય તો એ કર્મો કરતાં ઓછા મૂલ્યવાળા જ સાબિત થશે!

અહીં એક માર્મિક વાત સમજવાની છે કે ઘણું કરીને સાધક જે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેથી સાધન કરે છે, તેમનો સંબંધ, મહત્ત્વ અને આશ્રય રાખીને જ સાધન કરે છે. જ્યાં સુધી આ શરીર વગેરે સાથે યત્કિંચિત્ પણ સંબંધ છે; ત્યાં સુધી જડતા સાથે સંબંધ ચાલુ જ રહ્યો છે. જડતાની સાથે સંબંધ રાખીને પરમાત્મતત્ત્વનો અનુભવ નથી થતો. પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ જડતા દ્વારા નથી થતી, પરંતુ જડતાના ત્યાગથી થાય છે.

જે જાતિનો સંસાર છે, તે જ જાતિનાં આ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે છે. આથી એમને સંસારનાં જ માનીને, સંસારની જ સેવામાં લગાડી દેવાં (જે કર્મયોગ છે). પરંતુ આ શરીર વગેરેથી કિંચિત્માત્ર પણ પોતાનો સંબંધ ન માનવો, એમને મહત્ત્વ ન આપવું, એમનો આશ્રય ન રાખવો; કેમકે અસત સાથે સંબંધ રાખીને અસતની સર્વથા નિવૃત્તિ નથી થઈ શકતી. અસત સાથે સંબંધ-વિચ્છેદ કરવાને માટે નિષ્કામભાવથી કરેલાં સર્વ કર્મો (સાધન) સહાયક થાય છે. અસતથી સર્વથા સંબંધ-વિચ્છેદ થતાં જ પરમાત્માથી જે વિમુખતા થઈ રહી હતી, તે દૂર થઈ જાય છે ને નિત્યપ્રાપ્ત પરમાત્મતત્ત્વની અનુભૂતિ થઈ જાય છે.

**'શાન્તિમાપ્નોતિ નૈષ્ઠિકીમ્'** – આ વાત અનુભવ સિદ્ધ છે કે સાંસારિક પદાર્થોની કામના અને મમતાના ત્યાગથી શાંતિ મળે છે. સુષુપ્તિમાં જ્યારે સંસારની વિસ્મૃતિ થઈ જાય છે, ત્યારે એમાં પણ શાંતિનો અનુભવ થઈ જાય છે. જો જાગ્રતમાં જ સંસારનો સંબંધ-વિચ્છેદ (કામના-મમતાનો ત્યાગ) થઈ જાય તો પછી કહેવું જ શું! એવી જ રીતે નિદ્રા આવવી, કોઈ કાર્ય પૂરું થવું, છોકરીનો વિવાહ વગેરે થવો વગેરેથી પણ એક શાંતિ મળે છે. તાત્પર્ય એ છે કે સાંસારિક કામના, મમતા અને આસક્તિનો ત્યાગ કરતાં જ શાંતિ પ્રાપ્ત થાય છે. પરંતુ એ શાંતિનો ઉપભોગ કરવાથી અર્થાત્ તેમાં સુખ લેવાથી અને એને જ લક્ષ્ય માની લેવાથી સાધક એ શાંતિના ફળસ્વરૂપે મળવાવાળી 'નૈષ્ઠિકી શાંતિ'[1] અર્થાત્ પરમશાંતિથી વંચિત રહી જાય છે. કારણ કે એ શાંતિ ધ્યેય નથી, પરંતુ પરમશાંતિનું કારણ છે – **'યોગારૂઢસ્ય તસ્યૈવ શમઃ કારણમુચ્યતે'** (ગીતા ૬/૩).

સંસારના સંબંધ-વિચ્છેદથી થવાવાળી શાંતિ સત્ત્વગુણ સાથે સંબંધ રાખવાવાળી સાત્ત્વિક શાંતિ છે. જ્યાં સુધી સાધક આ શાંતિનો ભોગ કરે છે અને એ શાંતિ વડે 'મારામાં શાંતિ છે.' એ રીતે પોતાનો સંબંધ માને છે, ત્યાં સુધી પરિચ્છિન્નતા રહે છે (ગીતા ૧૪/૬) અને જ્યાં સુધી પરિચ્છન્નતા રહે છે, ત્યાં સુધી અખંડ એકરસ રહેવાવાળી વાસ્તવિક શાંતિનો અનુભવ નથી થતો.

**'અયુક્તઃ કામકારેણ ફલે સક્તો નિબધ્યતે'** – જે

---

૧. આ **'નૈષ્ઠિકી શાન્તિ'** પરમાત્મપ્રાપ્તિ રૂપ જ છે. એને જ ગીતામાં ક્યાંક **'શશ્વચ્છાન્તિમ્'** (અ. ૯/૩૧) પદથી, ક્યાંક **'પરાં શાન્તિમ્'** (અ. ૪/૩૯; ૧૮/૬૨) પદોથી અને ક્યાંક **'શાન્તિમ્'** (અ. ૫/૨૯; ૨/૭૦-૭૧) પદથી પણ કહેવામા આવી છે.

કર્મયોગી નથી, પરંતુ કર્મી છે એવા સકામ પુરુષને માટે અહીં **'અયુક્તઃ'** પદ આવ્યું છે.

સકામ પુરુષ નવી-નવી કામનાઓને કારણે ફળમાં આસક્ત બનીને જન્મમરણરૂપી બંધનમાં પડી જાય છે. કામનામાત્રથી કોઈ પણ પદાર્થ નથી મળતો, જો મળતો પણ હોય તો સદા સાથે નથી રહેતો – એવી વાત પ્રત્યક્ષ હોવા છતાં પણ પદાર્થોની કામના રાખવી એ પ્રમાદ જ છે. તુલસીદાસજી મહારાજ કહે છે–

**અંતહુઁ તોહિ તજૈંગે પામર તૂ ન તજૈ અબહી તે ॥**

(વિનયપત્રિકા ૧૯૮)

એનો અર્થ એ નથી કે પદાર્થોને સ્વરૂપથી છોડી દેવા. જો સ્વરૂપથી છોડતાં પણ જો મુક્તિ થતી હોત, તો મરવાવાળા (શરીર છોડવાવાળા) બધા મુક્ત થઈ જાત. પદાર્થો તો પોતાની જાતે જ સ્વરૂપથી છૂટતા જાય છે. આથી વાસ્તવમાં તે પદાર્થોમાં જે કામના, મમતા અને આસક્તિ છે, તેને છોડવાની છે; કેમકે પદાર્થો સાથે કામના, મમતા અને આસક્તિપૂર્વક માનેલો સંબંધ જ જન્મમરણરૂપી બંધનનું કારણ છે. કર્મયોગના આચરણથી (કર્મોનો પ્રવાહ કેવળ પરહિતને માટે થવાથી) આ માની લીધેલો સંબંધ સુગમતાથી છૂટી જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** વાસ્તવમાં મુક્તિને માટે અથવા પરમાત્માની પ્રાપ્તિને માટે સાધના કરવી એ પણ ફળાસક્તિ છે. મનુષ્યની આદત પડી ગઈ છે કે, તે દરેક કાર્ય ફળની કામના માટે કરે છે, તેથી કહેવામાં આવે છે કે, મુક્તિને માટે, પરમાત્માપ્રાપ્તિને માટે સાધના કરવી. વાસ્તવમાં સાધના માત્ર અસાધના (ફળાસક્તિ) મિટાવવા માટે છે. મુક્તિ સ્વતઃ સિદ્ધ છે. પરમાત્મા નિત્યપ્રાપ્ત છે. પરમાત્મપ્રાપ્તિ કોઈ ક્રિયાનું ફળ નથી. તેથી કંઈક કરવાથી પરમાત્મપ્રાપ્તિ થશે - આવી ઇચ્છા કરવી એ પણ ફળેચ્છા છે.

સાધકે એ નહીં જોવું જોઈએ કે હું આ સાધના કરીશ તો તેનું આ ફળ મળશે. ફળને જોવું જ ફળાસક્તિ છે, તેના કારણે વર્તમાનમાં સાધના બરાબર થતી નથી. તેથી ફળનો વિચાર કર્યા વિના પોતાની સાધના તરફ ધ્યાન આપવું જોઈએ. સાધના તત્પર થઈને કરવી જોઈએ, પછી સિદ્ધિ આપમેળે આવશે. જો સાધકનું ફળ તરફ ધ્યાન રહેશે તો સિદ્ધિ નહીં મળે.

આપણે નિર્વિકલ્પ, નિષ્કામ થઈ જઈશું તો બહુ સુખ મળશે - આ પ્રમાણે મૂળમાં જે સુખની ઇચ્છા રહે છે, એ પણ ફળેચ્છા જ છે, જે સાધકને નિર્વિકલ્પ, નિષ્કામ થવા દેતી નથી.

—■—

*સંબંધ – કર્મયોગનું વર્ણન કરીને હવે ભગવાન ફરીથી સાંખ્યયોગનું વિસ્તારપૂર્વક વર્ણન કરે છે.*

**સર્વકર્માણિ મનસા સંન્યસ્યાસ્તે સુખં વશી ।**
**નવદ્વારે પુરે દેહી નૈવ કુર્વન્ન કારયન્ ॥૧૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **વશી** | = જેની ઇન્દ્રિયો અને મન વશમાં છે, એવો | **સર્વકર્માણિ** | = સઘળાંય કર્મોને | **ન** | = ન |
| | | **મનસા** | = (વિવેકપૂર્વક) મનથી | **કારયન્** | = કરાવતો રહીને |
| **દેહી** | = દેહધારી પુરુષ | **સન્ન્યસ્ય** | = ત્યજીને | **સુખમ્** | = આનંદપૂર્વક (પોતાના સ્વરૂપમાં) |
| **નવદ્વારે** | = નવ દ્વારોના | **એવ,** | = નિઃસંદેહ | | |
| **પુરે** | = શરીરરૂપી પુરમાં | **ન, કુર્વન્** | = ન કરતો રહીને (અને) | **આસ્તે** | = સ્થિત રહે છે. |

*ટીકા* – **'વશી દેહી'** – ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેમાં મમતા-આસક્તિ હોવાથી જ તે બધાં મનુષ્ય ઉપર પોતાનો અધિકાર જમાવે છે. મમતા-આસક્તિ ન રહેતાં એ આપમેળે પોતાના વશમાં રહે છે. સાંખ્યયોગીની ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેમાં મમતા-આસક્તિ ન રહેવાથી તે બધાં સર્વથા તેના વશમાં રહે છે. એટલા માટે અહીં તેને **'વશી'** કહેવામાં આવ્યો છે.

જ્યાં સુધી કોઈ પણ મનુષ્યનું પ્રકૃતિનાં કાર્ય (શરીર, ઇન્દ્રિયો વગેરે)ની સાથે કિંચિત્‌માત્ર પણ કોઈ પ્રયોજન રહે છે, ત્યાં સુધી તે પ્રકૃતિને **'અવશ'** અર્થાત્ વશીભૂત રહે છે – **'કાર્યતે હ્યવશઃ કર્મ સર્વઃ પ્રકૃતિજૈર્ગુણૈઃ'** (ગીતા અ. ૩/૫). પ્રકૃતિ સદૈવ ક્રિયાશીલ રહે છે. આથી પ્રકૃતિ સાથે સંબંધ ચાલુ રહેવાને કારણે મનુષ્ય કર્મરહિત થઈ જ નથી શકતો. પરંતુ પ્રકૃતિનાં કાર્ય સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – ત્રણે શરીરો સાથે મમતા-આસક્તિપૂર્વક કોઈ સંબંધ ન હોવાથી સાંખ્યયોગી એમની ક્રિયાઓનો કર્તા

નથી બનતો. જોકે સાંખ્યયોગીનો શરીરની સાથે કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી હોતો, તોપણ લોકોની દૃષ્ટિએ તે શરીરધારી જ દેખાય છે. એટલા માટે એને **'દેહી'** કહેવામાં આવ્યો છે.

**'નવદ્વારે પુરે'** – શબ્દ વગેરે વિષયોનું સેવન કરવાને માટે બે કાન, બે નેત્ર, બે નાસિકાછિદ્રો તથા એક મુખ– આ સાત દ્વારો શરીરના ઉપરના ભાગમાં છે, અને મળમૂત્રનો ત્યાગ કરવા માટે ગુદા અને ઉપસ્થ – એ બે દ્વારો શરીરના નીચલા ભાગમાં છે. આ નવ દ્વારોવાળા શરીરને **'પુર'** અર્થાત્‌ નગર કહેવાનું તાત્પર્ય એ છે કે જેવી રીતે નગર અને તેમાં રહેવાવાળો મનુષ્ય – બન્ને અલગ-અલગ હોય છે, એવી જ રીતે આ શરીર અને એમાં રહેવાનો ભાવ રાખવાવાળો જીવાત્મા – બન્ને અલગ-અલગ છે. જેવી રીતે નગરમાં રહેવાવાળો મનુષ્ય નગરમાં થવાવાળી ક્રિયાઓને પોતાની ક્રિયાઓ નથી માનતો, એવી જ રીતે સાંખ્યયોગી શરીરમાં થવાવાળી ક્રિયાઓને પોતાની ક્રિયાઓ નથી માનતો.

**'સર્વકર્માણિ મનસા સંન્યસ્ય'** – આ જ અધ્યાયના આઠમા-નવમા શ્લોકોમાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને પ્રાણો દ્વારા થવાવાળી જે તેર ક્રિયાઓનું વર્ણન થયું છે, એ બધી ક્રિયાઓનું બોધક અહીં **'સર્વકર્માણિ'** પદ છે.

અહીં **'મનસા સંન્યસ્ય'** પદોનો અભિપ્રાય છે – વિવેકપૂર્વક મનથી ત્યાગ કરવો. જો એ પદોનો અર્થ કેવળ મનથી ત્યાગ કરવાનો માનવામાં આવે તો દોષ આવે છે; કેમકે મનથી ત્યાગ કરવો એ પણ મનની એક ક્રિયા છે અને ગીતા મનથી થવાવાળી ક્રિયાને 'કર્મ' માને છે – **'શરીરવાઙ્‌મનોભિર્યત્કર્મ પ્રારભતે નરઃ'** (અ. ૧૮/૧૫). શરીરથી થવાવાળી ક્રિયાઓના કર્તાપણાનો મનથી ત્યાગ કરવા છતાં પણ મનની (ત્યાગરૂપી) ક્રિયાનું કર્તાપણું તો રહી જ ગયું! આથી **'મનસા સંન્યસ્ય'** પદોનું તાત્પર્ય છે – વિવેકપૂર્વક મનથી ક્રિયાઓના કર્તાપણાનો ત્યાગ કરવો અર્થાત્‌ કર્તાપણા સાથે માની લીધેલા સંબંધનો ત્યાગ કરવો. જ્યાંથી કર્તાપણાનો સંબંધ માન્યો છે, ત્યાંથી જ તેના સંબંધનો ત્યાગ કરવાનો છે. સાંખ્યયોગી પોતાનામાં કર્તાપણું ન માનીને તેને શરીરમાં જ છોડી દે છે અર્થાત્‌ કર્તાપણું શરીરમાં જ છે, પોતાનામાં કદી નથી.

**'નૈવ કુર્વન્ન કારયન્‌'** – સાંખ્યયોગીમાં કર્તૃત્વ અને કારયિતૃત્વ – બન્નેય નથી હોતાં અર્થાત્‌ એ કરવાવાળો પણ નથી હોતો અને કરાવવાવાળો પણ નથી હોતો.

શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે સાથે કિંચિત્‌માત્ર પણ અહંતા-મમતાનો સંબંધ ન હોવાને કારણે સાંખ્યયોગી તેમના દ્વારા થવાવાળી ક્રિયાઓનો કર્તા પોતાને કેવી રીતે માની શકે છે? અર્થાત્‌ કદી નથી માની શકતો. આ જ અધ્યાયના આઠમા શ્લોકમાં પણ **'નૈવ કિંચિત્‌ કરોમિ'** પદોથી આ જ વાત કહેવામાં આવી છે. તેરમા અધ્યાયના એકત્રીસમા શ્લોકમાં પણ ભગવાને **'શરીરસ્થોऽપિ કૌન્તેય ન કરોતિ'** પદોથી કહ્યું છે કે શરીરમાં રહેવા છતાં પણ આ અવિનાશી આત્મા કશું કરતો નથી.

અહીં શંકા થાય છે કે જીવાત્મા પોતે કોઈ કર્મ નથી કરતો; પરંતુ તે પ્રેરક બનીને કર્મ તો કરાવી શકે છે? એનું સમાધાન એ છે કે જેવી રીતે સૂર્ય ભગવાનનો ઉદય થતાં સંપૂર્ણ જગતમાં પ્રકાશ છવાઈ જાય છે, લોકો પોતપોતાનાં કામોમાં લાગી જાય છે, કોઈ ખેતી કરે છે, કોઈ વેદપાઠ કરે છે, કોઈ વેપાર કરે છે વગેરે. પરંતુ સૂર્ય ભગવાન વિહિત કે નિષિદ્ધ કોઈ પણ ક્રિયાના પ્રેરક નથી હોતા. તેમની પાસેથી બધાને પ્રકાશ મળે છે, પરંતુ એ પ્રકાશનો કોઈ સદુપયોગ કરે કે દુરુપયોગ, એમાં સૂર્ય ભગવાનની કોઈ પ્રેરણા નથી. જો એમની પ્રેરણા હોત તો પાપ કે પુણ્યકર્મોના ભાગીદાર પણ તેમને જ થવું પડત. એવી જ રીતે ચેતનતત્ત્વ પાસેથી પ્રકૃતિને સત્તા અને શક્તિ તો પ્રાપ્ત થાય છે, પરંતુ તે કોઈ ક્રિયાનું પ્રેરક નથી હોતું. એ જ વાત ભગવાને અહીં **'ન કારયન્‌'** પદોથી કહી છે.

**'આસ્તે સુખમ્‌'** – મનુષ્યમાત્રની સ્વરૂપમાં સ્વાભાવિક સ્થિતિ છે; પરંતુ એ પોતાની સ્થિતિ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરેમાં માની લે છે, જેનાથી એને એ સ્વાભાવિક સ્થિતિનો અનુભવ નથી થતો. પરંતુ સાંખ્યયોગીને નિરંતર સ્વરૂપમાં પોતાની સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થતો રહે છે. સ્વરૂપ સદાસર્વદા સુખસ્વરૂપ છે. એ સુખ અખંડ, એકરસ અને પરિચ્છિન્નતાથી રહિત છે.

એક વસ્તુની બીજી વસ્તુમાં જેવી સ્થિતિ હોય છે, સ્વરૂપમાં એવી સ્થિતિ નથી હોતી. કારણ કે સ્વરૂપ જેમ છે તેમ વિદ્યમાન રહે છે. એ સ્વરૂપમાં મનુષ્યની સ્થિતિ સ્વતઃ-સ્વાભાવિક છે; આથી એમાં સ્થિત થવામાં કોઈ શ્રમ કે ઉદ્યોગ નથી. સ્વરૂપને ઓળખતાં એક સ્વરૂપ જ સ્વરૂપ રહી જાય છે. ઓળખાણમાત્રને સમજાવવાને માટે જ અહીં **'આસ્તે'** પદનો પ્રયોગ થયો છે. એને જ ચૌદમા અધ્યાયના ચોવીસમા શ્લોકમાં **'સ્વસ્થઃ'** પદ વડે કહેવામાં આવ્યું છે.

અહીં **'આસ્તે'** ક્રિયા જે તત્ત્વની સત્તાને પ્રગટ કરી રહી છે, તે બધા આધારોનો આધાર છે. સમસ્ત ઉત્પન્ન તત્ત્વ એ અનુત્પન્ન તત્ત્વનું આશ્રિત છે. તે સર્વાધિષ્ઠાન રૂપી તત્ત્વને કોઈ આધારની આવશ્યકતા શી છે? એ

સ્વતઃસિદ્ધ તત્ત્વમાં સ્વાભાવિક સ્થિતિને જ અહીં **'આસ્તે'** પદ વડે કહેવામાં આવી છે. એને જ આગળ વીસમા શ્લોકમાં **'બ્રહ્મવિદ્ બ્રહ્મણિ સ્થિતઃ'** પદો વડે કહેવામાં આવી છે.

**પરિશિષ્ટ ભાવ : 'નૈવ કુર્વન્ન કારયન્'** – તત્ત્વપ્રાપ્તિમાં કરવાનો ભાવ જ બાધક છે. કરવાના ભાવથી જ કર્તૃત્વ આવે છે અને કર્તૃત્વથી વ્યક્તિત્વ આવે છે. ક્રિયા પ્રકૃતિમાં છે, સ્વરૂપમાં સ્વતઃ અક્રિયતા છે. તેથી કરવાથી પ્રકૃતિ સાથે સંબંધ જોડાય છે અને કશું ન કરવાથી સ્વરૂપમાં સ્વતઃ સ્થિતિ થાય છે. મારે કશું કરવું નથી - આવો ભાવ પણ કરવાની અંતર્ગત આવી જાય છે. તેથી કરવાથી પણ પ્રયોજન ન હોવું જોઈએ અને ન કરવાથી પણ પ્રયોજન ન હોવું જોઈએ – **'નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન'** (ગીતા - ૩/૧૮). સ્વરૂપ કરવા અને ન કરવા – બન્નેથી પર અર્થાત્ નિરપેક્ષ છે.

**'વશી'** – ગુણોના સંગથી જ જીવ **'અવશ'** અર્થાત્ પરાધીન થાય છે (ગીતા - ૩/૫). જ્ઞાનયોગથી પરાધીનતા મટી જાય છે અને જીવ **'વશી'** અર્થાત્ સ્વાધીન, નિરપેક્ષ બની જાય છે.

—■—

***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં કહેવામાં આવ્યું કે સાંખ્યયોગી ન તો કર્મ કરે છે અને ન કરાવેય છે; પરંતુ ભગવાન તો કર્મો કરાવતા હશે? એના ઉત્તરમાં આગળનો શ્લોક કહે છે.*

**ન કર્તૃત્વં ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુઃ।**
**ન કર્મફલસંયોગં સ્વભાવસ્તુ પ્રવર્તતે ॥ ૧૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પ્રભુઃ** | = પરમેશ્વર | **કર્માણિ** | = કર્મોને (કે) | **સૃજતિ** | = સર્જે છે; |
| **લોકસ્ય** | = માણસોના | **ન** | = ન (તો) | **તુ** | = પણ |
| **ન** | = ન | **કર્મફલ-** | = કર્મફળના | **સ્વભાવઃ** | = સ્વભાવ (જ) |
| **કર્તૃત્વમ્** | = કર્તાપણાને, | **સંયોગમ્** | સંયોગને | **પ્રવર્તતે** | = બધું સર્જન કરે છે. |
| **ન** | = ન | | | | |

***ટીકા*** – **'ન કર્તૃત્વં ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુઃ'** – સૃષ્ટિની રચનાનું કાર્ય સગુણ ભગવાનનું છે, એટલા માટે **'પ્રભુઃ'** પદ આપ્યું છે. ભગવાન સર્વસમર્થ છે અને બધાના શાસક તથા નિયામક છે. સૃષ્ટિરચનાનું કાર્ય કરવા છતાં પણ તેઓ અકર્તા જ છે (ગીતા ૪/૧૩).

કોઈ પણ કર્મના કર્તાપણાનો સંબંધ ભગવાનનો બનાવેલ નથી. મનુષ્ય પોતે જ કર્મોના કર્તાપણાની રચના કરે છે. સઘળાં કર્મો પ્રકૃતિના દ્વારા કરવામાં આવે છે; પરંતુ મનુષ્ય અજ્ઞાનવશ પ્રકૃતિ સાથે તાદાત્મ્ય કરી લે છે અને તેના દ્વારા થવાવાળાં કર્મોનો કર્તા બની જાય છે (ગીતા ૩/૨૭). જો કર્તાપણાનો સંબંધ ભગવાનનો બનાવેલો હોત, તો ભગવાન જ આ જ અધ્યાયના આઠમા શ્લોકમાં **'નૈવ કિંચિત્કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્'** – એવું કેવી રીતે કહેત? તાત્પર્ય એ છે કે કર્તાપણું ભગવાનનું બનાવેલું નથી, પરંતુ જીવનું પોતાનું માનેલું છે. આથી જીવ તેનો ત્યાગ કરી શકે છે.

ભગવાન એવું વિધાન પણ નથી કરતા કે અમુક જીવને અમુક શુભ અથવા અશુભ કર્મ કરવું પડશે. જો એવું વિધાન ભગવાન કરતા હોત તો વિધિ-નિષેધ બતાવવાવાળાં શાસ્ત્ર, ગુરુ, શિક્ષણ વગેરે બધું વ્યર્થ થઈ જાત, તેમની કોઈ સાર્થકતા જ ના રહેત અને કર્મોનું ફળ પણ જીવને ના ભોગવવું પડત. **'ન કર્માણિ'** પદોથી એ સિદ્ધ થાય છે કે મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર છે.

**'ન કર્મફલસંયોગમ્'** – જીવ જેવું કર્મ કરે છે, તેવું ફળ તેણે ભોગવવું પડે છે. જડ હોવાને કારણે કર્મ પોતે પોતાનું ફળ ભોગવાવવામાં અસમર્થ છે. આથી કર્મોના ફળનું વિધાન ભગવાન કરે છે – **'લભતે ચ તતઃ કામાન્મયૈવ વિહિતાન્હિ તાન્'** (ગીતા ૭/૨૨). ભગવાન કર્મોનું ફળ તો આપે છે, પરંતુ તે ફળની સાથે સંબંધ ભગવાન નથી જોડતા, પરંતુ જીવ પોતે જોડે છે. જીવ અજ્ઞાનવશ કર્મોનો કર્તા બનીને અને કર્મફળમાં આસક્ત થઈને કર્મફળની સાથે પોતાનો સંબંધ જોડી દે છે અને એનાથી સુખી-દુઃખી થાય છે. જો તે કર્મફળની સાથે પોતાનો સંબંધ ન જોડે, તો તે કર્મફળના સંબંધથી મુક્ત રહી શકે છે. એવા કર્મફળ સાથે સંબંધ ન જોડવાવાળા પુરુષોને માટે અઢારમા અધ્યાયના બારમા શ્લોકમાં **'સંન્યાસિનામ્'** પદ આવ્યું છે. તેમને કર્મોનું ફળ આ લોકમાં કે પરલોકમાં ક્યાંય નથી મળતું. જો કર્મફળનો સંબંધ ભગવાને જોડ્યો

હોત તો જીવ કદી કર્મફળથી મુક્ત ન થાત.

બીજા અધ્યાયના સુડતાળીસમા શ્લોકમાં ભગવાન કહે છે – **'મા કર્મફલહેતુર્ભૂઃ'** અર્થાત્ કર્મફળનો હેતુ પણ ના બન. તાત્પર્ય એ થયું કે સુખી-દુઃખી થવું અથવા ન થવું અને કર્મફળની ઇચ્છાવાળા બનવું અથવા ન બનવું એ મનુષ્યના હાથમાં છે. જો કર્મફળનો સંબંધ ભગવાનનો બનાવેલો હોત, તો મનુષ્ય કદી સુખ-દુઃખમાં સમાન ના થઈ શકત અને નિષ્કામભાવથી કર્મ પણ નહિ કરી શકત, જેને કરવાની વાત ભગવાને ગીતામાં ઠેકઠેકાણે કહી છે (જેમ કે ૪/૨૦; ૫/૧૨; ૧૪/૨૪ વગેરે).

***શંકા*** – શ્રુતિમાં આવે છે કે ભગવાન જેની ઊર્ધ્વગતિ કરવા ઇચ્છે છે, તેના દ્વારા તો શુભ કર્મો કરાવે છે અને જેની અધોગતિ કરવા ઇચ્છે છે, તેના દ્વારા અશુભ કર્મો કરાવે છે.[૧] જ્યારે ભગવાન જ શુભાશુભ કર્મો કરાવે છે, તો પછી 'ભગવાન કોઈના કર્તૃત્વ, કર્મ અને કર્મફળ-સંયોગની રચના નથી કરતા' – એમ કહેવું એ તો શ્રુતિની સાથે વિરોધ થયો!

***સમાધાન*** – વાસ્તવમાં શ્રુતિના ઉપર્યુક્ત કથનનું તાત્પર્ય શુભાશુભ કર્મો કરાવીને મનુષ્યની ઊર્ધ્વગતિ અને અધોગતિ કરાવવાનું નથી, બલ્કે પ્રારબ્ધ અનુસાર કર્મફળ ભોગવાવીને તેને શુદ્ધ કરાવવાનું છે.[૨] અર્થાત્ મનુષ્ય શુભાશુભ કર્મોનું ફળ જેવી રીતે ભોગવી શકે, ભગવાન કૃપાપૂર્વક તેને કર્મબંધનથી મુક્ત કરીને પોતાનો વાસ્તવિક પ્રેમ પ્રદાન કરવા માટે (તેના પ્રારબ્ધ અનુસાર) તેવી જ પરિસ્થિતિ અને બુદ્ધિ સર્જી દે છે. જેવી રીતે, જે મનુષ્યને પ્રારબ્ધ અનુસાર ધનની પ્રાપ્તિ થવાવાળી છે, તેને વેપાર વગેરેમાં તેવી જ (ખરીદવા વગેરેની) પ્રેરણા કરે છે અર્થાત્ એ સમયે તેની તેવી જ બુદ્ધિ બની જાય છે અને જેને પ્રારબ્ધ અનુસાર નુકસાન થવાનું છે, તેને વેપાર વગેરેમાં તેવી જ પ્રેરણા કરે છે. તાત્પર્ય એ છે કે મનુષ્ય જે રીતે પોતાનાં શુભાશુભ કર્મોનું ફળ ભોગવી શકે, ભગવત્પ્રેરણાથી તેવી જ પરિસ્થિતિ અને બુદ્ધિ બની જાય છે.

જો શ્રુતિનો એ જ અર્થ લેવામાં આવે કે ભગવાન જેની ઊર્ધ્વગતિ અને અધોગતિ કરવાને ઇચ્છે છે, તેના દ્વારા શુભ અને અશુભ કર્મો કરાવે છે, તો મનુષ્ય કર્મો કરવામાં સર્વથા પરાધીન થઈ જશે અને શાસ્ત્રો, સંત-મહાત્માઓ વગેરેનો વિધિ-નિષેધ, ગુરુનું શિક્ષણ બધું વ્યર્થ થઈ જશે. આથી અહીં શ્રુતિનું તાત્પર્ય કર્મોનું ફળ ભોગવીને મનુષ્યને શુદ્ધ કરવાનું જ યોગ્ય પ્રતીત થાય છે.

**'સ્વભાવસ્તુ પ્રવર્તતે'** – કર્તાપણું, કર્મ અને કર્મફળનો સંબંધ – આ ત્રણેને મનુષ્ય પોતાના સ્વભાવને વશ થઈને આચરે છે. અહીં **'સ્વભાવઃ'** પદ વ્યષ્ટિ પ્રકૃતિ (આદત)નું વાચક છે, જેને ખુદ જીવે ઘડેલો છે. જ્યાં સુધી સ્વભાવમાં રાગદ્વેષ રહે છે, ત્યાં સુધી સ્વભાવ શુદ્ધ નથી થતો. જ્યાં સુધી સ્વભાવ શુદ્ધ નથી થતો, ત્યાં સુધી જીવ સ્વભાવને વશીભૂત રહે છે.

ત્રીજા અધ્યાયના તેત્રીસમા શ્લોકમાં **'પ્રકૃતિં યાન્તિ ભૂતાનિ'** પદોથી ભગવાને કહ્યું છે કે મનુષ્યોએ પોતાની પ્રકૃતિ અર્થાત્ સ્વભાવને વશીભૂત થઈને કર્મો કરવાં પડે છે. આ જ વાત ભગવાન અહીં **'તુ સ્વભાવઃ પ્રવર્તતે'** પદોથી કહી રહ્યા છે.

જ્યાં સુધી પ્રકૃતિ અર્થાત્ સ્વભાવ સાથે જીવનો સંબંધ માની લીધેલો છે, ત્યાં સુધી કર્તાપણું, કર્મ અને કર્મફળની સાથે સંયોગ – આ ત્રણેમાં જીવની પરતંત્રતા ચાલુ રહેશે, જે જીવની જ ઘડેલી છે.

ઉપર્યુક્ત પદોથી ભગવાન એ કહી રહ્યા છે કે કર્તૃત્વ, કર્મ અને કર્મફળસંયોગ (ભોક્તૃત્વ) – ત્રણે જીવનાં પોતાનાં ઘડેલાં છે, એટલા માટે તે પોતે એમનો ત્યાગ કરીને નિર્લિપ્તતાનો અનુભવ કરી શકે છે.

**પરિશિષ્ટ ભાવ :** કર્તાપણું, કર્મ અને કર્મફળનો સંયોગ એ પરમાત્માની દુનિયા નથી; પરંતુ જીવની દુનિયા છે, તેથી તેના ત્યાગની જવાબદારી પણ જીવની જ છે.

**'સ્વભાવસ્તુ પ્રવર્તતે'** – વાસ્તવમાં સંસારની સાથે સંબંધ-વિચ્છેદ સ્વાભાવિક છે; પરંતુ અસ્વાભાવિકતામાં સ્વભાવિકતા દેખાવાને લીધે સંસાર સાથેનો સંબંધ સ્વાભાવિક દેખાવા લાગ્યો. આ સ્વભાવ કૃત્રિમ છે, સ્વાભાવિક નથી.



૧. **'એષ હ્યેવ સાધુ કર્મ કારયતિ તં યમેભ્યો લોકેભ્ય ઉન્નિનીષત એષ હ્યેવાસાધુ કર્મ કારયતિ તં યમધો નિનીષતે ।'** (કૌષીતકિબ્રાહ્મણોપનિષદ્ ૩/૮)

૨. મૂળમાં શુભ (પુણ્ય) અને અશુભ (પાપ) કર્મ મનુષ્ય કામનાને વશીભૂત થઈને જ કરે છે (ગીતા ૩/૩૭), જેમનું ફળ ક્રમશઃ ઊર્ધ્વગતિ (સ્વર્ગ વગેરે લોકોની પ્રાપ્તિ) અને અધોગતિ (નરકોની પ્રાપ્તિ) થાય છે. મનુષ્ય મુક્તિને માટે ભગવાનની જ આપેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને જ કામના કરે છે.

*સંબંધ – જો ભગવાન કોઈના કર્તૃત્વ, કર્મ અને કર્મફળસંયોગની રચના નથી કરતા, તો પછી તેઓ કોઈનાં કર્મોના ફળભાગી કેવી રીતે થઈ શકે છે? – આ વાતને આગળના શ્લોકમાં સ્પષ્ટ કરે છે.*

**નાદત્તે કસ્યચિત્પાપં ન ચૈવ સુકૃતં વિભુઃ।**
**અજ્ઞાનેનાવૃતં જ્ઞાનં તેન મુહ્યન્તિ જન્તવઃ ॥૧૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **વિભુઃ** | = સર્વવ્યાપી પરમેશ્વર | **ન** | = ન (કોઈના) | **જ્ઞાનમ્** | = જ્ઞાન |
| **ન** | = ન (તો) | **સુકૃતમ્, એવ** | = શુભકર્મને પણ | **આવૃતમ્** | = ઢંકાયેલું છે, |
| **કસ્યચિત્** | = કોઈના | **આદત્તે** | = ગ્રહણ કરે છે (પરંતુ) | **તેન** | = એનાથી (જ) |
| **પાપમ્** | = પાપકર્મને | | | **જન્તવઃ** | = બધા અજ્ઞાની માણસો |
| **ચ** | = અને | **અજ્ઞાનેન** | = અજ્ઞાન વડે | **મુહ્યન્તિ** | = મોહ પામે છે. |

*ટીકા* – **'નાદત્તે કસ્યચિત્પાપં ન ચૈવ સુકૃતં વિભુઃ'** – પૂર્વશ્લોકમાં જેને **'પ્રભુઃ'** પદથી કહેવામાં આવ્યા છે, એ જ પરમાત્માને અહીં **'વિભુઃ'** પદથી કહેવામાં આવ્યા છે.

કર્મફળના ભાગીદાર બનવાનું બે રીતે થાય છે – જે કર્મ કરે છે, તે પણ કર્મફળનો ભાગીદાર થાય છે અને જે બીજા દ્વારા કર્મ કરાવે છે, તે પણ કર્મફળનો ભાગીદાર થાય છે. પરંતુ પરમાત્મા ન તો કોઈના કર્મને કરવાવાળા છે અને ન કર્મ કરાવવાવાળાય છે; આથી તે કોઈના પણ કર્મફળના ભાગીદાર નથી થઈ શકતા.

સૂર્ય સકળ જગતને પ્રકાશ આપે છે અને એ પ્રકાશની અંતર્ગત મનુષ્યો પાપ અને પુણ્યકર્મો કરે છે; પરંતુ તે કર્મો સાથે સૂર્યનો કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી. એ જ રીતે પરમાત્મતત્ત્વ પાસેથી પ્રકૃતિ સત્તા મેળવે છે અર્થાત્ સકળ સંસાર સત્તા મેળવે છે. તેની જ સત્તા મેળવીને પ્રકૃતિ અને તેનું કાર્ય સંસાર, શરીર વગેરે ક્રિયાઓ કરે છે. તે શરીર વગેરે વડે થવાવાળાં પાપ-પુણ્યોનો પરમાત્મતત્ત્વ સાથે કિંચિત્‌માત્ર પણ સંબંધ નથી. કારણ કે ભગવાને મનુષ્યમાત્રને સ્વતંત્ર સત્તા આપી રાખી છે, આથી મનુષ્ય તે કર્મોના ફળનો ભાગીદાર પોતાને પણ માની શકે છે અને ભગવાનને પણ માની શકે છે અર્થાત્ સઘળાં કર્મો અને કર્મફળોને ભગવાનને અર્પણ પણ કરી શકે છે. જે ભગવાને આપેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને કર્મોનો કર્તા અને ભોક્તા પોતાને માની લે છે, તે બંધનમાં પડી જાય છે. તેનાં કર્મો અને કર્મફળને ભગવાન ગ્રહણ નથી કરતા. પરંતુ જે મનુષ્ય એ સ્વતંત્રતાનો સદુપયોગ કરીને કર્મ અને કર્મફળ ભગવાનને અર્પણ કરે છે, તે મુક્ત થઈ જાય છે. તેનાં કર્મો અને કર્મફળને ભગવાન ગ્રહણ કરે છે.

જેવી રીતે સાતમા અધ્યાયના પચીસમા શ્લોકમાં **'સર્વસ્ય'** પદથી અને છવ્વીસમા શ્લોકમાં **'કશ્ચન'** પદથી સામાન્ય મનુષ્યોની વાત કહેવામાં આવી છે, એવી જ રીતે અહીં **'કસ્યચિત્'** પદથી પોતાને કર્તા અને ભોક્તા માનીને કર્મો કરવાવાળા સામાન્ય મનુષ્યોની વાત કહેવામાં આવી છે, નહિ કે ભક્તોની. કારણ કે ભાવગ્રાહી હોવાથી ભગવાન ભક્તો દ્વારા અર્પણ કરેલાં પત્ર, પુષ્પ વગેરે પદાર્થોને અને સઘળાં કર્મોને ગ્રહણ કરે છે (ગીતા ૯/૨૬-૨૭).

**'અજ્ઞાનેનાવૃતં જ્ઞાનમ્'** – સ્વરૂપનું જ્ઞાન બધા જ મનુષ્યોને સ્વતઃસિદ્ધ છે; પરંતુ અજ્ઞાન દ્વારા આ જ્ઞાન ઢંકાયેલું છે. એ અજ્ઞાનને કારણે જીવો મૂઢતાને પ્રાપ્ત થઈ રહ્યા છે. પોતાને કર્મોનો કર્તા માનવો એ મૂઢતા છે (ગીતા ૩/૨૭). ભગવાનના દ્વારા દરેક મનુષ્યને વિવેક આપવામાં આવેલો છે, જેના દ્વારા આ મૂઢતાનો નાશ કરી શકાય છે. એટલા માટે આ અધ્યાયના આઠમા શ્લોકમાં કહેવાઈ ગયું છે કે સાંખ્યયોગીએ કદી પણ પોતાને કોઈ કર્મનો કર્તા ન માનવો અને તેરમા શ્લોકમાં કહેવાઈ ગયું છે કે સઘળાં કર્મોના કર્તાપણાને વિવેકપૂર્વક મનથી છોડી દેવું.

શરીર વગેરે સઘળા પદાર્થોમાં નિરંતર પરિવર્તન થઈ રહ્યું છે. સ્વરૂપમાં કદી કોઈ પરિવર્તન નથી થતું. સ્વરૂપથી અપરિવર્તનશીલ હોવા છતાં પણ પોતાને પરિવર્તનશીલ પદાર્થો સાથે એક માની લેવું એ અજ્ઞાન છે. શરીર વગેરે બધા પદાર્થો બદલાઈ રહ્યા છે – એવો જેને અનુભવ છે, તે પોતે કદી નથી બદલાતો. એટલા માટે પોતાના બદલવાનો અનુભવ કોઈને નથી થતો. આથી હું બદલાવાવાળો નથી – આ રીતે પરિવર્તનશીલ પદાર્થો સાથે પોતાની અસંગતાનો અનુભવ કરી લેવાથી અજ્ઞાન દૂર થઈ જાય છે અને તત્ત્વજ્ઞાન આપમેળે પ્રકાશિત થઈ જાય છે. કારણ કે પ્રકૃતિના કાર્ય સાથે પોતાનો સંબંધ માનતા રહેવાથી જ

તત્ત્વજ્ઞાન ઢંકાયેલું રહે છે.

**'અજ્ઞાન'** શબ્દમાં જે **'નઞ્'** સમાસ છે, તે જ્ઞાનના અભાવનું વાચક નથી, પરંતુ અલ્પજ્ઞાન અર્થાત્ અધૂરા જ્ઞાનનું વાચક છે. કારણ કે જ્ઞાનનો અભાવ કદી થતો જ નથી, ચાહે એનો અનુભવ હોય કે ના હોય. એટલા માટે અધૂરા જ્ઞાનને જ અજ્ઞાન કહેવામાં આવે છે. ઇન્દ્રિયોનું અને બુદ્ધિનું જ્ઞાન જ અધૂરું જ્ઞાન છે. આ અધૂરા જ્ઞાનને મહત્ત્વ આપવાથી, તેના પ્રભાવથી પ્રભાવિત થવાથી વાસ્તવિક જ્ઞાન તરફ દૃષ્ટિ જતી જ નથી – એ જ અજ્ઞાન દ્વારા જ્ઞાનનું આવૃત થવું છે.

ઇન્દ્રિયોનું જ્ઞાન સીમિત છે. ઇન્દ્રિયોના જ્ઞાનની અપેક્ષાએ બુદ્ધિનું જ્ઞાન અસીમ છે, પરંતુ બુદ્ધિનું જ્ઞાન મન અને ઇન્દ્રિયોના જ્ઞાન (જાણવા અને ન જાણવા)ને જ પ્રકાશિત કરે છે અર્થાત્ બુદ્ધિ પોતાના વિષયપદાર્થોને જ પ્રકાશિત કરે છે. બુદ્ધિ જે પ્રકૃતિનું કાર્ય છે અને જે બુદ્ધિનું કારણ પ્રકૃતિ છે, તે પ્રકૃતિને બુદ્ધિ પ્રકાશિત નથી કરતી. બુદ્ધિ જ્યારે પ્રકૃતિને પણ પ્રકાશિત નથી કરી શકતી, ત્યારે પ્રકૃતિથી અતીત જે ચેતનતત્ત્વ છે, તેને કેવી રીતે પ્રકાશિત કરી શકે! એટલા માટે બુદ્ધિનું જ્ઞાન અધૂરું જ્ઞાન છે.

**'તેન મુહ્યન્તિ જન્તવઃ'** – ભગવાને **'જન્તવઃ'** પદ આપીને જાણે મનુષ્યોને ફટકાર્યા છે કે જે મનુષ્યો પોતાના વિવેકને મહત્ત્વ નથી આપતા, તેઓ વાસ્તવમાં જંતુ અર્થાત્ પશુ જ છે.[1]; કેમકે તેમના અને પશુઓના જ્ઞાનમાં કોઈ તફાવત નથી. આકૃતિમાત્રથી કોઈ મનુષ્ય નથી હોતો. મનુષ્ય એ જ છે, કે જે પોતાના વિવેકને મહત્ત્વ આપે છે. ઇન્દ્રિયો દ્વારા ભોગો તો પશુઓ પણ ભોગવે છે; પરંતુ એ ભોગો ભોગવવાનું મનુષ્યજીવનનું લક્ષ્ય નથી. મનુષ્યજીવનનું લક્ષ્ય સુખ-દુઃખથી પર તત્ત્વને પ્રાપ્ત કરવાનું છે. જેમને પોતાના કર્તવ્ય અને અકર્તવ્યનું યથાર્થ જ્ઞાન છે, તે મનુષ્યો સાધક કહેવાવાને યોગ્ય છે.

પોતાને કર્મોનો કર્તા માની લેવો તથા કર્મફળની ઇચ્છાવાળા બનીને સુખી-દુઃખી થવું એને જ અજ્ઞાનથી મોહિત થવું કહે છે. 'પાપ-પુણ્ય અમારે કરવાં પડે છે, તેનાથી અમે કેવી રીતે છૂટી શકીએ?' 'સુખી-દુઃખી થવું એ અમારાં કર્મોનું ફળ છે, તેનાથી અમે અતીત કેવી રીતે થઈ શકીએ?' – આ પ્રકારની ધારણા બનાવી લેવી એને જ અજ્ઞાનથી મોહિત થવું કહે છે.

જીવ સ્વરૂપથી અકર્તા તથા સુખદુઃખથી પર છે, કેવળ પોતાની મૂર્ખતાને કારણે તે કર્તા બની જાય છે અને કર્મફળની સાથે સંબંધ જોડીને સુખી-દુઃખી થાય છે. આ મૂઢતા (અજ્ઞાન)ને જ અહીં **'તેન'** પદથી કહેવામાં આવી છે. એ મૂઢતાથી અજ્ઞાની મનુષ્ય સુખી-દુઃખી થઈ રહ્યો છે, આ વાતને અહીં **'તેન મુહ્યન્તિ જન્તવઃ'** પદોથી કહેવામાં આવી છે.

**પરિશિષ્ટ ભાવ :** જેમ અંધકારમાં સૂર્યને ઢાંકવાનું સામર્થ્ય નથી એ જ રીતે અજ્ઞાનમાં જ્ઞાનને ઢાંકવાનું સામર્થ્ય નથી. અસ્વાભાવિકને સ્વાભાવિક માની લીધું એ જ અજ્ઞાન છે, જેનાથી મનુષ્ય મોહિત થઈ જાય છે. તેથી અજ્ઞાન દ્વારા જ્ઞાનને ઢાંકવાની વાત માત્ર મૂર્ખતાપ્રેરિત માન્યતા છે; વાસ્તવિકતા નથી. મનુષ્ય ઇચ્છે તો પોતાના વિવેકને મહત્ત્વ આપીને આ મૂર્ખતા (અજ્ઞાન)ને મિટાવી શકે છે. (ગીતા ૫/૧૬).

વાસ્તવમાં જ્ઞાન ઢંકાતું નથી, બલ્કે બુદ્ધિ ઢંકાય છે, પરંતુ માણસને જ્ઞાન ઢંકાયેલું દેખાય છે, તેથી અહીં **'આવૃત્ત'** શબ્દ આપેલો છે. આ જ વાત ત્રીજા અધ્યાયના ઓગણચાલીસમા શ્લોકમાં પણ **'આવૃતં જ્ઞાનમેતેન'** પદોથી કહેવામાં આવી છે. અજ્ઞાન અભાવરૂપ છે, તેની કોઈ સત્તા (અસ્તિત્વ) નથી. જેનો અભાવ છે અર્થાત્ છે જ નહીં તેનાથી આવરણ થઈ શકતું નથી. તેથી વિપરીત જ્ઞાન અર્થાત્ અસ્વાભાવિકતામાં સ્વાભાવિકતાનો આરોપ જ અજ્ઞાન છે.[2] જો અસ્વાભાવિકતા મટીને સ્વાભાવિકતા થઈ જાય તો સર્વવ્યાપી પરમાત્માની સાથે એકત્વનો અનુભવ થઈ જશે. વ્યક્તિત્વ જ પાપ-પુણ્યને, સુકૃત-દુષ્કૃતને ગ્રહણ કરે છે, તેથી સર્વવ્યાપી પરમાત્માની સાથે એકત્વનો અનુભવ થવાથી અર્થાત્ વ્યક્તિત્વ (અહમ્)નો નાશ થઈ જાય તો પાપ-પુણ્ય થતું નથી.

અજ્ઞાન અર્થાત્ વિપરીત જ્ઞાન (અસ્વાભાવિકમાં સ્વાભાવિક બુદ્ધિ)ના કારણે માણસ 'જન્તુ' બની જાય છે – **'તેન**

---

૧. **આહારનિદ્રાભયમૈથુનાનિ સમાનિ ચૈતાનિ નૃણાં પશૂનામ્ ।**
**જ્ઞાનં નરાણામધિકો વિશેષો જ્ઞાનેન હીનાઃ પશુભિઃ સમાનાઃ ॥** (ચાણક્યનીતિ ૧૭/૧૭)
'આહાર, નિદ્રા, ભય અને મૈથુન – એ મનુષ્યોમાં અને પશુઓમાં સમાન જ છે. મનુષ્યોમાં વિશેષતા એ જ છે કે તેઓમાં વિવેક રહે છે. વિવેકથી શૂન્ય મનુષ્ય તો પશુ સમાન છે.'

૨. **અનિત્યાશુચિદુઃખાનાત્મસુ નિત્યશુચિસુખાત્મખ્યાતિરવિદ્યા ।** (યોગદર્શન ૨/૫)
'અનિત્યમાં નિત્ય, અપવિત્રમાં પવિત્ર, દુઃખમાં સુખ અને અનાત્મમાં આત્મભાવની અનુભૂતિ અજ્ઞાન છે.'

**મુહ્યન્તિ જન્તવઃ'** આ જ પ્રમાણે જડ સાથે સંબંધ માનવાથી જીવ 'જગત' (જડ) થઈ જાય છે. (ગીતા ૭/૧૩).

જે આપણી સાથે એકરસ છે, તે પરમાત્માને તો પોતાનાથી અલગ માની લીધા અને જે આપણાથી અલગ છે, તે શરીરને આપણી સાથે એકરસ માની લીધું – આ અજ્ઞાન છે.

—■—

***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને બતાવ્યું કે અજ્ઞાન દ્વારા જ્ઞાન ઢંકાઈ જવાને કારણે બધા જીવો મોહિત થઈ રહ્યા છે. પોતાના વિવેક દ્વારા એ અજ્ઞાનનો નાશ કરી દેતાં જે જ્ઞાનનો ઉદય થાય છે, તેનો મહિમા આગળના શ્લોકમાં કહે છે.*

**જ્ઞાનેન તુ તદજ્ઞાનં યેષાં નાશિતમાત્મનઃ।**
**તેષામાદિત્યવજ્જ્ઞાનં પ્રકાશયતિ તત્પરમ્ ॥ ૧૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તુ** | = પરંતુ | **અજ્ઞાનમ્** | = અજ્ઞાન | **આદિત્યવત્** | = સૂર્યની જેમ |
| **યેષામ્** | = જેમણે | **નાશિતમ્** | = નષ્ટ કરી નાંખ્યું છે, | **પરમ્** | = એ સચ્ચિદાનંદઘન પરમાત્માને |
| **આત્મનઃ** | = પોતાના જે | **તેષામ્, તત્** | = એમનું એ | **પ્રકાશયતિ** | = પ્રકાશિત કરી દે છે. |
| **જ્ઞાનેન** | = જ્ઞાન વડે | **જ્ઞાનમ્** | = જ્ઞાન | | |
| **તત્** | = તે | | | | |

*ટીકા* – **'જ્ઞાનેન તુ તદજ્ઞાનં યેષાં નાશિતમાત્મનઃ'** – પાછળના શ્લોકમાં કહેલી વાતથી વિલક્ષણ વાત બતાવવાને માટે અહીં **'તુ'** પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

પાછળના શ્લોકમાં જેને **'અજ્ઞાનેન'** પદથી કહ્યું હતું, તેને જ અહીં **'તત્ અજ્ઞાનમ્'** પદથી કહેવામાં આવ્યું છે.

પોતાની સત્તાને અને શરીરને અલગ-અલગ માનવાં એ 'જ્ઞાન' છે અને એક માનવાં એ 'અજ્ઞાન' છે.

ઉત્પત્તિ-વિનાશશીલ સંસારના કોઈ અંશમાં તો આપણે પોતાને રાખી લીધા અર્થાત્ 'હું'પણું (અહંતા) કરી લીધું અને કોઈ અંશને પોતાનામાં રાખી લીધો અર્થાત્ મારાપણું (મમતા) કરી લીધું. પોતાની સત્તાનો તો નિરંતર અનુભવ થાય છે અને હું-મારાપણું નિરંતર બદલાતું પ્રત્યક્ષ દેખાય છે; જેમ કે – પહેલાં હું બાળક હતો અને રમકડાં વગેરે મારાં હતાં, હવે હું યુવાન અને વૃદ્ધ થયો છું અને સ્ત્રી, પુત્ર, ધન, મકાન વગેરે મારાં છે. આ રીતે હું-મારાપણાના પરિવર્તનનું જ્ઞાન આપણને છે, પરંતુ પોતાની સત્તાના પરિવર્તનનું જ્ઞાન આપણને નથી – એ જ્ઞાન અર્થાત્ વિવેક છે.

હું-મારાપણાને જડ પદાર્થોની સાથે ન ભેળવીને સાધક પોતાના વિવેકને મહત્ત્વ આપે કે હું-મારાપણું જેની સાથે ભેળવું છું, તે બધું બદલાય છે; પરંતુ હું-મારું કહેવાવાળો હું (મારી સત્તા) એ જ રહું છું. જડનું બદલાવું અને અભાવ તો સમજવામાં આવે છે, પરંતુ પોતાની જાતનું બદલાવું અને અભાવ કોઈની સમજમાં નથી આવતાં; કેમકે પોતાની જાતમાં કિંચિત્ પણ પરિવર્તન અને અભાવ કદી થતાં જ નથી – આ વિવેક દ્વારા હું - મારાપણાનો ત્યાગ કરી દે કે શરીર 'હું' નથી અને બદલાવાળી વસ્તુ 'મારી' નથી. આ જ વિવેક દ્વારા અજ્ઞાનનો નાશ કરવાનો છે. પરિવર્તનશીલની સાથે અપરિવર્તનશીલનો સંબંધ અજ્ઞાનથી અર્થાત્ વિવેકને મહત્ત્વ ન આપવાથી છે. જેણે વિવેકને જાગ્રત કરીને પરિવર્તનશીલ હું-મારાપણાના સંબંધનો વિચ્છેદ કરી દીધો છે, તેનો તે વિવેક સચ્ચિદાનંદઘન પરમાત્માને પ્રકાશિત કરી દે છે અર્થાત્ અનુભવ કરાવી દે છે.

**'તેષામાદિત્યવજ્જ્ઞાનં પ્રકાશયતિ તત્પરમ્'** – વિવેક સર્વથા જાગ્રત થતાં પરિવર્તનશીલની નિવૃત્તિ થઈ જાય છે. પરિવર્તનશીલની નિવૃત્તિ થતાં પોતાના સ્વરૂપનો સ્પષ્ટ બોધ થઈ જાય છે, જે થતાં જ સર્વત્ર પરિપૂર્ણ પરમાત્મતત્ત્વ પ્રકાશિત થઈ જાય છે અર્થાત્ એની સાથે અભિન્નતાનો અનુભવ થઈ જાય છે.

અહીં **'પરમ્'** પદ પરમાત્મતત્ત્વને માટે પ્રયોજાયેલું છે. બીજા અધ્યાયના ઓગણસાઠમા શ્લોકમાં તથા તેરમા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં પણ પરમાત્મતત્ત્વને માટે **'પરમ્'** પદ આવ્યું છે.

**'પ્રકાશયતિ'** પદનું તાત્પર્ય એ છે કે સૂર્યનો ઉદય થવાથી નવી વસ્તુનું નિર્માણ નથી થતું, પરંતુ અંધકારથી ઢંકાઈ જવાને કારણે જે વસ્તુ દેખાતી ન હતી, તે દેખાવા માંડે છે. એ જ રીતે પરમાત્મતત્ત્વ સ્વતઃસિદ્ધ છે, પરંતુ અજ્ઞાનને કારણે એનો અનુભવ નહોતો થઈ રહ્યો. વિવેક દ્વારા અજ્ઞાન દૂર થતાં જ એ સ્વતઃસિદ્ધ પરમાત્મતત્ત્વનો અનુભવ થવા માંડે છે.

**પરિશિષ્ટ ભાવ :** અજ્ઞાનનો નાશ વિવેકથી જ થાય છે, પ્રયત્નથી નહીં – **'યતન્તોઽપ્યકૃતાત્માનો નૈનં પશ્યન્ત્યચેતસઃ'** (ગીતા ૧૫-૧૧). કારણ કે અજ્ઞાનનો નાશ ક્રિયાસાધ્ય, પરિશ્રમસાધ્ય નથી. પરિશ્રમ કરવાથી શરીર સાથે સંબંધ ચાલુ રહે છે, કેમકે શરીર સાથે સંબંધ જોડ્યા વિના પરિશ્રમ થતો નથી. બીજી વાત, અજ્ઞાનને દૂર કરવાના પ્રયત્નથી અજ્ઞાન દૃઢ થાય છે, કારણ કે તેની સત્તા (અસ્તિત્વ) માનીને જ તેને દૂર કરવાની વાત છે.

અસ્વાભાવિકતામાં સ્વાભાવિકતાની વિપરીત ભાવના (અજ્ઞાન) આપણામાં જ છે, તેથી વિવેકનો આદર કરવાથી તેનું નિરાકરણ થઈ જાય છે.



*સંબંધ – જે સ્થિતિમાં સર્વત્ર પરિપૂર્ણ પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે, તે સ્થિતિની પ્રાપ્તિને માટે આગળના શ્લોકમાં સાધન બતાવે છે.*

**તદ્બુદ્ધયસ્તદાત્માનસ્તન્નિષ્ઠાસ્તત્પરાયણાઃ ।**
**ગચ્છન્ત્યપુનરાવૃત્તિં જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ ॥ ૧૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તદાત્માનઃ** | = (પરમાત્મામાં) જેમનું મન તદ્રૂપ થઈ રહ્યું છે, | **તન્નિષ્ઠાઃ** | = સચ્ચિદાનંદઘન પરમાત્મામાં જ જેમની સ્થિતિ છે, (એવા) | **જ્ઞાનનિર્ધૂત-કલ્મષાઃ** | = જ્ઞાન દ્વારા પાપરહિત થઈને |
| **તદ્બુદ્ધયઃ** | = (પરમાત્મામાં) જેમની બુદ્ધિ તદ્રૂપ થઈ રહી છે (અને) | **તત્પરાયણાઃ** | = પરમાત્મપરાયણ સાધકો | **અપુનરા-વૃત્તિમ્** | = અપુનરાવૃત્તિને એટલે કે પરમગતિને |
| | | | | **ગચ્છન્તિ** | = પામે છે. |

*ટીકા* – [પરમાત્મતત્ત્વનો અનુભવ કરવા માટે બે પ્રકારનાં સાધનો છે – એક તો વિવેક દ્વારા અસતનો ત્યાગ કરતાં સતમાં સ્વરૂપસ્થિતિ આપમેળે થઈ જાય છે અને બીજું, સતનું ચિંતન કરતાં-કરતાં સતની પ્રાપ્તિ થઈ જાય છે. ચિંતનથી સતની જ પ્રાપ્તિ થાય છે. અસતની પ્રાપ્તિ કર્મોથી થાય છે, ચિંતનથી નહિ. ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુ કર્મથી મળે છે અને નિત્ય પરિપૂર્ણ તત્ત્વ ચિંતનથી મળે છે. ચિંતનથી પરમાત્મા કેવી રીતે પ્રાપ્ત થાય છે, એની વિધિ આ શ્લોકમાં બતાવે છે.]

**'તદ્બુદ્ધયઃ'** – નિશ્ચય કરવાવાળી વૃત્તિનું નામ 'બુદ્ધિ' છે. સાધકે પહેલાં બુદ્ધિ વડે એ નિશ્ચય કરવો કે સર્વત્ર એક પરમાત્મતત્ત્વ જ પરિપૂર્ણ છે. સંસારના ઉત્પન્ન થતાં પહેલાં પણ પરમાત્મા હતા અને સંસારનો નાશ થયા પછી પણ પરમાત્મા રહેશે. વચમાં પણ સંસારનો જે પ્રવાહ ચાલી રહ્યો છે, તેમાં પણ પરમાત્મા તેવા ને તેવા જ છે. આ રીતે પરમાત્માની સત્તા (હોવાપણા)માં અચળ નિશ્ચય હોવો એ જ **'તદ્બુદ્ધયઃ'** પદનું તાત્પર્ય છે.

**'તદાત્માનઃ'** – અહીં **'આત્મા'** શબ્દ મનનો વાચક છે. જ્યારે બુદ્ધિમાં એક પરમાત્મતત્ત્વનો નિશ્ચય થઈ જાય છે, ત્યારે મનથી આપમેળે-સ્વાભાવિક પરમાત્માનું જ ચિંતન થવા લાગે છે. બધી ક્રિયાઓ કરતી વેળા એ ચિંતન અખંડ રહે છે કે સત્તારૂપે બધી જગાએ એક પરમાત્મતત્ત્વ જ પરિપૂર્ણ છે. ચિંતનમાં સંસારની સત્તા આવતી જ નથી.

**'તન્નિષ્ઠાઃ'** – જ્યારે સાધકનાં મન અને બુદ્ધિ પરમાત્મામાં લાગી જાય છે, ત્યારે એ દરેક સમયે પરમાત્મામાં પોતાની (જાતની) આપોઆપ-સ્વાભાવિક સ્થિતિનો અનુભવ કરે છે. જ્યાં સુધી મનબુદ્ધિ પરમાત્મામાં નથી લાગતાં અર્થાત્ મનથી પરમાત્માનું ચિંતન અને બુદ્ધિથી પરમાત્માનો નિશ્ચય નથી થતો, ત્યાં સુધી પરમાત્મામાં પોતાની સ્વાભાવિક સ્થિતિ હોવા છતાં પણ એનો અનુભવ નથી થતો.

**'તત્પરાયણાઃ'** – પરમાત્માથી અલગ પોતાની સત્તા ન રહેવી એને પરમાત્માને પરાયણ થવું કહે છે. પરમાત્મામાં પોતાની સ્થિતિનો અનુભવ કરવાથી પોતાની સત્તા પરમાત્માની સત્તામાં લીન થઈ જાય છે અને પોતે પરમાત્મસ્વરૂપ બની જાય છે.

જ્યાં સુધી સાધક અને સાધનની એકતા નથી થતી, ત્યાં સુધી સાધન છૂટતું રહે છે, અખંડ નથી રહેતું. જ્યારે સાધકપણું અર્થાત્ અહંભાવ દૂર થઈ જાય છે, ત્યારે સાધક સાધ્યરૂપ જ બની જાય છે; કેમકે વાસ્તવમાં સાધન અને સાધ્ય બન્નેમાં નિત્ય એકતા છે.

**'જ્ઞાનનિર્ધૂતકલ્મષાઃ'** – જ્ઞાન અર્થાત્ સત-અસતના વિવેકની વાસ્તવિક જાગૃતિ થતાં અસતની સર્વથા નિવૃત્તિ થઈ જાય છે. અસતના સંબંધથી જ પાપ-પુણ્યરૂપી દોષ થાય છે, જેના વડે મનુષ્ય બંધાય છે. અસત સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થતાં પાપ-પુણ્ય દૂર થઈ જાય છે.

**'ગચ્છન્ત્યપુનરાવૃત્તિમ્'** – અસતનો સંગ જ પુનરાવૃત્તિ (પુનર્જન્મ)નું કારણ છે – **'કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા ૧૩/૨૧). અસતનો સંગ સર્વથા દૂર થતાં પુનરાવૃત્તિનો પ્રશ્ન જ પેદા થતો નથી.

જે વસ્તુ એકદેશીય હોય છે, તેનું આવવું-જવું થાય છે. જે વસ્તુ સર્વત્ર પરિપૂર્ણ છે, તે ક્યાંથી આવે અને ક્યાં જાય? પરમાત્મા સઘળાં સ્થળ, કાળ, વસ્તુ, પરિસ્થિતિ વગેરેમાં એકરસ પરિપૂર્ણ રહે છે. એમનું ક્યાંય આવવું-જવું નથી થતું. શ્રુતિ કહે છે –

**'ન તસ્ય પ્રાણા ઉત્ક્રામન્તિ બ્રહ્મૈવ સન્ બ્રહ્માપ્યેતિ'**

(બૃહદારણ્યક. ૪/૪/૬)

'તેના પ્રાણોનું ઉત્ક્રમણ નથી થતું; તે બ્રહ્મ જ બનીને બ્રહ્મને પ્રાપ્ત થાય છે.'

તેના કહેવાનારા શરીરને લીધે જ એમ કહેવામાં આવે છે કે તેનો પુનર્જન્મ નથી થતો. વાસ્તવમાં અહીં **'ગચ્છન્તિ'** પદનું તાત્પર્ય છે – વાસ્તવિક બોધ થવો, જે થતાં જ નિત્યપ્રાપ્ત પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** અસ્વાભાવિકતામાં સ્વાભાવિકતાની ભાવના નષ્ટ થયા પછી એક પરમાત્માના સિવાય બીજા કોઈની સ્વતંત્ર સત્તા (અસ્તિત્વ) રહેતી નથી અને સાધક પરમાત્માસ્વરૂપ જ થઈ જાય છે, જે ખરેખર સ્વયંસિદ્ધ છે જ. પછી તેના માટે પુનઃ સંસાર-બંધનમાં આવવાનો પ્રશ્ન જ પેદા થતો નથી - **'સર્ગેઽપિ નોપજાયન્તે પ્રલયે ન વ્યથન્તિ ચઃ'** (ગીતા ૧૪-૨)

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં વર્ણિત સાધન દ્વારા સિદ્ધ થયેલા મહાપુરુષનું જ્ઞાન વ્યવહારકાળમાં કેવું રહે છે – તેને આગળના શ્લોકમાં બતાવે છે.*

**વિદ્યાવિનયસંપન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ ।**
**શુનિ ચૈવ શ્વપાકે ચ પણ્ડિતાઃ સમદર્શિનઃ ॥ ૧૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પણ્ડિતાઃ** | = જ્ઞાની મહાપુરુષો | ગવિ | = ગાય, | **શ્વપાકે** | = ચાંડાળમાં |
| **વિદ્યાવિનય-સમ્પન્ને** | = વિદ્યા અને વિનયશીલ | હસ્તિનિ | = હાથી (અને) | **એવ** | = પણ |
| **બ્રાહ્મણે** | = બ્રાહ્મણમાં | શુનિ | = કૂતરામાં | **સમદર્શિનઃ** | = સમાનરૂપે પરમાત્માને જોવાવાળા હોય છે. |
| **ચ** | = તથા | ચ | = અને | | |

*ટીકા* – **'વિદ્યાવિનયસમ્પન્ને... પણ્ડિતાઃ સમદર્શિનઃ'** – અહીં બ્રાહ્મણને માટે બે વિશેષણો આપવામાં આવ્યાં છે – વિદ્યાયુક્ત અને વિનયયુક્ત અર્થાત્ એવો બ્રાહ્મણ જે વિદ્વાન પણ છે અને વિનમ્ર સ્વભાવવાળો (બ્રાહ્મણપણાના અભિમાનથી રહિત) પણ છે. બ્રાહ્મણ હોવાથી તે જાતિથી તો ઊંચો છે જ, સાથે ને સાથે વિદ્યા અને વિનયથી પણ સંપન્ન છે – આ બ્રાહ્મણત્વની પૂર્ણતા છે. જ્યાં પૂર્ણતા હોય છે, ત્યાં અભિમાન નથી રહેતું. અભિમાન ત્યાં જ રહે છે, જ્યાં પૂર્ણતા નથી હોતી.

બ્રાહ્મણ અને ચંડાળમાં તથા ગાય, હાથી તેમ જ કૂતરામાં વ્યવહારની વિષમતા અનિવાર્ય છે. તેઓમાં સમાન વર્તાવ શાસ્ત્ર પણ નથી કહેતું. ઉચિત પણ નથી અને કરી શકતા પણ નથી. જેવી રીતે, પૂજન વિદ્યાવિનયયુક્ત બ્રાહ્મણનું જ થઈ શકે છે, નહિ કે ચંડાળનું; દૂધ ગાયનું જ પીવામાં આવે છે, નહિ કે કૂતરીનું; સવારી હાથીની જ થઈ શકે છે, નહિ કે કૂતરાની. આ પાંચે પ્રાણીઓનું ઉદાહરણ આપીને ભગવાન એ કહી રહ્યા છે કે એમના પ્રત્યેના વ્યવહારમાં સમતા સંભવિત ન હોવા છતાં પણ તત્ત્વતઃ બધામાં એક જ પરમાત્મતત્ત્વ પરિપૂર્ણ છે. મહાપુરુષોની દૃષ્ટિ એ પરમાત્મતત્ત્વ ઉપર જ સદાસર્વદા રહે છે. એટલા માટે એમની દૃષ્ટિ કદી વિષમ નથી હોતી.

અહીં એક શંકા થઈ શકે છે કે દૃષ્ટિ વિષમ થયા વિના વ્યવહારમાં ભિન્નતા કેવી રીતે થશે? એનું સમાધાન એ છે કે પોતાના શરીરનાં બધાં અંગો (મસ્તક, પગ, હાથ, ગુદા વગેરે)માં આપણી દૃષ્ટિ અર્થાત્ પોતાપણું અને હિતની ભાવના સમાન રહે છે, છતાં પણ આપણે એમના વ્યવહારમાં ભેદ રાખીએ છીએ; જેમ કે કોઈને પગ અડકી જાય તો ક્ષમાયાચના કરીએ છીએ, પરંતુ કોઈને હાથ અડકી જાય તો ક્ષમાયાચના નથી કરતા. પ્રણામ મસ્તક અને હાથો વડે કરીએ છીએ, પગ વડે નહિ. ગુદાને હાથ અડકવાથી હાથ ધોઈએ

છીએ, પરંતુ હાથને હાથ અડકતાં નહિ. એટલું જ નહિ, એક હાથની આંગળીઓ વચ્ચે પણ વ્યવહારમાં ભેદ રહે છે. કોઈને તર્જની આંગળી બતાવવાનો અને અંગૂઠો બતાવવાનો ભેદ તો બધા જાણે જ છે. આ રીતે શરીરનાં ભિન્ન-ભિન્ન અંગોના વ્યવહારમાં તો ભેદ હોય છે, પરંતુ આત્મીયતામાં ભેદ નથી હોતો. એટલા માટે શરીરના કોઈ પણ પીડિત અંગની ઉપેક્ષા નથી થતી. વ્યવહારમાં ભેદ હોવા છતાં પણ પીડા દૂર કરવા માટે આપણે સમાનતાનો વ્યવહાર કરીએ છીએ. શરીરનાં બધાં અંગોના સુખ-દુઃખમાં આપણો એક જ ભાવ રહે છે (ગીતા ૬/૩૨). એ જ રીતે પ્રાણીઓમાં ખાન, પાન, ગુણ, આચરણ, જાતિ વગેરેનો ભેદ હોવાથી તેઓની સાથે જ્ઞાની મહાપુરુષોના વ્યવહારમાં પણ ભેદ હોય છે અને હોવો પણ જોઈએ. પરંતુ એ બધાં પ્રાણીઓમાં એક જ પરમાત્મતત્ત્વ પરિપૂર્ણ હોવાને કારણે મહાપુરુષની દૃષ્ટિમાં ભેદ નથી હોતો. એ પ્રાણીઓ પ્રત્યે મહાપુરુષની આત્મીયતા, પ્રેમ, હિત, દયા વગેરેના ભાવમાં કદી ફરક નથી પડતો. એમના અંતઃકરણમાં રાગ, દ્વેષ, મમતા, આસક્તિ, અભિમાન, પક્ષપાત, વિષમતા વગેરેનો સર્વથા અભાવ હોય છે. જેવી રીતે પોતાના શરીરના કોઈ અંગનું દુઃખ દૂર કરવાની ચેષ્ટા સ્વાભાવિક થાય છે, એવી જ રીતે ખબર પડતાં જ બીજા પ્રાણીનું દુઃખ દૂર કરવાની અને તેને સુખ પહોંચાડવાની ચેષ્ટા પણ એમના દ્વારા સ્વાભાવિક થાય છે. એ જ કારણ છે કે ભગવાને અહીં મહાપુરુષોને સમદર્શી કહ્યા છે, નહિ કે સમવર્તી. ગીતામાં બીજી જગાએ પણ સમાન જોવાની કે સમબુદ્ધિની જ વાત આવી છે, જેમ કે – **'સમબુદ્ધિર્વિશિષ્યતે'** (અ. ૬/૯); **'સર્વત્ર સમદર્શનઃ'** (અ. ૬/૨૯); **'આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ'** (અ. ૬/૩૨); **'સર્વત્ર સમબુદ્ધયઃ'** (અ. ૧૨/૪); **'સમં સર્વેષુ ભૂતેષુ... યઃ પશ્યતિ સ પશ્યતિ'** (અ. ૧૩/૨૭); અને **'સમં પશ્યન્ હિ સર્વત્ર'** (અ. ૧૩/૨૮).

શ્રી શંકરાચાર્યજી મહારાજ કહે છે – **'ભાવાદ્વૈતં સદા કુર્યાત્ ક્રિયાદ્વૈતં ન કુત્રચિત્'** (તત્ત્વોપદેશ).

ભાવમાં જ સદા અદ્વૈત હોવું જોઈએ, ક્રિયા (વ્યવહાર)માં ક્યાંય નહિ.

## સમતા-સંબંધી વિશેષ વાત

આજકાલ સમતા ઉપર વિશેષ ચર્ચા ચાલી રહી છે. બધાની સાથે સમતાનો વર્તાવ કરો – એવો પ્રચાર કરવામાં આવી રહ્યો છે. પરંતુ વાસ્તવમાં સમતા કોને કહે છે અને તે ક્યારે આવે છે – એને સમજવાની બહુ જરૂર છે.

સમતા કોઈ ખેલ કે તમાશો નથી, પરંતુ પરમાત્માનું સાક્ષાત્ સ્વરૂપ છે. જેમનું મન સમતામાં સ્થિર થઈ જાય છે, તેઓ અહીં જીવંત અવસ્થામાં જ સંસાર ઉપર વિજય પ્રાપ્ત કરી લે છે અને પરબ્રહ્મ પરમાત્માનો અનુભવ કરી લે છે (ગીતા ૫/૧૯). આ સમતા ત્યારે આવે છે, જ્યારે બીજાઓનું દુઃખ પોતાનું દુઃખ અને બીજાઓનું સુખ પોતાનું સુખ બની જાય છે. ગીતામાં ભગવાન કહે છે કે 'હે અર્જુન! જે પુરુષ પોતાના શરીરની જેમ મને બધી જગાએ સમાન જુએ છે અને સુખ અથવા દુઃખને પણ બધી જગાએ સમાન જુએ છે, તે યોગી પરમ શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે (૬/૩૨).

જેવી રીતે શરીરના કોઈ પણ અંગમાં પીડા થતાં તેને દૂર કરવાની લગની લાગી જાય છે, એવી જ રીતે કોઈ પ્રાણીને દુઃખ, સંતાપ વગેરે થતાં તેને દૂર કરવાની લગની લાગી જાય, ત્યારે સમતા આવે છે. સંતોનાં લક્ષણોમાં પણ આવ્યું છે – **'પર દુઃખ દુઃખ સુખ સુખ દેખે પર'** (માનસ ૭/૩૮/૧).

જ્યાં સુધી પોતાના સુખની લાલસા છે, ત્યાં સુધી ગમે તેટલો પ્રયત્ન કરી લો, સમતા નહિ આવે. પરંતુ જ્યારે હૃદયથી એવી લગની લાગી જશે કે બીજાઓને સુખ કેવી રીતે પહોંચે? એમને આરામ કેવી રીતે થાય? એમને લાભ કેવી રીતે થાય? એમનું કલ્યાણ કેવી રીતે થાય? ત્યારે સમતા આપમેળે આવી જશે. એનો આરંભ સર્વપ્રથમ પોતાના ઘરમાંથી કરવો જોઈએ. હૃદયમાં એવો ભાવ થાય કે કોઈને કિંચિત્‌માત્ર પણ દુઃખ કે કષ્ટ ન પહોંચે, કોઈનું કદી અનિષ્ટ ન થાય. ભલે હું ગમે તેટલું કષ્ટ પામું, પરંતુ મારાં માતા-પિતા, સ્ત્રી-પુત્ર, ભાઈ-ભાભી વગેરેને સુખ થવું જોઈએ. ઘરવાળાઓને સુખ પહોંચાડવાથી હૃદયમાં શાંતિ આવશે જ. જ્યાં પોતાના ઘરનો પણ સંબંધ નથી, ત્યાં સુખ પહોંચાડીશું તો વિશેષ આનંદની લહેરો આવવા લાગી જશે. પરંતુ મમતાપૂર્વક સુખ પહોંચાડવાથી આપણી ઉન્નતિ નહિ થાય. જ્યાં આપણી મમતા ન હોય, ત્યાં સુખ પહોંચાડીએ અથવા જ્યાં આપણે મમતાપૂર્વક સુખ પહોંચાડીએ છીએ, ત્યાંથી આપણી મમતા હઠાવી લઈએ – બંનેનું પરિણામ એક જ આવશે.

ચિત્રકૂટમાં લક્ષ્મણજી ભગવાન રામ અને સીતાની સેવા કેવી રીતે કરે છે, એનું વર્ણન ગોસ્વામી તુલસીદાસજી કરે છે –

**સેવહિં લખનુ સીય રઘુબીરહિ। જિમિ અબિબેકી પુરુષ સરીરહિ ॥**

(માનસ ૨/૧૪૨/૧)

અર્થાત્ લક્ષ્મણજી ભગવાન રામ અને સીતાજીની તેવી જ રીતે સેવા કરે છે, જેવી રીતે અજ્ઞાની મનુષ્ય પોતાના શરીરની સેવા કરે છે. પરંતુ પોતાના શરીરની સેવા કરવી, તેને સુખ પહોંચાડવું એ સમજદારી નથી. પોતાના શરીરની

સેવા તો પશુઓ પણ કરે છે. જેવી રીતે, વાંદરીની પોતાના બચ્ચા ઉપર એટલી મમતા રહે છે કે તેના મરણ પછી પણ તે તેના શરીરને છોડતી નથી. પરંતુ જ્યારે કોઈ વસ્તુ ખાવાને માટે મળી જાય છે, ત્યારે તે પોતે તો ખાઈ લે છે, પરંતુ બચ્ચાને નથી ખાવા દેતી. બચ્ચું ખાવાની ચેષ્ટા કરે તો એને એવું ઘૂરકિયું કરે છે કે તે ચીંચીં કરતું ભાગી જાય છે. આથી મમતા હોય ત્યાં સુધી સમતા આવવી સંભવ નથી.

જેની પાસેથી આપણે કંઈ લેવાનું નથી, જેની સાથે આપણો કોઈ સ્વાર્થ નથી, એવી વ્યક્તિ સાથે પણ આપણે પ્રેમપૂર્વક સારામાં સારો વર્તાવ કરવો, જેથી તેનું હિત થાય. કોઈ વ્યક્તિ માર્ગમાં ભૂલી પડી ગઈ છે. તેને માર્ગની ખબર નથી અને એ આપણને પૂછે છે. આપણે તેને બહુ પ્રસન્નતાથી માર્ગ બતાવીએ અથવા થોડા અંતર સુધી તેની સાથે જઈએ તો આપણને હૃદયમાં પ્રત્યક્ષ સુખનો ને શાંતિનો અનુભવ થશે. પરંતુ જો આપણે જાણતા હોવા છતાં પણ તેને માર્ગ ન બતાવીએ, તો આપણને હૃદયમાં સુખ નહિ થાય. આ અનુભવની વાત છે. કોઈને આવો અનુભવ ન હોય તો કરી જુવે! કોઈને તરસ લાગી છે તો એને કહેવું કે ભાઈ, અહીં આવો, અહીં ઠંડું પાણી છે. પછી આપણે આપણું હૃદય જોઈએ. આપણા હૃદયમાં પ્રસન્નતા આવશે, સુખ આવશે. એ સુખ આપણું કલ્યાણ કરવાવાળું છે. બીજો દુઃખ પામે પણ હું સુખ લઈ લઉં – એ સુખ પતન કરવાવાળું છે. એનાથી ન તો વ્યવહારમાં આપણી ઉન્નતિ થશે અને ન પરમાર્થમાં. આપણે સત્સંગનું આયોજન કરીએ છીએ. તેમાં આવવાવાળી વ્યક્તિઓના બેસવાની વ્યવસ્થા કરીએ તો એમને પ્રેમપૂર્વક કહેવું કે આવો, અહીં બેસો. તેમને ત્યાં બેસાડવા, જ્યાંથી તેઓ સારી રીતે સાંભળી શકે. તેઓ આરામથી કેવી રીતે બેસી શકે? સારી રીતે કેમ સાંભળી શકે; એવો ભાવ રાખીને તેમની સાથે વર્તાવ કરવો. એવું કરવામાં આપણા હૃદયમાં પ્રત્યક્ષ શાંતિ આવશે. પણ ત્યાં હુકમ ચલાવીએ કે શું કરો છો? અહીં બેસો, અહીં નહિ, તો વાત એ જ હોવા છતાં પણ હૃદયમાં શાંતિ નહિ આવે. હૈયામાં જે અભિમાન છે, તે બીજાઓને ભોંકાશે, ખોટું લાગશે. એવો વર્તાવ કરીએ અને ઇચ્છા રાખીએ કે સમતા આવી જાય, તો તે કદી આવવાની નથી.

સહુના હિતમાં જેની પ્રીતિ થઈ ગઈ છે, તેમને ભગવાન પ્રાપ્ત થઈ જાય છે – **'તે પ્રાપ્નુવન્તિ મામેવ સર્વભૂતહિતે રતાઃ'** (ગીતા ૧૨/૪). કારણ કે ભગવાન પ્રાણીમાત્રના પરમ સુહૃદ છે (ગીતા ૫/૨૯). તેઓ પ્રાણીમાત્રનું પાલન-પોષણ કરવાવાળા છે. આસ્તિકમાં આસ્તિક હોય અથવા નાસ્તિકમાં નાસ્તિક, બન્નેને માટે ભગવાનનું વિધાન બરાબર છે. એક વ્યક્તિ ઘણી આસ્તિક છે, ભગવાનને બહુ જ માને છે અને એમને મેળવવા માટે સાધન-ભજન કરે છે અને એક વ્યક્તિ એવી નાસ્તિક છે કે સંસારમાંથી ભગવાનનું ખાતું કાઢી નાખવા ઇચ્છે છે. તેનું માનવું છે કે, ભગવાનને માનવાથી અને ભગવાનને કારણે જ દુનિયા દુઃખ પામી રહી છે, ભગવાન નામની કોઈ ચીજ છે જ નહિ, – અને એવો જ પ્રચાર કરે છે. એવા નાસ્તિકમાં નાસ્તિક વ્યક્તિની તરસ પણ જળ છિપાવે છે અને એ જ જળ આસ્તિકમાં આસ્તિક વ્યક્તિની પણ તરસ છિપાવે છે. જળમાં એ ભેદ નથી કે તે આસ્તિકની તરસ સારી રીતે શાંત કરે અને નાસ્તિકની તરસ શાંત ન કરે. તે સમાન રીતિથી બધાની તરસ છિપાવે છે. એવી જ રીતે સૂર્ય સમાન રીતિથી બધાને પ્રકાશ આપે છે, હવા સમાન રીતિથી બધાને શ્વાસ લેવા દે છે, પૃથ્વી સમાન રીતિથી બધાને રહેવાનું સ્થાન આપે છે. આ રીતે ભગવાનની રચેલી પ્રત્યેક વસ્તુ બધાને સમાન રીતિથી મળે છે.

સમતાનો અર્થ એ નથી કે સમાન રીતિથી બધાની સાથે રોટી-બેટી (ભોજન અને વિવાહ)નો વર્તાવ કરવો. વ્યવહારમાં સમતા તો મહાન પતન કરનારી છે. સમાન વર્તાવ યમરાજનું, મોતનું નામ છે; કેમકે તેના વર્તાવમાં વિષમતા નથી હોતી. ચાહે મહાત્મા હોય, ચાહે ગૃહસ્થ હોય, ચાહે સાધુ હોય, ચાહે પશુ હોય, ચાહે દેવતા હોય, મોત બધાનું બરાબર થાય છે. એટલા માટે યમરાજને 'સમવર્તી' (સમાન વર્તાવ કરવાવાળા) કહેવામાં આવ્યા છે.[૧] આથી જેઓ સમાન વર્તાવ કરે છે, તેઓ પણ યમરાજ છે.

પશુઓમાં પણ સમાન વર્તાવ જોવામાં આવે છે. કૂતરું બ્રાહ્મણની રસોઈમાં જાય તો પગ ધોઈને નથી જતું. બ્રાહ્મણની રસોઈ હોય કે હરિજનની, તે તો જેવું હોય, તેવું જ ચાલ્યું જાય છે; કેમકે એ તેની સમતા છે. પરંતુ મનુષ્યને માટે એ સમતા નથી, ઊલટાની મહાન પશુતા છે. સમતા તો એ છે કે બીજાનું દુઃખ કેવી રીતે દૂર થાય, બીજાને સુખ કેવી રીતે થાય અને આરામ કેવી રીતે થાય. એવી સમતા રાખીને વર્તાવમાં પવિત્રતા અને નિર્મળતા રાખવી જોઈએ. વર્તાવમાં પવિત્રતા રાખવાથી અંતઃકરણ પવિત્ર અને નિર્મળ બને છે. પરંતુ વર્તાવમાં અપવિત્રતા રાખવાથી, ખાનપાન વગેરે એક કરવાથી અંતઃકરણમાં અપવિત્રતા આવે છે, જેથી અશાંતિ વધે છે. કેવળ બહારનો વર્તાવ સમાન રાખવો એ શાસ્ત્રો અને સમાજની મર્યાદાની વિરુદ્ધ છે. એનાથી સમાજમાં સંઘર્ષ પેદા થાય છે.

---

૧. **'સમવર્તી પરેતરાટ્'** (અમરકોષ ૧/૧/૫૮)

વર્ણોમાં બ્રાહ્મણો ઊંચા છે અને શૂદ્રો નીચા છે – એવો શાસ્ત્રોનો સિદ્ધાંત નથી. બ્રાહ્મણે ઉપદેશ દ્વારા, ક્ષત્રિયે રક્ષણ દ્વારા, વૈશ્યે ધનસંપત્તિ તેમ જ આવશ્યક વસ્તુઓ દ્વારા અને શૂદ્રે શરીરથી પરિશ્રમ કરીને બધા વર્ણોની સેવા કરવી. એનો અર્થ એ નથી કે બીજાઓએ પોતાના કર્તવ્યપાલનમાં પરિશ્રમ ન કરવો, બલ્કે પોતાના કર્તવ્યપાલનમાં સમાન રીતિથી બધાએ જ પરિશ્રમ કરવો. જેની પાસે જે પ્રકારની શક્તિ, વિદ્યા, વસ્તુ, કલા વગેરે હોય, તેના દ્વારા ચારેય વર્ણે ચારેય વર્ણોની સેવા કરવી, એમનાં કાર્યોમાં સહાયક બનવું. પરંતુ ચારેય વર્ણોની સેવા કરવામાં ભેદભાવ ન રાખવો.

આજકાલ વર્ણાશ્રમને નાબૂદ કરીને પાર્ટીબાજી થઈ રહી છે. આજે વર્ણાશ્રમમાં એટલી લડાઈ નથી, જેટલી લડાઈ પાર્ટીબાજીમાં થઈ રહી છે – આ પ્રત્યક્ષ વાત છે. પહેલાં લોકો ચારેય વર્ણો અને આશ્રમોની મર્યાદા પ્રમાણે ચાલતા હતા અને સુખશાંતિપૂર્વક રહેતા હતા. આજે વર્ણાશ્રમની મર્યાદાને નાબૂદ કરીને અનેક પાર્ટીઓ બનાવાઈ રહી છે, જેનાથી સંઘર્ષને પ્રોત્સાહન મળી રહ્યું છે. ગામડાંમાં બધા લોકોને પાણી મળવું કઠિન થઈ રહ્યું છે. જેમના અધિકારમાં કૂવો છે, તેઓ કહે છે કે તમે એ પાર્ટીને મત આપ્યો છે, એટલા માટે તમે અહીંથી પાણી નહિ ભરી શકો. મા, બાપ અને બેટો - ત્રણેય અલગ-અલગ પાર્ટીઓને મત આપે છે અને ઘરમાં લડે છે. અંતરમાં વેર બાંધી લીધું કે તમે એ પાર્ટીના અને અમે આ પાર્ટીના. કેટલો મહાન અનર્થ થઈ રહ્યો છે!

જો સમતા લાવવી હોય તો બીજી વ્યક્તિ કોઈ પણ વર્ણ, આશ્રમ, ધર્મ, સંપ્રદાય, મત વગેરેની કેમ ન હોય, તેને સુખ આપવાનું છે, તેનું દુઃખ દૂર કરવાનું છે અને તેનું વાસ્તવિક હિત કરવાનું છે. તેમનામાં એ ભેદ હોઈ શકે કે આપ રામરામ કહો છો તો અમે કૃષ્ણ કૃષ્ણ કહીશું; આપ વૈષ્ણવ છો તો અમે શૈવ છીએ; આપ મુસલમાન છો તો અમે હિંદુ છીએ વગેરે-વગેરે. પરંતુ એનાથી કોઈ વિઘ્ન નથી આવતું. વિઘ્ન ત્યારે આવે છે, જ્યારે એ ભાવ રહે કે તેઓ અમારી પાર્ટીના નથી, એટલા માટે એમને ભલે દુઃખ થતું રહે, પરંતુ અમને અને અમારી પાર્ટીવાળાઓને સુખ મળવું જોઈએ. આવો ભાવ મહાન પતન કરવાવાળો છે. એટલા માટે કદીક કોઈ વર્ણ વગેરેના મનુષ્યોને કષ્ટ થાય તો એમના હિતની ચિંતા સમાન રીતિથી થવી જોઈએ અને એમને સુખ થાય તો તેથી પ્રસન્નતા સમાન રીતિથી થવી જોઈએ. જેવી રીતે, બ્રાહ્મણો અને હરિજનોમાં સંઘર્ષ થયો. એમાં હરિજનોની હાર અને બ્રાહ્મણોની જીત થતાં આપણા મનમાં પ્રસન્નતા થાય અથવા બ્રાહ્મણોની હાર અને હરિજનોની જીત થતાં આપણા મનમાં દુઃખ થાય, તો એ વિષમતા કહેવાય, જે બહુ જ હાનિકારક છે. બ્રાહ્મણો અને હરિજનો – બન્નેય પ્રત્યે આપણા મનમાં હિતની સમાન ભાવના હોવી જોઈએ. કોઈનું પણ અહિત આપણને સહન ન થાય. કોઈનું પણ દુઃખ આપણને સમાન રીતે ખટકવું જોઈએ. જો બ્રાહ્મણ દુઃખી હોય તો એને સુખ પહોંચાડીએ અને જો હરિજન દુઃખી હોય તો એને સુખ ન પહોંચાડીએ – એવો પક્ષપાત નહિ થવો જોઈએ, બલ્કે હરિજનને સુખ પહોંચાડવાની વિશેષ ચેષ્ટા થવી જોઈએ. હરિજનોને સુખ પહોંચાડવાની ચેષ્ટા કરતા રહીને પણ બ્રાહ્મણોના દુઃખની ઉપેક્ષા નહિ થવી જોઈએ. આ રીતે કોઈ પણ વર્ણ, આશ્રમ, ધર્મ, સંપ્રદાય વગેરેને કારણે પક્ષપાત નહિ થવો જોઈએ. બધાના પ્રત્યે સમાન રીતિથી હિતનો વર્તાવ થવો જોઈએ. જો કોઈ નીચો વર્ગ હોય અને તેને આપણે ઊંચો લાવવા ઇચ્છતા હોઈએ, તો તે વર્ગના લોકોના ભાવો અને આચરણોને શુદ્ધ અને શ્રેષ્ઠ બનાવવાં જોઈએ; તેમની પાસે વસ્તુઓની અછત હોય તો તેની પૂર્તિ કરવી જોઈએ; તેમને સહાય કરવી જોઈએ; પરંતુ તેમને ઉશ્કેરીને તેમનાં હૈયામાં બીજા વર્ગ પ્રત્યે ઈર્ષ્યા અને દ્વેષના ભાવ ભરી દેવા એ અત્યંત અહિતકર અને ઘાતક છે તથા લોક-પરલોકમાં પતન કરવાવાળા છે. કારણ કે ઈર્ષ્યા, દ્વેષ, અભિમાન વગેરે મનુષ્યનું મહાન પતન કરનારાં છે. જો એવા ભાવ બ્રાહ્મણોમાં હોય તો તેમનું પણ પતન થશે અને હરિજનોમાં હોય તો તેમનું પણ પતન થશે. ઉત્થાન તો સદ્ભાવો, સદ્ગુણો અને સદાચારો વડે જ થાય છે.

ભોજન, વસ્ત્ર, મકાન વગેરે નિર્વાહની વસ્તુઓની જેમની પાસે ઊણપ છે, તેમને એ વસ્તુઓ વિશેષપણે આપવી જોઈએ, ચાહે તે કોઈ પણ વર્ણ, આશ્રમ, ધર્મ, સંપ્રદાય વગેરેના કેમ ન હોય. બધાનું જીવનયાપન સુખપૂર્વક થવું જોઈએ. બધા સુખી થાય, બધા નીરોગી થાય, બધાનું હિત થાય, કદી કોઈને કિંચિત્માત્ર પણ દુઃખ ન થાય[૧] – એવો ભાવ રાખીને યથાયોગ્ય વર્તાવ કરવો એ જ સમતા છે, જે સઘળા મનુષ્યોને માટે હિતકર છે.

**પરિશિષ્ટ ભાવ :** બ્રાહ્મણ, ચંડાલ, ગાય, હાથી અને કૂતરું - આ બધાં તો નિરંતર બદલાઈ રહ્યાં છે અને અભાવમાં જઈ રહ્યાં છે, પરંતુ તેમનામાં રહેવાવાળું જે ભાવરૂપ સત-તત્ત્વ છે, તે ક્યારેય બદલાતું નથી, બલ્કે નિત્ય-નિરંતર જેમ-નું-તેમ રહે છે. જ્ઞાની લોકો તે સત-તત્ત્વને જ જુએ છે. જેમ કીડી રેતીમાં ભળી ગયેલા ખાંડના કણને પકડીને કાઢી લે

૧. **સર્વે ભવન્તુ સુખિનઃ સર્વે સન્તુ નિરામયાઃ। સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિદ્ દુઃખભાગ્ભવેત્॥**

છે, એ જ પ્રમાણે જ્ઞાનીઓની વિવેકયુક્ત સૂક્ષ્મ દૃષ્ટિ અસત સંસારમાં વ્યાપ્ત સત-તત્ત્વને પકડી લે છે. તાત્પર્ય એ છે કે બ્રાહ્મણ હોય કે ચંડાળ, ગાય હોય કે કૂતરું, હાથી હોય કે કીડી, વિષમ - માં - વિષમ (અસમાન) પ્રાણીઓમાં પણ તેમની દૃષ્ટિ હંમેશાં સમાન રહે છે. વ્યવહારમાં વિષમતા થતી હોવા છતાં તેમની દૃષ્ટિ ક્યારેય વિષમ થતી નથી.



***સંબંધ*** *– હવે ભગવાન પૂર્વશ્લોકમાં વર્ણિત સમતાનો વિશેષ મહિમા કહે છે.*

**ઈહૈવ તૈર્જિતઃ સર્ગો યેષાં સામ્યે સ્થિતં મનઃ।**
**નિર્દોષં હિ સમં બ્રહ્મ તસ્માદ્બ્રહ્મણિ તે સ્થિતાઃ ॥ ૧૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યેષામ્** | = જેમનું | **એવ** | = જ | **નિર્દોષમ્** | = નિર્દોષ (અને) |
| **મનઃ** | = અંતઃકરણ | **સર્ગઃ** | = સકળ સંસારને | **સમમ્** | = સમ છે, |
| **સામ્યે** | = સમભાવમાં | **જિતઃ** | = જીતી લીધો છે અર્થાત્ તે જીવનમુક્ત થઈ ગયા છે; | **તસ્માત્** | = માટે |
| **સ્થિતમ્** | = સ્થિત છે, | | | **તે** | = તેઓ |
| **તૈઃ** | = તેમણે | **હિ** | = કેમકે | **બ્રહ્મણિ** | = બ્રહ્મમાં (જ) |
| **ઈહ** | = આ જીવંત અવસ્થામાં | **બ્રહ્મ** | = બ્રહ્મ | **સ્થિતાઃ** | = સ્થિત છે. |

***ટીકા*** – **'યેષાં સામ્યે સ્થિતં મનઃ'** – પરમાત્મતત્ત્વ અથવા સ્વરૂપમાં સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થતાં જ્યારે મનબુદ્ધિમાં રાગ, દ્વેષ, કામના, વિષમતા વગેરેનો સર્વથા અભાવ થઈ જાય છે, ત્યારે મનબુદ્ધિમાં આપમેળે-સ્વાભાવિક સમતા આવી જાય છે, લાવવી નથી પડતી. બહારથી જોતાં મહાપુરુષ અને સાધારણ પુરુષમાં ખાવું-પીવું, ચાલવું-ફરવું વગેરે વ્યવહાર એક જેવો જ દેખાય છે પરંતુ મહાપુરુષોના અંતઃકરણમાં નિરંતર સમતા, નિર્દોષતા, શાંતિ વગેરે રહે છે અને સાધારણ પુરુષોના અંતઃકરણમાં વિષમતા, દોષ, અશાંતિ વગેરે રહે છે.

જેવી રીતે, પૂર્વમાં અને પશ્ચિમમાં – બન્ને બાજુએ પર્વત હોય, તો પૂર્વમાં સૂર્યનો ઉદય થતો નથી દેખાતો; પરંતુ પશ્ચિમમાં આવેલા પર્વતના શિખર ઉપર પ્રકાશ દેખાવાથી સૂર્યનો ઉદય થયો હોવામાં કોઈ સંદેહ નથી રહેતો. કારણ કે સૂર્યનો ઉદય થયા વિના પશ્ચિમના પર્વત ઉપર પ્રકાશ દેખાવો સંભવિત જ નથી. એવી જ રીતે જેમનાં મનબુદ્ધિ ઉપર માન-અપમાન, નિંદા-સ્તુતિ, સુખ-દુઃખ વગેરેની કોઈ અસર નથી પડતી તથા જેમનાં મનબુદ્ધિ રાગદ્વેષ, હર્ષશોક વગેરે વિકારોથી સર્વથા રહિત છે, તેમની સ્વરૂપમાં સ્વાભાવિક સ્થિતિ અવશ્ય થાય છે. કારણ કે સ્વરૂપમાં સ્વાભાવિક સ્થિતિ વિના મનબુદ્ધિમાં અટલ અને એકરસ સમતાનું રહેવું સંભવિત જ નથી.

**'ઈહૈવ તૈર્જિતઃ સર્ગઃ'** – અહીં **'તૈઃ'** પદમાં બહુવચન આપવાનું તાત્પર્ય એ છે કે બધા મનુષ્યો પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરી શકે છે અને સકળ સંસાર ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે.

**'ઈહ એવ'** પદોનું તાત્પર્ય એ છે કે મનુષ્ય જીવંત અવસ્થામાં જ, અહીં સંસારને જીતી શકે છે અર્થાત્ સંસારથી મુક્ત થઈ જાય છે.

શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણી, પદાર્થ, ઘટના, પરિસ્થિતિ વગેરે બધાં 'પર' છે અને જે તેમને આધીન રહે છે, તેને 'પરાધીન' કહે છે. આ શરીર વગેરે વસ્તુઓમાં મહત્ત્વબુદ્ધિ થવી તથા તેમની આવશ્યકતાનો અનુભવ કરવો અર્થાત્ તેમની કામના કરવી એને જ તેમને આધીન થવું કહે છે. પરાધીન પુરુષ જ વાસ્તવમાં પરાજિત (હારેલો) છે. જ્યાં સુધી પરાધીનતા નથી છૂટતી, ત્યાં સુધી તે પરાજિત જ રહે છે.

જેના મનમાં સાંસારિક વસ્તુઓની કામના છે, તે મનુષ્ય જો બીજાં પ્રાણી, રાજ્ય વગેરે ઉપર વિજય પ્રાપ્ત કરી લે તોપણ તે વાસ્તવમાં પરાજિત જ છે. કારણ કે તે એ પદાર્થોમાં મહત્ત્વબુદ્ધિ રાખે છે અને પોતાના જીવનને તેમને આધીન માને છે. શરીરથી વિજય તો પશુ પણ પ્રાપ્ત કરી લે છે, પરંતુ વાસ્તવિક વિજય હૃદયથી વસ્તુની આધીનતા દૂર થતાં જ પ્રાપ્ત થાય છે.

પરાજિત વ્યક્તિ જ બીજાઓને પરાજિત કરવાને ઇચ્છે છે, બીજાને પોતાને આધીન બનાવવા ઇચ્છે છે. વાસ્તવમાં પોતાને પરાજિત કર્યા વિના કોઈ બીજાને પરાજિત કરી જ નથી શકતો; જેમ કે – કોઈ રાજા કે

વિદ્વાન કોઈ બીજા ઉપર વિજય પ્રાપ્ત કરવાને ઇચ્છે તો તેણે સહુથી પહેલાં પોતાની સેના, સામર્થ્ય, બુદ્ધિ, વિદ્યા વગેરેનો સહારો લેવો જ પડે છે.

કામના ઉત્પન્ન થતાં જ મનુષ્ય પરાધીન થઈ જાય છે. એ પરાધીનતા કામનાની પૂર્તિ ન થતાં અથવા પૂર્તિ થતાં – બન્નેય અવસ્થાઓમાં જેમ છે તેમ જ રહે છે. કામનાની પૂર્તિ ન થતાં મનુષ્ય વસ્તુના અભાવને કારણે પરાધીનતાનો અનુભવ કરે છે અને કામનાની પૂર્તિ થતાં અર્થાત્ વસ્તુ મળતાં તે એ વસ્તુને પરાધીન બની જાય છે; કેમકે ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુમાત્ર 'પર' છે. કામનાની પૂર્તિ ન થતાં તો મનુષ્યને પરાધીનતાનો અનુભવ થાય છે, પરંતુ કામનાની પૂર્તિ થતાં બુદ્ધિમાં એવું અંધારું છવાઈ જાય છે કે પરાધીન રહેવા છતાં પણ મનુષ્યને પરાધીનતાનો અનુભવ નથી થતો, બલ્કે સ્વાધીનતાનો અનુભવ થાય છે!

જ્ઞાની મહાપુરુષમાં કામનાનો સર્વથા અભાવ હોવાથી તે સંપૂર્ણ રીતે સ્વાધીન થઈ જાય છે. સ્વાધીન પુરુષ જ વિજયી થાય છે. પરંતુ સ્વાધીન પુરુષના મનમાં કદી કોઈને પરાજિત કરવાનો ભાવ નથી આવતો. તે સંસારની કિંચિત્માત્ર પણ આવશ્યકતાનો અનુભવ નથી કરતો, બલ્કે સંસાર જ તેની આવશ્યકતાનો અનુભવ કરે છે.

જેણે સંસારને જીતી લીધો છે, એવા સમદર્શી મહાપુરુષને સંસારનું મોટામાં મોટું સુખ (પ્રલોભન) પણ આકૃષ્ટ નથી કરી શકતું અને મોટામાં મોટું દુ:ખ પણ વિચલિત નથી કરી શકતું (ગીતા ૬/૨૨).

તેના મનમાં સંસારનાં કોઈ પણ પ્રાણી, પદાર્થ, પરિસ્થિતિ વગેરેનાં કિંચિત્માત્ર પણ કામના, વાસના, સ્પૃહા, તૃષ્ણા વગેરે નથી રહેતાં. જોકે તેને અનુકૂળતા-પ્રતિકૂળતાનું જ્ઞાન થાય છે તથા તેના અનુસાર યથાયોગ્ય ચેષ્ટા પણ થાય છે, તોપણ અનુકૂળતા-પ્રતિકૂળતાની તેના અંતઃકરણ ઉપર કોઈ અસર નથી પડતી.

**'નિર્દોષં હિ સમં બ્રહ્મ'** – પરમાત્મતત્ત્વમાં દોષ, વિકાર કે વિષમતા છે જ નહિ. જેટલા પણ દોષો કે વિષમતાઓ આવે છે, તે બધાં પ્રકૃતિ સાથે રાગપૂર્વક સંબંધ માનવાથી જ આવે છે. પરમાત્મતત્ત્વ પ્રકૃતિના સંબંધથી સર્વથા નિર્લિપ્ત છે, એટલા માટે તેમાં કિંચિત્માત્ર પણ દોષ કે વિષમતા નથી.

**'તસ્માદ્ બ્રહ્મણિ તે સ્થિતાઃ'** – પરમાત્મતત્ત્વ નિર્દોષ અને સમ છે, એટલા માટે જે મહાપુરુષોનું અંતઃકરણ નિર્દોષ અને સમ થઈ ગયું છે, તેઓ પરમાત્મતત્ત્વમાં જ સ્થિત છે.

અસતના સંગથી જ સઘળા દોષો અને વિષમતાઓની ઉત્પત્તિ થાય છે. સંસાર અસત છે. અસત તેને કહે છે, જે પ્રતિક્ષણ પરિવર્તનશીલ છે અને મૂળમાં જેની સ્વતંત્ર સત્તા નથી. અસત સાથે સંબંધ (તાદાત્મ્ય) રહેતાં દોષો અને વિષમતાઓથી બચવું સંભવ નથી. મહાપુરુષોના અંતઃકરણમાં અસતનું મહત્ત્વ ન રહેવાથી તેમના ઉપર અસતની કોઈ અસર નથી પડતી. અસતની કોઈ અસર ન પડવાથી તેમનું અંતઃકરણ નિર્દોષ અને સમ બની જાય છે. નિર્દોષ અને સમ હોવાથી તેમની પરમાત્મતત્ત્વમાં આપમેળે-સ્વાભાવિક સ્થિતિ થઈ જાય છે, કે જે પહેલેથી છે જ. જેવી રીતે જ્યાં ધુમાડો છે, ત્યાં અગ્નિ અવશ્ય છે; કેમકે અગ્નિ વિના ધુમાડો સંભવિત જ નથી, એવી જ રીતે જેમના અંતઃકરણમાં સમતા છે, તેઓ અવશ્ય જ પરમાત્મતત્ત્વમાં સ્થિત છે; કેમકે પરમાત્મતત્ત્વમાં સ્થિત થયા વિના પૂર્ણ સમતા આવવી સંભવ નથી.

પોતાની (જાતની) સ્થિતિ પરમાત્મતત્ત્વમાં અથવા સમતામાં હોવાને કારણે જ અંતઃકરણમાં સમતા આવે છે. એટલા માટે અંતઃકરણમાં સમતા આવતાં જ એ મહાપુરુષોની એ ઓળખાણ થાય છે કે તેઓ પરમાત્મતત્ત્વમાં અથવા સમતામાં સ્થિત છે. આ સમતાને ગીતાએ 'યોગ' કહ્યો છે – **'સમત્વં યોગ ઉચ્યતે'** (અ. ૨/૪૮), અને તેની પ્રાપ્તિને જ ગીતા મનુષ્યજન્મની પૂર્ણતા માને છે.

જ્ઞાનયોગનું આ પ્રકરણ તેરમા શ્લોકથી શરૂ થયું છે. પંદરમા શ્લોકના અંતમાં આવેલા **'જન્તવઃ'** પદથી બહુવચનના પ્રયોગનો આરંભ થયો છે, જે આ ઓગણીસમા શ્લોક સુધી ચાલ્યો છે. બધામાં બહુવચન આવવાનું તાત્પર્ય એ છે કે જે મનુષ્યો મોહિત થઈ રહ્યા હતા, તેઓ બધા જ પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ પ્રસ્તુત શ્લોકમાં **'બ્રહ્મણિ'** પદમાં એકવચન આવ્યું છે, જેનું તાત્પર્ય એ છે કે સઘળા મનુષ્યોને એક જ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે. મુક્તિ ચાહે બ્રાહ્મણની થાય કે ચંડાલની, બન્નેને એક જ તત્ત્વની પ્રાપ્તિ થાય છે. ભેદ કેવળ શરીરોને લીધે છે, જે સ્વીકાર્ય છે. તત્ત્વને લીધે કોઈ ભેદ નથી. પહેલાં જેટલા સનકાદિ વગેરે મહાત્માઓ થઈ ગયા, તેમને જે તત્ત્વ પ્રાપ્ત થયું, તે જ તત્ત્વ આજે પણ પ્રાપ્ત થાય છે.

**પરિશિષ્ટ ભાવ :** અહીં આવેલા **'મન'** શબ્દને બુદ્ધિનો વાચક સમજવો જોઈએ, કારણ કે સમતામાં મન સ્થિત થતું નથી, બલ્કે બુદ્ધિ જ સ્થિત થાય છે. મન ધ્યાનમાં સ્થિત થાય છે. આ પ્રકરણ જ સ્થિરબુદ્ધિનું છે. મનની સ્થિરતા માત્ર

ધ્યાન-અવસ્થામાં રહે છે, વ્યવહારમાં નહીં; પરંતુ બુદ્ધિની સ્થિરતા નિરંતર રહે છે. કલ્યાણ મનની સ્થિરતાથી થતું નથી, બલ્કે બુદ્ધિની સ્થિરતાથી થાય છે. મનની સ્થિરતાથી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તેથી મનની સ્થિરતા બહુ ઊંચી નથી, જેટલી બુદ્ધિની છે. ભગવાને પણ બીજા અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞ (સ્થિરબુદ્ધિ) થવાનો મહિમા કહ્યો છે. આગળના (આ અધ્યાયના) શ્લોકમાં પણ ભગવાને કહ્યું છે – **'સ્થિરબુદ્ધિરસમ્મૂઢો બ્રહ્મવિદ્ બ્રહ્મણિ સ્થિતઃ',**

સાધક ભૂલથી પણ પોતાને તત્ત્વજ્ઞ ન માની લે, તેથી એની ઓળખ આપવામાં આવી છે કે, જો બુદ્ધિમાં સમતા આવી નથી તો સમજી લેવું જોઈએ કે, હજી તત્ત્વજ્ઞાન લાધ્યું નથી. ફક્ત વહેમ છે. બુદ્ધિની સમતાનું સ્વરૂપ છે - રાગ-દ્વેષ, હર્ષ-શોક વગેરે ન થવાં. તત્ત્વપ્રાપ્તિ થવાથી બુદ્ધિમાં નિરંતર સમતા રહે છે. આ સમતાથી બુદ્ધિનું ક્યારેય વ્યુત્થાન અથવા વિયોગ થતો નથી.

જેની બુદ્ધિ સમતામાં સ્થિત છે, તેમાં રાગ-દ્વેષ રહેતાં નથી. તેની આવી સમબુદ્ધિ સ્વાભાવિકપણે અટલ રહે છે કે સર્વ કાંઈ પરમાત્મા જ છે. જ્યારે એક પરમાત્મા સિવાય બીજું કાંઈ છે જ નહીં, તો પછી કોની સાથે દ્વેષ કરે અને કોણ કરે? જ્યારે એક જ સત્તા અટલ અનુભવમાં આવી જાય છે, ત્યારે કોઈ કામના રહેતી નથી અને અશાંતિ પણ રહેતી નથી.



***સંબંધ*** – *પૂર્વશ્લોકમાં જે સ્થિતિનું વર્ણન થયું છે, તેની પ્રાપ્તિનું સાધન તથા સિદ્ધનાં લક્ષણોનું વર્ણન આગળના શ્લોકમાં કરે છે.*

## ન પ્રહૃષ્યેત્પ્રિયં પ્રાપ્ય નોદ્વિજેત્પ્રાપ્ય ચાપ્રિયમ્ ।
## સ્થિરબુદ્ધિરસમ્મૂઢો બ્રહ્મવિદ્ બ્રહ્મણિ સ્થિતઃ ॥ ૨૦॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પ્રિયમ્** | = (જે) પ્રિયને | **અપ્રિયમ્** | = અપ્રિયને | **અસમ્મૂઢઃ** | = મૂઢતારહિત (જ્ઞાની) |
| **પ્રાપ્ય** | = પામીને | **પ્રાપ્ય** | = પામીને | **બ્રહ્મવિત્** | = (તથા) બ્રહ્મવેત્તા મનુષ્ય |
| **ન પ્રહૃષ્યેત્** | = હરખાય નહીં | **ન, ઉદ્વિજેત્** | = ઉદ્વિગ્ન ન થાય, | **બ્રહ્મણિ** | = બ્રહ્મમાં |
| **ચ** | = તેમજ | **સ્થિરબુદ્ધિઃ** | = (તે) સ્થિરબુદ્ધિનો, | **સ્થિતઃ** | = સ્થિત છે. |

*ટીકા* – **'ન પ્રહૃષ્યેત્પ્રિયં પ્રાપ્ય નોદ્વિજેત્પ્રાપ્ય ચાપ્રિયમ્'** – શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, સિદ્ધાંત, સંપ્રદાય, શાસ્ત્ર આદિને અનુકૂળ પ્રાણી, પદાર્થ, ઘટના, પરિસ્થિતિ વગેરેની પ્રાપ્તિ થવી એને જ 'પ્રિય'ને પામવું કહે છે.

શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, સિદ્ધાંત, સંપ્રદાય, શાસ્ત્ર આદિને પ્રતિકૂળ પ્રાણી, પદાર્થ, ઘટના, પરિસ્થિતિ વગેરેની પ્રાપ્તિ થવી એને જ 'અપ્રિય'ને પામવું કહે છે.

પ્રિય અને અપ્રિય પ્રાપ્ત થવા છતાં પણ સાધકના અંતઃકરણમાં હર્ષ અને શોક નહિ થવા જોઈએ. અહીં પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિનો એ અર્થ નથી કે સાધકના હૃદયમાં અનુકૂળ કે પ્રતિકૂળ પ્રાણી-પદાર્થના પ્રત્યે રાગ કે દ્વેષ છે, ઊલટાનું અહીં તે પ્રાણી-પદાર્થોની પ્રાપ્તિના જ્ઞાનને જ પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિ કહેવામાં આવી છે. પ્રિય કે અપ્રિયની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિનું જ્ઞાન થવામાં કોઈ દોષ નથી. અંતઃકરણમાં તેમની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિની અસર પડવી અર્થાત્ હર્ષશોક વગેરે વિકારો થવા એ જ દોષ છે.

પ્રીતિ અને અપ્રીતિનું જ્ઞાન તો અંતઃકરણમાં થાય છે, પરંતુ હર્ષિત અને ઉદ્વિગ્ન તો કર્તા થાય છે. અહંકારથી મોહિત અંતઃકરણવાળો પુરુષ પ્રકૃતિનાં કરણો દ્વારા થવાવાળી ક્રિયાઓને લીધે 'હું કર્તા છું' – એવું માની લે તથા હર્ષિત અને ઉદ્વિગ્ન થતો રહે છે. પરંતુ જેનો મોહ દૂર થઈ ગયો છે, જે તત્ત્વવેત્તા છે, તે 'ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે' – એવું જાણીને પોતાનામાં (સ્વરૂપમાં) વાસ્તવિક અકર્તૃત્વનો અનુભવ કરે છે (ગીતા ૩/૨૮). સ્વરૂપનું હર્ષિત અને ઉદ્વિગ્ન થવું સંભવિત જ નથી.

**'સ્થિરબુદ્ધિઃ'** – સ્વરૂપનું જ્ઞાન પોતાના દ્વારા જ પોતાને થાય છે. એમાં જ્ઞાતા અને જ્ઞેયનો ભાવ નથી રહેતો. આ જ્ઞાન કરણનિરપેક્ષ હોય છે અર્થાત્ તેમાં શરીર, મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરે કોઈ કરણની અપેક્ષા નથી હોતી. કરણોથી થવાવાળું જ્ઞાન સ્થિર તથા સંદેહરહિત નથી હોતું, એટલા માટે તે અલ્પજ્ઞાન છે. પરંતુ પોતા(પોતાના હોવાપણા)નું જ્ઞાન પોતાને જ થવાથી તેમાં કદી પરિવર્તન કે સંદેહ નથી થતાં. જે મહાપુરુષને એવા કરણનિરપેક્ષ જ્ઞાનનો અનુભવ થઈ ગયો છે, તેની કહેવામાં આવતી બુદ્ધિમાં એ જ્ઞાન એટલી દૃઢતાથી ઊતરી આવે છે કે તેમાં કદી વિકલ્પ, સંદેહ, વિપરીત ભાવના, અસંભાવના વગેરે થતાં જ નથી.

એટલા માટે તેને **'સ્થિરબુદ્ધિઃ'** કહેવામાં આવ્યો છે.

**'અસમ્મૂઢઃ'** – જે પરમાત્મતત્ત્વ સદાસર્વત્ર વિદ્યમાન છે, તેનો અનુભવ ન થવો અને જેની સ્વતંત્ર સત્તા નથી, તે ઉત્પત્તિ-વિનાશશીલ સંસારને સત્ય માનવો – એવી મૂઢતા સાધારણ મનુષ્યમાં રહે છે. એ મૂઢતાનો જેનામાં સર્વથા અભાવ થઈ ગયો છે, તેને જ અહીં **'અસમ્મૂઢઃ'** કહેવામાં આવ્યો છે.

**'બ્રહ્મવિત્'** – પરમાત્માથી અલગ થઈને પરમાત્માનો અનુભવ નથી થતો. પરમાત્માનો અનુભવ કરનાર, અનુભવ અને અનુભાવ્ય એ ત્રિપુટી નથી રહેતી, બલ્કે ત્રિપુટી-રહિત અનુભવમાત્ર (જ્ઞાનમાત્ર) રહે છે. વાસ્તવમાં બ્રહ્મને જાણવાવાળો કોણ છે – એ બતાવી શકાતું નથી. કારણ કે બ્રહ્મને જાણવાવાળો બ્રહ્મથી અભિન્ન બની જાય છે[1], એટલા માટે તે પોતાને બ્રહ્મવિદ માનતો જ નથી અર્થાત્ તેનામાં 'હું બ્રહ્મને જાણું છું' એવું અભિમાન નથી રહેતું.

**'બ્રહ્મણિ સ્થિતઃ'** – વાસ્તવમાં સઘળાં પ્રાણીઓ તત્ત્વથી નિત્યનિરંતર બ્રહ્મમાં જ રહેલાં છે; પરંતુ ભૂલથી પોતાની સ્થિતિ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેમાં જ માનતાં રહેવાને કારણે મનુષ્યને બ્રહ્મમાં પોતાની સ્વાભાવિક સ્થિતિનો અનુભવ નથી થતો. જેને બ્રહ્મમાં પોતાની સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થઈ ગયો છે, એવા મહાપુરુષને માટે અહીં **'બ્રહ્મણિ સ્થિતઃ'** પદોનો પ્રયોગ થયો છે. એવા મહાપુરુષને પ્રત્યેક પરિસ્થિતિમાં નિત્યનિરંતર બ્રહ્મમાં પોતાની સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થતો રહે છે.

જોકે એક વસ્તુની બીજી વસ્તુમાં સ્થિતિ થાય છે, તોપણ બ્રહ્મમાં સ્થિતિ એ પ્રકારની નથી. કારણ કે બ્રહ્મનો અનુભવ થતાં સર્વત્ર એક બ્રહ્મ ને બ્રહ્મ જ રહી જાય છે. તેમાં સ્થિતિ માનવાવાળો બીજો કોઈ રહેતો જ નથી. જ્યાં સુધી કોઈ બ્રહ્મમાં પોતાની સ્થિતિ માને છે, ત્યાં સુધી બ્રહ્મની વાસ્તવિક અનુભૂતિમાં ખામી છે, પરિચ્છિન્નતા છે.

**પરિશિષ્ટ ભાવ :** સુષુપ્તિ અને મૂર્છામાં મનુષ્યનો શરીરથી અજ્ઞાનપૂર્વક સંબંધ-વિચ્છેદ થાય છે અર્થાત્ મન અવિદ્યામાં લીન થાય છે; તેથી આ અવસ્થાઓમાં મનુષ્યને પ્રિય અને અપ્રિયનું, શારીરિક પીડા વગેરેનું જ્ઞાન રહેતું નથી પરંતુ જીવનમુક્ત મહાપુરુષનો જ્ઞાનપૂર્વક શરીર સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. તેથી તેને પ્રિય અને અપ્રિયનું, શરીરની પીડા વગેરેનું જ્ઞાન તો થાય છે, પરંતુ તેનાથી તે હર્ષિત કે ઉદાસ, સુખી કે દુઃખી થતો નથી. તેની શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિની પરવશતા ચાલી જાય છે.

બ્રહ્મને જાણવું અને તેમાં સ્થિત થવું - બંને એક જ છે.

—■—

*સંબંધ – બ્રહ્મમાં પોતાની સ્વાભાવિક સ્થિતિનો અનુભવ કેવી રીતે થાય છે, એનું વિવેચન આગળના શ્લોકમાં કરે છે.*

**બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા વિન્દત્યાત્મનિ યત્સુખમ્ ।**
**સ બ્રહ્મયોગયુક્તાત્મા સુખમક્ષયમશ્નુતે ॥ ૨૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **બાહ્યસ્પર્શેષુ** | = બહારના વિષયોમાં (પ્રાકૃત વસ્તુ માત્રના સંબંધમાં) | **આત્મનિ** | = અંતઃકરણમાં | **બ્રહ્મયોગ-યુક્તાત્મા** | = સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં અભિન્નભાવે સ્થિત માણસ |
| | | **યત્** | = જે | | |
| | | **સુખમ્** | = (સાત્ત્વિક) સુખ છે (તેને) | **અક્ષયમ્** | = અક્ષય |
| **અસક્તાત્મા** | = આસક્તિ વિનાના અંતઃકરણવાળો સાધક | **વિન્દતિ** | = પામે છે. (એ પછી) | **સુખમ્** | = સુખનો |
| | | **સઃ** | = તે | **અશ્નુતે** | = અનુભવે કરે છે. |

*ટીકા* – **'બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા'** – પરમાત્મા સિવાય શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરેમાં તથા શબ્દ, સ્પર્શ વગેરે વિષયોના સંયોગજન્ય સુખમાં જેની આસક્તિ દૂર થઈ ગઈ છે, એવા સાધકને માટે અહીં આ પદો પ્રયોજાયેલાં છે. જે સાધકોની આસક્તિ હજુ દૂર થઈ નથી, પરંતુ જેમનો ઉદ્દેશ્ય આસક્તિને દૂર કરવાનો થઈ ગયો છે, એ સાધકોને પણ આસક્તિરહિત માની લેવા જોઈએ. કારણ કે ઉદ્દેશ્યની દૃઢતાને કારણે તેઓ પણ શીઘ્ર જ આસક્તિથી મુક્ત થઈ જાય છે.

પૂર્વશ્લોકમાં વર્ણવેલી 'પ્રિયને પ્રાપ્ત થઈને હર્ષિત

૧. **'બ્રહ્મ વેદ બ્રહ્મૈવ ભવતિ'** (મુણ્ડક. ૩/૨/૯); **'બ્રહ્મૈવ સન્ બ્રહ્માપ્યેતિ'** (બૃહદારણ્યક. ૪/૪/૬)

અને અપ્રિયને પ્રાપ્ત થઈને ઉદ્વિગ્ન નહિ થવું જોઈએ' એવી સ્થિતિને પ્રાપ્ત કરવા માટે બાહ્યસ્પર્શમાં (પ્રાકૃત પદાર્થોમાં) આસક્તિરહિત થવું આવશ્યક છે.

ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુમાત્રનું નામ 'બાહ્યસ્પર્શ' છે, ચાહે તેનો સંબંધ બહારથી હોય કે અંતઃકરણથી હોય; જ્યાં સુધી બાહ્યસ્પર્શમાં આસક્તિ રહે છે, ત્યાં સુધી પોતાના સ્વરૂપનો અનુભવ થતો નથી. બાહ્યસ્પર્શ (પદાર્થો) નિરંતર બદલાતા રહે છે. પરંતુ આસક્તિને કારણે તેના બદલાવા ઉપર દૃષ્ટિ નથી જતી અને તેમાં સુખનો અનુભવ થાય છે. પદાર્થોને અપરિવર્તનશીલ અને સ્થિર માનવાથી જ મનુષ્ય તેમનાથી સુખ લે છે. પરંતુ વાસ્તવમાં તે પદાર્થોમાં સુખ નથી. સુખ પદાર્થોના સંબંધ-વિચ્છેદથી જ થાય છે. એટલા માટે સુષુપ્તિમાં જ્યારે પદાર્થોના સંબંધની વિસ્મૃતિ થઈ જાય છે, ત્યારે સુખનો અનુભવ થાય છે.

ભ્રાન્તિ (વહેમ) તો એવી છે કે બાહ્ય પદાર્થો વિના મનુષ્ય જીવી નથી શકતો, પરંતુ વાસ્તવમાં જોવામાં આવે તો બાહ્ય પદાર્થોના વિયોગ વિના મનુષ્ય જીવી જ નથી શકતો. એટલા જ માટે તે નિદ્રા લે છે; કેમકે નિદ્રામાં પદાર્થોને ભૂલી જાય છે. પદાર્થોને ભૂલવા છતાં પણ નિદ્રાથી જે તાજગી, બળ, આરોગ્યલાભ, નિશ્ચિંતતા વગેરે સુખ મળે છે, તે જાગ્રતમાં પદાર્થોના સંયોગથી નથી મળી શકતું. એટલા માટે જાગ્રતમાં મનુષ્યને વિશ્રામ લેવાની અને પ્રાણી-પદાર્થોથી અલગ થવાની ઇચ્છા થાય છે અને મનુષ્ય નિદ્રાને અત્યંત આવશ્યક સમજે છે; કેમકે વાસ્તવમાં પદાર્થોના વિયોગથી જ મનુષ્યને જીવન મળે છે.

નિદ્રાવસ્થામાં બે વાતો થાય છે – એક તો મનુષ્ય બાહ્ય પદાર્થો સાથે સંબંધ-વિચ્છેદ કરવા ઇચ્છે છે અને બીજી, તેનામાં એ ભાવ રહે છે કે નિદ્રા લીધા પછી અમુક કાર્ય કરવું છે. એ બન્ને વાતોમાં પદાર્થો સાથે સંબંધ-વિચ્છેદ ઇચ્છવો એ તો પોતાની ઈચ્છા છે, જે સદા એક જ રહે છે; પરંતુ કાર્ય કરવાનો ભાવ બદલાતો રહે છે. કાર્ય કરવાનો ભાવ પ્રબળ રહેવાને કારણે મનુષ્યની દૃષ્ટિ પદાર્થો સાથેના સંબંધ-વિચ્છેદ તરફ નથી જતી. તે પદાર્થોનો સંબંધ રાખીને જ નિદ્રા લે છે અને જાગે છે.

એ મોટા આશ્ચર્યની વાત છે કે સંબંધી તો નથી રહેતો, પરંતુ સંબંધ રહી જાય છે. એનું કારણ એ છે કે પોતે (અવિનાશી ચેતન) જે સંબંધને પોતાનામાં માની લે છે, તે દૂર થતો નથી. આ માનેલા સંબંધને દૂર કરવાનો ઉપાય છે – પોતાનામાં સંબંધને ન માને. કારણ કે પ્રાણી-પદાર્થો સાથે સંબંધ વાસ્તવમાં છે નહિ, કેવળ માનેલો છે. માનેલી વાત ન માનતાં ટકી નથી શકતી અને માન્યતાને પકડી રાખવાથી કોઈ અન્ય સાધન વડે દૂર થઈ શકતી નથી. એટલા માટે માનેલા સંબંધની માન્યતાને વર્તમાનમાં જ દૂર કરી દેવી જોઈએ. પછી મુક્તિ સ્વતઃસિદ્ધ છે.

બાહ્ય પદાર્થોનો સંબંધ અવાસ્તવિક છે, પરંતુ પરમાત્મા સાથેનો આપણો સંબંધ વાસ્તવિક છે. મનુષ્ય સુખની ઇચ્છાથી બાહ્ય પદાર્થોની સાથે પોતાનો સંબંધ માની લે છે, પરંતુ પરિણામમાં તેને દુઃખ ને દુઃખ જ પ્રાપ્ત થાય છે (ગીતા ૫/૨૨). આ રીતે અનુભવ કરવાથી બાહ્ય પદાર્થોની આસક્તિ દૂર થઈ જાય છે.

**'વિન્દત્યાત્મનિ યત્સુખમ્'** – બાહ્ય પદાર્થોની આસક્તિ દૂર થતાં અંતઃકરણમાં સાત્ત્વિક સુખનો અનુભવ થઈ જાય છે. બાહ્ય પદાર્થોના સંબંધથી થવાવાળું સુખ રાજસિક હોય છે. જ્યાં સુધી મનુષ્ય રાજસિક સુખ લેતો રહે છે, ત્યાં સુધી સાત્ત્વિક સુખનો અનુભવ થતો નથી. રાજસિક સુખમાં આસક્તિરહિત થવાથી જ સાત્ત્વિક સુખનો અનુભવ થાય છે.

**'સ બ્રહ્મયોગયુક્તાત્મા'** – સંસારથી રાગ દૂર થતાં જ બ્રહ્મમાં અભિન્ન ભાવે આપમેળે સ્થિતિ થઈ જાય છે. જેવી રીતે અંધકારનો નાશ થવો અને પ્રકાશ થવો – બન્ને એકસાથે જ થાય છે, છતાં પણ પહેલાં અંધકારનો નાશ થવો અને પછી પ્રકાશ થવો માનવામાં આવે છે. એવી જ રીતે રાગનું દૂર થવું અને બ્રહ્મમાં સ્થિત થવું – બન્ને એકસાથે થવા છતાં પણ પહેલાં રાગનો નાશ (**'બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા'**) અને પછી બ્રહ્મમાં સ્થિતિ (**'બ્રહ્મયોગયુક્તાત્મા'**) માનવામાં આવે છે. જેવી રીતે તેરમા અધ્યાયના પહેલા શ્લોકમાં ક્ષેત્રજ્ઞ (જીવાત્મા) દ્વારા પોતાને ક્ષેત્ર(શરીર)થી સર્વથા અલગ અનુભવ કરવાની વાત આવી છે અને પછી બીજા શ્લોકમાં ક્ષેત્રજ્ઞ દ્વારા પોતાને પરમાત્મતત્ત્વથી સર્વથા અભિન્ન અનુભવ કરવાની વાત આવી છે. એવી જ રીતે અહીં પહેલાં **'બાહ્યસ્પર્શેષ્વસક્તાત્મા'** પદથી શરીર-સંસારથી પોતાને સર્વથા અલગ અનુભવ કરવાની વાત બતાવીને પછી **'બ્રહ્મયોગયુક્તાત્મા'** પદથી પોતાને પરમાત્મતત્ત્વથી સર્વથા અભિન્ન અનુભવ કરવાની વાત બતાવવામાં આવી છે.

ભોગોથી વિરક્ત થઈને સાત્ત્વિક સુખ મળ્યા બાદ 'હું સુખી છું', 'હું જ્ઞાની છું', 'હું નિર્વિકાર છું', 'મારે માટે કોઈ કર્તવ્ય નથી.' આ રીતે **'અહમ્'**નો સૂક્ષ્મ અંશ શેષ રહી જાય છે. તેની નિવૃત્તિને માટે એકમાત્ર પરમાત્મતત્ત્વ સાથે અભિન્નતાનો અનુભવ કરવો આવશ્યક છે. કારણ કે પરમાત્મતત્ત્વ સાથે સર્વથા એક થયા વિના પોતાની સત્તા, પોતાના વ્યક્તિત્વ (પરિચ્છિન્નતા કે એકદેશીયતા)નો સર્વથા અભાવ થતો નથી.

**'સુખમક્ષયમશ્નુતે'** – જ્યાં સુધી સાધક સાત્ત્વિક સુખનો ઉપભોગ કરતો રહે છે, ત્યાં સુધી તેનામાં સૂક્ષ્મ **'અહમ્'**, સૂક્ષ્મ પરિચ્છિન્નતા રહે છે. સાત્ત્વિક સુખનો પણ ઉપભોગ ન કરવાથી **'અહમ્'**નો સર્વથા અભાવ થઈ જાય છે અને સાધકને પરમાત્મસ્વરૂપ, ચિન્મય અને નિત્ય એકરસ રહેવાવાળા અવિનાશી સુખનો અનુભવ થઈ જાય છે. આ જ અક્ષય સુખને **'આત્યંતિક સુખ'** (અ. ૬/૨૧), **'અત્યંત સુખ'** (અ. ૬/૨૮) **'એકાંતિક સુખ'** (અ. ૧૪/૨૭) વગેરે નામો વડે ઓળખાવ્યું છે. એનો અનુભવ થતાં એ પરમાત્મતત્ત્વમાં સ્વાભાવિક જ એક આકર્ષણ થાય છે, જેને પ્રેમ કહે છે (ગીતા ૧૮/૫૪). આ પ્રેમમાં કદી ઊણપ આવતી નથી, બલ્કે તે ઉત્તરોત્તર વધતો જ રહે છે. તે તત્ત્વનો પ્રસંગ ઉપસ્થિત થતાં, તેના ઉપર વિચાર કરતાં પહેલાંથી કંઈક નાવીન્ય દેખાય છે – આને જ પ્રેમનું પ્રતિક્ષણે વધવું કહે છે. એમાં એક સમજવાની વાત એ છે કે પ્રેમના પ્રતિક્ષણે વધવા છતાં પણ જો 'પહેલાં ઊણપ હતી અને હવે પૂર્તિ થઈ ગઈ' એવું પ્રતીત થાય તો એ સાધનાવસ્થા છે, જો નાવીન્ય દેખાવા છતાં પણ 'પહેલાં ઊણપ હતી અને હવે પૂર્તિ થઈ ગઈ' એવું પ્રતીત ન થાય, તો એ સિદ્ધ-અવસ્થા છે.



*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને વિષયોથી વિરક્ત પુરુષને અક્ષય સુખની પ્રાપ્તિ બતાવી. હવે વિષયોથી વિરક્તિ કેવી રીતે થાય – એનું આગળના શ્લોકમાં વિવેચન કરે છે.*

## યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે ।
## આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ ॥૨૨॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **હિ** | = કેમકે | **ભોગાઃ** | = ભોગ (સુખ) છે, | | (તેથી) |
| **યે** | = જે | **તે** | = તે | **કૌન્તેય** | = હે કુંતીનંદન! |
| **સંસ્પર્શજાઃ** | = ઇન્દ્રિયો અને વિષયોના સંયોગથી ઉત્પન્ન થતા | **આદ્યન્તવન્તઃ** | = આદિ-અન્તવાળા (અને) | **બુધઃ** | = વિવેકશીલ મનુષ્ય |
| | | | | **તેષુ** | = તેમાં |
| | | **દુઃખયોનયઃ, એવ** | = દુઃખના જ હેતુ છે. | **ન રમતે** | = રમણ કરતો નથી. |

*ટીકા* – **'યે હિ સંસ્પર્શજા ભોગાઃ'** – શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ – આ વિષયો સાથે ઇન્દ્રિયોનો રાગપૂર્વક સંબંધ થતાં જે સુખ પ્રતીત થાય છે, તેને 'ભોગ' કહે છે. સંબંધજન્ય અર્થાત્ ઇન્દ્રિયજન્ય ભોગમાં મનુષ્ય કદી સ્વતંત્ર નથી. સુખ-સુવિધા અને માન-મોટાઈ મળતાં પ્રસન્ન થવું એને ભોગ કહે છે. પોતાની બુદ્ધિમાં જે સિદ્ધાંતનો આદર છે, બીજી વ્યક્તિ દ્વારા એ જ સિદ્ધાંતની પ્રશંસા સાંભળીને જે પ્રસન્નતા થાય છે, સુખ થાય છે, તે પણ એક જાતનો ભોગ જ છે. તાત્પર્ય એ છે કે પરમાત્મા સિવાય જેટલાં પણ પ્રકૃતિજન્ય પ્રાણી, પદાર્થ, પરિસ્થિતિઓ, અવસ્થાઓ વગેરે છે, તેમનાથી કોઈ પણ પ્રકૃતિજન્ય કરણ દ્વારા સુખની અનુભૂતિ કરવી એ ભોગ જ છે.

શાસ્ત્રનિષિદ્ધ ભોગ તો સર્વથા ત્યાજ્ય છે જ પરંતુ શાસ્ત્રવિહિત ભોગ પણ પરમાત્મપ્રાપ્તિમાં બાધક હોવાથી ત્યાજ્ય છે. કારણ કે જડતાના સંબંધ વિના ભોગ થતો નથી. જ્યારે પરમાત્મપ્રાપ્તિને માટે જડતા સાથે સંબંધ-વિચ્છેદ કરવો આવશ્યક છે.

**'આદ્યન્તવન્તઃ'** – સઘળા ભોગો આવવા-જવાવાળા છે, અનિત્ય છે, પરિવર્તનશીલ છે (ગીતા– ૨/૧૪). એ કદી એકરૂપ રહી શકતા જ નથી. તાત્પર્ય એ છે કે એ ભોગોની પોતાની સાથે કોઈ પણ અંશે એકતા નથી. ભોગો આવવા-જવાવાળા છે અને પોતે સદા રહેવાવાળો છે. ભોગો જડ છે અને પોતે ચેતન છે. ભોગો વિકારી છે અને પોતે નિર્વિકાર છે. ભોગો આદિ-અંતવાળા છે અને પોતે આદિ-અંત રહિત છે. એટલા માટે પોતાને ભોગોથી કદી સુખ મળી શકતું નથી. જીવ પરમાત્માનો અંશ છે – **'મમૈવાંશો જીવલોકે'** (ગીતા ૧૫/૭), એટલા માટે તેને પરમાત્માથી જ અક્ષય સુખ મળી શકે છે – **'સ બ્રહ્મયોગયુક્તાત્મા સુખમક્ષયમશ્નુતે'** (ગીતા ૫/૨૧).

ભોગો આવવા-જવાવાળા છે – એ તરફ ધ્યાન જતાં જ સુખ-દુઃખનો પ્રભાવ ઓછો થઈ જાય છે. એટલા માટે **'આદ્યન્તવન્તઃ'** પદ ભોગોના પ્રભાવને દૂર કરવા

માટે ઔષધરૂપ છે.

**'દુઃખયોનય એવ તે'** – જેટલાં પણ સંબંધ-જન્ય સુખો છે, તે બધાં દુઃખનાં ઉત્પત્તિસ્થાનો છે. સંબંધ-જન્ય સુખ દુઃખથી જ ઉત્પન્ન થાય છે અને દુઃખમાં જ પરિણમે છે. પહેલાં વસ્તુના અભાવનું દુઃખ થાય છે, ત્યારે જ તે વસ્તુના મળવાથી સુખ થાય છે. વસ્તુના અભાવનું દુઃખ જેટલી માત્રામાં થાય છે, વસ્તુના મળવાનું સુખ પણ તેટલી જ માત્રામાં થાય છે.

ભોગવનાર વ્યક્તિ દુઃખોથી બચી શકતી નથી. કારણ કે ભોગો જડતાના સંબંધથી જ થાય છે અને જડતાનો સંબંધ જ જન્મ-મરણરૂપી મહાન દુઃખનું કારણ છે.

પાતંજલયોગદર્શનમાં કહેવામાં આવ્યું છે –

**'પરિણામતાપસંસ્કારદુઃખૈર્ગુણવૃત્તિવિરોધાચ્ચ દુઃખમેવ સર્વં વિવેકિનઃ'** (૨/૧૫).

'પરિણામદુઃખ, તાપદુઃખ અને સંસ્કારદુઃખ – એવાં ત્રણ પ્રકારનાં દુઃખો બધામાં વિદ્યમાન રહેવાને કારણે તથા ત્રણ, ગુણોની વૃત્તિઓમાં પરસ્પર વિરોધ હોવાને કારણે વિવેકી પુરુષને માટે સઘળેસઘળા ભોગો દુઃખરૂપ જ છે.'

સઘળા વિષયભોગો આરંભમાં સુખરૂપ પ્રતીત થવા છતાં પણ પરિણામમાં દુઃખ જ આપવાવાળા છે (ગીતા ૧૮/૩૮); કેમકે ભોગોના પરિણામમાં આપણી શક્તિનો હ્રાસ અને ભોગ્યપદાર્થોનો નાશ થાય છે – આ 'પરિણામદુઃખ' છે.

બીજી વ્યક્તિઓ પાસે આપણાથી અધિક ભોગ જોઈને, પોતાની ઇચ્છાનુસાર પૂરતા ભોગો ન મળવાથી, હૈયામાં ભોગોની આસક્તિ હોવા છતાં પણ ભોગો ભોગવવાનું સામર્થ્ય ન હોવાથી તથા પ્રાપ્ત ભોગોથી વિખૂટા થઈ જવાની આશંકાથી ભોગોની પાસે રહેતા હોવા છતાં પણ હૃદયમાં સંતાપ રહે છે – આ 'તાપદુઃખ' છે.

કોઈ કારણવશ ભોગોથી વિખૂટા પડી જવા પર મનુષ્ય એ ભોગોને યાદ કરી કરીને દુઃખી થાય છે – આ 'સંસ્કારદુઃખ' છે.

ભોગોમાં રુચિ હોવાને કારણે મન એ ભોગોને ભોગવવાને ઇચ્છે છે; પરંતુ વિવેકને કારણે બુદ્ધિ તેને ભોગવતાં રોકે છે. એવી જ રીતે સત્સંગ કરતી વેળા તામસી વૃત્તિને કારણે નિદ્રા આવવા લાગે છે અને નિદ્રાનું સુખ મનુષ્યને પોતાની તરફ ખેંચે છે; પરંતુ સાત્ત્વિક વૃત્તિને કારણે તેને વિચાર આવે છે કે હમણાં સત્સંગ કરી લઈએ; કેમકે આવો અવસર વારંવાર મળશે નહિ – આ 'ગુણવૃત્તિ-વિરોધ' છે, જેના દ્વારા સાધકોને બહુ જ દુઃખ થાય છે.

ભોગોને પ્રાપ્ત કરવા એ પોતાના વશની વાત નથી; કેમકે એમાં પ્રારબ્ધનું પ્રાધાન્ય અને પોતાની પરતંત્રતા છે. પરંતુ ભગવાનની પ્રાપ્તિ પ્રત્યેક મનુષ્ય કરી શકે છે; કેમકે એમની પ્રાપ્તિને માટે જ મનુષ્યશરીર મળેલું છે. ભોગ બે મનુષ્યોને પણ સમાન રૂપે પ્રાપ્ત નથી થઈ શકતા, પરંતુ ભગવાન મનુષ્યમાત્રને સમાનરૂપે પ્રાપ્ત થઈ શકે છે. સત્યયુગ આદિમાં મોટા-મોટા ઋષિઓને જે ભગવાન પ્રાપ્ત થયા હતા, એ જ આજે કલિયુગમાં પણ બધાને પ્રાપ્ત થઈ શકે છે. ભોગોની પ્રાપ્તિ સદાને માટે નથી થતી અને બધાને નથી થતી. પરંતુ ભગવાનની પ્રાપ્તિ સદાને માટે થાય છે અને બધાને થાય છે. તાત્પર્ય એ થયું કે ભોગો (જડતા)ની પ્રાપ્તિમાં તો વિભિન્નતા રહે જ છે, પરંતુ તેના ત્યાગમાં બધું એક બની જાય છે.

**'એવ'** પદનું તાત્પર્ય એ છે કે ભોગો નિઃસંદેહ અને નિશ્ચિતરૂપથી દુઃખનું કારણ છે. તેમાં સુખ પ્રતીત થતું હોવા છતાં પણ વાસ્તવમાં સુખનો અંશ પણ નથી.

**'ન તેષુ રમતે બુધઃ'** – સાધારણ મનુષ્યને જે ભોગોમાં સુખ પ્રતીત થાય છે, તે ભોગોને વિવેકશીલ મનુષ્ય દુઃખરૂપ જ સમજે છે. એટલા માટે તે એ ભોગોમાં રમણ કરતો નથી, એમને આધીન થતો નથી.

વિવેકી મનુષ્યને આ વાતનું જ્ઞાન રહે છે કે સંસારનાં સમસ્ત દુઃખ, સંતાપ, તાપ, નરક વગેરે સંયોગજન્ય સુખની ઇચ્છા ઉપર જ આધારિત છે. પોતાના આ જ્ઞાનને મહત્ત્વ આપવાથી જ તે બુદ્ધિમાન છે. પરંતુ જેણે એ જાણી લીધું છે કે ભોગો દુઃખપ્રદ છે, છતાં પણ ભોગોની કામના કરે છે, અને તેમનામાં જ રમણ કરે છે, તે વાસ્તવમાં પોતાના જ્ઞાનને પૂર્ણરૂપે મહત્ત્વ ન આપવાને કારણે બુદ્ધિમાન કહેવડાવવાનો અધિકારી નથી. પોતાના જ્ઞાનને મહત્ત્વ આપવાવાળો બુદ્ધિમાન મનુષ્ય ભોગોની કામના અને તેમનામાં રમણ કરી જ નથી શકતો.

**પરિશિષ્ટ ભાવ :** વસ્તુ, વ્યક્તિ અને ક્રિયાના સંબંધથી થવાવાળું સુખ, દુઃખોનું કારણ છે. સુખના ભોગીને નિયમ પ્રમાણે દુઃખ ભોગવવું જ પડે છે. સુખની આશા, કામના અને ભોગથી વાસ્તવમાં સુખ મળતું નથી, બલ્કે દુઃખ જ મળે છે. ભોગોનો સંયોગ અનિત્ય અને વિયોગ નિત્ય છે. મનુષ્ય અનિત્યને મહત્ત્વ આપીને જ દુઃખ પામે છે. તેણે વિચાર કરવો જોઈએ કે, શું સુખ ઇચ્છવાથી મળી જશે? સુખની ઇચ્છા કરવાથી ન તો સુખ મળે છે અને ન દુઃખ મટે છે. દુઃખને મિટાવવા માટે સુખની ઇચ્છા કરવી એ જ દુઃખનું મૂળ છે.

એક તો દુઃખનો ભોગ હોય અને એક દુઃખનો પ્રભાવ હોય છે. જ્યારે મનુષ્ય દુઃખ ભોગવે છે, ત્યારે તેનામાં સુખની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને જ્યારે તેના પર દુઃખનો પ્રભાવ હોય છે, ત્યારે સુખની ઇચ્છા મટી જાય છે, તેનાથી અરુચિ થઈ જાય છે. દુઃખના ભોગથી મનુષ્ય દુઃખી થાય છે અને દુઃખના પ્રભાવથી તે દુઃખથી ઉપર ઊઠે છે. દુઃખના પ્રભાવથી તે દુઃખમાં ગરકાવ ન થઈને તેના કારણનો વિચાર કરે છે કે, મને દુઃખ શા માટે થયું? વિચાર કરવાથી તેને ખબર પડે છે કે, સુખની આસક્તિ સિવાય દુઃખનું કોઈ કારણ નથી, હતું નહીં અને હશે પણ નહીં અને હોઈ શકતું પણ નથી. પરિસ્થિતિ પણ દુઃખનું કારણ નથી; કારણ કે તે બિચારી એક ક્ષણ માટે પણ રોકાતી નથી. કોઈ પ્રાણી પણ દુઃખનું કારણ નથી. કારણ કે તે આપણાં જૂનાં (સંચિત) પાપોનો નાશ કરે છે અને તેથી આગળ આપણો વિકાસ થાય છે. સંસાર પણ દુઃખનું કારણ નથી. કારણ કે જે કંઈ પરિવર્તન થાય છે, તે આપણને દુઃખ આપવા માટે થતું નથી, બલ્કે વિકાસ માટે થાય છે. જો પરિવર્તન નહીં થાય તો વિકાસ કઈ રીતે થશે? પરિવર્તન વિના બીજમાંથી વૃક્ષ કઈ રીતે થશે? રજ-વીર્યનું શરીર કઈ રીતે બનશે? બાળકમાંથી જવાન કઈ રીતે થશે? મૂર્ખમાંથી વિદ્વાન કઈ રીતે થશે? રોગીમાંથી નીરોગી કઈ રીતે થશે? તાત્પર્ય છે કે સ્વાભાવિક પરિવર્તન વિકાસ કરવાવાળું છે. સંસારમાં પરિવર્તન જ સાર છે. પરિવર્તન વિના સંસાર એક અચળ, સ્થિર ચિત્ર જેવો જ હોત. તેથી પરિવર્તનમાં દોષ નથી બલ્કે તેમાં સુખબુદ્ધિ રાખવી એ દોષ છે. ભગવાન પણ આપણાં દુઃખનું કારણ નથી, કારણ કે તેઓ આનંદઘન છે, તેમને ત્યાં દુઃખ છે જ નહીં.

**'ન તેષુ રમતે બુધઃ'** વિવેકી માણસ ભોગોમાં રાચતો નથી, કારણ કે ભોગોની કામના વિવેકી લોકો માટે નિત્યવેરી છે – **'જ્ઞાનિનો નિત્યવૈરિણા'** (ગીતા ૩/૩૯). અવિવેકીને ભોગ સારા લાગે છે, કારણ કે દોષોમાં ગુણબુદ્ધિ અવિવેકથી જ થાય છે. બધા જ ભોગો દોષયુક્ત હોય છે. અંતઃકરણમાં કોઈ દોષ ન હોય તો કોઈ ભોગ થતો નથી. પરંતુ દોષ વિવેકીને જ દેખાય છે. તેથી તે ભોગોમાં રાચતો નથી અર્થાત્ ભોગો દ્વારા સુખ લેતો નથી.

વિવેકી મનુષ્ય એ વસ્તુને નથી ઇચ્છતો, જે હંમેશાં તેની સાથે રહેવાની ન હોય. પોતાના વિવેકથી તે આ સત્યનો સ્વીકાર કરી લે છે કે પ્રાપ્ત થયેલી કોઈ પણ વસ્તુ, વ્યક્તિ, યોગ્યતા અને સામર્થ્ય મારાં નથી અને મારા માટે પણ નથી. એટલું જ નહીં, અનંત સૃષ્ટિમાં કોઈ પણ વસ્તુ એવી નથી, જે મારી હોય અને મારા માટે હોય! પ્રિયમાં પ્રિય વસ્તુ પણ હંમેશ માટે મારી નથી, સદા મારી સાથે રહેવાવાળી નથી. એટલા માટે વિવેકી મનુષ્ય એ નિશ્ચય કરી લે છે કે જે વસ્તુ અને વ્યક્તિ સદા મારી સાથે રહેવાવાળા નથી, તેમના વિના હું હંમેશાં પ્રસન્નતાપૂર્વક રહી શકું છું.

*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને બતાવ્યું કે સંયોગજન્ય સુખ ભોગવવાવાળો દુઃખોથી નથી બચી શકતો, તો પછી સુખી કોણ થાય છે – એનો ઉત્તર આગળના શ્લોકમાં આપે છે.*

**શક્નોતીહૈવ યઃ સોઢું પ્રાક્શરીરવિમોક્ષણાત્ ।**
**કામક્રોધોદ્ભવં વેગં સ યુક્તઃ સ સુખી નરઃ ॥ ૨૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| યઃ | = જે સાધક | કામ- | = કામ-ક્રોધમાંથી | સઃ | = તે (જ) |
| ઇહ | = આ મનુષ્યશરીરમાં, | ક્રોધોદ્ભવમ્ | ઉદ્ભવતા | નરઃ | = માણસ |
| શરીર- | = દેહનો નાશ થયા | વેગમ્ | = વેગને | યુક્તઃ | = યોગી છે |
| વિમોક્ષણાત્ | | સોઢુમ્ | = સહેવા | | (અને) |
| પ્રાક્ | = પહેલાં | શક્નોતિ | = સમર્થ બની | સઃ | = તે (જ) |
| એવ | = જ | | જાય છે, | સુખી | = સુખી છે. |

*ટીકા* – **'શક્નોતીહૈવ યઃ... કામક્રોધોદ્ભવં વેગમ્'** – પ્રાણીમાત્રને એક અલૌકિક વિવેક પ્રાપ્ત થયેલો છે. આ વિવેક પશુપક્ષી વગેરે યોનિઓમાં સુષુપ્ત રહે છે. તેઓમાં કેવળ પોતપોતાની યોનિ અનુસાર શરીરનિર્વાહમાત્રનો વિવેક રહે છે. દેવ વગેરે યોનિઓમાં આ વિવેક ઢંકાયેલો રહે છે; કેમકે એ યોનિઓ ભોગોને માટે મળે છે. આથી તેઓમાં ભોગોની બહુલતા તથા ભોગોનો ઉદ્દેશ્ય રહે છે. મનુષ્યયોનિમાં પણ ભોગવનાર અને સંગ્રહખોર મનુષ્યનો વિવેક ઢંકાયેલો રહેવા છતાં પણ એ વિવેક મનુષ્યને વારંવાર ભોગ અને સંગ્રહમાં દુઃખ તેમ જ દોષનું દર્શન કરાવતો

રહે છે. પરંતુ એને મહત્ત્વ ન દેવાને કારણે મનુષ્ય ભોગ અને સંગ્રહમાં ફસાયેલો રહે છે. આથી મનુષ્યે એ વિવેકને મહત્ત્વ આપીને એને સ્થાયી બનાવી લેવો જોઈએ. આમ કરવાની તેને પૂર્ણ સ્વતંત્રતા છે. વિવેકને સ્થાયી બનાવીને તે રાગદ્વેષ, કામક્રોધ વગેરે વિકારોને સર્વથા સમાપ્ત કરી શકે છે. એટલા માટે ભગવાન **'ઇહ'** પદથી મનુષ્યને સાવધાન કરે છે કે અત્યારે એને એવો દુર્લભ અવસર પ્રાપ્ત થયો છે, જેમાં એ કામક્રોધ ઉપર વિજય પ્રાપ્ત કરીને સદાને માટે સુખી થઈ શકે છે.

મનુષ્યશરીર મુક્ત થવાને માટે જ મળ્યું છે. એટલા માટે મનુષ્યમાત્ર કામક્રોધનો વેગ સહન કરવામાં યોગ્ય, અધિકારી અને સમર્થ છે. એમાં કોઈ વર્ણ, આશ્રમ વગેરેની અપેક્ષા પણ નથી.

મૃત્યુની કંઈ ખબર નથી કે ક્યારે આવી જાય; આથી સહુથી પહેલાં કામક્રોધના વેગને સહન કરી લેવો જોઈએ અર્થાત્ કામક્રોધને વશીભૂત નહિ થવું જોઈએ. આ સાવધાની જીવનભર રાખવાની છે. આ કાર્ય મનુષ્ય પોતે જ કરી શકે છે, કોઈ બીજો નહિ. આ કાર્યને કરવાનો અવસર મનુષ્યશરીરમાં જ છે, બીજાં શરીરોમાં નહિ. એટલા માટે શરીર છૂટતાં પહેલાં જ આ કાર્ય જરૂર કરી લેવું જોઈએ – એ જ ભાવ એ પદોમાં છે.

ઉપર્યુક્ત પદો દ્વારા એક ભાવ એ પણ લઈ શકાય છે કે કામક્રોધને વશીભૂત બનીને શરીર ક્રિયા કરવા લાગે – એવી સ્થિતિના પહેલાં જ એમના વેગને સહી લેવો જોઈએ. કારણ કે કામક્રોધ અનુસાર ક્રિયાનો આરંભ થયા પછી શરીર અને વૃત્તિઓ પોતાના વશમાં રહેતી નથી.

ભોગોને મેળવવાની ઇચ્છા પહેલાં તે માટેનો સંકલ્પ થાય છે. તે સંકલ્પ થતાં જ સાવધાન બની જવું જોઈએ કે હું તો સાધક છું, મારે ભોગોમાં નથી ફસાવાનું; કેમકે એ સાધકનું કામ નથી. આ રીતે સંકલ્પ ઉત્પન્ન થતાં જ તે (ભોગો)નો ત્યાગ કરી દેવો જોઈએ.

પદાર્થો પ્રત્યે રાગ (આસક્તિ) રહેવાને કારણે 'અમુક પદાર્થ સુંદર અને સુખપ્રદ છે' વગેરે સંકલ્પો ઉત્પન્ન થાય છે. સંકલ્પ ઉત્પન્ન થયા પછી એ પદાર્થોને પ્રાપ્ત કરવાની કામના ઉત્પન્ન થઈ જાય છે, અને તેમની પ્રાપ્તિમાં વિઘ્ન નાખવાવાળાઓ પ્રત્યે ક્રોધ ઉત્પન્ન થાય છે.

કામક્રોધના વેગને સહન કરવાનું તાત્પર્ય એ છે કે – કામક્રોધના વેગને ઉત્પન્ન જ ન થવા દેવો. કામક્રોધનો સંકલ્પ ઉત્પન્ન થયા પછી વેગ આવે છે અને વેગ આવ્યા પછી કામક્રોધને રોકવાનું કઠિન બની જાય છે, એટલા માટે કામક્રોધના સંકલ્પને ઉત્પન્ન ન થવા દેવાનો જ ઉપર્યુક્ત પદોનો ભાવ જણાય છે. કારણ એ છે કે કામક્રોધનો સંકલ્પ ઉત્પન્ન થતાં અંતઃકરણમાં અશાંતિ, ઉત્તેજના, સંઘર્ષ વગેરે થવા લાગે છે, જેની હાજરીમાં મનુષ્યને સુખી કહી શકાતો નથી. પરંતુ આ જ શ્લોકમાં **'સ સુખી'** પદોથી કામક્રોધના વેગને સહન કરવાવાળા મનુષ્યને 'સુખી' બતાવવામાં આવ્યો છે. બીજી વાત એ છે કે કામક્રોધના વેગને મનુષ્ય પોતાનાથી શક્તિશાળી પુરુષની સામે ભયથી પણ રોકી શકે છે અથવા વેપારમાં આવક મળતી જોઈને લોભથી પણ રોકી શકે છે, પરંતુ આ રીતે ભય અને લોભને કારણે કામક્રોધનો વેગ સહેવાથી તે સુખી નથી થઈ જતો; કેમકે તે જેવી રીતે ક્રોધમાં ફસાયો હતો, એવી જ રીતે ભય અને લોભમાં ફસાઈ ગયો છે. ત્રીજી વાત એ છે કે આ શ્લોકમાં **'યુક્તઃ'** પદથી કામક્રોધનો વેગ સહેવાવાળી વ્યક્તિને યોગી કહેવામાં આવી છે; પરંતુ સંકલ્પોનો ત્યાગ કર્યા વિના મનુષ્ય કોઈ પણ જાતનો યોગી નથી થતો (ગીતા ૬/૨). એટલા માટે કામક્રોધના વેગને રોકવો એ સારું હોવા છતાં પણ સાધકને માટે તેના સંકલ્પને જ ઉત્પન્ન ન થવા દેવો એ જ ઉચિત છે.

કામક્રોધના સંકલ્પને રોકવાનો ઉપાય છે – સ્વયંમાં કામક્રોધને ન માનવા. કારણ કે આપણે (પોતે) રહેવાવાળા છીએ અને કામક્રોધ આવવા-જવાવાળા છે. એટલા માટે તેઓ આપણી સાથે રહેવાવાળા નથી. બીજી વાત, આપણે કામક્રોધને પોતાનાથી અલગરૂપે પણ જાણીએ છીએ. જે વસ્તુને આપણે અલગ રૂપે જાણીએ છીએ, તે વસ્તુ પોતાનામાં નથી હોતી. ત્રીજી વાત, કામક્રોધને ત્યજી શકાય છે – **'કામક્રોધવિયુક્તાનામ્'** (ગીતા ૫/૨૬), **'એતૈર્વિમુક્તઃ'** (ગીતા ૧૬/૨૨). એમનાથી અલગ તે જ થઈ શકે છે, જે વાસ્તવમાં પહેલેથી જ તેમનાથી અલગ હોય છે. ચોથી વાત, ભગવાને કામક્રોધને (જે રાગદ્વેષનાં જ સ્થૂળ રૂપો છે) ક્ષેત્ર અર્થાત્ પ્રકૃતિના વિકારોરૂપે બતાવ્યા છે (ગીતા ૧૩/૬). આથી તેઓ પ્રકૃતિમાં જ હોય છે, પોતાનામાં નહિ; કેમકે સ્વરૂપ તો નિર્વિકાર છે. આનાથી સિદ્ધ થાય છે કે કામક્રોધ પોતાનામાં નથી. એમને પોતાનામાં માનવા એ જાણે એમને નિમંત્રણ આપવા જેવું છે.

**'સ યુક્તઃ નરઃ'** – અજ્ઞાન દ્વારા જેમનું જ્ઞાન ઢંકાયેલું છે, એવા મનુષ્યોને ભગવાને આ જ અધ્યાયના પંદરમા શ્લોકમાં જંતુ (**જન્તવઃ**) કહ્યા છે. અહીં કામક્રોધનો વેગ સહેવામાં સમર્થ મનુષ્યને **'નરઃ'** કહ્યો છે. ભાવ એ છે કે જે કામક્રોધના વશમાં છે, તેઓ મનુષ્ય કહેવડાવવાને

યોગ્ય નથી. જેણે કામક્રોધ ઉપર વિજય પ્રાપ્ત કરી લીધો છે, તે જ વાસ્તવમાં નર છે, શૂરવીર છે.

સમતામાં સ્થિત મનુષ્યને યોગી કહે છે. જે પોતાના વિવેકને મહત્ત્વ આપીને કામક્રોધના વેગને ઉત્પન્ન જ નથી થવા દેતો, તે જ સમતામાં સ્થિત થઈ શકે છે.

**'સ સુખી'** – મનુષ્ય જ નહિ, પશુપક્ષીઓ પણ કામક્રોધ ઉત્પન્ન થતાં સુખશાંતિથી નથી રહી શકતાં. એટલા માટે જે મનુષ્યે કામક્રોધના સંકલ્પને નાબૂદ કરી દીધો છે, તે જ વાસ્તવમાં સુખી છે. કારણ કે કામક્રોધનો સંકલ્પ ઉત્પન્ન થતાં જ મનુષ્યના અંતઃકરણમાં અશાંતિ, ચંચળતા, સંઘર્ષ વગેરે દોષો ઉત્પન્ન થઈ જાય છે. આ દોષો રહેતાં તે સુખી કેવી રીતે કહી શકાય? જ્યારે તે કામક્રોધના વેગને વશીભૂત થઈ જાય છે, ત્યારે તે દુઃખી થઈ જ જાય છે. કારણ કે ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓનો આશ્રય લઈને, તેમની સાથે સંબંધ જોડીને સુખ ઇચ્છવાવાળો મનુષ્ય કદી સુખી થઈ શકતો નથી – એ નિયમ છે.

**પરિશિષ્ટ ભાવ :** પ્રથમ સ્ફુરણા થાય છે. તે સ્ફુરણામાં સત્તા, આસક્તિ અને આગ્રહ હોવાથી તે સ્ફુરણાનો સ્વીકાર થાય છે અને તે સંકલ્પ બની જાય છે. સંકલ્પથી મનોરથ થવા લાગે છે. જેનાથી કામ-ક્રોધાદિનો વેગ (રાગ) ઉત્પન્ન થાય છે. (ગીતા ૨/૬૨-૬૩) સાધકના માટે એક નંબરની વાત તો એ છે કે, વેગ (રાગ) ઉત્પન્ન ન થવા દે અર્થાત્ સંકલ્પ ન કરે, અને બે નંબરની વાત એ છે કે, વેગ ઉત્પન્ન થવા છતાં પણ તેવી ક્રિયા ન કરે.



*સંબંધ – બાહ્ય સંબંધથી થનારા સુખના અનર્થનું વર્ણન કરીને હવે ભગવાન આંતરિક તત્ત્વના સંબંધથી થનારા સુખના મહિમાનું વર્ણન કરે છે.*

**યોઽન્તઃસુખોઽન્તરારામસ્તથાન્તર્જ્યોતિરેવ યઃ ।**
**સ યોગી બ્રહ્મનિર્વાણં બ્રહ્મભૂતોઽધિગચ્છતિ ॥ ૨૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યઃ** | = જે માણસ (માત્ર) | **યઃ** | = જે | | સ્થિતિનો અનુભવ |
| **અન્તઃસુખઃ-** | = પરમાત્મામાં | **અન્ત-** | = કેવળ પરમાત્મામાં | | કરવાવાળો |
| | સુખવાળો (અને) | **ર્જ્યોતિઃ-** | જ્ઞાનવાળો છે, | | (બ્રહ્મરૂપ બનેલો) |
| **અન્તરારામઃ** | = કેવળ પરમાત્મામાં | **એવ** | | **યોગી** | = સાંખ્યયોગી |
| | રમણ કરવાવાળો છે | **સઃ** | = તે | **બ્રહ્મનિર્વાણમ્** | = નિર્વાણ બ્રહ્મને |
| **તથા** | = અને | **બ્રહ્મભૂતઃ** | = બ્રહ્મમાં પોતાની | **અધિગચ્છતિ** | = પામે છે. |

*ટીકા* – **'યોઽન્તઃસુખોઽન્તરારામસ્તથાન્તર્જ્યોતિરેવ યઃ'** – જેને પ્રકૃતિજન્ય બાહ્ય પદાર્થોમાં સુખ પ્રતીત થતું નથી, પરંતુ એકમાત્ર પરમાત્મામાં જ સુખ મળે છે, એવા સાધકને અહીં **'અન્તઃસુખઃ'** કહેવામાં આવ્યો છે. પરમાત્મતત્ત્વના સિવાય ક્યાંય પણ તેની સુખબુદ્ધિ નથી રહેતી. પરમાત્મતત્ત્વમાં સુખનો અનુભવ તેને હરઘડી થાય છે; કેમકે તેના સુખનો આધાર બાહ્ય પદાર્થોનો સંયોગ હોતો નથી.

પોતે પોતાની સત્તામાં નિરંતર સ્થિત રહેવા માટે બાહ્યની (સાંસારિક પદાર્થોની) કિંચિત્માત્ર પણ આવશ્યકતા નથી. પોતાને પોતાનાથી દુઃખ નથી થતું, પોતાને પોતાનાથી અરુચિ નથી થતી - આ અંતઃસુખ છે.

જે સદાને માટે ન મળે અને બધાંને ન મળે, તે 'બાહ્ય' છે. પરંતુ જે સદાને માટે મળે અને બધાંને મળે તે 'આંતરિક' છે.

જે ભોગોમાં રમણ નથી કરતો, પરંતુ કેવળ પરમાત્મતત્ત્વમાં જ રમણ કરે છે, અને વ્યવહારકાળમાં પણ જેનો એકમાત્ર પરમાત્મતત્ત્વમાં જ વ્યવહાર થઈ રહ્યો છે, એવા સાધકને અહીં **'અન્તરારામઃ'** કહેવામાં આવ્યો છે.

ઇન્દ્રિયજન્ય જ્ઞાન, બુદ્ધિજન્ય જ્ઞાન વગેરે જેટલાં પણ સાંસારિક જ્ઞાન કહેવામાં આવે છે, તે બધાંનું પ્રકાશક અને આધાર પરમાત્મતત્ત્વનું જ્ઞાન છે. જે સાધકનું આ જ્ઞાન હરઘડી જાગ્રત રહે છે, તેને અહીં **'અન્તર્જ્યોતિઃ'** કહેવામાં આવ્યો છે.

સાંસારિક જ્ઞાનનો તો આરંભ અને અંત થાય છે, પરંતુ એ પરમાત્મતત્ત્વના જ્ઞાનનો આરંભ કે અંત થતો

નથી. એ નિત્યનિરંતર રહે છે. એટલા માટે 'બધામાં એક પરમાત્મતત્ત્વ જ પરિપૂર્ણ છે' – એવું જ્ઞાન સાંખ્યયોગીમાં નિત્યનિરંતર અને સ્વતઃ સ્વાભાવિક રહે છે.

**'સ યોગી બ્રહ્મનિર્વાણં બ્રહ્મભૂતોડધિગચ્છતિ'** – સાંખ્યયોગનો ઊંચો સાધક બ્રહ્મમાં પોતાની સ્થિતિનો અનુભવ કરે છે, જે પરિચ્છિન્નતાનો દ્યોતક છે. કારણ કે સાધકમાં 'હું સ્વાધીન છું', 'હું મુક્ત છું', 'હું બ્રહ્મમાં સ્થિત છું' – આ રીતે પરિચ્છિન્નતાના સંસ્કારો રહે છે. બ્રહ્મભૂત સાધકને પોતાનામાં પરિચ્છિન્નતાનો અનુભવ નથી થતો. જ્યાં સુધી કિંચિત્માત્ર પણ પરિચ્છિન્નતા કે વ્યક્તિત્વ શેષ છે, ત્યાં સુધી તે તત્ત્વનિષ્ઠ નથી થયો. એટલા માટે એ અવસ્થામાં સંતોષ નહિ કરવો જોઈએ.

**'બ્રહ્મનિર્વાણમ્'** પદનો અર્થ છે – જેમાં કદી કોઈ હિલચાલ થઈ નથી, છે નહિ, થશે નહિ અને થઈ શકતી પણ નથી – એવું નિર્વાણ અર્થાત્ શાંત બ્રહ્મ.

જ્યારે બ્રહ્મભૂત સાંખ્યયોગીનું વ્યક્તિત્વ નિર્વાણ બ્રહ્મમાં લીન થઈ જાય છે, ત્યારે એકમાત્ર નિર્વાણ બ્રહ્મ જ શેષ રહી જાય છે અર્થાત્ સાધક પરમાત્મતત્ત્વની સાથે અભિન્ન બની જાય છે – તત્ત્વનિષ્ઠ થઈ જાય છે, કે જે સ્વતઃસિદ્ધ છે. બ્રહ્મભૂત અવસ્થામાં તો સાધક બ્રહ્મમાં પોતાની સ્થિતિનો અનુભવ કરે છે, પરંતુ વ્યક્તિત્વનો નાશ થતાં અનુભવ કરવાવાળો કોઈ નથી રહેતો. સાધક બ્રહ્મ જ થઈને બ્રહ્મને પ્રાપ્ત થાય છે – **'બ્રહ્મૈવ સન્ બ્રહ્માપ્યેતિ'** (બૃહદારણ્યક૦ ૪/૪/૬).

**પરિશિષ્ટ ભાવ :** અહીં **'અન્તઃ'** પદનો અર્થ 'પરમાત્મા' સમજવો જોઈએ. અંતઃકરણ નહીં. કારણ કે અંતઃકરણમાં સુખવાળા અથવા અંતઃકરણમાં રમણ કરવાવાળા અથવા અંતઃકરણમાં જ્ઞાનવાળા મનુષ્યને બ્રહ્મની પ્રાપ્તિ થઈ શકતી નથી. બ્રહ્મની પ્રાપ્તિ તો અંતઃકરણ સાથે સંબંધ-વિચ્છેદ થવાથી થાય છે.



*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને નિવૃત્તિપૂર્વક સાંખ્યયોગની સાધના બતાવી. હવે આગળના શ્લોકમાં પ્રવૃત્તિપૂર્વક સાંખ્યયોગની સાધના બતાવે છે.*

**લભન્તે બ્રહ્મનિર્વાણમૃષયઃ ક્ષીણકલ્મષાઃ ।**
**છિન્નદ્વૈધા યતાત્માનઃ સર્વભૂતહિતે રતાઃ ॥ ૨૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યતાત્માનઃ** | = જેમનું શરીર, મન ઇન્દ્રિયો સહિત વશમાં છે, | **રતાઃ** | ના હિતમાં રત છે | **ક્ષીણકલ્મષાઃ** | = જેમનાં સઘળાં પાપ નષ્ટ થઈ ચુક્યાં છે, |
| **સર્વભૂતહિતે,** | = જેઓ સર્વ પ્રાણીઓ- | **છિન્નદ્વૈધાઃ** | = જેમના સઘળા સંશયો જ્ઞાન દ્વારા નિવૃત્ત થઈ ચુક્યા છે, | **ઋષયઃ** | = તે વિવેકી સાધકો |
| | | | | **બ્રહ્મનિર્વાણમ્** | = શાન્ત બ્રહ્મને |
| | | | | **લભન્તે** | = પામે છે. |

*ટીકા* – **'યતાત્માનઃ'** – નિત્ય સત્યતત્ત્વની પ્રાપ્તિનું દૃઢ લક્ષ્ય હોવાને કારણે સાધકોને શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ વશમાં કરવાં નથી પડતાં, બલ્કે તેઓ સ્વાભાવિક જ સુગમતાપૂર્વક તેમને વશ થઈ જાય છે. વશ થવાને કારણે તેમનામાં રાગદ્વેષ વગેરે દોષોનો અભાવ થઈ જાય છે અને તેમના દ્વારા થવાવાળી પ્રત્યેક ક્રિયા બીજાઓનું હિત કરવાવાળી થઈ જાય છે.

શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિને પોતાનાં અને પોતાને માટેનાં માનતા રહેવાથી જ તેઓ પોતાને વશ નથી થતાં અને તેમનામાં રાગદ્વેષ, કામક્રોધ વગેરે દોષો વિદ્યમાન રહે છે. એ દોષો જ્યાં સુધી વિદ્યમાન રહે છે, ત્યાં સુધી સાધક પોતે તેમને વશ રહે છે. એટલા માટે સાધકે તે શરીર વગેરેને કદી પોતાનાં અને પોતાને માટેનાં નહિ માનવાં જોઈએ. એવું માનવાથી તેમનું આગ્રહીપણું સમાપ્ત થઈ જાય છે અને તેઓ વશ થઈ જાય છે. આથી જેમનો શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિમાં પોતાનાપણાનો ભાવ નથી તથા જેઓ આ શરીર વગેરેને કદી પોતાનું સ્વરૂપ નથી માનતા, એવા સાવધાન સાધકોને માટે અહીં **'યતાત્માનઃ'** પદ આવ્યું છે.

**'સર્વભૂતહિતે રતાઃ'** – સાંખ્યયોગની સિદ્ધિમાં વ્યક્તિત્વનું અભિમાન મુખ્ય બાધક છે. આ વ્યક્તિત્વના અભિમાનને દૂર કરીને તત્ત્વમાં પોતાની સ્વાભાવિક

સ્થિતિનો અનુભવ કરવા માટે સઘળાં પ્રાણીઓના હિતનો ભાવ થવો આવશ્યક છે. સઘળાં પ્રાણીઓના હિતમાં પ્રીતિ જ તેના વ્યક્તિત્વને નાબૂદ કરવાનું સુગમ સાધન છે.

જેઓ સર્વત્ર પરિપૂર્ણ પરમાત્મતત્ત્વની સાથે અભિન્નતાનો અનુભવ કરવા ઇચ્છે છે, તેમના માટે પ્રાણીમાત્રના હિતમાં પ્રીતિ થવી આવશ્યક છે. જેવી રીતે પોતાના કહેવાનારા શરીરમાં આકૃતિ, અવયવો, કાર્ય, નામ વગેરે ભિન્ન-ભિન્ન હોવા છતાં પણ એવો ભાવ રહે છે કે બધાં અંગોને આરામ મળે, કોઈ પણ અંગને કષ્ટ ન થાય, એવી જ રીતે વર્ણ, આશ્રમ, સંપ્રદાય, સાધન-પદ્ધતિ વગેરે ભિન્ન-ભિન્ન હોવા છતાં પણ સઘળાં પ્રાણીઓના હિતમાં સ્વાભાવિક જ રતિ થવી જોઈએ કે બધાંને સુખ મળે, બધાનું હિત થાય, કદી કોઈને કિંચિત્‌માત્ર પણ કષ્ટ ન થાય. કારણ કે બહારથી ભિન્નતા રહેવા છતાં પણ અંદરથી એક પરમાત્મતત્ત્વ જ સમાનરૂપે બધામાં પરિપૂર્ણ છે. આથી પ્રાણીમાત્રના હિતમાં પ્રીતિ થવાથી વ્યક્તિગત સ્વાર્થભાવ સુગમતાથી નષ્ટ થઈ જાય છે અને પરમાત્મતત્ત્વની સાથે પોતાની અભિન્નતાનો અનુભવ થઈ જાય છે.

**'છિન્નદ્વૈધાઃ'** – જ્યાં સુધી તત્ત્વપ્રાપ્તિનો એક નિશ્ચય દૃઢ નથી થતો, ત્યાં સુધી મોટા-મોટા સાધકોના અંતઃકરણમાં પણ કંઈક ને કંઈક દ્વિવિધા વિદ્યમાન રહે છે. દૃઢ નિશ્ચય થતાં સાધકોને પોતાની સાધનામાં કોઈ સંશય, વિકલ્પ, ભ્રમ વગેરે નથી રહેતા અને તેઓ અસંદિગ્ધરૂપે તત્પરતાપૂર્વક પોતાની સાધનામાં લાગી જાય છે.

**'ક્ષીણકલ્મષાઃ'** – પ્રકૃતિ સાથે માનેલો જે પણ સંબંધ છે, તે બધો કલ્મષ જ છે; કેમકે પ્રકૃતિ સાથે માનેલો સંબંધ જ સઘળાં કલ્મષો અર્થાત્ પાપ, દોષ અને વિકારોનું મૂળ છે. પ્રકૃતિ તથા તેનાં કાર્યો શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે સાથે સ્પષ્ટરૂપે પોતાનો અલગ અનુભવ કરવાથી સાધકમાં આપમેળે નિર્વિકારતા આવી જાય છે.

**'ઋષયઃ'** – **'ઋષ્'** ધાતુનો અર્થ છે – જ્ઞાન. તે જ્ઞાન (વિવેક)ને મહત્ત્વ આપવાવાળા ઋષિ કહેવાય છે. પ્રાચીન કાળમાં ઋષિઓએ ગૃહસ્થ રહીને પણ પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કર્યું હતું. આ શ્લોકમાં પણ સાંસારિક વ્યવહાર કરતા રહીને વિવેકપૂર્વક પરમાત્મતત્ત્વની પ્રાપ્તિને માટે સાધન કરવાવાળા સાધકોનું વર્ણન કર્યું છે. આથી પોતાના વિવેકને મહત્ત્વ આપવાવાળા એ સાધકો પણ ઋષિઓ જ છે.

**'લભન્તે બ્રહ્મનિર્વાણમ્'** – બ્રહ્મ તો બધાંને સદાસર્વદા પ્રાપ્ત છે જ, પરંતુ પરિવર્તનશીલ શરીર વગેરે સાથે પોતાની એકતા માની લેવાને કારણે મનુષ્ય બ્રહ્મથી વિમુખ રહે છે. જ્યારે શરીર વગેરે ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓ સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, ત્યારે સઘળા વિકારો અને સંશયોનો નાશ થઈને સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મનો અનુભવ થઈ જાય છે.

**'લભન્તે'** પદનું તાત્પર્ય એ છે કે જેવી રીતે લહેરો સમુદ્રમાં લીન થઈ જાય છે, એવી જ રીતે સાંખ્યયોગીઓ નિર્વાણ બ્રહ્મમાં લીન થઈ જાય છે. જેવી રીતે જળતત્ત્વમાં સમુદ્ર અને લહેરો – એવા બે ભેદ નથી, તેવી જ રીતે નિર્વાણ બ્રહ્મમાં આત્મા અને પરમાત્મા – એવા બે ભેદ નથી.

**પરિશિષ્ટ ભાવ :** લોકોની દૃષ્ટિમાં જ્ઞાનયોગી બીજાઓનું હિત કરતો (**સર્વભૂતહિતે રતાઃ**) દેખાય છે, વાસ્તવમાં તે બીજા કોઈનું હિત કરતો નથી, બલ્કે તેના દ્વારા સ્વતઃ (આપમેળે) સ્વાભાવિક રીતે જ બીજાઓનું હિત થાય છે.

—■—

***સંબંધ*** *– ચોવીસમા-પચીસમા શ્લોકોમાં ભગવાને સાંખ્યયોગના સાધકો દ્વારા નિર્વાણ બ્રહ્મને પ્રાપ્ત કરવાની વાત કહી. હવે આગળના શ્લોકમાં તેઓ એ બતાવે છે કે નિર્વાણ બ્રહ્મની પ્રાપ્તિ થતાં એનો કેવો અનુભવ થાય છે?*

**કામક્રોધવિયુક્તાનાં યતીનાં યતચેતસામ્ ।**
**અભિતો બ્રહ્મનિર્વાણં વર્તતે વિદિતાત્મનામ્ ॥ ૨૬॥**

**કામક્રોધવિયુક્તાનામ્** = કામ-ક્રોધથી સર્વથા રહિત, **યતચેતસામ્** = જીતેલા મનવાળા (અને) **વિદિતાત્મનામ્** = સ્વરૂપનો સાક્ષાત્કાર કરી ચુકેલા **યતીનામ્** = સાંખ્યયોગીઓ માટે **અભિતઃ** = ચારે કોર (શરીર હોય ત્યારે કે મૃત્યુ પછી) **બ્રહ્મનિર્વાણમ્** = નિવાર્ણ બ્રહ્મ **વર્તતે** = પરિપૂર્ણ છે.

*ટીકા* – **'કામક્રોધવિયુક્તાનાં યતીનામ્'** – ભગવાન ઉપર્યુક્ત પદોથી એ સ્પષ્ટ કહી રહ્યા છે કે સિદ્ધ મહાપુરુષમાં કામ-ક્રોધ વગેરેની ગંધ પણ રહેતી નથી. કામક્રોધ વગેરે દોષો ઉત્પત્તિ-વિનાશશીલ અસત પદાર્થો (શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે)ના સંબંધથી ઉત્પન્ન થાય છે. સિદ્ધ મહાપુરુષને ઉત્પત્તિ-વિનાશરહિત સત-તત્ત્વમાં પોતાની સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થઈ જાય છે, આથી ઉત્પત્તિ-વિનાશશીલ અસત પદાર્થો સાથે તેનો સંબંધ બિલકુલ રહેતો નથી. તેના અનુભવમાં પોતાના કહેવાનારા શરીર – અંતઃકરણસહિત સકળ સંસારની સાથે પોતાના સંબંધનો સર્વથા અભાવ થઈ જાય છે; આથી તેનામાં કામક્રોધ વગેરે વિકારો કેવી રીતે ઉત્પન્ન થઈ શકે? જો કામક્રોધ સૂક્ષ્મરૂપે પણ હોય, તો પોતાને જીવનમુક્ત માની લેવો એ જ ભ્રમ છે.

ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓની ઇચ્છાને 'કામ' કહે છે. કામ અર્થાત્ કામના, અભાવમાં પેદા થાય છે. અભાવ સદૈવ અસતમાં રહે છે. સત-સ્વરૂપમાં અભાવ છે જ નહિ. પરંતુ જ્યારે સ્વરૂપ અસત સાથે તાદાત્મ્ય કરી લે છે, ત્યારે અસત-અંશના અભાવને તે પોતાનામાં માની લે છે. પોતાનામાં અભાવ માનવાથી જ કામના પેદા થાય છે અને કામનાપૂર્તિમાં વિઘ્ન આવતાં ક્રોધ આવી જાય છે. આ રીતે સ્વરૂપમાં કામના ન હોવા છતાં પણ તાદાત્મ્યને કારણે પોતાનામાં કામનાની પ્રતીતિ થાય છે. પરંતુ જેઓનું તાદાત્મ્ય નષ્ટ થઈ ગયું છે અને સ્વરૂપમાં સ્વાભાવિક સ્થિતિનો અનુભવ થઈ ગયો છે, તેઓને પોતાનામાં અસતનો (અભાવનો) અનુભવ થઈ જ કેવી રીતે શકે?

સાધના કરવાથી કામક્રોધ ઓછા થાય છે – એવો સાધકોનો અનુભવ છે. જે વસ્તુ ઓછી થવાવાળી હોય છે, તે નાબૂદ થવાવાળી હોય છે, આથી જે સાધના વડે એ કામક્રોધ ઓછા થાય છે, તે જ સાધના વડે તેઓ નાબૂદ પણ થઈ જાય છે.

સાધના કરવાવાળાઓને આ અનુભવ થાય છે કે (૧) કામક્રોધ વગેરે દોષો પહેલાં જેટલા જલદી આવતા હતા, તેટલા જલદી હવે નથી આવતા. (૨) પહેલાં જેટલા વેગથી આવતા હતા, એટલા વેગથી હવે નથી આવતા, અને (૩) પહેલાં જેટલા સમય સુધી રહેતા હતા, એટલા સમય સુધી હવે નથી રહેતા. ક્યારેક-ક્યારેક સાધકને એવું પણ પ્રતીત થાય છે કે કામક્રોધનો વેગ પહેલાં કરતાં પણ વધારે આવી ગયો. એનું કારણ એ છે કે (૧) સાધના કરવાથી ભોગાસક્તિ તો નાબૂદ થઈ ગઈ અને પૂર્ણાવસ્થા પ્રાપ્ત થઈ નહિ. (૨) અંતઃકરણ શુદ્ધ થવાથી થોડા કામક્રોધ પણ સાધકને અધિક પ્રતીત થાય છે. (૩) કોઈ મનની વિરુદ્ધ કાર્ય કરે તો એ સાધકને માઠું લાગે છે, પરંતુ સાધક એની દરકાર કરતો નથી. માઠું લાગવાના ભાવનો અંતરમાં સંગ્રહ થતો રહે છે. પછી અંતમાં નાની-નાની વાતમાં પણ જોરથી ક્રોધ આવી જાય છે; કેમકે અંતરમાં જે સંગ્રહ થયો હતો, તે એકી સાથે બહાર નીકળે છે. એનાથી બીજી વ્યક્તિને પણ આશ્ચર્ય થાય છે કે આટલી નાની વાતમાં પણ એને આટલો ક્રોધ કેવી રીતે આવી ગયો!

ક્યારેક ક્યારેક વૃત્તિઓ બરાબર હોવાથી સાધકને એવું પ્રતીત થાય છે કે મારી પૂર્ણાવસ્થા થઈ ગઈ. પરંતુ વાસ્તવમાં જ્યાં સુધી પૂર્ણાવસ્થાનો અનુભવ કરવાવાળો છે, ત્યાં સુધી (વ્યક્તિત્વ હાજર રહેવાથી) પૂર્ણાવસ્થા થઈ નથી.

**'યતચેતસામ્'** – જ્યાં સુધી અસતનો સંબંધ રહે છે, ત્યાં સુધી મન વશમાં નથી થતું. અસતનો સંબંધ સર્વથા ન રહેવાથી મહાપુરુષોનું કહેવાનારું મન આપમેળે વશમાં રહે છે.

**'અભિતો બ્રહ્મનિર્વાણં વર્તતે વિદિતાત્મનામ્'** – પોતાના સ્વરૂપનો વાસ્તવિક બોધ થઈ જવાથી તે મહાપુરુષોને અહીં **'વિદિતાત્મનામ્'** કહેવામાં આવ્યા છે. તાત્પર્ય એ છે કે જે ઉદ્દેશ્યને માટે મનુષ્યજન્મ થયો છે અને મનુષ્યજન્મનો આટલો મહિમા ગાવામાં આવ્યો છે, તે ઉદ્દેશ્યને તેમણે પ્રાપ્ત કરી લીધો છે.

શરીર રહેતાં અથવા શરીર છૂટ્યા પછી – નિત્યનિરંતર તે મહાપુરુષો શાંત બ્રહ્મમાં જ સ્થિત રહે છે. જેવી રીતે ભિન્ન-ભિન્ન ક્રિયાઓ કરતી વેળા સાધારણ મનુષ્યોની શરીરમાં સ્થિતિની માન્યતા નિરંતર રહે છે, તેવી જ રીતે ભિન્ન-ભિન્ન ક્રિયાઓ કરતી વેળા એ મહાપુરુષોની સ્થિતિ નિરંતર એક બ્રહ્મમાં જ રહે છે. તેઓની આ સ્વાભાવિક સ્થિતિમાં કદી થોડો પણ ફરક નથી પડતો; કેમકે જે વિભાગમાં ક્રિયાઓ થાય છે, તે વિભાગ (અસત) સાથે તેમનો કોઈ સંબંધ જ નથી રહ્યો.

—■—

***સંબંધ*** – *હવે આગળના બે શ્લોકોમાં ભગવાન એ બતાવે છે કે જે તત્ત્વને જ્ઞાનયોગી અને કર્મયોગી પ્રાપ્ત કરે છે, તે જ તત્ત્વને ધ્યાનયોગી પણ પ્રાપ્ત કરી શકે છે.*[1]

---

૧. ધ્યાનયોગ સાધકને સ્વતંત્ર રીતે પરમાત્માની પ્રાપ્તિ કરાવે છે તેમ જ કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગના સાધકો દ્વારા પણ આનો ઉપયોગ કરી શકાય છે. જપ, ધ્યાન, સત્સંગ અને સ્વાધ્યાય – એ પ્રત્યેક સાધકને માટે ઉપયોગી છે અને આવશ્યક પણ છે.

**સ્પર્શાન્કૃત્વા બહિર્બાહ્યાંશ્ચક્ષુશ્ચૈવાન્તરે ભ્રુવોઃ ।**
**પ્રાણાપાનૌ સમૌ કૃત્વા નાસાભ્યન્તરચારિણૌ ॥ ૨૭॥**

**યતેન્દ્રિયમનોબુદ્ધિર્મુનિર્મોક્ષપરાયણઃ ।**
**વિગતેચ્છાભયક્રોધો યઃ સદા મુક્ત એવ સઃ ॥ ૨૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **બાહ્યાન્** | = બહારના | **ચારિણૌ** | વિચરતા | **મોક્ષપરાયણઃ** | = મોક્ષપરાયણ છે (તથા) |
| **સ્પર્શાન્** | = પદાર્થોને | **પ્રાણાપાનૌ** | = પ્રાણ અને અપાન વાયુને | **વિગતેચ્છા-** | = જે ઇચ્છા, ભય અને |
| **બહિઃ** | = બહાર | | | **ભયક્રોધઃ** | ક્રોધ વિનાનો થઈ ગયો છે, |
| **એવ** | = જ | **સમૌ** | = સમ | | |
| **કૃત્વા** | = ત્યજીને | **કૃત્વા** | = કરીને | | |
| **ચ** | = અને | **યતેન્દ્રિય-** | = જેણે ઇન્દ્રિયો, | **સઃ** | = તે |
| **ચક્ષુઃ** | = આંખોની દૃષ્ટિને | **મનોબુદ્ધિઃ** | મન અને બુદ્ધિને | **મુનિઃ** | = મુનિ |
| **ભ્રુવોઃ** | = ભ્રમરોની | | જીતી લીધાં છે, | **સદા** | = સદા |
| **અન્તરે** | = મધ્યમાં (સ્થાપીને) | | (એવો) | **મુક્તઃ** | = મુક્ત |
| **નાસાભ્યન્તર-** | = (તથા) નાસિકામાં | **યઃ** | = જે (કેવળ), | **એવ** | = જ છે. |

*ટીકા* — **'સ્પર્શાન્કૃત્વા બહિર્બાહ્યાન્'** — પરમાત્માના સિવાય બધા પદાર્થો બાહ્ય છે. પદાર્થોને બહાર જ છોડી દેવાનું તાત્પર્ય એ છે કે મનથી બાહ્ય વિષયોનું ચિંતન ન કરવું.

બાહ્ય પદાર્થોના સંબંધનો ત્યાગ કર્મયોગમાં સેવા દ્વારા અને જ્ઞાનયોગમાં વિવેક દ્વારા કરવામાં આવે છે. અહીં ભગવાન ધ્યાનયોગ દ્વારા બાહ્ય પદાર્થો સાથે સંબંધ-વિચ્છેદની વાત કહી રહ્યા છે. ધ્યાનયોગમાં એકમાત્ર પરમાત્માનું જ ચિંતન હોવાથી બાહ્ય પદાર્થોથી વિમુખતા થઈ જાય છે.

વાસ્તવમાં બાહ્ય પદાર્થો વિઘ્નકર્તા નથી પરંતુ એમની સાથે રાગપૂર્વક માનેલો આપણો સંબંધ વિઘ્નકર્તા છે. આ માનેલા સંબંધનો ત્યાગ કરવામાં જ ઉપર્યુક્ત પદોનું તાત્પર્ય છે.

**'ચક્ષુશ્ચૈવાન્તરે ભ્રુવોઃ'** — અહીં **'ભ્રુવોઃ અન્તરે'** પદોથી દૃષ્ટિને બે ભ્રમરોની વચમાં રાખવી અથવા દૃષ્ટિને નાસિકાના અગ્ર ભાગ ઉપર રાખવી (ગીતા ૬/૧૩) — એ બન્નેય અર્થ લઈ શકાય છે.

ધ્યાનકાળમાં નેત્રોને સર્વથા બંધ રાખવાથી લયદોષ અર્થાત્ નિદ્રા આવવાની સંભાવના રહે છે, અને નેત્રોને સર્વથા ખુલ્લાં રાખવાથી (સામે દૃશ્ય રહેવાથી) વિક્ષેપદોષ આવવાની સંભાવના રહે છે. આ બન્ને પ્રકારના દોષોને દૂર કરવા માટે અરધાં મીચેલાં નેત્રોની દૃષ્ટિને બન્ને ભ્રમરોની વચમાં સ્થાપિત કરવા માટે કહેવામાં આવ્યું છે.

**'પ્રાણાપાનૌ સમૌ કૃત્વા નાસાભ્યન્તરચારિણૌ'** — નાસિકાની બહાર નીકળવાવાળા વાયુને 'પ્રાણ' અને નાસિકાની અંદર જવાવાળા વાયુને 'અપાન' કહે છે.

પ્રાણવાયુની ગતિ દીર્ઘ અને અપાનવાયુની ગતિ લઘુ હોય છે. આ બન્નેને સમ કરવા માટે પહેલાં ડાબી નાસિકાથી અપાનવાયુને અંદર લઈ જઈને જમણી નાસિકાથી પ્રાણવાયુને બહાર કાઢવો. પછી જમણી નાસિકાથી અપાનવાયુને અંદર લઈ જઈને ડાબી નાસિકાથી પ્રાણવાયુને બહાર કાઢવો. આ બધી ક્રિયાઓમાં યોગ્ય સમય લાગવો જોઈએ. આ રીતે લગાતાર અભ્યાસ કરતા રહેવાથી પ્રાણ અને અપાનવાયુની ગતિ સમ, શાંત અને સૂક્ષ્મ બની જાય છે. જ્યારે નાસિકાની બહાર અને અંદર તથા કંઠ વગેરે ભાગમાં વાયુના સ્પર્શનું જ્ઞાન ન રહે, ત્યારે સમજવું જોઈએ કે પ્રાણ-અપાનની ગતિ સમ બની ગઈ છે. આ બન્નેની ગતિ સમ થતાં (લક્ષ્ય પરમાત્મા રહેવાથી) મન વડે સ્વાભાવિક જ પરમાત્માનું ચિંતન થવા લાગે છે. ધ્યાનયોગમાં આ પ્રાણાયામની આવશ્યકતા હોવાથી જ તેનો ઉપર્યુક્ત પદોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**'યતેન્દ્રિયમનોબુદ્ધિઃ'** — પ્રત્યેક મનુષ્યમાં એક તો ઇન્દ્રિયોનું જ્ઞાન રહે છે અને એક બુદ્ધિનું જ્ઞાન. ઇન્દ્રિયો અને બુદ્ધિ — બન્નેની વચમાં મનનો નિવાસ છે. મનુષ્યે જોવાનું

એ છે કે તેના મન ઉપર ઇન્દ્રિયોના જ્ઞાનનો પ્રભાવ છે કે બુદ્ધિના જ્ઞાનનો પ્રભાવ છે અથવા આંશિક રૂપે બન્નેના જ્ઞાનનો પ્રભાવ છે. ઇન્દ્રિયોના જ્ઞાનમાં 'સંયોગ'નો પ્રભાવ પડે છે અને બુદ્ધિના જ્ઞાનમાં 'પરિણામ'નો. જે મનુષ્યોનાં મન ઉપર કેવળ ઇન્દ્રિયોના જ્ઞાનનો પ્રભાવ છે, તેઓ સંયોગજન્ય સુખભોગમાં જ લાગેલા રહે છે; અને જેમનાં મન ઉપર બુદ્ધિના જ્ઞાનનો પ્રભાવ છે, તેઓ (પરિણામ તરફ દૃષ્ટિ રહેવાથી) સુખભોગનો ત્યાગ કરવામાં સમર્થ બની જાય છે – **'ન તેષુ રમતે બુધઃ'** (ગીતા ૫/૨૨).

ઘણું કરીને સાધકોના મન ઉપર આંશિક રૂપે ઇન્દ્રિયો અને બુદ્ધિ-બન્નેના જ્ઞાનનો પ્રભાવ રહે છે. તેમના મનમાં ઇન્દ્રિયો તથા બુદ્ધિના જ્ઞાનનો દ્વન્દ્વ ચાલતો રહે છે. એટલા માટે તેઓ પોતાના વિવેકને મહત્ત્વ નથી આપી શકતા અને જે કરવા ઇચ્છે છે, તેને કરી પણ નથી શકતા. આ દ્વન્દ્વ જ ધ્યાનમાં વિઘ્નકર્તા છે. આથી અહીં મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયોને વશ કરવાનું તાત્પર્ય એ છે કે મન ઉપર કેવળ બુદ્ધિના જ્ઞાનનો પ્રભાવ રહી જાય અને ઇન્દ્રિયોના જ્ઞાનનો પ્રભાવ સર્વથા દૂર થઈ જાય.

**'મુનિર્મોક્ષપરાયણઃ'** – પરમાત્મપ્રાપ્તિ કરવાનું જ જેનું લક્ષ્ય છે, એવા પરમાત્મસ્વરૂપનું મનન કરવાવાળા સાધકને અહીં **'મોક્ષપરાયણઃ'** કહેવામાં આવ્યો છે. પરમાત્મતત્ત્વ બધાં સ્થળ, કાળ વગેરેમાં પરિપૂર્ણ હોવાને કારણે સદાસર્વદા બધાને પ્રાપ્ત જ છે. પરંતુ દૃઢ ઉદ્દેશ્ય ન હોવાને કારણે એવા નિત્યપ્રાપ્ત તત્ત્વની અનુભૂતિમાં વિલંબ થઈ રહ્યો છે. જો એક દૃઢ ઉદ્દેશ્ય બની જાય તો તત્ત્વની અનુભૂતિમાં વિલંબને સ્થાન નથી. વાસ્તવમાં ઉદ્દેશ્ય પહેલેથી જ સુનિશ્ચિત છે; કેમકે પરમાત્મપ્રાપ્તિને માટે જ આ મનુષ્યશરીર મળેલું છે. કેવળ એ ઉદ્દેશ્યને ઓળખવાનો છે. જ્યારે સાધક આ ઉદ્દેશ્યને ઓળખી લે છે, ત્યારે તેનામાં પરમાત્મપ્રાપ્તિની લાલસા ઉત્પન્ન થઈ જાય છે. એ લાલસા સંસારની બધી કામનાઓને દૂર કરીને સાધકને પરમાત્મતત્ત્વનો અનુભવ કરાવી દે છે. આથી પરમાત્મપ્રાપ્તિના ઉદ્દેશ્યને ઓળખવાને માટે જ અહીં **'મોક્ષપરાયણઃ'** પદનો પ્રયોગ થયો છે.

કર્મયોગ, સાંખ્યયોગ, ધ્યાનયોગ, ભક્તિયોગ વગેરે બધાં સાધનોમાં એક દૃઢ નિશ્ચય કે ઉદ્દેશ્યની મોટી આવશ્યકતા છે. જો પોતાના કલ્યાણનો ઉદ્દેશ્ય જ દૃઢ નહિ હોય, તો સાધનમાં સિદ્ધિ કેવી રીતે મળશે? એટલા માટે અહીં **'મોક્ષપરાયણઃ'** પદથી ધ્યાનયોગમાં દૃઢ નિશ્ચયની આવશ્યકતા બતાવવામાં આવી છે.

**'વિગતેચ્છાભયક્રોધો યઃ'** – પોતાની ઇચ્છાની પૂર્તિમાં વિઘ્ન નાખવાવાળા પ્રાણીને પોતાનાથી સબળ માનવાથી તેનાથી ભય લાગે છે અને નિર્બળ માનવાથી તેના ઉપર ક્રોધ આવે છે. એવી જ રીતે જીવવાની ઇચ્છા રહેવાથી મૃત્યુનો ભય લાગે છે અને બીજાઓથી પોતાની ઇચ્છાપૂર્તિ કરવાની તથા બીજાઓ ઉપર પોતાનો અધિકાર જમાવવાની ઇચ્છાથી ક્રોધ થાય છે. આથી ભય અને ક્રોધ થવામાં ઇચ્છા જ મુખ્ય છે. જો મનુષ્યમાં ઇચ્છાપૂર્તિનો ઉદ્દેશ્ય ન રહે, પરંતુ એકમાત્ર પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય રહી જાય, તો ભય-ક્રોધસહિત ઇચ્છાનો સર્વથા અભાવ થઈ જાય છે. ઇચ્છાનો સર્વથા અભાવ થતાં મનુષ્ય મુક્ત થઈ જાય છે. કારણ કે વસ્તુઓની અને જીવવાની ઇચ્છાથી જ મનુષ્ય જન્મ-મરણ રૂપી બંધનમાં પડે છે. સાધકે ગંભીરતાપૂર્વક વિચાર કરવો જોઈએ કે શું વસ્તુઓની ઇચ્છાથી વસ્તુઓ મળી જાય છે? અને શું જીવવાની ઇચ્છાથી મૃત્યુથી બચી શકાય છે? વાસ્તવિકતા તો એ છે કે ન તો વસ્તુઓની ઇચ્છા પૂરી કરી શકીએ છીએ અને ન મૃત્યુથી બચી શકીએ છીએ. એટલા માટે જો સાધકનો એ દૃઢ નિશ્ચય થઈ જાય કે મારે એક પરમાત્મપ્રાપ્તિ સિવાય કંઈ પણ ના જોઈએ, તો એ વર્તમાનમાં જ મુક્ત થઈ શકે છે. પરંતુ જો વસ્તુઓની અને જીવવાની ઇચ્છા રહેશે, તો ઇચ્છા કદી પૂરી નહિ થાય અને મૃત્યુના ભયથી પણ બચાવ નહિ થાય તથા ક્રોધથી પણ છુટકારો નહિ થાય. એટલા માટે મુક્ત થવા માટે ઇચ્છારહિત થવું આવશ્યક છે.

જો વસ્તુ મળવાની હશે તો ઇચ્છા કર્યા વિના પણ મળશે અને જો વસ્તુ નહિ મળવાની હોય તો ઇચ્છા કરવા છતાં પણ નહિ મળે. આથી વસ્તુનું મળવું કે ના મળવું ઇચ્છાને આધીન નથી, પરંતુ કોઈ વિધાનને આધીન છે. જે વસ્તુ ઇચ્છાને આધીન નથી, તેની ઇચ્છાને છોડવામાં શી કઠિનતા છે? જો વસ્તુની ઇચ્છા પૂરી થતી હોત તો તેને પૂરી કરવાનો પ્રયત્ન કરત અને જો જીવવાની ઇચ્છા પૂરી થતી હોત તો મૃત્યુથી બચવાનો પ્રયત્ન કરત. પરંતુ ઇચ્છા અનુસાર ન તો બધી વસ્તુઓ મળે છે અને ન મૃત્યુથી બચાવ પણ થાય છે. જો વસ્તુઓની ઇચ્છા ન રહે તો જીવન આનંદમય બની જાય છે અને જો જીવવાની ઇચ્છા ન રહે તો મૃત્યુ પણ આનંદમય બની જાય છે. જીવન ત્યારે જ કષ્ટમય બને છે, જ્યારે વસ્તુઓની ઇચ્છા કરીએ છીએ, અને મૃત્યુ ત્યારે જ કષ્ટમય બને છે, જ્યારે જીવવાની ઇચ્છા કરીએ છીએ. એટલા માટે જેણે વસ્તુઓની અને જીવવાની ઇચ્છાનો સર્વથા ત્યાગ કરી દીધો છે, તે જીવતેજીવત જ મુક્ત થઈ જાય છે, અમર થઈ જાય છે.

**'સદા મુક્ત એવ સઃ'** – ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થોની સાથે પોતાનો સંબંધ માનવો એ જ બંધન છે. એ

માનેલા સંબંધનો સર્વથા ત્યાગ કરવો એ જ મુક્તિ છે. જે મુક્ત થઈ ગયો છે, તેના ઉપર કોઈ પણ ઘટના, પરિસ્થિતિ, નિંદા, સ્તુતિ, અનુકૂળતા, પ્રતિકૂળતા, જીવન-મરણ વગેરેની કિંચિત્‌માત્ર પણ અસર પડતી નથી.

**'સદા મુક્ત એવ'** પદોનું તાત્પર્ય એ છે કે વાસ્તવમાં સાધક સ્વરૂપથી સદા મુક્ત જ છે. કેવળ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી વસ્તુઓ સાથે પોતાનો સંબંધ માનવાને કારણે તેને પોતાના મુક્ત સ્વરૂપનો અનુભવ નથી થઈ રહ્યો. સંસાર સાથે માનેલો સંબંધ દૂર થતાં જ સ્વતઃસિદ્ધ મુક્તિનો અનુભવ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** બહારના પદાર્થોને બહાર જ રાખવાનું તાત્પર્ય છે – પોતાને શરીરથી અલગ કરી દેવો કે, હું શરીર નથી, શરીર મારું નથી અને તે મારા માટે નથી. આ ત્રણે વાતો દરેક સાધકે માનવી જ પડશે. ભલે તે કોઈ પણ યોગ માર્ગે કેમ ન જાય. શરીર સાથે પોતાનો કોઈ સંબંધ ન માને તો મુક્તિ સ્વતઃ સિદ્ધ છે.

પહેલાં ચોવીસમા શ્લોકમાં **'અન્તઃ'** શબ્દ આવ્યો હતો, તેથી અહીં **'બાહ્ય'** શબ્દ આપ્યો છે. વાસ્તવમાં બાહ્ય કોઈ વસ્તુ નથી, બલ્કે માત્ર વૃત્તિ છે. **'બાહ્ય'** શબ્દનો પ્રયોગ બીજી સત્તા માનીને જ થાય છે, જ્યારે વાસ્તવમાં સત્તા એક જ છે. તેથી **'સ્પર્શાન્કૃત્વા બહિર્બાહ્યાન્'** પદોનો મતલબ છે કે એક તત્ત્વના સિવાય બીજી કોઈ સત્તાનું અસ્તિત્વ જ નથી.

—■—

***સંબંધ*** *– ભગવાને યોગનિષ્ઠા અને સાંખ્યનિષ્ઠાનું વર્ણન કરીને બેઉને માટે ઉપયોગી ધ્યાનયોગનું વર્ણન કર્યું. હવે સુગમતાપૂર્વક કલ્યાણ કરવાવાળી ભગવન્નિષ્ઠાનું વર્ણન કરે છે.*

**ભોક્તારં યજ્ઞતપસાં સર્વલોકમહેશ્વરમ્ ।**
**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ॥ ૨૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મામ્** | = મને | **મહેશ્વરમ્** | ઈશ્વરોનોય ઈશ્વર (તેમજ) | | દયાળુ અને પ્રેમી |
| **યજ્ઞતપસામ્** | = સર્વ યજ્ઞો અને તપોનો | **સર્વભૂતાનામ્** | = સઘળાં પ્રાણીઓનો | **જ્ઞાત્વા** | = જાણીને (ભક્ત) |
| **ભોક્તારમ્** | = ભોક્તા, | **સુહૃદમ્** | = સુહૃદ્ એટલે કે સ્વાર્થ વિના | **શાન્તિમ્** | = શાન્તિને |
| **સર્વલોક-** | = સકળ લોકોના | | | **ઋચ્છતિ** | = પ્રાપ્ત થઈ જાય છે. |

*ટીકા* – **'ભોક્તારં યજ્ઞતપસામ્'** – જ્યારે મનુષ્ય કોઈ શુભ કર્મ કરે છે, ત્યારે તે જેમના વડે શુભ કર્મ કરે છે, તે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરેને પોતાનાં માને છે અને જેના માટે શુભ કર્મ કરે છે, તેને તે કર્મોનો ભોક્તા માને છે; જેમ કે – કોઈ દેવતાની પૂજા કરી તો એ દેવતાને પૂજા રૂપી કર્મનો ભોક્તા માને છે; કોઈની સેવા કરી તો તેને સેવા રૂપી કર્મનો ભોક્તા માને છે; કોઈ ભૂખી વ્યક્તિને અન્ન આપ્યું તો તેને અન્નનો ભોક્તા માને છે, વગેરે. આ માન્યતાને દૂર કરવા માટે ભગવાન ઉપર્યુક્ત પદોમાં કહે છે કે વાસ્તવમાં સઘળાં શુભ કર્મોનો ભોક્તા હું જ છું. કારણ કે પ્રાણીમાત્રના હૃદયમાં ભગવાન જ વિદ્યમાન છે.[1] એટલા માટે કોઈનું પૂજન કરવું, કોઈને અન્નજળ આપવું, કોઈને માર્ગ બતાવવો વગેરે જેટલાં પણ શુભ કર્મો છે, તે બધાંના ભોક્તા ભગવાનને જ માનવા જોઈએ. લક્ષ્ય ભગવાન ઉપર જ રહેવું જોઈએ, પ્રાણી ઉપર નહિ.

નવમા અધ્યાયના ચોવીસમા શ્લોકમાં પણ ભગવાને પોતાને સઘળા યજ્ઞોના ભોક્તા બતાવ્યા છે – **'અહં હિ સર્વયજ્ઞાનાં ભોક્તા.'**

બીજી વાત એ છે કે જેમના દ્વારા શુભ કર્મો કરવામાં આવે છે, તે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પદાર્થ વગેરે પોતાનાં નથી, પરંતુ ભગવાનના છે. તેમને પોતાના માનવા એ ભૂલ જ છે. તેમને પોતાના માનીને પોતાને માટે શુભ કર્મો કરવાથી મનુષ્ય પોતે તે કર્મોનો ભોક્તા બની જાય છે. આથી ભગવાન કહે છે કે તમે સઘળાં શુભ કર્મો પોતાને માટે કદી ન કરો, કેવળ મારે માટે જ કરો. એમ કરવાથી તમે એ કર્મોના ફળના ભાગીદાર નહિ બનો અને તમારો

૧. **'હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ્'** (ગીતા ૧૩/૧૭); **'સર્વસ્ય ચાહં હૃદિ સંનિવિષ્ટઃ'** (ગીતા ૧૫/૧૫); **'ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ'** (ગીતા ૧૮/૬૧).

કર્મો સાથે સંબંધ-વિચ્છેદ થઈ જશે.

કામનાથી જ સઘળાં અશુભ કર્મો થાય છે. કામનાનો ત્યાગ કરીને કેવળ ભગવાનને માટે જ બધાં કર્મો કરવાથી અશુભ કર્મો તો સ્વરૂપથી જ નથી થતાં તથા શુભ કર્મો સાથે પોતાનો સંબંધ નથી રહેતો. આ રીતે સઘળાં કર્મો સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થતાં પરમશાંતિની પ્રાપ્તિ થઈ જાય છે.

**'સર્વલોકમહેશ્વરમ્'** – ભિન્ન-ભિન્ન લોકોના ભિન્ન-ભિન્ન ઈશ્વર હોઈ શકે છે; પરંતુ તેઓ પણ એક ભગવાનને જ આધીન છે. ભગવાન સઘળા લોકોના ઈશ્વરોના પણ ઈશ્વર છે, એટલા માટે અહીં **'સર્વલોકમહેશ્વરમ્'** પદ આપવામાં આવ્યું છે. તાત્પર્ય એ છે કે સકળ સૃષ્ટિના એકમાત્ર સ્વામી ભગવાન જ છે, તો પછી કોઈ ઈમાનદાર વ્યક્તિ સૃષ્ટિની કોઈ પણ વસ્તુને પોતાની કેવી રીતે માની શકે છે?

શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, સ્ત્રી, પુત્ર, ધન, જમીન, મકાન વગેરેને પોતાનાં માનીને ઘણું કરીને લોકો કહ્યા કરે છે કે ભગવાન જ સમસ્ત સંસારના માલિક છે. પરંતુ એવું કહેવું એ સમજદારી નથી; કેમકે મનુષ્ય જ્યાં સુધી શરીર, ઇન્દ્રિયો, મન વગેરેને પોતાનાં માને છે, ત્યાં સુધી ભગવાનને સમસ્ત સંસારના સ્વામી કહેવા એ પોતાની જાત સાથે જ દગો કર્યો કહેવાય. કારણ કે જો બધા લોકો શરીર વગેરે પદાર્થોને પોતાના જ માનતા રહે તો બાકી શું રહ્યું? તો પછી ભગવાન કોના સ્વામી કહેવાય? અર્થાત્ ભગવાનના હિસ્સામાં કશું ન બચ્યું. એટલા માટે 'સર્વકાંઈ ભગવાનનું છે' – એવું તે જ કહી શકે છે, જે શરીર વગેરે કોઈ પણ પદાર્થને પોતાના નથી માનતો. જે કોઈ પણ વસ્તુને પોતાની માને છે, તે વાસ્તવમાં ભગવાનને યથાર્થ રૂપથી સર્વ લોકમહેશ્વર માનતો જ નથી. તે જેટલી વસ્તુઓને પોતાની માને છે, તેટલા અંશે ભગવાનને સર્વલોકમહેશ્વર માનવામાં કમી રહે છે.

મનુષ્યને શરીર વગેરે પદાર્થોનો સદુપયોગ કરવાનો જ અધિકાર છે, પોતાના માનવાનો અધિકાર બિલકુલ નથી. એ પદાર્થોને પોતાના ન માની કેવળ ભગવાનના જ માનતા રહીને તેમની જ સેવામાં સમર્પિત કરવાથી પરમ શાંતિની પ્રાપ્તિ થઈ જાય છે.

**'સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ'** – જે સઘળા લોકોના ઈશ્વરોના પણ ઈશ્વર છે, તે અહેતુ સ્વાભાવિક જ પ્રાણીમાત્રનું હિત કરવાવાળા, પ્રાણીમાત્રની રક્ષા કરવાવાળા છે તથા પ્રાણીમાત્ર સાથે પ્રેમ કરવાવાળા અને હિતેચ્છુ છે. તેમના જેવો રક્ષક તથા પ્રેમી બીજો કોઈ નથી – આ રીતે જાણી[1] લેવાથી પરમશાંતિ પ્રાપ્ત થઈ જાય છે, કેમકે તેઓ વાસ્તવમાં એવા જ છે. મહાન શક્તિશાળી ભગવાન કોઈ પ્રયોજન વિના આપણા પરમ સુહૃદ છે, પછી ભય, ચિંતા, ઉદ્વેગ, અશાંતિ વગેરે કેવી રીતે થઈ શકે છે?

જીવમાત્રનું અહેતુ હિત કરવાવાળા બે જ છે – ભગવાન અને એમના ભક્તો.[2] ભગવાનને કોઈની પાસેથી કંઈ પણ મેળવવાનું છે જ નહીં – **'નાનવાપ્ત-મવાપ્તવ્યમ્'** (ગીતા ૩/૨૨), એટલા માટે તેઓ સ્વાભાવિક જ સહુના સુહૃદ છે. ભક્ત પણ પોતાને માટે કોઈની પાસેથી કંઈ પણ નથી ઇચ્છતો અને બધાનું હિત ઇચ્છે છે તથા હિત કરે છે, એટલા માટે તે પણ સહુનો સુહૃદ છે – **'સુહૃદઃ સર્વદેહિનામ્'** (શ્રીમદ્ભા. ૩/૨૫/૨૧). ભક્તોમાં જે સુહૃદતા આવે છે, તે પણ મૂળમાં ભગવાન પાસેથી જ આવે છે.

ભગવાન સઘળા યજ્ઞો અને તપોના ભોક્તા છે, સઘળા લોકોના મહાન ઈશ્વર છે તથા આપણા પરમ સુહૃદ છે – આ ત્રણે વાતોમાંથી જો એક વાત પણ દૃઢતાથી માની લઈએ, તો ભગવત્પ્રાપ્તિરૂપી પરમશાંતિની પ્રાપ્તિ થઈ જાય છે, તો પછી ત્રણેય વાતોને માની લઈએ તો કહેવાનું જ શું?

પોતાને માટે કંઈ પણ ઇચ્છવું, કોઈ પણ વસ્તુને પોતાની માનવી અને ભગવાનને પોતાના ન માનવા – આ ત્રણે વાતો ભગવત્પ્રાપ્તિમાં મુખ્ય બાધક છે. ભગવાન **'ભોક્તારં યજ્ઞતપસામ્'** પદોથી કહે છે કે પોતાને માટે કંઈ પણ ન ઇચ્છવું અને કંઈ પણ ન કરવું, **'સર્વલોકમહેશ્વરમ્'** પદથી કહે છે કે પોતાનું કંઈ પણ ન માનવું અર્થાત્ સુખની ઇચ્છાનો અને વસ્તુવ્યક્તિઓ પરના આધિપત્યનો ત્યાગ કરી દેવો તથા **'સુહૃદં સર્વભૂતાનામ્'** પદોથી કહે છે કે કેવળ મને જ પોતાનો માનવો, અન્ય કોઈ વસ્તુ, વ્યક્તિ વગેરેને પોતાનાં ન માનવાં. આ ત્રણેમાંથી એક વાત પણ માની લેવાથી શેષ વાતો આપમેળે આવી જાય છે અને ભગવત્પ્રાપ્તિ થઈ જાય છે.

પોતાને માટે સુખની ઇચ્છાનો ત્યાગ ત્યારે જ થાય છે, જ્યારે મનુષ્ય કોઈ પણ પ્રાણી કે પદાર્થને પોતાનાં

---

૧. અહીં જાણવાનો અર્થ છે – દૃઢતાપૂર્વક માનવું. માનવું જાણવા કરતાં નબળું નથી હોતું. એટલા માટે દૃઢતાથી માની લેવું એ પણ જાણવું જ છે.

૨. હેતુ રહિત જગ જુગ ઉપકારી । તુમ્હ તુમ્હાર સેવક અસુરારી ॥ (માનસ ૭/૪૭/૩)

ન માને. જ્યાં સુધી કોઈ પણ પદાર્થને પોતાનો માને છે, ત્યાં સુધી તેના બદલામાં તે સુખ ઇચ્છશે જ. સુખની ઇચ્છાના ત્યાગથી મમતાનો ત્યાગ અને મમતાના ત્યાગથી સુખની ઇચ્છાનો ત્યાગ થાય છે. જ્યારે બધી વસ્તુઓ અને વ્યક્તિઓમાંથી મમતાનો ત્યાગ થઈ જાય છે, ત્યારે એકમાત્ર ભગવાન જ પોતાના રહી જાય છે. જે કોઈને પણ પોતાનો માને છે, તે વાસ્તવમાં ભગવાનને પોતાના નથી માનતો, કહેવા માટે ભલે કહેતો રહે કે ભગવાન મારા છે. માનેલા સંબંધનો અભાવ થવાથી ભગવાન સાથે પોતાની સાચી આત્મીયતા જાગ્રત થઈ જાય છે. તાત્પર્ય એ નીકળ્યું કે ચાહે સુખની ઇચ્છાનો ત્યાગ થઈ જાય, ચાહે મમતાનો અભાવ થઈ જાય અને ચાહે ભગવાન સાથે સાચી આત્મીયતા થઈ જાય; એ થતાંની સાથે જ પરમશાંતિનો અનુભવ થઈ જશે. કારણ કે એક પણ ભાવ દૃઢ થતાં અન્ય ભાવો પણ સાથે આવી જ જાય છે.

એક તો કર્મ કરવું જોઈએ અને બીજું, કર્મ કરવાની વિદ્યા આવડવી જોઈએ. જ્યારે મનુષ્ય કર્મ તો કરે છે, પરંતુ કર્મ કરવાની વિદ્યા નથી જાણતો અથવા કર્મ કરવાની વિદ્યા તો જાણે છે, પરંતુ કર્મ નથી કરતો, ત્યારે તેના દ્વારા સુચારુરૂપથી કર્મો થતાં નથી. એટલા માટે ભગવાને ત્રીજા અધ્યાયમાં કર્મ કરવા ઉપર વિશેષ ભાર મૂક્યો છે, પરંતુ સાથે કર્મોને જાણવાની વાત પણ કહી છે; અને ચોથા અધ્યાયમાં કર્મોનું તત્ત્વ જાણવા ઉપર વિશેષ ભાર મૂક્યો છે, અને સાથે કર્મ કરવાની વાત પણ કહી છે. પાંચમા અધ્યાયમાં જોકે કર્મયોગ અને સાંખ્યયોગ બન્ને દ્વારા કલ્યાણ થવાની વાત આવી છે, તોપણ ભગવાને સાંખ્યયોગની અપેક્ષાએ કર્મયોગને શ્રેષ્ઠ બતાવ્યો છે. આ અધ્યાયમાં ભગવાને ક્રમપૂર્વક કર્મયોગ અને સાંખ્યયોગનું વર્ણન કરીને પછી સંક્ષેપમાં ધ્યાનયોગનું વર્ણન કર્યું અને અંતે સંક્ષેપમાં ભક્તિયોગનું વર્ણન કર્યું, જે ભગવાનનું મુખ્ય ધ્યેય છે.



ૐ તત્સદિતિ શ્રીમદ્ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે
શ્રીકૃષ્ણાર્જુનસંવાદે કર્મસંન્યાસયોગો નામ પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥

**આ રીતે ૐ, તત્, સત્, – આ ભગવન્નામોના ઉચ્ચારણપૂર્વક બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્રમય શ્રીમદ્ભગવદ્ગીતોપનિષદ્રૂપી શ્રીકૃષ્ણાર્જુનસંવાદમાં 'કર્મસંન્યાસયોગ' નામનો પાંચમો અધ્યાય પૂરો થયો. ॥ ૫ ॥**

કર્મયોગ અને સાંખ્યયોગ – બન્નેનું વર્ણન હોવાથી આ પાંચમા અધ્યાયનું નામ 'કર્મસંન્યાસયોગ' છે.

## પાંચમા અધ્યાયનાં પદ, અક્ષર અને ઉવાચ

(૧) આ અધ્યાયમાં **'અથ પંચમોઽધ્યાયઃ'**નાં ત્રણ, **'અર્જુન ઉવાચ'** વગેરે પદોનાં ચાર, શ્લોકોનાં ત્રણસો બાવન અને પુષ્પિકાનાં તેર પદો છે. આ રીતે સઘળાં પદોનો સરવાળો ત્રણસો બોંતેર છે.

(૨) આ અધ્યાયમાં **'અથ પંચમોઽધ્યાયઃ'**ના સાત, **'અર્જુન ઉવાચ'** વગેરે પદોના તેર, શ્લોકોના નવસો અઠ્ઠાવીસ અને પુષ્પિકાના અડતાળીસ અક્ષરો છે. આ રીતે સઘળા અક્ષરોનો સરવાળો નવસો છન્નુ છે. આ અધ્યાયના બધા શ્લોકો બત્રીસ અક્ષરોના છે.

(૩) આ અધ્યાયમાં બે **'ઉવાચ'** છે – એક **'અર્જુન ઉવાચ'** અને એક **'શ્રીભગવાનુવાચ.'**

## પાંચમા અધ્યાયમાં પ્રયોજાયેલા છંદ

આ અધ્યાયના ઓગણત્રીસ શ્લોકો પૈકી – તેરમા અને ઓગણત્રીસમા શ્લોકના પ્રથમ ચરણમાં 'નગણ' પ્રયોજાયેલો હોવાથી **'ન-વિપુલા'** અને બાવીસમા શ્લોકના તૃતીય ચરણમાં 'મગણ' પ્રયોજાયેલો હોવાથી **'મ-વિપુલા'** સંજ્ઞાવાળા છંદ છે. શેષ છવ્વીસ શ્લોકો બરાબર **'પથ્યાવક્ત્ર'** અનુષ્ટુપ છંદનાં લક્ષણોથી યુક્ત છે.



# છઠ્ઠો અધ્યાય

## ભૂમિકા

પાંચમા અધ્યાયના આરંભમાં અર્જુને એ વાત પૂછી હતી કે સાંખ્યયોગ અને કર્મયોગ – આ બન્નેમાં કયો યોગ શ્રેષ્ઠ છે? એના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે એ બન્નેય કલ્યાણ કરવાવાળા છે; પરંતુ કર્મસંન્યાસ અને કર્મયોગ – આ બન્નેમાં કર્મયોગ શ્રેષ્ઠ છે – **'તયોસ્તુ કર્મસંન્યાસાત્કર્મયોગો વિશિષ્યતે'** (અ. ૫/૨)

હવે બન્ને કલ્યાણ કરવાવાળા કેવી રીતે છે – એનું વર્ણન ભગવાને પાંચમા અધ્યાયના છવ્વીસમા શ્લોક સુધી કર્યું. પછી સાંખ્યયોગ તથા કર્મયોગને માટે ઉપયોગી અને સ્વતંત્ર રીતે કલ્યાણ કરવાવાળા ધ્યાનયોગનું સંક્ષેપથી બે શ્લોકોમાં વર્ણન કર્યું તથા અંતમાં પોતાના જ તરફથી ભક્તિની નિષ્ઠાનું વર્ણન કરીને પાંચમા અધ્યાયના વિષયનો ઉપસંહાર કર્યો.

હવે ફરીથી કર્મયોગની શ્રેષ્ઠતા બતાવવા માટે ભગવાન છઠ્ઠા અધ્યાયના વિષયનો આરંભ કરે છે.

*શ્રીભગવાનુવાચ*

**અનાશ્રિતઃ કર્મફલં કાર્યં કર્મ કરોતિ યઃ।**
**સ સંન્યાસી ચ યોગી ચ ન નિરગ્નિર્ન ચાક્રિયઃ॥ ૧॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કર્મફલમ્** | = કર્મફળનો | **સઃ** | = તે જ | | કરનારો |
| **અનાશ્રિતઃ** | = આશ્રય લીધા વિના | **સન્ન્યાસી** | = સંન્યાસી | **ન** | = (સંન્યાસી) નથી હોતો. |
| **યઃ** | = જે માણસ | **ચ** | = તથા | **ચ** | = અને |
| **કાર્યમ્** | = કર્તવ્ય | **યોગી** | = યોગી છે | **અક્રિયઃ** | = (માત્ર) ક્રિયાઓનો |
| **કર્મ** | = કર્મ | **ચ** | = અને (કેવળ) | | ત્યાગ કરનારો |
| **કરોતિ** | = કરે છે, | **નિરગ્નિઃ** | = અગ્નિનો ત્યાગ | **ન** | = (યોગી) નથી હોતો. |

*ટીકા* – **'અનાશ્રિતઃ કર્મફલમ્'** – આ પદોનો આશય એ પ્રતીત થાય છે કે મનુષ્યે કોઈ ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુ, વ્યક્તિ, ઘટના, પરિસ્થિતિ, ક્રિયા વગેરેનો આશ્રય રાખવો જોઈએ નહિ. કારણ કે આ જીવ પોતે પરમાત્માનો અંશ હોવાથી નિત્યનિરંતર રહેવાવાળો છે અને તે જે વસ્તુ, વ્યક્તિ વગેરેનો આશ્રય લે છે, તે બધા ઉત્પત્તિ-વિનાશશીલ તથા પ્રતિક્ષણે પરિવર્તિત થવાવાળા છે. તે બધા તો પરિવર્તનશીલ હોવાને કારણે નષ્ટ થઈ જાય છે અને આ (જીવ) ખાલીનો ખાલી રહી જાય છે. કેવળ ખાલી જ નથી રહેતો, પરંતુ તે વસ્તુ-વ્યક્તિ-પ્રત્યેના રાગને પકડી રાખે છે. જ્યાં સુધી તે એમના રાગને પકડીને રાખે છે, ત્યાં સુધી તેનું કલ્યાણ થતું નથી અર્થાત્ એ રાગ તેના ઊંચ-નીચ યોનિઓમાં જન્મ લેવાનું કારણ બની જાય છે (ગીતા ૧૩/૨૧). જો તે એ રાગનો ત્યાગ કરી દે તો તે આપમેળે મુક્ત થઈ જશે. વાસ્તવમાં તે સ્વયં મુક્ત છે જ, કેવળ રાગને કારણે તે મુક્તિનો અનુભવ નથી થતો. આથી ભગવાન કહે છે કે મનુષ્ય કર્મફળનો આશ્રય છોડીને કર્તવ્યકર્મ કરે. કર્મફળના આશ્રયનો ત્યાગ કરવાવાળો તો નૈષ્ઠિક શાંતિને પ્રાપ્ત થાય છે, પરંતુ કર્મફળનો આશ્રય રાખવાવાળો બંધાઈ જાય છે (ગીતા ૫/૧૨).

સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – આ ત્રણે શરીરો 'કર્મફળ' છે. આ ત્રણેમાંથી કોઈનો પણ આશ્રય ન લઈને એમને બધાના હિતમાં યોજવાં જોઈએ. જેમકે, સ્થૂળશરીર દ્વારા ક્રિયાઓ અને પદાર્થોને સંસારના જ માનીને તેમનો ઉપયોગ સંસારની સેવા(હિત)માં કરવો, સૂક્ષ્મશરીર દ્વારા બીજાઓનું હિત કેવી રીતે થાય, બધા સુખી કેવી રીતે થાય, બધાનો

ઉદ્ધાર કેવી રીતે થાય – એવું ચિંતન કરવું; અને કારણશરીર દ્વારા થવાવાળી સ્થિરતા (સમાધિ)નું પણ ફળ સંસારના હિતને માટે અર્પણ કરવું. કારણ કે એ ત્રણે શરીરો પોતાનાં (વ્યક્તિગત) નથી અને પોતાને માટેનાં પણ નથી, બલ્કે સંસારનાં અને સંસારની સેવા માટે જ છે. આ ત્રણેની સંસારની સાથે અભિન્નતા અને પોતાના સ્વરૂપની સાથે ભિન્નતા છે. આ રીતે એ ત્રણેનો આશ્રય ન લેવો એને જ 'કર્મફળનો આશ્રય ન લેવો' એમ કહે છે અને એ ત્રણેથી કેવળ સંસારના હિતને માટે કર્મો કરવાં એને જ 'કર્તવ્યકર્મો કરવાં' એમ કહે છે.

આશ્રય ન લેવાનું તાત્પર્ય એ થયું કે સાધનરૂપે તો શરીર વગેરેને બીજાઓના હિતને માટે કામમાં લેવાનાં છે, પરંતુ પોતે તેમનો આશ્રય નથી લેવાનો અર્થાત્ તેમને પોતાનાં અને પોતાને માટેનાં નથી માનવાનાં. કારણ કે મનુષ્ય-જન્મમાં શરીર વગેરેનું મહત્ત્વ નથી, પરંતુ શરીર વગેરે દ્વારા કરવામાં આવનારી સાધનાનું મહત્ત્વ છે. આથી સંસાર દ્વારા મળેલી ચીજ સંસારને આપી દઈએ, સંસારની સેવામાં યોજી દઈએ તો આપણે 'સંન્યાસી' થઈ ગયા અને મળેલી ચીજમાંથી મમત્વ છોડી દઈએ તો આપણે 'ત્યાગી' થઈ ગયા.

કર્મફળનો આશ્રય ન લઈને કર્તવ્યકર્મ કરવાથી શું થશે? પોતાને માટે કર્મ ન કરવાથી નવી આસક્તિ તો થશે નહિ અને કેવળ બીજાઓના હિતને માટે કર્મ કરવાથી જૂની આસક્તિ દૂર થશે તથા કર્મ કરવાનો વેગ પણ દૂર થશે. આ રીતે આસક્તિ સર્વથા દૂર થવાથી મુક્તિ સ્વતઃસિદ્ધ બને છે. ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓને પકડવાનું નામ બંધન છે અને તેમનાથી છૂટવાનું નામ મુક્તિ છે. તે ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓથી છૂટવાનો ઉપાય છે – તેમનો આશ્રય ન લેવો. અર્થાત્ તેમની સાથે મમતા ન કરવી અને પોતાના જીવનને તેમને આશ્રિત ન માનવું.

**'કાર્યં કર્મ કરોતિ યઃ'** – કર્તવ્યમાત્રને કાર્ય કહે છે. કાર્ય અને કર્તવ્ય-એ બન્ને શબ્દો પર્યાયવાચક છે. કર્તવ્યકર્મ તેને કહે છે, જેને આપણે સુખપૂર્વક કરી શકીએ છીએ, જેને જરૂર કરવું જોઈએ અને જેનો ત્યાગ કદી નહિ કરવો જોઈએ.

**'કાર્યં કર્મ'** - અર્થાત્ કર્તવ્યકર્મ અસંભવિત તો હોતું જ નથી, કઠિન પણ નથી હોતું. જેને **ન** કરવું જોઈએ, તે કર્તવ્યકર્મ હોતું જ નથી. તે તો અકર્તવ્ય (અકાર્ય) હોય છે. તે અકર્તવ્ય પણ બે પ્રકારનું હોય છે (૧) જેને આપણે કરી નથી શકતા અર્થાત્ જે આપણા સામર્થ્ય બહારનું છે અને (૨) જેને કરવું નહિ જોઈએ અર્થાત્ જે શાસ્ત્ર અને લોકમર્યાદાની વિરુદ્ધ છે. એવા અકર્તવ્યને કદી પણ કરવું નહિ જોઈએ. તાત્પર્ય એ થયું કે કર્મફળનો આશ્રય **ન** લઈને શાસ્ત્રવિહિત અને લોકમર્યાદા અનુસાર પ્રાપ્ત કર્તવ્યકર્મને નિષ્કામભાવે બીજાઓના હિતને માટે જ કરવું જોઈએ.

કર્મો બે રીતે કરવામાં આવે છે – કર્મફળની પ્રાપ્તિને માટે અને કર્મ તથા તેના ફળની આસક્તિ દૂર કરવાને માટે. અહીં કર્મ અને તેના ફળની આસક્તિ દૂર કરવાને માટે જ કર્મ કરવાની પ્રેરણા આપવામાં આવી છે.

**'સ સંન્યાસી ચ યોગી ચ'** – આ રીતે કર્મ કરવાવાળો જ સંન્યાસી અને યોગી છે. તે કર્તવ્યકર્મો કરતો રહીને નિર્લિપ્ત રહે છે, એટલા માટે તે 'સંન્યાસી' છે અને તે કર્તવ્યકર્મોને કરતો રહીને તે સુખી-દુઃખી નથી થતો અર્થાત્ કર્મોની સિદ્ધિ-અસિદ્ધિમાં સમ રહે છે, એટલા માટે તે 'યોગી' છે.

તાત્પર્ય એ થયું કે કર્મફળનો આશ્રય **ન** લઈને કર્મ કરવાથી તેના કર્તૃત્વ અને ભોક્તૃત્વનો નાશ થઈ જાય છે અર્થાત્ તેનો ન તો કર્મો સાથે સંબંધ રહે છે અને ન ફળની સાથેય સંબંધ રહે છે, એટલા માટે તે 'સંન્યાસી' છે. તે કર્મો કરવામાં અને કર્મફળની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં સમ રહે છે, એટલા માટે તે 'યોગી' છે.

અહીં પહેલાં સંન્યાસી 'પદ' કહેવામાં એ ભાવ માલૂમ પડે છે કે અર્જુન સ્વરૂપથી કર્મોના ત્યાગને શ્રેષ્ઠ માનતા હતા. એટલે જ અર્જુને (અ. ૨/૫માં) કહ્યું હતું કે યુદ્ધ કરવાની અપેક્ષાએ ભિક્ષા માગીને જીવનનિર્વાહ કરવો શ્રેષ્ઠ છે. એટલા માટે અહીં ભગવાન પહેલાં 'સંન્યાસી' પદ આપીને અર્જુનને કહી રહ્યા છે કે હે અર્જુન! તું જેને સંન્યાસ માને છે, તે વાસ્તવમાં સંન્યાસ નથી, બલ્કે જે કર્મફળનો આશ્રય ત્યજીને પોતાના કર્તવ્યરૂપી કર્મને કેવળ બીજાઓના હિતને માટે કર્તવ્યબુદ્ધિથી કરે છે, તે જ વાસ્તવમાં સાચો સંન્યાસી છે.

**'ન નિરગ્નિઃ'** – કેવળ અગ્નિરહિત થવાથી સંન્યાસી નથી થતો અર્થાત્ જેણે ઉપરથી તો યજ્ઞ, હવન વગેરેનો ત્યાગ કરી દીધો છે, પદાર્થોનો ત્યાગ કરી દીધો છે, પરંતુ હૈયામાં ક્રિયાઓ અને પદાર્થોનો રાગ છે, મહત્ત્વ છે, પ્રીતિ છે, તે કદી સાચો સંન્યાસી નથી થઈ શકતો.

**'ન અક્રિયઃ'** – લોકોની પ્રાયઃ એ ધારણા રહે છે કે જે મનુષ્ય કોઈ પણ ક્રિયા નથી કરતો, સ્વરૂપથી ક્રિયાઓ અને પદાર્થોનો ત્યાગ કરીને વનમાં ચાલ્યો જાય છે અથવા નિષ્ક્રિય બનીને સમાધિમાં બેસી રહે છે, તે જ યોગી હોય

છે. પરંતુ ભગવાન કહે છે કે જ્યાં સુધી મનુષ્ય ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓના આશ્રયનો ત્યાગ નથી કરતો અને મનથી તેમની સાથે પોતાનો સંબંધ જોડી રાખે છે, ત્યાં સુધી તે ગમે તેટલોયે અક્રિય થઈ જાય, ચિત્તની વૃત્તિઓનો સર્વથા નિરોધ કરી લે, પરંતુ તે યોગી નથી થઈ શકતો. હા, ચિત્તની વૃત્તિઓનો સર્વથા નિરોધ થવાથી તેને જાતજાતની સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે; પરંતુ કલ્યાણ નથી થઈ શકતું. તાત્પર્ય એ થયું કે કેવળ બહારથી અક્રિય થવા માત્રથી કોઈ યોગી થઈ જતો નથી. યોગી તે હોય છે, જે ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓ (કર્મફળ)નો આશ્રય ન રાખીને કર્તવ્યકર્મ કરે છે.

મનુષ્યોમાં કર્મ કરવાનો એક વેગ રહે છે, જેને કર્મયોગની પદ્ધતિથી કર્મ કરીને જ દૂર કરી શકાય છે, અન્યથા તે વેગ શાંત નથી થતો. પ્રાયઃ એવું જોવામાં આવે છે કે, જે સાધક સઘળી ક્રિયાઓથી ઉપરત થઈને એકાન્તમાં રહીને જપ, ધ્યાન વગેરે સાધન કરે છે, એવા એકાંતપ્રિય ભલભલા સાધકોમાં પણ લોકોનો ઉદ્ધાર કરવાની પ્રવૃત્તિ બહુ જોરથી પેદા થઈ જાય છે અને તેઓ એકાંતમાં રહીને સાધન કરવાનું છોડીને લોકોના ઉદ્ધારના કાર્યમાં લાગી જાય છે.

સકામભાવથી અર્થાત્ પોતાને માટે કર્મ કરવાથી કર્મ કરવાનો વેગ વધે છે. તે વેગ ત્યારે જ શાંત થાય છે, જ્યારે સાધક પોતાને માટે કદી કિંચિતમાત્ર પણ કોઈ કર્મ નથી કરતો, પરંતુ સઘળાં કર્મો કેવળ લોકહિતાર્થે જ કરે છે. આ રીતે કેવળ નિષ્કામભાવથી બીજાઓને માટે કર્મ કરવાથી કર્મ કરવાનો વેગ શાંત થઈ જાય છે અને સમતાની પ્રાપ્તિ થઈ જાય છે. સમતાની પ્રાપ્તિ થતાં સમરૂપ પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે.

## વિશેષ વાત

શરીર-સંસારમાં અહંતા-મમતા કરવી એ કર્મનું ફળ નથી. આ અહંતા-મમતા તો મનુષ્યની માનેલી છે; આથી તે બદલાતી રહે છે. જેવી રીતે, મનુષ્ય કદી ગૃહસ્થ હોય તો તે પોતાને માને છે કે 'હું ગૃહસ્થ છું.' અને તે જ જ્યારે સાધુ બની જાય છે, ત્યારે પોતાને માને છે કે 'હું સાધુ છું.' અર્થાત્ તેની 'હું ગૃહસ્થ છું' એ અહંતા દૂર થાય છે. એવી જ રીતે 'આ વસ્તુ મારી છે' એ રીતે મનુષ્યની તે વસ્તુમાં મમતા રહે છે અને તે જ વસ્તુ જ્યારે બીજાને આપી દે છે, ત્યારે તે વસ્તુમાં મમતા રહેતી નથી. આનાથી એ સિદ્ધ થયું કે અહંતા-મમતા માનેલી છે, વાસ્તવિક નથી. જો તે વાસ્તવિક હોત, તો કદી દૂર થાત નહિ – **'નાભાવો વિદ્યતે સતઃ'** અને જો તે દૂર થાય છે તો તે વાસ્તવિક નથી – **'નાસતો વિદ્યતે ભાવઃ'** (ગીતા-૨/૧૬).

અહંતા-મમતાનો જે આધાર છે, આશ્રય છે, તે તો સાક્ષાત્ પરમાત્માનો અંશ છે. તેનો કદી અભાવ નથી થતો. તેની બધી જગાએ વ્યાપક પરમાત્માની સાથે એકતા છે. તેમાં અહંતા-મમતાની ગંધ પણ નથી. અહંતા-મમતા તો પ્રાકૃત પદાર્થોની સાથે તાદાત્મ્ય કરવાથી પ્રતીત થાય છે. તાદાત્મ્ય કરવામાં અને ન કરવામાં મનુષ્ય સ્વતંત્ર છે. જેમકે – 'હું ગૃહસ્થ છું', 'હું સાધુ છું -' એવું માનવામાં અને 'વસ્તુ મારી છે', 'વસ્તુ મારી નથી' – એવું માનવામાં અર્થાત્ અહંતા-મમતાનો સંબંધ જોડવામાં અને છોડવામાં આ મનુષ્ય સ્વતંત્ર અને સમર્થ છે. એમાં તે પરાધીન અને અસમર્થ નથી; કેમકે શરીર વગેરેની સાથે સંબંધ ખુદ ચેતને જોડ્યો છે, શરીર તથા સંસારે નહિ. તેથી જેને જોડતા આવડે છે, તેને તોડતાં પણ આવડે છે.

સંબંધ જોડવાની અપેક્ષાએ તોડવાનું સુગમ છે. જેવી રીતે મનુષ્ય બાલ્યાવસ્થામાં 'હું બાળક છું' અને યુવાવસ્થામાં 'હું યુવાન છું' – એવું માને છે. એ જ રીતે તે બાલ્યાવસ્થામાં 'રમકડાં મારાં છે' – એવું માને છે અને યુવાવસ્થામાં 'રૂપિયા-પૈસા મારા છે.' – એવું માને છે. આ રીતે મનુષ્યને બાલ્યાવસ્થા વગેરેની સાથે અને રમકડાં વગેરેની સાથે જાતે સંબંધ જોડવો પડે છે. પરંતુ તેમની સાથે સંબંધ તોડવો નથી પડતો, બલ્કે સંબંધ આપોઆપ છૂટી જાય છે. તાત્પર્ય એ છે કે બાલ્યાવસ્થા વગેરેની અહંતા શરીરના રહેવા અથવા ન રહેવા ઉપર નિર્ભર નથી, પરંતુ પોતાની માન્યતા ઉપર નિર્ભર છે. એવી જ રીતે રમકડાં વગેરેની મમતા વસ્તુના રહેવા અથવા ન રહેવા ઉપર નિર્ભર નથી. પરંતુ માન્યતા ઉપર નિર્ભર છે. એટલા માટે કર્મફળ (વસ્તુ, શરીર વગેરે)ના રહેવા છતાં પણ તેનો આશ્રય સુગમતાપૂર્વક છૂટી શકે છે.

પોતે નિત્ય છે અને શરીર-સંસાર અનિત્ય છે. નિત્યની સાથે અનિત્યનો સંબંધ કદી ટકી નથી શકતો, રહી નથી શકતો. પરંતુ જ્યારે પોતે અહંતા-મમતાને પકડી લે છે, ત્યારે અહંતા-મમતા પણ નિત્ય દેખાવા લાગી જાય છે. પછી તેને છોડવી કઠિન માલૂમ પડે છે; કેમકે તેણે નિત્ય સ્વરૂપમાં અનિત્ય અહંતા-મમતા (હું અને મારાપણા)નો આરોપ કરી લીધો. વાસ્તવમાં જોવામાં આવે તો શરીરની

સાથે પોતાનો સંબંધ માની લીધેલો છે, વાસ્તવમાં છે નહિ. કારણ કે શરીર પ્રકાશ્ય છે અને પોતે (સ્વરૂપ) પ્રકાશક છે. શરીર એકદેશીય છે અને સ્વરૂપ સર્વદેશીય અથવા દેશાતીત છે. શરીર જડ છે અને સ્વરૂપ ચેતન છે. શરીર જ્ઞેય છે અને સ્વરૂપ જ્ઞાતા છે. સ્વરૂપનું તે જ્ઞાતાપણું પણ શરીરની દૃષ્ટિએ જ છે. જો શરીરની દૃષ્ટિ હઠાવી દેવામાં આવે, તો સ્વરૂપ જ્ઞાતૃત્વરહિત ચિન્માત્ર છે અર્થાત્‌ કેવળ જ્ઞાનરૂપે (ચિતિરૂપે) રહે છે. તે ચિતિમાત્ર સ્વરૂપમાં 'હું' અને 'મારા'પણું નથી. તેમાં અહંતા-મમતાનો અત્યંત અભાવ છે. તે ચિતિમાત્ર બ્રહ્મસ્વરૂપ છે, અને બ્રહ્મમાં 'હું' અને 'મારા'પણું કદી થયું નથી, છે નહિ અને થઈ શકતું પણ નથી.

**પરિશિષ્ટ ભાવ :** કીડીથી લઈને બ્રહ્મલોક સુધી સંપૂર્ણ સંસાર કર્મફળ છે. સંસારનું સ્વરૂપ છે – વસ્તુ, વ્યક્તિ અને ક્રિયા. વસ્તુમાત્રની પ્રાપ્તિ અને અપ્રાપ્તિ થાય છે, વ્યક્તિમાત્રનો સંયોગ અને વિયોગ થાય છે તથા ક્રિયામાત્રનો આરંભ અને અંત થાય છે. જે વસ્તુ, વ્યક્તિ અને ક્રિયા – ત્રણેના આશ્રયનો ત્યાગ કરીને પ્રાપ્ત કર્તવ્યનું પાલન કરે છે, તે જ સાચો સન્યાસી તથા યોગી છે. જે કર્મફળનો ત્યાગ કર્યા વિના માત્ર અગ્નિનો ત્યાગ કરે છે, તે સાચો સંન્યાસી નથી અને જે માત્ર ક્રિયાઓનો ત્યાગ કરે છે, તે સાચો યોગી નથી. કારણ કે મનુષ્ય કર્મફળથી બંધાય છે, અગ્નિથી અથવા ક્રિયાઓથી નહીં.

ત્રીજા અધ્યાયના ત્રીજા શ્લોકમાં ભગવાને બે નિષ્ઠાઓ કહી છે – સાંખ્યનિષ્ઠા (સાંખ્યયોગ) અને યોગનિષ્ઠા (કર્મયોગ). પછી પાંચમા અધ્યાયના ચોથા-પાંચમા શ્લોકમાં ભગવાને સાંખ્યયોગ અને કર્મયોગ-બન્નેને એકસમાન ફળવાળા કહ્યા. હવે અહીં ભગવાન એ જ બે નિષ્ઠાઓના સંબંધમાં કહે છે કે, જેણે કર્મફળનો ત્યાગ કરી દીધો છે તે જ સાચો સાંખ્યયોગી અને કર્મયોગી છે. તાત્પર્ય એ છે કે, ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવામાત્રથી કોઈ યોગી થતો નથી. યોગી ત્યારે જ થાય છે, જ્યારે તે કર્મફળનો ત્યાગ કરી દે છે. કારણ કે જ્યાં સુધી કર્મફળની ઇચ્છા છે. ત્યાં સુધી વૃત્તિનિરોધ કરવાથી સિદ્ધિઓની પ્રાપ્તિ તો થઈ શકે છે, પણ કલ્યાણ નહીં થાય.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં એ કહેવાઈ ગયું કે જે સંન્યાસી છે, તે જ યોગી છે. પરંતુ એમનું એકત્વ શામાં છે – તેનું વર્ણન આગળના શ્લોકમાં કરે છે.*

**યં સંન્યાસમિતિ પ્રાહુર્યોગં તં વિદ્ધિ પાણ્ડવ ।**
**ન હ્યસંન્યસ્તસંકલ્પો યોગી ભવતિ કશ્ચન ॥ ૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાણ્ડવ | = હે અર્જુન! | યોગમ્‌ | = યોગ | કશ્ચન | = કોઈ પણ (માણસ) |
| યમ્‌ | = (લોકો) જેને | વિદ્ધિ | = જાણ; | યોગી | = યોગી |
| સન્ન્યાસમ્‌ ઇતિ | = 'સંન્યાસ' એવું | હિ | = કેમકે | ન | = નથી |
| પ્રાહુઃ | = કહે છે, | અસન્ન્યસ્ત-સઙ્કલ્પઃ | = સંકલ્પોનો ત્યાગ ન કરનાર | ભવતિ | = થઈ શકતો. |
| તમ્‌ | = એને જ (તું) | | | | |

*ટીકા* – **'યં સંન્યાસમિતિ પ્રાહુર્યોગં તં વિદ્ધિ પાણ્ડવ'** – પાંચમા અધ્યાયના આરંભમાં ભગવાને જણાવ્યું હતું કે સંન્યાસ (સાંખ્યયોગ) અને યોગ (કર્મયોગ) – આ બન્નેય સ્વતંત્ર રીતે કલ્યાણ કરવાવાળા છે (અ. ૫/૨), તથા બન્નેનું ફળ એક જ છે (અ. ૫/૫) અર્થાત્‌ સંન્યાસ અને યોગ બે નથી, એક જ છે. તે જ વાત ભગવાન અહીં કહે છે કે જેવી રીતે સંન્યાસી સર્વથા ત્યાગી હોય છે, તેવી જ રીતે કર્મયોગી પણ સર્વથા ત્યાગી હોય છે.

અઢારમા અધ્યાયના નવમા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે ફળ અને આસક્તિનો સર્વથા ત્યાગ કરીને જે નિયત કર્તવ્યકર્મ કેવળ કર્તવ્યમાત્ર સમજીને કરવામાં આવે છે, તે 'સાત્ત્વિક ત્યાગ' છે, જેનાથી પદાર્થો અને ક્રિયાઓ સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અને મનુષ્ય ત્યાગી અર્થાત્‌ યોગી થઈ જાય છે. એ જ રીતે સંન્યાસી પણ કર્તૃત્વાભિમાનનો ત્યાગી હોય છે. આથી બન્નેય ત્યાગી છે. તાત્પર્ય એ છે કે યોગી અને સંન્યાસીમાં કોઈ ભેદ નથી.

ભેદ ન રહેવાથી જ ભગવાને પાંચમા અધ્યાયના ત્રીજા શ્લોકમાં કહ્યું છે કે રાગ-દ્વેષનો ત્યાગ કરવાવાળો યોગી 'સંન્યાસી' જ છે.

**'ન હ્યસંન્યસ્તસંકલ્પો યોગી ભવતિ કશ્ચન'** – મનમાં જે સ્ફુરણાઓ થાય છે અર્થાત્ જાતજાતની વાતો યાદ આવે છે, તે પૈકી જે સ્ફુરણા (વાત)ની સાથે મન વળગી જાય છે, જે સ્ફુરણા પ્રત્યે પ્રીતિ-અપ્રીતિ પેદા થઈ જાય છે અને તે 'સંકલ્પ' બની જાય છે. તે સંકલ્પનો ત્યાગ કર્યા વિના મનુષ્ય કોઈ પણ પ્રકારનો યોગી નથી થતો, બલ્કે ભોગી થાય છે. કારણ કે પરમાત્મા સાથેના સંબંધને 'યોગ' કહે છે અને જેના હૈયામાં જ પદાર્થોનું મહત્ત્વ, સૌંદર્ય અને સુખબુદ્ધિ છે, તે (અંદરથી પદાર્થોની સાથે સંબંધ માનવાથી) ભોગી જ થશે, યોગી થઈ જ નથી શકતો. તે યોગી તો ત્યારે થાય છે, જ્યારે તેની અસત પદાર્થોમાં મહત્ત્વ, સૌંદર્ય તથા સુખબુદ્ધિ નથી રહેતી અને ત્યારે જ તે સર્વ સંકલ્પોનો ત્યાગી થાય છે તથા તેને ભગવાન સાથે પોતાના નિત્ય સંબંધનો અનુભવ થાય છે.

અહીં **'કશ્ચન'** પદથી એ અર્થ પણ લઈ શકાય છે કે સંકલ્પનો ત્યાગ કર્યા વિના મનુષ્ય કોઈ પણ પ્રકારનો યોગી અર્થાત્ કર્મયોગી, જ્ઞાનયોગી, ભક્તિયોગી, હઠયોગી, લયયોગી વગેરે નથી થતો. કારણ કે તેનો સંબંધ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા જડ પદાર્થો સાથે છે, આથી તે યોગી કેવી રીતે થશે? તે તો ભોગી જ થશે. એવા ભોગી કેવળ મનુષ્યો જ નથી, પરંતુ પશુપક્ષી વગેરે પણ ભોગી છે; કેમકે તેમણે પણ સંકલ્પોનો ત્યાગ નથી કર્યો.

તાત્પર્ય એ નીકળ્યું કે જ્યાં સુધી અસત પદાર્થોની સાથે કિંચિત્માત્ર પણ સંબંધ રહે અર્થાત્ પોતાની જાતને કંઈક ને કંઈક માને, ત્યાં સુધી મનુષ્ય કોઈ પણ પ્રકારનો યોગી નથી થઈ શકતો અર્થાત્ અસત પદાર્થો સાથે સંબંધ રાખીને તે ગમે તેટલો પણ અભ્યાસ કરી લે, સમાધિ લગાવી લે, ગિરિકંદરાઓમાં ચાલ્યો જાય, તોપણ ગીતાના સિદ્ધાંત અનુસાર તેને યોગી કહી શકાતો નથી.

આમ તો સંન્યાસ અને યોગની સાધના અલગ-અલગ છે, પરંતુ સંકલ્પોના ત્યાગમાં બન્ને સાધનો એક છે.



*સંબંધ – પૂર્વશ્લોકમાં જે યોગની પ્રશંસા કરવામાં આવી છે, તે યોગની પ્રાપ્તિનો ઉપાય આગળના શ્લોકમાં બતાવે છે.*

**આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે ।**
**યોગારૂઢસ્ય તસ્યૈવ શમઃ કારણમુચ્યતે ॥ ૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યોગમ્** | = જે યોગમાં (સમતા)માં | **કર્મ** | = કર્તવ્યકર્મ કરવું | **યોગારૂઢસ્ય** | = યોગારૂઢ માણસ માટે |
| **આરુરુક્ષોઃ** | = આરૂઢ થવા ઇચ્છે છે, (એવા) | **કારણમ્** | = હેતુ | **શમઃ** | = શમ, (શાન્તિ) |
| | | **ઉચ્યતે** | = કહેવાય છે (અને) | **કારણમ્** | = (કલ્યાણમાં) હેતુ |
| **મુનેઃ** | = મનનશીલ યોગી માટે | **તસ્ય, એવ** | = તે જ | **ઉચ્યતે** | = કહેવાયો છે. |

*ટીકા* – **'આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે'** – જે યોગ (સમતા)માં આરૂઢ થવા ઇચ્છે છે, એવા મનનશીલ યોગીને માટે (યોગારૂઢ થવામાં) નિષ્કામભાવથી કર્તવ્યકર્મ કરવું એ હેતુ છે. તાત્પર્ય એ છે કે કરવાનો વેગ દૂર કરવા પ્રાપ્ત કર્તવ્યકર્મ કરવું એ હેતુ છે, કેમકે કોઈ પણ વ્યક્તિ જન્મી હોય, પોષાતી હોય અને જીવિત હોય તો તેનું જીવન બીજાઓની સહાય વિના ચાલી જ નથી શકતું. તેની પાસે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને અહમ્ સુધીની કોઈ એવી ચીજ નથી, જે પ્રકૃતિની ન હોય. એટલા માટે જ્યાં સુધી તે એ પ્રાકૃત ચીજોને સંસારની સેવામાં નથી યોજતો, ત્યાં સુધી તે યોગારૂઢ નથી થઈ શકતો અર્થાત્ સમતામાં સ્થિર નથી થઈ શકતો; કેમકે પ્રાકૃત વસ્તુમાત્રની સંસાર સાથે એકતા છે, પોતાની સાથે એકતા છે જ નહિ.

પ્રાકૃત પદાર્થોમાં જે પોતાપણું દેખાય છે, તેનું તાત્પર્ય એ છે કે તે પદાર્થોને બીજાઓની સેવામાં યોજવાનું દાયિત્વ આપણા ઉપર છે. આથી તે બધાને બીજાઓની સેવામાં યોજવાનો ભાવ હોવાથી સઘળી ક્રિયાઓનો પ્રવાહ સંસાર તરફ થઈ જશે અને તે પોતે યોગારૂઢ થઈ જશે. આ જ વાત ભગવાને બીજી જગાએ અન્વય-વ્યતિરેક રીતિથી કહી છે કે યજ્ઞને માટે અર્થાત્ બીજાઓના હિતને માટે કર્મ

કરવાવાળાઓનાં સઘળાં કર્મ લીન થઈ જાય છે અર્થાત્ કિંચિત્માત્ર પણ બંધનકારક નથી થતાં (ગીતા – ૪/૨૩) અને યજ્ઞથી ઈતર અર્થાત્ પોતાને માટે કરવામાં આવેલાં કર્મો બંધનકારક થાય છે (ગીતા – ૩/૯).

યોગારૂઢ થવા માટે કર્મ હેતુ કેમ છે? કેમકે ફળની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં આપણી સમતા છે કે નહિ, તેની આપણા ઉપર શું અસર પડે છે – તેની ખબર ત્યારે જ પડશે, જ્યારે આપણે કર્મ કરીશું. સમતાની પિછાણ કર્મો કરવાથી જ થશે. તાત્પર્ય એ છે કે કર્મો કરતા રહીને જો આપણામાં સમતા રહી, રાગદ્વેષ ન રહ્યા, તો તો બરાબર છે; કેમકે તે કર્મ 'યોગ'નું સાધન બની ગયું. પરંતુ જો આપણામાં સમતા ન રહી, રાગદ્વેષ થઈ ગયા; તો આપણો જડતા સાથે સંબંધ હોવાથી તે કર્મ 'યોગ'માં હેતુ ન બન્યું.

**'યોગારૂઢસ્ય તસ્યૈવ શમઃ કારણમુચ્યતે'** – અસતની સાથે સંબંધ રાખવાથી જ અશાંતિ પેદા થાય છે. તેનું કારણ એ છે કે અસત પદાર્થો (શરીર વગેરેની) સાથે પોતાનો સંબંધ એક ક્ષણ પણ રહી નથી શકતો અને રહેતો પણ નથી; કેમકે પોતે નિત્ય રહેવાવાળો છે અને શરીર વગેરે પદાર્થમાત્ર પ્રતિક્ષણ અભાવમાં જઈ રહ્યા છે. તે પ્રતિક્ષણે અભાવમાં જવાવાળાઓની સાથે એ પોતે પોતાનો સંબંધ જોડી દે છે અને તેમની સાથે પોતાનો સંબંધ રાખવા ઈચ્છે છે. પરંતુ તેમની સાથે સંબંધ રહેતો નથી. એટલે તેમના ચાલ્યા જવાના ભયથી અને તેમના ચાલ્યા જવાથી અશાંતિ પેદા થઈ જાય છે. જ્યારે આ શરીર વગેરે અસત પદાર્થોને સંસારની સેવામાં યોજીને તેમનાથી પોતાનો સર્વથા સંબંધ-વિચ્છેદ કરી લે છે, ત્યારે અસતના ત્યાગથી તેને આપોઆપ એક પ્રકારની શાંતિ મળે છે. જો સાધક એ શાંતિમાં પણ સુખ લેવા લાગી જશે તો તે બંધાઈ જશે. જો એ શાંતિમાં રાગ નહિ કરે અને તેનાથી સુખ નહિ લે, તો એ શાંતિ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિમાં કારણ બની જશે.

**પરિશિષ્ટ ભાવ :** યોગારૂઢ થવાની ઈચ્છાવાળા સાધકને માટે યોગારૂઢ થવામાં નિષ્કામભાવથી કર્મ કરવું કારણ છે અને તેનાથી પ્રાપ્ત થવાવાળી શાંતિ પરમાત્મપ્રાપ્તિમાં કારણ છે. તાત્પર્ય છે કે, પરમાત્મપ્રાપ્તિમાં કર્મ કારણ નથી બલ્કે કર્મોના સંબંધ-વિચ્છેદથી થનારી શાંતિ કારણ છે. આ શાંતિ સાધન છે, સિદ્ધિ નથી.

વિવેકપૂર્વક કર્મ કરવાથી જ કર્મોનો રાગ (વેગ) મટે છે, કારણ કે રાગ મિટાવવાની શક્તિ કર્મમાં નથી; બલ્કે વિવેકમાં છે. જેની યોગારૂઢ થવાની લાલસા છે, તે બધાં કર્મો વિવિકપૂર્વક જ કરે છે. વિવેક ત્યારે વિકસિત થાય છે, જ્યારે સાધક કામનાની પૂર્તિમાં પરતંત્રતા અને અપૂર્તિમાં અભાવનો અનુભવ કરે છે. પરતંત્રતા અને અભાવ કોઈ ઈચ્છતું નથી, જ્યારે કામના કરવાથી આ બન્નેય છૂટતાં નથી.

યોગારૂઢ અવસ્થામાં ખુશ થવાનું નથી કારણ કે ખુશ થવાથી સાધક ત્યાં જ અટકી જશે, જેથી પરમાત્માની પ્રાપ્તિ થવામાં ખૂબ સમય લાગી જશે (ગીતા – ૧૪/૬) જેમ કે પહેલાં બાળકની રમતમાં રુચિ હોય છે, પરંતુ મોટો થતાં તેની રુચિ પૈસામાં થઈ જાય છે, ત્યારે રમતની રુચિ પોતાની મેળે ચાલી જાય છે. એ જ પ્રમાણે જ્યાં સુધી પરમાત્મપ્રાપ્તિનો અનુભવ નથી થયો ત્યાં સુધી તે શાંતિમાં રુચિ રહે છે અર્થાત્ શાંતિ ખૂબ સરસ લાગે છે. પરંતુ તે શાંતિનો ઉપભોગ ન કરે, તેનાથી ઉપરામ થઈ જાય તો તેની રુચિ આપમેળે ચાલી જાય છે, અને ખૂબ જલદી પરમાત્માનો અનુભવ થઈ જાય છે.

યોગારૂઢ થવામાં કર્મ કરવું કારણ છે અર્થાત્ નિઃસ્વાર્થભાવે બીજાના હિતમાં કર્મ કરતાં-કરતાં જ્યારે બધાનો વિયોગ થઈ જાય છે, ત્યારે સાધક યોગારૂઢ થઈ જાય છે. કર્મોની સમાપ્તિ થઈ જાય છે અને યોગ નિત્ય રહે છે.

કર્મી (ભોગી) પણ કર્મ કરે છે અને કર્મયોગી પણ કર્મ કરે છે, પરંતુ તે બન્નેના ઉદ્દેશમાં ખૂબ મોટું અંતર છે. એક આસક્તિ રાખવા માટે અથવા કામનાપૂર્તિને માટે કર્મ કરે છે અને એક આસક્તિનો ત્યાગ કરવા માટે કર્મ કરે છે. ભોગી પોતાના માટે કર્મ કરે છે અને કર્મયોગી બીજાના માટે કર્મ કરે છે. આથી આસક્તિપૂર્વક કર્મ કરવામાં સમાન હોવા છતાં પણ જે આસક્તિ-ત્યાગના ઉદ્દેશથી બીજાના માટે કર્મ કરે છે તે યોગી (યોગારૂઢ) થઈ જાય છે. કર્મ કરવાથી જ યોગીની ઓળખ થાય છે, અન્યથા **'વૃદ્ધા નારી પતિવ્રતા!'**

અહીં જેને શમ (શાંતિ) કહ્યો છે તેને બીજા અધ્યાયના ચોસઠમા શ્લોકમાં 'પ્રસાદ' (અંતઃકરણની પ્રસન્નતા) કહ્યો છે. આ શાંતિમાં રમણ (સંતોષ) ન કરવાથી 'નિર્વાણપરમા શાંતિ'ની પ્રાપ્તિ થાય છે (ગીતા – ૬/૧૫). ત્યાગથી શાંતિ મળે છે (ગીતા – ૧૨/૧૨). શાંતિમાં રમણ (સંતોષ) ન કરવાથી અખંડરસ (તત્ત્વજ્ઞાન) મળે છે અને અખંડરસમાં પણ સંતોષ ન કરવાથી અનન્તરસ (પરમપ્રેમ) મળે છે.

—■—

*સંબંધ – યોગારૂઢ કોણ થાય છે – એનો ઉત્તર ભગવાન આગળના શ્લોકમાં આપે છે.*

**યદા હિ નેન્દ્રિયાર્થેષુ ન કર્મસ્વનુષજ્જતે ।**
**સર્વસંકલ્પસંન્યાસી યોગારૂઢસ્તદોચ્યતે ॥ ૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિ | = કારણ કે | ન | = નથી | સર્વસઙ્કલ્પ-સન્ન્યાસી | = સઘળા સંકલ્પોનો ત્યાગી મનુષ્ય |
| યદા | = જે વખતે | કર્મસુ | = કર્મોમાં (પણ) | યોગારૂઢઃ | = યોગારૂઢ |
| ન | = નથી (તો) | અનુષજ્જતે | = આસક્ત થતો, | ઉચ્યતે | = કહેવાય છે. |
| ઇન્દ્રિયાર્થેષુ | = ઇન્દ્રિયોના ભોગોમાં (તથા) | તદા | = તે વખતે (તે) | | |

*ટીકા* – **'યદા હિ નેન્દ્રિયાર્થેષુ (અનુષજ્જતે)'** – સાધક ઇન્દ્રિયોના વિષયોમાં અર્થાત્ પ્રારબ્ધ અનુસાર પ્રાપ્ત થવાવાળા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ – આ પાંચેય વિષયોમાં; અનુકૂળ પદાર્થ, પરિસ્થિતિ, ઘટના, વ્યક્તિ વગેરેમાં અને શરીરનો આરામ, માન, મોટાઈ વગેરેમાં આસક્તિ ન કરે, એમનો ભોગબુદ્ધિથી ભોગ ન કરે, એમાં રાજી ન થાય, પરંતુ એવો અનુભવ કરે કે એ બધા વિષયો, પદાર્થો વગેરે આવેલા છે અને પ્રતિક્ષણે ચાલ્યા જઈ રહ્યા છે. એ આવવા-જવાવાળા અને અનિત્ય છે, પછી એમાં શા માટે રાજી થવું – એવો અનુભવ કરીને તેમનામાં આસક્ત ન થાય.

ઇન્દ્રિયોના ભોગોમાં આસક્ત ન થવાનું સાધન છે – ઇચ્છાપૂર્તિનું સુખ ન લેવું. જેમ કે, કોઈ મનગમતી વાત થઈ જાય; મનગમતી વસ્તુ, વ્યક્તિ પરિસ્થિતિ ઘટના વગેરે મળી જાય અને જેને નથી ઇચ્છતા તે ન થાય, તો મનુષ્ય તેમાં રાજી (પ્રસન્ન) થઈ જાય છે તથા તેમાં સુખ લે છે. સુખ લેવાથી ઇન્દ્રિયોના ભોગોમાં આસક્તિ વધે છે. આથી સાધકે અનુકૂળ વસ્તુ, પદાર્થ, વ્યક્તિ વગેરે મળવાની ઇચ્છા ન કરવી અને વિના ઇચ્છાએ અનુકૂળ વસ્તુ વગેરે મળી પણ જાય તો તેમાં રાજી ન થવું. આવું થવાથી ઇન્દ્રિયોના ભોગોમાં આસક્તિ નહિ થાય.

બીજી વાત, મનુષ્યની પાસે અનુકૂળ ચીજો ન હોવાથી તે એ ચીજોના અભાવનો અનુભવ કરે છે અને તે મળી જતાં તે તેમને આધીન થઈ જાય છે. જે સમયે તેને અભાવનો અનુભવ થતો હતો, તે સમયે પણ પરતંત્રતા હતી અને હવે એ ચીજો મળી ગયા પછી પણ 'ક્યાંક એમનો વિયોગ ન થઈ જાય' – આ જાતની પરતંત્રતા રહે છે. આથી વસ્તુ ન મળવા અને મળવામાં ફરક એટલો જ રહ્યો કે વસ્તુ ન મળવાથી તો વસ્તુની પરતંત્રતાનો અનુભવ થતો હતો, પરંતુ વસ્તુ મળી જતાં પરતંત્રતાનો અનુભવ નથી થતો બલ્કે તેમાં મનુષ્યને સ્વતંત્રતા દેખાય છે – આ રીતે તેને ધોખો થાય છે. જેવી રીતે, કોઈ કોઈની સાથે વિશ્વાસઘાત કરે, એવી જ રીતે અનુકૂળ પરિસ્થિતિમાં રાજી થવાથી મનુષ્ય પોતાની સાથે જ વિશ્વાસઘાત કરે છે કારણ કે આ મનુષ્ય અનુકૂળ પરિસ્થિતિને આધીન બની જાય છે, તેને ભોગવતાં-ભોગવતાં તેનો સ્વભાવ બગડી જાય છે અને વારંવાર સુખ ભોગવવાની કામના થવા લાગે છે. આ સુખભોગની કામના જ તેના જન્મ-મરણનું કારણ બની જાય છે. તાત્પર્ય એ થયું કે અનુકૂળતાની ઇચ્છા કરવી, આશા કરવી અને અનુકૂળ વિષય વગેરેમાં રાજી થવું – એ સઘળા અનર્થોનું મૂળ છે. એનાથી કોઈ પણ જાતનાં અનર્થ કે પાપ બાકી નથી રહેતાં. જો તેનો ત્યાગ કરી દેવામાં આવે તો મનુષ્ય યોગારૂઢ થઈ જાય છે.

ત્રીજી વાત, આપણી પાસે ફક્ત જીવનનિર્વાહ સિવાયની જેટલી અનુકૂળ ભોગ્ય વસ્તુઓ છે, તેમાંની એક પણ આપણી નથી. તે કોની છે, તેની આપણને ખબર નથી; પરંતુ જ્યારે કોઈ અભાવગ્રસ્ત પ્રાણી મળી જાય, તો તે સામગ્રીને તેની જ સમજીને તેને અર્પણ કરી દેવી જોઈએ [આ આપની જ છે – એવું તેને કહેવાનું નથી], અને તેને આપીને એવું માનવું જોઈએ કે નિર્વાહ સિવાયની જે વસ્તુઓ મારી પાસે પડી હતી, તેના ઋણથી હું મુક્ત થઈ ગયો છું. તાત્પર્ય એ છે કે નિર્વાહ ઉપરાંતની વસ્તુઓને પોતાની અને પોતાને માટેની ન માનવાથી મનુષ્યની ભોગોમાં આસક્તિ થતી નથી.

**'ન કર્મસ્વનુષજ્જતે'**[1] – જેવી રીતે ઇન્દ્રિયોના

૧. અહીં **'કર્મસુ'** પદ બહુવચન છે, જેનું તાત્પર્ય એ છે કે આસક્ત પુરુષમાં અનેક કર્મોની અને તેમનાં ફળોની ઇચ્છા રહે છે. પરંતુ અઢારમા અધ્યાયના પિસ્તાળીસમા શ્લોકમાં **'કર્મણિ'** પદ એકવચન છે, જેનું તાત્પર્ય એ છે કે આસક્તિરહિત પુરુષ દ્વારા કર્મો તો અનેક થાય છે, પરંતુ તેનામાં કર્તવ્યબુદ્ધિ એક જ રહે છે.

વિષયોમાં આસક્તિ નહિ થવી જોઈએ, તેવી જ રીતે કર્મોમાં પણ આસક્તિ નહિ થવી જોઈએ અર્થાત્ ક્રિયમાણ કર્મોની પૂર્તિ-અપૂર્તિમાં અને તે કર્મોના તાત્કાલિક ફળની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં પણ આસક્તિ નહિ થવી જોઈએ. કારણ કે કર્મ કરવાથી પણ એક પ્રકારનો રાગ થાય છે. કર્મ સારી રીતે થઈ જાય છે તો તેનાથી એક પ્રકારનું સુખ મળે છે, અને કર્મ સારી રીતે નથી થતું તો મનમાં એક પ્રકારનું દુઃખ થાય છે. આ સુખ-દુઃખનું થવું એ કર્મની આસક્તિ છે. આથી સાધકે કર્મને વિધિપૂર્વક અને તત્પરતાથી કરવું, પરંતુ તેમાં આસક્ત થયા વિના સાવધાનીપૂર્વક નિર્લેપ રહેવું. કારણ કે આ તો આવવા-જવાવાળાં છે અને આપણે નિત્ય નિરંતર રહેવાવાળા છીએ; આથી એમના થવા ન થવાથી અને આવવા-જવાથી આપણામાં શો ફરક પડે છે?

કર્મોમાં આસક્તિ થવાની પિછાણ શું છે? જો ક્રિયમાણ (વર્તમાનમાં કરવામાં આવતાં) કર્મોની પૂર્તિ-અપૂર્તિમાં અને તેનાથી મળવાવાળા તાત્કાલિક ફળની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં અર્થાત્ સિદ્ધિ-અસિદ્ધિમાં મનુષ્ય નિર્વિકાર ન રહે, બલ્કે તેના અંતઃકરણમાં હર્ષ-શોક વગેરે વિકારો થાય, તો સમજવું જોઈએ કે તેની કર્મોમાં અને તેમના તાત્કાલિક ફળમાં આસક્તિ રહી ગઈ છે.

ઇન્દ્રિયોના ભોગોમાં અને કર્મોમાં આસક્ત ન થવાનું તાત્પર્ય એ થયું કે પોતે (સ્વરૂપ) ચિન્મય પરમાત્માનો અંશ હોવાથી નિત્ય અપરિવર્તનશીલ છે અને પદાર્થ તથા ક્રિયાઓ પ્રકૃતિનું કાર્ય હોવાથી નિત્યનિરંતર બદલાતાં રહે છે. પરંતુ જ્યારે પોતે તે પરિવર્તનશીલ પદાર્થો અને ક્રિયાઓમાં આસક્ત થઈ જાય છે, ત્યારે તે તેમને આધીન થઈ જાય છે અને વારંવાર જન્મ-મરણ રૂપી મહાન દુઃખોનો અનુભવ કરતો રહે છે. તે પદાર્થો અને ક્રિયાઓથી અર્થાત્ પ્રકૃતિથી સર્વથા મુક્ત થવાને માટે ભગવાને બે વિભાગો બતાવ્યા છે કે ન તો ઇન્દ્રિયોના અર્થોમાં (ભોગોમાં) અર્થાત્ પદાર્થોમાં આસક્તિ કરવી અને ન કર્મોમાં (ક્રિયાઓમાં) આસક્તિ કરવી. એમ કરવાથી મનુષ્ય યોગારૂઢ થઈ જાય છે.

અહીં એક વાત સમજવાની છે કે ક્રિયાઓમાં પ્રીતિ ઘણું કરીને ફળને લીધે જ થાય છે, અને ફળ હોય છે – ઇન્દ્રિયોના ભોગ. આથી ઇન્દ્રિયોના ભોગોની આસક્તિ સર્વથા દૂર થાય તો ક્રિયાઓની આસક્તિ પણ દૂર થઈ જાય છે. છતાં પણ ભગવાને ક્રિયાઓની આસક્તિ દૂર કરવાની વાત અલગ કેમ કહી? એનું કારણ એ છે કે ક્રિયાઓમાં પણ એક પ્રકારની સ્વતંત્ર આસક્તિ હોય છે. ફળેચ્છા ન હોવા છતાં પણ મનુષ્યમાં એક પ્રકારનો કરવાનો વેગ હોય છે. આ વેગ એ જ ક્રિયાઓની આસક્તિ છે, જેને કારણે મનુષ્યથી વિના કંઈ કર્યે રહી શકાતું નથી અને તે કંઈ ને કંઈ કામ કરતો જ રહે છે. આ આસક્તિ દૂર થાય છે કેવળ બીજાઓને માટે કર્મ કરવાથી અથવા ભગવાનને માટે કર્મ કરવાથી. એટલા માટે ભગવાને બારમા અધ્યાયમાં પહેલાં અભ્યાસયોગ બતાવ્યો. પરંતુ હૈયામાં કરવાનો વેગ હોવાથી અભ્યાસમાં મન નથી લાગતું; આથી કરવાનો વેગ દૂર કરવા માટે દસમા શ્લોકમાં બતાવ્યું કે સાધક મારા માટે જ કર્મ કરે (અ. ૧૨/૧૦). તાત્પર્ય એ છે કે પારમાર્થિક અભ્યાસ વગેરે કરવામાં જેનું મન ન લાગે અને હૈયામાં કર્મ કરવાનો વેગ (આસક્તિ) પડ્યો હોય, તો એ ભક્તિયોગનો સાધક કેવળ ભગવાનને માટે જ કર્મ કરે. એનાથી તેની આસક્તિ દૂર થશે. તેવી જ રીતે કર્મયોગનો સાધક કેવળ સંસારના હિતને માટે જ કર્મ કરે, તો તેનો કરવાનો વેગ (આસક્તિ) દૂર થઈ જશે.

જેવી રીતે કર્મ કરવાની આસક્તિ હોય છે, તેવી જ રીતે કર્મ ન કરવાની પણ આસક્તિ હોય છે. કર્મ ન કરવાની આસક્તિ પણ નહિ હોવી જોઈએ; કેમકે કર્મ ન કરવાની આસક્તિ આળસ અને પ્રમાદ પેદા કરે છે, કે જે તામસી વૃત્તિ છે અને કર્મ કરવાની આસક્તિ વ્યર્થ ચેષ્ટાઓમાં યોજાય છે, કે જે રાજસી વૃત્તિ છે.

તે યોગારૂઢ કેટલાંક દિવસોમાં, કેટલાંક મહિનાઓમાં અથવા કેટલાં વર્ષોમાં થશે? એના માટે ભગવાન **'યદા'** અને **'તદા'** પદો આપીને બતાવે છે કે જે કાળમાં મનુષ્ય ઇન્દ્રિયોના અર્થોમાં (ભોગોમાં) અને ક્રિયાઓમાં સર્વથા આસક્તિરહિત બની જાય છે, ત્યારે તે યોગારૂઢ થઈ જાય છે. જેમ કે, કોઈએ એ નિશ્ચય કરી લીધો કે 'હું આજથી કદી ઇચ્છાપૂર્તિનું સુખ નહિ લઉં.' જો તે પોતાના આ નિશ્ચય (પ્રતિજ્ઞા) ઉપર દૃઢ રહે, તો તે આજે જ યોગારૂઢ થઈ જશે. આ બાબતને બતાવવાને માટે જ ભગવાને **'યદા'** અને **'તદા'** પદોની સાથે **'હિ'** પદ આપ્યું છે.

પદાર્થો અને ક્રિયાઓમાં આસક્તિ કરવામાં અને ન કરવામાં ભગવાને મનુષ્યમાત્રને એ સ્વતંત્રતા આપી છે કે તમે સાક્ષાત્ મારા અંશ છો અને આ પદાર્થો અને ક્રિયાઓ પ્રકૃતિજન્ય છે. આ પદાર્થો પણ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા છે તથા ક્રિયાઓનો પણ આરંભ અને અંત થઈ જાય છે. આથી તે નિત્ય રહેવાવાળા નથી અને તમે નિત્ય રહેવાવાળા છો. તમે નિત્ય હોઈને પણ અનિત્યમાં ફસાઈ જાઓ છો, અનિત્યમાં આસક્તિ અને પ્રીતિ કરી લો છો. એનાથી તમારા હાથમાં કશું નથી આવતું, કેવળ દુઃખ ને દુઃખ જ પામતા રહો છો. આથી તમે આજથી એ વિચાર કરી લો કે 'અમે લોકો પદાર્થો અને ક્રિયાઓનું સુખ નહિ

લઈએ' તો તમે લોકો આજે જ યોગારૂઢ થઈ જશો; કેમકે યોગ અર્થાત્ સમતા તમારા ઘરની ચીજ છે. સમતા તમારું સ્વરૂપ છે અને સ્વરૂપ સત છે. સતનો કદી અભાવ નથી થતો અને અસતનો કદી ભાવ નથી થતો. એવા સતસ્વરૂપ તમે અસત પદાર્થો અને ક્રિયાઓમાં આસક્તિ ના કરો તો તમને સ્વતઃસિદ્ધ યોગારૂઢ અવસ્થાનો અનુભવ થઈ જશે.

**'સર્વસંકલ્પસંન્યાસી'** – આપણા મનમાં જેટલી સ્ફુરણાઓ થાય છે, તે સ્ફુરણાઓમાંથી જે સ્ફુરણામાં સુખ થાય છે અને તેને લીધે એ વિચાર આવે છે કે 'અમને આવું મળી જાય; અમે આટલા સુખી થઈ જઈશું', તો એ રીતે સ્ફુરણામાં આસક્તિ થવાથી તે સ્ફુરણાનું નામ 'સંકલ્પ' બની જાય છે. તે સંકલ્પ જ અનુકૂળતા-પ્રતિકૂળતાને કારણે સુખદાયી અને દુઃખદાયી બને છે. જેવી રીતે સુખદાયી સંકલ્પ આસક્તિ (રાગદ્વેષ) કરાવે છે, એવી જ રીતે દુઃખદાયી સંકલ્પ પણ રાગદ્વેષ (આસક્તિ) કરાવે છે. આથી બન્નેય સંકલ્પો બંધનમાં નાખવાવાળા છે. તેમનાથી હાનિ સિવાય કોઈ લાભ નથી; કેમકે સંકલ્પ ન તો પોતાના સ્વરૂપનો બોધ થવા દે છે, ન બીજાઓની સેવા કરવા દે છે, ન ભગવાનમાં પ્રેમ થવા દે છે, ન ભગવાનમાં મન લાગવા દે છે અને ન પોતાનાં નજીકનાં કુટુંબીઓને અનુકૂળ પણ બનવા દે છે. તાત્પર્ય એ છે કે પોતાનો સંકલ્પ રાખવાથી ન પોતાનું હિત થાય છે, ન સંસારનું હિત થાય છે, ન કુટુંબીઓની કોઈ સેવા થાય છે, ન ભગવાનની પ્રાપ્તિ થાય છે અને ન પોતાના સ્વરૂપનો બોધ પણ થાય છે. એનાથી કેવળ હાનિ જ હાનિ થાય છે. એવું સમજીને સાધકે સઘળા સંકલ્પોથી રિક્ત થઈ જવું જોઈએ, કે જે વાસ્તવમાં છે જ.

મનમાં થનારી સ્ફુરણા જો સંકલ્પનું રૂપ ધારણ ન કરે, તો તે સ્ફુરણા આપોઆપ નષ્ટ થઈ જાય છે. માત્ર સ્ફુરણા થવાથી મનુષ્યની એટલી હાનિ નથી થતી અને પતન પણ નથી થતું; પરંતુ સમય તો નષ્ટ થાય જ છે; આથી તે સ્ફુરણા પણ ત્યાજ્ય છે. પરંતુ સંકલ્પોનો ત્યાગ તો સાધકે જરૂરથી કરવો જોઈએ. કારણ કે સંકલ્પોનો ત્યાગ કર્યા વિના અર્થાત્ પોતાના મનની વાસના છોડ્યા વિના પરમાત્માની પ્રાપ્તિ થતી નથી. કૃતકૃત્યતા નથી થતી, મનુષ્યજન્મ સાર્થક નથી થતો, ભગવાનમાં પ્રેમ નથી થતો અને દુઃખોનો સર્વથા અંત નથી થતો.

બીજા શ્લોકમાં તો ભગવાને વ્યતિરેક રીતિથી કહ્યું છે કે સંકલ્પોનો ત્યાગ કર્યા વિના મનુષ્ય કોઈ રીતે પણ યોગી નથી બનતો અને અહીં અન્વય રીતિથી કહે છે કે સંકલ્પોનો ત્યાગ કરવાથી મનુષ્ય યોગારૂઢ થઈ જાય છે. એનું તાત્પર્ય એ નીકળ્યું કે સાધકે કોઈ પ્રકારનો સંકલ્પ નહિ રાખવો જોઈએ.

સંકલ્પોના ત્યાગના ઉપાયો – (૧) ભગવાને આપણા માટે પોતાના તરફથી અંતિમ જન્મ (મનુષ્યજન્મ) આપ્યો છે કે તમે એનાથી પોતાનો ઉદ્ધાર કરી લો. આથી આપણે મનુષ્યજન્મના અમૂલ્ય, મુક્તિદાયક સમયને નિરર્થક સંકલ્પોમાં બરબાદ નથી કરવાનો – એવો વિચાર કરીને સંકલ્પોને હઠાવી દેવા.

(૨) કર્મયોગના સાધકે પોતાના કર્તવ્યનું પાલન કરવાનું છે. કર્તવ્યનો સંબંધ વર્તમાન સાથે છે, ભૂત-ભવિષ્ય કાળ સાથે નહિ. પરંતુ સંકલ્પ-વિકલ્પો ભૂત અને ભવિષ્ય કાળના થાય છે; વર્તમાનના નહિ. આથી સાધકે પોતાના કર્તવ્યનો ત્યાગ કરીને ભૂત-ભવિષ્ય- કાળના સંકલ્પ-વિકલ્પોમાં નહિ ફસાવું જોઈએ, પરંતુ આસક્તિરહિત થઈને કર્તવ્યકર્મ કરવામાં પ્રયત્નશીલ થવું જોઈએ (ગીતા – ૩/૨૯).

(૩) જ્ઞાનયોગના સાધકે આ વાત પર દૃઢ રહેવું જોઈએ કે, વાસ્તવમાં સત્તા એક પરમાત્માની જ છે. સંકલ્પોની, સંસારની સત્તા જ નથી. એથી કોઈ સંકલ્પ આવે તો તે તેમાં રાગ કે દ્વેષ ન કરે બલ્કે તટસ્થ (ઉદાસીન રહે).

(૪) ભક્તિયોગના સાધકે વિચાર કરવો જોઈએ કે મનમાં જેટલા પણ સંકલ્પો આવે છે, તે બહુધા ભૂતકાળના આવે છે, કે જે અત્યારે નથી અથવા ભવિષ્યકાળના આવે છે, કે જે આગળ થવાવાળું છે અર્થાત્ જે અત્યારે નથી. આથી જે વર્તમાનમાં નથી, તેના ચિંતનમાં સમય બરબાદ કરવો અને જે ભગવાન વર્તમાનમાં છે, પોતાનામાં છે અને પોતાના છે, એમનું ચિંતન ન કરવું – આ કેટલી મોટી ભૂલ છે! એવો વિચાર કરીને સંકલ્પોને હઠાવી દેવા.

**'યોગારૂઢસ્તદોચ્યતે'** – સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન રહેવાનું નામ 'યોગ' છે (ગીતા – ૨/૪૮). આ યોગ અર્થાત્ સમતા પર આરૂઢ થવું કે સ્થિત થવું એને જ યોગારૂઢ થવું કહે છે. યોગારૂઢ થતાં પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

બીજા શ્લોકમાં ભગવાને એ કહ્યું હતું કે સંકલ્પોનો ત્યાગ કર્યા વિના કોઈ પણ પ્રકારનો યોગ સિદ્ધ નથી થતો અને અહીં કહ્યું છે કે સંકલ્પોનો સર્વથા ત્યાગ કરી દેવાથી તે યોગારૂઢ થઈ જાય છે. આનાથી સિદ્ધ થાય છે કે બધી જાતના યોગો વડે યોગારૂઢ-અવસ્થા પ્રાપ્ત થાય છે. જોકે અહીં કર્મયોગનો જ વિષય છે, પરંતુ સંકલ્પોનો સર્વથા ત્યાગ કરવાથી યોગારૂઢ-અવસ્થામાં બધા એક થઈ જાય છે (ગીતા-૫/૫).

**પરિશિષ્ટ ભાવ :** યોગારૂઢની ઓળખ શું છે? એના માટે અહીં ત્રણ વાતો બતાવી છે. પદાર્થો (વસ્તુઓ તથા વ્યક્તિઓ)માં આસક્તિ ન હોવી, ક્રિયાઓમાં આસક્તિ ન હોવી અને તમામ સંકલ્પોનો અર્થાત્ મનની ઇચ્છાનો ત્યાગ થઈ જવો. તાત્પર્ય એ છે કે ઇન્દ્રિયોના ભોગોમાં અને ક્રિયાઓમાં આસક્તિ ન હોય તથા અંદરથી એવો આગ્રહ પણ ન હોય કે આમ થવું જોઈએ, અને આમ ન થવું જોઈએ. જેની પદાર્થોમાં આસક્તિ નથી, અને ન પદાર્થોના અભાવમાં આસક્તિ છે; ન ક્રિયાઓમાં આસક્તિ છે અને ન ક્રિયાઓના અભાવમાં આસક્તિ છે અને ન કોઈ સંકલ્પ છે, તે 'યોગારૂઢ' છે. તાત્પર્ય છે કે, પદાર્થ મળે યા ન મળે, વ્યક્તિ મળે યા ન મળે, ક્રિયા થાય અથવા ન થાય, – એનો કોઈ આગ્રહ ન હોવો જોઈએ. (ગીતા – ૩/૧૮)

સાધકે વિચાર કરવો જોઈએ કે, એવી કઈ વસ્તુ છે, જે હંમેશાં આપણી પાસે રહેશે અને આપણે હંમેશાં તેની પાસે રહીશું? એવી કઈ વ્યક્તિ છે, જે હંમેશાં અમારી સાથે રહેશે અને આપણે સદા તેની સાથે રહીશું? એવી કઈ ક્રિયા છે, જેને આપણે સદા કરતા રહીશું અને જે સદા આપણા દ્વારા થતી રહેશે? સદાને માટે આપણી સાથે ન કોઈ વસ્તુ રહેશે, ન કોઈ વ્યક્તિ રહેશે અને ન કોઈ ક્રિયા રહેશે. એક દિવસ આપણે વસ્તુ, વ્યક્તિ અને ક્રિયાથી રહિત થવું જ પડશે. જો આપણે વર્તમાનમાં જ તેમના વિયોગને સ્વીકારી લઈએ, તેમનાથી અસંગ થઈ જઈએ તો જીવનમુક્તિ સ્વતઃસિદ્ધ છે. તાત્પર્ય છે કે વસ્તુ, વ્યક્તિ અને ક્રિયાનો સંયોગ તો અનિત્ય છે પણ વિયોગ નિત્ય છે. નિત્યનો સ્વીકાર કરવાથી નિત્યતત્ત્વની પ્રાપ્તિ થઈ જાય છે અને કોઈ અભાવ શેષ રહેતો નથી.

ઇન્દ્રિયોના ભોગોમાં અને કર્મમાં આસક્તિ ન હોવાનો અર્થ છે – કામનારહિત અને કર્તૃત્વરહિત થવું. ઇન્દ્રિયોના ભોગોમાં અને પદાર્થોમાં આસક્તિ ન હોય તો સાધક કામનારહિત થઈ જાય છે અને ક્રિયાઓમાં આસક્તિ ન હોય તો કર્તૃત્વરહિત થઈ જાય છે. કામના અને કર્તૃત્વરહિત થવાથી સ્વરૂપમાં સ્વતઃ સ્થિતિ થઈ જાય છે. વાસ્તવમાં સ્થિતિ થતી નથી, બલ્કે છે જ. પરંતુ કામનારહિત અને કર્તૃત્વરહિત ન થવાથી તેનો અનુભવ થતો નથી. કામના અને કર્તૃત્વનો અભાવ થવાથી સ્વરૂપમાં સ્વતઃસિદ્ધ સ્થિતિનો અનુભવ થઈ જાય છે.

જેમ લેખનકાર્ય કરતાં કલમનો ઉપયોગ કરીએ છીએ અને લેખનકાર્ય પૂરું થતાં જ કલમને જેમ-ની-તેમ મૂકી દઈએ છીએ, એવી જ રીતે સાધક કાર્ય કરતી વખતે શરીરનો ઉપયોગ કરે અને કાર્ય પૂરું થતાં જ તેને જેમ-નું-તેમ મૂકી દે અર્થાત્ તેનાથી અસંગ થઈ જાય તો દરેક ક્રિયા બાદ તેની યોગ (સમતા)માં સ્થિતિ થઈ જશે. જો ક્રિયાથી સંપૂર્ણ સંબંધ-વિચ્છેદ થઈ જાય તો તે યોગારૂઢ થઈ જશે.

ક્રિયા (ભોગ) અને પદાર્થ (ઐશ્વર્ય)ની આસક્તિથી પતન થાય છે (ગીતા – ૨/૪૪). તેથી ન તો ક્રિયામાં આસક્તિ થવી જોઈએ અને ન ફળમાં આસક્તિ થવી જોઈએ (ગીતા ૨-૪૭ અને ૫-૧૨). સંકલ્પજન્ય સુખનો ભોગ પણ ન થાય અર્થાત્ સંકલ્પપૂર્તિનું સુખ પણ ન લેવું. પોતાની મુક્તિનો પણ સંકલ્પ ન કરવો, કારણ કે મુક્તિના સંકલ્પથી બંધનની સત્તા દૃઢ થાય છે, તેથી કોઈ પણ સંકલ્પ ન કરીને ઉદાસીન રહેવું.



***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને યોગારૂઢ મનુષ્યનાં લક્ષણો બતાવતાં 'યદા' અને 'તદા' પદથી યોગારૂઢ થવામાં અર્થાત્ પોતાનો ઉદ્ધાર કરવામાં મનુષ્યને સ્વતંત્ર બતાવ્યો. હવે આગળના શ્લોકમાં ભગવાન મનુષ્યમાત્રને પોતાનો ઉદ્ધાર કરવાની પ્રેરણા આપે છે.*

**ઉદ્ધરેદાત્મનાત્માનં નાત્માનમવસાદયેત્ ।**
**આત્મૈવ હ્યાત્મનો બન્ધુરાત્મૈવ રિપુરાત્મનઃ ॥ ૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **આત્મના** | = પોતાના વડે | **સાદયેત્** | નાખે; | **બન્ધુઃ** | = મિત્ર છે (અને) |
| **આત્માનમ્** | = પોતાનો | **હિ** | = કારણકે | **આત્મા** | = પોતે |
| **ઉદ્ધરેત્** | = ઉદ્ધાર કરે, | **આત્મા** | = પોતે | **એવ** | = જ |
| **આત્માનમ્** | = પોતાને | **એવ** | = જ | **આત્મનઃ** | = પોતાનો |
| **ન, અવ-** | = અધોગતિમાં ન | **આત્મનઃ** | = પોતાનો | **રિપુઃ** | = શત્રુ છે. |

*ટીકા* – *'ઉદ્ધરેદાત્મનાત્માનમ્'* – પોતાની જાતે જ પોતાનો ઉદ્ધાર કરવો – એનું તાત્પર્ય એ છે કે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરેથી માણસે પોતાની જાતને ઊંચી ઉઠાવવી. પોતાના સ્વરૂપ સાથે જે એકદેશીય 'હું' પણું દેખાય છે, તેનાથી પણ મનુષ્ય પોતાને ઊંચે ઉઠાવે. કારણ કે શરીર, ઇન્દ્રિયો વગેરે અને 'હું'પણું એ બધાં પ્રકૃતિનાં કાર્યો છે; આપણું સ્વરૂપ નથી. જે આપણું સ્વરૂપ નથી, તેનાથી પોતાને ઊંચે ઉઠાવવો.

પોતાનું સ્વરૂપ પરમાત્માની સાથે એક છે અને શરીર, ઇન્દ્રિયો વગેરે તથા 'હું'પણું પ્રકૃતિની સાથે એક છે. જો એ પોતાનો ઉદ્ધાર કરવામાં, પોતાને ઊંચે ઉઠાવવામાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેની સહાય માનશે, તેમનો સહારો લેશે તો પછી જડતાનો ત્યાગ કેવી રીતે થશે? કેમકે જડ વસ્તુઓ સાથે સંબંધ માનવો, તેમની આવશ્યકતા સમજવી, તેમનો સહારો લેવો એ જ ખાસ બંધન છે. જે પોતાના છે, પોતાનામાં છે, અત્યારે છે અને અહીં છે, એવા પરમાત્માની પ્રાપ્તિને માટે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેની આવશ્યકતા નથી. કારણ કે અસત દ્વારા સતની પ્રાપ્તિ નથી થતી, પરંતુ અસતના ત્યાગથી સતની પ્રાપ્તિ થાય છે.

બીજો ભાવ, હમણાં પૂર્વશ્લોકમાં આવ્યું છે કે પ્રાકૃત પદાર્થ, ક્રિયા અને સંકલ્પમાં આસક્ત ન થવું, તેઓમાં ફસાવું નહિ, પરંતુ તે બધાથી પોતાની જાતને ઉપર ઉઠાવવી. એ બધાનો પ્રત્યક્ષ અનુભવ છે કે પદાર્થ, ક્રિયા અને સંકલ્પનો આરંભ તથા અંત થાય છે, તેમનો સંયોગ તથા વિયોગ થાય છે, પરંતુ પોતાના (સ્વયંના) અભાવનો અને પરિવર્તનનો અનુભવ કોઈને નથી થતો. પોતે સદા એકરૂપ રહે છે. આથી ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા પદાર્થો વગેરેમાં ન ફસાવું, તેમને આધીન ન થવું, એમનાથી નિર્લિપ્ત રહેવું એને જ પોતાનો ઉદ્ધાર કરવો કહે છે.

મનુષ્યમાત્રમાં એક એવી વિચારશક્તિ છે, જેને કામમાં લાવવાથી તે પોતાનો ઉદ્ધાર કરી શકે છે. 'જ્ઞાનયોગ'નો સાધક તે વિચારશક્તિ વડે જડચેતનનું વિભાજન કરીને ચેતન (પોતાના સ્વરૂપ)માં સ્થિત થઈ જાય છે અને જડ (શરીર-સંસાર) સાથે સંબંધ-વિચ્છેદ કરી લે છે. 'ભક્તિયોગ'નો સાધક એ જ વિચારશક્તિ વડે 'હું ભગવાનનો છું અને ભગવાન મારા છે' એ રીતે ભગવાન સાથે આત્મીયતા કરીને પોતાનો ઉદ્ધાર કરી લે છે. 'કર્મયોગ'નો સાધક તે જ વિચારશક્તિથી મળેલાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે પદાર્થોને સંસારના જ માનીને, સંસારની સેવામાં યોજીને તે પદાર્થો સાથે સંબંધ-વિચ્છેદ કરીને પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. આ દૃષ્ટિએ મનુષ્ય પોતાની વિચારશક્તિને કામમાં લઈને કોઈ પણ યોગમાર્ગ વડે પોતાનું કલ્યાણ કરી શકે છે.

## ઉદ્ધાર-સંબંધી વિશેષ વાત

વિચાર કરવો જોઈએ કે 'હું શરીર નથી', કેમકે શરીર બદલાતું રહે છે અને હું એ જ રહું છું. આ શરીર 'મારું' પણ નથી; કેમકે શરીર ઉપર મારું આધિપત્ય નથી ચાલતું અર્થાત્ શરીરને હું જેવું રાખવા ઇચ્છું, એ તેવું નથી રહી શકતું; જેટલા દિવસો રાખવા ઇચ્છું, તેટલા દિવસો નથી રહી શકતું અને જેવું સબળ બનાવવા ઇચ્છું, તેવું બની નથી શકતું. આ શરીર 'મારા માટે' પણ નથી; કેમકે જો એ મારા માટે હોત તો એ મળતાં મારી કોઈ ઇચ્છા બાકી ન રહેત. બીજી વાત, એ પરિવર્તનશીલ છે અને હું અપરિવર્તનશીલ છું. પરિવર્તનશીલ અપરિવર્તનશીલના કામમાં કેવી રીતે આવી શકે છે? નથી આવી શકતું. ત્રીજી વાત, જો એ મારે માટે હોત તો સદા મારી પાસે રહેત. પરંતુ એ મારી પાસે નથી રહેતું. આ રીતે શરીર હું નથી, મારું નથી અને મારે માટે નથી – આ વાસ્તવિકતા ઉપર મનુષ્ય દૃઢ રહે, તો પોતાની જાત વડે પોતાનો ઉદ્ધાર થઈ જશે.

હવે શંકા થાય છે કે ઈશ્વર, સંત-મહાત્મા, ગુરુ, શાસ્ત્ર – આ બધાથી પણ મનુષ્યોનો ઉદ્ધાર તો થાય છે; પછી પોતાની જાતે પોતાનો ઉદ્ધાર કરવો – એવું શા માટે કહ્યું? એનું સમાધાન એ છે કે ઈશ્વર, સંત-મહાત્મા વગેરે આપણો ઉદ્ધાર ત્યારે જ કરશે, જ્યારે એમનામાં આપણી શ્રદ્ધા થશે. તે શ્રદ્ધા આપણે જાતે જ કરવી પડશે. આપણે પોતે શ્રદ્ધા કર્યા વિના શું તેઓ પોતાનામાં શ્રદ્ધા કરાવી શકશે? નહિ કરાવી શકે. જો ઈશ્વર, સંત વગેરે આપણે શ્રદ્ધા કર્યા વિના જ તેમના પોતાનામાં આપણી શ્રદ્ધા કરાવીને આપણો ઉદ્ધાર કરતા હોત તો આપણો ઉદ્ધાર ક્યારનોય થઈ ગયો હોત. કારણ કે આજ દિન સુધી ભગવાનના અનેક અવતારો થઈ ગયા છે, કેટલીયે જાતના સંત-મહાત્માઓ, જીવનમુક્તો, ભગવત્પ્રેમીઓ થઈ ગયા છે; પરંતુ હજી સુધી આપણો ઉદ્ધાર નથી થયો. એનાથી પણ સિદ્ધ થાય છે કે આપણે પોતે તેઓનામાં શ્રદ્ધા નથી રાખી, આપણે પોતે તેઓની સન્મુખ નથી બન્યા, આપણે પોતે તેઓની વાત નથી માની, એટલા માટે આપણો ઉદ્ધાર નથી થયો. પરંતુ જેમણે તેઓના ઉપર શ્રદ્ધા રાખી, જેઓ તેઓની સન્મુખ થઈ ગયા, જેમણે તેઓની વાત માની, તેમનો ઉદ્ધાર થઈ ગયો. આથી સાધકે શાસ્ત્ર, ભગવાન, ગુરુ વગેરેમાં શ્રદ્ધા-વિશ્વાસ રાખીને તથા

તેઓની આજ્ઞા અનુસાર ચાલીને પોતાનો ઉદ્ધાર કરી લેવો જોઈએ.

ભગવાન, સંત-મહાત્મા વગેરેના રહેવા છતાં આપણો ઉદ્ધાર નથી થયો તો તેમાં ઉદ્ધારની સામગ્રીની ઊણપ નથી અથવા આપણે આપણો ઉદ્ધાર કરવામાં અસમર્થ પણ નથી પરંતુ આપણે આપણો ઉદ્ધાર કરવા માટે તૈયાર નથી થયા એટલે જ તેઓ બધા મળીને પણ આપણો ઉદ્ધાર કરવામાં સમર્થ નથી થયા. જો આપણે આપણો ઉદ્ધાર કરવા માટે તૈયાર થઈ જઈએ, સન્મુખ બની જઈએ તો મનુષ્યજન્મ જેવી સામગ્રી અને કલિયુગ જેવી તક પ્રાપ્ત કરીને આપણે કેટલીય વાર પોતાનો ઉદ્ધાર કરી શકીએ છીએ! પરંતુ એ ત્યારે થશે, જ્યારે આપણે પોતે આપણો ઉદ્ધાર કરવા તત્પર બનીશું.

બીજી વાત, સ્વયં મનુષ્યે પોતાના હાથે જ પોતાનું પતન કર્યું છે અર્થાત્ એણે જ સંસારના સંબંધને પકડ્યો છે, સંસારે એને નથી પકડ્યો. જેમ કે, બાલ્યાવસ્થાને એણે છોડી નથી, પરંતુ એ સ્વાભાવિક જ છૂટી ગઈ. પછી એણે જવાનીના સંબંધને પકડી લીધો કે 'હું જવાન છું', પરંતુ એનો જવાનીની સાથે પણ સંબંધ નહિ રહે. તાત્પર્ય એ થયું કે જો તે નવો સંબંધ નહિ જોડે તો જૂનો સંબંધ સ્વાભાવિક રીતે છૂટી જશે, જે આપોઆપ છૂટી જ રહ્યો છે. જૂનો સંબંધ તો રહેતો નથી અને નવો સંબંધ એ જોડી લે છે – એનાથી સિદ્ધ થાય છે કે સંબંધ જોડવા અને છોડવામાં એ સ્વતંત્ર અને સમર્થ છે. જો એ નવો સંબંધ ન જોડે, તો પોતાનો ઉદ્ધાર પોતે જ કરી શકે છે.

શરીર-સંસારની સાથે જે સંયોગ (સંબંધ) છે, તેનો પ્રતિક્ષણ આપોઆપ વિયોગ થઈ રહ્યો છે. એ આપોઆપ થઈ રહેલા વિયોગનો સંયોગ-અવસ્થામાં જ સ્વીકાર કરી લે, તો એ પોતાની જાતે પોતાનો ઉદ્ધાર કરી શકે છે.

**'નાત્માનમવસાદયેત્'** – તે પોતાની જાતને પતન તરફ ન લઈ જાય – એનું તાત્પર્ય એ છે કે પરિવર્તનશીલ પ્રાકૃત પદાર્થોની સાથે પોતાનો સંબંધ ન જોડે અર્થાત્ તેમને મહત્ત્વ આપીને તેમનો દાસ ન બને, પોતાને તેમને આધીન ન માને, પોતાને માટે તેમની આવશ્યકતા ન સમજે. જેવી રીતે કોઈને ધન મળ્યું, પદ મળ્યું, અધિકાર મળ્યો. તો તેમના મળવાથી તે પોતાને મોટો, શ્રેષ્ઠ અને સ્વતંત્ર માને છે, પરંતુ વિચાર કરીને જુએ કે એ પોતે મોટો થયો કે ધન, પદ, અધિકાર મોટાં થયાં? પોતે ચેતન એકરૂપ રહેવા છતાં પણ એ પ્રાકૃત ચીજોને પરાધીન થઈ જાય છે અને પોતાનું પતન કરી લે છે. મોટા આશ્ચર્યની વાત છે કે આ પતનમાં પણ તે પોતાનું ઉત્થાન માને છે અને તેમને આધીન થઈને પણ પોતાને સ્વાધીન માને છે!

**'આત્મૈવ હ્યાત્મનો બંધુઃ'** – એ પોતે જ પોતાનો બંધુ છે. પોતાના સિવાય બીજો કોઈ બંધુ છે જ નહિ. આથી પોતાને કોઈની જરૂર નથી, તેને પોતાના ઉદ્ધારને માટે કોઈ યોગ્યતાની જરૂર નથી, શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેની જરૂર નથી અને કોઈ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેની પણ જરૂર નથી. તાત્પર્ય એ છે કે પ્રાકૃત પદાર્થો તેના સાધક (સહાયક) અથવા બાધક નથી. એ પોતે જ પોતાનો ઉદ્ધાર કરી શકે છે, એટલા માટે એ પોતે જ પોતાનો બંધુ (મિત્ર) છે.

આપણા જે સહાયકો છે, રક્ષકો છે, ઉદ્ધારકો છે, તેઓમાં પણ જ્યારે આપણે શ્રદ્ધાભક્તિ રાખીશું, તેમની વાત માનીશું, ત્યારે તેઓ આપણા બંધુ થશે, સહાયક વગેરે થશે. આથી મૂળમાં આપણે જ આપણા બંધુ છીએ; કેમકે આપણા માન્યા, વિના, આપણા શ્રદ્ધા-વિશ્વાસ કર્યા વિના તેઓ આપણો ઉદ્ધાર નહિ કરી શકે – એ નિયમ છે.

**'આત્મૈવ રિપુરાત્મનઃ'** – એ પોતે જ પોતાનો શત્રુ છે અર્થાત્ જે પોતાના દ્વારા પોતાની જાતનો ઉદ્ધાર નથી કરતો, તે પોતાની જાતનો શત્રુ છે. પોતાના સિવાય કોઈ બીજો શત્રુ નથી. પ્રકૃતિનાં કાર્ય શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે પણ તેનું અહિત કરવામાં સમર્થ નથી. આ શરીર, ઇન્દ્રિયો વગેરે જેવી રીતે તેનો અપકાર નથી કરી શકતાં, એવી જ રીતે તેનો ઉપકાર પણ નથી કરી શકતાં. જ્યારે પોતે તે શરીર વગેરેને પોતાનાં માની લે છે, તો તે પોતે જ પોતાનો શત્રુ બની જાય છે. તાત્પર્ય એ છે કે એ પ્રાકૃત પદાર્થો સાથેની પોતાનાપણાની સ્વીકૃતિને જ પોતાની સાથે પોતાની શત્રુતા કહે છે.

શ્લોકના ઉત્તરાર્ધમાં બે વાર **'એવ'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે પોતાનો મિત્ર અને શત્રુ પોતે જ છે, બીજો કોઈ મિત્ર કે શત્રુ થઈ જ નથી શકતો અને થવાનું સંભવિત પણ નથી. પ્રકૃતિના કાર્યની સાથે કિંચિત્માત્ર પણ સંબંધ ન માનવાથી તે પોતે જ પોતાનો મિત્ર છે અને પ્રકૃતિના કાર્યની સાથે કિંચિત્માત્ર પણ સંબંધ માનવાથી તે પોતે જ પોતાનો શત્રુ છે.

**પરિશિષ્ટ ભાવ :** પોતાના ઉદ્ધાર અને પતનમાં મનુષ્ય પોતે જ કારણ બને છે, બીજું કોઈ નહીં. ભગવાને મનુષ્યશરીર આપ્યું છે અને પોતાના કલ્યાણની સામગ્રી પણ પૂરી આપી છે. તેથી પોતાના કલ્યાણ માટે બીજાની જરૂરત નથી. આપણું પતન પણ બીજું કોઈ કરતું નથી. જીવ પોતે જ ગુણોનો સંગ કરીને જન્મ-મરણના ચક્કરમાં પડે છે (ગીતા – ૧૩/૨૧).

ગુરુ, સંત અને ભગવાન પણ ત્યારે જ ઉદ્ધાર કરે છે, જ્યારે મનુષ્ય સ્વયં તેમના ઉપર વિશ્વાસ કરે છે, તેમનો સ્વીકાર કરે છે, તેમના સન્મુખ થાય છે, તેમના શરણે જાય છે, તેમની આજ્ઞાનું પાલન કરે છે. જો મનુષ્ય તેમનો સ્વીકાર ન કરે તો તેઓ કઈ રીતે ઉદ્ધાર કરશે? નહીં કરી શકે. સ્વયં શિષ્ય ન બને તો ગુરુ શું કરશે? જેમ બીજી વ્યક્તિ ભોજન તો આપી દેશે, પરંતુ ભૂખ પોતાની હોવી જોઈએ. પોતાને ભૂખ ન હોય તો બીજા દ્વારા અપાયેલું ભોજન શું કામનું? એ જ પ્રમાણે ખુદ પોતાની ઇચ્છા ન હોય તો ગુરુનો, સંત-મહાત્માઓનો ઉપદેશ શું કામનો?

ગુરુ, સંત અને ભગવાનનો ક્યારેય અભાવ થતો નથી. અનેક મહાન-મહાન સંતોની પરંપરા ચાલી આવે છે, ગુરુ પણ થતા આવ્યા છે, ભગવાનના અનેક અવતાર થતા રહ્યા છે, તેમ છતાં અત્યાર સુધી આપણો ઉદ્ધાર થયો નથી તો આથી સાબિત થાય છે કે આપણે જ એમનો સ્વીકાર કર્યો નથી. તેથી આપણા ઉદ્ધાર અને પતનમાં આપણે જ કારણ છીએ. જે પોતાના ઉદ્ધાર અને પતનમાં બીજાને કારણ માને છે, તેનો ઉદ્ધાર ક્યારેય થઈ જ નથી શકતો.

વાસ્તવિક દૃષ્ટિથી જોઈએ તો ભગવાન પણ વિદ્યમાન છે, ગુરુ પણ વિદ્યમાન છે, તત્ત્વજ્ઞાન પણ વિદ્યમાન છે અને આપણામાં યોગ્યતા-સામર્થ્ય પણ છે. માત્ર નાશવાન સુખની આસક્તિને લીધે જ તેમના પ્રત્યક્ષ થવામાં અડચણ થઈ રહી છે. નાશવાન સુખની આસક્તિ ખતમ કરવાની જવાબદારી સાધકની છે; કારણ કે આસક્તિ તેણે જ કરી છે.

ગુરુ બનવું અથવા બનાવવા, ગીતાનો સિદ્ધાંત નથી. મનુષ્ય સ્વયં પોતાનો ગુરુ છે. તેથી ઉપદેશ પોતાને જ આપવાનો છે. જ્યારે સર્વ કંઈ પરમાત્મા જ છે (**વાસુદેવઃ સર્વમ્**), તો પછી બીજો ગુરુ કઈ રીતે બને અને કોણ કોને ઉપદેશ આપે? તેથી '**ઉદ્ધરેદાત્મનાત્માનમ્**'નું તાત્પર્ય એ છે કે, બીજામાં ઊણપ ન જોતાં પોતાની જ ઊણપને જુઓ અને તેને દૂર કરવાની ચેષ્ટા કરો, પોતાને જ ઉપદેશ આપો. સ્વયં જ પોતાના ગુરુ બનો, સ્વયં જ પોતાના નેતા બનો અને સ્વયં જ પોતાના શાસક બનો.



***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને જણાવ્યું કે મનુષ્ય પોતે જ પોતાનો મિત્ર છે અને પોતે જ પોતાનો શત્રુ છે. આથી પોતે પોતાનો મિત્ર અને શત્રુ કેવી રીતે છે – તેનો ઉત્તર આગળના શ્લોકમાં આપે છે અર્થાત્ પૂર્વશ્લોકના ઉત્તરાર્ધની વ્યાખ્યા આગળના શ્લોકમાં કરે છે.*

**બન્ધુરાત્માત્મનસ્તસ્ય યેનાત્મૈવાત્મના જિતઃ ।**
**અનાત્મનસ્તુ શત્રુત્વે વર્તેતાત્મૈવ શત્રુવત્ ॥ ૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યેન** | = જેણે | **એવ** | = જ | | અનાત્માનો |
| **આત્મના** | = પોતે-પોતાથી | **આત્મનઃ** | = પોતાનો | **આત્મા** | = આત્મા |
| **આત્મા** | = પોતે-પોતાને | **બન્ધુઃ** | = મિત્ર છે | **એવ** | = જ |
| **જિતઃ** | = જીતી લીધો છે, | **તુ** | = અને | **શત્રુત્વે** | = શત્રુતામાં |
| **તસ્ય** | = તેના માટે | **અનાત્મનઃ** | = જેણે પોતાને જીત્યો નથી એવા | **શત્રુવત્** | = શત્રુની જેમ |
| **આત્મા** | = પોતે | | | **વર્તેત** | = વર્તે છે. |

*ટીકા* – '**બન્ધુરાત્માત્મનસ્તસ્ય યેનાત્મૈવાત્મના જિતઃ**' – પોતાનામાં પોતાના સિવાય બીજાની સત્તા છે જ નહિ. આથી જેણે પોતાનામાં પોતાના સિવાય બીજાં-(શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે)ની કિંચિત્માત્ર પણ આવશ્યકતા નથી રાખી અર્થાત્ અસત પદાર્થોના આશ્રયનો સર્વથા ત્યાગ કરીને જે પોતાના સમ સ્વરૂપમાં સ્થિત થઈ ગયો છે, તેણે પોતાની જાતને જીતી લીધી છે.

તે પોતાની જાતમાં સ્થિત થઈ ગયો – એની શી પિછાણ છે? તેનું અંતઃકરણ સમતામાં સ્થિત થઈ જશે; કેમકે બ્રહ્મ નિર્દોષ અને સમ છે. તે બ્રહ્મની નિર્દોષતા અને સમતા તેના અંતઃકરણ ઉપર આવી જાય છે. તેનાથી ખબર પડી જાય છે કે તે બ્રહ્મમાં સ્થિત છે (ગીતા – ૫/૧૯). તાત્પર્ય એ નીકળ્યું કે બ્રહ્મમાં સ્થિત થવાથી જ તેણે પોતાના દ્વારા પોતાની જાત ઉપર વિજય પ્રાપ્ત કરી લીધો છે. વાસ્તવમાં બ્રહ્મમાં સ્થિતિ તો નિત્યનિરંતર હતી જ, કેવળ મન, બુદ્ધિ વગેરેને પોતાનાં માનવાથી જ તે સ્થિતિનો અનુભવ નહોતો થઈ રહ્યો.

સંસારમાં બીજાઓની સહાય વિના કોઈ પણ કોઈના

ઉપર વિજય પ્રાપ્ત નથી કરી શકતો અને બીજાઓની સહાય લેવી એને જ પોતાને પરાજિત કરવો કહે છે. આ દૃષ્ટિએ પોતે પહેલાં પરાજિત થઈને જ બીજાઓ ઉપર વિજય પ્રાપ્ત કરે છે. જેવી રીતે, કોઈ અસ્ત્ર-શસ્ત્રો વડે બીજાઓને પરાજિત કરે, તો તે બીજાઓને પરાજિત કરવામાં પોતાને માટે અસ્ત્ર-શસ્ત્રોની આવશ્યકતા માને છે; આથી પોતે અસ્ત્રશસ્ત્રો વડે પરાજિત જ થયો. કોઈ શાસ્ત્ર દ્વારા કે બુદ્ધિ દ્વારા શાસ્ત્રાર્થ કરીને બીજાઓના ઉપર વિજય પ્રાપ્ત કરે, તો તે પહેલાં શાસ્ત્ર અને બુદ્ધિ દ્વારા પરાજિત જ થાય છે અને થવું જ પડશે. તાત્પર્ય એ નીકળ્યું કે જે કોઈ પણ સાધન વડે જે કોઈના ઉપર પણ વિજય મેળવે છે, તે પોતાની જાતને જ પરાજિત કરે છે. પોતે પરાજિત થયા વિના બીજાઓના ઉપર કદી કોઈ વિજય કરી જ નથી શકતો – આ નિયમ છે. આથી જે પોતાને માટે બીજાઓની કિંચિત્‌માત્ર પણ આવશ્યકતા નથી સમજતો, તે જ પોતાની જાતે પોતાની જાત ઉપર વિજય પ્રાપ્ત કરે છે અને તે જ પોતે પોતાનો બંધુ છે.

**'અનાત્મનસ્તુ શત્રુત્વે વર્તેતાત્મૈવ શત્રુવત્'** – જે પોતાના સિવાય બીજાઓની અર્થાત્ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ ધન, વૈભવ, રાજ્ય, જમીન, ઘર, પદ, અધિકાર વગેરેની પોતાને માટે આવશ્યકતા માને છે, તે જ 'અનાત્મા' છે. તાત્પર્ય એ છે કે જે પોતાનું સ્વરૂપ નથી કે આત્મા નથી, તેને પોતાને માટે આવશ્યક અને સહાયક સમજે છે તથા તેને પોતાનું સ્વરૂપ માની લે છે. એવો અનાત્મા થઈને જે કોઈ પણ પ્રાકૃત પદાર્થોને પોતાના સમજે છે, તે પોતે જ પોતાની સાથે શત્રુતાનો વર્તાવ કરે છે. જોકે તે એવું જ સમજે છે કે મન, બુદ્ધિ વગેરેને પોતાનાં માનીને મેં તેમના ઉપર પોતાનું આધિપત્ય સ્થાપી દીધું છે, તેમના ઉપર વિજય પ્રાપ્ત કરી લીધો છે, તોપણ વાસ્તવમાં (તેમને પોતાના માનવાથી) તે પોતે જ પરાજિત થયો છે. તાત્પર્ય એ નીકળ્યું કે બીજાઓથી પરાજિત થઈને પોતાનો વિજય સમજવો એને જ પોતાની સાથે શત્રુતાનો વર્તાવ કરવો કહે છે.

**'શત્રુત્વે'** કહેવામાં ભાવ એ છે કે જે આપણું નથી, તેની સાથે 'હું' અને 'મારા'પણાનો સંબંધ માનવો એ પોતાની સાથે શત્રુપણાનું મુખ્ય કારણ છે. આથી એ સિદ્ધ થયું કે પોતે પ્રકૃતિજન્ય પદાર્થોની સાથે પોતાનો સંબંધ સ્થાપિત કરી લે છે – અહીંથી જ શત્રુતા શરૂ થઈ જાય છે. મનુષ્ય પ્રાકૃત વસ્તુઓ ઉપર જેટલો-જેટલો અધિકાર જમાવતો જાય છે, તેટલો-તેટલો તે પોતાની જાતને પરાધીન બનાવતો જાય છે. તેમાં પણ તે માન, મોટાઈ, કીર્તિ વગેરે ઇચ્છે છે અને વધારેમાં વધારે પતન તરફ જાય છે. તેને દેખાય તો એ છે કે હું સારું કરી રહ્યો છું, મારી ઉન્નતિ થઈ રહી છે, પરંતુ વાત બિલકુલ ઊલટી છે. વાસ્તવમાં તે પોતાની સાથે પોતાની શત્રુતાને જ વધારી રહ્યો છે.

મોટા આશ્ચર્યની વાત છે કે માનવશરીર જડતાનો સર્વથા ત્યાગ કરીને કેવળ ચિન્મયતાની પ્રાપ્તિ માટે મળ્યું છે, તેને ભૂલીને તે વર્તમાનમાં તથા મર્યા પછી પણ પોતાના નામ-રૂપ વગેરેના રૂપમાં કાયમ રહે – એ રીતે જડતાને મહત્ત્વ આપીને તેને સ્થાયી રાખવા ઇચ્છે છે! આ રીતે સ્વયં ચિન્મય હોઈને પણ જડતાના દાસત્વમાં ફસાઈને તે પોતાની સાથે મહાન શત્રુતાનો જ વર્તાવ કરે છે.

**'શત્રુવત્'** કહેવાનો ભાવ એ છે કે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેને પોતાનાં સમજીને તે પોતાને તેમનો અધિપતિ માને છે; પરંતુ વાસ્તવમાં થઈ જાય છે તેમનો દાસ! જોકે તેનો વર્તાવ પોતાની દૃષ્ટિએ પોતાનું અહિત કરવાનો નથી હોતો, તોપણ પરિણામમાં તો તેનું પોતાનું અહિત જ થાય છે. એટલા માટે ભગવાને કહ્યું કે તેનો વર્તાવ તેની પોતાની સાથે શત્રુવત્ અર્થાત્ શત્રુતાના જેવો હોય છે.

તાત્પર્ય એ થયું કે કોઈ પણ મનુષ્ય પોતાની દૃષ્ટિએ પોતાની સાથે શત્રુતાનો વર્તાવ નથી કરતો. પરંતુ અસત વસ્તુનો આશ્રય લઈને મનુષ્ય પોતાના હિતની દૃષ્ટિએ પણ જે કંઈ વર્તાવ કરે છે, તે વર્તાવ વાસ્તવમાં પોતાની સાથે શત્રુના જેવો જ હોય છે; કેમકે અસત વસ્તુનો આશ્રય પરિણામમાં જન્મ-મૃત્યુ રૂપી મહાન દુઃખ આપવાવાળો છે.

**પરિશિષ્ટ ભાવ :** શરીરમાં 'હું – મારાપણું' ન રહે તો સ્વયં જ પોતાનો મિત્ર છે અને શરીરને 'હું મારાપણું માને તો સ્વયં પોતાનો જ શત્રુ છે અર્થાત્ અનાત્માને સત્તા આપવાથી તેનું પરિણામ શત્રુ જેવું જ થશે.

**'શત્રુવત્'** – જે નુકસાન શત્રુ કરે છે, તે નુકસાન તે પોતાનું કરે છે. વાસ્તવમાં ભોગી મનુષ્ય જેટલું પોતાનું નુકસાન કરે છે, એટલું શત્રુ પણ કરી શકતો નથી. વાસ્તવિક દૃષ્ટિએ જોઈએ તો શત્રુ દ્વારા તો આપણું હિત જ થાય છે. તે આપણું અહિત કરી જ નથી શકતો. કારણ કે તેની પહોંચ વસ્તુઓ સુધી જ છે, સ્વયં સુધી પહોંચતો જ નથી. તેથી નાશ થનારા પદાર્થો સિવાય તે બીજું શું કરી શકે છે? અને નાશવાનના નાશથી આપણું હિત જ થશે. ખરેખર આપણું નુકસાન આપણો ભાવ બગડવાથી જ થાય છે.

—■—

*સંબંધ – પોતાના દ્વારા પોતાનો વિજય કરવાનું પરિણામ શું આવે છે? તેનો ઉત્તર આગળના ત્રણ શ્લોકોમાં ભગવાન આપે છે.*

**જિતાત્મનઃ પ્રશાન્તસ્ય પરમાત્મા સમાહિતઃ ।**
**શીતોષ્ણસુખદુઃખેષુ તથા માનાપમાનયોઃ ॥ ૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **જિતાત્મનઃ** | = જેણે પોતે જ પોતાને જીતી લીધો છે તેવા | | પ્રતિકૂળતા) સુખ-દુઃખાદિમાં | **પમાનયોઃ** | અપમાનમાં |
| **શીતોષ્ણ-** | = ઠંડી-ગરમી | **તથા** | = તથા | **પ્રશાન્તસ્ય** | = નિર્વિકાર મનુષ્યને |
| **સુખદુઃખેષુ** | (અનુકૂળતા- | **માના-** | = માન- | **પરમાત્મા** | = પરમાત્મા |
| | | | | **સમાહિતઃ** | = નિત્યપ્રાપ્ત છે. |

*ટીકા* – [છઠ્ઠા શ્લોકમાં **'અનાત્મનઃ'** પદ અને અહીં **'જિતાત્મનઃ'** પદ આવ્યું છે. એનું તાત્પર્ય એ છે કે જે 'અનાત્મા' હોય છે, તે શરીર વગેરે પ્રાકૃત પદાર્થોની સાથે 'હું' અને 'મારા'પણું કરીને પોતાની સાથે શત્રુતાનો વર્તાવ કરે છે અને જે 'જિતાત્મા' હોય છે, તે શરીર વગેરે પ્રાકૃત પદાર્થો સાથે પોતાનો સંબંધ ન માનીને પોતાની સાથે મિત્રતાનો વર્તાવ કરે છે. આ રીતે અનાત્મા મનુષ્ય પોતાનું પતન કરે છે અને જિતાત્મા મનુષ્ય પોતાનો ઉદ્ધાર કરે છે.]

**'જિતાત્મનઃ'** – જે શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે કોઈ પણ પ્રાકૃત પદાર્થોની પોતાને માટે સહાય નથી લેતો અને તે પ્રાકૃત પદાર્થોની સાથે કિંચિત્‌માત્ર પણ પોતાપણાનો સંબંધ નથી જોડતો, તેનું નામ 'જિતાત્મા' છે. જિતાત્મા મનુષ્ય પોતાનું તો હિત કરે જ છે, વળી તેના દ્વારા દુનિયાનું પણ ઘણું મોટું હિત થાય છે.

**'શીતોષ્ણસુખદુઃખેષુ પ્રશાન્તસ્ય'** – અહીં 'શીત' અને 'ઉષ્ણ' – એ બેઉ પદો ઉપર ઊંડો વિચાર કરીએ તો એ શરદી અને ગરમીના વાચક સિદ્ધ નથી થતા; કેમકે શરદી અને ગરમી – એ બેઉ કેવળ સ્પર્શેન્દ્રિયના વિષય છે. જો જિતાત્મા પુરુષ કેવળ એક સ્પર્શેન્દ્રિયના વિષયમાં જ શાંત રહેશે તો શ્રવણ, નેત્ર, રસના, ઘ્રાણ – એ ઇન્દ્રિયોના વિષયો બાકી રહી જશે અર્થાત્ તેઓમાં તેનું પ્રશાંત રહેવાનું બાકી રહી જશે, તો તેનામાં પૂર્ણતા નહિ આવે. આથી અહીં 'શીત' અને 'ઉષ્ણ' પદ અનુકૂળતા અને પ્રતિકૂળતાનાં વાચક છે.

શીત અર્થાત્ અનુકૂળતા પ્રાપ્તિ થતાં હૈયામાં એક જાતની શીતળતા માલૂમ પડે છે અને ઉષ્ણ અર્થાત્ પ્રતિકૂળતાની પ્રાપ્તિ થતાં હૈયામાં એક જાતનો સંતાપ માલૂમ પડે છે. તાત્પર્ય એ છે કે હૈયામાં ન શીતળતા રહે અને ન સંતાપ રહે, પરંતુ એકસમાન શાંતિ વ્યાપી રહે અર્થાત્ ઇન્દ્રિયોના અનુકૂળ-પ્રતિકૂળ વિષય, વસ્તુ, વ્યક્તિ, ઘટના, પરિસ્થિતિ વગેરેની પ્રાપ્તિ થતાં હૈયાની શાંતિનો ભંગ ન થાય. કારણ કે હૈયામાં જે સ્વતઃસિદ્ધ શાંતિ છે, તેનો અનુકૂળતામાં રાજી થવાથી અને પ્રતિકૂળતામાં નારાજ થવાથી ભંગ થઈ જાય છે. આથી શીત-ઉષ્ણમાં પ્રશાંત રહેવાનો અર્થ એ થયો કે બહારથી થવાવાળા સંયોગ-વિયોગની હૈયામાં અસર ન પડે.

હવે એ વિચાર કરવો જોઈએ કે 'સુખ' અને 'દુઃખ' પદનો શો અર્થ કરવો. સુખ અને દુઃખ બબ્બે જાતનાં હોય છે –

(૧) સાધારણ લૌકિક દૃષ્ટિએ જેની પાસે ધન, સંપત્તિ, વૈભવ, સ્ત્રી-પુત્ર વગેરે અનુકૂળ સામગ્રીની વિપુલતા હોય, તેને લોકો 'સુખી' કહે છે. જેની પાસે ધન, સંપત્તિ-વૈભવ, સ્ત્રી-પુત્ર વગેરે અનુકૂળ સામગ્રીનો અભાવ હોય, તેને લોકો દુઃખી કહે છે.

(૨) જેની પાસે બહારની સુખદાયી સામગ્રી નથી, તે ભોજન ક્યાં કરશે – એ નક્કી નથી, પાસે પહેરવા માટે પૂરતાં કપડાં નથી, રહેવાને માટે સ્થાન નથી અને સાથે કોઈ સેવા કરવાવાળો નથી – એવી અવસ્થા હોવા છતાં પણ જેના મનમાં દુઃખ-સંતાપ નથી થતો અને જે, કોઈ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેની આવશ્યકતાનો અનુભવ નથી કરતો, પરંતુ દરેક પરિસ્થિતિમાં બહુ પ્રસન્ન રહે છે, તે 'સુખી' કહેવાય છે. પરંતુ જેની પાસે બહારની સુખદાયી સામગ્રી પૂરતી છે, ભોજનને માટે ઉત્તમમાં ઉત્તમ પદાર્થો છે, પહેરવાને માટે સારામાં સારાં કપડાં છે, રહેવાને માટે ઘણું જ સારું મકાન છે અને સેવાને માટે કેટલાયે નોકરો છે – એવી અવસ્થા હોવા છતાં પણ અંતરમાં રાત-દિવસ ચિંતા રહે છે કે મારી આ સામગ્રી ક્યાંક નષ્ટ ન થઈ જાય! આ સામગ્રી કાયમ કેવી રીતે રહે, વધે કેવી રીતે? વગેરે. આ રીતે બહારની સામગ્રી રહેવા છતાં પણ જે અંતરમાં દુઃખી રહે છે, તે 'દુઃખી' કહેવાય છે.

ઉપર્યુક્ત બે પ્રકારનાં સુખ-દુઃખ કહેવાનું તાત્પર્ય એ

છે કે – બહારની સામગ્રીને લીધે સુખી-દુઃખી થવું અને અંતરની પ્રસન્નતા-ખિન્નતાને લીધે સુખી-દુઃખી થવું. ગીતામાં જ્યાં સુખ-દુઃખમાં 'સમાન' થવાની વાત આવી છે, ત્યાં બહારની સામગ્રીમાં સમાન રહેવાને માટે કહેવામાં આવ્યું છે; જેમ કે – **'સમદુઃખસુખઃ'** (અ. ૧૨/૧૩; અ. ૧૪/૨૪), **'શીતોષ્ણસુખદુઃખેષુ સમઃ'** (અ. ૧૨/૧૮) વગેરે. જ્યાં સુખ-દુઃખથી 'પર' થવાની વાત આવી છે, ત્યાં અંતરની પ્રસન્નતા અને ખિન્નતારહિત થવાને માટે કહેવામાં આવ્યું છે; જેમ કે – **'દ્વન્દ્વૈર્વિમુક્તાઃ સુખદુઃખસંજ્ઞૈઃ'** (અ. ૧૫/૫) વગેરે. જ્યાં સુખ-દુઃખમાં સમાન થવાની વાત છે, ત્યાં સુખ-દુઃખની સત્તા તો છે, પરંતુ તેની અસર નથી પડતી અને જ્યાં સુખ-દુઃખથી રહિત થવાની વાત છે, ત્યાં સુખ-દુઃખની સત્તા જ નથી. આ રીતે ચાહે બહારની સુખદાયી-દુઃખદાયી સામગ્રી પ્રાપ્ત થતાં અંતરમાં સમાન થવાને કહો, ચાહે અંતરમાં સુખ-દુઃખથી રહિત થવાને કહો – બેઉનું તાત્પર્ય એક જ છે; કેમકે 'સમાન' ભાવ પણ અંતરમાં છે અને 'રહિત' ભાવ પણ અંતરમાં છે.

અહીં શીત-ઉષ્ણ અને સુખ-દુઃખમાં પ્રશાંત (સમાન) રહેવાની વાત કહેવામાં આવી છે. અનુકૂળતાથી સુખ થાય છે – **'અનુકૂલવેદનીયં સુખમ્'** અને પ્રતિકૂળતાથી દુઃખ થાય છે – **'પ્રતિકૂલવેદનીયં દુઃખમ્'**. એટલા માટે જો શીત-ઉષ્ણનો અર્થ અનુકૂળતા-પ્રતિકૂળતા લેવામાં આવે તો સુખ-દુઃખ કહેવાનું વ્યર્થ થઈ જશે; કેમકે સુખ-દુઃખ પદ શીત-ઉષ્ણ (અનુકૂળતા- પ્રતિકૂળતા)નાં જ વાચક છે. પછી અહીં શીત-ઉષ્ણ અને સુખ-દુઃખ પદોની સાર્થકતા કેવી રીતે સિદ્ધ થશે? આને માટે 'શીત-ઉષ્ણ' પદ દ્વારા પ્રારબ્ધ અનુસાર આવવાળી અનુકૂળતા-પ્રતિકૂળતાને લેવામાં આવે અને સુખ-દુઃખ પદ દ્વારા વર્તમાનમાં કરવામાં આવનારાં ક્રિયમાણ કર્મોની પૂર્તિ-અપૂર્તિ તથા તેમનાં તાત્કાલિક ફળની સિદ્ધિ-અસિદ્ધિને લેવામાં આવે તો એ પદોની સાર્થકતા સિદ્ધ થઈ જાય છે. તાત્પર્ય એ નીકળ્યું કે ચાહે પ્રારબ્ધની અનુકૂળતા-પ્રતિકૂળતા પરિસ્થિતિ હોય કે ચાહે ક્રિયમાણની તાત્કાલિક સિદ્ધિ-અસિદ્ધિ હોય – આ બન્નેયમાં પ્રશાંત (નિર્વિકાર) રહે.

આ પ્રકરણ અનુસાર પણ ઉપર્યુક્ત અર્થ યોગ્ય જણાય છે. કારણ કે આ જ અધ્યાયના ચોથા શ્લોકમાં આવેલા **'નેન્દ્રિયાર્થેષુ (અનુષજ્જતે)'** પદને અહીં 'શીત-ઉષ્ણ' પદ દ્વારા કહેવામાં આવેલ છે અને **'ન કર્મસુ અનુષજ્જતે'** પદોને અહીં 'સુખ-દુઃખ' પદ દ્વારા કહેવામાં આવેલ છે અર્થાત્ ત્યાં પ્રારબ્ધ અનુસાર આવેલી અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિમાં અને ક્રિયમાણ કર્મોની પૂર્તિ-અપૂર્તિ તથા તાત્કાલિક ફળની સિદ્ધિ-અસિદ્ધિમાં આસક્તિરહિત થવાની વાત આવી છે અને અહીં એ બન્નેમાં પ્રશાંત થવાની વાત આવી છે.

**'તથા માનાપમાનયોઃ'** – એવી જ રીતે જે માન-અપમાનમાં પણ પ્રશાંત છે. હવે અહીં કોઈ શંકા કરે કે માન-અપમાન પણ તો પ્રારબ્ધનું ફળ છે; આથી એ શીત ઉષ્ણ (અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ)ની જ અંતર્ગત આવી ગયું. પછી તેને અલગ કેમ લેવામાં આવ્યું? માન-અપમાનને અલગ એટલા માટે લેવામાં આવ્યું છે કે શીત-ઉષ્ણ તો દૈવેચ્છા (અનિચ્છા) કૃત પ્રારબ્ધનું ફળ છે, પરંતુ માન-અપમાન પરેચ્છાકૃત પ્રારબ્ધનું ફળ છે. આ પરેચ્છાકૃત પ્રારબ્ધ માન-મોટાઈમાં પણ થાય છે અને નિંદાસ્તુતિ વગેરેમાં પણ થાય છે. એટલા માટે 'માન-અપમાન' પદમાં નિંદાસ્તુતિ લેવા હોય તો લઈ શકીએ છીએ. તાત્પર્ય એ થયું કે કર્મયોગી બીજાઓ દ્વારા કરવામાં આવતા માન-અપમાનમાં પણ પ્રશાંત રહે છે અર્થાત્ તેની શાંતિમાં કિંચિત્માત્ર પણ ફરક નથી પડતો.

માન-અપમાનમાં પ્રશાંત રહેવાનો ઉપાય – સાધકનું કોઈ માન-આદર કરે, તો સાધક એ ન માને કે એ મારાં કર્મોનું, મારા ગુણોનું, મારા સારાપણાનું ફળ છે, પરંતુ એવું જ માને કે આ તો માન-આદર કરવાવાળાની સજ્જનતા છે કે ઉદારતા છે. તેમની સજ્જનતાને પોતાનો ગુણ માનવો એ ઈમાનદારી નથી. જો કોઈ અપમાન કરી દે, તો એવું માને કે એ મારાં કર્મોનું જ ફળ છે. એમાં અપમાન કરવાવાળાનો કોઈ દોષ નથી, પરંતુ તે તો દયાપાત્ર છે; કેમકે તે બિચારાએ મારાં પાપોનું ફળ ભોગવવામાં નિમિત બનીને મને શુદ્ધ કરી દીધો છે. આ રીતે માનવાથી સાધક માન-અપમાનમાં પ્રશાંત અને નિર્વિકાર બની જશે. જો તે માનને પોતાનો ગુણ અને અપમાનને બીજાઓનો દોષ માનશે, તો તે માન-અપમાનમાં પ્રશાંત નહિ થઈ શકે.

**'પરમાત્મા સમાહિતઃ'** – શીત-ઉષ્ણ, સુખ-દુઃખ અને માન-અપમાન – આ છયેમાં પ્રશાંત અને નિર્વિકાર રહેવાથી સિદ્ધ થાય છે કે તેને પરમાત્મા પ્રાપ્ત છે. કારણ કે અંદરથી વિલક્ષણ આનંદ મળ્યા વિના બહારનાં અનુકૂળતા-પ્રતિકૂળતા, સિદ્ધિ-અસિદ્ધિ અને માન-અપમાનમાં તે પ્રશાંત રહી શકતો નથી. તે પ્રશાંત રહેતો હોય, તો તેને એકરસ રહેવાવાળો વિલક્ષણ આનંદ મળી ગયો છે. એટલા માટે ગીતાએ ઠેકાણે-ઠેકાણે કહ્યું છે કે 'જે પુરુષોનું મન સમભાવમાં સ્થિત છે, તે પુરુષોએ આ જીવિત-અવસ્થામાં જ સંસારને જીતી લીધો છે.' (અ. ૫/૧૯); જે લાભની પ્રાપ્તિ થતાં તેનાથી વધારે લાભ થવાનું માની જ નથી શકતો અને જેમાં સ્થિત થતાં બહુ ભારે દુઃખથી પણ વિચલિત નથી થઈ શકતો (અ. ૬/૨૨), વગેરે-વગેરે.

**પરિશિષ્ટ ભાવ :** જેનો આત્મા મિત્ર જેવો છે અર્થાત્ જેનું શરીર સાથે 'હું અને મારાપણું' નથી, તે અનુકૂળતા – પ્રતિકૂળતા, સુખ-દુઃખ અને માન-અપમાન થવા છતાં પણ સમ, નિર્વિકાર રહે છે. આવો મનુષ્ય સિદ્ધ કર્મયોગી છે અર્થાત્ તેને પરમાત્માનો અનુભવ થઈ ચૂક્યો છે – એવું માનવું જોઈએ. કારણ કે અનુકૂળતા-પ્રતિકૂળતા, સુખ-દુઃખ અને માન-અપમાન તો આવે – જાય છે, પરંતુ પરમાત્મતત્ત્વ જેમનું તેમ રહે છે.

—■—

**જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા કૂટસ્થો વિજિતેન્દ્રિયઃ ।**
**યુક્ત ઇત્યુચ્યતે યોગી સમલોષ્ટાશ્મકાઞ્ચનઃ ॥ ૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **જ્ઞાનવિજ્ઞાન-તૃપ્તાત્મા** | = જેનું અંતઃકરણ જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત છે, | **વિજિતેન્દ્રિયઃ** | = જેની ઇન્દ્રિયો સારી પેઠે જિતાયેલી છે (તેમજ) | | સમબુદ્ધિ છે. |
| **કૂટસ્થઃ** | = જેની સ્થિતિ વિકારરહિત છે, | **સમલોષ્ટાશ્મ-કાઞ્ચનઃ** | = જે માટી, પથ્થર અને સુવર્ણમાં | **ઇતિ** | = (એવો) |
| | | | | **યોગી** | = યોગી |
| | | | | **યુક્તઃ** | = યુક્ત (યોગારૂઢ) |
| | | | | **ઉચ્યતે** | = કહેવાય છે. |

ટીકા – **'જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા'** – અહીં કર્મયોગનું પ્રકરણ છે; આથી અહીં કર્મ કરવાની જાણકારીનું નામ 'જ્ઞાન' છે અને કર્મોની સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન રહેવાનું નામ 'વિજ્ઞાન' છે.

સ્થૂળશરીર દ્વારા થનારી ક્રિયા, સૂક્ષ્મશરીર દ્વારા થનારું ચિંતન અને કારણશરીર દ્વારા થવાવાળી સમાધિ – એ ત્રણેને પોતાને માટે કરવાં એ જ્ઞાન નથી. કારણ કે ક્રિયા, ચિંતન, સમાધિ વગેરે તમામ કર્મોનો આરંભ અને સમાપ્તિ થાય છે તથા તે કર્મો દ્વારા મળવાવાળા ફળનો પણ આદિ અને અંત હોય છે. પરંતુ સ્વયં પરમાત્માનો અંશ હોવાથી નિત્ય રહે છે. આથી અનિત્ય કર્મ અને ફળ વડે આ નિત્ય રહેવાવાળાને શું તૃપ્તિ મળશે? જડ દ્વારા ચેતનને શી તૃપ્તિ મળશે? એવો બરાબર અનુભવ થઈ જાય કે કર્મો દ્વારા મને કશું પણ મળી શકતું નથી, તો એ કર્મોને કરવાનું 'જ્ઞાન' છે. એવું જ્ઞાન થતાં તે કર્મોની પૂર્તિ-અપૂર્તિમાં અને પદાર્થોની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં સમાન રહેશે – આ 'વિજ્ઞાન' છે. આ જ્ઞાન અને વિજ્ઞાન વડે તે પોતે તૃપ્ત થઈ જાય છે. પછી તેને માટે કરવાનું, જાણવાનું અને મેળવવાનું કંઈ પણ બાકી નથી રહેતું.

**'કૂટસ્થઃ'** –[1] કૂટ (એરણ) એક લોહપિંડ હોય છે, જેના ઉપર લોઢું, સોનું, ચાંદી વગેરે અનેક આકારોમાં ઘડવામાં આવે છે, પરંતુ તે એકરૂપ જ રહે છે. એવી જ રીતે સિદ્ધ મહાપુરુષની સમક્ષ જાતજાતની પરિસ્થિતિઓ આવે છે, પરંતુ તે એરણની જેમ જેવો છે તેવો નિર્વિકાર રહે છે.

**'વિજિતેન્દ્રિયઃ'** – કર્મયોગના સાધકે ઇન્દ્રિયો ઉપર વિશેષ ધ્યાન આપવું પડે છે; કેમકે કર્મ કરવામાં પ્રવૃત્તિ હોવાને કારણે તેનો કંઈક ને કંઈક રાગદ્વેષ થવાની પૂરી સંભાવના રહે છે. એટલા માટે ગીતાએ કહ્યું છે કે – **'સર્વકર્મફલત્યાગં તતઃ કુરુ યતાત્મવાન્'** – (અ. ૧૨/૧૧) અર્થાત્ કર્મફળના ત્યાગમાં જિતેન્દ્રિયપણું મુખ્ય છે. આ રીતે સાધન-અવસ્થામાં ઇન્દ્રિયો ઉપર વિશેષ ખ્યાલ રાખવાવાળો સાધક સિદ્ધ-અવસ્થામાં આપોઆપ 'વિજિતેન્દ્રિય' થાય છે.

**'સમલોષ્ટાશ્મકાઞ્ચનઃ'** – 'લોષ્ટ' નામ માટીના ઢેફાનું છે, 'અશ્મ' નામ પથ્થરનું અને 'કાંચન' નામ સોનાનું છે – આ બધામાં સિદ્ધ કર્મયોગી સમાન રહે છે. સમાન રહેવાનો અર્થ એ નથી કે તેને માટીનું ઢેફું, પથ્થર તથા સોનાનું જ્ઞાન નથી હોતું. તેને એ ઢેફું છે, એ પથ્થર છે, એ સોનું છે – એવું જ્ઞાન સારી રીતે હોય છે અને તેનો વ્યવહાર પણ તેને અનુરૂપ જેવો થવો જોઈએ, તેવો જ થાય છે અર્થાત્ તે સોનાને તિજોરીમાં સુરક્ષિત રાખે છે અને ઢેફા તથા પથ્થરને બહાર જ પડ્યા રહેવા દે છે. એવું હોવા છતાં પણ સોનું ચાલ્યું જાય, ધન ચાલ્યું જાય તો તેના મન ઉપર કોઈ અસર થતી નથી અને સોનું મળી જાય તોપણ તેના મન ઉપર કોઈ અસર થતી નથી અર્થાત્ તેમના આવવા-જવાથી, સુધરવા-બગાડવાથી તેને કોઈ હર્ષશોક નથી થતો – આને જ તેનું સમાન રહેવું કહે છે. તેને માટે જેવી રીતે પથ્થર છે, તેવી જ રીતે સોનું છે; જેવી રીતે સોનું છે, તેવી જ રીતે માટીનું ઢેફું છે અને જેવી રીતે ઢેફું છે તેવી જ રીતે સોનું છે. આથી તેઓમાંથી કોઈક ચાલ્યું ગયું તો શું? કોઈક બગડી ગયું તો શું? આ

૧. જે કૂટ(એરણ)ની જેમ સ્થિર રહે છે, તેને 'કૂટસ્થ' કહે છે – **'કૂટવત્ તિષ્ઠતીતિ કૂટસ્થઃ'** ।

બાબતોને લઈને તેના અંતઃકરણમાં કોઈ વિકાર પેદા નથી થતો. આ સોનું વગેરે પ્રાકૃત પદાર્થોનું મૂલ્ય તો પ્રકૃતિની સાથે સંબંધ રાખતા હોવાથી જ પ્રતીત થાય છે અને ત્યાં સુધી તેમના ઉત્તમ-કનિષ્ઠપણાની અંતઃકરણમાં અસર થાય છે. પરંતુ વાસ્તવિક બોધ થઈ જતાં જ્યારે પ્રકૃતિ સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, ત્યારે તેના અંતઃકરણમાં આ પ્રાકૃત (ભૌતિક) પદાર્થોનું કંઈ પણ મૂલ્ય નથી રહેતું અર્થાત્ ઉત્તમ-કનિષ્ઠ બધા પદાર્થોમાં તેનો સમભાવ થઈ જાય છે.

સાર એ નીકળે છે કે તેની દૃષ્ટિ પદાર્થોના ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા સ્વભાવ ઉપર રહે છે અર્થાત્ તેની દૃષ્ટિમાં એ પ્રાકૃત પદાર્થોના ઉત્પન્ન અને નષ્ટ થવામાં કોઈ ફરક નથી. સોનું ઉત્પન્ન અને નષ્ટ થાય છે, પથ્થર ઉત્પન્ન અને નષ્ટ થાય છે તથા ઢેફું પણ ઉત્પન્ન અને નષ્ટ થાય છે. તેની એ અનિત્યતા ઉપર દૃષ્ટિ રહેવાથી તેને સોનું, પથ્થર અને ઢેફામાં તત્ત્વથી કોઈ ફરક નથી દેખાતો. આ ત્રણેનાં નામો એટલા માટે લીધાં છે કે તેમની સાથે વ્યવહાર તો યથાયોગ્ય જ થવો જોઈએ અને યથાયોગ્ય કરવો જ ઉચિત છે તે યોગ્ય વ્યવહાર કરે પણ છે, પરંતુ તેની દૃષ્ટિ તેમના વિનાશીપણા ઉપર જ રહે છે. તેઓમાં જે પરમાત્મતત્ત્વ એકસમાન પરિપૂર્ણ છે, તે પરમાત્મતત્ત્વની સ્વતઃસિદ્ધ સમતા તેનામાં રહે છે.

**'યુક્ત ઈત્યુચ્યતે યોગી'** – એવો જ્ઞાન-વિજ્ઞાન વડે તૃપ્ત, નિર્વિકાર, જિતેન્દ્રિય અને સમબુદ્ધિવાળો સિદ્ધ કર્મયોગી યુક્ત અર્થાત્ યોગારૂઢ કે સમતામાં સ્થિત કહેવાય છે.

—■—

## સુહૃન્મિત્રાર્યુદાસીનમધ્યસ્થદ્વેષ્યબન્ધુષુ ।
## સાધુષ્વપિ ચ પાપેષુ સમબુદ્ધિર્વિશિષ્યતે ॥૯॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સુહૃન્મિત્રા-** **ર્યુદાસીન-** **મધ્યસ્થ-** **દ્વેષ્યબન્ધુષુ** | = સુહૃદ્, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય તેમજ બંધુગણોમાં, | **ચ** | = અને | **અપિ** | = પણ |
| | | **સાધુષુ** | = ધર્માત્માઓમાં (અને) | **સમબુદ્ધિઃ** | = સમાન ભાવ રાખનાર મનુષ્ય |
| | | **પાપેષુ** | = પાપીઓમાં | **વિશિષ્યતે** | = શ્રેષ્ઠ છે. |

*ટીકા* – [આઠમા શ્લોકમાં પદાર્થોમાં સમતા બતાવી, હવે આ શ્લોકમાં વ્યક્તિઓમાં સમતા બતાવે છે. વ્યક્તિઓ સમતા બતાવવાનું તાત્પર્ય એ છે કે વસ્તુ તો પોતાના તરફથી કોઈ ક્રિયા નથી કરતી; આથી તેમાં સમબુદ્ધિ થવી સુગમ છે, પરંતુ વ્યક્તિ તો પોતાને માટે અને બીજાઓને માટે પણ ક્રિયા કરે છે, આથી તેમાં સમબુદ્ધિ થવી કઠિન છે. એટલા માટે વ્યક્તિઓનાં આચરણોને જોઈને પણ જેની બુદ્ધિમાં કે વિચારોમાં કોઈ વિષમતા કે પક્ષપાત નથી થતો, એવો સમબુદ્ધિવાળો પુરુષ શ્રેષ્ઠ છે.]

**'સુહૃન્મિત્રાર્યુદાસીનમધ્યસ્થદ્વેષ્યબન્ધુષુ'** – જે માતાની જેમ જ, પરંતુ મમતારહિત થઈને કોઈ કારણ વિના પણ સહુનું હિત ઈચ્છવાના અને હિત કરવાના સ્વભાવવાળો હોય છે, તેને 'સુહૃદ' કહે છે અને જે ઉપકારના બદલામાં ઉપકાર કરવાવાળો હોય છે, તેને 'મિત્ર' કહે છે.

જેવી રીતે સુહૃદનો વિના કારણ બીજાઓનું હિત કરવાનો સ્વભાવ હોય છે, એવી જ રીતે જેનો વિના કારણ બીજાઓનું અહિત કરવાનો સ્વભાવ હોય છે, તેને 'અરિ' કહે છે. જે પોતાના સ્વાર્થ માટે અથવા અન્ય કોઈ વિશેષ કારણને લીધે બીજાઓનું અહિત કે અપકાર કરે છે, તે 'દ્વેષી' હોય છે.

બે જણા અરસપરસ વાદવિવાદ કરી રહ્યા હોય, તેમને જોઈને પણ જે તટસ્થ રહે છે, કોઈનો કિંચિત્‌માત્ર પણ પક્ષપાત નથી કરતો અને પોતાના તરફથી કંઈ કહેતો પણ નથી, તે 'ઉદાસીન' કહેવાય છે. પરંતુ એ બન્નેની લડાઈ બંધ થાય અને બન્નેનું હિત થઈ જાય – એવી ચેષ્ટા કરવાવાળો 'મધ્યસ્થી' કહેવાય છે.

એક તો 'બંધુ' અર્થાત્ સંબંધી છે અને બીજો બંધુ નથી, પરંતુ બન્નેની સાથે વર્તાવ કરવામાં તેના મનમાં કોઈ વિષમભાવ નથી હોતો. જેમ કે, તેના પુત્રે અથવા બીજા કોઈના પુત્રે કોઈ ખરાબ કર્યું હોય, તો તે તેમના અપરાધને અનુરૂપ બન્નેયને સમાન શિક્ષા કરે છે, એવી જ રીતે તેના પુત્રે અથવા બીજાના પુત્રે કોઈ સારું કામ કર્યું હોય, તો તેમને પુરસ્કાર આપવામાં પણ તેનો કોઈ પક્ષપાત નથી હોતો.

**'સાધુષ્વપિ ચ પાપેષુ સમબુદ્ધિર્વિશિષ્યતે'** – શ્રેષ્ઠ આચરણ કરવાવાળાઓની અને પાપાચરણ કરવાવાળાઓની સાથે વ્યવહાર કરવામાં તો અંતર હોય છે અને અંતર હોવું

જ જોઈએ, પરંતુ એ બન્નેના હિતૈષીપણામાં અર્થાત્ તેઓનું હિત કરવામાં, દુઃખને સમયે તેમને સહાય કરવામાં તેના અંતઃકરણમાં કોઈ વિષમભાવ કે પક્ષપાત નથી હોતો. 'સહુમાં એક પરમાત્મા છે' એવું પોતાને થાય છે, બુદ્ધિમાં સહુની હિતેચ્છા હોય છે, મનથી સહુનું હિતચિંતન થાય છે, અને વ્યવહારમાં મારા-તારાની મમતા છોડીને સહુના સુખનું સંપાદન થાય છે.

જ્યાં વિષમબુદ્ધિ અધિક રહેવાની સંભાવના છે, ત્યાં પણ સમબુદ્ધિ થવી એ વિશેષ છે. ત્યાં સમબુદ્ધિ થઈ જાય, તો પછી બધી જગાએ સમબુદ્ધિ થઈ જાય છે.

આ શ્લોકમાં ભાવ, ગુણ, આચરણ વગેરેની ભિન્નતાને લીધે નવ પ્રકારના જીવોનાં નામો આવ્યાં છે. એ જીવોનાં ભાવ, ગુણ, આચરણ વગેરેની ભિન્નતાને લીધે તેઓની સાથે વર્તાવ કરવામાં વિષમતા આવી જાય, તો એ દોષી નથી. કારણ કે એ વર્તાવ તો તેમના ભાવ, આચરણ, પરિસ્થિતિ વગેરેના અનુસાર જ છે અને તેમને માટે જ છે, પોતાને માટે નહિ. પરંતુ તે બધામાં પરમાત્મા જ પરિપૂર્ણ છે – એ ભાવમાં કોઈ ફરક નહિ આવવો જોઈએ અને પોતાના તરફથી બધાની સેવા થઈ જાય – એ ભાવમાં પણ કોઈ અંતર નહિ આવવું જોઈએ.

તાત્પર્ય એ થયું કે જે કોઈ માર્ગે જેને તત્ત્વબોધ થઈ જાય છે, તેની સર્વ જગાએ સમબુદ્ધિ થઈ જાય છે અર્થાત્ કોઈ પણ જગાએ પક્ષપાત ન થઈને સમાનભાવે સેવા અને હિતની કામના થઈ જાય છે. જેવી રીતે ભગવાન સઘળાં પ્રાણીઓના સુહૃદ છે – **'સુહૃદં સર્વભૂતાનામ્'** (ગીતા – ૫/૨૯), એવી જ રીતે તે સિદ્ધ કર્મયોગી પણ સઘળાં પ્રાણીઓનો સુહૃદ થઈ જાય છે – **'સુહૃદઃ સર્વદેહિનામ્'** (શ્રીમદ્ભા. ૩/૨૫/૨૧).

અહીં સુહૃદ, મિત્ર વગેરે નામો લીધા પછી અંતમાં **'સાધુષ્વપિ ચ પાપેષુ'** કહેવાનું તાત્પર્ય એ છે કે જેની શ્રેષ્ઠ આચરણવાળાઓ અને નિકૃષ્ટ આચરણવાળાઓમાં સમબુદ્ધિ થઈ જશે, તેની બધી જગાએ સમબુદ્ધિ થઈ જશે. કારણ કે સંસારમાં આચરણોનું જ પ્રાધાન્ય છે, આચરણોની જ અસર પડે છે, આચરણોથી જ મનુષ્યની પરીક્ષા થાય છે, આચરણોથી જ શ્રદ્ધા-અશ્રદ્ધા થાય છે, સ્વાભાવિક દૃષ્ટિ આચરણો ઉપર જ પડે છે અને આચરણોથી જ સદ્ભાવ-દુર્ભાવ પેદા થાય છે. ભગવાને પણ **'યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ'** (અ. ૩/૨૧) કહીને આચરણને પ્રધાનતા આપી છે. એટલા માટે શ્રેષ્ઠ આચરણવાળા અને નિકૃષ્ટ આચરણવાળા – આ બેઉમાં સમતા થઈ જશે, તો પછી બધી જગાએ સમતા થઈ જશે. આ બેઉમાં પણ શ્રેષ્ઠ આચરણવાળા પુરુષોમાં તો સદ્ભાવ થવો સુગમ છે, પરંતુ પાપાચરણવાળા પુરુષોમાં તો સદ્ભાવ થવો કઠિન છે. આથી ભગવાને અહીં **'અપિ ચ'** એ બે અવ્યયોનો પ્રયોગ કર્યો છે, જેનો અર્થ છે 'અને પાપાચરણ કરવાવાળાઓમાં પણ' જેની સમબુદ્ધિ છે, તે શ્રેષ્ઠ છે.

અહીં દેખાનારાઓને અનુલક્ષીને દેખનારાઓની સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે, આથી **'સમબુદ્ધિર્વિશિષ્યતે'** કહ્યું છે. દેખનારામાં જે સમબુદ્ધિ હોય છે, તે દરેકને દેખાતી નથી, પરંતુ સાધકને માટે તો તે જ મુખ્ય છે; કેમકે સાધક 'હું પોતાની દૃષ્ટિએ કેવો છું', એમ પોતાની જાતને દેખે છે. એટલા માટે પોતાની જાતે પોતાનો ઉદ્ધાર કરવાને માટે કહેવામાં આવ્યું છે (અ. ૬/૫).

સંસારમાં મોટાભાગે બીજાઓનાં આચરણો ઉપર જ દૃષ્ટિ રહે છે. સાધકે વિચાર કરવો જોઈએ કે મારી દૃષ્ટિ પોતાના ભાવો ઉપર રહે છે કે બીજાઓનાં આચરણો ઉપર? બીજાઓનાં આચરણો ઉપર દૃષ્ટિ રાખવાથી, પોતાનું કલ્યાણ શેમાં છે, તે જોવાની દૃષ્ટિ બંધ થઈ જાય છે અને અંધકાર થઈ જાય છે. એટલા માટે સાધકે બીજાઓનાં શ્રેષ્ઠ અને નિકૃષ્ટ આચરણો ઉપર દૃષ્ટિ ન રાખતાં પોતાનું જે વાસ્તવિક સ્વરૂપ છે, તેના ઉપર દૃષ્ટિ રાખવી જોઈએ. સ્વરૂપ ઉપર દૃષ્ટિ રાખવાથી અન્યનાં આચરણો ઉપર દૃષ્ટિ નહિ રહે; કેમકે સ્વરૂપ સદા જેવું છે તેવું જ રહે છે, જ્યારે આચરણો પ્રાયઃ બદલાતાં રહે છે. સત્ય તત્ત્વ ઉપર રહેનારી દૃષ્ટિ પણ સત્ય હોય છે. પરંતુ જેની દૃષ્ટિ કેવળ આચરણો ઉપર જ રહે છે, તેની દૃષ્ટિ અસત ઉપર રહેવાથી અસત જ હોય છે. એમાં પણ અશુદ્ધ આચરણો ઉપર જેની વધારે દૃષ્ટિ છે, તેનું તો પતન જ સમજવું જોઈએ. તાત્પર્ય એ છે કે જે આચરણ આદરણીય નથી, એવાં અશુદ્ધ આચરણોને જે પ્રાધાન્ય આપે છે, તે તો પોતાનું પતન જ કરે છે. આથી ભગવાને અહીં અશુદ્ધ આચરણવાળા પાપી પ્રત્યે પણ સમબુદ્ધિવાળાને શ્રેષ્ઠ ગણાવ્યો છે. કારણ કે તેની દૃષ્ટિ સત્ય-તત્ત્વ ઉપર રહેવાથી તેની દૃષ્ટિમાં સર્વ કંઈ પરમાત્મતત્ત્વ જ રહે છે. પછી આગળ ચાલીને 'સર્વ કંઈ' નથી રહેતું, કેવળ પરમાત્મતત્ત્વ જ રહે છે. તેનો જ અહીં **'સમબુદ્ધિર્વિશિષ્યતે'** – પદથી મહિમા ગાવામાં આવ્યો છે.

## વિશેષ વાત

ગીતાનો યોગ 'સમતા' જ છે – **'સમત્વં યોગ ઉચ્યતે'** (અ. ૨/૪૮). ગીતાની દૃષ્ટિએ જો સમતા આવી ગઈ તો બીજા કોઈ ગુણની જરૂર નથી અર્થાત્ જેને

વાસ્તવિક સમતાની પ્રાપ્તિ થઈ ગઈ છે, તેનામાં બધા સદ્‌ગુણ-સદાચાર આપોઆપ આવી જશે અને તેનો સંસાર ઉપર વિજય થઈ જશે (અ. ૫/૧૯). વિષ્ણુપુરાણમાં પ્રહ્‌લાદજીએ પણ કહ્યું છે કે સમદૃષ્ટિ એ જ ભગવાનની આરાધના (ભજન) છે – **'સમત્વમારાધનમચ્યુતસ્ય'** (૧/૧૭/૯૦). આ રીતે જે સમતાનો અસીમ, અપાર અને અનંત મહિમા છે, જેનું વર્ણન કદી કોઈ કરી જ નથી શકતું, તે સમતાની પ્રાપ્તિનો ઉપાય છે – બૂરાઈનો ત્યાગ કરવો. બૂરાઈ ત્યજવાનો ઉપાય છે – (૧) કોઈને ખરાબ ન માનવો (૨) કોઈનું ખરાબ ન કરવું, (૩) કોઈનું ખરાબ ન વિચારવું, (૪) કોઈનું ખરાબ ન જોવું, (૫) કોઈનું ખરાબ ન સાંભળવું (૬) કોઈનું ખરાબ ન કહેવું. આ છ બાબતોનું દૃઢતાથી પાલન કરવાથી આપણે બૂરાઈથી બચી જઈશું. બૂરાઈ છૂટી જતાં જ આપણામાં આપોઆપ-સ્વાભાવિક ભલાઈ આવી જશે; કેમકે ભલાઈ આપણું સ્વરૂપ છે.

ભલાઈને લાવવાને માટે આપણે પ્રયત્ન કરીએ છીએ, સાધન કરીએ છીએ; પરંતુ વર્ષો સુધી સાધના કરવા છતાં પણ વાસ્તવિક ભલાઈ આપણામાં નથી આવતી અને સાધના કરતાં પોતાને પણ સંતોષ નથી થતો, બલ્કેનો એ જ વિચાર આવે છે કે આટલી સાધના કરવા છતાં પણ સદ્‌ગુણ-સદાચાર કેમ ન આવ્યા? આથી હવે આ સદ્‌ગુણ – સદાચાર આવવાના જ નથી – એવું સમજીને આપણે સાધનાથી હતાશ થઈ જઈએ છીએ. હતાશ થવામાં મુખ્ય કારણ એ છે કે આપણે ભલાઈને પ્રયત્નસાધ્ય માનીએ છીએ અને બૂરાઈને પૂર્ણરૂપે છોડી નથી. બૂરાઈનો સંપૂર્ણ ત્યાગ કર્યા વિના આંશિક ભલાઈ, બૂરાઈને બળ આપતી રહે છે. કારણ કે આંશિક ભલાઈથી ભલાઈનું અભિમાન થાય છે અને જેટલી બૂરાઈ છે, તે પૂરેપૂરી ભલાઈના અભિમાન ઉપર જ અવલંબિત રહે છે. પરંતુ પૂર્ણ ભલાઈ આવી જતાં ભલાઈનું અભિમાન થતું નથી અને બૂરાઈ પણ ઉત્પન્ન નથી થતી. આથી બૂરાઈનો ત્યાગ કરવાથી ભલાઈ પ્રયત્ન કર્યા વિના અને વગર માગ્યે આપોઆપ આવી જાય છે. જ્યારે ભલાઈ આપણામાં આવી જાય છે, ત્યારે આપણે ભલા થઈ જઈએ છીએ. જ્યારે આપણે ભલા થઈ જઈએ છીએ, ત્યારે આપણા દ્વારા સ્વાભાવિક જ ભલાઈ થવા માંડે છે, અને તેના કારણે સૃષ્ટિ દ્વારા સ્વાભાવિક જ આપણો જીવનનિર્વાહ થતો રહે છે અર્થાત્‌ જીવનનિર્વાહને માટે આપણે પરિશ્રમ નથી કરવો પડતો અને બીજાઓનો આશ્રય પણ નથી લેવો પડતો. એવી અવસ્થામાં આપણે સંસારના આશ્રયથી સર્વથા મુક્ત થઈ જઈએ છીએ. સંસારના આશ્રયથી સર્વથા મુક્ત થતાં આપણને સ્વતઃસિદ્ધ સમતા પ્રાપ્ત થઈ જાય છે અને આપણે કૃતકૃત્ય થઈ જઈએ છીએ. જીવનમુક્ત થઈ જઈએ છીએ.

**પરિશિષ્ટ ભાવ :** સમતાનો વિભાગ જુદો છે અને વિષમતાનો વિભાગ જુદો છે. પરમાત્મતત્ત્વ સમ છે અને સંસાર વિષમ છે. સિદ્ધ કર્મયોગીની વિષમ વ્યવહારમાં પણ સમબુદ્ધિ રહે છે. વર્તન કરવામાં જેની સાથે ક્યારેય એકતા થઈ શકતી નથી, એકતા કરવી પણ ન જોઈએ અને એકતા કરી પણ શકતા નથી, તેવા માટીના ઢેફા, પથ્થર અને સોનામાં અને સુહૃદ મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષી, સાધુ અને પાપી વ્યક્તિઓમાં પણ તેની સમબુદ્ધિ રહે છે. કારણ કે તેને 'એક પરમાત્માના સિવાય કશું જ નથી.' એવો અનુભવ થઈ ગયો છે.

એક સોનાની વિષ્ણુ ભગવાનની મૂર્તિ હોય અને એક સોનાની કૂતરાની મૂર્તિ હોય તો તે બન્ને તોલમાં બરાબર હોવાના કારણે બન્નેની કિંમત સરખી થશે. વિષ્ણુ ભગવાન સર્વશ્રેષ્ઠ અને પરમપૂજ્ય છે અને કૂતરું નીચ (અસ્પૃશ્ય) અને અપૂજ્ય છે – આ પ્રમાણે બહારના રૂપને જોઈએ તો બન્નેમાં ઘણો મોટો ભેદ છે. પરંતુ સોનાને જોઈએ તો, બન્નેમાં કોઈ ફરક નથી! એ જ પ્રમાણે સંસારમાં કોઈ મિત્ર છે, કોઈ શત્રુ છે; કોઈ મહાત્મા છે, કોઈ દુરાત્મા છે. કોઈ સારો છે, કોઈ ખરાબ છે; કોઈ સજ્જન છે, કોઈ દુષ્ટ છે, કોઈ ધર્માત્મા છે, કોઈ પાપી છે; કોઈ વિદ્વાન છે, કોઈ મૂર્ખ છે; આ બધું તો બાહ્ય દૃષ્ટિથી છે, પરંતુ તત્ત્વથી જોઈએ તો બધા જ ભગવાન જ છે. એક ભગવાન જ અનંત રૂપોમાં પ્રગટ થયા છે. જાણકાર માણસ તેમને ઓળખી લે છે અને બીજો નથી ઓળખી શકતો.

સ્નાન કરતી વખતે શરીર પર સાબુ લગાડીને દર્પણમાં જોઈએ તો શરીર એકદમ ખરાબ કઢંગુ દેખાશે. ક્યાક ઢીમણાં દેખાશે, ક્યાંક લાઇનો દેખાશે. પરંતુ એવું જોવા છતાં મનમાં ચિંતા નહીં થાય કે આ કેવી બીમારી થઈ ગઈ! કારણ કે અંદર એવો ભાવ રહે છે કે આ તો ઉપરથી આવું દેખાય છે, પાણી નાખતાં જ સાફ થઈ જશે. આ જ રીતે બધા પરમાત્માનાં જ સ્વરૂપ છે, પરંતુ ઉપરથી તેમનાં શરીરોમાં અલગ-અલગ સ્વભાવ દેખાય છે. ખરેખર ઉપરથી દેખાનારા પણ પરમાત્માનાં સ્વરૂપ જ છે; પરંતુ પોતાના રાગ-દ્વેષને કારણે તે અલગ-અલગ દેખાય છે.

આ વાત પાંચમા અધ્યાયના બીજા શ્લોકમાં **'કર્મયોગો વિશિષ્યતે'** પદો દ્વારા કહેવામાં આવી હતી, તે જ વાત અહીં

**'સમબુદ્ધિર્વિશિષ્યતે'** પદોથી કહી છે. સમબુદ્ધિવાળો મનુષ્ય નિર્લેપ રહે છે. નિર્લેપ રહેવાથી 'યોગ' થાય છે, લિપ્તતા થતાં જ ભોગ થઈ જાય છે. સમબુદ્ધિ ત્રણે યોગમાં છે, પરંતુ કર્મયોગમાં વિશેષ છે; કારણ કે ભૌતિક સાધના હોવાથી કર્મયોગીની સામે વિષમતા વધારે આવે છે.

—■—

*સંબંધ – જે સમતા (સમબુદ્ધિ) કર્મયોગથી પ્રાપ્ત થાય છે, તે જ સમતા ધ્યાનયોગથી પણ પ્રાપ્ત થાય છે. એટલા માટે ભગવાન ધ્યાનયોગના વિષયનો આરંભ કરીને પ્રથમ ધ્યાનયોગ માટે પ્રેરણા આપતાં કહે છે –*

**યોગી યુઞ્જીત સતતમાત્માનં રહસિ સ્થિતઃ ।**
**એકાકી યતચિત્તાત્મા નિરાશીરપરિગ્રહઃ ॥ ૧૦॥**

| | |
|---|---|
| **અપરિગ્રહઃ** | = ભોગબુદ્ધિથી સંગ્રહ ન કરવાવાળો, |
| **નિરાશીઃ** | = કશાયની ઇચ્છા ન રાખનાર (અને) |
| **યતચિત્તાત્મા** | = અંતઃકરણ તથા શરીરને વશમાં રાખનાર |
| **યોગી** | = યોગી |
| **એકાકી** | = એકલો જ |
| **રહસિ** | = એકાન્ત સ્થળે |
| **સ્થિતઃ** | = સ્થિત થઈને |
| **આત્માનમ્** | = મનને |
| **સતતમ્** | = નિરંતર |
| **યુઞ્જીત** | = (પરમાત્મામાં) જોડે. |

*ટીકા* – [પાંચમા અધ્યાયના સત્તાવીસમા-અઠ્ઠાવીસમા શ્લોકોમાં જે ધ્યાનયોગનું સંક્ષેપમાં વર્ણન કર્યું હતું, હવે અહીં ભગવાન તેનું વિસ્તારથી વર્ણન કરી રહ્યા છે.]

**'યુજ્ સમાધૌ'** ધાતુથી જે 'યોગ' શબ્દ બને છે, જેનો અર્થ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો થાય છે[1], તે યોગનું વર્ણન અહીં દસમા શ્લોકથી આરંભ કરે છે.]

**'અપરિગ્રહઃ'** – ચિત્તવૃત્તિઓના નિરોધરૂપી યોગનું સાધન સંસારમાત્રથી વિમુખ થઈને અને કેવળ પરમાત્માને સન્મુખ થઈને કરી શકાય છે. આથી તેના માટે પહેલું સાધન બતાવે છે – **'અપરિગ્રહઃ'** અર્થાત્ પોતાને માટે સુખબુદ્ધિથી કંઈ પણ સંગ્રહ ન કરવો. કારણ કે પોતાના સુખને માટે ભોગ અને સંગ્રહ કરવાથી તેમાં મનનું ખેંચાણ રહેશે, જેથી સાધકનું મન ધ્યાનમાં નહિ લાગે. આથી ધ્યાનયોગના સાધકને માટે અપરિગ્રહ હોવો જરૂરી છે.

**'નિરાશીઃ'**[2] – પહેલાં **'અપરિગ્રહઃ'** પદથી બહારના ભોગપદાર્થોનો ત્યાગ બતાવ્યો, હવે **'નિરાશીઃ'** પદથી અંતરની ભોગ અને સંગ્રહની ઇચ્છાનો ત્યાગ કરવા માટે કહે છે. તાત્પર્ય એ છે કે અંતરમાં કોઈ પણ ભોગને ભોગ બુદ્ધિથી ભોગવવાની ઇચ્છા, કામના અને આશા ન રાખવી. કારણ કે મનમાં ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થોનું મહત્ત્વ, આશા અને કામના પરમાત્મપ્રાપ્તિમાં મહાન બાધક છે. આથી તેમાં સાધકે સાવધાન રહેવું જોઈએ.

**'યતચિત્તાત્મા'** – બહારથી પોતાના સુખને માટે પદાર્થ અને સંગ્રહનો ત્યાગ તથા અંતરથી તેમની કામના અને આશાનો ત્યાગ થવા છતાં પણ અંતઃકરણ વગેરેમાં નવો રાગ થવાની સંભાવના રહે છે, આથી અહીં ત્રીજું સાધન બતાવે છે – **'યતચિત્તાત્મા'** અર્થાત્ સાધક અંતઃકરણ સહિત શરીરને વશમાં રાખવાવાળો બને. અંતઃકરણ અને શરીર વશ થયા પછી નવો રાગ પેદા નહિ થાય. તેમને વશમાં કરવાનો ઉપાય છે – કોઈ પણ નવું કામ રાગપૂર્વક ન કરવું. કારણ કે રાગપૂર્વક પ્રવૃત્તિ થવાથી શરીરની આરામ-આળસમાં, ઇન્દ્રિયોની ભોગોમાં અને મનની ભોગોના ચિંતનમાં અથવા વ્યર્થ ચિંતનમાં પ્રવૃત્તિ થાય છે, એટલા માટે અંતઃકરણ અને શરીરને વશ કરવાની વાત કહેવામાં આવી છે.

**'યોગી'** – જેનું ધ્યેય કે લક્ષ્ય કેવળ પરમાત્મામાં જોડાવાનું જ છે અર્થાત્ જે પરમાત્મપ્રાપ્તિને માટે જ ધ્યાનયોગ કરવાવાળો છે, સિદ્ધિઓ અને ભોગોની પ્રાપ્તિ માટે નહિ, તેને અહીં 'યોગી' કહેવામાં આવ્યો છે.

**'એકાકી'** – ધ્યાનયોગનો સાધક એકલો હોય, સાથે કોઈ સહાયક ન હોય; કેમકે બે હશે તો વાતચીત શરૂ થઈ જશે અને સાથે કોઈ સહાયક હશે તો રાગને કારણે તેની યાદ આવતી રહેશે, જેથી મન ભગવાનમાં નહિ લાગે.

**'રહસિ સ્થિતઃ'** – સાધકે ક્યાં સ્થિત રહેવું જોઈએ

૧. **'યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ'** (પાતઞ્જલયોગદર્શન ૧/૨)
૨. **'આશિષ્'** નામ ઇચ્છાનું છે અને **'નિસ્'** નામ રહિત થવાનું છે; આથી **'નિરાશીઃ'**નો અર્થ થયો – ઇચ્છાથી રહિત હોવું.

– એના માટે બતાવે છે કે તે એકાંતમાં સ્થિત રહે અર્થાત્ એવા સ્થાનમાં સ્થિત રહે, જ્યાં ધ્યાનને પ્રતિકૂળ કોઈ વાતાવરણ ન હોય. જેમ કે, નદીનો કિનારો હોય, વનમાં એકાંત સ્થાન હોય, એકાંત મંદિર વગેરે હોય અથવા ઘરમાં જ એક ઓરડો એવો હોય, જેમાં કેવળ ભજન-ધ્યાન કરવામાં આવે. તેમાં ન તો પોતે ભોજન-શયન કરે અને ન બીજું કોઈ પણ કરે.

**'આત્માનં સતતં યુઞ્જીત'** – ઉપર્યુક્ત રીતે એકાંતમાં બેસીને મનને નિરંતર ભગવાનમાં જોડવું. મનને નિરંતર ભગવાનમાં જોડવાને માટે ખાસ વાત એ છે કે સાધક જ્યારે ધ્યાન કરવા માટે એકાંત સ્થાન પર જાય, ત્યારે જતાં પહેલાં જ તેણે એ વિચાર કરી લેવો કે, હવે મારે સંસારનું કોઈ કામ નથી કરવાનું, કેવળ ભગવાનનું ધ્યાન જ કરવાનું છે. હવે ભગવાનના સિવાય બીજાનું ચિંતન કરવાનું જ નથી – આ વાતને માટે નિરંતર સાવધાની રાખે કેમકે સાવધાની જ સાધના છે.

સાધકને માટે એ બાબતની ઘણી આવશ્યકતા છે કે તે ધ્યાનના સમયે તો ભગવાનના ચિંતનમાં તત્પરતાપૂર્વક જોડાયેલો રહે, પરંતુ વ્યવહાર સમયે પણ નિર્લેપ રહીને ભગવાનનું ચિંતન કરતો રહે; કેમકે વ્યવહાર સમયે ભગવાનનું ચિંતન ન થવાથી સંસારમાં આસક્તિ અધિક થાય છે. વ્યવહાર સમયે ભગવાનનું ચિંતન કરવાથી ધ્યાનને સમયે ચિંતન કરવાનું સુગમ થાય છે અને ધ્યાનને સમયે સારી રીતે ચિંતન થવાથી વ્યવહારને સમયે પણ ચિંતન થતું રહે છે અર્થાત્ બેઉ સમયે કરવામાં આવેલું ચિંતન એકબીજાનું પૂરક બને છે. તાત્પર્ય એ છે કે સાધકનું સાધકપણું હરઘડી જાગ્રત રહે. તે સંસારમાં તો ભગવાનને ભેળવે, પરંતુ ભગવાનમાં સંસારને ન ભેળવે અર્થાત્ સાંસારિક કાર્ય કરતી વખતે પણ ભગવત્સ્મરણ કરતો રહે.

જો ધ્યાનને માટે બેસતી વખતે સાધક 'અમુક કામ કરવાનું છે, આટલું લેવાનું છે, આટલું આપવાનું છે, અમુક જગાએ જવાનું છે, અમુકને મળવાનું છે' વગેરે કાર્યોને મનમાં ભરી રાખશે અર્થાત્ મનમાં તેઓનું ચિંતન કરશે, તો તેનું મન ભગવાનના ધ્યાનમાં નહિ લાગે. આથી ધ્યાનને માટે બેસતી વખતે એવો દૃઢ નિશ્ચય કરી લેવો કે ગમે તે થઈ જાય, ગળું ભલે કપાઈ જાય, મારે કેવળ ભગવાનનું ધ્યાન જ કરવાનું છે. એવો દૃઢ નિશ્ચય કરવાથી ભગવાનમાં મન જોડવામાં ભારે સુવિધા થઈ જાય છે.

સાધકની એ ફરિયાદ રહે છે કે ભગવાનમાં મન નથી લાગતું, તો તેનું શું કારણ છે? એનું કારણ એ છે કે સાધક સંસાર સાથે સંબંધ તોડીને ધ્યાન નથી કરતો, બલ્કે સંસાર સાથે સંબંધ જોડીને ધ્યાન કરે છે. આથી સાધકે પોતાના સુખ કે સેવાને માટે અંતરથી કોઈને પણ પોતાનાં ન માનવા અર્થાત્ કોઈમાં મમતા ન રાખવી; કેમકે ત્યાં મન જશે, જ્યાં મમતા હશે. એટલા માટે ઉદ્દેશ્ય કેવળ પરમાત્માનો રાખીને બધાથી અસંગ રહે તો ભગવાનમાં મન લાગી શકે છે.

## વિશેષ વાત

અર્જુન પહેલાં પણ યુદ્ધને માટે તૈયાર હતા અને છેવટે તો તેમણે યુદ્ધ કર્યું. કેવળ વચમાં તેઓ યુદ્ધને પાપ સમજવા લાગ્યા હતા તો ભગવાનના ઉપદેશથી તેમણે યુદ્ધ કરવાનો સ્વીકાર કર્યો. આ રીતે પ્રસંગ કર્મોનો હોવાથી ગીતામાં કર્મયોગનો વિષય આવવો એ તો બરાબર જ હતું, પરંતુ તેમાં જ્ઞાનયોગ, ભક્તિયોગ વગેરે પારમાર્થિક સાધનોનું વર્ણન કેવી રીતે આવ્યું? તેમાં પણ અહીં ધ્યાનયોગનું વર્ણન આવ્યું, જેમાં કેવળ એકાન્તમાં બેસીને ધ્યાન કરવાનું હોય છે તો કર્મયોગમાં આ ધ્યાનયોગનો પ્રસંગ કહેવાનો શો આશય છે?

અર્જુન પાપના ભયથી યુદ્ધથી ઉપરત થાય છે અને તેથી તેમના અંતરમાં કલ્યાણની ઇચ્છા જાગ્રત થાય છે. આથી તેઓ ભગવાનને પ્રાર્થના કરે છે કે જેનાથી મારું નિશ્ચિત શ્રેય (કલ્યાણ) થાય, તે વાત આપ કહો (અ. ૨/૭; ૩/૨; ૫/૧). આ અંગે ભગવાનને શ્રેય કરવાવાળા જેટલા માર્ગો છે, તે બધા બતાવવા પડ્યા. તેમાં દાન, યજ્ઞ, તપ, વેદાધ્યયન, પ્રાણાયામ, ધ્યાનયોગ, હઠયોગ, લયયોગ વગેરે કહેવા એ પણ કર્તવ્ય બની જાય છે. એટલા માટે ભગવાને ગીતામાં અનેક કલ્યાણકારક સાધનો બતાવ્યાં છે. તે બધાં સાધનોમાં ભગવાને એ વાત બનાવી કે ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓ માટેની આસક્તિ છે, તે જ વિશેષરૂપે બંધનકારક છે. જો સાધકનું લક્ષ્ય કેવળ પરમાત્મા જ હોય, તો પછી તેની સમક્ષ કોઈ પણ કર્તવ્યકર્મ આવી જાય, તેને સમભાવે કરવું જોઈએ. સમભાવથી કરવામાં આવેલાં સઘળેસઘળાં કર્તવ્યકર્મો કલ્યાણપ્રદ હોય છે.



૧. કર્મયોગમાં **'કર્મ'** તો કરણસાપેક્ષ છે, પણ **'યોગ'** કરણનિરપેક્ષ છે.

*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને ધ્યાનયોગને માટે પ્રેરણા આપી. ધ્યાનયોગનું સાધન કેવી રીતે કરવું – તેને માટે હવે આગળના ત્રણ શ્લોકોમાં ધ્યાનયોગની ઉપયોગી વાતો બતાવે છે.*

**શુચૌ દેશે પ્રતિષ્ઠાપ્ય સ્થિરમાસનમાત્મનઃ ।**
**નાત્યુચ્છ્રિતં નાતિનીચં ચૈલાજિનકુશોત્તરમ્ ॥ ૧૧ ॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **શુચૌ** | = શુદ્ધ | | (તેમજ) | **અતિનીચમ્** | = ઘણા નીચા (એવા) |
| **દેશે** | = ભૂમિ પર | **ન** | = (જે) ન | **આત્મનઃ** | = પોતાના |
| **ચૈલાજિન-** | = (જેના પર ક્રમશઃ) | **અત્યુચ્છ્રિતમ્** | = ઘણા ઊંચા | **આસનમ્** | = આસનને |
| **કુશોત્તરમ્** | દર્ભ, મૃગચર્મ અને | | (અને) | **સ્થિરમ્** | = સ્થિરરૂપે |
| | વસ્ત્ર પાથરેલાં છે, | **ન** | = ન | **પ્રતિષ્ઠાપ્ય** | = સ્થાપીને. |

*ટીકા* – **'શુચૌ દેશે'** – ભૂમિની શુદ્ધિ બે રીતની હોય છે – (૧) સ્વાભાવિક શુદ્ધ સ્થાન; જેમ કે ગંગા વગેરેનો કિનારો; જંગલ; તુલસી; આમળાનું, પીપળાનું વગેરે પવિત્ર વૃક્ષોની પાસેનું સ્થાન અને (૨) શુદ્ધ કરેલું સ્થાન; જેમ કે – ભૂમિને ગાયના છાણ વડે લીંપીને અથવા જળ છાંટીને શુદ્ધ કરવામાં આવે; જ્યાં માટી હોય, ત્યાં ઉપરની ચાર-પાંચ આંગળ માટી દૂર કરીને ભૂમિને શુદ્ધ કરવામાં આવે. એવી સ્વાભાવિક અથવા શુદ્ધ કરેલી સમતલ ભૂમિમાં લાકડાની અથવા પથ્થરની ચોકી વગેરે મૂકવી.

**'ચૈલાજિનકુશોત્તરમ્'** – જોકે પાઠ અનુસાર ક્રમશઃ વસ્ત્ર, મૃગચર્મ અને દર્ભ બિછાવવાં જોઈએ,[1] તોપણ આસનમાં પહેલાં દર્ભ બિછાવી દેવો, તેના ઉપર આપમેળે મરેલા મૃગનું ચામડું બિછાવી દેવું; કારણ કે મારેલા મૃગનું ચામડું અશુદ્ધ હોય છે. જો એવું મૃગચર્મ ન મળે, તો દર્ભ ઉપર કંતાનનો કોથળો અથવા ઊનનો કામળો બિછાવી દેવો. પછી તેના ઉપર કોમળ સુતરાઉ કપડું બિછાવી દેવું.

વરાહ ભગવાનના રુવાંટાંથી ઉત્પન્ન થવાને કારણે દર્ભ બહુ જ પવિત્ર માનવામાં આવ્યો છે; આથી સાધકો તેનાથી બનેલું આસન ઉપયોગમાં લે છે. ગ્રહણ વગેરેના સમયે સૂતકથી બચવા માટે અર્થાત્ શુદ્ધિને માટે દર્ભને પૂજા-સામગ્રીના પદાર્થોમાં અને કપડામાં રાખે છે. પવિત્રી (દર્ભની વીંટી) પ્રોક્ષણ વગેરેમાં પણ તેને ઉપયોગમાં લે છે. આથી ભગવાને દર્ભ બિછાવવા માટે કહ્યું છે.

દર્ભ શરીરમાં ભોંકાય નહિ અને આપણા શરીરમાં જે વિદ્યુત્-શક્તિ છે, તે આસનમાં થઈને જમીનમાં ન ચાલી જાય, એટલા માટે (વિદ્યુત-શક્તિને રોકવા માટે) મૃગચર્મ બિછાવવાનું વિધાન આવ્યું છે.

મૃગચર્મનાં રુવાંટાં (રૂવાં) શરીરમાં ન વાગે અને આસન કોમળ રહે, એટલા માટે મૃગચર્મના ઉપર સૂતરનું શુદ્ધ કપડું બિછાવવાને માટે કહ્યું છે. જો મૃગચર્મની જગાએ કામળો અથવા કંતાન હોય, તો તે ગરમ ન થઈ જાય, એટલા માટે તેના ઉપર સૂતરનું કપડું બિછાવવું જોઈએ.

**'નાત્યુચ્છ્રિતં નાતિનીચમ્'** – સમતલ શુદ્ધ ભૂમિમાં જે ચોકી કે બાજઠ રાખવામાં આવે, તે ન ખૂબ ઊંચો હોય અને ન ખૂબ નીચો હોય. કારણ કે આસન અત્યંત ઊંચું હોય તો ધ્યાન કરતી વખતે અચાનક નિદ્રા આવી જાય તો ગબડી જવાની અને વાગવાની સંભાવના રહેશે અને અત્યંત નીચું હોય તો ભૂમિ ઉપર ફરવાવાળાં કીડી વગેરે જંતુઓ શરીર ઉપર ચઢી જવાથી અને કરડવાથી ધ્યાનમાં વિક્ષેપ થશે. એટલા માટે અતિ ઊંચા અને અતિ નીચા આસનનો નિષેધ કરવામાં આવ્યો છે.

**'પ્રતિષ્ઠાપ્ય સ્થિરમાસનમાત્મનઃ'** – ધ્યાનને માટે ભૂમિ ઉપર જે આસન – (બાજઠ કે ચોકી) રાખવામાં આવે, તે હાલવાવાળું ન હોવું જોઈએ અર્થાત્ ભૂમિ ઉપર તેના ચારેય પાયા બરાબર સ્થિર રહેવા જોઈએ.

જે આસન ઉપર બેસીને ધ્યાન વગેરે કરવામાં આવે, તે આસન પોતાનું હોવું જોઈએ, બીજાનું નહિ; કેમકે બીજાનું આસન કામમાં લેવામાં આવે તો તેમાં તેવાં જ પરમાણુ રહે છે. આથી અહીં **'આત્મનઃ'** પદથી પોતાનું આસન અલગ રાખવાનું વિધાન આવ્યું છે. એવી જ રીતે ગોમુખી, માળા,

૧. શ્લોકમાં જેવો પાઠ છે, જો તેવો જ લેવામાં આવે તો નીચે કપડું, તેની ઉપર મૃગચર્મ અને તેની ઉપર દર્ભ બિછાવવો પડે. પરંતુ એ ક્રમ લેવો યુક્તિસંગત નથી; કેમકે દર્ભ શરીરમાં વાગે છે. આથી નીચે દર્ભ, તેની ઉપર મૃગચર્મ અને તેની ઉપર કપડું – એવો ક્રમ લેવામાં આવ્યો છે; કેમકે પાઠક્રમ કરતાં અર્થક્રમ બળવાન હોય છે – **'પાઠક્રમાદર્થક્રમો બલીયાન્.'**

સંધ્યાનાં પંચપાત્ર, આચમની વગેરે પણ પોતાનાં અલગ રાખવાં જોઈએ. શાસ્ત્રોમાં તો ત્યાં સુધી વિધાન આવેલું છે કે બીજાઓને બેસવાનું આસન, પહેરવાના જોડા, ચાખડી, પહેરણ વગેરેને પોતાના કામમાં લેવાથી પોતાને બીજાઓનાં પાપ-પુણ્યના ભાગીદાર બનવું પડે છે! પુણ્યાત્મા સંત-મહાત્માઓનાં આસન ઉપર પણ બેસવું જોઈએ નહિ. કેમકે તેમનાં આસન, કપડાં વગેરેને પગથી અડવું એ પણ તેઓનો અનાદર થયો ગણાય, અપરાધ થયો ગણાય.

—■—

**તત્રૈકાગ્રં મનઃ કૃત્વા યતચિત્તેન્દ્રિયક્રિયઃ ।**
**ઉપવિશ્યાસને યુઞ્જ્યાદ્યોગમાત્મવિશુદ્ધયે ॥ ૧૨॥**

**તત્ર** = તે
**આસને** = આસન પર
**ઉપવિશ્ય** = બેસીને
**યતચિત્તેન્દ્રિય-ક્રિયઃ** = ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓને વશમાં રાખી
**મનઃ** = મનને
**એકાગ્રમ્** = એકાગ્ર
**કૃત્વા** = કરીને
**આત્મવિશુદ્ધયે** = અન્તઃકરણની શુદ્ધિ માટે
**યોગમ્** = યોગનો
**યુઞ્જ્યાત્** = અભ્યાસ કરે.

*ટીકા* – [પૂર્વશ્લોકમાં બિછાવવામાં આવનારા આસનની વિધિ બતાવ્યા પછી હવે ભગવાન બારમા અને તેરમા શ્લોકોમાં બેસનારના આસનની વિધિ બતાવે છે.]

**'તત્ર આસને'** – જે આસન ઉપર ક્રમશઃ દર્ભ, મૃગચર્મ અને વસ્ત્ર બિછાવેલું છે, એવા પૂર્વશ્લોકમાં વર્ણવેલા આસનને માટે અહીં **'તત્ર આસને'** પદ આવ્યું છે.

**'ઉપવિશ્ય'** – તે બિછાવેલા આસન ઉપર સિદ્ધાસન, પદ્માસન, સુખાસન વગેરે જે કોઈ આસનથી સુખપૂર્વક બેસી શકાય, તે આસનથી બેસી જવું જોઈએ. આસનની બાબતમાં એવું આવ્યું છે કે જે કોઈ આસનથી બેસે, તેમાં લગાતાર ત્રણ કલાક સુધી બેસી રહેવું. એટલા સમય સુધી આમતેમ હાલવું-ડોલવું નહિ. એવો બેસવાનો અભ્યાસ સિદ્ધ થવાથી મન અને પ્રાણ આપોઆપ-સ્વાભાવિક શાંત (ચંચળતા-રહિત) થઈ જાય છે. કારણ કે મનની ચંચળતા શરીરને સ્થિર નથી થવા દેતી અને શરીરની ચંચળતા, ક્રિયા-અભિમુખતા મનને સ્થિર નથી થવા દેતી. એટલા માટે ધ્યાન વખતે શરીરનું સ્થિર રહેવું બહુ જ આવશ્યક છે.

**'યતચિત્તેન્દ્રિયક્રિયઃ'** – આસન ઉપર બેસવાના સમયે ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓ વશમાં રહેવી જોઈએ. વ્યવહારના સમયે પણ શરીર, મન, ઇન્દ્રિયો વગેરેની ક્રિયાઓ ઉપર આપણો અધિકાર રહેવો જોઈએ. કારણ કે વ્યવહારકાળમાં ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓ વશમાં નહિ હોય તો ધ્યાનની વેળાએ પણ તે ક્રિયાઓ જલદી વશમાં નહિ થઈ શકે. આથી વ્યવહારકાળમાં પણ ચિત્ત વગેરેની ક્રિયાઓને વશમાં રાખવી આવશ્યક છે. તાત્પર્ય એ છે કે પોતાનું જીવન સારી રીતે સંયમી હોવું જોઈએ. આગળ સોળમા-સત્તરમા શ્લોકોમાં પણ સંયમી જીવન રાખવાનું કહેવામાં આવ્યું છે.

**'એકાગ્રં મનઃ કૃત્વા'** – મનને એકાગ્ર કરવું અર્થાત્ મનમાંથી સંસારના ચિંતનને બિલકુલ દૂર કરી દેવું. એને માટે એવો વિચાર કરવો કે હવે હું ધ્યાન કરવાને માટે આસન ઉપર બેઠો છું. જો આ સમયે હું સંસારનું ચિંતન કરીશ તો અત્યારે સંસારનું કામ તો થશે નહિ અને સંસારનું ચિંતન થવાથી પરમાત્માનું ચિંતન, ધ્યાન પણ નહિ થાય. આ રીતે બન્ને તરફથી હું વંચિત રહી જઈશ અને ધ્યાનનો સમય વીતી જશે. એટલા માટે આ સમયે મારે સંસારનું ચિંતન નથી કરવાનું, પરંતુ મનને કેવળ પરમાત્મામાં જ પરોવવાનું છે. એવો દૃઢ નિશ્ચય કરીને બેસી જવું. એવો દૃઢ નિશ્ચય કરવા છતાં પણ સંસારની કોઈ વાત આવી જાય તો એમ જ સમજવું કે એ ચિંતન મારું કરેલું નથી; પરંતુ આપોઆપ આવેલું છે. જે ચિંતન આપોઆપ આવે છે, તેને આપણે પકડવું નહિ અર્થાત્ ન તો તેનું અનુમોદન કરવું અને ન તેનો વિરોધ પણ કરવો. એવું કરવાથી તે ચિંતન આપોઆપ નિર્જીવ થઈને નષ્ટ થઈ જશે અર્થાત્ જેવી રીતે આવ્યું, તેવી રીતે ચાલ્યું જશે; કેમકે જે ઉત્પન્ન થાય છે, તે નષ્ટ થાય જ છે – એ નિયમ છે. જેવી રીતે સંસારમાં ઘણાંયે સારાંખોટાં કાર્યો થતાં રહે છે, પરંતુ તેમની સાથે આપણે આપણો સંબંધ નથી જોડતા તો તેઓની આપણા ઉપર કોઈ અસર નથી થતી અર્થાત્ આપણને તેમનાં પાપ-પુણ્ય નથી લાગતાં. એવી જ રીતે આપોઆપ આવવાવાળા ચિંતનની આપણા ઉપર કોઈ અસર નહિ થાય, તેની સાથે આપણું મન નહિ ચોંટે. જ્યારે મન નહિ ચોંટે

તો તે આપોઆપ એકાગ્ર અને શાંત થઈ જશે.

**'યુઞ્જ્યાદ્યોગમાત્મવિશુદ્ધયે'** – અંતઃકરણની શુદ્ધિને માટે જ ધ્યાનયોગનો અભ્યાસ કરવો. સાંસારિક પદાર્થ, ભોગ, માન, બડાઈ, આરામ, યશ, પ્રતિષ્ઠા, સુખ, સુવિધા વગેરેનો ઉદ્દેશ્ય રાખવો અર્થાત્ તેમની કામના રાખવી એ જ અંતઃકરણની અશુદ્ધિ છે અને સાંસારિક પદાર્થ વગેરેની પ્રાપ્તિનો ઉદ્દેશ્ય કે કામના ન રાખીને કેવળ પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય રાખવો એ જ અંતઃકરણની શુદ્ધિ છે.

ઋદ્ધિ, સિદ્ધિ વગેરેની પ્રાપ્તિને માટે અને બીજાઓને દેખાડવાને માટે પણ યોગનો અભ્યાસ કરી શકાય છે, પરંતુ તેનાથી અંતઃકરણની શુદ્ધિ થતી નથી. 'યોગ' એક શક્તિ છે, જેને સાંસારિક ભોગોની પ્રાપ્તિમાં યોજી દે તો ભોગ – ઋદ્ધિઓ અને સિદ્ધિઓ પ્રાપ્ત થઈ જશે અને પરમાત્માની પ્રાપ્તિમાં યોજી દેવાથી પરમાત્મપ્રાપ્તિમાં સહાયક બની જશે.



## સમં કાયશિરોગ્રીવં ધારયન્નચલં સ્થિરઃ ।
## સમ્પ્રેક્ષ્ય નાસિકાગ્રં સ્વં દિશશ્ચાનવલોકયન્ ॥ ૧૩॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કાયશિરો-ગ્રીવમ્** | = કાયા, મસ્તક અને ડોકને | **ધારયન્** | = રાખીને | **સ્વમ્** | = પોતાની |
| | | **ચ** | = અને | **નાસિકાગ્રમ્** | = નાસિકાના અગ્રભાગે |
| **સમમ્** | = સીધાં (તેમજ) | **દિશઃ** | = (અન્ય) દિશાઓમાં | **સમ્પ્રેક્ષ્ય** | = દૃષ્ટિ ટેકવીને |
| **અચલમ્** | = અચળ | **અનવલોકયન્** | = ન જોતો (માત્ર) | **સ્થિરઃ** | = સ્થિર થઈ (બેસે). |

*ટીકા* – **'સમં કાયશિરોગ્રીવં ધારયન્નચલમ્'** – જોકે 'કાયા' નામ શરીરમાત્રનું છે, તોપણ અહીં (આસન ઉપર બેઠા પછી) કમરથી માંડીને ગળા સુધીના ભાગને 'કાયા' નામથી કહેવામાં આવ્યું છે. 'શિર' નામ ઉપરના ભાગનું અર્થાત્ મસ્તકનું છે અને 'ગ્રીવા' નામ મસ્તક અને કાયાની વચ્ચેના ભાગનું છે. ધ્યાનને સમયે એ કાયા, શિર અને ગ્રીવા સમાન કે સીધાં રહે અર્થાત્ જે કરોડરજ્જુ છે, તેના બધા મણકા સીધા ભાગમાં રહે અને તેના જ સીધા ભાગમાં શિર તથા ગ્રીવા રહે. તાત્પર્ય એ છે કે કાયા, શિર અને ગ્રીવા – એ ત્રણે એક રેખામાં અચળ રહે. કારણ કે એ ત્રણેના આગળ ઝૂકવાથી નિદ્રા આવે છે, પાછળ ઝૂકવાથી જડતા આવે છે, જમણી-ડાબી બાજુએ ઝૂકવાથી ચંચળતા આવે છે. એટલા માટે ન આગળ ઝૂકે, ન પાછળ ઝૂકે અને ન જમણી-ડાબી બાજુએ પણ ઝૂકે. સાધક દંડની જેમ સીધો અને સરળ બેસી રહે.

સિદ્ધાસન, પદ્માસન વગેરે જેટલાં પણ આસનો છે, આરોગ્યની દૃષ્ટિએ બધાં જ ધ્યાનયોગમાં સહાયક છે. પરંતુ અહીં ભગવાને સઘળાં આસનોનો સારભાગ બતાવ્યો છે – કાયા, શિર અને ગ્રીવાને સીધાં સમતામાં રાખવાં. એટલા માટે ભગવાને બેસવાનાં સિદ્ધાસન, પદ્માસન વગેરે કોઈ પણ આસનનું નામ નથી લીધું અને કોઈ પણ આસનનો આગ્રહ નથી રાખ્યો. તાત્પર્ય એ છે કે ચાહે કોઈ પણ આસનમાં બેસે, પરંતુ કાયા, શિર અને ગ્રીવા એક રેખામાં જ રહેવાં જોઈએ; કેમકે તેમનાં એક રેખામાં રહેવાથી મન બહુ જ જલદીથી શાંત અને સ્થિર થઈ જાય છે.

આસન ઉપર બેઠા હોઈએ ત્યારે કદી નિદ્રા સતાવવા લાગે, તો ઊઠીને થોડી વાર આમતેમ ફરી લેવું. પછી સ્થિરતાથી બેસી જવું અને એવી ભાવના કરી લેવી કે હવે મારે ઊઠવું નથી, આમતેમ ઝૂકવું નથી. કેવળ સ્થિર અને સીધા બેસીને ધ્યાન કરવું છે.

**'દિશશ્ચાનવલોકયન્'** – દસ દિશાઓમાં ક્યાંય પણ જોવું નહિ; કેમકે આમતેમ જોવા માટે જ્યારે ગ્રીવા (ડોક) હાલશે, ત્યારે ધ્યાન નહિ થાય અને વિક્ષેપ પડશે. આથી ગ્રીવાને સ્થિર રાખે.

**'સમ્પ્રેક્ષ્ય નાસિકાગ્રં સ્વમ્'** – પોતાની નાસિકાના અગ્રભાગને દેખતા રહેવું અર્થાત્ પોતાનાં નેત્રોને અર્ધનિમીલિત (અર્ધમીંચેલાં) રાખવાં. કારણ કે આંખો મીંચી લેવાથી નિદ્રા આવવાની સંભાવના રહે છે અને નેત્રો ખુલ્લાં રાખવાથી સામે દૃશ્ય દેખાશે અને તેના સંસ્કારો પડશે તો ધ્યાનમાં વિક્ષેપ થવાની સંભાવના રહે છે. આથી નાસિકાના અગ્રભાગને દેખવાનું તાત્પર્ય અર્ધનિમીલિત નેત્રો રાખવાનું જ છે.

**'સ્થિરઃ'** – આસન ઉપર બેઠા પછી શરીર, ઇન્દ્રિયો, મન વગેરેની કંઈ પણ અને કોઈ પણ પ્રકારની ક્રિયા ન થાય, કેવળ પથ્થરની મૂર્તિની જેમ બેસી રહે. આ રીતે એક આસનમાં ઓછામાં ઓછા ત્રણ કલાક સ્થિર બેઠેલા રહેવાનો અભ્યાસ થઈ જશે, તો તે આસન ઉપર તેનો વિજય થઈ જશે અર્થાત્ તે 'જિતાસન' બની જશે.

**પરિશિષ્ટ ભાવ :** અહીં નાસિકાના અગ્ર ભાગને જોવું મુખ્ય વાત નથી બલ્કે મનને એકાગ્ર કરવું મુખ્ય છે.

—■—

*સંબંધ – બિછાવવાના અને બેસવાના આસનની વિધિ બતાવીને હવે આગળના બે શ્લોકોમાં ફળસહિત સગુણસાકારના ધ્યાનનો પ્રકાર બતાવે છે.*

**પ્રશાન્તાત્મા વિગતભીર્બ્રહ્મચારિવ્રતે સ્થિતઃ।**
**મનઃ સંયમ્ય મચ્ચિત્તો યુક્ત આસીત મત્પરઃ॥૧૪॥**

**પ્રશાન્તાત્મા** = સમ્યક્ રીતે શાન્ત અન્તઃકરણનો
**વિગતભીઃ** = નિર્ભય (તથા)
**બ્રહ્મચારિવ્રતે** = જે બ્રહ્મચારીના વ્રતમાં
**સ્થિતઃ** = સ્થિત છે (એવો)
**યુક્તઃ** = સાવધાન ધ્યાનયોગી
**મનઃ** = મનને
**સંયમ્ય** = સંયત કરી
**મચ્ચિતઃ** = મારામાં ચિત્ત જોડી
**મત્પરઃ** = મારા પરાયણ થઈને
**આસીત** = (ધ્યાનમાં) બેસે.

*ટીકા* – **'પ્રશાન્તાત્મા'** – જેનું અંતઃકરણ રાગદ્વેષથી રહિત છે, તે **'પ્રશાન્તાત્મા'** છે. જેનો સાંસારિક વિશેષતા પ્રાપ્ત કરવાનો, અને ઋદ્ધિ-સિદ્ધિ વગેરે પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ્ય ન હોઈને કેવળ પરમાત્મપ્રાપ્તિનો જ દૃઢ ઉદ્દેશ્ય હોય છે, તેના રાગ-દ્વેષ શિથિલ થઈને દૂર થઈ જાય છે. રાગદ્વેષ દૂર થતાં આપોઆપ શાંતિ આવી જાય છે, કે જે સ્વતઃસિદ્ધ છે. તાત્પર્ય એ છે કે સંસારના સંબંધને કારણે જ હર્ષ, શોક, રાગ, દ્વેષ વગેરે દ્વન્દ્વો થાય છે અને એ જ દ્વન્દ્વોને કારણે શાંતિનો ભંગ થાય છે. જ્યારે આ દ્વન્દ્વો દૂર થાય છે, ત્યારે સ્વતઃસિદ્ધ શાંતિ પ્રગટ થઈ જાય છે. એ સ્વતઃસિદ્ધ શાંતિને પ્રાપ્ત કરવાવાળાનું નામ જ **'પ્રશાન્તાત્મા'** છે.

**'વિગતભીઃ'** – એટલે કે નિર્ભય. શરીરને 'હું' અને 'મારું' માનવાથી જ રોગનો, નિંદાનો, અપમાનનો, મરવા વગેરેનો ભય પેદા થાય છે. પરંતુ જ્યારે મનુષ્ય શરીરની સાથે 'હું' અને 'મારા'પણાની માન્યતાને છોડી દે છે, ત્યારે તેનામાં કોઈ પણ પ્રકારનો ભય નથી રહેતો. કારણ કે તેના અંતઃકરણમાં એ ભાવ દૃઢ થઈ જાય છે કે આ શરીરને જીવવું હશે તો જીવશે જ, તેને કોઈ મારી નથી શકતું અને આ શરીરને મરવું હશે તો મરશે જ, પછી તેને કોઈ બચાવી નથી શકતું. જો એ મરી પણ જશે તો બહુ આનંદની વાત છે; કેમકે મારી ચિત્તવૃત્તિ પરમાત્માની તરફ હોવાથી મારું કલ્યાણ તો થઈ જ જશે! જ્યારે કલ્યાણમાં કોઈ સંદેહ જ નથી, તો પછી ભય કઈ વાતનો? આ ભાવથી તે સર્વથા ભયરહિત થઈ જાય છે.

**'બ્રહ્મચારિવ્રતે સ્થિતઃ'** – અહીં 'બ્રહ્મચારીવ્રત'નું તાત્પર્ય કેવળ વીર્યરક્ષા સાથે જ નથી, પરંતુ બ્રહ્મચારીના વ્રતની સાથે છે. તાત્પર્ય એ છે કે જેવી રીતે બ્રહ્મચારીનું જીવન ગુરુની આજ્ઞા અનુસાર સંયત અને નિયત હોય છે, એવી જ રીતે ધ્યાનયોગીએ પોતાનું જીવન સંયત અને નિયત રાખવું જોઈએ. જેવી રીતે બ્રહ્મચારી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ – આ પાંચેય વિષયોથી તથા માન, બડાઈ અને શરીરના પ્રમાદથી દૂર રહે છે, તેવી જ રીતે ધ્યાનયોગીએ પણ ઉપર્યુક્ત આઠ વિષયોમાંથી કોઈ પણ વિષયનું ભોગબુદ્ધિથી કે રસબુદ્ધિથી સેવન નહિ કરવું જોઈએ, પરંતુ નિર્વાહબુદ્ધિથી જ સેવન કરવું જોઈએ. જો ભોગબુદ્ધિથી તે વિષયોનું સેવન કરવામાં આવશે, તો ધ્યાન યોગની સિદ્ધિ નહિ થાય. એટલા માટે ધ્યાનયોગીએ બ્રહ્મચારીવ્રતમાં સ્થિર રહેવું બહુ જ આવશ્યક છે.

વ્રતમાં સ્થિત રહેવાનું તાત્પર્ય એ છે કે કોઈ પણ અવસ્થા, પરિસ્થિતિ વગેરેમાં કોઈ પણ કારણથી કદી કિંચિત્માત્ર પણ સુખબુદ્ધિથી પદાર્થોનું સેવન ન થાય, ચાહે તે ધ્યાનકાળ હોય કે ચાહે વ્યવહારકાળ હોય. આમાં સઘળી ઇન્દ્રિયોનું બ્રહ્મચર્ય આવી જાય છે.

**'મનઃ સંયમ્ય મચ્ચિત્તઃ'** – ભગવાન કહે છે કે, મનને સંયત કરીને મારામાં જ યોજી દેવું અર્થાત્ ચિત્તને સંસાર તરફથી સર્વથા હઠાવીને કેવળ મારા સ્વરૂપના ચિંતનમાં, મારી લીલા, ગુણ, પ્રભાવ, મહિમા વગેરેના ચિંતનમાં જ જોડી દેવું. તાત્પર્ય એ છે કે સાંસારિક વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ, ઘટના વગેરેને લીધે મનમાં જે કંઈ સંકલ્પ-વિકલ્પરૂપે ચિંતન થાય છે, તેનાથી મનને હઠાવીને એક મારામાં જ જોડતા રહેવું.

મનમાં જે કંઈ ચિંતન થાય છે, તે પ્રાયઃ ભૂતકાળનું જ હોય છે અને કંઈક ભવિષ્યકાળનું પણ હોય છે તથા

વર્તમાનમાં સાધક મનને પરમાત્મામાં જોડવા ઇચ્છે છે. જ્યારે ભૂતકાળની વાત યાદ આવી જાય, ત્યારે એમ સમજવું કે ઘટના અત્યારે નથી અને ભવિષ્યની વાત યાદ આવી જાય, તો તે પણ અત્યારે નથી. વસ્તુ, વ્યક્તિ, પદાર્થ, ઘટના, પરિસ્થિતિ વગેરેને લીધે જેટલા સંકલ્પ-વિકલ્પ થઈ રહ્યા છે, તે એ જ વસ્તુ, વ્યક્તિ વગેરેના થઈ રહ્યા છે, જે અત્યારે નથી. આપણું લક્ષ્ય પરમાત્માના ચિંતનનું છે, સંસારના ચિન્તનનું નહીં. તેથી જે સંસારનું ચિન્તન થઈ રહ્યું છે, તે સંસાર પહેલાં ન હતો, પાછળથી નહિ રહે અને અત્યારે પણ નથી. પરંતુ જે પરમાત્માનું ચિંતન કરવાનું છે, તે પરમાત્મા પહેલાં પણ હતા, અત્યારે પણ છે અને આગળ પણ રહેશે. આ રીતે સાંસારિક વસ્તુ વગેરેના ચિંતનથી મનને હઠાવીને પરમાત્મામાં જોડી દેવું જોઈએ. કારણ કે ભૂતકાળનું ગમે તેટલું ચિંતન કરવામાં આવે, તેનાથી લાભ તો કંઈ થશે જ નહિ અને ભવિષ્યનું ચિંતન કરવામાં આવે તો તે કામ અત્યારે કરી શકીશું નહિ તથા ભૂત-ભવિષ્યનું ચિંતન થતું રહેવાથી જે અત્યારે ધ્યાન કરીએ છીએ, તે પણ થશે નહિ તો બધી બાજુએથી કોરા જ રહી જઈશું.

**'યુક્તઃ'** – ધ્યાન કરતી વખતે સાવધાન રહેવું અર્થાત્ મનને સંસારમાંથી હઠાવીને ભગવાનમાં જોડવા માટે સદા સાવધાન અને જાગ્રત રહેવું. તેમાં કદી પ્રમાદ, આળસ વગેરે ન કરવાં. તાત્પર્ય એ છે કે એકાંતમાં અથવા વ્યવહારમાં ભગવાનમાં મન જોડવાની સાવધાની સદા ચાલુ રહેવી જોઈએ; કેમકે હરતાં-ફરતાં કે કામધંધો કરતી વખતે પણ સાવધાની રહેવાથી એકાંતમાં મન સારું લાગશે અને એકાંતમાં મન સારું લાગવાથી વ્યવહાર કરતી વખતે પણ મન જોડવામાં સુવિધા થશે. આથી એ બેઉ એકબીજાનાં સહાયક છે અર્થાત્ વ્યવહારની સાવધાની એકાંતમાં અને એકાંતની સાવધાની વ્યવહારમાં સહાયક છે.

**'આસીત મત્પરઃ'** – કેવળ ભગવત્પરાયણ થઈને બેસવું અર્થાત્ ઉદ્દેશ્ય, લક્ષ્ય કે ધ્યેય કેવળ ભગવાનનું જ રહે. ભગવાનના સિવાય કોઈ પણ સાંસારિક વાસના, આસક્તિ, કામના, સ્પૃહા, મમતા વગેરે ન રહે.

આ જ અધ્યાયના દસમા શ્લોકમાં **'યોગી યુઞ્જીત સતતમાત્માનં રહસિ સ્થિતઃ'** પદોથી ધ્યાનયોગનો જે ઉપક્રમ કર્યો હતો, તેને અહીં **'યુક્ત આસીત મત્પરઃ'** પદોથી કહેવામાં આવ્યો છે.

**પરિશિષ્ટ ભાવ :** પોતાની વિશેષતા માનવાથી આસુરી સંપત્તિ આવી જાય છે. તેથી ભગવાને **'મત્પરઃ'** પદથી ધ્યાનયોગી માટે પણ ભગવાનને પરાયણ થવાની વાત કહી છે. ભગવત્પરાયણતામાં ભગવાનનું બળ રહેવાથી વિકારો શીઘ્ર દૂર થઈ જાય છે અને અભિમાન પણ થતું નથી. આ ભક્તિની વિશેષતા છે.

આ શ્લોકમાં **'મન'** અને **'ચિત્ત'**—આ બન્ને સમાનાર્થી પદ આવેલાં છે. 'મન'થી કોઈ વસ્તુનું વારંવાર મનન કરવામાં આવે છે અને 'ચિત્ત'થી કોઈ એક જ વસ્તુનું ચિન્તન કરવામાં આવે છે. તેથી અહીં આવેલા **'મનઃ સંયમ્ય મચ્ચિત્તઃ'** પદોનું તાત્પર્ય છે કે, સંસારનું મનન ન કરતાં અર્થાત્ સંસારને મનમાંથી હઠાવીને ચિત્તથી માત્ર ભગવાનનું જ ચિંતન કરે. અર્થાત્ ચિત્તને માત્ર ભગવાનમાં જ જોડી દે.

—■—

**યુઞ્જન્નેવં સદાત્માનં યોગી નિયતમાનસઃ ।**
**શાન્તિં નિર્વાણપરમાં મત્સંસ્થામધિગચ્છતિ ॥ ૧૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **નિયતમાનસઃ** | = વશ કરેલા મનનો | **સદા** | = નિરંતર | | સ્થિતિવાળી |
| **યોગી** | = યોગી | **યુઞ્જન્** | = (પરમાત્મા)માં જોડીને | **નિર્વાણપરમામ્** | = જે નિર્વાણ પરમા |
| **આત્માનમ્** | = મનને | | | **શાન્તિમ્** | = શાન્તિ છે, (તેને) |
| **એવમ્** | = આ રીતે | **મત્સંસ્થામ્** | = મારામાં સમ્યક | **અધિગચ્છતિ** | = પ્રાપ્ત થઈ જાય છે. |

*ટીકા* – **'યોગી નિયતમાનસઃ'** – જેનો મન ઉપર અધિકાર છે, તે **'નિયતમાનસઃ'** છે. સાધક 'નિયતમાનસ' ત્યારે થઈ શકે છે, જ્યારે તેના ઉદ્દેશ્યમાં કેવળ પરમાત્મા જ રહે છે. પરમાત્મા સિવાય તેનો કોઈની સાથે સંબંધ નથી રહેતો. કારણ કે જ્યાં સુધી તેનો સંબંધ સંસારની સાથે ચાલુ રહે છે, ત્યાં સુધી તેનું મન નિયત નથી થઈ શકતું.

સાધકની એક મોટી ભૂલ થાય છે કે તે પોતાની જાતને ગૃહસ્થ વગેરે માને છે અને સાધના ધ્યાનયોગની કરે છે, જેથી ધ્યાનયોગની સિદ્ધિ જલદી થતી નથી. આથી સાધકે પોતાની જાતને ગૃહસ્થ, સાધુ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વગેરે કોઈ વર્ણાશ્રમના નહિ માનીને એવું માનવું

જોઈએ કે 'હું તો કેવળ ધ્યાન કરવાવાળો છું. ધ્યાન વડે પરમાત્માની પ્રાપ્તિ કરવાનું જ મારું કામ છે. સાંસારિક ઋદ્ધિ-સિદ્ધિ વગેરેને પ્રાપ્ત કરવાનો મારો ઉદ્દેશ્ય જ નથી.' આ રીતે અહંતાનું પરિવર્તન થતાં મન સ્વાભાવિક જ નિયત થઈ જશે; કેમકે જ્યાં અહંતા હોય છે, ત્યાં જ અંતઃકરણ અને બહિઃકરણની સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે.

**'યુઞ્જન્નેવં સદાત્માનમ્'** – દસમા શ્લોકના **'યોગી યુઞ્જીત સતતમ્'** પદોથી લઈને ચૌદમા શ્લોકનાં **'યુક્ત આસીત મત્પરઃ'** પદો સુધી જેટલું ધ્યાનનું કે મન જોડવાનું વર્ણન થયું છે, તે બધાંને અહીં **'એવમ્'** પદથી લેવું જોઈએ.

**'યુઞ્જન્ આત્માનમ્'**નું તાત્પર્ય એ છે કે મનને સંસારથી હઠાવીને પરમાત્મામાં જોડતા રહેવું જોઈએ.

**'સદા'**નું તાત્પર્ય એ છે કે પ્રતિદિન નિયમિત રૂપે ધ્યાનયોગનો અભ્યાસ કરવો જોઈએ. ક્યારેક યોગનો અભ્યાસ કર્યો અને ક્યારેક નહિ – એવું કરવાથી ધ્યાનયોગની સિદ્ધિ જલદી નથી થતી. બીજું તાત્પર્ય એ છે કે પરમાત્માની પ્રાપ્તિનું લક્ષ્ય એકાંતમાં અથવા વ્યવહારમાં નિરંતર ચાલુ રહેવું જોઈએ.

**'શાંતિં નિર્વાણપરમાં મત્સંસ્થામધિગચ્છતિ'** – ભગવાનમાં જે વાસ્તવિક સ્થિતિ છે, જેને પ્રાપ્ત થઈને કંઈ પણ પ્રાપ્ત કરવાનું બાકી નથી રહેતું. તેને અહીં 'નિર્વાણપરમા શાંતિ' કહેવામાં આવી છે. ધ્યાનયોગી એવી નિર્વાણપરમા શાંતિને પ્રાપ્ત થઈ જાય છે.

એક 'નિર્વિકલ્પ સ્થિતિ' હોય છે અને એક 'નિર્વિકલ્પ બોધ' હોય છે. ધ્યાનયોગમાં પહેલાં નિર્વિકલ્પ સ્થિતિ થાય છે, પછી ત્યાર પછી નિર્વિકલ્પ બોધ થાય છે. આ જ નિર્વિકલ્પ બોધને અહીં 'નિર્વાણપરમા શાંતિ' નામથી ઓળખાવવામાં આવી છે.

શાંતિ બે પ્રકારની હોય છે – શાંતિ અને પરમશાંતિ. સંસારના ત્યાગ (સંબંધ-વિચ્છેદ)થી 'શાંતિ' થાય છે અને પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થતાં 'પરમશાંતિ' થાય છે. આ પરમશાંતિને ગીતામાં **'નૈષ્ઠિકી શાન્તિ'** (અ. ૫/૧૨), **'શશ્વચ્છાન્તિ'** (અ. ૯/૩૧) વગેરે નામોથી અને અહીં 'પરમનિર્વાણ શાંતિ' નામથી ઓળખાવવામાં આવી છે.



***સંબંધ*** *– હવે આગળના બે શ્લોકોમાં ધ્યાનયોગને માટે ઉપયોગી નિયમોનું ક્રમશઃ વ્યતિરેક અને અન્વયરીતિથી વર્ણન કરે છે.*

## નાત્યશ્નતસ્તુ યોગોઽસ્તિ ન ચૈકાન્તમનશ્નતઃ।
## ન ચાતિ સ્વપ્નશીલસ્ય જાગ્રતો નૈવ ચાર્જુન ॥૧૬॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અર્જુન** | = હે અર્જુન! | **ચ** | = અને | **અતિ** | = ઘણું |
| **યોગઃ** | = (આ) યોગ | **ન** | = ન | **સ્વપ્નશીલસ્ય** | = ઊંઘનારનો |
| **ન** | = ન | **એકાન્તમ્** | = બિલકુલ | **ચ** | = અને |
| **તુ** | = તો | **અનશ્નતઃ** | = ન ખાનારનો | **ન** | = ન |
| **અતિ** | = ખૂબ | **ચ** | = તથા | **જાગ્રતઃ** | = (બિલકુલ) ન સૂનારનો |
| **અશ્નતઃ** | = ખાનારનો | **ન** | = ન | **એવ** | = જ |
| | | | | **અસ્તિ** | = સિદ્ધ થાય છે. |

*ટીકા* – **'નાત્યશ્નતસ્તુ યોગોઽસ્તિ'** – અધિક ખાનારનો યોગ સિદ્ધ નથી થતો.[1] કારણ કે અન્ન અધિક ખાવાથી અર્થાત્ ભૂખ વિના ખાવાથી અથવા ભૂખ કરતાં અધિક ખાવાથી તરસ વધારે લાગે છે, જેથી પાણી વધારે પીવું પડે છે. વધારે અન્ન ખાવા અને પાણી પીવાથી પેટ ભારે થઈ જાય છે. પેટ ભારે થવાથી શરીર પણ વજનદાર માલૂમ પડે છે. શરીરમાં આળસ છવાઈ જાય છે. વારંવાર પેટ યાદ આવે છે. કોઈ પણ કામ કરવાનું અથવા સાધન, ભજન, જપ, ધ્યાન વગેરે કરવાનું મન નથી થતું. ન તો સુખપૂર્વક બેસી શકાય છે અને ન સુખપૂર્વક સૂઈ પણ શકાય છે તથા ન હરવા-ફરવાનુંયે મન થાય છે. અજીર્ણ વગેરે થવાથી શરીરમાં રોગ પેદા થાય છે. એટલા માટે અધિક ખાવાવાળા પુરુષનો યોગ કેવી રીતે સિદ્ધ થઈ શકે? અર્થાત્ નથી થઈ શકતો.

**'ન ચૈકાન્તમનશ્નતઃ'** – એવી જ રીતે બિલકુલ ન

૧. બીજાઓના ભોજનની અપેક્ષાએ પોતાનું ભોજન પ્રમાણમાં ભલેને થોડું હોય, પરંતુ પોતાની ભૂખની અપેક્ષાએ અધિક હોવાથી તે ભોજન અધિક જ માનવામાં આવે છે.

ખાવાથી પણ યોગ સિદ્ધ નથી થતો. કારણ કે ભોજન ન કરવાથી મનમાં વારંવાર ભોજનનું ચિંતન થાય છે. શરીરમાં શક્તિ ઓછી થઈ જાય છે. માંસ-ચરબી વગેરે પણ સુકાતાં જાય છે. શરીર શિથિલ થઈ જાય છે. હરવું-ફરવું કઠિન થઈ જાય છે. સૂઈ રહેવાનું મન થાય છે. જીવવું ભારે થઈ જાય છે. બેસીને અભ્યાસ કરવાનું કઠિન થઈ જાય છે. આથી ચિત્ત પરમાત્મામાં લાગતું જ નથી. પછી એવા પુરુષનો યોગ કેવી રીતે સિદ્ધ થશે?

**'ન ચાતિ સ્વપ્નશીલસ્ય'** – જેનો વધારે સૂવાનો સ્વભાવ હોય છે, તેનો પણ યોગ સિદ્ધ નથી થતો. કારણ કે વધારે સૂવાથી સ્વભાવ બગડી જાય છે અર્થાત્ વારંવાર નિદ્રા સતાવે છે. પડ્યા રહેવામાં સુખ અને બેઠેલા રહેવામાં પરિશ્રમ માલૂમ પડે છે. વધારે સૂઈ રહેવાથી ગાઢ નિદ્રા પણ નથી આવતી. ગાઢ નિદ્રા ન આવવાથી સ્વપ્નો આવતાં રહે છે, સંકલ્પ-વિકલ્પો થતા રહે છે. શરીરમાં આળસ ભરાઈ રહે છે. આળસને કારણે બેસવામાં કઠિનાઈ થાય છે. આથી તે યોગનો અભ્યાસ પણ નથી કરી શકતો, પછી યોગની સિદ્ધિ કેવી રીતે થાય?

**'જાગ્રતો નૈવ ચાર્જુન'** – હે અર્જુન! જ્યારે અધિક સૂવાથી પણ યોગની સિદ્ધિ નથી થતી, તો પછી બિલકુલ ન સૂવાથી યોગની સિદ્ધિ થઈ જ કેવી રીતે શકે? કેમકે આવશ્યક નિદ્રા ન લઈને અધિક જાગવાથી બેસતી વખતે નિદ્રા સતાવશે, જેથી તે યોગનો અભ્યાસ નહિ કરી શકે.

સાત્ત્વિક મનુષ્યોમાં પણ ક્યારેક સત્સંગનો, સાત્ત્વિક ઊંડી વાતોનો, ભગવાનની કથાનો અથવા ભક્તોના ચરિત્રનો પ્રસંગ શરૂ થઈ જાય અને કથા વગેરે કહેતાં કે સાંભળતાં જ્યારે રસ કે આનંદ આવે, ત્યારે તેમને પણ નિદ્રા નથી આવતી. પરંતુ તેમનું જાગવાનું જુદી જ જાતનું હોય છે અર્થાત્ રાજસિક-તામસિક વૃત્તિવાળાઓનું જેવું જાગવાનું હોય છે, તેવું જાગવાનું સાત્ત્વિક વૃત્તિવાળાઓનું નથી હોતું. જાગવામાં તેવા સાત્ત્વિક મનુષ્યોને જે આનંદ મળે છે, તેમાં તેઓને નિદ્રાના વિશ્રામનો ખોરાક મળે છે. આથી રાતોની રાતો જાગવા છતાં પણ તેઓને બાકીને સમયે નિદ્રા નથી સતાવતી. એટલું જ નહિ, તેઓનું એ જાગવું પણ ગુણાતીત થવામાં સહાય કરે છે. પરંતુ રાજસિક અને તામસિક વૃત્તિવાળા જાગે તો તેઓને બાકીને સમયે નિદ્રા તંગ કરે છે અને રોગ પેદા કરે છે.

એવી જ રીતે ભક્ત લોકો ભગવાનના નામજપમાં, કીર્તનમાં અને ભગવાનના વિરહમાં ભોજન કરવાનું ભૂલી જાય, અને તેઓને ભૂખ ના લાગે, તો તેઓ **'અનશ્નતઃ'** નથી. કારણ કે ભગવાન તરફ લાગી જવાથી તેઓના દ્વારા જે કંઈ થાય છે, તે 'સત' બની જાય છે.



## યુક્તાહારવિહારસ્ય યુક્તચેષ્ટસ્ય કર્મસુ ।
## યુક્તસ્વપ્નાવબોધસ્ય યોગો ભવતિ દુઃખહા ॥ ૧૭॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **દુઃખહા** | = દુઃખનો નાશ કરનાર | **વિહારસ્ય** | વિહાર કરનારનો, | **યુક્તસ્વપ્નાવ-બોધસ્ય** | = યથાયોગ્ય ઊંઘનાર તેમજ જાગનારનો(જ) |
| **યોગઃ** | = યોગ (તો) | **કર્મસુ** | = કર્મોમાં | | |
| **યુક્તાહાર-** | = યથાયોગ્ય આહાર- | **યુક્તચેષ્ટસ્ય** | = યથાયોગ્ય ચેષ્ટા કરનારનો (તથા) | **ભવતિ** | = સિદ્ધ થાય છે. |

*ટીકા* – **'યુક્તાહારવિહારસ્ય'** – ભોજન સત્ય અને ન્યાયપૂર્વક કમાયેલા ધનનું હોય, સાત્ત્વિક હોય, અપવિત્ર ન હોય. ભોજન સ્વાદબુદ્ધિ અને પુષ્ટિબુદ્ધિથી ન કરવામાં આવે, પરંતુ સાધનબુદ્ધિથી કરવામાં આવે. ભોજન ધર્મશાસ્ત્ર અને આયુર્વેદની દૃષ્ટિએ કરવામાં આવે તથા એટલું જ કરવામાં આવે, જેટલું સુગમતાથી પચી શકે. ભોજન શરીરને અનુકૂળ હોય તથા તે હલકું અને અલ્પમાત્રામાં (ભૂખ કરતાં થોડું ઓછું) હોય – એવું ભોજન કરવાવાળો જ યુક્ત (યથોચિત) આહાર કરવાવાળો છે.

વિહાર પણ યથાયોગ્ય હોય અર્થાત્ વધારે હરવા-ફરવાનું ના હોય, પરંતુ સ્વાસ્થ્યને માટે જેવું હિતકારી હોય, તેવું જ હરવા-ફરવાનું હોય. વ્યાયામ, યોગાસન વગેરે પણ ન તો અધિક પ્રમાણમાં કરવામાં આવે અને ન તેમનો અભાવ પણ હોય. આ બધું પ્રમાણસર જ હોય. એવું કરવાવાળાને અહીં યુક્ત વિહાર કરવાવાળો બતાવવામાં આવ્યો છે.

**'યુક્તચેષ્ટસ્ય કર્મસુ'** – પોતાના વર્ણાશ્રમને અનુકૂળ જેવું સ્થળ, કાળ, પરિસ્થિતિ વગેરે પ્રાપ્ત થઈ જાય, તે અનુસાર શરીર-નિર્વાહને માટે કર્મો કરવામાં આવે અને પોતાની શક્તિ અનુસાર કુટુંબીઓની અને સમાજની હિતબુદ્ધિથી સેવા કરવામાં આવે તથા પરિસ્થિતિને અનુસાર

જે શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મ સામે આવી જાય, તેને બહુ પ્રસન્નતાપૂર્વક કરવામાં આવે – આ રીતે જેની કર્મોમાં યથોચિત ચેષ્ટા છે, તેનું નામ અહીં **'યુક્તચેષ્ટ'** છે.

**'યુક્તસ્વપ્નાવબોધસ્ય'** – સૂવાનું એટલી માત્રામાં હોય, જેનાથી જાગવાને સમયે નિદ્રા, આળસ ન સતાવે. દિવસે અને રાત્રિને સમયે આરંભમાં સૂવે નહીં તથા અંતિમ ભાગમાં જાગી જાય. રાત્રિના મધ્યભાગમાં સૂવે તેમાં પણ રાત્રે વધુ સમય સુધી જાગવાથી સવારે જલદી ઉઠાશે નહિ. આથી વહેલા સૂવે અને વહેલા જાગે. તાત્પર્ય એ છે કે જે સૂવા અને જાગવાથી સ્વાસ્થ્યમાં વિઘ્ન ન આવે, યોગમાં વિઘ્ન ન આવે એવી રીતે યથોચિત સૂવું અને જાગવું જોઈએ.

અહીં **'યુક્તસ્વપ્નસ્ય'** કહીને નિદ્રાવસ્થાને જ યથોચિત કહી દેત, તો યોગની સિદ્ધિમાં વિઘ્ન ન લાગત અને પૂર્વશ્લોકમાં કહેલા 'અધિક સૂવું અને બિલકુલ ન સૂવું' – તેમનો નિષેધ અહીં 'યથોચિત સૂવું' કહેવાથી જ થઈ જાત, તો પછી અહીં 'અવબોધ' શબ્દ આપવાનું શું તાત્પર્ય છે? અહીં 'અવબોધ' શબ્દ આપવાનું તાત્પર્ય છે કે – જેને માટે માનવજન્મ મળ્યો છે, તે કામમાં લાગી જવું, ભગવાનમાં લાગી જવું અર્થાત્ સાંસારિક સંબંધથી પર થઈને સાધનામાં યથાયોગ્ય સમય આપવો. એનું નામ જાગવું છે.

અહીં ધ્યાનયોગીનો આહાર, વિહાર, ચેષ્ટા, સૂવું અને જાગવું – આ પાંચેયને 'યુક્ત' (યથાયોગ્ય) કહેવાનું તાત્પર્ય એ છે કે વર્ણ, આશ્રમ, સ્થળ, કાળ, પરિસ્થિતિ, જીવિકા વગેરેને લીધે બધાના નિયમો એક સરખા ચાલી શકતા નથી; આથી જેને માટે જે યોગ્ય હોય, તેવું કરવાથી દુઃખોનો નાશ કરવાવાળો યોગ સિદ્ધ થઈ જાય છે.

**'યોગો ભવતિ દુઃખહા'** – આ રીતે યથોચિત આહાર, વિહાર વગેરે કરવાવાળા ધ્યાનયોગીનાં દુઃખોનો અત્યંત અભાવ કરવાવાળો યોગ સિદ્ધ થઈ જાય છે.

યોગ અને ભોગમાં વિલક્ષણ અંતર છે. યોગમાં તો ભોગનો અત્યંત અભાવ છે, પરંતુ ભોગમાં યોગનો અત્યંત અભાવ નથી. કારણ કે ભોગોમાં જે સુખ હોય છે, તે સુખાનુભૂતિ પણ અસતના સંયોગનો વિયોગ થવાથી થાય છે. પરંતુ મનુષ્યની તે વિયોગ ઉપર દૃષ્ટિ ન રહેતાં અસતના સંયોગ ઉપર જ દૃષ્ટિ રહે છે. આથી મનુષ્ય ભોગના સુખને સંયોગજન્ય જ માની લે છે અને એવું માનવાથી જ ભોગાસક્તિ પેદા થાય છે. એટલા માટે તેને દુઃખોનો નાશ કરવાવાળા યોગનો અનુભવ થતો નથી. દુઃખોનો નાશ કરવાવાળો યોગ તે જ હોય છે, જેમાં ભોગોનો અત્યંત અભાવ હોય છે.

## વિશેષ વાત

જોકે આ શ્લોક ધ્યાનયોગીને માટે કહેવામાં આવ્યો છે, તોપણ આ શ્લોકને બધા સાધકો પોતાના ઉપયોગમાં લઈ શકે છે અને તે અનુસાર પોતાનું જીવન ઘડીને પોતાનો ઉદ્ધાર કરી શકે છે. આ શ્લોકમાં પ્રધાનરૂપે ચાર વાતો બતાવવામાં આવી છે – યોગ્ય આહાર-વિહાર, યોગ્ય કર્મ, યોગ્ય સૂવું અને યોગ્ય જાગવું. આ ચાર બાબતોમાં સાધક કેવી રીતે વર્તે છે, એના ઉપર વિચાર કરવાનો છે.

આપણી પાસે ચોવીસ કલાક છે અને આપણી સમક્ષ ચાર કામ છે. ચોવીસ કલાકને ચાર વડે ભાગવાથી પ્રત્યેક કાર્યને માટે છ-છ કલાકો મળી જાય છે; જેમ કે– (૧) આહાર-વિહાર અર્થાત્ ભોજન કરવું અને હરવું-ફરવું આ શારીરિક આવશ્યક કાર્યો માટે છ કલાક. (૨) કર્મ અર્થાત્ ખેતી, વેપાર, નોકરી વગેરે જીવિકાસંબંધી કાર્યો માટે છ કલાક. (૩) સૂવા માટે છ કલાક અને (૪) જાગવા અર્થાત્ ભગવત્પ્રાપ્તિને માટે જપ, ધ્યાન, સાધન-ભજન, કથા-કીર્તન વગેરેને માટે છ કલાક.

આ ચાર કાર્યોના પણ બે-બે વિભાગો છે – એક વિભાગ 'ઉપાર્જન' અર્થાત્ કમાવાનો છે અને બીજો વિભાગ 'વ્યય' અર્થાત્ ખર્ચનો છે. યોગ્ય કર્મ અને યોગ્ય જાગવું – એ બે વાતો ઉપાર્જનની છે. યોગ્ય આહાર-વિહાર અને યોગ્ય સૂવું – આ બે કાર્ય વ્યયના છે. ઉપાર્જન અને વ્યય – આ બે વિભાગોને માટે આપણી પાસે બે પ્રકારની પૂંજી છે – (૧) સાંસારિક ધન-ધાન્ય અને (૨) આયુષ્ય.



પહેલી પૂંજી-ધન-ધાન્ય ઉપર વિચાર કરવામાં આવે તો ઉપાર્જન અધિક કરવામાં આવે તો તો ચાલી શકે, પરંતુ ઉપાર્જનની અપેક્ષાએ અધિક ખર્ચ કરવાથી કામ ના ચાલે. એટલા માટે આહાર-વિહારમાં છ કલાક નહિ ગાળીને ચાર કલાકથી પણ કામ ચલાવી લેવું અને ખેતી, વેપાર વગેરેમાં આઠ કલાક આપવા. તાત્પર્ય એ છે કે આહાર-વિહારનો સમય ઓછો કરીને જીવિકાસંબંધી કાર્યોમાં અધિક સમય આપવો.

બીજી પૂંજી – આયુષ્ય ઉપર વિચાર કરવામાં આવે તો સૂવામાં આયુષ્ય વ્યર્થ ખર્ચાય છે. આથી સૂવામાં છ કલાકને બદલે ચાર કલાકથી જ કામ ચલાવી લેવું અને ભજન-ધ્યાન વગેરે માટે આઠ કલાક રાખવા. તાત્પર્ય એ છે કે જેટલું ઓછું સૂવાથી કામ ચાલી જાય, તેટલાથી ચલાવી લેવું અને નિદ્રાનો બચેલો સમય ભગવાનના ભજન-ધ્યાન વગેરેમાં વાપરવો. આ ઉપાર્જન (સાધન-ભજન)ની માત્રા તો દિન-પ્રતિદિન વધતી જ રહેવી જોઈએ; કેમકે આપણે અહીં સાંસારિક ધન-વૈભવ વગેરે કમાવાને માટે નથી આવ્યા, પરંતુ પરમાત્માની પ્રાપ્તિ કરવાને માટે જ આવ્યા છીએ એટલા માટે બીજા સમયમાંથી જેટલો સમય કાઢી શકીએ, તેટલો સમય કાઢીને વધારેમાં વધારે ભજન-ધ્યાન કરવાં જોઈએ.

બીજી વાત, જીવિકાસંબંધી કર્મ કરતી વેળા પણ ભગવાનને યાદ રાખવા અને સૂતી વેળા પણ ભગવાનને યાદ રાખવા. સૂતી વેળા એવું સમજવું કે અત્યાર સુધી હરતાં-ફરતાં અને બેસીને ભજન કર્યું છે, હવે આડા પડીને ભજન કરવાનું છે. આડા પડીને ભજન કરતાં-કરતાં નિદ્રા આવી જાય તો ભલે આવી જાય, પરંતુ નિદ્રા માટે નિદ્રા નથી લેવાની. આ રીતે આડા પડીને ભગવત્સ્મરણ કરવાનો સમય પૂરો થઈ જાય, તો પછી ઊઠીને ભજન-ધ્યાન અને સત્સંગ-સ્વાધ્યાય કરવાં અને ભગવત્સ્મરણ કરતા રહીને જ કામધંધામાં લાગી જવામાં આવે, તો કામધંધાની બધી જ ક્રિયા ભજન બની જશે.

**પરિશિષ્ટ ભાવ :** સોળમો અને સત્તરમો શ્લોક ધ્યાનયોગીને માટે તો ઉપયોગી છે જ, બીજા યોગીઓ (સાધકો)ને માટે પણ ખૂબ ઉપયોગી છે.

—■—

*સંબંધ – પાછળના બે શ્લોકોમાં ધ્યાનયોગને માટે અન્વય-વ્યતિરેક રીતિથી ખાસ નિયમો બતાવી દીધા. હવે એવા નિયમોનું પાલન કરતા રહીને સ્વરૂપનું ધ્યાન કરવાવાળા સાધકની શી સ્થિતિ થાય છે, એ આગળના શ્લોકમાં બતાવે છે.*

**યદા વિનિયતં ચિત્તમાત્મન્યેવાવતિષ્ઠતે ।**
**નિઃસ્પૃહઃ સર્વકામેભ્યો યુક્ત ઇત્યુચ્યતે તદા ॥૧૮॥**

**વિનિયતમ્** = વશમાં કરેલું
**ચિત્તમ્** = ચિત્ત
**યદા** = જે વખતે
**આત્મનિ** = પોતાના સ્વરૂપમાં
**એવ** = જ
**અવતિષ્ઠતે** = સ્થિત થઈ જાય છે (અને)
**સર્વકામેભ્યઃ** = (સ્વયં) સમસ્ત પદાર્થોથી
**નિઃસ્પૃહઃ** = નિઃસ્પૃહ (થઈ જાય છે)
**તદા** = તે વખતે
**યુક્તઃ** = (તે) યોગી છે–
**ઇતિ** = એમ
**ઉચ્યતે** = કહેવાય છે.

*ટીકા* – [આ અધ્યાયના દસમાથી તેરમા શ્લોક સુધી બધા ધ્યાનયોગી સાધકોને માટે બિછાવવાનાં અને બેસવાનાં આસનોની વિધિ બતાવી. ચૌદમા અને પંદરમા શ્લોકમાં સગુણ-સાકારના ધ્યાનનું ફળસહિત વર્ણન કર્યું. પછી સોળમા-સત્તરમા શ્લોકોમાં બધા સાધકોને માટે ઉપયોગી નિયમો બતાવ્યા. હવે આ (અઢારમા) શ્લોકથી શરૂ કરીને ત્રેવીસમા શ્લોક સુધી ભગવાન સ્વરૂપના ધ્યાનનું ફળસહિત વર્ણન કરે છે.]

**'યદા વિનિયતં ચિત્તમાત્મન્યેવાવતિષ્ઠતે'** – સારી રીતે વશમાં કરેલું ચિત્ત[1] અર્થાત્ સંસારના ચિન્તનને છોડીને

૧. (ક) ચિત્તની પાંચ અવસ્થાઓ માનવામાં આવી છે – મૂઢ, ક્ષિપ્ત, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ. તેમાં 'મૂઢ' અને 'ક્ષિપ્ત' વૃત્તિવાળો પુરુષ યોગનો અધિકારી હોતો જ નથી. ચિત્ત ક્યારેક સ્વરૂપમાં લાગે છે અને ક્યારેક નથી લાગતું – એવો 'વિક્ષિપ્ત' વૃત્તિવાળો પુરુષ યોગનો અધિકારી હોય છે. જ્યારે ચિત્તવૃત્તિ 'એકાગ્ર' થઈ જાય છે, ત્યારે સવિકલ્પ સમાધિ થાય છે. એકાગ્રવૃત્તિ પછી જ્યારે ચિત્તની 'નિરુદ્ધ' અવસ્થા થાય છે, ત્યારે નિર્વિકલ્પ સમાધિ થાય છે. આ નિર્વિકલ્પ સમાધિને જ 'યોગ' કહેવામાં આવ્યો છે.

અહીં ભગવાને **'વિનિયતં ચિત્તમ્'** પદોથી એકાગ્રવૃત્તિ અર્થાત્ સવિકલ્પ સમાધિનો સંકેત કર્યો છે.

(ખ) આ જ અધ્યાયના પંદરમા શ્લોકમાં જેને **'નિયતમાનસઃ'** કહેવામાં આવ્યો છે, તેની અવસ્થાનું વર્ણન અહીં કરવામાં આવ્યું છે.

ચિત્ત જ્યારે પોતાના સ્વતઃસિદ્ધ સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. તાત્પર્ય એ છે કે જ્યારે આ બધું કંઈ ન હતું, ત્યારે પણ જે હતું અને કંઈ પણ નહિ રહે, ત્યારે પણ જે રહેશે તથા બધાના ઉત્પન્ન થતાં પહેલાં પણ જે હતું, બધાનો લય થયા પછી પણ જે રહેશે અને અત્યારે પણ જે જેવું-ને-તેવું છે, તે પોતાના સ્વરૂપમાં ચિત્ત સ્થિત થઈ જાય છે. પોતાના સ્વરૂપમાં જે રસ છે, આનંદ છે, તે આ મનને ક્યાંય પણ અને ક્યારેય પણ નથી મળ્યો. આથી તે રસ કે આનંદ મળતાં જ મન તેમાં તલ્લીન થઈ જાય છે.

**'નિઃસ્પૃહઃ સર્વકામેભ્યો યુક્ત ઈત્યુચ્યતે તદા'** – અને જ્યારે તે પ્રાપ્ત-અપ્રાપ્ત, દૃષ્ટ-અદૃષ્ટ, આલોકના અને પરલોકના, સાંભળેલા અને નહીં સાંભળેલા સઘળા પદાર્થોથી અને ભોગોથી નિઃસ્પૃહ થઈ જાય છે અર્થાત્ તેને કોઈ પણ પદાર્થની અને ભોગની કિંચિત્‌માત્ર પણ પરવા નથી રહેતી, તે સમયે તેને 'યોગી' કહેવામાં આવે છે.

અહીં **'યદા'** અને **'તદા'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે તે આટલા દિવસોમાં, આટલા મહિનાઓમાં કે આટલાં વર્ષોમાં યોગી થશે – એવી વાત નથી, પરંતુ જે ક્ષણે વશ કરેલું ચિત્ત સ્વરૂપમાં સ્થિત થઈ જશે અને સઘળા પદાર્થોથી નિઃસ્પૃહ થઈ જશે, તે જ ક્ષણે તે યોગી થઈ જશે.

## વિશેષ વાત

આ શ્લોકમાં બે ખાસ વાતો બતાવી છે – એક તો ચિત્ત સ્વરૂપમાં સ્થિત થઈ જાય અને બીજી, સઘળા પદાર્થોથી નિઃસ્પૃહ થઈ જાય. તાત્પર્ય એ છે કે એકાગ્ર થતાં-થતાં જ્યારે મન સ્વરૂપમાં જ સ્થિત થઈ જાય છે, તો પછી મનમાં કોઈ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેનું ચિંતન નથી થતું, પરંતુ મન સ્વરૂપમાં જ તલ્લીન થઈ જાય છે. આ રીતે સ્વરૂપમાં જ મન લાગેલું રહેવાથી ધ્યાનયોગી વાસના, કામના, આશા, તૃષ્ણા વગેરેથી પૂર્ણ રીતે મુક્ત થઈ જાય છે. એટલું જ નહિ, તે જીવન-નિર્વાહને માટે ઉપયોગી પદાર્થોની આવશ્યકતાથી પણ નિઃસ્પૃહ થઈ જાય છે. તેના મનમાં કોઈ પણ વસ્તુ વગેરેની કિંચિત્‌માત્ર પણ સ્પૃહા નથી રહેતી, ત્યારે તે વાસ્તવમાં યોગી બને છે.

આ જ અવસ્થાનો સંકેત પહેલાં ચોથા શ્લોકમાં કર્મયોગીને માટે કરવામાં આવ્યો છે કે 'જે સમયે ઇન્દ્રિયોના અર્થો (ભોગો)માં અને ક્રિયાઓમાં આસક્તિ નથી રહેતી તથા સાધક સઘળા સંકલ્પોનો ત્યાગ કરી દે છે, ત્યારે તે યોગારૂઢ કહેવાય છે' (અ. ૬/૪). ત્યાંના અને અહીંના પ્રસંગમાં અંતર એટલું જ છે કે ત્યાં કર્મયોગી બીજાઓની સેવાને માટે જ કર્મ કરે તો તેનો ક્રિયાઓ અને પદાર્થો સાથેનો સર્વથા રાગ હટી જાય છે, અને ત્યારે તે યોગારૂઢ થઈ જાય છે અને અહીં ધ્યાનયોગી ચિત્તને સ્વરૂપમાં પરોવે છે તો તેનું ચિત્ત કેવળ સ્વરૂપમાં જ સ્થિત થઈ જાય છે. તાત્પર્ય એ છે કે કર્મયોગીની કામનાઓ પહેલાં દૂર થાય છે, ત્યારે તે યોગારૂઢ થાય છે અને ધ્યાનયોગીનું ચિત્ત પહેલાં પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે, ત્યારે તેની કામનાઓ દૂર થાય છે. કર્મયોગીનું મન સંસારની સેવામાં લાગી જાય છે અને પોતે સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે; અને ધ્યાનયોગી પોતે મનની સાથે સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે.



*સંબંધ – સ્વરૂપમાં સ્થિર થયેલા ચિત્તની કેવી સ્થિતિ હોય છે – તેને આગળના શ્લોકમાં દીપકના દૃષ્ટાંતથી સ્પષ્ટ રીતે બતાવે છે.*

**યથા દીપો નિવાતસ્થો નેઙ્ગતે સોપમા સ્મૃતા ।**
**યોગિનો યતચિત્તસ્ય યુઞ્જતો યોગમાત્મનઃ ॥ ૧૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યથા** | = જે રીતે | **ન, ઈઙ્ગતે** | = ડોલતી નથી, | **યોગિનઃ** | = યોગીના |
| **નિવાતસ્થઃ** | = વાયુ વિનાના સ્થાનમાં રહેલી | **યોગમ્** | = યોગનો | **આત્મનઃ** | = ચિત્તની |
| | | **યુઞ્જતઃ** | = અભ્યાસ કરતાં | **સા** | = એવી જ |
| | | | | **ઉપમા** | = ઉપમા |
| **દીપઃ** | = દીવાની જ્યોત | **યતચિત્તસ્ય** | = વશ કરેલા ચિત્તવાળા | **સ્મૃતા** | = કહેવાઈ છે. |

*ટીકા* – **'યથા દીપો નિવાતસ્થો... યુઞ્જતો યોગમાત્મનઃ'** – જેવી રીતે સર્વથા સ્પંદનરહિત વાયુના સ્થાનમાં રાખેલા દીપકની જ્યોત થોડી પણ હાલતી-ડોલતી નથી, એવી જ રીતે જે યોગનો અભ્યાસ કરે છે, જેનું મન સ્વરૂપના ચિંતનમાં લાગે છે અને જેણે ચિત્તને પોતાના વશમાં કરી લીધું છે, તે ધ્યાનયોગીના ચિત્તને માટે પણ દીપકની

જ્યોતની ઉપમા આપવામાં આવી છે. તાત્પર્ય એ છે કે તે યોગીનું ચિત્ત સ્વરૂપમાં એવું લાગેલું છે કે તેમાં એક સ્વરૂપ સિવાય બીજું કંઈ પણ ચિંતન નથી થતું.

પૂર્વશ્લોકમાં જે યોગીના ચિત્તને 'વિનિયત' કહેવામાં આવ્યું છે, તે વશીભૂત કરેલા ચિત્તવાળા યોગીને માટે અહીં **'યતચિત્તસ્ય'** પદ આવ્યું છે.

કોઈ પણ સ્થાન વાયુથી સર્વથા રહિત નથી હોતું. વાયુ સર્વત્ર રહે છે. ક્યાંક વાયુ સ્પંદન રૂપે છે અને ક્યાંક નિઃસ્પંદન રૂપે રહે છે. એટલા માટે અહીં **'નિવાતસ્થઃ'** પદ વાયુના અભાવનું વાચક નથી, પરંતુ સ્પંદિત વાયુના અભાવનું વાચક છે.

અહીં ઉપમેય ચિત્તને પર્વત વગેરે સ્થિર કે અચલ પદાર્થોની ઉપમા ન આપીને દીપકની જ્યોતની જ ઉપમા કેમ આપવામાં આવી? દીપકની જ્યોત તો સ્પંદિત વાયુથી હાલી પણ શકે છે, પરંતુ પર્વત કદી હાલતો જ નથી. આથી પર્વતની જ ઉપમા આપવી જોઈતી હતી? એનો ઉત્તર એ છે કે પર્વત સ્વભાવથી જ સ્થિર, અચલ અને પ્રકાશહીન છે, જ્યારે દીપકની જ્યોત સ્વભાવે ચંચળ અને પ્રકાશમાન છે. ચંચળ વસ્તુને સ્થિર રાખવામાં વિશેષ કઠિનતા પડે છે. ચિત્ત પણ દીપકની જ્યોતની જેમ સ્વભાવથી જ ચંચળ છે, એટલા માટે ચિત્તને દીપકની જ્યોતની ઉપમા આપવામાં આવી છે.

બીજી વાત, જેવી રીતે દીપકની જ્યોત પ્રકાશમાન હોય છે, એવી જ રીતે યોગીના ચિત્તની પરમાત્મતત્ત્વમાં જાગૃતિ રહે છે. આ જાગૃતિ, સુષુપ્તિથી વિલક્ષણ છે. જોકે સુષુપ્તિ અને સમાધિ – આ બેઉમાં સંસારની નિવૃત્તિ સમાન રહે છે, તથાપિ સુષુપ્તિમાં ચિત્તવૃત્તિ અવિદ્યામાં લીન થઈ જાય છે. આથી એ અવસ્થામાં સ્વરૂપનું ભાન નથી હોતું. પરંતુ સમાધિમાં ચિત્તવૃત્તિ જાગ્રત રહે છે અર્થાત્ ચિત્તમાં સ્વરૂપની જાગૃતિ રહે છે. એટલા માટે અહીં દીપકની જ્યોતનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. આ જ વાતને ચોથા અધ્યાયના સત્તાવીસમા શ્લોકમાં **'જ્ઞાન-દીપિતે'** પદથી કહી છે.

—■—

***સંબંધ*** *– જે અવસ્થામાં પૂર્ણતા પ્રાપ્ત થાય છે, તે અવસ્થાનું આગળના શ્લોકમાં સ્પષ્ટ વર્ણન કરે છે.*

**યત્રોપરમતે ચિત્તં નિરુદ્ધં યોગસેવયા ।**
**યત્ર ચૈવાત્મનાત્માનં પશ્યન્નાત્મનિ તુષ્યતિ ॥ ૨૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યોગસેવયા** | = યોગનું સેવન કરવાથી | **ઉપરમતે** | = ઉપરામ થઈ જાય છે | **આત્માનમ્** | = પોતે-પોતાનો |
| **યત્ર** | = જે અવસ્થામાં | **ચ** | = અને | **પશ્યન્** | = સાક્ષાત્કાર કરતો |
| **નિરુદ્ધમ્** | = નિરુદ્ધ | **યત્ર** | = જે અવસ્થામાં (સ્વયં) | **આત્મનિ** | = પોતે-પોતાનામાં |
| **ચિત્તમ્** | = ચિત્ત | **આત્મના** | = પોતે-પોતાથી | **એવ** | = જ |
| | | | | **તુષ્યતિ** | = સંતુષ્ટ થઈ જાય છે – |

*ટીકા* – **'યત્રોપરમતે ચિત્તં... પશ્યન્નાત્મનિ તુષ્યતિ'** – ધ્યાનયોગમાં પહેલાં 'મનને કેવળ સ્વરૂપમાં જ જોડવાનું છે' એ ધારણા કહેવામાં આવે છે. આવી ધારણા થયા પછી સ્વરૂપ સિવાય બીજી કોઈ વૃત્તિ પેદા થઈ પણ જાય, તો તેની ઉપેક્ષા કરીને તેને હઠાવી દેવાથી અને ચિત્તને કેવળ સ્વરૂપમાં જ જોડવાથી જ્યારે મનનો પ્રવાહ કેવળ સ્વરૂપમાં જ લાગી જાય છે, ત્યારે તેને ધ્યાન કહે છે. ધ્યાનને સમયે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય-આ ત્રિપુટી રહે છે અર્થાત્ સાધક ધ્યાનને સમયે પોતાને ધ્યાતા (ધ્યાન કરવાવાળો) માને છે, સ્વરૂપમાં તદ્રૂપ થવાવાળી વૃત્તિને ધ્યાન માને છે અને સાધ્યરૂપ સ્વરૂપને ધ્યેય માને છે. તાત્પર્ય એ છે કે જ્યાં સુધી આ ત્રણેનું અલગ-અલગ જ્ઞાન રહે છે, ત્યાં સુધી તે 'ધ્યાન' કહેવાય છે. ધ્યાનમાં ધ્યેયનું પ્રાધાન્ય હોવાને કારણે સાધક પહેલાં પોતાનામાં ધ્યાતાપણું ભૂલી જાય છે. પછી ધ્યાનની વૃત્તિ પણ ભૂલી જાય છે. અંતમાં કેવળ ધ્યેય જ જાગ્રત રહે છે એને 'સમાધિ' કહે છે. આ 'સંપ્રજ્ઞાત-સમાધિ' છે, જે ચિત્તની એકાગ્ર અવસ્થામાં થાય છે. આ સમાધિના દીર્ઘકાળના અભ્યાસથી પછી 'અસંપ્રજ્ઞાત-સમાધિ' થાય છે. આ બેઉ સમાધિઓમાં ભેદ એ છે કે જ્યાં સુધી ધ્યેય, ધ્યેયનું નામ અને નામ-નામીનો સંબંધ – આ ત્રણે ચીજો રહે છે, ત્યાં સુધી તે 'સંપ્રજ્ઞાત-સમાધિ' હોય છે. આને જ ચિત્તની 'એકાગ્ર' અવસ્થા કહે છે. પરંતુ જ્યારે નામની સ્મૃતિ ન રહીને કેવળ નામી (ધ્યેય) રહી જાય છે, ત્યારે તે 'અસંપ્રજ્ઞાત-સમાધિ' હોય છે. આને જ ચિત્તની 'નિરુદ્ધ' અવસ્થા કહે છે.

નિરુદ્ધ અવસ્થાની સમાધિ બે પ્રકારની હોય છે – સબીજ અને નિર્બીજ. જેમાં સંસારની સૂક્ષ્મ વાસના રહે છે, તે 'સબીજ સમાધિ' કહેવાય છે. સૂક્ષ્મ વાસનાને કારણે

સબીજ સમાધિમાં સિદ્ધિઓ પ્રગટ થઈ જાય છે. એ સિદ્ધિઓ સાંસારિક દૃષ્ટિએ તો ઐશ્વર્ય છે, પરંતુ પારમાર્થિક દૃષ્ટિએ (ચેતનતત્ત્વની પ્રાપ્તિમાં) વિઘ્નો છે. ધ્યાનયોગી જ્યારે એ સિદ્ધિઓને નિસ્તત્ત્વ સમજીને તેમનાથી ઉપરામ થઈ જાય છે, ત્યારે તેની 'નિર્બીજ સમાધિ' થાય છે, જેનો અહીં (આ શ્લોકમાં) **'નિરુદ્ધમ્'** પદથી સંકેત કરવામાં આવ્યો છે.

ધ્યાનમાં સંસારના સંબંધથી વિમુખ થતાં એક અદ્વિતીય શાંતિ અને સુખ મળે છે, કે જે સંસારનો સંબંધ રહેતાં કદી નથી મળતું. સંપ્રજ્ઞાત-સમાધિમાં તેનાથી પણ વિલક્ષણ સુખનો અનુભવ થાય છે. આ સંપ્રજ્ઞાત-સમાધિથી પણ અસંપ્રજ્ઞાત-સમાધિમાં વિલક્ષણ સુખ મળે છે. જ્યારે સાધક નિર્બીજ સમાધિમાં પહોંચે છે, ત્યારે તેમાં બહુ જ વિલક્ષણ સુખ કે આનંદની પ્રાપ્તિ છે. યોગનો અભ્યાસ કરતાં-કરતાં ચિત્ત નિરુદ્ધ-અવસ્થા- નિર્બીજ સમાધિથી પણ ઉપરામ થઈ જાય છે અર્થાત્ યોગી, એ નિર્બીજ સમાધિનું પણ સુખ નથી લેતો કે તેના સુખનો ભોક્તા નથી બનતો. તે સમયે તે પોતાના સ્વરૂપમાં પોતાની જાતનો અનુભવ કરતો રહીને પોતાની જાતમાં સંતુષ્ટ થાય છે.

**'ઉપરમતે'** પદનું તાત્પર્ય એ છે કે ચિત્તનું સંસાર સાથે તો પ્રયોજન રહ્યું નહિ અને સ્વરૂપને પકડી શકતું નથી. કારણ કે ચિત્ત પ્રકૃતિનું કાર્ય હોવાથી જડ છે અને સ્વરૂપ ચેતન છે. જડ ચિત્ત ચેતન સ્વરૂપને કેવી રીતે પકડી શકે? નથી પકડી શકતું. એટલા માટે તે ઉપરામ થઈ જાય છે. ચિત્ત ઉપરામ થતાં યોગીનો ચિત્ત સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે.

**'તુષ્યતિ'** કહેવાનું તાત્પર્ય એ છે કે તેના સંતોષનું બીજું કોઈ કિંચિત્‌માત્ર પણ કારણ નથી રહેતું. કેવળ પોતાનું સ્વરૂપ જ તેના સંતોષનું કારણ રહે છે.

આ શ્લોકનો સાર એ છે કે પોતાના દ્વારા પોતાનામાં જ પોતાના સ્વરૂપની અનુભૂતિ થાય છે. તે તત્ત્વ પોતાની અંદર જેવું છે તેવું છે. કેવળ સંસાર સાથે પોતાનો સંબંધ માનવાને કારણે ચિત્તની વૃત્તિઓ સંસારમાં લાગે છે, જેથી એ તત્ત્વની અનુભૂતિ નથી થતી. જ્યારે ધ્યાનયોગ દ્વારા ચિત્ત સંસારથી ઉપરામ થઈ જાય છે, ત્યારે યોગીનો ચિત્તથી તથા સંસારથી સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. સંસારથી સર્વથા સંબંધ-વિચ્છેદ થતાં જ તેને પોતાની જાતમાં જ પોતાના સ્વરૂપની અનુભૂતિ થઈ જાય છે.

## વિશેષ વાત

જે તત્ત્વની પ્રાપ્તિ ધ્યાનયોગથી થાય છે, તે જ તત્ત્વની પ્રાપ્તિ કર્મયોગથી થાય છે. પરંતુ આ બે સાધનોમાં થોડું અંતર છે. ધ્યાનયોગમાં જ્યારે સાધકનું ચિત્ત સમાધિના સુખથી પણ ઉપરામ થઈ જાય છે, ત્યારે તે પોતાની મેળે પોતાના સ્વરૂપમાં સંતુષ્ટ થઈ જાય છે. કર્મયોગમાં જ્યારે સાધક મનમાં રહેલી સઘળી કામનાઓનો સર્વથા ત્યાગ કરી દે છે, ત્યારે તે પોતાની મેળે પોતાના સ્વરૂપમાં સંતુષ્ટ થાય છે (ગીતા ૨/૫૫).

ધ્યાનયોગમાં પોતાના સ્વરૂપમાં મન લાગવાથી જ્યારે મન સ્વરૂપમાં તદાકાર થઈ જાય છે, ત્યારે સમાધિ લાગે છે. તે સમાધિથી પણ જ્યારે મન ઉપરામ થઈ જાય છે, ત્યારે યોગીનો ચિત્ત સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અને તે પોતાની જાતમાં સંતુષ્ટ થઈ જાય છે.

કર્મયોગમાં મન, બુદ્ધિ, ઇન્દ્રિયો, શરીર વગેરે પદાર્થોનો અને સઘળી ક્રિયાઓનો પ્રવાહ કેવળ બીજાઓના હિતની તરફ થઈ જાય છે, ત્યારે મનમાં રહેલી સઘળી કામનાઓ છૂટી જાય છે. કામનાઓનો ત્યાગ થતાં જ મનથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અને તે આપોઆપ સંતુષ્ટ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** મન આત્મામાં લાગતું નથી, બલ્કે ઉપરામ થઈ જાય છે. કારણ કે મનની જાતિ અલગ છે અને આત્માની જાતિ અલગ છે. મન અપરા પ્રકૃતિ (જડ) છે અને આત્મા પરા પ્રકૃતિ (ચેતન) છે. તેથી આત્મા જ આત્મા સાથે જોડાય છે –' **આત્મનાત્માનં પશ્યન્નાત્મનિ તુષ્યતિ.'**

પોતે-પોતાનામાં પોતે-પોતાને જોવો એનું તાત્પર્ય છે કે આત્મતત્ત્વ પરસંવેદ્ય (બીજાથી જાણી શકાય તેવો) નથી બલ્કે સ્વસંવેદ્ય છે. મનથી જે ચિંતન કરવામાં આવે છે, તે મનના વિષય (અનાત્મા)નું જ ચિંતન થાય છે, પરમાત્માનું નહીં. બુદ્ધિથી જે નિશ્ચય કરવામાં આવે છે, તે બુદ્ધિના વિષયનો જ નિશ્ચય હોય છે, પરમાત્માનો નહીં. વાણીથી જે વર્ણન કરવામાં આવે છે, તે વાણીના વિષયનું જ વર્ણન થાય છે, પરમાત્માનું નહીં. તાત્પર્ય એ છે કે મન, બુદ્ધિ, વાણીથી પ્રકૃતિનાં કાર્ય (અનાત્મા)નું જ ચિંતન, નિશ્ચય અને વર્ણન કરવામાં આવે છે, પરંતુ પરમાત્માની પ્રાપ્તિ મન-બુદ્ધિ-વાણીથી સર્વથા વિમુખ (સંબંધ-વિચ્છેદ) થવાથી જ થાય છે.[૧]

૧. જો એક પરમાત્મપ્રાપ્તિનું જ ધ્યેય હોય તો મન-બુદ્ધિ-વાણીથી ચિંતન, નિશ્ચય તથા વર્ણન કરવું પણ અનુચિત નથી, બલ્કે તે પણ સાધનારૂપ બની જાય છે, પરંતુ સાધક તેમાં જ સંતોષ કરી લે, પૂર્ણતા માની લે તો તે બાધક બની જાય છે.

અહીં જે તત્ત્વની પ્રાપ્તિ ધ્યાનયોગથી બતાવવામાં આવી છે, તે જ તત્ત્વની પ્રાપ્તિ બીજા અધ્યાયના પંચાવનમાં શ્લોકમાં કર્મયોગથી પણ બતાવવામાં આવી છે. ફરક માત્ર એટલો જ છે કે ધ્યાનયોગ તો કરણ-સાપેક્ષ છે, પરંતુ કર્મયોગ કરણ-નિરપેક્ષ સાધન છે. કરણ-સાપેક્ષ સાધનમાં જડતાથી સંબંધ-વિચ્છેદ થતાં વાર લાગે છે અને એમાં યોગભ્રષ્ટ થવાની સંભાવના રહે છે.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં કહેવાઈ ગયું કે ધ્યાનયોગી પોતાની જાતે પોતાની જાતમાં જ સંતોષનો અનુભવ કરે છે. હવે ત્યારબાદ શું થાય છે – તેને આગળના શ્લોકમાં બતાવે છે.*

**સુખમાત્યન્તિકં યત્તદ્બુદ્ધિગ્રાહ્યમતીન્દ્રિયમ્ ।**
**વેત્તિ યત્ર ન ચૈવાયં સ્થિતશ્ચલતિ તત્ત્વતઃ ॥ ૨૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યત્** | = જે | **બુદ્ધિગ્રાહ્યમ્** | = બુદ્ધિગ્રાહ્ય છે, | **સ્થિતઃ** | = સ્થિત થયેલો |
| **સુખમ્** | = સુખ | **તત્** | = તે સુખ | **અયમ્** | = આ ધ્યાનયોગી |
| **આત્યન્તિકમ્** | = અનંત, | **યત્ર** | = જે અવસ્થામાં | **તત્ત્વતઃ** | = તત્ત્વથી |
| **અતીન્દ્રિયમ્** | = ઇન્દ્રિયોથી અતીત (અને) | **વેત્તિ** | = અનુભવે છે | **એવ** | = પછી કદીયે |
| | | **ચ** | = અને (જે સુખમાં) | **ન, ચલતિ** | વિચલિત થતો જ નથી. |

*ટીકા* – **'સુખમાત્યન્તિકં યત્'** – ધ્યાનયોગી પોતાના દ્વારા પોતાની જાતમાં જે સુખનો અનુભવ કરે છે, પ્રાકૃત સંસારમાં તે સુખથી વધીને બીજું કોઈ સુખ હોઈ જ નથી શકતું અને હોવાનો સંભવ જ નથી. કારણ કે આ સુખ ત્રણે ગુણોથી અતીત અને સ્વતઃસિદ્ધ છે. આ સઘળાં સુખોની આખરી સીમા છે – **'સા કાષ્ઠા સા પરા ગતિઃ'**. આ જ સુખને અક્ષય સુખ (અ. ૫/૨૧), અત્યંત સુખ (અ. ૬/૨૮) અને એકાંતિક સુખ (અ. ૧૪/૨૭) કહેવામાં આવ્યું છે.

આ સુખને અહીં **'આત્યંતિક'** કહેવાનું તાત્પર્ય એ છે કે આ સુખ સાત્ત્વિક સુખથી વિલક્ષણ છે. કારણ કે સાત્ત્વિક સુખ તો પરમાત્મવિષયક બુદ્ધિની પ્રસન્નતાથી ઉત્પન્ન થાય છે (ગીતા – ૧૮/૩૭); પરંતુ આ આત્યંતિક સુખ ઉત્પન્ન નથી થતું. બલ્કે એ સ્વતઃસિદ્ધ અનુત્પન્ન સુખ છે.

**'અતીન્દ્રિયમ્'** – આ સુખને ઇન્દ્રિયોથી અતીત બતાવવાનું તાત્પર્ય એ છે કે આ સુખ રાજસ સુખથી વિલક્ષણ છે. રાજસ સુખ સાંસારિક વસ્તુ, વ્યક્તિ, પદાર્થ, પરિસ્થિતિ વગેરેના સંબંધથી પેદા થાય છે અને ઇન્દ્રિયો દ્વારા ભોગવવામાં આવે છે. વસ્તુ, વ્યક્તિ વગેરેનું પ્રાપ્ત થવું એ આપણા હાથની વાત નથી અને પ્રાપ્ત થતાં તે સુખનો ભોગ તે વિષય(વસ્તુ, વ્યક્તિ વગેરે)ને જ આધીન હોય છે. આથી રાજસસુખમાં પરાધીનતા છે, પરંતુ આત્યંતિક સુખમાં પરાધીનતા નથી. કારણ કે આત્યંતિક સુખ ઇન્દ્રિયોનો વિષય નથી. ઇન્દ્રિયોની તો વાત જ શી છે, ત્યાં મનની પણ પહોંચ નથી. આ સુખ તો પોતાના દ્વારા જ અનુભવમાં આવે છે. આથી આ સુખને અતીન્દ્રિય કહ્યું છે.

**'બુદ્ધિગ્રાહ્યમ્'** – આ સુખને બુદ્ધિગ્રાહ્ય બતાવવાનું તાત્પર્ય એ છે કે આ સુખ તામસ સુખથી વિલક્ષણ છે. તામસ સુખ નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થાય છે. ગાઢ નિદ્રા(સુષુપ્તિ)માં સુખ તો મળે છે, પરંતુ તેમાં બુદ્ધિ લીન થઈ જાય છે. આળસ અને પ્રમાદમાં પણ સુખ થાય છે, પરંતુ તેમાં બુદ્ધિ સારી રીતે જાગ્રત નથી રહેતી તથા વિવેકશક્તિ પણ લુપ્ત થઈ જાય છે. પરંતુ આ આત્યંતિક સુખમાં બુદ્ધિ લીન નથી થતી અને વિવેકશક્તિ પણ બરાબર જાગ્રત રહે છે. પરંતુ આ આત્યંતિક સુખને બુદ્ધિ પકડી નથી શકતી; કેમકે પ્રકૃતિનું કાર્ય બુદ્ધિ પ્રકૃતિથી અતીત સ્વરૂપભૂત સુખને પકડી જ કેવી રીતે શકે?

અહીં સુખને આત્યંતિક, અતીન્દ્રિય અને બુદ્ધિગ્રાહ્ય બતાવવાનું તાત્પર્ય એ છે કે આ સુખ સાત્ત્વિક, રાજસ અને તામસ સુખથી વિલક્ષણ અર્થાત્ ગુણાતીત સ્વરૂપભૂત છે.

**'વેત્તિ યત્ર ન ચૈવાયં સ્થિતશ્ચલતિ તત્ત્વતઃ'** – ધ્યાનયોગી પોતાના દ્વારા જ પોતાની જાતના સુખનો અનુભવ કરે છે અને આ સુખમાં સ્થિત થયેલો તે કદી કિંચિત્માત્ર પણ વિચલિત નથી થતો અર્થાત્ આ સુખની અખંડતા નિરંતર આપમેળે ચાલુ રહે છે. જેમકે, મુસલમાનોએ કપટથી શિવાજીના પુત્ર સંભાજીને કેદ કરી લીધો અને તેને

મુસ્લિમધર્મ સ્વીકાર કરવાને માટે કહ્યું. પરંતુ જ્યારે સંભાજીએ તેનો સ્વીકાર ન કર્યો, ત્યારે મુસલમાનોએ તેમની આંખો કાઢી નાખી, તેમની ચામડી ઉતારી લીધી, તોપણ તેઓ પોતાના હિંદુધર્મથી કિંચિત્માત્ર પણ વિચલિત ન થયા. તાત્પર્ય એ નીકળ્યું કે મનુષ્ય જ્યાં સુધી પોતાની માન્યતાને જાતે નથી છોડતો ત્યાં સુધી તેને બીજો કોઈ છોડાવી નથી શકતો. જ્યારે પોતાની માન્યતાને પણ કોઈ છોડાવી નથી શકતો, તો પછી જેને વાસ્તવિક સુખ પ્રાપ્ત થઈ ગયું છે, તે સુખને કોઈ કેવી રીતે છોડાવી શકે છે અને તે પોતે પણ તે સુખથી કેવી રીતે વિચલિત થઈ શકે છે? અર્થાત્ નથી થઈ શકતો.

મનુષ્ય તે વાસ્તવિક સુખથી, જ્ઞાનથી અને આનંદથી કદી ચલાયમાન નથી થતો. એનાથી સિદ્ધ થાય છે કે મનુષ્ય સાત્ત્વિક સુખથી પણ ચલાયમાન થાય છે; તેનું સમાધિથી પણ વ્યુત્થાન થાય છે. પરંતુ આત્યંતિક સુખથી અર્થાત્ તત્ત્વથી તે કદી વિચલિત અને વ્યુત્થિત નથી થતો; કેમકે એમાં એનાં અંતર, ભેદ અને ભિન્નતા દૂર થયાં અને હવે કેવળ તે-જ-તે રહી ગયો. હવે તે વિચલિત અને વ્યુત્થિત કેવી રીતે થાય? વિચલિત અને વ્યુત્થિત ત્યારે જ થાય છે, જ્યારે જડતાનો કિંચિત્માત્ર પણ સંબંધ રહે છે. જ્યાં સુધી જડતાનો સંબંધ રહે છે, ત્યાં સુધી તે એકરસ નથી રહી શકતો; કેમકે પ્રકૃતિ સદાયે ક્રિયાશીલ રહે છે.

**પરિશિષ્ટ ભાવ :** સ્વરૂપનો અનુભવ થવાથી તે ધ્યાનયોગીને તે અવિનાશી, અખંડ સુખની અનુભૂતિ થઈ જાય છે, જે જે 'આત્યન્તિક' અર્થાત્ સાત્ત્વિક સુખથી વિલક્ષણ, 'અતિન્દ્રિય' અર્થાત્ રાજસ સુખથી વિલક્ષણ અને 'બુદ્ધિગ્રાહ્ય' અર્થાત્ તામસ સુખથી વિલક્ષણ છે.

અવિનાશી સુખને 'બુદ્ધિગ્રાહ્ય' કહેવાનો અર્થ એ નથી કે તે બુદ્ધિની પકડમાં આવવાવાળું છે. કારણ કે બુદ્ધિ તો પ્રકૃતિનું કાર્ય છે, પછી તે પ્રકૃતિથી અતીત સુખને કઈ રીતે પકડી શકે છે? તેથી અવિનાશી સુખને બુદ્ધિગ્રાહ્ય કહેવાનું તાત્પર્ય તે સુખને તામસ સુખથી વિલક્ષણ બતાવવાનું જ છે. નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થવાવાળું સુખ તામસ હોય છે. (ગીતા ૧૮/૩૯). ગાઢ નિદ્રા (સુષુપ્તિ)માં બુદ્ધિ અવિદ્યામાં લીન થઈ જાય છે અને આળસ તથા પ્રમાદમાં બુદ્ધિ પૂરેપૂરી જાગ્રત રહેતી નથી. પરંતુ સ્વતઃસિદ્ધ અવિનાશી સુખમાં બુદ્ધિ અવિદ્યામાં લીન થતી નથી, બલ્કે પૂરી રીતે જાગ્રત રહે છે – **'જ્ઞાનદીપિતે'** (ગીતા – ૪/૨૭). તેથી બુદ્ધિની જાગ્રતિની દૃષ્ટિથી જ તેને 'બુદ્ધિગ્રાહ્ય' કહેવાઈ છે. વાસ્તવમાં બુદ્ધિ ત્યાં સુધી પહોંચતી નથી.

જેમ દર્પણમાં સૂર્ય આવતો નથી બલ્કે સૂર્યનું પ્રતિબિંબ આવે છે, તેવી જ રીતે બુદ્ધિમાં તે અવિનાશી સુખ આવતું નથી, બલ્કે તે સુખનું પ્રતિબિંબ આભાસ આવે છે, તેથી પણ તેને 'બુદ્ધિગ્રાહ્ય' કહ્યું છે.

તાત્પર્ય એ થયું કે, સ્વયંનું અખંડ સુખ સાત્ત્વિક, રાજસ અને તામસ સુખથી પણ અત્યંત વિલક્ષણ અર્થાત્ ગુણાતીત છે. તેને બુદ્ધિગ્રાહ્ય કહેવાથી પણ વાસ્તવમાં તે બુદ્ધિથી સર્વથા અતીત છે.

બુદ્ધિયુક્ત (પ્રકૃતિ સાથે મળેલું) ચેતન જ બુદ્ધિગ્રાહ્ય છે, શુદ્ધ ચેતનનું નહીં. વાસ્તવમાં સ્વયં પ્રકૃતિ સાથે મળી શકતો જ નથી, પરંતુ તે પોતાને મળેલો માની લે છે – **'યયેદં ધાર્યતે જગત'** (ગીતા ૭/૫).



*સંબંધ – ધ્યાનયોગી તત્ત્વથી ચલાયમાન કેમ નથી થતો – એનું કારણ આગળના શ્લોકમાં બતાવે છે.*

**યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ।**
**યસ્મિન્સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ॥ ૨૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યમ્** | = જે | **અપરમ્** | = બીજો કોઈ અધિક (લાભ) | **ગુરુણા** | = ઘણા ભારે |
| **લાભમ્** | = લાભ | **ન, મન્યતે** | = નથી માનતો, | **દુઃખેન** | = દુઃખથી |
| **લબ્ધ્વા** | = પ્રાપ્ત થતાં | **ચ** | = અને | **અપિ** | = પણ |
| **તતઃ** | = એનાથી | **યસ્મિન્** | = જેમાં | **ન, વિચાલ્યતે** | = વિચલિત કરી શકાતો નથી. |
| **અધિકમ્** | = વધુ | **સ્થિતઃ** | = સ્થિત રહેલો (યોગી) | | |

*ટીકા* – **'યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ'** – મનુષ્યને જે સુખ પ્રાપ્ત છે, તેનાથી અધિક સુખ દેખાતું હોય તો તે તેના લોભમાં આવીને વિચલિત થઈ જાય છે. જેમકે, કોઈને એક કલાકના સો રૂપિયા મળે છે. જો તેટલા જ સમયમાં બીજી જગાએ હજાર રૂપિયા મળતા હોય, તો તે સો રૂપિયાની સ્થિતિથી વિચલિત થઈ જશે અને હજાર રૂપિયાની સ્થિતિમાં ચાલ્યો જશે. નિદ્રા, આળસ અને પ્રમાદનું તામસી સુખ પ્રાપ્ત થવા છતાં પણ જ્યારે વિષયજન્ય સુખ વધારે સારું લાગે છે, તેમાં અધિક સુખ માલૂમ પડે છે, ત્યારે મનુષ્ય તામસ સુખને છોડીને વિષયજન્ય સુખની તરફ દોડીને ચાલ્યો જાય છે. એવી જ રીતે જ્યારે તે વિષયજન્ય સુખથી ઊંચે ચડે છે, ત્યારે તે સાત્ત્વિક સુખને માટે વિચલિત થઈ જાય છે; અને જ્યારે તે સાત્ત્વિક સુખથી પણ ઊંચે ચડે છે ત્યારે તે આત્યંતિક સુખને માટે વિચલિત થઈ જાય છે, પરંતુ જ્યારે આત્યંતિક સુખ પ્રાપ્ત થઈ જાય છે, તો પછી તે તેનાથી વિચલિત નથી થતો; કેમકે આત્યંતિક સુખથી વધીને બીજું કોઈ સુખ કે કોઈ લાભ છે જ નહિ. આત્યંતિક સુખમાં સુખની સીમા આવી જાય છે. ધ્યાનયોગીને જ્યારે એવું સુખ મળી જાય, તો પછી તે એ સુખથી વિચલિત થઈ જ કેવી રીતે શકે?

**'યસ્મિન્સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે'** – વિચલિત થવાનું બીજું કારણ એ છે કે લાભ તો અધિક થતો હોય, પરંતુ સાથે મહાન દુઃખ હોય, તો મનુષ્ય તે લાભથી વિચલિત થઈ જાય છે. જેવી રીતે, હજાર રૂપિયા મળતા હોય, પરંતુ સાથે જીવનું પણ જોખમ હોય, તો મનુષ્ય હજાર રૂપિયાથી વિચલિત થઈ જાય છે. એવી જ રીતે મનુષ્ય જે કોઈ સ્થિતિમાં સ્થિત હોય, ત્યાં કોઈ ભયંકર આફત આવી જાય, તો મનુષ્ય તે સ્થિતિને છોડી દે છે. પરંતુ અહીં ભગવાન કહે છે કે આત્યંતિક સુખમાં સ્થિત થતાં યોગીને મોટામાં મોટા દુઃખથી પણ વિચલિત નથી કરી શકાતો. જેવી રીતે, કોઈ કારણથી તેના શરીરને ફાંસી આપી દેવામાં આવે, શરીરના ટુકડે-ટુકડા કરી દેવામાં આવે, આપસમાં ભિડાતા બે પહાડોની વચમાં શરીર દબાવીને પીસી નાખવામાં આવે, જીવતેજીવ શરીરની ચામડી ઉતારી નાખવામાં આવે, શરીરમાં જાતજાતનાં છિદ્રો પાડવામાં આવે, ઊકળતા તેલમાં શરીર નાખવામાં આવે – આ રીતનાં વધારે મોટાં, મહાભયંકર દુઃખો એકસાથે આવવા છતાં પણ તે વિચલિત નથી થતો.

તેને વિચલિત કેમ નથી કરી શકાતો? કારણ કે જેટલાં પણ દુઃખો આવે છે, તે બધાં પ્રકૃતિના રાજ્યમાં અર્થાત્ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિમાં જ આવે છે, જ્યારે આત્યંતિક સુખ, સ્વરૂપબોધ પ્રકૃતિથી અતીત તત્ત્વ છે. પરંતુ જ્યારે પુરુષ પ્રકૃતિસ્થ થઈ જાય છે અર્થાત્ શરીરની સાથે તાદાત્મ્ય કરી લે છે, ત્યારે તે પ્રકૃતિજન્ય અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિમાં પોતાને સુખી-દુઃખી માનવા લાગી જાય છે (ગીતા – ૧૩/૨૧). જ્યારે તે પ્રકૃતિથી સંબંધ-વિચ્છેદ કરીને પોતાના સ્વરૂપભૂત સુખનો અનુભવ કરી લે છે અને તેમાં સ્થિત થઈ જાય છે, પછી પ્રાકૃતિક દુઃખ તેના સુધી પહોંચી જ નથી શકતું અને તેને સ્પર્શ જ નથી કરી શકતું. એટલા માટે શરીરમાં ગમે તેટલી આપત્તિ આવવા છતાં પણ તેને પોતાની સ્થિતિથી વિચલિત નથી કરી શકાતો.

**પરિશિષ્ટ ભાવ :** આ શ્લોક બધાં સાધનોની કસોટી છે. કર્મયોગ, જ્ઞાનયોગ, ધ્યાનયોગ, ભક્તિયોગ વગેરે કોઈ પણ સાધનામાં આ કસોટીએ પોતાને તપાસવો જોઈએ. પોતાની સ્થિતિ સમજવા માટે આ શ્લોક સાધકને માટે બહુ જ ઉપયોગી છે. જીવમાત્રનું ધ્યેય એ જ રહે છે કે મારું દુઃખ મટી જાય અને સુખ મળી જાય. તેથી આ શ્લોકમાં જણાવેલી સ્થિતિ દરેક સાધકે પ્રાપ્ત કરવી જોઈએ, અન્યથા તેની સાધના પૂરી થઈ નથી. સાધક વચ્ચે અટકી ન જાય, પોતાની અધૂરી સ્થિતિને જ પૂરી ન માની લે, તે માટે તેણે આ શ્લોક પોતાની સામે રાખવો જોઈએ.

જેમાં લાભનો તો અંત નથી અને દુઃખનો લેશ પણ નથી – એવું દુર્લભ પદ દરેક મનુષ્યને પ્રાપ્ત થઈ શકે છે! પરંતુ તે ભોગ અને સંગ્રહ સાથે તાદાત્મ્ય કરીને અનર્થ કરી લે છે, જેનો કોઈ અંત નથી.



*સંબંધ – જે સુખની પ્રાપ્તિ થતાં તેનાથી અધિક લાભની સંભાવના નથી રહેતી અને જેમાં સ્થિત થતાં બહુ ભારે દુઃખ પણ વિચલિત નથી કરતું, એવા સુખની પ્રાપ્તિને માટે આગળના શ્લોકમાં પ્રેરણા કરે છે.*

**તં વિદ્યાદ્ દુઃખસંયોગવિયોગં યોગસંજ્ઞિતમ્ ।**
**સ નિશ્ચયેન યોક્તવ્યો યોગોઽનિર્વિણ્ણચેતસા ॥ ૨૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **દુઃખસંયોગ-** | = જેમાં દુઃખોના | **વિદ્યાત્** | = જાણવો જોઈએ. | | અભ્યાસ |
| **વિયોગમ્** | સંયોગનો જ | **સઃ** | = (તે યોગ જે ધ્યાન- | **અનિર્વિણ્ણ-** | = ધૈર્યશીલ અને |
| | વિયોગ છે, | | યોગનું લક્ષ્ય છે,) | **ચેતસા** | ઉત્સાહી ચિત્તથી |
| **તમ્** | = એને | | તે | **નિશ્ચયેન** | = નિશ્ચયપૂર્વક |
| **યોગસઞ્જ્ઞિતમ્** | = 'યોગ' નામથી | **યોગઃ** | = ધ્યાનયોગનો | **યોક્તવ્યઃ** | = કરવો જોઈએ. |

*ટીકા* – **'તં વિદ્યાદુઃખસંયોગવિયોગં યોગ સંજ્ઞિતમ્'** – જેની સાથે આપણો સંબંધ છે નહિ, થયો નથી, થશે નહિ અને થવાનો સંભવ જ નથી, એવા દુઃખરૂપ સંસાર-શરીરની સાથે સંબંધ માની લીધો, તે જ 'દુઃખસંયોગ' છે. આ દુઃખસંયોગ 'યોગ' નથી. જો તે યોગ હોત અર્થાત્ સંસારની સાથે આપણો નિત્યસંબંધ હોત, તો આ દુઃખસંયોગનો કદી વિયોગ (સંબંધ-વિચ્છેદ) ન થાત. પરંતુ બોધ થતાં તેનો વિયોગ થઈ જાય છે. એનાથી સિદ્ધ થાય છે કે દુઃખસંયોગ કેવળ આપણો માનેલો છે, આપણો બનાવેલો છે, સ્વાભાવિક નથી. તેની સાથે ગમે તેટલી દૃઢતાથી સંયોગ માની લઈએ અને ગમે તેટલા લાંબા કાળ સુધી સંયોગ માની લઈએ, તોપણ તેનો કદી સંયોગ નથી થઈ શકતો. આથી આપણે આ માનેલા આગંતુક દુઃખસંયોગનો વિયોગ કરી શકીએ છીએ. આ દુઃખસંયોગ (શરીર-સંસાર)નો વિયોગ કરતાં જ સ્વાભાવિક 'યોગ'ની પ્રાપ્તિ થઈ જાય છે અર્થાત્ સ્વરૂપની સાથે આપણો જે નિત્યયોગ છે, તેની આપણને અનુભૂતિ થઈ જાય છે. સ્વરૂપની સાથે નિત્યયોગને જ અહીં 'યોગ' સમજવો જોઈએ.

અહીં દુઃખરૂપી સંસારના સર્વથા વિયોગને 'યોગ' કહેવામાં આવ્યો છે. એનાથી એ અસર પડે છે કે પોતાના સ્વરૂપની સાથે પહેલાં આપણો વિયોગ હતો, હવે યોગ થઈ ગયો, પરંતુ એવી વાત નથી. સ્વરૂપની સાથે આપણો નિત્યયોગ છે. દુઃખરૂપી સંસારના સંયોગનો તો આરંભ અને અંત થાય છે તથા સંયોગકાળમાં પણ સંયોગનો આરંભ અને અંત થતો રહે છે. પરંતુ આ નિત્યયોગનો કદી આરંભ અને અંત નથી થતો. કારણ કે આ યોગ મન, બુદ્ધિ, વગેરે પ્રાકૃતિક પદાર્થોથી નથી થતો, પરંતુ તેઓના સંબંધ-વિચ્છેદથી થાય છે. આ નિત્યયોગ સ્વતઃસિદ્ધ છે. તેમાં બધાની સ્વાભાવિક સ્થિતિ છે. પરંતુ અનિત્ય સંસાર સાથે સંબંધ માનતા રહેવાને કારણે આ નિત્યયોગની વિસ્મૃતિ થઈ ગઈ છે. સંસાર સાથે સંબંધ-વિચ્છેદ થતાં જ નિત્યયોગની સ્મૃતિ થઈ જાય છે. આને જ અર્જુને અઢારમા અધ્યાયના તોંતેરમા શ્લોકમાં **'નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા'** કહ્યું છે. આથી આ યોગ નવો નથી થયો, પરંતુ જે નિત્યયોગ છે, તેની અનુભૂતિ થઈ છે.

ભગવાને અહીં **'યોગસંજ્ઞિતમ્'** પદ આપીને દુઃખના સંયોગના વિયોગનું નામ 'યોગ' બતાવ્યું છે અને બીજા અધ્યાયમાં **'સમત્વં યોગ ઉચ્યતે'** કહીને સમતાને જ 'યોગ' બતાવ્યો છે. અહીં સાધ્યરૂપ સમતાનું વર્ણન છે અને ત્યાં (અ. ૨/૪૮)માં સાધનરૂપ સમતાનું વર્ણન છે. આ બન્ને વાતો તત્ત્વતઃ એક જ છે; કેમકે સાધનરૂપ સમતા જ અંતમાં સાધ્યરૂપ સમતામાં પરિણત થઈ જાય છે.

પતંજલિ મહારાજે ચિત્તવૃત્તિઓના નિરોધને 'યોગ' કહ્યો છે – **'યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ'** (યોગદર્શન ૧/૨) અને ચિત્તવૃત્તિઓનો નિરોધ થતાં દ્રષ્ટાની સ્વરૂપમાં સ્થિતિ બતાવી છે – **'તદા દ્રષ્ટુઃ સ્વરૂપેઽવસ્થાનમ્'** (૧/૩). પરંતુ ગીતામાં ભગવાને **'તં વિદ્યાદુઃખસંયોગવિયોગં યોગસંજ્ઞિતમ્'** પદોથી દ્રષ્ટાની સ્વરૂપમાં સ્થિતિને જ 'યોગ' કહ્યો છે, જે સ્વતઃસિદ્ધ છે.

અહીં **'તમ્'** કહેવાનું શું તાત્પર્ય છે? અઢારમા શ્લોકમાં યોગીનાં લક્ષણો બતાવીને ઓગણીસમા શ્લોકમાં દીપકના દૃષ્ટાંતથી તેના અંતઃકરણની સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું. તે ધ્યાનયોગીનું ચિત્ત જે અવસ્થામાં ઉપરામ થઈ જાય છે, તેનો સંકેત વીસમા શ્લોકના પૂર્વાર્ધમાં **'યત્ર'** પદથી કર્યો અને જ્યારે તે યોગીની સ્થિતિ પરમાત્મામાં થઈ જાય છે, તેનો સંકેત શ્લોકના ઉત્તરાર્ધમાં **'યત્ર'** પદથી કર્યો. એકવીસમા શ્લોકના પૂર્વાર્ધમાં **'યત્'** પદથી તે યોગીના આત્યંતિક સુખનો મહિમા કહ્યો અને ઉત્તરાર્ધમાં **'યત્ર'** પદથી તેની અવસ્થાનો સંકેત કર્યો. બાવીસમા શ્લોકના પૂર્વાર્ધમાં **'યત્'** પદથી તે યોગીના લાભનું વર્ણન કર્યું અને ઉત્તરાર્ધમાં તે જ લાભને **'યસ્મિન્'** પદથી કહ્યો. આ રીતે વીસમા શ્લોકથી બાવીસમા શ્લોક સુધી છ વાર **'યત્'**[1] શબ્દનો પ્રયોગ કરીને યોગીની જે વિલક્ષણ સ્થિતિ બતાવવામાં આવી છે, તેનો જ અહીં **'તમ્'** પદથી સંકેત કરીને તેનો મહિમા કહેવામાં આવ્યો છે.

**'સ નિશ્ચયેન યોક્તવ્યો યોગોઽનિર્વિણ્ણચેતસા'** –

૧. **યત્ર, યમ, યસ્મિન્** – એ ત્રણે **'યત્'** શબ્દથી જ બનેલા છે.

જેમાં દુઃખોના સંયોગનો જ અભાવ છે, એવા યોગ (સાધ્ય રૂપી સમતા)નો ઉદ્દેશ્ય રાખીને સાધકે ઉત્સાહિત ચિત્ત વડે નિશ્ચયપૂર્વક ધ્યાનયોગનો અભ્યાસ કરવો જોઈએ, જેનું આ જ અધ્યાયના અઢારમાથી વીસમા શ્લોક સુધી વર્ણન થયું છે.

યોગનો અનુભવ કરવા માટે સહુથી પહેલાં સાધકે પોતાની બુદ્ધિ એક નિશ્ચયવાળી બનાવવી જોઈએ અર્થાત્ 'મારે તો યોગની જ પ્રાપ્તિ કરવી છે' એવો એક નિશ્ચય કરવો જોઈએ. એવો નિશ્ચય કરીને સંસારનું ગમે તેટલું પ્રલોભન આવી જાય, ગમે તેટલું ભયંકર કષ્ટ આવી જાય, તોપણ તે નિશ્ચયને નહિ છોડવો જોઈએ.

**'અનિર્વિણ્ણચેતસા'**નું તાત્પર્ય એ છે કે સમય બહુ થઈ ગયો, પુરુષાર્થ બહુ જ કર્યો, પરંતુ સિદ્ધિ ન થઈ! એની સિદ્ધિ ક્યારે થશે? કેવી રીતે થશે – આ રીતે કદી કંટાળવું નહિ. સાધકનો ભાવ એવો રહે કે ચાહે ગમે તેટલાં વર્ષો થઈ જાય, ગમે તેટલા જન્મો થઈ જાય, ગમે તેટલાં ભયંકરમાં ભયંકર દુઃખો આવી જાય, તોપણ મારે તત્ત્વને પ્રાપ્ત કરવું જ છે. સાધકના મનમાં આપોઆપ-સ્વાભાવિક એવો વિચાર આવવો જોઈએ કે મારા અનેક જન્મો થયા; પરંતુ તે તમામ નિરર્થક ચાલ્યા ગયા; તેમનાથી કોઈ પણ લાભ ન થયો. અનેક વાર નરકોમાં કષ્ટો ભોગવ્યાં, પરંતુ તેમના ભોગવવાથી પણ કંઈ ના મળ્યું અર્થાત્ કેવળ પૂર્વનાં પાપો નષ્ટ થયાં, પરંતુ પરમાત્મા ના મળ્યા. હવે જો આ જન્મનો પૂરેપૂરો સમય, આયુષ્ય અને પુરુષાર્થ પરમાત્માની પ્રાપ્તિમાં લાગી જાય, તો કેટલી ઉત્તમ વાત છે!

**પરિશિષ્ટ ભાવ :** સાંસારિક સંયોગનો વિભાગ અલગ છે અને યોગનો વિભાગ અલગ છે. 'સંયોગ' તેની સાથે થાય છે, જેની સાથે આપણે કાયમ રહી શકતા નથી અને જે આપણી સાથે કાયમ નથી રહી શકતું. 'યોગ તેની સાથે થાય છે જેની સાથે આપણે હંમેશાં રહી શકીએ છીએ અને જે આપણી સાથે સદા રહી શકે છે. તેથી સંસારમાં એકબીજાની સાથે સંયોગ થાય છે અને પરમાત્માની સાથે યોગ થાય છે. સંસાર સાથે યોગ નથી અને પરમાત્મા સાથે વિયોગ નથી, અર્થાત્ સંસાર આપણને મળેલો નથી અને પરમાત્મા આપણાથી અલગ નથી. સંસારને મળેલો માનવો અને પરમાત્માને અલગ માનવા – એ જ અજ્ઞાન છે, એ જ મનુષ્યની સૌથી મોટી ભૂલ છે. સંસારના સંયોગનો તો વિયોગ થાય જ છે, પરંતુ પરમાત્માના યોગનો ક્યારેય વિયોગ થતો નથી.

મનુષ્ય ઇચ્છે છે સંયોગ, પરંતુ થઈ જાય છે વિયોગ, તેથી સંસાર દુઃખરૂપ છે – **'દુઃખાલયમશાશ્વતમ્'** (ગીતા ૮/૧૫). કંઈક કામના રહેવાથી જ દુઃખોનો સંયોગ થાય છે. કશી પણ કામના ન રહે તો દુઃખોનો સંયોગ થતો નથી, બલ્કે પરમાત્માની સાથે યોગ થાય છે.

પરમાત્માની સાથે જીવનો યોગ અર્થાત્ સંબંધ નિત્ય છે. આ સ્વતઃ સિદ્ધ નિત્યયોગનું જ નામ 'યોગ' છે. તે નિત્યયોગ બધા જ દેશ, કાળ, ક્રિયા, વસ્તુ, વ્યક્તિ, અવસ્થા અને પરિસ્થિતિઓમાં છે, બધી જ ઘટનાઓમાં છે. તાત્પર્ય એ છે કે આ નિત્યયોગનો ક્યારેય વિયોગ થયો જ નથી. વિયોગ છે નહીં, થશે નહીં અને થઈ શકતો પણ નથી. પરંતુ અસત (શરીર)ની સાથે આપણો સંબંધ માની લેવાથી આ નિત્યયોગનો અનુભવ થતો નથી. દુઃખરૂપ અસત સાથે માની લીધેલા સંયોગનો વિયોગ (સંબંધ-વિચ્છેદ) થતાં જ આ નિત્યયોગનો અનુભવ થઈ જાય છે. આ જ ગીતાનો મુખ્ય યોગ છે અને આ જ યોગનો અનુભવ કરવા માટે ગીતાએ કર્મયોગ, જ્ઞાનયોગ, ધ્યાનયોગ, ભક્તિયોગ વગેરે સાધનોનું વર્ણન કર્યું છે, પરંતુ આ સાધનોને યોગ ત્યારે જ કહી શકાશે, જ્યારે અસત સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ અને પરમાત્માની સાથે નિત્ય સંબંધનો અનુભવ થશે.

યોગની પરિભાષા ભગવાને બે પ્રકારે કરી છે -

(૧) સમતાનું નામ યોગ છે – **'સમત્વં યોગ ઉચ્યતે'** (૨/૪૮).

(૨) દુઃખરૂપ સંસારના સંયોગના વિયોગનું નામ યોગ છે –

**'તં વિદ્યાદ્દુઃખસંયોગવિયોગં યોગસઞ્જ્ઞિતમ્'** (૬/૨૩).

ચાહે સમતા કહીએ, સંસારના સંયોગનો વિયોગ કહીએ, બન્ને એક જ છે. તાત્પર્ય છે કે સમતામાં સ્થિત થતાં સંસારના સંયોગનો વિયોગ થઈ જશે અને સંસારના સંયોગનો વિયોગ થતાં સમતામાં સ્થિત થઈ જશે. બન્નેમાંથી કોઈ પણ એક થવાથી નિત્યયોગની પ્રાપ્તિ થઈ જશે. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ જોઈએ તો **'તં વિદ્યાદ્દુઃખસંયોગવિયોગં યોગસઞ્જ્ઞિતમ્'** પહેલી સ્થિતિ છે અને **'સમત્વં યોગ ઉચ્યતે'** પછીની સ્થિતિ છે. જેમાં નૈષ્ઠિકી શાંતિ, પરમશાંતિ અથવા આત્યંતિક સુખની પ્રાપ્તિ છે.

સમતાની પ્રાપ્તિ પણ સ્વતઃ થઈ રહી છે અને દુઃખોની નિવૃત્તિ પણ સ્વતઃ થઈ રહી છે. પ્રાપ્તિ તેની જ થાય છે,

જે નિત્ય પ્રાપ્ત છે અને નિવૃત્તિ તેની જ થાય છે, જે નિત્યનિવૃત્ત છે. નિત્યપ્રાપ્તની પ્રાપ્તિનું નામ પણ યોગ છે અને નિત્યનિવૃત્તની નિવૃત્તિનું નામ પણ યોગ છે. વસ્તુ, વ્યક્તિ અને ક્રિયાના સંયોગથી થવાવાળાં જેટલાં પણ સુખ છે, તે બધાં દુ:ખોનાં કારણ અર્થાત્ દુ:ખ પેદા કરવાવાળા છે (ગીતા ૫-૨૨) તેથી સંયોગમાં જ દુ:ખ થાય છે, વિયોગમાં નહીં. વિયોગ (સંસારથી સંબંધ-વિચ્છેદ)માં જે સુખ છે, તે સુખનો વિયોગ થતો નથી, કેમ કે તે નિત્ય છે. જ્યારે સંયોગમાં પણ વિયોગ છે અને વિયોગમાં પણ વિયોગ છે તો વિયોગ જ નિત્ય થયો. આ નિત્ય વિયોગ તે જ ગીતા 'યોગ' કહે છે.

પરમાત્મતત્ત્વ 'છે'-રૂપ અને સંસાર 'નથી'-રૂપ છે. એક માર્મિક વાત છે કે 'છે' ને જોવાથી શુદ્ધ 'છે' નથી દેખાતો, પરંતુ 'નથી' ને 'નથી' રૂપથી જોવાથી શુદ્ધ 'છે' દેખાય છે! કારણ કે 'છે' ને જોવામાં મન-બુદ્ધિ લગાવીશું, વૃત્તિ લગાવીશું તો 'છે'ની સાથે વૃત્તિરૂપ 'નથી' પણ મળેલો રહેશે. પરંતુ 'નથી' ને 'નથી' રૂપથી જોવાથી વૃત્તિ પણ 'નથી'માં ચાલી જશે અને શુદ્ધ 'છે' શેષ રહી જશે; જેમ કે કચરો સાફ કર્યા પછી તેની સાથે ઝાડુનો પણ ત્યાગ થઈ જાય છે અને મકાન શેષ રહી જાય છે. તાત્પર્ય એ છે કે 'પરમાત્મા બધામાં પરિપૂર્ણ છે' – એનું મનથી ચિંતન કરવાથી, બુદ્ધિથી નિશ્ચય કરવાથી વૃત્તિની સાથે આપણો સંબંધ ચાલુ રહેશે, પરંતુ સંસારનો પ્રતિક્ષણ વિયોગ થઈ રહ્યો છે' – એ પ્રમાણે સંસારને અભાવરૂપે જોવાથી સંસાર અને વૃત્તિ – બન્ને સાથે સંબંધ વિચ્છેદ થઈ જશે અને ભાવરૂપ શુદ્ધ પરમાત્મતત્ત્વ સ્વત: શેષ રહી જશે.

—■—

***સંબંધ*** *– પૂર્વશ્લોકના પૂર્વાર્ધમાં ભગવાને જે યોગ (સાધ્યરૂપી સમતા)નું વર્ણન કર્યું હતું, તે જ યોગની પ્રાપ્તિને માટે હવે આગળના શ્લોકથી નિર્ગુણ-નિરાકારના ધ્યાનના પ્રકરણનો આરંભ કરે છે.*

**સઙ્કલ્પપ્રભવાન્કામાંસ્ત્યક્ત્વા સર્વાનશેષત: ।**
**મનસૈવેન્દ્રિયગ્રામં વિનિયમ્ય સમન્તત: ॥ ૨૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સઙ્કલ્પ-** | = સંકલ્પથી ઉત્પન્ન | **અશેષત:** | = સર્વથા | **ઇન્દ્રિયગ્રામમ્** | = ઇન્દ્રિયોના |
| **પ્રભવાન્** | થનારી | **ત્યક્ત્વા** | = ત્યજીને (તેમજ) | | સમુદાયને |
| **સર્વાન્** | = સઘળી | **મનસા** | = મન વડે | **સમન્તત:** | = બધી બાજુથી |
| **કામાન્** | = કામનાઓને | **એવ** | = જ | **વિનિયમ્ય** | = સમ્યક્ રીતે રોકીને– |

**ટીકા** – [જે સ્થિતિ કર્મફળનો ત્યાગ કરવાવાળા કર્મયોગીની થાય છે (અ. ૬ના શ્લોક ૧થી ૯ સુધી), એ જ સ્થિતિ સગુણસાકાર ભગવાનનું ધ્યાન કરવાવાળાની (અ. ૬/૧૪-૧૫) તથા પોતાના સ્વરૂપનું ધ્યાન કરવાવાળા ધ્યાનયોગીની પણ થાય છે. (અ. ૬ના ૧૮થી ૨૩મા શ્લોક સુધી) હવે નિર્ગુણ-નિરાકારનું ધ્યાન કરવાવાળાની પણ એ જ સ્થિતિ થાય છે – એ બતાવવા માટે ભગવાન આગળનું પ્રકરણ કહે છે.]

**'સંકલ્પપ્રભવાન્કામાંસ્ત્યક્ત્વા સર્વાનશેષત:'** – સાંસારિક વસ્તુ, વ્યક્તિ, પદાર્થ, સ્થળ, કાળ, ઘટના, પરિસ્થિતિ વગેરેને લીધે મનમાં જે જાતજાતની સ્ફુરણાઓ થાય છે, તે સ્ફુરણાઓમાંથી જે સ્ફુરણામાં પ્રીતિ, સુંદરતા અને આવશ્યકતા દેખાય છે, તે સ્ફુરણા 'સંકલ્પ'નું રૂપ ધારણ કરી લે છે. એવી જ રીતે જે સ્ફુરણામાં 'એ વસ્તુ, વ્યક્તિ વગેરે ઘણાં ખરાબ છે, એ અમારા ઉપયોગના નથી' – એવો વિપરીત ભાવ પેદા થઈ જાય છે, તે સ્ફુરણા પણ 'સંકલ્પ' બની જાય છે. સંકલ્પથી 'આમ થવું જોઈએ અને આમ નહિ થવું જોઈએ' – એવી 'કામના' ઉત્પન્ન થાય છે. આ રીતે સંકલ્પથી ઉત્પન્ન થવાવાળી કામનાઓનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ.

અહીં **'કામાન્'** પદ બહુવચનમાં આવ્યું છે, છતાં પણ તેની સાથે **'સર્વાન્'** પદ આપવાનું તાત્પર્ય એ છે કે કંઈ પણ અને કોઈ પણ જાતની કામના ન રહેવી જોઈએ.

**'અશેષત:'** પદનું તાત્પર્ય એ છે કે કામનાનું બીજ (સૂક્ષ્મ સંસ્કાર) પણ નહિ રહેવું જોઈએ. કારણ કે વૃક્ષના એક બીજથી જ માઈલો સુધીનું જંગલ પેદા થઈ શકે છે. આથી બીજરૂપી કામનાનો પણ ત્યાગ થવો જોઈએ.

**'મનસૈવેન્દ્રિયગ્રામં વિનિયમ્ય સમન્તત:'** – જે ઇન્દ્રિયોથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ – એ વિષયોનો અનુભવ થાય છે અને ભોગ થાય છે, તે ઇન્દ્રિયોના સમૂહનું મન દ્વારા સારી રીતે નિયમન કરી લેવું અર્થાત્ મનથી ઇન્દ્રિયોને તેમના પોતપોતાના વિષયોથી હઠાવી લેવી.

**'સમન્તતઃ'** કહેવાનું તાત્પર્ય એ છે કે મનથી શબ્દ, સ્પર્શ વગેરે વિષયોનું ચિંતન ન થાય અને સાંસારિક માન, બડાઈ, આરામ વગેરે તરફ કિંચિત્‌માત્ર પણ ખેંચાણ ન થાય.

તાત્પર્ય એ છે કે ધ્યાનયોગીએ ઇન્દ્રિયો અને અંતઃકરણ દ્વારા પ્રાકૃત પદાર્થો સાથે સર્વથા સંબંધ-વિચ્છેદનો નિશ્ચય કરી લેવો જોઈએ.

**પરિશિષ્ટ ભાવ :** પ્રથમ સ્ફુરણા થાય છે, પછી સંકલ્પ થાય છે. સ્ફુરણામાં સત્તા, આસક્તિ અને આગ્રહ હોવાથી તે સંકલ્પ બની જાય છે, જે બંધનકારક હોય છે. સંકલ્પથી પછી કામના ઉત્પન્ન થાય છે. 'સ્ફુરણા' દર્પણના કાચ જેવી છે, જેમાં ચિત્ર પકડાતું નથી, પરંતુ સંકલ્પ કેમેરાના કાચ જેવો છે, જેમાં ચિત્ર પકડાઈ જાય છે. સાધકે સાવધાની રાખવી જોઈએ કે સ્ફુરણા ભલે થાય પણ સંકલ્પ ન થાય.



*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને સઘળી કામનાઓનો ત્યાગ તેમ જ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાના નિશ્ચયની વાત કહી. હવે કામનાઓનો ત્યાગ અને ઇન્દ્રિયોનો નિગ્રહ કેવી રીતે કરવો – તેનો ઉપાય આગળના શ્લોકમાં બતાવે છે.*

**શનૈઃ શનૈરુપરમેદ્‌બુદ્ધ્યા ધૃતિગૃહીતયા ।**
**આત્મસંસ્થં મનઃ કૃત્વા ન કિઞ્ચિદપિ ચિન્તયેત્‌ ॥ ૨૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ધૃતિગૃહીતયા** | = ધૈર્યશીલ | **ઉપરમેત્‌** | = ઉપરામ થઈ જાય (અને) | **કૃત્વા** | = કરીને (પછી) |
| **બુદ્ધ્યા** | = બુદ્ધિ દ્વારા (સંસારથી) | **મનઃ** | = મન (બુદ્ધિ)ને | **કિઞ્ચિત્‌ અપિ** | = (પરમાત્મા સિવાય બીજા) કશાયનું પણ |
| **શનૈઃ શનૈઃ** | = ધીરે-ધીરે (અભ્યાસ કરતો) | **આત્મસંસ્થમ્‌** | = પરમાત્મસ્વરૂપમાં સમ્યક્‌ પ્રકારે સ્થિત | **ન, ચિન્તયેત્‌** | = ચિંતન ન કરે. |

*ટીકા* – **'બુદ્ધ્યા ધૃતિગૃહીતયા'** – સાધન કરતાં-કરતાં પ્રાયઃ સાધકોને કંટાળો આવે છે અને નિરાશા થાય છે કે ધ્યાન કરતાં અને ચિંતન કરતાં આટલા દિવસો થઈ ગયા, પરંતુ તત્ત્વપ્રાપ્તિ ન થઈ, તો હવે શું થવાની છે? કેવી રીતે થશે? આ વાત અંગે ભગવાન ધ્યાનયોગના સાધકને સાવધાન કરે છે કે તેને ધ્યાનયોગનો અભ્યાસ કરતાં સિદ્ધિ પ્રાપ્ત ન થાય, તોપણ કંટાળવું ના જોઈએ, પરંતુ ધૈર્ય રાખવું જોઈએ. જેવી રીતે સિદ્ધિ પ્રાપ્ત થતાં કે સફળતા મળતાં ધૈર્ય રહે છે, તેવું જ ધૈર્ય વિફળતા મળતાં પણ રહેવું જોઈએ; ભલે વર્ષોનાં વર્ષો વીતી જાય અને શરીર છૂટી જાય તોપણ પરવા નહિ, પરંતુ તત્ત્વને તો પ્રાપ્ત કરવું જ છે.[1] કારણ કે એનાથી ચડિયાતું બીજું કોઈ એવું કામ છે જ નહિ. એટલા માટે તેને સમાપ્ત કરીને આગળ શું કામ કરવાનું છે? જો એનાથી પણ ચડિયાતું કોઈ કામ હોય તો આને છોડો અને તે કામને અત્યારે જ કરો! – આ રીતે બુદ્ધિને વશમાં કરી લેવી અર્થાત્‌ બુદ્ધિમાં માન, બડાઈ, આરામ વગેરેને લીધે જે સંસારનું મહત્ત્વ રહ્યું છે, તે મહત્ત્વને હઠાવી દેવું. તાત્પર્ય એ છે કે પૂર્વશ્લોકમાં જે વિષયોનો ત્યાગ કરવાને માટે કહેવામાં આવ્યું છે, એ વિષયોથી ધૈર્યયુક્ત બુદ્ધિથી ઉપરામ થઈ જવું.

**'શનૈઃ શનૈરુપરમેત્‌'** – ઉપરામ થવામાં ઉતાવળ ન કરવી; પરંતુ ધીરે-ધીરે ઉપેક્ષા કરતાં-કરતાં વિષયોથી ઉદાસીન થઈ જવું અને ઉદાસીન થઈ જતાં તેમનાથી બિલકુલ જ ઉપરામ થઈ જવું.

કામનાઓનો ત્યાગ અને મનથી ઇન્દ્રિયસમૂહનું સંયમન કર્યા પછી પણ અહીં જે ઉપરામ થવાની વાત બતાવી છે, તેનું તાત્પર્ય એ છે કે કોઈ ત્યાજ્ય વસ્તુનો ત્યાગ કરવા છતાં પણ તે ત્યાજ્ય વસ્તુની સાથે આંશિક દ્વેષનો ભાવ રહી શકે છે. એ દ્વેષભાવને હઠાવવાને માટે અહીં ઉપરામ થવાની વાત કહેવામાં આવી છે. તાત્પર્ય એ છે કે સંકલ્પોની સાથે ન રાગ કરવો કે ન દ્વેષ કરવો; પરંતુ તેમનાથી સર્વથા ઉપરામ થઈ જવું.

અહીં ઉપરામ થવાની વાત એટલા માટે કહેવામાં આવી છે કે પરમાત્મતત્ત્વ મનના કબજામાં નથી આવતું;

૧. **ઇહાસને શુષ્યતુ મે શરીરં ત્વગસ્થિમાંસં પ્રલયઞ્ચ યાતુ । અપ્રાપ્ય બોધં બહુકલ્પદુર્લભં નૈવાસનાત્‌ કાયમિદં ચલિષ્યતિ ॥**
'ભલેને આ આસન ઉપર મારું શરીર સુકાઈ જાય, ચામડી, માંસ અને હાડકાં પણ નષ્ટ થઈ જાય; પરંતુ બહુકલ્પદુર્લભ બોધ પ્રાપ્ત કર્યા વિના આ આસનથી આ શરીર ચલિત નહીં થાય.'

કેમકે મન પ્રકૃતિનું કાર્ય હોવાથી જ્યારે તે પ્રકૃતિને પણ નથી પકડી શકતું, તો પછી પ્રકૃતિથી અતીત પરમાત્મતત્ત્વને પકડી જ કેવી રીતે શકે? અર્થાત્ પરમાત્માનું ચિંતન કરતાં-કરતાં મન પરમાત્માને પકડી લે, એ તેના હાથની વાત નથી. જે પરમાત્માની શક્તિથી મન પોતાનું કાર્ય કરે છે, તે પરમાત્માને મન કેવી રીતે પકડી શકે? – **'યન્મનસા ન મનુતે યેનાહુર્મનો મતમ્'** (કેન૦ ૧/૫). જેવી રીતે, જે સૂર્યના પ્રકાશથી દીપક, વીજળી વગેરે પ્રકાશિત થાય છે, તે દીપક વગેરે સૂર્યને કેવી રીતે પ્રકાશિત કરી શકે? કારણ કે તેમાં પ્રકાશ તો સૂર્યથી જ આવે છે. એવી જ રીતે મન, બુદ્ધિ વગેરેમાં જે કંઈ શક્તિ છે, તે એ પરમાત્માથી જ આવે છે. આથી તે મન, બુદ્ધિ વગેરે તે પરમાત્માને કેવી રીતે પકડી શકે? અર્થાત્ નથી પકડી શકતાં.

બીજી વાત, સંસારની તરફ ચાલવાથી સુખ મળ્યું જ નથી. કેવળ દુઃખ ને દુઃખ જ મળ્યું છે. આથી સંસારના ચિંતન સાથે પ્રયોજન ના રહ્યું. તો હવે શું કરવું? એનાથી ઉપરામ થઈ જવું.

**'આત્મસંસ્થં મનઃ[1] કૃત્વા'** – બધી જગાએ એક સચ્ચિદાનંદ પરમાત્મા જ પરિપૂર્ણ છે. સંકલ્પોમાં પહેલા અને અંતમાં (પછી) તે જ પરમાત્મા છે. સંકલ્પોમાં પણ આધાર અને પ્રકાશરૂપે એક પરમાત્મા જ પરિપૂર્ણ છે. તે સંકલ્પોમાં બીજી કોઈ સત્તા પેદા નથી થઈ; પરંતુ તેઓમાં સત્તારૂપે તે પરમાત્મા જ છે. એવો બુદ્ધિનો દૃઢ નિશ્ચય કે નિર્ણય રહે. મનમાં કોઈ તરંગ પેદા થઈ પણ જાય તો એ તરંગને પરમાત્માનું જ સ્વરૂપ માનવું.

બીજો ભાવ એ છે કે પરમાત્મા સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, ઘટના, પરિસ્થિતિ વગેરે બધામાં પરિપૂર્ણ છે. આ સ્થળ, કાળ વગેરે તો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; પરંતુ પરમાત્મતત્ત્વ બનતું-બગડતું નથી. તે તો સદા જેવું છે તેવું જ રહે છે. તે પરમાત્મામાં મનને સ્થિર કરીને અર્થાત્ સર્વ જગાએ એક પરમાત્મા જ છે, તે પરમાત્માના સિવાય બીજી કોઈ સત્તા છે જ નહિ – એવો પાકો નિશ્ચય કરીને કંઈ પણ ચિંતન ન કરવું.

**'ન કિઞ્ચિદપિ ચિન્તયેત્'** – સંસારનું ચિંતન ન કરવું – આ વાત તો પહેલાં જ આવી ગઈ. હવે 'પરમાત્મા સર્વ જગાએ પરિપૂર્ણ છે' એવું ચિંતન પણ ન કરવું. કારણ કે જ્યારે મનને પરમાત્મામાં સ્થાપિત કરી દીધું, તો હવે ચિંતન કરવાથી સવિકલ્પ વૃત્તિ થઈ જશે અર્થાત્ મન સાથે સંબંધ ચાલુ રહેશે, જેથી સંસાર સાથે વિયોગ નહિ થાય. જો 'આપણી આવી સ્થિતિ ચાલુ રહે' – એવું ચિંતન કરીશું, તો પરિચ્છિન્નતા ચાલુ રહેશે અર્થાત્ ચિત્તની અને ચિંતન કરવાવાળાની સત્તા ચાલુ રહેશે. આથી 'સર્વ જગાએ એક પરમાત્મા જ પરિપૂર્ણ છે' – એવો દૃઢ નિશ્ચય કર્યા પછી કોઈ પ્રકારનું કિંચિત્માત્ર પણ ચિંતન ન કરવું. આ રીતે ઉપરામ થવાથી સ્વતઃસિદ્ધ સ્વરૂપનો અનુભવ થઈ જશે, જેનું વર્ણન પહેલાં બાવીસમા શ્લોકમાં થયું છે.

## ધ્યાન-સંબંધી માર્મિક વાત

સહુથી મુખ્ય વાત એ છે કે પરમાત્મા બધી જગાએ પરિપૂર્ણ છે. બધાં સ્થળે, બધા સમયે, સઘળી વસ્તુઓમાં, સઘળી વ્યક્તિઓમાં, સઘળી ઘટનાઓમાં અને સઘળી ક્રિયાઓમાં પરમાત્મા સાકાર, નિરાકાર વગેરે બધાં રૂપે સદા જેવા છે તેવા બિરાજમાન છે. તે પરમાત્માના સિવાય જેટલું પણ પ્રકૃતિનું કાર્ય છે, તે સઘળેસઘળું પરિવર્તનશીલ છે. પરંતુ પરમાત્મતત્ત્વમાં કદી કિંચિત્માત્ર પણ પરિવર્તન નથી થયું, ન થશે અને નથી થઈ શકતું. એ પરમાત્મતત્ત્વનું ધ્યાન એવી રીતે કરવામાં આવે કે જેમ કોઈ મનુષ્ય સમુદ્રમાં ઊંડો ઊતરી જાય, તો જ્યાં સુધી દૃષ્ટિ જાય છે, ત્યાં સુધી પાણી જ પાણી દેખાય છે. નીચે જુઓ તો પણ પાણી છે, ઉપર જુઓ તો પણ પાણી છે, ચારે તરફ પાણી જ પાણી પરિપૂર્ણ છે. આ રીતે જ્યાં પોતે પોતાની જાતને એક જગાએ માને છે, તેની અંદર પણ પરમાત્મા છે, બહાર પણ પરમાત્મા છે, ઉપર પણ પરમાત્મા છે, નીચે પણ પરમાત્મા છે, ચારે તરફ પરમાત્મા જ પરમાત્મા પરિપૂર્ણ છે. શરીરના પણ કણકણમાં એ પરમાત્મા છે. એ પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરવા એ જ મનુષ્યમાત્રનું ધ્યેય છે અને એ નિત્યનિરંતર પ્રાપ્ત છે. એ પરમાત્મતત્ત્વથી કોઈ કદી દૂર થઈ શકતું જ નથી. કોઈ પણ અવસ્થામાં તેનાથી કોઈ અલગ નથી થઈ શકતું. કેવળ પોતાની દૃષ્ટિ વિનાશી પદાર્થોની તરફ રહેવાથી તે સદા પરિપૂર્ણ, નિર્વિકાર, સમ, શાંત રહેવાવાળું પરમાત્મતત્ત્વ દેખાતું નથી.

જો એ પરમાત્મા તરફ દૃષ્ટિ કે લક્ષ્ય થઈ જાય કે એ બધી જગાએ જેવા છે તેવા પરિપૂર્ણ છે, તો આપોઆપ ધ્યાન થઈ જશે, ધ્યાન કરવું નહિ પડે. જેવી રીતે, આપણે બધા પૃથ્વી ઉપર રહીએ છીએ, તો આપણી અંદર-બહાર, ઉપર અને ચારે તરફ આકાશ ને આકાશ જ છે, પોલાણ ને પોલાણ જ છે; પરંતુ તેના તરફ આપણું લક્ષ્ય નથી

૧. અહીં **'મનઃ'** શબ્દ અંતઃકરણનો વાચક છે.

રહેતું. જો લક્ષ્ય થઈ જાય, તો આપણે નિરંતર આકાશમાં જ રહીએ છીએ. આકાશમાં જ ચાલીએ છીએ, ફરીએ છીએ, ખાઈએ છીએ, પીએ છીએ, સૂઈએ છીએ અને જાગીએ છીએ. આકાશમાં જ આપણે બધાં કામ કરી રહ્યા છીએ. પરંતુ આકાશની તરફ ધ્યાન ન હોવાથી એનો પત્તો નથી લાગતો. જો એ તરફ ધ્યાન જાય કે આકાશ છે, તેમાં વાદળાં હોય છે, વર્ષા થાય છે, તેમાં સૂર્ય, ચંદ્રમા, નક્ષત્ર વગેરે છે, તો આકાશનો ખ્યાલ આવે છે, અન્યથા નથી આવતો. આકાશનો ખ્યાલ ન હોવા છતાં પણ આપણી બધી ક્રિયાઓ આકાશમાં જ થાય છે. એવી જ રીતે એ પરમાત્મતત્ત્વની તરફ ખ્યાલ ન હોવા છતાં પણ આપણી સઘળી ક્રિયાઓ એ પરમાત્મતત્ત્વમાં જ થઈ રહી છે. એટલા માટે ગીતાએ કહ્યું છે કે – **'શનૈઃ શનૈરુપરમેદ્‌બુદ્ધ્યા ધૃતિગૃહીતયા'** અર્થાત્ જે બુદ્ધિમાં ધીરજ છે, એવી બુદ્ધિ દ્વારા ધીરે-ધીરે ઉપરામ થઈ જવું. સંસારની કોઈ પણ વાત મનમાં આવે, તો તેનાથી ઉપરામ થઈ જવું. સાધકની ભૂલ એ થાય છે કે જે સમયે તે પરમાત્માનું ધ્યાન કરવા બેસે છે, તે સમયે સાંસારિક વસ્તુની યાદ આવતાં તે તેનો વિરોધ કરવા લાગે છે. વિરોધ કરવાથી પણ વસ્તુનો પોતાની સાથે સંબંધ થઈ જાય છે અને તેમાં રાગ કરવાથી પણ સંબંધ થઈ જાય છે. આથી ન તો તેનો વિરોધ કરવો અને ન તેમાં રાગ કરવો. તેની ઉપેક્ષા કરવી અને તેનાથી ઉદાસીન થઈ જવું. બેદરકાર થઈ જવું. સંસારની યાદ આવી ગઈ તો આવી ગઈ, ન આવી તો ન આવી – આ બેદરકારીથી સંસારની સાથે સંબંધ નહિ જોડાય. આથી ભગવાન કહે છે કે તેનાથી ઉદાસીન જ નહિ, ઉપરામ થઈ જવું – **'શનૈઃ શનૈઃ ઉપરમેત્.'**

ઉત્પન્ન થવાવાળી ચીજ નષ્ટ થવાવાળી હોય છે – આ નિયમ છે. આથી સંસારનો ગમે તેટલો સંકલ્પ-વિકલ્પ થઈ જાય, તે બધો નષ્ટ થઈ રહ્યો છે. એટલા માટે તેને રોકવાની ચેષ્ટા કરવી એ પણ ભૂલ છે અને નાશ કરવાનો ઉદ્યોગ કરવો એ પણ ભૂલ છે. સંસારમાં ઘણીયે ચીજો ઉત્પન્ન અને નષ્ટ થાય છે, પરંતુ તેમનું પાપ અને પુણ્ય આપણને નથી લાગતું; કેમકે તેમની સાથે આપણો સંબંધ નથી. એવી જ રીતે મનમાં સંકલ્પ-વિકલ્પ આવી જાય કે સંસારનું ચિંતન થઈ જાય, તો તેની સાથે આપણો કોઈ સંબંધ નથી. ન તો યાદ આવવાવાળી વસ્તુની સાથે સંબંધ છે અને ન વસ્તુની યાદ જેમાં આવે છે તે મનની સાથે સંબંધ છે. આપણો સંબંધ તો બધી જગાએ પરિપૂર્ણ પરમાત્મા સાથે છે. આથી ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા સંકલ્પ-વિકલ્પો સાથે શું રાગ કરવો અને શું દ્વેષ કરવો? એ તો ઉત્પત્તિ અને વિનાશનો એક પ્રવાહ છે. તેનાથી ઉપરામ થઈ જવું, વિમુખ થઈ જવું અને તેની કંઈ પણ પરવા ન કરવી.

એક પરમાત્મા જ પરમાત્મા પરિપૂર્ણ છે. જ્યારે આપણે આપણું એક વ્યક્તિત્વ પકડી લઈએ છીએ, ત્યારે 'હું છું' એવું દેખાવા લાગે છે. આ વ્યક્તિત્વ, 'હું'પણું પણ જેની અંતર્ગત છે, એવા એ અપાર, અસીમ, સમ, શાંત, સદ્‌ઘન, ચિદ્‌ઘન અને આનંદઘન પરમાત્મા છે. જેવી રીતે, સઘળા પદાર્થો, ક્રિયાઓ વગેરે એક પ્રકાશની અંતર્ગત છે. તે પ્રકાશનો સંબંધ છે તો સઘળી વસ્તુઓ, ક્રિયાઓ, વ્યક્તિઓ વગેરેની સાથે છે અને નથી તો કોઈની પણ સાથે નથી. પ્રકાશ પોતાની જગાએ જેમ છે તેમ સ્થિત છે. તેમાં કેટલીયે વસ્તુઓ આવતી જતી રહે છે અને કેટલીય ક્રિયાઓ થતી રહે છે; પરંતુ પ્રકાશમાં કોઈ પણ ફરક નથી પડતો. એવી જ રીતે પ્રકાશસ્વરૂપ પરમાત્માની સાથે કોઈ પણ વસ્તુ, ક્રિયા વગેરેનો કોઈ સંબંધ નથી. સંબંધ છે તો પૂર્ણની સાથે છે, નથી તો કોઈની સાથે પણ નથી. એ વસ્તુ, ક્રિયા વગેરે બધું ઉત્પત્તિ-વિનાશશીલ છે અને તે પરમાત્મા અનુત્પન્ન તત્ત્વ છે. તે પરમાત્મામાં સ્થિત થઈ જવું અને કંઈ પણ ચિંતન ન કરવું.

એક ચિંતન 'કરીએ' છીએ અને એક ચિંતન 'થાય' છે. ચિંતન કરવું નહિ અને આપમેળે કોઈ ચિંતન થઈ જાય તો તેની સાથે આપણો સંબંધ ન જોડવો અને તટસ્થ રહેવું. વાસ્તવમાં આપણે તટસ્થ જ છીએ; કેમકે સંકલ્પ-વિકલ્પ તો ઉત્પન્ન અને નષ્ટ થાય છે, પરંતુ આપણે રહીએ છીએ. એટલા માટે રહેવાવાળા સ્વરૂપમાં જ રહીએ અને સંકલ્પ-વિકલ્પની ઉપેક્ષા કરી દઈએ, તો આપણા ઉપર તે (સંકલ્પ-વિકલ્પ) લાગુ નહિ થાય. સાધક એક ભૂલ કરે છે કે જ્યારે તેને સંસાર યાદ આવે છે, ત્યારે તે તેની સાથે દ્વેષ કરે છે કે આને હઠાવો, આને દૂર કરો. એવું કરવાથી સંસારની સાથે વિશેષ સંબંધ જોડાઈ જાય છે. એટલા માટે તેને હઠાવવાનો કોઈ પ્રયત્ન ન કરવો, પરંતુ એવો વિચાર કરવો કે જો સંકલ્પ-વિકલ્પો થાય, તો તેમાં પણ એ પરમાત્મતત્ત્વ ઓતપ્રોત છે. જેવી રીતે પાણીમાં બરફનો ગાંગડો નાખીએ તો બરફ પોતે પણ પાણી છે અને તેની બહાર પણ પાણી છે. એવી જ રીતે સંકલ્પ-વિકલ્પ કંઈ પણ આવે, તો પરમાત્માની જ અંતર્ગત છે અને સંકલ્પ-વિકલ્પની પણ અંતર્ગત પરમાત્મા જ પરમાત્મા પરિપૂર્ણ છે. જેવી રીતે સમુદ્રમાં મોટાં મોટાં મોજાં ઊછળે છે. એક મોજા પછી બીજું મોજું આવે છે. એ મોજામાં પણ પાણી જ પાણી છે. જોવામાં મોજું અલગ દેખાય છે,

પરંતુ પાણી સિવાય બીજું કંઈ નથી. એવી જ રીતે સંકલ્પ-વિકલ્પમાં પરમાત્મા સિવાય અન્ય કોઈ તત્ત્વ નથી કે કોઈ વસ્તુ નથી.

અત્યારે કોઈ પુરાણી ઘટના યાદ આવી ગઈ, તો તે ઘટના પહેલાં બની હતી પણ હાલ તે ઘટના નથી. મનુષ્ય જબરજસ્તીથી તે ઘટનાને યાદ કરીને ગભરાઈ જાય છે કે શું કરું, મન નથી લાગતું! વાસ્તવમાં જ્યારે પરમાત્માનું ધ્યાન કરીએ છીએ, તે સમયે અનેક જાતની પુરાણી વાતોની યાદ, પુરાણા સંસ્કારો નષ્ટ થવાને માટે પ્રગટ થાય છે. પરંતુ સાધક એ વાતને સમજ્યા વિના તેમને સત્તા આપીને વધારે મજબૂત બનાવી લે છે. એટલા માટે તેમની ઉપેક્ષા કરી દેવી. વિચારો ન સારા સમજીએ, ન ખરાબ સમજીએ, તો તેઓ જેવી રીતે ઉત્પન્ન થયા, તેવી જ રીતે નષ્ટ થઈ જશે. આપણો સંબંધ પરમાત્માની સાથે છે. આપણે પરમાત્માના છીએ અને પરમાત્મા આપણા છે. સર્વ જગાએ પરિપૂર્ણ એ પરમાત્મામાં આપણી સ્થિતિ શાશ્વત કાળ માટે છે – એવું માનીને ચૂપ બેસી રહેવું. પોતાના તરફથી કંઈ પણ ચિંતન ન કરવું. આપમેળે ચિંતન થઈ જાય તો તેની સાથે સંબંધ ન જોડવો. પછી વૃત્તિઓ આપમેળે શાંત થઈ જશે અને પરમાત્માનું ધ્યાન આપોઆપ થશે. કારણ કે વૃત્તિઓ આવવા-જવાવાળી છે અને પરમાત્મા સદા રહેવાવાળા છે. જે સ્વતઃસિદ્ધ છે, તેમાં કરવાનું શું છે? કરવાનું કંઈ જ નથી. સાધક એવું માની લે છે કે હું ધ્યાન કરું છું, ચિંતન કરું છું – આ ભૂલ છે. જ્યારે સર્વ જગાએ એક પરમાત્મા જ છે, તો શું ચિંતન કરવું, શું ધ્યાન કરવું! સમુદ્રમાં મોજાં થાય છે, પરંતુ જળતત્ત્વમાં ન મોજાં છે, ન સમુદ્ર છે. એવી જ રીતે પરમાત્મતત્ત્વમાં ન સંસાર છે, ન આકૃતિ છે, ન આવવું-જવું છે. તે પરમાત્મતત્ત્વ પરિપૂર્ણ છે, સમ છે, શાંત છે, નિર્વિકાર છે અને સ્વતઃસિદ્ધ છે. તેનું ચિંતન કરવું નથી પડતું. એનું ચિંતન શું કરવું? એમાં તો આપણી સ્થિતિ આપમેળે છે, હર સમયે છે. વ્યવહાર કરતી વેળા પણ એ પરમાત્માથી આપણે અલગ નથી થતા, પરંતુ નિરંતર તેમાં રહીએ છીએ. જ્યારે વ્યવહારવાળી વસ્તુઓને આદર આપીએ છીએ કે મહત્ત્વ આપીએ છીએ, ત્યારે વિક્ષેપ થાય છે. એકાંતમાં બેઠા હોઈએ અને કોઈ વાત યાદ આવી જાય છે તો વિક્ષેપ થઈ જાય છે. વાસ્તવમાં વિક્ષેપ વાતથી નથી થતો; તેને સત્તા આપી દઈએ છીએ કે મહત્ત્વ આપી દઈએ છીએ, તેનાથી વિક્ષેપ થાય છે.

જેવી રીતે આકાશમાં વાદળો આવે છે અને વિખેરાઈ જાય છે, એવી જ રીતે મનમાં કેટલીયે સ્ફુરણાઓ આવે છે અને શાંત થઈ જાય છે. આકાશમાં ગમે તેટલાં વાદળો આવે અને ચાલ્યાં જાય, પરંતુ આકાશમાં કોઈ પરિવર્તન નથી થતું; તે જેવું છે તેવું રહે છે. એવી જ રીતે ધ્યાનના સમયે કંઈ યાદ આવે અથવા ન આવે, પરમાત્મા જેમ છે તેમ પરિપૂર્ણ રહે છે. કંઈ યાદ આવે તો તેમાં પણ પરમાત્મા છે અને કંઈ યાદ ન આવે તો તેમાં પણ પરમાત્મા છે. જોવામાં, સાંભળવામાં અને સમજવામાં જે કંઈ આવી જાય, તે બધાની બહાર પણ પરમાત્મા છે અને બધાની અંદર પણ પરમાત્મા છે. ચર અને અચર જે કંઈ છે, તે પણ પરમાત્મા જ છે. દૂરમાં દૂર પણ પરમાત્મા છે અને નજીકમાં નજીક પણ પરમાત્મા છે. પરંતુ અત્યંત સૂક્ષ્મ હોવાથી તે બુદ્ધિની અંતર્ગત નથી આવતા (ગીતા – ૧૩/૧૫). એવા એ પરમાત્મા સદ્ઘન, ચિદ્ઘન અને આનંદઘન છે. બધી જગાએ પૂર્ણ આનંદ, અપાર આનંદ, સમ આનંદ, શાંત આનંદ, ઘન આનંદ, અચળ આનંદ, અટલ આનંદ અને આનંદ જ આનંદ છે!

એકાંતમાં ધ્યાન કરવા સિવાય બીજે સમયે કાર્ય કરતાં પણ એમ સમજવું કે પરમાત્મા બધામાં પરિપૂર્ણ છે. કાર્ય કરતાં સાવધાન થઈને પરમાત્માની સત્તા માનીશું, તો ધ્યાનને સમયે મોટી સહાય મળશે અને ધ્યાનને સમયે સંકલ્પ-વિકલ્પની ઉપેક્ષા કરીને પરમાત્મામાં અટલ સ્થિત રહીશું તો વ્યવહાર કરતી વેળા પરમાત્માના ચિંતનમાં મોટી સહાય મળશે. જે સાધક હોય છે, તે કલાક-બે કલાક નહિ, આઠેય પહોર સાધક હોય છે. જેવી રીતે બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણપણામાં નિરંતર સ્થિત રહે છે. બ્રાહ્મણ તો પેદા થાય છે, પરંતુ પરમાત્મા પેદા નથી થતા. પરંતુ કામધંધો કરતી વેળા પદાર્થોની, ક્રિયાઓની અને વ્યક્તિઓની તરફ વૃત્તિ રહેવાથી તે બધાંમાં પરિપૂર્ણ પરમાત્મા દેખાતા નથી. એટલા માટે એકાંતમાં બેસીને ધ્યાન કરતી વખતે અને વ્યવહારકાળમાં કાર્ય કરતી વખતે સાધકની દૃષ્ટિ એ તરફ રહેવી જોઈએ કે બધાં સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, ઘટના, ક્રિયા વગેરેમાં એક પરમાત્મતત્ત્વ જ જેવું છે તેવું પરિપૂર્ણ છે. તેમાં જ સ્થિત રહેવું અને કંઈ પણ ચિંતન ન કરવું.

**પરિશિષ્ટ ભાવ :** ધ્યાનયોગના બે પ્રકાર છે – (૧) મનને એકાગ્ર કરવું, અને (૨) વિવેકપૂર્વક મન સાથે સંબંધ-વિચ્છેદ કરવો. વિવેકપૂર્વક સંબંધ-વિચ્છેદથી તરત મુક્તિ મળે છે. સંસારમાં કેટલાં પાપ-પુણ્ય થાય છે, પરંતુ તેમની સાથે આપણો સંબંધ છે જ નહીં, એ જ પ્રમાણે શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિ સાથે પણ આપણો સંબંધ નથી. તેને જ 'ઉપરતિ' કહે છે. ચિંતન કરવાની વૃત્તિ સાથે પણ સંબંધ નહીં રહેવો જોઈએ. 'શ્રીમદ્ભાગવતમાં લખ્યું છે કે –

**સર્વં બ્રહ્માત્મકં તસ્ય વિદ્યયાડડત્મમનીષયા। પરિપશ્યન્નુપરમેત્ સર્વતો મુક્તસંશયઃ ॥**

(શ્રીમદ્ભા૦ ૧૧/૨૯/૧૮)

'પૂર્વોક્ત સાધન (મન-વાણી-શરીરની બધી જ ક્રિયાઓથી પરમાત્માની ઉપાસના) કરવાવાળા ભક્તનનો 'સર્વ કાંઈ પરમાત્મસ્વરૂપ જ છે' – એવો નિશ્ચય થઈ જાય છે. પછી તે આ અધ્યાત્મવિદ્યા દ્વારા બધા પ્રકારનાં સંશયોથી મુક્ત થઈને બધી જગ્યાએ પરમાત્માનો સારી રીતે અનુભવ કરીને ઉપરામ થઈ જાય છે અર્થાત્ 'સર્વ કાંઈ પરમાત્મા જ છે' આવું ચિંતન પણ ન રહે બલ્કે તેને બધે સાક્ષાત્ પરમાત્મા જ દેખાય.'

સંપૂર્ણ દેશ, કાળ, ક્રિયા, વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ અને ઘટના વગેરેમાં એક જ પરમાત્મતત્ત્વ જેમ-નું-તેમ પરિપૂર્ણ છે. દેશ, કાળ વગેરેનો તો અભાવ છે, પરંતુ પરમાત્મતત્ત્વનો નિત્યભાવ છે. આ પ્રમાણે સાધક પહેલાં મન-બુદ્ધિથી એવો નિશ્ચય કરી લે કે 'પરમાત્મતત્ત્વ' છે. પછી આ નિશ્ચયને પણ છોડી દે અને ચુપ થઈ જાય અર્થાત્ કંઈ જ ચિંતન ન કરે. આત્માનું, અનાત્માનું, પરમાત્માનું, સંસારનું, સંયોગનું, વિયોગનું પણ ચિંતન ન કરે. કંઈ પણ ચિંતન કરશે તો સંસાર આવી જ જશે. કારણ કે કંઈ પણ ચિંતન કરવાથી ચિત્ત (કરણ) સાથે રહેશે. કરણ સાથે રહેશે તો સંસારનો ત્યાગ નહીં થાય, કારણ કે કરણ પણ સંસાર જ છે. તેથી **'ન કિઞ્ચિદપિ ચિન્તયેત'**માં કરણથી સંબંધ-વિચ્છેદ છે; કારણ કે જ્યારે કરણ સાથે નહીં રહે ત્યારે જ સાચું ધ્યાન થશે. સૂક્ષ્માતિસૂક્ષ્મ ચિંતન કરવામાં પણ વૃત્તિ રહે જ છે, વૃત્તિનો અભાવ થતો નથી. પરંતુ કશું જ ચિંતન કરવાનો ભાવ ન રહેવાથી વૃત્તિ આપમેળે શાંત થઈ જાય છે. તેથી સાધકે ચિંતનની બધી રીતે ઉપેક્ષા કરવાની છે. જેમ જળ શાંત થતાં તેમાં ભળેલી માટી ધીરે-ધીરે પોતાની મેળે નીચે બેસી જાય છે, એ જ રીતે ચિંતન ન કરવાથી બધા વિકારો ધીરે-ધીરે પોતાની મેળે શાંત થઈ જાય છે, અહમ્ ઓગળી જાય છે અને વાસ્તવિક તત્ત્વ (અહમ્રહિત સત્તા)નો અનુભવ થઈ જાય છે.

અહીં વૃત્તિનો અભાવ કરવામાં જ **'શનૈઃ શનૈઃ'** પદોનો પ્રયોગ થયો છે. 'શનૈઃ શનૈઃ' કહેવાનું તાત્પર્ય છે કે જબરજસ્તી ન કરવી, ઉતાવળ પણ ન કરવી; કારણ કે જન્મ-જન્માન્તરના સંસ્કારો જલદીથી જતા નથી. ઉતાવળ ચંચળતાને સ્થિર-સ્થાયી કરવાવાળી છે પરંતુ **'શનૈઃ શનૈઃ'** ચંચળતાનો નાશ કરે છે.

પ્રકૃતિના સંબંધ વિના તત્ત્વનું ચિંતન, મનન વગેરે થઈ શકતું નથી. તેથી સાધક તત્ત્વનું ચિંતન કરશે, ત્યારે ચિત્ત સાથે રહેશે, મનન કરશે તો મન સાથે રહેશે, નિશ્ચય કરશે તો બુદ્ધિ સાથે રહેશે, દર્શન કરશે તો દૃષ્ટિ સાથે રહેશે, શ્રવણ કરશે તો શ્રવણેન્દ્રિય સાથે રહેશે, કથન કરશે તો વાણી સાથે રહેશે. એવી જ રીતે 'છે' ને માનશે તો માન્યતા તથા માનવાવાળો રહી જશે અને 'નથી'નો નિષેધ કરશે તો નિષેધ કરનારો રહી જશે. 'કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરશે તો 'હું કર્તા નથી' – આવો સૂક્ષ્મ અહંકાર રહી જશે અર્થાત્ ત્યાગ કરવાથી ત્યાજ્ય વસ્તુ અને ત્યાગી (ત્યાગ કરનાર) રહી જશે. તેથી સાધક ઉપરામ થઈ જાય અર્થાત્ ન માન્યતા કરે, ન નિષેધ કરે, ન ગ્રહણ કરે, ન ત્યાગ કરે બલ્કે સ્વતઃસિદ્ધ સ્વાભાવિક તત્ત્વનો સ્વીકાર કરે અને બહાર-અંદરથી ચૂપ થઈ જાય. મારે શાંત થવું છે – એવો આગ્રહ (સંકલ્પ) પણ ન રાખે, અન્યથા કર્તૃત્વ આવી જશે. કારણ કે ચૂપ રહેવું સ્વતઃસિદ્ધ છે.

સાધક હું, તું, આ અને તે – ચારેયને છોડી દે તો એક 'છે' (સત્તામાત્ર) રહી જાય છે. તે સ્વતઃસિદ્ધ 'છે'નો સ્વીકાર કરી લે તથા પોતે કંઈ પણ ચિંતન ન કરે. જો સહજ કોઈ ચિંતન થઈ જાય તો તેનાથી રાગ કે દ્વેષ ન કરે; ન રાજી થાય કે ન નારાજ થાય; ન તેને સારું માને કે ન ખરાબ અને ન પોતાનામાં માને, ચિંતન કરવું નથી પરંતુ થઈ જાય તો તેમાં કોઈ દોષ નથી. સહજ રીતે હવા ચાલે છે, શરદી ગરમી આવે છે, વરસાદ વરસે છે, તો તેમાં આપણને કોઈ દોષ દેખાતો નથી. કારણ કે તેની સાથે આપણો કોઈ સંબંધ નથી. દોષ તો જડ પદાર્થો સાથે સંબંધ જોડવાથી લાગે છે. તેથી ચિંતન થઈ જાય તો તેની ઉપેક્ષા કરવી, તેની સાથે પોતાને જોડી ન દેવું અર્થાત્ એવું ન માનવું કે, 'હું ચિંતન કરું છું અને ચિંતન મારા દ્વારા થાય છે.' ચિંતન મનમાં થાય છે અને મનની સાથે મારો કોઈ સંબંધ નથી.

**'આત્મસંસ્થં મનઃ કૃત્વા'**માં 'મન' શબ્દ, બુદ્ધિના અર્થમાં છે; કારણ કે ચંચળતા મનમાં અને સ્થિરતા બુદ્ધિમાં થાય છે. તેથી **'આત્મસંસ્થં'** કહેવાનું તાત્પર્ય છે કે, ચંચળતા ન રહે બલ્કે સ્થિરતા રહે. જેમ કે 'આ અમુક ગામ છે' – એવી માન્યતા દૃઢ થવાથી એનું ચિંતન કરવું પડતું નથી, એવી જ રીતે 'પરમાત્મા છે' એવી માન્યતા દૃઢ થઈ જાય તો પછી એનું ચિંતન નહીં કરવું પડે. જે સ્વતઃસિદ્ધ છે, તેનું ચિંતન શું કરવું? તેથી આત્મચિંતન કરવાથી આત્મબોધ થતો નથી, કારણ કે આત્મચિંતન કરવાથી ચિંતક રહે છે અને અનાત્માની સત્તા રહે છે. અનાત્માની સત્તા માનીશું ત્યારે જ તો તેનો ત્યાગ અને આત્માનું ચિંતન કરીશું!

'ન કિઞ્ચિદપિ ચિન્તયેત્' આને 'ચૂપ સાધન', 'મૂક સાધન', 'મૂક સત્સંગ' અને 'અચિન્ત્યનું ધ્યાન' પણ કહે છે. એમાં ન તો સ્થૂળશરીરની ક્રિયા છે, ન સૂક્ષ્મ શરીરનું ચિંતન છે અને ન કારણ-શરીરની સ્થિરતા છે. એમાં ઇન્દ્રિયો પણ ચૂપ છે, મન પણ ચૂપ છે, બુદ્ધિ પણ ચૂપ છે અર્થાત્ શરીર-ઇન્દ્રિયો, મન-બુદ્ધિની કોઈ ક્રિયા નથી. બધાં ચૂપ છે. કોઈ બોલતું નથી! જે જોવું હતું એ જોઈ લીધું. સાંભળવું હતું એ સાંભળી લીધું, બોલવું હતું એ બોલી લીધું. કરવું હતું તે કરી લીધું. હવે કંઈ પણ જોવા, કરવા, સાંભળવા, બોલવાની રુચિ નથી – આવું થવાથી જ 'ચૂપ સાધન' થાય છે. આ 'ચૂપ સાધન' સમાધિ કરતાં પણ શ્રેષ્ઠ છે. કારણ કે એમાં બુદ્ધિ અને અહમ્‌થી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. સમાધિમાં તો લય, વિક્ષેપ, કષાય (વિકારો) અને રસાસ્વાદ-આ ચાર દોષ (વિઘ્નો) રહે છે. પરંતુ 'ચૂપ સાધન'માં આ દોષો રહેતા નથી. ચૂપ સાધન વૃત્તિરહિત છે.

—■—

*સંબંધ – પૂર્વોક્ત પ્રકારે નિર્વિકલ્પ સ્થિતિ ન થાય તો શું કરવું – એના માટે આગળના શ્લોકમાં અભ્યાસ બતાવે છે.*

**યતો યતો નિશ્ચરતિ મનશ્ચઞ્ચલમસ્થિરમ્ ।**
**તતસ્તતો નિયમ્યૈતદાત્મન્યેવ વશં નયેત્ ॥ ૨૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અસ્થિરમ્** | = સ્થિર ન રહેનારું (અને) | **નિશ્ચરતિ** | = વિચરે છે, | **આત્મનિ** | = (એક) પરમાત્મામાં |
| **ચઞ્ચલમ્** | = ચંચળ | **તતઃ તતઃ** | = ત્યાં-ત્યાંથી | **એવ** | = જ |
| **મનઃ** | = મન | **નિયમ્ય** | = રોકીને | **વશમ્** | = સારી રીતે |
| **યતઃ, યતઃ** | = જ્યાં - જ્યાં | **એતત્** | = એને | **નયેત્** | = જોડી દેવું.[૧] |

*ટીકા* – **'યતો યતો નિશ્ચરતિ... આત્મન્યેવ વશં નયેત્'** – સાધકે જે ધ્યેય રાખ્યું છે, તેમાં આ મન ટકતું નથી કે રોકાતું નથી. આથી તેને 'અસ્થિર' કહેવામાં આવ્યું છે. આ મન જાતજાતનાં સાંસારિક ભોગોનું અને પદાર્થોનું ચિંતન કરે છે. આથી તેને 'ચંચળ' કહેવામાં આવ્યું છે. તાત્પર્ય એ છે કે આ મન ન તો પરમાત્મામાં સ્થિર થાય છે અને ન સંસારને પણ છોડે છે. એટલા માટે સાધકે આ મન જ્યાં-જ્યાં જાય, જે જે કારણથી જાય, જેવી-જેવી રીતે જાય અને જ્યારે-જ્યારે જાય, તેને ત્યાં-ત્યાંથી, તે તે કારણથી તેવી-તેવી રીતે અને ત્યારે-ત્યારે હઠાવીને પરમાત્મામાં જોડવું. આ અસ્થિર અને ચંચળ મનનું નિયમન કરવામાં સાવધાની રાખવી અને ઢીલાશ ન કરવી.

મનને પરમાત્મામાં જોડવાનું તાત્પર્ય એ છે કે જ્યારે એ ખબર પડે કે મન પદાર્થોનું ચિંતન કરી રહ્યું છે, ત્યારે એવો વિચાર કરવો કે ચિંતનની વૃત્તિ અને તેના વિષયનો આધાર અને પ્રકાશક પરમાત્મા જ છે. એ જ પરમાત્મામાં મન જોડવાનું છે.

### પરમાત્મામાં મન જોડવાની યુક્તિઓ

(૧) મન જે કોઈ ઇન્દ્રિયના વિષયમાં, જે કોઈ વ્યક્તિ, વસ્તુ, ઘટના, પરિસ્થિતિ, વગેરેમાં ચાલ્યું જાય, અર્થાત્ તેનું ચિંતન કરવા લાગી જાય, તે જ સમયે તે વિષય વગેરેથી મનને હઠાવીને પોતાના ધ્યેય-પરમાત્મામાં જોડવું. ફરીથી ચાલ્યું જાય તો ફરીથી લાવીને પરમાત્મામાં જોડવું. આ રીતે મનને વારંવાર પોતાના ધ્યેયમાં જોડતા રહેવું.

(૨) જ્યાં-જ્યાં મન જાય, ત્યાં-ત્યાં પરમાત્માને જોવા. જેમ કે, ગંગાજી યાદ આવી જાય, તો ગંગાજીના રૂપમાં પરમાત્મા જ છે, ગાય યાદ આવી જાય, તો ગાય રૂપે પરમાત્મા જ છે – આ રીતે મનને પરમાત્મામાં જોડવું. બીજી દૃષ્ટિએ, ગંગાજી વગેરેમાં સત્તા રૂપે પરમાત્મા જ પરમાત્મા છે; કેમકે એમના પહેલાં પણ પરમાત્મા જ હતા, એ નહીં રહે ત્યારે પણ પરમાત્મા જ રહેશે અને એમના રહેવા છતાં પણ પરમાત્મા જ છે – આ રીતે મનને પરમાત્મામાં જોડવું.

(૩) સાધક જ્યારે પરમાત્મામાં મન જોડવાનો અભ્યાસ કરે છે, ત્યારે સંસારની વાતો યાદ આવે છે. એનાથી સાધક ગભરાઈ જાય છે કે જ્યારે હું સંસારનું કામ કરું છું, ત્યારે આટલી વાતો યાદ નથી આવતી, આટલું ચિંતન નથી થતું; પરંતુ જ્યારે પરમાત્મામાં મન જોડવાનો અભ્યાસ કરું છું. ત્યારે મનમાં જાતજાતની વાતો યાદ આવવા લાગે છે! પરંતુ એવું સમજીને સાધકે ગભરાવું નહિ જોઈએ; કેમકે જ્યારે સાધકનો ઉદ્દેશ્ય પરમાત્માનો બની ગયો, તો હવે સંસારના ચિંતનના રૂપમાં અંદરથી કૂડો-કચરો નીકળી રહ્યો છે, અંદર

૧. ગીતામાં અભ્યાસનું સ્વરૂપ સ્પષ્ટરૂપે આ જ શ્લોકમાં જોવા મળે છે.

સફાઈ થઈ રહી છે. તાત્પર્ય એ છે કે સાંસારિક કાર્ય કરતી વખતે અંદર જામેલા પુરાણા સંસ્કારોને બહાર નીકળવાની તક નથી મળતી. એટલા માટે સાંસારિક કાર્ય છોડીને એકાંતમાં બેસવાની તેમને બહાર નીકળવાની તક મળે છે અને તેઓ બહાર નીકળવા લાગે છે.

(૪) સાધકને ભગવાનનું ચિંતન કરવામાં કઠિનતા એટલા માટે પડે છે કે તે પોતાને સંસારનો માનીને ભગવાનનું ચિંતન કરે છે. આથી સંસારનું ચિંતન આપોઆપ થાય છે અને ભગવાનનું ચિંતન કરવું પડે છે, છતાં પણ ચિંતન થતું નથી. એટલા માટે સાધકે ભગવાનના થઈને ભગવાનનું ચિંતન કરવું જોઈએ. તાત્પર્ય એ છે કે 'હું તો કેવળ ભગવાનનો જ છું અને કેવળ ભગવાન જ મારા છે; હું શરીર-સંસારનો નથી અને શરીર-સંસાર મારાં નથી' – આ રીતે ભગવાનની સાથે સંબંધ થવાથી ભગવાનનું ચિંતન સ્વાભાવિક જ થવા લાગશે અને ચિંતન કરવું નહિ પડે.

(૫) ધ્યાન કરતી વખતે સાધકે એ ખ્યાલ રાખવો જોઈએ કે મનમાં કોઈ કાર્ય ભરાયેલું ન રહે અર્થાત્ 'અમુક કાર્ય કરવું છે, અમુક સ્થાને જવું છે, અમુક વ્યક્તિને મળવું છે, અમુક વ્યક્તિ મળવા માટે આવવાની છે, તો તેની સાથે વાતચીત પણ કરવાની છે' વગેરે કાર્ય ભરી ન રાખવાં. આ કાર્યોની સ્મૃતિ ધ્યાનમાં લીન થવા નથી દેતી. આથી ધ્યાનમાં શાંતચિત્ત થઈને બેસવું જોઈએ.

(૬) ધ્યાન કરતી વખતે કદી સંકલ્પ-વિકલ્પો આવી જાય તો **'અડંગ બડંગ સ્વાહા'** – એમ કહીને તેમને દૂર કરી દેવા અર્થાત્ 'સ્વાહા' કહીને સંકલ્પ-વિકલ્પો (અડંગ-બડંગ)ની આહુતિ આપી દેવી.

(૭) સામે જોઈને આંખોને થોડીક વાર વારંવાર ઝડપથી પટપટાવવી અને પછી આંખો બંધ કરી દેવી. આંખો પટપટાવવાથી જેવી રીતે બહારનું દૃશ્ય કપાઈ જાય છે, તેવી જ રીતે અંદરના સંકલ્પ-વિકલ્પો પણ કપાઈ જાય છે.

(૮) પહેલાં નાસિકાથી શ્વાસને બે-ત્રણ વાર જોરથી બહાર કાઢવા અને પછી અંતમાં જોરથી (ફૂંફાડા સાથે) પૂરા શ્વાસને બહાર કાઢીને બહાર જ રોકી દેવો. જેટલો સમય શ્વાસ રોકી શકાય, તેટલો સમય રોકીને પછી ધીરે-ધીરે શ્વાસ લેતા રહીને સ્વાભાવિક શ્વાસ લેવાની સ્થિતિમાં આવી જવું. આનાથી પણ બધા સંકલ્પ-વિકલ્પો દૂર થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** જો પૂર્વ શ્લોક પ્રમાણે ચૂપ-સાધન ન થઈ શકે તો મન જ્યાં-જ્યાં જાય ત્યાં-ત્યાંથી હટાવીને તેને એક પરમાત્મામાં લગાવવું. મનને પરમાત્મામાં લગાવવાનું એક બહુ શ્રેષ્ઠ સાધન એ છે કે મન જ્યાં-જ્યાં જાય, ત્યાં-ત્યાં પરમાત્માને જ જોવા અથવા મનમાં જે જે ચિંતન થાય તેને પરમાત્માનું જ સ્વરૂપ સમજવું.

એક માર્મિક વાત છે કે, જ્યાં સુધી સાધક, એક પરમાત્માની સત્તા સિવાય બીજી સત્તા માનશે, ત્યાં સુધી તેનું મન બધી રીતે નિરુદ્ધ (રોકેલું) રહી શકતું નથી. કારણ કે જ્યાં સુધી આપણી અંદર બીજી સત્તાની માન્યતા છે, ત્યાં સુધી રાગનો સર્વથા નાશ થઈ શકતો નથી અને રાગનો સર્વથા નાશ થયા વિના મન સર્વથા નિર્વિષય થઈ શકતું નથી. રાગ હશે તો મનનો મર્યાદિત નિરોધ થશે, જેનાથી લૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થશે, પરંતુ વાસ્તવિક તત્ત્વની પ્રાપ્તિ નહીં થાય. અન્ય સત્તાની માન્યતા રહેવાથી મનનો નિરોધ થાય છે, તેમાં વ્યુત્થાન થાય છે અર્થાત્ સમાધિ અને વ્યુત્થાન – આ બન્ને અવસ્થાઓ થાય છે, કારણ કે બીજી સત્તાનો સ્વીકાર કર્યા વિના બે સત્તાઓ સંભવ નથી, તેથી મનનો સંપૂર્ણ નિરોધ, બીજી સત્તા ન માનવાથી જ થશે.

—■—

*સંબંધ – ચોવીસમા-પચીસમા શ્લોકોમાં જે ધ્યાનયોગીની ઉપરતિનું વર્ણન કરવામાં આવ્યું, આગળના બે શ્લોકોમાં તેની અવસ્થાનું વર્ણન કરીને તેના સાધનનું ફળ બતાવે છે.*

**પ્રશાન્તમનસં હ્યેનં યોગિનં સુખમુત્તમમ્ ।**
**ઉપૈતિ શાન્તરજસં બ્રહ્મભૂતમકલ્મષમ્ ॥ ૨૭॥**

**અકલ્મષમ્** = જે નિષ્પાપ છે (અને)
**શાન્તરજસમ્** = જેનો રજોગુણ શાંત થઈ ચુક્યો છે, (તથા)
**પ્રશાન્ત-મનસમ્** = જેનું મન સમ્યક્ રીતે શાન્ત (નિર્મળ) થઈ ગયું છે, (એવા)
**એનમ્** = આ
**બ્રહ્મભૂતમ્** = બ્રહ્મરૂપ બનેલા
**યોગિનમ્** = યોગીને
**હિ** = ચોક્કસ જ
**ઉત્તમમ્** = ઉત્તમ (સાત્ત્વિક)
**સુખમ્** = સુખ
**ઉપૈતિ** = પ્રાપ્ત થાય છે.

*ટીકા* – **'પ્રશાન્તમનસં હ્યેનં... બ્રહ્મભૂતમકલ્મષમ્'** – જેનાં સઘળાં પાપો નષ્ટ થઈ ગયાં છે અર્થાત્ તમોગુણ અને તમોગુણની અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ અને મોહ (ગીતા અ. ૧૪/૧૩) – એ વૃત્તિઓ નષ્ટ થઈ ગઈ છે, એવા યોગીને અહીં **'અકલ્મષમ્'** કહેવામાં આવ્યો છે.

જેનો રજોગુણ અને રજોગુણનો લોભ, પ્રવૃત્તિ, નવાં-નવાં કર્મોમાં જોડાવું, અશાંતિ અને સ્પૃહા (ગીતા અ. ૧૪/૧૨) – એ વૃત્તિઓ શાંત થઈ ગઈ છે, એવા યોગીને અહીં **'શાન્તરજસમ્'** કહેવામાં આવ્યો છે.

તમોગુણ, રજોગુણ તથા તેમની વૃત્તિઓ શાંત થવાથી જેમનું મન સ્વાભાવિક શાંત થઈ ગયું છે અર્થાત્ જેની તમામ પ્રાકૃત પદાર્થોથી તથા સંકલ્પ-વિકલ્પોથી પણ ઉપરતિ થઈ ગઈ છે, એવા સ્વાભાવિક શાંત મનવાળા યોગીને અહીં **'પ્રશાન્તમનસમ્'** કહેવામાં આવ્યો છે.

**'પ્રશાન્ત'** કહેવાનું તાત્પર્ય એ છે કે ધ્યાનયોગી જ્યાં સુધી મનને પોતાનું માને છે, ત્યાં સુધી મન અભ્યાસથી શાંત તો થઈ શકે છે, પરંતુ પ્રશાંત અર્થાત્ સર્વથા શાંત નથી થઈ શકતું. પણ જ્યારે ધ્યાનયોગી મનથી પણ ઉપરામ થઈ જાય છે અર્થાત્ મનને પણ પોતાનું નથી માનતો અને મનથી પણ સંબંધ-વિચ્છેદ કરી લે છે, ત્યારે મનમાં રાગદ્વેષ ન હોવાથી તેનું મન સ્વાભાવિક જ શાંત થઈ જાય છે.

પચીસમા શ્લોકમાં જેની ઉપરામતાનું વર્ણન કરવામાં આવ્યું છે, તે જ (ઉપરામ થવાથી) પાપરહિત, શાંત રજોગુણવાળો અને પ્રશાંત મનવાળો થયો છે. આથી તે યોગીને માટે અહીં **'એનમ્'** પદ આવ્યું છે. એવા બ્રહ્મસ્વરૂપ ધ્યાનયોગીને સ્વાભાવિક જ ઉત્તમ સુખ અર્થાત્ સાત્ત્વિક સુખ પ્રાપ્ત થાય છે.

પહેલાં ત્રેવીસમા શ્લોકના ઉત્તરાર્ધમાં જે યોગનો નિશ્ચયપૂર્વક અભ્યાસ કરવાની આજ્ઞા આપવામાં આવી હતી – **'સ નિશ્ચયેન યોક્તવ્યઃ'**, તે યોગનો અભ્યાસ કરવાવાળા યોગીને નિશ્ચિત જ ઉત્તમ સુખની પ્રાપ્તિ થઈ જશે, તેમાં કિંચિત્‌માત્ર પણ સંદેહ નથી. આ નિઃસંદિગ્ધતાને બતાવવાને માટે અહીં **'હિ'** પદનો પ્રયોગ થયો છે.

**'સુખમુપૈતિ'** કહેવાનું તાત્પર્ય એ છે કે જે યોગી બધાથી ઉપરામ થઈ ગયો છે, તેને ઉત્તમ સુખની ખોજ નથી કરવી પડતી, તે સુખપ્રાપ્તિને માટે પ્રયત્ન, પરિશ્રમ વગેરે નથી કરવાં પડતાં, પરંતુ તે ઉત્તમ સુખ તેને સ્વતઃ સ્વાભાવિક જ પ્રાપ્ત થઈ જાય છે.

—■—

**યુઞ્જન્નેવં સદાત્માનં યોગી વિગતકલ્મષઃ ।**
**સુખેન બ્રહ્મસંસ્પર્શમત્યન્તં સુખમશ્નુતે ॥ ૨૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **એવમ્** | = આ પ્રમાણે | | જોડતો રહીને | **બ્રહ્મસંસ્પર્શમ્** | = બ્રહ્મપ્રાપ્તિરૂપ |
| **આત્માનમ્** | = પોતે-પોતાને | **વિગતકલ્મષઃ** | = નિષ્પાપ | **અત્યન્તમ્** | = અનંત |
| **સદા** | = નિરંતર | **યોગી** | = યોગી | **સુખમ્** | = સુખનો |
| **યુઞ્જન્** | = (પરમાત્મામાં) | **સુખેન** | = સુખપૂર્વક | **અશ્નુતે** | = અનુભવ કરે છે. |

*ટીકા* – **'યુઞ્જન્નેવં સદાત્માનં યોગી વિગતકલ્મષઃ'** – પોતાની સ્થિતિને માટે જે (મનને વારંવાર જોડવું વગેરે) અભ્યાસ કરવામાં આવે છે, તે અભ્યાસ અહીં નથી. અહીં તો અનભ્યાસ જ અભ્યાસ છે અર્થાત્ પોતાના સ્વરૂપમાં પોતાની જાતને દૃઢ રાખવી એ જ અભ્યાસ છે. આ અભ્યાસમાં અભ્યાસવૃત્તિ નથી. એવા અભ્યાસથી તે યોગી અહંતા-મમતારહિત થઈ જાય છે. અહંતા અને મમતાથી રહિત થવું એને જ નિષ્પાપ થવું કહે છે; કેમકે સંસારની સાથે અહંતા-મમતાપૂર્વક સંબંધ રાખવો એ જ પાપ છે.

પંદરમા શ્લોકમાં **'યુઞ્જન્નેવમ્'** પદ સગુણના ધ્યાન માટે આવ્યું છે અને અહીં **'યુઞ્જન્નેવમ્'** પદ નિર્ગુણના ધ્યાન માટે આવ્યું છે. એવી જ રીતે પંદરમા શ્લોકમાં **'નિયતમાનસઃ'** આવ્યું છે અને અહીં **'વિગતકલ્મષઃ'** આવ્યું છે; કેમકે ત્યાં પરમાત્મામાં મન લગાડવાનું પ્રાધાન્ય છે અને અહીં જડતાનો ત્યાગ કરવાનું પ્રાધાન્ય છે. ત્યાં તો પરમાત્માનું ચિંતન કરતાં-કરતાં સગુણ પરમાત્મામાં તલ્લીન થઈ ગયા તો સંસારઆપોઆપ છૂટી ગયો અને અહીં અહંતા-મમતારૂપી કલ્મષથી અર્થાત્ સંસારથી સર્વથા સંબંધ-વિચ્છેદ કરીને પોતાના ધ્યેય પરમાત્મામાં સ્થિત થઈ ગયા. આ રીતે બન્નેનું તાત્પર્ય એક જ થયું અર્થાત્ ત્યાં પરમાત્મામાં જોડાવાથી સંસાર છૂટી ગયો અને અહીં સંસારને છોડીને પરમાત્મામાં સ્થિત થઈ ગયા.

**'સુખેન બ્રહ્મસંસ્પર્શમત્યન્તં સુખમશ્નુતે'** – તેની

બ્રહ્મની સાથે જે અભિન્નતા થાય છે, તેમાં 'હું'પણાનો સંસ્કાર પણ નથી રહેતો, સત્તા પણ નથી રહેતી. આને જ સુખપૂર્વક બ્રહ્મનો સંસ્પર્શ કરવો કહે છે. જે સુખમાં અનુભવ કરનારો અને અનુભવમાં આવનારો – એ બન્નેય નથી રહેતા, તે 'અત્યંત સુખ' છે. આ યોગી આ સુખને પ્રાપ્ત કરી લે છે. આ 'અત્યંત સુખ', 'અક્ષય સુખ' (અ. ૫/૨૧) અને 'આત્યંતિક સુખ' (અ. ૬/૨૧) – એ એક જ પરમાત્મતત્ત્વરૂપી આનંદનાં વાચક છે.

—■—

*સંબંધ – અઢારમાથી તેવીસમા શ્લોક સુધી સ્વરૂપનું ધ્યાન કરવાવાળા જે સાંખ્યયોગીનું વર્ણન થયું છે, તેના અનુભવનું વર્ણન આગળના શ્લોકમાં કરે છે.*

**સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ ।**
**ઈક્ષતે યોગયુક્તાત્મા સર્વત્ર સમદર્શનઃ ॥ ૨૯॥**

**સર્વત્ર** = બધી જગ્યાએ
**સમદર્શનઃ** = પોતાના સ્વરૂપને જોનારો
**ચ** = અને
**યોગયુક્તાત્મા** = ધ્યાનયોગથી યુક્ત અંતઃકરણવાળો (સાંખ્યયોગી)
**આત્માનમ્** = પોતાના સ્વરૂપને
**સર્વભૂતસ્થમ્** = સર્વભૂતોમાં સ્થિત
**ઈક્ષતે** = જુએ છે. (અને)
**સર્વભૂતાનિ** = સર્વભૂતોને
**આત્મનિ** = પોતાના સ્વરૂપમાં (જુએ છે).

*ટીકા* – **'ઈક્ષતે યોગયુક્તાત્મા સર્વત્ર સમદર્શનઃ'** – બધી જગાએ એક સચ્ચિદાનંદઘન પરમાત્મા જ પરિપૂર્ણ છે. જેવી રીતે મનુષ્ય ખાંડનાં બનેલાં અનેક જાતનાં રમકડાંનાં નામ, રૂપ, આકૃતિ વગેરે ભિન્ન-ભિન્ન હોવા છતાં પણ તેઓમાં સમાનરૂપે એક ખાંડને, લોઢાથી બનેલાં અનેક જાતનાં અસ્ત્ર-શસ્ત્રોમાં એક લોઢાને, માટીથી બનેલાં અનેક જાતનાં વાસણોમાં એક માટીને અને સોનાથી બનેલાં આભૂષણોમાં એક સોનાને જ દેખે છે, એવી જ રીતે ધ્યાનયોગી જાતજાતની વસ્તુ, વ્યક્તિ વગેરેમાં સમાનરૂપે એક પોતાના સ્વરૂપને જ દેખે છે.

**'યોગયુક્તાત્મા'** – આનું તાત્પર્ય એ છે કે ધ્યાનયોગનો અભ્યાસ કરતાં-કરતાં તે યોગીનું અંતઃકરણ પોતાના સ્વરૂપમાં તલ્લીન થઈ ગયું છે. [તલ્લીન થયા પછી તેનો અંતઃકરણ સાથે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે, જેનો સંકેત **'સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ'** પદોથી કરવામાં આવ્યો છે.]

**'સર્વભૂતસ્થમાત્માનમ્'** – તે સઘળાં પ્રાણીઓમાં પોતાના આત્માને – પોતાના સતસ્વરૂપને સ્થિત દેખે છે. જેવી રીતે સાધારણ પ્રાણી આખા શરીરમાં પોતાની જાતને દેખે છે અર્થાત્ શરીરનાં બધાં અવયવોમાં અને અંશોમાં 'હું'ને જ પરિપૂર્ણ રૂપે દેખે છે, એવી જ રીતે સમદર્શી પુરુષ બધાં પ્રાણીઓમાં પોતાના સ્વરૂપને જ સ્થિત દેખે છે.

કોઈને નિદ્રામાં સ્વપ્ન આવે, તો તે સ્વપ્નમાં સ્થાવર-જંગમ પ્રાણી-પદાર્થ દેખે છે. પરંતુ નિદ્રા ખૂલતાં એ સ્વપ્નની સૃષ્ટિ નથી દેખાતી; આથી સ્વપ્નમાં સ્થાવર-જંગમ વગેરે સર્વ કંઈ પોતે જ બન્યો છે. જાગ્રત-અવસ્થામાં કોઈ જડ કે ચેતન પ્રાણીપદાર્થની યાદ આવે, તો તે મનથી દેખાવા લાગી જાય છે અને યાદ હઠતાં જ તે બધું દૃશ્ય, અદૃશ્ય થઈ જાય છે; આથી યાદમાં સર્વ કંઈ પોતાનું મન જ બન્યું છે. એવી જ રીતે ધ્યાનયોગી સઘળાં પ્રાણીઓમાં પોતાના સ્વરૂપને સ્થિત દેખે છે. સ્થિત દેખાવાનું તાત્પર્ય એ છે કે સઘળાં પ્રાણીઓમાં સત્તારૂપે પોતાનું જ સ્વરૂપ છે. સ્વરૂપના સિવાય બીજી કોઈ સત્તા જ નથી; કેમકે સંસાર એક ક્ષણ પણ એકરૂપ નથી રહેતો, પરંતુ પ્રતિક્ષણે બદલાતો જ રહે છે. સંસારના કોઈ રૂપને એક વાર દેખ્યા પછી જો બીજી વાર તેને એ જ રૂપમાં કોઈ દેખવા ઈચ્છે, તો દેખી જ શકાતું નથી, કેમકે તે પહેલું રૂપ બદલાઈ ગયું. એવી પરિવર્તનશીલ વસ્તુ, વ્યક્તિ વગેરેમાં યોગી સત્તારૂપે અપરિવર્તનશીલ પોતાના સ્વરૂપને જ દેખે છે.

**'સર્વભૂતાનિ ચાત્મનિ'** – તે સઘળાં પ્રાણીઓને પોતાની અંતર્ગત દેખે છે અર્થાત્ પોતાના સર્વગત, અસીમ અને સચ્ચિદાનંદઘન સ્વરૂપમાં જ બધાં પ્રાણીઓને તથા સમગ્ર સંસારને દેખે છે. જેવી રીતે એક પ્રકાશની અંતર્ગત લાલ, પીળો, કાળો, ભૂરો વગેરે જેટલા રંગો દેખાય છે, તે બધા પ્રકાશથી જ બનેલા છે અને પ્રકાશમાં જ દેખાય છે અને જેવી રીતે જેટલી વસ્તુઓ દેખાય છે, તે બધી સૂર્યથી જ ઉત્પન્ન થઈ છે અને સૂર્યના પ્રકાશમાં જ દેખાય છે, તેવી જ રીતે તે યોગી સઘળાં પ્રાણીઓને પોતાના સ્વરૂપથી જ પેદા થયેલાં, સ્વરૂપમાં જ લીન થતાં અને સ્વરૂપમાં જ સ્થિત દેખે છે.

તાત્પર્ય એ છે કે તેને જે કંઈ દેખાય છે, તે બધું પોતાનું સ્વરૂપ જ દેખાય છે.

આ શ્લોકમાં પ્રાણીઓમાં તો પોતાને સ્થિત બતાવ્યો છે, પરંતુ પોતાનામાં પ્રાણીઓને સ્થિત નથી બતાવ્યાં. એવું કહેવાનું તાત્પર્ય એ છે કે પ્રાણીઓમાં તો પોતાની સત્તા છે, પરંતુ પોતાનામાં પ્રાણીઓની સત્તા નથી. કારણ કે સ્વરૂપ તો સદા એકરૂપ રહેવાવાળું છે, પરંતુ પ્રાણીઓ ઉત્પન્ન અને નષ્ટ થવાવાળાં છે.

આ શ્લોકનું તાત્પર્ય એ થયું કે વ્યવહારમાં તો પ્રાણીઓની સાથે અલગ-અલગ વર્તાવ થાય છે, પરંતુ અલગ-અલગ વર્તાવ થવા છતાં પણ તે સમદર્શી યોગીની સ્થિતિમાં કોઈ ફરક નથી પડતો.

—■—

*સંબંધ – ભગવાને ચૌદમા-પંદરમા શ્લોકોમાં સગુણસાકારનું ધ્યાન કરવાવાળા જે ભક્તિયોગીનું વર્ણન કર્યું હતું. તેના અનુભવની વાત આગળના શ્લોકમાં કહે છે.*

## યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।
## તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥ ૩૦॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યઃ** | = જે (ભક્ત) | **મયિ** | = મારામાં | **ન, પ્રણશ્યામિ** | = અદૃશ્ય નથી થતો |
| **સર્વત્ર** | = સઘળાં ભૂતોમાં | **સર્વમ્** | = સઘળાં ભૂતોને | **ચ** | = અને |
| **મામ્** | = મને | **પશ્યતિ** | = જુએ છે, | **સઃ** | = તે |
| **પશ્યતિ** | = જુએ છે | **તસ્ય** | = એને માટે | **મે** | = મારે માટે |
| **ચ** | = અને | **અહમ્** | = હું | **ન, પ્રણશ્યતિ** | = અદૃશ્ય નથી થતો. |

*ટીકા* – **'યો માં પશ્યતિ સર્વત્ર'** – જે ભક્ત બધાં સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, પશુ, પક્ષી, દેવતા, યક્ષ, રાક્ષસ, પદાર્થ, પરિસ્થિતિ, ઘટના વગેરેમાં મને દેખે છે. જેવી રીતે, બ્રહ્માજી જ્યારે વાછરડાં અને ગ્વાલબાલોને ચોરીને લઈ ગયા, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ જાતે જ વાછરડાં અને ગ્વાલબાલ બની ગયા. વાછરડાં અને ગ્વાલબાલ જ નહિ, પરંતુ તેમની સોટી, શિંગડાં, (એક પ્રકારનું વાદ્ય) વાંસળી, વસ્ત્ર, આભૂષણ વગેરે પણ ભગવાન જાતે જ બની ગયા.[૧] એ લીલા એક વર્ષ સુધી ચાલતી રહી, પરંતુ કોઈને તેની ખબર ના પડી. વાછરડાંમાંથી કેટલાંક વાછરડાં તો કેવળ દૂધ જ પીવાવાળાં હતાં, એટલા માટે તેઓ ઘેર જ રહેતાં હતાં અને મોટાં વાછરડાંઓને ભગવાન શ્રીકૃષ્ણ પોતાની સાથે વનમાં લઈ જતા હતા. એક દિવસ દાઉ દાદા (બલરામજી)એ જોયું કે નાનાં વાછરડાંવાળી ગાયો પણ પોતાનાં અગાઉનાં (મોટાં) વાછરડાંઓને જોઈને તેમને દૂધ પિવડાવવા માટે હોકારા કરતી દોડવા માંડી. મોટા ગોવાળોએ એ ગાયોને બહુ જ રોકી, પરંતુ તે રોકાઈ નહિ. એનાથી ગોવાળોને તે ગાયો પર બહુ જ ગુસ્સો આવી ગયો. પરંતુ જ્યારે તેમણે પોત-પોતાનાં બાળકોને જોયા, ત્યારે તેમનો ગુસ્સો શાંત થઈ ગયો અને સ્નેહ ઉભરાઈ આવ્યો. તેઓ બાળકોને હૃદય સાથે ચાંપવા લાગ્યા, તેમનાં માથાં સૂંઘવા લાગ્યા. આ લીલાને જોઈ દાઉ દાદાએ વિચાર્યું કે આ શું રહસ્ય છે; એમણે ધ્યાન ધરીને જોયું તો એમને વાછરડાં અને ગ્વાલબાલોના રૂપમાં શ્રીકૃષ્ણ જ દેખાયા. એવી જ રીતે ભગવાનનો સિદ્ધ ભક્ત બધી જગાએ ભગવાનને જ જુએ છે અર્થાત્ તેની દૃષ્ટિમાં ભગવત્સત્તા સિવાય બીજી કિંચિત્માત્ર પણ સત્તા નથી રહેતી.

**'સર્વં ચ મયિ પશ્યતિ'** – અને જે ભક્ત સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, ઘટના, પરિસ્થિતિ વગેરેને મારા જ અંતર્ગત જુએ છે. જેવી રીતે, ગીતાનો ઉપદેશ દેતી વખતે અર્જુન દ્વારા પ્રાર્થના કરતાં ભગવાન પોતાનું વિશ્વરૂપ દેખાડતાં કહે છે કે

૧. **યાવદ્વત્સપવત્સકાલ્પકવપુર્યાવત્કરાઙ્ઘ્ર્યાદિકં યાવદ્યષ્ટિવિષાણવેણુદલશિગ્યાવદ્વિભૂષામ્બરમ્ ।
યાવચ્છીલગુણાભિધાકૃતિવયો યાવદ્વિહારાદિકં સર્વં વિષ્ણુમયં ગિરોઽઙ્ગવદજઃ સર્વસ્વરૂપો બભૌ ॥**

(શ્રીમદ્ભા. ૧૦/૧૩/૧૯)

'તે બાળકો અને વાછરડાં સંખ્યામાં જેટલાં હતાં, જેટલાં નાનાં-નાનાં તેમનાં શરીર હતાં, તેમનાં હાથપગ વગેરે જેવાં-જેવાં હતાં, તેમની પાસે જેટલાં અને જેવી છડીઓ, શીંગડીઓ, વાંસળી, શરીરે શોભા માટે પહેરેલા પત્ર-પુષ્પો, અને શીંકાં હતાં, જેવાં અને જેટલાં વસ્ત્રાભૂષણો હતાં, તેમનાં શીલ, સ્વભાવ, ગુણ, નામ, રૂપ અને અવસ્થાઓ જેવાં હતાં, જે રીતે તેઓ ખાતાં-પીતાં, ચાલતાં વગેરે હતાં, બરાબર તેવાં જ અને તેટલાં જ રૂપોમાં સર્વસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણ પ્રગટ થઈ ગયા. તે સમયે 'આ સઘળું જગત વિષ્ણુરૂપ છે' – એ વેદવાણી જાણે કે મૂર્તિમંત થઈને પ્રગટ થઈ ગઈ.'

'ચરાચર સમગ્ર સંસારને મારા એક અંશમાં રહેલો જો' – **'ઈહૈકસ્થં જગત્કૃત્સ્નં પશ્યાદ્ય સચરાચરમ્ । મમ દેહે...'** (અ. ૧૧/૭), તો અર્જુન પણ કહે છે કે હું આપના શરીરમાં સઘળાં પ્રાણીઓને જોઈ રહ્યો છું – **'પશ્યામિ દેવાંસ્તવ દેવ દેહે સર્વાંસ્તથા ભૂતવિશેષસઙ્ઘાન્'** (અ. ૧૧/૧૫). સંજયે પણ કહ્યું કે અર્જુને ભગવાનના શરીરમાં સકળ સંસારને દેખ્યો – **'તત્રૈકસ્થં જગત્કૃત્સ્નં પ્રવિભક્તમનેકધા'** (અ. ૧૧/૧૩). તાત્પર્ય એ છે કે અર્જુને ભગવાનના શરીરમાં સર્વ કંઈ ભગવત્સ્વરૂપ જ દેખ્યું. એવી જ રીતે ભક્તના દેખવા, સાંભળવા અને સમજવામાં જે કંઈ આવે છે, તેને ભગવાનમાં જ દેખે છે અને ભગવત્સ્વરૂપ જ દેખે છે.

**'તસ્યાહં ન પ્રણશ્યામિ'** – ભક્ત જ્યારે બધી જગાએ મને જ દેખે છે, તો હું તેનાથી કેવી રીતે છુપાઉં, ક્યાં છુપાઉં અને કોની પાછળ છુપાઉં? એટલા માટે હું તે ભક્તને માટે અદૃશ્ય નથી રહેતો અર્થાત્ નિરંતર તેની સામે જ રહું છું.

**'સ ચ મે ન પ્રણશ્યતિ'** – જ્યારે ભક્ત ભગવાનને બધી જગાએ દેખે છે, તો ભગવાન પણ ભક્તને બધી જગાએ દેખે છે; કેમકે ભગવાનનો એ નિયમ છે કે 'જેઓ જે રીતે મારું શરણ લે છે, હું પણ તે જ રીતે તેઓને આશ્રય આપું છું' – **'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્'** (ગીતા – ૪/૧૧). તાત્પર્ય એ છે કે ભક્તો ભગવાનની સાથે હળીમળી જાય છે અને ભગવાનની સાથે તેમની આત્મીયતા અને એકતા થઈ જાય છે; આથી ભગવાન પોતાના સ્વરૂપમાં તેમને બધી જગાએ દેખે છે. આ દૃષ્ટિએ ભક્ત પણ ભગવાનને માટે કદી અદૃશ્ય નથી થતો.

અહીં શંકા થાય છે કે ભગવાનને માટે તો કોઈ પણ અદૃશ્ય નથી – **'વેદાહં સમતીતાનિ વર્તમાનાનિ ચાર્જુન । ભવિષ્યાણિ ન ભૂતાનિ....'** (ગીતા – ૭/૨૬), પછી અહીં કેવળ ભક્તને માટે જ 'તે મારા માટે અદૃશ્ય નથી હોતો' – એવું કેમ કહ્યું છે? એનું સમાધાન એ છે કે જોકે ભગવાનને માટે કોઈ પણ અદૃશ્ય નથી, તોપણ જે ભગવાનને બધી જગાએ દેખે છે, તેના ભાવને કારણે ભગવાન પણ તેને બધી જગાએ દેખે છે. પરંતુ જે ભગવાનથી વિમુખ થઈને સંસારમાં આસક્ત છે, તેને માટે ભગવાન અદૃશ્ય રહે છે – **'નાહં પ્રકાશઃ સર્વસ્ય'** (ગીતા – ૭/૨૫). આથી (તેના ભાવને કારણે) તે પણ ભગવાનને માટે અદૃશ્ય રહે છે. જેટલે અંશમાં તેનો ભગવાન પ્રત્યે ભાવ નથી, તેટલે અંશમાં તે ભગવાનને માટે અદૃશ્ય રહે છે. એવી જ વાત ભગવાને નવમા અધ્યાયમાં પણ કહી છે કે 'હું સર્વ પ્રાણીઓમાં સમાન છું. ન તો કોઈ મારો દ્વેષી છે અને ન કોઈ પ્રિય છે. પરંતુ જેઓ ભક્તિપૂર્વક મારું ભજન કરે છે, તેઓ મારામાં છે અને હું તેઓમાં છું.'

**પરિશિષ્ટ ભાવ :** પૂર્વશ્લોકમાં આત્મજ્ઞાનની વાત કહીને હવે ભગવાન પરમાત્મતત્ત્વની વાત કહે છે. ધ્યાનયોગના કોઈ સાધનમાં જ્ઞાનના સંસ્કાર રહેવાથી વિવેકની પ્રધાનતા રહે છે અને કોઈ સાધકમાં ભક્તિના સંસ્કાર રહેવાથી શ્રદ્ધા વિશ્વાસની પ્રધાનતા રહે છે. તેથી જ્ઞાનના સંસ્કારવાળો ધ્યાનયોગી વિવેકપૂર્વક આત્માનો અનુભવ કરે છે – **'સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ** (ગીતા ૬/૨૯) અને ભક્તિના સંસ્કારવાળો ધ્યાનયોગી શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક પરમાત્માનો અનુભવ કરે છે – **'યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ.'**

**'યો માં પશ્યતિ સર્વત્ર'** પદોનો ભાવ છે કે જે મને બીજાઓમાં પણ જુએ છે અને પોતાનામાં પણ જુએ છે. **'સર્વં ચ મયિ પશ્યતિ'** પદોનો ભાવ છે કે જે બીજાઓને પણ મારામાં જુએ છે અને પોતાને પણ મારામાં જુએ છે.

જેમ બધી જગ્યાએ બરફ જ બરફ પડેલો હશે તો તે કઈ રીતે છુપાયેલો રહી શકશે? બરફની પાછળ બરફ મૂકવાથી પણ બરફ જ દેખાશે. એ પ્રમાણે જ્યારે બધાં રૂપોમાં એક ભગવાન જ છે તો તે કઈ રીતે છુપાય? ક્યાં છુપાય અને કોની પાછળ છુપાય? કારણ કે એક પરમાત્માના સિવાય બીજી સત્તા છે જ નહીં. પરમાત્મામાં શરીર અને શરીરી, સત અને અસત, જડ અને ચેતન, ઈશ્વર અને જગત, સગુણ અને નિર્ગુણ, સાકાર અને નિરાકાર વગેરે કોઈ વિભાગ છે જ નહીં. તે એકમાં જ અનેક વિભાગ છે અને અનેક વિભાગોમાં તે એક જ છે. તે વિવેક-વિચારનો વિષય નથી, બલ્કે શ્રદ્ધા-વિશ્વાસનો વિષય છે. તેથી 'સર્વ કાંઈ પરમાત્મા જ છે' – આને સાધક શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક માની લે, સ્વીકાર કરી લે. દૃઢતાપૂર્વક માનવાથી પછી એવો જ અનુભવ થઈ જશે.

સાધક પહેલાં પરમાત્માને દૂર જુએ છે, પછી નજીક જુએ છે, પછી પોતાની અંદર જુએ છે, અને પછી ફક્ત પરમાત્માને જ જુએ છે. કર્મયોગી પરમાત્માને નજીક જુએ છે, જ્ઞાનયોગી પરમાત્માને પોતાની અંદર જુએ છે અને ભક્તિયોગી સર્વત્ર પરમાત્માને જ જુએ છે.



*સંબંધ – હવે ભગવાન ધ્યાન કરવાવાળા સિદ્ધ ભક્તિયોગીનાં લક્ષણો બતાવે છે.*

**સર્વભૂતસ્થિતં યો માં ભજત્યેકત્વમાસ્થિતઃ ।**
**સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે ॥ ૩૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **એકત્વમ્** | = મારામાં એકાત્મભાવથી | **સ્થિતમ્** | રહેલા | **અપિ** | = પણ |
| **આસ્થિતઃ** | = સ્થિત થઈને | **મામ્** | = મારું | **મયિ** | = મારામાં (જ) |
| **યઃ** | = જે | **ભજતિ** | = ભજન કરે છે, | **વર્તતે** | = વર્તાવ કરી રહ્યો છે અર્થાત્ તે નિત્ય-નિરંતર મારામાં જ સ્થિત છે. |
| **યોગી** | = ભક્તિયોગી | **સઃ** | = તે | | |
| **સર્વભૂત-** | = સર્વ ભૂતોમાં | **સર્વથા** | = સર્વ રીતે | | |
| | | **વર્તમાનઃ** | = વર્તતો હોવા છતાં | | |

*ટીકા* – **'એકત્વમાસ્થિતઃ'** – પૂર્વ શ્લોકમાં ભગવાને જણાવ્યું હતું કે જે મને સર્વમાં અને સર્વને મારામાં જુએ છે, તેને માટે હું અદૃશ્ય નથી હોતો અને તે મારા માટે અદૃશ્ય નથી હોતો. અદૃશ્ય કેમ નથી હોતો? કારણ કે સઘળાં પ્રાણીઓમાં સ્થિત મારી સાથે તેની અભિન્નતા થઈ ગઈ છે અર્થાત્ મારી સાથે તેનો અત્યધિક પ્રેમ થઈ ગયો છે.

અદ્વૈત-સિદ્ધાંતમાં તો સ્વરૂપથી એકતા હોય છે, પરંતુ અહીં તેવી એકતા નથી. અહીં દ્વૈત હોવા છતાં પણ અભિન્નતા છે અર્થાત્ ભગવાન અને ભક્ત દેખાવામાં તો બે છે, પરંતુ વાસ્તવમાં એક જ છે.[1] જેવી રીતે પતિ અને પત્ની બે શરીર હોવા છતાં પણ પોતાને અભિન્ન માને છે, બે મિત્રો પોતાને એક જ માને છે; કેમકે અત્યંત સ્નેહ હોવાને કારણે ત્યાં દ્વૈતપણું નથી રહેતું. એવી જ રીતે જે ભક્તિયોગનો સાધક ભગવાનને પ્રાપ્ત થઈ જાય છે, ભગવાનમાં અત્યંત સ્નેહ હોવાને કારણે તેની ભગવાન સાથે અભિન્નતા થઈ જાય છે. એ જ અભિન્નતાને અહીં **'એકત્વમાસ્થિતઃ'** પદથી બતાવવામાં આવી છે.

**'સર્વભૂતસ્થિતં યો માં ભજતિ'** – સર્વ સ્થળ, વસ્તુ, વ્યક્તિ, ઘટના, પરિસ્થિતિ વગેરેમાં ભગવાન જ પરિપૂર્ણ છે અર્થાત્ સકળ ચરાચર જગત ભગવત્સ્વરૂપ જ છે – **'વાસુદેવઃ સર્વમ્'** (અ. ૭/૧૯) – એ જ તેનું ભજન છે.

**'સર્વભૂતસ્થિતમ્'** પદથી એવી અસર પડે છે કે ભગવાન કેવળ પ્રાણીઓમાં જ સ્થિત છે. પરંતુ વાસ્તવમાં એવી વાત નથી. ભગવાન કેવળ પ્રાણીઓમાં જ સ્થિત છે, એવું નથી, પરંતુ સંસારના કણેકણમાં પરિપૂર્ણરૂપે સ્થિત છે. જેવી રીતે, સોનાનાં આભૂષણો સોનામાંથી જ બને છે, સોનામાં જ સ્થિત રહે છે અને સોનામાં જ તેમનું પર્યવસાન (અંત) થાય છે અર્થાત્ બધા સમયે એક સોનું જ સોનું છે. પરંતુ લોકોની દૃષ્ટિમાં આભૂષણોની સત્તા અલગ પ્રતીત થવાને કારણે તેમને સમજાવવા માટે કહેવામાં આવે છે કે આભૂષણોમાં સોનું જ છે. એવી જ રીતે સૃષ્ટિની પહેલાં, સૃષ્ટિના સમયે અને સૃષ્ટિના પછી એક પરમાત્મા જ પરમાત્મા છે. પરંતુ લોકોની દૃષ્ટિમાં પ્રાણીઓ અને પદાર્થોની સત્તા અલગ પ્રતીત થવાને કારણે એમને સમજાવવા માટે કહેવામાં આવે છે કે સર્વ પ્રાણીઓમાં એક પરમાત્મા જ છે, બીજું કોઈ નથી. આ જ વાસ્તવિકતાને અહીં **'સર્વભૂતસ્થિતં મામ્'** પદોથી કહેવામાં આવી છે.

**'સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે'** – તે ભક્તિયોગી અને વર્ણાશ્રમની મર્યાદા અનુસાર ખાતો-પીતો, સૂતો-જાગતો, ઊઠતો-બેસતો વગેરે બધી ક્રિયાઓ કરતો રહીને મારામાં જ વર્તે છે અને મારામાં જ રહે છે. કારણ કે જ્યારે તેની દૃષ્ટિમાં મારા સિવાય કોઈ બીજી સત્તા જ નથી રહી, તો પછી તે જે કંઈ વર્તાવ કરશે, તે ક્યાં કરશે? તે તો મારામાં જ સર્વ કંઈ કરશે.

તેરમા અધ્યાયમાં જ્ઞાનયોગના વિષયમાં ભગવાને એમ કહ્યું છે કે સર્વ રીતે કર્તવ્ય કર્મ કરતો હોવા છતાં પણ તેનો પુનર્જન્મ નથી થતો – **'સર્વથા વર્તમાનોઽપિ ન સ ભૂયોઽભિજાયતે'** (અ. ૧૩/૨૩); અને અહીં ભગવાને કહ્યું છે કે સર્વ રીતે વર્તવા છતાં પણ તે મારામાં જ રહે છે. એનું તાત્પર્ય એ છે કે ત્યાં સંસારથી સંબંધ-વિચ્છેદ થવાની વાત છે અને અહીં ભગવાનની સાથે અભિન્ન થવાની વાત છે. સંસારથી સંબંધ-વિચ્છેદ થતાં જ્ઞાનયોગી મુક્ત થઈ જાય છે અને ભગવાનની સાથે અભિન્નતા થતાં ભક્ત પ્રેમના એક વિલક્ષણ રસનું આસ્વાદ કરે છે, જે અનંત અને પ્રતિક્ષણ વધતું રહે છે.

અહીં ભગવાને કહ્યું છે કે તે યોગી મારામાં વર્તાવ કરે છે અર્થાત્ મારામાં જ રહે છે. આ અંગે શંકા થાય છે કે શું અન્ય પ્રાણીઓ ભગવાનમાં નથી રહેતાં? એનું

---

૧. જ્ઞાનમાં તો બે હોઈને એક થાય છે, પરંતુ ભક્તિમાં પ્રેમના વિલક્ષણ આનંદનું આદાન-પ્રદાન કરવા માટે, પ્રેમનો વિસ્તાર કરવા માટે એક હોઈને બે થઈ જાય છે; જેમ કે – ભગવાન શ્રીકૃષ્ણ અને શ્રીરાધાજી એક હોઈને પણ બે છે.

સમાધાન એ છે કે વાસ્તવમાં સઘળાં પ્રાણીઓ ભગવાનમાં જ વર્તે છે અને ભગવાનમાં જ રહે છે; પરંતુ તેમના અંતઃકરણમાં સંસારની સત્તા અને મહત્તા રહેવાથી તેઓ ભગવાનમાં પોતાની સ્થિતિ જાણતાં નથી કે માનતાં નથી. આથી ભગવાનમાં વર્તતાં હોવા છતાં પણ, ભગવાનમાં રહેતાં હોવા છતાં પણ તેમનો વર્તાવ સંસારમાં જ થઈ રહ્યો છે અર્થાત્ તેઓએ જગત સાથે અહંતા-મમતા કરીને જગતને ધારણ કરી રાખ્યું છે – **'યયેદં ધાર્યતે જગત્'** (ગીતા – ૭/૫). તેઓ જગતને ભગવાનનું સ્વરૂપ ન સમજીને અર્થાત્ જગત સમજીને વર્તાવ કરે છે. તેઓ કહે પણ છે કે અમે તો સંસારી માણસ છીએ, અમે તો સંસારમાં રહેવાવાળા છીએ. પરંતુ ભગવાનનો ભક્ત આ વાતને જાણે છે કે આ બધો સંસાર વાસુદેવરૂપ છે. આથી તે ભક્ત હરદમ ભગવાનમાં જ રહે છે અને ભગવાનમાં જ વર્તાવ કરે છે.

**પરિશિષ્ટ ભાવ :** ભક્ત સમગ્ર સંસારને પરમાત્માનું જ સ્વરૂપ જુએ છે. તેની દૃષ્ટિમાં એક પરમાત્મા સિવાય અન્ય કોઈની સત્તા રહેતી નથી. તેના માટે દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન-ત્રણેય પરમાત્માસ્વરૂપ બની જાય છે – **'વાસુદેવઃ સર્વમ્'** (ગીતા ૭/૧૯). તેથી જેમ ગંગાજળથી જ ગંગાજીનું પૂજન કરવામાં આવે, એમ તે ભક્તની તમામ ક્રિયાઓ ભગવાનમાં જ થાય છે. જેમ કે શરીર સાથે તાદાત્મ્ય ધરાવનાર વ્યક્તિ બધી ક્રિયાઓ કરવા છતાં શરીરમાં જ રહે છે, એવી જ રીતે ભક્ત બધી ક્રિયાઓ કરવા છતાં પણ પરમાત્મામાં જ રહે છે.

આગળ ૧૩મા અધ્યાયમાં ભગવાને જ્ઞાનયોગી માટે કહ્યું છે – **'સર્વથા વર્તમાનોઽપિ ન સ ભૂયોઽભિજાયતે'** (૧૩/૨૩) અને અહીં ભક્તના માટે કહ્યું છે – **'સર્વથા વર્તમાનોઽપિ સ યોગી મયિ વર્તતે'** તાત્પર્ય એ થયું કે જ્ઞાનમાર્ગમાં તો જન્મ-મરણ મટી જાય છે, મુક્તિ મળી જાય છે, પરંતુ ભક્તિમાર્ગમાં જન્મ-મરણ મટીને ભગવાન સાથે અભિન્નતા થઈ જાય છે, આત્મીયતા થાય છે. આ જ ભાવને ગીતામાં આ પ્રમાણે પણ કહ્યો છે – **'તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ'** (૬/૩૦), **'પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ'** (૭/૧૭), **'જ્ઞાની ત્વાત્મૈવ મે મતમ્'** (૭/૧૮), **'યે ભજન્તિ તુ માં ભક્ત્યા મયિ તે તેષુ ચાપ્યહમ્'** (૯/૨૯). જ્ઞાનમાર્ગમાં તો સૂક્ષ્મ અહમ્‌ની ગંધ રહેવાથી દાર્શનિક મતભેદ રહી શકે છે, પરંતુ ભક્તિમાર્ગમાં ભગવાન સાથે આત્મીયતા થવાથી સૂક્ષ્મ અહમ્‌ની ગંધ તથા તેનાથી થનારો દાર્શનિક મતભેદ રહેતો નથી. **'ન સ ભૂયોઽભિજાયતે'**માં સ્વરૂપમાં સ્થિતિનો અનુભવ થવાથી ફક્ત સ્વયં (સ્વરૂપ) રહે છે અને **'સ યોગી મયિ વર્તતે'** માં ફક્ત ભગવાન રહે છે, સ્વયં (યોગી) રહેતો નથી અર્થાત્ સ્વયં યોગીરૂપે રહેતો નથી બલ્કે ભગવાન સ્વરૂપ રહે છે.



*સંબંધ – ભક્ત બધો વર્તાવ કરતો રહીને પણ મારામાં કઈ રીતે વર્તાવ કરે છે—તે આગળના શ્લોકમાં બતાવે છે—*

**આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોઽર્જુન ।**
**સુખં વા યદિ વા દુઃખં સ યોગી પરમો મતઃ ॥ ૩૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અર્જુન** | = હે અર્જુન! | **પશ્યતિ** | = જુએ છે | **સઃ** | = તે |
| **યઃ** | = જે (ભક્ત) | **વા** | = અને | **પરમઃ** | = પરમ શ્રેષ્ઠ |
| **આત્મૌપમ્યેન** | = પોતાના શરીરની ઉપમાથી | **સુખમ્** | = સુખ | **યોગી** | = યોગી |
| | | **યદિ, વા** | = અથવા | | |
| **સર્વત્ર** | = બધી જગ્યાએ (મને) | **દુઃખમ્** | = દુઃખનેય (બધામાં સમ જુએ છે), | **મતઃ** | = માનવામાં આવે છે. |
| **સમમ્** | = સમાન | | | | |

*ટીકા* – **'આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોઽર્જુન'** – સાધારણ મનુષ્ય જેવી રીતે પોતાના શરીરમાં પોતાની સ્થિતિ જુએ છે તો તેના શરીરના કોઈ પણ અંગમાં કોઈ જાતની પીડા થાય, એવું તે નથી ઇચ્છતો, પરંતુ બધાં અંગોનું સમાન રૂપે સુખ ઇચ્છે છે. તેવી જ રીતે બધાં પ્રાણીઓમાં પોતાની સમાન સ્થિતિ જોવાવાળો મહાપુરુષ બધાં પ્રાણીઓમાં સમાન રૂપે સુખ ઇચ્છે છે. તેની સમક્ષ કોઈ દુઃખી પ્રાણી આવી જાય, તો પોતાના શરીરના કોઈ અંગનું દુઃખ દૂર કરવાની જેમ જ તેનું દુઃખ દૂર કરવાની સ્વાભાવિક ચેષ્ટા તે કરે છે. તાત્પર્ય એ છે કે જેવી રીતે સાધારણ પ્રાણીની પોતાના શરીરના સુખ માટે ચેષ્ટા

થાય છે, એવી જ રીતે જ્ઞાની મહાપુરુષની બીજાઓનાં શરીરોના સુખ માટે સ્વાભાવિક ચેષ્ટા થાય છે.

**'સર્વત્ર'** કહેવાનું તાત્પર્ય એ છે કે તેના દ્વારા વર્ણ, આશ્રમ, સ્થળ, વેશ, સંપ્રદાય વગેરેનો ભેદ ન રાખીને બધાને સમાન રીતિથી સુખ પહોંચાડવાની સ્વાભાવિક ચેષ્ટા થાય છે. એવી જ રીતે પશુ-પક્ષી, વૃક્ષ-લતા વગેરે સ્થાવર-જંગમ બધાં જ પ્રાણીઓને પણ સમાન રીતે સુખ પહોંચાડવાની ચેષ્ટા કરે છે અને સાથે સાથે તેઓનું દુઃખ દૂર કરવાનો પણ સ્વાભાવિક પ્રયત્ન કરે છે.

પોતાના શરીરનાં અંગોનું દુઃખ દૂર કરવાની સમાન ચેષ્ટા થવા છતાં પણ અંગોમાં ભેદદૃષ્ટિ તો રહે જ છે અને રહેવી આવશ્યક પણ છે. જેમ કે, હાથનું કામ પગ વડે નથી કરવામાં આવતું. જો હાથને હાથ અડકી જાય તો હાથ ધોવાની જરૂર નથી પડતી; પરંતુ પગને હાથ અડકી જાય તો હાથ ધોવો પડે છે. જો મળમૂત્રવાળાં અંગોને હાથથી સાફ કરવામાં આવે, તો હાથને માટી વડે વિશેષરૂપે ધોવા કે શુદ્ધ કરવા પડે છે. એવી જ રીતે શાસ્ત્ર અને વર્ણાશ્રમની મર્યાદા અનુસાર બધાંનાં સુખદુઃખમાં સમાન ભાવ રાખતા હોવા છતાં પણ સ્પર્શાસ્પર્શનો ખ્યાલ રાખીને વ્યવહાર થવો જોઈએ. કોઈના પ્રત્યે કિંચિત્‌માત્ર પણ ઘૃણાની સંભાવના જ ન રહેવી જોઈએ. જેવી રીતે પોતાના શરીરનાં પવિત્ર-અપવિત્ર અંગોની રક્ષા કરવામાં અને તેમને સુખ પહોંચાડવામાં કોઈ કમી ન રાખતા હોવા છતાં પણ શુદ્ધિની દૃષ્ટિએ તેમાં સ્પર્શ-અસ્પર્શનો ભેદ રાખીએ છીએ. એવી જ રીતે શાસ્ત્રમર્યાદા અનુસાર સંસારનાં બધાં પ્રાણીઓમાં સ્પર્શાસ્પર્શનો ભેદ માનતા હોવા છતાં પણ જ્ઞાની મહાપુરુષ દ્વારા તેમનાં દુઃખ દૂર કરવાની અને તેમને સુખ પહોંચાડવાની ચેષ્ટામાં કદી કિંચિત્‌માત્ર પણ ઊણપ રહેતી નથી. તાત્પર્ય એ છે કે પોતાના શરીરનું કોઈ અંગ અસ્પૃશ્ય હોવા છતાં પણ તે અપ્રિય નથી હોતું, એવી જ રીતે શાસ્ત્રમર્યાદા અનુસાર કોઈ પ્રાણી અસ્પૃશ્ય હોવા છતાં પણ તેના પ્રત્યે પ્રેમ કે હિતૈષિતાની કદી કમી હોતી નથી.

**'સુખં વા યદિ વા દુઃખમ્'** – પોતાના શરીરની જેમ બીજાઓના સુખદુઃખમાં સમાન રહેવાનું તાત્પર્ય એ નથી કે બીજાઓના શરીરના કોઈ અંગમાં પીડા થઈ જાય, તો એ પીડા પોતાના શરીરમાં પણ થઈ જાય, પોતાને પણ એ પીડાનો અનુભવ થઈ જાય જો એવી સમતા લેવામાં આવે તો પોતાને દુઃખ જ વધારે થશે; કેમકે સંસારમાં દુઃખી પ્રાણીઓ જ વધારે છે.

બીજી વાત, જેવી રીતે વિરક્ત ત્યાગી મહાત્માલોકો પોતાના શરીરની અને પોતાના શરીરનાં અંગોમાં થવાવાળી પીડાની ઉપેક્ષા કરે છે, એવી જ રીતે બીજાઓનાં શરીરોની અને તેઓનાં અંગોમાં થવાવાળી પીડાની ઉપેક્ષા થઈ જાય અર્થાત્ જેવી રીતે તેમને પોતાના શરીરનાં સુખદુઃખનું ભાન નથી હોતું, એવી જ રીતે બીજાઓનાં સુખદુઃખનું પણ પોતાને ભાન ન હોય – એ પણ ઉપર્યુક્ત પદોનું તાત્પર્ય નથી.

ઉપર્યુક્ત પદોનું તાત્પર્ય એ છે કે જેવી રીતે શરીરમાં આસક્ત અજ્ઞાની પુરુષના શરીરમાં પીડા થતાં તે પીડાને દૂર કરવામાં અને સુખ પહોંચાડવામાં તેની જેવી તત્પરતાથી ચેષ્ટા થાય છે એવી જ રીતે બીજાઓનું દુઃખ દૂર કરવામાં અને સુખ પહોંચાડવામાં જ્ઞાની મહાત્માઓની સ્વાભાવિક ચેષ્ટા અને તત્પરતા રહે છે.

જેવી રીતે કોઈના હાથમાં ઈજા થઈ હોય અને તે લોકસમુદાયમાં જતો હોય તો એ પીડિત હાથને ધક્કો ન લાગી જાય, એટલા માટે બીજા હાથને આગળ રાખીને એ પીડિત હાથની રક્ષા કરે છે અને તેને ધક્કો ન લાગે, એવો પ્રયત્ન કરે છે. પરંતુ એના મનમાં કદી એવું અભિમાન નથી આવતું કે હું આ હાથની પીડા દૂર કરવાવાળો છું અને એને સુખ પહોંચાડવાવાળો છું. તે એ હાથ ઉપર એવો અહેસાન પણ નથી કરતો કે હે હાથ! તું જો, 'મેં તારી પીડા દૂર કરવા માટે કેટલો પ્રયત્ન કર્યો!' પીડાને શાંત કરી દેતાં તે પોતાનામાં વિશેષતાનો પણ અનુભવ નથી કરતો. એવી જ રીતે જ્ઞાની મહાપુરુષો દ્વારા દુઃખી પ્રાણીઓને સુખ પહોંચાડવાની ચેષ્ટા સ્વાભાવિક થાય છે. એમના મનમાં એ અભિમાન નથી આવતું કે હું પ્રાણીઓનું દુઃખ દૂર કરી રહ્યો છું; બીજાઓને સુખ પહોંચાડી રહ્યો છું. તેઓનું દુઃખ દૂર કરવાની ચેષ્ટા કરવા છતાં પણ તેઓ પોતાનામાં કોઈ વિશેષતા પણ નથી જોતા. તેઓનો સ્વભાવ જ બીજાઓનું દુખ દૂર કરવાનો અને તેઓને સુખ પહોંચાડવાનો હોય છે.

ભક્તના શરીરમાં પીડા થાય છે, તો તે તેને સહી શકે છે અને તેના દ્વારા તે પીડાની ઉપેક્ષા પણ થઈ શકે છે; પરંતુ બીજાઓનાં શરીરમાં પીડા થાય તો તેને તે સહન નથી કરી શકતો. કારણ કે જેવી રીતે બન્ને હાથમાં પોતાની વ્યાપકતા સમાન છે, એવી જ રીતે બધાં શરીરોમાં તેની પોતાની સ્થિતિ સમાન છે. પરંતુ જે અંતઃકરણમાં બોધ થયો છે, તેમાં પીડા સહેવાની શક્તિ છે અને બીજાઓના અંતઃકરણમાં પીડા સહેવાનું એવું સામર્થ્ય નથી. આથી તેમના દ્વારા બીજાઓનાં શરીરોની પીડા દૂર કરવાની વિશેષ તત્પરતા હોય છે. જેવી રીતે, ઇન્દ્રે કોઈ અપરાધ વિના દધીચિ ઋષિનું માથું કાપી નાખ્યું. પાછળથી અશ્વિનીકુમારોએ તેમને ફરીથી જીવિત કર્યા પરંતુ જ્યારે ઇન્દ્રને કામ પડ્યું ત્યારે દધીચિએ પોતાનું શરીર ત્યજીને તેમને (વજ્ર બનાવવા માટે) પોતાનાં અસ્થિ આપી દીધાં!

અહીં શંકા થઈ શકે છે કે પોતાના શરીરના દુઃખની તો ઉપેક્ષા થાય છે અને બીજાઓનાં દુઃખની ઉપેક્ષા નથી થતી – એ તો વિષમતા કહેવાય! એમાં સમતા ક્યાં રહી? એનું સમાધાન એ છે કે વાસ્તવમાં એ વિષમતા સમતાની જનક છે અને સમતાને પ્રાપ્ત કરાવનાર છે. એ વિષમતા સમતાથી પણ ઊંચા દરજ્જાની ચીજ છે. સાધક સાધન-અવસ્થામાં એવી વિષમતા કરે, તો સિદ્ધ-અવસ્થામાં પણ તેની એવી જ સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે. પરંતુ તેના અંતઃકરણમાં કિંચિત્માત્ર પણ વિષમતા નથી આવતી.

**'સ યોગી પરમો મતઃ'** – એની દૃષ્ટિમાં પરમાત્મા સિવાય કંઈ નથી રહેતું. તે નિત્યયોગ (પરમાત્માનો નિત્યસંબંધ) અને નિત્યસમતામાં સ્થિત રહે છે. કારણ કે શરીરસંસાર સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થવાથી તેનો પરમાત્માથી કદી વિયોગ થતો જ નથી અને તે બધી અવસ્થાઓ તથા પરિસ્થિતિઓમાં એકરૂપ જ રહે છે. આથી ભગવાન કહે છે કે, તે પરમ યોગી મને માન્ય છે.

**પરિશિષ્ટ ભાવ :** જેમ સાધારણ મનુષ્ય શરીરમાં પોતાને જુએ છે, શરીરના કોઈ પણ અંગની પીડા ન ઇચ્છીને, કોઈ પણ અંગ સાથે દ્વેષ ન કરીને, બધાં અંગોને સમાન ભાવે પોતાનાં માને છે, એ જ રીતે ભક્ત બધાં જ પ્રાણીઓમાં પોતાના અંશી ભગવાનને જુએ છે અને બધાંનાં દુઃખ દૂર કરવા તથા સુખ પહોંચાડવાની સમાનભાવે ચેષ્ટા કરે છે. તે પદાર્થ, યોગ્યતા અને સામર્થ્યને પોતાના ન માનીને ભગવાનના માને છે. જેમ ગંગાજળથી ગંગાજીનું પૂજન કરવામાં આવે, દીવાથી સૂર્યનું પૂજન કરવામાં આવે એ જ પ્રમાણે ભક્ત ભગવાનની વસ્તુને ભગવાનની સેવામાં અર્પણ કરે છે. – **'ત્વદીયં વસ્તુ ગોવિંદ તુભ્યમેવ સમર્પયે.'**

જેમ શરીરનાં બધાં અંગોથી યથાયોગ્ય વ્યવહાર કરવા છતાં પણ તેમાં આત્મબુદ્ધિ એક જ રહે છે અને તે અંગોની પીડા દૂર કરવાની તથા તેમને સુખ પહોંચાડવાની ચેષ્ટા પણ સમાન જ રહે છે, એ જ પ્રકારે **'જેવા દેવ, તેવી પૂજા'** પ્રમાણે બ્રાહ્મણ અને ચંડાળ, સાધુ અને કસાઈ, ગાય અને કૂતરું વગેરે બધામાં શાસ્ત્રમર્યાદા પ્રમાણે યથાયોગ્ય વ્યવહાર કરવા છતાં પણ ભક્તની ભગવદ્બુદ્ધિમાં તથા તેમનું દુઃખ દૂર કરવામાં અને તેમને સુખી કરવાની ચેષ્ટામાં કોઈ ફરક પડતો નથી.

જેમ ભક્ત સંપૂર્ણ પ્રાણીઓના આત્માને ભગવાનથી અલગ માનતો નથી (આ જ અધ્યાયનો એકત્રીસમો શ્લોક), તે બધાં શરીરોની પણ પોતાના શરીર સાથે એકતા માને છે અર્થાત્ અલગ માનતો નથી. તેથી તે બીજાનાં દુઃખથી દુઃખી અને સુખથી સુખી થાય છે. **'પર દુખ દુખ સુખ સુખ દેખે પર.'** (માનસ, ઉત્તર. ૩૮/૧). તે પોતાના શરીરનાં સુખ-દુઃખની જેમ બધાંનાં સુખ-દુઃખને પોતાનું જ સુખ-દુઃખ સમજે છે. બીજાનાં દુઃખથી દુઃખી થવાનું તાત્પર્ય પોતે દુઃખી થવું એવું નથી બલ્કે બીજાના દુઃખને દૂર કરવાની ચેષ્ટા કરવી એ છે. એ જ પ્રમાણે પોતે સુખી થવા માટે બીજાના દુઃખને દૂર કરવું એવું નથી, બલ્કે કરુણાવશ બીજાને સુખી કરવાની ચેષ્ટા કરવી એ છે. તાત્પર્ય એ છે કે ખુદ પોતે સુખનો ભોગ કરવાનો નથી, બલ્કે 'બીજાનું દુઃખ દૂર થઈ ગયું અને તે પોતે સુખી થઈ ગયો' – આવું કરીને પ્રસન્ન થવું છે.

આંખ અને પગનો ભેદ એટલો છે કે આંખોથી જોઈએ છીએ અને પગથી ચાલીએ છીએ. આંખ જ્ઞાનેન્દ્રિય છે અને પગ કર્મેન્દ્રિય છે. આટલો ભેદ હોવા છતાં પણ અભિન્નતા એટલી છે કે, કાંટો પગમાં વાગે છે અને આંસુ આંખોમાં આવે છે અને ધૂળ આંખમાં પડે છે અને પગ લથડાય છે! તાત્પર્ય એ છે કે આપણે શરીરને સંસારથી અને સંસારને શરીરથી અલગ કરી શકતા નથી. તેથી જો આપણે શરીરની પરવા કરીએ છીએ તો એ જ રીતે સંસારની પણ પરવા કરીએ અને જો સંસારની ચિંતા નથી કરતા તો એ જ રીતે શરીરની પણ ચિંતા ન કરીએ. આ બન્નેમાંથી કોઈ પણ એક વાત માની લેવી એમાં જ ઈમાનદારી છે.

—■—

*સંબંધ – જે સમતાની પ્રાપ્તિ સાંખ્યયોગ અને કર્મયોગ દ્વારા થાય છે, તે જ સમતાની પ્રાપ્તિ ધ્યાનયોગ દ્વારા પણ થાય છે – તેને ભગવાને દસમા શ્લોકથી ઓગણત્રીસમા શ્લોક સુધી બતાવ્યું. હવે અર્જુન ધ્યાનયોગથી પ્રાપ્ત સમતા અંગે આગળના બે શ્લોકોમાં પોતાની માન્યતા પ્રગટ કરે છે.*

*અર્જુન ઉવાચ*

**યોઽયં યોગસ્ત્વયા પ્રોક્તઃ સામ્યેન મધુસૂદન।**
**એતસ્યાહં ન પશ્યામિ ચઞ્ચલત્વાત્સ્થિતિં સ્થિરામ્ ॥૩૩॥**

અર્જુન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મધુસૂદન** | = હે મધુસૂદન! | **યોગઃ** | = યોગ | **એતસ્ય** | = આ યોગની |
| **ત્વયા** | = આપે | **પ્રોક્તઃ** | = કહ્યો છે, | **સ્થિરામ્** | = નિત્ય |
| **સામ્યેન** | = સમભાવે | **ચઞ્ચલત્વાત્** | = (મન) ચંચળ હોવાને લીધે | **સ્થિતિમ્** | = સ્થિતિને |
| **યઃ** | = જે | | | **ન** | = નથી |
| **અયમ્** | = આ | **અહમ્** | = હું | **પશ્યામિ** | = જોતો. |

*ટીકા* – [મનુષ્યના કલ્યાણને માટે ભગવાને ગીતામાં ખાસ વાત બતાવી કે સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ-અપ્રાપ્તિમાં ચિત્તમાં સમતા રહેવી જોઈએ. આ સમતાથી મનુષ્યનું કલ્યાણ થાય છે. અર્જુન પાપોથી ડરતા હતા તો તેમને માટે ભગવાને કહ્યું કે 'જય-પરાજય, લાભ-હાનિ અને સુખ-દુઃખને સમાન સમજીને તું યુદ્ધ કર, પછી તને પાપ નહિ લાગે.' (ગીતા – ૨/૩૮). જેવી રીતે દુનિયામાં ઘણાંયે પાપો થતાં રહે છે, પરંતુ તે પાપ આપણને નથી લાગતાં; કેમકે એ પાપોમાં આપણી વિષમબુદ્ધિ નથી થતી, પરંતુ સમબુદ્ધિ રહે છે. એવી જ રીતે સમબુદ્ધિપૂર્વક સાંસારિક કામો કરવાથી કર્મબંધન નથી થતું. આ જ ભાવથી ભગવાને આ અધ્યાયના આરંભમાં કહ્યું છે કે જે કર્મફળનો આશ્રય ન લઈને કર્તવ્યકર્મ કરે છે, તે જ સંન્યાસી યોગી છે. આ જ કર્મફળત્યાગની સિદ્ધિને ભગવાને 'સમતા' તરીકે બતાવી (અ. ૬/૯). આ સમતાની પ્રાપ્તિને માટે ભગવાને દસમા શ્લોકથી બત્રીસમા શ્લોક સુધી ધ્યાનયોગનું વર્ણન કર્યું. આ જ ધ્યાનયોગના વર્ણનનું લક્ષ્ય કરીને અર્જુન અહીં પોતાની માન્યતા પ્રગટ કરે છે.]

**'યોઽયં યોગસ્ત્વયા પ્રોક્તઃ સામ્યેન'** – અહીં અર્જુને જે પોતાની માન્યતા બતાવી છે, તે પૂર્વશ્લોકને અંગે નથી, પરંતુ ધ્યાનના સાધન અંગે છે. કારણ કે બત્રીસમો શ્લોક ધ્યાનયોગ દ્વારા સિદ્ધ પુરુષનો છે અને સિદ્ધ પુરુષની સમતા આપમેળે હોય છે. એટલા માટે અહીં **'યઃ'** પદથી આ પ્રકરણની પહેલાં કહેલા યોગ(સમતા)નો સંકેત છે અને **'અયમ્'** પદથી દસમા શ્લોકથી અઠ્ઠાવીસમા શ્લોક સુધી કહેલા ધ્યાનયોગના સાધનનો સંકેત છે.

**'એતસ્યાહં ન પશ્યામિ ચઞ્ચલત્વાત્સ્થિતિં સ્થિરામ્'** – આ પદોથી અર્જુનનો એ આશય માલૂમ પડે છે કે કર્મયોગથી તો સમતાની પ્રાપ્તિ સુગમ છે, પરંતુ અહીં જે ધ્યાનયોગથી સમતાની પ્રાપ્તિ બતાવી છે, મનની ચંચળતાને કારણે એ ધ્યાનમાં સ્થિર સ્થિતિ રહેવી એ મને ઘણી કઠિન દેખાય છે. તાત્પર્ય એ છે કે જ્યાં સુધી મનની ચંચળતા દૂર નહિ થાય, ત્યાં સુધી ધ્યાનયોગ સિદ્ધ નહિ થાય અને ધ્યાનયોગ સિદ્ધ થયા વિના સમતાની પ્રાપ્તિ નહિ થાય.

—■—

***સંબંધ*** *– જે ચંચળતાને કારણે અર્જુન પોતાના મનની દૃઢ સ્થિતિ નથી જોતા, તે ચંચળતાનું આગળના શ્લોકમાં ઉદાહરણસહિત સ્પષ્ટ વર્ણન કરે છે.*

**ચઞ્ચલં હિ મનઃ કૃષ્ણ પ્રમાથિ બલવદ્દૃઢમ્ ।**
**તસ્યાહં નિગ્રહં મન્યે વાયોરિવ સુદુષ્કરમ્ ॥ ૩૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **હિ** | = કેમકે | **દૃઢમ્** | = દૃઢ (જિદ્દી) | | |
| **કૃષ્ણ** | = હે શ્રીકૃષ્ણ! | **બલવત્** | = (અને) બળવાન છે. | | |
| **મનઃ** | = મન | **તસ્ય** | = એને | **વાયોઃ** | = વાયુને રોકવાની |
| **ચઞ્ચલમ્** | = ઘણું જ ચંચળ, | **નિગ્રહમ્** | = વશમાં કરવાનું | **ઇવ** | = પેઠે |
| **પ્રમાથિ** | = પ્રમથન સ્વભાવનું, | **અહમ્** | = હું (આકાશમાં રહેલા) | **સુદુષ્કરમ્** | = ઘણું દુષ્કર |
| | | | | **મન્યે** | = માનું છું. |

*ટીકા* – **'ચઞ્ચલં હિ મનઃ કૃષ્ણ પ્રમાથિ બલવદ્દૃઢમ્'** – અહીં ભગવાનને 'કૃષ્ણ' સંબોધન આપીને અર્જુન જાણે એ કહી રહ્યા છે કે નાથ! આપ જ કૃપા કરીને આ મનને ખેંચીને આપનામાં જોડી દો, તો આ મન લાગી શકે છે. મારાથી તો એનું વશમાં થવું ઘણું કઠિન છે! કેમકે આ મન બહુ જ ચંચળ છે. ચંચળતાની સાથેસાથે એ 'પ્રમાથિ' પણ છે અર્થાત્ એ સાધકને પોતાની સ્થિતિથી વિચલિત કરી દે છે. એ બહુ જ જિદ્દી અને બળવાન પણ છે.

ભગવાને 'કામ' (કામના)નાં રહેવાનાં પાંચ સ્થાન બતાવ્યાં છે – ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, વિષય અને પોતે (ગીતા

– ૩/૪૦; ૩/૩૪; ૨/૫૯). વાસ્તવમાં કામ પોતાનામાં અર્થાત્ ચિજ્જડગ્રંથિમાં રહે છે અને ઇન્દ્રિયો, મન, બુદ્ધિ તથા વિષયોમાં તેની પ્રતીતિ થાય છે. કામ જ્યાં સુધી પોતાનામાંથી નિવૃત્ત નથી થતો, ત્યાં સુધી આ કામ સમયે-સમયે ઇન્દ્રિયો વગેરેમાં પ્રતીત થતો રહે છે. પરંતુ જ્યારે એ પોતાનામાંથી નિવૃત્ત થઈ જાય છે, ત્યારે ઇન્દ્રિયો વગેરેમાં પણ તે નથી રહેતો. એનાથી એ સિદ્ધ થાય છે કે જ્યાં સુધી પોતાનામાં કામ રહે છે, ત્યાં સુધી મન સાધકને વ્યથિત કરતું રહે છે. આથી અહીં મનને 'પ્રમાથિ' બતાવવામાં આવ્યું છે. એવી જ રીતે પોતાનામાં કામ રહેવાને કારણે ઇન્દ્રિયો સાધકના મનને વ્યથિત કરતી રહે છે. એટલા માટે બીજા અધ્યાયના સાઠમા શ્લોકમાં ઇન્દ્રિયોને પણ પ્રમાથિ બતાવવામાં આવી છે – **'ઇન્દ્રિયાણિ પ્રમાથીનિ હરન્તિ પ્રસભં મનઃ.'** તાત્પર્ય એ થયું કે જ્યારે કામના મન અને ઇન્દ્રિયોમાં આવે છે, ત્યારે તે સાધકને અત્યંત વ્યથિત કરી દે છે, જેથી સાધક પોતાની જાત ઉપર કાબૂ નથી રાખી શકતો.

એ કામ પોતાનામાં રહેવાને કારણે મનનું પદાર્થો પ્રત્યે ગાઢ ખેંચાણ રહે છે. એનાથી મન કોઈ પણ રીતે તેઓની તરફ જવાનું છોડતું નથી અને હઠ કરી બેસે છે; આથી મનને દૃઢ (જિદ્દી) કહ્યું છે. મનની આ દૃઢતા બહુ જ બળવાન હોય છે; આથી મનને **'બલવત્'** કહ્યું છે. તાત્પર્ય એ છે કે મન બહુ બળવાન છે, કે જે સાધકને જબરદસ્તીથી વિષયોમાં લઈ જાય છે. શાસ્ત્રોએ તો ત્યાં સુધી કહી દીધું છે કે મન એ જ મનુષ્યોના મોક્ષ અને બંધનનું કારણ છે – **'મન એવ મનુષ્યાણાં કારણં બન્ધમોક્ષયોઃ'.** પરંતુ મનમાં આ પ્રમથનશીલતા, દૃઢતા અને બળવત્તા ત્યાં સુધી રહે છે, જ્યાં સુધી સાધક પોતાનામાંથી કામને સર્વથા કાઢી નથી નાખતો. જ્યારે સાધક પોતે નિષ્કામ થઈ જાય છે, ત્યારે પદાર્થોનો અને વિષયોનો ગમે તેટલો સંસર્ગ થવા છતાં પણ સાધક ઉપર તેમની કંઈ પણ અસર નથી પડતી. પછી મનની પ્રમથનશીલતા વગેરે નષ્ટ થઈ જાય છે.

મનની ચંચળતા પણ ત્યાં સુધી જ બાધક થાય છે, જ્યાં સુધી પોતાનામાં કંઈક પણ કામનો અંશ રહે છે. કામનો અંશ સર્વથા નિવૃત્ત થતાં મનની ચંચળતા કિંચિત્માત્ર પણ બાધક નથી થતી. શાસ્ત્રકારોએ કહ્યું છે-

**દેહાભિમાને ગલિતે વિજ્ઞાતે પરમાત્મનિ।**
**યત્ર યત્ર મનો યાતિ તત્ર તત્ર પરામૃતમ્॥**
(સરસ્વતીરહસ્યોપનિષદ-૩૧)

અર્થાત્ દેહાભિમાન (જડની સાથે 'હું'પણું) સર્વથા દૂર થતાં જ્યારે પરમાત્મતત્ત્વનો બોધ થઈ જાય છે, ત્યારે જ્યાં-જ્યાં મન જાય છે, ત્યાં-ત્યાં પરમાત્મતત્ત્વનો અનુભવ થાય છે અર્થાત્ તેની અખંડ સમાધિ (સહજ સમાધિ) રહે છે.

**'તસ્યાહં નિગ્રહં મન્યે વાયોરિવ સુદુષ્કરમ્'** – આ ચંચળ, પ્રમાથિ, દૃઢ અને બળવાન મનનો નિગ્રહ કરવો બહુ કઠિન છે. જેવી રીતે આકાશમાં વિચરણ કરતા વાયુને કોઈ મુઠ્ઠીમાં નથી પકડી શકતું, એવી જ રીતે આ મનને કોઈ પકડી નથી શકતું. આથી એનો નિગ્રહ કરવો એને હું અત્યંત દુષ્કર માનું છું.

**પરિશિષ્ટ ભાવ :** ભગવાને ઓગણત્રીસમા શ્લોકમાં સ્વરૂપનું ધ્યાન કરનાર સાધકનો અનુભવ કહ્યો અને ૩૦ થી ૩૨મા શ્લોકોમાં સગુણ-સાકાર ભગવાનનું ધ્યાન કરનારા સાધકનો અનુભવ કહ્યો. આ શ્લોકોમાં ભગવાનનો આશય એ હતો કે સર્વમાં આત્મદર્શન અથવા સર્વમાં ભગવદ્દર્શન કરવું એ જ ધ્યાનયોગનું અંતિમ ફળ છે. જ્ઞાનના સંસ્કારવાળા ધ્યાનયોગી બધામાં આત્માને અને ભક્તિના સંસ્કારવાળા ધ્યાનયોગી બધામાં ભગવાનને જુએ છે. બધામાં આત્માને જોવો એ 'આત્મજ્ઞાન' છે અને સર્વમાં ભગવાનને જોવા એ 'પરમાત્મજ્ઞાન' છે. આત્મજ્ઞાનમાં વિવેકની અને પરમાત્મજ્ઞાનમાં શ્રદ્ધા-વિશ્વાસની પ્રધાનતા છે, મનની સ્થિરતાનું પ્રાધાન્ય નથી. પરંતુ અર્જુનના હૃદયમાં દસથી અઠ્ઠાવીસમા શ્લોક સુધી કહેલા ધ્યાનયોગના સંસ્કાર હતા, તેથી તેમણે આત્મજ્ઞાન અથવા પરમાત્મજ્ઞાન ન લાધવામાં મનની ચંચળતાને કારણ માની લીધું. તેમની દૃષ્ટિ ધ્યાનયોગીના અંદર રહેલા જ્ઞાન અથવા ભક્તિના સંસ્કાર તરફ ન ગઈ, પરંતુ મનની ચંચળતા તરફ ગઈ, તેથી તેમણે મનની ચંચળતાને બાધક માની લીધી.



*સંબંધ – હવે આગળના શ્લોકમાં ભગવાન અર્જુનની માન્યતાનું અનુમોદન કરીને મનના નિગ્રહના ઉપાય બતાવે છે.*

*શ્રીભગવાનુવાચ*

**અસંશયં મહાબાહો મનો દુર્નિગ્રહં ચલમ્।**
**અભ્યાસેન તુ કૌન્તેય વૈરાગ્યેણ ચ ગૃહ્યતે॥૩૫॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મહાબાહો** | = હે મહાબાહો! | | થનારું છે, | **અભ્યાસેન** | = અભ્યાસ |
| **મનઃ** | = આ મન | **અસંશયમ્** | = આ તારું કહેવું | **ચ** | = અને |
| **ચલમ્** | = ઘણું ચંચળ છે | | બિલકુલ બરાબર છે. | **વૈરાગ્યેણ** | = વૈરાગ્ય વડે |
| | (તેમજ) | **તુ** | = છતાં પણ | **ગૃહ્યતે** | = વશમાં |
| **દુર્નિગ્રહમ્** | = મુશ્કેલીથી વશ | **કૌન્તેય** | = હે કુન્તીપુત્ર! (એ) | | થાય છે. |

*ટીકા* – **'અસંશયં મહાબાહો મનો દુર્નિગ્રહં ચલમ્'** – અહીં **'મહાબાહો'** સંબોધનનું તાત્પર્ય શૂરવીરતા બતાવવામાં છે અર્થાત્ અભ્યાસ કરતાં કદી કંટાળવું નહિ જોઈએ. પોતાનામાં ધૈર્યપૂર્વક તેવી જ હિંમત રાખવી જોઈએ.

અર્જુને પહેલાં ચંચળતાને કારણે મનનો નિગ્રહ કરવો ઘણો કઠિન બતાવ્યો. તેના સંદર્ભમાં ભગવાન કહે છે કે તું જે કહે છે, તે તદ્દન સાચી વાત છે, અસંદિગ્ધ વાત છે; કેમકે મન ઘણું ચંચળ છે અને તેનો નિગ્રહ કરવો પણ ઘણો કઠિન છે. પરંતુ –

**'અભ્યાસેન તુ કૌન્તેય વૈરાગ્યેણ ચ ગૃહ્યતે'** – અર્જુનનાં માતા કુંતીજી બહુ જ વિવેકશીલ તથા ભોગોથી વિરક્ત રહેવાવાળાં હતાં. કુંતીજીએ ભગવાન શ્રીકૃષ્ણ પાસે વિપત્તિનું વરદાન માગ્યું હતું.[1] એવું વરદાન માગનાર ઈતિહાસમાં ક્વચિત જ જોવા મળે છે. આથી અહીં **'કૌન્તેય'** સંબોધન આપીને ભગવાન અર્જુનને કુંતી માતાની યાદ અપાવે છે, કે જેવી રીતે તારી માતા કુંતીજી ઘણાં વિરક્ત છે, એવી જ રીતે તું પણ સંસારથી વિરક્ત થઈને પરમાત્મા સાથે જોડાઈ જા. અર્થાત્ મનને સંસારથી હઠાવીને પરમાત્મામાં લગાવી દે.

મનને વારંવાર ધ્યેયમાં લગાડવાને 'અભ્યાસ' કહે છે. આ અભ્યાસની સિદ્ધિ નિરંતર સમય આપવાથી થાય છે. સમય પણ નિરંતર કાઢવો જોઈએ, દરરોજ કાઢવો જોઈએ. ક્યારેક અભ્યાસ કર્યો અને ક્યારેક ન કર્યો – એવું ન થાય. તાત્પર્ય એ છે કે અભ્યાસ નિરંતર થવો જોઈએ અને પોતાના ધ્યેયમાં મહત્ત્વ તથા આદરબુદ્ધિ હોવાં જોઈએ. આ રીતે અભ્યાસ કરવાથી અભ્યાસ દૃઢ થઈ જાય છે.

અભ્યાસના બે પ્રકાર છે – (૧) પોતાનું જે લક્ષ્ય કે ધ્યેય છે, તેમાં મનોવૃત્તિ લગાડવી અને બીજી વૃત્તિ આવી જાય અર્થાત્ બીજું કંઈ પણ ચિંતન આવી જાય, તેની ઉપેક્ષા કરી દેવી, તેનાથી ઉદાસીન થઈ જવું.

(૨) જ્યાં-જ્યાં મન ચાલ્યું જાય, ત્યાં-ત્યાં પોતાના લક્ષ્યને જ અથવા ઈષ્ટને જોવાં.

ઉપર્યુક્ત બે સાધનો સિવાય મન લગાડવાના બીજા કેટલાક ઉપાય છે; જેવા કે -

(૧) જ્યારે સાધક ધ્યાન કરવા માટે બેસે, ત્યારે સહુથી પહેલાં બે-ચાર શ્વાસ બહાર કાઢીને એવી ભાવના કરે કે મેં મનથી સંસારને સર્વથા કાઢી નાખ્યો, હવે મારું મન સંસારનું ચિંતન નહિ કરે, ભગવાનનું જ ચિંતન કરશે અને ચિંતનમાં જે કંઈ પણ આવશે, તે ભગવાનનું જ સ્વરૂપ હશે. ભગવાનના સિવાય મારા મનમાં બીજી વાત આવી જ નથી શકતી. આથી ભગવાનનું સ્વરૂપ એ જ છે, કે જે મનમાં આવી જાય અને મનમાં જે આવી જાય, તે જ ભગવાનનું સ્વરૂપ છે – આ **'વાસુદેવઃ સર્વમ્'**નો સિદ્ધાંત છે. એવું થતાં મન ભગવાનમાં જ લાગશે; બીજે લાગશે જ નહીં.

(૨) ભગવાનના નામનો જપ કરવો, પરંતુ જપમાં બે વાતોનો ખ્યાલ રાખવો – એક તો નામના ઉચ્ચારણમાં સમય ખાલી ન જવા દેવો અર્થાત્ 'રા... મ... રા... મ...' એ રીતે નામનું ભલેને ધીરે-ધીરે ઉચ્ચારણ કરો, પરંતુ વચમાં સમય ખાલી ન જવા દેવો અને બીજું નામને સાંભળ્યા વિના ન જવા દેવું અર્થાત્ જપની સાથે-સાથે તેને સાંભળો.

(૩) જે નામનું ઉચ્ચારણ કરવામાં આવે, મનથી તે નામ ઉપર લક્ષ્ય રાખવું અર્થાત્ તે નામને આંગળી અથવા માળાથી ન ગણતાં મનથી જ નામનું ઉચ્ચારણ કરવું અને મનથી જ નામની ગણતરી કરવી.

(૪) એક નામનું તો વાણીથી ઉચ્ચારણ કરવું અને બીજા નામનો મનથી જપ કરવો; જેમકે – વાણીથી તો 'રામ-રામ-રામ'નું ઉચ્ચારણ કરવું અને મનથી 'કૃષ્ણ-કૃષ્ણ-કૃષ્ણ'નો જપ કરવો.

---

૧. **વિપદઃ સન્તુ નઃ શશ્વત્તત્ર તત્ર જગદ્ગુરો । ભવતો દર્શનં યત્સ્યાદપુનર્ભવદર્શનમ્ ॥** (શ્રીમદ્ભા. ૧/૮/૨૫)
'હે જગદ્ગુરુ! અમારા જીવનમાં સર્વદા પગલે પગલે વિપત્તિઓ આવતી રહે, જેથી અમને ફરીથી સંસારની પ્રાપ્તિ ન કરાવનારાં આપનાં દુર્લભ દર્શન મળતાં રહે.'

(૫) જેવી રીતે રાગરાગિણીની સાથે બોલીને નામનું કીર્તન કરે છે; એવી જ રીતે રાગરાગિણીની સાથે મનથી નામનું કીર્તન કરવું.

(૬) ચરણોથી માંડીને મુકુટ સુધી અને મુકુટથી માંડીને ચરણો સુધી ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવું.

(૭) ભગવાન મારી સામે ઊભા છે – એવું સમજીને ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવું. ભગવાનના જમણા પગની પાંચ આંગળીઓ ઉપર મનથી જ પાંચ નામ લખી દેવાં. આંગળીઓની ઉપરનો જે ભાગ છે, તેના ઉપર લંબાઈમાં ત્રણ નામ લખી દેવાં. ચરણોની પિંડીનો જે આરંભ છે, તે પિંડીના સાંધા ઉપર બે નામોનાં કડાં બનાવી દેવાં. પછી પિંડી ઉપર લંબાઈમાં ત્રણ નામો લખી દેવાં. ઘૂંટણોની નીચે અને ઉપર એકએક નામનું ગોળ કડું બનાવી દેવું અર્થાત્ ગોળાકાર નામ લખી દેવાં. ઊરુ (જાંઘ) ઉપર લંબાઈમાં ત્રણ નામો લખી દેવાં. અરધી (જમણી તરફની) કમરમાં બે નામોનો કંદોરો બનાવી દેવો. ત્રણ નામો પાંસળી ઉપર લખી દેવાં. બે નામો ખભા ઉપર અને ત્રણ નામો બાજુ ઉપર (ભુજાના ઉપરના ભાગ ઉપર) લખી દેવાં. કોણીની ઉપર અને નીચે બબ્બે નામોનું કડું બનાવી દેવું. પછી ત્રણ નામો (કોણીની નીચે) પહોંચાથી ઉપરના ભાગ ઉપર લખી દેવાં. પહોંચામાં બે નામોનું કડું બનાવી દેવું તથા પાંચ આંગળીઓ ઉપર પાંચ નામ લખી દેવાં. ગળામાં ચાર નામોનો અરધો હાર અને કાનમાં બે નામોનું કુંડળ બનાવી દેવું. મુકુટના જમણા અરધા ભાગ ઉપર છ નામો લખી દેવાં અર્થાત્ નીચેના ભાગ ઉપર બે નામોનું કડું, મધ્ય ભાગ ઉપર બે નામોનું કડું અને ઉપરના ભાગ ઉપર બે નામોનું કડું બનાવી દેવું.

તાત્પર્ય એ થયું કે ભગવાનના જમણા અંગમાં ચરણથી લઈને મુકુટ સુધી ચોપન નામો અથવા મંત્રો આવવા જોઈએ અને ડાબા અંગમાં મુકુટથી લઈને ચરણ સુધી ચોપન નામો અથવા મંત્રો આવવા જોઈએ. એનાથી ભગવાનની એક પરિક્રમા થઈ જાય છે, ભગવાનનાં સઘળાં અંગોનું ચિંતન થઈ જાય છે અને એક સો આઠ નામોની એક માળા પણ થઈ જાય છે. દરરોજ એવી ઓછામાં ઓછી એક માળા કરવી જોઈએ. એનાથી વધારે ઇચ્છો, તો વધારે પણ કરી શકો છો.

આ રીતે અભ્યાસ કરવાનાં અનેક રૂપ અને અનેક રીતો છે. આવી રીતો સાધક પોતે પણ વિચારી શકે છે.

અભ્યાસની સહાય માટે 'વૈરાગ્ય'ની જરૂર છે. કારણ કે સંસારના ભોગોથી જેટલો રાગ હઠશે, તેટલું મન પરમાત્મામાં લાગશે. સંસારનો રાગ સર્વથા હઠી જતાં મનમાં સંસારનું રાગપૂર્વક ચિંતન નહિ થાય. આથી પુરાણા સંસ્કારોને કારણે કદી કોઈ સ્ફુરણા થઈ પણ જાય, તો એની ઉપેક્ષા કરી દેવી અર્થાત્ એમાં ન રાગ કરવો અને ન દ્વેષ કરવો. પછી તે સ્ફુરણા આપોઆપ દૂર થશે. આ રીતે અભ્યાસ અને વૈરાગ્યથી મનનો નિગ્રહ થઈ જાય છે, મન પકડાઈ જાય છે.

વૈરાગ્ય થવાના કેટલાક ઉપાયો છે; જેવા કે -

(૧) સંસાર પ્રતિક્ષણે બદલાય છે અને સ્વરૂપ ક્યારેય અને કોઈ પણ ક્ષણે બદલાતું નથી. આથી સંસાર આપણી સાથે નથી અને આપણે સંસારની સાથે નથી. જેવી રીતે, બાલ્યાવસ્થા અને યુવાવસ્થા આપણી સાથે ન રહી, પરિસ્થિતિ આપણી સાથે ન રહી વગેરે. એવો વિચાર કરવાથી સંસારથી વૈરાગ્ય થાય છે.

(૨) પોતાના કહેવાનારા જેટલા કુટુંબી અને સંબંધીઓ છે, તેઓ આપણી પાસે અનુકૂળતાની ઇચ્છા રાખતા હોય તો આપણી શક્તિ, સામર્થ્ય, યોગ્યતા અને સમજ અનુસાર તેમની ન્યાયયુક્ત ઇચ્છા પૂરી કરી દેવી અને પરિશ્રમ કરીને તેમની સેવા કરવી; પરંતુ એમની પાસેથી પોતાની અનુકૂળતાની તથા કંઈ લેવાની ઇચ્છાનો સર્વથા ત્યાગ કરવો. આ રીતે પોતાના સામર્થ્ય અનુસાર વસ્તુ આપવાથી અને પરિશ્રમ કરીને સેવા કરવાથી પુરાણો રાગ દૂર થાય છે અને તેમની પાસેથી કંઈ પણ ઇચ્છવાથી નવો રાગ પેદા નથી થતો એથી સ્વાભાવિક સંસારથી વૈરાગ્ય થઈ જાય છે.

(૩) જેટલાં પણ દોષ, પાપ અને દુઃખ પેદા થાય છે, તે બધાં સંસારના રાગથી પેદા થાય છે અને જેટલાં સુખ અને શાંતિ મળે છે, તે બધાં રાગરહિત થવાથી જ મળે છે. એવો વિચાર કરવાથી વૈરાગ્ય થઈ જ જાય છે.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા મનના નિગ્રહની વાત કહીને હવે આગળના શ્લોકમાં ભગવાન ધ્યાનયોગની પ્રાપ્તિ માટે અન્વય–વ્યતિરેકથી પોતાનો મત બતાવે છે.*

**અસંયતાત્મના યોગો દુષ્પ્રાપ ઇતિ મે મતિઃ ।**
**વશ્યાત્મના તુ યતતા શક્યોઽવાપ્તુમુપાયતઃ ॥ ૩૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અસંયતા-ત્મના** | = જેનું મન સર્વથા વશમાં નથી એવા માણસ દ્વારા | | પ્રાપ્ત થવો મુશ્કેલ) છે | | છે એવા સાધકને |
| **યોગઃ** | = યોગ | **તુ** | = પરંતુ | **અવાપ્તુમ્** | = (યોગ) પ્રાપ્ત થઈ |
| **દુષ્પ્રાપઃ** | = દુષ્પ્રાપ્ય (એટલે કે | **ઉપાયતઃ** | = ઉપાયપૂર્વક | **શક્યઃ** | = શકે છે, |
| | | **યતતા** | = પ્રયત્નશીલ માણસ દ્વારા (તથા) | **ઇતિ** | = આવો |
| | | | | **મે** | = મારો |
| | | **વશ્યાત્મના** | = જેણે મનને વશ કર્યું | **મતિઃ** | = મત છે. |

*ટીકા* – **'અસંયતાત્મના યોગો દુષ્પ્રાપઃ'** – મારા મતે તો જેનું મન વશમાં નથી; તેના દ્વારા યોગ સિદ્ધ થવો કઠિન છે. કારણ કે યોગની સિદ્ધિમાં મનનું વશમાં ન હોવું જેટલું બાધક છે, એટલી મનની ચંચળતા બાધક નથી. જેમ કે પતિવ્રતા સ્ત્રી મનને વશમાં તો રાખે છે પણ તેને એકાગ્ર નથી કરતી આથી ધ્યાનયોગીએ પોતાના મનને વશ કરવું જોઈએ. મન વશ થતાં તે મનને જ્યાં જોડવા ઇચ્છે, ત્યાં જોડી શકે છે, જેટલો સમય જોડવા ઇચ્છે, તેટલો સમય જોડી શકે છે અને જ્યાંથી હઠાવવા ઇચ્છે, ત્યાંથી હઠાવી પણ શકે છે.

મોટા ભાગના સાધકોની એ પ્રવૃત્તિ હોય છે કે તેઓ સાધન તો શ્રદ્ધાપૂર્વક કરે છે, પરંતુ તેમના પ્રયત્નમાં શિથિલતા રહે છે, જેથી સાધકમાં સંયમ નથી રહેતો અર્થાત્ મન, ઇન્દ્રિયો અને અંતઃકરણનો પૂર્ણ રીતે સંયમ નથી થતો. એટલા માટે યોગની પ્રાપ્તિમાં કઠિનતા થાય છે અર્થાત્ પરમાત્મા સદાસર્વત્ર વિદ્યમાન રહેલા હોવા છતાં પણ જલદી પ્રાપ્ત નથી થતા.

ભગવાનની તરફ ચાલવાવાળા, વૈષ્ણવ સંસ્કારવાળા સાધકોમાં માંસ વગેરેમાં જેવી અરુચિ હોય છે, તેવી અરુચિ સાધકની વિષયભોગોમાં નથી હોતી અર્થાત્ વિષયભોગ એટલા નિષિદ્ધ અને પતન કરવાવાળા નથી દેખાતા. કારણ કે વિષયભોગોનો વધારે અભ્યાસ હોવાથી એમનામાં માંસ વગેરેની જેમ ગ્લાનિ નથી થતી. માંસ વગેરે સર્વથા નિષિદ્ધ વસ્તુ ખાવાથી પતન તો થાય જ છે, પરંતુ તેનાથી પણ વધારે પતન થાય છે – રાગપૂર્વક વિષયભોગોને ભોગવવાથી. કારણ કે માંસ વગેરેમાં તો 'આ નિષિદ્ધ વસ્તુ છે' એવી ભાવના રહે છે, પરંતુ ભોગોને ભોગવવાથી 'આ નિષિદ્ધ છે,' એવી ભાવના નથી રહેતી. એટલા માટે ભોગોના જે સંસ્કારો અંતરમાં વસી જાય છે, તે બહુ ભયંકર હોય છે. તાત્પર્ય એ છે કે માંસ વગેરે ખાવાથી જે પાપ લાગે છે, તે દંડ ભોગવીને નષ્ટ થઈ જશે. તે પાપ આગળ નવાં પાપોમાં નહિ જોડે. પરંતુ રાગપૂર્વક વિષયભોગોનું સેવન કરવાથી જે સંસ્કારો પડે છે, તે જન્મ-જન્માંતર સુધી વિષયભોગોમાં અને તેમની રુચિના પરિણામસ્વરૂપ પાપોમાં જોડતા રહેશે.

તાત્પર્ય એ છે કે સાધકના અંતઃકરણમાં વિષયભોગોની રુચિ રહેવાને કારણે જ તે સંયતાત્મા નથી થઈ શકતો, મન-ઇન્દ્રિયોને પોતાના વશમાં નથી કરી શકતો. એટલા માટે તેને યોગની પ્રાપ્તિમાં અર્થાત્ ધ્યાનયોગની સિદ્ધિમાં કઠિનતા થાય છે.

**'વશ્યાત્મના તુ યતતા શક્યોઽવાપ્તુમુપાયતઃ'** – પરંતુ જે તત્પરતાપૂર્વક સાધનામાં લાગેલો છે અર્થાત્ જે ધ્યાનયોગની સિદ્ધિને માટે ધ્યાનયોગમાં ઉપયોગી આહાર–વિહાર, સૂવું, જાગવું વગેરે ઉપાયોનો અર્થાત્ નિયમોનું નિયમિતરૂપે અને દૃઢતાપૂર્વક પાલન કરે છે અને જેનું મન સર્વથા વશમાં છે, એવા વશ્યાત્મા સાધક દ્વારા યોગ પ્રાપ્ત કરી શકાય છે અર્થાત્ તેને ધ્યાનયોગની સિદ્ધિ મળી શકે છે, એવો મારો મત છે – **'ઇતિ મે મતિઃ'**

વશ્યાત્મા થવાનો ઉપાય છે – સહુથી પહેલાં પોતાની જાતને એમ સમજે કે 'હું ભોગી નથી. હું જિજ્ઞાસુ છું, તેથી કેવળ તત્ત્વને જાણવાનું જ મારું કામ છે; હું ભગવાનનો છું, તેથી કેવળ ભગવાનને અર્પિત થવાનું જ મારું કામ છે. હું સેવક છું તો કેવળ સેવા કરવાનું જ મારું કામ છે. કોઈની પાસેથી કંઈ પણ ઇચ્છવાનું મારું કામ નથી' – આ રીતે પોતાની અહંતાનું પરિવર્તન કરી દેવામાં આવે તો મન બહુ જ જલદી વશમાં થઈ જાય છે.

મન જ્યારે શુદ્ધ થઈ જાય છે, ત્યારે તે આપોઆપ વશમાં થઈ જાય છે. મનમાં ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓનો રાગ રહેવો એ જ મનની અશુદ્ધિ છે. જ્યારે સાધકનો એક પરમાત્મપ્રાપ્તિનો દૃઢ ઉદ્દેશ્ય થઈ જાય છે, ત્યારે ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓનો રાગ હઠી જાય છે અને મન શુદ્ધ થઈ જાય છે.

વ્યવહારમાં સાધકે એ સાવધાની રાખવી કે કદી કોઈ અંશે પારકાના હક્કનું ન આવી જાય; કેમકે પારકાના હક્કનું લેવાથી મન અશુદ્ધ થઈ જાય છે. ક્યાંક નોકરી કે મજૂરી કરીએ તો જેટલા પૈસા મળતા હોય, તેનાથી વધારે કામ કરવું. વેપાર કરીએ તો વસ્તુનું તોલ, માપ કે ગણતરી બીજાઓની સરખામણીમાં વધારે ભલેને થઈ જાય, પરંતુ ઓછી ન થાય. મજૂર વગેરેને પૈસા આપીએ તો તેના કામના જેટલા પૈસા થતા હોય, તેનાથી કંઈક વધારે પૈસા તેને આપવા. આ રીતે વ્યવહાર કરવાથી મન શુદ્ધ થઈ જાય છે.

## માર્મિક વાત

ધ્યાનયોગમાં અર્જુને મનની ચંચળતાને બાધક માની અને તેને રોકવાનું વાયુને રોકવાની જેમ અસંભવ બતાવ્યું. ત્યારે ભગવાને મનના નિગ્રહ માટે અભ્યાસ અને વૈરાગ્ય – આ બે ઉપાયો બતાવ્યા. આ બન્નેમાં પણ ધ્યાનયોગીને માટે 'અભ્યાસ' મુખ્ય છે (ગીતા – ૬/૨૬). 'વૈરાગ્ય' જ્ઞાનયોગને માટે વિશેષ ઉપયોગી હોય છે. જોકે વૈરાગ્ય ધ્યાનયોગમાં પણ સહાયક છે, તોપણ ધ્યાનયોગમાં રાગ રહેવા છતાં પણ મનને રોકી શકાય છે. જો એમ કહેવામાં આવે કે રાગ રહેતાં મન નથી રોકાતું તો એક અડચણ આવે છે. પાતંજલયોગદર્શન અનુસાર ચિત્તવૃત્તિઓનો નિરોધ અભ્યાસથી જ થઈ શકે છે. જો તેમાં વૈરાગ્ય જ કારણ હોય, તો સિદ્ધિઓની પ્રાપ્તિ કેવી રીતે થશે? (જેનું વર્ણન પાતંજલયોગદર્શનના વિભૂતિપાદમાં કરવામાં આવ્યું છે.) તાત્પર્ય એ છે કે જો અંદર રાગ રહેવા છતાં ચિત્ત એકાગ્ર અને નિરુદ્ધ થાય છે તો તેમાં રાગને કારણે સિદ્ધિઓ પ્રગટ થાય છે. કારણ કે સંયમ (ધારણા, ધ્યાન અને સમાધિ) કોઈ ને કોઈ સિદ્ધિને માટે કરવામાં આવે છે અને જ્યાં સિદ્ધિનો ઉદ્દેશ્ય છે, ત્યાં રાગનો અભાવ કેવી રીતે હોઈ શકે છે? પરંતુ જ્યાં કેવળ પરમાત્મતત્ત્વનો ઉદ્દેશ્ય હોય છે, ત્યાં એ ધારણા, ધ્યાન અને સમાધિ પણ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિમાં સહાયક બની જાય છે.

એકાગ્રતા પછી જ્યારે ચિત્તની નિરુદ્ધ અવસ્થા આવે છે, ત્યારે સમાધિ થાય છે. સમાધિ કારણશરીરમાં થાય છે અને સમાધિથી પણ વ્યુત્થાન (સમાધિમાંથી ઊઠવું) થાય છે. જ્યાં સુધી સમાધિ અને વ્યુત્થાન – આ બે અવસ્થાઓ છે, ત્યાં સુધી પ્રકૃતિની સાથે સંબંધ છે. પ્રકૃતિની સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ થતાં તો સહજાવસ્થા થાય છે, જેનાથી વ્યુત્થાન થતું જ નથી. આથી ચિત્તની ચંચળતાને રોકવાના વિષયમાં ભગવાન વધારે નથી બોલ્યા; કેમકે ચિત્તને નિરુદ્ધ કરવાનું ભગવાનનું ધ્યેય નથી અર્થાત્ ભગવાને જે ધ્યાનનું વર્ણન કર્યું છે, તે ધ્યાન સાધન છે, ધ્યેય નહિ. ભગવાનના મતે સંસારમાં જે રાગ છે, એ જ ખાસ વિઘ્ન છે અને તેને દૂર કરવાનો જ ભગવાનનો ઉદ્દેશ્ય છે. ધ્યાન તો એક શક્તિ છે, એક પૂંજી છે, જેનો લૌકિક-પારલૌકિક સિદ્ધિઓ વગેરેમાં યોગ્ય ઉપયોગ કરી શકાય છે.

પોતે કેવળ પરમાત્મતત્ત્વને ઇચ્છે છે, તો તેણે મનને એકાગ્ર કરવાની એટલી આવશ્યકતા નથી, જેટલી આવશ્યકતા પ્રકૃતિનાં કાર્ય એવા મન સાથે સંબંધ-વિચ્છેદ કરવાની અને મન સાથેના પોતાપણાને હઠાવવાની છે. આથી જ્યારે સમાધિથી પણ ઉપરતિ થઈ જાય છે, ત્યારે સર્વાતીત તત્ત્વની પ્રાપ્તિ થાય છે. તાત્પર્ય એ છે કે જ્યાં સુધી સમાધિઅવસ્થાની પ્રાપ્તિ નથી થતી, ત્યાં સુધી તેનું એક આકર્ષણ રહે છે. જ્યારે તે અવસ્થા પ્રાપ્ત થઈ જાય છે, ત્યારે તેનું આકર્ષણ ન રહેતાં સાચા જિજ્ઞાસુની તેનાથી ઉપરતિ થઈ જાય છે. ઉપરતિ થવાથી અર્થાત્ અવસ્થામાત્રથી સંબંધ-વિચ્છેદ થવાથી અવસ્થાતીત ચિન્મય તત્ત્વની અનુભૂતિ આપમેળે થઈ જાય છે. આ જ યોગની સિદ્ધિ છે. ચિન્મયતત્ત્વની સાથે પોતાનો નિત્યયોગ અર્થાત્ નિત્યસંબંધ છે.

**પરિશિષ્ટ ભાવ :** વાસ્તવમાં ધ્યાનયોગની સિદ્ધિ માટે મનનો નિગ્રહ કરવો એટલો જરૂરી નથી, જેટલો એને વશમાં કરવું છે, અર્થાત્ શુદ્ધ કરવું જરૂરી છે. શુદ્ધ કરવાનો મતલબ છે – મનમાં વિષયો પ્રત્યે રાગ ન રહેવો. જેણે પોતાના મનને શુદ્ધ કરી લીધું છે, તેનો ધ્યાનયોગ પ્રયત્ન કરવાથી સિદ્ધ થઈ જાય છે.

ભગવાને ૩૧મા શ્લોકમાં **'સર્વભૂતસ્થિતં યોમાં ભજત્યેકત્વમાસ્થિતઃ'** પદો વડે જે વાત કહી હતી, તેમાં મુખ્ય અડચણ છે – ભગવદ્બુદ્ધિ ન હોવી અને ૩૨મા શ્લોકમાં **'આત્મૌપમ્યેન સર્વત્ર સમં પશ્યતિ યોઽર્જુન'** પદો વડે જે વાત કહી હતી, તેમાં મુખ્ય અડચણ છે – રાગ-દ્વેષ હોવા. પરંતુ અર્જુને ભૂલથી મનની ચંચળતાને બાધક સમજી લીધી! વાસ્તવમાં મનની ચંચળતા બાધક નથી. બલ્કે સર્વમાં ભગવદ્બુદ્ધિ ન હોવી અને રાગ-દ્વેષ હોવા એ બાધક છે. જ્યાં સુધી રાગ-દ્વેષ રહે છે, ત્યાં સુધી બધામાં ભગવદ્બુદ્ધિ થતી નથી અને જ્યાં સુધી બધામાં ભગવદ્બુદ્ધિ થતી નથી અથવા ભગવાન સિવાય અન્યની સત્તાની માન્યતા રહે છે, ત્યાં સુધી સર્વથા મનનો નિરોધ થતો નથી.

વૃત્તિનો નિરોધ કરવાથી વૃત્તિની સત્તા આવે છે, કારણ કે વૃત્તિની સત્તાનો સ્વીકાર કર્યો છે, ત્યારે તો તેનો વિરોધ કરીએ છીએ. સ્વરૂપમાં કોઈ વૃત્તિ નથી. તેથી વૃત્તિનો નિરોધ કરવાથી થોડા સમય માટે મનનો વિરોધ થશે. પછી વ્યુત્થાન થઈ જશે. જો બીજી સત્તાની માન્યતા જ ન રહે તો પછી વ્યુત્થાનનો પ્રશ્ન જ ઉપસ્થિત થશે નહીં. કારણ કે બીજી સત્તા નહીં હોય તો મનનું અસ્તિત્વ રહેતું નથી.

—■—

***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને કહ્યું કે જેનું અંતઃકરણ પૂરું વશમાં નથી અર્થાત્ જે શિથિલ પ્રયત્નવાળો છે, તેને યોગની પ્રાપ્તિમાં કઠિનતા થાય છે. આ અંગે અર્જુન આગળના બે શ્લોકોમાં પ્રશ્ન કરે છે.*

*અર્જુન ઉવાચ*

**અયતિઃ શ્રદ્ધયોપેતો યોગાચ્ચલિતમાનસઃ ।**
**અપ્રાપ્ય યોગસંસિદ્ધિં કાં ગતિં કૃષ્ણ ગચ્છતિ ॥ ૩૭॥**

અર્જુન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કૃષ્ણ** | = હે શ્રીકૃષ્ણ! | | અંત સમયમાં જો) | | સિદ્ધિને |
| **શ્રદ્ધયા, ઉપેતઃ** | = જેની સાધનમાં શ્રદ્ધા છે, પરંતુ | **યોગાત્** | = યોગથી | **અપ્રાપ્ય** | = ન પામતાં |
| **અયતિઃ** | = જેનો પ્રયત્ન શિથિલ છે (તે | **ચલિતમાનસઃ** | = વિચલિત થઈ જાય (તો) | **કામ્** | = કઈ |
| | | **યોગસંસિદ્ધિમ્** | =(તે) યોગની | **ગતિમ્** | = ગતિને |
| | | | | **ગચ્છતિ** | = પામે છે? |

*ટીકા* — **'અયતિઃ શ્રદ્ધયોપેતો યોગાચ્ચલિતમાનસઃ'** — જેની સાધનામાં અર્થાત્ જપ, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય વગેરેમાં રુચિ છે, શ્રદ્ધા છે અને તે કરે પણ છે, પરંતુ અંતઃકરણ અને બહિષ્કરણ (ઇન્દ્રિયો) વશમાં ન હોવાથી સાધનામાં શિથિલતા છે અને તત્પરતા નથી. એવો સાધક અંતસમયમાં સંસારમાં રાગ રહેવાથી અને વિષયોનું ચિંતન થવાથી પોતાની સાધનાથી વિચલિત થઈ, પોતાના ધ્યેય ઉપર સ્થિર ન રહે તો પછી એની શી ગતિ થાય છે?

**'અપ્રાપ્ય યોગસંસિદ્ધિં કાં ગતિં કૃષ્ણ ગચ્છતિ'** — વિષયાસક્તિ અને અસાવધાનીને કારણે અંતઃકાળમાં જેનું મન વિચલિત થઈ ગયું અર્થાત્ સાધનાથી હઠી ગયું અને એ કારણે તેને યોગની સંસિદ્ધિ-પરમાત્માની પ્રાપ્તિ ન થઈ તો પછી તે કઈ ગતિને પ્રાપ્ત થાય છે?

તાત્પર્ય એ છે કે તેણે પાપ કરવાનું તો સર્વથા છોડી દીધું હતું; આથી તે નરકોમાં તો જઈ શકતો નથી અને સ્વર્ગની કામના ન હોવાથી સ્વર્ગમાં પણ જઈ શકતો નથી તથા શ્રદ્ધાપૂર્વક સાધનામાં લાગેલો હોવાથી તેનો પુનર્જન્મ પણ થઈ શકતો નથી. પરંતુ અંતસમયમાં પરમાત્માની સ્મૃતિ ન રહેવાથી, બીજું ચિંતન થવાથી તેને પરમાત્માની પ્રાપ્તિ પણ ન થઈ, તો પછી તેની શી ગતિ થશે? તે ક્યાં જશે?

**'કૃષ્ણ'** સંબોધન આપવાનું તાત્પર્ય એ છે કે આપ સઘળાં પ્રાણીઓને ખેંચવાવાળા છો અને તે પ્રાણીઓની ગતિ — આગતિ (પુનર્જન્મ)ને જાણવાવાળા છો તથા તે ગતિઓના વિધાયક છો. આથી હું આપને પૂછું છું કે યોગથી વિચલિત થયેલા સાધકને આપ ક્યાં ખેંચશો? તેને આપ કઈ ગતિ આપશો?

**પરિશિષ્ટ ભાવ :** કરણસાપેક્ષ સાધનમાં મનને સાથે લઈને સ્વરૂપમાં સ્થિતિ થાય છે. — **'યદા વિનિયતં ચિત્તમાત્મન્યેવાવતિષ્ઠતે'** (ગીતા ૬-૧૮). તેથી મનની સાથે સંબંધ રહેવાથી વિચલિત મનના થઈને યોગભ્રષ્ટ થવાની સંભાવના રહે છે. કરણને પોતાનું માનવાથી જ કરણ-સાપેક્ષ સાધના થાય છે. ધ્યાનયોગી મન (કરણ)ને પોતાનું માનીને તેને પરમાત્મામાં લગાવે છે. મન લગાવવાથી જ તે યોગભ્રષ્ટ થાય છે. તેથી યોગભ્રષ્ટ થવામાં કરણ-સાપેક્ષતા કારણ છે. આ કરણ-સાપેક્ષતા કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ ત્રણે સાધનાઓમાં નથી.

ધ્યાનયોગીનો પુનર્જન્મ થાય છે — મન વિચલિત થવાથી અર્થાત્ પોતાની સાધનાથી ભ્રષ્ટ થવાથી. પરંતુ કર્મયોગી અથવા જ્ઞાનયોગીનો પુનર્જન્મ થાય છે — સાંસારિક આસક્તિ રહેવાથી. ભક્તિયોગમાં ભગવાનનો આશ્રય હોવાથી ભગવાન પોતાના ભક્તની વિશેષરૂપે રક્ષા કરે છે — **'યોગક્ષેમં વહામ્યહમ્'** (૯/૨૨), **'મચ્ચિત્તઃ સર્વદુર્ગાણિ મત્પ્રસાદાત્તરિષ્યસિ'** (ગીતા-૧૮/૫૮).

—■—

**કચ્ચિન્નોભયવિભ્રષ્ટશ્છિન્નાભ્રમિવ નશ્યતિ ।**
**અપ્રતિષ્ઠો મહાબાહો વિમૂઢો બ્રહ્મણઃ પથિ ॥ ૩૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **મહાબાહો** | = હે મહાબાહો! | **વિમૂઢઃ** | = મોહ પામેલો | **છિન્નાભ્રમ્** | = છિન્નભિન્ન થયેલા વાદળની |
| **અપ્રતિષ્ઠઃ** | = સંસારના આશ્રય વિનાનો (અને) | **ઉભય-વિભ્રષ્ટઃ** | = (આ - પ્રમાણે) બન્ને બાજુથી ભ્રષ્ટ થયેલો સાધક | **ઇવ** | = પેઠે |
| **બ્રહ્મણઃ** | = ભગવત્પ્રાપ્તિના | | | **ન, નશ્યતિ** | = નાશ તો નથી પામતો ને? |
| **પથિ** | = માર્ગમાં | **કચ્ચિત્** | = શું | | |

*ટીકા* – [અર્જુને પૂર્વોક્ત શ્લોકમાં **'કાં ગતિં કૃષ્ણ ગચ્છતિ'** કહીને જે વાત પૂછી હતી, તેનો જ આ શ્લોકમાં ખુલાસો પૂછે છે.]

**'અપ્રતિષ્ઠો મહાબાહો વિમૂઢો બ્રહ્મણઃ પથિ'** – તે સાંસારિક પ્રતિષ્ઠા (સ્થિતિ)થી તો જાણીને વંચિત રહ્યો છે અર્થાત્ તેણે સંસારનાં સુખ-આરામ, આદર-સત્કાર, યશ-પ્રતિષ્ઠા વગેરેની કામના છોડી દીધી છે, તેમને પ્રાપ્ત કરવાનો તેનો ઉદ્દેશ્ય જ નથી રહ્યો. આ રીતે સંસારનો આશ્રય છોડીને તે પરમાત્મપ્રાપ્તિના માર્ગ ઉપર ચાલ્યો; પરંતુ જીવિત-અવસ્થામાં પરમાત્માની પ્રાપ્તિ ન થઈ અને અંતસમયમાં સાધનથી વિચલિત થઈ ગયો અર્થાત્ પરમાત્માની સ્મૃતિ ન રહી.

**'કચ્ચિન્નોભયવિભ્રષ્ટશ્છિન્નાભ્રમિવ નશ્યતિ'** – એવો તે બન્ને બાજુથી ભ્રષ્ટ થયેલો અર્થાત્ સાંસારિક અને પારમાર્થિક-બન્ને ઉન્નતિઓથી વંચિત થયેલો સાધક છિન્નભિન્ન વાદળની માફક નષ્ટ તો નથી થઈ જતો? તાત્પર્ય એ છે કે જેવી રીતે કોઈ વાદળનો ટુકડો એક વાદળને છોડીને બીજા વાદળને મળવા જાય છે પરંતુ ત્યાં સુધી તે પહોંચ્યો નહિ, વાયુને કારણે વચમાં જ છિન્નભિન્ન થઈ ગયો! એવી જ રીતે સાધકે સંસારના આશ્રયને તો છોડી દીધો અને અંતસમયમાં પરમાત્માની સ્મૃતિ પણ ના રહી, તેથી તે નષ્ટ તો નથી થઈ જતો? તેનું પતન તો નથી થઈ જતું?

વાદળનું દૃષ્ટાંત અહીં યથાર્થ બંધબેસતું નથી. કારણ કે તે વાદળનો ટુકડો જે વાદળમાંથી ચાલ્યો, તે વાદળ અને જેની પાસે જઈ રહ્યો હતો, તે વાદળ તથા તે પોતે (વાદળનો ટુકડો) – એ ત્રણે એક જ જાતિના છે અર્થાત્ ત્રણેય જડ છે. પરંતુ જે સાધકે સંસારને છોડ્યો, તે સંસાર અને જેની પ્રાપ્તિને માટે ચાલ્યો તે પરમાત્મા તથા તે પોતે (સાધક) – એ ત્રણે એક જાતિના નથી. આ ત્રણ પૈકી સંસાર જડ છે અને પરમાત્મા તથા પોતે ચેતન છે. એટલા માટે 'પહેલો આશ્રય છોડી દીધો અને બીજો પ્રાપ્ત ન થયો' – એ વિષયમાં જ ઉપર્યુક્ત દૃષ્ટાંત બરાબર બંધ બેસે છે.

આ શ્લોકમાં અર્જુનના પ્રશ્નનો આશય એ છે કે સાક્ષાત્ પરમાત્માનો અંશ હોવાથી જીવનો અભાવ તો કદી થઈ જ નથી શકતો. જો તેની અંદર સંસારનો ઉદ્દેશ્ય હોત અને સંસારનો આશ્રય હોત, તો આ સ્વર્ગ વગેરે લોકોમાં અથવા નરકોમાં તથા પશુ–પક્ષી વગેરે આસુરી યોનિઓમાં ચાલ્યો જાત, પરંતુ રહેત તો સંસારમાં જ. તેણે સંસારનો આશ્રય છોડી દીધો અને તેનો ઉદ્દેશ્ય કેવળ પરમાત્મપ્રાપ્તિનો થઈ ગયો, પરંતુ તેના અંતકાળ સુધી પરમાત્માની પ્રાપ્તિ ન થઈ અને અંતકાળમાં કોઈ કારણવશ તે ઉદ્દેશ્ય અનુસાર સાધનામાં સ્થિતિ પણ ન રહી, પરમાત્મચિંતન પણ ન રહ્યું, તો તે ત્યાંથી પણ ભ્રષ્ટ થઈ ગયો. એવો સાધક કેવી ગતિને પ્રાપ્ત થશે?

## વિશેષ વાત

જો આ શ્લોકમાં 'પરમાત્માની પ્રાપ્તિથી અને સાધનાથી ભ્રષ્ટ (ચ્યુત) થયો' – એવો અર્થ લેવામાં આવે, તો એમ કહેવું અહીં બની જ નથી શકતું. કારણ કે આગળ જે વાદળનું દૃષ્ટાંત આપ્યું છે, તે ઉપર્યુક્ત અર્થ સાથે બરાબર બંધબેસતું નથી. વાદળનો ટુકડો એક વાદળને છોડીને બીજા વાદળ તરફ ચાલ્યો, પરંતુ બીજા વાદળ સુધી પહોંચતાં પહેલાં વચમાં જ વાયુથી છિન્નભિન્ન થઈ ગયો. આ દૃષ્ટાંતમાં પોતે વાદળના ટુકડાએ જ પહેલા વાદળને છોડ્યું છે અર્થાત્ પોતાની પહેલી સ્થિતિને છોડી છે અને આગળ બીજા વાદળ સુધી પહોંચ્યો નહિ, ત્યારે તે ઉભયભ્રષ્ટ થયો છે. પરંતુ સાધકને તો હજુ પરમાત્માની પ્રાપ્તિ થઈ જ નથી, પછી તેનું પરમાત્માની પ્રાપ્તિથી ભ્રષ્ટ (ચ્યુત) થવું કેવી રીતે કહી શકાય?

બીજી વાત, સાધ્યની પ્રાપ્તિ થતાં સાધક સાધ્યથી કદી ચ્યુત થઈ જ નથી શકતો અર્થાત્ કોઈ પણ પરિસ્થિતિમાં તે સાધ્યથી અલગ નથી થઈ શકતો કે તેને છોડી નથી શકતો. આથી તેને સાધ્યથી ચ્યુત થવું કહેવું બનતું જ નથી. હા, અંતસમયમાં સ્થિતિ ન રહેવાથી કે પરમાત્માની સ્મૃતિ ન રહેવાથી તેને 'સાધનાભ્રષ્ટ' તો કહી શકીએ છીએ, પરંતુ 'ઉભયભ્રષ્ટ' નથી કહી શકતા. આથી અહીં વાદળના દૃષ્ટાંત અનુસાર તે જ ઉભયભ્રષ્ટ લેવું યુક્તિસંગત લાગે છે, જેણે સંસારના આશ્રયને જાણીને જ પોતાના તરફથી છોડી દીધો અને પરમાત્માની પ્રાપ્તિને માટે ચાલ્યો, પરંતુ અંતસમયમાં કોઈ કારણથી પરમાત્માની યાદ ન રહી, સાધનાથી વિચલિત મનવાળો થઈ ગયો. આ રીતે સંસાર અને સાધના – બન્નેમાં તેની સ્થિતિ ન રહેવાથી જ તે ઉભયભ્રષ્ટ થયો છે. અર્જુને પણ સાડત્રીસમા શ્લોકમાં **'યોગાચ્ચલિત-માનસઃ'** કહ્યું છે અને આ (આડત્રીસમા) શ્લોકમાં **'અપ્રતિષ્ઠઃ', 'વિમૂઢો બ્રહ્મણઃ પથિ'** અને **'છિન્નાભ્રમિવ'** કહ્યું છે. એનું તાત્પર્ય એ જ છે કે તેણે સંસારને છોડી દીધો અને પરમાત્માની પ્રાપ્તિના સાધનથી વિચલિત થઈ ગયો, મોહિત થઈ ગયો.



***સંબંધ*** *– પૂર્વોક્ત સંદેહને દૂર કરવા માટે અર્જુન આગળના શ્લોકમાં ભગવાનને પ્રાર્થના કરે છે.*

**એતન્મે સંશયં કૃષ્ણ છેત્તુમર્હસ્યશેષતઃ ।**
**ત્વદન્યઃ સંશયસ્યાસ્ય છેત્તા ન હ્યુપપદ્યતે ॥ ૩૯॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કૃષ્ણ** | = હે કૃષ્ણ! | **છેત્તુમ** | = છેદવા માટે | | બીજો |
| **મે** | = મારા | **અર્હસિ** | = (આપ જ) | **અસ્ય** | = આ |
| **એતત્** | = આ | | લાયક છો; | **સંશયસ્ય** | = સંશયનું |
| **સંશયમ્** | = સંશયને | **હિ** | = કેમકે | **છેત્તા** | = છેદન કરનાર |
| **અશેષતઃ** | = સર્વથા | **ત્વદન્યઃ** | = આપના સિવાય | **ન, ઉપપદ્યતે** | = કોઈ હોઈ શકે નહીં. |

*ટીકા* – **'એતન્મે સંશયં કૃષ્ણ છેત્તુમર્હસ્યશેષતઃ'** – પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય હોવાથી સાધકનાં પાપકર્મો તો સર્વથા છૂટી જવાથી તે નરકોમાં તો જઈ જ નથી શકતો અને સ્વર્ગનું ધ્યેય ન રહેવાથી સ્વર્ગમાં પણ જઈ નથી શકતો. મનુષ્યયોનિમાં આવવાનો તેનો ઉદ્દેશ્ય નથી, એટલા માટે તે તેમાં પણ નથી આવી શકતો અને પરમાત્મપ્રાપ્તિના સાધનથી પણ વિચલિત થઈ ગયો. એવો સાધક શું છિન્નભિન્ન વાદળની જેમ નષ્ટ તો નથી થઈ જતો? આ મારો સંશય છે.

**'ત્વદન્યઃ સંશયસ્યાસ્ય છેત્તા ન હ્યુપપદ્યતે'** – આ સંશયનું સર્વથા છેદન કરવાવાળો અન્ય કોઈ હોઈ નથી શકતો. એનું તાત્પર્ય એ છે કે શાસ્ત્રનો કોઈ કોયડો હોય, શાસ્ત્રનો કોઈ ગહન વિષય હોય કે કોઈ એવી કઠિન પંક્તિ હોય, જેનો અર્થ ન જડતો હોય, તો તેને શાસ્ત્રોનો જ્ઞાતા કોઈ વિદ્વાન પણ સમજાવી શકે છે. પરંતુ યોગભ્રષ્ટની શી ગતિ થાય છે? તેનો ઉત્તર તે નથી આપી શકતો. હા, યોગી કેટલીક હદ સુધી તેને જાણી શકે છે, પરંતુ તે સઘળાં પ્રાણીઓની ગતિ-આગતિને અર્થાત્ જવા અને આવવાને નથી જાણી શકતો, કેમકે તે 'યુઞ્જાન યોગી' છે અર્થાત્ અભ્યાસ કરીને યોગી બન્યો છે. આથી તે ત્યાં સુધી જાણી શકે છે, જ્યાં સુધી તેની જાણવાની મર્યાદા છે. પરંતુ આપ તો 'યુક્ત યોગી' છો. અર્થાત્ આપ વિના અભ્યાસ અને પરિશ્રમે સર્વત્ર સર્વ કંઈ જાણવાવાળા છો. આપના સમાન જાણનારો કોઈ હોઈ શકતો જ નથી. આપ સાક્ષાત્ ભગવાન છો અને સઘળાં પ્રાણીઓની ગતિ-આગતિને જાણવાવાળા છો.[1] આથી આ યોગભ્રષ્ટના ગતિવિષયના પ્રશ્નનો ઉત્તર આપ જ આપી શકો છો. આપ જ મારા આ સંશયને દૂર કરી શકો છો.

**પરિશિષ્ટ ભાવ :** અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણની ભગવત્તા પર વિશ્વાસ હતો, ત્યારે અહીં તેઓ યોગભ્રષ્ટની ગતિના વિષયમાં પ્રશ્ન કરે છે અને કહે છે કે મારા આ સંશયને આપના સિવાય બીજું કોઈ મિટાવી શકે એવું નથી. ભગવાન શ્રીકૃષ્ણની ભગવત્તા પર વિશ્વાસ હોવાના કારણે જ તેમણે એક અક્ષૌહિણી સશસ્ત્ર નારાયણી સેનાને છોડીને નિઃશસ્ત્ર ભગવાનને જ સ્વીકારી લીધા!

—▪—

***સંબંધ*** *– આડત્રીસમા શ્લોકમાં અર્જુને શંકા કરી હતી કે સંસારથી અને સાધનથી ચ્યુત થયેલા સાધકનું કંઈ પતન તો નથી થઈ જતું? એનું સમાધાન કરવા માટે ભગવાન આગળનો શ્લોક કહે છે.*

*શ્રીભગવાનુવાચ*

**પાર્થ નૈવેહ નામુત્ર વિનાશસ્તસ્ય વિદ્યતે ।**
**ન હિ કલ્યાણકૃત્કશ્ચિદ્દુર્ગતિં તાત ગચ્છતિ ॥ ૪૦॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પૃથાનંદન! | **ન** | = ન તો | | (અને) |
| **તસ્ય** | = એ માણસનો | **ઈહ** | = આ લોકમાં | **ન** | = ન |

૧. ઉત્પત્તિં પ્રલયં ચૈવ ભૂતાનામાગતિં ગતિમ્ । વેત્તિ વિદ્યામવિદ્યાં ચ સ વાચ્યો ભગવાનિતિ ॥
(વિષ્ણુપુરાણ ૬/૫/૭૮; નારદપુરાણ, પૂર્વ. ૪૬/૨૧)
'જે સઘળાં પ્રાણીઓની ઉત્પત્તિ અને પ્રલયને, ગતિ અને આગતિને તેમ જ વિદ્યા અને અવિદ્યાને જાણે છે, તે જ ભગવાન કહેવડાવવાને યોગ્ય છે.'

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અમુત્ર** | = પરલોકમાં | **હિ** | = કેમકે | **કશ્ચિત્** | = કોઈ પણ મનુષ્ય |
| **એવ** | = પણ | **તાત** | = હે વહાલા! | **દુર્ગતિમ્** | = દુર્ગતિને |
| **વિનાશઃ** | = વિનાશ | **કલ્યાણકૃત્** | = કલ્યાણકારી કામ કરનાર | **ન, ગચ્છતિ** | = પામતો નથી. |
| **વિદ્યતે** | = થાય છે; | | | | |

*ટીકા* – [જેને અંતકાળમાં પરમાત્માનું સ્મરણ નથી થતું, તેનું કંઈ પતન તો નથી થઈ જતું – આ વાતને લીધે અર્જુનના હૃદયમાં બહુ જ વ્યાકુળતા છે. આ વ્યાકુળતા ભગવાનથી છૂપી નથી. આથી ભગવાન અર્જુનના **'કાં ગતિં કૃષ્ણ ગચ્છતિ'** – આ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં જ અર્જુનના હૃદયની વ્યાકુળતા દૂર કરે છે.]

**'પાર્થ નૈવેહ નામુત્ર વિનાશસ્તસ્ય વિદ્યતે'** – હે પૃથાનંદન! જે સાધક અંતસમયમાં કોઈ કારણવશાત્ યોગથી કે સાધનાથી વિચલિત થઈ ગયો હોય, તે યોગભ્રષ્ટ સાધક મર્યા બાદ ચાહે આ લોકમાં જન્મ લે, ચાહે પરલોકમાં જન્મ લે, તેનું પતન નથી થતું (ગીતા – ૬/૪૧થી ૪૫). તાત્પર્ય એ છે કે તેની યોગમાં જેટલી સ્થિતિ થઈ ગઈ છે, તેનાથી નીચે તે નથી પડતો. તેની સાધનાની મુડી નષ્ટ નથી થતી. તેનો પારમાર્થિક ઉદ્દેશ્ય નથી બદલાતો. જેવી રીતે અનાદિકાળથી તે જન્મતો–મરતો રહ્યો છે, તેવી જ રીતે આગળ પણ જન્મતો-મરતો રહે – તેનું એ પતન નથી થતું.

જેવી રીતે ભરત મુનિ ભારતવર્ષનું રાજ્ય છોડીને એકાંતમાં તપ કરતા હતા. ત્યાં દયાપરવશ થઈને તેઓ હરણના બચ્ચામાં આસક્ત થઈ ગયા, જેથી બીજા જન્મમાં તેમને હરણ બનવું પડ્યું. પરંતુ તેમણે જેટલો ત્યાગ કે તપ કર્યું હતું, તેમની જેટલી સાધનાની પૂંજી એકઠી થઈ હતી, તે એ હરણના જન્મમાં પણ નષ્ટ ન થઈ. તેમને હરણના જન્મમાં પણ પૂર્વજન્મની વાત યાદ હતી, કે જે મનુષ્યજન્મમાં પણ નથી રહેતી. આથી તેઓ (હરણજન્મમાં) બાળપણથી જ પોતાની માની સાથે ન રહ્યા. તેઓ લીલાં પાંદડાં પણ ખાતા ન હતા, સૂકાં પાંદડાં ખાતા હતા. તાત્પર્ય એ છે કે પોતાની તપસ્યાની સ્થિતિ જળવાઈ રહેવાને કારણે હરણના જન્મમાં પણ તેમનું પતન ન થયું (શ્રીમદ્ભાગવત, સ્કંધ ૫, અધ્યાય ૭-૮). આ રીતે પહેલાં મનુષ્યજન્મમાં જેમનો સ્વભાવ સેવા કરવાનો કે જપ-ધ્યાન કરવાનો રહ્યો છે અને પોતાનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ રહ્યો છે, તેઓ કોઈ કારણવશાત્ અંતસમયમાં યોગભ્રષ્ટ થઈ જાય તથા આ લોકમાં પશુ-પક્ષી પણ બની જાય, તોપણ તેનો એ સારો સ્વભાવ અને સત્સંસ્કાર નષ્ટ નથી થતા. એવાં ઘણાંયે ઉદાહરણો આવે છે કે કોઈ બીજા જન્મમાં હાથી, ઊંટ વગેરે બની ગયા, પરંતુ તે યોનિઓમાં પણ તેઓ ભગવાનની કથા સાંભળતા હતા. એક જગાએ કથા થતી હતી, તો એક કાળો કૂતરો આવીને ત્યાં બેસતો અને કથા સાંભળતો. જ્યારે કીર્તન કરતી કીર્તનમંડળની નાચતી તો એ મંડળીની સાથે કૂતરો પણ નાચતો હતો. આ અમારી જોયેલી વાત છે.

**'ન હિ કલ્યાણકૃત્કશ્ચિદ્દુર્ગતિં તાત ગચ્છતિ'** – ભગવાને આ શ્લોકના પૂર્વાર્ધમાં અર્જુનને માટે **'પાર્થ'** સંબોધન આપ્યું, જે આત્મીયસંબંધનું દ્યોતક છે. અર્જુનનાં બધાં નામોમાં ભગવાનને આ 'પાર્થ' નામ બહુ જ વહાલું હતું. હવે ઉત્તરાર્ધમાં તેનાથી પણ અધિક પ્રેમભર્યા શબ્દોમાં કહે છે કે 'હે તાત! કલ્યાણકારી કાર્ય કરવાવાળાની દુર્ગતિ નથી થતી.' આ **'તાત'** સંબોધન ગીતામાં ફક્ત એક જ વાર આવ્યું છે, જે અત્યધિક વ્હાલનું દ્યોતક છે.

આ શ્લોકમાં ભગવાને સાધકમાત્રને માટે બહુ જ આશ્વાસનની વાત કહી છે કે જે કલ્યાણકારી કામ કરવાવાળો છે અર્થાત્ કોઈ પણ સાધનથી સાચા હૃદયથી પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરવા ઇચ્છે છે, એવા કોઈ પણ સાધકની દુર્ગતિ નથી થતી.

તેની દુર્ગતિ નથી થતી – એમ કહેવાનું તાત્પર્ય એ છે કે જે મનુષ્ય કલ્યાણકારી કાર્યમાં લાગેલો છે અર્થાત્ જેને માટે મનુષ્યશરીર મળ્યું છે, તે પોતાના અસલી કામમાં લાગેલો છે તથા સાંસારિક ભોગ અને સંગ્રહમાં આસક્ત નથી, તે ભલે કોઈ પણ માર્ગથી ચાલે, તેની દુર્ગતિ નથી થતી. કારણ કે તેનું ધ્યેય ચિન્મયતત્ત્વ હું (પરમાત્મા) છું; આથી તેનું પતન નથી થતું. તેની રક્ષા હું કરતો જ રહું છું, પછી તેની દુર્ગતિ કેવી રીતે થઈ શકે?

મારી દૃષ્ટિ સહજ રીતે જ પ્રાણીમાત્રના હિતમાં રહે છે. જે મનુષ્ય મારી તરફ ચાલે છે, પોતાનું પરમહિત કરવા માટે પ્રયત્ન કરે છે, તે મને બહુ જ વહાલો લાગે છે, કેમકે વાસ્તવમાં તે મારો જ અંશ છે, સંસારનો નથી. તેનો વાસ્તવિક સંબંધ મારી સાથે જ છે. સંસારની સાથે તેનો વાસ્તવિક સંબંધ નથી. તેણે મારી સાથેના એ વાસ્તવિક સંબંધને કે અસલી લક્ષ્યને ઓળખી લીધું છે, તો પછી તેની દુર્ગતિ કેવી રીતે થઈ શકે? તેની કરેલી સાધના પણ નષ્ટ કેવી રીતે થઈ શકે? હા, ક્યારેક જોવામાં તે મોહિત થયા જેવો જણાય છે, તેની સાધના છૂટેલા જેવી દેખાય છે; પરંતુ એવી પરિસ્થિતિ તેના અભિમાનને કારણે જ તેની સામે આવે છે. હું પણ તેને ચેતવવા માટે, તેનું અભિમાન દૂર કરવા માટે એવી ઘટના ઉપસ્થિત

કરું છું, જેથી તે વ્યાકુળ થઈ જાય છે અને પુનઃ તે મારા તરફ તેજ ગતિથી ચાલવા માંડે છે. જેવી રીતે, ગોપીઓનું અભિમાન જોઈને હું રાસમાં જ અંતર્ધાન થઈ ગયો, તો બધી ગોપીઓ ગભરાઈ ગઈ! જ્યારે તેઓ વિશેષ વ્યાકુળ થઈ ગઈ, ત્યારે હું તે ગોપીઓના સમુદાયની વચમાં જ પ્રગટ થઈ ગયો અને તેઓના પૂછવાથી મેં કહ્યું – **'મયા પરોક્ષં ભજતા તિરોહિતમ્'** (શ્રીમદ્ભા. ૧૦/૩૨/૨૧) અર્થાત્ તમારા લોકોનું ભજન કરતો રહીને જ હું અંતર્ધાન થયો હતો. તમારા લોકોની યાદ અને તમારા લોકોનું હિત મારાથી છૂટ્યું નથી. આ રીતે સાધન કરવાવાળાઓનું મારા હૃદયમાં બહુ જ મોટું સ્થાન છે. એનું કારણ એ છે કે અનંત જન્મોથી ભૂલેલ આ પ્રાણી જ્યારે કેવળ મારી તરફ આવે છે, ત્યારે તે મને બહુ જ વહાલો લાગે છે; કેમકે તેણે અનેક યોનિઓમાં બહુ જ દુઃખ વેઠ્યું છે અને હવે તે સન્માર્ગ ઉપર આવી ગયો છે. જેવી રીતે મા પોતાના નાના બાળકની રક્ષા, પાલન અને હિત કરે છે, તેવી જ રીતે હું તે સાધકની સાધના અને તેના હિતની રક્ષા કરતો રહીને તેની સાધનામાં વૃદ્ધિ કરતો રહું છું.

તાત્પર્ય એ થયું કે જેની અંદર એક વાર સાધનાના સંસ્કાર પડી ગયા છે, તે સંસ્કારો ફરી કદી નષ્ટ નથી થતા. કારણ કે પરમાત્માને માટે જે કામ કરવામાં આવે છે, તે 'સત' થઈ જાય છે – **'કર્મ ચૈવ તદર્થીયં સદિત્યેવાભિધીયતે'** (ગીતા – ૧૭/૨૭) અર્થાત્ તેનો અભાવ નથી થતો – **'નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા – ૨/૧૬). આ જ વાતને ભગવાન અહીં કહી રહ્યા છે કે કલ્યાણકારી કામ કરવાવાળા કોઈ પણ મનુષ્યની દુર્ગતિ નથી થતી. તેના જેટલા સદ્ભાવો બન્યા છે અને જેવો સ્વભાવ બન્યો છે, તે પ્રાણી કોઈ કારણવશાત્ કોઈ પણ યોનિમાં ચાલ્યો જાય અથવા કોઈ પણ પરિસ્થિતિને પ્રાપ્ત થાય, તોપણ તે પૂર્વના સદ્ભાવો તેનું કલ્યાણ કરીને જ છોડશે. જો તે કોઈ કારણથી કોઈ નીચ યોનિમાં પણ ચાલ્યો જાય, તો ત્યાં પણ પોતાના સજાતીય યોનિવાળાઓ કરતાં તેના સ્વભાવમાં ફરક પડશે.[1]

જોકે અહીં અર્જુનનો પ્રશ્ન મરણ પછીની ગતિનો છે, તોપણ પરમાત્માના માર્ગે વળવાનું બહુ મોટું માહાત્મ્ય છે – એ વાતને સ્પષ્ટ કરવા માટે અહીં **'ઇહ'** પદથી 'આ' જીવિત અવસ્થામાં પણ પતન નથી થતું.' – એવો અર્થ પણ લઈ શકાય છે. એવો અર્થ લેવાથી એ શંકા થઈ શકે છે કે અજામિલ જેવો શુદ્ધ બ્રાહ્મણ પણ વેશ્યાગામી થઈ ગયો, બિલ્વમંગલ પણ ચિંતામણિ નામની વેશ્યાને વશ થઈ ગયો, તો તેમનું આ જીવિત-અવસ્થામાં જ પતન કેવી રીતે થઈ ગયું? એનું સમાધાન એ છે કે, લોકોને તો તેઓનું પતન થઈ ગયું – એવું દેખાય છે, પરંતુ વાસ્તવમાં તેઓનું પતન નથી થયું; કેમકે અંતમાં તેઓનો ઉદ્ધાર જ થયો છે. અજામિલને લેવાને માટે ભગવાનના પાર્ષદો આવ્યા અને બિલ્વમંગલ ભગવાનના ભક્ત બની ગયા. આ રીતે તેઓ પહેલાં પણ સદાચારી હતા અને અંતમાં પણ તેઓનો ઉદ્ધાર થઈ ગયો, કેવળ વચમાં જ તેઓની દશા સારી ના રહી. તાત્પર્ય એ થયું કે કોઈ કુસંગથી, કોઈ વિઘ્નબાધાથી અને કોઈ અસાવધાનીથી તેના ભાવ અને આચરણો નીચાં પડી શકે છે અને 'હું કોણ છું, હું શું કરી રહ્યો છું અને મારે શું કરવું જોઈએ –' એની વિસ્મૃતિ થઈને તે સંસારના પ્રવાહમાં વહી શકે છે. પરંતુ પહેલાંની સાધનાવસ્થામાં તે જેટલી સાધના કરી ચૂક્યો છે, તેનો સંસારની સાથે જેટલો સંબંધ તૂટી ચૂક્યો છે, તેટલી પૂંજી તો તેની યથાવત્ જળવાઈ રહે છે અર્થાત્ તે કદી કોઈ અવસ્થામાં ક્ષીણ થતી નથી, પરંતુ તેના અંતરમાં સુરક્ષિત રહે છે. તેને જ્યારે કદી સારો સંગ મળે છે અથવા કોઈ મોટી આફત આવે છે, ત્યારે તેનો અંદરનો ભાવ પ્રગટ થઈ જાય છે અને તે ભગવાન તરફ ગતિપૂર્વક પ્રયાણ કરે છે.[2] હા, સાધનમાં વિઘ્ન પડી જવું, ભાવ અને આચરણોનું શિથિલ થવું તથા પરમાત્મપ્રાપ્તિમાં વિલંબ લાગવો – એ દૃષ્ટિએ તો તેનું પતન થયું જ છે. આથી ઉપર્યુક્ત ઉદાહરણોથી સાધકે એ બોધ લેવો જોઈએ કે આપણે દરેક સમયે સાવધાન રહેવાનું છે, જેથી આપણે ક્યાંક કુસંગમાં ન પડી જઈએ, ક્યાંક વિષયોને વશીભૂત થઈને પોતાનું સાધન છોડી ન દઈએ અને ક્યાંક વિપરીત કામોમાં ન ચાલ્યા જઈએ.

—■—

***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને અર્જુનને આશ્વાસન આપ્યું કે કોઈ પણ સાધકનું પતન નથી થતું અને તે દુર્ગતિએ નથી જતો. હવે ભગવાન અર્જુન દ્વારા સાડત્રીસમા શ્લોકમાં કરવામાં આવેલા પ્રશ્ન અનુસાર યોગભ્રષ્ટની ગતિનું વર્ણન કરે છે.*

**પ્રાપ્ય પુણ્યકૃતાં લોકાનુષિત્વા શાશ્વતીઃ સમાઃ ।**
**શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટોઽભિજાયતે ॥ ૪૧ ॥**

---

૧. જેનો સ્વભાવ સારો બની ગયો છે, જેના અંતરમાં સદ્ભાવ છે, તે કોઈ નીચ યોનિમાં સાપ, વીંછી વગેરે નથી બની શકતો. કારણ કે તેનો સ્વભાવ સાપ, વીંછી વગેરે યોનિઓને અનુરૂપ નથી અને તે એ યોનિઓને અનુરૂપ કામ પણ નથી કરી શકતો.

૨. બિધિ બસ સુજન કુસંગત પરહીં । ફનિ મનિ સમ નિજ ગુન અનુસરહીં ॥ (માનસ ૧/૩/૫).

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યોગભ્રષ્ટઃ** | = (તે) યોગભ્રષ્ટ | **શાશ્વતીઃ** | = (ત્યાં) ઘણાં | **શુચીનામ્** | = શુદ્ધ (મમતારહિત) |
| **પુણ્યકૃતામ્** | = પુણ્યશાળીઓના | **સમાઃ** | = વર્ષો સુધી | **શ્રીમતામ્** | = શ્રીમાન લોકોના |
| **લોકાન્** | = લોકોને | **ઉષિત્વા** | = નિવાસ કરીને (પછી અહીં) | **ગેહે** | = ઘરે |
| **પ્રાપ્ય** | = પામીને (અને) | | | **અભિજાયતે** | = જન્મ લે છે. |

*ટીકા* – **'પ્રાપ્ય પુણ્યકૃતાં લોકાન્'** – જે લોકો શાસ્ત્રીય વિધિવિધાનથી યજ્ઞ વગેરે કર્મોને સાંગોપાંગ કરે છે, તે લોકોનો સ્વર્ગ વગેરે લોકો ઉપર અધિકાર છે, એટલા માટે તે લોકોને અહીં 'પુણ્યકર્મ કરવાવાળાઓનો લોક' કહેવામાં આવ્યો છે. તાત્પર્ય એ છે કે તે લોકોમાં પુણ્યકર્મ કરવાવાળાઓ જ જાય છે, પાપકર્મ કરવાવાળાઓ નહિ. પરંતુ જે સાધકોને પુણ્યકર્મોના ફળરૂપ સુખ ભોગવવાની ઇચ્છા નથી, તેઓને તે સ્વર્ગ વગેરે લોક વિઘ્નરૂપે અને મફતમાં મળે છે! તાત્પર્ય એ છે કે યજ્ઞ વગેરે શુભ કર્મ કરવાવાળાઓને પરિશ્રમ કરવો પડે છે, દેવતાઓ પાસે યાચના – પ્રાર્થના કરવી પડે છે, યજ્ઞ વગેરે કર્મોને વિધિવિધાનથી અને સાંગોપાંગ કરવાં પડે છે, ત્યારે ક્યાંક તેઓને સ્વર્ગ વગેરે લોકોની પ્રાપ્તિ થાય છે. ત્યાં પણ તેઓની ભોગોની વાસના ચાલુ રહે છે; કેમકે તેઓનો ઉદ્દેશ્ય જ ભોગ ભોગવવાનો હતો. પરંતુ કોઈ કારણવશાત્ અંતસમયે કોઈ સાધક સાધનાથી વિચલિત મનવાળો થઈ જાય છે, તેને સ્વર્ગ વગેરે લોકોની પ્રાપ્તિ માટે ન તો પરિશ્રમ કરવો પડે છે, ન કોઈ યાચના કરવી પડે છે અને ન સ્વર્ગાદિની પ્રાપ્તિ માટે યજ્ઞ વગેરે શુભ કર્મો પણ કરવાં પડે છે. તોપણ તેને સ્વર્ગ વગેરે લોકોની પ્રાપ્તિ થઈ જાય છે. ત્યાં રહેવા છતાં પણ તેની ત્યાંના ભોગોમાં અરુચિ થઈ જાય છે; કેમકે તેનો ઉદ્દેશ્ય ભોગો ભોગવવાનો હતો જ નહિ. તે તો કેવળ સાંસારિક સૂક્ષ્મ વાસનાને કારણે તે લોકોમાં જાય છે. પરંતુ તેની વાસના ભોગીપુરુષોની વાસના જેવી નથી હોતી.

જેઓ કેવળ ભોગો ભોગવવા માટે સ્વર્ગમાં જાય છે, તેઓ જેવી રીતે ભોગોમાં તલ્લીન થાય છે, તેવી રીતે યોગભ્રષ્ટ તલ્લીન નથી થઈ શકતો. કારણ કે ભોગોની ઇચ્છાવાળા પુરુષો ભોગબુદ્ધિથી ભોગોનો સ્વીકાર કરે છે અને યોગભ્રષ્ટને વિઘ્નરૂપે ભોગોમાં જવું પડે છે.

**'ઉષિત્વા શાશ્વતીઃ સમાઃ'** – યજ્ઞ વગેરે શુભ કર્મો કરવાવાળા પણ સ્વર્ગ વગેરે ઊંચા લોકોમાં (ભોગ ભોગવવાના ઉદ્દેશ્યથી) જાય છે અને યોગભ્રષ્ટો પણ જાય છે. ભોગ ભોગવવાના ઉદ્દેશ્યથી સ્વર્ગમાં જવાવાળાઓનાં પુણ્યો ક્ષીણ થાય છે અને પુણ્યો ક્ષીણ થતાં તેઓને પાછા ફરીને મૃત્યુલોકમાં આવવું પડે છે. એટલા માટે તેઓ ત્યાં સીમિત વર્ષો સુધી જ રહી શકે છે. પરંતુ જેનો ઉદ્દેશ્ય ભોગ ભોગવવાનો નથી, પરંતુ પરમાત્મપ્રાપ્તિનો છે, તે યોગભ્રષ્ટ કોઈ સૂક્ષ્મ વાસનાને કારણે સ્વર્ગમાં ચાલ્યો જાય, તો ત્યાં તેની સાધનસંપત્તિ ક્ષીણ નથી થતી. એટલા માટે તે ત્યાં અસીમ વર્ષો સુધી રહે છે અર્થાત્ તેને માટે ત્યાં રહેવાની કોઈ સીમા નથી હોતી.

જેઓ ભોગ ભોગવવાના ઉદ્દેશ્યથી ઊંચા લોકોમાં જાય છે, તેઓનું તે લોકોમાં જવું કર્મજન્ય છે. પરંતુ યોગભ્રષ્ટનું ઊંચા લોકોમાં જવું કર્મજન્ય નથી; પરંતુ એ તો યોગનો પ્રભાવ છે, તેની સાધના-સંપત્તિનો પ્રભાવ છે અને તેના સત-ઉદ્દેશ્યનો પ્રભાવ છે.

સ્વર્ગ વગેરેનું સુખ ભોગવવાના ઉદ્દેશ્યથી જેઓ તે લોકોમાં જાય છે, તેઓને ન તો ત્યાં રહેવાની સ્વતંત્રતા છે અને ન ત્યાંથી આવવાની પણ સ્વતંત્રતા છે. તેઓએ ભોગ ભોગવવાના ઉદ્દેશ્યથી જ યજ્ઞ વગેરે કર્મો કર્યાં છે, એટલા માટે તે શુભ કર્મોનું ફળ જ્યાં સુધી સમાપ્ત નથી થતું, ત્યાં સુધી તેઓ ત્યાંથી નીચે નથી આવી શકતા અને શુભ કર્મોનું ફળ સમાપ્ત થતાં તેઓ ત્યાં રહી પણ નથી શકતા. પરંતુ જેઓ પરમાત્માની પ્રાપ્તિને માટે જ સાધન કરવાવાળા છે અને કેવળ અંતસમયમાં યોગથી વિચલિત થવાને કારણે સ્વર્ગ વગેરેમાં ગયા છે, તેઓનું વાસનાના તારતમ્યને કારણે ત્યાં ઓછું-વધારે રહેવું થઈ શકે છે, પરંતુ તેઓ ત્યાંના ભોગોમાં ફસાઈ નથી શકતા. કારણ કે જ્યારે યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મનું અતિક્રમણ કરી જાય છે (અ. ૬/૪૪), ત્યારે આ યોગભ્રષ્ટ ત્યાં ફસાઈ જ કેવી રીતે શકે?

**'શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટોઽભિજાયતે'** – સ્વર્ગ વગેરે લોકોમાં ભોગ ભોગવતાં જ્યારે ભોગોથી અરુચિ થઈ જાય છે, ત્યારે તે યોગભ્રષ્ટ પાછો ફરીને મૃત્યુલોકમાં આવે છે અને શુદ્ધ શ્રીમંતોને ઘેર જન્મ લે છે. તેના ફરી પાછા આવવાનું શું કારણ છે? વાસ્તવમાં એનું કારણ તો ભગવાન જ જાણે; પરંતુ ગીતા ઉપર વિચાર કરવાથી આપણને એવું જણાય છે કે તે મનુષ્યજન્મમાં સાધના કરતો રહ્યો. તે સાધનાને છોડવા નહોતો ચાહતો, પરંતુ અંતસમયે સાધના છૂટી ગઈ. આથી એ સાધનાનું જે મહત્ત્વ તેના અંતઃકરણમાં અંકિત છે, તે સ્વર્ગ વગેરે લોકમાં પણ તે યોગભ્રષ્ટને અજ્ઞાતરૂપે ફરીથી સાધના કરવાને માટે પ્રેરિત

કરતું રહે છે અને ઉત્તેજિત કરતું રહે છે. એનાથી એ યોગભ્રષ્ટના મનમાં થાય છે કે હું સાધના કરું. એવું મનમાં શા માટે થાય છે – તેની એને ખબર નથી પડતી. જ્યારે શ્રીમંતોના ઘરમાં ભોગોને પરવશ થવા છતાં પણ પૂર્વજન્મનો અભ્યાસ તેને જબરદસ્તીથી ખેંચી લે છે (અ. ૬/૪૪), ત્યારે તે સાધના તેને સ્વર્ગ વગેરેમાં સાધના વિના ચેનથી કેવી રીતે રહેવા દેશે? આથી ભગવાન તેને સાધના કરવાની તક આપવા માટે શુદ્ધ શ્રીમંતોના ઘરમાં જન્મ આપે છે.

જેમનું ધન શુદ્ધ કમાણીનું છે, જેઓ કદી પારકાના હકનું નથી લેતા, જેઓનાં આચરણ તથા ભાવ શુદ્ધ છે, જેઓના અંતઃકરણમાં ભોગોનું અને પદાર્થોનું મહત્ત્વ તથા તેના પ્રત્યે મમતા નથી, જેઓ સઘળા પદાર્થો, ઘર, પરિવાર વગેરેને સાધન-સામગ્રી સમજે છે, જેઓ ભોગબુદ્ધિથી કોઈના ઉપર પોતાનું વ્યક્તિગત આધિપત્ય નથી જમાવતા, તેઓ 'શુદ્ધ શ્રીમંત' કહેવાય છે. જેઓ ધન અને ભોગો ઉપર પોતાનું આધિપત્ય જમાવે છે, તેઓ પોતાને તો ધન અને પદાર્થોના માલિક માને છે, પરંતુ થઈ જાય છે તેમના ગુલામ! એટલા માટે તેઓ શુદ્ધ શ્રીમંત નથી.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં તો ભગવાને અર્જુનના પ્રશ્ન અનુસાર યોગભ્રષ્ટોની ગતિ બતાવી. હવે આગળના શ્લોકમાં 'અથવા' કહીને પોતાના જ તરફથી બીજા યોગભ્રષ્ટની વાત કહે છે.*

**અથવા યોગિનામેવ કુલે ભવતિ ધીમતામ્।**
**એતદ્ધિ દુર્લભતરં લોકે જન્મ યદીદૃશમ્॥૪૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અથવા** | = અથવા જે (વૈરાગ્યવાન યોગભ્રષ્ટ) | **કુલે** | = કુળમાં | **એતત્** | = આ |
| | | **એવ** | = જ | **જન્મ** | = જન્મ છે, (એ) |
| | | **ભવતિ** | = જન્મ લે છે. | **લોકે** | = સંસારમાં |
| **ધીમતામ્** | = જ્ઞાનવાન | **ઈદૃશમ્** | = આ પ્રકારનો | **હિ** | = ખરેખર |
| **યોગિનામ્** | = યોગીઓના | **યત્** | = જે | **દુર્લભતરમ્** | = ઘણો જ દુર્લભ છે. |

*ટીકા* – [સાધન કરવાવાળા બે પ્રકારના હોય છે – વાસનાસહિત અને વાસનારહિત. જેને સાધન સારું લાગે છે, જેની સાધનમાં રુચિ થઈ જાય છે અને જે પરમાત્માની પ્રાપ્તિનો ઉદ્દેશ્ય બનાવીને સાધનામાં લાગી પણ જાય છે, પરંતુ હાલ તેની ભોગોની વાસના સર્વથા દૂર થઈ નથી, તે અંતસમયે સાધનથી વિચલિત થતાં યોગભ્રષ્ટ થઈ જાય છે, તો તે સ્વર્ગ વગેરે લોકોમાં બહુ જ વર્ષો સુધી રહીને શુદ્ધ શ્રીમંતોના ઘરમાં જન્મ લે છે. (આ યોગભ્રષ્ટની વાત પૂર્વશ્લોકમાં બતાવી દીધી). બીજો સાધક, જેના અંતરમાં વાસના નથી, તીવ્ર વૈરાગ્ય છે અને જે પરમાત્માનો ઉદ્દેશ્ય રાખીને તીવ્રતાથી સાધનામાં લાગેલો છે, પરંતુ હજુ પૂર્ણતા પ્રાપ્ત નથી થઈ, તે કોઈ વિશેષ કારણથી યોગભ્રષ્ટ થઈ જાય, તો તેને સ્વર્ગ વગેરેમાં નથી જવું પડતું, પરંતુ તે સીધો જ યોગીઓના કુળમાં જન્મ લે છે (આ યોગભ્રષ્ટની વાત આ શ્લોકમાં બતાવે છે.)]

**'અથવા'** – તેં જે યોગભ્રષ્ટની વાત પૂછી હતી, તે તો મેં કહી દીધી. પરંતુ જે સંસારથી વિરક્ત થઈને કે સર્વથા વિમુખ થઈને સાધનામાં લાગેલો છે, તે પણ કોઈ કારણથી કે કોઈ પરિસ્થિતિથી તત્કાળ મૃત્યુ પામે અને તેની વૃત્તિ અંતસમયે સાધનામાં ન રહે, તો તે પણ યોગભ્રષ્ટ થઈ જાય છે. એવા યોગભ્રષ્ટની ગતિને હું અહીં કહી રહ્યો છું.

**'યોગિનામેવ કુલે ભવતિ ધીમતામ્'** – જેઓ પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી ચૂક્યા છે અને જેઓની બુદ્ધિ પરમાત્મતત્ત્વમાં સ્થિર થઈ ગઈ છે, એવા તત્ત્વજ્ઞ જીવનમુક્ત બુદ્ધિમાન યોગીઓના કુળમાં તે વૈરાગ્યવાન યોગભ્રષ્ટ જન્મ લે છે.

**'કુલે'** કહેવાનું તાત્પર્ય એ છે કે તેનો જન્મ સાક્ષાત્ જીવનમુક્ત યોગી મહાપુરુષના કુળમાં જ થાય છે; કેમકે શ્રુતિ કહે છે કે તે બ્રહ્મજ્ઞાનીના કુળમાં કોઈ પણ બ્રહ્મજ્ઞાનથી રહિત નથી હોતો અર્થાત્ બધા બ્રહ્મજ્ઞાની જ થાય છે – **'નાસ્યાબ્રહ્મવિત્ કુલે ભવતિ'** (મુણ્ડક. ૩/૨/૯).

**'એતદ્ધિ દુલભતરં[૧] લોકે જન્મ યદીદૃશમ્'** – તેનો એ આ પ્રકારના યોગીઓના કુળમાં જન્મ થવો એ આ લોકમાં બહુ જ દુર્લભ છે. તાત્પર્ય એ છે કે શુદ્ધ સાત્ત્વિક રાજાઓના,

૧. અહીં **'દુર્લભતર'** શબ્દમાં **'તરપ્'** પ્રત્યય આપવાનું તાત્પર્ય એ છે કે શ્રીમંતોના ઘરમાં જન્મ લેવાવાળા અને યોગીઓના કુળમાં જન્મ લેવાવાળા – આ બન્ને યોગભ્રષ્ટોમાંથી યોગીઓના કુળમાં જન્મ લેવાવાળાનો જન્મ અત્યંત દુર્લભ છે.

ધનવાનોના અને પ્રસિદ્ધ ગુણવાનોના ઘરમાં જન્મ થવો એ પણ દુર્લભ માનવામાં આવે છે અને પુણ્યનું ફળ માનવામાં આવે છે; પછી તત્ત્વજ્ઞ જીવનમુક્ત યોગી મહાપુરુષોને ત્યાં જન્મ થવો તો દુર્લભતર – બહુ જ દુર્લભ છે! કારણ કે તે યોગીઓના કુળમાં કે ઘરમાં સ્વાભાવિક જ પારમાર્થિક વાયુમંડળ રહે છે. ત્યાં સાંસારિક ભોગોની ચર્ચા જ નથી થતી. આથી ત્યાંના વાયુમંડળથી, દૃશ્યથી, તત્ત્વજ્ઞ મહાપુરુષોના સંગથી, સારા શિક્ષણ વગેરેથી તેને માટે સાધનામાં જોડાવું બહુ જ સુગમ થઈ જાય છે અને તે બચપણથી જ સાધનામાં લાગી જાય છે. એટલા માટે એવા યોગીઓના કુળમાં જન્મ લેવાને દુર્લભતર બતાવવામાં આવ્યો છે.

## વિશેષ વાત

અહીં **'એતત્'** અને **'ઈદૃશમ્'** – એ બે પદો આવ્યાં છે. **'એતત્'** પદથી તો તત્ત્વજ્ઞ યોગીઓના કુળમાં જન્મ લેવાવાળો યોગભ્રષ્ટ સમજવો જોઈએ (જેનું આ શ્લોકમાં વર્ણન થયું છે) અને **'ઈદૃશમ્'** પદથી તે તત્ત્વજ્ઞયોગી મહાપુરુષોના સંગનો અવસર જેને પ્રાપ્ત થયો છે – એ પ્રકારનો સાધક સમજવો જોઈએ. સંસારમાં બે પ્રકારની પ્રજા માનવામાં આવે છે – બિંદુજ અને નાદજ. જે માતાપિતાના રજ-વીર્યથી પેદા થાય છે, તે 'બિંદુજ પ્રજા' કહેવાય છે; અને જે મહાપુરુષોના નાદથી અર્થાત્ શબ્દથી કે ઉપદેશથી પારમાર્થિક માર્ગમાં લાગી જાય છે તે 'નાદજ પ્રજા' કહેવાય છે. અહીં યોગીઓના કુળમાં જન્મ લેવાવાળો યોગભ્રષ્ટ 'બિંદુજ' છે અને તત્ત્વજ્ઞ જીવનમુક્ત મહાપુરુષોનો સંગપ્રાપ્ત સાધક 'નાદજ' છે. આ બન્નેય સાધકોને એવો જન્મ અને સંગ મળવો બહુ દુર્લભ છે.

શાસ્ત્રોમાં મનુષ્યજન્મને દુર્લભ બતાવ્યો છે, પરંતુ મનુષ્યજન્મમાં મહાપુરુષોનો સંગ મળવો એથી પણ દુર્લભ છે.[1] નારદજી પોતાના ભક્તિસૂત્રમાં કહે છે – **'મહત્સઙ્ગસ્તુ દુર્લભોઽગમ્યોઽમોઘશ્ચ'** અર્થાત્ મહાપુરુષોનો સંગ દુર્લભ છે, અગમ્ય છે અને અમોઘ છે. કારણ કે એક તો તેઓનો સંગ મળવો કઠિન છે અને ભગવાનની કૃપાથી એવો સંગ મળી પણ જાય[2] તો એ મહાપુરુષોને ઓળખવા કઠિન છે. પરંતુ તેઓનો સંગ કોઈ પણ રીતે મળી જાય, તો તે કદી નિષ્ફળ નથી જતો. તાત્પર્ય એ છે કે મહાપુરુષોનો સંગ મળવાની દૃષ્ટિએ જ ઉપર્યુક્ત બન્ને સાધકોને 'દુર્લભતરં' બતાવવામાં આવ્યા છે.



*સંબંધ* – *પૂર્વશ્લોકમાં ભગવાને વૈરાગ્યવાન યોગભ્રષ્ટનો તત્ત્વજ્ઞ યોગીઓના કુળમાં જન્મ થવો બતાવ્યો. હવે ત્યાં જન્મ થયા પછી શું થાય છે – એ વાત આગળના શ્લોકમાં બતાવે છે.*

**તત્ર તં બુદ્ધિસંયોગં લભતે પૌર્વદેહિકમ્ ।**
**યતતે ચ તતો ભૂયઃ સંસિદ્ધૌ કુરુનન્દન ॥૪૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કુરુનન્દન** | = હે કુરુનંદન! | **બુદ્ધિસંયોગમ્** | = સાધન-સંપત્તિ (અનાયાસે જ) | **ભૂયઃ** | = પહેલાં કરતાં પણ વધુ |
| **તત્ર** | = ત્યાં | **લભતે** | = પ્રાપ્ત થઈ જાય છે. | **સંસિદ્ધૌ** | = સાધનસિદ્ધિ માટે |
| **તમ્** | = તેને | **ચ** | = પછી | **યતતે** | = પ્રયત્ન કરે છે. |
| **પૌર્વદેહિકમ્** | = પહેલાના મનુષ્ય જન્મની | **તતઃ** | = તેનાથી (તે) | | |

*ટીકા* – **'તત્ર તં બુદ્ધિસંયોગં લભતે પૌર્વદેહિકમ્'** – તત્ત્વજ્ઞ જીવનમુક્ત મહાપુરુષોના કુળમાં જન્મ થયા પછી તે વૈરાગ્યવાન સાધકની શી દશા થાય છે? એ વાતને બતાવવા માટે અહીં **'તત્ર'** પદ આવ્યું છે.

**'પૌર્વદેહિકમ્'** તથા **'બુદ્ધિસંયોગમ્'** પદોનું તાત્પર્ય એ છે કે સંસારથી વિરક્ત તે સાધકને સ્વર્ગ વગેરે લોકોમાં નથી જવું પડતું, તેનો તો સીધો યોગીઓના કુળમાં જન્મ થાય છે. ત્યાં તેને અનાયાસે જ પૂર્વજન્મની સાધનસામગ્રી મળી જાય છે. જેવી રીતે, કોઈને રસ્તે ચાલતાં-ચાલતાં નિદ્રા આવવા લાગી અને તે ત્યાં જ કિનારા ઉપર સૂઈ ગયો. હવે જ્યારે તે સૂઈને ઊઠશે, તો એટલો રસ્તો તેનો પસાર કરેલો જ રહેશે; અથવા કોઈએ વ્યાકરણનો પાઠ તૈયાર કર્યો અને વચમાં

૧. દુર્લભો માનુષો દેહો દેહિનાં ક્ષણભઙ્ગુરઃ ।
તત્રાપિ દુર્લભં મન્યે વૈકુણ્ઠપ્રિયદર્શનમ્ ॥ (શ્રીમદ્ભા. ૧૧/૨/૨૯)
૨. જબ દ્રવૈ દીનદયાલુ રાઘવ સાધુ સંગતિ પાઈયે ॥ (વિનયપત્રિકા ૧૩૬/૧૦)

કેટલાંય વર્ષો ભણવાનું છૂટી ગયું. જ્યારે તે ફરીથી ભણવા લાગે છે, તો તેનો પહેલાં તૈયાર કરેલો પાઠ બહુ જ જલદીથી તૈયાર થઈ જાય છે અને યાદ રહી જાય છે. એવી જ રીતે પૂર્વજન્મમાં તેનું જેટલું સાધન થઈ ચૂક્યું છે અને જેટલા સારા સંસ્કારો પડી ચૂક્યા છે, તે બધા જ આ જન્મમાં પ્રાપ્ત થઈ જાય છે અર્થાત્ જાગ્રત થઈ જાય છે.

**'યતતે ચ તતો ભૂયઃ સંસિદ્ધૌ'** – એક તો ત્યાં તેને પૂર્વજન્મકૃત બુદ્ધિસંયોગ મળી જાય છે અને ત્યાંનો સંગ સારો હોવાથી સાધનાની ઉત્તમ વાતો મળી જાય છે, અને સાધનામાં જરૂરી યુક્તિઓ પણ મળી જાય છે. જેમ જેમ નવી યુક્તિઓ મળે છે, તેમ તેમ તેનો સાધનમાં ઉત્સાહ વધે છે. આ રીતે તે સિદ્ધિને માટે વિશેષ તત્પરતાથી યત્ન કરે છે.

જો આ વિષયનો અર્થ એવો લેવામાં આવે કે એ બન્નેય પ્રકારના યોગભ્રષ્ટો પહેલાં સ્વર્ગ વગેરે લોકોમાં જાય છે. તેઓમાંથી જેનામાં ભોગોની વાસના રહી છે, તે તો શુદ્ધ શ્રીમંતોના ઘરમાં જન્મ લે છે અને જેનામાં ભોગોની વાસના નથી, તે યોગીઓના કુળમાં જન્મ લે છે, તો આ પ્રકરણનાં પદો ઉપર વિચાર કરવાથી એ વાત બંધ નથી બેસતી. કારણ કે એવો અર્થ લેવાથી 'યોગીઓના' કુળમાં જન્મ લેવાવાળાને 'પૌર્વદેહિક' બુદ્ધિસંયોગ અર્થાત્ પૂર્વજન્મકૃત સાધનસામગ્રી મળી જાય છે – એમ કહેવું નહિ બને. અહીં 'પૌર્વદેહિક' કહેવું પણ ત્યારે બનશે, જ્યારે વચમાં બીજા શરીરનું વ્યવધાન ન હોય. જો એવું માને કે સ્વર્ગ વગેરે લોકોમાં જઈને પછી તે યોગીઓના કુળમાં જન્મ લે છે, તો તેને 'પૂર્વાભ્યાસ' કહી શકીએ છીએ. (જેમ કે શ્રીમંતોને ઘેર જન્મ લેવાવાળા યોગભ્રષ્ટને માટે આગળના શ્લોકમાં કહ્યું છે), પરંતુ 'પૌર્વદેહિક' નથી કહી શકતા. કારણ કે તેમાં સ્વર્ગ વગેરેનું વ્યવધાન પડી જશે અને સ્વર્ગ વગેરે લોકોના દેહને પૌર્વદેહિક બુદ્ધિસંયોગ નથી કહી શકતા; કેમકે તે લોકોમાં ભોગસામગ્રીની બહુલતા હોવાથી ત્યાં સાધન થવાનો પ્રશ્ન જ નથી. આથી તે બન્ને યોગભ્રષ્ટ સ્વર્ગ વગેરેમાં જઈને આવે છે – એમ કહેવું પ્રકરણ અનુસાર બંધ નથી બેસતું.

બીજી વાત, જેનામાં ભોગોની વાસના છે, તેનું તો સ્વર્ગ વગેરેમાં જવું બરાબર છે; પરંતુ જેનામાં ભોગોની વાસના નથી અને જે અંતસમયે કોઈ કારણવશાત્ સાધનથી વિચલિત થઈ ગયો છે, એવા સાધકને સ્વર્ગ વગેરેમાં મોકલવો એ તો તેને દંડ દેવા જેવું છે, કે જે સર્વથા અનુચિત છે.

**પરિશિષ્ટ ભાવ :** પારમાર્થિક ઉન્નતિ 'સ્વ'ની છે અને સાંસારિક ઉન્નતિ 'પર'ની છે. તેથી સાંસારિક પૂંજી તો નષ્ટ થઈ જાય છે, પરંતુ પારમાર્થિક પૂંજી (સાધના) યોગભ્રષ્ટ થવા છતાં પણ નષ્ટ થતી નથી. પારમાર્થિક ઉન્નતિ ઢંકાઈ શકે પણ નષ્ટ ન થઈ શકે અને સમય મળ્યે પ્રગટ થઈ જાય છે.

પૂર્વજન્મમાં કરેલા સાધનના જે સંસ્કાર બુદ્ધિમાં રહેલા છે, તેમને અહીં 'બુદ્ધિસંયોગ' કહેવામાં આવ્યા છે.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને એ બતાવ્યું કે તત્ત્વજ્ઞ યોગીઓના કુળમાં જન્મ લેવાવાળાને પૂર્વજન્મકૃત બુદ્ધિસંયોગ પ્રાપ્ત થઈ જાય છે અને તે સાધનામાં તત્પરતાથી લાગી જાય છે. હવે શુદ્ધ શ્રીમંતોના ઘરમાં જન્મ લેવાવાળા યોગભ્રષ્ટની શી દશા થાય છે – તેનું વર્ણન આગળના શ્લોકમાં કરે છે.*

**પૂર્વાભ્યાસેન તેનૈવ હ્રિયતે હ્યવશોઽપિ સઃ।**
**જિજ્ઞાસુરપિ યોગસ્ય શબ્દબ્રહ્માતિવર્તતે ॥૪૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સઃ** | = તે (શ્રીમંતોના ઘરે જન્મ લેનાર યોગભ્રષ્ટ મનુષ્ય) | **પૂર્વાભ્યાસેન** | = પૂર્વજન્મના અભ્યાસના બળે | **યોગસ્ય** | = યોગ (સમતા)નો |
| **અવશઃ** | = (ભોગોને) પરવશ હોઈને | **એવ** | = જ | **જિજ્ઞાસુઃ** | = જિજ્ઞાસુ |
| **અપિ** | = પણ | **હ્રિયતે** | = (ભગવાન તરફ) આકર્ષાય છે; | **અપિ** | = પણ |
| **તેન** | = તે | **હિ** | = કેમકે | **શબ્દબ્રહ્મ** | = વેદમાં કહેલાં સકામ કર્મોને |
| | | | | **અતિવર્તતે** | = ઓળંગી જાય છે. |

*ટીકા* – **'પૂર્વાભ્યાસેન તેનૈવ હ્રિયતે હ્યવશોઽપિ સઃ'** – યોગીઓના કુળમાં જન્મ લેવાવાળા યોગભ્રષ્ટને જેવી સાધનાની સુવિધા મળે છે, જેવું વાયુમંડળ મળે છે, જેવો સંગ મળે છે, અને જેવું શિક્ષણ મળે છે, તેવી સાધનાની સુવિધા, વાયુમંડળ, સંગ, શિક્ષણ વગેરે શ્રીમંતોને ઘેર જન્મ લેવાવાળાને નથી મળતાં. પરંતુ સ્વર્ગ વગેરે લોકોમાં જતાં પહેલાં મનુષ્યજન્મમાં જેટલું

યોગનું સાધન કર્યું છે, સાંસારિક ભોગોનો ત્યાગ કર્યો છે અને તેના અંતઃકરણમાં જેટલા સારા સંસ્કારો પડ્યા છે, તે મનુષ્યજન્મમાં કરેલા અભ્યાસને કારણે જ ભોગોમાં આસક્ત થતો હોવા છતાં પણ તે પરમાત્માની તરફ જબરદસ્તીથી ખેંચાઈ જાય છે.

**'અવશોઽપિ'** કહેવાનું તાત્પર્ય એ છે કે તે શ્રીમંતોને ઘેર જન્મ લેતાં પહેલાં ઘણાં વર્ષો સુધી સ્વર્ગ વગેરે લોકોમાં રહ્યો છે. ત્યાં તેને માટે ભોગોની બહુલતા રહી છે અને અહીં (સાધારણ ઘરોની અપેક્ષાએ) શ્રીમંતોના ઘરમાં પણ ભોગોની બહુલતા છે. તેના મનમાં જે ભોગોની આસક્તિ છે, તે પણ હજુ સર્વથા દૂર થઈ નથી, એટલા માટે તે ભોગોને પરવશ થઈ જાય છે, પરવશ થવા છતાં પણ અર્થાત્ ઇન્દ્રિયો, મન વગેરેનું ભોગોના તરફ આકર્ષણ થતું રહેવા છતાં પણ પૂર્વના અભ્યાસ વગેરેને કારણે તે જબરદસ્તીથી પરમાત્માના તરફ ખેંચાઈ જાય છે. કારણ એ છે કે ભોગવાસના ગમે તેટલીયે પ્રબળ કેમ ના હોય, પરંતુ તે છે 'અસત' જ. તેનો જીવના સત-સ્વરૂપની સાથે કોઈ સંબંધ જ નથી. જેટલું ધ્યાનયોગ વગેરે સાધન કર્યું છે અને સાધનના જેટલા સંસ્કારો છે તે ગમે તેટલા સાધારણ કેમ ના હોય, પરંતુ તે છે 'સત' જ. તે બધાં જ જીવનના સત-સ્વરૂપને અનુકૂળ છે. એટલા માટે તે સંસ્કારો ભોગોને પરવશ થયેલા યોગભ્રષ્ટને અંદરથી ખેંચીને પરમાત્માની તરફ જોડી જ દે છે.

**'જિજ્ઞાસુરપિ યોગસ્ય શબ્દ બ્રહ્માતિવર્તતે'** – આ વિષયમાં અર્જુનનો પ્રશ્ન હતો કે સાધનમાં લાગેલો શિથિલ પ્રયત્નવાળો સાધક અંતસમયે યોગથી વિચલિત થઈ જાય છે તો તે યોગની સંસિદ્ધિને પ્રાપ્ત ન થઈને કઈ ગતિએ જાય છે અર્થાત્ તેનું ક્યાંક પતન તો નથી થઈ જતું ને? એના ઉત્તરમાં ભગવાને આ લોકમાં અને પરલોકમાં યોગભ્રષ્ટનું પતન ન થવાની વાત આ શ્લોકના પૂર્વાર્ધ સુધી કહી. હવે આ શ્લોકના ઉત્તરાર્ધમાં યોગમાં લાગેલા યોગીનો વાસ્તવિક મહિમા કહેવાને માટે યોગના જિજ્ઞાસુનો મહિમા કહે છે.

જ્યારે યોગનો જિજ્ઞાસુ પણ વેદોમાં કહેલાં સકામ કર્મો અને તેમનાં ફળોનું અતિક્રમણ કરી જાય છે અર્થાત્ તેઓનાથી પર થઈ જાય છે, પછી યોગભ્રષ્ટને માટે તો કહેવું જ શું! અર્થાત્ તેના પતનની કોઈ શંકા જ નથી. તે યોગમાં પ્રવૃત્ત થઈ ચૂક્યો છે; આથી તેનો તો અવશ્ય ઉદ્ધાર થશે જ.

અહીં **'જિજ્ઞાસુરપિ યોગસ્ય'** પદોનો અર્થ એ થાય છે કે જે હજુ યોગભ્રષ્ટ પણ નથી થયો અને યોગમાં પ્રવૃત્ત પણ નથી થયો, પરંતુ જે યોગ(સમતા)ને મહત્ત્વ આપે છે અને તેને પ્રાપ્ત કરવા ઇચ્છે છે – એવો યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મને[1] અર્થાત્ વેદોના સકામ કર્મના ભાગનું અતિક્રમણ કરી જાય છે.

યોગનો જિજ્ઞાસુ તે છે, જે ભોગ અને સંગ્રહને સાધારણ લોકોની જેમ મહત્ત્વ નથી આપતો, પરંતુ તેની ઉપેક્ષા કરીને યોગને અધિક મહત્ત્વ આપે છે. તેની ભોગ અને સંગ્રહની રુચિ દૂર થઈ નથી, પરંતુ સિદ્ધાંતમાં યોગને જ મહત્ત્વ આપે છે. એટલા માટે તે યોગારૂઢ તો નથી થયો, પરંતુ યોગનો જિજ્ઞાસુ છે અને યોગને પ્રાપ્ત કરવા ઇચ્છે છે. એ જિજ્ઞાસામાત્રનું એ માહાત્મ્ય છે કે તે વેદોમાં કહેલાં સકામ કર્મોથી અને તેમનાં ફળોથી પર થઈ જાય છે. આથી સિદ્ધ થયું કે જે અહીંના ભોગોની અને સંગ્રહની રુચિ સર્વથા દૂર ન કરી શકે અને તત્પરતાથી યોગમાં પણ ન લાગી શકે, તેની આટલી મહત્તા છે, તો પછી યોગભ્રષ્ટના વિષયમાં તો કહેવું જ શું! એવી જ વાત ભગવાને બીજા અધ્યાયના ચાળીસમા શ્લોકમાં કહી છે કે યોગ(સમતા)નો આરંભ પણ નષ્ટ નથી થતો અને તેનું થોડું પણ અનુષ્ઠાન મહાન ભયથી રક્ષા કરી લે છે અર્થાત્ કલ્યાણ કરી દે છે. પછી જે યોગમાં પ્રવૃત્ત થઈ ચૂક્યો છે, તેનું પતન કેવી રીતે થઈ શકે છે? તેનું તો કલ્યાણ થશે જ, એમાં સંદેહ નથી.

## વિશેષ વાત

(૧) 'યોગભ્રષ્ટ' બહુ જ વિશેષતાવાળા મનુષ્યનું નામ છે. કેવી વિશેષતા? કે મનુષ્યોમાં હજારો અને હજારોમાં કોઈ એક સિદ્ધિને માટે યત્ન કરે છે (ગીતા – ૭/૩) તથા સિદ્ધિને માટે યત્ન કરવાવાળો જ યોગભ્રષ્ટ થાય છે.

યોગમાં જોડાનારનો મોટો મહિમા છે. આ યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મનું અતિક્રમણ કરી જાય છે અર્થાત્ ઊંચામાં ઊંચા બ્રહ્મલોક વગેરે લોકોથી પણ તેની અરુચિ થઈ જાય છે. કારણ કે બ્રહ્મલોક વગેરે બધા લોકો પુનરાવર્તી છે અને તે અપુનરાવર્તન ઇચ્છે છે. જ્યારે યોગની જિજ્ઞાસામાત્ર થવાનો આટલો મહિમા છે, તો પછી યોગભ્રષ્ટનો કેટલો મહિમા હોવો જોઈએ? કારણ કે તેના ઉદ્દેશ્યમાં યોગ(સમતા) આવી ગયો છે, ત્યારે તો તે યોગભ્રષ્ટ થયો છે.

આ યોગભ્રષ્ટમાં મહિમા છે તે યોગનો છે, નહિ કે

૧. વેદોમાં જે સાધનસામગ્રી છે, તેને આ 'શબ્દબ્રહ્મ'ની અંતર્ગત ન લેવી જોઈએ.

ભ્રષ્ટ થવાનો. જેવી રીતે કોઈ 'આચાર્ય'ની પરીક્ષામાં નાપાસ થઈ ગયો હોય, તે શું 'શાસ્ત્રી' અને 'મધ્યમા'ની પરીક્ષામાં પાસ થવાવાળાઓથી નીચો થશે? નહિ થાય. એવી જ રીતે જે યોગભ્રષ્ટ થઈ ગયો છે, તે સકામભાવે મોટાં-મોટાં યજ્ઞ, દાન, તપ વગેરે કરવાવાળાઓથી નીચો નથી હોતો, પરંતુ ઘણો શ્રેષ્ઠ હોય છે. કારણ કે તેનો ઉદ્દેશ્ય સમતાનો થઈ ગયો છે. મોટાં-મોટાં યજ્ઞો, દાન, તપસ્યા વગેરે કરવાવાળાઓને લોકો મોટા માને છે, પરંતુ વાસ્તવમાં મોટો એ જ છે, જેનો ઉદ્દેશ્ય સમતાનો છે. સમતાના ઉદ્દેશ્યવાળો શબ્દબ્રહ્મનું પણ અતિક્રમણ કરી જાય છે.

આ યોગભ્રષ્ટના પ્રસંગથી સાધકોને ઉત્સાહ અપાવવાવાળી એક અદ્ભુત વાત એ છે કે જો સાધકો 'અમારે તો પરમાત્માની જ પ્રાપ્તિ કરવી છે' – એવો દૃઢતાથી વિચાર કરી લે, તો તેઓ શબ્દબ્રહ્મનું અતિક્રમણ કરી જશે!

(૨) જો સાધક આરંભમાં 'સમતા'ને પ્રાપ્ત ન પણ કરી શકે, તોપણ તેણે પોતાની રુચિ કે ઉદ્દેશ્ય સમતાપ્રાપ્તિનો જ રાખવો જોઈએ; જેવું કે ગોસ્વામી તુલસીદાસજી કહે છે –

**મતિ અતિ નીચ ઊંચિ રુચિ આછી ।**
**ચહિઅ અમિઅ જગ જુરઈ ન છાછી ॥**
(માનસ ૧/૮/૪)

તાત્પર્ય એ છે કે સાધક ગમે તેવો હોય, પરંતુ તેની રુચિ કે ઉદ્દેશ્ય સદૈવ ઊંચો રહેવો જોઈએ. સાધકની રુચિ કે ઉદ્દેશ્યપૂર્તિની લગની જેટલી તેજ કે તીવ્ર હશે, તેટલી જ જલદી તેના ઉદ્દેશ્યની સિદ્ધિ થશે. ભગવાનનો સ્વભાવ છે કે તેઓ એ નથી જોતા કે સાધક કરે છે શું, પરંતુ એ જુએ છે કે સાધક ઇચ્છે છે શું–

**... ... ... ... ... ... ... ... ... ... ।**
**રીઝત રામ જાનિ જન જી કી ॥**
**રહતિ ન પ્રભુ ચિત ચૂક કિએ કી ।**
**કરત સુરતિ સય બાર હિએ કી ॥**
(માનસ ૧/૨૯/૨-૩)

એક પ્રજ્ઞાચક્ષુ સંત રોજ મંદિરમાં (ભગવદ્વિગ્રહનાં દર્શન કરવા) જતા હતા. એક દિવસે જ્યારે તેઓ મંદિરે ગયા, ત્યારે કોઈએ પૂછી લીધું કે આપ અહીં શા માટે આવો છો? સંતે ઉત્તર આપ્યો કે દર્શન કરવા માટે આવું છું. તેણે કહ્યું કે આપને તો દેખાતું જ નથી! સંત બોલ્યા – મને દેખાતું નથી તો શું ભગવાનને પણ દેખાતું નથી? હું એમને નથી દેખતો, પરંતુ એ તો મને દેખે છે; બસ, એનાથી મારું કામ થઈ જશે!

એ જ રીતે આપણે સમતાને પ્રાપ્ત ભલેને ન કરી શકીએ, છતાં પણ આપણી રુચિ કે ઉદ્દેશ્ય સમતાનો જ રહેવો જોઈએ, જેને ભગવાન જુએ છે! આથી આપણું કામ જરૂર થઈ જશે.

**પરિશિષ્ટ ભાવ :** સાંસારિક પુણ્ય તો પાપની તુલનામાં (દ્વંદ્વવાળું) છે, પરંતુ ભગવાનના સંબંધ (સત્સંગ, ભજન વગેરે)થી થવાવાળું પુણ્ય (યોગ્યતા, સામર્થ્ય) વિલક્ષણ છે. તેથી સાંસારિક પુણ્ય મનુષ્યને ભગવાન સાથે જોડતું નથી, પરંતુ ભગવત્સંબંધી પુણ્ય મનુષ્યને ભગવાનમાં જોડી દે છે. તે પુણ્ય ફળ આપીને નષ્ટ થતું નથી (ગીતા ૨/૪૦). સાંસારિક કામનાઓનો ત્યાગ કરવો અને ભગવાન તરફ લાગવું – બન્નેય ભગવત્સંબંધી પુણ્ય છે.

**'પૂર્વાભ્યાસેન તેનૈવ'** પદોનો મતલબ છે કે વર્તમાન જન્મમાં સત્સંગ, સત્ચર્ચા વગેરે ન થવાથી પણ ફક્ત પૂર્વાભ્યાસને લીધે તે પરમાત્મા સાથે જોડાઈ જાય છે. આ પૂર્વાભ્યાસમાં ક્રિયા (પ્રવૃત્તિ) નથી, બલ્કે ગતિ છે.[1] **'જિજ્ઞાસુરપિ યોગસ્ય શબ્દ બ્રહ્માતિવર્તતે'**માં પણ ક્રિયાવાળો અભ્યાસ ન હોઈ ગતિવાળો અભ્યાસ છે. મતલબ કે આ અભ્યાસમાં પ્રયત્ન પણ નથી અને કર્તૃત્વ પણ નથી, પરંતુ ગતિ છે. ગતિમાં સ્વતઃ પરમાત્મા તરફ ખેંચવાની શક્તિ છે. ક્રિયાવાળો અભ્યાસ કરવો પડે છે અને ગતિવાળો અભ્યાસ સ્વતઃ થાય છે.



*સંબંધ – શ્રીમંતોના ઘરમાં જન્મ લીધા પછી જ્યારે તે યોગભ્રષ્ટ પરમાત્માની તરફ ખેંચાય છે, ત્યારે તેની શી દશા થાય છે? એ આગળના શ્લોકમાં બતાવે છે.*

**પ્રયત્નાદ્યતમાનસ્તુ યોગી સંશુદ્ધકિલ્બિષઃ ।**
**અનેકજન્મસંસિદ્ધસ્તતો યાતિ પરાં ગતિમ્ ॥૪૫॥**

૧. ગતિ અને પ્રવૃત્તિનો ભેદ જાણવા માટે પંદરમા અધ્યાયના છઠ્ઠા શ્લોકનો પરિશિષ્ટ ભાવ જોવો જોઈએ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| તુ | = પરંતુ | સંશુદ્ધ-કિલ્બિષઃ | = જેનાં પાપો નષ્ટ થઈ ગયાં છે (તથા) | તતઃ | = પછી |
| યોગી | = જે યોગી | અનેકજન્મ-સંસિદ્ધઃ | = પાછલા અનેક જન્મોથી સિદ્ધ થયો છે, તે યોગી | પરામ્ | = પરમ |
| પ્રયત્નાત્ | = પ્રયત્નપૂર્વક | | | ગતિમ્ | = ગતિને |
| યતમાનઃ | = અભ્યાસ કરે છે (અને) | | | યાતિ | = પ્રાપ્ત થઈ જાય છે. |

*ટીકા* – [વૈરાગ્યવાન યોગભ્રષ્ટ તો તત્ત્વજ્ઞ જીવનમુક્ત યોગીઓના કુળમાં જન્મ લેવા તથા ત્યાં વિશેષતાથી યત્ન કરવાને કારણે સુગમતાથી પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે. પરંતુ શ્રીમંતોના ઘરમાં જન્મ લેવાવાળો યોગભ્રષ્ટ પરમાત્માને કેવી રીતે પ્રાપ્ત થાય છે? એનું વર્ણન આ શ્લોકમાં કરે છે.]

**'તું'** – આ પદનું તાત્પર્ય એ છે કે યોગનો જિજ્ઞાસુ પણ જ્યારે વેદોમાં કહેલાં સકામ કર્મોનું અતિક્રમણ કરી જાય છે કે તેમનાથી પર થઈ જાય છે, ત્યારે જે યોગમાં લાગેલો છે અને તત્પરતાથી યત્ન કરે છે, તે વેદોથી પર થઈ જાય અને પરમગતિને પ્રાપ્ત થઈ જાય, તેમાં તો સંદેહ જ શું છે.

**'યોગી'** – જે પરમાત્મતત્ત્વને અને સમતાને ઇચ્છે છે અને રાગદ્વેષ, હર્ષશોક વગેરે દ્વન્દ્વોમાં નથી ફસાતો, તે યોગી છે.

**'પ્રયત્નાદ્યતમાનઃ'** – પ્રયત્નપૂર્વક યત્ન કરવાનું તાત્પર્ય એ છે કે તેના અંતરમાં પરમાત્મા તરફ ચાલવાની જે ઉત્કંઠા છે, લગન છે, ઉત્સાહ છે અને તત્પરતા છે, તે દિન-પ્રતિદિન વધતાં જ રહે છે. સાધનમાં તેની નિરંતર સજાગતા રહે છે.

શ્રીમંતોના ઘરમાં જન્મ લેવાવાળો યોગભ્રષ્ટ પૂર્વાભ્યાસને કારણે પરમાત્મા તરફ ખેંચાય છે અને વર્તમાનના ભોગોના સંગથી સંસાર તરફ ખેંચાય છે. જો તે પ્રયત્નપૂર્વક હિંમતથી ભોગોનો ત્યાગ કરી દે, તો પછી પરમાત્માને પ્રાપ્ત કરી લેશે. કારણ કે જ્યારે યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મનું અતિક્રમણ કરી જાય છે, તો પછી જે તત્પરતાથી સાધનામાં લાગી જાય છે, એનું તો કહેવું જ શું! જેવી રીતે નિષિદ્ધ આચરણ કરનારો પુરુષ એક વાર ફટકો ખાતાં વિશેષ ત્વરાથી પરમાત્મા તરફ વળે છે, એવી જ રીતે યોગભ્રષ્ટ પણ શ્રીમંતોના ઘરમાં જન્મ લઈને વિશેષ ત્વરાથી પરમાત્માની ભક્તિમાં લાગી જાય છે.

**'સંશુદ્ધકિલ્બિષઃ'** – તેના અંતઃકરણના બધા દોષો અને બધાં પાપો નષ્ટ થઈ ગયાં છે અર્થાત્ પરમાત્મા પ્રત્યે લગની હોવાથી તેના હૈયામાં ભોગ, સંગ્રહ, માન, બડાઈ વગેરેની ઇચ્છા સર્વથા દૂર થઈ ગઈ છે.

જે પ્રયત્નપૂર્વક યત્ન કરે છે, તેના પ્રયત્નથી જ એ માલૂમ પડે છે કે તેનાં બધાં પાપો નષ્ટ થઈ ચૂક્યાં છે.

**'અનેકજન્મસંસિદ્ધઃ'**[1] – પહેલાં મનુષ્યજન્મમાં યોગને માટે યત્ન કરવાથી શુદ્ધિ થઈ, પછી અંતસમયે યોગથી વિચલિત થઈને સ્વર્ગ વગેરે લોકોમાં ગયો તથા ત્યાં ભોગોથી અરુચિ થવાથી શુદ્ધિ થઈ, અને પછી અહીં શુદ્ધ શ્રીમંતોને ઘેર જન્મ લઈને પરમાત્મપ્રાપ્તિને માટે તત્પરતાપૂર્વક યત્ન કરવાથી પણ શુદ્ધિ થઈ. આ રીતે ત્રણ જન્મોમાં શુદ્ધ થવું એને જ અનેકજન્મસંસિદ્ધ થવું કહે છે.[2]

**'તતો યાતિ પરાં ગતિમ્'** – એટલા માટે તે પરમગતિને પ્રાપ્ત થઈ જાય છે. તાત્પર્ય એ છે કે જેની પ્રાપ્તિ થતાં તેનાથી વધીને કોઈ પણ લાભ માનવામાં નથી આવતો અને જેમાં સ્થિત થતાં ભયંકરમાં ભયંકર દુઃખ પણ વિચલિત નથી કરી શકતું (ગીતા – ૬/૨૨) – એવા આત્યંતિક સુખને તે પ્રાપ્ત થઈ જાય છે.

## માર્મિક વાત

વાસ્તવમાં જોવામાં આવે તો મનુષ્યમાત્ર અનેકજન્મ-સંસિદ્ધ છે. કારણ કે આ મનુષ્યશરીરના પહેલાં જો તે સ્વર્ગ વગેરે લોકોમાં ગયો હોય, તો ત્યાં શુભ કર્મોનું ફળ ભોગવવાથી એનાં સ્વર્ગ પ્રાપ્ત કરાવવાવાળાં પુણ્ય સમાપ્ત થઈ ગયાં છે અને તે પુણ્યોથી શુદ્ધ થઈ ગયો છે. જો તે નરકોમાં ગયો હોય, તો ત્યાં નારકીય યાતના ભોગવવાથી તેનાં નરક પ્રાપ્ત કરાવનારાં પાપ સમાપ્ત થઈ ગયાં છે

૧. 'અનેકજન્મ'નો અર્થ છે – **'ન એકજન્મ ઇતિ અનેકજન્મ'** અર્થાત્ એકથી વધારે જન્મ. ઉપર્યુક્ત યોગીના અનેક જન્મો થઈ જ ગયા છે. **'સંસિદ્ધઃ'** પદમાં ભૂતકાળનો **'ક્ત'** પ્રત્યય હોવાથી એનો અર્થ છે – તે યોગી અનેક જન્મોમાં સંસિદ્ધ (શુદ્ધ) થઈ ચૂક્યો છે.

૨. એવી જ રીતે વૈરાગ્યવાન યોગભ્રષ્ટના પહેલા મનુષ્યજન્મમાં સંસારથી વિરક્ત થવાથી શુદ્ધિ થઈ અને પછી અહીં યોગીઓના કુળમાં જન્મ લઈને પરમાત્મપ્રાપ્તિને માટે તત્પરતાપૂર્વક યત્ન કરવાથી શુદ્ધિ થઈ. આ રીતે બે જન્મોમાં શુદ્ધ થવું એને એનું અનેકજન્મસંસિદ્ધ થવું કહે છે.

અને તે પાપોથી શુદ્ધ થઈ ગયો છે. જો તે ચોરાશી લાખ યોનિઓમાં ગયો હોય, તો ત્યાં તે તે યોનિના રૂપમાં અશુભ કર્મોનું કે પાપોનું ફળ ભોગવવાથી તેનાં મનુષ્યેતર યોનિ પ્રાપ્ત કરાવવાવાળાં પાપ કપાઈ ગયાં છે અને તે શુદ્ધ થઈ ગયો છે.[1] આ રીતે આ જીવ અનેક જન્મોમાં પુણ્યો અને પાપોથી શુદ્ધ થયો છે. આ શુદ્ધ થવું એને જ એનું 'સંસિદ્ધ' થવું કહે છે.

બીજી વાત, મનુષ્યમાત્ર પ્રયત્નપૂર્વક યત્ન કરીને પરમગતિને પ્રાપ્ત કરી શકે છે અને પોતાનું કલ્યાણ કરી શકે છે. કારણ કે ભગવાને આ અંતિમ જન્મ આ મનુષ્યને કેવળ પોતાનું કલ્યાણ કરવા માટે જ આપ્યો છે. જો આ મનુષ્ય પોતાનું કલ્યાણ કરવાનો અધિકારી ન હોત, તો ભગવાન એને મનુષ્યજન્મ જ શા માટે આપત? હવે જ્યારે મનુષ્યશરીર આપ્યું છે, તો એ મુક્તિને પાત્ર છે જ. આથી મનુષ્યમાત્રે પોતાના ઉદ્ધાર માટે તત્પરતાપૂર્વક યત્ન કરવો જોઈએ.

—■—

***સંબંધ*** *– યોગભ્રષ્ટનું આ લોકમાં અને પરલોકમાં પતન નથી થતું; યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મનું અતિક્રમણ કરી જાય છે – આ જે ભગવાને મહિમા કહ્યો છે, તે મહિમા ભ્રષ્ટ થવાનો નથી, પરંતુ યોગનો છે. આથી હવે આગળના શ્લોકમાં એ જ યોગનો મહિમા કહે છે.*

**તપસ્વિભ્યોઽધિકો યોગી જ્ઞાનિભ્યોઽપિ મતોઽધિકઃ ।**
**કર્મિભ્યશ્ચાધિકો યોગી તસ્માદ્યોગી ભવાર્જુન ॥ ૪૬ ॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **તપસ્વિભ્યઃ** | = (સકામ ભાવવાળા) તપસ્વીઓ કરતાં પણ | **અપિ** | = પણ | **અધિકઃ** | = શ્રેષ્ઠ છે – |
| **યોગી** | = યોગી | **અધિકઃ** | = (યોગી) શ્રેષ્ઠ છે | **મતઃ** | = (એવો મારો) મત છે. |
| **અધિકઃ** | = શ્રેષ્ઠ છે, | **ચ** | = અને | **તસ્માત્** | = તેથી |
| **જ્ઞાનિભ્યઃ** | = જ્ઞાનીઓથી | **કર્મિભ્યઃ** | = કર્મ કરનારાઓથી પણ | **અર્જુન** | = હે અર્જુન! (તું) |
| | | **યોગી** | = યોગી | **યોગી** | = યોગી |
| | | | | **ભવ** | = થઈ જા. |

*ટીકા* – **'તપસ્વિભ્યોઽધિકો યોગી'** – ઋદ્ધિ-સિદ્ધિ વગેરેને મેળવવા માટે જે ભૂખ-તરસ, શરદી-ગરમી વગેરેનાં કષ્ટો સહન કરે છે, તેઓ તપસ્વી છે. આ સકામ તપસ્વીઓથી પારમાર્થિક રુચિવાળો અને ધ્યેયવાળો યોગી શ્રેષ્ઠ છે.

**'જ્ઞાનિભ્યોઽપિ મતોઽધિકઃ'** – શાસ્ત્રોને જાણવાવાળા, ભણેલાગણેલા વિદ્વાનોને અહીં **'જ્ઞાની'** સમજવા જોઈએ. જેઓ શાસ્ત્રોનું વિવેચન કરે છે, જ્ઞાનયોગ શું છે? કર્મયોગ શું છે? ભક્તિયોગ શું છે? લયયોગ શું છે? વગેરે-વગેરે ઘણીયે વાતો જાણે છે અને કહે પણ છે; પરંતુ જેનો ઉદ્દેશ્ય સાંસારિક ભોગ અને ઐશ્વર્ય છે, એવા સકામ શબ્દજ્ઞાનીઓથી પણ યોગીને શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે.

**'કર્મિભ્યશ્ચાધિકો યોગી'** – આ લોકમાં રાજ્ય મળી જાય, ધનસંપત્તિ, એશઆરામ, ભોગ વગેરે મળી જાય અને મર્યા પછી પરલોકમાં ઊંચા-ઊંચા લોકોની પ્રાપ્તિ થઈ જાય અને તે લોકોનું સુખ મળી જાય – એવો ઉદ્દેશ્ય રાખીને જેઓ કર્મ કરે છે અર્થાત્ સકામભાવે યજ્ઞ, દાન, તીર્થ વગેરે શાસ્ત્રીય કર્મો કરે છે, તે કર્મીઓથી પણ યોગી શ્રેષ્ઠ છે.

જે સંસારથી વિમુખ થઈને પરમાત્માની સન્મુખ થઈ ગયો છે; તે જ વાસ્તવમાં યોગી છે. એવો યોગી મોટા-મોટા તપસ્વીઓ, શાસ્ત્રજ્ઞ પંડિતો અને કર્મકાંડીઓથી પણ શ્રેષ્ઠ છે. કારણ કે તપસ્વીઓ વગેરેનો ઉદ્દેશ્ય સંસાર છે તથા સકામભાવ છે અને યોગીનો ઉદ્દેશ્ય પરમાત્મા છે તથા નિષ્કામભાવ છે.

તપસ્વી, જ્ઞાની અને કર્મી – આ ત્રણેની ક્રિયાઓ અલગ-અલગ છે અર્થાત્ તપસ્વીઓમાં સહિષ્ણુતાનું, જ્ઞાનીઓમાં શાસ્ત્રીય જ્ઞાનનું અર્થાત્ બુદ્ધિના જ્ઞાનનું અને કર્મીઓમાં શાસ્ત્રીય ક્રિયાનું પ્રાધાન્ય છે. આ ત્રણેમાં સકામભાવ હોવાથી એ ત્રણે યોગી નથી, પરંતુ ભોગી છે. જો આ ત્રણે નિષ્કામભાવવાળા યોગી હોત, તો ભગવાન તેઓની સાથે યોગીની તુલના ન કરત; આ ત્રણેથી યોગીને શ્રેષ્ઠ ન બતાવત.

**'તસ્માદ્યોગી ભવાર્જુન'** – અત્યાર સુધી ભગવાને

૧. જીવ આ મનુષ્યજન્મમાં જ પોતાના ઉદ્ધારને માટે મળેલા અવસરનો દુરુપયોગ કરીને અર્થાત્ પાપ અને અન્યાય કરીને અશુદ્ધ થાય છે. સ્વર્ગ, નરક તથા અન્ય યોનિઓમાં તો આ પ્રાણીની શુદ્ધિ થાય છે, અશુદ્ધિ થતી જ નથી.

જેનો મહિમા ગાયો છે; તેને માટે અર્જુનને આજ્ઞા આપે છે કે 'હે અર્જુન! તું યોગી થઈ જા, રાગદ્વેષથી રહિત થઈ જા અર્થાત્ બધાં કામ કરતો રહીને પણ જળમાં કમળપત્રની માફક નિર્લિપ્ત રહે.' આ જ વાત ભગવાને આગળ આઠમા અધ્યાયમાં પણ કહી છે – **'યોગયુક્તો ભવાર્જુન'** (અ. ૮/૨૭).

પાંચમા અધ્યાયના આરંભમાં અર્જુને પ્રાર્થના કરી હતી કે આપ મારે માટે એક નિશ્ચિત શ્રેયની વાત કહો. તેથી ભગવાને સાંખ્યયોગ, કર્મયોગ અને ધ્યાનયોગનું વર્ણન કર્યું, પરંતુ આ પહેલાં ક્યાંય પણ અર્જુનને એ આજ્ઞા નથી આપી કે તું આવો બની જા અને આ માર્ગમાં લાગી જા. હવે અહીં ભગવાન અર્જુનની પ્રાર્થનાના ઉત્તરમાં આજ્ઞા આપે છે કે 'તું યોગી થઈ જા; કેમકે એ જ તારા માટે એક નિશ્ચિત શ્રેય છે.

**પરિશિષ્ટ ભાવ :** ભોગીનો વિભાગ અલગ છે અને યોગીનો વિભાગ અલગ છે. ભોગી યોગી થતો નથી અને યોગી ભોગી નથી થતો. જેમનામાં સકામ ભાવ હોય છે, તેઓ ભોગી થાય છે અને જેમનામાં નિષ્કામભાવ હોય છે તેઓ યોગી થાય છે. તેથી સકામભાવવાળા તપસ્વી, જ્ઞાની અને કર્મીથી પણ નિષ્કામભાવવાળા યોગી શ્રેષ્ઠ છે.

—■—

***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને યોગીની પ્રશંસા કરીને અર્જુનને યોગી થવાની આજ્ઞા આપી. પરંતુ કર્મયોગી, જ્ઞાનયોગી, ધ્યાનયોગી, ભક્તિયોગી વગેરેમાંથી કયા યોગી થવું જોઈએ – એને માટે અર્જુનને સ્પષ્ટરૂપે આજ્ઞા નથી આપી. એટલા માટે હવે ભગવાન આગળના શ્લોકમાં 'અર્જુન ભક્તિયોગી બને' – એ ઉદ્દેશ્યથી ભક્તિયોગીનો વિશેષ મહિમા કહે છે.*

**યોગિનામપિ સર્વેષાં મદ્ગતેનાન્તરાત્મના ।**
**શ્રદ્ધાવાન્ભજતે યો માં સ મે યુક્તતમો મતઃ ॥૪૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સર્વેષામ્** | = સઘળા | **શ્રદ્ધાવાન્** | = શ્રદ્ધાવાન ભક્ત | **ભજતે** | = (નિરંતર) ભજે છે, |
| **યોગિનામ્** | = યોગીઓમાં | **મદ્ગતેન** | = મારામાં જોડાયેલા | **સઃ** | = એ યોગી |
| **અપિ** | = પણ | **અન્તરાત્મના** | = મનથી | **મે** | = મારા |
| **યઃ** | = જે | **મામ્** | = મને | **મતઃ** | = મત પ્રમાણે |
| | | | | **યુક્તતમઃ** | = સૌથી શ્રેષ્ઠ છે. |

*ટીકા* – **'યોગિનામપિ સર્વેષામ્'** – જેમનામાં જડ પદાર્થો સાથે સંબંધ-વિચ્છેદ કરવાનું પ્રાધાન્ય છે, જેઓ કર્મયોગ, સાંખ્યયોગ, હઠયોગ, મંત્રયોગ, લયયોગ વગેરે સાધનો દ્વારા પોતાના સ્વરૂપની પ્રાપ્તિ(અનુભવ)માં જ લાગેલા છે, તેઓ સકામ તપસ્વીઓ, જ્ઞાનીઓ અને કર્મીઓથી શ્રેષ્ઠ છે. પરંતુ તે સઘળા યોગીઓમાં પણ કેવળ મારી સાથે સંબંધ જોડનારો ભક્તિયોગી સર્વશ્રેષ્ઠ છે.

**'યઃ શ્રદ્ધાવાન્'** – જે મારા ઉપર શ્રદ્ધા અને વિશ્વાસ કરે છે અર્થાત્ જેના અંતરમાં મારી જ સત્તા અને મહત્તા છે, એવો તે શ્રદ્ધાવાન ભક્ત મારી સાથે જોડેલા મનથી મારું ભજન કરે છે.

**'મદ્ગતેનાન્તરાત્મના માં ભજતે'** – હું ભગવાનનો છું અને ભગવાન મારા છે – આ રીતે જ્યારે પોતાનું ભગવાનમાં પોતાપણું થઈ જાય છે, ત્યારે મન આપોઆપ જ ભગવાનમાં લાગી જાય છે અને તલ્લીન થઈ જાય છે. જેવી રીતે લગ્ન થતાં છોકરીનું મન સ્વાભાવિક જ સાસરીમાં લાગી જાય છે, એવી જ રીતે ભગવાનમાં પોતાપણું થતાં ભક્તનું મન સ્વાભાવિક જ ભગવાનમાં લાગી જાય છે, મનને લગાવવું નથી પડતું. પછી ખાતાં-પીતાં, ઊઠતાં-બેસતાં, ચાલતાં-ફરતાં, સૂતાં-જાગતાં વગેરે બધી ક્રિયાઓમાં મન ભગવાનનું જ ચિંતન કરે છે અને ભગવાન સાથે જ સંલગ્ન રહે છે.

જે કેવળ ભગવાનનો જ થઈ જાય છે, જેનું પોતાનું વ્યક્તિગત કંઈ નથી રહેતું, તેની સાધન-ભજન, જપ-કીર્તન, શ્રવણ, મનન વગેરે બધી પારમાર્થિક ક્રિયાઓ; ખાવું-પીવું, ચાલવું-ફરવું, સૂવું-જાગવું વગેરે બધી જ શારીરિક ક્રિયાઓ અને ખેતી, વેપાર, નોકરી વગેરે જીવિકાસંબંધી ક્રિયાઓ પણ ભક્તિ બની જાય છે.

અનન્યભક્તની ભક્તિનું સ્વરૂપ ભગવાને અગિયારમા અધ્યાયના પંચાવનમાં શ્લોકમાં બતાવ્યું છે કે તે ભક્ત મારી પ્રસન્નતાને માટે જ બધાં કર્મો કરે છે, સદા મારા જ પરાયણ રહે છે, કેવળ મારો જ ભક્ત છે, સંસારનો ભક્ત નથી, સંસારની આસક્તિને સર્વથા છોડી દે છે અને સઘળાં પ્રાણીઓમાં વેરભાવથી રહિત થઈ જાય છે.

**'સ મે યુક્તતમો મતઃ'** – સંસારથી વિમુખ થઈને

પોતાનો ઉદ્ધાર કરવા પ્રયત્નશીલ જેટલા યોગી (સાધક) હોય છે, તે બધા જ 'યુક્ત' છે. જેઓ સગુણ-નિરાકારનું અર્થાત્ વ્યાપકરૂપે બધામાં પરિપૂર્ણ પરમાત્માનું શરણ લે છે, તેઓ બધા 'યુક્તતર' છે. પરંતુ જેઓ કેવળ મારું સગુણ ભગવાનનું જ શરણ લે છે, તેઓ મારી માન્યતામાં 'યુક્તતમ' છે.

તે ભક્ત યુક્તતમ ત્યારે જ થશે, જ્યારે કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ વગેરે બધા યોગ તેનામાં આવી જશે. શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક ભગવાનમાં તલ્લીન થયેલા મનથી ભજન કરવાથી તેનામાં બધા જ યોગ આવી જાય છે. કારણ કે ભગવાન મહાયોગેશ્વર છે, સઘળા યોગોના મહાન ઈશ્વર છે, તો મહાયોગેશ્વરને શરણે થતાં શરણાગતનો કયો યોગ બાકી રહેશે? તે તો સઘળા યોગોથી યુક્ત થઈ જાય છે. એટલા માટે ભગવાન તેને 'યુક્તતમ' કહે છે.

યુક્તતમ કદી યોગભ્રષ્ટ થઈ જ નથી શકતો. કારણ કે તેનું મન ભગવાનને નથી છોડતું, તો ભગવાન પણ તેને નથી છોડી શકતાં. અંતસમયે તે પીડા, બેહોશી વગેરેને કારણે ભગવાનને યાદ ન કરી શકે, તો ભગવાન તેને યાદ કરે છે;[૧] આથી તે યોગભ્રષ્ટ થઈ જ કેવી રીતે શકે?

તાત્પર્ય એ છે કે જે સંસારથી સર્વથા વિમુખ થઈને ભગવાનને જ પરાયણ થઈ ગયો છે, જેને પોતાના બળનો, પ્રયત્નનો, સાધનાનો સહારો, વિશ્વાસ અને અભિમાન નથી, એવા ભક્તને ભગવાન યોગભ્રષ્ટ નથી થવા દેતા. કેમકે તે ભગવાન ઉપર જ નિર્ભર હોય છે. જેના અંતઃકરણમાં સંસારનું મહત્ત્વ છે તથા જેને પોતાના પુરુષાર્થનો સહારો, વિશ્વાસ અને અભિમાન છે, તેના યોગભ્રષ્ટ થવાની સંભાવના રહે છે. કારણ કે અંતઃકરણમાં ભોગોનું મહત્ત્વ થતાં પરમાત્માનું ધ્યાન કરતો હોવા છતાં પણ મન સંસારમાં ચાલ્યું જાય છે. આ રીતે જો પ્રાણ છૂટતી વખતે મન સંસારમાં ચાલ્યું જાય, તો તે યોગભ્રષ્ટ થઈ જાય છે. જો પોતાના બળનો સહારો, વિશ્વાસ અને અભિમાન ન હોય, તો મન સંસારમાં જવા છતાં પણ તે યોગભ્રષ્ટ નથી થતો. કારણ કે એવી અવસ્થા આવતાં (મન સંસારમાં જતાં) તે ભગવાનને પોકારે છે. આથી એવા ભગવાન ઉપર નિર્ભર ભક્તનું ચિંતન ભગવાન પોતે કરે છે, જેથી તે યોગભ્રષ્ટ નથી થતો; પરંતુ ભગવાનને પ્રાપ્ત થઈ જાય છે.

અહીં ભક્તિયોગીને સર્વશ્રેષ્ઠ બતાવવાથી એ સિદ્ધ થાય છે કે બીજા જેટલા યોગીઓ છે, તેઓની પૂર્ણતામાં કંઈક ને કંઈક કમી રહેતી હશે? સંસારનો સંબંધ-વિચ્છેદ થવાથી બધા યોગીઓ બંધનથી સર્વથા મુક્ત થઈ જાય છે, નિર્વિકાર થઈ જાય છે અને પરમ સુખ, પરમ શાંતિ અને પરમ આનંદનો અનુભવ કરે છે – એ દૃષ્ટિએ તો કોઈની પણ પૂર્ણતામાં કોઈ ઊણપ નથી રહેતી. પરંતુ જે અંતરાત્માથી ભગવાનમાં લાગી જાય છે અને ભગવાનની સાથે જ તાદાત્મ્ય કરી લે છે, તેનામાં ભગવત્પ્રેમ પ્રગટ થઈ જાય છે. તે પ્રેમ પ્રતિક્ષણે વધતો રહે છે તથા સાપેક્ષ વૃદ્ધિ, ક્ષતિ અને પૂર્તિથી રહિત છે. એવો પ્રેમ પ્રગટ થવાથી જ ભગવાને તેને સર્વશ્રેષ્ઠ માન્યો છે.

પાંચમા અધ્યાયના આરંભમાં અર્જુને પૂછ્યું હતું કે સાંખ્યયોગ અને કર્મયોગ – એ બેમાં શ્રેષ્ઠ કયો યોગ છે? તો ભગવાને અર્જુનના પ્રશ્ન અનુસાર ત્યાં આગળ કર્મયોગને શ્રેષ્ઠ બતાવ્યો. પરંતુ અર્જુનને માટે કયો યોગ શ્રેષ્ઠ છે, એ વાત ન કહી, ત્યારે પછી સાંખ્યયોગ અને કર્મયોગની સાધના કેવી ચાલે છે – તેનું વિવેચન કરીને છઠ્ઠા અધ્યાયના આરંભમાં કર્મયોગનો વિશેષ મહિમા કહ્યો. કર્મયોગથી જે તત્ત્વ (સમતા)ની પ્રાપ્તિ થાય છે, તે જ તત્ત્વ ધ્યાનયોગથી પણ પ્રાપ્ત થાય છે – એ વાતને સ્પષ્ટ કરવા ધ્યાનયોગનું વર્ણન કર્યું. ધ્યાનયોગમાં મનની ચંચળતા બાધક બને છે – એ વાતને સ્પષ્ટ કરવા અર્જુને મનના વિષયમાં પ્રશ્ન કર્યો. એનો ઉત્તર ભગવાને સંક્ષેપમાં આપી દીધો. પછી અર્જુને પૂછ્યું કે યોગની સાધના કરનારનું મન જો અંત સમયે યોગથી વિચલિત થઈ જાય, તો તેની શી ગતિ થશે? એના ઉત્તરમાં ભગવાને યોગભ્રષ્ટની ગતિનું વર્ણન કર્યું અને છેંતાળીસમા શ્લોકમાં યોગીનો વિશેષ મહિમા કહીને અર્જુનને યોગી બનવા માટે સ્પષ્ટ આજ્ઞા આપી. પરંતુ ભગવાનની માન્યતા પ્રમાણે કયો યોગ શ્રેષ્ઠ છે – એ વાત ભગવાને અહીં સુધી સ્પષ્ટરૂપે નથી કહી. હવે અહીં અંતિમ શ્લોકમાં ભગવાન પોતાની માન્યતાની વાત પોતાના જ તરફથી (અર્જુનના પૂછ્યા વિના જ) કહે છે કે 'હું તો ભક્તિયોગીને શ્રેષ્ઠ માનું છું' – **'સ મે યુક્તતમો મતઃ'**. પરંતુ એવું સ્પષ્ટરૂપે કહેવા છતાં પણ અર્જુન ભગવાનની વાતને પકડી નહિ શક્યા. એટલા માટે અર્જુન આગળ બારમા અધ્યાયના આરંભમાં

---

૧. ભગવાન કહે છે –

**તતસ્તં મ્રિયમાણં તુ કાષ્ઠપાષાણસન્નિભમ્। અહં સ્મરામિ મદ્ભક્તં નયામિ પરમાં ગતિમ્॥**

'કાષ્ઠ અને પાષાણની જેમ મૃતપ્રાય તે ભક્તનું હું પોતે સ્મરણ કરું છું અને તેને પરમ ગતિ પ્રદાન કરું છું.'

**કફવાતાદિદોષેણ મદ્ભક્તો ન ચ માં સ્મરેત્। તસ્ય સ્મરામ્યહં નો ચેત્ કૃતઘ્નો નાસ્તિ મત્પરઃ॥**

'કફ, વાત વગેરે દોષોને કારણે મારો ભક્ત જો મૃત્યુ સમયે મારું સ્મરણ નથી કરી શકતો, તો હું પોતે તેનું સ્મરણ કરું છું.' જો હું એવું ના કરું. તો મારાથી વધુ કૃતઘ્ન કોઈ હોઈ શકે નહીં.

ફરીથી પ્રશ્ન કરે છે કે આપની (સગુણ) ભક્તિ કરવાવાળા અને અવિનાશી નિરાકારની ઉપાસના કરવાવાળાઓમાં શ્રેષ્ઠ કોણ છે? તો ઉત્તરમાં ભગવાન પોતાના ભક્તને જ શ્રેષ્ઠ બતાવશે, કે જેવું અહીં બતાવ્યું છે.[1]

## વિશેષ વાત

કર્મયોગી, જ્ઞાનયોગી વગેરે બધા જ યુક્ત છે અર્થાત્ બધા જ સંસારથી વિમુખ છે અને સમતા (ચેતન-તત્ત્વ)ની સન્મુખ છે. તેઓમાં પણ ભક્તિયોગી (ભક્ત)ને સર્વશ્રેષ્ઠ બતાવવાનું તાત્પર્ય એ છે કે આ જીવ પરમાત્માનો અંશ છે, પરંતુ સંસારની સાથે પોતાનો સંબંધ માનીને એ બંધાઈ ગયો છે. જ્યારે એ સંસાર-શરીરની સાથે માનેલા સંબંધને છોડી દે છે, ત્યારે એ સ્વાધીન અને સુખી થઈ જાય છે. આ સ્વાધીનતાનો પણ એક ભોગ હોય છે. જોકે આ સ્વાધીનતામાં પદાર્થો, વ્યક્તિઓ, ક્રિયાઓ, પરિસ્થિતિઓ વગેરેની કોઈ પરાધીનતા નથી રહેતી, તોપણ આ સ્વાધીનતાને લીધે જે સુખ થાય છે અર્થાત્ મારામાં દુઃખ નથી, સંતાપ નથી અને લેશમાત્ર પણ કોઈ ઇચ્છા નથી – આ જે સુખનો ભોગ થાય છે, એ સ્વાધીનતામાં પણ પરિચ્છિન્નતા (પરાધીનતા) છે. એમાં સંસારની સાથે સૂક્ષ્મ સંબંધ ચાલુ રહેલો છે. એટલા માટે એને 'બ્રહ્મભૂત અવસ્થા' કહેવામાં આવી છે (ગીતા – ૧૮/૫૪).

જ્યાં સુધી સુખના અનુભવમાં સ્વતંત્રતા માલૂમ પડે છે, ત્યાં સુધી સૂક્ષ્મ અહંકાર રહે છે. પરંતુ આ જ સ્થિતિમાં (બ્રહ્મભૂત અવસ્થામાં) સ્થિત રહેવાથી એ અહંકાર પણ દૂર થઈ જાય છે. તાત્પર્ય એ છે કે કર્મયોગી અને જ્ઞાનયોગી પણ અંતમાં સમય આવ્યે અહંકારથી રહિત થઈ જાય છે. પરંતુ ભક્તિયોગી તો આરંભથી જ ભગવાનનો થઈ જાય છે. આથી તેનો અહંકાર આરંભમાં જ સમાપ્ત થઈ જાય છે! એવી વાત ગીતામાં અન્યત્ર પણ જોવામાં આવે છે કે જ્યાં સિદ્ધ કર્મયોગી, જ્ઞાનયોગી અને ભક્તિયોગીનાં લક્ષણોનું વર્ણન થયું છે, ત્યાં કર્મયોગી અને જ્ઞાનયોગીનાં લક્ષણોમાં તો કરુણા અને કોમળતા જોવામાં નથી આવતી, પરંતુ ભક્તોનાં લક્ષણોમાં જોવામાં આવે છે. એટલા માટે સિદ્ધ ભક્તોનાં લક્ષણોમાં તો **'અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્રઃ કરુણ એવ ચ'** (અ. ૧૨/૧૩) – એ પદો આવેલાં છે, પરંતુ સિદ્ધ કર્મયોગી અને જ્ઞાનયોગીનાં લક્ષણોમાં એવાં પદો નથી આવ્યાં. તાત્પર્ય એ છે કે ભક્ત પહેલેથી જ નાનો બનીને ચાલે છે.[2] આથી તેનામાં નમ્રતા, કોમળતા, ભગવાનના વિધાનમાં પ્રસન્નતા વગેરે વિલક્ષણ વાતો સાધનાવસ્થામાં જ આવી જાય છે અને સિદ્ધાવસ્થામાં એ વાતો વિશેષતાથી આવી જાય છે. એટલા માટે ભક્તમાં સૂક્ષ્મ અહંકાર પણ નથી રહેતો. આ જ કારણોથી ભગવાને ભક્તને સર્વશ્રેષ્ઠ કહ્યો છે.

શાંતિ, સ્વાધીનતા વગેરેનો રસ ચિન્મય હોવા ઉપરાંત 'અખંડ' પણ છે. પરંતુ ભક્તિરસ ચિન્મય હોવા ઉપરાંત પણ 'પ્રતિક્ષણ વર્ધમાન' છે અર્થાત્ તે નિત્ય નવીનરૂપે વધતો જ રહે છે, કદી ઘટતો નથી, તેનો નાશ થતો નથી અને પૂરો થતો નથી. એવા રસની, પ્રેમાનંદની ભૂખ ભગવાનને પણ છે. ભગવાનની એ ભૂખની પૂર્તિ ભક્ત જ કરે છે. એટલા માટે ભગવાન ભક્તને સર્વશ્રેષ્ઠ માને છે.

આમાં એક વાત વધારે સમજવાની છે કે કર્મયોગ અને જ્ઞાનયોગ – આ બન્નેમાં તો સાધકની પોતાની નિષ્ઠા (સ્થિતિ) હોય છે, પરંતુ ભક્તની પોતાની કોઈ સ્વતંત્ર નિષ્ઠા નથી હોતી. ભક્ત તો સર્વથા ભગવાનનો જ આશ્રિત રહે છે, ભગવાન ઉપર જ નિર્ભર રહે છે અને ભગવાનની પ્રસન્નતામાં જ પ્રસન્ન રહે છે – **'તત્સુખે સુખિત્વમ્.'** તેને પોતાના ઉદ્ધારની પણ ચિંતા નથી હોતી. અમારું શું થશે? એ બાજુ એનું ધ્યાન જ નથી જતું. એવા ભગવન્નિષ્ઠ ભક્તનો બધો ભાર, બધી દેખભાળ ભગવાન ઉપર જ આવે છે – **'યોગક્ષેમં વહામ્યહમ્.'**

**પરિશિષ્ટ ભાવ :** મનુષ્ય ત્યાં જ સ્થિત હોય છે, જ્યાં તેનાં મન-બુદ્ધિ હોય છે (ગીતા – ૧૨/૮) અહીં **'મદ્ગતે – નાન્તરાત્મના'**માં ભક્તનું મન ભગવાનમાં લાગેલું છે અને **'શ્રદ્ધાવાન'**માં, તેની બુદ્ધિ ભગવાનમાં લાગેલી છે. તેથી ભગવાન સાથે ગાઢ આત્મીયતા હોવાથી એવો ભક્ત ભગવાનમાં જ સ્થિત છે.

કર્મયોગી, જ્ઞાનયોગી, ધ્યાનયોગી, હઠયોગી, લયયોગી, રાજયોગી વગેરે જેટલા પણ યોગીઓ છે, તે બધામાં ભગવાનનો ભક્ત સર્વશ્રેષ્ઠ છે. પોતાના ભક્તના સંબંધમાં આવી વાત ભગવાને અન્ય જગાએ પણ કહી છે; જેમ કે – **તે મે યુક્તતમા**

---

૧. અહીં ભગવાને **'સ મે યુક્તતમો મતઃ'** કહ્યું છે અને બારમા અધ્યાયના બીજા શ્લોકમાં તે **'તે મે યુક્તતમા મતાઃ'** કહ્યું છે. બન્ને જગાએ ભગવાને એક જ શબ્દો કહ્યા છે, કેવળ વચનોમાં અંતર છે અર્થાત્ અહીં એકવચનથી કહ્યું છે અને ત્યાં બહુવચનથી.

૨. **તૃણાદપિ સુનીચેન તરોરિવ સહિષ્ણુના । અમાનિના માનદેન કીર્તનીયઃ સદા હરિઃ ॥** (શિક્ષાષ્ટક)
ભક્ત 'પોતાને તૃણથી પણ નીચો સમજીને, વૃક્ષથી પણ સહનશીલ બનીને, બીજાઓને માન આપતા રહીને અને પોતે માનરહિત બનીને સદા હરિનું નામ સંકીર્તન કરતો રહે.

**મતાઃ** (૧૨/૨), **'ભક્તાસ્તેઽતીવ મે પ્રિયાઃ'** (૧૨-૨૦) **'સ યોગી પરમો મતઃ'** (૬-૩૨).

પરમાત્મપ્રાપ્તિનાં સઘળાં સાધનોમાં ભક્તિ મુખ્ય છે. એટલું જ નહીં સઘળાં સાધનોનો અંત ભક્તિમાં જ થાય છે. કર્મયોગ, જ્ઞાનયોગ વગેરે તો સાધન છે, પરંતુ ભક્તિ સાધ્ય છે. ભક્તિ એટલી વ્યાપક છે કે તે પ્રત્યેક સાધનાની શરૂઆતમાં પણ છે અને અંતમાં પણ છે. ભક્તિ પ્રત્યેક સાધનાના આરંભમાં પારમાર્થિક આકર્ષણના રૂપમાં રહે છે; કારણ કે પરમાત્મામાં આકર્ષણ થયા વિના કોઈ મનુષ્ય સાધનામાં જોડાઈ જ નથી શકતો. સાધનાના અંતમાં ભક્તિ પ્રતિક્ષણ વર્ધમાન પ્રેમના રૂપમાં રહે છે – **'મદ્‌ભક્તિં લભતે પરામ્‌'** (ગીતા ૧૮/૫૪). તેથી બ્રહ્મસૂત્રમાં બીજા બધા ધર્મોની અપેક્ષાએ ભગવદ્‌ભક્તિ-વિષયક ધર્મને શ્રેષ્ઠ બતાવવામાં આવ્યો છે – **'અતસ્ત્વિવરજ્યાયો લિઙ્ગાચ્ચ'** (૩/૪/૩૯).

પ્રસ્તુત શ્લોકથી એ સાબિત થાય છે કે ભગવાન શ્રીકૃષ્ણ સમગ્ર છે અને તેમની ભક્તિ અલૌકિક છે! તે ભક્તિની પ્રાપ્તિમાં જ માનવજીવનની પૂર્ણતા છે.

—■—

ૐ તત્સદિતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે
શ્રીકૃષ્ણાર્જુનસંવાદે આત્મસંયમયોગો નામ ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥

**આ રીતે ૐ, તત્‌, સત્‌ – આ ભગવન્નામોના ઉચ્ચારણપૂર્વક બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્રમય શ્રીમદ્‌ભગવદ્‌ગીતોપનિષદરૂપી શ્રીકૃષ્ણાર્જુનસંવાદમાં 'આત્મસંયમયોગ' નામનો છઠ્ઠો અધ્યાય પૂર્ણ થયો. ॥ ૬ ॥**

આત્મસંયમ અર્થાત્‌ મનનો સંયમ કરવાથી ધ્યાનયોગીને યોગ (સમતા)નો અનુભવ થઈ જાય છે; આથી આ અધ્યાયનું નામ **'આત્મસંયમયોગ'** રાખવામાં આવ્યું છે.

## છઠ્ઠા અધ્યાયનાં પદ, અક્ષર અને ઉવાચ

(૧) આ અધ્યાયમાં **'અથ ષષ્ઠોઽધ્યાયઃ'**નાં ત્રણ, **'અર્જુન ઉવાચ'** વગેરે પદોનાં દસ, શ્લોકોનાં પાંચસો તોંતેર અને પુષ્પિકાનાં તેર પદો છે. આ રીતે સઘળાં પદોનો સરવાળો પાંચસો નવ્વાણું છે.

(૨) **'અથ ષષ્ઠોઽધ્યાયઃ'**ના છ, **'અર્જુન ઉવાચ'** વગેરે પદોના તેત્રીસ, શ્લોકોના એક હજાર પાંચસો ચાર અને પુષ્પિકાના સુડતાળીસ અક્ષરો છે. આ રીતે સઘળા અક્ષરોનો સરવાળો એક હજાર પાંચસો નેવું છે. આ અધ્યાયના સઘળા શ્લોકો બત્રીસ અક્ષરોના છે.

(૩) આ અધ્યાયમાં પાંચ **'ઉવાચ'** છે – ત્રણ **'શ્રીભગવાનુવાચ'** અને બે **'અર્જુન ઉવાચ.'**

## છઠ્ઠા અધ્યાયમાં પ્રયોજાયેલા છંદ

આ અધ્યાયના સુડતાળીસ શ્લોકોમાંથી પહેલા અને છવ્વીસમા શ્લોકના પ્રથમ ચરણમાં 'ભગણ' પ્રયોજાયેલ હોવાથી **'ભ-વિપુલા'**; દસમા, ચૌદમા અને પચીસમા શ્લોકના પ્રથમ ચરણમાં તથા પંદરમા, સત્તાવીસમા, છત્રીસમા અને બેતાળીસમા શ્લોકના તૃતીય ચરણમાં 'નગણ' પ્રયોજાયેલ હોવાથી **'ન-વિપુલા'** અને અગિયારમા શ્લોકના તૃતીય ચરણમાં 'રગણ' પ્રયોજાયેલ હોવાથી **'ર-વિપુલા'** સંજ્ઞાવાળા છંદો છે. બાકીના સાડત્રીસ શ્લોકો બરાબર **'પથ્યાવક્ત્ર'** અનુષ્ટુપ છંદનાં લક્ષણોથી યુક્ત છે.

—■—

# સાતમો અધ્યાય

## ભૂમિકા

શ્રીભગવાને છઠ્ઠા અધ્યાયના છેતાળીસમા શ્લોકમાં યોગીનો મહિમા કહ્યો અને સુડતાળીસમા શ્લોકમાં કહ્યું કે યોગીઓમાં પણ જે મારામાં શ્રદ્ધાપ્રેમ રાખીને મારું ભજન કરે છે, તે ભક્તો સર્વશ્રેષ્ઠ છે. ભક્તોને જેવી રીતે ભગવાનની યાદ આવે, ત્યારે તેઓ તેમાં તલ્લીન થઈ જાય છે – મશગૂલ થઈ જાય છે, તેવી જ રીતે ભગવાનની સમક્ષ ભક્તોનો વિશેષ પ્રસંગ આવે છે, ત્યારે ભગવાન પણ તેમાં મશગૂલ થઈ જાય છે. આ જ મસ્તીમાં તરબોળ થઈને ભગવાન અર્જુનના પૂછ્યા વિના જ સાતમા અધ્યાયના વિષયનો પોતાના તરફથી પ્રારંભ કરી દે છે.

*શ્રીભગવાનુવાચ*

**મય્યાસક્તમનાઃ પાર્થ યોગં યુઞ્જન્મદાશ્રયઃ ।**
**અસંશયં સમગ્રં માં યથા જ્ઞાસ્યસિ તચ્છૃણુ ॥ ૧॥**

શ્રીભગવાન બોલ્યા—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પાર્થ** | = હે પૃથાનંદન! | **યોગમ્** | = યોગમાં | **અસંશયમ્** | = નિઃસંદેહ |
| **મયિ** | = મારામાં | **યુઞ્જન્** | = જોડાયેલો (તું) | **જ્ઞાસ્યસિ** | = જાણીશ, |
| **આસક્તમનાઃ** | = આસક્ત મનવાળો, | **યથા** | = જે રીતે | **તત્** | = તેને (તે જ પ્રકારે) |
| **મદાશ્રયઃ** | = મારે આશ્રિત થઈને | **મામ્** | = મારા | | |
| | | **સમગ્રમ્** | = (જે) સમગ્રરૂપને | **શૃણુ** | = સાંભળ. |

*ટીકા* – **'મય્યાસક્તમનાઃ'** – મારામાં જ જેનું મન આસક્ત થઈ ગયું છે અર્થાત્ અધિક સ્નેહને કારણે જેનું મન સ્વાભાવિક જ મારામાં લાગી ગયું છે અને ચોંટી ગયું છે, તેને મારી યાદ કરવી નથી પડતી, પરંતુ સ્વાભાવિક મારી યાદ આવે છે અને વિસ્મૃતિ કદી થતી જ નથી – એવો તું મારામાં મનવાળો થા.

જેનું ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓનું અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધનું આકર્ષણ દૂર થયું છે, જેનું આ લોકમાં શરીરનાં સુખ, આદર-સત્કાર અને નામની મોટાઈમાં તથા સ્વર્ગ વગેરે પરલોકના ભોગોમાં કિંચિત્માત્ર પણ ખેંચાણ, આસક્તિ કે પ્રીતિ નથી, પરંતુ કેવળ મારામાં જ આસક્ત છે, એવા પુરુષનું નામ **'મય્યાસક્તમનાઃ'** છે.

સાધક ભગવાનમાં કેવી રીતે મન જોડે, જેથી તે **'મય્યાસક્તમનાઃ'** થઈ જાય – એને માટે બે ઉપાયો બતાવવામાં આવે છે -

(૧) સાધક જ્યારે સાચી નિષ્ઠાથી ભગવાનને માટે જ જપ-ધ્યાન કરવા બેસે છે, ત્યારે ભગવાન તેને પોતાનું ભજન માની લે છે. જેમ કે, કોઈ ધનિક માણસ કોઈ નોકરને કહી દે કે 'તમે અહીં બેસો, કોઈ કામ હશે તો તમને બતાવી દઈશું.' આખો દિવસ તે નોકરને માલિકે કોઈ કામ ન બતાવ્યું. તે નોકર આખો દિવસ ખાલી બેસી રહ્યો અને સાંજે માલિકને કહે છે – 'શેઠ! મને પૈસા આપો.' માલિક કહે છે, 'તમે આખો દિવસ બેસી રહ્યા, પૈસા કઈ વાતના?' તે નોકર કહે છે – 'શેઠજી! આખો દિવસ બેસી રહ્યો, એ વાતના!' આ રીતે જ્યારે એક મનુષ્યને માટે બેસવાવાળાને પણ પૈસા મળે છે, તો જે કેવળ ભગવાનમાં મનને લીન કરવા માટે સાચી લગનીથી બેસે છે, તેનું બેસવું શું ભગવાન નિરર્થક માનશે? તાત્પર્ય એ થયું કે જે ભગવાનમાં મન લગાડવાને માટે ભગવાનનો આશ્રય લઈને, ભગવાનના જ ભરોસે બેસે છે, તે ભગવાનની કૃપાથી

ભગવાનમાં મનવાળો થઈ જાય છે.

(૨) ભગવાન બધી જગાએ છે તો અહીં પણ છે; કેમકે જો અહીં નથી તો ભગવાન બધી જગાએ છે – એમ કહી શકાય નહીં. ભગવાન બધા સમયે છે તો આ સમયે પણ છે; કેમકે જો આ સમયે નથી તો ભગવાન બધા સમયે છે – એમ કહી શકાય નહીં. ભગવાન બધામાં છે તો મારામાં પણ છે; કેમકે જો મારામાં નથી તો ભગવાન બધામાં છે – એમ કહી શકાય નહિ. ભગવાન બધાના છે તો મારા પણ છે; કેમકે જો મારા નથી તો ભગવાન બધાના છે – એમ કહી શકાય નહિ. એટલા માટે ભગવાન અહીં છે, અત્યારે છે, મારામાં છે અને મારા છે. કોઈ સ્થળ, કાળ, વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ, ઘટના અને ક્રિયા ભગવાનથી રહિત નથી, એમનાથી વંચિત હોવું સંભવિત જ નથી. આ વાતને દૃઢતાથી માનતા રહીને, ભગવન્નામમાં, પ્રાણમાં, મનમાં, બુદ્ધિમાં, શરીરમાં, શરીરના કણકણમાં પરમાત્મા છે – એ ભાવની જાગૃતિ રાખતો રહીને નામજપ કરે તો સાધક બહુ જ જલદીથી ભગવાનમાં મનવાળો થઈ શકે છે.

**'મદાશ્રયઃ'** – જેને કેવળ મારી જ આશા છે, મારો જ ભરોસો છે, મારો જ સહારો છે, મારો જ વિશ્વાસ છે અને જે સર્વથા મારો જ આશ્રિત રહે છે, તે **'મદાશ્રયઃ'** છે.

કોઈક ને કોઈકનો આશ્રય લેવો એ આ જીવનો સ્વભાવ છે. પરમાત્માનો અંશ હોવાથી આ જીવ પોતાના અંશીને શોધે છે, પરંતુ જ્યાં સુધી તેના લક્ષ્યમાં, ઉદ્દેશ્યમાં પરમાત્મા નથી હોતા, ત્યાં સુધી એ શરીરની સાથે સંબંધ જોડીને રહે છે અને શરીર જેનો અંશ છે, તે સંસાર તરફ ખેંચાય છે. તે એમ માનવા લાગે છે કે સંસારમાંથી જ મને કશુંક મળશે, આનાથી જ હું ન્યાલ થઈ જઈશ, જે કંઈ થશે, તે સંસારથી જ થશે. પરંતુ જ્યારે તે ભગવાનને જ સર્વોપરી માની લે છે, ત્યારે તે ભગવાનમાં જ આસક્ત થઈ જાય છે અને ભગવાનનો જ આશ્રય લઈ લે છે.

સંસારનો અર્થાત્ ધન, સંપત્તિ, વૈભવ, વિદ્યા, બુદ્ધિ, યોગ્યતા, કુટુંબ વગેરેનો જે આશ્રય છે, તે નાશવાન છે, દૂર થવાવાળો છે અને સ્થિર રહેવાવાળો નથી. તે સદા રહેવાવાળો નથી અને સદાને માટે પૂર્તિ અને તૃપ્તિ કરાવનારો પણ નથી. પરંતુ ભગવાનનો આશ્રય કદી કિંચિત્માત્ર પણ ઓછો થવાવાળો નથી; કેમકે ભગવાનનો આશ્રય પહેલાં પણ હતો, અત્યારે પણ છે અને આગળ જતાં પણ રહેશે. આથી આશ્રય કેવળ ભગવાનનો જ લેવો જોઈએ. કેવળ ભગવાનનો જ આશ્રય, અવલંબન, આધાર અને સહારો હોય. એનું જ વાચક અહીં **'મદાશ્રયઃ'** પદ છે.

ભગવાન કહે છે કે મન પણ મારામાં આસક્ત થઈ જાય અને આશ્રય પણ મારો થાય. મન આસક્ત થાય છે – પ્રેમથી અને પ્રેમ થાય છે – પોતાપણાથી. આશ્રય લેવામાં આવે છે – મોટાનો કે સર્વસમર્થનો. સર્વસમર્થ તો આપણા પ્રભુ જ છે. એટલા માટે એમનો જ આશ્રય લેવાનો છે અને એમના પ્રત્યેક વિધાનમાં પ્રસન્ન થવાનું છે કારણ કે તેઓ મારા મનની વિરુદ્ધ વિધાન મોકલીને મારી કેટલી દેખરેખ રાખે છે! મારો કેટલો ખ્યાલ રાખે છે કે મારી સંમતિ લીધા વિના જ વિધાન કરે છે! એવા મારા દયાળુ પ્રભુની મારા ઉપર કેટલી આત્મીયતા છે! આથી મારે કદી કોઈ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેની કિંચિત્માત્ર પણ આવશ્યકતા નથી. આ રીતે ભગવાનના આશ્રિત રહેવું એને જ **'મદાશ્રયઃ'** હોવું કહે છે.

**'યોગં યુઞ્જન્'** – ભગવાનની સાથે જે સ્વતઃસિદ્ધ અખંડ સંબંધ છે, તે સંબંધને માનતો રહીને તથા સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન રહીને સાધક જપ, ધ્યાન અને કીર્તન કરવામાં તથા ભગવાનની લીલા અને સ્વરૂપનું ચિંતન કરવામાં સ્વાભાવિક જ અટલ ભાવથી જોડાયેલો રહે છે. તેની ચેષ્ટા સ્વાભાવિક જ ભગવાનને અનુકૂળ હોય છે. આ જ **'યોગં યુઞ્જન્'** કહેવાનું તાત્પર્ય છે.

જ્યારે સાધક ભગવાનમાં જ આસક્ત મનવાળો અને ભગવાનના જ આશ્રયવાળો થશે, ત્યારે તે અભ્યાસ શું કરશે? કયો યોગ કરશે? તે ભગવત્સંબંધી અથવા સંસાર સંબંધી જે પણ કાર્ય કરે છે, તે બધો યોગનો જ અભ્યાસ છે. તાત્પર્ય એ છે કે જેની સાથે પરમાત્માનો સંબંધ થઈ જાય છે તે (લૌકિક કે પારમાર્થિક) કામ તો કરે છે, પરંતુ તે પરમાત્માનો વિયોગ થઈ જાય, તેવું કામ નથી કરતો.

**'અસંશયં સમગ્રં મામ્'** – જેનું મન ભગવાનમાં આસક્ત થઈ ગયું છે, જે સર્વથા ભગવાનનો આશ્રિત થઈ ગયો છે અને જેણે ભગવાનના સંબંધનો સ્વીકાર કરી લીધો છે – એવો પુરુષ ભગવાનના સમગ્રરૂપને જાણી લે છે અર્થાત્ સગુણ, નિર્ગુણ, સાકાર, નિરાકાર, અવતાર, અવતારી અને શિવ, ગણેશ, સૂર્ય, વિષ્ણુ વગેરે જેટલાં રૂપો છે, તે બધાંને તે જાણી લે છે.

ભગવાન પોતાના ભક્તની વાત કહેતાં-કહેતાં ધરાતા નથી અને કહે છે કે જ્ઞાનમાર્ગે ચાલવાવાળો તો મને જાણી શકે છે અને પ્રાપ્ત કરી શકે છે; પરંતુ ભક્તિ વડે તો મારો ભક્ત મારા સમગ્ર રૂપને જાણી શકે છે અને ઇષ્ટનું અર્થાત્ જે રૂપે મારી ઉપાસના કરે છે, તે રૂપનું દર્શન

પણ કરી શકે છે.

**'યથા જ્ઞાસ્યસિ તચ્છૃણુ'** – અહીં **'યથા'**[1] પદથી પ્રકાર બતાવવામાં આવ્યો છે કે તું જે પ્રકાર જાણી શકે, તે પ્રકાર પણ કહીશ અને **'તત્'**[2] પદથી બતાવવામાં આવ્યું છે કે જે તત્ત્વને તું જાણી શકે છે, તેનું હું વર્ણન કરું છું, તું સાંભળ.

છઠ્ઠા અધ્યાયના સુડતાળીસમા શ્લોકમાં **'શ્રદ્ધાવાન્ ભજતે યો માં સ મે યુક્તતમો મતઃ'** પદોમાં પ્રથમ પુરુષ (તે)નો પ્રયોગ કરીને સામાન્ય વાત કહી હતી અને અહીં સાતમા અધ્યાયનો આરંભ કરતાં **'યથા જ્ઞાસ્યસિ તચ્છૃણુ'** પદોમાં મધ્યમ પુરુષ (તું)નો પ્રયોગ કરીને અર્જુનને માટે વિશેષરૂપે કહે છે કે તું જે રીતે મારા સમગ્ર રૂપને જાણશે, તે મારી પાસેથી સાંભળ.

આનાથી અગાઉ છ અધ્યાયોમાં ભગવાનને માટે **'સમગ્ર'** શબ્દ નથી આવ્યો. ચોથા અધ્યાયના તેવીસમા શ્લોકમાં **'યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે'** પદોમાં કર્મના વિશેષણના રૂપમાં **'સમગ્ર'** શબ્દ આવ્યો છે અને અહીં **'સમગ્ર'** શબ્દ ભગવાનના વિશેષણના રૂપમાં આવ્યો છે. **'સમગ્ર'** શબ્દમાં ભગવાનનું તાત્ત્વિક સ્વરૂપ સઘળે-સઘળું આવી જાય છે, બાકી કંઈ નથી રહેતું.

## વિશેષ વાત

(૧) આ શ્લોકમાં 'આસક્તિ કેવળ મારામાં જ હોય, આશ્રય પણ કેવળ મારો જ હોય, પછી યોગનો અભ્યાસ કરવામાં આવે તો મારા સમગ્ર રૂપને જાણી લેશે' – એવું કહેવામાં ભગવાનનું તાત્પર્ય એ છે કે જો મનુષ્યની આસક્તિ ભોગોમાં હોય અને આશ્રય રૂપિયા, પૈસા, કુટુંબ વગેરેનો હોય તો કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ વગેરે કોઈ યોગનો અભ્યાસ કરતો હોવા છતાં પણ મને નથી જાણી શકતો. મારા સમગ્રરૂપને જાણવા માટે તો મારામાં જ પ્રેમ હોય, મારો જ આશ્રય હોય. મારા દ્વારા કોઈ પણ કાર્યપૂર્તિની ઈચ્છા ન હોય. આમ થવું જોઈએ અને આમ નહિ થવું જોઈએ – એવી કામનાને છોડીને, ભગવાન જે કરે છે, તે જ થવું જોઈએ અને ભગવાન જે નથી કરવા ઈચ્છતા, તે નહિ થવું જોઈએ – એ ભાવથી કેવળ મારો આશ્રય લે છે, તે મારા સમગ્ર રૂપને જાણી લે છે. એટલા માટે ભગવાન અર્જુનને કહે છે કે તું **'મય્યાસક્તમનાઃ'** અને **'મદાશ્રયઃ'** થઈ જા.

(૨) પરમાત્માની સાથે વાસ્તવિક સંબંધનું નામ **'યોગમ્'** છે અને તે સંબંધને અખંડભાવે માનવાનું નામ **'યુઞ્જન્'** છે. તાત્પર્ય એ છે કે મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરેની સાથે સંબંધ માનીને પોતાનામાં 'હું' રૂપે જે એક વ્યક્તિત્વ માની રાખ્યું છે, તેને ન માનતાં પરમાત્માની સાથે જે પોતાની વાસ્તવિક અભિન્નતા છે, તેનો અનુભવ કરતા રહેવું.

વાસ્તવમાં **'યોગં યુઞ્જન્'**ની એટલી આવશ્યકતા નથી, જેટલી આવશ્યકતા સંસારની આસક્તિ અને આશ્રય છોડવાની છે. સંસારની આસક્તિ અને આશ્રય છોડવાથી પરમાત્માનું ચિંતન સ્વતઃસ્વાભાવિક થશે અને સઘળી ક્રિયાઓ નિષ્કામભાવપૂર્વક થવા લાગશે. પછી ભગવાનને જાણવા માટે તેને કોઈ અભ્યાસ નહિ કરવો પડે. એનું તાત્પર્ય એ છે કે જેનું સંસાર તરફ ખેંચાણ છે અને જેના અંતઃકરણમાં ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓનું મહત્ત્વ રહેલું છે, તે પરમાત્માના વાસ્તવિક સ્વરૂપને નથી જાણી શકતો.

મનુષ્યની જ્યારે સમાજની કોઈ મોટી વ્યક્તિની સાથે આત્મીયતા થઈ જાય છે, ત્યારે તેને એક જાતની પ્રસન્નતા થાય છે. એવી જ રીતે આપણા સદાના હિતૈષી અને આપણા ખાસ અંશી ભગવાન સાથે આત્મીયતા થઈ જાય છે, ત્યારે હરદમ પ્રસન્નતા રહેવાથી એક અલૌકિક અને વિલક્ષણ પ્રેમ પ્રગટ થઈ જાય છે. પછી સાધક સ્વાભાવિક જ ભગવાનમાં મનવાળો અને ભગવાનનો આશ્રિત થઈ જાય છે.

## શરણાગતિના પર્યાયો

આશ્રય, અવલંબન, આધીનતા, પ્રપત્તિ અને સહારો- આ બધા શબ્દો શરણાગતિના પર્યાયવાચક હોવા છતાં પણ પોતાનો અલગ અર્થ રાખે છે; જેમ કે-

(૧) **આશ્રય** – જેવી રીતે આપણે પૃથ્વીના આધાર વિના જીવી જ નથી શકતા અને ઊઠવું, બેસવું વગેરે કંઈ કરી જ નથી શકતા, એવી જ રીતે પ્રભુના આધાર વિના આપણે જીવી નથી શકતા અને કંઈ પણ કરી નથી શકતા. જીવવાનું અને કંઈ પણ કરવાનું પ્રભુના આધારથી જ થાય છે. એને જ **'આશ્રય'** કહે છે.

---

૧. સ્થૂળથી માંડીને સૂક્ષ્મ સુધી વર્ણન કરવાનું (જેમ કે – ભૂમિથી જળ સૂક્ષ્મ છે. જળથી અગ્નિ સૂક્ષ્મ છે, અગ્નિથી વાયુ સૂક્ષ્મ છે વગેરે) – એ **'યથા'** કહેવાનું તાત્પર્ય છે. આ **'યથા'** અર્થાત્ પ્રકારનું વર્ણન આ જ અધ્યાયના ચોથાથી સાતમા શ્લોક સુધી થયું છે.

૨. જે કંઈ કાર્ય (સંસાર) દેખાય છે, તેમાં કારણરૂપે ભગવાન જ છે – **'તત્'** કહેવાનું તાત્પર્ય છે. એનું વર્ણન આ જ અધ્યાયના આઠમાથી બારમા શ્લોક સુધી થયું છે.

(૨) **અવલંબન** – જેવી રીતે કોઈના હાથનું હાડકું તૂટતાં ડૉક્ટર તેના ઉપર પટ્ટી બાંધીને તેને ગળાને સહારે લટકાવી દે છે તો તે હાથ ગળાનો અવલંબિત થઈ જાય છે, એવી જ રીતે સંસારથી નિરાશ અને અનાશ્રિત થઈને ભગવાનને આશરે રહેવું અર્થાત્ ભગવાનને પકડી લેવાનું નામ 'અવલંબન' કરે છે.

(૩) **આધીનતા** – આધીનતા બે રીતે થાય છે – (૧) કોઈ આપણને જબરદસ્તીથી આધીન કરી લે કે પકડી લે અને (૨) આપણે પોતાના તરફથી કોઈને આધીન થઈ જઈએ કે તેના દાસ બની જઈએ. એવી જ રીતે પોતાનું કોઈ પણ પ્રયોજન ન રાખીને અર્થાત્ કેવળ ભગવાનને નાતે જ અનન્યભાવે સર્વથા ભગવાનના દાસ બની જવું અને કેવળ ભગવાનને જ પોતાના સ્વામી માની લેવા એ **'આધીનતા'** છે.

(૪) **પ્રપત્તિ** – જેવી રીતે કોઈ કોઈક સમર્થનાં ચરણોમાં લાંબો થઈ જાય, એવી જ રીતે સંસાર તરફથી સર્વથા નિરાશ થઈને ભગવાનનાં ચરણોમાં પડી જવું એ **'પ્રપત્તિ'** (પ્રપન્નતા) છે.

(૫) **સહારો** – જેવી રીતે જળમાં ડૂબવાવાળાને કોઈ વૃક્ષ, લતા, દોરડું વગેરેનો આધાર મળી જાય છે, એવી જ રીતે સંસાર સાગરમાં વારંવાર (જન્મ-મરણરૂપી) ડૂબવાના ભયથી ભગવાનનો આધાર લઈ લેવો એ **'સહારો'** છે.

આ રીતે ઉપર્યુક્ત બધા શબ્દોમાં કેવળ શરણાગતિનો ભાવ પ્રગટ થાય છે. શરણાગતિ ત્યારે થાય છે, જ્યારે ભગવાનમાં જ આસક્તિ હોય અને ભગવાનનો જ આશ્રય હોય અર્થાત્ ભગવાનમાં જ મન-બુદ્ધિ જોડાય. જો મનુષ્ય મન-બુદ્ધિસહિત સ્વયં ભગવાનનો આશ્રિત (સમર્પિત) થઈ જાય, તો શરણાગતિના ઉપર્યુક્ત સઘળે-સઘળા ભાવો તેનામાં આવી જાય છે.

મન અને બુદ્ધિને પોતાનાં **ન** માનીને 'તે ભગવાનનાં જ છે' એવું દૃઢતાથી માની લેવાથી સાધક **'મય્યાસક્તમનાઃ'** અને **'મદાશ્રયઃ'** થઈ જાય છે. સાંસારિક વસ્તુમાત્ર પ્રતિક્ષણે પ્રલય તરફ જઈ રહી છે અને કોઈ પણ વસ્તુ સાથે પોતાનો નિત્યસંબંધ છે જ નહિ – એ બધાનો અનુભવ છે. જો આ અનુભવને મહત્ત્વ આપવામાં આવે અર્થાત્ નષ્ટ થનારા સંબંધને પોતાનો ન માનવામાં આવે તો પોતાના કલ્યાણનો ઉદ્દેશ્ય હોવાથી ભગવાનની શરણાગતિ આપોઆપ આવી જશે. કારણ કે એ આપમેળે જ ભગવાનનો થયો છે. સંસારની સાથે સંબંધ કેવળ માનેલો છે (વાસ્તવમાં સંબંધ છે નહિ) અને ભગવાનથી કેવળ વિમુખતા થઈ છે (વાસ્તવમાં વિમુખતા છે જ નહિ.) એટલા માટે સંસાર સાથે માનેલો સંબંધ છોડતાં, ભગવાનની સાથે જે સ્વતઃસિદ્ધ સંબંધ છે, તે પ્રગટ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** જેનું મન સ્વાભાવિક જ ભગવાન તરફ ખેંચાઈ ગયું છે, જે બધી રીતે ભગવાનનો આશ્રિત થઈ ગયો છે અને જેણે ભગવાનની સાથે પોતાના સ્વતઃસિદ્ધ નિત્યયોગ – (આત્મીય સંબંધ) નો સ્વીકાર કરી લીધો છે, તે ભક્ત ભગવાનના સમગ્ર રૂપને જાણી લે છે. સર્વ કંઈ ભગવાન જ છે – આ ભગવાનનું સમગ્ર રૂપ છે.

**'મય્યાસક્તમનાઃ'** : – માં પ્રેમની અને **'મદાશ્રયઃ'** માં શ્રદ્ધાની પ્રધાનતા છે.

**'સમગ્રં મામ્'** – આમાં **'સમગ્રમ્'** (સમગ્રરૂપ) વિશેષણ છે અને **'મામ્'** (ભગવાન) વિશેષ્ય છે. ભક્તનો સંબંધ વિશેષણના સાથે નહીં પરંતુ વિશેષ્યની સાથે હોય છે.

છઠ્ઠા અધ્યાયના અંતમાં **'શ્રદ્ધાવાન ભજતે યો મામ્'** પદોમાં આવેલા **'મામ્'** નું સ્વરૂપ શું છે – તે ભગવાન અહીં બતાવે છે કે તે 'મામ્' મારું સમગ્રરૂપ છે.

**'યથા જ્ઞાસ્યસિ તચ્છૃણુ'** – તે સમગ્રરૂપનું વર્ણન હું આ પ્રમાણે ઉપાય, યુક્તિ, શૈલીથી કહીશ, જેથી તું મને સુગમતાપૂર્વક યથાર્થરૂપે જાણી લઈશ.

અર્જુને પાછલા અધ્યાયમાં પોતાનો સંશય પ્રગટ કર્યો હતો – **'એતન્મે સંશયં કૃષ્ણ'**. (૬/૩૯). તેથી ભગવાન કહે છે કે હવે હું તે જ વાત કહીશ, જેથી કોઈ સંશય શેષ ન રહે.

—■—

*સંબંધ – પહેલા શ્લોકમાં ભગવાને અર્જુનને કહ્યું હતું કે તું મારા સમગ્રરૂપને જેવું જાણશે, તે સાંભળ. હવે ભગવાન આગળના શ્લોકમાં તેને સંભળાવવાની પ્રતિજ્ઞા કરે છે*

**જ્ઞાનં તેઽહં સવિજ્ઞાનમિદં વક્ષ્યામ્યશેષતઃ ।**
**યજ્જ્ઞાત્વા નેહ ભૂયોઽન્યજ્જ્ઞાતવ્યમવશિષ્યતે ॥ ૨॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **અહમ્** | = હું | **અશેષતઃ** | = સંપૂર્ણપણે | **ભૂયઃ** | = ફરી |
| **તે** | = તારે માટે | **વક્ષ્યામિ** | = કહીશ, | **અન્યત્** | = બીજું કશું પણ |
| **ઇદમ્** | = આ | **યત્** | = જેને | **જ્ઞાતવ્યમ્** | = જાણવાલાયક |
| **સવિજ્ઞાનમ્** | = વિજ્ઞાનસહિત | **જ્ઞાત્વા** | = જાણીને | **ન, અવશિષ્યતે** | = શેષ રહેશે નહીં. |
| **જ્ઞાનમ્** | = જ્ઞાન | **ઇહ** | = આ વિષયમાં | | |

*ટીકા* – **'જ્ઞાનં તેઽહં સવિજ્ઞાનમિદં વક્ષ્યામ્યશેષતઃ'** – ભગવાન કહે છે કે ભાઈ અર્જુન! હવે હું વિજ્ઞાનસહિત જ્ઞાન કહીશ,[1] તને કહીશ અને હું પોતે કહીશ તથા સંપૂર્ણતાથી કહીશ. આમ તો દરેક મનુષ્ય દરેક ગુરુ પાસેથી મારા સ્વરૂપના સંબંધમાં સાંભળે છે અને તેનાથી લાભ પણ થાય છે; પરંતુ તને હું સ્વયં કહી રહ્યો છું. સ્વયં કોણ? જે સમગ્ર પરમાત્મા છે, તે હું પોતે! હું પોતે મારા સ્વરૂપનું જેવું વર્ણન કરી શકું છું, એવું બીજા નથી કરી શકતા; કેમકે બીજા તો સાંભળીને અને પોતાની બુદ્ધિ અનુસાર વિચાર કરીને જ કહે છે.[2] તેમની બુદ્ધિ સમષ્ટિ બુદ્ધિનો એક નાનો સરખો અંશ હોવાથી તે કેટલું જાણી શકે છે? સાંભળીને કહેનારા તો પહેલાં અજાણ્યા હતા પછીથી જાણકાર બન્યા છે, પરંતુ હું સદા અલુપ્તજ્ઞાન (જેનું જ્ઞાન લુપ્ત થતું નથી) છું. મારાથી અજાણ્યું કશું નથી, ન કદી હતું, ન થશે અને ન થવું સંભવિત પણ છે. એટલા માટે હું તારે માટે એ તત્ત્વનું વર્ણન કરીશ, જેને જાણ્યા પછી બીજું કંઈ જાણવાનું બાકી નહિ રહે.

દસમા અધ્યાયના સોળમા શ્લોકમાં અર્જુન કહે છે કે આપ પોતાની દિવ્ય વિભૂતિઓને સંપૂર્ણપણે કહેવામાં સમર્થ છો – **'વક્તુમર્હસ્યશેષેણ દિવ્યા હ્યાત્મવિભૂતયઃ'** તો તેના ઉત્તરમાં ભગવાન કહે છે કે મારા વિસ્તારનો અંત નથી. તેથી મુખ્યરૂપે સંક્ષેપમાં કહીશ – **'પ્રાધાન્યતઃ કુરુશ્રેષ્ઠ નાસ્ત્યન્તો વિસ્તરસ્ય મે'** (અ. ૧૦/૧૯). પછી અંતે કહે છે કે મારી વિભૂતિઓનો અંત નથી – **'નાન્તોઽસ્તિ મમ દિવ્યાનાં વિભૂતીનાં પરંતપ'** (અ. ૧૦/૪૦). અહીં (અ. ૭/૨માં) ભગવાન કહે છે કે હું વિજ્ઞાનસહિત જ્ઞાનને સંપૂર્ણતાથી કહીશ, શેષ નહિ રાખું – **'અશેષતઃ'** એનું તાત્પર્ય એ સમજવું જોઈએ કે હું તત્ત્વથી કહીશ. તત્ત્વથી કહ્યા પછી કહેવું અને જાણવું કંઈ પણ બાકી નહિ રહે.

દસમા અધ્યાયમાં વિભૂતિ અને યોગની વાત આવી કે ભગવાનની વિભૂતિઓનો અને યોગનો અંત નથી. અભિપ્રાય એ છે કે વિભૂતિઓનો અર્થાત્ ભગવાનની જે અલગ-અલગ શક્તિઓ છે, તેઓનો અને ભગવાનના યોગનો અર્થાત્ સામર્થ્ય અને ઐશ્વર્યનો અંત નથી. રામચરિતમાનસમાં કહ્યું છે –

**નિર્ગુન રૂપ સુલભ અતિ સગુન જાન નહિં કોઈ।**
**સુગમ અગમ નાના ચરિત સુનિ મુનિ મન ભ્રમ હોઈ॥**
(ઉત્તર. ૭૩ ખ)

તાત્પર્ય એ છે કે સગુણ ભગવાનનો જે પ્રભાવ છે, ઐશ્વર્ય છે, તેનો અંત નથી. જ્યારે અંત જ નથી, ત્યારે એને જાણવો એ મનુષ્યની બુદ્ધિની બહારની વાત છે, પરંતુ જે વાસ્તવિક તત્ત્વ છે, તેને મનુષ્ય સુગમતાથી સમજી શકે છે. જેવી રીતે, સોનાનાં ઘરેણાં કેટલાં હોય છે? તેને મનુષ્ય નથી જાણી શકતો; કેમકે ઘરેણાંનો અંત નથી; પરંતુ એ બધાં ઘરેણાંમાં તત્ત્વથી એક સોનું જ છે, તેને તો મનુષ્ય જાણી જ શકે છે. એવી જ રીતે પરમાત્માની સંપૂર્ણ વિભૂતિઓ અને સામર્થ્યને કોઈ જાણી નથી શકતું; પરંતુ એ બધામાં તત્ત્વથી એક પરમાત્મા જ છે, તેને તો મનુષ્ય જાણી જ શકે છે. પરમાત્માને તત્ત્વથી જાણવાથી તેની સમજ તત્ત્વથી પરિપૂર્ણ થઈ જાય છે, બાકી નથી રહેતી. જેવી રીતે કોઈ કહે કે 'મેં

---

૧. હું 'વિજ્ઞાનસહિત જ્ઞાન' સંપૂર્ણતાથી કહીશ – એમાં વિજ્ઞાન, જ્ઞાનનું વિશેષણ છે. વિશેષણ વિશેષ્યની વિશેષતા બતાવનારું હોય છે. એ દૃષ્ટિએ વિશેષ્ય વ્યાપક થયું અને વિશેષણ વ્યાપ્ય થયું અર્થાત્ જ્ઞાન (વિશેષ્ય) મોટું થયું અને વિજ્ઞાન (વિશેષણ) નાનું થયું. પરંતુ વિજ્ઞાને જ્ઞાનની વિશેષતા બતાવી દીધી – એ દૃષ્ટિએ વિજ્ઞાન મોટું અર્થાત્ શ્રેષ્ઠ થયું. અહીં આ સંસાર ભગવાનથી જ ઉત્પન્ન થાય છે અને ભગવાનમાં જ લીન થાય છે – એવું માનવું જ્ઞાન છે; અને સર્વ કંઈ ભગવાન જ છે, ભગવાન જ સંસારમાં સર્વ કંઈ બનેલા છે, ભગવાનના સિવાય કંઈ છે જ નહિ - એવો અનુભવ થઈ જવો એ વિજ્ઞાન છે. આમાં જ્ઞાન સામાન્ય બન્યું અને વિજ્ઞાન વિશેષ બન્યું.

૨. જેમ કે, કોઈ વર્ણન કરે, તો વર્ણન કરવાવાળાનો જે પોતાનો અનુભવ છે, તે પૂરો બુદ્ધિમાં નથી આવતો; બુદ્ધિમાં જેટલો આવે છે તેટલો મનમાં નથી આવતો અને જેટલો મનમાં આવે છે, તેટલો કહેવામાં નથી આવતો. આ રીતે જ્યારે તેનો પોતાનો અનુભવ પણ પૂરો કહેવામાં નથી આવતો અર્થાત્ તે પોતાના અનુભવને પણ પૂરો પ્રગટ નથી કરી શકતો, તો પછી તે ભગવાન જેવું વર્ણન ભગવાનના સંબંધમાં કેવી રીતે કરી શકે?

જળ પી લીધું' તો એનું તાત્પર્ય એ નથી કે હવે સંસારમાં જળ બાકી નથી રહ્યું. આથી જળ પીવાથી જળનો અંત નથી થયો, પરંતુ આપણી તરસનો અંત થયો છે. આ જ રીતે પરમાત્મતત્ત્વને તત્ત્વથી સમજી લેતાં પરમાત્મતત્ત્વના જ્ઞાનનો અંત નથી થયો, પરંતુ આપણી પોતાની જે સમજ છે અને જિજ્ઞાસા છે, તે પૂર્ણ થઈ છે, એનો અંત થયો છે, એમાં કેવળ પરમાત્મતત્ત્વ જ રહ્યું છે.

દસમા અધ્યાયના બીજા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે મારા પ્રગટ થવાને દેવતા અને મહર્ષિ નથી જાણતા, અને ત્રીજા શ્લોકમાં કહ્યું છે કે જે મને અજન્મા અને અનાદિ જાણે છે, તે મનુષ્યોમાં અસંમૂઢ છે અને તે સઘળાં પાપોથી મુક્ત થઈ જાય છે. તો જેને દેવતા અને મહર્ષિ નથી જાણતા, તેને મનુષ્ય જાણી લે – એ કેવી રીતે બની શકે? ભગવાન અજ (અજન્મા) અને અનાદિ છે, એવું દૃઢતાથી માનવું એ જ જાણવું છે. મનુષ્ય ભગવાનને અજ અને અનાદિ માની જ શકે છે. પરંતુ જેવી રીતે બાળક પોતાનાં માતા-પિતાના લગ્ન નથી જોઈ શકતો, એવી રીતે બધાં પ્રાણીઓનો આદિ તથા ખુદ અનાદિ ભગવાનને દેવતા, ઋષિ, મહર્ષિ, તત્ત્વજ્ઞ, જીવનમુક્ત વગેરે નથી જાણી શકતા. આ જ રીતે ભગવાનના અવતારોને તેમની લીલાને અને ઐશ્વર્યને કોઈ જાણી નથી શકતું, કેમકે તે અંનત છે, અગાધ છે. પરંતુ તેઓને તત્ત્વથી તો જાણી જ શકાય છે.

પરમાત્મતત્ત્વને જાણવાને માટે 'જ્ઞાનયોગ'માં જાણકારી (જાણવા)નું પ્રાધાન્ય રહે છે અને 'ભક્તિયોગ'માં માન્યતા (માનવા)નું પ્રાધાન્ય રહે છે. જે વાસ્તવિક માન્યતા હોય છે, તે બહુ દૃઢ હોય છે. તેને કોઈ ચલિત નથી કરી શકતું અર્થાત્ માનવાવાળો જ્યાં સુધી પોતાની માન્યતાને ન છોડે, ત્યાં સુધી તેની માન્યતાને કોઈ છોડાવી નથી શકતું. જેવી રીતે, મનુષ્યે સંસાર અને સંસારના પદાર્થોને પોતાને માટે ઉપયોગી માની રાખ્યા હોય તો એ માન્યતાને પોતે છોડ્યા વિના બીજો કોઈ છોડાવી નથી શકતો, પરંતુ સ્વયં પોતાને એ વાતનો અનુભવ થઈ જાય કે, આ બધા પદાર્થો ઉત્પન્ન અને નષ્ટ થવાવાળા છે, તો એ માન્યતાને મનુષ્ય છોડી શકે છે, કેમકે એ માન્યતા અસત્ય છે, જૂઠી છે. આમ અસત્ય માન્યતાને પણ બીજો કોઈ છોડાવી નથી શકતો, ત્યારે જે વાસ્તવિક પરમાત્મા બધાના મૂળમાં છે, એ તથ્યને કોઈ માની લે તો એ માન્યતા કેવી રીતે છૂટી શકે? કેમકે એ માન્યતા સત્ય છે. આ યથાર્થ માન્યતા જ્ઞાનથી ઓછી નથી હોતી, પરંતુ જ્ઞાનની જેમ જ દૃઢ હોય છે.

ભક્તિમાર્ગમાં માનવું મુખ્ય હોય છે. જેવી રીતે, દસમા અધ્યાયના પહેલા શ્લોકમાં ભગવાને અર્જુનને કહ્યું કે 'હે મહાબાહો અર્જુન! હું તારા હિતને માટે પરમ (સર્વશ્રેષ્ઠ) વચન કહું છું, તું સાંભળ અર્થાત્ તું મારા આ વચનને માની લે.' ત્યાં ભક્તિનો વિષય છે; તેથી ત્યાં માનવાની વાત કહે છે. જ્ઞાનમાર્ગમાં જાણવાનું મુખ્ય હોય છે. જેમ કે, ચૌદમા અધ્યાયના પહેલા શ્લોકમાં ભગવાને કહ્યું કે 'હું ફરીથી જ્ઞાનોમાં ઉત્તમ અને સર્વોત્કૃષ્ટ જ્ઞાન કહું છું, જેને જાણવાથી સઘળા મુનિઓ પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા છે.' ત્યાં જ્ઞાનનો વિષય છે, આથી ત્યાં જાણવાની વાત કહે છે. ભક્તિમાર્ગમાં મનુષ્ય માનીને જાણી લે છે અને જ્ઞાનમાર્ગમાં જાણીને માની લે છે. આથી પૂર્ણ થતાં બન્નેની એકતા થઈ જાય છે.

## જ્ઞાન અને વિજ્ઞાનસંબંધી વિશેષ વાત

સંસાર ભગવાનથી જ પેદા થાય છે અને એમનામાં જ લીન થાય છે, એટલા માટે ભગવાન આ સંસારનું મહાકારણ છે – એવું માનવું એ 'જ્ઞાન' છે. ભગવાનના સિવાય બીજી કોઈ ચીજ છે જ નહિ. સર્વ કાંઈ ભગવાન જ છે, સ્વયં ભગવાન જ સર્વ કંઈ બનેલા છે – એવો અનુભવ થઈ જવો એ 'વિજ્ઞાન' છે.

અપરા અને પરા પ્રકૃતિ મારી છે; એમના સંયોગથી સઘળાં પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે અને હું સંપૂર્ણ જગતનું મહાકારણ છું (અ. ૭/૪-૬) – એવું કહીને ભગવાને 'જ્ઞાન'નો પરિચય આપ્યો. મારા સિવાય અન્ય કંઈ છે જ નહિ, સૂતરના દોરામાં તે જ સૂતરના બનેલા મણકાઓની જેમ સર્વ કંઈ મારામાં જ ઓતપ્રોત છે (અ. ૭/૭) – એવું કહીને ભગવાને 'વિજ્ઞાન'નો પરિચય આપ્યો.

જળમાં રસ અને ચંદ્ર-સૂર્યમાં પ્રભા હું છું વગેરે; સઘળાં ભૂતોનું સનાતન બીજ હું છું; સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો મારાથી જ થાય છે (અ. ૭/૮થી ૧૨) – એવું કહીને 'જ્ઞાન'નું વર્ણન કર્યું એ મારામાં અને હું તેઓમાં નથી, અર્થાત્ સર્વ કંઈ હું જ હું છું; કેમકે એમની સ્વતંત્ર સત્તા નથી (અ. ૭/૧૨) – એવું કહીને 'વિજ્ઞાન'નું વર્ણન કર્યું.

જે મારા સિવાય ગુણોની અલગ સત્તા માની લે છે, તે મોહિત થઈ જાય છે, પરંતુ જે ગુણોથી મોહિત ન થઈને અર્થાત્ આ ગુણો ભગવાનથી જ થાય છે અને ભગવાનમાં જ લીન થાય છે – એવું માનીને જે મારે શરણે આવે છે, તે ગુણમયી માયાને તરી જાય છે. એવા મારે શરણે આવનારા ચાર પ્રકારના ભક્તો હોય છે – અર્થાર્થી, આર્ત, જિજ્ઞાસુ અને જ્ઞાની (પ્રેમી). એ બધા ઉદાર છે, પરંતુ જ્ઞાની અર્થાત્ પ્રેમી મને અત્યંત પ્રિય છે અને મારો આત્મા જ છે (અ. ૭/૧૩થી ૧૮) – એવું કહીને 'જ્ઞાન'નું વર્ણન

કર્યું, જેને 'સર્વ કંઈ વાસુદેવ જ છે' એવો અનુભવ થઈ જાય છે, તે મહાત્મા અત્યંત દુર્લભ છે (અ. ૭/૧૯) – એવું કહીને 'વિજ્ઞાન'નું વર્ણન કર્યું.

મને ન માનીને જેઓ કામનાઓને કારણે અન્ય દેવતાઓને શરણે જાય છે, તેઓને અંતવાળું ફળ (જન્મ-મરણ) મળે છે અને જેઓ મારે શરણે આવી જાય છે, તેઓને હું મળી જાઉં છું. જેઓ મને અજ-અવિનાશી નથી જાણતા, તેઓની સમક્ષ હું પ્રગટ નથી થતો. હું ભૂત, ભવિષ્ય અને વર્તમાન – ત્રણે કાળને અને તેઓમાં રહેવાવાળાં સઘળાં પ્રાણીઓને જાણું છું, પરંતુ મને કોઈ નથી જાણતું. જેઓ દ્વન્દ્વમોહથી મોહિત થઈ જાય છે, તેઓ વારંવાર જન્મ-મરણને પ્રાપ્ત થાય છે. જેઓ એક નિશ્ચય કરીને મારી દૃઢ ભક્તિ કરે છે, તેઓનાં પાપ નષ્ટ થઈ જાય છે તથા તેઓ નિર્દ્વન્દ્વ થઈ જાય છે (અ. ૭/૨૦થી ૨૮) – એવું કહીને 'જ્ઞાન'નું વર્ણન કર્યું. જેઓ મારો આશ્રય લે છે, તેઓ બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞને જાણી લે છે અર્થાત્ ચર-અચર સર્વ કંઈ હું જ છું, એવો તેઓને અનુભવ થઈ જાય છે (અ. ૭/૨૯-૩૦) – એવું કહીને 'વિજ્ઞાન'નું વર્ણન કર્યું.

**'યજ્જ્ઞાત્વા નેહ ભૂયોऽન્યજ્જ્ઞાતવ્યમવશિષ્યતે'** – વિજ્ઞાનસહિત જ્ઞાનને જાણ્યા પછી જાણવાનું શેષ નથી રહેતું. તાત્પર્ય એ છે કે મારા સિવાય સંસારનું મૂળ બીજું કંઈ નથી, કેવળ હું જ છું – **'મત્તઃ પરતરં નાન્યત્કિઞ્ચિદસ્તિ ધનંજય'** (ગીતા- ૭/૭) અને તત્ત્વથી સર્વ કંઈ વાસુદેવ જ છે – **'વાસુદેવઃ સર્વમ્'** (અ. ૭/૧૯), બીજું કંઈ છે જ નહિ – એવું જાણી લેશે તો જાણવું બાકી કેવી રીતે રહેશે? કેમકે એના સિવાય બીજું કંઈ જાણવા યોગ્ય છે જ નહિ. જો એક પરમાત્માને ન જાણીને સંસારની તમામ વિદ્યાઓને જાણી પણ લીધી તો પણ વાસ્તવમાં કંઈ જ નથી જાણ્યું, કોરો પરિશ્રમ જ કર્યો છે.

'જાણવાનું કંઈ બાકી નથી રહેતું' – એનું તાત્પર્ય એ છે કે ઇન્દ્રિયોથી, મનથી અને બુદ્ધિથી જે પરમાત્માને જાણે છે, તે વાસ્તવમાં પૂર્ણ જાણવું નથી. કારણ કે આ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ પ્રાકૃત છે એટલા માટે એ પ્રકૃતિથી અતીત તત્ત્વને નથી જાણી શકતાં. પોતે જ્યારે પરમાત્માને શરણે થઈ જાય છે, ત્યારે પોતે જ પરમાત્માને જાણે છે. એટલા માટે પરમાત્માને સ્વયંથી જ જાણી શકાય છે, મન-બુદ્ધિ વગેરેથી નહિ.

**પરિશિષ્ટ ભાવ** : પરા અને અપરા પ્રકૃતિની સ્વતંત્ર સત્તા નથી – આ 'જ્ઞાન' છે અને પરા-અપરા બધું જ ભગવાન જ છે – આ વિજ્ઞાન છે. તેથી અહમ્ સહિત સર્વ કાંઈ ભગવાન જ છે એ જ વિજ્ઞાનસહિત જ્ઞાન છે.

**'જ્ઞાતવ્યમ્'** – જેને અવશ્ય ભણવું જોઈએ અને જે જાણી શકાય છે, તેને 'જ્ઞાતવ્ય' કહે છે.

વિજ્ઞાન સહિત જ્ઞાનને અર્થાત્ ભગવાનના સમગ્રરૂપને જાણ્યા પછી ફરી જાણવાયોગ્ય કશું જ શેષ રહેતું નથી અર્થાત્ જે યથાર્થ તત્ત્વ જાણવા ઇચ્છે છે, તેના માટે જાણવું કંઈ પણ બાકી રહેતું નથી. કારણ કે એક ભગવાનના સિવાય કિંચિત્-માત્ર કશું છે જ નહીં (આ જ અધ્યાયનો સાતમો શ્લોક), તો ફરી જાણવાયોગ્ય શું બાકી રહેશે ?

અહીં કોઈ કહી શકે છે કે, 'વિજ્ઞાન સહિત જ્ઞાન' કહેવાથી જ્ઞાનની પ્રધાનતા થઈ અને વિજ્ઞાન ગૌણ થયું..? પરંતુ વાસ્તવમાં એવી વાત નથી. ફક્ત 'જ્ઞાન' થી મુક્તિ તો થઈ જાય છે, પરંતુ પ્રેમનો અનંત આનંદ ત્યારે મળે છે, જ્યારે તેની સાથે વિજ્ઞાન પણ હોય. 'જ્ઞાન' સંપત્તિ જેવું છે અને 'વિજ્ઞાન' આકર્ષણ છે. જેમ સંપત્તિના આકર્ષણમાં જે સુખ છે તે સંપત્તિમાં નથી, એ જ પ્રમાણે વિજ્ઞાન (ભક્તિ)માં જે આનંદ છે તે 'જ્ઞાન'માં નથી. 'જ્ઞાન'માં તો અખંડરસ છે, પરંતુ 'વિજ્ઞાન'માં પ્રતિક્ષણ વર્ધમાન રસ છે. તેથી 'વિજ્ઞાન સહિત જ્ઞાન' કહેવામાં ભગવાનનું ધ્યેય મુખ્યતઃ 'વિજ્ઞાન' તરફ જ છે અને તેને જ ભગવાન શ્રેષ્ઠ બતાવવા ઇચ્છે છે, કારણ કે 'વિજ્ઞાન' સમગ્રતાનું વાચક છે.



***સંબંધ*** *– ભગવાને બીજા શ્લોકમાં એ કહ્યું કે હું વિજ્ઞાન સહિત જ્ઞાનને સંપૂર્ણતાથી કહીશ, જેથી કંઈ પણ જાણવાનું બાકી નથી રહેતું. જ્યારે જાણવાનું બાકી રહેતું જ નથી, તો પછી બધા મનુષ્યો એ તત્ત્વને શા માટે નથી જાણી લેતા? એના ઉત્તરમાં આગળનો શ્લોક કહે છે.*

**મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે ।**
**યતતામપિ સિદ્ધાનાં કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ ॥ ૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| સહસ્રેષુ | = હજારો | | (અને એ) | અપિ | = જ |
| મનુષ્યાણામ્ | = માણસોમાંથી | યતતામ્ | = પ્રયત્ન કરનાર | મામ્ | = મને |
| કશ્ચિત્ | = કોઈ (એક) | સિદ્ધાનામ્ | = સિદ્ધો- | તત્વતઃ | = તત્ત્વથી એટલે કે |
| સિદ્ધયે | = સિદ્ધિ (કલ્યાણ) માટે | | (મુક્ત-પુરુષોમાં) | | યથાર્થરૂપે |
| યતતિ | = પ્રયત્ન કરે છે | કશ્ચિત્ | = કોઈ (એક) | વેત્તિ | = જાણે છે. |

*ટીકા* – **'મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે'**[1] – હજારો મનુષ્યોમાં કોઈ એક જ મારી પ્રાપ્તિને માટે યત્ન કરે છે. તાત્પર્ય એ છે કે જેઓમાં મનુષ્યત્વ છે અર્થાત્ જેઓમાં પશુઓની જેમ ખાવું-પીવું અને એશઆરામ કરવાનું નથી, તેઓ જ વાસ્તવમાં મનુષ્ય છે. તે મનુષ્યોમાં પણ જેઓ નીતિ અને ધર્મ ઉપર ચાલવાવાળા છે, એવા મનુષ્યો હજારો છે. એ હજારો મનુષ્યોમાં પણ કોઈ એક જ સિદ્ધિને માટે[2] યત્ન કરે છે. અર્થાત્ જેનાથી વધીને કોઈ લાભ નથી, જેમાં દુઃખનો અંશ પણ નથી અને આનંદની કિંચિત્માત્ર પણ કમી નથી – કમીની સંભાવના જ નથી એવા સ્વતઃસિદ્ધ નિત્યતત્ત્વની પ્રાપ્તિને માટે યત્ન કરે છે.

જે પરલોકમાં સ્વર્ગ વગેરેની પ્રાપ્તિ નથી ઇચ્છતો અને આ લોકમાં ધન, માન, ભોગ, કીર્તિ વગેરે નથી ઇચ્છતો અર્થાત્ જે ઉત્પત્તિ-વિનાશશીલ વસ્તુઓમાં નથી અટકતો અને ભોગવેલા ભોગોના તથા માન-બડાઈ, આદર-સત્કાર વગેરેના સંસ્કારો રહેવાથી તે વિષયોનો સંગ થતાં, તે વિષયોમાં રુચિ થતી હોવા છતાં પણ જે પોતાની માન્યતા, ઉદ્દેશ્ય, વિચાર, સિદ્ધાંત વગેરેથી વિચલિત નથી થતો – એવો કોઈ એક પુરુષ જ સિદ્ધિને માટે યત્ન કરે છે. આનાથી સિદ્ધ થાય છે કે પરમાત્મપ્રાપ્તિ રૂપી સિદ્ધિને માટે યત્ન કરવાવાળા અર્થાત્ દઢતાથી એ તરફ જનારા બહુ જ થોડા મનુષ્યો હોય છે.

પરમાત્મપ્રાપ્તિ તરફ ન વળવાનું કારણ છે – ભોગ અને સંગ્રહમાં આસક્તિ. સાંસારિક ભોગ પદાર્થોમાં કેવળ આરંભમાં જ સુખ દેખાય છે. મનુષ્યો પ્રાયઃ તત્કાળ સુખ આપવાવાળાં સાધનોને જ ચાહે છે. તેનું પરિણામ શું આવશે – તેના ઉપર તેઓ વિચાર કરતા જ નથી. જો તેઓ ભોગ અને ઐશ્વર્યના પરિણામ ઉપર વિચાર કરવા લાગી જાય કે 'ભોગ અને સંગ્રહને અંતે કશું નહિ મળે, કોરા રહી જઈશું અને તેમની પ્રાપ્તિને માટે કરવામાં આવેલાં પાપકર્મોના ફળસ્વરૂપે ચોરાસી લાખ યોનિઓ તથા નરકોના રૂપમાં દુઃખ જ દુઃખ મળશે', તો તેઓ પરમાત્માની સાધનામાં લાગી જશે. બીજું કારણ એ છે કે પ્રાયઃ લોકો સાંસારિક ભોગોમાં જ લાગેલા રહે છે. તેઓમાંથી કેટલાક લોકો સંસારના ભોગોથી વિરક્ત થઈ જાય તો પણ તેઓ પરલોકની સ્વર્ગ વગેરે ભોગભૂમિઓની પ્રાપ્તિ માટે યત્ન કરે છે, પરંતુ પોતાનું કલ્યાણ થાય, પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય – એવો દઢતાથી વિચાર કરીને પરમાત્મા તરફ જનારા લોકો બહુ જ ઓછા હોય છે. ઇતિહાસમાં પણ જોઈએ છીએ તો સકામભાવે તપસ્યા વગેરે સાધનો કરવાવાળાઓનાં જ ચરિત્રો વિશેષ આવે છે. કલ્યાણને માટે તત્પરતાથી સાધન કરવાવાળાઓનાં ચરિત્રો બહુ જ ઓછાં જોવા મળે છે.

વાસ્તવમાં પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કઠિન કે દુર્લભ નથી, પરંતુ એ બાજુ સાચી લગનીથી તત્પરતાપૂર્વક પ્રયાસ કરનારા બહુ જ ઓછા છે. એ બાજુ દઢતાથી પ્રયાસ ન કરવામાં સંયોગજન્ય સુખની તરફ આકૃષ્ટ થવું અને

---

૧. સંખ્યાવાચક શબ્દને જો કશાનું વિશેષણ બતાવવામાં આવે, તો એ શબ્દમાં એકવચન જ હોય છે. જો તેના યોગમાં છઠ્ઠી કરવામાં આવે તો સંખ્યાવાચક શબ્દમાં ત્રણે વચનો થાય છે. અહીં **'મનુષ્યાણામ્'** પદમાં સહસ્ર સંખ્યાના યોગમાં છઠ્ઠી થઈ છે અને **'સહસ્રાણિ'** પદમાં નિર્ધારણ અર્થમાં સપ્તમીનું બહુવચન થયું છે. આથી **'મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે'** પદોનો અર્થ થયો – **'મનુષ્યાણાં સહસ્રાણિ ભગવતિ રુચિં કુર્વન્તિ સહસ્રેષુ કશ્ચિત્ સિદ્ધયે યતતિ ચ'** 'હજારો મનુષ્યો ભગવાનમાં રુચિ રાખે છે, પરંતુ એ હજારોમાંથી કોઈ એક સિદ્ધિને માટે યત્ન કરે છે.

૨. સ્વર્ગ વગેરે લોકોની અને અણિમા, મહિમા, ગરિમા વગેરે સિદ્ધિઓની પ્રાપ્તિ વાસ્તવમાં સિદ્ધિ છે જ નહિ, પરંતુ તે તો અસિદ્ધિ જ છે; કેમકે તે પતન કરવાવાળી અર્થાત્ વારંવાર જન્મ-મરણ દેનારી (અ. ૯/૨૧). એટલા માટે અહીં પરમાત્માની પ્રાપ્તિને જ સિદ્ધિ કહેવામાં આવી છે.

પરમાત્મતત્ત્વની પ્રાપ્તિને માટે ભવિષ્યની આશા[૧] રાખવી એ જ ખાસ કારણ છે.

ઘણું કરીને લોકો આ (ત્રીજા) શ્લોકને તત્ત્વની કઠિનતા બતાવવાવાળો માને છે. પરંતુ વાસ્તવમાં આ શ્લોક તત્ત્વની કઠિનતાના વિષયનો નથી; કેમકે પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કઠિન છે જ નહી; પરંતુ તત્ત્વપ્રાપ્તિની ઉત્કટ અભિલાષા થવી અને અભિલાષાની પૂર્તિને માટે તત્ત્વજ્ઞ જીવનમુકત મહાપુરુષોનું મળવું દુર્લભ છે. અહીં ભગવાન અર્જુનને કહે છે કે 'હું કહીશ અને તું જાણશે', તો અર્જુન જેવો પોતાના શ્રેયનો પ્રશ્ન કરવાવાળો અને ભગવાન જેવા સર્વજ્ઞ કહેવાવાવાળા મળવા દુર્લભ છે. વાસ્તવમાં જોવામાં આવે તો કેવળ ઉત્કટ અભિલાષા થવી જ દુર્લભ છે. કારણ કે અભિલાષા થતાં તેને જણાવવાની જવાબદારી ભગવાન ઉપર આવી જાય છે.

અહીં **'તત્ત્વતઃ'** કહેવાનું તાત્પર્ય એ છે કે તે મારા સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર, શિવ, શક્તિ, ગણેશ, સૂર્ય, વિષ્ણુ વગેરે રૂપોમાં પ્રગટ થવાવાળા અને સમયે-સમયે અનેકવિધ અવતાર લેવાવાળા એવા મને તત્ત્વથી જાણી લે છે અર્થાત્ તેના જાણવામાં કિંચિત્માત્ર પણ સંદેહ નથી રહેતો અને તેના અનુભવમાં એક પરમાત્મતત્ત્વના સિવાય સંસારની કિંચિત્માત્ર પણ સત્તા નથી રહેતી.

**પરિશિષ્ટ ભાવ :** કર્મયોગ, જ્ઞાનયોગ, ધ્યાનયોગ આદિ જેટલાં સાધન છે, તે સાધનોથી (યત્ન કરીને) જે સિદ્ધ થઈ ચૂક્યા છે. એવા જીવનમુક્ત જ્ઞાની મહાપુરુષોમાં પણ 'સર્વ કાંઈ ભગવાન જ છે' – આ પ્રમાણે ભગવાનના સમગ્રરૂપનો યથાર્થરૂપે અનુભવ કરવાવાળા પ્રેમી ભક્તો દુર્લભ છે.[૨] (આ જ અધ્યાયનો ઓગણીસમો શ્લોક)

**'યતતામપિ સિદ્ધાનામ્'** – તે સિદ્ધ અર્થાત્ જીવનમુક્ત પુરુષ પોતાની સ્થિતિ – (મુક્તાવસ્થા) થી અસંતુષ્ટ છે અને તેમની અંદર પરમપ્રેમ – (અનંતરસ) – ને પ્રાપ્ત કરવાની ઉત્કંઠા છે, ભૂખ છે. તેથી બ્રહ્મસૂત્રમાં આવ્યું છે – **'મુક્તોપસૃપ્યવ્યપદેશાત્** (૧-૩-૨) 'તે પ્રેમસ્વરૂપ ભગવાનને મુક્ત પુરુષોને માટે પણ પ્રાપ્તવ્ય બતાવવામાં આવ્યા છે, કારણ એ છે કે મુક્ત થવાથી નાશવાન રસની કામના તો ચાલી જાય છે પરંતુ અનંત રસની કામના (ભૂખ) મટતી નથી. તે ભૂખ ભગવાનની કૃપાથી જ જાગ્રત થાય છે. મતલબ કે જે ભગવાન પર શ્રદ્ધા-વિશ્વાસ રાખીને સાધના કરે છે, જેમની અંદર ભક્તિના સંસ્કાર છે, તેમને ભગવાન જ્ઞાનમાં સંતુષ્ટ થવા દેતા નથી, તેમાં ટકવા દેતા નથી અને તેમની મુક્તિના રસને ફીકો કરી દે છે.

સિદ્ધ (મુક્ત) તો કર્મયોગી, જ્ઞાનયોગી, ધ્યાનયોગી વગેરે બધા થઈ શકે છે, પરંતુ ભગવાનના સમગ્ર રૂપને જાણવાવાળા બધા હોતા નથી. તેથી **'યતતામપિ સિદ્ધાનામ્'** પદોનું તાત્પર્ય છે કે તેઓ યત્ન કરતા રહીને પોતાની પદ્ધતિથી સિદ્ધ તો થઈ ગયા, પરંતુ મારા સમગ્રરૂપને જાણી શક્યા નહીં ! કારણ કે મારા સમગ્રરૂપને પરાભક્તિથી જ જાણી શકાય છે – **'ભક્ત્યા મામભિજાનાતિ યાવાન્યશ્ચાસ્મિ તત્ત્વતઃ'** (ગીતા-૧૮/૫૫).

**'કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ'** અહીં 'મામ' પદ સમગ્ર પરમાત્માના અર્થમાં છે. ભગવાનના સમગ્રરૂપને ભગવાનની કૃપાથી જ જાણી શકાય છે. ચિન્તનથી નહીં (ગીતા – ૧૦/૧૧). અર્જુને પણ ગીતા સાંભળ્યા પછી ભગવાનને કહ્યું કે આપની કૃપાથી મારો મોહ નષ્ટ થઈ ગયો અને સ્મૃતિ પ્રાપ્ત થઈ ગઈ – **'નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા ત્વત્પ્રસાદાન્મયાચ્યુત'** (૧૮-૭૩) જેમ દૂધ પિવડાવતાં ગાય પોતાના વાછરડાને સ્નેહપૂર્વક ચાટે છે, તેનાથી વાછરડાની જે પુષ્ટિ થાય છે, તે માત્ર દૂધ પીવાથી થતી નથી. એવી જ રીતે ભગવાનની કૃપાથી જે જ્ઞાન થાય છે, તે પોતાના ચિન્તનથી થતું નથી, કેમકે ચિન્તન

---

૧. પરમાત્મા બધા સ્થળે, બધા સમયે, સઘળી વ્યક્તિઓમાં, બધી વસ્તુઓમાં, બધી ઘટનાઓમાં, બધી પરિસ્થિતિઓમાં અને સઘળી ક્રિયાઓમાં આપોઆપ પરિપૂર્ણરૂપે મોજૂદ છે; એટલા માટે તેઓની પ્રાપ્તિમાં ભવિષ્યનું કોઈ કારણ જ નથી. પરમાત્મતત્ત્વ કર્મજન્ય નથી. જે વસ્તુ કર્મજન્ય હોય છે, તે ભવિષ્યમાં મળે છે. કારણ કે જે વસ્તુ કર્મજન્ય હોય છે તે ઉત્પત્તિ – વિનાશવાળી હોય છે અને તેમાં સ્થળ, કાળનું અંતર રહે છે; આથી તેને માટે ભવિષ્ય હોય છે. મનુષ્ય એ વિચાર કરે કે પરમાત્મા બધા સ્થળે છે તો અહીં પણ છે, જ્યારે તે અહીં છે તો ક્યાંય જવાની જરૂર નથી. પરમાત્મા બધા સમયમાં છે તો અત્યારે પણ છે, જ્યારે અત્યારે છે, તો ભવિષ્ય શા માટે? પરમાત્મા બધામાં છે તો મારામાં પણ છે, જ્યારે મારામાં છે તો બીજા કોઈમાં શોધવાની પરાધીનતા નથી. પરમાત્મા બધાના છે, તો મારા પણ છે; જ્યારે મારા છે તો મને અત્યંત વહાલા હોવા જ જોઈએ; કારણ કે પોતાની વસ્તુ બધાને વહાલી હોય જ છે. સાથે-સાથે પરમાત્મા સર્વોત્કૃષ્ટ છે અર્થાત્ તેમનાથી મોટું કોઈ છે જ નહિ – એવો વિશ્વાસ થતાં આપોઆપ જ મન ખેંચાશે.

ઉપર્યુક્ત વાતો ઉપર દૃઢ વિશ્વાસ થઈ જાય તો પરમાત્માની આશા ભવિષ્યનું અવલંબન કરવાવાળી નથી થતી; પરંતુ પરમાત્માને તત્કાળ પ્રાપ્ત કરવાની ઉત્કંઠા થઈ જાય છે.

૨. **ધર્મસીલ બિરક્ત અરુ જ્ઞાની । જીવન મુક્ત બ્રહ્મપર પ્રાની ।**
**સબ તે સો દુર્લભ સુરરાયા । રામ ભગતિ રત ગત મદ માયા ॥** (માનસ, ઉત્તર. ૫૪/૩-૪)

કરવામાં સ્વયંની સત્તા રહે છે.

માત્ર નિર્ગુણને જાણનારો પરમાત્માને તત્ત્વથી જાણતો નથી, બલ્કે સગુણ–નિર્ગુણ બન્નેને (સમગ્રને) જાણનારો જ પરમાત્માને તત્ત્વથી જ જાણે છે.

કર્મયોગથી 'શાન્ત આનંદ' (શાન્તિ)ની પ્રાપ્તિ થાય છે, કારણ કે સંસારની સાથે સંબંધ થવાથી જ અશાન્તિ થાય છે. કર્મયોગથી (સંસારનો સંબંધ–વિચ્છેદ થવાથી) શાન્તિ પ્રાપ્ત થઈ જાય છે – **'ત્યાગાચ્છાન્તિરનન્તરમ્'** (ગીતા ૧૨/૧૨). જ્ઞાનયોગથી 'અખંડ આનંદ' ની પ્રપ્તિ થાય છે. અખંડ આનંદને નિજાનંદ પણ કહે છે, કારણ કે એ પોતાના સ્વરૂપનો આનંદ છે. નિજાનંદમાં જીવનો બ્રહ્મની સાથે સાધર્મ્ય (સધર્મતા) થઈ જાય છે. અર્થાત્ જેમ બ્રહ્મ સત્‌-ચિત્‌-આનંદસ્વરૂપ છે, એમ જીવ પણ સત્‌-ચિત્‌-આનંદસ્વરૂપ થઈ જાય છે – **'મમ સાધર્મ્યમાગતાઃ'** (ગીતા – ૧૪/૨). જોકે નિજાનંદની પ્રાપ્તિ થવાથી સાધકમાં કોઈ ઊણપ રહેતી નથી, તેમ છતાં જેની અંદર ભક્તિના સંસ્કાર છે અને ભગવાનની કૃપાનો આશ્રય છે, તેમને નિજાનંદમાં સંતોષ થતો નથી.[૧] તેની અંદર અનંત આનંદની ભૂખ રહે છે, તેથી ભક્તિયોગથી 'અનંત આનંદ' ની પ્રાપ્તિ થાય છે. નિજાનંદ તો અંશ (સ્વરૂપ) નો આનંદ છે પરંતુ અનંત આનંદ અંશી (ભગવાન)નો આનંદ છે. એ સિદ્ધાંત છે કે વસ્તુના આકર્ષણમાં જે સુખ થાય છે, તે સુખ વસ્તુના જ્ઞાનમાં થતું નથી. જેમ કે રૂપિયા-પૈસાના લોભમાં જે સુખ મળે છે, તે પૈસાનું જ્ઞાન થવાથી મળતું નથી. રૂપિયા – પૈસાનું જ્ઞાન થતાં તેનો ઉપયોગ કરવાનું તો આવડી જશે, પરંતુ વિશેષ આકર્ષણ નહીં થાય. 'હજી વધારે મળે', 'હજી વધારે મળે' – આવું આકર્ષણ તો લોભથી જ થાય છે. રૂપિયા-પૈસાનું સુખ તો લોભરૂપી દોષને લીધે દેખાય છે, ખરેખર છે નહીં, પરંતુ ભગવાનનો આનંદ નિર્દોષ પ્રેમને લીધે છે, જે વાસ્તવમાં છે. કારણ કે ભગવાનનો જ અંશ હોવાથી જીવમાં અંશી (ભગવાન)નું આકર્ષણ સ્વતઃ છે. આ સિદ્ધાન્ત છે કે અંશનું અંશી પ્રત્યે સ્વતઃ આકર્ષણ થાય છે, જેમ કે પૃથ્વીનો અંશ હોવાથી ઉપર ફેંકેલો પથ્થર સ્વતઃ પૃથ્વી તરફ ખેંચાય છે. અગ્નિ સ્વતઃ સૂર્ય તરફ ઉપર ખેંચાય છે.[૨] નદીઓ સ્વતઃ સમુદ્ર તરફ ખેંચાય છે, વગેરે વગેરે.

આપણને ભગવાનની આવશ્યકતા કેમ છે ? તેના પર વિચાર કરીએ તો ખ્યાલ આવે છે કે, આપણી કોઈ એવી આવશ્યકતા છે જેને ન તો આપણે પોતાનાથી પૂરી કરી શકીએ છીએ, અને ન સંસાર દ્વારા પૂરી કરી શકીએ છીએ. દુઃખોનો નાશ કરવા માટે અને પરમ શાન્તિ પ્રાપ્ત કરવા માટે ભગવાનની જરૂર નથી. કારણ કે આપણે કામનાઓનો સંપૂર્ણપણે ત્યાગ કરી દઈએ તો આપણાં દુઃખોનો નાશ આપમેળે થઈ જશે અને પરમશાન્તિ પ્રાપ્ત થઈ જશે – **'ત્યાગાચ્છાન્તિરનન્તમ્'** અર્થાત્ આપણે મુક્ત થઈ જઈશું. ભગવાનની જરૂરત આપણને પરમપ્રેમની પ્રાપ્તિને માટે છે. કારણ કે આપણે ભગવાનના જ અંશ છીએ.

જે મનુષ્ય સાંસારિક દુઃખોથી છૂટવા ઇચ્છે છે. પરાધીનતાથી છૂટીને સ્વાધીન થવા ઇચ્છે છે, તેની મુક્તિ થઈ જાય છે. પરંતુ જે માણસ સંસારથી દુઃખી થઈને એવું વિચારે છે કે, કોઈક તો મારું પોતાનું હોત, જે મને તેની શરણમાં લઈને, પોતાના ગળે લગાડીને મારાં દુઃખ, સંતાપ, પાપ, અભાવ, ભય, નિરસતા વગેરે દૂર કરી દેત, આવા આર્ત સાધકને ભક્તિ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ થયું કે, મુક્તિને માટે ભગવાનની આવશ્યકતા નથી, પરંતુ ભક્તિ પ્રાપ્ત કરવા માટે જ ભગવાનની આવશ્યકતા છે. જ્યારે મનુષ્ય આ વાતને જાણી લે છે કે આટલા મોટા સંસારમાં, અનંત બ્રહ્માંડોમાં કોઈ પણ વસ્તુ આપણી પોતાની નથી, બલ્કે જેના એક અંશમાં અનંત બ્રહ્માંડ છે, તે જ આપણો પોતાનો છે, ત્યારે તેની અંદર ભગવાનની આવશ્યકતાનો અનુભવ થાય છે. કારણ કે આપણી વસ્તુ એ જ હોઈ શકે છે, જે હંમેશાં આપણી સાથે રહે અને આપણે હંમેશાં તેની સાથે રહી શકીએ. જે ક્યારેય આપણાથી અલગ ન થાય અને આપણે ક્યારેય તેનાથી અલગ ન થઈએ; એવી વસ્તુ એક ભગવાન જ હોઈ શકે છે.

હવે પ્રશ્ન થાય છે કે જ્યારે મનુષ્યને ભગવાનની આવશ્યકતા છે, તો પછી ભગવાન મળતા કેમ નથી ? એનું કારણ એ છે કે, મનુષ્ય ભગવાનની પ્રાપ્તિ વિના પણ સુખ-ચેનથી રહે છે, તેથી તે તેની આવશ્યકતાને વિસારે પાડી દે છે. તે, મળેલી વસ્તુ, યોગ્યતા અને સામર્થ્યમાં જ સંતોષ માની લે છે. જો તે ભગવાનની આવશ્યકતાનો અનુભવ કરે, ભગવાન વિના ચેન ન પડે, તો ભગવાન પ્રાપ્ત થવામાં વિલંબ નથી. કારણ કે જે નિત્ય પ્રાપ્ત છે, તેની પ્રાપ્તિમાં વાર શેની ?

---

૧. જે મુક્ત થઈ જાય છે, તેને તો સ્વાભાવિક જ સંતોષ થઈ જાય છે, પરંતુ જેની અંદર ભક્તિના સંસ્કાર છે, તેને સંતોષ થતો નથી. કારણ કે ભક્તિના સંસ્કારવાળા ઉપર ભગવાન વિશેષ કૃપા કરે છે અને તેને ક્યાંય અટકવા દેતા નથી.

૨. અહીં શંકા થઈ શકે છે કે રાત્રે સૂર્ય રહેતો નથી, છતાં અગ્નિ રાત્રિના સમયે ઉપરની તરફ કેમ જાય છે ? એનું સમાધાન એ છે કે રાત હોય અથવા દિવસ, સૂર્ય ક્યાંય પણ હોય, તે હંમેશાં પૃથ્વીની ઉપર જ રહે છે. તેથી જેમ ભારતના લોકો સૂર્યને પૃથ્વીથી ઉપર જુએ છે એ જ રીતે (પૃથ્વી મંડળ પર ભારતની લગભગ વિપરીત દિશામાં) અમેરિકાના લોકો પણ સૂર્યને ઉપર જ જુએ છે.

ભગવાન કોઈ વૃક્ષ તો છે નહીં કે આજે વાવીશું અને વર્ષો પછી ફળ મળશે ! તે તો બધાં સ્થળે, બધા સમયે, બધી વસ્તુઓમાં, બધી અવસ્થાઓમાં, બધી પરિસ્થિતિઓમાં જેમ-ના-તેમ વિદ્યમાન છે. આપણે જ તેમનાથી વિમુખ થયા છીએ. તે આપણાથી ક્યારેય વિમુખ થયા નથી.

—■—

*સંબંધ – બીજા શ્લોકમાં ભગવાને જ્ઞાનવિજ્ઞાન કહેવાની પ્રતિજ્ઞા કરી હતી. એ પ્રતિજ્ઞા અનુસાર હવે ભગવાન જ્ઞાન-વિજ્ઞાન કહેવાનો આરંભ કરે છે.*

**ભૂમિરાપોઽનલો વાયુઃ ખં મનો બુદ્ધિરેવ ચ।**
**અહઙ્કાર ઈતીયં મે ભિન્ના પ્રકૃતિરષ્ટધા ॥૪॥**
**અપરેયમિતસ્ત્વન્યાં પ્રકૃતિં વિદ્ધિ મે પરામ્।**
**જીવભૂતાં મહાબાહો યયેદં ધાર્યતે જગત્ ॥૫॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભૂમિઃ** | = પૃથ્વી | **ઈયમ્** | = આ | **અન્યામ્** | = ભિન્ન |
| **આપઃ** | = જળ, | **અષ્ટધા** | = આઠ પ્રકારના | **જીવભૂતામ્** | = જીવરૂપે બનેલી |
| **અનલઃ** | = અગ્નિ, | **ભિન્ના** | = ભેદવાળી | **મે** | = મારી |
| **વાયુઃ** | = વાયુ, | **મે** | = મારી | **પરામ** | = પરા |
| **ખમ્** | = આકાશ (–આ પંચમહાભૂત) | **ઈયમ્** | = આ | **પ્રકૃતિમ્** | = પ્રકૃતિને |
| **ચ** | = અને | **અપરા** | = અપરા | **વિદ્ધિ** | = જાણ |
| **મનઃ** | = મન, | **પ્રકૃતિઃ** | = પ્રકૃતિ છે. | **યયા** | = જેના દ્વારા |
| **બુદ્ધિ** | = બુદ્ધિ | **તુ** | = અને | **ઈદમ્** | = આ |
| **એવ** | = તથા | **મહાબાહો** | = હે મહાબાહો! | **જગત્** | = જગત |
| **અહઙ્કારઃ** | = અહંકાર - | **ઈતઃ** | = આ અપરા પ્રકૃતિથી | **ધાર્યતે** | = ધારણ કરવામાં આવે છે |
| **ઈતિ** | = આ પ્રમાણે | | | | |

***ટીકા*** – [જે પરિવર્તનશીલ છે. કદી એકરૂપ નથી રહેતું, તે જડનું જ ભગવાને અત્યંત સૂક્ષ્મરૂપે 'ક્ષર' નામથી વર્ણન કર્યું છે – **'ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ'** (અ. ૧૫/૧૬), પછી **'ભૂમિરાપોઽનલો વાયુઃ..... પ્રકૃતિરષ્ટધા'** (અ. ૭/૪) – આ શ્લોકમાં તેને જ આઠ ભેદોવાળી 'અપરા પ્રકૃતિ'ના નામથી કહી છે અને પછી **'મહાભૂતાન્યહંકારઃ........ પઞ્ચ ચેન્દ્રિયગોચરાઃ'** (અ. ૧૩/૫) – આ શ્લોકમાં તેના જ વિસ્તારથી ચોવીસ ભેદ બતાવ્યા છે.]

**'ભૂમિરાપોઽનલો વાયુઃ..... વિદ્ધિ મે પરામ્'** – પરમાત્મા બધાનું કારણ છે. તેઓ પ્રકૃતિને લઈને સૃષ્ટિની રચના કરે છે.[1] જે પ્રકૃતિને લઈને રચના કરે છે, તેનું નામ 'અપરા પ્રકૃતિ' છે અને પોતાનો અંશ જે જીવ છે, તેને ભગવાન 'પરા પ્રકૃતિ' કહે છે. અપરા પ્રકૃતિ નિકૃષ્ટ, જડ અને પરિવર્તનશીલ છે તથા પરા પ્રકૃતિ શ્રેષ્ઠ, ચેતન અને પરિવર્તનરહિત છે.

પ્રત્યેક મનુષ્યનો સ્વભાવ ભિન્ન-ભિન્ન હોય છે. જેવી રીતે સ્વભાવને મનુષ્યથી અલગ સિદ્ધ નથી કરી શકતા, એવી જ રીતે પરમાત્માની પ્રકૃતિને પરમાત્માથી અલગ (સ્વતંત્ર) સિદ્ધ નથી કરી શકતા. આ પ્રકૃતિ પ્રભુનો જ એક સ્વભાવ છે; એટલા માટે તેનું નામ 'પ્રકૃતિ' છે. એ જ રીતે પરમાત્માનો અંશ હોવાથી જીવને પરમાત્માથી ભિન્ન સિદ્ધ નથી કરી શકતા; કેમકે એ પરમાત્માનું સ્વરૂપ છે. પરમાત્માનું સ્વરૂપ હોવા છતાં પણ કેવળ અપરા પ્રકૃતિની સાથે સંબંધ જોડવાને કારણે આ જીવાત્માને પ્રકૃતિ કહેવામાં આવ્યો છે. અપરા પ્રકૃતિના સંબંધથી પોતાનામાં

૧. ક્યાંક તો પ્રકૃતિને લઈને ભગવાન રચના કરે છે (ગીતા – ૯/૮) અને ક્યાંક ભગવાનની અધ્યક્ષતામાં પ્રકૃતિ રચના કરે છે (ગીતા – ૯/૧૦) – ગીતામાં આ બન્નેય પ્રકારેથી સંસારની રચનાનું વર્ણન આવે છે.

કૃતિ (કાર્ય) માનવાને કારણે જ એ જીવરૂપ છે. જો તે પોતાનામાં કૃતિ ન માને તો એ પરમાત્મસ્વરૂપ જ છે; પછી તેની જીવ અથવા પ્રકૃતિ સંજ્ઞા નથી રહેતી અર્થાત્ એમાં બંધનકારક કર્તૃત્વ અને ભોક્તૃત્વ નથી રહેતું (ગીતા – ૧૮/૧૭).

અહીં અપરા પ્રકૃતિમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર – આ આઠ શબ્દો લેવામાં આવ્યા છે. એમાંથી જો પાંચ સ્થૂળ ભૂતોથી સ્થૂળ સૃષ્ટિ માનવામાં આવે તથા મન, બુદ્ધિ અને અહંકાર – આ ત્રણેથી સૂક્ષ્મ સૃષ્ટિ માનવામાં આવે તો આ વર્ણનમાં સ્થૂળ અને સૂક્ષ્મ સૃષ્ટિ તો આવી જાય છે, પરંતુ કારણરૂપ પ્રકૃતિ એમાં નથી આવતી. કારણરૂપ પ્રકૃતિના વિના પ્રકૃતિનું વર્ણન અધૂરું રહી જાય છે. આથી આદરણીય ટીકાકારોએ પાંચ સ્થૂળ ભૂતોથી સૂક્ષ્મ પંચતન્માત્રાઓ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ)ને લીધી છે, કે જે પાંચ સ્થૂળ ભૂતોનું કારણ છે. 'મન' શબ્દથી અહંકાર લીધો છે, કે જે મનનું કારણ છે. 'બુદ્ધિ' શબ્દથી મહત્ત્વ (સમષ્ટિ બુદ્ધિ) અને 'અહંકાર' શબ્દથી પ્રકૃતિ લેવામાં આવી છે. આ રીતે આ આઠ શબ્દોનો એવો અર્થ લેવાથી જ સમષ્ટિ અપરા પ્રકૃતિનું પૂરું વર્ણન થાય છે; કેમકે એમાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – એ ત્રણે સમષ્ટિ શરીરો આવી જાય છે. શાસ્ત્રોમાં આ જ સમષ્ટિ પ્રકૃતિનું 'પ્રકૃતિ-વિકૃતિ'ના નામથી વર્ણન કરવામાં આવ્યું છે.[૧] પરંતુ અહીં એક વાતનું ધ્યાન આપવાનું છે કે ભગવાને અહીં અપરા અને પરા પ્રકૃતિનું વર્ણન 'પ્રકૃતિ-વિકૃતિ'ની દૃષ્ટિએ નથી કર્યું. જો ભગવાન પ્રકૃતિ-વિકૃતિની દૃષ્ટિએ વર્ણન કરત તો ચેતનને પ્રકૃતિના નામથી કહેત જ નહિ. કેમકે ચેતન ન તો પ્રકૃતિ છે અને ન વિકૃતિ છે. આનાથી સિદ્ધ થાય છે કે ભગવાને અહીં જડ અને ચેતનનો વિભાગ બતાવવા માટે જ અપરા પ્રકૃતિના નામથી જડનું અને પરા પ્રકૃતિના નામથી ચેતનનું વર્ણન કર્યું છે.

અહીં એ આશય માલૂમ પડે છે કે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ – આ તત્ત્વોના સ્થૂળરૂપથી સ્થૂળ સૃષ્ટિ લેવામાં આવી છે અને તેઓનું સૂક્ષ્મરૂપ જેને પંચતન્માત્રાઓ કહેવામાં આવે છે, તેઓનાથી સૂક્ષ્મસૃષ્ટિ લેવામાં આવી છે. સૂક્ષ્મસૃષ્ટિનાં અંગ મન, બુદ્ધિ અને અહંકાર છે. અહંકાર બે પ્રકારનો હોય છે – (૧) 'અહં-અહં' કરીને અંતઃકરણની વૃત્તિનું નામ પણ અહંકાર છે કે જે કારણરૂપ છે. આ થઈ અપરા 'પ્રકૃતિ' જેનું વર્ણન અહીં ચોથા શ્લોકમાં થયું છે અને (૨) 'અહં' રૂપે વ્યક્તિત્વ, એકદેશીયતાનું નામ પણ અહંકાર છે કે જે કર્તારૂપ છે અર્થાત્ પોતાને ક્રિયાઓનો કરવાવાળો માને છે. આ થઈ 'પરા પ્રકૃતિ', જેનું વર્ણન અહીં પાંચમા શ્લોકમાં થયું છે. આ અહંકાર કારણશરીરમાં તાદાત્મ્યરૂપથી રહે છે. આ તાદાત્મ્યમાં એક જડ-અંશ છે અને એક ચેતન-અંશ છે. એમાં જે જડ-અંશ છે તે કારણ-શરીર છે અને એમાં જે અભિમાન કરે છે, તે ચેતન-અંશ છે. જ્યાં સુધી બોધ નથી થતો, ત્યાં સુધી આ જડ-ચેતનના તાદાત્મ્યવાળા કારણશરીરનો 'અહં' કર્તારૂપે નિરંતર ચાલુ રહે છે. સુષુપ્તિને સમયે એ સૂતેલો રહે છે અર્થાત્ પ્રગટ નથી થતો. નિદ્રામાંથી જાગતાં 'હું સૂતો હતો, હવે જાગ્રત થયો છું' આ રીતે 'અહં'ની જાગૃતિ થાય છે. એના પછી મન અને બુદ્ધિ જાગ્રત થાય છે; જેમ કે – હું ક્યાં છું, – કેમ છું – આ મનની જાગૃતિ થઈ અને હું આ સ્થળે, આ સમયે છું – એવો નિશ્ચય થવો એ બુદ્ધિની જાગૃતિ થઈ. આ રીતે નિદ્રામાંથી જાગતાં જેનો અનુભવ થાય છે, તે 'અહં' પરા પ્રકૃતિ છે અને વૃત્તિરૂપી જે અહંકાર છે, તે અપરા પ્રકૃતિ છે આ અપરા પ્રકૃતિને પ્રકાશિત કરવાવાળો અને આશ્રય આપવાવાળો ચેતન જ્યારે અપરા પ્રકૃતિને પોતાની માની લે છે, ત્યારે તે જીવરૂપી પરા પ્રકૃતિ થાય છે – **'યયેદં ધાર્યતે જગત્'.**

જો આ પરા પ્રકૃતિ અપરા પ્રકૃતિથી વિમુખ થઈને પરમાત્માની જ સન્મુખ થઈ જાય, પરમાત્માને જ પોતાના માને અને અપરા પ્રકૃતિને કદી પણ પોતાની ન માને અર્થાત્ અપરા પ્રકૃતિ સાથેનો સંબંધ સર્વથા ત્યજીને નિર્લિપ્તતાનો અનુભવ કરી લે તો તેને પોતાના સ્વરૂપનો બોધ થઈ જાય છે. સ્વરૂપનો બોધ થઈ જતાં પરમાત્માનો

---

૧. **મૂલપ્રકૃતિરવિકૃતિર્મહદાદ્યાઃ પ્રકૃતિવિકૃતયઃ સપ્ત । ષોડશકસ્તુ વિકારો ન પ્રકૃતિર્ન વિકૃતિઃ પુરુષઃ ॥**

(સાંખ્યકારિકા ૩)

તાત્પર્ય એ છે કે મૂળ પ્રકૃતિ તો કોઈથી પેદા નથી થતી; આથી તે કોઈની પણ વિકૃતિ (કાર્ય) નથી. મૂળ પ્રકૃતિથી પેદા થવાને કારણે મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રાઓ – એ સાત પદાર્થો 'વિકૃતિ' પણ છે અને શબ્દ વગેરે પાંચ વિષયો તથા દસ ઇન્દ્રિયોનું કારણ હોવાથી 'પ્રકૃતિ' પણ છે અર્થાત્ આ સાતેય પદાર્થો 'પ્રકૃતિ-વિકૃતિ' છે. શબ્દ વગેરે પાંચ વિષયો, દસ ઇન્દ્રિયો અને મન – આ સોળ પદાર્થો કેવળ 'વિકૃતિ' છે; કેમકે એ કોઈની પણ પ્રકૃતિ (કારણ) નથી અર્થાત્ એમનાથી કોઈ પણ પદાર્થ પેદા નથી થતો.

ચેતન ન પ્રકૃતિ છે અને ન વિકૃતિયે છે અર્થાત્ એ ન તો કોઈનું કારણ છે અને ન કાર્ય.

પ્રેમ પ્રગટ થઈ જાય છે,[1] કે જે પહેલાં અપરા પ્રકૃતિની સાથે સંબંધ રાખવાથી આસક્તિ અને કામનાના રૂપમાં હતો. એ પ્રેમ અનંત, અગાધ, અસીમ, આનંદરૂપ અને પ્રતિક્ષણે વર્ધમાન છે. તેની પ્રાપ્તિ થવાથી આ પરા પ્રકૃતિ પ્રાપ્ત-પ્રાપ્તવ્ય થઈ જાય છે, પોતાના અસંગરૂપનો અનુભવ થવાથી જ્ઞાત-જ્ઞાતવ્ય થઈ જાય છે અને અપરા પ્રકૃતિને સંસારમાત્રની સેવામાં લગાડીને સંસારથી સર્વથા વિમુખ થવાથી કૃતકૃત્ય થઈ જાય છે. આ માનવજીવનની પૂર્ણતા છે અને સફળતા છે.

**'પ્રકૃતિરષ્ટધા અપરેયમ્'** પદોથી એવું માલૂમ પડે છે કે અહીં જે આઠ પ્રકારની અપરા પ્રકૃતિ કહેવામાં આવી છે, તે 'વ્યષ્ટિ અપરા પ્રકૃતિ' છે. એનું કારણ એ છે કે મનુષ્યને વ્યષ્ટિ પ્રકૃતિ અથાત્ શરીરથી જ બંધન થાય છે. સમષ્ટિ પ્રકૃતિથી નહિ. કારણ કે મનુષ્ય વ્યષ્ટિ શરીરની સાથે પોતાનાપણું કરી લે છે, જેનાથી બંધન થાય છે.

વ્યષ્ટિ કોઈ અલગ તત્ત્વ નથી, પરંતુ સમષ્ટિનો જ એક અલ્પ અંશ છે. સમષ્ટિ સાથે માનેલો સંબંધ જ વ્યષ્ટિ કહેવાય છે અર્થાત્ સમષ્ટિના અંશ શરીરની સાથે જીવ પોતાનો સંબંધ માની લે, તો તે સમષ્ટિનો અંશ શરીર જ 'વ્યષ્ટિ' કહેવાય છે. વ્યષ્ટિ સાથે સંબંધ જોડવો એ જ બંધન છે. આ બંધન છોડાવવાને માટે ભગવાનને આઠ પ્રકારની અપરા પ્રકૃતિનું વર્ણન કરીને કહ્યું છે કે જીવરૂપી પરા પ્રકૃતિએ જ અપરા પ્રકૃતિને ધારણ કરી રાખી છે. જો ધારણ ન કરે તો બંધનનો પ્રશ્ન જ નથી.

પંદરમા અધ્યાયના સાતમા શ્લોકમાં ભગવાને જીવાત્માને પોતાનો અંશ કહ્યો છે – **'મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ'**. પરંતુ એ પ્રકૃતિમાં સ્થિત રહેવાવાળા મન અને પાંચે ઇન્દ્રિયોને ખેંચે છે અર્થાત્ તેઓને પોતાની માને છે – **'મનઃ ષષ્ઠાનીન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ'**. એ જ રીતે તેરમા અધ્યાયના પાંચમા શ્લોકમાં ભગવાને ક્ષેત્રરૂપથી સમષ્ટિનું વર્ણન કરીને છઠ્ઠા શ્લોકમાં વ્યષ્ટિના વિકારોનું વર્ણન કર્યું; કેમકે આ વિકારો વ્યષ્ટિના જ હોય છે, સમષ્ટિના નહિ. આ બધાથી એ જ સિદ્ધ થયું કે વ્યષ્ટિ સાથે સંબંધ જોડવો એ જ બાધક છે. આ વ્યષ્ટિથી સંબંધ તોડવાને માટે જ અહીં વ્યષ્ટિ અપરા પ્રકૃતિનું વર્ણન કરવામાં આવ્યું છે કે જે સમષ્ટિનું જ અંગ છે. વ્યષ્ટિ પ્રકૃતિ અર્થાત્ શરીર સમષ્ટિ સૃષ્ટિમાત્રની સાથે સર્વથા અભિન્ન છે, ભિન્ન કદી થઈ જ નથી શકતું.

વાસ્તવમાં મૂળ પ્રકૃતિ કદી કોઈની બાધક કે સાધક (સહાયક) નથી થતી. જ્યારે સાધક તેની સાથે પોતાનો સંબંધ નથી માનતો, ત્યારે તો તે સહાયક થઈ જાય છે, પરંતુ જ્યારે એ તેની સાથે પોતાનો સંબંધ માની લે છે, ત્યારે તે બાધક થઈ જાય છે; કેમકે પ્રકૃતિની સાથે સંબંધ માનવાથી વ્યષ્ટિ અહંતા (હુંપણું) પેદા થાય છે. આ અહંતા જ બંધનનું કારણ બને છે.

અહીં **'ઇતીયં મે'** પદોથી ભગવાન એ ચેતવી રહ્યા છે કે આ અપરા પ્રકૃતિ મારી છે. એની સાથે ભૂલથી પોતાનાપણું કરી લેવું એ જ વારંવાર જન્મ-મરણનું કારણ છે; અને જે ભૂલ કરે છે, તેના ઉપર જ ભૂલ દૂર કરવાની જવાબદારી હોય છે. આથી જીવે આ 'અપરા'ની સાથે પોતાપણું ન કરવું.

અહંતામાં ભોગેચ્છા અને જિજ્ઞાસા – એ બેઉ રહે છે. આ પૈકી ભોગેચ્છાને કર્મયોગ દ્વારા દૂર કરી શકાય છે અને જિજ્ઞાસાને જ્ઞાનયોગ દ્વારા પૂરી કરી શકાય છે. કર્મયોગ અને જ્ઞાનયોગ – આ બેમાંથી કોઈ પણ એક સમ્યક રીતે પૂર્ણ થવાથી એકબીજામાં બન્ને આવી જાય છે (ગીતા-૫/૪-૫) અર્થાત્ ભોગેચ્છાની નિવૃત્તિ થતાં જિજ્ઞાસાની પણ પૂર્તિ થઈ જાય છે અને જિજ્ઞાસાની પૂર્તિ થતાં ભોગેચ્છાની પણ નિવૃત્તિ થઈ જાય છે. કર્મયોગમાં ભોગેચ્છા દૂર થતાં તથા જ્ઞાનયોગમાં જિજ્ઞાસાની પૂર્તિ થતાં અસંગતા આપમેળે આવી જાય છે. એ અસંગતાનો પણ ઉપભોગ ન કરવાથી વાસ્તવિક બોધ થઈ જાય છે અને મનુષ્યનો જન્મ સર્વથા સાર્થક થઈ જાય છે.

**'જીવભૂતામ્'** – વાસ્તવમાં એ જીવરૂપ નથી, પરંતુ જીવ બનેલો છે. એ તો સ્વતઃ સાક્ષાત્ પરમાત્માનો અંશ છે. કેવળ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણશરીરરૂપી પ્રકૃતિની સાથે સંબંધ જોડવાથી જ એ જીવ બન્યો છે. એ સંબંધ જોડે છે – પોતાના સુખને માટે. આ જ સુખ એના જન્મમરણરૂપી મહાન દુઃખનું ખાસ કારણ છે.

**'મહાબાહો'** – હે અર્જુન! તું મહાન શક્તિશાળી છે. એટલા માટે તું અપરા અને પરા પ્રકૃતિના ભેદને સમજવામાં સમર્થ છે. એને સમજ – **'વિદ્ધિ'**.

---

૧. જે સાધકમાં જ્ઞાનમાર્ગનું વિશેષ મહત્ત્વ હોય છે, તેનામાં પરમાત્માનો પ્રેમ પોતાના સ્વરૂપના આકર્ષણના રૂપમાં પ્રગટ થઈ જશે અને જે સાધકમાં ભક્તિના સંસ્કારો હોય છે, તેનામાં એ પ્રભુપ્રેમના રૂપમાં પ્રગટ થઈ જશે. જો જ્ઞાનમાર્ગવાળા સાધકનો આગ્રહ નહિ હોય તો તેનામાં પણ પ્રભુ-પ્રેમ પ્રગટ થઈ જશે. વાસ્તવમાં સ્વરૂપબોધ થતાં જ્ઞાનમાર્ગીનો આગ્રહ નથી રહેતો; આથી તેનામાં પ્રભુ-પ્રેમ થઈ જાય છે. એ દૃષ્ટિએ અંતમાં બન્ને (ભક્તિયોગી અને જ્ઞાનયોગી) એક થઈ જાય છે.

**'યયેદં ધાર્યતે જગત્'**[1] – વાસ્તવમાં આ જગત જગદ્રૂપ નથી, પરંતુ ભગવાનનું જ સ્વરૂપ છે – **'વાસુદેવઃ સર્વમ્'** (અ. ૭/૧૯), **'સદસચ્ચાહમ્'** (અ. ૯/૧૯). કેવળ આ પરા પ્રકૃતિ – જીવે તેને જગતરૂપથી ધારણ કરી રાખ્યું છે અર્થાત્ જીવ આ સંસારની સ્વતંત્ર સત્તા ન માનીને તેને કેવળ ભગવત્સ્વરૂપ જ માને તો તેનું જન્મમરણરૂપી બંધન દૂર થશે.

ભગવાનની પરા પ્રકૃતિ હોઈને પણ જીવાત્માએ આ દૃશ્યમાન જગતને, કે જે અપરા પ્રકૃતિ છે, ધારણ કરી રાખ્યું છે અર્થાત્ આ પરિવર્તનશીલ, વિકારી જગતને સ્થાયી, સુંદર અને સુખપ્રદ માનીને 'હું' અને 'મારા'રૂપે ધારણ કરી રાખ્યું છે. જેની ભોગો અને પદાર્થોમાં જેટલી આસક્તિ છે અને આકર્ષણ છે, તેને એટલા જ સંસાર અને શરીર સ્થાયી, સુંદર અને સુખદાયી માલૂમ પડે છે. પદાર્થોનો સંગ્રહ તથા તેમનો ઉપભોગ કરવાની લાલસા જ ખાસ બાધક છે. સંગ્રહથી અભિમાનજન્ય સુખ થાય છે અને ભોગોથી સંયોગજન્ય સુખ થાય છે. આ સુખાસક્તિથી જ જીવે જગતને જગત્‌રૂપથી ધારણ કરી રાખ્યું છે. સુખાસક્તિને કારણે જ તે આ જગતને ભગવત્સ્વરૂપે નથી જોઈ શકતો. જેવી રીતે સ્ત્રી વાસ્તવમાં જનન-શકિત છે; પરંતુ સ્ત્રીમાં આસક્ત પુરુષ સ્ત્રીને માતૃરૂપે નથી જોઈ શકતો, એવી જ રીતે સંસાર વાસ્તવમાં ભગવત્સ્વરૂપ છે; પરંતુ સંસારને પોતાનો ભોગ્ય માનવાવાળો ભોગાસક્ત પુરુષ સંસારને ભગવત્સ્વરૂપે નથી જોઈ શકતો. આ ભોગાસક્તિ જ જગતને ધારણ કરાવે છે અર્થાત્ જગતને ધારણ કરાવવામાં કારણ છે.

બીજી વાત, સઘળા મનુષ્યોનાં શરીરની ઉત્પત્તિ રજ-વીર્યથી જ થાય છે, કે જે સ્વરૂપથી આપોઆપ જ મલિન છે. પરંતુ ભોગોમાં આસક્ત પુરુષોની એ શરીરોમાં મલિન બુદ્ધિ નથી થતી, પરંતુ રમણીય બુદ્ધિ થાય છે. આ રમણીય બુદ્ધિ જ જગતને ધારણ કરાવે છે.

નદીને કિનારે ઊભેલા એક સંતને કોઈએ કહ્યું કે 'જુઓ મહારાજ! આ નદીનું પાણી વહી રહ્યું છે અને પેલા પુલ ઉપર મનુષ્યો વહી રહ્યા છે.' સંતે તેને કહ્યું કે 'જુઓ ભાઈ, નદીનું પાણી જ નહિ, ખુદ નદી પણ વહી રહી છે; અને પુલ ઉપર મનુષ્યો જ નહિ ખુદ પુલ પણ વહી રહ્યો છે.' તાત્પર્ય એ થયું કે એ નદી, પુલ તથા મનુષ્યો બહુ ઝડપથી નાશની તરફ જઈ રહ્યાં છે. એક દિવસે, ન એ નદી રહેશે, ન એ પુલ રહેશે અને ન એ મનુષ્યો રહેશે. એવી જ રીતે આ પૃથ્વી પણ વહી રહી છે અર્થાત્ પ્રલયની તરફ જઈ રહી છે. આ રીતે ભાવરૂપથી દેખાવાવાળું આ સમગ્ર જગત પ્રતિક્ષણે અભાવમાં જઈ રહ્યું છે; પરંતુ જીવે તેને ભાવરૂપથી અર્થાત્ 'છે' રૂપથી ધારણ (સ્વીકાર) કરી રાખ્યું છે. પરા પ્રકૃતિની (સ્વરૂપથી) ઉત્પત્તિ નથી થતી; પરંતુ અપરા પ્રકૃતિની સાથે તાદાત્મ્ય કરવાને કારણે આ શરીરની ઉત્પત્તિને પોતાની ઉત્પત્તિ માની લે છે અને શરીરના નાશને પોતાનો નાશ માની લે છે, જેથી એ જન્મતો-મરતો રહે છે. જો એ અપરાની સાથે સંબંધ ન જોડે, એનાથી વિમુખ થઈ જાય અર્થાત્ ભાવરૂપથી એને સત્તા ન આપે તો જગત સતરૂપથી દેખાઈ જ નથી શકતું.

**'ઈદમ્'** પદથી શરીર અને સંસાર – બન્ને લેવાં જોઈએ; કેમકે શરીર અને સંસાર અલગ-અલગ નથી. તત્ત્વતઃ (ધાતુ ચીજ) એક જ છે. શરીર અને સંસારનો ભેદ કેવળ માનેલો છે, વાસ્તવમાં અભેદ જ છે. એટલા માટે તેરમા અધ્યાયમાં ભગવાને **'ઈદં શરીરમ્'** પદોથી શરીરને ક્ષેત્ર બતાવ્યું (અ. ૧૩/૧); પરંતુ જ્યાં ક્ષેત્રનું વર્ણન કર્યું છે, ત્યાં સમષ્ટિનું જ વર્ણન થયું છે (અ. ૧૩/૫) અને ઈચ્છા-દ્વેષ વગેરે વિકારો વ્યષ્ટિના માનવામાં આવ્યા છે (અ. ૧૩/૬); કેમકે ઈચ્છા વગેરે વિકારો વ્યષ્ટિ પ્રાણીના જ હોય છે. તાત્પર્ય એ છે કે સમષ્ટિ અને વ્યષ્ટિ તત્ત્વતઃ એક જ છે. એક હોવા છતાં પણ પોતાને શરીર માનવાથી 'અહંતા' અને શરીરને પોતાનું માનવાથી 'મમતા' પેદા થાય છે, જેનાથી બંધન થાય છે. જો શરીર અને સંસારની અભિન્નતાનો અથવા પોતાની અને ભગવાનની અભિન્નતાનો સાક્ષાત્ અનુભવ થઈ જાય તો અહંતા અને મમતા આપમેળે દૂર થાય છે. આ અહંતા અને મમતા કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ – ત્રણેયથી દૂર થાય છે. કર્મયોગથી – **'નિર્મમો નિરહંકારઃ'** (ગીતા – ૨/૭૧), જ્ઞાનયોગથી – **'અહંકારં. . .વિમુચ્ય નિર્મમઃ'** (ગીતા – ૧૮/૫૩) અને ભક્તિયોગથી **'નિર્મમો નિરહંકારઃ'** (ગીતા – ૧૨/૧૩). તાત્પર્ય એ છે કે જડતાની સાથે સંબંધ-વિચ્છેદ થવો જોઈએ. કે જે કેવળ માની લીધેલો છે. આથી વિવેકપૂર્વક ન માનવાથી અર્થાત્ વાસ્તવિકતાનો અનુભવ કરવાથી એ માની લીધેલો સંબંધ દૂર થાય છે.

---

૧. ગીતામાં **'જગત્'** શબ્દ ક્યાંક 'પરા' પ્રકૃતિનો (અ. ૭/૧૩), ક્યાંક 'અપરા' પ્રકૃતિનો (અ. ૭/૫) અને ક્યાંક 'પરા-અપરા' બેઉ પ્રકૃતિઓનો વાચક છે. (અ. ૭/૬).

## વિશેષ વાત

જેવી રીતે ગુરુશિષ્યનો સંબંધ હોય છે, તો એમાં ગુરુ શિષ્યને પોતાનો શિષ્ય માને છે. શિષ્ય ગુરુને પોતાના ગુરુ માને છે. આ રીતે ગુરુ અલગ છે અને શિષ્ય અલગ છે અર્થાત્ એ બન્નેની અલગ-અલગ સત્તા દેખાય છે. પરંતુ એ બન્નેના સંબંધથી એક ત્રીજી સત્તા પ્રતીત થવા લાગી જાય છે, જેને 'સંબંધની સત્તા' કહે છે.[૧] એવી જ રીતે સાક્ષાત્ પરમાત્માના અંશ જીવે શરીર-સંસારની સાથે પોતાનો સંબંધ માની લીધો છે. આ સંબંધને કારણે એક ત્રીજી સત્તા પ્રતીત થવા લાગી જાય છે, જેને 'હું' પણું કહે છે. સંબંધની આ સત્તા ('હું'પણું) કેવળ માની લીધેલી છે, વાસ્તવમાં છે નહિ. જીવ ભૂલથી આ માની લીધેલા સંબંધને સત્ય માની લે છે અર્થાત્ એમાં સદ્ભાવ કરી લે છે અને બંધાઈ જાય છે. આ રીતે જીવ સંસારથી નહિ, પરંતુ સંસાર સાથે માની લીધેલા સંબંધથી જ બંધાય છે.

ગુરુ અને શિષ્યમાં તો બન્નેની અલગ-અલગ સત્તા છે અને બન્ને એકબીજા સાથે સંબંધ માને છે; પરંતુ જીવ (ચેતન) અને સંસાર (જડ) – આ બન્નેમાં કેવળ એક જીવની જ વાસ્તવિક સત્તા છે અને એ જ ભૂલથી સંસારની સાથે પોતાનો સંબંધ માને છે. સંસાર પ્રતિક્ષણે નષ્ટ થઈ રહ્યો છે; આથી તેની સાથે માનેલો સંબંધ પણ પ્રતિક્ષણે આપમેળે નષ્ટ થઈ રહ્યો છે. એવું હોવા છતાં પણ જ્યાં સુધી સંસારથી સુખ પ્રતીત થાય છે. ત્યાં સુધી તેની સાથે માનેલો સંબંધ સ્થાયી પ્રતીત થાય છે, તાત્પર્ય એ છે કે સંસાર સાથે માની લીધેલો સંબંધ સુખાસક્તિ ઉપર જ ટકેલો છે. સંસાર સાથે સુખાસક્તિપૂર્વક માની લીધેલા સંબંધને કારણે જ સંસાર અપ્રાપ્ત હોવા છતાં પણ પ્રાપ્ત અને પરમાત્મા પ્રાપ્ત હોવા છતાં પણ અપ્રાપ્ત પ્રતીત થઈ રહ્યા છે. સંસાર સાથે માની લીધેલો સંબંધ તૂટતાં જ પરમાત્માના વાસ્તવિક સંબંધનો અથવા સંસારની અપ્રાપ્તિ અને પરમાત્માની પ્રાપ્તિનો અનુભવ થઈ જાય છે.

'હું'પણાને દૂર કરવા માટે સાધક પ્રકૃતિ અને પ્રકૃતિના કાર્યને ન તો પોતાનું સ્વરૂપ સમજે, ન તેનાથી કંઈ મળવાની ઇચ્છા રાખે અને ન પોતાને માટે પણ કંઈ કરે. જે કંઈ કરે, તે સઘળું કેવળ સંસારની સેવાને માટે જ કરતો રહે. તાત્પર્ય એ છે કે જે કંઈ પ્રકૃતિજન્ય પદાર્થો છે, તે બધાની સંસારની સાથે એકતા છે; આથી તેમને કેવળ સંસારના માનીને સંસારની.જ સેવામાં યોજતો રહે. એનાથી ક્રિયા અને પદાર્થોનો પ્રવાહ સંસારની તરફ થઈ જાય છે અને પોતાનું સ્વરૂપ અવશિષ્ટ રહી જાય છે અર્થાત્ પોતાના સ્વરૂપનો બોધ થઈ જાય છે. આ કર્મયોગ થયો. જ્ઞાનયોગમાં વિવેક-વિચારપૂર્વક પ્રકૃતિનાં કાર્ય પદાર્થો અને ક્રિયાઓ સાથે સર્વથા સંબંધ-વિચ્છેદ કરવાથી સ્વરૂપનો બોધ થઈ જાય છે. આ રીતે જડના સંબંધથી જે અહંતા ('હું'પણું) પેદા થઈ હતી, તેની નિવૃત્તિ થઈ જાય છે.

ભક્તિયોગમાં 'હું કેવળ ભગવાનનો છું અને કેવળ ભગવાન જ મારા છે તથા હું શરીર-સંસારનો નથી અને શરીર-સંસાર મારાં નથી' – એવી દૃઢ માન્યતા કરીને ભક્ત સંસારથી વિમુખ થઈને કેવળ ભગવત્પરાયણ થઈ જાય છે, જેથી સંસારનો સંબંધ આપમેળે તૂટી જાય છે અને અહંતાની નિવૃત્તિ થઈ જાય છે.

આ રીતે કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ – આ ત્રણેમાંથી કોઈ એકનું પણ બરાબર અનુષ્ઠાન કરવાથી જડતા સાથેનો સર્વથા સંબંધ-વિચ્છેદ થઈને પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ :** જ્યારે ચેતન અપરા પ્રકૃતિની સાથે તાદાત્મ્ય કરી લે છે અર્થાત્ 'અહમ્'ની સાથે એકરૂપ થઈને પોતાને 'હું છું' એવું માની લે છે, ત્યારે તે જીવરૂપ બનેલી 'પરા પ્રવૃત્તિ' કહેવાય છે. 'અહમ્' (હું) થી આ બાજુ જગત (અપરા પ્રકૃતિ) છે અને પેલી બાજુ પરમાત્મા છે, પરંતુ જીવ તે પરમાત્માનો સ્વીકાર ન કરીને, બલ્કે તેમની અપરા પ્રકૃતિનો સ્વીકાર કરીને તેને જગતરૂપે ધારણ કરી લે છે અને જન્મ-મરણના બંધનમાં પડી જાય છે.

**'અપરેયમિતસ્ત્વન્યામ્'** – અપરાથી અન્ય પરા છે અને પરાથી અન્ય અપરા છે. અપરા 'અન્ય' એટલે કે વિજાતીય છે. અન્યને પકડવાથી જ પરા 'જીવ' બની જાય છે – **'જીવભૂતામ્'.**

અપરા (પરિવર્તનશીલ) અને પરા (અપરિવર્તનશીલ) – બન્ને ભગવાનની પ્રકૃતિઓ અર્થાત્ શક્તિઓ છે – સ્વભાવ છે. ભગવાનની શક્તિ હોવાથી બન્ને ભગવાનથી અભિન્ન છે, કારણ કે શક્તિમાન વિના શક્તિની સ્વતંત્ર સત્તા હોતી નથી. જેમ નખ અને વાળ (કેશ) નિષ્પ્રાણ હોવા છતાં પણ આપણા પ્રાણયુક્ત શરીરથી અલગ નથી, એવી જ રીતે અપરા

---

૧. ગુરુશિષ્યના સંબંધમાં ગુરુનું કામ કેવળ શિષ્યનું હિત કરવાનું છે અને શિષ્યનું કામ કેવળ ગુરુની સેવા કરવાનું છે. આ રીતે સંસારમાં માની લીધેલા જેટલા પણ સંબંધો છે, સઘળા કેવળ એકબીજાનું હિત કે સેવા કરવાને માટે જ છે, પોતાને માટે નહિ.

પ્રકૃતિ જડ હોવા છતાં પણ ચેતન ભગવાનથી અલગ નથી – **'સદસચ્ચાહમર્જુન'** (ગીતા-૯/૧૯). આ પ્રમાણે જ્યારે અપરા અને પરા – બન્ને પ્રકૃતિઓ ભગવાનનું સ્વરૂપ છે તો પછી ભગવાન સિવાય શું બાકી રહ્યું? અર્થાત્ કંઈ પણ શેષ ન રહ્યું. **'વાસુદેવઃ સર્વમ્'** (ગીતા ૭/૧૯) મતલબ કે અપરા અને પરા - બન્ને પ્રકૃતિઓ સાથે ભગવાનનું સ્વરૂપ 'સમગ્ર' છે – અર્થાત્ પરા-અપરા, જડ-ચેતન બધું જ ભગવાન છે.

**'યયેદં ધાર્યતે જગત્'** નો મતલબ છે કે સંસાર ન તો ભગવાનની દૃષ્ટિમાં છે, બલ્કે જીવની દૃષ્ટિ (માન્યતા)માં છે. ભગવાનની દૃષ્ટિમાં સત-અસત સર્વ કાંઈ તે જ છે – **'સદસચ્ચાહમર્જુન'** (ગીતા-૯/૧૯) અને મહાત્માની દૃષ્ટિમાં પણ સર્વ કાંઈ ભગવાન જ છે – **'વાસુદેવઃ સર્વમ્** (ગીતા-૭/૧૯). જીવે જ રાગ-દ્વેષને લીધે જગતને પોતાની બુદ્ધિમાં ધારણ કરી રાખ્યું છે. આ જ વાતને આગળ પંદરમા અધ્યાયના સાતમા શ્લોકમાં **'મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ'** – પદો દ્વારા કહેવામાં આવી છે. જગતને સત્તા આપવાથી જ રાગ – દ્વેષ પેદા થાય છે.

જીવે સંસારની સત્તા માની લીધી અને સત્તા માનીને તેને મહત્તા આપી દીધી. મહત્તા આપવાથી કામના અર્થાત્ સુખ-ભોગની ઇચ્છા પેદા થઈ, જેના કારણે જીવ જન્મ-મરણના ચક્કરમાં પડી ગયો. તાત્પર્ય એ છે કે એક ભગવાન સિવાય બીજી સત્તા માનવાથી જ જીવ સંસારના બંધનમાં પડ્યો છે. તેથી બીજી સત્તા ન માનવાની જવાબદારી જીવની છે. જો તે સંસારની સત્તા ન માને તો સંસાર છે જ ક્યાં ?

ભગવાને પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહમ્ – આ આઠેયને અપરા (જડ) પ્રકૃત્તિ કહી છે.[૧] તેથી જેમ પૃથ્વી જડ અને જાણી શકાય તેવી છે, તેવી જ રીતે અહમ્ પણ જડ અને જાણી શકાય તેવો છે. તાત્પર્ય એ છે કે પૃથ્વી, જળ વગેરે આઠેય એક જ જાતિના છે[૨] અર્થાત્ જે જાતિની પૃથ્વી છે, એ જ જાતિનો અહમ્ પણ છે અર્થાત્ અહમ્ પણ માટીના ઢેફા જેવો જડ અને દૃશ્ય છે. તેથી ભગવાને અહમ્‌ને એતત્તાથી (આ ક્ષેત્ર નામથી) કહ્યો છે; જેમ કે – **'એતદ્ યોવેત્તિ'** (ગીતા-૧૩/૧) **'એતત્'** (આ) ક્યારેય 'અહમ્' (હું) હોતો નથી. તેથી અહમ્ ને એતત્તાથી કહેવાનું તાત્પર્ય છે કે એ (અહમ્) આપણું સ્વરૂપ નથી. પરંતુ જ્યારે ચેતન (જીવ) આ અહમ્‌ની સાથે પોતાનું તાદાત્મ્ય માની લે છે, ત્યારે તે બંધાઈ જાય છે – **'અહંકાર વિમૂઢાત્મા કર્તાહમિતિમન્યતે** (ગીતા-૩-૨૭). આને જ ચિજ્જડગ્રંથિ કહે છે.

**'અહંકાર ઇતિયં મે'** – આ ધાતુરૂપ અહંકાર તો અપરા પ્રકૃતિનો (જડ) છે, પરંતુ 'હું છું' – આ ગ્રંથિરૂપ અહંકાર માત્ર અપરા પ્રકૃતિનો નથી બલ્કે તેમાં પરા પ્રકૃતિ પણ મળેલી છે. તત્ત્વજ્ઞાન થવાથી જન્મ-મરણ આપનારો આ ગ્રંથિરૂપ અહંકાર તો રહેતો નથી પરંતુ અપરા પ્રકૃતિનો ધાતુરૂપ અહંકાર રહે છે.

ક્રિયા અને પદાર્થ ન તો પરા પ્રકૃતિમાં છે અને ન પરમાત્મામાં છે, બલ્કે અપરા પ્રકૃતિમાં છે. અપરા પ્રકૃતિ ક્રિયારૂપ અને પદાર્થરૂપ છે. પરમાત્મા પ્રકૃતિની સહાયથી જ સૃષ્ટિ-રચના કરે છે. પરા પ્રકૃતિ અર્થાત્ જીવ ક્રિયા અને પદાર્થરૂપ અપરા પ્રકૃતિમાં આસક્ત થઈને અને તેનો આશ્રય લઈને બંધાઈ જાય છે. અપરાની આસક્તિ અને તેનો આશ્રય લેવો એ જ જગતને ધારણ કરવું છે. તેથી ભગવાને સાતમા અધ્યાયના આરંભમાં જ **'મય્યાસકતમનાઃ પાર્થ યોગં યુઞ્જન્ મદાશ્રયઃ'** પદો દ્વારા પોતાનામાં આસક્તિ (પ્રેમ) કરવા અને પોતાનો આશ્રય લેવાની વાત કહી છે. જો જીવ અપરા પ્રકૃતિમાં આસક્તિ ન રાખે અને તેનો આશ્રય ન લે તો તે મુક્ત થઈ જશે. જો તે ભગવાનમાં આસક્તિ (પ્રેમ) કરે અને તેમનો આશ્રય લે તો તે 'ભક્ત' બની જશે.

જગતની સ્વતંત્ર સત્તા નથી. બંધનકારક જગત તો જીવનું જ નિર્માણ છે. જીવ જ જગતને પકડે છે અને તેથી જ સુખ-દુઃખ થાય છે, બંધન થાય છે, ચોરાશી લાખ યોનિઓ, ભૂત, પ્રેત, પિશાચ, દેવતા વગેરે યોનિઓ તથા નરકોની પ્રાપ્તિ થાય છે. સત્ત્વ, રજ અને તમ – આ ત્રણે ગુણો કોઈ નુકસાન કરતા નથી, પરંતુ તેમનો સંગ કરવાથી જીવ ઊર્ધ્વગતિ,

---

૧. પૃથ્વી સ્થૂળ છે. પૃથ્વીથી સૂક્ષ્મ જળ છે. જળથી સૂક્ષ્મ તેજ છે. તેજથી સૂક્ષ્મ વાયુ છે. વાયુથી સૂક્ષ્મ આકાશ છે. આકાશથી સૂક્ષ્મ મન છે. મનથી સૂક્ષ્મ બુદ્ધિ છે. બુદ્ધિથી સૂક્ષ્મ અહમ્ છે. અપરા પ્રકૃતિમાં બધાથી સૂક્ષ્મ અહમ્ છે. આ પ્રમાણે ભગવાને સ્થૂળથી સૂક્ષ્મ સુધી ક્રમ પ્રમાણે અપરા પ્રકૃતિનું વર્ણન કર્યું છે.

૨. એક અનેકમાં અનુગત (પાછળ ગયેલું) થાય તો તેને જાતિ કહે છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહમ્ – આ આઠેયમાં જાતીય એકતા તો છે, પરંતુ સ્વરૂપની એકતા નથી અર્થાત્ જાતિ એક હોવા છતાં પણ એમનું સ્વરૂપ અલગ-અલગ છે. તેથી તેને 'અષ્ટધા' કહી છે. અપરા પ્રકૃતિનું કાર્ય હોવાથી અહીં પૃથ્વી, જળ વગેરેને પણ અપરા પ્રકૃતિ કહેવામાં આવ્યાં છે.

મધ્યગતિ અને અધોગતિમાં જાય છે – **'કારણં ગુણ સંગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા-૧૩/૨૧). ગુણોનો સંગ જીવ પોતે કરે છે. અપરા પ્રકૃતિ કોઈની સાથે સંબંધ કરતી નથી. સંબંધ નથી તો પ્રકૃતિ કરે છે કે ન ગુણ કરે છે, ન ઇન્દ્રિયો કરે છે, ન મન કરે છે, ન બુદ્ધિ કરે છે. જીવ પોતે જ સંબંધ કરે છે. તેથી જ સુખી-દુઃખી થઈ રહ્યો છે, જન્મ-મરણમાં જઈ રહ્યો છે. જીવ સ્વતંત્ર છે, કેમકે તે પરા અર્થાત્ ઉત્કૃષ્ટ પ્રકૃતિ છે. અપરા પ્રકૃતિ તો બિચારી કંઈ કરતી નથી. કારણ કે તેનામાં ચેતના અને કામના નથી. તેનાથી સંબંધ જોડીને, તેનો સદુપયોગ – દુરુપયોગ કરીને જીવ ઊંચ-નીચ યોનિઓમાં જાય છે, ભટકે છે. મતલબ કે, અપરિવર્તનશીલ હોવા છતાં પણ જીવ વિજાતીય જગતની સાથે સંબંધ જોડીને પરિવર્તનશીલ જગતરૂપ થઈ જાય છે[૧] (આ જ અધ્યાયનો ૧૩મો શ્લોક). તેની દૃષ્ટિ શરીર તરફ જ રહે છે, પોતાના સ્વરૂપની સ્ફુરણા થતી જ નથી.

જે આપણાથી બધી રીતે અલગ છે, તે જગત અર્થાત્ શરીર – ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અહમ્‌ની સાથે એકતા માની લીધી – એ જ જગતને ધારણ કરવું છે. વાસ્તવમાં જગત આપણું છે જ નહીં; કારણ કે જો આપણી ચીજ આપણને મળી ગઈ હોત તો આપણી કામનાઓ કાયમ માટે નષ્ટ થઈ જાત અને આપણે નિર્મમ, નિર્ભય, નિશ્ચિંત, નિષ્કામ થઈ જાત, પરંતુ જગત આપણને એવી ચીજ આપી શકતું નથી, જે આપણી હોય અર્થાત્ જે આપણાથી ક્યારેય વિખૂટી પડે નહીં. જે ચીજ વાસ્તવમાં આપણી છે, તે જગત દ્વારા પ્રાપ્ત થઈ શકતી નથી બલ્કે જગત સાથે સંબંધ-વિચ્છેદ કરવાથી જ પ્રાપ્ત થઈ શકે છે... આપણી વસ્તુ છે – પરમાત્મા. આપણે એ પરમાત્માના જ અંશ છીએ – **'મમૈવાંશો જીવલોકે'** (ગીતા ૧૫/૭). તેની પ્રાપ્તિનો ઉપાય (કર્મયોગની દૃષ્ટિએ) એ છે કે જગતમાંથી મળેલી વસ્તુઓ (શરીર વગેરે)ને જગતની જ સેવામાં અર્પી દઈએ અને બદલામાં તેની પાસેથી કશી જ આશા (ફલેચ્છા) ના રાખીએ. તેની સાથે કોઈ સંબંધ પણ ન જોડીએ; ક્રિયાની સાથે કે પદાર્થોની સાથે પણ સંબંધ ન જોડીએ. સેવા કરવા કરતાં પણ કોઈને કષ્ટ ન આપીએ એ શ્રેષ્ઠ છે. કોઈને પણ કષ્ટ **ન** આપવાથી, કોઈનું પણ અહિત ન કરવાથી સેવા આપમેળે જ થવા લાગે છે, કરવી પડતી નથી.[૨] આપમેળે થનારી ક્રિયાનું અભિમાન થતું નથી, અને તેના ફળની ઇચ્છા પણ થતી નથી. અભિમાન અને ફળની ઇચ્છાનો ત્યાગ થવાથી આપણને એ વસ્તુ મળી જાય છે, જે ખરેખર આપણી છે.

વાસ્તવમાં અપરા પ્રકૃતિની પરમાત્મા સિવાય અલગ સત્તા છે જ નહીં – **'નાસતો વિદ્યતે ભાવઃ'**. તેને વિશેષ સત્તા જીવે જ આપી છે. જેમ કે રૂપિયા-પૈસાનું પોતાનું કોઈ મહત્ત્વ નથી, પણ આપણે જ લોભને કારણે તેને મહત્ત્વ આપીએ છીએ. આપણે જેને મહત્ત્વ આપીએ છીએ, એમાં આપણું આકર્ષણ થાય છે. મહત્ત્વ ત્યારે આપીએ છીએ, જ્યારે દોષોનો સ્વીકાર કરીએ છીએ.[૩] કામરૂપી દોષને કારણે જ સ્ત્રીમાં આકર્ષણ થાય છે. લોભરૂપી દોષને કારણે જ ધનમાં આકર્ષણ થાય છે, મોહરૂપ દોષને કારણે જ કુટુમ્બ-પરિવારમાં આકર્ષણ થાય છે. વગેરે...વગેરે. પરંતુ દોષો સાથે તાદાત્મ્ય થવાને કારણે તે દોષ, દોષરૂપે દેખાતા નથી અને આપણને એ વાતની ખબર નથી પડતી કે આપણે જ તેમને (અપરા પ્રકૃતિને) સત્તા અને મહત્ત્વ આપી રહ્યા છીએ. તાદાત્મ્ય ખતમ થતાં દોષ તો રહેતા નથી અને ગુણ દેખાતા નથી !

અનંત બ્રહ્માંડોમાં ત્રણ લોક, ચૌદ ભુવન, જડ-ચેતન, સ્થાવર-જંગમ, થલચર-જલચર, નભચર, જરાયુ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ, સાત્ત્વિક-રાજસ-તામસ, મનુષ્ય, દેવતા, પિતર, ગન્ધર્વ, પશુ, પક્ષી, કીટ, પતંગ, ભૂત-પ્રેત, પિશાચ, બ્રહ્મરાક્ષસ વગેરે જે કાંઈ પણ જોવા, સાંભળવા, વાંચવા તથા કલ્પનામાં આવે છે, તેમાં 'પરા' અને 'અપરા' – આ પ્રકૃતિઓ સિવાય કશું જ નથી. જે જોવા, સાંભળવા, વાંચવા અને કલ્પનામાં આવે છે અને જે શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિ-અહમ્ દ્વારા જોવા, સાંભળવા, વાંચવા, વિચારવામાં આવે છે, તે બધું જ 'અપરા' છે. પરંતુ જે જુએ છે, સાંભળે છે, વાંચે છે, વિચારે છે,

---

૧. અહીં 'જગત' શબ્દ પરિવર્તનશીલનું વાચક છે – **'ગચ્છતીતિ જગત'**.

૨. કોઈનું પણ અહિત ન કરવાથી બે વાતો થશે – અમે કશું નહીં કરીએ, જો કંઈ કરીશું તો અમારાથી સેવા જ થશે. કશું ન કરવું અથવા સેવા કરવી – આ બન્નેથી જ સંસારથી સંબંધ–વિચ્છેદ થાય છે. કારણ કે કશું ન કરવામાં કોઈ દોષ થતો જ નથી અને આપમેળે (સહજ) સેવા થવાથી બધા દોષો ખતમ થઈ જાય છે. જેમ કે, 'ભોજન કરવામાં 'હું ખાઉં છું' – આ પ્રકારનો જે અભિમાન થાય છે, તેવો ભોજન પચવામાં થતો નથી; કેમકે તે આપમેળે જ પચે છે. એ જ પ્રમાણે સેવા આપમેળે થવાથી કર્તૃત્વાભિમાન અને ફળાસક્તિનો ત્યાગ સ્વતઃ થાય છે.

૩. સંસારનાં બધાં સુખો દોષયુક્ત છે. દોષોનો સ્વીકાર કરવાથી જ સુખ દેખાય છે. કામવિકારને કારણે જ મનુષ્ય સ્ત્રી વિના રહી શકતો નથી. દોષના કારણે જ એને ત્યાગનું મહત્ત્વ દેખાતું નથી.

જાણે છે, માને છે તે 'પરા' છે. પરા અને અપરા – બન્નેય ભગવાનની શક્તિઓ હોવાથી ભગવાનથી અભિન્ન અથવા ભગવદ્ -સ્વરૂપ જ છે. તેથી અનંત બ્રહ્માંડોની અંદર અને બહાર અને અનંત બ્રહ્માંડોના રૂપમાં એક ભગવાન સિવાય કિંચિત્‌માત્ર પણ કશું જ નથી – **'વાસુદેવઃ સર્વમ્'** (૭-૧૯)

**'સદસચ્ચાહમર્જુન'** (૯/૧૯) સંસારના બધા જ (દર્શન) મત-મતાંતર આચાર્યોને કારણે છે, પરંતુ **'વાસુદેવઃ સર્વમ્'** કોઈ આચાર્યનું દર્શન, મત નથી, બલ્કે સાક્ષાત્ ભગવાનનો અટલ સિદ્ધાંત છે, જેની અંતર્ગત બધાં જ દર્શન, મત-મતાંતર આવી જાય છે.

'અપરા' (જગત) ને સ્વતંત્ર સત્તા જીવે જ આપી છે – **'યયેદં ધાર્યતે જગત્'.** 'અપરા' ભગવાનની છે, પરંતુ તેને અર્થાત્ શરીર – ઇન્દ્રિયો – મન – બુદ્ધિ – અહમ્‌ને પોતાના અને પોતાના માટેના માની લેવાથી જીવ બંધનમાં પડ્યો છે. તેથી સાધકને જો જગત દેખાય છે તો તે તેની પોતાની વ્યક્તિગત દૃષ્ટિ છે. વ્યક્તિગત દૃષ્ટિ સિદ્ધાન્ત બની શકે નહીં. દૃષ્ટિ સીમિત હોય છે, જ્યારે તત્ત્વ અસીમ હોય છે. જેમ કે સૂર્ય થાળી જેવો દેખાય છે. પરંતુ ખરેખર તે થાળી જેવો નથી, બલ્કે પૃથ્વીથી પણ અનેકગણો મોટો છે.

જો સાધકને જગત દેખાય છે તો તેણે નિષ્કામભાવથી જગતની સેવા કરવી જોઈએ. જગતને પોતાનું અને પોતાના માટેનું માનવું તથા તેનાથી સુખ લેવું એ જ દોષ છે, બંધન છે. કારણ કે આપણી પાસે શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિ વગેરે જે કાંઈ પણ છે, તે બધું જગતનું જ છે અને જગતને માટે છે. તેથી જગતની વસ્તુને જગતની સેવામાં અર્પિત કરવાથી જગત જગતરૂપે નહીં દેખાતાં ભગવદ્-સ્વરૂપ દેખાશે, જે ખરેખર ભગવદ્-સ્વરૂપ છે જ. તાત્પર્ય છે કે સાધક ભલે જગતને માને, આત્માને માને કે પરમાત્માને માને, કોઈને પણ માનીને તે સાધના કરી શકે છે અને અંતિમ તત્ત્વ **વાસુદેવઃ સર્વમ્'**નો અનુભવ કરી શકે છે.



*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને કહ્યું કે પરા પ્રકૃતિએ અપરા પ્રકૃતિને ધારણ કરી રાખી છે. તેનું સ્પષ્ટીકરણ કરવાને માટે હવે આગળનો શ્લોક કહે છે.*

**એતદ્યોનીનિ ભૂતાનિ સર્વાણીત્યુપધારય ।**
**અહં કૃત્સ્નસ્ય જગતઃ પ્રભવઃ પ્રલયસ્તથા ॥ ૬॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સર્વાણિ** | = સઘળાં | | પ્રકૃતિઓનો સંયોગ | **કૃત્સ્નસ્ય** | = આખાય |
| **ભૂતાનિ** | = પ્રાણીઓના | | જ કારણ છે– | **જગતઃ** | = જગતનો |
| | (ઉત્પન્ન થવામાં) | **ઇતિ** | = એવું | **પ્રભવઃ** | = પ્રભવ |
| **એતદ્યોનીનિ** | = પરા અને અપરા - | **ઉપધારય** | = તું સમજ. | **તથા** | = તેમજ |
| | આ બન્ને | **અહમ્** | = હું | **પ્રલયઃ** | = પ્રલય છું. |

*ટીકા* – **'એતદ્યોનીનિ ભૂતાનિ'**[1] જેટલાં પણ દેવતા, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે જંગમ અને વૃક્ષ, લતા, ઘાસ વગેરે સ્થાવર પ્રાણીઓ છે, તે તમામ મારી અપરા અને પરા પ્રકૃતિના સંબંધથી જ ઉત્પન્ન થાય છે.

તેરમા અધ્યાયના છવ્વીસમા શ્લોકમાં પણ ભગવાને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંબંધથી સઘળાં સ્થાવરજંગમ પ્રાણીઓની ઉત્પત્તિ બતાવી છે. એ જ વાત સામાન્ય રીતિથી ચૌદમા અધ્યાયના ચોથા શ્લોકમાં પણ બતાવી છે કે સ્થાવર અને જંગમ યોનિઓમાં ઉત્પન્ન થવાવાળાં જેટલાં શરીરો છે, તે બધાં પ્રકૃતિનાં છે અને તે શરીરોમાં જે બીજ અર્થાત્ જીવાત્મા છે, તે મારો અંશ છે. એ જ બીજ અર્થાત્ જીવાત્માને ભગવાને 'પરા પ્રકૃતિ' (અ. ૭/૫) અને 'પોતાનો અંશ' (અ. ૧૫/૭) કહ્યો છે.

**'સર્વાણીત્યુપધારય'** – સ્વર્ગલોક, મૃત્યુલોક અને પાતાળલોક વગેરે સઘળા લોકોનાં જેટલાં પણ સ્થાવર-જંગમ પ્રાણીઓ છે, તે બધાં જ અપરા અને પરા પ્રકૃતિના

૧. **'એતદ્યોનીનિ ભૂતાનિ'** પદોનો અર્થ છે – **'એતે અપરા-પરે યોની કારણે યેષાં તાનિ'** અર્થાત્ 'અપરા અને પરા – આ બે પ્રકૃતિઓ જેનું કારણ છે, એવાં સઘળાં પ્રાણીઓ.'

સંયોગથી જ ઉત્પન્ન થાય છે. તાત્પર્ય એ છે કે પરા પ્રકૃતિએ અપરાને પોતાની માની લીધી છે,[1] તેનો સંગ કરી લીધો છે, એનાથી જ બધાં પ્રાણીઓ પેદા થાય છે – એને તું ધારણ કર અર્થાત્ સારી રીતે સમજી લે અથવા માની લે.

**'અહં કૃત્સ્નસ્ય જગતઃ પ્રભવઃ પ્રલયસ્તથા'** – તમામ વસ્તુઓને સત્તાસ્ફૂર્તિ પરમાત્માથી જ મળે છે, એટલા માટે ભગવાન કહે છે કે હું સકળ જગતનો પ્રભવ (ઉત્પન્ન) કરવાવાળો અને પ્રલય (લીન કરવાવાળો) છું.

**'પ્રભવઃ'**નું તાત્પર્ય એ છે કે હું જ આ જગતનું નિમિત્તકારણ છું, કેમકે સમગ્ર સૃષ્ટિ મારા સંકલ્પથી[2] પેદા થઈ છે – **'સદૈક્ષત બહુ સ્યાં પ્રજાયેયેતિ'** (છાન્દોગ્ય. ૬/૨/૩).

જેવી રીતે ઘડો બનાવવામાં કુંભાર અને સોનાનાં આભૂષણો બનાવવામાં સોની જ નિમિત્તકારણ છે, એવી જ રીતે સંસારમાત્રની ઉત્પત્તિમાં ભગવાન જ નિમિત્ત-કારણ છે.

**'પ્રલયઃ'** કહેવાનું તાત્પર્ય એ છે કે આ જગતનું ઉપાદાનકારણ પણ હું જ છું; કેમકે કાર્યમાત્ર ઉપાદાનકારણથી ઉત્પન્ન થાય છે; ઉપાદાનકારણરૂપથી જ રહે છે અને અંતમાં ઉપાદાનકારણમાં જ લીન થઈ જાય છે.

જેવી રીતે ઘડો બનાવવામાં માટી ઉપાદાનકારણ છે, એવી જ રીતે સૃષ્ટિની રચના કરવામાં ભગવાન જ ઉપાદાનકારણ છે. જેવી રીતે ઘડો માટીથી જ પેદા થાય છે, માટીરૂપે જ રહે છે અને અંતે તૂટીને ઘસાતાં-ઘસાતાં માટી જ બની જાય છે; અને જેવી રીતે સોનાનાં યાવન્માત્ર (સઘળાં) આભૂષણો સોનામાંથી જ ઉત્પન્ન થાય છે, સોનારૂપે જ રહે છે અને અંતમાં સોનું જ રહી જાય છે, એવી જ રીતે આ સંસાર ભગવાનથી જ ઉત્પન્ન થાય છે, ભગવાનમાં જ રહે છે અને અંતમાં ભગવાનમાં જ લીન થઈ જાય છે. એવું જાણવું એ જ 'જ્ઞાન' છે. સર્વ કંઈ ભગવત્સ્વરૂપ જ છે, ભગવાનના સિવાય બીજું કંઈ છે જ નહિ – એવો અનુભવ થઈ જવો એ 'વિજ્ઞાન' છે.

**'કૃત્સ્નસ્ય જગતઃ'** પદોમાં ભગવાને પોતાને જડ-ચેતનાત્મક સકળ જગતની ઉત્પત્તિ અને પ્રલય કહ્યા છે. આમાં જડ (અપરા પ્રકૃતિ)ની ઉત્પત્તિ અને પ્રલય બતાવવાં એ તો બરાબર છે, પરંતુ ચેતન (પરા પ્રકૃતિ અર્થાત્ જીવાત્મા)નાં ઉત્પત્તિ અને વિનાશ કેવી રીતે થયાં? કેમકે એ તો નિત્ય તત્ત્વ છે – **'નિત્યઃ સર્વગતઃ સ્થાણુરચલોઽયં સનાતનઃ'** (ગીતા – ૨/૨૪). જે પરિવર્તનશીલ છે, તેને જગત કહે છે – **'ગચ્છતીતિ જગત્.'** પરંતુ અહીં 'જગત' શબ્દ જડ-ચેતનાત્મક સકળ સંસારનો વાચક છે. એમાં જડ-અંશ તો પરિવર્તનશીલ છે અને ચેતન-અંશ સદાસર્વદા પરિવર્તનરહિત તથા નિર્વિકાર છે. એ નિર્વિકાર તત્ત્વ જ્યારે જડની સાથે પોતાનો સંબંધ માનીને તાદાત્મ્ય કરી લે છે, ત્યારે એ જડ (શરીર)નાં ઉત્પત્તિવિનાશને પોતાનાં ઉત્પત્તિવિનાશ માની લે છે. એનાથી તેનાં જન્મમરણ કહેવામાં આવે છે. એટલા માટે ભગવાને પોતાને સકળ જગત અર્થાત્ અપરા અને પરા પ્રકૃતિની ઉત્પત્તિ અને પ્રલય કહ્યા છે.

જો અહીં 'જગત' શબ્દથી કેવળ નાશવાન, પરિવર્તનશીલ અને વિકારી સંસાર જ લેવામાં આવે, ચેતનને ન લેવામાં આવે તો મોટો અવરોધ આવશે. ભગવાને **'કૃત્સ્નસ્ય જગતઃ'** પદોથી પોતાને સકળ જગતના કારણ બતાવ્યા છે.[3] આથી સકળ જગતની અંતર્ગત સ્થાવરજંગમ, જડચેતન બધાં લેવામાં આવશે. જો કેવળ જડને લેવામાં આવશે તો ચેતનભાગ છૂટી જશે, જેનાથી 'હું સકળ જગતનું કારણ છું' એવું કહેવું નહિ બની શકે અને આગળ પણ મોટું વિઘ્ન આવશે. કારણ કે આગળ આ જ અધ્યાયના તેરમા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે ત્રણે ગુણોથી મોહિત જગત મને નથી જાણતું, તો અહીં જાણવું અથવા ન જાણવું ચેતનનું જ થઈ શકે છે. જડનું જાણવું અથવા ન જાણવું થતું જ નથી. એટલા માટે 'જગત' શબ્દથી કેવળ જડને જ નહિ, ચેતનને પણ લેવું પડશે.

એવી જ રીતે સોળમા અધ્યાયના આઠમા શ્લોકમાં પણ આસુરી સંપદાવાળાઓની માન્યતા અનુસાર 'જગત' શબ્દથી

---

૧. આમાં એક વિચિત્ર વાત છે કે સંબંધ કેવળ ક્ષેત્રજ્ઞે માન્યો છે, ક્ષેત્રે નહિ. જો એ પોતાનો સંબંધ ન માને તો એનો પુનર્જન્મ થઈ જ નથી શકતો; કેમકે પુનર્જન્મનું કારણ ગુણોનો સંગ જ છે – **'કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા – ૧૩/૨૧).

૨. જીવોના દ્વારા કરેલાં અનાદિકાળનાં કર્મો, જીવોના પ્રલયકાળમાં લીન થતાં જ્યારે પરિપક્વ થાય છે અર્થાત્ ફળ આપવા માટે ઉન્મુખ થાય છે, ત્યારે તેનાથી (પ્રલયનો સમય સમાપ્ત થતાં, સર્ગના આરંભમાં) ભગવાનનો સંકલ્પ થાય છે અને તે જ સંકલ્પથી શરીરોની ઉત્પત્તિ થાય છે.

૩. અપરા પ્રકૃતિ અને ભગવાનમાં તો કાર્યકારણનો સંબંધ છે; કેમકે અપરા પ્રકૃતિ ભગવાનનું કાર્ય છે, પરંતુ પરા પ્રકૃતિ અને ભગવાનમાં કાર્યકારણનો સંબંધ નથી; કેમકે પરા પ્રકૃતિ (જીવ) ભગવાનનો અંશ છે, કાર્ય નથી. એટલા માટે અંશ-અંશીની દૃષ્ટિએ જ ભગવાન જીવના કારણ કહેવામાં આવ્યા છે. કાર્યકારણની દૃષ્ટિએ નહિ.

જડ અને ચેતન – બન્ને લેવા પડશે; કેમકે આસુરી સંપદાવાળી વ્યક્તિઓ સઘળાં શરીરધારી જીવોને અસત્ય માને છે, કેવળ જડને નહિ. એટલા માટે જો ત્યાં 'જગત' શબ્દથી કેવળ જડ સંસાર જ લેવામાં આવે તો જગતને (જડ સંસારને) અસત્ય, મિથ્યા અને અપ્રતિષ્ઠિત કહેવાવાળા અદ્વૈતસિદ્ધાંતીઓ પણ આસુરી સંપદાવાળાઓમાં આવી જશે, કે જે સર્વથા અનુચિત છે. એવી જ રીતે આઠમા અધ્યાયના છવ્વીસમા શ્લોકમાં આવેલા **'શુક્લકૃષ્ણે ગતી હ્યેતે જગતઃ'** પદોમાં 'જગત' શબ્દને કેવળ જડનો જ વાચક માનીએ તો જડની શુક્લ અને કૃષ્ણ ગતિનું શું તાત્પર્ય થશે? ગતિ તો ચેતનની જ થાય છે. જડ સાથે તાદાત્મ્ય કરવાને કારણે જ ચેતનને 'જગત' નામે કહેવામાં આવ્યું છે.

આ બધી વાતો ઉપર વિચાર કરવાથી એ નિષ્કર્ષ નીકળે છે કે જડની સાથે એકાત્મતા કરવાથી જીવને 'જગત' કહેવામાં આવે છે. પરંતુ જ્યારે એ જડથી વિમુખ થઈને ચિન્મયતત્ત્વની સાથે પોતાની એકતાનો અનુભવ કરી લે છે, ત્યારે તે 'યોગી' કહેવાય છે, જેનું વર્ણન ગીતામાં ઠેકઠેકાણે આવ્યું છે.

**પરિશિષ્ટ ભાવ :** જે ખુદ પોતાને જાણી ન શકે અને બીજાને પણ જાણી ન શકે તે 'અપરા પ્રકૃતિ' છે. જે પોતાને પણ જાણી શકે અને બીજાને પણ જાણી શકે, તે 'પરા પ્રકૃતિ' છે. આ અપરા અને પરા – બન્નેના માનેલા સંયોગથી જ સંપૂર્ણ સ્થાવર-જંગમ પ્રાણી પેદા થાય છે. (ગીતા-૧૩-૨૬).

મૂળ દોષ એક જ છે, જે સ્થાનભેદથી અનેકરૂપે દેખાય છે, તે છે – અપરાની સાથે સંબંધ. આ એક દોષથી જ બધા જ દોષો ઉત્પન્ન થાય છે. આ એક દોષ આવી જવાથી બધા જ દોષો આવી જશે અને આ એક દોષ દૂર થઈ જાય તો બધા જ દોષો દૂર થઈ જશે. એ પ્રમાણે મૂળ ગુણ પણ એક જ છે, જેનાથી બધા જ ગુણો પ્રગટ થાય છે, તે છે – ભગવાન સાથેનો સંબંધ.

અપરાને ચાહે નિત્ય માનો, ચાહે અનિત્ય માનો, પરંતુ તેની સાથેનો આપણો સંબંધ અનિત્ય છે – આ સર્વ સંમત વાત છે. આ સંબંધ જ જન્મ-મરણનું કારણ છે – **'કારણં ગુણ સઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા-૧૩/૨૧). આ જ સંસારનું બીજ છે.

હું સંપૂર્ણ જગતનો પ્રભવ (ઉત્પન્ન કરનાર) તથા પ્રલય (નાશ કરનાર) છું – આનો અર્થ એ છે કે આ સ્થાવર – જંગમરૂપ જગતને હું જ ઉત્પન્ન કરવાવાળો છું અને હું જ (સંસારરૂપે) ઉત્પન્ન થવાવાળો છું; હું જ નાશ કરવાવાળો છું અને હું જ નષ્ટ થવાવાળો છું. કારણ કે મારા સિવાય આ સંસારનું કોઈ પણ કારણ અને કાર્ય નથી (આ જ અધ્યાયનો સાતમો શ્લોક) અર્થાત્ હું આનો નિમિત્ત અને ઉપાદાન કારણ છું. તેથી જગતરૂપે હું જ છું. નવમા અધ્યાયના ઓગણીસમા શ્લોકમાં પણ ભગવાને કહ્યું છે – **'અમૃતં ચૈવ મૃત્યુશ્ચ સદસચ્ચાહમર્જુન'** અર્થાત્ 'અમૃત અને મૃત્યુ તથા સત અને અસત પણ હું જ છું.' શ્રીમદ્ભાગવતમાં ભગવાન કહે છે –

**આત્મૈવ તદિદં વિશ્વં સૃજ્યતે સૃજતિ પ્રભુઃ। ત્રાયતે ત્રાતિ વિશ્વાત્મા હ્રિયતે હરતીશ્વરઃ॥**

(૧૧/૨૮/૬)

'જે કાંઈ પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ વસ્તુ છે, તે સર્વ શક્તિમાન પરમાત્માની જ છે. જે કંઈ સૃષ્ટિ પ્રતીત થઈ રહી છે, તેના નિમિત્ત કારણ પણ તે જ છે અને ઉપાદાન કારણ પણ તે જ છે અર્થાત્ તે જ વિશ્વની રચના કરે છે અને તે જ વિશ્વરૂપે બને છે (પ્રગટ થાય છે). તે જ રક્ષક છે અને તે જ રક્ષિત છે. તે જ સર્વાત્મા ભગવાન આનો સંહાર કરે છે અને જેનો સંહાર થાય છે, તે પણ તે જ છે.'

તૈતરીયોપનિષદમાં આવ્યું છે કે અન્ન પણ હું જ છું અને અન્નને ખાવાવાળો પણ હું જ છું. **'અહમન્નમહમન્ન મહમન્નમ્ અહમન્નાદોઽહમન્નાદોઽહમન્નાદઃ** (૩/૧૦/૬)

તાત્પર્ય એ છે કે અપરા અને પરા પ્રકૃતિ તથા તેમના સંયોગથી ઉત્પન્ન થનારા સંપૂર્ણ પ્રાણીઓ – આ તમામ ભગવાન જ છે. કારણ પણ ભગવાન છે અને કાર્ય પણ ભગવાન છે.

—■—

*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને પોતાને પરા અને અપરા પ્રકૃતિરૂપી સકળ જગતનું મૂળ કારણ બતાવ્યું. હવે ભગવાનના સિવાય પણ જગતનું બીજું કોઈ કારણ હશે – એનો આગળના શ્લોકમાં નિષેધ કરે છે.*

**મત્તઃ પરતરં નાન્યત્કિઞ્ચિદસ્તિ ધનંજય।**
**મયિ સર્વમિદં પ્રોતં સૂત્રે મણિગણા ઇવ ॥૭॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ધનઞ્જય** | = હે ધનંજય! | **કિઞ્ચિત્** | = કિંચિત્માત્ર પણ (કારણ તથા કાર્ય) | | (પરોવાયેલા હોય છે,) |
| **મત્તઃ** | = મારા | **ન અસ્તિ** | = નથી. | **ઈવ** | = એ જ રીતે |
| **પરતરમ્** | = સિવાય (આ જગતનું) | **મણિગણાઃ** | = (જેમ સૂતરના) મણકા | **ઈદમ્** | = આ |
| | | | | **સર્વમ્** | = આખું જગત |
| | | | | **મયિ** | = મારામાં (જ) |
| **અન્યત્** | = બીજું કોઈ | **સૂત્રે** | = સૂતરના ધાગામાં | **પ્રોતમ્** | = ગૂંથાયેલું છે. |

*ટીકા* – **'મત્તઃ પરતરં નાન્યત્ કિઞ્ચિદસ્તિ ધનંજય'** – હે અર્જુન! મારા સિવાય બીજું કોઈ કારણ નથી, હું જ સકળ સંસારનું મહાકારણ છું. જેવી રીતે વાયુ આકાશથી જ ઉત્પન્ન થાય છે, આકાશમાં જ રહે છે અને આકાશમાં જ લીન થાય છે અર્થાત્ આકાશના સિવાય વાયુની કોઈ પૃથક સ્વતંત્ર સત્તા નથી. એવી જ રીતે સંસાર ભગવાનથી ઉત્પન્ન થાય છે, ભગવાનમાં સ્થિત રહે છે અને ભગવાનમાં જ લીન થઈ જાય છે અર્થાત્ ભગવાનના સિવાય સંસારની કોઈ પૃથક સ્વતંત્ર સત્તા નથી.

અહીં **'પરતરમ્'** કહીને બધાનું મૂળ કારણ બતાવવામાં આવ્યું છે. મૂળ કારણથી આગળ કોઈ કારણ નથી અર્થાત્ મૂળ કારણના કોઈ ઉત્પાદક નથી. ભગવાન જ બધાનું મૂળ કારણ છે. આ સંસાર અર્થાત્ સ્થળ, કાળ, વ્યક્તિ, વસ્તુ, ઘટના, પરિસ્થિતિ વગેરે બધું પરિવર્તનશીલ છે. પરંતુ જેના હોવાપણાથી એ બધાનું હોવાપણું દેખાય છે અર્થાત્ જેની સત્તાથી એ બધું 'છે' એવું દેખાય છે, તે પરમાત્મા જ એ બધામાં પરિપૂર્ણ છે.

ભગવાને આ અધ્યાયના બીજા શ્લોકમાં કહ્યું છે કે હું વિજ્ઞાનસહિત જ્ઞાન કહીશ, જેને જાણ્યા બાદ કંઈ જાણવાનું બાકી નહિ રહે – **'યજ્જ્ઞાત્વા નેહ ભૂયોઽન્યજ્જ્ઞાતવ્યમવશિષ્યતે'** અને અહીં કહે છે કે મારા સિવાય બીજું કોઈ કારણ નથી – **'મત્તઃ પરતરં નાન્યત્ કિઞ્ચિદસ્તિ.'** બન્નેય જગાએ **'ન અન્યત્'** કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યારે મારા સિવાય કંઈ છે જ નહિ, ત્યારે મને જાણ્યા પછી જાણવાનું કેવી રીતે બાકી રહેશે? આથી ભગવાને અહીં **'મયિ સર્વમિદં પ્રોતમ્'** અને આગળ **'વાસુદેવઃ સર્વમ્'** (અ. ૭/૧૯) તથા **'સદસચ્ચાહમ્'** (અ. ૯/૧૯) કહ્યું છે.

જે કાર્ય થાય છે, તે કારણના સિવાય પોતાની કોઈ સ્વતંત્ર સત્તા નથી રાખતું. વાસ્તવમાં કારણ જ કાર્યરૂપે દેખાય છે. આ રીતે જ્યારે કારણનું જ્ઞાન થઈ જશે, ત્યારે કાર્ય કારણમાં લીન થઈ જશે અર્થાત્ કાર્યની અલગ સત્તા પ્રતીત નહિ થાય અને 'એક પરમાત્માના સિવાય અન્ય કોઈ કારણ નથી' – એવો અનુભવ આપમેળે થઈ જશે.

**'મયિ સર્વમિદં પ્રોતં સૂત્રે મણિગણા ઈવ'** – આ સકળ સંસાર દોરામાં દોરાના જ મણકાઓની જેમ મારામાં પરોવાયેલો છે અર્થાત્ હું જ સકળ સંસારમાં અનુસ્યૂત (વ્યાપ્ત) છું. જેવી રીતે સૂતરના બનેલા મણકાઓમાં અને સૂતરમાં સૂતર સિવાય અન્ય કંઈ નથી; એવી જ રીતે સંસારમાં મારા સિવાય અન્ય કોઈ તત્ત્વ નથી. તાત્પર્ય એ છે કે જેવી રીતે સૂતરમાં સૂતરના મણકા પરોવવામાં આવ્યા હોય તો જોવામાં મણકા અને સૂતર અલગ-અલગ દેખાય છે, પરંતુ વાસ્તવમાં તેઓમાં સૂતર એક જ હોય છે. એવી જ રીતે સંસારમાં જેટલાં પ્રાણીઓ છે, તે બધાં નામ, રૂપ, આકૃતિ વગેરેથી અલગ-અલગ દેખાય છે, પરંતુ વાસ્તવમાં તેઓમાં વ્યાપ્ત રહેવાવાળું ચેતનતત્ત્વ એક જ છે. એ ચેતનતત્ત્વ હું જ છું – **'ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત'** (ગીતા – ૧૩/૨) અર્થાત્ મણકારૂપી અપરા પ્રકૃતિ પણ મારું સ્વરૂપ છે અને દોરારૂપી પરા પ્રકૃતિ પણ હું જ છું. બન્નેમાં હું જ પરિપૂર્ણ છું, વ્યાપ્ત છું. સાધક જ્યારે સંસારને સંસારબુદ્ધિથી જુએ છે, ત્યારે તેને સસારમાં પરિપૂર્ણરૂપે વ્યાપેલા પરમાત્મા નથી દેખાતા. જ્યારે તેને પરમાત્મતત્ત્વનો વાસ્તવિક બોધ થઈ જાય છે, ત્યારે વ્યાપ્ય-વ્યાપક ભાવ દૂર થઈ એક પરમાત્મતત્ત્વ જ દેખાય છે. આ તત્ત્વને બતાવવાને માટે જ ભગવાને અહીં કારણરૂપે પોતાની વ્યાપકતાનું વર્ણન કર્યું છે.

**પરિશિષ્ટ ભાવ :** જેમ સૂતરના મણકા સૂતરના દોરામાં પરોવ્યા હોય તો તેમાં સૂતર સિવાય બીજું કંઈ નથી, એમ જ સંસારમાં ભગવાનના સિવાય બીજું કંઈ નથી. તાત્પર્ય એ છે કે મણકારૂપ અપરા પ્રકૃતિ અને દોરારૂપ પરા પ્રકૃતિ – બંનેમાં ભગવાન જ પરિપૂર્ણ છે. મણકા બનવામાં અપરા પ્રકૃતિ મુખ્ય છે અને દોરો બનવામાં પરા પ્રકૃતિ મુખ્ય છે. **'મણિગણાઃ'** પદ બહુવચનમાં આપવાનો એ અર્થ છે કે અપરા પ્રકૃતિ સ્થાવર-જંગમ, જલચર-થલચર-નભચર, ચૌદ ભુવન, ચોર્યાસી લાખ યોનિઓ વગેરે અનંતરૂપોમાં અને અનંત સમુદાયોમાં વિભક્ત છે.

અપરા અને પરાનો ભેદ 'અપરા' પ્રકૃતિને લીધે જ છે; કેમ કે અપરાને સત્તા અને મહત્તા આપીને તેની સાથે સંબંધ

જોડવાને કારણે જ જીવ છે (આ અધ્યાયનો પાંચમો શ્લોક). તેથી અપરા પ્રકૃતિ જગતમાં પણ છે અને જીવમાં પણ છે. પરંતુ પરમાત્મામાં પરા પણ નથી કે અપરા પણ નથી, જગત પણ નથી અને જીવ પણ નથી. મતલબ કે નથી દોરો કે નથી મણકો, ફક્ત એક સૂતર માત્ર (રૂ) જ છે. એ પ્રમાણે પરા પણ નથી અને અપરા પણ નથી, બલ્કે એક પરમાત્મા જ છે. આ જ વાતનું ભગવાને આગળ બારમા શ્લોક સુધી વર્ણન કર્યું છે. આ શ્લોકમાં આવેલા **'મત્તઃ'** પદથી શરૂ કરીને બારમા શ્લોકના **'મત્ત એવ'** પદો સુધી ભગવાને આ જ વાત બતાવી છે કે મારા સિવાય કાંઈ જ નથી. અહીં **'મત્તઃ'** પદ સમગ્ર પરમાત્માના અર્થમાં છે, જે પરા અને અપરા જે બન્ને પ્રકૃતિઓના માલિક છે.

કારણ જ કાર્યમાં રૂપાન્તર થાય છે, જેમ રૂ જ દોરો બને છે, બીજ જ વૃક્ષ બને છે. તેથી બધાના પરમ કારણ ભગવાન હોવાથી બધાં રૂપોમાં ભગવાન જ છે – **'વાસુદેવઃ સર્વમ્'** તેથી ભગવાન સિવાય બીજી સત્તાને જોવી એ ભૂલ છે.

**'મત્તઃ પરતરં નાન્યત્કિઞ્ચિદસ્તિ'** જે બેમાં શ્રેષ્ઠ હોય, તેને 'પરતર' કહે છે. ભગવાન અદ્વિતીય છે, તેમના સિવાય બીજી કોઈ વસ્તુ ('પર') છે જ નહીં, તો પછી તેઓ 'પરતર' કઈ રીતે થઈ શકે ? તેમના માટે 'પરતર' શબ્દ લાગુ જ થતો નથી. અહીં ભગવાનને અદ્વિતીય દેખાડવા માટે જ 'પરતર' શબ્દ આવ્યો છે. મતલબ કે ભગવાનથી અન્ય કંઈ જ નથી અને શ્રેષ્ઠ પણ કંઈ નથી. ઉપનિષદમાં આવ્યું છે –

**પુરુષાન્ન પરં કિઞ્ચિત્સા કાષ્ટા સા પરા ગતિઃ ॥**

(કઠ. ૧/૩/૧૧)

'પુરુષથી પર કંઈ નથી. તે જ સૌની પરમ સીમા અને તે જ પરમગતિ છે.'

અર્જુને પણ કહ્યું છે –

**'ન ત્વત્સમોઽસ્ત્યભ્યધિકઃ કુતઽન્યો લોકત્રયેઽપ્યપ્રતિમપ્રભાવ**

(ગીતા-૧૧/૪૩).

—■—

***સંબંધ*** *– જે કંઈ કાર્ય દેખાય છે, તેના મૂળમાં પરમાત્મા જ છે – જ્ઞાન કરાવવાને માટે હવે ભગવાન આઠમાથી બારમા શ્લોક સુધીના વિષયનો આરંભ કરે છે.*

**રસોઽહમપ્સુ કૌન્તેય પ્રભાસ્મિ શશિસૂર્યયોઃ ।**
**પ્રણવઃ સર્વવેદેષુ શબ્દઃ ખે પૌરુષં નૃષુ ॥ ૮॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **કૌન્તેય** | = હે કૌન્તેય! | **શશિસૂર્યયોઃ** | = ચન્દ્ર તેમજ સૂર્યમાં | **પ્રણવઃ** | = ઓંકાર, |
| **અપ્સુ** | = જળમાં | **પ્રભા** | = પ્રકાશ (પ્રભા) | **ખે** | = આકાશમાં |
| | | | | **શબ્દઃ** | = શબ્દ (અને) |
| **રસઃ** | = રસ | **અસ્મિ** | = હું છું, | **નૃષુ** | = મનુષ્યોમાં |
| **અહમ્** | = હું છું, | **સર્વવેદેષુ** | = બધા વેદોમાં | **પૌરુષમ્** | = પુરુષાર્થ (હું છું). |

***ટીકા*** – [જેવી રીતે સાધારણ દૃષ્ટિથી લોકોએ રૂપિયાને જ સર્વશ્રેષ્ઠ માની રાખ્યા છે તો રૂપિયા પેદા કરવા અને તેમનો સંગ્રહ કરવામાં જ લોભી માણસની સ્વાભાવિક રુચિ થઈ જાય છે. એવી જ રીતે જોવા, સાંભળવા માનવા અને સમજવામાં જે કંઈ જગત આવે છે, તેનું કારણ ભગવાન છે (અ. ૭/૬); ભગવાનના સિવાય તેની સ્વતંત્ર સત્તા છે જ નહિ – એવું માનવાથી ભગવાનમાં સ્વાભાવિક રુચિ થઈ જાય છે. પછી સ્વાભાવિક જ એમનું ભજન થાય છે. આ જ વાત દસમા અધ્યાયના આઠમા શ્લોકમાં કહી છે કે 'હું સકળ સંસારનું કારણ છું, મારાથી જ સંસારની ઉત્પત્તિ થાય છે' – એવું સમજીને બુદ્ધિમાન મનુષ્યો મારું ભજન કરે છે. એવી જ રીતે અઢારમા અધ્યાયના છેતાળીસમા શ્લોકમાં કહ્યું છે કે 'જે પરમાત્માથી સકળ જગતની પ્રવૃત્તિ થાય છે અને જેનાથી સકળ સંસાર વ્યાપ્ત છે, તે પરમાત્માનું પોતાનાં કર્મો દ્વારા પૂજન કરીને મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત કરી લે છે.' આ સિદ્ધાંતને બતાવવાને માટે આ વિષય આવ્યો છે.]

**'રસોઽહમપ્સુ કૌન્તેય'** – હે કુંતીનંદન! જળમાં હું

'રસ' છું. જળ રસતન્માત્રાથી[1] પેદા થાય છે; રસતન્માત્રામાં રહે છે અને રસતન્માત્રામાં જ લીન થાય છે. જળમાંથી જો 'રસ' કાઢી લેવામાં આવે તો જળતત્ત્વ કંઈ નહિ રહે. આથી રસ જ જળરૂપે છે. તે રસ હું છું.

**'પ્રભાસ્મિ શશિસૂર્યયોઃ'** – ચંદ્રમા અને સૂર્યમાં પ્રકાશ કરવાની જે એક વિલક્ષણ શક્તિ 'પ્રભા' છે,[2] તે મારું સ્વરૂપ છે. પ્રભા રૂપતન્માત્રાથી ઉત્પન્ન થાય છે, રૂપતન્માત્રામાં રહે છે અને અંતે રૂપતન્માત્રામાં જ લીન થઈ જાય છે. જો ચંદ્રમા અને સૂર્યમાંથી પ્રભા કાઢી લેવામાં આવે તો ચંદ્રમા અને સૂર્ય નિસ્તત્ત્વ થઈ જશે. તાત્પર્ય એ છે કે કેવળ પ્રભા જ ચંદ્ર અને સૂર્યરૂપે પ્રગટ થઈ રહી છે. ભગવાન કહે છે કે તે પ્રભા પણ હું જ છું.

**'પ્રણવઃ સર્વવેદેષુ'** – સઘળા વેદોમાં પ્રણવ (ઓમકાર) મારું સ્વરૂપ છે. કારણ કે સહુથી પહેલાં પ્રણવ પ્રગટ થયો. પ્રણવથી ત્રિપદા ગાયત્રી અને ત્રિપદા ગાયત્રીથી વેદત્રયી પ્રગટ થઈ છે. એટલા માટે વેદોમાં સાર 'પ્રણવ' જ રહ્યો. જો વેદોમાંથી પ્રણવ કાઢી લેવામાં આવે તો વેદ વેદરૂપે નહિ રહે. પ્રણવ જ વેદ અને ગાયત્રીરૂપે પ્રગટ થઈ રહ્યો છે. તે પ્રણવ હું જ છું.

**'શબ્દઃ ખે'** – દરેક જગાએ આ જે પોલાણ દેખાય છે, તે આકાશ છે. આકાશ શબ્દતન્માત્રાથી પેદા થાય છે, શબ્દતન્માત્રામાં જ રહે છે અને અંતે શબ્દતન્માત્રામાં જ લીન થઈ જાય છે. આથી શબ્દતન્માત્રા જ આકાશરૂપે પ્રગટ થઈ રહી છે. શબ્દતન્માત્રા વિના આકાશ કંઈ નથી. તે શબ્દ હું જ છું.

**'પૌરુષં નૃષુ'** – મનુષ્યોમાં સાર વસ્તુ જે પુરુષાર્થ છે, તે મારું સ્વરૂપ છે. વાસ્તવમાં નિત્યપ્રાપ્ત પરમાત્મતત્ત્વનો અનુભવ કરવો એ જ મનુષ્યોમાં અસલ પુરુષાર્થ છે. પરંતુ મનુષ્યોએ અપ્રાપ્તને પ્રાપ્ત કરવામાં જ પોતાનો પુરુષાર્થ માની રાખ્યો છે; જેમ કે – નિર્ધન આદમી ધનની પ્રાપ્તિમાં પુરુષાર્થ માને છે, અભણ આદમી ભણી લેવામાં પુરુષાર્થ માને છે, અપ્રસિદ્ધ આદમી પોતાનું નામ વિખ્યાત કરી લેવામાં પુરુષાર્થ માને છે, વગેરે-વગેરે. નિષ્કર્ષ એ નીકળ્યો કે જે અત્યારે નથી, તેની પ્રાપ્તિમાં જ મનુષ્ય પોતાનો પુરુષાર્થ માને છે. પરંતુ આ પુરુષાર્થ વાસ્તવમાં પુરુષાર્થ નથી. કારણ કે જે પહેલાં ન હતા, પ્રાપ્તિને વખતે પણ જેમનો નિરંતર સંબંધ-વિચ્છેદ થઈ રહ્યો છે અને અંતે જે 'નથી'માં ભળી જશે, એવા પદાર્થોને પ્રાપ્ત કરવા એ પુરુષાર્થ નથી. પરમાત્મા પહેલાં પણ મોજૂદ હતા, અત્યારે પણ મોજૂદ છે અને આગળ પણ સદા મોજૂદ રહેશે; કેમકે એમનો કદી અભાવ નથી હોતો. એટલા માટે પરમાત્માને ઉત્સાહપૂર્વક પ્રાપ્ત કરવાનો જે પ્રયત્ન છે, તે જ વાસ્તવમાં પુરુષાર્થ છે. એની પ્રાપ્તિ કરવામાં જ મનુષ્યોનું મનુષ્યત્વ છે. તેના વિના મનુષ્ય કંઈ નથી અર્થાત્ નિરર્થક છે.

**પરિશિષ્ટ ભાવ :** છઠ્ઠા-સાતમા શ્લોકોમાં ભગવાને પોતાને સંપૂર્ણ જગતના કારણ બતાવ્યા છે. તેથી હવે ભગવાન આઠમા શ્લોકથી બારમા શ્લોક સુધી 'કારણ' રૂપે પોતાની વિભૂતિઓનું વર્ણન કરે છે. જોકે કારણની તુલનામાં કાર્યમાં વિશેષ ગુણ હોય છે, પરંતુ સ્વતંત્ર સત્તા કારણની જ હોય છે અર્થાત્ 'કારણ' વિના કાર્યની સ્વતંત્ર સત્તા હોતી નથી. જેમ કે માટી કારણ છે અને ઘડો કાર્ય છે. ઘડામાં પાણી ભરી શકાય પણ આ વિશેષતા માટીમાં નથી, પરંતુ માટી વિના ઘડાની સ્વતંત્ર સત્તા નથી. મતલબ કે કારણ જ કાર્યરૂપમાં રૂપાન્તર થાય છે. ઘડાના સર્જનમાં કર્તા, કારણ અને કાર્ય – ત્રણે એક હોતા નથી અર્થાત્ કારણ (માટી), અને કાર્ય (ઘડો)ની તો એક સત્તા હોય છે, પરંતુ કર્તા (કુંભાર)ની અલગ સ્વતંત્ર સત્તા હોય છે. પરંતુ સૃષ્ટિની રચનામાં કર્તા, કારણ અને કાર્ય – ત્રણે એક ભગવાન જ હોય છે. તેથી રસ પણ ભગવાન છે અને જલ પણ ભગવાન છે. પ્રભા પણ ભગવાન છે અને ચન્દ્ર-સૂર્ય પણ ભગવાન છે. ઓંકાર પણ ભગવાન છે અને વેદ

---

૧. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ – આ સ્થૂળ પંચમહાભૂતોનાં કારણોનાં નામ પણ ક્રમશઃ ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ છે, જે 'પંચતન્માત્રાઓ' કહેવાય છે. પંચતન્માત્રાઓ ઇન્દ્રિયો અને અંતઃકરણનો વિષય નથી તથા કેવળ શાસ્ત્રોથી સાંભળીને માનવામાં આવે છે. પંચમહાભૂતોનાં કાર્યોનાં નામ પણ ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ છે, જે ઇન્દ્રિયો અને અંતઃકરણનો વિષય છે.

૨. રૂપતન્માત્રામાં બે શક્તિઓ હોય છે – એક 'પ્રકાશિકા' અર્થાત્ પ્રકાશ કરવાવાળી અને એક 'દાહિકા' અર્થાત્ બાળવાવાળી. પ્રકાશિકા શક્તિને 'પ્રભા' કહે છે અને દાહિકા શક્તિને 'તેજ' કહે છે. 'પ્રકાશિકા શક્તિ' દાહિકા શક્તિના વિના પણ રહી શકે છે (જેવી કે – મણિ, ચંદ્ર વગેરેમાં), પરંતુ 'દાહિકા શક્તિ' પ્રકાશિકા શક્તિના વિના નથી રહી શકતી. અહીં **'પ્રભાસ્મિ શશિસૂર્યયોઃ'** પદોમાં ચંદ્રમા અને સૂર્યની 'પ્રકાશિકા શક્તિ'ના પ્રાધાન્યને લીધે 'પ્રભા' શબ્દનો પ્રયોગ થયો છે અને આગળ આ જ અધ્યાયના નવમા શ્લોકમાં **'તેજશ્ચાસ્મિ વિભાવસૌ'** પદોમાં અગ્નિની 'દાહિકા શક્તિ'ના પ્રાધાન્યને લીધે 'તેજ' શબ્દનો પ્રયોગ થયો છે.

સૂર્ય અને અગ્નિમાં પ્રકાશિકા અને દાહિકા – બેઉ શક્તિઓ છે. ચંદ્રમામાં પ્રકાશિકા શક્તિ તો છે, પરંતુ તેમાં દાહિકા શક્તિ તિરસ્કૃત થઈને 'સૌમ્ય શક્તિ' પ્રગટ થઈ ગઈ છે કે જે શીતળતા આપવાવાળી છે.

પણ ભગવાન છે. શબ્દ પણ ભગવાન છે અને આકાશ પણ ભગવાન છે. પુરુષાર્થ પણ ભગવાન છે અને પ્રારબ્ધ પણ ભગવાન છે અને મનુષ્ય પણ ભગવાન છે.

(માટી તો ઘડાના રૂપમાં રૂપાન્તરિત થાય છે, પરંતુ પરમાત્મા સંસારના રૂપમાં રૂપાન્તરિત થતા નથી. કારણ કે રૂપાન્તરિત થવાવાળી વસ્તુ વિકારી હોય છે, જ્યારે પરમાત્મા નિર્વિકાર છે. જેમ અંધારામાં દોરડું સાપના રૂપમાં દેખાય છે અર્થાત્ સાપ જ કૂંડાળા રૂપે દેખાય છે. એ જ પ્રમાણે પરમાત્મા સંસારરૂપે દેખાય છે. મતલબ કે પરમાત્મામાં કાર્ય – કારણનો ભેદ નથી. કેમકે તેમના સિવાય બીજી કોઈ વસ્તુ છે જ નહીં. કાર્ય-કારણનો ભેદ મનુષ્યની દષ્ટિમાં જ છે. તેથી મનુષ્યોને સમજાવવા માટે અન્ય વસ્તુની કંઈ ને કંઈ સત્તા માનીને જ પરમાત્માનું વર્ણન, વિવેચન, વિચાર, ચિન્તન, પ્રશ્નોત્તર વગેરે કરવામાં આવે છે – **'નોદ્યં વા પરિહારો વા ક્રિયતાં દ્વૈતભાષયા'.**)

—■—

## પુણ્યો ગન્ધઃ પૃથિવ્યાં ચ તેજશ્ચાસ્મિ વિભાવસૌ ।
## જીવનં સર્વભૂતેષુ તપશ્ચાસ્મિ તપસ્વિષુ ॥૯॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પૃથિવ્યામ્** | = પૃથ્વીમાં | **તેજ :** | = તેજ | | (હું છું) |
| **પુણ્યઃ** | = પવિત્ર | **અસ્મિ** | = હું છું | **ચ** | = અને |
| **ગન્ધઃ** | = ગન્ધ (હું છું) | **ચ** | = તથા | **તપસ્વિષુ** | = તપસ્વીઓમાં |
| **ચ** | = અને | **સર્વભૂતેષુ** | = બધાં પ્રાણીઓમાં | **તપઃ** | = તપ |
| **વિભાવસૌ** | = અગ્નિમાં | **જીવનમ્** | = જીવન (શક્તિ) | **અસ્મિ** | = હું છું. |

*ટીકા* – **'પુણ્યો ગન્ધઃ પૃથિવ્યામ્'** – પૃથ્વી ગંધતન્માત્રાથી ઉત્પન્ન થાય છે, ગંધતન્માત્રારૂપે રહે છે અને ગંધતન્માત્રામાં જ લીન થાય છે. તાત્પર્ય એ છે કે ગંધ વિના પૃથ્વી કંઈ નથી. ભગવાન કહે છે કે પૃથ્વીમાં તે પવિત્ર ગંધ હું છું.

અહીં ગંધની સાથે **'પુણ્યઃ'** વિશેષણ આપવાનું તાત્પર્ય એ છે કે ગંધમાત્ર પૃથ્વીમાં રહે છે. તેમાં પુણ્ય અર્થાત્ પવિત્ર ગંધ તો પૃથ્વીમાં સ્વાભાવિક રહે છે, પરંતુ દુર્ગંધ કોઈ વિકૃતિથી પ્રગટ થાય છે.

**'તેજશ્ચાસ્મિ વિભાવસૌ'** – તેજ રૂપતન્માત્રાથી પ્રગટ થાય છે, તેમાં જ રહે છે અને અંતે તેમાં જ લીન થઈ જાય છે. અગ્નિમાં તેજ જ તત્ત્વ છે. તેજ વિના અગ્નિ નિસ્તત્ત્વ છે, કંઈ નથી. તે તેજ હું જ છું.

**'જીવનં સર્વભૂતેષુ'** – સઘળાં પ્રાણીઓમાં એક જીવનશક્તિ છે, પ્રાણશક્તિ છે, જેનાથી બધાં જીવી રહ્યાં છે. તે પ્રાણશક્તિથી તેઓ પ્રાણી કહેવાય છે. પ્રાણશક્તિ વિના તેઓમાં પ્રાણીપણું કંઈ નથી. પ્રાણશક્તિને કારણે ગાઢ નિદ્રામાં સૂતેલો આદમી પણ મડદાથી વિલક્ષણ દેખાય છે. તે પ્રાણશક્તિ હું જ છું.

**'તપશ્ચાસ્મિ તપસ્વિષુ'** – દ્વન્દ્વસહિષ્ણુતાને તપ કહે છે. પરંતુ વાસ્તવમાં પરમાત્મતત્ત્વની પ્રાપ્તિને માટે ગમે તેટલાં કષ્ટ આવે, તેઓમાં નિર્વિકાર રહેવું એ જ અસલ તપ છે. એ જ તપસ્વીઓમાં તપ છે, એનાથી જ તેઓ તપસ્વી કહેવાય છે અને એ જ તપને ભગવાન પોતાનું સ્વરૂપ બતાવે છે. જો તપસ્વીઓમાંથી એવું તપ કાઢી લેવામાં આવે તો તેઓ તપસ્વી નહિ રહે.

**પરિશિષ્ટ ભાવ :** સૃષ્ટિની રચનામાં ભગવાન જ કર્તા છે, ભગવાન જ કારણ છે અને ભગવાન જ કાર્ય છે. તેથી ગન્ધ અને પૃથ્વી, તેજ અને અગ્નિ, જીવવાની શક્તિ અને પ્રાણી, તપસ્યા અને તપસ્વી – આ બધા જ (કારણ તથા કાર્ય) એક ભગવાન જ છે. કારણ કે પરા અને અપરા – બન્નેય ભગવાનની શક્તિ હોવાથી ભગવાનથી અભિન્ન છે. તેથી પરા-અપરાના સંયોગથી થવાવાળી સંપૂર્ણ સૃષ્ટિ ભગવદ્‌સ્વરૂપ જ છે.

**'પુણ્યો ગન્ધઃ'** – ગન્ધ-તન્માત્રા કારણ છે અને પૃથ્વી તેનું કાર્ય છે. ગંધને પવિત્ર કહેવાનું તાત્પર્ય છે કે કારણ (તન્માત્રા) સદા પવિત્ર જ હોય છે. અપવિત્રતા કાર્યમાં વિકૃતિ થવાથી જ આવે છે. તેથી જે પ્રમાણે ગન્ધ-તન્માત્રા પવિત્ર છે, એ જ પ્રમાણે શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ-તન્માત્રા પણ પવિત્ર સમજવી જોઈએ.

—■—

**બીજં માં સર્વભૂતાનાં વિદ્ધિ પાર્થ સનાતનમ્ ।**
**બુદ્ધિર્બુદ્ધિમતામસ્મિ તેજસ્તેજસ્વિનામહમ્ ॥ ૧૦॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાર્થ | = હે પૃથાનંદન! | મામ્ | = મને | તેજસ્વિનામ્ | = તેજસ્વીઓનું |
| સર્વભૂતાનામ્ | = સર્વ જીવોનું | વિદ્ધિ | = જાણ. | તેજઃ | = તેજ |
| સનાતનમ્ | = અનાદિ | બુદ્ધિમતામ્ | = બુદ્ધિમાનોની | અહમ્ | = હું |
| બીજમ્ | = બીજ | બુદ્ધિઃ | = બુદ્ધિ (તથા) | અસ્મિ | = છું. |

*ટીકા* – **'બીજં માં સર્વભૂતાનાં વિદ્ધિ[1] પાર્થ સનાતનમ્'** – હે પાર્થ! સઘળાં પ્રાણીઓનું સનાતન (અવિનાશી) બીજ હું છું અર્થાત્ બધાનું કારણ હું જ છું. સઘળાં પ્રાણીઓ બીજરૂપે મારાથી ઉત્પન્ન થાય છે, મારામાં જ રહે છે અને અંતે મારામાં જ લીન થાય છે. મારા વિના પ્રાણીની સ્વતંત્ર સત્તા નથી.

જેટલાં બીજ હોય છે, તે બધાં વૃક્ષથી ઉત્પન્ન થાય છે અને વૃક્ષ પેદા કરીને પોતે નષ્ટ થઈ જાય છે. પરંતુ અહીં જે બીજનું વર્ણન છે, તે બીજ 'સનાતન' છે અર્થાત્ આદિ-અંતથી રહિત (અનાદિ તેમ જ અનંત) છે. એને જ નવમા અધ્યાયના અઢારમા શ્લોકમાં 'અવ્યય બીજ' કહેવામાં આવ્યું છે. આ ચેતનતત્ત્વ અવ્યય અર્થાત્ અવિનાશી છે. એ પોતે વિકારરહિત રહેતું હોવા છતાં પણ સકળ જગતનું ઉત્પાદક, આશ્રય અને પ્રકાશક છે તથા જગતનું કારણ છે.

ગીતામાં 'બીજ' શબ્દ ક્યાંક ભગવાન અને ક્યાંક જીવાત્મા – બન્નેને માટે આવ્યો છે. અહીં જે 'બીજ' શબ્દ આવ્યો છે, તે ભગવાનનો વાચક છે; કેમકે અહીં કારણરૂપે વિભૂતિઓનું વર્ણન છે. દસમા અધ્યાયના ઓગણચાળીસમા શ્લોકમાં વિભૂતિરૂપે આવેલો 'બીજ' શબ્દ પણ ભગવાનનો જ વાચક છે; કેમકે ત્યાં એમને સઘળાં પ્રાણીઓના કારણ કહેવામાં આવ્યા છે. નવમા અધ્યાયના અઢારમા શ્લોકમાં 'બીજ' શબ્દ ભગવાનને માટે આવ્યો છે; કેમકે એ જ અધ્યાયના ઓગણીસમા શ્લોકમાં **'સદસચ્ચાહમર્જુન'** પદમાં કહેવામાં આવ્યું છે કે કાર્ય અને કારણ બધું હું જ છું. સર્વ કંઈ ભગવાન જ હોવાથી 'બીજ' શબ્દ ભગવાનનો વાચક છે. ચૌદમા અધ્યાયના ચોથા શ્લોકમાં **'અહં બીજપ્રદઃ પિતા'** 'હું બીજ પ્રદાન કરવાવાળો પિતા છું' – એવું હોવાથી ત્યાં 'બીજ' શબ્દ જીવાત્માનો વાચક છે. 'બીજ' શબ્દ જીવાત્માનો વાચક ત્યારે જ થાય છે, જ્યારે એ જડની સાથે પોતાનો સંબંધ માની લે છે, નહિ તો એ ભગવાનનું સ્વરૂપ જ છે.

**'બુદ્ધિર્બુદ્ધિમતામસ્મિ'** – બુદ્ધિમાનોમાં બુદ્ધિ હું છું. બુદ્ધિને કારણે જ તેઓ બુદ્ધિમાન કહેવાય છે. જો તેઓમાં બુદ્ધિ ન રહે તો તેઓની બુદ્ધિમાન સંજ્ઞા જ નહિ રહે.

**'તેજસ્તેજસ્વિનામહમ્'** – તેજસ્વીઓમાં તેજ હું છું. આ તેજ દૈવીસંપત્તિનો એક ગુણ છે. તત્ત્વજ્ઞ જીવનમુક્ત મહાપુરુષોમાં એક વિશેષ તેજ-શક્તિ રહે છે, જેના પ્રભાવથી દુર્ગુણ-દુરાચારી મનુષ્ય પણ સદ્ગુણ-સદાચારી બની જાય છે. આ તેજ ભગવાનનું જ સ્વરૂપ છે.

## વિશેષ વાત

ભગવાન જ સકળ સંસારના કારણ છે, સંસારના રહેવા છતાં પણ તેઓ બધામાં પરિપૂર્ણ છે અને સકળ સંસારનો નાશ થવા છતાં પણ તેઓ રહે છે. આથી સિદ્ધ થયું કે સર્વ કંઈ ભગવાન જ છે. એના માટે ઉપનિષદોમાં સોનું, માટી અને લોઢાનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે કે જેવી રીતે સોનામાંથી બનેલાં બધાં ઘરેણાં સોનું જ છે, માટીમાંથી બનેલાં બધાં વાસણો માટી જ છે અને લોઢાથી બનેલાં બધાં અસ્ત્ર-શસ્ત્ર લોઢું જ છે, એવી જ રીતે ભગવાનમાંથી ઉત્પન્ન થયેલો સકળ સંસાર ભગવાન જ છે. પરંતુ ગીતામાં ભગવાને બીજનું દૃષ્ટાંત આપ્યું છે કે સકળ સંસારનું બીજ હું છું. બીજ વૃક્ષથી પેદા થાય છે અને વૃક્ષને પેદા કરીને પોતે નષ્ટ થઈ જાય છે અર્થાત્ બીજમાંથી અંકુર નીકળી આવે છે, અંકુરમાંથી વૃક્ષ થઈ જાય છે અને બીજ પોતે નાશ પામે છે. પરંતુ ભગવાને પોતાને સંસારમાત્રનું બીજ કહીને પણ આ એક વિલક્ષણ વાત બતાવી છે કે હું અનાદિ બીજ છું, પેદા થયેલું બીજ નથી – **'બીજં માં સર્વભૂતાનાં વિદ્ધિ પાર્થ સનાતનમ્'** (અ. ૭/૧૦), અને હું અવિનાશી બીજ છું – **'બીજમવ્યયમ્'**

૧. આ જ અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં ભગવાને **'ઉપધારય'** કહ્યું અને અહીં **'વિદ્ધિ'** કહે છે. એનું તાત્પર્ય એ છે કે સકળ સંસારમાં સારરૂપે હું જ છું – આ વાતને સમજો અને સમજીને ધારણ કરો. સમજીને ધારણ કરવાથી અસલ પ્રેમ જાગ્રત થઈ જાય છે.

(અ. ૯/૧૮). અવિનાશી બીજ કહેવાનો આશય એ છે કે સંસાર મારામાંથી પેદા થઈ જાય છે, પરંતુ હું નાશ પામતો નથી, જેવો છું તેવો જ રહું છું.

સોનું, માટી અને લોઢાના દૃષ્ટાંતમાં ઘરેણાંમાં સોનું દેખાય છે, વાસણોમાં માટી દેખાય છે અને અસ્ત્ર-શસ્ત્રોમાં લોઢું દેખાય છે. પરંતુ સંસારમાં પરમાત્મા દેખાતા નથી. જો બીજનું દૃષ્ટાંત લઈએ તો વૃક્ષમાં બીજ નથી દેખાતું. જ્યારે વૃક્ષમાં બીજ આવે છે, ત્યારે ખબર પડે છે કે આ વૃક્ષમાં આવું બીજ છે, જેનાથી આ વૃક્ષ પેદા થયું છે. આખું વૃક્ષ બીજમાંથી જ નીકળે છે અને બીજમાં જ સમાપ્ત થઈ જાય છે. વૃક્ષનો આરંભ બીજથી થાય છે અને અંત પણ બીજમાં જ આવે છે અર્થાત્ તે વૃક્ષ ભલે સો વર્ષો સુધી રહે, પરંતુ તેની અંતિમ પરિણતિ બીજમાં જ થશે, બીજના સિવાય બીજું શું રહેશે? એવી જ રીતે ભગવાન સંસારનું બીજ છે અર્થાત્ ભગવાનમાંથી જ સંસાર ઉત્પન્ન થાય છે અને ભગવાનમાં લીન થઈ જાય છે. અંતે એક ભગવાન જ બાકી રહે છે **'શિષ્યતે શેષસંજ્ઞઃ'** (શ્રીમદ્ભા. ૧૦/૩/૨૫).

વૃક્ષ દેખાવા છતાં પણ 'આ બીજ જ છે' – એવું જે જાણે છે, તેઓ વૃક્ષને પૂરેપૂરું જાણે છે અને જેઓ બીજને ન જોતાં કેવળ વૃક્ષને જુએ છે, તેઓ વૃક્ષના તત્ત્વને નથી જાણતા. ભગવાન અહીં **'બીજં માં સર્વભૂતાનામ્'** કહીને બધાને એ જ્ઞાન કરાવે છે કે તમને જેટલો આ સંસાર દેખાય છે, તેના પહેલાં હું જ હતો, હું એક જ પ્રજા-રૂપે ઘણાં રૂપોમાં પ્રગટ થયો છું – **'બહુ સ્યાં પ્રજાયેય'** (છાન્દોગ્ય. ૬/૨/૩) અને તેઓના સમાપ્ત થતાં હું જ રહી જાઉં છું. તાત્પર્ય એ છે કે પહેલાં હું જ રહું છું તો વચમાં પણ હું જ છું.

આ સંસાર પાંચભૌતિક પણ તેમને જ દેખાય છે, જેઓ વિચાર કરે છે, નહિ તો આ પાંચભૌતિક પણ નથી દેખાતો. જેવી રીતે કોઈ કહી દે કે આ આપણાં તમામ શરીરો પાર્થિવ (પૃથ્વીમાંથી પેદા થવાવાળાં) છે, એટલા માટે તેઓમાં માટીનું પ્રાધાન્ય છે તો બીજો કહેશે કે એ માટી તો કેવી રીતે છે? માટીથી તો હાથ ધૂએ છે માટી તો રેત હોય છે; આથી આ શરીર માટી હોવા છતાં એને માટી નથી દેખાતી. પરંતુ આ જેટલો સંસાર દેખાય છે, તેને બાળીને રાખ કરી દેવામાં આવે તો અંતે એક માટી જ થઈ જાય છે.

વિચાર કરો કે આ શરીરોના મૂળમાં શું છે? મા-બાપમાં રજ-વીર્ય રૂપી અંશ હોય છે, જેનાથી શરીર બને છે, તે અંશ અન્નમાંથી પેદા થાય છે. અન્ન માટીમાંથી પેદા થાય છે. આથી આ શરીરો માટીમાંથી જ પેદા થાય છે અને અંતે માટીમાં જ લીન થઈ જાય છે. અંતે શરીરની ત્રણ ગતિઓ હોય છે – ચાહે જમીનમાં દાટી દેવામાં આવે, ચાહે બાળી દેવામાં આવે અને ચાહે પશુપક્ષી ખાઈ જાય. ત્રણેય પ્રકારે તે અંતે માટી થઈ જાય છે. આ રીતે પહેલાં અને આખરે માટી હોવાથી વચમાં પણ શરીર કે સંસાર માટી જ છે, પરંતુ વચમાં આ શરીર કે સંસાર જોવામાં માટી નથી દેખાતો. વિચાર કરવાથી જ માટી દેખાય છે પરંતુ આંખોથી નથી દેખાતો. આ જ રીતે આ સંસાર વિચાર કરવાથી પરમાત્મસ્વરૂપ દેખાય છે. વિચાર કરીને તો જ્યારે ભગવાને આ સંસાર રચ્યો ત્યારે ક્યાંકથી કોઈ સામાન નથી મંગાવ્યો, જેનાથી સંસારને બનાવ્યો હોય અને બનાવવાવાળો પણ બીજો નથી થયો. પોતે જ સંસારને બનાવવાવાળા છે અને પોતે જ સંસાર બની ગયા. શરીરોની રચના કરીને પોતે જ તેઓમાં પ્રવિષ્ટ થઈ ગયા – **'તત્સૃષ્ટ્વા તદેવાનુપ્રાવિશત્'** (તૈત્તિરીયોપનિષદ્ ૨/૬). આ શરીરોમાં જીવરૂપે પણ એ જ પરમાત્મા છે. આથી આ સંસાર પણ પરમાત્માનું સ્વરૂપ જ છે.

**પરિશિષ્ટ ભાવ :** પોતાને સંપૂર્ણ પ્રાણીઓનું બીજ કહેવાનું તાત્પર્ય એ છે કે બધાં પ્રાણીઓના રૂપમાં હું જ છું. સૃષ્ટિ અનંત છે. અનંત બ્રહ્માંડોમાં અનંત જીવ છે. પરંતુ તે અનંત જીવોનું બીજ (પરમાત્મા) એક જ છે. અનંત સૃષ્ટિ ઉત્પન્ન થવા છતાં તે બીજમાં કોઈ ફરક પડતો નથી, કેમકે તે અવ્યય છે – **'બીજમવ્યયમ્** (ગીતા ૯/૧૮). તે એક બીજથી અનેક પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે (ગીતા ૧૦/૩૯). બીજને ગમે તેટલી સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ, તેમાં ફળ-ફૂલ, પાંદડાં વગેરે દેખાશે નહીં, કારણ કે તે પેલા બીજમાં કારણરૂપે રહેલાં છે. તે બીજથી પેદા થનારા વૃક્ષના બે પાંદડાં પણ પરસ્પર મળી શકતાં નથી – આવી અનેકતા પણ તે એક બીજમાં જ રહેલી છે.

સૃષ્ટિની એક-એક વસ્તુમાં અનેક ભેદ છે. જુદા જુદા દેશોમાં મનુષ્યોની અનેક જાતિઓ છે. તેમનામાં પણ એટલું અંતર છે કે બે માણસોના અંગૂઠાની રેખાઓ પણ એક-બીજાથી મળતી નથી. તેમનાં રૂપ, સ્વભાવ, રુચિ, પ્રકૃતિ, માન્યતા, ભાવ વગેરે પણ પરસ્પર મળતા નથી. ગાય, ભેંસ, ઘેટું, બકરી, ઘોડો, ઊંટ, કૂતરું વગેરે અનેક જાતિઓ છે અને તેમની એક-એક જાતિમાં પણ અનેક ભેદ છે. વૃક્ષોમાં પણ એક-એક વૃક્ષની અનેક જાતો હોય છે. એક-એક વિદ્યાને જુઓ તો તેમાં એટલા ભેદ છે કે તેનો અંત નથી. મૂળ રંગ ત્રણ છે, પણ તેમના મિશ્રણથી અનેક રંગ બની જાય છે. તેમાં પણ

એક-એક રંગમાં એટલા પ્રકાર છે કે બે વ્યક્તિઓને પણ એક રંગ એકસરખો દેખાતો નથી. આ પ્રમાણે સંસારમાં એક જેવી દેખાનારી વસ્તુઓ પણ વાસ્તવમાં એક જેવી નથી હોતી. આટલી અનેક્તા હોવા છતાં પણ સૃષ્ટિનું બીજ એક જ છે. મતલબ કે એક જ ભગવાન અનેક રૂપોમાં પ્રગટ થાય છે અને અનેકરૂપોમાં પ્રગટ થવા છતાં પણ એક જ રહે છે.[1]

ભગવાન દેશ-કાળ બધી દૃષ્ટિથી અનંત છે. જો ભગવાનની બનાવેલી સૃષ્ટિનો પણ અંત આવતો નથી તો પછી ભગવાનનો અંત કઈ રીતે આવી શકે? આજ સુધી ભગવાનના વિષયમાં જે કંઈ વિચારાયું છે, જે કંઈ કહેવાયું છે, જે કંઈ લખાયું છે, જે કંઈ માનવામાં આવ્યું છે, તે બધું જ મળીને પણ અધૂરું છે, એટલું જ નહીં, ભગવાન પણ તેમના સંબંધમાં પૂરી વાત કહી શકતા નથી, અને જો કહી દેશે તો તેઓ અનંત કઈ રીતે રહેશે ?

—■—

**બલં બલવતાં ચાહં કામરાગવિવર્જિતમ્ ।**
**ધર્માવિરુદ્ધો ભૂતેષુ કામોઽસ્મિ ભરતર્ષભ ॥ ૧૧॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભરતર્ષભ** | = હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ અર્જુન! | **વિવર્જિતમ્** | કામનાઓ વિનાનું | **ભૂતેષુ** | = સહુ જીવોમાં |
| **બલવતામ્** | = બળવાનોમાં | **બલમ્** | = બળ | **ધર્માવિરુદ્ધઃ** | = ધર્મને અનુકૂળ (ધર્મયુક્ત) |
| **કામરાગ-** | = આસક્તિ તથા | **અહમ્** | = હું છું | **કામઃ** | = કામ |
| | | **ચ** | = અને | **અસ્મિ** | = હું છું. |

*ટીકા* – **'બલં બલવતાં ચાહં કામરાગવિવર્જિતમ્'** – કઠિનમાં કઠિન કામ કરતા હોવા છતાં પણ આપણી અંદર એક કામના-આસક્તિરહિત શુદ્ધ, નિર્મળ, ઉત્સાહ રહે છે. કામ પૂરું થતાં પણ 'મારું કાર્ય શાસ્ત્ર અને ધર્મને અનુકૂળ છે તથા લોકમર્યાદા અનુસાર સંતજનાનુમોદિત છે' – એવા વિચારથી મનમાં એક ઉત્સાહ રહે છે. એનું નામ 'બળ' છે. આ બળ ભગવાનનું જ સ્વરૂપ છે. આથી આ બળ ગ્રાહ્ય છે.

ગીતામાં ભગવાને પોતે જ 'બળ'ની વ્યાખ્યા કરી દીધી છે. સત્તરમા અધ્યાયના પાંચમા શ્લોકમાં **'કામરાગબલાન્વિતાઃ'** પદમાં આવેલું 'બળ' કામના અને આસક્તિથી યુક્ત હોવાથી દુરાગ્રહ અને હઠનું વાચક છે. આથી એ 'બળ' ભગવાનનું સ્વરૂપ નથી, પરંતુ આસુરી સંપત્તિ હોવાથી ત્યાજ્ય છે. એવી જ રીતે **'સિદ્ધોઽહં બલવાન્સુખી'** (ગીતા – ૧૬/૧૪) અને **'અહંકારં બલં દર્પમ્'** (ગીતા – ૧૬/૧૮; ૧૮/૫૩) પદોમાં આવેલું બળ પણ ત્યાજ્ય છે. છઠ્ઠા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમાં **'બલવદ્દૃઢમ્'** પદમાં આવેલો 'બળ' શબ્દ મનનું વિશેષણ છે. તે 'બળ' પણ આસુરી સંપત્તિનું જ છે; કેમકે તેમાં કામના અને આસક્તિ છે, પરંતુ અહીં (અ. ૭/૧૧)માં જે શબ્દ આવ્યો છે, તે કામના અને આસક્તિથી રહિત છે, એટલા માટે એ સાત્ત્વિક ઉત્સાહનો વાચક છે અને ગ્રાહ્ય છે. સત્તરમા અધ્યાયના આઠમા શ્લોકમાં **'આયુઃ-સત્ત્વબલારોગ્ય'....** પદમાં આવેલ 'બળ' પણ આ જ સાત્ત્વિક બળનો વાચક છે.

**'ધર્માવિરુદ્ધો ભૂતેષુ કામોઽસ્મિ ભરતર્ષભ'** – હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ અર્જુન! મનુષ્યોમાં[2] ધર્મથી અવિરુદ્ધ અર્થાત્ ધર્મયુક્ત 'કામ'[3] મારું સ્વરૂપ છે. કારણ કે શાસ્ત્ર અને લોકમર્યાદા અનુસાર શુભભાવે કેવળ સંતાન-ઉત્પત્તિ માટે જે કામ હોય છે, તે કામ મનુષ્યને આધીન હોય છે, પરંતુ આસક્તિ, કામના, સુખભોગ વગેરેને માટે જે કામ હોય છે, તે કામમાં મનુષ્ય પરાધીન બની જાય છે

---

૧. પ્રાણીઓમાં અનેકતા હોવા છતાં પણ તેમનામાં પરસ્પર પ્રેમની એકતા હોવી જોઈએ. જેમ કે કાંટો પગમાં વાગે છે, પરંતુ આંસુ આંખોમાં આવે છે, એવો જ ભાવ બધાં જ પ્રાણીઓમાં રહેવો જોઈએ. **'સર્વભૂતહિતેહતાઃ'** (ગીતા – ૫/૨૫, ૧૨/૪) એકમાત્ર પ્રેમ એવી વસ્તુ છે, જેમાં કોઈ ભેદ રહેતો નથી. પ્રેમમાં ભેદ કરી શકાતો નથી. પ્રેમમાં બધા એક થઈ જાય છે. જ્ઞાનમાં તત્ત્વભેદ તો રહેતો નથી, પરંતુ મતભેદ રહે છે. પ્રેમમાં મતભેદ પણ રહેતો નથી. તેથી પ્રેમની આગળ કશું જ નથી. પ્રેમથી ત્રિલોકના નાથ ભગવાન પણ વશ થઈ જાય છે.

૨. ધર્મનું વિધાન મનુષ્યોને માટે જ છે; કેમકે મનુષ્યેતર પ્રાણીઓમાં ધર્મની મર્યાદા લાગુ જ નથી પડતી.

૩. ત્રીજા અધ્યાયના સાડત્રીસમા શ્લોકમાં ભગવાને જે કામને સઘળાં પાપોનું મૂળ બતાવ્યો છે, તે કામનો વાચક અહીં 'કામ' શબ્દ નથી. અહીં 'કામ' શબ્દ ગૃહસ્થધર્મના પાલનનો વાચક છે.

અને તેને વશ થઈને તે ન કરવા યોગ્ય શાસ્ત્રવિરુદ્ધ કામમાં પ્રવૃત્ત થઈ જાય છે. શાસ્ત્રવિરુદ્ધ કામ પતનનું તથા સઘળાં પાપો અને દુઃખોનું કારણ હોય છે.

કૃત્રિમ ઉપાયોથી સંતતિ-નિરોધ કરાવીને કેવળ ભોગ-બુદ્ધિથી કામમાં પ્રવૃત્ત થવું એ મહાન નરકોનો દરવાજો છે. જે સંતાનની ઉત્પત્તિ કરી શકે, તે 'પુરુષ' કહેવાય છે. અને જે ગર્ભ ધારણ કરી શકે તે 'સ્ત્રી' કહેવાય છે.[1] જો પુરુષ અને સ્ત્રી ઓપરેશન દ્વારા પોતાની સંતાનોત્પત્તિ કરવાની યોગ્યતા (પુરુષત્વ-સ્ત્રીત્વ) ને નષ્ટ કરી નાખે, તો એ બન્નેય નપુંસક કહેવડાવવાને યોગ્ય છે. નપુંસક હોવાને કારણે દેવકાર્ય (હવન-પૂજન વગેરે) અને પિતૃકાર્ય (શ્રાદ્ધ-તર્પણ)માં તેઓનો અધિકાર નથી રહેતો.[2] સ્ત્રીમાં માતૃશક્તિ નષ્ટ થઈ જવાને કારણે તેને માટે પરમ આદરણીય તેમજ પ્રિય 'મા' સંબોધનનો પ્રયોગ પણ નથી કરી શકાતો. એટલા મનુષ્યે કાં તો શાસ્ત્ર અને કામનું સેવન કરવું અથવા બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ.

**પરિશિષ્ટ ભાવ :** જંગમ સૃષ્ટિ તમામ કામથી ઉત્પન્ન થાય છે. તેથી મનુષ્યમાં જે કામ ધર્મથી વિરુદ્ધ નથી, મર્યાદા પ્રમાણે છે, તે કામ ભગવાનનું સ્વરૂપ છે. ભગવાન પહેલાં કહી ચૂક્યા છે – **'મત્તઃ પરતરં નાન્યત્કિઞ્ચિદસ્તિ'** (૭/૭) અને આગળ પણ કહેશે – **'યે ચૈવ સાત્ત્વિકા ભાવા'** (૭/૧૨), **'વાસુદેવઃ સર્વમ્'** (૭/૧૯). આ પ્રમાણે જેમ ધર્મયુક્ત કામ ભગવાનનું સ્વરૂપ છે, એવી જ રીતે ધર્મ વિરુદ્ધ કામ પણ ભગવાનથી અલગ નથી. જે ધર્મ વિરુદ્ધ કામનું આચરણ કરે છે, તેમને નરકરૂપમાં ભગવાન મળે છે, કેમકે નરક પણ ભગવાન જ છે. પરંતુ ગીતાનો ઉદ્દેશ માણસોને નરકોમાં અથવા જન્મ-મરણમાં મોકલવાનો નથી, બલ્કે તેમનું કલ્યાણ કરવાનો છે. ઉદ્દેશ હંમેશાં કલ્યાણનો, આનંદનો જ હોય છે, દુઃખનો ઉદ્દેશ હોતો નથી. દુઃખ કોઈ પણ નથી ઇચ્છતું. અર્જુને પણ કલ્યાણની વાત પૂછી છે.[3] ઉદાહરણ માટે, શબ્દ સારા પણ હોય છે અને બૂરા પણ હોય છે, પરંતુ વ્યાકરણમાં સારા શબ્દો પર જ વિચાર કરવામાં આવે છે. કેમકે વ્યાકરણ વગેરે પણ મનુષ્યના ઉદ્ધાર માટે જ છે.



## યે ચૈવ સાત્ત્વિકા ભાવા રાજસાસ્તામસાશ્ચ યે ।
## મત્ત એવેતિ તાન્વિદ્ધિ ન ત્વહં તેષુ તે મયિ ॥૧૨॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **યે** | = જેટલા | | (ભાવો છે, તે બધા) | | (વાસ્તવમાં) |
| **એવ** | = પણ | **મત્તઃ એવ** | = મારાથી જ | **અહમ્** | = હું |
| **સાત્ત્વિકાઃ** | = સાત્ત્વિક | | (થનારા છે) | **તેષુ** | = તેમનામાં (કે) |
| **ભાવાઃ** | = ભાવો છે (તેમજ) | **ઇતિ** | = એમ | **તે** | = તેઓ |
| **યે, ચ** | = જેટલા, પણ | **તાન્** | = તેમને | **મયિ** | = મારામાં |
| **રાજસાઃ** | = રાજસ | **વિદ્ધિ** | = સમજ; | **ન** | = નથી. |
| **તામસાઃ** | = તામસ | **તુ** | = એમ હોવા છતાં પણ | | |

*ટીકા* – **'યે ચૈવ સાત્ત્વિકા ભાવા રાજસાસ્તામસાશ્ચ યે'** – આ જે સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો (ગુણ, પદાર્થ અને ક્રિયા) છે. તેઓ પણ મારાથી જ ઉત્પન્ન થાય છે. એનું તાત્પર્ય એ થયું કે સૃષ્ટિમાત્રમાં જે કંઈ બની રહ્યું છે, તેનાં મૂળમાં બધાનો આશ્રય, આધાર અને પ્રકાશક ભગવાન જ છે અર્થાત્ બધું ભગવાનથી જ સત્તાસ્ફૂર્તિ પામે છે.

સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો ભગવાનથી જ થાય છે, એટલા માટે તેઓમાં જે કંઈ વિલક્ષણતા દેખાય છે, તે બધી ભગવાનની જ છે; આથી મનુષ્યની દૃષ્ટિ

---

૧. **'સ્ત્યૈ શબ્દસંઘાતયોઃ'। સ્ત્યાયતઃ – સંગતે ભવતઃ અસ્યાં શુક્રશોણિતે ઇતિ સ્ત્રી ।** (સિદ્ધાન્તકૌમુદી, બાલમનોરમા)

૨. **અઙ્ગહીનાશ્રોત્રિયષણ્ઢશૂદ્રવર્જમ્ ।** (કાત્યાયનશ્રૌતસૂત્ર ૧/૧/૫)

૩. **'યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે'** (ગીતા ૨/૭)
**'તદેકં વદ નિશ્ચિત્ય યેન શ્રેયોઽહમાપ્નુયામ્ ॥'** (ગીતા ૩/૨)
**'યચ્છ્રેય એતયોરેકં તન્મે બ્રૂહિ સુનિશ્ચિતમ્ ॥'** (ગીતા ૫/૧)

ભગવાનની તરફ જ જવી જોઈએ. સાત્ત્વિક વગેરે ભાવોના તરફ નહિ. જો તેની દૃષ્ટિ ભગવાનની તરફ જશે તો તે મુક્ત થઈ જશે અને જો તેની દૃષ્ટિ સાત્ત્વિક વગેરે ભાવોની તરફ જશે તો તે બંધાઈ જશે.

સાત્ત્વિક, રાજસ અને તામસ – આ ભાવોના (ગુણ, પદાર્થ અને ક્રિયાઓના) સિવાય કોઈ ભાવ છે જ નહિ. એ બધા જ ભગવત્સ્વરૂપ જ છે. અહીં શંકા થાય છે કે જો એ બધા જ ભગવત્સ્વરૂપ જ હોય તો આપણે લોકો જે કંઈ કરીએ, તે બધું ભગવત્સ્વરૂપ જ થશે, પછી આમ કરવું જોઈએ અને આમ નહિ કરવું જોઈએ – એ વિધિ-નિષેધ ક્યાં રહ્યો? એનું સમાધાન એ છે કે મનુષ્યમાત્ર સુખ ઇચ્છે છે; દુઃખ નથી ઇચ્છતો. અનુકૂળ પરિસ્થિતિ, વિહિત કર્મોનું ફળ છે અને પ્રતિકૂળ પરિસ્થિતિ નિષિદ્ધ કર્મોનું ફળ છે. એટલા માટે કહેવામાં આવે છે કે વિહિત કર્મ કરો અને નિષિદ્ધ કર્મ ન કરો. જો નિષિદ્ધ કર્મને ભગવત્સ્વરૂપ માનીને કરશો તો ભગવાન દુઃખો અને નરકોના રૂપમાં પ્રગટ થશે. જે અશુભ કર્મોની ઉપાસના કરે છે, તેની સામે ભગવાન અશુભરૂપે જ પ્રગટ થાય છે; કેમકે દુઃખ અને નરક પણ તો ભગવાનનાં જ સ્વરૂપ છે.

જ્યાં કરવા અને ન કરવાની વાત હોય છે, ત્યાં જ વિધિ અને નિષેધ લાગુ પડે છે. આથી ત્યાં વિહિત જ કરવું જોઈએ, નિષિદ્ધ નહિ કરવું જોઈએ. પરંતુ જ્યાં માનવાની અને જાણવાની વાત હોય છે, ત્યાં પરમાત્માને જ 'માનવા' જોઈએ અને પોતાને અથવા સંસારને 'જાણવો' જોઈએ.

જ્યાં માનવાની વાત છે, ત્યાં પરમાત્માને જ માનીને તેમને મળવાની ઉત્કંઠા વધારવી જોઈએ. એમને પ્રાપ્ત અને પ્રસન્ન કરવા માટે એમની આજ્ઞાનું પાલન કરવું જોઈએ તથા એમની આજ્ઞા અને સિદ્ધાંતોની વિરુદ્ધ કાર્ય નહિ કરવું જોઈએ. ભગવાનની આજ્ઞાની વિરુદ્ધ કાર્ય કરીશું તો એમને પ્રસન્નતા કેવી રીતે થશે? અને વિરુદ્ધ કાર્ય કરવાવાળાને એમની પ્રાપ્તિ કેવી થશે? જેમ કે કોઈ મનુષ્યના મનની વિરુદ્ધ કામ કરવાથી તે રાજી કેવી રીતે થશે અને પ્રેમથી કેવી રીતે મળશે?

જ્યાં જાણવાની વાત છે, ત્યાં સંસારને જાણવો જોઈએ, જે ઉત્પત્તિ-વિનાશશીલ છે, સદા સાથે રહેવાવાળો નથી, તે પોતાનો નથી અને પોતાને માટે પણ નથી – એવું જાણીને તેની સાથે સંબંધ-વિચ્છેદ કરવો જોઈએ. તેમાં કામના, મમતા અને આસક્તિ નહિ કરવી જોઈએ. તેનું મહત્ત્વ હૃદયમાંથી કાઢી નાખવું જોઈએ. એનાથી સત-તત્ત્વ પ્રત્યક્ષ થઈ જશે અને જાણવું પૂર્ણ થઈ જશે. અસત (નાશવાન) વસ્તુ આપણી સાથે રહેવાવાળી નથી, એવું સમજીને પણ જો વખતો-વખત તેને મહત્ત્વ આપતા રહીશું તો વાસ્તવિકતા (સત-વસ્તુ)ની પ્રાપ્તિ નહિ થાય.

**'મત્ત એવેતિ તાન્વિદ્ધિ'** – એ બધાને તું મારાથી જ ઉત્પન્ન થવાવાળા સમજ અર્થાત્ સર્વ કંઈ હું જ છું. કાર્ય અને કારણ – એ બેઉ ભિન્ન દેખાવા છતાં પણ કાર્ય કારણથી પોતાની ભિન્ન તેમ જ સ્વતંત્ર સત્તા નથી રાખતું. આથી કાર્ય કારણરૂપ જ હોય છે. જેવી રીતે, સોનામાંથી ઘરેણાં પેદા થાય છે તો તેઓ સોનાથી અલગ નથી હોતાં અર્થાત્ સોનું જ હોય છે. એવી જ રીતે પરમાત્માથી પેદા થવાવાળી અનંત સૃષ્ટિ પરમાત્માથી ભિન્ન સ્વતંત્ર સત્તા નથી રાખી શકતી.

**'મત્ત એવ'** કહેવાનું તાત્પર્ય એ છે કે અપરા અને પરા પ્રકૃતિ મારો સ્વભાવ છે; આથી કોઈ તેમને મારાથી ભિન્ન સિદ્ધ નથી કરી શકતો. સાતમા અધ્યાયના પરિશિષ્ટ-રૂપી નવમા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે 'કલ્પના આદિમાં પ્રકૃતિને વશ કરીને હું વારંવાર સૃષ્ટિની રચના કરું છું' (અ. ૯/૮) અને આગળ કહે છે કે 'મારી અધ્યક્ષતામાં પ્રકૃતિ ચરાચર સંસારને રચે છે' (અ. ૯/૧૦) – આ બન્ને વાતો એક જ થઈ. ચાહે પ્રકૃતિને લઈને ભગવાન રચના કરે, ચાહે ભગવાનની અધ્યક્ષતામાં પ્રકૃતિ રચના કરે – આ બન્નેનું તાત્પર્ય એક જ છે. ભગવાન રચના કરે છે તો પ્રકૃતિને લઈને જ કરે છે, તો પ્રાધાન્ય ભગવાનનું જ થયું અને પ્રકૃતિ ભગવાનની અધ્યક્ષતામાં રચના કરે છે, તોપણ પ્રાધાન્ય ભગવાનનું જ છે. એ જ વાતને અહીં કહી છે કે 'હું સમગ્ર જગતનો પ્રભવ અને પ્રલય છું' (અ. ૭/૬). અને એનો ઉપસંહાર કરતાં કહે છે કે 'સાત્ત્વિક, રાજસ અને તામસ – આ ભાવો મારાથી જ થાય છે'.

ભગવાને વિજ્ઞાનસહિત જ્ઞાન કહેવાની પ્રતિજ્ઞા કરીને જાણવાવાળાની દુર્લભતા બતાવતાં જે પ્રકરણનો આરંભ કર્યો, તેમાં અપરા અને પરા પ્રકૃતિનું કથન કર્યું. અપરા અને પરા પ્રકૃતિઓને સઘળાં પ્રાણીઓનું કારણ બતાવ્યું; કેમકે તેમના સંયોગથી જ સઘળાં પ્રાણીઓ પેદા થાય છે. પછી પોતાને એ અપરા અને પરાનું કારણ બતાવ્યું – **મત્તઃ પરતરં નાન્યત્'** (અ. ૭/૭). આ જ વાત વિભૂતિઓના વર્ણનનો ઉપસંહાર કરતાં અહીં કહી છે કે સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવોને મારાથી જ થવાવાળા જાણ.

**'ન ત્વહં તેષુ તે મયિ'** – હું તેઓમાં નથી અને તેઓ મારામાં નથી. તાત્પર્ય એ છે કે એ ગુણોની મારા સિવાય કોઈ સ્વતંત્ર સત્તા નથી અર્થાત્ હું ને હું જ છું; મારા સિવાય બીજું કશું છે જ નહિ. તે સાત્ત્વિક, રાજસ

અને તામસ જેટલા પણ પ્રાકૃત પદાર્થો અને ક્રિયાઓ છે, તે સઘળે-સઘળા ઉત્પન્ન અને નષ્ટ થાય છે. પરંતુ હું ઉત્પન્ન પણ નથી થતો અને નષ્ટ પણ નથી થતો. જો હું તેઓમાં હોત તો તેઓનો નાશ થતાં મારો પણ નાશ થઈ જાત; પરંતુ મારો કદી નાશ નથી થતો, એટલા માટે હું તેઓમાં નથી. જો તેઓ મારામાં હોત તો હું જેવો અવિનાશી છું, તેવા તેઓ પણ અવિનાશી હોત; પરંતુ તેઓ તો નષ્ટ થાય છે અને હું રહું છું, એટલા માટે તેઓ મારામાં નથી.

જેવી રીતે બીજ જ વૃક્ષ, શાખાઓ, પાંદડાં, ફૂલ વગેરેના રૂપમાં હોય છે; પરંતુ વૃક્ષ, શાખાઓ, પાંદડાં વગેરેમાં બીજને ખોળીશું તો તેઓમાં બીજ નહિ મળે. કારણ કે બીજ તેઓમાં તત્ત્વરૂપ વિદ્યમાન રહે છે. એવી જ રીતે સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો મારાથી જ થાય છે; પરંતુ તે ભાવોમાં મને ખોળશો તો તેઓમાં હું નહિ મળું (ગીતા – ૭/૧૩). કારણ કે હું તેઓમાં મૂળરૂપે અને તત્ત્વરૂપે વિદ્યમાન છું. આથી હું તેઓમાં અને તેઓ મારામાં નથી અર્થાત્ સર્વ કંઈ હું ને હું જ છું.

જેવી રીતે વાદળ આકાશમાંથી જ ઉત્પન્ન થાય છે. આકાશમાં જ રહે છે અને આકાશમાં જ લીન થાય છે; પરંતુ આકાશ જેવું છે તેવું નિર્વિકાર રહે છે. ન આકાશમાં વાદળો રહે છે અને ન વાદળોમાં આકાશ રહે છે. એવી જ રીતે આઠમા શ્લોકથી માંડીને અહીં સુધી જેટલી (સત્તર) વિભૂતિઓ બતાવવામાં આવી છે, તે બધી મારાથી જ ઉત્પન્ન થાય છે, મારામાં જ રહે છે અને મારામાં જ લીન થઈ જાય છે. પરંતુ તેઓ મારામાં નથી અને હું તેઓમાં નથી. મારા સિવાય તેઓની સ્વતંત્ર સત્તા નથી. એ દૃષ્ટિએ સર્વ કંઈ હું જ છું. તાત્પર્ય એ થયું કે ભગવાનના સિવાય જેટલા સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો અર્થાત્ પ્રાકૃત પદાર્થો અને ક્રિયાઓ દેખાઈ આવે છે, તેમની સત્તા માનીને અને તેમને મહત્ત્વ આપીને આ મનુષ્યો તેઓમાં ફસાઈ રહ્યા છે. આથી ભગવાન તે મનુષ્યોનું લક્ષ્ય આ બાજુ કરાવે છે કે એ બધા પદાર્થો અને ક્રિયાઓમાં સત્તા અને મહત્તા મારી જ છે.

## વિશેષ વાત

સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણથી ઉત્પન્ન થવાવાળા જાત-જાતના જેટલા ભાવો (પ્રાકૃત પદાર્થો અને ક્રિયાઓ) છે, તે તમામ ભગવાનની શક્તિ પ્રકૃતિથી જ ઉત્પન્ન થાય છે. પરંતુ પ્રકૃતિ ભગવાનથી અભિન્ન હોવાને કારણે એ ગુણોને ભગવાને **'મત્ત એવ'** 'મારાથી જ થાય છે' – એવું કહ્યું છે. તાત્પર્ય એ છે કે પ્રકૃતિ ભગવાનથી અભિન્ન હોવાથી એ બધા ભાવો ભગવાનથી ઉત્પન્ન થાય છે અને ભગવાનમાં લીન થઈ જાય છે, પરંતુ પરા પ્રકૃતિ (જીવાત્મા)એ તેઓની સાથે સંબંધ જોડી લીધો અર્થાત્ તેઓને પોતાના અને પોતાને માટેના માની લીધા – એ જ પરા પ્રકૃતિ દ્વારા જગતને ધારણ કરવું છે. એનાથી તે જન્મતો-મરતો રહે છે. હવે એ બંધનનું નિવારણ કરવા માટે અહીં કહે છે કે સાત્ત્વિક, રાજસ અને તામસ – એ બધા ભાવો મારાથી જ થાય છે. આ જ રીતે દસમા અધ્યાયમાં કહ્યું છે કે – **'ભવન્તિ ભાવા ભૂતાનાં મત્ત એવ પૃથગ્વિધાઃ'** (અ. ૧૦/૫) અર્થાત્ પ્રાણીઓના એ અલગ-અલગ પ્રકારના (વીસ) ભાવો મારાથી જ ઉત્પન્ન થાય છે અને **'અહં સર્વસ્ય પ્રભવો મત્તઃ સર્વં પ્રવર્તતે'** (અ. ૧૦/૮) અર્થાત્ બધાનો પ્રભવ હું છું અને બધું મારાથી પ્રવૃત્ત થાય છે. પંદરમા અધ્યાયમાં પણ કહ્યું છે કે સ્મૃતિ, જ્ઞાન વગેરે બધું મારાથી જ ઉત્પન્ન થાય છે – **'મત્તઃ સ્મૃતિર્જ્ઞાનપોહનં ચ'** (અ. ૧૫/૧૫). જ્યારે સર્વ કંઈ પરમાત્માથી જ ઉત્પન્ન થાય છે, ત્યારે મનુષ્યોની સાથે તે ગુણોનો કોઈ સંબંધ નથી. પોતાની સાથે ગુણોનો સંબંધ ન માનવાથી આ મનુષ્ય બંધાતો નથી અર્થાત્ એ ગુણો તેને માટે જન્મમરણનું કારણ નથી બનતા.

ગીતામાં જ્યાં ભક્તિનું વર્ણન છે, ત્યાં ભગવાન કહે છે કે સર્વ કંઈ હું જ છું – **'સદસચ્ચાહમર્જુન'** (અ. ૯/૧૯) અને અર્જુન પણ ભગવાનને માટે કહે છે કે આપ સત અને અસત પણ છો તથા તેનાથી પર પણ છો – **'સદસત્તત્પરં યત્'** (અ. ૧૧/૩૭). જ્ઞાની (પ્રેમી) ભક્તને માટે પણ ભગવાન કહે છે કે તેની દૃષ્ટિમાં સર્વ કંઈ વાસુદેવ જ છે – **'વાસુદેવઃ સર્વમ્'** (અ. ૭/૧૯). કારણ એ છે કે ભક્તિમાં શ્રદ્ધા અને માન્યતાનું પ્રાધાન્ય હોય છે તથા ભગવાનમાં દૃઢ અનન્યતા હોય છે. ભક્તિમાં અન્યનો અભાવ હોય છે. જેવી રીતે ઉત્તમ પતિવ્રતાને એક પતિના સિવાય સંસારમાં બીજો કોઈ પુરુષ દેખાતો જ નથી, એવી જ રીતે ભક્તને એક ભગવાનના સિવાય બીજું કંઈ દેખાતું જ નથી, કેવળ ભગવાન જ દેખાય છે.

ગીતામાં જ્યાં જ્ઞાનનું વર્ણન છે, ત્યાં ભગવાન કહે છે કે સત અને અસત – બન્ને અલગ-અલગ છે – **'નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ'** (અ. ૨/૧૬). એવી જ રીતે જ્ઞાનમાર્ગમાં શરીર-શરીરી, દેહ-દેહી, ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ, પ્રકૃતિ-પુરુષ – બન્નેને અલગ-અલગ જાણવાની વાત બહુ વાર આવી છે; જેમકે – **'પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધ્યનાદી ઉભાવપિ'** (અ. ૧૩/૧૯);

**'ક્ષેત્રક્ષેત્રજ્ઞયોર્જ્ઞાનમ્'** (અ. ૧૩/૨); **'ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્'** (અ. ૧૩/૨૬), **'ક્ષેત્રં ક્ષેત્રી તથા કૃત્સ્નમ્'** (અ. ૧૩/૩૩); **'ક્ષેત્રક્ષેત્રજ્ઞયોરેવમન્તરં જ્ઞાનચક્ષુષા'** (અ. ૧૩/૩૪). કારણ એ છે કે જ્ઞાનમાર્ગમાં વિવેકનું પ્રાધાન્ય હોય છે. આથી ત્યાં નિત્ય-અનિત્ય, અવિનાશી-વિનાશી વગેરેનો વિચાર થાય છે અને પછી પોતાનું સ્વરૂપ બિલકુલ નિર્લિપ્ત છે – એવો બોધ થાય છે.

સાધકમાં શ્રદ્ધા અને વિવેક – બન્નેય રહેવા જોઈએ. ભક્તિમાર્ગમાં શ્રદ્ધાનું પ્રાધાન્ય હોય છે અને જ્ઞાનમાર્ગમાં વિવેકનું પ્રાધાન્ય હોય છે. આમ હોવા છતાં પણ ભક્તિમાર્ગમાં વિવેકનો અને જ્ઞાનમાર્ગમાં શ્રદ્ધાનો અભાવ નથી. ભક્તિમાર્ગમાં માને છે કે સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો ભગવાનથી જ થાય છે (અ. ૭/૧૨) અને જ્ઞાનમાર્ગમાં માને છે કે સત્ત્વ, રજ અને તમ – આ ત્રણે ગુણો પ્રકૃતિથી જ થાય છે – **'સત્વં રજસ્તમ ઈતિ ગુણાઃ પ્રકૃતિસંભવાઃ'** (અ. ૧૪/૫). બન્નેય સાધકો પોતાનામાં નિર્વિકારતા માને છે કે એ ગુણો પોતાના નથી; અને બન્નેય જ્યાં એક તત્ત્વને પ્રાપ્ત થાય છે, ત્યાં ન દ્વૈત કહી શકાય છે, ન અદ્વૈત; ન સત કહી શકાય છે, ન અસત.

ભક્તિમાર્ગવાળા ભગવાનની સાથે અનન્ય પ્રેમથી અભિન્ન થઈને પ્રકૃતિથી સર્વથા રહિત થઈ જાય છે અને જ્ઞાનમાર્ગવાળા પ્રકૃતિ તેમ જ પુરુષનો વિવેક કરીને પ્રકૃતિથી બિલકુલ અસંબદ્ધ પોતાના સ્વરૂપનો સાક્ષાત્ અનુભવ કરીને પ્રકૃતિથી સર્વથા સંબંધરહિત થઈ જાય છે.

**પરિશિષ્ટ ભાવ : 'મત્તઃ પરતરં નાન્યત્કિઞ્ચિદસ્તિ'** (૭/૭) નો વિસ્તાર કરતાં ભગવાને પાછળના ચાર શ્લોકોમાં જે વાત કહી છે અને જે વાત નથી કહી, તે પૂરેપૂરી વાત ઉપસંહારરૂપે ભગવાને આ શ્લોકમાં કહી દીધી છે. ભગવાન કહે છે કે સંપૂર્ણ સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવ મારાથી જ ઉત્પન્ન થાય છે, મારાથી જ સત્તા-સ્ફૂર્તિ મેળવે છે, તેમ છતાં હું એમનામાં નથી અને એ મારામાં નથી અર્થાત્ સર્વ કાંઈ હું જ હું છું. તેથી મારી પ્રાપ્તિ ઇચ્છનારા સાધકની દૃષ્ટિ આ ભાવો તરફ નહીં, બલ્કે મારા તરફ જવી જોઈએ. જો સાધક તે ભાવોમાં જ ફસાઈ જશે તો ક્યારેય મુક્ત અથવા ભક્ત નહીં થઈ શકે.

જોવા, સાંભળવા, સમજવા વગેરેમાં જે ભાવ આવે છે અને જે ભાવ આવતા નથી તે બધા જ **'યે'** પદ ના અંતર્ગત સમજવા જોઈએ.

ભગવાનથી ઉત્પન્ન થવાને કારણે અહીં સાત્ત્વિક, રાજસ અને તામસ ગુણોને 'ભાવ' નામથી કહેવાયા છે. તાત્પર્ય એ છે કે ભગવાન ભાવ (સત્તા) રૂપ છે[૧], તેથી તેમનાથી ભાવ જ ઉત્પન્ન થશે, અભાવ કઈ રીતે ઉત્પન્ન થશે ? ભગવાનથી ઉત્પન્ન થવાના કારણે બધા ભાવો ભગવાનનાં જ સ્વરૂપ છે – **'ભવન્તિ ભાવા ભૂતાનાં મત્ત એવ પૃથગ્વિધાઃ'** (ગીતા-૧૦/૫). મતલબ કે શરીર – ઇન્દ્રિયો, મન, બુદ્ધિથી જે પણ સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવ, ક્રિયા, પદાર્થ વગેરે ગ્રહણ કરવામાં આવે છે, તે બધું ભગવાન જ છે.[૨] મનની સમગ્ર સ્ફુરણામાત્ર ચાહે સારી હોય કે ખોટી, ભગવાન જ છે. સંસારમાં સારું–ખોટું, શુદ્ધ–અશુદ્ધ, શત્રુ-મિત્ર, દુષ્ટ-સજ્જન, પાપાત્મા-પુણ્યાત્મા વગેરે જે કંઈ જોવા, સાંભળવા, કહેવા, વિચારવા કે સમજવામાં આવે છે, તે બધું માત્ર ભગવાન જ છે. ભગવાન સિવાય ક્યાંય કશું જ નથી.

પોતાનો કંઈક સ્વાર્થ હોય, કંઈક લેવાની ઇચ્છા હોય ત્યારે જ સાત્ત્વિક, રાજસ, તામસ – આ ત્રણ ભેદ થાય છે. જો પોતાનો કોઈ સ્વાર્થ ન હોય અને બીજાના હિતની દૃષ્ટિ હોય તો આ (ત્રણે ગુણો) ભગવાન સ્વરૂપ છે. તેમને પોતાના માટે માનવા, તેમનાથી સુખ લેવું એ જ પતનનું કારણ છે (ગીતા – ૩/૪૭).

'ત્રણે ગુણ મારાથી જ પ્રગટ થાય છે' – એવું કહીને ભગવાને એવો ભાવ પ્રગટ કર્યો છે કે સાધકની દૃષ્ટિ આ ગુણો તરફ નહીં પણ મારા-ગુણાતીતની તરફ જ જવી જોઈએ અર્થાત્ મારી સત્તા અને મહત્તા માનીને મારી સાથે જ સંબંધ જોડવો જોઈએ, જેથી મારી પ્રાપ્તિ થઈ જાય અને હંમેશને માટે દુઃખરહિત મહાન આનંદનો અનુભવ

---

૧. **'નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા-૨/૧૬) **'મદ્ભાવં સોઽધિગચ્છતિ'** (ગીતા ૧૪/૧૯); **'સર્વભૂતેષુ યેનૈકં ભાવમવ્યયમીક્ષતે.'** (ગીતા ૧૮/૨૦)

૨. **મનસા વચસા દૃષ્ટ્યા ગૃહ્યતેઽન્યૈરપીન્દ્રિયૈઃ । અહમેવ ન મત્તોઽન્યદિતિ બુધ્યધ્વમઞ્જસા ॥**

(શ્રીમદ્ભા૦ ૧૧/૧૩/૨૪)

'મનથી, વાણીથી, દૃષ્ટિથી તથા અન્ય ઇન્દ્રિયોથી જે કંઈ (શબ્દાદિ વિષયો) ગ્રહણ કરવામાં આવે છે, તે બધા હું જ છું. તેથી મારા સિવાય બીજું કશું છે જ નહીં. આ સિદ્ધાન્ત આપ વિચારપૂર્વક શીઘ્ર સમજી લો અર્થાત્ સ્વીકાર કરીને અનુભવ કરી લો.

થઈ જાય. 'હું તેમનામાં નથી અને તેઓ મારામાં નથી' – આવું કહીને ભગવાને એવો ભાવ પ્રગટ કર્યો છે કે જો કોઈ મનુષ્ય મને સત્તા અને મહત્તા ન આપીને સાત્ત્વિક, રાજસ અને તામસ ગુણ, પદાર્થ તથા ક્રિયાને સત્તા અને મહત્તા આપીને તેમની સાથે સંબંધ જોડશે તો તે મને પ્રાપ્ત ન થઈને જન્મ-મરણમાં ચાલ્યો જશે – **'કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા ૧૩/૨૧).

**'મત્ત એવ'** પદોનો પ્રયોગ કરીને ભગવાન જાણે એવું કહે છે કે ત્રણે ગુણો મારાથી જ થાય છે, પછી તમે મારી તરફ ન આવીને ગુણોમાં કેમ ફસાઓ છો ? જે લોકો ગુણોમાં ફસાઈ જાય છે, તેઓ મારું ભજન (ભક્તિ) કરી શકતા નથી. (ગીતા – આ અધ્યાયનો તેરમો શ્લોક). પરંતુ જે ગુણોમાં ફસાતા નથી, તે ભક્તો મારું ભજન કરે છે. (ગીતા – ૭/૧૬, ૧૦/૮). આ ગુણો કાયમ રહેવાવાળા નથી, કેમકે 'કારણ' ટકે છે, કાર્ય ટકતું નથી. જેમ કે સોનું ટકે છે, દાગીના નથી ટકતા, માટી ટકે છે, ઘડો ટકતો નથી. એ જ પ્રમાણે ભગવાન ટકે છે, ગુણ ટકતા નથી. ગુણ તો પરિવર્તનશીલ અને નષ્ટ થવાવાળા છે પરંતુ ભગવાન નિત્ય-નિરંતર જેમ-ના-તેમ રહેવાવાળા છે. તેમનું ન તો પરિવર્તન થાય છે કે ન નાશ થાય છે. તેથી ભગવાનની પ્રાપ્તિ ગુણો દ્વારા થતી નથી બલ્કે ગુણો સાથે સંબંધ-વિચ્છેદથી થાય છે. તેથી તમોગુણને રજોગુણથી અને રજોગુણને સત્ત્વગુણથી જીતીને ગુણોથી અતીત થવાનું છે.

અહીં એક વિશેષ વાત સમજવા જેવી છે કે સગુણ-સાકાર ભગવાન પણ વાસ્તવમાં નિર્ગુણ જ છે, કેમકે તેઓ સત્ત્વ, રજ અને તમોગુણથી યુક્ત નથી, બલ્કે ઐશ્વર્ય, માધુર્ય, સૌન્દર્ય, ઔદાર્ય વગેરે ગુણોથી યુક્ત છે. તેથી સગુણ-સાકાર ભગવાનની ભક્તિને પણ નિર્ગુણ (સત્ત્વાદિ ગુણોથી રહિત) બતાવવામાં આવી છે, જેમ કે – **'મન્નિષ્ઠં નિર્ગુણં સ્મૃતમ્', 'મન્નિકેતં તુ નિર્ગુણં', 'નિર્ગુણો મદપાશ્રયઃ', 'મત્સેવાયાં તુ નિર્ગુણા'** (શ્રીમદ્ભા. ૧૧/૨૫/૨૪ થી ૨૭)

**પ્રશ્ન** – જ્યારે બધું જ કાંઈ ભગવાન જ છે તો પછી સાત્ત્વિક, રાજસ, તામસ ભાવ ત્યાજ્ય કેમ છે ?

**ઉત્તર** – જેમ જમીનમાં જળ બધી જગાએ રહે છે, પરંતુ તેનું પ્રાપ્તિસ્થાન કૂવો છે, એ જ પ્રમાણે ભગવાન બધે છે પરંતુ તેમનું પ્રાપ્તિસ્થાન યજ્ઞ (કર્તવ્ય-કર્મ) છે – **'તસ્માત્સર્વગતં બ્રહ્મ નિત્યં યજ્ઞે પ્રતિષ્ઠિતં'** (ગીતા-૩/૧૫). પરંતુ સાત્ત્વિક-રાજસ-તામસ ભાવ ભગવાનના પ્રાપ્તિસ્થાન નથી. અર્થાત્ એમના દ્વારા ભગવાનની પ્રાપ્તિ થતી નથી (ગીતા-આ અધ્યાયનો તેરમો શ્લોક). તેથી તે સાધક માટે ઉપયોગી નથી. તેથી ભગવાને કહ્યું છે કે આ બધા ભાવો મારાથી ઉત્પન્ન થવા છતાં પણ હું તેમનામાં અને તે મારામાં નથી.

જેમ બાજરીની ખેતીમાં બાજરી જ મુખ્ય હોય છે, તેનાં પાંદડાં અને છોડ નહીં. ખેડૂતનું લક્ષ્ય માત્ર બાજરી પ્રાપ્ત કરવાનું જ હોય છે. બાજરી પ્રાપ્ત કરવા તે ફસલને, ખાતર, પાણી વગેરેથી પુષ્ટ કરે છે, જેથી ઉત્તમ બાજરી પ્રાપ્ત થઈ શકે. એવી જ રીતે સાધકનું લક્ષ્ય પણ ફક્ત ભગવાન જ હોવું જોઈએ, સંસારનું નહીં. ભગવાનને પ્રાપ્ત કરવા માટે સાધકે સંસારની સેવા કરવી જોઈએ. સેવા સિવાય સંસાર સાથે પોતાનો કોઈ સ્વાર્થ ન રાખવો જોઈએ. મહત્વ બાજરીના દાણાનું છે, પાંદડાં-છોડનું નહીં. કારણ કે આરંભમાં પણ બાજરી જ રહે છે (બીજ તરીકે) અને અંતમાં પણ બાજરી જ રહે છે. બાજરી પ્રાપ્ત થયા પછી જે શેષ રહે છે તે પાંદડાં – ડાંડલી બાજરીથી જુદા ન હોવા છતાં, આપણા માટે કોઈ કામની વસ્તુ નથી બલ્કે પશુઓને ખાવાની ચીજ છે. એ જ રીતે સાત્ત્વિક, રાજસ, તામસ ભાવ મૂઢ (અવિવેકી) મનુષ્યો માટે છે. આ ત્રણે ભાવ મનુષ્યને બાંધનારા છે. (ગીતા-૧૪/૫). તેથી આ ભાવ ભગવાનના હોવા છતાં પણ સ્વયં માટે નથી, બલ્કે વિવેકપૂર્ણ સાંસારિક વ્યવહાર માટે છે. જેમ કે ઝેર પણ ભગવાનનું રૂપ છે, પરંતુ ખાવા માટે નથી.

જેમ બાજરી (બીજ)થી પાંદડાં-ડાંડલી ઉત્પન્ન થયા હોવા છતાં પણ તે પાંદડાં-ડાંડલીમાં બાજરી નથી અને બાજરીમાં પાંદડાં-ડાંડલી નથી. એ જ રીતે ભગવાનથી પેદા થવા છતાં પણ સાત્ત્વિક-રાજસ-તામસ ભાવોમાં ભગવાન નથી અને ભગવાનમાં સાત્ત્વિક-રાજસ-તામસ ભાવ નથી.



***સંબંધ*** *– ભગવાને પહેલાં બારમા શ્લોકમાં કહ્યું કે સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો મારાથી જ થાય છે, પરંતુ હું તેઓમાં અને તેઓ મારામાં નથી. આ વિવેચનથી એ સિદ્ધ થયું કે ભગવાન પ્રકૃતિ અને પ્રકૃતિના કાર્યથી સર્વથા નિર્લિપ્ત છે. એવી જ રીતે ભગવાનનો શુદ્ધ અંશ આ જીવ પણ નિર્લિપ્ત છે. આ અંગે આ પ્રશ્ન થાય છે કે આ જીવ નિર્લિપ્ત હોઈને પણ બંધાય છે કેવી રીતે? આનું વિવેચન આગળના શ્લોકમાં કરે છે.*

**ત્રિભિર્ગુણમયૈર્ભાવૈરેભિઃ સર્વમિદં જગત્ ।**
**મોહિતં નાભિજાનાતિ મામેભ્યઃ પરમવ્યયમ્ ॥ ૧૩॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **એભિઃ** | = આ | **ઇદમ્** | = આ | **અવ્યયમ્** | = અવિનાશી (એવા) |
| **ત્રિભિઃ** | = ત્રણેય | **સર્વમ્** | = આખું | **મામ્** | = મને |
| **ગુણમયૈઃ** | = ગુણરૂપ | **જગત્** | = જગત (પ્રાણીમાત્ર) | **ન** | = નથી |
| **ભાવૈઃ** | = ભાવોથી | **એભ્યઃ** | = આ ત્રણેય ગુણોથી | | |
| **મોહિતમ્** | = મોહિત | **પરમ્** | = અતીત | **અભિજાનાતિ** | = જાણતું. |

*ટીકા* — **'ત્રિભિર્ગુણમયૈર્ભાવૈરેભિઃ... પરમવ્યયમ્'** — સત્ત્વ, રજ અને તમ — ત્રણે ગુણોની વૃત્તિઓ ઉત્પન્ન અને લીન થતી રહે છે. તેમની સાથે તાદાત્મ્ય કરીને મનુષ્ય પોતાને સાત્ત્વિક, રાજસ અને તામસ માની લે છે અર્થાત્ તેઓનું પોતાનામાં આરોપણ કરી લે છે કે 'હું સાત્ત્વિક, રાજસ અને તામસ થઈ ગયો છું' આ રીતે ત્રણે ગુણોથી મોહિત થયેલો મનુષ્ય એવું માની જ નથી શકતો કે હું પરમાત્માનો અંશ છું. તે પોતાના અંશી પરમાત્માની તરફ ન જોતાં ઉત્પન્ન અને નષ્ટ થવાવાળી વૃત્તિઓની સાથે પોતાનો સંબંધ માની લે છે — આ જ તેનું મોહિત થવું છે. આ રીતે મોહિત થવાને કારણે તે 'મારો પરમાત્માની સાથે નિત્યસંબંધ છે' — એને સમજી જ નથી શકતો.

અહીં **'જગત્'** શબ્દ જીવાત્માનો વાચક છે. નિરંતર પરિવર્તનશીલ શરીરની સાથે તાદાત્મ્ય થવાને કારણે જ આ જીવ 'જગત' એવા નામે કહેવામાં આવે છે. તાત્પર્ય એ છે કે શરીરના જન્મવામાં પોતાનું જન્મવાનું શરીરના મરવામાં પોતાનું મરવાનું, શરીરના બીમાર થવામાં પોતાનું બીમાર થવાનું અને શરીરના સ્વસ્થ થવામાં પોતાનું સ્વસ્થ થવાનું માની લે છે, આનાથી જ એ 'જગત' એવા નામે કહેવામાં આવે છે. જ્યાં સુધી એ શરીરની સાથે પોતાનું તાદાત્મ્ય માનશે, ત્યાં સુધી એ જગત જ રહેશે અર્થાત્ જન્મતો-મરતો જ રહેશે, ક્યાંય પણ સ્થાયી નહિ રહે.

ગુણોની ભગવાનના સિવાય અલગ સત્તા માનવાથી જ પ્રાણીઓ મોહિત થાય છે. જો તેઓ ગુણોને ભગવત્સ્વરૂપ માને તો કદી મોહિત થઈ જ નથી શકતાં.

ત્રણ ગુણોનું કાર્ય જે શરીર છે, તે શરીરને ચાહે પોતાનું માની લે, ચાહે પોતાને શરીર માની લે — બન્નેય માન્યતાઓથી મોહ પેદા થાય છે. શરીરને પોતાનું માનવું એ 'મમતા' થઈ અને પોતાને શરીર માનવું એ 'અહંતા' થઈ. શરીરની સાથે અહંતા-મમતા કરવી એ જ મોહિત થવું છે. મોહિત થઈ જવાથી ગુણોથી સર્વથા અતીત જે ભગવત્તત્ત્વ છે, તેને નથી જાણી શકતો. તે એ ભગવત્તત્ત્વને ત્યારે જાણી શકે છે, જ્યારે ત્રિગુણાત્મક શરીરની સાથે તેની અહંતા-મમતા દૂર થાય છે. એ સિદ્ધાંત છે કે મનુષ્ય સંસારથી સર્વથા અલગ થઈને જ સંસારને જ જાણી શકે છે અને પરમાત્મા સાથે સર્વથા અભિન્ન થઈને જ પરમાત્માને જાણી શકે છે. કારણ એનું એ છે કે ત્રિગુણાત્મક શરીરથી એ પોતે સર્વથા ભિન્ન છે અને પરમાત્માની સાથે એ પોતે સર્વથા અભિન્ન છે.

અસ્વાભાવિકમાં સ્વાભાવિક ભાવ થવો એ જ મોહિત થવું છે. જે પ્રતિક્ષણે નષ્ટ થવાવાળા ત્રણે ગુણોથી પર છે, અત્યંત નિર્લિપ્ત છે અને નિત્યનિરંતર એકરૂપ રહેવાવાળા છે, એવા પરમાત્મા 'સ્વાભાવિક' છે. પરમાત્માની આ સ્વાભાવિકતા બનાવેલી નથી, કૃત્રિમ નથી, અભ્યાસસાધ્ય નથી, પરંતુ સ્વતઃ-સ્વાભાવિક છે. પરંતુ શરીર તથા સંસારમાં અહંતા-મમતા અર્થાત્ 'હું' અને 'મારો' ભાવ જેમ ઉત્પન્ન થયો છે તેમ જ નષ્ટ થવાવાળો છે, એ કેવળ માની લીધેલો છે, એટલા માટે એ 'અસ્વાભાવિક' છે. આ અસ્વાભાવિકને સ્વાભાવિક માની લેવું એ જ મોહિત થવું છે, જેને કારણે મનુષ્ય સ્વાભાવિકતાને સમજી નથી શકતો.

જીવ પહેલાં પરમાત્માથી વિમુખ થયો કે પહેલાં સંસારની સન્મુખ (ગુણોથી મોહિત) થયો? — આમાં દાર્શનિકોનો મત એ છે કે પરમાત્માથી વિમુખ થવું અને સંસાર સાથે સંબંધ જોડવો — એ બન્ને અનાદિ છે, તેનો આદિ નથી. આથી તેમાં પહેલાં અને પછીની વાત નથી કહી શકાતી. પરંતુ મનુષ્ય જો મળેલી સ્વતંત્રતાનો દુરુપયોગ ન કરે, તેને કેવળ ભગવાનમાં જ યોજવાનું શરૂ કરી દે તો એ સંસારથી પર થઈ જાય છે અર્થાત્ એનાં જન્મ-મરણ દૂર થઈ જાય છે. આથી એ સિદ્ધ થાય છે કે આ મનુષ્ય પ્રભુએ આપેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને જ બંધનમાં પડ્યો છે. પોતાની સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને નષ્ટ થવાવાળા પદાર્થોમાં ગૂંચવાઈ જવાથી તે પરમાત્મતત્ત્વને જાણી નથી શકતો.

**'પરમવ્યયમ્'** પદથી ભગવાન કહે છે કે હું આ ગુણોથી પર છું અર્થાત્ આ ગુણોથી સર્વથા રહિત, અસંબદ્ધ અને નિર્લિપ્ત છું. હું ન કદી કોઈ ગુણથી બંધાયો છું અને ન ગુણોના પરિવર્તનથી મારામાં કોઈ પરિવર્તન પણ થાય છે. એવા મારા વાસ્તવિક સ્વરૂપને ગુણોથી મોહિત પ્રાણીઓ નથી જાણી શકતાં.

**પરિશિષ્ટ ભાવ –** જે મનુષ્ય ભગવાનને ન જોતાં સાત્ત્વિક, રાજસ, તામસ ભાવોને જુએ છે, તેમનો ભોગ કરે છે, તેમનાથી સુખ લે છે, તે એ ભાવોથી મોહિત થઈ જાય છે અર્થાત્ ભગવાનની દુરત્યય ગુણમયી માયાથી બંધાઈ જાય છે અને તેના ફળસ્વરૂપે વારંવાર જન્મે-મરે છે. તાત્પર્ય છે કે સાત્ત્વિક, રાજસ-તામસ ભાવ (કર્મ, પદાર્થ, કાલ, સ્વભાવ, ગુણ આદિ) અનિત્ય છે અને ભગવાન નિત્ય છે. જે અનિત્યનો ભોગ કરે છે, તે બંધનમાં આવે છે. પરંતુ જે અનિત્યનો ત્યાગ કરીને નિત્યસ્વરૂપ ભગવાનનો આશ્રય લે છે, તે મુક્ત થઈ જાય છે. (ગીતા – આ જ અધ્યાયનો ચૌદમો શ્લોક)

આ શ્લોકમાં જીવાત્મા માટે 'જગત' શબ્દ આવ્યો છે. એનું તાત્પર્ય છે કે જેની સત્તા વિદ્યમાન છે જ નહીં, તેને સત્તા અને મહત્તા આપીને તેની સાથે સંબંધ જોડીને જીવ પણ જગત થઈ જાય છે. ચેતન પણ (ચેતનતાનો દુરુપયોગ કરીને) જડ થઈ જાય છે. ઉત્કૃષ્ટ પરા પ્રકૃતિ પણ નિકૃષ્ટ બની જાય છે ! જીવ જગતના ઉત્પત્તિ-વિનાશને પોતાનો ઉત્પત્તિ-વિનાશ, જગતના લાભ-હાનિને પોતાના લાભ-હાનિ માની લે છે. જેમ મનુષ્ય કામનાની સાથે અભિન્ન થઈને **'કામાત્માનઃ'** અર્થાત્ કામનારૂપ થઈ જાય છે (ગીતા ૨/૪૩) અને ભગવાન સાથે અભિન્ન થઈને **'મન્મયા'** અર્થાત્ ભગવદ્‌રૂપ થઈ જાય છે (ગીતા ૪/૧૦), એવી જ રીતે જીવ જગત સાથે અભિન્ન થઈને જગતરૂપ થઈ જાય છે. ફરક એ જ છે કે ભગવદ્‌રૂપથી તે નિત્ય છે, પરંતુ કામનારૂપથી યા જગતરૂપે તે અનિત્ય છે.

જીવે ભગવાન સિવાય બીજી સત્તાને માનીને તેને મહત્ત્વ આપ્યું, મહત્ત્વ આપીને તેની સાથે સંબંધ જોડ્યો અને સંબંધ જોડીને પોતાની સ્વતંત્ર સત્તાનો અભાવ કરી દીધો તેથી તે 'જગત' બની ગયો ! જે માત્ર જગતની સત્તાને માને છે, તે પોતાની સત્તાથી વિમુખ થઈને 'જગત' બની જાય છે, જે અવાસ્તવિક છે, અને જે માત્ર ભગવાનની જ સત્તાને માને છે, તે પોતાની સ્વતંત્ર સત્તાની માન્યતા મિટાવીને ભગવાન બની જાય છે – **'મમ સાધર્મ્યમાગતાઃ'** (ગીતા-૧૪/૨), જે વાસ્તવિક છે.

જીવને જગત કહેવાનો અર્થ એ છે કે તેનું ચેતનતાની તરફ ધ્યાન જ નથી બલ્કે જડ શરીરને જ 'હું' (પોતાનું સ્વરૂપ) અને 'મારું' માનવા લાગી ગયો. જીવ સ્વરૂપથી નિર્ગુણ તથા અવ્યય હોવા છતાં પણ 'જગત' થઈ જવાને કારણે સાત્ત્વિક, રાજસ, તામસ ગુણોથી બંધાઈ જાય છે ! **નિબધ્નન્તિ મહાબાહો દેહે દેહિનમવ્યયમ્'** (ગીતા – ૧૪/૫). વાસ્તવમાં અલૌકિક પરમાત્માનો અંશ હોવાથી જીવ પણ અલૌકિક જ છે (ગીતા-૧૩/૩૧), પરંતુ લૌકિક જગતને પકડવાથી તે પણ લૌકિક થઈ જાય છે ! અહમ્‌થી લઈને પૃથ્વી સુધી બધું જ અપરા પ્રકૃતિ જ છે (ગીતા-૭/૪). તેથી જેમ પૃથ્વી જડ છે, એમ જ અહમ્ પણ જડ છે. જ્યારે જીવ અહમ્‌ને દૃઢતાથી પકડીને **'અહઙ્કારવિમૂઢાત્મા'** થઈ જાય છે અર્થાત્ અહમ્‌ને પોતાનું સ્વરૂપ માની લે છે, ત્યારે તેનું પતન થતાં થતાં તે પણ જડ જગત જ બની જાય છે અર્થાત્ તેનું ચેતનપણું લુપ્ત (વિસ્મૃત) થઈ જાય છે, તેને ચેતનપણાનો અનુભવ થતો નથી.

જે ગુણોમાં આસક્ત થતા નથી, તેમની સામે જડતા ઊભી રહેતી જ નથી. તેથી તેને બધી જગાએ ભગવાન જ ભગવાન દેખાય છે — **'વાસુદેવઃ સર્વમ્'** (ગીતા ૭/૧૯) પરંતુ જે ગુણોમાં આસક્ત થાય છે, તેમને ભગવાન દેખાતા જ નથી, બલ્કે સંસાર જ સંસાર દેખાય છે. તેથી તે ભગવાનને પણ સંસારી જ જુએ છે ! તે ગુણોથી અતીત ભગવાનને પણ ગુણોથી બંધાયેલા જુએ છે, અવિનાશી ભગવાનને પણ જન્મવા-મરવાવાળા જુએ છે (ગીતા – આ જ અધ્યાયનો ચોવીસમો શ્લોક). ભક્તની દૃષ્ટિ તો ભગવાનને છોડીને બીજી તરફ જતી નથી, પરંતુ ગુણોમાં આસક્ત સંસારી લોકોની દૃષ્ટિ સંસારને છોડીને બીજી તરફ નથી જતી. તેથી ભક્તને આનંદ જ આનંદ પ્રાપ્ત થાય છે અને સંસારી મનુષ્યને દુઃખ જ દુઃખ – **'દુઃખાલયમ્'** (ગીતા-૮/૧૫).



***સંબંધ*** *– હવે આગળના શ્લોકમાં ભગવાન પોતાને ન જાણી શકવાનું કારણ બતાવે છે.*

**દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ।**
**મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે ॥૧૪॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિ | = કેમકે | માયા | = માયા | એવ | = જ |
| મમ | = મારી | દુરત્યયા | = પાર કરવી ઘણી કઠિન છે, (પરંતુ) | પ્રપદ્યન્તે | = શરણ લે છે, |
| એષા | = આ | | | તે | = તેઓ |
| દૈવી | = અલૌકિક | યે | = જે માણસો | એતામ્ | = આ |
| ગુણમયી | = ત્રિગુણમયી | મામ્ | = (માત્ર) મારું | માયામ્ | = માયાને |
| | | | | તરન્તિ | = તરી જાય છે. |

*ટીકા* – **'દૈવી હ્યેષા ગુણમયી[1] મમ માયા દુરત્યયા'** – સત્ત્વ, રજ અને તમ – આ ત્રણ ગુણોવાળી દૈવી (દેવ અર્થાત્ પરમાત્માની) માયા ઘણી જ દુસ્તર છે. ભોગ અને સંગ્રહની ઇચ્છા રાખવાવાળા મનુષ્યો આ માયાથી સંબંધ-વિચ્છેદ નથી કરી શકતા.

**'દુરત્યયા'** કહેવાનું તાત્પર્ય એ છે કે આ મનુષ્યો પોતાને કદીક સુખી અને કદીક દુઃખી, કદીક સમજદાર અને કદીક અણસમજુ, કદીક નિર્બળ અને કદીક બળવાન વગેરે માનીને એ ભાવોમાં તલ્લીન રહે છે. આ રીતે આવવા-જવાવાળા પ્રાકૃત ભાવો અને પદાર્થોમાં જ તાદાત્મ્ય, મમતા અને કામના કરીને તેમનાથી બંધાયેલા રહે છે અને પોતાને તેમનાથી અલગ હોવાનો અનુભવ નથી કરી શકતા. આ જ એ માયાનું દુસ્તરપણું છે.

આ ગુણમયી માયા ત્યારે જ દુસ્તર બને છે, જ્યારે ભગવાનના સિવાય ગુણોની સ્વતંત્ર સત્તા અને મહત્તા માનવામાં આવે. જો મનુષ્ય ભગવાનના સિવાય ગુણોની અલગ સત્તા અને મહત્તા નહિ માને, તો એ આ ગુણમયી માયાથી તરી જશે.

**'મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે'** – મનુષ્યોમાંથી જેઓ કેવળ મારે જ શરણે આવે છે, તેઓ આ માયાને તરી જાય છે; કેમકે તેઓની દૃષ્ટિ કેવળ મારી જ બાજુ રહે છે, ત્રણ ગુણો તરફ નહિ. જેવું કે પહેલાં વર્ણન કર્યું છે કે – આ ત્રણે ગુણ ન મારામાં છે અને ન હું તેઓમાં છું. હું તો નિર્લિપ્ત રહીને બધાં જ કાર્યો કરું છું. આ રીતે જેઓ મારા સ્વરૂપને જાણે છે, તેઓ ગુણોમાં નથી ફસાતા અને આ માયાથી તરી જાય છે. તેઓ ગુણોનું કાર્ય મનબુદ્ધિનો કિંચિત્માત્ર પણ સહારો નથી લેતા. કેમ નથી લેતા? કેમકે તેઓ એ વાતને જાણે છે કે પ્રકૃતિનું કાર્ય હોવાથી મનબુદ્ધિ પણ પ્રકૃતિ જ છે. પ્રકૃતિની ક્રિયાશીલતા પ્રકૃતિમાં જ છે. જેવી રીતે પ્રકૃતિ હરઘડી પ્રલય તરફ જઈ રહી છે, એવી જ રીતે આ મનબુદ્ધિ પણ પ્રલય તરફ જ જઈ રહ્યાં છે. આથી તેઓનો સહારો લેવો એ પરતંત્રતા જ છે. એવી પરતંત્રતા બિલકુલ ન રહે અને પરા પ્રકૃતિ (કે જે પરમાત્માનો અંશ છે) કેવળ પરમાત્માની તરફ આકર્ષિત થઈ જાય તથા અપરાથી સર્વથા વિમુખ થઈ જાય – આ જ ભગવાનને સર્વથા શરણે થવાનું તાત્પર્ય છે.

અહીં **'મામેવ'** કહેવાનું તાત્પર્ય એ છે કે તેઓ અનન્યભાવે કેવળ મારે જ શરણે આવે છે; કેમકે મારા સિવાય બીજી કોઈ સત્તા છે જ નહિ.

કેટલાક સાધકો મારે શરણે તો આવી જાય છે; પરંતુ 'કેવળ મારે જ' શરણે નથી થતા. એટલા માટે કહ્યું કે જેઓ **'મામેવ'** – કેવળ મારું જ શરણ લે છે, તેઓ તરી જાય છે. માયાનું શરણ ન લે અર્થાત્ અમારી પાસે રૂપિયા-પૈસા, ચીજ-વસ્તુ વગેરે બધું રહે, પરંતુ અમે તેમને પોતાનો આધાર ન માનીએ, તેમનો આશ્રય ન લઈએ, તેમનો ભરોસો ન કરીએ અને એમને મહત્ત્વ ન આપીએ. તેમનો ઉપયોગ કરવાનો આપણને અધિકાર છે, પરંતુ તેમના ઉપર કબજો કરવાનો આપણને અધિકાર નથી. તેમના ઉપર કબજો કરી લેવો એ જ તેમના આશ્રિત થવું છે. આશ્રિત થવાથી તેમનાથી અલગ થવું કઠિન માલૂમ પડે છે – આ જ વાસ્તવમાં દુસ્તરપણું છે. આ દુસ્તરપણાથી છૂટવાને માટે જ ઉપાય બતાવે છે – **'મામેવ યે પ્રપદ્યન્તે.'**

શરીર, ઇન્દ્રિયો વગેરે સામગ્રીને પોતાની અને પોતાને માટેની ન માનીને, ભગવાનની અને ભગવાનને માટેની જ માનીને ભગવાનની ભક્તિમાં, એમના આજ્ઞાપાલનમાં યોજી દેવાની છે. પોતાને તેમાંથી કંઈ જ લેવાનું નથી. તે તમામને ભગવાનના કાર્યમાં જ યોજી દેવાનું ફળ પણ પોતાને લેવાનું નથી; કેમકે જ્યારે ભગવાનની વસ્તુ સર્વથા ભગવાનને અર્પણ કરી દીધી અર્થાત્ તેમાં ભૂલથી જે માલિકી ભાવ કરી લીધો હતો, તે હઠાવી લીધો ત્યારે એ સમર્પણનું ફળ આપણું કેવી

૧. ભગવાન પહેલાં બારમા શ્લોકમાં એ કહી ગયા છે કે આ સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો મારાથી જ થાય છે. આ વાતને લીધે ભગવાને અહીં ગુણમયી માયાને પોતાની દૈવી (અલૌકિક) માયા બતાવી છે. પાછળના તેરમા શ્લોકમાં જે ત્રણ ગુણમય ભાવોથી સકળ જગતને મોહિત બતાવ્યું હતું, તેમને જ અહીં **'એષા'** પદથી કહ્યું છે. માયાને ગુણમયી કહેવાનું તાત્પર્ય એ છે કે આ માયા કાર્યરૂપ છે; કેમકે ગુણો પ્રકૃતિનું કાર્ય છે અને તે ગુણો જ જીવને બાંધે છે, સ્વયં પ્રકૃતિ નહિ.

રીતે હોઈ શકે છે? આ બધી સામગ્રી તો ભગવાનની સેવાને માટે જ ભગવાન પાસેથી મળી છે. આથી તેને એમની સેવામાં યોજી દેવાનું આપણું કર્તવ્ય છે, આપણી ઈમાનદારી છે. એ ઈમાનદારીથી ભગવાન બહુ પ્રસન્ન થઈ જાય છે અને એમની કૃપાથી મનુષ્ય માયાને તરી જાય છે.

આપણી પાસે પોતાની કહી શકાય તેવી કોઈ વસ્તુ જ નથી. ભગવાનની આપેલી વસ્તુઓને પોતાની માનીને પોતાનામાં અભિમાન કર્યું હતું – એ ભૂલ હતી. ભગવાનનો તો ઘણો જ ઉદાર અને પ્રેમભર્યો સ્વભાવ છે કે તેઓ જે કોઈને કશું આપે છે, તેને એ વાતની ખબર જ નથી પડવા દેતા કે એ તેમનું આપેલું છે, પરંતુ જેને જે કંઈ મળ્યું છે, તેને તે પોતાનું અને પોતાને માટેનું જ માની લે છે. આ ભગવાનનો આપવાનો એક વિલક્ષણ ઢંગ છે. એમની એ કૃપાને કેવળ ભક્તજનો જ જાણી શકે છે. પરંતુ જે લોકો ભગવાનથી વિમુખ હોય છે, તેઓ એ વિચારી જ નથી શકતા કે એ વસ્તુઓને આપણે શું સદા પાસે રાખી શકીશું? અથવા વસ્તુઓની પાસે આપણે શું સદા રહી શકીશું? એ વસ્તુઓ ઉપર શું આપણું આધિપત્ય ચાલી શકે છે? એટલા માટે તેઓ અનન્યભાવે ભગવાનને શરણે નથી થઈ શકતા.

આ શ્લોકનો ભાવ એ થયો કે જેઓ કેવળ ભગવાનને જ શરણે થાય છે અર્થાત્ જેઓ કેવળ દૈવી સંપત્તિવાળા હોય છે, તેઓ ભગવાનની ગુણમયી માયાને તરી જાય છે, પરંતુ જેઓ ભગવાનને શરણે ન થઈને અન્ય દેવતાઓ વગેરેને શરણે થાય છે અર્થાત્ જેઓ કેવળ આસુરી સંપત્તિવાળા (પ્રાણ-પિંડ-પોષણ-પરાયણ, સુખભોગ-પરાયણ) હોય છે, તેઓ ભગવાનની ગુણમયી માયાને નથી તરી શકતા. એવા આસુરી સ્વભાવવાળા મનુષ્યો ભલેને બ્રહ્મલોક સુધી પહોંચી જાય, તોપણ તેઓને (બ્રહ્મલોક સુધી ગુણમયી માયા હોવાથી) ત્યાંથી પાછા ફરવું જ પડે છે, જન્મવું-મરવું જ પડે છે.

**પરિશિષ્ટ ભાવ :** જ્યારે મનુષ્ય સંસારથી વિમુખ થઈને ભગવાનની શરણાગતિ સ્વીકાર કરી લે છે, ત્યારે તે માયા (અપરા પ્રકૃતિનું કાર્ય)ને તરી જાય છે અર્થાત્ તેના અહમ્નો સર્વથા નાશ થઈ જાય છે. ભગવાનની શરણાગતિ સ્વીકાર કરવાનું તાત્પર્ય છે – ભગવાનની સત્તામાં જ પોતાની સત્તા મિલાવી દે અર્થાત્ માત્ર ભગવાનની જ સત્તાનો સ્વીકાર કરી લે. ન પોતાની સ્વતંત્ર સત્તા માને, ન માયાની સ્વતંત્ર સત્તા માને. ન અહમ્નો આશ્રય લે, ન માયા (ગુણો)નો આશ્રય લે. આમાં કોઈ પરિશ્રમ, પ્રયત્ન નથી.

માયાને સત્તા મનુષ્યે જ આપી છે – **'યયેદં ધાર્યતે જગત્'** (ગીતા-૭/૫) **'મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ કર્ષતિ'** (ગીતા-૧૫/૭). જો તે માયાને સત્તા ન આપીને માત્ર ભગવાનનાં જ શરણમાં રહ્યો હોત તો તે માયાને તરી જાત અર્થાત્ તેના માટે માયાની સત્તા રહેતી જ નહીં.

જીવ જડતાનો આશ્રય લેવાથી અર્થાત્ તેને પોતાની અને પોતાના માટેની માનવાથી જડતામાં ચાલ્યો જાય છે અને જગત બની જાય છે (ગીતા – આ જ અધ્યાયનો તેરમો શ્લોક). પરન્તુ ભગવાનનો આશ્રય લેવાથી તે સ્વતઃ સિદ્ધ ચિન્મયતામાં ચાલ્યો જાય છે અને ભક્ત થઈ જાય છે ભક્ત થઈ જવાથી જગત લુપ્ત થઈ જાય છે અર્થાત્ જગત જગતરૂપે નથી રહેતું, બલ્કે ભગવત્સ્વરૂપ થઈ જાય છે, જે વાસ્તવમાં છે.

**'મામેવ'** પદથી ભગવાનનું તાત્પર્ય એ છે કે જીવ મારો જ **(મમ એવ)** અંશ છે – **'મમૈવાંશો જીવલોકે'** (ગીતા-૧૫/૭); તેથી મારે જ **(મામ્ એવ)** શરણ થવાથી તે માયાને તરી જાય છે. તેથી મારું શરણ લેનારા ભક્તોનો મારા સિવાય કોઈનાથી સંબંધ થતો જ નથી; થવો સંભવ જ નથી; કેમકે તેમની દૃષ્ટિમાં મારા (ભગવાન) સિવાય અન્ય કોઈ હોતું જ નથી. ન તો તેમની દૃષ્ટિ બીજામાં જાય છે અને ન બીજો તેમની દૃષ્ટિમાં આવે છે. તેમની દૃષ્ટિમાં અપરા પ્રકૃતિની ન તો સત્તા રહે છે, ન મહત્તા રહે છે અને ન પોતાનાપણું જ રહે છે. તેમની માત્ર ભગવદ્બુદ્ધિ થઈ જાય છે, જે વાસ્તવમાં ભગવદ્સ્વરૂપ જ છે.

જેમનામાં વિવેકની પ્રધાનતા છે, એવા ભક્તો અહમ્નો આશ્રય છોડીને અર્થાત્ સંસારનો ત્યાગ કરીને ભગવાનના આશ્રિત થાય છે, પરંતુ જેમનામાં વિવેકનું પ્રાધાન્ય નથી, બલ્કે ભગવાનમાં શ્રદ્ધા-વિશ્વાસની પ્રધાનતા છે, એવા સીધા-સરળ ભક્તો અહમ્ની સાથે (જેવા છે, તેવા જ) ભગવાનને આશ્રિત થઈ જાય છે. એવા ભક્તોના અહમ્નો નાશ ભગવાન સ્વયં કરે છે (ગીતા – ૧૦/૧૧).



***સંબંધ*** *– પૂર્વશ્લોકમાં ભગવાને એ બતાવ્યું કે મારે શરણે થવાવાળા બધા જ માયાથી તરી જાય છે. તેમ છતાં તમામ પ્રાણીઓ મારે શરણે કેમ નથી થતાં – એનું કારણ આગળના શ્લોકમાં ભગવાન બતાવે છે.*

## ન માં દુષ્કૃતિનો મૂઢાઃ પ્રપદ્યન્તે નરાધમાઃ ।
## માયયાપહૃતજ્ઞાના આસુરં ભાવમાશ્રિતાઃ ॥ ૧૫॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| **માયયા** | = માયા વડે | **ભાવમ્** | ભાવનો | **દુષ્કૃતિનઃ** | = પાપ-કર્મ કરનારા |
| **અપહૃતજ્ઞાનાઃ** | = જેમનું જ્ઞાન હરાયેલું છે, એવાં | **આશ્રિતાઃ** | = આશ્રય લેનારા (અને) | **મૂઢાઃ** | = મૂઢ જનો |
| **આસુરમ્** | = આસુરી | **નરાધમાઃ** | = મનુષ્યોમાં અત્યંત અધમ, (તથા) | **મામ્** | = મારા |
| | | | | **ન પ્રપદ્યન્તે** | = શરણે થતા નથી. |

*ટીકા* – **'ન માં દુષ્કૃતિનો મૂઢાઃ પ્રપદ્યન્તે નરાધમાઃ'** – જેઓ દુષ્કૃત અને મૂઢ હોય છે, તેઓ ભગવાનને શરણે નથી થતા. દુષ્કૃત તે જ હોય છે, જે નાશવાન, પરિવર્તનશીલ પ્રાપ્ત પદાર્થોમાં 'મમતા' રાખે છે અને અપ્રાપ્ત પદાર્થોની 'કામના' રાખે છે. કામના પૂરી થતાં 'લોભ' અને કામનાની પૂર્તિમાં વિઘ્ન આવવાથી 'ક્રોધ' પેદા થાય છે. આ રીતે જેઓ 'કામના'માં ફસાઈને વ્યભિચાર વગેરે શાસ્ત્રનિષિદ્ધ વિષયોનું સેવન કરે છે, 'લોભ'માં ફસાઈને જૂઠ, કપટ, વિશ્વાસઘાત, બેઈમાની વગેરે પાપો કરે છે અને 'ક્રોધ'ને વશીભૂત થઈને દ્વેષ, શત્રુતા વગેરે દુર્ભાવપૂર્વક હિંસા વગેરે પાપ કરે છે, તેઓ 'દુષ્કૃત' છે.

જ્યારે મનુષ્ય ભગવાન સિવાયની બીજી સત્તાને માનીને તેને મહત્ત્વ આપે છે, ત્યારે જ કામના પેદા થાય છે. કામના પેદા થવાથી મનુષ્ય માયાથી મોહિત થઈ જાય છે અને 'અમે જીવતા રહીએ અને ભોગ ભોગવતા રહીએ' – એ વાત તેમને પસંદ આવી જાય છે. એટલા માટે તેઓ ભગવાનને શરણે નથી થતા, પરંતુ વિનાશી વસ્તુ, પદાર્થ વગેરેને શરણે થઈ જાય છે.

તમોગુણની અધિકતા થવાથી સાર-અસાર, નિત્ય-અનિત્ય, સત-અસત, ગ્રાહ્ય-ત્યાજ્ય, કર્તવ્ય-અકર્તવ્ય વગેરેની તરફ ધ્યાન ન આપવાવાળા ભગવદ્વિમુખ મનુષ્યો 'મૂઢ' છે. દુષ્કૃત અને મૂઢ પુરુષો પરમાત્માના તરફ ચાલવાનો નિશ્ચય જ નથી કરી શકતા, પછી તેઓ પરમાત્માને શરણે તો થઈ જ કેવી રીતે શકે?

**'નરાધમાઃ'** કહેવાનો આશય એ છે કે તે દુષ્કૃત અને મૂઢ મનુષ્યો પશુઓથી પણ હીન છે. પશુઓ તો થોડા પણ પોતાની મર્યાદામાં રહે છે, પરંતુ આ મનુષ્યો હોવા છતાં પોતાની મર્યાદામાં નથી રહેતા. પશુઓ તો પોતાની યોનિ ભોગવીને મનુષ્યયોનિ તરફ આવી રહ્યાં છે અને આ મનુષ્યો હોવા છતાં (કે જેમને પરમાત્માની પ્રાપ્તિ કરવા માટે મનુષ્યશરીર મળ્યું છે) પાપ, અન્યાય વગેરે કરીને નરકો અને પશુયોનિઓ તરફ જઈ રહ્યા છે. એવાં મૂઢતાપૂર્વક પાપ કરવાવાળાં પ્રાણીઓ નરકોના અધિકારી હોય છે. એવાં પ્રાણીઓને માટે ભગવાને (ગીતા – ૧૬/૧૯-૨૦)માં કહ્યું છે કે 'દ્વેષ રાખવાવાળા, મૂઢ, ક્રૂર અને નરાધમ પુરુષોને હું વારંવાર આસુરી યોનિઓમાં નાખું છું. તેઓ આસુરી યોનિઓને પ્રાપ્ત થઈને પછી ઘોર નરકોમાં જાય છે'.

**માયયાપહૃતજ્ઞાના આસુરં ભાવમાશ્રિતાઃ'** – ભગવાનની જે ત્રણે ગુણોવાળી માયા છે (ગીતા- ૭/૧૪), તે માયાથી વિવેક ઢંકાઈ જવાને કારણે જેઓ આસુરી ભાવને પ્રાપ્ત થઈ ગયા છે અર્થાત્ શરીર, ઇન્દ્રિયો, અંતઃકરણ અને પ્રાણોનું પોષણ કરવામાં લાગેલા છે, તેઓ મારાથી સર્વથા વિમુખ જ રહે છે. એટલા માટે તેઓ મારે શરણે નથી થતા.

બીજો ભાવ એ છે કે જેઓનું જ્ઞાન માયાથી હરાયેલું છે, તેઓની વૃત્તિ પદાર્થોના આદિ અને અંત તરફ જતી જ નથી. ઉત્પત્તિ વિનાશશીલ પદાર્થોને પ્રત્યક્ષ નશ્વર દેખતા હોવા છતાં પણ તેઓ રૂપિયા-પૈસા, સંપત્તિ વગેરેના સંગ્રહમાં અને માન, યોગ્યતા, પ્રતિષ્ઠા, કીર્તિ વગેરેમાં જ આસક્ત રહે છે અને તેઓની પ્રાપ્તિ કરવામાં જ પોતાની ચતુરાઈ અને પ્રયત્નની સફળતા તથા પૂર્ણતા માને છે. આ કારણે તેઓ એ સમજી જ નથી શકતા કે જે અત્યારે નથી, તેની પ્રાપ્તિ થઈ જાય તો પણ અંતમાં તે 'નહિ' રહે અને તેની સાથે આપણો સંબંધ નહિ રહે.

**'અસુ'** નામ પ્રાણોનું છે. પ્રાણોને પ્રત્યક્ષ જ આવવા-જવાવાળા અર્થાત્ ક્રિયાશીલ અને નાશવાન જોતા હોવા છતાં પણ તેઓ એ પ્રાણોનું પોષણ કરવામાં જ લાગ્યા રહે છે અર્થાત્ જીવનનિર્વાહમાં કામ આવવાવાળી સાંસારિક વસ્તુઓને જ તેઓ મહત્ત્વ આપે છે. તે વસ્તુઓથી પણ આગળ ચાલીને તેઓ રૂપિયા-પૈસાને મહત્ત્વ આપે છે કે જે રૂપિયા પોતે કામમાં નથી આવતા, પરંતુ વસ્તુઓના રૂપમાં કામમાં આવે છે. તેઓ કેવળ રૂપિયાને જ આદર નથી આપતા, પરંતુ તેમની સંખ્યાને બહુ જ આદર આપે છે. રૂપિયાની સંખ્યા અભિમાન વધારવામાં કામ આવે છે. અભિમાન સઘળી આસુરી

સંપત્તિનો આધાર અને સઘળાં દુઃખો તેમ જ પાપોનું કારણ છે.[1] એવા અભિમાનને લીધે જ જેઓ પોતાને મોટા માને છે, તેઓ આસુરીભાવને પામેલા છે.

## વિશેષ વાત

અહીં ભગવાને કહ્યું છે કે દુષ્કૃત મનુષ્યો મારે શરણે નથી થઈ શકતા અને નવમા અધ્યાયના ત્રીસમા શ્લોકમાં કહ્યું છે કે અત્યંત દુરાચારી મનુષ્ય પણ જો અનન્યભાવે મારું ભજન કરે તો તે બહુ જલદી ધર્માત્મા બની જાય છે તથા નિરંતર રહેવાવાળી શાંતિને પ્રાપ્ત થઈ જાય છે – એ કેવી રીતે? એનું સમાધાન એ છે કે ત્યાં (અ. ૯/૩૦)માં **'અપિ ચેત્'** પદો આવ્યાં છે, જેમનો અર્થ થાય છે – અત્યંત દુરાચારી મનુષ્યની પ્રવૃત્તિ પરમાત્માની તરફ સ્વાભાવિક નથી થતી; પરંતુ જો તે ભગવાનને શરણે થઈ જાય, તો તેને માટે ભગવાનના તરફથી મનાઈ નથી. ભગવાનના તરફથી કોઈ પણ જીવને માટે કિંચિત્‌માત્ર પણ રુકાવટ નથી; કેમકે ભગવાન પ્રાણીમાત્રને માટે સમાન છે. તેઓનો કોઈ પણ પ્રાણીમાં રાગદ્વેષ નથી (ગીતા – ૯/૨૯). દુરાચારીમાં દુરાચારી મનુષ્ય પણ ભગવાનના દ્વેષનો વિષય નથી. બધાં પ્રાણીઓ ઉપર ભગવાનનો પ્રેમ અને કૃપા સમાન જ છે.

વાસ્તવમાં દુરાચારી અધિક દયાને પાત્ર છે. કારણ કે તે પોતાનું જ મહાન અહિત કરી રહ્યો છે, ભગવાનનું કંઈ પણ નથી બગાડી રહ્યો. એટલા માટે કોઈ કારણવશાત્ કોઈ આફત આવી જાય, મોટું ભારે સંકટ આવી જાય અને તેનો કોઈ સહારો ન રહે તો તે ભગવાનને પોકારી ઊઠશે. એવી જ રીતે કોઈ સંતને એણે દુઃખ આપ્યું અને સંતના હૃદયમાં કૃપા આવી જાય તો એ સંતની કૃપાથી તે ભગવાનમાં લાગી જાય અથવા કોઈ એવા સ્થાનમાં ચાલ્યો જાય, જ્યાં સારા-સારા મોટા વિલક્ષણ દયાળુ મહાત્મા રહી ચૂક્યા હોય અને તેમના પ્રભાવથી તેનો ભાવ બદલાઈ જાય અથવા કોઈ કારણવશાત્ તેના કોઈ પુરાણા વિલક્ષણ પુણ્યનો ઉદય થઈ જાય, તો તે અચાનક ચેતી શકે છે અને ભગવાનને શરણે થઈ જાય છે. એવો પાપી પુરુષ જો ભગવાનની ભક્તિમાં લાગી જાય છે તો બહુ દૃઢતાથી લાગી જાય છે. કારણ કે તેનાં અંતરમાં કોઈ સારાઈ નથી હોતી. એટલા માટે તેનામાં સારાપણાનું અભિમાન નથી હોતું.

તાત્પર્ય એ થયું કે સઘળાં પ્રાણીઓમાં ભગવાનની વ્યાપકતા અને કૃપા સમાન છે. સદાચાર અને દુરાચાર તો પ્રાણીઓનાં કરેલાં કાર્યો છે. મૂળમાં તો તે પ્રાણીઓ સદા ભગવાનના શુદ્ધ અંશો છે. કેવળ દુરાચારને કારણે તેઓની ભગવાનમાં રુચિ નથી થતી. જો કોઈ કારણવશાત્ રુચિ થઈ જાય તો ભગવાન તેઓનાં કરેલાં કાર્યો ન જોતાં તેઓનો સ્વીકાર કરી લે છે –

**રહતિ ન પ્રભુ ચિત ચૂક કિએ કી ।**
**કરત સુરતિ સય બાર હિએ કી ॥**

(માનસ. ૧/૨૯/૩)

જેવી રીતે માનું હૃદય પોતાના સંબંધથી બાળકો ઉપર સમાન જ રહે છે. તેઓના સદાચાર-દુરાચારથી તેઓના પ્રત્યે માનો વ્યવહાર તો વિષમ હોય છે, પરંતુ હૃદય વિષમ નથી હોતું – **'કુપુત્રો જાયેત ક્વચિદપિ કુમાતા ન ભવતિ'** મા તો એક જન્મને અને એક શરીરને આપવાવાળી હોય છે; પરંતુ પ્રભુ તો સદા રહેવાવાળી મા છે. પ્રભુનું હૃદય તો પ્રાણીમાત્ર ઉપર સદૈવ દ્રવિત જ રહે છે. પ્રાણી નિમિત્તમાત્ર પણ શરણે થઈ જાય તો પ્રભુ વિશેષ દ્રવિત થઈ જાય છે.

ભગવાન કહે છે –

**જૌં નર હોઇ ચરાચર દ્રોહી । આવૈ સભય સરન તકિ મોહી ।**
**તજિ મદ મોહ કપટ છલ નાના । કરઉઁ સદ્ય તેહિ સાધુ સમાના ॥**

(માનસ. ૫/૪૮/૧-૨)

આનું તાત્પર્ય એ છે કે જે ચરાચર પ્રાણીઓની સાથે દ્વેષ કરવાવાળો છે, તે જો ક્યાંય પણ આશ્રય ન મળવાથી ભયભીત થઈને સર્વથા મારો જ આશ્રય લઈને મારે શરણે થઈ જાય છે તો તેનામાં થવાવાળા મદ, મોહ, કપટ, વિવિધ છળ વગેરે દોષોની તરફ ન જોતાં, કેવળ તેના ભાવ તરફ જોઈને હું તેને બહુ જ જલદી સાધુ બનાવી દઉં છું.

ધર્મનો આશ્રય રહેવાથી ધર્માત્મા પુરુષના અંતરમાં અનન્યભાવ થવામાં કઠિનતા રહે છે, પરંતુ દુરાત્મા પુરુષ જ્યારે કોઈ કારણથી ભગવાનની સન્મુખ થાય છે, ત્યારે તેનામાં કોઈ પ્રકારના શુભ કર્મનો આશ્રય ન હોવાથી કેવળ ભગત્પરાયણતાનું જ બળ રહે છે. આ બળ બહુ જ જલદીથી પવિત્ર કરે છે. કારણ કે આ બળ પોતાનું હોય છે અર્થાત્ કોઈ જાતનો આશ્રય ન રહેવાથી તેનો પોતાનો પોકાર થાય છે. આ પોકારથી ભગવાન બહુ જ જલદીથી પીગળી જાય છે. એવો પોકાર થવામાં પુણ્યાત્મા-પાપાત્મા, વિદ્વાન-મૂર્ખ સુજાતિ-કુજાતિ વગેરેનું હોવું એ કારણ નથી. પરંતુ સંસારના તરફથી સર્વથા નિરાશ થવું એ જ ખાસ કારણ છે. આ નિરાશા દરેક મનુષ્યને થઈ શકે છે.

---

૧. **સંસૃત મૂલ સૂલપ્રદ નાના । સકલ સોક દાયક અભિમાના ॥** (માનસ ૭/૭૪/૩)

બીજી વાત, ભગવાનના કથનનું તાત્પર્ય એ છે કે દુષ્કૃત પુરુષ મારે શરણે નથી થતા; કેમકે તેઓનો સ્વભાવ મારાથી વિપરીત હોય છે. તેઓમાંથી કોઈ મારે શરણે થઈ જાય, તો હું તેની સાથે પ્રેમ કરવા માટે હરઘડી તૈયાર છું. ભગવાનની કૃપાળુતા એટલી વિલક્ષણ છે કે ભગવાન પણ પોતાની કૃપાને પરવશ બનીને જીવનું શીઘ્ર કલ્યાણ કરી દે છે. આથી અહીંના અને ત્યાંના પ્રસંગમાં વિરોધ નથી, પરંતુ તેમાં ભગવાનની કૃપાળુતા જ પ્રગટ થાય છે.

સુકૃત અને દુષ્કૃતનું[1] હોવું એ તેમની ક્રિયાઓ ઉપર નિર્ભર નથી, પરંતુ ભગવાનની સન્મુખ અને વિમુખ થવા ઉપર નિર્ભર છે. જે ભગવાનની સન્મુખ છે, તે સુકૃત છે અને જે ભગવાનથી વિમુખ છે તે દુષ્કૃત છે. ભગવાનની સન્મુખ થવાનું જેવું માહાત્મ્ય સકામભાવપૂર્વક કરવામાં આવેલાં યજ્ઞ, દાન, તપ વગેરે શુભ કર્મોનું પણ નથી. જોકે યજ્ઞ, દાન, તપ વગેરે ક્રિયાઓ પણ પવિત્ર છે, પરંતુ જે પોતાને સર્વથા અયોગ્ય સમજીને અને પોતાનામાં કોઈ જાતની પવિત્રતા ન જોઈને આર્તભાવે ભગવાનની સન્મુખ ગદ્‌ગદ થઈ જાય છે, તેની પવિત્રતા ભગવત્કૃપાથી બહુ જ જલદીથી થાય છે. ભગવત્કૃપાથી થવાવાળી પવિત્રતા અનેક જન્મોમાં કરેલાં શુભ કર્મોની અપેક્ષાએ બહુ જ વિલક્ષણ હોય છે. એ જ રીતે શુભ કર્મ કરવાવાળા સુકૃતજનો પણ શુભ કર્મોનો આશ્રય છોડીને ભગવાનને પોકારી ઊઠે, તો તેઓનો પણ શુભ કર્મોનો આશ્રય ન રહેતાં એક ભગવાનનો આશ્રય બની જાય છે. કેવળ ભગવાનનો જ આશ્રય હોવાને કારણે તેઓ ભગવાનના પ્રિય ભક્તો થઈ જાય છે.

એક કૃતિ (કાર્ય) હોય છે અને એક ભાવ હોય છે. કાર્યમાં બહારની ક્રિયા હોય છે અને ભાવ હૈયામાં હોય છે. ભાવની પાછળ ઉદ્દેશ્ય હોય છે અને ઉદ્દેશ્યની પાછળ ભગવાન તરફ અનન્યતા હોય છે. એ અનન્યતા કૃતિઓ અને ભાવોથી બહુ જ વિલક્ષણ હોય છે; કેમકે તે પોતાની હોય છે. એ અનન્યતાની સામે કોઈ દુરાચાર ટકી જ નથી શકતો. એ અનન્યતા દુરાચારીમાં દુરાચારી પુરુષને પણ બહુ જ જલદીથી પવિત્ર કરી દે છે. વાસ્તવમાં આ જીવ પરમાત્માનો અંશ હોવાથી પવિત્ર તો છે જ. કેવળ દુર્ભાવો અને દુરાચારોને કારણે જ એમાં અપવિત્રતા આવે છે.

**પરિશિષ્ટ ભાવ :** જે મનુષ્ય ભગવાનનો આશ્રય નથી લેતા, તે આસુરી, રાક્ષસી અને મોહિની પ્રકૃતિનો આશ્રય લેવાવાળા હોય છે. (ગીતા – ૯/૧૨). તેમની દૃષ્ટિ સંસાર- (પદાર્થ અને ક્રિયા)ને છોડીને બીજી તરફ જતી જ નથી. તેમની દૃષ્ટિમાં ભગવાનની સત્તા જ હોતી નથી, પછી ભગવાનને શરણે જવાનો પ્રશ્ન જ રહેતો નથી ! ભોગ ભોગવવા અને સંગ્રહ કરવો એ જ તેમનું અંતિમ લક્ષ્ય હોય છે – **'કામોપભોગપરમા એતાવદિતિ નિશ્ચિતાઃ'** (ગીતા – ૧૬/૧૧). તેમનું જ્ઞાન માયા દ્વારા હરી લેવાયું હોઈ માયાને આધીન હોય છે. માયાને આધીન હોવાથી તે માયાને તરી જ શકતા નથી.

**'માયયાપહૃતજ્ઞાનાઃ'** પદનું તાત્પર્ય એ છે કે માયાને કારણે તે મનુષ્યોની વિવેકશક્તિ ધિક્કારને પાત્ર બની ગઈ છે. તે મનુષ્યો માયામાં જ રચ્યા-પચ્યા રહે છે અર્થાત્ ભોગ ભોગવવા અને સંગ્રહ કરવા, શરીરને શણગારવું, મકાનની સજાવટ કરવી વગેરેમાં જ મંડ્યા રહે છે. તેઓ શરીરને સુખ-આરામ આપનારી વસ્તુઓનો જ નવો-નવો આવિષ્કાર કરતા રહે છે અને તેને જ વિશેષ મહત્ત્વ આપે છે. આવા અનિત્ય, પરિવર્તનશીલ પદાર્થોને જ ઓળખવાવાળા લોકો નિત્ય, અપરિવર્તનશીલ તત્ત્વને કઈ રીતે જાણે ? કેમકે તે બાજુ તેમની દૃષ્ટિ જતી જ નથી, જઈ શકતી જ નથી ?



*સંબંધ – પૂર્વશ્લોકમાં ભગવાને કહ્યું કે દુષ્કૃત પુરુષો મારે શરણ નથી થતા. તો પછી શરણે કોણ થાય છે? એને આગળના શ્લોકમાં બતાવે છે.*

---

૧. અહીં (અ. ૭/૧૫)માં **'દુષ્કૃતિનઃ'** કહીને બહુવચન આપવામાં આવ્યું છે અને ત્યાં (અ. ૯/૩૦માં) **'સુદુરાચારઃ'** કહીને એકવચન આપ્યું છે. એનું તાત્પર્ય એ છે કે બહુવચન આપવું એ સામાન્ય શાસ્ત્ર (સામાન્ય વાત) છે અને એકવચન આપવું એ વિશેષ શાસ્ત્ર (વિશેષ વાત) છે. જ્યાં સામાન્ય અને વિશેષ શાસ્ત્રની તુલના થાય છે, ત્યાં સામાન્ય શાસ્ત્ર કરતાં વિશેષ શાસ્ત્ર બળવાન બની જાય છે – **'સામાન્યશાસ્ત્રો ન્યૂનં વિશેષો બલવાન્ ભવેત્'** એટલા માટે એકવચન બળવાન છે.

બીજી વાત, જેને અવકાશ નથી મળતો, તે વિધિ બળવાન હોય છે – **'નિરવકાશો વિધિરપવાદઃ'**. એનો આશય એ થયો કે દુષ્કૃતજનો ભગવાનને શરણ નથી થતા – એ તેમનો સામાન્ય સ્વભાવ બતાવ્યો; પરંતુ તેઓમાંથી કોઈ એક વિશેષ કારણથી ભગવાનને શરણે થઈ જાય તો ભગવાનના તરફથી કૃપાનો દરવાજો ખુલ્લો છે –

**સનમુખ હોઈ જીવ મોહિ જબહીં । જન્મ કોટિ અઘ નાસહિં તબહીં ॥** (માનસ. ૫/૪૪/૧)

**ચતુર્વિધા ભજન્તે માં જનાઃ સુકૃતિનોઽર્જુન ।**
**આર્તો જિજ્ઞાસુરર્થાર્થી જ્ઞાની ચ ભરતર્ષભ ॥ ૧૬ ॥**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **ભરતર્ષભ,** | = હે ભરતશ્રેષ્ઠ | **જિજ્ઞાસુઃ** | = જિજ્ઞાસુ | **જનાઃ** | = મનુષ્યો |
| **અર્જુન** | અર્જુન! | **ચ** | = અને | **મામ્** | = મને |
| **સુકૃતિનઃ** | = ઉત્તમ કર્મ કરનાર | **જ્ઞાની** | = જ્ઞાની અર્થાત્ પ્રેમી (આ) | **ભજન્તે** | = ભજે છે અર્થાત્ મારે શરણે આવે છે. |
| **અર્થાર્થી** | = અર્થાર્થી, | | | | |
| **આર્તઃ** | = આર્ત, | **ચતુર્વિધાઃ** | = ચાર પ્રકારના | | |

*ટીકા* – **'ચતુર્વિધા ભજન્તે માં જનાઃ સુકૃતિનોઽર્જુન'** સુકૃત પવિત્રાત્મા મનુષ્ય અર્થાત્ ભગવત્સંબંધી કાર્ય કરવાવાળા મનુષ્યો ચાર પ્રકારના હોય છે. એ ચારેય પ્રકારના મનુષ્યો મારી ભક્તિ કરે છે અર્થાત્ મારે શરણે થાય છે.

પૂર્વશ્લોકમાં **'દુષ્કૃતિનઃ'** પદથી ભગવાનની ભક્તિ ન કરનારા મનુષ્યોની વાત આવી હતી. હવે અહીં **'સુકૃતિનઃ'** પદથી ભગવાનને પ્રિય એવું કાર્ય કરનારા મનુષ્યોની વાત કહે છે. એ સુકૃત મનુષ્યો શાસ્ત્રોક્ત સકામ પુણ્યકર્મ કરવાવાળા નથી, પરંતુ ભગવાન સાથે પોતાનો સંબંધ જોડીને ભગવત્સંબંધી નિષ્કામ કર્મ કરવાવાળા છે. સુકૃત મનુષ્યો બે પ્રકારના હોય છે – એક તો યજ્ઞ, દાન, તપ વગેરે અને વર્ણાશ્રમ પ્રમાણે શાસ્ત્રોક્ત કર્મો ભગવાનને માટે કરે છે અથવા તેમનાં કર્મો ભગવાનને અર્પણ કરે છે અને બીજા ભક્તો ભગવન્નામનો જપ તથા કીર્તન કરવું, ભગવાનની લીલા સાંભળવી તથા કહેવી વગેરે કેવળ ભગવત્સંબંધી કર્મો કરે છે.

જેમની ભગવાનમાં રુચિ થઈ ગઈ છે, તેઓ જ ભાગ્યશાળી છે, તેઓ જ શ્રેષ્ઠ છે અને તેઓ જ સુકૃત મનુષ્યો કહેવડાવવાને યોગ્ય છે. તેમની આવી રુચિ ચાહે કોઈ પૂર્વ પુણ્યથી થઈ ગઈ હોય, ચાહે સંકટને સમયે પોતાના કહેવાતા સંબંધીઓનો સહારો છૂટી જવાથી થઈ હોય, ચાહે કોઈ વિશ્વસનીય મનુષ્ય દ્વારા કરવામાં આવેલા વિશ્વાસઘાતને કારણે થઈ ગઈ હોય, ચાહે સત્સંગ, સ્વાધ્યાય અથવા શુભ વિચાર વગેરેથી થઈ ગઈ હોય, કોઈ પણ કારણથી ભગવાનમાં રુચિ થઈ હોય તે બધા જ સુકૃત મનુષ્યો છે.

જ્યારે ભગવાન તરફ રુચિ થાય, તે જ પવિત્ર દિવસ છે, તે જ નિર્મળ સમય છે અને તે જ સુસંપત્તિ છે. જ્યારે ભગવાનની તરફ રુચિ નથી થતી, તે જ અનિષ્ટ દિવસ છે અને તે જ વિપત્તિ છે –

**કહ હનુમંત બિપતિ પ્રભુ સોઈ । જબ તવ સુમિરન ભજન ન હોઈ ॥**
(માનસ. ૫/૩૨/૨)

ભગવાને કૃપા કરીને ભગવત્પ્રાપ્તિરૂપી જે ઉદ્દેશ્યને લીધે જેમને માનવશરીર આપ્યું છે, તે જ સાચા અર્થમાં **'જના'**: (મનુષ્ય) કહેવાય છે. ભગવાનનો સંકલ્પ મનુષ્યમાત્રના ઉદ્ધાર માટે થયો છે; આથી મનુષ્યમાત્ર ભગવાનની પ્રાપ્તિનો અધિકારી છે. તાત્પર્ય એ છે કે એ સંકલ્પમાં ભગવાને મનુષ્યને પોતાના ઉદ્ધારની સ્વતંત્રતા આપી છે કે જે અન્ય પ્રાણીઓને નથી મળતી; કેમકે તે ભોગયોનિઓ છે અને આ માનવશરીર કર્મયોનિ છે. વાસ્તવમાં કેવળ ભગવત્પ્રાપ્તિને માટે જ હોવાને કારણે માનવશરીરને સાધનયોનિ પણ માનવું જોઈએ. એટલા માટે એ સ્વતંત્રતાનો સદુપયોગ કરીને મનુષ્ય શાસ્ત્રનિષિદ્ધ કર્મોને છોડીને જો ભગવત્પ્રાપ્તિને માટે જ પ્રયત્ન કરે તો તેને ભગવત્કૃપાથી અનાયાસે જ ભગત્પ્રાપ્તિ થઈ શકે છે. પરંતુ જે મળેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને વિપરીત માર્ગ ઉપર ચાલે છે, તેઓ અનેક નરકો અને ચોરાસી લાખ યોનિઓમાં જાય છે. આ રીતે સહુનો ઉદ્ધાર કરવાના આશયથી ભગવાને કૃપા કરીને જે માનવશરીર આપ્યું છે, તે શરીરને પ્રાપ્ત કરીને ભગવાનનું ભજન કરવાવાળા સુકૃત મનુષ્યો જ **'જનાઃ'** અર્થાત્ મનુષ્ય કહેવડાવવાને યોગ્ય છે.

**'આર્તો જિજ્ઞાસુરર્થાર્થી જ્ઞાની ચ ભરતર્ષભ'** – અર્થાર્થી, આર્ત, જિજ્ઞાસુ અને જ્ઞાની અર્થાત્ પ્રેમી – આ ચાર પ્રકારના ભક્તો ભગવાનનું ભજન કરે છે અર્થાત્ ભગવાનને શરણે થાય છે.

**(૧) અર્થાર્થી ભક્ત** – જેમની પોતાની ન્યાયયુક્ત સુખ-સુવિધાની ઇચ્છા હોય છે અર્થાત્ ધનસંપત્તિ, વૈભવ વગેરેની ઇચ્છા હોય છે; પરંતુ તેને તેઓ કેવળ ભગવાન પાસેથી જ ઇચ્છે છે, સંસાર પાસેથી નહિ, એવા ભક્તો અર્થાર્થી ભક્તો કહેવાય છે.

ચાર પ્રકારના ભક્તોમાં અર્થાર્થી આરંભિક ભક્ત હોય છે. પૂર્વના સંસ્કારોથી તેની ધનની ઇચ્છા રહે છે અને તે ધનને માટે ચેષ્ટા પણ કરે છે, પરંતુ તે સમજે છે કે ભગવાનના જેવો ધનની ઇચ્છા પૂરી કરવાવાળો બીજો ત્રિલોકમાં કોઈ નથી. એવું સમજીને તે ધનપ્રાપ્તિને માટે તત્પરતાપૂર્વક ભગવન્નામનાં જપકીર્તન, ભગવત્સ્વરૂપનું

ધ્યાન વગેરે કરે છે. ધન પ્રાપ્ત કરવા માટે તેનો ભગવાન ઉપર જ વિશ્વાસ અને નિષ્ઠા હોય છે.

જેમની ધનની ઇચ્છા તો છે, પરંતુ તેની પ્રાપ્તિને માટે તે સાંસારિક ઉપાયોનો સહારો લે છે અને ક્યારેક ધનને માટે ભગવાનને પણ યાદ કરી લે છે, તે કેવળ અર્થાર્થી અર્થાત્ અર્થનો ભક્ત છે, ભગવાનનો ભક્ત નથી. કારણ કે તેનામાં ધનની ઇચ્છા જ મુખ્ય છે. પરંતુ જેનામાં ભગવાનના સંબંધનું પ્રાધાન્ય છે, તે ક્રમશઃ ભગવાનની તરફ જ આગળ વધતો જાય છે. ભગવાનમય રહેવાથી તેની ધનની ઇચ્છા બહુ જ ઓછી થઈ જાય છે અને સમય આવ્યે ક્ષીણ પણ થઈ જાય છે. આ જ ભગવાનનો અર્થાર્થી ભક્ત છે. આવા ભક્તોમાં મુખ્યત્વે ધ્રુવજીનું નામ પ્રસિદ્ધ છે.

એક દિવસે બાળક ધ્રુવના મનમાં રાજાની ગોદમાં બેસવાની ઇચ્છા થઈ, પરંતુ સાવકી માએ તેમને બેસવા નહિ દીધા. તેણે ધ્રુવને કહ્યું કે 'તેં ભક્તિ નથી કરી, તું અભાગિયો છે અને અભાગણીને ત્યાં જ તેં જન્મ લીધો છે; આથી તું રાજાની ગોદમાં બેસવાનો અધિકારી નથી.' ધ્રુવે સાવકી માએ કહેલી બધી વાતો પોતાની માને કહી. માએ કહ્યું કે 'બેટા! તારી સાવકી માએ બરાબર જ કહ્યું છે; કેમકે ભગવાનની ભક્તિ તેં પણ નથી કરી અને મેં પણ કરી નથી.' ત્યારે ધ્રુવે માને કહ્યું કે 'મા! હવે તો હું ભક્તિ કરીશ.' એવું કહીને તેઓ ભગવદ્ભક્તિ કરવા માટે ઘેરથી નીકળી ગયા અને માએ પણ ભારે હિંમત કરીને ધ્રુવને જંગલમાં જવા માટે આજ્ઞા આપી દીધી. રસ્તામાં જતાં નારદજી મહારાજ મળી ગયા. નારદજીએ ધ્રુવને કહ્યું કે 'અરે ભોળા બાળક! તું એકલો ક્યાં જઈ રહ્યો છે? ભગવાન કંઈ આમ જલદીથી થોડા જ મળે છે? તું જંગલમાં ક્યાં રહેશે? ત્યાં મોટાં મોટાં ભયંકર જંગલી જાનવરો છે. તે તને ખાઈ જશે. ત્યાં તારી મા થોડી જ બેઠી છે! તું મારી સાથે ચાલ. રાજા (તારા પિતા) મારી વાત માને છે. હું તારો અને તારી માનો પ્રબંધ કરાવી દઈશ.' નારદજીની વાતો સાંભળીને ધ્રુવની ભગવદ્ભક્તિમાં વધારે દૃઢતા થઈ ગઈ, તેમને થયું જુઓ, ભગવાનની ભક્તિનો વિચારમાત્ર કરવાથી નારદજી પણ આટલી વાત કહે છે અને તેઓ મને ઘેર લઈ જવાનું પણ કહે છે, પરંતુ મારી સાવકી માએ મને મારા પિતાશ્રીની ગોદમાં બેસતા અટકાવ્યો, ત્યારે તેઓ ક્યાં ગયા હતા? ધ્રુવે નારદજીને કહ્યું કે 'મહારાજ! હું તો હવે ભગવાનની ભક્તિ જ કરીશ.' ધ્રુવજીનો એવો દૃઢ નિશ્ચય જોઈને નારદજીએ તેમને દ્વાદશાક્ષર મંત્ર (**ૐ નમો ભગવતે વાસુદેવાય**) આપ્યો અને ચતુર્ભુજ ભગવાન વિષ્ણુનું ધ્યાન શીખવાડી મધુવનમાં જઈને ભક્તિ કરવાની આજ્ઞા આપી.

ધ્રુવજીએ મધુવનમાં જઈને એવી નિષ્ઠાથી ભક્તિ કરી કે તેમની નિષ્ઠાને જોઈને છ મહિનાની અવધિની અંદર જ ભગવાન સ્વંય ધ્રુવની સામે પ્રગટ થઈ ગયા. ભગવાને ધ્રુવજીને રાજગાદીનું વરદાન આપ્યું, પરંતુ એ વરદાનથી ધ્રુવજી વિશેષ રાજી ન થયા. ભક્તિથી તેમનું અંતઃકરણ શુદ્ધ થઈ જવાથી તેમને ધન (રાજ્ય)ને માટે ભગવાનની ભક્તિ કરી. તેથી ભારે ગ્લાનિ થઈ અને મનમાં કહેવા લાગ્યા – 'મેં મોટી ભૂલ કરી!'

તાત્પર્ય એ થયું કે ધ્રુવજીને તો પહેલાં રાજાની ગોદમાં બેસવાની ઇચ્છા થઈ. પરંતુ તેમણે એ ઇચ્છાની પૂર્તિનો મુખ્ય ઉપાય ભગવાનની ભક્તિ જ માન્યો. ભક્તિ કરવાથી તેમને રાજ્ય મળી ગયું પરંતુ રાજ્યની ઇચ્છા દૂર થઈ ગઈ. આ રીતે અર્થાર્થી ભક્તને કેવળ ભગવાન જ જોઈએ છે.

આજકાલ જેઓ ધનપ્રાપ્તિ માટે જૂઠ, કપટ, બેઈમાની વગેરે કરે છે, તેઓ પણ ધનને માટે વારંવાર ભગવાનને પોકારે છે. તેઓ અર્થાર્થી તો છે, પરંતુ ભગવાનના ભક્ત નથી. તેઓ તો જૂઠ, કપટ, બેઈમાની વગેરેના ભક્ત છે; કેમકે તેઓનું પાપ વિના, જૂઠ-કપટ વિના કામ નથી ચાલતું – આ રીતે તેમને જૂઠ-કપટ વગેરે ઉપર જેટલો વિશ્વાસ છે, એટલો વિશ્વાસ ભગવાન ઉપર નથી.

જેઓ કેવળ ભગવાનને જ પરાયણ છે અને જેઓ ભગવાનની સાથે આત્મીયતા રાખીને ભગવાનનું જ ભજન કરે છે; પરંતુ ક્યારેક-ક્યારેક પૂર્વસંસ્કારોથી અથવા કોઈ કારણથી જેઓનામાં પોતાના શરીર વગેરેને માટે અનુકૂળ પરિસ્થિતિની ઇચ્છા થઈ જાય છે, તેઓ પણ અર્થાર્થી ભક્ત કહેવાય છે. એમની અનુકૂળતાની ઇચ્છા જ અર્થાર્થીપણું છે.

(૨) **આર્તભક્ત** – પ્રાણસંકટ આવતાં, આફત આવતાં, મનને પ્રતિકૂળ ઘટના ઉપસ્થિત થતાં જેઓ દુઃખી થઈને પોતાનું દુઃખ દૂર કરવા માટે ભગવાનને પોકારે છે અને દુઃખને દૂર કરવાનું કેવળ ભગવાન દ્વારા જ ચાહે છે તથા બીજા કોઈ ઉપાયનો આશરો નથી લેતા, તેઓ આર્ત ભક્ત કહેવાય છે. આર્ત ભક્તોમાં ઉત્તરાનું દૃષ્ટાંત લેવું એ યોગ્ય જણાય છે.[1] કારણ કે જ્યારે તેના ઉપર આફત આવી, ત્યારે

---

૧. આર્ત ભક્તોમાં દ્રૌપદી અને ગજેન્દ્રનું દૃષ્ટાંત યોગ્ય નથી જણાતું; કેમકે તેમણે પોતાની રક્ષા માટે અન્ય ઉપાયોનો સહારો પણ લીધો હતો, કેવળ ભગવાનનો જ નહિ. જ્યાં સુધી પોતાનું દુઃખ દૂર કરવા માટે અન્ય ઉપાયોનો સહારો રહે છે, અન્ય ઉપાયો તરફ વૃત્તિ રહે છે, ત્યાં સુધી તેઓ અનન્ય ભક્ત નથી અને ત્યાં સુધી તેમના ઉપર કષ્ટ આવે છે. જ્યારે એ અન્ય તરફની વૃત્તિ